જગતના

# ઇતિહાસનું રેખાદર્શન

ખંડ બીજો

જવાહરલાલ નેહરુ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

પં૦ જવાહરલાલ નેહરુ લિખિત

# જગતના ઇતિહાસનું રેખાદર્શન

જેલમાંથી પોતાની પુત્રીને લખેલા વધુ પત્રો જેમાં તરુણોને
માટે ઇતિહાસનું રસાળ બયાન આવે છે.

ખંડ બીજો

અનુવાદક
મણિભાઈ ભ૦ દેસાઈ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

## પ્રકાશકનું નિવેદન

પં૦ જવાહરલાલજીના જગતના ઇતિહાસનો આ બીજો ખંડ ધાર્યા પ્રમાણે પૂરો કરીને વાચકોને પહોંચાડી શકાય છે, તેથી આનંદ અને કૃતાર્થતા અનુભવીએ છીએ. પહેલા ભાગમાં જણાવ્યું હતું તેમ, આ દળદાર ગ્રંથનું છાપકામ ૧૯૪૨માં ચાલુ કર્યું હતું. એટલે કે, ૧૯૩૦–૨ની લડત વખતે લખાયેલા આ પુસ્તકને આપણે દસે વરસે જ્યારે એ લડતમાં નવો યુગ શરૂ થયો છે, ત્યારે બહાર પાડીએ છીએ. એમાં એક પ્રકારની શિથિલતા રહેલી છે, તો બીજી બાજુએથી જોતાં અમુક કારણ પણ બતાવી શકાય છે.

આ પુસ્તક પંડિતજીએ જેલની 'નવરાશ અને તટસ્થવૃત્તિ'માં લખ્યું. કદાચ એ જ એને માટે યોગ્ય વાતાવરણ હતું. ત્યાં જ જોઈતી નવરાશ મળી રહે એ તો ઉઘાડું છે.

આ ગુજરાતી અનુવાદ જોડે પણ જેલની સંધિ થયેલી છે. ૧૯૪૨માં જ્યારે એનું છાપકામ શરૂ કર્યું ત્યારે શરૂનો થોડોક ભાગ જ તૈયાર હતો. પછી જેલયાત્રા શરૂ થઈ. અનુવાદકને એ સમય રૂડો ખપ લાગી ગયો. થોડાક મહિનાની અંદર તેમણે બાકીનું — લગભગ પોણા ઉપરનું કહીએ તોય ચાલે — કામ જેલની નિરાંત અને નવરાશમાં પતાવ્યું. આથી જ આ પુસ્તક આટલું જલદીથી આપી શકાયું એમ કહેવાય. જેલ આપણા સમગ્ર રાષ્ટ્રીય જીવનમાં એક જરૂરી ભાગ બની ગઈ લાગે છે! આ પુસ્તકને માટે તેની સંધિ એક ઉચિત સંસ્મરણ કહેવાય.

આ ગ્રંથમાં જગતનો ઇતિહાસ પંડિતજી લગભગ ૧૯૩૮ સુધી આલેખે છે. ત્યાર બાદ તો આપણા દેશ માટે જ નહિ, આખા જગત ને માનવજાતને માટે એક ભારે મંથન-કાળ ને મારામારી આવી લાગ્યાં છે, ને હજી એ પૂરાં થયાં નથી. એ વર્ષોનો જ ઇતિહાસ એક મોટા ગ્રંથ જેટલી જગા માગી લે એવો મહાન છે. એવા કાળે 'જગતના ઇતિહાસકાર' જેલમાં હોય એ પણ એ જ મહાન ઘટનાની જ એક કથા છે. આ જેલમાં તેમણે આ વર્ષોનાં પ્રકરણો લખ્યાં હશે? એને માટે ઢગબંધ નોંધો અને બળબળતા વિચારો તો જરૂર એકઠાં થયેલાં જ. એ બધું આ પુસ્તક જોડે આવી ન શકે; આ પુસ્તકનો સંકલ્પ તો આ ભાગ છાપવાની સાથે પૂરો થાય છે.

એક રીતે જોતાં આ બે ભાગમાં બહાર પાડેલા ગ્રંથને યુદ્ધ-આવૃત્તિ ગણવી જોઈએ. આવા પુસ્તકને જરૂરી નકશા અને કીમતી ચિત્રોથી શણગારવું ઘટે. ( નકશા તો ' શણગાર ' નહિ પણ જરૂરી વસ્તુ છે. ) પરંતુ અમુક સમયમાં તે છાપી જ કાઢવું જોઈએ; અને કિંમતેય પરવડવી જોઈએ, એ પણ ધ્યાનમાં રાખવાનું હતું, એટલે ધાર્યા છતાં તેમાંનું કાંઈ કરી ન શકાયું. અને કાગળ તો યુદ્ધકાળને ઉઘાડો પાડી જ દે છે. આ બધું કામ તો હવે ગ્રંથની બીજી આવૃત્તિ વખતે, નિરાંતનો કાળ હશે તો, ત્યારે થઈ શકશે. દરમિયાન વાચકોને આ પ્રેરક ગ્રંથ પહોંચતો કરી દઈ ધન્યતા અનુભવીએ છીએ. એનાં પાનાંમાં પંડિતજીનો માનવતાનો પ્રેમ અને આઝાદીની તમન્ના જ્યાં ત્યાં તરવરતી જોવા મળશે. એની જરૂર આજે આખા જગતને છે; આપણને તો છે જ. આ ગ્રંથ એ પ્રેરવામાં સાધન બનો.

આખા ગ્રંથની સૂચિ આ ભાગને અંતે આપી છે. તે ઉપયોગી નીવડશે એવી આશા છે.

પહેલા ખંડનાં કાવ્યોનો અનુવાદ શ્રી. સુંદરમે અને બીજા ભાગનાં કાવ્યોનો અનુવાદ શ્રી. ઉમાશંકર જોષીએ કરી આપ્યો છે તે માટે તેમનો આભાર માનીએ છીએ.

તા. ૧૪–૯–'૪૫

તા. ક. આ છપાય છે ત્યાં ખબર મળે છે કે કાર્યવાહક સમિતિના સભ્યોને છેવટે સરકારે છોડયા છે. એટલે પંડિતજી આ ભાગ પ્રસિદ્ધ થતાં બહાર આવી ગયા છે.

# અનુક્રમણિકા

# જગતના ઈતિહાસનું રેખાદર્શન

## ખંડ બીજો

## ૧૦૬. દુનિયાનું અવલોકન

૧૯ નવેમ્બર, ૧૯૩૨

જેના ઉપર નેપોલિયને લાંબા સમય સુધી પ્રભુત્વ ભોગવ્યું હતું તે જગતના રંગમંચ ઉપરથી તે આ રીતે જતો રહ્યો. એ પછી ૧૦૦ વરસો વીતી ગયાં છે અને જૂની કેટલીયે ચર્ચાઓ તથા વાદવિવાદની આંધી શમી ગઈ છે. પરંતુ હું તને કહી ગયો છું તેમ લોકો હજી તેને વિષે ભિન્ન ભિન્ન અને એક બીજાથી ઊલટાસૂલટી અભિપ્રાયો ધરાવે છે. જો નેપોલિયન બીજા કોઈ વધારે શાંતિના સમયમાં જન્મ્યો હોત તો તે અદ્વિતીય સેનાપતિ થાત અને એથી વિશેષ કશી સિદ્ધિ ન મેળવત તથા તેના તરફ જગતનું ઝાઝું લક્ષ પણ ન ખેંચાત. પરંતુ ક્રાંતિ અને પરિવર્તનોએ તેને આગળ વધવાની તક આપી અને તેણે તે ઝડપી લીધી. તેના પતન અને યુરોપના રાજકારણમાંથી તેના દૂર થવાથી યુરોપના લોકોએ ભારે નિરાંત અનુભવી હશે કેમકે તેઓ વિગ્રહોથી થાકીને લોથપોથ થઈ ગયા હતા. એક આખી પેઢીએ સુલેહશાંતિ અનુભવી નહોતી અને તે તેને માટે ઝંખી રહી હતી. નેપોલિયનના નામમાત્રથી જેઓ વરસો સુધી કમ્પતા રહ્યા હતા તે યુરોપના રાજારજવાડાએ સૌથી વિશેષ નિરાંત અનુભવી.

ફ્રાંસ તેમ જ યુરોપમાં આપણે લાંબો કાળ ગાળ્યો અને હવે તો આપણે ૧૯મી સદીમાં ઘણાં આગળ વધી ગયાં છીએ. હવે આપણે દુનિયા ઉપર નજર કરીએ અને નેપોલિયન પડ્યો તે સમયે તે કેવી હતી તે જોઈએ.

તને યાદ હશે કે યુરોપમાં રાજાઓ તેમ જ તેમના પ્રધાનો વિયેનાની પરિષદમાં એકઠા મળ્યા હતા. નેપોલિયનનો હાઉ જતો રહ્યો હતો એટલે હવે તેઓ કરોડો માનવીનું ભાવી ઘડવાની તેમની પુરાણી રમત પોતાની મરજીમાં આવે તેમ રમી શકે એમ હતું. લોકોને શું જોઈતું હતું અથવા તો કુદરતી રીતે કે ભાષાની દૃષ્ટિએ દેશની કઈ સરહદ હતી એને વિષે તેમને કશી લેવાદેવા નહોતી. એ પરિષદમાં રશિયાનો ઝાર, ઇંગ્લંડ (તેનો પ્રતિનિધિ કેસલરે હતો), ઑસ્ટ્રિયા (તેનો પ્રતિનિધિ મેટર્નિક હતો) અને પ્રશિયા વગેરે પ્રધાન સત્તાઓ હતી; એમાં એક વખતનો નેપોલિયનનો પ્રધાન કુશળ, ચાલાક અને પરિષદનો

પ્રીતિપાત્ર બનેલો તાલેરાં પણ હતો. હવે તે ફ્રાંસના બુર્બોન રાજાનો પ્રધાન બન્યો હતો. આ લોકોએ, મિજબાનીઓ અને નાચરંગમાંથી જે ફુરસદ મળતી તે ગાળામાં, નેપોલિયને જેમાં ભારે ફેરફારો કર્યા હતા તે યુરોપના નકશાની પુનર્ઘટના કરી.

બુર્બોન વંશના ૧૮મા લુઈને ફ્રાંસ ઉપર ફરી પાછો લાદવામાં આવ્યો. સ્પેનમાં ઇન્ક્વિઝિશનની ફરીથી સ્થાપના કરવામાં આવી. વિયેનાની પરિષદમાં એકઠા મળેલા રાજાઓને પ્રજાસત્તાક રાજ્યની બીક હતી એટલે તેમણે હોલેંડના ડચ પ્રજાસત્તાકની ફરીથી સ્થાપના ન કરી. હોલેંડ અને બેલ્જિયમને એકઠાં કરીને તેમણે નેધરલૅન્ડ્ઝનું એક રાજ્ય બનાવી દીધું. પોલેંડ અલગ દેશ તરીકે ફરી પાછો અદૃશ્ય થઈ ગયો. પ્રશિયા, ઑસ્ટ્રિયા અને રશિયા મળીને તેને ઓહિયાં કરી ગયા. એમાં રશિયાએ સૌથી મોટો કોળિયો પડાવ્યો. વેનિસ તથા ઉત્તર ઇટાલી ઑસ્ટ્રિયાને ભાગ ગયાં. ઇટાલીનો થોડો ભાગ તથા સ્વિટ્ઝરલૅન્ડ અને રિવીએરા વચ્ચેનો થોડો ભાગ મળીને સાર્ડીનિયાનું રાજ્ય બન્યું. મધ્ય યુરોપમાં વિચિત્ર પ્રકારનું અને શિથિલ જર્મન સમવાયતંત્ર બન્યું પરંતુ ઑસ્ટ્રિયા અને પ્રશિયા એનાં પ્રધાન રાજ્યો બની રહ્યાં. આ ઉપરાંત બીજા ઘણા ફેરફારો કરવામાં આવ્યા. વિયેના પરિષદના સુજ્ઞ પુરુષોએ આવી વ્યવસ્થા નિર્માણ કરી. તેમણે લોકોને તેમની મરજી વિરુદ્ધ અહીં તહીં ધકેલ્યા, તેમની પોતાની નહોતી એવી પરાઈ ભાષા બોલવાની તેમને ફરજ પાડી અને સામાન્ય રીતે ભાવી યુદ્ધ અને આપત્તિનાં બીજ વાવ્યાં.

રાજાઓને બિલકુલ સલામત બનાવી દેવા એ ૧૮૧૪–૧૫ની વિયેનાની પરિષદનો ખાસ હેતુ હતો. ફ્રાંસની ક્રાંતિએ તેમની હસ્તી જોખમમાં મૂકી હતી અને બેવકૂફીપૂર્વક તેમણે એમ માની લીધું કે ક્રાંતિના નવા વિચારો ફેલાતા તેઓ રોકી શકે છે. રશિયાના ઝાર, ઑસ્ટ્રિયાના સમ્રાટ તથા પ્રશિયાના રાજાએ તો પોતાની તેમ જ બીજા રાજાઓની રક્ષાને અર્થે આગળ વધીને પોતાનો સંઘ સ્થાપ્યો. એ સંઘ 'હોલી ઍલાયન્સ' (પવિત્ર સંઘ)ને નામે ઓળખાય છે. આપણે ૧૪મા તથા ૧૫મા લુઈના જમાનામાં પાછાં ગયાં હોઈએ એવું હવે લાગે છે. આખા યુરોપ તેમ જ ઇંગ્લંડમાં પણ બધા ઉદાર વિચારોનું દમન શરૂ થયું. ફ્રાંસની ક્રાંતિની યાતનાઓ એળે ગઈ એ જોઈને યુરોપના પ્રગતિ ચાહનારા લોકોએ કેવી કડવી નિરાશા અનુભવી હશે !

પૂર્વ યુરોપમાં તુર્કી અત્યંત નબળું પડી ગયું હતું. ધીમે ધીમે તે ક્ષીણ થવા લાગ્યું હતું. મિસર તુર્ક સામ્રાજ્યમાં ગણાતું હતું, પરંતુ તે તેનાથી લગભગ સ્વતંત્ર થઈ ગયું હતું. ૧૮૨૧ની સાલમાં ગ્રીસે તુર્કીના આધિપત્યની સામે બળવો કર્યો અને ઇંગ્લંડ, ફ્રાંસ તથા રશિયાની મદદથી આઠ વરસના વિગ્રહ પછી તે સ્વતંત્ર થયું. આ વિગ્રહમાં અંગ્રેજ કવિ બાયરન મરણ પામ્યો

હતો. તે ગ્રીસના સ્વાતંત્ર્ય યુદ્ધમાં એક સ્વયંસેવક સિપાઈ તરીકે જોડાયો હતો. ગ્રીસ વિષે તેણે અત્યંત સુંદર કવિતાઓ લખી છે. એમાંની કેટલીકનો કદાચ તને પરિચય હશે.

૧૮૩૦ની સાલમાં યુરોપમાં થયેલા બીજા બે રાજકીય ફેરફારોનો પણ હું અહીં ઉલ્લેખ કરી દઉં. ફ્રાંસ બુર્બોન રાજકર્તાઓના જુલમ અને દમનથી થાકી ગયું. તેણે ફરીથી તેમને હાંકી કાઢ્યા. પરંતુ પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા સ્થાપવાને બદલે બીજા એક રાજાને ત્યાં પસંદ કરવામાં આવ્યો. એ લુઈ ફીલીપ હતો. તે થોડે ઘણે અંશે બંધારણીય રાજા હતો અને કંઈક સારી રીતે વર્ત્યો. બીજો વધારે મોટો ઉત્પાત ફાટી નીકળ્યો ત્યાં સુધી એટલે કે ૧૮૪૮ની સાલ સુધી તેણે રાજ કર્યું. ૧૮૩૦ની સાલમાં બેલ્જિયમમાં પણ બળવો થયો હતો. એને પરિણામે હોલેંડ અને બેલ્જિયમ જુદાં પડ્યાં. યુરોપનાં મોટાં રાજ્યોને પ્રજાસત્તાક રાજ્યવ્યવસ્થા પ્રત્યે અલબત્ત ભારે અણગમો હતો. એટલે તેમણે એક જર્મન રજવાડાની બેલ્જિયમને ભેટ આપી અને તેને ત્યાંનો રાજા બનાવ્યો. બીજા એક જર્મન રજવાડાને ગ્રીસનો રાજા બનાવવામાં આવ્યો. જર્મનીનાં નાનાં નાનાં અનેક રાજ્યોમાં ખાલી પડેલી રાજગાદી ઉપર આવનારા આવા રજવાડાઓ જોઈએ એટલા હતા. તને યાદ હશે કે, ઇંગ્લંડ ઉપર હજીયે રાજ કરતો રાજવંશ જર્મનીમાં આવેલા હૅનોવરના એક નાનકડા રાજ્યમાંથી આવ્યો હતો.

૧૮૩૦ની સાલમાં યુરોપના બીજા દેશોમાં પણ બંડો થયાં હતાં. જર્મની, ઇટાલી અને ખાસ કરીને પોલેંડમાં પણ એ સાલમાં બળવા થયા હતા. પરંતુ રાજાઓએ એ બંડો ચગદી નાખ્યાં હતાં. રશિયન લોકોએ પોલેંડમાં અતિશય ઘાતકી દમન કર્યું અને પોલીશ ભાષા વાપરવાની પણ ત્યાં મનાઈ કરવામાં આવી હતી. ૧૮૩૦નું વરસ એક રીતે ૧૮૪૮ની સાલનું પુરોગામી હતું. આપણે આગળ ઉપર જોઈશું કે ૧૮૪૮નું વરસ એ યુરોપમાં ક્રાંતિનું વરસ નીવડ્યું હતું.

આટલું યુરોપ વિષે. આટ્લાંટિક મહાસાગરની પેલી પાર યુનાઇટેડ સ્ટેટ્સ પશ્ચિમ તરફ ફેલાતું જતું હતું. એ યુરોપના વિગ્રહો અને હરીફાઈથી બહુ દૂર હતું અને પોતાના વિસ્તાર માટે તેની સામે પાર વિનાનો પ્રદેશ પડેલો હતો. તે બહુ ત્વરાથી પ્રગતિ કરી રહ્યું હતું અને યુરોપને પકડી પાડવાની અણી ઉપર હતું. પરંતુ દક્ષિણ અમેરિકામાં તો ભારે ફેરફારો થઈ રહ્યા હતા. એ ફેરફારો પરોક્ષ રીતે નેપોલિયનને આભારી હતા. સ્પેન જીતી લઈને જ્યારે નેપોલિયને તેના ભાઈને તેની ગાદી ઉપર બેસાડ્યો ત્યારે દક્ષિણ અમેરિકાના સ્પેનિશ સંસ્થાનોએ બળવો કર્યો. આમ, તેમની સ્પેનના જૂના રાજવંશ પ્રત્યેની વફાદારીએ દક્ષિણ અમેરિકાનાં સ્પેનનાં સંસ્થાનોને સ્વતંત્ર થઈ જવાને પ્રેર્યાં એ એક વિચિત્ર ઘટના છે. પણ આ તો માત્ર તાત્કાલિક બહાનું હતું.

આમે થોડા સમય બાદ એ સંસ્થાનો સ્પેનથી જુદાં પડ્યાં જ હોત કેમ કે આખા દક્ષિણ અમેરિકામાં સ્વાતંત્ર્યની ભાવના જાગ્રત થઈ હતી. સાઇમન બોલીવર દક્ષિણ અમેરિકાના સ્વાતંત્ર્યનો સમર્થ પુરસ્કર્તા અને વીર યોદ્ધો હતો અને તેને મુક્તિદાતા (લિબરેટર) તરીકે ઓળખવામાં આવતો હતો. દક્ષિણ અમેરિકાના બોલીવિયાના પ્રજાસત્તાકનું નામ તેના નામ ઉપરથી પડ્યું છે. આમ નેપોલિયનનું પતન થયું ત્યારે સ્પેનિશ અમેરિકાનો સ્પેન સાથેનો સંબંધ તૂટી ગયો હતો અને તે સ્વાતંત્ર્ય માટે લડી રહ્યું હતું. નેપોલિયન દૂર થવાથી એ લડતમાં કશો ફેર પડ્યો નહિ અને નવેસર બેઠા થયેલા સ્પેન સામે પણ ઘણાં વરસો સુધી એ સંગ્રામ ચાલુ રહ્યો. યુરોપના કેટલાક રાજાઓ અમેરિકાનાં સંસ્થાનોના ક્રાંતિવાદીઓને ચગદી નાખવાના કાર્યમાં સ્પેનના રાજાને મદદ કરવા ચહાતા હતા. પરંતુ આવા પ્રકારની દખલગીરી યુનાઇટેડ સ્ટેટ્સે છેવટની બંધ કરી દીધી. એ સમયે મનરો યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રમુખ હતો. તેણે યુરોપનાં રાજ્યોને સંભળાવી દીધું કે જો તેઓ ઉત્તર યા દક્ષિણ અમેરિકામાં ક્યાંયે એવા પ્રકારની દખલગીરી કરશે તો તેમને યુનાઈટેડ સ્ટેટ્સ સાથે બાથ ભીડવી પડશે. આ ધમકીથી યુરોપનાં રાજ્યો ભડકી ગયાં અને એ સમયથી તેઓ દક્ષિણ અમેરિકાથી દૂર રહ્યાં છે. યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખ મનરોની આ ધમકી 'મનરો સિદ્ધાંત' તરીકે જગપ્રસિદ્ધ થઈ છે. એ સિદ્ધાંતે લાંબા વખત સુધી દક્ષિણ અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યોનું યુરોપનાં રાજ્યોની લોભી વૃત્તિ સામે રક્ષણ કર્યું અને તેમના વિકાસ માટે અનુકૂળતા કરી આપી. યુરોપ સામે તો તેમને ઠીકઠીક રક્ષણ મળ્યું. પરંતુ તેના રક્ષક — યુનાઈટેડ સ્ટેટ્સ — સામે તેમનું રક્ષણ કરનાર કોઈ નહોતું. આજે યુનાઈટેડ સ્ટેટ્સ એ બધાં ઉપર પ્રભુત્વ ધરાવે છે અને તેમાંનાં ઘણાંખરાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો તો સંપૂર્ણપણે તેની એડી નીચે છે.

બ્રાઝીલનો વિસ્તૃત દેશ પોર્ટુગાલનું સંસ્થાન હતો. અમેરિકાનાં સ્પેનનાં સંસ્થાનો સ્વતંત્ર થયાં એ જ અરસામાં એ દેશ પણ સ્વતંત્ર થઈ ગયો. આમ ૧૮૩૦ની સાલ સુધીમાં આખો દક્ષિણ અમેરિકા યુરોપના આધિપત્યમાંથી મુક્ત થયેલો આપણા જોવામાં આવે છે. અલબત્ત, ઉત્તર અમેરિકામાં કૅનેડાનું બ્રિટિશ સંસ્થાન હતું ખરું.

હવે આપણે એશિયા ખંડમાં આવીએ. હિંદમાં એ સમયે અંગ્રેજોની સત્તા નિઃશંકપણે સર્વોપરી બની હતી. યુરોપમાં ચાલતાં નેપોલિયન સાથેનાં યુદ્ધોના અરસામાં અંગ્રેજોએ હિંદમાં પોતાની સ્થિતિ મજબૂત બનાવી દીધી હતી તેમ જ તેમણે જાવાનો કબજો પણ લઈ લીધો હતો. મૈસૂરના ટીપુ સુલતાનને હરાવવામાં આવ્યો હતો અને ૧૮૧૯ની સાલમાં મરાઠા સત્તાને ઉથલાવી પાડવામાં આવી હતી. પરંતુ પંજાબમાં રણજિતસિંહના શાસન નીચે એક શીખ

રાજ્ય હતું. આખા હિંદમાં અંગ્રેજો ધીમે ધીમે આગળ વધતા અને ફેલાતા જતા હતા. પૂર્વમાં આસામ ખાલસા કરવામાં આવ્યું અને આરાકાન — બ્રહ્મદેશ — ઓહિયાં થવાની તૈયારીમાં હતો.

બ્રિટન હિંદમાં પોતાનો ફેલાવો કરી રહ્યું હતું તે અરસામાં યુરોપની બીજી એક સત્તા, રશિયા, મધ્ય એશિયામાં પોતાનો વિસ્તાર કરી રહી હતી. પૂર્વમાં રશિયા ચીન અને પ્રશાન્ત મહાસાગર સુધી ક્યારનુંયે પહોંચી ગયું હતું. હવે તે મધ્ય એશિયામાંનાં નાનાં નાનાં રાજ્યોમાં થઈને છેક અફઘાનિસ્તાનની સરહદ સુધી આવી પહોંચ્યું હતું. અંગ્રેજો તેમની સમીપ આવતા એ મહાકાય સત્ત્વથી ડરી ગયા અને તેના ગભરાટમાં ને ગભરાટમાં કશાયે કારણ વિના અફઘાનિસ્તાન જોડે તેમણે લડાઈ જગાવી. પરંતુ એમાં તેઓ સારી પેઠે દાઝી ગયા.

ચીનમાં મંચૂ રાજાઓનો અમલ ચાલતો હતો. વેપારરોજગાર અને ધર્મને નામે આવતા વિદેશીઓ તરફ તે શંકાની નજરે જોતું હતું — એમ કરવાને તેની પાસે પૂરતાં કારણો હતાં — અને તેમને દૂર રાખવા પ્રયત્નશીલ હતું. પરંતુ એ પરદેશીઓ તેના દ્વાર આગળ ધુમાડો મચાવી રહ્યા હતા અને ગેરવર્તણૂક ચલાવતા હતા. ખાસ કરીને તેઓ અફીણના વેપારને ઉત્તેજન આપતા હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપની પાસે બ્રિટનના ચીન સાથેના વેપારનો ઇજારો હતો. ચીનના સમ્રાટે દેશમાં અફીણ દાખલ કરવાની મના કરી પરંતુ ચોરીછૂપીથી એ દેશમાં ઘુસાડવાનું ચાલુ રહ્યું અને પરદેશીઓએ અફીણનો બેકાયદા વેપાર ચલાવ્યે રાખ્યો. એને પરિણામે ઇંગ્લંડ સાથે લડાઈ સળગી. એ તેના સાચા અર્થમાં જ અફીણના વિગ્રહ તરીકે ઓળખાય છે. એ પછી અંગ્રેજોએ ચીન પાસે બળજબરીથી અફીણ લેવડાવ્યું.

૧૬૩૪ની સાલમાં જાપાને પોતાનાં દ્વાર બંધ કરી દીધાં હતાં એ વિષે મેં ઘણા લાંબા વખત ઉપર તને કહ્યું હતું. ૧૯મી સદીના આરંભમાં પણ વિદેશીઓને માટે તે બંધ જ રહ્યાં હતાં. પરંતુ એ બંધ દ્વારની પાછળ દેશમાં પ્રાચીન શોગુનશાહી નબળી પડતી જતી હતી અને ત્યાં આગળ નવી પરિસ્થિતિ પેદા થવા માંડી હતી, જેને પરિણામે જૂની વ્યવસ્થાનો એકાએક અંત આવવાનો હતો. દક્ષિણ-પૂર્વ એશિયાના છેક દક્ષિણના ભાગમાં યુરોપની સત્તાઓએ પ્રદેશ પચાવી પાડવા માંડ્યો હતો. ફિલિપાઇન ટાપુઓ હજીયે સ્પેનના તાબામાં હતા. અંગ્રેજ અને ડચ લોકોએ પોર્ટુગીઝ લોકોને હાંકી કાઢ્યા હતા. વિયેનાની પરિષદ પછી જાવા અને બીજા ટાપુઓ ડચ લોકોને પાછા મળ્યા. અંગ્રેજો સિંગાપોર અને મલાયા દ્વીપકલ્પમાં પ્રસરી રહ્યા હતા. અનામ, સિયામ તથા બ્રહ્મદેશ હજી સ્વતંત્ર હતાં જો કે તેઓ અવારનવાર ચીનને ખંડણી ભરતાં હતાં.

વૉટરલુની લડાઈથી ૧૮૩૦ની સાલ સુધીનાં પંદર વરસો દરમ્યાન સામાન્ય રીતે દુનિયાની રાજકીય સ્થિતિ આ હતી. યુરોપ ચોક્કસપણે દુનિયાના

મુખી તરીકે બહાર પડતું હતું અને ખુદ યુરોપમાં પણ પ્રત્યાઘાતી બળોનો વિજય થયો હતો. ત્યાંના સમ્રાટો, રાજાઓ તેમ જ ઇંગ્લંડની પ્રત્યાઘાતી પાર્લમેન્ટ પણ એમ ધારતાં હતાં કે તેમણે ઉદાર વિચારોને હમેશને માટે કચરી નાખ્યા છે. એ વિચારોને તેઓ રૂંધી રાખવા માગતા હતા. એમાં અલબત તેઓ નિષ્ફળ નીવડ્યા અને ત્યાં આગળ વારંવાર બળવા થવા લાગ્યા.

દુનિયા ઉપર રાજકીય ફેરફારોએ પ્રભુત્વ મેળવ્યું હોય એમ લાગતું હતું. પરંતુ ઇંગ્લંડમાં થયેલી ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ઉત્પાદન, વહેંચણી અને અવરજવરની પદ્ધતિઓમાં શરૂ થયેલા યુગપ્રવર્તક ફેરફારો એથીયે વિશેષ મહત્ત્વના હતા. ચુપકીદીથી પરંતુ અનિવાર્ય રીતે આ ક્રાંતિ યુરોપ તેમ જ ઉત્તર અમેરિકામાં પ્રસરી રહી હતી અને કરોડો લોકોનાં દૃષ્ટિબિંદુ તથા ટેવો તેમ જ ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેના સંબંધો બદલી રહી હતી. યંત્રોના ખખડાટમાંથી નવીન વિચારો ઉદ્ભવ્યા અને નવી દુનિયા સરજાવા લાગી. યુરોપ દિનપ્રતિદિન વધારે ને વધારે કાર્યકુશળ અને વિનાશક તેમ જ વધારે ને વધારે લોભી, સામ્રાજ્યવાદી અને નઠોર બનતું ગયું. નેપોલિયનની ભાવના સર્વત્ર પ્રસરી ગઈ હોય એમ લાગતું હતું. પરંતુ યુરોપમાં એવા વિચારો પણ પેદા થઈ રહ્યા હતા જે ભવિષ્યમાં સામ્રાજ્યવાદ સામે કમર કસીને તેને ઉથલાવી પાડવાના હતા. ત્યાંનું એ કાળનું સાહિત્ય, કવિતા અને સંગીત પણ આપણને મુગ્ધ કરી મૂકે છે. પણ મારી કલમને મારે હવે આગળ દોડવા દેવી ન જોઈએ. આજે એણે પૂરતી સેવા બજાવી છે.

## ૧૦૭. મહાયુદ્ધ પહેલાંનાં સો વરસો

૨૨ નવેમ્બર, ૧૯૩૨

૧૮૧૪ની સાલમાં નેપોલિયનનું પતન થયું; બીજે વરસે તે એલ્બા ટાપુમાંથી છટકીને ફ્રાંસ પાછો આવ્યો અને ફરી પાછો હારી ગયો, પરંતુ તેણે ઊભી કરેલી વ્યવસ્થા તો ૧૮૧૪ની સાલમાં જ પડી ભાંગી હતી. બરાબર ૧૦૦ વરસ પછી ૧૯૧૪ની સાલમાં મહાયુદ્ધ શરૂ થયું. તે લગભગ આખી દુનિયામાં ફેલાયું અને ચાર વરસ સુધી ચાલ્યું. એ વરસો દરમ્યાન તેણે જગતમાં દુઃખના ડુંગર પેદા કર્યા અને ભયંકર વિનાશ કર્યો. આ ૧૦૦ વરસના સમયનું આપણે કંઈક વિગતે અવલોકન કરવું પડશે. એ સમય શરૂ થયો તે પહેલાં દુનિયા કેવી હતી તેનો ઝાંખો ખ્યાલ આપવાની મેં મારા આગલા પત્રમાં કોશિશ કરી હતી. મને લાગે છે કે, જુદા જુદા દેશોમાં એ સદીના અમુક અમુક ભાગોનું આપણે અલગ અલગ નિરીક્ષણ કરીએ તે પહેલાં આખી સદી ઉપર સમગ્ર રીતે નજર કરી જવી ઠીક થઈ પડશે. એ રીતે કદાચ એ ૧૦૦

વરસો દરમ્યાનનાં પ્રધાન બળોનો આપણને વધારે સારો ખ્યાલ આવશે અને એમ આપણે તેને સમગ્ર રીતે તેમ જ તેના ભિન્ન ભિન્ન પાસાંઓને નિહાળી શકીશું.

તું જોશે કે, ૧૮૧૪થી ૧૯૧૪ સુધીનાં ૧૦૦ વરસો મોટે ભાગે ૧૯મી સદીમાં આવી જાય છે. એથી કરીને આપણે એનો ૧૯મી સદી તરીકે ઉલ્લેખ કરી શકીએ; જો કે એમ કહેવું એ ચોકસાઈની દૃષ્ટિએ બરાબર નથી.

૧૯મી સદી એ અનેક અદ્ભુતતાથી ભરેલો કાળ છે, પરંતુ એનો અભ્યાસ એ આપણે માટે સહેલ વસ્તુ નથી. એ તો વિશાળ દૃશ્યપરંપરા — એક મહાન ચિત્ર છે. અને આપણે એની અત્યંત નજીક હોવાથી એની આગળની સદીઓ કરતાં એ આપણને વધારે મોટી તેમ જ પરિપૂર્ણ લાગે છે. એના પરના તાણાવાણાના હજારો તારો ઉકેલવાનો આપણે પ્રયાસ કરીએ છીએ ત્યારે એની વિશાળતા અને જટિલતા આપણને હેબતાવી મૂકે એ બનવાજોગ છે.

એ સદી આશ્ચર્યકારક યાંત્રિક પ્રગતિનો કાળ છે. ઔદ્યોગિક ક્રાંતિ એની પાછળ યાંત્રિક ક્રાંતિ પણ લેતી આવી અને મનુષ્યના જીવનમાં યંત્રો દિનપ્રતિદિન વધારે ને વધારે મહત્ત્વનાં બનતાં ગયાં. માણસે આગળ જે કંઈ કર્યું હતું તે યંત્રોએ બહુ મોટા પ્રમાણમાં કર્યું, તેનું વૈતરું હળવું બનાવ્યું, મહાભૂતો ઉપરની તેની આધીનતા ઓછી કરી અને તેને માટે સંપત્તિ પેદા કરી. એમાં વિજ્ઞાને ભારે સહાય કરી અને પ્રવાસ તથા માલની અવરજવર ઉત્તરોત્તર વધારે ત્વરિત બનતી ગઈ. રેલવે આવી અને તેણે ટપ્પાનું સ્થાન લીધું; આગબોટે વહાણનું સ્થાન લીધું અને પછી તો મહાસાગર ઉપર સફર કરનારી અને એક ખંડથી બીજા ખંડ ઉપર નિયમિતપણે અને ત્વરાથી જનારી પ્રચંડ અને ભવ્ય આગબોટો આવી. એ સદીના છેવટના ભાગમાં મોટર ગાડીઓ આવી અને તે આખી દુનિયામાં પ્રસરી ગઈ. છેક છેલ્લે એરોપ્લેન આવ્યાં. એ જ સમય દરમ્યાન માણસે નવી અજાયબી — વિદ્યુત — ને અંકુશમાં આણવાનું અને તેને ઉપયોગમાં લેવાનું શરૂ કર્યું. એમાંથી ટેલિફોન તેમ જ ટેલિગ્રાફ ઉદ્ભવ્યાં. આ બધાંએ મળીને દુનિયામાં ભારે ફેરફાર કર્યો. જેમ જેમ સંપર્કનાં સાધનો વિકસતાં ગયાં અને માણસો વધારે ને વધારે ત્વરાથી પ્રવાસ કરવા લાગ્યાં તેમ તેમ દુનિયા જાણે સંકોચાવા લાગી હોય અને તે અતિશય નાની બની ગઈ હોય એમ લાગવા માંડ્યું. આજે તો આપણે બધાં એનાથી ટેવાઈ ગયાં છીએ અને એને વિષે ભાગ્યે જ વિચાર કરીએ છીએ. પરંતુ આ બધા સુધારાઓ તેમ જ ફેરફારો આ આપણી દુનિયામાં નવા આગંતુકો છે અને એ બધા છેલ્લાં ૧૦૦ વરસો દરમ્યાન આવ્યા છે.

વળી એ યુરોપની, અથવા કહો કે પશ્ચિમ યુરોપની અને તેમાંયે ખાસ કરીને ઇંગ્લંડની સદી હતી. ઔદ્યોગિક તેમ જ યાંત્રિક ક્રાંતિઓનો ઉદય અને વિકાસ ત્યાં આગળ થયો અને પ્રગતિ સાધવામાં પશ્ચિમ યુરોપને તેમણે ભારે મદદ કરી. દરિયાઈ સત્તા અને હુન્નરઉદ્યોગોમાં ઇંગ્લંડ સૌથી મોખરે હતું પરંતુ

ધીમે ધીમે પશ્ચિમ યુરોપના બીજા દેશોએ તેને પકડી પાડ્યું. આ યાંત્રિક સુધારાની દિશામાં યુનાઈટેડ સ્ટેટ્સ પણ આગળ વધ્યું. રેલવેએ તેને પશ્ચિમ તરફ છેક પ્રશાન્ત મહાસાગર સુધી લઈ ગઈ અને એ વિરાટ પ્રદેશ એક રાષ્ટ્ર બન્યું. એ રાષ્ટ્ર પોતાના આંતરિક પ્રશ્નોમાં તેમ જ પોતાનો વિસ્તાર વધારવામાં એટલું બધું મગ્ન થઈ ગયું હતું કે યુરોપ તથા દુનિયાના બીજા ભાગોની બાબતમાં માથું મારવાની એને ફુરસદ નહોતી. પરંતુ યુરોપ તરફથી થતી દખલગીરી પ્રત્યે અણગમો દર્શાવવા તેમ જ તેને અટકાવવા જેટલું તે બળવાન બન્યું હતું. જેને વિષે મારા આગલા પત્રમાં મેં તને કહ્યું છે તે મનરો સિદ્ધાંતે દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યોને યુરોપની લોભી વૃત્તિના શિકાર થતા બચાવ્યાં. આ પ્રજાસત્તાક રાજ્યો લૅટિન પ્રજાસત્તાક રાજ્યો તરીકે ઓળખાય છે કેમકે, સ્પેન અને પોર્તુગાલના લોકોએ તેમની સ્થાપના કરી હતી. આ બે દેશો તેમ જ ફ્રાંસ અને ઇટાલી લૅટિન રાષ્ટ્રો તરીકે ઓળખાય છે. યુરોપના ઉત્તર તરફના દેશો ટયૂટોન રાષ્ટ્રો કહેવાય છે. ઇંગ્લંડ ટયૂટોનની ઍંગ્લો–સૅક્શન શાખાનું રાષ્ટ્ર છે. યુનાઈટેડ સ્ટેટ્સના લોકો મૂળે તો ઍંગ્લો-સૅક્શન શાખામાંથી ઊતરી આવેલા છે પરંતુ પાછળથી ત્યાં અનેક પ્રકારના લોકો જઈ વસ્યા છે.

બાકીની બધી દુનિયા હુન્નરઉદ્યોગ અને યંત્રોની બાબતમાં પછાત હતી અને તે પશ્ચિમના નવા યાંત્રિક સુધારા સાથે સ્પર્ધા કરી શકે એમ નહોતું. યુરોપના યંત્રોથી ચાલતા ઉદ્યોગોએ પહેલાંના સમયના ગૃહ-ઉદ્યોગો કરતાં અતિશય ત્વરાથી અને પુષ્કળ પ્રમાણમાં માલ પેદા કરવા માંડ્યો. પરંતુ આ બધો માલ પેદા કરવાને માટે કાચા માલની જરૂર હતી, પણ મોટા ભાગનો કાચો માલ પશ્ચિમ યુરોપમાંથી મળી શકે એમ નહોતું. વળી માલ પેદા કર્યા પછી તેને વેચવાની જરૂર ઊભી થતી હતી એટલે એને માટે બજારો જોઈતાં હતાં. એટલે આ કાચો માલ પૂરો પાડે અને તૈયાર કરેલો પાકો માલ ખરીદે એવા દેશોની પશ્ચિમ યુરોપે તપાસ કરવા માંડી. આફ્રિકા અને એશિયા નબળા હતા અને યુરોપે તેમના ઉપર શિકારી પશુની પેઠે ઝડપ મારી. સામ્રાજ્ય પ્રાપ્ત કરવાની હરીફાઈમાં, દરિયાઈ બળ અને હુન્નરઉદ્યોગોમાં આગળ હોવાને કારણે ઇંગ્લંડ સહેજે પ્રથમ હતું.

તને યાદ હશે કે, યુરોપિયન લોકો પહેલવહેલા હિંદ તેમ જ પૂર્વ તરફના દેશોમાં યુરોપને જરૂરી તેજાના તથા બીજી વસ્તુઓ ખરીદવાને આવ્યા હતા. આ રીતે પૂર્વ તરફનો માલ યુરોપ ગયો અને પૂર્વના દેશોની હાથ-સાળની કેટલીક વસ્તુઓ પણ ત્યાં ગઈ. પરંતુ યંત્રોનો વિકાસ થવાથી હવે એ પ્રવાહ ઊલટી દિશામાં વહેવા લાગ્યો. હવે પશ્ચિમ યુરોપની સોંઘી વસ્તુઓ પૂર્વ તરફ આવવા લાગી અને ઇંગ્લંડના માલના વેચાણને ઉત્તેજન આપવા ખાતર ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ હિંદના ગૃહઉદ્યોગોનો ઇરાદાપૂર્વક નાશ કર્યો.

વિરાટ એશિયાની પીઠ ઉપર યુરોપે સવારી કરી. એ ખંડના આખા ઉત્તર ભાગમાં રશિયન સામ્રાજ્ય પોતાના પગ પ્રસારીને બેઠું હતું. દક્ષિણમાં એશિયાના સૌથી કીમતી ભાગ હિંદુસ્તાન ઉપર ઇંગ્લંડે પોતાની નાગચૂડ જમાવી હતી. પશ્ચિમે તુર્ક સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ રહ્યું હતું અને તુર્કીને 'યુરોપના બીમાર પુરુષ' તરીકે ઓળખવામાં આવતું હતું. ઈરાન નામનું સ્વતંત્ર હતું અને તેના ઉપર ઇંગ્લંડ તથા રશિયાનું પ્રભુત્વ હતું. સિયામનો થોડો ભાગ બાદ કરતાં આખો પૂર્વ-દક્ષિણ એશિયા, એટલે કે તેના બ્રહ્મદેશ, હિંદી ચીન, મલાયા, જાવા, સુમાત્રા, બોર્નિયો અને ફિલીપાઈન ટાપુઓ વગેરે દેશો યુરોપે પચાવી પાડ્યા હતા. છેક પૂર્વમાં ચીનને યુરોપનાં બધાં રાજ્યો કોતરી ખાવા લાગ્યાં હતાં અને તેની પાસેથી એક પછી એક છૂટછાટ જબરજસ્તીથી પડાવવામાં આવતી હતી. એક માત્ર જાપાન ટટાર ઊભું રહ્યું અને એક સમોવડિયા તરીકે તેણે યુરોપનો સામનો કર્યો. તે પોતાના એકાંતવાસમાંથી બહાર આવ્યું હતું અને અસાધારણ ત્વરાથી તેણે નવી ઊભી થયેલી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ સાધ્યો હતો.

એક મિસર બાદ કરતાં આખો આફ્રિકા ઘણો જ પછાત હતો. તે યુરોપનો અસરકારક સામનો કરી શકે એમ નહોતું એટલે સામ્રાજ્ય જમાવવાની આંધળી હરીફાઈમાં યુરોપનાં રાજ્યો તેના ઉપર તૂટી પડ્યાં અને આ વિશાળ ખંડને તેમણે આપસમાં વહેંચી લીધો. તે હિંદ જવાના માર્ગ ઉપર આવેલું હોવાથી ઇંગ્લંડે મિસરનો કબજો લીધો અને તેની રાજનીતિનું ધ્યેય મુખ્યત્વે કરીને હિંદ ઉપરનો પોતાનો કબજો ટકાવી રાખવાનું હતું. ૧૮૬૯ની સાલમાં સુએઝની નહેર ખુલ્લી મુકાઈ અને એને લીધે યુરોપથી હિંદ આવવાનું અંતર ખૂબ ઓછું થઈ ગયું. વળી, એને લીધે મિસર ઇંગ્લંડ માટે વધારે મહત્ત્વનું બન્યું કેમકે તે નહેરની બાબતમાં વચ્ચે પડી શકે એમ હતું અને એ રીતે હિંદ જવાના દરિયાઈ માર્ગ ઉપર તેનો કાબૂ હતો.

આમ યાંત્રિક ક્રાંતિને પરિણામે મૂડીવાદી સુધારો દુનિયાભરમાં ફેલાયો અને યુરોપે સર્વત્ર પોતાનું પ્રભુત્વ જમાવ્યું. અને મૂડીવાદને પરિણામે સામ્રાજ્યવાદ ઉદ્ભવ્યો. એથી કરીને એને સામ્રાજ્યવાદની સદી પણ કહી શકાય. પરંતુ આ નવો સામ્રાજ્યવાદી યુગ પ્રાચીન કાળના રોમ, ચીન, હિંદુસ્તાન તેમ જ આરબ અને મંગોલોના સામ્રાજ્યવાદથી બિલકુલ નિરાળો હતો. કાચા માલ અને બજારોનો ભૂખ્યો એવો સામ્રાજ્યનો નવીન પ્રકાર હવે ઉદ્ભવ્યો. આ નવો સામ્રાજ્યવાદ નવા ઉદ્યોગવાદની સંતતિ હતી. 'વેપારની પાછળ વાવટો જાય છે', એવું કહેવામાં આવતું અને ઘણુંખરું વાવટાની પાછળ પાછળ બાઇબલ પણ જતું હતું. દુનિયાની નબળી અને ઉદ્યોગોની બાબતમાં વધારે પછાત પ્રજાઓનું શોષણ કરવાના એકમાત્ર આશયથી ધર્મ, વિજ્ઞાન તથા માણસના

દેશપ્રેમનો દુરુપયોગ કરવામાં આવ્યો. પ્રચંડ યંત્રોના માલિકો તેમ જ ઉદ્યોગપતિઓ દિનપ્રતિદિન વધારે ને વધારે તવંગર બનતા રહે એટલા ખાતર એમ કરવામાં આવ્યું, સત્ય અને પ્રેમનો ઝંડો લઈને જનાર ખ્રિસ્તી મિશનરી પાદરી ઘણી વાર સામ્રાજ્યની સરહદનો રખવાળ બની રહેતો અને ભોગેજોગે એને સહેજ પણ હાનિ પહોંચે તો એ બહાના નીચે તેનો દેશ સામ્રાજ્યની સરહદ ઉપર આવેલા દેશોનો મુલક પચાવી પાડતો યા તો તેની પાસેથી છૂટછાટો મેળવતો.

ઉદ્યોગોનું મૂડીવાદી સંગઠન તથા મૂડીવાદી સુધારો અનિવાર્ય રીતે આવા સામ્રાજ્યવાદમાં પરિણમ્યાં. વળી, મૂડીવાદને લીધે રાષ્ટ્રીયતાની ભાવના અતિશય તીવ્ર બની એટલે આ સદીને આપણે રાષ્ટ્રવાદની સદી પણ કહી શકીએ. આ રાષ્ટ્રવાદમાં કેવળ સ્વદેશ માટેના પ્રેમનો જ નહિ પણ બાકીના બધા દેશો માટેના તિરસ્કારનો સમાવેશ થતો હતો. પોતાના દેશની વડાઈ અને તેનાં સ્તુતિગાન કરવાની તથા બીજા બધાને તિરસ્કારપૂર્વક ઉતારી પાડવાની વૃત્તિમાંથી ભિન્ન ભિન્ન દેશો વચ્ચે અચૂકપણે ઘર્ષણ અને ઝઘડો પેદા થાય જ છે. યુરોપના જુદા જુદા દેશો વચ્ચેની ઔદ્યોગિક તેમ જ સામ્રાજ્યવાદી હરીફાઈએ બળતામાં ઘી હોમ્યું. ૧૮૧૪–૧૫ની વિયેના પરિષદે નક્કી કરેલી યુરોપની વ્યવસ્થા ઘર્ષણ પેદા કરનાર એક બીજું બળ હતું. એમાં કેટલીક પ્રજાઓને દબાવી દઈને બળજબરીથી બીજી પ્રજાના શાસન નીચે મૂકવામાં આવી હતી. પોલેંડ એક રાષ્ટ્ર તરીકે અદૃશ્ય થયું હતું. ઑસ્ટ્રિયા-હંગરીનું સામ્રાજ્ય એક શંભુમેળા સમાન હતું અને તેમાંની ભિન્ન ભિન્ન પ્રજાઓ એકબીજીને જીગરથી ધિક્કારતી હતી. યુરોપની દક્ષિણ-પૂર્વમાં આવેલા તુર્ક સામ્રાજ્યમાં બાલ્કન દ્વીપકલ્પમાં ઘણીયે અ-તુર્ક પ્રજાઓ હતી. ઇટાલી અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું અને તેનો થોડો ભાગ ઑસ્ટ્રિયાના તાબામાં હતો. યુરોપનો આવા પ્રકારનો નકશો બદલવાને યુદ્ધ અને ક્રાંતિ મારફત વારંવાર પ્રયત્નો કરવામાં આવ્યા હતા. વિયેનાની પતાવટ પછી તરત જ થયેલા આવા કેટલાક પ્રયત્નો વિષે મેં આગલા પત્રમાં ઉલ્લેખ કર્યો છે. સદીના ઉત્તરાર્ધમાં ઇટાલીએ ઉત્તરના પ્રદેશમાંથી ઑસ્ટ્રિયાની ધૂંસરી ફગાવી દીધી તથા તેના મધ્ય ભાગમાંથી પોપનું આધિપત્ય પણ દૂર કર્યું અને તે એક અને અવિભાજ્ય રાષ્ટ્ર બન્યું. એ પછી તરત જ પ્રશિયાની આગેવાની નીચે જર્મનીએ પણ પોતાની એકતા સાધી. જર્મનીએ ફ્રાંસને હરાવી તેનો તેજોવધ કર્યો અને સરહદ ઉપરના તેના આલ્સેસ અને લોરેઇન પ્રાંતો લઈ લીધા. એ દિવસથી ફ્રાંસ એનું વેર લેવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યું. ૫૦ વરસની અંદર એનું ખૂનખાર અને ભીષણ વેર લેવામાં આવ્યું.

ઇંગ્લંડ દરેક બાબતમાં આગળ પડતું હોવાને કારણે યુરોપના બધા દેશોમાં સૌથી વધારે ભાગ્યશાળી હતું. લલચાવનારી બધી વસ્તુઓ એની પાસે હતી

અને પ્રચલિત પરિસ્થિતિથી તે બિલકુલ સંતુષ્ટ હતું. હિંદુસ્તાન નવીન પ્રકારના સામ્રાજ્યના નમૂનારૂપ હતું. એની રસાળ ભૂમિના શોષણને પરિણામે ત્યાંથી ઇંગ્લંડ તરફ સુવર્ણનો અસ્ખલિત પ્રવાહ વહેવા લાગ્યો. સામ્રાજ્ય મેળવવાની ઝંખના સેવનારા બધા લોકો ઇંગ્લંડના હિંદના કબજા તરફ ઈર્ષાની નજરે જોતા હતા. તેઓ આ હિંદના નમૂના પ્રમાણે અન્યત્ર પોતપોતાનાં સામ્રાજ્યો રચવાના પ્રયાસો કરી રહ્યા હતા. એ દિશામાં ફ્રાંસ અમુક અંશે સફળ થયું. જર્મની એ ક્ષેત્રમાં બહુ મોડું પડ્યું અને તેને માટે હવે બહુ ઓછો અવકાશ રહ્યો હતો. એટલે ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રદેશ પચાવી પાડવાની કોશિશ કરતી અને એમ કરતાં એક બીજી સાથે અથડાઈ પડતી યુરોપની ' મહાન સત્તાઓ ' વચ્ચે દુનિયાભરમાં રાજકીય તંગદિલી વર્તી રહી. ખાસ કરીને ઇંગ્લંડ અને રશિયા વચ્ચે નિરંતર ઘર્ષણ ચાલ્યા કરતું હતું કેમકે રશિયા મધ્ય એશિયામાં થઈને ઇંગ્લંડના હિંદના કબજાને જોખમાવી રહ્યું હોય એમ લાગતું હતું. એટલે ઇંગ્લંડ રશિયાને માત કરવાનો તથા તેને ફાવવા ન દેવાનો નિરંતર પ્રયાસ કરી રહ્યું હતું. સદીના વચગાળામાં જ્યારે તુર્કીને રશિયાએ હરાવ્યું અને કૉન્સ્ટાન્ટિનોપલ ઉપર પોતાની લોભી નજર કરી ત્યારે ઇંગ્લંડ તુર્કીની વહારે ધાયું અને રશિયાને પાછું હઠાવ્યું. ઇંગ્લંડે કંઈ તુર્કી માટે ઊભરાતા પ્રેમને વશ થઈને નહિ પણ રશિયાના ભયથી અને હિંદ ગુમાવી બેસવાની બીકે આમ કર્યું હતું.

ફ્રાંસ, જર્મની અને યુનાઈટેડ સ્ટેટ્સ ધીમે ધીમે તેની સમીપ આવતાં ગયાં તેમ તેમ ઇંગ્લંડની ઔદ્યોગિક સરસાઈ ઓછી થતી ગઈ. ૧૯મી સદીના અંત સુધીમાં તો પરિસ્થિતિ કટોકટીની હદે પહોંચી. આ યુરોપી સત્તાઓની ભારે મહત્ત્વાકાંક્ષા માટે આ દુનિયા બહુ નાની હતી. દરેક સત્તા બીજીથી ડરતી રહેતી, તેની ઈર્ષા કરતી અને તેને ધિક્કારતી હતી. અને આ ડર તથા ધિક્કારને વશ થઈને તેઓ પોતપોતાનાં સૈન્યો તથા લડાયક જહાજો વધારવા લાગી. સંહારનાં આ સાધનો વધારવાની બાબતમાં તીવ્ર હરીફાઈ ચાલી. બીજા દેશો જોડે લડવા માટે સંપ કરીને જુદા જુદા દેશો એકત્ર થયા અને છેવટે યુરોપમાં સામસામા લડવા માટે આવી રીતે એકત્ર થયેલા બે પક્ષો ઊભા થયા. એક પક્ષનું આગેવાન ફ્રાંસ હતું અને ઇંગ્લંડ ખાનગી રીતે તેની સાથે જોડાયું હતું; જર્મની બીજા પક્ષનું આગેવાન હતું. આખું યુરોપ લશ્કરી છાવણી સમાન બની ગયું. અને ત્યાં આગળ હુન્નરઉદ્યોગો, વેપારરોજગાર તથા લડાયક સરંજામ બનાવવાની હરીફાઈ દિનપ્રતિદિન વધારે ને વધારે તીવ્ર થતી ગઈ. જનતાને આડે રસ્તે દોરવાને તથા બીજા દેશના તેમના પાડોશીઓ પ્રત્યે તેમનામાં ધિક્કારની લાગણી પેદા કરવા માટે પશ્ચિમના બધા દેશોમાં રાષ્ટ્રીયતાની સંકુચિત ભાવના જગાવવામાં આવી અને એ રીતે યુદ્ધને માટે તેને તૈયાર રાખવામાં આવી.

આમ આંધળી રાષ્ટ્રીય ભાવનાએ યુરોપમાં પ્રભુત્વ મેળવ્યું. આ વિચિત્ર ઘટના હતી કેમકે સંપર્કનાં સાધનો ત્વરિત થવાને કારણે જુદા જુદા દેશો એકબીજાની વધારે નજીક આવ્યા હતા અને હવે પહેલાં કરતાં ઘણા વધારે લોકો પ્રવાસ કરવા લાગ્યા હતા. કોઈ તો એમ ધારે કે, લોકો તેમના પડોશીઓને વધારે સારી રીતે ઓળખતા થયા તેમ તેમ તેમના પૂર્વગ્રહો ઓછા થયા હશે અને તેમનું સંકુચિત માનસ ઉદાર બન્યું હશે. બેશક અમુક અંશે તો આમ બનવા પામ્યું ખરું પરંતુ નવા ઔદ્યોગિક મૂડીવાદ નીચેના સમાજની રચના જ એવા પ્રકારની હતી કે એમાંથી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે તેમજ માણસ માણસ વચ્ચે ઘર્ષણ પેદા થાય જ.

પૂર્વના દેશોમાં પણ રાષ્ટ્રીયતાની ભાવના જાગ્રત થઈ. ત્યાં એણે પોતાના દેશ ઉપર પ્રભુત્વ ભોગવનારા અને તેનું શોષણ કરી રહેલા વિદેશીઓના સામનાનું સ્વરૂપ ધારણ કર્યું. પ્રથમ પૂર્વના દેશોના ફ્યૂડલ અવશેષોએ વિદેશીઓના પ્રભુત્વનો સામનો કર્યો હતો; કેમકે, એથી કરીને પોતાની સ્થિતિ જોખમાય છે એવો ડર તેમને લાગ્યો હતો. એમાં તેઓ કદી ફળીભૂત થાય એમ નહોતું અને આખરે તેઓ નિષ્ફળ નીવડ્યા. એ પછી ધાર્મિક રંગે રંગાયેલી નવી રાષ્ટ્રીયતાની ભાવના પેદા થઈ. ધીમે ધીમે ધર્મનો ઢોળ અદૃશ્ય થતો ગયો અને પશ્ચિમના દેશોના જેવી રાષ્ટ્રીયતા ઉદ્ભવી. જાપાનમાં વિદેશી પ્રભુત્વને ટાળવામાં આવ્યું અને તીવ્ર તથા અર્ધ-ફ્યૂડલ રાષ્ટ્રીયતાની ભાવનાને ઉત્તેજન આપવામાં આવ્યું.

આરંભમાં તો યુરોપના આક્રમણનો એશિયાએ સામનો કરવા માંડ્યો હતો પરંતુ યુરોપિયન સૈન્યોનાં હથિયારોની તાકાત અને સચોટતાનો પરિચય થતાં એ સામનો શિથિલ થયો. યુરોપમાં થયેલા વિજ્ઞાનના વિકાસ અને યાંત્રિક પ્રગતિને લીધે તેનાં સૈન્યો પૂર્વના દેશોનાં તે સમયનાં સૈન્યો કરતાં અતિશય બળવાન હતાં. એટલે, એમની સામે પૂર્વના દેશો અસહાય થઈ પડ્યા અને હતાશ થઈને તેમણે પોતાનાં મસ્તક નમાવ્યાં. કેટલાક લોકો કહે છે કે, પૂર્વના દેશો આધ્યાત્મિક છે અને પશ્ચિમના જડવાદી છે. આ પ્રકારની ટીકા અત્યંત ભ્રામક છે. ૧૮મી અને ૧૯મી સદીમાં યુરોપ આક્રમણ કરનાર તરીકે આવ્યું ત્યારે પૂર્વના દેશોનું મધ્યકાલીનપણું અને પશ્ચિમના દેશોની ઔદ્યોગિક તેમ જ યાંત્રિક પ્રગતી એ જ એ બે વચ્ચેનો સાચો તફાવત હતો. હિંદ તથા પૂર્વના બીજા દેશો કેવળ પશ્ચિમના લશ્કરી કૌશલ્યથી જ નહિ પણ તેની વૈજ્ઞાનિક તેમ જ યાંત્રિક પ્રગતિથી પણ ઝંખવાઈ ગયા હતા. આ બધી વસ્તુઓએ મળીને તેમનામાં લશ્કરી તેમ જ યાંત્રિક બાબતોમાં ઊતરતાપણાની ભાવના પેદા કરી. એમ છતાંયે ત્યાં આગળ રાષ્ટ્રીયતાની ભાવના વધતી ગઈ અને પરદેશી આક્રમણનો સામનો કરવાની તથા વિદેશીઓને હાંકી કાઢવાની ઇચ્છા જાગ્રત થઈ.

વીસમી સદીના આરંભમાં એક એવો બનાવ બન્યો જેણે એશિયાવાસીઓના માનસ ઉપર ભારે અસર કરી. એ બનાવ તે ઝારશાહી રશિયાનો જાપાને કરેલો પરાજય. નાનકડા જાપાને યુરોપની સૌથી મોટી અને બળવાન સત્તામાંની એકનો પરાજય કર્યો એથી સૌ લોકો આશ્ચર્યચકિત થઈ ગયા. એશિયામાં એથી કરીને આશ્ચર્યની સાથે આનંદ પ્રવર્તી રહ્યો. જાપાન પશ્ચિમના દેશોના આક્રમણની સામે ઝૂઝનાર એશિયાના પ્રતિનિધિ તરીકે લેખાવા લાગ્યું અને થોડા વખત માટે તો તે પૂર્વના બધા દેશોમાં અત્યંત લોકપ્રિય થઈ પડ્યું. પણ જાપાન એશિયાનું એવા પ્રકારનું પ્રતિનિધિ નહોતું. તે તો યુરોપની બીજી સત્તાઓની માફક પોતાના સ્વાર્થને ખાતર જ લડ્યું હતું. જાપાનની જીતના ખબરો આવે ત્યારે હું કેટલો બધો ઉત્તેજિત થઈ જતો હતો એ મને બરાબર યાદ છે. તે વખતે હું તારી ઉંમરનો હતો.

આમ પશ્ચિમનો સામ્રાજ્યવાદ જેમ જેમ વધારે ને વધારે આક્રમણકારી થતો ગયો તેમ તેમ તેને રોકવાને તથા તેની સામે લડવાને માટે રાષ્ટ્રીય ભાવના જાગ્રત થતી ગઈ. પશ્ચિમે આરબ પ્રજાઓથી માંડીને છેક પૂર્વની મંગોલ પ્રજાઓ સુધી આખા એશિયામાં રાષ્ટ્રીય હિલચાલો ઉદ્ભવી. આરંભમાં તે સાવચેતીપૂર્વક અને ધીમે પગલે આગળ વધી પરંતુ પછીથી દિનપ્રતિદિન તેની માગણી વધારે ને વધારે ઉદ્દામ બનતી ગઈ. હિંદમાં એ જ અરસામાં રાષ્ટ્રીય મહાસભાનો ઉદય થયો અને તેની શરૂઆતની કારકિર્દીનો આરંભ થયો. એશિયાના બળવાનો હવે આરંભ થયો હતો.

૧૯મી સદીનું આપણું અવલોકન હજી પૂરું થયું નથી. પરંતુ આ પત્ર ઠીક ઠીક લાંબો થયો છે એટલે તે હવે પૂરો થવો જોઈએ.

## ૧૦૮. ૧૯મી સદી ચાલુ

૨૪ નવેમ્બર, ૧૯૩૨

મેં મારા આગલા પત્રમાં ૧૯મી સદીનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો તેમ જ પ્રચંડ યંત્રોના આગમનને પરિણામે પશ્ચિમ યુરોપમાં ફેલાયેલા ઔદ્યોગિક મૂડીવાદમાંથી ઉદ્ભવેલી કેટલીક વસ્તુઓ વિષે તને કહ્યું છે. એ બાબતમાં પશ્ચિમ યુરોપ આગળ પડ્યું એનું એક કારણ એ છે કે તેની પાસે કોલસો તથા લોઢાની કાચી ધાતુ હતી. પ્રચંડ યંત્રો બનાવવાને તથા તેની પાસેથી કામ લેવાને માટે કોલસો અને લોઢું મહત્ત્વનાં હતાં.

આપણે જોયું કે આ મૂડીવાદમાંથી સામ્રાજ્યવાદ અને રાષ્ટ્રવાદ જન્મ્યાં. રાષ્ટ્રવાદ એ કંઈ નવી વસ્તુ નહોતી. આ પહેલાં પણ એ મોજૂદ હતો. પરંતુ

હવે તે વધારે તીવ્ર અને સંકુચિત બન્યો. તેણે એકી વખતે એકતા સાધી તેમ જ જુદાઈની ભાવના પણ પેદા કરી. એક જ રાષ્ટ્રીય ઘટકમાં વસનારા લોકો એકબીજાની વધારે સમીપ આવ્યા પરંતુ બીજા રાષ્ટ્રીય ઘટકોમાં વસતા લોકોથી તેઓ વધારે ને વધારે અળગા પડતા ગયા. દરેક દેશમાં રાષ્ટ્રભક્તિ વધતી ગઈ અને તેની સાથે સાથે વિદેશીઓ પ્રત્યેનાં અવિશ્વાસ અને અણગમો પણ વધતાં ગયાં. યુરોપમાં ઉદ્યોગના ક્ષેત્રમાં આગળ વધેલા દેશો શિકારી પશુઓની પેઠે એકબીજાની સામે કરડી નજરથી જોવા લાગ્યા. ઇંગ્લંડે સૌથી વધારે લૂંટ મેળવી હતી એટલે સ્વાભાવિક રીતે જ તે તેને વળગી રહેવા માગતું હતું. પરંતુ બીજા દેશો અને ખાસ કરીને જર્મનીને તો જ્યાં ને ત્યાં ઇંગ્લંડનો અડ્ડો જ નજરે પડતો હતો. એટલે ઘર્ષણ વધવા પામ્યું અને તે છડેચોક યુદ્ધમાં પરિણમ્યું. ઔદ્યોગિક મૂડીવાદની સમગ્ર વ્યવસ્થા અને તેના ફણગારૂપ સામ્રાજ્યવાદમાંથી આવાં ઘર્ષણ અને કલહ પેદા થાય છે. એ બન્ને, કલહ, સ્પર્ધા અને શોષણના પાયા ઉપર રચાયેલાં હોવાને કારણે એના મૂળમાં જ વિરોધી તત્ત્વો મોજૂદ હોય છે અને તેમનો સુમેળ સાધી શકાતો નથી. આમ, પૂર્વના દેશોમાં સામ્રાજ્યવાદના સંતાનરૂપ રાષ્ટ્રવાદ તેનો કટ્ટો દુશ્મન બન્યો.

તેના મૂળમાં આ વિરોધી તત્ત્વો હોવા છતાં મૂડીવાદી સુધારાએ આપણને ઘણા ઉપયોગી પાઠો પણ શીખવ્યા છે. તેણે આપણને સંગઠનનો પાઠ શીખવ્યો; કેમકે, પ્રચંડ યંત્રો અને મોટા પાયા ઉપરના ઉદ્યોગો ચલાવવા માટે પ્રથમ ભારે સંગઠનની જરૂર પડે છે. મોટા મોટા ઉદ્યોગોમાં તેણે સહકારનો પાઠ શીખવ્યો. વળી તેણે કાર્યકુશળતા અને નિયમિતતા પણ શીખવ્યાં. આ ગુણો વિના મોટું કારખાનું કે રેલવેઓ ચલાવી શકાતાં નથી. કેટલીક વાર એમ કહેવામાં આવે છે કે એ ખાસ કરીને પશ્ચિમના ગુણો છે અને પૂર્વના દેશોમાં તે નથી હોતા. બીજી બધી બાબતોની જેમ આમાં પણ પૂર્વ કે પશ્ચિમનો કંઈ સવાલ નથી. ઉદ્યોગવાદને લીધે એ ગુણો વિકસ્યા છે અને ત્યાં આગળ ઉદ્યોગીકરણ થયું હોવાથી પશ્ચિમના દેશોમાં એ ગુણો છે; જ્યારે પૂર્વના દેશોમાં હજી ઉદ્યોગીકરણ થયેલું ન હોવાથી તથા તેઓ ખેતીપ્રધાન હોવાને લીધે તેમનામાં એ ગુણોનો અભાવ છે.

ઔદ્યોગિક મૂડીવાદે બીજી એક મોટી સેવા બજાવી છે. યંત્રો, કોલસો અને વરાળની મદદથી સંપત્તિ કેવી રીતે ઉત્પન્ન કરી શકાય એ તેણે બતાવી આપ્યું. દુનિયામાં હવે ઝાઝી સંપત્તિ પેદા થવાનો સંભવ રહ્યો નથી અને તેથી કરીને અસંખ્ય લોકોને હમેશાં ગરીબાઈમાં જ સબડતા રહેવું પડવાનું છે એવા પ્રકારના જૂના ભયને તેણે નિર્મૂળ કર્યો. વિજ્ઞાન અને યંત્રોની સહાયથી આખી દુનિયાની વસતી માટે પૂરતો ખોરાક અને કપડાં તથા બીજી બધી જરૂરી ચીજો ઉત્પન્ન કરી શકાય એમ હતું. આ રીતે ઉત્પાદનના કોયડાનો કંઈ

નહિ તો સિદ્ધાંતની દૃષ્ટિએ તો ઉકેલ આવી ગયો. પણ એ કેવળ સૈદ્ધાંતિક ઉકેલ જ રહ્યો. બેશક, સંપત્તિ તો બહોળા પ્રમાણમાં પેદા કરવામાં આવી પરંતુ ગરીબો તો ગરીબ રહ્યા એટલું જ નહિ પણ તેઓ ઊલટા વધારે ગરીબ બન્યા. પૂર્વ તરફના તેમ જ આફ્રિકાના દેશોનું યુરોપના આધિપત્ય નીચે છડેચોક અને નિર્લજ્જ શોષણ કરવામાં આવ્યું. ત્યાં રહેતા દુઃખી લોકોની વહારે ધાનાર કોઈ નહોતું. ખુદ પશ્ચિમ યુરોપમાં પણ ગરીબાઈ રહેવા પામી અને દિનપ્રતિદિન તે વધારે ને વધારે છતી થતી ગઈ. બાકીની દુનિયાના શોષણને લઈને થોડા સમય માટે તો પશ્ચિમ યુરોપના દેશોમાં સંપત્તિ આવી. આ સંપત્તિનો ઘણો-ખરો ભાગ સમાજની ટોચના મૂઠીભર લોકોના હાથમાં ગયો. પરંતુ એનો થોડો ભાગ ગરીબ વર્ગો સુધી પણ પહોંચ્યો અને તેમનું જીવનનું ધોરણ કંઈક ઊંચું થવા પામ્યું. વસતી પણ બહુ મોટા પ્રમાણમાં વધી ગઈ.

પરંતુ એશિયા, આફ્રિકા અને જ્યાં ઉદ્યોગીકરણ થવા ન પામ્યું હોય એવા બીજા પ્રદેશોના શોષણને ભોગે એ ઘણીખરી સંપત્તિ પ્રાપ્ત થઈ હતી તથા જીવનનું ધોરણ ઊંચું થવા પામ્યું હતું. આ શોષણ અને સંપત્તિના પ્રવાહે થોડા વખત માટે મૂડીવાદી સમાજવ્યવસ્થાના પરસ્પર વિરોધી તત્ત્વોને ઢાંકી રાખ્યાં. એમ છતાં પણ ગરીબ અને તવંગર વચ્ચેનો ભેદ તથા તેમની વચ્ચેનું અંતર વધતાં ગયાં. એ બંને જુદી પ્રજાઓ હતી, જુદાં રાષ્ટ્રો હતાં. ૧૯મી સદીના એક મહાન અંગ્રેજ રાજપુરુષે તેમનું આવું વર્ણન કર્યું છે :

'શ્રીમંત અને ગરીબ . . . એ બે જુદી પ્રજાઓ છે. જાણે તેઓ જુદા જુદા પ્રદેશમાં અથવા તો જુદા જુદા ગ્રહોમાં વસતી ન હોય તેમ તેઓ એક બીજીના ટેવો, વિચારો તથા લાગણીઓથી અજાણ છે. તેમના ઉછેરની રીત જુદી છે, તેમનો ખોરાક જુદો છે, તેમની રીતભાત અને રહેણીકરણી ભિન્ન છે તથા તેમનું શાસન કરનાર કાયદાઓ પણ સમાન નથી.'

આ નવી ઔદ્યોગિક પરિસ્થિતિને લઈને મોટાં મોટાં કારખાનાંઓમાં સંખ્યાબંધ મજૂરો આવ્યા અને પરિણામે કારખાનામાં કામ કરનારા મજૂરોનો એક નવો વર્ગ ઊભો થયો. ખેડૂતો અને ખેતરોમાં કામ કરનારા મજૂરો કરતાં આ મજૂરો ઘણી બાબતોમાં જુદા પડતા હતા. ખેડૂતો તો મુખ્યત્વે કરીને ઋતુઓ અને વરસાદ ઉપર આધાર રાખતા હતા. એમના ઉપર તેમનો કાબૂ નથી હોતો એટલે તેમનાં દુઃખ અને ગરીબાઈ દૈવી કારણોને આભારી છે એમ તેઓ માનવા લાગે છે. પરિણામે તેઓ વહેમી બની જાય છે, આર્થિક કારણોની અવગણના કરે છે અને જેને તેઓ બદલી શકે એમ નથી એવા નિર્દય દૈવને વશ વર્તીને નિરાશાભર્યું તથા નીરસ જીવન ગાળે છે. પરંતુ કારખાનાના મજૂરો મનુષ્યકૃત યંત્રો ઉપર કામ કરે છે, ઋતુઓ કે વરસાદની પરવા કર્યા વિના માલ ઉત્પન્ન કરે છે; તેઓ સંપત્તિ પેદા કરે છે ખરા પરંતુ તેનો ઘણોખરો ભાગ બીજાઓને હાથ જાય છે અને તેઓ પોતે તો ગરીબ જ રહે છે એવું

તેમને માલૂમ પડે છે અને એ રીતે આર્થિક નિયમો કાર્ય કરતા કંઈક અંશે તેમના જોવામાં આવે છે. એટલે તેઓ દૈવી કારણોનો વિચાર નથી કરતા અને ખેડૂતોના જેટલા વહેમી નથી હોતા. પોતાની ગરીબાઈ માટે તેઓ દેવોને દોષ દેતા નથી; એને માટે તેઓ સમાજને અથવા સમાજવ્યવસ્થાને અને ખાસ કરીને તો પોતાની મજૂરીનો મોટો હિસ્સો પડાવી લેનાર કારખાનાના મૂડીવાદી માલિકને દોષિત ગણે છે. તેમનામાં વર્ગજાગ્રતિ પેદા થાય છે અને સમાજમાં વર્ગો હોય છે તથા ઉપલા વર્ગો પોતાના વર્ગનો શિકાર કરે છે એવું તેઓ જોતા થાય છે. અને એને પરિણામે અસંતોષ અને બંડ જાગે છે. આરંભમાં તો અસંતોષનો ગણગણાટ મંદ અને અસ્પષ્ટ હોય છે, તથા શરૂઆતનાં રમખાણો આંધળાં, અવિચારી અને નબળાં હોય છે અને સરકાર તેમને સહેલાઈથી કચરી નાખે છે. સરકાર મોટાં મોટાં કારખાનાંઓ તથા તેમાંથી ઉદ્ભવતા બીજા ઉદ્યોગોનો કાબૂ ધરાવનાર નવા મધ્યમ વર્ગની સંપૂર્ણપણે પ્રતિનિધિ હોય છે. પરંતુ ભૂખને લાંબા સમય સુધી દબાવી શકાતી નથી અને થોડા જ વખતમાં મજૂર તેના જેવા બીજા મજૂરો સાથે સંપ અને એકતા સાધીને તે દ્વારા નવું બળ પ્રાપ્ત કરે છે. આમ મજૂરનું રક્ષણ કરવાને તથા તેના હક માટે લડત ચલાવવાને મજૂરમહાજનો ઊભાં થાય છે. પ્રથમ તો એ ગુપ્ત મંડળો હોય છે કારણ કે સરકાર મજૂરોને પોતાનું સંગઠન કરવાની છૂટ પણ આપતી નથી. સરકાર એ ચોક્કસપણે અમુક વર્ગની જ સરકાર હોય છે તથા તે જેની પ્રતિનિધિ હોય તે વર્ગનું યેનકેન પ્રકારેણ રક્ષણ કરે છે એ વસ્તુ વધારે ને વધારે સ્પષ્ટ થતી જાય છે. કાયદાઓ પણ એ રીતે વર્ગીય એટલે કે અમુક વર્ગને જ સ્પર્શનારા હોય છે. ધીમે ધીમે મજૂરો તાકાત પ્રાપ્ત કરે છે અને તેમનાં મહાજનો બળવાન સંસ્થાઓ બને છે. શોષણ કરનારા સત્તાધીશ વર્ગની સામે ખરી રીતે તેમનાં બધાનાં હિત સમાન છે એવી ભિન્ન ભિન્ન શાખાના મજૂરોને પ્રતીતિ થાય છે. એટલે જુદાં જુદાં મજૂરમહાજનો એકબીજા સાથે સહકાર કરે છે અને આખા દેશના કારખાનાના મજૂરોનો એક સંગઠિત સમૂહ બને છે. એથી આગળનું પગથિયું જુદા જુદા દેશોના મજૂરો સાથે ઐક્ય સાધવાનું હોય છે કેમકે તેમને પણ લાગવા માંડે છે કે તેમના સૌનાં હિત સમાન છે અને તેમનો બધાનો શત્રુ પણ એક જ છે. આમ 'દુનિયાભરના મજૂરો એકત્ર થાઓ'નો પોકાર ઊઠે છે અને મજૂરોની આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ ઊભી થાય છે. સાથે સાથે મૂડીવાદી ઉદ્યોગોનો પણ વિકાસ થાય છે અને તે પણ આંતરરાષ્ટ્રીય બને છે. આ રીતે જ્યાં જ્યાં ઔદ્યોગિક મૂડીવાદ ખીલે છે ત્યાં ત્યાં મજૂરો મૂડીવાદની સામે ખડા થાય છે.

હું બહુ ઝડપથી આગળ નીકળી ગયો અને હવે મારે પાછા હઠવું જોઈએ. પરંતુ ૧૯મી સદીની દુનિયા એ અનેક બળોનો—ઘણુંખરું પરસ્પર

વિરોધી બળોનો એવો તો શંભુમેળો છે કે એ બધાંને એકી વખતે નજર આગળ રાખવાનું કામ બહુ મુશ્કેલ થઈ પડે છે. મૂડીવાદ, સામ્રાજ્યવાદ, રાષ્ટ્રવાદ, આંતરરાષ્ટ્રીયવાદ તથા સંપત્તિ અને ગરીબાઈના આ અજબ પ્રકારના મિશ્રણની તારા મન ઉપર કેવી છાપ પડશે એનું ખરેખર મને આશ્ચર્ય થાય છે. પરંતુ ખુદ જીવન પણ એક અજબ પ્રકારનું મિશ્રણ છે. એ જેવું હોય તેવે સ્વરૂપે આપણે તેનો સ્વીકાર કરવો જોઈએ, તેને સમજવા પ્રયત્ન કરવો જોઈએ અને પછી તેને સુધારવા મથવું જોઈએ.

વિરોધી તત્ત્વોના આ શંભુમેળાએ યુરોપ તેમ જ અમેરિકાના ઘણા લોકોને વિચાર કરતા કરી મૂક્યા. નેપોલિયનના પતન પછી સદીના આરંભમાં યુરોપના બધા જ દેશોમાં નહિ જેવી જ સ્વતંત્રતા હતી. એના કેટલાક દેશોમાં રાજાની આપખુદી વર્તતી હતી અને કેટલાક દેશોમાં ઇંગ્લંડની પેઠે નાનકડો શ્રીમંત અને ઉમરાવ વર્ગ સત્તાધારી હતો. હું તને આગળ કહી ગયો છું તેમ સર્વત્ર ઉદાર તત્ત્વોનું દમન કરવામાં આવતું હતું. પરંતુ એમ છતાંયે અમેરિકાની તેમ જ ફ્રાંસની ક્રાંતિએ લોકશાસન યા લોકશાહી અને રાજકીય સ્વતંત્રતાના વિચારોને ઉદાર મત ધરાવનારા વિચારકોમાં પ્રચલિત અને લોકપ્રિય કર્યા હતા. લોકશાસન રાજ્ય તેમ જ પ્રજાનાં બધાં અનિષ્ટો તથા મુસીબતોના ઇલાજ તરીકે લેખાવા લાગ્યું. લોકશાસનનો આદર્શ એવો હતો કે તેમાં વિશિષ્ટ અધિકારોને સ્થાન ન હોવું જોઈએ અને રાજ્યે પ્રત્યેક વ્યક્તિને સામાજિક તેમ જ રાજકીય દૃષ્ટિએ સમાન ગણવી જોઈએ. અલબત્ત, લોકો ઘણી બાબતોમાં એકબીજાથી ભિન્ન હોય છે; કેટલાક બીજાઓ કરતાં વધારે બળવાન હોય છે, કેટલાક વધારે સમજુ અને નિઃસ્વાર્થી હોય છે. પરંતુ લોકશાસનમાં માનનારાઓ કહેતા કે બધા માણસોનો રાજકીય દરજ્જો સમાન હોવો જોઈએ પછી ભલેને તેમનામાં ગમે એટલા ભેદો હોય. અને દરેક નાગરિકને મતનો અધિકાર આપીને એ વસ્તુ સાધવાની હતી. પ્રગતિશીલ વિચારકો અને વિનીતોનો (લિબરલ્સ) લોકશાસનના ગુણોમાં ભારે વિશ્વાસ હતો અને તે આણવાને તેઓ ભારે પરિશ્રમ કરતા હતા. સ્થિતિચુસ્ત અને પ્રત્યાઘાતીઓ તેમનો વિરોધ કરતા અને સર્વત્ર તેમની વચ્ચે ગજગ્રાહ ચાલતો હતો. કેટલાક દેશોમાં તો ક્રાંતિ પણ થઈ. મતાધિકારનું ક્ષેત્ર વિસ્તૃત કરવામાં આવ્યું એટલે કે પાર્લમેન્ટના સભ્યો ચૂંટવા માટે મત આપવાનો હક વધારે લોકોને આપવામાં આવ્યો તે પહેલાં ઇંગ્લંડમાં આંતરવિગ્રહ ફાટી નીકળવાની અણી ઉપર હતો. પરંતુ ધીમે ધીમે ઘણાખરા દેશોમાં લોકશાસનનો વિજય થયો અને સદીના અંત સુધીમાં પશ્ચિમ યુરોપના દેશો તથા અમેરિકામાં કંઈ નહિ તો મોટા ભાગના લોકોને મતાધિકાર તો મળ્યો. લોકશાસન યા લોકશાહી એ ૧૯મી સદીનો મહાન આદર્શ હતો, તે એટલે સુધી કે એ સદીને લોકશાસનની સદી કહી શકાય. આખરે લોકશાસનનો વિજય

તો થયો પણ છેવટે લોકોનો વિશ્વાસ તેના ઉપરથી ઊઠી જવા લાગ્યો. તેમને જણાયું કે ગરીબાઈ, હાડમારી, દુઃખો તેમ જ મૂડીવાદી વ્યવસ્થાનાં વિરોધી તત્ત્વો દૂર કરવામાં તે નિષ્ફળ નીવડી હતી. ભૂખ્યા માણસના હાથમાં મત આપવાનો હક આપવાથી તેનું શું વળે? અને એક ટંકના ભોજન જેટલી કિંમત આપવાથી તેનો મત અથવા તો તેની સેવા ખરીદી શકાતી હોય તો તેને મળેલી સ્વતંત્રતાનું પ્રમાણ કેટલું સમજવું? એટલે લોકશાસનની અપકીર્તિ થઈ અથવા સાચું કહેતાં રાજકીય લોકશાસન અપ્રિય થઈ પડ્યું. પરંતુ એ ૧૯મી સદીની બહારનો વિષય છે.

લોકશાસને સ્વતંત્રતાની રાજકીય બાજુનો નિવેડો આણ્યો. એ આપખુદી અને બીજા પ્રકારનાં એવાં જુલમી રાજતંત્રો સામેનો પ્રત્યાઘાત હતો. સમાજમાં ઊભા થતા ઔદ્યોગિક પ્રશ્નો અથવા તો ગરીબાઈ અને વર્ગ-કલહના નિવારણનો રામબાણ ઉપાય એની પાસે નહોતો. એથી કરીને વ્યક્તિ પોતાનું હિત સાધવાનો પ્રયત્ન કરશે અને હરેક રીતે પોતાની તેમ જ સમાજની ઉન્નતિ સાધશે અને એ રીતે સમાજની પ્રગતિ થશે એવી આશાથી તેની વૃત્તિ અનુસાર કાર્ય કરવાની તેની સૈદ્ધાંતિક સ્વતંત્રતા ઉપર તેણે ભાર મૂક્યો. આ 'લેઝેફેર' એટલે કે સ્વૈર પ્રવૃત્તિનો સિદ્ધાંત હતો. મને લાગે છે કે આગળના એક પત્રમાં મેં તને એ વિષે લખ્યું છે. પરંતુ વ્યક્તિગત સ્વતંત્રતાનો સિદ્ધાંત નિષ્ફળ નીવડ્યો; કેમકે, પેટિયું મેળવવાને ખાતર જેને મજૂરી કરવાની ફરજ પડતી હોય એવા માણસને ભાગ્યે જ સ્વતંત્ર કહી શકાય.

ઔદ્યોગિક મૂડીવાદની વ્યવસ્થામાં ઊભી થયેલી મોટી મુશ્કેલી આ હતી: જેઓ કામ કરતા હતા અને એ રીતે સમાજની સેવા કરતા હતા તેમને તેમની મજૂરીનું નજીવું વળતર મળતું અને તેનો બધો લાભ જેઓ કશું કામ કરતા નહોતા તેમને મળતો. આમ એ વ્યવસ્થામાં કામ અને તેના દામ યા વળતર વચ્ચે કશો મેળ નહોતો. એને પરિણામે એક બાજુએ જેઓ મજૂરી કરતા હતા તેઓ ગરીબ બનતા ગયા અને તેમની અધોગતિ થતી ગઈ અને બીજી બાજુએ ઉદ્યોગમાં જાતે કામ કર્યા વિના કે કોઈ પણ રીતે તેની સંપત્તિમાં વધારો કર્યા વિના તેના ઉપર જીવનારો અથવા ખરું કહેતાં તેના ઉપર માતનારો વર્ગ પેદા થયો. એ જમીન ઉપર કામ કરનારા કિસાનો અને તેના ઉપર જાતે કામ કર્યા વિના તેમની મજૂરીનો લાભ ઉઠાવનારા જમીનદારોના જેવું હતું. મજૂરીના ફળની આ વહેંચણી દેખીતી રીતે જ અન્યાયી હતી. પરંતુ મહત્ત્વની વાત તો એ છે કે, લાંબા કાળથી યાતના વેઠતા આવેલા કિસાનથી ઊલટી રીતે કારખાનાનો મજૂર એ અન્યાયથી પરિચિત હતો અને તે તેને સાલતો હતો તથા તેના પ્રત્યે તેને રોષ હતો. વખત જતો ગયો તેમ તેમ પરિસ્થિતિ વધારે ને વધારે બગડતી ગઈ. પશ્ચિમના બધાયે ઔદ્યોગિક દેશોમાં આ વિષમતા વધારે ઉગ્ર

બની અને વિચારવાન તથા સમજુ લોકો એ ગૂંચવણમાંથી માર્ગ કાઢવાનો પ્રયાસ કરતા હતા. આમ સમાજવાદને નામે ઓળખાતી વિચારસરણી પેદા થઈ. સમાજવાદ એ મૂડીવાદનું ફરજંદ હતો, તે તેનો દુશ્મન પણ હતો અને ભવિષ્યમાં ઘણુંખરું તે તેનું સ્થાન લેવાને નિર્માયેલો હતો. ઇંગ્લંડમાં તેણે સૌમ્ય સ્વરૂપ ધારણ કર્યું; ફ્રાંસ અને જર્મનીમાં તે વધારે ક્રાંતિકારક હતો. યુનાઈટેડ સ્ટેટ્સમાં દેશની વિશાળતાના પ્રમાણમાં તેની વસતી અલ્પ હોવાને કારણે વિકાસને માટે પૂરેપૂરી તક હતી એટલે પશ્ચિમ યુરોપમાં મૂડીવાદે જે અન્યાયો અને દુઃખો પેદા કર્યાં હતાં તે ત્યાં આગળ લાંબા વખત સુધી તેટલા પ્રમાણમાં ઉઘાડાં ન પડ્યાં.

૧૯મી સદીના વચગાળામાં જર્મનીમાં એક પુરુષ પેદા થયો જે ભવિષ્યમાં સમાજવાદનો પયગંબર અને સામ્યવાદના નામથી ઓળખાયેલા સમાજવાદનો જનક થવાને નિર્માયેલો હતો. તેનું નામ કાર્લ માર્ક્સ હતું. તે ગગનવિહાર કરનાર ફિલસૂફ કે કેવળ તાત્ત્વિક સિદ્ધાંતોની ચર્ચા કરનાર અધ્યાપક નહોતો. તે વ્યવહારુ ફિલસૂફ હતો અને રાજકીય તથા આર્થિક પ્રશ્નોના અભ્યાસમાં વિજ્ઞાનની પદ્ધતિ લાગૂ પાડી એ રીતે જગતનાં દુઃખોનો ઇલાજ શોધવા માગતો હતો. તે કહેતો કે, ફિલસૂફીએ આજ સુધી કેવળ જગતનું નિરૂપણ કરવાનો પ્રયાસ કર્યો હતો. સામ્યવાદી ફિલસૂફીએ તેને પલટવાનો પ્રયાસ કરવો જોઈએ. એંગલ્સ નામના એક બીજા પુરુષની સાથે મળીને તેણે 'સામ્યવાદી જાહેરનામું' (કૉમ્યુનિસ્ટ મૅનિફેસ્ટો) બહાર પાડ્યું. એમાં તેની ફિલસૂફીની રૂપરેખા આપવામાં આવી છે. એ પછીથી તેણે જર્મન ભાષામાં 'ડાસ કેપીટલ' અથવા 'કેપીટલ' નામનો એક મહાન ગ્રંથ બહાર પાડ્યો. એમાં તેણે વૈજ્ઞાનિક પદ્ધતિથી જગતના ઇતિહાસનું અવલોકન કર્યું છે અને સમાજ કઈ દિશામાં વિકાસ કરી રહ્યો છે તથા એ પ્રક્રિયાને કેવી રીતે વધારે ત્વરિત કરી શકાય એ દર્શાવ્યું છે. અહીં આગળ હું માર્ક્સની ફિલસૂફી સમજાવવાનો પ્રયાસ કરીશ નહિ. પરંતુ માર્ક્સના એ મહાન ગ્રંથે સમાજવાદના વિકાસમાં ભારે ફાળો આપ્યો તથા આજે તે સામ્યવાદી રશિયાનું બાઇબલ લેખાય છે એટલું તું યાદ રાખે એમ હું ઇચ્છું છું.

૧૯મી સદીના વચગાળામાં ઇંગ્લંડમાં બીજું એક પ્રસિદ્ધ પુસ્તક બહાર પડ્યું અને તેણે ભારે ખળભળાટ મચાવ્યો. એ પુસ્તક તે ડાર્વિનનું 'જાતિઓની ઉત્પત્તિ' (ઑરિજીન ઑફ સ્પીસિઝ). ડાર્વિન નિસર્ગશાસ્ત્રી (નેચરાલિસ્ટ) હતો — એટલે કે તે નિસર્ગનું અથવા કુદરતનું અને ખાસ કરીને છોડ તથા પ્રાણીઓનું નિરીક્ષણ કરતો હતો. કુદરતમાં છોડ તેમ જ પ્રાણીઓનો વિકાસ કેવી રીતે થયો, કુદરતી વીણામણની ક્રિયા દ્વારા એક જાતિમાંથી બીજી જાતિ કેવી રીતે ઉદ્ભવી તથા સાદાં અથવા અલ્પાંગી પ્રાણીઓમાંથી ધીમે ધીમે જટિલ

અથવા બહુઅંગી વિકસેલા અવયવોવાળાં પ્રાણીઓ કેવી રીતે પેદા થયાં એ તેણે અનેક દૃષ્ટાંતો આપીને બતાવ્યું છે. આ પ્રકારની વૈજ્ઞાનિક કારણપરંપરા પૃથ્વીની તેમ જ મનુષ્ય અને પ્રાણીઓની ઉત્પત્તિ વિષેની કેટલીક ધાર્મિક માન્યતાઓથી બિલકુલ ઊલટી હતી. એથી કરીને વિજ્ઞાનશાસ્ત્રીઓ અને આવી માન્યતામાં શ્રદ્ધા રાખનારાઓ વચ્ચે ત્યાં આગળ ભારે ઊહાપોહ મચ્યો. ખરો ઝઘડો જેટલા પ્રમાણમાં જીવન પ્રત્યેના સામાન્ય વલણ પરત્વે હતો તેટલો હકીકતો પરત્વે નહોતો. જીવન પ્રત્યેનું સંકુચિત ધાર્મિક વલણ મોટે ભાગે વહેમ, ભય અને જાદુથી વ્યાપ્ત હતું. એમાં બુદ્ધિને ઉત્તેજન આપવામાં આવતું નહોતું અને લોકોને તેની સામે શંકા ઉઠાવ્યા વિના તેમને જે કહેવામાં આવે તે માની લેવાનું જણાવવામાં આવતું હતું. ઘણા વિષયો તો પવિત્રતા અને દિવ્યતાના ગહન આચ્છાદન નીચે ઢાંકી રાખવામાં આવ્યા હતા અને તેમને ઉઘાડા પાડવાના કે સ્પર્શવાના નહોતા. વિજ્ઞાનની ભાવના અને પદ્ધતિ એનાથી સાવ ભિન્ન હતાં. કેમકે વિજ્ઞાન દરેક વસ્તુનું રહસ્ય જાણવાને જિજ્ઞાસુ હતું. તે કોઈ પણ વસ્તુ એમ ને એમ માની લે એમ નહોતું તેમ જ વિષયની માની લીધેલી પવિત્રતા કે દિવ્યતા તેને ભડકાવીને ભગાડી શકે એમ નહોતું. તે દરેક વસ્તુનું બારીક નિરીક્ષણ કરતું, વહેમોને દૂર કરવા પ્રયાસ કરતું તથા જેનો પ્રયોગ કે બુદ્ધિ દ્વારા નિર્ણય થઈ શકે તે જ વસ્તુમાં માનતું.

જડ બની ગયેલા ધાર્મિક દૃષ્ટિબિંદુ સાથેના આ ઝઘડામાં વૈજ્ઞાનિક ભાવનાનો વિજય થયો. આ વસ્તુઓ વિષે વિચાર કરનાર ઘણાખરા લોકો છેક અઢારમી સદીથી માંડીને બુદ્ધિવાદી બન્યા હતા. ફ્રાંસની ક્રાંતિ પહેલાં ત્યાં આગળ ફરી વળેલા તાત્ત્વિક વિચારોના મોજા વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. પરંતુ હવે એ ફેરફાર સમાજમાં વધારે ઊંડો ઊતર્યો. વિજ્ઞાનની પ્રગતિએ કેળવાયેલા સામાન્ય માણસને પણ સ્પર્શ કર્યો. એ વિષયમાં તે બહુ ઊંડો વિચાર કરી શકવાની સ્થિતિમાં ન હોય એ બનવાજોગ છે. વળી વિજ્ઞાન વિષે પણ તે ઝાઝું જાણતો નહોતો. પરંતુ તેની નજર આગળ છતા થયેલા શોધખોળના ભવ્ય દૃશ્યથી તે ડઘાઈ ગયો. રેલવે, વીજળી, તાર, ટેલિફોન, ફોનોગ્રાફ અને એવી બીજી અનેક વસ્તુઓ એક પછી એક તેની સામે આવતી ગઈ. આ બધી વસ્તુઓ વૈજ્ઞાનિક પદ્ધતિની પેદાશ હતી. તેમને વિજ્ઞાનના વિજય તરીકે વધાવી લેવામાં આવી. વિજ્ઞાને કેવળ માણસનું જ્ઞાન જ નહિ પણ નિસર્ગ ઉપરનો તેનો કાબૂ પણ વધાર્યો. વિજ્ઞાનનો વિજય થયો તથા લોકો આ નવા અને સર્વશક્તિમાન દેવ આગળ માથું નમાવી તેની પૂજા કરવા લાગ્યા એમાં કશું આશ્ચર્ય નથી. અને ૧૯મી સદીના વૈજ્ઞાનિકો વધારે પડતા આત્મસંતુષ્ટ અને શંકારહિત તથા પોતાના અભિપ્રાયોની બાબતમાં અતિશય નિશ્ચયાત્મક બની ગયા હતા. અર્ધી સદી

પહેલાંના એ સમય કરતાં વિજ્ઞાને હવે બહુ ભારે પ્રગતિ કરી છે, પરંતુ ૧૯મી સદીના વધારે પડતા આત્મસંતોષી અને શંકારહિતતાના વલણુ કરતાં આજે તેનું વલણુ સાવ જુદું છે. આજના સાચા વૈજ્ઞાનિકને તો એમ લાગે છે કે જ્ઞાનનો સાગર તો વિસ્તીર્ણ અને નિરવધિ છે. અને તે તેના ઉપર પોતાનું વહાણુ હંકારવાને મથે છે ખરો પરંતુ તેના પુરોગામીઓ કરતાં આજે તે વધારે નમ્ર બન્યો છે.

પશ્ચિમના દેશોમાં પ્રજાકીય કેળવણીની થયેલી ભારે પ્રગતિ એ ૧૯મી સદીની બીજી નોંધપાત્ર બિના હતી. શાસકવર્ગના ઘણા લોકોએ એનો તીવ્ર વિરોધ કર્યો. તેમનું કહેવું એવું હતું કે, એથી કરીને સામાન્ય લોકો અસંતુષ્ટ, ઉદ્ધત અને રાજદ્રોહી થઈ જશે તથા તેઓ ખ્રિસ્તી મટી જશે! એમના અભિપ્રાય પ્રમાણે તો ખ્રિસ્તી ધર્મ એટલે અજ્ઞાન અને તવંગર તથા સત્તાધારી લોકોની તાબેદારી. પરંતુ આ વિરોધ છતાંયે પ્રાથમિક શાળાઓ શરૂ થઈ અને જનતામાં કેળવણીનો ફેલાવો થયો. ૧૯મી સદીની બીજી બધી વિશિષ્ટતાઓની પેઠે એ પણ નવા ઉદ્યોગવાદનું ફળ હતું. કેમકે, મોટા ઉદ્યોગો અને પ્રચંડ યંત્રોમાં ઔદ્યોગિક નિપુણતાની જરૂર હતી અને કેળવણી દ્વારા જ એ સાધી શકાય એમ હતું. એ સમયના સમાજમાં બધા પ્રકારના પ્રવીણ મજૂરોની ભારે જરૂર હતી. પ્રજાવ્યાપી કેળવણી દ્વારા જ એ જરૂરિયાત પૂરી પડી શકી.

આ વ્યાપક પ્રાથમિક કેળવણીએ ભણેલાગણેલા લોકોનો એક મોટો વર્ગ પેદા કર્યો. એ લોકોને કેળવાયેલા તો ભાગ્યે જ કહી શકાય, પરંતુ તેઓ લખીવાંચી જાણતા હતા અને વર્તમાનપત્રો વાંચવાની ટેવનો ફેલાવો થવા પામ્યો. સોંઘાં છાપાંઓ નીકળ્યાં અને તેમનો બહોળો પ્રચાર થયો. લોકોનાં માનસ ઉપર તેઓ ભારે અસર કરવા લાગ્યાં. પરંતુ ઘણી વાર તો તેઓ લોકોને આડે રસ્તે દોરતાં અને પડોશના દેશ સામે લોકોની લાગણી ઉશ્કેરતાં અને એ રીતે વિગ્રહ પેદા કરતાં. એ ગમે તેમ હો, પણ છાપાંઓ ચોક્કસપણે અસરકારક સત્તા ધરાવનાર થઈ પડ્યાં.

આ પત્રમાં મેં જે કંઈ લખ્યું છે તેમાંનું ઘણુંખરું પ્રધાનપણે યુરોપને અને ખાસ કરીને પશ્ચિમ યુરોપને લાગુ પડે છે. ઉત્તર અમેરિકાને પણ એ કંઈક અંશે લાગુ પડે છે. બાકીની દુનિયા, જાપાન સિવાયનું એશિયા અને આફ્રિકા, યુરોપની નીતિનો ભોગ બનીને નિષ્ક્રિયપણે યાતના સહન કરી રહ્યાં હતાં. આગળ ઉપર હું કહી ગયો છું તેમ ૧૯મી સદી એ યુરોપની સદી હતી. સર્વત્ર યુરોપની જ બોલબાલા હતી; યુરોપ જગતના રંગમંચનું કેન્દ્ર રોકીને બેઠું હતું. ભૂતકાળમાં એશિયાએ અનેક વાર યુરોપ ઉપર લાંબા કાળ સુધી પ્રભુત્વ ભોગવ્યું હતું. ભૂતકાળમાં એવા યુગો આવી ગયા છે જ્યારે સભ્યતા અને પ્રગતિનું કેન્દ્ર મિસર, ઇરાક, હિંદુસ્તાન, ચીન, ગ્રીસ, રોમ કે અરબસ્તાનમાં

હતું. પરંતુ પ્રાચીન સભ્યતાઓ ધીમે ધીમે નાદાર બની ગઈ તથા તે નિષ્પ્રાણ અને જડ થઈ ગઈ. પરિવર્તન અને પ્રગતિનું જીવનદાયી તત્ત્વ તેમને છાંડી ગયું અને ચેતન બીજા પ્રદેશોમાં ચાલ્યું ગયું. હવે યુરોપનો ઊજળો દિવસ ઊગ્યો હતો અને યુરોપે એ સૌ કરતાં પોતાનું આધિપત્ય વધારે જમાવ્યું કારણ કે, સંપર્કનાં સાધનોમાં થયેલી પ્રગતિને લીધે દુનિયાના બધા ભાગોનો પ્રવેશ વધારે સુગમ અને ત્વરિત બન્યો.

૧૯મી સદીએ યુરોપની સભ્યતાને ફાલતીફૂલતી નિહાળી. એને મધ્યમ વર્ગની અથવા તો ભદ્રલોકની (બૂર્ઝવા) સભ્યતા કહેવામાં આવે છે કેમકે, ઔદ્યોગિક મૂડીવાદે પેદા કરેલા મધ્યમ વર્ગનું એમાં પ્રભુત્વ હતું. એ સભ્યતાનાં અનેક વિરોધી તત્ત્વો તથા તેની બદીઓ વિષે મેં તને કહ્યું છે. પૂર્વના દેશોમાં તથા હિંદમાં આ બદીઓ ખાસ કરીને આપણા જોવામાં આવી અને તેને લીધે આપણને વેઠવું પણ પડ્યું છે. પરંતુ કોઈ પણ દેશ કે પ્રજામાં મહત્તાનું તત્ત્વ હોય તે વિના તે મહત્તા પ્રાપ્ત કરી શકતી નથી. અને પશ્ચિમ યુરોપમાં એ તત્ત્વ હતું. અને આખરે યુરોપની પ્રતિષ્ઠા જેટલા પ્રમાણમાં તેને મહત્તા અર્પનાર ગુણો ઉપર નિર્ભર હતી તેટલી તે તેના લશ્કરી બળ ઉપર નિર્ભર નહોતી. ત્યાં આગળ સર્વત્ર ચેતન, અને સર્જક શક્તિ પુષ્કળ પ્રમાણમાં નજરે પડતાં હતાં. ત્યાં આગળ મોટા મોટા કવિઓ, લેખકો, ફિલસૂફો, વૈજ્ઞાનિકો, સંગીતશાસ્ત્રીઓ અને ઇજનેરો પેદા થયા. અને પશ્ચિમ યુરોપના સામાન્ય જનસમૂહની સ્થિતિ પણ આગળના કોઈ પણ સમય કરતાં હાલ વધારે સારી હતી. લંડન, પૅરિસ, બર્લિન અને ન્યૂયૉર્ક વગેરે પાટનગરો દિનપ્રતિદિન મોટાં ને મોટાં થતાં ગયાં, તેમની ઇમારતો ઊંચી ને ઊંચી થતી ગઈ, વૈભવવિલાસ વધ્યાં અને માણસની મહેનતમજૂરી ઓછી કરવાની તથા જીવનનો આરામ અને મોજમજા વધારવાની અસંખ્ય રીતો વિજ્ઞાને બતાવી. શ્રીમંત વર્ગના લોકોનાં જીવન મૃદુ અને સંસ્કારી બન્યાં અને આત્મસંતોષ, તથા કૃતકૃત્યતાની ભાવનાએ પ્રવેશ કર્યો. સભ્યતાનો એ પાછલો પહોર કે સાંજ હોય એમ ભાસે છે.

આમ, ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં યુરોપે પ્રસન્ન અને સમૃદ્ધ સ્વરૂપ ધારણ કર્યું હતું. અને કંઈ નહિ તો ઉપર ઉપરથી તો એમ લાગતું હતું કે આ મૃદુ સંસ્કૃતિ લાંબા કાળ સુધી ટકશે અને વિજય ઉપર વિજય મેળવતી રહેશે. પરંતુ જરા ઊંડેથી જોતાં વિચિત્ર પ્રકારનો ઉત્પાત અને અનેક કદરૂપાં દશ્યો તારી નજરે પડશે. કેમકે એ સમૃદ્ધ સંસ્કૃતિ પ્રધાનપણે કેવળ યુરોપના ઉપલા વર્ગો માટે જ હતી. અને અનેક દેશના તથા અનેક પ્રજાઓના શોષણ ઉપર તેનું મંડાણ હતું. મેં દર્શાવેલાં કેટલાંક વિરોધી તત્ત્વો તથા રાષ્ટ્રીય ધિક્કાર અને સામ્રાજ્યવાદનું ક્રૂર અને કઠોર સ્વરૂપ તારા જોવામાં આવશે.

એ જોયા પછી આ ૧૯મી સદીની સભ્યતાના લાલિત્ય તથા તેના કાયમીપણા વિષેનો તારો વિશ્વાસ પહેલાં જેટલો દૃઢ નહિ રહે. તેના દેહનું બાહ્ય સ્વરૂપ તો સુંદર હતું પરંતુ તેના હૃદયમાં સડો લાગુ પડ્યો હતો; મધ્યમવર્ગના સ્વાસ્થ્ય અને પ્રગતિ વિષે તો બહુ વાતો ચાલતી હતી પરંતુ સડો તેની સભ્યતાના મર્મને કોરી રહ્યો હતો.

૧૯૧૪ની સાલમાં કડાકો થયો. સવા ચાર વરસના વિગ્રહમાંથી યુરોપ પાર ઊતર્યું ખરું, પરંતુ તેના દેહ ઉપર કારી ઘા થયા હતા અને તે હજી પણ રુઝાયા નથી. પરંતુ એ વિષે હું તને આગળ ઉપર કહીશ.

## ૧૦૯. હિંદમાં વિગ્રહો અને વિપ્લવ

૨૭ નવેમ્બર, ૧૯૩૨

૧૯મી સદીનું આપણે ઠીક ઠીક લાંબું અવલોકન કર્યું. હવે આપણે દુનિયાના બીજા ભાગો તરફ વધારે ઝીણવટપૂર્વક નજર કરીએ. હિંદુસ્તાનથી આપણે એની શરૂઆત કરીશું.

હિંદમાંના પોતાના પ્રતિસ્પર્ધીઓ ઉપર અંગ્રેજોએ કેવી રીતે વિજય મેળવ્યો એ વિષે મેં થોડા વખત ઉપર તને વાત કરી હતી. નેપોલિયનના યુદ્ધોના સમય દરમ્યાન ફ્રેંચોને ચોક્કસપણે દૂર કરવામાં આવ્યા હતા. મરાઠાઓ, મૈસૂરમાં ટીપુ સુલતાન અને પંજાબમાં શીખો થોડા વખત માટે અંગ્રેજોને ખાળી રહ્યા હતા. પરંતુ તેઓ લાંબા વખત સુધી તેમનો સામનો ન કરી શક્યા. દેખીતી રીતે જ બ્રિટિશ સત્તા સૌથી બળવાન અને વધારે સાધન-સામગ્રીવાળી હતી. તેમની પાસે વધારે સારાં હથિયારો અને વધારે સારું સંગઠન હતું અને એ ઉપરાંત છેવટના આસરા માટે તેમની પાસે દરિયાઈ તાકાત પણ હતી. પરાજયને પ્રસંગે — અને તેમનો અનેક વાર પરાજય થયો છે — પણ તેમને નિર્મૂળ નહોતા કરી શકાયા, કેમકે દરિયાઈ માર્ગો ઉપરના તેમના કાબૂને લીધે તેઓ બીજી સાધનસામગ્રી મેળવી શકતા. સ્થાનિક સત્તાઓ માટે તો પરાજય એ જેનો ઉપાય ન કરી શકાય એવી ભારે આપત્તિરૂપ નીવડતો. અંગ્રેજ સૈનિકો પાસે વધારે સારી લડાયક સાધન સામગ્રી હતી તેમ જ તેમની સંગઠનશક્તિ પણ વધારે સારી હતી એટલું જ નહિ, પણ તેઓ તેમના સ્થાનિક હરીફો કરતાં ઘણા વધારે ચતુર હતા અને તેમની માંહોમાંહેની હરીફાઈનો તેમણે પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. એટલે અનિવાર્યપણે બ્રિટિશ સત્તા ફેલાવા પામી અને તેના હરીફોને એક પછી એક જમીનદોસ્ત કરી દેવામાં આવ્યા. ઘણી વાર તો આમ કરવામાં બીજાઓની મદદ લેવામાં આવી, પરંતુ થોડા જ વખતમાં ધૂળભેગા થઈ જવાનો તેમનો વારો પણ આવતો. તે સમયના હિંદના

રાજારજવાડાઓ કેટલી બધી ટૂંકી દૃષ્ટિવાળા હતા એ ખરેખર આશ્ચર્યકારક છે. વિદેશી દુશ્મનની સામે એકત્ર થવાનો તેમણે કદી વિચાર કર્યો જ નહિ. દરેક જણ એકલે હાથે લડ્યો અને હારી ગયો; અને તે હારવાને પાત્ર જ હતો.

બ્રિટિશ સત્તાની તાકાત વધતી ગઈ તેમ તેમ તે વધારે ને વધારે હુમલાખોર અને ઘાતકી બનતી ગઈ. કંઈક બહાનું શોધી કાઢીને કે કશા બહાના વિના પણ તેણે લડાઈ કરવા માંડી. આવી ઘણી લડાઈઓ થઈ. એ બધીનું બયાન કરીને હું તને થકવવા નથી ચહાતો. લડાઈ એ કંઈ મજાનો કે આનંદજનક વિષય નથી. અને ઇતિહાસમાં તેને ઘણું વધારે પડતું મહત્ત્વ આપવામાં આવ્યું છે. પણ એને વિષે હું કંઈ જ ન કહું તો આ ચિત્ર અધૂરું રહે. મૈસૂરના હૈદરઅલી અને અંગ્રેજો વચ્ચે થયેલા બે વિગ્રહો વિષે હું તને આગળ કહી ગયો છું. એમાં મોટે ભાગે હૈદર વિજયી થયો. તેનો પુત્ર ટીપુ સુલતાન અંગ્રેજોનો કટ્ટો શત્રુ હતો. તેનો અંત આણવા માટે ૧૭૯૦–૯૨ અને ૧૭૯૯માં એમ બીજા બે વિગ્રહો કરવા પડ્યા. ટીપુ લડતો લડતો મરણ પામ્યો. મૈસૂરની પાસે તેની જૂની રાજધાની શ્રીરંગપટ્ટમનાં ખંડિયેરો તું હજી જોઈ શકે છે. ત્યાં આગળ તેની કબર પણ છે.

મરાઠાઓ હજી અંગ્રેજોના આધિપત્યનો સામનો કરી રહ્યા હતા. હિંદના પશ્ચિમ ભાગમાં પેશવા, ગ્વાલિયરનો શિંદે અને ઇંદોરનો હોલકર તેમ જ બીજા કેટલાક નાના નાના રાજાઓ બાકી હતા. પરંતુ મહાદજી શિંદે અને નાના ફડનવીસ જેવા બે મહાન મરાઠા રાજપુરુષોનાં મરણ પછી મરાઠી સત્તા છિન્નભિન્ન થઈ ગઈ. ગ્વાલિયરનો મહાદજી શિંદે ૧૭૭૪ની સાલમાં અને પેશવાઓનો પ્રધાન નાના ફડનવીસ ૧૮૦૦ની સાલમાં મરણ પામ્યો. આમ છતાંયે મરાઠાઓને માત કરવા હજી ઘણી લડાઈઓ લડવી પડી અને ૧૮૧૯ની સાલમાં તેમની સત્તા છેવટની ઊથલી પડી તે પહેલાં તેમને હાથે અંગ્રેજોને હાર પણ ખમવી પડી હતી. મરાઠા સરદારોને એક પછી એક હરાવવામાં આવ્યા અને દરેક જણે કશી સહાયતા આપ્યા વિના અળગા ઊભા રહીને બીજાને ધૂળ ભેગો થતો જોયા કર્યો. શિંદે અને હોલકર અંગ્રેજોનું આધિપત્ય સ્વીકારનારા પરાધીન રાજાઓ બન્યા. વડોદરાના ગાયકવાડે તો વિદેશી સત્તા સાથે એથી પણ અગાઉ સમજૂતી કરી હતી.

મરાઠાઓની રજા લેતાં પહેલાં મધ્ય હિંદમાં પ્રખ્યાતિ પામેલા એક નામનો ઉલ્લેખ કરવાની મારી ઇચ્છા છે. આ વ્યક્તિ તે ૧૭૬૫થી ૧૭૯૫ની સાલ સુધી રાજ્ય કરનાર ઇંદોરની રાણી અહલ્યાબાઈ. ગાદી પર આવી ત્યારે તે ૩૦ વરસની તરુણ વિધવા હતી અને પોતાના રાજ્યનો વહીવટ ચલાવવામાં તેણે અસાધારણ સફળતા મેળવી. બેશક, તે પડદો નહોતી રાખતી. મરાઠા સ્ત્રીઓ કદીયે પડદો રાખતી નહોતી. રાજકાજમાં તે જાતે ધ્યાન આપતી અને

ખુલ્લા દરબારમાં બેસતી. એક નાનકડા ગામમાંથી ઇંદોરને તેણે એક ધનિક શહેર બનાવ્યું. જ્યારે હિંદનો ઘણોખરો ભાગ સંક્ષોભની હાલતમાં હતો ત્યારે યુદ્ધો ટાળીને તેણે શાંતિ જાળવી અને પોતાના રાજ્યને સમૃદ્ધ બનાવ્યું. મધ્ય હિંદમાં આજે પણ તેને સાધ્વી ગણીને પૂજવામાં આવે છે એમાં કશું આશ્ચર્ય નથી.

મરાઠાઓ સાથેના છેલ્લા વિગ્રહથી થોડાક સમય પહેલાં ૧૮૧૪થી ૧૮૧૬ની સાલ સુધી અંગ્રેજોને નેપાળ સાથે વિગ્રહ થયો. ડુંગરાઓમાં તેમને ભારે હાડમારી વેઠવી પડી, પરંતુ આખરે તેઓ જીત્યા અને જ્યાં આગળ જેલમાં બેસીને હું આ પત્ર લખી રહ્યો છું તે દેહરાદૂન જિલ્લો તથા કુમાઉં અને નૈનીતાલ અંગ્રેજોના તાબામાં આવ્યાં. મારા ચીન વિષેના પત્રમાં તિબેટ વટાવીને તથા હિમાલય ઓળંગીને ગુરખાઓને તેમના પોતાના દેશ નેપાળમાં હરાવનાર ચીની સૈન્યના અસાધારણ પરાક્રમ વિષે મેં તને કહ્યું હતું તે કદાચ તને યાદ હશે. બ્રિટિશરો અને નેપાળ વચ્ચેના વિગ્રહ પહેલાં માત્ર ૨૨ વરસ અગાઉ આ બનાવ બન્યો હતો. એ વખતથી નેપાલ સિદ્ધાંતની દૃષ્ટિએ ચીનનું આધિપત્ય સ્વીકારાતું આવ્યું છે. પણ હું ધારું છું કે આજે તો તે ચીનનું એવું આધિપત્ય સ્વીકારતું નથી. એ કંઈક વિશિષ્ટ પ્રકારનો દેશ છે. તે અતિશય પછાત છે અને બાકીની દુનિયાથી તદ્દન અળગો રહ્યો છે. પરંતુ આમ છતાંયે તે બહુ જ રમણીય સ્થળે આવેલો છે અને ત્યાં આગળ કુદરતી સંપત્તિ ભરપૂર છે. કાશ્મીર કે હૈદરાબાદની પેઠે તે પરાધીન દેશ નથી. તે સ્વતંત્ર દેશ ગણાય છે પરંતુ તેની એ સ્વતંત્રતા મર્યાદામાં રહે એ વિષે અંગ્રેજો તકેદારી રાખે છે. અને નેપાળના બહાદુર તથા લડાયક લોકોની—ગુરખાઓની—હિંદમાં અંગ્રેજી સૈન્યમાં ભરતી કરવામાં આવે છે તથા હિંદીઓને દબાવી રાખવાના કાર્યમાં તેમનો ઉપયોગ કરવામાં આવે છે.

પૂર્વમાં બ્રહ્મદેશ છેક આસામ સુધી પ્રસરેલો હતો. એટલે દિનપ્રતિદિન આગળ વધતા જતા અંગ્રેજો જોડે તેને અચૂક ચકમક ઝરવાની જ હતી. બ્રહ્મદેશ જોડે અંગ્રેજોને ત્રણ વિગ્રહો થયા અને એ દરેક વખતે તેમણે બ્રહ્મદેશનો થોડો ભાગ ખાલસા કર્યો. ૧૮૨૪–૨૬ના પહેલા વિગ્રહને પરિણામે આસામ અંગ્રેજોના તાબામાં આવ્યું. બીજા વિગ્રહમાં ૧૮૫૨ની સાલમાં દક્ષિણ બ્રહ્મદેશ ખાલસા કરવામાં આવ્યો. માંડલે નજીક આવેલા તેના પાટનગર આવા સહિત ઉત્તર બ્રહ્મદેશને સમુદ્રથી તદ્દન અળગો પાડીને અંગ્રેજોની દયા ઉપર છોડવામાં આવ્યો. ૧૮૮૫ની સાલમાં ત્રીજો બ્રહ્મી વિગ્રહ થયો ત્યારે અંગ્રેજોએ આખા બ્રહ્મદેશને ખાલસા કર્યો અને બ્રિટિશ સામ્રાજ્ય સાથે તેને જોડી દેવામાં આવ્યો. પરંતુ સિદ્ધાંતની દૃષ્ટિએ બ્રહ્મદેશ ચીનનું ખંડિયું રાજ્ય હતું અને એ રીતે તે ચીનને ખંડણી ભરતું હતું. બ્રહ્મદેશને ખાલસા કરતી વખતે અંગ્રેજોએ

ચીનને આ ખંડણી ભરવાનું ચાલુ રાખવાનું કબૂલ કર્યું એ ખરેખર વિચિત્ર છે. આ હકીકત એ બતાવે છે કે, ૧૮૮૫ની સાલમાં પણ અંગ્રેજો ચીનના સામર્થ્યથી અંજાતા હતા; જોકે એ સમયે ચીન પોતાની આંતરિક મુસીબતોમાં એટલું બધું ગૂંચવાયેલું હતું કે બ્રહ્મદેશ ઉપર ચડાઈ થઈ ત્યારે તે પોતાના ખંડિયા રાજ્યને સહાય ન કરી શક્યું. ૧૮૮૫ની સાલ પછી અંગ્રેજોએ ચીનને એક વખત ખંડણી આપી પણ પછીથી તેમણે તેમ કરવાનું બંધ કર્યું.

બ્રહ્મદેશના વિગ્રહોએ આપણને ૧૮૮૫ની સાલ સુધી લાવી મૂક્યાં. હું એમને એક સાથે પતાવવા માગતો હતો. પરંતુ હવે આપણે ઉત્તર હિંદમાં જઈશું અને એ સદીના એથી આગળના સમયના તેના ઇતિહાસનું અવલોકન કરીશું. પંજાબમાં રણજિતસિંહની આગેવાની નીચે એક બળવાન શીખ રાજ્ય ઊભું થયું હતું. ૧૯મી સદીના છેક આરંભમાં રણજિતસિંહ અમૃતસરનો સ્વામી બન્યો. ૧૮૨૦ની સાલ સુધીમાં તો તે લગભગ આખા પંજાબ અને કાશ્મીરનો માલિક બની ગયો. ૧૮૩૯ની સાલમાં તે મરણ પામ્યો. તેના મરણ બાદ થોડા જ વખતમાં એ શીખ રાજ્ય નબળું પડયું અને છિન્નભિન્ન થવા લાગ્યું. આપત્તિના કાળમાં માણસની ઉન્નતિ થાય છે અને ફતેહ મળ્યા પછી તેની અવનતિ થાય છે, એ જૂની લોકવાયકાનું આ શીખ રાજ્ય ઉદાહરણ પૂરું પાડે છે. જ્યારે શીખોની સંખ્યા જૂજ હતી અને તેમનો પીછો પકડવામાં આવ્યો હતો ત્યારે પાછળના મોગલ બાદશાહો પણ તેમને દબાવી શક્યા નહોતા. પરંતુ રાજકીય સફળતા પ્રાપ્ત થયા પછી જેને લીધે તેમને સફળતા મળી તે પાયાની વસ્તુ જ નબળી પડી. શીખ અને અંગ્રેજો વચ્ચે બે વિગ્રહો થયા. પહેલો ૧૮૪૫–૪૬ની સાલમાં અને બીજો ૧૮૪૮–૪૯ની સાલમાં. બીજા વિગ્રહમાં ચીલિયાનવાળા આગળ અંગ્રેજોનો ભારે પરાજય થયો. પરંતુ આખરે અંગ્રેજોનો સંપૂર્ણ વિજય થયો અને પંજાબને ખાલસા કરવામાં આવ્યું. રાજા ગુલાબસિંહ નામના એક માણસને આશરે ૭૫ લાખ રૂપિયાની કિંમતે કાશ્મીરનો પ્રદેશ વેચી દેવામાં આવ્યો એ હકીકત જાણવામાં તું કાશ્મીરી હોવાને કારણે તને રસ પડશે. ગુલાબસિંહને ખાતર એ સોદો કરવામાં આવ્યો હતો! એમાં બીચારા કાશ્મીરના લોકોનો તો કશો હિસાબ જ નહોતો. કાશ્મીર આજે અંગ્રેજોના તાબાનું એક રાજ્ય છે અને તેનો આજનો મહારાજા ગુલાબસિંહનો વંશજ છે.

આગળ ઉત્તરે અથવા ખરું કહેતાં પંજાબની વાયવ્યમાં અફઘાનિસ્તાન આવેલું છે અને અફઘાનિસ્તાનની નજીક તેની બીજી બાજુએ રશિયનોના તાબાનો પ્રદેશ છે. મધ્ય એશિયામાં રશિયન સામ્રાજ્યના ફેલાવાને કારણે અંગ્રેજો ગભરાઈ ગયા. રશિયા કદાચ હિંદ ઉપર ચઢાઈ કરે એવો અંગ્રેજોને ધાક લાગ્યો. લગભગ આખી ૧૯મી સદી દરમ્યાન 'રશિયન હાઉ' વિષે વાતો

થતી રહી. છેક ૧૮૩૯ની સાલમાં હિંદના અંગ્રેજોએ અફ્ઘાનિસ્તાન ઉપર વિના કારણે હુમલો કર્યો હતો. એ સમયે અફ્ઘાનિસ્તાનની સરહદ બ્રિટિશ હિંદથી બહુ દૂર હતી અને પંજાબનું સ્વતંત્ર શીખ રાજ્ય તેમાં વચ્ચે પડ્યું. આમ છતાંયે શીખોને પોતાના મિત્ર બનાવીને અંગ્રેજોએ કાબુલ ઉપર ચડાઈ કરી. પરંતુ અફ્ઘાનોએ એનું કારમું વેર લીધું. ઘણી બાબતોમાં અફ્ઘાનો ઘણા પછાત છે એ ખરું, પરંતુ તેઓ પોતાની આઝાદી ચાહે છે અને તે ટકાવી રાખવા માટે છેવટ સુધી લડે છે. એથી કરીને જે જે વિદેશી સૈન્યોએ તેના ઉપર ચડાઈ કરી છે તેમને માટે અફ્ઘાનિસ્તાન મધપૂડામાં હાથ નાખવા સમાન નીવડ્યું છે. અંગ્રેજોએ કાબુલ તેમ જ દેશના બીજા ઘણા ભાગોનો કબજો લીધો ખરો, પરંતુ ત્યાં આગળ એકાએક બંડો ફાટી નીકળ્યાં. અંગ્રેજોને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા અને આખા બ્રિટિશ સૈન્યનું નિકંદન કાઢવામાં આવ્યું. આ આપત્તિનું વેર વાળવા માટે અંગ્રેજોએ થોડા વખત પછી તેના ઉપર ફરીથી ચડાઈ કરી. તેમણે કાબુલ સર કર્યું અને તેના મોટા બજારને ઉડાવી મૂક્યું. તથા બ્રિટિશ સૈનિકોએ શહેરના ઘણા ભાગોને લૂંટી લીધા અને તેને આગ લગાડી. પરંતુ નિરંતર લડાઈ ચાલુ રાખ્યા સિવાય અંગ્રેજો અફ્ઘાનિસ્તાન સહેલાઈથી પોતાના હાથમાં રાખી ન શકે એ સ્પષ્ટ હતું. એટલે તેઓ ત્યાંથી પાછા ફર્યા.

લગભગ ૪૦ વરસ પછી ૧૮૭૮ની સાલમાં અમીરની એટલે કે અફ્ઘાનિસ્તાનના બાદશાહની રશિયા જોડે મૈત્રી થવાથી હિંદના અંગ્રેજો ફરી પાછા ગભરાઈ ઊઠ્યા. ઘણે અંશે ફરી પાછું ઇતિહાસનું પુનરાવર્તન થયું. અફ્ઘાનિસ્તાન જોડે બીજો વિગ્રહ ફાટી નીકળ્યો અને અંગ્રેજોએ એ દેશ ઉપર ચડાઈ કરી. થોડી વાર તો અંગ્રેજો જીતતા હોય એમ જણાયું, પરંતુ એવામાં અફ્ઘાનોએ અંગ્રેજ એલચી તથા તેના સાથીઓની કતલ કરી અને બ્રિટિશ સૈન્યને હરાવ્યું. અંગ્રેજોએ એનું વેર લેવાનાં કેટલાંક પગલાં ભર્યાં પણ આ 'મધપૂડા'માંથી ફરીથી પોતાનો હાથ કાઢી લીધો. એ પછીથી ઘણાં વરસો સુધી અફ્ઘાનિસ્તાનની સ્થિતિ વિશિષ્ટ પ્રકારની રહી. અંગ્રેજોએ અમીરને બહારના બીજા કોઈ પણ દેશ જોડે સીધો સંબંધ રાખવા ન દીધો, પરંતુ સાથે સાથે તેઓ તેને દર વરસે મોટી રકમ આપતા રહ્યા. ૧૩ વરસ પછી ૧૯૧૯ની સાલમાં ત્રીજો અફ્ઘાન વિગ્રહ થયો જેને પરિણામે અફ્ઘાનિસ્તાન સંપૂર્ણપણે સ્વતંત્ર થઈ ગયું. પરંતુ એ આપણે હાલ જે સમયની વાત કરી રહ્યાં છીએ તેની બહારની બિના છે.

અહીં આગળ બીજા પણ નાના નાના વિગ્રહો થયા. ૧૮૪૩ની સાલમાં વિના કારણે સિંધ સાથે ઊભો કરેલો ખાસ કરીને નિર્લજ્જ વિગ્રહ એમાંનો એક છે. ત્યાંના બ્રિટિશ એજંટે સિંધીઓને દાટી આપીને હથિયાર ઉપાડવાને ઉશ્કેર્યા અને પછી તેમને ચગદી નાખીને એ પ્રાંત ખાલસા કર્યો. અને જાણે

નફાકારક સોદો થયો હોય તેમ એ કાર્ય માટે અંગ્રેજ અમલદારોને બક્ષિસ તરીકે પૈસા આપવામાં આવ્યા. એ રીતે ત્યાંના એજંટ સર ચાર્લ્સ નેપિયરને લગભગ સાત લાખ રૂપિયા મળ્યા! પછી એ સમયના હિંદુસ્તાને દગાબાજ અને નસીબ અજમાવનારા સાહસખોર અંગ્રેજોને આકર્ષ્યા એમાં નવાઈ પામવા જેવું કંઈ જ નથી.

૧૮૫૬ની સાલમાં અયોધ્યા પ્રાંતને પણ ખાલસા કરવામાં આવ્યો. એ સમયે ત્યાંના રાજ્યવહીવટમાં ભારે અંધેર પ્રવર્તતું હતું. થોડાક સમયથી ત્યાંના રાજકર્તાઓ નવાબ કહેવાતા હતા. મૂળે તો દિલ્હીનો મોગલ બાદશાહ અયોધ્યાના પોતાના સૂબા તરીકે આ નવાબને નીમતો, પરંતુ મોગલ સામ્રાજ્ય નબળું પડતાં અયોધ્યા પ્રાંત સ્વતંત્ર થઈ ગયો. પરંતુ તેની સ્વતંત્રતા લાંબો કાળ ટકી નહિ. પાછળના નવાબો તદ્દન નમાલા અને ચારિત્ર્યહીન હતા અને તેઓ કંઈ સારું કાર્ય કરવા માગતા હોય તોપણ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની દખલને કારણે તેઓ તેમ કરવા અસમર્થ હતા. તેમના હાથમાં સાચી સત્તા રહી નહોતી અને અયોધ્યાના આંતરિક વહીવટમાં અંગ્રેજોને જરા સરખો પણ રસ નહોતો, એટલે અયોધ્યા છિન્નભિન્ન થઈ ગયું અને અનિવાર્યપણે તે બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ બની ગયું.

વિગ્રહો અને પ્રદેશો ખાલસા કરવાને વિષે મેં ઘણું કહ્યું અને સંભવ છે કે એ વિષે મેં તને વધારે પડતું પણ કહી નાખ્યું હોય. પરંતુ એ તો જે મહાન પ્રક્રિયા ચાલી રહી હતી અને હજી ભવિષ્યમાં પણ અચૂકપણે ચાલુ રહેવાની હતી તેનાં કેવળ ઉપર ઉપરનાં ચિહ્નો હતાં. બ્રિટિશો આવ્યા તે પહેલાં કેટલાયે વખતથી હિંદની આર્થિક વ્યવસ્થા પડી ભાગવાની ક્રિયા શરૂ થઈ ચૂકી હતી. ફ્યૂડલ વ્યવસ્થા તૂટવા લાગી હતી અને એ સમયે હિંદમાં વિદેશીઓ ન આવ્યા હોત તોપણ એ વ્યવસ્થા લાંબો કાળ ટકવાની નહોતી. યુરોપની પેઠે અહીં પણ તેને બદલે જેમાં ઉત્પાદન કરનારા નવા વર્ગોના હાથમાં વધારે સત્તા હોય એવી વ્યવસ્થા ધીમે ધીમે પેદા થવા પામી હોત. પરંતુ આવો ફેરફાર થવા પામે તે પહેલાં અને જૂની વ્યવસ્થા પડી ભાગવાની શરૂઆત જ થઈ હતી તેવામાં અંગ્રેજો અહીં આવ્યા અને ઝાઝી મુશ્કેલી વિના તેમણે એ ભંગાણમાં પગપેસારો કર્યો. હિંદમાં તેઓ જે રાજકર્તાઓ જોડે લડ્યા અને જેમને તેમણે હરાવ્યા તેઓ અસ્ત થતા યુગના માનવીઓ હતા. ભાવીના તેઓ સાચા વારસો નહોતા. આમ, આવા સંજોગોમાં અંગ્રેજો અચૂકપણે વિજયી થાય એમ હતું. હિંદમાં ફ્યૂડલ વ્યવસ્થાના પતનને તેમણે વેગ આપ્યો અને છતાં વિચિત્ર વાત તો એ છે કે,— જે આપણે આગળ ઉપર જોઈશું — તેમણે તેનું બહારનું સ્વરૂપ ટકાવી રાખવાનો પ્રયત્ન કર્યો અને એ રીતે હિંદમાં નવી વ્યવસ્થા સ્થાપવાની દિશામાં પ્રગતિ કરવાના માર્ગમાં અંતરાયો ઊભા કર્યા.

આમ અંગ્રેજો હિંદમાં ચાલી રહેલી ઐતિહાસિક પ્રક્રિયાના નિમિત્તરૂપ બન્યા. એ પ્રક્રિયા ફ્યૂડલ હિંદને પલટીને તેને આધુનિક પ્રકારનું ઔદ્યોગિક મૂડીવાદી રાજ્ય બનાવવાની હતી. આ વસ્તુની ખુદ અંગ્રેજોને પોતાને પણ ખબર નહોતી અને તેમની સામે લડનારા અનેક હિંદી રાજાઓને તો સાચે જ એની કશીયે ગતાગમ નહોતી. જેના દિવસો ભરાઈ ચૂક્યા હોય તે વ્યવસ્થા ભાગ્યે જ કાળબળ પારખી શકે છે, પોતે પોતાનો હેતુ તથા કાર્ય પાર પાડ્યાં છે અને ઇતિહાસની પ્રબળ ઘટનાઓ તેને અઘટિત રીતે પાછા હઠવાની ફરજ પાડે તે પહેલાં જ શોભામાં રહીને તે ભાગ્યે જ નિવૃત્ત થઈ જાણે છે, ઇતિહાસનો બોધ પણ તે ભાગ્યે જ સમજે છે તથા કોઈકે કહ્યું છે તેમ તેને 'ઇતિહાસની કચરાપેટી'માં ફેંકી દઈને દુનિયા આગળ વધે છે એની તેને ભાગ્યે જ ખબર હોય છે. એ જ રીતે હિંદની ફ્યૂડલ વ્યવસ્થા પણ આ બધું ન સમજી અને અંગ્રેજોનો તેણે નિષ્ફળ સામનો કર્યો. એ જ રીતે, હિંદ તથા પૂર્વના બીજા દેશો માંહેના અંગ્રેજો પોતાના તેમ જ પોતાના સામ્રાજ્યના દિવસો હવે ભરાઈ ચૂક્યા છે તથા બ્રિટિશ સામ્રાજ્યને નિર્દયપણે 'ઇતિહાસની કચરાપેટી'માં ફેંકી દઈને જગત આગળ વધી રહ્યું છે એ વસ્તુ નથી સમજતા.

પરંતુ અંગ્રેજો દેશમાં પોતાના પગ પ્રસારી રહ્યા હતા તે સમયની હિંદની પ્રચલિત ફ્યૂડલ વ્યવસ્થાએ વિદેશીઓને હાંકી કાઢીને સત્તા હાથ કરવાનો એક આખરી પ્રયત્ન કર્યો. આ પ્રયાસ તે ૧૮૫૭નો મહાન વિપ્લવ. આખા દેશમાં અંગ્રેજો સામે ભારે અસંતોષ અને બેદિલી પ્રવર્તી રહ્યાં હતાં. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની નીતિ તો કેવળ પૈસા પેદા કરવા સિવાય બીજું કશું ન કરવાની હતી અને તેના ઘણાખરા અમલદારોના અજ્ઞાન તથા લૂંટારુ વૃત્તિમાં એ નીતિનો ઉમેરો થવાને પરિણામે દેશમાં ચોમેર દુઃખ અને હાડમારી ફેલાયાં. બ્રિટિશ હિંદના લશ્કરને પણ એની અસર પહોંચી. અને તેમાં નાનાં નાનાં અનેક બંડો થયાં. ફ્યૂડલ સરદારો તેમ જ તેમના વંશજો સ્વાભાવિક રીતે જ તેમના નવા સ્વામીઓ પરત્વે રોષની લાગણી સેવી રહ્યા હતા. એટલે ગુપ્ત રીતે એક મોટા બળવાની યોજના કરવામાં આવી. આ યોજના ખાસ કરીને યુક્ત પ્રાંતો અને મધ્ય પ્રાંતોના આખા પ્રદેશમાં ફેલાવા પામી હતી. પરંતુ હિંદીઓ શું કરે છે તથા વિચારે છે એ બાબતમાં અહીંના અંગ્રેજો એટલા બધા અજાણ હોય છે કે સરકારને એની જરા સરખી ગંધ પણ ન આવી. બધાં સ્થળોએ એકી સાથે બળવો શરૂ કરવાની તારીખ પણ નક્કી કરવામાં આવી હતી. પરંતુ મીરતની કેટલીક હિંદી ટુકડીઓએ ઉતાવળ કરી અને નિયત સમય પહેલાં જ ૧૮૫૭ની સાલના મે મહિનાની ૧૦મી તારીખે તેણે બંડ કર્યું. આ કવેળાના બંડથી બળવાના નાયકોની બાજી ઊંધી વળી ગઈ. કેમકે એથી કરીને સરકાર સાવચેત બની. એમ છતાંયે આખા યુક્ત પ્રાંતો

તથા દિલ્હીમાં અને અમુક અંશે બિહાર અને મધ્ય હિંદમાં બળવો પ્રસર્યો. એ કેવળ લશ્કરી બળવો નહોતો પણ એ પ્રદેશના અંગ્રેજોની સામેનું એ પ્રજાકીય બંડ હતું. મહાન મોગલોના વંશના છેલ્લા રાજા બહાદુરશાહને કેટલાકોએ બાદશાહ તરીકે જાહેર કર્યો. તે શક્તિહીન વયોવૃદ્ધ પુરુષ કવિ હતો. બળવો તિરસ્કૃત પરદેશીઓ સામેના સ્વાતંત્ર્ય યુદ્ધમાં પરિણમ્યો. પરંતુ એ જુનવાણી તથા આપખુદ બાદશાહના આધિપત્યવાળું સ્વાતંત્ર્ય હતું. એમાં સામાન્ય જનસમૂહના સ્વાતંત્ર્યને કશું સ્થાન નહોતું. આમ છતાંયે એ વિપ્લવમાં જનતામાંથી સંખ્યાબંધ માણસો જોડાયા; કેમકે બ્રિટિશોના આગમનને કારણે તેમની દુર્દશા થવા પામી છે તથા તેઓ ગરીબ થઈ ગયા છે એમ તેઓ માનતા હતા. વળી કેટલેક ઠેકાણે મોટા મોટા જમીનદારોનો તેમના ઉપર કાબૂ હતો તે કારણે પણ તેઓ એમાં જોડાયા. ધાર્મિક દુશ્મનાવટે પણ તેમને એમાં પ્રેર્યા. આ વિગ્રહમાં હિંદુ તેમ જ મુસલમાન બંનેએ પૂરેપૂરો ભાગ લીધો.

ઉત્તર તેમ જ મધ્ય હિંદમાં બ્રિટિશ અમલ ઘણા મહિનાઓ સુધી ડાલમડોલ સ્થિતિમાં રહ્યો. પરંતુ બળવાનું ભાવિ હિંદીઓએ પોતે જ નક્કી કર્યું. શીખ અને ગુરખાઓએ અંગ્રેજોને ટેકો આપ્યો. દક્ષિણમાં નિઝામ અને ઉત્તરમાં શિંદે તથા બીજાં ઘણાં દેશી રાજ્યો અંગ્રેજોને પડખે ઊભાં રહ્યાં. આવી ફાટફૂટ ઉપરાંત ખુદ બળવાનાં મૂળમાં પણ તેની નિષ્ફળતાના બીજ મોજૂદ હતાં. જેના દિવસો ભરાઈ ચૂક્યા હતા તે ધ્યેયને માટેનો — ફ્યૂડલ વ્યવસ્થા ટકાવી રાખવાને માટેનો એ બળવો હતો; એમાં સારી નેતાગીરી નહોતી, સારું સંગઠન નહોતું તથા માંહોમાંહે આખો સમય રકઝક અને કજિયોકંકાસ ચાલ્યા કરતાં હતાં. કેટલાક બંડખોરોએ અંગ્રેજોની ઘાતકી રીતે કતલ કરીને પણ પોતાના ધ્યેયને મલિન કર્યું. આ હેવાનિયતભર્યા વર્તનથી સ્વાભાવિક રીતે જ હિંદના અંગ્રેજો કડક બન્યા અને તેમણે એનું એ જ રીતે પણ હજારગણું વેર વાળ્યું. ખાસ કરીને અંગ્રેજ સ્ત્રીપુરુષો તેમ જ બાળકોની કાનપુરમાં કરવામાં આવેલી કતલથી અંગ્રેજો અતિશય છંછેડાયા હતા. એમ કહેવાય છે કે તેમની સલામતી માટે તેમને વચન આપ્યા પછી પેશવાના વંશજ નાના સાહેબે વિશ્વાસઘાત કરીને તેમની કતલ કરવાનો હુકમ આપ્યો હતો. કાનપુરમાં એના સ્મારકનો કૂવો એ ભીષણ અને કરુણ ઘટનાની યાદ આપે છે.

દૂર દૂર ઘણાં સ્થાનોમાં લોકોનાં ટોળાંઓએ અંગ્રેજોને ઘેરી લીધા હતા. કેટલીક વાર તેમના પ્રત્યે સારો વર્તાવ રાખવામાં આવતો એ ખરું, પરંતુ સામાન્ય રીતે તો તેમના પ્રત્યે અઘટિત વર્તન દાખવવામાં આવતું. ભારે મુશ્કેલીઓની સામે પણ તેઓ સારી રીતે અને બહાદુરીથી લડ્યા. લખનૌનો ઘેરો અંગ્રેજોની હિંમત અને સહનશીલતાના નમૂના તરીકે તરી આવે છે. એમાં ઉટ્રામ અને હેવલોકનાં નામો ખાસ કરીને નોંધપાત્ર છે. ૧૮૫૭ના

સપ્ટેમ્બરના દિલ્હીના ઘેરા અને તેના પતન પછી બળવાનાં વળતાં પાણી થવા લાગે છે. એ પછી થોડા મહિનાઓ બાદ અંગ્રેજો બળવો કચરી નાખે છે. એમ કરતાં તેમણે સર્વત્ર કેર વર્તાવ્યો. અસંખ્ય લોકોને નિર્દય રીતે ગોળીથી વીંધી નાખવામાં આવ્યા; ઘણાઓને તોપને ગોળે ઉડાડી મૂકવામાં આવ્યા, હજારોને રસ્તા ઉપરનાં ઝાડો ઉપર ફાંસીએ લટકાવવામાં આવ્યા. એમ કહેવાય છે કે, અલ્લાહાબાદથી કાનપુર તરફ કૂચ કરનાર નીલ નામના સેનાપતિએ માર્ગમાંનાં બધાં માણસોને ઝાડ ઉપર ફાંસીએ લટકાવ્યાં; તે એટલે સુધી કે રસ્તા ઉપરનું એકે ઝાડ વધસ્થંભ બન્યા વિના ભાગ્યે જ બાકી રહ્યું હોય. આબાદ ગામડાંઓને લૂંટીને તેમનો નાશ કરવામાં આવ્યો. એ આખી ભીષણ અને દુઃખદ કથા છે અને એની બધી કારમી હકીકત તને કહેવાની મારી હિંમત ચાલતી નથી. નાના સાહેબ હેવાનિયતભરી રીતે અને દગાખોરીથી વર્ત્યો હતો એ ખરું, પરંતુ ઘણાયે અંગ્રેજ અમલદારોએ તો એ બાબતમાં આડો આંક વાળ્યો. અમલદારો કે નાયકો વિનાનાં હિંદી સૈનિકોનાં ટોળાંઓએ ધાતકી અને કમકમાટી ઉપજાવે એવાં કૃત્યો કર્યાં એની ના નથી, પરંતુ અમલદારોની સરદારી નીચેના તાલીમ પામેલા બ્રિટિશ સૈનિકો તો ક્રૂરતા અને હેવાનિયતમાં તેમને ક્યાંયે આંટી ગયા. હું એ બંનેનો મુકાબલો કરવા નથી ચહાતો. ઉભય પક્ષે એ કથા દુઃખદ છે, પરંતુ આપણા વિકૃત માનસવાળા ઇતિહાસકારો હિંદીઓની ક્રૂરતા અને દગાખોરીની બાબતમાં ઘણું ઘણું કહે છે અને બીજા પક્ષનો ઉલ્લેખ સરખો પણ કરતા નથી. વળી એમણે યાદ રાખવું ઘટે કે, જ્યારે એક વ્યવસ્થિત સરકાર નિરંકુશ ટોળાની પેઠે વર્તવા લાગે ત્યારે તેની ક્રૂરતા આગળ જનતાના પાગલ બનેલા ટોળાની ક્રૂરતા કશી વિસાતમાં નથી હોતી. આપણા પ્રાંતનાં ગામડાંઓમાં તું જાય તો તને જણાશે કે, બળવો દાબી દેવામાં આવ્યો તે વખતે તેમના ઉપર વર્તેલા ભીષણ કેરનું તાદૃશ અને કારમું સ્મરણ હજી આજે પણ ત્યાંના લોકોને છે.

બળવાના ભયંકર કેર અને દમનની વચ્ચે કાળી ભૂમિકા ઉપરના તેજસ્વી ટપકાની પેઠે એક વ્યક્તિનું નામ આગળ તરી આવે છે. આ વ્યક્તિ તે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ. તે વીસ વરસની બાળવિધવા હતી અને પુરુષનો પોશાક પહેરીને તેણે અંગ્રેજોની સામે લડવાને પોતાની પ્રજાની સરદારી લીધી. તેની ધગશ, કાર્યકુશળતા અને અડગ હિંમતને માટે અનેક વાતો પ્રચલિત છે. તેનો સામનો કરનાર અંગ્રેજ સેનાપતિએ પણ તેને બળવાના બધા નાયકોમાં 'સૌથી ઉત્તમ અને બહાદુર' કહી છે. લડતી લડતી તે મરણ પામી હતી.

૧૮૫૭–૫૮નો બળવો એ ફ્યૂડલ હિંદનો છેવટનો ઝબકારો હતો. તેણે ઘણી વસ્તુઓનો અંત આણ્યો. તેણે મહાન મોગલ વંશનો અંત આણ્યો; કેમકે, હડસન નામના એક અંગ્રેજ અમલદારે તેમને દિલ્હી લઈ જતી વખતે

બહાદુરશાહના બે પુત્રો તથા પૌત્રને વિના કારણે નિર્દય રીતે ગોળીથી વીંધી નાખ્યા. આમ, તૈમુર, બાબર તથા અકબરના વંશનો હિણપતભરી રીતે અંત આવ્યો.

બળવાને લીધે હિંદમાંથી ઇસ્ટ ઇંડિયા કંપનીના અમલનો પણ અંત આવ્યો. બ્રિટિશ સરકારે હવે હિંદનો કાબૂ પોતાના હાથમાં લીધો અને બ્રિટિશ ગવર્નર-જનરલે 'વાઇસરૉય'ની પ્રતિષ્ઠિત પદવી પ્રાપ્ત કરી. ૧૯ વરસ પછી ૧૮૭૭ની સાલમાં ઇંગ્લંડની રાણીએ 'કૈસરે હિંદ'નો ઇલકાબ ધારણ કર્યો. 'કૈસરે હિંદ' એ પ્રાચીન રોમના સીઝરો (સમ્રાટો) તથા બાઈઝેન્ટાઇન સામ્રાજ્યના સમ્રાટોના ઇલકાબનું હિંદી સંસ્કરણ છે. હવે મોગલવંશ નામશેષ થઈ ગયો. પરંતુ આપખુદીની ભાવના તેમ જ તેનાં ચિહ્નો કાયમ રહ્યાં અને બીજો એક 'મહાન મોગલ' ઇંગ્લંડમાં બિરાજ્યો.

## ૧૧૦. હિંદના કારીગરવર્ગની દુર્દશા

૧ ડિસેમ્બર, ૧૯૩૨

૧૯મી સદીના હિંદના વિગ્રહોની વાત આપણે પૂરી કરી. અને હું તેથી રાજી થયો છું. હવે આપણે એ સમયના વધારે મહત્ત્વના બનાવોનો વિચાર કરી શકીશું. પરંતુ એટલું લક્ષમાં રાખજે કે, ઇંગ્લંડના ફાયદા માટેના આ વિગ્રહો હિંદને ખરચે લડવામાં આવ્યા હતા. અંગ્રેજોએ હિંદીઓની ઉપર જીત મેળવવાનો ખરચ તેમની જ પાસે ભરપાઈ કરાવવાની રીત ભારે સફળતાપૂર્વક અજમાવી. જેમની સાથે હિંદીઓને કશી તકરાર નહોતી એવી તેમની પડોશની પ્રજાઓ — બ્રહ્મી પ્રજા અને અફઘાનો — ઉપર જીત મેળવવાને માટે પણ તેમણે પોતાનો ખજાનો અને લોહી ખરચ્યાં. આ બધા વિગ્રહોએ અમુક અંશે હિંદુસ્તાનને નાદાર બનાવ્યું; કેમકે દરેક વિગ્રહમાં ધનદોલતનો નાશ થાય છે. વળી, સિંધની બાબતમાં આપણે જોઈ ગયાં તેમ વિજેતાઓને માટે બક્ષિસનાં નાણાં એવો પણ વિગ્રહનો અર્થ થાય. વિગ્રહ તેમ જ એવાં બીજાં કારણોને લીધે આવેલી નાદારી ઉપરાંત તેના શૅર ધરાવનારાઓને તે મોટાં મોટાં ડિવિડંડ આપી શકે એટલા માટે ઇસ્ટ ઇન્ડિયા કંપની તરફ સોનારૂપાનો પ્રવાહ નિરંતર વહેતો રહ્યો.

બ્રિટિશ સત્તાના આરંભના દિવસો એ ફાવે તેમ લૂંટફાટ ચલાવનારા સાહસખોર વેપારીઓના દિવસો હતા એ વિષે, મને લાગે છે કે, હું તને આગળ કહી ગયો છું. એ રીતે ઇસ્ટ ઇન્ડિયા કંપની અને તેના એજંટો હિંદની એકઠી થયેલી અઢળક દોલત ઉપાડી ગયા. એના બદલામાં હિંદને લગભગ કશું જ મળ્યું નહિ. સામાન્ય વેપારમાં તો ઉભય પક્ષે કંઈક લેવડદેવડનો વ્યવહાર હોય છે. પરંતુ ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં પ્લાસીની લડાઈ પછી

પૈસાનો ધોધ એક જ દિશામાં એટલે કે ઇંગ્લંડ તરફ વહેતો રહ્યો. હિંદે આ રીતે પોતાની પુરાણી અઢળક દોલત ગુમાવી અને તેના સંક્રાંતિકાળમાં અણીને વખતે ઇંગ્લંડને પોતાનો ઔદ્યોગિક વિકાસ સાધવામાં એની ભારે મદદ મળી. આ નિર્લજ્જ લૂંટ અને વેપારના પાયા ઉપર રચાયેલા બ્રિટિશ અમલનો પહેલો યુગ લગભગ ૧૮મી સદીને અંતે પૂરો થયો.

બ્રિટિશ અમલનો બીજો યુગ ૧૯મી સદી આવરી લે છે. એ દરમ્યાન હિંદ હરેક પ્રકારના કાચા માલની મોટી ખાણ અને એ કાચા માલમાંથી પેદા થયેલા પાકા માલનું બજાર બન્યું. અહીંનો કાચો માલ ઇંગ્લંડનાં કારખાનાંઓમાં મોકલવામાં આવતો. આ બધું હિંદની પ્રગતિ અને તેના આર્થિક વિકાસને ભોગે કરવામાં આવતું. અરધી સદી સુધી, મૂળ તો કમાણી કરવાને અર્થે સ્થાપવામાં આવેલી ઇસ્ટ ઇન્ડિયા કંપની નામની વેપારી કંપનીએ હિંદ ઉપર શાસન કર્યું. પરંતુ બ્રિટિશ પાર્લમેન્ટે દિનપ્રતિદિન હિંદની બાબતમાં વધારે ને વધારે લક્ષ આપવા માંડયું હતું. પછીથી ૧૮૫૭–૫૮ના બળવા બાદ, આપણે આગલા પત્રમાં જોઈ ગયાં તેમ, બ્રિટિશ સરકારે હિંદનો વહીવટ પોતાના હાથમાં લીધો. પરંતુ એથી કરીને હિંદ પરત્વેની બ્રિટનની નીતિમાં કશો મહત્ત્વનો ફેર ન પડ્યો; કેમકે, બ્રિટિશ સરકાર પણ ઇસ્ટ ઇન્ડિયા કંપની જેના કાબૂમાં હતી તે જ વર્ગની પ્રતિનિધિ હતી.

ઇંગ્લંડ અને હિંદનાં આર્થિક હિતો વચ્ચે દેખીતો વિરોધ હતો. પરંતુ હમેશાં આ વિરોધનું નિરાકરણ ઇંગ્લંડની તરફેણમાં જ થતું; કેમકે, બધી સત્તા ઇંગ્લંડના હાથમાં હતી. ઇંગ્લંડનું ઉદ્યોગીકરણ થયું તે પહેલાં પણ એક મશહૂર અંગ્રેજ લેખકે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના શાસનથી હિંદ ઉપર થતી માઠી અસર દર્શાવી હતી. આ લેખક તે એડમ સ્મીથ. તે સંપત્તિશાસ્ત્રનો જનક ગણાય છે. છેક ૧૭૭૬ની સાલમાં પ્રસિદ્ધ થયેલા 'ધ વેલ્થ ઑફ નેશન્સ' (રાષ્ટ્રોની સંપત્તિ) નામના તેના પુસ્તકમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની બાબતમાં તે જણાવે છે કે,

'કેવળ વેપારીઓની જ ટોળીની બનેલી સરકાર ગમે તે દેશ માટે ખરાબમાં ખરાબ સરકાર ગણાય . . રાજ્યકર્તા તરીકે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું હિત એ હોવું જોઈએ કે પોતાના શાસન નીચેના મુલક હિંદુસ્તાનમાં વિલાયતથી આણેલો માલ બની શકે એટલો સોંઘો વેચાય અને હિંદમાંથી આણેલો માલ અહીંયાં બને એટલો મોંઘો વેચાય. પરંતુ વેપારી તરીકે એનું હિત એથી સાવ ઊલટું જ છે. રાજકર્તા તરીકે તો જે દેશ ઉપર તેઓ શાસન કરે છે તેનું હિત અને તેમનું પોતાનું હિત એક જ છે. પરંતુ વેપારી તરીકે તો તેનું હિત એ દેશના હિતથી બિલકુલ ઊલટું જ છે.'

આગળ ઉપર હું તને કહી ગયો છું કે, અંગ્રેજો અહીં આવ્યા ત્યારે હિંદમાં જૂની ફ્યૂડલ વ્યવસ્થા પડી ભાંગવા લાગી હતી. મોગલ સામ્રાજ્યના પતનથી હિંદના ઘણા ભાગોમાં રાજકીય અંધાધૂંધી અને અવ્યવસ્થા પ્રવર્તી

રહ્યાં. પરંતુ એમ છતાંયે, "૧૮મી સદીમાં હિંદ એક મોટો ઉદ્યોગપ્રધાન તેમ જ ખેતીપ્રધાન દેશ હતો અને હિંદની હાથસાળો યુરોપ તથા એશિયાનાં બજારોને માલ પૂરો પાડતી હતી," એવું હિંદના એક અર્થશાસ્ત્રી રમેશચંદ્ર દત્તે લખ્યું છે. પ્રાચીન કાળમાં હિંદ પરદેશોના બજારો ઉપર કાબૂ ધરાવતું હતું એ હકીકત મેં આ પત્રોમાં તને અવારનવાર કહી છે. મીસરનાં ૪૦૦૦ વરસ પુરાણાં મમીઓને હિંદની બારીક મલમલથી લપેટવામાં આવતાં હતાં. હિંદી કારીગરની નિપુણતા પૂર્વ તેમ જ પશ્ચિમના દેશોમાં મશહૂર હતી. હિંદનું રાજકીય પતન થયું ત્યારે પણ તેના કારીગરો પોતાનું હસ્તકૌશલ્ય ભૂલ્યા નહોતા. હિંદમાં વેપારની તલાશમાં આવેલા બ્રિટિશ તેમ જ અન્ય વિદેશી વેપારીઓ કંઈ પરદેશી માલ વેચવા માટે અહીં નહોતા આવ્યા. તેઓ તો સુંદર તથા નાજુક અને બારીક બનાવટનો હિંદનો માલ અહીંથી ખરીદીને યુરોપમાં ભારે નફાથી વેચવાને અર્થે અહીં આવ્યા હતા. આમ યુરોપના વેપારીઓ પ્રથમ કાચા માલને માટે નહિ પણ અહીંના પાકા માલ માટે એટલે કે ઉપયોગની તૈયાર વસ્તુઓ માટે આકર્ષાયા હતા. અહીંયાં આધિપત્ય મેળવ્યું તે પહેલાં ઈસ્ટ ઇન્ડિયા કંપની હિંદમાં બનેલું શણ, રેશમ અને ઊનનું કાપડ તથા ભાતીગર માલ વેચીને ભારે ફાયદાકારક રોજગાર ચલાવતી હતી. ખાસ કરીને હિંદે કાપડના ઉદ્યોગમાં એટલે કે રૂ, ઊન અને રેશમનો માલ બનાવવામાં ભારે નિપુણતા પ્રાપ્ત કરી હતી. રમેશચંદ્ર દત્ત કહે છે કે, 'વણાટ એ પ્રજાનો રાષ્ટ્રીય ઉદ્યોગ હતો અને કરોડો સ્ત્રીઓ કાંતવાનું કામ કરતી.' હિંદનું કાપડ ઇંગ્લંડ તેમ જ યુરોપના બીજા ભાગોમાં તથા ચીન, જાપાન, બ્રહ્મદેશ, અરબસ્તાન અને ઈરાન તથા આફ્રિકાના કેટલાક ભાગોમાં જતું હતું.

ક્લાઇવ ૧૭૫૭ની સાલમાં બંગાળના શહેર મુર્શિદાબાદનું વર્ણન કરતાં જણાવે છે કે, 'એ શહેર લંડન શહેર જેટલું વિશાળ, ભરચક વસતીવાળું અને સમૃદ્ધ છે — બે વચ્ચે તફાવત માત્ર એટલો જ છે કે, લંડન કરતાં મુર્શિદાબાદમાં કેટલાક લોકો પાસે અનેકગણી વધારે સંપત્તિ છે.' આ ખુદ પ્લાસીના યુદ્ધના વરસની વાત છે જ્યારે અંગ્રેજોએ બંગાળ ઉપર પોતાની પૂરેપૂરી સત્તા જમાવી હતી. પોતાના રાજકીય પતનની છેવટની ઘડીએ પણ બંગાળ સમૃદ્ધ તથા હુન્નરઉદ્યોગોથી ભરપૂર હતું અને પોતાનું બારીક કાપડ તે દુનિયાના ભિન્નભિન્ન પ્રદેશોમાં મોકલતું હતું. ઢાકા શહેર ખાસ કરીને તેની બારીક મલમલને માટે મશહૂર હતું અને તે એ વસ્તુ બહુ મોટા પ્રમાણમાં દેશાવર મોકલતું હતું.

આમ હિંદુસ્તાનની સમાજ-વ્યવસ્થાએ એ સમયે કેવળ ખેતી-પ્રધાન અને ગ્રામીણ અવસ્થા વટાવીને પ્રગતિની દિશામાં ઘણી આગળ કૂચ કરી હતી. હિંદુસ્તાન પ્રધાનપણે ખેતીવાડીનો મુલક હતો, આજે પણ છે અને ભવિષ્યમાં

પણ લાંબા સમય સુધી રહેશે એમાં લેશ પણ શંકા નથી. પરંતુ ગ્રામીણ અને કૃષિજીવનની સાથે સાથે અહીં આગળ નગરજીવન પણ વિકસ્યું હતું. આ નગરોમાં કારીગરો તેમ જ શિલ્પીઓ એકઠા થયા અને સમૂહમાં માલ ઉત્પન્ન કરવાની પદ્ધતિ ત્યાં શરૂ થઈ. અર્થાત્ ત્યાં આગળ ૧૦૦ કે એથી વધારે માણસો કામ કરે એવાં નાનાં નાનાં કારખાનાંઓ ઊભાં થયાં. બેશક આ કારખાનાંઓની પાછળના સમયમાં યંત્રયુગમાં ઊભાં થયેલાં પ્રચંડ કારખાનાંઓ જોડે સરખામણી થઈ શકે એમ નથી. પરંતુ ઉદ્યોગવાદ શરૂ થયો તે પહેલાં પશ્ચિમ યુરોપમાં અને ખાસ કરીને નેધરલૅન્ડ્ઝમાં આવાં નાનાં નાનાં અનેક કારખાનાંઓ હતાં.

હિંદુસ્તાન એ સમયે સંક્રાંતિકાળમાંથી પસાર થતું હતું. તે પાકો માલ તૈયાર કરનાર દેશ હતો અને તેના શહેરોમાં મધ્યમ વર્ગ ઊભો થઈ રહ્યો હતો. એ કારખાનાંઓના માલિકો મૂડીદારો હતા અને પાકો માલ તૈયાર કરાવવા માટે કારીગરોને તેઓ કાચો માલ પૂરો પાડતા હતા. યુરોપમાં બન્યું તેમ વખત જતાં એ વર્ગ પણ બળવાન થાત અને પુરાણા ફ્યૂડલ વર્ગની જગ્યા લેત એમાં શંકા નથી. પરંતુ એ જ ઘડીએ અંગ્રેજ લોકો વચ્ચે આવી પડ્યા. તેમનું આગમન હિંદના ઉદ્યોગને માટે જીવલેણ નીવડ્યું.

આરંભમાં તો ઇસ્ટ ઇંડિયા કંપનીએ હિંદના હુન્નરઉદ્યોગોને ઉત્તેજન આપ્યું, કેમકે એથી તેને સારી પેઠે કમાણી થતી હતી. હિંદનો માલ વિદેશોમાં વેચવાથી પોતાના દેશ ઇંગ્લંડમાં સોનું ચાંદી ઘસડાઈ આવતાં હતાં. પરંતુ ઇંગ્લંડના કારખાનાંવાળાઓને આ જાતની હરીફાઈ પસંદ નહોતી. એટલે ૧૮મી સદીના આરંભમાં તેમણે ઇંગ્લંડમાં આવતા હિંદી માલ ઉપર જકાત નાખવાને પોતાની સરકારને સમજાવી. કેટલીક હિંદી ચીજો તો ઇંગ્લંડ આવતી સદંતર બંધ કરી દેવામાં આવી અને મારી સમજ પ્રમાણે અમુક પ્રકારનું કાપડ જાહેરમાં પહેરવું એને ગુનો બનાવવામાં આવ્યો. કાયદાની મદદથી તેઓ પોતાનો આ બહિષ્કાર અમલમાં મૂકી શકતા હતા. પરંતુ આજે હિંદુસ્તાનમાં કોઈ બ્રિટિશ માલના બહિષ્કારની વાત સરખી પણ કરે તો તેને જેલમાં ધકેલી દેવામાં આવે છે! માત્ર હિંદના માલનો બહિષ્કાર કરવાની ઇંગ્લંડની નીતિથી હિંદને ઝાઝું નુકસાન ન થાત, કેમકે તેના માલ માટે હજી બીજાં બજારો મોજૂદ હતાં. પરંતુ એ સમયે હિંદના મોટા ભાગ ઉપર ઇસ્ટ ઇંડિયા કંપની મારફતે ઇંગ્લંડનો કાબૂ હતો. એટલે ઇંગ્લંડે હિંદના ઉદ્યોગોને ભોગે પોતાના ઉદ્યોગોને આગળ ધપાવવાની નીતિ ઇરાદાપૂર્વક અખત્યાર કરી. કોઈ પણ પ્રકારની જકાત વિના બ્રિટિશ માલ હિંદમાં દાખલ થઈ શકતો હતો. અહીં આગળ ઇસ્ટ ઇંડિયા કંપનીનાં કારખાનાંઓમાં કામ કરવાને માટે કનડગત કરીને હિંદી કારીગરોને ફરજ પાડવામાં આવી. વળી મુલકી જકાત એટલે કે એક

સ્થળેથી બીજે સ્થળે માલ લઈ જવા માટે ભરવી પડતી જકાત નાખીને હિંદના આંતરિક વેપાર ઉપર પણ ભારે ફટકો મારવામાં આવ્યો.

હિંદનો કાપડનો ઉદ્યોગ એટલો તો જામી ગયો હતો કે ઇંગ્લંડનો યંત્રથી ચાલતો ઉદ્યોગ પણ શરૂઆતમાં તેની સાથે હરીફાઈ કરી શક્યો નહિ અને તેના રક્ષણ માટે બહારથી આવતા કાપડ ઉપર લગભગ ૮૦ ટકાની જકાત નાખવાની જરૂર પડી. ૧૯મી સદીના આરંભમાં અમુક પ્રકારનો રેશમી તથા સુતરાઉ માલ ઇંગ્લંડના બજારોમાં ત્યાંના બનેલા એવા માલ કરતાં ઘણી ઓછી કિંમતે વેચી શકાતો હતો. પરંતુ હિંદ ઉપર શાસન કરનાર ઇંગ્લંડે હિંદી હુન્નર-ઉદ્યોગોને કચરી નાખવાનો સંકલ્પ કર્યો હોય એ પરિસ્થિતિમાં એ વસ્તુ લાંબા વખત સુધી ટકી શકે એમ નહોતું. એ ગમે તેમ હો પણ તેમાં ઘટતા સુધારા થયા પછી ઇંગ્લંડના યંત્રોદ્યોગ સાથેની હરીફાઈમાં હિંદના ગૃહઉદ્યોગોની વસ્તુઓ લાંબા સમય સુધી ટકી શકે એમ નહોતું. કેમકે, મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવા માટે યંત્રોદ્યોગની પદ્ધતિ ઘણી વધારે કાર્યસાધક છે. વળી એથી કરીને, ગૃહઉદ્યોગના માલ કરતાં એનો માલ ઘણો સોંઘો પડે છે. પરંતુ ઇંગ્લંડે બળ-જબરીથી એ પ્રક્રિયાને ત્વરિત કરી અને બદલાયેલી પરિસ્થિતિ સાથે ધીમેધીમે પોતાનો મેળ બેસાડતાં હિંદને રોક્યું.

આમ સેંકડો વરસો સુધી જે 'પૂર્વની દુનિયાનું લૅંકેશાયર' બની રહ્યું હતું અને જેણે ૧૮મી સદીમાં યુરોપને મોટા પ્રમાણમાં સુતરાઉ કાપડ પૂરું પાડ્યું હતું તે હિંદ પાકો માલ બનાવનાર દેશ તરીકેનું પોતાનું સ્થાન ખોઈ બેઠું અને કેવળ બ્રિટિશ માલનું ગ્રાહક બની રહ્યું. સામાન્ય રીતે હિંદમાં જે બનવું સંભવિત હતું તે ન બન્યું એટલે કે અહીંયાં યંત્રો ન આવ્યાં પણ તેને બદલે યંત્રોમાં બનેલો માલ બહારથી આવ્યો. હિંદમાં બનેલો માલ વિદેશોમાં લઈ જઈને તેને બદલે સોનુંચાંદી લાવનાર જે પ્રવાહ અહીંથી વહેતો હતો તે હવે ઊલટી દિશામાં વહેવા લાગ્યો. હવે પછી વિદેશી માલ હિંદમાં આવવા લાગ્યો અને સોનુંચાંદી બહાર જવા લાગ્યાં.

આ જબરદસ્ત હુમલાને પરિણામે હિંદનો કાપડનો ઉદ્યોગ પહેલવહેલો નાશ પામ્યો. અને ઇંગ્લંડમાં જેમજેમ યંત્રોદ્યોગની પ્રગતિ થતી ગઈ તેમ તેમ હિંદના બીજા ઉદ્યોગોની પણ કાપડના ઉદ્યોગ જેવી જ દશા થઈ. સામાન્ય રીતે તો દેશના ઉદ્યોગોને રક્ષણ તથા ઉત્તેજન આપવું એ દેશની સરકારની ફરજ હોય છે. રક્ષણ તથા ઉત્તેજનની વાત તો બાજુએ રહી પણ ઇસ્ટ ઇંડિયા કંપનીએ તો બ્રિટિશ ઉદ્યોગોના માર્ગમાં આવતા હિંદના બધાયે ઉદ્યોગોને કચરી નાખ્યા. હિંદનો વહાણો બાંધવાનો ઉદ્યોગ પડી ભાંગ્યો, લુહાર વગેરે ધાતુઓનો ઉદ્યોગ કરનારા કારીગરો પોતાનો ધંધો ચલાવી ન શક્યા અને કાચ તથા કાગળ બનાવવાનો ઉદ્યોગ પણ ધીમેધીમે ક્ષીણ થઈ ગયો.

શરૂઆતમાં તો વિદેશી માલ બંદરી શહેરો તથા તેની આસપાસના પ્રદેશમાં દાખલ થયો પરંતુ રસ્તાઓ અને રેલવેઓ બંધાતાં ગયાં તેમ તેમ તે દેશના વધારે ને વધારે અંદરના ભાગમાં પ્રવેશ કરતો ગયો અને આખરે તો તેણે ગામડાંના કારીગરોને પણ કામ વિનાના કરી મૂક્યા. સુએઝની નહેર થવાને કારણે ઇંગ્લંડ હિંદની ઘણું નજદીક આવ્યું. વળી એથી કરીને ઇંગ્લંડનો માલ અહીં લાવવાનું વધારે સોંઘું થયું. પરિણામે યંત્રોમાં બનેલો વિદેશી માલ ઉત્તરોત્તર વધારે પ્રમાણમાં અહીં આવવા લાગ્યો અને તે દેશની અંદરનાં છેક દૂર દૂરનાં ગામડાંઓ સુધી પહોંચ્યો. આખી ૧૯મી સદી દરમ્યાન આ ક્રિયા સતત ચાલુ રહી અને અમુક અંશે તો હજીયે તે ચાલુ જ છે. હા, હમણાં થોડાંક વરસોથી એના ઉપર કંઈક મર્યાદા મુકાઈ છે ખરી, પરંતુ એ વિષે આપણે હવે પછી વિચાર કરીશું.

બ્રિટિશ માલ અને ખાસ કરીને તો બ્રિટિશ કાપડના દેશમાં ચુપકીદીથી અને ધીમે ધીમે થતા ફેલાવાએ હિંદના ગૃહઉદ્યોગોનો અંત આણ્યો. પરંતુ એને પરિણામે બીજી એક વસ્તુ ઉપસ્થિત થઈ તે એથીયે વિશેષ ભયાનક હતી. ધંધા વિનાના થઈ પડેલા અસંખ્ય કારીગરોની શી દશા? વણકરો તેમ જ બેકાર બની ગયેલા એવા બીજા લાખો કારીગરોનું શું? મોટાં મોટાં કારખાનાંઓ થવાથી ઇંગ્લંડમાં પણ કારીગરો ધંધા વિનાના થઈ ગયા હતા. તેમને પણ ભારે સોસવું પડ્યું હતું પરંતુ નવાં ઊભાં થયેલાં કારખાનાંઓમાં તેમને કામગીરી મળી રહી અને એ રીતે નવી ઊભી થયેલી પરિસ્થિતિને તેઓ અનુકૂળ થઈ ગયા. પરંતુ હિંદમાં કારીગરોને આવો મોકો મળ્યો નહિ. અહીંયાં કારખાનાંઓ નહોતાં કે જ્યાં આગળ તેમને કામગીરી મળી રહે. હિંદ આધુનિક ઉદ્યોગ-પ્રધાન દેશ બને એવું અંગ્રેજો ચહાતા નહોતા એટલે તેમણે અહીં આગળ કારખાનાંઓને ઉત્તેજન આપ્યું નહિ. આમ ઘરબાર અને કામ વિનાના ગરીબ ભૂખે મરતા કારીગરો પાછા ખેતીને આશરે જઈ પડ્યા. પરંતુ ખેતીએ પણ તેમને વધાવી લીધા નહિ; એમાં તો ક્યારનાયે પૂરતા માણસો રોકાઈ ગયા હતા અને હવે વધારેને માટે જમીન મળી શકે એમ નહોતું. બેકાર બનેલા કેટલાક કારીગરો ખેડૂત બન્યા પરંતુ તેમનામાંના મોટા ભાગના લોકો તો જમીન વિનાના અને કામની તલાશ કરતા મજૂરો બની ગયા. વળી એમાંના અસંખ્ય લોકો તો ભૂખમરો વેઠી વેઠીને મરણશરણ થયા હશે. ૧૮૩૪ની સાલમાં એક અંગ્રેજ ગવર્નર જનરલે એવો રિપોર્ટ કર્યો હોવાનું કહેવાય છે કે, 'આખા જગતના વેપાર રોજગારના ઇતિહાસમાં આવી હાડમારી અને વિપત્તનો જોટો જડવો મુશ્કેલ છે. સુતરાઉ કાપડના વણકરોનાં હાડકાં હિંદનાં મેદાનો ઉપર ધોળો રંગ ચડાવી રહેલાં છે.'

એમાંના મોટા ભાગના વણકરો તથા કારીગરો કસબાઓ તથા શહેરોમાં

રહેતા હતા. પણ હવે તેમનો ધંધોરોજગાર ગયો એટલે તેઓ પાછા ગામડાંઓમાં આવી પડ્યા અને તેમણે જમીનનો આશરો લીધો. પરિણામે શહેરોની વસતી દિનપ્રતિદિન ઘટતી ગઈ અને ગામડાંની વસતી વધતી ગઈ. એટલે કે, બીજી રીતે કહીએ તો હિંદ ઓછું નાગરિક (અર્બન) અને વધારે ગ્રામીણ (રૂરલ) બન્યું. ગ્રામીણીકરણની આ ક્રિયા આખી ૧૯મી સદી દરમ્યાન ચાલ્યાં જ કરી અને હજી આજે પણ તે બંધ થઈ નથી. એ સમયે હિંદમાં આમ બનવા પામ્યું એ એક વિચિત્ર ઘટના છે. યંત્રોદ્યોગ અને ઉદ્યોગીકરણને લીધે આખી દુનિયામાં લોકો ગામડાંઓમાંથી શહેરો તરફ ખેંચાયા હતા. પરંતુ હિંદમાં તો એથી સાવ ઊલટું જ બનવા પામ્યું. અહીંયાં તો કસબાઓ અને શહેરો દિનપ્રતિદિન નાનાં થતાં ગયાં અને આખરે સાવ નિષ્પ્રાણ બની ગયાં. વળી વધારે ને વધારે લોકો ખેતીને આશરે આવી પડ્યા પરંતુ એમાંથીયે આજીવિકા મેળવવી બહુ કપરી હતી.

પ્રધાન ઉદ્યોગોની સાથે સાથે બીજા સહાયક ઉદ્યોગો પણ અદૃશ્ય થતા ગયા. રંગકામ, છાપકામ તથા પીંજણકામ ઓછું થતું ગયું; હાથકંતામણ બંધ પડ્યું અને લાખો ઘરોમાંથી રેંટિયો અદૃશ્ય થયો. એથી કરીને ખેડૂતોએ આવકનું એક વધારાનું સાધન ગુમાવ્યું, કેમકે ખેડૂતોનાં ઘરનાં માણસો કાંતે એથી જમીનમાંથી થતી તેની આવકમાં ઉમેરો થતો હતો. અલબત, યંત્રોદ્યોગ શરૂ થયો ત્યારે પશ્ચિમ યુરોપમાં પણ આવી દશા પેદા થઈ હતી. પરંતુ ત્યાં આગળ એ ફેરફાર બહુ સ્વાભાવિક હતો; એટલે ત્યાં એક પ્રકારની વ્યવસ્થાનો અંત આવ્યો એ ખરું પરંતુ તેની સાથે સાથે જ બીજી નવી વ્યવસ્થા ઉદ્ભવી. પરંતુ હિંદુસ્તાનમાં એ ફેરફાર ક્રૂરતાપૂર્વક થયો. માલ ઉત્પન્ન કરવાની ગૃહ-ઉદ્યોગોની પ્રથાનો નાશ કરવામાં આવ્યો. પરંતુ એને સ્થાને નવી પ્રથા ઉદ્ભવી નહિ, કેમકે બ્રિટિશ ઉદ્યોગોના હિતમાં અંગ્રેજ સત્તાધારીઓએ એમ થવા દીધું જ નહિ.

આપણે જોઈ ગયા કે, અંગ્રેજોએ અહીંયાં સત્તા મેળવી તે પહેલાં હિંદુસ્તાન પાકો માલ તૈયાર કરનાર સમૃદ્ધ દેશ હતો. પ્રચંડ યંત્રો દાખલ કરી દેશનું ઉદ્યોગીકરણ કરવું એ સ્વાભાવિક રીતે જ બીજું પગથિયું હોત. પરંતુ આગળ જવાને બદલે બ્રિટિશ નીતિને પરિણામે હિંદુસ્તાન બહુ પાછળ પડી ગયું. હવે ઉત્પાદક દેશ તરીકેની તેની કારકિર્દીનો અંત આવ્યો અને પહેલાં કદીયે ન હતો એટલા પ્રમાણમાં તે કૃષિપ્રધાન દેશ બની ગયો.

આમ બેકાર થયેલા અસંખ્ય કારીગરો અને એવા બીજાઓને નભાવવાનો ભાર બીચારી ખેતી ઉપર આવી પડ્યો. જમીન પરનો બોજો અસહ્ય થઈ ગયો અને ઉત્તરોત્તર વધતો જ ગયો. હિંદની ગરીબાઈનું મૂળ કારણ આ છે. આપણી બીજી અનેક હાડમારીઓ પણ એ નીતિને પરિણામે જ પેદા થઈ

છે. અને જ્યાં સુધી એ મૂળ સવાલનો ઉકેલ ન આવે ત્યાં સુધી હિંદના ખેડૂતો અને ગ્રામવાસીઓની કંગાળિયત તથા દુઃખોનો અંત આવવાનો નથી. તેમને માટે ખેતી સિવાય બીજો કોઈ રોજગાર રહ્યો ન હતો એટલે મોટા ભાગના લોકોએ જમીનનો આશરો લીધો. એથી કરીને તેમની પોતાની જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગઈ. ખેતીના કામમાં લેવા માટે બીજી વધારાની જમીન નહોતી. આમ પ્રત્યેક ખેડૂત કુટુંબ પાસે જે થોડી જમીન રહી તે એટલી ઓછી હતી કે તેના ઉપર સારી રીતે તેનું ગુજરાન થઈ શકે એમ નહોતું. સુકાળ અથવા સારા વરસમાં પણ તેમને ગરીબાઈ અને અર્ધો ભૂખમરો વેઠવો પડતો હતો. પણ ઘણુંખરું સુકાળ અથવા સારું વરસ પણ જવલ્લે જ આવતું. ઋતુઓ, મહાભૂતો અને વરસાદની દયા ઉપર જ તેમને આધાર રાખવાનો હતો. વારંવાર દુકાળ પડતા, ભીષણ મરકી ફાટી નીકળતી અને લાખો માણસોનો સંહાર કરતી. તેઓ ગામના શાહુકાર વાણિયા પાસે જઈને તેની પાસેથી કરજે પૈસા લેતા. આમ દિનપ્રતિદિન તેમનું દેવું ઉત્તરોત્તર વધતું જ ચાલ્યું. એ ભરપાઈ કરવાની આશા કે સંભાવના નષ્ટ થઈ ગઈ અને જીવન તેમને માટે અસહ્ય બોજા સમાન થઈ પડ્યું. ૧૯મી સદીમાં બ્રિટિશ અમલ નીચે હિંદની મોટા ભાગની વસતીની આવી દશા થઈ ગઈ.

## ૧૧૧. હિંદનાં ગામો, ખેડૂતો અને જમીનદારો

૨ ડિસેમ્બર, ૧૯૩૨

જેને પરિણામે હિંદના ગૃહઉદ્યોગો નાશ પામ્યા તથા તેનો કારીગર વર્ગ ગામ અને ખેતીને આશરે ધકેલાઈ ગયો તે હિંદ પરત્વેની બ્રિટિશ નીતિ વિષે હું મારા આગલા પત્રમાં કહી ગયો છું. હું આગળ જણાવી ગયો છું તેમ બીજા કશા ધંધારોજગાર વિનાના વધારે પડતા માણસોનું જમીન ઉપરનું દબાણ અથવા બોજો એ હિંદની એક ભારે સમસ્યા છે. હિંદ ગરીબ છે તેનું કારણ ઘણે અંશે એ જ છે. જમીન ઉપરથી ખસેડીને, આ લોકોને બીજા ઉત્પાદક ધંધાઓમાં રોકી શકાય તો તેઓ દેશની સંપત્તિમાં વધારો કરે એટલું જ નહિ પણ એથી કરીને જમીન ઉપરનો બોજો પણ ઓછો થાય અને ખેતી વધારે ફળદાયક થાય.

ઘણી વાર એમ કહેવામાં આવે છે કે હિંદમાં જમીન ઉપરનું આ વધારે પડતું દબાણ બ્રિટિશ નીતિને એટલું બધું આભારી નથી. હિંદની વસતી વધી ગઈ છે તેને લીધે એમ થવા પામ્યું છે. આ દલીલ સાચી નથી. છેલ્લાં ૧૦૦ વરસોમાં હિંદની વસતી વધી ગઈ છે એ ખરું પરંતુ એમ તો દુનિયાના બીજા ઘણાખરા દેશોની વસતી પણ વધી છે. વળી, યુરોપ અને ખાસ કરીને ઇંગ્લંડ,

બેલ્જિયમ, હૉલૅંડ તથા જર્મનીમાં તો વસતી ઘણા મોટા પ્રમાણમાં વધવા પામી છે. કોઈ દેશની અથવા તો આખી દુનિયાની વસતીની વૃદ્ધિ, તેનું ધારણપોષણ તથા જરૂર પડે ત્યારે તેને વધતી અટકાવવી એ અતિશય મહત્ત્વની બાબત છે. અહીં આગળ હું એ પ્રશ્નમાં ઊતરી શકું એમ નથી, કેમકે એથી કરીને બીજા મુદ્દાઓ ગૂંચવાઈ જાય. પરંતુ હું એ વસ્તુ સ્પષ્ટ કરવા માગું છું કે હિંદમાં જમીન ઉપરના દબાણનું સાચું કારણ વસતીનો વધારો નહિ પણ ખેતી સિવાય બીજા ઉદ્યોગધંધાઓનો અભાવ છે. બીજા રોજગાર તથા ઉદ્યોગધંધા ઊભા થાય તો હિંદની આજની વસતી બહુ સહેલાઈથી એના ઉપર નભી શકે એટલું જ નહિ, આબાદ પણ થાય. સંભવ છે કે, આગળ ઉપર વસતીની વૃદ્ધિના પ્રશ્ન ઉપર આપણે વિચારણા ચલાવવી પડે.

હવે આપણે હિંદમાંની બ્રિટિશ નીતિની બીજી બાબતો તપાસીએ. પહેલાં આપણે ગામડાંનો પ્રશ્ન લઈશું.

આગળ મેં તને હિંદની ગ્રામપંચાયતો તથા અનેક ચડાઈઓ અને પરિવર્તનોના ઝંઝાવાતની સામે તેઓ કેવી રીતે ટકી રહી એ વિષે લખ્યું હતું. છેક ૧૮૩૦ની સાલમાં હિંદનો બ્રિટિશ ગવર્નર સર ચાર્લ્સ મેટકાફ ગ્રામપંચાયતોનું આ પ્રમાણે વર્ણન કરે છે :

> ગ્રામપંચાયતો નાનાં નાનાં પ્રજાતંત્રો છે; પોતાને જરૂરી લગભગ બધી જ વસ્તુઓ તેમનામાં મોજૂદ છે અને બહારના સંબંધોથી તેઓ લગભગ સ્વતંત્ર છે. જ્યાં બીજી કોઈ વસ્તુ ટકી નથી ત્યાં એ (ગ્રામપંચાયતો) કાયમ રહી રહેતી હોય એમ જણાય છે. જેમાં હરેક પંચાયત સ્વતઃ એક નાનકડા અલગ રાજ્ય સમાન છે, એવો ગ્રામપંચાયતોનો એ સંઘ તેમની સુખશાંતિ, સ્વાયત્તતા અને સ્વતંત્રતાના ઉપભોગ માટે ઘણે અંશે ઉપકારક છે.

પ્રાચીન ગ્રામવ્યવસ્થાનું આ બ્યાન અતિશય પ્રશંસાભર્યું છે. આપણી આંખો આગળ લગભગ કાવ્યમય પરિસ્થિતિનું ચિત્ર ખડું થાય છે. ગામડાંઓને જેટલી સ્થાનિક સ્વતંત્રતા અને સ્વાયત્તતા હતાં એ બહુ સારી વસ્તુ હતી એમાં લેશમાત્ર પણ શંકા નથી. વળી એ ઉપરાંત બીજી પણ સારી વસ્તુઓ તેમાં હતી. પરંતુ એ પદ્ધતિની ખામીઓ પ્રત્યે આપણે દુર્લક્ષ કરવું જોઈએ નહિ. બાકીની દુનિયાથી અલગ એવું સ્વયંપૂર્ણ ગ્રામજીવન કોઈ પણ પ્રકારની પ્રગતિને અનુકૂળ નહોતું. વિકાસ અને પ્રગતિ તો ઉત્તરોત્તર મોટા ઘટકો વચ્ચેના પરસ્પર સહકારમાં રહેલાં છે. કોઈ એક વ્યક્તિ કે સમૂહ જેટલે અંશે પોતપોતાનામાં જ મશગૂલ રહે તેટલે અંશે તે સ્વરત, સ્વાર્થી અને સંકુચિત મનનો થવાનો સંભવ રહે છે. નગરવાસીઓને મુકાબલે ગ્રામવાસીઓ ઘણુંખરું સંકુચિત મનના અને વહેમી હોય છે. એથી કરીને તેમનામાં ઘણાં સારાં તત્ત્વો હોવાં છતાંયે ગ્રામપંચાયતો અથવા ગ્રામસમાજો પ્રગતિનાં કેન્દ્રો ન બની શક્યાં. તે કંઈક અસલી ઢબની અને પછાત હતી. હાથકારીગરી અને

ઉદ્યોગધંધાઓ તો મુખ્યત્વે કરીને શહેરોમાં જ ખીલ્યા હતા. અલબત્ત, વણકરો ગામડાંઓમાં સર્વત્ર ફેલાયલા હતા ખરા.

આ ગ્રામસમાજોએ પરસ્પર ઝાઝો સંપર્ક સાધ્યા વિના અલગ રહીને પોતાનું જીવન વિતાવ્યું એનું ખરું કારણ અવરજવરનાં સાધનોની ઓછપ હતી. ગામોને એકબીજા સાથે સાંકળનાર સારા રસ્તાઓ બહુ ઓછા હતા. ખરેખર, આવા રસ્તાઓની અછતને લીધે જ ગામડાંઓના વ્યવહારમાં વધારે પડતું માથું મારવાનું દેશની મધ્યસ્થ સરકાર માટે મુશ્કેલ હતું. મોટી નદીઓના કાંઠા ઉપર અથવા તો તેની નજદીક આવેલાં ગામ કે શહેરો હોડી મારફતે એકબીજા જોડે સંસર્ગ રાખી શકતાં હતાં પરંતુ આ રીતે વાપરી શકાય એવી નદીઓ અહીંયાં ઝાઝી નહોતી. સુગમતાભર્યાં અવરજવરનાં સાધનોની ઓછપ દેશના આંતરિક વેપારની ખિલવણીમાં પણ વિઘ્નરૂપ હતી.

ઘણાં વરસો સુધી તો ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું ધ્યેય કેવળ પૈસા કમાઈને પોતાના શૅરહોલ્ડરોને ડિવિડંડો આપવા પૂરતું જ હતું, એટલે તેમણે રસ્તાઓ ઉપર નહિ જેવો જ ખરચ કર્યો અને શિક્ષણ, ઇસ્પિતાલ તથા શહેરો અને ગામડાંની સાફસૂફી તેમ જ બીજી એવી બાબતો ઉપર કશો ખર્ચ કર્યો નહિ. પરંતુ પાછળના સમયમાં જ્યારે અંગ્રેજોએ કાચો માલ ખરીદવા અને ઇંગ્લંડનો યંત્રોમાં બનેલો માલ વેચવા ઉપર પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું ત્યારે અવરજવરનાં સાધનોની બાબતમાં તેમણે જુદી નીતિ અખત્યાર કરી. ઉત્તરોત્તર વધતા જતા પરદેશી વેપારને આગળ ધપાવવાને માટે હિંદના દરિયા કિનારા ઉપર નવાં શહેરો ઊભાં થયાં. આ શહેરો — મુંબઈ, મદ્રાસ, કલકત્તા અને પાછળથી કરાંચી — પરદેશ મોકલવા માટે રૂ વગેરે કાચો માલ એકઠો કરતાં અને પરદેશનો — ખાસ કરીને ઇંગ્લંડનો — યંત્રોમાં બનેલો તૈયાર માલ લઈને વેચવા માટે દેશના જુદા જુદા ભાગોમાં પહોંચાડતાં. આ નવાં ઊભાં થયેલાં શહેરો લીવરપુલ, મૅંચેસ્ટર, બર્મિંગહામ તથા શેફિલ્ડ જેવાં પશ્ચિમના દેશોમાં ઊભાં થતાં મોટાં મોટાં ઔદ્યોગિક શહેરોથી સાવ જુદી જાતનાં હતાં. યુરોપનાં એ શહેરો તો મોટાં મોટાં કારખાનાંઓવાળાં તૈયાર માલ પેદા કરનારાં કેન્દ્રો હતાં. વળી તેઓ આ તૈયાર માલ પરદેશ રવાના કરનારાં બંદરો પણ હતાં. નવાં ઊભાં થયેલાં હિંદનાં શહેરો તો કશુંયે ઉત્પન્ન કરતાં નહોતાં. તેઓ તો કેવળ પરદેશી માલની વખાર અને પરરાજ્યના ચિહ્નરૂપ હતાં.

હું તને હમણાં જ કહી ગયો કે, બ્રિટિશ રાજનીતિને પરિણામે હિંદુસ્તાન દિવસે દિવસે વધારે ને વધારે ગ્રામીણ થતો જતો હતો અને લોકો શહેર છોડીને ગામડાં તથા ખેતી તરફ જઈ રહ્યા હતા. આમ હોવા છતાંયે, અને એ પરિસ્થિતિમાં કશો ફરક પડ્યો નહોતો તોયે દરિયાકિનારા ઉપર આ નવાં શહેરો ઊભાં થયાં. એ શહેરો નાનાં નાનાં શહેરો અને કસબાઓને ભોગે ફાલ્યાં, ગામડાંઓ તૂટીને

એ શહેરો નહોતાં વસ્યાં. શહેર છોડીને ગામડાં તરફ જવાનો વસતીનો પ્રવાહ તો ચાલુ જ રહ્યો હતો. કાચો માલ એકઠો કરવાનું તથા વિદેશી માલ દેશના જુદા જુદા ભાગોમાં પહોંચાડવાનું સુગમ થઈ પડે એટલા માટે દરિયાકિનારા ઉપરનાં આ નવાં શહેરોને દેશના અંદરના ભાગ સાથે સાંકળવાની જરૂર હતી. પ્રાંતોનાં પાટનગરો અથવા તો વહીવટી કેન્દ્રો તરીકે બીજાં કેટલાંક શહેરો પણ ઊભાં થવા પામ્યાં. આમ અવરજવરનાં સારાં સાધનોની જરૂરિયાત તાકીદની બની ગઈ. એટલે રસ્તાઓ બંધાવા લાગ્યા અને પાછળથી રેલવેઓ. ૧૮૫૩ની સાલમાં મુંબઈમાં પહેલવહેલી રેલવે બાંધવામાં આવી.

હિંદના હુન્નરઉદ્યોગોનો નાશ થવાને પરિણામે બદલાયેલી અને નવી ઊભી થયેલી પરિસ્થિતિ સાથે મેળ બેસાડવાનું પુરાણી ગ્રામસમાજોને મુશ્કેલ થઈ પડ્યું હતું. પરંતુ સારા રસ્તાઓ તથા રેલવેઓ થયાં અને તે દેશમાં બધે પથરાઈ ગયાં ત્યારે આટલા લાંબા સમય સુધી ટકી રહેલી પ્રાચીન ગ્રામ-વ્યવસ્થા આખરે ભાંગી પડી અને નાશ પામી. જ્યારે દુનિયા તેના દરવાજા ખખડાવતી તેને આંગણે આવીને ઊભી ત્યારે નાનાં નાનાં ગ્રામ-પ્રજાતંત્રો દુનિયાથી અલિપ્ત ન રહી શક્યાં. એક ગામની વસ્તુઓની કિંમત તરત જ બીજા ગામની વસ્તુઓની કિંમત ઉપર અસર કરતી; કેમકે, હવે વસ્તુઓ એક ગામથી બીજે ગામ સહેલાઈથી મોકલી શકાતી હતી. સાચે જ, જેમ જેમ દુનિયા સાથે સંપર્કનાં અને અવરજવરનાં સાધનો વિકસતાં ગયાં તેમ તેમ કૅનેડા તેમ જ યુનાઈટેડ સ્ટેટ્સના ઘઉં હિંદના ઘઉંની કિંમત ઉપર અસર કરવા લાગ્યા. આમ સંજોગોવશાત્ હિંદની ગ્રામ-વ્યવસ્થા આંતરરાષ્ટ્રીય કિંમતના વર્તુળમાં ખેંચાઈ. ગામડાંની પુરાણી આર્થિક વ્યવસ્થા પડી ભાંગી અને ખેડૂતોની ભારે અજાયબી વચ્ચે એને બદલે નવી વ્યવસ્થા તેમના ઉપર પરાણે ઠોકી બેસાડવામાં આવી. ગામડાંના બજાર માટે ખોરાકની અને એવી બીજી વસ્તુઓ પેદા કરવાને બદલે હવે ખેડૂત એ બધું દુનિયાનાં બજારો માટે ઉત્પન્ન કરવા લાગ્યો. તે આંતરરાષ્ટ્રીય ઉત્પાદન અને કિંમતના વમળમાં સપડાયો હતો અને તેમાં તે વધારે ને વધારે ઊંડો ઊતરતો ગયો. પહેલાં જ્યારે પાક નિષ્ફળ જતો ત્યારે દુકાળ પડતો અને ગુજરાનને માટે કશો આધાર રહેતો નહિ. વળી એ વખતે દેશના બીજા ભાગોમાંથી ખોરાકની વસ્તુઓ આણવા માટે યોગ્ય સાધનો પણ નહોતાં. તે સમયે આવા ખાદ્યપદાર્થોના દુકાળ પડતા. પરંતુ હવે તો વિચિત્ર બીના બનવા પામી. હવે તો ઢગલાબંધ અનાજ હોય ત્યાં આગળ અથવા અનાજ સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે એવી પરિસ્થિતિમાં લોકો ભૂખે મરવા લાગ્યા. જો કોઈ એક સ્થળે અનાજ ન હોય તો તે રેલવે કે બીજાં ઝડપી સાધનો દ્વારા દેશના બીજા ભાગોમાંથી આણી શકાય એમ હતું. દેશમાં અનાજ તો હતું પણ તેને ખરીદવાનાં નાણાં નહોતાં. આમ અહીંયાં નાણાંનો દુકાળ હતો, અનાજનો નહિ. પરંતુ એથીયે વિચિત્ર બીના તો એ છે કે, આપણે

છેલ્લાં ત્રણ મંદીનાં વરસ દરમ્યાન જોયું તેમ, કેટલીક વાર તો અસાધારણ સારો પાક પાકે એ જ ખેડૂતોને માટે આપત્તિરૂપ થઈ પડતું.

આમ પુરાણી ગ્રામવ્યવસ્થાનો અંત આવ્યો અને પંચાયતોની હસ્તી પણ મટી ગઈ. પરંતુ એને માટે આપણે ભારે ખેદ કરવાની જરૂર નથી; કેમકે એના દિવસો ક્યારનાયે ભરાઈ ચૂકયા હતા અને આધુનિક સંજોગોમાં એનો મેળ બેસી શકે એમ નહોતું. પરંતુ આ બાબતમાં પણ એવું બન્યું કે, આ પુરાણી વ્યવસ્થાનો અંત આવ્યો પરંતુ એને ઠેકાણે બદલાયેલા સંજોગોને અનુરૂપ નવી ગ્રામવ્યવસ્થા ઉદ્‌ભવી નહિ. આ નવરચના અને નવસર્જન કરવાનું કાર્ય આપણે માટે હજી બાકી જ છે.

અત્યાર સુધી આપણે બ્રિટિશ રાજનીતિને કારણે જમીન તેમ જ ખેડૂતો ઉપર થયેલી પરોક્ષ અસરોનો વિચાર કર્યો. હવે આપણે ઈસ્ટ ઇન્ડિયા કંપનીની જમીન અંગેની નીતિ વાસ્તવમાં શી હતી, એટલે કે જે નીતિએ ખેડૂતો તેમ જ જમીન સાથે સંબંધ ધરાવનારાઓ ઉપર સીધી અસર કરી તે તપાસીએ. મને ભય છે કે તારે માટે એ જરા ગૂંચવણ ભર્યો અને કંઈક નીરસ વિષય છે. પણ આપણો દેશ તો આવા ગરીબ ખેડૂતોનો મુલક છે એટલે તેમની વિપતો અને હાડમારીઓ શી છે તથા આપણે તેમની સેવા શી રીતે કરી શકીએ અને તેમની હાલત સુધારી શકીએ એ સમજવાનો આપણે યત્‌કિંચિત્ પ્રયાસ કરવો જોઈએ.

જમીનદારો, તાલુકદારો તથા તેમના સાંથિયા કે આસામીઓ વિષે આપણા સાંભળવામાં આવે છે. સાંથિયા અથવા આસામીઓ પણ અનેક પ્રકારના હોય છે; વળી સાંથિયાઓના સાંથિયા પણ હોય છે. પરંતુ આ બધી ઝીણવટમાં હું તને ઉતારવા નથી માગતો. સામાન્ય રીતે જમીનદારો રાજ્ય અને ખેડૂતોની વચ્ચેના આડતિયા છે. ખેડૂત તેમનો સાંથિયો છે અને તેમની જમીનનો ઉપયોગ કરવા બદલ તે તેમને સાંથ અથવા એક પ્રકારનો કર આપે છે. આ સાંથનો ધણી જમીનદાર ગણાય છે. જમીનદાર આ સાંથનો અમુક ભાગ પોતાની જમીનના મહેસૂલ અથવા કર તરીકે રાજ્યને ભરે છે. આમ જમીનની પેદાશ ત્રણ ભાગમાં વહેંચાઈ જાય છે. એક ભાગ જમીનદારના હાથમાં જાય છે, બીજો રાજ્યને મળે છે અને ત્રીજો સાંથિયા ખેડૂત પાસે રહે છે. આ ત્રણે ભાગો સરખા હોય છે એમ ધારી લઈશ નહિ. ખેડૂત જમીન ઉપર મહેનત મજૂરી કરે છે અને ખેડવું, વાવવું તથા એવી બીજી અનેક પ્રકારની તેની મજૂરીને પરિણામે જમીનમાં પાક પાકે છે. આથી દેખીતી રીતે જ તે પોતાની મજૂરીના ફળનો ઉપભોગ કરવાનો અધિકારી ગણાય. આખા સમાજના પ્રતિનિધિ તરીકે રાજ્યને સાર્વજનિક હિતની દૃષ્ટિએ મહત્ત્વની ફરજો બજાવવાની હોય છે. આમ તેણે રાજ્યનાં બધાં બાળકોને કેળવણી આપવી જોઈએ, સારા રસ્તાઓ

અને અવરજવરનાં બીજાં સાધનો તૈયાર કરવાં જોઈએ; ઇસ્પિતાલો, બાગ-બગીચાઓ અને સંગ્રહસ્થાનો બાંધવાં જોઈએ તેમજ સાફસૂફી અને જનસુખાકારી માટે ઘટતો પ્રબંધ કરવો જોઈએ અને એવી એવી બીજી અસંખ્ય વસ્તુઓ કરવી જોઈએ. આ બધાને માટે તેને નાણાં જોઈએ અને એને માટે તે જમીનની પેદાશમાંથી અમુક ભાગ લે એ ન્યાય્ય અને વાજબી છે. તેનો એ ભાગ કેટલો હોવો જોઈએ એ વળી જુદો સવાલ છે. ખેડૂત રાજ્યને અથવા સરકારને જે કંઈ આપે છે તે રસ્તાઓ, કેળવણી અને સફાઈ વગેરેના રૂપમાં ખરી રીતે તેને પાછું મળી રહે છે અથવા મળવું જોઈએ. આજે તો હિંદની સરકાર પરદેશી છે એટલે આપણને સરકાર અથવા રાજ્ય પ્રત્યે અણગમો થવા સંભવ છે. પરંતુ સુસંગઠિત અને સ્વતંત્ર દેશમાં તો રાજ્ય એટલે સમગ્ર પ્રજા.

આ રીતે જમીનની પેદાશના બે ભાગની વાત તો આપણે પતાવી — એમાંનો એક ભાગ રાજ્યને માટે છે અને બીજો ખેડૂત પાસે રહે છે. ત્રીજો ભાગ આપણે જોઈ ગયા કે, જમીનદાર અથવા તો આડતિયાને મળે છે. એ મેળવવાને હકદાર થવા માટે તે શું કરે છે? એ માટે તે કહેવા જેવું કશુંયે કામ કરતો નથી. ઉત્પાદનના કાર્યમાં કશીયે સહાય કર્યા વિના તે પેદાશનો મોટો હિસ્સો સાંથના રૂપમાં પડાવી જાય છે. આમ તે ગાડાના પાંચમા પૈડા જેવો છે — એની કશીયે જરૂર નથી એટલું જ નહિ પણ ઊલટો તે જમીન ઉપર બોજારૂપ છે. અને આ બિનજરૂરી બોજાનો ભાર ખેડૂતને સૌથી વધારે સહેવો પડે છે — તેને પોતાની પેદાશમાંથી જમીનદારને ભાગ આપવો પડે છે. એટલા માટે ઘણા લોકો માને છે કે જમીનદાર અથવા તાલુકદાર એ સાવ બિનજરૂરી આડતિયો છે અને જમીનદારી પદ્ધતિ ખરાબ છે તથા એ પ્રથા બદલવી જોઈએ કે જેથી આ આડતિયો દૂર થાય. આજે મુખ્યત્વે કરીને બંગાળ, બિહાર અને સંયુક્તપ્રાંતો એ હિંદના ત્રણ પ્રાંતોમાં આ જમીનદારી પ્રદ્ધતિ ચાલુ છે.

બીજા પ્રાંતોમાં ખેતી કરનારા ખેડૂતો સામાન્ય રીતે પોતે જ રાજ્યને મહેસૂલ ભરે છે અને ત્યાં આગળ રાજ્ય અને તેમની વચ્ચે આડતિયો નથી. આ ખેડૂતોને કેટલીક વાર માલિક-ખેડૂતો કહેવામાં આવે છે; પંજાબની પેઠે કેટલીક વાર તેમને જમીનદાર પણ કહેવામાં આવે છે, પરંતુ યુક્તપ્રાંતો, બંગાળ અને બિહારના જમીનદારોથી તેઓ જુદા છે.

આટલી લાંબી સમજૂતી આપ્યા પછી હું તને કહેવા માગું છું કે, જેને વિષે આજે આપણે બહુ બહુ સાંભળીએ છીએ તે બંગાળ, બિહાર તથા યુક્તપ્રાંતોમાં ચાલતી જમીનદારી પદ્ધતિ એ હિંદને માટે સાવ નવી વસ્તુ છે. એ અંગ્રેજોએ ઊભી કરેલી વસ્તુ છે. તેમના આવ્યા પહેલાં એ પદ્ધતિ અહીંયાં નહોતી.

પ્રાચીન સમયમાં અહીં એવા જમીનદારો કે આડતિયાઓ નહોતા. ખેડૂતો પોતે જ પોતાની નીપજનો અમુક ભાગ રાજ્યને આપતા હતા. કેટલીક વાર ગ્રામપંચાયત ગામના બધા ખેડૂતોની વતી એ કામ કરતી. અકબરના સમયમાં તેના નામીચા નાણામંત્રી રાજા ટોડરમલે બહુ કાળજીપૂર્વક જમીનની મોજણી કરાવી હતી. રાજ્ય અથવા સરકાર ખેડૂત પાસેથી તેની નીપજનો ત્રીજો ભાગ લેતી અને તેની ઇચ્છામાં આવે તો એને બદલે ખેડૂત રોકડ નાણું પણ ભરી શકતો. એકંદરે જોતાં કરવેરા ભારે નહોતા અને તેમાં બહુ હળવેથી વધારો થતો. પરંતુ પછીથી મોગલ સામ્રાજ્ય પડી ભાંગ્યું. મધ્યસ્થ સરકાર નબળી પડી અને તે પોતાનું મહેસૂલ અથવા કરો સારી રીતે વસૂલ કરી શકી નહિ. એટલે પછી વસૂલાતની નવી રીત અસ્તિત્વમાં આવી. મહેસૂલ વસૂલ કરવા માટે પગારદાર અમલદારો નહિ પણ વસૂલાતનો દશમો ભાગ પોતાને માટે રાખી શકે એવા એજંટો અથવા આડતિયાઓ નીમવામાં આવ્યા. એમને મહેસૂલ ઉઘરાવનાર અથવા કદી કદી જમીનદાર અથવા તાલુકદાર કહેવામાં આવતા. પરંતુ એ લક્ષમાં રાખજે કે એ શબ્દોનો આજે જેવો અર્થ થાય છે તેવો તે વખતે થતો નહોતો.

મધ્યસ્થ સરકાર જેમ જેમ નબળી પડતી ગઈ તેમ તેમ એ પદ્ધતિ વધારે ને વધારે બગડતી ગઈ. એ વસ્તુ એટલી હદ સુધી પહોંચી કે અમુક પ્રદેશમાંથી મહેસૂલ ઉઘરાવવા માટે હરાજી બોલાવવામાં આવતી અને સૌથી ઊંચી માગણી કરનારને એ કામ સોંપવામાં આવતું. આનો અર્થ એ થયો કે જેને એ કામગીરી મળે તેને ગરીબ બીચારા ખેડૂત પાસેથી તે ચાહે એટલું પડાવવાની છૂટ હતી અને એ છૂટનો તે પૂરેપૂરો લાભ ઉઠાવતો. ધીમે ધીમે આ મહેસૂલ ઉઘરાવનારાઓ વંશપરંપરાગત થઈ ગયા અને સરકાર એટલી બધી દુર્બળ બની ગઈ હતી કે તે તેમને દૂર કરી શકે એમ નહોતું.

વાસ્તવમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને બંગાળમાં પહેલવહેલો કહેવાતો કાયદેસરનો અધિકાર મળ્યો તે મોગલ સમ્રાટ વતી ત્યાંથી જમીન મહેસૂલ ઉઘરાવવાનો હતો. ૧૭૬૫ની સાલમાં કંપનીને 'દીવાની' સત્તા સોંપવામાં આવી તેનો અર્થ એ જ હતો. આમ કંપની એક રીતે દિલ્હીના મોગલ બાદશાહની દીવાન બની. પરંતુ એ તો કેવળ કાલ્પનિક વસ્તુ હતી. ૧૭૫૭ના પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજો બંગાળમાં સત્તાધારી થઈ પડ્યા અને ગરીબ બીચારા મોગલ સમ્રાટની ક્યાંયે કશી સત્તા રહી નહિ.

ઇસ્ટ ઇન્ડિયા કંપની અને તેના અમલદારો અતિશય લોભી હતા. હું તને આગળ ઉપર કહી ગયો તેમ તેમણે બંગાળની તિજોરી તળિયાઝાટક કરી નાખી અને જ્યાં જ્યાં પૈસો તેમની નજરે પડ્યો ત્યાં ત્યાં તેમણે નિર્દયતાથી પોતાનો હાથ માર્યો. બંગાળ અને બિહારને નિચોવીને તેમણે વધારેમાં વધારે

મહેસૂલ કઢાવવાનો પ્રયાસ કર્યો. તેમણે નાના નાના મહેસૂલ ઉઘરાવનારાઓ ઊભા કર્યા અને તેમની પાસેથી લેવાનું મહેસૂલ તેમણે અનેકગણું વધારી મૂક્યું. જમીન મહેસૂલ થોડા જ વખતમાં બમણું થઈ ગયું અને તે નિર્દયતાપૂર્વક વસૂલ કરવામાં આવતું અને તે વખતસર ન ભરનારને કાઢી મૂકવામાં આવતો. આ મહેસૂલ ઉઘરાવનારાઓ ખેડૂતો પ્રત્યે નિર્દતાથી વર્તતા, તેમને લૂંટતા, તેમની પાસેથી વધારેમાં વધારે મહેસૂલ કઢાવતા અને તેમને તેમની જમીન ઉપરથી કાઢી પણ મૂકતા. પ્લાસીના યુદ્ધ પછી ૧૨ વરસ અને દીવાની મળ્યા પછી ચાર વરસની અંદર ઇસ્ટ ઇન્ડિયા કંપનીની નીતિ તેમ જ વરસાદની અછતને કારણે બિહાર અને બંગાળમાં ભીષણ દુકાળ પડ્યો અને એને લીધે એ પ્રાંતોની ત્રીજા ભાગની વસતી નાશ પામી. ૧૭૬૯–૭૦ના આ દુકાળ વિષે મેં મારા એક આગલા પત્રમાં ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે આમ છતાંયે ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પૂરેપૂરું મહેસૂલ વસૂલ કર્યું. કંપનીના અમલદારોનો તેમની અસાધારણ કાર્યદક્ષતા માટે ખાસ ઉલ્લેખ કરવો ઘટે છે. લાખોની સંખ્યામાં સ્ત્રી, પુરુષ અને બાળકો મરણ પામ્યાં છતાંયે ઇંગ્લંડના તવંગર લોકોને મોટાં મોટાં ડિવિડંડો આપી શકાય એટલા ખાતર મુડદાંઓ પાસેથી પણ તેઓ પૈસા કઢાવી શક્યા.

વીસ કે એથીયે વધારે વરસો સુધી આમ જ ચાલ્યા કર્યું અને દુકાળ પડવા છતાંયે ઇસ્ટ ઇન્ડિયા કંપની ખેડૂતો પાસેથી બળજબરીથી મહેસૂલ વસૂલ કરતી રહી. પરિણામે બંગાળનો રસાળ પ્રાંત ખેદાનમેદાન થઈ ગયો. મોટા મોટા મહેસૂલ ઉઘરાવનારાઓ સુધ્ધાં ભિખારી બની ગયા. આ ઉપરથી આપણે કલ્પી શકીએ કે ગરીબ બીચારા ખેડૂતોની શી દશા થઈ હશે. પરિસ્થિતિ એટલી બધી બગડી કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની પણ ઊંઘ ઊડી અને એનું નિવારણ કરવાનો તેણે પ્રયાસ કર્યો. તે સમયનો બ્રિટિશ ગવર્નર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસ પોતે ઇંગ્લંડનો મોટો જમીનદાર હતો. તે હિંદમાં બ્રિટિશ પદ્ધતિ મુજબ જમીનદારો ઊભા કરવા માગતો હતો. કેટલાક સમયથી મહેસૂલ ઉઘરાવનારાઓ પણ પોતે જમીનદાર હોય એમ વર્તવા લાગ્યા હતા. તેમની સાથે સમજૂતી કરીને કૉર્નવૉલિસે તેમને જમીનદાર તરીકે માન્ય રાખ્યા. પરિણામ એ આવ્યું કે હિંદમાં પહેલી જ વાર રાજ્ય અથવા સરકાર અને ખેડૂતો વચ્ચે આડતિયો ઊભો થયો અને ખેડૂતો બિચારા કેવળ સાંથિયા બની ગયા. અંગ્રેજો તો આ જમીનદારો જોડે જ વ્યવહાર રાખતા હતા. અને પોતાના સાંથિયાઓ જોડે ચાહે તેમ વર્તવાની તેમને છૂટ હતી. જમીનદારોના જુલમ અને લોલુપતામાંથી ઊગરવાને આ રંક ખેડૂતો પાસે કોઈ પણ આરો નહોતો.

બંગાળ તથા બિહારના જમીનદારો સાથે કૉર્નવૉલિસે ૧૭૯૩ની સાલમાં જે જમાબંધી નક્કી કરી તે ‘કાયમી જમાબંધી’ કહેવાય છે. ‘જમાબંધી’

એટલે જમીનદારે સરકારને ભરવાની ઠરાવેલી રકમ. બંગાળ તેમ જ બિહારમાં આ રકમ કાયમને માટે ઠરાવવામાં આવી હતી. એમાં કશા ફેરફારને માટે અવકાશ નહોતો. પછીથી વાયવ્ય તરફ અયોધ્યા અને આગ્રા સુધી બ્રિટિશ અમલ ફેલાયો ત્યારે આ બાબતમાં બ્રિટિશ નીતિમાં ફેરફાર થયો. હવે તેમણે જમીનદારો સાથે બંગાળની જેમ કાયમી નહિ પણ કામચલાઉ અથવા હંગામી જમાબંધી કરી. અમુક સમય પછી — સામાન્ય રીતે ત્રીસ ત્રીસ વરસે — દરેક હંગામી જમાબંધીની તપાસ કરવામાં આવતી અને સરકારને ભરવાની જમીન-મહેસૂલની ફરીથી આકારણી કરવામાં આવતી. સામાન્ય રીતે હરેક તપાસણી વખતે મહેસૂલમાં વધારો કરવામાં આવતો.

દક્ષિણમાં મદ્રાસ અને તેની આસપાસના પ્રદેશમાં જમીનદારી પદ્ધતિ નહોતી. ત્યાં આગળ ખેડૂતો પોતે જમીનના માલિક હતા એટલે ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ તેમની જોડે સીધેસીધું મહેસૂલ ઠરાવ્યું. પરંતુ ત્યાં આગળ તેમ જ બીજે બધે પણ તૃપ્ત ન થઈ શકે એવા લોભથી પ્રેરાઈને કંપનીના અધિકારીઓએ જમીનમહેસૂલની બહુ ભારે આકારણી કરી અને તે નિર્દયતાપૂર્વક વસૂલ કરવામાં આવતું. મહેસૂલ ન ભરાવાને કારણે ખેડૂતને તત્કાળ જમીન ઉપરથી હાંકી કાઢવામાં આવતો. પણ એ ગરીબ બીચારો ખેડૂત ક્યાં જઈ શકે એમ હતું? જમીન ઉપર વધારે પડતું દબાણ હોવાને લીધે હમેશાં જમીનની બહુ ભારે માગ રહેતી. એવા કેટલાયે ભૂખે મરતા લોકો હતા જેઓ કોઈ પણ શરતે જમીન લેવાને આતુર હતા. લાંબા વખતથી હાડમારી વેઠી રહેલા ખેડૂતોની યાતનાઓ અસહ્ય થઈ પડતી ત્યારે તેઓ પણ જીવ પર આવી જતા અને વારંવાર લડાઈ ઝઘડા તથા રમખાણો થવા પામતાં.

૧૯મી સદીના વચગાળામાં બંગાળમાં બીજો જુલમ શરૂ થયો. ગળીનો વેપાર કરવાને માટે કેટલાક અંગ્રેજો જમીનદાર બન્યા. તેમણે ગળીની ખેતી કરવા માટે પોતાના સાંથિયાઓ જોડે બહુ આકરી શરતો કરી. તેમની ખેડાણની જમીનના અમુક ચોક્કસ ભાગમાં ગળીની ખેતી કરવાની તેમ જ અમુક નક્કી કરેલા ભાવથી તે પોતાના અંગ્રેજ જમીનદારો અથવા (પ્લૅન્ટર્સ) 'નીલવરો'ને — તેઓ એ નામથી ઓળખાતા હતા — વેચવાની તેમને ફરજ પાડવામાં આવતી. આ પ્રથાને બગીચા પદ્ધતિ (પ્લૅન્ટેશન સિસ્ટીમ) કહેવામાં આવે છે. ખેડૂતો ઉપર લાદવામાં આવેલી શરતો એટલી બધી આકરી હતી કે તે પૂરી કરવી એ તેમને માટે મુશ્કેલ હતું. વળી અંગ્રેજ સરકાર નીલવરોની મદદે આવી અને ખાસ કાયદા કરીને ખેડૂતોને તેમાંની શરતો અનુસાર ગળીની ખેતી કરવાની ફરજ પાડી. આ કાયદાઓ તથા તેમાં ઠરાવેલી શિક્ષાઓને પરિણામે નીલવરોના એ સાંથિયા ખેડૂતોની દશા કેટલેક અંશે નીલવરોના દાસ અથવા તો ગુલામોના જેવી થઈ ગઈ. ગળીનાં કારખાનાંના એજંટો અથવા આડતિયાઓ

તેમને સતાવતા અને તેમના ઉપર જુલમ ગુજારતા; કેમકે એ અંગ્રેજ અથવા તો હિંદી આડતિયાઓ તેમને કાયદાનું રક્ષણ મળી રહેશે એ બાબતમાં બિલકુલ નિશ્ચિંત હતા. ઘણી વાર ગળીના ભાવો બેસી જતા. એવા સંજોગોમાં ગળી સિવાય ડાંગર વગેરે બીજો કોઈ પાક કરવો એ ખેડૂતો માટે વધારે ફાયદાકારક હતું, પરંતુ તેમને તેમ કરવાની છૂટ નહોતી. ખેડૂતોને બહુ ભારે હાડમારી અને યાતનાઓ વેઠવી પડતી હતી અને આખરે તે અસહ્ય થવાથી તેઓ જીવ પર આવી ગયા. ખેડૂતોએ નીલવરોની સામે બંડ કર્યું અને ગળીનું એક કારખાનું લૂંટી લીધું. પરંતુ તેમને કચરી નાખીને ફરી પાછા વશ કરી દેવામાં આવ્યા.

આ પત્રમાં ૧૯મી સદી દરમ્યાન ખેડૂતોની થયેલી દુર્દશાનો મેં તને કંઈક લંબાણથી ચિતાર આપવાનો પ્રયત્ન કર્યો છે. હિંદના ખેડૂતની સ્થિતિ દિનપ્રતિદિન કેવી રીતે બગડતી ગઈ તથા મહેસૂલ ઉઘરાવનાર, જમીનદાર, વાણિયો, બગીચાવાળો, તેનો આડતિયો અને સીધી રીતે કે ઇસ્ટ ઇન્ડિયા કંપની મારફતે કામ લેનાર સૌથી મોટો વાણિયો બ્રિટિશ સરકાર વગેરે તેના સંસર્ગમાં આવનાર દરેકે તેનું કેવી રીતે શોષણ કર્યું એ સમજાવવાનો મેં પ્રયાસ કર્યો છે. કેમકે, આ બધા શોષણના પાયામાં અંગ્રેજોએ હિંદમાં ઇરાદાપૂર્વક અખત્યાર કરેલી નીતિ રહેલી હતી. ગૃહઉદ્યોગો નાશ પામ્યા અને તેની જગ્યાએ બીજા ઉદ્યોગો શરૂ કરવાનો કશો પ્રયાસ કરવામાં ન આવ્યો; એથી બેકાર બનેલા કારીગરો ગામડાંઓ તરફ હડસેલાઈ ગયા અને તેને લીધે જમીન ઉપરનું દબાણ વધી જવા પામ્યું; જમીનદારી પ્રથા તથા બગીચા પદ્ધતિ દાખલ થઈ; જમીન મહેસૂલ અતિશય વધારી દેવામાં આવ્યું, પરિણામે જમીનની સાંથ બેહદ વધી ગઈ અને તેની નિર્દયતાપૂર્વક વસૂલાત કરવામાં આવી; ખેડૂતને વ્યાજખાઉ વાણિયા શાહુકારને આશરે જવાની ફરજ પડી અને તેની પોલાદી પકડમાંથી તે કદી છૂટવા પામ્યો નહિ; મહેસૂલ ન ભરવાને કારણે અસંખ્ય લોકો પાસેથી તેમની જમીનનો કબજો લઈ લેવામાં આવ્યો; આ ઉપરાંત પોલીસ, મહેસૂલ વસૂલ કરનાર જમીનદારના આડતિયા તથા કારખાનાંના આડતિયાની નિરંતર સતામણી અને જુલમ થવા લાગ્યો. આ બધી વસ્તુઓએ મળીને ખેડૂતોનું હીર, પ્રાણ તથા તેમના આત્માને હણ્યા. આ બધામાંથી અનિવાર્યપણે કારમી વિપત અને ભીષણ આપત્તિ સિવાય બીજું શું નીપજી શકે?

ઉપરાઉપરી ભીષણ દુકાળ પડ્યા અને તેમણે લાખ્ખો લોકોના જાન લીધા. પરંતુ અજબ વાત તો એ છે કે ખોરાકની અછત હતી અને એથી કરીને લોકો ભૂખે મરતા હતા તે વખતે ઘઉં અને બીજાં ખાદ્ય ધાન્યો ધનિક વેપારીઓના નફાને ખાતર પરદેશ રવાના કરવામાં આવતાં હતાં. પરંતુ

અનાજની તંગી એ ખરી આફત નહોતી, કેમકે રેલવે દ્વારા દેશના બીજા ભાગોમાંથી ખાદ્ય પદાર્થો આણી શકાય એમ હતું. ખરું દુઃખ તો એ હતું કે તે ખરીદવાનાં નાણાં લોકો પાસે નહોતાં. ૧૮૬૧ની સાલમાં ઉત્તર હિંદમાં અને ખાસ કરીને આપણા પ્રાંતમાં ભારે દુકાળ પડ્યો હતો અને એમ કહેવાય છે કે, દુકાળપીડિત પ્રદેશની સાડાઆઠ ટકા કરતાંયે વધારે વસતીનો એને લીધે નાશ થયો હતો. પંદર વરસ બાદ ૧૮૭૬ની સાલમાં ઉત્તર, મધ્ય તેમ જ દક્ષિણ હિંદમાં લાગલાગટ બે વરસ સુધી દુકાળ પડ્યો. એ વખતે પણ ફરીથી યુક્તપ્રાંતોને તેમ જ મધ્યહિંદ અને પંજાબના અમુક ભાગને સૌથી વધારે વેઠવું પડ્યું. એમાં લગભગ એક કરોડ જેટલાં માણસો મરણ પામ્યાં! વીસ વરસ પછી ૧૮૯૬ની સાલમાં લગભગ એ જ હતભાગી પ્રદેશમાં હિંદમાં પહેલાં કદી ન પડેલો એવો ભયંકર બીજો દુકાળ પડ્યો. આ ભીષણ આપત્તિએ ઉત્તર તેમ જ મધ્ય હિંદના હાલહવાલ કરી નાખ્યા અને ત્યાંના લોકોને ધૂળ ભેગા કરી દીધા. ૧૯૦૦ની સાલમાં વળી બીજો એક દુકાળ પડ્યો.

એક નાના સરખા પૅરામાં ૪૦ વરસના ગાળામાં પડેલા ચાર ભીષણ દુકાળોની મેં તને વાત કરી. એ દુકાળોની કારમી કથનીમાં રહેલી ભયંકર યાતનાઓ, હાડમારીઓ તથા ભીષણતા હું તને કહી શકું એમ નથી તેમ જ તને એનો પૂરેપૂરો ખ્યાલ આવી શકે એમ નથી. સાચે જ, એ યાતનાઓ અને હાડમારીઓનો તને પૂરેપૂરો ખ્યાલ આવે એમ હું નથી ચહાતો, કેમકે એનો સાચો ખ્યાલ આવતાં ભારે ક્રોધ અને કડવાશ પેદા થવા પામે છે અને તારી આજની ઉંમરે તારામાં કડવાશ પેદા થાય એમ હું નથી ચહાતો.

યુદ્ધમાં ઘાયલ થયેલાઓની સેવા-શુશ્રૂષા માટે પહેલવહેલો સુવ્યવસ્થિત પ્રબંધ કરનાર ફ્લૉરેન્સ નાઇટિંગેલ નામની વીર અંગ્રેજ મહિલા વિષે તેં સાંભળ્યું જ છે. છેક ૧૮૭૮ની સાલમાં તેણે લખ્યું હતું કે, 'પૂર્વના દેશોમાં, ના,ના, ઘણું કરીને આખી દુનિયામાં, સૌથી કરુણ અને દુઃખદ દૃશ્ય જો કોઈ હોય તો તે આપણા પૂર્વના સામ્રાજ્યના ખેડૂતોનું છે.' એણે, 'આપણા કાયદાઓનાં પરિણામો'નો ઉલ્લેખ કરતાં જણાવ્યું છે કે, તેમણે 'જ્યાં આગળ, જેને દુકાળ કહી શકાય એવી વસ્તુની હસ્તી જ નથી એવા દુનિયાના સૌથી વધારે રસાળ દેશના ઘણા ભાગોમાં પીસી નાખનારી ગરીબાઈ અને કાયમી ભૂખમરો' પેદા કર્યાં છે.

હા, સાચે જ, આપણા ખેડૂતોની ઊંડી ઊતરી ગયેલી, આશાશૂન્ય અને ઘવાયેલી હોય એવી લાગતી આંખોના કરતાં વધારે કરુણ અને દુઃખદ દૃશ્ય બીજું ભાગ્યે જ હશે. આપણા ખેડૂતવર્ગે આ બધાં વરસો દરમ્યાન કેટલો ભારે બોજો વહ્યો છે! અને આપણે એ ન ભૂલવું જોઈએ કે કંઈક સારી હાલતમાં છીએ એવાં આપણે પણ એ બોજાના ભાગરૂપ છીએ. વિદેશી શું કે

હિંદી શું, આપણે સૌ લાંબા કાળથી યાતના વેઠતા આવેલા કિસાનોને ચૂસવાની કોશિશ કરતાં આવ્યાં છીએ તથા તેની પીઠ પર બેઠાં રહ્યાં છીએ. પછી એમની પીઠ ભાંગી જાય એમાં શી નવાઈ!

પરંતુ, લાંબા વખત પછી આખરે, તેને માટે આશાનું એક કિરણ ફૂટયું તથા તેના સારા દિવસો આવવાનાં અને તેનો બોજો હળવો થવાનાં સુચિહ્નો દેખાવા લાગ્યાં. એક નાનકડો માનવી આવ્યો અને તેણે તેની આંખોમાં સોંસરી દૃષ્ટિ કરી તેના ચીમળાઈ ગયેલા હૃદયના ઊંડાણમાં પ્રવેશ કર્યો અને લાંબા કાળની તેની વેદના પિછાની. અને તેની નજરમાં જાદુ હતો, તેના સ્પર્શમાં જીવનદાયી અગ્નિ હતો, તેના અવાજમાં હમદર્દી હતી અને તેના હૃદયમાં અપાર કરુણા તથા અગાધ પ્રેમ ભરેલાં હતાં અને શહીદની આમરણ નિષ્ઠા હતાં. ખેડૂતો, મજૂરો તથા બીજા દલિત લોકોએ તેનાં દર્શન કર્યાં અને તેના બોલ સાંભળ્યા; તેમનાં મૃતપ્રાય હૃદયો ચેતનવંતાં થયાં અને રોમહર્ષ અનુભવવા લાગ્યાં તથા તેમનામાં અજબ પ્રકારની આશાનો ઉદય થયો અને આનંદમાં આવી જઈને તેઓ પોકારી ઊઠ્યા 'મહાત્મા ગાંધીની જય' તથા વિપત અને દુઃખની ઘાટીમાંથી નીકળવાને તેઓ તત્પર થઈ ગયા. પરંતુ લાંબા વખતથી તેમને પીસી રહેલી ચક્કી તેમને સહેલાઈથી બહાર નીકળવા દે એમ નહોતું. તે ફરીથી ગતિમાન થઈ અને એમને કચરી નાખવા માટે તેણે નવાં હથિયારો સરજ્યાં, નવા કાયદાઓ તથા નવા ઑર્ડિનન્સો યોજ્યા તથા તેમને જકડવા માટે નવી જંજીરો તૈયાર કરી. અને પછી? — એનો મારા આ બયાન કે ઇતિહાસમાં સમાવેશ થતો નથી. એ તો આવતી કાલની વાતનો વિષય છે અને આવતી કાલ જ્યારે આજ બનશે ત્યારે આપણને એની જાણ થશે. એ વિષે કોઈને પણ શંકા છે ખરી?

## ૧૧૨. હિંદ પર અંગ્રેજોનું શાસન

૫ ડિસેમ્બર, ૧૯૩૨

૧૯મી સદીના હિંદ વિષે મેં તને ત્રણ લાંબા પત્રો લખ્યા છે. દીર્ઘ વેદનાની એ બહુ લાંબી કથા છે, અને જો એને હું વધારે પડતી ટૂંકાવી નાખું તો મને ભય છે કે એ સમજવી તારે માટે મુશ્કેલ થઈ પડે. મને લાગે છે કે, બીજા દેશો અથવા તો બીજા યુગો ઉપર મેં જેટલું લક્ષ આપ્યું છે તેના કરતાં વિશેષ લક્ષ હિંદના ઇતિહાસના આ યુગ ઉપર હું આપી રહ્યો છું. હું પોતે હિંદી હોવાથી હિંદના ઇતિહાસમાં મને સવિશેષ રસ છે; અને એને વિષે હું વધારે જાણતો હોવાથી હું વધારે વિસ્તારથી લખી શકું છું. આ ઉપરાંત, કેવળ ઐતિહાસિક રસ ઉપરાંત હિંદના એ સમયનું આપણે માટે વધારે મહત્ત્વ

છે. આજે આપણા જોવામાં આવે છે તે આધુનિક હિંદનું સર્જન ૧૯મી સદીના આ વિષમ કસોટીના કાળ દરમ્યાન થયું હતું. જો આપણે આજના હિંદને સમજવું હોય તો એને ઘડનારાં તથા એની પ્રગતિ રૂંધનારાં બળોનો આપણે કંઈક પરિચય કરવો જોઈએ. તો જ આપણે એની બુદ્ધિપૂર્વક સેવા કરી શકીએ તથા આપણે શું કરવું જોઈએ અને કયો માર્ગ ગ્રહણ કરવો જોઈએ એ જાણી શકીએ.

હિંદના ઇતિહાસનું બ્યાન મેં હજી પૂરું નથી કર્યું. એ વિષે મારે તને હજી ઘણું કહેવાનું છે. આ પત્રોમાં હું એનું એક યા વધારે અંગ લઉં છું અને એને વિષે તને કંઈક કહું છું. તને એ સમજવું સુગમ થઈ પડે એટલા ખાતર હું એ દરેક અંગનું અલગ અલગ બ્યાન કરું છું. પરંતુ તું જોશે કે જેને વિષે હું તને કહી ગયો છું અને જેનું હું આ પત્રમાં તથા એ પછી નિરૂપણ કરવાનો છું તે બધી પ્રવૃત્તિઓ અને ફેરફારો લગભગ એકી વખતે થવા પામ્યાં હતાં તથા તેમણે એકબીજા ઉપર અસર કરી હતી અને એ રીતે તેમણે ૧૯મી સદીના હિંદનું સર્જન કર્યું હતું.

હિંદમાંના અંગ્રેજોનાં આ કૃત્યો અને કરતૂકો વિષે વાંચતાં તથા તેમણે અખત્યાર કરેલી નીતિ અને તેને પરિણામે દેશભરમાં વ્યાપેલી ભારે હાડમારી અને વિપતો જાણીને તું ક્રોધે ભરાશે. પરંતુ એ બધું બનવા પામ્યું એમાં દોષ કોનો હતો વારુ? એ બધું આપણી નબળાઈઓ અને અજ્ઞાનને આભારી નહોતું કે? નબળાઈ અને બેવકૂફી હમેશાં આપખુદીને નોતરે છે. આપણી માંહોમાંહેની ફાટફૂટનો લાભ અંગ્રેજો ઉઠાવી શકે એમાં આપણો અંદર અંદર લડાઈટંટો કરનારાઓનો દોષ છે. જુદા જુદા પક્ષોના સ્વાર્થનો લાભ ઉઠાવી, આપણામાં ફાટફૂટ પાડી જો તેઓ આપણને કમજોર બનાવી શકે તો આપણે તેમને એમ કરવા દઈએ છીએ એ વસ્તુ જ અંગ્રેજો આપણા કરતાં ચડિયાતા છે એની નિશાની છે. એટલે જો તારે ગુસ્સો કરવો જ હોય તો આપણી નબળાઈઓ, આપણા અજ્ઞાન અને આપણા માંહોમાંહેના ઝઘડા ઉપર ગુસ્સો કરવો જોઈએ; કેમકે એ જ વસ્તુઓ આપણી દુર્દશા અને આપણાં સંકટો માટે જવાબદાર છે.

આપણે અંગ્રેજોના જુલમી શાસનની વાત કરીએ છીએ. પરંતુ આખરે એ જુલમ કોણ કરે છે? એનો ફાયદો કોણ ઉઠાવે છે? સમગ્ર બ્રિટિશ પ્રજા એનો લાભ ઉઠાવતી નથી. કેમકે લાખો અંગ્રેજો પોતે પણ દુઃખી અને પીડિત છે. વળી બ્રિટિશરોના હિંદના શોષણમાંથી કેટલાક હિંદીઓએ પણ થોડો લાભ મેળવ્યો છે એમાં શક નથી. તો પછી આપણે એની સીમા ક્યાં આગળ બાંધીએ? એને માટે વ્યક્તિઓ નહિ પણ પ્રથા અથવા પદ્ધતિ જવાબદાર છે. હિંદની અગણિત જનતાને શોષતા અને પીસી રહેલા એક

જબરદસ્ત તંત્રની નીચે આપણે રહેતા આવ્યા છીએ. આ તંત્ર તે ઔદ્યોગિક મૂડીવાદમાંથી ઉદ્ભવેલા નવા સામ્રાજ્યવાદનું તંત્ર. આ શોષણનો નફો પ્રધાનપણે ઇંગ્લંડ જાય છે; પરંતુ ઇંગ્લંડમાં તેનો મોટો ભાગ માત્ર અમુક વર્ગોનાં જ ગજવામાં જાય છે. એ શોષણના નફાનો થોડો ભાગ હિંદમાં પણ રહે છે અને અહીંના કેટલાક વર્ગોને તેનો લાભ મળે છે. એટલા માટે અમુક વ્યક્તિ ઉપર અથવા તો આખી અંગ્રેજ પ્રજા ઉપર આપણે ક્રોધ કરીએ એ મૂર્ખાઈભરેલું છે. જો કોઈ પદ્ધતિ ખરાબ હોય અને તેથી આપણને નુકસાન થતું હોય તો આપણે તેને બદલવી જોઈએ. અમુક પદ્ધતિના ચાલકો કોણ છે એનું ઝાઝું મહત્ત્વ નથી; કેમકે, ખરાબ પદ્ધતિ નીચે સારા લોકો પણ નિરુપાય બની જાય છે. એમ કરવા માટે આપણે ગમે એટલાં આતુર હોઈએ અને ભલેને આપણે એને ગમે એટલી સારી રીતે પકાવીએ પણ પથરા અને માટીને આપણે કેમે કરીને સારા ખોરાકમાં ફેરવી શકીએ નહિ. મને લાગે છે કે, મૂડીવાદ અને સામ્રાજ્યવાદની બાબતમાં પણ એમ જ છે. એમાં સુધારો કરી શકાતો નથી. તેમને સંપૂર્ણપણે નાબૂદ કરવાં એ જ એમને સુધારવાનો સાચો ઉપાય છે. પણ એ તો મારો અભિપ્રાય છે. કેટલાક લોકો એ અભિપ્રાયથી જુદા પડે છે. તારે કોઈ પણ વસ્તુ વગર વિચારે માની લેવી નહિ; સમય આવ્યે તું તારા પોતાના નિર્ણયો બાંધી શકીશ. પરંતુ એક બાબતમાં તો ઘણાખરા લોકો સંમત થાય છે અને તે એ છે કે, દોષ તો પદ્ધતિમાં રહેલો હોય છે અને એને માટે વ્યક્તિઓ ઉપર રોષ કરવો એ મિથ્યા છે. આપણે ફેરફાર કરવા ચહાતા હોઈએ તો પદ્ધતિ ઉપર આપણે હુમલો કરવો જોઈએ અને તેને બદલવી જોઈએ. એ પદ્ધતિની માઠી અસર આપણે હિંદમાં જોઈ ગયાં. જ્યારે આપણે મિસર અને ચીન તથા ઇતર દેશોનો વિચાર કરીશું ત્યારે એ જ પદ્ધતિ, મૂડીવાદી સામ્રાજ્યવાદનું એ જ તંત્ર કાર્ય કરી રહેલું અને બીજી પ્રજાઓને ચૂસતું આપણા જોવામાં આવશે.

હવે આપણે આપણી મૂળ વાત ઉપર આવીશું. અંગ્રેજો અહીં આવ્યા ત્યારે હિંદના ગૃહઉદ્યોગો ભારે વિકાસ પામેલી દશામાં અને આબાદ હતા એ હું તને કહી ગયો છું. ઉત્પાદનની પદ્ધતિમાં સ્વાભાવિક પ્રગતિ થતાં, અને બહારની કશી પણ દખલ વિના હિંદમાં વહેલોમોડો યંત્રોદ્યોગ દાખલ થયો હોત. આપણા દેશમાં લોઢું તેમ જ કોલસો હતો અને આપણે આગળ જોઈ ગયાં કે ઇંગ્લંડમાં આ જ વસ્તુઓએ નવા ઉદ્યોગવાદની ખિલવણીમાં ભારે મદદ કરી એટલું જ નહિ, પણ એનો આરંભ કરવામાં પણ કંઈક અંશે ફાળો આપ્યો. આખરે, હિંદમાં પણ આમ જ બનવા પામ્યું હોત. એટલું ખરું કે રાજકીય અંધેરને કારણે એમ થતાં કદાચ થોડો વિલંબ થાત. પરંતુ દરમ્યાન

અંગ્રેજો વચ્ચે આવ્યા. જ્યાં આગળ ઉત્પાદનની જૂની વ્યવસ્થા બદલાઈ ને પ્રચંડ યંત્રો દ્વારા ઉત્પાદન કરવાની નવી પદ્ધતિ દાખલ થઈ ચૂકી હતી એવા દેશ અને પ્રજાના તેઓ પ્રતિનિધિ હતા. એથી કરીને, કોઈને કદાચ એમ લાગે કે, હિંદમાં પણ તેમણે આવા પ્રકારના ફેરફારની તરફેણ કરી હશે તથા હિંદનો જે વર્ગ આવા પ્રકારનું પરિવર્તન કરી શકે એમ હતું તેને તેમણે ઉત્તેજન આપ્યું હશે. પરંતુ તેમણે આવું કશું જ કર્યું નહિ. તેમણે તો એથી ઊલટું જ કર્યું. હિંદ સાથે એક સંભવિત હરીફના જેવો વર્તાવ રાખીને તેમણે તેના ઉદ્યોગોનો નાશ કર્યો તથા યંત્રોદ્યોગના વિકાસને રૂંધ્યો.

આમ, આપણને હિંદમાં વિચિત્ર પ્રકારની પરિસ્થિતિ જોવા મળે છે. તે સમયે યુરોપમાં સૌથી આગળ પડતા અંગ્રેજ લોકો હિંદમાં ત્યાંના સૌથી પછાત અને સ્થિતિચુસ્ત લોકો જોડે મૈત્રી બાંધે છે. તેઓ મરવા પડેલા ફ્યૂડલ વર્ગને ટેકો આપી ટકાવી રાખે છે, નવા જમીનદારો ઊભા કરે છે, તથા હિંદના સેંકડો પરાધીન રાજાઓને તેમના અર્ધ-ફ્યૂડલ રાજ્યઅમલમાં ટેકો આપે છે. ખરેખાત, તેમણે હિંદમાં ફ્યૂડલ વ્યવસ્થાને મજબૂત કરી. આ જ અંગ્રેજોએ યુરોપમાં તેમની પાર્લમેન્ટને સત્તાધીશ બનાવનાર મધ્યવર્ગની અથવા તો ભદ્રલોક (બૂર્ઝવા)ની ક્રાંતિ કરવામાં પહેલ કરી હતી. વળી દુનિયામાં ઔદ્યોગિક મૂડીવાદ શરૂ કરનાર ઔદ્યોગિક ક્રાંતિ કરવામાં પણ તેઓ પહેલ કરનારા હતા. આ બાબતોમાં તેમણે પહેલ કરી હોવાથી જ તેઓ તેમના પ્રતિસ્પર્ધીઓથી ઘણા આગળ નીકળી ગયા અને તેમણે વિસ્તૃત સામ્રાજ્ય જમાવ્યું.

અંગ્રેજો હિંદમાં આમ શાથી વર્ત્યા એ સમજવું બહુ મુશ્કેલ નથી. મૂડીવાદના પાયામાં જીવલેણ હરીફાઈ અને શોષણ રહેલાં છે અને સામ્રાજ્યવાદ એ એનું વધારે વિકસેલું સ્વરૂપ છે. એટલે, શક્તિશાળી હોવાને કારણે અંગ્રેજોએ જેઓ ખરેખર તેમના હરીફો હતા તેમને મારી હઠાવ્યા અને બીજાઓને હરીફ થતાં ઇરાદાપૂર્વક આગળથી જ અટકાવ્યા. આમજનતા સાથે તેઓ મૈત્રી કરી શકે એમ નહોતું, કેમકે, તેમનું શોષણ કરવું એ જ હિંદમાં આવવાનો તેમનો પ્રધાન હેતુ હતો. શોષણ કરનારાઓ અને શોષાતા લોકોનાં હિત કદી પણ સમાન હોઈ શકતાં નથી. એટલે અંગ્રેજોએ હિંદમાં હજી પણ ટકી રહેલા ફ્યૂડલ વ્યવસ્થાના અવશેષોનો આશરો લીધો. અંગ્રેજો આવ્યા ત્યારે પણ એમનામાં લેશમાત્ર સાચું બળ રહ્યું નહોતું, પરંતુ અંગ્રેજો તરફથી તેમને ટેકો મળી ગયો તથા દેશના શોષણમાંથી પણ તેમને થોડો હિસ્સો આપવામાં આવ્યો. જેનો સમય વીતી ગયો હોય એવા વર્ગોને બહારના ટેકાથી થોડા સમય પૂરતી જ રાહત મળી શકે. એ ટેગ જતો રહેતાં તેનું કાં તો પતન થાય અથવા તો નવી પરિસ્થિતિને તે અનુકૂળ થઈ જાય. અંગ્રેજોની મહેરબાની ઉપર જીવતાં

આજે નાનાં મોટાં લગભગ ૭૦૦ હિંદી દેશી રાજ્યો છે. હૈદરાબાદ, કાશ્મીર, મૈસૂર, વડોદરા, ગ્વાલિયર વગેરે એમાંનાં મોટાં દેશી રાજ્યો વિષે તો તું કંઈક જાણે છે. પરંતુ નવાઈની વાત તો એ છે કે, જેમ મોટા ભાગના જમીનદારો પ્રાચીન પરંપરામાંથી ઊતરી આવેલા નથી તે જ પ્રમાણે ઘણાખરા હિંદી રાજાઓ પણ જૂના ફ્યૂડલ ઉમરાવ વર્ગમાંથી ઊતરી આવેલા નથી. હા, સૂર્યવંશી રજપૂતોનો અગ્રણી ઉદેપુરનો મહારાણો એક એવો રાજા છે ખરો જે પોતાનો રાજવંશ પ્રાગૈતિહાસિક કાળથી શરૂ થયેલો છે એમ કહી શકે. જાપાનનો મિકાડો એ જ એક આ બાબતમાં તેની હરીફાઈ કરી શકે એવી વ્યક્તિ છે.

અંગ્રેજોએ ધાર્મિક સ્થિતિચુસ્તતાને પણ ઉત્તેજન આપ્યું. આ વસ્તુ પણ વિચિત્ર લાગે છે, કેમકે અંગ્રેજો તો ખ્રિસ્તી ધર્મ પાળવાનો દાવો કરતા હતા અને છતાં તેમના આગમનથી હિંદુ ધર્મ તેમજ ઇસ્લામ વધારે જડ બન્યા. કંઈક અંશે આ પ્રતિક્રિયા સ્વાભાવિક હતી; કેમકે પરદેશી આક્રમણ દેશના ધર્મ તથા સંસ્કૃતિને પોતાની રક્ષાને ખાતર જડતા ધારણ કરવાને પ્રેરે છે. મુસલમાનોના આક્રમણ પછી આ જ રીતે હિંદુ ધર્મ જડ બન્યો હતો અને જુદી જુદી જ્ઞાતિઓ ઊભી થઈ હતી. હવે હિંદુ ધર્મ તેમ જ ઇસ્લામ બંને ઉપર એ જ જાતની અસર થઈ. પરંતુ આ ઉપરાંત અંગ્રેજ સરકારે કેટલીક વાર ઇરાદાપૂર્વક અને કોઈક વખત અજાણપણે એ બંને ધર્મનાં સ્થિતિચુસ્ત તત્ત્વોને સક્રિય ઉત્તેજન આપ્યું છે. અંગ્રેજોને ધર્મની બાબતમાં કે ધર્મપરિવર્તન કરાવવામાં કશો રસ નહોતો; તેમને તો કેવળ પૈસા કમાવા હતા. ધાર્મિક બાબતમાં જરા પણ દખલ કરતાં તેઓ ડરતા કેમકે એમ કરવાથી લોકો ક્રોધે ભરાઈને રખેને તેમની સામા ઊઠે એવી તેમને ભીતિ હતી. એટલે, દખલગીરીની શંકા સરખી પણ ટાળવાને ખાતર તેઓ દેશના ધર્મનું અથવા ખરું કહીએ તો ધર્મના બાહ્ય સ્વરૂપનું રક્ષણ કરવાની હદ સુધી પણ ગયા. એનું પરિણામ એ આવ્યું કે બહારનું ખોખું કાયમ રહ્યું પણ તેના અંદરના ભાગમાં કશુંયે ન રહ્યું.

સ્થિતિચુસ્ત અથવા તો સનાતની લોકો રખેને છંછેડાય એ બીકે સરકારે સુધારકોની વિરુદ્ધ તેમનો પક્ષ લીધો. આ રીતે સુધારાના ધ્યેયની પ્રગતિ થતી અટકી. વિદેશી સરકાર ભાગ્યે જ સામાજિક સુધારા દાખલ કરી શકે છે; કેમકે તે કંઈ પણ ફેરફાર દાખલ કરવા ચાહે તેનો લોકો વિરોધ કરે છે. હિંદુ ધર્મ તથા હિંદુ કાયદામાં કેટલીક બાબતોમાં સમયાનુકૂલ પરિવર્તન થતું રહેતું અને એ બંનેની ઉત્તરોત્તર પ્રગતિ થયા કરતી હતી; જોકે પાછળની સદીઓમાં એ પ્રગતિ અતિશય મંદ પડી ગઈ હતી. હિંદુ કાયદો એ તો પ્રધાનપણે રૂઢિ છે; અને રૂઢિ તો હમેશાં બદલાતી રહે છે તથા તેનો વિકાસ થયાં કરે છે. બ્રિટિશ અમલ દરમ્યાન સમયાનુકૂલ વિકાસ સાધવાનો હિંદુ કાયદાનો આ ગુણ નષ્ટ થયો અને દેશના સૌથી વધારે સ્થિતિચુસ્ત લોકોની સલાહથી ઘડવામાં આવેલા

જડ કાયદાએ તેનું સ્થાન લીધું: આ રીતે હિંદુ સમાજની મંદ પડેલી પ્રગતિ પણ અટકી ગઈ. મુસલમાનોએ તો વળી નવી પરિસ્થિતિ પ્રત્યે વિશેષ રોષ વ્યક્ત કર્યો અને પોતાની આસપાસ જડ કવચ રચીને તેમાં તેમણે આશરો લીધો.

સતી થવાનો રિવાજ બંધ કરવા માટે અંગ્રેજો ભારે શ્રેય લે છે. એને માટે તેમને થોડું શ્રેય ઘટે છે ખરું, પરંતુ ખરી રીતે તો રાજા રામમોહન રાયની આગેવાની નીચે હિંદુ સુધારકોની એની સામેની ઘણાં વરસોની ચળવળ પછી સરકારે એ બાબતમાં પગલું લીધું હતું. એ પહેલાં બીજા રાજકર્તાઓએ અને ખાસ કરીને મરાઠાઓએ એની મના કરી હતી. ગોવામાં પોર્ટુગીઝ શાસક આલ્બુકર્કે એ રિવાજ બંધ કર્યો હતો. હિંદીઓની ચળવળ અને ખ્રિસ્તી મિશનરીઓની ચળવળને પરિણામે અંગ્રેજોએ એ પ્રથા બંધ કરી હતી. મારી સમજ પ્રમાણે તો, ધાર્મિક મહત્ત્વનો માત્ર એટલો એક સુધારો અંગ્રેજ સરકારે કર્યો છે.

એટલે અંગ્રેજોએ આ દેશનાં પછાત અને સ્થિતિચુસ્ત તત્ત્વો સાથે મૈત્રી કરી તથા હિંદને પોતાના દેશ માટે કાચો માલ ઉત્પન્ન કરનાર કેવળ ખેતી-પ્રધાન દેશ બનાવવાના હરેક પ્રયાસ કર્યા. હિંદમાં કારખાનાં ઊભાં થાય તે રોકવા માટે તેમણે દેશમા આવતાં યંત્રો તથા તેની સામગ્રી ઉપર જકાત નાખી. બીજા દેશો તો પોતપોતાના ઉદ્યોગોને ઉત્તેજન આપી રહ્યા હતા. આપણે આગળ ઉપર જોઈશું કે જાપાન તો ઉદ્યોગીકરણની બાબતમાં કૂદકે ને ભૂસકે આગળ વધ્યું. પરંતુ હિંદમાં તો અંગ્રેજ સરકારે એવા પ્રયાસો દબાવી દીધા. યંત્રો તથા તેની સાધનસામગ્રી ઉપર જકાત નાખવાને કારણે, અહીં મજૂરી ત્યાંના કરતાં સોંઘી હોવા છતાંયે હિંદમાં કારખાનું બાંધવાનો ખરચ ઇંગ્લંડ કરતાં ચાર ગણો થતો. આ જકાત છેક ૧૮૬૦ની સાલમાં બંધ કરવામાં આવી. પ્રગતિના માર્ગમાં બાધા નાખવાની આ નીતિ કોઈ પણ વસ્તુની ખિલવણીમાં માત્ર વિલંબ કરી શકે એમ હતું; ઘટનાઓની અનિવાર્ય આગેકૂચને તે રોકી શકે એમ નહોતું. ૧૯મી સદીના વચગાળાના સમયથી હિંદમાં યંત્રોદ્યોગનો આરંભ થવા લાગ્યો. બંગાળમાં બ્રિટિશ મૂડીથી શણનો ઉદ્યોગ શરૂ થયો. રેલવેના આગમને યંત્રોદ્યોગની ખિલવણીમાં મદદ કરી અને ૧૮૮૦ની સાલ પછી હિંદની મૂડીથી મુંબઈ તથા અમદાવાદમાં સૂતરની મિલો શરૂ થઈ. પછીથી ખાણનો ઉદ્યોગ શરૂ થયો. સૂતરની મિલો બાદ કરતાં આ મંદ ઉદ્યોગીકરણ મુખ્યત્વે કરીને પરદેશી મૂડીથી થયું. અને આ બધું સરકારની ઉપરવટ જઈને થવા પામ્યું હતું. સરકાર તો 'લેઝે ફેર'ની નીતિની એટલે કે, દરેક વસ્તુને આપમેળે ખીલવા દેવાની વાતો કરતી હતી અને કહેતી હતી કે ખાનગી સાહસની વચ્ચે તે પડી શકે નહિ. ૧૮મી તથા ૧૯મી સદીના આરંભમાં જ્યારે હિંદનો વેપાર ઇંગ્લંડના વેપારનો હરીફ બન્યો ત્યારે હિંદી માલ ઉપર

ભારે જકાત નાખીને તથા તે ખરીદવાની મના કરીને બ્રિટિશ સરકારે ઇંગ્લંડમાં હિંદના વેપારને ચગદી નાખ્યો. આ રીતે સૌથી મોખરે આવ્યા પછી 'લેઝે ફેર'ની નીતિની વાતો કરવાનું તેને ફાવતું પડ્યું. વાત તો એમ છે કે તેઓ એ બાબતમાં માત્ર ઉદાસીનતાની જ વૃત્તિ રાખતા હતા એમ નથી. એથી આગળ જઈને તેમણે તો હિંદના ઉદ્યોગો ઉપર અને ખાસ કરીને મુંબઈ તથા અમદાવાદના ખીલતા જતા સુતરાઉ કાપડના ઉદ્યોગ ઉપર ટાઢું પાણી છાંટ્યું. હિંદની આ મિલોમાં ઉત્પન્ન થતા માલ ઉપર કર અથવા વેરો નાંખવામાં આવ્યો. એ કર સુતરાઉ માલ ઉપરની મુલકી જકાતને નામે ઓળખાતો હતો. આ મુલકી જકાતનો હેતુ લેંકેશાયરના સુતરાઉ કાપડને સહાય કરવાનો હતો કે જેથી તે હિંદમાં હિંદના સુતરાઉ કાપડ સાથેની હરીફાઈમાં ઊભું રહી શકે. પોતાના ઉદ્યોગોને રક્ષણ આપવા અથવા તો નાણાં ઊભાં કરવા માટે લગભગ બધા જ દેશો અમુક અમુક વિદેશી માલ ઉપર જકાત નાખે છે. પરંતુ હિંદમાં તો અંગ્રેજોએ એક અસાધારણ અને અવનવી વસ્તુનો અમલ કર્યો! તેમણે તો ખુદ હિંદમાં પેદા થયેલી વસ્તુ ઉપર જ જકાત નાખી! તેની સામે ભારે ચળવળ ચલાવવામાં આવી છતાંયે સુતરાઉ કાપડ ઉપરની મુલકી જકાત છેક હમણાં સુધી ચાલુ રહી હતી.

આ રીતે સરકારનો વિરોધ હોવા છતાંયે હિંદમાં ધીમે ધીમે આધુનિક ઉદ્યોગધંધા ખીલવા લાગ્યા. હિંદનો ધનિકવર્ગ ઔદ્યોગિક ખિલવણીને માટે દિનપ્રતિદિન વધારે ને વધારે પોકાર કરવા લાગ્યો. મારા ધારવા પ્રમાણે સરકારે છેક ૧૯૦૫ની સાલમાં વેપાર અને ઉદ્યોગનું ખાતું શરૂ કર્યું. પરંતુ આ ખાતું ખોલવા છતાંયે મહાયુદ્ધ થયું ત્યાં સુધી તેણે કશું કામ કર્યું નહિ. ઉદ્યોગોનો વિકાસ થવાને લીધે શહેરોનાં કારખાનાંઓમાં કામ કરનારો ઔદ્યોગિક મજૂરોનો વર્ગ ઊભો થયો. જેને વિષે હું આગળ કહી ગયો છું તે જમીન ઉપરના દબાણ તથા ગામડાંઓની અર્ધ-દુકાળના જેવી પરિસ્થિતિને કારણે ઘણા ગ્રામવાસીઓને આ કારખાનાંઓમાં તથા બંગાળ અને બિહારના મોટા મોટા બગીચાઓમાં મજૂરી કરવા જવાની ફરજ પડી. જમીન ઉપરના એ દબાણને કારણે ઘણા લોકો પરદેશ જવાને પણ પ્રેરાયા, કેમકે ત્યાં તેમને સારી મજૂરી મળશે એમ તેમને કહેવામાં આવ્યું હતું. ખાસ કરીને ઘણાખરા લોકો દક્ષિણ આફ્રિકા, ફીજી, મોરીશ્યસ અને સિલોન ગયા. પરંતુ આ ફેરફારથી મજૂરોને ઝાઝો લાભ મળ્યો નહિ. કેટલાક દેશોમાં તો આ મજૂરો પ્રત્યે ગુલામોના જેવો વર્તાવ રાખવામાં આવ્યો. આસામના ચાના બગીચાઓમાં પણ તેમની સ્થિતિ એથી સારી નહોતી. નાસીપાસ અને નિરુત્સાહિત થઈને ઘણાઓએ તો બગીચા છોડીને પોતાને ગામ પાછા ફરવાની ઇચ્છા કરી પરંતુ વધારે જમીન ન હોવાથી ત્યાં આગળ કોઈ તેમનો ભાવ પૂછે એમ નહોતું.

કારખાનાંઓમાં કામ કરનારા મજૂરોને પણ તરત જ સમજાઈ ગયું કે તેમને મજૂરી થોડી વધારે મળતી હતી એ ખરું, પણ તેથી એમને ઝાઝો લાભ થાય એમ નહોતું. શહેરમાં દરેક વસ્તુ મોંઘી હતી; અને ત્યાં આગળ એકંદરે જીવન-નિર્વાહનો ખરચ ઘણો વધારે થતો હતો. તેમના વસવાટની જગ્યા અતિશય ખરાબ હતી અને તેમને તંદુરસ્તીને હાનિકારક એવાં ગંદાં, ભેજવાળાં અને અંધારિયાં ઘોલકાંઓમાં રહેવું પડતું હતું. કારખાનામાં જે પરિસ્થિતિમાં તેમને કામ કરવાનું હતું તે પણ અતિશય ખરાબ હતી. ગામડાંઓમાં ઘણી વાર તેમને ભૂખે મરવું પડતું હતું એ ખરું, પરંતુ તાજી હવા અને સૂર્યનો પ્રકાશ તો ત્યાં તેમને પૂરતા પ્રમાણમાં મળતાં હતાં. કારખાનાના મજૂરોને તાજી હવા તો મળતી જ નહિ અને સૂર્યનો પ્રકાશ પણ તેમને બહુ ઓછો મળતો. વળી તેમને મળતી મજૂરી શહેરની મોંઘવારીમાં ઉદરનિર્વાહ ચલાવવા માટે પૂરતી નહોતી. સ્ત્રીઓ તેમ જ બાળકોને પણ કલાકોના કલાકો સુધી કામ કરવું પડતું. નાનાં બાળકની માતા કામમાં ખલેલ ન પડે એટલા ખાતર પોતાનાં બાળકોને અફીણ કે ઘેન ચડાવે એવા બીજા પદાર્થો ખવડાવતી. આવી ખરાબ પરિસ્થિતિમાં ઔદ્યોગિક મજૂરોને કારખાનાંઓમાં કામ કરવું પડતું હતું. તેઓ અતિશય દુઃખી હતા અને તેમનામાં અસંતોષ વધવા લાગ્યો. અતિશય નાસીપાસ થઈને કેટલીક વાર તેઓ હડતાલ પાડતા. પરંતુ તેઓ દુર્બળ અને પોચા હતા અને તેમને કામ આપનાર કારખાનાના શ્રીમંત માલિકો તેમને સહેલાઈથી કચરી નાખતા. એમાં એ માલિકોને ઘણી વાર સરકારની સહાય પણ મળતી. અનેક કડવા અનુભવો પછી ધીમે ધીમે મજૂરો સંઘકાર્યનું મહત્ત્વ સમજ્યા. તેમણે મજૂર મહાજનો બાંધ્યાં.

આ ભૂતકાળની સ્થિતિનું વર્ણન છે એમ માની લઈશ નહિ. હિંદમાં મજૂરોની હાલતમાં કંઈક સુધારો થયો છે ખરો, ગરીબ બીચારા મજૂરને સહેજસાજ રક્ષણ આપનારા કાયદાઓ પણ પસાર કરવામાં આવ્યા છે. આમ છતાંયે કાનપુર, મુંબઈ કે જ્યાં આગળ કારખાનાંઓ હોય એવે બીજે કોઈ સ્થળે જઈને મજૂરોનાં ઘરો જોઈને આજે પણ તને કમકમાટી આવશે.

આ પત્રમાં તેમ જ બીજા પત્રોમાં મેં તને હિંદના અંગ્રેજો તથા હિંદમાંની બ્રિટિશ સરકાર વિશે લખ્યું છે. એ સરકાર કેવા પ્રકારની હતી અને તે કેવી રીતે કાર્ય કરતી હતી? શરૂઆતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપની શાસન કરતી હતી પરંતુ તેની પાછળ બ્રિટિશ પાર્લમેન્ટ હતી. ૧૮૫૭ના મહાન વિપ્લવ પછી બ્રિટિશ પાર્લમેન્ટે સત્તા પોતાના હાથમાં લીધી અને પછીથી અંગ્રેજ રાજા અથવા કહો કે રાણી,— કેમકે તે વખતે ઇંગ્લંડની ગાદી ઉપર રાણી હતી — કૈસરે હિંદ બની. હિંદમાં સૌની ઉપર ગવર્નર જનરલ હતો જે વાઇસરૉય અથવા રાજાનો પ્રતિનિધિ પણ બન્યો.

અને તેની નીચે બીજા સંખ્યાબંધ અધિકારીઓ હતા. હિંદના વત્તેઓછે અંશે આજે છે તેવા વિભાગો પાડવામાં આવ્યા અને એ વિભાગોના મોટા મોટા પ્રાંતો તથા દેશી રાજ્યો બન્યાં. દેશી રાજ્યોના અમલ નીચેનાં રાજ્યો અર્ધ-સ્વતંત્ર મનાતાં હતાં. પરંતુ વસ્તુતાએ એ બધાં સંપૂર્ણપણે અંગ્રેજોના તાબા નીચે હતાં. દરેક મોટા દેશી રાજ્યમાં એક અંગ્રેજ અધિકારી રહેતો. એ રેસિડંટ તરીકે ઓળખાતો અને સામાન્યપણે રાજ્ય-વહીવટ ઉપર તેનો કાબૂ રહેતો. રાજ્યના આંતરિક સુધારામાં તેને રસ નહોતો અને રાજ્યતંત્ર ગમે એટલું ખરાબ અને જરીપુરાણું હોય એની તેને ઝાઝી પરવા નહોતી. રાજ્યમાં બ્રિટિશ સત્તાને મજબૂત બનાવવામાં જ માત્ર તેને રસ હતો.

લગભગ હિંદુસ્તાનનો ત્રીજો ભાગ આવાં રાજ્યોમાં વહેંચાયેલો હતો. બાકીનો બેતૃતીયાંશ ભાગ બ્રિટિશ સરકારની સીધી હકૂમત નીચે હતો. એથી કરીને આ બેતૃતીયાંશ ભાગ બ્રિટિશ હિંદ કહેવાયો. બ્રિટિશ હિંદના ઊંચા દરજ્જાના બધા અધિકારીઓ કેવળ અંગ્રેજો જ હતા. ૧૯મી સદીના છેવટના ભાગમાં ગણ્યાગાંઠ્યા હિંદીઓ એમાં દાખલ થયા. આમ છતાંયે બધી સત્તા તો અંગ્રેજોના હાથમાં જ હતી. હજી આજે પણ એમ જ છે. લશ્કરી અધિકારીઓ સિવાયના ઉચ્ચ દરજ્જાના અમલદારો જેને 'ઇન્ડિયન સિવિલ સર્વિસ' (હિંદી સનંદી નોકરી) કહેવામાં આવે છે તેના સભ્યો હતા. આમ હિંદના આખા રાજ્યતંત્ર ઉપર આ ઇન્ડિયન સિવિલ સર્વિસનો કાબૂ હતો. આ રીતની એટલે કે જેમાં એક અમલદાર બીજાની નિમણૂક કરે અને તે પોતાના કાર્ય માટે પ્રજાને જવાબદાર હોય નહિ એવી અમલદારોની બનેલી સરકાર 'નોકરશાહી' કહેવાય છે.

આ આઈ. સી. એસ. અથવા ઇન્ડિયન સિવિલ સર્વિસના અમલદારો વિષે ઘણું ઘણું આપણા સાંભળવામાં આવે છે. એ અજબ પ્રકારના લોકો છે. કેટલીક બાબતોમાં તેઓ કાર્યકુશળ છે. તેમણે રાજ્યતંત્ર સંગઠિત કર્યું, બ્રિટિશ હકૂમત મજબૂત કરી અને સાથે સાથે તેમણે એમાંથી સારી પેઠે ફાયદો પણ ઉઠાવ્યો. બ્રિટિશ હકૂમતને દૃઢમૂલ કરનારાં તથા કરવેરા ઉઘરાવનારાં બધાં ખાતાંઓ તેમણે સારી પેઠે સંગઠિત કર્યાં. બીજાં ખાતાંઓની અવગણના કરવામાં આવી. પ્રજા તેમની નિમણૂક કરતી નહોતી તેમ જ તેઓ પ્રજાને જવાબદાર નહોતા એટલે પ્રજા સાથે ગાઢ સંબંધ હતો એવાં ખાતાંઓ ઉપર તેમણે ઝાઝું લક્ષ ન આપ્યું. આ સંજોગોમાં તેઓ અહંકારી, તુંડમિજાજી અને લોકમતને વિષે તુચ્છકાર રાખનારા થાય એ સ્વાભાવિક હતું. તેઓનું દૃષ્ટિબિંદુ સંકુચિત અને મર્યાદિત હતું એટલે તેઓ પોતાને દુનિયામાં સૌથી વધારે સમજદાર માનવા લાગ્યા. પોતાની નોકરીનું હિત એ જ એમને મન હિંદુસ્તાનનું હિત હતું. આપસમાં એકબીજાની પ્રશંસા કરનારું તેમનું એક મંડળ બની

ગયું અને તેઓ નિરંતર એકબીજાની સ્તુતિ કરવા લાગ્યા. નિરંકુશ સત્તા અને અધિકારનું અનિવાર્ય રીતે આ જ પરિણામ આવે છે. આઈ. સી. એસ. અમલદારો લગભગ હિંદના સ્વામી બની ગયા. બ્રિટિશ પાર્લમેન્ટ એટલી બધી દૂર હતી કે તે કશી દખલ કરી શકે એમ નહોતું; વળી એને વચ્ચે પડવાનો પ્રસંગ આવતો જ નહિ કેમકે, આ અમલદારો તેનું તથા બ્રિટિશ ઉદ્યોગોનું હિત બરાબર સાચવતા હતા. હિંદની પ્રજાનું હિત કરવાની બાબતમાં તો તેમના ઉપર સંગીન અસર કરવાનો કોઈ ઉપાય નહોતો. તેઓ એટલા બધા અસહિષ્ણુ હતા કે, તેમનાં કાર્યોની જરા સરખી ટીકાથી પણ તેઓ છંછેડાઈ પડતા.

અને આમ છતાંયે હિંદી સનંદી નોકરીમાં ઘણાયે પ્રમાણિક, ભલા અને કાર્યકુશળ માણસો હતા. પણ જેમાં હિંદુસ્તાન ખેંચાતું હતું તે રાજનીતિના પ્રવાહને તેઓ બદલી કે પાછો વાળી શકે એમ નહોતું. આખરે તો આ સિવિલિયનો જેમનો હિંદના શોષણમાં સ્વાર્થ હતો તે ઇંગ્લંડના આર્થિક અને ઔદ્યોગિક હિતોના આડતિયા હતા.

હિંદની આ નોકરશાહી સરકાર પોતાના તેમ જ બ્રિટિશ ઉદ્યોગોના હિતની બાબતમાં કાર્યદક્ષ અને કુશળ બની. પરંતુ કેળવણી, ઇસ્પિતાલો, સફાઈ તથા પ્રજાને તંદુરસ્ત અને પ્રગતિશીલ બનાવનારી બીજી અનેક પ્રવૃત્તિઓની બાબતમાં દુર્લક્ષ દાખવવામાં આવ્યું. ઘણાંયે વરસો સુધી આ બાબતો વિષે વિચાર સરખો પણ કરવામાં ન આવ્યો. અસલની ગામઠી નિશાળો બંધ પડી ગઈ. ત્યાર પછી ધીરેઆસ્તે અને કચવાતે મને એ દિશામાં કંઈક આરંભ થયો. પરંતુ કેળવણીની બાબતમાં થયેલી આ શરૂઆત પણ તેમની જરૂરિયાતને પહોંચી વળવાને ખાતર જ કરવામાં આવી હતી. મોટા મોટા હોદ્દાઓ ઉપર તો અંગ્રેજો જ હતા પરંતુ નાના નાના હોદ્દાઓ અને કારકુનની જગ્યાઓ તો તેઓ પૂરી શકે એમ નહોતું એ સાવ સ્પષ્ટ છે. તેમને કારકુનોની જરૂર પડી અને એવા કારકુનો ઉત્પન્ન કરવા માટે જ અંગ્રેજોએ પ્રથમ શાળાઓ અને પછીથી કૉલેજો કાઢી હતી. એ સમયથી માંડીને આજ સુધી હિંદમાં કેળવણીનો પ્રધાન હેતુ એ જ રહ્યો છે; અને એની મોટા ભાગની પેદાશ માત્ર કારકુન બનવાની જ યોગ્યતા ધરાવે છે. પરંતુ સરકારને તથા બીજી કચેરીઓને કારકુનોની જરૂર હતી તેના કરતાં તેમની સંખ્યા થોડા જ વખતમાં વધી ગઈ. એટલે એમાંના ઘણા કામ-ધંધા વિનાના રહ્યા અને તેમનો કેળવાયેલા બેકારોનો એક નવો વર્ગ પેદા થયો.

આ નવી અંગ્રેજી કેળવણી લેવામાં બંગાળે પહેલ કરી અને તેથી કરીને શરૂઆતના કારકુનો મોટે ભાગે બંગાળીઓ હતા. ૧૮૫૭ની સાલમાં મુંબઈ, કલકત્તા અને મદ્રાસમાં ત્રણ નવી યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી. એક લક્ષમાં લેવા જેવી હકીકત એ છે કે મુસલમાનો આ નવી કેળવણી તરફ ઝાઝા

આકર્ષાયા નહોતા. એથી કરીને આ કારકુનની સરકારી નોકરીની હરીફાઈમાં તેઓ પાછળ રહી ગયા. પાછળના વખતમાં આ તેમની એક ફરિયાદ થઈ પડી.

બીજી એક ધ્યાનમાં લેવા જેવી હકીકત એ છે કે, જ્યારે સરકારે કેળવણીનો આરંભ કર્યો ત્યારે પણ કન્યાઓ પ્રત્યે એ બાબતમાં સંપૂર્ણ દુર્લક્ષ રાખવામાં આવ્યું. આમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. કેળવણીનો પ્રબંધ કારકુનો પેદા કરવા માટે કરવામાં આવ્યો હતો અને તેમને પુરુષ કારકુનોની જરૂર હતી; અને તે સમયની જરીપુરાણી સામાજિક રૂઢિઓને કારણે પુરુષ કારકુનો જ મળી શકે એમ હતું. એથી કરીને બાલિકાઓ પ્રત્યે સંપૂર્ણ બેદરકારી રાખવામાં આવી અને બહુ જ લાંબા સમય બાદ એ દિશામાં થોડી શરૂઆત કરવામાં આવી.

## ૧૧૩. હિંદનું પુનરુત્થાન

૭ ડિસેમ્બર, ૧૯૩૨

હિંદમાં બ્રિટિશ અમલને દૃઢીભૂત કરવામાં આવ્યો તે વિષે તથા જે નીતિએ આપણી પ્રજાને ગરીબાઈ અને દુ:ખમાં ડુબાડી દીધી તે વિષે હું તને કહી ગયો છું. એથી દેશમાં શાંતિ જરૂર સ્થપાઈ તેમ જ વ્યવસ્થિત રાજ્યતંત્ર પણ સ્થપાયું અને મોગલ સામ્રાજ્ય પડી ભાગ્યા પછી દેશમાં જે અવ્યવસ્થા અને અંધેર પ્રવર્ત્યું હતું તેને મુકાબલે એ બંને વસ્તુ વધાવી લેવા જેવી હતી. ચોરડાકુ તથા લૂંટારાઓની સંગઠિત ટોળીઓને દબાવી દેવામાં આવી. પરંતુ આ નવા આધિપત્યના બોજા નીચે પિસાતા, ખેતરોમાં તેમ જ કારખાનાંઓમાં કામ કરતા મજૂરોને એ શાંતિ અને વ્યવસ્થા કશા ખપની નહોતી. પણ મારે તને ફરીથી યાદ આપવું જોઈએ કે એને માટે કોઈ દેશ અથવા તેની પ્રજા — ઇંગ્લંડ અથવા અંગ્રેજો — ઉપર ક્રોધ કરવો એ નરી બેવકૂફી છે. આપણી પેઠે જ તેઓ પણ સંજોગોને વશ થયા છે. ઇતિહાસના આપણા અભ્યાસે આપણને દર્શાવ્યું છે કે જીવનપ્રવાહ ઘણી વાર ક્રૂર અને નઠોર થાય છે. એને માટે ઉત્તેજિત થવું અને કેવળ બીજા લોકો ઉપર દોષારોપણ કરવું એ મૂર્ખાઈ છે અને એથી કશો અર્થ સરતો નથી. ગરીબાઈ, દુ:ખો અને શોષણનાં કારણો સમજવાનો પ્રયાસ કરવો અને તેનું નિવારણ કરવાને મથવું એ એના કરતાં વધારે ડહાપણભર્યું છે. જો આપણે એમ કરવામાં નિષ્ફળ નીવડીએ અને ઘટનાઓની કૂચની પાછળ પડી જઈએ તો પછી એનાં બૂરાં પરિણામો ભોગવ્યા વિના આપણો છૂટકો નથી. હિંદુસ્તાન એ રીતે પાછળ પડી ગયું હતું. તેનામાં જડતા આવી ગઈ, તેનો સમાજ જરીપુરાણી પરંપરામાં નિશ્ચેષ્ટ થઈ

ગયો, તથા તેની સમાજવ્યવસ્થા ચેતન અને શક્તિ ખોઈ બેઠી અને કુંઠિત બની ગઈ. આ પરિસ્થિતિમાં હિંદને હાડમારી વેઠવી પડે એમાં કશું આશ્ચર્ય નથી. અંગ્રેજો તેના એ દુઃખના કારણરૂપ બન્યા. જો એ લોકો અહીં ન આવ્યા હોત તો કદાચ કોઈ બીજી પ્રજા એમના જેવો ભાગ ભજવત.

પરંતુ અંગ્રેજોને લીધે હિંદને એક ભારે ફાયદો થયો છે એની ના પાડી શકાય એમ નથી. તેમના નવા અને ચેતનવંતા જીવનના આઘાતથી હિંદુસ્તાન હચમચી ઊઠ્યું અને પરિણામે અહીં રાજકીય એકતા અને રાષ્ટ્રીયતાની ભાવના જન્મી. આ આંચકો કષ્ટદાયી હતો એ ખરું, પરંતુ આપણા પુરાણા દેશ અને પ્રજાનો કાયાકલ્પ કરીને તેને ફરીથી તરુણ બનાવવા માટે એની જરૂર હતી. કારકુનો પેદા કરવાના ઇરાદાથી આપવામાં આવતી અંગ્રેજી કેળવણીએ પણ હિંદીઓને પશ્ચિમના આધુનિક વિચારોનો પરિચય કરાવ્યો. આ અંગ્રેજી કેળવણી પામેલાઓનો એક નવો વર્ગ શરૂ થવા લાગ્યો. આ વર્ગની સંખ્યા બહુ અલ્પ હતી અને આમજનતાથી તે સાવ અળગો પડી ગયો હતો. આમ છતાંયે ભવિષ્યમાં નવી રાષ્ટ્રીય હિલચાલમાં તે આગળ પડતો ભાગ લેવાનો હતો. આ વર્ગ આરંભમાં ઇંગ્લંડ તથા અંગ્રેજ પ્રજાના સ્વાતંત્ર્ય સંબંધી વિચારોનો ભારે પ્રશંસક હતો. એ સમયે ઇંગ્લંડના લોકો સ્વાતંત્ર્ય અને લોકશાસનની બાબતમાં બહુ વાતો કરતા હતા. પણ એ તો બધી ગોળ ગોળ વાતો હતી. અને હિંદમાં ઇંગ્લંડ પોતાના લાભને ખાતર આપખુદ અમલ ચલાવી રહ્યું હતું. પરંતુ અતિશય શ્રદ્ધાપૂર્વક એવી આશા સેવવામાં આવતી હતી કે યોગ્ય સમયે ઇંગ્લંડ હિંદને સ્વતંત્રતા આપી દેશે.

પાશ્ચાત્ય વિચારોએ હિંદ ઉપર કરેલા આઘાતની થોડે અંશે હિંદુ ધર્મ ઉપર પણ અસર થવા પામી. આમજનતા તો એનાથી અસ્પૃષ્ટ જ રહી અને હું તને આગળ કહી ગયો છું તેમ, અંગ્રેજ સરકારની નીતિએ ધર્મજડ લોકોને સક્રિય ઉત્તેજન આપ્યું. પરંતુ સરકારી નોકરો તથા ધંધાદારી લોકોનો જે નવો વર્ગ પેદા થયો તેને એની અસર થવા પામી. ૧૯મી સદીના આરંભમાં પશ્ચિમની ઢબે હિંદુ ધર્મમાં સુધારો કરવાનો પ્રયાસ બંગાળમાં થયો. બેશક, ભૂતકાળમાં હિંદુસ્તાનમાં અસંખ્ય સુધારકો થઈ ગયા છે અને આ પત્રોમાં તેમાંના કેટલાકનો મેં અવારનવાર ઉલ્લેખ પણ કર્યો છે. પરંતુ આ નવો પ્રયાસ ચોક્કસપણે ખ્રિસ્તી ધર્મ અને પાશ્ચાત્ય વિચારોની અસરને પરિણામે થયો હતો. આ પ્રયાસ કરનાર રાજા રામમોહનરાય હતા. તે એક મહાપુરુષ અને ભારે વિદ્વાન હતા. સતી થવાનો ચાલ બંધ કરવાના સંબંધમાં આપણે તેમના નામનો આગળ પરિચય કર્યો હતો. તે સંસ્કૃત, અરબી અને બીજી ઘણી ભાષાઓ સારી રીતે જાણતા હતા અને ભિન્નભિન્ન ધર્મોનો તેમણે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો હતો. ધાર્મિક ક્રિયાકાંડ, પૂજા અને એવી બીજી

વસ્તુઓ સામે તેમણે વિરોધ ઉઠાવ્યો અને સમાજસુધાર તથા સ્ત્રીઓની કેળવણીની હિમાયત કરી. તેમણે સ્થાપેલો સંઘ 'બ્રાહ્મસમાજ'ના નામથી ઓળખાય છે. સંખ્યાની દૃષ્ટિએ તો એ નાની સંસ્થા હતી અને આજે પણ નાની જ રહી છે તથા એ બંગાળના અંગ્રેજી જાણનારા વર્ગમાં જ મર્યાદિત રહી છે. પરંતુ બંગાળના જીવન ઉપર એણે ભારે અસર કરી છે. ટાગોર કુટુંબે એનો અંગીકાર કર્યો અને મહર્ષિ તરીકે ઓળખાતા કવિ રવીન્દ્રનાથના પિતા દેવેન્દ્રનાથ ટાગોર લાંબા વખત સુધી એ સમાજના આધારસ્તંભ હતા. કેશવચંદ્ર સેન એ સમાજના બીજા આગેવાન સભ્ય હતા.

સદીના પાછલા ભાગમાં ધાર્મિક સુધારાની બીજી ચળવળ શરૂ થઈ. એ ચળવળ પંજાબમાં થઈ અને સ્વામી દયાનંદ સરસ્વતી એના પ્રવર્તક હતા. 'આર્યસમાજ' નામનો એક બીજો સંઘ શરૂ થયો. આર્યસમાજે પણ હિંદુધર્મમાં પાછળથી દાખલ થયેલાં ઘણાં તત્ત્વોનો ત્યાગ કર્યો અને ન્યાતજાતના વાડાઓની સામે જેહાદ પોકારી. 'વેદ તરફ પાછા વળો' એ તેમની ઘોષણા હતી. ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના વિચારોની અસરને પરિણામે ઉદ્ભવેલી એ ધર્મસુધારણાની ચળવળ હતી એ નિર્વિવાદ છે. પરંતુ તત્ત્વતઃ એ ઉદ્દામ અને જોશીલી ચળવળ હતી. એનું વિચિત્ર પરિણામ એ આવ્યું કે, આર્યસમાજ, જે ઘણું કરીને બધા હિંદુ ધર્મના બધા સંપ્રદાયોમાં ઇસ્લામની સૌથી વધારે નજદીક હતો તે ઇસ્લામનો પ્રતિસ્પર્ધી અને વિરોધી બન્યો. બચાવની નીતિ અખત્યાર કરીને બેઠેલા નિષ્ક્રિય હિંદુ ધર્મને આક્રમણાત્મક મિશનરી ધર્મ બનાવવાનો એ પ્રયાસ હતો. હિંદુ ધર્મનો પુનરુદ્ધાર કરવાનું તેનું ધ્યેય હતું. તેમાં રહેલા રાષ્ટ્રીયતાના તત્ત્વને લીધે એ ચળવળને થોડું બળ મળ્યું. ખરી રીતે એ ચળવળ દ્વારા હિંદુ રાષ્ટ્રીયતા પોતાનું માથું ઊંચું કરી રહી હતી. અને એ હિંદુ રાષ્ટ્રીયતા હતી એ જ કારણે તે ભારતીય અથવા હિંદી રાષ્ટ્રીયતા ન બની શકી.

બ્રાહ્મસમાજને મુકાબલે આર્યસમાજનો ફેલાવો વધારે થયો. ખાસ કરીને પંજાબમાં તે વધારે પ્રસર્યો. પરંતુ પ્રધાનપણે તેનો ફેલાવો મધ્યમ વર્ગમાં જ મર્યાદિત હતો. આર્યસમાજે કેળવણીના ક્ષેત્રમાં ઘણું કાર્ય કર્યું છે અને તેણે છોકરાઓ તથા છોકરીઓ ઉભય માટે ઘણી શાળાઓ અને કૉલેજો કાઢી છે.

રામકૃષ્ણ પરમહંસ એ સદીના બીજા એક અસાધારણ અને ધાર્મિક પુરુષ હતા. પરંતુ આ પત્રમાં મેં જેમનો ઉલ્લેખ કર્યો છે તેમનાથી એ સાવ ભિન્ન હતા. સુધારાને માટે કોઈ ઉદ્દામ વલણવાળો સંઘ કે સમાજ તેમણે કાઢ્યો નહિ. તેમણે તો સેવા ઉપર વધારે ભાર મૂક્યો અને રામકૃષ્ણ સેવાશ્રમો હિંદના ઘણા ભાગોમાં ગરીબ અને નબળાંઓની સેવાની એ પરંપરા ચાલુ રાખી રહ્યા છે. રામકૃષ્ણના સુપ્રસિદ્ધ શિષ્ય સ્વામી વિવેકાનંદે ભારે ધગશથી

પોતાની ભાવવાહી વાણીમાં રાષ્ટ્રીયતાના મંત્રનો પ્રચાર કર્યો. તેમનો એ રાષ્ટ્રીયતાનો પ્રચાર કોઈ પણ રીતે મુસલમાન વિરોધી અથવા બીજા કોઈનો પણ વિરોધી નહોતો. તેમ જ તે આર્યસમાજના જેવી કંઈક સંકુચિત રાષ્ટ્રીયતા પણ નહોતી. આમ છતાંયે વિવેકાનંદની રાષ્ટ્રીયતા એ હિંદુ રાષ્ટ્રીયતા હતી અને તેનાં મૂળ હિંદુ ધર્મ તથા હિંદુ સંસ્કૃતિમાં રહેલાં હતાં.

આમ એક વસ્તુ ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે, ૧૯મી સદીમાં આવેલી રાષ્ટ્રીયતાની આરંભની ભરતીઓનું સ્વરૂપ ધાર્મિક અને હિંદુ હતું. મુસલમાનો સ્વાભાવિક રીતે જ આ હિંદુ રાષ્ટ્રીયતામાં કશો ભાગ લઈ શકે એમ નહોતું. તેઓ એનાથી અળગા રહ્યા. અંગ્રેજી કેળવણીથી પણ તેઓ અળગા રહ્યા હોવાથી નવા વિચારોની તેમના ઉપર અસર થવા પામી નહોતી. પરિણામે તેમનામાં બૌદ્ધિક સંક્ષોભ પણ બહુ ઓછો થયો. ઘણા દશકાઓ પછી તેઓ પોતાના કવચની બહાર નીકળવા લાગ્યા અને ત્યારે હિંદુઓની પેઠે તેમની રાષ્ટ્રીયતાએ મુસ્લિમ રાષ્ટ્રીયતાનું સ્વરૂપ ધારણ કર્યું. એ રાષ્ટ્રીયતા પ્રેરણા માટે ઇસ્લામી પરંપરા અને સંસ્કૃતિ તરફ નજર કરતી હતી અને હિંદુ બહુમતીને કારણે એ બંને વસ્તુઓ ગુમાવી બેસવાનો તેને ભય લાગતો હતો. પરંતુ આ મુસ્લિમ ચળવળ બહુ પાછળથી એટલે કે ૧૯મી સદીની છેક છેવટમાં પ્રકટ થઈ.

બીજી એક લક્ષમાં રાખવા જેવી બાબત એ છે કે, સુધારાની અને પ્રગતિવાદી આ હિંદુ તથા મુસ્લિમ ચળવળોએ પોતપોતાના પુરાણા ધાર્મિક ખ્યાલો અને રૂઢિઓનો બની શકે ત્યાં સુધી પશ્ચિમના દેશો પાસેથી મેળવેલા નવા વૈજ્ઞાનિક અને રાજકીય વિચારો સાથે મેળ બેસાડવા પ્રયાસ કર્યો. તેઓ આ પુરાણા ખ્યાલો અને રૂઢિઓનો નિર્ભયતાથી સામનો કરવા કે તેમને કસી જોવા તૈયાર નહોતા. તેમ જ વિજ્ઞાનની નવી નવી શોધો તથા તેમની આસપાસ ઊભી થયેલી નવા સામાજિક અને રાજકીય વિચારોની દુનિયાની પણ તેઓ ઉપેક્ષા કરી શકે એમ નહોતું. એથી કરીને બધા આધુનિક વિચારોનાં મૂળ પોતાનાં પુરાણાં ધર્મપુસ્તકોમાં છે એમ દર્શાવવાનો પ્રયાસ કરીને તેમણે એ બંનેનો મેળ બેસાડવાનો પ્રયત્ન આદર્યો. પરંતુ એ પ્રયાસ નિષ્ફળ નીવડ્યા વિના રહે એમ નહોતું. એણે તો માત્ર લોકોને નિર્ભયપણે વિચાર કરતા રોક્યા. દુનિયામાં પરિવર્તન કરી રહેલાં નવાં બળો અને વિચારોને સમજવાને તથા નિર્ભયતાથી વિચાર કરવાને બદલે તેઓ પુરાણી રૂઢિ તથા પરંપરાના બોજા નીચે પીડાતા હતા. સામે દૃષ્ટિ રાખીને આગળ કૂચ કરવાને બદલે ચુપકીદીથી આખો વખત તેઓ પાછળ નજર કર્યા કરતા હતા. જો કોઈ હમેશાં પોતાનું માથું પીઠ તરફ ફેરવેલું રાખે અને પાછળ જોયા કરે તો તેનાથી સહેલાઈથી આગળ વધાતું નથી. એ રીતે તો તે ઠોકરાઈ પડવાનો અને તેની ગરદન દુખી જવાની!

શહેરોમાં ધીમે ધીમે અંગ્રેજી કેળવણી પામેલો વર્ગ વધતો ગયો અને એ જ અરસામાં વકીલ, દાક્તર વગેરે ધંધાદારીઓ તથા વેપારી અને સોદાગરોનો બનેલો નવો મધ્યમ વર્ગ પણ ઊભો થયો. ભૂતકાળમાં પણ, બેશક, અહીંયાં મધ્યમ વર્ગ હતો, પરંતુ અંગ્રેજોની આરંભકાળની રાજનીતિથી તે મોટે ભાગે કચરાઈ ગયો હતો. નવો 'બૂર્ઝવા' અથવા મધ્યમ વર્ગ એ તો બ્રિટિશ હકૂમતની પેદાશ હતી અને એક રીતે તે એ હકૂમત ઉપર જીવનાર આશ્રિત વર્ગ હતો. આમજનતાના શોષણમાં થોડે અંશે તેની ભાગીદારી હતી; અંગ્રેજ શાસકવર્ગના ઉમદા ખાનપાનથી ખીચોખીચ ભરેલા ટેબલ ઉપરથી નીચે પડતા ટુકડાઓ પણ તેને મળતા હતા. એમાં બ્રિટિશ રાજવહીવટ ચલાવવામાં મદદ કરનારા નાના નાના સરકારી અમલદારો હતા; અદાલતના કામમાં મદદ કરનારા અને કોરટબાજીથી તવંગર થનારા ઘણા વકીલો હતા તથા નફો કે કમિશનને ખાતર બ્રિટિશ માલ વેચનારા બ્રિટિશ વેપાર અને ઉદ્યોગોના આડતિયા બનેલા વેપારીઓ હતા.

આ નવા મધ્યમ વર્ગમાં મોટા ભાગના લોકો હિંદુઓ હતા. મુસલમાનોને મુકાબલે તેમની આર્થિક સ્થિતિ કંઇક સારી હતી તથા સરકારી નોકરી અને વકીલાતના અને એવા બીજા ધંધાઓને માટે પરવાના સમાન અંગ્રેજી કેળવણી તેમણે લીધી હતી એને લીધે આમ બનવા પામ્યું હતું. સામાન્ય રીતે મુસલમાનો ગરીબ હતા. અંગ્રેજોએ હિંદના ઉદ્યોગોનો નાશ કર્યો એને લીધે જે વણકરો બેકાર બન્યા હતા તેમાંના ઘણાખરા મુસલમાનો હતા. જ્યાં આગળ બીજા પ્રાંતો કરતાં તેમની વસતી વધારે છે તે બંગાળમાં તેઓ ગરીબ સાંથિયાઓ અથવા તો બહુ થોડી જમીન ધરાવનારા ખેડૂતો હતા. સામાન્ય રીતે જમીનદાર હિંદુ હતો તેમ જ ગામડાંમાં શાહુકારું કરનાર તથા દુકાન ચલાવનાર વાણિયો પણ હિંદુ હતો. આમ જમીનદાર તેમ જ વાણિયો સાંથિયા ખેડૂતોને પીડવા અને ચૂસવાની સ્થિતિમાં હતા અને તેમણે પોતાની એ સ્થિતિનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. આ હકીકત બરાબર લક્ષમાં રાખવા જેવી છે કેમકે હિંદુ અને મુસલમાનો વચ્ચેના વૈમનસ્યનું મૂળ કારણ એ છે.

એ જ રીતે ઉચ્ચ વર્ણના હિંદુઓએ, ખાસ કરીને દક્ષિણ હિંદમાં જેઓ 'દલિત' વર્ગ તરીકે ઓળખાતા હતા અને જેઓ મોટે ભાગે ખેતરોમાં મજૂરી કરનાર મજૂરો હતા તેમનું શોષણ કર્યું. હમણાં હમણાં અને ખાસ કરીને બાપુજીના ઉપવાસ પછી દલિત વર્ગનો પ્રશ્ન આપણી સામે ખાસ કરીને ખડો થયો છે. અસ્પૃશ્યતા ઉપર આજે ચારે બાજુથી હુમલો થઈ રહ્યો છે અને સેંકડો મંદિરોનાં તથા બીજાં સ્થાનોનાં દ્વાર એ વર્ગને માટે ખુલ્લાં કરવામાં આવ્યાં છે. પણ એ પ્રશ્નના પાયામાં તો આ આર્થિક શોષણ રહેલું છે અને એનું નિવારણ જો ન કરવામાં આવે તો દલિત વર્ગ દલિત જ રહેવાનો.

અસ્પૃશ્યો ખેતીની મજૂરી કરનાર દાસ વર્ગના લોકો રહ્યા છે અને તેમને જમીનના માલિક બનવા દેવામાં આવ્યા નથી. અસ્પૃશ્યોની બીજી પણ અનેક પ્રતિકૂળતાઓ છે.

જો કે એકંદરે આખું હિંદ તેમ જ આમજનતા દિવસે દિવસે ગરીબ થતી ગઈ પરંતુ આ નવા મધ્યમ વર્ગના મૂઠીભર લોકો કંઈક અંશે આબાદ થયા; કેમકે દેશના શોષણમાં તેમણે ભાગ પડાવ્યો છે. વકીલો તેમ જ બીજા એવા ધંધાદારી લોકો અને વેપારીઓએ થોડેઘણે અંશે પૈસો એકઠો કર્યો. તેના વ્યાજમાંથી આવક થાય એટલા માટે તેઓ એ નાણાંનું રોકાણ કરવા માગતા હતા. એમાંના કેટલાકોએ ગરીબ બની ગયેલા જમીનદારો પાસેથી જમીન ખરીદી અને આમ પોતે જમીનદાર બન્યા. ઇંગ્લંડના ઉદ્યોગોની આશ્ચર્યકારક સમૃદ્ધિ નિહાળીને બીજા કેટલાક હિંદના કારખાનાંઓમાં પોતાના પૈસાનું રોકાણ કરવા પ્રેરાયા. એથી કરીને હિંદની મૂડી આ પ્રચંડ યંત્રોવાળાં કારખાનાંઓમાં રોકાઈ અને હિંદમાં ઔદ્યોગિક મૂડીદારોનો વર્ગ ઊભો થવા લાગ્યો. આની શરૂઆત ૫૦ વરસ પૂર્વે ૧૮૮૦ની સાલ પછી થઈ.

આ મૂડીદાર મધ્યમવર્ગ વધતો ગયો તેમ તેમ તેની ભૂખ પણ વધતી ગઈ. એ વર્ગના લોકો આગળ વધવા માગતા હતા, તેમને વધારે પૈસા કમાવા હતા, સરકારી નોકરીમાં તેમને વધારે જગ્યાઓ જોઈતી હતી અને નવાં કારખાનાંઓ ઊભાં કરવા માટે વધારે સગવડ અને અનુકૂળતાઓ મેળવવી હતી. અંગ્રેજો તેમના માર્ગમાં હરેક રીતે વિઘ્ન કરતા જણાયા. સરકારી નોકરીમાં બધી મોટી મોટી જગ્યાઓનો તેમણે ઇજારો લઈ લીધો હતો અને ઉદ્યોગો તો અંગ્રેજોના ફાયદાને ખાતર જ ચલાવવામાં આવતા હતા. આથી તેમણે એની સામે ચળવળ શરૂ કરી અને નવી રાષ્ટ્રીય ચળવળનો એ રીતે આરંભ થયો. ૧૮૫૭નો વિપ્લવ થયો અને તેને ક્રૂરપણે કચરી નાખવામાં આવ્યો ત્યાર પછી લોકો એટલા બધા દબાઈ ગયા અને હિંમત હારી બેઠા કે તેઓ કોઈ પણ આંદોલન કે પ્રબળ ચળવળ કરી શકે એમ નહોતું. તેમનામાં ફરીથી ચેતન આવતાં બહુ વરસ લાગ્યાં.

પરંતુ થોડા જ વખતમાં દેશમાં રાષ્ટ્રીય વિચારોનો ફેલાવો થવા લાગ્યો અને બંગાળે એમાં આગેવાની લીધી. બંગાળીમાં નવાં પુસ્તકો બહાર પડવા લાગ્યાં અને તેમણે બંગાળી ભાષા તેમ જ રાષ્ટ્રવાદના વિકાસમાં ભારે ફાળો આપ્યો. બંકિમચંદ્રે લખેલા 'આનંદમઠ' નામના એક આવા જ પુસ્તકમાં 'વંદે માતરમ્'નું આપણું સુપ્રસિદ્ધ રાષ્ટ્રગીત આવે છે. 'નીલ–દર્પણ' નામના એક બંગાળી નાટકે ભારે ખળભળાટ મચાવ્યો હતો. એમાં બગીચા-પદ્ધતિથી ચાલતી ગળીની ખેતીમાં બંગાળના ખેડૂતોને વેઠવી પડતી હાડમારીઓ

અને તેમની યાતનાઓનું હૃદયદ્રાવક વર્ણન કરવામાં આવ્યું છે. આ ગળીની ખેતીના બગીચાઓ વિષે હું આગળ તને થોડું કહી ગયો છું.

દરમિયાન હિંદી મૂડીનું પ્રભુત્વ પણ વધતું ગયું અને તે પોતાની પ્રવૃત્તિ માટે વધારે ને વધારે મોકળાશની માગણી કરવા લાગી. આખરે ૧૮૮૫ની સાલમાં નવા પેદા થયેલા મધ્યમ વર્ગનાં આ બધાં વિવિધ તત્ત્વોએ પોતાના ધ્યેયની હિમાયત કરવાને માટે પોતાની એક સંસ્થા શરૂ કરવાનો સંકલ્પ કર્યો. આ રીતે ૧૮૮૫ની સાલમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના કરવામાં આવી. તું તેમ જ હિંદનાં બધાં બાળકો સારી રીતે જાણે છે કે, એ સંસ્થા હમણાં થોડાં વરસોથી એક મહાન અને બળવાન સંસ્થા બની ગઈ છે. આમ જનતાના હિતની લડત તેણે ઉપાડી લીધી અને કંઈક અંશે તે તેની ભેરુ બની. તેણે હિંદમાંની બ્રિટિશ હકૂમતના ખુદ પાયા સામે પડકાર કર્યો અને તેની વિરુદ્ધ મોટી મોટી સામુદાયિક ચળવળો ચલાવી. તેણે સ્વાતંત્ર્યનો વાવટો ફરકાવ્યો અને મુક્તિને માટે તે વીરતાથી ઝૂઝી, તથા આજે પણ તે એ લડત ચલાવી રહી છે. પણ આ બધો તો પાછળના સમયનો ઇતિહાસ છે. જ્યારે તેની સ્થાપના કરવામાં આવી ત્યારે તો રાષ્ટ્રીય મહાસભા અતિશય નરમ વિચારની અને ડરી ડરીને પગલું ભરનારી સંસ્થા હતી. અંગ્રેજો પ્રત્યે તે પોતાની વફાદારી દર્શાવતી હતી તથા તેમની પાસે બહુ જ વિનયપૂર્વક નજીવા સુધારાઓની યાચના કરતી હતી. તે શ્રીમંત મધ્યમવર્ગની (બૂર્ઝવા) પ્રતિનિધિ હતી; સાધારણ સ્થિતિના મધ્યમ વર્ગને સુધ્ધાં તેમાં સ્થાન ન હતું. આમજનતાને — ખેડૂતો અને મજૂરોને તો એની સાથે લવલેશ સંબંધ નહોતો. પ્રધાનપણે તે અંગ્રેજી કેળવણી પામેલા વર્ગોની સંસ્થા હતી અને તે પોતાની કાર્યવાહી આપણી સાવકી ભાષા દ્વારા — અંગ્રેજી દ્વારા — ચલાવતી. એની માગણી એ જમીનદારો, મૂડીદારો અને નોકરી ખોળતા કેળવાયેલા બેકારોની માગણી હતી. આમજનતાને પીસી રહેલી ગરીબાઈ અથવા તો આમજનતાની જરૂરિયાતો પરત્વે નહિ જેવું જ લક્ષ આપવામાં આવતું. સરકારી નોકરીઓનું 'હિંદીકરણ' કરવાની એટલે કે સરકારી નોકરીમાં અંગ્રેજોને બદલે હિંદીઓનું પ્રમાણ વધારવાની માગણી તે કરતી હતી. તેણે એ ન જોયું કે પ્રજાનું શોષણ કરી રહેલું સરકારી તંત્ર એ હિંદનું અનિષ્ટ હતું અને એ તંત્રનો કબજો વિદેશીઓ પાસે હોય કે હિંદીઓ પાસે એથી એમાં લવલેશ ફેર પડે એમ નહોતું. મહાસભાની બીજી ફરિયાદ એ હતી કે બ્રિટિશ અમલદારો લશ્કરી તથા મુલકી ખાતાંઓમાં લખલૂટ ખર્ચ કરે છે તથા સોનું અને ચાંદી હિંદમાંથી ઇંગ્લંડ ઘસડાઈ જાય છે.

આરંભમાં રાષ્ટ્રીય મહાસભા કેટલા બધા નરમ વલણવાળી સંસ્થા હતી એ દર્શાવવામાં હું તેની હાંસી કરી રહ્યો છું અથવા તેનું મહત્ત્વ ઓછું

આંકવાનો પ્રયત્ન કરું છું એમ ન માની લઈશ. મારો એવો આશય નથી કેમકે, એ દિવસોમાં મહાસભાએ તેમ જ તેના આગેવાનોએ ભારે કામ કર્યું છે એમ હું માનું છું. હિંદના રાજકારણના વિષમ સંજોગોને લઈને એક એક ડગલું આગળ વધીને વધારે ને વધારે ઉદ્દામ નીતિ ગ્રહણ કરવાની મહાસભાને ફરજ પડી. પરંતુ તેની આરંભની કારકિર્દીમાં તે જેવી હતી તેનાથી અન્યથા તે થઈ શકે એમ નહોતું. અને એ આરંભના દિવસોમાં આગળ વધવા માટે તેના સંસ્થાપકોમાં ભારે ધૈર્યની જરૂર હતી. આજે જ્યારે લોકસમુદાય આપણી પડખે છે અને બહાદુરીથી સ્વતંત્રતાની વાતો કરવા માટે તે આપણાં ગુણગાન કરી રહ્યો હોય ત્યારે એમ કરવું એ બહુ સહેલું છે. પરંતુ કોઈ પણ મહાન પ્રવૃત્તિ શરૂ કરવામાં પહેલ કરનાર અગ્રણી થવું એ બહુ મુશ્કેલ હોય છે.

૧૮૮૫ની સાલમાં મુંબઈમાં મહાસભાની પહેલી બેઠક મળી. બંગાળના વ્યોમેશચંદ્ર બેનરજી એના પહેલા પ્રમુખ હતા. સુરેન્દ્રનાથ બેનરજી, બદુદ્દીન તૈયબજી તથા ફિરોજશાહ મહેતા એ તે શરૂઆતના જમાનાના બીજા આગેવાન પુરુષો હતા. પરંતુ દાદાભાઈ નવરોજી એ બધામાં સર્વોપરી હતા. તે હિંદના 'દાદા' બન્યા તથા હિંદના ધ્યેય તરીકે 'સ્વરાજ' શબ્દની તેમણે પહેલવહેલી ઘોષણા કરી. બીજી એક વ્યક્તિના નામનો પણ હું ઉલ્લેખ કરીશ કેમકે મહાસભાના આરંભકાળના આગેવાનોમાંથી એકલા તે જ આજે હયાત છે તથા તેમને તું સારી પેઠે પિછાને છે. એ વ્યક્તિ તે પંડિત મદનમોહન માલવીય. હિંદનું ધ્યેય પ્રાપ્ત કરવાને ખાતર પચાસ કરતાંયે વધારે વરસો સુધી તેમણે પરિશ્રમ કર્યો છે અને ઘડપણ તથા ચિંતાઓને કારણે જર્જરિત થઈ ગયા હોવા છતાં પોતાની તરુણ અવસ્થામાં સેવેલા સ્વપ્નની સિદ્ધિને અર્થે હજી આજે પણ તેઓ ઝૂઝી રહ્યા છે.

આમ મહાસભા પ્રતિવર્ષ આગળ ને આગળ વધતી તથા ઉત્તરોત્તર બળવાન બનતી ગઈ. આરંભ કાળની હિંદુ રાષ્ટ્રીયતાની પેઠે તેની અપીલ સંકુચિત નહોતી. આમ છતાંયે પ્રધાનપણે તે હિંદુ સંસ્થા હતી. કેટલાક આગેવાન મુસલમાનો એમાં જોડાયા તેમ જ એના પ્રમુખ પણ બન્યા. પરંતુ મુસલમાન લોકસમુદાય તેનાથી અળગો રહ્યો. સર સૈયદ અહમદખાન એ સમયના મહાન મુસલમાન નેતા હતા. તેમણે જોયું કે કેળવણીના અને ખાસ કરીને આધુનિક કેળવણીના અભાવથી મુસલમાનોને ભારે હાનિ થઈ છે અને તેઓ પછાત પડ્યા છે. આથી તેમને લાગ્યું કે રાજકારણમાં માથું મારવા પહેલાં તેમણે મુસલમાનોને આ આધુનિક કેળવણી લેવાને તથા તેના ઉપર બધું લક્ષ કેન્દ્રિત કરવાને સમજાવવા જોઈએ. આથી તેમણે મુસલમાનોને મહાસભાથી અળગા રહેવાની સલાહ આપી તથા સરકાર સાથે સહકાર કર્યો અને

અલીગઢમાં એક સુંદર કૉલેજ સ્થાપી, જે ખીલીને પાછળથી યુનિવર્સિટીમાં પરિણમી. મુસલમાનોના મોટા ભાગે સર સૈયદની સલાહ માની અને તેઓ મહાસભાથી અળગા રહ્યા. પરંતુ થોડા મુસલમાનો હમેશાં મહાસભાની સાથે જ રહ્યા છે. હું કોઈ પણ કોમના મોટા ભાગની કે નાના ભાગની વાત કરું છું ત્યારે મારા કહેવાનો ભાવાર્થ હિંદુ કે મુસલમાનોના અંગ્રેજી કેળવણી પામેલા ઉપલા થરના મધ્યમ વર્ગનો મોટો ભાગ અથવા નાનો ભાગ હોય છે એ વાત લક્ષમાં રાખજે. હિંદુ કે મુસલમાનોના આમસમુદાયને તો મહાસભા સાથે કશી લેવાદેવા નહોતી અને એ સમયે તેનું નામ સુધ્ધાં તેમાંના ગણ્યાગાંઠ્યા માણસોએ સાંભળ્યું હશે. એ સમયે નીચલા થરના મધ્યમ વર્ગ ઉપર પણ તેની અસર પડી નહોતી.

આમ મહાસભાનો વિકાસ થતો ગયો પરંતુ રાષ્ટ્રીયતાના વિચારો તથા સ્વાતંત્ર્ય માટેની ઝંખના તો એથીયે વિશેષ ત્વરાથી વિકસતાં ગયાં. મહાસભાની અપીલનું ક્ષેત્ર સ્વાભાવિક રીતે જ મર્યાદિત હતું કેમકે તેમાં કેવળ અંગ્રેજી જાણનારા લોકોનો જ સમાવેશ થતો હતો. એ વસ્તુએ ભિન્ન ભિન્ન પ્રાંતોને એકબીજાની સમીપ લાવવામાં તથા બધાનું સર્વસાધારણ દૃષ્ટિબિંદુ ખીલવવામાં કંઈક અંશે મદદ કરી. પરંતુ આમજનતાના અંતર સુધી એણે પ્રવેશ ન કર્યો હોવાથી તેનામાં ઝાઝું સામર્થ્ય નહોતું. મેં એક પત્રમાં એશિયા ખંડને હલમલાવી મૂકનાર એક ઘટના વિષે તને કહ્યું હતું. આ ઘટના તે ૧૯૦૪–૫ની સાલમાં વિરાટ રશિયા ઉપર જાપાને મેળવેલો વિજય. એશિયાના બીજા દેશોની પેઠે હિંદ ઉપર એટલે કે હિંદના કેળવાયેલા મધ્યમ વર્ગ ઉપર પણ એની ભારે અસર થઈ અને તેમનો આત્મ-વિશ્વાસ વધ્યો. યુરોપના એક સૌથી બળવાન દેશ ઉપર જાપાન વિજય મેળવી શકે તો પછી હિંદ પણ તેમ કાં ન કરી શકે? ઘણા લાંબા સમય સુધી હિંદના લોકો અંગ્રેજોને મુકાબલે પોતાને તુચ્છ અથવા ઊતરતા માનતા હતા. અંગ્રેજોના લાંબા કાળના આધિપત્ય તથા ૧૮૫૭ના વિપ્લવના ઘાતકીપણે કરવામાં આવેલા દમને તેમને રાંક બનાવી દીધા હતા. હથિયારબંધીના કાયદાથી તેમને હથિયાર રાખતા અટકાવવામાં આવ્યા હતા. હિંદમાં જે કંઈ બનતું તે બતાવીને તેઓ પરાધીન તથા ઊતરતી પ્રજા છે એવું તેમને વારંવાર સ્મરણ કરાવવામાં આવતું. અરે, તેમને જે કેળવણી આપવામાં આવતી હતી તેણે પણ તેમને ઊતરતાપણાની અથવા હીનતાની લાગણીથી ભરી દીધા હતા. ખોટા અને વિકૃત ઇતિહાસે તેમને શીખવ્યું કે આ દેશને એવી વિષમ પરિસ્થિતિમાંથી ઉગારવાને અંગ્રેજો આવ્યા અને તેમણે તેમાં સુલેહશાંતિ તથા આબાદી પ્રવર્તાવ્યાં ત્યાં સુધી અહીં આગળ હમેશાં અરાજક અને અંધેર પ્રવર્તતું હતું તથા હિંદુ અને મુસલમાનો એકબીજાનાં ગળાં રેંસતા હતા. ઇતિહાસ કે સત્ય હકીકતની લવલેશ પરવા કર્યા વિના યુરોપિયન લોકો

ખરેખર એમ જ માનતા હતા તથા જાહેર પણ કરતા હતા કે એશિયા ખંડ પછાત છે અને તે યુરોપિયનોના આધિપત્ય નીચે રહેવાને સરજાયેલો છે.

આમ જાપાનનો વિજય એશિયા માટે ભારે પ્રોત્સાહક નીવડ્યો. આપણામાંના મોટા ભાગના લોકોમાં ઘર કરી બેઠેલી હીનતાની અથવા તો ઊતરતાપણાની ભાવના એણે ઓછી કરી. રાષ્ટ્રીય વિચારો બહોળા વિસ્તારમાં, ખાસ કરીને બંગાળ અને મહારાષ્ટ્રમાં ફેલાયા. એ જ અરસામાં એક એવો બનાવ બન્યો જેણે બંગાળને તેના પાયામાંથી હચમચાવી મૂક્યું અને હિંદભરમાં ભારે ખળભળાટ મચાવ્યો. અંગ્રેજ સરકારે બંગાળના મહાન પ્રાંતને (એ સમયે બિહારનો પણ બંગાળ પ્રાંતમાં સમાવેશ થતો હતો) બે ભાગમાં વહેંચી નાખ્યો; એમાંનો એક ભાગ પૂર્વ બંગાળ હતો. બંગાળના ઉત્તરોત્તર રાષ્ટ્રવાદી બનતા જતા મધ્યમ વર્ગે તેનો વિરોધ કર્યો. આ રીતે તેમના ભાગલા પાડીને અંગ્રેજો તેમને કમજોર બનાવવા માગે છે એવી તેમને શંકા પડી. પૂર્વ બંગાળમાં મુસલમાનોની વસતી વધારે હતી એટલે આવા ભાગલા પાડવાથી હિંદુ-મુસ્લિમ પ્રશ્ન પણ ઊભો થયો. બંગાળમાં બ્રિટિશ વિરોધી એક પ્રબળ ચળવળ શરૂ થઈ. મોટા ભાગના જમીનદારો એ ચળવળમાં સામેલ થયા અને એ જ રીતે હિંદી મૂડીદારો પણ એમાં જોડાયા. એ વખતે પહેલવહેલી સ્વદેશીની હાકલ કરવામાં આવી અને એની સાથે બ્રિટિશ માલનો બહિષ્કાર પણ પોકારવામાં આવ્યો, એથી કરીને બેશક હિંદી ઉદ્યોગો તથા મૂડીને મદદ મળી. એ ચળવળ અમુક અંશે આમજનતામાં પણ પ્રસરી અને અમુક અંશે તેણે હિંદુ ધર્મમાંથી પ્રેરણા મેળવી. એની સાથે સાથે જ બંગાળમાં ક્રાંતિકારી હિંસક ચળવળનો પણ આરંભ થયો. અને હિંદી રાજકારણમાં બોંબે પહેલવહેલી દેખા દીધી. અરવિંદ ઘોષ એ બંગાળની ચળવળના જ્વલંત નેતાઓમાંના એક હતા. તે હજી હયાત છે પરંતુ કેટલાંક વરસોથી ફ્રેંચ હિંદમાં આવેલા પોંડીચેરી શહેરમાં રહે છે અને નિવૃત્ત જીવન ગાળે છે.

પશ્ચિમ હિંદમાં આવેલા મહારાષ્ટ્રમાં પણ એ વખતે ભારે ખળભળાટ મચી રહ્યો હતો અને હિંદુત્વના રંગથી રંગાયેલી ઉગ્ર રાષ્ટ્રીયતા ત્યાં આગળ ફરીથી સજીવન થઈ રહી હતી. બાળ ગંગાધર તિલક નામના એક મહાન નેતા ત્યાં પેદા થયા. હિંદભરમાં તે લોકમાન્યના નામથી ઓળખાય છે. લોકમાન્ય સમર્થ પંડિત હતા અને પૂર્વ તેમ જ પશ્ચિમ ઉભયની સંસ્કૃતિનું તેમને સરખું જ્ઞાન હતું. વળી તે સમર્થ મુત્સદ્દી પણ હતા. પરંતુ આ બધા ઉપરાંત તે મહાન લોકનાયક હતા. રાષ્ટ્રીય મહાસભાના આગેવાનો હજી સુધી અંગ્રેજી કેળવણી પામેલા હિંદીઓને હાકલ કરતા હતા; આમજનતાને તેમનો ઝાઝો પરિચય નહોતો. પરંતુ લોકમાન્ય જનતા સુધી પહોંચનાર અને તેની પાસેથી બળ મેળવનાર નવભારતના પહેલવહેલા રાજકીય નેતા હતા. એમના ચેતનવંતા

વ્યક્તિત્વે જનતામાં સામર્થ્ય અને અડગ હિંમતનાં નવાં તત્ત્વો દાખલ કર્યાં અને બંગાળની રાષ્ટ્રીયતા તથા બલિદાનની નવી ભાવના સાથે એ ભળતાં એણે હિંદના રાજકારણની સૂરત બદલી નાખી.

૧૯૦૬, ૧૯૦૭ અને ૧૯૦૮ના આ ભારે ખળભળાટ અને ઉત્તેજનાના સમય દરમ્યાન મહાસભા શું કરી રહી હતી? મહાસભાના આગેવાનો રાષ્ટ્રીયતાની ભાવનાની જાગ્રતિને આ કાળે પ્રજાને આગળ દોરવણી આપવાને બદલે પાછળ પડી ગયા. તેઓ તો શાંત પ્રકારના અને જેમાં આમજનતાનો પ્રવેશ નહોતો એવા રાજકારણથી ટેવાયેલા હતા. બંગાળનો જ્વલંત ઉત્સાહ તેમને રુચતો નહોતો તેમ જ લોકમાન્યમાં મૂર્તિમંત થયેલી મહારાષ્ટ્રની નવી અણનમ ભાવના સાથે પણ તેમને ગોઠતું નહોતું. સ્વદેશીની તેઓ પ્રશંસા કરતા હતા પરંતુ બ્રિટિશ માલનો બહિષ્કાર (બૉયકૉટ) કરતાં તેઓ અચકાતા હતા. આમ મહાસભામાં બે પક્ષો ઊભા થયા — લોકમાન્ય તથા બંગાળના કેટલાક નેતાઓના નેતૃત્વ નીચેનો ઉદ્દામ પક્ષ અને મહાસભાના જૂના નેતાઓના નેતૃત્વ નીચેનો મવાળ અથવા વિનીત પક્ષ. પરંતુ ગોપાળ કૃષ્ણ ગોખલે નામના એક તરુણ વિનીતોના સૌથી આગળ પડતા નેતા હતા. તે ભારે બાહોશ હતા અને તેમણે પોતાનું આખું જીવન દેશસેવામાં સમર્પણ કર્યું હતું. ગોખલે પણ મહારાષ્ટ્રી હતા. લોકમાન્ય અને ગોખલેએ પોતપોતાનાં વિરોધી દળો સાથે એકબીજાનો સામનો કર્યો અને ૧૯૦૭ની સાલમાં અનિવાર્ય રીતે મહાસભાની એકતામાં ભંગાણ પડયું અને તેમાં ભાગલા પડ્યા. વિનીતો મહાસભા ઉપર પોતાનો કાબૂ રાખી રહ્યા અને ઉદ્દામ પક્ષને તેમણે તેમાંથી હાંકી કાઢ્યો. વિનીતો જીત્યા તો ખરા, પરંતુ એને લીધે દેશમાં તેમણે પોતાની પ્રતિષ્ઠા ગુમાવી, કેમકે લોકમાન્યનો પક્ષ જનતામાં તેમના કરતાં અનેકગણો લોકપ્રિય હતો. પરિણામે મહાસભા નબળી પડી અને થોડાં વરસો સુધી દેશમાં તેનો ઝાઝો પ્રભાવ રહ્યો નહિ.

અને એ વરસો દરમ્યાન સરકારની શી સ્થિતિ હતી? વિકસતી જતી હિંદની રાષ્ટ્રીયતા પરત્વે તેણે કેવું વલણ દાખવ્યું? પોતાને રુચતી ન હોય એવી માગણી કે મુદ્દાને પહોંચી વળવાની સરકાર પાસે માત્ર એક જ રીત છે — લાઠીનો ઉપયોગ. એટલે સરકારે દમન શરૂ કર્યું, લોકોને જેલમાં ધકેલ્યા, છાપાંના કાયદાઓ ઘડીને વર્તમાનપત્રોને દબાવ્યાં અને તેને પસંદ ન હોય એવા માણસોની પાછળ સંખ્યાબંધ છૂપી પોલીસો અને જાસૂસો છોડી મૂકયા. એ સમયથી છૂપી પોલીસના માણસો હિંદના આગેવાન રાજદ્વારી પુરુષોના હમેશના સોબતી બની ગયા છે. બંગાળના ઘણા નેતાઓને કેદની સજા કરવામાં આવી. લોકમાન્યનો મુકદ્દમો સૌથી વધારે નોંધપાત્ર હતો. તેમને ૭ વરસની સજા કરવામાં આવી અને તેમણે માંડલેના પોતાના કારાવાસ દરમ્યાન એક સુપ્રસિદ્ધ ગ્રંથ લખ્યો. લાલા લાજપતરાયને પણ બ્રહ્મદેશમાં દેશપાર કરવામાં આવ્યા.

પરંતુ દમન બંગાળને દબાવી દેવામાં સફળ ન થયું. એટલે કંઈ નહિ તો થોડા લોકોને પણ ટાઢા પાડવાને ખાતર રાજ્યવહીવટમાં સુધારો કરવાનો ઠરાવ ઉતાવળથી કરવામાં આવ્યો. તે સમયની નીતિ પણ તે પછીના સમયમાં હતી અને આજેયે છે તે પ્રમાણે રાષ્ટ્રવાદીઓમાં ફૂટ પાડવાની હતી. વિનીતોને રીઝવીને પોતાના પક્ષમાં લેવા અને ઉદ્દામવાદીઓને કચરી નાખવા એ સરકારની નીતિ હતી. ૧૯૦૮ની સાલમાં ' મિન્ટો–મોર્લી ' નામથી ઓળખાતા સુધારાઓની જાહેરાત કરવામાં આવી. વિનીતોને રીઝવવામાં સરકાર આ રીતે સફળ થઈ. તેઓ એનાથી ખુશ ખુશ થઈ ગયા. ઉદ્દામવાદીઓનો નેતા જેલમાં હતો એટલે તેઓનો જુસ્સો નરમ પડી ગયો હતો અને રાષ્ટ્રીય ચળવળ નબળી પડી ગઈ. આમ છતાં પણ બંગાળામાં ભાગલા સામેની લડત ચાલુ જ રહી અને વિજય મળતાં તેનો અંત આવ્યો. ૧૯૧૧ની સાલમાં બ્રિટિશ સરકારે બંગાળના ભાગલા નાબૂદ કર્યા. આ સફળતાએ બંગાળીઓના હૃદયમાં નવો જુસ્સો પેદા કર્યો. પરંતુ ૧૯૦૭ની ચળવળનો અંત આવ્યો અને હિંદુસ્તાન રાજકીય દૃષ્ટિએ ફરી પાછું સુસ્ત થઈ ગયું.

૧૯૧૧માં એ પણ જાહેર કરવામાં આવ્યું કે દિલ્હી હિંદની રાજધાની બનશે. દિલ્હી — અનેક સામ્રાજ્યોની રાજધાની તેમ જ અનેક સામ્રાજ્યોની કબર દિલ્હી. જે સમયે મહાયુદ્ધ ફાટી નીકળ્યું તથા નેપોલિયન પછીનાં ૧૦૦ વરસનો જમાનો પૂરો થયો ત્યારે ૧૯૧૪ની સાલમાં હિંદની આ દશા હતી. એ યુદ્ધે હિંદ ઉપર પણ ભારે અસર કરી પરંતુ એને વિષે હું તને હવે પછી કંઈક કહીશ.

આખરે ૧૯મી સદીના હિંદનું ધ્યાન મેં પૂરું કર્યું. આજથી અઢાર વરસ ઉપરના સમય સુધી મેં તને લાવી દીધી છે. અને હવે આપણે હિંદ છોડીને આવતા પત્રમાં ચીન જઈશું અને બીજા પ્રકારના સામ્રાજ્યવાદી શોષણનું નિરીક્ષણ કરીશું.

## ૧૧૪. બ્રિટન ચીન ઉપર બળજબરીથી અફીણ લાદે છે

૧૪ ડિસેમ્બર, ૧૯૩૨

ઔદ્યોગિક તેમ જ યાંત્રિક ક્રાંતિની હિંદ ઉપર શી અસર થવા પામી તથા નવા સામ્રાજ્યે હિંદ ઉપર કેવી રીતે કાર્ય કર્યું એ વિષે મેં તને કંઈક વિસ્તારથી કહ્યું છે. હિંદી હોવાને કારણે હું એક પક્ષકાર છું અને મને નથી લાગતું કે નિષ્પક્ષ દૃષ્ટિથી હું એને નિહાળી શકું. પરંતુ પ્રશ્નની એક જ બાજુ સાબિત કરવાને ઉત્સુક એવા રાષ્ટ્રવાદીની પેઠે નહિ પણ હકીકતોનું તટસ્થતા-

પૂર્વક નિરીક્ષણ કરતા વિજ્ઞાનશાસ્ત્રીની પેઠે આ બધા પ્રશ્નોનો વિચાર કરવાનો મેં પ્રયાસ કર્યો છે અને તું પણ એમ જ કરશે એવી હું આશા રાખું છું. રાષ્ટ્રીયતા એને પોતાને સ્થાને શોભે પરંતુ એ ભરોસો ન કરી શકાય એવો મિત્ર અને જોખમકારક ઇતિહાસકાર છે. ઘણાયે બનાવોની બાબતમાં તે આપણી આંખે પાટા બાંધે છે અને કેટલીક વાર ખાસ કરીને આપણા દેશની સાથે જ્યારે એને સંબંધ હોય ત્યારે તે સત્યનો વિપર્યાસ કરે છે. એથી કરીને હિંદના ઇતિહાસ વિષે વિચાર કરતી વખતે આપણી બધી આપત્તિઓનો દોષ અંગ્રેજો ઉપર ન ઢોળીએ એ બાબતમાં આપણે સાવધાની રાખવી જોઈએ.

૧૯મી સદીમાં ઇંગ્લંડના મૂડીવાદીઓ તેમ જ ઉદ્યોગપતિઓએ હિંદનું શોષણ કેવી રીતે કર્યું એ જોઈ લીધા પછી હવે આપણે એશિયાના બીજા એક મહાન દેશ, હિંદના પ્રાચીન કાળના મિત્ર, અને સૌથી પુરાણા રાષ્ટ્ર ચીનમાં જઈએ. અહીં આપણને પશ્ચિમના દેશોનું જુદા જ પ્રકારનું શોષણ જોવા મળે છે. હિંદની પેઠે ચીન કોઈ પણ યુરોપી દેશનું સંસ્થાન કે પરાધીન રાષ્ટ્ર ન બન્યું. એ અવદશામાંથી તો તે બચી ગયું કેમકે આખા દેશને એકત્ર રાખી શકે એવી મધ્યસ્થ સરકાર છેક ૧૯મી સદીના વચગાળાના સમય સુધી ત્યાં હતી. આપણે જોઈ ગયાં કે હિંદુસ્તાન આ પહેલાં ૧૦૦ વરસો ઉપર એટલે કે મોગલ સામ્રાજ્યના પતન પછી છિન્નભિન્ન થઈ ગયું હતું. ચીન પણ ૧૯મી સદીમાં નબળું પડયું હતું ખરું. પરંતુ છેવટ સુધી તેની એકતા ટકી રહી અને વિદેશી રાજ્યોની માંહોમાંહેની ઈર્ષાએ ચીનની દુર્બળતાનો વધારે પડતો લાભ લેતાં તેમને રોક્યાં.

ચીન વિષેના મારા છેલ્લા ( ૯૪ મા ) પત્રમાં ચીન સાથે પોતાનો વેપાર વધારવાને માટે અંગ્રેજોએ કરેલા પ્રયાસોની વાત મેં તને કરી હતી. અંગ્રેજ રાજા ત્રીજા જ્યૉર્જના પત્રના જવાબમાં મંચૂ સમ્રાટ ચિયેન-લુંગે જે અતિશય રુઆબભર્યો અને અધિકારપૂર્ણ પત્ર લખ્યો હતો તેમાંથી એક લાંબો ઉતારો પણ મેં તને આપ્યો હતો. આ ૧૭૯૨ની સાલમાં બન્યું હતું. આ સાલ તને યુરોપમાં તે સમયે ભારે ઊથલપાથલ થઈ રહી હતી તેની યાદ આપશે—એ ફ્રાંસની ક્રાંતિનો કાળ હતો. એ પછી નેપોલિયન અને તેનાં યુદ્ધો આવ્યાં. આ બધા સમય દરમ્યાન ઇંગ્લંડ જીવ પર આવીને નેપોલિયન સાથે લડી રહ્યું હતું અને તેને દમ લેવાની પણ નવરાશ નહોતી. એટલે નેપોલિયનનું પતન થયું અને ઇંગ્લંડનો જીવમાં જીવ આવ્યો ત્યાં સુધી ચીન સાથે પોતાનો વેપાર વધારવાના સવાલને અવકાશ જ નહોતો. પરંતુ એ પછી તરત જ, ૧૮૧૬ની સાલમાં બીજું એક બ્રિટિશ પ્રતિનિધિ મંડળ ચીન મોકલવામાં આવ્યું. પરંતુ મુલાકાત વખતે પાળવાની વિધિની બાબતમાં કંઈક મુશ્કેલી ઊભી થઈ એટલે

ચીની સમ્રાટે બ્રિટિશ પ્રતિનિધિ લૉર્ડ આમહર્સ્ટને મુલાકાત આપવાની ના પાડી અને તેને પાછા ચાલ્યા જવાનો હુકમ કર્યો. જે વિધિ કરવાની હતી તેને 'કૌતો' કહેવામાં આવે છે અને તે એક પ્રકારના સાષ્ટાંગ દંડવત પ્રણામ છે. કદાચ તેં કૌ-તોઇંગ શબ્દ સાંભળ્યો હશે.

એટલે એ વખતે તો કંઈ બન્યું નહિ. એ દરમ્યાન અફીણનો નવો વેપાર દિનપ્રતિદિન વધતો જતો હતો. પરંતુ એને નવો વેપાર કહેવો એ બરાબર નથી, કેમકે છેક ૧૫મી સદીમાં હિંદથી ચીનમાં અફીણની આયાત કરવામાં આવી હતી. હિંદુસ્તાને ભૂતકાળમાં ઘણી સારી સારી વસ્તુઓ ચીન મોકલી હતી પરંતુ અફીણ એ તો તેણે મોકલેલી વસ્તુઓમાં એક ખરેખર બૂરી ચીજ હતી. પરંતુ એનો વેપાર બહુ જ મર્યાદિત હતો. યુરોપિયનો અને ખાસ કરીને તો બ્રિટિશ વેપારનો ઇજારો ધરાવનાર ઇસ્ટ ઇન્ડિયા કંપનીને લીધે ૧૯મી સદીમાં એ વેપાર વધવા પામ્યો. એમ કહેવાય છે કે પૂર્વના દેશોમાં આવેલા વલંદાઓ મલેરિયાથી બચવા માટે તમાકુ સાથે મેળવીને અફીણ પીતા હતા. તેમની મારફતે ચીનમાં અફીણ પીવાની બદી દાખલ થઈ. પરંતુ ચીનમાં તો એ બદીએ એથીયે ખરાબ સ્વરૂપ પકડ્યું. કારણ કે ચીનાઓ તમાકુ સાથે મિશ્ર કર્યા વિનાનું ચોખ્ખું અફીણ જ પીવા લાગ્યા. પ્રજા ઉપર એની માઠી અસર થવાને કારણે તથા અફીણના વેપારથી દેશમાંનું અઢળક દ્રવ્ય બહાર ઘસડાઈ જતું હોવાથી ચીનની સરકાર એ કુટેવ બંધ કરવા ચહાતી હતી.

૧૮૦૦ની સાલમાં ચીની સરકારે એક હુકમ બહાર પાડીને કોઈ પણ કામ માટે દેશમાં અફીણની આયાત કરવાની બંધી કરી. પરંતુ પરદેશીઓને એ વેપારથી ભારે ફાયદો થતો હતો. તેમણે ચોરીછૂપીથી દેશમાં અફીણ ઘુસાડવાનું ચાલુ રાખ્યું અને એના પ્રત્યે આંખમીંચામણાં કરે એટલા ખાતર ચીની અમલદારોને લાંચ આપવા માંડી. એટલે ચીની સરકારે એવો નિયમ કર્યો કે સરકારી અમલદારોએ કોઈ પણ પરદેશી વેપારીઓને મળવું નહિ. કોઈ પણ વિદેશીને ચીની કે મંચૂ ભાષા શીખવવા માટે પણ ભારે શિક્ષા ઠરાવવામાં આવી. પણ આ બધાથી કશો અર્થ સર્યો નહિ. અફીણનો વેપાર ચાલુ જ રહ્યો અને લાંચરુશવત તથા દગોફટકો મોટા પ્રમાણમાં ચાલવા લાગ્યાં. ૧૮૩૪ની સાલ પછી, જ્યારે બ્રિટિશ સરકારે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો ચીન સાથેના વેપારનો ઇજારો બંધ કર્યો અને તે બધા અંગ્રેજો માટે ખુલ્લો મૂક્યો ત્યારે તો પરિસ્થિતિ વધારે બગડવા પામી.

ચોરીછૂપીથી અફીણ ઘુસાડવાનું એકદમ વધી ગયું એટલે છેવટે ચીનની સરકારે એને દબાવી દેવાને કડક પગલાં ભરવાનો નિશ્ચય કર્યો. એ કાર્યને માટે તેણે એક યોગ્ય માણસની પસંદગી કરી. ચોરીછૂપીથી અફીણ ઘુસાડવાનું અટકાવવા માટે લીન-સી-હીની ખાસ અમલદાર તરીકે નિમણૂક કરવામાં આવી

અને તેણે ત્વરા અને કડકાઈથી કામ લેવા માંડયું. તે દક્ષિણ ભાગમાં આવેલા કૅન્ટોન શહેરમાં ગયો. એ શહેર આ ગેરકાયદેસરના વેપારનું મુખ્ય મથક હતું. કૅન્ટોન જઈને તેણે ત્યાંના વિદેશી વેપારીઓને તેમની પાસેનું બધું અફીણ તેને સોંપી દેવાનો હુકમ કર્યો. પ્રથમ તો તેમણે તેનો હુકમ માનવાની ના પાડી. એટલે લીને પોતાના હુકમને તાબે થવાની તેમને ફરજ પાડી. તેણે તેમને તેમનાં કારખાનાંઓમાં એકલા પાડી દીધા, તેમના ચીની મજૂરો અને નોકરો પાસેથી તેમનું કામ છોડાવી દીધું તથા બહારથી તેમની પાસે જતો ખોરાક બંધ કર્યો. આ અસરકારક સખતાઈને પરિણામે વેપારીઓ તાબે થયા અને અફીણની ૨૦,૦૦૦ પેટીઓ તેને આપી દીધી. દેખીતી રીતે જ દેશમાં ચોરી-છૂપીથી ઘુસાડવા માટે રાખેલા અફીણના આ મોટા જથ્થાનો લીને નાશ કર્યો. પરદેશી વેપારીઓને લીને એ પણ સંભળાવી દીધું કે પોતે અફીણ નહિ લાવે એવી બાંયધરી તેનો કૅપ્ટન આપે તે સિવાય કોઈ પણ વહાણને કૅન્ટોનના બારામાં પેસવા દેવામાં આવશે નહિ. જો આ બાંયધરીનો ભંગ કરવામાં આવશે તો ચીનની સરકાર વહાણ તેમ જ તેમાંનો બધો માલ જપ્ત કરશે. લીન પોતાનું કામ બરાબર કરી જાણનાર માણસ હતો. તેને સોંપવામાં આવેલું કામ તેણે સારી રીતે પાર પાડયું પરંતુ તેને ખબર નહોતી કે એને કારણે ચીનને બહુ આકરાં પરિણામો વેઠવાં પડવાનાં હતાં.

એનું પરિણામ એ આવ્યું કે, બ્રિટન સાથે યુદ્ધ થયું. એમાં ચીન હાર્યું અને તેને નામોશીભરી સંધિ કરવી પડી; અને જેની ચીનની સરકાર બંધી કરવા ચહાતી હતી તે અફીણ ચીન ઉપર બળજબરીથી લાદવામાં આવ્યું. ચીનાઓને માટે અફીણ એ સારી કે બૂરી ચીજ હતી એ બાબતનું કશું મહત્ત્વ નહોતું. ચીની સરકાર શું કરવા માગતી હતી એનું પણ ઝાઝું મહત્ત્વ નહોતું. ચીનમાં ચોરીછૂપીથી અફીણ ઘુસાડવાથી બ્રિટિશ વેપારીઓને ભારે ફાયદો થતો હતો એ વસ્તુ ખાસ મહત્ત્વની હતી અને આ આવક ગુમાવવી પડે એ સાંખવા ઇંગ્લંડ તૈયાર નહોતું. લીને નાશ કરેલું ઘણુંખરું અફીણ અંગ્રેજ વેપારીઓની માલકીનું હતું. એટલે રાષ્ટ્રની પ્રતિષ્ઠાના નામથી બ્રિટને ૧૮૪૦ની સાલમાં ચીન સામે લડાઈ જાહેર કરી. આ યુદ્ધ અફીણના વિગ્રહ તરીકે ઓળખાય છે એ યોગ્ય છે કેમકે ચીન ઉપર બળજબરીથી અફીણ લાદવાને ખાતર એ લડવામાં તેમ જ જીતવામાં આવ્યો હતો.

બ્રિટનના કાફલાએ કૅન્ટોન અને બીજાં સ્થળોની કરેલી નાકાબંધી સામે ચીન કશું કરી શકે એમ નહોતું. બે વરસ પછી તેને શરણે જવાની ફરજ પડી અને ૧૮૪૨ની નાન્કીનની સંધિમાં એવું ઠરાવવામાં આવ્યું કે પરદેશ સાથેના વેપાર માટે એટલે કે તે વખતે તો ખાસ કરીને અફીણના વેપાર માટે પાંચ બંદરો ખુલ્લાં મૂકવાં. આ પાંચ બંદરો કૅન્ટોન, શાંઘાઈ, અમોય, નિંગપો

અને ફુચુચૂ હતાં. આ 'ટ્રીટી પોર્ટ્સ' એટલે કે સંધિથી માન્ય કરવામાં આવેલાં બંદરો તરીકે ઓળખાતાં હતાં. બ્રિટને કૅન્ટોન પાસેના હોંગકોંગ ટાપુનો કબજો લીધો તથા નાશ કરવામાં આવેલા અફીણના બદલા પેટે તેમ જ ચીન ઉપર તેણે બળજબરીથી લાદેલા યુદ્ધના ખરચ અંગે ચીન પાસેથી ભારે રકમ પડાવી.

આ રીતે અંગ્રેજોએ અફીણની બાબતમાં વિજય મેળવ્યો. ચીનના સમ્રાટે તે સમયની ઇંગ્લંડની રાણી વિક્ટોરિયાને ચીન ઉપર ઠોકી બેસાડવામાં આવેલા અફીણના વેપારની ભયંકર અસર અતિશય વિનયપૂર્વક દર્શાવતી અંગત અપીલ કરી. પરંતુ વિક્ટોરિયા રાણી તરફથી એનો કશો જવાબ મળ્યો નહિ. પચાસ વરસ પૂર્વે એના પુરોગામી ચિયેન-લુંગે ઇંગ્લંડના રાજાને આથી જુદા જ પ્રકારનો પત્ર લખ્યો હતો!

પશ્ચિમની સામ્રાજ્યવાદી સત્તાઓ સાથેની ચીનની અથડામણ અને તેને પરિણામે ઉદ્ભવેલી આપત્તિઓની આ શરૂઆત હતી. તેની અળગાપણાની સ્થિતિનો હવે અંત આવ્યો. તેને પરદેશી વેપાર તથા વધારામાં ખ્રિસ્તી મિશનરીઓનો સ્વીકાર કરવાની ફરજ પડી. આ મિશનરીઓએ ચીનમાં સામ્રાજ્યવાદના પુરોગામીઓ તરીકે મહત્ત્વનો ભાગ ભજવ્યો. એ પછીની ચીનની ઘણીખરી આપત્તિઓ અને મુસીબતો માટે એક યા બીજી રીતે આ મિશનરીઓ જ કારણભૂત હતા. સામાન્યરીતે તેમનું વર્તન ઉદ્ધત અને અકળાવનારું હતું પરંતુ ચીનની અદાલતોમાં તેમના ઉપર કામ ચલાવી શકાતું નહોતું. નવી સંધિ પ્રમાણે પશ્ચિમના દેશના લોકોને ચીની કાયદો કે ઇન્સાફ લાગુ પડી શકતો નહિ. તેમના ઉપર તેમની પોતાની અદાલતોમાં કામ ચલાવવામાં આવતું. આને 'પ્રાદેશિક કાયદામાંથી મુક્તિ'નો હક કહેવામાં આવે છે. એ હક આજે પણ મોજૂદ છે અને તેની સામે ચીનમાં ભારે રોષની લાગણી પ્રવર્તે છે. મિશનરીઓએ વટાળીને ખ્રિસ્તી બનાવેલા ચીનાઓ પણ 'પ્રાદેશિક કાયદામાંથી મુક્તિ'ના આ ખાસ હકના રક્ષણની માગણી કરતા હતા. તેઓ કોઈ પણ રીતે એના હકદાર નહોતા પરંતુ એથી પરિસ્થિતિમાં કશો ફેર પડે એમ નહોતું. કેમકે એક બળવાન સામ્રાજ્યવાદી રાષ્ટ્રના પ્રતિનિધિ સમર્થ મિશનરીનું તેમને પીઠબળ હતું. આ રીતે કેટલીક વાર એક ગામની સામે બીજા ગામને ઉશ્કેરવામાં આવતું. આથી ગ્રામવાસીઓ કેટલીક વાર અકળાઈને જીવ પર આવી જતા અને તેઓ અથવા તો બીજા કોઈ મિશનરીની સામે થઈ જતા અને તેના ઉપર હુમલો કરતા તથા કોઈક વાર તેનો જીવ પણ લેતા. પછીથી તો તેમની પાછળ રહેલી સામ્રાજ્યવાદી સત્તા તેમના ઉપર તૂટી જ પડતી અને તેનો સારી પેઠે બદલો લેતી. યુરોપની સત્તાઓને માટે ચીનમાં તેમના મિશનરીઓનાં થયેલાં ખૂન કરતાં ભાગ્યે જ બીજી કોઈ વસ્તુ વધારે ફાયદા-

કારક નીવડી હશે! કેમકે એવા દરેક ખૂનને વિશિષ્ટ અધિકારોની માગણી માટેનું તથા બળજબરીથી તે પડાવવાનું તેઓ નિમિત્ત બનાવતા.

ચીનમાં એક ભીષણ અને અતિશય ક્રૂર બળવો જગાડનાર પણ ખ્રિસ્તી થઈ ગયેલો એક ચીનો જ હતો. એ તેપિંગ બળવાના નામથી ઓળખાય છે અને ૧૮૫૦ની સાલના અરસામાં હુંગ-સિન-ચ્યાન નામના એક પાગલ જેવા માણસે એ શરૂ કર્યો હતો. આ ધર્માંધ પાગલને અસાધારણ સફળતા મળી અને 'બુતપરસ્તોનો સંહાર કરો' એવી ઘોષણા કરતો તે બધે ઘૂમવા લાગ્યો. એ બળવામાં અસંખ્ય માણસોના જાન ગયા. ચીનના અર્ધા કરતાં પણ વધારે પ્રદેશને એ બળવાએ પાયમાલ કર્યો અને એવી ગણતરી કરવામાં આવી છે કે એ બળવાનાં લગભગ બાર વરસો દરમ્યાન બે કરોડ માણસોએ જાન ગુમાવ્યા. અલબત્ત, એ રમખાણ તેમ જ એમાં થયેલી કતલ માટે ખ્રિસ્તી મિશનરીઓ કે વિદેશી સત્તાઓને જવાબદાર ગણવી એ વાજબી નથી. શરૂ શરૂમાં મિશનરીઓ એની સફળતા ઇચ્છતા હતા ખરા, પરંતુ પાછળથી તેમણે હુંગનો ઇન્કાર કર્યો. પરંતુ ચીનની સરકાર તો એમ જ માનતી હતી કે મિશનરીઓ એને માટે જવાબદાર છે. તેની આ માન્યતા ઉપરથી આપણને ખ્યાલ આવે છે કે તે વખતે તેમ જ પછીથી પણ ચીના લોકોને મિશનરીઓની પ્રવૃત્તિ પ્રત્યે કેટલો ભારે રોષ હતો. તેમની દૃષ્ટિએ મિશનરી એ ધર્મભાવના કે ભલાઈનો દૂત નહિ પણ સામ્રાજ્યવાદનો આડતિયો હતો. એક અંગ્રેજ લેખકે કહ્યું છે તેમ "પહેલાં મિશનરીનું આગમન, પછી લડાયક જહાજોની હાજરી, પછી મુલક પડાવી લેવાની શરૂઆત — આ ઘટનાક્રમ ચીનવાસીઓના માનસમાં અંકિત થઈ રહેલો છે." આ વસ્તુ લક્ષમાં રાખવી એ ઠીક છે કેમકે ચીનની હરેક મુસીબતમાં કોઈ ને કોઈ રીતે મિશનરીનો હાથ હોવાનો જ.

એક ધર્માંધ પાગલે શરૂ કરેલા બળવાને, આખરે તેને દબાવી દેવામાં આવ્યો તે પહેલાં, આટલી ભારે સફળતા મળી એ એક અસાધારણ ઘટના છે. એમ થવાનું સાચું કારણ એ છે કે ચીનમાં જૂની સમાજવ્યવસ્થા પડી ભાંગવા લાગી હતી. મને લાગે છે કે, ચીન વિષેના મારા છેલ્લા પત્રમાં મેં કરના અસહ્ય બોજા, બદલાતી જતી આર્થિક વ્યવસ્થા અને પ્રજામાં વધારે ને વધારે વ્યાપતા જતા અસંતોષ વિષે તને કહ્યું હતું. મંચૂ સરકારની સામે ઠેર ઠેર ગુપ્ત મંડળો સ્થપાવા લાગ્યાં હતાં અને વાતાવરણમાં બળવાના ભણકારા વાગી રહ્યા હતા. અફીણ તેમ જ બીજી ચીજોના પરદેશી વેપારથી પરિસ્થિતિ વધારે પ્રમાણમાં બગડવા પામી. બેશક, ચીનમાં પહેલાં પણ પરદેશી વેપાર ચાલતો હતો પરંતુ હવે પરિસ્થિતિ બદલાઈ હતી. પશ્ચિમના દેશોના પ્રચંડ યંત્રોદ્યોગો ઝડપથી માલ ઉત્પન્ન કરતા હતા અને એ બધો માલ પોતપોતાના દેશમાં વેચી શકાય એમ નહોતું. એટલે એને માટે તેમને અન્યત્ર નવાં બજારો

શોધવાની જરૂર પડી. હિંદ તેમ જ ચીનમાં બજારોની તલાશ માટે તેમની આ જરૂરિયાત કારણભૂત હતી. આ વિદેશી માલ અને ખાસ કરીને અફીણે વેપારની પુરાણી વ્યવસ્થાને અસ્તવ્યસ્ત કરી નાખી અને એ રીતે આર્થિક અંધેર વધારે તીવ્ર બન્યું. હિંદુસ્તાનની પેઠે ચીનનાં બજારોમાં પણ વસ્તુઓની કિંમત ઉપર આંતરરાષ્ટ્રીય બજારોની કિંમતની અસર થવા લાગી. આ બધી વસ્તુઓએ પ્રજામાં પ્રવર્તતાં અસંતોષ અને હાડમારી વધારી મૂક્યાં અને તેપિંગ બળવાને સહાય કરી સબળ બનાવ્યો.

પશ્ચિમની સત્તાઓની વધતી જતી દખલગીરી અને ઉદ્ધતાઈના આ દિવસોમાં ચીનની આવી દશા હતી. ચીન તેમની માગણીઓ નકારી ન શક્યું એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી. આ યુરોપી સત્તાઓએ તથા હવે પછી આપણે જોઈશું કે પાછળના સમયમાં જાપાને પણ તેની પાસેથી પોતપોતાને માટે ખાસ હકો તથા પ્રદેશો પડાવી લેવા માટે ચીનની અંધાધૂંધી અને મુસીબતોનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. તેમની પરસ્પરની સ્પર્ધા અને એકબીજાની અદેખાઈ આડે આવી ન હોત તો ચીનના પણ ખરેખર, હિંદના જેવા હાલ થાત અને તે એક યા વધારે યુરોપી રાજ્યો તથા જાપાનનો તાબેદાર દેશ બની જાત.

૧૯મી સદીમાં ચીનની સર્વસામાન્ય ભૂમિકારૂપ બની રહેલી આર્થિક અવ્યવસ્થા, તેપિંગ બળવો, મિશનરીઓનાં કરતૂકો તથા વિદેશીઓનાં આક્રમણ વગેરે વિષે તને વાત કરતાં હું મારા મુખ્ય વિષયથી જરા દૂર ગયો છું. પરંતુ ઘટનાઓના નિરૂપણને બુદ્ધિપૂર્વક સમજવા માટે એ બધાં વિષે આપણે થોડુંઘણું જાણી લેવું જોઈએ. કેમકે ઐતિહાસિક ઘટનાઓ કેવળ ચમત્કારની પેઠે નથી બનતી. તેના આવિષ્કારને માટે અનેક અનેક પ્રકારનાં બળો કાર્ય કરી રહેલાં હોય છે. પરંતુ આ બધાં બળો સામાન્ય રીતે દૃષ્ટિગોચર થતાં નથી. તે તો ઘટનાઓ અથવા બનાવોના મૂળમાં છૂપાયેલાં રહે છે. ચીનના મંચૂ શાસકો જેઓ આજ સુધી મહાન અને સમર્થ હતા તેઓ ભાગ્યચક્રનું આ અચાનક પરિવર્તન જોઈ ને દિગ્મૂઢ બની ગયા હશે. તેમના પતનનાં મૂળ તેમના ભૂતકાળમાં રહ્યાં હતાં એ કદાચ તેમની નજરમાં નહિ આવ્યું હોય. પશ્ચિમના દેશોની ઔદ્યોગિક પ્રગતિ તથા ચીનની અર્થવ્યવસ્થા ઉપર થતી તેની વિનાશકારી અસર તેઓની સમજમાં ન આવી. બર્બર વિદેશીઓના વણનોતર્યા પ્રવેશ સામે તેમને ભારે અણગમો હતો. તે સમયના સમ્રાટે વિદેશીઓના આ વણનોતર્યા આગમનનો ઉલ્લેખ કરતાં ચીનનો એક મજાનો પુરાણો વાક્યપ્રયોગ વાપર્યો હતો : તેણે જણાવ્યું કે, 'હું કોઈ પણ માણસને મારી પથારી પાસે સુખે જંપવા દઈશ નહિ!' પ્રાચીન ગ્રંથોનાં જ્ઞાન અને વિનોદ જો કે આપત્તિકાળમાં ધીર ગંભીર

આત્મવિશ્વાસ અને અપ્રતિમ ધૈર્યનો બોધ આપતાં હતાં એ ખરું પરંતુ વિદેશીઓને દેશમાંથી હાંકી કાઢવાને તે સમર્થ નહોતાં.

નાન્કીનની સંધિએ ચીનનાં દ્વાર બ્રિટન માટે ખુલ્લાં કર્યાં. પણ બ્રિટનને એકલાને આખો લાડવો ખાવાને મળે એમ નહોતું. ફ્રાંસ અને અમેરિકા પણ ત્યાં આવી પહોંચ્યાં અને તેમણે પણ ચીન સાથે વેપારી કરારો કર્યાં. ચીન તો અસહાય બની ગયું હતું અને તેના ઉપર ગુજારવામાં આવેલી જબરદસ્તીને કારણે વિદેશીઓને માટે તેના દિલમાં પ્રેમ કે આદર પેદા થયો નહિ. ત્યાં આગળ આ 'બર્બર' લોકોની હાજરી પણ તેનાથી સહી જતી નહોતી. બીજી બાજુ વિદેશીઓ હજી તૃપ્ત થયા નહોતા. ચીનને ચૂસવાની તેમની ભૂખ તો વધતી જ ગઈ. એ બાબતમાં વળી પાછી અંગ્રેજોએ પહેલ કરી.

વિદેશીઓને માટે એ બહુ અનુકૂળ સમય હતો કેમકે ચીન તેપિંગ બળવો શમાવવામાં પડયું હતું અને તે તેમનો સામનો કરવાની સ્થિતિમાં નહોતું. એટલે અંગ્રેજોએ યુદ્ધને માટે કંઈક બહાનું શોધી કાઢવાની પેરવી કરવા માંડી. ૧૮૫૬ની સાલમાં કેન્ટોનના ચીની સૂબાએ ચાંચિયાગીરી કરવા માટે એક વહાણના ચીની ખલાસીઓને ગિરફતાર કર્યા. એ વહાણ ચીનાઓનું હતું અને કોઈ પણ પરદેશીને એની સાથે સંબંધ નહોતો. પરંતુ હોંગકોંગ સરકારનો પરવાનો તેને મળ્યો હતો તેને કારણે તેના ઉપર બ્રિટિશ વાવટો ચડાવવામાં આવેલો હતો. હકીકત તો એમ છે કે, એ પરવાનાની મુદત પણ પૂરી થઈ ચૂકી હતી. એ ગમે તેમ હો, પણ બ્રિટિશ સરકારે તો નદી-કિનારા ઉપરના ઘેટાના બચ્ચા અને વરુની વાતની પેઠે એને યુદ્ધનું બહાનું બનાવી દીધું.

ઇંગ્લંડથી ચીન લશ્કર રવાના કરવામાં આવ્યું. એ જ અરસામાં ૧૮૫૭ની સાલમાં હિંદમાં બળવો ફાટી નીકળ્યો અને એ બધું લશ્કર હિંદ તરફ વાળવામાં આવ્યું. બળવો દબાવી દેવામાં આવ્યો ત્યાં સુધી ચીની વિગ્રહને રોકાઈ જવું પડયું. દરમ્યાન ફ્રેંચોએ પણ એ વિગ્રહમાં દાખલ થવાનું બહાનું શોધી કાઢયું. કેમકે ચીનમાં કોઈક સ્થળે એક ફ્રેંચ મિશનરીનું ખૂન થયું હતું. આમ જે વખતે ચીન તેપિંગ બળવો શમાવવામાં રોકાયું હતું તે સમયે અંગ્રેજો અને ફ્રેંચો તેના ઉપર ગીધની પેઠે તૂટી પડ્યા. બ્રિટિશ તેમ જ ફ્રેંચ સરકારોએ રશિયા તથા યુનાઈટેડ સ્ટેટ્સને પણ આ વિગ્રહમાં તેમની સાથે જોડાવાનો આગ્રહ કર્યો પણ તેમણે એ વાત કબૂલ રાખી નહિ. આમ છતાં પણ લૂંટમાં ભાગ પડાવવા તો તેઓ તૈયાર જ હતાં. વાસ્તવમાં યુદ્ધ તો થવા પામ્યું નહિ અને આ ચારે રાજ્યોએ ચીન સાથે નવી સંધિ કરી અને તેની પાસેથી પોતાને માટે છૂટછાટો અને ખાસ હક્કો પડાવ્યા. પરદેશી વેપારને માટે હવે વળી વધારે બંદરો ખુલ્લાં મુકાયાં.

પરંતુ ચીનના બીજા વિગ્રહની કહાણી હજી પૂરી થઈ નથી. એ નાટકનો હજી એક અંક ભજવવાનો બાકી હતો અને તેનો અંત અતિશય કરુણ હતો. એવો શિરસ્તો હોય છે કે સંધિ થાય ત્યારે લાગતીવળગતી સરકારોએ તેને મંજૂર કરવી જોઈએ. એવું નક્કી કરવામાં આવ્યું હતું કે એક વરસની અંદર પેકિંગ શહેરમાં એ સંધિઓને મંજૂરી આપવી. જ્યારે એ મંજૂર કરવાનો સમય આવ્યો ત્યારે રશિયન એલચી જમીનમાર્ગે સીધો પેકિંગ આવી પહોંચ્યો. બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાના એલચીઓ સમુદ્ર માર્ગે આવ્યા અને પીહો નદીમાં થઈને પેકિંગ સુધી તેઓ પોતાનાં જહાજો લાવવા માગતા હતા. એ વખતે પેકિંગ ઉપર તેપિંગ બળવાખોરોના હુમલાનો ભય ઝઝૂમી રહ્યો હતો. આથી નદી ઉપર કિલ્લેબંધી કરવામાં આવી હતી. એટલે ચીની સરકારે બ્રિટિશ, ફ્રેંચ તથા અમેરિકન એલચીઓને નદીમાર્ગે ન આવતાં ઉત્તર તરફના જમીનમાર્ગે આવવા વિનંતી કરી. આ વિનંતી ગેરવાજબી નહોતી. અમેરિકાએ તેનો સ્વીકાર કર્યો પણ બ્રિટિશ તથા ફ્રેંચ એલચીઓએ તે માની નહિ. કિલ્લેબંધીની પરવા કર્યા વિના તેમણે પીહો નદીમાં થઈને બળજબરીથી આગળ વધવાની કોશિશ કરી. ચીનાઓએ તેમના ઉપર ગોળીબાર કર્યો અને ભારે નુકસાની સાથે તેમને પાછા ફરવાની ફરજ પાડી.

બીજે રસ્તે મુસાફરી કરવાની ચીની સરકારની વિનંતી સરખી પણ કાને ન ધરનાર ઉદ્ધત અને તુંડમિજાજી સરકારો આ વસ્તુ સાંખી લે એમ નહોતું. એનું વેર લેવાને માટે બીજું વધારે લશ્કર મોકલાવવામાં આવ્યું. ૧૮૬૦ની સાલમાં તેમણે પુરાણા શહેર પેકિંગ ઉપર ચડાઈ કરી. અને સંહાર, લૂંટફાટ, ભાંગફોડ કરીને તથા નગરની એક અદ્ભુત ઇમારત બાળીને તેમણે વેર વાળ્યું. આ ઇમારત તે સમ્રાટનો ગ્રીષ્મ પ્રાસાદ યુન-મિંગ-યુન હતો. એનું બાંધકામ ચિયેન-લુંગના રાજ્યઅમલ દરમ્યાન પૂરું કરવામાં આવ્યું હતું. ચીને ઉત્પન્ન કરેલાં કળા તથા સાહિત્યના ઉત્તમોત્તમ અને વિરલ નમૂનાઓનો સંગ્રહ તેમાં રાખવામાં આવેલો હતો. પિત્તળ તથા કાંસાની અપ્રતિમ મૂર્તિઓ, ચિનાઈ માટીનાં અતિશય સુંદર વાસણો, વિરલ ગ્રંથોની હસ્તપ્રતો અને ચિત્રો તથા જેને માટે ચીન હજારો વરસથી મશહૂર હતું તે તરેહતરેહના હુન્નર અને કારીગીરીની ચિત્રવિચિત્ર વસ્તુઓ વગેરે બધું તેમાં રાખવામાં આવ્યું હતું. બ્રિટન અને ફ્રાંસના જંગલી અને અજ્ઞાન સૈનિકોએ આ બધી અમૂલ્ય વસ્તુઓ લૂંટી તથા ઘણા દિવસો સુધી ચાલુ રહેલી આગમાં હોમી એ બધાનો નાશ કર્યો! હજારો વરસની પુરાણી સંસ્કૃતિના વારસ એવા એ ચીનવાસીઓ આ નર્યા જંગલીપણાને હૃદયની વ્યથા અને ગ્લાનિથી જોઈ રહે અને એ સંહાર કરનારાઓને કેવળ હત્યા અને વિનાશ કરી જાણનાર અજ્ઞાન અસંસ્કારી માણસો ગણે એમાં કંઈ આશ્ચર્ય છે ખરું? એ પ્રસંગે તેમને હૂણ, મંગોલ

તેમ જ પ્રાચીન કાળના બીજા વિનાશકારી બર્બર લોકોનું સ્મરણ તાજું થયું હશે.

પરંતુ આ પરદેશી 'બર્બર' લોકોને ચીના લોકો પોતાને વિષે શું માને છે એની લેશમાત્ર પણ પરવા નહોતી. યુદ્ધનાં આધુનિક શસ્ત્રો સહિત પોતાનાં લડાયક જહાજોમાં તેઓ પોતાને સલામત સમજતા હતા. સેંકડો વરસો દરમ્યાન એકઠી થયેલી અમૂલ્ય અને દુર્લભ વસ્તુઓ નાશ પામી એની તેમને શી પરવા હતી? ચીની સંસ્કૃતિ અને ચીની કળાની તેમને શી પરવા હતી?

ભલે થાય કંઈ બી,
આપણી પાસે છે બંદૂકડી
એમની પાસે નથી તે!

## ૧૧૫. ચીનની મુસીબતો

૨૪ ડિસેમ્બર, ૧૯૩૨

મારા આગલા પત્રમાં અંગ્રેજો તથા ફ્રેંચોએ ૧૮૬૦ની સાલમાં પેકિંગના અદ્ભુત ગ્રીષ્મ પ્રાસાદના કરેલા નાશની વાત હું તને કહી ગયો છું. ચીનાઓએ તહકુબીની શરતોનો ભંગ કર્યાની શિક્ષા તરીકે એ કરવામાં આવ્યું હતું એમ કહેવામાં આવે છે. થોડાક ચીની સૈન્યે તહકુબીની શરતોનો ભંગ કરવાનો ગુનો કદાચ કર્યો હશે પરંતુ એમ છતાંયે, એ કારણે અંગ્રેજો તથા ફ્રેંચોએ જે સંહારલીલા ચલાવી તે આપણે સમજી શકીએ એમ નથી. એ કંઈ મૂઠીભર અજ્ઞાન સૈનિકોનું નહિ પણ સત્તાધારી જવાબદાર માણસોનું કાર્ય હતું. આવું શાથી બનવા પામે છે? અંગ્રેજો તેમ જ ફ્રેંચો તો સુધરેલા અને સંસ્કારી લોકો છે અને ઘણી રીતે તેઓ આધુનિક સુધારાના અગ્રણીઓ છે. અને એમ છતાંયે, ખાનગી જીવનમાં બીજાઓની મુશ્કેલી સમજીને વર્તનારા તથા શિષ્ટાચારી એ જ લોકો તેમના જાહેર જીવનમાં તથા બીજી પ્રજાઓ સાથેના ઝઘડાના પ્રસંગોએ પોતાની સંસ્કારિતા તથા શિષ્ટાચાર સર્વાંશે ભૂલી જાય છે. વ્યક્તિઓના એકબીજા સાથેના પરસ્પર વર્તાવ તથા રાષ્ટ્રોના વર્તાવ વચ્ચે વિચિત્ર પ્રકારનો તફાવત હોય એમ જણાય છે. બાળકોને તથા છોકરાછોકરીઓને વધારે પડતાં સ્વાર્થી ન બનવાનું તથા બીજાઓની લાગણીનો વિચાર કરવાનું તેમ જ યોગ્ય રીતે વર્તવાનું શીખવવામાં આવે છે. આપણી સઘળી કેળવણીનો આશય એ વસ્તુ શીખવવાનો હોય છે અને થોડે અંશે આપણે એ શીખીએ છીએ પણ ખરાં. પછી યુદ્ધ ફાટી નીકળે છે અને આપણે આપણું જૂનું શિક્ષણ ભૂલી જઈએ છીએ અને આપણામાં રહેલી પાશવતા બહાર પડે છે. આમ શિષ્ટ લોકો પશુની પેઠે આચરણ કરે છે.

ફ્રેંચ અને જર્મન જેવી પરસ્પર નિકટનો સંબંધ ધરાવતી પ્રજાઓ યુદ્ધે ચડે છે ત્યારે પણ આમ જ બને છે. પરંતુ બે ભિન્ન પ્રજાઓ વચ્ચે ઝઘડો ઊભો થાય, જ્યારે કોઈ યુરોપી પ્રજા એશિયા કે આફ્રિકાની જાતિઓ કે પ્રજાઓની સામે રણમાં ઊતરે ત્યારે તો પરિસ્થિતિ સાવ બગડે છે. જુદી જુદી પ્રજાઓ એક બીજી પ્રજા વિષે કશું જ જાણતી નથી હોતી કેમકે દરેકે બીજીની સામે પોતાનાં દ્વાર બંધ કરેલાં હોય છે. અને જ્યાં અજ્ઞાન હોય છે ત્યાં ભાઈચારાની કે બિરાદરીની ભાવના હોતી નથી. જાતિ જાતિ વચ્ચેનો વિદ્વેષ તથા કડવાશ વધે છે અને જ્યારે બે જાતિઓ વચ્ચે યુદ્ધ ફાટી નીકળે ત્યારે એ કેવળ રાજકીય યુદ્ધ જ નથી રહેતું, પણ એથીયે અનેકગણું બૂરું એવું જાતિ જાતિ સામેનું યુદ્ધ બની જાય છે. ૧૮૫૭ના હિંદના વિપ્લવની ભીષણતાઓ તથા એશિયા અને આફ્રિકામાંની સત્તાધારી યુરોપી પ્રજાઓની ક્રૂરતાનો કંઈક અંશે આમાંથી ખુલાસો મળી રહે છે.

એ બધું અતિશય ખેદજનક અને બેવકૂફીભર્યું લાગે છે. પરંતુ જ્યાં આગળ એક રાષ્ટ્રનું બીજા રાષ્ટ્ર ઉપર, એક પ્રજાનું બીજી પ્રજા ઉપર કે એક વર્ગનું બીજા વર્ગ ઉપર આધિપત્ય હોય ત્યાં આગળ અસંતોષ, ઘર્ષણ અને બળવો થવાનાં જ; તેમ જ શોષિત રાષ્ટ્ર, પ્રજા કે વર્ગ પોતાનું શોષણ કરનારાઓથી મુક્ત થવાનો પ્રયત્ન અવશ્ય કરવાનાં જ. અને એકનું બીજાથી થતું આ શોષણ આજની સમાજવ્યવસ્થાનો પાયો છે. એને મૂડીવાદ કહેવામાં આવે છે અને એમાંથી સામ્રાજ્યવાદ ઉદ્ભવ્યો છે.

પ્રચંડ યંત્રો અને ઔદ્યોગિક પ્રગતિને કારણે ૧૯મી સદીમાં પશ્ચિમ યુરોપનાં રાષ્ટ્રો તથા યુનાઇટેડ સ્ટેટ્સ તવંગર અને બળવાન બન્યાં. પોતે આ પૃથ્વીનાં સ્વામી છે તથા દુનિયાની બીજી જાતિઓ તેમનાથી અતિશય ઊતરતી છે અને તેમણે તેમને માટે માર્ગ કરી આપવો જોઈએ એવું એ રાષ્ટ્રો વિચારવા લાગ્યાં. નિસર્ગનાં બળો ઉપર થોડો કાબૂ મેળવ્યાથી તેઓ ઉદ્ધત અને તુંડમિજાજી બન્યાં. સુધરેલા માનવીએ કુદરત ઉપર કાબૂ મેળવીને જ અટકવાનું નથી પણ તેણે પોતાની જાત ઉપર પણ કાબૂ મેળવવો જોઈએ એ વસ્તુ તેઓ ભૂલી ગયાં. અને એથી કરીને જ, બીજી પ્રજાઓથી ઘણી રીતે આગળ એવી પ્રગતિશીલ પ્રજાઓને એક પછાત આરણ્યકને પણ શરમિંદો કરે એવી રીતે આ ૧૯મી સદીમાં વર્તતી આપણે જોઈએ છીએ. એશિયા અને આફ્રિકામાંની યુરોપી પ્રજાઓનું કેવળ ૧૯મી સદીનું જ નહિ પણ ૨૦મી સદીનું આજનું આચરણ સુધ્ધાં સમજવામાં આ વસ્તુ કદાચ તને મદદરૂપ થશે.

તું એમ માની લઈશ નહિ કે મુકાબલે આપણા લોકોને સારા દેખાડવા માટે યુરોપી પ્રજાઓને આપણી પ્રજા સાથે યા ઇતર પ્રજાઓ સાથે હું સરખાવી રહ્યો છું. હરગિજ નહિ. આપણી સૌની કાળી બાજુઓ છે અને

આપણાં કેટલાંક અપલક્ષણો તો અતિશય ખરાબ છે. એમ ન હોત તો આપણી જે અધોગતિ થઈ છે તે ન થઈ હોત.

હવે આપણે ફરી પાછાં ચીન જઈશું. ગ્રીષ્મ પ્રાસાદનો નાશ કરીને અંગ્રેજો તથા ફ્રેંચોએ પોતાના પશુબળનું પ્રદર્શન કર્યું. એ પછી તેમણે ચીનને જૂની સંધિઓ મંજૂર કરવાની ફરજ પાડી તથા તેની પાસેથી નવા હકો પડાવ્યા. એ સંધિઓની શરત પ્રમાણે ચીનની સરકારે વિદેશી અમલદારોના હાથ નીચે ચીનના જકાતી ખાતાની શાંત્રાઈમાં પુનર્ઘટના કરી. એને 'શાહી જકાતખાતું' એ નામથી ઓળખાવવામાં આવ્યું.

દરમ્યાન, ચીનને દુર્બળ બનાવનાર અને એ રીતે પરદેશીઓને અનુકૂળ મોકો આપનાર તેપિંગ બળવો ડગુમગુ સ્થિતિમાં હજીયે ચાલુ રહ્યો હતો. આખરે, ૧૮૬૪ની સાલમાં લી હુંગ ચાંગ નામના એક ચીની સૂબાએ તેને સંપૂર્ણપણે દાબી દીધો. એ પછી લી હુંગ ચાંગ ચીનનો આગળ પડતો રાજપુરુષ બન્યો.

જે સમયે ઇંગ્લંડ તથા ફ્રાંસ અત્યાચારની રીત અખત્યાર કરીને ચીન પાસેથી વિશેષ હકો અને છૂટછાટ પડાવી રહ્યાં હતાં, ત્યારે વધારે સબળ પદ્ધતિ અખત્યાર કરીને ઉત્તરમાં રશિયાએ અસાધારણ સફળતા મેળવી. થોડા જ વરસો પહેલાં કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો મેળવવાને તલપાપડ થઈ રહેલા રશિયાએ યુરોપમાં તુર્કી ઉપર હુમલો કર્યો હતો. રશિયાના વધતા જતા બળથી ફ્રાંસ તથા ઇંગ્લંડ ડરતાં હતાં અને તેથી એ બંને તુર્કીના પક્ષમાં ભળ્યાં અને જેને ૧૮૫૪–૫૬ના ક્રિમિયન વિગ્રહ તરીકે ઓળખવામાં આવે છે તેમાં તેમણે રશિયાને હરાવ્યું. પશ્ચિમમાં પરાજિત થયેલું રશિયા હવે પૂર્વ તરફ નજર કરવા લાગ્યું અને ત્યાં તેને ભારે સફળતા મળી. સમુદ્રને અડીને આવેલો તેનો ઉત્તર–પૂર્વનો પ્રાંત લાડીવોસ્ટોકના બંદર સહિત રશિયાને આપી દેવાનું ચીનને શાંતિમય સાધનો દ્વારા સમજાવવામાં આવ્યું. રશિયાનો આ વિજય મુરાવીએફ નામના એક પ્રતિભાશાળી તરુણ અમલદારને આભારી હતો. આમ, ઇંગ્લંડ તથા ફ્રાંસે ત્રણ વરસના વિગ્રહ અને ભારે સંહારથી મેળવ્યું તેના કરતાં અનેકગણું રશિયાએ મિત્રાચારીની રીતથી મેળવ્યું.

૧૮૬૦ની સાલમાં આ સ્થિતિ હતી. ૧૮મી સદીના છેવટના ભાગમાં લગભગ અડધા એશિયા ઉપર વિસ્તરેલા અને તેના ઉપર પ્રભુત્વ ધરાવતા મંચૂઓના ચીની સામ્રાજ્યને હવે નમાવવામાં આવ્યું તથા શરમિંદું કરવામાં આવ્યું. દૂર આવેલા યુરોપની પાશ્ચાત્ય સત્તાઓએ તેનો પરાજય કર્યો તથા તેનો તેજોવધ કર્યો અને આંતરિક બળવાએ સામ્રાજ્યને લગભગ ઉથલાવી પાડ્યું. આ બધાંએ ચીનને સંપૂર્ણપણે હચમચાવી મૂક્યું. પરિસ્થિતિ બગડી હતી એ તો દીવા જેવું સ્પષ્ટ હતું અને નવી પેદા થયેલી પરિસ્થિતિને તથા પરદેશીઓના

જોખમને પહોંચી વળવા માટે દેશને ફરીથી સંગઠિત કરવાના થોડા પ્રયાસ કરવામાં આવ્યા. આમ ૧૮૬૦ની સાલને ચીનના નવા યુગના આરંભનું વરસ પણ ગણી શકાય કેમકે એ સાલથી તે પરદેશીઓના આક્રમણનો સામનો કરવાને કમર કસવા માંડે છે. ચીનનું પાડોશી જાપાન પણ એ વખતે એવા જ વ્યવસાયમાં રોકાયેલું હતું અને એ હકીકત પણ ઉદાહરણરૂપ બની ગઈ. ચીન કરતાં જાપાનને એમાં ઘણી વધારે સફળતા સાંપડી પરંતુ થોડા વખત માટે તો ચીને વિદેશી સત્તાઓને ખસૂસ ખાળી રાખી.

બર્લિંગેઇમ નામના એક અમેરિકાવાસી અને ચીનના ગાઢ મિત્રની આગેવાની નીચે સંધિ કરનારી સત્તાઓ આગળ એક ચીની પ્રતિનિધિમંડળ મોકલવામાં આવ્યું અને તે તેમની પાસેથી કંઈક સારી શરતો મેળવી શક્યો. ૧૮૬૮ની સાલમાં ચીન અને અમેરિકા વચ્ચે નવી સંધિ કરવામાં આવી અને એમાં મહેરબાનીની રાહે તથા એક છૂટછાટ તરીકે યુનાઇટેડ સ્ટેટ્સમાં ચીની મજૂરોને જવા દેવા માટે ચીની સરકાર કબૂલ થઈ એ એક રસપ્રદ બીના છે. એ સમયે યુનાઇટેડ સ્ટેટ્સ પ્રશાન્ત મહાસાગરના કિનારા ઉપર આવેલાં પોતાનાં પશ્ચિમનાં રાજ્યો અને ખાસ કરીને કૅલિફોર્નિયાને ખીલવવામાં રોકાયેલું હતું અને મજૂરોની ત્યાં આગળ ભારે અછત હતી. આથી તેણે ચીની મજૂરોને પોતાને ત્યાં નોતર્યા. પણ એ વસ્તુ નવી મુશ્કેલીના કારણરૂપ બની ગઈ. અમેરિકનોએ ચીનના સોંઘા દરના મજૂરો સામે વિરોધ ઉઠાવ્યો અને પરિણામે બંને દેશોની સરકાર વચ્ચે વિખવાદ પેદા થયો. યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે ચીની મજૂરોને પોતાના દેશમાં આવતા બંધ કર્યા અને તેના પ્રત્યેના આ માનહાનિ કરનારા વર્તાવથી ચીની પ્રજા રોષે ભરાઈ અને તેણે અમેરિકન માલનો બહિષ્કાર કર્યો. પણ આ બધી તો ઘણી લાંબી કહાણી છે અને તે આપણને ૨૦મી સદી સુધી લાવી મૂકે છે. પણ અત્યારે આપણે ૨૦મી સદીની વાતમાં ઊતરવાની જરૂર નથી.

તેપિંગ બળવાને માંડ દબાવી દેવામાં આવ્યો હતો ત્યાં તો મંચૂઓની સામે નવો બળવો ફાટી નીકળ્યો. એ બળવો ખુદ ચીનની ભૂમિમાં નહિ પણ દૂર પશ્ચિમે એશિયાના કેન્દ્રસમા તુર્કસ્તાનમાં ફાટી નીકળ્યો હતો. એ પ્રદેશમાં મોટે ભાગે મુસલમાનોની વસતી હતી અને યાકુબ બેગ નામના નાયકની સરદારી નીચે મુસ્લિમ ટોળીઓએ ૧૮૬૩ની સાલમાં બંડ કર્યું અને ત્યાંના ચીની સત્તાવાળાઓને હાંકી કાઢ્યા. એ કારણોને લઈને આ સ્થાનિક બંડમાં આપણને રસ છે. ચીનનો મુલક પચાવી પાડીને રશિયાએ એ બળવાનો લાભ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો. બેશક ચીન મુશ્કેલીમાં સપડાયું હોય ત્યારે અજમાવવાની યુરોપિયનોની આ હમેશની યુક્તિ હતી. પરંતુ ચીને એ બાબતમાં સંમત થવાની ના પાડીને સૌને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂક્યા અને પચાવી પાડેલો

મુલક રશિયાને ઓકી કાઢવો પડ્યો. પરંતુ ત્સો ત્સુંગ–થાંગ નામના ચીની સેનાપતિએ મધ્ય એશિયામાં યાકુબ બેગ સામે ચલાવેલી અસાધારણ લડતને એ વસ્તુ આભારી હતી. આ સેનાપતિએ બહુ ધીરે-આસ્તે પોતાનું કામ ચલાવ્યું. તેણે ધીરે ધીરે આગળ કૂચ કરી અને બળવાખોરોની સમીપ તે પહોંચ્યો ત્યાં સુધીમાં ઘણાં વરસો વીતી ગયાં. બે વખત તો તેણે પોતાના સૈન્યને ખોરાકી પૂરી પાડવા માટે અનાજની વાવણી કરીને તેની લણણી થાય ત્યાં સુધી તેને એક સ્થાને થોભાવી રાખ્યું હતું! લશ્કરને ખોરાકી પૂરી પાડવાનું કામ બહુ મુશ્કેલ હોય છે અને ગોબીનું રણ વટાવતી વખતે તો તે અતિશય કપરું થઈ પડ્યું હશે. આથી સેનાપતિ ત્સોએ એ મુશ્કેલીનો અવનવી રીતે ઉકેલ કાઢ્યો. પછીથી તેણે યાકુબ બેગને હરાવ્યો અને બળવાનો અંત આણ્યો. એમ કહેવાય છે કે, કાશગર, તુરફાન અને યારકંદની તેની લડાઈઓ લશ્કરી દૃષ્ટિએ ભારે આશ્ચર્યકારક હતી.

મધ્ય એશિયામાં રશિયા સાથેના ઝગડાનો સંતોષકારક તોડ આણ્યા પછી ચીની સરકારને માટે પોતાના ચોતરફ વિસ્તરેલા પરંતુ વેરણખેરણ થતા જતા સામ્રાજ્યના બીજા એક ભાગમાં મુશ્કેલી ઊભી થઈ. એ મુશ્કેલી ચીનના ખંડિયા રાજ્ય અનામમાં ઊભી થવા પામી. તેના ઉપર ફ્રાંસની બદદાનત હતી. આથી ફ્રાંસ અને ચીન વચ્ચે લડાઈ સળગી. આ પ્રસંગે પણ દુશ્મનનો સારી રીતે સામનો કરીને તથા ફ્રાંસથી દબાઈ ન જઈને ચીને સૌને તાજુબ કરી મૂક્યા. ૧૮૮૫ની સાલમાં એ બંને દેશો વચ્ચે સંતોષકારક સંધિ થઈ.

ચીને પ્રાપ્ત કરેલી નવી શક્તિનાં આ ચિહ્નોની સામ્રાજ્યવાદી સત્તાઓ ઉપર સારી પેઠે અસર થવા પામી. ચીન ૧૮૬૦ની પોતાની કમજોરીમાંથી ફરી પાછું ટટાર થતું હોય એમ લાગવા માંડ્યું. ત્યાં આગળ સુધારાની વાતો થવા લાગી અને ઘણા લોકો એમ ધારવા લાગ્યા કે, ચીને હવે પોતાની દિશા બદલી છે. આ જ કારણથી, ૧૮૮૬ની સાલમાં બ્રહ્મદેશ ખાલસા કરતી વખતે એ દેશ તરફથી ચીનને દર દશ વરસે મોકલવામાં આવતી હમેશ મુજબની ખંડણી ભરતા રહેવાનું ઇંગ્લંડે વચન આપ્યું.

પરંતુ ચીનના ભાગ્યનો પાસો ફરવાને હજી ઘણી વાર હતી. હજી ઘણી નામોશી તથા યાતનાઓ સહેવાનું તેના નસીબમાં લખેલું હતું; હજી તેનો વિચ્છેદ થવાનો હતો. તેના સૈન્ય તથા નૌકાકાફલાની દુર્બળતા એ ચીનનો વ્યાધિ નહોતો; તેનું દરદ તો એથી વધારે ઊંડું ઊતરેલું હતું. તેની સમગ્ર આર્થિક તેમ જ સામાજિક રચના છિન્નભિન્ન થઈ રહી હતી. હું તને આગળ કહી ગયો છું તેમ ૧૯મી સદીના આરંભમાં જ્યારે મંચૂ શાસકોની સામે ગુપ્ત મંડળો ઊભાં થવા લાગ્યાં હતાં ત્યારે જ ચીનની દશા બગડી હતી. પરદેશી વેપાર તથા ઔદ્યોગિક દેશોના સંસર્ગની અસરથી પરિસ્થિતિ વધારે બગડવા પામી.

૧૮૬૦ની સાલ પછી ચીનમાં શક્તિનું દર્શન થાય છે એ વાસ્તવમાં સાચી શક્તિ નહોતી. શક્તિશાળી અમલદારોએ અને ખાસ કરીને લી હુંગ ચાંગે અહીં તહીં થોડા સ્થાનિક સુધારા કર્યા હતા. પરંતુ એ સુધારાઓ પ્રશ્નના મૂળને ન સ્પર્શી શક્યા અથવા ચીનને દુર્બળ બનાવી રહેલા વ્યાધિને નિર્મૂળ કરી ન શક્યા.

આ વરસો દરમ્યાન ઉપરઉપરથી જોતાં ચીનમાં તાકાતનું દર્શન થતું હતું એનું પ્રધાન કારણ એ છે કે તે વખતે ચીનની હકૂમતનાં સૂત્રો એક સમર્થ રાજકર્તાના હાથમાં હતાં. આ રાજકર્તા તે રાજમાતા ત્ઝુ–શી. તે એક અસાધારણ સ્ત્રી હતી. તેના હાથમાં સત્તાનાં સૂત્રો આવ્યાં ત્યારે તેની ઉંમર માત્ર ૨૬ વરસની હતી. ગાદીવારસ તો તેનો પુત્ર હતો પરંતુ તે બાળક હોવાથી નામનો જ સમ્રાટ હતો. ૪૭ વરસ સુધી ત્ઝુ–શીએ ચીન ઉપર અસરકારક રીતે શાસન કર્યું. તેણે કુશળ અમલદારો પસંદ કર્યા અને તેમના ઉપર પોતાના સામર્થ્યનો પ્રભાવ પાડ્યો. આ કાર્યકુશળ અમલદારો તથા તેમના સમર્થ રાજકર્તાને લીધે પહેલાંનાં વરસો કરતાં ચીને પોતાની તાકાતનો જરા વધારે સારો દેખાવ કર્યો.

પરંતુ એ અરસામાં સમુદ્રની એક સાંકડી પટ્ટીની પેલી બાજુ જાપાન પોતાની આશ્ચર્યકારક ઉન્નતિ કરી રહ્યું હતું, અને ઓળખી ન શકાય એ રીતે પોતાની કાયા પલટી રહ્યું હતું. એટલે હવે આપણે જાપાન જવું જોઈએ.

## ૧૧૯. જાપાનની આશ્ચર્યકારક પ્રગતિ

૨૭ ડિસેમ્બર, ૧૯૩૨

મેં તને જાપાન વિષે લખ્યાને ઘણો વખત થઈ ગયો. ૧૭મી સદીમાં એ દેશે અજબ રીતે પોતાનાં દ્વાર બીડી દઈને દુનિયા સાથેનો પોતાનો સંપર્ક તજ્યો હતો એ વિષે મેં તને પાંચ માસ કરતાંયે વધારે સમય ઉપર વાત કરી (૮૧મા પત્રમાં) હતી. ૧૬૪૧ની સાલથી ૨૦૦ કરતાં પણ વધારે વરસ સુધી જાપાનના લોકો બાકીની દુનિયાથી વિખૂટા રહ્યા. આ ૨૦૦ વરસ દરમ્યાન યુરોપ, એશિયા અને અમેરિકા તેમ જ આફ્રિકામાં પણ ભારે ફેરફારો થયા. આ કાળ દરમ્યાન બનેલા કેટલાક રોમાંચક બનાવો વિષે હું તને કહી ગયો છું. પરંતુ આ એકાન્તસેવી પ્રજાને એમની કશી જાણ થઈ નહિ; જાપાનના પુરાણી દુનિયાના ફ્યૂડલ વાતાવરણનો ભંગ કરનાર પવનની એક લહરી સરખી પણ બહારની દુનિયામાંથી ત્યાં જઈ શકી નહિ. જાણે કાળ તથા પરિવર્તનની ગતિ રોકી દેવામાં આવી હોય અને ૧૭મી સદીના વચગાળાના કાળને બંદીવાન કરી રોકી રાખવામાં આવ્યો હોય એમ લાગતું

હતું. જો કે કાળની ગતિ તો અવિરતપણે ચાલ્યાં જ કરી પરંતુ જાપાનની શિકલ જેની તે જ રહી — તેમાં કશો ફેરફાર થવા પામ્યો નહિ. જાપાનની સમાજવ્યવસ્થા ફ્યૂડલ હતી અને જમીનદારવર્ગ ત્યાં સત્તા ઉપર હતો. સમ્રાટ પાસે ઝાઝી સત્તા નહોતી; એક મશહૂર કુળના અગ્રણી શોગુનના હાથમાં ખરી સત્તા હતી. હિંદના ક્ષત્રિયોની પેઠે ત્યાં આગળ સૈનિકોનો એક વર્ણ હતો. એ વર્ણના લોકો સામુરાઈ કહેવાતા. ફ્યૂડલ સરદારો તથા આ સામુરાઈ લોકો એ બંને શાસકવર્ગના લોકો હતા. જુદા જુદા સરદારો તથા ભિન્ન ભિન્ન કુળો વચ્ચે ઘણી વાર તકરારો થતી. પરંતુ ખેડૂતો તથા બીજાઓનું દમન તથા શોષણ કરવામાં એ બધા એક થઈ જતા.

આમ છતાં પણ જાપાનમાં શાંતિ હતી. દેશને નાદાર કરી નાખનાર લાંબા લાંબા વિગ્રહો પછી શાંતિ આવકારલાયક હતી. ઝઘડો કરનારા કેટલાક દાઈમ્યો સરદારોને દાબી દેવામાં આવ્યા. પછી જાપાન આંતરવિગ્રહોની પાયમાલીમાંથી ધીરે ધીરે બેઠું થવા લાગ્યું. હવે લોકોનાં મન હુન્નરઉદ્યોગો, કળા, સાહિત્ય તથા ધર્મ તરફ વિશેષે કરીને વળવા લાગ્યાં. ખ્રિસ્તી ધર્મને દાબી દેવામાં આવ્યો. બૌદ્ધ ધર્મની પુનર્જાગ્રતિ થઈ અને પાછળથી પિતૃ-પૂજા-પ્રધાન જાપાનના વિશિષ્ટ પ્રકારના શિન્ટો ધર્મનો પણ પુનરુદ્ધાર થયો. ચીનના ઋષિ કૉન્ફ્યુશિયસ સામાજિક આચાર અને નીતિના આદર્શ તરીકે મનાવા લાગ્યા. રાજદરબાર અને ઉમરાવ વર્ગમાં કળાની ખિલવણી થઈ. કંઈક અંશે જાપાનનું આ ચિત્ર મધ્ય યુગના યુરોપને મળતું આવતું હતું.

પરંતુ પરિવર્તનને વેગળું રાખવું એ સહેલું નથી, અને જો કે બહારની દુનિયા સાથેનો સંપર્ક બંધ કરવામાં આવ્યો હતો છતાંયે ખુદ જાપાનમાં પણ પરિવર્તન પોતાનું કાર્ય કરી રહ્યું હતું. હા, એટલું ખરું કે, દુનિયા સાથેનો એનો સંપર્ક ચાલુ રહ્યો હોત તો એની ગતિ ત્વરિત થાત. બીજા દેશોની પેઠે ત્યાં પણ ફ્યૂડલ સમાજવ્યવસ્થા આર્થિક વિનાશને પંથે ધસી રહી હતી. પરિણામે અસંતોષ વધવા પામ્યો અને શોગુન એ બધાને માટે જવાબદાર ગણાયો; કેમકે રાજ્યતંત્રનો ચાલક તે હતો. પિતૃપૂજક શિન્ટો ધર્મનો ઉત્કર્ષ થવાથી પ્રજામાં સમ્રાટ તરફ આકર્ષણ વધ્યું કેમકે સૂર્યના કુળમાંથી તે સીધો ઊતરી આવ્યો છે એમ ત્યાં માનવામાં આવતું હતું. આ રીતે, પ્રચલિત અસંતોષમાંથી રાષ્ટ્રીયતાની ભાવના પેદા થઈ. અને આર્થિક વ્યવસ્થા પડી ભાગવાને કારણે પેદા થયેલી આ રાષ્ટ્રીયતાની ભાવનાને પરિણામે અનિવાર્યપણે પરિવર્તન થવા પામત તેમ જ દુનિયાને માટે જાપાનનાં દ્વાર પણ ખુલ્લાં થાત.

જાપાનનાં દ્વાર ખોલાવવાને માટે ઘણી વિદેશી સત્તાઓએ પ્રયાસ કર્યો હતો પરંતુ તેમાં તેમને સફળતા મળી નહોતી. ૧૯મી સદીની અધવચમાં ખાસ કરીને યુનાઈટેડ સ્ટેટ્સને આ બાબતમાં રસ પેદા થયો. તેની વસ્તી

પશ્ચિમમાં છેક કૅલિફોર્નિયા સુધી ફેલાઈ હતી અને સાનફ્રાન્સિસ્કો એક મહત્ત્વનું બંદર થવા લાગ્યું હતું. ચીન સાથે શરૂ થયેલો નવો વેપાર લલચાવનારો હતો પરંતુ પ્રશાન્ત મહાસાગર ઓળંગવાની મજલ બહુ લાંબી હતી એટલે આ લાંબી સફર દરમ્યાન વિસામો લેવા તથા જરૂરી વસ્તુઓ મેળવવા માટે અમેરિકાને જાપાનના એક બંદરની ગરજ હતી. અમેરિકાએ જાપાનનાં દ્વાર ખોલાવવા માટે ઉપરાઉપરી પ્રયાસો કર્યા તેનું કારણ આ છે.

અમેરિકાના પ્રમુખનો પત્ર લઈને ૧૮૫૩ની સાલમાં અમેરિકાનાં જહાજોનો એક કાફલો જાપાન આવ્યો. એ વખતે જાપાનીઓએ પહેલવહેલી આગબોટો જોઈ. એક વરસ પછી શોગુને બે બંદરો ખુલ્લાં મૂકવાની સંમતિ આપી. આ વાત જાણીને તરત જ અંગ્રેજો, રશિયનો તથા વલંદાઓ પણ આવ્યા અને તેમણે પણ શોગુન સાથે એવા જ પ્રકારની સંધિ કરી. આ રીતે ૨૧૩ વરસો પછી દુનિયાને માટે જાપાનનાં દ્વાર ખૂલ્યાં.

પરંતુ એમાંથી આગળ ઉપર મુશ્કેલી ઊભી થવાની હતી. વિદેશીઓ આગળ શોગુને પોતે જ સમ્રાટ છે એવો ડોળ કર્યો હતો. પ્રજામાં હવે તે અકારો થઈ પડ્યો અને તેની તથા વિદેશીઓ સાથે તેણે કરેલી સંધિઓ સામે ભારે ચળવળ ઊપડી. કેટલાક પરદેશીઓની કતલ કરવામાં આવી અને એને પરિણામે વિદેશી સત્તાઓના નૌકાકાફલાએ જાપાન ઉપર હુમલો કર્યો. દિનપ્રતિદિન પરિસ્થિતિ વધારે ને વધારે વિકટ બનતી ગઈ અને આખરે ૧૮૬૭ની સાલમાં પોતાનો હોદ્દો છોડવાનું શોગુનને સમજાવવામાં આવ્યું. આ રીતે તોકુગાવા શોગુનશાહીનો અંત આવ્યો. ૧૬૦૩ની સાલમાં ઈયેયાસુથી એનો આરંભ થયો હતો એ તને કદાચ યાદ હોય કે નયે હોય. એટલું જ નહિ પણ હવે તો ૭૦૦ વરસો સુધી ચાલુ રહેલી ખુદ શોગુનશાહીની પ્રથાનો પણ અંત આવ્યો.

હવે નવા સમ્રાટે પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરી. મુત્સીહિતો નામ ધારણ કરીને ગાદી ઉપર આવ્યો ત્યારે એ સમ્રાટની ઉંમર ૧૪ વરસની હતી. તેણે ૧૮૬૭ થી ૧૯૧૨ સુધી એટલે કે ૪૫ વરસ સુધી રાજ્ય કર્યું. એનો રાજ્યઅમલ 'મેઈજી' એટલે કે પ્રગતિશીલ રાજ્યઅમલ તરીકે ઓળખાય છે. એના અમલ દરમ્યાન જ જાપાને ભારે પ્રગતિ કરી અને પશ્ચિમની પ્રજાઓનું અનુકરણ કરીને ઘણી બાબતોમાં તે તેમનું સમોવડિયું બન્યું. એક જ પેઢી દરમ્યાન કરવામાં આવેલું આ ભારે પરિવર્તન એ એક અસાધારણ ઘટના છે અને ઇતિહાસમાં એનો જોટો મળતો નથી. જાપાન એક જબરદસ્ત ઔદ્યોગિક રાષ્ટ્ર બની ગયું અને પશ્ચિમની સત્તાઓની પેઠે તે સામ્રાજ્યવાદી અને લૂટારું રાષ્ટ્ર પણ બન્યું, પ્રગતિનાં બધાં બાહ્ય ચિહ્નો તેણે ધારણ કર્યાં. ઉદ્યોગોમાં તો તે તેના પશ્ચિમના ગુરુઓ કરતાં પણ આગળ વધી ગયું. તેની વસતી બહુ

ઝડપથી વધી ગઈ. તેનાં વહાણો આખી દુનિયામાં સર્વત્ર જવા લાગ્યાં. તે એક મહાન રાષ્ટ્ર બની ગયું અને આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં પણ તેની વાત આદરપૂર્વક સંભળાવા લાગી. અને આમ છતાંયે આ ભારે પરિવર્તન પ્રજાના હૃદયના ઊંડાણમાં પ્રવેશ કરી શક્યું નહિ. એને કેવળ ઉપર ઉપરનું પરિવર્તન કહેવું એ પણ ખોટું છે કેમકે વસ્તુસ્થિતિ એથી સાવ જુદી જ હતી. પરંતુ શાસકવર્ગનું દૃષ્ટિબિંદુ હજી ફ્યૂડલ જ રહ્યું અને તેઓ ક્રાંતિકારી સુધારાઓ અને મોજૂદ ફ્યૂડલ તંત્ર એ બંનેનો સુમેળ સાધવા પ્રયાસ કરતા હતા. એમાં તેમને ઠીકઠીક સફળતા મળી હોય એમ જણાય છે.

આ ભારે પરિવર્તન કરનારાઓ જાપાનના અમીર વર્ગના દીર્ઘદર્શી પુરુષો હતા. તેમને 'વડીલ રાજપુરુષો' તરીકે ઓળખવામાં આવે છે. જાપાનમાં થયેલાં વિદેશી વિરોધી રમખાણો પછી પરદેશનાં લડાયક જહાજોએ જાપાનના કિનારા ઉપર તોપમારો ચલાવ્યો ત્યારે જાપાનીઓને પોતાની અસહાય દશાનું ભાન થયું અને તેઓ અતિશય લજવાયા. એને માટે વિધાતાને દોષ દેવાને કે સંતાપ કરવાને બદલે એ પરાજય અને હીણપતમાંથી બોધ લેવાનો તેમણે નિશ્ચય કર્યો. વડીલ રાજપુરુષોએ સુધારા માટેનો કાર્યક્રમ ઘડી કાઢ્યો અને તેને તેઓ ચુસ્તપણે વળગી રહ્યા.

દાઈમ્યોની પુરાણી ફ્યૂડલ પ્રથા રદ કરવામાં આવી. સમ્રાટની રાજધાની ક્યોતોથી બદલીને જેદો શહેરમાં લાવવામાં આવી અને તેનું નામ ટોકિયો પાડવામાં આવ્યું. નવું રાજબંધારણ ઘડવામાં આવ્યું અને તેમાં બે ધારાગૃહોની જોગવાઈ કરવામાં આવી. એમાંની નીચલી ધારાસભા પ્રજાના ચૂંટાયેલા પ્રતિનિધિઓની બનેલી હતી અને ઉપલી ધારાસભા નિમાયેલા સભ્યોની બનેલી હતી. કેળવણી, કાયદો, ઉદ્યોગો અને સાચું પૂછો તો બીજી બધી બાબતોમાં ફેરફારો કરવામાં આવ્યા. કારખાનાંઓ ઊભાં થયાં અને આધુનિક ઢબનું સૈન્ય તથા નૌકાકાફલો પણ તૈયાર કરવામાં આવ્યો. પરદેશોમાંથી નિષ્ણાતોને બોલાવવામાં આવ્યા તથા જાપાની વિદ્યાર્થીઓને યુરોપ અને અમેરિકા મોકલવામાં આવ્યા — ભૂતકાળમાં હિંદીઓએ કર્યું હતું તેમ બૅરિસ્ટર થવા કે એવી બીજી કંઈક પદવી મેળવવા નહિ પણ વૈજ્ઞાનિક થવા અને યંત્રવિદ્યાના નિષ્ણાત બનવા.

સમ્રાટના નામથી આ બધું પેલા વડીલ રાજપુરુષોએ કર્યું. કેમકે ધારાસભાઓ હોવા છતાંયે કાયદાની દૃષ્ટિએ સમ્રાટ જાપાનના સામ્રાજ્યનો સર્વસત્તાધારી શાસક રહ્યો હતો. અને આ સુધારાઓની સાથે સાથે એ રાજપુરુષોએ સમ્રાટ-પૂજાનો પંથ પણ પ્રવર્તાવ્યો. એ એક વિચિત્ર પ્રકારનું મિશ્રણ હતું: એક બાજુ કારખાનાંઓ, આધુનિક ઉદ્યોગો તથા ધારાસભા દ્વારા ચાલતી સરકારનો દેખાવ હતો, જ્યારે બીજી બાજુ મધ્યયુગના સમયની દેવાંશી સમ્રાટની પૂજા હતી. થોડા વખત માટે પણ આ બંને વસ્તુઓ એક સાથે કેવી રીતે

ટકી શકે એ સમજવું અતિશય મુશ્કેલ છે. આમ છતાંયે એ બંને વસ્તુઓ એક સાથે ચાલ્યાં કરી છે એમાં શંકા નથી અને આજે પણ તે એકબીજાથી અળગી પડી નથી. વડીલ રાજપુરુષોએ સમ્રાટ પ્રત્યેના પૂજ્યભાવની આ પ્રબળ ભાવનાનો બે રીતે ઉપયોગ કર્યો. જેમણે બીજી રીતે સુધારાઓનો વિરોધ કર્યો હોત એવા સ્થિતિચુસ્ત અને ફ્યૂડલ વર્ગો પાસે તેમણે સમ્રાટના નામની પ્રતિષ્ઠાને જોરે સુધારાઓનો પરાણે સ્વીકાર કરાવ્યો તેમ જ વધારે ત્વરાથી આગળ વધવા માગતા અને ફ્યૂડલ વ્યવસ્થાને નિર્મૂળ કરવા ચહાતા વધારે પ્રગતિશીલ તત્ત્વોને એ દ્વારા તેમણે અંકુશમાં રાખ્યાં.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ચીન અને જાપાન એ બે વચ્ચેનો તફાવત બહુ ભારે છે. પોતાનું જૂનું સ્વરૂપ તજીને જાપાન ત્વરાથી પશ્ચિમના દેશો જેવું બની ગયું; જ્યારે ચીન, આપણે આગળ જોઈ ગયા અને હવે પછી પણ જોઈશું કે, ભારે મુસીબતોમાં ગૂંચવાઈ ગયું હતું. આમ કેમ બનવા પામ્યું? ચીન દેશની ખુદ વિશાળતાએ — તેની મોટી વસ્તી અને વિસ્તૃત પ્રદેશે પરિવર્તન મુશ્કેલ બનાવી મૂક્યું. સામર્થ્યના પાયારૂપ જણાતો તેનો બહોળો પ્રદેશ અને મોટી વસતી એ બંને હિંદની પ્રગતિમાં પણ બાધારૂપ છે. ચીનનું રાજ્યતંત્ર પણ પૂરતા પ્રમાણમાં એકકેન્દ્રી નહોતું એટલે કે દેશના દરેક ભાગમાં ઠીક ઠીક પ્રમાણમાં સ્થાનિક સ્વરાજ્ય હતું. એથી કરીને દેશના બીજા ભાગોના વહીવટમાં દખલ કરીને મધ્યસ્થ સરકાર જાપાનની પેઠે ચીનમાં ભારે ફેરફારો કરી શકે એમ નહોતું. એ ઉપરાંત, ચીનની મહાન સંસ્કૃતિ હજારો વરસ પુરાણી હતી અને પ્રજાજીવન સાથે તે એવી તો ઓતપ્રોત થઈ ગઈ હતી કે તેનો ત્યાગ કરવો એ સહેલું નહોતું. આ બાબતમાં આપણે ફરીથી હિંદુસ્તાન અને ચીનની સરખામણી કરી શકીએ એમ છીએ. વળી જાપાને તો ચીની સંસ્કૃતિ ગ્રહણ કરી હતી એટલે એ છોડીને તે બીજી કોઈ સંસ્કૃતિ સહેલાઈથી અપનાવી શકે એમ હતું. યુરોપની સત્તાઓનો પગપેસારો અને દખલગીરી એ પણ ચીનની મુશ્કેલીનું એક કારણ હતું. વળી ચીન જાપાનની પેઠે ટાપુ નહિ પણ એશિયાનો ખંડસ્થ પ્રદેશ હતો. એટલે જાપાનના ટાપુની પેઠે તે પોતાનાં દ્વાર બંધ કરી શકે એમ નહોતું. વાયવ્ય ખૂણામાં રશિયાની સરહદ તેના પ્રદેશને લાગી રહેલી હતી અને નૈર્ઋત્ય ખૂણામાં બ્રિટિશ સામ્રાજ્ય આવેલું હતું તથા તેની દક્ષિણે ફ્રાંસ ધીમેધીમે આગળ વધી રહ્યું હતું. આ યુરોપી સત્તાઓએ ચીન પાસેથી મહત્ત્વના હકો પડાવ્યા હતા અને તેમણે ત્યાં પોતપોતાનાં મોટાં મોટાં વેપારી હિતો ખીલવ્યાં હતાં. આ હિતોએ ચીનના મામલામાં દખલ કરવા માટેનાં અનેક બહાનાં તેમને પૂરાં પાડ્યાં.

એટલે જાપાન વાયુવેગે આગળ વધવા લાગ્યું જ્યારે ચીન નવી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ બેસાડવાને આંખો મીંચીને ફાંફાં મારી રહ્યું હતું. પરંતુ

તેના એ પ્રયાસમાં તેને ઝાઝી સફળતા ન લાધી. અહીં બીજી પણ એક વિચિત્ર બીનાની નોંધ લેવા જેવી છે. જાપાને આધુનિક ઢબનાં સૈન્ય તથા નૌકાકાફલા સહિત પશ્ચિમના દેશોનાં યંત્રો તેમ જ ઉદ્યોગોને અપનાવ્યા અને આગળ વધેલા ઔદ્યોગિક રાષ્ટ્રનો સ્વાંગ સજ્યો. પરંતુ યુરોપના વિચારો અને ભાવનાઓ, વ્યક્તિગત તેમ જ સામાજિક સ્વતંત્રતાના ખ્યાલો તથા જીવન અને સમાજ પ્રત્યેની તેની વિજ્ઞાનશુદ્ધ દૃષ્ટિનો તેણે એટલી ત્વરાથી સ્વીકાર ન કર્યો. અંદરખાને તો તે ફ્યૂડલ અને નિરંકુશ સત્તાનું જ ઉપાસક રહ્યું તથા બાકીની દુનિયા જે વસ્તુમાંથી ક્યારનીયે મુક્ત થઈ ગઈ હતી તે અજબ પ્રકારની સમ્રાટપૂજાને વળગી રહ્યું. જાપાનીઓનો ત્યાગપ્રધાન અને જ્વલંત રાષ્ટ્રપ્રેમ સમ્રાટ પ્રત્યેની આ નિષ્ઠા સાથે બહુ નિકટપણે સંકળાયેલો હતો. રાષ્ટ્રીયતા અને સમ્રાટ-પૂજાનો પંથ એ બંને સાથે સાથે ચાલતાં રહ્યાં. જ્યારે ચીને પ્રચંડ યંત્રો તથા ઉદ્યોગો બહુ ત્વરાથી અપનાવ્યા નહિ. પરંતુ ચીને અથવા કહો કે આધુનિક ચીને પશ્ચિમના વિચારો, ભાવનાઓ તથા તેની વિજ્ઞાનશુદ્ધ દૃષ્ટિને વધાવી લીધી. આ વિચારો તેમના પોતાના વિચારોથી બહુ ભિન્ન નહોતા. આમ આપણે જોઈએ છીએ કે ચીને પશ્ચિમની સંસ્કૃતિની ભાવનાને વધારે પ્રમાણમાં અપનાવી હતી. આમ છતાં પણ જાપાન તેનાથી આગળ નીકળી ગયું એનું કારણ એ છે કે પશ્ચિમની સંસ્કૃતિની ભાવનાની અવગણના કરીને તેણે તેનું બખ્તર ધારણ કર્યું. અને તેનું આ બખ્તર ઘણું મજબૂત હતું એ કારણે આખું યુરોપ જાપાનની પ્રશંસા કરવા લાગ્યું અને તેણે તેને પોતાના સંઘમાં એક સભ્ય તરીકે દાખલ કર્યું. પરંતુ ચીન તો કમજોર હતું અને તેની પાસે તોપ, બંદૂક વગેરે સરંજામ નહોતો. આથી તેની ભાવનાઓ અને વિચારોની પરવા કર્યા વિના પશ્ચિમની પ્રજાઓએ તેની અવહેલના કરી, તેને ધર્મનો ઉપદેશ આપ્યો, તથા તેનું શોષણ કર્યું.

જાપાને કેવળ યુરોપની ઔદ્યોગિક પદ્ધતિનું જ નહિ પણ તેની સામ્રાજ્યવાદી આક્રમણની નીતિનું પણ અનુકરણ કર્યું. તે યુરોપનું વફાદાર શિષ્ય હતું એટલું જ નહિ પણ તે તો પોતાના ગુરુથીયે આગળ વધી ગયું. નવા ઉદ્યોગવાદનો ફ્યૂડલ વ્યવસ્થા સાથે મેળ ખાતો નહોતો, એ તેની ખરી મુશ્કેલી હતી. એ બંને ચાલુ રાખવાના પ્રયત્નમાં તે આર્થિક સમતા સ્થાપી શક્યું નહિ. ત્યાં આગળ કરવેરા બહુ ભારે હતા અને લોકો તેની સામે ફરિયાદ કરવા લાગ્યા. એને લીધે દેશમાં કંઈ પીડા ઊભી થવા પામે તે ટાળવા તેણે જૂની કરામતનો આશરો લીધો, એટલે કે, યુદ્ધ દ્વારા અથવા તો પરદેશમાં સામ્રાજ્યવાદી સાહસ ખેડીને લોકોનું ધ્યાન બીજી દિશામાં વાળ્યું. ઔદ્યોગિક ક્રાંતિએ પરદેશોમાં જઈને મુલકો જીતવાની જેમ ઇંગ્લંડને અને પાછળથી પશ્ચિમ યુરોપના બીજા દેશોને ફરજ પાડી હતી તેમ જાપાનના નવા ઉદ્યોગોએ

કાચો માલ અને બજારો મેળવવા માટે બીજા દેશો તરફ નજર કરવાની તેને ફરજ પાડી. માલનું ઉત્પાદન વધતું જ ગયું અને વસતી પણ ત્યાં આગળ ઝડપથી વધવા લાગી. ઉત્તરોત્તર વધારે ને વધારે કાચા માલ તથા ખોરાકની જરૂર ઊભી થઈ. આ બધું તેણે ક્યાંથી મેળવવું? ચીન અને કોરિયા તેના સૌથી નજીકના પાડોશીઓ હતા. ચીને વેપારની તકો તો આપી પરંતુ તે ગીચ વસતીવાળો દેશ હતો. ચીનના સામ્રાજ્યની ઈશાનમાં આવેલા મંચૂરિયા પ્રાંતમાં ખિલવણી તેમ જ વસવાટ કરવા માટે પુષ્કળ અવકાશ હતો. એટલે કોરિયા અને મંચૂરિયા તરફ જાપાન ભુખાળવાની પેઠે જોવા લાગ્યું.

પશ્ચિમની સત્તાઓ ચીન પાસેથી અનેક પ્રકારની છૂટછાટો અને હક્કો મેળવી રહી હતી તથા મુલક પડાવી લેવાના પણ પ્રયાસ કરી રહી હતી તેના પ્રત્યે પણ જાપાન ચિંતાતુર નજરે જોઈ રહ્યું હતું. આ બધું તેને બિલકુલ પસંદ નહોતું. પશ્ચિમ યુરોપની આ બધી સત્તાઓ તેની સામે જ આવેલી એશિયાની ભૂમિ ઉપર અડ્ડો જમાવીને દરીહામ થઈ જાય તો તેની સલામતી જોખમમાં આવી પડે અને કંઈ નહિ તો એશિયા ખંડ ઉપર પોતાનો વિકાસ સાધવામાં વિઘ્નરૂપ થઈ પડે.

પોતાનાં દ્વાર ઉઘાડીને બહારની દુનિયા સાથેનો પોતાનો વહેવાર શરૂ કર્યો ત્યાર પછી વીસ વરસની અંદર જાપાને ચીન તરફ આક્રમણકારી વલણ ધારણ કર્યું. કેટલાક માછીઓને અંગેના એક નજીવા ઝઘડાએ ચીન પાસેથી વળતર માગવાની જાપાનને તક આપી. એ માછીઓનું વહાણ ભાંગી ગયું હતું અને તેમને મારી નાખવામાં આવ્યા હતા. પહેલાં તો ચીને વળતર આપવાની ના પાડી, પરંતુ તેને યુદ્ધની ધમકી આપવામાં આવી તથા એ વખતે તે અનામમાં ફ્રેંચો સાથે ઝઘડામાં સંડોવાયેલું હતું, એટલે તેણે જાપાનને નમતું આપ્યું. આ બનાવ ૧૮૭૪ની સાલમાં બન્યો. આ જીતથી જાપાન ફુલાઈ ગયું અને તરત જ બીજા વિજયો મેળવવા આસપાસ નજર કરવા લાગ્યું. કોરિયા ઉપર તરાપ મારવાનું સુગમ લાગ્યું એટલે નજીવા કારણસર તેની સાથે ઝઘડો ઊભો કરીને જાપાને તેના ઉપર ચડાઈ કરી તથા પૈસા આપવાની અને તેનાં કેટલાંક બંદરો જાપાનના વેપાર માટે ખુલ્લાં કરવાની તેને ફરજ પાડી.

ઘણા લાંબા સમયથી કોરિયા ચીનનું ખંડિયું રાજ્ય હતું. મદદ માટે તેણે ચીન તરફ નજર કરી પણ તે તેને મદદ કરી શકે એવી સ્થિતિમાં નહોતું. જાપાન વધારે પડતી લાગવગ રખેને મેળવી જાય એ બીકે ચીનની સરકારે તાત્પૂરતું નમતું આપવાની તથા જાપાનને અંકુશમાં રાખવા માટે પશ્ચિમની સત્તાઓ સાથે સંધિ કરવાની કોરિયાને સલાહ આપી. આમ ૧૮૮૨ની સાલમાં કોરિયાને દુનિયા માટે ખુલ્લું મૂકવામાં આવ્યું. પણ જાપાન એટલાથી સંતોષાય એમ નહોતું. ચીનની મુશ્કેલીઓનો લાભ ઉઠાવીને તેણે કોરિયાનો સવાલ ફરીથી

ઊભો કર્યો અને કોરિયાને તેમના બંનેના રક્ષિત રાજ્ય તરીકે સ્વીકારવાની ચીનને ફરજ પાડી. એટલે કે, કોરિયા ચીન તથા જાપાન એ બંનેનું ખંડિયું રાજ્ય બન્યું. દેખીતી રીતે જ, લાગતાવળગતા સૌને માટે એ ભારે અસંતોષકારક પરિસ્થિતિ હતી. એમાંથી વિખવાદ જાગ્યા વિના રહે એમ હતું જ નહિ. ખરેખર, જાપાનને તો વિખવાદ જોઈતો જ હતો અને ૧૮૯૪ની સાલમાં તેણે ચીનને પરાણે યુદ્ધમાં ઊતાર્યું.

૧૮૯૪–૯૫નો ચીન અને જાપાન વચ્ચેનો વિગ્રહ એ જાપાન માટે રમત વાત હતી. તેનું લશ્કર તથા નૌકાસૈન્ય છેવટની ઢબનાં હતાં; અને ચીનાઓ તો હજીયે જૂની પદ્ધતિને વળગી રહેનારા તથા અકુશળ હતા. જાપાનને રણક્ષેત્ર ઉપર સર્વત્ર વિજય મળ્યો અને ચીનને પરાણે સંધિ કરવાની ફરજ પડી. આ સંધિથી જાપાન ચીનમાં અડ્ડો જમાવીને બેઠેલી પશ્ચિમની સત્તાઓની હરોળમાં આવ્યું. કોરિયાને સ્વતંત્ર જાહેર કરવામાં આવ્યું, પરંતુ એ તો તેના ઉપરના જાપાનના પ્રભુત્વને ઢાંકવાનો બુરખો જ હતો. પોર્ટ આર્થર બંદર સહિત મંચૂરિયાનો લિયેટાંગ દ્વીપકલ્પ તથા ફોર્મોસા અને બીજા કેટલાક ટાપુઓ જાપાનને આપી દેવાની ચીનને ફરજ પાડવામાં આવી.

નાનકડા જાપાને ચીનના કરેલા સંપૂર્ણ પરાજયથી દુનિયા બધી તાજુબ થઈ ગઈ. દૂર પૂર્વમાં એક બળવાન દેશનો ઉદય થાય એ કંઈ પશ્ચિમની સત્તાઓને મનગમતી વાત નહોતી. ચીન–જાપાન વચ્ચેના વિગ્રહ દરમ્યાન ચીન જીતતું જણાયું ત્યારે જ એ સત્તાઓએ જાપાનને ચેતવણી આપી કે ચીનના પ્રદેશના કોઈ પણ ભાગને ખાલસા કરવામાં આવે એ વસ્તુ તેઓ માન્ય રાખશે નહિ. આ ચેતવણીની પરવા કર્યા વિના તેના મહત્ત્વના બંદર પોર્ટ આર્થર સહિત લિયેટાંગ ટાપુ તેણે લઈ લીધો. પરંતુ તે તેની પાસે રહેવા દેવામાં આવ્યો નહિ. ત્રણ મહાન સત્તાઓએ—રશિયા, જર્મની અને ફ્રાંસે—એ પ્રદેશ છોડી દેવાની તેને ફરજ પાડી. જાપાનને ઝાળ તો બહુ બળી પણ તેને એ છોડી દેવાની ફરજ પડી. એ ત્રણે સત્તાઓનો સામનો કરવા જેટલું તે બળવાન નહોતું.

પરંતુ જાપાન તેની આ અવહેલના યાદ રાખી રહ્યું. એ તેને સાલ્યા કરી અને વધારે મોટા યુદ્ધની તૈયારી કરવા માટે તે તેને પ્રેરતી રહી. નવ વરસ પછી રશિયા સાથે એ યુદ્ધ થવા પામ્યું.

દરમ્યાન, ચીન ઉપરના પોતાના વિજયથી જાપાને દૂર પૂર્વના સૌથી બળવાન રાષ્ટ્ર તરીકેની સ્થિતિ પ્રાપ્ત કરી. ચીન તો સાવ કમજોર નીવડ્યું હતું અને પશ્ચિમની સત્તાઓને એની સહેજ પણ દહેશત રહી નહોતી. એક નિર્જીવ દેહ ઉપર યા તો મરવાની અણી ઉપર આવેલા પ્રાણી ઉપર ગીધો તૂટી પડે તેમ એ સત્તાઓ ચીન ઉપર તૂટી પડી અને પોતાને માટે બની

શકે એટલું પચાવી પાડવાના પ્રયાસ કરવા લાગી. ફ્રાંસ, રશિયા, ઇંગ્લંડ અને જર્મની — આ બધી સત્તાઓ ચીનના દરિયા કિનારા ઉપર બંદરો મેળવવાને તથા ચીનમાં વિશેષ હકો મેળવવાને પડાપડી કરવા લાગી. છૂટછાટો મેળવવા માટે અતિશય હીન પ્રકારની અને અઘટિત લડવાડ થઈ. હરેક ક્ષુલ્લક વસ્તુનો પણ વળી વધારે હકો તથા છૂટછાટો મેળવવાના બહાના તરીકે ઉપયોગ કરવામાં આવ્યો. બે મિશનરીઓને મારી નાખવામાં આવ્યા એટલા ખાતર જર્મનીએ પૂર્વમાંના શાન્ટુંગ દ્વીપકલ્પમાં આવેલું ક્યાઉચૂ બળજબરીથી પચાવી પાડ્યું. અને જર્મનીએ ક્યાઉચૂ પચાવી પાડ્યું એટલા ખાતર બીજી સત્તાઓએ લૂંટમાં પોતાનો ભાગ મેળવવા માટે આગ્રહ કર્યો. ત્રણ વરસ પૂર્વે જાપાન પાસે રશિયાએ જે પાછું મુકાવ્યું હતું તે પોર્ટ આર્થર બંદર તેણે લઈ લીધું. રશિયાએ પોર્ટ આર્થર લીધું એના બદલામાં ઇંગ્લંડે વી-હી-વી લીધું. ફ્રાંસે અનામના પ્રદેશમાંનું એક બંદર લઈ લીધું. રશિયાને ટ્રાન્સ સાઈબેરિયન રેલવેના વધારા તરીકે ઉત્તર મંચૂરિયામાં થઈને રેલવે બાંધવાની છૂટ મળી.

આ નિર્લજ્જ ઝૂંટાઝૂંટ અભૂતપૂર્વ ઘટના હતી. બેશક, પોતાના પ્રદેશો જતા કરવાનું કે છૂટછાટો આપવાનું ચીનને જરાયે ગમતું નહોતું. દરેક પ્રસંગે નૌકાકાફલાનું પ્રદર્શન કરીને અને બોંબમારો કરવાની દાટી આપીને ચીનને એમ કરવાની ફરજ પાડવામાં આવી હતી. આ અઘટિત અને હિચકારા વર્તાવને આપણે શું કહીશું? એને ધોળા દિવસની ધાડ કહીશું કે લૂંટફાટ કહીશું? સામ્રાજ્યવાદનો એ રાહ છે. કેટલીક વાર તે ગુપ્તપણે કાર્ય કરે છે; કેટલીક વાર તે ઉદાત્ત ભાવનાના આવરણ નીચે તથા બીજાઓનું ભલું કરવાના ખોટા ડોળ નીચે પોતાનાં કુકર્મોને ઢાંકે છે. પરંતુ ૧૮૯૮ની સાલમાં ચીનમાં તો આવું આવરણ કે ઢાંકપિછોડો પણ રાખવામાં આવ્યો નહોતો. ચીનમાં તો એની કુરૂપતા નગ્ન સ્વરૂપે બહાર પડી.

## ૧૧૭. જાપાન રશિયાને હરાવે છે

૨૯ ડિસેમ્બર, ૧૯૩૨

આજકાલ હું દૂર પૂર્વના દેશો વિષે લખી રહ્યો છું અને આજે પણ એ જ વાત હું ચાલુ રાખીશ. ભૂતકાળનાં યુદ્ધો તેમ જ લડાઈટંટાઓની વાતો હું તારા મગજ ઉપર શાને લાદવા માગતો હોઈશ એનું તને આશ્ચર્ય થશે. એ કંઈ મનગમતા વિષયો નથી. વળી એ બધી વીતી ગયેલી વાતો છે. એના ઉપર હું વધારે ભાર મૂકવા ચહાતો નથી. પરંતુ દૂર પૂર્વના દેશોમાં આજે જે કંઈ બની રહ્યું છે તેનાં મૂળ એ બધી તકલીફોમાં જ રહેલાં છે

અને તેથી આજના પ્રશ્નો સમજવાને અર્થે એનું કંઈક જ્ઞાન જરૂરી છે. હિંદની પેઠે ચીન પણ આખી દુનિયાને સ્પર્શતો આજનો એક મહાપ્રશ્ન છે. અને હું આ લખી રહ્યો છું તે ઘડીએ પણ મંચૂરિયાની જીતની બાબતમાં તીવ્ર ઝઘડો ચાલી રહ્યો છે.

૧૮૯૮ની સાલમાં, પોતાના યુદ્ધજહાજોની ધમકી નીચે, પશ્ચિમની પ્રજાઓએ ચીન પાસેથી વેપારી છૂટછાટો મેળવવા માટે જે પડાપડી કરી હતી તે વિષે હું મારા આગલા પત્રમાં તને કહી ગયો છું. તેમણે ચીનનાં સારાં સારાં બધાં બંદરોનો કબજો લઈ લીધો અને તે તે બંદરોને લગતા પ્રાંતોમાં ખાણો ખોદવાના, રેલવે બાંધવાના ઇત્યાદિ અનેક હક્કો મેળવ્યા. આમ છતાંયે હજી વધારે છૂટછાટો મેળવવાની માગણી તો ચાલુ જ રહી. વિદેશી સરકારો ચીનમાં પોતપોતાનાં "સ્ફીઅર્સ ઑફ ઇન્ફલુઅન્સ" એટલે કે લાગવગનાં ક્ષેત્રો જમાવવાની વાતો કરવા લાગી. આધુનિક સામ્રાજ્યવાદી સરકારોની કોઈ દેશના ભાગલા પાડવાની એ હળવી રીત છે. ઇતર દેશ ઉપર મેળવેલા કાબૂ કે કબજાની અનેક માત્રાઓ હોય છે. કોઈ પણ દેશને ખાલસા કરવો એટલે, અલબત, તેનો સંપૂર્ણ કબજો લેવો; 'રક્ષિત પ્રદેશ' (પ્રોટેકટોરેટ) એટલે એ કબજાની કંઈક ઓછી માત્રા અને "લાગવગનું ક્ષેત્ર" એટલે કબજાની એથીયે ઓછી માત્રા. પણ એ બધાનું લક્ષ્ય એક જ હોય છે અને એ રીતે એક પગથિયામાંથી બીજું પરિણમે છે. ખાલસા કરવાની રીત એ જૂની પ્રથા છે અને આજે એનો લગભગ ત્યાગ કરવામાં આવ્યો છે કેમકે એને પરિણામે તે દેશમાં રાષ્ટ્રીય ચળવળની તકલીફ ઊભી થાય છે. આપણને આગળ ઉપર કદાચ એ વિષે ચર્ચા કરવાની તક મળશે. કોઈ પણ દેશનો આર્થિક કાબૂ મેળવવો અને બાકીની પંચાતમાં ન પડવું એ ઘણું સુગમ છે.

આમ ચીનના ભાગલા પાડવાની ઘડી આવી રહી હતી અને તેથી જાપાન ગભરાઈ ગયું. ચીન ઉપરના પોતાના વિજયનાં ફળો પશ્ચિમની પ્રજાને હાથ જતાં જાપાનને જણાયાં અને ચીનના ટુકડા પાડવાની ઘટનાને તે લાચારી-ભર્યા ક્રોધથી નિહાળી રહ્યું. વળી, પોર્ટ આર્થરનો કબજો લેતું તેને રશિયાએ રોકયું અને પછીથી તેણે પોતે જ તેનો કબજો લઈ લીધો એ માટે જાપાન રશિયા ઉપર વિશેષે કરીને રોષે ભરાયું હતું.

પરંતુ એક મહાન સત્તાએ ચીનમાં છૂટછાટો મેળવવાની આ પડાપડીમાં તથા તેના ભાગલા પાડવાની યોજનાઓમાં હજી સુધી કશો ભાગ નહોતો લીધો. એ સત્તા તે અમેરિકાનું યુનાઇટેડ સ્ટેટ્સ. બીજાં રાજ્યો કરતાં એ કંઈ વધારે સદાચારી હતું તે કારણે એ એનાથી દૂર રહ્યું હતું એમ નથી; એનું કારણ એ છે કે તે હજી પોતાનો વિશાળ પ્રદેશ ખીલવવામાં રોકાયેલું હતું. એ રાજ્ય પશ્ચિમ દિશામાં પ્રશાન્ત મહાસાગર તરફ ફેલાતું ગયું તેમ તેમ

નવા નવા પ્રદેશો ખીલવવાની જરૂર ઊભી થતી ગઈ અને તેની સમગ્ર શક્તિ અને સંપત્તિ એ કાર્યમાં રેડવામાં આવી. એટલું જ નહિ પણ, એ કાર્ય માટે યુરોપની મૂડી પણ મોટા પ્રમાણમાં અમેરિકામાં રોકવામાં આવી. પરંતુ ૧૯ મી સદીના અંતમાં પોતાની મૂડીના રોકાણ માટે અમેરિકાવાસીઓ બીજા દેશો તરફ નજર કરવા લાગ્યા. તેમણે ચીન તરફ નજર કરી પરંતુ તેમને માલૂમ પડ્યું કે યુરોપી સત્તાઓ ચીનને "લાગવગનાં ક્ષેત્રોમાં" વહેંચી નાખવાની તૈયારીમાં હતી. તેમને એવી પણ શંકા પડી કે છેવટે તેઓ એ લાગવગનાં ક્ષેત્રોને ખાલસા કરી દેશે. આ વસ્તુસ્થિતિ પરત્વે તેઓ નારાજીથી નિહાળવા લાગ્યા. અમેરિકાને એમાંથી બાદ રાખવામાં આવતું હતું. આથી અમેરિકાએ જેને 'ખુલ્લા દ્વારની નીતિ' કહેવામાં આવે છે તે નીતિ ચીનમાં અખત્યાર કરવાનું દબાણ કર્યું. એ નીતિનો અર્થ એ હતો કે ચીનમાં વેપાર-રોજગાર કરવાને માટે સૌને એક સરખી સગવડો આપવી જોઈએ. બીજી સત્તાઓ એમાં સંમત થઈ.

આ સતતપણે ચાલુ રહેલા આક્રમણે ચીની સરકારને સંપૂર્ણપણે ગભરાવી મૂકી. વળી એથી કરીને તેને એવી પણ ખાતરી થઈ કે સરકારની સુધારણા તેમ જ પુનર્ઘટના કરવી જોઈએ. તેણે એ દિશામાં પ્રયાસ તો કર્યો પરંતુ વિદેશીઓની છૂટછાટો માટેની ચાલુ રહેલી નવી નવી માગણીઓને કારણે એમાં તેને સફળતા મળવાનો સંભવ બહુ ઓછો હતો. રાજમાતા ત્સુ-શી કેટલાંક વરસોથી નિવૃત્તિમાં રહેતી હતી. એ રાજમાતા જ આ પરિસ્થિતિ-માંથી આપણો ઉદ્ધાર કરી શકે એમ છે એમ ચીની પ્રજા માનવા લાગી. પરંતુ એ જ સમયે, કંઈક કાવતરું થવાની શંકાથી, સમ્રાટ તો તેને કેદમાં પૂરવાનો વિચાર કરી રહ્યો હતો. પરંતુ એ વૃદ્ધ રાજમાતાએ સમ્રાટને સત્તા ઉપરથી દૂર કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લઈને એનો જવાબ વાળ્યો. જાપાનની પેઠે મૂલગત સુધારાઓ કરવામાં પગલાં તેણે ન લીધાં પરંતુ આધુનિક ઢબનું સૈન્ય ઊભું કરવાના કાર્યમાં તેણે પોતાનું સમગ્ર લક્ષ કેન્દ્રિત કર્યું. રક્ષણ માટે તેણે સ્થાનિક સૈન્યો ઊભાં કરવાને ઉત્તેજન આપ્યું. આ સ્થાનિક સૈન્યો પોતાને 'આઈ હો તાન' એટલે કે 'ન્યાય્ય સુમેળનાં દળો' એ નામથી ઓળખાવતાં, કેટલીક વાર તેમને 'આઈ હો ચાન' એટલે કે, 'ન્યાય્ય સુમેળના બાહુઓ' એ નામથી પણ ઓળખવામાં આવતાં. આ બીજું નામ બંદરી શહેરોમાં વસતા વિદેશીઓને કાને પહોંચ્યું અને તેમણે આવા સુંદર નામનો 'બૉક્સર' એટલે કે મુક્કાબાજો એવો કઢંગો અનુવાદ કર્યો.

આ 'બૉક્સરો' અથવા સ્થાનિક સૈન્યો વિદેશી આક્રમણ તથા વિદેશીઓએ ચીન ઉપર તેમ જ ચીનવાસીઓ ઉપર વરસાવેલાં અસંખ્ય અપમાનો સામે ઉદ્‌ભવેલી રાષ્ટ્રીયતાની લાગણીને પરિણામે ઊભાં થયાં હતાં. ચીનવાસીઓનો

વિદેશીઓ ઉપર પ્રેમ ઊભરાઈ જતો નહોતો એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી; તેમને તો વિદેશીઓ મૂર્તિમંત અનિષ્ટ સમાન લાગતા હતા. પણ મિશનરીઓ પ્રત્યે તેમને ખાસ કરીને અણગમો હતો. તેમણે ભારે ગેરવર્તાવ ચલાવ્યો હતો. અને ચીની ખ્રિસ્તીઓને તો તેઓ દેશદ્રોહીઓ તરીકે જ લેખતા હતા. એ દળો, નવી વ્યવસ્થા સામે પોતાની રક્ષા કરવાને મથતા પુરાણા ચીનના પ્રતિનિધિઓ હતાં. પરંતુ આ રીતે તેમનો એ પ્રયાસ સફળ નીવડે એમ નહોતું.

મિશનરીઓ તેમ જ પરદેશીઓના વિરોધી આ દેશદાઝવાળા રિથતિચુસ્ત લોકો તથા પશ્ચિમના લોકો વચ્ચે ઘર્ષણ અનિવાર્ય હતું. તેમની વચ્ચે ઝઘડાઓ થયા; એક અંગ્રેજ મિશનરીનું ખૂન થયું તથા યુરોપિયનો અને ચીની ખ્રિસ્તીઓને મોટી સંખ્યામાં મારી નાખવામાં આવ્યા. પરદેશી સરકારોએ આ રાષ્ટ્રવાદી ‘બૉક્સર’ ચળવળને દાબી દેવાની માગણી કરી. જેમણે ખૂનનો ગુનો કર્યો તેમને તો ચીનની સરકારે શિક્ષા કરી, પરંતુ આમ પોતાના જ ફરજંદને તે કેવી રીતે દાબી દઈ શકે ? દરમ્યાન ‘બૉક્સર’ ચળવળ ઝડપથી ફેલાતી ગઈ. એથી ગભરાઈ ઊઠીને વિદેશી એલચીઓએ પોતપોતાનાં યુદ્ધજહાજોમાંથી સૈન્યો બોલાવ્યાં. પણ એથી કરીને તો ચીનાઓને લાગ્યું કે વિદેશીઓની ચડાઈ શરૂ થઈ ગઈ છે. થોડા જ વખતમાં રમખાણો શરૂ થયાં. જર્મન એલચીને મારી નાખવામાં આવ્યો અને પેકિંગમાં વિદેશી એલચીખાતાંઓને ઘેરો ઘાલવામાં આવ્યો.

રાષ્ટ્રવાદી ‘બૉક્સર’ ચળવળની સહાનુભૂતિમાં ચીનના મોટા ભાગમાં લોકોએ હથિયાર ઉગામ્યાં. પરંતુ કેટલાક પ્રાંતોના હાકેમો તટસ્થ રહ્યા અને એ રીતે તેમણે વિદેશી સત્તાઓને સહાય કરી. રાજમાતાને બેશક આ ‘બૉક્સર’ લોકો પ્રત્યે સહાનુભૂતિ હતી પરંતુ તે છડેચોક તેમના સંબંધમાં નહોતી. ‘બૉક્સર’ લોકો તો કેવળ ધાડપાડુઓ જ છે એમ બતાવવા વિદેશીઓએ પ્રયાસ કર્યો. પરંતુ ૧૯૦૦ની સાલનો એ બળવો વાસ્તવિક રીતે તો ચીનને વિદેશીઓની દખલગીરીમાંથી મુક્ત કરવાનો રાષ્ટ્રીય પ્રયાસ હતો. સર રૉબર્ટ હાર્ટ નામનો એક મોટો અંગ્રેજ અધિકારી વિદેશી કચેરીઓના આ ઘેરા દરમ્યાન ત્યાં હાજર હતો. એ તે વખતે જકાતનો ઇન્સ્પેક્ટર જનરલ હતો. તે જણાવે છે કે, ચીની લોકોની લાગણી દૂભવવા માટે વિદેશીઓ અને ખાસ કરીને મિશનરીઓ ઠપકાપાત્ર હતા તથા એ બળવાના મૂળમાં “રાષ્ટ્રીય ભાવના રહેલી હતી અને એણે પાર પાડવા ધારેલી નેમ મોટે ભાગે વાજબી હતી એમાં શંકાને સ્થાન નથી; આ વસ્તુ ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો છે.”

ચીનમાં પેદા થયેલા આ સળવળાટથી વિદેશી સત્તાઓને ભારે ચીડ ચડી. ચીનની ભૂમિ ઉપર તેમણે ત્વરાથી પોતાનાં સૈન્યો ઉતાર્યાં. અને પેકિંગમાં ઘેરાયેલા પોતાના પ્રજાજનોને બચાવવા તથા તેમનું રક્ષણ કરવાને માટે તેમનું એ પગલું વાજબી હતું. વિદેશી કચેરીઓ અથવા એલચીખાતાંઓને જોખમમાંથી

ઉગારવા માટે જર્મન સેનાપતિની સરદારી નીચે જુદી જુદી પ્રજાઓનાં બનેલાં આંતરરાષ્ટ્રીય સૈન્યે ચીનની ભૂમિ ઉપર કૂચ શરૂ કરી. જર્મન કૈસરે પોતાના સૈન્યને હૂણોની પેઠે વર્તવાની આજ્ઞા આપી અને ઘણું કરીને આ આજ્ઞા ઉપરથી જ મહાયુદ્ધ વખતે જર્મનોને હૂણોનું ઉપનામ આપવાનું અંગ્રેજોને સૂચન મળ્યું હતું.

માત્ર જર્મન સૈન્યે જ નહિ પણ બીજી બધી વિદેશી પ્રજાઓનાં સૈન્યોએ કૈસરની એ સલાહનો અમલ કર્યો. પેકિંગ ઉપર કૂચ કરતી વખતે ચીનની પ્રજા ઉપર એ સૈન્યે એવો વર્તાવ કર્યો કે જેથી તેમના પંજામાં સપડાવા કરતાં સંખ્યાબંધ લોકોએ આપઘાત કરવાનું પસંદ કર્યું. તે સમયે ચીનની સ્ત્રીઓમાં પોતાના પગની પાટલી બહુ જ ટૂંકી રાખવાનો રિવાજ હતો અને એથી તે સહેલાઈથી દોડી શકતી નહિ. આથી અસંખ્ય ચીની સ્ત્રીઓએ આપઘાત કર્યો. આ રીતે કતલ, આપઘાત, તથા ગામડાંઓને બાળવા વગેરેથી ચીનની ભૂમિને અંકિત કરીને આ મિત્રરાજ્યોનાં સૈન્યોએ આગળ કૂચ કરી. મિત્રરાજ્યોનાં આ સૈન્યોની સાથેનો એક અંગ્રેજ ખબરપત્રી જણાવે છે:

અહીં બનેલી કેટલીક વસ્તુઓનો તો મારે ઉલ્લેખ સરખો પણ ન કરવો જોઈએ. અને ઇંગ્લંડમાં એ છપાવી પણ ન ઘટે, કેમકે એ વસ્તુ એ દર્શાવી આપે છે કે આપણો પાશ્ચાત્ય સુધારો એ જંગલીપણાને છુપાવનારું કેવળ સોહામણું ઢાંકણ જ છે. કોઈ પણ યુદ્ધ વિષેની સાચી હકીકત કદી પણ લખાઈ જ નથી અને એ બાબતમાં આ યુદ્ધ પણ અપવાદરૂપ નથી.

આ સૈન્યો પેકિંગ પહોંચ્યાં અને એલચીખાતાંઓને ઘેરામાંથી મુક્ત કર્યાં. અને પછી પેકિંગની લૂંટ — "પિઝારોના સમય પછીની મોટામાં મોટી લશ્કરી લૂંટ" શરૂ થઈ. પેકિંગનો કળાની વસ્તુઓનો સંગ્રહ જેઓ તેનું મૂલ્ય સહેજ પણ સમજતા નહોતા એવા અણઘડ અને અસંસ્કારી લોકોને હાથ ગયો. અને મિશનરીઓએ આ લૂંટમાં આગળ પડતો ભાગ લીધો એ ખેદજનક બીના છે. સૈનિકોની ટોળીઓ ઘેરેઘેર ફરતી, એ ઘરોની માલકી પોતાની છે એવી મતલબની નોટિસો તેમના ઉપર ચોડતી. પછી એ ઘરોની અંદરની કીમતી ચીજો વેચી દેવામાં આવતી અને એ કામ પૂરું થાય એટલે બીજા મોટા ઘર ઉપર તેમનો દરોડો પડતો.

વિદેશી સત્તાઓની આપસની હરીફાઈ અને કંઈક અંશે યુનાઈટેડ સ્ટેટ્સની સરકારના વલણને કારણે ચીન ભાગલાની આપત્તિમાંથી બચી ગયું. પરંતુ તેને હિણપત અને નામોશીનો કડવામાં કડવો ઘૂંટડો પીવાની ફરજ પાડવામાં આવી. અનેક રીતે તેનું અપમાન કરવામાં આવ્યું; પેકિંગમાં તથા રેલવેના રક્ષણને અર્થે ચીનમાં કાયમી વિદેશી લશ્કર રાખવાની, ઘણાખરા કિલ્લાઓનો નાશ કરવાની તથા વિદેશી વિરોધી મંડળોના સભ્યોને મોતની સજા ફરમાવવાની શરતો કબૂલ કરવાની ચીનને ફરજ પાડવામાં આવી. તેની

પાસેથી બીજા વેપારી હક્કો લેવામાં આવ્યા તથા દંડ તરીકે ભારે રકમ પડાવવામાં આવી. પરંતુ સૌથી વિષમ ફટકો તો એ હતો કે 'બૉક્સર' ચળવળના દેશદાઝવાળા આગેવાનોને 'બળવાખોરો' તરીકે ફાંસીએ લટકાવવાની ચીનની સરકારને ફરજ પાડવામાં આવી. જેને 'પેકિંગની સંધિનો કરાર' (પેકિંગ પ્રોટોકોલ) કહેવામાં આવે છે તે આ હતો. ૧૯૦૧ની સાલમાં એના ઉપર સહીઓ થઈ હતી.

જ્યારે ચીનની ભૂમિ ઉપર અને ખાસ કરીને પેકિંગની આસપાસના પ્રદેશમાં આ બધું ચાલી રહ્યું હતું ત્યારે એ પ્રવર્તી રહેલા અંધેરનો લાભ ઉઠાવીને રશિયન સરકારે સાઇબીરિયામાં થઈને મંચૂરિયામાં મોટી સંખ્યામાં પોતાનું લશ્કર ઉતાર્યું. ચીન તો એ સમયે અસહાય અને દુર્બળ હતું, એટલે એની સામે વિરોધ ઉઠાવ્યા ઉપરાંત તે વિશેષ કશું કરી શક્યું નહિ. પરંતુ બન્યું એમ કે રશિયન સરકાર આ રીતે વિશાળ પ્રદેશનો કબજો લે એની સામે બીજી વિદેશી સત્તાએ પોતાનો અણગમો દર્શાવ્યો. ખાસ કરીને જાપાનની સરકાર આ વસ્તુસ્થિતિ પરત્વે વધારે ચિંતાતુર અને ભયભીત બની. આથી વિદેશી સત્તાઓએ રશિયાને પાછા હઠવાનું દબાણ કર્યું. પોતાના પ્રામાણિક આશયો ઉપર કોઈ પણ શંકાની નજર કરે એ સામે જાણે તેને નૈતિક ખેદની લાગણી તથા આશ્ચર્ય થયું હોય એવો રશિયાની સરકારે દેખાવ ધારણ કર્યો તથા તેણે બીજી સત્તાઓને ખાતરી આપી કે ચીનની સર્વોપરી સત્તાની બાબતમાં દખલ કરવાનો તેનો લેશ પણ ઇરાદો નહોતો અને મંચૂરિયામાંની રશિયન રેલવે ઉપર વ્યવસ્થા સ્થપાય કે તરત જ તે પોતાનું લશ્કર પાછું ખેંચી લેશે. આમ બધાને સંતોષ થયો અને બેશક તે બધી વિદેશી સત્તાઓએ પોતાની અનન્ય નિઃસ્વાર્થતા અને સદાચાર માટે પરસ્પર એકબીજાને અભિનંદન આપ્યાં હશે. પરંતુ એમ છતાંયે રશિયન લશ્કર તો મંચૂરિયામાં રહ્યું જ અને છેક કોરિયાની સરહદ સુધી આગળ વધ્યું.

મંચૂરિયા તથા કોરિયામાં રશિયાએ કરેલા ધસારાથી જાપાનવાસીઓ અતિશય ક્રોધે ભરાયા. છાનામાના પણ ભારે એકાગ્રતાથી તેઓ લડાઈની તૈયારી કરવા લાગ્યા. ૧૮૯૫ની સાલમાં ત્રણ રાજ્યો તેમની સામે એકત્ર થઈ ગયાં હતાં અને એને લીધે ચીનના વિગ્રહ પછી પોર્ટ આર્થર પાછું આપી દેવાની તેમને ફરજ પડી હતી એ તેમને બરાબર યાદ હતું. એટલે ફરીથી એમ બનતું ટાળવાનો પ્રયાસ તેમણે કરવા માંડ્યો. આ બાબતમાં ઇંગ્લંડ તેમને પોતાનું પક્ષકાર મળી ગયું. તે પણ રશિયાની આગેકૂચને ભયની નજરે નિહાળી રહ્યું હતું અને તેને રોકવા માગતું હતું. આથી દૂર પૂર્વના દેશોની બાબતમાં બીજી સત્તાઓ તેમની સામે એકત્ર થઈને તેમના ઉપર દબાણ લાવે એ અટકાવવા માટે ૧૯૦૨ની સાલમાં ઇંગ્લંડ અને જાપાને ઐક્ય કર્યું. હવે જાપાને સલામતીની

લાગણી અનુભવી અને તેણે રશિયા તરફ વધારે આક્રમણકારી વલણ ધારણ કર્યું. તેણે માગણી કરી કે મંચૂરિયામાંથી રશિયન લશ્કર ખેંચી લેવાવું જ જોઈએ. પરંતુ તે સમયની બેવકૂફ રશિયન સરકાર જાપાને તરફ તુચ્છકારની નજરે જોતી હતી અને જાપાન તેની સામે કદીયે યુદ્ધમાં ઊતરશે એમ તેણે માન્યું નહિ.

૧૯૦૪ની સાલના આરંભમાં એ બંને દેશો વચ્ચે યુદ્ધ શરૂ થયું. જાપાન તો એ યુદ્ધને માટે સંપૂર્ણપણે તૈયાર હતું. અને જાપાનની પ્રજા તેમની સરકારના પ્રચાર તથા સમ્રાટપૂજાના તેમના ધર્મથી ઉત્તેજિત થઈને દેશપ્રેમની ભાવનાથી ભભૂકી ઊઠી. જ્યારે રશિયા યુદ્ધ માટે જરાયે તૈયાર નહોતું અને તેની આપખુદ સરકાર પ્રજા ઉપર નિરંતર દમન ચલાવીને જ શાસન કરી શકતી હતી. દોઢ વરસ સુધી આ યુદ્ધ ચાલુ રહ્યું અને એ દરમ્યાન એશિયા, યુરોપ અને અમેરિકા એ ત્રણે ખંડો સમુદ્ર તેમ જ જમીન ઉપર જાપાનના વિજયો નિહાળી રહ્યા. ભારે સંહાર અને આશ્ચર્યચકિત કરે એવાં બલિદાનનાં કૃત્યો પછી પોર્ટ આર્થર જાપાનને હાથ આવ્યું. રશિયાએ યુરોપથી છેક દૂર પૂર્વના દેશો સુધીના લાંબા સમુદ્રમાર્ગે દરિયાઈ જહાજોનો એક મોટો કાફલો મોકલ્યો. લગભગ અડધી પૃથ્વીની પ્રદક્ષિણા કરીને હજારો માઈલની સફર ખેડીને થાક્યો-પાક્યો એ પ્રચંડ કાફલો જાપાની સમુદ્રમાં આવી પહોંચ્યો. અને ત્યાં જાપાન અને કોરિયા વચ્ચેની સમુદ્રની સાંકડી પટ્ટીમાં તેના નૌકાધિપતિ સહિત જાપાનીઓએ તેને ડુબાડી દીધો. આ અણધારી આપત્તિમાં લગભગ આખોયે કાફલો સમુદ્રને તળિયે જઈ બેઠો.

ઉપરાઉપરી મળેલી અનેક હારથી રશિયાની — ઝારશાહી રશિયાની ભારે પાયમાલી થઈ. રશિયા પાસે તો શક્તિનો અખૂટ ભંડાર અનામત પડેલો હતો; ૧૦૦ વરસ પહેલાં એ જ રશિયાએ નેપોલિયનને ભોંઠો પાડ્યો નહોતો કે? પરંતુ તે વખતે તો, સાચા રશિયાનો, રશિયાની આમ જનતાનો અવાજ હતો.

આ પત્રોમાં હું હમેશાં રશિયા, ઇંગ્લંડ, ફ્રાંસ, ચીન, જાપાન વગેરે દેશોનો ઉલ્લેખ કર્યા કરું છું, જાણે કે એ બધા દેશો કોઈ જીવંત વ્યક્તિ ન હોય. આ મારી એક કુટેવ છે, પુસ્તકો તથા વર્તમાનપત્રોમાંથી મને એ ટેવ પડી છે. પરંતુ એ રીતે તે સમયની રશિયાની સરકાર, ઇંગ્લંડની સરકાર તેમ જ તે તે દેશોની સરકારનો ઉલ્લેખ કરવાનો મારો આશય હોય છે. કેટલીક વાર એ સરકારો મૂઠીભર લોકો સિવાય બીજા કોઈનીયે પ્રતિનિધિ નથી હોતી. અથવા તો તે કોઈ એક વર્ગની પ્રતિનિધિ હોય છે. આથી કરીને એ સરકારો આખી પ્રજાની પ્રતિનિધિ છે એમ માનવું કે કહેવું એ સાચું નથી. ૧૯મી સદી દરમ્યાન બ્રિટિશ સરકાર ધનિક લોકો, જમીનદારો તથા ઉપલી કક્ષાના મધ્યમ વર્ગના નાના સમૂહની પ્રતિનિધિ હતી એમ કહી શકાય. પાર્લમેન્ટ ઉપર એ લોકોનો ત્યારે કાબૂ હતો. પ્રજાના મોટા ભાગનો એમાં કશોયે અવાજ

નહોતો. પ્રજાસંઘમાં, ગોળમેજી પરિષદમાં કે એવા જ કોઈ બીજા પ્રસંગે હિંદ પોતાનો પ્રતિનિધિ મોકલે છે એમ કહેવાતું આજકાલ હિંદમાં આપણા સાંભળવામાં આવે છે. આ અર્થ વિનાની વાત છે. આવો પ્રતિનિધિ હિંદનો પ્રતિનિધિ ન કહી શકાય; હિંદની પ્રજા તેને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી મોકલે તો જ તે તેનો પ્રતિનિધિ કહેવાય. આ રીતે તો એ કહેવાતા હિંદના પ્રતિનિધિઓ હિંદની સરકારના નીમેલા સભ્યો છે અને 'હિંદી સરકાર' એવું તેનું નામ હોવા છતાં વાસ્તવમાં તો તે માત્ર બ્રિટિશ સરકારનું એક ખાતું જ છે. જાપાન-રશિયા વિગ્રહ વખતે રશિયામાં આપખુદ સરકારનું શાસન હતું. ઝાર એ "સમગ્ર રશિયાનો આપખુદ સમ્રાટ" હતો અને તે અતિશય બેવકૂફ આપખુદ સમ્રાટ હતો. મજૂરો તથા કિસાનોને રશિયામાં લશ્કરના જોરે દબાવી રાખવામાં આવ્યા હતા એટલું જ નહિ, પણ મધ્યમ વર્ગનો પણ દેશના રાજતંત્રમાં કશોયે અવાજ નહોતો. આ જુલમી રાજતંત્રના દમનની સામે ઘણાયે રશિયન યુવકોએ પોતાનાં માથાં ઊંચાં કર્યાં તેમ જ પોતાના હાથ ઉગામ્યા અને સ્વાતંત્ર્ય માટેની લડતમાં પોતાનાં જીવનની આહુતિ આપી. ઘણી કન્યાઓએ પણ એ જ માર્ગ અખત્યાર કર્યો. એટલે, જ્યારે હું 'રશિયા' આમ કરે છે તેમ કરે છે કે જાપાન સાથે લડે છે એવી એવી વાતો કરું છું ત્યારે મારો કહેવાનો આશય માત્ર એટલો જ હોય છે, રશિયાની ઝારશાહી સરકાર એ બધું કરે છે.

જાપાન સાથેના વિગ્રહ અને તેમાં પડેલા ભારે ફટકાઓને પરિણામે આમ જનતાને વધારે વિટંબણાઓ વેઠવાની આવી. સરકાર ઉપર દબાણ લાવવાને અર્થે કારખાનાના મજૂરો વારંવાર હડતાલ ઉપર જવા લાગ્યા. આ વિટંબણાઓમાંથી કંઈક રાહત યાચવાને અર્થે ૧૯૦૫ની સાલના ફેબ્રુઆરીની ૨૨મી તારીખે એક પાદરીની આગેવાની નીચે હજારો કિસાનો અને મજૂરોનું એક શાન્ત સરઘસ ઝારના 'શિશિર પ્રાસાદ' (વિન્ટર પૅલેસ) આગળ ગયું. તેમને શું કહેવાનું હતું એ સાંભળવાને બદલે ઝારે તેમના ઉપર ગોળીબાર કરાવ્યો. આથી ભીષણ હત્યાકાંડ થવા પામ્યો, લગભગ ૨૦૦ જેટલા માણસો મરાયા અને પીટર્સબર્ગનો શિયાળાનો બરફ લોહીથી રાતો થઈ ગયો. આ બનાવ રવિવારને દિવસે બન્યો અને ત્યારથી એ દિવસને 'લોહિયાળા રવિવાર' તરીકે ઓળખવામાં આવે છે. આખા દેશમાં ભારે ખળભળાટ ભભૂકી ઊઠ્યો. કારખાનાના મજૂરોએ હડતાળો પાડી અને એને પરિણામે ક્રાંતિને માટે પ્રયાસ કરવામાં આવ્યો. ઝારની સરકારે ૧૯૦૫ની આ ક્રાંતિને ભારે ક્રૂરતાથી દાબી દીધી. અનેક કારણોને લઈને આપણે માટે પણ એ ક્રાંતિ રસપ્રદ છે. ૧૨ વરસ પછી ૧૯૧૭ની સાલમાં જે મહાન ક્રાંતિ થવાની હતી તેને માટે આ ક્રાંતિ એક પ્રકારની તૈયારીરૂપ હતી. ૧૯૧૭ની ક્રાંતિએ રશિયાની સૂરત બદલી નાખી. ૧૯૦૫ની આ નિષ્ફળ ક્રાંતિ દરમ્યાન ક્રાંતિકારી મજૂરોએ એક નવીન પ્રકારની સંસ્થા

ઊભી કરી. પછીના સમયમાં એ સંસ્થા ભારે મશહૂર થવાની હતી. એ સંસ્થા સોવિયેટને નામે ઓળખાવા લાગી.

ચીન અને જાપાન તથા જાપાન-રશિયાના વિગ્રહની વાત કરતાં કરતાં મારી હંમેશની ટેવ પ્રમાણે ૧૯૦૫ની રશિયન ક્રાંતિની વાત ઉપર હું ઊતરી પડ્યો. પરંતુ આ જાપાન-રશિયા વિગ્રહની પૂર્વપીઠિકા તને સમજાવવાને ખાતર મારે તને એ વિષે થોડું કહેવું પડયું. ઘણે અંશે ક્રાંતિના એ પ્રયાસ તથા પ્રજાના તે વખતના માનસને કારણે જ ઝારને જાપાન સાથે સમજૂતી કરવી પડી.

૧૯૦૫ના સપ્ટેમ્બર માસમાં થયેલી પોર્ટસ્મથની સંધિથી જાપાન-રશિયાના વિગ્રહનો અંત આવ્યો. પોર્ટસ્મથ યુનાઇટેડ સ્ટેટ્સમાં આવેલું છે. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખે બંને પક્ષોને ત્યાં બોલાવ્યા હતા અને એ સંધિ ઉપર ત્યાં સહીઓ થઈ. આ સંધિની રૂએ જાપાનને પોર્ટ આર્થર તથા લિયેટાંગ દ્વીપકલ્પ આખરે પાછાં મળ્યાં. તને યાદ હશે કે ચીની વિગ્રહ વખતે જાપાનને તે છોડી દેવાની ફરજ પાડવામાં આવી હતી. વળી જાપાનને રશિયાએ મંચૂરિયામાં બાંધેલી મોટા ભાગની રેલવે તથા જાપાનની ઉત્તરે આવેલો સખાલીનનો અરધો ટાપુ પણ મળ્યાં. એ ઉપરાંત રશિયાએ કોરિયા ઉપરના પોતાના બધા દાવાઓ તજી દીધા.

આમ જાપાન જીત્યું અને મહાન સત્તાઓના જાદુઈ વર્તુલમાં તે દાખલ થયું. એશિયા ખંડના એક દેશ જાપાનની જીતથી એશિયાના બધા દેશોમાં દૂરગામી અસર થવા પામી. જાપાનની એ જીતથી કુમાર અવસ્થામાં હું કેટલો બધો ઉત્સાહિત થયો હતો તેની વાત હું તને આગળ કહી ચૂક્યો છું. એવો ઉત્સાહ અથવા ઉત્તેજના તે સમયે એશિયાના અસંખ્ય કુમારકુમારિકાઓ તથા પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષોએ અનુભવી હતી. યુરોપની એક મહાન સત્તાને હરાવવામાં આવી હતી. એટલે ભૂતકાળમાં જેમ તેણે અનેક વાર હરાવ્યું હતું તેમ હજી પણ એશિયા યુરોપને હરાવી શકે એમ હતું. એશિયાના પૂર્વના દેશોમાં રાષ્ટ્રવાદનું મોજું વધારે ઝડપથી ફરી વળ્યું અને 'એશિયાવાસીઓ માટે એશિયા'નો પોકાર સંભળાવા લાગ્યો. પરંતુ આ રાષ્ટ્રવાદમાં ભૂતકાળની સ્થિતિ તરફ પાછું પ્રયાણ કરવું તથા પુરાણી રૂઢિઓ અને માન્યતાઓને વળગી રહેવું માત્ર એટલાનો જ સમાવેશ નહોતો થતો. જાપાનની જીત પશ્ચિમના દેશોની નવીન ઔદ્યોગિક પદ્ધતિઓના અંગીકારને આભારી હતી એમ જોવામાં આવ્યું અને પૂર્વના દેશોમાં સર્વત્ર એ વિચારો અને પદ્ધતિઓ વધારે લોકપ્રિય બન્યાં.

## ૧૧૮. ચીન પ્રજાસત્તાક બને છે

૩૦ ડિસેમ્બર, ૧૯૩૨

જાપાને રશિયા ઉપર મેળવેલી જીતથી એશિયાની પ્રજાઓ હરખમાં આવીને કેટલી બધી પુલકિત થઈ ગઈ હતી તે આપણે જોઈ ગયાં. પરંતુ એનું તાત્કાલિક પરિણામ એ આવ્યું કે એથી આક્રમણકારી સામ્રાજ્યવાદી સત્તાઓમાં એકનો ઉમેરો થયો. એની પહેલી અસર કોરિયાને વેઠવી પડી. જાપાનનો ઉદય કોરિયાના પતનનો નિમિત્ત બન્યો. પોતાનાં દ્વાર ઉઘાડીને જાપાન દુનિયા સાથે સંપર્કમાં આવ્યું ત્યારથી જ કોરિયા અને અમુક અંશે મંચૂરિયા પોતાનાં છે એમ જાપાન માનવા લાગ્યું હતું. અલબત તેણે વારંવાર જાહેર કર્યા કર્યું કે ચીનની અખંડિતતા તથા કોરિયાના સ્વાતંત્ર્યને તે માન્ય રાખનાર હતું. જ્યારે તેઓ સામા પક્ષને લૂંટતી હોય છે ત્યારે તેના પ્રત્યેની ભલી લાગણીઓની ગલીચ ખાતરીઓ આપવાની તથા તેઓ જ્યારે કતલ ચલાવી રહી હોય છે ત્યારે જીવનની પવિત્રતાની ઘોષણા કરવાની સામ્રાજ્યવાદી સત્તાઓની એક પ્રકારની પ્રથા હોય છે. આ પ્રમાણે જાપાને ગંભીરપણે જાહેર કર્યું કે કોરિયામાં તે કશી દખલગીરી કરનાર નથી અને તે જ ઘડીએ તેણે તેનો કબજો લેવાની પોતાની પુરાણી નીતિનો અમલ કરવા માંડ્યો. ચીન અને રશિયા સાથેના તેના વિગ્રહમાં તેની નજર કોરિયા તથા મંચૂરિયા ઉપર હતી. ધીમે ધીમે તેણે એ દિશામાં વધવા માંડ્યું હતું અને ચીન તથા રશિયાની હાર પછી હવે તેનો રસ્તો મોકળો થઈ ગયો.

પોતાની સામ્રાજ્યવાદી નીતિ આગળ ધપાવવામાં જાપાનને કોઈ પણ પ્રકારની નૈતિક ભાવના નડી નહિ. તેણે ધોળે દહાડે છડેચોક આંચકી લેવા માંડ્યું; પોતાની દુષ્ટ યોજના ઉપર ખોટો ઢાંકપિછોડો કરવાની પરવા સરખી પણ તેણે રાખી નહિ. ચીની વિગ્રહ પહેલાં છેક ૧૮૯૪ની સાલમાં પણ કોરિયાની રાજધાની સેઓલમાં આવેલા રાજમહેલમાં બળજબરીથી પેસી જઈને તેમના કહેવા પ્રમાણે ન કરનાર રાણીને ત્યાંથી ઉપાડી જઈ જાપાનીઓએ કેદ કરી હતી. રશિયન વિગ્રહ પછી ૧૯૦૫ની સાલમાં જાપાની સરકારે કોરિયાના રાજાને પોતાના દેશની સ્વતંત્રતા લખી આપીને જાપાનનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પાડી. પણ આટલાથીયે તેમને સંતોષ ન થયો. એ પછી પાંચ વરસ કરતાં પણ ઓછા સમયમાં એ કમનસીબ રાજાને દૂર કરવામાં આવ્યો અને કોરિયાને જાપાની સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. ૧૯૧૦ની સાલમાં આ બનાવ બન્યો. ૩૦૦૦ કરતાંયે વધારે વરસોના ઇતિહાસ પછી કોરિયા એક નિરાળા રાજ્ય તરીકે મટી ગયું. જે રાજાને આ રીતે દૂર કરવામાં આવ્યો તે ૫૦૦ વરસ પૂર્વે મંગોલોને હાંકી કાઢનાર રાજવંશનો વંશ જ હતો. પરંતુ તેના

વડીલ ભાઈ ચીનની પેઠે કોરિયા પણ જડ, સ્થગિત અને નિષ્ક્રિય બની ગયું હતું અને એ માટેની શિક્ષા તેને ભોગવવી પડી.

કોરિયાને તેનું પુરાણું નામ ચોસન, એટલે કે પ્રભાતની શાંતિનો પ્રદેશ, પાછું આપવામાં આવ્યું. જાપાનીઓએ ત્યાં કેટલાક આધુનિક સુધારાઓ દાખલ કર્યાં પરંતુ કોરિયાની પ્રજાની ભાવનાને તેમણે નિર્દયપણે ચગદી નાખી. વરસો સુધી સ્વાતંત્ર્ય માટેનો સંગ્રામ ચાલુ રહ્યો અને ત્યાં આગળ અનેક બળવાઓ પણ થયા. એમાં ૧૯૧૯ની સાલનો બળવો સૌથી મહત્ત્વનો હતો. કોરિયાની પ્રજા અને ખાસ કરીને યુવકયુવતીઓ ભારે મુશ્કેલીઓ સામે અતિશય બહાદુરીથી લડ્યાં. સ્વાતંત્ર્ય માટે લડતી કોરિયાની સંસ્થાએ એક પ્રસંગે વિધિપૂર્વક કોરિયાની સ્વતંત્રતા જાહેર કરી અને એ રીતે જાપાનીઓને પડકાર કર્યો. એ વિષે એવી વાત ચાલે છે કે, એ પછી તરત જ તેમણે પોતાના કાર્યની પોલીસને ટેલિફોનથી ખબર આપી! આ રીતે ધ્યેયને ખાતર તેમણે ઇરાદાપૂર્વક પોતાની જાતની આહુતિ આપી. જાપાનીઓએ કોરિયનો ઉપર ચલાવેલું દમન એ ઇતિહાસનું એક કાળું અને ખેદજનક પ્રકરણ છે. તને એ જાણીને આનંદ થશે કે, કૉલેજમાંથી તરતની જ બહાર પડેલી કોરિયાની કુમારિકાઓએ એ લડતમાં આગળ પડતો ભાગ લીધો હતો.

હવે આપણે ચીન તરફ પાછાં વળીએ. બોક્સર ચળવળને દાબી દેવામાં આવી તથા પેકિંગનો કરાર થયો એ પછી એકાએક આપણે તેને છોડી દીધું હતું. ચીનને સંપૂર્ણપણે શરમિંદું કરવામાં આવ્યું, અને પછી ત્યાં આગળ ફરીથી સુધારાની દિશામાં પ્રયાસ આદરવામાં આવ્યો. વૃદ્ધ રાજમાતાને પણ લાગ્યું કે કંઈક કરવું જોઈએ. જાપાન-રશિયાના વિગ્રહ દરમ્યાન ચીનની હકૂમત નીચેની ભૂમિ મંચૂરિયામાં યુદ્ધ ચાલી રહ્યું હતું છતાંયે ચીન તેનો નિષ્ક્રિય પ્રેક્ષક બની રહ્યું. જાપાનના વિજયથી ચીનના સુધારકોના હાથ મજબૂત બન્યા. કેળવણીને આધુનિક બનાવવામાં આવી તથા આધુનિક વિજ્ઞાનનો અભ્યાસ કરવાને અર્થે વિદ્યાર્થીઓને યુરોપ, અમેરિકા તથા જાપાન મોકલવામાં આવ્યા. રાજ્યના અધિકારીઓની નિમણૂક કરવા માટેની સાહિત્યની પરીક્ષાની પુરાણી પદ્ધતિ રદ કરવામાં આવી. ચીનની આ વિશિષ્ટ પ્રકારની અને આશ્ચર્યકારક પદ્ધતિ છેક હન રાજવંશના સમયથી ૨૦૦૦ વરસો સુધી ચાલુ રહી. ઘણા વખતથી એ જરીપુરાણી બની ગઈ હતી અને એની ઉપયોગિતા રહી નહોતી. વળી તે ચીનને પછાત રાખી રહી હતી. આથી એને રદ કરવામાં આવી એ યોગ્ય જ થયું. આમ છતાંયે એ પદ્ધતિ લાંબા કાળ સુધી એક રીતે એક આશ્ચર્યકારક વસ્તુ હતી. જીવન પ્રત્યેની ચીની લોકોની દૃષ્ટિની એ નિદર્શક હતી. એશિયા તથા યુરોપના ઘણાખરા દેશોની પેઠે ચીનની જીવનદૃષ્ટિ ફયૂડલ સમાજરચના કે ધાર્મિક ક્રિયાકાંડ ઉપર રચાયેલી નહોતી. તેમની જીવનદૃષ્ટિ

તો વિવેક અથવા બુદ્ધિના પાયા ઉપર રચાયેલી હતી. ચીની લોકો ધર્મના સંકુચિત અર્થમાં દુનિયામાં સૌથી ઓછામાં ઓછા ધાર્મિક છે, અને એમ છતાં નીતિ તથા સુવ્યવસ્થિત જીવનનાં ધોરણોનું તેઓ કોઈ પણ ધાર્મિક પ્રજા કરતાં વધારે ચીવટપૂર્વક પાલન કરતા આવ્યા છે. તેમણે બુદ્ધિના પાયા ઉપર સમાજ રચવાનો પ્રયાસ કર્યો પરંતુ તેમણે એ વસ્તુ માત્ર તેમના પુરાણા પ્રમાણ-ગ્રંથોમાં જ મર્યાદિત કરી રાખી એથી પ્રગતિ અને પરિવર્તન અટકી પડયાં અને સ્થગિતતા તથા જડતાએ ઘર કર્યું. હિંદમાં આપણે ચીનના આ બુદ્ધિ-પ્રધાન વલણમાંથી ઘણું શીખવાનું છે, કેમકે, આપણે હજીયે મતાગ્રહી ધર્મ, ન્યાતજાતો, પુરોહિતશાહી તથા ફ્યૂડલ ખ્યાલોના સકંજામાં સપડાયેલાં છે. ચીનના મહાન ઋષિ કોન્ફ્યુશિયસે પોતાની પ્રજાને એક ચેતવણી આપી હતી તે આપણે પણ યાદ રાખવા જેવી છે. "જેઓ આધિદૈવિક સૃષ્ટિ સાથે કાર્ય કરવાનો ડોળ રાખતા હોય તેમની સાથે કશી લેવાદેવા રાખશો નહિ. જો તમે તમારા દેશમાં આધિદૈવિકવાદને પગપેસારો કરવા દેશો તો તેને પરિણામે ભીષણ આપત્તિ આવી પડશે." કમનસીબે આપણા દેશમાં પોતાના માથા ઉપર ચોટલી કે જટાવાળા, લાંબી દાઢીવાળા, પોતાના કપાળ ઉપર ચિત્રવિચિત્ર ચિહ્નોવાળા અથવા તો ભગવાં વસ્ત્ર ધારણ કરનારા ઘણા માણસો આધિદૈવિક સૃષ્ટિના આડતિયાઓ તરીકે ખપે છે અને આમ જનતાનું લોહી ચૂસે છે.

ચીન પાસે બુદ્ધિવાદનો પુરાણો વારસો તથા સંસ્કૃતિ હોવા છતાં તે વર્તમાન કાળ ઉપરનો કાબૂ ખોઈ બેઠું હતું. અને તેની પુરાણી સંસ્થાઓ મુસ્કેલીઓના સમયમાં તેને કશી સહાય ન આપી શકી. પરંતુ ઘટનાઓના બળે તેનાં અનેક બાળકોમાં ચેતન પૂર્યું અને જ્ઞાનની શોધ માટે તેમને અન્યત્ર પ્રેર્યાં. એ ઘટનાઓએ વૃદ્ધ રાજમાતાને પણ જાગ્રત કરી. તેણે રાજ-બંધારણ આપવાની અને લોકશાસન સ્થાપવાની વાતો કરવા માંડી અને જુદા જુદા દેશોનાં રાજ્યબંધારણોનો અભ્યાસ કરવાને પરદેશમાં એક કમિશન મોકલ્યું.

વૃદ્ધ રાજમાતાની ચીની સરકાર આખરે આગેકૂચ કરવા લાગી પરંતુ પ્રજા તેના કરતાં વધારે ઝડપથી આગળ વધી રહી હતી. છેક ૧૮૯૪ની સાલમાં ડૉ. સુનયાત્સેને એક મંડળ સ્થાપ્યું હતું. એનું નામ 'ચીની પુનરુદ્ધાર મંડળ' હતું. પરદેશી સત્તાઓએ ચીન પાસે બળજબરીથી અન્યાયી અને એકતરફી સંધિ કરાવી હતી તેની સામેના વિરોધ તરીકે ઘણા લોકો એમાં જોડાયા. ચીના લોકો એને 'વિષમ સંધિઓ' તરીકે ઓળખતા હતા. આ મંડળની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઈ અને તેણે દેશના યુવકવર્ગને આકર્ષ્યો. ૧૯૧૧ની સાલમાં એ મંડળે પોતાનું નામ બદલીને કુમિંગ-ટાંગ રાખ્યું અને તે ચીની ક્રાંતિનું કેન્દ્ર બન્યું. કુમિંગ-ટાંગનો અર્થ 'રાષ્ટ્રીય પ્રજાપક્ષ' એવો થાય છે. એ ચળવળના પ્રવર્તક ડૉ. સુને પોતાના દેશના રાજ્યબંધારણ માટેના નમૂના

તરીકે યુનાઇટેડ સ્ટેટ્સ તરફ નજર કરી. તેને તો પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થાપવું હતું. ઇંગ્લંડની પેઠે બંધારણીય રાજાશાહી નહિ. જાપાનની પેઠે સમ્રાટપૂજા તો ખચીત તેને નહોતી જ જોઈતી. ચીનાઓએ સમ્રાટને પૂજા માટેનું પૂતળું કદી બનાવ્યો નહોતો. વળી એ સમયે શાસન કરતો રાજવંશ ભાગ્યે જ ચીની રાજવંશ કહી શકાય. એ મંચૂ રાજવંશ હતો અને ચીનમાં મંચૂવિરોધી લાગણી ઠીકઠીક પ્રમાણમાં પ્રવર્તેલી હતી. પ્રજામાં પેદા થયેલા આ ખળભળાટે જ રાજમાતાને કંઈક કરવાને માટે પ્રવૃત્તિશીલ બનાવી હતી. પરંતુ ભાવિમાં અમલમાં મૂકવાના રાજબંધારણની જાહેરાત કર્યા પછી થોડા જ વખતમાં એ વૃદ્ધ મહિષી મરણ પામી. પણ વિચિત્ર ઘટના એવી બની કે, એ રાજમાતા તથા જેને તેણે ગાદી ઉપરથી દૂર કર્યો હતો તે સમ્રાટ અને તેનો ભત્રીજો ૧૯૦૮ના નવેમ્બર માસમાં ચોવીસ કલાકની અંદર મરણ પામ્યા. હવે એક બાળક કેવળ નામનો જ સમ્રાટ બન્યો.

પાર્લમેન્ટની બેઠક બોલાવવા માટે ભારે પોકાર ઊઠ્યો અને દેશમાં મંચૂવિરોધી તથા રાજાશાહીવિરોધી લાગણી અતિશય તીવ્ર બની ગઈ. ક્રાંતિકારીઓ સબળ બન્યા. તેમનો સામનો કરી શકે એવો યુઆન-શીહ–કાઈ નામનો એક પ્રાંતનો હાકેમ એક માત્ર સમર્થ પુરુષ હતો. એ માણસ અતિશય લુચ્ચો અને કાવતરાંખોર હતો. પરંતુ ચીનનું એક માત્ર આધુનિક અને કુશળ સૈન્ય તેના કાબૂ નીચે હતું. એ સૈન્યને 'આદર્શ સૈન્ય' એવા નામથી ઓળખવામાં આવતું હતું. મંચૂ શાસકોએ યુઆનને દૂભવ્યો અને તેને બરતરફ કર્યો અને એ રીતે તેમણે તેમને થોડા વખત સુધી પણ બચાવી શકે એવા એક માત્ર પુરુષને ગુમાવ્યો. ૧૯૧૧ના ઑક્ટોબર માસમાં યાંગત્ઝે નદીની ખીણમાં ક્રાંતિ ફાટી નીકળી અને થોડા જ વખતમાં મધ્ય ચીન અને દક્ષિણ ચીનના મોટા ભાગના પ્રદેશે બળવો પોકાર્યો. ૧૯૧૨ની સાલના નવા વરસને દિવસે બળવો પોકારનાર પ્રાંતોએ પ્રજાસત્તાકની જાહેરાત કરી. નાન્કીનને તેમણે પોતાની રાજધાની બનાવી અને ડૉ. સુનયાત્સેનને પ્રજાસત્તાકનો પ્રમુખ ચૂંટવામાં આવ્યો.

દરમ્યાન યુઆન-શીહ-કાઈ એ નાટક નિહાળી રહ્યો હતો અને તેને લાભકારક થઈ પડે તે ઘડીએ તેમાં વચ્ચે પડવાને તૈયાર થઈ બેઠો હતો. સમ્રાટ બાળક હોવાથી તેની અવેજીમાં રાજ્ય કારભાર ચલાવનાર અધિકારીએ યુઆનને બરતરફ કર્યાની વાત અતિશય મજાની છે. પુરાણા ચીનમાં દરેક વસ્તુ પૂરેપૂરા વિવેક અને અદબથી કરવામાં આવતી. યુઆનને બરતરફ કરવાનો વખત આવ્યો ત્યારે એવું જાહેર કરવામાં આવ્યું કે તેના પગને રોગ લાગુ પડ્યો છે. અલબત, તેનો પગ સરસ હાલતમાં હતો અને આ તો તેને દૂર કરવાની એક રૂઢ પદ્ધતિ હતી એમ સૌ કોઈ જાણતું હતું. પરંતુ યુઆને તો

એનું વેર લીધું. બે વરસ પછી ૧૯૧૧ની સાલમાં બળવો ફાટી નીકળ્યો ત્યારે ગભરાઈને સમ્રાટને નામે શાસન કરનારે તેને પાછો બોલાવ્યો. પોતાની શરતો માન્ય થયા વિના પાછા જવાનો યુઆનનો ઇરાદો નહોતો. એટલે તેણે એ આમંત્રણનો એવો જવાબ વાળ્યો કે, આ ઘડીએ હું ઘર છોડી શકું એમ નથી એમ જણાવતાં મને ખેદ થાય છે. કેમકે હું પ્રવાસ કરી શકું એટલો મારો પગ હજી સાજો થયો નથી! એક માસ પછી તેની શરતો માન્ય રાખવામાં આવી ત્યારે તેનો પગ એકદમ સાજો થઈ ગયો.

પણ ક્રાંતિને દાબી દેવાની ઘડી વહી ગઈ હતી અને કોઈ પણ બાજુ તરફ પોતાનો પક્ષપાત બતાવીને પોતાની જાતને જોખમમાં ન મૂકવા જેટલો યુઆન કુશળ હતો. આખરે તેણે મંચૂઓને ગાદીત્યાગ કરવાની સલાહ આપી. તેમને પ્રજાસત્તાકનો સામનો કરવાનો હતો અને તેમના પોતાના સેનાપતિએ જ તેમનો ત્યાગ કર્યો હતો એ સ્થિતિમાં હવે તેમને માટે એ સિવાય બીજો ઉપાય રહ્યો નહોતો. ૧૯૧૨ના ફેબ્રુઆરીની ૧૨મી તારીખે ગાદીત્યાગની જાહેરાત બહાર પાડવામાં આવી અને અઢીસો વરસ કરતાંયે વધારે સમયના યાદગાર શાસન પછી મંચૂવંશ ચીનની રંગભૂમિ ઉપરથી અદૃશ્ય થયો. એક ચીની કહેતી પ્રમાણે 'સાવજની ગર્જના સાથે તેઓ આવ્યા અને એક સર્પની પૂંછડીની પેઠે તેઓ લુપ્ત થયા.'

એ જ દિવસે એટલે કે ૧૨મી ફેબ્રુઆરીએ નવા પ્રજાસત્તાકની રાજધાની નાન્કીનમાં — જ્યાં આગળ મિંગ વંશના પ્રથમ સમ્રાટનું કીર્તિમંદિર પણ આવેલું હતું — આશ્ચર્યકારક વિધિ કરવામાં આવી. એ વિધિમાં પ્રાચીન તેમ જ અર્વાચીન ભાવનાઓનો સુમેળ સાધવામાં આવ્યો હતો. પ્રજાસત્તાકના પ્રમુખ ડૉ. સુનયાત્‌સેન પોતાના પ્રધાનમંડળ સહિત આ કીર્તિમંદિરમાં ગયા અને ત્યાં આગળ તેમણે પ્રાચીન રીત પ્રમાણે આહુતિ આપી. અને આ પ્રસંગે પોતાના વ્યાખ્યાનમાં તેમણે જણાવ્યું, "આપણે પૂર્વ એશિયામાં પ્રજાસત્તાક રાજ્યતંત્રના અખતરાનો આરંભ કરી રહ્યા છીએ. પુરુષાર્થ કરનારાઓને સફળતા ભલેને વહેલી કે મોડી મળે પરંતુ એ વાત તો નિશ્ચિત છે કે સજ્જનોને અંતે તેમના પુરુષાર્થનો બદલો મળે છે જ. તો પછી આપણને વિજય મળતાં વિલંબ થયો એ માટે આપણે અસંતુષ્ટ શાને થવું જોઈએ?" સ્વદેશમાં તેમ જ પોતાના દેશવટા દરમ્યાન અનેક વરસો સુધી ડૉ. સુનયાત્‌સેને ચીનની મુક્તિ માટે ભારે પ્રયાસ કર્યો અને આખરે વિજય તેમને વરતો જણાયો. પરંતુ સ્વાતંત્ર્ય એ હાથમાં આવે અને પકડમાંથી વારંવાર છટકી જાય એવો સરકણો મિત્ર છે અને સફળતા વરે તે પહેલાં તે પૂરેપૂરી કિંમત માગે છે. વળી તે ખોટી આશાઓ આપીને આપણી વારંવાર હાંસી કરે છે તથા તે આપણને પ્રાપ્ત થાય તે પહેલાં અનેક વિટંબણાઓ અને મુશ્કેલીઓ દ્વારા તે આપણી

કસોટી કરે છે. ચીન તથા ડૉ. સુનની સ્વાતંત્ર્યયાત્રા હજી અધૂરી હતી — હજી તેમને ઘણો માર્ગ કાપવાનો હતો. વરસો સુધી ચીનના બાલ પ્રજાસત્તાકને પોતાનું જીવન ટકાવી રાખવા ઝૂઝવું પડ્યું, વીશ વરસ પછી આજે જ્યારે તે પુખ્ત વયનું થવું જોઈતું હતું ત્યારે પણ તેનું ભાવી કેવું હશે તે હજી નિશ્ચિતપણે કહી શકાતું નથી.

મંચૂઓએ તો ગાદીત્યાગ કર્યો પરંતુ યુઆન હજી પ્રજાસત્તાકના માર્ગમાં અંતરાયરૂપ થઈને ઊભો હતો અને તે શું કરશે એની કોઈને પણ ખબર નહોતી. ચીનના ઉત્તર ભાગમાં યુઆનનો કાબૂ હતો; પ્રજાસત્તાકનો દક્ષિણ ભાગમાં. સુલેહશાંતિ સ્થાપવાને તથા આંતરવિગ્રહ ટાળવાને ખાતર ડૉ. સુનચાત્સેને પોતાની જાતને ભૂંસી નાખી, પ્રમુખપદ ઉપરથી તે નિવૃત્ત થયો અને યુઆન-શીહ-કાઈને પ્રમુખ ચૂંટવામાં આવ્યો. પરંતુ યુઆન પ્રજાસત્તાકનો ઉપાસક નહોતો. પોતાની મોટાઈ વધારવાને તેને તો ગમે તે રીતે સત્તા મેળવવી હતી. પ્રમુખ ચૂંટીને તેનું બહુમાન કરનાર ખુદ પ્રજાસત્તાકને જ કચરી નાખવાને તેણે વિદેશી સત્તાઓ પાસેથી નાણાં ઉછીનાં લીધાં. તેણે પાર્લમેન્ટને બરતરફ કરી અને કુ-મિંગ-ટાંગ પક્ષને વિખેરી નાખ્યો. એને પરિણામે ભાગલા પડ્યા અને દક્ષિણમાં ડૉ. સુનની આગેવાની નીચે વિરોધી સરકારની સ્થાપના કરવામાં આવી. પોતાની સમગ્ર શક્તિથી ડૉ. સુને ભાગલા પડતા ટાળવા ભગીરથ પ્રયત્ન કર્યો પણ તેની મુરાદ પાર ન પડી અને ભાગલા તો પડ્યા જ. પરિણામે મહાયુદ્ધ શરૂ થયું ત્યારે ચીનમાં બે સરકારો હતી. યુઆને સમ્રાટ બની બેસવાનો પ્રયાસ કર્યો પણ તેમાં તે ન ફાવ્યો અને થોડા જ વખતમાં તે મરણ પામ્યો.

## ૧૧૯. બૃહદ્ ભારત અને ઈસ્ટ ઇન્ડિઝ

૩૧ ડિસેમ્બર, ૧૯૩૨

અત્યાર પૂરતી તો દૂર પૂર્વના દેશોની વાત આપણે પૂરી કરી છે. ૧૯મી સદીના કાળના હિંદ વિષે પણ આપણે થોડું જાણી લીધું. અને હવે આપણે પશ્ચિમ દિશામાં યુરોપ, આફ્રિકા તથા અમેરિકા તરફ નજર કરવી જોઈએ. પરંતુ એ લાંબો પ્રવાસ આપણે આરંભીએ તે પહેલાં એશિયાના અગ્નિ ખૂણાના પ્રદેશોની ઝાંખી કરીને એ તરફના મુલકો વિષેનું આજદિન સુધીનું જ્ઞાન આપણે મેળવી લઈએ એમ હું ઇચ્છું છું. એ મુલકો વિષે મારા આગળના પત્રોમાં મેં અસ્પષ્ટપણે અને જુદા જુદા નામથી ઉલ્લેખ કર્યો છે. મલેશિયા, ઇન્ડોનેશિયા, ઈસ્ટ ઇન્ડિઝ, 'ફારધર ઇન્ડિયા' એટલે કે બૃહદ્ ભારત આવાં અનેક નામોથી મેં

એ પ્રદેશોનો ઉલ્લેખ કર્યો છે. કોઈ પણ એક નામમાં એ બધા પ્રદેશોનો સમાવેશ થાય છે કે કેમ એ વિષે મને શંકા છે. પરંતુ આપણે એકબીજાને સમજતાં હોઈએ પછી નામની મિથ્યા ગડભાંજ શી?

તારી પાસે નાનો સરખો નકશો હોય તો તેના તરફ નજર કર. તું જોશે કે એશિયાના અગ્નિ ખૂણામાં બ્રહ્મદેશ, સિયામ અને જેને હાલ હિંદી ચીન કહેવામાં આવે છે એ દેશોનો બનેલો એક દ્વીપકલ્પ છે. અને બ્રહ્મદેશ તથા સિયામની વચ્ચેથી જમીનની એક સાંકડી પટી આગળ વધે છે. એ પટી આગળ ઉપર પહોળી થાય છે અને એના છેડા ઉપર સિંગાપોર શહેર આવેલું છે. આ પ્રદેશ મલાયા દ્વીપકલ્પ કહેવાય છે. મલાયા અને ઑસ્ટ્રેલિયા વચ્ચે નાના મોટા અને ભાત ભાતના આકારના અનેક ટાપુઓ આવેલા છે. આ ટાપુઓ આપણને એશિયા તથા ઑસ્ટ્રેલિયાને જોડતા એક પ્રચંડ પુલના અવશેષોનો ખ્યાલ આપે છે. એ બધા ટાપુઓ ઇસ્ટ ઇન્ડિઝ કહેવાય છે અને એમની ઉત્તરે ફિલિપાઈન ટાપુઓ આવેલા છે. આધુનિક નકશો તને બતાવશે કે બ્રહ્મદેશ તથા મલાયા બ્રિટનના તાબામાં છે, હિંદી ચીન ફ્રાંસના તાબામાં છે અને એ બંનેની વચ્ચે આવેલો સિયામ સ્વતંત્ર દેશ છે. ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓ — જાવા, સુમાત્રા અને બોર્નિયો, સેલેબેઝ અને મલાક્કાનો મોટો ભાગ વગેરે યુરોપના વહાણવટીઓને હજારો માઈલની સમુદ્રની જોખમકારક સફર ખેડવાને આકર્ષનાર મશહૂર તેજાનાના ટાપુઓ — હોલૅંડના તાબામાં છે, ફિલિપાઈન ટાપુઓ અમેરિકાની હકૂમત નીચે છે.

પૂર્વના સમુદ્રમાં આવેલા દેશોની આજે આ સ્થિતિ છે. પરંતુ બે હજાર વરસો પૂર્વે ત્યાં જઈને એ દેશોમાં વસવાટ કરનાર હિંદના ફરજંદો વિષે, લાંબા કાળ સુધી જાહોજલાલીભરી કારકિર્દી ભોગવનારાં ત્યાંનાં સામ્રાજ્યો વિષે, આશ્ચર્યચકિત કરી મૂકે એવાં ત્યાંનાં રમણીય નગરો વિષે, ત્યાંના વેપારરોજગાર વિષે તથા ચીની અને હિંદી સંસ્કૃતિ તેમ જ સુધારાના ત્યાં આગળ થયેલા સંગમ વિષે મેં તને કહ્યું હતું એ તને યાદ હશે.

આ દેશો વિષેના મારા છેલ્લા (૭૯મા) પત્રમાં ફિરંગીઓના પૂર્વના સામ્રાજ્યના પતન તથા બ્રિટિશ અને ડચ ઇસ્ટ ઇંડિયા કંપનીઓના ઉદય વિષે મેં તને વાત કરી હતી. ફિલિપાઈન ટાપુઓમાં હજીયે સ્પેનવાસીઓનો અમલ ચાલુ હતો. અંગ્રેજ તથા ડચ અથવા વલંદાઓ ફિરંગીઓને હરાવીને ત્યાંથી હાંકી કાઢવાને માટે એકત્ર થઈ ગયા હતા. તેઓ તેમની એ નેમમાં સફળ થયા પરંતુ એ વિજેતાઓ વચ્ચે એકબીજા માટે જરા સરખો પણ પ્રેમ નહોતો અને તેઓ વારંવાર પરસ્પર ઝઘડવા લાગ્યા. ૧૬૨૩ની સાલમાં એક પ્રસંગે મલાક્કામાં આવેલા એમ્બોયનાના ડચ ગવર્નરે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના બધા અંગ્રેજ નોકરોની ધરપકડ કરીને ડચ સરકાર સામે કાવતરું કરવાના આરોપસર

તેમને દેહાંતદંડની શિક્ષા કરી. તેમની આ એક સામટી કતલ એમ્બોયનાની કતલ તરીકે ઓળખાય છે.

એક વસ્તુ તું યાદ રાખે એમ હું ઇચ્છું છું. મારા એક આગળના પત્રમાં મેં તને એ વિષે વાત કરી હતી. એ સમયે, એટલે કે ૧૭મી સદી દરમ્યાન અને તે પછી યુરોપનું ઉદ્યોગીકરણ થયું નહોતું. નિકાસ કરવાને અર્થે તે મોટા પાયા ઉપર માલ તૈયાર કરતું નહોતું. પ્રચંડ યંત્રો અને યાંત્રિક ક્રાંતિના આગમનને હજી ઘણી વાર હતી. યુરોપને મુકાબલે એશિયા વધારે પ્રમાણમાં પાકો માલ બનાવીને તેની નિકાસ કરનાર મુલક હતો. એશિયાનો માલ યુરોપ જતો ત્યારે તેની કિંમત અમુક અંશે યુરોપના માલથી અને અમુક અંશે સ્પેનિશ અમેરિકામાંથી આવતી દોલતથી ચૂકવવામાં આવતી. એશિયા અને યુરોપ વચ્ચેનો આ વેપાર નફાકારક હતો. એ વેપારનો કાબૂ લાંબા વખત સુધી ફિરંગીઓના હાથમાં હતો અને એને પરિણામે તેઓ શ્રીમંત બન્યા હતા. ડચ અને બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીઓ એમાં ભાગ પડાવવાને સ્થાપવામાં આવી. પરંતુ ફિરંગીઓ એ વેપારને તેમના એકલાના અનામત હક તરીકે લેખતા હતા અને એમાં બીજા કોઈને ભાગ પડાવવા દેવા માગતા નહોતા. ફિલિપાઈન ટાપુઓના સ્પેનવાસીઓ સાથે તેમને કશી મુશ્કેલી ઊભી થઈ નહિ કેમકે સ્પેનવાસીઓને તો વેપાર કરતાં પોતાનો ધર્મ ફેલાવવામાં વધારે રસ હતો. ઉપર જણાવેલી બંને વેપારી કંપનીઓ તરફથી આવનારા બ્રિટિશ તથા ડચ સાહસખોરોને ધર્મની કશી પડી નહોતી; અને થોડા જ વખતમાં ત્યાં ઝઘડો ઊભો થયો.

ફિરંગી લોકો સવા સદી કરતાંયે વધારે સમયથી આ પૂર્વના પ્રદેશોમાં શાસન કરતા હતા. તેમના અમલ નીચેની પ્રજામાં તેઓ લેશ પણ લોકપ્રિય નહોતા એટલું જ નહિ પણ પ્રજામાં તેમની સામે ભારે અસંતોષ પણ વ્યાપ્યો હતો. ઇંગ્લંડ અને હૉલૅંડની એ બે વેપારી કંપનીઓએ આ અસંતોષનો લાભ ઉઠાવ્યો; ફિરંગીઓની ધૂંસરીમાંથી મુક્ત થવામાં તેમણે ત્યાંની પ્રજાને સહાય કરી પરંતુ તરત જ ફિરંગીઓની ખાલી પડેલી જગ્યા તેમણે લઈ લીધી. હિંદ તથા ઈસ્ટ ઇન્ડિઝના રાજકર્તાઓ તરીકે ભારે કરોના રૂપમાં તથા બીજી અનેક રીતે પ્રજા પાસેથી તેમણે ખંડણી લેવા માંડી અને એને લીધે યુરોપ ઉપર વધારે બોજો નાખ્યા વિના પરદેશો સાથેનો વેપાર ચલાવવામાં તેમને ભારે સુગમતા થઈ ગઈ. પૂર્વના દેશોના માલની કિંમત ચૂકવવાનું પહેલાં યુરોપને ખૂબ વસમું પડતું હતું તે મુશ્કેલી આમ હવે ઓછી થઈ ગઈ. પરંતુ આપણે આગળ જોઈ ગયા કે આમ છતાંયે ઇંગ્લંડે મનાઈહુકમ તથા ભારે જકાત દ્વારા હિંદનો માલ ત્યાં જતો રોકવા પ્રયાસ કર્યો. યાંત્રિક ક્રાંતિના આગમન સુધી પરિસ્થિતિ આવી હતી.

ઇસ્ટ ઇન્ડિઝમાં બ્રિટિશો અને વલંદાઓ વચ્ચે ઝઘડો બહુ લાંબો વખત ન ચાલ્યો કેમકે બ્રિટિશો ત્યાંથી ખસી ગયા. તેમનો વ્યવસાય હિંદમાં વધવા લાગ્યો હતો અને ત્યાં તેમને પૂરું કામ મળી ગયું હતું, એટલે ફિલિપાઇન સિવાયના આ બધા ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓ હવે માત્ર ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના તાબામાં આવી ગયા. ફિલિપાઇન ટાપુઓ સ્પેનના તાબામાં રહ્યા. સ્પેનવાસીઓને વેપારની કશી પડી નહોતી અને તેઓ વધારે મુલક જીતવાનો પ્રયત્ન કરતા નહોતા એટલે આ ભાગમાં હવે વલંદાઓનો કોઈ હરીફ રહ્યો નહિ.

હિંદની તે જ નામધારી બ્રિટિશ કંપનીની પેઠે ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપની હરીઠામ થઈને જેમ બને તેમ વધારે પૈસા મેળવવાના કામમાં લાગી ગઈ. ૧૫૭ વરસ સુધી આ કંપનીએ આ ટાપુઓમાં શાસન કર્યું. લોકોની સુખાકારી અને આબાદીની બાબતમાં તેણે સહેજ પણ લક્ષ ન આપ્યું એટલું જ નહિ પણ તેણે પ્રજાને પીડી અને તેની પાસેથી જેટલી બને એટલી ખંડણી વસૂલ કરી. આમ ખંડણી વસૂલ કરીને પૈસા પેદા કરવાનું સુગમ થઈ પડયું એટલે વેપારનું મહત્ત્વ ઘટયું અને તે શિથિલ થયો. પોતાના કાર્યની બાબતમાં કંપની સંપૂર્ણપણે આવડત વિનાની હતી અને જે વલંદાઓ તેમાં નોકરી કરવાને ગયા તેઓ હિંદની કંપનીના નોકરો અથવા આડતિયાઓના જેવા જ લુચ્ચા સાહસખોરો હતા. સારે કે નરસે ગમે તે ઉપાયે પૈસો એકઠો કરવો એ જ તેમનું પ્રધાનકાર્ય હતું. હિંદની સાધનસંપત્તિ ઘણી વધારે હતી અને ત્યાં આગળ ઘણીખરી ગેરવ્યવસ્થા ઉપર ઢાંકપિછોડો થઈ શકે એવું હતું. વળી હિંદમાં કેટલાક કુશળ ગવર્નરોએ મધ્યસ્થ રાજવહીવટ વ્યવસ્થિત અને સચોટ બનાવ્યો હતો. જોકે આમ જનતા તો એથી ચગદાતી જ હતી. પરંતુ તને યાદ હશે કે ૧૮૫૭ના મહાન બળવાએ બ્રિટિશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો અંત આણ્યો.

ડચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો વહીવટ તો દિનપ્રતિદિન બગડતો જ ગયો અને ૧૭૯૮ની સાલમાં નેધરલૅન્ડઝની સરકારે આખરે એ પૂર્વના ટાપુઓનો સીધો વહીવટ પોતાના હાથમાં લીધો. થોડા જ વખત પછી નેપોલિયનના વિગ્રહો તથા હોલૅંડ નેપોલિયનના સામ્રાજ્યનો એક ભાગ બની ગયું હતું એ કારણે બ્રિટિશ સરકારે એ ટાપુઓનો કબજો લીધો. પાંચ વરસ સુધી એ ટાપુઓને બ્રિટિશ હિંદના એક પ્રાંત તરીકે ગણવામાં આવ્યા અને એ સમય દરમ્યાન ત્યાં આગળ ઠીકઠીક પ્રમાણમાં સુધારાઓ દાખલ કરવામાં આવ્યા. નેપોલિયનના પતન પછી ઇસ્ટ ઇન્ડિઝ ટાપુઓ ફરી પાછા હોલૅંડને સોંપવામાં આવ્યા. પાંચ વરસ સુધી જાવા બ્રિટિશ હિંદની સરકાર સાથે સંકળાયેલું હતું તે દરમ્યાન ટૉમસ સ્ટૅમફોર્ડ રેફલીસ નામના એક શક્તિશાળી અંગ્રેજે જાવાના લેફ્ટેનન્ટ ગવર્નર તરીકે કામ કર્યું હતું. રેફલીસે ડચ લોકોના

સાંસ્થાનિક વહીવટ વિષે એવો હેવાલ મોકલ્યો કે, "તેમનો વહીવટ એ અસાધારણ પ્રકારના દગાફટકા, લાંચરુશવત, કતલ અને હીચકારાપણાના નમૂનારૂપ છે." જાવામાં મજૂરી કરાવવાને ગુલામો મેળવવાને માટે લોકોનું સેલેબેસમાં હરણ કરી લઈ જવાની ડચ અમલદારોએ વ્યવસ્થિત પ્રથા શરૂ કરી દીધી હતી. આ તેમની અનેક ગેરરીતિઓમાંની એક હતી. આવા પ્રકારના અપહરણની સાથે કતલ અને રંજાડનો કેર પણ વર્તાવવામાં આવતો.

નેધરલૅંડ્ઝની સરકારનો સીધો વહીવટ પણ કંપનીના વહીવટ કરતાં સારો નહોતો. લોકોને માટે તો એ કેટલીક બાબતોમાં કંપનીના વહીવટ કરતાં વધારે પીડાકારી હતો. કિસાનોને ભારે આપત્તિમાં મૂકનાર બિહારની ગળીના બગીચાઓની પદ્ધતિ વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. એના જેવી જ, જો કે એથીયે અતિશય ખરાબ, પ્રથા જાવા તેમ જ અન્યત્ર દાખલ કરવામાં આવી હતી. કંપનીના જમાનામાં માલ આપવાની લોકોને ફરજ પાડવામાં આવતી. હવે શરૂ કરવામાં આવેલી 'કલ્ચર પદ્ધતિ' અનુસાર દર વરસે વરસનો અમુક સમય કામ કરવાની લોકોને ફરજ પાડવામાં આવતી. ખેડૂતોને તેમનો ત્રીજા કે ચોથા ભાગનો સમય આપવાનો હતો એમ ધારવામાં આવતું પરંતુ વાસ્તવિક રીતે તો મોટે ભાગે તેમનો બધો સમય એમાં આપવો પડતો. ડચ સરકાર કૉન્ટ્રાક્ટરો મારફતે કામ કરાવતી. સરકાર એમને વગર વ્યાજે આગળથી નાણાં આપતી. આ કૉંટ્રાક્ટરો વેઠના મજૂરોની સહાયથી જમીનમાં પાક કરાવતા. જમીનની પેદાશ સરકાર, કૉન્ટ્રાક્ટરો તથા મજૂરી કરનારા ખેડૂતો વચ્ચે ચોક્કસ ઠરાવેલા પ્રમાણમાં વહેંચી લેવાતી એમ માનવામાં આવતું. ઘણું કરીને ગરીબ બિચારા ખેડૂતનો ભાગ સૌથી ઓછો હશે; એમાં એનો હિસ્સો કેટલો હતો એની મને ચોક્કસ ખબર નથી. વળી સરકારે એવો નિયમ કર્યો હતો કે અમુક વસ્તુઓની યુરોપને જરૂર હતી તે તો અમુક ભાગની જમીનમાં પકવવી જ જોઈએ. આમાં ચા, કૉફી, ખાંડ અને ગળી વગેરે વસ્તુઓનો સમાવેશ થતો હતો. બિહારના ગળીના બગીચાઓની પેઠે બીજી વસ્તુઓ પકવવામાં વધારે ફાયદો થતો હોય છતાંયે ઉપર જણાવેલી વસ્તુઓ પકવવાની ખેડૂતોને ફરજ પાડવામાં આવતી.

ડચ સરકારે અઢળક નફો કર્યો; કૉન્ટ્રાક્ટરો માતબર થયા; પણ ખેડૂતોને નસીબે ભૂખમરો અને આપત્તિ વેઠવાનાં આવ્યાં. ૧૯મી સદીના મધ્ય ભાગમાં ત્યાં આગળ ભીષણ દુકાળ પડ્યો અને એને પરિણામે અસંખ્ય લોકો માર્યા ગયા. એ પછી જ દુઃખમાં ડૂબેલા ખેડૂતોને માટે કંઈક કરવું જોઈએ એવો વિચાર કરવામાં આવ્યો. ધીમે ધીમે તેમની સ્થિતિ કંઈક સુધારવામાં આવી પરંતુ છેક ૧૯૧૬ની સાલ સુધી ત્યાં વેઠની પ્રથા ચાલુ હતી.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ડચ લોકોએ કેળવણીના ક્ષેત્રમાં અને બીજા કેટલાક સુધારાઓ દાખલ કર્યા. ત્યાં આગળ નવો મધ્યમ વર્ગ ઊભો થવા પામ્યો હતો અને રાષ્ટ્રીય ચળવળે સ્વાતંત્ર્યની માગણી કરવા માંડી. હિંદની પેઠે ત્યાં પણ ખચકાતાં ખચકાતાં સુધારાઓ આપવાની દિશામાં પ્રગતિ કરવામાં આવી, અને કશી સત્તા વિનાની નામની ધારાસભા સ્થાપવામાં આવી. પાંચેક વરસ ઉપર ડચ ઈસ્ટ ઇન્ડિઝમાં ક્રાંતિ થઈ પરંતુ ભારે ક્રૂરતાથી તેને દાબી દેવામાં આવી. પરંતુ જાવા અને બીજા ટાપુઓમાં સ્વતંત્રતાની જે ભાવના પેદા થઈ છે તેનો ગમે એટલું દમન અને ક્રૂરતા નાશ કરી શકે એમ નથી.

ડચ ઈસ્ટ ઇન્ડિઝ ટાપુઓ હવે નેધરલૅન્ડઝ ઇન્ડિયાને નામે ઓળખાય છે. દર પખવાડિયે હોલૅંડથી આખો યુરોપ અને એશિયા ઓળંગીને જાવાના બાતાવિયા શહેર સુધીનો હવાઈ વાહનવ્યવહાર ચાલે છે.

ઈસ્ટ ઇન્ડિઝ ટાપુઓની વાતની રૂપરેખા મેં પૂરી કરી છે અને હવે હું સમુદ્ર ઓળંગીને એશિયાખંડની ભૂમિ ઉપર જવા ચાહું છું. બ્રહ્મદેશ વિષે તો ઝાઝું કહેવાનું નથી. ઘણી વાર તેના ઉત્તર અને દક્ષિણ એવા ભાગલા પડી જતા અને એ બંને ભાગો પરસ્પર એકબીજા સાથે ઝઘડ્યા કરતા. કોઈ વાર વળી કોઈ બળવાન રાજા એ બંને ભાગોને એકત્ર કરતો એટલું જ નહિ પણ પડોશમાં આવેલા સિયામને જીતી લેવાનું સાહસ પણ કરતો. અને પછી ૧૯મી સદીમાં અંગ્રેજો સાથે ઝઘડો ઊભો થયો. બ્રહ્મી રાજાએ પોતાના સામર્થ્ય ઉપર વધારે પડતી મદાર બાંધીને આસામ ઉપર ચડાઈ કરી અને તે પ્રદેશ ખાલસા કર્યો. એ પછી હિંદના અંગ્રેજો સાથેનો પહેલો બ્રહ્મી વિગ્રહ ૧૮૨૪ની સાલમાં થયો અને એને પરિણામે આસામ અંગ્રેજોને હાથ આવ્યું. બ્રહ્મી સરકાર તથા તેનું સૈન્ય કમજોર છે એ વસ્તુ હવે અંગ્રેજો પામી ગયા અને આખો બ્રહ્મદેશ ખાલસા કરી લેવાની વાસના તેમનામાં જાગ્રત થઈ. બીજા અને ત્રીજા બ્રહ્મી વિગ્રહ માટે મૂર્ખાઈભર્યાં બહાનાં શોધી કાઢવામાં આવ્યાં. ૧૮૮૫ની સાલ સુધીમાં આખા રાજ્યને ખાલસા કરીને હિંદના બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ત્યારથી બ્રહ્મદેશનું ભાવિ હિંદ સાથે સંકળાયેલું રહ્યું છે.

બ્રહ્મદેશની દક્ષિણે મલાયા દ્વીપકલ્પમાં પણ અંગ્રેજો ફરી વળ્યા હતા. ૧૯મી સદીના આરંભમાં તેમણે સિંગાપોરના ટાપુનો કબજો લીધો અને તેના સ્થાનની અનુકૂળતાને કારણે થોડા જ વખતમાં તે ખીલતું વેપારી શહેર તેમ જ દૂર પૂર્વના દેશો તરફ જતાં વહાણોના વિસામા માટેનું બંદર બની ગયું. દ્વીપકલ્પના ઉપરના ભાગમાં આવેલા મલાક્કાના બંદરની પડતી થઈ. અંગ્રેજોએ સિંગાપોરથી ઉત્તરમાં ફેલાવા માંડ્યું. મલાયા દ્વીપકલ્પમાં નાનાં નાનાં ઘણાં રાજ્યો હતાં. એમાંનાં ઘણાંખરાં સિયામનાં ખંડિયાં રાજ્યો હતાં. ૧૯મી સદીના અંત સુધીમાં એ બધાં અંગ્રેજોનાં રક્ષિત રાજ્યો બની ગયાં, અને તેમને એક

પ્રકારના સમવાયતંત્રમાં એકત્રિત કરવામાં આવ્યાં. એ રીતે એ બધાં "મલાયાનાં રાજ્યોના સમવાયતંત્ર"ને નામે ઓળખાય છે. એમાંનાં કેટલાંક રાજ્યો ઉપર સિયામ હક્કો ધરાવતું હતું. એ હક્કો સિયામે ઇંગ્લંડને આપી દેવા પડ્યા.

આ રીતે સિયામ ચારે બાજુએ યુરોપીય સત્તાથી ઘેરાઈ ગયું. તેની પશ્ચિમ અને દક્ષિણે બ્રહ્મદેશ અને મલાયામાં ઇંગ્લંડ સર્વોપરી હતું. તેની પૂર્વે ફ્રાંસે આક્રમણકારી વલણ ધારણ કર્યું અને તેણે અનામને ગળવા માંડ્યું. અનામ ચીનનું આધિપત્ય સ્વીકારતું હતું. પણ ચીન જ જ્યારે મુશ્કેલીઓમાં ગૂંચવાયું હોય ત્યારે તેનું આધિપત્ય કશા કામનું નહોતું. ચીન વિષેના તાજેતરના મારા એક પત્રમાં ફ્રાંસે અનામ ઉપર ચઢાઈ કરી તે કારણે ચીન અને ફ્રાંસ વચ્ચે લડાઈ થયાની વાત મેં તને કહી હતી એ તને યાદ હશે. એ રીતે ફ્રાંસને જરા રોકવામાં આવ્યું ખરું પણ તે થોડા વખત પૂરતું જ. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ફ્રાંસે અનામ તથા કંબોડિયા સહિત ફ્રેંચ હિંદી ચીન નામનું એક મોટું સંસ્થાન ઊભું કર્યું. પ્રાચીન કાળમાં જ્યાં આગળ ભવ્ય અંગકોરનું સામ્રાજ્ય ખીલ્યું હતું તે કંબોડિયા સિયામના તાબાનું રાજ્ય હતું. સિયામને યુદ્ધની ધમકી આપીને ફ્રાંસે તેના ઉપર પોતાનો અધિકાર જમાવ્યો. આ બધા દેશોમાં આરંભમાં ફ્રેંચ મિશનરીઓ દ્વારા બધા કાવાદાવા અને કાવતરાંઓ કરાવવામાં આવ્યાં હતાં એ બીના લક્ષમાં રાખવા જેવી છે. આવા એક મિશનરીને એક યા બીજે કારણે મોતની શિક્ષા ફરમાવવામાં આવી હતી. એનો બદલો લેવાને માટે ૧૮૫૭ની સાલમાં તેના ઉપર ફ્રેંચોએ પહેલી ચડાઈ કરી. એને પરિણામે દક્ષિણનું સેગોન બંદર લઈ લેવામાં આવ્યું અને ત્યાંથી ફ્રેંચોનો કાબૂ ઉત્તરમાં ફેલાયો.

એશિયાના દેશોમાં સામ્રાજ્યવાદી સત્તાઓએ કરેલા ધસારાની આ નીચતાભરી વાતોનું વારંવાર પુનરાવર્તન થયું છે એમ મને લાગે છે. સર્વત્ર તેમણે લગભગ એક જ પ્રકારની રીતો અજમાવી અને લગભગ બધે જ તેઓ ફાવ્યા. એક પછી એક દેશ લઈને, કંઈ નહિ તો થોડા વખત પૂરતા પણ તેમને કોઈની કોઈ યુરોપીય સત્તાના અમલ નીચે મૂકીને તેમની વાત મેં પૂરી કરી. દક્ષિણ-પૂર્વ એશિયાનો માત્ર એક દેશ સિયામ એ આપત્તિમાંથી ઊગરી ગયો.

બ્રહ્મદેશમાં ઇંગ્લંડ અને હિંદી ચીનમાં ફ્રાંસની વચ્ચે આવેલું હોવા છતાં સિયામ નસીબદાર કે તે પરાધીનતામાંથી બચી ગયું. તેની જમણી તથા ડાબી બાજુએ યુરોપી હરીફોની હાજરીને લીધે જ તે એ આફતમાંથી ઊગરી ગયું હોય એ સંભવિત છે. બીજા દેશોની જેમ ત્યાં આગળ આંતરિક મુશ્કેલીઓ નહોતી તેમ જ તેનાં રાજતંત્ર તથા રાજવહીવટ પ્રમાણમાં સારાં હતાં એ પણ તેનું સુભાગ્ય ગણાય. પરંતુ સારું રાજતંત્ર એ કંઈ પરદેશી આક્રમણ સામે બાંયધરીરૂપ નથી હોતું. પરંતુ બન્યું એમ કે હિંદુસ્તાન તથા બ્રહ્મદેશમાં

ઇંગ્લંડ અને હિંદી ચીનમાં ફ્રાંસ સંપૂર્ણપણે પરોવાયેલું હતું અને ૧૯મી સદીના છેવટના ભાગમાં એ બંને સત્તાઓ સિયામની સરહદ સુધી આવી પહોંચી તે સમયે મુલકો ખાલસા કરવાનો જમાનો વીતી ગયો હતો. પૂર્વના દેશોમાં સામનો કરવાની ભાવના પેદા થવા લાગી હતી. વસાહતો તથા તાબેદાર દેશોમાં રાષ્ટ્રીય ચળવળનો આરંભ થઈ ચૂક્યો હતો. કંબોડિયાના પ્રશ્ન ઉપર સિયામ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ ફાટી નીકળવાનો ભય પેદા થયો હતો, પરંતુ સિયામે નમતું આપ્યું અને ફ્રાંસ સાથેનું ઘર્ષણ ટાળ્યું. પશ્ચિમ તરફ પર્વતોની મજબૂત દીવાલે બ્રહ્મદેશના અંગ્રેજોથી સિયામનું રક્ષણ કર્યું.

હું તને આગળ કહી ગયો છું કે ભૂતકાળમાં બ્રહ્મદેશના રાજાઓએ ઓછામાં ઓછી બે વખત સિયામ ઉપર ચડાઈ કરી હતી તથા તેને ખાલસા પણ કર્યું હતું. છેલ્લી ચડાઈ ૧૭૬૭ની સાલમાં થઈ. એ વખતે સિયામની રાજધાની અયુથિયા અથવા અયુધિયાનો (આટલે દૂર પણ હિંદી નામો ફેલાં આવે છે એ લક્ષમાં રાખ) નાશ કરવામાં આવ્યો. પરંતુ થોડા જ વખતમાં પ્રજાએ બળવો કર્યો અને બર્મીઓને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા તથા ૧૭૭૨ની સાલમાં નવા રાજવંશનો અમલ શરૂ થયો. એ વંશનો આરંભ રામ પહેલાથી થયો. દોઢસો વરસ બાદ આજે પણ એ જ વંશ સિયામમાં રાજ્ય કરે છે અને તેના બધા રાજાઓને 'રામ' નામ આપવામાં આવતું હોય એમ લાગે છે. આ નવા રાજવંશના અમલ દરમ્યાન સિયામનો રાજવહીવટ સારો હતો પરંતુ તેની પાછળ વાલીપણાની ભાવના રહેલી હતી. વળી એના અમલ દરમ્યાન ડહાપણપૂર્વક વિદેશી સરકારો સાથે સારા સંબંધો જાળવી રાખવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો. વિદેશ સાથેના વેપાર માટે બંદરો ખુલ્લાં કરવામાં આવ્યાં. કેટલીક વિદેશી સત્તાઓ સાથે વેપારી કરારો કરવામાં આવ્યા અને રાજવહીવટમાં પણ કેટલાક સુધારાઓ દાખલ કરવામાં આવ્યા. બેંકોક નવી રાજધાની બની. પરંતુ આ બધુંયે સામ્રાજ્યવાદી વરુઓને દૂર રાખવાને પૂરતું ન નીવડ્યું. ઇંગ્લંડે મલાયામાં પોતાની સત્તા જમાવી અને ત્યાં આગળનો સિયામનો મુલક પચાવી પાડ્યો. ફ્રાંસે કંબોડિયા તથા પૂર્વ તરફનો સિયામનો બીજો મુલક પડાવ્યો.

સિયામની બાબતમાં ૧૮૯૬ની સાલમાં ઇંગ્લંડ તથા ફ્રાંસ લડવાની અણી ઉપર આવી ગયાં હતાં. પરંતુ માન્ય થયેલી સામ્રાજ્યવાદી રીત પ્રમાણે સિયામના બાકી રહેલા પ્રદેશની અખંડતાની બાંયધરી આપવાની બાબતમાં તેઓ સંમત થયાં અને સાથે સાથે એ પ્રદેશને 'લાગવગનાં ત્રણ વર્તુળો' માં વહેંચી નાખવામાં આવ્યો. પૂર્વ ભાગ ફ્રેંચ લાગવગ નીચેનો અને પશ્ચિમ ભાગ બ્રિટિશ લાગવગ નીચેનો પ્રદેશ બન્યો. એ બેની વચ્ચેનો પ્રદેશ હજી તે બંનેની લાગવગથી મુક્ત હતો પણ તેમાં તે બંને પગપેસારો કરી શકે એમ

હતું. આ પ્રમાણે ગંભીરતાપૂર્વક સિયામની અખંડિતતાની બાંયધરી આપ્યા પછી થોડાં વરસ બાદ ફ્રાંસે પૂર્વનો થોડો વધારે પ્રદેશ પચાવી પાડ્યો એટલે અલબત્ત ઇંગ્લંડને પણ એના વળતર તરીકે દક્ષિણનો કેટલોક પ્રદેશ પડાવી લેવાની ફરજ પડી.

આ બધું થયા છતાંયે સિયામનો અમુક ભાગ યુરોપિયનોના આધિપત્યમાંથી બચી ગયો. એશિયાના એ ભાગમાં એ જ એક માત્ર દેશ એવી આપત્તિમાંથી ઊગરી ગયો. યુરોપિયનોના આક્રમણના પ્રવાહને હવે ખાળવામાં આવ્યો છે અને હવે યુરોપને એશિયામાં વધારે મુલક મળવાનો ઝાઝો સંભવ નથી.

યુરોપિયન સત્તાઓને એશિયામાંથી ગાંસડાપોટલાં બાંધીને પોતાને ઘેર પાછા ચાલ્યા જવું પડશે એવો સમય હવે ઝડપથી આવી રહ્યો છે.

સિયામમાં હજી ગઈ કાલ સુધી આપખુદ રાજાશાહી હતી અને કેટલાક સુધારાઓ દાખલ કરવામાં આવ્યા છતાં ત્યાં આગળ ઠીકઠીક પ્રમાણમાં ફ્યૂડલ વ્યવસ્થા પ્રવર્તતી હતી. હમણાં થોડાક માસ ઉપર જ ત્યાં આગળ ક્રાંતિ થઈ; જોકે એ શાંત ક્રાંતિ હતી. એને પરિણામે ઉપલો મધ્યમ વર્ગ આગળ આવ્યો હોય એમ જણાય છે. અમુક પ્રકારની ધારાસભા ત્યાં સ્થપાઈ છે. પહેલા રામના વંશનો રાજા ડહાપણપૂર્વક આ ફેરફારમાં સંમત થયો એટલે એ રાજવંશ ચાલુ રહ્યો છે. આ રીતે હાલ સિયામમાં બંધારણીય રાજાશાહી છે.

દક્ષિણ-પૂર્વ એશિયાના એક દેશની — ફિલિપાઇન ટાપુઓની — વિચારણા કરવાની હજી બાકી રહે છે. આ પત્રમાં હું તેમને વિષે પણ લખવા ચહાતો હતો પણ હવે મોડું થઈ ગયું છે અને હવે હું થાક્યો છું. વળી આ પત્ર પણ ઠીકઠીક લાંબો થયો છે. ચાલુ વરસમાં ૧૯૩૨ની સાલમાં લખેલો મારો આ છેલ્લો પત્ર છે, કેમકે જૂના વરસે પોતાની મજલ વટાવી દીધી છે અને તે તેનો છેલ્લો શ્વાસ લઈ રહ્યું છે. હવે ત્રણ કલાકમાં તે ખતમ થઈ જશે અને ભૂતકાળના સ્મરણરૂપ બની જશે.

## ૧૨૦. બીજો નવા વરસનો દિવસ

નવા વરસનો દિવસ, ૧૯૩૩

આજે નવા વરસનો દિવસ છે. પૃથ્વીએ સૂર્યની આસપાસની પોતાની બીજી એક પરિક્રમા પૂરી કરી છે. અવકાશની અંદર નિરંતર આગળ ધસતી એ કોઈ વિશિષ્ટ દિવસ કે તહેવારને માન્ય રાખતી નથી તેમ જ સૂર્યની પ્રદક્ષિણા કરતી એ પોતાની સપાટી ઉપર સળવળતાં, આપસમાં એકબીજા જોડે ઝઘડતાં તથા બેવકૂફીભર્યા મિથ્યાભિમાનથી પોતાની જાતને પૃથ્વીનું ખમીર અને સંસારચક્રના નાભિરૂપ માનતા અસંખ્યાત ઠીંગુજીઓ—સ્ત્રીપુરુષો—ના શા

હાલ થાય છે તેની કશી પરવા કરતી નથી. ધરિત્રી તો પોતાનાં સંતાનોની અવગણના કરે છે પરંતુ આપણે આપણી જાતની અવગણના કેમ કરી શકીએ? એટલે આપણામાંનાં ઘણાં નવા વરસને દિવસે આપણા જીવનની સફરમાં જરા થોભી જઈ ભૂતકાળમાં નજર કરીને જૂનાં સંભારણાં તાજાં કરવાને પ્રેરાઈએ છીએ અને પછી ભવિષ્ય તરફ નજર કરીને આશાવાદી બનવા પ્રયત્ન કરીએ છીએ. એ રીતે હું પણ આજે ભૂતકાળનાં સંભારણાં તાજાં કરું છું. કારાવાસમાંનો આ મારો એકી સાથે ત્રીજો નવા વરસનો દિવસ છે જોકે એ ગાળા દરમ્યાન ઘણા મહિનાઓ સુધી હું આ વિશાળ દુનિયામાં બહાર હતો. એથીયે આગળ નજર કરતાં મને યાદ આવે છે કે, છેલ્લાં અગિયાર વરસમાં મેં પાંચ નવા વરસના દિવસો જેલમાં ગાળ્યા છે. અને આવા નવા વરસના દિવસો તથા બીજા દિવસો મારે જેલમાં કેટલા કાઢવાના થશે એ કોણ કહી શકે વારુ!

પરંતુ જેલની ભાષામાં હવે હું 'કાળી ટોપી' થઈ ગયો છું, અને તે પણ અનેક વાર. વળી હવે હું જેલજીવનથી ટેવાઈ ગયો છું. કાર્ય અને પ્રવૃત્તિ, મોટી મોટી સભાઓ અને જાહેર વ્યાખ્યાનો તથા એક સ્થાનથી બીજે સ્થાને દોડાદોડથી ભરેલા એવા મારા બહારના જીવનને મુકાબલે આ જેલજીવન સાવ ભિન્ન છે. અહીં તો બધું જ ભિન્ન છે; અહીં બધું જ શાન્ત છે અને પ્રવૃત્તિ નહિવત્ જ છે. અને લાંબા વખત સુધી હું બેસી રહું છું અને કલાકોના કલાક સુધી હું કશું બોલતોચાલતો નથી. દિવસો, અઠવાડિયાંઓ અને મહિનાઓ એક પછી એક પસાર થાય છે, બધાં એકરૂપ થઈ જાય છે અને તેથી એકથી બીજાને નિરાળાં પાડી શકાય એવું તેમનામાં કશું નથી. અને જેલમાં પસાર થયેલો સમય કશુંયે કળી ન શકાય એવા અસ્પષ્ટ ચિત્ર જેવો ભાસે છે. ગઈ કાલ માણસને તેની ધરપકડના દિવસ સુધી લઈ જાય છે કેમકે એ બેની વચ્ચે લગભગ શૂન્યતા જ હોય છે અને એ ગાળામાં તેના મન ઉપર છાપ પાડે એવું કશું હોતું નથી. જેલજીવન એ તો એક સ્થળે ઊગતી વનસ્પતિના ટીકા કે દલીલ વિનાના શાન્ત સ્થિર જીવન જેવું છે. અને કેટલીક વાર જેલવાસીને બહારની દુનિયાની પ્રવૃત્તિઓ વિચિત્ર અને ગૂંચવનારી લાગે છે: એ બધી તેને બહુ દૂરની અને કાલ્પનિક ભાસે છે — જાણે સ્વપ્નસૃષ્ટિ ન હોય! આમ આપણે ડૉ. જેકિલ અને મિ. હાઇડની પેઠે સક્રિય અને અક્રિય એવી બે પ્રકારની પ્રકૃતિઓ, બે પ્રકારના જીવનવ્યવહાર અને બે પ્રકારનાં વ્યક્તિત્વ કેળવીએ છીએ. રૉબર્ટ લુઈ સ્ટિવન્સનની આ જેકિલ અને હાઇડની વાત તેં વાંચી છે ખરી?

પરંતુ માણસ દરેક વસ્તુથી વખતસર ટેવાઈ જાય છે અને જેલજીવનના એકના એક રોજિંદા કાર્યક્રમથી પણ તે ટેવાઈ જાય છે. અને આરામ શરીરને માટે હિતકર છે તથા શાંતિ મનને માટે. તારા ઉપરના મારા આ પત્રો મારે

માટે કેટલા મહત્ત્વના હતા તે આ બધા ઉપરથી તું સમજી શકશે. તને તો કદાચ એ પત્રો લાંબાલચક અને કંટાળાજનક લાગતા હશે તેમ જ એનું વાચન નીરસ થઈ પડતું હશે. પરંતુ એને લીધે મારું જેલજીવન તો ભર્યું ભર્યું બની ગયું છે. વળી એણે મને એવો વ્યવસાય આપ્યો છે જેથી કરીને મને ભારે આનંદ અને ઉલ્લાસ પ્રાપ્ત થયાં છે. બરાબર બે વરસ ઉપર આ જ દિવસે — નવા વરસને દિવસે — મેં એ પત્રો નૈની જેલમાંથી લખવા શરૂ કર્યા હતા અને હું ફરી પાછો જેલમાં ગયો ત્યારે પણ એ ચાલુ રાખ્યા હતા. કેટલીક વાર અઠવાડિયાંઓનાં અઠવાડિયાં સુધી મેં એ લખ્યા નથી અને કેટલીક વાર મેં દરરોજ લખ્યા છે. જ્યારે મને લખવાનો ઉમળકો થઈ આવે છે ત્યારે કલમ અને કાગળ હાથમાં લઈને હું બેસું છું અને જુદી જ દુનિયામાં પ્રવેશ કરું છું. બેટી, ત્યારે તું મારી સોબતી બની જાય છે અને જેલનું તેમ જ તેની બધી પ્રવૃત્તિઓનું વિસ્મરણ થઈ જાય છે. આ રીતે આ પત્રો તુરંગવાસમાંથી મારા છુટકારારૂપ બની જાય છે.

આજે જે પત્ર હું લખી રહ્યો છું તે ૧૨૦મો પત્ર છે. અને માત્ર નવ માસ પૂર્વે બરેલી જેલમાં આ પત્રો ઉપર નંબર નાખવાની શરૂઆત મેં કરી હતી. આટલા વખતમાં મેં આટલું બધું લખી નાખ્યું એ જાણીને મને પોતાને જ અચંબો થાય છે. અને આ બધા પત્રોનો પહાડ એક સામટો તારા ઉપર તૂટી પડશે ત્યારે તને શી લાગણી થશે અથવા એ વિષે તું શું કહેશે એ હું કલ્પી શકતો નથી. પરંતુ તુરંગમાંથી મારા આવા પ્રકારના પ્રવાસો અને છુટકારા સામે તું વાંધો લઈ ન શકે. બેટી, મેં તને છેલ્લી જોઈ ત્યાર પછી સાત માસ વીતી ગયા છે. એ ગાળો કેટલો બધો લાંબો લાગે છે!

મારા પત્રોમાં નિરૂપેલી વાત બહુ આનંદદાયક નથી બની. ઇતિહાસ એ આનંદદાયક વિષય નથી. માણસે ભારે પ્રગતિ કરી છે અને તેનાં યશોગાન પણ ખૂબ ગવાય છે એમ છતાંયે હજી તે અરુચિર અને સ્વાર્થી પ્રાણી રહ્યો છે. અને છતાંયે તેના સ્વાર્થીપણા, ઝઘડાળુપણા તથા અમાનુષીપણાની લંબાણ અને ગમગીન કારકિર્દી દરમ્યાન હમેશાં પ્રગતિની ચમક દૃષ્ટિગોચર થતી રહી છે. હું જરા આશાવાદી છું અને વસ્તુઓને આશાભરી દૃષ્ટિથી નિહાળવાનું મારું વલણ છે. પરંતુ આશાવાદને કારણે આપણી એબો અને દોષો તરફ આપણે આપણી આંખ બંધ ન કરવી જોઈએ. તેમ જ અવિચારીપણાને કારણે આશાવાદ ગેરરસ્તે દોરવાઈ જવાના જોખમ સામે પણ આપણે સાવધ રહેવું જોઈએ. કારણ કે ભૂતકાળમાં આ દુનિયા જેવી હતી અને હજી આજે પણ જેવી તે છે તે ઉપરથી આશાવાદને માટે આપણને પૂરતાં કારણો મળતાં નથી. કેમકે આદર્શવાદીઓ તેમ જ જેઓ પોતાની માન્યતાઓ નિઃશંકપણે સ્વીકારી લેતા ન હોય એવા લોકો માટે આ દુનિયા વસમું સ્થાન છે. અનેક પ્રકારના પ્રશ્નો ઊઠે છે પરંતુ તેના સીધા

જવાબ મળતા નથી; અનેક પ્રકારના સંશયો પેદા થાય છે અને તેમનું સહેલાઈથી નિવારણ થતું નથી. આ આટલી બધી બેવકૂફી અને દુઃખ શાને હોવાં જોઈએ? ૨૫૦૦ વરસ પૂર્વે આપણા દેશમાં રાજકુંવર સિદ્ધાર્થના મનને આ પ્રશ્ને સંતાપ્યું હતું. વાત એવી ચાલે છે કે તેમને જ્ઞાન પ્રાપ્ત થયું તે પહેલાં તેમણે અનેક વાર આ પ્રશ્ન ઉઠાવ્યા કર્યો. પછી તે બુદ્ધ — જ્ઞાની — થયા. પોતાની જાતને તેમણે આ પ્રશ્ન પૂછ્યો હતો એમ કહેવાય છે :

"સૃષ્ટિને સર્જીને બ્રહ્મ રાખે દુઃખ વિષે સદા,
કેમ એ બનવા પામે? સર્વશક્તિ તણો પ્રભુ
હોઈને એમ રાખે તો, શાને એને કહો ભલો?
અને ના શક્તિ જો એવી, તો એને ઈશ શે કહો?"

આપણા પોતાના દેશમાં સ્વતંત્રતા માટેની લડત ચાલી રહી છે. આમ છતાંયે આપણા ઘણા દેશબંધુઓ તેની ઉપેક્ષા કરે છે, સામસામી દલીલબાજી કરે છે અને આપસમાં પરસ્પર ઝઘડે છે. વળી તેઓ સંપ્રદાય, ધાર્મિક સમૂહ કે સંકુચિત વર્ગની દૃષ્ટિથી વિચાર કરે છે અને વ્યાપક હિતને ભૂલી જાય છે. અને સ્વાતંત્ર્યના દર્શનથી વંચિત કેટલાક લોકો —

"જાલિમો સાથે કરી સંધિ અને બંદા બન્યા,
ફેંકી દીધેલા તાજને ધર્મો વીણી શિરપે ધર્યાં,
ને ચીંથરાં જરઝીકથી પાછાં ભર્યાં."

કાયદો અને વ્યવસ્થાને નામે, જુલમનો દોર વર્તી રહ્યો છે અને તેને વશ ન થનારને તે ચગદી નાખવાનો પ્રયાસ કરે છે. વિચિત્ર વાત તો એ છે કે જે વસ્તુ નબળાં અને પીડિતોના આશ્રયરૂપ બનવી જોઈએ તે જ વસ્તુ જુલમગારોના હાથમાં દમનના હથિયારરૂપ બની જાય છે.

નવા વરસના પત્ર તરીકે આ પત્ર વધારે પડતો ગમગીન બની ગયો, એ વસ્તુ ભારે અઘટિત છે. પરંતુ હું કંઈ ગમગીન નથી. અને આપણે ગમગીન શાને થવું જોઈએ? એક મહાન ધ્યેયને અર્થે કાર્ય કરવાનો આનંદ આપણને છે. આપણી પાસે એક મહાન નેતા છે. તે આપણો પ્રેમાળ સખા અને વિશ્વાસુ માર્ગદર્શક છે. તેનું દર્શન આપણને સબળ બનાવે છે અને તેનો સ્પર્શ આપણને પ્રેરણા આપે છે. અંત વિજયની આપણને ખાતરી છે. વહેલાંમોડાં આપણે તે પ્રાપ્ત કરવાનાં જ છીએ. આપણે ઓળંગવાની છે તે મુશ્કેલીઓ વિના અને આપણે જીતવાની છે તે લડાઈઓ વિના આપણાં જીવન નીરસ અને શુષ્ક બની જાય.

બેટી, તું તો જીવનને ઊમરે આવી ઊભી છે. ગમગીની અને નીરસતા સાથે તારે કશી નિસ્બત ન હોય. તું તો જિંદગીનો અને એ દરમ્યાન જે કંઈ આવી પડે તેનો શાંતિથી અને હસતે ચહેરે સામનો કરશે તથા માર્ગમાં

જે કંઈ મુશ્કેલીઓ આવે તેની પાર ઊતરવાનો આનંદ માણવાને ખાતર તું એ મુશ્કેલીઓને વધાવી લેશે.

અને બેટી, હવે હું તારી વિદાય લઉં છું. મને ઉમેદ છે કે આપણે થોડા જ વખતમાં પાછાં મળીશું.

## ૧૨૧. ફિલિપાઈન ટાપુઓ અને યુનાઈટેડ સ્ટેટ્સ

૩ જાન્યુઆરી, ૧૯૩૩

નવા વરસને દિવસે થોડું વિષયાન્તર કર્યા પછી હવે આપણે આપણી વાત આગળ ચલાવવી જોઈએ. હવે આપણે ફિલિપાઈન ટાપુઓની વાત કરી લઈએ કે જેથી પૂર્વ એશિયાનું બ્યાન પૂરું થાય. પણ આ ટાપુઓ તરફ આપણે ખાસ લક્ષ શાને આપવું જોઈએ? એશિયામાં તેમ જ અન્યત્ર બીજા ઘણા ટાપુઓ છે પરંતુ તેમનો આ પત્રોમાં કોઈ ઠેકાણે મેં ઉલ્લેખ સરખો પણ કર્યો નથી. નવીન સામ્રાજ્યવાદનો એશિયામાં થયેલો વિકાસ તથા પ્રાચીન સંસ્કૃતિઓ ઉપર થયેલી તેની અસર સમજવાનો આપણે પ્રયાસ કરીએ છીએ. એનો અભ્યાસ કરવાને માટે હિંદુસ્તાન એ આદર્શ સામ્રાજ્ય છે. ચીન એ આ ઔદ્યોગિક સામ્રાજ્યવાદના ફેલાવાનો એક બીજો કંઈક ભિન્ન પ્રકારનો અને અતિ મહત્ત્વનો નમૂનો રજૂ કરે છે. ઈસ્ટ ઇન્ડિઝ તથા હિંદી ચીન વગેરે દેશો પણ આપણને એ બાબતમાં કંઈક શીખવે છે. એ જ રીતે ફિલિપાઈન ટાપુઓમાં પણ આપણને રસ છે. આપણો એ રસ વધવા પામે છે કેમકે ત્યાં આગળ એક નવી જ સત્તા કાર્ય કરતી આપણને માલૂમ પડે છે આ સત્તા તે યુનાઈટેડ સ્ટેટ્સ.

આપણે જોયું કે, ચીનમાં યુનાઈટેડ સ્ટેટ્સ બીજી સત્તાઓના જેટલાં આક્રમણકારી નહોતાં. વળી, કેટલાક પ્રસંગોએ બીજી સામ્રાજ્યવાદી સરકારોને આગળ વધતી રોકીને તેમણે ચીનને સહાય પણ કરી હતી. તેમનું આ વલણ સામ્રાજ્યવાદ પ્રત્યેના તેમના અણગમાને કે ચીન પ્રત્યેના તેમના પ્રેમને આભારી નહોતું. તેમનું એ વલણ તેમની આંતરિક પરિસ્થિતિને આભારી હતું. એને લીધે યુરોપના બીજા દેશોના કરતાં એ બાબતમાં તેમનું વલણ ભિન્ન હતું. યુરોપના દેશો એક નાનકડા ખંડમાં ખીચોખીચ ખડકાયેલા હતા એટલે કોઈ પણ દેશને માટે જરા પણ મોકળાશ નહોતી. વળી એ બધા દેશોમાં ગીચોગીચ (?) વસ્તી હતી. આથી ત્યાં આગળ નિરંતર ઘર્ષણ અને તકલીફો ચાલ્યા કરતી. ઉદ્યોગવાદના આગમનથી તેમની વસતી ઝડપથી વધી ગઈ. તેમણે ઉત્તરોત્તર વધુ ને વધુ માલ પેદા કરવા માંડ્યો. આ બધા માલનો દેશની અંદર જ તેઓ નિકાલ કરી શકે એમ નહોતું. તેમની વધતી જતી વસતી માટે ખોરાકની, કારખાનાંઓ

માટે કાચા માલની તથા તૈયાર કરેલા પાકા માલ માટે તેમને બજારોની જરૂર હતી. આ બધી આવશ્યકતાઓ પૂરી પાડવાની તાકીદની આર્થિક જરૂરિયાતે તેમને દૂર દૂરના દેશો તરફ તેમ જ આપસમાં સામ્રાજ્ય માટેની લડાઈઓ લડવા તરફ પ્રેર્યા.

આ બધી વસ્તુઓ યુનાઇટેડ સ્ટેટ્સને લાગુ પડતી નહોતી. તેમનો દેશ લગભગ યુરોપ ખંડ જેટલો મોટો હતો અને તેની વસ્તી થોડી હતી. ત્યાંના નાગરિકોના વિકાસ માટે ત્યાં જોઈએ તેટલો અવકાશ હતો તથા પોતાના જ અણખેડાયેલા વિસ્તૃત પ્રદેશની ખિલવણી માટે પોતાની શક્તિ અર્પવા માટે પુષ્કળ તક પડેલી હતી. રેલવે બંધાતી ગઈ તેમતેમ તેઓ પશ્ચિમ તરફ જતા ગયા અને આખરે પ્રશાન્ત મહાસાગરના કિનારા સુધી તેઓ પથરાઈ ગયા. દેશની અંદરના આ કામે અમેરિકાવાસીઓને પોતાના જ દેશમાં પૂરેપૂરા રોકી રાખ્યા. વસાહતો સ્થાપવાના સાહસ માટે તેમને સમય પણ નહોતો તેમ જ વૃત્તિ પણ નહોતી. એટલું જ નહિ પણ કૅલિફૉર્નિયાના કાંઠા ઉપર મજૂરોની જરૂર પડવાને કારણે ચીનની સરકાર પાસે એક વખત તેમને ચીની મજૂરોની માગણી કરવી પડી હતી. ચીની સરકારે એ માગણી માન્ય રાખી પરંતુ એને કારણે પાછળથી બંને દેશો વચ્ચે કડવાશ પેદા થઈ. આ હકીકત આગળ એક વખત હું તને કહી ગયો છું. પોતાના દેશની અંદરના જ આ રોકાણે યુરોપિયન સરકારોની સામ્રાજ્ય માટેની હરીફાઈથી અમેરિકાવાસીઓને દૂર રાખ્યા. જ્યારે તેમને એમ કરવાની ફરજ પડી તથા બીજી સત્તાઓ ચીનને આપસમાં વહેંચી લેશે એવી તેમને દહેશત લાગી ત્યારે જ તેઓ ચીનની બાબતમાં વચ્ચે પડ્યા.

પરંતુ ફિલિપાઇન ટાપુઓ તો અમેરિકાના સીધા શાસન નીચે આવ્યા. એ ટાપુઓ આપણને અમેરિકાના સામ્રાજ્યવાદની વાત કહે છે અને એટલા માટે આપણને તેમાં રસ છે. એમ નહિ માની લઈશ કે અમેરિકાનું સામ્રાજ્ય આ ફિલિપાઇન ટાપુઓમાં જ મર્યાદિત છે. ઉપર ઉપરથી જોતાં તો તેમનું માત્ર આટલું જ સામ્રાજ્ય છે એમ આપણને લાગે, પરંતુ બીજી સામ્રાજ્યવાદી સત્તાઓની મુશ્કેલીઓનો લાભ ઉઠાવીને સામ્રાજ્યની પુરાણી પદ્ધતિઓમાં તેમણે સુધારો કર્યો છે. જેમ ઇંગ્લંડે હિંદુસ્તાન ખાલસા કર્યું છે તેમ કોઈ પણ દેશને ખાલસા કરવાની ખટપટમાં તેઓ નથી પડતા. તેઓ તો દેશની સંપત્તિનો કાબૂ પોતાના હાથમાં લેવાની તજવીજ કરે છે. સંપત્તિના કાબૂ દ્વારા તે દેશની પ્રજા ઉપર તેમ જ ખુદ તે દેશની ભૂમિ ઉપર કાબૂ મેળવવાનું સુગમ બની જાય છે. આ રીતે ઝાઝી તકલીફ વિના કે ઉદ્દામ રાષ્ટ્રવાદની સાથે ઘર્ષણમાં આવ્યા સિવાય તેઓ દેશ ઉપર પોતાનો કાબૂ રાખે છે અને તેની સંપત્તિમાં ભાગ પડાવે છે. આ ચતુરાઈભરી રીતને આર્થિક સામ્રાજ્યવાદ

કહેવામાં આવે છે. નકશા ઉપર એનું દર્શન થતું નથી. ભૂગોળનું પુસ્તક જોતાં કે નકશો તપાસતાં કોઈ દેશ આપણને સ્વાધીન અને સ્વતંત્ર જણાય. પરંતુ પડદા પાછળ નજર કરતાં તે બીજા દેશના સકંજામાં અથવા કહો કે બીજા દેશના બેંકરો અને મોટા મોટા વેપારીઓના સકંજામાં છે એમ આપણને માલૂમ પડશે. યુનાઇટેડ સ્ટેટ્સ પાસે આપણી નજરે ન પડે એવું અણછતું યા અગોચર સામ્રાજ્ય છે. અને ઇંગ્લંડ જ્યારે ઉપલક નજરે જોતાં રાજકીય તંત્ર ઉપરનો કાબૂ દેશની પ્રજાને સોંપી દે છે ત્યારે તે હિંદમાં તેમ જ અન્યત્ર આ અગોચર અથવા નજરે ન પડે એવું પરંતુ પૂરેપૂરું અસરકારક સામ્રાજ્ય પોતાને માટે જાળવી રાખવાનો પ્રયાસ કરી રહ્યું હોય છે. એ બહુ જોખમકારક વસ્તુ છે અને આપણે એનાથી સાવધ રહેવું જોઈએ.

પરંતુ આ તબક્કે આપણે આ અણછતા યા અગોચર સામ્રાજ્ય તરફ નજર કરવાની જરૂર નથી, કેમકે ફિલિપાઇન ટાપુઓ એ તો ગોચર એટલે કે નજરે દેખી શકાય એવા સામ્રાજ્યનો એક ભાગ છે. ફિલિપાઇન ટાપુઓમાં આપણા રસને માટે એક ગૌણ અને કંઈક આપણી લાગણીને સ્પર્શે એવું કારણ પણ છે. આજે તેમની સૂરત સ્પેનિશ–અમેરિકન છે પરંતુ તેમની પુરાણી સંસ્કૃતિની સમગ્ર ભૂમિકા તેમને હિંદ તરફથી મળી હતી. જાવા અને સુમાત્રા મારફતે હિંદી સંસ્કૃતિ ત્યાં પહોંચી હતી અને એણે ત્યાંના જીવનના સામાજિક, ધાર્મિક અને રાજકીય એમ દરેક અંગને સ્પર્શ કર્યો હતો. પ્રાચીન હિંદની પૌરાણિક કથાઓ, વાર્તાઓ અને આપણું કેટલુંક સાહિત્ય ત્યાં પહોંચ્યું હતું. ત્યાંના લોકોની ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો છે. તેમની કળા ઉપર તેમ જ તેમના કાયદા અને ગૃહઉદ્યોગો ઉપર પણ હિંદની અસર છે. તેમના પહેરવેશ અને ઘરેણાંઓ ઉપર સુધ્ધાં આ છાપ દૃષ્ટિગોચર થાય છે. સ્પેનવાસીઓએ ૩૦૦ વરસના તેમના શાસન દરમ્યાન ફિલિપાઇન ટાપુઓમાંથી આ પ્રાચીન હિંદી સંસ્કૃતિનું નામનિશાન ઉખેડી નાખવાનો પ્રયાસ કર્યો, એટલે હવે ત્યાં એ સંસ્કૃતિ નહિ જેવી જ રહી છે.

છેક ૧૫૬૫ની સાલથી સ્પેને આ ટાપુઓનો કબજો લેવાની શરૂઆત કરી હતી. એશિયામાં યુરોપે પહેલવહેલો પગપેસારો આ ટાપુઓમાં કર્યો. પોર્તુગીઝ, બ્રિટિશ કે ડચ વસાહતો કરતાં આ ટાપુઓનો રાજવહીવટ જુદી જ રીતે ચલાવવામાં આવતો. વેપારને ત્યાં આગળ ઉત્તેજન આપવામાં આવતું નહોતું. સરકારની પાછળ ધર્મની ભૂમિકા રહેલી હતી અને મોટા ભાગના સરકારી અમલદારો મિશનરીઓ તથા ચર્ચના અધિકારીઓ હતા. એને ‘મિશનરીઓનું સામ્રાજ્ય’ એ નામથી ઓળખવામાં આવતું. પ્રજાની સ્થિતિ સુધારવાનો કશોયે પ્રયત્ન કરવામાં આવતો નહોતો તથા ત્યાં આગળ ગેરવહીવટ અને દમનનો દોર પ્રવર્તતાં હતાં. પ્રજા ઉપર કરનો ભારે બોજો લાદવામાં આવ્યો

હતો અને તેમને વટાળીને બળજબરીથી ખ્રિસ્તી બનાવવામાં આવતા હતા. આ બધાને કારણે સ્વાભાવિક રીતે જ ત્યાં ઘણાં બંડો થવા પામ્યાં. વેપારને અર્થે ઘણા ચીનાઓ આ ટાપુઓમાં આવ્યા. તેમણે ખ્રિસ્તી થવાની ના પાડી એટલે વ્યવસ્થિત રીતે તેમની કતલ કરાવવામાં આવી. અમુક અંશે તેઓ તેમના દુશ્મનો હતા તેથી તેમ જ અમુક અંશે તેઓ પ્રોટેસ્ટંટ સંપ્રદાયના ખ્રિસ્તીઓ હોઈને રોમન કૅથલિક સંપ્રદાયના સ્પેનવાસીઓની નજરે નાસ્તિક હોવાને કારણે અંગ્રેજ અને ડચ વેપારીઓને ત્યાં દાખલ કરવામાં આવતા નહોતા.

પરિસ્થિતિ વધારે ને વધારે બગડતી ગઈ. પરંતુ એને લીધે એક સારું પરિણામ આવ્યું. ટાપુઓના જુદા જુદા ભાગો તથા સમૂહો એકત્ર થઈ ગયા અને ૧૯મી સદીમાં ત્યાં આગળ રાષ્ટ્રીય ભાવનાનો ઉદય થવા માંડ્યો. એ સદીના મધ્ય ભાગમાં વેપારને અર્થે પરદેશીઓને માટે આ ટાપુઓ ખુલ્લા કરવામાં આવ્યા તેને પરિણામે કેળવણીમાં તેમ જ બીજાં ખાતાંઓમાં થોડા સુધારા થવા પામ્યા. વેપારરોજગાર વધ્યો. ફિલિપીનોનો (ફિલિપાઈન ટાપુઓના વતનીઓનો) મધ્યમ વર્ગ ઊભો થયો. સ્પેનવાસીઓ અને ફિલિપીનો વચ્ચે આંતરલગ્ન થવા લાગ્યાં અને ઘણા ફિલિપીનોની નસોમાં સ્પેનનું લોહી વહેવા લાગ્યું. સ્પેન માટે ત્યાં લગભગ માતૃભૂમિના જેવી ભાવના પેદા થઈ અને સ્પેનના આચારવિચારો ફેલાવા પામ્યા. પરંતુ આમ છતાંયે રાષ્ટ્રીયતાની ભાવના વધવા લાગી અને તેને દાબી દેવાના પ્રયાસો કરવામાં આવ્યા તેમ તેમ તે ક્રાંતિકારી થવા લાગી. આરંભમાં ત્યાં આગળ સ્પેનથી છૂટા પડી જવાનો વિચાર ઉદ્ભવ્યો નહોતો. સ્વરાજ માટે તથા સ્પેનની ઝાઝી સત્તા વિનાની પાર્લમેન્ટમાં — એને કૉર્ટેઝ કહેવામાં આવે છે — પોતાના અમુક પ્રતિનિધિત્વ માટે માગણી કરવામાં આવી. રાષ્ટ્રીય ચળવળ સર્વત્ર વિનીત ધોરણ ઉપર શરૂ થાય છે અને અનિવાર્યપણે તે વધુ ને વધુ ઉદ્દામ બનતી જાય છે તથા આખરે તે શાસન કરનાર વિદેશી સત્તાથી છૂટા પડવાની અને સંપૂર્ણ સ્વતંત્રતાની માગણી કરે છે એ એક આશ્ચર્યકારક ઘટના છે. સ્વતંત્રતા માટેની માગણી દાબી દેવામાં આવે એનો બદલો પાછળથી ચક્રવૃદ્ધિ વ્યાજથી આપવો પડે છે. આ જ રીતે ફિલિપાઈન ટાપુઓની માગણી પણ વધતી ગઈ, એને અમલી સ્વરૂપ આપવા માટે રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપવામાં આવી અને ગુપ્ત મંડળીઓ પણ ફેલાવા પામી. 'યુવાન ફિલિપીનોના પક્ષ'ના નેતા ડૉ. જોસે રીઝેલે એમાં આગળ પડતો ભાગ લીધો. સ્પેનના સત્તાવાળાઓએ એ ચળવળને ક્રૂર દમન અને ત્રાસથી કચરી નાખવાનો પ્રયાસ કર્યો. રાષ્ટ્રીય ચળવળ દાબી દેવા માટે હરેક સરકારને માત્ર આ એક જ રીતની ખબર હોય એમ લાગે છે. ૧૮૯૬ની સાલમાં રીઝેલ તથા બીજા સંખ્યાબંધ નેતાઓને મોતની સજા ફરમાવવામાં આવી અને તેમને ફાંસીએ લટકાવવામાં આવ્યા.

એ વસ્તુ અસહ્ય નીવડી. સ્પેનની સરકાર સામે ખુલ્લો બળવો ફાટી નીકળ્યો અને ફિલિપીનોએ પોતાની સ્વતંત્રતાની જાહેરાત કરી. એક આખું વરસ આ લડત ચાલુ રહી અને સ્પેનવાસીઓ એ બળવો દબાવી શક્યા નહિ. સંગીન સુધારાઓ આપવાના વચનથી લડત મોકૂફ રખાવવામાં આવી. પરંતુ સ્પેને એ દિશામાં કશુંયે પગલું ભર્યું નહિ અને ૧૮૯૮ની સાલમાં ફરીથી બળવો ફાટી નીકળ્યો.

દરમ્યાન અમેરિકન સરકારને કોઈ બીજી બાબતમાં સ્પેન જોડે ઝઘડો થયો અને બે દેશો વચ્ચે યુદ્ધની જાહેરાત થઈ. અમેરિકન દરિયાઈ કાફલાએ ૧૮૯૮ના એપ્રિલ માસમાં ફિલિપાઈન ટાપુઓ ઉપર હલ્લો કર્યો. અમેરિકાનું મહાન પ્રજાસત્તાક રાજ્ય પોતાની સ્વતંત્રતાની તરફેણ કરશે એવી સંપૂર્ણ અપેક્ષાથી બળવાના ફિલિપીન નેતાઓએ એ યુદ્ધમાં અમેરિકનોને મદદ કરી. ફરીથી તેમણે પોતાની સ્વતંત્રતાની જાહેરાત કરી અને પ્રજાસત્તાક સરકારની સ્થાપના કરી. ૧૮૯૮ની સાલમાં ફિલિપીનોની કોંગ્રેસ ભરાઈ અને નવેમ્બર માસની આખર સુધીમાં તેણે રાજ્યબંધારણ ઘડી કાઢ્યું. પરંતુ આ કોંગ્રેસ રાજ્યબંધારણ ઉપર ચર્ચા ચલાવી રહી હતી તે દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્સ સ્પેનને હાર આપી રહ્યું હતું. સ્પેન દુર્બળ હતું અને વરસ પૂરું થયું તે પહેલાં જ તેણે પોતાની હાર-કબૂલ કરી અને યુદ્ધનો અંત આવ્યો. સુલેહની શરતોમાં સ્પેને ફિલિપાઇન ટાપુઓ યુનાઇટેડ સ્ટેટ્સને સોંપી દીધા. આ ઉદાર સખાવતથી સ્પેનને તો કશુંયે ગુમાવવું પડ્યું નહિ કેમકે ફિલિપીન બળવાખોરોએ ત્યાંની સ્પેનની સત્તાનો ક્યારનોયે અંત આણ્યો હતો.

યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે હવે આ ટાપુઓનો કબજો લેવાનાં પગલાં ભરવા માંડ્યાં. ફિલિપીનોએ એની સામે વિરોધ ઉઠાવ્યો અને તેમણે જણાવ્યું કે સ્પેનને એ ટાપુઓ બીજાને સોંપી દેવાનો કશો અધિકાર નહોતો કેમકે તે વખતે સોંપવા જેવું કશું તેમના હાથમાં રહ્યું જ નહોતું. પરંતુ તેમનો વિરોધ એળે ગયો. અને નવી પ્રાપ્ત કરેલી સ્વતંત્રતા માટે તેઓ ગૌરવ લઈ રહ્યા હતા તે જ ઘડીએ સ્વાતંત્ર્ય માટે ફરીથી નવેસર લડવાનો એટલું જ નહિ પણ સ્પેન કરતાં અનેકગણી બળવાન સરકાર સામે લડવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થયો. સાડાત્રણ વરસ સુધી તેમણે પોતાની વીરતાભરી લડત ચાલુ રાખી. થોડા મહિના સુધી એક સંગઠિત સરકાર તરીકે અને પછીથી ગેરીલા પદ્ધતિથી તેમણે પોતાની લડત ચલાવી.

પરંતુ આખરે એ બળવો દાબી દેવામાં આવ્યો અને ત્યાં આગળ અમેરિકન અમલ શરૂ થયો. ત્યાં આગળ મોટા પ્રમાણમાં સુધારા — ખાસ કરીને કેળવણીના ક્ષેત્રમાં — દાખલ કરવામાં આવ્યા પરંતુ સ્વાતંત્ર્ય માટેની માગણી તો ચાલુ જ રહી. ૧૯૧૬ની સાલમાં યુનાઇટેડ સ્ટેટ્સની કોંગ્રેસમાં

એક કાયદો પસાર કરવામાં આવ્યો તે અનુસાર અમેરિકાએ ચૂંટાયેલી ધારાસભાને થોડી સત્તા સોંપી. આ કાયદો 'જોન્સ કાયદા' તરીકે ઓળખાય છે. પરંતુ અમેરિકન ગવર્નર-જનરલને વચ્ચે પડવાનો હક્ક એ કાયદામાં રાખવામાં આવ્યો છે. અને ઘણી વાર તેણે એમ કર્યું છે પણ ખરું.

ટાપુમાં યુનાઇટેડ સ્ટેટ્સની સત્તા સામે બંડ થયાં નથી એ ખરું પરંતુ ફિલિપીનો પોતાની આજની સ્થિતિથી સંતુષ્ટ નથી અને સ્વાતંત્ર્ય માટેની તેમની ચળવળ તથા માગણી તેમણે ચાલુ રાખ્યાં છે. અમેરિકનોએ સામ્રાજ્યવાદી રીત પ્રમાણે તેમને વારંવાર ખાતરી આપી છે કે, તેઓ ત્યાં ફિલિપીનોના લાભ માટે જ રહ્યા છે અને ફિલિપીનો પોતાનો કારભાર પોતે ચલાવવાને શક્તિમાન થશે કે તરત જ તેઓ ત્યાંથી ચાલ્યા જશે. ૧૯૧૬ના જોન્સના કાયદામાં પણ જણાવવામાં આવ્યું છે કે, "ફિલિપાઇન ટાપુમાંથી પોતાની સાર્વભૌમ સત્તા પાછી ખેંચી લેવાનું તથા ત્યાં આગળ સ્થિર સરકાર સ્થાપિત થઈ શકે કે તરત જ તેમનું સ્વાતંત્ર્ય માન્ય રાખવાનું અમેરિકન પ્રજાનું ધ્યેય આજે છે અને ભૂતકાળમાં હમેશ રહ્યું છે." આમ છતાં પણ ફિલિપાઇન ટાપુઓની સ્વતંત્રતાનો છડેચોક વિરોધ કરનાર સંખ્યાબંધ માણસો અમેરિકામાં છે.

દશ વરસની અંદર ફિલિપાઇન ટાપુઓને તેમની સ્વતંત્રતા આપવામાં આવશે એવી મતલબનો ઠરાવ અથવા જાહેરાત અમેરિકાની કૉંગ્રેસે માન્ય રાખી છે, એવી ખબર હું આ લખી રહ્યો છું તે જ વખતે છાપાંઓમાં આવી છે.

ફિલિપાઇન ટાપુઓમાં યુનાઇટેડ સ્ટેટ્સનાં કેટલાંક આર્થિક હિતો રહેલાં છે અને તેને સુરક્ષિત રાખવાને તે ચિંતાતુર છે. ખાસ કરીને ત્યાંના રબરના બગીચાઓમાં તેમનું હિત છે કેમકે રબર જેવી એક અતિ અગત્યની વસ્તુની તેમને ખોટ છે. પરંતુ હું માનું છું કે, તે ટાપુઓને કબજે રાખવાનો પ્રધાન હેતુ જાપાન વિષેનો તેમનો ભય છે. જાપાન ફિલિપાઇન ટાપુઓની બહુ જ નજીક છે અને તે ઉત્તરોત્તર વધતી જતી વસતીથી ઊભરાઈ રહ્યું છે. આ ટાપુઓ ઉપર જાપાનની લોભી નજર હોય એ બનવાજોગ છે. જાપાન અને અમેરિકાની સરકાર વચ્ચે કંઈ પ્રેમ ઊભરાઈ જતો નથી એટલે ફિલિપાઇનના ભાવિનો પ્રશ્ન પ્રશાન્ત મહાસાગરની સત્તાઓના સંબંધના વ્યાપક પ્રશ્નનો એક ભાગ બની ગયો છે.

# ૧૨૨. ત્રણ ખંડોનું સંગમસ્થાન

૧૬ જાન્યુઆરી, ૧૯૩૩

નવા વરસના દિવસની મારી એક ઇચ્છા મેં તને પત્ર લખ્યો ત્યારે ધાર્યું હતું તેના કરતાં ઘણી વહેલી પૂરી પડી. લાંબા ગાળા પછી આખરે આપણી મુલાકાત થઈ અને હું તને ફરી પાછો મળ્યો. અને તને તથા બીજાંઓને મળ્યાનો આનંદ અને ઉત્તેજના મારામાં ઘણા દિવસો સુધી ચાલુ રહ્યાં. એથી મારો દૈનિક કાર્યક્રમ ખોરવાઈ ગયો અને મારા હમેશના કામની બાબતમાં હું બેદરકાર બન્યો. હું રજા ભોગવવાના તાનમાં આવી ગયો. માત્ર ચાર જ દિવસ ઉપર આપણે મળ્યાં હતાં પરંતુ મને તો એ પછી જાણે જુગના જુગ વહી ગયા હોય એમ લાગે છે! હું ક્યારનોયે ભવિષ્યના વિચાર કરવા લાગી ગયો છું અને આપણે પાછાં ક્યારે અને ક્યાં મળીશું એની ઘડભાંજ મને થયાં કરે છે.

દરમ્યાન જેલનો કોઈ પણ નિયમ મનને રીઝવવાની મારી રમત રોકી શકે એમ નથી અને તારા ઉપરના આ પત્રો હું ચાલુ રાખીશ.

કેટલાક સમયથી હું તને ૧૯મી સદી વિષે લખી રહ્યો છું. શરૂઆતમાં હું તને એ સદીની એટલે કે નેપોલિયનના પતન પછીનાં લગભગ સો વરસની સામાન્ય રૂપરેખા આપી ગયો. ત્યાર પછી આપણે કેટલાક દેશોનું કંઈક વિગતે અવલોકન કરી ગયાં. હિંદ વિષે આપણે ઠીક ઠીક જાણી લીધું અને પછી ચીન, જાપાન, દૂર પૂર્વના દેશો અને ઇસ્ટ ઇન્ડિઝ તરફ પણ નજર કરી ગયાં. અહીં સુધીમાં આપણે એશિયાના માત્ર એક ભાગનું જ વિગતે નિરીક્ષણ કરી ગયાં; એ સિવાયની દુનિયા તો હજી બાકી જ રહે છે. એ લાંબી કથા છે અને એને એકધારી અને સ્પષ્ટપણે રજૂ કરવાનું કામ સુગમ નથી. દેશો તથા ખંડોને એક પછી એક લઈને મારે તેમને વિષે અલગ અલગ નિરૂપણ કરવું પડે છે, વારંવાર પાછા હઠીને એ જ કાળની બીજા પ્રદેશોની વાત મારે આવરી લેવી પડે છે. આ રીતે એમાં ગૂંચવાડો ઊભો થવા પામે એ નિર્વિવાદ છે. પરંતુ ૧૯મી સદીના આ બધા બનાવો જુદા જુદા દેશોમાં એક જ જમાનામાં અને લગભગ એક જ વખતે બન્યા હતા. તેમણે પરસ્પર એકબીજા ઉપર અસર પહોંચાડી હતી એ વસ્તુ તારે યાદ રાખવા પ્રયત્ન કરવો જોઈએ. એટલા જ માટે માત્ર એક જ દેશના ઇતિહાસનો અભ્યાસ અતિશય ભ્રામક નીવડે છે. ભૂતકાળને ઘડનાર અને તેને વર્તમાન કાળનું સ્વરૂપ આપનાર બનાવો અને બળોના મહત્ત્વનો સાચો ખ્યાલ માત્ર જગતનો ઇતિહાસ જ આપણને આપી શકે. એવો ખ્યાલ આપનાર જગતનો ઇતિહાસ તારી આગળ રજૂ કરવાનો આ પત્રોનો દાવો નથી. એ મારા ગજા ઉપરવટનું કામ છે અને તને એ ખ્યાલ આપે એવાં પુસ્તકોનો તોટો નથી.

જગતના ઇતિહાસને વિષે તારો રસ જાગ્રત કરવા, એની કેટલીક બાજુઓ તને બતાવવા તથા છેક પ્રાચીન કાળથી આજ સુધીની કેટલીક માનવી પ્રવૃત્તિઓનો તને સળંગસૂત્ર પરિચય કરાવવા પૂરતો જ મેં આ પત્રોમાં પ્રયાસ કર્યો છે. એ કાર્યમાં હું કેટલો સફળ થઈશ તેની મને ખબર નથી. મને દહેશત રહે છે કે મારો આ પ્રયાસ સાચો નિર્ણય કરવામાં તને સહાયભૂત થવાને બદલે તારા મનને ગૂંચવાડામાં નાખી દે એવો ખીચડો તારી આગળ રજૂ કરનાર પણ કદાચ નીવડે.

યુરોપ એ ૧૯મી સદીનું પ્રેરક બળ હતું. ત્યાં આગળ રાષ્ટ્રવાદની આણ વર્તતી હતી, વળી ત્યાં ઉદ્યોગવાદનો ફેલાવો પણ થયો અને દુનિયાના દૂર દૂરના ખૂણા સુધી તેની અસર પહોંચી. ઘણી વાર તો એણે સામ્રાજ્યવાદનું સ્વરૂપ પણ ધારણ કર્યું. ૧૯મી સદીનું પહેલું ટૂંક અવલોકન કરતી વખતે આપણે એ જોઈ ગયા અને એ પછી હિંદુસ્તાન, બીજા પૂર્વના દેશો તથા ઇસ્ટ ઇન્ડિઝમાં સામ્રાજ્યવાદની અસર કંઈક વિગતે તપાસી. તેનું ઝીણવટપૂર્વક અવલોકન કરવાને આપણે ફરીથી યુરોપ જઈએ તે પહેલાં આપણે પશ્ચિમ એશિયાની ટૂંક મુલાકાત લઈએ એમ હું ઇચ્છું છું. લાંબા વખત સુધી મેં એ ભાગની અવગણના કરી છે. એનું મુખ્ય કારણ એ છે કે એ પ્રદેશના એ પછીના સમયના ઇતિહાસની મને ઝાઝી ખબર નથી.

પશ્ચિમ એશિયા પૂર્વ એશિયાથી તેમ જ હિંદુસ્તાનથી સાવ નિરાળો છે. અલબત્ત, દૂરના ભૂતકાળમાં મધ્ય એશિયા અને પૂર્વ એશિયામાંથી અનેક જાતિઓ અને પ્રજાઓ એ પ્રદેશમાં આવી હતી અને ત્યાં ફરી વળી હતી. તુર્ક લોકો એ જ રીતે ત્યાં આવ્યા હતા, ખ્રિસ્તના જમાના પહેલાં બૌદ્ધ ધર્મ પણ છેક એશિયામાઇનર સુધી ફેલાયો હતો, પરંતુ તેણે ત્યાં આગળ ઊંડાં મૂળ ઘાલ્યાં હોય એમ જણાતું નથી. પશ્ચિમ એશિયાની નજર જમાનાઓ સુધી એશિયા કે પૂર્વના દેશો કરતાં યુરોપ તરફ જ વધારે રહી છે. એક રીતે તે એશિયાની યુરોપ તરફની બારી સમાન છે. એશિયાના જુદા જુદા ભાગોમાં ઇસ્લામનો ફેલાવો થવા છતાંયે એ પ્રદેશની પાશ્ચાત્ય દૃષ્ટિમાં કશો ફેર ન પડ્યો.

હિંદુસ્તાન, ચીન અને એમની પડોશના દેશોએ યુરોપ તરફ આ રીતે કદી નજર કરી નથી. એ દેશો તો એશિયાના વાતાવરણથી જ વ્યાપ્ત હતા. જાતિ, જીવનદૃષ્ટિ અને સંસ્કૃતિની બાબતમાં હિંદુસ્તાન અને ચીન વચ્ચે ભારે તફાવત છે. ચીન કદીયે ધર્મનું ગુલામ બન્યું નથી. તેમ જ ત્યાં આગળ કદીયે પુરોહિતશાહી પણ ઊભી થવા પામી નથી. હિંદુસ્તાન પોતાના ધર્મને માટે હંમેશાં ગૌરવ લેતું આવ્યું છે અને બુદ્ધે તેને એ બોજારમાંથી મુક્ત કરવાનો પ્રયાસ કર્યો છતાંયે તેના સમાજમાં પુરોહિત વર્ગનું પ્રભુત્વ ચાલુ જ

રહ્યું છે. હિંદુસ્તાન અને ચીન વચ્ચે બીજી પણ અનેક ભિન્નતાઓ છે અને છતાંયે હિંદુસ્તાન, પૂર્વ એશિયા અને દક્ષિણ–પૂર્વ એશિયા વચ્ચે અજબ પ્રકારનું સામ્ય છે. બુદ્ધની કથાના તાંતણાએ તેમની વચ્ચે આ સામ્ય પેદા કર્યું છે. વળી એ તાંતણાએ આ બધી પ્રજાઓને એકત્ર કરી છે તથા તેમનાં કળા, સાહિત્ય, સંગીત અને કાવ્યોને સમાન પ્રેરણાથી તરબોળ કર્યાં છે.

ઇસ્લામે હિંદમાં પશ્ચિમ એશિયાની સંસ્કૃતિનો કંઈક અંશ દાખલ કર્યો. એ જુદી જ જાતની સંસ્કૃતિ હતી — જુદી જ જાતની જીવનદૃષ્ટિ હતી. પરંતુ પશ્ચિમ એશિયાની આ જીવનદૃષ્ટિ સીધેસીધી કે તેના અસલ સ્વરૂપે હિંદમાં ન આવી. આરબ લોકોએ જો હિંદ જીત્યું હોત તો આ બનવા પામત. પરંતુ એ તો ઘણા લાંબા સમય પછી અને તે પણ મધ્ય-એશિયાની જાતિઓ દ્વારા હિંદમાં આવી. અને એ જાતિઓ એ જીવનદૃષ્ટિની શ્રેષ્ઠ પ્રતિનિધિ નહોતી જ. આમ છતાં ઇસ્લામે હિંદનો પશ્ચિમ એશિયા સાથે સંપર્ક કરાવ્યો અને એ રીતે હિંદુસ્તાન આ બે મહાન સંસ્કૃતિઓનું મિલનસ્થાન બન્યું. ઇસ્લામ ચીનમાં પણ પહોંચ્યો અને સંખ્યાબંધ લોકોએ તેનો અંગીકાર કર્યો, પરંતુ તેણે ચીનની પુરાણી સંસ્કૃતિને કદીયે પડકાર કર્યો નહિ. હિંદમાં એ જાતનો પડકાર કરવામાં આવ્યો એનું કારણ એ છે કે ઇસ્લામ લાંબા વખત સુધી આ દેશના શાસક વર્ગનો ધર્મ રહ્યો. આમ હિંદની ભૂમિ ઉપર આ બે સંસ્કૃતિઓ સામસામી આવીને ઊભી. આ મુશ્કેલ સમસ્યાનો ઉકેલ લાવવાને અર્થે એ બંનેનો સમન્વય ખોળવાને કરવામાં આવેલા અનેક પ્રયાસો વિષે હું તને આગળ લખી ચૂક્યો છું. આ પ્રયાસો ઘણે અંશે સફળ થયા હતા પરંતુ તેવામાં હિંદમાં બ્રિટિશોની જીતના સ્વરૂપે એના માર્ગમાં નવું જોખમ અને નવી બાધા આવી પડ્યાં. આજે તો એ બંને સંસ્કૃતિઓ પોતાનું પુરાણું રહસ્ય ખોઈ બેઠી છે. રાષ્ટ્રવાદ અને ઉદ્યોગીકરણે દુનિયાને પલટી નાખી છે અને નવી ઊભી થયેલી આર્થિક સ્થિતિ સાથે તેઓ જેટલા પ્રમાણમાં બંધ બેસતી થાય તેટલા જ પ્રમાણમાં પ્રાચીન સંસ્કૃતિઓ આજે ટકી શકે એમ છે. તેમનું ખાલી કવચ રહ્યું છે; તેમનું સાચું રહસ્ય લુપ્ત થઈ ગયું છે. ઇસ્લામના ઉગમસ્થાન ખુદ પશ્ચિમ એશિયામાં જ ભારે ફેરફારો થઈ રહ્યા છે. ચીન અને દૂર પૂર્વના દેશો હજી ચાલુ ઊથલપાથલની દશામાં જ છે. અને હિંદમાં શું બની રહ્યું છે, તે આપણે આપણી સગી આંખે જ જોઈ શકીએ છીએ.

પશ્ચિમ એશિયા વિષે હું એટલા બધા વખત પછી લખું છું કે એના ઇતિહાસના વાણાતાણા પકડવાનું મારે માટે જરા મુશ્કેલ બની ગયું છે. બગદાદના મહાન સામ્રાજ્ય વિષે તથા સેલજુક તુર્કોના ધસારા આગળ તે કેવી રીતે ભાંગી પડ્યું અને ચંગીઝખાનના મંગોલોએ છેવટે તેનો કેવી રીતે નાશ કર્યો વગેરે બાબતો વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. આ મંગોલોએ ખારઝમના

સામ્રાજ્યનો પણ અંત આણ્યો. એ સામ્રાજ્ય મધ્ય એશિયામાં પ્રસર્યું હતું અને ઇરાનનો પણ તેમાં સમાવેશ થતો હતો. એ પછી તૈમુરલંગ આવ્યો. સંહાર અને લશ્કરી વિજયની ટૂંક કારકિર્દી પછી તેનો પણ અંત આવ્યો. આમ છતાંયે પશ્ચિમ તરફ એક નવું સામ્રાજ્ય ઊભું થયું. તૈમુરે એ સામ્રાજ્યને હરાવ્યું છતાંયે તે ફેલાતું ગયું. આ ઉસ્માની તુર્કોનું સામ્રાજ્ય હતું. આ ઉસ્માની તુર્કોએ ઇરાનની પૂર્વના એશિયા, મિસર તથા દક્ષિણ-પૂર્વ યુરોપના ઘણાખરા ભાગનો કબજો લીધો. અનેક પેઢીઓ સુધી તેઓ યુરોપને ધમકીરૂપ બની રહ્યા. અને તે જ અરસામાં મધ્યયુગના જમાનામાંથી બહાર આવતા યુરોપના ધાર્મિક અને વહેમી લોકોને તેઓ પાપીઓને શિક્ષા કરવાને અર્થે ઈશ્વરપ્રેરિત શાપસમાન લાગ્યા.

ઉસ્માની તુર્કોના અમલ દરમ્યાન પશ્ચિમ એશિયા ઇતિહાસમાંથી લગભગ લુપ્ત થાય છે. દુનિયાના જીવનના મુખ્ય પ્રવાહમાંથી અલગ પડી ગયેલી ખાડી સમાન તે બની જાય છે. અનેક સદીઓ સુધી, કહો હજારો વરસો સુધી, તે યુરોપ અને એશિયા વચ્ચેનો રાજમાર્ગ હતો. અને એક ખંડમાંથી બીજા ખંડમાં માલ લઈ જતી અસંખ્ય વણજારો તેનાં નગરો અને રણોમાં થઈને પસાર થઈ છે. પરંતુ તુર્કો વેપારને ઉત્તેજન આપતા નહોતા. અને તેઓ વેપારને ઉત્તેજન આપતા હોત તોયે નવી ઊભી થયેલી પરિસ્થિતિ આગળ તેઓ લાચાર હતા. આ નવી પરિસ્થિતિ તે એશિયા અને યુરોપ વચ્ચે દરિયાઈ માર્ગોનો થયેલો વિકાસ. હવે સમુદ્ર નવો રાજમાર્ગ બન્યો અને વહાણે રણના ઊંટનું સ્થાન લીધું. આ ફેરફારને કારણે પશ્ચિમ એશિયાએ દુનિયામાંથી પોતાનું ઘણુંખરું મહત્ત્વ ગુમાવ્યું. એનું જીવન દુનિયાથી અળગું થઈ ગયું. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં સુએઝની નહેર ખૂલવાથી દરિયાઈ માર્ગોનું મહત્ત્વ વળી વધવા પામ્યું. એ નહેર પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો સૌથી મોટો રાજમાર્ગ બની ગઈ અને તેણે એ બંને દુનિયાને એકબીજીની સમીપ આણી.

અને આજે ૨૦મી સદીમાં આપણી આંખો સમક્ષ બીજો ફેરફાર થઈ રહ્યો છે. જમીન અને દરિયાની પુરાણી હરીફાઈમાં જમીન વળી પાછી જીતવા લાગી છે અને સમુદ્રને બદલે દુનિયાના પ્રધાન રાજમાર્ગનું સ્થાન લઈ રહી છે. મોટરના આગમને આ ફેરફાર કર્યો અને એરોપ્લેને એમાં ઘણો મોટો ઉમેરો કર્યો. લાંબા વખત સુધી તજવામાં આવેલા પુરાણા વેપારી રાજમાર્ગો ફરીથી વાહનવ્યવહારથી ગાજવા લાગ્યા છે. પરંતુ ધીમે ધીમે સુખચેનથી માર્ગ કાપતા ઊંટને બદલે રણમાં થઈને મોટરો ઝપાટાબંધ પસાર થાય છે અને આકાશમાર્ગે એરોપ્લેનો ઊડે છે.

ઉસ્માની સામ્રાજ્યે એશિયા, યુરોપ અને આફ્રિકા એ ત્રણ ખંડને જોડ્યા હતા. પરંતુ ૧૯મી સદી પહેલાં ઘણા સમયથી તે નબળું પડી ગયું હતું

અને ૧૯મી સદીમાં તો તેના ભાંગીને ભૂકા થઈ ગયા. 'ઈશ્વર પ્રેરિત શાપ'ને બદલે તે 'યુરોપનો બીમાર પુરુષ' બની ગયું. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધે એનો અંત આણ્યો અને એની ભસ્મમાંથી સ્વાશ્રયી, બળવાન અને પ્રગતિશીલ નવું તુર્કી તથા બીજાં કેટલાંક નવાં રાજ્યો જન્મ્યાં.

હું આગળ કહી ગયો કે પશ્ચિમ એશિયા એ યુરોપ તરફની બારી છે. એની ફરતે ભૂમધ્ય સમુદ્ર આવેલો છે. એ સમુદ્રે એશિયા, યુરોપ અને આફ્રિકાને જુદા પાડ્યા છે તથા એકબીજા સાથે સાંકળ્યા છે. આ જોડનાર કડી ભૂતકાળમાં બહુ જ મજબૂત હતી અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા ઉપર આવેલા દેશો વચ્ચે ઘણી સમાનતાઓ હતી. યુરોપની સંસ્કૃતિનો આરંભ ભૂમધ્ય સમુદ્રના પ્રદેશોમાં જ થાય છે. આ ત્રણ ખંડોને સ્પર્શતા સમુદ્રના ટાપુઓમાં પ્રાચીન ગ્રીસ અથવા હેલાઝની અનેક વસાહતો હતી; રોમન સામ્રાજ્ય એની આસપાસના પ્રદેશોમાં પ્રસર્યું હતું; આરંભકાળમાં ખ્રિસ્તી ધર્મને પણ ભૂમધ્ય સમુદ્રની આસપાસના મુલકોમાં સ્થાન મળ્યું; એને જ પૂર્વ કિનારેથી અરબો પોતાની સંસ્કૃતિ સિસિલી તેમ જ આફ્રિકાના છેક દક્ષિણ કિનારાથી માંડીને પશ્ચિમે સ્પેન સુધી લઈ ગયા અને ત્યાં આગળ તેઓ ૭૦૦ વરસો સુધી રહ્યા.

આ રીતે ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલા એશિયાના દેશોને દક્ષિણ યુરોપ તથા ઉત્તર આફ્રિકા સાથે કેટલો બધો નિકટનો સંબંધ છે એ આપણે જોઈ શકીએ છીએ. પશ્ચિમ એશિયા આ રીતે ભૂતકાળમાં એશિયા અને બાકીના બે ખંડો વચ્ચેની ચોક્કસ કડીરૂપ બની રહે છે. આપણે જો એ શોધવા માગીએ તો દુનિયામાં સર્વત્ર આવી એકબીજાને સાંધનાર કડીઓ સહેલાઈથી જડે એમ છે. રાષ્ટ્રવાદની સંકુચિત દૃષ્ટિએ, સમગ્ર દુનિયાની એકતા અને જુદા જુદા દેશોનાં સમાન હિતો વિષે વિચાર કરવા કરતાં દરેક દેશ વિષે અલગ અલગ વિચાર કરવાને આપણને ઘણા વધારે પ્રમાણમાં પ્રેર્યા છે.

# ૧૨૩. સિંહાવલોકન

**૧૯ જાન્યુઆરી, ૧૯૩૩**

તાજેતરમાં મેં બે પુસ્તકો વાંચ્યાં તેથી મને ભારે આનંદ થયો. મારા એ આનંદમાં તને પણ ભાગીદાર કરવાની મારી ઇચ્છા છે. એ બંને પુસ્તકો રેને ગ્રુસેટ નામના એક ફ્રેંચ લેખકનાં લખેલાં છે. તે પૅરિસના મ્યુઝે સંગ્રહસ્થાનનો નિયામક છે. પૂર્વની અને ખાસ કરીને બૌદ્ધ કળાનું એ આનંદદાયક સંગ્રહસ્થાન જોવા તું કદી ગઈ છે? મારી જોડે તું એ સંગ્રહસ્થાન જોવા આવી હોય એવું મને યાદ નથી. મોં. ગ્રુસેટે ચાર પુસ્તકોમાં પૂર્વની એટલે કે

એશિયાની સંસ્કૃતિઓનું અવલોકન કર્યું છે. તેમણે હિંદુસ્તાન, મધ્યપૂર્વ (એટલે કે પશ્ચિમ એશિયા,) તથા ઇરાન, ચીન અને જાપાનની સંસ્કૃતિઓનું અલગ અલગ પુસ્તકમાં વિવરણ કર્યું છે. કળામાં એમને રસ હોવાથી કળા-વિષયક ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓના વિકાસના દૃષ્ટિબિંદુથી તેમણે એ વિષયનું નિરૂપણ કર્યું છે. તથા તેમણે પોતાના પુસ્તકોમાં સંખ્યાબંધ સુંદર ચિત્રો પણ આપ્યાં છે. વિગ્રહો, યુદ્ધો તથા રાજાઓના કાવાદાવા વિષે જાણીને તે દ્વારા ઇતિહાસ ભણવા કરતાં ઇતિહાસ ભણવાની આ વધારે સારી અને રસપ્રદ રીત છે.

હજી મેં મોં. ગ્રુસેટનાં માત્ર બે જ પુસ્તકો વાંચ્યાં છે અને એથી મને ભારે આનંદ થયો છે. એમાંનું એક પુસ્તક હિંદ વિષે અને બીજું મધ્યપૂર્વ વિષે છે. રમણીય ઇમારતો, ઉમદા મૂર્તિઓ, આપણને મુગ્ધ કરી મૂકે એવાં ભીંતચિત્રો તથા ચિત્રકામના ઇતર નમૂનાઓ મને દેરાદૂન જેલમાંથી ઉપાડીને દૂર દૂરના દેશોમાં તથા અતિ પ્રાચીન કાળમાં લઈ ગયાં.

ઘણા વખત ઉપર મેં તને હિંદના વાયવ્ય ભાગમાં સિંધુ નદીની ખીણમાં આવેલાં મોહન-જો-દડો તથા હડપ્પા આગળના પાંચ હજાર વર્ષ પૂર્વેની હિંદની પ્રાચીન સંસ્કૃતિના અવશેષો વિષે લખ્યું હતું. જે સમયે મોહન-જો-દડોમાં લોકો રહેતા, કામ કરતા તથા રમતગમત કરતા હતા તે પ્રાચીન કાળમાં સંસ્કૃતિનાં બીજાં પણ અનેક કેન્દ્રો હતાં. પરંતુ એ વિષેની આપણી માહિતી જૂજ છે. એશિયા અને મિસરના જુદા જુદા ભાગોમાં જે અવશેષો ખોદી કાઢવામાં આવ્યા છે તેટલા પૂરતી જ આપણી એ વિષેની માહિતી મર્યાદિત છે. આપણે વધારે ખંતથી અને બહોળા વિસ્તારમાં ખોદકામ કરીએ તો સંભવ છે કે આવા ઘણા અવશેષો આપણને મળી આવે. પરંતુ એ કાળની મિસરની નાઈલની ખીણની, ખાલ્ડિયાની (જ્યાં આગળ એલામનું રાજ્ય હતું અને જેનું પાટનગર સૂસા હતું), પૂર્વ ઇરાનમાં પરસેપોલીસની, મધ્ય એશિયામાં તુર્કસ્તાનની અને ચીનમાં હોઆંગહો અથવા પીળી નદીની ખીણની ઉત્કૃષ્ટ સંસ્કૃતિ વિષે આપણને માહિતી છે જ.

એ તાંબાની ધાતુના વપરાશના આરંભનો યુગ હતો અને પાષાણયુગ હવે પૂરો થવા આવ્યો હતો. મિસરથી ચીન સુધીના આ બહોળા વિસ્તારમાં સંસ્કૃતિનો વિકાસ લગભગ સમાન કક્ષાએ પહોંચેલો માલૂમ પડે છે. એશિયાના એક છેડાથી બીજા છેડા સુધી પ્રસરેલી સમાન સંસ્કૃતિના થોડાઘણા પુરાવાઓ મળી આવે છે એ ખરેખર આશ્ચર્યકારક છે. એ વસ્તુ બતાવે છે કે, સંસ્કૃતિનાં જુદાં જુદાં કેન્દ્રો અલગ કે એકબીજાથી અળગાં નહોતાં પરંતુ એ બધાંનો એકબીજા સાથે સંપર્ક હતો. તે વખતે ખેતીની કળા ખીલી હતી, પાળેલાં જાનવરો રાખવામાં આવતાં હતાં તથા થોડોઘણો વેપાર પણ ચાલતો હતો. લખવાની કળા પણ શરૂ થઈ ચૂકી હતી, પરંતુ એ પ્રાચીન ચિત્રલિપિ હજી

સુધી ઉકેલી શકાઈ નથી. એકબીજાથી બહુ જ દૂર આવેલા પ્રદેશોમાં એક સરખાં ઓજારો મળી આવે છે તથા કળાના નમૂનાઓમાં પણ અદ્વિતીય સામ્ય નજરે પડે છે. ચિતરામણવાળાં માટીનાં વાસણો તથા અનેક પ્રકારના શણગાર તથા આકૃતિઓવાળા મનોહર કળશો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. આવા પ્રકારનાં માટીનાં વાસણો એટલાં બધાં મળી આવે છે કે, એ આખા યુગને 'ચિતરામણવાળા માટી કામની સંસ્કૃતિ'નો યુગ કહેવામાં આવે છે. એ યુગમાં સોનારૂપાનું ઝવેરાત હતું, ચિનાઈ માટી અને આરસનાં વાસણો હતાં તેમ જ સુતરાઉ કાપડ પણ હતું. મિસરથી સિંધુની ખીણ અને સિંધુની ખીણથી ચીન સુધીના પ્રાચીન સંસ્કૃતિના આ પ્રત્યેક કેન્દ્રમાં પોતપોતાનું કંઈક વિશિષ્ટ તત્ત્વ હતું તથા સ્વતંત્રપણે તેમણે પોતાની પ્રગતિ કરી હતી. પરંતુ એમ છતાંયે એ બધાંમાં અમુક પ્રકારની સમાનતા અને સંસ્કૃતિની સળંગસૂત્રતા માલૂમ પડી આવે છે.

લગભગ ૫૦૦૦ વરસો પૂર્વે આવું હતું. પરંતુ એ સંસ્કૃતિઓ પ્રમાણમાં આગળ વધેલી સંસ્કૃતિઓ હતી એ સ્પષ્ટ છે અને હજારો વરસોના વિકાસને પરિણામે તે એ કક્ષાએ પહોંચી હશે. નાઈલની ખીણ અને ખાલ્ડિયામાં એથી બે હજાર વરસો પહેલાંના સમયે પણ આપણે સંસ્કૃતિની નિશાનીઓ શોધી શકીએ છીએ અને સંસ્કૃતિનાં બીજાં કેન્દ્રો પણ ઘણુંકરીને એટલાં જ પ્રાચીન છે.

ઈ. સ. પૂ. ૩૦૦૦ વરસો પહેલાંની મોહન-જો-દડો—કાળની, પ્રારંભિક તામ્રયુગની આ સમાન અને બહોળા વિસ્તારમાં ફેલાયેલી સંસ્કૃતિમાંથી પૂર્વની જુદી જુદી ચાર મહાન સંસ્કૃતિઓ ઉદ્ભવે છે, એકબીજીથી જુદી પડે છે અને અલગ અલગ સ્વતંત્રપણે વિકસે છે. એ ચાર તે મિસરની, મેસેપોટેમિયાની, હિંદુસ્તાનની અને ચીનની સંસ્કૃતિઓ. મિસરના ભવ્ય પિરામિડો તથા ગીઝા આગળનું નરસિંહ સ્વરૂપનું મહાન સ્ફિંક્સ આ પાછળના કાળમાં બાંધવામાં આવ્યાં. એ પછી મિસરમાં થીબ્સ-યુગ આવ્યો. એ પછી ઈ. સ. પૂ. ૨૦૦૦ના અરસામાં ત્યાં આગળ થીબ્સ સામ્રાજ્ય ફાલ્યુંફૂલ્યું અને એ કાળમાં ત્યાં અદ્ભુત મૂર્તિઓ તથા ભીંતચિત્રો નિર્માણ થયાં. કળાની પુનર્જાગ્રતિનો આ મહાન યુગ હતો. લક્ષર આગળ આવેલાં જબરદસ્ત મંદિરો એ અરસામાં બંધાયાં હતાં. તુતનખામન એક થીબ્સ ફેરો અથવા સમ્રાટ હતો. એનું નામ તો હરકોઈ જાણે છે પરંતુ એ ઉપરાંત એને વિષે બીજું કશું તેઓ જાણતાં નથી.

ખાલ્ડિયામાં સુમેર અને અક્કડ એમ બે સ્થળે બળવાન અને સુસંગઠિત રાજ્યો ઊભાં થયાં, ખાલ્ડિયાનું મશહૂર નગર ઉર, મોહન-જો-દડોના જ કાળમાં કળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ નિર્માણ કરી રહ્યું હતું. લગભગ ૭૦૦ વરસના આધિપત્ય પછી ઉરને ઉથલાવી પાડવામાં આવ્યું. સીરિયામાંથી આવનાર સેમેટિક જાતિના (એટલે કે આરબો અને યહૂદીઓની જાતિના) બૅબિલોનિયન લોકો નવા

શાસકો બન્યા. હવે બૅબિલોન શહેર આ નવા સામ્રાજ્યનું કેન્દ્ર બન્યું. બાઇબલમાં એ શહેરનો અનેક વાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ કાળમાં સાહિત્ય સજીવન થયું; મહાકાવ્યો લખાયાં અને ગવાવા લાગ્યાં. સૃષ્ટિનો આરંભ તથા ભીષણ જલપ્રલય વર્ણવતાં આ મહાકાવ્યોની કથાઓ ઉપરથી બાઇબલનાં શરૂઆતનાં પ્રકરણો લખાયાં હોવાનું મનાય છે.

પછી બૅબિલોન પણ પડ્યું અને ઘણી સદીઓ પછી (ઈ. સ. પૂ. ૧૦૦૦ના અરસામાં) ઍસીરિયન લોકો આગળ આવ્યા. અને તેમણે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. નિનેવા એનું પાટનગર હતું. એ બહુ વિચિત્ર પ્રકારના લોકો હતા. તેઓ અતિશય ક્રૂર અને પાશવ હતા. તેમનું સમગ્ર રાજતંત્ર ત્રાસ ઉપર રચાયેલું હતું અને ભારે કતલ તથા સંહાર દ્વારા તેમણે મધ્યપૂર્વના આખા પ્રદેશમાં મહાન સામ્રાજ્ય સ્થાપ્યું. એ લોકો તે કાળના સામ્રાજ્યવાદીઓ હતા. આમ છતાંયે કેટલીક બાબતોમાં તેઓ ભારે સંસ્કારી હતા. નિનેવામાં એક જબરદસ્ત પુસ્તકાલય ઊભું કરવામાં આવ્યું હતું. તે વખતે જાણીતા જ્ઞાનના બધા વિષયોનાં પુસ્તકોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. એ પુસ્તકાલયનાં પુસ્તકો કાગળનાં નહોતાં એ મારે તને કહેવાની ભાગ્યે જ જરૂર હોય. વળી એ પુસ્તકો આજનાં પુસ્તકોના જેવાં પણ નહોતાં. તે સમયનાં પુસ્તકો પથ્થર કે માટીની તકતીઓ ઉપર લખવામાં આવતાં. નિનેવાના આ પ્રાચીન પુસ્તકાલયની એવી હજારો તકતીઓ આજે લંડનના બ્રિટિશ મ્યૂઝિયમમાં છે. કેટલીક તકતીઓ તો ખરેખર કમકમાટી ઉપજાવે એવી છે; સમ્રાટે દુશ્મનો તરફ કેવી ક્રૂરતા આદરી તથા એમ કરીને તેણે કેવો આનંદ લૂંટ્યો એનું તાદૃશ વર્ણન એવી કેટલીક તકતીઓમાં આપવામાં આવ્યું છે.

આર્યો હિંદમાં મોહન-જો-દડોના કાળ પછી આવ્યા. તેમના આરંભના કાળના કશા અવશેષો કે મૂર્તિઓ હજી સુધી મળી આવ્યાં નથી. એમનું મોટામાં મોટું સ્મારક વેદ વગેરે તેમના ગ્રંથો છે. એમાંથી આપણને હિંદનાં મેદાનોમાં આવનારા આ હોંશીલા સૈનિકોના માનસનો કંઈક પરિચય મળે છે. એ ગ્રંથો પ્રકૃતિસૌંદર્યનાં પ્રબળ કાવ્યોથી ભરેલા છે. ખુદ એમના દેવો પણ પ્રકૃતિના દેવો છે. જ્યારે કળા ખીલી ત્યારે પ્રકૃતિના આ પ્રેમે ભારે ફાળો આપ્યો એ સ્વાભાવિક છે. ભોપાલની પાસે આવેલા સાંચીના દરવાજા, શોધી કાઢવામાં આવેલા એ કાળના અવશેષોમાં સૌથી પ્રાચીન છે. એ દરવાજાઓ બુદ્ધયુગના આરંભકાળના છે અને ફૂલ, પાંદડાં તથા પ્રાણીઓનું એના ઉપરનું મનોહર કોતરકામ એ ઘડનાર કળાકારોની પ્રકૃતિ વિષેની સમજ તથા તેમના પ્રકૃતિપ્રેમની આપણને પિછાન કરાવે છે.

અને પછી વાયવ્ય તરફથી અહીં ગ્રીક અસર આવી. તને યાદ હશે કે સિકંદર પછી ગ્રીક લોકોનું સામ્રાજ્ય છેક હિંદની સરહદ સુધી આવી પહોંચ્યું

હતું. થોડા સમય પછી હિંદની સરહદ ઉપર કુશાન સામ્રાજ્ય ઊભું થયું. એના ઉપર પણ ગ્રીક અસર પડી હતી. બુદ્ધ મૂર્તિપૂજાના વિરોધી હતા. તેમણે પોતાને દેવ ગણાવ્યા નહિ કે પોતાની પૂજા કરવાને પણ જણાવ્યું નહિ. પુરોહિતશાહીને કારણે સમાજમાં દાખલ થયેલાં અનિષ્ટોને તે દૂર કરવા ચહાતા હતા. તેઓ પતિત તથા દુઃખિયાંઓના ઉદ્ધારને માટે પ્રયાસ કરનાર સુધારક હતા. ઋષિપત્તન કે સારનાથ આગળના તેમના પહેલવહેલા ઉપદેશમાં તેમણે જણાવ્યું હતું કે, "હું અજ્ઞાનમાં ડૂબેલાંઓને જ્ઞાનથી તૃપ્ત કરવાને આવ્યો છું… જ્યાં સુધી કોઈ પણ મનુષ્ય પ્રાણીઓના હિતને અર્થે પોતાની જાતનું સમર્પણ કરતો નથી તથા તજાયેલાંઓને સાંત્વન આપતો નથી ત્યાં સુધી તે પૂર્ણ બનતો નથી. . . . મારો સિદ્ધાંત કરુણાનો સિદ્ધાંત છે. એથી જ દુનિયાના સુખી લોકોને તે આકરો લાગે છે. નિર્વાણનો માર્ગ સૌને માટે ખુલ્લો થયો છે. ચંડાળને માટે મોક્ષનાં દ્વાર બંધ કરનાર બ્રાહ્મણ પણ તેની પેઠે માતાના ગર્ભમાંથી જ પેદા થયો છે. હાથી જેમ ઘાસનાં ઝૂંપડાંને ઉખેડી નાખે છે તેમ તમે પણ તમારા અંતરમાં રહેલા વિકારોનો નાશ કરો. પાપોથી બચવાનો 'આર્ય સત્ય' એ એક માત્ર ઉપાય છે." આ પ્રમાણે બુદ્ધે સદાચાર અને સાચા જીવનનો માર્ગ બતાવ્યો. પરંતુ ગુરુના ઉપદેશનું રહસ્ય ન સમજનારા બેવકૂફ શિષ્યોની બાબતમાં હમેશ બને છે તેમ બુદ્ધના મોટા ભાગના શિષ્યો તેમણે સૂચવેલા આચારના બાહ્ય નિયમોનું જ પાલન કરવા લાગ્યા અને તેનું રહસ્ય તેઓ સમજ્યા નહિ. તેમના ઉપદેશનું પાલન કરવાને બદલે તેમણે તેમની પૂજા કરવા માંડી, પરંતુ હજી બુદ્ધની મૂર્તિઓ કે પ્રતિમાઓ બનવા પામી નહોતી.

પછી ગ્રીસ અને જ્યાં આગળ ગ્રીક સંસ્કૃતિ પ્રસરી હતી તે દેશોના વિચારો આવ્યા. એ દેશોમાં દેવોની મનોહર મૂર્તિઓ બનાવવામાં આવતી અને તેની પૂજા કરવામાં આવતી હતી. હિંદની વાયવ્યમાં આવેલા કંદહારમાં આ અસર સૌથી વધારે થઈ અને ત્યાં આગળના મૂર્તિવિધાનમાં શિશુ બુદ્ધનો ઉદય થયો. તેમના આહ્‌લાદક અને શિશુ દેવ કામદેવના જેવો અથવા ભાવિમાં થનાર શિશુ ખ્રિસ્ત જેવો તે હતો. બૌદ્ધ ધર્મમાં મૂર્તિપૂજાનો આ રીતે આરંભ થયો અને પ્રત્યેક બૌદ્ધ મંદિરમાં બુદ્ધની મૂર્તિની સ્થાપના થવા સુધી એનો ફેલાવો થયો.

હિંદી કળા ઉપર ઈરાનની કળાની પણ અસર થવા પામી. બૌદ્ધ ધર્મની જાતકકથાઓ અને હિંદુ ધર્મની વૈવિધ્યપૂર્ણ પુરાણકથાઓએ હિંદના કળાકારોને અખૂટ વસ્તુ પૂરું પાડયું છે અને આંધ્રદેશમાં અમરાવતીમાં, મુંબઈ પાસે એલીફંટાની ગુફાઓમાં, અજંટા અને ઈલોરામાં તથા બીજાં અનેક સ્થળોએ આ પ્રાચીન જાતકકથાઓ અને પુરાણકથાઓ પથ્થર અને ચિત્રોમાં અંકિત થયેલી તને જોવા મળશે. આ બધાં સ્થાનો અદ્‌ભુત અને મુલાકાત લેવા જેવાં

છે અને શાળામાં ભણતાં બધાં જ બાળકો કંઈ નહિ તો આમાંની કેટલીક જગ્યાઓએ જઈ શકે એમ હું ઇચ્છું છું.

હિંદની આ કથાઓ સમુદ્ર ઓળંગીને બૃહદ્ ભારતમાં પણ પહોંચી. જાવામાં બોરોબુદુર આગળ બુદ્ધની સમગ્ર કથા અદ્‌ભુત ભીંતચિત્રોમાં ચીતરવામાં આવેલી છે. અંગકોરનાં ખંડિયેરોમાં આજે પણ કેટલીક મનોહર મૂર્તિઓ મોજૂદ છે. એ મૂર્તિઓ ૮૦૦ વરસ પહેલાંના એ શહેરની — જ્યારે તે પૂર્વ એશિયામાં 'ભવ્ય અંગકોર' તરીકે મશહૂર હતું — આપણને યાદ આપે છે. એ મૂર્તિઓની મુખાકૃતિઓ વિનમ્ર અને જીવંત છે અને તેમના ઉપર અણછતું મંદ સ્મિત તરવરી રહ્યું છે. અને તે 'અંગકોરના સ્મિત'ના નામથી ઓળખાય છે. એ મૂર્તિની મુખાકૃતિઓ ભિન્ન જાતિની હોવાને કારણે સ્વરૂપમાં બદલાય છે ખરી પણ તેના ઉપરનું સ્મિત તો તેનું ને તેનું જ કાયમ રહે છે અને તે કદીયે એકસૂરું કે નીરસ બનતું નથી.

કળા એ તે તે કાળના જીવન અને સંસ્કૃતિનો યથાર્થ પરિચય આપનાર દર્પણ છે. જ્યારે હિંદી સંસ્કૃતિ ચેતનથી ઊભરાતી હતી ત્યારે તેણે સૌંદર્યની વસ્તુઓ નિર્માણ કરી અને કળાની ઉન્નતિ થઈ તથા દૂર દૂરના દેશોમાં એના પડઘા પડ્યા. પરંતુ તું જાણે છે કે સ્થગિતતા અને સડો તેમાં દાખલ થયાં અને દેશમાં ભાગલા પડતા ગયા તેની સાથે કળાની પણ અવનતિ થઈ. તેણે પોતાનું જોમ ગુમાવ્યું અને તે નિષ્પ્રાણ બની ગઈ, વિગતોની ઝીણવટ તેના ઉપર વધારે પડતી લાદવામાં આવી અને પરિણામે કેટલીક વાર તે સાવ કઢંગી બની જતી. મુસલમાનોના આગમને તેનામાં નવું ચેતન રેડ્યું, એમાં નવી અસરો દાખલ થવા પામી અને તેણે હિંદી કળાના અવનત નમૂનાઓને તેની વધારે પડતી સજાવટમાંથી મુક્ત કર્યાં. એની પાછળનો પુરાણો હિંદી આદર્શ તો કાયમ જ રહ્યો પરંતુ એને અરબસ્તાન તથા ઈરાનના સાદા અને લાલિત્યપૂર્ણ વાઘાથી વિભૂષિત કરવામાં આવી. ભૂતકાળમાં હિંદમાંથી હજારો સિદ્ધહસ્ત શિલ્પીઓ મધ્ય એશિયામાં ગયા હતા. પરંતુ હવે શિલ્પીઓ તથા ચિત્રકારો પશ્ચિમ એશિયામાંથી હિંદમાં આવવા લાગ્યા. ઈરાન તથા મધ્ય-એશિયામાં કળાની પુનર્જાગ્રતિ થવા પામી હતી. કૉન્સ્ટાન્ટિનોપલમાં મહાન શિલ્પીઓ પ્રચંડ ઇમારતો ચણી રહ્યા હતા. એ ઇટાલીની પુનર્જાગ્રતિનો પણ પ્રારંભકાળ હતો. એ સમયે ત્યાંના પ્રતિભાશાળી કળાકારોએ મનોરમ્ય ચિત્રો તથા મૂર્તિઓ નિર્માણ કર્યાં.

સિયાન તે સમયનો મશહૂર તુર્ક શિલ્પી હતો અને બાબરે તેના માનીતા શિષ્યને હિંદમાં બોલાવ્યો હતો. ઈરાનમાં બીઝાદ નામનો મહાન ચિત્રકાર હતો. અકબરે તેના ઘણા શિષ્યોને અહીં બોલાવ્યા અને પોતાના દરબારના ચિત્રકારો તરીકે તેમની નિમણૂક કરી. શિલ્પ અને ચિત્રકળામાં ઈરાનની

અસરનું પ્રભુત્વ વધવા પામ્યું. મારા આગળના એક પત્રમાં મોગલકાળની ભારતીય મુસ્લિમ કળાની કેટલીક મહાન ઇમારતો વિષે મેં તને કહ્યું હતું. એમાંની ઘણીખરી ઇમારતો તેં જોઈ છે. આ ભારતીય–ઈરાની કળા તાજમહાલમાં પરાકાષ્ઠાએ પહોંચી છે. એને નિર્માણ કરવામાં મોટા મોટા અનેક કળાકારોએ પોતાનો ફાળો આપ્યો હતો. એમ કહેવાય છે કે, ઉસ્તાદ ઇસા નામનો તુર્ક કે ઈરાની તેનો પ્રધાન શિલ્પી હતો. અને હિંદી શિલ્પીઓએ તેને મદદ કરી હતી. કેટલાક યુરોપિયન અને ખાસ કરીને ઇટાલિયન કલાકારોએ અંદરના ભાગને શણગારવાનું કામ કર્યું હતું એમ કહેવાય છે. આટલા બધા ભિન્ન ભિન્ન સિદ્ધહસ્ત કારીગરોએ એમાં કામ કર્યું હોવા છતાં આપણને કઠે એવું કોઈ પણ વિસંવાદી તત્ત્વ એમાં નથી. બધી ભિન્ન ભિન્ન અસરોનો સુમેળ સાધીને એમાં અદ્ભુત સુસંવાદિતતા નિર્માણ કરવામાં આવી છે. તાજમહાલ નિર્માણ કરવામાં ઘણા લોકોએ ફાળો આપ્યો પરંતુ હિંદી અને ઈરાની એ બે જ અસરો એમાં પ્રાધાન્ય ભોગવે છે, અને તેથી જ મોં. ગ્રુસેટ એને વિષે કહે છે કે, "ભારતના દેહમાં ઈરાનના આત્માએ જન્મ લીધો છે."

## ૧૨૪. ઈરાનની પ્રાચીન પરંપરા ટકી રહે છે

૨૦ જાન્યુઆરી, ૧૯૩૩

હિંદમાં આવીને જે દેશના આત્માએ તાજમહાલના રૂપમાં પોતાને યોગ્ય દેહ પ્રાપ્ત કર્યો હતો એમ કહેવામાં આવે છે તે ઈરાનમાં હવે આપણે જઈએ. ઈરાનની કળા અદ્વિતીય પરંપરા ધરાવે છે. એ પરંપરા ૨૦૦૦ વરસો સુધી એટલે કે એસીરિયન લોકોના કાળથી આજ સુધી ટકી રહી છે. ત્યાં આગળ રાજ્યતંત્રમાં પલટા થયા, રાજવંશો બદલાયા અને ધર્મમાં પણ ફેરફારો થયા છે; એ દેશ ઉપર વિદેશી સત્તાએ શાસન કર્યું છે તેમ જ દેશના રાજાઓએ પણ રાજ્ય કર્યું છે; ત્યાં આગળ ઇસ્લામનું આગમન થયું અને તેણે ઘણી વસ્તુઓમાં ક્રાંતિ કરી નાખી, પરંતુ આ બધા ફેરફારો થવા છતાંયે ઈરાનની કળાની આ પરંપરા ટકી રહેવા પામી છે. બેશક, કાળાંતરે એમાં ફેરફારો થવા પામ્યા છે અને એનો વિકાસ પણ થયો છે. આ ટકાઉપણું ઈરાનની કળાના ઈરાનની ભૂમિ તથા તેના સૃષ્ટિસૌન્દર્ય સાથેના સંબંધને આભારી છે એમ કહેવાય છે.

આગલા પત્રમાં નિનેવાના એસીરિયન સામ્રાજ્ય વિષે મેં તને વાત કરી હતી. એમાં ઈરાનનો પણ સમાવેશ થતો હતો. ઈશુ પૂર્વે ૫૦૦ કે ૬૦૦ વરસ ઉપર ઈરાનીઓએ — તેઓ આર્ય જાતિના હતા — નિનેવા કબજે કર્યું

અને એસીરિયાના સામ્રાજ્યનો અંત આણ્યો. આ ઇરાની આર્યોએ સિંધુ નદીના કિનારાથી ઠેઠ મિસર સુધી વિસ્તરેલું સામ્રાજ્ય ઊભું કર્યું. પુરાણકાળની દુનિયા ઉપર તેમણે પ્રભુત્વ જમાવ્યું હતું અને ગ્રીક હેવાલોમાં તેના રાજકર્તાનો વારંવાર 'મહારાજા' તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સાયરસ, દરાયસ, ઝર્સીસ ઇત્યાદિ આ 'મહારાજાઓ'માંના કેટલાકનાં નામો છે. દરાયસ તથા ઝર્સીસે ગ્રીસ જીતી લેવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ પરિણામે તેમની હાર થઈ હતી એ તને યાદ હશે. એ રાજવંશ આખાયમેનીદ રાજવંશ તરીકે ઓળખાય છે. મહાન સિકંદરે તેનો અંત આણ્યો ત્યાં સુધી એટલે કે ૨૨૦ વરસો સુધી એ રાજવંશે આ વિશાળ સામ્રાજ્ય ઉપર શાસન કર્યું. એસીરિયનો અને બૅબિલોનના લોકોના અમલ પછી ઇરાનીઓનો અમલ પ્રજાને માટે ભારે રાહત સમાન નીવડ્યો હશે. તેઓ સુધરેલા અને સહિષ્ણુ હાકેમો હતા. અને જુદા જુદા ધર્મો તથા સંસ્કૃતિઓની ખિલવણીને તેમણે અવકાશ આપ્યો. આ પ્રચંડ સામ્રાજ્યનો રાજવહીવટ સારો હતો તથા તેના જુદા જુદા ભાગોમાં અવરજવરના વ્યવહારની અનુકૂળતાને માટે ઠેર ઠેર સારા રસ્તાઓ પણ હતા. આ ઇરાનીઓ હિંદમાં આવેલા આર્યો સાથે નિકટના સંબંધથી સંકળાયેલા હતા. તેમના જરથોસ્તી ધર્મનો આરંભકાળના વેદ ધર્મ સાથે નિકટનો સંબંધ હતો. આર્યોના અસલ નિવાસસ્થાનમાં — પછી તે ગમે ત્યાં હો — એ બંનેનું ઉગમસ્થાન એક જ હોવું જોઈએ.

આખાયમેનીદવંશી રાજાઓને મોટી મોટી ઇમારતો બંધાવવાનો શોખ હતો. તેમના પાટનગર પરસેપોલીસમાં તેમણે મોટા મોટા મહેલો બંધાવ્યા — તેમણે મંદિરો બંધાવ્યાં નથી — હતા. એ મહેલોમાં અનેક થાંભલાઓ ઉપર ટેકવાયેલા વિશાળ ઓરડાઓ હતા. કેટલાંક ખંડિયેરો આ જબરદસ્ત ઇમારતોનો આજે પણ આપણને ખ્યાલ આપે છે. આખાયમેનીદ સમયની કળાએ મૌર્યકાળની (અશોક ઇત્યાદિના સમયની) કળા સાથે સંપર્ક રાખ્યો હોય તથા તેના ઉપર પોતાની અસર પાડી હોય એમ લાગે છે.

સિકંદરે 'મહારાજા' દરાયસને હરાવ્યો અને આખાયમેનીદ વંશનો અંત આણ્યો. એ પછી સિકંદરના સેનાપતિ સેલ્યુકસ અને તેના વંશજો નીચે ગ્રીક અમલનો ટૂંકો યુગ અને તે પછી અર્ધ–વિદેશી રાજકર્તાઓના અમલ નીચેનો ગ્રીક અથવા યુનાની અસરનો એથી ઘણો લાંબો યુગ આવ્યો. દક્ષિણમાં બનારસ અને ઉત્તરે છેક મધ્ય એશિયા સુધી વિસ્તરેલા હિંદની સરહદ ઉપરના કુશાનો એના સમકાલીન હતા. તેઓ પણ આ ગ્રીક કે યુનાની અસર નીચે આવ્યા હતા. આમ સિકંદર પછી ૫૦૦ કરતાંયે વધારે વરસો સુધી એટલે કે ઇશુ પછીની ત્રીજી સદી સુધી હિંદની પશ્ચિમનો એશિયાનો સમગ્ર પ્રદેશ ગ્રીક અસર નીચે રહ્યો હતો. પ્રધાનપણે આ અસર

કળાવિષયક હતી. ઈરાનના ધર્મની બાબતમાં તેણે કશી દખલ ન કરી. તેનો ધર્મ તો જરથોસ્તી જ રહ્યો.

ત્રીજી સદીમાં ઈરાનમાં રાષ્ટ્રીય પુનર્જાગ્રતિ થઈ અને નવો રાજવંશ સત્તા ઉપર આવ્યો. એ સાસાનીદ રાજવંશ હતો. તે ઉગ્રપણે રાષ્ટ્રવાદી હતો અને પુરાણા આખાયમેનીદ રાજવંશનો વારસ હોવાનો તેનો દાવો હતો. ઉગ્ર રાષ્ટ્રવાદની બાબતમાં હમેશાં બનતું આવ્યું છે તેમ આ રાષ્ટ્રવાદ પણ સંકુચિત અને અસહિષ્ણુ હતો. પશ્ચિમે રોમન સામ્રાજ્ય તથા કૉન્સ્ટાન્ટિનોપલના બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય અને પૂર્વે આગળ વધતી જતી તુર્ક જાતિઓની ભીંસમાં તેમનો પ્રદેશ આવેલો હોવાથી તેને એવું સ્વરૂપ ધારણ કરવાની ફરજ પડી. આમ છતાંયે ૪૦૦ કરતાંયે વધારે વરસ સુધી એટલે કે ઇસ્લામના આગમન સુધી એ વંશ ટકી રહ્યો. સાસાનીદ અમલ દરમ્યાન જરથોસ્તી મોબેદો સર્વસત્તાધીશ હતા. રાજ્ય તેમના ધર્મતંત્રના કાબૂ નીચે હતું અને તેઓ કોઈ પણ પ્રકારના વિરોધને સાંખી શકતા નહિ. આ સમય દરમ્યાન જ તેમના ધર્મગ્રંથ અવસ્તાનો છેવટનો પાઠ તૈયાર કરવામાં આવ્યો હતો એમ કહેવાય છે.

હિંદમાં એ ગુપ્ત સામ્રાજ્યની જાહોજલાલીનો કાળ હતો. કુશાન અને બૌદ્ધ યુગ પછી એનો ઉદય પણ રાષ્ટ્રીય પુનરુત્થાનને કારણે થવા પામ્યો હતો. એ યુગમાં હિંદમાં કળા અને સાહિત્યની પુનર્જાગ્રતિ થઈ અને કાલિદાસ જેવા સંસ્કૃતના કેટલાક શ્રેષ્ઠ કવિઓ પણ એ કાળમાં થઈ ગયા. સાસાનીદ ઈરાન કળાના વિષયમાં ગુપ્ત હિંદના સંપર્કમાં હતું, એ દર્શાવનારાં ઘણાં ચિહ્નો મળી આવે છે. સાસાનીદ કાળનાં ગણ્યાંગાંઠ્યાં ચિત્રો અને પ્રતિમાઓ આજે ઉપલબ્ધ છે પરંતુ જે થોડાં મળી આવે છે તે ચેતન અને ગતિથી ભરેલાં છે. ખાસ કરીને પ્રાણીઓ અજંટાના ભીંતચિત્રોને બહુ જ મળતાં આવે છે. સાસાનીદ કળાની અસર છેક ગોબીના રણ અને ચીન સુધી વિસ્તરી હોય એમ લાગે છે.

તેમના લાંબા શાસનકાળના અંતમાં સાસાનીદો નબળા પડ્યા અને ઈરાનની દુર્દશા થઈ. બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય સાથેનાં લાંબાં યુદ્ધો પછી એ બંને સામ્રાજ્યો સાવ દુર્બળ બની ગયાં. પોતાના નવા ધર્મની ધગશથી ભરેલાં આરબ સૈન્યને ઈરાન જીતવું મુશ્કેલ નહોતું. સાતમી સદીના મધ્ય ભાગ સુધીમાં એટલે કે પેગમ્બર સાહેબના મરણને દશ વરસ પણ નહોતાં થયાં એટલામાં ઈરાન ખલીફના અમલ નીચે આવ્યું. મધ્ય એશિયા અને ઉત્તર આફ્રિકામાં ફેલાતાં આરબ સૈન્યો પોતાની સાથે એ પ્રદેશોમાં કેવળ પોતાનો નવો ધર્મ જ નહિ પણ પોતાની તરુણ અને વિકસતી જતી સંસ્કૃતિ પણ લઈ ગયાં. સીરિયા, મેસેપોટેમિયા અને મિસર વગેરે દેશોમાં સર્વત્ર આરબ સંસ્કૃતિ પ્રસરી

ગઈ. અરબી ભાષા તેમની ભાષા બની અને જાતિઓ પણ ભળીને એકરૂપ થઈ ગઈ. બગદાદ, દમાસ્કસ અને કેરો અરબી સંસ્કૃતિનાં મહાન કેન્દ્રો બન્યાં અને આ નવી સંસ્કૃતિની પ્રેરણા નીચે ત્યાં આગળ અનેક રમણીય ઇમારતો ઊભી થવા પામી. આજે પણ આ બધા દેશો અરબી દેશો છે અને એ બધા એકબીજાથી જુદે જુદે સ્થાને આવેલા છે છતાંયે તેઓ બધા એકતાનું સ્વપ્ન સેવે છે.

આરબોએ ઈરાનને પણ એ જ રીતે જીતી લીધું હતું. પરંતુ સીરિયા અને મિસરની પેઠે તેઓ ઈરાનના લોકોને પોતાનામાં સમાવીને એકરૂપ કરી શક્યા નહિ. ઈરાની લોકો મૂળ આર્ય જાતિના હોઈને સેમેટિક જાતિના આરબોથી ઘણા જ ભિન્ન હતા. તેમની ભાષા પણ આર્ય શાખાની હતી. આથી તેમની જાતિ નિરાળી રહી અને તેમની ભાષા પણ ચાલુ રહી. ત્યાં ઇસ્લામનો ઝપાટાબંધ ફેલાવો થયો અને જરથોસ્તી ધર્મની જગ્યા તેણે લીધી. જરથોસ્તી ધર્મને આખરે હિંદમાં આશ્રય શોધવો પડ્યો. પરંતુ ઇસ્લામની બાબતમાં પણ ઈરાનીઓએ પોતાનું જુદું જ વલણ ધારણ કર્યું. ઇસ્લામમાં ભાગલા પડ્યા, તેમાં શીયા અને સુન્ની એવા બે પક્ષો ઊભા થયા. ઈરાનમાં આજે પણ મુખ્યત્વે કરીને શીયાઓની વસતી છે જ્યારે બાકીની ઇસ્લામી દુનિયામાં મોટે ભાગે સુન્નીઓ છે.

આરબ સંસ્કૃતિ ઈરાનને પોતાનામાં સમાવી દઈ ન શકી એ ખરું પરંતુ તેણે તેના ઉપર ભારે અસર કરી અને ઇસ્લામે હિંદની પેઠે ઈરાનમાં પણ કળાની પ્રવૃત્તિને નવજીવન આપ્યું. આરબ કળા અને સંસ્કૃતિ ઉપર પણ ઈરાનનાં ધોરણોની સારી પેઠે અસર થઈ. મરુભૂમિનાં સીધાં સાદાં સંતાનોનાં ઘરો ઉપર ઈરાનના વૈભવવિલાસે આક્રમણ કર્યું. અને આરબ ખલીફનો રાજદરબાર પહેલાંના કોઈ પણ સામ્રાજ્યના રાજદરબાર જેટલો જ ભવ્ય અને ભપકાદાર બની ગયો. સામ્રાજ્યનું પાટનગર બગદાદ તે સમયનું સૌથી મહાન નગર બન્યું. તેની ઉત્તરે તૈગ્રીસ નદી ઉપર આવેલા સમરૂરામાં ખલીફે પોતાને માટે જબરદસ્ત મસ્જિદ અને મહેલ બંધાવ્યાં. એમનાં ખંડિયેરો આજે પણ મોજૂદ છે. મસ્જિદમાં વિશાળ ઓરડાઓ હતા તથા તેની આસપાસ ફુવારાવાળાં વિસ્તૃત ચોગાનો હતાં. મહેલ લંબચોરસ હતો અને તેની એક બાજુ એક કિલોમીટર જેટલી લાંબી હતી.

નવમી સદીમાં બગદાદના સામ્રાજ્યની પડતી થઈ. તેમાં ભાગલા પડ્યા અને તેમાંથી અનેક રાજ્યો ઊભાં થયાં. ઈરાન સ્વતંત્ર થઈ ગયું અને પૂર્વમાંથી આવેલી તુર્ક પ્રજાઓએ ઘણાં રાજ્યો સ્થાપ્યાં. છેવટે તુર્કોએ ઈરાનનો પણ કબજો લીધો અને તેમણે બગદાદના નામના ખલીફ ઉપર પ્રભુત્વ જમાવ્યું. ૧૧મી સદીના આરંભમાં મહમૂદ ગઝની ઊભો થયો. તેણે હિંદ ઉપર ચડાઈઓ

કરી અને ખલીફને ડરાવ્યો. તેણે પોતાનું અલ્પજીવી સામ્રાજ્ય પણ ઊભું કર્યું. સેલ્જુક નામની બીજી એક તુર્ક પ્રજાએ તેનો અંત આણ્યો. સેલ્જુક તુર્કોએ લાંબા વખત સુધી ખ્રિસ્તી ક્રૂઝેડરોનો સામનો કર્યો અને તેઓ તેમની સાથે લડ્યા. તેમનું સામ્રાજ્ય ૧૫૦ વરસો સુધી ટક્યું. ૧૨મી સદીના અંતમાં વળી બીજી એક તુર્ક પ્રજાએ સેલ્જુક તુર્કોને ઇરાનમાંથી હાંકી કાઢ્યા અને ખારઝમ કે ખીવાનું રાજ્ય સ્થાપ્યું. પરંતુ એ રાજ્ય પણ અલ્પકાળ સુધી ટક્યું. ખારઝમના શાહે પોતાના એલચીનું અપમાન કર્યું તેથી ચંગીઝખાન તેના ઉપર ક્રોધે ભરાયો અને પોતાના મંગોલો સાથે આવીને તે દેશ તથા તેની પ્રજાને કચરી નાખ્યાં.

એક નાના સરખા પૅરેગ્રાફમાં હું તને અનેક ફેરફારો તથા અનેક સામ્રાજ્યોની વાત કહી ગયો. અને તેથી તું ઠીક ઠીક ગૂંચવણમાં પડી ગઈ હશે. મેં તને જાતિઓ તથા રાજવંશોની ચડતી પડતી વિષે કહ્યું એ તારા મનને એ બધી હકીકતોથી લાદવા માટે નહિ પણ આ બધા ફેરફારો અને ચડતી પડતી થવા છતાંયે ઇરાનની કળાવિષયક પરંપરા તથા તેનું જીવન કેવી રીતે ટકી રહ્યું એ તને ઠસાવવાને કહ્યું છે. પૂર્વમાંથી તુર્ક જાતિની એક પછી એક ટોળી આવતી ગઈ અને તે બધી બુખારાથી ઇરાક સુધી ફેલાયેલી ઇરાની-અરબી સંસ્કૃતિને વશ થઈ. જે તુર્કો ઇરાનથી દૂર દૂર એશિયામાઇનર પહોંચ્યા તેમણે પોતાની રીતભાત ટકાવી રાખી અને તેઓ અરબી સંસ્કૃતિને વશ થયા નહિ. તેમણે એશિયામાઇનરને કંઈક અંશે પોતાના અસલ વતન તુર્કસ્તાન જેવું બનાવી દીધું. પરંતુ ઇરાન તેમ જ તેની આસપાસના મુલકોમાં ઇરાની સંસ્કૃતિ એટલી બધી પ્રબળ હતી કે તેમણે તે ગ્રહણ કરી અને તેઓ તેને અનુકૂળ થયા. જુદા જુદા બધા જ તુર્ક રાજવંશોના અમલ દરમ્યાન ઇરાની સાહિત્ય અને કળા ખીલતાં રહ્યાં. મહમૂદ ગઝનીના કાળમાં થઈ ગયેલા ફારસી કવિ ફિરદોશી વિષે મને લાગે છે કે મેં તને કહ્યું છે. મહમૂદની વિનંતિથી તેણે શાહનામા નામનું એક મહાન રાષ્ટ્રીય મહાકાવ્ય લખ્યું. એમાં વર્ણવાયેલા પ્રસંગો ઇસ્લામની પહેલાંના કાળના છે અને એ કાવ્યનો મહાન નાયક રુસ્તમ છે. ઇરાનની કળા તથા સાહિત્ય રાષ્ટ્રીય અને પરંપરાગત ભૂતકાળ સાથે કેટલી બધી નિકટતાથી સંકળાયેલાં હતાં તે આ વસ્તુ દર્શાવી આપે છે. ઇરાનની ચિત્રકળાનું વસ્તુ મોટે ભાગે શાહનામામાંથી લેવામાં આવ્યું છે.

ફિરદોશીના જીવન દરમ્યાન ઇસવી સનની સદી બદલાઈ અને સહસ્રાબ્દ પણ બદલાયો. તે ૯૩૨ની સાલમાં જન્મ્યો હતો અને ૧૦૨૧ ની સાલમાં મરણ પામ્યો. એના પછી થોડા વખત બાદ ઇરાનમાં આવેલા નૈશપુરનો જ્યોતિષશાસ્ત્રી અને કવિ ઉમર ખય્યામ થયો. એનું નામ અંગ્રેજી તેમ જ ફારસી ઉભય ભાષામાં મશહૂર છે. ઉમર પછી શિરાઝનો શેખ સાદી થયો. એ

ફારસીના મહાકવિઓમાંનો એક ગણાય છે. તેણે લખેલાં ગુલિસ્તાં અને બોસ્તાં ભૂતકાળમાં પેઢી દર પેઢી સુધી હિંદનાં બાળકોને શાળાઓમાં શીખવાં પડતાં હતાં.

અહીં મેં મહાપુરુષોનાં માત્ર બેત્રણ નામોનો જ ઉલ્લેખ કર્યો છે. એવાં નામોની લાંબી લાંબી યાદી આપવાનો કંઈ અર્થ નથી. હું માત્ર તને એટલું જ દર્શાવવા માગું છું કે, આ બધી સદીઓ દરમ્યાન ઈરાનથી ઠેઠ અક્ષુ નદીની પારના મુલક સુધી ઈરાની કળા તથા સંસ્કૃતિની જ્યોત ઝળહળતી રહી હતી. અક્ષુ નદીની પારના પ્રદેશનાં બલ્ખ અને બુખારા વગેરે મહાન શહેરો કળા અને સાહિત્યની પ્રવૃત્તિનાં કેન્દ્રો તરીકે ઈરાનનાં શહેરોની સ્પર્ધા કરતાં હતાં. દશમી સદીના અંતમાં સૌથી વધારે મશહૂર આરબ તત્ત્વવેત્તા ઇબ્ન સીના બુખારામાં જ જન્મ્યો હતો. ૨૦૦ વરસ પછી જલાલુદ્દીન રૂમી નામનો બીજો એક ફારસી મહાકવિ બલ્ખમાં જન્મ્યો હતો. એ ભારે આધ્યાત્મિક પુરુષ લેખાય છે અને તેણે નાચનારા દરવેશોનો એક સંઘ સ્થાપ્યો હતો.

આમ ત્યાં આગળ લડાઈઝઘડા અને રાજકીય પરિવર્તનો થવા છતાંયે ફારસી-અરબી કળા અને સંસ્કૃતિ જીવતાં રહ્યાં તથા સાહિત્ય, ચિત્રકળા અને શિલ્પની ઉત્કૃષ્ટ કૃતિઓ નિર્માણ કરતાં રહ્યાં. એ પછી ત્યાં ભારે ઉત્પાત થયો. ૧૩મી સદીમાં (૧૨૨૦ની સાલના અરસામાં) ચંગીઝખાન ખારઝમ અને ઈરાન ઉપર તૂટી પડ્યો અને તેમનો નાશ કર્યો. થોડાં વરસ પછી હુલાગુએ બગદાદનો નાશ કર્યો અને સદીઓથી એકઠો થયેલો ઉચ્ચ સંસ્કૃતિનો કળા-સંગ્રહ નષ્ટ થયો. મંગોલોએ મધ્ય એશિયાને કેવી રીતે વેરાન બનાવી દીધું તથા તેનાં મોટાં મોટાં શહેરો કેવી રીતે નિર્જન બની ગયાં એ વિષે મેં તને આગળના એક પત્રમાં કહ્યું છે.

આ આપત્તિમાંથી મધ્ય એશિયા કદીયે પૂરેપૂરું બેઠું થયું નહિ. અને થોડા પ્રમાણમાં એ બેઠું થયું તે પણ એક આશ્ચર્યકારક ઘટના છે. તને યાદ હશે કે ચંગીઝખાનના મરણ પછી તેનું વિશાળ સામ્રાજ્ય વહેંચાઈ ગયું. ઈરાન અને તેની આસપાસના પ્રદેશનો તેનો ભાગ હુલાગુને મળ્યો. પોતાને સંતોષ થાય એટલો સંહાર કર્યા પછી તે શાંત અને સહિષ્ણુ રાજકર્તા બન્યો. તેણે ઇલખાનનો નવો રાજવંશ સ્થાપ્યો. ઇલખાનો થોડા વખત સુધી મંગોલોનો આકાશધર્મ પાળતા રહ્યા પરંતુ પાછળથી તેમણે ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો. આ ધર્મપરિવર્તન પછી અને તે પહેલાં પણ તેઓ અન્ય ધર્મો પ્રત્યે સંપૂર્ણપણે સહિષ્ણુ હતા. ચીનના તેમના પિત્રાઈઓ, મહાન ખાન તથા તેના કુટુંબીઓ, બૌદ્ધધર્મી હતા અને તેમની સાથે એમને ગાઢ સંબંધ હતો. પરણવાને માટે ઠેઠ ચીનથી તેઓ કન્યાઓ પણ મંગાવતા.

ઇરાન અને ચીનના મંગોલોની ઉભય શાખાઓના સંપર્કની કળા ઉપર ભારે અસર થવા પામી. ઇરાનમાં ચીની અસર દાખલ થઈ અને તેની ચિત્રકળામાં અરબી, ફારસી અને ચીની અસરોનો અજબ પ્રકારનો સુમેળ જોવામાં આવે છે. પરંતુ આ અનેક આપત્તિઓ આવી પડવા છતાં ઇરાની અથવા ફારસી અંશનો ફરીથી વિજય થયો. ૧૪મી સદીના મધ્ય ભાગમાં ઇરાને બીજો એક મહાકવિ પેદા કર્યો. તેનું નામ હાફીઝ હતું. તે આજે હિંદમાં પણ લોકપ્રિય છે.

મંગોલ ઇલિખાનો પણ લાંબો કાળ ટક્યા નહિ. સમરકંદના તૈમુર નામના બીજા એક મહાન લડવૈયાએ તેમના રહ્યાસહ્યા અવશેષોનો નાશ કર્યો. આ ભયંકર અને અતિશય ક્રૂર હેવાન — જેને વિષે હું આગળ લખી ચૂક્યો છું — કળાનો સારો આશ્રયદાતા હતો અને વિદ્વાન ગણાતો હતો. દિલ્હી, શિરાઝ, બગદાદ અને દમાસ્કસ જેવાં મહાન શહેરોને લૂંટીને તે લૂંટ વડે પોતાના પાટનગર સમરકંદને શણગારવામાં જ મુખ્યત્વે કરીને તેનો કળાનો પ્રેમ સમાઈ જતો હોય એમ જણાય છે. પરંતુ સમરકંદની સૌથી અદ્ભુત અને ભવ્ય ઇમારત તો તૈમુરની કબર ગુર અમીર છે. એ તેનું યોગ્ય સ્મારક છે. કેમકે તેની ઉમદા રેખાઓમાં તેના સામર્થ્યની તથા તેના પ્રભાવશાળી અને ઝનૂની વ્યક્તિત્વની પ્રતીતિ થાય છે.

તૈમુરના મરણ પછી તેણે જીતેલા વિશાળ પ્રદેશો છૂટા પડી ગયા. પરંતુ અક્ષુ નદીની પારનો પ્રદેશ તથા ઇરાન એટલો મુલક તેના વંશજોના હાથમાં રહ્યો. બરાબર ૧૦૦ વરસ સુધી એટલે કે આખી ૧૫મી સદી દરમ્યાન એ 'તૈમુરીદો'એ — તૈમુરના વંશજો તૈમુરીદ કહેવાતા હતા — ઇરાન, બુખારા અને હેરાતમાં પોતાનો અમલ ટકાવી રાખ્યો અને આશ્ચર્યની વાત તો એ છે કે, નિર્દય વિજેતાના એ વંશજો તેમની ઉદારતા, માણસાઈ અને કળાના ઉત્તેજન માટે મશહૂર થયા. તૈમુરનો પોતાનો પુત્ર શાહરૂખ એ બધામાં સૌથી મહાન હતો. પોતાની રાજધાની હેરાતમાં તેણે એક ભવ્ય પુસ્તકાલય સ્થાપ્યું અને સંખ્યાબંધ સાહિત્યકારો તે તરફ આકર્ષાયા.

આ ૧૦૦ વરસનો તૈમુરીદ કાળ તેની કળાવિષયક અને સાહિત્યિક પ્રવૃત્તિઓ માટે જાણીતો છે અને તે 'તૈમુરીદી પુનર્જાગ્રતિકાળ' તરીકે ઓળખાય છે. એ કાળમાં ફારસી સાહિત્યનો ભારે વિકાસ થવા પામ્યો અને મનોરમ ચિત્રો નિર્માણ થયાં. મહાન ચિત્રકાર બાઈઝાદ એક ચિત્રશાળાનો અધિષ્ઠાતા હતો. એ પણ જાણવા જેવું છે કે તૈમુરીદ સાહિત્યિક મંડળોમાં ફારસીની સાથે તુર્કી સાહિત્યનો વિકાસ પણ થવા પામ્યો. તને ફરી પાછું યાદ દેવડાવું છું કે એ જ ઇટાલીની પણ પુનર્જાગ્રતિનો કાળ હતો.

તૈમુરીદો તુર્ક જાતિના હતા અને તેમણે ઘણે અંશે ફારસી સંસ્કૃતિ ગ્રહણ કરી હતી. મંગોલ અને તુર્કોના આધિપત્ય નીચે આવેલા ઇરાને તેના

વિજેતાઓ ઉપર પોતાની સંસ્કૃતિ લાદી. વળી સાથે સાથે ઈરાન પોતાના રાજકીય સ્વાતંત્ર્ય માટે પણ મથતું રહ્યું અને ધીમેધીમે તૈમુરીદોને વધારે ને વધારે પૂર્વ તરફ હડસેલવામાં આવ્યા અને અક્ષુ નદીની પારનો થોડો મુલક જ તેમના તાબામાં રહ્યો. ૧૬મી સદીના આરંભમાં ઈરાનના રાષ્ટ્રવાદનો વિજય થયો અને તૈમુરીદોને ઈરાનમાંથી છેવટના હાંકી કાઢવામાં આવ્યા. ત્યાંનો રાષ્ટ્રીય સફાવી રાજવંશ ઈરાનની ગાદી ઉપર આવ્યો. એ વંશના બીજા રાજા તમસ્પ પહેલાએ શેરખાનને કારણે હિંદમાંથી નાસી ગયેલા હુમાયુને આશરો આપ્યો હતો.

સફાવીઓનો અમલ ૧૫૦૨ થી ૧૭૨૨ સુધી એટલે કે ૨૨૦ વરસ ચાલ્યો. ઈરાની અથવા ફારસી કળાનો એ સુવર્ણયુગ કહેવાય છે. તેમની રાજધાની ઈસ્ફહાન રમણીય ઇમારતોથી ભરાઈ ગઈ અને તે કળાનું, ખાસ કરીને ચિત્રકળાનું, મશહૂર કેન્દ્ર બની. શાહ અબ્બાસ એ વંશનો નામીચો રાજા હતો અને તે ઈરાનના સૌથી મહાન શાસકોમાંનો એક ગણાય છે. ૧૫૮૭થી ૧૬૨૯ની સાલ સુધી તેણે રાજ્ય કર્યું. તે એક બાજુ ઉઝબેગો અને બીજી બાજુ ઉસ્માની તુર્કો એ બેની વચ્ચે ઘેરાયેલો હતો. એ બંનેને તેણે હાંકી કાઢ્યા અને બળવાન રાજ્ય ઊભું કર્યું. દૂરનાં પશ્ચિમનાં તેમ જ બીજાં રાજ્યો સાથે તેણે સંબંધો ચાલુ કર્યા અને પોતાની રાજધાનીને સુશોભિત કરવામાં તેણે પોતાનું લક્ષ આપ્યું. શાહ અબ્બાસે કરેલી ઈસ્ફહાનની નગરરચના તેની "શાસ્ત્રશુદ્ધતા અને સુરુચિનો ઉત્કૃષ્ટ નમૂનો" ગણાય છે. તેમાં બાંધવામાં આવેલાં મકાનો સ્વતઃસુંદર અને સારી રીતે શણગારેલાં હતાં એટલું જ નહિ પણ તેમની આસપાસની પરિસ્થિતિની મોહકતા તેમની રમણીયતાની અસરમાં વધારો કરે છે. તે સમયે ઈરાનની મુલાકાત લેનાર યુરોપિયનોએ એનાં ભારે પ્રશંસાભર્યાં વર્ણનો કર્યાં છે.

ફારસી કળાના આ સુવર્ણયુગમાં શિલ્પ, સાહિત્ય, ચિત્રકળા (એમાં ભીંતચિત્રો તથા લઘુ ચિત્રોનો સમાવેશ થાય છે) સુંદર ગાલીચાઓ, મનોહર માટીકામ તથા મીનાકારીની ખિલવણી થઈ હતી. કેટલાંક ભીંતચિત્રો અને લઘુ ચિત્રોની સુંદરતા અદ્ભુત છે. કળાને રાષ્ટ્રીય સરહદોની મર્યાદા હોતી નથી, અથવા કહો કે હોવી ન જોઈએ, અને એ રીતે આ ૧૬મી તથા ૧૭મી સદીની ફારસી કળાને સમૃદ્ધ કરવામાં બીજી ઘણી અસરોએ ફાળો આપ્યો હશે. એમાં ઇટાલિયન અસર તો દેખીતી છે એમ કહેવાય છે. પરંતુ એ બધાંની પાછળ, ૨૦૦૦ વરસ સુધી ટકી રહેલી ઈરાનની પ્રાચીન કળાવિષયક પરંપરા રહેલી છે. અને ઈરાનની સંસ્કૃતિનું ક્ષેત્ર કેવળ ઈરાનની ભૂમિમાં જ મર્યાદિત નહોતું. પશ્ચિમે તુર્કીથી માંડીને પૂર્વે હિંદ સુધીના વિસ્તૃત પ્રદેશમાં તે પ્રસરી હતી. યુરોપમાં ફ્રેંચ ભાષા જેમ સંસ્કારની ભાષા

લેખાતી હતી તેમ હિંદમાં મોગલોના રાજદરબારમાં તથા સામાન્યપણે પશ્ચિમ એશિયામાં ફારસી ભાષા લેખાતી હતી. ફારસી કળાની પુરાણી ભાવના આગ્રાના તાજમહેલમાં પોતાનું અમર પ્રતીક મૂકતી ગઈ છે. એ જ રીતે છેક કૉન્સ્ટાન્ટિનોપલ સુધીના ઉસ્માની શિલ્પ ઉપર એ કળાએ પોતાનો પ્રભાવ પાડ્યો છે અને ફારસી અસરવાળી ઘણી મશહૂર ઇમારતો ત્યાં ઊભી થઈ.

ઈરાનના સફાવીઓ ઘણે અંશે હિંદના મહાન મોગલોના સમકાલીન હતા. હિંદનો પહેલો મોગલ બાદશાહ બાબર, સમરકંદના તૈમુરીદોનો વંશજ હતો. ઈરાનીઓ બળવાન થતા ગયા તેમ તેમ તેઓ તૈમુરીદોને દૂર ને દૂર હાંકતા ગયા અને આખરે અક્ષુ નદીની પારનો થોડો મુલક તથા અફઘાનિસ્તાન જુદા જુદા તૈમુરીદોના હાથમાં રહ્યો. બાર વરસની ઉંમરથી બાબરને આ બધા નાના નાના તૈમુરીદ રાજાઓ જોડે લડવું પડ્યું. એમાં એ સફળ થયો અને કાબુલનો રાજકર્તા બન્યો. પછી તે હિંદમાં આવ્યો. તૈમુરીદોની ઉચ્ચ પ્રકારની સંસ્કારિતાનું માપ બાબર ઉપરથી કાઢી શકાય છે. તેના આત્મવૃત્તાંતમાંથી આગળના એક પત્રમાં મેં કેટલાક ઉતારાઓ આપ્યા છે. સફાવી વંશનો સૌથી મહાન રાજકર્તા શાહ અબ્બાસ અકબર અને જહાંગીરનો સમકાલીન હતો. એ કાળમાં આખો વખત બંને દેશો વચ્ચે અતિશય ગાઢ સંપર્ક રહ્યો હશે. લાંબા વખત સુધી તેમની સરહદ એક જ હતી કેમકે અફઘાનિસ્તાન એ હિંદના મોગલ સામ્રાજ્યનો એક ભાગ હતું.

## ૧૨૫. ઈરાનમાં સામ્રાજ્યવાદ અને રાષ્ટ્રવાદ

૨૧ જાન્યુઆરી, ૧૯૩૩

મારી સામે ફરિયાદ કરવાનો તને અધિકાર છે. ઇતિહાસની ગલીઓમાં કેટલીક વાર પાછળ અને કેટલીક વાર આગળ દોડી જઈને મેં તને ગુસ્સે થવાનું પૂરેપૂરું કારણ આપ્યું છે. જુદા જુદા અનેક માર્ગોએ થઈને ૧૯મી સદી સુધી આવી પહોંચ્યા પછી એકાએક હું તને હજારો વરસ પહેલાંના કાળમાં લઈ ગયો અને મિસર, હિંદુસ્તાન, ચીન અને ઈરાન વગેરે દેશોમાં મેં ઠેકડા માર્યા. એ વસ્તુ તને અકળાવનારી અને મૂંઝવનારી થઈ પડી હશે. એની સામે તું વિરોધ ઉઠાવવાની છે એની મને ખાતરી છે. પણ હું એનો સંતોષકારક જવાબ આપી શકું એમ નથી. મોં. રેને ગ્રુસેટનાં પુસ્તકોના વાચને મારા મગજમાં એકાએક અનેક વિચારધારાઓ ઉત્પન્ન કરી અને એમાંના કેટલાક વિચારો તને જણાવવાનું હું રોકી શક્યો નહિ. વળી આ પત્રોમાં ઈરાનની મેં કંઈક અવગણના કરી છે એમ પણ મને લાગ્યું અને એ ખામી હું કંઈક

અંશે સુધારી લેવા પણ માગતો હતો. અને હમણાં આપણે ઈરાનનો વિચાર કરી રહ્યાં છીએ તો એની વાત આગળ ચલાવીને તેના આધુનિક ઇતિહાસ સુધી આવી પહોંચીએ.

હું તને ઈરાનની પ્રાચીન પરંપરાઓ, ફારસી સંસ્કૃતિ તથા ફારસી કળાના સુવર્ણયુગ વગેરે વિષે વાત કરી ગયો. એ બધાં તરફ ફરીથી નજર કરતાં એ વિષેનું લખાણ વધારે પડતું આલંકારિક અને કંઈક અંશે ભરમાવનારું લાગે છે. એ વાંચતાં તો એમ જ લાગે કે ઈરાનની પ્રજા માટે ખરેખરો સુવર્ણયુગ આવ્યો હતો, તેમનાં દુઃખો નાશ પામ્યાં હતાં અને પરી-કથાની દુનિયાના લોકોની પેઠે તેઓ સુખમાં મહાલતાં હતાં. બેશક, ત્યાં આગળ એવું કશું જ બનવા પામ્યું નહોતું. હજી આજે પણ ઘણે અંશે છે તેમ તે કાળમાં કળા અને સંસ્કૃતિ એ મૂઠીભર લોકોનો ઇજારો હતો; આમજનતાને, એક સામાન્ય માણસને, તેની સાથે કશી લેવા દેવા નહોતી. છેક પુરાતનકાળથી આમજનતાનું જીવન એ તો, ખરેખર, ખોરાક અને જીવનની બીજી જરૂરિયાતો મેળવવા માટેની નિરંતર સાઠમારી સમાન જ રહ્યું છે. તેમના અને પશુઓના જીવન વચ્ચે ઝાઝો તફાવત નહોતો. બીજા કશાને માટે તેમની પાસે સમય કે નવરાશ નહોતાં. દિવસને માટે પૂરતી તો શું પણ વધારે પડતી વિટંબણાઓ તેમની સામે ઊભી હતી. આ સ્થિતિમાં તેઓ કળા તથા સંસ્કૃતિ વિષે વિચાર કે તેમની કદર કેવી રીતે કરી શકે? ઈરાન, હિંદુસ્તાન, ચીન, ઇટાલી તથા યુરોપના અન્ય દેશોમાં દરબારી લોકો, ધનિકો તથા એશઆરામ ભોગવતા વર્ગોના મનોરંજનને અર્થે કળા ખીલી હતી. માત્ર ધાર્મિક કળાએ આમવર્ગના લોકોના જીવનને કંઈક અંશે સ્પર્શ કર્યો હતો.

પરંતુ કળાપ્રિય દરબારનો રાજવહીવટ સારો જ હોય એમ સૂચિત થતું નથી. કળા અને સાહિત્યને આશ્રય આપવા માટે ગર્વ લેનારા રાજકર્તાઓ ઘણી વાર નમાલા અને ક્રૂર હતા. તે કાળના ઘણાખરા દેશોની પેઠે ઈરાનની સમાજરચના પણ વત્તેઓછે અંશે ફ્યૂડલ ઢબની હતી. શક્તિશાળી રાજાઓ લોકપ્રિય થતા એનું કારણ એ છે કે તેઓ અમીરઉમરાવોના નાના મોટા લાગાઓ બંધ કરાવતા. એ કાળમાં પ્રમાણમાં સુશાસનના યુગો આવ્યા હતા તેમ જ સંપૂર્ણપણે કુશાસનના યુગો પણ આવ્યા હતા.

જ્યારે હિંદમાં મોગલ અમલની છેવટની અવસ્થા હતી તે સમયે ઈરાનમાં સફાવી વંશનો ૧૭૨૫ની સાલમાં અંત આવ્યો. સામાન્ય રીતે બીજા રાજવંશોની બાબતમાં બનતું આવ્યું છે તે જ રીતે સફાવી વંશની કારકિર્દીનો પણ અંત આવ્યો. ફ્યૂડલ વ્યવસ્થા તૂટતી જતી હતી અને જૂની સમાજ-વ્યવસ્થાને ઉથલાવી નાખનારા આર્થિક ફેરફારો દેશમાં થઈ રહ્યા હતા. કરના ભારે બોજાએ પરિસ્થિતિ વધુ બગાડી મૂકી અને પ્રજામાં અસંતોષ વ્યાપી

ગયો. જેઓ તે વખતે સફાવીઓના તાબામાં હતા તે અફઘાનોએ બળવો કર્યો. તેઓ પોતાના દેશમાં સફળ થયા એટલું જ નહિ પણ તેમણે ઇસ્ફહાનનો કબજો લીધો અને શાહને પદભ્રષ્ટ કર્યો. નાદીરશાહ નામના ઈરાની સરદારે થોડા જ વખતમાં અફઘાનોને હાંકી કાઢ્યા અને પછીથી તેણે પોતે જ રાજમુકુટ ધારણ કર્યો. ક્ષીણવીર્ય થઈ ગયેલા મોગલોના છેવટના દિવસોમાં આ જ નાદીરશાહે હિંદ ઉપર ચઢાઈ કરી હતી, દિલ્હીના લોકોની કતલ કરી હતી તથા શાહજહાંના મયૂરાસન સહિત અઢળક ખજાનો લઈ ગયો હતો. ૧૮મી સદીનો ઈરાનનો ઇતિહાસ એ આંતરવિગ્રહ, બદલાતા રાજાઓ તથા ગેરવહીવટની ગમગીન કહાણીઓથી ભરેલો છે.

૧૯મી સદીમાં વળી નવી જ ઉપાધિઓ આવી પડી. ઈરાન યુરોપના વધતા જતા તથા આક્રમણકારી સામ્રાજ્યવાદ સાથે ઘર્ષણમાં આવી પડ્યું. ઉત્તરે રશિયા નિરંતર દબાણ કરતું જતું હતું અને અંગ્રેજો ઈરાનના અખાતમાંથી આગળ વધતા હતા. ઈરાન હિંદથી બહુ દૂર નહોતું; તેમની સરહદો ધીમે ધીમે એકબીજાની સમીપ આવતી જતી હતી. અને આજે તો ખરેખર તે બંનેની એક જ સરહદ છે. ઈરાન હિંદ જવાના સીધા જમીનમાર્ગ ઉપર આવેલું હતું. વળી તે હિંદ જવાના દરિયાઈ માર્ગ ઉપર પણ હતું. આખી બ્રિટિશ રાજનીતિ તેમના હિંદી સામ્રાજ્યના તથા ત્યાં જતા માર્ગોના સંરક્ષણના પાયા ઉપર રચાયેલી હતી. તેમનું મહાન હરીફ રશિયા એ માર્ગ ઉપર પગ પસારીને બેસીને હિંદ ઉપર ભૂખી નજરે જોયા કરે એ વસ્તુ અંગ્રેજો કોઈ પણ સંજોગોમાં સાંખી લે એમ નહોતું. આથી અંગ્રેજો તથા રશિયનો બંને ઈરાનમાં ભારે રસ લેવા લાગ્યા અને એ ગરીબ બીચારા દેશને પજવવા લાગ્યા. શાહો (ઈરાનના રાજાઓ) સંપૂર્ણપણે નમાલા અને બેવકૂફ હતા અને ખોટી પળે તેમની સાથે લડવાનો પ્રયાસ કરીને અથવા તો પોતાની પ્રજા સાથે લડીને તેઓ સામાન્ય રીતે તેમના હથિયાર બનતા. એ બંને પ્રજાને પરસ્પર હરીફાઈ ન હોત તો રશિયા કે ઇંગ્લંડ ઈરાનનો સંપૂર્ણ કબજો લેત અને તેને ખાલસા કરત અથવા તો મિસરની પેઠે તેને રક્ષિત દેશ બનાવત.

૨૦મી સદીના આરંભમાં ઈરાન બીજા એક કારણે લોભનો ભોગ બન્યું. કેરોસીન અથવા પેટ્રોલ ત્યાં જડી આવ્યું અને એ વસ્તુ ભારે કીમતી હતી. ૧૯૦૧ની સાલમાં ઈરાનનાં આ ક્ષેત્રોમાંથી તેલ ખોદી કાઢવાને માટે દ'આર્કી નામના એક બ્રિટિશ પ્રજાજનને ૬૦ વરસ સુધીના લાંબા સમય સુધી ભારે છૂટછાટો આપવાને ઈરાનના વૃદ્ધ શાહને સમજાવવામાં આવ્યો. થોડાં વરસ પછી 'એંગ્લો-પર્શિયન ઑઇલ' કંપની નામની એક બ્રિટિશ કંપની આ તેલનાં ક્ષેત્રોમાં કામ કરવાને સ્થાપવામાં આવી. ત્યારથી આ કંપની ત્યાં કાર્ય કરી રહી છે અને આ કેરોસીનના રોજગારમાંથી અઢળક નફો તેણે કર્યો છે. ઈરાનની સરકારને

એ નફાનો જૂજ હિસ્સો મળ્યો. પરંતુ એનો મોટો હિસ્સો દેશની બહાર કંપનીના શેર ધરાવનારાઓને હાથ ગયો. બ્રિટિશ સરકાર એ કંપનીનો એક મોટામાં મોટો શેર ધરાવનાર છે. ઈરાનની આજની સરકાર તીવ્રપણે રાષ્ટ્રવાદી છે અને વિદેશીઓ પોતાના દેશનું શોષણ કરે એની સામે તેનો ભારે વિરોધ છે. જેની રૂએ 'ઍંગ્લો-પર્શિયન કંપની' કામ કરતી હતી તે ૧૯૦૧ની સાલનો ૬૦ વરસનો દ'આર્કી સાથેનો જૂનો કરાર તેણે રદ કર્યો. એથી કરીને બ્રિટિશ સરકાર અતિશય છેડાઈ પડી અને તેણે ઈરાનની સરકારને ધાકધમકી આપીને ડરાવવાનો પ્રયત્ન કર્યો. તે ભૂલી ગઈ કે સમય બદલાયો છે અને એશિયાની પ્રજાને ધમકાવી ખાવી એ હવે સહેલ વાત નથી.*

પરંતુ હું તો આ ભવિષ્યના ઇતિહાસની વાત કરી રહ્યો છું. જેમ જેમ સામ્રાજ્યવાદ ઈરાનને ડરાવતો ગયો તથા શાહ તેના હાથમાં વધારે ને વધારે હથિયારરૂપ બનતો ગયો તેમ તેમ અનિવાર્યપણે ત્યાં આગળ રાષ્ટ્રવાદનો ઉદય થતો ગયો. પરિણામે ત્યાં એક રાષ્ટ્રીય પક્ષની સ્થાપના થઈ. એ પક્ષે વિદેશીઓની દખલગીરી તથા શાહની આપખુદી સામે એકસરખો તીવ્ર વિરોધ ઉઠાવ્યો. તેણે પ્રજાકીય રાજ્યબંધારણ અને આધુનિક સુધારાઓની માગણી કરી. દેશનો રાજવહીવટ ખરાબ હતો અને લોકો ઉપર કરનો ભારે બોજો હતો. વળી રશિયનો તેમ જ અંગ્રેજો રાજવહીવટમાં નિરંતર દખલ કર્યા કરતા હતા. અમુક પ્રમાણમાં સ્વતંત્રતા માગતી પોતાની પ્રજા કરતાં આ વિદેશી સરકારો સાથે પ્રત્યાઘાતી શાહને વધારે ફાવતું. પ્રજાકીય રાજ્યબંધારણ માટેની આ માગણી મુખ્યત્વે કરીને નવા ઊભા થયેલા મધ્યમ વર્ગ અને બુદ્ધિપ્રધાન લોકો તરફથી આવી. ઝારશાહી રશિયા ઉપરના ૧૯૦૪ની સાલના જાપાનના વિજયે ઈરાનના રાષ્ટ્રવાદીઓ ઉપર ભારે અસર કરી અને તેમને ઉત્તેજિત કરી મૂક્યા. એનું કારણ એ હતું કે એ યુરોપની સત્તા ઉપર એશિયાની સત્તાનો વિજય હતો તથા ઝારશાહી રશિયા આક્રમણકારી અને તેમને તકલીફ આપનાર તેમનું પાડોશી રાષ્ટ્ર હતું. ૧૯૦૫ની રશિયાની ક્રાંતિ જો કે નિષ્ફળ નીવડી અને તેને નિર્દયતાપૂર્વક દાબી દેવામાં આવી હતી, છતાં તેણે ઈરાનના રાષ્ટ્રવાદીઓના ઉત્સાહમાં તથા આગળ પગલાં ભરવાની તેમની ઇચ્છામાં ઉમેરો કર્યો. શાહ ઉપર દબાણ એટલું બધું વધી ગયું કે, ૧૯૦૬ની સાલમાં નિરુપાયે તે પ્રજાકીય બંધારણ આપવાને કબૂલ થયો. 'મજલીસ' એટલે કે ધારાસભા સ્થાપવામાં આવી અને ઈરાનની ક્રાંતિ સફળ થતી હોય એમ લાગ્યું.

પરંતુ મુશ્કેલીઓ હજી આગળ પડેલી હતી. પોતાની જાતને ભૂંસી નાખવાનો શાહનો ઇરાદો નહોતો અને બળવાન તથા ઉપાધિરૂપ થઈ પડે એવા પ્રજાકીય

* છેવટે બ્રિટિશ સરકાર તથા કંપનીને ઈરાનની સરકારને ઘણો લાભદાયી એવો કરાર સ્વીકારવો પડ્યો.

ઈરાન માટે રશિયનો અને અંગ્રેજોના હૃદયમાં પ્રેમ ઊભરાઈ જતો નહોતો. મજલીસ અને શાહ વચ્ચે ઝઘડો ઊભો થયો અને શાહે પોતાની જ પાર્લમેન્ટ ઉપર ખરેખાત બૉંબમારો ચલાવ્યો. પરંતુ પ્રજા અને લશ્કર મજલીસ તથા રાષ્ટ્રવાદીઓના પક્ષમાં હતાં અને રશિયન સૈન્યની સહાયથી જ શાહ બચી જવા પામ્યો. રશિયા અને ઇંગ્લંડે એક યા બીજે બહાને — સામાન્ય રીતે પોતાના પ્રજાજનોનું રક્ષણ કરવાનું બહાનું હોય છે — પોતપોતાનાં સૈન્યો બોલાવ્યાં અને ત્યાં રાખ્યાં. રશિયનો ભયંકર કૉઝાક સૈન્યને ત્યાં લાવ્યા અને અંગ્રેજોએ જેમની સાથે આપણને કશી તકરાર નહોતી તે ઈરાનીઓને ડરાવવાને હિંદી સૈન્યનો ઉપયોગ કર્યો.

ઈરાન ભારે મુશ્કેલીમાં આવી પડ્યું. તેની પાસે નાણાં નહોતાં તથા લોકોની સ્થિતિ બહુ જ ખરાબ હતી. મજલીસે સ્થિતિ સુધારવા પ્રયાસ કર્યો. તેના ઘણાખરા પ્રયાસો અંગ્રેજો કે રશિયનોના અથવા ઉભયના વિરોધથી વિફળ બનાવવામાં આવ્યા. આખરે તેણે અમેરિકા તરફ નજર કરી અને પોતાની નાણાંકીય સ્થિતિ સુધારવામાં મદદ કરવાને એક કુશળ અમેરિકન શરાફની નિમણૂક કરી. આ અમેરિકન શરાફ મૉર્ગન શુસ્ટરે, ઈરાનની નાણાંકીય સ્થિતિ સુધારવાને પોતાનાથી બનતું બધું કર્યું પરંતુ હમેશાં રશિયનો તથા અંગ્રેજોનો વિરોધ તેના માર્ગમાં નક્કર દીવાલની પેઠે ખડો થતો. આથી કંટાળી તથા નિરાશ થઈને તે ઈરાન છોડી પોતાને દેશ પાછો ફર્યો. પાછળથી તેણે લખેલા એક પુસ્તકમાં રશિયન તથા બ્રિટિશ સામ્રાજ્યવાદ ઈરાનના જીવનને કેવી રીતે કચરી રહ્યા હતા તેની કહાણી શુસ્ટરે આપી છે. એ પુસ્તકનું નામ — 'ઈરાનનાં તરફડિયાં' — પણ સૂચક છે. એમાં ઈરાનનાં તરફડિયાંની કથા કહેવામાં આવી છે.

ઈરાન એક સ્વતંત્ર દેશ તરીકે નષ્ટ થવાને નિર્માયેલો છે એમ લાગવા માંડ્યું. દેશને પોતપોતાનાં 'લાગવગનાં ક્ષેત્રો'માં વહેંચી નાખીને રશિયા તથા ઇંગ્લંડે એ દિશામાં ક્યારનાંયે પ્રથમ પગલાં ભર્યાં હતાં. તેમનાં સૈન્યોએ મહત્ત્વનાં કેન્દ્રોનો કબજો લીધો હતો. એક બ્રિટિશ કંપની તેના તેલના ભંડારોને શોષી રહી હતી. ઈરાનની ભારે દુર્દશા થઈ રહી હતી. કોઈ વિદેશી સત્તાએ તેને સંપૂર્ણપણે ખાલસા કર્યું હોત એ પણ એના કરતાં સારું હતું કેમ કે એમ થતાંની સાથે થોડું જવાબદારીનું તત્ત્વ દાખલ થવા પામત. એ પછી ૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું.

એ યુદ્ધમાં ઈરાને પોતાની તટસ્થતા જાહેર કરી. પરંતુ નબળાની જાહેરાતની સબળા ઉપર ઝાઝી અસર થતી નથી. લાગતાવળગતા બધા પક્ષોએ ઈરાનની તટસ્થતાની ઉપેક્ષા કરી અને રાંક બીચારી ઈરાનની સરકારનું એ બાબતમાં શું માનવું છે એની કશીયે પરવા કર્યા વિના વિદેશી લશ્કરો ત્યાં આવ્યાં અને એકબીજા સાથે લડવા લાગ્યાં. ઈરાનની આસપાસના બધા જ દેશો લડાઈમાં

પડ્યા હતા. એક બાજુએ ઇંગ્લંડ અને રશિયા મિત્ર રાષ્ટ્રો હતાં. તુર્કી કે જેના મુલકમાં ઇરાક તથા અરબસ્તાનનો સમાવેશ થતો હતો તે જર્મનીના પક્ષમાં હતું. ૧૯૧૯ની સાલમાં યુદ્ધનો અંત આવ્યો અને ઇંગ્લંડ, ફ્રાંસ તથા મિત્ર-રાજ્યોનો તેમાં વિજય થયો. હવે બ્રિટિશ લશ્કરે આખા ઇરાનનો કબજો લીધો. ઇંગ્લંડ ઇરાનને રક્ષિત રાજ્ય — ખાલસા કરવાનો એ એક હળવો પ્રકાર છે — જાહેર કરવાની તૈયારીમાં હતું અને ભૂમધ્ય સમુદ્રથી છેક બલુચિસ્તાન અને હિંદ સુધી વિસ્તરેલું મધ્યપૂર્વનું બ્રિટિશ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સેવાવા લાગ્યાં. પરંતુ એ સ્વપ્નાં ફળ્યાં નહિ. બ્રિટનને કમનસીબે ઝારશાહી રશિયા નષ્ટ થયું હતું અને તેની જગ્યા સોવિયેટ રશિયાએ લીધી હતી. વળી ઇંગ્લંડને કમનસીબે તુર્કીમાં પણ તેની યોજના ઊંધી વળી અને કમાલ પાશાએ મિત્રરાજ્યોના પંજામાંથી પોતાના દેશને ઉગાર્યો.

આ બધી વસ્તુઓ ઇરાનના રાષ્ટ્રવાદીઓને મદદરૂપ નીવડી અને ઇરાન પોતાની નામની સ્વતંત્રતા જાળવી શક્યું. ૧૯૨૧ની સાલમાં રેઝાખાન નામના એક સૈનિકે ક્રાંતિ કરીને રાજસત્તા આંચકી લીધી અને તે આગળ આવ્યો. તેણે પહેલાં લશ્કર ઉપર કાબૂ મેળવ્યો અને પછી તે વડો પ્રધાન બન્યો. ૧૯૨૫ની સાલમાં ઘરડા શાહને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને લોકપ્રતિનિધિસભાના મતથી રેઝાખાનને શાહ ચૂંટવામાં આવ્યો. તેણે રેઝાશાહ પહેલવી એવું નામ ધારણ કર્યું.

રેઝાશાહે લોહી વહેવડાવ્યા વિના અને ઉપર ઉપરથી જોતાં જેને પ્રજાકીય કહી શકાય એવા ઉપાયોથી રાજગાદી મેળવી. મજલીસ હજી પોતાનું કાર્ય કરે છે અને નવો શાહ આપખુદ રાજકર્તા હોવાનો દાવો કરતો નથી. આમ છતાંયે ઇરાનની સરકારનું સુકાન પોતાના હાથમાં રાખનાર શક્તિશાળી પુરુષ તે છે. છેલ્લાં થોડાં વરસો દરમ્યાન ઇરાનમાં ભારે ફેરફારો થયા છે. ઇરાનને આધુનિક દેશ બનાવવાને માટે અનેક સુધારાઓ કરવાને રેઝાશાહ મંડ્યો રહ્યો છે. ત્યાં આગળ ભારે રાષ્ટ્રીય પુનર્જાગ્રતિ થવા પામી છે, એણે દેશમાં નવું ચેતન રેડ્યું છે અને ઇરાનમાંનાં પરદેશી હિતોની બાબતમાં તે ઉદ્દામ રાષ્ટ્રવાદનું સ્વરૂપ ધારણ કરી રહી છે.

આ રાષ્ટ્રીય પુનર્જાગ્રતિ ૨૦૦૦ વરસો જેટલી પુરાણી ઇરાનની સાચી પરંપરાઓને અનુરૂપ છે એ વસ્તુ અતિશય આનંદજનક છે. એ જાગ્રતિ ઇસ્લામના આગમન પહેલાંની ઇરાનની મહત્તા તરફ ફરીથી નજર કરે છે અને તેમાંથી પ્રેરણા મેળવવાનો પ્રયાસ કરે છે. રેઝાશાહે ધારણ કરેલું ‘પહેલવી’ નામ પણ એક રાજવંશનું નામ છે અને તે પ્રાચીન કાળની યાદ આપે છે.

ઇરાનના લોકો તો બેશક મુસલમાનો — શિયા મુસલમાનો — છે પરંતુ પોતાના દેશને લાગેવળગે છે ત્યાં સુધી રાષ્ટ્રવાદ એ ત્યાં આગળ વધારે સબળ

બળ છે. સમગ્ર એશિયામાં એ વસ્તુ બની રહી છે. યુરોપમાં ૧૦૦ વરસ પહેલાં ૧૯મી સદીમાં રાષ્ટ્રવાદનો ઉદય થયો હતો. પરંતુ આજે ત્યાં આગળ એવા ઘણા લોકો છે જેઓ રાષ્ટ્રવાદને જરીપુરાણો થઈ ગયેલા સિદ્ધાંત તરીકે લેખે છે અને પ્રચલિત પરિસ્થિતિ સાથે બંધબેસતી આવે એવી શ્રદ્ધાઓ અને માન્યતાઓ માટે ઝંખે છે.

ઈરાનને વિદેશીઓ પર્શિયા નામથી ઓળખતા. હવે સરકારે એનું નામ ઈરાન નક્કી કર્યું છે. રેઝાશાહે હુકમ બહાર પાડ્યો છે કે હવે કોઈએ પર્શિયા નામ વાપરવું નહિ.

## ૧૨૬. ક્રાંતિઓ અને ખાસ કરીને યુરોપમાં ૧૮૪૮ની સાલમાં થયેલી ક્રાંતિઓ

૨૮ જાન્યુઆરી, ૧૯૩૩

હવે આપણે યુરોપ જઈએ અને ૧૯મી સદી દરમ્યાન એ ખંડના આંટીઘૂંટીવાળા અને નિરંતર બદલાતા જતા ચિત્ર તરફ ફરી પાછી નજર કરીએ. બે માસ પહેલાં લખેલા કેટલાક પત્રોમાં આપણે એ સદીનું અવલોકન કરી ગયા છીએ અને તેની કેટલીક પ્રધાન વિશિષ્ટતાઓ મેં તને બતાવી હતી. તે વખતે મેં જે જે 'વાદો'નો ઉલ્લેખ કર્યો હતો તે બધા તને યાદ રહ્યા હોય એવી અપેક્ષા ભાગ્યે જ રાખી શકાય. આ રહ્યાં એમાંના કેટલાક 'વાદો'નાં નામ : ઉદ્યોગવાદ, મૂડીવાદ, સામ્રાજ્યવાદ, સમાજવાદ, રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રીયવાદ. લોકશાસન અને વિજ્ઞાન વિષે તેમ જ માલની અવરજવરની પદ્ધતિઓમાં થયેલી ભારે ક્રાંતિઓ અને પ્રજાકીય કેળવણી તથા તેના પરિપાકરૂપ આધુનિક છાપાંઓ વિષે મેં તને વાત કરી હતી. આ બધી તેમ જ બીજી કેટલીક વસ્તુઓ મળીને યુરોપના તે વખતનો સુધારો 'બૂર્ઝ્વા' સુધારો એટલે કે મધ્યમવર્ગી સુધારો બનવા પામ્યો. જેમાં મૂડીવાદી વ્યવસ્થા નીચે દેશના ઔદ્યોગિક તંત્રનો કાબૂ નવા ઊભા થયેલા મધ્યમ વર્ગના હાથમાં હતો. યુરોપના આ 'બૂર્ઝ્વા' અથવા મધ્યમવર્ગી સુધારાને ઉપરાઉપરી સફળતા મળતી જ ગઈ, તેની ઉત્તરોત્તર પ્રગતિ થતી જ ગઈ અને ૧૯મી સદીના છેવટના ભાગમાં તો પોતાના સામર્થ્યથી તેણે પોતાના ઉપર તેમ જ આખી દુનિયા ઉપર તેનો પ્રભાવ પાડ્યો. પણ એટલામાં તો ભારે આપત્તિ આવી પડી.

એશિયામાં પણ આ સુધારાનો અમલ આપણે કંઈક વિગતે જોઈ ગયાં. વધતા જતા ઉદ્યોગવાદથી પ્રેરાઈને યુરોપે દૂર દૂરના દેશો સુધી પોતાના હાથ

પ્રસાર્યાં તથા તેમને પચાવી પાડવાના, પોતાના કાબૂ નીચે રાખવાના અને સામાન્યપણે પોતાને ફાયદો થાય એ રીતે તેમના વહીવટમાં દખલ કરવાના પ્રયાસો કર્યા. અહીં યુરોપ શબ્દ ખાસ કરીને હું પશ્ચિમ યુરોપના અર્થમાં વાપરું છું. તે ઉદ્યોગવાદમાં આગળ પડ્યું હતું. પણ પશ્ચિમ યુરોપના બધા દેશોમાં ઇંગ્લંડ લાંબા વખત સુધી નિઃશંકપણે આગેવાન હતું. એ દિશામાં બીજા દેશોથી તે ઘણું આગળ હતું અને એને કારણે તેણે ભારે ફાયદો ઉઠાવ્યો.

ઇંગ્લંડ તેમ જ પૂર્વ યુરોપના બીજા દેશોમાં આ બધા ભારે ફેરફારો થઈ રહ્યા હતા. રાજાઓ અને સમ્રાટો ૧૯મી સદીના આરંભમાં એ જોઈ શક્યા નહોતા. જે નવાં બળો પેદા થઈ રહ્યાં હતાં તેમનું મહત્ત્વ તેમને સમજાયું નહિ. નેપોલિયનને છેવટનો દૂર કર્યા પછી યુરોપના રાજકર્તાઓનો એક માત્ર વિચાર પોતાને અને પોતાની જાતના લોકોને હમેશને માટે ટકાવી રાખવાનો તથા દુનિયાને આપખુદી માટે સુરક્ષિત બનાવવાનો હતો. ફ્રાંસની ક્રાંતિ અને નેપોલિયનની ભયંકર ભડકમાંથી હજી તેઓ પૂરેપૂરા મુક્ત થયા નહોતા અને હવે તેઓ કોઈ પણ પ્રકારની ક્યાશ કે બારી રાખવા માગતા નહોતા. આગળના એક પત્રમાં મેં તને કહ્યું છે કે, પોતે ચાહે તે કરી શકે એટલા માટે 'રાજાઓનો દૈવી અધિકાર' જાળવી રાખવાને તથા પ્રજાને પોતાનું માથું ઊંચું કરતી અટકાવવાને યુરોપના રાજકર્તાઓએ આપસમાં અનેક વાર ઐક્ય કર્યું અને તે 'હોલી એલાયન્સ' એટલે કે 'પવિત્ર ઐક્ય'ના નામથી ઓળખાય છે. પહેલાં તેમણે અનેક વાર કર્યું હતું તેમ આ હેતુ પાર પાડવાને આપખુદ સત્તા તથા ધર્મે હાથ મિલાવ્યા. રશિયાનો ઝાર એલેકઝાંડર એ બધાં ઐક્યોના પ્રાણ સમાન હતો. ઉદ્યોગવાદ તેમ જ નવી ભાવનાનો જરા સરખો પવન પણ તેના દેશમાં પહોંચ્યો નહોતો અને રશિયા હજી મધ્યયુગી અને અતિશય પછાત સ્થિતિમાં હતું. ત્યાં આગળ મોટાં શહેરો બહુ ઓછાં હતાં, વેપારનો નહિ જેવો જ વિકાસ થયો હતો અને ઉચ્ચ કક્ષાના ગૃહઉદ્યોગો પણ ખીલ્યા નહોતા. આપખુદીનો નિરંકુશ દોર ત્યાં ચાલતો હતો. યુરોપના બીજા દેશોમાં પરિસ્થિતિ જુદી હતી. જેમ જેમ પશ્ચિમ તરફ જઈએ તેમ તેમ મધ્યમ વર્ગ વધુ ને વધુ પ્રમાણમાં નજરે પડતો હતો. મેં તને આગળ કહ્યું છે તેમ ઇંગ્લંડમાં આપખુદી નહોતી. પાર્લમેન્ટ રાજાને અંકુશમાં રાખતી હતી. પરંતુ ખુદ પાર્લમેન્ટ ઉપર મૂઠીભર ધનિકોનો કાબૂ હતો. રશિયાની આપખુદ ઝારશાહી અને ઇંગ્લંડની શ્રીમંતોની ધનિકશાહી વચ્ચે ભારે તફાવત હતો. પરંતુ જનતાનો તથા ક્રાંતિનો ડર એ એક વસ્તુ તે બંનેમાં સમાન હતી.

આમ સમગ્ર યુરોપમાં પ્રત્યાઘાતનો વિજય થયો અને જે જે વસ્તુમાં કંઈક ઉદાર દૃષ્ટિ નજરે પડતી તેને નિર્દયપણે દબાવી દેવામાં આવતી. ૧૮૧૫ની સાલની વિયેનાની કોંગ્રેસના નિર્ણયો અનુસાર ઇટાલી તેમ જ પૂર્વ યુરોપની

ઘણી પ્રજાઓને વિદેશીઓની ધૂંસરી નીચે મૂકવામાં આવી. એ પ્રજાઓને બળપૂર્વક દાબી રાખવી પડતી હતી, પરંતુ લાંબા વખત સુધી એમ સફળતાપૂર્વક ન કરી શકાય: એમ કરવામાં મુશ્કેલીઓ ઊભી થવાની જ. એ તો ઊકળતી કીટલીનું ઢાંકણુ જેમનું તેમ બંધ રાખવાને મથવા જેવું છે. યુરોપ વરાળથી ઊકળી રહ્યું હતું અને બળ કરીને વરાળ વારંવાર બહાર નીકળતી હતી. ૧૮૩૦ની સાલમાં યુરોપમાં ઠેર ઠેર થયેલાં બંડો અથવા રમખાણો વિષે તથા ત્યાં આગળ થયેલા ફેરફારો વિષે મેં તને આગળના એક પત્રમાં વાત કરી હતી. ખાસ કરીને ફ્રાંસમાં એ ફેરફારો થયા હતા અને એને પરિણામે બુર્બોન રાજકર્તાઓને છેવટના હાંકી કાઢવામાં આવ્યા હતા. આ બંડોએ યુરોપના રાજાઓ, શહેનશાહો તથા તેમના પ્રધાનોને વળી વધારે ભડકાવી મૂક્યા અને તેમણે વળી વધારે બળપૂર્વક પ્રજાને દબાવી દીધી. વિગ્રહો અને ક્રાંતિઓને કારણે જુદા જુદા દેશોમાં થયેલા ભારે ફેરફારો વિષે આપણે આ પત્રોમાં અનેક વાર વાતો કરી ગયાં છીએ. ભૂતકાળના વિગ્રહો કેટલીક વાર ધાર્મિક અને કેટલીક વાર રાજવંશી હતા. વળી ઘણી વાર રાજકીય કારણે પણ એક પ્રજા બીજી પ્રજા ઉપર ચડાઈ કરતી. વિગ્રહનાં આ બધાં કારણોની પાછળ સામાન્યપણે આર્થિક કારણો પણ હતાં. આ રીતે, મધ્ય એશિયાની પ્રજાઓએ એશિયા અને યુરોપ ઉપર કરેલી ઘણીખરી ચડાઈનું કારણ એ હતું કે ભૂખમરાને કારણે પશ્ચિમ તરફ ખસવાની તેમને ફરજ પડી હતી. આર્થિક પ્રગતિ એક પ્રજા કે રાષ્ટ્રને બળવાન બનાવે છે અને બીજી પ્રજાઓ કે રાષ્ટ્રો કરતાં તેને વધારે અનુકૂળ સ્થિતિમાં મૂકે છે. હું તને જણાવી ગયો છું કે યુરોપ તેમ જ બીજા દેશોના કહેવાતા ધાર્મિક વિગ્રહોની પાછળ પણ આર્થિક બળ કાર્ય કરી રહ્યું હતું. સાંપ્રત કાળમાં આવતાં જઈએ છીએ તેમ તેમ ધાર્મિક અને રાજવંશી વિગ્રહો બંધ થતા જતા આપણને જણાય છે. અલબત, વિગ્રહો તો નથી જ બંધ પડતા. દુ:ખની વાત તો એ છે કે તે વધારે ભીષણ બનતા જાય છે. પરંતુ તેમનાં કારણો આજે તો પ્રધાનપણે રાજકીય અને આર્થિક હોય છે. રાજકીય કારણો મુખ્યત્વે કરીને રાષ્ટ્રવાદની સાથે સંકળાયેલાં હોય છે. એને કારણે એક પ્રજા બીજી પ્રજાને દબાવી દે છે અથવા તો બે ઉદ્દામ રાષ્ટ્રવાદોની વચ્ચે ઘર્ષણ થવા પામે છે. રાષ્ટ્રવાદને કારણે થતા આ રાજકીય ઝઘડાઓ પણ પ્રધાનપણે આર્થિક કારણોને લીધે થાય છે; દાખલા તરીકે આધુનિક ઔદ્યોગિક દેશોની કાચો માલ તથા બજારો માટેની જરૂરિયાત. આ ઉપરથી આપણને જણાય છે કે, વિગ્રહની બાબતમાં આર્થિક કારણો વધુ ને વધુ મહત્ત્વ ધારણ કરતાં જાય છે. અને આજે તો ખરેખર એ કારણો બીજાં બધાં કારણોને ઢાંકી દે છે.

ભૂતકાળમાં ક્રાંતિઓની બાબતમાં પણ એવા જ પ્રકારનો ફેરફાર થતો રહ્યો છે. આરંભની ક્રાંતિઓ રાજમહેલની ક્રાંતિઓ હતી. એમાં રાજકુટુંબનાં

માણસો એકબીજા સામે કાવતરાં કરતાં, એકબીજા સામે લડતાં અને પરસ્પર એકબીજાનું ખૂન કરતાં અથવા તો જીવ પર આવી જઈને પ્રજા બંડ કરતી અને જુલમી શાસકનો અંત આણતી કે પછી મહત્ત્વાકાંક્ષી સૈનિક લશ્કરની મદદથી રાજગાદી પચાવી પાડતો. મોટા ભાગની આવી રાજમહેલની ક્રાંતિઓ મૂઠીભર માણસોની વચ્ચે થતી. આમ જનતા ઉપર એની ઝાઝી અસર થતી નહોતી. વળી આમ જનતાને તેની ઝાઝી પરવા પણ નહોતી. રાજકર્તાઓ બદલાતા ખરા પરંતુ શાસનપદ્ધતિ તો તેની તે જ રહેતી અને પ્રજાના જીવનમાં કશોયે ફેરફાર થતો નહિ. હા, એટલું ખરું કે ખરાબ રાજા જુલમ કરીને પ્રજામાં કેર વર્તાવે અને તે તેને માટે અસહ્ય બની જાય જ્યારે સારો રાજા કંઈક રાહતરૂપ નીવડે. પરંતુ રાજા સારો હોય કે ખરાબ, કેવળ રાજકીય ફેરફારથી પ્રજાની સામાજિક અને આર્થિક સ્થિતિમાં સામાન્ય રીતે કશો ફેર પડે નહિ. એથી સામાજિક ક્રાંતિ થવા પામે નહિ.

રાષ્ટ્રીય ક્રાંતિથી વધુ પ્રમાણમાં ફેરફાર થવા પામે છે. જ્યારે એક પ્રજા ઉપર બીજી પ્રજા શાસન કરતી હોય ત્યારે વિદેશી શાસકવર્ગનું આધિપત્ય હોય છે. આ વસ્તુસ્થિતિ અનેક રીતે હાનિકર્તા છે. કેમકે, તાબા નીચેના દેશનું શાસન બીજા દેશના લાભની દૃષ્ટિએ કરવામાં આવે છે અથવા તો વિદેશીઓના એક વર્ગને એનો લાભ મળે છે. અલબત એથી પરાધીન પ્રજાનું સ્વાભિમાન અતિશય ઘવાય છે. આ ઉપરાંત, વિદેશી શાસકવર્ગ તાબાના દેશના ઉપલા વર્ગોને અધિકાર અને સત્તાનાં સ્થાનોથી દૂર રાખે છે. જે સ્થાનો તેમનો દેશ પરાધીન ન હોત તો તેમને જ મળત. સફળ રાષ્ટ્રીય ક્રાંતિ કંઈ નહિ તો દેશમાંથી આ વિદેશી તત્ત્વને દૂર કરે છે અને દેશનો આગળ પડતો વર્ગ તરત જ તેનું સ્થાન લે છે. આ રીતે ચડિયાતો વિદેશી વર્ગ દૂર થવાથી દેશના આ આગળ પડતા વર્ગને ભારે લાભ થાય છે. આખા દેશને પણ સામાન્ય-પણે એથી લાભ થાય છે કેમકે હવે બીજા દેશના લાભમાં તેનો રાજવહીવટ ચલાવાતો નથી. રાષ્ટ્રીય ક્રાંતિની સાથે સાથે જ સામાજિક ક્રાંતિ પણ થયા વિના પ્રજાના નીચલા વર્ગોને ઝાઝો લાભ થતો નથી.

સામાજિક ક્રાંતિ એ ઉપર ઉપરનો ફેરફાર કરનારી બીજી ક્રાંતિઓ કરતાં બિલકુલ ભિન્ન વસ્તુ છે. અલબત, એમાં રાષ્ટ્રીય ક્રાંતિનો તો સમાવેશ થાય છે જ પરંતુ એમાં બીજી અનેક વિશેષતાઓ પણ હોય છે કેમકે એ ક્રાંતિ સમાજનું આખું બંધારણ બદલી નાખે છે. પાર્લમેન્ટને સર્વોપરી બનાવનાર ઇંગ્લંડની ક્રાંતિ એ કેવળ રાજકીય ક્રાંતિ જ નહોતી. અમુક અંશે તે સામાજિક ક્રાંતિ પણ હતી કેમકે એથી કરીને ધનિક મધ્યમ વર્ગ દેશના સત્તાધારી વર્ગમાં દાખલ થયો. આ રીતે આ ઉપલા મધ્યમ વર્ગની રાજકીય તેમ જ સામાજિક ઉન્નતિ થઈ. નીચલા મધ્યમ વર્ગને તથા આમ પ્રજાને એની ઝાઝી

અસર થઈ નહિ. ફ્રાંસની ક્રાંતિ એના કરતાં વિશેષ પ્રમાણમાં સામાજિક ક્રાંતિ હતી. આપણે જોઈ ગયાં કે એણે સમાજની આખી વ્યવસ્થા ઊંધી વાળી દીધી અને થોડા વખત માટે તો આમ પ્રજા પણ કાર્ય કરતી થઈ ગઈ. પરંતુ આખરે ત્યાં પણ મધ્યમ વર્ગનો વિજય થયો અને ક્રાંતિમાં પોતાનો ભાગ ભજવ્યા પછી આમ જનતાને પોતાને સ્થાને રવાના કરવામાં આવી. પરંતુ વિશેષ હક્કો ધરાવનારા ઉમરાવોને તો દૂર કરવામાં આવ્યા જ.

કેવળ રાજકીય પરિવર્તનો કરતાં આવી સામાજિક ક્રાંતિઓ ઘણી દૂરગામી હોય છે એ તો દેખીતું જ છે. વળી એવી ક્રાંતિઓનો પ્રચલિત પરિસ્થિતિ સાથે નિકટનો સંબંધ હોય છે. મહત્ત્વાકાંક્ષી અને વધારે પડતી તત્પર વ્યક્તિ કે એવી થોડી વ્યક્તિઓનો સમૂહ સામાજિક ક્રાંતિ કરી શકે નહિ. પરિસ્થિતિને કારણે આમ જનતા એને માટે તૈયાર થઈ ગઈ હોય તો જ તેઓ એવી ક્રાંતિ કરી શકે. આમ જનતા એને માટે તૈયાર થઈ ગઈ હોય એવા મારા કથનનો અર્થ એ નથી કે તેને તેમ કરવાનું કહેવામાં આવ્યા પછી તે વિચારપૂર્વક કટિબદ્ધ થાય છે. મારા એમ કહેવાનો માત્ર એટલો જ અર્થ છે કે, સામાજિક અને આર્થિક સ્થિતિ એવી હોય છે કે જેથી કરીને જનતાનું જીવન અસહ્ય બોજારૂપ બની જાય છે અને એવો ફેરફાર કરી નાખવા સિવાય બીજી કોઈ પણ રીતે તે રાહત મેળવી શકતી નથી અથવા તો પરિસ્થિતિ સાથે પોતાનો મેળ સાધી શકતી નથી. વાત તો એમ છે કે, અસંખ્ય લોકોનાં જીવન યુગાન્તરોથી એવાં ને એવાં બોજારૂપ રહ્યાં છે અને તેમણે એ સ્થિતિ કેવી રીતે ચલાવી લીધી હશે એ ખરેખર આશ્ચર્યકારક છે. કેટલીક વાર તેમણે—ખાસ કરીને કિસાનોએ—બળવા કર્યા છે અને ક્રોધથી દીવાના બનીને જે કાંઈ હાથમાં આવ્યું તેનો કશાયે વિવેક વગર નાશ કર્યો છે. પરંતુ એ લોકોમાં સમાજ-વ્યવસ્થા બદલવાની જ્ઞાનપૂર્વકની ઇચ્છા નહોતી. તેમનામાં આવા પ્રકારની અજ્ઞાનતા હોવા છતાંયે ભૂતકાળમાં અનેક વાર પ્રચલિત સમાજવ્યવસ્થા એમને કારણે ભાંગી પડી છે. પ્રાચીન રોમમાં, મધ્યયુગમાં યુરોપમાં, હિંદમાં અને ચીનમાં અનેક વાર આમ બનવા પામ્યું હતું તથા એમને કારણે અનેક સામ્રાજ્યો પડી ભાંગ્યાં હતાં.

ભૂતકાળમાં સામાજિક તેમ જ આર્થિક ફેરફારો બહુ ધીમે થતા અને ઉત્પાદન તથા વહેંચણી અને માલની અવરજવરની પદ્ધતિઓ યુગોના યુગો સુધી લગભગ એકસરખી જ રહેતી. એથી કરીને લોકો ફેરફારની ક્રિયા જોઈ શકતા નહિ અને માનતા કે જૂની સમાજવ્યવસ્થા સદાને માટે કાયમી અને ફેરવી ન શકાય એવી છે. ધર્મ તથા તેને લગતી રૂઢિઓ અને માન્યતાઓએ એ વ્યવસ્થાની આસપાસ દિવ્યતાની પ્રભા ઊભી કરી. આ વસ્તુ એમના મનમાં એવી તો ઠસી ગઈ હતી કે, પરિસ્થિતિ બદલાઈને પ્રચલિત વ્યવસ્થા સાથે બંધ ન બેસે એવી થઈ જવા છતાંયે તે સમાજવ્યવસ્થા બદલવાનો તેઓ વિચાર સરખો

પણ કરતા નહિ. ઔદ્યોગિક ક્રાંતિના આગમન અને અવરજવરની પદ્ધતિમાં ભારે ફેરફારો થતાંની સાથે જ સામાજિક ફેરફારો વધુ ઝડપી બન્યા. નવા વર્ગો આગળ આવ્યા અને ધનવાન બન્યા. હાથકારીગરો અને ખેતીના મજૂરોથી સાવ નિરાળો ઔદ્યોગિક મજૂરોનો વર્ગ પણ ઊભો થવા પામ્યો. આ બધાને કારણે નવી આર્થિક ગોઠવણી અને રાજકીય ફેરફારોની જરૂરિયાત પેદા થઈ. પશ્ચિમ યુરોપની સમાજવ્યવસ્થા કશાયે મેળ વિનાની વિચિત્ર દશામાં હતી. સમજુ સમાજ તો જ્યારે જ્યારે જરૂર ઊભી થાય ત્યારે ઘટતા ફેરફારો કરે અને એ રીતે બદલાતી પરિસ્થિતિમાંથી પૂરેપૂરો લાભ ઉઠાવે. પરંતુ સમાજો સમજુ અથવા ડાહ્યા નથી હોતા અને સમગ્રપણે તેઓ વિચાર નથી કરતા. વ્યક્તિઓ પોતપોતાનો અને પોતાને શું ફાયદાકારક નીવડશે તેનો વિચાર કરે છે; સમાન હિતો ધરાવનારા વર્ગો પણ એ જ રીતે પોતપોતાનો વિચાર કરે છે. કોઈ સમાજમાં એક વર્ગનું આધિપત્ય હોય તો તે પોતાની એ સ્થિતિ ટકાવી રાખવા તેમ જ તેની નીચેના વર્ગોને શોષીને તેમાંથી ફાયદો ઉઠાવવા માગે છે. ડહાપણ અને દૂરદર્શિતા તો એ દર્શાવે છે કે પોતે જે સમાજનું અંગ હોય તેનું હિત એ જ એકંદરે જોતાં પોતાનું હિત સાધવાનો ઉત્તમ માર્ગ છે. પરંતુ સત્તાધારી વ્યક્તિ કે વર્ગ પોતાની સત્તા હમેશને માટે જાળવી રાખવા માગે છે. બીજા વર્ગો તથા બીજા લોકોને એમ મનાવવું કે પ્રચલિત વ્યવસ્થા એ જ ઉત્તમોત્તમ છે એ એમ કરવાનો સૌથી સુગમ માર્ગ છે. એ વસ્તુ લોકોના મન ઉપર ઠસાવવાને ધર્મને ખેંચવામાં આવે છે; કેળવણીને પણ એ જ પાઠ ભણાવવાનું ફરમાવવામાં આવે છે, અને આશ્ચર્યની વાત તો એ છે કે, આખરે લગભગ બધાં જ માણસો સંપૂર્ણપણે એમ માનતાં થઈ જાય છે અને એને બદલવાનો વિચાર કરતાં નથી. એટલું જ નહિ પણ એ વ્યવસ્થાને કારણે જેમને વેઠવું પડે છે તે લોકો પણ ખરેખાત એમ માને છે કે એ ટકી રહે એ યોગ્ય છે તથા તેમને લાતો મારવામાં આવે, તેમને બેડીમાં જકડવામાં આવે અને બીજાઓ વૈભવવિલાસમાં આળોટતા હોય ત્યારે તેમણે ભૂખમરો વેઠવો એ બધું પણ યોગ્ય છે.

એટલે લોકો એમ માને છે કે, સમાજવ્યવસ્થા અપરિવર્તનશીલ છે અને તેમાં મોટા ભાગના લોકોને સહન કરવું પડે એમાં કોઈનો દોષ નથી. એમાં દોષ પોતાનો છે, પોતાના કિસ્મતનો છે, પૂર્વજન્મનાં પાપોની એ શિક્ષા છે. સમાજ હમેશાં સનાતની અથવા સ્થિતિચુસ્ત હોય છે અને ફેરફાર તેને ગમતો નથી હોતો. જે ઘરડમાં તે હોય તેમાં જ પડ્યા રહેવાનું તેને ગમે છે અને ત્યાં પડી રહેવાનું જ તેને માટે નિર્માયું છે એમ તે ખાતરીપૂર્વક માને છે. તે એટલે સુધી કે, તેની સ્થિતિ સુધારવાને અર્થે તેને એ ઘરડમાંથી નીકળવાનું કહેનારા ઘણાખરા માણસોને તે શિક્ષા કરે છે.

પરંતુ સમાજના આત્મસંતુષ્ટ અને અવિચારી લોકોની અનુકૂળતા ખાતર સામાજિક તેમ જ આર્થિક પરિસ્થિતિ કંઈ થોભી રહેતી નથી. એ આર્થિક અને સામાજિક પરિસ્થિતિ અથવા બળો તો લોકોના ખ્યાલો તેના તે જ રહેવા છતાંયે આગળ ધપ્યે જ જાય છે. આ જૂના ખ્યાલો અને વાસ્તવિક સ્થિતિ વચ્ચેનું અંતર ઘણું વધી જાય છે અને આ અંતર ઘટાડવાને માટે કંઈક ઉપાયો યોજીને એ બંનેને એકત્ર કરવામાં ન આવે તો સમાજવ્યવસ્થા ભાંગી પડે છે અને ભારે ઉત્પાત થવા પામે છે. આ જ વસ્તુ સાચી સામાજિક ક્રાંતિ કરે છે. જો પરિસ્થિતિ એવી હોય તો ક્રાંતિ અવશ્ય થવાની જ. હા, જૂના ખ્યાલોના ખેંચાણને કારણે તે થોડા વખત પૂરતી થંભી જાય ખરી. અને જો આવી પરિસ્થિતિ મોજૂદ ન હોય તો, થોડી વ્યક્તિઓ તેને માટે ચાહે એટલી કેમ ન મથે તો પણ તેઓ ક્રાંતિ ન કરી શકે. ક્રાંતિ ફાટી નીકળે છે ત્યારે લોકોની નજર આગળથી સાચી પરિસ્થિતિને ઢાંકી રાખતો પડદો દૂર થાય છે અને તેઓ તરત જ વસ્તુસ્થિતિ સમજી જાય છે. અને એક વખત ઘરડમાંથી નીકળ્યા એટલે તેઓ જોરથી આગળ વધે છે. આ જ કારણે ક્રાંતિના કાળમાં જનતા પ્રબળ શક્તિથી આગળ વધે છે. આમ ક્રાંતિ એ સ્થિતિચુસ્તતાનું અને પ્રગતિના નિરોધનું અનિવાર્ય પરિણામ છે. સમાજવ્યવસ્થા પરિવર્તન કરી ન શકાય એવી હોય છે એવા મૂર્ખાઈભર્યા ભ્રમમાંથી સમાજ નીકળી જઈ શકે અને બદલાતી જતી પરિસ્થિતિ સાથે હમેશાં મેળ રાખે તો દુનિયામાં સામાજિક ક્રાંતિ થવા ન પામે. એ સ્થિતિમાં સમાજનો નિરંતર વિકાસ થતો રહે છે.

જોકે પહેલાં એમ કરવાની મારી બિલકુલ ઇચ્છા નહોતી છતાંયે ક્રાંતિ વિષે મેં કંઈક લંબાણથી લખી નાખ્યું. એ વિષયમાં મને રસ છે કેમકે દુનિયાભરમાં જેમનો પ્રચલિત પરિસ્થિતિ સાથે બિલકુલ મેળ ન હોય એવા અનેક માણસો છે અને અનેક સ્થળે સમાજવ્યવસ્થા ભાંગી પડતી જણાય છે. ભૂતકાળમાં આ વસ્તુ સામાજિક ક્રાંતિની પુરોગામી બની હતી અને કોઈને પણ સ્વાભાવિક રીતે જ લાગે કે દુનિયામાં ભારે ફેરફારો થવાની ઘડી આવી પહોંચી છે. હિંદમાં તેમ જ પરદેશી ધૂંસરી નીચેના બીજા દેશોમાં રાષ્ટ્રવાદ તથા વિદેશીઓના શાસનમાંથી પોતાના દેશને મુક્ત કરવાની કામના પ્રબળ બન્યાં છે. પરંતુ આ રાષ્ટ્રવાદની ભાવના ઘણે અંશે ખાધેપીધે સુખી એવા સારી સ્થિતિના વર્ગોમાં જ મર્યાદિત છે. ખેડૂતવર્ગ, મજૂરવર્ગ અને એમની પેઠે નિરંતર તંગી વેઠતા બીજા લોકોને રાષ્ટ્રવાદનાં અસ્પષ્ટ સ્વપ્નાં કરતાં પોતાના પેટનો ખાડો પૂરવામાં જ વધારે રસ છે. કેમકે, તેઓ પોતાની સાથે વધારે ખોરાક અને વધારે સારી પરિસ્થિતિ લાવે તે સિવાય રાષ્ટ્રવાદ કે સ્વરાજનો તેમને માટે કશો અર્થ નથી. એટલા માટે હિંદનો પ્રશ્ન આજે કેવળ રાજકીય જ નથી; એ પ્રશ્ન એથી વિશેષે કરીને સામાજિક છે.

જેનું હું અવલોકન કરી રહ્યો હતો તે ૧૯મી સદીમાં યુરોપમાં અનેક બંડો અને બીજાં રમખાણો થવા પામ્યાં હતાં એને કારણે ક્રાંતિવિષયક આ લંબાણ વિષયાંતર કરવાને હું દોરાયો. એમાંનાં ઘણાંખરાં બંડો અને ખાસ કરીને એ સદીના પૂર્વાર્ધમાં થયેલાં બંડો પરદેશી શાસન સામેનાં રાષ્ટ્રીય બંડો હતાં. એની સાથે સાથે જ ઔદ્યોગિક દેશોમાં સામાજિક બળવાના વિચારો નવા ઊભા થયેલા મજૂરવર્ગ અને તેમના મૂડીવાદી માલિકવર્ગ વચ્ચે ઘર્ષણ પેદા કરવા લાગ્યા. લોકો સામાજિક ક્રાંતિને અર્થે વિચાર તથા તેને માટે જ્ઞાનપૂર્વક કાર્ય કરવા લાગ્યા.

૧૮૪૮નું વરસ યુરોપની ક્રાંતિઓનું વરસ કહેવાય છે. એ વરસ દરમ્યાન ઘણા દેશોમાં બંડ થવા પામ્યાં. એમાંનાં થોડાં અંશતઃ સફળ થયાં પરંતુ મોટા ભાગનાં બંડો નિષ્ફળ નીવડ્યાં. પોલેંડ, ઇટાલી, બોહેમિયા અને હંગરીમાં થયેલાં બંડની પાછળ દાબી દેવામાં આવેલી રાષ્ટ્રીય ભાવના કારણભૂત હતી. પોલેંડનો બળવો પ્રશિયાની સામે અને બોહેમિયા તથા ઉત્તર ઇટાલીનો બળવો ઑસ્ટ્રિયાની સામે હતો. એ બધા બળવા દાબી દેવામાં આવ્યા. ઑસ્ટ્રિયા સામેનો હંગરીનો બળવો એ સૌથી મોટો હતો. લોજ્જેસ કોસુથ એનો નેતા હતો. હંગરીના ઇતિહાસમાં તે એક દેશભક્ત અને સ્વાતંત્ર્યના યોદ્ધા તરીકે મશહૂર છે. થોડાં વરસ બાદ ડીક નામના બીજા એક મહાન નેતાની આગેવાની નીચે બીજા પ્રકારની લડતથી હંગરીએ સફળતા મેળવી. ડીકની લડવાની પદ્ધતિ સવિનયભંગની હતી એ જાણવા જેવી વાત છે. ૧૮૬૭ની સાલમાં ઑસ્ટ્રિયા અને હંગરીનું હેપ્સબર્ગવંશના સમ્રાટ ફ્રાંસીસ જોસફ નીચે લગભગ સમાન ભૂમિકા ઉપર જોડાણ થયું. એ જોડાણ 'દ્વિરાજ પદ્ધતિ' તરીકે જાણીતું છે કેમકે એ પદ્ધતિથી ફ્રાંસીસ જોસફ એ ઉભય દેશનો રાજકર્તા બન્યો. અર્ધી સદી પછી ડીકની સવિનયભંગની પદ્ધતિ ઇંગ્લંડ સામે લડવામાં આયર્લેન્ડના લોકોને માટે નમૂનારૂપ થઈ પડી. ૧૯૨૦ની સાલમાં હિંદમાં અસહકારની લડત શરૂ કરવામાં આવી ત્યારે કેટલાક લોકોએ ડીકની લડતને યાદ કરી હતી. પરંતુ એ બે પદ્ધતિઓ વચ્ચે ઘણો તફાવત હતો.

૧૮૪૮ની સાલમાં જર્મનીમાં પણ બળવા થયા પરંતુ તે બહુ ગંભીર પ્રકારના નહોતા. એ બધા દાબી દેવામાં આવ્યા અને થોડાંક સુધારાનાં વચનો આપવામાં આવ્યાં. ફ્રાંસમાં એ સાલમાં ભારે ફેરફાર થયો. ૧૮૩૦ની સાલમાં બુર્બોનોને હાંકી કાઢવામાં આવ્યા ત્યારથી લુઈ ફીલીપ રાજા હતો. તે એક પ્રકારનો અર્ધ-બંધારણીય રાજા હતો. ૧૮૪૮ની સાલમાં પ્રજા એનાથી કંટાળી અને એને ગાદીત્યાગ કરવાની ફરજ પાડવામાં આવી. ફરીથી પ્રજાસત્તાકની સ્થાપના કરવામાં આવી. આ ફ્રાંસનું બીજું પ્રજાસત્તાક હતું કેમકે તેની મહાન ક્રાંતિ વખતે સ્થાપવામાં આવેલું પ્રજાસત્તાક તેનું પહેલું પ્રજાસત્તાક હતું. આ

અંધેરનો લાભ ઉઠાવીને લુઈ બોનાપાર્ટ નામનો નેપોલિયનનો ભત્રીજો પૅરિસ આવ્યો અને સ્વતંત્રતાના ભારે મિત્ર હોવાનો ડોળ કરીને તે પ્રજાસત્તાકનો પ્રમુખ ચૂંટાયો. આ તો માત્ર સત્તા હાથ કરવા માટેનો ખોટો ડોળ જ હતો. પોતાના સ્થાન ઉપર બરાબર સ્થિર થયા પછી લશ્કર ઉપર તેણે કાબૂ મેળવ્યો. ૧૮૫૧ની સાલમાં એકાએક રાજપલટો થયો. લશ્કરના બળથી તેણે પૅરિસને ગભરાવી મૂક્યું, ઘણા લોકોને ગોળીથી ઠાર કર્યા અને ધારાસભાને ડરાવી દીધી. બીજે વરસે પોતે સમ્રાટ બની બેઠો અને નેપોલિયન ત્રીજો એવું નામ તેણે ધારણ કર્યું. મહાન નેપોલિયનનો પુત્ર નેપોલિયન બીજો હતો એમ માનવામાં આવ્યું. જો કે તેણે તો કદીયે શાસન કર્યું નહોતું. ચાર વરસ કરતાં કંઈક વધારે સમયની ઝાંખી કારકિર્દી પછી આ રીતે બીજા પ્રજાસત્તાકનો અંત આવ્યો.

૧૮૪૮ની સાલમાં ઇંગ્લંડમાં બળવો થયો નહોતો પરંતુ ત્યાં આગળ ભારે તકલીફ અને ખળભળાટ પેદા થવા પામ્યાં હતાં. પરંતુ જ્યારે ખરી તકલીફ આવી પડે ત્યારે તેની આગળ નમી પડીને તેમાંથી ઊગરી જવાની આવડત ઇંગ્લંડ પાસે છે. તેનું રાજબંધારણ લવચીક એટલે કે તેમાં જે વખતે જેવો ફેરફાર કરવો હોય તેવો ફેરફાર સહેલાઈથી કરી શકાય એવું હોવાથી એમ કરવામાં તે મદદગાર નીવડે છે. અને જ્યારે ઊગરવાનો કશો ઉપાય બાકી રહ્યો ન હોય ત્યારે કંઈક સમાધાન સ્વીકારી લેવાનું લાંબા કાળના અનુભવે અંગ્રેજોને શીખવ્યું છે. અક્કડ એટલે કે જેમાં સહેલાઈથી ફેરફાર ન કરી શકાય એવા રાજબંધારણવાળા દેશો તથા જેમનામાં સમાધાનવૃત્તિ ઓછી હોય એવી પ્રજા ઉપર એકાએક આવી પડતા ભારે ફેરફારો અંગ્રેજ પ્રજાએ આવી રીતે ટાળ્યા છે. પાર્લમેન્ટના સભ્યો ચૂંટવાનો મતાધિકાર વધારે લોકોને આપવાની જોગવાઈ કરતા ૧૮૩૨ની સાલના રિફૉર્મ બિલ ઉપર ઇંગ્લંડમાં ભારે આંદોલન પેદા થયું. આધુનિક ધોરણોથી માપતાં તે અતિશય હળવા પ્રકારનું અને બિન-જોખમકારક બિલ હતું. એમાં મધ્યમ વર્ગના થોડા વધારે માણસોને મતાધિકાર આપવાનું જણાવવામાં આવ્યું હતું. મજૂરો તથા મોટા ભાગના બીજા લોકોને હજી મતાધિકાર મળ્યો નહોતો. તે વખતે પાર્લમેન્ટ મૂઠીભર શ્રીમંતોના હાથમાં હતી અને પોતાના વિશિષ્ટ અધિકારો તથા કશી તકલીફ વિના તેમને આમની સભામાં મોકલી આપનાર 'સડેલા મતવિભાગો' ગુમાવી બેસવાની તેમને બીક હતી. આથી તેમણે પોતાની સમગ્ર શક્તિથી એ બિલનો વિરોધ કર્યો અને તેઓ કહેવા લાગ્યા કે આ બિલ જો પસાર કરવામાં આવશે તો ઇંગ્લંડની ભારે દુર્દશા થશે અને આ દુનિયાનો અંત આવશે. પરિસ્થિતિ ઇંગ્લંડમાં આંતરવિગ્રહ ફાટી નીકળવાની અણી સુધી પહોંચી ગઈ. પરંતુ વિરોધ પક્ષ પ્રજાવ્યાપી આંદોલનથી ડરી ગયો અને એ બિલ પાસ કરવાની સંમતિ તેણે આપી.

એ કહેવાની જરૂર નથી કે ઇંગ્લંડ આ કટોકટીમાંથી પાર ઊતર્યું અને પાર્લમેન્ટ ઉપર પહેલાંની જેમ જ ધનિક વર્ગનો કાબૂ ચાલુ રહ્યો. સારી સ્થિતિના મધ્યમ વર્ગને વળી વધારે સત્તા મળી.

૧૮૪૮ની સાલના અરસામાં બીજી એક ચળવળે દેશને હચમચાવી મૂક્યો. એ ચાર્ટિસ્ટ ચળવળ તરીકે ઓળખાતી હતી કેમકે એમાં પાર્લમેન્ટને એક પ્રચંડ અરજી મોકલવાની યોજના કરવામાં આવી હતી. એ અરજીમાં જુદા જુદા સુધારાઓની માગણી કરતો પ્રજાનો 'ચાર્ટર' એટલે કે હકપટ્ટો રજૂ કરવામાં આવ્યો હતો. એ ચળવળે શાસકવર્ગને ભયભીત કરી મૂક્યો પરંતુ પાછળથી તેને દાબી દેવામાં આવી. કારખાનાંનો મજૂરવર્ગ ભારે હાડમારી વેઠતો હતો અને તેમનામાં ભારે અસંતોષ વ્યાપ્યો હતો. એ અરસામાં મજૂરોને લગતા કેટલાક કાયદા પસાર થવા લાગ્યા અને એને લીધે તેમની સ્થિતિમાં કંઈક સુધારો થયો. દિનપ્રતિદિન વધતા જતા વેપારથી ઇંગ્લંડ બહુ ઝડપથી પૈસો પેદા કરી રહ્યું હતું અને તે 'દુનિયાનું કારખાનું' બની રહ્યું હતું. મોટા ભાગનો નફો કારખાનાંના માલિકોના હાથમાં જતો પરંતુ તેનો થોડો ભાગ ઝરીને મજૂરો સુધી પણ પહોંચતો. આ બધી વસ્તુઓને કારણે ૧૮૪૮ની સાલમાં ઇંગ્લંડમાં બળવો થતો થતો અટકી ગયો. પરંતુ તે સમયે તો તે થોડા જ વખતમાં ફાટી નીકળશે એમ લાગતું હતું.

૧૮૪૮ના સાલની વાત હજી મેં પૂરી કરી નથી; એ વરસે રોમમાં જે બન્યું તે વાત તો હજી કહેવાની બાકી છે. એ વાત મારે આવતા પત્રને માટે મુલતવી રાખવી જોઈએ.

## ૧૨૭. ઇટાલી એક અને સ્વાધીન રાષ્ટ્ર બને છે

વસંતપંચમી, ૩૦ જાન્યુઆરી, ૧૯૩૩

૧૮૪૮ની સાલના મારા બ્યાનમાં ઇટાલીની વાત મેં છેવટે રાખી છે. એ વરસના બધા રોમાંચક બનાવોમાં રોમની વીરતાભરી લડત સૌથી અદ્ભુત છે.

નેપોલિયનના સમય પહેલાં ઇટાલી એ નાનાં નાનાં રાજ્યો અને નાના નાના ઠાકોરોનો શંભુમેળો હતું. નેપોલિયને થોડા વખત માટે તેને એક કર્યું. નેપોલિયન પછી તેણે પોતાની પહેલાંની સ્થિતિ ધારણ કરી અથવા કહો કે તેની એથીયે ખરાબ દશા થઈ. વિજયી મિત્રરાજ્યોએ ૧૮૧૫ની સાલની વિયેનાની કૉંગ્રેસમાં એ દેશનો મોટો ભાગ આપસમાં વહેંચી લીધો. ઑસ્ટ્રિયાએ વેનીસ તથા તેની આસપાસનો ઘણો પ્રદેશ લીધો; ઑસ્ટ્રિયાના ઘણા ઠાકોરોને મનગમતા પ્રદેશો આપવામાં આવ્યા; પોપ રોમ પાછો આવ્યો અને તેની

આસપાસના 'પોપનાં રાજ્યો' તરીકે ઓળખાતા પ્રદેશનો તેણે કબજો લીધો; નેપલ્સ તથા ઇટાલીનો દક્ષિણ ભાગ મળીને બુર્બોનવંશી રાજાના અમલ નીચેનું 'બે સિસિલીઓનું રાજ્ય' એ નામથી ઓળખાતું જુદું રાજ્ય બન્યું. વાયવ્ય તરફ ફ્રાંસની સરહદ નજીક પિડમોન્ટ અને સાર્ડિનિયાનો રાજા હતો. પિડમોન્ટના રાજાના એક માત્ર અપવાદ સિવાય આ નાના નાના બધા રાજાઓ તથા ઠાકોરો અતિશય આપખુદ રીતે શાસન કરતા હતા તથા નેપોલિયનના આગમન પહેલાં તેઓ કે બીજાઓ પોતપોતાની પ્રજાને પીડતા હતા તેના કરતાં પણ વિશેષ પ્રમાણમાં તેઓ પોતાની પ્રજાને પીડવા લાગ્યા. પરંતુ નેપોલિયનના આગમને આખા દેશને હલમલાવી મૂક્યો હતો તથા તેના યુવકવર્ગને પ્રેરણા આપીને તેને સ્વતંત્ર અને એકત્રિત ઇટાલીનાં સ્વપ્નાં સેવતો કર્યો હતો. રાજકર્તાઓ દમન કરતા હતા છતાંયે અથવા કદાચ એ જ કારણે ત્યાં આગળ નાનાં નાનાં અનેક બંડો થવા પામ્યાં તથા ગુપ્તમંડળો સ્થપાયાં.

થોડા જ વખતમાં ત્યાં એક ધગશવાળો યુવાન પેદા થયો અને સ્વાતંત્ર્યની ચળવળના નેતા તરીકે તેની ગણના થવા લાગી. આ નેતા તે ઇટાલીના રાષ્ટ્રવાદનો પેગમ્બર મૅઝીની. ૧૮૩૧ની સાલમાં તેણે 'તરુણ ઇટાલી' એ નામનું એક મંડળ સ્થાપ્યું. ઇટાલીમાં પ્રજાસત્તાક સ્થાપવું એ તે મંડળનું ધ્યેય હતું. આ ધ્યેય પ્રાપ્ત કરવાને અર્થે તેણે ઘણાં વરસો સુધી ઇટાલીમાં કાર્ય કર્યું. પછી તેને દેશવટો લેવો પડ્યો અને અનેક વાર જિંદગી જોખમમાં મૂકવી પડી. તેનાં ઘણાં લખાણો રાષ્ટ્રવાદના સાહિત્યમાં પ્રમાણભૂત બની ગયાં. ૧૮૪૮ની સાલમાં ઉત્તર ઇટાલીમાં ઠેરઠેર બળવા ફાટી નીકળવા લાગ્યા ત્યારે મૅઝીનીએ પોતાની તક ભાળી અને તે રોમ આવ્યો. પોપને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યો અને ત્રણ માણસોની સમિતિએ પ્રજાસત્તાકની જાહેરાત કરી. એ સમિતિને 'ટ્રાયમવાયર્સ' એટલે કે ત્રિપુટી કહેવામાં આવતી. એ શબ્દ રોમના પુરાણા ઇતિહાસમાંથી લેવામાં આવ્યો હતો. મૅઝીની આ ત્રિપુટીના ત્રણ સભ્યોમાંનો એક હતો. આ તરુણ પ્રજાસત્તાક ઉપર ચારે બાજુએથી હુમલો કરવામાં આવ્યો. તેના ઉપર ઑસ્ટ્રિયન લોકોએ હુમલો કર્યો, નેપલ્સના લોકોએ પણ હુમલો કર્યો તથા પોપને તેના સ્થાન ઉપર સ્થાપિત કરવા ફ્રેંચોએ પણ હુમલો કર્યો. રોમના પ્રજાસત્તાક તરફથી મુખ્ય લડનાર ગૅરીબાલ્ડી હતો. તેણે ઑસ્ટ્રિયનોને ખાળી રાખ્યા, નેપલ્સના સૈન્યને હરાવ્યું તથા ફ્રેંચોને પણ અટકાવ્યા. સ્વયંસેવકોની મદદથી આ બધું કરવામાં આવ્યું અને રોમના ઉત્તમોત્તમ અને બહાદુરમાં બહાદુર તરુણોએ પ્રજાસત્તાકના રક્ષણ અર્થે પોતાના પ્રાણ અર્પ્યા.

આખરે, વીરતાભરી લડત પછી ફ્રેંચોએ પ્રજાસત્તાકને હરાવ્યું અને પોપને રોમ પાછો આણ્યો.

એ લડતના પહેલા તબક્કાનો એ રીતે અંત આવ્યો. મૅઝીનીએ પ્રચાર દ્વારા અને ગૅરીબાલ્ડીએ બીજી મોટી લડતની તૈયારી દ્વારા એમ જુદી જુદી રીતે તેમણે પોતપોતાનું કામ આગળ ચલાવ્યું. તે બંને એકબીજાથી બહુ જ ભિન્ન પ્રકૃતિના પુરુષો હતા. એક વિચારક અને આદર્શવાદી હતો જ્યારે બીજો ગેરીલા યુદ્ધપદ્ધતિનો પ્રતિભાશાળી યોદ્ધો હતો. બંને ઇટાલીની સ્વતંત્રતા અને એકતાના ધ્યેયને ભારે ઝનૂનપૂર્વક વરેલા હતા. એ પછી આ મહાન રમતમાં એક ત્રીજો ખેલાડી આગળ આવ્યો. આ ખેલાડી પિડમૉન્ટના રાજા વિકટર ઇમેન્યુઅલનો વડો પ્રધાન કાવુર હતો. નાના નાના રાજાઓને દબાવી દઈને તેમને દૂર કરવાનો એ કાર્યમાં સમાવેશ થતો હતો એટલે મૅઝીની તથા ગૅરીબાલ્ડીની પ્રવૃત્તિઓનો લાભ ઉઠાવવાને તે સંપૂર્ણપણે તૈયાર હતો. ફ્રેંચોને ચાલબાજીથી તેણે પોતાના દુશ્મન ઑસ્ટ્રિયનો જોડે યુદ્ધમાં સંડોવ્યા. નેપોલિયન ત્રીજો એ વખતે ફ્રાંસનો શાસક હતો. આ બનાવ ૧૮૫૯ની સાલમાં બન્યો. ઑસ્ટ્રિયનોને ફ્રેંચોએ હાર આપી એ તકનો લાભ લઈને ગૅરીબાલ્ડીએ નેપલ્સ અને સિસિલીના રાજ્ય ઉપર પોતાની જવાબદારી ઉપર અસાધારણ પ્રકારની ચડાઈ કરી. ગૅરીબાલ્ડી તથા તેના લાલ ખમીસવાળા ૧૦૦૦ સાથીઓની એ જગજાહેર ચડાઈ હતી. સૈનિકની કશીયે તાલીમ વિનાના તેમ જ જોઈતી લડાયક સાધનસામગ્રી અને પૂરતાં હથિયારો વિનાના તેના આ સાથીઓએ તેમની સામે આવેલા તાલીમબદ્ધ સૈન્યનો મુકાબલો કર્યો. દુશ્મનનું લશ્કર આ ૧૦૦૦ લાલ ખમીસવાળાઓ કરતાં સંખ્યામાં ઘણું જ વધારે હતું પરંતુ તેમના ઉત્સાહ અને પ્રજાની સહાનુભૂતિને કારણે તેમણે ઉપરાઉપરી વિજયો મેળવ્યા. ગૅરીબાલ્ડીની કીર્તિ દેશભરમાં ફેલાઈ ગઈ. તેના નામનો જાદુ એવો હતો કે તેના આવતાં વેંત દુશ્મનનું લશ્કર પલાયન કરી જતું. આમ છતાંયે તેનું કાર્ય અતિશય મુશ્કેલ હતું અને અનેક વાર તે તથા તેના સ્વયંસેવકો પરાજય અને આફતના પંજામાં સપડાતા સપડાતા બચી જતા. પરંતુ તેમના પરાજયની પળે પણ ભાગ્યદેવી તેમના ઉપર મહેર કરતી અને પરાજયને વિજયમાં ફેરવી નાંખતી. જીવસટોસટનાં સાહસિક કાર્યો ઉપર ભાગ્યદેવી ઘણી વાર મહેર કરે જ છે.

ગૅરીબાલ્ડી અને તેના હજાર સાથીઓ સિસિલીને કિનારે ઊતર્યા. ત્યાંથી તેઓ ધીમે ધીમે ઇટાલી પહોંચ્યા. દક્ષિણ ઇટાલીનાં ગામડાંઓમાં થઈને કૂચ કરતાં કરતાં ગૅરીબાલ્ડીએ સ્વયંસેવકો માટે ટહેલ નાખી, અને એને માટે તેણે સૂચવેલો બદલો પણ અસાધારણ હતો: તેણે કહ્યું, "ચાલો! ચાલો! આજે ઘરમાં બેસી રહેનાર તો નામર્દ છે. બદલામાં હું તમને થાક, હાડમારી અને લડાઈઓ આપવાનું વચન આપું છું. પરંતુ આપણે જીતીશું કે મરીશું." દુનિયામાં ફતેહ જેવી કાર્યસાધક બીજી કોઈ ચીજ નથી. ગૅરીબાલ્ડીની

શરૂઆતની ફતેહોએ ઇટાલીના લોકોની રાષ્ટ્રીયતાની ભાવનાને પ્રજ્વલિત કરી મૂકી. સ્વયંસેવકોનો પ્રવાહ વહેવા લાગ્યો અને ગૅરિબાલ્ડીનું રાષ્ટ્રગીત ગાતા ગાતા તેઓ ઉત્તર તરફ કૂચ કરવા લાગ્યા.

કબરો આજે ખૂલી ગઈ ને આવે દૂર થકી સૌ વીર,
પ્રેત શહીદો કેરાં આજે યુદ્ધ ખેલવા ધપે અધીર.
તલવારો લીધી હાથે,
કીર્તિની કલગી માથે,
મૃત હૃદયો એ દીપિમંત શાં ઇટલીના નામે રણવીર!
આવો સૌ જોડાઈ જાઓ!
રખે કોઈ પાછળ રહી જાઓ!
આવો, સર્વે કદમ મિલાવો, દેશજુવાનો ટોળાટોળ;
ફહરાવો ઝંડો, વગડાવો આજ બૂંગિયા ધિંગા ઢોલ.
ટંડી તીખી તેગધાર લઈ,
આવો, હૈયે આગ જલાદઈ,
આવો વતન તણી લગનીની જ્વાળા અયિ! લહરાવી લોલ.

દીસતો રહે તું ઇટલીથી! બસ ભાગ અમારા ઘરમાંથી!
ભાગ અજાણ્યા પરદેશી! તું દીસતો રહે અમ ઇટલીથી.

રાષ્ટ્રગીતો બધે જ કેવાં એક સરખાં હોય છે!

કાવુરે ગૅરિબાલ્ડીની ફતેહોનો લાભ ઉઠાવ્યો અને એ બધાને પરિણામે ૧૮૬૧ની સાલમાં પિડમોન્ટનો રાજા વિકટર ઇમૅન્યુઅલ ઇટાલીનો રાજા બન્યો. રોમ હજી ફ્રેંચ લશ્કરના કબજામાં હતું અને વેનિસ ઑસ્ટ્રિયનોના કબજામાં હતું. દશ વરસની અંદર રોમ તથા વેનિસ બાકીના ઇટાલી સાથે ભળી ગયાં અને રોમ તેનું પાટનગર બન્યું. આખરે ઇટાલી એક રાષ્ટ્ર બન્યું. પરંતુ મૅઝીનીને એથી સુખ ન થયું. જીવનભર પ્રજાસત્તાકના આદર્શ માટે તે મથ્યો હતો પણ હવે તો ઇટાલી એ પિડમોન્ટના રાજા વિકટર ઇમૅન્યુઅલનું રાજ્ય બન્યું. એટલું ખરું કે એ નવું રાજ્ય બંધારણીય રાજ્ય હતું અને વિકટર ઇમૅન્યુઅલ રાજા બન્યા પછી તરતજ ઇટાલીની પાર્લમેન્ટની બેઠક ટુરીનમાં મળી.

આમ ઇટાલીનું રાષ્ટ્ર ફરીથી એક અને વિદેશી અમલથી મુક્ત થયું. મૅઝીની, ગૅરિબાલ્ડી અને કાવુર આ ત્રણ પુરુષોએ એ વસ્તુ સિદ્ધ કરી. અને એ ત્રણમાંનો એક પુરુષ પણ ન હોત તો ઇટાલીની સ્વતંત્રતા ક્યારે આવત એ કહેવું મુશ્કેલ છે. અંગ્રેજ કવિ અને નવલકથાકાર જ્યૉર્જ મેરીડીથે ઘણા વખત પછી લખ્યું છે કે:

અમે ઇટાલીની પ્રસૂતિવેદના
છે જોઈ; અર્ધીક ઊઠી હતી ત્યાં
ધરા પરે એ પટકાઈ પાછી હા!
ને આજ? શું ઊંખીનમેલ ખેતર!
ઔદાર્યથી એકદી ચાલ્યું ત્યાં હળ,
આ રમ્યતા આજની વાવનારું.
—જેણે અમે એ હતું જોયું સારું
તેને સ્ફુરે છે સ્મૃતિમાં ત્રિપુટી
—એને ડિલે ચેતન ફૂંકનારી—
—કાવૂર ને મેઝિની ગૅરિબાલ્ડી,
જે બુદ્ધિ, આત્મા વળી ખડ્ગશા બની
જ્વલંત આદર્શ જગાવનાર,
કૂડા વિસંવાદથી તારનાર.

ઇટાલીની સ્વાતંત્ર્ય માટેની લડતની વાતની રૂપરેખા મેં ટૂંકમાં તને કહી. આ ટૂંક બ્યાન તને મૃત ઇતિહાસના બીજા કોઈ પણ ભાગના જેવું લાગશે. પરંતુ એ કથા તું સજીવ કેવી રીતે બનાવી શકે તથા તે તને લડતના આનંદ અને દર્દથી કેવી રીતે ભરી દઈ શકે એ હું તને કહું. ઘણા લાંબા વખત ઉપર હું શાળામાં ભણતો હતો ત્યારે ત્રણ પુસ્તકોમાં મેં વાંચેલી આ વાતે મને તો એવો અનુભવ કરાવ્યો હતો. એ પુસ્તકો ટ્રેવેલિયન નામના લેખકે લખેલાં છે. એ પુસ્તકોનાં નામ આ રહ્યાં: "ગૅરિબાલ્ડી અને રોમન પ્રજાસત્તાક માટેનો સંગ્રામ", "ગૅરિબાલ્ડી અને તેના હજાર સાથીઓ", "ગૅરિબાલ્ડી અને ઇટાલીનું રાષ્ટ્રનિર્માણ".

ઇટાલીની સ્વાતંત્ર્ય માટેની લડત વખતે અંગ્રેજ પ્રજાએ ગૅરિબાલ્ડી તથા તેના લાલખમીસવાળા સાથીઓ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી તથા ઘણા અંગ્રેજ કવિઓએ એ લડત વિષે હૃદયને હલમલાવનારી કવિતાઓ લખી હતી. પોતાનાં હિતો તેમાં સંડોવાયેલાં ન હોય તો અંગ્રેજ પ્રજા સ્વાતંત્ર્ય માટે ઝૂઝતી પ્રજા તરફ કેટલી બધી સહાનુભૂતિ દર્શાવે છે એ ખરેખર આપણને અજાયબી પમાડે તેવું છે. સ્વાતંત્ર્ય માટે લડતા ગ્રીસમાં તેણે પોતાના કવિ બાયરન તથા બીજા કેટલાક લોકોને મોકલ્યા, ઇટાલી તરફ તેણે પોતાની અખૂટ સહાનુભૂતિ અને પ્રોત્સાહન મોકલ્યાં પરંતુ તેની પડોશમાં આવેલા આયર્લૅંડમાં તથા મિસર, હિંદ અને બીજા દૂરના દેશોમાં તેના દૂતો મશીનગનો અને સંહાર લાવે છે. એ વખતે સ્વીનબર્ન, મેરીડીથ અને ઇલીઝાબેથ બાર્નેટ બ્રાઉનિંગ વગેરે અંગ્રેજ કવિઓએ ઇટાલી વિષે અનેક મનોરમ કાવ્યો લખ્યાં હતાં. મેરીડીથે તો એ

વિષે નવલકથાઓ પણ લખી હતી. જ્યારે ઇટાલીનો સ્વાતંત્ર્ય સંગ્રામ ચાલી રહ્યો હતો અને તેની સામે અનેક અંતરાયો ખડા થયા હતા તથા અનેક દેશદ્રોહીઓ પોતાના વિદેશી હાકેમોને સહાય કરી રહ્યા હતા તે સમયે સ્વીનબર્ને "રોમ આગળ પડાવ" નામનું એક કાવ્ય લખ્યું હતું તેમાંથી એક અવતરણ હું અહીં આપીશ.

ભેટો આપે માલિકો તે તમારા.
શા મુક્તિદેવી ઉપહાર દે શકે?
તે તો વિના આશ્રય કે સહારા
પ્રેરે, અમર્યાદ, અરોધ, સૈન્યને
ધપ્યે જવા પંથ અનિદ્રવેગથી.
ભૂખે મરે, લોહીલુહાણ થાય છો,
છો પ્રાણ વાવે નિજ, મુક્તિબીજશા;
કે એમની ધૂલિથી મુક્તરાષ્ટ્રનાં
નિર્માણ થાયે ફરી, આત્મ એમનો
પેટાવી આપે ફરી મુક્તિતારલો.

## ૧૨૮. જર્મનીનો ઉદય

૩૧ જાન્યુઆરી, ૧૯૩૩

જેનાથી આજે આપણે સુપરિચિત છીએ તે યુરોપના એક મહાન રાષ્ટ્રનું નિર્માણ આપણે છેલ્લા પત્રમાં જોઈ ગયાં. આજે આપણે તેના બીજા એક મહાન રાષ્ટ્રનું નિર્માણ જોઈશું. એ રાષ્ટ્ર તે જર્મની.

તેની ભાષા એક હતી તેમ જ તેમની વચ્ચે બીજાં પણ ઘણાં સમાન તત્ત્વો હોવા છતાં જર્મન પ્રજા અનેક નાનાં મોટાં રાજ્યોમાં વહેંચાયેલી રહી હતી. હૅપ્સબર્ગવંશી ઑસ્ટ્રિયા ઘણી સદીઓ સુધી આગેવાન જર્મન રાજ્ય હતું. પછી પ્રશિયા આગળ આવ્યું અને એ બે રાજ્યો વચ્ચે જર્મન પ્રજાની આગેવાની માટે સ્પર્ધા થવા લાગી. નેપોલિયને એ બંને રાજ્યોને નમાવીને તેમને શરમિંદાં કર્યાં. એને પરિણામે જર્મન રાષ્ટ્રવાદ પ્રબળ બન્યો તથા નેપોલિયનના અંતિમ પરાજયમાં તેણે સહાય કરી. આ રીતે ઇટાલી તેમ જ જર્મનીમાં અજાણપણે અને તેની એવી ઇચ્છા ન હોવા છતાં નેપોલિયને રાષ્ટ્રીયતાની ભાવના તથા સ્વતંત્રતાના વિચારોને વેગ આપ્યો. નેપોલિયનના યુગનો આગળ પડતો જર્મન રાષ્ટ્રવાદી ફિક્ટે હતો. તે ફિલસૂફ હતો તેમ જ ધગશવાળો રાષ્ટ્રભક્ત પણ હતો. પોતાની પ્રજાને જાગ્રત કરવાને તેણે ઘણું કાર્ય કર્યું.

નેપોલિયન પછી અર્ધી સદી સુધી જર્મનીમાં નાનાં નાનાં જર્મન રાજ્યો ચાલુ રહ્યાં. જર્મનીનાં નાનાં મોટાં બધાં રાજ્યોનું એક સમવાયતંત્ર સ્થાપવાના અનેક પ્રયત્નો કરવામાં આવ્યા પરંતુ તે સફળ ન થયા; કેમ કે ઑસ્ટ્રિયા તથા પ્રશિયા એ બંનેના શાસકો અને સરકારો તેના અગ્રણી બનવા ચહાતા હતા. દરમ્યાન ત્યાં આગળ બધાં ઉદાર તત્ત્વોને દબાવી દેવામાં આવ્યાં. વળી ૧૮૩૦ની અને ૧૮૪૮ની સાલમાં ત્યાં ઠેર ઠેર બંડો પણ થયાં હતાં પરંતુ તેમને દાબી દેવામાં આવ્યાં. લોકોને સંતોષવાને ખાતર થોડા નજીવા સુધારાઓ પણ દાખલ કરવામાં આવ્યા. જર્મનીના કેટલાક ભાગોમાં ઇંગ્લંડની પેઠે કોલસાની અને લોઢાની ખાણો હતી અને એ રીતે ત્યાં આગળ ઔદ્યોગિક વિકાસને માટે પરિસ્થિતિ અનુકૂળ હતી. જર્મની તેના ફિલસૂફો, વૈજ્ઞાનિકો તથા સૈનિકો માટે પણ મશહૂર હતું. ત્યાં કારખાનાંઓ બાંધવામાં આવ્યાં અને ઔદ્યોગિક મજૂરોનો વર્ગ ઊભો થયો.

૧૯મી સદીના વચગાળામાં આ ટાંકણે એક પુરુષ પેદા થયો. ભવિષ્યમાં તે કેવળ જર્મની ઉપર જ નહિ પણ સમગ્ર યુરોપના રાજકારણમાં પોતાનો પ્રભાવ જમાવવાનો હતો. આ પુરુષ તે ઑટો ફૉન બિસ્માર્ક. તે 'જંકર' એટલે કે પ્રશિયાનો જમીનદાર હતો. વૉટરલૂની લડાઈ થઈ તે વરસે તે જન્મ્યો હતો. ઘણાં વરસો સુધી તેણે જુદા જુદા રાજદરબારોમાં એલચી તરીકે નોકરી કરી હતી. ૧૮૬૨ની સાલમાં તે પ્રશિયાનો વડો પ્રધાન થયો અને થોડા જ વખતમાં તેના પ્રભાવની અસર જણાવા લાગી. વડો પ્રધાન બન્યા પછી એક અઠવાડિયાની અંદર પોતાના એક વ્યાખ્યાનમાં તેણે જણાવ્યું કે, "આ કાળના મહાન પ્રશ્નોના નિર્ણય ભાષણો કે વધુમતીના ઠરાવોથી નહિ પણ પોલાદ અને રુધિરથી થવાના છે."

પોલાદ અને રુધિર! જગમશહૂર થયેલા તેના આ શબ્દો દૂરંદેશી અને કડકપણે ચાલુ રાખેલી તેની રાજનીતિને તેના સાચા સ્વરૂપમાં વ્યક્ત કરે છે. લોકશાહીને તે ધિક્કારતો હતો અને પાર્લમેન્ટ કે ધારાસભાઓને તે બિલકુલ ગણકારતો નહિ. તે ભૂતકાળના અવશેષ સમાન લાગતો હતો પરંતુ તેની કાબેલિયત અને નિશ્ચયબળ એવાં તો ભારે હતાં કે વર્તમાન પરિસ્થિતિનું ઘડતર તેણે પોતાની ઇચ્છા અનુસાર કર્યું. તેણે આધુનિક જર્મની નિર્માણ કર્યું તથા ૧૯મી સદીના ઉત્તરાર્ધનો યુરોપનો ઇતિહાસ ઘડ્યો. ફિલસૂફો અને વૈજ્ઞાનિકોનું જર્મની પાછળ રહી ગયું અને રુધિર તથા પોલાદનો મંત્ર જપતું નવું જર્મની પોતાની લશ્કરી કુશળતાથી આખા યુરોપખંડ ઉપર તેનું પ્રભુત્વ જમાવવા લાગ્યું. તેના સમયના એક આગેવાન જર્મને કહ્યું છે કે, "બિસ્માર્ક જર્મનીને મહાન બનાવે છે પરંતુ જર્મનને તે હીણો બનાવે છે." યુરોપમાં તેમ જ આંતરરાષ્ટ્રીય બાબતોમાં જર્મનીને મહાન સત્તા બનાવવાની તેની

રાજનીતિથી જર્મનો પ્રસન્ન થયા અને રાષ્ટ્રની વધતી જતી પ્રતિષ્ઠાની ભભકને કારણે તેનું હરેક પ્રકારનું દમન તેમણે સહી લીધું.

બિસ્માર્ક પોતાને શું કરવું છે તેના સ્પષ્ટ ખ્યાલો તથા એ માટેની કાળજીપૂર્વક તૈયાર કરેલી યોજના સાથે સત્તા ઉપર આવ્યો, એને તે દઢતાપૂર્વક વળગી રહ્યો અને પોતાના કાર્યમાં તેને ભારે સફળતા મળી. તેને યુરોપમાં જર્મનીનું અને જર્મની દ્વારા પ્રશિયાનું પ્રભુત્વ જમાવવું હતું. એ સમયે નેપોલિયન ત્રીજાના અમલ નીચે ફ્રાંસ યુરોપમાં સૌથી બળવાન રાષ્ટ્ર ગણાતું હતું. ઑસ્ટ્રિયા એ પણ મોટો હરીફ હતો. બિસ્માર્ક બીજાં રાજ્યો જોડે કેવી રમત રમ્યો અને પછી વારાફરતી તે દરેકનો તેણે કેવી રીતે નિકાલ કર્યો તે પુરાણા ઢંગની આંતરરાષ્ટ્રીય નીતિરીતિ અને મુત્સદ્દીગીરીનો એક અદ્‌ભુત નમૂનો છે. તેણે પ્રથમ હાથ ધરેલું કાર્ય જર્મનોની આગેવાનીના પ્રશ્નનો હમેશને માટે નિવેડો લાવવાનું હતું. એ બાબતમાં પ્રશિયા અને ઑસ્ટ્રિયાની જૂની હરીફાઈ ચાલુ રાખવી પાલવે એમ નહોતું. એ પ્રશ્નનું નિરાકરણ પ્રશિયાની તરફેણમાં જ થવું જોઈએ અને ઑસ્ટ્રિયાએ સમજી જવું જોઈએ કે તેને બીજા દરજ્જાનો ભાગ ભજવવાનો રહેશે. એ પછી ફ્રાંસનો વારો આવવાનો હતો. (જ્યારે હું પ્રશિયા, ઑસ્ટ્રિયા કે ફ્રાંસની વાત કરું છું ત્યારે એ દેશોની સરકારો વિષે હું કહું છું એ વસ્તુ તારે યાદ રાખવી જોઈએ. આ બધી સરકારો વત્તાઓછા પ્રમાણમાં આપખુદ હતી અને ત્યાંની ધારાસભાઓને નહિ જેવી જ સત્તા હતી.)

એને માટે બિસ્માર્ક ચૂપચાપ પોતાનું લશ્કરી તંત્ર સંપૂર્ણ બનાવી રહ્યો હતો. દરમ્યાન નેપોલિયન ત્રીજાએ ઑસ્ટ્રિયા ઉપર હુમલો કર્યો અને તેને હરાવ્યું. આ હારને પરિણામે ગેરિબાલ્ડીની દક્ષિણ ઇટાલી ઉપર ચડાઈ થઈ અને એથી કરીને છેવટે ઇટાલી સ્વતંત્ર થયું. આ બધું બિસ્માર્કને માફક આવ્યું કારણ કે એથી ઑસ્ટ્રિયા નબળું બન્યું. રશિયાના તાબાના પોલૅંડમાં રાષ્ટ્રીય બળવો ફાટી નીકળ્યો ત્યારે જરૂર પડે તો પોલ લોકોની કતલ કરવાને માટે બિસ્માર્કે ઝારને મદદ આપવા જણાવ્યું. આવી મદદ આપવા જણાવવું એ નિંદ્ય હતું. પરંતુ એ વસ્તુએ એનો હેતુ પાર પાડ્યો. કેમ કે, યુરોપમાં જે કંઈ ગૂંચવણભરી સ્થિતિ પેદા થવા પામે તે સમયને માટે બિસ્માર્કને ઝારની ભલી લાગણી મેળવવી હતી. એ પછી ઑસ્ટ્રિયાની મદદ લઈને બિસ્માર્કે ડેન્માર્કને હરાવ્યું અને પછી તેણે ઑસ્ટ્રિયા ઉપર ચડાઈ કરી. પરંતુ એમ કરવા પહેલાં તેણે ઇટાલી તથા ફ્રાંસનો એને માટે ટેકો મેળવી લેવાની સાવચેતી રાખી હતી. ૧૮૬૬ની સાલમાં પ્રશિયાએ જોતજોતામાં ઑસ્ટ્રિયાને જમીનદોસ્ત કરી દીધું. જર્મનીની આગેવાનીના પ્રશ્નનો ઉકેલ કરીને તથા પ્રશિયા જર્મનીનું આગેવાન છે એ સ્પષ્ટ કરીને તેમની વચ્ચે કડવાશ

ન રહેવા પામે એટલા માટે ડહાપણપૂર્વક તેણે ઑસ્ટ્રિયા પ્રત્યે ભારે ઉદારતા બતાવી. હવે પ્રશિયાની આગેવાની નીચે ઉત્તર જર્મનીનું સમવાયતંત્ર સ્થાપવાનો માર્ગ સરળ થઈ ગયો હતો. (એમાં ઑસ્ટ્રિયાનો સમાવેશ નહોતો થતો.) બિસ્માર્ક એ સમવાયતંત્રની સરકારનો વડો પ્રધાન બન્યો. આજે જ્યારે રાજકારણ અને કાયદાના આપણા કેટલાક પંડિતો સમવાયતંત્ર તથા રાજ-બંધારણ વિષે મહિનાઓ અને વરસો સુધી ચર્ચા કર્યા કરે છે તે જોતાં એ જાણવું રસપ્રદ થઈ પડશે કે બિસ્માર્કે ઉત્તર જર્મનીના સમવાયતંત્રનું રાજ-બંધારણ માત્ર પાંચ કલાકમાં લખાવી દીધું હતું. એ બંધારણ ૫૦ વરસ સુધી એટલે કે વિશ્વયુદ્ધ પછી ૧૯૧૮ની સાલમાં ત્યાં પ્રજાસત્તાક સ્થાપવામાં આવ્યું ત્યાં સુધી ચાલુ રહ્યું અને એ દરમ્યાન એમાં નહિ જેવા જ ફેરફારો કરવામાં આવ્યા હતા.

હવે બિસ્માર્કે પોતાનો પહેલો મહાન ઉદ્દેશ પાર પાડ્યો હતો. ફ્રાંસને નમાવીને યુરોપમાં જર્મનીનું પ્રભુત્વ સ્થાપવું એ તેનું બીજું કાર્ય હતું. ચુપકીદીથી અને કશી ધમાલ કર્યા વિના તેણે એ માટેની તૈયારી કરવા માંડી. જર્મનીની એકતા કરવાના પ્રયાસો તેણે ચાલુ રાખ્યા અને યુરોપની બીજી સત્તાઓને પોતાની પ્રવૃત્તિઓ વિષે નિશ્ચિંત કરી મૂકી. હારેલા ઑસ્ટ્રિયા પ્રત્યે પણ એવી નરમાશ દાખવવામાં આવી કે ત્યાં પણ ઝાઝી કડવાશ રહેવા પામી નહિ. ઇંગ્લંડ ફ્રાંસનું પરાપૂર્વનું હરીફ હતું. અને તે નેપોલિયન ત્રીજાની મહત્ત્વાકાંક્ષાભરી યોજનાઓ તરફ ભારે શંકાની નજરે જોતું હતું. એટલે ફ્રાંસ સામેના યુદ્ધમાં ઇંગ્લંડની સહાનુભૂતિ મેળવવાનું બિસ્માર્ક માટે મુશ્કેલ નહોતું. યુદ્ધ માટે તેની તૈયારી સંપૂર્ણ થઈ ત્યારે તે પોતાની બાજી એવી કુનેહથી રમ્યો કે ૧૮૭૦ની સાલમાં નેપોલિયન ત્રીજાએ જ પ્રશિયા સામે લડાઈ જાહેર કરી. યુરોપની નજરે તો પ્રશિયાની સરકાર આક્રમણકારી ફ્રાંસની નિર્દોષ શિકાર બનેલી લાગી. પૅરિસના લોકો "બર્લિન ! બર્લિન !" એવા પોકારો કરવા લાગ્યા અને ભોળપણમાં નેપોલિયન ત્રીજો વિજયી લશ્કરને મોખરે પોતે થોડા જ વખતમાં બર્લિનમાં પ્રવેશ કરશે એમ ધારવા લાગ્યો. પરંતુ એથી ઊલટું જ બનવા પામ્યું. તાલીમ પામેલું બિસ્માર્કનું સૈન્ય તેની ઉત્તર-પૂર્વ સરહદ તરફથી ફ્રાંસ ઉપર તૂટી પડ્યું અને ફ્રેંચ લશ્કર તેની સામે છિન્નભિન્ન થઈ ગયું. થોડાં જ અઠવાડિયાંમાં સેડન આગળ જર્મનોએ તેના એ સૈન્ય સાથે સમ્રાટ નેપોલિયન ત્રીજાને કેદ કર્યો.

આ રીતે ફ્રાંસમાંથી નેપોલિયનના બીજા સામ્રાજ્યનો અંત આવ્યો. તરત જ પૅરિસમાં પ્રજાસત્તાક સરકાર સ્થાપવામાં આવી. નેપોલિયનનું પતન અનેક કારણોને આભારી હતું પરંતુ તેની દમનનીતિને કારણે તે પ્રજામાં અકારો થઈ પડ્યો હતો એ એનું મુખ્ય કારણ હતું. પરદેશી યુદ્ધો દ્વારા તેણે

પ્રજાનું લક્ષ બીજી દિશામાં વાળવા પ્રયાસ કર્યો. મુશ્કેલીમાં સપડાયેલા રાજાઓ તથા સરકારોની એ બહુ માનીતી રીત છે. પરંતુ તે એમાં ફાવ્યો નહિ એટલું જ નહિ પણ યુદ્ધે જ તેની મહત્ત્વાકાંક્ષાને ધૂળભેગી કરી દીધી.

પૅરિસમાં 'સ્વદેશ રક્ષણ'ની સરકાર સ્થાપવામાં આવી. તેણે પ્રશિયા આગળ સુલેહની માગણી રજૂ કરી. પરંતુ પ્રશિયાએ એવી અપમાનજનક શરતો રજૂ કરી કે તેમની પાસે કશું લશ્કર રહ્યું નહોતું છતાંયે પૅરિસના લોકોએ લડાઈ ચાલુ રાખવાનું નક્કી કર્યું. જર્મન લશ્કરે પૅરિસ તથા વર્સાઈને લાંબા સમય સુધી ઘેરો ઘાલ્યો. આખરે તે તાબે થયું અને નવા પ્રજાસત્તાકે હાર કબૂલી તથા બિસ્માર્કની કડક શરતો પણ માન્ય રાખી. યુદ્ધની નુકસાની તરીકે ભારે રકમ આપવાનું ફ્રાંસે કબૂલ કર્યું પરંતુ તેને સૌથી કારી ઘા તો એ લાગ્યો કે ૨૦૦ વરસથીયે વધારે સમય સુધી ફ્રાંસના એક ભાગ તરીકે રહેલા આલ્સાસ અને લૉરેઇનના પ્રાંતો તેને જર્મનીને સુપરત કરી દેવા પડ્યા.

પરંતુ પૅરિસના ઘેરાનો અંત આવ્યો તે પહેલાં જ વર્સાઈએ એક નવા સામ્રાજ્યનો ઉદ્ભવ જોયો. ૧૮૭૦ની સાલના સપ્ટેમ્બર માસમાં નેપોલિયન ત્રીજાના ફ્રેંચ સામ્રાજ્યનો અંત આવ્યો; ૧૮૭૧ની સાલના જાન્યુઆરી માસમાં ૧૪મા લૂઈના વર્સાઈના રાજમહેલના ભવ્ય ઓરડામાં એકત્રિત બનેલા જર્મનીની જાહેરાત કરવામાં આવી. પ્રશિયાનો રાજા તેનો કૈઝર અથવા સમ્રાટ બન્યો. જર્મનીના બધા રાજાઓ તથા પ્રતિનિધિઓ પોતાના કૈઝર અથવા સમ્રાટ આગળ પોતાની વફાદારી દર્શાવવા વર્સાઈમાં ભેગા થયા હતા. પ્રશિયાનો હોહેનઝોલર્ન રાજવંશ હવે જર્મનીના સામ્રાજ્યનો રાજવંશ બન્યો, તથા એકત્ર થયેલું જર્મની દુનિયાની એક મહાન સત્તા બન્યું.

વર્સાઈમાં આનંદોત્સવ અને રંગરાગ ચાલી રહ્યાં હતાં પરંતુ તેની નજીકમાં જ પૅરિસમાં ગમગીની, દુઃખ અને નામોશીની લાગણી પ્રવર્તી રહ્યાં હતાં. ઉપરાઉપરી આવી પડેલી અનેક આફતોને કારણે લોકો આભા બની ગયા હતા અને ત્યાં આગળ સ્થિર કે સુવ્યવસ્થિત સરકાર નહોતી. રાજાશાહીના સંખ્યાબંધ પક્ષકારો 'રાષ્ટ્ર સભા'માં ચૂંટાયા હતા અને તેઓ ફરીથી રાજાશાહી સ્થાપન કરવાની યુક્તિપ્રયુક્તિઓ કરી રહ્યા હતા. પોતાના માર્ગમાં આવતો અંતરાય દૂર કરવાને તેમણે રાષ્ટ્રીય દળને (નેશનલ ગાર્ડ) નિઃશસ્ત્ર કરવાનો પ્રયાસ કર્યો. આ રાષ્ટ્રીય દળ પ્રજાસત્તાકવાદી ગણાતું હતું. શહેરના બધા લોકશાહીવાદીઓ તથા ક્રાંતિવાદીઓને લાગ્યું કે એથી કરીને તો પ્રત્યાઘાત અને દમનનો દોર ફરીથી વર્તવાનો. એથી પૅરિસમાં બંડ થયું અને ૧૮૭૧ના માર્ચ માસમાં પૅરિસમાં 'કૉમ્યુન'ની સ્થાપના કરવામાં આવી. એ એક પ્રકારની મ્યુનિસિપાલિટી હતી અને ફ્રાંસની મહાન ક્રાંતિમાંથી તેણે પ્રેરણા મેળવી હતી. પરંતુ એમાં બીજી અનેક વિશેષતાઓ હતી. કંઈક અસ્પષ્ટપણે

નવા ઉદ્‌ભવેલા સમાજવાદી વિચારો પણ એમાં અમલમાં મૂકવામાં આવ્યા હતા. એક રીતે આ પૅરિસનું 'કોમ્યુન' રશિયાના સોવિયેટ પ્રજાસત્તાકોનું પુરોગામી હતું.

પરંતુ પૅરિસના આ 'કોમ્યુન'નું જીવન બહુ ટૂંકું હતું, આમ પ્રજાના આ બળવાથી ડરી જઈને રાજાશાહીના પક્ષકારો તથા મધ્યમ વર્ગના લોકોએ પૅરિસના જે ભાગમાં 'કોમ્યુન'ની આણ વર્તતી હતી, તે ભાગને ઘેરો ઘાલ્યો. નજીકમાં વર્સાઈ આગળ અને અન્યત્ર જર્મન સૈન્ય આ તમાશો નિહાળી રહ્યું હતું. જર્મનોએ કેદ પકડેલા ફ્રેંચ સૈનિકોને હવે છોડી દેવામાં આવ્યા હતા. છૂટીને તેઓ પૅરિસ પાછા ફર્યા અને પોતાના જૂના અમલદારોનો પક્ષ લઈને તેઓ કોમ્યુનની સામે લડ્યા. તેઓ કોમ્યુનના રક્ષકોની સામે ધસ્યા અને ઉનાળામાં મે માસના અંતમાં એક દિવસે તેમને હરાવ્યા. તેમણે પૅરિસની શેરીઓમાં ૩૦,૦૦૦ સ્ત્રીપુરુષોની કતલ કરી. પકડવામાં આવેલા સંખ્યાબંધ કોમ્યુનના પક્ષકારોને એ પછી ઠંડે કલેજે ઠાર કરવામાં આવ્યા. પૅરિસ કોમ્યુનનો આ રીતે અંત આવ્યો. એથી કરીને યુરોપમાં તે વખતે ભારે સનસનાટી ફેલાઈ હતી. ખુનામરકીથી તેને દાબી દેવામાં આવ્યું હતું માત્ર એટલા ખાતર જ નહિ પણ ચાલુ વ્યવસ્થા સામેનો એ પહેલવહેલો સમાજવાદી બળવો હતો તે કારણે પણ એ સનસનાટી વ્યાપવા પામી હતી. પહેલાં ગરીબોએ તવંગરો સામે અનેક વાર બળવો કર્યો હતો પરંતુ જે વ્યવસ્થાને કારણે તેઓ ગરીબ રહેતા હતા તે બદલવાનો તેમણે કદી વિચાર કર્યો નહોતો. કોમ્યુન એ પ્રજાકીય તેમ જ સમાજવાદી બળવો હતો અને યુરોપના સમાજવાદના વિચારોના વિકાસમાં તે એક સીમાચિહ્ન છે. કોમ્યુનને ખુનામરકી દ્વારા દબાવી દેવામાં આવ્યું એથી કરીને ફ્રાંસમાં સમાજવાદી વિચારોએ ગુપ્તવાસ લીધો અને બહુ ધીમે ધીમે તેઓ પછીથી છતા થયા.

જોકે કોમ્યુનને તો દબાવી દેવામાં આવ્યું પરંતુ ફ્રાંસ રાજાશાહીની એક વધારે અજમાયશની આફતમાંથી ઊગરી ગયું. થોડા વખત પછી ફ્રાંસે ચોક્કસપણે પ્રજાતંત્રવાદનો સ્વીકાર કર્યો અને ૧૮૭૫ની સાલમાં નવા બંધારણ નીચે પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. ત્યારથી એ પ્રજાસત્તાક ચાલુ રહ્યું છે અને હજી પણ તે મોજૂદ છે. ફ્રાંસમાં હજી પણ એવા કેટલાક લોકો છે જેઓ આજે પણ રાજાને લાવવાની વાતો કરે છે. પરંતુ તેમની સંખ્યા જૂજ છે અને ફ્રાંસ ચોક્કસપણે પ્રજાસત્તાકવાદને વર્યું હોય એમ જણાય છે. ફ્રાંસનું પ્રજાસત્તાક એ મધ્યમવર્ગી પ્રજાસત્તાક છે અને સારી સ્થિતિના મધ્યમ વર્ગના લોકોનો તેના ઉપર કાબૂ છે.

૧૮૭૦–૭૧ના જર્મન વિગ્રહની અસરમાંથી ફ્રાંસ ફરી પાછું બેઠું થયું અને તેણે યુદ્ધની નુકસાનીની ભારે રકમની ભરપાઈ કરી. પરંતુ ફ્રેંચ પ્રજાને

શરમિંદી કરવામાં આવી હતી તથા તેનો તેજોવધ કરવામાં આવ્યો હતો તેથી તેના હૃદયમાં ક્રોધે ઘર કર્યું. ફ્રાંસની પ્રજા ગર્વિષ્ઠ છે અને તે પોતાનું અપમાન કદી ભૂલતી નથી. વેર લેવાની વૃત્તિએ તેને ઘેલી કરી મૂકી. ખાસ કરીને આલ્સાસ અને લોરેઇનની ખોટ તેમને સાલતી હતી. તેના પરાજય પછી ઑસ્ટ્રિયા પ્રત્યે ઉદારતા દાખવવામાં બિસ્માર્કે ડહાપણ વાપર્યું હતું પરંતુ ફ્રાંસ પ્રત્યેના તેના કડક વર્તાવમાં કશુંયે ડહાપણ કે ઉદારતા નહોતાં. એક સ્વાભિમાની દુશ્મનનો તેજોવધ કરીને તેણે ભારે અને કાયમી દુશ્મનાવટ વહોરી લીધી. યુદ્ધ પૂરું થવા પહેલાં જ સેડનની લડાઈ પછી તરત જ કાર્લ માકર્સ નામના એક નામીચા સમાજવાદીએ એક જાહેરનામું બહાર પાડયું હતું. તેમાં તેણે ભવિષ્ય ભાખ્યું હતું કે આલ્સાસને ખાલસા કરવામાં આવ્યું છે તેને પરિણામે "બે દેશો વચ્ચે જીવલેણ અદાવત પેદા થશે અને કાયમી સુલેહને બદલે તહકૂબીની સ્થિતિ ચાલુ રહેશે." બીજી ઘણી બાબતોની પેઠે આ બાબતમાં પણ તે ભવિષ્યવેત્તા નીવડ્યો.

જર્મનીમાં બિસ્માર્ક હવે સામ્રાજ્યનો સર્વસત્તાધારી વડો પ્રધાન બન્યો. "પોલાદ અને રુધિર"ની નીતિ થોડા વખત પૂરતી તો સફળ થઈ. જર્મનીએ તેને અપનાવી લીધી અને ઉદાર વિચારોના ભાવ ઘટી ગયા. બિસ્માર્કે રાજાના હાથમાં સઘળી સત્તા રાખવાનો પ્રયત્ન કર્યો કેમ કે લોકશાહીમાં તેને શ્રદ્ધા નહોતી. જર્મન ઉદ્યોગોના વિકાસ તથા નવા ઊભા થયેલા કારખાનાના મજૂરોના વર્ગને લીધે નવા પ્રશ્નો ઊભા થયા; કેમ કે એ મજૂર વર્ગ બળવાન બન્યો અને ઉદ્દામ માગણીઓ કરવા લાગ્યો. બિસ્માર્કે મજૂરોની સ્થિતિ સુધારીને તથા સમાજવાદને દાબી દઈને એમ બે રીતે તેમની જોડે કામ લીધું. સામાજિક કાયદાઓ કરીને તેણે મજૂર વર્ગને પોતાનો કરી લેવાનો અથવા કંઈ નહિ તો તેને વધારે ઉદ્દામ બનતો અટકાવવાનો પ્રયાસ કર્યો. જર્મનીએ આ રીતે આ પ્રકારના કાયદાઓ કરવાની દિશામાં પહેલ કરી અને જ્યાં આગળ ઉદ્યોગો તેમ જ મજૂર ચળવળ એનાથી પહેલાં શરૂ થયાં હતાં તે ઇંગ્લંડે એ દિશામાં કંઈક કર્યું તે પહેલાં જર્મનીમાં મજૂરો માટે વૃદ્ધાવસ્થાનાં પેન્શન, વીમો તથા દાક્તરી મદદના કાયદાઓ કરવામાં આવ્યા હતા. આ નીતિને થોડી સફળતા મળી ખરી પરંતુ એમ છતાંયે મજૂરોની સંસ્થાઓ વિકસવા પામી. તેમની પાસે શક્તિશાળી આગેવાનો હતા. એમાં ફર્ડિનાન્ડ લેસેલ ભારે પ્રતિભાશાળી પુરુષ હતો. ૧૯મી સદીનો એ સૌથી શ્રેષ્ઠ વક્તા ગણાય છે. દ્વંદ્વયુદ્ધમાં તે યુવાન વયમાં મરણ પામ્યો. વિલ્હેમ લિબ્નેટ તેમનો બીજો એક નેતા હતો. તે એક જૂનો જોગી અને બહાદુર લડવૈયો તથા ક્રાંતિકારી પુરુષ હતો. ગોળી વાગવાથી તે મરતો મરતો બચ્યો હતો અને તેણે લાંબું આયુષ્ય ભોગવ્યું હતું. સ્વાતંત્ર્ય માટેની લડત તેનો પુત્ર કાર્લ

પણ આગળ ચલાવી રહ્યો હતો. થોડાંક વરસ ઉપર ૧૯૧૮ની સાલમાં જર્મન પ્રજાસત્તાક સ્થપાયું ત્યારે તેનું ખૂન કરવામાં આવ્યું હતું. મજૂરોનો બીજો એક આગેવાન કાર્લ માર્ક્સ હતો. એને વિષે હું બીજા એક પત્રમાં કહીશ. પરંતુ માર્ક્સને પોતાના જીવનનો મોટો ભાગ જર્મની બહાર દેશવટામાં કાઢવો પડ્યો હતો.

મજૂરોનું સંગઠન વધતું ગયું અને ૧૮૭૫ની સાલમાં બધી મજૂર સંસ્થાઓ એકત્ર થઈ ને સમાજવાદી લોકશાહી પક્ષ (સોશિયાલિસ્ટ ડેમોક્રેટિક પાર્ટી) નામના પક્ષની સ્થાપના કરવામાં આવી. બિસ્માર્ક સમાજવાદના વિકાસને સાંખી શકે એમ નહોતું. કોઈકે સમ્રાટનો જાન લેવાનો પ્રયત્ન કર્યો અને એ બહાના તળે તેણે સમાજવાદીઓ ઉપર ઝનૂની હુમલો કર્યો. ૧૮૭૮ની સાલમાં સમાજવાદ વિરોધી કાયદા કરવામાં આવ્યા અને તેની રૂએ બધી સમાજવાદી પ્રવૃત્તિઓ બંધ કરી દેવામાં આવી. સમાજવાદીઓને માટે તો ત્યાં આગળ લશ્કરી કાયદાના જેવી સ્થિતિ થઈ ગઈ અને લોકોને હજારોની સંખ્યામાં દેશપાર કરવામાં આવ્યા કે કેદમાં પૂરવામાં આવ્યા. આ રીતે દેશપાર થયેલા કેટલાક લોકો અમેરિકા ગયા અને ત્યાં આગળ તેઓ સમાજવાદના પુરોગામી બન્યા. સમાજવાદી લોકશાહી પક્ષને એથી ભારે ફટકો પડ્યો. પરંતુ આ કટોકટીમાં તે ટકી રહ્યો અને પછીથી તે પાછો બળવાન બન્યો. બિસ્માર્કની ખૂનરેજી તેને હણી ન શકી; તેને મળેલી સફળતા ઊલટી નુકસાનકારક નીવડી. એ પક્ષ બળવાન બનતો ગયો તેમ તેમ તેનું સંગઠન વિશાળ થતું ગયું. તેની પાસે ભારે પૂંજી એકઠી થઈ અને તેની પાસે હજારોની સંખ્યામાં પગારદાર કાર્યકર્તાઓ હતા. જ્યારે કોઈ વ્યક્તિ કે સંસ્થા તવંગર થાય છે ત્યારે તે વ્યક્તિ કે સંસ્થા ક્રાંતિકારી મટી જાય છે, અને જર્મનીમાં સમાજવાદી પ્રજાપક્ષની પણ એ જ દશા થઈ.

બિસ્માર્કની મુત્સદ્દીગીરીની કુનેહ તેના અંતપર્યંત તેનામાં ટકી રહી અને તેના કાળના આંતરરાષ્ટ્રીય રાજકારણની બાજીમાં તેણે મહત્ત્વનો ભાગ ભજવ્યો. આજની પેઠે તે સમયે પણ રાજકારણ એ સામસામા કાવાદાવા, પ્રપંચ, ધોકાબાજી અને ધાકધમકીની વિચિત્ર પ્રકારની અને ગૂંચવણભરી જાળ હતી. અને આ બધું ગુપ્તતાથી અને પડદા પાછળ કરવામાં આવતું. ધોળે દહાડે જો એ કરવામાં આવે તો તે ઝાઝો વખત ટકે નહિ. બિસ્માર્કે ઑસ્ટ્રિયા અને ઇટાલી સાથે ઐક્ય કર્યું કેમકે ફ્રાંસ વેર લેશે એવો તેને હવે ડર લાગવા માંડ્યો હતો. આ ઐક્ય ત્રિપક્ષી ઐક્ય (ટ્રીપલ ઍલાયન્સ)ને નામે ઓળખાય છે. અને આ રીતે સામસામા બંને પક્ષે હથિયાર સજવા માંડ્યાં, કાવાદાવા કરવા માંડ્યા તથા તેઓ પરસ્પર એક બીજા સામે ઘુરકિયાં કરવા લાગ્યા.

૧૮૮૮ની સાલમાં એક યુવાન સમ્રાટ વિલ્હેમ બીજાના નામથી જર્મનોનો કૈઝર બન્યો. તે પોતાને ભારે સમર્થ પુરુષ લેખતો હતો અને થોડા જ વખતમાં તે બિસ્માર્ક સાથે લડી પડ્યો. વૃદ્ધાવસ્થામાં એ પોલાદી વડા પ્રધાનને રુખસદ આપવામાં આવી. આથી તેને ભારે ગુસ્સો ચડ્યો. તેને ઠંડો પાડવાને ખાતર તેને 'પ્રિન્સ' એટલે કે ઠાકોરનો ઇલકાબ આપવામાં આવ્યો. પરંતુ રાજાઓની બાબતમાં તેનો ભ્રમ ભાગી ગયો અને ઘૃણાનો માર્યો તે પોતાની જાગીરમાં નિવૃત્ત થયો. પોતાના એક મિત્રને તેણે કહ્યું, "મેં હોદ્દો સ્વીકાર્યો ત્યારે મારામાં અખૂટ રાજનિષ્ઠા અને રાજા પ્રત્યે પૂજ્યભાવ ભરેલાં હતાં પરંતુ મારે સખેદ કહેવું પડે છે કે મારી એ ભાવનાઓ દિનપ્રતિદિન ઘટતી જતી લાગે છે!...... મેં ત્રણ રાજાઓને નગ્નાવસ્થામાં જોયા છે અને એ દૃશ્ય સુખદ નહોતું જ!"

આ ઉગ્ર મિજાજનો ડોસો ઘણાં વરસો સુધી જીવ્યો અને ૧૮૯૮ની સાલમાં ૮૩ વરસની ઉંમરે તે મરણ પામ્યો. તેની બરતરફી અને મરણ બાદ પણ તેની છાયા જર્મની ઉપર વ્યાપી રહી હતી અને તેની ભાવના તેના અનુગામીઓને પણ પ્રેરણા આપતી રહી હતી. પરંતુ તેના પછી તેને સ્થાને આવેલાઓ બહુ નાના આદમીઓ હતા.

## ૧૨૯. કેટલાક સુપ્રસિદ્ધ લેખકો

૧ ફેબ્રુઆરી, ૧૯૩૩

ગઈ કાલે હું તને જર્મનીના ઉદય વિષે લખી રહ્યો હતો ત્યારે મને એકાએક યાદ આવ્યું કે ૧૯મી સદીના આરંભકાળના એક સૌથી મહાન જર્મન વિષે તો મેં તને કશું કહ્યું જ નથી. આ મહાપુરુષ તે ગેટે. તે સુપ્રસિદ્ધ લેખક હતો અને થોડાક માસ ઉપર આખા જર્મનીમાં ઠેર ઠેર તેના મૃત્યુની શતાબ્દી ઊજવવામાં આવી હતી. તે વખતે મેં ધાર્યું હતું કે તે કાળના યુરોપના પ્રસિદ્ધ લેખકો વિષે હું તને કંઈક કહીશ. પરંતુ મારે માટે એ જોખમકારક વિષય છે. જોખમકારક એટલા માટે કે એમ કરવા જતાં હું એ વિષયના મારા અજ્ઞાનનું જ પ્રદર્શન કરી બેસું. જાણીતા લેખકોના નામની કેવળ યાદી આપવી એ તો મૂર્ખાઈભર્યું ગણાય, અને તેમને વિષે કંઈક કહેવું એ મારે માટે મુશ્કેલ છે. અંગ્રેજી સાહિત્યનું મારું જ્ઞાન બહુ જ અલ્પ છે અને યુરોપની બીજી ભાષાઓના સાહિત્યનું મારું જ્ઞાન તેમની કેટલીક કૃતિઓના અનુવાદમાં જ મર્યાદિત છે. તો પછી મારે શું કરવું?

એ વિષે કંઈક લખવાના વિચારે મારા મનમાં ઘર કર્યું અને એને હું કેમે કરીને દૂર કરી શક્યો નહિ. આ જાદુઈ દુનિયામાં પ્રવેશ કરવાના માર્ગમાં

બહુ લાંબે સુધી તો હું તને સાથ ન આપી શકું પરંતુ મને લાગ્યું કે મારે તને એનું દિશાસૂચન તો કરવું જ જોઈએ. કેમ કે જનસમૂહની ઉપર ઉપરની પ્રવૃત્તિઓ કરતાં તેની કળા અને સાહિત્ય કોઈ પણ પ્રજાના આત્માની પિછાન વધારે કરાવે છે. કળા અને સાહિત્ય આપણને ગંભીર અને શાન્ત વિચારના પ્રદેશમાં લઈ જાય છે; તત્કાલીન રાગદ્વેષો અને પૂર્વગ્રહો તેને દૂષિત કરી શકતા નથી. પરંતુ કવિઓ અને કળાકારોને આજે આવતી કાલના દ્રષ્ટાઓ તરીકે ભાગ્યે જ લેખવામાં આવે છે અને તેમનું ઝાઝું સન્માન પણ કરવામાં આવતું નથી. તેમના મરણ પછી જ સામાન્ય રીતે તેમનું કંઈક સન્માન કરવામાં આવે છે.

એટલે હું તારી આગળ માત્ર કેટલાંક નામોનો જ ઉલ્લેખ કરીશ. ૧૯મી સદીના આરંભના લેખકોનો જ હું ઉલ્લેખ કરીશ. એમાંના કેટલાક વિષે તો તું જાણતી પણ હશે. આ તો માત્ર તારી જિજ્ઞાસા જાગ્રત કરવા પૂરતું જ છે. યાદ રાખજે કે ૧૯મી સદી દરમ્યાન યુરોપના ઘણા દેશોમાં ઉમદા પ્રકારનું સાહિત્ય નિર્માણ થયું હતું.

ખરી રીતે તો ગેટે ૧૮મી સદીનો ગણાય કેમકે તે ૧૭૪૯ની સાલમાં જન્મ્યો હતો. પરંતુ તેણે ૮૩ વરસનું લાંબું આયુષ્ય ભોગવ્યું અને એ રીતે ૧૯મી સદીનો લગભગ ત્રીજો ભાગ પણ તેણે જોયો. તે યુરોપના ઇતિહાસના એક સૌથી તોફાની જમાનામાં જન્મ્યો હતો. તેણે પોતાના દેશમાં નેપોલિયનના સૈન્યને ફરી વળતું અને તેને પાયમાલ કરતું પણ જોયું હતું. પોતાના જીવનમાં પણ તેને ભારે આફતો સહન કરવી પડી હતી પરંતુ જીવનની વિટંબણાઓ ઉપર ધીમે ધીમે તેણે આંતરિક કાબૂ મેળવ્યો હતો તથા અનાસક્તિ અને સમાધાન પ્રાપ્ત કર્યાં હતાં અને તેને લીધે તેને શાંતિ લાધી હતી. નેપોલિયને જ્યારે તેને પહેલવહેલો જોયો ત્યારે તેની ઉંમર ૬૦ વરસ કરતાંયે વધારે હતી. નેપોલિયન જ્યારે તેના બારણામાં આવીને ઊભો ત્યારે તેણે તેના ચહેરા ઉપર એવી તો સ્વસ્થતા અને તેના વર્તનમાં એવું તો ઠરેલપણું ભાળ્યું કે તે એકદમ બોલી ઊઠ્યો, "ખરેખર, માણસ તો આ છે!" તેણે ઘણા વિષયોમાં માથું માર્યું હતું પરંતુ જે જે વિષયો તેણે હાથ ધર્યા તેમાં તેણે વિશિષ્ટતા પ્રાપ્ત કરી. તે ફિલસૂફ હતો, કવિ હતો, નાટકકાર હતો અને વિજ્ઞાનના જુદા જુદા વિષયોમાં રસ લેનાર વૈજ્ઞાનિક હતો. અને આ બધા ઉપરાંત એક નાનકડા જર્મન રાજાનો તે પ્રધાન હતો! પરંતુ આપણે તો ખાસ કરીને તેને લેખક તરીકે પિછાનીએ છીએ અને ફાઉસ્ટ નામનું નાટક એ તેની સૌથી મશહૂર કૃતિ છે. તેના લાંબા જીવન દરમ્યાન તેની કીર્તિ દૂર દૂર સુધી પ્રસરી અને સાહિત્યના તેના પોતાના ક્ષેત્રમાં તો તેના દેશબંધુઓ તેને દેવતાઈ પુરુષ તરીકે લેખવા લાગ્યા હતા.

સાહિત્યના ક્ષેત્રમાં ગેટેનો સમકાલીન શીલર હતો. તે પણ કવિ હતો અને ગેટે કરતાં ઉંમરે નાનો હતો. ઉંમરમાં તેનાથી એથી પણ ઘણો નાનો હાઇનિરિખ હાઇને હતો. તે જર્મન ભાષાનો બીજો એક મહાન અને ચિત્તાકર્ષક કવિ હતો. તેણે અતિસુંદર ઊર્મિ કાવ્યો લખ્યાં છે. ગેટે, શીલર અને હાઇને એ ત્રણે કવિઓએ પ્રાચીન ગ્રીક સંસ્કૃતિ પૂરેપૂરી પચાવી દીધી હતી.

જર્મની એ ફિલસૂફોના દેશ તરીકે જાણીતો છે. એટલે એક બે જર્મન ફિલસૂફોનાં નામનો ઉલ્લેખ પણ હું કરીશ. જોકે એમાં તને ઝાઝો રસ પડે એવો સંભવ નથી. જેમને એ વિષયમાં ભારે રસ હોય તેમણે તેમનાં પુસ્તકો વાંચવા પ્રયત્ન કરવો જોઈએ. કેમ કે એ બહુ ગહન અને સમજવાં મુશ્કેલ છે. આમ છતાં પણ આ અને બીજા ફિલસૂફો આપણને આનંદ અને બોધ આપે છે; કેમ કે, તેમણે ચિંતનની જ્યોત બળતી રાખી છે અને તેમની મારફતે આપણે વિચારોની પ્રગતિ અને વિકાસ સમજી શકીએ છીએ. ઇમેન્યુઅલ કાન્ટ ૧૮મી સદીનો મહાન જર્મન ફિલસૂફ હતો. ૧૮મી સદી પૂરી થતાં સુધી તે જીવ્યો હતો. એ વખતે તેની ઉંમર ૮૦ વરસની હતી. ફિલસૂફીના વિષયમાં બીજું મોટું નામ હેગલનું છે. તે કાન્ટનો અનુયાયી હતો અને સામ્યવાદના જનક કાર્લ માર્ક્સ ઉપર એના વિચારોની ભારે અસર પડી હતી એમ મનાય છે. ફિલસૂફોને માટે આટલું બસ છે.

૧૯મી સદીના આરંભમાં યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લંડમાં અનેક મહાન કવિઓ પાક્યા. રશિયાનો સૌથી વધારે નામીચો રાષ્ટ્રકવિ પુશ્કીન પણ એ જ અરસામાં થઈ ગયો. દ્વંદ્વયુદ્ધને પરિણામે તે યુવાવસ્થામાં જ મરણ પામ્યો હતો. ફ્રાંસમાં પણ એ વખતે ઘણા કવિઓ થઈ ગયા. પરંતુ હું માત્ર બે જ ફ્રેંચ કવિઓનાં નામોનો ઉલ્લેખ કરીશ. એમાંનો એક વિક્ટર હ્યુગો ૧૮૦૨ની સાલમાં જન્મ્યો હતો અને ગેટેની પેઠે તે પણ ૮૩ વરસ સુધી જીવ્યો હતો. વળી ગેટેની પેઠે સાહિત્યના ક્ષેત્રમાં તેને પણ પોતાના દેશમાં દેવતાઈ પુરુષ તરીકે લેખવામાં આવતો હતો. લેખક તરીકે તેમ જ રાજકારણના ક્ષેત્રમાં તેની કારકિર્દી વિવિધ હતી. રાજાશાહી અને આપખુદીના પક્ષકાર તરીકે તેણે પોતાનું જીવન શરૂ કર્યું, ધીમે ધીમે તે પોતાનું વલણ બદલતો ગયો અને ૧૮૪૮ની સાલમાં તે પ્રજાસત્તાવાદી બની ગયો. લૂઈ નેપોલિયન અલ્પજીવી બીજા પ્રજાસત્તાકનો પ્રમુખ બન્યો ત્યારે હ્યુગોને તેણે તેના પ્રજાસત્તાકવાદી વિચારોને માટે દેશપાર કર્યો. ૧૮૭૧ની સાલમાં તેણે પૅરિસ કૉમ્યુનની તરફેણ કરી. સ્થિતિચુસ્તતાના એક અંતિમ છેડાથી ધીમે ધીમે પણ મક્કમપણે આગળ ખસતાં ખસતાં તે સમાજવાદના બીજા અંતિમ છેડા સુધી પહોંચ્યો હતો. ઘણાખરા લોકો તેમની ઉંમર વધતી જાય છે તેમ તેમ સ્થિતિચુસ્ત અને પ્રત્યાઘાતી બનતા જાય છે. હ્યુગોની બાબતમાં એથી સાવ

ઊલટું જ બન્યું. પરંતુ અહીં તો આપણે એની લેખક તરીકે જ વાત કરીએ છીએ. તે મહાન કવિ, નવલકથાકાર અને નાટકકાર હતો.

ફ્રાંસના જે બીજા લેખક વિષે હું તને કહેવા માગું છું તેનું નામ આનોરે દ બાલ્ઝાક હતું. તે વિકટર હ્યુગોનો સમકાલીન હતો પરંતુ તે તેનાથી બિલકુલ ભિન્ન પ્રકારનો હતો. તે સમર્થ નવલકથાકાર હતો અને તેના ટૂંકા જીવનમાં તેણે ઘણી નવલકથાઓ લખી છે. તેની નવલકથાઓ એકબીજી સાથે સંકળાયેલી છે. તે બધીમાં ઘણી વાર તેનાં તે પાત્રો આવે છે. તેના જમાનાના ફ્રાંસનું સમગ્ર જીવન પોતાનાં નવલોમાં ચીતરવાનો તેનો ઇરાદો હતો. અને નવલકથાઓની પોતાની એ આખી માળાને તેણે "મનુષ્યજીવનની મંગળ કથાઓ" એવું નામ આપ્યું હતું. તેની એ કલ્પના તો બહુ ભવ્ય હતી પરંતુ લાંબા વખત સુધી ભારે પરિશ્રમ કર્યા છતાંયે તે પોતે માથે લીધેલું એ જબરદસ્ત કાર્ય પૂરું ન કરી શક્યો.

ઇંગ્લંડમાં ૧૯મી સદીના આરંભ કાળમાં ત્રણ પ્રતિભાશાળી કવિઓ તરી આવે છે. એ ત્રણે સમકાલીન હતા અને એ બધા ત્રણ વરસના ગાળામાં જ યુવાવસ્થામાં મરણ પામ્યા હતા. આ ત્રણ કવિઓ તે કીટ્સ, શેલી અને બાયરન. કીટ્સને ગરીબાઈ તથા નિરાશાની સામે ભારે ઝૂઝવું પડયું હતું અને ૧૮૨૧ની સાલમાં તે રોમમાં ૨૬ વરસની ઉંમરે મરણ પામ્યો ત્યારે એને બહુ ઓછા લોકો જાણતા હતા. આમ છતાંયે એણે કેટલાંક અતિ મનોરમ કાવ્યો લખ્યાં હતાં. કીટ્સ મધ્યમ વર્ગનો હતો છતાંયે પૈસાની તંગી તેના માર્ગમાં ભારે અંતરાયરૂપ થઈ પડી તો પછી કવિ કે લેખક થવું એ ગરીબો માટે તો કેટલું બધું મુશ્કેલ છે. સાચે જ, કેમ્બ્રિજ વિદ્યાપીઠના અંગ્રેજી સાહિત્યના હાલના અધ્યાપકે એ બાબતમાં વાસ્તવિક ટીકા કરી છે. તે કહે છે :

"આપણા રાષ્ટ્રમાં રહેલા કંઈક દોષને કારણે આ દિવસોમાં આપણા ગરીબ કવિઓની દશા કૂતરાં કરતાંયે બૂરી છે. છેલ્લાં બસો વરસો દરમ્યાન પણ તેમની સ્થિતિ એવી જ રહી હતી. હું સાચું કહું છું — અને મેં લગભગ દસ વરસ ૩૨૦ પ્રાથમિક શાળાઓનું નિરીક્ષણ કરવામાં ગાળ્યાં છે — કે, આપણે લોકશાહીની ભલેને ગમે એટલી બડાશો હાંકીએ પરંતુ વાસ્તવમાં, જેને પરિણામે મહાન ગ્રંથો ઉત્પન્ન થાય છે તે બૌદ્ધિક સ્વાતંત્ર્ય મેળવવાની જેટલી તક એથેન્સના ગુલામના બાળકને મળતી હતી તેના કરતાં ઇંગ્લંડના ગરીબ બાળકને ભાગ્યે જ વધારે તક મળે છે."

કવિતા, સુંદર લખાણો અને સામાન્ય રીતે કહીએ તો સંસ્કારિતા એ ધનવાન લોકોનો ઇજારો છે એ વસ્તુ આપણે ઘણી વાર ભૂલી જઈએ છીએ એટલા માટે મેં આ ઉતારો આપ્યો છે. કવિતા અને સંસ્કારિતાને ગરીબનાં ઝૂંપડાંમાં સ્થાન નથી. એ વસ્તુઓ ભૂખે મરતા માણસો માટે નથી; એથી કરીને આપણી આજની સંસ્કારિતા એ ધનવાન મધ્યમ વર્ગના લોકોના માનસનું પ્રતિબિંબ બને છે. સંસ્કારિતાનો ઉપભોગ કરવાની તક અને નવરાશ

પ્રાપ્ત થાય એવી ભિન્ન પ્રકારની સમાજવ્યવસ્થામાં મજૂરો જ્યારે એનો હવાલો લેશે ત્યારે સંસ્કૃતિમાં સારી પેઠે ફેરફાર થવા પામશે. સોવિયેટ રશિયામાં આવા પ્રકારનો ફેરફાર થઈ રહ્યો છે અને દુનિયા ભારે રસપૂર્વક તેનું નિરીક્ષણ કરી રહી છે.

છેલ્લી કેટલીક પેઢીઓથી હિંદમાં જે સાંસ્કૃતિક દારિદ્ર્ય પ્રવર્ત્યું છે તે ઘણુંખરું આપણા લોકોની અસાધારણ ગરીબાઈને આભારી છે એ વસ્તુ આ ઉપરથી સ્પષ્ટ થાય છે. જેમની પાસે કશુંયે ખાવાનું નથી એવા લોકો આગળ સંસ્કૃતિની વાતો કરવી એ તેમનું અપમાન કરવા બરાબર છે. આપણા, પ્રમાણમાં સારી સ્થિતિના મૂઠીભર લોકો ઉપર પણ ગરીબાઈનો શાપ માઠી અસર કરે છે અને પરિણામે હિંદના એ વર્ગના લોકો પણ દુર્ભાગ્યે અતિશય અસંસ્કારી છે. વિદેશી શાસન અને સામાજિક પછાતપણું કેટલાં બધાં અનિષ્ટોને માટે જવાબદાર છે? પરંતુ આવી સર્વવ્યાપી ગરીબાઈ અને શુષ્કતાના વાતાવરણમાં પણ હિંદ હજી ગાંધી અને રવીન્દ્રનાથ ટાગોર જેવા અનુપમ પુરુષો અને સંસ્કૃતિના અસાધારણ જ્યોતિર્ધરો પેદા કરી શકે છે.

પરંતુ હું મારા વિષયથી આડો ઊતરી ગયો.

શેલી સૌને તેના ઉપર પ્રીતિ થાય એવો મજાનો માણસ હતો. યુવાવસ્થાના આરંભથી જ તેના અંતરમાં અગ્નિ સળગી રહ્યો હતો અને હરેક બાબતમાં તે સ્વતંત્રતાનો હિમાયતી હતો. "નાસ્તિકતાની જરૂર" એ વિષય ઉપર નિબંધ લખવા માટે તેને ઑક્સફર્ડ વિદ્યાપીઠમાંથી બરતરફ કરવામાં આવ્યો હતો. કવિઓને વિષે ધારવામાં આવે છે તેમ કીટ્સની પેઠે તેણે પણ દુનિયાની વિટંબણાઓની પરવા કર્યા વિના કલ્પનાવિહાર અને હવાઈ વાતાવરણમાં પોતાનું ટૂંક જીવન વિતાવ્યું. કીટ્સના મરણ પછી એક વરસ બાદ તે ઇટાલી નજીક સમુદ્રમાં ડૂબી ગયો હતો. એની પ્રસિદ્ધ કવિતાઓ વિષે મારે તને કશું કહેવાની જરૂર નથી. એ તો તું પોતે જ સહેલાઈથી મેળવી શકે એમ છે. પરંતુ તેની ટૂંકી કવિતાઓમાંની એક હું અહીંયાં આપીશ. બેશક, એ કંઈ એની શ્રેષ્ઠ કવિતાઓમાંની એક નથી. પરંતુ આપણા આજના સુધારામાં ગરીબ મજૂરની કેવી ભયંકર દશા હોય છે તે વસ્તુ એ દર્શાવે છે. લગભગ પહેલાંના ગુલામના જેવી જ ખરાબ દશામાં તે આજે છે. એ કવિતા લખાયાને સો કરતાં પણ વધારે વરસ થઈ ગયાં અને છતાં આજની સ્થિતિને પણ એ કવિતા બરાબર લાગુ પડે છે. એ કવિતાનું મથાળું છે "અરાજકતાનો બુરખો."

છે મુક્તિ શું? રે! શકશો તમે કહી
ગુલામી તે શી બસ ચીજ છે અહીં!
તે નામ એનું, તમ નામના અરે
બની ચૂક્યું છે પડઘા સમું ખરે.

જુતાવું કામે, લઈ રોજ રોટલો
નભી શકે જીવન માત્ર એટલો,
આ ખોળિયાની લઘુ ખોલીઓ મહીં,
જે જુલ્મીઓ લે ખપમાં રહીસહી.

એ જુલ્મી કાજે બનવું તમારે
કોદાળી, ખાંડાં, હળ, સાળ; સ્વાર્થે
ઇચ્છા અનિચ્છા તમ ના વિચારે
યોજે સ્વના રક્ષણપોષણાર્થે.

કંગાલ ને દુર્બળદેહ બાળુડાં,
કંતાયલાં માતૃશરીર ભૂંડાં;
વાયુ શિયાળે સૂસવે અરે જ્યાં
મરી રહ્યાં તે—અહીં બોલું છું ત્યાં.

એવા અહો ઝંખવું નિત્ય અન્નને
ધનાઢ્ય જે તો અલમસ્ત શ્વાનને
તોફાનમાં ફેંકત,—ખાય એમની
આંખો તળે જે અકરાંતિયા બની.

આત્મા થકી છેક થવું ગુલામ,
અને રહે ના સઘળી લગામ
સંકલ્પશક્તિ નિજની પરે,—હા
રહેવું બની ઇચ્છત જેમ બીજા.

ને આખરે મંદ અવાજ વ્યર્થ
ઉઠાવતા જ્યાં ફરિયાદ અર્થ,
ત્યાં તો સિતમખોરની ટોળકીઓ
સવાર થૈ જાય અરે, કુટુંબીઓ
પરે તમારાં! ઝમતું અદોષ
તૃણો પરે શોણિત કેરું ઓસ.

બાયરને પણ સ્વતંત્રતાની તારીફનાં સુંદર કાવ્યો લખ્યાં છે. પણ એ કાવ્યોનો વિષય રાષ્ટ્રીય સ્વતંત્રતા છે; શેલીના કાવ્યોની પેઠે આર્થિક સ્વતંત્રતા નથી. હું આગળ જણાવી ગયો છું તેમ તુર્કી સામેના ગ્રીક લોકોના સ્વાતંત્ર્ય સંગ્રામમાં તે શેલી પછી બે વરસે મરણ પામ્યો હતો. બાયરનને વિષે માણસ તરીકે મને જરા અણગમો છે. અને આમ છતાં મને એના પ્રત્યે બિરાદરીની ભાવના છે. એ હેરોની શાળા તથા કેમ્બ્રિજ વિદ્યાપીઠની ટ્રિનિટી કૉલેજનો વિદ્યાર્થી હતો. હું પણ એ જ શાળા અને કૉલેજનો વિદ્યાર્થી હતો.

શેલી અને કીટ્સ કરતાં ઊલટી જ રીતે એને યુવાવસ્થામાં જ કીર્તિ પ્રાપ્ત થઈ હતી. લંડનના સમાજે પ્રથમ એને છાપરે ચડાવી દીધો અને પછીથી તેને નીચે પછાડ્યો હતો.

એ ગાળામાં બીજા બે નામીચા કવિઓ પણ થઈ ગયા. પરંતુ તે બંને આ ત્રિપુટી કરતાં ઘણું લાંબું જીવ્યા હતા. વર્ડ્ઝવર્થ ૧૭૭૦થી ૧૮૫૦ સુધી એટલે ૮૦ વરસ સુધી જીવ્યો હતો. તે ઇંગ્લંડના મહાકવિઓમાંનો એક ગણાય છે. કુદરત પ્રત્યે એને ભારે પ્રેમ હતો અને એની ઘણીખરી કવિતાઓ પ્રકૃતિની કવિતાઓ છે.

૧૯મી સદીના આરંભમાં ત્રણ સુપ્રસિદ્ધ નવલકથાકારો પણ થઈ ગયા. વૉલ્ટર સ્કૉટ ઉંમરે એ સૌમાં મોટો હતો. તેની વેવર્લી નવલકથાઓ બહુ જ લોકપ્રિય છે. એમાંની કેટલીક નવલો તેં વાંચી હશે એમ હું ધારું છું. હું નાનો હતો ત્યારે મને એ નવલકથાઓ ગમતી હતી એવું મને સ્મરણ છે. પરંતુ માણસ મોટો થાય છે તેમ તેની અભિરુચિ બદલાય છે અને મને ખાતરી છે કે આજે મને એ વાંચતાં કંટાળો આવે. બીજા બે નવલકથાકારો થૅકરે અને ડિકન્સ છે. એ બંને સ્કૉટ કરતાં ઘણા ચડિયાતા નવલકથાકારો છે એમ હું માનું છું. હું ધારું છું કે એ બંને તારા માનીતા લેખકો છે. થૅકરે ૧૮૧૧ની સાલમાં કલકત્તામાં જન્મ્યો હતો અને પાંચ છ વરસ તેણે ત્યાં ગાળ્યાં હતાં. તેણે પોતાનાં કેટલાંક પુસ્તકોમાં હિંદના 'નવાબો'નો આબેહૂબ ચિતાર આપ્યો છે. એ 'નવાબો' એટલે કે હિંદમાં રહી અઢળક દોલત એકઠી કરીને જિંદગીની મોજ માણવા ઇંગ્લંડ પાછા ફરનાર સ્થૂલ શરીરના અને તંગ મિજાજવાળા અંગ્રેજો.

૧૯મી સદીના આરંભકાળના લેખકો વિષે હું બસ આટલું જ લખવા માગું છું. આવા મહાન વિષયની બાબતમાં આ હસવું આવે એટલું ઓછું લખાણ છે. એ વિષયનો જાણકાર એ વિષે બહુ જ સુંદર લખાણ લખે. વળી તે એ કાળના સંગીત અને કળા વિષે પણ તને કહે. એ વસ્તુ જાણવી અને જાણાવવી જરૂરી છે પરંતુ એ મારા ગજા ઉપરવટની વાત છે અને ડહાપણપૂર્વક હું મારું અજ્ઞાન ઉઘાડું નહિ પાડું.

ગેટેના ફાઉસ્ટમાંથી એક કવિતા આપીને હું આ પત્ર પૂરો કરીશ. બેશક એ મૂળ જર્મનનો અનુવાદ છે.

રે હા! તેં આ જગસકલને ઘાત કીધો પ્રચંડ,
હીણું પાડી દલદલ અહો તોડ્યું તેં ખંડખંડ.
ઉથામી તેં ચપટી ભરીને શૂન્યમાં ફેંકી દીધું,
ને કો દૈવી પ્રહરણ થકી શીર્ણ હા! જીર્ણ કીધું.

ઉપાડી તે ટુકટુક અમે લૈ જતા આજ સર્વ,
ગાણું ગાતા ગતરુચિરતાનું સુકંઠે સગર્વ,
ગાતા હોંસે મૃત લલિતતાનું અહો ક્રૂર પર્વ.

બાંધી લે તે પુનરપિ. શિશુ પૃથ્વીના હે મહાન!
સર્જી લે તે પુનરપિ વધુ દિવ્ય ને સારવાન.
હૈયે તારે ચણતર રચી દે તું એ ઉચ્ચ ભવ્ય,
તત્ર પુનરપિ પ્રાણ તે ધાર નવ્ય.
ઉલ્લાસે તું ફરીથી ચરખો સંસૃતિનો ચલાવ,
ઉચ્ચ ને શાન્તભાવ.

## ૧૩૦. ડાર્વિન અને વિજ્ઞાનનો વિજય

૩ ફેબ્રુઆરી, ૧૯૩૩

કવિઓને છોડીને હવે આપણે વૈજ્ઞાનિકોની વાત ઉપર જઈએ. કવિઓ હજી પણ કાંઈક અંશે બિનઅસરકારક લેખાય છે પરંતુ વૈજ્ઞાનિકો તો આજના જાદુગરો છે અને જગતમાં તેમનો પ્રભાવ તથા માન છે. ૧૯મી સદીમાં આમ નહોતું. પહેલાંની સદીઓમાં યુરોપમાં વૈજ્ઞાનિકનું જીવન હમેશાં જોખમમાં રહેતું. અને કેટલીક વાર તેને જીવતો બાળી મૂકવામાં પણ આવતો. રોમમાં બ્રૂનોને ચર્ચે કેવી રીતે બાળી મૂક્યો હતો તે હું તને આગળ કહી ગયો છું. ૧૭મી સદીમાં, થોડાં વરસ બાદ, પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ કહેવા માટે ગૅલીલિયો મરતો મરતો બચ્યો હતો. આ પ્રકારની નાસ્તિકતા બતાવવા માટે તેને જીવતો બાળી મૂકવામાં આવત પણ તેણે માફી માગી લીધી અને પોતાનાં આગળનાં વચનો પાછાં ખેંચી લીધાં. આ રીતે ચર્ચ યુરોપમાં વિજ્ઞાન સાથે હમેશાં અથડામણમાં આવતું હતું અને નવા વિચારોને દાબી દેતું હતું. સંગઠિત ધર્મને લગતી યુરોપમાં તેમ જ અન્યત્ર કેટલીક કટ્ટર માન્યતાઓ હોય છે અને તેના અનુયાયીઓએ કશા પ્રશ્ન કે શંકા કર્યા વિના તેનો સ્વીકાર કરવાનો હોય છે. પરંતુ વિજ્ઞાનની દૃષ્ટિ એથી જુદા જ પ્રકારની હોય છે. કોઈ પણ વસ્તુ તે એમ ને એમ માની લેતું નથી, તેની કોઈ કટ્ટર માન્યતા હોતી નથી અથવા કહો કે હોવી જોઈએ નહિ. એ મન ખુલ્લું રાખવાને ઉત્તેજન આપવા માગે છે અને ફરી ફરીને પ્રયોગો કરી તે દ્વારા સત્યને પામવાનો પ્રયત્ન કરે છે. દેખીતી રીતે જ આ દૃષ્ટિ ધાર્મિક દૃષ્ટિથી બિલકુલ ભિન્ન છે અને ભૂતકાળમાં એ બંને વચ્ચે અનેક વાર અથડામણ થવા પામી, એમાં કશું

આશ્ચર્ય નથી. હું ધારું છું કે, જુદી જુદી પ્રજાઓએ હરેક યુગમાં અનેક પ્રકારના પ્રયોગો કર્યા છે. એમ કહેવાય છે કે, પ્રાચીન ભારતમાં રસાયણશાસ્ત્ર અને શસ્ત્રક્રિયાની સારી પ્રગતિ થઈ હતી, અને અનેક પ્રયોગો પછી જ આ પ્રગતિ થવા પામી હશે. પ્રાચીન ગ્રીકો પણ અમુક અંશે પ્રયોગો કરતા હતા. ચીના લોકોની બાબતમાં, હમણાં જ મેં એક પુસ્તક વાંચ્યું છે. તેમાં ૧૫૦૦ વર્ષ પૂર્વેના ચીના લેખકોના લખાણના, તેઓ વિકાસવાદનો સિદ્ધાંત જાણતા હતા, શરીરના રુધિરાભિસરણની તેમને જાણ હતી તથા ચીના શસ્ત્રવૈદ્યો શસ્ત્રક્રિયા કરતી વખતે માણસને બેભાન કરવાની દવા વાપરતા હતા એ દર્શાવનારા આપણને અજાયબી પમાડે એવા ઉતારાઓ આપવામાં આવ્યા છે. પરંતુ એ સમય વિષે વાજબીપણે અનુમાનો તારવી શકીએ એટલું આપણે જાણતાં નથી. પ્રાચીન સંસ્કૃતિઓએ આ બધી વસ્તુઓ શોધી હોય તો પછી પાછળથી તે એ બધું ભૂલી કેમ ગઈ? વળી તેમણે એ વિષયોમાં આગળ પ્રગતિ કેમ ન કરી? અથવા એમ હશે કે તે વખતના લોકો આ પ્રકારની પ્રગતિને ઝાઝું મહત્ત્વ આપતા નહોતા? આવા આવા અનેક મજાના પ્રશ્નો ઊઠે છે. પરંતુ એના જવાબ આપવાને આપણી પાસે કશી માહિતી નથી.

આરબ લોકો પ્રયોગ કરવાના ભારે રસિયા હતા. મધ્યયુગી યુરોપ એ બાબતમાં તેમનું અનુયાયી બન્યું. પરંતુ, ખરું જોતાં તેમના બધાયે પ્રયોગો વૈજ્ઞાનિક ન હતા. તેઓ હમેશાં પારસમણિની શોધ માટે મથ્યા કરતા હતા. એ વડે કોઈ પણ ધાતુને સોનામાં ફેરવી શકાય એમ માનવામાં આવતું હતું. સામાન્ય ધાતુને આવી રીતે ફેરવી નાખવાની ચાવી શોધવાને ગૂંચવણભર્યા રાસાયનિક પ્રયોગો કરવામાં તેઓ પોતાની સારી જિંદગી વિતાવતા. આને કીમિયાગરી કહેવામાં આવે છે. માણસને અમર બનાવનાર અમૃતની શોધ પાછળ પણ તેમણે ભારે પરિશ્રમ ઉઠાવ્યો હતો. પરીકથાઓ સિવાય બીજે ક્યાંય આ અમૃત તથા પારસમણિ શોધવામાં કોઈ સફળ થયું હોય એવો પુરાવો મળતો નથી. ખરી રીતે તો, ધનદોલત, સત્તા અને લાંબું આયુષ્ય પ્રાપ્ત કરવાને માટે અમુક પ્રકારની જાદુઈ વિદ્યા પ્રાપ્ત કરવા પાછળનાં આ તરફડિયાં હતાં. વિજ્ઞાનની ભાવના સાથે એને કશો સંબંધ નહોતો. વિજ્ઞાનને જાદુ, મેલી વિદ્યા કે એવી બીજી વસ્તુઓ સાથે લેવાદેવા નથી.

પરંતુ સાચી વૈજ્ઞાનિક પદ્ધતિનો વિકાસ ધીમે ધીમે યુરોપમાં થયો. અને વિજ્ઞાનના ઇતિહાસમાં મહાન વૈજ્ઞાનિકોની નામાવલીમાં આઇઝેક ન્યૂટનના નામનો સમાવેશ થાય છે. તે અંગ્રેજ હતો અને ૧૬૪૨થી ૧૭૨૭ સુધી જીવ્યો હતો. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ એટલે કે વસ્તુઓ નીચે શાથી પડે છે તે સમજાવ્યું છે. આ અને ત્યારે શોધાયેલા હતા તે બીજા નિયમોની મદદથી તેણે પૃથ્વી તથા ગ્રહોની ગતિ સમજાવી. નાની અને મોટી એવી બધી જ

બાબતો તેણે શોધેલા સિદ્ધાંતોથી સમજાતી હોય એમ લાગવા માંડ્યું અને તેને ભારે માનમરતબો મળ્યાં.

ચર્ચની મતાંધતાની ભાવના ઉપર વિજ્ઞાનની ભાવના વિજય મેળવી રહી હતી. ચર્ચ હવે વિજ્ઞાનના ઉપાસકોને દાબી દઈ શકે કે જીવતા બાળી મૂકી શકે એમ નહોતું. ખાસ કરીને ઇંગ્લંડ અને ફ્રાંસમાં અને પાછળથી જર્મની અને અમેરિકામાં અનેક વૈજ્ઞાનિકો વિજ્ઞાનના ક્ષેત્રમાં ધીરજ અને પરિશ્રમપૂર્વક કાર્ય કરીને હકીકતો તથા નવી નવી માહિતી એકઠી કરી રહ્યા હતા. આ રીતે વૈજ્ઞાનિક જ્ઞાનનું પ્રમાણ દિવસે દિવસે વધતું ગયું. તને યાદ હશે કે, ૧૮મી સદીમાં યુરોપના કેળવાયેલા વર્ગોમાં બુદ્ધિવાદનો ફેલાવો થયો હતો. એ વૉલ્તેયાર, રૂસો અને એમના જેવા બીજા સમર્થ ફ્રેંચવાસીઓની સદી હતી. તેમણે અનેક વિષયો ઉપર લખ્યું અને લોકોના મનમાં ક્ષોભ મચાવી મૂક્યો. એ સદીના ગર્ભમાં ફ્રાંસની મહાન ક્રાંતિ સેવાઈ રહી હતી. આ બુદ્ધિવાદી દૃષ્ટિનો વૈજ્ઞાનિક દૃષ્ટિ સાથે બરાબર મેળ ખાધો અને એ બંનેએ ચર્ચની મતાંધ દૃષ્ટિનો વિરોધ કર્યો.

હું તને આગળ કહી ગયો છું કે ૧૯મી સદી એ બીજી અનેક બાબતોની હતી તેમ વિજ્ઞાનની સદી પણ હતી. ઔદ્યોગિક ક્રાંતિ, યાંત્રિક ક્રાંતિ તથા અવરજવરનાં સાધનોમાં થવા પામેલા અસાધારણ ફેરફારો એ બધું વિજ્ઞાનને આભારી હતું. સંખ્યાબંધ કારખાનાંઓએ ઉત્પાદનની પદ્ધતિ બદલી નાખી હતી; રેલવે તથા આગબોટોએ એકાએક દુનિયાનું અંતર ઘટાડી દીધું હતું અને તારવ્યવહાર એ તો વળી એથીયે વિશેષ ચમત્કારિક વસ્તુ હતી. તેના દૂર દૂર સુધી વિસ્તરેલા સામ્રાજ્યમાંથી ઇંગ્લંડમાં સંપત્તિનો ધોધ વહેવા લાગ્યો. સ્વાભાવિક રીતે જ આ બધાંને લીધે જૂના વિચારો ડગમગી ગયા અને ધર્મની જકડ શિથિલ થઈ. ખેતરોમાં કામ કરનારાઓના કૃષિજીવનને મુકાબલે કારખાનાના જીવને લોકોને ધાર્મિક માન્યતાઓ કરતાં આર્થિક સંબંધો વિષે વધારે વિચાર કરતા કર્યા.

૧૯મી સદીના વચગાળામાં ૧૮૫૯ની સાલમાં ઇંગ્લંડમાં એક પુસ્તક પ્રસિદ્ધ થયું. એ પુસ્તકે મતાંધ દૃષ્ટિ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ વચ્ચેનો ઝઘડો તીવ્ર કરી મૂક્યો. આ પુસ્તક તે ચાર્લ્સ ડાર્વિનનું 'જીવયોનીઓની ઉત્પત્તિ'. ડાર્વિન કંઈ બહુ મોટો વૈજ્ઞાનિક ગણાતો નથી. તેણે જે કહ્યું છે તેમાં બહુ નવું કશું નથી. તેના પહેલાં ઘણા ભૂસ્તરશાસ્ત્રીઓ અને પદાર્થવિજ્ઞાનના અભ્યાસીઓએ એ દિશામાં કાર્ય આરંભ્યું હતું અને ઘણી સામગ્રી એકઠી કરી હતી. આમ છતાં પણ ડાર્વિનનું પુસ્તક યુગપ્રવર્તક હતું. તેણે લોકોના માનસ ઉપર ભારે અસર કરી અને તેમની સામાજિક દૃષ્ટિ બદલવામાં વિજ્ઞાનના

બીજા કોઈ પણ પુસ્તક કરતાં વધારે ફાળો આપ્યો. એને પરિણામે લોકોના માનસમાં ભારે ઊથલપાથલ થઈ ગઈ અને એને લીધે ડાર્વિન મશહૂર થયો.

કુદરતના અભ્યાસી તરીકે ડાર્વિન દક્ષિણ અમેરિકા અને પ્રશાન્ત મહાસાગરના કિનારા ઉપર રખડ્યો અને તેણે અઢળક સામગ્રી તથા પ્રમાણો એકઠાં કર્યાં. કુદરતી વિણામણથી પ્રાણીઓની દરેક યોની અથવા જાતિ કેવી રીતે બદલાય છે તથા તેનો કેવી રીતે વિકાસ થાય છે એ દર્શાવવાને માટે તેણે એ બધી સામગ્રી અને પ્રમાણોનો ઉપયોગ કર્યો. ત્યાં સુધી ઘણા લોકો એમ માનતા હતા કે મનુષ્ય સહિત પ્રાણીની પ્રત્યેક યોની ઈશ્વરે અલગ અલગ પેદા કરી હતી અને ત્યારથી તે નિરાળી અને ફેરફાર વિનાની રહી છે એટલે કે એક યોની બદલાઈને બીજી નથી થઈ શકતી. અસંખ્ય દાખલાઓ આપીને ડાર્વિને બતાવી આપ્યું કે એક પ્રાણીયોની બદલાઈને બીજી યોની થઈ છે અને વિકાસનો એ જ સામાન્ય ક્રમ છે. આવા ફેરફારો કુદરતી વિણામણથી થાય છે. કોઈ યોનીમાં થયેલો સ્વલ્પ ફેરફાર પણ જો તે યોનીને કોઈ પણ રીતે સહાયભૂત નીવડે કે બીજી યોનીને મુકાબલે પોતાનું જીવન ટકાવી રાખવામાં તેને મદદરૂપ થાય તો ધીમે ધીમે તે યોનીમાંએ ફેરફાર કાયમી થવા પામે છે. અને આવા ફેરફારવાળી યોનીઓ બીજી યોનીઓ કરતાં વધુ વખત જીવે એ ઉઘાડું છે. વખત જતાં આવા ફેરફારવાળી યોનીઓની સંખ્યા બીજી યોનીઓની સંખ્યા કરતાં વધી જાય અને પોતાના સંખ્યાબળથી તે બીજી યોનીઓને દબાવી દે. આ રીતે એક પછી એક ફેરફારો અને પરિવર્તનો થતાં જાય અને એને કારણે અમુક વખત પછી નવી જ યોની પેદા થવા પામે. આમ કુદરતી વિણામણથી જે સૌથી યોગ્ય હોય તે વધારે વખત ટકે છે અને વખત જતાં તેને પરિણામે અનેક નવી નવી યોનીઓ પેદા થાય છે. આ નિયમ વનસ્પતિસૃષ્ટિ, પ્રાણીસૃષ્ટિ તેમ જ માણસને પણ લાગુ પડે છે. આ સિદ્ધાંત પ્રમાણે જુદી જુદી વનસ્પતિઓ તથા પ્રાણીયોનીઓ મૂળ કોઈ એક યોનીમાંથી જ ઉદ્‌ભવી હોય એ બનવા જોગ છે.

થોડાં વરસ પછી ડાર્વિને 'મનુષ્યનો અવતાર' (ડીસેન્ટ ઑફ મૅન) નામનું બીજું એક પુસ્તક બહાર પાડ્યું. એમાં તેણે પોતાનો કુદરતી અથવા પ્રાકૃતિક વિણામણનો સિદ્ધાંત મનુષ્યને લાગુ પાડ્યો. આ વિકાસવાદ અને કુદરતી વિણામણના સિદ્ધાંતને આજે ઘણાખરા લોકો માન્ય રાખે છે. જોકે ડાર્વિન તથા તેના અનુયાયીઓ તેને જે રીતે રજૂ કરે છે તે રીતે તેઓ નથી માન્ય રાખતા. સાચે જ, જાનવરોની પેદાશ કરવામાં તથા છોડવાઓ, ફળફળાદિ અને ફૂલો ઉત્પન્ન કરવામાં લોકો સહેલાઈથી આ સિદ્ધાંતનો ઉપયોગ કરી શકે છે. આજનાં ઘણાંખરાં નમૂનેદાર જાનવરો તથા છોડવાઓ કૃત્રિમ રીતે પેદા કરેલી નવી યોનીઓ છે. માણસ ટૂંક સમયમાં જો આવા ફેરફારો કરી શકે

તથા નવી યોનીઓ ઉત્પન્ન કરી શકે તો પછી કરોડો વરસો દરમ્યાન પ્રકૃતિ અથવા કુદરત એ દિશામાં શું ન કરી શકે? લંડનના સાઉથ કેન્સિંગટન મ્યૂઝિયમ જેવા કોઈ પ્રાકૃતિક સંગ્રહસ્થાનની મુલાકાત લેવાથી છોડવાઓ તેમ જ પ્રાણીઓ નિરંતર કુદરતને કેવાં અનુકૂળ થતાં રહે છે એ આપણને જણાશે.

આજે તો આ બધું આપણને દીવા જેવું સ્પષ્ટ લાગે છે. પરંતુ ૭૦ વરસ પહેલાં એ એટલું સ્પષ્ટ નહોતું લાગતું. ઈશુની પૂર્વે માત્ર ૪૦૦૪ વરસ પહેલાં સૃષ્ટિની ઉત્પત્તિ થયાનો બાઇબલનો હેવાલ તથા પ્રત્યેક છોડ અને પ્રાણી ઈશ્વરે અલગ અલગ બનાવ્યાં અને છેવટે તેણે માણસ બનાવ્યો એ વસ્તુ ત્યાર સુધી યુરોપના ઘણાખરા લોકો માનતા હતા. વળી તેઓ જળપ્રલય થયાની તેમ જ કોઈ પણ પ્રાણી-યોની નાશ ન પામે એટલા માટે તે વખતે નુહાના હોડકામાં હરેક પ્રકારના પ્રાણીનાં નર માદાનાં જોડકાં રાખવામાં આવ્યાં હતાં એ વાતમાં પણ શ્રદ્ધા રાખતા હતા. ડાર્વિનના સિદ્ધાંત સાથે આ બધી વાતોનો મેળ બેસતો નહોતો. ડાર્વિન અને બીજા ભૂસ્તરશાસ્ત્રીઓ પૃથ્વીનું આયુષ્ય કરોડો વરસનું છે, માત્ર ૬૦૦૦ વરસનું નહિ, એમ કહેતા હતા. આથી માણસોના મગજમાં ભારે સંકલ્પવિકલ્પો પેદા થયા અને એ સ્થિતિમાં શું કરવું એની ઘણાયે સજ્જન લોકોને સમજ પડતી નહોતી. તેમની જૂની શ્રદ્ધા તેમને એક વસ્તુ માનવાનું કહેતી હતી અને તેમની બુદ્ધિ બીજું જ કહેતી હતી. લોકો કોઈ પણ વસ્તુ અંધપણે માનતા હોય અને તેમની તે માન્યતાને જ્યારે આઘાત પહોંચે ત્યારે તેઓ લાચાર અને દુઃખી થઈ જાય છે અને સ્થિર ઊભા રહેવા માટે તેમને નક્કર જમીન રહેતી નથી. પરંતુ જે આઘાત આપણને ખરી વસ્તુસ્થિતિનું ભાન કરાવે તે સારી વસ્તુ છે.

આ રીતે ઇંગ્લંડ તેમ જ યુરોપમાં અન્યત્ર ધર્મ અને વિજ્ઞાન વચ્ચે ભારે વિવાદ અને ઝઘડો ઊભા થવા પામ્યા. એનાં પરિણામો વિષે કશી શંકા નહોતી. ઉદ્યોગો અને યાંત્રિક વાહનવ્યવહારની નવી દુનિયાનો આધાર વિજ્ઞાન ઉપર હતો અને એવા વિજ્ઞાનને ફેંકી દઈ શકાય એમ નહોતું. વિજ્ઞાનની સર્વત્ર જીત થઈ અને 'કુદરતની વિણામણ' તથા 'શ્રેષ્ઠનો ટકાવ' વગેરે લોકોની રોજિંદી ભાષાની ઉક્તિઓ બની ગઈ. જોકે લોકો તો પૂરેપૂરો અર્થ સમજ્યા વિના જ તેમનો ઉપયોગ કરતા હતા. 'મનુષ્યનો અવતાર' નામના પોતાના પુસ્તકમાં ડાર્વિને એવું સૂચવ્યું છે કે મનુષ્ય અને એપ નામના વાંદરાનો કોઈ એક જ પૂર્વજ હોવો જોઈએ. વિકાસક્રમની જુદી જુદી કક્ષાઓના દાખલાઓ આપીને એ વસ્તુ પુરવાર થઈ શકે એમ નહોતું. એના ઉપરથી 'ખૂટતી કડી'ની પ્રચલિત મશ્કરી પેદા થઈ. પણ અજાયબીની વાત તો એ છે કે, શાસક વર્ગોએ પોતાને ફાવટ આવે એ રીતે ડાર્વિનના સિદ્ધાંતને મચડ્યો. એ સિદ્ધાંત પોતાની શ્રેષ્ઠતાનો એક વળી વધારે પુરાવો પૂરો પાડે છે એમ

તેઓ ખાતરીપૂર્વક માનવા લાગ્યા. જીવનસંગ્રામમાં છેવટ સુધી ટકી રહેવા માટે તેઓ સૌથી વધારે યોગ્ય હતા એટલે 'કુદરતની વિણામણ'ના સિદ્ધાંત પ્રમાણે તેઓ સૌથી આગળ આવ્યા અને શાસકવર્ગ બન્યા. એક વર્ગના બીજા વર્ગ ઉપર કે એક જાતિના બીજી જાતિ ઉપરના પ્રભુત્વના સમર્થનમાં પણ આ દલીલ થવા લાગી. સામ્રાજ્યવાદ તથા ગોરી પ્રજાઓની શ્રેષ્ઠતા સાબિત કરવા માટે પણ એ છેવટની દલીલ થઈ પડી. અને પશ્ચિમના ઘણા લોકો એમ માનવા લાગ્યા કે તેઓ જેટલા પ્રમાણમાં વધારે ઘમંડી, વધારે નિષ્ઠુર અને વધારે સશક્ત તેટલા પ્રમાણમાં તેઓ માનવતાના ગુણોની કક્ષામાં વધારે ઊંચા હતા. આ કંઈ આનંદદાયી ફિલસૂફી નથી પરંતુ એ દ્વારા એશિયા અને આફ્રિકામાંની પશ્ચિમની સામ્રાજ્યવાદી સત્તાઓનું વર્તન આપણે કેટલેક અંશે સમજી શકીએ છીએ.

પાછળથી, બીજા વૈજ્ઞાનિકોએ ડાર્વિનના સિદ્ધાંતોની ટીકા કરી છે પણ તેના સામાન્ય વિચારો તો આજે પણ માન્ય રાખવામાં આવે છે. એના સિદ્ધાંતોના સામાન્ય સ્વીકારનું એક પરિણામ એ આવ્યું કે, માણસો વિકાસ યા પ્રગતિના સિદ્ધાંતમાં માનતા થયા. એટલે કે, મનુષ્ય, સમાજ તેમ જ એકંદરે સમગ્ર દુનિયા દિનપ્રતિદિન પૂર્ણતા તરફ જઈ રહ્યાં છે અને ઉત્તરોત્તર વધારે ને વધારે સુધરતાં જાય છે. વિકાસ યા પ્રગતિનો આ વિચાર કે ખ્યાલ એ કેવળ ડાર્વિનના સિદ્ધાંતોનું જ પરિણામ નહોતો. વૈજ્ઞાનિક શોધખોળોના સમગ્ર પ્રવાહ તથા ઔદ્યોગિક ક્રાંતિએ આણેલાં પરિવર્તને લોકોનાં માનસને એને માટે તૈયાર કર્યાં હતાં. ડાર્વિનના સિદ્ધાંતોએ એનું સમર્થન કર્યું અને લોકો ગર્વથી માનવા લાગ્યા કે એક પછી બીજા વિજય તરફ કૂચ કરતા કરતા તેઓ પૂર્ણતાના ધ્યેયની — એ ધ્યેય ચાહે તે હો — દિશામાં આગળ ને આગળ જઈ રહ્યા છે. વિકાસ યા પ્રગતિનો આ ખ્યાલ એ સાવ નવો જ ખ્યાલ હતો એ બીના બહુ જ રસિક છે. ભૂતકાળમાં યુરોપ કે એશિયામાં અથવા તો કોઈ પણ જૂની સંસ્કૃતિમાં આવા ખ્યાલની હસ્તી હોય એમ જણાતું નથી. યુરોપમાં છેક ઔદ્યોગિક ક્રાંતિના સમય સુધી લોકો ભૂતકાળને આદર્શ યુગ તરીકે અથવા કહો કે, સત્યયુગ તરીકે લેખતા હતા. ગ્રીસ અને રોમના પ્રાચીન ઉન્નતિકાળને એ પછીના યુગો કરતાં વધારે સારો, આગળ વધેલો અને સંસ્કારી ગણવામાં આવતો હતો. ત્યાર પછી ઉત્તરોત્તર અવનતિ થતી ગઈ અથવા માણસજાત ઊતરતી ગઈ અથવા તો તેમાં કશો જાણવા જેવો ફેરફાર ન થયો એમ લોકો તે વખત સુધી માનતા હતા.

હિંદમાં પણ સત્યયુગ પછી ઉત્તરોત્તર અવનતિ થતી ગઈ એવો ખ્યાલ મોજૂદ છે. હિંદનાં પુરાણો ભૂસ્તરવિદ્યાના યુગોની પેઠે બહુ જ મોટા ગાળાથી સમયની ગણતરી કરે છે. પરંતુ તેનો આરંભ હમેશાં મહાન સત્યયુગથી થાય છે અને આજના અનિષ્ટ કાળ કળિયુગ સુધી આવી પહોંચે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે, મનુષ્યની પ્રગતિનો ખ્યાલ એ બિલકુલ આધુનિક ખ્યાલ છે. ભૂતકાળના ઇતિહાસનું આપણું જે કંઈ જ્ઞાન છે તે આપણને એ ખ્યાલ માનવાને પ્રેરે છે. પરંતુ આપણું એ જ્ઞાન હજી અતિશય મર્યાદિત છે અને એ જ્ઞાન વધતાં આપણી દૃષ્ટિ બદલાય પણ ખરી. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ‘પ્રગતિ’ની બાબતમાં જેટલો ઉત્સાહ હતો તેટલો ઉત્સાહ તો આજે પણ રહ્યો નથી. પ્રગતિ જો ૧૯૧૪ના મહાયુદ્ધમાં બન્યું હતું તેમ મોટા પાયા ઉપર એકબીજાનો સંહાર કરવાને આપણને પ્રેરતી હોય તો એ પ્રગતિમાં જ કંઈક ખામી હોવી જોઈએ. વળી બીજી એક વસ્તુ લક્ષમાં રાખવાની એ છે કે, ડાર્વિનના “સૌથી વધારે યોગ્ય વધારે વખત ટકે છે” એ કથનનો ખસૂસ એવો અર્થ નથી થતો કે સૌથી શ્રેષ્ઠ હોય તે વધારે વખત ટકે છે. પરંતુ આ બધી તો પંડિતોને વિચારવાની બાબતો છે. આપણે લક્ષમાં રાખવાનું તો એ છે કે, સમાજ સ્થિર કે અપરિવર્તનશીલ છે અથવા તો તેની ઉત્તરોત્તર અવનતિ થતી રહે છે એવા વ્યાપકપણે પ્રચલિત ખ્યાલને ૧૯મી સદીમાં વિજ્ઞાને દૂર કર્યો અને તેને બદલે સમાજ ક્રિયાશીલ છે અને તેમાં નિરંતર ફેરફાર થતો રહે છે એવો ખ્યાલ પેદા થયો. અને ખરેખર એ કાળ દરમ્યાન સમાજ આપણે પિછાની ન શકીએ, એટલો બધો બદલાઈ ગયો.

પ્રાણીયોનીઓની ઉત્પત્તિ વિષેના ડાર્વિનના સિદ્ધાંત વિષે હું તને વાત કરી રહ્યો છું ત્યારે ૨૫૦૦ વરસ પહેલાં એક ચીની ફિલસૂફે એ વિષયમાં શું લખ્યું હતું તે જાણીને તને રમૂજ પડશે. તેનું નામ સોન–ત્સે હતું અને ઈશુ પહેલાં છઠ્ઠી સદીમાં એટલે કે બુદ્ધના કાળમાં તેણે લખ્યું હતું :

“બધા જીવો એક જ યોનીમાંથી પેદા થયા છે. આ એક યોનીમાં ધીમે ધીમે અનેક અને નિરંતર ફેરફારો થતા રહ્યા. અને પરિણામે તેમાંથી ભિન્ન ભિન્ન સ્વરૂપના બધા જીવો પેદા થયા. આ બધા જીવો એકદમ એકબીજાથી નિરાળા પડ્યા હતા એમ નથી; ઊલટું પેઢીદરપેઢી ધીમે ધીમે થતા રહેલા ફેરફારોને અંતે તેમણે પોતાનું નિરાળાપણું પ્રાપ્ત કર્યું હતું.”

આ સિદ્ધાંત ડાર્વિનના સિદ્ધાંત સાથે બહુ જ મળતો આવે છે. પરંતુ જીવવિદ્યાનો પ્રાચીન ચીની અભ્યાસી જે નિર્ણય ઉપર આવ્યો તેને ફરીથી શોધતાં દુનિયાને ૨૫૦૦ વરસ લાગ્યાં એ બીના ભારે આશ્ચર્યકારક છે.

૧૯મી સદી વીતતી ગઈ તેમ તેમ ફેરફાર અથવા પરિવર્તનની ગતિ ઉત્તરોત્તર વધતી જ ગઈ. વિજ્ઞાન એક પછી એક ચમત્કારિક વસ્તુઓ બહાર પાડતું ગયું અને તરેહતરેહની અસંખ્ય શોધખોળના ભવ્ય પ્રદર્શને લોકોને છક કરી નાખ્યા. ટેલિગ્રાફ, ટેલિફોન, મોટરો અને પાછળથી થયેલી એરોપ્લેન વગેરેની શોધે લોકોના જીવનમાં ભારે ફેરફાર કરી નાખ્યો. વિજ્ઞાને દૂરમાં દૂરના આકાશી પદાર્થને તથા આપણી આંખથી ન જોઈ શકાય એવા સૂક્ષ્મ અણુઓ

તથા તેના સૂક્ષ્માતિસૂક્ષ્મ અંગોને માપવાની હામ ભીડી. તેણે માણસની કડાકૂટ ઓછી કરી નાખી તથા કરોડો લોકોનાં જીવન હળવાં કર્યાં. વિજ્ઞાનને કારણે આખી દુનિયાની અને ખાસ કરીને ઔદ્યોગિક દેશોની વસતીમાં જબરદસ્ત વધારો થયો, પરંતુ સાથે સાથે વિજ્ઞાને સંહારનાં બહુ જ અસરકારક સાધનો પણ ઉત્પન્ન કર્યાં. પણ એમાં વિજ્ઞાનનો દોષ નહોતો. એણે તો કુદરત ઉપરનો મનુષ્યનો કાબૂ વધાર્યો. એ બધી શક્તિ માણસે મેળવી તો ખરી પણ પોતાની જાત ઉપર કાબૂ રાખતાં તેને ન આવડ્યું. એથી તે વારંવાર અઘટિત રીતે વર્તવા લાગ્યો અને એ રીતે વિજ્ઞાનની ભેટોને તેણે વેડફી નાખી. પરંતુ વિજ્ઞાનની વિજયકૂચ તો આગળ ને આગળ ચાલતી જ રહી અને દોઢસો વરસની અંદર તેણે દુનિયાની એટલી કાયાપલટ કરી નાખી જેટલી તે પહેલાંના હજારો વરસો દરમ્યાન પણ નહોતી થઈ. સાચે જ, વિજ્ઞાને દુનિયાના જીવનની દરેક દિશામાં તથા તેના દરેક ક્ષેત્રમાં ક્રાંતિ કરી નાખી.

વિજ્ઞાનની આ કૂચ હજી આજે પણ ચાલુ જ છે અને તેની ગતિ પહેલાંના કરતાં ઘણી વધી ગઈ હોય એમ જણાય છે. એને માટે આરામ છે જ નહિ. આજે રેલવે બાંધવામાં આવે છે. પરંતુ તે ચાલુ થવાની સ્થિતિમાં આવે ત્યાં તો તે જૂની થઈ ગયેલી હોય છે. એક યંત્ર ખરીદીને તેને ગોઠવવામાં આવે પરંતુ એક કે બે વરસની અંદર એ જ જાતનાં એનાથી વધારે સારું કામ આપનારાં યંત્રો બનાવવામાં આવે છે. આમ આ પાગલ હરીફાઈ આગળ ને આગળ ચાલતી જ રહે છે. અને હવે આજે આપણા સમયમાં વીજળી વરાળનું સ્થાન લઈ રહી છે. આ રીતે વીજળી દોઢસો વરસ પૂર્વેની ઔદ્યોગિક ક્રાંતિ જેવી મહાન ક્રાંતિ કરી રહી છે.

વિજ્ઞાનની શાખા ઉપશાખાઓમાં સંખ્યાબંધ વૈજ્ઞાનિકો તથા નિષ્ણાતો અવિરતપણે કાર્ય કરી રહ્યા છે. આલ્બર્ટ આઇન્સ્ટાઇનનું નામ એમાં સૌથી મહાન છે. ન્યૂટનના મશહૂર સિદ્ધાંતમાં અમુક અંશે સુધારો કરવામાં તે સફળ થયો છે.

આજકાલ વિજ્ઞાનમાં એટલી ભારે પ્રગતિ થઈ છે તથા વૈજ્ઞાનિક સિદ્ધાંતોમાં એટલા બધા ઉમેરા અને ફેરફારો થયા છે કે ખુદ વૈજ્ઞાનિકો પણ એનાથી ડઘાઈ ગયા છે. તેઓ પહેલાંના તેમના આત્મસમાધાનનો અને નિશ્ચિતતાનો ગર્વ સર્વથા ખોઈ બેઠા છે. હવે તેઓ પોતાના નિર્ણયોની બાબતમાં ઢચુપચુ બન્યા છે અને ભવિષ્ય વિષેની આગાહી કરતાં અચકાય છે.

પરંતુ આ પરિસ્થિતિ ૨૦મી સદીમાં અને આપણા કાળમાં પેદા થઈ છે. ૧૯મી સદીમાં તો વિજ્ઞાનની બાબતમાં વાતાવરણ આત્મવિશ્વાસથી ભરેલું હતું. પોતાની અસંખ્ય સફળતાઓથી ગર્વિષ્ઠ બનીને વિજ્ઞાને લોકો ઉપર પોતાની આણ વર્તાવી અને લોકો પણ દેવની આગળ નમે છે તેમ તેની આગળ નમી પડ્યા.

# ૧૩૧. લોકશાહીની પ્રગતિ

૧૦ ફેબ્રુઆરી, ૧૯૩૩

મારા છેલ્લા પત્રમાં ૧૯મી સદીમાં વિજ્ઞાને કરેલી પ્રગતિનો તને આછો ખ્યાલ આપવાનો મેં પ્રયાસ કર્યો હતો. હવે આપણે એ સદીની બીજી બાજુ તરફ — લોકશાહીના સિદ્ધાંતના વિકાસ તરફ નજર કરીએ.

૧૮મી સદીમાં ફ્રાંસમાં ઉદ્ભવેલા વિચારમંથન વિષે, તે કાળના મોટામાં મોટા વિચારક તથા લેખક વૉલ્તેયાર વિષે તેમ જ ધર્મ તથા સમાજના અનેક જૂના ખ્યાલોને પડકારીને બહાદુરીપૂર્વક નવા સિદ્ધાંતો રજૂ કરનારા ફ્રાંસના બીજા વિચારકો વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. આવું રાજકીય ચિંતન તે સમયે માત્ર ફ્રાંસમાં જ મર્યાદિત હતું. જર્મનીમાં એ વખતે ફિલસૂફો તત્ત્વજ્ઞાનના ગહન પ્રશ્નોમાં વધારે ઊંડો રસ લેતા હતા. ઇંગ્લંડમાં વેપાર-રોજગાર વધતા જતા હતા અને મોટા ભાગના લોકોને સંજોગવશાત્ વિચાર કરવાની ફરજ પડે તે સિવાય તેમ કરવામાં ઝાઝો રસ નહોતો. પરંતુ એમ છતાં ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં એક જાણીતું પુસ્તક ઇંગ્લંડમાં બહાર પડ્યું. એ પુસ્તક ઍડમ સ્મિથનું 'રાષ્ટ્રોની સંપત્તિ' (વેલ્થ ઑફ નેશન્સ) હતું. એ રાજકારણનું નહિ પણ સંપત્તિશાસ્ત્રનું પુસ્તક હતું. તે સમયે બીજા બધા વિષયોની બાબતમાં સામાન્ય રીતે બનતું તેમ એ વિષયને પણ ધર્મ તેમ જ નીતિશાસ્ત્ર સાથે ભેળવી દેવામાં આવ્યો હતો. અને એ રીતે એ વિષયની બાબતમાં ભારે ગોટાળો પ્રવર્તતો હતો. ઍડમ સ્મિથે શાસ્ત્રીય રીતે એ વિષયનું નિરૂપણ કર્યું. નૈતિક પ્રશ્નોની આટીઘૂંટીઓથી એ વિષયને અલગ રાખીને તેણે સમાજની આર્થિક પ્રવૃત્તિના મૂળમાં રહેલા કાયદાઓ શોધી કાઢવાનો પ્રયાસ કર્યો. તને કદાચ ખબર હશે કે સંપત્તિશાસ્ત્ર સમગ્ર રાષ્ટ્ર કે પ્રજાના આવક ખરચની વ્યવસ્થા વિષે, તે શી શી વસ્તુઓ ઉત્પન્ન કરે છે તથા વાપરે છે તથા પ્રજાના અંદરઅંદરના એકબીજા સાથેના તેમ જ તેના બીજી પ્રજાઓ તથા રાષ્ટ્રો સાથેના સંબંધો વિષે વિચાર કરે છે. આ બધા કંઈક અંશે અટપટા વ્યવહારો નિશ્ચિત કુદરતી નિયમો અનુસાર થતા હતા એમ તે માનતો હતો. તે એમ પણ માનતો હતો કે આ કાયદાઓના કાર્યમાં કશી દખલ ન થવા પામે એટલા ખાતર ઉદ્યોગોના વિકાસ માટે સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઈએ. આ 'લેઝે ફેર' એટલે કે સ્વૈરાચાર અથવા સ્વૈર પ્રવૃત્તિના સિદ્ધાંતની શરૂઆત હતી. એ વિષે હું તને કંઈક કહી ગયો છું. ફ્રાંસમાં એ સમયે પેદા થઈ રહેલા લોકશાસનવાદી વિચારો સાથે ઍડમ સ્મિથના પુસ્તકને કશી લેવાદેવા નહોતી. પરંતુ મનુષ્યો અને પ્રજાઓને સ્પર્શતા એક અતિ મહત્ત્વના પ્રશ્નનું શાસ્ત્રીય નિરૂપણ કરવાનો તેનો પ્રયાસ એ દર્શાવે છે કે હવે

માણસો દરેક વસ્તુને ધાર્મિક દૃષ્ટિએ નિહાળવાની પુરાણી રીત છોડીને નવી જ દિશામાં પ્રયાણ કરી રહ્યા હતા. ઍડમ સ્મિથ સંપત્તિશાસ્ત્રનો જનક ગણાય છે અને ૧૯મી સદીના ઘણા અંગ્રેજ સંપત્તિશાસ્ત્રીઓને તેણે પ્રેરણા આપી હતી.

સંપત્તિનું આ નવું શાસ્ત્ર અધ્યાપકો અને મૂઠીભર વિદ્યાવ્યાસંગીઓમાં જ મર્યાદિત હતું. પરંતુ લોકશાસન અથવા લોકશાહીના નવા વિચારોનો ફેલાવો થઈ રહ્યો હતો અને અમેરિકાની તથા ફ્રાંસની ક્રાંતિએ તેમની જાહેરાત કરી તથા તેમને લોકપ્રિય કર્યા. અમેરિકાની સ્વતંત્રતાની જાહેરાતની તથા ફ્રાંસની મનુષ્યોના હક્કોની જાહેરાતની કર્ણપ્રિય ભાષાએ લોકોના અંતરમાં ઊંડી અસર કરી. કરોડો શોષાતા અને પીડિત લોકોને એ જાહેરાતોએ રોમહર્ષિત કર્યા અને તેમને માટે તે મુક્તિના સંદેશારૂપ થઈ પડી. એ બંને જાહેરાતોએ સ્વતંત્રતા, સમાનતા અને દરેક જણના સુખી થવાના જન્મસિદ્ધ હક્કની ઘોષણા કરી. પરંતુ આ કીમતી હક્કોની જોરદાર ઘોષણાને પરિણામે લોકોને એ હક્કો લાધ્યા નહિ. એ જાહેરાતો થયાને દોઢસો વરસ વીતી ગયા પછી આજે પણ માત્ર મૂઠીભર લોકો જ એ હક્કોનો ઉપભોગ કરે છે એમ કહી શકાય. પરંતુ આ સિદ્ધાંતોની કેવળ જાહેરાત પણ એક અસાધારણ અને પ્રાણદાયી ઘટના હતી.

બીજા ધર્મોની પેઠે ખ્રિસ્તિ ધર્મમાં અને બીજા દેશોમાં હોય છે તેમ યુરોપમાં પણ જૂની માન્યતા એવી હતી કે પાપ અને દુઃખ માણસજાતને અનિવાર્યપણે ચોંટેલાં જ છે. દુઃખ અને દારિદ્રને ધર્મ આ દુનિયામાં કાયમી તથા મોભ્ભાનું સ્થાન આપતો હોય એમ લાગતું હતું. ધર્મના બધા વાયદાઓ તથા બદલાઓ પરલોકને અંગેના હતા. આ દુનિયામાં તો તે આપણને જે કંઈ આવી પડે તે તટસ્થતાથી મૂગે મોઢે સહી લેવાનો અને કોઈ પણ મૂલગત ફેરફાર ન ચાહવાનો બોધ આપે છે. દાન-પુણ્યને એટલે કે ગરીબોને ટુકડા આપવાને તે ઉત્તેજે છે પરંતુ દારિદ્રને મારી હઠાવવાની કે જે વ્યવસ્થાને કારણે દારિદ્ર ઉદ્ભવે છે તેને મિટાવી દેવાની કલ્પના ધર્મમાં નથી. ખુદ સ્વતંત્રતા અને સમાનતાના ખ્યાલો પણ ચર્ચ અને સમાજની અધિકારવાદી દૃષ્ટિએ વિરોધી લેખાતા હતા.

બેશક, લોકશાહીનું કહેવું એવું નથી કે વસ્તુતાએ બધા માણસો સમાન છે. તે એમ કહી શકે એમ નહોતું કેમ કે જુદા જુદા માણસો વચ્ચે અનેક પ્રકારની વિષમતાઓ અથવા તો અસમાનતાઓ મોજૂદ છે એ દીવા જેવું સ્પષ્ટ છે. તેમની વચ્ચે શારીરિક અસમાનતા છે અને તેને લીધે કેટલાક માણસો બળવાન હોય છે અને કેટલાક કમજોર હોય છે; માનસિક અસમાનતાને કારણે કેટલાક માણસો બીજાઓ કરતાં વધારે શક્તિશાળી અને સમજુ હોય છે તથા નૈતિક અસમાનતાને કારણે કેટલાક સ્વાર્થી હોય છે અને કેટલાક સ્વાર્થી નથી હોતા. આમાંની ઘણીખરી અસમાનતાઓ

ભિન્ન ભિન્ન પ્રકારનાં ઉછેર, કેળવણી અથવા તો કેળવણીના અભાવને આભારી હોય એ બિલકુલ સંભવિત છે. સરખી શક્તિના બે છોકરાઓ અથવા છોકરીઓમાંથી એકને સારી કેળવણી આપો અને બીજીને કેળવણી ન આપો તો થોડાં વરસ પછી તેમની વચ્ચે ભારે તફાવત માલૂમ પડશે. અથવા તો એકને સારો પોષક ખોરાક આપો અને બીજાને ખરાબ અને ઓછો ખોરાક આપો તો પહેલાનો વિકાસ બરાબર થશે જ્યારે બીજો કમજોર અને બીમાર થશે તથા તેના શરીરનો બરાબર વિકાસ નહિ થાય. આમ તેની ઉછેર, તેની આસપાસની પરિસ્થિતિ, તેની કેળવણી તથા તેના ભણતરથી માણસમાં ઘણો ફેર પડી જાય છે. અને જો આપણે સૌને એકસરખી કેળવણી તથા તકો આપી શકીએ તો સંભવ છે કે આજ છે તેના કરતાં અસમાનતાઓ બહુ ઓછી થઈ જાય. સાચે જ એ વસ્તુ બિલકુલ સંભવિત છે. પરંતુ લોકશાહીને લાગેવળગે છે ત્યાં સુધી માણસો અસમાન છે એ હકીકત વસ્તુતાએ તે કબૂલ રાખતી હતી. આમ છતાંયે તેનું એમ કહેવું હતું કે રાજકીય તેમ જ સામાજિક દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્ય પ્રત્યે એક સરખો વર્તાવ રાખવો જોઈએ. જો આપણે લોકશાહીના આ સિદ્ધાંતને સંપૂર્ણપણે માન્ય રાખીએ તો પછી આપણે અનેક પ્રકારના ક્રાંતિકારી નિર્ણયો ઉપર આવવું પડે છે. આ ઘડીએ આપણે એ બધાની ચર્ચામાં ન ઊતરીએ પરંતુ એ સિદ્ધાંતમાંથી દેખીતી રીતે જ એક વસ્તુ એ ફલિત થતી હતી કે પોતાના દેશની પાર્લમેન્ટ કે ધારાસભામાં પોતાનો પ્રતિનિધિ મોકલવા માટે પ્રત્યેક માણસને મત આપવાનો હક હોવો જોઈએ. મત એ રાજકીય સત્તાના પ્રતીક સમાન હતો અને એમ માનવામાં આવતું હતું કે પ્રત્યેક માણસને જો મતનો હક મળે તો એવા દરેક માણસને સમાન રાજકીય સત્તા પ્રાપ્ત થાય. એથી કરીને, આખી ૧૯મી સદી દરમ્યાન મતાધિકાર એટલે કે મત આપવાના હકનો વિસ્તાર એ લોકશાસનવાદીઓની પ્રધાન માગણી રહી હતી. પુખ્ત મતાધિકારનો અર્થ એ હતો કે પુખ્ત વયની પ્રત્યેક વ્યક્તિને મત આપવાનો હક મળવો જોઈએ. લાંબા વખત સુધી સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો નહોતો અને થોડા જ વખત ઉપર તેમણે ખાસ કરીને ઇંગ્લંડમાં એને માટે ભારે ચળવળ ઉપાડી હતી. ઘણાખરા આગળ વધેલા દેશોમાં પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોને આજે મતાધિકાર આપવામાં આવ્યો છે.

પણ અજાયબીની વાત તો એ છે કે, મોટા ભાગના લોકોને મતાધિકાર પ્રાપ્ત થયો ત્યારે તેમને સમજાયું કે એથી કરીને તેમની સ્થિતિમાં ઝાઝો ફેર ન પડ્યો. મત આપવાનો હક મળ્યા છતાં રાજ્યમાં તેમની કશી જ સત્તા નહોતી અથવા જે કંઈ સત્તા હતી તે નહિ જેવી જ હતી. ભૂખ્યા માણસને મતનો ઝાઝો ઉપયોગ નથી હોતો. તેની ભૂખનો જેઓ લાભ ઉઠાવી શકે અને

પોતાના લાભનું હોય એવું ચાહે તે કામ તેની પાસે કરાવી શકે તેવા લોકોના હાથમાં રાજ્યની ખરી સત્તા હોય છે. આ રીતે, મત મળવાથી જે મળી રહે છે એમ જેને વિષે ધારવામાં આવતું હતું તે રાજકીય સત્તા આર્થિક સત્તા વિના વસ્તુવિહોણી છાયા જેવી અથવા ઝાંઝવાના જળ જેવી માલૂમ પડી અને મત મળતાં તેની પાછળ સમાનતા પણ આવશે એવાં આરંભના લોકશાસનવાદીઓનાં સ્વપ્નાં નિષ્ફળ નીવડ્યાં.

પરંતુ આ બહુ પાછળથી બનવા પામ્યું. આરંભકાળમાં એટલે કે ૧૮મી સદીના અંતમાં અને ૧૯મી સદીની શરૂઆતમાં લોકશાસનવાદીઓ ભારે ઉત્સાહમાં આવી ગયા હતા. લોકશાહી દરેક વ્યક્તિને સ્વતંત્ર અને સમાન નાગરિક બનાવશે તથા રાજ્યની સરકાર સૌની સુખાકારી માટે કાર્ય કરશે એવી આશા સેવવામાં આવતી હતી. ૧૮મી સદીના રાજાઓ અને સરકારો સામે તથા તેઓ જે રીતે પોતાની નિરંકુશ સત્તાનો દુરુપયોગ કરતા હતા તેની સામે ભારે વિરોધ જાગ્યો હતો. એને પરિણામે લોકો પોતાની જાહેરાતોમાં વ્યક્તિના હકોની ઘોષણા કરવાને દોરાયા. અમેરિકાની તથા ફ્રાંસની જાહેરાતોમાં વ્યક્તિઓના હક્કો અંગે કરવામાં આવેલી ઘોષણામાં કંઈક અંશે ઊલટી દિશામાં ભૂલ થવા પામી હતી. બહુસૂત્રી સમાજમાં વ્યક્તિઓને અલગ પાડીને તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી એ સહેલ વાત નથી. એવી સ્વતંત્ર વ્યક્તિ અને સમાજ વચ્ચે અથડામણ થવાનો સંભવ રહે છે અને એવી અથડામણ થાય છે પણ ખરી. એ ગમે તેમ હો પણ લોકશાહી મોટા પ્રમાણમાં વ્યક્તિ-સ્વાતંત્ર્યની હિમાયત કરતી હતી.

૧૮મી સદીમાં ઇંગ્લંડ રાજકીય વિચારોની બાબતમાં પછાત હતું અને તેના ઉપર અમેરિકાની તથા ફ્રાંસની ક્રાંતિની ભારે અસર થઈ હતી. એની પહેલી અસર તો ભયની થઈ, કે લોકશાસનના નવા વિચારોને લીધે પોતાના દેશમાં સામાજિક ક્રાંતિ તો ન થઈ જાય. એથી કરીને શાસકવર્ગ ઊલટો વધારે સ્થિતિચુસ્ત અને પ્રત્યાઘાતી બન્યો. પરંતુ એમ છતાંયે બુદ્ધિજીવી વર્ગમાં નવા વિચારો ફેલાયા. આ સમયમાં ટોમસ પેઇન નામનો એક જાણવા જેવો અંગ્રેજ થઈ ગયો. અમેરિકાના સ્વાતંત્ર્યયુદ્ધ વખતે તે ત્યાં હતો અને તેણે અમેરિકન લોકોને તેમની લડતમાં મદદ કરી હતી. અમેરિકન લોકોને સંપૂર્ણ સ્વતંત્રતાના મતના કરવામાં અમુક અંશે તે કારણભૂત હોય એમ જણાય છે. ઇંગ્લંડ પાછા ફરીને તેણે તે જ અરસામાં શરૂ થયેલી ફ્રાંસની ક્રાંતિના સમર્થનમાં 'મનુષ્યના હક્કો' નામનું પુસ્તક લખ્યું. એમાં તેણે રાજાશાહી ઉપર પ્રહારો કર્યા અને લોકશાહીની હિમાયત કરી. બ્રિટિશ સરકારે તેને દેશપાર કર્યો અને તેને ફ્રાંસમાં નાસી જવું પડ્યું. પૅરિસમાં તે થોડા જ વખતમાં 'નૅશનલ કન્વેન્શન' અથવા રાષ્ટ્ર સભાનો સભ્ય થયો પરંતુ તેણે ૧૬મા લૂઈને કરવામાં આવેલી

મોતની સજાનો અમલ કરવા સામે વિરોધ કર્યો તેથી ૧૭૯૩ની સાલમાં જેકોબાઇનિ પક્ષે તેને કેદમાં નાખ્યો. પૅરિસની જેલમાં 'બુદ્ધિનો યુગ' (ધ એઇજ ઑફ રીઝન) નામનું પુસ્તક તેણે લખ્યું. એમાં તેણે ધાર્મિક દૃષ્ટિની ટીકા કરી છે. પેઇનિ બ્રિટિશ અદાલતના વહીવટના ક્ષેત્રની બહાર હતો (રોબ્સ્પિયેરના મરણ પછી પૅરિસની જેલમાંથી તેને મુક્ત કરવામાં આવ્યો હતો) એટલે એ પુસ્તક બહાર પાડવા માટે તેના બ્રિટિશ પ્રકાશકને કેદની સજા કરવામાં આવી. આવું પુસ્તક સમાજને માટે જોખમકારક લેખાતું હતું કેમ કે ગરીબોને તેમની સ્થિતિમાં કાયમ રાખવાને માટે ધર્મ જરૂરી વસ્તુ છે એમ મનાતું હતું. પેઇનનાં પુસ્તકોના ઘણા પ્રકાશકોને કેદમાં નાખવામાં આવ્યા હતા. એમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. કવિ શેલીએ ન્યાયાધીશ ઉપર એની સામે પોતાનો વિરોધ દર્શાવતો પત્ર લખ્યો હતો એ બીના જાણવા જેવી છે.

૧૯મી સદીના પૂર્વાર્ધ દરમ્યાન યુરોપભરમાં ફેલાવા પામેલા લોકશાસનના વિચારોની જનેતા ફ્રાંસની ક્રાંતિ હતી. અને પરિસ્થિતિ જોકે ઝડપથી બદલાતી જતી હતી તો પણ ક્રાંતિના એ વિચારો તો કાયમ જ રહ્યા. આ લોકશાસનના વિચારો રાજાઓ તથા આપખુદી સામેનો બૌદ્ધિક પ્રત્યાઘાત હતો. ઉદ્યોગીકરણની પહેલાંની સ્થિતિમાંથી તે ઉદ્ભવ્યા હતા. પરંતુ વરાળ અને પ્રચંડ યંત્રો દ્વારા ચાલતા નવા ઉદ્યોગો જૂની વ્યવસ્થાને સંપૂર્ણપણે ઉથલાવી રહ્યા હતા. પરંતુ અજાયબીની વાત તો એ છે કે, ૧૯મી સદીના આરંભના સમયના ઉદ્દામ સુધારકો તથા લોકશાસનવાદીઓ આ બધા ફેરફારો લક્ષમાં લીધા વિના જ ક્રાંતિ તથા મનુષ્યના હક્કોની જાહેરાતનાં વચનોની વાતોના તડાકા મારતા રહ્યા. તેમના મનમાં કદાચ એમ હશે કે એ બધા તો સાવ ભૌતિક ફેરફારો છે અને લોકશાસનની ભારે આધ્યાત્મિક, નૈતિક તથા રાજકીય માગણીઓને એ અસર કરી શકે નહિ. પરંતુ ભૌતિક વસ્તુઓમાં એવું કંઈક તત્ત્વ હોય છે જેને લીધે આપણે તેમની ઉપેક્ષા કરી શકતા નથી એટલું જ નહિ પણ તેના તરફ લક્ષ આપવાની તે આપણને ફરજ પાડે છે. જૂના વિચારોને તજી દઈને નવા વિચારો ગ્રહણ કરવા એ વસ્તુ લોકો માટે અતિશય મુશ્કેલ હોય છે. તેઓ પોતાનાં મન અને આંખ બંધ કરી દે છે અને સાચી વસ્તુસ્થિતિ જોવાની ચોખ્ખી ના પાડે છે; વળી જૂની વસ્તુઓ તેમને નુકસાન કરતી હોય તો પણ તેને વળગી રહેવા માટે તેઓ લડે છે. તેઓ બીજું કંઈ પણ કરશે પરંતુ નવા વિચારો ગ્રહણ નહિ કરે અથવા તો નવી પરિસ્થિતિને તેઓ અનુકૂળ નહિ થાય. સ્થિતિચુસ્તતાની શક્તિ અપાર છે; પોતાને બહુ આગળ વધેલા માનનારા ઉદ્દામ સુધારકો પણ ઘણી વાર જૂના અને ખોટા ઠરેલા વિચારોને વળગી રહે છે અને આંખ બંધ કરીને બદલાતી જતી પરિસ્થિતિ લક્ષમાં લેવાની ના પાડે છે. આ જોતાં, પ્રગતિની ગતિ બહુ ધીમી હોય છે એમાં, તથા વાસ્તવિક

પરિસ્થિતિ અને લોકોના વિચારો વચ્ચે ઘણી વાર ભારે અંતર હોય છે અને તેને પરિણામે ક્રાંતિકારી સંજોગો ઊભા થવા પામે છે એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી.

આમ લોકશાહીએ ઘણા દશકાઓ સુધી ફ્રાંસની ક્રાંતિના વિચારો તથા તેની પરંપરાઓ ચાલુ રાખવાનું કાર્ય કર્યું. નવી પરિસ્થિતિને અનુકૂળ થવામાં તે નિષ્ફળ નીવડી એને કારણે ૧૯મી સદીના અંતમાં લોકશાહી નબળી પડી અને થોડા વખત પછી ૨૦મી સદીમાં તો કેટલાક લોકોએ તેનો ઇન્કાર કર્યો. હિંદમાં આજે આગળ વધેલા આપણા ઘણા રાજકીય નેતાઓ હજી પણ ફ્રાંસની ક્રાંતિના સમયની અને મનુષ્યના હક્કોની જાહેરાતની ભાષામાં વાતો કરે છે. ત્યાર પછી તો ઘણું ઘણું બની ગયું છે એ વાત તેઓ લક્ષમાં રાખતા નથી.

આરંભના લોકશાસનવાદીઓએ સ્વાભાવિક રીતે જ બુદ્ધિવાદનો આશરો લીધો. વિચારસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્યની તેમની માગણીઓનો મતાંધ ધર્મ તથા ઈશ્વર વિષેના ખ્યાલો સાથે ભાગ્યે જ મેળ બેસી શકે એમ હતું. આમ કટ્ટર ધર્મસિદ્ધાંતોનું બળ તોડવાને લોકશાસનવાદીઓ વૈજ્ઞાનિકો જોડે એકત્ર થયા. બાઇબલ એક એવો ગ્રંથ છે કે તેનો અંધપણે સ્વીકાર કરવો જોઈએ અને તેને વિષે શંકાકુશંકા ન કરવી જોઈએ એ રીતે નહિ પણ તે એક સામાન્ય પુસ્તક હોય તેમ તેનું નિરીક્ષણ કરવાની લોકો હામ ભીડવા લાગ્યા. બાઇબલની આ પ્રકારની ટીકાને "ઉચ્ચ કોટીની ટીકા" (હાયર ક્રિટિસિઝમ) કહેવામાં આવે છે. તેના ટીકાકારો એવા નિર્ણય ઉપર આવ્યા કે, બાઇબલ એ જુદે જુદે કાળે જુદી જુદી વ્યક્તિઓએ લખેલાં લખાણોનો સંગ્રહ છે. વળી તેમનો એવો પણ અભિપ્રાય હતો કે ઈશુનો કોઈ પણ ધર્મ સ્થાપવાનો ઇરાદો નહોતો. આવી ટીકાને કારણે અનેક પુરાણી માન્યતાઓ હચમચી ઊઠી.

વિજ્ઞાન અને લોકશાહીના વિચારોને કારણે ધર્મનો પુરાણો પાયો નબળો પડતો ગયો એટલે પુરાણા ધર્મનું સ્થાન લે એવી ફિલસૂફી નિર્માણ કરવાના પ્રયાસો થવા લાગ્યા. ઑગસ્ત કોંત નામના એક ફ્રેંચ ફિલસૂફે આવો એક પ્રયાસ કર્યો હતો. તે ૧૭૯૮થી ૧૮૫૭ની સાલ દરમ્યાન થઈ ગયો. કોંતને એમ લાગ્યું કે ઈશ્વર વિષેની જૂની માન્યતાઓ તથા મતાંધ ધર્મોના દિવસો હવે વીતી ગયા છે. પરંતુ તેની એવી ઊંડી ખાતરી હતી કે કોઈક પ્રકારનો ધર્મ એ સમાજને માટે આવશ્યક છે. આથી તેણે 'માનવતાનો ધર્મ' રજૂ કર્યો અને એને તેણે 'પ્રત્યક્ષવાદ' (પૉઝિટિવિઝમ) એવું નામ આપ્યું. પ્રેમ, વ્યવસ્થા તથા પ્રગતિના પાયા ઉપર તેનો આધાર હતો. એમાં કુદરતથી પર એવું કશું નહોતું. એ વિજ્ઞાનના પાયા ઉપર રચાયેલો હતો. એની પાછળ મનુષ્યજાતની પ્રગતિનો ખ્યાલ રહેલો હતો. ૧૯મી સદીમાં પ્રચલિત થયેલા

બધા જ વિચારોની પાછળ પણ ખરેખર પ્રગતિનો એ જ ખ્યાલ રહેલો હતો. કોંતનો આ ધર્મ માત્ર મૂઠીભર બુદ્ધિજીવી લોકોની જ શ્રદ્ધાનો વિષય રહ્યો પરંતુ યુરોપના વિચારો ઉપર એકંદરે એની ભારે અસર પડી. મનુષ્યસમાજ તથા તેની સંસ્કૃતિને વિષે વિચાર કરનારા સમાજશાસ્ત્રના અભ્યાસનો એણે આરંભ કર્યો એમ કહી શકાય.

કોંતનો સમકાલીન પણ તેના પછી ઘણાં વરસો સુધી જીવનાર અંગ્રેજ ફિલસૂફ અને સંપત્તિશાસ્ત્રી જૉન સ્ટૂઅર્ટ મિલ હતો (૧૮૦૬–૧૮૭૩). મિલ ઉપર કોંતના ઉપદેશની તથા તેના સમાજવાદી વિચારોની અસર થઈ હતી. ઍડમ સ્મિથના શિક્ષણમાંથી ઉદ્ભવેલી સંપત્તિશાસ્ત્રની બ્રિટિશ વિચારપ્રણાલીને નવી દિશા આપવાનો તેણે પ્રયાસ કર્યો તથા સંપત્તિશાસ્ત્રમાં તેણે સમાજવાદી સિદ્ધાંતો દાખલ કર્યા. પરંતુ એક આગેવાન 'ઉપયોગિતાવાદી' તરીકે એ વધારે જાણીતો છે. 'ઉપયોગિતાવાદ'ની વિચારપ્રણાલી ઇંગ્લંડમાં એના પહેલાં થોડા વખત ઉપર શરૂ થઈ હતી. એ વિચારપ્રણાલીને મિલે બહુ આગળ આણી. એનું નામ સૂચવે છે તે મુજબ ઉપયોગિતા એ એનો મુખ્ય સિદ્ધાંત હતો. વધારેમાં વધારે જનસંખ્યાનું વધારેમાં વધારે સુખ એ ઉપયોગિતાવાદીઓનો મૂળભૂત સિદ્ધાંત હતો. કોઈ વસ્તુ સારી છે કે ખરાબ એની એ જ એક માત્ર કસોટી હતી. કાર્યો જેટલા પ્રમાણમાં સુખમાં વધારો કરે તેટલા પ્રમાણમાં તે સારાં અને જેટલા પ્રમાણમાં તે એથી ઊલટી પરિસ્થિતિ પેદા કરે તેટલા પ્રમાણમાં તે ખરાબ છે એમ કહેવામાં આવતું. વધારેમાં વધારે જનસંખ્યાનું વધારેમાં વધારે સુખ સાધવું એ દૃષ્ટિ લક્ષમાં રાખીને સમાજ તથા સરકારનું સંગઠન કરવાનું હતું. દરેકને માટે સમાન હક્કોના સિદ્ધાંતની લોકશાહીની આગળની દૃષ્ટિ અને આ દૃષ્ટિ એકસરખી નહોતી. વધારેમાં વધારે જનસંખ્યાનું વધારેમાં વધારે સુખ સાધવા માટે અલ્પસંખ્યાના સુખનો ભોગ આપવો પડે એ બનવાજોગ છે. હું તો માત્ર એ બે દૃષ્ટિઓ વચ્ચેનો ભેદ જ તને બતાવું છું. અહીંયાં એની ઊંડી ચર્ચામાં ઊતરવાની જરૂર નથી. આ રીતે, લોકશાહી એટલે બહુમતીના હક્કો એવો અર્થ થવા લાગ્યો.

જૉન સ્ટૂઅર્ટ મિલ લોકશાહીના વ્યક્તિસ્વાતંત્ર્યના સિદ્ધાંતનો ભારે હિમાયતી હતો. તેણે સ્વતંત્રતા ઉપર એક નાનું પુસ્તક 'ઑન લિબર્ટી' લખ્યું હતું. એ પુસ્તક ખૂબ પ્રસિદ્ધિમાં આવ્યું. વાણીસ્વાતંત્ર્ય તથા વિચારસ્વાતંત્ર્યની હિમાયત કરતો એક ઉતારો એ પુસ્તકમાંથી હું અહીં આપીશ.

"કોઈ પણ અભિપ્રાયને દર્શાવાતો રોકવામાં અનિષ્ટ એ રહેલું છે કે એથી કરીને સમગ્ર માણસજાતને એનાથી વંચિત રાખવામાં આવે છે — માત્ર તેની મોજૂદ પેઢીને જ નહિ પણ ભાવિ પેઢીઓને પણ એનાથી વંચિત રાખવામાં આવે છે. વળી એ જ અભિપ્રાયના હોય તેના કરતાંયે વિશેષે કરીને તેનાથી જુદા પડનારાઓને

એનાથી વંચિત રાખવામાં આવે છે. જો એ અભિપ્રાય ખરો હોય તો અસત્યને બદલે સત્ય પામવાની તકથી તેઓ વંચિત રહે છે. જો તે અભિપ્રાય ખોટો હોય તો તેમાં રહેલી ભૂલ સાથે સત્યની અથડામણ થવાને કારણે થતા સત્યના વધારે સ્પષ્ટ આકલનનો ભારે લાભ તેઓ ગુમાવે છે. . . . જે અભિપ્રાયોને આપણે રૂંધી દેવાનો પ્રયાસ કરીએ છીએ તે સર્વથા ખોટા જ હોય છે એમ આપણે કદીયે ખાતરીપૂર્વક કહી શકીએ નહિ. અને આપણને એવી ખાતરી હોય તોયે તેને રૂંધી દેવા એ વસ્તુ સ્વતઃ જ એક અનિષ્ટ છે."

મતાંધ ધર્મ કે આપખુદીની સાથે આવા વલણનો મેળ બેસી શકે નહિ. એ તો એક સત્યશોધકનું, એક ફિલસૂફનું વલણ છે.

વિચારો કઈ દિશામાં વિકસી રહ્યા હતા એ દર્શાવવા તથા ચિંતનની દુનિયાનાં કેટલાંક સીમાચિહ્નોનો તને પરિચય થાય એટલા માટે પશ્ચિમ યુરોપના ૧૯મી સદીના થોડા મહત્ત્વના વિચારકોનાં નામોનો ઉલ્લેખ માત્ર કર્યો છે. પરંતુ આ વિચારકોની તેમ જ સામાન્ય રીતે આરંભના લોકશાસનવાદીઓની અસર વત્તેઓછે અંશે માત્ર ભણેલાગણેલા લોકોમાં જ મર્યાદિત હતી. ભણેલાગણેલા લોકોની મારફતે એ અસર કંઈક અંશે બીજા વર્ગો સુધી પણ પહોંચી. જોકે આમજનતા ઉપર એની સીધી અસર બહુ જૂજ હતી પરંતુ આ લોકશાસનવાદી વિચારપ્રણાલીની પરોક્ષ અસર તેમના ઉપર ભારે થઈ. પરંતુ મતાધિકારની માગણી જેવી કેટલીક બાબતોની તો તેમના ઉપર સીધી અસર પણ ભારે થઈ.

૧૯મી સદી વીતતી ગઈ તેમ તેમ મજૂર ચળવળ જેવી બીજી ચળવળો તથા સમાજવાદ જેવી બીજી વિચારસરણીઓ વિકસવા લાગી. તે સમયના પ્રચલિત લોકશાસનના ખ્યાલો ઉપર એની અસર પડી તેમ જ સમાજવાદ તથા મજૂર ચળવળ ઉપર એ ખ્યાલોની અસર પણ થવા પામી. કેટલાક લોકો સમાજવાદને લોકશાહીના વિકલ્પ તરીકે લેખવા લાગ્યા; બીજા કેટલાક તેને સમાજવાદના એક આવશ્યક અંગ તરીકે લેખતા હતા. આપણે આગળ જોઈ ગયા કે લોકશાસનવાદીઓ સ્વતંત્રતા, સમાનતા અને સુખી થવાના દરેક માણસના સરખા હકના ખ્યાલોથી ભરેલા હતા. પરંતુ થોડા જ વખતમાં તેમને ખબર પડી કે સુખને મૌલિક હક્ક બનાવવા માત્રથી કંઈ તે લાધતું નથી. બીજી વસ્તુઓ જવા દઈએ તોયે એને માટે અમુક પ્રમાણમાં શારીરિક સ્વાસ્થ્ય આવશ્યક છે. ભૂખમરો વેઠતો માણસ સુખ અનુભવી શકે એ બનવા જોગ નથી. આના ઉપરથી તેઓ એવા નિર્ણય ઉપર આવ્યા કે જનતામાં સંપત્તિની વહેંચણી વધારે સારી રીતે થાય એના ઉપર સુખનો આધાર છે. એના ઉપરથી તેઓ સમાજવાદ તરફ દોરાયા. પણ સમાજવાદ માટે તારે આવતા પત્ર સુધી રાહ જોવી પડશે.

૧૯મી સદીના પૂર્વાર્ધમાં તાબેદાર પ્રજાઓ સ્વાતંત્ર્ય માટે જ્યાં જ્યાં લડતી હતી ત્યાં ત્યાં લોકશાસન અને રાષ્ટ્રવાદે પરસ્પર હાથ મિલાવ્યા. ઇટાલીનો મૅઝીની આવા લોકશાસનવાદી રાષ્ટ્રભક્તિનો વિશિષ્ટ પ્રકારનો નમૂનો હતો. એ સદીના પાછળના ભાગમાં રાષ્ટ્રવાદ ધીમે ધીમે તેનું લોકશાસનવાદી તત્ત્વ ખોઈ બેઠો અને તે વધારે આક્રમણકારી તથા અધિકારવાદી બની ગયો. રાજ્ય એક એવો દેવ બની ગયો કે જેની પૂજા કરવાની દરેકને ફરજ પડી.

અંગ્રેજ વેપારીઓ નવા ઉદ્યોગોના અગ્રણીઓ હતા. તેમને લોકશાસનના ઉચ્ચ સિદ્ધાંતો તથા લોકોના સ્વતંત્રતાના હક્કોની બાબતમાં ઝાઝો રસ નહોતો. પરંતુ તેમને માલૂમ પડ્યું કે, લોકોને વધારે સ્વતંત્રતા પ્રાપ્ત થાય એ વસ્તુ વેપારને માટે અનુકૂળ હતી. એને લીધે મજૂરોનું જીવનનું ધોરણ ઊંચું થવા પામ્યું અને કંઈક સ્વતંત્રતા મળ્યાનો ભ્રમ તેમનામાં પેદા થયો. આથી તેઓ પોતાના કામમાં વધારે નિષ્ણાત બન્યા. ઔદ્યોગિક કૌશલ્યને માટે પ્રજાકીય કેળવણી પણ જરૂરી હતી. વેપારીઓ અને ઉદ્યોગપતિઓ આની ઉપયોગિતા પામી ગયા અને ભારે ઉદારતાનો દેખાવ કરીને લોકોને આ વસ્તુઓનો લાભ આપવાની બાબતમાં સંમત થયા. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ઇંગ્લંડ તથા પશ્ચિમ યુરોપમાં અમુક પ્રકારની કેળવણીનો જનતામાં ઝડપી ફેલાવો થવા પામ્યો.

## ૧૩૨. સમાજવાદનો ઉદય

૧૩ ફેબ્રુઆરી, ૧૯૩૩

લોકશાહીએ કરેલી પ્રગતિ વિષે હું તને લખી ચૂક્યો છું. પરંતુ યાદ રાખજે કે, ભારે લડતને પરિણામે એ પ્રગતિ પ્રાપ્ત થઈ હતી. કોઈ પણ પ્રચલિત સમાજવ્યવસ્થામાં જેમનો સ્વાર્થ રહેલો હોય છે તેમને કશો ફેરફાર જોઈતો હોતો નથી અને કોઈ પણ પરિવર્તન સામે તેઓ પોતાનું સઘળું બળ વાપરીને ઝૂઝે છે, અને છતાં આવાં પરિવર્તનો વિના પ્રગતિ કે કશી સુધારણા થવી અસંભવિત હોય છે. સંસ્થા કે શાસનપ્રણાલીને તેમના કરતાં વધારે સારી સંસ્થા કે શાસનપ્રણાલીને માટે જગ્યા કરી આપવી પડે છે. જેઓ આવા પ્રકારની પ્રગતિ ચાહે છે તેમને પુરાણી સંસ્થા કે રૂઢિ ઉપર પ્રહાર કરવા જ પડે છે. પશ્ચિમ યુરોપના શાસક વર્ગોએ દરેક પ્રકારની પ્રગતિનો ડગલે ને પગલે વિરોધ કર્યો. તેમ કરવાથી હિંસક ક્રાંતિ ફાટી નીકળશે એમ ઇંગ્લંડના શાસકવર્ગને જ્યારે લાગ્યું ત્યારે જ તેમણે પણ પ્રગતિનો વિરોધ ન કરતાં નમતું આપ્યું. તેમની આગેકૂચનું બીજું એક કારણ એ હતું — જે હું તને આગળ કહી ચૂક્યો છું — કે, અમુક પ્રમાણમાં લોકશાસન એ વેપાર માટે હિતકર છે એવી વેપારી વર્ગમાંના કેટલા લોકોની માન્યતા હતી.

પરંતુ મારે તને જણાવવું જોઈએ કે, ૧૮મી સદીના પૂર્વાર્ધમાં લોકશાસનના આ વિચારો મોટે ભાગે શિક્ષિતવર્ગમાં જ મર્યાદિત હતા. સામાન્ય લોકો ઉપર તો ઉદ્યોગવાદના વિકાસે ભારે અસર કરી અને તેમને ખેતરો ઉપરથી હાંકીને કારખાનાંઓમાં ધકેલ્યા. કારખાનાંઓમાં કામ કરનારા મજૂરોનો વર્ગ વધવા લાગ્યો. ઘણુંખરું કોલસાની ખાણોની પાસે આવેલાં બેડોળ અને ગંદાં ઔદ્યોગિક શહેરોમાં ઘેટાંબકરાંની પેઠે તેઓ ખડકાયા હતા. આ મજૂરોની પ્રકૃતિ બહુ ઝડપથી બદલાતી જતી હતી અને તેઓ નવીન પ્રકારનું માનસ કેળવી રહ્યા હતા. કારમા ભૂખમરાને કારણે કારખાનાંઓમાં ખેંચાઈ આવેલા ખેડૂતો અને કારીગરો કરતાં આ મજૂરો બિલકુલ ભિન્ન હતા. આ કારખાનાંઓ ઊભાં કરવામાં ઇંગ્લંડે આગેવાની લીધી હતી એટલે ઔદ્યોગિક મજૂરોનો નવો વર્ગ ઊભો કરનાર પણ એ પ્રથમ દેશ હતો. કારખાનાં માંહેની સ્થિતિ કમકમાટી ઉપજાવે એવી હતી અને આ મજૂર વર્ગનાં ઝૂંપડાં અથવા ખોલકાંઓ તો એથીયે ખરાબ હતાં. તેમની દશા અતિશય કરુણાજનક હતી. નાનાં બાળકો તથા સ્ત્રીઓને આપણે માની ન શકીએ એટલા બધા કલાકો સુધી કામ કરવું પડતું. આમ છતાં કારખાનાં તથા મજૂરોનાં ઘરોમાં કાયદાથી સુધારો કરવાના હરેક પ્રયાસોનો માલિકો તનતોડ વિરોધ કરતા હતા. આમ કરવું એ મિલકતના હકમાં નિર્લજ્જ દખલરૂપ નથી ? એમ કહેવામાં આવતું. આ જ મુદ્દા ઉપર ખાનગી ઘરોને ફરજિયાત રીતે સાફ કરાવવાની બાબતનો પણ વિરોધ કરવામાં આવતો. ગજા ઉપરવટના કામ તથા ધીમા ભૂખમરાથી ગરીબ બિચારા અંગ્રેજ મજૂરો મરી રહ્યા હતા. નેપોલિયન સાથેના વિગ્રહો બાદ દેશ સાવ નાદાર થઈ ગયો હતો અને સર્વત્ર આર્થિક મંદીનું મોજું ફરી વળ્યું હતું. મજૂરવર્ગને એને લીધે સૌથી વિશેષ વેઠવું પડ્યું. સ્વાભાવિક રીતે જ કારખાનાંના મજૂરો પોતાનાં મંડળો રચીને તે દ્વારા પોતાનું રક્ષણ કરવા તેમ જ તેમની સ્થિતિ સુધારવા માગતા હતા. પરંતુ એમ કરતાં તેમને અટકાવવામાં આવ્યા. ઇંગ્લંડનો શાસકવર્ગ ફ્રાંસની ક્રાંતિથી એટલો બધો ભયભીત થઈ ગયો હતો કે, ગરીબ બિચારા મજૂરો સભામાં એકત્ર મળીને પોતાનાં દુઃખો તથા ફરિયાદોની ચર્ચા કરે તે અટકાવવા માટે કાયદા ઘડવામાં આવ્યા. આ કાયદાઓને 'સંમેલનના કાયદાઓ' કહેવામાં આવતા. 'કાયદો અને વ્યવસ્થા'નો સિદ્ધાંત આજે જેમ હિંદમાં છે તેમ તે સમયે ઇંગ્લંડમાં જે મૂઠીભર લોકો સત્તા ઉપર હોય તેમની નેમ પાર પાડવાનું તથા તેમનાં ગજવાં તર કરવાનું બહુ ઉપયોગી કાર્ય બજાવતો હતો.

પરંતુ મજૂરોને સભામાં એકત્ર થતા રોકવાના કાયદાથી પરિસ્થિતિ સુધરી નહિ. એથી તો ઊલટા તેઓ ઉત્તેજિત થયા અને જીવ પર આવી ગયા. તેમણે ગુપ્ત મંડળો બાંધ્યાં, પોતાની વાત ગુપ્ત રાખવાની પરસ્પર પ્રતિજ્ઞા લીધી

અને મધરાતને સમયે એકાંત સ્થાને તેઓ સભા ભરવા લાગ્યા. કોઈ વિશ્વાસઘાત કરીને બાતમી આપતું અથવા તો તેમને શોધી કાઢવામાં આવતા ત્યારે કાવતરાંના આરોપ માટે તેમના ઉપર મુકદ્દમા ચાલતા અને ભીષણ સજાઓ કરવામાં આવતી. આ મજૂરો ગુસ્સે ભરાઈને કેટલીક વખત યંત્રો ભાંગી નાખતા તો કોઈ વાર કારખાનાને આગ લગાડતા અને પોતાના માલિકોનું ખૂન પણ કરી બેસતા. આખરે ૧૮૨૫ની સાલમાં મજૂરોનાં મંડળો સામેના પ્રતિબંધો અમુક અંશે દૂર કરવામાં આવ્યા અને મજૂર મહાજનો રચાવા લાગ્યાં. જેમને કંઈક ઠીક પગાર મળતો હતો એવા કસબી મજૂરોએ આ મહાજનો અથવા મંડળો બાંધ્યાં. કોઈ પણ જાતનો કસબ ન જાણનાર અણઘડ મજૂરો તો લાંબા સમય સુધી અસંગઠિત જ રહ્યા. મજૂરોની ચળવળે આમ સામુદાયિક કાર્ય દ્વારા મજૂરોની સ્થિતિ સુધારવા માટે રચાયેલાં મજૂર મહાજનોનું સ્વરૂપ ધારણ કર્યું. હડતાલ પાડવી એટલે કે, કામ બંધ કરવું અને એ રીતે કારખાનાને નિષ્ક્રિય બનાવી દેવું એ જ મજૂરોનું એક માત્ર અસરકારક હથિયાર હતું. અલબત એ બહુ ભારે હથિયાર હતું પણ તેમને રોજી આપનાર માલિકો પાસે એથીયે વધારે શક્તિશાળી હથિયાર હતું; તે એ કે મજૂરોને ભૂખે મારીને તેઓ તેમને વશ કરી શકે એમ હતું. એથી કરીને મજૂરોને પોતાની લડતમાં ભારે ભોગો આપવા પડ્યા અને તેનો લાભ બહુ ધીમે મળ્યો. આ રીતે તેમની લડત આગળ ચાલી. પાર્લમેન્ટમાં તેમનો સીધો અવાજ નહોતો કેમકે તેમને મતાધિકાર સરખો પણ મળ્યો નહોતો. જેનો બહુ ભારે વિરોધ કરવામાં આવ્યો હતો તે ૧૮૩૨ની સાલના મહત્ત્વના 'રીફૉર્મ' એટલે કે સુધારાઓએ માત્ર સારી સ્થિતિના મધ્યમ વર્ગના લોકોને મતાધિકાર આપ્યો હતો. એ બીલથી મજૂરોને તો મતાધિકાર ન જ મળ્યો પણ સાધારણ સ્થિતિના મધ્યમ વર્ગના લોકોને પણ મતાધિકાર ન મળ્યો.

દરમ્યાન મેંચેસ્ટરના કારખાના–માલિકોમાં એક દયાળુ પુરુષ પેદા થયો. માણસજાત માટે તેને ભારે હમદર્દી હતી અને મજૂરોની ત્રાસજનક દશા જોઈને તેને ભારે આઘાત થયો. આ પુરુષનું નામ રૉબર્ટ ઓવન હતું. તેણે પોતાનાં કારખાનાંઓમાં ઘણા સુધારા દાખલ કર્યા અને પોતાના મજૂરોની સ્થિતિ સુધારી. તેણે કારખાનદારોના પોતાના વર્ગમાં પણ ચળવળ ચલાવી અને મજૂરો પ્રત્યે વધારે સારો વર્તાવ રાખવા માટે તેમને સમજાવ્યા. કંઈક અંશે એના પ્રયાસોને લીધે બ્રિટિશ પાર્લમેન્ટે માલિકોના લોભ અને સ્વાર્થવૃત્તિમાંથી મજૂરોને ઉગારવા માટે પહેલવહેલો કાયદો પસાર કર્યો. આ ૧૮૧૯નો કારખાનાનો કાયદો હતો. આ કાયદાનો એક નિયમ એવો હતો કે નવ વરસનાં નાનાં બાળકો પાસેથી એક દિવસમાં ૧૨ કલાકથી વધારે કામ ન લેવું. મજૂરોની સ્થિતિ કેવી ભયાનક હતી તેનો તને આ ઉપરથી કંઈક ખ્યાલ આવશે.

એમ કહેવાય છે કે, ૧૮૩૦ની સાલના અરસામાં રૉબર્ટ ઓવને 'સોશિયાલિઝમ' એટલે કે સમાજવાદ શબ્દ પહેલવહેલો વાપર્યો હતો. ગરીબ અને તવંગર વચ્ચેની અસમાનતા દૂર કરવાનો તથા મિલકતની કંઈક અંશે સમાન વહેંચણીનો ખ્યાલ કંઈ નવો નહોતો. ભૂતકાળમાં ઘણા લોકોએ એની હિમાયત કરી હતી. પ્રાચીન સમયમાં સમાજની આરંભની દશામાં તો એક પ્રકારની સામ્યવાદી વ્યવસ્થા પ્રવર્તતી હતી. તે સમયે જમીન તેમ જ બીજી મિલકત ઉપર આખા ગામ કે સમૂહની સહિયારી માલકી હતી. આ સ્થિતિને પ્રાચીન કાળનો સામ્યવાદ કહેવામાં આવે છે. હિન્દુસ્તાન તેમ જ બીજા દેશોમાં તે આજે પણ જોવા મળે છે. પરંતુ આ નવા સમાજવાદમાં બધા લોકોને સમાનતાના ધોરણ ઉપર મૂકવાની અનિશ્ચિત અને અસ્પષ્ટ ઇચ્છા કરતાં ઘણું વધારે હતું. આ સમાજવાદ વધારે ચોક્કસ અને નિશ્ચિત હતો અને ઉત્પાદનની નવી કારખાના પદ્ધતિને લાગુ પાડવા માટે તે યોજાયો હતો. આ રીતે તે ઉત્પાદનની ઔદ્યોગિક વ્યવસ્થાની પેદાશ હતો. ઓવનનો ખ્યાલ એવો હતો કે મજૂરોની સહકારી મંડળીઓ હોવી જોઈએ તથા કારખાનાંઓમાં તેમનો ભાગ હોવો જોઈએ. ઇંગ્લંડ તથા અમેરિકામાં તેણે આદર્શ કારખાનાંઓ તથા વસાહતો સ્થાપી અને તેમાં તેને થોડેઘણે અંશે સફળતા મળી. પરંતુ પોતાના વર્ગના કારખાનાના માલિકોનું કે સરકારનું માનસ ફેરવવામાં તે નિષ્ફળ નીવડ્યો. પરંતુ તેના સમયમાં તેની અસર બહુ ભારે હતી. વળી તેણે 'સોશિયાલિઝમ' એટલે કે સમાજવાદ શબ્દને પ્રચલિત કર્યો જે ત્યારથી કરોડો લોકોના મન ઉપર જાદુઈ અસર કરતો રહ્યો છે.

આ બધા સમય દરમ્યાન મૂડીવાદી ઉદ્યોગો વધતા જ જતા હતા અને જેમ જેમ તેમને વધુ ને વધુ સફળતા મળતી ગઈ તેમ તેમ મજૂર વર્ગનો પ્રશ્ન પણ વધારે ઉગ્ર બનતો ગયો. મૂડીવાદને પરિણામે ઉત્પાદન ઉત્તરોત્તર વધતું જ ગયું અને એને લીધે વસતી અતિશય ઝડપથી વધી ગઈ; કેમકે હવે પહેલાંના કરતાં ઘણા વધારે માણસોને કામ તથા ખોરાક મળી શકે એમ હતું. મોટા મોટા રોજગારો ખીલ્યા. એ રોજગારોની અનેક શાખાઓ હતી અને તે બધી શાખાઓ વચ્ચે જટિલ પ્રકારનો સહકાર ચાલતો હતો. પણ બીજી બાજુ નાના રોજગારોની હરીફાઈને ચગદી નાખવામાં આવી. ઇંગ્લંડમાં સંપત્તિનો ધોધ વહેવા લાગ્યો પણ તેનો મોટો ભાગ નવાં કારખાનાં ઊભાં કરવામાં, રેલવેઓ બાંધવામાં અને એવા બીજા રોજગારો ખોલવવામાં વપરાયો. મજૂરોએ હડતાલો પાડીને પોતાની સ્થિતિમાં સુધારો કરાવવાનો પ્રયાસ કર્યો. પણ સામાન્ય રીતે તે ઘણીખરી હડતાલોનો કરુણ નિષ્ફળતામાં અંત આવતો. પછીથી ૧૮૪૦ની સાલમાં મજૂરો ચાર્ટિસ્ટ ચળવળમાં જોડાયા. આ ચાર્ટિસ્ટ ચળવળ પણ ૧૮૪૮ની સાલમાં પડી ભાગી.

મૂડીવાદની સફળતાઓએ લોકોને છક કરી દીધા હતા એમ છતાં પણ ત્યાં આગળ થોડા એવા ઉદ્દામ સુધારકો અથવા પ્રગતિપોષક વિચાર ધરાવનારાઓ અથવા જેને આપણે માનવહિતવાદીઓ કહી શકીએ એવા લોકો પણ હતા. દેશની દોલત ઉત્તરોત્તર વધતી જતી હોવા છતાં ત્યાં આગળ ચાલી રહેલી હત્યારી સ્પર્ધા તથા તેમાંથી પેદા થતી લોકોની હાડમારી અને યાતનાઓ જોઈને તેઓ દુઃખી થતા હતા. ઇંગ્લંડ, ફ્રાંસ તથા જર્મનીમાં આ લોકોએ મૂડીવાદી વ્યવસ્થાનું સ્થાન લે એવી બીજી જુદી જુદી વ્યવસ્થા વિચારી કાઢી. એ બધીને 'સોશિયાલિઝમ' (સમાજવાદ) 'કલેક્ટિવિઝમ' (સમષ્ટિવાદ) અથવા 'સોશિયલ ડેમોક્રસી' (સામાજિક લોકશાહી) વગેરે નામોથી ઓળખાવવામાં આવી. આ પ્રત્યેક શબ્દનો લગભગ સરખો જ અર્થ થાય છે. ઉદ્યોગોની વ્યક્તિગત માલિકી તથા નિયંત્રણ એ બધી હાડમારીઓનું મૂળ છે એ બાબતમાં બધા સુધારકો સામાન્ય રીતે એકમત હતા. જો એને બદલે એ બધાની અથવા ઓછામાં ઓછું જમીન અને મુખ્ય ઉદ્યોગો જેવાં ઉત્પાદનનાં પ્રધાન સાધનોની માલકી તથા નિયંત્રણ રાજ્યના હાથમાં હોય તો મજૂર વર્ગના શોષણનો ભય ન રહે. આ પ્રમાણે કંઈક અસ્પષ્ટ રીતે લોકો મૂડીવાદી પ્રથાને બદલે બીજી સમાજવ્યવસ્થાનો વિચાર કરી રહ્યા હતા. પણ મૂડીવાદી વ્યવસ્થા તરતોતરત પડી ભાગે એમ નહોતું. એ તો દિનપ્રતિદિન બળવાન થતી જતી હતી.

આ સમાજવાદી વિચારોનો પ્રચાર કરનાર શિક્ષિતવર્ગ હતો. પણ રૉબર્ટ ઓવનની બાબતમાં તો એ વિચારોનો પ્રચાર કરનાર એક કારખાનાનો માલિક હતો. મજૂરોના મહાજનોની પ્રવૃત્તિ થોડા વખત સુધી તો ભિન્ન ભિન્ન દિશાઓમાં પ્રગતિ કરતી રહી. તેનો ઉદ્દેશ કેવળ મજૂરીના દરો વધારવાનો તેમ જ મજૂરોની સ્થિતિ સુધારવા પૂરતો જ હતો. પરંતુ સ્વાભાવિક રીતે જ આ સમાજવાદી વિચારોની તેના ઉપર અસર પડી અને પરિણામે એ પ્રવૃત્તિએ સમાજવાદના વિકાસમાં ફાળો આપ્યો. ઇંગ્લંડ, ફ્રાંસ તથા જર્મની વગેરે યુરોપના આગળ પડતા દેશોમાં તે તે દેશના મજૂરોની તાકાત તથા તેમની પ્રકૃતિ અનુસાર કંઈક જુદી જુદી રીતે સમાજવાદનો વિકાસ થયો. એકંદરે જોતાં ઇંગ્લંડનો સમાજવાદ સ્થિતિચુસ્ત અને કંઈક મોળો હતો અને બંધારણીય માર્ગે ધીમે ધીમે પ્રગતિ સાધવામાં તેને વિશ્વાસ હતો જ્યારે યુરોપખંડના દેશોનો સમાજવાદ ઉદ્દામ અને ક્રાંતિવાદી હતો. દેશના ભારે વિસ્તાર તથા મજૂરોની માંગને કારણે અમેરિકામાં પરિસ્થિતિ સાવ જુદી જ હતી એટલે ત્યાં આગળ લાંબા વખત સુધી બળવાન મજૂર ચળવળ જામી નહિ.

૧૯મી સદીના વચગાળાથી માંડીને એક પેઢી સુધી ઇંગ્લંડના ઉદ્યોગોનું સારી દુનિયા ઉપર પ્રભુત્વ રહ્યું અને વેપારરોજગારના નફા તથા હિંદ અને

તાબાના બીજા દેશોના શોષણને કારણે ત્યાં આગળ સંપત્તિનો ધોધ વહેતો રહ્યો. આ અઢળક દોલતનો અમુક હિસ્સો મજૂરોને પણ મળ્યો અને પરિણામે તેમનું જીવનનું ધોરણ પહેલાં તેમણે કદી ન અનુભવેલું એટલું ઊંચું થયું. સમૃદ્ધિ અને ક્રાંતિ એ બે વચ્ચે કશું સામાન્ય તત્ત્વ નથી; એટલે ઇંગ્લંડના મજૂરોનો ક્રાંતિ માટેનો પહેલાંનો જુસ્સો અદશ્ય થઈ ગયો. ઇંગ્લંડનો સમાજવાદ પણ અતિશય મોળો બની ગયો. શત્રુને સીધી લડત ન આપતાં તેને ધીમે ધીમે થકવી મારવાની ફેબિયસ નામના પ્રાચીન રોમના એક સેનાપતિની લડાઈની વ્યૂહરચના ઉપરથી એ ફેબિયન સમાજવાદ તરીકે ઓળખાયો. ૧૮૬૭ની સાલમાં ઇંગ્લંડમાં મતાધિકારનું ક્ષેત્ર વિસ્તૃત કરવામાં આવ્યું અને શહેરોના કેટલાક મજૂરોને મત આપવાનો હક પ્રાપ્ત થયો. મજૂર મહાજનો એટલાં બધાં આબાદ અને શાણાં બની ગયાં હતાં કે મજૂરોના મતો ઇંગ્લંડની લિબરલ પાર્ટીને (વિનીત પક્ષને) મળવા લાગ્યા.

જ્યારે ઇંગ્લંડ ભારે આબાદીને કારણે ભર્યુંભાદર્યું અને આત્મસંતુષ્ટ બની ગયું હતું ત્યારે યુરોપ ખંડમાં એક નવી જ વિચારસરણીને પ્રોત્સાહન અને ટેકો મળી રહ્યાં હતાં. આ નવીન વિચારસરણી અથવા સિદ્ધાંત તે અરાજકતાવાદ. એને વિષે કશુંયે ન જાણનાર લોકો એ શબ્દથી ભડકે છે. અરાજકતાવાદનો અર્થ એ છે કે, બની શકે ત્યાં સુધી સમાજમાં હકૂમત કરનાર કેન્દ્રસ્થ સરકાર ન જોઈએ અને સમાજની પ્રત્યેક વ્યક્તિને મોટા પ્રમાણમાં સ્વતંત્રતા મળવી જોઈએ. અરાજકતાવાદનો આદર્શ અતિશય ઉન્નત હતો. અરાજકતાવાદ એટલે 'પરોપકાર, ઐક્ય તથા બીજાઓના હક્કો પ્રત્યેના સ્વેચ્છાપૂર્વકના આદર ઇત્યાદિના પાયા ઉપર રચાયેલું લોકતંત્ર.' રાજ્ય તરફના કોઈ પણ પ્રકારના દબાણ કે બળજબરીને એમાં સ્થાન નહોતું. થોરો નામના એક અમેરિકને કહ્યું છે કે, 'જે બિલકુલ શાસન નથી કરતી તે સરકાર ઉત્તમ છે અને જ્યારે મનુષ્યો એને માટે યોગ્ય બનશે ત્યારે તેમને એવા જ પ્રકારની સરકાર પ્રાપ્ત થશે.'

સમાજની પ્રત્યેક વ્યક્તિ સંપૂર્ણપણે સ્વતંત્ર હોય, દરેક જણ બીજા બધાના અધિકારો પ્રત્યે આદર દાખવે, સર્વત્ર નિઃસ્વાર્થતાનું વાતાવરણ હોય તથા પરસ્પર સ્વેચ્છાપૂર્વકનો સહકાર હોય — એ આદર્શ તો બહુ જ સુંદર લાગે છે. પરંતુ સ્વાર્થવૃત્તિ અને હિંસાથી ભરેલી આજની દુનિયા તો એનાથી બહુ દૂર છે. કેન્દ્રીય સરકાર હોવી જ ન જોઈએ અથવા તે હોય તો ઓછામાં ઓછું શાસન કરનારી હોવી જોઈએ એ પ્રકારની અરાજકતાવાદીઓની માગણી લોકો નિરંકુશ અને આપખુદ રાજ્યતંત્ર નીચે લાંબા વખતથી પીડાઈ રહ્યા હતા તેને પરિણામે ઉદ્ભવી હોવી જોઈએ. રાજ્યતંત્રે તેમને ચગદી નાખ્યા હતા તથા તેમના ઉપર ભારે ત્રાસ વર્તાવ્યો હતો એટલે તેમને લાગ્યું કે

રાજ્યતંત્ર હોવું જ ન જોઈએ. વળી અરાજકતાવાદીઓને એમ લાગતું હતું કે કોઈ પણ પ્રકારના સમાજવાદમાં પણ રાજ્ય એ ઉત્પાદનનાં બધાં સાધનોનું માલિક બનવાનું એટલે તે પોતે પણ આપખુદ બનવાનો સંભવ છે. આમ અરાજકતાવાદીઓ એક પ્રકારના સમાજવાદીઓ હતા પરંતુ તેઓ સ્થાનિક તેમ જ વ્યક્તિની સ્વતંત્રતા ઉપર અતિશય ભાર મૂકતા હતા. મોટા ભાગના સમાજવાદીઓ પણ અરાજકતાવાદીઓના મતને દૂરના ભવિષ્યના આદર્શ તરીકે સ્વીકારવા તૈયાર હતા પરંતુ વચગાળાના સમયમાં થોડા વખત માટે તો સમાજવાદમાં પણ બળવાન અને કેન્દ્રીય રાજ્યતંત્રની આવશ્યકતા છે એવી તેમની માન્યતા હતી. આમ, સમાજવાદ અને અરાજકતાવાદ વચ્ચે ભારે તફાવત હતો એ ખરું પરંતુ ઉભય કેટલીક બાબતોમાં સંમત હતા.

આધુનિક હુન્નર-ઉદ્યોગોને પરિણામે સંગઠિત મજૂરવર્ગ પેદા થયો. અરાજકતાવાદ એના મૂળભૂત સિદ્ધાંતોને કારણે જ વ્યવસ્થિત રીતે સંગઠિત ચળવળ ન બની શકી. જ્યાં આગળ મજૂર મહાજનો અને એવી બીજી સંસ્થાઓ વિકસતી હતી તેવા ઉદ્યોગપ્રધાન દેશોમાં અરાજકતાવાદી વિચારોનો ફેલાવો ન થઈ શક્યો. આમ ઇંગ્લંડ તેમ જ જર્મનીમાં ઝાઝા અરાજકતાવાદીઓ નહોતા. પરંતુ દક્ષિણ તથા પૂર્વ યુરોપના હુન્નર-ઉદ્યોગોમાં પછાત રહેલા દેશો આ વિચારોના ફેલાવા માટે વધારે રસાળ ભૂમિરૂપ નીવડ્યા. પરંતુ દક્ષિણ તેમ જ પૂર્વના દેશોમાં પણ જેમ જેમ હુન્નર-ઉદ્યોગો ખીલતા ગયા તેમ તેમ ત્યાં પણ અરાજકતાવાદ ક્ષીણ થતો ગયો. આજે તો એ સિદ્ધાંત લગભગ મૃતપ્રાય થઈ ગયો છે પરંતુ સ્પેન જેવા હુન્નર-ઉદ્યોગ રહિત દેશમાં કંઈક અંશે હજી પણ એનું નામનિશાન રહ્યું છે.

એક આદર્શ તરીકે અરાજકતાવાદ ભલે બહુ સુંદર હોય પરંતુ એણે, કેવળ સહેજમાં ઉત્તેજિત થઈ જાય તેવા તથા અસંતુષ્ટ લોકોને જ નહિ પણ એ ઉમદા આદર્શના ઓઠા નીચે પોતાનો સ્વાર્થ સાધી લેવાનો પ્રયાસ કરનારા લોકોને પણ આશ્રય આપ્યો. વળી એણે એવા પ્રકારની હિંસા પેદા કરી જેને કારણે એની ભારે બદનામી થઈ. આજે પણ અરાજકતાવાદનું નામ લેતાંવેંત લોકોના મનમાં એ હિંસાનું સ્મરણ તાજું થાય છે. તેમની મરજી મુજબ સમાજનું પરિવર્તન કરવામાં નિષ્ફળ નીવડતાં કેટલાક અરાજકતાવાદીઓએ તેનો પ્રચાર કરવાનો એક વિચિત્ર પ્રકારનો ઉપાય અજમાવવાનો સંકલ્પ કર્યો. આ ઉપાય 'કાર્ય દ્વારા પ્રચાર કરવા'નો હતો. એ અનુસાર બહાદુરીથી દમનનો વિરોધ કરીને તથા પોતાના પ્રાણની આહુતિ આપીને વીરતાભર્યું દૃષ્ટાંત રજૂ કરી તેઓ સમાજ ઉપર અસર કરવા ધારતા. આ ભાવનાથી પ્રેરાઈને અનેક સ્થળોએ તેમણે બંડ કરાવ્યાં. જેમણે એમાં ભાગ લીધો તેઓ તત્કાળ સફળતાની અપેક્ષા નહોતા રાખતા. પોતાના ધ્યેયને ખાતર આ વિચિત્ર પ્રકારનો

પ્રચાર કરવાને અર્થે તેમણે પોતાના જીવનનું જોખમ વહોર્યું. અલબત, એ બંડો તો શમાવી દેવામાં આવ્યાં પરંતુ ત્યાર પછી વ્યક્તિગત અરાજકતાવાદીઓએ ત્રાસવાદનો આશરો લેવા માંડ્યો. તેમણે બૉમ્બ ફેંકવા માંડ્યા તથા રાજાઓ અને ઉચ્ચ દરજ્જાના અમલદારોને ગોળીથી ઠાર કરવાનું શરૂ કર્યું. આ બેવકૂફીભરી હિંસા દેખીતી રીતે જ તેમની ઘટતી જતી તાકાત અને નિરાશાના ચિહ્નરૂપ હતી. ધીમે ધીમે ૧૯મી સદીના અંત સુધીમાં અરાજકતાવાદનો એક ચળવળ તરીકે અંત આવ્યો. બૉમ્બ ફેંકવાની પદ્ધતિ તથા 'કાર્ય દ્વારા પ્રચાર'ની રીતને મોટા ભાગના આગેવાન અરાજકતાવાદીઓએ નાપસંદ કરી એટલું જ નહિ પણ તેમણે તેનો ઇન્કાર કર્યો.

કેટલાક સુપ્રસિદ્ધ અરાજકતાવાદીઓનાં નામ હું તને જણાવીશ. એ વસ્તુ ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે, મોટા ભાગના આ અરાજકતાવાદી આગેવાનો તેમના ખાનગી જીવનમાં અતિશય નમ્ર, આદર્શવાદી અને પ્રીતિપાત્ર પુરુષો હતા. શરૂઆતના અરાજકતાવાદીઓનો નેતા પ્રુદોમ નામનો એક ફ્રાંસવાસી હતો. તે ૧૮૦૯થી ૧૮૬૫ની સાલ સુધી જીવ્યો હતો. એનાથી ઉંમરમાં કંઈક નાનો માઈકલ બાકુનીન નામનો રશિયન ઉમરાવ હતો. તે યુરોપના અને ખાસ કરીને દક્ષિણ યુરોપના મજૂરોનો લોકપ્રિય નેતા હતો. કાર્લ માર્ક્સ સાથે તેને ઝઘડો થયો અને તેણે તેને તથા તેના અનુયાયીઓને પોતે સ્થાપેલા આંતરરાષ્ટ્રીય સંઘમાંથી કાઢી મૂક્યા. ત્રીજો અરાજકતાવાદી પ્રિન્સ ક્રોપોટકીન પણ રશિયાનો ઉમરાવ હતો. તેને તો આપણા જમાનાનો જ ગણી શકાય. તેણે અરાજકતાવાદ તેમ જ બીજા વિષયો ઉપર બહુ સુંદર પુસ્તકો લખ્યાં છે. ચોથું અને છેલ્લું નામ એનરીકો માલાટેસ્ટાનું છે. તે ઇટાલીનો વતની છે. તેની ઉંમર ૮૦ કરતાં પણ વધારે વરસની છે અને તે ૧૯મી સદીના મહાન અરાજકતાવાદીઓનો છેલ્લો અવશેષ છે.

માલાટેસ્ટા વિષે એક બહુ મજાની વાત છે જે મારે તને કહેવી જોઈએ. ઇટાલીમાં એક અદાલતમાં તેના ઉપર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. તેમાં સરકારી વકીલે એવી દલીલ કરી કે તે પ્રદેશના મજૂરવર્ગમાં માલાટેસ્ટાનો બહુ ભારે પ્રભાવ છે અને તેને પરિણામે તેમનું ચારિત્ર્ય સાવ બદલાઈ ગયું છે. તેમનામાંથી ગુનેગાર વૃત્તિ બિલકુલ નિર્મૂળ થઈ ગઈ છે અને ગુનાઓનું પ્રમાણ અતિશય ઘટી ગયું છે. જો ગુનાઓ બિલકુલ બંધ થઈ જાય તો પછી અદાલતો કરશે શું? એટલે માલાટેસ્ટાને કેદમાં પૂરી દેવો જોઈએ! અને સાચે જ એ ગુના માટે તેને ૭ માસની કેદની શિક્ષા ફરમાવવામાં આવી હતી.

દુર્ભાગ્યે, અરાજકતાવાદને હિંસા સાથે વધારે પડતો સંડોવવામાં આવ્યો છે; અને લોકો એ હકીકત ભૂલી ગયા છે કે એ તો એક ફિલસૂફી અથવા આદર્શ છે અને સારા સારા ઘણા માણસો ઉપર તેણે અસર પાડી છે.

આપણી આજની અપૂર્ણ દુનિયાનો ખ્યાલ કરતાં આદર્શ તરીકે પણ એ આપણાથી બહુ દૂર છે અને આપણો આધુનિક સુધારો એટલો બધો જટિલ અને અટપટો છે કે આટલા સીધા સાદા ઉપાયથી એનો ઉકેલ કરી શકાય એમ નથી.

## ૧૩૩. કાર્લ માર્ક્સ અને મજૂરોના સંગઠનનો વિકાસ

૧૪ ફેબ્રુઆરી, ૧૯૩૩

૧૯મી સદીના વચગાળામાં યુરોપના મજૂરવર્ગ તથા સમાજવાદી દુનિયામાં એક નવો અને પ્રભાવશાળી પુરુષ આગળ આવ્યો. આ પુરુષ તે કાર્લ માર્ક્સ. એના નામનો ઉલ્લેખ આ પત્રોમાં આગળ થઈ ચૂક્યો છે. તે જર્મન યહૂદી હતો અને ૧૮૧૮ની સાલમાં જન્મ્યો હતો. તેણે કાયદો, તત્ત્વજ્ઞાન તથા ઇતિહાસનું અધ્યયન કર્યું હતું. તેણે એક છાપું કાઢયું હતું અને તેને લીધે તે જર્મન સત્તાધીશોની સાથે અથડામણમાં આવ્યો. પછી તે પૅરિસ ગયો. ત્યાં આગળ તે નવા માણસોના પરિચયમાં આવ્યો અને અરાજકતાવાદ, સમાજવાદ વગેરે નવા વિષયનાં પુસ્તકો તેણે વાંચ્યાં અને પરિણામે તે સમાજવાદી વિચારોનો પુરસ્કર્તા બન્યો. અહીંયાં તે ઇંગ્લંડમાં જઈ વસેલા અને ત્યાં આગળ સુતરાઉ કાપડના ખીલતા જતા ઉદ્યોગમાં ધનિક કારખાનદાર બનેલા ફ્રેડરિક એન્જલ્સ નામના એક જર્મનના સમાગમમાં આવ્યો. એન્જલ્સ પણ પ્રચલિત સામાજિક પરિસ્થિતિથી દુઃખી અને અસંતુષ્ટ થયો હતો અને પોતાની આસપાસ પ્રવર્તી રહેલાં શોષણ તથા દારિદ્રના ઇલાજને શોધવામાં તેનું મન પરોવાયું હતું. ઓવનના વિચારો તથા પરિસ્થિતિ સુધારવાના તેના પ્રયાસોએ તેના ઉપર અસર કરી હતી અને તે ઓવનનો અનુયાયી બન્યો હતો. તે પૅરિસ ગયો ત્યારે કાર્લ માર્ક્સ જોડે તેનો પહેલવહેલો મેળાપ થયો. એને પરિણામે તેના વિચારો બદલાયા. માર્ક્સ અને એન્જલ્સ હમેશને માટે દિલોજાન મિત્ર અને સહકાર્યકર્તા બની ગયા. બંનેના વિચારો એક જ હતા અને સમાન ધ્યેય પ્રાપ્ત કરવા માટે બંનેએ સાથે મળી મન મૂકીને કાર્ય કરવા માંડયું. ઉંમરમાં પણ તેઓ બંને લગભગ સરખા હતા. તેમનો સહકાર એટલો બધો નિકટનો હતો કે તેમણે બહાર પાડેલાં ઘણાંખરાં પુસ્તકો બંનેએ મળીને લખેલાં હતાં.

તે વખતની ફ્રાંસની સરકારે — તે વખતે ત્યાં લૂઈ ફિલીપનો અમલ ચાલુ હતો — માર્ક્સને પૅરિસમાંથી હાંકી કાઢયો પછી તે લંડન ગયો અને ત્યાં ઘણાં વરસો સુધી રહ્યો. અહીં તે બ્રિટિશ મ્યૂઝિયમના પુસ્તકાલયમાં અભ્યાસ કરવામાં ગરક થઈ ગયો. અભ્યાસમાં તેણે ભારે જહેમત ઉઠાવી અને પોતાના

સિદ્ધાંતોને સંપૂર્ણ બનાવ્યા. પછી તેણે એ વિષે લખવાનો આરંભ કર્યો. પરંતુ તે દુનિયાના સામાન્ય વ્યવહારથી અળગા રહી નવા નવા સિદ્ધાંતો ઉપજાવનાર કેવળ એક અધ્યાપક યા તો તત્ત્વચિંતક નહોતો. સમાજવાદની ચળવળની અસ્પષ્ટ વિચારસરણીને તેણે વિકસાવી અને તેને નિશ્ચિત સ્વરૂપ આપ્યું તથા તેની સમક્ષ નિશ્ચિત અને ચોક્કસ વિચારો અને ધ્યેય રજૂ કર્યાં એટલું જ નહિ પણ એ ચળવળ તથા મજૂરોનું સંગઠન કરવામાંયે તેણે સક્રિય અને આગળ પડતો ભાગ લીધો. ૧૮૪૮ની સાલમાં — એ વરસમાં યુરોપમાં ઠેર ઠેર ક્રાંતિ ફાટી નીકળી હતી — બનેલા બનાવોએ સ્વાભાવિક રીતે જ તેના મન ઉપર ભારે અસર કરી. એ જ સાલમાં માર્ક્સ તથા એન્જલ્સ બંનેએ મળીને એક જાહેરનામું બહાર પાડ્યું. એ સામ્યવાદી જાહેરનામા (કૉમ્યુનિસ્ટ મૅનિફેસ્ટો) તરીકે ઓળખાયું અને જગમશહૂર બન્યું. એમાં તેમણે ફ્રાંસની મહાન ક્રાંતિ તથા તે પછી ૧૮૩૦ અને ૧૮૪૮ની સાલમાં થયેલાં બંડોના મૂળમાં રહેલા ખ્યાલોની ચર્ચા કરી છે તથા એ ખ્યાલો તે સમયની પ્રચલિત પરિસ્થિતિ માટે અધૂરા છે તથા તેની સાથે સુસંગત નથી એમ બતાવી આપ્યું છે. એમાં તેમણે તે સમયે પ્રચલિત થયેલી સ્વતંત્રતા, સમાનતા તથા ભ્રાતૃભાવની લોકશાસનવાદી ઘોષણાઓની સમાલોચના કરી છે અને બતાવી આપ્યું છે કે એમને આમ વર્ગની સાથે કશીયે લેવાદેવા નથી; એ ઘોષણાઓ તો કેવળ મધ્યમવર્ગી રાજ્યના એક રૂપાળા આચ્છાદન સમાન છે. પછી તેમણે સમાજવાદની તેમની પોતાની વિચારસરણી ટૂંકમાં રજૂ કરી છે અને સૌ મજૂરોને આ પ્રમાણેની હાકલ કરીને પોતાનું જાહેરનામું પૂરું કર્યું છે: 'સમગ્ર દુનિયાના કામદારો એકત્ર થાઓ. તમારે તમારી જંજીરો સિવાય બીજું કશું ગુમાવવાનું નથી અને આખી દુનિયા સર કરવાની છે!'

આ સક્રિય કાર્ય માટેની હાકલ હતી. એ પછી માર્ક્સે છાપામાં લેખો લખીને તથા ચોપાનિયાંઓ દ્વારા અવિરત પ્રચાર કરવા માંડ્યો તથા જુદા જુદા મજૂર સંઘોને એકત્ર કરવાના પ્રયત્નો આરંભ્યા. યુરોપમાં ભારે કટોકટી નજદીક આવી રહી છે એવું તેને લાગતું હતું. આથી તેનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકાય એટલા માટે મજૂરો તૈયાર રહે એવું તે ચહાતો હતો. તેના સમાજવાદી સિદ્ધાંતો અનુસાર મૂડીવાદી વ્યવસ્થાને પરિણામે કટોકટી અનિવાર્ય હતી. ૧૮૫૪ની સાલમાં ન્યૂયૉર્કના એક છાપામાં લખતાં માર્ક્સ જણાવે છે કે,

'આમ છતાંયે યુરોપમાં છઠ્ઠી સત્તા પણ છે તે આપણે ભૂલવું ન જોઈએ. એ સત્તા કેટલાક પ્રસંગોએ કહેવાતી પાંચ 'મહાન સત્તાઓ' ઉપર પણ પ્રભુત્વ ધરાવે છે અને તે બધીને થથરાવી મૂકે છે. આ સત્તા તે ક્રાંતિ. લાંબા સમય સુધી એકાંતવાસ સેવ્યા પછી ભૂખમરો અને કટોકટી ભરી સ્થિતિને કારણે ફરી પાછી તે રણક્ષેત્ર ઉપર આવીને ઊભી છે. . . . હવે તો એક ઇશારાની જરૂર રહી છે. એ ઇશારો મળતાં વેંત ઑલિમ્પિક પર્વતના શિખર ઉપર વસતી મિનર્વાની પેઠે આ છઠ્ઠી અને યુરોપની

સૌથી બળવાન સત્તા ચકચકિત બખતર પહેરી, હાથમાં તલવાર ધારણ કરી આગળ આવશે. યુરોપ ઉપર ઝઝૂમી રહેલું યુદ્ધ એ ઇશારો આપશે.'

યુરોપ ઉપર ઝઝૂમી રહેલી ક્રાંતિની બાબતમાં માર્ક્સની ભવિષ્યવાણી સાચી ન પડી. તેણે આ લખ્યા પછી યુરોપના એક ભાગમાં ક્રાંતિ થતાં ૬૦ કરતાંયે વધારે વરસ લાગ્યાં અને તે પણ એક વિશ્વયુદ્ધ તેની વહારે ધાયું ત્યાર પછી જ. આપણે આગળ જોઈ ગયાં છીએ કે, ૧૮૭૧ની સાલમાં પૅરિસ કોમ્યુનનો ક્રાંતિકારક અખતરો ઘાતકી રીતે કચરી નાખવામાં આવ્યો હતો.

૧૮૬૪ની સાલમાં માર્ક્સે લંડનમાં પચરંગી લોકોની પરિષદ ભરી. એમાં અનેક દળો હતાં અને તે સૌ કંઈક અસ્પષ્ટપણે પોતાને સમાજવાદી કહેવડાવતાં હતાં. એમાંના કેટલાક યુરોપના પરરાજ્યની ધૂંસરી નીચેના દેશોના રાષ્ટ્રભક્તો અને સમાજવાદીઓ હતા. તેઓ તો પોતાના દેશની તાત્કાલિક આઝાદી પ્રાપ્ત કરવાની બાબતમાં વધારે રસ ધરાવતા હતા અને સમાજવાદમાં તેમને ઝાઝી શ્રદ્ધા નહોતી; જ્યારે બીજી બાજુ તેમાં કેટલાક અરાજકતાવાદીઓ હતા જેઓ તાત્કાલિક લડત ઉપાડવાને ઉત્સુક હતા. એ પરિષદમાં માર્ક્સ ઉપરાંત બીજો ભારે પ્રભાવશાળી પુરુષ અરાજકતાવાદી આગેવાન બાકુનીન હતો. તે કેટલાંયે વરસોના સાઇબેરિયાના કારાવાસમાંથી ત્રણેક વરસો ઉપર છટક્યો હતો. ઇટાલી અને સ્પેન જેવા ઉદ્યોગોમાં પછાત દક્ષિણ યુરોપના દેશોમાંથી બાકુનીનના અનુયાયીઓ આવ્યા હતા. તેઓ પ્રચલિત સમાજ-વ્યવસ્થામાં જેમને સ્થાન મળ્યું નહોતું એવા બેકાર બુદ્ધિજીવીઓ તથા ભળતા જ પ્રકારના ક્રાંતિવાદીઓ હતા. માર્ક્સના અનુયાયીઓ જ્યાં આગળ મજૂરોની સ્થિતિ કંઈક ઠીક હતી એવા ઔદ્યોગિક દેશો અને ખાસ કરીને જર્મનીમાંથી આવ્યા હતા. આમ માર્ક્સ કંઈક સારી સ્થિતિના અને સંગઠિત તથા પ્રગતિ કરી રહેલા મજૂર વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતો હતો, જ્યારે બાકુનીન કંગાળ અને અસંગઠિત મજૂરો તથા બુદ્ધિજીવીઓ અને અસંતુષ્ટ લોકોનો પ્રતિનિધિ હતો. માર્ક્સ કાર્ય ઉપાડવાની ઘડી આવે — જે પ્રસંગ થોડા જ વખતમાં આવવાની તે અપેક્ષા રાખતો હતો — ત્યાં સુધી ધીરજપૂર્વક મજૂરોનું સંગઠન કરવાના તથા તેમને પોતાના સમાજવાદી સિદ્ધાંતોનું શિક્ષણ આપવાના મતનો હતો. બાકુનીન અને તેના અનુયાયીઓ તરત જ કાર્ય ઉપાડવાના મતના હતા. એ પરિષદમાં એકંદરે માર્ક્સની જીત થઈ, અને 'આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ'ની સ્થાપના કરવામાં આવી. મજૂરોનો આ પ્રથમ આંતરરાષ્ટ્રીય સંઘ હતો.

ત્રણ વરસ પછી, ૧૮૬૭ની સાલમાં માર્ક્સનો મહાન ગ્રંથ 'કૅપિટલ' જર્મન ભાષામાં પ્રકટ થયો. લંડનમાં તેણે અનેક વરસો સુધી કરેલી સતત મહેનતના પરિણામરૂપ એ ગ્રંથ હતો. એમાં એણે અર્થશાસ્ત્રના પ્રચલિત સિદ્ધાંતોનું પૃથક્કરણ કરીને તેમની સમાલોચના કરી છે તથા પોતાના સમાજવાદી

સિદ્ધાંતો લંબાણથી સમજાવ્યા છે. એ કેવળ શાસ્ત્રીય ગ્રંથ છે. આદર્શવાદ અને અસ્પષ્ટતાનો સંપૂર્ણપણે ત્યાગ કરીને તટસ્થતાથી અને શાસ્ત્રીય રીતે તેણે ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના વિકાસનું નિરૂપણ કર્યું છે. ખાસ કરીને તેણે પ્રચંડ યંત્રોને પરિણામે ઉદ્ભવેલી ઔદ્યોગિક સભ્યતાના વિકાસની ચર્ચા કરી છે અને તેમાંથી વિકાસ યા ઉત્ક્રાંતિ, ઇતિહાસ તથા મનુષ્યસમાજમાં ચાલતા વર્ગવિગ્રહ અંગે કેટલાંક દૂરગામી અનુમાનો તારવ્યાં છે. એથી કરીને માર્ક્સનો આ ચોક્કસ અને તર્કશુદ્ધ સમાજવાદ તે સમયે પ્રચલિત અસ્પષ્ટ, 'ગગનવિહારી' અને 'આદર્શવાદી' સમાજવાદને મુકાબલે 'વૈજ્ઞાનિક સમાજવાદ' કહેવાયો. માર્ક્સનો ગ્રંથ 'કેપિટલ' કંઈ સહેલું સાદું પુસ્તક નથી. સાચે જ એનાથી અઘરા પુસ્તકની કલ્પના કરવી મુશ્કેલ છે. પરંતુ અસંખ્ય લોકોની વિચારસરણી ઉપર અસર કરી તેમની સમગ્ર માન્યતા બદલી એ રીતે મનુષ્યની પ્રગતિ સાધવામાં ફાળો આપનાર ગણ્યાંગાંઠ્યાં પુસ્તકોમાંનું એ એક છે.

૧૮૭૧ની સાલમાં 'પૅરિસ કૉમ્યુન'ની કરુણ ઘટના બની. ઘણું કરીને એ પહેલવહેલો ઇરાદાપૂર્વકનો સમાજવાદી બળવો હતો. એનાથી યુરોપની સરકારો ભડકી ગઈ અને પરિણામે મજૂરોની ચળવળ પ્રત્યે તે વધારે કડક બની. બીજે વરસે માર્ક્સે સ્થાપિત કરેલા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘની સભા મળી અને તેનું મુખ્ય મથક ન્યૂ યૉર્ક ખાતે ફેરવવામાં તે સફળ થયો. એમ કરવામાં દેખીતી રીતે જ માર્ક્સનો આશય બાકુનીનના અરાજકતાવાદી અનુયાયીઓને દૂર કરવાનો હતો. વળી, 'પૅરિસ કૉમ્યુન'ને કારણે ગુસ્સે ભરાયેલી યુરોપની સરકારોના અમલ નીચેના સ્થાનમાં સંઘનું મથક રાખવા કરતાં તે ન્યૂ યૉર્ક રાખવું એ માર્ક્સને વધારે સલામતી ભરેલું લાગ્યું હોવું જોઈએ. પરંતુ પોતાના કેન્દ્રથી આટલે બધે દૂર જઈને આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ ટકી રહે એ સંભવિત નહોતું. તેનું સામર્થ્ય તો યુરોપમાં રહેલું હતું અને યુરોપમાં મજૂર હિલચાલની આકરી કસોટી થઈ રહી હતી. એટલે મજૂરોનો પહેલો આંતરરાષ્ટ્રીય સંઘ ધીમે ધીમે નામશેષ થઈ ગયો.

માર્ક્સવાદ અથવા તો માર્ક્સનો સમાજવાદ યુરોપના સમાજવાદીઓમાં ફેલાયો. ખાસ કરીને જર્મની તથા ઑસ્ટ્રિયામાં તેનો ફેલાવો થયો. અને ત્યાં આગળ તે સામાન્ય રીતે, 'સામાજિક લોકશાહી'ને નામે ઓળખાયો. પરંતુ ઇંગ્લંડે માર્ક્સના સમાજવાદ તરફ પોતાનું વલણ દાખવ્યું નહિ. એ સમયની તેની ભારે સમૃદ્ધિને કારણે કોઈ પણ પ્રગતિશીલ સામાજિક વિચારો તે અપનાવી શકે એમ નહોતું. ફેબિયન સોસાયટી એ ઇંગ્લંડના વિશિષ્ટ પ્રકારના સમાજવાદની પ્રતિનિધિ હતી. તેનો કાર્યક્રમ બહુ હળવો હતો અને ધીમે ધીમે લાંબે ગાળે ફેરફારો કરવાનો તેનો આશય હતો. જ્યૉર્જ બર્નાર્ડ શૉ પણ ફેબિયન સોસાયટીના આરંભના સભ્યોમાંનો એક હતો. 'પ્રગતિની ધીમી ગતિ અનિવાર્ય છે' એવા

સીડની વેબ નામના એક નામીચા ફેબિયનના મશહૂર કથન ઉપરથી આરંભના ફેબિયનોની નીતિનો આપણને કંઈક ખ્યાલ આવી શકે.

પૅરિસ કૉમ્યુનની ઘટનાની અસરમાંથી ફ્રાંસને મુક્ત થતાં અને ત્યાં આગળ સમાજવાદ ફરીથી સક્રિય અને બળવાન બનતાં બાર વરસ લાગ્યાં. પરંતુ આ વખતે તેણે ત્યાં આગળ નવું સ્વરૂપ ધારણ કર્યું. એ સમાજવાદ તથા અરાજકતાવાદનું સંકર સ્વરૂપ હતું. એ સમાજવાદ 'સિંડિકેલિઝમ' એટલે કે સંઘવાદના નામથી ઓળખાય છે. ફ્રેંચ ભાષાના 'સિંડિકેટ' શબ્દ ઉપરથી એ નામ બન્યું છે. 'સિંડિકેટ'નો અર્થ મજૂરોનું મંડળ અથવા મજૂર સંઘ એવો થાય છે. સમાજવાદનો સિદ્ધાંત એવો હતો કે, સમગ્ર સમાજના પ્રતિનિધિ તરીકે ઉત્પાદનનાં સાધનોની એટલે કે જમીન અને કારખાનાંઓ વગેરેની માલકી રાજ્યની હોવી જોઈએ અને તેમના ઉપર રાજ્યનો કાબૂ હોવો જોઈએ. ઉત્પાદનનાં સાધનો કેટલા પ્રમાણમાં સામાજિક માલકીનાં કરવાં એ બાબતમાં થોડોઘણો મતભેદ હતો. અંગત યા વ્યક્તિગત માલકીનાં એવાં કેટલાંયે ઓજારો અને ઘરગતુ યંત્રો હોય છે. તેમને સમાજની માલકીનાં બનાવી દેવાં એ તો સાવ બેહૂદું હતું. પરંતુ એક બાબતમાં બધા સમાજવાદીઓ સંમત હતા કે, જે કોઈ વસ્તુનો બીજાઓની મજૂરી વડે અંગત યા વ્યક્તિગત નફો કરવામાં ઉપયોગ થઈ શકે તે બધી વસ્તુઓ સમાજની માલકીની બનાવી દેવી જોઈએ એટલે કે તેમને રાજ્યની મિલકત બનાવી દેવી જોઈએ. અરાજકતાવાદીઓની પેઠે 'સિંડિકેલિસ્ટ' લોકોને એટલે કે સંઘવાદીઓને રાજ્ય પ્રત્યે અણગમો હતો અને તેથી તેઓ રાજ્યની સત્તા મર્યાદિત કરવા ચહાતા હતા. દરેક ઉદ્યોગ ઉપર તે તે ઉદ્યોગમાં કામ કરતા મજૂરોનો એટલે કે તેમના સંઘ (સિંડિકેટ)નો કાબૂ હોય એવું માગતા હતા. તેમની કલ્પના એવી હતી કે દરેક ઉદ્યોગનો મજૂર સંઘ (સિંડિકેટ) પોતપોતાના પ્રતિનિધિ ચૂંટીને મધ્યસ્થ સભામાં મોકલે. એ મધ્યસ્થ સભા એક પ્રકારની પાર્લમેન્ટ બને અને તે આખા દેશને લગતી બધી બાબતોનો વહીવટ કરે. પરંતુ તેને ઉદ્યોગના આંતરિક વહીવટમાં માથું મારવાની સત્તા ન હોય. આ પરિસ્થિતિ આણવા માટે સંઘવાદીઓ સાર્વત્રિક હડતાલ પાડવાની તથા દેશના વ્યવહારને સ્થગિત કરવાની અને એ રીતે પોતાનો હેતુ બર લાવવાની હિમાયત કરતા. માકર્સના અનુયાયીઓ સંઘવાદને બિલકુલ પસંદ કરતા નહોતા. પરંતુ વિચિત્ર વાત તો એ છે કે સંઘવાદીઓ માકર્સને (તેના મરણ પછી) પોતાનામાંનો એક ગણતા.

માકર્સ લગભગ ૫૦ વરસ પૂર્વે ૧૮૮૩ની સાલમાં મરણ પામ્યો. એ સમય દરમ્યાન ઇંગ્લંડ, જર્મની તેમ જ બીજા ઔદ્યોગિક દેશોમાં બળવાન મજૂર મહાજનો અથવા સંઘો ઊભા થવા પામ્યા હતા. ઇંગ્લંડના ઉદ્યોગોની ચડતીના દિવસો વીતી ગયા હતા અને જર્મની તથા અમેરિકાની હરીફાઈને

કારણે તેમની પડતી થવા લાગી હતી. અમેરિકામાં કુદરતી અનુકૂળતા બહુ ભારે હતી. એની ત્યાંના ઉદ્યોગોના ઝડપી વિકાસમાં ભારે મદદ મળી. જર્મનીમાં રાજકીય આપખુદી (જોકે કમજોર અને નમાલી પાર્લમેન્ટની તેના ઉપર કંઈક અસર હતી.) અને ઔદ્યોગિક પ્રગતિ એ બેનો કંઈક વિચિત્ર મેળ સધાયો હતો. બિસ્માર્કની રાહબરી નીચેની જર્મન સરકાર તથા તે પછીની સરકારોએ પણ ઉદ્યોગોને અનેક રીતે સહાય કરી હતી અને કેટલાક સામાજિક સુધારાઓનો અમલ કરીને મજૂર વર્ગને પોતાનો કરી લેવાની કોશિશ કરી હતી. આવા સુધારાઓથી ત્યાંના મજૂરોની સ્થિતિ સુધરવા પામી હતી. એ જ રીતે ઇંગ્લંડના વિનીતોએ પણ સામાજિક સુધારાના કેટલાક કાયદાઓ પસાર કરીને મજૂરોના કામના કલાકો ઘટાડ્યા અને તેમની દશા કંઈક અંશે સુધારી. આબાદીના દિવસોમાં તો આ પદ્ધતિ સફળ નીવડી અને ઇંગ્લંડના મજૂરો નરમ અને દબાયેલા રહ્યા તથા પાર્લમેન્ટના વિનીત સભ્યોને વફાદારીપૂર્વક પોતાના મતો આપતા રહ્યા. પરંતુ ૧૮૮૦ની સાલ પછી બીજા દેશોની હરીફાઈએ ઇંગ્લંડની આબાદીના લાંબા યુગનો અંત આણ્યો. એને લીધે ઇંગ્લંડમાં વેપારની મંદી આવી અને મજૂરોની મજૂરીના દર ઘટી ગયા એથી કરીને મજૂરવર્ગમાં ફરીથી જાગ્રતિ આવી અને વાતાવરણમાં ક્રાંતિની ભાવના પ્રસરી. ઇંગ્લંડમાં ઘણા લોકોની નજર માર્ક્સવાદ તરફ વળી.

૧૮૮૯ની સાલમાં મજૂરોનો આંતરરાષ્ટ્રીય સંઘ સ્થાપવાનો બીજો પ્રયત્ન થયો. હવે ઘણા મજૂરસંઘો તથા મજૂરપક્ષો બળવાન અને સાધનસંપન્ન બન્યા હતા અને તેઓ પોતાની પ્રવૃત્તિને અંગે સંખ્યાબંધ પગારદાર અમલદારો પણ રાખતા હતા. ૧૮૮૯ની સાલમાં સ્થપાયેલો આ આંતરરાષ્ટ્રીય સંઘ (હું ધારું છું કે, તે સમયે એ મજૂરોનો સમાજવાદી આંતરરાષ્ટ્રીય સંઘ કહેવાતો હતો) બીજા આંતરરાષ્ટ્રીય સંઘ તરીકે ઓળખાય છે. મહાયુદ્ધ આવ્યું ત્યાં સુધી એટલે કે, લગભગ પા સદી તે ટક્યો. એ યુદ્ધે તેની કસોટી કરી પણ એ કસોટીમાંથી તે પાર ઊતરી શક્યો નહિ. એ સંઘમાં એવા ઘણા લોકો હતા જેમણે પછીથી પોતપોતાના દેશમાં રાજ્યના મોટા મોટા હોદ્દા સ્વીકાર્યા. કેટલાકોએ પોતાની પ્રગતિ સાધવામાં મજૂર હિલચાલનો ઉપયોગ કર્યો અને પછી તેનો ત્યાગ કર્યો. તેઓ વડા પ્રધાન બન્યા, પ્રમુખ બન્યા અને એવા એવા રાજ્યના બીજા ઊંચા હોદ્દા ધારણ કર્યા અને એ રીતે જીવનમાં સફળતા પ્રાપ્ત કરી. જેમની સહાયથી તેઓ આગળ આવ્યા હતા તથા જેમણે તેમના ઉપર ઇતબાર રાખ્યો હતો તે કરોડો લોકોને તેમણે તરછોડ્યા અને જ્યાંના ત્યાં રહેવા દીધા. આ બધા આગેવાનો, જેમાંના કેટલાક તો પોતાને માર્ક્સના ચુસ્ત અનુયાયીઓ કહેવડાવતા હતા, તથા જહાલ સંઘવાદીઓ પણ પાર્લમેન્ટમાં દાખલ થયા અથવા તો મજૂરસંઘોના ભારે પગારદાર અધિકારીઓ

બન્યા. પોતાનું આસાએશભર્યું પદ છોડીને અવિચારી કાર્યોમાં ઝંપલાવવાનું તેમને માટે હવે વધારે ને વધારે મુશ્કેલ થતું ગયું. એટલે તેઓ ઠંડા પડી ગયા અને જ્યારે કોઈ પણ ઇલાજ બાકી ન રહ્યો ત્યારે જીવ પર આવી જઈને મજૂરવર્ગ ક્રાંતિવાદી બન્યો અને કંઈક સક્રિય પગલું ભરવાની માગણી કરવા લાગ્યો ત્યારે તેમણે તેને દાબી રાખવાના પ્રયાસો આદર્યા. જર્મનીના સામાજિક લોકશાહીવાદીઓ મહાયુદ્ધ પછી ત્યાંના પ્રજાતંત્રના પ્રમુખ અને ચાન્સેલર બન્યા. ફ્રાંસમાં સાર્વત્રિક હડતાલની હિમાયત કરનાર જહાલ સંઘવાદી બ્રિયાં અગિયાર વખત વડો પ્રધાન બન્યો અને પોતાના જૂના સાથીઓની હડતાલ તેણે કચરી નાખી. ઇંગ્લંડમાં રામ્સે મૅકડોનાલ્ડ વડો પ્રધાન બન્યો અને તેને એ સ્થિતિએ લાવનાર મજૂર પક્ષનો તેણે ત્યાગ કર્યો. સ્વીડન, ડેન્માર્ક, બેલ્જિયમ અને ઑસ્ટ્રિયા વગેરે દેશોમાં પણ એમ જ બન્યું. જેઓ પોતાની આરંભની કારકિર્દીમાં સમાજવાદી હતા એવા સરમુખત્યારો તથા સત્તારૂઢ બની બેઠેલા લોકોથી પશ્ચિમ યુરોપ આજે ભરપૂર છે. વખત જતાં એ લોકો મોળા પડ્યા અને ધ્યેય માટેનો પોતાનો શરૂઆતનો ઉત્સાહ તેઓ ભૂલી ગયા એટલું જ નહિ પણ કેટલીક વાર તો તેઓ પોતાના જૂના સાથીઓની પણ સામે પડ્યા. ઇટાલીનો કર્તાહર્તા મુસોલીની પહેલાં સમાજવાદી હતો; પોલૅન્ડનો સરમુખત્યાર પિલ્સુદ્સ્કી પણ સમાજવાદી હતો.

તેના નેતાઓ અને આગેવાન કાર્યકર્તાઓ આ રીતે તેમની પાસેથી ખસી ગયા તેથી મજૂર ચળવળ તેમ જ રાષ્ટ્રીય આઝાદીની ઘણીખરી ચળવળોને હાનિ પહોંચી છે. થોડા વખત પછી મજૂરો થાકી જાય છે અને ફતેહ ન મળવાને કારણે કંટાળી જાય છે; અને શહીદીની પોકળ કીર્તિનું તેમને લાંબા કાળ સુધી આકર્ષણ રહેતું નથી. તેઓ ઠંડા પડી જાય છે અને તેમના ઉત્સાહનું જોમ મંદ પડે છે. એમાંના કેટલાક વધારે પડતા મહત્ત્વાકાંક્ષી અને અનીતિમાન લોકો સામા પક્ષમાં ભળી જાય છે અને જેમનો તેઓ આજ સુધી વિરોધ કરતા આવ્યા હતા તથા જેમની સાથે લડયાઝઘડયા હતા તેમની જોડે તેઓ વ્યક્તિગત સમજૂતી ઉપર આવે છે. માણસ જે કંઈ કરવા ચહાતો હોય તે બાબતમાં પોતાના અંતરાત્માનું સાંત્વન કરવું એ તો સહેલ વાત છે. આગેવાનોના આ રીતના ખસી જવાથી ચળવળને હાનિ પહોંચે છે અને તે પાછી પડે છે. અને મજૂરોના દુશ્મનો તથા આઝાદી ઝંખતી પ્રજાઓનું દમન કરનારાઓ આ વાત બરાબર જાણતા હોવાથી અનેક પ્રકારનાં પ્રલોભનો તથા મીઠી વાણીથી તેઓ તેમના વિરોધીઓમાંના કેટલાકને વ્યક્તિગત રીતે મનાવી લઈને પોતાના પક્ષમાં ભેળવી દેવા કોશિશ કરે છે. પરંતુ આ વ્યક્તિગત મનામણાં તથા મીઠી વાણીથી મજૂર સમુદાયને કે આઝાદી માટે મથતી દલિત પ્રજાને કશી રાહત મળતી નથી. આમ, વ્યક્તિઓ તેમાંથી ખસી જાય અને

વખતોવખત તેને નિષ્ફળતા મળે તે છતાંયે લડત તો અનિવાર્યપણે પોતાના નિશ્ચિત ધ્યેય તરફ પ્રગતિ કરતી જ રહે છે.

૧૮૮૯ની સાલમાં શરૂ કરવામાં આવેલા બીજા આંતરરાષ્ટ્રીય મજૂર-સંઘની સંખ્યા તેમ જ પ્રતિષ્ઠામાં વૃદ્ધિ થવા પામી. થોડાં વરસો બાદ માલા-ટેસ્ટાના અરાજકતાવાદી અનુયાયીઓને તેઓ પાર્લમેન્ટમાં જવા માટેના મતાધિકારનો લાભ ઉઠાવવા તૈયાર નહોતા એટલા માટે સંઘમાંથી કાઢી મૂકવામાં આવ્યા. બીજા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘના સમાજવાદીઓએ પોતાના વર્તનથી એ પુરવાર કર્યું કે તેમની સહિયારી લડતના પહેલાંના સાથીઓનો સંબંધ ટકાવી રાખવા કરતાં પાર્લમેન્ટની પ્રવૃત્તિ તેમને વધારે પસંદ હતી. યુરોપમાં યુદ્ધ ફાટી નીકળે એ પ્રસંગે સમાજવાદીઓની ફરજ વિષે તેમણે ઉદ્દામ નિવેદનો કર્યાં હતાં. પોતાના કાર્યને અંગે સમાજવાદીઓ દેશ કે રાષ્ટ્રની સરહદને માન્યતા આપતા નહોતા. એ શબ્દના સામાન્ય અર્થમાં તેઓ રાષ્ટ્રવાદીઓ નહોતા. તેઓ યુદ્ધનો સામનો કરવાની વાતો કરતા હતા. પરંતુ ૧૯૧૪ની સાલમાં યુદ્ધ ખરેખર ફાટી નીકળ્યું ત્યારે બીજા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘનું આખું તંત્ર કકડી પડ્યું અને બધા દેશોના સમાજવાદીઓ તથા મજૂરપક્ષો — ક્રોપોટકીન જેવા અરાજકતાવાદીઓ સુધ્ધાં — ઝનૂની રાષ્ટ્રવાદીઓ બની ગયા અને બીજા લોકોની પેઠે તેઓ પણ ઇતર દેશોને ધિક્કારતા થઈ ગયા. માત્ર ગણ્યાગાંઠ્યા લોકોએ યુદ્ધનો વિરોધ કર્યો અને એને પરિણામે તેમને અનેક રીતે ભારે સંકટો વેઠવાં પડ્યાં — કેટલાકને તો લાંબા સમય સુધી કારાવાસ પણ સેવવો પડ્યો.

યુદ્ધ પૂરું થયા બાદ ૧૯૧૯ની સાલમાં લેનીને મોસ્કોમાં નવો આંતર-રાષ્ટ્રીય મજૂરસંઘ સ્થાપ્યો. એ કેવળ સામ્યવાદીઓની સંસ્થા હતી. જેઓ છડેચોક સામ્યવાદી હોય તેઓ જ એમાં જોડાઈ શકે એમ હતું. આ આંતર-રાષ્ટ્રીય મજૂરસંઘ હજીયે ચાલુ છે અને તે ત્રીજો આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ કહેવાય છે. યુદ્ધ પૂરું થયા પછી જૂના બીજા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘના અવશેષરૂપ લોકો પણ ધીમે ધીમે એકત્ર થયા. મોસ્કોના નવા ત્રીજા આંતર-રાષ્ટ્રીય મજૂરસંઘમાં તો એમાંના બહુ જૂજ લોકો જોડાયા. એમાંના મોટા ભાગના લોકોને તો મોસ્કો તેમ જ તેના સિદ્ધાંતો પ્રત્યે તીવ્ર અણગમો હતો. તેઓ તો થોડેઘણે અંશે પણ તે તરફ જવા નારાજ હતા. તેમણે બીજો આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ ફરીથી ચાલુ કર્યો. એ સંઘ પણ આજે ચાલુ છે. આમ આજે મજૂરોની બે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ મોજૂદ છે. અને તે ટૂંકમાં બીજા તથા ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘના નામથી ઓળખાય છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે એ બંને સંઘો માર્ક્સના અનુયાયી હોવાનો દાવો કરે છે પરંતુ તેઓ બંને માર્ક્સના સિદ્ધાંતોના પોતપોતાનો જુદો અર્થ કરે છે; અને

છતાં તેઓ ઉભયના સામાન્ય શત્રુ મૂડીવાદ કરતાંયે એકબીજાને વધારે ધિક્કારે છે.

આ આંતરરાષ્ટ્રીય મજૂરસંઘોમાં દુનિયાભરનાં બધાં મજૂર મહાજનો અથવા તો મજૂરોની સંસ્થાઓનો સમાવેશ થતો નથી. એમાંનાં ઘણાંખરાં તો એ બંને સંઘોથી અલગ છે. અમેરિકાનાં મજૂર મહાજનો તેમનાથી અળગાં રહ્યાં છે કેમ કે ત્યાંનાં ઘણાંખરાં મહાજનો જુનવાણી વિચારનાં છે. હિંદનાં મજૂરમહાજનો પણ એકે સંઘમાં જોડાયાં નથી.

કદાચ 'આંતરરાષ્ટ્રીય' ગીત વિષે તું જાણતી હશે. એ દુનિયાભરના કામદારો તથા સમાજવાદીઓએ પોતાનું માન્ય કરેલું ગીત છે.

## ૧૩૪. માર્ક્સવાદ

૧૬ ફેબ્રુઆરી, ૧૯૩૩

મારા આગલા પત્રમાં, યુરોપની સમાજવાદી દુનિયામાં અતિશય ઉત્પાત મચાવી મૂકનાર માર્ક્સના વિચારો વિષે તને કંઈક કહેવાનો મારો ઇરાદો હતો. પરંતુ એ પત્ર બહુ લાંબો થઈ ગયો એટલે મારે એ વાત મુલતવી રાખવી પડી. એ વિષય અંગે લખવું એ મારે માટે સહેલું નથી કેમકે એમાં હું નિષ્ણાત નથી. પણ વાત એમ છે કે, એ બાબતમાં તો એના નિષ્ણાતો અને પંડિતોમાં પણ મતભેદ છે. હું તો તને માર્ક્સવાદની માત્ર પ્રધાન ખાસિયતો જણાવીશ અને તેનો મુશ્કેલ ભાગ છોડી દઈશ. એથી તને એનો કંઈક ભાંગ્યોતૂટ્યો ખ્યાલ આવશે. પરંતુ વાત એમ છે કે, આ પત્રોમાં કોઈ પણ વિષયનું વિગતવાર અને પૂર્ણ ચિત્ર રજૂ કરવાની મારી ધારણા છે જ નહિ.

હું તને કહી ગયો છું કે સમાજવાદના અનેક પ્રકારો છે. પરંતુ સામાન્ય રીતે ધ્યેયની બાબતમાં બધા એકમત છે અને બધા જ જમીન, કારખાનાં, ખાણો અને એવાં બીજાં ઉત્પાદનનાં સાધનો, બેંક અને એવી બીજી સંસ્થાઓ તથા રેલવે વગેરે જેવાં વહેંચણીનાં સાધનોને રાજ્યના અંકુશ નીચે મૂકવા ચાહે છે. એનો આશય એ છે કે, વ્યક્તિઓને પોતાના અંગત લાભ માટે આ સાધનો, સંસ્થાઓ તથા બીજાઓની મજૂરીનો ઉપયોગ કરવા ન દેવો. આજે એમાંનાં ઘણાંખરાં ખાનગી માલકી નીચે છે અને ખાનગી રીતે તેમનો ઉપયોગ કરવામાં આવે છે. એનું પરિણામ એ આવે છે કે થોડાક લોકો આબાદ અને તવંગર બને છે પરંતુ એથી આખા સમાજને એકંદરે નુકસાન થાય છે અને જનસમુદાય તો ગરીબનો ગરીબ જ રહે છે. વળી આજે તો આ ઉત્પાદનનાં સાધનોના માલિકો તથા તેમનું નિયંત્રણ કરનારાઓની પાસ ઘણી શક્તિ

જીવલેણ સ્પર્ધામાં ઊતરી લડવામાં વેડફાઈ જાય છે. આ આપસઆપસની લડાઈને બદલે ઉત્પાદનની સમજપૂર્વકની વ્યવસ્થા અને વહેંચણીની વિચારપૂર્વકની યોજના કરવામાં આવે તો બગાડ અને નકામી હરીફાઈ ટાળી શકાય અને દુનિયામાં વર્ગ વર્ગ અને પ્રજા પ્રજા વચ્ચે આજે પ્રવર્તતી સંપત્તિની ભારે અસમાનતા પણ ટળી જાય. એટલા માટે ઉત્પાદન, વહેંચણી તથા ઇતર મહત્ત્વની પ્રવૃત્તિઓ મોટે ભાગે સમાજના અથવા તો રાજ્યના નિયંત્રણ નીચે હોવી જોઈએ — મતલબ કે તે સમગ્ર પ્રજાના કાબૂ નીચે હોવી જોઈએ. સમાજવાદનો આ મૂળભૂત સિદ્ધાંત છે.

સમાજવાદી વ્યવસ્થામાં રાજ્ય અથવા રાજ્યતંત્રનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ વળી જુદો જ સવાલ છે પરંતુ હાલ આપણે એમાં ન ઊતરીએ. જોકે એ પણ અતિશય મહત્ત્વની બાબત છે.

સમાજવાદના ધ્યેય વિષે સંમત થયા પછી, એ સિદ્ધ કેવી રીતે કરવું એ બીજી વસ્તુ નક્કી કરવાની રહે છે. આ બાબતમાં સમાજવાદીઓ એકબીજાથી જુદા પડે છે અને તેમનાં જુદાં જુદાં દળો એના ભિન્ન ભિન્ન માર્ગો સૂચવે છે. એમના મુખ્યત્વે કરીને બે વિભાગો પાડી શકાય: (૧) ધીમે ધીમે પરિવર્તન અને વિકાસ કરવા ચહાતો પક્ષ. બ્રિટિશ મજૂર પક્ષ અને ફેબિયન સોસાયટીના સભ્યોની માફક એ પક્ષ એક પછી એક ડગલું ભરીને આગળ વધવામાં તથા પાર્લમેન્ટની મારફતે કાર્ય કરવામાં માને છે; (૨) અને બીજો ક્રાંતિવાદી પક્ષ. એ પક્ષના લોકો પાર્લમેન્ટ મારફતે કશી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે એમ માનતા નથી. આ બીજા પક્ષના લોકો મોટે ભાગે માકર્સના અનુયાયીઓ છે.

આમાંના પહેલા વિભાગમાં વિકાસવાદી દળોની સંખ્યા બહુ ઘટી ગઈ છે. ખુદ ઇંગ્લંડમાં પણ તેઓ નબળા પડતા જાય છે અને તેમની તથા વિનીતો, અને બિન–સમાજવાદી પક્ષો વચ્ચેનો ભેદ લુપ્ત થતો જાય છે. એટલે હવે તો માકર્સવાદને જ બધા સમાજવાદીઓનો મત ગણી શકાય. પરંતુ યુરોપમાં ખુદ માકર્સવાદીઓના પણ બે મુખ્ય પક્ષો છે. એક તરફ રશિયાના સામ્યવાદીઓ છે અને બીજી બાજુ જર્મની, ઑસ્ટ્રિયા અને ઇતર દેશોના પુરાણા ‘સામાજિક લોકશાહીવાદીઓ’ છે અને એ બે વચ્ચે જરા સરખો મેળ નથી. મહાયુદ્ધ દરમ્યાન અને તે પછીના સમયમાં પણ પોતાના સિદ્ધાંતોને ન વળગી રહેવાને કારણે સામાજિક લોકશાહીવાદીઓએ તેમની પહેલેની ઘણીખરી પ્રતિષ્ઠા ગુમાવી હતી. તેમનામાંના કેટલાક વધારે ભાવનાશાળી લોકો સામ્યવાદીઓમાં ભળી ગયા છે પરંતુ પશ્ચિમ યુરોપના મજૂરસંઘોનું સમર્થ તંત્ર હજી તેમના જ હાથમાં છે. રશિયામાં મળેલી સફળતાને કારણે સામ્યવાદી મત આજે પ્રગતિ કરી રહ્યો છે. યુરોપમાં તેમ જ આખી દુનિયામાં તે મૂડીવાદનો મુખ્ય શત્રુ છે.

તો આ માર્ક્સવાદ એ શી વસ્તુ છે? ઇતિહાસ, રાજકારણ, અર્થશાસ્ત્ર તથા મનુષ્યજીવન અને મનુષ્યની કામનાઓનું રહસ્ય સમજાવવાની તે એક પદ્ધતિ છે. એ એક સિદ્ધાંત છે તેમ જ કાર્ય માટેની હાકલ પણ છે. મનુષ્ય-જીવનની ઘણીખરી પ્રવૃત્તિઓનું રહસ્યસ્ફોટન કરનાર એ એક ફિલસૂફી છે. મનુષ્યના ભૂત, વર્તમાન તથા ભવિષ્યના ઇતિહાસને નસીબ કે કિસ્મતના અફર કાયદાની જેમ કંઈક અનિવાર્ય કારણુપરંપરાના રૂપમાં ગોઠવી દેવાનો એ પ્રયત્ન છે. જીવન એટલું બધું કારણુપરંપરાબદ્ધ છે કે કેમ અને તેથી તે જડ અને અફર નિયમો તથા પદ્ધતિ ઉપર નિર્ભર છે કે કેમ તે બહુ સ્પષ્ટતાથી જોઈ શકાતું નથી અને ઘણા લોકો એ બાબતમાં શંકાશીલ છે. પરંતુ માર્ક્સે તો ભૂતકાલીન ઇતિહાસનું એક વૈજ્ઞાનિકની પેઠે અવલોકન કર્યું છે અને તેમાંથી કેટલાંક અનુમાનો તારવ્યાં છે. તેણે જોયું કે છેક આરંભકાળથી માણસને પોતાનું જીવન ટકાવવાને અર્થે સંગ્રામ ખેડવો પડતો હતો. એ નિસર્ગ સામેનો તેમ જ તેના જ જેવા બીજા માણસો સામેનો સંગ્રામ હતો. ખોરાક તથા જીવનની ઇતર જરૂરિયાતો મેળવવા માટે માણસ શ્રમ કરતો અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેની એમ કરવાની રીત પણ બદલાતી ગઈ તથા તે ઉત્તરોત્તર વધારે અટપટી અને વિકસિત થતી ગઈ. માર્ક્સના મત પ્રમાણે જીવન ટકાવવાને જરૂરી સાધનો પેદા કરવાની દરેક યુગની આ પદ્ધતિઓ મનુષ્યના તેમ જ સમાજના જીવનમાં અતિશય મહત્ત્વની વસ્તુ છે. ઇતિહાસના દરેક યુગમાં એમનું પ્રભુત્વ હોય છે, તે યુગની દરેક પ્રવૃત્તિ તથા સામાજિક સંબંધો ઉપર તેમની અસર હોય છે અને તેમનામાં ફેરફાર થવાને પરિણામે મોટાં મોટાં ઐતિહાસિક તેમ જ સામાજિક પરિવર્તનો થવા પામે છે. આ પત્રોમાં આવા ફેરફારોની મહાન અસરનું આપણે થોડેઘણે અંશે અવલોકન કર્યું છે. દાખલા તરીકે, પહેલવહેલી ખેતી દાખલ થઈ ત્યારે તેણે સમાજ-જીવનમાં ભારે ફેરફારો કર્યા. ભટકતા ગોપ લોકો ઠરીઠામ થઈને રહેવા લાગ્યા અને તેને પરિણામે શહેરો તથા ગામડાં ઊભાં થયાં. વળી ખેતીની પેદાશ વધી એટલે માલની બચત થવા લાગી. એથી કરીને વસતી વધી, સંપત્તિ તથા આરામ વધ્યાં અને એને લીધે જુદી જુદી કળાઓ તથા હુન્નરોનો ઉદય થવા પામ્યો. એથીયે વિશેષ નજરમાં આવે એવો દાખલો ઔદ્યોગિક ક્રાંતિનો છે. એ સમયે ઉત્પાદનને અર્થે પ્રચંડ યંત્રો દાખલ થયાં અને એને પરિણામે સમાજમાં બીજું મહાન પરિવર્તન થવા પામ્યું. અને આવાં તો બીજાં અનેક ઉદાહરણો છે.

ઇતિહાસના કોઈ પણ યુગની ઉત્પાદનની પદ્ધતિ તે સમયના લોકોએ કરેલા વિકાસની કોટિને અનુરૂપ હોય છે. ઉત્પાદનના આ કાર્ય દરમ્યાન તથા તેને પરિણામે માણસ માણસ વચ્ચે અમુક પ્રકારના (જેમ કે વસ્તુઓનું સાટું,

ખરીદી, વેચાણ અને વિનિમય વગેરે) સંબંધો ઉપસ્થિત થાય છે, અને એ સંબંધો તેમની ઉત્પાદનની પદ્ધતિ અનુસાર નક્કી થાય છે તથા તેને અનુરૂપ હોય છે. આ સંબંધો સમગ્રપણે સમાજનું અર્થતંત્ર અથવા અર્થવ્યવસ્થા બની રહે છે. અને આ અર્થતંત્રની ભૂમિકા અનુસાર કાયદાઓ, રાજકારણ, સામાજિક રૂઢિઓ, વિચારો અને બીજું બધું નિર્માણ થાય છે. એથી કરીને, માકર્સના આ દૃષ્ટિબિંદુ અનુસાર ઉત્પાદનની પદ્ધતિમાં ફેરફાર થાય તે પ્રમાણે સમાજનું અર્થતંત્ર ફેરવાય છે અને એમ થતાં એને પરિણામે લોકોના વિચારો, કાયદાઓ તથા રાજકારણમાં પણ ફેરફાર થાય છે.

વળી માકર્સ ઇતિહાસને ભિન્ન ભિન્ન વર્ગો વચ્ચેના સંઘર્ષ અથવા તો વિગ્રહની નોંધ તરીકે પણ લેખે છે. 'મનુષ્ય સમાજનો ભૂતકાલીન તેમ જ સાંપ્રત ઇતિહાસ એ વર્ગવર્ગ વચ્ચેના વિગ્રહોનો જ ઇતિહાસ છે.' જેના હાથમાં ઉત્પાદનનાં સાધનોનો કાબૂ હોય તે વર્ગનું સમાજ ઉપર પ્રભુત્વ હોવાનું. તે બીજા વર્ગોની મજૂરીનો પોતાને ખાતર ઉપયોગ કરે છે અને તેમાંથી ફાયદો ઉઠાવે છે. મજૂરી કરનારાઓને પોતાની મજૂરીનું પૂરેપૂરું મૂલ્ય અથવા વળતર મળતું નથી. એમાંનો માંડ પેટિયા પૂરતો હિસ્સો તેમને મળે છે અને તેનો બાકી રહેલો વધારાનો ભાગ મજૂરી કરાવનારા વર્ગને હાથ જાય છે. આ રીતે મજૂરી કરાવનાર અથવા તો શોષક વર્ગને મજૂરોની મજૂરીનું ન ચૂકવાયેલું અથવા તો વધારાનું મૂલ્ય મળવાથી તે દિનપ્રતિદિન ધનિક થતો જાય છે. ઉત્પાદન ઉપર કાબૂ ધરાવનાર આ વર્ગનો રાજ્ય તથા રાજ્યતંત્ર ઉપર પણ કાબૂ હોય છે અને આ શાસકવર્ગનું સંરક્ષણ કરવું એ રાજ્યનો પ્રધાન હેતુ બની જાય છે. માકર્સ કહે છે કે, 'રાજ્ય એ તો સમગ્ર શાસકવર્ગના બધાયે વ્યવસાયોનું સંચાલન કરવા માટેની કારોબારી સમિતિ છે.' આ કાર્યને અર્થે જ કાયદાઓ ઘડવામાં આવે છે અને કેળવણી, ધર્મ તેમ જ એવી બીજી અનેક રીતો દ્વારા લોકોના મગજ ઉપર એવું ઠસાવવામાં આવે છે કે પ્રસ્તુત વર્ગનું આધિપત્ય ન્યાય્ય અને વાસ્તવિક છે. જે વર્ગોનું શોષણ કરવામાં આવે તેમને ખરી વસ્તુસ્થિતિની જાણ ન થાય તથા એ રીતે તેઓ અસંતુષ્ટ ન બને એટલા ખાતર એ વસ્તુઓ દ્વારા રાજ્યતંત્ર તથા કાયદાઓનું વર્ગીય સ્વરૂપ ઢાંકવાના હરેક પ્રયત્નો કરવામાં આવે છે. આમ છતાંયે જો કોઈ પુરુષ અસંતુષ્ટ થાય અને પ્રચલિત રાજ્યતંત્રની સામે થાય તો તેને સમાજ તથા નીતિમત્તાનો શત્રુ અને પુરાણી સ્થાપિત વ્યવસ્થાને ઉથલાવી નાખનાર કહેવામાં આવે છે અને રાજ્ય તેને ચગદી નાખે છે.

પરંતુ ગમે એટલો પ્રયાસ કરવા છતાંયે કોઈ એક વર્ગનું આધિપત્ય કાયમને માટે ટકી શકતું નથી. એને સત્તાધીશ બનાવનાર બળો જ હવે એની વિરુદ્ધ કાર્ય કરવા માંડે છે. તે સમયનાં પ્રચલિત ઉત્પાદનનાં સાધનો ઉપર તેનો કાબૂ

હોવાને લીધે તે શાસક અને શોષક વર્ગ બન્યો હતો. હવે ઉત્પાદનની નવી પદ્ધતિઓ અસ્તિત્વમાં આવે છે. જે નવા વર્ગોના હાથમાં એનો કાબૂ હોય તે વર્ગો હવે આગળ આવે છે, પોતાનું શોષણ થવા દેવાની તે સાફ ના પાડે છે. નવા વિચારો મનુષ્યના મનમાં ખળભળાટ મચાવે છે અને જેને વિચારક્રાંતિ કહેવામાં આવે છે તે થવા પામે છે. આ વિચારક્રાંતિ પુરાણા વિચારો અને માન્યતાઓની બેડીઓ તોડી નાખે છે. અને પછી આ આગળ આવતા જતા નવા વર્ગ અને સત્તાને ચુસ્તપણે વળગી રહેનાર જૂના વર્ગ વચ્ચે વિગ્રહ પેદા થાય છે. હવે તેના હાથમાં આર્થિક સત્તાનો કાબૂ આવેલો હોવાથી એ વિગ્રહમાં નવો વર્ગ જ અચૂક રીતે વિજયી નીવડે છે, અને ઇતિહાસની રંગભૂમિ ઉપર જૂના વર્ગનો ખેલ ખલાસ થયેલો હોવાથી તે ધીમે ધીમે લુપ્ત થાય છે.

આ નવા વર્ગનો આર્થિક તેમ જ રાજકીય એમ બે પ્રકારે વિજય થાય છે; અને તે ઉત્પાદનની નવી પદ્ધતિઓના વિજયના પ્રતીકરૂપ બની રહે છે. અને હવે એમાંથી જ સમાજવ્યવસ્થાના બધા ફેરફારો ઉદ્ભવે છે — નવા વિચારો પેદા થાય છે, નવું રાજ્યતંત્ર અમલમાં આવે છે તથા કાયદા, રૂઢિ અને બીજી બધી બાબતો ઉપર તેની અસર પહોંચે છે. હવે આ નવો વર્ગ તેની નીચેના બધા વર્ગોનો શોષક વર્ગ બને છે અને તેમાંનો એકાદ વર્ગ તેની જગ્યા લે ત્યાં સુધી તેમનું શોષણ કરતો રહે છે. આ રીતે આ વિગ્રહ નિરંતર ચાલ્યાં જ કરે છે અને કોઈ એક વર્ગ બીજા વર્ગનું શોષણ કરતો રહે ત્યાં સુધી એ વિગ્રહ ચાલ્યાં જ કરવાનો. બધા વર્ગો નાશ પામી સમાજમાં એક જ વર્ગ રહેશે ત્યારે જ એ વિગ્રહ બંધ થશે, કેમ કે એ પરિસ્થિતિમાં શોષણને માટે અવકાશ રહેશે નહિ. આ એક વર્ગ ખુદ પોતાનું જ શોષણ ન કરી શકે. આમ થવા પામશે ત્યારે જ, આજે નિરંતર ચાલી રહેલા વિગ્રહ તથા સ્પર્ધાને બદલે સમાજમાં સમતા આવશે અને પૂર્ણ સહકારનું સામ્રાજ્ય પ્રવર્તશે. પછી રાજ્યના પ્રધાન કાર્ય દમનનો પણ અંત આવશે કેમકે હવે સમાજમાં દમન કરનાર કોઈ નિરાળો વર્ગ રહેશે નહિ. અને એ રીતે ધીમે ધીમે ક્ષીણ થતું થતું રાજ્ય નષ્ટ થશે. આમ છેવટે અરાજકતાવાદીઓનું ધ્યેય પણ સિદ્ધ થશે.

આમ માર્ક્સ ઇતિહાસને વર્ગવિગ્રહ દ્વારા થતા વિકાસની ભવ્ય પ્રક્રિયા તરીકે લેખે છે. ભૂતકાળમાં આવું કેવી રીતે બન્યું તે તેણે અખૂટ વિગતો અને અસંખ્ય ઉદાહરણો દ્વારા દર્શાવ્યું છે તથા પ્રચંડ યંત્રોના આગમનથી ફ્યૂડલ પ્રથાનો યુગ બદલાઈને મૂડીવાદના યુગનો આરંભ કેવી રીતે થયો અને ફ્યૂડલ અથવા અમીર વર્ગને બદલે મધ્યમવર્ગ સત્તા પર કેવી રીતે આવ્યો એ બતાવ્યું છે. તેના મત અનુસાર મધ્યમવર્ગ અને મજૂરવર્ગ વચ્ચે આપણા જમાનામાં છેવટનો વિગ્રહ લડાઈ રહ્યો છે. ખુદ મૂડીવાદ પોતે જ એ વર્ગની

સંખ્યા તેમ જ બળમાં વધારો કરી રહ્યો છે અને આખરે એ વર્ગ મૂડીવાદનો નાશ કરીને વર્ગરહિત સમાજ તેમ જ સમાજવાદની સ્થાપના કરશે.

માર્ક્સે રજૂ કરેલી, ઇતિહાસનું અવલોકન કરવાની આ રીતને, 'ઇતિહાસની ભૌતિક યા જડવાદી દૃષ્ટિ' કહેવામાં આવે છે. એ 'ભૌતિક' એટલા માટે હતી કે એ 'આદર્શવાદી' નહોતી. આ 'આદર્શવાદ' શબ્દનો ફિલસૂફો માર્ક્સના જમાનામાં વિશિષ્ટ અર્થમાં બહુ ઉપયોગ કરતા હતા. એ સમયે વિકાસ અથવા તો ઉત્ક્રાંતિનો ખ્યાલ બહુ પ્રચલિત થતો જતો હતો. હું તને આગળ કહી ચૂક્યો છું કે ડાર્વિને પ્રાણીઓની ભિન્ન ભિન્ન જાતોની ઉત્પત્તિ તથા વિકાસના સંબંધમાં તો એ ખ્યાલ આમજનતાના માનસ ઉપર બરાબર ઠસાવી દીધો હતો. પરંતુ એથી કરીને મનુષ્યના સામાજિક સંબંધો વિષે કશો ખુલાસો મળતો નહોતો. કેટલાક ફિલસૂફોએ અસ્પષ્ટ આદર્શવાદી ખ્યાલો દ્વારા એમ બતાવવા પ્રયત્ન કર્યો હતો કે મનુષ્યની પ્રગતિનો આધાર તેના માનસિક વિકાસ ઉપર છે. માર્ક્સે જણાવ્યું કે મનુષ્યની પ્રગતિનો ખુલાસો આપવાની આ ખોટી પદ્ધતિ છે. તેના મત અનુસાર અસ્પષ્ટ અને ગગનવિહારી ચિંતનો તથા આદર્શવાદ એ જોખમકારક છે; કેમ કે, એથી કરીને તો લોકો વસ્તુતઃ જેનો કશો આધાર નથી એવી તરેહતરેહની કલ્પનાએ ચડી જવા સંભવ છે. એથી કરીને માર્ક્સે શાસ્ત્રીય પદ્ધતિથી ઘટનાઓ અને હકીકતોનું નિરીક્ષણ કરવાનું શરૂ કર્યું. આથી ઇતિહાસના નિરીક્ષણની એની પદ્ધતિ માટે 'ભૌતિક' શબ્દ યોજાયો.

માર્ક્સ શોષણ તથા વર્ગવિગ્રહનો વારંવાર ઉલ્લેખ કરે છે. આપણી આસપાસ પ્રવર્તતા અન્યાયો જોઈને આપણામાંના ઘણા ઉત્તેજિત અને કોપાયમાન થાય છે. પરંતુ માર્ક્સના કહેવા પ્રમાણે એ કોપાયમાન થવા જેવી કે નેક સલાહ આપવા જેવી બાબત નથી. શોષણમાં શોષણ કરનાર વ્યક્તિનો દોષ નથી. એક વર્ગ ઉપર બીજાનું પ્રભુત્વ હોવું એ તો ઐતિહાસિક પ્રગતિનું બહુ સ્વાભાવિક પરિણામ છે. યથાકાળે એને બદલે બીજી વ્યવસ્થા કાયમ થવાની અને બીજો કોઈ વર્ગ સત્તા પર આવવાનો. પ્રભુત્વ ધરાવનારા અથવા તો સત્તાધીશ વર્ગનો કોઈ માણસ, એ કારણે બીજાઓનું શોષણ કરે એમાં તે મહાપાપ કરતો નથી. શોષણ કરનાર અમુક એક તંત્ર યા પદ્ધતિનું અંગ માત્ર છે એટલે એના ઉપર ગાળોનો વરસાદ વરસાવવો એ તો અતિશય બેહૂદું છે. આપણે આ વ્યક્તિ અને તંત્ર અથવા પદ્ધતિ વચ્ચેનો ભેદ ઘણી વાર ભૂલી જઈએ છીએ. હિંદુસ્તાન આજે બ્રિટિશ સામ્રાજ્યવાદની એડી નીચે ચગદાયેલું છે અને આપણે પૂરેપૂરા સામર્થ્યથી એ સામ્રાજ્યવાદ સામે લડી રહ્યા છીએ. પરંતુ હિંદમાં એ શાસનપદ્ધતિને ટેકો આપનારા અંગ્રેજોને એ માટે દોષ દેવો એ ઉચિત નથી. તેઓ તો માત્ર એક પ્રચંડ યંત્રના ચક્રના એક દાંતા

સમાન છે, તેની ગતિમાં સહેજ સરખો પણ ફેરફાર કરવાની તેમની તાકાત નથી. એ જ રીતે આપણામાંના કેટલાક જમીનદારી પદ્ધતિને જરીપુરાણી થઈ ગયેલી અને કિસાનોને માટે અતિશય હાનિકારક લેખે છે; કેમ કે એ પદ્ધતિ નીચે કિસાનોનું ભયંકર શોષણ થઈ રહેલું છે. પરંતુ એને કારણે પણ કોઈ વ્યક્તિગત જમીનદારને દોષ દેવો એ ઉચિત નથી. એ જ રીતે જેમને શોષણ કરનારાઓ તરીકે ઘણી વાર ગાળો દેવામાં આવે છે તે મૂડીદારો પણ દોષપાત્ર નથી. હમેશાં તંત્ર કે પદ્ધતિ દોષપાત્ર હોય છે વ્યક્તિઓ નહિ.

માર્ક્સે વર્ગવિગ્રહ માટે હાકલ નથી કરી. તેણે તો માત્ર એ દર્શાવી આપ્યું કે, વસ્તુતઃ વર્ગવિગ્રહ સમાજમાં ચાલી રહ્યો હતો જ અને એક યા બીજા સ્વરૂપમાં પ્રાચીન કાળથી તે ચાલતો આવ્યો હતો. તેનો 'કૅપિટલ' નામનો ગ્રંથ લખવાનો આશય 'આધુનિક સમાજની ગતિના આર્થિક નિયમો તેના ખુલ્લા સ્વરૂપમાં રજૂ કરવા' એ હતો. અને તેની આ રજૂઆતે સમાજમાં વર્ગ વર્ગ વચ્ચે ચાલી રહેલા તીવ્ર સંઘર્ષોને ઉઘાડા પાડ્યા. આ સંઘર્ષો હમેશાં વર્ગવિગ્રહની પેઠે તેના ખુલ્લા સ્વરૂપમાં પ્રકટ થતા નથી જોવામાં આવતા. કેમ કે સમાજનો સત્તાધીશ વર્ગ પોતાનું વર્ગીય સ્વરૂપ અણછતું રાખવા પ્રયત્ન કરતો રહે છે. પરંતુ ચાલુ સમાજવ્યવસ્થા જોખમની પરિસ્થિતિમાં આવી પડે ત્યારે તે પોતાનો બધો પાખંડ તજી દે છે અને પોતાના અસલ સ્વરૂપમાં પ્રગટ થાય છે. અને એ રીતે છેવટે વર્ગ વર્ગ વચ્ચે ખુલ્લો વિગ્રહ શરૂ થાય છે. જ્યારે આવી પરિસ્થિતિ પેદા થવા પામે ત્યારે લોકશાહીનાં ધોરણો, સામાન્ય કાયદાઓ તથા તેમના અમલની સામાન્ય કાર્યવાહી વગેરે બધું અદશ્ય થાય છે. કેટલાક લોકો કહે છે તે પ્રમાણે આ વર્ગવિગ્રહો ગેરસમજ કે ચળવળિયાઓની દુષ્ટતાને કારણે નથી પેદા થતા પરંતુ ખુદ સમાજના બંધારણમાં જ તેમનાં બીજ રહેલાં હોય છે અને દરેક વર્ગમાં પોતાના હિતવિરોધની સમજ જેમ જેમ વધારે જાગ્રત થતી જાય છે તેમ તેમ તેની વૃદ્ધિ થતી રહે છે.

હિંદની પ્રચલિત પરિસ્થિતિ સાથે આપણે માર્ક્સનો આ સિદ્ધાંત સરખાવી જોઈએ. અંગ્રેજ સરકાર લાંબા સમયથી એવો દાવો કરતી આવી છે કે, હિંદ ઉપરની તેમની હકૂમત હિંદના હિત અને ન્યાયના પાયા ઉપર રચાયેલી છે, અને તેમના એ દાવામાં કંઈક તથ્ય છે એમ ભૂતકાળમાં આપણા ઘણા દેશબંધુઓ માનતા હતા એમાં શક નથી. પરંતુ હાલ જ્યારે એક મહાન અને પ્રજાવ્યાપી હિલચાલ એ હકૂમતને ગંભીર જોખમરૂપ થઈ પડી છે ત્યારે તેણે પોતાનું બેડોળ સ્વરૂપ ખુલ્લેખુલ્લું પ્રગટ કર્યું છે અને એક આંધળો પણ જોઈ શકે છે કે એ હકૂમત તો કેવળ સામ્રાજ્યવાદી શોષણ જ છે અને ખંજરને બળે તેને ટકાવી રાખવામાં આવ્યું છે. તેનું રૂડું રૂપાળું આચ્છાદન તથા મીઠી મીઠી વાતો હવે તજી દેવામાં આવ્યાં છે. ખાસ ઑર્ડિનન્સો, તથા

વાણીસ્વાતંત્ર્ય, સભા ભરવાની છૂટ, છાપાંની સ્વતંત્રતા ઇત્યાદિ પ્રજાના બહુ જ સામાન્ય હકોનું દમન — આ બધી વસ્તુઓએ દેશના સામાન્ય કાયદાનું સ્થાન લીધું છે. મોજૂદ સત્તાનો સામનો જેમ જેમ ઉગ્ર થતો જશે તેમ તેમ આવું વધારે પ્રમાણમાં બનતું જશે. એક વર્ગ બીજા વર્ગને જોખમરૂપ થઈ પડે ત્યારે પણ એમ જ બને છે. કિસાનો તેમ જ મજૂરો તથા તેમને માટે કાર્ય કરતા સેવકોને ક્રૂર શિક્ષા કરવામાં આવે છે તેમાં આપણને આપણા દેશમાં પણ એ જ વસ્તુ બનતી હોવાનું દર્શન થાય છે.

આમ માર્ક્સનો ઇતિહાસનો સિદ્ધાંત એ હતો કે સમાજ નિરંતર બદલાતો અને પ્રગતિ કરતો રહે છે. એમાં કશું સ્થિર કે અચળ નથી. તેની કલ્પના મુજબ તે જીવંત અને સક્રિય છે. ગમે તે થાઓ પણ તે તો આગળ વધતો જ રહેવાનો અને એક સામાજિક વ્યવસ્થાને ઠેકાણે બીજી વ્યવસ્થા આવવાની. પરંતુ એક સમાજવ્યવસ્થા પોતાનું કાર્ય પાર પાડ્યા પછી અને પોતાનો સંપૂર્ણ વિકાસ સાધ્યા પછી જ અદૃશ્ય થાય છે. સમાજ જ્યારે એ વ્યવસ્થા કરતાં આગળ વધી જાય છે ત્યારે તે આજ સુધી તેને બંધબેસતાં આવતાં અને હવે પોતાની વૃદ્ધિને કારણે ટૂંકાં પડતાં જૂની વ્યવસ્થાનાં વસ્ત્રોને ફાડીને ફેંકી દે છે અને નવાં તથા મોટાં વસ્ત્રો ધારણ કરે છે.

માર્ક્સના મત અનુસાર, આ ભવ્ય ઐતિહાસિક વિકાસક્રમને સહાય કરવી એ મનુષ્યનું જીવનકાર્ય છે. એ વિકાસની પ્રક્રિયાની આગળની બધી ભૂમિકાઓ પૂરી થઈ ચૂકી હતી. હવે તો મૂડીવાદી મધ્યમવર્ગી સમાજ અને મજૂરવર્ગ વચ્ચેનો આખરી વર્ગ-વિગ્રહ શરૂ થયો હતો. (બેશક, જ્યાં આગળ મૂડીવાદ સંપૂર્ણપણે વિકસ્યો હતો તેવા ઉદ્યોગોમાં આગળ પડતા દેશોમાં જ આ સ્થિતિ હતી. મૂડીવાદ જ્યાં પૂર્ણપણે વિકસ્યો ન હતો તેવા દેશો ઉદ્યોગોમાં પછાત હતા અને તેથી કરીને ત્યાંના વિગ્રહનું સ્વરૂપ કંઈક મિશ્ર અને જુદા પ્રકારનું હતું. પરંતુ એવા દેશોમાંયે આ વિગ્રહ અથવા સંઘર્ષ અમુક અંશે તો ચાલતો જ હતો કેમ કે, હવે આખી દુનિયાના બધા દેશો દિનપ્રતિદિન એકબીજાના વધારે સંપર્કમાં આવતા જતા હતા અને એકબીજા સાથે વધારે ને વધારે પ્રમાણમાં સંકળાતા જતા હતા.) માર્ક્સનું કહેવું એવું હતું કે મૂડીવાદને ઉપરાઉપરી અનેક મુસીબતોનો અને કટોકટીઓનો સામનો કરવો પડશે અને તેના મૂળમાં રહેલા સમતાના અભાવને કારણે આખરે તે ભાંગી પડશે. માર્ક્સે આ વસ્તુ લખી ત્યાર પછી સાઠ કરતાંયે વધારે વરસ વીતી ગયાં છે અને ત્યાર પછી મૂડીવાદે કેટલીયે કટોકટીનો સામનો કર્યો છે. અને એને પરિણામે તેનો અંત આવવાને બદલે એ કટોકટીઓ વટાવીને તે ટકી રહ્યો છે અને રશિયા સિવાય બધે તે વધારે બળવાન બન્યો છે. રશિયામાં તો આજે મૂડીવાદનો અંત આવ્યો છે. પરંતુ અત્યારે — હું આ લખી રહ્યો છું ત્યારે — દુનિયાભરમાં તે ભયંકર

બીમારીમાં સપડાયેલો જણાય છે અને દાક્તરો તેના સાજા થવાની બાબતમાં માથું ધુણાવીને પોતાની ચિંતા વ્યક્ત કરે છે.

એવું કહેવામાં આવે છે કે, મૂડીવાદ છેક આજ દિન સુધી ટકી શક્યો એ એક વસ્તુને આભારી હતું. કદાચ માર્ક્સે એ વિષે પૂરેપૂરો વિચાર કર્યો નહિ હોય. એ વસ્તુ તે ઉદ્યોગમાં આગળ વધેલા પશ્ચિમના દેશોએ પોતાના તાબામાં આવેલા દેશોનું કરેલું શોષણ. આવા ગરીબ દેશોના શોષણને ભોગે મૂડીવાદને નવું બળ અને સમૃદ્ધિ પ્રાપ્ત થયાં.

આજના મૂડીવાદી સમાજમાં ગરીબોના ધનિકોથી અને મજૂરોના મૂડીદારોથી થતા શોષણને આપણે હમેશાં ધિક્કારીએ છીએ. ધનિકો ગરીબોનું તથા મૂડીદારો મજૂરોનું શોષણ કરે છે એ હકીકત નિર્વિવાદ છે પરંતુ એમાં મૂડીદારોનો દોષ નથી. દોષ તો એ પદ્ધતિનો છે કેમકે ખુદ એ પદ્ધતિ જ આવા શોષણના પાયા ઉપર રચાયેલી છે. વળી તું એમ ન ધારી લઇશ કે શોષણ એ મૂડીવાદી વ્યવસ્થામાં નવી પેદા થયેલી વસ્તુ છે. છેક પ્રાચીનકાળથી હરેક યુગમાં અને હરેક પદ્ધતિમાં શોષણ એ તો મજૂરવર્ગ અને ગરીબોને કપાળે વિધિના લેખની માફક અનિવાર્યપણે લખાયેલું જ હતું. સાચે જ એમ કહી શકાય કે, મૂડીવાદીઓ તેમનું શોષણ કરી રહ્યા હોવા છતાંયે, પહેલાંના જમાના કરતાં આજે મજૂરોની હાલત વધારે સારી છે.

માર્ક્સવાદનો આજના જમાનાનો સૌથી મહાન પુરસ્કર્તા લેનીન થઈ ગયો. તેણે માર્ક્સવાદનું સમર્થન કર્યું અને તેની સમજૂતી આપી એટલું જ નહિ પણ તેણે તે પોતાના જીવનમાં ઉતાર્યો અને તે પ્રમાણે આચરણ પણ કર્યું. અને છતાં માર્ક્સવાદને જેમાં કશો ફેરફાર ન થઈ શકે એવો અફર સિદ્ધાંત માની બેસવા સામે એણે આપણને ચેતવ્યા છે. એના તત્ત્વની સત્યતાની બાબતમાં એને ખાતરી થઈ ચૂકી હતી પરંતુ વગર વિચાર્યે તેની બધી જ વિગતોનો સ્વીકાર કરવા કે તેમનો અમલ કરવા તે તૈયાર નહોતો. તે આપણને એ બાબતમાં જણાવે છે કે,

'માર્ક્સના સિદ્ધાંતને પરિપૂર્ણ યા કશા દોષ કે ખામી વિનાનો અમે નથી માનતા. ઊલટું અમારો તો એવો વિશ્વાસ છે કે, એ સિદ્ધાંત તો કેવળ એવા શાસ્ત્રના પાયારૂપ છે જેને, સમાજવાદીઓ જો જીવનથી પાછળ પડી જવા ન ચહાતા હોય તો તેમણે દરેક દિશામાં વિકસાવવું જોઈએ. અમારું તો એવું માનવું છે કે, માર્ક્સના સિદ્ધાંતનો સ્વતંત્રપણે અભ્યાસ હાથ ધરવો એ રશિયાના સમાજવાદીઓ માટે ખાસ કરીને આવશ્યક છે; કેમ કે, એ સિદ્ધાંત તો આપણને કેવળ દિશાસૂચન અને અંગુલિનિર્દેશ કરે એવા સામાન્ય ખ્યાલો આપે છે. એ ખ્યાલો અથવા વિચારો ઇંગ્લંડ કરતાં ફ્રાંસમાં જુદી રીતે અને ફ્રાંસ કરતાં જર્મનીમાં જુદી રીતે તથા જર્મની કરતાં રશિયામાં જુદી રીતે લાગુ પાડી શકાય.'

આ પત્રમાં મેં માર્ક્સના સિદ્ધાંતો વિષે તને કંઈક કહેવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ મારા એ થીગડથાગડ પ્રયાસથી તને કશો ફાયદો થશે કે કેમ અથવા તો એથી માર્ક્સવાદ વિષે તને કંઈક ચોક્કસ અને સ્પષ્ટ ખ્યાલ આવશે કે કેમ તે હું કહી શકતો નથી. આ માર્ક્સવાદના સિદ્ધાંતો વિષે જાણવું જરૂરી છે; કેમ કે, તે આજે પુરુષ તથા સ્ત્રીઓના વિશાળ જનસમૂહને પ્રેરણા આપી રહ્યા છે તથા આપણા દેશમાં પણ તે આપણને મદદરૂપ થઈ શકે એમ છે. રશિયાની મહાન પ્રજા તથા સોવિયેટ યુનિયનના બીજા પ્રદેશોએ માર્ક્સને પોતાનો પ્રધાન પેગમ્બર બનાવ્યો છે અને દુનિયાનાં આજનાં ભારે સંકટો અને હાડમારીઓમાંથી નીકળવાના ઇલાજો શોધનારા લોકો પ્રેરણા મેળવવા માટે તેના તરફ નજર કરે છે.

ટેનીસન નામના અંગ્રેજ કવિની કવિતાની થોડીક લીટીઓ ટાંકીને હું આ પત્ર પૂરો કરીશ.

ફરે યુગ જૂનો અને યુગ નવીનને સ્થાન દે,
અને પ્રભુ અનેક રીત થકી કાર્યસિદ્ધિ લહે,
રખે કદી સુરૂઢિ એક જગને કરી ભ્રષ્ટ દે.

## ૧૩૫. ઇંગ્લંડનો વિક્ટોરિયા યુગ

૨૨ ફેબ્રુઆરી, ૧૯૩૩

સમાજવાદી વિચારોના વિકાસને અંગેના મારા પત્રોમાં મેં દર્શાવ્યું છે કે, ઇંગ્લંડનો સમાજવાદ એ બધામાં સૌથી વધારે મોળો હતો. તે સમયની યુરોપની પ્રચલિત વિચાર–પ્રણાલીઓમાં તે સૌથી ઓછી ક્રાંતિકારી હતી. અને ધીમે ધીમે એક એક કદમ આગળ વધીને પરિવર્તન તથા સુધારણા કરવાની તેની નેમ હતી. કેટલીક વેળા જ્યારે વેપારરોજગારમાં મંદી આવતી અને તેને લીધે બેકારી વધતી તથા મજૂરીના દરો ઘટી જતા અને લોકોને યાતના તથા હાડમારી વેઠવી પડતી ત્યારે ઇંગ્લંડમાં પણ ક્રાંતિનું મોજું ચડી આવતું. પરંતુ વળી પાછી સ્થિતિ સુધરતાં તે શમી જતું. ૧૯મી સદીમાં ઇંગ્લંડના વિચારોની મોળાશને ત્યાંની તે સમયની સમૃદ્ધિ સાથે નિકટનો સંબંધ છે. કેમ કે, સમૃદ્ધિ અને ક્રાંતિ એ બે સાવ ભિન્ન વસ્તુઓ છે. ક્રાંતિ એટલે ભારે પરિવર્તન અને જેઓ પ્રચલિત પરિસ્થિતિથી સારી રીતે સંતુષ્ટ હોય તેઓ તેમાં વધારે સુધારો થવાની અનિશ્ચિત શક્યતા ખાતર જોખમકારક અને અવિચારી સાહસ ખેડવા તૈયાર નથી હોતા.

૧૯મી સદી એ ખરેખર ઇંગ્લંડની મહત્તાનો યુગ હતો. ઔદ્યોગિક ક્રાંતિ કરીને તથા બીજા દેશોની પહેલાં નવાં કારખાનાં ઊભાં કરીને ૧૮મી સદીમાં

ઇંગ્લંડ સૌથી આગળ નીકળી ગયું હતું. ૧૯મી સદીના મોટા ભાગમાં પણ તેણે પોતાની આ સ્થિતિ ટકાવી રાખી. આગળ મેં તને કહ્યું હતું તેમ ઇંગ્લંડ દુનિયાનું કારખાનું બની ગયું હતું અને દૂર દૂરના દેશોમાંથી ત્યાં ધનદોલતનો ધોધ વહેવા લાગ્યો. હિંદુસ્તાન તેમ જ અન્ય તાબાના મુલકોના શોષણે તેને અઢળક અને એકધારી ખંડણી આપ્યાં કરી તથા તેની પ્રતિષ્ઠા વધારી. જ્યારે યુરોપના ઘણાખરા દેશોમાં ભારે ફેરફારો થઈ રહ્યા હતા ત્યારે ઇંગ્લંડ તો એક નક્કર ખડકની માફક અડગ ઊભું હતું અને ત્યાં આગળ ક્રાંતિ થવા પામે એવો સંભવ જણાતો નહોતો. ત્યાં પણ વખતોવખત ફરિયાદોની બૂમ તો ઊઠતી હતી પરંતુ થોડાક વધારે લોકોને મતાધિકાર આપીને તે શમાવી દેવામાં આવતી. પરંતુ આપણે જોઈ ગયાં કે એ દરમ્યાન ફ્રાંસમાં પહેલાં પ્રજાતંત્ર અને પછી સામ્રાજ્ય એમ રાજ્યવ્યવસ્થાના ઉપરાછાપરી પલટા થયા, લાંબા કાળથી ચાલતી આવતી ફાટફૂટ પછી ઇટાલીમાં નવી પ્રજાનો જન્મ થયો અને તેણે આખા દ્વિપકલ્પમાં એકતા આણી અને જર્મનીમાં એક નવા સામ્રાજ્યની સ્થાપના થઈ. બેલ્જિયમ, ડેન્માર્ક અને ગ્રીસ વગેરે નાના દેશોમાં પણ ઘણા ફેરફારો થયા. યુરોપના સૌથી પ્રાચીન હૅપ્સબર્ગ રાજવંશની હકૂમત નીચેના ઑસ્ટ્રિયાને ફ્રાંસ, જર્મની અને ઇટાલી વગેરે દેશોએ અનેકવાર નમાવી તેને શરમિંદું કર્યું. પૂર્વમાં એક માત્ર રશિયામાં કશો ફેરફાર થતો જણાતો નહોતો. ત્યાં આગળ સર્વસત્તાધીશ ઝાર મહાન મોગલ સમ્રાટની પેઠે આપખુદ અમલ ચલાવતો હતો. પરંતુ ઔદ્યોગિક દૃષ્ટિએ રશિયા બહુ પછાત હતું અને તે ખેતીપ્રધાન દેશ હોવાથી ત્યાં મોટી વસતી ખેડૂતોની હતી. નવા વિચારો તથા નવા ઉદ્યોગોનો પવન તેને હજી લાગ્યો નહોતો.

ઇંગ્લંડે પોતાની સંપત્તિ, સામ્રાજ્ય તથા નૌકાબળને કારણે યુરોપ તેમ જ આખી દુનિયામાં પ્રભુત્વ મેળવ્યું. હવે તે આગળ પડતું રાષ્ટ્ર બન્યું હતું અને આખી દુનિયા ઉપર તેણે પોતાની જાળ બિછાવી હતી. યુનાઇટેડ સ્ટેટ્સ હજી પોતાની સ્થાનિક મુસીબતોમાં ગૂંચવાયેલું હતું અને પોતાનો આંતર્ગત વિકાસ સાધવામાં પરોવાયું હતું. હજી તે દુનિયાના વ્યવહારોમાં માથું મારવા લાગ્યું નહોતું. માલના અવરજવરની પદ્ધતિમાં આશ્ચર્યકારક ફેરફારો થઈ રહ્યા હતા અને એને લીધે દુનિયા વધારે નાની અને સંયુક્ત થતી જતી દેખાતી હતી. આ વસ્તુ ઇંગ્લંડને દૂર દૂરના દેશો ઉપરનો પોતાનો સકંજો વળી વધારે દૃઢ કરવામાં સહાયભૂત નીવડી. આ બધા ફેરફારો થવા છતાંયે ઇંગ્લંડના રાજ્યતંત્રનું સ્વરૂપ તેનું તે જ રહ્યું; ત્યાં આગળ બંધારણીય એટલે કે કશી સત્તા વિનાનો રાજા હતો અને પાર્લમેન્ટના હાથમાં સર્વોપરી સત્તા હતી એમ મનાતું હતું. શરૂઆતમાં તો મૂઠીભર જમીનદારો અને ધનિક વેપારીઓ જ પાર્લમેન્ટના સભ્યો ચૂંટી મોકલતા પરંતુ વખત જતાં જેમ

જેમ વિકટ પરિસ્થિતિ ઊભી થતી ગઈ તેમ તેમ આફત ટાળવા ખાતર એ સદી દરમ્યાન વધારે ને વધારે લોકોને મતાધિકાર આપવામાં આવ્યો હતો.

એ સદીનાં ઘણાં વરસો દરમ્યાન વિક્ટોરિયા ઇંગ્લંડની રાણી હતી. ૧૮મી સદી દરમ્યાન ઇંગ્લંડની ગાદીને જ્યૉર્જ નામના ઘણા રાજાઓ આપનાર જર્મનીના હૅનોવર વંશની તે હતી. ૧૮૩૭ની સાલમાં તે ગાદીએ આવી અને ૬૩ વરસ સુધી એટલે કે ૧૯મી સદીના અંત સુધી તેણે રાજ્ય કર્યું. વિક્ટોરિયા ગાદીએ આવી ત્યારે તેની ઉંમર ૧૮ વરસની હતી. તેના આ લાંબા શાસનકાળને ઘણી વાર ઇંગ્લંડના વિક્ટોરિયાયુગ તરીકે ઓળખવામાં આવે છે. આમ રાણી વિક્ટોરિયાએ યુરોપમાં તેમ જ અન્યત્ર મોટાં મોટાં અનેક પરિવર્તનો જોયાં તથા પુરાણાં સીમાચિહ્નો અદૃશ્ય થતાં અને નવાં તેની જગ્યા લેતાં પણ તેના જોવામાં આવ્યાં. યુરોપમાં થયેલી ક્રાંતિઓ, ફ્રાંસમાં થયેલાં મહાન પરિવર્તનો તથા ઇટાલીના રાષ્ટ્ર તેમ જ જર્મન સામ્રાજ્યનો થયેલો ઉદય વગેરે તેના જોવામાં આવ્યાં. મરતા સુધીમાં તે આખા યુરોપની તથા તેના દેશોના રાજાઓની દાદી જેવી બની ગઈ. પરંતુ વિક્ટોરિયાના સમકાલીન યુરોપના બીજા એક રાજકર્તાની કારકિર્દી પણ એવી જ છે. એ ઑસ્ટ્રિયાના હૅપ્સબર્ગ વંશનો રાજા જોસફ હતો. ૧૮૪૮ના ક્રાંતિના વરસમાં તે પણ ૧૮ વરસની ઉંમરે તેના ક્ષીણ થઈ ગયેલા સામ્રાજ્યની ગાદી ઉપર આવ્યો હતો. ૬૦ વરસ સુધી તેણે રાજ્ય કર્યું અને ઑસ્ટ્રિયા તથા હંગરી અને સામ્રાજ્યના બીજા ભાગોને તે પોતાના કાબૂ નીચે એકત્ર રાખી શક્યો. પરંતુ વિશ્વયુદ્ધે તેનો તથા તેના સામ્રાજ્યનો પણ અંત આણ્યો.

પરંતુ વિક્ટોરિયા તેના કરતાં વધારે ભાગ્યશાળી હતી. તેના અમલ દરમ્યાન તેણે ઇંગ્લંડનું સામર્થ્ય વધતું અને તેનું સામ્રાજ્ય વિસ્તરતું જોયું. તે ગાદીએ આવી ત્યારે કૅનેડામાં ઉપદ્રવ પેદા થયો હતો. એ સંસ્થાને છડેચોક બંડ પોકાર્યું હતું અને મોટા ભાગના સંસ્થાનવાસીઓ ઇંગ્લંડથી છૂટા પડી જઈ પોતાના પાડોશી અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ સાથે ભળી જવા માગતા હતા. પરંતુ અમેરિકા સાથેની લડાઈમાંથી ઇંગ્લંડને સારો બોધ મળ્યો હતો એટલે તેણે ત્વરાથી કૅનેડાના લોકોને મોટા પ્રમાણમાં સ્વરાજ આપીને સંતુષ્ટ કર્યા. થોડા જ વખતમાં એ સંપૂર્ણ સ્વરાજ ભોગવતું સંસ્થાન બની ગયું. સામ્રાજ્યમાં આ નવીન પ્રકારનો અખતરો હતો કેમ કે સ્વાતંત્ર્ય અને સામ્રાજ્ય એ બેનો મેળ બેસતો નથી. પરંતુ સંજોગોવશાત્ ઇંગ્લંડને એમ કરવાની ફરજ પડી હતી, કેમ કે નહિ તો તે કૅનેડાને સમૂળગું ખોઈ બેસત. કૅનેડાની મોટા ભાગની વસતી અંગ્રેજ લોકોમાંથી ઊતરી આવી હતી એટલે માતૃદેશ તરીકે ઇંગ્લંડ માટે તેમના દિલમાં લાગણીનું પ્રબળ બંધન હતું. વળી કૅનેડા એ નવો દેશ હતો અને તેનો અતિશય વિસ્તૃત પ્રદેશ હજી અણુવિકસેલો હતો. અને એ પ્રદેશની

વિશાળતાના પ્રમાણમાં તેની વસ્તી બહુ જ ઓછી હતી. આથી તેનો વિકાસ કરવાને માટે ઇંગ્લંડનાં નાણાંની તથા તેના પાકા માલની તેને અતિશય ગરજ હતી. એટલે તે સમયે એ બે દેશો વચ્ચે કશો હિત–વિરોધ નહોતો અને તેથી કરીને તેમની વચ્ચે જે વિચિત્ર અને અવનવા પ્રકારનો સંબંધ ઉપસ્થિત થયો તેને કશી આંચ આવવા ન પામી.

એ સદીમાં આગળ ઉપર દુનિયાના બીજા ભાગોમાંનાં બ્રિટિશ સંસ્થાનોને સ્વરાજ આપવાની આ પદ્ધતિનો અમલ ઑસ્ટ્રેલિયામાં કરવામાં આવ્યો. સદીના વચગાળા સુધી ઑસ્ટ્રેલિયા એ ગુનેગાર કેદીઓને રાખવાનું સ્થાન હતું. સદીના અંત સુધીમાં ઑસ્ટ્રેલિયા સામ્રાજ્યનું સ્વરાજ્ય ભોગવતું સંસ્થાન બની ગયું.

બીજી બાજુ હિંદ ઉપરનો બ્રિટનનો પંજો મજબૂત બન્યો અને મુલકો જીતવા માટેની અનેક લડાઈઓ લડીને હિંદના બ્રિટિશ સામ્રાજ્યને વિસ્તારવામાં આવ્યું. હિંદુસ્તાન સંપૂર્ણપણે બ્રિટનના તાબાનો મુલક બની ગયો. સ્વરાજ કે સ્વ–શાસનનું અહીં નામનિશાન પણ નહોતું. ૧૮૫૭નો વિપ્લવ ચગદી નાખવામાં આવ્યો અને હિંદને સામ્રાજ્યની તાબેદારીની ધૂંસરીનો પૂરેપૂરો અનુભવ કરાવવામાં આવ્યો. ઇંગ્લંડે તેનું અનેક રીતે કેવી રીતે શોષણ કરવા માંડયું તે વિષે મેં તને અન્યત્ર કહ્યું છે. અલબત હિંદ એ જ ઇંગ્લંડનું ખરું સામ્રાજ્ય હતું અને એ હકીકતની જગતમાં દાંડી પીટવા ખાતર વિકટોરિયાએ હિંદની સામ્રાજ્ઞીનું પદ ધારણ કર્યું. પરંતુ, હિંદુસ્તાન ઉપરાંત દુનિયાના જુદા જુદા ભાગોમાં ઇંગ્લંડના તાબાના બીજા પણ નાના નાના મુલકો હતા.

આમ, બ્રિટિશ સામ્રાજ્ય બે ભિન્ન પ્રકારના દેશોના એક વિચિત્ર પ્રકારના શંભુમેળા સમાન બની ગયું. એમાં એક તરફ સ્વયંશાસિત દેશો હતા જે આગળ ઉપર સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો બન્યાં અને બીજા તાબાના દેશો અને સંરક્ષિત પ્રદેશો હતા. પહેલા પ્રકારના દેશો માતૃદેશ ઇંગ્લંડનું ઉપરીપણું સ્વીકારનારા કુટુંબીજન સમાન હતા જ્યારે બીજા પ્રકારના દેશો તો ચોક્કસપણે સામ્રાજ્યના દાસ અને ગુલામો હતા. તેમને હલકા ગણવામાં આવતા હતા, તેમના પ્રત્યે ગેરવર્તાવ રાખવામાં આવતો હતો તથા તેમનું શોષણ કરવામાં આવતું હતું. સ્વાયત્ત અથવા સ્વરાજ ભોગવતાં સંસ્થાનોના પ્રજાજનો અંગ્રેજ અથવા યુરોપિયન કે તેમના વંશજો હતા. તાબાના મુલકના પ્રજાજનો બ્રિટિશ કે યુરોપિયન ઓલાદના નહોતા.

ઇંગ્લંડ પાસે સંપત્તિ હતી તેમ જ સામ્રાજ્ય પણ હતું અને તેથી કરીને તે ઘણે અંશે સંતુષ્ટ હતું. પરંતુ તે સંપૂર્ણપણે સંતુષ્ટ હતું એમ તો ન જ કહી શકાય. કેમ કે સામ્રાજ્યની ભૂખ કદી શમતી જ નથી. તેમના તાબા નીચેના મુલકનો ગમે એટલો વિસ્તાર પણ સામ્રાજ્યવાદીઓને ઓછો જ લાગે છે અને તેમાં વધારો કરવાની તેમને હમેશાં ઇચ્છા રહ્યાં કરે છે. પણ ઇંગ્લંડની પ્રધાન

ચિંતા હવે વધારે મુલક મેળવવા માટે નહિ પણ જે મુલકો તેની પાસે હતા તેનું રક્ષણ કરવા માટે હતી. હિંદુસ્તાન, ખાસ કરીને તેનો સૌથી અમૂલ્ય તાબાનો મુલક હતો અને એને તે છેવટ સુધી પોતાના પંજામાં રાખી મૂકવા માગતું હતું. હિંદનો કબજો પોતાની પાસે રહે અને પૂર્વ તરફના જળમાર્ગો સલામત રહે એ મુદ્દા ઉપર જ તેની સારી વિદેશનીતિ અવલંબતી હતી. એને ખાતર જ તેણે મિસરમાં પગપેસારો કર્યો અને આખરે તે દેશ ઉપર પોતાનું વર્ચસ્વ જમાવ્યું. એ જ પ્રમાણે ઇરાન તથા અફઘાનિસ્તાનમાં પણ તેણે એટલા જ ખાતર માથું માર્યું. ભારે ચાલાકીથી તેણે સુએઝ નહેરની કંપનીના શૅરો ખરીદી લીધા અને એ રીતે એ નહેર ઉપર પોતાનો કાબૂ મેળવ્યો.

૧૯મી સદીના મોટા ભાગમાં યુરોપનાં ઘણાંખરાં રાજ્યો તરફથી ઇંગ્લંડને કશી મુશ્કેલી આવી નહિ; કેમ કે તે બધાં અનેક તકલીફોમાં ગૂંચવાયેલાં હતાં અને ઘણી વાર તો આપસમાં એકબીજા સાથે લડતાં હતાં. એક દેશ સામે બીજા દેશને ઊભો કરીને યુરોપમાં સમતોલપણું જાળવવાની તેની પરંપરાગત રમત ઇંગ્લંડ રમી રહ્યું હતું અને આ રીતે તે યુરોપ ખંડનાં રાજ્યોની આપસની હરીફાઈનો લાભ ઉઠાવી રહ્યું હતું. ફ્રાંસનો ઉજો નેપોલિયન તેને જોખમકારક લાગ્યો પરંતુ તેનું પતન થયું અને એ ફટકાની અસરમાંથી મુક્ત થતાં ફ્રાંસને વખત લાગ્યો. જર્મની પણ ગંભીર હરીફ બનવા જેટલું હજી પ્રૌઢ બન્યું નહોતું. પરંતુ એક દેશ બ્રિટિશ સામ્રાજ્યને પડકારે એવો લાગતો હતો. એ દેશ તે ઝારશાહી રશિયા. એમ તો રશિયા એ પછાત દેશ હતો પરંતુ નકશામાં એ બહુ વિશાળ દેશ છે. જેમ ઇંગ્લંડે હિંદુસ્તાન અને દક્ષિણ એશિયામાં પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું હતું તેમ રશિયાએ ઉત્તર અને મધ્ય એશિયામાં પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું હતું, અને હિંદુસ્તાનથી તેની સરહદ બહુ દૂર નહોતી. રશિયાની આ સમીપતા ઇંગ્લંડને નિરંતર ઓથારની પેઠે ત્રાસ આપતી હતી. હિંદુસ્તાન વિષે વાત કરતી વખતે બ્રિટને અફઘાનિસ્તાન ઉપર કરેલી ચડાઈ તથા અફઘાન વિગ્રહ વિષે હું તને આગળ કહી ગયો છું. આ બધું કેવળ રશિયાના ડરને ખાતર જ કરવામાં આવ્યું હતું.

યુરોપમાં પણ ઇંગ્લંડ અને રશિયા વચ્ચે યુદ્ધ જાગ્યું. આખું વરસ ખુલ્લું રહે અને શિયાળામાં પણ થીજી ન જાય એવું એક સારું બંદર મેળવવાની રશિયાની મુરાદ હતી. તેનો મુલક અતિશય વિશાળ હતો. પરંતુ તેનાં બધાં બંદરો ઉત્તર ધ્રુવના પ્રદેશની આસપાસ હતાં અને વરસના અમુક વખત સુધી તે થીજી જતાં હતાં. હિંદુસ્તાન, અફઘાનિસ્તાન તેમ જ ઇરાનમાં થઈને દરિયા ઉપર પહોંચતાં તેને ઇંગ્લંડ રોકતું હતું. કાળો સમુદ્ર બૉસ્ફરસ અને ડાર્ડનલ્સ ઉપર આવેલા તુર્કીના તાબાના પ્રદેશોથી ઘેરાયેલો હતો. ભૂતકાળમાં તેણે કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લેવા પ્રયત્ન કર્યો હતો પરંતુ તે સમયે

તુર્ક લોકો તેનાથી ગાંજ્યા જાય એવા નહોતા. પરંતુ હવે તુર્ક લોકો નબળા પડી ગયા હતા અને જેને માટે રશિયા તલસતું હતું તે અમૂલ્ય વસ્તુ તેમના હાથમાં આવીને પડે એમ લાગતું હતું. રશિયાએ તે લઈ લેવાનો પ્રયાસ કર્યો. પણ એમાં ઇંગ્લંડ વચ્ચે પડયું અને કેવળ સ્વાર્થી હેતુને ખાતર તે તુર્કીનું પક્ષકાર બન્યું. ૧૮૫૪ની સાલમાં ક્રિમિયાના વિગ્રહથી અને ત્યાર પછી પણ બીજો વિગ્રહ કરવાની ધમકીથી તેણે રશિયાને ઠેકાણે રાખ્યું.

૧૮૫૪–૫૬ના આ ક્રિમિયન વિગ્રહમાં ફ્લોરેન્સ નાઇટિંગેલ પોતાની સ્વયંસેવિકાઓના દળને લઈને યુદ્ધમાં ઘાયલ થયેલા સૈનિકોની સારવાર કરવા માટે ગઈ હતી. તે સમયને માટે તો એ એક અસાધારણ વસ્તુ હતી કેમ કે, વિક્ટોરિયા યુગના મધ્યમવર્ગની સ્ત્રીઓ તો ઘરકૂકડીઓ હતી. ફ્લોરેન્સ નાઇટિંગેલે તેમની સમક્ષ સક્રિય સેવાનું દૃષ્ટાંત રજૂ કર્યું અને એ રીતે ઘણી સ્ત્રીઓને પોતાના ઘરની બહાર કાઢી. આ રીતે, સ્ત્રીઓની હિલચાલના વિકાસમાં તેનું સ્થાન મહત્ત્વનું છે.

બ્રિટનના રાજ્યતંત્રનું સ્વરૂપ જેને 'બંધારણીય રાજાશાહી' અથવા તો 'તાજધારી પ્રજાતંત્ર' (ક્રાઉન્ડ રિપબ્લિક) કહેવામાં આવે છે તે પ્રકારનું હતું. એનો અર્થ એ કે, તાજ ધારણ કરનારના હાથમાં કશી સાચી સત્તા નહોતી પરંતુ તે કેવળ પાર્લમેન્ટનો વિશ્વાસ ધરાવનારા પ્રધાનોનું વાજિંત્ર હતો. રાજકીય દૃષ્ટિએ તો તે પ્રધાનોના હાથમાં એક પૂતળા સમાન ગણાતો હતો અને તે 'રાજકારણથી પર' છે એમ કહેવામાં આવતું હતું. પણ ખરી વાત એ છે કે કોઈ પણ બુદ્ધિશાળી કે સંકલ્પબળવાળો માણસ કેવળ પૂતળા સમાન રહી શકે નહિ અને અંગ્રેજ રાજા કે રાણીને જાહેર બાબતોમાં માથું મારવાની કે દખલ કરવાની પુષ્કળ તક હોય છે. સામાન્ય રીતે એ વસ્તુ પડદાની પાછળ થતી હોય છે અને પ્રજાને એની ભાગ્યે જ જાણ થાય છે અને જાણ થાય છે તો પણ બહુ લાંબા સમય પછી. દખલ છડેચોક કરવામાં આવે તો તેની સામે ભારે અસંતોષ ફેલાવાનો સંભવ રહે અને કદાચ તેથી રાજ્યાસન પણ જોખમમાં આવી પડે. બંધારણીય રાજાનામાં સૌથી મોટો ગુણ કળ અથવા આવડતનો હોવો જોઈએ. જો એ ગુણ તેનામાં હોય તો તે પોતાનું કાર્ય આગળ ધપાવી શકે અને અનેક રીતે અસરકારક પણ થઈ શકે.

બંધારણ અને કાયદાની રૂએ પ્રજાતંત્રના પ્રમુખોને (યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખની પેઠે) પાર્લમેન્ટવાળા દેશોના તાજધારી રાજાઓ કરતાં ઘણી વધારે સત્તા હોય છે. પરંતુ પ્રજાતંત્રોના પ્રમુખો તો વારંવાર બદલાયા કરે છે જ્યારે રાજાઓ તો લાંબા વખત સુધી રહે છે અને ચૂપચાપ પણ નિરંતર અમુક ચોક્કસ દિશામાં રાજકાજ ઉપર પોતાની અસર પાડતા રહે છે. વળી રાજાને સામાજિક દબાણ વાપરવાની તેમ જ કાવાદાવા કરવાની બીજી પણ અનેક તકો

મળી રહે છે કેમ કે સામાજિક દુનિયામાં તો તે સર્વોપરી હોય છે. સાચે જ, રાજદરબારોનું સમગ્ર વાતાવરણ અધિકારવાદ, ઊંચાનીચા દરજ્જા, વર્ગો, પદવીઓ તથા ઇલકાબો વગેરેથી વ્યાપ્ત હોય છે. અને તે જ આખા દેશ માટે વ્યવહારનાં ધોરણો નક્કી કરે છે. સામાજિક સમાનતા તથા વર્ગોની નાબૂદી સાથે એ સુસંગત નથી. અંગ્રેજ લોકોનું માનસ ઘડવામાં તેમ જ તેમની પાસે ભિન્નભિન્ન સામાજિક વર્ગોનો સ્વીકાર કરાવવામાં ઇંગ્લંડના રાજદરબારની ભારે અસર અને હિસ્સો છે એમાં લેશ પણ શંકા નથી. અથવા એમ કહેવું વધારે સાચું છે કે, દુનિયાના લગભગ બધા મોટા મોટા દેશોમાંથી રાજાશાહી નાબૂદ થઈ ગઈ હોવા છતાં ઇંગ્લંડમાં તે કાયમ રહી છે એનું કારણ એ છે કે ત્યાં આગળ લોકોએ ઊંચાનીચા દરજ્જાના વર્ગોવાળી સામાજિક વ્યવસ્થા માન્ય રાખી છે. "પ્રત્યેક અંગ્રેજને 'લૉર્ડ' એટલે કે, સ્વામી પ્રિય છે" એ પુરાણી વાયકા છે અને એમાં ઘણું સત્ય રહેલું છે. યુરોપ તથા અમેરિકામાં તેમ જ જાપાન અને હિંદુસ્તાન સિવાય એશિયામાં પણ બીજે ક્યાંય વર્ગ વર્ગ વચ્ચેના ભેદો ઇંગ્લંડ જેટલા તીવ્ર નથી. રાજકીય લોકશાહી અને ઉદ્યોગવાદમાં ભૂતકાળમાં ઇંગ્લંડ સૌથી મોખરે હોવા છતાં આજે તે સામાજિક ક્ષેત્રમાં આટલું બધું પછાત અને આટલું બધું સ્થિતિચુસ્ત છે એ ખરેખર આશ્ચર્યકારક છે.

બ્રિટિશ પાર્લમેન્ટને 'પાર્લમેન્ટોની જનેતા' કહેવામાં આવે છે. એની કારકિર્દી બહુ લાંબી અને ઉજ્જ્વળ છે અને ઘણી બાબતોમાં રાજાની આપખુદી સામે લડવામાં તેણે પહેલ કરી છે. રાજાની આપખુદીને ઠેકાણે હવે પાર્લમેન્ટના શ્રીમંતોનું શાસન આવ્યું એટલે કે મૂઠીભર જમીનદારો અને શાસકવર્ગનો અમલ શરૂ થયો. લોકશાહીનું તો ધજાપતાકા અને ગાજનવાજન સાથે એ પછી આગમન થયું. અને ઘણી ખેંચતાણ બાદ આમની સભામાં પ્રતિનિધિઓ ચૂંટી મોકલવા માટે વસતીના મોટા ભાગને મતાધિકાર આપવામાં આવ્યો. પરંતુ વ્યવહારમાં એથી કરીને પાર્લમેન્ટ ઉપર આમજનતાની નહિ પણ શ્રીમંત ઉદ્યોગપતિઓની સત્તા કાયમ થઈ. અને લોકશાસનને બદલે ત્યાં આગળ શ્રીમંતવર્ગનો અમલ શરૂ થયો.

શાસન કરવા માટે તેમ જ કાયદા ઘડવા માટે બ્રિટિશ પાર્લમેન્ટે વિચિત્ર પ્રકારની પદ્ધતિ વિકસાવી. આ પદ્ધતિ તે બે પક્ષોની પદ્ધતિ. એ બે પક્ષો વચ્ચે ઝાઝો તફાવત નહોતો. ઉભય પક્ષ પરસ્પર વિરોધી સિદ્ધાંતોના સમર્થક નહોતા. બંને ધનિક વર્ગના પક્ષો હતા અને પ્રચલિત સામાજિક વ્યવસ્થા ઉભયને માન્ય હતી. એક પક્ષમાં જૂના જમીનદાર વર્ગનું પ્રમાણ વધારે હતું અને બીજામાં ધનિક કારખાનાંના માલિકોનું. પરંતુ નામના ફેરફાર સિવાય તેમની વચ્ચે ઝાઝો તફાવત નહોતો. એક પોતાને 'ટોરી' પક્ષ કહેવડાવતો અને બીજો 'વીગ' પક્ષ કહેવડાવતો. ૧૯મી સદીના પાછલા ભાગમાં તે પક્ષો પોતાને અનુક્રમે 'કૉન્ઝરવેટિવ' અને 'લિબરલ' નામથી ઓળખાવવા લાગ્યા.

યુરોપ ખંડના બીજા દેશોમાં પરિસ્થિતિ બિલકુલ ભિન્ન હતી. ત્યાં તો જુદી જુદી વિચાર-પ્રણાલી અને કાર્યક્રમવાળા પક્ષો હતા અને તેઓ પાર્લમેન્ટમાં તેમ જ બહાર એકબીજા સામે ઝનૂનથી લડતા હતા. પરંતુ ઇંગ્લંડમાં તો બધું કૌટુંબિક વ્યવહાર જેવું હતું. ત્યાં તો વિરોધ એ પણ સહકારનું જ એક સ્વરૂપ હતું અને દરેક પક્ષ વારાફરતી સત્તા ઉપર આવતો અને વિરોધ પક્ષ બનતો. ગરીબ અને તવંગર વચ્ચેનો ખરો ઝઘડો તથા વર્ગવિગ્રહ પાર્લમેન્ટમાં દેખા દેતો નહોતો કેમ કે તેના બંને મોટા પક્ષો શ્રીમંત વર્ગના પક્ષો હતા. ત્યાં આગળ લોકલાગણી ઉશ્કેરે એવા મહત્ત્વના ધાર્મિક પ્રશ્નો નહોતા તેમ જ યુરોપ ખંડના દેશોમાં હતા તેવા ભિન્ન ભિન્ન જાતિને લગતા કોમી કે રાષ્ટ્રીય પ્રશ્નો પણ ત્યાં નહોતા. ૧૯મી સદીના છેવટના ભાગમાં આયર્લૅન્ડના રાષ્ટ્રવાદી સભ્યોએ ખરેખર લાગણી ઉશ્કેરે એવું તત્ત્વ પાર્લમેન્ટમાં દાખલ કર્યું; કેમ કે તેમને માટે આયર્લૅન્ડની આઝાદી એ રાષ્ટ્રીય સવાલ હતો.

આવા બે મોટા અને સમર્થ પક્ષો પાર્લમેન્ટ માટેના ઉમેદવારો ઊભા કરતા હોય ત્યારે કોઈ રડ્યાખડ્યા સ્વતંત્ર ઉમેદવાર કે કોઈ નાના મંડળના સભ્યોને માટે પાર્લમેન્ટના સભ્ય તરીકે ચૂંટાવું અતિશય કપરું થઈ પડે છે. લોકશાસન અને મતાધિકાર હોવા છતાંયે ગરીબ બિચારા મતદારનો એમાં કશો જ અવાજ નહોતો. તેની ઇચ્છામાં આવે તો આ બેમાંના એક પક્ષના ઉમેદવારને મત આપે અથવા કોઈને પણ મત ન આપતાં ઘર આગળ બેસી રહે. વળી પાર્લમેન્ટના પક્ષોના સભ્યને પણ ઝાઝી સ્વતંત્રતા હોતી નથી. તેમને પણ તેમના પક્ષના આગેવાનોની સૂચના અનુસાર પાર્લમેન્ટમાં પોતાના મતો આપવાના હોય છે અને એ ઉપરાંત તેઓ ઝાઝું કરી શકતા નથી. કેમ કે સામા પક્ષને હરાવીને તેની પાસેથી સત્તાનાં સૂત્રો ખૂંચવી લેવા માટે તેઓ એ રીતે જ પોતાના પક્ષને સંગઠિત અને બળવાન બનાવી શકે. આ સંગઠન અને ઐક્ય અમુક દૃષ્ટિએ ઠીક છે એમાં શક નથી પણ એને સાચું લોકશાસન તો ન જ કહી શકાય.

વળી જેને લોકશાસનની પ્રગતિના ઉદાહરણ તરીકે વારંવાર રજૂ કરવામાં આવે છે તે ઇંગ્લંડમાં પણ લોકશાસનને ઝળકતી ફતેહ નથી મળી એ આપણે જોઈ શકીએ છીએ. પ્રજાએ પોતાના ઉપર શાસન કરવાને માટે ઉત્તમ પુરુષોને કેવી રીતે પસંદ કરવા એ રાજકારણના મહાન પ્રશ્નનો સંતોષકારક ઉકેલ ત્યાં પણ નથી શોધાયો.

વ્યવહારમાં તો લોકશાસન એટલે મોટા પ્રમાણમાં બૂમબરાડા અને જાહેર વ્યાખ્યાનો. આ રીતે ગરીબ બીચારા મતદારને જેને વિષે તે કશુંયે જાણતો નથી હોતો એવી વ્યક્તિને પસંદ કરવાનું સમજાવવામાં આવે છે. સામાન્ય ચૂંટણીને જેમાં અનેક પ્રકારનાં વચનો આપવામાં આવે એવી જાહેર હરાજી તરીકે

વર્ણવવામાં આવી છે. પરંતુ આ બધી ઊણપો હોવા છતાં ઇંગ્લંડ સમૃદ્ધ હોવાને કારણે આ અધકચરી અથવા ભ્રામક લોકશાહી ત્યાં ચાલુ રહી. આ સમૃદ્ધિએ પ્રચલિત સમાજવ્યવસ્થાને પડી ભાગતી અટકાવી રાખી અને પ્રજાને અમુક અંશે સંતુષ્ટ રાખી.

૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ડીઝરાયલી અને ગ્લૅડસ્ટન એ બે જાણીતા ઇંગ્લંડના રાજકીય પક્ષોના બે મહાન આગેવાનો હતા. ડીઝરાયલી કૉન્ઝરવેટીવ પક્ષનો નેતા હતો અને એ રીતે તે અનેક વાર વડો પ્રધાન બન્યો હતો. પાછળથી તેને બૅકન્સફિલ્ડનો અર્લ બનાવવામાં આવ્યો હતો. એણે મેળવેલી એ સિદ્ધિ બહુ ભારે કહેવાય કેમ કે તે એક સામાન્ય યહૂદી હતો અને અંગ્રેજોને યહૂદીઓ પ્રત્યે અણગમો હોય છે. પરંતુ કેવળ પોતાની કુશળતા અને ખંતથી તેની સામેના બધા પૂર્વગ્રહો ઉપર તેણે વિજય મેળવ્યો અને એ રીતે પોતાનો માર્ગ કાઢીને તે આગલી હરોળમાં આવીને ઊભો. તે મોટો સામ્રાજ્યવાદી હતો અને તેણે જ વિકટોરિયાને હિંદની સામ્રાજ્ઞી બનાવી. ગ્લૅડસ્ટન ઇંગ્લંડના એક પુરાણા શ્રીમંત કુટુંબમાંથી ઊતરી આવ્યો હતો. તે લિબરલ પક્ષનો નેતા થયો અને એ રીતે તે પણ અનેક વાર વડો પ્રધાન બન્યો. સામ્રાજ્યવાદ અને પરદેશી નીતિની બાબતમાં તો તેની અને ડીઝરાયલીની વચ્ચે કોઈ પણ મૌલિક તફાવત નહોતો. પણ ડીઝરાયલી પોતાના સામ્રાજ્યવાદ ઉપર ઢાંકપિછોડો નહોતો કરતો. પરંતુ ગ્લૅડસ્ટન તો પક્કો અંગ્રેજ હોઈને રૂડારૂપાળા શબ્દો અને સદિચ્છાદર્શક સમજાવટથી પોતાના સામ્રાજ્યવાદને છાવરતો અને પોતે જે કંઈ પણ કરે છે તે ઈશ્વરની પ્રેરણા અનુસાર કરે છે એવો દેખાવ કરતો. બાલ્કનમાં તુર્કોના અત્યાચારો સામે તેણે ભારે ઝુંબેશ ચલાવી અને કેવળ તેનો વિરોધ કરવા ખાતર જ ડીઝરાયલીએ તુર્કોનો પક્ષ લીધો. ખરી વાત તો એ છે કે, એમાં તુર્કો તેમ જ તેના તાબાની બાલ્કન દ્વિપકલ્પની બધી પ્રજાઓ દોષપાત્ર હતી, કેમ કે ઉભય પક્ષ વારાફરતી એકબીજા ઉપર અત્યાચાર કરતો અને એકબીજાની કતલ કરતો હતો.

ગ્લૅડસ્ટને આયર્લૅન્ડના સ્વરાજ્યની ચળવળને પણ ટેકો આપ્યો હતો. પરંતુ એમાં તે સફળ ન થયો. એ બાબતમાં ઇંગ્લંડમાં એટલો તીવ્ર વિરોધ હતો કે, એ મુદ્દા ઉપર ત્યાંના લિબરલ પક્ષમાં બે ભાગલા પડ્યા અને તેમાંનો એક ભાગ કૉન્ઝરવેટીવ પક્ષ સાથે જોડાઈ ગયો. એ પક્ષ આજે 'યુનિયનિસ્ટ' (યુનિયન એટલે જોડાણ) નામે ઓળખાય છે કેમ કે તે આયર્લૅન્ડ સાથેનું ઇંગ્લંડનું જોડાણ કાયમ રાખવા માગતો હતો.

પરંતુ એ વિષે તથા વિક્ટોરિયા યુગના બીજા બનાવો વિષે હું તને આ પછીના પત્રમાં વધુ કહીશ.

## ૧૩૬. દુનિયાનું શરાફ ઇંગ્લંડ

૨૩ ફેબ્રુઆરી, ૧૯૩૩

ઇંગ્લંડની ૧૯મી સદીની સમૃદ્ધિ તેના ઉદ્યોગો તથા તેની વસાહતો તથા તાબા નીચેના મુલકોના શોષણને આભારી હતી. ખાસ કરીને એની વધતી જતી સંપત્તિનો આધાર સુતરાઉ કાપડ, લોઢું, જહાજો બાંધવાનો ઉદ્યોગ તથા કોલસો એ ચાર ઉદ્યોગો ઉપર હતો. આ ઉદ્યોગોને પ્રધાન અથવા તો 'પાયાના' ઉદ્યોગો કહી શકાય. આ ઉદ્યોગોની આસપાસ અથવા એમનાથી સ્વતંત્ર બીજા અનેક નાના મોટા ઉદ્યોગો ત્યાં વિકસ્યા. વેપારરોજગારની મોટી મોટી પેઢીઓ તથા બેંકો અથવા શરાફી પેઢીઓ સ્થપાઈ. કેવળ પોતાનો માલ જ નહિ પણ બીજા ઉદ્યોગપ્રધાન દેશોનો પાકો માલ પણ દેશપરદેશ લઈ જતાં ઇંગ્લંડનાં વેપારી વહાણો દુનિયાના લગભગ દરેક ભાગમાં જોવામાં આવતાં. આખી દુનિયાની વેપારની ચીજો એક દેશથી બીજે દેશ લઈ જવા લાવવાનું કાર્ય એ જહાજો કરવા લાગ્યાં. લંડનની લૉઈડ વીમા કંપની આખી દુનિયાના દરિયાઈ વેપારનું કેન્દ્ર થઈ પડી. આ ધંધારોજગાર તથા ઉદ્યોગોએ પાર્લમેન્ટ ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું.

દેશમાં બહારની સંપત્તિનો અસ્ખલિત ધોધ વહેવા લાગ્યો અને દેશનો ઉપલો તથા મધ્યમવર્ગ દિનપ્રતિદિન વધારે ને વધારે ધનિક બનતો ગયો. એ સંપત્તિનો થોડો હિસ્સો મજૂરવર્ગને પણ મળ્યો અને તેને લીધે તેના જીવનનું ધોરણ પણ ઊંચું થયું. પરંતુ ધનિકવર્ગને મળતી રહેતી આ સંપત્તિનો તેમણે શો ઉપયોગ કરવો ? એને એમ ને એમ પડી રહેવા દેવી એ તો મૂર્ખાઈ કહેવાય એટલે દરેક જણ નવા નવા ઉદ્યોગો ઊભા કરવા તથા ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રમાણમાં માલ પેદા કરીને વધારે ને વધારે નફો મેળવવા આતુર હતો. આ સંપત્તિનો મોટો ભાગ સ્કૉટલૅંડ તથા ઇંગ્લંડમાં નવાં નવાં કારખાનાંઓ ઊભાં કરવામાં, રેલવે બાંધવામાં તેમ જ એવાં બીજાં સાહસો ખેડવામાં વપરાયો. થોડા વખત પછી દેશમાં સંખ્યાબંધ કારખાનાંઓ થઈ ગયાં અને દેશનું સંપૂર્ણ ઉદ્યોગીકરણ થઈ ગયું ત્યારે સ્વાભાવિક રીતે જ નફાનું પ્રમાણ ઘટી ગયું કેમ કે, હવે ત્યાં ઉદ્યોગો વચ્ચે હરીફાઈ વધી ગઈ હતી. હવે પૈસાવાળા મૂડીદારોએ વધારે નફાકારક રોકાણ કરવા માટે પરદેશો તરફ નજર કરી અને એ દિશામાં તેમને બહોળું ક્ષેત્ર મળી રહ્યું. દુનિયાભરમાં રેલવેઓ બંધાઈ રહી હતી, તારની લાઈનો નંખાઈ રહી હતી તથા કારખાનાંઓ ઊભાં થવા લાગ્યાં હતાં. યુરોપ, અમેરિકા, આફ્રિકા તેમ જ બ્રિટનના તાબાના મુલકોમાંનાં આવાં ઘણાં કાર્યોમાં ઇંગ્લંડનાં વધારાનાં નાણાંનું રોકાણ થયું. યુનાઇટેડ સ્ટેટ્સમાં નૈસર્ગિક સંપત્તિ

અખૂટ હતી એ ખરું પરંતુ ત્યાં આગળ બહુ ત્વરાથી ઉદ્યોગીકરણ થઈ રહ્યું હતું એટલે રેલવે વગેરે તેના મોટા મોટા ઉદ્યોગોમાં પણ ઇંગ્લંડનો પુષ્કળ પૈસો રોકવામાં આવ્યો. દક્ષિણ અમેરિકા અને ખાસ કરીને આર્જેન્ટાઈનમાં અંગ્રેજ માલકીના વિશાળ બગીચાઓ હતા. કૅનેડા અને ઑસ્ટ્રેલિયાના ઉદ્યોગો પણ ઇંગ્લંડની મૂડીથી જ ઊભા થયા. ચીનમાં વેપારની છૂટછાટો મેળવવા માટે લડાઈ થઈ હતી તે વિષે હું આગળ તને કંઈક કહી ગયો છું. હિંદ ઉપર તો અંગ્રેજોનું પ્રભુત્વ હતું જ. અહીં તેમણે રેલવે તથા બીજાં કામો માટે પોતાની મનમાની અને અતિશય આકરી શરતોથી નાણાં ધીર્યાં.

આમ ઇંગ્લંડ આખી દુનિયાનું શરાફ બન્યું અને લંડન આખી દુનિયાનું શરાફી બજાર બની ગયું. પરંતુ એનો અર્થ તું એવો ન માની બેસીશ કે બીજા દેશોને નાણાં ધીરવા માટે ઇંગ્લંડે સોનારૂપાના થેલા યા તો રોકડ નાણાં ત્યાં મોકલ્યાં હતાં. આધુનિક વેપાર એ રીતે નથી ચાલતો. એ રીતે વ્યવહાર ચલાવવાને માટે પૂરતા પ્રમાણમાં સોનું ચાંદી લાવવાં ક્યાંથી ? મૂરખ માણસો જ સોના ચાંદીને વધારે પડતું મહત્ત્વ આપે છે. એ તો કેવળ વિનિમય તેમ જ માલની ફેરવણી માટેનાં સાધનો જ છે. એ ખાવાના, ઓઢવા પહેરવાના કે બીજા એવા કશા કામમાં આવતાં નથી. હા, ઘરેણાં તરીકે પહેરવાના કામમાં તે આવે છે ખરાં પરંતુ તેથી કોઈનો કશો અર્થ સરતો નથી. જેનો ઉપયોગ કરી શકાય એવી વસ્તુઓ કે સરસામાનની માલકી હોવી એ ખરું ધન છે. એટલે ઇંગ્લંડ અથવા તો અંગ્રેજ મૂડીદારોએ બીજા દેશોને નાણાં ધીર્યાં એનો અર્થ એ કે તેઓ વિદેશના ઉદ્યોગો તથા રેલવે વગેરે કામોમાં અમુક રકમ રોકતા હતા અને તેને માટે નગદ નાણાંને બદલે ઇંગ્લંડનો માલ મોકલતા હતા. આ રીતે ઇંગ્લંડથી યંત્રો તેમ જ રેલવેનો સરસામાન પરદેશોમાં મોકલવામાં આવતો. આથી ઇંગ્લંડના ઉદ્યોગોને મદદ મળતી હતી અને સાથે સાથે ત્યાંના મૂડીદારોને પોતાની વધારાની મૂડી સારી પેઠે નફો લઈને રોકવાની તક મળતી.

પૈસાની ધીરધાર એ બહુ નફાકારક ધંધો છે અને ઇંગ્લંડે એ ધંધો જેમ જેમ બહોળા પ્રમાણમાં કરવા માંડ્યો તેમ તેમ તે તવંગર થતું ગયું. એને પરિણામે ત્યાં આગળ પોતાના ધંધા અને રોકાણોમાંથી થતી આવક ઉપર જીવનારો બેઠાડુ વર્ગ પેદા થયો. તેમને કોઈ પણ વસ્તુ પેદા કરવા માટે કશી મહેનતમજૂરી કરવાની નહોતી. તેઓ કોઈ રેલવે, ચાનો બગીચો યા તો બીજા કોઈ ઉદ્યોગમાં પોતાના શૅરો ધરાવતા હતા અને તેમાંથી તેમને નિયમિત રીતે આવક થયા કરતી. ફ્રેન્ચ રીવેરા, ઇટાલી અને સ્વિટ્ઝર્લૅન્ડ તથા એવી બીજી સારી સારી જગ્યાઓએ આ બેઠાડુ વર્ગની અંગ્રેજ વસાહતો થઈ ગઈ. પરંતુ તેમનામાંના મોટા ભાગના લોકો તો ઇંગ્લંડમાં જ રહ્યા.

ઇંગ્લંડ પાસેથી આ રીતે નાણાં ઉછીનાં લેનાર દેશો તેનું વ્યાજ કેવી રીતે ભરતા હતા? અહીં પણ એ દેશો તે સોના કે ચાંદીમાં ભરતા નહોતા. વરસોવરસ વ્યાજ ભરવા માટે તેમની પાસે આ ધાતુઓ પૂરતા પ્રમાણમાં નહોતી. એટલે તેઓ માલ આપીને વ્યાજ ભરતા. પરંતુ એ માટે તેઓ તૈયાર માલ નહોતા આપતા, કેમ કે તૈયાર અથવા પાકો માલ પેદા કરવામાં તો ઇંગ્લંડ સૌ દેશોથી આગળ હતું એટલે ખોરાકની વસ્તુઓ અને કાચો માલ આપીને તેઓ ઇંગ્લંડ પાસેથી લીધેલી મૂડીનું વ્યાજ ભરતા. એ દેશોમાંથી ઇંગ્લંડ તરફ ઘઉં, ચા, કૉફી, માંસ, સૂકો મેવો, દારૂ, રૂ અને ઊન વગેરેનો અસ્ખલિત પ્રવાહ વહ્યા કરતો.

બે દેશો વચ્ચેનો વેપાર એટલે ઉભય દેશના માલની પરસ્પર લેવડદેવડ અથવા વિનિમય. પરંતુ એક દેશ હમેશાં પોતાનો માલ વેચ્યા જ કરે અને બીજો હમેશાં ખરીદ્યા જ કરે એ સ્થિતિ લાંબો વખત ટકી ન શકે. જો એમ કરવાનો પ્રયાસ કરવામાં આવે તો માલની કિંમત સોના કે ચાંદીમાં પતાવવી પડે અને થોડા જ વખતમાં એ ધાતુઓ ખૂટી પડે અથવા તો આવો એકતરફી વેપાર આપોઆપ બંધ થઈ જાય. બે દેશો વચ્ચેના વેપારમાં તો માલની પરસ્પર લેણદેણ અથવા તો વિનિમય થાય છે. આ વિનિમય આપોઆપ અમુક રીતે ગોઠવાઈ જાય છે અને પરિણામે કોઈ વખત એક દેશ લેણદાર બને છે તો વળી બીજી વખત બીજો દેશ લેણદાર બને છે અથવા કોઈ વખતે એથી ઊલટું પરિણામ પણ આવે છે. જો આપણે ઇંગ્લંડનો ૧૯મી સદી દરમિયાનનો વેપાર તપાસીશું તો જણાશે કે એ અરસામાં તેની નિકાસ કરતાં આયાત વધારે હતી. એટલે કે, તે બહોળા પ્રમાણમાં માલ પરદેશ મોકલતું હતું ખરું પરંતુ એકંદરે તે એથી વધારે કિંમતનો માલ બહારથી આણતું હતું; એમાં ફેર માત્ર એ હતો કે, તે તૈયાર અથવા પાકો માલ પરદેશ ચડાવતું હતું અને તેને બદલે મુખ્યત્વે કરીને કાચા માલ અને ખાદ્ય પદાર્થોની આયાત કરતું હતું. આમ દેખીતી રીતે વેચવા કરતાં વધારે કિંમતનો માલ તે ખરીદતું હતું અને એમ હોય તો વેપાર કરવાની એ સારી રીત નથી. પણ વસ્તુતાએ તેની વધારાની આયાત એ તો તેણે ધીરેલાં નાણાંના નફા તરીકે આવતી હતી. એ તો તેના દેવાદાર દેશો તથા હિંદ જેવા તાબાના દેશો તરફથી આવતી ખંડણી હતી.

તેના રોકાણોનો બધો જ નફો કંઈ ઇંગ્લંડ આવતો નહોતો. તેનો મોટો ભાગ તો દેવાદાર દેશમાં જ રહેતો. બ્રિટિશ મૂડીદારો તે જ દેશમાં ફરીથી તે રોકતા. આ રીતે ઇંગ્લંડમાંથી નવી મૂડી કે નવો માલ મોકલ્યા વિના જ તેના પરદેશના રોકાણનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જ ગયું. રેલવે, નહેર તથા બીજા અનેક ઉદ્યોગોમાં ઇંગ્લંડે કરેલાં અઢળક રોકાણો વિષે આપણને

હિંદુસ્તાનમાં વારંવાર સાંભળવા મળે છે. અને એ કારણે હિંદને ઇંગ્લંડનું બહુ મોટી રકમનું દેવું છે એમ જણાવવામાં આવે છે. અનેક કારણોને લઈને હિંદીઓ એનો વિરોધ કરે છે પરંતુ આપણે અહીં એ બાબતમાં ઊતરવાની જરૂર નથી. પરંતુ આ બાબતમાં એટલું લક્ષમાં રાખવું જરૂરી છે કે, આ અઢળક રોકાણોમાં ઇંગ્લંડથી આવેલી મૂડીનું પ્રમાણ બહુ જૂજ છે. હિંદમાંથી મેળવેલો નફો ફરી ફરીને રોકવાથી એ મોટી રકમ થવા પામી છે. હું તને આગળ કહી ગયો છું કે પ્લાસી અને ક્લાઇવના જમાનામાં સોનું અને ઝવેરાતનો મોટો જથ્થો છડેચોક હિંદમાંથી ઇંગ્લંડ લઈ જવામાં આવ્યો હતો. એ પછી હિંદના શોષણે જુદું અને કંઈક પ્રચ્છન્ન સ્વરૂપ ધારણ કર્યું અને એમાંથી થયેલા નફાનો અમુક હિસ્સો પણ આ દેશમાં રોકવામાં આવ્યો.

ઇંગ્લંડને માલૂમ પડ્યું કે, મૂડીના વ્યાજ તરીકે માલનો સ્વીકાર કરવો એ શરાફીનો જગદ્‌વ્યાપી ધંધો ચલાવવાનો એક માત્ર માર્ગ હતો. આગળ મેં તને જણાવ્યું હતું તેમ સોના માટે તે આગ્રહ રાખી શકે એમ નહોતું. આનાં બે મહત્ત્વનાં પરિણામ આવ્યાં. પોતાની વસતીને ખોરાક પૂરો પાડવા માટે તેણે બહારના દેશોમાંથી અનાજ વગેરે ખાદ્ય પદાર્થો આવવા દીધા. અને પોતાની ખેતીને હાનિ પહોંચવા દીધી. પરદેશોમાં વેચાવા માટેનો માલ ઔદ્યોગિક રીતે તૈયાર કરવામાં તેણે પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું અને પોતાના ખેડૂતોની દુર્દશાની અવગણના કરી. જો તે પરદેશોમાંથી ઓછા ભાવે ખાદ્ય પદાર્થો મેળવી શકે એમ હતું તો પછી પોતાના દેશમાં જ તે ઉત્પન્ન કરવાની કડાકૂટમાં શાને પડવું? અને ઉદ્યોગો દ્વારા જો તે વધારે નફો કરી શકે એમ હોય તો પછી ખેતીની જંજાળમાં તેણે પોતે શાને પડવું? આ રીતે ઇંગ્લંડ પોતાના ખાદ્યપદાર્થો માટે પરદેશો ઉપર આધાર રાખનારો ઔદ્યોગિક દેશ બની ગયો.

આનું બીજું પરિણામ એ આવ્યું કે, તેણે અબાધિત વેપારની નીતિ અખત્યાર કરી. એટલે કે પરદેશથી પોતાના બંદરોમાં આવતા માલ ઉપર જકાત નાખવાનું તેણે બંધ કર્યું અથવા તો તેના ઉપર તે નહિ જેવી જ જકાત નાખતું. પોતે આગળ પડતું ઔદ્યોગિક રાષ્ટ્ર હોવાથી પાકા માલની બાબતમાં તેને ઘણા લાંબા સમય સુધી કશીયે હરીફાઈનો ડર નહોતો. પરદેશી માલ ઉપર જકાત નાખવી એ આ રીતે પોતાને ત્યાં આવતા ખાદ્ય પદાર્થો અને કાચા માલ ઉપર જકાત નાખવા સમાન હતું. એથી તો પ્રજાની ખોરાકીની વસ્તુઓની તથા પોતાના પાકા માલની કિંમત વધવા પામે. આ ઉપરાંત, ભારે જકાત નાખીને પરદેશી માલ પોતાને ત્યાં આવતો તે અટકાવે તો પછી દેવાદાર દેશો ઇંગ્લંડને પોતાની ખંડણી કેવી રીતે ભરે? તેઓ તો માલ આપીને જ એમ કરી શકે. જ્યારે બીજા દેશોએ સંરક્ષણની નીતિનો આશરો લીધો

હતો એટલે કે પરદેશથી પોતાને ત્યાં આવતા માલ ઉપર ભારે જકાત નાખીને તેઓ પોતાના ઊગતા ઉદ્યોગોને રક્ષણ આપતા હતા ત્યારે ઇગ્લંડે અબાધિત વેપારની નીતિ અખત્યાર કરી તેનું કારણ આ છે. યુનાઇટેડ સ્ટેટ્સ, ફ્રાંસ, જર્મની વગેરે બધા દેશોએ સંરક્ષણની નીતિ અખત્યાર કરી હતી.

ખેતીની અવગણના કરવાની અને ઉદ્યોગો ઉપર સઘળું લક્ષ કેન્દ્રિત કરવાની તથા ખોરાકીની વસ્તુઓ દેશાવરમાંથી મેળવવાની અને પરદેશોમાંથી આવતી ખંડણી ઉપર આરામથી જીવવાની ૧૯મી સદીના અંગ્રેજોની નીતિ ફાયદાકારક અને મજાની લાગતી હતી. પરંતુ આજે આપણને સ્પષ્ટપણે દેખાય છે તેમ એનાં જોખમો પણ હતાં. એ નીતિ ઉદ્યોગોમાં ઇંગ્લંડની સરસાઈ તથા પરદેશ સાથેના તેના જબરદસ્ત વેપારના પાયા ઉપર રચાયેલી હતી. પરંતુ એ સરસાઈનો અંત આવે અને તેની સાથે જ પરદેશો સાથેનો તેનો વેપાર પણ ભાગી પડે તો તેની શી દશા થાય? એ સ્થિતિમાં પોતાની ખોરાકીની વસ્તુ માટેની કિંમત એ કેવી રીતે ચૂકવે? અને ખોરાકીની વસ્તુઓ માટેની કિંમત એ ચૂકવી શકે તોયે જો કોઈ બળવાન શત્રુ વચ્ચે પડે તો પરદેશોમાંથી તે એ મેળવી કેવી રીતે શકે? ગયા મહાયુદ્ધ વખતે બહારથી આવતો ખોરાક લગભગ બંધ થઈ ગયો હતો ત્યારે ઇગ્લંડના લોકો ભૂખે મરવા લાગ્યા હતા. પરદેશોની હરીફાઈને કારણે વિદેશો સાથેનો એનો વેપાર ઉત્તરોત્તર ઘટવા લાગે એ એનાથીયે વળી મોટું જોખમ છે. ૧૯મી સદીના નવમા દશકામાં યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની પરદેશોનાં બજાર શોધવા લાગ્યાં ત્યારે આ હરીફાઈ સ્પષ્ટપણે દેખાવા લાગી. ધીમે ધીમે બીજા દેશો પણ ઔદ્યોગિક બન્યા અને તેઓ પણ બજારની આ શોધમાં ભળ્યા. અને હવે તો લગભગ આખી દુનિયામાં અમુક અંશે ઉદ્યોગો ઊભા થયા છે, દરેક દેશ પોતાને જરૂરી મોટા ભાગનો માલ ઉત્પન્ન કરવાનો અને પરદેશી માલને દેશમાં આવતો અટકાવવાનો પ્રયાસ કરે છે. હિંદુસ્તાન પરદેશી કાપડ અહીં આવતું અટકાવવા માગે છે. તો પછી લૅંકેશાયરે અને પરદેશો સાથેના વેપાર ઉપર આધાર રાખતા બ્રિટિશ ઉદ્યોગોએ શું કરવું?

ઇંગ્લંડને માટે આ કપરા પ્રશ્નો છે અને તેનો નિવેડો લાવવાનું કામ મુશ્કેલ છે તથા તેને માટે હવે કપરા દિવસો આવવાના હોય એમ લાગે છે, પોતાના કવચમાં નિવૃત્ત થઈને તથા પોતાનો ખોરાક તેમ જ જીવનને ઉપયોગી બીજી વસ્તુઓ ઉત્પન્ન કરીને તે પોતાનું સ્વયંપૂર્ણ જીવન પણ હવે જીવી શકે એમ નથી. આધુનિક જગતની રચના હવે એવી જટિલ બની ગઈ છે કે એમ કરવું પણ શક્ય નથી. અને ધારો કે તે એ રીતે દુનિયાથી અળગું થઈ જાય તોયે તે પોતાની વધારે પડતી વસતીને પૂરો પડે એટલો ખોરાક ઉત્પન્ન કરી શકે કે કેમ એ પણ શંકાસ્પદ છે. પણ આ બધા તો આજના પ્રશ્નો છે;

૧૯મી સદીના કાળમાં તેમનું કશું મહત્ત્વ નહોતું. એથી કરીને ઇંગ્લંડે તે વખતે પોતાના ભાવિ સાથે જુગાર ખેલ્યો અને પોતાની સરસાઈ ચાલુ રહેશે એ માન્યતા ઉપર પોતાની મદાર બાંધી. એ જબરો દાવ હતો અને એનું જોખમ ભારે હતું — કાં તો તે દુનિયાનું આગેવાન રાષ્ટ્ર બને યા તો જમીનદોસ્ત થઈ જાય. એને માટે કોઈ વચલી સ્થિતિ નહોતી. પરંતુ વિકટોરિયા યુગના મધ્યમ વર્ગના અંગ્રેજમાં આત્મવિશ્વાસ યા કહો કે આત્મવંચનાની ખોટ નહોતી. તેની લાંબા કાળની સમૃદ્ધિ તથા તેને મળેલી સફળતાને કારણે તેમ જ ઉદ્યોગો અને વેપારરોજગારના ક્ષેત્રમાં તેની આગેવાનીને લીધે બાકીની માનવજાત કરતાં પોતાના ચડિયાતાપણા વિષે તેને ખાતરી થઈ ચૂકી હતી. બધાયે વિદેશીઓ તરફ તે કંઈક તુચ્છકારની લાગણીથી જોતો હતો. એશિયા અને આફ્રિકાની પ્રજાઓ તો તેની નજરે બેશક પછાત અને બર્બર હતી અને દેખીતી રીતે જ, જગતની પછાત પ્રજાઓ ઉપર હકૂમત ચલાવવાની તેમ જ તેમને સુધારવાની અંગ્રેજોની જન્મસિદ્ધ લાયકાત અજમાવવાની તક આપવા માટે જ તેમને પેદા કરવામાં આવી હતી. અરે, ખુદ યુરોપ ખંડની ઇતર પ્રજાઓ સુધ્ધાં તેમની નજરે તો અજ્ઞાન અને વહેમી હતી. અંગ્રેજોને મન પોતે ઈશ્વરની માનીતી અને સંસ્કૃતિની ટોચે પહોંચેલી પ્રજા હતા તથા યુરોપની મોખરે રહીને તેઓ આગેકૂચ કરી રહ્યા હતા. વળી, ખુદ યુરોપ બાકીની બધી દુનિયાને મોખરે હતું. બ્રિટિશ સામ્રાજ્ય એ એક પ્રકારની દૈવી સંસ્થા હતી અને એ વસ્તુ બ્રિટિશ પ્રજાની મહત્તાના પુરાવા સમાન હતી. પોતાના જમાનાના એક સમર્થમાં સમર્થ અંગ્રેજ અને ત્રીસ વર્ષ પૂર્વેના હિંદના વાઇસરૉય લૉર્ડ કર્ઝને "બ્રિટિશ સામ્રાજ્ય એ વિધાતાની સૃષ્ટિમાં જગતે પહેલાં કદી નહિ ભાળેલું એવું સૌથી મહાન કલ્યાણકારી બળ છે એવું માનનારાઓને" પોતાનું એક પુસ્તક અર્પણ કર્યું હતું.

વિકટોરિયા યુગના અંગ્રેજો વિષે હું આજે લખી રહ્યો છું તે કંઈક તાણીતૂસીને લખેલું અને અસામાન્ય લાગે છે અને સંભવ છે કે, હું તેમની બિચારાઓની મજાક ઉડાવી રહ્યો છું એમ પણ કદાચ તને લાગે. કોઈ પણ સમજદાર વ્યક્તિ આ રીતે વર્તે અને આપણને તાજુબ કરી મૂકે એવું ઘમંડી અને આત્મસંતોષનું વલણ ધારણ કરે એ વિચિત્ર વસ્તુ છે. પરંતુ જો એ વસ્તુ તેમના મિથ્યાભિમાનને રોચક હોય તથા તેમના લાભમાં હોય તો રાષ્ટ્ર-સમૂહો કોઈ પણ વસ્તુ માની લેવા તૈયાર થવાના. વ્યક્તિઓ પોતાના પાડોશીઓની સાથે આવી અણઘડ અને ગ્રામ્ય રીતે વર્તવાનું કદી કલ્પે પણ નહિ, પણ રાષ્ટ્રોને એવો ખટકો હોતો નથી. દુર્ભાગ્યે, આપણે સૌ એક જ માટીમાંથી બનેલાં છીએ અને આપણા પોતાના રાષ્ટ્રીય ગુણોની દાંડી પીટ્યા કરીએ છીએ. નજીવા ફેરફાર સાથે, વિકટોરિયા યુગના અંગ્રેજનો નમૂનો

આપણને સર્વત્ર મળી આવે છે. યુરોપનાં બધાંયે રાષ્ટ્રોમાં એને જ મળતા રાષ્ટ્રીય નમૂનાઓ પેદા થયા છે અને અમેરિકા તથા એશિયામાં પણ એમ જ છે.

ઇંગ્લંડ તથા પશ્ચિમ યુરોપની સમૃદ્ધિ અને જાહોજલાલી ઔદ્યોગિક મૂડીવાદના વિકાસને આભારી હતી. નફા માટેની તેની અવિરત શોધમાં આ મૂડીવાદ આગળ ને આગળ વધતો જ ગયો. સફળતા અને નફો એ બે દેવો જ લોકોની પૂજા પામવા લાગ્યા; કેમ કે મૂડીવાદને ધર્મ કે નીતિમત્તા સાથે કશી લેવાદેવા નહોતી. એ તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જીવલેણ સ્પર્ધાનો સિદ્ધાંત હતો — એમાં પાછળ રહી જનારા ભલેને જહાનમમાં પડતા. વિક્ટોરિયા યુગના અંગ્રેજો પોતાની ધાર્મિક સહિષ્ણુતા માટે ભારે ગૌરવ લેતા હતા. વિજ્ઞાન અને પ્રગતિમાં તેમને શ્રદ્ધા હતી અને વેપારરોજગારમાં તથા સામ્રાજ્ય ઊભું કરવામાં તેમને મળેલી સફળતાને કારણે પોતે કંઈક વિશિષ્ટ પ્રકારના લોકો છે અને પોતાની ખાસ યોગ્યતાને કારણે જીવનની હરીફાઈમાં ટકી નીકળ્યા છે એમ તેઓ માનવા લાગ્યા હતા. જીવનની હરીફાઈમાં સબળો જ ટકે છે એમ ડાર્વિને નહોતું કહ્યું ? ધર્મ પરત્વેની તેમની સહિષ્ણુતા સાચું જોતાં તેમની એ વિષેની બેપરવાઈ હતી. આર. એચ. ટૉની નામના એક અંગ્રેજ લેખકે આ પરિસ્થિતિનું બયાન વધારે સારી રીતે કર્યું છે. તે કહે છે કે, ઇશ્વરને દુન્યવી બાબતોમાંથી દૂર કરીને તેને યોગ્ય સ્થાને ગોઠવી દેવામાં આવ્યો છે. "આ પૃથ્વી ઉપર છે તે જ પ્રમાણે સ્વર્ગમાં પણ બંધારણીય રાજાશાહી વર્તે છે." ધનિક મધ્યમ વર્ગના લોકોનો આવો અભિપ્રાય હતો પરંતુ આમવર્ગના લોકો એથી કરીને ક્રાંતિકારી વિચારોથી અળગા રહેશે એ આશાએ દેવળોમાં જવા માટે તથા ધર્માચરણ માટે તેમને ઉત્તેજન આપવામાં આવતું હતું. ધાર્મિક બાબતમાં સહિષ્ણુતા રાખવામાં આવતી હતી એનો અર્થ એ નથી કે બીજી બધી બાબતોમાં પણ એવું જ સહિષ્ણુતાનું વલણ રાખવામાં આવતું હતું. જે બાબતોને પ્રજાનો મોટો ભાગ મહત્ત્વની ગણતો હોય તે પરત્વે સહિષ્ણુતા નહોતી અને જરા સરખી તંગ પરિસ્થિતિ પેદા થતાં બધાયે સહિષ્ણુતા અદૃશ્ય થઈ જાય છે. હિંદમાંની બ્રિટિશ સરકાર ધર્મની બાબતમાં પરમ સહિષ્ણુ છે અને એ વસ્તુ એને સહજ હોય એવો દેખાવ કરે છે. સાચી વાત એ છે કે, ધર્મ જહાનમમાં પડે એની એને લેશ પણ પરવા નથી. પરંતુ એની રાજનીતિ કે એનાં કાર્યોની જરાસરખી પણ ટીકા કરવામાં આવે કે તરત એના કાન ટટાર થઈ જાય છે અને એ પછી કોઈયે એના ઉપર સહિષ્ણુતાનું તહોમત નહિ મૂકી શકે ! જેટલા પ્રમાણમાં તાણ વધારે તેટલા પ્રમાણમાં વધારે પતન થાય, અને તાણ જો ઘણી વધી જાય તો સરકાર સહિષ્ણુતાનો બધોયે ડોળ બાજુએ મૂકી દે છે અને છડેચોક તથા નિર્લજ્જપણે દમન અને ત્રાસનો

આશરો લે છે. હિંદમાં આજે આપણને એનું દર્શન થાય છે. હમણાં જ મેં એક છાપામાં વાંચ્યું કે કોઈ એક બ્રિટિશ અમલદાર ઉપર ધમકીના પત્રો લખવા માટે મૂછનો દોરો પણ હજી નથી ફૂટ્યો એવા એક છોકરાને આઠ વરસની સખત કેદની શિક્ષા કરવામાં આવી છે!

મૂડીવાદી ઉદ્યોગોના વિકાસને પરિણામે ઘણા ફેરફારો થવા પામ્યા છે. મૂડીવાદનું કાર્યક્ષેત્ર ઉત્તરોત્તર વધારે ને વધારે મોટું થતું ગયું; નાની પેઢીઓના કરતાં મોટી પેઢીઓ વધારે કુશળતાપૂર્વક કાર્ય કરી શકે અને તે વધારે ફાયદાકારક પણ નીવડે. આથી સમગ્ર ઉદ્યોગ ઉપર પોતાનો કાબૂ જમાવનારી જબરદસ્ત પેઢીઓ — એને ટ્રસ્ટ કહેવામાં આવે છે — ઊભી થઈ અને નાના નાના સ્વતંત્ર ઉત્પાદકો તથા નાનાં નાનાં કારખાનાંઓને તે ગળી ગઈ. 'લેઝે ફેર' એટલે કે સ્વૈર પ્રવૃત્તિના જૂના વિચારો એની આગળ ધૂળભેગા થઈ ગયા, કેમ કે વ્યક્તિગત સાહસ કે પ્રવૃત્તિને માટે હવે અવકાશ કે તક રહી નહોતી. આ જબરદસ્ત પેઢીઓ અથવા કૉરપોરેશનોનું દેશની સરકાર ઉપર પણ પ્રભુત્વ હતું.

મૂડીવાદને પરિણામે સામ્રાજ્યવાદનું એક બીજું અને વધારે ઉગ્ર સ્વરૂપ પણ ઉદ્ભવ્યું. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં ઔદ્યોગિક સત્તાઓ વચ્ચે સ્પર્ધા પેદા થતી ગઈ તેમ તેમ તેઓ બજારો તેમ જ કાચા માલને માટે દૂર દૂર નજર કરવા લાગી. સામ્રાજ્ય ઊભું કરવા માટે દુનિયાભરમાં પડાપડી અને ઝૂંટાઝૂંટ થવા લાગી. હિંદુસ્તાન, ચીન, બૃહદ્ ભારત, ઇરાન વગેરે એશિયાના દેશોમાં શું બનવા પામ્યું તે કંઈક વિગતે હું તને કહી ગયો છું. યુરોપી સત્તાઓ હવે આફ્રિકા ઉપર ગીધોની માફક તૂટી પડી અને એ ખંડને તેમણે આપસમાં વહેંચી લીધો. અહીં પણ ઇંગ્લંડે મોટો ભાગ પડાવ્યો — ઉત્તરમાં તેણે મિસર લીધું તથા આફ્રિકાના પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણ ભાગમાં પણ તેણે જબરદસ્ત પ્રદેશો પડાવ્યા. ફ્રાંસે પણ એ બાબતમાં ઠીક કર્યું. આ લૂંટમાં ઇટાલી પણ ભાગ પડાવવા ચહાતું હતું પણ એબીસીનિયાએ તેને સખત હાર આપીને સૌને આશ્ચર્યચકિત કરી મૂક્યાં. એ લૂંટમાં જર્મનીને પણ હિસ્સો મળ્યો પણ એથી તેને સમાધાન ન થયું. શોરબકોર કરતો, ધાકધમકી આપતો અને આચકી લેતો સામ્રાજ્યવાદ જ જ્યાં ત્યાં દેખા દેતો હતો. બ્રિટિશ સામ્રાજ્યવાદના લોકપ્રિય કવિ રુડયાર્ડ કિપલિંગે 'ગોરા લોકોનો બોજો' એ વિષે કાવ્ય લખ્યું. ફ્રેંચ લોકો પછાત પ્રજાઓને સભ્ય બનાવવાના ફ્રાંસના મિશનની વાતો કરવા લાગ્યા. બેશક, જર્મન લોકોને પણ પોતાની સંસ્કૃતિનો ફેલાવો કરવાનો હતો. આથી, આ બીજી પ્રજાઓનો બોજો વહન કરનારાઓ તથા બીજી પ્રજાઓને સભ્ય બનાવનારાઓ તેમ જ તેમને સુધારનારાઓ કેવળ આપભોગની ભાવનાથી

નીકળી પડ્યા અને ઘઉંવર્ણી પ્રજા, પીળી પ્રજા તથા કાળી પ્રજાની પીઠ ઉપર ચડી બેઠા. અને કાળાઓના બોજા વિષે કોઈએ પણ કાવ્ય લખ્યું નહિ.

પરંતુ આચકી લેનારા અને એકબીજાના હરીફ એવા આ બધા સામ્રાજ્યવાદોને માટે આ દુનિયા પૂરતી વિશાળ નહોતી. બજારો મેળવવાની ઉગ્ર મૂડીવાદી ભૂખથી પ્રેરાઈને દરેક દેશ આગળ ને આગળ જવા લાગ્યો. ઘણી વાર એ બધા એકબીજા સાથે લડી પણ પડતા. કેટલીયે વાર ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે યુદ્ધ સળગતું સળગતું રહી ગયું. પરંતુ ખરેખરો હિતવિરોધ તો ઇંગ્લિશ અને જર્મન ઉદ્યોગો વચ્ચે પેદા થવા પામ્યો. ઉદ્યોગો અને વહાણવટાની બાબતમાં જર્મનીએ ઇંગ્લંડને પકડી પાડ્યું હતું અને તે તેને દરેક દેશનાં બજારોમાં પડકાર આપી રહ્યું હતું. પરંતુ જર્મનીને માલૂમ પડ્યું કે, પૃથ્વીની સપાટી ઉપરના સર્વોત્તમ પ્રદેશો તો ઇંગ્લંડ ક્યારનુંયે રોકીને બેઠું હતું. ગર્વિષ્ઠ અને મહત્ત્વાકાંક્ષી તથા બીજા રાષ્ટ્રોએ એને પાછળ રાખી મૂક્યું એ માટે ધૂંધવાતું અને ચડભડતું જર્મની તેમની સાથે જબરદસ્ત સંગ્રામ ખેલવા માટે અથાક પરિશ્રમથી તૈયારી કરવા લાગ્યું. આખુંયે યુરોપ એવી તૈયારી કરવા લાગ્યું. અને તેનાં સૈન્યો તથા નૌકાસૈન્યો દિનપ્રતિદિન વધતાં ગયાં. જુદા જુદા દેશો વચ્ચે એકસંપી થવા લાગી. અને આખરે જાણે બે સશસ્ત્રદળો એકબીજાની સામસામે મોરચા માંડી ખડાં ન થયાં હોય એમ લાગવા માંડ્યું. એક બાજુ જર્મની, ઑસ્ટ્રિયા અને ઇટાલી અને બીજી બાજુ ફ્રાંસ અને રશિયા. ઇંગ્લંડ ખાનગી રીતે ફ્રાંસ અને રશિયા સાથે જોડાયેલું હતું.

દરમ્યાન, ૧૯મી સદીના છેવટના ભાગમાં ઇંગ્લંડને દક્ષિણ આફ્રિકા સાથે નાનકડું યુદ્ધ થયું. ટ્રાન્સવાલના બોર પ્રજાતંત્રમાં સોનું મળી આવ્યું એને પરિણામે ૧૮૯૯ની સાલમાં આ યુદ્ધ થવા પામ્યું. બોર લોકો યુરોપની આગળ પડતી સત્તા સાથે ત્રણ વરસ સુધી આશ્ચર્યકારક ધૈર્ય અને ખંતથી લડ્યા. પરંતુ તેમને કચરી નાખવામાં આવ્યા અને તેમને હાર કબૂલ કરવી પડી. પરંતુ તેમના ગઈ કાલના દુશ્મનોને પૂર્ણ સ્વતંત્રતા આપીને અંગ્રેજ લોકોએ એક ડહાપણભર્યું અને ઉદાર કાર્ય કર્યું. એ વખતે લિબરલ પક્ષ સત્તા ઉપર હતો. થોડા જ સમય પછી આખોયે દક્ષિણ આફ્રિકા બ્રિટિશ સામ્રાજ્યનું સ્વતંત્ર સંસ્થાન બન્યો.

# ૧૩૭. અમેરિકામાં આંતરવિગ્રહ

૨૭ ફેબ્રુઆરી, ૧૯૩૩

જૂની દુનિયા તથા તેની અથડામણો અને ઝઘડાઓ, તેના પ્રપંચો અને કાવાદાવાઓ, તેના રાજાઓ તથા ક્રાંતિઓ તથા તેના દ્વેષો અને રાષ્ટ્રવાદોએ આપણો ઘણો વખત લીધો. હવે આપણે આટ્લાંટિક મહાસાગર ઓળંગીને અમેરિકાની નવી દુનિયાની મુલાકાતે જઈએ અને યુરોપની જકડમાંથી છૂટા પડ્યા પછી તેની શી સ્થિતિ થઈ તે જોઈએ. ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સ આપણું લક્ષ વધારે ખેંચે છે. બહુ જ અલ્પ આરંભમાંથી વધી વધીને આજે તેણે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવા સુધીની સ્થિતિ પ્રાપ્ત કરી હોય એમ જણાય છે. આજે દુનિયામાં ઇંગ્લંડનું મોખરાનું સ્થાન રહ્યું નથી. તે આજે દુનિયાનું શરાફ રહ્યું નથી પણ યુરોપના અન્ય દેશોની પેઠે એક દેવાદાર દેશ છે અને ઉદારતાભર્યા વર્તાવ માટે યુનાઇટેડ સ્ટેટ્સ પાસે યાચના કરે છે. હવે દુનિયાના શરાફની ગાદી યુનાઇટેડ સ્ટેટ્સને મળી છે. ત્યાં આગળ ધનદોલતનો ધોધ વહી રહ્યો છે અને તે અઢળક સંપત્તિ ધરાવનારા કોટ્યાધિપતિઓ પેદા કરી રહ્યું છે. પરંતુ પ્રાચીન સમયના રાજા મીડાસની પેઠે તેના સ્પર્શમાત્રથી પ્રાપ્ત થતા સુવર્ણથી તેને ઝાઝો આનંદ લાધ્યો નથી. અને ત્યાં આગળ અનેક કોટ્યાધિપતિઓ હોવા છતાં તેની આમ જનતા આજે ભારે તંગી વેઠી રહી છે અને ગરીબાઈમાં સબડે છે.

૧૭૭૫ની સાલમાં ઇંગ્લંડથી છૂટાં પડી ગયેલાં તેનાં સમુદ્ર કિનારા ઉપરનાં રાજ્યોની વસતી ૪૦ લાખ કરતાંયે ઓછી હતી. આજે એક ન્યૂ યોર્ક શહેરની જ વસતી એના કરતાં લગભગ બેવડી છે. અને આખા યુનાઇટેડ સ્ટેટ્સની વસતી સાડાબાર કરોડની છે. સંયુક્ત રાજ્યોનાં રાજ્યોની સંખ્યા પણ વધી ગઈ છે અને તે ખંડના એક છેડાથી બીજા છેડા સુધી — આટ્લાંટિક મહાસાગરના કિનારાથી પ્રશાન્ત મહાસાગરના કિનારા સુધી પથરાયેલાં છે. ૧૯મી સદીમાં આ મહાન દેશની માત્ર વસતી અને વિસ્તારમાં જ વધારો થયો એમ નહિ પણ તેના વેપારરોજગારમાં, તેની સંપત્તિમાં, તેના આધુનિક ઉદ્યોગોમાં તથા તેની લાગવગમાં પણ વૃદ્ધિ થવા પામી છે. આ સંયુક્ત રાજ્યોને અનેક મુશ્કેલીઓ અને મુસીબતોમાંથી પાર ઊતરવું પડ્યું, યુરોપ સાથે તેમને અથડામણો થઈ અને વિગ્રહો પણ થયા. પરંતુ તેમની આકરામાં આકરી કસોટી તો ઉત્તરનાં અને દક્ષિણનાં રાજ્યો વચ્ચે જાગેલા વિનાશક આંતરવિગ્રહમાં થઈ.

યુનાઇટેડ સ્ટેટ્સ — આ સ્વતંત્ર રાજ્યોને એ નામથી ઓળખવામાં આવે છે — સ્વતંત્ર થયું ત્યાર પછી થોડાં જ વરસોમાં ફ્રાંસની ક્રાંતિ થઈ અને તે પછી નેપોલિયનના વિગ્રહો થયા. નેપોલિયન તથા ઇંગ્લંડ બંને એકબીજાના વેપારરોજગારનો નાશ કરવા પ્રયાસ કરી રહ્યાં હતાં. અને આમ કરવા જતાં યુનાઇટેડ સ્ટેટ્સ સાથે અથડામણમાં આવ્યાં. અમેરિકાનો દરિયાપારનો વેપાર બિલકુલ બંધ પડ્યો અને એને પરિણામે ૧૮૧૨ની સાલમાં તેને ઇંગ્લંડ સાથે બીજા વિગ્રહમાં ઊતરવું પડયું. આ બે વરસના વિગ્રહમાં નોંધવા જેવું કશું બનવા પામ્યું નહિ. આ વિગ્રહ દરમ્યાન નેપોલિયનને એલ્બા ટાપુમાં પૂરી દેવામાં આવ્યો અને હવે ઇંગ્લંડના હાથ છૂટા પડ્યા. એટલે અંગ્રેજોએ પાટનગર વૉશિંગ્ટનનો કબજો લીધો અને તેના ધારાસભાગૃહ તથા પ્રમુખના નિવાસસ્થાન વ્હાઇટ હાઉસ સહિત તેની બધી મહત્ત્વની ઇમારતોનો નાશ કરવામાં આવ્યો. પરંતુ છેવટે અંગ્રેજોને હરાવવામાં આવ્યા.

આ વિગ્રહ પહેલાં પણ યુનાઇટેડ સ્ટેટ્સે દક્ષિણમાં જમીનનો એક મોટો ટુકડો ઉમેર્યો હતો. એ લુઈસિયાનાનું જૂનું ફ્રેન્ચ સંસ્થાન હતું. પરંતુ બ્રિટિશ નૌકાકાફલાના હુમલાથી નેપોલિયન તેનું રક્ષણ કરવા અસમર્થ હતો એટલે તેણે એ સંસ્થાન યુનાઇટેડ સ્ટેટ્સને વેચી દીધું. થોડાં વરસ બાદ ૧૮૨૨ની સાલમાં યુનાઇટેડ સ્ટેટ્સે સ્પેન પાસેથી ફ્લોરીડા ખરીદી લીધું અને ૧૮૪૮માં મેક્સિકો સાથેના વિજયવંત વિગ્રહને પરિણામે દક્ષિણ-પશ્ચિમ ભાગમાં કૅલિફૉર્નિયા સહિત બીજાં કેટલાંક રાજ્યો ઉમેરાયાં. આ ભાગનાં ઘણાં શહેરોનાં નામો હજીયે સ્પેનિશ છે અને તે એક વખતે ત્યાં આગળ સ્પેનવાસીઓ અથવા તો સ્પેનિશ ભાષા બોલનારા મેક્સિકોના લોકો શાસન કરતા હતા તેની આપણને યાદ આપે છે. સીનેમેડામનું મહાન શહેર લૉસ એન્જેલ્સ તથા સાનફ્રાંસિસ્કોનાં નામ આપણે સૌએ સાંભળ્યાં છે.

જ્યારે યુરોપમાં ક્રાંતિ તથા દમનના ઉપરાછાપરી પ્રયત્નો થઈ રહ્યા હતા તે દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્સ પશ્ચિમ તરફ પોતાનો ફેલાવો કરી રહ્યું હતું. યુરોપમાં ચાલતા દમને પરદેશગમનને ઉત્તેજન આપ્યું અને બહોળો પ્રદેશ તથા મજૂરીના ઊંચા દરોની વાતોએ યુરોપના દેશોમાંથી સંખ્યાબંધ લોકોને તે તરફ આકર્ષ્યા. વસતી પશ્ચિમ તરફ પથરાતી ગઈ તેમ તેમ નવાં નવાં રાજ્યો સ્થાપીને સંયુક્ત રાજ્યોમાં ઉમેરવામાં આવ્યાં.

આરંભથી જ ઉત્તરનાં અને દક્ષિણનાં રાજ્યો વચ્ચે ભારે તફાવત હતો, ઉત્તરનાં રાજ્યો ઉદ્યોગપ્રધાન હતાં. ત્યાં આગળ મોટા મોટા યંત્રોદ્યોગો ઝડપથી ફેલાયા. દક્ષિણ વિશાળ ખેતરો અથવા બગીચાઓનો મુલક હતો અને તેમાં ગુલામોની મજૂરીથી મોટા પાયા ઉપર ખેતી કરવામાં આવતી હતી. ગુલામીની પ્રથા ત્યાં કાયદેસર હતી પરંતુ ઉત્તરમાં તે લોકપ્રિય નહોતી. વળી ઉત્તરમાં

તેનું ઝાઝું મહત્ત્વ પણ નહોતું. પરંતુ દક્ષિણમાં તો ગુલામોની મજૂરી ઉપર જ બધો આધાર હતો. અલબત્ત, આફ્રિકાના હબસીઓ જ ગુલામ હતા. કોઈ પણ ગોરી પ્રજા ગુલામ નહોતી. સ્વતંત્રતાની જાહેરાતમાં જણાવવામાં આવ્યું છે કે "બધાં માણસો સમાન જન્મે છે". પરંતુ આ સિદ્ધાંત ગોરાઓને જ લાગુ પડતો હતો, કાળાઓને નહિ.

હબસીઓને આફ્રિકામાંથી કેવી રીતે લાવવામાં આવતા હતા એ કરુણ અને ખેદજનક કથા છે. ૧૭મી સદીના આરંભમાં ગુલામોનો વેપાર શરૂ થયો અને ૧૮૬૩ની સાલ સુધી વ્યવસ્થિત રીતે ગુલામો પૂરા પાડવામાં આવતા હતા. આફ્રિકાને પશ્ચિમ કિનારેથી — એનો અમુક ભાગ હજી પણ 'સ્લેવ કોસ્ટ' એટલે કે ગુલામોનો કિનારો કહેવાય છે — પસાર થતાં માલ લઈ જનારાં વહાણો જ્યાં આગળથી આફ્રિકાવાસીઓને સહેલાઈથી પકડી શકાય ત્યાંથી પકડી લઈને તેમને અમેરિકા લઈ જતાં. આફ્રિકાવાસીઓમાં ગુલામી બહુ જ જૂજ પ્રમાણમાં હતી. માત્ર યુદ્ધના કેદીઓ તથા દેવાદારો તરફ જ ગુલામ તરીકે વર્તાવ રાખવામાં આવતો. આફ્રિકાવાસીઓને અમેરિકા લઈ જઈ ત્યાં તેમને ગુલામો તરીકે વેચવા એ બહુ જ ફાયદાકારક ધંધો છે એમ માલૂમ પડ્યું. ગુલામોનો વેપાર વધતો જ ગયો અને મુખ્યત્વે કરીને અંગ્રેજ, પોર્ટુગીઝ તથા સ્પેનિશ લોકોએ એ વેપારમાં આર્થિક મદદ પણ આપી. ગુલામોના વેપારને માટે ખાસ વહાણો બાંધવામાં આવ્યાં. એ વહાણોમાં બે તૂતકો વચ્ચે ગૅલેરીઓ કરવામાં આવી અને એ ગરીબ બીચારા હબસીઓને એ ગૅલેરીઓમાં સાંકળથી જકડીને સુવાડવામાં આવતા. ગુલામના દરેક જોડકાને એક સાથે બાંધવામાં આવતું. આટલાંટિક ઓળંગવાની સફર અઠવાડિયાંઓ અને કેટલીક વાર મહિનાઓ સુધી ચાલતી. અને આ અઠવાડિયાંઓ અને મહિનાઓ સુધી એ હબસીઓને એકસાથે બંધાઈને આ સાંકડી ગૅલેરીઓ ઉપર પડી રહેવું પડતું. અને એ દરેકને પાંચ કે સાડાપાંચ ફૂટ લાંબી અને ૧૬ ઇંચ પહોળી જગ્યા આપવામાં આવતી હતી!

ગુલામોના વેપારને કારણે લીવરપૂલ એક મહાન શહેર બની ગયું. છેક ૧૭૧૩ની સાલમાં યુટ્રેચની સંધિ વખતે ઇંગ્લંડે સ્પેન પાસેથી આફ્રિકાથી સ્પેનિશ અમેરિકા ગુલામો લઈ જવાનો હક પડાવ્યો. આ પહેલાં પણ ઇંગ્લંડે અમેરિકાની બ્રિટિશ ભૂમિમાં ગુલામો પૂરા પાડ્યા હતા. ૧૮મી સદીમાં આ રીતે આફ્રિકા-અમેરિકા વચ્ચેના ગુલામોના વેપારનો ઇજારો કરી લેવાનો ઇંગ્લંડે પ્રયત્ન કર્યો. ૧૭૩૦ની સાલમાં લીવરપૂલે આ વેપારમાં ૧૭ વહાણો રોકયાં હતાં. એ વહાણોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જ ગઈ અને ૧૭૯૨ની સાલમાં લીવરપૂલે ગુલામના વેપારમાં ૧૩૨ વહાણો રોકયાં હતાં. ઔદ્યોગિક ક્રાંતિના આરંભના સમયમાં ઇંગ્લંડમાં લૅંકેશાયરમાં સૂતર કાંતવાના ઉદ્યોગની ભારે

પ્રગતિ થઈ અને એને પરિણામે યુનાઇટેડ સ્ટેટ્સમાં ગુલામોની માગ વધી ગઈ. કેમ કે લેંકેશાયરની મિલો જે રૂ વાપરતી હતી તે બધું યુનાઇટેડ સ્ટેટ્સનાં દક્ષિણનાં રાજ્યોનાં કપાસનાં મોટાં મોટાં ખેતરોમાંથી આવતું હતું. આથી કપાસની ખેતીમાં ત્યાં આગળ ઝડપથી વધારો થયો અને આફ્રિકાથી વધારે સંખ્યામાં ગુલામો આવવા લાગ્યા. એટલું જ નહિ પણ પશુઓની પેઠે હબસીઓની પેદાશ પણ કરવામાં આવી! ૧૭૯૦ની સાલમાં યુનાઇટેડ સ્ટેટ્સમાં ૬૯૭,૦૦૦ ગુલામો હતા. ૧૮૬૧ની સાલમાં એ સંખ્યા વધીને ૪,૦૦૦,૦૦૦ થઈ.

૧૯મી સદીના આરંભમાં બ્રિટિશ પાર્લમેન્ટે ગુલામી વિરુદ્ધ કડક કાયદા કર્યા. યુરોપ તથા અમેરિકાના દેશોએ પણ એ બાબતમાં તેનું અનુકરણ કર્યું. પરંતુ ગુલામી વેપારને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યો તો પણ હબસીઓને આફ્રિકામાંથી અમેરિકા ઉપાડી જવાનું ચાલુ જ રહ્યું. હા, એથી કરીને તેમાં એક ફેર પડ્યો ખરો. તેમના પ્રવાસની સ્થિતિ વળી વધારે ખરાબ થઈ. હવે તેમને છડેચોક લઈ જઈ શકાય એમ હતું નહિ. એટલે તેમને સંતાડીને લઈ જવા પડતા એટલે છૂટાં પાટિયાંની અભરાઈ ઉપર તેમને એક ઉપર એક એમ ખડકવામાં આવતા. એક અમેરિકન લેખક એ બાબતમાં જણાવે છે કે, કેટલીક વાર "'ટોબોગન' (બરફમાં ચલાવવા માટેની ઠેલણગાડી)માં બેસનારાઓની પેઠે તેમને એકના ખોળામાં પગ ઉપર પગ રાખીને બીજો બેઠો હોય એમ સીંચવામાં આવતા!" એની ભીષણતાની પૂરેપૂરી કલ્પના કરવી પણ મુશ્કેલ છે. સ્થિતિ એટલી બધી ગંદકીભરી હતી કે ચાર પાંચ સફર પછી આ ગુલામોને લઈ જનારાં જહાજોને છોડી દેવાં પડતાં. પરંતુ એ ધંધામાં અઢળક નફો થતો હતો અને ૧૮મી સદીના અંત અને ૧૯મી સદીના આરંભમાં જ્યારે એ વેપાર ધમધોકાર ચાલતો હતો ત્યારે દર વરસે આફ્રિકાના 'સ્લેવ કોસ્ટ' ઉપરથી એક લાખ જેટલા ગુલામો ઉપાડી જવામાં આવતા હતા. અને એ પણ સાથે સાથે યાદ રાખજે કે એટલા ગુલામોને લઈ જવા માટે તેમને પકડવા માટેની ધાડમાં એના કરતાં અનેકગણા ગુલામો મરાતા.

૧૯મી સદીના આરંભમાં કે એ અરસામાં મુખ્ય મુખ્ય બધા દેશોએ ગુલામી વેપારને ગેરકાયદે ઠરાવ્યો. યુનાઇટેડ સ્ટેટ્સે સુધ્ધાં એમ કર્યું હતું. અમેરિકામાં ગુલામી વેપારને ગેરકાયદે ઠરાવવામાં આવ્યો એ ખરું પરંતુ ગુલામીની પ્રથા તો ત્યાં આગળ કાયદેસર ચાલુ રહી. એટલે કે જેઓ ગુલામ હતા તે તો ગુલામો જ રહ્યા. અને ગુલામીની પ્રથા કાયદેસર હતી એટલે તેની મનાઈ હોવા છતાંયે ગુલામી વેપાર ત્યાં ચાલુ જ રહ્યો. જ્યારે ઇંગ્લંડે ગુલામીની પ્રથા પણ બંધ કરી ત્યારે ન્યૂ યૉર્ક ગુલામી વેપારનું મુખ્ય બંદર બન્યું.

ન્યૂ યૉર્ક ઘણાં વરસો સુધી — ૧૯મી સદીના વચગાળા સુધી — એ વેપારનું બંદર રહ્યું એ ખરું પણ ઉત્તરના લોકો ગુલામીની વિરુદ્ધ હતા. પરંતુ

દક્ષિણના લોકોને તો તેમનાં વિશાળ ખેતરોમાં કામ કરવા માટે ગુલામોની જરૂર હતી. યુનાઇટેડ સ્ટેટ્સનાં કેટલાંક રાજ્યોએ ગુલામીની પ્રથા રદ કરી અને કેટલાંક રાજ્યોએ તે રહેવા દીધી. હવે હબસી ગુલામ, ગુલામીવાળા રાજ્યમાંથી ગુલામી વગરના રાજ્યમાં ભાગી જઈ શકે એમ હતું. અને આ બાબતમાં એ રાજ્યો વચ્ચે ઝઘડો થતો.

ઉત્તર અને દક્ષિણના લોકોનાં આર્થિક હિત ભિન્ન હતાં. અને છેક ૧૮૩૦ની સાલથી દાણ તથા જકાતની બાબતમાં તેમની વચ્ચે ઘર્ષણ શરૂ થયું હતું. સંયુક્ત રાજ્યોમાંથી છૂટા પડી જવાની ધમકી કેટલાક લોકો આપવા લાગ્યા. બધાં રાજ્યો પોતપોતાના હક્કોની બાબતમાં બહુ જ અધીરાં હતાં અને મધ્યસ્થ સરકાર તેમના આંતરિક વ્યવહારમાં ઝાઝી દખલ કરે એ તેમને પસંદ નહોતું. દેશમાં બે પક્ષો ઊભા થયા. એક પક્ષ દરેક રાજ્યની અબાધિત સત્તાની હિમાયત કરતો હતો અને બીજો પક્ષ બળવાન મધ્યસ્થ સરકારની તરફેણ કરતો હતો. આ બધા હિતવિરોધોએ ઉત્તર તથા દક્ષિણના લોકોને એકબીજાથી જુદા પાડ્યા અને જ્યારે જ્યારે કોઈ નવા રાજ્યને સંયુક્ત રાજ્યમાં દાખલ કરવાનો પ્રસંગ આવતો ત્યારે આ બેમાંથી કયા પક્ષને ટેકો આપવો એ પ્રશ્ન લોકો સમક્ષ ખડો થતો. વધુમતી કઈ તરફ હશે એ પ્રશ્ન ઊઠતો. ત્યાં આગળ વસવાટ કરવાને યુરોપથી આવતા લોકોને કારણે ઉત્તરની વસતી ઝડપથી વધતી જતી હતી. આથી તો દક્ષિણના લોકો વળી વધારે ગભરાવા લાગ્યા. પોતાના વધારે સંખ્યાબળને કારણે ઉત્તરના લોકો દરેક પ્રશ્નમાં તેમને ઉથલાવી તો ન પાડે, એવો ડર દક્ષિણના લોકો સેવવા લાગ્યા. આમ ઉત્તર અને દક્ષિણ વચ્ચેની તંગદિલી ઉત્તરોત્તર વધતી જ ગઈ.

દરમ્યાન ગુલામીની પ્રથા આખા યુનાઇટેડ સ્ટેટ્સમાંથી સંપૂર્ણપણે રદ કરવાની ચળવળ ઉત્તરમાં શરૂ થઈ. જેઓ એ ચળવળની તરફેણમાં હતા તેઓ ‘એબોલિશનિસ્ટ’ એટલે કે, ગુલામી સંપૂર્ણપણે રદ કરવાના પક્ષકારો તરીકે ઓળખાતા હતા. વિલિયમ લૉઇડ ગૅરીસન તેમનો મુખ્ય નેતા હતો. આ ગુલામી વિરોધી ચળવળનો પ્રચાર કરવાને ૧૮૩૧ની સાલમાં તેણે ‘લિબરેટર’ નામનું છાપું કાઢ્યું. એના પહેલા જ અંકમાં તેણે સ્પષ્ટ કર્યું કે ગુલામીના મુદ્દા ઉપર તે કશી બાંધછોડ કરવા ચહાતો નથી અને એ બાબતમાં તે જરા પણ નરમ વલણ રાખવા માગતો નથી. એ અંકમાંનાં તેનાં કેટલાંક વાક્યો મશહૂર થઈ ગયાં છે અને તેનો ઉતારો હું અહીં આપીશ.

“હું સત્ય જેટલો કઠોર અને ન્યાય જેટલો અડગ થઈશ. એ વિષયમાં હું મર્યાદા સાચવીને વિચારવા, બોલવા કે લખવા માગતો નથી. ના! ના! જેનું ઘર ભડકે બળી રહ્યું હોય તેને મર્યાદામાં રહીને સાદ પાડવાનું ભલે કહો; બળાત્કાર ગુજારનારના પંજામાંથી પોતાની પત્નીને મર્યાદામાં રહીને છોડાવવાનું કોઈ શખ્સને

ભલે કહો; અગ્નિમાં પડેલા પોતાના બાળકને ધીમે આસ્તે ખેંચી કાઢવાનું કોઈ માતાને ભલે કહો પણ આજના આ ધ્યેયની બાબતમાં મર્યાદાશીલ થવાનું મહેરબાની કરીને આપ મને નહિ કહેશો. હું સમસમી રહ્યો છું — હું ગોળ ગોળ વાતો નથી કરવાનો — હું એક ઇંચ પણ પાછો હઠવાનો નથી — અને મને સાંભળવો જ પડશે."

પરંતુ માત્ર મૂઠીભર માણસો જ આવું વીરતાભર્યું વલણ ધરાવતા હતા. ગુલામીનો વિરોધ કરનારા મોટા ભાગના લોકો તો ગુલામી જ્યાં ચાલુ હતી ત્યાં તેમાં દખલ કરવા ચહાતા નહોતા. પણ આમ છતાં ઉત્તર અને દક્ષિણ વચ્ચે તંગદિલી વધતી જ ગઈ. તેમનાં આર્થિક હિતો ભિન્ન હતાં એ એનું કારણ હતું. ખાસ કરીને જકાતના પ્રશ્ન ઉપર એ હિતો એકબીજાં સાથે અથડામણમાં આવતાં હતાં.

૧૮૬૦ની સાલમાં એબ્રહામ લિંકન યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રમુખ ચૂંટાયો. એની ચૂંટણી દક્ષિણ માટે સંયુક્ત રાજ્યમાંથી છૂટા પડી જવાના સૂચનરૂપ થઈ પડી. લિંકન ગુલામીની વિરુદ્ધ હતો પરંતુ એમ છતાંયે તેણે એ સ્પષ્ટ કર્યું કે જ્યાં આગળ ગુલામી પ્રથા ચાલુ છે ત્યાં તેમાં દખલ કરવામાં નહિ આવે. પરંતુ નવાં ઊભાં થતાં રાજ્યોમાં તે વિસ્તરે એવું તે નહોતો ચહાતો તેમ જ ત્યાં તેને કાયદેસર કરવા પણ તે નહોતો માગતો. ગુલામીની બાબતમાં તેણે આપેલી ખાતરીથી દક્ષિણના લોકો શાંત ન પડ્યા અને એક પછી એક રાજ્ય સંયુક્ત રાજ્યમાંથી છૂટું પડવા લાગ્યું. આ રીતે યુનાઇટેડ સ્ટેટ્સ છિન્નભિન્ન થવાની અણી ઉપર આવી પહોંચ્યું. એ નવા પ્રમુખને માથે આવી ભયંકર પરિસ્થિતિનો સામનો કરવાની જવાબદારી આવી પડી. દક્ષિણના લોકોને મનાવી લેવાને અને સંયુક્ત રાજ્યને ભાગી પડતું અટકાવવાને લિંકને બીજો એક પ્રયત્ન કર્યો. ગુલામીની પ્રથા ચાલુ રહેવા દેવાની તેણે તેમને અનેક પ્રકારે ખાતરી આપી. તેણે તેમને એટલી હદ સુધી કહ્યું કે જ્યાં આગળ ગુલામીની પ્રથા ચાલુ છે ત્યાં આગળ તે કાયમી રહે એને માટે રાજ્યબંધારણમાં તેની જોગવાઈ કરવાને પણ પોતે તૈયાર છે. સાચે જ, શાંતિ જાળવવા માટે ગમે તે કરવા લિંકન તૈયાર હતો પરંતુ સંયુક્ત રાજ્ય ભાંગી પડે એ એક વાત તે કોઈ પણ ભોગે સ્વીકારવા માગતો નહોતો. કોઈ પણ રાજ્યનો સંયુક્ત રાજ્યમાંથી છૂટા પડી જવાનો હક માન્ય રાખવાની તેણે સાફ ના પાડી.

આંતરવિગ્રહ ટાળવાના લિંકનના બધાયે પ્રયાસો નિષ્ફળ નીવડ્યા. દક્ષિણે છૂટા થઈ જવાનું નક્કી જ કર્યું હતું અને ૧૧ રાજ્યો એ રીતે યુનાઇટેડ સ્ટેટ્સમાંથી છૂટાં પડ્યાં પણ ખરાં. વળી તેમની સરહદ ઉપરનાં બીજાં કેટલાંક રાજ્યો તેમના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતાં હતાં. છૂટાં પડેલાં રાજ્યો પોતાને "કૉનફેડરેટ સ્ટેટ્સ" તરીકે ઓળખાવવા લાગ્યાં અને જેફરસન ડેવિસને તેમણે પોતાનો પ્રમુખ ચૂંટી કાઢ્યો. ૧૮૬૧ની સાલના એપ્રિલ માસમાં આંતરવિગ્રહ શરૂ

થયો અને તે ચાર વરસ જેટલા લાંબા સમય સુધી ચાલ્યો. એ વિગ્રહમાં કેટલાયે ભાઈઓ ભાઈ સાથે અને મિત્રો મિત્ર સાથે લડ્યા. લડાઈ ચાલતી ગઈ તેમ તેમ સૈન્યો મોટાં ને મોટાં થતાં ગયાં. ઉત્તરને ઘણી અનુકૂળતાઓ હતી. તેની પાસે દક્ષિણ કરતાં વધારે સાધનસામગ્રી હતી તેમ જ રેલવે પણ તેની પાસે વધુ પ્રમાણમાં હતી. પરંતુ દક્ષિણ પાસે વધુ સારા સૈનિકો અને સેનાપતિઓ — ખાસ કરીને સેનાપતિ લી — હતા. આથી શરૂઆતમાં બધા વિજયો દક્ષિણને જ મળ્યા. પરંતુ આખરે દક્ષિણ થાકી ગયું. ઉત્તરના નૌકા કાફલાએ દક્ષિણનો યુરોપ સાથેનો સંબંધ બિલકુલ તોડી નાખ્યો. આથી તે યુરોપના બજારમાં રૂ તથા તંબાકુ મોકલી શક્યું નહિ. આથી દક્ષિણ પાંગળું બની ગયું. પરંતુ લૅંકેશાયર ઉપર પણ એની ભારે વિનાશક અસર થવા પામી. રૂને અભાવે ત્યાંની સૂતરની મિલો બંધ કરવી પડી. લૅંકેશાયરમાં બેકાર બનેલા મજૂરો ભારે આપત્તિમાં આવી પડ્યા.

ઇંગ્લંડના લોકોનું વલણ એકંદરે દક્ષિણ તરફ સહાનુભૂતિનું હતું. કંઈ નહિ તો ત્યાંના ધનિક વર્ગનું વલણ તો દક્ષિણની તરફેણનું હતું જ. પરંતુ ત્યાંના ઉદ્દામ વિચારો ધરાવનારા લોકો ઉત્તરની તરફેણમાં હતા.

ગુલામીની પ્રથા એ આંતરવિગ્રહનું પ્રધાન કારણ નહોતું. હું તને ઉપર કહી ગયો છું તેમ જ્યાં જ્યાં ગુલામીની પ્રથા ચાલુ હતી ત્યાં ત્યાં તેને માન્ય રાખવાની લિંકને છેવટ સુધી ખાતરી આપ્યા કરી હતી. ઉત્તર અને દક્ષિણનાં ભિન્ન અને કંઈક અંશે પરસ્પર વિરોધી આર્થિક હિતોને કારણે ખરી મુશ્કેલી તો ઊભી થવા પામી હતી અને આખરે સંયુક્ત રાજ્યોની એકતા ટકાવી રાખવાને માટે લિંકન લડ્યો. આંતરવિગ્રહ શરૂ થયો ત્યાર પછી પણ લિંકને ગુલામીની બાબતમાં સ્પષ્ટ જાહેરાત કરી નહિ કેમ કે ઉત્તરના ગુલામીની તરફેણ કરનારા કેટલાક લોકો એનાથી દુભાશે એવો તેને ભય હતો. પરંતુ વિગ્રહ ચાલતો ગયો તેમ તેમ એ બાબતમાં તે વધારે ચોક્કસ થતો ગયો. પહેલાં તેણે એવી સૂચના કરી કે ગુલામોના માલિકોને વળતર આપી કૉંગ્રેસે (ત્યાંની ધારાસભા) ગુલામોને મુક્ત કરવા જોઈએ. પરંતુ પાછીથી તેણે વળતર આપવાનો તેનો એ વિચાર તજી દીધો અને ૧૮૬૨ની સાલના સપ્ટેમ્બર માસમાં તેણે ગુલામોની મુક્તિનું જાહેરનામું બહાર પાડ્યું. એમાં તેણે જાહેર કર્યું કે સરકાર સામે બળવો કરનારાં બધાં રાજ્યોમાંના ગુલામો ૧૮૬૩ની સાલના જાન્યુઆરી માસની પહેલી તારીખથી મુક્ત થવા જોઈએ. આ જાહેરનામું બહાર પાડવાનું મુખ્ય કારણ દક્ષિણને યુદ્ધમાં નબળું પાડવાની ઇચ્છા હતું. એ જાહેરનામાને પરિણામે ૪,૦૦૦,૦૦૦ ગુલામો મુક્ત થતા હતા. 'કૉનફેડરેટ સ્ટેટ્સ'માં આ મુક્ત થયેલા ગુલામો મુશ્કેલીઓ ઊભી કરશે એવી આશા બેશક રાખવામાં આવી હતી.

દક્ષિણ સંપૂર્ણપણે થાકી ગયા પછી ૧૮૬૫ની સાલમાં આંતરવિગ્રહનો અંત આવ્યો. વિગ્રહ એ કોઈ પણ સમયે ભીષણ હોય છે પણ આંતરવિગ્રહ એ તો ઘણી વાર એનાથીયે વધારે ભીષણ નીવડે છે. આ ચાર વરસના ભયંકર યુદ્ધનો ઘણોખરો બોજો પ્રમુખ લિંકને વહ્યો અને એનું જે પરિણામ આવ્યું તે અનેક નિરાશાઓ અને આફતોમાં પણ અડગ રહીને મંડ્યા રહેવાના તેના સ્વસ્થતાપૂર્વકના દૃઢ નિશ્ચયને આભારી હતું. કેવળ જીત મેળવવાની જ તેની નેમ નહોતી. તેની નેમ તો એવી રીતે જીત મેળવવાની હતી કે જેથી સામા પક્ષમાં ઓછામાં ઓછી બેદિલી પેદા થાય અને પરિણામે જેને માટે તે ઝૂઝતો હતો તે હાર્દિક ઐક્ય થવા પામે; બળથી આણેલું ઐક્ય નહિ. આથી યુદ્ધ જીત્યા પછી તેણે હારેલા દક્ષિણ તરફ ઉદારતાભર્યું વલણ દાખવ્યું. પરંતુ થોડા જ દિવસમાં કોઈક ચક્રમે તેને ગોળીથી ઠાર કર્યો.

એબ્રહામ લિંકન અમેરિકાના સૌથી મહાન વીર પુરુષોમાંનો એક છે. તે જગતનો એક મહાપુરુષ પણ છે. તે બહુ જ કંગાળ અવસ્થામાં જન્મ્યો હતો. તેને નહિ જેવું જ શિક્ષણ મળ્યું હતું. એને જે કંઈ કેળવણી મળી એ તેના પોતાના કાર્ય દ્વારા જ મળી હતી, અને આમ છતાં પણ તે એક મહાન રાજપુરુષ અને મહાન વક્તા નીવડ્યો તથા તેણે પોતાના દેશને એક ભારે કટોકટીમાંથી ક્ષેમકુશળ પાર ઉતાર્યો.

લિંકનના મરણ બાદ અમેરિકન કોંગ્રેસે દક્ષિણના ગોરાઓ તરફ તેણે બતાવી હોત એટલી ઉદારતા ન બતાવી. આ દક્ષિણના ગોરાઓને અમુક રીતે શિક્ષા કરવામાં આવી અને કેટલાકોનો તો મતાધિકાર પણ લઈ લેવામાં આવ્યો. પરંતુ હબસીઓને નાગરિક તરીકેના સંપૂર્ણ હકો આપવામાં આવ્યા અને અમેરિકાના રાજ્યબંધારણમાં એનો સમાવેશ કરવામાં આવ્યો. વળી એવો નિયમ પણ કરવામાં આવ્યો કે તેની જાતિ, વર્ણ કે પહેલાંની ગુલામીને કારણે કોઈ પણ વ્યક્તિને કોઈ પણ રાજ્ય મતાધિકારથી વંચિત ન કરી શકે.

હબસીઓ હવે કાયદાની દૃષ્ટિએ મુક્ત થયા અને તેમને મત આપવાનો હક મળ્યો. પણ એનાથી તેમને ઝાઝો લાભ ન થયો, કેમ કે તેમનો આર્થિક દરજ્જો તો પહેલાંના જેવો જ રહ્યો. મુક્ત કરવામાં આવેલા બધા જ હબસીઓ પાસે કશી માલમિલકત નહોતી અને તેમનું શું કરવું એ એક વિકટ પ્રશ્ન થઈ પડ્યો. કેટલાક ઉત્તરનાં શહેરોમાં ચાલ્યા ગયા પણ મોટા ભાગના હબસીઓ તો જ્યાં હતા ત્યાં જ દક્ષિણના તેમના ગોરા માલિકોના પહેલાંના જેટલા જ દબાણમાં રહ્યા. તેઓ પહેલાં જ્યાં આગળ કામ કરતા હતા તે જ ખેતરોમાં મજૂરીએ જતા અને ગોરાઓ તેમને પોતાની મરજીમાં આવે એટલી જ મજૂરી આપતા. વળી દક્ષિણના ગોરાઓ પણ તેમને હરેક રીતે દબાયેલા રાખવાને સંગઠિત થયા અને એને માટે તેમણે ત્રાસવાદનો આશરો લીધો. 'કુ ક્લુક્ષ ક્લાન'

નામનું એક અસાધારણ પ્રકારનું અર્ધ-ગુપ્ત મંડળ સ્થાપવામાં આવ્યું. તેના સભ્યો બુરખો ઓઢીને ફરતા અને હબસીઓમાં ત્રાસ વર્તાવતા. ચૂંટણી વખતે તેઓ એ રીતે તેમને મત આપતાં પણ અટકાવતા.

છેલ્લી અર્ધી સદી દરમ્યાન હબસીઓએ કંઈક પ્રગતિ કરી છે. કેટલાક મિલકતવાળા પણ થયા છે તથા તેમની પાસે કેટલીક સુંદર કેળવણીની સંસ્થાઓ પણ છે. પરંતુ હબસીઓ હજી પણ ચોક્કસપણે એક પરાધીન અથવા તાબેદાર જાતિ છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં તેમની વસતી એક કરોડ વીસ લાખની એટલે તેની કુલ વસતીના દસ ટકા જેટલી છે. ઉત્તરના કેટલાક ભાગોમાં છે તેમ જ્યાં જ્યાં તેમની વસતી ઓછી છે ત્યાં તેમને ચલાવી લેવામાં આવે છે પરંતુ તેમની સંખ્યા વધવા પામે કે તરત જ તેમના ઉપર સખત દાબ રાખવામાં આવે છે તથા પહેલાંના ગુલામો કરતાં તેમની દશા ઝાઝી સારી નથી એવો અનુભવ તેમને કરાવવામાં આવે છે. સર્વત્ર તેમને અળગા રાખીને ગોરાઓથી વેગળા રાખવામાં આવે છે. હોટેલો, વીશીઓ, બાગબગીચાઓ, દેવળો, કૉલેજો, નાહવાનાં સ્થાનો, ટ્રામો અરે દુકાનોમાં પણ તેમને અળગા રાખવામાં આવે છે! રેલવેમાં તેમને માટે ખાસ જુદા ડબ્બા રાખવામાં આવે છે અને તેને "જીમ ક્રોકાર" કહેવામાં આવે છે. હબસી અને ગોરા વચ્ચેનાં લગ્નોની કાયદાથી મનાઈ કરવામાં આવી છે. સાચે જ અમેરિકામાં આ બાબતમાં તરેહતરેહના ચિત્રવિચિત્ર કાયદાઓ છે. અરે, હમણાં જ છેક ૧૯૨૬ની સાલમાં કાયદો કરીને હબસી તથા ગોરાઓને એક જ ભોંયતળિયા ઉપર બેસવાની મનાઈ કરવામાં આવી છે!

કેટલીક વાર ગોરાઓ અને હબસીઓ વચ્ચે ભયંકર જાતિ વિરોધી અથવા કોમી રમખાણો થાય છે. દક્ષિણમાં 'લિંચિંગ'ના ભયાનક બનાવો બને છે. હબસીએ કંઈક ગુનો કર્યો છે એવી શંકા લાવીને ગોરાઓનું ટોળું તેના ઉપર તૂટી પડે અને તેને અમાનુષી રીતે મારી નાખે તેને 'લિંચિંગ' કહેવામાં આવે છે. હમણાં હમણાં ગોરાનાં ટોળાંએ હબસીઓને જીવતા બાળી મૂક્યાના પણ ઘણા બનાવો બન્યા છે.

આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં અને ખાસ કરીને દક્ષિણનાં રાજ્યોમાં હજી પણ હબસીઓની દશા બહુ જ વસમી છે. દક્ષિણનાં કેટલાંક રાજ્યોમાં જ્યારે મજૂરોની તંગી પડે ત્યારે ઘણી વાર ખોટો આરોપ ઉપજાવી કાઢીને નિર્દોષ હબસીઓને જેલમાં મોકલવામાં આવે છે અને એવા કેદીઓને દામ લઈને મજૂરી કરવા માટે સોંપવામાં આવે છે. આ અતિશય ખરાબ છે પરંતુ એની આસપાસ પ્રવર્તતી પરિસ્થિતિ તો ભારે આઘાતજનક છે. આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે કાયદાએ અર્પેલી સ્વતંત્રતાની ઝાઝી કિંમત નથી.

હેરિયેટ બીચર સ્ટોવની 'અંકલ ટૉમ્સ કેબિન' નામની નવલકથા તેં વાંચી છે ખરી? એ દક્ષિણના ગુલામો વિષેની નવલકથા છે. એમાં તેમની દુ:ખદાયક કહાણી કહેવામાં આવી છે. આંતરવિગ્રહ થયો તે પહેલાં દસ વરસ ઉપર એ પુસ્તક બહાર પડ્યું હતું. ગુલામી વિરુદ્ધ અમેરિકન લોકોની લાગણી જાગ્રત કરવામાં એણે ભારે ફાળો આપ્યો.

## ૧૩૮. અમેરિકાનું આગુછતું સામ્રાજ્ય

૨૮ ફેબ્રુઆરી, ૧૯૩૩

આંતરવિગ્રહે અમેરિકાના યુવકોનો ભયંકર ભોગ લીધો તથા એને લીધે દેવાનો ભારે બોજો દેશ ઉપર પડ્યો. પરંતુ એ દેશ હજી તરુણ અવસ્થામાં હતો અને શક્તિથી ઊભરાતો હતો. આથી તેનો વિકાસ ચાલુ રહ્યો. એની પાસે અખૂટ પ્રાકૃતિક સાધનસંપત્તિ હતી અને ખાસ કરીને તેની ભૂમિ ખનિજ પદાર્થોથી સમૃદ્ધ હતી. આધુનિક ઉદ્યોગો અને સુધારાની પાયારૂપ ત્રણ વસ્તુઓ — કોલસો, લોઢું અને પેટ્રોલ — તેની પાસે પુષ્કળ પ્રમાણમાં હતી. વીજળી ઉત્પન્ન કરવા માટે તેની પાસે જળ-શક્તિ પણ અખૂટ હતી. એનો એક દાખલો નિયાગરાનો ધોધ તારી નજર સમક્ષ આવશે. તે એક અતિશય વિસ્તીર્ણ દેશ છે અને પ્રમાણમાં તેની વસતી ઓછી હતી એટલે પોતાના પગ પ્રસારવાનો દરેક વ્યક્તિને માટે ત્યાં પુષ્કળ અવકાશ હતો. આમ, ઔદ્યોગિક અને પાકો માલ તૈયાર કરનાર એક મહાન દેશ તરીકે પોતાનો વિકાસ સાધવાની તેને હરેક અનુકૂળતા હતી અને એ દિશામાં તેણે બહુ ઝડપથી પ્રગતિ કરી. ૧૯મી સદીના આઠમા દશકાથી તો અમેરિકાના ઉદ્યોગો પરદેશનાં બજારોમાં બ્રિટિશ ઉદ્યોગોની સ્પર્ધા કરવા લાગ્યા. વિદેશો સાથેના વેપારમાં ૧૦૦ વરસો સુધી ઇંગ્લંડે સહેલાઈથી સરસાઈ ભોગવી હતી તેનો જર્મની તથા અમેરિકાએ અંત આણ્યો.

અમેરિકામાં વસવાટ કરવાને પરદેશથી આવનારાઓનો ધોધ ચાલુ જ રહ્યો. જર્મની, સ્વીડન, નૉર્વે, ઇટાલી, પોલૅંડ વગેરે યુરોપના દેશોમાંથી યહૂદીઓ સહિત તરેહ તરેહના લોકો ત્યાં આવી વસ્યા. કેટલાક પોતાના દેશમાં વર્તતા રાજકીય ત્રાસને કારણે અને સારી રોજી મેળવવાને માટે ત્યાં આવવાને પ્રેરાયા હતા. વસતીથી ઊભરાતા યુરોપે પોતાની વધારાની વસતી અમેરિકા રવાના કરી. એ ભિન્ન ભિન્ન જાતિઓ, પ્રજાઓ, ભાષાઓ તથા ધર્મોનો અજબ પ્રકારનો શંભુમેળો હતો. યુરોપમાં એ બધા રાગદ્વેષ અને પરસ્પર દુશ્મનાવટથી ભરેલી પોતપોતાની નાની નાની દુનિયામાં અલગ અલગ રહેતા હતા. અહીં અમેરિકામાં તેઓ નવા જ વાતાવરણમાં એક સાથે આવી પડ્યા. પુરાણા રાગ-

દ્વેષોનું ત્યાં ઝાઝું મહત્ત્વ નહોતું. કેળવણીની સમાન અને એકધારી પદ્ધતિએ થોડા જ વખતમાં તેમની પુરાણી રાષ્ટ્રીયતાના પાસાઓ ઘસી નાખ્યા અને ભિન્ન ભિન્ન જાતિઓના ખીચડામાંથી અમેરિકન નાગરિકનો નમૂનો પેદા થવા લાગ્યો. પહેલેથી ત્યાં આવેલા ઍંગ્લો-સૅક્શન લોકો પોતાને ઉમરાવ તરીકે લેખતા હતા અને તેઓ જ સમાજના અગ્રણીઓ હતા. ઉત્તર યુરોપના લોકોનો દરજ્જો તેમના પછીનો હતો અને એ તેમના દરજ્જાથી બહુ નીચો ન હતો. દક્ષિણ યુરોપના અને ખાસ કરીને ઇટાલીના લોકોને એ ઉત્તર યુરોપના લોકો હલકા ગણતા હતા અને કંઈક તિરસ્કારપૂર્વક તેઓ તેમને 'ડેગોઝ' કહેતા. હબસીઓ તો અલબત એ સૌથી અળગા જ હતા. સમાજમાં તેઓ સૌથી નીચે હતા અને તેઓ કોઈ પણ ગોરી પ્રજા સાથે ભળી શકતા નહિ. દેશના પશ્ચિમ કાંઠા ઉપર થોડા ચીની, જાપાની અને હિંદી લોકો વસતા હતા. જ્યારે ત્યાં આગળ મજૂરોની ભારે માગ હતી ત્યારે તે લોકો ત્યાં આવ્યા હતા. આ એશિયાઈ જાતિઓને પણ બીજા બધાથી અળગી રાખવામાં આવતી હતી.

રેલવે તથા ટેલિગ્રાફની વિસ્તીર્ણ જાળે આ વિશાળ દેશના જુદા જુદા ભાગોને એકબીજા સાથે સાંકળી લીધા. પહેલાંના વખતમાં આ વસ્તુ બનવી અશક્ય હતી. ત્યારે તો દેશના એક કાંઠેથી બીજે કાંઠે જતાં અઠવાડિયાંઓ અને મહિનાઓ વીતી જતા. આપણે આગળ જોઈ ગયાં કે પહેલાંના વખતમાં એશિયા તથા યુરોપમાં વિશાળ સામ્રાજ્યો અનેક વાર ઊભાં થયાં હતાં. પરંતુ પરસ્પર સંપર્ક સાધવાની, અવરજવરની અને માલની લાવલઈજા કરવાની મુશ્કેલીઓને કારણે તે સામ્રાજ્યના ભાગો એકબીજા સાથે નિકટપણે સંકળાયેલા નહોતા. સામ્રાજ્યના જુદા જુદા ભાગો લગભગ સ્વતંત્ર રહીને પોતાનું નિરાળું જીવન જીવી શકતા. માત્ર તેઓ સમ્રાટનું આધિપત્ય માન્ય રાખતા અને તેને ખંડણી ભરતા. એક નાયકની આગેવાની નીચેનું જુદા જુદા દેશોનું તે એક શિથિલ મંડળ હતું. તેમની બધાની સમાન હોય એવી કોઈ દૃષ્ટિ નહોતી. જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સમાં રેલવે તથા અવરજવરની અને સંપર્ક સાધવાની બીજી પદ્ધતિઓને કારણે તેમ જ સમાન કેળવણીને લીધે તેમાં વસતી જુદી જુદી જાતિઓમાં આવી સર્વસાધારણ દૃષ્ટિ ઉદ્ભવી અને વિકસી. એ જાતિઓ એકબીજીમાં ભળી ગઈ અને તેમાંથી એક નવી જ પ્રજા જન્મી. હજી એ પ્રક્રિયા પૂરી નથી થઈ પણ ચાલુ જ છે. ઇતિહાસમાં આવડા મોટા પાયા ઉપર એકીકરણ થયાનો બીજો એકે દાખલો નથી.

યુનાઇટેડ સ્ટેટ્સે યુરોપની ગૂંચવણભરી પરિસ્થિતિ તથા તેની સત્તાઓના કાવાદાવાઓમાંથી અળગા રહેવાનો પ્રયાસ કર્યો તથા યુરોપ પણ ઉત્તર તેમ જ દક્ષિણ અમેરિકાની બાબતમાં અળગું રહે એમ ઇચ્છયું. હું આગળ તને 'મનરો સિદ્ધાંત' વિષે કહી ગયો છું. સ્પેનનું સામ્રાજ્ય ટકાવી રાખવાને માટે

યુરેપની કેટલીક સત્તાઓ — હોલી એલાયન્સ — દક્ષિણ અમેરિકામાં વચ્ચે પડવા માગતી હતી તે સમયે પ્રમુખ મનરોએ એ નિયમ કર્યો હતો. મનરોએ જાહેર કર્યું કે સમગ્ર અમેરિકામાં — ઉત્તર અને દક્ષિણ કોઈ પણ ઠેકાણે — યુરેપની કોઈ પણ સત્તા લશ્કરી દખલ કરે તે યુનાઇટેડ સ્ટેટ્સ સાંખી શકે એમ નથી. આ જાહેરાતે દક્ષિણ અમેરિકાનાં તરુણ પ્રજાસત્તાકોને યુરોપના હુમલાથી બચાવ્યાં. એને કારણે એક વખત તો ઇંગ્લંડ સાથે યુદ્ધ ફાટી નીકળવા સુધીની કટોકટી ઊભી થઈ હતી પરંતુ આજે ૧૦૦ કરતાંયે વધારે વરસથી અમેરિકા એ નીતિને સફળતાપૂર્વક વળગી રહ્યું છે. દક્ષિણ અમેરિકા ઉત્તર અમેરિકાથી બિલકુલ ભિન્ન હતો અને ૧૦૦ વરસ વીત્યા પછી પણ એ ભિન્નતા જરા પણ ઓછી થઈ નથી. ઉત્તરમાં આવેલું કૅનેડા દિવસે દિવસે યુનાઇટેડ સ્ટેટ્સના જેવું થતું જાય છે પણ દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાકો તો એવાં ને એવાં જ રહ્યાં છે. મેં તને એકવાર કહ્યું છે તેમ મેક્સિકો — જો કે તે ઉત્તર અમેરિકામાં આવેલું છે — સહિત દક્ષિણ અમેરિકાનાં બધાં પ્રજાસત્તાકો લૅટિન પ્રજાસત્તાકો છે. યુનાઇટેડ સ્ટેટ્સ તથા મેક્સિકો વચ્ચેની સરહદ એ ભિન્ન પ્રજાઓ અને સંસ્કૃતિઓને જુદી પાડે છે. એની દક્ષિણે મધ્ય અમેરિકાની સાંકડી પટીમાં તથા દક્ષિણ અમેરિકાના સમગ્ર વિશાળ ખંડમાં સ્પેનિશ અને પોર્ટુગીઝ ભાષા બોલાય છે. આ આખા પ્રદેશમાં પ્રધાનપણે સ્પેનિશ ભાષા બોલાય છે કેમ કે મને ખબર છે ત્યાં સુધી પોર્ટુગીઝ ભાષા માત્ર બ્રાઝિલમાં જ બોલાય છે. દક્ષિણ અમેરિકાને કારણે સ્પેનિશ ભાષા એ આજે દુનિયાની એક પ્રધાન ભાષા છે. લૅટિન અમેરિકા સાંસ્કૃતિક પ્રેરણાને માટે હજી પણ સ્પેન તરફ નજર કરે છે. યુનાઇટેડ સ્ટેટ્સ તથા કૅનેડામાં જાતિ જાતિ વચ્ચેની ભિન્નતાઓને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તેટલું મહત્ત્વ અહીં આપવામાં આવતું નથી. ત્યાંના આદિવાસી રેડ ઇન્ડિયનો તેમ જ કંઈક અંશે હબસીઓ જોડે પણ સ્પેનિશ જાતિનો આંતરવિવાહ થવાને કારણે ત્યાં આગળ મિશ્ર જાતિ પેદા થવા પામી છે.

૧૦૦ વરસ સુધી સ્વતંત્રતા ભોગવ્યા છતાંયે દક્ષિણનાં આ લૅટિન પ્રજાસત્તાકો હજી થાળે પડ્યાં નથી. થોડા થોડા વખતને અંતરે ત્યાં આગળ ક્રાંતિઓ થયા કરે છે તથા લશ્કરી સરમુખત્યારી સ્થપાય છે. આથી તેના નિરંતર બદલાતા રહેતા રાજકારણ તથા સરકારોના પલટાઓને સમજવા એ સહેલું નથી. આર્જેન્ટિના, બ્રાઝિલ તથા ચીલી આ ત્રણ દક્ષિણ અમેરિકાના મુખ્ય દેશો છે. ઉત્તર અમેરિકામાં આવેલું મેક્સિકો એ આગળ પડતો લૅટિન અમેરિકન દેશ છે.

મનરો સિદ્ધાંત દ્વારા યુનાઇટેડ સ્ટેટ્સે લૅટિન અમેરિકામાં યુરોપની દખલ અટકાવી. પરંતુ તેની સમૃદ્ધિ વધતી ગઈ તેમ તેમ પોતાની વૃદ્ધિ કરવાને માટે

તેણે બહાર પોતાની નજર દોડાવવા માંડી. સ્વાભાવિક રીતે જ લૅટિન અમેરિકા ઉપર તેની દૃષ્ટિ પ્રથમ પડી. સામ્રાજ્ય ઊભું કરવાને માટેનો પહેલાંના સમયનો માર્ગ તેણે અખત્યાર ન કર્યો — તેણે આ લૅટિન અમેરિકાના એક પણ દેશનો કબજો લેવાનો પ્રયાસ ન કર્યો. તેણે ત્યાં પોતાનો માલ મોકલવા માંડ્યો અને ત્યાંનાં બજારો કબજે કર્યાં. વળી તેણે એ દેશોમાં રેલવે, ખાણો તેમ જ એવાં બીજાં સાહસોમાં પોતાની મૂડી પણ રોકી. તેણે તે દેશોની સરકારને પણ નાણાં ધીર્યાં અને કેટલીક વાર તો ક્રાંતિને સમયે એક જ દેશમાં સામસામા લડતા પક્ષોને પણ નાણાં ધીર્યાં. આ બધી મૂડી તથા નાણાં તો યુનાઇટેડ સ્ટેટ્સના મૂડીદારો અને શરાફોનાં હતાં પરંતુ તેમની પાછળ અમેરિકાની સરકાર હતી અને તે તેમને સહાય કરતી હતી. દક્ષિણ તથા મધ્ય અમેરિકાનાં અનેક નાનાં રાજ્યો ઉપર ત્યાં આગળ નાણાં ધીરનાર કે મૂડી રોકનાર શરાફોએ ધીમે ધીમે પોતાનો કાબૂ જમાવ્યો. એક પક્ષને આગળથી નાણાં કે હથિયારો આપીને તથા બીજા પક્ષને તે ન આપીને આ શરાફો ત્યાં ક્રાંતિઓ પણ કરાવી શકતા. એ શરાફો તથા મૂડીદારોની પાછળ યુનાઇટેડ સ્ટેટ્સની મહાન સરકાર હતી એટલે દક્ષિણ અમેરિકાના નાના અને કમજોર દેશો શું કરી શકે? કેટલીક વાર તો વ્યવસ્થા જાળવવાને બહાને કોઈક રાજ્યમાં એક પક્ષને મદદ કરવાને યુનાઇટેડ સ્ટેટ્સ પોતાનું લશ્કર પણ મોકલતું.

આ રીતે અમેરિકાના મૂડીદારોએ દક્ષિણના નાના નાના દેશો ઉપર પોતાનો સચોટ કાબૂ જમાવ્યો. ત્યાં આગળ તેઓ પોતાની બેંકો, રેલવેઓ તેમ જ ખાણો વગેરે ઉદ્યોગો ચલાવવા લાગ્યા અને એ રીતે પોતાના લાભમાં તેમણે એ દેશોનું શોષણ કરવા માંડ્યું. લૅટિન અમેરિકાના મોટા દેશોમાં પણ તેમનાં રોકાણ તથા નાણાંના કાબૂને કારણે તેમની ભારે લાગવગ હતી. આનો અર્થ એ કે યુનાઇટેડ સ્ટેટ્સે આ દેશોની સંપત્તિ અથવા કહો કે તેમની મોટા ભાગની સંપત્તિ ખાલસા કરી. આ વસ્તુ ખાસ લક્ષમાં રાખવા જેવી છે કેમ કે સામ્રાજ્યનો એ નવીન પ્રકાર છે અથવા કહો કે એ તેનો આધુનિક પ્રકાર છે. આ જાતનું સામ્રાજ્ય અણછતું અને આર્થિક હોય છે અને નજરે પડે એવાં બહારનાં કશાં ચિહ્નો વિના તે શોષણ કરે છે અને આધિપત્ય ભોગવે છે. દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાક રાજ્યો રાજકીય તેમ જ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ સ્વાધીન અને સ્વતંત્ર છે. નકશા ઉપર તો તેઓ વિશાળ દેશો જણાય છે અને તેઓ કોઈ પણ રીતે સ્વતંત્ર નથી એવું દર્શાવનાર તેમાં કશું નથી. અને આમ છતાંયે એમાંના ઘણા ખરા દેશો ઉપર યુનાઇટેડ સ્ટેટ્સનું સંપૂર્ણ પ્રભુત્વ છે.

ઇતિહાસની આ રૂપરેખામાં જુદા જુદા યુગોમાં સામ્રાજ્યવાદના અનેક પ્રકારો આપણે જોઈ ગયા છીએ. છેક આરંભના સમયમાં એક પ્રજા ઉપર

બીજી પ્રજા યુદ્ધમાં વિજય મેળવે એનો અર્થ એ થતો કે વિજયી પ્રજા જિતાયેલા મુલક તથા પ્રજાનું ચાહે તે કરી શકે. વિજેતાઓ જિતાયેલા મુલક તથા લોકોને ખાલસા કરતા એટલે કે પરાજિત લોકો ગુલામ બનતા. આ સામાન્ય રિવાજ હતો. બાઇબલમાં આપણા વાંચવામાં આવે છે કે, યહૂદીઓ યુદ્ધમાં હાર્યા હતા તેથી તેઓને બેબિલોનના લોકો પકડી ગયા હતા. આવા બીજા અનેક દાખલાઓ મળી આવે છે. ધીમે ધીમે બીજા પ્રકારના સામ્રાજ્યવાદે એનું સ્થાન લીધું. એમાં માત્ર જિતાયેલો મુલક જ ખાલસા કરવામાં આવતો અને ત્યાંના લોકોને ગુલામ બનાવવામાં આવતા નહિ. બેશક, એ વખતે એવું શોધી કાઢવામાં આવ્યું હતું કે તેમના ઉપર કરો નાખીને તથા બીજી રીતે તેમનું શોષણ કરીને પૈસો પેદા કરવાનું કામ વધારે સહેલું છે. બ્રિટિશ હિંદના જેવું આ જ પ્રકારનું સામ્રાજ્ય હજી આપણામાંના ઘણાખરા લોકોના ખ્યાલમાં છે. અને આપણે ધારીએ છીએ કે હિંદ ઉપર વાસ્તવમાં અંગ્રેજોનો રાજકીય કાબૂ ન હોય તો હિંદ સ્વતંત્ર બને. પરંતુ એ પ્રકારના સામ્રાજ્યના દિવસો તો વીતી જવા આવ્યા છે અને તેનો વધારે વિકસિત અને પૂર્ણ પ્રકાર તેનું સ્થાન લઈ રહ્યો છે. સામ્રાજ્યનો આ છેલ્લો પ્રકાર મુલક પણ ખાલસા કરતો નથી. એ તો માત્ર દેશની સંપત્તિ કે સંપત્તિ-ઉત્પાદક તત્ત્વોને ખાલસા કરે છે. આમ કરવાથી તે પોતાને ફાયદો થાય એવી રીતે દેશનું સંપૂર્ણપણે શોષણ કરી શકે છે તેમ જ ઘણે અંશે તેના ઉપર પોતાનો કાબૂ પણ રાખી શકે છે અને છતાં તે દેશનું શાસન કરવાની કે તેનું દમન કરવાની જવાબદારી તેને વહોરવી પડતી નથી. પરિણામે સહેજ પણ મુશ્કેલી કે તકલીફ વિના તે દેશ તથા ત્યાં વસતા લોકો ઉપર તેનું પ્રભુત્વ જામે છે તથા ઘણે અંશે તે તેમના કાબૂ નીચે પણ આવે છે.

આમ, વખત જતાં સામ્રાજ્યવાદ ઉત્તરોત્તર પૂર્ણતા પ્રાપ્ત કરતો ગયો અને સામ્રાજ્યનો આધુનિક પ્રકાર એ અણછતું આર્થિક સામ્રાજ્ય છે. જ્યારે ગુલામીની પ્રથા રદ કરવામાં આવી અને ત્યાર પછી ફ્યૂડલ પ્રકારની સર્ફ અથવા દાસ પદ્ધતિ બંધ કરવામાં આવી ત્યારે એમ માનવામાં આવતું હતું કે હવે મનુષ્યો સ્વતંત્ર થશે. પરંતુ થોડા જ વખતમાં માલૂમ પડ્યું કે જેમના હાથમાં ધનની સત્તા હતી તેઓ માણસો ઉપર હજી પ્રભુત્વ ભોગવતા હતા અને તેમનું શોષણ કરતા હતા. ગુલામ કે સર્ફને બદલે માણસો હવે મજૂર ગુલામો બન્યા. સ્વતંત્રતા તેમને માટે હજી બહુ દૂર હતી. માણસોની બાબતમાં બન્યું તેવું જ દેશોની બાબતમાં પણ બન્યું. લોકો ધારે છે કે એક દેશ ઉપર બીજા દેશનું રાજકીય આધિપત્ય હોય તે જ એક આફત છે અને એને જો દૂર કરવામાં આવે તો સ્વતંત્રતા તો આપમેળે જ આવી જાય. પરંતુ એ દેખાય એટલી સરળ વસ્તુ નથી. અને રાજકીય દૃષ્ટિએ સ્વતંત્ર

એવા દેશો પોતાના ઉપરના બીજાઓના આર્થિક પ્રભુત્વને કારણે તેમના કાબૂ નીચે રહેલા આપણા જોવામાં આવે છે. હિંદનું બ્રિટિશ સામ્રાજ્ય એ તો આંધળો પણ જોઈ શકે એવી દેખીતી વસ્તુ છે. હિંદ ઉપર બ્રિટનનો રાજકીય કાબૂ છે. પણ આ છતા સામ્રાજ્યની સાથે સાથે જ અને એના એક આવશ્યક અંગ તરીકે હિંદ ઉપર બ્રિટનનો આર્થિક કાબૂ પણ છે. હિંદ ઉપરના બ્રિટનના કાબૂનો થોડા જ વખતમાં અંત આવે અને એમ છતાં હિંદ ઉપરનો તેનો આર્થિક કાબૂ તેના અણછતા સામ્રાજ્યના રૂપમાં રહેવા પામે એ બિલકુલ સંભવિત છે. જો એમ બનવા પામે તો સમજવું કે હિંદનું બ્રિટનનું શોષણ ચાલુ જ રહ્યું છે.

આર્થિક સામ્રાજ્ય એ પ્રભુત્વ ભોગવતી સત્તાને માટે આધિપત્યનું ઓછામાં ઓછી તકલીફ આપનારું સ્વરૂપ છે. એ ઘણા લોકોની નજરે ચડતું નથી એટલે રાજકીય આધિપત્યના જેટલો રોષ તે પેદા કરતું નથી. પરંતુ પ્રજાને એનો ડંખ લાગવા માંડે છે કે તરત જ તે તેની કાર્યપદ્ધતિ સમજવા માંડે છે અને તેમનામાં તેની સામે રોષ જાગે છે. લૅટિન અમેરિકામાં હવે યુનાઇટેડ સ્ટેટ્સ માટે ઝાઝો પ્રેમ ઊભરાઈ જતો નથી અને ઉત્તર અમેરિકાના પ્રભુત્વનો સામનો કરવાને લૅટિન અમેરિકાની પ્રજાઓનું સંગઠન કરવાના ઘણા પ્રયાસો થયા છે. પરંતુ આપસઆપસમાં ઝઘડવાની તથા વખતોવખત રાજમહેલની ક્રાંતિઓ કરવાની તેમની ટેવ ઉપર તેઓ કાબૂ ન મેળવે ત્યાં સુધી એ દિશામાં તેઓ ઝાઝું કરી શકે એમ લાગતું નથી.

ફિલિપાઈન ટાપુઓમાં યુનાઇટેડ સ્ટેટ્સનું દૃશ્ય અથવા છતું સામ્રાજ્ય વિસ્તરેલું છે. સ્પેન સાથે યુદ્ધ કર્યા પછી અમેરિકાએ એ ટાપુઓનો કબજો કેવી રીતે મેળવ્યો એ વિષે મેં તને આગળના એક પત્રમાં કહ્યું છે. આટ્લાંટિક મહાસાગરમાં આવેલા ક્યૂબા ટાપુની બાબતમાં ૧૮૯૮ની સાલમાં આ યુદ્ધ શરૂ થયું હતું. ક્યૂબા સ્વતંત્ર થયું પરંતુ તેની સ્વતંત્રતા નામની જ હતી. ક્યૂબા તથા હીટી એ બંને ઉપર અમેરિકાનું પ્રભુત્વ છે.

આશરે બારેક વરસ ઉપર પનામાની નહેર ખુલ્લી મૂકવામાં આવી. આ નહેર મધ્ય અમેરિકાની સાંકડી પટીમાં આવેલી છે અને તે આટ્લાંટિક તથા પ્રશાંત મહાસાગરને જોડે છે. સુએઝની નહેર બનાવનાર ફર્ડિનાન્ડ દ લેસેપ્સે પચાસ વરસ કરતાં પણ પહેલાં આ નહેરની યોજના કરી હતી. પરંતુ એ મુશ્કેલીમાં આવી પડ્યો અને અમેરિકન લોકોએ જ તે તૈયાર કરી. મલેરિયા અને પીળા તાવથી તેમને ભારે મુશ્કેલી પડી પરંતુ એ રોગોને નિર્મૂળ કરવાનો તેમણે પ્રયાસ કર્યો અને તેમાં તેમને સફળતા મળી. તેમણે મલેરિયાનાં મચ્છરોને તથા એ રોગોને ફેલાવનારાં જંતુઓને પેદા કરનારી જગ્યા સાફ કરીને જંતુ-

મુક્ત કરી અને નહેરની આસપાસના પ્રદેશને રોગરહિત કર્યો. એ નહેર પનામાના નાનકડા પ્રજાસત્તાક રાજ્યમાં આવેલી છે પરંતુ નહેર તેમ જ એ નાનું પ્રજાસત્તાક યુનાઇટેડ સ્ટેટ્સના કાબૂમાં છે. યુનાઇટેડ સ્ટેટ્સને માટે તો એ નહેર ભારે આશીર્વાદરૂપ છે કારણ કે એના વિના તો વહાણોને છેક દક્ષિણ અમેરિકાની ફરતે ફરીને આવવું પડતું હતું.

આમ યુનાઇટેડ્ સ્ટેટ્સ દિનપ્રતિદિન વધારે ને વધારે બળવાન અને સમૃદ્ધ થતું ગયું. તે વધુ ને વધુ પ્રમાણમાં ઉત્પાદન કરતું ગયું અને બીજી અનેક વસ્તુઓની સાથે તેણે અનેક કોટયાધિપતિઓ અને ગગનચુંબી ઇમારતો પેદા કર્યાં. તેણે યુરોપને ઘણી બાબતોમાં પકડી પાડયું અને તેની આગળ પણ નીકળી ગયું. હુન્નરઉદ્યોગોની બાબતમાં તે દુનિયાની અગ્રેસર પ્રજા બની ગઈ અને તેના મજૂરોના જીવનનું ધોરણ દુનિયાના બીજા કોઈ પણ દેશ કરતાં ઊંચું થયું. ૧૯મી સદીમાં ઇંગ્લંડમાં બન્યું હતું તેમ આવી આબાદીને કારણે સમાજવાદ અને બીજા ઉદ્દામ સિદ્ધાંતોને ત્યાં આગળ બહુ ટેકો ન મળ્યો. થોડા અપવાદો બાદ કરતાં અમેરિકાના મજૂરો નરમ વલણના અને સ્થિતિચુસ્ત હતા. પ્રમાણમાં તેમને સારી રોજી મળતી હતી તો પછી ભવિષ્યમાં પ્રાપ્ત થનારી સારી સ્થિતિ જેવી અધ્રુવ વસ્તુને ખાતર આજનાં ધ્રુવ આરામ અને સુખસગવડ શાને જોખમમાં નાખવાં? મુખ્યત્વે કરીને ઇટાલિયનો અને એવા બીજાઓનો એ મજૂરવર્ગ બનેલો હતો અને તુચ્છકારપૂર્વક તેમને 'ડેગોઝ' કહેવામાં આવતા. તેઓ કમજોર અને અસંગઠિત હતા અને તેમને હલકા ગણી ધુત્કારી કાઢવામાં આવતા હતા. સારી રોજી મેળવનાર નિપુણ મજૂરો પણ આ 'ડેગોઝ'થી પોતાને જુદા વર્ગના માનતા.

અમેરિકાના રાજકારણમાં રિપબ્લિકન અને ડેમોક્રેટિક એવા બે પક્ષો ઊભા થયા. ઇંગ્લંડની પેઠે જ, અથવા તેના કરતાં પણ વધારે પ્રમાણમાં એ બંને પક્ષો ધનિકવર્ગનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને એ ઉભયના સિદ્ધાંતોમાં ઝાઝો તફાવત નથી.

મહાયુદ્ધ આવ્યું અને અમેરિકા આખરે લડાઈના વમળમાં સપડાયું તે વખતે ત્યાં આ સ્થિતિ વર્તતી હતી.

# ૧૩૯. ઇંગ્લંડ અને આયર્લૅન્ડ વચ્ચે સાત સદીનો ઝઘડો

૪ માર્ચ, ૧૯૩૩

આટ્લાંટિક મહાસાગર ઓળંગીને આપણે ફરી પાછાં જૂની દુનિયામાં જઈએ. દરિયાઈ કે હવાઈ માર્ગે પ્રવાસ કરતાં આયર્લૅન્ડ પહેલવહેલું જોવામાં આવે છે. એટલે આપણે પહેલાં ત્યાં જ અટકીએ. આ હરિયાળો અને મનોહર ટાપુ યુરોપની છેક પશ્ચિમે આવેલો છે. તે એક નાનકડો ટાપુ છે અને જગતના ઇતિહાસના મુખ્ય પ્રવાહોથી અળગો રહેલો છે. પરંતુ નાનકડો હોવા છતાં તે સાહસિક વૃત્તિથી ભરેલો છે અને રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડતમાં તે સદીઓથી અજેય હિંમત અને બલિદાનની ભાવના દર્શાવતો આવ્યો છે. એક બળવાન પાડોશી સાથેની આ લડતમાં આયર્લૅન્ડે આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી મૂકે એવી ખંત અને ચીવટ બતાવ્યાં છે. ૭૫૦ કરતાંયે વધારે વરસોથી તેમની વચ્ચે તકરાર ચાલતી આવી છે અને હજી પણ તેનો નિવેડો આવ્યો નથી! હિંદુસ્તાન, ચીન અને બીજા દેશોમાં આપણે બ્રિટિશ સામ્રાજ્યવાદને તેના અમલી સ્વરૂપમાં નિહાળ્યો. પરંતુ આયર્લૅન્ડને તો ઘણા લાંબા કાળથી એનું દમન વેઠવું પડ્યું હતું. પરંતુ તે સ્વેચ્છાથી કદીયે તાબે થયું નથી અને લગભગ દરેક પેઢીએ ઇંગ્લંડ સામે ઊઠેલો બળવો ભાળ્યો છે. તેના વીરમાં વીર પુત્રો સ્વતંત્રતા માટે ઝૂઝતા ઝૂઝતા ખપી ગયા છે અથવા તો અંગ્રેજ સત્તાવાળાઓએ તેમને ફાંસીએ લટકાવ્યા છે. સંખ્યાબંધ આયર્લૅન્ડવાસીઓ પોતાના પ્યારા વતનને છોડીને પરદેશોમાં જઈ વસ્યા છે. પોતાના દેશ ઉપર આધિપત્ય ભોગવનાર તથા તેની પ્રજાને પીડનાર દેશની સામે પોતાનું બળ અજમાવવાની તક મેળવવાને ખાતર ઘણાઓ ઇંગ્લંડ સામે લડતાં વિદેશનાં લશ્કરોમાં જોડાયા. આયર્લૅન્ડમાંથી દેશવટે નીકળેલા લોકો દૂર દૂરના અનેક દેશોમાં ફેલાયા અને જ્યાં ગયા ત્યાં તેમણે પોતાના હૃદયમાં આયર્લૅન્ડની ભાવના સંઘરી રાખી.

દુઃખમાં ડૂબેલી વ્યક્તિઓ તથા પીડિત અને પોતાનાં બંધનોમાંથી છૂટવાને મથતા દેશો તથા જેઓ અસંતુષ્ટ છે અને જેમને વર્તમાન પરિસ્થિતિમાં કશો આનંદ હોતો નથી તે બધા ભૂતકાળ તરફ નજર કરવાનો તથા તેમાંથી આશ્વાસન ખોળવાનો પ્રયત્ન કરે છે. આ ભૂતકાળને તેઓ વાસ્તવમાં હોય તેના કરતાં મોટું સ્વરૂપ આપે છે અને વીતી ગયેલી મહત્તાના ચિંતનમાં આશ્વાસન મેળવે છે. જ્યારે વર્તમાન અંધકારમય હોય છે ત્યારે ભૂતકાળ આસાએશ અને પ્રેરણાદાયી આશ્રયસ્થાન બની જાય છે. પુરાણી ફરિયાદો ડંખ્યા કરે છે અને તે ભુલાતી નથી. નિરંતર ભૂતકાળ તરફ જ નજર કર્યા કરવી એ રાષ્ટ્રને માટે સ્વાસ્થ્યનું ચિહ્ન નથી. સ્વાસ્થ્યવાળી પ્રજાઓ તથા દેશો વર્તમાનમાં કાર્યશીલ રહે છે અને ભવિષ્ય તરફ પોતાની નજર રાખે છે. પરંતુ પરતંત્ર વ્યક્તિ કે

રાષ્ટ્ર નીરોગી હોઈ શકતાં નથી. એટલે એવી વ્યક્તિ કે રાષ્ટ્ર ભૂતકાળ તરફ નજર કરે અને ભૂતકાળમાં જ મગ્ન રહે એ સ્વાભાવિક છે.

આમ આયર્લૅન્ડ હજી પણ પોતાના ભૂતકાળમાં જ મગ્ન રહે છે, અને આયરિશ લોકો પ્રાચીન કાળમાં તે સ્વતંત્ર હતું તે દિવસોનાં સ્મરણો પ્રેમપૂર્વક સંઘરી રાખે છે અને સ્વાતંત્ર્ય માટેની તેની અનેક લડતો તથા તેની જૂની ફરિયાદોની યાદ હમેશાં તાજી રાખે છે. જ્યારે આયર્લૅન્ડ આખા પશ્ચિમ યુરોપનું વિદ્યાનું કેન્દ્ર હતું અને દૂર દૂરના દેશોના વિદ્યાર્થીઓ ત્યાં આગળ વિદ્યા સંપાદન કરવાને આવતા હતા તે ૧૪૦૦ વરસ પૂર્વેના કાળ તરફ એટલે કે ઈશુની ૬ઠ્ઠી સદી તરફ તેઓ નજર કરે છે. એ સમયે રોમન સામ્રાજ્ય ભાગી પડયું હતું અને વેન્ડાલ તથા હૂણ લોકોએ રોમન સંસ્કૃતિને કચરી નાખી હતી. એ દિવસોમાં આયર્લૅન્ડ, યુરોપમાં સંસ્કૃતિ ફરીથી સજીવન થઈ ત્યાં સુધી ત્યાં આગળ સંસ્કૃતિની જ્યોત બળતી રાખનાર એક સ્થાન હતું એમ કહેવાય છે. ખ્રિસ્તી ધર્મ આયર્લૅન્ડમાં ઘણો વહેલો દાખલ થયો હતો. આયર્લૅન્ડનો સંત પૅટ્રિક એ ત્યાં લાવ્યો હતો એમ ધારવામાં આવે છે. આયર્લૅન્ડમાંથી જ તે ઇંગ્લંડના ઉત્તરના ભાગમાં પ્રસર્યો. આયર્લૅન્ડમાં અનેક મઠો સ્થપાયા અને હિંદના આશ્રમો તથા બૌદ્ધ મઠોની પેઠે તે વિદ્યાનાં ધામો બની ગયા. ત્યાં આગળ ઘણુંખરું ખુલ્લી જગ્યામાં શિક્ષણ આપવામાં આવતું. આ મઠોમાંથી મિશનરીઓ અખ્રિસ્તી લોકોને નવા ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ આપવાને ઉત્તર તથા પશ્ચિમ યુરોપમાં જતા. આયર્લૅન્ડના આ મઠોમાં કેટલાક સાધુઓ મનોહર હસ્તપ્રતો લખતા તથા અનેક રીતે તેને શણગારતા. આવું એક સુંદર હસ્તલિખિત પુસ્તક હાલ ડબ્લિનમાં રાખવામાં આવ્યું છે. એનું નામ 'બુક ઑફ કેલ્સ' છે અને ઘણું કરીને તે ૧૨૦૦ વરસ ઉપર લખાયું હતું.

ઈશુની છઠ્ઠી સદી પછીનાં ૨૦૦ કે ૩૦૦ વરસના કાળને ઘણાખરા આયરિશ લોકો એક પ્રકારના સુવર્ણ યુગ તરીકે લેખે છે. એ કાળમાં ગૅલિક સંસ્કૃતિ તેની પરાકાષ્ઠાએ પહોંચી હતી. કાળનું લાંબું અંતર ઘણુંખરું પુરાણા ભૂતકાળની આસપાસ મોહકતાનું વાતાવરણ પેદા કરે છે અને વાસ્તવમાં તે હોય છે તેના કરતાં તેને અધિકતર મહાન બતાવે છે. આયર્લૅન્ડ તે સમયે જુદા જુદા કબીલાઓમાં વિભક્ત હતું અને આ કબીલાઓ આપસમાં નિરંતર લડ્યા કરતા હતા. માંહોમાંહેના ઝઘડા એ હિંદની પેઠે આયર્લૅન્ડની પણ નબળાઈ હતી. ત્યાર પછી ઇંગ્લંડ અને ફ્રાંસની જેમ ત્યાં આગળ પણ નૉર્સ લોકો આવ્યા. તેમણે આયર્લૅન્ડના લોકોને બરબાદ કર્યા તથા તેમની પાસેથી મોટો પ્રદેશ પડાવી લીધો. ૧૧મી સદીમાં બ્રીઅન બોરુમા નામના એક મશહૂર આયરિશ રાજાએ ડેન લોકોને હરાવ્યા અને થોડા વખત માટે આયર્લૅન્ડને એક કર્યું. પરંતુ તેના મરણ પછી દેશના ફરી પાછા ભાગલા પડી ગયા.

વિજેતા વિલિયમની સરદારી નીચે ૧૧મી સદીમાં નૉર્મન લોકોએ ઇંગ્લંડ જીતી લીધું હતું એ તને યાદ હશે. ૧૦૦ વરસ બાદ આ ઍંગ્લો-નૉર્મન (ઇંગ્લંડમાં વસેલા નૉર્મન) લોકોએ આયર્લૅન્ડ ઉપર ચડાઈ કરી અને 'પેઇલ' નામથી ઓળખાતો ભાગ જીતી લીધો. ૧૧૬૯ની સાલની આ ઍંગ્લો-નૉર્મન લોકોની ચડાઈએ ત્યાંની પ્રાચીન ગૅલિક સંસ્કૃતિને ભારે હાનિ પહોંચાડી અને ત્યારથી આયરિશ જાતિઓ અથવા કબીલાઓ સાથેનો લગભગ અવિરત વિગ્રહ ચાલુ થયો. સદીઓ સુધી ચાલુ રહેલાં આ યુદ્ધો સંપૂર્ણપણે પાશવ અને ઘાતકી હતાં. અંગ્રેજો (હવે ઍંગ્લો-નૉર્મન લોકોને એ નામથી ઓળખી શકાય) આયરિશ લોકોને હલકા ગણતા અને તેમને એક અર્ધજંગલી જાતિ તરીકે લેખતા. તેઓ ભિન્ન જાતિના હતા. અંગ્રેજો ઍંગ્લો-સૅક્સન જાતિના હતા જ્યારે આયરિશ લોકો કેલ્ટ જાતિના હતા. પાછળના વખતમાં તો તેમના ધર્મો પણ ભિન્ન થઈ ગયા. અંગ્રેજો તથા સ્કૉટ લોકો પ્રૉટેસ્ટંટ બન્યા અને આયરિશ લોકો તો રોમન કૅથલિક સંપ્રદાયને જ વફાદારીપૂર્વક વળગી રહ્યા. આથી આ અંગ્રેજો અને આયરિશ લોકો વચ્ચેનાં યુદ્ધોમાં જાતિ જાતિ વચ્ચેનાં તેમ જ ધર્મ ધર્મ વચ્ચેનાં યુદ્ધોમાં હોય છે તે બધી તીવ્રતા અને ઉગ્રતા હતી. અંગ્રેજોએ એ બંને જાતિનું મિશ્રણ થતું અટકાવ્યું. તે એટલે સુધી કે, અંગ્રેજ અને આયરિશ લોકો વચ્ચે આંતરવિવાહ અટકાવનારો કાયદો પણ કરવામાં આવ્યો.

આયર્લૅન્ડમાં એક પછી એક એમ બળવા થતા જ રહ્યા અને એ બધાને ભારે નિર્દયતાથી દબાવી દેવામાં આવતા હતા. આયરિશ લોકો સ્વાભાવિક રીતે જ પોતાના વિદેશી શાસકોને તથા દમન કરનારાઓને ધિક્કારતા હતા અને જ્યારે જ્યારે તેમને યોગ્ય તક મળતી ત્યારે અથવા એવી તક વિનાયે તેઓ બળવો પોકારતા. "ઇંગ્લંડની મુશ્કેલી એ આયર્લૅન્ડની તક છે" એ એક જૂનું કહેણ છે અને રાજકીય તથા ધાર્મિક કારણોને લીધે આયર્લૅન્ડ ફ્રાંસ તથા સ્પેન જેવા ઇંગ્લંડના દુશ્મનોનો પક્ષ કરતું. આથી અંગ્રેજો ક્રોધથી આંધળા બનતા. એ રીતે પોતાની પીઠ પાછળ ઘા કરવામાં આવે છે એમ તેમને લાગતું અને અનેક પ્રકારના અત્યાચારોથી તેઓ એનો બદલો વાળતા.

૧૬મી સદીમાં ઇલિઝાબેથ રાણીના અમલ દરમ્યાન તેમની વચ્ચે અંગ્રેજ જમીનદારો વસાવીને બંડખોર આયરિશ લોકોનો સામનો તોડી નાખવાનો તથા તેમને હમેશાં દાબેલા રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો. આથી જમીન જપ્ત કરવામાં આવી અને પહેલાંના સમયથી ચાલ્યા આવેલા જૂના આયરિશ જમીનદારને સ્થાને વિદેશી જમીનદારો આવ્યા. આમ આયર્લૅન્ડ એ વિદેશી જમીનદારોવાળું લગભગ ખેડૂતોનું રાષ્ટ્ર જ રહ્યું. સદીઓ વીત્યા બાદ પણ આયરિશ લોકોની નજરે એ જમીનદારો પરદેશી રહ્યા.

આયરિશ લોકોના તેજોવધ કરવાના આ પ્રયત્નમાં ઇલિઝાબેથ પછી ગાદીએ આવનાર ઇંગ્લંડનો જેમ્સ પહેલો એક ડગલું આગળ વધ્યો. તેણે તો આયર્લૅન્ડમાં વ્યવસ્થિત રીતે પરદેશી વસાહતીઓ વસાવવાનો નિર્ણય કર્યો. એને માટે તેણે ઉત્તર આયર્લૅન્ડમાં અલ્સ્ટરનાં છ પરગણાંની લગભગ બધી જ જમીન જપ્ત કરી. ત્યાં આગળ કશા દામ વિના જમીન મળે એમ હતું એટલે ઇંગ્લંડ અને સ્કૉટલૅન્ડમાંથી સાહસખોરોનાં ટોળેટોળાં ત્યાં આવ્યાં. ઘણાખરા અંગ્રેજો તથા સ્કૉટોને જમીન મળી અને તેઓ ખેડૂતો તરીકે ત્યાં વસ્યા. લંડન શહેરને પણ આ વસાહતના કાર્યમાં ફાળો આપવાનું કહેવામાં આવ્યું અને 'અલ્સ્ટરની વસાહત' માટે તેણે એક ખાસ મંડળ સ્થાપ્યું. આને જ કારણે ઉત્તરનું ડરી નામનું શહેર લંડનડરી તરીકે ઓળખાવા લાગ્યું.

આમ અલ્સ્ટર એ આયર્લૅન્ડમાં ઇંગ્લંડના એક ભાગ જેવું બની ગયું. આયરિશ લોકોને એના તરફ ભારે રોષ હતો એમાં કશું આશ્ચર્ય નથી. આ નવા અલ્સ્ટરવાસીઓ પણ આયરિશ લોકોને ધિક્કારતા હતા તથા તેમને હલકા ગણતા હતા. આયર્લૅન્ડને બે દુશ્મન છાવણીઓમાં વહેંચી નાખવું એ ઇંગ્લંડની કેવી ભારે ઉસ્તાદીભરી સામ્રાજ્યવાદી રમત હતી! ૩૦૦ વરસ પછી આજે પણ અલ્સ્ટરનો કોયડો અણઊકલ્યો જ રહ્યો છે.

અલ્સ્ટરની વસાહત વસાવ્યા પછી થોડા જ વખતમાં ઇંગ્લંડમાં પાર્લમેન્ટ તથા ચાર્લ્સ પહેલા વચ્ચે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. પાર્લમેન્ટના પક્ષમાં પ્યુરીટન તથા પ્રૉટેસ્ટંટો હતા. કૅથલિક આયર્લૅન્ડ સ્વાભાવિક રીતે જ રાજાના પક્ષમાં રહ્યું અને અલ્સ્ટર પાર્લમેન્ટને પક્ષે. આયરિશ લોકોને એવો ભય હતો કે — અને એ ભય સકારણ હતો — પ્યુરીટનો કૅથલિક સંપ્રદાયને કચરી નાખશે. આથી ૧૬૪૧ની સાલમાં તેમણે જબરો બળવો કર્યો. આ બળવો તથા તેનું દમન આગળના બળવાઓ તથા તેના દમન કરતાં અનેકગણાં ઘાતકી અને પાશવ હતાં. કૅથલિક આયરિશ લોકોએ પ્રૉટેસ્ટંટ લોકોની નિર્દયપણે કતલ કરી. ક્રૉમવેલે લીધેલું એનું વેર અતિશય ભયંકર હતું. આયરિશ લોકોની અને ખાસ કરીને કૅથલિક પાદરીઓની અનેક વાર કતલ કરવામાં આવી. અને આયર્લૅન્ડમાં ક્રૉમવેલનું નામ હજી પણ કડવાશથી યાદ કરવામાં આવે છે.

આવા અત્યાચારો ગુજારવામાં આવ્યા અને નિર્દયતા દાખવવામાં આવી છતાંયે એક પેઢી પછી આયર્લૅન્ડમાં ફરી પાછો બળવો અને આંતરવિગ્રહ ફાટી નીકળ્યા. એમાં લંડનડરી તથા લિમેરિકના ઘેરાના બે બનાવો આગળ તરી આવે છે. અલ્સ્ટરમાં આવેલા લંડનડરીના પ્રૉટેસ્ટંટ શહેરને ૧૬૮૮ની સાલમાં કૅથલિક આયરિશ લોકોએ ઘેરો ઘાલ્યો. તેના રક્ષકો પાસે ખોરાક નહોતો રહ્યો અને તેઓ ભૂખે મરતા હતા છતાંયે તેનો બહાદુરીપૂર્વક બચાવ કરવામાં આવ્યો. ચાર માસના ઘેરા અને તંગી પછી બ્રિટિશ વહાણો ત્યાં આગળ ખોરાકી

લાવ્યાં અને ઘેરાયેલા લોકોને રાહત આપી. ૧૬૯૦ની સાલમાં લિમેરિકમાં એથી ઊલટું બન્યું. એ કૅથલિક આયરિશોના શહેરને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો. આ ઘેરાનો વીર યોદ્ધો પૅટ્રિક સાર્સફિલ્ડ હતો. તેણે ભારે મુશ્કેલીઓ સામે લિમેરિકનો બહાદુરીપૂર્વક બચાવ કર્યો. લિમેરિકનો બચાવ કરવામાં આયરિશ સ્ત્રીઓ પણ લડી હતી. અને આયર્લૅન્ડનાં ગામડાંઓમાં સાર્સફિલ્ડ તથા તેના વીર લડવૈયાઓનાં ગૅલિક ભાષાનાં ગીતો આજે પણ ગવાય છે. સાર્સફિલ્ડે છેવટે લિમેરિક છોડી દીધું. પરંતુ અંગ્રેજો સાથે માનભરી સંધિ કર્યા પછી જ તેણે તેમ કર્યું. લિમેરિકની સંધિની એક શરત એ પણ હતી કે આયરિશ કૅથલિકોને સંપૂર્ણ નાગરિક તેમ જ ધાર્મિક સ્વતંત્રતા આપવી.

અંગ્રેજોએ અથવા સાચું કહેતાં આયર્લૅન્ડમાં વસતાં અંગ્રેજ જમીનદાર કુટુંબોએ લિમેરિકની સંધિનો ભંગ કર્યો. આ પ્રૉટેસ્ટંટ કુટુંબોનો ઇંગ્લંડના તાબા નીચેની ડબ્લિનની પાર્લમેન્ટ ઉપર કાબૂ હતો અને લિમેરિક આગળ ગંભીરતાપૂર્વક વચન આપ્યું હોવા છતાંયે તેમણે કૅથલિકોને નાગરિક કે ધાર્મિક સ્વતંત્રતા આપવાની ના પાડી. બદલામાં કૅથલિકોને શિક્ષા કરનારા તથા ઇરાદાપૂર્વક આયરિશ લોકોના ઊનના વેપારનો નાશ કરનારા ખાસ કાયદાઓ તેમણે કર્યા. સાથે ખેતી કરનારા ખેડૂત વર્ગને નિર્દય રીતે કચરી નાખવામાં આવ્યો તથા એવા ખેડૂતોને તેમની જમીન ઉપરથી હાંકી કાઢવામાં આવ્યા. યાદ રાખજે કે મોટા ભાગની વસતી સામે માત્ર મૂઠીભર પરદેશી જમીનદારોએ આ કર્યું હતું. એ વસતી પ્રધાનપણે કૅથલિક સંપ્રદાયની હતી અને એના મોટા ભાગના લોકો ગણોતિયા ખેડૂતો હતા. પરંતુ બધી સત્તા આ અંગ્રેજ જમીનદારોના હાથમાં હતી. એ જમીનદારો પોતાની જમીનથી બહુ દૂર રહેતા હતા અને ગણોતિયાઓને નિર્દય અને લૂંટારા આડતિયાઓ તથા ગણોત ઉઘરાવનારાઓના હાથમાં સોંપી જતા હતા. લિમેરિકની વાત આજે તો જૂની થઈ ગઈ છે પરંતુ ગંભીરપણે આપવામાં આવેલો કોલ તોડવામાં આવ્યો તેને કારણે જે કડવાશ અને ક્રોધ પેદા થયાં તે હજી પણ ઓછાં થયાં નથી. અને અંગ્રેજોએ આયર્લૅન્ડમાં કરેલા વચનભંગની પરંપરામાં લિમેરિકનો વચનભંગ આયર્લૅન્ડના રાષ્ટ્રવાદીઓના માનસમાં આજે પણ અગ્રસ્થાને રહ્યો છે. એ વખતે કરવામાં આવેલા આ કરારભંગ, ધાર્મિક અસહિષ્ણુતા અને દમન તથા જમીનદારોની નિર્દયતાને કારણે સંખ્યાબંધ આયર્લૅન્ડવાસીઓ પોતાનું વતન છોડીને પરદેશ ચાલ્યા ગયા. આયર્લૅન્ડના ચુનંદા યુવાનો પરદેશ ચાલ્યા ગયા અને ઇંગ્લંડ સામે લડતા કોઈ પણ દેશને તેમણે પોતાની સેવાઓ અર્પી. ઇંગ્લંડ સામે જ્યાં જ્યાં લડાઈ ચાલતી ત્યાં ત્યાં આ આયરિશ યુવકો અચૂક હોવાના જ.

'ગુલિવર્સ ટ્રાવેલ્સ'નો લેખક જોનાથન સ્વિફ્ટ આ કાળમાં (૧૬૬૭થી ૧૭૪૫) થઈ ગયો. તેણે પોતાના આયરિશ દેશબંધુઓને આપેલી સલાહ

ઉપરથી અંગ્રેજો સામેના તેના કોપનો આપણને કંઈક ખ્યાલ આવે છે. તે કહે છે, "કોલસા સિવાયની હરેક બ્રિટિશ વસ્તુને બાળી મૂકો." ડબ્લિનના સંત પૅટ્રિકના દેવળમાં આવેલી તેની કબર ઉપરનો મૃત્યુલેખ તો એના કરતાંયે વધારે કડવાશથી ભરેલો છે. ઘણું કરીને એ મૃત્યુલેખ સ્વિફ્ટે પોતે જ લખ્યો હતો.

જે ત્રીસ વર્ષો સુધી મંદિરે હતો
અધ્યક્ષ — જોનાથન સ્વિફ્ટ — આંહીં
તેનું પડ્યું માટી તળે કલેવર.
પ્રકોપ ના જંગલી કોરી ખાઈ
એના હવે અંતરને કદી શકે.
જા પાન્થ! ને જો તુજથી બને તો
થોડુંક એને પગલે તું ચાલજે,
એને — લીધો ભાગ સ્વતંત્રતાની
રક્ષાર્થ મર્દાનીભરેલ જેણે.

૧૭૭૪ની સાલમાં અમેરિકાનો સ્વાતંત્ર્ય વિગ્રહ ફાટી નીકળ્યો અને બ્રિટિશ સૈન્યને આટ્લાંટિક પાર મોકલવું પડ્યું. આથી આયર્લૅન્ડમાં બ્રિટિશ લશ્કર બિલકુલ રહ્યું નહિ અને ફ્રાંસ તેના ઉપર ચડાઈ કરશે એવી વાતો થવા લાગી. કેમ કે ફ્રાંસે પણ ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરી હતી. આથી આયર્લૅન્ડના કૅથલિક તેમ જ પ્રૉટેસ્ટંટ બંનેએ દેશના બચાવને અર્થે સ્વયંસેવક દળ ઊભું કર્યું. થોડા વખત માટે તો તેઓ પોતાનાં જૂનાં વેરઝેર ભૂલી ગયા. તેમનામાં કેટલું સામર્થ્ય રહેલું છે એની તેમને આ રીતે પરસ્પર સહકાર કરતાં ખબર પડી. બીજા એક બળવાની ધમકીનો સામનો કરવાની સ્થિતિ ઇંગ્લંડ સામે ખડી થઈ. અને અમેરિકાની પેઠે આયર્લૅન્ડ પણ તેનાથી છૂટું પડી જશે એવા ડરથી આયર્લૅન્ડને સ્વતંત્ર પાર્લમેન્ટ આપવામાં આવી. આમ સિદ્ધાંતની દૃષ્ટિએ તો આયર્લૅન્ડ ઇંગ્લંડથી સ્વતંત્ર થયું પણ તે એક જ રાજાના અમલ નીચે રહ્યું. વળી એ આયરિશ પાર્લમેન્ટ પણ તેની જૂની પાર્લમેન્ટના જેવી જ હતી. મૂઠીભર જમીનદારોનો જ તેના ઉપર કાબૂ હતો તથા પહેલાં કૅથલિકો ઉપર જુલમ ગુજારનાર પ્રૉટેસ્ટંટોનું જ તેમાં પ્રતિનિધિત્વ હતું. કૅથલિકો ઉપર હજીયે અનેક પ્રકારની બાધાઓ લાદવામાં આવી હતી. તફાવત માત્ર એટલો જ હતો કે, પ્રૉટેસ્ટંટ અને કૅથલિકો વચ્ચે કંઈક સારું વાતાવરણ પેદા થયેલું દેખાતું હતું. આ પાર્લમેન્ટનો નેતા હેન્રી ગ્રૅટન હતો, તે પોતે પ્રૉટેસ્ટંટ હતો અને કૅથલિક ઉપરનાં બંધનો દૂર કરવા માગતો હતો. પરંતુ એ બાબતમાં તે ઝાઝું કરી શક્યો નહિ.

દરમ્યાન ફ્રાંસની ક્રાંતિ થઈ અને એને કારણે આયર્લૅન્ડમાં ભારે આશા પેદા થઈ. અજાયબીની વાત તો એ છે કે કૅથલિક તથા પ્રૉટેસ્ટંટ એ બંનેએ

એને વધાવી લીધી. તેઓ બંને એકબીજાની વધુ ને વધુ નિકટ આવતા જતા હતા. એ બંનેનું ઐક્ય સાધવાને તથા કૅથલિકોને મુક્ત કરવાને "યુનાઇટેડ આયરિશમેન" ( એકત્રિત આયર્લૅન્ડવાસીઓ ) નામની સંસ્થા સ્થાપવામાં આવી. પરંતુ સરકારે એ સંસ્થાને મંજૂર ન કરી અને તેને કચરી નાખી. આથી ૧૭૯૮ની સાલમાં પહેલાંની પેઠે અનિવાર્યપણે ફરી પાછું બંડ થયું. પહેલાંનાં કેટલાંક બંડોની પેઠે એ અલ્સ્ટર તથા બાકીના દેશ વચ્ચેની ધાર્મિક લડાઈ નહોતી. એ રાષ્ટ્રીય બળવો હતો અને તેમાં અમુક અંશે એ બંનેએ ભાગ લીધો. ઇંગ્લંડે એ બળવાને દબાવી દીધો અને તેના વીર સરદાર વુલ્ફ ટોનને દેશદ્રોહી તરીકે ફાંસીએ લટકાવવામાં આવ્યો.

આમ આયર્લૅન્ડને સ્વતંત્ર પાર્લમેન્ટ આપવામાં આવી તેથી આયરિશ પ્રજાની સ્થિતિમાં ઝાઝો ફેર ન પડ્યો એ સ્પષ્ટ હતું. ઇંગ્લંડની પાર્લમેન્ટ પણ એ વખતે તો બહુ જ મર્યાદિત અને સડેલી વસ્તુ હતી. પૉકેટબરો દ્વારા તથા બીજી એવી જ રીતે તે ચૂંટાતી હતી અને થોડા જમીનદારો તથા ગણ્યાગાંઠ્યા ધનિક વેપારીઓનો તેના ઉપર કાબૂ હતો. આયરિશ પાર્લમેન્ટમાં આ બધાં અનિષ્ટ તત્ત્વો હતાં જ અને વધારામાં કૅથલિકોના દેશમાં તે મૂઠીભર પ્રૉટેસ્ટંટોમાં મર્યાદિત હતી. આમ છતાંયે આ આયરિશ પાર્લમેન્ટને બંધ કરીને આયર્લૅન્ડને ઇંગ્લંડ સાથે જોડી દેવાનો બ્રિટિશ સરકારે નિર્ણય કર્યો. આયર્લૅન્ડમાં એની સામે ભારે વિરોધ જાગ્યો પરંતુ ડબ્લિનની પાર્લમેન્ટના સભ્યોને ખૂબ લાંચ આપીને પોતાની જ પાર્લમેન્ટ બંધ કરવાને મત આપવા તેમને સમજાવવામાં આવ્યા. ૧૮૦૦ની સાલમાં 'ઍક્ટ ઑફ યુનિયન' ( ઇંગ્લંડ અને આયર્લૅન્ડના જોડાણનો કાયદો ) પસાર કરવામાં આવ્યો. ગ્રૅટનની અલ્પજીવી પાર્લમેન્ટનો આ રીતે અંત આવ્યો અને તેને બદલે થોડા આયરિશ સભ્યો લંડનની બ્રિટિશ પાર્લમેન્ટમાં મોકલવાની ગોઠવણ કરવામાં આવી.

એ નીતિભ્રષ્ટ આયરિશ પાર્લમેન્ટને બંધ કરવામાં આવી એથી કંઈ ભારે નુકસાન થયું એમ ન કહી શકાય. હા, એટલું ખરું કે પાછળથી એનો વિકાસ થાત અને તે વધારે સારી થવા પામત એ અવકાશ ન રહ્યો. પરંતુ આ 'ઍક્ટ ઑફ યુનિયન', એણે ખરેખરું નુકસાન કર્યું અને સંભવ છે કે એ નુકસાન કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હોય પણ ખરો. ઉત્તર અને દક્ષિણ આયર્લૅન્ડની તથા પ્રૉટેસ્ટંટ અને કૅથલિક વચ્ચે એકતા આણવાની ચળવળનો અંત લાવવામાં એ કાયદો ફતેહમંદ નીવડ્યો. પ્રૉટેસ્ટંટ અલ્સ્ટરે બાકીના આયર્લૅન્ડ તરફ ફરી પાછી પૂંઠ ફેરવી અને પરસ્પર એ બંને ભાગોનાં મન ઊંચાં થયાં. એ બે વચ્ચે બીજો પણ એક તફાવત દાખલ થવા પામ્યો. ઇંગ્લંડની પેઠે અલ્સ્ટર આધુનિક ઉદ્યોગો તરફ વળ્યું. બાકીનું આયર્લૅન્ડ કૃષિપ્રધાન રહ્યું. વળી ત્યાંની જમીન-પદ્ધતિ તથા નિરંતર ચાલતા પરદેશગમનને

કારણે ખેતી પણ આબાદ ન થઈ. આમ ઉત્તર આયર્લૅન્ડ ઉદ્યોગપ્રધાન થયું જ્યારે દક્ષિણ અને પૂર્વ તથા ખાસ કરીને પશ્ચિમ આયર્લૅન્ડ ઔદ્યોગિક ક્ષેત્રમાં પછાત અને મધ્યકાલીન રહ્યું.

'ઍક્ટ ઑફ યુનિયન'ના વિરોધમાં પણ બંડ થયા વિના ન જ રહ્યું. એ બંડનો નેતા રૉબર્ટ ઍમ્મેટ હતો. તે એક તેજસ્વી યુવાન હતો અને આગળના પોતાના અનેક દેશબંધુઓની પેઠે તેણે પણ ફાંસીના માંચડા ઉપર પોતાના જીવનનો અંત આણ્યો.

આયરિશ સભ્યો ઇંગ્લંડની આમની સભામાં ગયા. પરંતુ કૅથલિક લોકોનું તેમાં પ્રતિનિધિત્વ નહોતું. ઇંગ્લંડમાં તેમ જ આયર્લૅન્ડમાં કૅથલિકોને પાર્લમેન્ટમાં જવા દેવામાં આવતા નહોતા. ૧૮૨૯ની સાલમાં આ બંધનો દૂર કરવામાં આવ્યાં અને કૅથલિકોને ઇંગ્લંડની પાર્લમેન્ટમાં બેસવાની છૂટ મળી. આયરિશ નેતા ડેનિયલ ઑકોન્નેલ આ બાધાઓ દૂર કરવામાં ફત્તેહમંદ થયો અને એથી તેને 'લિબરેટર' (મુક્તિદાતા) તરીકે ઓળખવામાં આવે છે. ધીમે ધીમે બીજો એક ફેરફાર પણ થયો. મતાધિકાર વિસ્તૃત કરવામાં આવ્યો અને વધારે લોકોને મત આપવાનો હક મળ્યો. આયર્લૅન્ડનું પણ ઇંગ્લંડ સાથે જોડાણ થયું હતું એટલે બંનેને એક જ કાયદા લાગુ પડતા હતા. આ રીતે ૧૮૩૨નું મહાન રિફૉર્મ બિલ (સુધારાનો કાયદો) ઇંગ્લંડને તેમ જ આયર્લૅન્ડને પણ લાગુ પાડવામાં આવ્યું હતું. એ જ રીતે એ પછી થયેલો મતાધિકારનો કાયદો પણ તેને લાગુ પડ્યો. આમ ઇંગ્લંડની આમની સભાના આયર્લૅન્ડના સભ્યોનો પ્રકાર બદલાવા લાગ્યો. પહેલાં તેઓ જમીનદારોના પ્રતિનિધિઓ હતા તેને બદલે હવે તેઓ કૅથલિક ખેડૂતવર્ગના અને આયરિશ રાષ્ટ્રીયતાના હિમાયતી બન્યા.

જમીનદારના પંજામાં સપડાયેલા તથા જેમની પાસેથી ભારે ગણોત પડાવવામાં આવતી હતી એવા આયર્લૅન્ડના ગણોતિયા ખેડૂતોએ અતિશય ગરીબીને કારણે બટાટાને પોતાના ખોરાકની મુખ્ય વસ્તુ બનાવી હતી. બટાટા ઉપર જ તેઓ જીવતા અને આજના હિંદના ખેડૂતોની પેઠે તેમની પાસે કશો સંઘરો નહોતો — જેનો આશરો લઈ શકાય એવું કશુંયે તેમની પાસે નહોતું. પેટે પાટા બાંધીને જેમ તેમ તેઓ પોતાનું જીવન ટકાવી રાખતા. અને તેમનામાં નભી રહેવાની લગારે શક્તિ રહી નહોતી. ૧૮૪૬ની સાલમાં બટાટાનો પાક નિષ્ફળ નીવડ્યો અને એને પરિણામે ત્યાં ભારે દુકાળ પડ્યો. આવા દુકાળના સમયમાં પણ, ગણોત ન આપવાને કારણે, જમીનદારોએ તેમના ગણોતિયાઓને જમીન ઉપરથી હાંકી કાઢ્યા. સંખ્યાબંધ આયરિશ લોકો પોતાનાં ઘરબાર છોડીને અમેરિકા કે બીજા દેશોમાં ચાલ્યા ગયા અને આયર્લૅન્ડની વસતી બહુ જ ઘટી ગઈ. તેનાં ઘણાં ખેતરો ખેડનારને અભાવે પડતર પડી રહ્યાં અને બીડના રૂપમાં ફેરવાઈ ગયાં.

ખેડાણની જમીનનું ઘેટાં વગેરેને માટે ચરવાનાં બીડોમાં રૂપાન્તર થવાની પ્રક્રિયા આયર્લૅન્ડમાં છેલ્લાં ૧૦૦ વરસથી માંડીને આજ સુધી નિરંતર ચાલુ રહી છે. ઇંગ્લંડમાં ઊનનું કાપડ બનાવવાનાં કારખાનાં થયાં એ એમ થવાનું મુખ્ય કારણ હતું. જેમ જેમ વધારે યંત્રોનો ઉપયોગ થવા લાગ્યો તેમ તેમ ઉત્પાદન વધતું જ ગયું. એને માટે ઉત્તરોત્તર વધારે ને વધારે ઊનની જરૂર પડવા લાગી. ખેતરો ખેડાય અને માણસો તેમાં કામે લાગે તેના કરતાં ઘેટાં માટેનાં બીડો આયર્લૅન્ડના જમીનદારોને વધારે ફાયદાકારક થઈ પડયાં. બીડોમાં તો ઘેટાંની સંભાળ રાખવા માટે બહુ જ ઓછા મજૂરોની જરૂર હતી. આ રીતે ખેતીના મજૂરો વધારાના થઈ પડ્યા અને જમીનદારોએ તેમને કાઢી મૂક્યા. વાસ્તવમાં આછી વસ્તીવાળા આયર્લૅન્ડમાં આ રીતે મજૂરોનો હમેશાં 'વધારો' રહેતો હતો અને ત્યાં આગળ વસ્તીનો ઘટાડો તો ચાલુ જ રહ્યો. આયર્લૅન્ડ એ 'ઔદ્યોગિક' ઇંગ્લંડને કેવળ કાચો માલ પૂરો પાડનાર પ્રદેશ બની ગયો.

ખેડાણ જમીનને બીડમાં ફેરવી નાખવાની આ જૂની પ્રક્રિયા હવે ઊલટી દિશામાં થવા લાગી છે અને હળને ફરી પાછું તેનું પોતાનું સ્થાન મળવા લાગ્યું છે. અજાયબીની વાત તો એ છે કે ૧૯૩૨ની સાલમાં ઇંગ્લંડ અને આયર્લૅન્ડ વચ્ચે શરૂ થયેલી વેપારી લડાઈને કારણે આ પરિણામ આવ્યું છે.

પોતાની જમીનથી દૂર રહીને માત્ર તેની આવકનો જ ભોગવટો કરનારા જમીનદારો નીચેના દુઃખી ગણોતિયા ખેડૂતોનો પ્રશ્ન એ ૧૯મી સદીના મોટા ભાગ દરમ્યાન આયર્લૅન્ડનો મુખ્ય પ્રશ્ન રહ્યો હતો. છેવટે, તેમની જમીન ફરજિયાત રીતે ખરીદીને આ જમીનદારોને સંપૂર્ણપણે દૂર કરવાનો બ્રિટિશ સરકારે નિર્ણય કર્યો. આ ખરીદેલી જમીન પછીથી તેમના ગણોતિયાઓને આપવામાં આવી. અલબત્ત, જમીનદારોને એથી જરાયે નુકસાન થયું નહિ. સરકાર તરફથી તેમને તેમની જમીનની પૂરેપૂરી કિંમત મળી રહી. ગણોતિયાઓને જમીન મળી ખરી પણ તેની સાથે તેની કિંમતનો બોજો પણ મળ્યો. જમીનની આ કિંમત તેમને એકી વખતે આપવાની નહોતી પરંતુ નાના નાના વાર્ષિક હપતાથી આપવાની હતી.

૧૭૯૮ના બળવા પછી લગભગ ૧૦૦ વરસ સુધી આયર્લૅન્ડમાં કોઈ મોટો બળવો થવા પામ્યો નહિ. આગળની સદીઓમાં વખતોવખત થતા આ બળવાઓથી ૧૯મી સદી મુક્ત હતી. પરંતુ એનુ કારણ એ નથી કે એ કાળમાં આયર્લૅન્ડમાં સંતોષની લાગણી વ્યાપી હતી. છેલ્લો બળવો, ભારે દુકાળ તથા વસતીનો ઘટાડો વગેરેના થાકમાંથી પ્રજા હજી બેઠી થઈ નહોતી. વળી, કંઈક અંશે, એ સદીના ઉત્તરાર્ધમાં લોકોનાં મન બ્રિટિશ પાર્લમેન્ટ તરફ વળ્યાં હતાં; ત્યાં ગયેલા આયરિશ સભ્યો તેમને માટે કંઈક કરી શકશે એવી આશા તેઓ સેવતા હતા. પરંતુ આમ છતાંયે કેટલાક આયર્લૅન્ડવાસીઓ વખતો-

વખત થતા બળવાની પરંપરા ચાલુ રાખવા માગતા હતા. એ રીતે જ આયર્લૅન્ડનો આત્મા તથા તેની ભાવના નિત્યનવીન, નિર્મળ અને સતેજ રહી શકે એમ તેઓ માનતા હતા. અમેરિકામાં જઈને વસેલા આયર્લૅન્ડ-વાસીઓએ આયર્લૅન્ડની સ્વતંત્રતા માટે ત્યાં આગળ એક મંડળ કાઢ્યું. એ મંડળના સભ્યો 'ફીનિયન' નામથી ઓળખાતા. તેઓ આયર્લૅન્ડમાં નાનાં નાનાં બંડો કરાવતા. પરંતુ આમ જનતા ઉપર એની કશી અસર ન થવા પામી અને થોડા જ વખતમાં 'ફીનિયન' લોકોને દાબી દેવામાં આવ્યા.

હવે મારે આ પત્ર પૂરો કરવો જોઈએ કેમ કે, તે બહુ લાંબો થઈ ગયો છે. પરંતુ આયર્લૅન્ડની વાત હજી અધૂરી રહે છે.

## ૧૪૦. આયર્લૅન્ડમાં સીનફીન ચળવળ અને હોમ રૂલ

૯ માર્ચ, ૧૯૩૩

અનેક સશસ્ત્ર બંડો કર્યા પછી તથા દુકાળ ઇત્યાદિ બીજી આફતોને કારણે સ્વતંત્રતા મેળવવા માટેની આ રીતથી આયર્લૅન્ડ જરા થાક્યું હતું. ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં, બ્રિટિશ પાર્લમેન્ટના સભ્યો ચૂંટવા માટેનો મતાધિકાર વિસ્તારવામાં આવ્યો હતો તેથી ઘણા રાષ્ટ્રવાદી આયરિશ સભ્યોને આમની સભામાં ચૂંટી મોકલવામાં આવ્યા હતા. આ સભ્યો આયર્લૅન્ડની સ્વતંત્રતા માટે કદાચ કંઈક કરી શકશે એવી આશા લોકો સેવવા લાગ્યા હતા; સશસ્ત્ર બંડની જૂની પદ્ધતિને બદલે પાર્લમેન્ટ દ્વારા બંધારણીય માર્ગે પોતાનું ધ્યેય સિદ્ધ કરવાનો તેઓ વિચાર કરવા લાગ્યા.

ઉત્તરના અલ્સ્ટર અને બાકીના આયર્લૅન્ડ વચ્ચેની તડ વળી પાછી પહોળી થવા પામી હતી. જાતિ અને ધર્મના ભેદો ચાલુ જ રહ્યા અને તે ઉપરાંત તેમની વચ્ચેના આર્થિક ભેદો પણ વધારે સ્પષ્ટ બન્યા. ઇંગ્લંડ તથા સ્કૉટલૅંડની પેઠે અલ્સ્ટર ઉદ્યોગપ્રધાન પ્રદેશ બની ગયો અને ત્યાં આગળ મોટાં મોટાં કારખાનાંઓમાં માલ ઉત્પન્ન થવા લાગ્યો હતો. બાકીનો દેશ ખેતીપ્રધાન હતો તથા ત્યાં આગળ મધ્યકાલીન પરિસ્થિતિ વર્તતી હતી. વળી તે ગરીબ હતો અને તેની વસતી ઘટી ગઈ હતી. આયર્લૅન્ડના બે ભાગ પાડવાની ઇંગ્લંડની જૂની નીતિને ભારે સફળતા મળી હતી. સાચે જ તેની એ નીતિ એટલી બધી સફળ થઈ હતી કે, પાછળના વખતમાં જ્યારે તેણે આયર્લૅન્ડના પ્રશ્નનો ઉકેલ કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે ઇંગ્લંડ પોતે પણ એ મુશ્કેલીમાંથી પાર ન ઊતરી શક્યું. અલ્સ્ટર આયર્લૅન્ડની સ્વતંત્રતાના માર્ગમાં ભારેમાં ભારે અંતરાયરૂપ થઈ પડ્યું. ધનિક અને પ્રૉટેસ્ટંટ અલ્સ્ટરને એવો ભય રહેતો

હતો કે આયર્લૅન્ડ સ્વતંત્ર થાય ત્યારે પોતે ગરીબ અને કૅથલિક આયર્લૅન્ડમાં ડૂબી જશે.

બ્રિટિશ પાર્લમેન્ટમાં તેમ જ આયર્લૅન્ડમાં 'હોમ રૂલ' એવા બે શબ્દો વપરાવા લાગ્યા. આયર્લૅન્ડની માગણીને હવે 'હોમ રૂલ' નામ આપવામાં આવ્યું. આયર્લૅન્ડની ૭૦૦ વરસ જૂની સ્વતંત્રતા માટેની માગણીથી આ બિલકુલ જુદી જ અને તેનાથી બહુ જ ઓછી વસ્તુ હતી. એમાં સ્થાનિક બાબતોનો વહીવટ કરવા માટે તાબા નીચેની આયરિશ પાર્લમેન્ટની જોગવાઈ કરવામાં આવી હતી. મહત્ત્વની કેટલીક બાબતોમાં બ્રિટિશ પાર્લમેન્ટનો કાબૂ ચાલુ જ રહેતો હતો. સ્વતંત્રતાની જૂની માગણીને આવી રીતે મોળી બનાવી દેવામાં ઘણા આયર્લૅન્ડવાસીઓ સંમત નહોતા. પરંતુ દેશ બળવાઓ તથા લડાઈટંટાથી થાકી ગયો હતો અને બંડ ઉઠાવવા માટે કરવામાં આવેલા અનેક પ્રયત્નોમાં તેણે ભાગ લેવા ના પાડી.

બ્રિટનની આમની સભાના આયરિશ સભ્યો પૈકી ચાર્લ્સ સ્ટેવર્ટ પાર્નેલ નામનો એક સભ્ય હતો. બ્રિટનના સ્થિતિચુસ્ત (કૉન્ઝરવેટિવ) અને વિનીત (લિબરલ) એ બે પક્ષમાંથી એકે પક્ષ આયર્લૅન્ડની બાબતમાં કશું લક્ષ નથી આપતો એવો અનુભવ તેને થયો. આથી તેણે પાર્લમેન્ટની તેમની સભ્ય રમત ચલાવવાનું મુશ્કેલ કરી મૂકવાનો નિર્ણય કર્યો. લાંબાં લાંબાં ભાષણો અને કેવળ વખત વિતાવવાની યુક્તિપ્રયુક્તિઓ દ્વારા બીજા કેટલાક આયરિશ સભ્યો સાથે તેણે પાર્લમેન્ટના કાર્યમાં અંતરાયો નાખવાનું શરૂ કર્યું. અંગ્રેજ લોકો આ યુક્તિપ્રયુક્તિઓથી ખૂબ ચિડાયા; તેઓ કહેવા લાગ્યા કે આ રીતે વર્તનારા આયરિશ સભ્યો સદ્ગૃહસ્થો નથી, તેઓ પાર્લમેન્ટની નીતિરીતિ જાણતા નથી. પરંતુ આ ટીકાઓની પાર્નેલ ઉપર કશી અસર ન થઈ. અંગ્રેજોએ બનાવેલાં ધારાધોરણો અનુસારની પાર્લમેન્ટની ડાહીડમરી રમત રમવા તે પાર્લમેન્ટમાં નહોતો આવ્યો. તે તો ત્યાં આયર્લૅન્ડની સેવાને અર્થે આવ્યો હતો અને સામાન્ય રીતોથી જો તે એ ન કરી શકે, તો અસામાન્ય રીતો અખત્યાર કરવામાં તે વાજબી હતો એવું તેનું માનવું હતું. એ ગમે તેમ હો પણ આ રીતે આયર્લૅન્ડ તરફ પાર્લમેન્ટનું લક્ષ ખેંચવામાં તે સફળ થયો.

પાર્નેલ બ્રિટનની આમની સભાના આયરિશ હોમ રૂલ પક્ષનો નેતા બન્યો. આ પક્ષ બ્રિટનના જૂના બે પક્ષોને કંટાળાજનક થઈ પડ્યો. એ બંને પક્ષોનું બળ જ્યારે લગભગ સમાન હોય ત્યારે આયરિશ હોમ રૂલ પક્ષ ધારે તે પક્ષનું પલ્લું નમાવી શકતો. આ રીતે આયર્લૅન્ડનો પ્રશ્ન હમેશાં આગળનો આગળ રાખવામાં આવતો. ગ્લૅડસ્ટન આખરે આયર્લૅન્ડને હોમ રૂલ આપવાને સંમત થયો. સને ૧૮૮૬ની સાલમાં તેણે આમની સભામાં હોમ રૂલ બિલ રજૂ કર્યું. સ્વરાજની દિશામાં આ બહુ જ મોળું પગલું હતું. પણ એણે ભારે ખળભળાટ

મચાવી મૂક્યો. સ્થિતિચુસ્તો (કૉન્ઝરવેટીવ પક્ષ) તો અલબત એની બિલકુલ વિરુદ્ધ હતા. ગ્લૅડસ્ટનના વિનીત (લિબરલ) પક્ષને પણ એ બિલ ગમતું નહોતું અને એ પક્ષમાં બે ભાગલા પડ્યા. એક ભાગ સ્થિતિચુસ્તો સાથે જોડાઈ ગયો. એ પક્ષ હવે 'યુનિયનિસ્ટ' (જોડાણની હિમાયત કરનારો) પક્ષ કહેવાયો; કેમ કે તે આયર્લૅન્ડ સાથે ઇંગ્લંડના જોડાણની હિમાયત કરતો હતો. હોમ રૂલ બિલને ફેંકી દેવામાં આવ્યું અને તેની સાથે ગ્લૅડસ્ટનના હોદ્દાનો પણ અંત આવ્યો.

સાત વરસ પછી, ૧૮૯૩ની સાલમાં ૮૪ વરસની ઉંમરે ગ્લૅડસ્ટન ફરી પાછો વડો પ્રધાન થયો. તેણે પોતાનું બીજું હોમ રૂલ બિલ પાર્લમેન્ટમાં રજૂ કર્યું. આમની સભામાં બહુ જ ઓછી વધુમતીથી એ બિલ માંડ પસાર થઈ શક્યું. પરંતુ બધાં બિલોને ઉમરાવની સભા પસાર કરે ત્યાર પછી જ તે કાયદો બને છે અને ઉમરાવની સભા તો સ્થિતિચુસ્તો અને પ્રત્યાઘાતીઓથી ભરેલી હતી. ઉમરાવની સભા એ કંઈ ચૂંટાયેલા સભ્યોની બનેલી નહોતી. તે તો વંશપરંપરાગત આવતા મોટા મોટા જમીનદારોની સભા હતી. એ ઉપરાંત તેમાં થોડા બિશપો (વડા પાદરીઓ) પણ હતા. આમની સભાએ પસાર કરેલા હોમ રૂલ બિલને ઉમરાવની સભાએ ઉડાવી દીધું.

આમ, આયર્લૅન્ડને જે જોઈતું હતું તે મેળવવા માટેના પાર્લમેન્ટ દ્વારા કરવામાં આવેલા બંધારણીય પ્રયત્નો પણ નિષ્ફળ નીવડ્યા. આમ છતાં પણ સફળતા મળશે એ આશાએ આયરિશ રાષ્ટ્રીય પક્ષ અથવા આયરિશ હોમ રૂલ પક્ષે પાર્લમેન્ટમાં પોતાનું કામ ચાલુ રાખ્યું. એકંદરે આયર્લૅન્ડના લોકોનો વિશ્વાસ એ પક્ષ ધરાવતો હતો. પરંતુ આયર્લૅન્ડમાં કેટલાક લોકો એવા પણ હતા જેમનો આ બંધારણીય રીતો તથા બ્રિટિશ પાર્લમેન્ટમાંથી વિશ્વાસ ઊઠી ગયો હતો. ઘણા આયર્લૅન્ડવાસીઓ, એ શબ્દના સંકુચિત અર્થમાં રાજકારણથી કંટાળી ગયા અને તેઓ સાંસ્કૃતિક તથા આર્થિક પ્રવૃત્તિઓમાં કામે લાગ્યા. ૨૦મી સદીનાં આરંભનાં વરસો દરમ્યાન આયર્લૅન્ડમાં સાંસ્કૃતિક પુનર્જાગ્રતિ થઈ અને ખાસ કરીને તે દેશની પુરાણી ગૅલિક ભાષાને સજીવન કરવાનો પ્રયત્ન થયો. દેશનાં પશ્ચિમ તરફનાં પરગણાંઓમાં હજી એ ભાષા ચાલુ રહી હતી. આ કેલ્ટ શાખાની ભાષાનું સમૃદ્ધ સાહિત્ય હતું પરંતુ સદીઓના ઇંગ્લંડના આધિપત્યે તેને શહેરોમાંથી હાંકી કાઢી હતી અને ધીમે ધીમે તે લુપ્ત થતી જતી હતી. આયરિશ રાષ્ટ્રવાદીઓને લાગ્યું કે તેમની પોતાની ભાષા દ્વારા જ આયર્લૅન્ડ પોતાનો આત્મા તથા તેની પુરાણી સંસ્કૃતિ જાળવી રાખી શકે એમ છે. આથી પશ્ચિમ વિભાગનાં ગામડાંઓમાંથી તેનો પુનરુદ્ધાર કરીને તેને જીવંત ભાષા બનાવવાનો તેમણે ભારે પરિશ્રમ આદર્યો. આને માટે ગૅલિક લીગ નામની એક સંસ્થા સ્થાપવામાં આવી. બધે ઠેકાણે, અને ખાસ કરીને બધાયે પરાધીન દેશોમાં તે તે દેશની રાષ્ટ્રભાષાના પાયા ઉપર રાષ્ટ્રીય ચળવળનું મંડાણ થાય

છે. પરદેશી ભાષા ઉપર રચાયેલી ચળવળ જનતા સુધી પહોંચતી નથી તેમ જ જડ પણ ઘાલતી નથી. આયર્લૅન્ડમાં અંગ્રેજીને ભાગ્યે જ પરદેશી ભાષા કહી શકાય. આયર્લૅન્ડના લગભગ બધા જ લોકો એ ભાષા જાણતા તથા બોલતા હતા. ગૅલિક ભાષા કરતાં તો તે વધારે જાણીતી હતી એમાં લેશ પણ શંકા નથી. આમ છતાંયે, તેમની પુરાણી સંસ્કૃતિ સાથેનો સંપર્ક તેઓ ખોઈ ન બેસે એટલા ખાતર ગૅલિક ભાષાને સજીવન કરવાનું આયરિશ રાષ્ટ્રવાદીઓએ મહત્ત્વનું ધાર્યું.

હવે આયર્લૅન્ડમાં એવી લાગણી પેદા થઈ કે શક્તિ અંદરથી જ આવે છે, બહારથી નહિ. પાર્લમેન્ટ માંહેની કેવળ રાજકીય પ્રવૃત્તિ વિષેનો ભ્રમ ભાગી ગયો અને તેથી વધારે મજબૂત પાયા ઉપર પ્રજાનું ઘડતર કરવાના પ્રયાસો કરવામાં આવ્યા. વીસમી સદીનાં આરંભનાં વરસોનું નવું આયર્લૅન્ડ એ પહેલાંના સમયના આયર્લૅન્ડથી નિરાળું હતું અને પુનર્જાગ્રતિની અસર અનેક ક્ષેત્રોમાં જણાવા લાગી હતી. હું આગળ જણાવી ગયો તે સાહિત્યિક અને સાંસ્કૃતિક ક્ષેત્રોની પેઠે આર્થિક ક્ષેત્રમાં પણ પુનરુદ્ધાર માટેના સફળ પ્રયત્નો કરવામાં આવ્યા. ખેડૂતોને સહકારના પાયા ઉપર સંગઠિત કરવાના પ્રયત્નો પણ કરવામાં આવ્યા.

પરંતુ આ બધાની પાછળ સ્વતંત્રતા માટેની તરસ રહેલી હતી. અને બ્રિટિશ પાર્લમેન્ટમાંના આયરિશ રાષ્ટ્રીય પક્ષ ઉપર આયરિશ પ્રજાનો વિશ્વાસ હોય એમ ઉપર ઉપરથી જણાતું હતું પણ તેમના ઉપરનો એ વિશ્વાસ હવે ડગવા લાગ્યો હતો. પ્રજા તેમને ભાષણોના રસિયા પણ કશુંયે કાર્ય કરવાને અશક્ત એવા કેવળ રાજદ્વારી પુરુષો લેખવા લાગી. અલબત્ત, પહેલાંના ફીનિયનો તથા સ્વાતંત્ર્યમાં માનનારા બીજાઓનો તો આ પાર્લમેન્ટમાં જનારાઓ તથા તેમના હોમ રૂલ ઉપર કદી પણ વિશ્વાસ બેઠો નહોતો. પરંતુ હવે તો આ નવા અને તરુણ આયર્લૅન્ડે પણ પાર્લમેન્ટ તરફ પોતાની પૂંઠ ફેરવવા માંડી. વાતાવરણમાં સ્વાશ્રયના વિચારો દાખલ થયા; રાજકારણમાં પણ એને કેમ લાગુ ન પાડવા? લોકોના માનસમાં ફરી પાછા સશસ્ત્ર બળવાના વિચારો ઘોળાવા લાગ્યા. પરંતુ કાર્ય માટેની આ ઇચ્છાને નવું વલણ આપવામાં આવ્યું. આર્થર ગ્રિફિથ નામના એક યુવાન આયર્લૅન્ડવાસીએ નવી નીતિની હિમાયત કરવા માંડી. એ નીતિ 'સીન ફીન' (આપણે પોતે) નામથી ઓળખાવા લાગી. એ શબ્દો એની પાછળ રહેલી નીતિનો આપણને ખ્યાલ આપે છે. સીન ફીન પક્ષના લોકો પોતાના પગ ઉપર ઊભા રહેવા માગતા હતા; ઇંગ્લંડ પાસેથી મદદની કે દાનની તેઓ આશા રાખતા નહોતા. તેઓ અંદરથી રાષ્ટ્રની શક્તિનું ઘડતર કરવા ચહાતા હતા. ગૅલિક ચળવળ તથા સાંસ્કૃતિક પુનર્જાગ્રતિની પ્રવૃત્તિને તેમનો ટેકો હતો. રાજકારણમાં તેમને પાર્લમેન્ટ દ્વારા કામ કરવાની તે વખતની પ્રચલિત

રીત પસંદ નહોતી. એ રીત તેમને નિષ્ફળ લાગતી હતી. અને એમાંથી તેઓ કશાની અપેક્ષા રાખતા નહોતા. વળી, સશસ્ત્ર બળવાને પણ તેઓ શક્ય માનતા નહોતા. પાર્લમેન્ટ દ્વારા કાર્ય કરવાની રીતની સામે તેમણે બ્રિટિશ સરકાર સામે એક પ્રકારના અસહકાર દ્વારા 'અમલી કાર્ય'ની હિમાયત કરી. એક પેઢી પહેલાં હંગરીમાં સફળ નીવડેલી સવિનય ભંગની નીતિનો દાખલો આર્થર ગ્રિફિથે આપ્યો અને ઇંગ્લંડને નમતું આપવાની ફરજ પાડવાને માટે એવા પ્રકારની નીતિ અખત્યાર કરવાની હિમાયત કરી.

છેલ્લાં ૧૩ વરસો દરમ્યાન હિંદમાં આપણે અસહકારનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપોનો સારી પેઠે અનુભવ કર્યો છે. અને આપણા પહેલાં આયર્લૅન્ડે અજમાવેલી એ પદ્ધતિ સાથે આપણી પદ્ધતિની તુલના કરવા જેવી છે. એ તો જગજાહેર છે કે, અહિંસાના પાયા ઉપર આપણી ચળવળ રચાયેલી છે. આયર્લૅન્ડની ચળવળ પાછળ આવી ભૂમિકા કે પાયો નહોતો. આમ છતાંયે સૂચવવામાં આવેલી અસહકારની ચળવળનું સામર્થ્ય શાંતિમય સવિનય ભંગમાં જ રહેલું હતું. એ લડત તત્ત્વતઃ શાંતિમય કલ્પવામાં આવી હતી.

સીન ફીનના વિચારો ધીમે ધીમે આખા આયર્લૅન્ડમાં ફેલાયા. એને કારણે આયર્લૅન્ડમાં એકાએક ભડકો થવા ન પામ્યો. આયર્લૅન્ડમાં હજીયે એવા ઘણા લોકો હતા જેઓ પાર્લમેન્ટ પાસેથી — ખાસ કરીને ૧૯૦૬ની સાલમાં લિબરલ (વિનીત) પક્ષ બહુ મોટી બહુમતીથી ફરીથી પાર્લમેન્ટમાં દાખલ થયો ત્યારે — કશાકની આશા રાખી રહ્યા હતા. આમની સભામાં તેમની મોટી બહુમતી હોવા છતાં લિબરલોને ઉમરાવોની સભામાં કૉન્ઝરવેટીવો તથા યુનિયનિસ્ટોની કાયમી બહુમતીનો સામનો કરવાનો રહેતો હતો. અને થોડા જ વખતમાં આમની સભા તથા ઉમરાવોની સભા વચ્ચે ઝઘડો ઊભો થવા પામ્યો. આ ઝઘડાને પરિણામે ઉમરાવની સભાની સત્તા ઉપર કાપ મૂકવામાં આવ્યો. ઉમરાવની સભાએ જેની સામે વાંધો ઉઠાવ્યો હોય તે બિલ આમની સભાની એક પછી એક ત્રણ બેઠકમાં પસાર કરવાથી નાણાંને લગતી બાબતોમાં ઉમરાવની સભાની દખલનું નિવારણ કરી શકાતું હતું. ૧૯૧૧ના પાર્લમેન્ટના કાયદાથી, આ રીતે લિબરલોએ ઉમરાવોની સભાને દુર્બળ બનાવી મૂકી. આમ છતાં પણ કામ રોકી રાખવાની તેમ જ દખલ કરવાની ઘણી સત્તા ઉમરાવોના હાથમાં રહી.

ઉમરાવોના અનિવાર્ય વિરોધનો ઘટતો ઉપાય કર્યા પછી લિબરલોએ ત્રીજું હોમ રૂલ બિલ રજૂ કર્યું અને ૧૯૧૨ની સાલમાં આમની સભાએ તે પસાર કર્યું. ધારવામાં આવ્યું હતું તે પ્રમાણે ઉમરાવની સભાએ એ બિલ ફેંકી દીધું. આથી તેની ત્રણ લાગલાગટ બેઠકોમાં એ બિલ પસાર કરવાની આમની સભાને કડાકૂટ કરવી પડી. ૧૯૧૪ની સાલમાં એ બિલ કાયદો બન્યું. અલ્સ્ટર સહિત સમગ્ર આયર્લૅન્ડને એ કાયદો લાગુ પડતો હતો.

આખરે આયર્લૅન્ડને હોમ રૂલ મળશે એમ લાગ્યું પણ હજી તો તેના માર્ગમાં અનેક બાધાએ પડેલી હતી ! ૧૯૧૨ તથા ૧૯૧૩ની સાલમાં હોમ રૂલ બિલ ઉપર પાર્લમેન્ટ ચર્ચા ચલાવી રહી હતી તે દરમ્યાન ઉત્તર આયર્લૅન્ડમાં ચિત્રવિચિત્ર બનાવો બની રહ્યા હતા. અલ્સ્ટરના આગેવાનોએ જાહેર કર્યું કે તેઓ એ બિલને કદીયે સ્વીકાર કરનાર નથી અને એ કાયદો થશે તો પણ તેઓ તેનો સામનો કરશે. તેઓ બળવો ઉઠાવવાની વાતો કરવા લાગ્યા અને તેની તૈયારી પણ તેમણે કરવા માંડી. તેઓ એટલે સુધી કહેવા લાગ્યા કે હોમ રૂલનો સામનો કરવા માટે તેઓ બીજી કોઈ પરદેશી સત્તાની — તેમના મનમાં જર્મનીનો ખ્યાલ હતો — મદદ લેતાં પણ અચકાવાના નથી ! આ તો ખુલ્લેખુલ્લો અને હડહડતો રાજદ્રોહ હતો. એથીયે વધારે અજાયબી ભર્યું તો એ હતું કે ઇંગ્લંડના કૅાન્ઝરવેટીવ પક્ષના આગેવાનોએ આ બંડખોર ચળવળને આશીર્વાદ આપ્યા અને ઘણાઓએ તો તેને મદદ પણ કરી. ધનિક કૅાન્ઝરવેટીવો તરફથી અલ્સ્ટરમાં પૈસાનો ધોધ વહેવા લાગ્યો. એ તો દેખીતું હતું કે કહેવાતા 'ઉપલા વર્ગો' અથવા તો શાસકવર્ગ સામાન્ય રીતે અલ્સ્ટરની તરફેણમાં હતો અને એ જ રીતે એ વર્ગમાંથી આવતા ઘણા લશ્કરી અમલદારો પણ તેની તરફેણમાં હતા. ચોરીછૂપીથી અલ્સ્ટરમાં હથિયારો સરકાવવામાં આવ્યાં અને છડેચોક સ્વયંસેવકોની કવાયત કરાવવામાં આવી. પ્રસંગ આવે ત્યારે કામ સંભાળી લેવાને માટે કામચલાઉ સરકાર પણ સ્થાપવામાં આવી. એ પણ જાણવા જેવું છે કે એફ. ઈ. સ્મિથ નામનો કૅાન્ઝરવેટીવ પક્ષનો આગળ પડતો પાર્લમેન્ટનો સભ્ય અલ્સ્ટરના આગેવાન 'બંડખોરો'માંનો એક હતો. પાછળથી લૅાર્ડ બર્કનહેડ તરીકે તે હિંદી વજીર બન્યો હતો તેમ જ બીજા મોટા હોદ્દા ઉપર પણ આવ્યો હતો.

ઇતિહાસમાં બળવાની ઘટના બહુ જ સામાન્ય છે. પરંતુ આયર્લૅન્ડમાં તો એ ઘટના બહુ જ મોટા પ્રમાણમાં બનવા પામી. આમ છતાંયે અલ્સ્ટરના બળવા માટેની તૈયારીની બાબતમાં આપણે માટે વિશિષ્ટ પ્રકારનો રસ રહેલો છે. કેમ કે જે પક્ષ પોતાની બંધારણીય રીતો અને સ્થિતિચુસ્તતા માટે ગર્વ લેતો હતો તે જ પક્ષનો આ બળવાની તૈયારીની પાછળ હાથ હતો. 'કાયદો અને વ્યવસ્થા'ની હમેશાં વાતો કરનાર અને જેઓ આ કાયદો અને વ્યવસ્થાનું ઉલ્લંઘન કરે તેમને ભારે શિક્ષા કરવાની હિમાયત કરનારો એ પક્ષ હતો. અને છતાં એ પક્ષના આગેવાન સભ્યો ખુલ્લંખુલ્લા રાજદ્રોહની વાતો કરતા હતા તથા સશસ્ત્ર બળવાની તૈયારી કરવા લાગ્યા હતા. અને એ પક્ષના સામાન્ય લોકો તેમને નાણાં આપીને મદદ કરતા હતા ! એ પણ લક્ષમાં રાખવા જેવું છે કે હોમ રૂલ બિલ ઉપર જે વિચાર ચલાવી રહી હતી તથા પાછળથી જેણે તેને પસાર કર્યું તે પાર્લમેન્ટની સત્તા સામે જ એ બળવો યોજવામાં

આવ્યો હતો. આ રીતે એણે ખુદ લોકશાહીના પાયા ઉપર ઘા કર્યો અને પોતે કાયદાના શાસનમાં તથા બંધારણીય પ્રવૃત્તિઓમાં માનનારા છે એવી અંગ્રેજ પ્રજાની પુરાણી બડાશ ઉપર પાણી ફેરવવામાં આવ્યું.

૧૯૧૨–૧૪ના અલ્સ્ટરના 'બળવા'એ આ બધા ઢોંગ અને મોટા મોટા તથા રૂપાળા શબ્દોને ઢાંકતો પડદો ચીરી નાખ્યો અને આજની સરકાર તથા લોકશાહીને તેના સાચા સ્વરૂપમાં ઉઘાડી પાડી. શાસક વર્ગનાં વિશિષ્ટ અધિકારો તથા હિતો સચવાવાં જોઈએ એવો 'કાયદો અને વ્યવસ્થા'નો અર્થ થતો હોય ત્યાં સુધી કાયદો અને વ્યવસ્થા ઇચ્છવાજોગ હતાં તેમ જ લોકશાહી જ્યાં સુધી એ વિશિષ્ટ અધિકારો તથા હિતો ઉપર આક્રમણ ન કરે ત્યાં સુધી તે પણ ચલાવી લઈ શકાય એમ હતું. પણ જો આ વિશિષ્ટ અધિકારો ઉપર કશો પણ હુમલો કરવામાં આવે તો એ વર્ગ લડવાને કમર કસતો. આમ, 'કાયદો અને વ્યવસ્થા' એ કેવળ રૂપાળા શબ્દો જ હતા અને પોતાનાં હિતોની સાચવણી એટલો જ તેમને મન એનો અર્થ હતો. આ વસ્તુએ એ સ્પષ્ટ કરી બતાવ્યું કે બ્રિટિશ સરકાર એ વાસ્તવમાં એક વર્ગની સરકાર હતી અને પાર્લમેન્ટની તેમની સામેની બહુમતી પણ સહેલાઈથી તેને ખસેડી શકે એમ નહોતું. જો પાર્લમેન્ટની આવી બહુમતી તેમના વિશિષ્ટ અધિકારો ઘટે એવા સમાજવાદી કાયદાઓ પસાર કરવાનો પ્રયત્ન કરે તો આ લોકશાહીના સિદ્ધાંતોને ઠોકરે મારીને પણ તેઓ તેમની સામે બંડ કરે. આ હકીકત લક્ષમાં રાખવા જેવી છે કેમ કે એ હરેક દેશને લાગુ પડે છે અને પોકળ શબ્દો તથા ભારે ભારે શબ્દોની ઇંદ્રજાળને કારણે આ સાચી વસ્તુસ્થિતિ ભૂલી જવાને આપણે દોરવાઈએ છીએ. આ બાબતમાં, જ્યાં આગળ વારંવાર ક્રાંતિઓ થયા કરે છે એવાં દક્ષિણ અમેરિકાનાં પ્રજાસત્તાકો તથા સ્થિર રાજ્યતંત્રવાળા ઇંગ્લંડ વચ્ચે મહત્ત્વનો કશો ભેદ નથી. ત્યાંના શાસકવર્ગે ઊંડાં મૂળ નાખ્યાં છે અને તેને ખસેડી શકે એટલો બળવાન બીજો વર્ગ હજી સુધી ઊભો થયો નથી એટલા પૂરતી જ ઇંગ્લંડના રાજ્યતંત્રની સ્થિરતા છે. ૧૯૧૧ની સાલમાં ઉમરાવની સભાની તેમની કિલ્લેબંદી નબળી પડી. આથી તેઓ ભડકી ગયા અને અલ્સ્ટર, બળવા માટેનું બહાનું બની ગયું.

'કાયદો અને વ્યવસ્થા' એ મોહક શબ્દો અલબત હિંદમાં રોજબરોજ, અરે, દિવસમાં અનેક વાર આપણા સાંભળવામાં આવે છે. આથી એનો ખરેખર શો અર્થ થાય છે તે આપણે સમજી લેવું જોઈએ. આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે, આપણા સલાહકારોમાંનો એક — હિંદી વજીર — તો અલ્સ્ટરના બળવાનો આગેવાન હતો.

આમ અલ્સ્ટરે હથિયારો તથા સ્વયંસેવકો દ્વારા બળવાની તૈયારી કરી. સરકાર હાથપગ જોડીને ઠંડે કલેજે તે નિહાળી રહી. આ બધી તૈયારીઓ

સામે એકે ઑર્ડિનન્સ કાઢવામાં નહોતો આવ્યો! થોડા વખત પછી બાકીના આયર્લૅન્ડે અલ્સ્ટરનું અનુકરણ કરવા માંડયું તથા તેણે 'રાષ્ટ્રીય સ્વયંસેવક દળ' ઊભું કર્યું. પરંતુ તેણે એ દળ હોમ રૂલ પ્રાપ્ત કરવાને માટે અને જો જરૂર પડે તો અલ્સ્ટર સામે લડવાને ઊભું કર્યું હતું. આમ આયર્લૅન્ડમાં સામસામાં સૈન્યો ઊભાં થયાં. અલ્સ્ટરના બંડ માટે હથિયારબંધ સ્વયંસેવકો ઊભા કરવાની બાબતમાં આંખઆડા કાન કરનાર બ્રિટિશ સત્તાવાળાઓએ તે હોમ રૂલ બિલની સામે નહોતું છતાંયે 'રાષ્ટ્રીય સ્વયંસેવક દળ'ને દાબી દેવાને ભારે જાગ્રતિ બતાવી એ ખરેખર અજાયબીભર્યું છે.

આયર્લૅન્ડમાં આ બે સ્વયંસેવક દળો વચ્ચેની અથડામણ અનિવાર્ય હતી અને એ અથડામણ એટલે આંતરવિગ્રહ. પરંતુ એ જ અરસામાં ૧૯૧૪ની સાલના ઑગસ્ટ માસમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને એની આગળ બીજી બધી બાબતો ગૌણ બની ગઈ. હોમ રૂલ બિલનો બેશક કાયદો તો થયો પરંતુ સાથે સાથે જ એમાં એવી જોગવાઈ કરવામાં આવી કે મહાયુદ્ધ પૂરું થયા પહેલાં એ અમલમાં ન જ આવવું જોઈએ! આમ હોમ રૂલ પણ પહેલાંની જેમ દૂરનું દૂર જ રહ્યું અને મહાયુદ્ધ પૂરું થાય તે પહેલાં તો આયર્લૅન્ડમાં અનેક બનાવો બનનાર હતા.

હું જુદા જુદા દેશનો મારો હેવાલ મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે સમય સુધી લાવી રહ્યો છું. આયર્લૅન્ડમાં પણ આપણે એ તબક્કા સુધી આવી પહોંચ્યાં છીએ અને હાલ તુરત માટે આપણે અહીં જ અટકીશું. પરંતુ આ પત્ર પૂરો કરવા પહેલાં એક વસ્તુ મારે તને કહેવી જોઈએ. અલ્સ્ટરના બંડના આગેવાનોને તેમની પ્રવૃત્તિઓ માટે શિક્ષા કરવાને બદલે પ્રધાન મંડળમાં જગ્યાઓ આપીને તથા બ્રિટિશ સરકારના વહીવટ નીચે તેમને મોટા મોટા હોદ્દાદારો બનાવીને નવાજવામાં આવ્યા.

## ૧૪૧. ઇંગ્લંડ મિસર પચાવી પાડે છે

૧૧ માર્ચ, ૧૯૩૩

અમેરિકાથી એક લાંબો કૂદકો મારી આટલાંટિક મહાસાગર ઓળંગી આપણે આયર્લૅન્ડ પહોંચ્યાં. હવે વળી પાછો એક કૂદકો મારીને ત્રીજા એક ખંડ આફ્રિકા જઈએ અને બ્રિટિશ સામ્રાજ્યવાદના શિકાર બનેલા બીજા એક દેશ મિસર પહોંચીએ. તારા ઉપરના મારા કેટલાક પત્રોમાં મિસરના પ્રાચીન ઇતિહાસ વિષે હું ઘણી વાર ઉલ્લેખ કરી ગયો છું. મિસરના ઇતિહાસ વિષેના મારા અજ્ઞાનને કારણે એ ઉલ્લેખો ટૂંકા અને તૂટક તૂટક હતા. એ વિષયનું મને આજે છે

તેના કરતાં વધારે જ્ઞાન હોત તોયે આ તબક્કે હું મિસરના પ્રાચીન કાળમાં પાછો જઈ શકું એમ નથી. આખરે આપણે ૧૯મી સદીનું આપણું બ્યાન લગભગ પૂરું કર્યું છે અને ૨૦મી સદીને ઊમરે આવી પહોંચ્યાં છીએ. અને હવે આપણે ત્યાં જ રહેવું જોઈએ. આપણે કંઈ હમેશાં આગળથી પાછળ અને પાછળથી આગળ એમ આવજા કરી શકીએ નહિ! વળી, હું બધાયે દેશોના ભૂતકાળની વાતો કહેવાનો પ્રયત્ન કરું તો કદીયે આ પત્રો પૂરા થાય ખરા?

આમ છતાંયે, મિસરના ઇતિહાસમાં કશું કહેવા જેવું છે જ નહિ એમ તો હું તને નહિ માની લેવા દઉં. કેમ કે એ સૌથી પ્રાચીન રાષ્ટ્ર છે. તેનો ઇતિહાસ બીજા કોઈ પણ દેશના ઇતિહાસ કરતાં વધારે પુરાણો છે અને તેના યુગો ક્ષુલ્લક સદીઓથી નહિ પણ સહસ્રાબ્દોથી ગણાય છે. ત્યાંનાં અદ્ભુત અને ભવ્ય ખંડિયેરો હજી પણ આપણને એ દૂર દૂરના પ્રાચીનકાળનું સ્મરણ કરાવે છે. પુરાતત્ત્વની શોધખોળ માટે મિસર એ સૌથી જૂનું અને મોટામાં મોટું ક્ષેત્ર હતું. અને રેતીમાંથી ખોદી કાઢવામાં આવેલાં પથ્થરનાં સ્મારકો તથા બીજા અવશેષો જ્યારે તેઓ યૌવનના પૂર બહારમાં હતાં તે અતિ પ્રાચીનકાળની ચમત્કારિક વાતો કહેતાં હતાં. આ ખોદકામનું અને શોધખોળનું કાર્ય હજી ચાલુ જ છે અને તે મિસરના પ્રાચીન ઇતિહાસમાં નવા નવા ઉમેરા કર્યે જાય છે. મિસરનો ઇતિહાસ ક્યારે અને કેવી રીતે શરૂ થાય છે તે આપણે હજી પણ કહી શકતાં નથી. લગભગ ૭૦૦૦ વરસો પૂર્વે નાઈલ નદીની ખીણમાં સંસ્કારી લોકો વસતા હતા. એ લોકો પણ લાંબા કાળની સાંસ્કૃતિક પ્રગતિનો વારસો ધરાવતા હતા. તેઓ ચિત્રલિપિમાં પોતાનું લખાણ કરતા હતા તથા સોનું, ત્રાંબુ અને હાથીદાંતનાં વાસણો બનાવતા હતા. વળી તેઓ ચૂનાનાં ચિતરામણવાળાં વાસણો તથા માટીનાં વાસણો અને કળશો પણ બનાવી જાણતા હતા.

ઇશુ પૂર્વેની ચોથી સદીમાં મેસેડોનના સિકંદરે મિસર જીતી લીધું તે પહેલાં ત્યાં ૩૧ મિસરી રાજવંશો રાજ કરી ચૂક્યા હતા એમ કહેવામાં આવે છે. ૪૦૦૦ કે ૫૦૦૦ વરસોના આ લાંબા ગાળામાં કેટલાંક અદ્ભુત સ્ત્રીપુરુષો આગળ તરી આવે છે અને આજે પણ તે જીવંત હોય એમ લાગે છે. એમાં કર્મવીર સ્ત્રીપુરુષો છે, મહાન શિલ્પીઓ છે, મહાન સ્વપ્નસેવીઓ અને વિચારકો છે, યોદ્ધાઓ, આપખુદ અને જુલમગાર શાસકો છે તથા ગર્વિષ્ઠ અને ઘમંડી રાજાઓ તથા સૌંદર્યવતી સ્ત્રીઓ છે. સહસ્રાબ્દોના સહસ્રાબ્દો સુધી ત્યાંના રાજકર્તા ફેરોની લાંબી હાર આપણી નજર આગળથી પસાર થાય છે. ત્યાં આગળ સ્ત્રીઓને પૂર્ણ સ્વતંત્રતા હતી અને કેટલીક સ્ત્રીઓ શાસક પણ હતી. એ દેશમાં પુરોહિત વર્ગનું ભારે પ્રભુત્વ હતું અને મિસરના લોકો નિરંતર ભવિષ્યકાળમાં અને પરલોકને વિષે જ નિમગ્ન રહેતા હતા. મહાન પિરામિડો

એ ફેરોને માટેની એક પ્રકારની ભવિષ્યને અંગેની જોગવાઈ હતી. એ પિરામિડો વેઠની મજૂરીથી તથા મજૂરો ઉપર ભારે સિતમો ગુજારીને બાંધવામાં આવ્યા હતા. મમીઓ એ ભવિષ્યને માટે પોતાનું શરીર જાળવી રાખવાની એક રીત હતી. આ બધું આપણને અંધકારમય, ઉગ્ર અને આનંદવિહોણું લાગે છે, વળી એ વખતની 'વીગ' (માથે પહેરવાનો કૃત્રિમ વાળનો ઓચલો) પણ મળી આવે છે કેમ કે તે વખતે પુરુષો તેમનું માથું મૂંડાવી નાખતા હતા. આ ઉપરાંત બાળકોને રમવાનાં રમકડાં પણ મળી આવે છે! ઢીંગલીઓ, દડાઓ તથા તેમનાં અંગોને હલાવીચલાવી શકાય એવાં નાનાં નાનાં પ્રાણીઓ પણ મળે છે. આ રમકડાં મિસરના પ્રાચીન લોકોની માનવી બાજુનું આપણને એકાએક સ્મરણ કરાવે છે અને યુગો ભેદીને તેઓ આપણી સમીપ આવતા જણાય છે.

ઈશુ પૂર્વેની છઠ્ઠી સદીમાં એટલે કે લગભગ બુદ્ધના સમયમાં ઈરાનના લોકોએ મિસર જીતી લીધું અને સિંધુ નદીથી નાઈલ સુધી વિસ્તરેલા તેમના વિશાળ સામ્રાજ્યનો તેને એક પ્રાંત બનાવી દીધો. ઈરાનના આકીમીનીદવંશી રાજાઓએ મિસર જીતી લીધું હતું. એમનું પાટનગર પરસેપોલિસ હતું. તેમણે ગ્રીસ જીતી લેવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ તેમાં તેઓ નિષ્ફળ નીવડ્યા હતા તથા છેવટે તેમને મહાન સિકંદરે હરાવ્યા હતા. સિકંદરને મિસરમાં ઈરાનીઓના કડક અમલમાંથી મુક્ત કરનાર તરીકે વધાવી લેવામાં આવ્યો. ઍલેકઝાંડ્રિયા (એ શહેર સિકંદરે વસાવ્યું હતું અને તેના ગ્રીક નામ ઍલેકઝાંડર ઉપરથી એ નામ પાડવામાં આવ્યું હતું.) શહેરના રૂપમાં તે ત્યાં પોતાનું સ્મારક મૂકતો ગયો. એ શહેર વિદ્યા તથા ગ્રીક સંસ્કૃતિનું મશહૂર ધામ બન્યું.

તને યાદ હશે કે સિકંદરના મરણ બાદ તેનું સામ્રાજ્ય તેના સેનાપતિઓમાં વહેંચાઈ ગયું અને મિસર ટૉલેમીને ભાગ આવ્યું. ટૉલેમીઓ મિસરવાસી બની ગયા અને ઈરાનીઓથી ઊલટી રીતે તેમણે મિસરના આચારવિચારોને અપનાવ્યા. તેમણે પોતે મિસરવાસીઓ હોય તેવો જ વર્તાવ રાખ્યો અને મિસવાસીઓએ જાણે તેઓ પુરાણા ફેરોના વંશના જ હોય એ રીતે તેમનો સ્વીકાર કર્યો.

ક્લિયોપેટ્રા આ ટૉલેમી વંશની છેલ્લી રાણી હતી અને ઈસવી સન શરૂ થયો એમ માનવામાં આવે છે તે પહેલાં થોડાં વરસ અગાઉ તેના મરણ બાદ મિસર રોમન સામ્રાજ્યનો એક ભાગ બની ગયું.

રોમે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો તે પહેલાં ઘણાં વરસ અગાઉ મિસરે તેનો સ્વીકાર કર્યો હતો અને મિસરના ખ્રિસ્તીઓ ઉપર રોમન લોકોએ ભારે જુલમ ગુજાર્યો હતો એથી કરીને તેમને રણમાં છુપાઈ રહેવું પડતું હતું. પરંતુ રણમાં ગુપ્ત મઠો ઊભા થયા અને આ રણવાસી સાધુઓના ચમત્કારોની અદ્ભુત અને ગૂઢતાભરી વાતોથી તે સમયની ખ્રિસ્તી દુનિયા ઊભરાતી હતી. પાછળના

વખતમાં કૉન્સ્ટેન્ટાઈને તેનો અંગીકાર કર્યો ત્યાર પછી ખ્રિસ્તી ધર્મ જ્યારે રોમન સામ્રાજ્યનો રાજધર્મ બન્યો ત્યારે મિસરના ખ્રિસ્તીઓએ ત્યાંનો જૂનો ધર્મ પાળનારા 'હીધનો' એટલે કે અખ્રિસ્તીઓ ઉપર ક્રૂર દમન કરીને પાછલું વેર લેવાનો પ્રયાસ કર્યો. ઍલેકઝાંડ્રિયા હવે ખ્રિસ્તી વિદ્યાનું મશહૂર કેન્દ્ર બન્યું. પરંતુ ખ્રિસ્તી ધર્મ મિસરમાં રાજધર્મ બન્યો એટલે હવે તે આપસમાં નિરંતર લડ્યા કરતા તથા પ્રભુત્વ મેળવવા ઝઘડતા સંપ્રદાયો અને પક્ષોનો અખાડો બની ગયો. આ લોહી વહેવડાવનારા ઝઘડાઓ સામાન્ય પ્રજાની નજરે એવા તો ઘૃણાસ્પદ બની ગયા કે લોકો એ બધા ખ્રિસ્તી સંપ્રદાયોથી થાકી ગયા અને સાતમી સદીમાં નવો ધર્મ લઈને આરબો ત્યાં આવ્યા ત્યારે તેમણે તેમને સહર્ષ વધાવી લીધા. આરબોએ મિસર તથા ઉત્તર આફ્રિકા સહેલાઈથી જીતી લીધાં તેનું એક કારણ આ પણ હતું. હવે ખ્રિસ્તી ધર્મ ફરી પાછો દમનના ભોગ બનવાની દશામાં આવી પડ્યો અને નિર્દયપણે તેને દાબી દેવામાં આવ્યો.

આ રીતે મિસર ખલીફના સામ્રાજ્યનો એક પ્રાંત બન્યો. અરબી ભાષા તથા અરબી સંસ્કૃતિ ત્યાં અતિશય ઝડપથી ફેલાયાં; તે એટલે સુધી કે અરબી ભાષાએ મિસરની પુરાણી ભાષાનું સ્થાન લીધું. ૨૦૦ વરસ પછી નવમી સદીમાં બગદાદની ખિલાફત નબળી પડી ત્યારે તુર્ક શાસકો નીચે મિસર અર્ધસ્વતંત્ર બની ગયું. ૩૦૦ વરસ પછી ક્રૂઝેડનો (ધાર્મિક યુદ્ધ) મુસલમાન વીર યોદ્ધો સલાદીન મિસરનો સુલતાન બન્યો. સલાદીન પછી થોડા જ વખત બાદ તેનો એક વારસ કૉકેસસના પ્રદેશમાંથી મોટી સંખ્યામાં તુર્ક ગુલામોને લઈ આવ્યો અને તેમને તેણે પોતાના સૈનિકો બનાવ્યા. આ ગોરા ગુલામોને 'મેમેલ્યૂક' કહેવામાં આવતા. એ શબ્દનો અર્થ ગુલામ થાય છે. તેમને સૈન્ય માટે બહુ જ કાળજીપૂર્વક પસંદ કરવામાં આવતા અને એ બધા સરસ માણસો હતા. થોડાં જ વરસોમાં આ મેમેલ્યૂકોએ બળવો કર્યો અને પોતામાંથી એકને તેમણે મિસરનો સુલતાન બનાવ્યો. આ રીતે મિસરમાં મેમેલ્યૂકોનો અમલ શરૂ થયો અને તે અઢી સદી સુધી ચાલ્યો. વળી અર્ધ સ્વતંત્ર દશામાં લગભગ બીજાં ત્રણસો વરસ સુધી ત્યાં આગળ તેમનો અમલ ચાલ્યો. આમ વિદેશી ગુલામોના આ સમૂહે ૫૦૦ કરતાંયે વધારે વરસો સુધી મિસર ઉપર આધિપત્ય ભોગવ્યું. ઇતિહાસમાં આ એક અસાધારણ અને અદ્વિતીય દૃષ્ટાંત છે.

મિસરમાં આ મૂળ મેમેલ્યૂકોનો વંશપરાગત વર્ગ કે જાતિ ઊભી થવા પામી હતી એવું નથી. કૉકેસસની ગોરી જાતિઓના મુક્ત ગુલામોમાંથી પસંદ કરીને તેઓ નિરંતર પોતાની સંખ્યામાં વધારો કરતા રહેતા હતા. કૉકેસસની પ્રજાઓ આર્ય જાતિની હતી એટલે આ મેમેલ્યૂકો પણ આર્ય જાતિના હતા. આ વિદેશી લોકો મિસરની ભૂમિમાં ફાલ્યા નહિ. થોડી પેઢીમાં જ તેમનાં કુટુંબો મરી પરવારતાં. પરંતુ નવા નવા મેમેલ્યૂકો ઉમેરવામાં આવ્યા કરતા હતા

એટલે તેમની સંખ્યા અને ખાસ કરીને તેમની તાકાત અને શક્તિ જળવાઈ રહ્યાં. આ રીતે જોતાં તેમનો વંશપરંપરાગત વર્ગ નહોતો પરંતુ એમ છતાંયે મિસરનો તે શાસક અને ઉમરાવ વર્ગ હતો અને એ રીતે તે લાંબા કાળ ટક્યો.

૧૬મી સદીના આરંભમાં કૉન્સ્ટાન્ટિનોપલના ઉસ્માની તુર્ક સુલતાને મિસર જીતી લીધું અને મેમેલ્યૂક સુલતાનને તેણે ફાંસીએ લટકાવ્યો. મિસર ઉસ્માની સામ્રાજ્યનો એક પ્રાંત બન્યો. પરંતુ હજીયે મેમેલ્યૂકોનો વર્ગ મિસરનો શાસન કરનાર ઉમરાવ વર્ગ રહ્યો. પાછળના વખતમાં તુર્કો યુરોપમાં નબળા પડ્યા ત્યારે મેમેલ્યૂકો પોતાનું મનમાન્યું કરવા લાગ્યા. જોકે સિદ્ધાંતની દૃષ્ટિએ તો મિસર ઉસ્માની સામ્રાજ્યના એક ભાગ તરીકે ચાલુ રહ્યું. ૧૮મી સદીના અંતમાં નેપોલિયન મિસરમાં આવ્યો ત્યારે મેમેલ્યૂકોની સામે તે લડ્યો અને તેણે તેમને હરાવ્યા. મધ્યયુગના રિવાજ પ્રમાણે, ઘોડેસવાર થઈને ફ્રેંચ સૈન્યમાં જઈ તેના સેનાપતિને દ્વંદ્વયુદ્ધ માટે આહ્વાન કરનાર એક મેમેલ્યૂક સરદારની વાત મેં તને કરી હતી તે તને યાદ હશે.

આ રીતે આપણે ૧૯મી સદી સુધી આવી પહોંચીએ છીએ. ૧૯મી સદીના પૂર્વાર્ધમાં મિસર મહમદઅલી નામના આલ્બેનિયન તુર્કના અમલ નીચે રહ્યું. તે મિસરનો સૂબો અથવા 'ખેદીવ' બન્યો હતો. આ તુર્ક સૂબાઓને ખેદીવ કહેવામાં આવતા હતા. મહમદઅલીને આધુનિક મિસરના જનક તરીકે લેખવામાં આવે છે. તેમને કાવાદાવા તથા પ્રપંચથી મારી નંખાવીને પ્રથમ મેમેલ્યૂકોની સત્તા તોડી પાડવાનું કામ તેણે પાર પાડ્યું. તેણે મિસરમાં અંગ્રેજ સૈન્યને પણ હરાવ્યું અને આખા દેશનો તે સ્વામી બન્યો. વિવેક ખાતર તુર્કીના સુલતાનનું નામનું આધિપત્ય તેણે માન્ય રાખ્યું હતું. તેણે ખેડૂત વર્ગમાંથી (મેમેલ્યૂકોમાંથી નહિ) માણસો ખેંચીને મિસરમાં નવું સૈન્ય ઊભું કર્યું. વળી તેણે નવી નહેરો બંધાવી તથા કપાસના વાવેતરને ઉત્તેજન આપ્યું. આ કપાસનો ઉદ્યોગ ભવિષ્યમાં મિસરનો પ્રધાન ઉદ્યોગ બનવાનો હતો. તેના નામના સ્વામીને હાંકી કાઢીને ખુદ કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લેવાની પણ તેણે ધમકી આપી. પરંતુ તે એમ કરતાં અટક્યો અને મિસરમાં સીરિયાનો ઉમેરો કરીને તેણે સંતોષ માન્યો.

મહમદઅલી ૧૮૪૯ની સાલમાં ૮૦ વરસની ઉંમરે મરણ પામ્યો. તેના વંશજો નમાલા, ઉડાઉ અને કશીયે આવડત વિનાના હતા. પરંતુ તેઓ હતા એથી વધારે સારા હોત તોયે આંતરરાષ્ટ્રીય શરાફોની લૂંટારુવૃત્તિ તથા યુરોપનાં રાષ્ટ્રોના સામ્રાજ્યવાદના લોભની સામે ટકી રહેવું તેમને માટે અતિશય મુશ્કેલ હતું. વિદેશીઓએ, ખાસ કરીને અંગ્રેજ અને ફ્રેંચ શરાફોએ ખેદીવોને તેમના ખાનગી ઉપયોગ માટે વ્યાજના ભારે દરથી નાણાં ધીર્યાં અને પછી વખતસર

એનું વ્યાજ ન ભરાતું તો તે વસૂલ કરવાને યુદ્ધ જહાજો આવતાં ! આંતરરાષ્ટ્રીય કાવાદાવા તથા પ્રપંચોની અને બીજા દેશોને લૂંટવાને તથા તેના ઉપર પોતાનું આધિપત્ય જમાવવાને શરાફો તથા સરકારો કેવી રીતે હળીમળીને કાર્ય કરે છે તેની એ એક બેનમૂન કહાણી છે. મિસરના ઘણાયે ખેદીવો કશીયે આવડત વિનાના હતા છતાં પણ તેણે સારી પેઠે પ્રગતિ કરી. એ બાબતમાં 'ટાઇમ્સ' નામનું એક આગળ પડતું અંગ્રેજી પત્ર ૧૮૭૬ની સાલમાં જણાવે છે કે, "મિસર એ પ્રગતિનું એક આશ્ચર્યકારક દૃષ્ટાંત છે. બીજા દેશો ૫૦૦ વરસમાં જેટલી પ્રગતિ કરે છે તેટલી પ્રગતિ તેણે ૭૦ વરસમાં કરી છે." આમ છતાંયે વિદેશી શરાફોએ તો મિસરનું ગમે તે થાય તેની લેશ પણ પરવા કર્યા વિના પોતાનું માગણું વસૂલ કરવાનો આગ્રહ રાખ્યો અને એ દેશ નાદાર થઈ જવાની તૈયારીમાં છે એવો ભાસ પેદા કરીને વચ્ચે પડવા માટે પરદેશો પાસે માગણી કરી. પરદેશી સરકારો — ખાસ કરીને બ્રિટિશ તથા ફ્રેંચ સરકારો — તો વચ્ચે પડવાને માટે આતુરતાથી ટાંપી જ રહી હતી. તેમને તો એમ કરવા માટે કંઈક બહાનું જ જોઈતું હતું. કેમ કે મિસર એ એવો તો લોભાવનારો કોળિયો હતો કે તેને જેમનો તેમ રહેવા દેવો પાલવે એમ નહોતું. વળી તે હિંદ જવાના માર્ગ ઉપરનો દેશ હતો.

દરમ્યાન, વેઠ અને ભારે અમાનુષીપણાથી બાંધવામાં આવેલી સુએઝની નહેર ૧૮૬૯ની સાલમાં અવરજવર માટે ખુલ્લી મૂકવામાં આવી. (તને એ જાણીને આનંદ થશે કે, મિસરના પ્રાચીન રાજવંશોના અમલમાં ઈશુ પહેલાં આશરે ૧૪૦૦ વરસ ઉપર રાતા સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્રને જોડતી આવી નહેર મોજૂદ હોય એમ જણાય છે). આ નહેર ઊઘડતાંની સાથે જ યુરોપ, એશિયા તથા ઑસ્ટ્રેલિયાનો બધો વાહનવ્યવહાર સુએઝ થઈને ચાલવા લાગ્યો અને મિસરનું મહત્ત્વ વળી વધ્યું. હિંદમાંનાં તેમ જ પૂર્વના બીજા દેશોમાંનાં તેનાં અગત્યનાં હિતોને કારણે ઇંગ્લંડ માટે એ નહેર તથા મિસર ઉપરનો કાબૂ અતિશય મહત્ત્વનાં થઈ પડ્યાં. ઇંગ્લંડનો વડો પ્રધાન ડિઝરાયલી નાદાર બની ગયેલા ખેદીવ પાસેથી સુએઝની નહેરના તેના બધા શૅરો બહુ જ ઓછા ભાવે ખરીદીને ભારે રમત રમી ગયો. મૂડીનું આ એક સરસ રોકાણ હતું એટલું જ નહિ પણ એને લીધે ઘણે અંશે નહેરનો કાબૂ બ્રિટિશ સરકારના હાથમાં આવ્યો. મિસરના નહેરને અંગેના બીજા શૅરો ફ્રેંચ શરાફોને હાથ ગયા એટલે મિસરનો નહેર ઉપર કશોયે આર્થિક કાબૂ રહ્યો નહિ. આ શૅરોમાંથી અંગ્રેજો તથા ફ્રેંચોએ અઢળક નફો મેળવ્યો છે. આ ઉપરાંત નહેર ઉપર તેમણે પોતાનો કાબૂ રાખ્યો તથા તે દ્વારા મિસર ઉપર પોતાનો મજબૂત પંજો પાથર્યો. ૧૯૧૨ની સાલમાં એકલી બ્રિટિશ સરકારને જ તેના ૪,૦૦૦,૦૦૦ પાઉન્ડના રોકાણ ઉપર ૩,૫૦૦,૦૦૦ પાઉન્ડનો નફો મળ્યો હતો.

આ સ્થિતિમાં બ્રિટિશ સરકાર મિસર ઉપર હજી વધારે કાબૂ મેળવવાને મથે એ અનિવાર્ય હતું. આથી ૧૮૭૯ની સાલમાં મિસરની આંતરિક બાબતોમાં નિરંતર દખલ કરવાનું તેણે શરૂ કર્યું તથા પોતાના શરાફોના હાથમાં તેનો કાબૂ સોંપ્યો. સ્વાભાવિક રીતે જ ઘણાયે મિસરવાસીઓએ એની સામે પોતાનો રોષ દર્શાવ્યો અને મિસરને વિદેશીઓની દખલમાંથી મુક્ત કરવાને માટે ત્યાં એક રાષ્ટ્રીય પક્ષ ઊભો થયો. એ પક્ષનો નેતા અરબી પાશા નામનો એક તરુણ સૈનિક હતો. તે ગરીબ મજૂર વર્ગમાં જન્મ્યો હતો અને મિસરના લશ્કરમાં એક નાના અમલદાર તરીકે જોડાયો હતો. તેની લાગવગ વધતી ગઈ અને તે યુદ્ધખાતાનો પ્રધાન બન્યો. યુદ્ધપ્રધાન તરીકે તેણે બ્રિટિશ તથા ફ્રેંચ નિયામકો (કંટ્રોલર)ની સૂચનાઓનો અમલ કરવાની સાફ ના પાડી. વિદેશની શિરજોરીને તાબે થવાની નાનો જવાબ ઇંગ્લંડે યુદ્ધથી વાળ્યો અને ૧૮૮૨ની સાલમાં બ્રિટિશ નૌકા કાફલાએ તોપમારો ચલાવી એલેકઝાંડ્રિયા શહેરને બાળી મૂક્યું. પશ્ચિમના સુધારાની સરસાઈનું આ રીતે પ્રદર્શન કરીને તથા જમીન ઉપર મિસરના સૈન્યને હરાવી હવે અંગ્રેજોએ મિસરનો સંપૂર્ણ કાબૂ પોતાના હાથમાં લીધો.

આ રીતે મિસર ઉપર બ્રિટનના કબજાની શરૂઆત થઈ. આંતરરાષ્ટ્રીય કાયદાની દૃષ્ટિએ આ અસામાન્ય સ્થિતિ હતી. મિસર એ તુર્ક સામ્રાજ્યનો એક પ્રાંત અથવા ભાગ હતો. ઇંગ્લંડ અને તુર્કી વચ્ચે મૈત્રીનો સંબંધ હતો એમ માનવામાં આવતું હતું અને છતાંયે ઇંગ્લંડે દેડે કલેજે તુર્કી સામ્રાજ્યના એક ભાગનો કબજો લીધો. તેણે ત્યાં આગળ પોતાનો એજન્ટ મૂક્યો. એ સૌ કોઈનો ઉપરીઅધિકારી હતો. હિંદના વાઇસરૉયની પેઠે તે એક મોટા બાદશાહ જેવો હતો. આ બ્રિટિશ એજંટ આગળ ખુદ ખેદીવ તથા તેના પ્રધાનોનું પણ કશું ચાલતું નહિ. ત્યાંનો પહેલો બ્રિટિશ એજંટ મેજર બેરિંગ હતો. તેણે મિસરમાં ૨૫ વરસ સુધી શાસન કર્યું અને તે લૉર્ડ ક્રોમર બન્યો. ક્રોમર એક આપખુદ રાજકર્તાની પેઠે મિસરમાં અમલ કરતો હતો. વિદેશી શરાફો તથા શૅર ધરાવનારાઓને નફો વહેંચવાનું તેનું પહેલું કામ હતું. નિયમિત રીતે એ ભરપાઈ કરવામાં આવતું હતું અને મિસરની નાણાંકીય સધ્ધરતાનાં ભારે વખાણ થવા લાગ્યાં. હિંદની પેઠે ત્યાં પણ અમુક અંશે વહીવટી દક્ષતા આણવામાં આવી. પરંતુ પચીસ વરસને અંતે મિસરનું જૂનું દેવું તો આરંભમાં હતું તેટલું ને તેટલું જ રહ્યું. કેળવણીના ક્ષેત્રમાં કશુંયે કરવામાં ન આવ્યું અને રાષ્ટ્રીય વિદ્યાપીઠની સ્થાપના પણ ક્રોમરે અટકાવી. તે વખતના ઇંગ્લંડના વડા પ્રધાન લૉર્ડ સૉલ્સબરી ઉપર ૧૮૯૨ની સાલમાં તેણે લખેલા પત્રના એક વાક્ય ઉપરથી તેનું દૃષ્ટિબિંદુ આપણે સમજી શકીએ છીએ. પોતાના પત્રમાં તે દેશદાઝવાળા ખેદીવ વિષે લખે છે કે, “ખેદીવ તો પૂરો મિસરવાસી

નીવડે એમ લાગે છે!" કેમ કે એક હિંદી તરીકે વર્તવું ઘટે તેમ વર્તવા માટે અંગ્રેજો હિંદીઓ તરફ ધૂરકિયાં કરે છે તથા તેમને શિક્ષા કરે છે તે જ પ્રમાણે મિસરવાસીઓ એક મિસરવાસીને વર્તવું ઘટે તે રીતે વર્તે એ ક્રોમરની નજરે ગુનો હતો.

મિસર ઉપરનો અંગ્રેજોનો આ કાબૂ ફ્રેંચોને પસંદ નહોતો; એ લૂંટમાં તેમને કશો ભાગ મળ્યો નહોતો. યુરોપની બીજી સત્તાઓને પણ એ વાત પસંદ નહોતી. અને મિસરવાસીઓને તો એ વસ્તુ મુદ્દલ નહોતી ગમતી એ કહેવાની જરૂર છે ખરી? બ્રિટિશ સરકારે એ બધાને એ વિષે નિશ્ચિંત રહેવા જણાવ્યું કેમકે અંગ્રેજો મિસરમાં થોડા વખત પૂરતા જ છે અને તુરતમાં જ તેઓ એ દેશ છોડી જશે. બ્રિટિશો મિસર ખાલી કરી જશે એવી સત્તાવાર અને વિધિપૂર્વક જાહેરાત બ્રિટિશ સરકારે અનેક વાર કરી. પચાસ કે એથીયે વધારે વાર ગંભીરતાપૂર્વક એવી જાહેરાત કરવામાં આવી છે — એની ચોક્કસ ગણતરી કરવાનું પણ મુશ્કેલ છે — અને આમ છતાંયે અંગ્રેજો ત્યાં ચોંટી રહ્યા અને હજી પણ ત્યાં જ છે!

૧૯૦૪ની સાલમાં અંગ્રેજો તથા ફ્રેંચો ઘણા તકરારી મુદ્દાઓની બાબતમાં સમજૂતી ઉપર આવ્યા. મૉરોક્કોમાં ફાવે તેમ વર્તવાની છૂટ ફ્રેંચોને આપવાને અંગ્રેજો કબૂલ થયા અને એના બદલામાં ફ્રેંચો મિસર ઉપરનો અંગ્રેજોનો કબજો માન્ય રાખવાને સંમત થયા. એ મજાનો સોદો હતો. એમાં માત્ર તુર્કીની જ સલાહ લેવામાં આવી નહોતી; જો કે મિસર ઉપર તેનું આધિપત્ય છે એમ હજી પણ માનવામાં આવતું હતું. અલબત, એ બાબતમાં મિસરના લોકોની સલાહ લેવાનો તો પ્રશ્ન જ નહોતો!

મિસરની, આ સમય દરમ્યાન બીજી એક મર્યાદા એ હતી કે વિદેશીઓ ઉપર મિસરની અદાલતોની કશી સત્તા કે ચલણ નહોતું. એ અદાલતોને જોઈએ તેવી સારી નહોતી ગણવામાં આવતી અને વિદેશીઓને તેમની પોતાની અદાલતોમાં જ કામ ચલાવવાનો હક હતો. આથી સ્થાનિક રાજ્યસત્તાની હકૂમતથી પર એવી, જેમને હૈયે વિદેશીઓનું હિત વસેલું હતું એવા ન્યાયાધીશોવાળી અદાલતો ઊભી થઈ. એવી અદાલતોના એક વિદેશી ન્યાયાધીશે પોતે જ તેમને વિષે લખ્યું છે કે, 'એ અદાલતોના ઇન્સાફે દેશનું શોષણ કરી રહેલા વિદેશીઓના સમૂહની ભારે સેવા કરી છે.' હું માનું છું કે, મિસરમાં વસતા પરદેશીઓ ઘણાખરા કરોમાંથી પણ છટકી જતા. આ ખરેખર મજાની સ્થિતિ છે — કર ભરવાનો નહિ, જે દેશમાં તમે રહેતા હો તેના કાયદાઓ તથા તેની અદાલતોને વશ વર્તવાનું પણ નહિ અને છતાં તે દેશનું શોષણ કરવાની બધી સગવડો તમને મળે!

બ્રિટને મિસર ઉપર આ રીતે પોતાનો અમલ ચલાવ્યો અને તેનું શોષણ કર્યું. તેના એજંટો અને પ્રતિનિધિઓ તેમની 'રેસીડન્સી'ઓમાં (તેમના વસવાટનાં ખાસ સ્થાનોમાં) આપખુદ રાજાઓના જેવા દમામ તથા દબદબાથી રહેતા. સ્વાભાવિક રીતે જ મિસરમાં રાષ્ટ્રવાદનો ઉદય થયો અને સુધારાની ચળવળો શરૂ થઈ. જમાલુદ્દીન અફઘાની ૧૯મી સદીનો મિસરનો સૌથી મહાન સુધારક હતો. તે ધાર્મિક નેતા હતો અને ઇસ્લામને પ્રચલિત પરિસ્થિતિ સાથે સુસંગત કરીને તેને આધુનિક સ્વરૂપ આપવાનો તેણે પ્રયાસ કર્યો. સર્વ પ્રકારની પ્રગતિને ઇસ્લામ સાથે સુસંગત કરી શકાય છે એવો તેણે ઉપદેશ આપ્યો. ઇસ્લામને આધુનિક સ્વરૂપ આપવાનો તેનો પ્રયાસ તત્ત્વતઃ હિંદમાં હિંદુધર્મને આધુનિક સ્વરૂપ આપવાને કરવામાં આવેલા પ્રયાસોને મળતો હતો. કેટલાંક મૂળભૂત ધર્મતત્ત્વો ઉપર ફરી પાછા પહોંચવું તથા પુરાણી રૂઢિઓ અને માન્યતાઓના નવા અર્થો કરવા તથા તેનું નવીન રહસ્ય બતાવવું આ બે વસ્તુઓ ઉપર ધર્મસુધારાના આ પ્રયાસોનુ મંડાણ હતું. એ પ્રમાણે આધુનિક જ્ઞાન એ પ્રાચીન ધાર્મિક જ્ઞાનની એક પ્રકારની પરિપૂર્તિરૂપ કે તેના ઉપરના ભાષ્ય જેવું બની જાય છે. અલબત, વૈજ્ઞાનિક પદ્ધતિ આ પદ્ધતિથી સાવ નિરાળી છે. એ પદ્ધતિ નિર્ભયપણે આગળ વધે છે અને તે કોઈ પણ વસ્તુ આગળથી માની લઈને ચાલતી નથી. એ ગમે તેમ હો પરંતુ કેવળ મિસરમાં જ નહિ પણ અરબી સંસ્કૃતિવાળા બીજા દેશોમાં પણ જમાલુદ્દીનની ભારે અસર હતી.

વિદેશો સાથેનો વેપાર વધતો ગયો તેની સાથે મિસરમાં નવો મધ્યમ વર્ગ ઊભો થયો. એ વર્ગ નવા રાષ્ટ્રવાદના આધારરૂપ બની ગયો. મિસરનો સૌથી મહાન આધુનિક નેતા ઝગલુલ પાશા પણ આ જ વર્ગમાંથી આવ્યો હતો. મિસર એ પ્રધાનપણે મુસ્લિમ દેશ છે. પરંતુ ત્યાં આગળ કૉપ્ટ લોકોની પણ સારી સંખ્યા છે. એ લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે. આ કૉપ્ટ લોકો પ્રાચીન મિસરવાસીઓના શુદ્ધમાં શુદ્ધ વંશજો છે. આ નવા મધ્યમ વર્ગમાં મુસલમાનો તથા કૉપ્ટ એ બંનેનો સમાવેશ થતો હતો. અને સદ્ભાગ્યે તેમની વચ્ચે કશો વિખવાદ નહોતો. અંગ્રેજોએ તેમની વચ્ચે ઝઘડો કરાવવા પ્રયત્ન કર્યો પરંતુ તેમાં તેમને ઝાઝી સફળતા ન મળી. અંગ્રેજોએ રાષ્ટ્રીય પક્ષમાં ભાગલા પાડવાનો પણ પ્રયત્ન કર્યો. હિંદુસ્તાનની પેઠે ગણ્યાગાંઠ્યા નરમ વલણના આગેવાનોનો સહકાર મેળવવામાં તેમને કેટલીક વાર સફળતા મળી હતી. પરંતુ એ વિષે વધુ હું હવે પછીના એકાદ પત્રમાં કહીશ.

૧૯૧૪ની સાલના ઑગસ્ટ માસમાં મહાયુદ્ધ શરૂ થયું ત્યારે મિસરની આ સ્થિતિ હતી. ત્રણ માસ પછી ઇંગ્લંડ અને ફ્રાંસ તથા તેમનાં મિત્રરાજ્યોની સામે તુર્કી જર્મનીના પક્ષમાં ભળ્યું. આથી ઇંગ્લંડે ખરેખાત મિસરને ખાલસા કરવાનો નિર્ણય કર્યો. પરંતુ એમ કરવામાં કેટલીક મુશ્કેલીઓ ઊભી થઈ એટલે

ખાલસા કરવાને બદલે મિસરને બ્રિટનનું રક્ષિત રાજ્ય જાહેર કરવામાં આવ્યું.

આટલું મિસર વિષે. બાકીનો આફ્રિકા ખંડ પણ ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં યુરોપના સામ્રાજ્યવાદનો શિકાર બન્યો. ત્યાં આગળ ભારે ધસારો થવા પામ્યો અને એ વિશાળ ખંડને યુરોપનાં રાજ્યોએ માંહોમાંહે વહેંચી લીધો. ગીધની માફક તેઓ તેના ઉપર તૂટી પડયાં અને કેટલીક વાર માંહોમાંહે પણ લડી મર્યાં. આમ કરવામાં ભાગ્યે જ કોઈને કશોયે સામનો કરવો પડ્યો પરંતુ ૧૮૯૬ની સાલમાં ઇટાલીને એબિસીનિયામાં હરાવવામાં આવ્યું. આફ્રિકા મોટે ભાગે અંગ્રેજ કે ફ્રેંચોના તાબામાં હતો. તેનો કેટલોક ભાગ બેલ્જિયમ, ઇટાલી તથા પોર્ટુગાલના તાબામાં પણ હતો. મહાયુદ્ધમાં જર્મનીની હાર થઈ ત્યાં સુધી આફ્રિકામાં તેનો હિસ્સો પણ હતો. પૂર્વમાં એબિસીનિયા તથા પશ્ચિમ કાંઠે નાનું સરખું લાઈબેરિયા એ બે જ દેશો સ્વતંત્ર રહ્યા. મોરોક્કો ફ્રાંસ તથા સ્પેનની લાગવગ નીચે હતું.

આ વિશાળ પ્રદેશનો કબજો લેવામાં આવ્યો તેની અતિશય લાંબી અને ભીષણ કહાણી છે. બેશક, હજીયે એ કહાણી પૂરી નથી થઈ. એ ખંડનું શોષણ કરવાને અને ખાસ કરીને રબર ઉત્પન્ન કરવાને માટે જે પદ્ધતિઓ અખત્યાર કરવામાં આવી હતી તે તો વળી એથીયે બૂરી હતી. બેલ્જિયન કોંગોમાં ગુજારવામાં આવેલા સિતમોની કહાણીઓથી કેટલાંક વરસો પૂર્વે કહેવાતી સુધરેલી દુનિયામાં ત્રાસની અરેરાટી ફેલાઈ હતી. ખરેખર, કાળી પ્રજાઓ ભયંકર બોજો વહન કરતી રહી છે.

આફ્રિકા ખંડ, અંધારા ખંડ તરીકે ઓળખાતો હતો અને ૧૯મી સદીના ઉત્તરાર્ધ સુધી તેનો અંદરનો ભાગ લગભગ અજ્ઞાત હતો. આ ગૂઢતાભર્યા પ્રદેશને વ્યવસ્થિત રીતે નકશા ઉપર રજૂ કરવામાં આવ્યો તે પહેલાં એ ખંડની આરપાર સાહસભર્યા અને રોમાંચક કેટલાયે પ્રવાસો ખેડવા પડ્યા હતા. એનો સૌથી મોટો શોધખોળ કરનાર સ્કોટલૅંડનો મિશનરી ડૅવિડ લિવિંગ્સ્ટન હતો. વરસો સુધી આફ્રિકા ખંડે એને પોતાના ઉદરમાં રાખી મૂક્યો અને બહારની દુનિયાને એના કશાયે ખબર મળ્યા નહિ. એની સાથે હેન્રી સ્ટેન્લીનું નામ સંકળાયેલું છે. તે પત્રકાર અને શોધક હતો. તે લિવિંગ્સ્ટનની ખોળ કરવા નીકળ્યો હતો અને આખરે તેણે તેને આફ્રિકા ખંડના છેક ઊંડાણના ભાગમાંથી શોધી કાઢ્યો હતો.

## ૧૪૨. તુર્કી 'યુરોપનો બીમાર પુરુષ' બને છે

૧૪ માર્ચ, ૧૯૩૩

મિસરથી એક નાનું પગલું ભરીએ એટલે ભૂમધ્યસમુદ્રની પેલી પાર તુર્કી આવે છે. ૧૯મી સદીમાં ઉસ્માની તુર્કોનું યુરોપમાંનું સામ્રાજ્ય તૂટવા માંડયું હતું. જોકે ૧૮મી સદીથી જ એની ધીમી પડતીનો આરંભ શરૂ થયો હતો. તુર્કોએ ઘાલેલા વિયેના શહેરના ઘેરા વિષે તથા તેમની તરવાર સામે થોડા વખત માટે તો યુરોપ કેવું ધ્રૂજી ઊઠયું હતું તે વિષે મેં તને કહ્યું હતું તે કદાચ તને યાદ હશે. પશ્ચિમ યુરોપના શ્રદ્ધાળુ ખ્રિસ્તીઓ તુર્કોને ખ્રિસ્તી જગતના પાપની શિક્ષા માટે મોકલેલા 'ઈશ્વરના શાપ' તરીકે લેખતા હતા. પરંતુ વિયેનાના દ્વાર આગળથી તેમને હાંકી કાઢવામાં આવ્યા તેથી પરિસ્થિતિ ફેરવાઈ ગઈ. એ પછી તેમનાં વળતાં પાણી થયાં અને હવે યુરોપમાં તેમણે રક્ષણાત્મક નીતિ અખત્યાર કરી. દક્ષિણ-પૂર્વ યુરોપમાં તેમણે હરાવેલી અનેક પ્રજાઓ તેમના પડખામાં અનેક શૂળરૂપ હતી. તેમને પોતાનામાં મેળવી લેવાનો એકે પ્રયત્ન કરવામાં ન આવ્યો. પરંતુ એવો પ્રયત્ન કરવામાં આવ્યો હોત તોયે એ સફળ થવાનો ઝાઝો સંભવ નહોતો. વળી ત્યાં આગળ તુર્કોના કડક અમલ સાથે રાષ્ટ્રીયતાની ભાવનાની અથડામણ શરૂ થઈ ચૂકી હતી. ઉત્તર-પૂર્વમાં ઝારશાહી રશિયાનો વિસ્તાર દિનપ્રતિદિન વધતો જ જતો હતો. અને તુર્કીના તાબા નીચેના પ્રદેશો ઉપર તેનું દબાણ હમેશાં સખત રીતે ચાલુ રહ્યા કરતું હતું. રશિયા તુર્કોનું પરંપરાગત અને કાયમી દુશ્મન બની ગયું. તૂટક તૂટક કરીને લગભગ ૨૦૦ વરસ સુધી તેમણે લડ્યા કર્યું. અને એને પરિણામે આખરે રશિયાના ઝાર તથા તુર્કીના સુલતાનનો અંત આવ્યો તથા તેમની સાથે તેમના સામ્રાજ્યનો પણ અંત આવ્યો.

બીજાં સામ્રાજ્યોના પ્રમાણમાં ઉસ્માની સામ્રાજ્ય ઠીકઠીક લાંબું ટક્યું. એશિયા માઈનરમાં લાંબા કાળ સુધી હસ્તી ભોગવ્યા પછી ૧૩૬૧ની સાલમાં યુરોપમાં પણ તેની સ્થાપના થઈ. ૧૪૫૩ની સાલ સુધી કૉન્સ્ટાન્ટિનોપલ તેમને હાથ આવ્યું નહોતું એ વાત ખરી, પરંતુ એ સાલ પહેલાં તેની આસપાસનો બધો મુલક તુર્કોના હાથમાં આવ્યો હતો. પશ્ચિમ એશિયામાં તૈમુર ફાટી નીકળ્યો અને ૧૪૦૨ની સાલમાં તેણે તુર્ક સુલતાનને અંગોરા આગળ સખત હાર આપી એને લીધે થોડા વખત માટે એ મહાન શહેર બચી ગયું. પરંતુ તુર્કો એ ફટકામાંથી થોડા જ વખતમાં ફરી પાછા બેઠા થયા. ૧૩૬૧ની સાલથી માંડીને આપણા જમાનામાં ઉસ્માની સામ્રાજ્યનો અંત આવ્યો ત્યાં સુધીમાં સાડાપાંચ સદીઓ વીતી ગઈ; અને એ ઠીકઠીક લાંબો ગાળો કહેવાય.

અને તુર્ક લોકો, મધ્યયુગના અંત પછી યુરોપમાં જે નવી પરિસ્થિતિ ઊભી થતી ગઈ તેને બિલકુલ અનુકૂળ ન થયા છતાં પણ તેઓ આટલો સમય ટકી રહ્યા. યુરોપમાં વેપારરોજગાર વધતો જતો હતો તથા તેનાં ઔદ્યોગિક શહેરોમાં મોટા પાયા ઉપર ઉત્પાદન કરવાની વ્યવસ્થા થવા લાગી હતી. તુર્ક પ્રજાજનને આ બધી વસ્તુઓ વિષે સહેજ પણ આકર્ષણ નહોતું. તે સરસ સૈનિક હતો, શૂરવીર લડવૈયો અને શિસ્તનું પાલન કરનાર હતો, આરામના ગાળાઓમાં મોજીલો જીવ હતો પરંતુ છંછેડવામાં આવે ત્યારે તે ઘાતકી અને ઝનૂની હતો. તે શહેરોમાં વસ્યો તથા તેણે તેમને સુંદર સુંદર ઇમારતોથી સુશોભિત કર્યાં એ ખરું પરંતુ હજીયે તેનામાં તેના પુરાણા ગોપજીવનનો કંઈક અંશ કાયમ રહ્યો હતો અને તે અનુસાર તે પોતાનું જીવન ઘડતો હતો. તુર્કના પોતાના મૂળ વતનમાં તેની આ જીવનપ્રણાલી સૌથી વધારે અનુકૂળ હતી એમ કહી શકાય. પરંતુ એશિયા માઈનર તથા યુરોપની નવી પરિસ્થિતિમાં એ બંધ બેસી શકે એમ નહોતું. આથી એ બે ભિન્ન પદ્ધતિઓ વચ્ચે નિરંતર ઘર્ષણ ચાલ્યાં જ કર્યું.

ઉસ્માની સામ્રાજ્ય, યુરોપ, આફ્રિકા તથા એશિયા એ ત્રણે ખંડને જોડતું હતું. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના બધા વેપારી માર્ગો એમાં થઈને પસાર થતા હતા. જો તુર્ક લોકોનું એવું વલણ હોત તથા તેમની પાસે એને માટે જોઈતી આવડત અને દક્ષતા હોત તો આ અનુકૂળ પરિસ્થિતિનો ફાયદો ઉઠાવીને તેઓ એક મહાન વેપારી પ્રજા બન્યા હોત. પરંતુ તેમનું વલણ એવું નહોતું તેમ જ તેમની પાસે એવી દક્ષતા પણ નહોતી. અને વિના કારણે વેપારના માર્ગમાં તેઓ આડા પડ્યા. એ વેપારથી બીજાઓને લાભ થાય એ કદાચ તેમનાથી ખમાતું ન હોય એટલા ખાતર તેમણે એ વલણ અખત્યાર કર્યું હશે. આ વેપારના જૂના માર્ગો બંધ કરી દેવામાં આવ્યા તેને લીધે જ યુરોપની દરિયો ખેડનાર અને વેપારી પ્રજાઓને પૂર્વના દેશો તરફનો બીજો માર્ગ ખોળવાની ફરજ પડી. એને પરિણામે કોલંબસે પશ્ચિમના અને ડાએઝ તથા વાસ્કો ડી ગામાએ પૂર્વના નવા માર્ગોની શોધ કરી. પરંતુ તુર્ક લોકો આ બધી બાબતો વિષે બેપરવા રહ્યા અને કેવળ શિસ્ત તથા લશ્કરી દક્ષતાથી સામ્રાજ્ય ઉપરનો પોતાનો કાબૂ તેમણે ટકાવી રાખ્યો. એથી કરીને ઉસ્માની સામ્રાજ્યના યુરોપમાં આવેલા પ્રદેશમાં વેપારી તેમ જ સંપત્તિ–ઉત્પાદક પ્રવૃત્તિઓ ધીમે ધીમે લુપ્ત થતી ગઈ. કંઈક અંશે, જાતિ જાતિ વચ્ચેના તેમ જ ધાર્મિક ઝઘડાઓને કારણે પણ ત્યાં આગળ એ સ્થિતિ પેદા થવા પામી હતી. તુર્ક લોકો તથા બાલ્કનની ખ્રિસ્તી પ્રજાઓને ક્રૂઝેડના સમયના તથા તે પૂર્વના કાળના પણ ધાર્મિક ઝઘડાઓ વારસામાં મળ્યા હતા. નવા રાષ્ટ્રવાદની ભાવનાના વિકાસે આ બળતામાં ઘી હોમ્યું. અને ત્યાં આગળ નિરંતર કલેશનું વાતાવરણ રહ્યા કર્યું. ઉસ્માની

સામ્રાજ્યના યુરોપના ભાગોની કેવી અવનતિ થઈ હતી તેનો એક દાખલો આપું: ૧૮૨૯ની સાલમાં ગ્રીસ સ્વતંત્ર થયું ત્યારે પ્રાચીન કાળનું મશહૂર શહેર ઍથેન્સ આશરે ૨૦૦૦ વસતીવાળું એક ગામ બની ગયું હતું. (૧૦૦ વરસ પછી આજે ઍથેન્સની વસતી પાંચ લાખ કરતાં વધારે છે.)

આ વેપારની તેમ જ સંપત્તિ–ઉત્પાદક પ્રવૃત્તિઓ ઘટતી ગઈ એની છેવટે તો તુર્ક શાસકો ઉપર જ માઠી અસર થઈ. સામ્રાજ્યનાં બીજાં અંગો નબળાં અને નિઃસત્ત્વ થતાં ગયાં તેમ તેમ તેનું હૃદય પણ દિનપ્રતિદિન નબળું અને કમજોર બનતું ગયું. આટલા બધા ઝઘડાઓ અને આટલી બધી મુશ્કેલીઓ હોવા છતાં પણ એ સામ્રાજ્ય આટલા બધા લાંબા કાળ સુધી ટક્યું એ ખરેખર આશ્ચર્યકારક છે.

ઘણી સદીઓ સુધી તુર્ક સુલતાનોનું બળ તેમનાં 'જાંનિસાર' સિપાઈઓના સૈન્યમાં રહેલું હતું. 'જાંનિસાર'નું એ સૈન્ય ખ્રિસ્તી ગુલામ સૈનિકોનું બનેલું હતું. નાનપણથી તેમને કાળજીપૂર્વક તાલીમ આપવામાં આવતી હતી. આ જાંનિસારો આપણને મિસરના મેમેલ્યૂકોની યાદ આપે છે. પરંતુ એ બંનેની વચ્ચે તફાવત હતો. જાંનિસારો તુર્કીના શ્રેષ્ઠ સૈનિકો રહ્યા એ ખરું પણ મિસરની પેઠે તેમના હાથમાં કદીયે રાજસત્તા આવી નહોતી. વળી મેમેલ્યૂકોની પેઠે તેમની વંશપરંપરાગત જ્ઞાતિ નહોતી. પરંતુ ગુલામ તરીકે તેમના તરફ પક્ષપાત રાખવામાં આવતો અને મોટા મોટા હોદ્દાઓ અને ઊંચી જગ્યાઓ તેમને માટે અનામત રાખવામાં આવતી. તેમના પુત્રો સ્વતંત્ર મુસલમાનો થઈ જતા અને લાંબા વખત સુધી તેઓ આ સૈન્યમાં રહી શકતા નહિ. કેમ કે એ તો ગુલામોને માટે જ અનામત રાખવામાં આવ્યું હતું. ગોરા ખ્રિસ્તી ગુલામોમાંથી જ હમેશાં એ સૈન્યમાં ભરતી કરવામાં આવતી હતી. આ બધું અતિશય વિચિત્રતાભર્યું લાગે છે, નહિ વારુ? પરંતુ ગુલામ શબ્દનો આજે જેવો અર્થ કરવામાં આવે છે તેવો જ અર્થ ઇસ્લામી દેશોમાં તે વખતે કરવામાં નહોતો આવતો. ગુલામો ઘણી વાર શબ્દાર્થની તેમ જ કાયદાની દૃષ્ટિએ ગુલામો હતા પરંતુ તે રાજ્યના ઊંચામાં ઊંચા હોદ્દા સુધી ચડતા હતા. હિંદમાં દિલ્હીના ગુલામ રાજાઓનું તને સ્મરણ હશે; મિસરનો સલાદીન પણ મૂળ ગુલામ હતો. તુર્કીની એવી સમજ હોય એમ લાગે છે કે શાસક વર્ગને બની શકે એટલો વધારે કાર્યદક્ષ બનાવવા માટે તેને સંપૂર્ણ તાલીમ આપવી જોઈએ. દરેક શિક્ષક જાણે છે તેમ તેઓ પણ જાણતા હતા કે, તેની બાલ્યાવસ્થા પછીનો કાળ એ જ કોઈ પણ માણસને તાલીમ આપવા માટેનો સર્વોત્તમ કાળ છે. તેમની મુસલમાન રૈયત પાસેથી તેમનાં બાળક લઈ લઈ તેમને તેમના માબાપોથી સંપૂર્ણપણે વિખૂટાં પાડવાનું કે તેમને ગુલામ બનાવવાનું સુગમ ન હોય એમ લાગે છે. આથી તેઓ નાના ખ્રિસ્તી છોકરાઓનો કબજો લેતા અને તેમને સુલતાનના

ગુલામ-ગૃહમાં રાખતા અને ત્યાં આગળ તેમને સખત તાલીમ આપતા. અલબત, આ નાના છોકરાઓ મોટી ઉંમરના થતાં મુસલમાન થઈ જતા.

સુલતાનને પણ આ પદ્ધતિ લાગુ પડતી હતી. તે સામાન્ય રીતે થાય છે તે પ્રમાણે લગ્ન કરતો નહિ. કાળજીપૂર્વક પસંદ કરવામાં આવેલી ગુલામ છોકરીઓ તેના ગૃહમાં મોકલવામાં આવતી અને એ છોકરીઓ તેનાં બાળકોની માતાઓ થતી. આમ, ૧૮મી સદીના આરંભના સમય સુધીના બધાયે ઉસ્માની સુલતાનો ગુલામ માતાના પુત્રો હતા. અને ગુલામ-ગૃહના બીજા કોઈ પણ સભ્યના જેવી જ સખત તાલીમ અને કડક શિસ્તમાંથી તેમને પણ પસાર થવું પડતું.

ગુલામોની કાળજીપૂર્વક પસંદગી કરવામાં તથા સુલતાનથી માંડીને તેની નીચેના બીજા બધાઓને તેમને બજાવવાનાં ખાસ કાર્યો માટેની આપવામાં આવતી તાલીમ તથા શિસ્તમાં અમુક પ્રકારની શાસ્ત્રીયતા હતી. એને લીધે અમુક અમુક ક્ષેત્રોમાં અમુક પ્રમાણમાં કાર્યદક્ષતા સાધી શકાઈ એમાં શંકા નથી. વળી નવા ગુલામોમાંથી નિરંતર નવું લોહી આવતું રહેતું હતું. આથી વંશપરંપરાગત શાસક વર્ગ ઊભો થવા ન પામ્યો. આરંભકાળમાં સામ્રાજ્યનું જે સામર્થ્ય હતું તે આ પદ્ધતિને આભારી હતું એમ લાગે છે. પરંતુ એ પદ્ધતિ યુરોપ કે એશિયાની પરિસ્થિતિ સાથે બિલકુલ બંધ બેસતી નહોતી. ફ્યૂડલ વ્યવસ્થાથી એ બિલકુલ ભિન્ન હતી અને ફ્યૂડલ વ્યવસ્થાને ઠેકાણે યુરોપમાં જે બીજી વ્યવસ્થા ઊભી થઈ રહી હતી તેનાથી તો એ એથી પણ વધારે ભિન્ન હતી. આ પદ્ધતિની હસ્તીને લીધે તેમ જ ઝાઝા વેપારરોજગારના અભાવની સ્થિતિમાં ત્યાં આગળ સાચો મધ્યમવર્ગ ઊભો ન થઈ શક્યો. વળી ૧૬મી સદીના ઉત્તરાર્ધ પછી એ પદ્ધતિ તેના અસલ શુદ્ધ સ્વરૂપમાં ચાલુ ન રહી શકી. એ પછી ગુલામ-ગૃહોમાં વંશપરંપરાગતતાનું તત્ત્વ દાખલ થયું. હવે એ ગુલામ-ગૃહના સભ્યોના પુત્રો ત્યાં રહી શકતા હતા તેમ જ તેમના પિતાઓના કાર્યમાં તેઓ પણ પડતા હતા. બીજી અનેક બાબતોમાં પણ એ પદ્ધતિમાં શિથિલતા આવી હતી. પરંતુ એની પૂર્વ-ભૂમિકા તો ચાલુ જ રહી અને એને કારણે યુરોપ સાથેના તેના સદીઓ જૂના ગાઢ સંબંધ છતાંયે તુર્કી તેનાથી બિલકુલ ભિન્ન અને ત્યાં આગળ એક પરાયા જેવું રહ્યું. તુર્કીના પોતાના મુલકમાં વસતી ભિન્ન ભિન્ન વિદેશી પ્રજાઓ પણ એકબીજીથી સંપૂર્ણપણે અળગી રહી. તેમના કાયદાઓ પણ જુદા હતા, તેમના સમૂહો પણ જુદા હતા.

તુર્કોની આ પુરાણી અને અસાધારણ પદ્ધતિ વિષે મેં આટલું બધું કહ્યું તેનું કારણ એ છે કે તે એક અજોડ પદ્ધતિ હતી અને ઉસ્માની સામ્રાજ્યના ઘડતરમાં તેણે સારો ફાળો આપ્યો હતો. અલબત્ત, આજે તો એ મોજૂદ નથી. આજે તો એ એક ઐતિહાસિક વસ્તુ બની ગઈ છે.

તુર્કીનો છેલ્લાં ૨૦૦ વરસોનો ઇતિહાસ એ નિરંતર આગળ વધતા જતા રશિયનો સામે તથા તેના તાબા નીચેની પ્રજાઓના બળવાઓ સામેની તેની લડતનો ઇતિહાસ છે. ગ્રીસ, રુમાનિયા, સર્બિયા, બલ્ગેરિયા, મોન્ટેનેગ્રો અને બોસ્નિયા આ બધા બાલ્કન દ્વીપકલ્પના દેશો ઉસ્માની સામ્રાજ્યના ભાગો હતા. આપણે જોઈ ગયાં કે ઇંગ્લંડ, ફ્રાન્સ અને રશિયાની મદદથી ગ્રીસ ૧૮૨૯ની સાલમાં તેનાથી છૂટું પડી ગયું. રશિયા સ્લાવ પ્રજાનો દેશ છે. એ જ પ્રમાણે બાલ્કનમાં આવેલા બલ્ગેરિયા અને સર્બિયા પણ સ્લાવ દેશો છે. આ સ્લાવ પ્રજાઓના રક્ષક અને ખેરખાં દેખાવાનો ઝારશાહી રશિયાએ પ્રયાસ કર્યો. રશિયાની સાચી મોહિની કૉન્સ્ટાન્ટિનોપલ માટેની હતી. અને સામ્રાજ્યની આ પ્રાચીન રાજધાની છેવટે હાથ કરવાની તેની બધીયે મુત્સદ્દીગીરીની નેમ હતી. ઝાર પોતાને બાઈઝેન્ટાઇન સમ્રાટનો વારસ લેખતો હતો. ૧૭૩૦ની સાલમાં રશિયા અને તુર્કી વચ્ચેના વિગ્રહોની શરૂઆત થઈ અને વચ્ચે વચ્ચે સુલેહના ગાળાઓ પછી ૧૭૬૮, ૧૭૯૨, ૧૮૦૭, ૧૮૨૮ અને ૧૮૭૭ની સાલમાં તેમની વચ્ચે યુદ્ધો થયાં. તેમની વચ્ચેનો છેલ્લો વિગ્રહ ૧૯૧૪ની સાલમાં થયો. ૧૭૭૪ની સાલમાં રશિયાએ તુર્કી પાસેથી ક્રીમિયા લીધું. અને એ રીતે તેમની સરહદ કાળા સમુદ્ર સુધી પહોંચી. પરંતુ આ ઝાઝું ફાયદાકારક નહોતું કેમ કે કાળો સમુદ્ર એ એક શીશીના આકારનો છે અને એ શીશીની ડોક ઉપર કૉન્સ્ટાન્ટિનોપલ આવેલું છે. ૧૭૯૨ અને ૧૮૦૭ની સાલમાં રશિયાની સરહદ કૉન્સ્ટાન્ટિનોપલ તરફ આગળ વધતી ગઈ અને તુર્કીની સરહદ પાછળ ખસતી ગઈ. ગ્રીસના સ્વાતંત્ર્ય યુદ્ધ વખતે જ્યારે તુર્કો બીજે પૂરેપૂરા રોકાયેલા હતા ત્યારે તેમના ઉપર હુમલો કરીને ઝારે એ તકનો લાભ ઉઠાવવાનો પ્રયાસ કર્યો. જો ઇંગ્લંડ અને ઑસ્ટ્રિયા વચ્ચે ન પડ્યાં હોત તો તે કૉન્સ્ટાન્ટિનોપલ કબજે કરત.

પણ ઑસ્ટ્રિયા તથા ઇંગ્લંડે તુર્કીને રશિયાથી કેમ બચાવી લીધું? તુર્કી માટેના પ્રેમને ખાતર નહિ પણ રશિયાના ડર તથા તેની સાથેની હરીફાઈને કારણે તેમણે એમ કર્યું હતું. એશિયા તેમ જ બીજી જગ્યાઓ આગળની ઇંગ્લંડ તથા રશિયા વચ્ચેની પરંપરાગત હરીફાઈ વિષે હું તને આગળ કહી ગયો છું. ખાસ કરીને હિંદના કબજાએ અંગ્રેજોને છેક રશિયાની સરહદ સુધી લાવી મૂક્યા હતા. અને ઝારશાહી રશિયા હિંદની બાબતમાં શું કરશે એની નિરંતર ભડક તેમના મનમાં રહ્યા કરતી હતી. આથી રશિયાની બાજી ઊંધી વાળવી તેમ જ તેને વધારે બળવાન થતું અટકાવવું એ અંગ્રેજોની નીતિ હતી. કૉન્સ્ટાન્ટિનોપલના કબજાથી રશિયાને ભૂમધ્યસમુદ્ર ઉપરનું સુંદર બંદર મળી જાત અને હિંદ જવાના માર્ગની નજીકમાં તે પોતાનો નૌકાકાફલો રાખી શકત. એ તો ભારે જોખમકારક ગણાય એટલે ઇંગ્લંડે વારંવાર રશિયાને તુર્કીને કચરી નાખતાં રોક્યું. રશિયાને દૂર રાખવામાં ઑસ્ટ્રિયાનો પણ સ્વાર્થ

હતો. આજે તો ઑસ્ટ્રિયા એક નાનકડો દેશ છે પણ થોડાં વરસ અગાઉ બાલ્કન સુધી વિસ્તરેલું તે મોટું સામ્રાજ્ય હતું. અને જ્યારે તુર્કીનું સામ્રાજ્ય ભાંગી પડે ત્યારે ખુદ બાલ્કનમાં આવેલા દેશોમાંથી તે મોટો હિસ્સો પડાવવા માગતું હતું. એટલે એને પણ રશિયાને ત્યાંથી દૂર રાખવાની જરૂર હતી.

બિચારા તુર્કીની દશા બહુ જ ખરાબ હતી. આ બળવાન પાડોશીઓ તેની આસપાસ આવેલા હતા અને જેથી કરીને તેના ઉપર તૂટી પડી તેના ટુકડેટુકડા કરી શકાય એવું કંઈક ત્યાં બનવાની રાહ તેઓ જોયા કરતા હતા. ૧૮૫૩ની સાલમાં રશિયાના ઝારે તુર્કીની બાબતમાં બ્રિટિશ એલચીને કહ્યું હતું કે, "આપણા હાથમાં એક બીમાર — અતિશય બીમાર પુરુષ પડેલો છે. . . . એમ પણ બને કે આપણા હાથમાં જ તે અચાનક મરણ પામે." તેનું આ વાક્ય મશહૂર બની ગયું. તુર્કી હવે પછી 'યુરોપનો બીમાર પુરુષ' બન્યું. પરંતુ એ બીમાર પુરુષે મરતાં મરતાં સારી પેઠે લાંબો વખત લીધો!

એ જ વરસમાં એટલે કે ૧૮૫૩ની સાલમાં ઝારે તેનો અંત લાવવાનો બીજો એક પ્રયત્ન કર્યો. એને પરિણામે ક્રીમિયન વિગ્રહ થયો. એમાં ઇંગ્લંડ તથા ફ્રાંસે રશિયાને આગળ વધતું અટકાવ્યું. ૨૦ વરસ પછી ૧૮૭૭ની સાલમાં ઝારે તુર્કી ઉપર ફરીથી હુમલો કર્યો, અને તેને હરાવ્યું. પરંતુ વિદેશી સત્તાઓએ વચ્ચે પડીને તુર્કીને ફરીથી કંઈક અંશે બચાવ્યું — કંઈ નહિ તો કૉન્સ્ટાન્ટિનોપલને રશિયાના હાથમાં જતું બચાવ્યું. ૧૮૭૮ની સાલમાં તુર્કીનું ભાવિ નક્કી કરવાને બર્લિનમાં એક મશહૂર આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાઈ. તેમાં બિસ્માર્ક, ડિઝરાયલી તથા યુરોપના બીજા આગળ પડતા રાજદ્વારી પુરુષોએ ભાગ લીધો હતો. તેમણે પરસ્પર એકબીજાને ધમકી આપી અને એકબીજાની સામે કાવાદાવા તથા ખટપટો કરી. ઇંગ્લંડ રશિયા સામે યુદ્ધ જાહેર કરવાની તૈયારીમાં હતું ત્યાં રશિયાએ નમતું જોખ્યું. પછી બર્લિનની સંધિ થઈ. એ સંધિને પરિણામે બલ્ગેરિયા, સર્બિયા, રુમાનિયા અને મોન્ટેનેગ્રો વગેરે બાલ્કન દેશો સ્વતંત્ર થયા. ઑસ્ટ્રિયાએ બોસ્નિયા તથા હર્ઝેગોવિનાનો કબજો લીધો. (જો કે સિદ્ધાંતની દૃષ્ટિએ તો તે તુર્કીના આધિપત્ય નીચે રહ્યાં.) કંઈક અંશે તેનો પક્ષ કરવા માટે અંગ્રેજોએ એક પ્રકારના કમિશન તરીકે તુર્કી પાસેથી સાઇપ્રસનો ટાપુ લીધો.

રશિયા અને તુર્કી વચ્ચે બીજો વિગ્રહ એ પછી ૩૬ વરસ બાદ ૧૯૧૪ની સાલમાં મહાયુદ્ધના એક ભાગ તરીકે થયો.

દરમ્યાન તુર્કીમાં સારી પેઠે ફેરફારો થવા લાગ્યા હતા. ૧૭૭૪ની સાલમાં રશિયાએ તેમને આપેલી સખત હારથી તુર્કો પહેલવહેલા ઝબક્યા તથા બાકીના યુરોપે તેમને ઘણા પાછળ પાડી દીધા છે એવી પ્રતીતિ તેમને થઈ. પોતે લશ્કરી પ્રજા હોવાને કારણે, પોતાના સૈન્યને આધુનિક ઢબનું બનાવવું

જોઈએ એ વસ્તુ તેમને પ્રથમ સૂઝી. અમુક અંશે એ કાર્ય પાર પાડવામાં આવ્યું અને નવા ઊભા થયેલા લશ્કરી અમલદારો દ્વારા તુર્કીમાં નવા પાશ્ચાત્ય વિચારો દાખલ થવા પામ્યા. હું તને આગળ કહી ગયો છું કે તુર્કીમાં જેને મધ્યમવર્ગ ગણી શકાય એવો વર્ગ ઝાઝા પ્રમાણમાં નહોતો. તેમ જ બીજો કોઈ સંગઠિત વર્ગ પણ ત્યાં નહોતો. ૧૮૫૩–૫૬ના ક્રિમિયન વિગ્રહ પછી તુર્કીને પશ્ચિમના દેશોની ઢબનું કરવાનો સાચો પ્રયત્ન કરવામાં આવ્યો. બંધારણીય સરકાર, એટલે કે સુલતાનની આપખુદીને બદલે પ્રજાકીય ધારાસભાવાળી સરકારની તરફેણ કરતી ચળવળ ઊપડી. મીદહત પાશા એ ચળવળનો નેતા હતો. ૧૮૭૬ની સાલમાં રાજ્યબંધારણની માગણીની તરફેણમાં કૉન્સ્ટાન્ટિનોપલમાં રમખાણો થયાં. સુલતાને રાજ્યબંધારણ આપ્યું પણ બલ્ગેરિયામાં થયેલા બળવા તથા રશિયન વિગ્રહને કારણે તેણે તરત જ તે પાછું ખેંચી લીધું. આ રશિયન વિગ્રહના ભારે ખરચ તથા મૂળભૂત આર્થિક ફેરફારો કર્યા વિના ટોચ ઉપર કરવામાં આવેલા સુધારાઓમાં થયેલા નાણાંના વ્યયને કારણે તુર્ક સરકાર નાદાર થઈ ગઈ. પરિણામે પશ્ચિમના દેશોના શરાફો પાસે તેને નાણાં ઉછીનાં લેવાં પડ્યાં. અને તેમણે દેશની મહેસૂલના અમુક હિસ્સાનો કબજો લીધો. આ રીતે પશ્ચિમીકરણ તથા સુધારાના પ્રયાસો સફળ ન થયા. સામ્રાજ્યના જૂના બંધારણ સાથે એનો મેળ બેસાડવો એ મુશ્કેલ કામ હતું.

૨૦મી સદીના આરંભમાં રાજ્યબંધારણ માટેની માગણી પ્રબળ બની. પહેલાંની પેઠે, માત્ર લશ્કરી અમલદારો જ ત્યાં આગળ સંગઠિત હતા. અને એમના વર્ગમાં જ 'તરુણ તુર્ક' પક્ષનો ઝડપથી ફેલાવો થયો. 'એકતા અને પ્રગતિ' માટેનાં ગુપ્ત મંડળો નીકળ્યાં અને મોટા ભાગના સૈન્યને પોતાના પક્ષમાં લઈને ૧૯૦૮ની સાલમાં તેમણે ૧૮૭૬ની સાલનું જૂનું બંધારણ ફરીથી અમલમાં મૂકવાની સુલતાનને ફરજ પાડી. તુર્કીમાં આથી ભારે આનંદોત્સવ થઈ રહ્યો અને તે વખત સુધી પરસ્પર એકબીજાનું લોહી વહેવડાવનારા તુર્ક તથા આર્મિનિયન અને બીજા લોકો, જ્યારે બધાયે સમાન બનવાના હતા તથા પરાધીન પ્રજાઓને પણ પૂરેપૂરા હક્ક મળવાના હતા એવા નવા યુગના આરંભકાળે એકબીજાને ભેટ્યા તથા તેમણે હર્ષનાં આંસુ સાર્યાં. અનવર એ નામનો દેખાવડો અને ઘમંડી પરંતુ હિંમતવાળો અને સાહસિક પુરુષ આ રુધિરરહિત ક્રાંતિનો મુખ્ય સરદાર હતો. એ પછી તુર્કીનો ઉદ્ધાર કરનાર મુસ્તફા કમાલ પાશા પણ 'તરુણ તુર્ક' પક્ષનો અગત્યનો નેતા હતો. પરંતુ અનવરની સરખામણીમાં તે હજી પડદા પાછળ હતો અને એ બંનેને એકબીજા માટે અણગમો હતો.

તરુણ તુર્ક પક્ષનું કામ સહેલું નહોતું. સુલતાન તેમની પજવણી કરતો હતો અને ત્યાં આગળ લોહી વહ્યું. સુલતાનને પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ

બીજાને મૂકવામાં આવ્યો. ત્યાં આગળ આર્થિક મુશ્કેલીઓ હતી તથા વિદેશી સત્તાઓ સાથે પણ તકલીફ ઊભી થઈ. તુર્કીમાં ચાલતી અવ્યવસ્થાનો લાભ લઈને ઑસ્ટ્રિયાએ બોસ્નિયા તથા હર્ઝેગોવિનાને ખાલસા જાહેર કર્યાં. (આ બંનેનો તેણે બર્લિનની સંધિ પછી ૧૮૭૮ની સાલમાં કબજો લીધો હતો.) ઉત્તર આફ્રિકામાં ઇટાલીએ ટ્રિપોલીનો બળજબરીથી કબજો લીધો અને તુર્કી સામે યુદ્ધ જાહેર કર્યું. તુર્કો એની સામે કશુંયે કરી શક્યા નહિ કેમ કે તેમની પાસે વ્યવસ્થિત નૌકાકાફલો નહોતો. અને ઇટાલીની માગણી તેમને કબૂલ રાખવી પડી. ઇટાલીની માગણી કબૂલ કરી રહ્યા ત્યાં તો તેમના વતન નજીક નવો ભય ઊભો થયો. બલ્ગેરિયા, ગ્રીસ, સર્બિયા, મોન્ટેનેગ્રો વગેરે દેશો તુર્કીને યુરોપમાંથી હાંકી કાઢી એ લૂંટ આપસમાં વહેંચી લેવાને આતુર હતા. અનુકૂળ મોકો આવી લાગ્યો છે એ જોઈને એ બધા દેશોએ એકત્ર થઈને બાલ્કન લીગ સ્થાપી અને ૧૯૧૨ના ઑક્ટોબર માસમાં તેમણે તુર્કી ઉપર હુમલો કર્યો. તુર્કી સાવ થાકી ગયું હતું તથા સાવ છિન્નભિન્ન થઈ ગયું હતું. વળી ત્યાં આગળ બંધારણવાદીઓ તેમ જ પ્રત્યાઘાતીઓ વચ્ચે ખેંચતાણ ચાલી રહી હતી. બાલ્કન લીગની સામે તુર્કી સંપૂર્ણપણે જમીનદોસ્ત થઈ ગયું અને તેને ભારે નુકસાન વેઠવું પડ્યું. આ રીતે થોડા જ માસમાં પહેલા બાલ્કન વિગ્રહનો અંત આવ્યો અને તુર્કીને યુરોપની ભૂમિ ઉપરથી લગભગ સંપૂર્ણપણે હાંકી કાઢવામાં આવ્યું. એક માત્ર કૉન્સ્ટાન્ટિનોપલ તેના હાથમાં રહ્યું. યુરોપનું તેમનું સૌથી પુરાણું શહેર ઍડ્રિયાનોપલ પણ તેની અતિશય નામરજી હોવા છતાં તેની પાસેથી આંચકી લેવામાં આવ્યું.

પરંતુ થોડા જ વખતમાં વિજયી દેશો લૂંટ વહેંચવાના મુદ્દા ઉપર લડી પડ્યા અને બલ્ગેરિયાએ વિશ્વાસઘાત કરીને તેના પહેલાંના સાથીઓ ઉપર અચાનક હુમલો કર્યો. માંહોમાંહે કતલ થવા પામી અને આ અંધાધૂંધીનો લાભ લેવાને, પહેલાં તેમનાથી અળગું રહેલું રુમાનિયા તેમની સાથે જોડાયું. પરિણામે બલ્ગેરિયાએ તેને મળેલું બધું ગુમાવ્યું અને રુમાનિયા, સર્બિયા તથા ગ્રીસે પોતાના મુલકમાં ઘણો વધારો કર્યો. તુર્કીને પણ ઍડ્રિયાનોપલ પાછું મળ્યું. બાલ્કનની પ્રજાઓનો માંહોમાંહે એકબીજી પ્રજા સામેનો દ્વેષ આશ્ચર્યકારક છે. બાલ્કનના દેશો નાના નાના છે પરંતુ તેઓ ઘણી વાર યુરોપના ઉત્પાતનાં કેન્દ્ર બન્યાં છે.

તરુણ તુર્કોએ ૧૯૦૯ની સાલમાં પદભ્રષ્ટ કરેલો સુલતાન એક રમૂજી પુરુષ હતો. તેનું નામ અબ્દુલ હમીદ બીજો હતું અને ૧૮૭૬ની સાલમાં તે ગાદી ઉપર આવ્યો હતો. સુધારાઓ તથા આધુનિક ફેરફારો વિષે તેને બિલકુલ પ્રેમ નહોતો. પરંતુ અમુક બાબતમાં તે કુશળ હતો અને મોટાં રાજ્યોને એકબીજા સામે લડાવી મારવાની તેની આવડત

માટે તે જાણીતો હતો. તને યાદ હશે કે, બધાયે ઉસ્માની સુલતાનો ખલીફ એટલે કે ઇસ્લામ ધર્મના ધાર્મિક વડા પણ હતા. પોતાની આ પદવીનો ઉપયોગ કરીને અબ્દુલ હમીદે મુસ્લિમોનું એકીકરણ કરવાની ચળવળ — જેમાં બીજા દેશના મુસલમાનો પણ જોડાઈ શકે અને એ રીતે તેને તેમનો પણ ટેકો મળે — ઉપાડવાનો પ્રયત્ન કર્યો. યુરોપ તેમ જ એશિયામાં થોડાં વરસો ઇસ્લામના એકીકરણ માટેની થોડીક વાતો ચાલી પરંતુ એને માટે કશો નક્કર પાયો નહોતો અને મહાયુદ્ધે એનો સંપૂર્ણપણે અંત આણ્યો. રાષ્ટ્રીયતાની ભાવનાએ તુર્કીમાં ઇસ્લામના એકીકરણની ભાવનાનો વિરોધ કર્યો અને એ એમાં રાષ્ટ્રીયતાની ભાવના વધારે સબળ નીવડી.

સુલતાન અબ્દુલ હમીદ યુરોપમાં અકારો થઈ પડ્યો કેમ કે બલ્ગેરિયા, આર્મિનિયા તેમ જ અન્યત્ર જે અત્યાચારો તથા કતલો થઈ તેને માટે એને જવાબદાર ગણવામાં આવતો હતો. ગ્લેડસ્ટને તેને 'મહાન ખૂની' તરીકે વર્ણવ્યો હતો તથા એ બધા અત્યાચારોની સામે તેણે ઇંગ્લંડમાં ભારે ચળવળ ઉપાડી હતી. તુર્કો પણ તેના રાજ્યઅમલને તેમના ઇતિહાસના કાળામાં કાળા યુગ તરીકે લેખે છે. બાલ્કનના દેશો તથા આર્મિનિયામાં અત્યાચારો અને કતલો લગભગ રોજિંદી ઘટનાઓ બની ગઈ હોય એમ લાગતું હતું અને બંને પક્ષોએ એમાં સારી પેઠે ભાગ લીધો હતો. બાલ્કન તથા આર્મિનિયાના લોકો તુર્કોની કતલ માટે અને તુર્કો બાલ્કન તથા આર્મિનિયાના લોકોની કતલ માટે ગુનેગાર હતા. સદીઓ-પુરાણી જાતિ તથા ધર્મની વેરની ભાવના એ પ્રજાઓના હાડમાં ઊંડી ઊતરી ગઈ હતી અને તે ભીષણ સ્વરૂપમાં પ્રકટ થઈ. એથી આર્મિનિયાને સૌથી વિશેષ સોસવું પડ્યું. એ આજે કૉકેસસ નજીકનું એક સોવિયેટ પ્રજાસત્તાક છે.

આમ બાલ્કન વિગ્રહો પછી તુર્કી થાકીને જમીનદોસ્ત થઈ ગયું અને યુરોપમાં માત્ર પગ મૂકવા જેટલો જ તેનો મુલક રહ્યો. બાકીનું તેનું સામ્રાજ્ય પણ છિન્નભિન્ન થઈ રહ્યું હતું. મિસર ઉપરનું તેનું સ્વામિત્વ માત્ર નામનું જ હતું. વાસ્તવમાં બ્રિટને તેનો કબજો લીધો હતો તથા તે તેને શોષી રહ્યું હતું. પરંતુ બીજા આરબ દેશોમાં પણ રાષ્ટ્રીય ચળવળનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં. આથી તુર્કી હતાશ થઈ ગયું તથા તેની આંખ ઊઘડી ગઈ એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. ૧૯૦૮ની સાલની તેની બધી મોટી મોટી આશાઓ ભસ્મીભૂત થતી જણાઈ. એ અરસામાં જર્મની તેના પ્રત્યે સહાનુભૂતિ રાખતું હોય એમ લાગ્યું. જર્મની પૂર્વ તરફ નજર કરી રહ્યું હતું અને મધ્યપૂર્વના આખા પ્રદેશમાં પોતાની લાગવગ ફેલાવવાનાં સ્વપ્નાં તે સેવી રહ્યું હતું. તુર્કી પણ જર્મની તરફ ખેંચાયું અને તેમનો સંબંધ વધવા પામ્યો. બીજો બાલ્કન વિગ્રહ પૂરો થયા પછી એક જ વરસ બાદ ૧૯૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે આ સ્થિતિ હતી. હજી તુર્કીને આરામ મળે એમ નહોતું.

# ૧૪૩. ઝારશાહી રશિયા

૧૯ માર્ચ, ૧૯૩૩

રશિયા આજે સોવિયેટ દેશ છે, એટલે કે એનું રાજ્યતંત્ર મજૂરો તથા ખેડૂતોના પ્રતિનિધિઓ દ્વારા ચલાવવામાં આવે છે. કેટલીક બાબતોમાં તે દુનિયાનો સૌથી આગળ વધેલો દેશ છે. ત્યાંની વાસ્તવિક પરિસ્થિતિ ગમે તે હો પણ સરકાર તેમ જ સમાજની આખી ઇમારત સામાજિક સમાનતાના સિદ્ધાંત ઉપર રચાયેલી છે. આ સ્થિતિ તો આજે છે પરંતુ કેટલાંક વરસો પૂર્વે, આખી ૧૯મી સદી દરમ્યાન અને તે પહેલાંના સમયમાં રશિયા યુરોપમાં સૌથી પછાત અને પ્રત્યાઘાતી દેશ હતો. નરી આપખુદી અને અધિકારવાદનો દોર ત્યાં પ્રવર્તતો હતો અને પશ્ચિમ યુરોપમાં અનેક ક્રાંતિઓ અને પરિવર્તનો થવા પામ્યા છતાં ત્યાંના ઝારો હજીયે રાજાના 'દૈવી હક્ક'નો ઝંડો ફરકાવતા હતા. ત્યાંનું ચર્ચ — ત્યાં આગળ પુરાણું ઑર્થોડૉક્સ ગ્રીક ચર્ચ હતું, રોમન કે પ્રૉટેસ્ટંટ ચર્ચ નહિ — પણ બીજી જગ્યાઓનાં ચર્ચોના કરતાં વધારે અધિકારવાદી હતું અને તે ઝારશાહી સરકારના ટેકા અને હથિયારરૂપ હતું. દેશ 'હોલી રશિયા' એટલે કે પવિત્ર રશિયા તરીકે ઓળખાતો હતો અને ઝાર દરેક રશિયનનો 'લિટલ વ્હાઇટ ફાધર'* (નાનો ગોરો પ્રભુ) હતો. ચર્ચ તથા રાજ્યના સત્તાવાળાઓ લોકોના મનમાં ગોટાળો ઊભો કરવાને તથા પ્રચલિત રાજકીય તેમ જ આર્થિક પરિસ્થિતિ તરફથી લોકોનાં મન પાછાં વાળવાને આ બધી પુરાણ કથાઓનો ઉપયોગ કરતા. ઇતિહાસકાળમાં પવિત્ર ગણાતી વસ્તુઓએ ચિત્રવિચિત્ર સોબત કરી છે.

'નાઉટ' (ચાબુક) એ આ 'હોલી રશિયા'નું વિશિષ્ટ પ્રકારનું પ્રતીક હતું અને 'પોગ્રોમ્સ' એટલે કે સંહાર અને દમન એ તેનું હમેશનું કાર્ય હતું. ઝારશાહી રશિયાએ એ બે શબ્દો દુનિયાને આપ્યા છે. 'નાઉટ' એ સર્ફ એટલે કે દાસ ખેડૂતો તેમ જ બીજાઓને શિક્ષા કરવા માટેની ચાબુક હતી. 'પોગ્રોમ' એટલે સંહાર અને દમન. વાસ્તવમાં એનો અર્થ કતલ — ખાસ કરીને યહૂદીઓની કતલ — થતો હતો. અને ઝારશાહી રશિયાની પાછળ સાઇબેરિયાના વિસ્તીર્ણ અને નિર્જન 'સ્ટેપેઝ' એટલે કે, સપાટ ભેજવાળાં મેદાનો આવેલાં હતાં. દેશવટો, તુરંગ અને નિરાશાની સાથે સાઇબેરિયાનું નામ સંકળાયેલું હતું. સંખ્યાબંધ રાજદ્વારી કેદીઓને સાઇબેરિયા મોકલવામાં આવતા હતા અને ત્યાં આગળ દેશપારની સજા પામેલાઓને માટે મોટી મોટી છાવણીઓ તથા વસાહતો ઊભી કરવામાં

*રશિયન લોકો ઝારને ઈશ્વરના અંશ તરીકે લેખતા હતા અને તેને 'લિટલ ફાધર' એટલે કે 'નાના પ્રભુ'ના નામથી સંબોધતા હતા.

આવી હતી. એવી પ્રત્યેક છાવણી અને વસાહતની પાસે આપઘાત કરનારાઓની કબરો હતી. નિર્જન પ્રદેશમાં એકાંત દેશવટો તથા તુરંગવાસની લાંબી મુદ્દત વેઠવી બહુ કપરી હોય છે. એની ત્રાસભરી અસરથી સંખ્યાબંધ વીર પુરુષો પોતાના મગજનું સમતોલપણું ગુમાવી બેઠા અને તેમનાં શરીર ભાંગી પડ્યાં. દુનિયાથી વિખૂટા પડીને તથા પોતાના મિત્રો તેમ જ સાથીઓથી તથા પોતાની આશાનાં ભાગીદાર અને પોતાનો બોજો હળવો કરનારાં સ્વજનોથી દૂર દૂર વસીને ટકી રહેવા માટે માણસ પાસે મનોબળ તથા યાતનાઓ વેઠવાનું ધૈર્ય અને શાન્ત અને સ્વસ્થ એવું અંતરનું ઊંડાણ હોવું જોઈએ. આ રીતે ઝારશાહીએ તેની સામે માથું ઊંચું કરનાર દરેક જણને ધૂળ ભેગો કર્યો અને સ્વાતંત્ર્ય મેળવવા માટેના હરેક પ્રયાસને ભારે હાથે દબાવી દીધો. પરદેશથી ઉદાર વિચારો ત્યાં આવવા ન પામે એટલા ખાતર પ્રવાસોને પણ મુશ્કેલ કરી મૂકવામાં આવ્યા. પરંતુ દાબી દેવામાં આવેલી સ્વતંત્રતાની ભાવના ચક્રવૃદ્ધિ વ્યાજના દરથી વધવા પામે છે અને જ્યારે તે ગતિમાન થાય છે ત્યારે ઘણુંખરું તે કૂદકે ને ભૂસકે આગળ વધે છે અને જૂની બાજી ઊંધી વાળી દે છે.

આગળના પત્રોમાં આપણે દૂર પૂર્વના દેશો, મધ્ય એશિયા, ઈરાન તથા તુર્કી વગેરે એશિયા તથા યુરોપના દેશોમાં ઝારશાહી રશિયાની પ્રવૃત્તિઓ તથા તેણે ત્યાં આગળ અખત્યાર કરેલી નીતિ વિષે ઝાંખી કરી ગયાં છીએ. હવે આપણે એ ચિત્રના બાકીના ભાગો પૂરા કરી દઈએ અને આ બધી અલગ અલગ પ્રવૃત્તિઓનો પ્રધાન વસ્તુ સાથે સળંગસૂત્ર વિચાર કરીએ. તેની વિશિષ્ટ પ્રકારની ભૌગોલિક સ્થિતિને કારણે તે હમેશાં દ્વિમુખી રહ્યું છે. તેનું એક મુખ પશ્ચિમ તરફ અને બીજું પૂર્વ તરફ નજર રાખ્યાં કરે છે. એની આવી વિશિષ્ટ પ્રકારની ભૌગોલિક સ્થિતિને કારણે તે એકી વખતે યુરોપી તેમજ એશિયાઈ સત્તા છે અને પાછળના સમયના તેના ઇતિહાસ દરમ્યાન વારાફરતી પૂર્વ તથા પશ્ચિમ તરફ તેણે પોતાનો રસ દર્શાવ્યો છે. પશ્ચિમ તરફ તેને પાછું પાડવામાં આવ્યું ત્યારે તેણે પૂર્વ તરફ નજર કરી અને પૂર્વ તરફ એને ખાળવામાં આવ્યું ત્યારે ફરી પાછું તે પશ્ચિમ તરફ વળ્યું.

પુરાણા મંગોલ સામ્રાજ્યના પતન વિષે, ચંઘીઝખાનના વારસા વિષે તથા મોસ્કોના હાકોરની આગેવાની નીચે રશિયન હાકોરોએ છેવટે સુવર્ણ ટોપીના મંગોલોને રશિયામાંથી કેવી રીતે હાંકી કાઢ્યા તે વિષે હું તને કહી ગયો છું. આ ૧૪મી સદીના અંતમાં બનવા પામ્યું. મોસ્કોના હાકોરો ધીમે ધીમે આખા દેશના આપખુદ રાજકર્તા બન્યા અને તેઓ પોતાને ઝાર (અથવા સીઝર) કહેવડાવવા લાગ્યા. તેમની દૃષ્ટિ તથા તેમની રીતરસમો પ્રધાનપણે મંગોલ જ રહ્યાં અને પશ્ચિમ યુરોપ તથા તેમની વચ્ચે બહુ જ ઓછું સામ્ય હતું. પશ્ચિમ યુરોપના લોકો રશિયાને બર્બર અથવા અસંસ્કારી લેખતા હતા.

૧૬૮૯ની સાલમાં ઝાર પીટર ગાદી ઉપર આવ્યો. તે મહાન પીટર તરીકે ઓળખાય છે. તેણે રશિયાને પશ્ચિમ તરફ જોતું કરવાનો નિર્ણય કર્યો અને ત્યાંની સ્થિતિનો અભ્યાસ કરવાને અર્થે તે યુરોપના દેશોના લાંબા પ્રવાસે નીકળ્યો. તેણે જોયેલી ઘણીખરી વસ્તુઓનું તેણે અનુકરણ કર્યું તથા પશ્ચિમી-કરણના પોતાના વિચારો તેણે રશિયાના અજ્ઞાન ઉમરાવો ઉપર તેમની મરજી વિરુદ્ધ લાદ્યા. અલબત ત્યાંની આમજનતા તો બહુ જ પછાત અને દબાયેલી હતી અને પોતાના સુધારાઓ વિષે તેઓ શું ધારે છે એ જાણવાનો તો પીટર માટે સવાલ જ નહોતો. પીટરે જોયું કે તેના સમયની મહાન પ્રજાઓ દરિયા ઉપર બળવાન હતી અને તે દરિયાઈ સત્તાનું મહત્ત્વ સમજી ગયો. રશિયા આટલું બધું વિશાળ હોવા છતાં આર્કટિક મહાસાગર સિવાય બીજે ક્યાંયે તેની પાસે દરિયાઈ મથક નહોતું અને આર્કટિક મહાસાગર ઉપરનું મથક ઝાઝું ઉપયોગી નહોતું. આથી તે વાયવ્ય દિશામાં બાલ્ટિક સમુદ્ર તરફ અને દક્ષિણમાં ક્રીમિયા તરફ આગળ વધ્યો. ક્રીમિયા સુધી તો તે ન પહોંચી શક્યો (તેના વારસોએ તે કબજે કર્યું) પરંતુ સ્વીડનને હરાવીને તે બાલ્ટિક સમુદ્રને કિનારે તો પહોંચ્યો. તેણે ફિન્લૅન્ડના અખાતથી દૂર બાલ્ટિક સમુદ્રમાં વહેતી નેવા નદી ઉપર સેન્ટપીટર્સબર્ગ નામનું પાશ્ચાત્ય ઢબનું શહેર વસાવ્યું. આ શહેરને તેણે પોતાનું પાટનગર બનાવ્યું અને એ રીતે મૉસ્કો સાથે સંકળાયેલી પુરાણી પરંપરાઓમાંથી મુક્ત થવાનો તેણે પ્રયત્ન કર્યો. ૧૭૨૫ની સાલમાં પીટર મરણ પામ્યો.

અર્ધી સદી કરતાં વધારે સમય પછી ૧૭૮૨ની સાલમાં બીજા એક રશિયન શાસકે દેશને 'પાશ્ચાત્ય' બનાવવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્ન કરનાર એક સ્ત્રી હતી અને તેનું નામ કૅથેરાઇન બીજી હતું. તે મહાન કૅથેરાઇન તરીકે પણ ઓળખાય છે. તે એક અસામાન્ય સ્ત્રી હતી. તે શક્તિશાળી, ઘાતકી અને કાર્યદક્ષ હતી તથા વ્યક્તિગત જીવનની તેની આબરૂ બહુ જ ખરાબ હતી. ખૂન કરાવીને તેના પતિ ઝારનો નિકાલ પાડ્યા પછી તે સમગ્ર રશિયાની સમ્રાજ્ઞી બની અને ૧૪ વરસ સુધી તેણે રાજ્ય કર્યું. કળા અને સંસ્કૃતિના આશ્રયદાતા હોવાનો તેણે ડોળ કર્યો અને વૉલ્તેયાર જોડે મૈત્રી કરવાનો તેણે પ્રયાસ કર્યો. તેની જોડે તેણે પત્રવ્યવહાર પણ કર્યો હતો. વર્સાઈના દરબારની તેણે કંઈક અંશે નકલ કરી અને કેળવણીના ક્ષેત્રમાં કેટલાક સુધારા કર્યા. પરંતુ આ બધું સમાજના ઉપલા વર્ગોમાં જ મર્યાદિત હતું અને દેખાવ કરવાને અર્થે જ હતું. સંસ્કૃતિની એકાએક નકલ થઈ શકતી નથી તેણે તો પ્રજામાં મૂળિયાં નાખવાં જોઈએ. આગળ વધેલી પ્રજાઓની વાનરનકલ કરનાર પછાત પ્રજા સાચી સંસ્કૃતિના સોના કે ચાંદીને તેની નકલી ધાતુમાં ફેરવી નાખે છે. પશ્ચિમ યુરોપની સંસ્કૃતિ અમુક સામાજિક પરિસ્થિતિ ઉપર રચાયેલી

હતી. પીટર તથા કૅથેરાઈને એ પ્રકારની પરિસ્થિતિ પેદા કરવાનો યત્ન કર્યા વિના ઉપરની ઇમારતની નકલ કરવાનો પ્રયાસ કર્યો. એનું પરિણામ એ આવ્યું કે એ ફેરફારોનો બધો બોજો આમજનતા ઉપર પડ્યો તથા સર્ફની એટલે કે દાસ—ખેડૂતોની પ્રથા અને ઝારશાહી મજબૂત બન્યાં.

આમ ઝારશાહી રશિયામાં એક ઔંસ પ્રગતિ અને એક ટન પીછેહઠ એક સાથે રહ્યાં. રશિયન ખેડૂતોની દશા તો લગભગ ગુલામોના જેવી હતી. તેઓ તેમની જમીન સાથે બંધાયેલા હતા અને ખાસ પરવાનગી વિના તેઓ તેને છોડી શકતા નહોતા. કેળવણી માત્ર થોડા અમલદારો અને બુદ્ધિજીવીઓમાં મર્યાદિત હતી. અને એ બધા જમીનદાર વર્ગના હતા. ત્યાં આગળ મધ્યમ વર્ગ લગભગ નહોતો જ અને આમજનતા અભણ અને પછાત હતી. ભૂતકાળમાં ત્યાં આગળ ખૂનામરકીભર્યાં ખેડૂતોનાં બંડ વારંવાર થવા પામ્યાં હતાં. અતિશય દમનને કારણે જીવ પર આવી જઈને કરવામાં આવેલાં આ આંધળાં બંડો હતાં, અને તેમને કચરી નાખવામાં આવ્યાં હતાં. હવે સમાજના ઉપલા વર્ગમાં થોડી કેળવણી દાખલ થઈ તેથી પશ્ચિમ યુરોપના કેટલાક પ્રચલિત વિચારોનો પણ ત્યાં પ્રવેશ થયો. એ ફ્રાંસની ક્રાંતિનો અને ત્યાર પછી નેપોલિયનનો જમાનો હતો. તને યાદ હશે કે નેપોલિયનના પતનને પરિણામે આખા યુરોપમાં પ્રત્યાઘાતનો દોર પ્રવર્ત્યો અને સમ્રાટોના ‘હોલી ઍલાયન્સ’ (પવિત્ર ઐક્ય) સાથે રશિયાનો ઝાર ઍલેક્ઝાંડર પહેલો, એ પ્રત્યાઘાતનો આગેવાન હતો. એનો વારસ તો વળી તેનાથીયે બૂરો હતો. જીવ પર આવી જઈને ૧૮૨૫ની સાલમાં કેટલાક યુવાન અમલદારો તથા બુદ્ધિજીવીઓએ બળવો કર્યો. એ બધાયે જમીનદાર વર્ગના હતા અને તેમને જનતા કે લશ્કરનું પીઠબળ નહોતું. તેમને કચરી નાખવામાં આવ્યા. તેમનું બંડ ૧૮૨૫ના ડિસેમ્બર માસમાં થયું તેથી તેમને ‘ડિસેમ્બ્રિસ્ટ’ કહેવામાં આવે છે. રશિયામાં રાજકીય જાગ્રતિ આવી હતી તેનું આ બંડ નજરે પડે એવું પ્રથમ ચિહ્ન છે. એ પહેલાં ગુપ્ત રાજકીય મંડળો ત્યાં સ્થપાયાં હતાં. કેમ કે ઝારની સરકાર કોઈ પણ પ્રકારની જાહેર રાજકીય પ્રવૃત્તિને અટકાવી દેતી હતી. આ ગુપ્ત મંડળો ચાલુ રહ્યાં અને ક્રાંતિકારી વિચારો — ખાસ કરીને બુદ્ધિજીવીઓ અને વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓમાં ફેલાવા લાગ્યા.

ક્રીમિયન વિગ્રહમાં રશિયાની હાર થયા પછી ત્યાં કેટલાક સુધારાઓ દાખલ કરવામાં આવ્યા અને ૧૮૬૧ની સાલમાં સર્ફની પ્રથાને નાબૂદ કરવામાં આવી. ખેડૂત વર્ગને માટે તો એ ભારે વસ્તુ હતી અને છતાંયે એથી તેમને ઝાઝી રાહત ન મળી કેમ કે મુક્ત કરવામાં આવેલા સર્ફોને તેમની જિવાઈ નીકળી શકે એટલી જમીન આપવામાં આવી નહિ. દરમ્યાન કેળવાયેલા વર્ગોમાં ક્રાંતિકારી વિચારોનો ફેલાવો અને ઝારની સરકારનું તેમનું દમન એ બંને

વસ્તુઓ રશિયામાં સાથે સાથે ચાલી રહી હતી. આ આગળ વધેલા કેળવાયેલા લોકો તથા ખેડૂતો વચ્ચે એ બંનેને જોડનારી કોઈ કડી કે સમાન ભૂમિકા નહોતી. આથી, ૧૯મી સદીના આઠમા દશકાના આરંભમાં સમાજવાદી વલણ ધરાવનારા વિદ્યાર્થીઓએ (તેમના બધા વિચારો અસ્પષ્ટ અને આદર્શવાદી હતા) ખેડૂત વર્ગમાં પોતાના વિચારોનો પ્રચાર કરવાનું નક્કી કર્યું અને હજારોની સંખ્યામાં તેઓ ગામડાંઓમાં પહોંચી ગયા. ખેડૂતોને આ વિદ્યાર્થીઓનો બિલકુલ પરિચય નહોતો. તેમનો તેમના ઉપર વિશ્વાસ નહોતો તથા તેઓ ફરી પાછી સર્ફની પ્રથા ચાલુ કરવા માટેનું કાવતરું કરવાને તો ન આવ્યા હોય, એવી તેમને વિષે શંકા હતી. આથી, પોતાની જિંદગીનું જોખમ ખેડીને ત્યાં પહોંચેલા આવા ઘણા વિદ્યાર્થીઓને એ ખેડૂતોએ ખરેખાત પકડીને ઝારના પોલીસોને સોંપી દીધા! જનતા સાથે સંપર્કમાં આવ્યા વિના માત્ર હવામાં કાર્ય કરવાનો પ્રયાસ કરવાનું આ અસાધારણ દૃષ્ટાંત છે.

ખેડૂતવર્ગમાં તેમને સાવ નિષ્ફળતા મળી તેથી આ બુદ્ધિજીવી વિદ્યાર્થીઓને ભારે આઘાત લાગ્યો અને ઘૃણા તથા નિરાશાના માર્યા તેમણે જેને 'ત્રાસવાદ' કહેવામાં આવે છે તેનો આશરો લીધો, એટલે કે બૉંબ ફેંકીને કે બીજી રીતે સત્તાવાળાઓને મારી નાખવાનો માર્ગ તેમણે અખત્યાર કર્યો. ત્રાસવાદ તથા બૉંબના પંથની રશિયામાં આ શરૂઆત હતી અને એની સાથે સાથે ક્રાંતિકારી પ્રવૃત્તિએ નવું સ્વરૂપ ધારણ કર્યું. આ બૉંબ ફેંકનારાઓ પોતાને 'બૉંબવાળા વિનીતો' કહેવડાવતા અને તેમની ત્રાસવાદી સંસ્થાને 'પ્રજાની ઇચ્છા' એવું નામ આપવામાં આવ્યું હતું. પરંતુ આ નામ ડોળી અને ભ્રામક હતું કેમ કે એની સાથે સંબંધ ધરાવનારા લોકોનો સમૂહ બહુ જ નાનો હતો.

આ કૃતનિશ્ચય તરુણ સ્ત્રીપુરુષો અને ઝારની સરકાર વચ્ચે આ રીતે નવી સાઠમારી શરૂ થઈ. અનેક તાબેદાર પ્રજાઓ તથા રશિયાની રાષ્ટ્રીય લઘુમતીના લોકોના ઉમેરાથી ક્રાંતિકારી દળ વધી જવા પામ્યું. સરકાર આ બધી તાબેદાર પ્રજાઓ તથા લઘુમતી કોમો તરફ ગેરવર્તાવ ચલાવતી હતી. તેમની પોતાની ભાષાઓનો તેમને જાહેર ઉપયોગ કરવા દેવામાં આવતો નહોતો તથા બીજી અનેક રીતે તેમની કનડગત કરવામાં આવતી હતી તથા તેમનો તેજોવધ કરવામાં આવતો હતો. ઔદ્યોગિક દૃષ્ટિએ રશિયા કરતાં વધારે આગળ વધેલા દેશ પોલેંડને માત્ર રશિયાનો એક પ્રાંત બનાવી દેવામાં આવ્યો હતો અને પોલેંડ નામ પણ લગભગ અદૃશ્ય થઈ ગયું હતું. પોલિશ ભાષાની મનાઈ કરવામાં આવી હતી. જો પોલેંડ જેવા દેશ પ્રત્યે આવો વર્તાવ રાખવામાં આવ્યો તો બીજી લઘુમતીઓ તથા પ્રજાઓ પ્રત્યે તો એથીયે અધિક ભૂંડું વર્તન દાખવવામાં આવ્યું. ૧૯મી સદીના સાતમા દશકામાં પોલેંડમાં બળવો થયો. એ બળવાને ભારે ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યો અને પચાસ હજાર

પોલૅંડવાસીઓને સાઇબેરિયામાં મોકલી દેવામાં આવ્યા. યહૂદીઓને તો નિરંતર 'પોગ્રોમ 'ના ભોગ બનાવવામાં આવતા હતા, એટલે કે તેમની એકસામટી કતલ કરવામાં આવતી હતી. એથી કરીને સંખ્યાબંધ યહૂદીઓ બીજા દેશોમાં ચાલ્યા ગયા.

આ યહૂદીઓ તથા પોતાની જાતિ ઉપરના ઝારશાહીના દમનથી ક્રોધે ઊભરાતા બીજા લોકો રશિયાના ત્રાસવાદીઓના મંડળમાં જોડાય એ સ્વાભાવિક હતું. રશિયામાં શૂન્યવાદનો (નિહિલીઝમ) — ત્રાસવાદ ત્યાં એ નામથી ઓળખાતો હતો — ફેલાવો થયો. સ્વાભાવિક રીતે જ તેને લોહી નીંગળતા હાથે દબાવી દેવામાં આવ્યો અને રાજકીય ગુનેગારોની લાંબી લાંબી હારો સાઇબેરિયાના 'સ્ટેપેઝ' તરફ પગપાળા જવા લાગી અને એવા કેટલાક ગુનેગારોને તો ફાંસીએ પણ લટકાવવામાં આવ્યા. આ જોખમને પહોંચી વળવાને માટે ઝારની સરકારે એક નવી રીત અખત્યાર કરી અને છેવટની હદ સુધી તેની અજમાયશ કરી. સરકાર આ ત્રાસવાદીઓ તથા ક્રાંતિકારીઓના દળમાં ઉશ્કેરણી કરનારા છૂપા જાસૂસો મોકલતી. એ લોકો ખરેખાત બૉંબના અત્યાચારો કરવાને માટે ઉશ્કેરણી કરતા તથા બીજાઓને તેમાં સંડોવવાને ખાતર પોતે પણ એવા અત્યાચારો કરતા. ઍઝેફ આવો એક મશહૂર જાસૂસ હતો. તે એક આગળ પડતો બૉંબ ફેંકનાર ક્રાંતિકાર હતો તેમ જ સાથે સાથે છૂપી પોલીસનો વડો પણ હતો. જેમાં બીજાઓને સંડોવવા માટે છૂપી પોલીસખાતાના ઝારના સેનાપતિઓએ પોલીસના આડતિયાઓ તરીકે બૉંબ ફેંકવામાં ભાગ લીધો હતો એવા બીજા પણ અનેક પ્રમાણભૂત દાખલાઓ મળી આવ્યા છે!

આ બધું બની રહ્યું હતું તે વખતે રશિયાનો મુલક પૂર્વ તરફ નિરંતર વધતો રહ્યો હતો અને હું તને આગળ કહી ગયો છું તેમ છેવટે તે પ્રશાન્ત મહાસાગરના કાંઠા સુધી પહોંચ્યો હતો. મધ્ય એશિયામાં રશિયા અફઘાનિસ્તાનની સરહદ સુધી પહોંચ્યું અને દક્ષિણમાં તે તુર્કીની સરહદ તરફ આગળ વધી રહ્યું હતું. ૧૯મી સદીના સાતમા દશકા પછી બીજો પણ એક મહત્ત્વનો ફેરફાર ત્યાં થવા લાગ્યો — પાશ્ચાત્ય ઉદ્યોગો ત્યાં આગળ ખીલવા લાગ્યા. પરંતુ એ ઉદ્યોગીકરણ માત્ર પીટર્સબર્ગની આસપાસના પ્રદેશ તથા મૉસ્કોમાં જ મર્યાદિત હતું અને એકંદરે આખો દેશ સંપૂર્ણપણે ખેતી-પ્રધાન હતો. પરંતુ ત્યાં આગળ ઊભાં થયેલાં કારખાનાંઓ તદ્દન આધુનિક ઢબનાં હતાં અને સામાન્ય રીતે તે અંગ્રેજોની વ્યવસ્થા નીચે હતાં. એનાં બે પરિણામો આવ્યાં. આ થોડા ઔદ્યોગિક પ્રદેશોમાં રશિયાનો મૂડીવાદ એકદમ વધી જવા પામ્યો તેમ જ મજૂરવર્ગ પણ ત્યાં આગળ એટલી જ ઝડપથી ઊભો થયો. ત્યાંની કારખાના-પદ્ધતિના આરંભકાળમાં ઇંગ્લંડમાં બન્યું હતું તેમ રશિયન મજૂરોનું ભયંકર શોષણ કરવામાં આવ્યું અને તેમની પાસેથી લગભગ દિવસરાત કામ લેવામાં આવ્યું. પરંતુ એ બે વચ્ચે આ તફાવત હતો.

સમાજવાદ તથા સામ્યવાદના નવા વિચારોનો હવે ઉદય થયો હતો તથા રશિયન મજૂરોનું માનસ કુમળું અને આ નવા વિચારોનું ગ્રાહક હતું. પોતાની પાછળની લાંબી પરંપરાને કારણે બ્રિટિશ મજૂર સ્થિતિચુસ્ત થઈ ગયો હતો તથા જૂના વિચારોથી બંધાઈ ગયેલો હતો.

આ વિચારો મૂર્તસ્વરૂપ ધારણ કરવા લાગ્યા અને 'સામાજિક લોકશાહી મજૂરપક્ષ'ની સ્થાપના થઈ. એ પક્ષ માર્ક્સની ફિલસૂફી ઉપર રચાયેલો હતો. પોતે આ ત્રાસનાં કૃત્યોની વિરુદ્ધ છે એમ આ માર્ક્સવાદીઓએ જાહેર કર્યું. માર્ક્સના સિદ્ધાંતો અનુસાર મજૂરવર્ગને કાર્ય માટે જાગ્રત કરવો જોઈએ અને એવા જનતાવ્યાપી કાર્ય દ્વારા જ તે પોતાનું ધ્યેય સિદ્ધ કરી શકે. ત્રાસવાદનાં કૃત્યથી વ્યક્તિઓને મારી નાખવાથી જનતાને આવા કાર્ય માટે પ્રેરી શકાતી નથી કેમકે ધ્યેય તો ઝારવાદને ઉથલાવી પાડવાનું હતું, ઝાર કે તેના પ્રધાનોના ખૂન કરવાનું નહિ.

૧૯મી સદીના નવમા દશકાના આરંભમાં, પાછળના વખતમાં જગતભરમાં લેનિન નામથી મશહૂર થનાર એક તરુણે, તે એક શાળાનો વિદ્યાર્થી હતો ત્યારે પણ ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો. ૧૮૮૭ની સાલમાં તે માત્ર ૧૭ વરસનો હતો ત્યારે તેને એક ભારે ફટકો સહન કરવો પડ્યો હતો. ઝારની જિંદગી ઉપર અત્યાચારી હુમલો કરવાના કૃત્યમાં ભાગ લેવા માટે, જેના ઉપર તેને અપાર પ્રેમ હતો એવા તેના ભાઈ ઍલેક્ઝાંડરને ફાંસીએ લટકાવવામાં આવ્યો. આથી તેને ભારે આઘાત લાગ્યો હોવા છતાંયે લેનિને તે વખતે પણ જાહેર કર્યું હતું કે અત્યાચારની પદ્ધતિથી સ્વતંત્રતા મેળવી શકાય એમ નથી. જનતાવ્યાપી કાર્ય એ તે મેળવવા માટેનો એક માત્ર ઉપાય છે એમ તેણે જણાવ્યું. દાંત કચકચાવીને અને મક્કમતાપૂર્વક તેણે શાળાનો અભ્યાસ ચાલુ રાખ્યો, શાળાંત પરીક્ષામાં દાખલ થયો અને તેજસ્વી રીતે તેમાં પસાર થયો. ૩૦ વરસ પછીની ક્રાંતિ કરનાર તથા તેનો નેતા આવા પ્રકારનો હતો! પોતે જેની આગાહી કરી હતી તે મજૂરવર્ગની ક્રાંતિ મોટા અને સંગઠિત મજૂરવર્ગવાળા જર્મની જેવા ભારે ઔદ્યોગિક દેશમાં થશે એમ માર્ક્સ માનતો હતો. તેના પછાતપણા તથા મધ્યયુગીપણાને કારણે રશિયામાં એવી ક્રાંતિ થવી બિલકુલ અસંભવિત છે એમ તે માનતો હતો. પરંતુ રશિયાના યુવકવર્ગમાં તેને નિષ્ઠાવાળા અનુયાયીઓ મળી રહ્યા. પોતાની અસહ્ય સ્થિતિનો અંત કેવી રીતે આણવો એ શોધવા માટે તેમણે ધગશપૂર્વક માર્ક્સનો અભ્યાસ કર્યો. ઝારશાહી રશિયામાં જાહેર પ્રવૃત્તિ અને બંધારણીય રીતોનું ક્ષેત્ર તેમને માટે ખુલ્લું નહોતું એ હકીકતે જ તેમને એના અભ્યાસ તથા આપસમાં તેની ચર્ચા કરવા તરફ વાળ્યા. આવા સંખ્યાબંધ તરુણોને તુરંગમાં નાખવામાં આવ્યા, સાઇબેરિયા ધકેલવામાં આવ્યા કે દેશપાર કરવામાં આવ્યા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમણે માર્ક્સવાદનો આ અભ્યાસ તથા કાર્ય કરવાના દિવસ માટેની તૈયારી ચાલુ રાખ્યાં.

# ૧૪૪. ૧૯૦૫ની સાલની રશિયાની નિષ્ફળ ક્રાંતિ

૧૭ માર્ચ, ૧૯૩૩

રશિયન માકર્સવાદીઓને એટલે કે, સામાજિક લોકશાહી પક્ષને ૧૯૦૩ની સાલમાં એક કટોકટીભરી પરિસ્થિતિનો સામનો કરવો પડ્યો. એ વખતે તેમને એક પ્રશ્ન ઉપર વિચાર ચલાવીને તેનો જવાબ આપવાની પરિસ્થિતિ ઊભી થઈ. અમુક સિદ્ધાંતો અને ચોક્કસ ધ્યેયો ઉપર રચાયેલા દરેક પક્ષને વહેલો-મોડો આવા પ્રશ્નનો સામનો કરવાનો તથા તેનો જવાબ આપવાનો પ્રસંગ આવે છે જ. સાચે જ, આવા સિદ્ધાંતો તથા માન્યતાઓ ધરાવનારાં બધાં સ્ત્રીપુરુષોને તેમના જીવન દરમ્યાન અનેક વાર આવી કટોકટીનો સામનો કરવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે જ. તેમની સામે આવી પડેલો પ્રશ્ન આ હતો : તેમણે પોતાના સિદ્ધાંતોને સંપૂર્ણપણે વળગી રહીને મજૂર વર્ગની ક્રાંતિ માટે તૈયારી કરવી કે પછી વર્તમાન પરિસ્થિતિ સાથે સહેજસાજ બાંધછોડ કરવી અને એ રીતે અંતિમ ક્રાંતિ માટેની ભૂમિકા તૈયાર કરવી. આ પ્રશ્ન પશ્ચિમ યુરોપના બધાયે દેશોમાં ઉપસ્થિત થયો હતો અને લગભગ બધે જ વત્તાઓછા પ્રમાણમાં સામાજિક લોકશાહીવાદી યા તો એને મળતો પક્ષ નબળો પડ્યો હતો તથા આંતરિક ઝઘડાઓ પેદા થયા હતા. જર્મનીમાં માકર્સવાદીઓએ આમૂલાગ્ર ફેરફાર કરવાનો ક્રાંતિકારી અભિપ્રાય બહાદુરીપૂર્વક વ્યક્ત કર્યો હતો, પરંતુ વ્યવહારમાં તેમણે મોળાશ દાખવી અને નરમ વલણ અખત્યાર કર્યું. ફ્રાંસમાં આગેવાન સમાજવાદીઓએ પોતાના પક્ષનો ત્યાગ કર્યો અને તેઓ પ્રધાન-મંડળમાં જોડાયા. ઇટાલી, બેલ્જિયમ તેમ જ બીજી જગ્યાઓએ પણ એમ જ બનવા પામ્યું. ઇંગ્લંડમાં માકર્સવાદનું જોર બહુ જ ઓછું હતું એટલે ત્યાં એ પ્રશ્ન ઊભો થયો નહિ પરંતુ ત્યાંયે મજૂર પક્ષનો સભ્ય પ્રધાનમંડળમાં જોડાયો.

રશિયામાં સ્થિતિ જુદી હતી. કેમ કે બંધારણીય પ્રવૃત્તિ માટે ત્યાં અવકાશ જ નહોતો. ત્યાં આગળ પાર્લમેન્ટ યા તો ધારાસભા હતી જ નહિ પરંતુ ત્યાંયે જેને ઝારશાહી સામેની લડતની 'બેકાયદા' રીતો લેખવામાં આવતી હતી તે છોડી દઈને કેવળ સિદ્ધાંતોના શાંત પ્રચારકાર્યમાં વળગી જવાનો સંભવ રહેતો હતો. પરંતુ એ વિષે લેનિનના વિચારો સ્પષ્ટ અને ચોક્કસ હતા. તે કોઈ પણ પ્રકારની મોળાશ કે બાંધછોડ ચલાવી લેવા તૈયાર નહોતો. કારણ કે, એમ ન કરે તો તકસાધુઓ મોટી સંખ્યામાં તેના પક્ષમાં ભરાઈ જાય એવો તેને ડર હતો. પશ્ચિમના દેશોના સમાજવાદી પક્ષોએ અખત્યાર કરેલી રીતો તેણે ભાળી હતી અને એનો તેના ઉપર કશોયે પ્રભાવ પડ્યો નહોતો. પાછળથી બીજા સંબંધમાં તેણે લખ્યું હતું કે, "પશ્ચિમ યુરોપના સમાજવાદીઓ પાર્લમેન્ટની પ્રવૃત્તિ જે રીતે કરે છે તે ભારે અધોગતિ કરનારી

છે. તે દરેક સમાજવાદી પક્ષને તેના તકસાધુઓ તથા હોદ્દા ખોળનારાઓવાળાં નાના નાના ટૅમેની હૉલમાં ફેરવી નાખે છે." (ટૅમેની હૉલ ન્યૂ યૉર્કમાં આવેલો છે. તે રાજકીય સડાના એક પ્રતીક સમો બની ગયો છે.) લેનિનને પોતાની સાથે કેટલા માણસો છે એની પરવા નહોતી — એક વખતે તો પોતે એકલો જ ઊભો રહેશે એવી પણ તેણે ધમકી આપી હતી — પરંતુ જેઓ સિદ્ધાંતને ચુસ્તપણે વળગી રહેનારા હોય, ધ્યેયને માટે ફના થઈ જવા તૈયાર હોય તથા જનતાની વાહવાહની બાબતમાં નિઃસ્પૃહ હોય એવાઓને જ પોતાના પક્ષમાં રાખવાનો તેણે આગ્રહ રાખ્યો. ચળવળનો કુશળતાથી વિકાસ કરી શકે એવા ક્રાંતિના નિષ્ણાતોનો એક સમૂહ ઊભો કરવા તે માગતો હતો. કેવળ સહાનુભૂતિ ધરાવનારાઓ તથા સુખના સાથીઓની તેને જરૂર નહોતી.

આ બહુ કડક માર્ગ હતો અને ઘણાઓને એ ગેરડહાપણભર્યો લાગ્યો. આમ છતાંયે, એકંદરે જોતાં લેનિનને વિજય મળ્યો અને સામાજિક લોકશાહીવાદી પક્ષમાં બે ભાગ પડ્યા અને ઇતિહાસમાં એ પછી મશહૂર થયેલાં 'મેન્શેવિક' અને 'બોલ્શેવિક' એવાં બે નામો અસ્તિત્વમાં આવ્યાં. બોલ્શેવિક એ કેટલાક લોકોને મન અતિશય ભીષણ શબ્દ છે. પરંતુ બહુમતી એટલો જ એનો અર્થ થાય છે. મેન્શેવિકનો અર્થ લઘુમતી થાય છે. ૧૯૦૩ની સાલમાં સામાજિક લોકશાહીવાદી પક્ષમાં પડેલા ભાગલા વખતે લેનિનના સાથીઓ વધુમતીમાં હતા તેથી તેઓનો બોલ્શેવિક એટલે કે બહુમતી પક્ષ કહેવાયો. એ જાણવા જેવું છે કે ૧૯૧૭ની ક્રાંતિનો લેનિનનો મહાન સાથી ટ્રૉટસ્કી, જે તે વખતે ૨૪ વરસનો તરુણ હતો, તે મેન્સેવિક પક્ષમાં હતો.

રશિયાથી બહુ દૂર લંડનમાં આ બધી ચર્ચાઓ તથા વાદવિવાદો થયા હતા. રશિયન પક્ષની સભા લંડનમાં ભરવી પડી હતી કેમ કે ઝારશાહી રશિયામાં તેને માટે સ્થાન નહોતું. એ પક્ષના ઘણાખરા સભ્યો કાં તો દેશપાર થયેલા હતા અથવા તો સાઇબેરિયામાંથી છટકી ગયેલા કેદીઓ હતા.

દરમ્યાન રશિયામાં મુસ્કેલી ઊભી થઈ રહી હતી. રાજકીય હડતાલો એ એની નિશાનીઓ હતી. મજૂરોની રાજકીય હડતાલ એટલે મજૂરીના દરના વધારા જેવી આર્થિક સુધારણા માટેની હડતાલ નહિ પણ સરકારના કોઈક રાજકીય કૃત્ય સામે ઉઠાવવામાં આવેલો વિરોધ. મજૂર વર્ગમાં કંઈક રાજકીય જાગ્રતિ આવી છે એ પણ એ વસ્તુ સૂચવે છે. આ રીતે, ગાંધીજીની ધરપકડને કારણે અથવા તો અસાધારણ પ્રકારના દમનને કારણે હિંદનાં કારખાનાંના મજૂરો હડતાલ પાડે તો તે રાજકીય હડતાલ કહેવાય. ત્યાં આગળ બળવાન મજૂર મહાજનો તથા મજૂરોની સંસ્થાઓ હોવા છતાંયે પશ્ચિમ યુરોપમાં આવી રાજકીય હડતાલો દુર્લભ હતી એ અજાયબીભર્યું છે; અથવા તેમનાં સ્થાપિત હિતોને કારણે મજૂર નેતાઓ મોળા પડ્યા એને લીધે આવી હડતાલો

દુર્લભ બની ગઈ હોય એ બનવાજોગ છે. ઝારશાહીના નિરંતર દમનને કારણે રશિયામાં રાજકીય બાજુ હમેશાં મોખરે રહી. છેક ૧૯૦૩ની સાલમાં પણ દક્ષિણ રશિયામાં આવી અનેક રાજકીય હડતાલો આપમેળે પડી હતી. એ ચળવળ જનતાવ્યાપી વિશાળ પાયા ઉપર હતી પરંતુ નેતાઓને અભાવે તે મરી ગઈ.

બીજે વરસે દૂર પૂર્વમાં મુશ્કેલી ઊભી થઈ. એશિયાના ઉત્તર ભાગનાં 'સ્ટેપેઝ'માં થઈને પસાર થતી અને છેક પ્રશાન્ત મહાસાગર સુધી પહોંચતી સાઈબેરિયન રેલવે બાંધવા વિષેની તથા ૧૮૯૪ની સાલથી શરૂ થતી અને ૧૯૦૪–૫ના રશિયા-જપાન વિગ્રહમાં પરિણમેલી રશિયા અને જપાન વચ્ચેની અથડામણ વિષેની વાત પણ મેં તને મારા આગળના એક પત્રમાં કહી હતી. વળી પોતાના 'લિટલ ફાધર' (નાના પ્રભુ) પાસેથી રોટલાની યાચના કરવા માટે એક પાદરીની આગેવાની નીચે ગયેલા શાન્ત સરઘસ ઉપર ઝારના સિપાઈઓએ ગોળીઓ ચલાવી હતી તે 'લોહિયાળા રવિવાર'—૨૨ જાન્યુઆરી ૧૯૦૫—વિષે પણ મેં તને કહ્યું હતું. એને લીધે દેશભરમાં ભારે કમકમાટી અને ત્રાસની લાગણી ફેલાઈ ગઈ અને એને પરિણામે ઠેકઠેકાણે રાજકીય હડતાલો પડી. છેવટે આખાયે રશિયામાં સાર્વત્રિક હડતાલ પડી. નવીન પ્રકારની માર્ક્સવાદી ક્રાંતિ શરૂ થઈ.

હડતાલ ઉપર ઊતરેલા મજૂરોએ ખાસ કરીને પીટર્સબર્ગ અને મૉસ્કો જેવાં કેન્દ્રોમાં 'સોવિયેટ' નામની એક નવી સંસ્થાની સ્થાપના કરી. આરંભમાં તો એ હડતાલ ચલાવવા માટેની માત્ર એક સમિતિ જ હતી. ટ્રૉટ્સ્કી પીટર્સબર્ગ સોવિયેટનો નેતા બન્યો. ઝારની સરકાર એથી સંપૂર્ણપણે હબકી ગઈ અને કંઈક અંશે તેણે નમતું આપ્યું. બંધારણીય ધારાસભા તથા પ્રજાકીય મતાધિકાર આપવાનું તેણે વચન આપ્યું. આપખુદીનો મહાન કિલ્લો પડ્યો હોય એમ લાગ્યું. પહેલાંનાં ખેડૂતોનાં બંડો જે કરવામાં નિષ્ફળ નીવડ્યાં, ત્રાસવાદીઓ પોતાના બૉંબથી જે કરવામાં નાસીપાસ થયા તથા પોતાની સાવચેતીપૂર્વકની દલીલબાજીથી મવાળ વિનીત બંધારણવાદીઓ જે ન કરી શક્યા તે વસ્તુ રાજકીય હડતાલ દ્વારા મજૂરો કરી શક્યા. ઇતિહાસમાં પહેલી જ વાર ઝારશાહીને આમજનતા આગળ નમતું પડ્યું. પરંતુ પાછળથી એ વિજય પોકળ માલૂમ પડ્યો. પરંતુ એનું સ્મરણ મજૂરોને માટે આશાની જ્યોત જેવું થઈ પડ્યું.

ઝારે બંધારણીય ધારાસભા આપવાનું વચન આપ્યું હતું. એ ધારાસભાને 'ડૂમા' કહેવામાં આવતી. એ શબ્દનો અર્થ 'વિચાર કરવાની જગ્યા' એવો થાય છે, ફ્રેંચ શબ્દ પાર્લર ઉપરથી બનેલા પાર્લમેન્ટ શબ્દની પેઠે એનો 'વાતો કરવાની દુકાન' એવો અર્થ થતો નથી. ઝારના એ વચનથી મવાળ

વિનીતો સંતોષાયા અને તેમનો ઉત્સાહ મોળો પડ્યો. એવા લોકો હમેશાં બહુ સહેલાઈથી સંતોષાય છે. ક્રાંતિથી ભડકીને જમીનદારો સારી સ્થિતિના ખેડૂતોને લાભકારક હોય એવા કેટલાક સુધારાઓની બાબતમાં સંમત થયા. ઝારની સરકારે પછીથી સાચા ક્રાંતિકારીઓનો સામનો કર્યો અને તેમની નબળાઈ પામી જઈને તે તેમને પહોંચી વળી. એક બાજુએ રાજકીય બંધારણો કરતાં મજૂરીના ઊંચા દરો તથા રોટલો મેળવવામાં વધારે રસ ધરાવનારા મજૂરો તથા 'અમને જમીન આપો'નો ભયંકર પોકાર ઉઠાવનારા ગરીબ ખેડૂતો હતા અને બીજી બાજુ જનતાની સાચી માગણીઓ તથા લાગણીઓનો ઝાઝો વિચાર ન કરનારા અને મુખ્યત્વે કરીને રાજકીય બાબતોમાં રસ ધરાવનારા તથા પશ્ચિમ યુરોપના દેશોના જેવી પાર્લમેન્ટ મેળવવાની આશા સેવનારા ક્રાંતિકારીઓ હતા. સારી સ્થિતિના ઘણાખરા કુશળ કારીગરો મજૂર મહાજનોમાં સંગઠિત થયા હતા. તેઓ પ્રશ્નની રાજકીય બાજુ સમજતા હતા તેથી ક્રાંતિમાં તેમણે ભાગ લીધો હતો. પરંતુ શહેરો તથા ગામડાંઓની જનતા એના પ્રત્યે સામાન્ય રીતે બેપરવા હતી. એ ઉપરથી ઝારશાહી સરકાર તથા પોલીસે પરાપૂર્વથી ચાલતી આવેલી આપખુદીની પદ્ધતિ અજમાવી. તેમણે પ્રજામાં ભાગલા પાડ્યા અને ભૂખે મરતી જનતાને કેટલાંક ક્રાંતિકારી મંડળોની સામે ઉશ્કેરી મૂકી. રશિયનોએ હતભાગી યહૂદીઓની અને તાર્તારોએ આર્મિનિયનોની કતલ કરી. એટલું જ નહિ પણ, ક્રાંતિકારી વિદ્યાર્થીઓ અને ગરીબ મજૂરો વચ્ચે પણ અથડામણ થવા પામી. દેશના જુદા જુદા ભાગોમાં આ રીતે ક્રાંતિની પીઠ ભાંગી નાખીને સરકારે તોફાનનાં બે કેન્દ્રો — પીટર્સબર્ગ તથા મોસ્કો — ઉપર હલ્લો કર્યો. પીટર્સબર્ગના સોવિયેટને સહેલાઈથી કચરી નાખવામાં આવ્યું. મોસ્કોમાં લશ્કરે ક્રાંતિકારીઓને મદદ કરી અને પાંચ દિવસના યુદ્ધ પછી ત્યાંના સોવિયેટને પૂરેપૂરું કચરી શકાયું. એ પછી વેર લેવાની શરૂઆત થઈ. એમ કહેવાય છે કે મોસ્કોમાં સરકારે કામ ચલાવ્યા વિના એક હજાર માણસોને મારી નાખ્યા અને સિત્તેર હજારને કેદમાં પૂર્યા. આખા દેશમાં જુદે જુદે ઠેકાણે થયેલાં બંડોને પરિણામે લગભગ ચૌદ હજાર માણસો માર્યા ગયા.

આ રીતે ૧૯૦૫ની રશિયાની ક્રાંતિનો પરાજય અને આફતમાં અંત આવ્યો. એને ૧૯૧૭ની સાલમાં એના પછી થયેલી ક્રાંતિની પુરોગામી કહેવામાં આવે છે. તેમનામાં જાગ્રતિ આવે તથા વિશાળ પાયા ઉપર કાર્ય કરવા તે સમર્થ બને તે પહેલાં જનતા મોટા મોટા બનાવો દ્વારા કેળવાવી જોઈએ. ૧૯૦૫ના બનાવોએ તેને એ કેળવણી આપી, જોકે એને માટે તેને ભારે કિંમત આપવી પડી.

ડ્યૂમાની ચૂંટણી થઈ અને ૧૯૦૬ની સાલમાં તેની બેઠક મળી. તે લેશ પણ ક્રાંતિકારી નહોતી. પરંતુ તેની મધ્યમસરની પ્રગતિશીલતા પણ ઝારને

પસંદ ન પડી અને અઢી માસ પછી તેણે તે બરખાસ્ત કરી. ક્રાંતિને ચગદી નાખ્યા પછી ડૂમાના કોપની તેને લેશ પણ પરવા નહોતી. બરતરફ કરવામાં આવેલા ડૂમાના સભ્યો — તેઓ મધ્યમવર્ગના વિનીત બંધારણવાદીઓ હતા — ફિન્લૅન્ડ ચાલ્યા ગયા (એ દેશ પીટર્સબર્ગની નજીક આવેલો છે અને ઝારના આધિપત્ય નીચે તે અર્ધસ્વતંત્ર હતો.) અને ડૂમાને બરતરફ કરવામાં આવી. તેના વિરોધ તરીકે તેમણે કર ન ભરવાની તથા લશ્કર અને નૌકા સૈન્યમાં કરવામાં આવતી ભરતીનો સામનો કરવાની પ્રજાને હાકલ કરી. આ સભ્યોને જનતા સાથે સંપર્ક નહોતો એટલે તેમની હાકલનો કશોયે જવાબ મળ્યો નહિ.

બીજે વરસે, ૧૯૦૭ની સાલમાં બીજી ડૂમાની ચૂંટણી થઈ. તેમના માર્ગમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ ઊભી કરીને તથા કેટલીક વાર તો તેમની ધરપકડ કરવાનો સીધો સાદો ઉપાય અજમાવીને પોલીસોએ ઉદ્દામ ઉમેદવારોને ચૂંટાતા અટકાવવાનો પ્રયત્ન કર્યો. આમ છતાંયે ડૂમા ઝારને પસંદ પડે તેવી ન નીવડી અને ત્રણ માસ પછી તેણે તેને બરતરફ કરી. હવે, ચૂંટણીને લગતો કાયદો બદલીને ઝારની સરકારે બધાયે ન ઇચ્છવાજોગ લોકો ન ચૂંટાઈ શકે એવાં પગલાં લીધાં. એમાં તેને સફળતા મળી, અને ત્રીજી ડૂમા ભારે ડાહીડમરી તથા સ્થિતિચુસ્ત હતી અને તે લાંબા વખત સુધી ચાલુ રહી.

તને કદાચ એ અજાયબીભર્યું લાગશે કે, ૧૯૦૫ની ક્રાંતિ કચરી નાખ્યા પછી ઝાર પોતાની મરજી પ્રમાણે રાજવહીવટ ચલાવવાને પૂરેપૂરો સમર્થ હતો તો પછી તે કશાયે સત્તા વિનાની આ બધી ડૂમાઓ બોલાવવાની ખટપટમાં શાને પડ્યો. એમ કરવાનું કારણ કંઈક અંશે એ હતું કે ઝાર રશિયાના કેટલાક નાના સમૂહોને — મુખ્યત્વે કરીને ધનિક જમીનદારો તથા વેપારીઓને રીઝવવા માગતો હતો. દેશની પરિસ્થિતિ બહુ જ ખરાબ હતી. બેશક, જનતાને કચરી નાખવામાં આવી હતી, પરંતુ તે ધૂંધવાયેલી અને કોપાયમાન હતી. આથી કંઈ નહિ તો સમાજની ટોચ ઉપરના ધનિક લોકોને તો પોતાના હાથમાં રાખવાનું મુનાસબ ધારવામાં આવ્યું હતું. પરંતુ એમ કરવાનું મહત્ત્વનું કારણ તો એ હતું કે ઝાર ઉદાર વિચારનો રાજા છે એવી છાપ યુરોપના બીજા દેશો ઉપર તેને પાડવી હતી. ઝારનો ગેરવહીવટ અને જુલમ એ પશ્ચિમ યુરોપના દેશોમાં કહેવતરૂપ બનવા લાગ્યા હતા. જ્યારે પહેલી ડૂમાને બરતરફ કરવામાં આવી ત્યારે ઇંગ્લંડના વિનીત (લિબરલ) પક્ષનો એક આગેવાન બોલી ઊઠ્યો, “ડૂમા મરણ પામી છે! ડૂમા ઘણું જીવો!” ત્યાં આગળ ડૂમા પ્રત્યે કેટલી બધી સહાનુભૂતિ હતી તે આ બતાવી આપે છે. વળી, ઝારને નાણાંની જરૂર હતી — તેને ઠીક ઠીક પ્રમાણમાં એ જોઈતાં હતાં. કરકસરિયા ફ્રેંચ લોકો તેને એ નાણાં ધીરતા હતા. સાચે જ, ફ્રાંસ પાસેથી લીધેલી લોનની મદદથી જ ઝારે ૧૯૦૫ની ક્રાંતિ કચરી નાખી હતી. પ્રજાસત્તાકવાદી ફ્રાંસ આપખુદીવાળા

રશિયાને તેના ઉદ્દામો તથા ક્રાંતિકારીઓને કચરી નાખવામાં સહાય કરે એ વિચિત્ર પ્રકારની વિસંગતતા છે. પરંતુ પ્રજાસત્તાકવાદી ફ્રાંસ એટલે કે ફ્રાંસના શરાફો અથવા બેંકરો ગમે તેમ કરીને પણ સારો દેખાવ તો રાખવો જ જોઈએ અને એમ કરવામાં ડૂમા ઝારને મદદગાર થતી હતી.

દરમ્યાન યુરોપની તેમ જ દુનિયાની પરિસ્થિતિ ઝડપથી બદલાતી જતી હતી. જાપાને તેને હરાવ્યું ત્યાર પછી ઇંગ્લંડ પહેલાંની જેમ રશિયાથી ડરતું નહોતું. ઉદ્યોગોના ક્ષેત્રમાં તેમ જ દરિયા ઉપર ઇંગ્લંડ માટે જર્મનીનો નવો ભય પેદા થયો હતો. લાંબા વખત સુધી એ બંનેનો ઇંગ્લંડ પાસે ઇજારો હતો. જર્મનીના ડરને કારણે જ ફ્રાંસ પણ રશિયાને લોન આપવામાં આટલું બધું ઉદાર બન્યું હતું. આ જર્મન હાઉને કારણે જ બે પુરાણા દુશ્મનો એકબીજાના દિલોજાન મિત્ર બન્યા. ૧૯૦૭ની સાલમાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે સંધિ થઈ અને તેમાં અફઘાનિસ્તાન, ઇરાન તેમ જ બીજી જગ્યાઓના મોટા મોટા તકરારી મુદ્દાઓનું સમાધાન કરવામાં આવ્યું. એ પછી, ઇંગ્લંડ, ફ્રાંસ તથા રશિયા વચ્ચે ત્રિપક્ષી કરાર થયા. બાલ્કન દેશોમાં ઑસ્ટ્રિયા રશિયાનું હરીફ હતું, અને ઑસ્ટ્રિયા જર્મનીનું મિત્ર હતું. ઇટાલી પણ કાગળ ઉપર જર્મનીનું મિત્ર હતું. આમ ઇંગ્લંડ, ફ્રાંસ અને રશિયાના ત્રિપક્ષી કરારની સામે જર્મની, ઑસ્ટ્રિયા તથા ઇટાલીનું ઐક્ય થયું. અને એ બંને વિરોધી દળો કાર્ય માટેની તૈયારી કરવા મંડી પડ્યાં. શાંતિપ્રિય લોકો તો ભવિષ્યમાં તેમના ઉપર આવી પડનારી ભીષણ આફતથી સાવ અજાણ અને નિદ્રાવશ હતા.

૧૯૦૫ની સાલ પછીનાં આ વરસો રશિયામાં પ્રત્યાઘાતનાં વરસો હતાં. બોલ્શેવિઝમ તથા બીજાં ક્રાંતિકારી તત્ત્વોને સંપૂર્ણપણે કચરી નાખવામાં આવ્યાં હતાં. લેનિન જેવા દેશપાર થયેલા કેટલાક બોલ્શેવિકો પરદેશોમાં પુસ્તકો અને ચોપાનિયાંઓ લખી રહ્યા હતા તથા બદલાતી જતી પરિસ્થિતિ સાથે માર્ક્સના સિદ્ધાંતોનો સુમેળ સાધવા પ્રયત્ન કરતા હતા અને એ રીતે તેઓ ધીરજપૂર્વક પોતાનું કામ આગળ ધપાવ્યે જતા હતા. મેન્શેવિકો (નરમ વલણના માર્ક્સવાદીઓનો લઘુમતી પક્ષ) તથા બોલ્શેવિકો વચ્ચેનું અંતર દિનપ્રતિદિન વધતું ગયું. આ પ્રત્યાઘાતનાં વરસો દરમ્યાન મેન્શેવિકવાદ વધારે આગળ આવ્યો. જો કે એ લઘુમતી પક્ષ કહેવાતો હતો છતાંયે વાસ્તવમાં તે વખતે એની બાજુએ ઘણા વધારે લોકો હતા. ૧૯૧૨ની સાલ પછી રશિયન જગતમાં ફરી પાછા ફેરફારો થવા લાગ્યા, ક્રાંતિકારી પ્રવૃત્તિ વધવા માંડી અને એની સાથે બોલ્શેવિઝમનો પણ વિકાસ થવા લાગ્યો. ૧૯૧૪ની સાલના વચગાળા દરમ્યાન તો પેટ્રોગ્રાડનું (પીટર્સબર્ગ) વાતાવરણ ક્રાંતિની વાતોથી ઘેરાઈ ગયું અને ૧૯૦૫ની પેઠે સંખ્યાબંધ રાજકીય હડતાલો પડી. આમ છતાંયે, પીટર્સબર્ગની સાત સભ્યોની બનેલી બોલ્શેવિક સમિતિમાં ત્રણ સભ્યો

તો ઝારની છૂપી પોલીસના માણસો હતા એવું પાછળથી માલૂમ પડ્યું હતું! ક્રાંતિમાં આવી વસ્તુઓનો પણ સમાવેશ થાય છે! ડૂમામાં બોલ્શેવિકોનો એક નાનકડો સમૂહ હતો અને મેલીનેવ્સ્કી તેનો નેતા હતો. તે પણ પોલીસનો એજન્ટ હોવાનું માલૂમ પડ્યું હતું! અને લેનિનનો તેના ઉપર વિશ્વાસ હતો.

૧૯૧૪ના ઑગસ્ટ માસમાં મહાયુદ્ધ શરૂ થયું. અને એણે એકાએક બધાનું લક્ષ રણક્ષેત્ર તરફ ખેંચ્યું. ફરજિયાત લશ્કરભરતીને કારણે મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ ચાલ્યા ગયા અને ક્રાંતિકારી ચળવળ મરી ગઈ. લડાઈ વિરુદ્ધ પોકાર ઉઠાવનાર બોલ્શેવિકોની સંખ્યા બહુ જૂજ હતી અને તેઓ અતિશય અકારા થઈ પડ્યા.

આપણે નક્કી કરેલા આપણા સ્થાને — મહાયુદ્ધના સમય સુધી — આપણે આવી પહોંચ્યાં છીએ અને આપણે અહીં જ થોભી જવું જોઈએ. પરંતુ આ પત્ર પૂરો કરવા પહેલાં રશિયન કળા તથા સાહિત્ય તરફ મારે તારું લક્ષ ખેંચવું જોઈએ. સૌ જાણે છે કે, તેના અનેક દોષો હોવા છતાં ઝારશાહી રશિયા પોતાની અદ્ભુત નૃત્યકળા સાચવી રાખી શક્યું હતું. ૧૯મી સદી દરમ્યાન તેણે સાહિત્યની ભારે પરંપરા નિર્માણ કરનારા અનેક સમર્થ લેખકો પણ પેદા કર્યા. લાંબી નવલકથાઓ તેમ જ ટૂંકી નવલિકાઓ એ બંને ક્ષેત્રોમાં તેમણે અદ્ભુત સામર્થ્ય બતાવ્યું. ૧૯મી સદીના આરંભમાં પુશ્કીન થઈ ગયો. તે બાયરન, શેલી તથા કીટ્સનો સમકાલીન હતો અને તે રશિયાનો સૌથી શ્રેષ્ઠ કવિ ગણાય છે. ગોગોલ, ટુરગેનીવ, દોસ્તોવ્સ્કી અને ચેહોવ એ ૧૯મી સદીના મશહૂર નવલકથાકારો છે. એ જ અરસામાં કદાચ સૌથી મહાન લિયો ટૉલ્સ્ટૉય થઈ ગયો. તે પ્રતિભાશાળી નવલકથાકાર હતો એટલું જ નહિ પણ ધાર્મિક તેમ જ આધ્યાત્મિક નેતા પણ હતો અને તેની અસર બહુ દૂરગામી હતી. સાચે જ તે ગાંધીજી સુધી પણ પહોંચી. તે વખતે ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા. એ બંનેએ એકબીજાની કદર બૂજી અને એકબીજા સાથે પત્રવ્યવહાર પણ કર્યો. અપ્રતિકાર અથવા અહિંસા ઉપરની તેમની બંનેની અડગ શ્રદ્ધા એ તેમને એકબીજા સાથે જોડનાર કડી હતી. ટૉલ્સ્ટૉયના મત પ્રમાણે એ ઈશુનો મૂળભૂત બોધ હતો અને પ્રાચીન હિંદુ શાસ્ત્રોમાંથી ગાંધીજીએ પણ એ જ અનુમાન તારવ્યું. પણ ટૉલ્સ્ટૉય તો પોતાની માન્યતા પ્રમાણે જીવન જીવનાર પરંતુ દુનિયાથી અળગો પડેલો કેવળ ઉપદેશક જ રહ્યો જ્યારે ગાંધીજીએ તો ઉપર ઉપરથી નિષેધાત્મક લાગતી એ વસ્તુનો દક્ષિણ આફ્રિકા તથા હિંદુસ્તાનમાં જનતાવ્યાપી પ્રશ્નોમાં સક્રિય ઉપયોગ કર્યો.

૧૯મી સદીનો એક મહાન રશિયન લેખક મૅક્સીમ ગૉર્કી* હજી જીવે છે.

* ૧૯૩૬ની સાલમાં ગૉર્કી મરણ પામ્યો.

# ૧૪૫. એક જમાનાનો અંત

૨૨ માર્ચ, ૧૯૩૩

૧૯મી સદી! એ ૧૦૦ વરસોએ આપણને કેટલો બધો વખત રોકી રાખ્યાં! અવારનવાર લગભગ ચાર માસ સુધી એ કાળ વિષે મેં તને લખ્યું છે અને હું હવે એનાથી જરા થાકચો છું. અને જ્યારે તું આ બધા પત્રો વાંચશે ત્યારે કદાચ તને પણ એવો જ અનુભવ થશે. એ એક ભારે આકર્ષક યુગ છે એમ મેં તને આરંભમાં કહ્યું હતું પણ અમુક વખત પછી તો ગમે તેવું આકર્ષણ પણ કંટાળાજનક થઈ પડે છે. ખરી રીતે તો આપણે ૧૯મી સદીની આગળ નીકળી ગયાં છીએ અને ૨૦મી સદીમાંયે ઠીક ઠીક આગળ વધ્યાં છીએ. ૧૯૧૪ના વરસને આપણે આપણી સીમા તરીકે રાખ્યું હતું. એ જ વરસમાં પેલી કહેવત પ્રમાણે 'યુદ્ધના કૂતરાઓને' યુરોપ અને દુનિયા ઉપર છોડી મૂકવામાં આવ્યા હતા. એ વરસથી ઇતિહાસમાં દિશાપલટાનો આરંભ થાય છે. એ વરસમાં એક યુગ અથવા જમાનાનો અંત આવે છે અને બીજાનો આરંભ થાય છે.

ઓગણીસો ચૌદની સાલ! એ પણ તારા જન્મ પહેલાંની સાલ છે અને છતાં એ સાલ વીત્યાને હજી પૂરાં ૧૯ વરસ પણ થયાં નથી. માનવી જીવનનો પણ એ લાંબો કાળ ન કહેવાય તો પછી ઇતિહાસનો તો ક્યાંથી જ હોય? પરંતુ એ વરસો દરમ્યાન દુનિયા એટલી બધી પલટાઈ ગઈ છે તથા હજી પણ પલટાતી રહે છે કે એ પછી જાણે એક યુગ વહી ગયો હોય એમ લાગે છે તથા ૧૯૧૯ની સાલ અને તે પહેલાંનાં વરસો ઘણા જૂના કાળના ઇતિહાસમાં જતાં રહે છે અને જેને વિષે આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ તથા જે આપણા કાળથી બિલકુલ ભિન્ન છે એવા દૂરના ભૂતકાળના ભાગરૂપ બની જાય છે. એ બધા મહાન ફેરફારો વિષે હું તને પાછળથી કંઈક કહીશ. પરંતુ મારે તને એક ચેતવણી આપવી પડશે. તું હાલ શાળામાં ભૂગોળ શીખે છે. પરંતુ ૧૯૧૪ની સાલ પહેલાં શાળામાં મારે જે ભૂગોળ ભણવી પડતી હતી તે તું ભણે છે તે ભૂગોળથી સાવ ભિન્ન હતી. અને એમ પણ બને કે, મારી બાબતમાં બન્યું છે તેમ તું આજે જે ભણી રહી છે તેમાંની ઘણીખરી ભૂગોળ થોડા વખતમાં તારે ભૂલી જવી પણ પડે. જૂનાં સીમાચિહ્નો તથા જૂના દેશો લડાઈના ધૂમસમાં અદૃશ્ય થઈ ગયાં અને તેની જગ્યાએ જેમનાં નામ પણ યાદ રાખવાં મુશ્કેલ પડે એવા દેશો હસ્તીમાં આવ્યા છે. સેંકડો શહેરોનાં નામો એક રાતમાં બદલાઈ ગયાં; પીટર્સબર્ગ પેટ્રોગ્રાડ બન્યું અને પછીથી લેનિનગ્રાડ બન્યું; કોન્સ્ટાન્ટિનોપલને હવે ઇસ્તંબુલ કહેવું જોઈએ,

પેકિંગ પીપિંગ નામથી ઓળખાય છે અને બોહેમિયાનું પ્રાગ ચેકોસ્લોવાકિયાનું પ્રાહા બન્યું છે.

૧૯મી સદી અંગેના મારા પત્રોમાં મારે ખંડો તથા દેશોની હકીકત અલગ અલગ વર્ણવવી પડી છે. જુદી જુદી બાજુઓ તથા જુદી જુદી ચળવળોનો પણ આપણે અલગ અલગ વિચાર કર્યો છે. પરંતુ તને યાદ હશે કે એ બધું વત્તેઓછે અંશે એકી વખતે જ બનવા પામ્યું હતું અને ઇતિહાસે તેના હજારો પગથી સારી દુનિયામાં એકી સાથે આગેકૂચ કરી હતી. વિજ્ઞાન અને ઉદ્યોગો, રાજકારણ અને સંપત્તિશાસ્ત્ર, અઢળક સમૃદ્ધિ અને દારિદ્ર, મૂડીવાદ અને સામ્રાજ્યવાદ, લોકશાહી અને સમાજવાદ, ડાર્વિન અને માકર્સ, સ્વાતંત્ર્ય અને પરાધીનતા, દુકાળ અને મારામારી, યુદ્ધ અને શાંતિ, સંસ્કૃતિ (સિવિલિઝેશન) અને બર્બરતા (બાર્બેરીઝમ) — આ ચિત્રવિચિત્ર પટમાં એ બધાયનું સ્થાન હતું અને એ દરેકે પરસ્પર એકબીજા ઉપર ક્રિયા અને પ્રતિક્રિયા કરી હતી. એટલે આપણે એ જમાનાનું યા તો બીજા કોઈ પણ જમાનાનું ચિત્ર આપણા મનમાં ઊભું કરવા માગતાં હોઈએ તો એ ચિત્ર બહુબીનની (વસ્તુને બહુવિધ દેખાડનારું એક યંત્ર) પેઠે બહુસૂત્રી, અનેકવિધ અને નિરંતર ગતિમાન હોવાનું જ, જોકે એ ચિત્રના ઘણા ભાગો આપણને આહ્‌લાદક લાગે એવા નહિ હોય.

આપણે આગળ જોઈ ગયાં તેમ નૈસર્ગિક બળની સહાયથી એટલે કે, જળ, વરાળ કે વિદ્યુત જેવી યાંત્રિક શક્તિની મદદથી મોટા પાયા ઉપર ઉત્પાદન કરવાથી થયેલો મૂડીવાદનો વિકાસ એ એ યુગ અથવા જમાનાનું પ્રધાન લક્ષણ હતું. દુનિયાના જુદા જુદા ભાગોમાં એની જુદી જુદી અસર થવા પામી. વળી એ અસર પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ પણ હતી. આ રીતે, લૅંકેશાયરમાં નૈસર્ગિક શક્તિથી ચાલતી યાંત્રિક શાળોમાં ઉત્પન્ન થતા કાપડે દૂર દૂરનાં હિંદનાં ગામડાંઓના ઘણાયે ઉદ્યોગધંધાઓનો નાશ કર્યો. મૂડીવાદી ઉદ્યોગો ક્રિયાશીલ હતા; તેમની પોતાની જ પ્રકૃતિવશાત્ તે દિનપ્રતિદિન વધારે ને વધારે વિશાળ થતા ગયા અને તેની ભૂખ કદી પણ શમી નહિ. પરિગ્રહપરાયણતા એ એનું વિશિષ્ટ લક્ષણ હતું, મેળવવું તેને સંઘરી રાખવું અને વળી પાછા મેળવવું, બસ એમાં જ તે નિરંતર તત્પર રહે છે. વ્યક્તિઓએ એમ કરવા પ્રયત્ન કર્યો, રાષ્ટ્રો તેમ જ પ્રજાઓએ પણ તેમ જ કર્યું. એ પદ્ધતિ નીચે જે સમાજ નિર્માણ થયો તેને એથી કરીને સંગ્રાહક અથવા પરિગ્રહપરાયણ સમાજ કહેવામાં આવે છે. વધારે ને વધારે ઉત્પાદન કરતા જવું તથા એ રીતે પેદા થયેલી વધારાની સંપત્તિને બીજાં કારખાનાંઓ બાંધવામાં તથા રેલવે અને એવાં બીજાં કાર્યોમાં રોકવી તથા અલબત, તેમના માલિકોને ધનાઢ્ય બનાવવા એ આ મૂડીવાદી ઉદ્યોગોનું હમેશાં ધ્યેય હોય છે. એ ધ્યેયની સિદ્ધિને અર્થે બીજી

બધીયે વસ્તુનો ભોગ આપવામાં આવતો. એ ઉદ્યોગોની સંપત્તિ પેદા કરનારા મજૂરોને એનો ઓછામાં ઓછો લાભ મળ્યો અને તેમની દશામાં સહેજસાજ સુધારો થવા પામ્યો તે પહેલાં સ્ત્રી અને બાળકોસહિત તેમને ભયંકર હાડમારીમાંથી પસાર થવું પડ્યું હતું. આ મૂડીવાદી ઉદ્યોગોના તેમ જ તેની માલકી ધરાવનારાં રાષ્ટ્રોના લાભને અર્થે સંસ્થાનો તથા તાબા નીચેના દેશોનો પણ ભોગ આપવામાં આવ્યો તથા તેમનું શોષણ કરવામાં આવ્યું.

આમ મૂડીવાદ આંખે પાટા બાંધીને અને નિષ્ઠુર રીતે આગળ વધ્યો અને માર્ગમાં તેના ભોગ બનેલા અનેક શિકારોને તે પોતાની પાછળ મૂકતો ગયો. આમ છતાંયે એની કૂચ વિજયી કૂચ હતી. વિજ્ઞાનની મદદ મળવાથી ઘણી બાબતોમાં એને સફળતા મળી. એ સફળતાએ જગતને આંજી નાખ્યું અને તેણે પેદા કરેલાં અનેક દુઃખોનાં પ્રાયશ્ચિત્તરૂપે તે હોય એમ લાગ્યું. આપોઆપ અને એને માટેની કોઈ પણ નિશ્ચિત યોજના વિના જીવનની કેટલીક સારી સારી ચીજો પણ તેણે પેદા કરી. પરંતુ તેની આ ઊજળી બાજુ અને સારપ નીચે પુષ્કળ પ્રમાણમાં બૂરાઈ રહેલી હતી. સાચે જ, તેણે ઊભા કરેલા ભેદો અથવા તફાવતો એ તેની સૌથી વધારે નોંધપાત્ર વસ્તુ હતી. અને જેમ જેમ તેની વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ આ ભેદો વધારે ને વધારે તીવ્ર થતા ગયા, દુનિયામાં એકી સાથે અતિશય દારિદ્ર્ય અને અઢળક સમૃદ્ધિ, મજૂરોને રહેવાનાં કંગાળ ઘોલકાંઓ અને ગગનચૂંબી આલેશાન ઇમારતો, સામ્રાજ્યો અને પરાધીન શોષિત સંસ્થાનો હસ્તીમાં આવ્યાં. યુરોપ આધિપત્ય ધરાવનારો ખંડ હતો અને એશિયા તથા આફ્રિકા શોષિત ખંડો હતા. ૧૯મી સદીના મોટા ભાગ દરમ્યાન અમેરિકા સમગ્ર જગતને સ્પર્શતા બનાવોના પ્રવાહની બહાર હતું. પરંતુ તે ઝડપથી આગેકૂચ કરતું હતું અને અનહદ સાધનસામગ્રી ઊભી કરી રહ્યું હતું. ઇંગ્લંડ યુરોપમાં મૂડીવાદ અને ખાસ કરીને તેની સામ્રાજ્યવાદી બાજુનું ધનાઢ્ય, ગર્વિષ્ઠ અને કૃતકૃત્યતાનો આત્મસંતોષ અનુભવતું અગ્રેસર હતું. મૂડીવાદી ઉદ્યોગોની ઝડપી ગતિ તથા પચાવી પાડવાની તેની પ્રકૃતિએ જ પરિસ્થિતિ વિષમ કરી મૂકી તથા પોતાની સામે વિરોધ અને આંદોલન ઊભાં કર્યાં અને છેવટે મજૂરોની રક્ષાને અર્થે પોતાના ઉપરના કેટલાક અંકુશો પણ એ બે વસ્તુઓએ જ પેદા કર્યા. કારખાના પદ્ધતિના આરંભકાળમાં મજૂરોનું — ખાસ કરીને સ્ત્રી તથા બાળકોનું — ભયંકર શોષણ કરવામાં આવ્યું હતું. તેમની મજૂરીના દર ઓછા હોવાથી કામે લગાડવામાં પુરુષો કરતાં સ્ત્રી તથા બાળકોને પ્રથમ પસંદગી આપવામાં આવતી અને અતિશય ગંદી તથા આરોગ્યને હાનિકારક પરિસ્થિતિમાં તેમની પાસેથી કેટલીક વાર દિવસના ૧૮ જેટલા કલાક કામ લેવામાં આવતું. આખરે રાજ્ય વચ્ચે પડ્યું અને દિવસના કામના કલાકો નક્કી કરતા તથા કામની જગ્યાઓની સ્થિતિ સુધારવાનો આગ્રહ રાખનારા

કાયદા તેણે પસાર કર્યા. આ કાયદાઓ કારખાનાંના કાયદાને નામે ઓળખાય છે. ખાસ કરીને સ્ત્રી તથા બાળકોની આ કાયદાઓ દ્વારા રક્ષા કરવામાં આવી. પરંતુ કારખાનાના માલિકોના ખતરવટ વિરોધને લીધે એ કાયદાઓ પસાર કરતાં લાંબી અને સખત લડત લડવી પડી હતી.

મૂડીવાદી ઉદ્યોગોને કારણે આ ઉપરાંત સમાજવાદી અને સામ્યવાદી વિચારો પેદા થયા. એ વિચારોએ નવા ઉદ્યોગોનો સ્વીકાર કર્યો પરંતુ મૂડીવાદના પાયાને તેમણે પડકાર્યો. મજૂરોની સંસ્થાઓ, મજૂર મહાજનો તથા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘો પણ ઊભાં થવા લાગ્યાં.

મૂડીવાદમાંથી સામ્રાજ્યવાદ જન્મ્યો અને પૂર્વના દેશોની લાંબા કાળથી ચાલતી આવેલી આર્થિક પરિસ્થિતિ સાથે પશ્ચિમના મૂડીવાદી ઉદ્યોગો અથડામણમાં આવ્યાથી ત્યાં આગળ ભારે ઉત્પાત મચ્યો. ધીમે ધીમે આ પૂર્વના દેશોમાં પણ મૂડીવાદી ઉદ્યોગોએ જડ ઘાલી અને ત્યાં તે ખીલવા લાગ્યા. પશ્ચિમના દેશોના સામ્રાજ્યવાદ સામેના પડકારરૂપે રાષ્ટ્રવાદ પણ ત્યાં આગળ પેદા થયો.

આ રીતે મૂડીવાદે દુનિયા આખીને હચમચાવી મૂકી અને તેણે માણસજાત ઉપર દુઃખનો ધોધ વરસાવ્યો છતાંયે એકંદરે જોતાં, કંઈ નહિ તો પશ્ચિમના દેશો પૂરતી તો તે હિતકારી પ્રવૃત્તિ હતી. એને કારણે ભારે આર્થિક પ્રગતિ થવા પામી અને જનસુખાકારીનું ધોરણ ઘણું જ વધી ગયું. પહેલાં કોઈ પણ વખતે હતું તેના કરતાં હવે સામાન્ય માણસનું મહત્ત્વ ઘણું વધી ગયું. વ્યવહારમાં કોઈ પણ બાબતમાં એનો અવાજ સંભળાતો નહોતો એ ખરું, એને મળેલો મત આપવાનો હક સુધ્ધાં ભ્રામક હતો એ પણ ખરું; છતાંયે સિદ્ધાંતની દૃષ્ટિએ રાજ્યમાં એનો દરજ્જો વધવા પામ્યો અને એની સાથે તેનું સ્વમાન પણ વધ્યું. અલબત, જ્યાં આગળ મૂડીવાદી ઉદ્યોગો ખીલ્યા હતા તે પશ્ચિમના દેશોને જ આ બધું લાગુ પડે છે. જ્ઞાનની ભારે વૃદ્ધિ થવા પામી અને વિજ્ઞાને અનેક ચમત્કારો કરી બતાવ્યા તથા પોતાની હજારો શોધખોળો જીવનને લાગુ પાડીને તેણે દરેક મનુષ્યનું જીવન હળવું કરી મૂક્યું. સાફસૂફીની પ્રવૃત્તિએ તથા રોગો પેદા થતા અટકાવવાના તેના ગુણથી ઔષધોએ માણસને શાપરૂપ થઈ પડેલા રોગોને દાબી દેવાનું તથા નિર્મૂળ કરવાનું કાર્ય શરૂ કર્યું. એનું એક જ ઉદાહરણ આપું: મલેરિયા શાથી થાય છે તે શોધી કાઢવામાં આવ્યું અને તે થતો અટકાવવાનો ઉપાય પણ શોધી કાઢવામાં આવ્યો. જરૂરી ઉપાયો લેવામાં આવે તો કોઈ પણ પ્રદેશમાંથી તેને નિર્મૂળ કરી શકાય એમાં લેશ પણ શંકા નથી. હિંદમાં તેમ જ અન્યત્ર હજી પણ મલેરિયા ચાલુ રહ્યો છે તથા કરોડોનો ભોગ લે છે એમાં વિજ્ઞાનનો નહિ પણ બેદરકાર સરકાર તથા અજ્ઞાનમાં ડૂબેલી પ્રજાનો દોષ છે.

અવરજવર અને માલની લાવલઇજા તથા સંદેશવહનની રીતોમાં થયેલી પ્રગતિને કદાચ ૧૯મી સદીનું સૌથી વધારે નોંધપાત્ર લક્ષણ કહી શકાય. રેલવે, આગબોટો, ટેલિગ્રાફ તથા મોટરોએ દુનિયાને સંપૂર્ણપણે બદલી નાખી છે અને બધા માનવી હેતુઓ માટે પહેલાં તે હતી તેના કરતાં તેને બિલકુલ ભિન્ન બનાવી દીધી છે. પૃથ્વી સંકોચાઇ ગઇ અને તેમાં વસનારાઓ એકબીજાની સમીપ આવ્યા. તેઓ એકબીજાને વધુ પ્રમાણમાં જોઇ જાણી શક્યા અને પરસ્પર એકબીજા વિષેનું જ્ઞાન થવાથી અજ્ઞાનજનિત અનેક દીવાલો તૂટી ગઇ. સર્વસાધારણ વિચારો ફેલાવા લાગ્યા અને તેમણે દુનિયાભરમાં અમુક પ્રમાણમાં સમાનતા પેદા કરી. જેની આપણે વાત કરી રહ્યાં છે તે યુગના છેક છેવટના ભાગમાં વાયરલેસ ટેલિગ્રાફની અને હવામાં ઊડવાની શરૂઆત થઇ. આજે તો એ બહુ સામાન્ય વસ્તુઓ બની ગઇ છે અને એ વિષે ઝાઝો વિચાર કર્યા વિના ઍરોપ્લેનમાં બેસીને તેં અનેક વાર મુસાફરી કરી છે. બલૂનમાં તો લોકો ઘણી વાર ઊંચે ગયા હતા પરંતુ પ્રાચીન પુરાણકથાઓ અને વાર્તાઓ, અરેબિયન નાઇટ્સની ઊડતી શેતરંજીઓ તથા હિંદની વાર્તાઓની પવનપાવડીઓ સિવાય હવા કરતાં વધારે ભારે વસ્તુમાં બેસીને કોઇ પણ માણસ ઊંચે ગયો નહોતો. હવા કરતાં વધારે ભારે યંત્રમાં બેસીને ઊંચે જવામાં પહેલવહેલા સફળ થનાર વિલ્બર અને ઑરવીલ રાઇટ નામના બે અમેરિકન ભાઇઓ હતા. તેઓ આજનાં ઍરોપ્લેનના જનક હતા. ૧૯૦૩ના ડિસેમ્બરમાં તેઓ ૩૦૦ કરતાં પણ ઓછા યાર્ડ ઊડ્યા હતા. પરંતુ એમ છતાંયે તેમણે પહેલાં કદીયે થયું નહોતું એવું કંઇક કરી બતાવ્યું હતું. ત્યાર પછી ઊડવાની બાબતમાં ઉત્તરોત્તર પ્રગતિ થતી જ રહી છે અને ૧૯૦૯ની સાલમાં બ્લેરિયોટ નામનો એક ફ્રાંસવાસી બ્રિટિશ ખાડી ઉપર થઇને ફ્રાંસથી ઇગ્લંડ સુધી ઊડ્યો ત્યારે જે ઉત્તેજના પેદા થઇ હતી તે મને બરાબર યાદ છે. ત્યાર પછી થોડા જ વખતમાં પૅરિસમાં એફિલ ટાવર ઉપર થઇને ઊડતું પહેલવહેલું ઍરોપ્લેન મેં જોયું. અને ત્યાર પછી ઘણાં વરસો બાદ ૧૯૨૭ના મે માસમાં ચાર્લ્સ લિન્ડબર્ગ આટ્લાંટિક મહાસાગર ઓળંગીને ચાંદીના તીરની પેઠે ઝબકારાની સાથે પૅરિસના ઍરોડ્રોમ આગળ ઊતર્યો ત્યારે આપણે બંને પૅરિસમાં હાજર હતાં.

જે દરમ્યાન મૂડીવાદી ઉદ્યોગોનું પ્રભુત્વ હતું તે યુગની જમા બાજુએ આ બધું જાય છે. એ સદી દરમ્યાન માણસે સાચે જ અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત કરી. એની જમા બાજુની બીજી પણ એક વસ્તુ છે. લોભી અને હાથમાં આવે તે પચાવી પાડનાર મૂડીવાદ જેમ જેમ વધતો ગયો તેમ તેમ સહકારી ચળવળના રૂપમાં તેનો અંકુશ પણ શોધી કાઢવામાં આવ્યો. એમાં પોતાનો માલ એક સાથે વેચવા તથા ખરીદવાને અને એમાંથી થતો નફો આપસમાં વહેંચી લેવાને લોકો એક મંડળમાં ભેગા થતા. સામાન્ય મૂડીવાદી રસ્તો હરીફાઇ

તથા ગળાં રેંસવાનો રસ્તો હતો. એમાં દરેક જણ બીજાને ટપી જવાનો પ્રયત્ન કરતો. સહકારી માર્ગનું મંડાણ પરસ્પર એકબીજાના સહકાર ઉપર નિર્ભર હતું. તેં ઘણાયે સહકારી ભંડારો જોયા હશે. ૧૯મી સદીમાં સહકારી ચળવળનો યુરોપમાં ભારે વિકાસ થયો. ડેન્માર્કના નાનકડા દેશમાં એને સૌથી વધારે સફળતા મળી, એમ કહી શકાય.

રાજકીય ક્ષેત્રમાં એ કાળ દરમ્યાન લોકશાહીના વિચારોનો વિકાસ થયો અને પોતપોતાની પાર્લમેન્ટ અથવા તો ધારાસભાઓ માટે મત આપવાનો હક વધારે ને વધારે લોકોને મળતો ગયો. પરંતુ મત આપવાનો આ હક અથવા તો મતાધિકાર પુરુષ વર્ગમાં જ મર્યાદિત હતો અને બીજી રીતે તેઓ ગમે એટલી શક્તિશાળી હોય છતાંયે સ્ત્રીઓને એ હક ધરાવવાને માટે પાત્ર કે સમજદાર લેખવામાં આવતી નહોતી. ઘણી સ્ત્રીઓને એ સામે ભારે રોષ હતો અને ૨૦મી સદીના આરંભનાં વરસો દરમ્યાન ઇંગ્લંડમાં એને માટે સ્ત્રીઓએ ભારે હિલચાલ ઉપાડી. એને સ્ત્રીઓના મતાધિકારની હિલચાલ કહેવામાં આવતી હતી અને પુરુષોએ એના પ્રત્યે ગંભીર વર્તાવ ન દાખવ્યો તથા ઉપેક્ષા દર્શાવી તેથી તેમનું ધ્યાન ખેંચવાને અર્થે મતાધિકારવાદી સ્ત્રીઓએ જબરદસ્તીની અને હિંસક રીતો પણ અખત્યાર કરી. ત્યાં આગળ 'દેખાવો' કરીને પાર્લમેન્ટનું કાર્ય તેમણે ઉથલાવી નાખ્યું તથા પ્રધાનમંડળના સભ્યો ઉપર હુમલા પણ કર્યા. આથી એ પ્રધાનોને હમેશાં પોલીસના રક્ષણ નીચે રહેવું પડતું. મોટા પાયા ઉપર વ્યવસ્થિત હિંસા થવા પામી અને સંખ્યાબંધ સ્ત્રીઓને જેલમાં મોકલવામાં આવી. ત્યાં આગળ તેમણે ઉપવાસ કરવા માંડ્યા. આથી તેમને છોડી દેવામાં આવી પરંતુ ઉપવાસની અસરમાંથી તેઓ મુક્ત થઈ કે તરત તેમને પાછી જેલમાં મોકલવામાં આવી. આમ કરવાની પરવાનગી આપવા માટે પાર્લમેન્ટે ખાસ કાયદો પસાર કર્યો. એ કાયદાને લોકો 'ઉંદર બિલાડી'ના કાયદા તરીકે ઓળખવા લાગ્યા. મતાધિકારવાદીઓની આ રીતો જનસમુદાયનું ધ્યાન ખેંચવામાં ખસૂસ સફળ થઈ. થોડાં વરસો પછી, મહાયુદ્ધ શરૂ થયા બાદ સ્ત્રીઓના મતાધિકારના હકનો સ્વીકાર કરવામાં આવ્યો.

સ્ત્રીઓની આ ચળવળ કેવળ મતની માગણી કરવામાં જ મર્યાદિત નહોતી. પુરુષો સાથે હરેક બાબતમાં સમાનતાની માગણી કરવામાં આવી હતી. છેક હમણાં સુધી પશ્ચિમના દેશોમાં સ્ત્રીઓની સ્થિતિ બહુ જ ખરાબ હતી. તેમને જૂજ હક્કો હતા. કાયદા પ્રમાણે અંગ્રેજ સ્ત્રી મિલકત પણ ધરાવી શકતી નહિ. બધુંયે — પોતાની પત્નીની કમાણી સુધ્ધાં — ધણી લઈ લેતો. હિંદુ કાયદા પ્રમાણે હિંદમાં સ્ત્રીઓની આજે જે સ્થિતિ છે તેના કરતાંયે કાયદાની દૃષ્ટિએ તેમની સ્થિતિ બૂરી હતી. અને હિંદુ કાયદા નીચે સ્ત્રીઓની સ્થિતિ સારી પેઠે ખરાબ છે. હિંદી સ્ત્રીઓ અનેક રીતે જોતાં આજે છે તે

પ્રમાણે પશ્ચિમની સ્ત્રીઓ સાચે જ એક પરાધીન જાતિ હતી. મતાધિકાર માટેની હિલચાલ શરૂ થઈ તે પહેલાં ઘણા વખતથી સ્ત્રીઓએ બીજી બાબતોમાં પુરુષો સાથે સમાન વર્તાવની માગણી કરી હતી. આખરે ૧૯મી સદીના નવમા દશકામાં ઇંગ્લંડમાં તેમને મિલકત ધરાવવાના થોડા હકો આપવામાં આવ્યા હતા. કારખાનાના માલિકો એની તરફેણમાં હતા તેથી સ્ત્રીઓને એમાં કંઈક અંશે સફળતા મળી. સ્ત્રીઓ જો તેમની કમાણી પોતાની પાસે રાખી શકે તો એ વસ્તુ કારખાનામાં કામ કરવા માટે તેમને ઉત્સાહપ્રેરક થઈ પડે એમ કારખાનાના માલિકોનું માનવું હતું.

દરેક ક્ષેત્રમાં મહાન ફેરફારો થતા આપણા જોવામાં આવે છે પરંતુ એક સરકારની રીતોમાં એવું કશું જણાતું નથી. ઘણા લાંબા સમય પૂર્વે ફ્લૉરેન્સના મેકિયાવેલીએ તથા તેની પહેલાં ૧૮૦૦ વરસ ઉપર હિંદુસ્તાનના એક પ્રધાન ચાણક્યે જેની હિમાયત કરી હતી તે જ કાવાદાવા, પ્રપંચ અને છેતરપિંડીની રીતોને અનુસરવાનું મહાન સત્તાઓએ ચાલુ રાખ્યું. તેમની વચ્ચે નિરંતર હરીફાઈ ચાલ્યાં જ કરતી, છૂપી સંધિઓ અને મૈત્રીના કોલકરારો થતા રહેતા અને દરેક સત્તા બીજી સત્તાને ટપી જવાનો પ્રયાસ કરતી. આપણે જોઈ ગયાં તેમ યુરોપે સક્રિય અને આક્રમણકારી ભાગ ભજવ્યો અને એશિયાએ નિષ્ક્રિયતાનો. પોતાનાં અંતર્ગત રોકાણોને કારણે દુનિયાના રાજકારણમાં અમેરિકાનો હિસ્સો જૂજ હતો.

રાષ્ટ્રવાદનો વિકાસ થતાંની સાથે "ખરો હોય કે ખોટો પણ મારો દેશ"નો ખ્યાલ પેદા થયો અને વ્યક્તિની બાબતમાં જે વસ્તુઓ ખરાબ અને નીતિહીન ગણાય તે કરવામાં રાષ્ટ્રો ગૌરવ માનવા લાગ્યાં. આ રીતે વ્યક્તિઓ અને રાષ્ટ્રોની નીતિમત્તાની બાબતમાં બેહૂદો ભેદ ઊભો થવા પામ્યો. એ બંનેની નીતિમત્તામાં ભારે તફાવત હતો. વ્યક્તિના ખુદ દુર્ગુણો રાષ્ટ્રોના સદ્‌ગુણો બની ગયા. સ્વાર્થીપણું, લોભ, ઉદ્ધતાઈ અને અસભ્યતા વગેરે વ્યક્તિગત સ્ત્રીપુરુષોની બાબતમાં બિલકુલ ખરાબ અને અસહ્ય ગણાતાં હતાં. પરંતુ રાષ્ટ્રોના મોટા સમૂહોની બાબતમાં દેશપ્રેમ અને સ્વદેશાભિમાનના ઉમદા બુરખા નીચે એ બધાંની પ્રશંસા કરવામાં આવતી તથા તેમને ઉત્તેજન આપવામાં આવતું હતું. રાષ્ટ્રોના મોટા સમૂહો એકબીજાની સામે એનો આશરો લે તો ખુનામરકી અને કતલ પણ પ્રશંસાપાત્ર થઈ પડતાં. હાલના એક લેખકે આપણને કહ્યું છે, અને એમ કહેવામાં તે સંપૂર્ણપણે સાચો છે કે, "સુધારો એ વ્યક્તિઓના દુર્ગુણો મોટા મોટા જનસમુદાયો ઉપર ઓઢાડવાની એક તરકીબરૂપ બની ગયો છે."

# ૧૪૬. મહાયુદ્ધનો આરંભ

૨૩ માર્ચ, ૧૯૩૩

એકબીજા સાથેના વ્યવહારમાં રાષ્ટ્રો કેટલાં નીતિહીન અને દુરાચારી હતાં એ તને બતાવીને મેં મારો છેલ્લો પત્ર પૂરો કર્યો હતો. જ્યાં પણ તેમને એમ કરવાને પાલવતું ત્યાં અસહિષ્ણુ અને ઉદ્ધતાઈભર્યું વલણ ધારણ કરવું એને તથા ઘાસની ગંજીમાંના કૂતરાના જેવી નીતિ અખત્યાર કરવી એને તેઓ પોતાની સ્વતંત્રતાનું લક્ષણ ગણતાં હતાં. એ રાષ્ટ્રોને, માણસાઈભર્યું વર્તન રાખવાનું કહેનાર કોઈ સત્તા નહોતી, કેમ કે તેઓ સ્વતંત્ર નહોતાં શું અને બહારની દખલગીરી સામે તેઓ પોતાનો રોષ નહિ દર્શાવે કે? પરિણામોનો ડર એ જ તેમના ઉપરનો એકમાત્ર અંકુશ હતો. આથી બળવાન રાષ્ટ્રોની કેટલેક અંશે આમન્યા રાખવામાં આવતી અને નબળાં રાષ્ટ્રોને દમદાટી આપવામાં આવતી હતી.

રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની આ હરીફાઈ એ ખરેખર મૂડીવાદી ઉદ્યોગોનું અનિવાર્ય પરિણામ હતું. બજારોની તેમજ કાચા માલની દિનપ્રતિદિન વધતી જતી માગણીએ મૂડીવાદી સત્તાઓ પાસે સામ્રાજ્ય માટે દુનિયાની ફરતે દોડાદોડની કેવી હરીફાઈ કરાવી તે આપણે જોઈ ગયાં છીએ. એ સત્તાઓ એશિયા તથા આફ્રિકામાં જ્યાં ત્યાં દોડી વળી અને તેમનું શોષણ કરવાને હાથમાં આવે એટલો બધો મુલક પચાવી પાડ્યો. આ રીતે આખી દુનિયા ખૂંદી વળ્યા પછી પગ પસારવાનું એકે સ્થાન બાકી ન રહ્યું એટલે સામ્રાજ્યવાદી સત્તાઓ એક-બીજીની સામે ઘુરકિયાં કરવા તથા એકબીજીના તાબાના મુલકો તરફ લોભી નજરે જોવા લાગતી. એશિયા, આફ્રિકા તથા યુરોપમાં આ મહાન સત્તાઓ વચ્ચે વારંવાર અથડામણો થવા પામી અને ક્રોધની લાગણી ભભૂકી ઊઠી તથા યુદ્ધ ફાટી નીકળશે કે શું એમ ભાસવા લાગ્યું. કેટલીક સત્તાઓ બીજી સત્તાઓ કરતાં વધારે સારી સ્થિતિમાં હતી અને ઇંગ્લંડ તેના ઔદ્યોગિક અગ્રણીપણા તથા તેના વિશાળ સામ્રાજ્યને કારણે સૌથી વધારે ભાગ્યશાળી લાગતું હતું. આમ છતાંયે ઇંગ્લંડ સંતુષ્ટ નહોતું. જેની પાસે વધારે પૂંજી હોય તે વળી વધારેની અપેક્ષા રાખે છે. સામ્રાજ્યના વિસ્તાર માટેની મોટી મોટી યોજનાઓ તેના 'સામ્રાજ્યના શિલ્પી'ઓના મનમાં રમવા લાગી — ઉત્તરથી દક્ષિણ સુધી, કૅરોથી કેપ ઑફ ગુડ હોપ સુધી સળંગ વિસ્તરેલા આફ્રિકન સામ્રાજ્યની યોજનાઓ વિચારાવા લાગી. ઉદ્યોગોના ક્ષેત્રમાં જર્મની તથા યુનાઇટેડ સ્ટેટ્સની હરીફાઈથી પણ ઇંગ્લંડ ચિંતાતુર બન્યું હતું. આ દેશો પાકો માલ ઇંગ્લંડ કરતાં ઓછી કિંમતે બનાવતા હતા અને એ રીતે તેઓ ઇંગ્લંડનાં બજારો તેની પાસેથી પડાવી લેતા હતા.

ભાગ્યશાળી ઇંગ્લંડ જો સંતુષ્ટ ન હોય તો બીજાં રાષ્ટ્રો તો તેનાથીયે ઓછાં સંતુષ્ટ હતાં. મહાન સત્તાઓના મંડળમાં કંઈક પાછળથી દાખલ થનાર જર્મની વિશેષે કરીને અસંતુષ્ટ હતું; કેમ કે લોભાવનારાં પાકાં ફળો કોઈ ને કોઈના હાથમાં જતાં રહેલાં તેને માલૂમ પડ્યાં. વિજ્ઞાન, કેળવણી અને ઉદ્યોગોના ક્ષેત્રોમાં તેણે ભારે પ્રગતિ કરી હતી અને સાથે સાથે સુંદર સૈન્ય પણ તેણે ઊભું કર્યું હતું. પોતાના મજૂરો અંગેના સામાજિક સુધારાના કાયદાઓ કરવાની બાબતમાં પણ ઇંગ્લંડ સહિત બીજાં બધાં રાષ્ટ્રોને મોખરે તે હતું. જર્મની રંગમંચ ઉપર આવ્યું ત્યારે બીજી સામ્રાજ્યવાદી સત્તાઓએ દુનિયાનો ઘણોખરો પ્રદેશ રોકી લીધો હતો તથા શોષણના માર્ગ મર્યાદિત થઈ ગયા હતા છતાંયે અથાક પરિશ્રમ અને સ્વયંશિસ્તથી ઔદ્યોગિક મૂડીવાદના યુગની તે સૌથી વધારે કુશળ સત્તા બન્યું. તેનાં વેપારી જહાજો દુનિયાનાં બધાંયે બંદરોમાં નજરે પડતાં હતાં અને હામબુર્ગ તથા બ્રેમેનનાં તેનાં બંદરોની દુનિયાનાં સૌથી મોટાં બંદરોમાં ગણતરી થતી હતી. જર્મન વેપારી કાફલો પોતાનો માલ દૂર દૂરના દેશોમાં લઈ જતો હતો એટલું જ નહિ પણ બીજા દેશોનો માલ લઈ જવાનો રોજગાર પણ તેણે હાથ કર્યો હતો.

આવી સફળતા પ્રાપ્ત કરનાર અને પોતાના સામર્થ્યની સંપૂર્ણ પિછાનવાળું આ નવું સામ્રાજ્યવાદી જર્મની પોતાના વધુ વિકાસના માર્ગમાં મૂકવામાં આવેલી મર્યાદાઓ સામે ચડભડે એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. પ્રશિયા એ જર્મન સામ્રાજ્યનું આગેવાન હતું અને જેના હાથમાં સત્તાનાં સૂત્રો હતાં તે તેનો જમીનદાર તથા લશ્કરી વર્ગ સારી પેઠે ઘમંડી હતો. એ વર્ગોના લોકો આક્રમણશીલ હતા અને નિષ્ઠુરપણે એવું વલણ રાખવામાં અભિમાન લેતા હતા. હોહેનઝોલર્ન વંશનો તેમનો સમ્રાટ કૈઝર વિલ્હેમ બીજો ધાર્યું અને મનમાં આવે તે કરવાની તેમની આ ભાવનાનો યોગ્ય નેતા મળી ગયો. જર્મની આખી દુનિયાનું આગેવાન બનવાનું છે, આ પૃથ્વી ઉપર તેને સ્થાન જોઈએ છે, તેનું ભાવિ દરિયા ઉપર નિર્ભર છે તથા આખી દુનિયા ઉપર પોતાની 'સંસ્કૃતિ' ફેલાવવાનું તેનું મિશન છે વગેરે જાહેરાતો કૈઝરે વારંવાર કરવા માંડી.

બીજી પ્રજાઓએ અને રાષ્ટ્રોએ પણ આગળ આવી જ મતલબનું કહ્યું હતું. ઇંગ્લંડની 'ગોરાઓના બોજા'ની તથા ફ્રાંસની 'સુધારાનો પ્રચાર કરવાના મિશન'ની વાતો પણ જર્મનીની 'સંસ્કૃતિ' ફેલાવવાના મિશનની વાતોના જેવી જ હતી. સમુદ્ર ઉપર પોતે સર્વોપરી હોવાનો ઇંગ્લંડનો દાવો હતો અને હકીકતમાં તે સર્વોપરી હતું પણ ખરું. ઘણાયે અંગ્રેજોએ ઇંગ્લંડ માટે જે દાવો કર્યો હતો તે જ વસ્તુ કંઈક અણઘડ રીતે અને અતિશયોક્તિભર્યા શબ્દોમાં કૈઝરે કહી. બે વચ્ચે ફેર માત્ર એટલો જ હતો કે ઇંગ્લંડ પાસે એ બધું હતું જ્યારે જર્મની પાસે નહોતું. આમ છતાં પણ કૈઝરની બડાશોથી બ્રિટિશ લોકો સારી

પેઠે ચિડાયા. બીજી કોઈ પ્રજા દુનિયાની અગ્રેસર પ્રજા બનવાનો વિચાર સરખો પણ કરે એ ખ્યાલ તેમને અતિશય અરુચિકર હતો. બીજી પ્રજા પોતાને દુનિયાની અગ્રેસર પ્રજા માને એ તેમને મન એક પ્રકારની નાસ્તિકતા હતી — ઇંગ્લંડ ઉપર દેખીતો હુમલો હતો. ૧૦૦ વરસ પૂર્વે તેણે નેપોલિયનને ટ્રફાલ્ગર આગળ હરાવ્યો ત્યારથી દરિયો તો ઇંગ્લંડનો જ છે એમ માનવામાં આવતું હતું અને તેની આ સ્થિતિ સામે જર્મની કે બીજી કોઈ પ્રજા વાંધો ઉઠાવે એ અંગ્રેજોને મન ભારે અઘટિત લાગતું હતું. દરિયા ઉપરનું ઇંગ્લંડનું બળ ઘટી જાય તો પછી તેના દૂર દૂર સુધી વિસ્તરેલા સામ્રાજ્યની શી દશા થાય?

કૈઝરના પડકારો તથા ધમકીઓ તો બૂરાં હતાં જ પણ એ પછી તેણે પોતાનો નૌકા કાફલો વધારવા માંડ્યો એ તો વળી એથીયે ઘણું ખરાબ હતું. એથી તો અંગ્રેજો પોતાનું સમતોલપણું અને સહનશીલતા ખોઈ બેઠા. અને તેમણે પણ પોતાનો નૌકાકાફલો વધારવા માંડ્યો. આમ બે દેશો વચ્ચે નૌકા-કાફલાની સ્પર્ધા શરૂ થઈ અને ઉભય દેશનાં છાપાંઓએ વધારે ને વધારે યુદ્ધજહાજોની માગણી કરતું શોરબકોરભર્યું આંદોલન ચાલુ રાખ્યું તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના દ્વેષને વધારી મૂક્યો.

યુરોપમાં આ એક ભયસ્થાન હતું. બીજાં પણ અનેક ભયસ્થાનો ત્યાં હતાં. ફ્રાંસ અને જર્મની પુરાણા હરીફો હતા. ૧૮૭૦ના પરાજયનું શૂળ હજી ફ્રાંસવાસીઓને ડંખ્યા કરતું હતું અને તેઓ વેર લેવાની માગણી કરતા હતા. બાલ્કનના દેશો તો હમેશાં દારૂખાનાના કોઠાર સમાન હતા. ત્યાં આગળ ભિન્ન ભિન્ન હિતોનું ઘર્ષણ ચાલ્યા કરતું હતું. પશ્ચિમ એશિયામાં પોતાની લાગવગ વધારવાના આશયથી જર્મનીએ તુર્કી સાથે મૈત્રીનો સંબંધ બાંધવાનો પ્રયાસ પણ શરૂ કર્યો. બગદાદ શહેરને કૉન્સ્ટાન્ટિનોપલ તથા યુરોપ સાથે જોડતી રેલવે બાંધવાનું પણ સૂચવવામાં આવ્યું. એ દરખાસ્ત વધાવી લેવા જેવી હતી પરંતુ એ રેલવે ઉપર જર્મની કાબૂ રાખવા માગતું હતું એ કારણે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઈર્ષા પેદા થઈ.

ધીમે ધીમે યુરોપમાં યુદ્ધનો ડર ફેલાઈ ગયો અને સ્વરક્ષા માટે ત્યાંની સત્તાઓએ એકબીજીની મૈત્રી ખોળવા માંડી. મોટી સત્તાઓ બે સમૂહોમાં વહેંચાઈ ગઈ; જર્મની, ઑસ્ટ્રિયા તથા ઇટાલીનું ત્રિપક્ષી જોડાણ થયું અને ઇંગ્લંડ, ફ્રાંસ તથા રશિયાની ત્રિપક્ષી મૈત્રીના કરારો થયા. ઇટાલી ત્રિપક્ષી જોડાણનું બહુ મોળું સભ્ય હતું અને વાસ્તવમાં યુદ્ધ શરૂ થતાં વચનભંગ કરીને તે બીજા પક્ષ સાથે જોડાયું. ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય દૂબળું હતું. નકશા ઉપર તેનો વિસ્તાર તો મોટો હતો પરંતુ તે અનેક વિરોધી તત્ત્વોથી ભરેલું હતું. વિયેનાનું રમણીય નગર તેનું પાટનગર હતું અને તે વિજ્ઞાન, સંગીત તથા કળાનું મોટું ધામ હતું. આમ વાસ્તવમાં ત્રિપક્ષી જોડાણ એટલે એકલું જર્મની જ

હતું. પરંતુ કસોટીની ઘડી આવે ત્યારે ઇટાલી અને ઑસ્ટ્રિયા શું કરશે તેની કોઈને પણ ખબર નહોતી.

આમ યુરોપ ઉપર ભયનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હતું અને ભય એ તો ભીષણ વસ્તુ છે. દરેક દેશ યુદ્ધ માટેની તૈયારી કરવા માંડી અને બની શકે એટલા પ્રમાણમાં તે શસ્ત્રસજ્જ થવા લાગ્યો. શસ્ત્રસરંજામની હરીફાઈ શરૂ થઈ અને એ હરીફાઈની વિચિત્રતા એ હતી કે એક દેશ પોતાનો શસ્ત્રસરંજામ વધારે તો બીજા દેશોને તેમ કરવાની પરાણે પણ ફરજ પડે છે. શસ્ત્રસરંજામ એટલે કે તોપો, યુદ્ધ જહાજો, દારૂગોળો તથા લડાઈમાં વપરાતી બીજી બધી વસ્તુઓ ઉત્પન્ન કરનાર ખાનગી પેઢીઓને સ્વાભાવિક રીતે જ એથી ભારે નફો થયો અને તે માતબર બની. એ પેઢીઓ એથીયે આગળ વધી અને દેશો તેમની પાસેથી વધારે શસ્ત્રો ખરીદવાને પ્રેરાય એટલા ખાતર ખરેખાત તેમણે યુદ્ધની ભયજનક અફવાઓ ફેલાવવા માંડી. શસ્ત્રસરંજામ ઉત્પન્ન કરનાર આ પેઢીઓ ભારે ધનાઢ્ય અને બળવાન હતી તથા ઇંગ્લંડ, ફ્રાંસ અને જર્મનીના તથા અન્ય દેશોના મોટા મોટા અમલદારો તથા પ્રધાનમંડળના સભ્યો એના શૅરો ધરાવતા હતા અને એ રીતે તેની સમૃદ્ધિમાં તેમનો સ્વાર્થ રહેલો હતો. યુદ્ધની ભયજનક અફવાઓ દ્વારા કે યુદ્ધ દ્વારા જ શસ્ત્રસરંજામની પેઢીઓ સમૃદ્ધ થઈ શકે. ઘણી સરકારોના પ્રધાનો તથા મોટા મોટા અમલદારોનું આ રીતે યુદ્ધમાં આર્થિક હિત સમાયેલું હતું એ ભારે ગજબ પરિસ્થિતિ હતી! જુદા જુદા દેશોને યુદ્ધ અંગેના ખરચમાં વધારો કરવાને પ્રેરવાના બીજા ઉપાયો પણ આ પેઢીઓએ અજમાવ્યા. લોકમત ઉપર અસર પહોંચાડવાને તેમણે છાપાંઓ ખરીદી લીધાં, ઘણી વાર સરકારી અમલદારોને લાંચો આપી તથા પ્રજાને ઉશ્કેરવાને માટે ખોટી વાતો પણ ફેલાવી. બીજાઓનાં મરણ ઉપર જીવનાર અને પોતાને નફો થાય એટલા ખાતર યુદ્ધની ભીષણતાઓને ઉત્તેજન આપતાં તથા એ ભીષણતાઓ પેદા કરતાં પણ ન અચકાનાર આ શસ્ત્રસરંજામનો ઉદ્યોગ એ કેવી ભયંકર વસ્તુ છે! ૧૯૧૪ના યુદ્ધને ત્વરિત કરવામાં આ ઉદ્યોગે કેટલેક અંશે ફાળો આપ્યો હતો. આજે પણ એ ઉદ્યોગ એ જ રમત રમી રહ્યો છે.

યુદ્ધની આ વાતની વચ્ચે શાંતિ માટેના એક વિચિત્ર પ્રયાસની વાત મારે તને કરવી જોઈએ. કોઈ નહિ અને રશિયાના ઝાર નિકોલસ બીજા જેવા પુરુષે યુરોપની સત્તાઓને સર્વવ્યાપી શાંતિ પ્રવર્તાવવા એકઠી મળવાને સૂચવ્યું. આ જ ઝાર પોતાના સામ્રાજ્યમાં હરેક પ્રગતિકારક હિલચાલો કચરી નાખતો હતો તથા સજા પામેલાઓને સાઇબેરિયા ધકેલતો હતો! પરંતુ આ બાબતમાં તે પ્રામાણિક હોય એમ લાગે છે. કેમ કે ચાલુ પરિસ્થિતિ તથા તેની આપખુદી ટકી રહે એવો તેને મન શાંતિનો અર્થ હતો. તેના આમંત્રણને પરિણામે હોલૅંડમાં આવેલા હેગ શહેરમાં ૧૮૯૯ તેમ જ ૧૯૦૭ની સાલમાં એમ

બે શાંતિપરિષદો મળી. ત્યાં આગળ મહત્ત્વનું કશુંયે થઈ શક્યું નહિ. શાંતિ કંઈ એકાએક ગગનમાંથી ઊતરી આવતી નથી. મુસીબતોનાં મૂળ દૂર કરવામાં આવે તો જ શાંતિ આવી શકે.

મોટી સત્તાઓની સ્પર્ધા તથા તેમના ડર વિષે મેં તને ઘણું ઘણું કહ્યું છે. ગેરવર્તાવ કરનાર સિવાયનાં નાનાં રાષ્ટ્રોની અવગણના કરવામાં આવી. ઉત્તર યુરોપમાં કેટલાક નાના દેશો આવેલા છે તે લક્ષ આપવાને પાત્ર છે; કેમ કે લોભી અને પચાવી પાડનારી મોટી સત્તાઓથી એ દેશો બિલકુલ ભિન્ન છે. સ્કૅન્ડિનેવિયા દ્વીપકલ્પમાં સ્વીડન અને નૉર્વે છે અને તેમની બિલકુલ નીચે જ ડેન્માર્ક આવેલું છે. આ દેશો ઉત્તર ધ્રુવના પ્રદેશોથી બહુ દૂર નથી; એ બહુ જ ઠંડા દેશો છે અને ત્યાં આગળ જીવન ટકાવવું એ ઘણું કઠણ હોય છે. જૂજ વસ્તીને જ તે પોષી શકે છે. પરંતુ મહાન સત્તાઓના દ્વેષ, ઈર્ષા તથા હરીફાઈના વર્તુળથી દૂર હોવાને લીધે તેઓ શાંતિમય જીવન ગુજારે છે અને સુધરેલી રીતે પોતાની શક્તિ ખરચે છે. ત્યાં આગળ વિજ્ઞાનની વૃદ્ધિ થઈ રહી છે અને સુંદર સાહિત્ય ખીલવા પામ્યું છે. ૧૯૦૫ની સાલ સુધી નૉર્વે અને સ્વીડન એ બંને દેશો એકબીજા સાથે જોડાયેલા હતા અને તે બંનેનું એક જ રાજ્ય બનેલું હતું. એ સાલમાં નૉર્વેએ છૂટા પડી જઈને પોતાની અલગ હસ્તી ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. આથી એ બંને દેશોએ શાંતિથી પોતાનો સંબંધ તોડવાનું નક્કી કર્યું અને ત્યારથી એ બંને અલગ અને સ્વતંત્ર રાજ્યો રહ્યાં છે. તેમની વચ્ચે યુદ્ધ ન થયું તેમ જ એક દેશે બીજા ઉપર જબરદસ્તી કરવાનો પ્રયાસ પણ ન કર્યો. અને બંને દેશો પાડોશી મિત્રો તરીકે ચાલુ રહ્યા.

નાનકડા ડેન્માર્કે પોતાનું સૈન્ય તથા નૌકા કાફલો કાઢી નાખીને મોટા તેમ જ નાના દેશો સમક્ષ દાખલો બેસાડ્યો છે. એ એક મજાનું રાષ્ટ્ર છે. એ નાના નાના ખેડૂતોનો દેશ છે અને ત્યાં આગળ ગરીબ અને તવંગરો વચ્ચે ઝાઝો તફાવત નથી. આ સમાનતા ઘણે અંશે ત્યાં આગળ થયેલા સહકારની ચળવળના ભારે વિકાસને આભારી છે.

પરંતુ યુરોપના બધાયે નાના દેશો કંઈ ડેન્માર્કની પેઠે સદ્‌ગુણના સર્વોત્તમ નમૂનાઓ નથી. હૉલેંડ પોતે તો નાનકડો દેશ છે પણ ઈસ્ટ ઇન્ડિઝમાં (જાવા અને સુમાત્રા વગેરે ટાપુઓમાં) એક મોટા સામ્રાજ્ય ઉપર તેની હકૂમત છે. એની નજદીક આવેલું બેલ્જિયમ આફ્રિકામાં કૉંગોના પ્રદેશનું શોષણ કરે છે. પરંતુ યુરોપના રાજકારણમાં એનું ખરું મહત્ત્વ તો એના ભૌગોલિક સ્થાનને કારણે છે. તે ફ્રાંસ અને જર્મની વચ્ચેના રાજમાર્ગ ઉપર આવેલું છે અને એ બે દેશો વચ્ચેની કોઈ પણ લડાઈમાં અચૂકપણે તે ઘસડાવાનું જ. તને યાદ હશે કે વૉટરલૂનું રણક્ષેત્ર બેલ્જિયમમાં બ્રુસેલ્સ પાસે આવેલું છે. એથી

કરીને બેલ્જિયમને 'યુરોપનું સમરાંગણુ' કહેવામાં આવતું હતું. યુરોપની મુખ્ય મુખ્ય મોટી સત્તાઓ યુદ્ધને પ્રસંગે બેલ્જિયમની તટસ્થતા માન્ય કરવાની બાબતમાં સંમત થઈ હતી. પરંતુ આપણે આગળ ઉપર જોઈશું કે જ્યારે ખરેખર યુદ્ધ આવ્યું જ ત્યારે આ સંમતિ અને વચનના કુરચા ઊડી ગયા.

પરંતુ બાલ્કનના દેશો યુરોપના કે બીજી કોઈ પણ જગ્યાના દેશો કરતાં સૌથી વધારે મુશ્કેલ હતા. પેઢી દર પેઢીથી ચાલતાં આવેલાં વેરભાવ અને સ્પર્ધાવાળો અનેક પ્રજાઓ તથા જાતિઓનો આ શંભૂમેળો આપસ આપસના દ્વેષ તથા ઝઘડાઓથી ભરપૂર છે. ૧૯૧૨ સને ૧૯૧૩ની સાલના બાલ્કન વિગ્રહો ભારે ખૂનખાર હતા અને થોડા જ વખતમાં તથા બહુ નાના પ્રદેશમાં ઘણા જ મોટા પ્રમાણમાં સંહાર થવા પામ્યો. બલ્ગેરિયનોએ આશ્રિતો ઉપર તથા પાછળ હઠતા તુર્કો ઉપર ભયંકર અત્યાચારો કર્યા. એ પહેલાંના વરસોની તુર્કોની કારકિર્દી પણ બહુ જ ખરાબ હતી. સર્બિયાએ (હાલ તે યુગોસ્લાવિયાનો ભાગ છે.) ખૂનને માટે ભારે ખરાબ નામના મેળવી. કહેવાતા દેશભક્તોની 'બ્લૅક હૅન્ડ' નામની ખૂન કરનારાઓની એક ગુપ્ત ટોળી ભયંકર પ્રકારનાં કેટલાંયે ખૂનોને માટે જવાબદાર હતી. રાજ્યના મોટા મોટા અધિકારીઓ પણ એ ટોળીના સભ્ય હતા. દેશના રાજા ઍલેકઝાંડર, રાણી ડ્રેગા, રાણીના ભાઈઓ તથા વડો પ્રધાન અને બીજા કેટલાકોનાં કમકમાટી ઉપજાવે એવી રીતે ખૂન કરવામાં આવ્યાં. આ તો માત્ર રાજમહેલની ક્રાંતિ હતી અને બીજા એક પુરુષને રાજા બનાવવામાં આવ્યો.

આમ, યુરોપની હવામાં વીજળી અને ગડગડાટ સહિત ૨૦મી સદીનાં પગરણ બેઠાં. અને વરસ પછી વરસ વીતતાં વાતાવરણ વધારે ને વધારે તોફાની થતું ગયું. ગૂંચવણો અને ગોટાળા વધી જવા પામ્યાં અને યુરોપના જીવનમાં દિનપ્રતિદિન વધુ ને વધુ ગાંઠો પડતી ગઈ. છેવટે યુદ્ધ એ ગાંઠોને કાપનાર હતું. યુદ્ધ આવશે એમ બધી જ સત્તાઓ ધારતી હતી અને એને માટે પોતાની સર્વ શક્તિથી તૈયારી કરતી હતી. અને છતાંયે એમાંની કોઈ પણ સત્તા એને માટે આતુર હતી એમ ન કહી શકાય. કેટલેક અંશે બધીયે સત્તાઓ એનાથી ડરતી હતી કેમ કે એનું પરિણામ શું આવશે એનું કોઈ પણ ચોક્કસપણે ભવિષ્ય ભાખી શકે એમ નહોતું. અને છતાં એ ભયે જ તેમને યુદ્ધ તરફ ધકેલી. યુરોપ બે પક્ષમાં વહેંચાઈ ગયું હતું એ વિષે હું તને કહી ગયો છું. એને 'સત્તાઓની સમતા' કહેવામાં આવતી. એ એવી નાજુક સમતા હતી કે સહેજ પણ ધક્કો એને ઉથલાવી નાખવા માટે પૂરતો હતો. જપાન યુરોપથી બહુ દૂર હતું અને તેના સ્થાનિક પ્રશ્નોમાં તેને ઝાઝો રસ નહોતો છતાંયે તે તેના મૈત્રીના કરારોનું અને તેની સત્તાઓની સમતાનું એક પક્ષકાર હતું. જપાન ઇંગ્લંડનું મિત્ર હતું. ઇંગ્લંડના પૂર્વના દેશોનાં અને ખાસ કરીને હિંદનાં

હિતો સાચવવાને અર્થે એ મૈત્રી હતી. ઇંગ્લંડ અને રશિયા વચ્ચેની હરીફાઈના દિવસો દરમ્યાન એ મૈત્રી કરવામાં આવી હતી અને ઇંગ્લંડ તથા રશિયા હવે એક જ પક્ષે હતાં છતાંયે તે હજી ચાલુ રહી હતી. મહાન સત્તાઓમાંથી એક માત્ર અમેરિકા જ યુરોપની આ મૈત્રીઓ અને સમતાઓની પદ્ધતિમાંથી અળગું રહ્યું હતું.

૧૯૧૪ની સાલમાં આ સ્થિતિ હતી. તને યાદ હશે કે એ વખતે ઇંગ્લંડ હોમ રૂલને અંગે આયર્લૅન્ડની બાબતમાં ભારે મુશ્કેલીમાં ઊતર્યું હતું. અલ્સ્ટર બળવો પોકારી રહ્યું હતું અને ઉત્તર તથા દક્ષિણમાં સ્વયંસેવકો કવાયત કરી રહ્યા હતા અને આયર્લૅન્ડમાં બળવાની વાતો થઈ રહી હતી. આયર્લૅન્ડ અંગેની તકલીફ ઇંગ્લંડને રોકેલું રાખશે અને યુરોપમાં યુદ્ધ જાગે તો તે તેમાં વચ્ચે પડશે નહિ એમ જર્મન સરકારે ધાર્યું હોય એ બનવા જોગ છે. પરંતુ વાસ્તવમાં બ્રિટિશ સરકાર, લડાઈ ફાટી નીકળે તો ફ્રાંસ સાથે જોડાવાને ખાનગીમાં બંધાઈ ચૂકી હતી. પરંતુ એ હકીકત જાહેર થઈ નહોતી.

૧૯૧૪ની ૨૮મી જૂન — એ દિવસે દાવાનળ પ્રગટાવનાર તણખો ઊડ્યો. આર્ચ ડ્યૂક ફ્રાંસીસ ફર્ડિનાન્ડ ઑસ્ટ્રિયાની ગાદીનો વારસ હતો. તે બાલ્કનમાં આવેલા બૉસ્નિયાના પાટનગર સેરાજેવોની મુલાકાતે ગયો હતો. હું તને આગળ કહી ગયો છું કે થોડાં વરસો ઉપર જ્યારે તરુણ તુર્કો પોતાના સુલતાનને દૂર કરવાને મથી રહ્યા હતા ત્યારે ઑસ્ટ્રિયાએ આ બોસ્નિયાને ખાલસા કર્યું હતું. આર્ચ ડ્યૂક પોતાની પત્ની સાથે ખુલ્લી બગીમાં બેસીને સેરાજેવોના રાજમાર્ગોમાં થઈને પસાર થતો હતો તેવામાં તેના ઉપર ગોળીબાર થયો અને તે તથા તેની પત્ની બંને મરાયાં. ઑસ્ટ્રિયાની સરકાર તથા પ્રજા આથી ભારે કોપાયમાન થયાં અને આ ગુનામાં હાથ હોવાનો સર્બિયન સરકાર (સર્બિયા બોસ્નિયાનું પડોશી હતું.) ઉપર તેણે આરોપ મૂક્યો. બેશક, સર્બિયન સરકારે તો એનો સાફ ઇન્કાર કર્યો. ઘણા વખત પછી કરવામાં આવેલી તપાસ ઉપરથી જણાય છે કે, સર્બિયન સરકાર એ ખૂન માટે જવાબદાર નહોતી એ ખરું પરંતુ એને માટે કરવામાં આવેલી તૈયારીથી તે સાવ અજાણ નહોતી. પરંતુ એ ખૂન માટેની ઘણીખરી જવાબદારી સર્બિયાની 'બ્લૅક હૅન્ડ'ની સંસ્થાને શિર જાય છે.

ઑસ્ટ્રિયાની સરકારે કંઈક અંશે ગુસ્સાના આવેશમાં અને મોટે ભાગે રાજનીતિને કારણે સર્બિયા તરફ ભારે ઉગ્ર વલણ દાખવ્યું. દેખીતી રીતે જ, સર્બિયાને હમેશને માટે હીણું પાડવાનું તેણે નક્કી કર્યું હતું અને એને પરિણામે મોટો વિગ્રહ થવા પામે તો જર્મનીની સબળ મદદ ઉપર તે આધાર રાખતું હતું. આથી, સર્બિયાની માફી સ્વીકારવામાં આવી નહિ અને ૧૯૧૪ના જુલાઈની ૨૩મી તારીખે ઑસ્ટ્રિયાએ સર્બિયા ઉપર યુદ્ધનું આખરી કહેણ

મોકલ્યું. પાંચ દિવસ પછી ૨૮મી જુલાઈએ ઑસ્ટ્રિયાએ સર્બિયા સામે લડાઈ જાહેર કરી. ઑસ્ટ્રિયાની રાજનીતિનાં સૂત્રો મુખ્યત્વે કરીને એક ઘમંડી અને મૂર્ખ પ્રધાનના હાથમાં હતાં. તેને ગમે તે ભોગે લડાઈ કરવી જ હતી. વયોવૃદ્ધ સમ્રાટ ફ્રાંસીસ જૉસેફને (૧૮૪૮ની સાલથી તે ગાદી ઉપર હતો) એમાં સંમત થવાને સમજાવવામાં આવ્યો. અને મદદ માટેના જર્મનીના અરધાપરધા વચનને સહાયની સંપૂર્ણ બાંયધરી તરીકે દર્શાવવામાં આવ્યું. વાસ્તવમાં, ઑસ્ટ્રિયા સિવાયની બીજી કોઈ પણ મોટી સત્તા એ જ ટાંકણે યુદ્ધ માટે આતુર ન હતી એમ કહી શકાય. તેની તૈયારી અને લડાયક વૃત્તિ હોવા છતાંયે જર્મની યુદ્ધ માટે તત્પર નહોતું અને કૈઝર વિલ્હેમ બીજાએ તો એ અટકાવવાનો મોળો પ્રયાસ પણ કર્યો. ઇંગ્લંડ તથા ફ્રાંસ યુદ્ધ માટે આતુર નહોતાં. રશિયન સરકાર એટલે એક માત્ર ઝાર. તે નમાલો અને બેવકૂફ માણસ હતો. પોતાની પસંદગીના ધૂર્તો તથા બેવકૂફોથી તે વીંટળાયેલો હતો અને તેઓ તેને અહીંથી-તહીં ધક્કા ખવડાવતા હતા. અને આમ છતાંયે કરોડોનું ભાવી આ એક માણસના હાથમાં રહેલું હતું. ઝાર પણ, એકંદરે તો યુદ્ધની વિરુદ્ધ હતો પરંતુ તેના સલાહકારોએ તેને ઢીલ કરવાનાં પરિણામોથી ભડકાવી માર્યો અને લશ્કરનો 'જમાવ' કરવાની બાબતમાં તેમણે તેની સંમતિ લઈ લીધી. લશ્કરનો 'જમાવ' કરવો એટલે કે તેને સક્રિય કામગીરી માટે એકત્ર કરવું, અને રશિયા જેવા વિશાળ મુલકમાં એમ કરતાં વખત લાગ્યો. જર્મનીના હુમલાના ભયથી કદાચ રશિયાએ પોતાના સૈન્યનો 'જમાવ' કર્યો હોય એ બનવાજોગ છે. લશ્કરનો જમાવ કરવાના — ૩૦મી જુલાઈએ લશ્કરનો જમાવ કરવામાં આવ્યો હતો — આ ખબરે જર્મનીને ભડકાવ્યું અને રશિયાએ એ બંધ રાખવું જોઈએ એવી તેણે માગણી કરી. પરંતુ યુદ્ધના પ્રચંડ યંત્રને હવે અટકાવવાપણું રહ્યું નહોતું. બે દિવસ પછી ૧લી ઑગસ્ટે જર્મનીએ પણ પોતાના લશ્કરનો 'જમાવ' કર્યો અને તેણે રશિયા તથા ફ્રાંસ સામે લડાઈ જાહેર કરી. અને તરત જ વિરાટ જર્મન સૈન્યે તે રસ્તે ફ્રાંસ પહોંચવાને માટે બેલ્જિયમ ઉપર ચડાઈ શરૂ કરી. કેમ કે ફ્રાંસ પહોંચવાનો એ માર્ગ વધારે સુગમ હતો. ગરીબ બિચારા બેલ્જિયમે જર્મનીનું કશુંયે બગાડયું નહોતું પરંતુ રાષ્ટ્રો જીવનમરણ માટે લડે છે ત્યારે તેઓ આવી નજીવી વસ્તુઓ કે આપેલાં વચનોની લવલેશ પરવા કરતાં નથી. બેલ્જિયમમાં થઈને પોતાનું સૈન્ય મોકલવાની પરવાનગી જર્મન સરકારે બેલ્જિયમ પાસે માગી હતી પરંતુ સ્વાભાવિક રીતે જ અને ક્રોધપૂર્વક આવી પરવાનગી નકારવામાં આવી.

બેલ્જિયમની તટસ્થતાના કરવામાં આવેલા આ ભંગને કારણે ઇંગ્લંડમાં તેમ જ અન્યત્ર ભારે શોરબકોર મચી રહ્યો અને એ મુદ્દા ઉપર ઇંગ્લંડે પોતે જર્મની સામે લડાઈ જાહેર કરી. ખરી વાત તો એ છે કે, ઇંગ્લંડનો નિર્ણય

તો ક્યારનોયે થઈ ચૂક્યો હતો. બેલ્જિયમનો પ્રશ્ન એ તો તેને એક ફાવતું બહાનું મળી ગયું. એમ જણાય છે કે, જો એમ કરવું જરૂરી લાગે તો, જર્મની ઉપર હુમલો કરવાને બેલ્જિયમમાં થઈને પોતાનું સૈન્ય લઈ જવાની યોજના ફ્રાંસના લશ્કરી સત્તાવાળાઓએ પણ યુદ્ધ પહેલાંના સમયમાં કરી રાખી હતી. એ ગમે તેમ હો પણ ઇંગ્લંડે તો પોતાનાં ગંભીર વચનો તથા સંધિઓને માત્ર 'કાગળના એક નકામા ટુકડા' સમાન ગણનાર જેને વર્ણવવામાં આવ્યું હતું તે જર્મનીની સામે ન્યાય અને સત્યના મહાન રક્ષક અને નાની પ્રજાઓના ખેરખાં હોવાનો ડોળ કરવાનો પ્રયત્ન કર્યો. ૪થી ઑગસ્ટની મધરાતે ઇંગ્લંડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. પરંતુ કોઈ પણ આપત્તિ આવતી ટાળવાને ખાતર એક દિવસ આગળ ગુપ્તતાથી પોતાનું સૈન્ય — એને બ્રિટનનું ચડાઈ કરનારું સૈન્ય કહેવામાં આવે છે — બ્રિટિશ ખાડીમાં થઈને ફ્રાંસ મોકલી આપવાની તેણે સાવચેતી રાખી હતી. એથી કરીને, ઇંગ્લંડ યુદ્ધમાં જોડાશે કે નહિ એ પ્રશ્ન હજી તોળાઈ રહ્યો છે એમ દુનિયા વિચારી રહી હતી ત્યારે તો બ્રિટિશ સૈન્ય યુરોપ ખંડની ભૂમિ ઉપર પહોંચી ગયું હતું.

હવે, ઑસ્ટ્રિયા, રશિયા, જર્મની, ફ્રાંસ, ઇંગ્લંડ એ બધાંયે યુદ્ધમાં સંડોવાયાં. અલબત્ત, આ ઉત્પાતના તાત્કાલિક નિમિત્તરૂપ બનેલું સર્બિયા પણ એમાં સંડોવાયું. પણ જર્મની તથા ઑસ્ટ્રિયાના મિત્ર ઇટાલીની શી સ્થિતિ હતી? ઇટલી અળગું રહ્યું, કઈ બાજુએ લાભ રહેલો છે તે ઇટાલી જોતું રહ્યું, તેણે સોદો કર્યો અને ૭ માસ પછી પોતાના જૂના મિત્રોની સામે તે ચોક્કસપણે ફ્રાંસ–ઇંગ્લંડ–રશિયાને પક્ષે જોડાયું.

આમ ૧૯૧૪ના ઑગસ્ટના આરંભના દિવસોએ યુરોપનાં સૈન્યોને એકત્ર થતાં અને કૂચ કરતાં નિહાળ્યાં. આ કેવા પ્રકારનાં સૈન્ય હતાં? પહેલાંના વખતનાં સૈન્યો સંખ્યાબંધ ધંધાદારી સિપાઈઓનાં બનેલાં હતાં. તે કાયમી સૈન્યો હતાં. પરંતુ ફ્રાંસની ક્રાંતિએ એમાં ભારે ફેરફાર કરી નાખ્યો. જ્યારે ક્રાંતિ પરદેશીઓના હુમલાના ભયમાં આવી પડી ત્યારે સંખ્યાબંધ નાગરિકોની સૈન્યમાં ભરતી કરવામાં આવી તથા તેમને લશ્કરી તાલીમ આપવામાં આવી. એ સમય પછી, મર્યાદિત સંખ્યાના ધંધાદારી ઐચ્છિક સૈન્યોને બદલે ફરજિયાત સૈન્યો ઊભાં કરવાનું વલણ યુરોપમાં દાખલ થયું. એટલે કે આવાં ફરજિયાત સૈન્યોમાં દેશના બધાયે સશક્ત પુરુષોને લશ્કરી નોકરી બજાવવાની ફરજ પાડવામાં આવતી હતી. આ રીતે સશક્ત પુરુષોની આ સાર્વત્રિક લશ્કરી નોકરી એ ફ્રાંસની ક્રાંતિનું ફરજંદ હતું. આખાયે યુરોપ ખંડમાં એનો ફેલાવો થયો અને ત્યાં આગળ પ્રત્યેક યુવાનને બે કે તેથી વધારે વરસ સુધી છાવણીમાં રહીને લશ્કરી તાલીમ લેવી પડતી અને પછીથી જ્યારે તેને નોકરી માટે બોલાવવામાં આવે ત્યારે પોતાની સેવા આપવાને તે બંધાયેલો હતો. આમ

યુદ્ધની સક્રિય કામગીરી ઉપરનું સૈન્ય એટલે કે રાષ્ટ્રનો લગભગ આખોયે યુવાન પુરુષવર્ગ. ફ્રાંસ, જર્મની, ઑસ્ટ્રિયા તથા રશિયામાં આમ જ હતું અને એ દેશોના લશ્કરનો જમાવ કરવો એટલે કે દૂર દૂરનાં શહેરો કે ગામડાંઓમાં આવેલાં તેમનાં ઘર આગળથી આ યુવાનોને બોલાવવા. યુદ્ધ શરૂ થયું ત્યારે ઇંગ્લંડમાં આવા પ્રકારની સાર્વત્રિક લશ્કરી નોકરીની હસ્તી નહોતી. પોતાના બળવાન નૌકા કાફલા ઉપર ભરોસો રાખીને તેણે પ્રમાણમાં નાનું કાયમી ઐચ્છિક સૈન્ય રાખ્યું હતું. પરંતુ યુદ્ધ દરમ્યાન તે બીજા દેશોની હારમાં આવી ગયું અને તેણે ફરજિયાત લશ્કરી નોકરી દાખલ કરી.

સમગ્ર પ્રજા સશસ્ત્ર બને એ સાર્વત્રિક લશ્કરી નોકરીનો અર્થ થતો હતો. લશ્કરનો જમાવ કરવાના હુકમોની અસર પ્રત્યેક શહેર, પ્રત્યેક ગામ અને પ્રત્યેક કુટુંબ સુધી પહોંચી હતી. ઑગસ્ટ માસના એ આરંભના દિવસોમાં યુરોપના મોટા ભાગમાં જીવન એકાએક સ્થિર થઈ ગયું. લાખો યુવાનો ઘર છોડીને ચાલી નીકળ્યા અને તેઓ કદીયે પાછા ફર્યા નહિ. સર્વત્ર કૂચકદમ થવા લાગી, લશ્કરોને હર્ષનાદોથી વધાવી લેવામાં આવ્યાં, રાષ્ટ્રીયતાની ધગશનું અસાધારણ પ્રદર્શન થયું, હૃદયની લાગણીઓ બૂઠી થઈ, તેમ જ અમુક પ્રકારનું લાપરવાપણું પણ આવ્યું; કેમ કે હવે પછીનાં વરસોમાં દેખા દેનારી યુદ્ધની ભીષણતાઓનો તે વખતે ઝાઝો ખ્યાલ આવ્યો નહોતો.

ભારે ધગશભર્યા રાષ્ટ્રવાદના આ વંટોળમાં સૌ સપડાયા. આંતરરાષ્ટ્રીયતાની જોરશોરથી વાતો કરનારા સામ્રાજ્યવાદીઓ, તથા મૂડીવાદના સર્વસામાન્ય દુશ્મનની સામે સમગ્ર દુનિયાના મજૂરોને એકત્ર થવાની હાકલ કરનારા માકર્સના અનુયાયીઓ સુધ્ધાં આ વંટોળમાં સપડાયા અને મૂડીવાદીઓના વિગ્રહમાં ઉત્સાહી દેશભક્તો તરીકે જોડાયા. આ વંટોળની સામે માત્ર ગણ્યાગાંઠ્યા માણસો ટકી રહ્યા. પરંતુ તેમને ધિક્કારી કાઢવામાં આવ્યા, દબાવી દેવામાં આવ્યા તથા કેટલીક વાર તેમને શિક્ષા પણ કરવામાં આવી. દુશ્મન પ્રત્યેના દ્વેષથી મોટાભાગના લોકો ગાંડાતૂર બની ગયા. અંગ્રેજ અને જર્મન મજૂરો એકબીજાનાં ગળાં રેંસી રહ્યા હતા ત્યારે એ બંને દેશોના તથા અન્ય દેશોના વિદ્વાનો, વૈજ્ઞાનિકો અને અધ્યાપકો એકબીજા ઉપર ગાળો વરસાવતા હતા તથા એકબીજા વિષેની અતિશય ઘોર વાતો સાચી માનતા હતા.

આમ, મહાયુદ્ધ આવતાં ૧૯મી સદીનો યુગ પૂરો થાય છે. પશ્ચિમની સંસ્કૃતિની ભવ્ય અને શાંત ગંગા એકાએક યુદ્ધના વમળમાં ઝડપાઈ ગઈ. જૂની દુનિયાનો હમેશને માટે અંત આવ્યો. ચાર વરસ કરતાં વધારે સમય પછી એ વમળમાંથી કંઈક નવીન વસ્તુ બહાર આવી.

# ૧૪૭. મહાયુદ્ધને ટાંકણે હિંદ

૨૯ માર્ચ, ૧૯૩૩

તને હિંદ વિષે લખ્યાને ઘણો વખત થઈ ગયો. યુદ્ધકાળને ટાંકણે હિંદની શી સ્થિતિ હતી એ વિષે તને કહેવાને ફરી પાછા એ વિષય ઉપર આવવાનો મને લોભ થાય છે. એ પ્રલોભન આગળ નમતું આપવાનું મેં નક્કી કર્યું છે.

લાંબા લાંબા કેટલાયે પત્રોમાં ૧૯મી સદી દરમ્યાનના હિંદના જીવનની તેમ જ હિંદના બ્રિટિશ અમલની ઘણી બાજુઓ આપણે તપાસી ગયાં છીએ. હિંદ ઉપર મજબૂત બનેલો બ્રિટનનો કબજો અને સાથે સાથે શરૂ થયેલું દેશનું શોષણ એ એ કાળનાં પ્રધાન લક્ષણો જણાય છે. લશ્કરી, મુલ્કી તથા વેપારી એવાં ત્રણ પ્રકારનાં દેશ ઉપર કબજો રાખનારાં સૈન્યોથી હિંદુસ્તાનને દાબી રાખવામાં આવ્યું હતું. બ્રિટિશ લશ્કર તથા બ્રિટિશ અમલદારો નીચેનું હિંદી ભાડૂતી લશ્કર એ કબજો રાખનારાં વિદેશી સૈન્યો હતાં એ તો સાવ સ્પષ્ટપણે જોઈ શકાય એમ હતું. પરંતુ સિવિલ સર્વિસનો, બિનજવાબદાર અને કેન્દ્રીય નોકરશાહીનો દેશ ઉપર એથીયે વિશેષ મજબૂત કબજો હતો. ત્રીજા વેપારી સૈન્યને આ બંનેનો ટેકો હતો અને એ સૌથી વધારે જોખમકારક હતું કારણ કે મોટા ભાગનું શોષણ એ સૈન્ય કરતું હતું અથવા તો એના વતી કરવામાં આવતું હતું તથા દેશના શોષણની એની રીતો પેલાં બીજાં બે સૈન્ય જેવી સહેલાઈથી દેખાઈ આવે એવી નહોતી. સાચે જ, ઘણા લાંબા સમય સુધી, અને કંઈક અંશે આજે પણ, આગેવાન હિંદીઓ પહેલાં બે સામે ઘણો વધારે વાંધો ઉઠાવતા હતા અને ત્રીજાને પણ તેઓ એટલું જ મહત્ત્વ આપતા હોય એમ જણાતું નથી.

પોતે જ પેદા કરેલાં હોવાને કારણે તેમના ઉપર આધાર રાખે અને હિંદમાં તેમના ટેકારૂપ થઈ પડે એવાં સ્થાપિત હિતો ઊભાં કરવાની હિંદમાંની બ્રિટિશ નીતિની એકધારી નેમ રહી છે. આ રીતે રાજારજવાડાંને મજબૂત બનાવવામાં આવ્યાં તથા જમીનદારો અને તાલુકદારોનો એક મોટો વર્ગ ઊભો કરવામાં આવ્યો. એટલું જ નહિ પણ ધાર્મિક બાબતોમાં વચ્ચે ન પડવું એવા બહાના નીચે સામાજિક સ્થિતિચુસ્તતાને પણ ઉત્તેજન આપવામાં આવ્યું. દેશના શોષણમાં આ બધાં સ્થાપિત હિતોનો પોતાનો સ્વાર્થ સમાયેલો હતો. ખરેખર, કેવળ એ શોષણ ઉપર જ તેમની હસ્તીનો આધાર હતો. હિંદમાં ઊભાં કરવામાં આવેલાં સ્થાપિત હિતોમાં બ્રિટિશ મૂડીનું સ્થાપિત હિત સૌથી મોટું હતું.

લૉર્ડ સૉલ્સબરી નામના બ્રિટિશ રાજદ્વારી પુરુષનું — તે હિંદી વજીર હતો — એક કથન વારંવાર ટાંકવામાં આવ્યું છે અને તે પ્રકાશ પાડનારું હોવાથી હું અહીંયાં ટાંકીશ. ૧૮૭૫ની સાલમાં તેણે કહ્યું હતું:

"હિંદનું લોહી ચૂસવું જ જોઈએ, એટલે જે ભાગોમાં તે સારા પ્રમાણમાં એકઠું થયું હોય અથવા કંઈ નહિ તો જ્યાં આગળ તે પૂરતા પ્રમાણમાં હોય તે બાજુ નસ્તર મૂકવું જોઈએ; લોહીની ઊણપને કારણે જે ભાગો નબળા પડી ગયા હોય ત્યાં ત્યાં નહિ."

બ્રિટને કરેલા હિંદના કબજાનાં તથા તેણે અહીંયાં અખત્યાર કરેલી નીતિનાં અનેક પરિણામો આવ્યાં. એમાંનાં કેટલાંક અંગ્રેજોને રુચતાં નહોતાં. પરંતુ વ્યક્તિઓ પણ પોતાનાં કૃત્યોનાં પરિણામો ઉપર ભાગ્યે જ અંકુશ રાખી શકે છે તો પછી રાષ્ટ્રોની તો વાત જ શી કરવી? ઘણી વાર, કેટલીક પ્રવૃત્તિઓને પરિણામે નવાં બળો પેદા થાય છે. એ બળો ખુદ તે જ પ્રવૃત્તિઓનો વિરોધ કરે છે, તેમની સામે લડે છે અને છેવટે તેમના ઉપર ફતેહ મેળવે છે. સામ્રાજ્યવાદ રાષ્ટ્રવાદને જન્મ આપે છે; મૂડીવાદ કારખાનામાં કામ કરનારા મજૂરોના મોટા મોટા સમૂહો પેદા કરે છે. એ સમૂહો એકત્ર થાય છે અને મૂડીવાદી માલિકોનો સામનો કરે છે. ચળવળને રૂંધી નાખવાને તથા પ્રજાને કચરી નાખવાને અર્થે કરવામાં આવતું સરકાર તરફનું દમન ઘણી વાર તેમને સબળ કરવામાં તથા વજ્ર જેવા કઠણ બનાવવામાં પરિણમે છે અને એ રીતે તે તેમને તેમના અંતિમ વિજય માટે તૈયાર કરે છે.

આપણે જોઈ ગયાં છીએ કે અંગ્રેજોની હિંદમાંની ઔદ્યોગિક નીતિને કારણે વધુ ને વધુ પ્રમાણમાં ગ્રામીણીકરણ થતું ગયું, એટલે કે, બીજો કોઈ ધંધો ન રહેવાને લીધે દિનપ્રતિદિન વધારે ને વધારે લોકો શહેરો છોડીને પાછા ગામડાં તરફ જવા લાગ્યા. આથી જમીન ઉપરનો બોજો વધી ગયો અને ખેડૂતોની ખેતી કરવાની જમીનનું પ્રમાણ ઉત્તરોત્તર ઘટતું જ ગયું. ખેડૂતોની માલકીની ખેતીની આવી ઘણીખરી જમીનો 'ખોટિયા' થઈ ગઈ એટલે કે એ જમીનોના એટલા નાના નાના ટુકડા થઈ ગયા કે તેમાંથી ખેડૂતોની જીવનની પ્રાથમિક જરૂરિયાતો પણ માંડ પૂરી પડતી. પરંતુ આ સ્થિતિમાંયે ખેતી કરવા સિવાય તેની પાસે બીજો કશો ઉપાય નહોતો. ખેતી ચાલુ રાખ્યે જ તેનો છૂટકો હતો અને સામાન્ય રીતે તે દિનપ્રતિદિન વધારે ને વધારે દેવામાં ડૂબતો ગયો. બ્રિટિશ સરકારની જમીન અંગેની — ખાસ કરીને જમીનદારી અને તાલુકદારી પ્રદેશોમાં — નીતિએ તો સ્થિતિ એથીયે વિશેષ બગાડી મૂકી. આ બંને પ્રદેશોમાં તેમ જ જ્યાં આગળ જમીનની માલકી ખેડૂતોની હતી તે પ્રદેશમાં પણ જમીનદારને ગણોત ન ભરવા માટે અથવા તો સરકારને મહેસૂલ ન ભરવા માટે ખેડૂતોને જમીન ઉપરથી કાઢી મૂકવામાં આવતા. આને કારણે

તેમ જ જમીન માટે નિરંતર નવા લોકો આવતા રહેતા હતા તેમના દબાણને લીધે ગ્રામપ્રદેશોમાં જમીન વિનાના મજૂરોનો એક મોટો વર્ગ ઊભો થયો. અને હું તને આગળ કહી ગયો છું તેમ ત્યાં આગળ સંખ્યાબંધ ભીષણ દુકાળો પડ્યા.

જમીન વિનાનો થઈ પડેલો આ મોટો વર્ગ ખેડવા માટે જમીન મેળવવા હવાતિયાં મારતો હતો પરંતુ એ બધાને મળી રહે એટલી જમીન હતી જ નહિ. જમીનદારી પ્રદેશમાં જમીનની ગણોત વધારીને જમીનની આ માગનો જમીનદારોએ લાભ લીધો. ગણોતિયા ખેડૂતના રક્ષણને અર્થે કરવામાં આવેલા ગણોત અંગેના કેટલાક કાયદાઓ એકાએક અમુક ટકાથી વધારે ગણોત વધારવાની મનાઈ કરતા હતા. પરંતુ, જમીનદારો અનેક રીતે એને પહોંચી વળ્યા અને અનેક પ્રકારના ગેરકાયદે લાગાઓ વસૂલ કરવામાં આવતા. એક વાર મને કહેવામાં આવ્યું હતું કે અયોધ્યાની એક તાલુકદારીમાં આવા પ્રકારના પચાસ કરતાંયે વધારે ગેરકાયદે લાગા વસૂલ કરવામાં આવતા હતા. નજરાણું એ એમાંનો મુખ્ય લાગો હતો. શરૂઆતમાં જ, ગણોત ઉપરાંત ગણોતિયાને જે રકમ ધરાવવી પડતી તેને નજરાણું કહેવામાં આવતું. ગરીબ બિચારા ગણોતિયાઓ અનેક પ્રકારના આવા લાગાઓ કેવી રીતે આપી શકે? ગામના શાહુકાર વાણિયા પાસેથી વ્યાજે કાઢીને જ તેઓ એમ કરી શકે એમ હતું. પાછાં ભરપાઈ કરવાની કશી શક્તિ કે સંભવ ન હોય એ સ્થિતિમાં નાણાં વ્યાજે ઉપાડવાં એ મૂર્ખાઈ છે. પણ બિચારા ખેડૂતે કરવું શું? ક્યાંયે તેને આશાનું કિરણ દેખાતું નથી; ગમે તે ભોગે પણ ખેડવા માટે તેને જમીન જોઈતી હોય છે. અને આવી આશાશૂન્ય સ્થિતિમાં પણ, કદાચ નસીબ ઊઘડી જશે એવી આશા તે સેવ્યા કરે છે. આનું પરિણામ એ આવે છે કે, નાણાં વ્યાજે ઉપાડવા છતાંયે ઘણી વાર તે જમીનદારના લાગા ભરી શકતો નથી અને તેને જમીન ઉપરથી કાઢી મૂકવામાં આવે છે. આ રીતે તે ફરી પાછો જમીન વિનાના મજૂરોના વર્ગમાં જોડાય છે.

જમીનની માલકી ધરાવનાર ખેડૂત અને ગણોતિયો એ બંને તથા જમીન વિનાના કેટલાયે મજૂરો વાણિયાના ભોગ બને છે. તેમના દેવામાંથી તેઓ કદી બહાર નીકળી શકતા જ નથી. જ્યારે તેઓ કંઈક કમાય છે ત્યારે તે થોડું ભરપાઈ કરે છે, પણ વ્યાજ એ બધું હોઇયાં કરી જાય છે અને જૂનું દેવું તો તેનું તે રહે છે. વાણિયાને તેમનું લોહી ચૂસતો રોકનાર નહિ જેવા જ અંકુશો છે. એટલે વાસ્તવમાં તેઓ તેના સર્ફ અથવા દાસ બની જાય છે. ગરીબ ગણોતિયો તો બેવડો દાસ છે — જમીનદારનો તેમ જ વાણિયાનો.

એ દેખીતું છે કે આવી સ્થિતિ લાંબો કાળ ટકી શકે નહિ. પછી એક સમય એવો આવશે કે ખેડૂતો તેમની પાસેથી નીકળતું એકે માગણું આપી

શકશે નહિ, વાણિયો પણ તેમને પછી વધારે નાણાં ધીરવાની ના પાડશે તથા જમીનદાર પણ ભારે હાડમારીમાં આવી પડશે. સડો તથા અસ્થિરતાનાં તત્ત્વો એ વ્યવસ્થામાં જ રહેલાં સ્પષ્ટપણે દૃષ્ટિગોચર થાય છે. હમણાં દેશભરમાં પેદા થયેલી ખેડૂતોની મુશ્કેલીઓ ઉપરથી લાગે છે કે એ વ્યવસ્થા હવે ભાંગવા લાગી છે અને તે લાંબો વખત ટકી શકે એમ નથી.

મને લાગે છે કે આગળના પત્રમાં મેં જે કહ્યું હતું તેનું તે જ જરા જુદી રીતે ફરીથી હું આ પત્રમાં કહી રહી છું. પરંતુ આગળ તરી આવતા મધ્યમ વર્ગના મૂઠીભર લોકો નહિ પણ કરોડો દુઃખી ખેડૂતો એ હિંદ છે એ વસ્તુ તું બરાબર સમજે એમ હું ઇચ્છું છું.

જમીન વિનાના થયેલા અકિંચન મજૂરોના મોટા વર્ગની હસ્તીએ મોટાં કારખાનાંઓનો આરંભ સુગમ કરી આપ્યો. મજૂરી લઈને કામ કરવાને તૈયાર હોય એવા લોકો પૂરતી સંખ્યામાં (ના, જોઈએ તેના કરતાં વધારે સંખ્યામાં) હોય તો જ આવાં કારખાનાં ચલાવી શકાય. જેની પાસે જમીનનો નાનો સરખો ટુકડો પણ હોય તે તેને છોડવા માગતો નથી. આથી, કારખાના પદ્ધતિને માટે જમીન વિનાના બેકારોની મોટી સંખ્યા જરૂરી હોય છે. અને એવા લોકોની સંખ્યા જેટલી વધારે તેટલું કારખાનાના માલિકોને મજૂરીના દર ઘટાડવાનું તેમ જ તેમને કાબૂમાં રાખવાનું સુગમ થઈ પડે છે.

એ જ અરસામાં હિંદમાં ધીમે ધીમે નવો મધ્યમ વર્ગ ઊભો થયો અને તેણે રોકાણ કરવા માટે થોડી મૂડી એકઠી કરી. મને લાગે છે કે આ વસ્તુ હું તને આગળ કહી ચૂક્યો છું. આમ, અહીં નાણાં હતાં અને મજૂરો હતા એટલે એને પરિણામે કારખાનાંઓ આવ્યાં. પરંતુ હિંદમાં રોકવામાં આવેલી મોટા ભાગની મૂડી પરદેશી (બ્રિટિશ) મૂડી હતી. બ્રિટિશ સરકારે આ કારખાનાંઓને ઉત્તેજન આપ્યું નહિ. ઇંગ્લંડને કાચો માલ પૂરો પાડે તથા તેનો તૈયાર માલ વાપરે એવો હિંદને પૂરેપૂરો ખેતીપ્રધાન દેશ રાખવાની તેની નીતિથી એ કારખાનાંઓ વિરુદ્ધ જતાં હતાં. પરંતુ મેં ઉપર દર્શાવ્યું તે મુજબ પરિસ્થિતિ એવી હતી કે પ્રચંડ યંત્રો દ્વારા ઉત્પાદન થવા માંડે જ અને બ્રિટિશ સરકાર એમ થતું સહેલાઈથી અટકાવી શકે એમ નહોતું. આમ, સરકારની નાપસંદગી છતાંયે હિંદમાં કારખાનાં વધવા લાગ્યાં. હિંદમાં આવતાં યંત્રો ઉપર નાખવામાં આવેલો કર એ આ નાપસંદગી દર્શાવવાની એક રીત હતી; બીજી રીત મુલકી જકાત નાખવાની હતી. આ રીતે હિંદની સુતરાઉ મિલોમાં ઉત્પન્ન થતા માલ ઉપર ખરેખાત કર નાખવામાં આવ્યો.

જમશેદજી નસરવાનજી તાતા આરંભકાળનો સૌથી મોટો ઉદ્યોગપતિ હતો. તેણે ઘણા ઉદ્યોગો શરૂ કર્યા. બિહારમાં સાંચી આગળનો લોખંડનો ઉદ્યોગ એ સૌમાં મોટામાં મોટો છે. ૧૯૦૭ની સાલમાં એનો આરંભ કરવામાં

આવ્યો હતો અને ૧૯૧૨ની સાલમાં એનું કાર્ય શરૂ થયું. લોખંડનો ઉદ્યોગ જેને ‘પાયાના’ ઉદ્યોગો કહેવામાં આવે છે તેમાંનો એક છે. આજકાલ લોખંડ ઉપર એટલી બધી વસ્તુઓનો આધાર છે કે, લોખંડના ઉદ્યોગ વિનાના દેશને મોટે ભાગે બીજા દેશોને આશરે રહેવું પડે છે. તાતાનું લોખંડનું કારખાનું એ એક જબરદસ્ત વસ્તુ છે. સાંચીનું ગામ આજે જમશેદનગર શહેર બની ગયું છે અને તેનાથી થોડે દૂર આવેલું રેલવે સ્ટેશન તાતાનગર કહેવાય છે. લોઢાનાં કારખાનાંઓ, ખાસ કરીને યુદ્ધ કાળમાં બહુ જ કીમતી હોય છે. કેમ કે તે યુદ્ધનો સરંજામ તથા દારૂગોળો બનાવી શકે છે. મહાયુદ્ધ શરૂ થયું ત્યારે તાતાનું કારખાનું ચાલુ થઈ ગયું હતું એ હિંદની બ્રિટિશ સરકારને માટે એક સુભાગ્યની વાત હતી.

હિંદનાં કારખાનાંઓમાં મજૂરોની સ્થિતિ બહુ જ ખરાબ હતી. તે ૧૯મી સદીના આરંભકાળનાં બ્રિટિશ કારખાનાંઓ માંહેની સ્થિતિને મળતી હતી. જમીન વિનાના બેકાર લોકોની મોટી સંખ્યાને કારણે મજૂરીના દરો બહુ ઓછા હતા અને કામના કલાકો ઘણા વધારે હતા. ૧૯૧૧ની સાલમાં હિંદનાં કારખાનાંઓને લગતો પહેલવહેલો સર્વસામાન્ય કાયદો પસાર કરવામાં આવ્યો. એ કાયદાએ પણ પુરુષોને માટે કામના બાર અને બાળકોને માટે છ કલાકો ઠરાવ્યા.

આ કારખાનાંઓ જમીન વિનાના બધા જ મજૂરોને સંઘરી ન શક્યાં. એમાંના સંખ્યાબંધ લોકો આસામના તેમ જ હિંદના બીજા ભાગોના ચાના અને બીજા બગીચાઓમાં ગયા. એ બગીચાઓમાં તેઓ જે સ્થિતિમાં કામ કરતા હતા તેણે તેઓ ત્યાં આગળ હતા તે સમય પૂરતા તો તેમને તેઓને કામ આપનારના ગુલામ બનાવી દીધા.

હિંદની ગરીબાઈમાં સપડાયેલા ૨૦ લાખ કરતાંયે વધારે મજૂરો પરદેશોમાં ચાલ્યા ગયા. તેમાંના ઘણાખરા સિલોન તથા મલાયાના બગીચાઓમાં ગયા, ઘણા મોરીસ (હિંદી મહાસાગરમાં માડાગાસ્કરથી દૂર એ આવેલો છે.) ત્રિનીદાદ, (એ દક્ષિણ અમેરિકાની બરાબર ઉત્તરે આવેલો છે.) અને ફીજી (ઑસ્ટ્રેલિયા નજીક આવેલો છે.) વગેરે ટાપુઓમાં તેમ જ દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, અને બ્રિટિશ ગિયાના (દક્ષિણ અમેરિકામાં) વગેરે દેશોમાં ગયા. આમાંનાં ઘણાંખરાં સ્થાનોમાં તેઓ ‘ગિરમીટિયા’ મજૂરો તરીકે ગયા એટલે કે તેમની દશા લગભગ ગુલામોના જેવી હતી. ‘ગિરમીટ’ એ એ મજૂરો સાથે કરવામાં આવેલા કરારનું ખત હતું અને એ મુજબ તેઓ તેમને કામ આપનાર શેઠના ગુલામો હતા. આ ગિરમીટિયા પદ્ધતિના અનેક ભયંકર હેવાલો — ખાસ કરીને ફીજીમાંથી — હિંદુસ્તાન પહોંચ્યા. એથી કરીને અહીંયાં તેની સામે હિલચાલ થઈ અને તે પદ્ધતિ રદ કરવામાં આવી.

આટલું ખેડૂતો, મજૂરો તથા પરદેશગમન કરનારાઓ માટે. એ ગરીબ, મૂગી, લાંબા કાળથી યાતનાઓ વેઠતી હિંદની આમજનતા હતી. નવો ઊભો થયેલો મધ્યમ વર્ગ એ ખરેખરો વાચાળ વર્ગ હતો. એને બ્રિટિશ સંબંધનું સંતાન કહી શકાય. પરંતુ એમ છતાંયે એ વર્ગ બ્રિટિશરોની ટીકા કરવા લાગ્યો. એ વર્ગ વધતો જ ગયો અને એની સાથે રાષ્ટ્રીય હિલચાલ પણ વધતી ગઈ. તને યાદ હશે કે ૧૯૦૭–૮ માં એ હિલચાલ કટોકટીની કક્ષાએ પહોંચી. એ વખતે સામુદાયિક ચળવળે બંગાળને હચમચાવી મૂકયું, રાષ્ટ્રીય મહાસભામાં ભાગલા પડ્યા અને તે ઉદ્દામ તથા મવાળ એવાં બે દળોમાં વહેંચાઈ ગઈ. ઉદ્દામ દળને દાબી દેવાની અને થોડા ક્ષુલ્લક સુધારાઓ આપીને મવાળ અથવા વિનીત દળને મનાવી લેવાનો પ્રયાસ કરવાની તેમની હમેશની નીતિ અંગ્રેજોએ અજમાવી. આ અરસામાં રાજકીય ક્ષેત્રમાં એક નવા જ તત્ત્વે દેખા દીધી. એ તત્ત્વ તે લઘુમતી તરીકે તેમના પ્રત્યે વિશિષ્ટ અને અલગ વર્તાવ માટેની મુસલમાનોની રાજકીય માગણી. હિંદીઓમાં ભાગલા પાડવાને અને એ રીતે રાષ્ટ્રીયતાના વિકાસને રોકવાને ખાતર એ વખતે સરકારે એ માગણીઓને ઉત્તેજન આપ્યું હતું એ હકીકત આજે સુવિદિત છે.

બ્રિટિશ સરકાર તાત્પૂરતી તો એ નીતિમાં સફળ થઈ. લોકમાન્ય ટિળક જેલમાં હતા અને તેમના પક્ષને દાબી દેવામાં આવ્યો હતો. વિનીતોએ રાજવહીવટના થોડા સુધારાઓ (તે વખતના વાઇસરૉય અને હિંદી વજીરના નામ ઉપરથી એ સુધારાઓને મિન્ટો–મોર્લી સુધારાઓ કહેવામાં આવે છે) સહર્ષ વધાવી લીધા. એમાં હિંદીઓને કશી સત્તા આપવામાં આવી નહોતી. થોડા વખત પછી બંગાળના ભાગલા રદ થવાથી બંગાળીઓની લાગણી શાંત પડી. ૧૯૦૭ અને તે પછીની હિલચાલ ફરી પાછી આરામ ભોગવતા લોકોના નવરાશના વખતના મનોરંજનની વસ્તુ થઈ ગઈ. આથી ૧૯૧૪માં મહાયુદ્ધ આવ્યું ત્યારે દેશમાં સક્રિય રાજકીય જીવન નહિ જેવું જ હતું. કેવળ વિનીતોનું પ્રતિનિધિત્વ ધરાવતી રાષ્ટ્રીય મહાસભાની બેઠક વરસમાં એક વખત મળતી અને થોડા વિદ્વત્તાભર્યા ઠરાવો પસાર કરવા સિવાય બીજું કશુંયે તે કરતી નહોતી. રાષ્ટ્રવાદમાં ભારે ઓટ આવી ગઈ હતી.

પશ્ચિમ સાથેના સંસર્ગથી, રાજકીય ક્ષેત્ર સિવાય બીજા પ્રત્યાઘાતો પણ થયા. નવા મધ્યમવર્ગના (આમજનતાના નહિ) ધાર્મિક વિચારો ઉપર પણ એની અસર થવા પામી અને બ્રાહ્મો સમાજ તથા આર્ય સમાજ વગેરે નવી ચળવળો ઉદ્ભવી અને જ્ઞાતિવ્યવસ્થાની અક્કડતા ઓછી થવા લાગી. સાંસ્કૃતિક જાગ્રતિ — ખાસ કરીને બંગાળમાં — પણ થવા પામી. બંગાળી લેખકોએ બંગાળી ભાષાને હિંદની આધુનિક ભાષાઓમાં સૌથી વધારે સમૃદ્ધ બનાવી તેમ જ બંગાળે આ જમાનાના આપણા એક સૌથી મહાન દેશવાસી રવીંદ્રનાથ

ટાગોરને પેદા કર્યા. સદ્‌ભાગ્યે તેઓ હજી આપણી સાથે છે. સર જગદીશચંદ્ર બોઝ અને સર પ્રફુલ્લચંદ્ર રાય જેવા મહાન વૈજ્ઞાનિકો પણ બંગાળે પેદા કર્યા. રામાનુજમ અને ચંદ્રશેખર વેંકટ રામન જેવા બીજા બે મહાન વૈજ્ઞાનિકોનો પણ અહીં જ ઉલ્લેખ કરી દઉં. જે પાયા ઉપર યુરોપની મહત્તા નિર્ભર હતી તે વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ હિંદ આ રીતે સરસાઈ કરી રહ્યું હતું.

બીજા એક નામનો પણ મારે અહીં ઉલ્લેખ કરવો જોઈએ. એ છે ઉર્દૂ અને ખાસ કરીને ફારસીના પ્રતિભાશાળી કવિ સર મહમદ ઇકબાલ. એમણે રાષ્ટ્રવાદની કેટલીક સુંદર કવિતાઓ લખી છે. તેમનાં પાછળનાં વરસોમાં દુર્ભાગ્યે કવિતા છોડીને તેઓ બીજે કામે વળ્યા છે.

મહાયુદ્ધ પહેલાંના વરસોમાં હિંદ જ્યારે રાજકીય દૃષ્ટિએ સુસ્ત હતું ત્યારે એક દૂરના દેશમાં હિંદની આબરૂની રક્ષા માટેની એક વીરતાભરી અને અદ્વિતીય લડત ઊપડી. એ દેશ તે દક્ષિણ આફ્રિકા. સંખ્યાબંધ મજૂરો તથા કેટલાક વેપારીઓ ત્યાં જઈને વસ્યા હતા. અનેક રીતે તેમના પ્રત્યે ગેરવર્તાવ રાખવામાં આવતો હતો તથા તેમનો માનભંગ કરવામાં આવતો હતો. જાતિના ઘમંડનો દોર ત્યાં પૂર બહારમાં વર્તતો હતો. એવું બન્યું કે એક કેસમાં ઊભા રહેવા માટે એક તરુણ હિંદી બૅરિસ્ટરને દક્ષિણ આફ્રિકામાં લઈ જવામાં આવ્યો. તેના દેશબંધુઓની સ્થિતિ જોઈને તેને નામોશી લાગી અને દુઃખ થયું. તેમને સહાય કરવાને પોતાનાથી બનતું બધુંયે કરી છૂટવાનો તેણે નિર્ધાર કર્યો. પોતાનો ધંધો તથા પોતાનું સર્વસ્વ તજી દઈને તથા જે ધ્યેયને પોતે વર્યો હતો તેમાં પોતાનો સઘળો સમય આપીને તેણે વરસો સુધી ચૂપચાપ કામ કર્યા કર્યું. આ પુરુષ તે મોહનદાસ કરમચંદ ગાંધી. આજે તો હિંદનું પ્રત્યેક બાળક તેને ઓળખે છે અને તેના ઉપર પ્રેમ રાખે છે પરંતુ તે સમયે દક્ષિણ આફ્રિકા બહાર તે ઝાઝો જાણીતો નહોતો. વીજળીના ઝબકારાની પેઠે એકાએક એનું નામ હિંદભરમાં સર્વત્ર પહોંચી ગયું અને લોકો તેને વિષે તથા તેની વીરતાભરી લડત વિષે આશ્ચર્ય, પ્રશંસા અને ગર્વથી વાતો કરવા લાગ્યા. દક્ષિણ આફ્રિકાની સરકારે ત્યાં રહેતા હિંદીઓનો વળી વધારે માનભંગ કરવાનો પ્રયત્ન કર્યો અને ગાંધીજીની આગેવાની નીચે તેમણે એને વશ થવાનો ઇન્કાર કર્યો. આવા ગરીબ, દલિત અને અજ્ઞાન મજૂરો તથા મૂઠીભર નાના વેપારીઓની પોતાના વતનથી આટલે દૂર વસેલી વસતી આવું અડગ વલણ ધારણ કરે એ એક અજાયબીભરી ઘટના હતી. તેમણે અખત્યાર કરેલી પદ્ધતિ તો વળી એથીયે વિશેષ અજાયબીભરી હતી. કેમ કે, દુનિયાના ઇતિહાસમાં એ અવનવું રાજકીય હથિયાર હતું. ત્યાર પછી તો એ હથિયાર વિષે આપણે વારંવાર સાંભળ્યું છે. એ ગાંધીજીનો સત્યાગ્રહ હતો. સત્યને વળગી રહેવું એ એનો અર્થ છે. કેટલીક વાર એને નિષ્ક્રિય કે બેઠો પ્રતિકાર કહેવામાં

આવે છે. પરંતુ એનો એ અર્થ બરાબર નથી. કેમ કે એમાં પૂરેપૂરી સક્રિયતા રહેલી છે. અહિંસા એ એનું મહત્ત્વનું અંગ છે છતાંયે તે કેવળ અપ્રતિકાર પણ નથી. આ અહિંસક લડતથી ગાંધીજીએ હિંદ તેમ જ દક્ષિણ આફ્રિકાને છક કરી દીધાં અને દક્ષિણ આફ્રિકામાં હજારોની સંખ્યામાં સ્વેચ્છાપૂર્વક જેલ જનાર આપણા દેશભાઈઓ તથા બહેનોની વાતો હિંદના લોકોએ ગર્વ અને આનંદથી ઊભરાતા હૃદયે જાણી. આપણી પરાધીનતા તથા આપણા દેશમાંની આપણી પામરતાથી આપણા અંતરમાં આપણે શરમાયા અને આપણી પ્રજા વતીના આ વીરતાભર્યા પડકારના દૃષ્ટાંતે આપણું પોતાનું સ્વમાન વધાર્યું. આ મુદ્દાની બાબતમાં હિંદમાં એકાએક રાજકીય જાગ્રતિ આવી અને નાણાંનો પ્રવાહ દક્ષિણ આફ્રિકા તરફ વહેવા લાગ્યો. ગાંધીજી તથા દક્ષિણ આફ્રિકાની સરકાર સમજૂતી પર આવ્યાં ત્યારે લડત બંધ કરવામાં આવી. એ વખતે તો હિંદના ધ્યેયનો એ નિઃશંક વિજય હતો પરંતુ હિંદીઓની ઘણી હાડમારીઓ ચાલુ રહી અને એમ કહેવાય છે કે દક્ષિણ આફ્રિકાની સરકારે જૂના કરારને પાળ્યો નથી. દરિયાપારના દેશોમાં વસતા હિંદીઓનો પ્રશ્ન હજી આપણી સમક્ષ છે. એ હિંદ સ્વતંત્ર થાય ત્યાં સુધી રહેવાનો. પોતાના દેશમાં જ તેમનું માન ન હોય તો પછી પરદેશોમાં હિંદીઓને માન ક્યાંથી મળી શકે? અને આપણા દેશમાં સ્વતંત્રતા મેળવવામાં આપણે સફળ ન થઈએ ત્યાં સુધી પરદેશમાં વસતા આપણા દેશબંધુઓને આપણે ઝાઝી મદદ કેવી રીતે કરી શકીએ?

મહાયુદ્ધ પહેલાંનાં વરસોમાં હિંદની આ સ્થિતિ હતી. ૧૯૧૧ની સાલમાં ઇટાલીએ તુર્કી ઉપર હુમલો કર્યો ત્યારે હિંદમાં તુર્કી માટે ભારે સહાનુભૂતિ હતી કેમ કે તુર્કીને એશિયાનો દેશ અને પૂર્વનું રાજ્ય ગણવામાં આવતું હતું અને એ રીતે હિંદીઓની તેના પ્રત્યે ભલી લાગણી હતી. હિંદના મુસલમાનો ઉપર એની ખાસ અસર થવા પામી હતી કેમ કે, તુર્કીના સુલતાનને તેઓ પોતાનો ખલીફ અથવા ઇસ્લામનો વડો ગણતા હતા. એ દિવસોમાં ઇસ્લામના એકીકરણની વાતો પણ થવા લાગી હતી. તુર્કીના સુલતાન અબ્દુલ હમીદે ઇસ્લામના એકીકરણની એ ચળવળ શરૂ કરી હતી. ૧૯૧૨–૧૩ના બાલ્કન વિગ્રહોએ હિંદના મુસલમાનોને વળી વધારે ઉત્તેજિત કર્યા અને મૈત્રી અને શુભેચ્છાના એક ચિહ્ન તરીકે તુર્કીના ઘાયલ સૈનિકોની સારવાર કરવાને અર્થે "રેડ ક્રેસંટ મિશન" નામથી એક દાક્તરી મિશન હિંદથી ગયું.

થોડા જ વખતમાં મહાયુદ્ધ શરૂ થયું અને તુર્કી ઇંગ્લંડના દુશ્મન તરીકે તેમાં સંડોવાયું. પરંતુ એ વસ્તુ આપણને યુદ્ધકાળમાં લઈ જાય છે એટલે મારે અહીં અટકવું જોઈએ.

## ૧૪૮. મહાયુદ્ધ ૧૯૧૪–૧૮

૩૧ માર્ચ, ૧૯૩૩

ચાર વરસ સુધી યુરોપને તથા એશિયા અને આફ્રિકાના કેટલાક ભાગોને મેદાનમેદાન કરી નાખનાર તથા ભર યુવાનીમાં કરોડો તરુણોનો ભોગ લેનાર તથા જેને મહાયુદ્ધ કે વિશ્વયુદ્ધ તરીકે ઓળખવામાં આવે છે તે યુદ્ધ વિષે હું તને શું લખીશ વારુ? વિગ્રહ એ વિચાર કરવા જેવો મજાનો વિષય નથી. એ તો કદરૂપી ચીજ છે. પરંતુ ઘણી વાર એનાં વખાણ કરવામાં આવે છે તથા એને ભભકદાર રંગોમાં ચીતરવામાં આવે છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે, અગ્નિ જેમ કીમતી ધાતુઓને શુદ્ધ કરે છે તેમ વધારે પડતા એશઆરામ તથા જિજીવિષાને કારણે કોમળ અને દૂષિત થઈ ગયેલી સુસ્ત પ્રજાઓને તે શક્તિશાળી બનાવે છે. જાણે કે વિગ્રહ જ એ સદ્‌ગુણો પેદા કરતો હોય તેમ અપૂર્વ ધૈર્ય અને હૃદયને હલમલાવનારાં બલિદાનોનાં દૃષ્ટાંતો આપણી આગળ ટાંકવામાં આવે છે.

આ લડાઈનાં કેટલાંક કારણો તપાસવાનો મેં તારી જોડે પ્રયત્ન કર્યો છે. મૂડીવાદી ઔદ્યોગિક દેશોનો લોભ તથા સામ્રાજ્યવાદી સત્તાઓની સ્પર્ધા એકબીજા સાથે અથડામણમાં આવી અને તેમણે લડાઈ કેવી રીતે અનિવાર્ય કરી મૂકી એ આપણે જોયું. આ બધા દેશોના આગેવાન ઉદ્યોગપતિઓને શોષણ કરવા માટે ઉત્તરોત્તર વધુ ને વધુ તકો તથા પ્રદેશો જોઈતાં હતાં, ત્યાંના શરાફોને વધારે ને વધારે નાણાં જોઈતાં હતાં તથા લડાઈનો સરંજામ બનાવનારાઓને વધારે ને વધારે નફો જોઈતો હતો. આથી આ લોકો લડાઈમાં કૂદી પડ્યા અને તેઓના તથા તેમનું અને તેમના વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવનારા વડીલ રાજદ્વારી પુરુષોના કહેવાથી જુદાં જુદાં રાષ્ટ્રોના યુવાનો એકબીજાનાં ગળાં રેંસવાને તૂટી પડ્યા. સંબંધ ધરાવતા બધા દેશોના મોટા ભાગના આ યુવાનો તથા ત્યાંનો સામાન્ય જનસમૂહ લડાઈ તરફ દોરી જનાર આ કારણોથી સાવ અજાણ હતો. લડાઈ સાથે તેમને ખરેખર કશીયે લેવાદેવા નહોતી અને એમાં હાર થાય કે જીત બંને રીતે તેમને ગુમાવવાનું જ હતું. એ તો તવંગર લોકોની રમત હતી અને પ્રજાની, — મોટે ભાગે યુવાનોની — જિંદગીથી તે રમવામાં આવતી હતી. પરંતુ સામાન્ય જનસમૂહ લડવા તૈયાર ન હોય તો લડાઈ સંભવી શકે જ નહિ. હું તને આગળ કહી ગયો છું તેમ યુરોપ ખંડના બધા દેશોમાં લશ્કરી નોકરી ફરજિયાત હતી; ઇંગ્લંડમાં તે યુદ્ધ દરમ્યાન પાછળથી દાખલ થઈ. પરંતુ સમગ્ર પ્રજાની જો ખરેખરી નામરજી હોય તો આવી બાબતમાં જોડાવાની લોકોને બળજબરીથી ફરજ ન પાડી શકાય.

આથી, લડાઈમાં ઊતરેલાં બધાંયે રાષ્ટ્રોની પ્રજાઓનો ઉત્સાહ તથા તેમનો દેશપ્રેમ પ્રજ્વલિત કરવાના સઘળા પ્રયત્નો ઝીણવટપૂર્વક કરવામાં આવ્યા. દરેક પક્ષ સામાને આક્રમણ કરનાર કહેતો હતો તથા યુદ્ધ તો કેવળ સ્વરક્ષાને માટે જ છે એવો ડોળ કરતો હતો. જર્મનીએ જણાવ્યું કે તેને ચારે બાજુએ દુશ્મનોથી ઘેરી લેવામાં આવ્યું છે અને તેઓ તેનું ગળું રૂંધી નાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે. તેણે રશિયા તથા ફ્રાંસ ઉપર તેનાં ઉપર ચડાઈ કરવાની પહેલ કરવાનો આરોપ મૂક્યો. જર્મનીએ જેની તટસ્થતાનો જંગલી રીતે ભંગ કર્યો હતો તે નાનકડા બેલ્જિયમના પ્રામાણિક રક્ષણ અર્થે પોતે પગલું ભર્યું છે એમ ઇંગ્લંડે જણાવ્યું. લડાઈમાં સંડોવાયેલા બધા જ દેશોએ આપ–સચ્ચાઈનું વલણ ધારણ કર્યું અને યુદ્ધ માટેનો બધોયે દોષ દુશ્મનને શિર ઢોળ્યો. દરેક પ્રજાને સમજાવવામાં આવ્યું કે તેમની સ્વતંત્રતા જોખમમાં આવી પડી છે અને તેની રક્ષા કરવાને તેમણે લડવું જોઈએ. ખાસ કરીને છાપાંઓએ આ પ્રકારનું લડાઈનું વાતાવરણ તૈયાર કરવામાં એટલે કે દુશ્મન દેશોની પ્રજા પ્રત્યે તીવ્ર દ્વેષની લાગણી પેદા કરવામાં મોટો હિસ્સો આપ્યો.

ગાંડપણનું આ મોજું એવું તો પ્રબળ હતું કે બધી વસ્તુઓને તે પોતાની સાથે ઘસડી ગયું. ટોળાંની મનોદશામાં આવી ગયેલા આમ સમુદાયના આવેગોને ઉશ્કેરી મૂકવા એ સહેલ વાત છે પરંતુ બુદ્ધિશાળી લોકો સુધ્ધાં એટલે કે ઠંડા અને સ્વસ્થ સ્વભાવનાં ગણાતાં સ્ત્રીપુરુષો, વિચારકો, લેખકો, પ્રોફેસરો, વૈજ્ઞાનિકો —લડાઈમાં સંડોવાયેલા બધાયે દેશોના આ બધા લોકો પોતાનું સમતોલપણું ગુમાવી બેઠા અને દુશ્મન પ્રજાનું લોહી પીવાની વૃત્તિ તથા દ્વેષથી ઊભરાવા લાગ્યા. જેમને શાંતિપ્રિય મનુષ્યો તરીકે લેખવામાં આવે છે એવા ધર્મગુરુઓ તથા પાદરીઓ પણ એટલા જ અથવા બીજાઓ કરતાંયે વિશેષ લોહીતરસ્યા હતા. શાંતિવાદીઓ તથા સમાજવાદીઓ પણ મગજ ગુમાવી બેઠા અને પોતાના સિદ્ધાંતોને ભૂલી ગયા. યુદ્ધની આ પાગલતામાં સૌ સંડોવાયા પરંતુ નિરપવાદ સૌ સપડાયા એમ ન કહી શકાય. દરેક દેશમાં મૂઠીભર લોકોએ પાગલ બનવાનો ઇન્કાર કર્યો; યુદ્ધના આ જ્વરથી તેમણે પોતાની જાતને દૂષિત થવા ન દીધી. તેમની હાંસી કરવામાં આવી તથા તેમને બાયલા કહેવામાં આવ્યા અને યુદ્ધની નોકરી બજાવવાની ના પાડવા માટે કેટલાકને તો જેલમાં પણ ધકેલવામાં આવ્યા. એમાંના કેટલાક સમાજવાદીઓ હતા, કેટલાક ક્વેકર જેવા ધર્મપરાયણ લોકો હતા. તેમને લડાઈ સામે નૈતિક વિરોધ હતો. આજના વખતમાં યુદ્ધ ફાટી નીકળે છે ત્યારે એમાં સંડોવાયેલા લોકો પાગલ બની જાય છે, એમ કહેવામાં આવે છે એ બિલકુલ સાચું છે.

યુદ્ધ ફાટી નીકળ્યું કે તરત જ જુદા જુદા દેશની સરકારોએ એને સત્ય દાબી દેવાનું તથા તરેહ તરેહનાં જૂઠાણાં ફેલાવવા માટેનું એક બહાનું બનાવી

દીધું. લોકોનું વ્યક્તિસ્વાતંત્ર્ય પણ દાબી દેવામાં આવ્યું, ઢાલની બીજી બાજુને તો બેશક સંપૂર્ણ પણે બંધ જ કરી દેવામાં આવી. આથી લોકોને માત્ર વસ્તુની એક જ બાજુ જાણવાની મળતી હતી અને તે પણ અતિશય વિકૃત સ્વરૂપમાં. અને ઘણી વાર તો સાવ ખોટા હેવાલો જાણવા મળતા. લોકોને આ રીતે મૂર્ખ બનાવવાનું મુશ્કેલ નહોતું.

શાંતિકાળમાં પણ સંકુચિત રાષ્ટ્રવાદી પ્રચારે તથા છાપાંઓની વિકૃત ખબરોએ લોકોને મૂરખ બનાવ્યા હતા અને એ રીતે તેમણે યુદ્ધ માટેની ભૂમિકા તૈયાર કરી હતી. ખુદ યુદ્ધનાં પણ સ્તુતિગાન કરવામાં આવ્યાં. જર્મનીમાં અથવા સાચું કહેતાં પ્રશિયામાં યુદ્ધનાં આ સ્તુતિગાન એ કૈઝરથી માંડીને તેની નીચેના આખાયે શાસક વર્ગની ફિલસૂફી બની ગઈ. એનું સમર્થન કરવાને તથા યુદ્ધ એ જીવનને માટે આવશ્યક છે એટલે મનુષ્યના જીવન અને પ્રગતિ માટે તે જરૂરી છે એ પુરવાર કરવાને વિદ્વત્તાભર્યાં પુસ્તકો લખાયાં. કૈઝર જાહેરમાં કંઈક અણઘડ રીતે, ભારે આડંબરયુક્ત દેખાવ કરતો હતો તેથી એને પુષ્કળ પ્રસિદ્ધિ મળી. પરંતુ ઇંગ્લંડ તથા બીજા દેશોમાં પણ લશ્કરી તેમ જ બીજા ઉપલા વર્ગોનાં મંડળોમાં એવા જ વિચારો પ્રચલિત હતા. રસ્કિન એ ૧૯મી સદીનો ઇંગ્લંડનો એક મહાન લેખક છે. ગાંધીજીનો એ માનીતો લેખક છે અને મને લાગે છે કે તેં પણ એનાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં છે. જેના મનના ઉમદાપણા વિશે લેશ પણ શંકા નથી એવો આ પુરુષ પોતાના એક પુસ્તકમાં લખે છે :

"ટૂંકમાં મને માલૂમ પડયું કે, બધી મહાન પ્રજાઓ પોતાના શબ્દોનું સત્ય અને વિચારોનું સામર્થ્ય યુદ્ધકાળમાં શીખી છે અને શાંતિના કાળે તેમનો હ્રાસ કર્યો છે; યુદ્ધે તેમને શિક્ષણ આપ્યું અને શાંતિકાળે તેમને છેતરી; યુદ્ધે તેમને તાલીમ આપી અને શાંતિના કાળે તેમને દગો દીધો; ટૂંકમાં, યુદ્ધમાં તેઓ જન્મી અને શાંતિકાળમાં મરણશરણ થઈ."

રસ્કિન કેવો સ્પષ્ટવક્તા સામ્રાજ્યવાદી હતો એ દર્શાવવા તેના લખાણમાંથી બીજો એક ઉતારો આપીશ :

"તેણે (ઇંગ્લંડે) એ કરવું જોઈએ કે પછી નાશ પામવું; જ્યાં પણ તે પગદંડો જમાવી શકે ત્યાંની ફળદ્રુપ જમીનનો એકેએક ટુકડો કબજે કરીને તેણે સંસ્થાનો વસાવવાં જ જોઈએ, અને ત્યાં આગળ જઈ વસેલા પોતાના વસાહતીઓને તેણે શીખવવું જોઈએ કે જમીન તેમ જ સમુદ્ર ઉપર ઇંગ્લંડની સત્તા વધારવી એ તેમનું પ્રથમ ધ્યેય છે."

વળી બીજો એક ઉતારો. એ ઉતારો એક અંગ્રેજ અમલદારના પુસ્તકમાંથી લીધો છે. બ્રિટિશ લશ્કરમાં તે મેજર જનરલના પદ સુધી પહોંચ્યો હતો. તે જણાવે છે કે, "ઇરાદાપૂર્વકનાં જૂઠાણાં વિના, ખોટું કર્યા વિના કે 'નરો વા કુંજરો વા'ની નીતિ રાખ્યા વિના" યુદ્ધમાં વિજય મેળવવો લગભગ

અશક્ય છે. એના મત પ્રમાણે, જે કોઈ નાગરિક "આ પગલાં લેવાની ના પાડે. . . . તે પોતાના સાથીઓ તથા પોતાના હાથ નીચેનાઓ સાથે ઇરાદાપૂર્વક એક દગાખોરનો ભાગ ભજવે છે" અને તેને "હિચકારો નામર્દ જ કહી શકાય." "જ્યારે મહાન પ્રજાઓનું ભાવિ જોખમમાં આવી પડ્યું હોય ત્યારે નીતિ અને અનીતિ જેવી વસ્તુઓની તેમને શી નિસ્બત હોય?" પ્રજાએ તો "જીવલેણ નીવડે ત્યાં સુધી તેના દુશ્મન ઉપર ઉપરાછાપરી ઘા કર્યાં જ કરવા જોઈએ." આ બધી વસ્તુઓ વિષે રસ્કિને શું કહ્યું હોત એનું ખરેખર મને આશ્ચર્ય થાય છે. અંગ્રેજ માનસનું આ યોગ્ય ઉદાહરણ છે યા તો કૈઝરનાં અતિશયોક્તિભર્યાં વચનો સામાન્ય જર્મનનું માનસ વ્યક્ત કરે છે એમ તું ન માની લઈશ. પરંતુ દુર્ભાગ્યે, આવા વિચારના લોકો ઘણી વાર સત્તા ઉપર હોય છે અને યુદ્ધકાળમાં તો લગભગ અનિવાર્ય રીતે તેઓ મોખરે આવે છે.

આવી ખુલ્લી કબૂલાત સામાન્ય રીતે જાહેર રીતે કરવામાં આવતી નથી. અને યુદ્ધને પવિત્રતાનો વાઘો પહેરાવવામાં આવે છે. આથી યુરોપમાં તેમજ અન્યત્ર સેંકડો માઈલના લડાઈના મોખરા ઉપર ભયંકર ખૂનરેજી ચાલી રહી હતી તે વખતે એ હત્યાકાંડનું સમર્થન કરવાને તથા લોકોને છેતરવાને દેશમાં મોટા મોટા રૂડારૂપાળા શબ્દો યોજવામાં આવતા હતા. એ સ્વતંત્રતા અને આબરૂ જાળવી રાખવા માટેનું; 'યુદ્ધનો સદંતર અંત લાવવા માટેનું', લોકશાહી સલામત રાખવા માટેનું, આત્મનિર્ણય માટેનું, અને નાની પ્રજાઓની સ્વતંત્રતા માટેનું યુદ્ધ હતું, વગેરે વગેરે. દરમ્યાન, ઘર આંગણે બેસી રહેનારા તથા યુવાનોને યુદ્ધની ભઠ્ઠીમાં કૂદી પડવાનું સમજાવવા માટે દેશભક્તિથી ઊભરાઈને આ રૂડારૂપાળા શબ્દો વાપરનારા સંખ્યાબંધ શરાફો, ઉદ્યોગપતિઓ અને યુદ્ધસરંજામ બનાવનારાઓ અઢળક નફો કરતા હતા અને કરોડાધિપતિ બની રહ્યા હતા.

મહિનાઓ અને વરસો સુધી યુદ્ધ ચાલતું ગયું તેમ તેમ વધારે ને વધારે દેશો તેમાં ઘસડાયા. ગુપ્ત રીતે લાંચ આપવાની કરીને ઉભય પક્ષે તટસ્થ દેશોને પોતાની તરફેણમાં ખેંચવાનો પ્રયત્ન કર્યો. જાહેર રીતે એમ કરવા જતાં તો છાપરે ચઢીને પોકારવામાં આવેલા રૂડારૂપાળા શબ્દો તથા ઉચ્ચ આદર્શોનું પોગળ ફૂટી જાય. જર્મની કરતાં ઇંગ્લંડ અને ફ્રાંસની લાંચ આપવાની શક્તિ વધારે હતી આથી લડાઈમાં જોડાયેલા મોટા ભાગના તટસ્થ દેશો ઇંગ્લંડ–ફ્રાંસ–રશિયાના પક્ષે ભળ્યા. એશિયામાઈનર તથા બીજી જગ્યાએ પ્રદેશ આપવાની ગુપ્ત સંધિ કરીને આ મિત્રરાજ્યોએ જર્મનીના જૂના મિત્ર ઇટાલીને પોતાના પક્ષમાં મેળવી લીધું. બીજી એક સંધિ કરીને રશિયાને કૉન્સ્ટાન્ટિનોપલ આપવાનું વચન આપવામાં આવ્યું. દુનિયાને આપસમાં

વહેંચી ખાવાનું કામ બહુ આનંદજનક હતું. મિત્રરાજ્યોના રાજદ્વારી પુરુષોએ જાહેર રીતે કરેલાં નિવેદનોથી આ ગુપ્ત સંધિઓ સાવ વિરુદ્ધ હતી. રશિયન બોલ્શેવિકોએ સત્તા હાથ કરી ત્યારે તેમણે એ સંધિઓ પ્રસિદ્ધ ન કરી હોત તો એની કોઈને ખબર સરખી પણ ન પડત.

છેવટે મિત્રરાજ્યોને (ઇંગ્લંડ-ફ્રાંસના પક્ષને ટૂંકમાં હું મિત્રરાજ્યો કહીશ) પક્ષે બાર કે એથી વધારે દેશો થયા. તે આ હતા. બ્રિટન અને તેનું સામ્રાજ્ય, ફ્રાંસ, રશિયા, ઇટાલી, યુનાઇટેડ સ્ટેટ્સ, બેલ્જિયમ, સર્બિયા, જપાન, ચીન, રુમાનિયા, ગ્રીસ અને પોર્ટુગાલ, (કદાચ એક બે વધારે દેશો એ પક્ષે હશે પણ મને તે યાદ નથી). જર્મનીના પક્ષમાં જર્મની, ઑસ્ટ્રિયા, તુર્કી તથા બલ્ગેરિયા હતા. યુનાઇટેડ સ્ટેટ્સ ત્રીજે વરસે યુદ્ધમાં પડ્યું. અત્યાર પૂરતી તેની ગણતરી કરવી બાકી રાખીએ તોયે મિત્રરાજ્યોની સાધનસામગ્રી જર્મનીના પક્ષ કરતાં ઘણી વધારે હતી એ ઉઘાડું છે. તેમની પાસે માણસો વધારે હતા, નાણાં વધારે હતાં, હથિયારો તથા દારૂગોળો બનાવનારાં કારખાનાં વધારે હતાં અને એ બધા કરતાં વિશેષ તો એ કે દરિયા ઉપર તેમનું પ્રભુત્વ હતું. એ પ્રભુત્વને લીધે તેઓ તટસ્થ દેશોની સામગ્રી સહેલાઈથી મેળવી શકતાં હતાં. સમુદ્ર ઉપરના તેમના આ પ્રભુત્વને લીધે મિત્રરાજ્યો આમ યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી યુદ્ધ માટે જરૂરી સામાન કે ખોરાક મેળવી શકતાં હતાં તથા નાણાં પણ ઉછીનાં લઈ શકતાં હતાં. જર્મની તથા તેના મિત્રો ચારે તરફથી દુશ્મનોથી ઘેરાઈ ગયેલા હતા. વળી જર્મનીના મિત્રો નબળા દેશો હતા અને તેઓ તેને ઝાઝી મદદ કરતા નહોતા. ઘણી વાર તો તેઓ જર્મનીને બોજારૂપ હતા અને તેમને ટકાવી રાખવા પડતા હતા. આમ, વાસ્તવમાં એકલા જર્મનીએ જ મોટા ભાગની દુનિયા સામે હથિયાર ઉગામ્યાં હતાં. દરેક રીતે જોતાં એ અસમાન સાઠમારી હતી એમ લાગે છે. આમ છતાંયે, ચાર ચાર વરસ સુધી જર્મનીએ દુનિયાને ખાળી રાખી અને અનેક વાર તે વિજયની હાથવેંતમાં પહોંચી ગયું હતું. વરસો સુધી યુદ્ધનું ભાવિ અધ્ધર તોળાઈ રહેલું લાગ્યું. એક રાષ્ટ્રને માટે આ ભગીરથ પુરુષાર્થ હતો અને જર્મનીએ ઊભા કરેલા ભવ્ય લશ્કરી યંત્રને કારણે જ એ શક્ય બન્યું હતું. છેવટ સુધી, એટલે કે જર્મની તથા તેના મિત્રદેશોની આખરી હાર થઈ ત્યાં સુધી હજીયે જર્મન સૈન્ય અકબંધ હતું અને તે પરપ્રદેશ ઉપર ઊભું હતું.

મિત્રરાજ્યોના પક્ષમાં ફ્રેંચ સૈન્યને યુદ્ધનો સૌથી વધારે બોજો ઉઠાવવો પડ્યો અને પોતાના તરુણોના જીવનનો જબરદસ્ત ભોગ આપીને ફ્રાંસવાસીઓ જ જર્મન લશ્કરી યંત્રની સામે ટકી રહ્યા. નૌકાસૈન્યની બાબતમાં તથા દરિયા ઉપર તેમ જ મુત્સદ્દીગીરી અને પ્રચારના ક્ષેત્રોમાં ઇંગ્લંડે મોટો ફાળો આપ્યો. પોતાના સૈન્ય ઉપર મુસ્તાક રહેલું જર્મની તટસ્થ દેશો સાથેની પોતાની

મુત્સદ્દીગીરીમાં તથા પ્રચારની રીતોમાં સાવ અણઘડ હતું. જૂઠાણાં તેમ જ વિકૃત હકીકતોના પ્રચારની આવડત તથા કુનેહની બાબતમાં ઇંગ્લંડ યુદ્ધ દરમ્યાન બધા દેશોમાં અગ્રસ્થાને હતું એમાં લેશ પણ શંકા નથી. ઇટાલી તથા બીજા મિત્રદેશોએ લડવામાં આગળ પડતો નહિ પણ ગૌણ ભાગ ભજવ્યો. અને આમ છતાંયે બધા દેશોમાં રશિયાની ખુવારી કદાચ સૌથી વધારે હશે. યુદ્ધના છેવટના ભાગમાં આવીને યુનાઇટેડ સ્ટેટ્સે જર્મનીને કચરી નાખવામાં છેવટનો નિર્ણયાત્મક ભાગ ભજવ્યો.

યુદ્ધના આરંભના મહિનાઓમાં ઇંગ્લંડ તથા અમેરિકા વચ્ચેના સંબંધો અતિશય તંગ બન્યા હતા અને તેમની વચ્ચે યુદ્ધ ફાટી નીકળશે એવું પણ સંભળાતું હતું. સમુદ્ર ઉપર અમેરિકાના વહાણવટાના માર્ગમાં ઇંગ્લંડ તરફથી દખલ કરવામાં આવતી હતી તેને લીધે આ ઘર્ષણ પેદા થવા પામ્યું હતું. ઇંગ્લંડને એવી શંકા હતી કે અમેરિકન વહાણો જર્મની માલ લઈ જતાં હતાં. પરંતુ પછીથી ઇંગ્લંડનું પ્રચારયંત્ર કામે વળગ્યું અને અમેરિકાને મનાવી લેવાનો તેણે ખાસ પ્રયાસ કર્યો. અત્યાચારોના પ્રચારનું કાર્ય તેણે પ્રથમ હાથ ધર્યું અને જર્મન લશ્કરની બેલ્જિયમમાંની કરણીની ભયંકર વાતો ફેલાવવામાં આવી. જર્મન હૂણોનો ‘કાળો કેર’ એને કહેવામાં આવ્યો. લોવેનની વિદ્યાપીઠ તથા પુસ્તકાલયનો નાશ ઇત્યાદિ ગણીગાંઠી વાતો કંઈક અંશે પાયાદાર હતી એ ખરું પરંતુ અત્યાચારની ઘણીખરી વાતો તો કેવળ કપોળકલ્પિત હતી. એક તો એવી ગજબ વાત ફેલાવવામાં આવી કે જર્મનો મુડદાંનું કારખાનું ચલાવી રહ્યા છે! આમ છતાંયે, દુશ્મન પ્રજાઓનો એકબીજા સામેનો દ્વેષ એટલો તો ભારે હતો કે ગમે તે વાત માનવાને તેઓ તૈયાર હતી. અમેરિકા માંહેનું બ્રિટિશ પ્રચારખાતું ૫૦૦ અમલદારો તથા ૧૦,૦૦૦ મદદનીશોનું બનેલું હતું! આ ઉપરથી તને કંઈક ખ્યાલ આવશે કે કેવડા મોટા પાયા ઉપર ઇંગ્લંડનો પ્રચાર ચાલતો હતો. આટલું તો સરકાર તરફથી અમેરિકામાં કરવામાં આવતું હતું. એ ઉપરાંત ખાનગી સંસ્થાઓ દ્વારા પણ એ દિશામાં ભારે કામ થતું હતું. આ પ્રચારકાર્યમાં સારીનરસી બધી રીતો અજમાવવામાં આવતી હતી. સ્વીડનવાસીઓની શુભેચ્છા પ્રાપ્ત કરવાને માટે સ્વીડનના સ્ટૉકહોમ શહેરમાં બ્રિટિશ સરકાર તરફથી ભિન્ન ભિન્ન મનોરંજક કાર્યક્રમ રજૂ કરનારું એક સંગીતગૃહ ચલાવવામાં આવતું હતું!

આ પ્રચારકાર્ય તથા જર્મન સબમરીનોની પ્રવૃત્તિએ અમેરિકાને મિત્રરાજ્યોને પક્ષે લાવવામાં મહત્ત્વનો ભાગ જ ભજવ્યો. પરંતુ આખરે તો નાણાં જ નિર્ણયાત્મક વસ્તુ નીવડી.

યુદ્ધ એ ખર્ચાળ વસ્તુ છે, ભયંકર ખર્ચાળ વસ્તુ છે. કીમતી વસ્તુઓના ડુંગરોના ડુંગરો એ હોઇયાં કરી જાય છે અને કેવળ ભીષણ સંહાર જ એમાંથી

નીપજે છે. સંપત્તિ ઉત્પન્ન કરનારી ઘણીખરી પ્રવૃત્તિઓ તે અટકાવી દે છે અને પ્રજાની શક્તિ વિનાશ કરવામાં કેન્દ્રિત કરે છે. આ બધાં નાણાં ક્યાંથી આવવાનાં હતાં? મિત્રરાજ્યોને પક્ષે માત્ર ઇંગ્લંડ અને ફ્રાંસ એ બેની જ આર્થિક સ્થિતિ સારી ગણાય. તેમણે યુદ્ધના ખરચનો પોતાનો હિસ્સો આપ્યો એટલું જ નહિ પણ તેમને નાણાં ધીરીને તથા સરંજામ આપીને તેમના મિત્ર દેશોનો ખરચ પણ આપ્યો. થોડા વખત પછી પૅરિસ થાક્યું, તેની ખરચી ખૂટી. પછીથી મિત્ર રાજ્યોનો યુદ્ધનો ખરચ એકલું ઇંગ્લંડ પૂરો પાડવા લાગ્યું. પરંતુ યુદ્ધના બીજા વરસના અંતમાં લંડન પણ થાક્યું. આમ ૧૯૧૬ની સાલના અંત સુધીમાં ઇંગ્લંડ તથા ફ્રાંસની શાખ ખૂટી ગઈ. પછીથી આર્થિક મદદની યાચના કરવાને અર્થે આગેવાન રાજદ્વારી પુરુષોનું બનેલું એક મિશન અમેરિકા ગયું. અમેરિકાએ નાણાં ધીરવાનું કબૂલ કર્યું અને ત્યાર પછી અમેરિકાનાં નાણાંએ મિત્રરાજ્યોની લડાઈ આગળ ચલાવી. મિત્રરાજ્યોનું અમેરિકાનું દેવું કૂદકે ને ભૂસકે આપણને આભા બનાવી મૂકે એટલા આંકડાઓ સુધી વધી ગયું અને એ વધતું ગયું તેમ તેમ નાણાં ધીરનાર અમેરિકાની મોટી મોટી બેંકો તથા શરાફોનો મિત્રરાજ્યોના વિજયમાં સ્વાર્થ વધતો ગયો. મિત્રરાજ્યોને જો જર્મની હરાવે તો પછી અમેરિકાએ તેમને ધીરેલી જબરદસ્ત રકમની શી વલે થાય? એ વસ્તુએ અમેરિકન શરાફોના ગજવાને સ્પર્શ કર્યો અને તેમણે એ અનુસાર વલણ ધારણ કર્યું. મિત્રરાજ્યો સાથે અમેરિકા યુદ્ધમાં જોડાય એવી લાગણી વધવા પામી અને આખરે અમેરિકાએ તેમ કર્યું પણ ખરું.

અમેરિકાના લેણાની બાબતમાં આજકાલ ઘણું ઘણું આપણા સાંભળવામાં આવે છે. અને છાપાંઓ એની વાતોથી ભરપૂર હોય છે. ઇંગ્લંડ તથા ફ્રાંસને ગળે ઘંટીના પડિયાની પેઠે લટકી રહેલું અને જે તેઓ આપી શકે એમ નથી તે પહાડ જેવડું મોટું દેવું આ યુદ્ધ દરમ્યાન એકઠું થયું હતું. તે વખતે જો એ નાણાં મળી રહ્યાં ન હોત તો તેમની શાખ સંપૂર્ણપણે ડૂબી ગઈ હોત અને સંભવ છે કે અમેરિકા યુદ્ધમાં ન પડત.

## ૧૪૯. યુદ્ધકાળ

૧ એપ્રિલ, ૧૯૩૩

૧૯૧૪ના ઑગસ્ટના આરંભમાં યુદ્ધ શરૂ થયું ત્યારે દુનિયા બેલ્જિયમ તથા ફ્રાંસની ઉત્તર સરહદ તરફ મીટ માંડીને નિહાળી રહી હતી. પોતાના માર્ગમાં આવતી હરેક અડચણોનો કચ્ચરઘાણ કાઢતું જર્મનીનું પ્રચંડ સૈન્ય આગળ ને આગળ ધસી રહ્યું હતું. નાનકડા બેલ્જિયમે થોડા સમય માટે તેને ખાળી રાખ્યું. આથી ક્રોધે ભરાઈને ત્રાસજનક કૃત્યો દ્વારા તેણે બેલ્જિયમને ડરાવી મારવાનો પ્રયત્ન કર્યો. એના ઉપરથી મિત્રરાજ્યોએ જર્મનોના અત્યાચારની વાતો ઉપજાવી કાઢી હતી. જર્મન સૈન્ય પૅરિસની દિશામાં આગળ વધવા લાગ્યું. એના ધસારા આગળ ફ્રેંચ સૈન્ય ધૂળભેગું થતું જણાયું અને નાનકડા બ્રિટિશ સૈન્યને તેણે બાજુએ હડસેલી મૂક્યું. યુદ્ધ ફાટી નીકળ્યા પછી એક માસની અંદર પૅરિસનું આવી બન્યું હોય એમ લાગવા માંડ્યું. અને ફ્રેંચ સરકારે પોતાની કચેરીઓ તથા કીમતી વસ્તુઓ દક્ષિણમાં બોર્ડો શહેરમાં ખસેડવાની ખરેખાત તૈયારી કરવા માંડી. કેટલાક જર્મનો માનવા લાગ્યા કે યુદ્ધમાં તેઓ વિજયની હાથવેંતમાં આવી પહોંચ્યા છે. ઑગસ્ટના અંતમાં પશ્ચિમ મોખરા (એટલે કે ફ્રાંસના મોખરા) ઉપર યુદ્ધની આ સ્થિતિ હતી.

દરમ્યાન રશિયન સૈન્યો પૂર્વ પ્રશિયા ઉપર ચડાઈ કરી રહ્યાં હતાં. અને જર્મનોનું લક્ષ ગમે તે રીતે પશ્ચિમ મોખરા ઉપરથી બીજે ક્યાંક ખેંચવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. રશિયાનો પ્રચંડ 'રોલર' (રશિયન સૈન્યને 'સ્ટીમ રોલર' એટલે કે વરાળથી ચાલતો પ્રચંડ રોલર કહેવામાં આવતો હતો.) ગબડતો ગબડતો અને માર્ગમાં આવતી બધી વસ્તુઓના ચૂરેચૂરા કરતો બર્લિન પહોંચી જશે એવી ભારે આશા ફ્રાંસ તથા ઇંગ્લંડ સેવી રહ્યાં હતાં. પરંતુ રશિયન સૈનિકો બરાબર શસ્ત્રસજ્જ નહોતા, તેમના અમલદારો તદ્દન આવડત વિનાના હતા અને તેમની પાછળ ઝારની દૂષિત સરકાર હતી. જર્મનોએ અચાનક તેમના ઉપર ધસારો કર્યો અને રશિયાના વિરાટ સૈન્યને પૂર્વ પ્રશિયાના સરોવરો તથા ભેજવાળા પ્રદેશમાં ઘેરી લીધું તથા તેનો સદંતર નાશ કર્યો. જર્મનીના આ અપૂર્વ વિજયને ટૅનનબર્ગનું યુદ્ધ એવું નામ આપવામાં આવ્યું છે. ફોન હિન્ડનબર્ગ આ યુદ્ધનો એક મુખ્ય સેનાપતિ હતો. પાછળના વખતમાં તે જર્મન પ્રજાસત્તાકનો પ્રમુખ થયો હતો.

એ એક ભારે વિજય હતો પરંતુ આડકતરી રીતે એથી જર્મન સૈન્યને ભારે નુકસાન વેઠવું પડ્યું. એ વિજય મેળવવાને ખાતર અને રશિયનોના પૂર્વ તરફના ધસારાથી કંઈક અંશે ગભરાઈને જર્મનોએ પોતાનું થોડું સૈન્ય ફ્રાંસ

તરફથી ખસેડીને રશિયા તરફ મોકલ્યું હતું. આથી પશ્ચિમ મોખરા ઉપરનું દબાણ કંઈક અંશે ઓછું થવા પામ્યું અને ફ્રાંસના લશ્કરે આક્રમણ કરનારા જર્મનોને પાછા ધકેલવાને ભગીરથ પ્રયત્ન કર્યો. ૧૯૧૪ના સપ્ટેમ્બરના આરંભમાં માર્નના યુદ્ધમાં તે જર્મનોને લગભગ ૫૦ જેટલા માઈલ પાછા ધકેલવામાં સફળ થયું. પૅરિસ ઊગરી ગયું અને ફ્રેંચો તથા અંગ્રેજોને દમ ખાવાનો થોડો સમય મળ્યો.

જર્મનોએ ફ્રેંચ સૈન્યની હરોળ ભેદીને આગળ ધસવાનો બીજો પ્રયત્ન કર્યો. એમના એ પ્રયત્નમાં તેઓ ફાવી જવાની અણી પર હતા પરંતુ તેમને ખાળી રાખવામાં આવ્યા. પછીથી બંને સૈન્યો ખાઈઓ ખોદીને પડ્યાં. અને નવીન પ્રકારની લડાઈ — ખાઈની લડાઈ — શરૂ થઈ. આ એક પ્રકારની અનિર્ણયાત્મક સ્થિતિ હતી અને ત્રણ વરસ કરતાંયે વધારે સમય સુધી અથવા કંઈક અંશે લડાઈના અંત સુધી પશ્ચિમ મોખરા ઉપર આ ખાઈની લડાઈ ચાલુ રહી. પ્રચંડ સૈન્યો ખાઈ ખોદીને છછૂંદરની પેઠે તેમાં પડ્યાં અને એક-બીજાને થકવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. આ મોખરા ઉપર ફ્રેંચ તથા જર્મન સન્યો યુદ્ધની શરૂઆતથી જ લાખોની સંખ્યામાં હતાં. એ મોખરા ઉપરનું નાનકડું બ્રિટિશ સૈન્ય સુધ્ધાં ઝડપથી વધતું ગયું અને તેની સંખ્યા પણ લગભગ દશ લાખ જેટલી થઈ.

પૂર્વના અથવા તો રશિયન મોખરા ઉપર પ્રવૃત્તિ વધુ પ્રમાણમાં હતી. રશિયન લશ્કરે ઉપરાઉપરી ઑસ્ટ્રિયન લશ્કરને હરાવ્યું પરંતુ જર્મન લશ્કરે તેને અચૂકપણે હરાવ્યા કર્યું. એ મોખરા ઉપર જાનની પારાવાર ખુવારી થઈ અને અસંખ્ય લોકો ઘાયલ થયા. તું એમ ન માની બેસીશ કે ખાઈની લડાઈને કારણે પશ્ચિમ મોખરા ઉપર એના કરતાં બહુ ઓછી ખુવારી થવા પામી. માણસોની જિંદગી માટે ગજબ બેપરવાઈ દાખવવામાં આવી અને ખાઈઓનાં સુરક્ષિત મથકો ઉપર ઉપરાઉપરી આખરી હલ્લા કરવામાં લાખો માણસોને ફેંકવામાં આવ્યા અને એ રીતે તેમને અચૂકપણે મૃત્યુના મોંમાં હોમવામાં આવ્યા. પરંતુ એનું કશુંયે પરિણામ આવ્યું નહિ.

યુદ્ધનાં આ ઉપરાંત બીજાં ક્ષેત્રો પણ હતાં. તુર્કોએ સુએઝની નહેર ઉપર હલ્લો કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા. આગળ હું તને કહી ગયો છું તેમ, ૧૯૧૪ના ડિસેમ્બર માસમાં મિસરને બ્રિટનનું રક્ષિત રાજ્ય જાહેર કરવામાં આવ્યું હતું. એ પછી તરત જ બ્રિટિશોએ નવી ધારાસભાને મોકૂફ રાખી અને તેમને શક હતો એવા લોકોને પકડીને જેલો ભરી દીધી. રાષ્ટ્રવાદી છાપાંઓને દાબી દેવામાં આવ્યાં તથા પાંચથી વધારે માણસોને એકઠા થવાની મનાઈ કરવામાં આવી. ત્યાં આગળ દાખલ કરવામાં આવેલા ખબરોના નિયમનને (સેન્શોરશિપ) લંડનના 'ટાઇમ્સ' પત્રે જંગલી અને નિર્દયતાભર્યા તરીકે વર્ણવ્યું હતું. યુદ્ધના આખા સમય

દરમ્યાન દેશમાં ખરેખર લશ્કરી કાયદાનો દોર ચાલ્યો હતો. તેના જીર્ણ થઈ ગયેલા સામ્રાજ્યના અનેક નબળાં સ્થાનોમાં ઇંગ્લંડે તુર્કી ઉપર હલ્લો કર્યો. પ્રથમ ઇરાક ઉપર અને પછીથી પૅલેસ્ટાઇન તથા સીરિયા ઉપર તેણે હલ્લો કર્યો. અરબસ્તાનમાં બ્રિટિશોએ આરબોની રાષ્ટ્રીયતાની ભાવનાનો લાભ લીધો અને નાણાં તથા સાધન સામગ્રીની સારી સરખી લાંચ આપીને તુર્કી સામે તેમણે તેમની પાસે બળવો કરાવ્યો. કર્નલ ટી. ઈ. લૉરેન્સ નામનો બ્રિટિશ એજંટ આ બળવા માટે મોટે ભાગે જવાબદાર હતો. પછીથી એશિયાની અનેક હિલચાલોમાં પડદા પાછળ ભાગ ભજવીને તેણે ભેદી પુરુષ તરીકેની નામના મેળવી. તુર્કીના મર્મસ્થાન ઉપર સીધો હુમલો ૧૯૧૫ના ફેબ્રુઆરી માસમાં શરૂ થયો. એ વખતે અંગ્રેજોએ ડાર્ડનલની સામુદ્રધુનીમાં બળજબરીથી પેસી જઈને કૉન્સ્ટાન્ટિનોપલ કબજે કરવાનો પ્રયત્ન કર્યો. જો એમાં તેઓ ફાવ્યા હોત તો યુદ્ધમાંથી તુર્કીને હાંકી કાઢત એટલું જ નહિ પણ પશ્ચિમ એશિયામાંની જર્મનીની બધીયે લાગવગ પણ તેઓ બંધ કરી શક્યા હોત. પરંતુ બ્રિટિશો એ કાર્યમાં નિષ્ફળ નીવડ્યા. તુર્કો તેમની સામે વીરતાથી લડ્યા અને એ જાણવા જેવું છે કે મુસ્તફા કમાલ પાશાએ એમાં ભારે હિસ્સો આપ્યો. બ્રિટિશોએ લગભગ એક વરસ સુધી ગૅલીપોલીમાં પોતાનો એ પ્રયત્ન ચાલુ રાખ્યો પરંતુ ભારે ખુવારી પછી તેઓ ત્યાંથી હઠી ગયા.

પૂર્વ તથા પશ્ચિમ આફ્રિકામાંનાં જર્મન સંસ્થાનો ઉપર પણ મિત્રરાજ્યોએ હલ્લો કર્યો. આ સંસ્થાનો જર્મનીથી સાવ અલગ પડી ગયાં હતાં અને તેમને જર્મનીની મદદ મળી શકે એમ નહોતું. ધીમે ધીમે એ બધાં સંસ્થાનો તાબે થયાં. ચીનમાંની ક્યાઉચાઉની જર્મન વસાહતનો જપાને સહેલાઈથી કબજો લીધો. જપાનને તો ખરેખર મજા હતી કેમ કે દૂર પૂર્વમાં તેને ઝાઝું કરવાપણું નહોતું. આથી ચીનને ડરાવી ધમકાવીને તેની પાસેથી કીમતી છૂટછાટો તથા વિશિષ્ટ હક્કો પડાવવામાં તેણે એ તકનો ઉપયોગ કર્યો.

ઇટાલીએ કયો પક્ષ જીતશે એ જાણવા માટે કેટલાક મહિના સુધી યુદ્ધની સ્થિતિ નિહાળ્યા કરી. પછીથી મિત્રરાજ્યો જીતવાનો સંભવ છે એવા નિર્ણય ઉપર આવીને તેણે તેમની લાંચ સ્વીકારી અને તેમની સાથે ગુપ્ત સંધિ કરી. ૧૯૧૫ના મે માસમાં ઇટાલી વિધિપૂર્વક મિત્રરાજ્યોને પક્ષે યુદ્ધમાં જોડાયું. લાગલાગટ બે વરસ સુધી ઑસ્ટ્રિયા તથા ઇટાલીનાં સૈન્યોએ એકબીજાનો સામનો કર્યો પણ એમાંથી મહત્ત્વનું કશું નીપજ્યું નહિ. પછીથી જર્મનો ઑસ્ટ્રિયનોની વહારે ધાયા અને ઇટાલિયનો તેમની સામે જમીનદોસ્ત થઈ ગયા. ઑસ્ટ્રિયા અને જર્મનીનું સૈન્ય લગભગ વેનિસ સુધી પહોંચી ગયું હતું.

૧૯૧૫ના ઑક્ટોબર માસમાં બલ્ગેરિયા જર્મનીને પક્ષે યુદ્ધમાં જોડાયું. એ પછી થોડા જ વખતમાં બલ્ગેરિયાના સહકારથી ઑસ્ટ્રિયા તથા જર્મનીના

લશ્કરે સર્બિયાને સંપૂર્ણપણે કચરી નાખ્યું. સર્બિયાના રાજાને પોતાના રહ્યા-સહ્યા લશ્કર સાથે દેશ છોડીને મિત્રરાજ્યોનાં જહાજોમાં આશરો લેવો પડ્યો અને સર્બિયા જર્મનીના અમલ નીચે આવ્યું.

બાલ્કન વિગ્રહમાં તેના વર્તાવ પછી રુમાનિયાએ તકસાધુ તરીકેની ખાસ નામના મેળવી હતી. બે વરસ સુધી તેણે યુદ્ધની સ્થિતિ નિહાળ્યા કરી અને છેવટે ૧૯૧૬ના ઑગસ્ટ માસમાં મિત્રરાજ્યોના પક્ષમાં તેણે પોતાનો પાસો ફેંક્યો. એની શિક્ષા એને તરત જ સહેવી પડી. જર્મન લશ્કર એના ઉપર તૂટી પડ્યું અને તેના સામનાને સંપૂર્ણપણે કચરી નાખ્યો. રુમાનિયા પણ ઑસ્ટ્રિયા અને જર્મનીના કબજા નીચે આવ્યું.

આમ, બેલ્જિયમ, ફ્રાંસનો ઉત્તર-પૂર્વ ભાગ, પોલેંડ, સર્બિયા અને રુમાનિયા જર્મની અને ઑસ્ટ્રિયા એ બે મધ્ય યુરોપની સત્તાઓના કબજા નીચે આવ્યાં. યુદ્ધનાં નાનાં નાનાં બીજાં અનેક ક્ષેત્રોમાં તેમણે વિજય મેળવ્યો હતો. પરંતુ યુદ્ધનું મર્મસ્થાન તો પશ્ચિમને મોખરે અને સમુદ્ર ઉપર રહેલું હતું અને ત્યાં તેમની કશી પ્રગતિ થતી નહોતી. એ મોખરા ઉપર બંને હરીફ સૈન્યો જીવલેણ બાથ ભીડીને પડ્યાં હતાં. સમુદ્ર ઉપર મિત્રરાજ્યો સર્વોપરી હતાં. યુદ્ધના આરંભકાળમાં કેટલાંક જર્મન યુદ્ધજહાજો અહીં તહીં ફરતાં હતાં અને મિત્રરાજ્યોના વહાણવટાના માર્ગમાં વિક્ષેપ નાખતાં હતાં. એમ્ડન એમાંનું એક મશહૂર યુદ્ધજહાજ હતું. તેણે મદ્રાસ ઉપર પણ તોપમારો ચલાવ્યો હતો. પરંતુ એ તો નજીવો વિક્ષેપ હતો અને વાસ્તવમાં એનાથી મિત્રરાજ્યોના સમુદ્ર ઉપરના પ્રભુત્વમાં કશો ફેર ન પડ્યો. વળી દરિયા ઉપરના તેમના આ પ્રભુત્વની મદદથી મિત્રરાજ્યોએ જર્મની તથા ઑસ્ટ્રિયાને બહારથી મળતો ખોરાક તથા બીજો સરસામાન બંધ કરવાનો પ્રયત્ન કર્યો. જર્મની તથા ઑસ્ટ્રિયાની કરવામાં આવેલી આ નાકાબંધી તેમની ભયંકર કસોટીરૂપ થઈ પડી, કેમ કે એથી ખોરાકની અછત થઈ ગઈ અને આખી વસતી ભૂખમરાના પંજામાં સપડાઈ ગઈ.

આના જવાબમાં જર્મનીએ સબમરીનો દ્વારા મિત્રરાજ્યોનાં વહાણો ડુબાવવાનું શરૂ કર્યું. આ સબમરીનની લડાઈ એટલી તો સફળ નીવડી કે ઇંગ્લંડનો ખોરાકનો જથ્થો ખૂટી ગયો અને ત્યાં આગળ દુકાળનો ભય પેદા થયો. ૧૯૧૫ના મે માસમાં જર્મન સબમરીને લ્યુસિટેનિયા નામની ઇંગ્લંડની એક મોટી આગબોટને ડુબાવી દીધી અને એને કારણે સંખ્યાબંધ માણસો ડૂબી જવા પામ્યાં. ઘણા અમેરિકનો પણ એમાં ડૂબી જવા પામ્યા અને એને કારણે અમેરિકામાં જર્મની સામે ભારે ક્રોધ ભભૂકી ઊઠ્યો.

જર્મનીએ ઇંગ્લંડ ઉપર હવાઈ હુમલા પણ કર્યા. લંડન ઉપર બૉંબ વરસાવવાને પ્રચંડ ઝેપલીન હવાઈ જહાજો ચાંદની રાતે આવ્યાં. પછીથી એરોપ્લેનોએ બૉંબ ફેંકવા માંડ્યા અને તેમનો ઘોર અવાજ, વિમાનવિરોધી

તોપોનો તોપમારો, પોતાના રક્ષણ માટે ભોંયરાંઓમાં તથા નીચેનાં બીજાં આશ્રયસ્થાનોમાં દોડી જવું એ બધી રોજિંદી વસ્તુઓ બની ગઈ. મુલકી વસતી ઉપર એટલે કે લડાઈમાં સીધો ભાગ ન લેનાર નાગરિક પ્રજા ઉપર કરવામાં આવેલા બૉંબમારાથી અંગ્રેજો અતિશય ક્રોધે ભરાયા. તેમનો ક્રોધ વાજબી હતો કેમ કે, મુલકી યા નાગરિક વસતી ઉપરનો બૉંબમારો અતિશય ભીષણ વસ્તુ છે. પરંતુ હિંદના સરહદ પ્રાંત ઉપર કે ઇરાક ઉપર બ્રિટિશ એરોપ્લેનો બૉંબમારો કરે છે અને ખાસ કરીને નવા શોધાયેલા અમુક વખત પછી ફૂટનારા શેતાનિયતભર્યા બૉંબ ફેંકે છે ત્યારે અંગ્રેજોને લેશ પણ ક્રોધ ચડતો જણાતો નથી. એને વ્યવસ્થા જાળવવા માટેનું પોલીસનું કાર્ય કહેવામાં આવે છે અને કહેવાતા શાંતિકાળમાં પણ એનો આશરો લેવામાં આવે છે.

દાવાનળ જેમ તીડોનાં ટોળાંનાં ટોળાંઓને ભસ્મીભૂત કરી નાખે છે તેમ યુદ્ધ માનવીજીવનનો સંહાર કરતું એક પછી બીજો માસ એમ આગળ ચાલવા લાગ્યું અને આગળ ચાલતું ગયું તેમ તેમ તે વધુ ને વધુ વિનાશક અને પાશવી બનતું ગયું. જર્મનોએ ઝેરી ગૅસ વાપરવા માંડ્યો અને પછી તો બંને પક્ષોએ તેનો ઉપયોગ કરવા માંડ્યો. બૉંબમારો કરવામાં એરોપ્લેનોનો વધુ પ્રમાણમાં ઉપયોગ થવા લાગ્યો. પછીથી ઇયળની પેઠે બધી વસ્તુ ઉપર થઈને ચાલી જનારાં 'ટૅંક' નામનાં પ્રચંડ અને રાક્ષસી યંત્રોએ બ્રિટિશ પક્ષે દેખા દીધી. લડાઈના મોખરા ઉપર માણસો લાખોની સંખ્યામાં મરણ પામ્યા અને પોતપોતાના દેશોમાં તેમની સ્ત્રીઓ અને બાળકોને ભૂખમરો અને તંગી વેઠવાં પડ્યાં. નાકાબંધીને કારણે, ખાસ કરીને જર્મની તથા ઑસ્ટ્રિયામાં ભૂખમરાએ ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. એ વસ્તુ સહનશીલતાની કસોટી થઈ પડી. આ અગ્નિપરીક્ષામાં બેમાંથી કોણ વધુ વખત ટકી રહેશે? બંને પક્ષનાં સૈન્યો એકબીજાનો નાશ કરી નાખશે કે શું? મિત્રરાજ્યોની નાકાબંધી જર્મનીનો જુસ્સો નરમ પાડી દેશે? કે પછી જર્મનીની સબમરીનની લડાઈ ઇંગ્લંડને ભૂખે મારીને તેનો જુસ્સો તથા સંકલ્પબળ હણશે? દરેક દેશે રાક્ષસી ભોગો આપ્યા, દરેક દેશે અકથ્ય યાતનાઓ સહન કરી. લોકો વિચારવા લાગ્યા, આ ભીષણ બલિદાનો અને યાતનાઓ વ્યર્થ છે શું? આપણા રણમાં પડેલા શહીદોને ભૂલીને દુસ્મનને નમતું આપવું? યુદ્ધ પહેલાંના દિવસો તો બહુ દૂર ગયેલા ભાસવા લાગ્યા, યુદ્ધનાં કારણો સુધ્ધાં ભુલાઈ ગયાં; વેર લેવાની તેમ જ વિજય મેળવવાની ઇચ્છા એ સ્ત્રીપુરુષોના મનને વિવશ કરી મૂકતી એક માત્ર વસ્તુ રહી.

પોતાના માનીતા ધ્યેયને ખાતર બલિદાન આપનાર મૃતાત્માઓનો પોકાર એ ભયંકર વસ્તુ છે. જે સ્ત્રી કે પુરુષમાં સહેજ પણ જુસ્સો હોય તે એની અસરમાંથી કેવી રીતે મુક્ત થઈ શકે? યુદ્ધનાં આ છેવટનાં વરસોમાં સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું અને યુદ્ધમાં પડેલી બધી પ્રજાઓના

એકેએક ઘરમાં શોકની છાયા ફરી વળી હતી. સૌ થાકથી લોથપોથ થઈ ગયાં હતાં, સૌની આંખો ઊંડી ગઈ હતી અને સૌનો ભરમ ભાગી ગયો હતો. આમ છતાંયે, મશાલ ઊંચી ધરી રાખ્યા સિવાય કોઈ પણ બીજું શું કરી શકે એમ હતું ? મેજર મૅક ક્રી નામના એક બ્રિટિશ અમલદારે લખેલી આ હૃદયસ્પર્શી લીટીઓ વાંચ અને યુદ્ધના એ અંધકારમય અને શોકપૂર્ણ દિવસોમાં એ વાંચનાર તેની જાતિનાં સ્ત્રીપુરુષો ઉપર એની શી અસર થઈ હશે એની કલ્પના કરી જો. અને યાદ રાખજે કે, જુદા જુદા દેશોમાં અને અનેક ભાષાઓમાં એના જેવી કવિતાઓ લખાઈ હતી.

અમે મૃતાત્મા ! દિન કૈંક પૂર્વે
હતા અમે ચેતનવંત માનવી.
આસ્વાદકો સૌય હતા ઉષાના,
સૂર્યાસ્તલીલા ઉર માણનારા.
સ્વીકારતા પ્રેમ, વળીય અર્પતા.
ને આજ સૂતા
ફ્લૅન્ડર્સનાં ઉજ્જડ ખેતરોમાં.

સંગ્રામ દો આદરી દુશ્મનોથી.
મશાલ આ દુર્બળ હાથમાંથી
ફેંકી તમારે કર. લો, ધરો ઊંચી.
દેશો અમોને. અહીંયાં મરંતને
દગો તમે, તો નહિ જંપશું અમે:
પુષ્પો ખીલે છો, નહિ ઊંઘશું અમે
ફ્લૅન્ડર્સનાં ઉજ્જડ ખેતરોમાં.

૧૯૧૬ની સાલના અંતમાં મિત્રરાજ્યોનું પાસું ચડતું જતું લાગવા માંડયું. તેમનાં નવાં ટૅંકોએ પશ્ચિમ મોખરા ઉપર તેમને આગળ પગલું ભરવાની પહેલ કરવાની અનુકૂળતા કરી આપી. ઇંગ્લંડ ઉપર બૉંબમારો કરનારાં ઝેપલીન હવાઈ જહાજોને અકસ્માતો નડ્યા, અને જર્મન સબમરીનોનું જોખમ હોવા છતાંયે તટસ્થ દેશોનાં વહાણોમાં પૂરતા પ્રમાણમાં ખોરાક ઇંગ્લંડ પહોંચી શક્યો. ૧૯૧૬ના મે માસમાં ઉત્તર સમુદ્રમાં નૌકાયુદ્ધ થયું (જુટલૅંડનું નૌકા યુદ્ધ). એમાં એકંદરે ઇંગ્લંડનો વિજય થયો. દરમ્યાન નાકાબંધીને કારણે ભૂખમરો દિનપ્રતિદિન જર્મની તેમ જ ઑસ્ટ્રિયાની પ્રજાની વધુ ને વધુ સમીપ આવતો ગયો. કાળ મધ્ય યુરોપની સત્તાઓની વિરુદ્ધ જતો જણાયો અને ઝડપી પરિણામો આવશે એવી ગણતરી થવા લાગી. જર્મનીએ સુલેહ માટે ઇશારો પણ કર્યો. પરંતુ મિત્રરાજ્યો એવી કોઈ પણ દરખાસ્ત સાંભળે એમ નહોતું. મિત્રરાજ્યોની

સરકારો જુદા જુદા દેશોના ભાગલા પાડવાની બાબતમાં ગુપ્ત સંધિઓથી એવી તો બંધાઈ ગઈ હતી કે સંપૂર્ણ વિજય સિવાય બીજા કશાથી તેમને સંતોષ થાય એમ નહોતું. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રમુખ વુડ્રુ વિલ્સને પણ સુલેહ સ્થાપવાના પ્રયાસો કર્યા હતા પરંતુ તે બધા નિષ્ફળ નીવડ્યા.

આથી જર્મન આગેવાનોએ પોતાની સબમરીનની લડાઈ વધારે જલદ કરી ને એ રીતે ઇંગ્લંડને ભૂખે મારીને તેને તાબે થવાની ફરજ પાડવાનો નિર્ણય કર્યો. ૧૯૧૭ના જાન્યુઆરીમાં તેમણે જાહેર કર્યું કે, સમુદ્રના અમુક ભાગોમાં તટસ્થ દેશોનાં વહાણોને પણ અમે ડુબાવીશું. તટસ્થ દેશોને ઇંગ્લંડ ખોરાક પહોંચાડતા રોકવાને આ જાહેરાત કરવામાં આવી હતી. એ જાહેરાતથી અમેરિકા અતિશય છેડાઈ પડ્યું. તેનાં વહાણોને આ રીતે ડુબાવી દેવામાં આવે એ તે સાંખી લે એમ નહોતું. એ વસ્તુએ યુદ્ધમાં પડવાનું તેને માટે અનિવાર્ય બનાવી મૂક્યું. જર્મન સરકારે સબમરીનની આવી નિરંકુશ લડાઈ લડવાનો નિર્ણય કર્યો તે વખતે તેણે એ વસ્તુનો પણ ખ્યાલ કરી લીધો હોવો જોઈએ. કદાચ તેને એમ પણ લાગ્યું હોય કે હવે બીજો કોઈ ઉપાય બાકી રહ્યો નથી એટલે એ જોખમ ખેડ્યે જ છૂટકો. અથવા તેણે એમ પણ ધાર્યું હોય કે, અમેરિકન શરાફો આજે પણ મિત્રરાજ્યોને ક્યાં ઓછી મદદ કરી રહ્યા છે. એ ગમે તેમ હો પણ, ૧૯૧૭ના એપ્રિલમાં યુનાઇટેડ સ્ટેટ્સે લડાઈ જાહેર કરી. બીજી પ્રજાઓ જ્યારે થાકીને લોથ થઈ ગઈ હતી ત્યારે અખૂટ સાધનસંપત્તિવાળું અને સાજુંતાજું યુનાઇટેડ સ્ટેટ્સ યુદ્ધમાં દાખલ થવાથી જર્મનીનો પક્ષ હારશે એ નક્કી થઈ ગયું.

અને આમ છતાંયે, અમેરિકાએ લડાઈ જાહેર કરી તે પહેલાં ભારે મહત્ત્વનો બીજો એક બનાવ બન્યો હતો. રશિયાની પ્રથમ ક્રાંતિને પરિણામે, ૧૯૧૭ના માર્ચની ૧૫મી તારીખે ઝારે ગાદીત્યાગ કર્યો. આ ક્રાંતિ વિષે હું તને અલગ પત્રમાં લખીશ. આ ક્રાંતિએ લડાઈમાં ભારે ફેરફાર કરી નાખ્યો એ વસ્તુ તું અહીં લક્ષમાં રાખે એમ હું ઇચ્છું છું. દેખીતી રીતે જ રશિયા હવે ઝાઝું લડી શકે એમ નહોતું અને લડે તો પણ જર્મની વિરુદ્ધ તો નહિ જ. એનો અર્થ એ થયો કે જર્મની પૂર્વના મોખરાની ચિંતામાંથી મુક્ત થયું. પૂર્વ મોખરા ઉપરનું પોતાનું બધું અથવા મોટા ભાગનું સૈન્ય તે હવે ફ્રાંસ અને ઇંગ્લંડની સામે ઝીંકી શકે એમ હતું. એકાએક પરિસ્થિતિ જર્મનીને માટે અતિશય અનુકૂળ થઈ ગઈ. રશિયન ક્રાંતિ થવા પામી તેના છ કે સાત અઠવાડિયાં પહેલાં જો તેને એની ખબર પડી હોત તો એથી ભારે ફરક પડી જાત. એમ થાત તો સબમરીનના યુદ્ધમાં ફેરફાર ન થાત અને અમેરિકા કદાચ તટસ્થ રહ્યું હોત. રશિયા યુદ્ધમાંથી નીકળી જાય અને અમેરિકા તટસ્થ રહે એ સ્થિતિમાં જર્મની, ફ્રાંસ તથા ઇંગ્લંડનાં સૈન્યોને કચરી નાખે એવો પૂરેપૂરો સંભવ હતો.

ચાલુ સ્થિતિમાં પણ પશ્ચિમ મોખરા ઉપર જર્મનીનું બળ વધવા પામ્યું અને જર્મન સબમરીનોએ મિત્રરાજ્યો તથા તટસ્થ દેશોનાં વહાણોનું નિકંદન કાઢ્યું.

રશિયાની ક્રાંતિ જર્મનીને મદદરૂપ થઈ પડી એમ લાગ્યું. અને છતાંયે તે તેની આંતરિક નબળાઈના મોટામાં મોટા કારણરૂપ નીવડી. પહેલી ક્રાંતિ થઈ ત્યાર પછી આઠ માસની અંદર બીજી ક્રાંતિ થવા પામી. એણે સોવિયેટ તથા બોલ્શેવિકોના હાથમાં સત્તા સુપરત કરી. અને સુલેહશાંતિ એ બોલ્શેવિકોનો પોકાર હતો. તેમણે લડતી પ્રજાઓના મજૂરો તથા સૈનિકોને ઉદ્દેશીને સુલેહ માટે હાકલ કરી. એ મૂડીવાદીઓનું યુદ્ધ હતું એ તેમણે બતાવી આપ્યું અને સામ્રાજ્યવાદી હેતુ આગળ ધપાવવાના કાર્યમાં તોપોના ભક્ષ્ય ન બનવા મજૂરોને જણાવ્યું. આવા કેટલાક પોકારો અને હાકલો લડાઈના મોખરા ઉપરના જુદી જુદી પ્રજાઓના સૈનિકોના કાન સુધી પહોંચ્યાં અને એની તેમના ઉપર ભારે અસર થવા પામી. ફ્રેંચ સૈન્યોમાં ઘણાં બંડો થયાં અને સત્તાવાળાઓએ તેમને જેમ તેમ દબાવી દીધાં. જર્મન સૈનિકો ઉપર તો એની અસર ઘણી વધારે થઈ. કેમ કે ક્રાંતિ પછી તો ઘણી જર્મન પલટણોમાં રશિયન સૈન્ય પ્રત્યે ભ્રાતૃભાવની લાગણી પેદા થઈ હતી. આ પલટણોને પશ્ચિમ મોખરે મોકલવામાં આવી ત્યારે તે આ નવો સંદેશ પોતાની સાથે લઈ ગઈ અને બીજી પલટણોમાં તેનો ફેલાવો કર્યો. જર્મની હવે લડાઈથી સાવ થાકી ગયું હતું અને તદ્દન હતાશ થઈ ગયું હતું તથા રશિયાથી આવેલાં બી તેને ગ્રહણ કરવાને તત્પર ભૂમિ ઉપર પડ્યાં. રશિયન ક્રાંતિએ આ રીતે જર્મનીમાં આંતરિક નબળાઈ પેદા કરી.

પરંતુ આ બધી અપશુકનિયાળ નિશાનીઓ જર્મન લશ્કરી સત્તાવાળાઓની આંખે દેખાતી નહોતી. સને ૧૯૧૮ના માર્ચમાં સોવિયેટ રશિયા ઉપર બળજબરીથી તેમણે કચરી નાખનારી અને હિણપતભરી સુલેહ ઠોકી બેસાડી. સોવિયેટો માટે બીજો કોઈ માર્ગ રહ્યો નહોતો તથા ગમે તે ભોગે તેમને સુલેહ જોઈતી હતી એટલે તેમણે એ સુલેહનો સ્વીકાર કર્યો. ૧૯૧૮ના માર્ચમાં જર્મન સૈન્યે પશ્ચિમ મોખરા ઉપર તેનો છેવટનો ભગીરથ પ્રયત્ન પણ કર્યો. એમ કરતાં તેમનાં સૈન્યોનો કચ્ચરઘાણ કાઢીને જર્મનોએ અંગ્રેજો તથા ફ્રેંચોની હરોળ ભેદી અને સાડાત્રણ વરસ પૂર્વે તેમને જ્યાંથી પાછા હઠાવ્યા હતા તે માર્ન નદીને કિનારે તેઓ જઈ પહોંચ્યા. આ અસાધારણ પ્રયત્ન હતો પણ એ તેમનો છેલ્લો પ્રયાસ હતો અને જર્મની સાવ થાકી ગયું હતું. દરમ્યાન આટ્લાંટિક મહાસાગર ઓળંગીને અમેરિકાથી સૈન્ય આવી પહોંચ્યું તથા પહેલાંના કડવા અનુભવોમાંથી બોધ લઈને પૂરેપૂરો સહકાર તથા પ્રયત્નની એકતા સાધી શકાય એટલા માટે પશ્ચિમ મોખરા ઉપરનાં બધાંયે મિત્રસૈન્યોને — બ્રિટિશ, અમેરિકન, ફ્રેંચ — એક જ સરસેનાપતિની સરદારી નીચે મૂકવામાં આવ્યાં. ફ્રાંસના માર્શલ ફોશને પશ્ચિમ મોખરાનાં બધાંયે મિત્રસૈન્યોનો સરસેનાપતિ બનાવવામાં

આવ્યો. ૧૯૧૮ની સાલના વચગાળાથી ચોક્કસપણે પ્રવાહ ઊલટી દિશામાં વહેવા લાગ્યો, હવે હુમલાની પહેલ મિત્રસૈન્યે કરી અને જર્મનોને પાછા ધકેલતાં તેઓ આગળ વધવા લાગ્યાં. ઑક્ટોબર સુધીમાં લડાઈનો અંત નજીક આવી પહોંચ્યો અને તહકૂબીની વાતો સંભળાવા લાગી.

નવેમ્બરની ચોથી તારીખે કીલ આગળ જર્મન નૌકાસૈન્યે બંડ કર્યું અને પાંચ દિવસ પછી બર્લિનમાં જર્મન પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. એ જ દિવસે એટલે કે નવમી નવેમ્બરે કૈઝર વિલ્હેમ બીજો અઘટિત અને શરમભરી રીતે જર્મનીથી હૉલેંડ ચાલ્યો ગયો. અને એ રીતે હોહેનઝોલર્ન વંશનો એની સાથે અંત આવ્યો. ચીનના મંચૂઓની પેઠે તેઓ "વાઘની ગર્જના સાથે આવ્યા હતા અને સાપની પૂંછડીની પેઠે અદૃશ્ય થઈ ગયા."

૧૯૧૮ના નવેમ્બરની ૧૧મી તારીખે તહકૂબીની શરતો ઉપર સહીઓ થઈ અને લડાઈનો અંત આવ્યો. અમેરિકાના પ્રમુખ વુડ્રુ વિલ્સને નક્કી કરેલા 'ચૌદ મુદ્દાઓ' ઉપર આ તહકૂબીની શરતો રચાઈ હતી. યુદ્ધમાં સંડોવાયેલી નાની પ્રજાઓના આત્મનિર્ણયનો સિદ્ધાંત, શસ્ત્રસંન્યાસ, ગુપ્ત મુત્સદ્દીગીરીનો નિષેધ, બીજી સત્તાઓએ રશિયાને મદદ આપવી તથા પ્રજાસંઘ — આ વસ્તુઓ ઉપર મોટે ભાગે એ મુદ્દાઓ ઘડવામાં આવ્યા હતા. હળવે રહીને વિજેતાઓ આ 'ચૌદ મુદ્દાઓ'માંથી ઘણાખરા કેવી રીતે ભૂલી ગયા હતા તે આપણે પછીથી જોઈશું.

લડાઈ તો હવે પૂરી થઈ હતી પણ બ્રિટિશ કાફલાએ કરેલી જર્મનીની નાકાબંધી તો ચાલુ જ રહી અને ભૂખે મરતાં જર્મન સ્ત્રીબાળકોને ખોરાક પહોંચાડવા દેવામાં આવતો નહોતો. દ્વેષના આ ગજબ પ્રદર્શન તથા બાળકોને પણ શિક્ષા કરવાની આ કામનાને સુપ્રસિદ્ધ બ્રિટિશ રાજદ્વારી પુરુષો અને જાહેર કાર્યકર્તાઓનો, મોટાં મોટાં છાપાંઓનો અને કહેવાતાં વિનીત (લિબરલ) સામયિકોનો પણ ટેકો હતો. અરે, ઇંગ્લંડનો વડો પ્રધાન લૉઈડ જ્યૉર્જ પણ વિનીત આગેવાન હતો. લડાઈનાં સવાચાર વરસની તવારીખ ગાંડી પાશવતા અને અત્યાચારોની હકીકતોથી ભરેલી છે. આમ છતાંયે, તહકૂબી પછી પણ જર્મનીની નાકાબંધી ચાલુ રાખવામાં આવી એના કરતાં કોઈ પણ પાશવતા વધારે નિષ્ઠુર અને હડહડતી નહિ હોય. લડાઈ પૂરી થઈ હતી, એક આખી પ્રજા ભૂખમરો વેઠી રહી હતી અને તેનાં બાળકો ભૂખે ટળવળતાં હતાં છતાંયે ઇરાદાપૂર્વક અને બળજબરીથી ખોરાક ત્યાં જતો અટકાવવામાં આવ્યો હતો. યુદ્ધ આપણા મનને કેવાં વિકૃત કરી મૂકે છે તથા તેને ગાંડા દ્વેષથી ભરી દે છે! જર્મનીના વડા પ્રધાન (ચૅન્સેલર) બેથમેન હૉલવીગે કહ્યું હતું કે, "ઇંગ્લંડે અમારી સામે કરેલી નાકાબંધીની નિશાનીઓ અમારાં સંતાનો અને અમારાં સંતાનોના સંતાનો

સુધી કાયમ રહેશે, શેતાનિયત કરતાં જરાયે ઓછી નહિ એવી ક્રૂરતાનું એ સુધરેલું સ્વરૂપ છે."

મોટા મોટા રાજદ્વારી પુરુષો તથા ઊંચે સ્થાને બિરાજેલા બીજાઓ આ નાકાબંધી પરત્વે પોતાની સંમતિ દર્શાવી રહ્યા હતા ત્યારે યુદ્ધ લડનારા ગરીબ બિચારા બ્રિટિશ સૈનિકોથી એ દૃશ્ય જોઈ રહેવાયું નહિ. તહકૂબી પછી રાઈનના પ્રદેશમાં કોલોન આગળ બ્રિટિશ સૈન્ય મૂકવામાં આવ્યું હતું. એ સૈન્યના બ્રિટિશ સેનાપતિને ઇંગ્લંડના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જ ઉપર આવો તાર કરવાની ફરજ પડી: "જર્મન સ્ત્રીઓ તથા બાળકોની યાતનાઓનું દૃશ્ય બ્રિટિશ સૈન્ય ઉપર ભારે માઠી અસર કરી રહ્યું છે." તહકૂબી પછી સાત કરતાં પણ વધારે માસ સુધી ઇંગ્લંડે જર્મનીની નાકાબંધી ચાલુ રાખી હતી.

યુદ્ધનાં લાંબાં વરસોએ લડાઈમાં પડેલી પ્રજાઓને પાશવ બનાવી મૂકી હતી. તેમણે મોટા ભાગના લોકોની નૈતિક ભાવનાનો નાશ કર્યો અને સામાન્ય માણસોને અર્ધા ગુનેગાર જેવા બનાવી મૂક્યા. લોકો હિંસા અને ઇરાદાપૂર્વક કરવામાં આવતી હકીકતોની વિકૃતિથી ટેવાઈ ગયા અને તેઓ દ્વેષ તથા વેર લેવાની ભાવનાથી ઊભરાતા હતા.

આ વિગ્રહનું સરવૈયું શું હતું? એની કોઈને પણ ખબર નથી, હજી લોકો તે તૈયાર કરી રહ્યા છે! આધુનિક વિગ્રહ એ શી વસ્તુ છે એનો તને ખ્યાલ આપવાને હું થોડા આંકડા ટાંકીશ.

વિગ્રહની કુલ ખુવારી નીચે મુજબ ગણવામાં આવી છે:

| | |
|---|---|
| મરી ગયેલા સૈનિકો | ૧,૦૦,૦૦,૦૦૦ |
| મરી ગયેલા ધારવામાં આવેલા સૈનિકો | ૩૦,૦૦,૦૦૦ |
| મરી ગયેલા નાગરિકો | ૧,૩૦,૦૦,૦૦૦ |
| ઘાયલ થયેલાઓ | ૨,૦૦,૦૦,૦૦૦ |
| કેદ પકડાયેલાઓ | ૩૦,૦૦,૦૦૦ |
| યુદ્ધના અનાથો | ૯૦,૦૦,૦૦૦ |
| યુદ્ધની વિધવાઓ | ૫૦,૦૦,૦૦૦ |
| આશ્રિતો | ૧,૦૦,૦૦,૦૦૦ |

આ જબરદસ્ત આંકડાઓ તરફ નજર કર અને પછી એની પાછળ કેટલી બધી માનવી યાતનાઓ રહેલી છે તેનો ખ્યાલ કરવા પ્રયત્ન કર. એ આંકડાઓનો સરવાળો કર: માત્ર મરી ગયેલા અને ઘાયલ થયેલાઓનો કુલ સરવાળો જ ૪૬,૦૦૦,૦૦૦ થાય છે.

અને રોકડ નાણાંનો ખરચ? હજી લોકો એની તો ગણતરી કરી રહ્યા છે! મિત્રરાજ્યોના પક્ષના ખરચનો કુલ અંદાજ અમેરિકનો લગભગ ૪૦,૯૯,૯૬,૦૦,૦૦૦ પાઉન્ડ આપે છે અને જર્મન પક્ષના ખરચનો અંદાજ

લગભગ ૧૫,૧૨,૨૩,૦૦,૦૦૦ પાઉંડ આપે છે. એનો એકંદર સરવાળો છપ્પનસો કરોડ પાઉંડ કરતાંયે વધારે થાય! આપણા રોજિંદા વ્યવહારની સરખામણીમાં એ રકમ એટલી બધી મોટી છે કે એનો આપણને બરાબર ખ્યાલ આવી શકે એમ નથી. એ આંકડાઓ આપણને સૂર્ય કે તારાના અંતર જેવા ખગોળના આંકડાઓની યાદ આપે છે. યુદ્ધમાં પડેલી બધી પ્રજાઓ — વિજેતા તેમ જ પરાજિત — એક સરખી રીતે યુદ્ધના ખરચથી પેદા થયેલા પરિણામમાં હજી સુધી ગૂંચવાઈને પડેલી છે એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી.

'યુદ્ધનો અંત લાવવા માટેનું યુદ્ધ' 'લોકશાહીને સલામત કરવા માટેનું યુદ્ધ' તથા 'આત્મનિર્ણય' અને સામાન્ય રીતે સ્વતંત્રતા અને ઉચ્ચ આદર્શોની વાત હવે બંધ થઈ ગઈ; અને ઇંગ્લંડ, ફ્રાંસ, અમેરિકા, ઇટાલી અને તેમનાં બીજાં નાનાં મિત્રરાજ્યો (અલબત્ત રશિયા તેમાંથી બાદ હતું) નો વિજય થયો. ઉપર જણાવેલા આ બધા ઉચ્ચ અને ઉમદા આદર્શો કેવી રીતે વ્યવહારમાં ઉતારવામાં આવ્યા એ આપણે પછીથી જોઈશું. દરમ્યાન આગળના બીજા એક વિજય વિષે અંગ્રેજ કવિ સાઉધીએ લખેલી કવિતાની લીટીઓ યાદ કરીએ.

'વખાણતા સૌ કોઈ તે યુદ્ધ તણો સરદાર,
મહાજંગ જીતનાર.'
'પણ શું એમાંથી કહો આખર પામ્યા સાર?'
પૂછે નાનો બાળ.
તો બોલે કે 'શી ખબર? જાણું આટલી વાત;
હતી જીત પ્રખ્યાત.'

# ૧૫૦. રશિયામાંથી ઝારશાહીનો અંત

૭ એપ્રિલ, ૧૯૩૩

યુદ્ધકાળ વિષેના મારા બયાનમાં મેં રશિયન ક્રાંતિ તથા યુદ્ધ ઉપર થયેલી તેની અસરનો ઉલ્લેખ કર્યો હતો. યુદ્ધ ઉપર તેણે કરેલી અસરની વાત જવા દઈએ તો પણ ખુદ ક્રાંતિ એ જ એક જબરદસ્ત ઘટના હતી. દુનિયાના ઇતિહાસમાં એનો જોટો જડે એમ નથી. એ પ્રકારની એ પહેલવહેલી ક્રાંતિ હતી એ ખરું, પરંતુ લાંબા વખત સુધી એ જાતની એ માત્ર એકલદોકલ ક્રાંતિ જ રહેશે એમ લાગતું નથી, કેમ કે ઘણા દેશો માટે એ પડકારરૂપ થઈ પડી છે અને દુનિયાભરના અનેક ક્રાંતિકારીઓ માટે એ દૃષ્ટાંતરૂપ બની ગઈ છે. એથી એ ઝીણવટપૂર્વકના અભ્યાસને યોગ્ય

છે. યુદ્ધનું એ સૌથી મોટું પરિણામ હતું એ નિર્વિવાદ છે, પરંતુ એ અતિશય અણધારી ઘટના હતી અને લડાઈમાં ઝંપલાવનાર કોઈ પણ સરકાર યા તો કોઈ પણ રાજદ્વારી પુરુષે એ માટે લેશમાત્ર પણ ઇચ્છા રાખી નહોતી. અથવા એમ કહેવું વધારે સાચું હોય કે, રશિયામાં પ્રવર્તતી ઐતિહાસિક અને આર્થિક પરિસ્થિતિની એ સંતતિ હતી. યુદ્ધમાં થયેલી બેહદ ખુવારી તથા યુદ્ધને કારણે વેઠવી પડેલી યાતનાઓને લીધે ઝડપથી કટોકટી ઊભી થઈ અને ક્રાંતિના પરમ શિલ્પી તથા મેધાવી લેનિને એનો લાભ ઉઠાવ્યો.

ખરી રીતે ૧૯૧૭ની સાલમાં રશિયામાં બે ક્રાંતિઓ થઈ; એક માર્ચમાં અને બીજી નવેમ્બરમાં. અથવા એમ કહી શકાય કે એ આખા ગાળા દરમ્યાન ક્રાંતિનો જુવાળ ચાલુ રહ્યો હતો અને એ બે પ્રસંગોએ પાણી ઊંચામાં ઊંચી હદે પહોંચ્યાં હતાં.

રશિયા ઉપરના મારા છેલ્લા પત્રમાં મેં તને ૧૯૦૫ની ક્રાંતિ વિષે કહ્યું હતું. એ ક્રાંતિ પણ યુદ્ધ અને પરાજયને ટાંકણે થઈ હતી. એને પાશવતાથી દાબી દેવામાં આવી અને ઝારની સરકારે બેલગામ આપખુદીની પોતાની કારકિર્દી ચાલુ રાખી. તેણે સર્વત્ર જાસૂસોની જાળ પાથરી દીધી અને સર્વ પ્રકારના ઉદાર મતોને કચરી નાખ્યા. માકર્સવાદીઓ અને ખાસ કરીને બોલ્શેવિકોને કચરી નાખવામાં આવ્યા અને તેમનાં આગેવાન સ્ત્રીપુરુષો કાં તો સાઇબેરિયાની ગુનેગારોની વસાહતોમાં ગયાં અથવા તો તેમણે દેશવટો લીધો. પરંતુ દેશવટો લઈને પરદેશોમાં ચાલ્યાં ગયેલાં આ ગણ્યાંગાંઠ્યાં માણસોએ લેનિનની આગેવાની નીચે પોતાનું પ્રચારકાર્ય તથા અભ્યાસ ચાલુ રાખ્યાં. તેઓ માકર્સનાં ચુસ્ત અનુયાયીઓ હતાં. પરંતુ માકર્સનો સિદ્ધાંત ઇંગ્લંડ કે જર્મની જેવા ભારે ઔદ્યોગિક દેશોને માટે યોજવામાં આવ્યો હતો. રશિયા તો હજુયે મધ્યકાલીન અને કૃષિપ્રધાન દેશ હતો. માત્ર મોટાં મોટાં શહેરોમાં ઉદ્યોગોની સહેજસાજ શરૂઆત થઈ હતી. લેનિને, માકર્સના મૂળભૂત સિદ્ધાંતો આવા રશિયાને બંધ બેસતા કરવાનું કાર્ય હાથ ધર્યું. તેણે આ વિષય ઉપર ખૂબ લખાણ કર્યું અને દેશવટો ભોગવતા રશિયનોએ એ વિષય ઉપર ખૂબ ચર્ચાઓ કરી. આ રીતે તેઓ ક્રાંતિના શાસ્ત્રમાં તૈયાર થયા. લેનિનની એવી માન્યતા હતી કે કોઈ પણ કાર્ય કેવળ ઉત્સાહ ધરાવનારાઓથી નહિ પણ નિષ્ણાતો અને તાલીમ પામેલાઓના હાથે થવું જોઈએ. તેનો અભિપ્રાય હતો કે ક્રાંતિ કરવાનો પ્રયાસ કરવો જ હોય તો લોકોને એ કાર્ય માટે પૂરેપૂરી તાલીમ આપવી જોઈએ કે જેથી કાર્ય કરવાની ઘડી આવી પહોંચે ત્યારે તેમણે શું કરવું જોઈએ એ બાબતની તેમના મનમાં ચોખવટ રહે. આથી, લેનિન તથા તેના સાથીઓએ ૧૯૦૫ પછીનાં અંધકારમય વરસોનો ઉપયોગ ભાવી કાર્ય માટેની તાલીમ લેવામાં કર્યો.

રશિયાનાં શહેરોનો મજૂર વર્ગ છેક ૧૯૧૪ની સાલથી જાગ્રત થવા લાગ્યો હતો અને તે ફરીથી ક્રાંતિકારી થવા માંડ્યો હતો. ત્યાં અનેક રાજકીય હડતાળો પણ પડી હતી. પછીથી યુદ્ધ આવ્યું અને સઘળું ધ્યાન એમાં પરોવાયું. આગળ પડતા વિચારો ધરાવનારા મજૂરોને યુદ્ધના મોરચા ઉપર સૈનિકો તરીકે મોકલવામાં આવ્યા. લેનિન તથા તેના સાથીઓએ (ઘણાખરા આગેવાનો રશિયા બહાર દેશવટો ભોગવતા હતા) છેક શરૂઆતથી જ યુદ્ધનો વિરોધ કર્યો. બીજા દેશોના મોટા ભાગના સમાજવાદીઓની પેઠે યુદ્ધના વાતાવરણથી તેઓ ખેંચાઈ ગયા નહોતા. મહાયુદ્ધને તેમણે મૂડીવાદીઓનું યુદ્ધ કહ્યું અને પોતાની સ્વતંત્રતા મેળવવામાં એનો લાભ લેવા સિવાય મજૂરવર્ગને એની સાથે બીજી કશી લેવા દેવા નથી એમ તેમણે જણાવ્યું.

રણક્ષેત્ર ઉપર રશિયન સૈન્યની ભયંકર ખુવારી થઈ. એ ખુવારી યુદ્ધમાં સંડોવાયેલા બીજા કોઈ પણ સૈન્યની ખુવારીની તુલનામાં કદાચ સૌથી વધારે હશે. રશિયન સેનાપતિઓ, લશ્કરી માણસો તરીકે પણ — તેઓ ઝાઝા બુદ્ધિશાળી હોય છે એમ સામાન્ય રીતે માનવામાં આવતું નથી — સાવ આવડત વિનાના હતા. રશિયન સૈનિકો બહુ જ કંગાળ રીતે શસ્ત્રસજ્જ હતા. ઘણી વાર તો તેમની પાસે દારૂગોળો પણ નહોતો તેમ જ તેમને બીજો પણ કશો ટેકો નહોતો. આવા સૈનિકોને દુશ્મનો ઉપર ઝીંકવામાં આવ્યા અને એ રીતે અચૂક રીતે લાખોની સંખ્યામાં તેમને મૃત્યુના મુખમાં હોમવામાં આવ્યા. દરમ્યાન પેટ્રોગ્રાડમાં — હવે પીટર્સબર્ગને એ નામથી ઓળખવામાં આવતું હતું — તેમ જ બીજાં મોટાં શહેરોમાં ભારે નફાખોરી શરૂ થઈ અને સટોડિયાઓએ અઢળક સંપત્તિ એકઠી કરી. આ 'દેશભક્ત' સટોડિયાઓ અને નફાખોરો વિજય મળતાં સુધી યુદ્ધ ચાલુ રાખવાની બૂમ સૌથી મોટે સાદે પાડતા હતા. બેશક લડાઈ નિરંતર ચાલુ રહે એ વસ્તુ તેમને બહુ જ અનુકૂળ હતી! પરંતુ સૈનિકો, મજૂરો અને ખેડૂત વર્ગ (જે સૈનિકો પૂરા પાડતો હતો) એ બધા થાકી ગયા હતા. તેઓ ભૂખે મરતા હતા અને તેમનામાં ભારે અસંતોષ વ્યાપ્યો હતો.

ઝાર નિકોલસ અતિશય બેવકૂફ માણસ હતો. તેના ઉપર તેની પત્ની ઝારીનાનો ઘણો પ્રભાવ હતો. તે પણ એના જેટલી જ બેવકૂફ હતી પણ વધારે શક્તિશાળી હતી. એ બંને હરામખોરો અને બેવકૂફોથી ચારે તરફથી વીંટળાયેલાં હતાં અને કોઈ પણ તેમની ટીકા કરવાની હામ ભીડી શકતું નહોતું. સ્થિતિ એટલી હદે પહોંચી કે, ગ્રેગરી રાસપુટીન નામનો એક ઘૃણાજનક બદમાશ ઝારીનાનો મુખ્ય પ્રીતિપાત્ર બન્યો અને તેની મારફતે તે ઝારનો પણ માનીતો થયો. રાસપુટીન (રાસપુટીનનો અર્થ 'ગંદો કૂતરો' એવો થાય છે) એક ગરીબ ખેડૂત હતો અને ઘોડાની ચોરીને કારણે તે મુશ્કેલીમાં આવી પડ્યો હતો. તેણે પવિત્રતાના વાઘા સજવાનું અને સાધુનો કમાણીનો ધંધો અંગીકાર

કરવાનું નક્કી કર્યું. હિંદની પેઠે રશિયામાં પણ પૈસા કમાવાનો એ સુગમ માર્ગ હતો. તેણે પોતાના વાળ લાંબા વધારવા માંડ્યા અને તેના વાળની સાથે તેની નામના પણ વધવા લાગી અને છેવટે તે રાજદરબાર સુધી પહોંચી. ઝાર તથા ઝારીનાનો એકનો એક પુત્ર — તેને 'ઝારેવીચ'ના નામથી ઓળખવામાં આવતો હતો — કંઈક રોગગ્રસ્ત હતો અને રાસપુટીને કોઈક રીતે ઝારીનાના મન ઉપર એવું ઠસાવ્યું કે તે તેને સાજો કરશે. તેનું નસીબ ઊઘડી ગયું અને થોડા જ વખતમાં ઝાર તથા ઝારીના તેના પ્રભાવ નીચે આવ્યાં. રાજ્યની મોટી મોટી નિમણૂકો પણ તેની સલાહ પ્રમાણે કરવામાં આવતી. તે અતિશય દુરાચારી જીવન ગુજારતો હતો અને મોટી મોટી રકમની લાંચ લેતો હતો પરંતુ વરસો સુધી તેણે આવો સત્તાધારીનો ભાગ ભજવ્યો.

આ સ્થિતિથી સૌ કોઈ કંટાળ્યા હતા. વિનીતો અને અમીર વર્ગના લોકો પણ બડબડાટ કરવા લાગ્યા અને મહેલની ક્રાંતિની એટલે કે બળજબરીથી ઝારોને બદલી નાખવાની વાતો થવા લાગી. દરમ્યાન ઝારે પોતે પોતાની સેનાના સરસેનાપતિનું પદ ધારણ કર્યું અને દરેક વસ્તુમાં તે છબરડો વાળવા લાગ્યો. ૧૯૧૬ની સાલ પૂરી થઈ તે પહેલાં થોડા દિવસો ઉપર ઝાર કુટુંબના એક માણસે રાસપુટીનનું ખૂન કર્યું. તેને જમવા માટે બોલાવવામાં આવ્યો અને પોતાની જાત ઉપર ગોળીબાર કરવાનું તેને કહેવામાં આવ્યું. તેણે એમ કરવાની ના પાડી એટલે તેને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો. રાસપુટીનના ખૂનને સામાન્ય રીતે એક અનિષ્ટના નિવારણ તરીકે વધાવી લેવામાં આવ્યું. પરંતુ એને પરિણામે ઝારની છૂપી પોલીસે ભારે દમન ચલાવ્યું.

કટોકટી ઉગ્ર બનતી ગઈ. અનાજનો દુકાળ પડ્યો અને પેટ્રોગ્રાડમાં અનાજ માટે હુલ્લડો થવા લાગ્યાં. અને પછી, મજૂરોની લાંબા કાળની મનોવેદનામાંથી માર્ચના આરંભના દિવસોમાં અણધાર્યો અને આપમેળે ક્રાંતિનો જન્મ થયો. તા. ૮મીથી ૧૨મી સુધીના માર્ચ માસના પાંચ દિવસોએ આ ક્રાંતિનો વિજય નિહાળ્યો. એ કંઈ મહેલની ક્રાંતિ નહોતી તેમ જ તેના ટોચના આગેવાનોએ યોજનાપૂર્વક કરેલી એ વ્યવસ્થિત ક્રાંતિ પણ નહોતી. એ સમાજના છેક નીચેના થરોમાંથી, અતિશય પીડિત મજૂરોમાંથી ઉદ્ભવતી લાગતી હતી. અને કોઈ પણ પ્રકારની દેખીતી યોજના કે આગેવાનોની દોરવણી વિના બંધ આંખે ફંફોસતી ફંફોસતી આગળ વધતી હતી. સ્થાનિક બોલ્શેવિકો સહિત બધાયે ક્રાંતિકારી પક્ષો એથી આભા બની ગયા અને એને કેવી દોરવણી આપવી એ તેમને સૂઝ્યું નહિ. જનતાએ આપમેળે ક્રાંતિની દિશામાં પહેલ કરી અને પેટ્રોગ્રાડમાં મૂકવામાં આવેલા સૈનિકોને જે ક્ષણે તેણે પોતાના કરી લીધા તે જ ક્ષણે તેનો વિજય થયો. આ ક્રાંતિકારી જનતાને ભૂતકાળમાં થયેલાં ખેડૂતોનાં અનેક બંડોની પેઠે કેવળ વિનાશ કરવાને ખાતર જ મંડેલાં અસંગઠિત ટોળાંઓ

માની બેસવાની ભૂલ ન કરવી જોઈએ. આ માર્ચ માસની ક્રાંતિ અંગેની મહત્ત્વની બીના એ છે કે, એમાં, જેમને 'પ્રોલિટેરિયટ' નામથી ઓળખવામાં આવે છે તે કારખાનાના મજૂરોએ ઇતિહાસમાં પહેલી જ વાર આગેવાની લીધી હતી. એ વખતે આ મજૂરો પાસે જાણીતા અને આગળ પડતા આગેવાનો નહોતા (લેનિન અને બીજાઓ કેદમાં યા તો પરદેશમાં હતા.) એ ખરું, પરંતુ લેનિનના મંડળે કેળવેલા એવા ઘણાયે અજ્ઞાત મજૂરો તેમની પાસે હતા. ડઝનબંધી કારખાનાંઓમાંના આ અજ્ઞાત મજૂરો આખી ચળવળના આધારરૂપ થઈ પડ્યા અને તેમણે તેને નિશ્ચિત માર્ગે વાળી.

અહીંયાં આપણે ઔદ્યોગિક મજૂરોને, પોતાનું કાર્ય બજાવતાં જોઈએ છીએ આવી ઘટના બીજે ક્યાંય આપણા જોવામાં આવી નથી. રશિયા અલબત ઘણે મોટે અંશે ખેતીપ્રધાન દેશ છે અને એ ખેતી પણ મધ્યકાલીન પદ્ધતિથી ચાલતી હતી. એકંદરે જોતાં દેશમાં આધુનિક ઉદ્યોગો બહુ જૂજ પ્રમાણમાં હતા. અને એવા જે કંઈ ઉદ્યોગો હતા તે ગણ્યાંગાંઠ્યાં શહેરોમાં કેન્દ્રિત થયેલા હતા. પેટ્રોગ્રાડમાં આવાં ઘણાં કારખાનાંઓ હતાં અને એ રીતે ત્યાં આગળ ઔદ્યોગિક મજૂરોની મોટી વસતી હતી. માર્ચ માસની ક્રાંતિ એ પેટ્રોગ્રાડના મજૂરો તથા ત્યાં મૂકવામાં આવેલી પલટણોનું કાર્ય હતું.

૮મી માર્ચે ક્રાંતિના ગડગડાટના પડઘા સંભળાયા. સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે અને સુતરાઉ મિલોની સ્ત્રી કામદારો શહેરના મહોલ્લાઓમાં કૂચ કરીને દેખાવો કરે છે. બીજે દિવસે બધે હડતાલ પડે છે અને ઘણા પુરુષ કામદારો પણ કામ છોડીને બહાર પડે છે. રોટી માટેની માગણીના તથા 'આપખુદી મુર્દાબાદ'ના પોકારો થાય છે. સત્તાવાળાઓ દેખાવો કરનારા મજૂરોને કચરી નાખવા માટે કૉઝેક સૈનિકોને મોકલે છે. ભૂતકાળમાં તેઓ હમેશાં ઝારશાહીના મુખ્ય ટેકાદાર રહ્યા હતા. કૉઝેક સૈનિકો લોકોને આજુબાજુ વિખેરી નાખે છે પણ તેમના ઉપર ગોળીબાર કરતા નથી. મજૂરોને સાનંદાશ્ચર્ય માલૂમ પડે છે કે કૉઝેક સૈનિકોના સરકારી અધિકારીઓ હોવાના દેખાવની પાછળ તેમના પ્રત્યેની મૈત્રીની ભાવના રહેલી છે. લોકોનો ઉત્સાહ એકદમ વધી જાય છે અને તેઓ કૉઝેકો સાથે બિરાદરી કેળવવાનો પ્રયાસ કરે છે. પરંતુ પોલીસો તરફ ધિક્કારની લાગણી રાખવામાં આવે છે અને તેમના ઉપર પથ્થરો ફેંકાય છે. ત્રીજે દિવસે એટલે કે ૧૦મી માર્ચે, કૉઝેકો પ્રત્યેની ભ્રાતૃભાવની લાગણી વધવા પામે છે. લોકો ઉપર ગોળીબાર કરનારા પોલીસો ઉપર કૉઝેકોએ ગોળીઓ છોડી એવી અફવા પણ ફેલાય છે. મહોલ્લાઓમાંથી પોલીસ જતી રહે છે. સ્ત્રી કામદારો સૈનિકો આગળ જાય છે અને તેમને આગ્રહપૂર્વક વિનવણી કરે છે. સૈનિકોની તાકેલી બંદૂકો ઊંચી થઈ જાય છે.

એ પછીનો ૧૧મી માર્ચનો દિવસ રવિવાર છે. કામદારો શહેરના મધ્ય ભાગમાં એકત્ર થાય છે, પોલીસો ગુપ્ત જગ્યાએ સંતાઈને તેમના ઉપર ગોળી ચલાવે છે. કેટલાક સૈનિકો પણ લોકો ઉપર ગોળીબાર કરે છે, આથી તેઓ એ પલટણની બરાકો આગળ પહોંચે છે અને ત્યાં આગળ કડવી ફરિયાદ કરે છે. એ પલટણનું હૃદય પીગળે છે અને તે પોતાના નીચલા દરજ્જાના અમલદારોની સરદારી નીચે લોકોનું રક્ષણ કરવાને આવે છે. તે પોલીસો ઉપર ગોળીબાર કરે છે. એ પલટણની ધરપકડ કરવામાં આવે છે પણ હવે એ માટેનો સમો વીતી ગયેલો હોય છે. બીજી પલટણોમાં પણ બળવાનો પવન ફેલાય છે અને ૧૨મી માર્ચે તેઓ પણ પોતાની બંદૂકો તથા મશીનગનો સાથે બહાર પડે છે. મહોલ્લાઓમાં સખત ગોળીબાર થાય છે પરંતુ કોણ કોના ઉપર ગોળીબાર કરતું હતું એ કહેવું મુશ્કેલ છે. પછીથી સૈનિકો અને કામદારો જઈને કેટલાક પ્રધાનો (બીજાઓ નાસી ગયા હોય છે.), પોલીસો તથા જાસૂસી ખાતાના માણસોની ધરપકડ કરે છે. અને કેદમાં પડેલા જૂના રાજદ્વારી કેદીઓનો છુટકારો કરે છે.

પેટ્રોગ્રાડમાં ક્રાંતિનો વિજય થયો હતો. થોડા જ વખતમાં મૉસ્કોએ પણ એ જ માર્ગ લીધો. ગામડાંઓ આ ફેરફારો નિહાળી રહ્યાં હતાં. ધીમે ધીમે ખેડૂત વર્ગે પણ આ નવી વ્યવસ્થાનો સ્વીકાર કર્યો પણ તે કશાયે ઉત્સાહ વિના. તેમને તો માત્ર બે જ વસ્તુની પડી હતી: જમીનની માલકી કાયમ રાખવી અને સુલેહશાંતિ પ્રાપ્ત કરવી.

અને ઝારનું શું ? આ મહત્ત્વપૂર્ણ દિવસોમાં ઝારની શી સ્થિતિ હતી ? તે પેટ્રોગ્રાડમાં નહોતો. તે દૂર દૂરના એક નાનકડા કસ્બામાં હતો અને સરસેનાપતિ તરીકે ત્યાંથી પોતાના સૈન્યને દોરવણી આપી રહ્યો હતો એમ માનવામાં આવતું હતું. પરંતુ તેના દિવસો ભરાઈ ચૂક્યા હતા અને વધારે પાકી ગયેલા ફળની પેઠે લગભગ લોકોની નજર બહાર તે ખરી પડ્યો. મહા સમર્થ ઝાર, જેની આગળ લાખો માણસો ધ્રૂજી ઊઠતાં તે સમગ્ર રશિયાનો મહાન આપખુદ રાજકર્તા, 'હોલી રશિયા' (પવિત્ર રશિયા)નો 'લીટલ ફાધર' (નાનો પ્રભુ) 'ઇતિહાસની કચરાપેટીમાં' અલોપ થઈ ગયો. વિધિનિર્મિત પોતાનું કાર્ય પૂરું કર્યા પછી તથા તેમના દિવસો ભરાઈ ચૂક્યા પછી મહાન વ્યવસ્થાઓ કેવી પડી ભાગે છે એ ખરેખર આશ્ચર્યજનક બીના છે. પેટ્રોગ્રાડમાં કામદારોની હડતાલ અને રમખાણો વિષે ઝારે જાણ્યું ત્યારે તેણે લશ્કરી કાયદો જાહેર કરવાનો હુકમ આપ્યો. ત્યાં આગળના સત્તા ઉપરના સેનાપતિએ લશ્કરી કાયદો વિધિપૂર્વક જાહેર તો કર્યો પરંતુ શહેરમાં એ જાહેરાતની દાંડી ન પિટાઈ કે ન તે જાહેર સ્થાનોએ ચોંટાડવામાં આવી કેમ કે એ કામ કરનાર કોઈ હતું જ નહિ! સરકારનું તંત્ર સાવ છિન્નભિન્ન થઈ ગયું હતું. ઝારને તો શું બની રહ્યું

હતું તેનું હજીયે ભાન નહોતું અને તેણે પેટ્રોગ્રાડ પાછા ફરવાનો પ્રયત્ન કર્યો. રેલવેના કામદારોએ માર્ગમાં જ તેની ગાડી અટકાવી. ઝારીના એ વખતે પેટ્રોગ્રાડના એક પરામાં રહેતી હતી. તેણે ઝાર ઉપર તાર કર્યો. "જેને તાર કરવામાં આવ્યો છે તેનું ઠામ ઠેકાણું જાણમાં નથી" એવી પેન્સિલથી કરેલી નોંધ સાથે એ તાર તારઑફિસમાંથી પાછો આવ્યો !

લડાઈના મોખરા ઉપરના સેનાપતિઓ તથા પેટ્રોગ્રાડમાંના વિનીત નેતાઓએ આ બધા ફેરફારોથી ગભરાઈને અને સર્વનાશમાંથી કંઈક બચાવી લેવાની આશાથી ઝારને ગાદીત્યાગ કરવાની વિનંતિ કરી. એ મુજબ ઝારે ગાદીત્યાગ કર્યો અને પોતાને સ્થાને તેના એક સગાને નીમ્યો. પરંતુ રશિયામાં હવે ઝારોને માટે સ્થાન રહ્યું નહોતું અને ૩૦૦ વરસના આપખુદ શાસન પછી રોમેનોફનો વંશ રશિયાની રંગભૂમિ હમેશને માટે છોડી ગયો.

ઉમરાવ વર્ગ, જમીનદારો, ઉપલી કક્ષાના મધ્યમ વર્ગના લોકો તેમ જ વિનીત સુધારકો પણ મજૂર વર્ગના આ ઉત્પાત તરફ ભય અને ગમગીનીભરી દૃષ્ટિથી જોતા હતા. જેના ઉપર તેઓ આધાર રાખતા હતા તે લશ્કરને પણ મજૂરોની સાથે ભળી ગયેલું જોઈને તેઓ અસહાય બની ગયા. કયા પક્ષનો વિજય થશે એ બાબતમાં તેઓ હજી નિશ્ચય પર નહોતા આવ્યા. કેમ કે લડાઈના મોખરા ઉપરથી પોતાનું સૈન્ય લઈને ઝાર આવે અને બળવાને કચરી નાખે એ સંભવિત હતું. આમ એક બાજુએ કામદારોનો ડર અને બીજી બાજુએ ઝારનો ભય તથા પોતાની જાતને ઉગારી લેવાની વધારે પડતી ચિંતા — એણે તેમની દશા દયાજનક કરી મૂકી. જમીનદાર વર્ગ તથા ઉપલા થરના 'બૂર્ઝવા' એટલે કે મધ્યમ વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવનાર ડૂમા પણ ત્યાં હતી. કામદારો પણ કંઈક અંશે તેના તરફ નજર કરતા હતા. પરંતુ આ કટોકટીમાં આગેવાની લેવાને બદલે કે બીજું કંઈક કરવાને બદલે તેનો પ્રમુખ તથા તેના સભ્યો ભયથી કાંપતા બેસી રહ્યા અને શું કરવું એનો નિર્ણય ન કરી શક્યા.

દરમ્યાન સોવિયેટની રચના કરવામાં આવી. એના મજૂર પ્રતિનિધિઓમાં સૈનિકોના પ્રતિનિધિઓને ઉમેરવામાં આવ્યા. અને એ નવા સોવિયેટે વિશાળ ટૉરીડ મહેલની એક બાજુનો કબજો લીધો. એનો અમુક ભાગ ડૂમાએ રોક્યો હતો. મજૂરો તથા સૈનિકો તો પોતાના વિજયના ઉત્સાહથી ઊભરાતા હતા. પરંતુ પછી પ્રશ્ન ઊઠ્યો કે હવે તેમણે એનું શું કરવું ? તેમણે સત્તા તો હાથ કરી પણ હવે એનો અમલ કોણે કરવો ? તેમને એ ખ્યાલ ન આવ્યો કે સોવિયેટ પોતે જ એ કાર્ય કરે; 'બૂર્ઝવા' લોકોએ સત્તાનાં સૂત્રો લેવાં જોઈએ એવું તેમણે માની લીધું. આથી સોવિયેટનું પ્રતિનિધિ મંડળ તેને શાસનકાર્ય શરૂ કરવાનું કહેવાને ડૂમા સમક્ષ ગયું. ડૂમાના પ્રમુખ તથા સભ્યોએ માન્યું કે તેમની ધરપકડ કરવાને એ પ્રતિનિધિમંડળ આવ્યું છે ! સત્તાનો બોજો તેમના

ઉપર લાદવામાં આવે એવું તેઓ નહોતા ઇચ્છતા; એમાં રહેલા જોખમથી તેઓ ડરતા હતા. પણ તેમણે કરવું શું? સોવિયેટના પ્રતિનિધિમંડળે સત્તા હાથમાં લેવાને તેમને આગ્રહ કર્યો અને તેને ના પાડતાં પણ તેઓ બીતા હતા. આથી ભારે નારાજીપૂર્વક અને પરિણામના ડરથી ડૂમાની એક કમિટીએ સત્તાનો સ્વીકાર કર્યો. અને બહારની દુનિયાને લાગ્યું કે ડૂમા ક્રાંતિને દોરી રહી છે. એ કેવો વિચિત્ર પ્રકારનો શંભૂમેળો હતો? વાર્તામાં આપણે એ વિષે વાંચીએ તો એવું બની શકે એમ આપણે ભાગ્યે જ માની શકીએ. પરંતુ કલ્પનાસૃષ્ટિ કરતાં વાસ્તવિક દુનિયા હમેશ વધારે વિચિત્ર હોય છે.

ડૂમાની કમિટીએ નીમેલી કામચલાઉ સરકાર અતિશય સ્થિતિચુસ્ત હતી અને તેનો વડો પ્રધાન રાજવંશી હતો. એ જ મકાનની બીજી બાજુમાં સોવિયેટની બેઠક ચાલતી હતી અને તે કામચલાઉ સરકારના કાર્યમાં નિરંતર દખલ કર્યા કરતી. પરંતુ આરંભમાં તો ખુદ સોવિયેટનું વલણ પણ મોળું હતું. અને બોલ્શેવિકો તો તેમાં માત્ર મૂઠીભર હતા. આમ ત્યાં આગળ એક રીતે બે સરકારો હતી — કામચલાઉ સરકાર અને સોવિયેટ. એ બંનેની પાછળ ક્રાંતિ પાર પાડનાર ક્રાંતિકારી મજૂરો હતા. અને તેઓ તેમની પાસે ભારે વસ્તુઓની આશા રાખી રહ્યા હતા. જર્મનીનો સંપૂર્ણ પરાજય થતાં સુધી તેમણે લડાઈ ચાલુ રાખવી જોઈએ — ભૂખમરો વેઠતા અને લડાઈથી થાકી ગયેલા મજૂરોને નવી સરકારે બસ આટલી એક માત્ર દોરવણી આપી. તેઓ વિમાસણમાં પડી ગયા અને વિચારવા લાગ્યા કે શું આટલા ખાતર અમે ક્રાંતિ કરી અને ઝારને હાંકી કાઢ્યો?

આ ટાંકણે એપ્રિલની ૧૭મી તારીખે લેનિન ત્યાં આવીને ઊભો. યુદ્ધ દરમ્યાન આખો વખત તે સ્વિટ્ઝરલૅંડમાં હતો. અને ક્રાંતિની વાત જાણી કે તરત જ તે રશિયા પહોંચવા તલપાપડ થઈ ગયો હતો. પણ રશિયા પહોંચવું કેવી રીતે? અંગ્રેજો અને ફ્રેંચો પોતાના મુલકમાંથી તેને જવા દે એમ નહોતું તેમ જ જર્મનો અને ઑસ્ટ્રિયનો પણ તેને જવા દે એમ નહોતું. આખરે, કંઈક કારણસર જર્મન સરકાર એક સીલબંધ ગાડીમાં તેને સ્વિટ્ઝરલૅંડની સરહદથી રશિયાની સરહદ સુધી પસાર થવા દેવાને સંમત થઈ. તેને એવી આશા હતી, અને અલબત તેની એ આશા સકારણ હતી કે, રશિયામાં લેનિનના આગમનથી કામચલાઉ સરકાર તથા યુદ્ધની તરફેણનો પક્ષ નબળાં પડશે, કેમ કે લેનિન યુદ્ધની વિરુદ્ધ હતો. જર્મન સરકાર આ રીતે એમાંથી લાભ મેળવવાની આશા રાખતી હતી. તેને કલ્પના નહોતી કે આ લગભગ અજ્ઞાત ક્રાંતિકારી એક દિવસ યુરોપને અને આખી દુનિયાને હચમચાવી મૂકવાનો છે.

લેનિનના મનમાં લેશ પણ સંશય કે અસ્પષ્ટતા નહોતાં. તેની તીક્ષ્ણ દૃષ્ટિ જનતાનું માનસ પામી જતી હતી, તેની વિશુદ્ધ બુદ્ધિ સારી રીતે વિચારી

કાઢેલા સિદ્ધાંતો બદલાતી જતી પરિસ્થિતિને લાગુ પાડી શકતી હતી તથા તેમનો તેની સાથે મેળ બેસાડી શકતી હતી અને તેનો અડગ નિશ્ચય તાત્કાલિક પરિણામોની પરવા કર્યા વિના તેણે નક્કી કરેલા માર્ગને વળગી રહેતો હતો. આવ્યો તે જ દિવસે બોલ્શેવિક પક્ષને તેણે જોરથી હચમચાવી મૂક્યો, તેની નિષ્ક્રિયતાની આકરી ટીકા કરી અને ધગધગતા શબ્દોમાં તેની ફરજનું તેને ભાન કરાવ્યું. તેનું ભાષણ વિદ્યુતના આંચકા જેવું હતું; તેણે પીડા કરી પરંતુ સાથે સાથે ચેતન પણ આણ્યું. તેણે કહ્યું, “આપણે કંઈ ધોકાબાજો નથી, કેવળ જનતાની જાગ્રતિના પાયા ઉપર જ આપણે ચણતર કરવું જોઈએ. એને માટે લઘુમતીમાં રહેવાનું જરૂરી લાગે તો ભલે એમ થાઓ. થોડા વખત પૂરતું નેતાગીરીનું સ્થાન છોડી દેવું એ સારી વસ્તુ છે, લઘુમતીમાં રહેતાં આપણે ડરવું ન જોઈએ.” આમ તે પોતાના સિદ્ધાંતો ઉપર અડગ રહ્યો અને બાંધછોડ કરવાની સાફ ના પાડી. આટલા વખત સુધી નેતા વિના અને માર્ગદર્શક વિના લક્ષ્ય વિના ચાલતી ક્રાંતિને આખરે નેતા મળી ગયો. એ ઘડીએ અને એ પ્રસંગે નેતા પેદા કર્યો.

બોલ્શેવિકોને મેન્શેવિકો તથા બીજા ક્રાંતિકારીઓથી આ તબક્કે જુદા પાડનાર આ સિદ્ધાંતના ભેદો શા હતા? અને લેનિનના આગમન પહેલાં સ્થાનિક બોલ્શેવિકોને શી વસ્તુએ શિથિલ કરી મૂક્યા હતા? વળી, સત્તા પોતાને હાથ કર્યા પછી સોવિયેટે તે જુનવાણી અને સ્થિતિચુસ્ત ડૂમાને કેમ સોંપી દીધી? આ બધા પ્રશ્નોમાં હું ઊંડો ઊતરી શકું એમ નથી પણ ૧૯૧૭ની સાલનું પેટ્રોગ્રાડ અને રશિયાનું નિરંતર બદલાતું રહેતું નાટક આપણે સમજવા માગતાં હોઈએ તો એ વિષે આપણે કંઈક વિચાર કરવો જોઈએ.

જેને “ઇતિહાસની ભૌતિક યા જડવાદી દૃષ્ટિ” તરીકે ઓળખવામાં આવે છે તે માનવી પરિવર્તન અને પ્રગતિ વિષેનો કાર્લ માકર્સનો સિદ્ધાંત જૂની સમાજવ્યવસ્થા જરીપુરાણી થઈ જાય છે ત્યારે તેનું સ્થાન નવી સમાજવ્યવસ્થા લે છે એ હકીકત ઉપર રચાયેલો છે. યાંત્રિક ઉત્પાદનની પદ્ધતિઓ સુધરતાં સમાજની આર્થિક તેમ જ રાજકીય વ્યવસ્થા ધીમે ધીમે તેને અનુરૂપ થઈ જાય છે. સત્તાધારી વર્ગ અને શોષિત વર્ગ એ બે વચ્ચે નિરંતર ચાલ્યા કરતા વર્ગવિગ્રહ દ્વારા એ વસ્તુ બનવા પામે છે. આ રીતે પશ્ચિમ યુરોપમાં જૂના ફ્યૂડલ વર્ગને સ્થાને ‘બૂર્ઝ્વા’ અથવા મધ્યમ વર્ગ આવ્યો. ઇંગ્લંડ, ફ્રાંસ તથા જર્મની વગેરે દેશોમાં આર્થિક તથા રાજકીય તંત્રનો કાબૂ હવે એ વર્ગના હાથમાં આવ્યો. વળી વખત આવ્યે એ વર્ગનું સ્થાન મજૂર વર્ગ લેશે. રશિયામાં સત્તા હજી પણ ફ્યૂડલ વર્ગના હાથમાં હતી અને જેને લીધે પશ્ચિમ યુરોપમાં બૂર્ઝ્વા વર્ગના હાથમાં સત્તા આવી હતી તે ફેરફાર ત્યાં થવા પામ્યો નહોતો. આથી, માકર્સના ઘણાખરા અનુયાયીઓ માનતા હતા કે તે મજૂર વર્ગના

પ્રજાસત્તાકની છેવટની પાયરીએ પહોંચે તે પહેલાં રશિયાને બૂર્ઝ્વાઓના એટલે કે મધ્યમવર્ગના અને પાર્લમેન્ટ દ્વારા ચાલતા શાસનના તબક્કામાંથી પસાર થવું પડશે. તેમના મત પ્રમાણે આ વચ્ચેનો તબક્કો ઓળંગી જઈ શકાય એમ નહોતું. ૧૯૧૭ની માર્ચની ક્રાંતિ પહેલાં ખુદ લેનિને પણ ઝાર તથા જમીનદારો સામે બૂર્ઝ્વા ક્રાંતિ કરવા માટેની ખેડૂતો સાથે સહકાર કરવાની (તથા બૂર્ઝ્વાઓનો વિરોધ ન કરવાની) મધ્યમ નીતિ નક્કી કરી હતી.

આથી બોલ્શેવિકો અને મેન્શેવિકો તથા માર્ક્સના સિદ્ધાંતમાં માનનારા સૌ લોકો બ્રિટિશ અથવા તો ફ્રેંચ નમૂનાનું લોકશાહી પ્રજાસત્તાક પ્રાપ્ત કરવાના વિચારોથી ભરેલા હતા. મજૂરોના આગળ પડતા પ્રતિનિધિઓ પણ એને અનિવાર્ય સમજતા હતા અને એ જ કારણે સત્તા પોતાના હાથમાં રાખવાને બદલે સોવિયેટે જઈને તે ડૂમાને સોંપી. આપણી સૌની બાબતમાં બને છે તેમ, એ લોકો પોતે પોતાના જ સિદ્ધાંતોના ગુલામ બન્યા હતા. અને ભિન્ન પ્રકારની નીતિ અથવા કંઈ નહિ તો વર્તમાન સ્થિતિને બંધ બેસતું આવે એવું જૂની નીતિનું નવું સ્વરૂપ માગી લેતી નવી પરિસ્થિતિ પેદા થઈ હતી એ તેઓ જોઈ શક્યા નહિ. આગેવાનો કરતાં જનતા ઘણી વધારે ક્રાંતિકારી હતી. સોવિયેટનો કાબૂ જેમના હાથમાં હતો તે મેન્શેવિકો તો એટલી હદ સુધી કહેવા લાગ્યા કે મજૂરવર્ગે એ ઘડીએ સામાજિક પ્રશ્નો ઉઠાવવા ન જોઈએ; તેમનું તાત્કાલિક કાર્ય તો રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું છે. બોલ્શેવિકો ઢચુપચુ હતા. તેના આગેવાનોની માનસિક અનિશ્ચિતતા તથા તેમનું સાવચેતીભર્યું વલણ હોવા છતાંયે માર્ચ માસની ક્રાંતિનો વિજય થયો.

લેનિન આવતાંવેંત એ બધું ફેરવાઈ ગયું. પલકવારમાં તે પરિસ્થિતિ કળી ગયો અને સાચા આગેવાનની પ્રતિભાથી માર્ક્સના કાર્યક્રમને તેણે પરિસ્થિતિને અનુકૂળ કરી દીધો. હવે, મજૂરવર્ગનું રાજ્ય સ્થાપવા માટે ગરીબ ખેડૂતોના સહકારથી ખુદ મૂડીવાદની સામે લડત ચલાવવાનું નક્કી કરવામાં આવ્યું. બોલ્શેવિકોના આ ત્રણ તાત્કાલિક પોકારો હતા: (૧) લોકશાહી પ્રજાસત્તાક (૨) જમીનદારોની જમીનોની જપ્તી અને (૩) કામદારો માટે આઠ કલાકનો કામનો દિવસ. ખેડૂતો અને મજૂરો માટેની લડતમાં આ પોકારોએ તરત જ વાસ્તવિકતા આણી. તેમને માટેનો એ અસ્પષ્ટ અને પોકળ આદર્શ નહોતો; એ પ્રાણદાયી અને આશાપ્રેરક આદર્શ હતો.

મોટા ભાગના મજૂરોને પોતાના પક્ષના કરી લઈને એ રીતે સોવિયેટનો કબજો લેવો અને પછીથી સોવિયેટે કામચલાઉ સરકાર પાસેથી સત્તા ખૂંચવી લેવી એવી લેનિનની નીતિ હતી. તરત જ બીજી ક્રાંતિ થાય એવું તે માગતો નહોતો. કામચલાઉ સરકારને ઉથલાવી પાડવાનો વખત આવે તે પહેલાં મોટા ભાગના મજૂરોને તથા સોવિયેટને પોતાના પક્ષનાં કરવાનો તેણે આગ્રહ રાખ્યો.

એ સરકાર સાથે સહકાર કરવાની ઇચ્છા રાખનારાઓ પ્રત્યે તેણે કડક વલણ અખત્યાર કર્યું; એ તો ક્રાંતિને દગો દેવાની વાત હતી. એને માટેની યોગ્ય ઘડી આવે તે પહેલાં એકદમ આગળ ધસીને એ સરકારને ઉથલાવી પાડવા માગનારાઓ તરફ પણ તેણે એટલું જ કડક વલણ અખત્યાર કર્યું. તેણે કહ્યું કે, “કાર્ય કરવાની ઘડીએ જે લક્ષ્ય નક્કી કરવામાં આવ્યું હોય તેનાથી તલમાત્ર પણ આગળ વધવાનો વિચાર કરવાનો સમય નથી. એને હું મોટામાં મોટો ગુનો ગણું છું; એ અવ્યવસ્થા છે, અંધેર છે.”

આમ, અનિવાર્ય નિયતિના કોઈક સાધનની પેઠે, ધગધગતા અગ્નિને પોતાના અંતરમાં સમાવતો આ બરફનો ગોળો સ્વસ્થતાપૂર્વક પણ અટળતાથી પોતે નક્કી કરેલા ધ્યેય તરફ આગળ વધ્યો.

## ૧૫૧. બોલ્શેવિકો સત્તા હાથ કરે છે

૯ એપ્રિલ, ૧૯૩૩

ક્રાંતિકાળમાં ઇતિહાસ કૂદકે ને ભૂસકે આગળ વધતો જણાય છે. બહાર ઝડપી ફેરફારો થાય છે પરંતુ જનતાના માનસમાં તો એથીયે ભારે ફેરફાર થવા પામે છે. તે ચોપડીમાંથી ઝાઝું શીખતી નથી, કેમ કે પુસ્તકિયા શિક્ષણ મેળવવાની તેમને ઝાઝી તક મળતી હોતી નથી. વળી પુસ્તકો ઘણી વાર વસ્તુ વ્યક્ત કરવા કરતાં છુપાવે છે વધારે. અનુભવની કંઈક વસમી પણ વધારે સાચી શાળામાં તે શિક્ષણ પામે છે. ક્રાંતિકાળમાં સત્તા માટેની જીવનમરણની લડત દરમ્યાન લોકોના ખરેખરા હેતુઓને છુપાવી રાખનારો બુરખો દૂર થાય છે અને જેના પાયા ઉપર સમાજનું ચણતર થયું હોય તે એ હેતુઓની પાછળ રહેલી સાચી વસ્તુ જોઈ શકાય છે. આમ, ૧૯૧૭ના આ મહત્ત્વપૂર્ણ વર્ષ દરમ્યાન રશિયામાં, આમજનતા, અને ખાસ કરીને શહેરોમાંના ઔદ્યોગિક મજૂરો — જેઓ ક્રાંતિના કેન્દ્ર સ્થાને હતા — ઘટનાઓ દ્વારા પોતાના પાઠ ભણ્યા અને લગભગ રોજબરોજ બદલાતા રહ્યા.

ત્યાં આગળ ક્યાંયે સ્થિરતા કે સમતા નહોતાં. જીવન સક્રિય અને બદલાતું રહેતું હતું તથા લોકો અને વર્ગો ભિન્ન દિશાઓમાં નિરંતર ખેંચાખેંચ કર્યા જ કરતા હતા. હજી પણ ઝારશાહી પુનઃસ્થાપિત કરવાની આશા સેવનારા અને તેને માટે કાવતરાં કરનારા લોકો ત્યાં પડ્યા હતા. પરંતુ તેઓ કોઈ મહત્ત્વનો વર્ગ રજૂ કરતા નહોતા એટલે આપણે તેમને છોડી દઈ શકીએ. કામચલાઉ સરકાર તથા સોવિયેટ વચ્ચે મુખ્ય ઝઘડો પેદા થયો. આમ છતાંયે સોવિયેટમાં મોટા ભાગના લોકો સરકાર સાથે સહકાર અને બાંધછોડ કરવાના મતના હતા.

સરકાર તથા રાજ્યસત્તાની જવાબદારી પોતાના ઉપર આવી પડે તેનાથી ડરનારા લોકો બાંધછોડ કરવા માટે ઉત્સુક હતા. "સરકારનું સ્થાન કોણ લેશે? અમે? પણ અમારા હાથો તો ધ્રૂજે છે. . . ." સોવિયેટમાં ભાષણ કરનાર એક સભ્યે આમ કહ્યું. હિંદમાં પણ આપણે ધ્રૂજતા હાથોવાળા અને ભયથી કાંપતા લોકોને ઘણી વાર આવી જ વાતો કરતા સાંભળીએ છીએ. પરંતુ, મજબૂત હાથના અને કઠણ કાળજાના પુરુષો તેમનો સમો આવે ત્યારે પાછી પાની કરતા નથી.

બંને બાજુના બાંધછોડ કરવાની વૃત્તિવાળા લોકોએ તે ટાળવાના ભારે પ્રયાસો કર્યા પરંતુ કામચલાઉ સરકાર અને સોવિયેટ વચ્ચે ઝઘડો અનિવાર્ય હતો. સરકાર યુદ્ધ ચાલુ રાખીને મિત્રરાજ્યોને તેમ જ તેમની મિલકતનું બની શકે એટલું રક્ષણ કરીને રશિયાના મિલકતવાળાઓને રાજી રાખવા માગતી હતી. સોવિયેટ આમજનતા સાથે વધારે સંપર્કમાં હોવાથી તે તેની સુલેહ માટેની તથા ખેડૂતોની જમીન માટેની માગણી કળી ગયું. વળી આઠ કલાકના કામના દિવસ જેવી મજૂરોની માગણીઓ પણ તે પામી ગયું. આમ સોવિયેટે સરકારને નિષ્ક્રિય કરી મૂકી અને ખુદ સોવિયેટને જનતાએ નિષ્ક્રિય કરી મૂક્યું કેમ કે જનતા જુદા જુદા પક્ષો અને તેમના આગેવાનો કરતાં ઘણી વધારે ક્રાંતિકારી હતી.

સરકારને સોવિયેટને વધારે અનુરૂપ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો અને કૅરેન્સ્કી નામનો એક ઉદ્દામ વકીલ અને પ્રતિભાશાળી વક્તા સરકારનો આગેવાન સભ્ય બન્યો. સર્વપક્ષી સરકાર સ્થાપવામાં તે સફળ થયો અને સોવિયેટની મેન્શેવિક બહુમતીએ તેમાં કેટલાક પ્રતિનિધિઓ મોકલ્યા. જર્મની સામે હુમલો શરૂ કરીને તેણે ઇંગ્લંડ તથા ફ્રાંસને ખુશ કરવાનો પણ ભારે પ્રયત્ન કર્યો. પરંતુ એ હુમલો નિષ્ફળ નીવડ્યો કેમ કે લશ્કર તેમ જ પ્રજાને યુદ્ધમાં કશોયે ઉત્સાહ નહોતો.

દરમ્યાન, પેટ્રોગ્રાડમાં અખિલ રશિયાની કૉંગ્રેસોનાં અધિવેશનો ભરાઈ રહ્યાં હતાં. અને પછીની દરેક કૉંગ્રેસ તેની પહેલાંની કૉંગ્રેસના કરતાં વધારે ઉદ્દામ બનતી જતી હતી. એમાં બોલ્શેવિક સભ્યો વધુ ને વધુ સંખ્યામાં ચૂંટાઈ આવતા હતા અને મેન્શેવિકો અને 'સોશ્યલ રેવોલ્યુશનરી' એટલે કે સામાજિક ક્રાંતિકારી પક્ષ (એ ખેડૂતોનો પક્ષ હતો) એ બે મોટા પક્ષોની બહુમતી ઓછી થઈ ગઈ. બોલ્શેવિકોની લાગવગ ખાસ કરીને પેટ્રોગ્રાડના મજૂરવર્ગમાં વધવા પામી. દેશભરમાં ઠેર ઠેર સોવિયેટ સ્થાપવામાં આવ્યાં અને સરકારના હુકમો ઉપર સોવિયેટનો પણ સહી સિક્કો હોય તે સિવાય તેઓ તેમનો અમલ કરતાં નહિ. રશિયામાં બળવાન મધ્યમવર્ગ નહોતો એ કામચલાઉ સરકારની નબળાઈનું એક કારણ હતું.

પાટનગરમાં સત્તા માટે ખેંચતાણ ચાલી રહી હતી ત્યારે ખેડૂતો કાયદાને ખીસામાં મૂકીને વર્તવા લાગ્યા. આગળ હું તને કહી ગયો છું તેમ આ ખેડૂતો માર્ચની ક્રાંતિને વિષે ઝાઝો ઉત્સાહ ધરાવતા નહોતા. તેઓ તેની વિરુદ્ધ પણ નહોતા. થોભી જઈને તેમણે પરિસ્થિતિનું નિરીક્ષણ કર્યા કર્યું. પરંતુ, પોતાની મિલકત જપ્ત કરવામાં આવશે એ ડરના માર્યા પુષ્કળ જમીન ધરાવનારા જમીનદારોએ તેના નાના હિસ્સા પાડી નાખ્યા અને ખોટા માલિકો ઊભા કરીને પોતાને માટે સાચવી રાખવાને અર્થે તે તેમને આપી. તેમની ઘણી મિલકત તેમણે વિદેશીઓના નામ ઉપર પણ કરી આપી. આ રીતે તેમણે પોતાની જમીન સાચવી રાખવાનો પ્રયાસ કર્યો. ખેડૂતોને આ બિલકુલ ગમ્યું નહિ. કાયદો કરીને જમીનનાં બધાં વેચાણો બંધ કરી દેવાની તેમણે સરકાર પાસે માગણી કરી. સરકાર ઢચુપચુ સ્થિતિમાં હતી; તે શું કરી શકે એમ હતું? બેમાંથી એકે પક્ષને તે નારાજ કરવા ચહાતી નહોતી. પછી તો ખેડૂતોએ પોતે જ પગલાં લેવા માંડ્યાં. છેક એપ્રિલ માસમાં પણ કેટલાક ખેડૂતોએ તેમના જમીનદારોની ધરપકડ કરી, તેમની જમીનજાગીરનો કબજો લીધો અને તેને આપસમાં વહેંચી નાખી. યુદ્ધના મોરચા ઉપરથી પાછા ફરેલા સૈનિકોએ (અલબત, એ બધા ખેડૂતો જ હતા) એમાં આગળ પડતો ભાગ લીધો. આ હિલચાલ ફેલાવા પામી અને આખરે તો બહોળા પ્રમાણમાં જમીનનો કબજો લેવામાં આવ્યો. જૂન માસ સુધીમાં સાઇબેરિયાનાં 'સ્ટેપેઝ'માં પણ એની અસર થઈ. સાઇબેરિયામાં મોટા જમીનદારો નહોતા એટલે ખેડૂતોએ ચર્ચ તથા મઠોની જમીનનો કબજો લીધો.

મોટી મોટી જમીનજાગીરો જપ્ત કરવાનું પગલું ભરવાની પહેલ ખેડૂતોએ જ કેવળ પોતાની આપસૂઝથી કરી હતી અને તે પણ બોલ્શેવિક ક્રાંતિ થઈ તે પહેલાં ઘણા માસ ઉપર એ એક ધ્યાનમાં લેવા જેવી બીના છે. લેનિન તત્કાળ પણ વ્યવસ્થિત રીતે જમીન ખેડૂતોને વહેંચી આપવાની તરફેણમાં હતો. તે અવ્યવસ્થિત અને અધકચરી રીતે જમીનનો કબજો લેવાની વિરુદ્ધ હતો. આમ, પાછળથી જ્યારે બોલ્શેવિકો સત્તા ઉપર આવ્યા ત્યારે જમીનની માલકી ધરાવનારા ખેડૂતોવાળું રશિયા તેમના જોવામાં આવ્યું.

લેનિનના આગમન પછી બરાબર એક મહિના બાદ બીજો એક આગેવાન દેશવટામાંથી પેટ્રોગ્રાડ પાછો ફર્યો. એ ટ્રૉટસ્કી હતો. તે ન્યૂ યૉર્કથી આવ્યો હતો અને રશિયા આવતાં માર્ગમાં બ્રિટિશોએ તેને રોકી રાખ્યો હતો. ટ્રૉટ્સ્કી જૂનો બોલ્શેવિક નહોતો તેમ જ હવે તે મેન્શેવિક પણ રહ્યો નહોતો. પરંતુ થોડા જ વખતમાં તે લેનિનના પક્ષમાં ભળી ગયો અને પેટ્રોગ્રાડ સોવિયેટમાં તેણે આગળ પડતું સ્થાન લીધું. તે મહાન વક્તા અને સુંદર લેખક હતો. વીજળીની બૅટરીની પેઠે તે શક્તિથી ભરેલો હતો. લેનિનના પક્ષને તે ભારે

મદદરૂપ થઈ પડ્યો. તેની આત્મકથામાંથી — એ પુસ્તકનું નામ 'મારું જીવન' છે.— હું સારી પેઠે લાંબો ઉતારો આપવા માગું છું. એમાં તેણે 'મોડર્ન સર્કસ' નામના મકાનમાં થતી સભાઓ — જેમાં તેણે વ્યાખ્યાનો આપ્યાં હતાં તે — નું વર્ણન આપ્યું છે. આ એક સુંદર લખાણનો નમૂનો છે એટલું જ નહિ પણ ૧૯૧૭ની સાલના પેટ્રોગ્રાડના ગજબ અને ક્રાંતિકારી દિવસોનું તાદૃશ અને જીવંત ચિત્ર આપણી આંખ આગળ ખડું કરે છે.

"લાંબા વખતના રોકાણ અને શ્વાસોચ્છ્વાસથી તીવ્ર બની ગયેલું વાતાવરણ પોકારો અને આવેશભર્યા જયનાદોથી ગાજી ઊઠ્યું. સર્કસની એ ખાસિયત હતી. મારી ઉપર તેમ જ મારી આસપાસ કોણીઓ, છાતીઓ તથા માથાંઓનો સમૂહ મને દાબી રહ્યો હતો. માનવી શરીરોથી બનેલી હૂંફાળી ગુફામાંથી હું બોલી રહ્યો હતો. જ્યારે પણ હું મારા હાથ લંબાવતો ત્યારે કોઈ ને કોઈનો મને અવશ્ય સ્પર્શ થતો. એના જવાબરૂપે થતી આભારદર્શક હિલચાલ મને સૂચવતી કે એની લેશમાત્ર પણ ચિંતા ન કરતાં મારે મારું વ્યાખ્યાન ચાલુ રાખવું, તે અટકાવવું નહિ. કોઈ પણ વક્તા, તે ગમે એટલો થાક્યો હોય તો પણ, લાગણીથી ઊભરાતા એ માનવસમુદાયના વિદ્યુત સમાન આકર્ષણને રોકી શકે એમ નહોતું. એ માનવમેદની જાણવા ચહાતી હતી, સમજવા ચહાતી હતી, પોતાનો માર્ગ ખોળવા માગતી હતી. કદી કદી મારા હોઠ એક વ્યક્તિરૂપ બની ગયેલી એ મેદનીની કઠોર જિજ્ઞાસાનો જાણે અનુભવ કરી રહ્યા હોય એમ લાગતું હતું. પછીથી સહાનુભૂતિના સત્તાધારી દબાણ આગળ પહેલેથી વિચારી રાખેલી બધી દલીલો, બધા શબ્દો, બધા વિચારો પાછા પડતા અને તેમની શૃંખલા તૂટી જતી. અને વક્તાએ જેની કલ્પના સરખી પણ કરી ન હોય પરંતુ જેની એ લોકોને જરૂર હોય એવા બીજા શબ્દો અને બીજી દલીલોનો ધોધ મારા અજ્ઞાત માનસમાંથી વહેવા લાગતો. આવા પ્રસંગોએ મને લાગતું કે જાણે બીજો કોઈ વક્તા બહાર વ્યાખ્યાન આપી રહ્યો છે અને હું તે સાંભળી રહ્યો છું તથા તેના વિચારોની સાથે કદમ મિલાવીને ચાલવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું. વળી મને એમ પણ લાગતું કે, મારી જાગ્રત અવસ્થાની દલીલોના અવાજથી એ વ્યાખ્યાતા નિદ્રાવસ્થામાં ચાલનારા રોગીની પેઠે છાપરા ઉપરથી રખેને નીચે પડી જાય.

"'મોડર્ન સર્કસ' આવું હતું, જલદ, કોમળ અને પાગલતાભર્યા એવા વિશિષ્ટ પ્રકારની તેનું સ્વરૂપ દાખવતી રેખાઓ હતી. જેમાંથી સંમતિદર્શક તેમ જ ધમકી આપનારા પોકારો ઊઠતા રહેતા હતા તે વક્ષસ્થળમાંથી બાળકો શાંતિથી પયઃપાન કરી રહ્યાં હતાં. સમગ્ર મેદનીની દશા એના જેવી જ હતી. એક બાળકની પેઠે ક્રાંતિના સ્તનને વળગીને પોતાના સૂકા હોઠથી તે પયપાન કરી રહી હતી. પરંતુ એ બાળક બહુ જ ઝડપથી મોટું થયું."

પેટ્રોગ્રાડ અને બીજાં શહેરોમાં તેમ જ રશિયાનાં ગામડાંઓમાં ક્રાંતિના નિરંતર પલટાતા જતા નાટકની પ્રગતિ થતી રહી. ક્રાંતિનું બાળક મોટું અને પુખ્ત વયનું થયું. યુદ્ધની ભયંકર તાણને લીધે સર્વત્ર આર્થિક વિનાશનાં ચિહ્નો સ્પષ્ટપણે દેખાવા લાગ્યાં. અને આમ છતાંયે નફાખોરો તો યુદ્ધનો લાભ લઈને વધુ ને વધુ નફો કરતા જ ગયા!

કારખાનાંઓમાં તેમ જ સોવિયેટોમાં બોલ્શેવિકોનું બળ તથા તેમની લાગવગ વધતાં જ ગયાં. આથી ભડકીને કૅરેન્સ્કીએ તેમને દાબી દેવાનો નિર્ણય કર્યો. પહેલાં તો લેનિનને બદનામ કરવાની ભારે ચળવળ તેની સામે ઉપાડવામાં આવી. રશિયામાં તકલીફ ઊભી કરવા માટે મોકલવામાં આવેલા જર્મનીના એજંટ તરીકે તેને વર્ણવવામાં આવ્યો. જર્મન સત્તાવાળાઓનાં આંખમીંચામણાં-થી તે સ્વિટ્ઝરલૅંડમાંથી જર્મનીમાં થઈને નહોતો આવ્યો કે? મધ્યમ વર્ગોના લોકોમાં લેનિન અતિશય અકારો થઈ પડ્યો. તેઓ તેને દેશદ્રોહી ગણતા હતા. કૅરેન્સ્કીએ લેનિનની ધરપકડ માટે વૉરંટ કાઢ્યું. એક ક્રાંતિકારી તરીકે નહિ પણ જર્મનીની તરફેણ કરનારા દેશદ્રોહી તરીકે કૅરેન્સ્કીને તેની ધરપકડ કરવી હતી. આ તહોમત ખોટું પાડવાને ખાતર અદાલત સામે ખડો થવાને લેનિન પોતે આતુર હતો. પરંતુ તેના સાથીઓ આ બાબતમાં તેની સાથે સંમત ન થયા અને તેને ગુપ્તવાસમાં જવાની ફરજ પડી. ટ્રૉટ્સ્કીની પણ ધરપકડ કરવામાં આવી. પરંતુ પેટ્રોગ્રાડના સોવિયેટના આગ્રહથી પાછળથી તેને છોડી મૂકવામાં આવ્યો. બીજા અનેક બોલ્શેવિકોની પણ ધરપકડ કરવામાં આવી, તેમનાં છાપાંઓને દાબી દેવામાં આવ્યાં અને તેમની તરફેણના ગણાતા મજૂરોને નિઃશસ્ત્ર કરવામાં આવ્યા. કામચલાઉ સરકાર તરફ આ મજૂરોનું વલણ વધારે ને વધારે ઉદ્દામ અને ઉગ્ર બનતું ગયું અને તેની સામે ઉપરા-છાપરી પ્રચંડ દેખાવો થવા લાગ્યા.

પ્રતિક્રાંતિએ પોતાનું માથું ઊંચક્યું તે પહેલાં એક બીજો બનાવ બની ગયો. કોર્નિલોવ નામનો એક વૃદ્ધ સેનાપતિ ક્રાંતિ તેમ જ કામચલાઉ સરકારને કચડી નાખવાને પોતાનું લશ્કર લઈને પાટનગર તરફ ધસ્યો. પાટનગરની તે નજીક જતો ગયો તેમ તેમ તેનું લશ્કર અલોપ થતું ગયું. તે ક્રાંતિના પક્ષમાં ભળી ગયું હતું.

બનાવો બહુ ત્વરાથી બની રહ્યા હતા. સોવિયેટ સરકારનું હરીફ બનતું જતું હતું. ઘણી વાર તે સરકારના હુકમો રદ કરતું અથવા તો તેનાથી ઊલટી જ સૂચનાઓ બહાર પાડતું. સ્મોલ્ની ઇન્સ્ટિટ્યૂટ હવે સોવિયેટની કચેરી તથા પેટ્રોગ્રાડમાં ક્રાંતિનું મથક બન્યું. એ ઉમરાવ વર્ગોની બાળાઓ માટેની ખાનગી શાળા હતી.

લેનિન પેટ્રોગ્રાડના સીમાડા ઉપર આવ્યો અને બોલ્શેવિકોએ નક્કી કર્યું કે કામચલાઉ સરકાર પાસેથી સત્તા છીનવી લેવાનો સમો આવી પહોંચ્યો છે. બળવા માટેની સઘળી વ્યવસ્થા કરવાનું કાર્ય ટ્રૉટ્સ્કીને સોંપવામાં આવ્યું અને મહત્ત્વનાં ક્યાં કેન્દ્રો કબજે કરવાં તથા કયે સમે ઇત્યાદિ સઘળી બાબતોની યોજના કાળજીપૂર્વક તૈયાર કરવામાં આવી. નવેમ્બરની ૭મી તારીખ બળવા માટે નક્કી કરવામાં આવી. એ દિવસે અખિલ રશિયાનાં સોવિયેટોનું અધિવેશન

મળવાનું હતું. એ તારીખ લેનિને નક્કી કરી હતી અને એને માટે તેણે આપેલું કારણ મજાનું છે. તેણે એવું કહ્યું કહેવાય છે કે, "નવેમ્બરની ૬ઠ્ઠી તારીખ એ એને માટે બહુ વહેલું ગણાય. સમગ્ર રશિયાવ્યાપી પાયા ઉપર આપણે બળવો કરવો જોઈએ અને ૬ઠ્ઠી નવેમ્બર સુધીમાં કોંગ્રેસના બધાયે પ્રતિનિધિઓ આવી પહોંચ્યા નહિ હોય. પરંતુ નવેમ્બરની ૮મી તારીખે વધારે પડતું મોડું થઈ જાય. ત્યાં સુધીમાં કોંગ્રેસ સંગઠિત થઈ ગઈ હશે અને ઝડપી અને નિર્ણયાત્મક પગલું ભરવાનું કાર્ય આવા મોટા મંડળ માટે મુશ્કેલ હોય છે. કોંગ્રેસનું અધિવેશન મળે તે જ દિવસે, એટલે કે ૭મી નવેમ્બરે જ આપણે કાર્યનો અમલ કરવો જોઈએ જેથી આપણે કહી શકીએ કે, 'લો, આ રહી સત્તા, બોલો, તમારે એનું શું કરવું છે'?" સ્પષ્ટ સમજવાળો ક્રાંતિનો નિષ્ણાત આ પ્રમાણે બોલ્યો. તે સારી પેઠે જાણતો હતો કે, ઘણી વાર નજીવા દેખાતા બનાવો ઉપર ક્રાંતિની સફળતાનો આધાર રહે છે. *

૭મી નવેમ્બરનો દિવસ આવી પહોંચ્યો અને સોવિયેટના સૈનિકોએ ત્યાં જઈને સરકારી મકાનોનો, ખાસ કરીને ટેલિગ્રાફ ઑફિસ, ટેલિફોન ઑફિસ, સરકારી બૅંક વગેરે મહત્ત્વનાં સ્થાનોનો કબજો લઈ લીધો. ત્યાં આગળ તેમનો કશોયે વિરોધ ન થયો. બ્રિટિશ એજંટે ઇંગ્લંડ મોકલેલા પોતાના સત્તાવાર હેવાલમાં જણાવ્યું કે, "કામચલાઉ સરકાર તો બસ અલોપ જ થઈ ગઈ છે."

લેનિન નવી સરકારનો વડો એટલે કે પ્રમુખ બન્યો. અને ટ્રૉટસ્કી તેનો વિદેશમંત્રી થયો. ૮મી નવેમ્બરે લેનિન સ્મોલ્ની ઇન્સ્ટિટ્યૂટ આગળ મળેલા સોવિયટ કૉંગ્રેસના અધિવેશન સમક્ષ આવ્યો. સાંજનો વખત હતો. તાળીઓના ભારે ગડગડાટથી કૉંગ્રેસે પોતાના નેતાને વધાવી લીધો. 'મહાન લેનિન' વ્યાસપીઠ ઉપર પહોંચ્યો ત્યારે તે કેવો દેખાતો હતો તેનું એ પ્રસંગે ત્યાં આગળ હાજર રહેલા રીડ નામના અમેરિકન પત્રકારે વર્ણન આપ્યું છે.

"કંઈ ઠીંગણો અને બાંધી દડીનો તે હતો અને તેનું મોટું માથું તેના સમર્થ અને વિશાળ ખભા ઉપર બરાબર બેસાડેલું હતું. નાની આંખો, બેઠું નાક, મોટું અને ઔદાર્ય નીતરતું મુખ તથા ભારે હડપચી. તેની મૂછ દાઢી મૂડેલી હતી પણ ભૂતકાળમાં મશહૂર થયેલી તથા ભવિષ્યમાં પણ મશહૂર થનારી તેની દાઢીના ખૂંપા ફૂટી

* બોલ્શેવિકોએ સત્તા હાથ કરવા માટેની લેનિને નક્કી કરેલી ૭મી તારીખની વાતને અમેરિકન પત્રકાર રીડે જાહેરાત આપી છે. એ તે વખતે પેટ્રોગ્રાડમાં હાજર હતો. પરંતુ તે વખતે ત્યાં આગળ હાજર રહેલા બીજાઓ એ વાતનો સ્વીકાર કરતા નથી. લેનિન ગુપ્તવાસમાં હતો. બીજા બોલ્શેવિક આગેવાનો સંકલ્પવિકલ્પમાં પડી જાય અને ખરી તક પસાર થઈ જવા દે એવી તેને બીક હતી. આથી તે તેમને સક્રિય પગલું ભરવાને આગ્રહ કર્યા કરતો હતો. ૭મી તારીખે કટોકટીની ઘડી આવી પહોંચી. એ દિવસે આ પગલું ભરવામાં આવ્યું.

ચૂક્યા હતા. જૂનાં અને ફાટ્યાંતૂટ્યાં કપડાં તેણે પહેર્યાં હતાં અને તેનું પાટલૂન તેના પગ કરતાં ઘણું લાંબું હતું. જનસમુદાયની આદર્શમૂર્તિ બનાવે એવું કશુંયે પ્રભાવશાળી તત્ત્વ તેનામાં નહોતું. આમજનતાનો તે એક અજબ નેતા હતો. કેવળ પોતાના બુદ્ધિબળથી તે નેતા બન્યો હતો. નિર્લેપ, ગંભીર, કટ્ટર અને નિઃરંગ. કોઈ આકર્ષક વિશિષ્ટતા પણ તેનામાં નહોતી, પરંતુ ગહન વિચારોને સીધીસાદી ભાષામાં સમજાવવાની તથા વાસ્તવિક પરિસ્થિતિનું પૃથક્કરણ કરવાની તેનામાં શક્તિ હતી. વળી તેનામાં ચતુરાઈ તેમ જ ભારેમાં ભારે બૌદ્ધિક સાહસિકતાનો સંયોગ થયેલો હતો.''

એક જ વરસના ગાળામાં થયેલી આ બીજી ક્રાંતિ સફળ થઈ અને હજી સુધી તે અતિશય શાંત ક્રાંતિ હતી. ઝાઝું લોહી વહ્યા વિના સત્તાની ફેરફારી થવા પામી. એના કરતાં તો માર્ચ માસમાં ઘણી લડાલડ તથા ખુનામરકી થઈ હતી. માર્ચની ક્રાંતિ આપમેળે થયેલી અને અવ્યવસ્થિત ક્રાંતિ હતી. પરંતુ નવેમ્બરની ક્રાંતિ માટે તો કાળજીપૂર્વક યોજના કરવામાં આવી હતી. ઇતિહાસ-કાળમાં પહેલી જ વાર ગરીબ વર્ગોના તથા ખાસ કરીને ઔદ્યોગિક મજૂરોના પ્રતિનિધિઓ દેશમાં અગ્રસ્થાને આવ્યા. પરંતુ તેમને સહેલાઈથી સફળતા સાંપડે એમ નહોતું. તેમના ઉપર પારાવાર ઝનૂનથી તૂટી પડનારાં તોફાનોની ચારે તરફથી તૈયારીઓ થઈ રહી હતી.

લેનિન તથા તેની બોલ્શેવિક સરકારને કેવી પરિસ્થિતિનો સામનો કરવો પડ્યો? રશિયન સૈન્ય છિન્નભિન્ન થઈ ગયું હતું અને તે લડી શકે એવો સંભવ રહ્યો નહોતો છતાંયે હજી જર્મની સાથેનું યુદ્ધ ચાલુ રહ્યું હતું. આખા દેશમાં અવ્યવસ્થા વ્યાપી ગઈ હતી અને સૈનિકો તથા ધાડપાડુઓની ટોળીઓ મરજીમાં આવે તે કરવા લાગી; આર્થિક તંત્ર તો સાવ પડી ભાગ્યું હતું; ખોરાકની ભારે અછત હતી અને લોકો ભૂખે મરતા હતા; ક્રાંતિને કચરી નાખવાને કટિબદ્ધ થઈને જૂની વ્યવસ્થાના પ્રતિનિધિઓ તેની ચોતરફ ઊભા હતા; મોટા ભાગના જૂના સરકારી નોકરોએ નવી સરકાર સાથે સહકાર કરવાની ના પાડી; બેંકરો નાણાં ન આપે; અરે, તાર ઑફિસ એક તાર સરખો પણ ન મોકલે. સાચે જ, બહાદુરમાં બહાદુર માણસને પણ ગભરાવે એવી મુશ્કેલ એ પરિસ્થિતિ હતી.

લેનિન તથા તેના સાથીઓએ ખભેખભા મિલાવીને આ મહાન બોજો ઉપાડવાનું નક્કી કર્યું. તેમની પ્રથમ ચિંતા જર્મની સાથે સુલેહ કરવાની હતી અને તત્કાળ તેમણે જર્મની સાથે તહકૂબી માટે ગોઠવણ કરી. બંને દેશોના પ્રતિનિધિઓ બ્રેસ્ટ લિટોવસ્ક આગળ મળ્યા. જર્મનો સારી રીતે જાણતા હતા કે બોલ્શેવિકોમાં લડવાનો જરા પણ ઉત્સાહ રહ્યો નથી. આથી અભિમાનમાં આવી જઈને અને મૂર્ખાઈથી તેમણે ભારે અને માનભંગ કરનારી માગણીઓ રજૂ કરી. લેનિનને તો ગમે તે ભોગે સુલેહ કરવી હતી. ટ્રૉટ્સ્કી પણ આ સુલેહપરિષદનો એક પ્રતિનિધિ હતો. એની બાબતમાં એક એવી વાત છે કે,

જર્મનોએ તેને એક સમારંભમાં સાંજના પોશાકમાં આવવાને જણાવ્યું હતું. તે આથી અસ્વસ્થ થઈ ગયો. તેને લાગ્યું, આવો બૂર્ઝ્વાઓનો પોશાક પહેરવો એ એક મજૂરોના પ્રતિનિધિને માટે યોગ્ય છે શું? તેણે આ બાબતમાં તારથી લેનિનની સલાહ માગી. લેનિને તરત જ જવાબ આપ્યો કે, "જો સુલેહ કરવામાં એ મદદરૂપ થઈ પડે તો ચણિયો પહેરીને પણ જવું."

જ્યારે સોવિયેટ સુલેહની શરતો ચર્ચી રહ્યું હતું તે જ વખતે જર્મનોએ પેટ્રોગ્રાડ ઉપર ધસારો શરૂ કર્યો અને પહેલાંના કરતાંયે પોતાની માગણી વધારે સખત કરી. આખરે સોવિયેટે લેનિનની સલાહ માન્ય રાખી અને એના પ્રત્યે તેને ભારે તિરસ્કાર હોવા છતાં ૧૯૧૮ ના માર્ચ માસમાં તેણે બ્રેસ્ટ લિટોવસ્કની સંધિ ઉપર સહી કરી. આ સંધિથી પશ્ચિમ તરફના રશિયન પ્રદેશનો મોટો ટુકડો જર્મનીએ ખાલસા કર્યો. પરંતુ ગમે તે ભોગે પણ સુલેહ સ્વીકારવાની જ હતી કેમ કે લેનિનના કહેવા પ્રમાણે "લશ્કરે પલાયન દ્વારા સુલેહ માટે પોતાનો મત દર્શાવ્યો હતો."

સોવિયેટે પ્રથમ તો મહાયુદ્ધમાં સંડોવાયેલી બધાયે સત્તાઓ વચ્ચે સાર્વત્રિક સુલેહ કરાવવાનો પ્રયત્ન કર્યો હતો. સત્તા હાથ કર્યા પછી બીજે જ દિવસે એક જાહેરાત બહાર પાડીને સોવિયેટે દુનિયા સમક્ષ સુલેહ માટેની દરખાસ્ત રજૂ કરી. સાથે સાથે તેણે એ પણ સ્પષ્ટ કર્યું કે ઝાર સાથે કરવામાં આવેલા ગુપ્ત કરારો અંગેના બધા દાવાઓ પણ તે જતા કરે છે. તેણે જણાવ્યું કે કૉન્સ્ટાન્ટિનોપલ તુર્કો પાસે જ રહેવું જોઈએ તેમ જ બીજા મુલકો પણ ખાલસા કરવામાં નહિ આવે. સોવિયેટની દરખાસ્તોનો કોઈએ જવાબ ન વાળ્યો, કેમ કે લડનારા બંને પક્ષો હજી વિજયની આશા સેવી રહ્યા હતા અને યુદ્ધની લૂંટ હાથ કરવાને તેઓ ઇંતેજાર હતા. આ દરખાસ્ત દ્વારા સોવિયેટનો કંઈક અંશે પ્રચાર કરવાનો હેતુ પણ હતો એમાં શંકા નથી. દરેક દેશની આમજનતાના તથા યુદ્ધથી થાકેલા સૈનિક વર્ગના માનસ ઉપર સુલેહથી વાત ઠસાવીને બોલ્શેવિકો બીજા દેશોમાં સામાજિક ક્રાંતિ કરાવવા માગતા હતા, કેમ કે તેમને તો જગતવ્યાપી ક્રાંતિ કરવી હતી. તેમનું એવું માનવું હતું કે એ રીતે જ તેઓ પોતાની ક્રાંતિની રક્ષા કરી શકે. આગળ હું તને કહી ગયો છું કે ફ્રેંચ તથા જર્મન લશ્કર ઉપર સોવિયેટના પ્રચારની ભારે અસર થવા પામી હતી.

જર્મની સાથેની બ્રેસ્ટ લિટોવસ્કની સંધિ કામચલાઉ છે અને તે લાંબો વખત નહિ ટકે એમ લેનિન માનતો હતો. બન્યું પણ એમ કે, નવ માસ પછી, મિત્રરાજ્યોએ જર્મનીને પશ્ચિમના મોરચા ઉપર હરાવ્યું કે તરત જ સોવિયેટે એ સંધિ ફગાવી દીધી. એ સંધિ દ્વારા લેનિન થાકેલા મજૂરોને તથા લડાઈમાં ગયેલા ખેડૂતોને જરા આરામ, થોડો શ્વાસ ખાવાનો વખત આપવા

માગતો હતો. વળી તેઓ પોતપોતાને ઘેર જાય અને ક્રાંતિએ શું કર્યું છે તે પોતાની સગી આંખે જુએ એમ પણ તે ઇચ્છતો હતો. ખેડૂતો સમજે કે જમીનદારો ખતમ થઈ ગયા છે અને જમીન હવે તેમની પોતાની છે તથા ઔદ્યોગિક મજૂરોને લાગે કે તેમનું શોષણ કરનારાઓનો અંત આવ્યો છે એવું પણ લેનિન ઇચ્છતો હતો. તે માનતો હતો કે, આથી તેઓ ક્રાંતિથી તેમને થયેલા લાભો પિછાનશે તથા તેનું રક્ષણ કરવાને તેઓ ઉત્સુક બનશે. વળી તેમના ખરા દુશ્મનો કોણ હતા તેની પણ તેમને જાણ થશે. લેનિન આ રીતે વિચારી રહ્યો હતો અને તે બરાબર જાણતો હતો કે આંતરયુદ્ધ આવી રહ્યું છે. પાછળથી લેનિનની આ નીતિ સંપૂર્ણપણે ફતેહમંદ નીવડી. આ ખેડૂતો અને મજૂરો લડાઈના મોખરા ઉપરથી પોતપોતાનાં ખેતરો ઉપર તથા કારખાનાંઓમાં પાછા ફર્યા. તેઓ બોલ્શેવિક નહોતા કે નહોતા સમાજવાદી. આમ છતાંયે તેઓ ક્રાંતિના ચુસ્ત ટેકાદાર બન્યા કેમ કે એને કારણે તેમને જે પ્રાપ્ત થયું હતું તે પોતાના હાથમાંથી તેઓ જવા દેવા માગતા નહોતા.

બોલ્શેવિક આગેવાનો ગમે તેમ કરીને પણ જર્મની સાથે સમાધાન કરવાને મથી રહ્યા હતા તે જ વખતે તેઓ આંતરિક પરિસ્થિતિ તરફ પણ પોતાનું લક્ષ આપી રહ્યા હતા. લશ્કરના માજી અમલદારો તથા સાહસખોરો મશીનગન તથા યુદ્ધનો બીજો સરંજામ લઈને ધાડપાડુનો ધંધો ચલાવી રહ્યા હતા. મોટાં મોટાં શહેરોના મધ્ય ભાગોમાં તેઓ ગોળીબાર કરતા અને લૂંટફાટ ચલાવતા હતા. જૂના અરાજકતાવાદી પક્ષના કેટલાક સભ્યો સોવિયેટને માન્ય કરતા નહોતા. તેઓ પણ સારી પેઠે તકલીફ આપી રહ્યા હતા. સોવિયેટના સત્તાવાળાઓએ આ બધા ધાડપાડુઓ તથા બીજાઓ સાથે સખત હાથે કામ લીધું અને તેમને દાબી દીધા.

સોવિયેટ અમલ ઉપર એથીયે મોટું જોખમ તો જુદી જુદી સિવિલ સર્વિસના સભ્યો તરફથી આવી પડ્યું. તેમનામાંના ઘણાઓએ બોલ્શેવિકોના હાથ નીચે કામ કરવાની કે બીજી કોઈ પણ રીતે તેમની સાથે સહકાર કરવાની સાફ ના પાડી. લેનિને એક સિદ્ધાંત નક્કી કર્યો કે, "જે કામ ન કરે તે ખાય પણ નહિ." કામ નહિ તો ખાવાનું પણ નહિ. સહકાર ન કરનારા સિવિલ સર્વિસના બધા માણસોને તરત જ બરતરફ કરવામાં આવ્યા. બેંકરોએ પોતાની તિજોરી ખોલવાની ના પાડી; સુરંગ ફોડીને તે ઉઘાડવામાં આવી. પરંતુ સહકાર ન કરનારા જૂની વ્યવસ્થાના નોકરો પ્રત્યેના લેનિનના સૌથી ભારે તિરસ્કારનું ઉદાહરણ તો એક સરસેનાપતિએ હુકમ માનવાની ના પાડી ત્યારે જોવામાં આવ્યું. લેનિને તેને બરતરફ કર્યો અને પાંચ જ મિનિટની અંદર ક્રીલેન્કો નામના એક યુવાન બોલ્શેવિક લેફ્ટેનન્ટને સરસેનાપતિ બનાવ્યો !

આ બધા ફેરફારો થવા છતાંયે રશિયાની જૂની રચના હજી કાયમ રહી હતી. એક વિશાળ દેશમાં એકાએક સમાજવાદી વ્યવસ્થા ઊભી કરવી એ કંઈ સહેલ વાત નથી. ઘટનાઓના બળથી એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ ન હોત તો સંભવ છે કે રશિયામાં આવા ફેરફારો થતા પહેલાં વરસોનાં વરસો વીતી જાત. ખેડૂતોએ જેમ જમીનદારોને હાંકી કાઢ્યા હતા તેમ તેમના ઉપર ક્રોધે ભરાયેલા મજૂરોએ પોતાના ઘણાખરા જૂના માલિકોને કાઢી મૂકીને કારખાનાંઓનો કબજો લઈ લીધો. સોવિયેટ એ કારખાનાંઓ તેના પહેલાંના મૂડીવાદી માલિકોને સોંપી શકે એમ નહોતું. એટલે તેણે એનો કબજો લીધો. આંતરવિગ્રહ દરમ્યાન, કેટલાક દાખલાઓમાં એ માલિકોએ કારખાનાંઓનાં યંત્રોને નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન કર્યો. આથી સોવિયેટ સરકાર વળી પાછી વચ્ચે પડી અને તેમનું રક્ષણ કરવાને ખાતર તેણે એ કારખાનાંઓનો કબજો લીધો. આ રીતે સામાન્ય પરિસ્થિતિમાં થાત તેના કરતાં ઘણી વધારે ઝડપથી ઉત્પાદનનાં સાધનોનું સામાજીકરણ થયું, એટલે કે કારખાનાંઓ સમાજની યા રાજ્યની માલિકીનાં બન્યાં.

સોવિયેટ અમલના પહેલા નવ માસ દરમ્યાન રશિયામાં જીવન બહુ ભિન્ન નહોતું. બોલ્શેવિકોએ ટીકાઓ અને ગાળો સુધ્ધાં સાંખી લીધી અને બોલ્શેવિક વિરોધી છાપાંઓ નીકળતાં રહ્યાં. આમજનતા સામાન્ય રીતે ભૂખમરો વેઠતી હતી પરંતુ મોજશોખ ઉડાવવા અને આડંબર કરવા માટે ધનિકો પાસે હજી પુષ્કળ પૈસા હતા. રાત્રે મનોરંજક કાર્યક્રમો રાખનારી હોટેલોમાં ભારે ભીડ રહેતી અને ઘોડદોડની શરતો તથા એવી બીજી રમતો પણ હજી ચાલુ હતી. બૂર્ઝ્વા એટલે કે મધ્યમ વર્ગના વધારે ધનિક લોકો મોટાં મોટાં શહેરોમાં મોટા પ્રમાણમાં દેખાતા હતા અને સંભવિત માનવામાં આવતા સોવિયેટ સરકારના પતન પરત્વે તેઓ છડેચોક પોતાનો હર્ષ વ્યક્ત કરતા હતા. દેશદાઝથી પ્રેરાઈને જેઓ જર્મની સામે યુદ્ધ ચાલુ રાખવાને અતિશય ઉત્સુક હતા તે જ આ લોકો જર્મનીના પેટ્રોગ્રાડ તરફના ધસારાને હવે ખરેખાત ઊજવી રહ્યા હતા. જર્મનો પોતાના પાટનગરનો કબજો લે એ સંભવિતતા પ્રત્યે તેઓ આનંદ વ્યક્ત કરતા હતા. પરદેશીઓના આધિપત્યના ડરને મુકાબલે સામાજિક ક્રાંતિ પ્રત્યેનો તેમનો અણગમો ઘણો વધારે હતો. ખાસ કરીને, ભિન્ન ભિન્ન વર્ગો એકબીજા સાથે સંડોવાયેલા હોય ત્યારે ઘણુંખરું આમ જ બને છે.

આમ જીવન ઝાઝા ફેરફાર વિના વત્તેઓછે અંશે હમેશની જેમ જ ચાલતું હતું અને આ તબક્કે બોલ્શેવિકોનો ત્રાસ તો ખસૂસ નહોતો જ. મૉસ્કોના નાચરંગના મશહૂર કાર્યક્રમો ખીચોખીચ ભરેલા નાચગૃહોમાં રોજરોજ ચાલતા હતા. પેટ્રોગ્રાડ ઉપર જર્મનોનો ભય ઝઝૂમી રહ્યો હતો ત્યારે

સોવિયેટ સરકારે પોતાનું મથક મૉસ્કોમાં બદલ્યું હતું અને ત્યાર પછી મૉસ્કો જ તેનું પાટનગર રહ્યું છે. મિત્રરાજ્યોના એલચીઓ હજી રશિયામાં જ રહ્યા હતા. જ્યારે પેટ્રોગ્રાડ જર્મનોના હાથમાં જવાનો ભય હતો ત્યારે તેઓ ત્યાંથી ભાગીને વોલોગડાના સલામત સ્થાને જઈ રહ્યા. વોલોગડા એ દેશના અંદરના ભાગનું એક નાનકડું શહેર છે અને બીજી બધી પ્રવૃત્તિઓથી તે બહુ જ દૂર હતું. તેમને કાને પહોંચતી ભયંકર અફવાઓથી તેઓ નિરંતર ગભરાટ અને અસ્વસ્થ મનોદશામાં રહેતા અને બધા ટોળે વળીને એક સાથે બેસી રહેતા. એ અફવાઓ ખરી છે કે કેમ એ વિષે ચિંતાતુર થઈને તેઓ વારંવાર ટ્રૉટ્સ્કી પાસે પૂછપરછ કર્યા કરતા હતા. આ જુનવાણી મુત્સદ્દીઓની આવી માનસિક અસ્વસ્થતાથી ટ્રૉટ્સ્કી ત્રાસી ગયો અને તેણે “વોલોગડાના મહાનુભાવોના જ્ઞાનતંતુઓ શાંત કરવાને માટે બ્રોમાઇડ લેવાનું” તેમને લખી જણાવવાની તૈયારી બતાવી! ખેંચ આવતી હોય તેવાઓને તથા સહેજ સહેજમાં ઉત્તેજિત થઈ જાય એવા લોકોને દાક્તરો બ્રોમાઇડ આપે છે.

ઉપર ઉપરથી તો જીવન કશા ફેરફાર વિના હમેશ મુજબ ચાલતું જણાતુ હતું પરંતુ ઉપરથી દેખાતી આ શાંતિના પડની નીચે અનેક બળો અને પ્રતિબળો કાર્ય કરી રહ્યાં હતાં. કોઈને, ખુદ બોલ્શેવિકોને પોતાને પણ તેઓ વધુ વખત ટકી શકશે એવી આશા નહોતી. દરેક જણ કાવાદાવા ખેલી રહ્યો હતો. જર્મનીએ રશિયાના દક્ષિણ ભાગમાં આવેલા યુક્રેનમાં એક પૂતળા સરકાર ઊભી કરી હતી. જર્મની સાથે સંધિ કરી હોવા છતાંયે સોવિયેટ ઉપર તેનો ભય હમેશાં ઝઝૂમી રહેલો જણાતો હતો. મિત્રરાજ્યો, અલબત જર્મનીને ધિક્કારતાં હતાં પરંતુ બોલ્શેવિકોને તો તેઓ એથી પણ વિશેષ ધિક્કારતાં હતાં. ૧૯૧૮ના આરંભમાં અમેરિકાના પ્રમુખ વુડ્રુ વિલ્સને સોવિયેટ કૉંગ્રેસ ઉપર અભિનંદનનો સંદેશો મોકલ્યો હતો; પરંતુ એમ કરવા માટે તે પસ્તાયો હોય એમ જણાય છે અને પાછળથી તેણે પોતાનું વલણ બદલ્યું. આથી મિત્રરાજ્યોએ ક્રાંતિવિરોધી પ્રવૃત્તિઓને ખાનગી રીતે આર્થિક સહાય કરી તેમ જ બીજી મદદ પણ કરી; એટલું જ નહિ, તેમણે ગુપ્ત રીતે એ પ્રવૃત્તિઓમાં ભાગ પણ લીધો. મૉસ્કો વિદેશી જાસૂસોથી ઊભરાવા લાગ્યું. બ્રિટનના અઠંગ જાસૂસ તરીકે લેખાતા બ્રિટિશ જાસૂસીખાતાના વડાને સોવિયેટ સરકાર સામે મુશ્કેલીઓ ઊભી કરવાને ત્યાં મોકલવામાં આવ્યો. માલમિલકત ગુમાવી બેઠેલા અમીરઉમરાવો તથા શ્રીમંત વર્ગના લોકો મિત્રરાજ્યો તરફથી મળતાં નાણાંની મદદથી નિરંતર ક્રાંતિવિરોધી પ્રવૃત્તિઓ ઊભી કર્યા કરતા હતા.

૧૯૧૮ની સાલના વચગાળાના સમયમાં આ સ્થિતિ હતી. સોવિયેટનું જીવન નાજુક તાંતણાને આધારે લટકી રહેલું દેખાતું હતું.

# ૧૫૨. સોવિયેટોનો વિજય

૧૧ એપ્રિલ, ૧૯૩૩

૧૯૧૮ની સાલના જુલાઈ માસમાં રશિયાની પરિસ્થિતિમાં હેબતાવી મૂકે એવા ફેરફારો થયા. બોલ્શેવિકોની આસપાસ બિછાવવામાં આવેલી જાળ તેમની વધુ ને વધુ નજીક આવતી જતી હતી. દક્ષિણમાં યુક્રેનમાંથી જર્મનો ડરાવી રહ્યા હતા અને રશિયામાંના સંખ્યાબંધ જૂના ચેકોસ્લોવાકિયન યુદ્ધ-કેદીઓને મિત્રરાજ્યોએ મૉસ્કો ઉપર ધસારો કરવાનું ઉત્તેજન આપ્યું. ફ્રાંસમાં આખાયે પશ્ચિમ મોરચા ઉપર હજી મહાયુદ્ધ ચાલી રહ્યું હતું પરંતુ સોવિયેટ રશિયામાં એક વિચિત્ર પ્રકારની ઘટના જોવામાં આવતી હતી. ત્યાં આગળ જર્મનીના પક્ષની સત્તાઓ તેમ જ મિત્રરાજ્યો એ બંને બોલ્શેવિકોને કચરી નાખવાના એક જ કાર્યમાં સ્વતંત્રપણે પ્રવૃત્તિ કરી રહ્યાં હતાં. રાષ્ટ્રદ્વેષ કરતાં વર્ગદ્વેષનું બળ કેટલું બધું વધારે હોય છે એ આપણને અહીં ફરીથી જોવા મળે છે. અને રાષ્ટ્રદ્વેષ પણ સારી પેઠે ઝેરી અને તીવ્ર હોય છે. આ બધી સત્તાઓએ રશિયા સામે કંઈ સત્તાવાર યુદ્ધ જાહેર કર્યું નહોતું; તેમણે સોવિયેટને હેરાન કરવાના બીજા ઉપાયો શોધી કાઢ્યા હતા. ખાસ કરીને, ક્રાંતિવિરોધી આગેવાનોને ઉશ્કેરીને તથા તેમને શસ્ત્રો અને નાણાંની મદદ આપીને તેઓ પોતાની એ મુરાદ પાર પાડતા હતા. ઝારશાહી વખતના કેટલાયે જૂના સેનાપતિઓ સોવિયેટની સામે મેદાને પડ્યા.

ઝાર તથા તેના કુટુંબને પૂર્વ રશિયામાં ઉરલ પર્વત પાસે ત્યાંના સ્થાનિક સોવિયેટના હવાલા નીચે કેદ રાખવામાં આવ્યું હતું. એ પ્રદેશમાં ઝેક લશ્કરના ધસારાથી ત્યાંનું સ્થાનિક સોવિયેટ ગભરાઈ ગયું. તેને ભય લાગ્યો કે, માજી ઝારને કારાવાસમાંથી છોડાવવામાં આવે અને તે ક્રાંતિ વિરોધી ચળવળનું મોટું કેન્દ્ર બને તો શી વલે થાય? એટલે કાયદો ખીસામાં મૂકીને તેણે ઝારના આખા કુટુંબની કતલ કરી નાખી. સોવિયેટની મધ્યસ્થ સમિતિ એ કૃત્ય માટે જવાબદાર હોય એમ નથી લાગતું. અને લેનિન તો આંતરરાષ્ટ્રીય નીતિની દૃષ્ટિએ ઝારની અને માનવદયાની દૃષ્ટિએ તેના કુટુંબની કતલ કરવાની વિરુદ્ધ હતો. પરંતુ તે થઈ ગયા પછી મધ્યસ્થ સમિતિએ એ કૃત્યને વાજબી ઠરાવ્યું. ઘણું કરીને આને લીધે મિત્રસરકારોનો મિજાજ વળી વધારે ખસી ગયો અને તેમનું વલણ વધારે ઉગ્ર બન્યું.

ઑગસ્ટ માસમાં તો પરિસ્થિતિ બહુ જ બગડવા પામી અને બે બનાવોને પરિણામે સર્વત્ર ક્રોધ, નિરાશા અને ભયનું વાતાવરણ વ્યાપી ગયું. એમાંનો એક બનાવ તે લેનિનનો જીવ લેવા માટે તેના ઉપર કરવામાં આવેલો હુમલો અને ઉત્તર રશિયામાં આર્ચેંગલ આગળ મિત્ર સૈન્યનું ઊતરવું એ બીજો.

મૉસ્કોમાં ભારે ખળભળાટ મચી રહ્યો અને સોવિયેટની હસ્તીનો અંત બહુ નજીક આવેલો જણાયો. ખુદ મૉસ્કો પણ, જર્મનો, ચેકો તથા ક્રાંતિવિરોધી સૈન્યથી ચારે બાજુથી ઘેરાયેલું હતું. મૉસ્કોની આસપાસનાં માત્ર થોડાં પરગણાંઓ જ સોવિયેટના અમલ નીચે હતાં. અને મિત્રસૈન્ય ઊતરવાથી તો તેનો અંત નિશ્ચિત છે એમ લાગવા માંડ્યું. બોલ્શેવિકો પાસે ઝાઝું લશ્કર નહોતું; બ્રેસ્ટ લિટોવસ્કની સંધિને હજી તો માંડ પાંચ માસ થયા હતા. અને મોટા ભાગનું જૂનું લશ્કર વિખેરાઈ ગયું હતું અને તેના સૈનિકો પોતપોતાનાં ખેતરો ઉપર ચાલ્યા ગયા હતા. ખુદ મૉસ્કોમાં અનેક કાવતરાંઓ યોજાઈ રહ્યાં હતાં અને સોવિયેટનું પતન નજીક આવતું જોઈ ને બૂર્ઝ્વા એટલે કે ધનિક અને મધ્યમવર્ગના લોકો છડેચોક આનંદોત્સવ કરી રહ્યા હતા.

નવ માસ જેટલી ઉંમરના સોવિયેટ પ્રજાસત્તાકની આવી ભયંકર દશા હતી. બોલ્શેવિકોને નિરાશા અને ભયે ઘેરી લીધા. અને ગમે તે રીતે પણ તેમને મરવાનું તો હતું જ એટલે લડતાં લડતાં મરવાનું તેમણે નક્કી કર્યું. સવા સદી પહેલાં તરુણ ફ્રેંચ પ્રજાસત્તાકે કર્યું હતું તેમ ચારે તરફથી ઘેરાઈ ગયેલા પ્રાણીની પેઠે તેઓ તેમના દુશ્મનો ઉપર તૂટી પડ્યા. હવે વધારે ખામોશી કે દયાને માટે સ્થાન નહોતું. આખા દેશમાં લશ્કરી કાયદો પ્રવર્તાવવામાં આવ્યો અને સપ્ટેમ્બર માસના આરંભમાં મધ્યસ્થ સોવિયેટ સમિતિએ 'લાલ ત્રાસ'ના (રેડ ટેરર) અમલની જાહેરાત કરી. "બધાયે દેશદ્રોહીઓનું મૃત્યુ અને પરદેશી હુમલાખોરો સામે જીવલેણ યુદ્ધ" આમ અંદરના તેમ જ બહારના એ બંને દુશ્મનો સામે મરણિયા થઈ ને ઝૂઝવાનો તેમણે નિર્ણય કર્યો. સોવિયેટ આખી દુનિયાની સામે તથા પોતાને ત્યાંના પ્રત્યાઘાતીઓની સામે છાતી કાઢીને ઊભું હતું. જેને 'લશ્કરી સામ્યવાદ' કહેવામાં આવે છે તેનો યુગ પણ શરૂ થયો અને આખો દેશ એક પ્રકારની લશ્કરી છાવણીના રૂપમાં ફેરવાઈ ગયો. લાલ લશ્કર ઊભું કરવાના હરેક પ્રયાસો કરવામાં આવ્યા અને એ કાર્ય ટ્રૉટ્સ્કીને સોંપવામાં આવ્યું.

૧૯૧૮ની સાલના સપ્ટેમ્બર-ઑક્ટોબર માસ દરમ્યાન પશ્ચિમને મોરચે જ્યારે જર્મનીનો યુદ્ધનો સંચો પડી ભાગવા લાગ્યો હતો અને તહકૂબી માટેની વાત ચાલી રહી હતી ત્યારે આ બધું બનવા પામ્યું હતું. પ્રેસિડન્ટ વિલ્સને ચૌદ મુદ્દાઓ રજૂ કર્યા હતા અને એમાં મિત્રરાજ્યોના ધ્યેયોનો સમાવેશ થતો હતો એમ માનવામાં આવતું હતું. એ જાણવા જેવું છે કે, રશિયાનો પ્રદેશ ખાલી કરવો અને તેને પોતાનો આત્મવિકાસ કરવાની સંપૂર્ણ તક આપવી તથા એમ કરવામાં મોટી સત્તાઓએ તેને સહાય કરવી એ એમાંનો એક મુદ્દો હતો. મિત્રરાજ્યોએ રશિયાના મામલામાં કરેલી દખલ તથા તેમણે ત્યાં આગળ ઉતારેલું પોતાનું લશ્કર એ બંને વસ્તુઓ એ મુદ્દાનું પોકળ તેના નગ્ન સ્વરૂપમાં

વ્યક્ત કરે છે. તેના ચૌદ મુદ્દાઓની આકરી ટીકા કરતું એક નિવેદન સોવિયેટ સરકારે પ્રેસિડન્ટ વિલ્સન ઉપર મોકલ્યું. આ નિવેદનમાં તેમણે જણાવ્યું હતું કે, "આપ પોલૅંડ, સર્બિયા, બેલ્જિયમ તેમ જ ઑસ્ટ્રિયા હંગરીની પ્રજાઓ માટે સ્વાતંત્ર્યની માગણી કરો છો . . . પરંતુ વિચિત્ર વાત તો એ છે કે, આપની માગણીમાં આયર્લૅન્ડ, મિસર, હિંદુસ્તાન અથવા તો ફિલિપાઇન ટાપુઓની સ્વતંત્રતાનો ઉલ્લેખ સરખો પણ અમારા જોવામાં આવતો નથી."

૧૯૧૮ના નવેમ્બરની ૧૧મી તારીખે મિત્રરાજ્યો અને જર્મનો વચ્ચે સુલેહ થઈ અને તહકૂબીના કરાર ઉપર સહીઓ કરવામાં આવી. પરંતુ રશિયામાં તો ૧૯૧૯ અને ૧૯૨૦ની સાલ દરમ્યાન આંતરયુદ્ધ ગરજી રહ્યું હતું. સોવિયેટો એકલે હાથે અનેક દુશ્મનોની સામે લડ્યાં. એક વખતે તો લાલ સેના ઉપર જુદા જુદા સત્તર મોરચાઓ ઉપર હુમલો થયો હતો. ઇંગ્લંડ, ફ્રાંસ, અમેરિકા, જાપાન, ઇટાલી, સર્બિયા, ચેકોસ્લોવાકિયા, રુમાનિયા, બાલ્ટિક રાજ્યો અને સંખ્યાબંધ ક્રાંતિવિરોધી રશિયન સેનાપતિઓ એ સૌ સોવિયેટનો સામનો કરી રહ્યાં હતાં. અને છેક પૂર્વ સાઇબેરિયાથી માંડીને બાલ્ટિક સમુદ્ર અને ક્રીમિયા સુધી યુદ્ધનો દાવાનળ વિસ્તર્યો હતો. વારંવાર સોવિયેટનો અંત નજીક આવેલો જણાતો હતો, ખુદ મોસ્કો ઉપર પણ ભય ઝઝૂમી રહ્યો હતો, પેટ્રોગ્રાડ દુશ્મનોને હાથ જવાની અણી ઉપર હતું પરંતુ એ બધીયે કટોકટીમાંથી તે પાર ઊતર્યું અને તેની પ્રત્યેક ફતેહે તેના આત્મવિશ્વાસ અને તેના બળમાં વધારો કર્યો.

ઍડમિરલ કોલચાક એક ક્રાંતિવિરોધી આગેવાન હતો. તેણે પોતાને રશિયાના રાજકર્તા તરીકે જાહેર કર્યો અને મિત્રરાજ્યોએ ખરેખર તેને એ રીતે માન્ય રાખ્યો તથા તેને ભારે મદદ પણ કરી. સાઇબેરિયામાં તેણે કેવો વર્તાવ ચલાવ્યો તેનો ચિતાર તેના સાથી જનરલ ગ્રેવ્ઝે આપ્યો છે. તે કોલચાકને મદદ કરનાર યુનાઇટેડ સ્ટેટ્સના સૈન્યનો સેનાપતિ હતો. આ અમેરિકન સેનાપતિ જણાવે છે :

"ત્યાં આગળ ભયંકર કતલો કરવામાં આવી, દુનિયા ધારે છે તેમ બોલ્શેવિકોએ એ કતલો નહોતી કરી. બોલ્શેવિકોએ મારી નાખેલા પ્રત્યેક માણસને બદલે પૂર્વ સાઇબેરિયામાં બોલ્શેવિક વિરોધીઓએ સો માણસોને મારી નાખ્યા એમ કહેવામાં હું અલ્પોક્તિનો દોષ વહોરી લઉં છું."

મોટા મોટા રાજદ્વારી પુરુષો કેવી માહિતીને આધારે મહાન રાષ્ટ્રોનો કારોબાર ચલાવે છે તથા યુદ્ધ અને સુલેહ કરે છે એ જાણવાની તને રમૂજ પડશે. લૉઇડ જ્યૉર્જ તે વખતે ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. યુરોપભરમાં તે સૌથી વધારે સત્તાધીશ પુરુષ હતો એમ કહી શકાય. ઇંગ્લંડની આમની સભામાં રશિયા વિષે બોલતાં તેણે કોલચાક તથા રશિયાના બીજા સેનાપતિઓનો ઉલ્લેખ કર્યો. એમને વિષે બોલતાં તેણે 'સેનાપતિ ખાર્કોવ'નો પણ ઉલ્લેખ કર્યો.

પરંતુ ખાર્કોવ એ કોઈ સેનાપતિ નહિ પણ એક મહત્ત્વનું શહેર છે અને યુક્રેનનું પાટનગર છે! પરંતુ પ્રાથમિક ભૂગોળનું આવું ઘોર અજ્ઞાન હોવા છતાં આ રાજદ્વારી પુરુષો યુરોપના ટુકડા કરીને તેનો નવો નકશો રચતાં અટક્યા નહિ.

મિત્રરાજ્યોએ રશિયાની નાકાબંધી પણ કરી. આ નાકાબંધી એટલી તો સખત હતી કે ૧૯૧૯ના આખા વરસ દરમ્યાન રશિયા પરદેશમાં કશું ખરીદી કે વેચી શક્યું નહિ.

આવી ભારે મુશ્કેલીઓ તથા અનેક બળવાન દુશ્મનોનો તેને સામનો કરવો પડ્યો છતાંયે સોવિયેટ રશિયા ટકી રહ્યું તેમ જ વિજયી થયું. ઇતિહાસની આ એક આશ્ચર્યકારક ઘટના છે. સોવિયેટ રશિયા એ કેવી રીતે કરી શક્યું? મિત્રરાજ્યો જો એકમત હોત તથા બોલ્શેવિકોને કચરી નાખવાનો તેમણે નિર્ધાર કર્યો હોત તો આરંભના દિવસોમાં તેઓ એમ કરી શકત એ નિર્વિવાદ છે. જર્મની સાથેનું કાર્ય પતાવી દીધા પછી કોઈ પણ રમત રમવા માટે તેમની પાસે પ્રચંડ સૈન્ય પડ્યું હતું. પરંતુ એ સૈન્યનો બીજે કોઈ સ્થળે અને ખાસ કરીને સોવિયેટ રશિયા સામે ઉપયોગ કરવો એ સહેલ વાત નહોતી. બધા સૈનિકો યુદ્ધથી હવે થાકી ગયા હતા અને વિદેશમાં યુદ્ધ કરવાની કોઈ પણ માગણી તેમણે નકારી કાઢી હોત. વળી મજૂર વર્ગમાં નવા રશિયા માટે ભારે સહાનુભૂતિ હતી. આથી, સોવિયેટ સામે જો યુદ્ધ જાહેર કરવામાં આવે તો પોતપોતાના દેશમાં તેમને ભારે મુશ્કેલીનો સામનો કરવો પડે એવો બધી મિત્ર સરકારોને ડર હતો. વાત એમ હતી કે, યુરોપમાં જ બળવો ફાટી નીકળવાની તૈયારી જણાતી હતી. અને ત્રીજું, મિત્ર રાજ્યો વચ્ચે આપસમાં એકબીજા સામે હરીફાઈ ચાલતી હતી. સુલેહ થયા પછી તેઓ એકબીજા સાથે લડવાઝઘડવા લાગ્યાં. આ બધાં કારણોને લીધે તેઓ બોલ્શેવિકોને નિર્મૂળ કરવાનો નિશ્ચયપૂર્વકનો પ્રયત્ન ન કરી શક્યાં. બીજાઓને નાણાં અને હથિયારો પૂરાં પાડીને તથા નિષ્ણાત તરીકેની સલાહ આપીને પોતાનું લડવાનું કામ તેમણે તેમની પાસે કરાવ્યું અને આમ પરોક્ષ રીતે બની શકે એટલા પ્રમાણમાં એ હેતુ પાર પાડવાનો તેમણે પ્રયત્ન કર્યો. તેમને ખાતરી હતી કે સોવિયેટો લાંબો કાળ નહિ ટકી શકે.

બેશક, આ બધી વસ્તુઓ સોવિયેટોને મદદરૂપ નીવડી અને એથી પોતાને મજબૂત બનાવવાનો તેમને વખત મળ્યો. પરંતુ તેમની ફતેહ બહારના સંજોગોને આભારી હતી એમ માનવું એ તેમને અન્યાય કરવા બરાબર છે. તત્ત્વતઃ એ રશિયન પ્રજાના આત્મવિશ્વાસ, શ્રદ્ધા, આત્મભોગ તેમ જ તેના અડગ નિશ્ચયનો વિજય હતો. અને તાજુબીની વાત તો એ છે કે, એ લોકોને સૌ કોઈ પ્રમાદી, અજ્ઞાન, અને નૈતિકબળ વિનાના તથા કોઈ પણ મહાન પુરુષાર્થ કરવાને

અસમર્થ ગણતાં હતાં અને તેમની એ માન્યતા વાજબી પણ હતી. સ્વતંત્રતા એ એક ટેવ છે અને લાંબા વખત સુધી આપણને એનાથી વંચિત રાખવામાં આવે તો આપણે તે ભૂલી જઈએ છીએ. રશિયાના આ અજ્ઞાન ખેડૂતો તથા મજૂરોને એ ટેવનો મહાવરો રાખવાના નહિ જેવા જ પ્રસંગો પ્રાપ્ત થયા હતા. પરંતુ એ કાળે રશિયાને એવા યોગ્ય આગેવાનો સાંપડ્યા કે એ કંગાળ માનવી મસાલામાંથી તેમણે એક બળવાન, સંગઠિત તથા પોતાના મિશન માટેની શ્રદ્ધાથી ઊભરાતું અને આત્મવિશ્વાસથી ભરેલું રાષ્ટ્ર નિર્માણ કર્યું. કોલચાક તથા એના જેવા બીજાઓને કેવળ બોલ્શેવિક આગેવાનોની દક્ષતા અને તેમના નિશ્ચયબળથી જ હરાવવામાં આવ્યા એમ નહોતું. રશિયન ખેડૂતોએ તેમને નભાવી લેવાની જ સાફ ના પાડી એ પણ એનું એક કારણ છે. તેમને મન તો એવા લોકો એ તેમણે નવી પ્રાપ્ત કરેલી જમીન તથા બીજા અધિકારો લઈ લેવાને આવેલા જૂની વ્યવસ્થાના પ્રતિનિધિઓ હતા, અને જિંદગીને ભોગે પણ તેમણે એ વસ્તુઓની રક્ષા કરવાનો સંકલ્પ કર્યો.

લેનિન એ બધામાં સર્વોપરી હતો અને તેનો પ્રભાવ સર્વમાન્ય હતો. રશિયન પ્રજાને માટે તો તે એક દેવ જેવો બની ગયો હતો. તેમની આશા અને શ્રદ્ધાનું તે પ્રતીક હતો, હરેક મુશ્કેલીમાંથી માર્ગ કાઢનાર સુજ્ઞ પુરુષ હતો અને કોઈ પણ વસ્તુ તેને અસ્વસ્થ કે ક્ષુભિત કરી શકતી નહોતી. તે દિવસોમાં (હાલ તે રશિયામાં બદનામ થયો છે.) ટ્રૉટ્સ્કી એના પછીના સ્થાને હતો. તે એક લેખક અને વક્તા હતો તથા કોઈ પણ પ્રકારના લશ્કરી પૂર્વ-અનુભવ વિના, આંતરયુદ્ધ અને નાકાબંધી વચ્ચે તેણે મહાન સૈન્ય ઊભું કરવાનું કાર્ય ઉપાડ્યું હતું. ટ્રૉટ્સ્કીની વીરતા અમર્યાદ હતી અને યુદ્ધમાં તેણે અનેક વાર પોતાની જિંદગી જોખમમાં મૂકી હતી. નાહિંમત અને શિસ્ત વિનાના માણસો માટે તેના હૃદયમાં લેશ પણ દયા નહોતી. આંતરયુદ્ધની એક કટોકટીની ઘડીએ તેણે આ હુકમ બહાર પાડ્યો હતો:

"હું ચેતવણી આપું છું કે, હુકમ વિના કોઈ પણ ટુકડી પાછી હઠશે તો પહેલો તેના નાયકને વીંધી નાખવામાં આવશે અને પછીથી સેનાપતિને. બહાદુર અને હિંમતવાળા સૈનિકોને તેમની જગ્યાએ નીમવામાં આવશે. બાયલા, હિચકારા તેમ જ દેશદ્રોહીઓ ગોળી ખાવામાંથી ઊગરી નહિ જાય. સમગ્ર લાલ સેનાની સમક્ષ ગંભીરતા-પૂર્વક હું આ વચન આપું છું."

અને તેણે પોતાનું વચન પાળ્યું.

૧૯૧૯ના ઑક્ટોબરમાં ટ્રૉટ્સ્કીએ લશ્કરને ઉદ્દેશીને બહાર પાડેલો સંદેશો બહુ રમૂજી છે. એ હુકમ દર્શાવે છે કે, બોલ્શેવિકો પ્રજા અને મૂડીવાદી સરકાર એ બેને નિરાળા પાડવાનો હમેશાં પ્રયત્ન કરતા. તેઓ કદી પણ સંકુચિત રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતા નહિ.

એ હુકમ આ મુજબ છે:

"આજે પણ જ્યારે આપણે ઇંગ્લંડને વેચાઈ ગયેલા યુડેનીચ જોડે જીવસાટાની લડાઈ લડી રહ્યા છીએ તે ઘડીએ પણ ઇંગ્લંડ બે છે એ હકીકત તમે ન ભૂલો એમ હું માગું છું. નફાખાઉ, હિંસાખોર, લાંચરુશવત આપનાર તથા લોહીતરસ્યા ઇંગ્લંડ ઉપરાંત મજૂરોનું, આધ્યાત્મિક શક્તિ ધરાવનારું, ઉચ્ચ આદર્શોવાળું તથા આંતરરાષ્ટ્રીય એકસંપીની હિમાયત કરનારું બીજું ઇંગ્લંડ પણ છે. આંતરરાષ્ટ્રીય નાણાવ્યવહારમાં ચાલાકી કરનારાઓનું નીચ અને અપ્રામાણિક ઇંગ્લંડ આપણી સાથે લડી રહ્યું છે મજૂરો તેમ જ આમજનતાનું ઇંગ્લંડ તો આપણી સાથે જ છે."

પેટ્રોગ્રાડ યુડેનીચના હાથમાં જવાની અણી પર હતું તે વખતે તેના રક્ષણ માટે કરવામાં આવેલા નિર્ણય ઉપરથી લાલ સેનાને કેવી મક્કમતાથી લડવાને પ્રેરવામાં આવતી હતી એનો આપણને કંઈક ખ્યાલ આવે છે. પેટ્રોગ્રાડની રક્ષણસમિતિએ આવી આજ્ઞા બહાર પાડી હતી:

"લોહીનું છેલ્લું ટીપું રહે ત્યાં સુધી પેટ્રોગ્રાડનું રક્ષણ કરો, એક ફૂટ પણ પાછા હઠો નહિ અને શહેરના મહોલ્લાઓમાં પણ લડત ચાલુ રાખો."

રશિયાનો મહાન લેખક, મૅક્સિમ ગૉર્કી જણાવે છે કે, લેનિને ટ્રૉટ્સ્કીના સંબંધમાં એક વખત આમ કહ્યું હતું:

"એક જ વરસ જેટલા સમયમાં લગભગ એક આદર્શ સૈન્ય ઊભું કરે અને તે ઉપરાંત લશ્કરી નિષ્ણાતોનો આદર સંપાદન કરે એવો બીજો કોઈ પુરુષ બતાવો. એવો પુરુષ આપણી પાસે છે. એ રીતે આપણી પાસે બધુંયે છે અને ચમત્કારો હજી પણ થવાના છે."

આ લાલ સૈન્ય કૂદકે ને ભૂસકે વધતું ગયું. બોલ્શેવિકોએ સત્તા હાથ કરી પછી તરત જ એટલે કે ૧૯૧૭ના ડિસેમ્બરમાં લશ્કરની સંખ્યા ૪,૩૫,૦૦૦ હતી. બ્રેસ્ટ લિટોવસ્કની સંધિ પછી એ સંખ્યા મોટા પ્રમાણમાં ઘટી ગઈ હશે અને ફરીથી ભરતી કરવી પડી હશે. ૧૯૧૯ની સાલના વચગાળાના સમય સુધીમાં તેની સંખ્યા ૧૫,૦૦,૦૦૦ થઈ હતી. એક વરસ બાદ એની સંખ્યા વધીને કુલ ૫૩,૦૦,૦૦૦ થઈ હતી.

૧૯૧૯ના અંત સુધીમાં આંતરયુદ્ધમાં તેના દુશ્મનો કરતાં સોવિયેટની સ્થિતિ ચોક્કસપણે સુધરવા પામી હતી. પરંતુ એ યુદ્ધ એક વધુ વરસ ચાલુ રહ્યું હતું અને તે દરમ્યાન ચિંતા કરાવનારા અનેક પ્રસંગો આવ્યા હતા. ૧૯૨૦ની સાલમાં પોલૅંડનું નવું રાજ્ય (જર્મનીની હાર પછી એ નવું રાજ્ય ઊભું કરવામાં આવ્યું હતું.) રશિયા સાથે ઝઘડી પડ્યું અને તેમની વચ્ચે યુદ્ધ થવા પામ્યું. ૧૯૨૦ના અંત સુધીમાં આ બધાં યુદ્ધો લગભગ પૂરાં થઈ ગયાં હતાં. અને આખરે રશિયાને થોડી શાંતિ મળી.

દરમ્યાન આંતરિક મુશ્કેલીઓ વધી ગઈ હતી. નાકાબંધી, રોગચાળો અને દુકાળે દેશની પાયમાલી કરી હતી. ઉત્પાદન બહુ જ ઘટી ગયું હતું,

કેમ કે વિરોધી સૈન્યો દેશમાં નિરંતર ધસી રહ્યાં હોય એ સ્થિતિમાં ખેડૂતો ખેતરો ખેડી શકે નહિ કે મજૂરો કારખાનાં ચલાવી શકે નહિ. યુદ્ધકાળના સામ્યવાદે દેશને જેમતેમ કરીને પાર ઉતાર્યો પરંતુ દરેક જણને પેટના પાટા વધારે ને વધારે તંગ કરવા પડતા જતા હતા અને આખરે એ વસ્તુ અસહ્ય થઈ પડી. ખેડૂતોને ઝાઝું ઉત્પન્ન કરવાનો રસ નહોતો કેમ કે તે વખતે પ્રવર્તતા યુદ્ધકાળના સામ્યવાદમાં અથવા તો ઉદ્દામ કે લશ્કરી સામ્યવાદમાં તેમણે પેદા કરેલો વધારાનો માલ રાજ્ય લઈ લેતું હતું. પછી તેમણે વધારે ઉત્પન્ન કરવાની તકલીફ શાને ઉઠાવવી ? એક અતિશય મુશ્કેલ અને જોખમકારક પરિસ્થિતિ ઊભી થવા લાગી હતી. પેટ્રોગ્રાડ નજીક ક્રૉન્સ્ટેટ આગળ ખલાસીઓએ બળવો પણ કર્યો અને ખુદ પેટ્રોગ્રાડ અથવા લેનિનગ્રાડમાં હડતાલ પડી.

મૂળભૂત સિદ્ધાંતોને વર્તમાન સ્થિતિ સાથે બંધબેસતા કરવાની લેનિન પાસે અપાર શક્તિ હતી એટલે તેણે તરત જ પગલું ભર્યું. યુદ્ધકાળનો સામ્યવાદ તેણે બંધ કર્યો અને નવી જ નીતિ તેણે અખત્યાર કરી. એને નવી આર્થિક નીતિ કહેવામાં આવે છે. એ નીતિ અનુસાર ખેડૂતોને પોતાનો માલ ઉત્પન્ન કરવાની તેમ જ તે વેચવાની વધુ છૂટ આપવામાં આવી. વળી થોડો વેપાર કરવાની પણ પરવાનગી આપવામાં આવી. શુદ્ધ સામ્યવાદી સિદ્ધાંતોનો એમાં અમુક અંશે ભંગ થતો હતો પણ એક કામચલાઉ પગલા તરીકે લેનિને તેનું સમર્થન કર્યું. બેશક, લોકોને તો એથી ભારે રાહત મળી. પરંતુ થોડા જ વખતમાં રશિયાને બીજી એક ભયંકર આફતનો સામનો કરવાનું આવી પડ્યું. ભારે સુકવણાને કારણે દક્ષિણ-પૂર્વ રશિયામાં પાક નિષ્ફળ નીવડ્યો અને એને લીધે દુકાળ પડ્યો. એ બહુ જ ભયંકર દુકાળ હતો; જાણવામાં આવેલા મોટામાં મોટા દુકાળોમાંનો તે એક હતો અને લાખો માણસો એમાં મરણ પામ્યાં. વરસોથી ચાલતાં યુદ્ધ, આંતરયુદ્ધ, નાકાબંધી અને આર્થિક વિનાશ પછી તથા સોવિયેટ સરકાર ઠરીઠામ થઈ ને શાંતિકાળની પ્રવૃત્તિ કરવા માંડે તે પહેલાં એ દુકાળ પડ્યો તેથી સરકારના આખા તંત્રને તેણે ભાગી નાખ્યું હોત. આમ છતાં પણ આગળની બધી આફતોમાંથી તે પાર ઊતર્યું હતું તેમ સોવિયેટ આ આફત પણ તરી ગયું. દુકાળ રાહત માટે તેમણે શી મદદ આપવી જોઈએ એની વિચારણા કરવા માટે યુરોપની સરકારોના પ્રતિનિધિઓની એક પરિષદ મળી. જેનો તેમણે ઇન્કાર કર્યો હતો તે ઝારનું દેવું ભરપાઈ કરવાની સોવિયેટ સરકાર બાંયધરી ન આપે ત્યાં સુધી તેઓ કશી મદદ આપનાર નથી એવું તેમણે જાહેર કર્યું. માનવતા કરતાં શરાફની વૃત્તિ વધુ પ્રબળ હતી અને પોતાનાં મરણશરણ થતાં બાળકો માટેની રશિયન માતાઓની હૃદયદ્રાવક આજીજી પણ કાને ધરવામાં ન આવી. પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સે એવી કશી શરત ન મૂકી અને તેણે રશિયાને ભારે મદદ આપી.

ઇંગ્લંડ તથા યુરોપના બીજા દેશોએ રશિયાના દુકાળમાં મદદ આપવાની ના પાડી તે જ વખતે તેઓ બીજી રીતે રશિયાનો બહિષ્કાર કરતા નહોતા. ૧૯૨૧ની સાલના આરંભમાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે વેપારના કરારો થયા અને એ પછી બીજા દેશોએ પણ સોવિયેટ સાથે વેપારી કરારો કર્યા.

ચીન, તુર્કી, ઇરાન અને અફઘાનિસ્તાન જેવા પૂર્વના દેશો તરફ સોવિયેટે બહુ જ ઉદાર નીતિ અખત્યાર કરી. તેણે ઝારશાહીના કાળના બધા વિશિષ્ટ હકો છોડી દીધા અને તેમની સાથે મિત્રાચારીનો સંબંધ રાખવાનો પ્રયત્ન કર્યો. બધી પરાધીન તથા શોષિત પ્રજાઓ માટે સ્વતંત્રતાના તેમના સિદ્ધાંતને અનુરૂપ તેમણે એ નીતિ અખત્યાર કરી હતી પરંતુ એની પાછળનો વધારે મહત્ત્વનો આશય પોતાની સ્થિતિ મજબૂત બનાવવાનો હતો. સોવિયેટ રશિયાની આ ઉદારતાને કારણે ઇંગ્લંડ જેવી સામ્રાજ્યવાદી સત્તાઓ ઘણી વાર ખોટી દેખાતી હતી તથા પૂર્વના દેશોની નજરે સોવિયેટ સાથેની તુલનામાં ઇંગ્લંડ તથા બીજા દેશો હલકા દેખાતા હતા.

૧૯૧૯ની સાલમાં બીજો પણ એક મહત્ત્વનો બનાવ બન્યો હતો તેને વિષે મારે તને કહેવું જોઈએ. એ બનાવ તે સામ્યવાદી પક્ષે કરેલી ત્રીજા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘની સ્થાપના. આગળના પત્રોમાં મેં તને કાર્લ માકર્સે સ્થાપેલા પહેલા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ વિષે તથા મોટી મોટી વાતો કર્યા પછી ૧૯૧૪ની સાલમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે જેની દુર્દશા થઈ હતી તે બીજા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ વિષે પણ વાત કરી હતી. બોલ્શેવિકોએ વિચાર્યું કે આ બીજો આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ સ્થાપનાર મજૂર પક્ષો અને સમાજવાદી પક્ષોએ મજૂરોને દગો દીધો છે. આથી, મૂડીવાદ તથા સામ્રાજ્યવાદ સામે તેમ જ મધ્યમમાર્ગી નીતિને અનુસરનારા તકસાધુ સમાજવાદીઓની સામે લડત ચલાવવાને માટે તેમણે ચોક્કસપણે ક્રાંતિકારી દૃષ્ટિવાળો ત્રીજો આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ સ્થાપ્યો. એને ઘણી વાર 'કૉમિન્ટર્ન' પણ કહેવામાં આવે છે (એ શબ્દ કૉમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલનું ટૂંકું રૂપ છે.) અને અનેક દેશોમાં પ્રચારકાર્ય કરવાની બાબતમાં એણે મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ સામ્યવાદી આંતરરાષ્ટ્રીય સંઘ, (ત્રીજા આંતરરાષ્ટ્રીય મજૂર સંઘને સામ્યવાદી આંતરરાષ્ટ્રીય સંઘ પણ કહેવામાં આવે છે.) એના નામ પ્રમાણે, અનેક દેશોના જુદા જુદા સામ્યવાદી પક્ષોએ ચૂંટેલા પ્રતિનિધિઓની બનેલી આંતરરાષ્ટ્રીય સંસ્થા છે. પરંતુ એકમાત્ર રશિયામાં જ સામ્યવાદનો વિજય થયેલો હોવાથી સ્વાભાવિક રીતે જ કૉમિન્ટર્નમાં તેનું પ્રભુત્વ વધારે છે. ઘણી વ્યક્તિઓ કૉમિન્ટર્ન તથા સોવિયેટ સરકાર એ બંનેમાં મહત્ત્વના હોદ્દા ધરાવે છે એ ખરું પરંતુ કૉમિન્ટર્ન તથા સોવિયેટ સરકાર એ નિરાળી વસ્તુઓ છે. કૉમિન્ટર્ન એ ક્રાંતિકારી સામ્યવાદનો ફેલાવો કરવાના ધ્યેયવાળી સંસ્થા હોવાથી સામ્રાજ્યવાદી

સત્તાઓનો તેના તરફ ભારે અણગમો છે અને પોતપોતાના દેશમાં તેની પ્રવૃત્તિ દાબી દેવાનો તેઓ હમેશાં પ્રયત્ન કર્યા કરે છે.

બીજા આંતરરાષ્ટ્રીય સંઘને (સમાજવાદી તથા મજૂરોનો આંતરરાષ્ટ્રીય સંઘ) પણ મહાયુદ્ધ પછી પશ્ચિમ યુરોપમાં પાછો સજીવન કરવામાં આવ્યો. ઘણે અંશે, કંઈ નહિ તો સિદ્ધાંતની દૃષ્ટિએ તો, બીજા તથા ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘનું ધ્યેય એક જ છે પરંતુ એ બંનેની વિચારસરણી તથા કાર્યપદ્ધતિ ભિન્ન છે અને એ બંનેની વચ્ચે ઝાઝો પ્રેમ ઊભરાઈ જતો નથી. બંનેના સામાન્ય શત્રુ મૂડીવાદ સામે તેઓ પ્રહારો કરે છે તેના કરતાંયે વિશેષ પ્રમાણમાં તેઓ એકબીજા ઉપર સામસામા પ્રહારો કરે છે તેમ જ આપસમાં તકરાર કરે છે તથા એકબીજા સામે લડે છે. બીજો આંતરરાષ્ટ્રીય સંઘ એ આજે તો મોભાદાર સંસ્થા બની ગઈ છે અને તેણે યુરોપના દેશોના પ્રધાનમંડળોમાં અનેક વાર પ્રધાનો પણ પૂરા પાડ્યા છે. ત્રીજો આંતરરાષ્ટ્રીય સંઘ હજીયે ક્રાંતિકારી રહ્યો છે અને તેથી તે બિલકુલ મોભાદાર કે પ્રતિષ્ઠિત ગણાતો નથી.

આંતરયુદ્ધના સમગ્ર કાળ દરમ્યાન ‘લાલ ત્રાસ’ (બોલ્શેવિકોએ વર્તાવેલો ત્રાસ) અને ‘શ્વેત ત્રાસ’ (ક્રાંતિના વિરોધીઓએ વર્તાવેલો ત્રાસ) એ બંનેએ નિષ્ઠુર ક્રૂરતાની બાબતમાં એકબીજાની સ્પર્ધા કરી અને ઘણું કરીને પહેલા કરતાં બીજો એ બાબતમાં ઘણો વધી ગયો. કોલચાકે સાઈબેરિયામાં કરેલા અત્યાચારોના અમેરિકન સેનાપતિના હેવાલ (એ મેં આગળ ટાંક્યો છે.) ઉપરથી તેમ જ બીજા હેવાલો ઉપરથી આપણે એ અનુમાન ઉપર આવવાને પ્રેરાઈએ છીએ. પરંતુ લાલ ત્રાસ પણ અતિશય આકરો હતો અને અનેક નિર્દોષ માણસો તેના ભોગ બન્યા હશે એ વિષે લેશ પણ શંકા નથી. ચોતરફથી તેમના ઉપર હુમલો કરવામાં આવ્યો હતો તેથી તથા અનેક કાવતરાંઓ અને જાસૂસોથી તેઓ ઘેરાયેલા હોવાથી બોલ્શેવિકો પોતાના મન ઉપરનો કાબૂ ખોઈ બેઠા અને જેમના ઉપર તેમને સહેજ પણ શંકા જાય તેમને તેઓ ભારે શિક્ષા કરવા લાગ્યા. ‘ચેકા’ નામથી ઓળખાતા તેમના રાજકીય પોલીસ ખાતાની આ ત્રાસ પ્રવર્તાવવા માટે ભારે અપકીર્તિ થઈ. એ ખાતું હિંદના છૂપી પોલીસના ખાતા જેવું હતું પરંતુ તેની પાસે સત્તા વધારે હતી.

આ પત્ર લાંબો થઈ જાય છે. પરંતુ એ પૂરો કરવા પહેલાં લેનિન વિષે મારે તને કંઈક વિશેષ કહેવું જોઈએ. ૧૯૧૮ના ઑગસ્ટ માસમાં તેનો જાન લેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ત્યારે તેને ઈજા થઈ હતી છતાંયે તેણે ઝાઝો આરામ ન લીધો. જવાબદારીના ભારે બોજા નીચે તેણે કામ કરવાનું ચાલુ જ રાખ્યું અને એને લીધે ૧૯૨૨ના મે માસમાં અનિવાર્યપણે તેની તબિયત લથડી પડી. થોડો આરામ લીધા પછી ફરી પાછો તે પોતાને કામે વળગ્યો. પરંતુ તે લાંબા વખત સુધી એ રીતે કામ કરી શક્યો નહિ. ૧૯૨૩માં

એની તબિયત એથીયે વિશેષ લથડી અને તેમાંથી એ બેઠો ન જ થયો. ૧૯૨૪ના જાન્યુઆરીની ૨૧મી તારીખે મૉસ્કો નજીક તે મરણ પામ્યો.

ઘણા દિવસો સુધી એના મૃતદેહને મૉસ્કોમાં રાખી મૂકવામાં આવ્યો. એ વખતે શિયાળાની ઋતુ હતી અને રાસાયણિક પદાર્થોનો ઉપયોગ કરીને તેના મૃત દેહને જાળવી રાખવામાં આવ્યો હતો. સમગ્ર રશિયામાંથી, દૂર દૂરનાં સાઇબેરિયાનાં ‘સ્ટેપેઝ્’માંથી પણ, આમજનતાના પ્રતિનિધિઓ — પુરુષો, સ્ત્રીઓ, બાળકો — ઊંડી ખાઈમાંથી પોતાનો ઉદ્ધાર કરનાર તથા વધારે ભર્યાભાદર્યા જીવનનો માર્ગ બતાવનાર પોતાના વહાલા સાથીને છેવટનું માન આપવાને ત્યાં આવી પહોંચ્યાં. મૉસ્કોના સુંદર ‘રેડ સ્ક્વૅર’માં તેમણે તેનું એક સાદું અને આડંબર રહિત સ્મારક બાંધ્યું. એક કાચની પેટીમાં તેનો મૃત દેહ હજીયે ત્યાં પડ્યો છે અને રોજ સાંજે માણસોની અતૂટ હાર ત્યાં થઈને શાંતિથી પસાર થાય છે. તેને મરણ પામ્યાને હજી બહુ વરસ નથી થયાં પરંતુ લેનિન એક પ્રબળ પરંપરારૂપ બની ગયો છે — કેવળ તેના વતન રશિયામાં જ નહિ પણ સારી દુનિયામાં. વખત જાય છે તેમ તેમ તેની મહત્તા વધતી જાય છે અને દુનિયાના અમર થઈ ગયેલા પુરુષોના મંડળમાં તેણે સ્થાન પ્રાપ્ત કર્યું છે. પેટ્રોગ્રાડનું નામ હવે લેનિનગ્રાડ પડ્યું છે અને રશિયાના લગભગ દરેક ઘરમાં લેનિનના નામથી ઓળખાતો એક ભાગ તથા લેનિનની છબી હોય છે. પણ લેનિન હજી જીવે છે,— તેનાં અનેક સ્મારકો કે ચિત્રોમાં નહિ પણ તેણે પાર પાડેલા વિરાટ કાર્યમાં. વળી તે જીવે છે કરોડો મજૂરોના અંતરમાં. તેઓ આજે તેના દૃષ્ટાંતમાંથી પ્રેરણા મેળવી રહ્યા છે તેમ જ આવનારા સારા દિવસોની આશા સેવી રહ્યા છે.

એમ ન માની લઈશ કે લેનિન એ પોતાના કાર્યમાં ગરકાવ રહેનાર અને બીજા કશાનો વિચાર ન કરનાર એક પ્રકારનો અમાનુષી સંચો હતો. પોતાના કાર્યમાં તેમ જ પોતાના ધ્યેયમાં તે સંપૂર્ણપણે તદ્રૂપ બની ગયો હતો એમાં લેશ પણ સંદેહ નથી. વળી તેનામાં સહેજ પણ અહંકાર નહોતો; એક વિચાર યા સિદ્ધાંતના મૂર્ત સ્વરૂપ સમાન તે હતો. અને આમ છતાંયે માનવી ભાવોથી તે ભરેલો હતો. તે ખડખડાટ હસી શકતો હતો અને એ મનુષ્યની સૌથી મોટી ખાસિયત છે. જ્યારે સોવિયેટ ઉપર જોખમ ઝઝૂમી રહ્યું હતું તે આરંભના દિવસોમાં બ્રિટિશ એજંટ લૉકહાર્ટ ત્યાં હતો. તે જણાવે છે કે ગમે તે થાય તોયે લેનિન હમેશાં ખુશમિજાજ રહેતો. એ બ્રિટિશ મુત્સદ્દી કહે છે કે, “જે જે જાહેર પુરુષોને મળવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો છે તે બધામાં લેનિન સૌથી વધારે સ્વસ્થચિત્ત હતો.” પોતાની વાત તથા કાર્યમાં તે સરળ અને સ્પષ્ટ હતો અને મોટા મોટા શબ્દો તથા ખોટા ડોળને તે ધિક્કારતો હતો. સંગીત ઉપર તેને ભારે પ્રેમ હતો. તેનો એ પ્રેમ એટલો બધો પ્રબળ હતો

કે રખેને એની પોતાના ઉપર વધારે પડતી અસર થવા પામે અને તેથી પોતાના કામમાં શિથિલ થઈ જવાય એવો તેને હમેશાં ડર રહેતો.

લુનેચરસ્કી નામના લેનિનના એક સાથીએ,— જે ઘણાં વરસ સુધી કેળવણીનો પ્રધાન હતો — તેને વિષે એક વાર કંઈક વિચિત્ર રીતે ઉલ્લેખ કર્યો હતો. લેનિનના મૂડીવાદીઓના દમનને તેણે ઈશુએ શાહુકારોને મંદિરમાંથી હાંકી કાઢ્યા હતા તેની સાથે સરખાવ્યું અને ઉમેર્યું કે, "ઈશુ આજે જીવતો હોત તો તે બોલ્શેવિક થઈ જાત." આ સરખામણી ધર્મવિહોણા લોકોને માટે વિચિત્ર કહેવાય.

સ્ત્રીઓને વિષે લેનિને એક વાર કહ્યું હતું: "અરધોઅરધ વસતીને રસોડામાં પૂરી રાખવામાં આવી હોય ત્યાં સુધી કોઈ પણ રાષ્ટ્ર સ્વાધીન ન થઈ શકે." એક વખતે બાળકોને પંપાળતાં પંપાળતાં તેણે બહુ સૂચક વાત કહી હતી. તેનો જૂનો મિત્ર મેક્સિમ ગૉર્કી આપણને જણાવે છે કે એ પ્રસંગે તેણે આમ કહ્યું હતું, "આ લોકોનું જીવન આપણા કરતાં વધારે સુખી હશે. આપણે જે કષ્ટો વેઠ્યાં છે તેનો આમને અનુભવ નહિ કરવો પડે. એમના જીવનમાં એટલી ક્રૂરતા નહિ હોય." આપણે પણ એવી જ આશા રાખીએ.

રશિયાનું એક આધુનિક ગીત ટાંકીને હું આ પત્ર પૂરો કરીશ. એ સમૂહમાં ગાવાનું ગીત છે. જેમણે એ ગવાતું સાંભળ્યું છે તે લોકો કહે છે કે, એ ગીતનું સંગીત શક્તિ અને સામર્થ્યથી ભરપૂર છે તથા એ ક્રાંતિકારી જનતાની ભાવના વ્યક્ત કરે છે. એ ગીતનો અનુવાદ હું નીચે આપું છું. તેના શબ્દોમાં પણ કંઈક અંશે એ ભાવના પ્રગટ થાય છે. એ ગીતનું નામ 'ઑકટોબર' છે પરંતુ એમાં ૧૯૧૭ની નવેમ્બરની બોલ્શેવિક ક્રાંતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તે સમયનું રશિયન પંચાંગ અસંશોધિત પંચાંગ હતું અને પશ્ચિમમાં બીજાં સામાન્ય પંચાંગો કરતાં તે ૧૩ દિવસ પાછળ હતું. એ પંચાંગ પ્રમાણે ૧૯૧૭ના માર્ચ માસની ક્રાંતિ ફેબ્રુઆરી માસમાં થઈ હતી અને તેથી તેને 'ફેબ્રુઆરીની ક્રાંતિ' કહેવામાં આવે છે. એ જ રીતે ૧૯૧૭ના નવેમ્બરના આરંભમાં થયેલી બોલ્શેવિક ક્રાંતિને 'ઑકટોબરની ક્રાંતિ' કહેવામાં આવે છે. રશિયાએ હવે પોતાનું પંચાંગ બદલ્યું છે અને સંશોધિત પંચાંગનો સ્વીકાર કર્યો છે પરંતુ આ જૂનાં નામો હજી પણ વપરાશમાં ચાલુ રહ્યાં છે.

અમે ગયા સૌ કામ માગતા અને માગતા રોટી,
અમારી છાતી પર તોળાતી હતી યાતના મોટી.
મિલ ભૂંગળાં આભભણી તાકે,
થાકયા હાથસમાં, નિર્બળ જે મૂઠી શકે ન વાળી.

નિત કરતાં ઊંચે સાદે,
તૂટયું મૌન દરદદુખના અમ શબ્દોની પડતાં તાળી.

લેનિન! લેનિન! ઓ! શી આ બરછટ હાથોની આરત!
સમજાયું છે લેનિન! અમને હવે એક છે લત,
છે અમ ભાગ્યે એક એકલી લડત, લડત ને લડત!
જંગ આખરીમાં તું દોરી ગયો અમોને! લડત!
તેં અમને આ દીધ મેળવી મજદૂરીની જીત.
જુલ્મ અને અજ્ઞાન ઉપરની અહો કારમી જીત
કોઈ ન શકશે હાથ અમારા થકી ઝૂંટવી કદી.
કોઈ નહીં! હા કોઈ નહીં!
કદી નહીં! કદ્દાપિ નહીં!
લડત મહીં સૌ કોઈ બનીબસ જાય જુવાન અને બહાદર,
કારણ, આપણી જીત તણું શુભ નામ અરે છે ઑક્ટોબર.
ઑક્ટોબર! ઑક્ટોબર!
ઑક્ટોબર છે સૂર્ય તણો સંદેશ.
ઑક્ટોબર છે ક્રાન્તિકારી કૈં શતકોનો આદેશ.
ઑક્ટોબર છે મજૂરી, છે આનંદ અને છે ગીત.
ઑક્ટોબર! છે યંત્ર ખેતરોનું સુંદીર નસીબ.
લેનિન ને સૌ જુવાનિયાની પેઢી જેહ તમામ
એનું ફરકે ઑક્ટોબર તે અમર અહો ધ્વજ—નામ!

## ૧૫૩. જાપાનની ચીન ઉપર શિરજોરી

૧૪ એપ્રિલ, ૧૯૩૩

મહાયુદ્ધ ચાલી રહ્યું હતું તે દરમ્યાન દૂર પૂર્વના દેશોમાં કેટલાક બનાવો બન્યા તેનું આપણે અવલોકન કરવું જોઈએ. એટલે હવે હું તને ચીન લઈ જઈશ. ચીન વિષેના મારા છેલ્લા પત્રમાં ત્યાં આગળ કરવામાં આવેલી પ્રજાસત્તાકની સ્થાપના વિષે તથા એ પછી જે મુશ્કેલીઓ ઊભી થવા પામી તે વિષે મેં તને કહ્યું હતું. એ પછી ફરીથી સામ્રાજ્ય સ્થાપવાના પ્રયત્નો પણ કરવામાં આવ્યા. એ બધા પ્રયત્નો તો નિષ્ફળ નીવડયા પરંતુ પ્રજાસત્તાક આખા દેશ ઉપર પોતાની હકૂમત જમાવવાને સફળ ન થયું અથવા કહો કે કોઈ પણ એક સરકાર એ કામ પાર પાડવામાં ન ફાવી. ત્યારથી માંડીને

હજી સુધી સમગ્ર ચીન ઉપર જેની નિર્વિવાદ સત્તા હોય એવી એક પણ સત્તા હજી. ઊભી થવા પામી નહોતી. થોડાં વરસ સુધી ચીનમાં બે મુખ્ય સરકારો હતી; એક ઉત્તરની અને બીજી દક્ષિણની. દક્ષિણમાં ડૉ. સુનયાત્-સેન અને તેના રાષ્ટ્રીય પક્ષ કુ-મીન-ટાંગની સત્તા સર્વોપરી હતી. ઉત્તરમાં યુઆન-શી-કાઈ સત્તાધારી હતો અને તેના પછી અનેક સેનાપતિઓ અને લશ્કરી પુરુષો આવ્યા. આ લશ્કરી સાહસખોરોને તૂશન કહેવામાં આવતા હતા. આજે પણ તેમને એ જ નામથી ઓળખવામાં આવે છે. છેલ્લાં કેટલાંક વરસોથી તેઓ ચીન ઉપર આફત સમાન થઈ પડ્યા છે.

ચીન આ રીતે નિરંતર પ્રવર્તતા અરાજકની દુઃખદ સ્થિતિમાં આવી પડ્યું હતું અને ત્યાં આગળ ઉત્તર અને દક્ષિણ વચ્ચે તથા હરીફ તૂશનો વચ્ચે વારંવાર આંતરયુદ્ધ ફાટી નીકળતું હતું. સામ્રાજ્યવાદી સત્તાઓને માટે કાવાદાવા કરવાની તથા એક પક્ષને અથવા હમણાં એક તૂશનને અને પછી બીજાને ઉત્તેજન આપી એ રીતે આ આંતરિક મતભેદો અને ઝઘડાઓનો લાભ ઉઠાવવાનો પ્રયત્ન કરવાની એ ઉમદા તક હતી. તને યાદ હશે કે, હિંદમાં પણ અંગ્રેજોએ એ જ રીતે પોતાની સત્તા જમાવી. યુરોપની સત્તાઓએ એ તકનો લાભ ઉઠાવ્યો અને કાવાદાવા કરવાનું તથા એક તૂશનને બીજા સામે લડાવી મારવાનું શરૂ કર્યું. પરંતુ તેમની પોતાની મુસીબતોએ તથા મહાયુદ્ધે થોડા જ વખતમાં દૂર પૂર્વના દેશોમાંની તેમની આ પ્રવૃત્તિઓનો અંત આણ્યો.

પણ જાપાનની બાબતમાં એમ ન બન્યું. મુખ્ય લડાઈ બહુ દૂરના પ્રદેશોમાં ચાલતી હતી અને ચીનમાં પોતાની જૂની પ્રવૃત્તિઓ નિર્વિઘ્ને આગળ ચલાવી શકાય એમ જાપાનને લાગ્યું. સાચે જ, એ ઘડીએ તે પોતાની એ પ્રવૃત્તિઓ ચલાવવાની બહુ જ અનુકૂળ સ્થિતિમાં હતું, કેમ કે બીજી સત્તાઓ અન્યત્ર યુદ્ધમાં રોકાયેલી હતી અને તેમના તરફથી કશીયે દખલ થવાનો સંભવ નહોતો. જાપાનને ચીનના કયાઉચાઉમાં જર્મનોને મળેલા અધિકારો છીનવી લેવા હતા અને પછીથી દેશમાં આગળ પગપેસારો કરવો હતો. માત્ર એટલા જ ખાતર તેણે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું.

ચીન પરત્વેની જાપાનીઓની નીતિ છેલ્લા ચાર દશકાથી બિલકુલ એકધારી ચાલતી આવી હતી. પોતાના સૈન્યને આધુનિક ઢબે સજ્જ કરીને તથા પોતાના દેશનું ઉદ્યોગીકરણ આગળ ધપાવીને તરત જ તેમણે ચીન ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવાનો નિશ્ચય કર્યો. ફેલાવાને માટે તથા પોતાના ઉદ્યોગો વધારવાને માટે તેમને મોકળાશ જોઈતી હતી. ચીન અને કોરિયા એ બંને દેશો તેની નજીક હતા અને કમજોર હતા. આધિપત્ય અને શોષણને માટે તેઓ તેમને જાણે નોતરી રહ્યા હોય એમ લાગતું હતું. ૧૮૯૪-૯૫માં ચીન સાથે યુદ્ધ

કરીને તેમણે એ દિશામાં પ્રથમ પ્રયત્ન કર્યો. એમાં તેઓ ફાવ્યા ખરા પરંતુ કેટલીક યુરોપી સત્તાઓના વિરોધને લીધે તેમને જેટલું જોઈતું હતું તેટલું મળ્યું નહિ. પછી ૧૯૦૪ની સાલમાં રશિયા જોડે યુદ્ધ થયું. એ યુદ્ધ ચીન સાથેના યુદ્ધ કરતાં કપરું હતું. એમાં પણ તેમને વિજય મળ્યો અને પરિણામે મંચૂરિયા તથા કોરિયામાં તેમણે મજબૂત અડ્ડો જમાવ્યો. થોડા જ વખતમાં કોરિયાને ખાલસા કરવામાં આવ્યું અને તે જાપાની સામ્રાજ્યનો એક ભાગ બન્યું.

પરંતુ મંચૂરિયા તો ચીનનો જ એક ભાગ રહ્યું. એને ચીનના પૂર્વ તરફના ત્રણ પ્રાંતો કહેવામાં આવે છે. ત્યાં આગળની તેની રેલવે સહિત રશિયાને ત્યાં મળેલા બધા હકો જાપાનીઓએ પચાવી પાડ્યા. એ રેલવે તે વખત સુધી 'ચાઈનીઝ ઇસ્ટર્ન રેલવે' (પૂર્વ ચીનની રેલવે) નામથી ઓળખાતી હતી. એ રેલવેનું નામ બદલીને હવે 'સાઉથ મંચૂરિયન રેલવે' (દક્ષિણ મંચૂરિયાની રેલવે) રાખવામાં આવ્યું. જાપાને હવે મંચૂરિયા ઉપરનો પોતાનો પંજો મજબૂત કરવાનું શરૂ કર્યું. દરમ્યાન એ રેલવેએ બાકીના ગીચ વસતીવાળા ચીનમાંથી લોકોને આકર્ષ્યા અને સંખ્યાબંધ ચીની ખેડૂતો ત્યાં આવીને વસવા લાગ્યા. સોયાબીન નામથી ઓળખાતું કઠોળ મંચૂરિયામાં ખૂબ પાકતું હતું. એનાં કીમતી પોષક તત્ત્વોને લીધે દુનિયાભરમાં તેની માગ વધી ગઈ. તેમાંથી બનતી બીજી વસ્તુઓ ઉપરાંત સોયાબીનમાંથી એક પ્રકારનું તેલ પણ બને છે. આ સોયાબીનની ખેતીને કારણે પણ સંખ્યાબંધ લોકો ત્યાં આવીને વસ્યા. આમ, જે વખતે જાપાનીઓ મંચૂરિયાના સમગ્ર આર્થિક તંત્રનો ઉપરના ભાગમાંથી શરૂ કરીને સંપૂર્ણ કાબૂ લેવા માગતા હતા તે જ વખતે નીચેના ભાગમાંથી સંખ્યાબંધ ચીનાઓ ત્યાં આવ્યા અને એ દેશમાં તેમણે વસવાટ કર્યો. પુરાણા મંચૂ લોકો આ ચીના ખેડૂતોના સમુદ્રમાં ડૂબી ગયા તથા સંસ્કૃતિ અને જીવનદૃષ્ટિમાં તેઓ પૂરેપૂરા ચીની બની ગયા.

ચીનમાં પ્રજાસત્તાક સ્થપાય એવી જાપાનને કલ્પના પણ નહોતી. ચીનને બળવાન બનાવે એવી એક પણ વસ્તુ જાપાનને મંજૂર નહોતી અને ચીનને સુસંગઠિત થઈને એક બળવાન રાષ્ટ્ર થતું અટકાવવું એ તેની કુટિલનીતિનું એક માત્ર ધ્યેય હતું. એથી કરીને દેશમાં આંતરિક અવ્યવસ્થા ચાલુ રહે એટલા ખાતર એક તૂશન સામે બીજા તૂશનને મદદ કરવામાં તે અતિ સક્રિય રસ લેતું હતું.

ચીનના તરુણ પ્રજાસત્તાકને જબરદસ્ત પ્રશ્નોનો ઉકેલ કરવાનો હતો. એ કેવળ મરવા પડેલી સામ્રાજ્ય સરકાર પાસેથી રાજકીય સત્તા લઈ લેવાનો જ સવાલ નહોતો. વાત એમ છે કે લઈ લેવા જેવી રાજકીય સત્તા હતી જ નહિ. ત્યાં આગળ એવી કોઈ કેન્દ્રસ્થ સત્તા હતી જ નહિ. એવી સત્તા તો હજી ઊભી કરવાની હતી. જૂનું ચીની સામ્રાજ્ય એ માત્ર નામનું જ સામ્રાજ્ય

હતું. વાસ્તવમાં એ અનેક સ્વયંશાસિત પ્રદેશોનો એક સમૂહ હતો અને એ પ્રદેશોને એક સામ્રાજ્યમાં સાંકળી રાખનાર બંધ બહુ શિથિલ હતો. પ્રાંતો વત્તેઓછે અંશે સ્વયંશાસિત હતા અને શહેરો તથા ગામોની પણ એ જ સ્થિતિ હતી. મધ્યસ્થ સરકાર કે સમ્રાટની સત્તા માન્ય રાખવામાં આવતી પરંતુ એ સરકાર સ્થાનિક બાબતોમાં માથું મારતી નહિ. જેમાં સત્તા અને વહીવટી તંત્ર એક જ સ્થાને કેન્દ્રિત થયાં હોય તથા જેની સરકારની ભિન્ન ભિન્ન બાજુઓમાં એકધારી સમાનતા હોય એવું ચીનનું રાજ્ય નહોતું. એવા રાજ્યને યુનિટરી એટલે કે સંઘટિત યા એકતંત્રી રાજ્ય કહેવામાં આવે છે. રાજકીય દૃષ્ટિએ શિથિલ બંધથી બંધાયેલું આ રાજ્ય પશ્ચિમના ઉદ્યોગો તથા સામ્રાજ્યવાદી લોભના આઘાતથી ભાગી પડ્યું. હવે લોકોને લાગવા માંડ્યું કે તેણે જીવવું હોય તો ચીને વહીવટની સમાન અથવા એકધારી પદ્ધતિવાળું મજબૂત કેન્દ્રિત રાજ્ય બનવું જોઈએ. નવું પ્રજાસત્તાક એવું રાજ્ય ઊભું કરવા માગતું હતું. એ કંઈક નવીન વસ્તુ હતી અને તેથી પ્રજાતંત્રની સામેની એ મોટામાં મોટી મુશ્કેલી થઈ પડી. ચીનમાં સંપર્કનાં સાધનો, રસ્તાઓ તથા રેલવે વગેરે જેવાં જોઈએ તેવાં નહોતાં. એ વસ્તુ જ રાજકીય એકતાના માર્ગમાં જબરદસ્ત વિઘ્નરૂપ હતી.

ભૂતકાળમાં ચીની લોકો કેવળ રાજકીય સત્તાને ઝાઝું મહત્ત્વ આપતા નહોતા. એમની ભવ્ય સભ્યતા સંસ્કારિતાના પાયા ઉપર રચાયેલી હતી અને જીવન જીવવાની કળા એ જે રીતે શીખવતી હતી તેનો જોટો બીજે ક્યાંય જડે એમ નથી. તેમની પુરાણી સંસ્કૃતિ ચીના લોકોના હાડમાં એવી તો ઊતરી ગઈ હતી કે તેમની રાજકીય અને આર્થિક વ્યવસ્થા પડી ભાગી ત્યારે પણ તેઓ પોતાની પ્રાચીન સંસ્કારિતાને વળગી રહ્યા. જાપાને ઇરાદાપૂર્વક પશ્ચિમના ઉદ્યોગો તથા આચારવિચારો ગ્રહણ કર્યા હતા પરંતુ મૂળમાં તો તે ‘ફ્યૂડલ’ જ રહ્યું. ચીન ‘ફ્યૂડલ’ નહોતું. તે બુદ્ધિવાદ તથા વૈજ્ઞાનિક વૃત્તિથી પરિપૂર્ણ હતું અને પશ્ચિમના દેશોમાં ઉદ્યોગો તથા વિજ્ઞાનના ક્ષેત્રમાં થયેલી પ્રગતિને તે ઉત્સુકતાથી નિહાળી રહ્યું હતું. પરંતુ જાપાનની પેઠે તેણે આંધળિયાં કરીને એમાં ઝંપલાવ્યું નહિ. હા, એટલું ખરું કે એમાં પડવા માટે ચીનના માર્ગમાં અનેક મુશ્કેલીઓ હતી. પણ જાપાનને એવી કોઈ પણ મુશ્કેલી નહોતી. આમ છતાંયે, જેથી કરીને પોતાની પુરાણી સંસ્કૃતિ સાથેનો સંબંધ સદંતર તૂટી જાય એવું કંઈ પણ કરતાં ચીનાઓ અચકાતા હતા. ચીનનો સ્વભાવ ફિલસૂફના સ્વભાવ જેવો છે અને ફિલસૂફો કોઈ પણ કાર્ય ઉતાવળથી કરતા નથી. તેના મનમાં ભારે ખળભળાટ મચી રહ્યો હતો, અને તે હજી ચાલુ જ છે; કેમ કે તેને કેવળ રાજકીય સવાલનો જ ઉકેલ કરવાનો નહોતો. તેને તો આર્થિક, સામાજિક, બૌદ્ધિક અને કેળવણીના તેમ જ એવા બીજા અનેક સવાલોનો ઉકેલ કરવાનો હતો.

આ ઉપરાંત હિંદુસ્તાન તથા ચીન જેવા અતિ વિશાળ દેશોનો બહોળો વિસ્તાર પણ અનેક મુશ્કેલીઓ ઊભી કરે છે. એ દેશો ખંડ જેવા છે અને તેમનામાં કંઈક અંશે ખંડોનું ભારેખમપણું છે. એક હાથી પડી જાય તો તેને ઊઠતાં વાર લાગે છે; બિલાડી કે કૂતરાની પેઠે તે પડતાંવેંત કૂદીને એકદમ ઊભો થઈ શકતો નથી.

મહાયુદ્ધ શરૂ થયા પછી તરત જ જાપાન મિત્રરાજ્યો સાથે જોડાયું અને તેણે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. તેણે ક્યાઉ ચાઉનો કબજો લીધો અને પછી શાંટુંગ પ્રાંતમાં થઈને દેશના અંદરના ભાગમાં તેણે પોતાના પગ પસારવા માંડ્યા. ક્યાઉ ચાઉ શાંટુંગ પ્રાંતમાં આવેલું છે. એનો અર્થ એ થયો કે જાપાન ખુદ ચીન ઉપર ચડાઈ કરી રહ્યું હતું. ત્યાં આગળ જર્મની સામે, પગલાં ભરવાનો સવાલ જ નહોતો કેમ કે જર્મનીને એ પ્રદેશ સાથે કશીયે લેવાદેવા નહોતી. ચીની સરકારે વિનયપૂર્વક જાપાનીઓને પાછા ચાલ્યા જવા જણાવ્યું. જપાનીઓએ કહ્યું આ તે કેવી ઉદ્ધતાઈ! અને પછી તરત જ તેમણે ૨૧ માગણીઓવાળી સરકારી યાદી બહાર પાડી.

આ '૨૧ માગણીઓ' જગજાહેર થઈ ગઈ. એ હું અહીં નહિ આપું. એનો સારાંશ એ હતો કે ચીનમાં અને ખાસ કરીને મંચૂરિયા, મંગોલિયા તથા શાંટુંગ પ્રાંતમાં અનેક પ્રકારના હક્કો તથા અધિકારો જાપાનને આપી દેવા. આ માગણીઓ કબૂલ રાખવામાં આવે તો એને પરિણામે ચીન વાસ્તવમાં જાપાનનું એક સંસ્થાન બની જતું હતું. ઉત્તર ચીનની કમજોર સરકારે એ માગણીઓ સામે વાંધો ઉઠાવ્યો પરંતુ જાપાનના બળવાન સૈન્ય સામે તે શું કરી શકે એમ હતું? વળી ઉત્તરની આ સરકાર પોતે પોતાની પ્રજામાં લોકપ્રિય પણ નહોતી. પરંતુ તેણે એક કામ કર્યું અને તે ભારે મદદરૂપ નીવડ્યું. તેણે જાપાનની એ માગણીઓ જાહેર કરી. તરત જ ચીનમાં એની સામે ભારે વિરોધ ફાટી નીકળ્યો. બીજી સત્તાઓ, લડાઈમાં પરોવાયેલી હોવા છતાંયે, તેમનો પણ મિજાજ ગયો. ખાસ કરીને અમેરિકાએ એની સામે વાંધો ઉઠાવ્યો. પરિણામ એ આવ્યું કે, જાપાને પોતાની કેટલીક માગણીઓ પાછી ખેંચી લીધી, કેટલીક માગણીઓ મર્યાદિત કરી અને બાકીની માગણીઓ દાટી આપીને ૧૯૧૫ની સાલમાં ચીની સરકાર પાસે સ્વીકારાવી. એથી કરીને ચીનમાં જાપાનવિરોધી ઉગ્ર લાગણી પેદા થઈ.

૧૯૧૭ની સાલમાં, મહાયુદ્ધ શરૂ થયા પછી ત્રણ વરસ બાદ, ચીન મિત્રરાજ્યોના પક્ષમાં જોડાયું અને તેણે જર્મની સામે લડાઈ જાહેર કરી. એ વસ્તુ હાસ્યાસ્પદ હતી કેમ કે ચીન જર્મની સામે કશું જ કરી શકે એમ નહોતું. એમ કરવાનો હેતુ માત્ર આટલો જ હતો: મિત્રરાજ્યોની સહાનુભૂતિ પ્રાપ્ત કરવી અને જાપાનના વળી વધારે આક્રમણમાંથી બચી જવું.

એ પછી થોડા જ વખતમાં, ૧૯૧૭ના નવેમ્બરમાં બોલ્શેવિક ક્રાંતિ થઈ. એ પછી ઉત્તર એશિયામાં ભારે અવ્યવસ્થા વ્યાપી ગઈ. સાઇબેરિયા સોવિયેટ તથા સોવિયેટવિરોધી દળો વચ્ચેની લડાઈનું એક રણક્ષેત્ર બની ગયું. રશિયન સેનાપતિ કોલચાક સાઇબેરિયામાં રહીને સોવિયેટ સામે લડતો હતો. સોવિયેટના વિજયથી ભડકીને જાપાનીઓએ સાઇબેરિયામાં એક મોટું લશ્કર મોકલ્યું. બ્રિટિશ તેમ જ અમેરિકન સૈન્યો પણ ત્યાં મોકલવામાં આવ્યાં. થોડા વખત માટે તો સાઇબેરિયા તથા મધ્ય એશિયામાંથી રશિયાની લાગવગ નષ્ટ થઈ ગઈ. એ પ્રદેશોમાંથી રશિયાની પ્રતિષ્ઠા નિર્મૂળ કરવાને માટે બ્રિટિશ સરકારે તેનાથી બનતું બધું કર્યું. બોલ્શેવિકવિરોધી પ્રચાર કરવાને માટે મધ્ય એશિયાના કેન્દ્ર સ્થાન કાશ્ગરમાં અંગ્રેજોએ એક વાયરલેસ સ્ટેશન પણ ઊભું કર્યું.

મંગોલિયામાં પણ સોવિયેટ તથા સોવિયેટવિરોધી દળો વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું. છેક ૧૯૧૫ની સાલમાં, મહાયુદ્ધ ચાલી રહ્યું હતું ત્યારે, ઝારશાહી રશિયાની મદદથી ચીની સરકાર પાસેથી સ્વયંશાસનનો હક પ્રાપ્ત કરવામાં મંગોલિયા સફળ થયું હતું. પરંતુ મંગોલિયા ઉપર ચીનનું આધિપત્ય તો કાયમ રહ્યું. વળી મંગોલિયાના વિદેશો સાથેના સંબંધોને અંગે રશિયાને પણ ત્યાં સ્થાન આપવામાં આવ્યું. આ અજબ પ્રકારની વ્યવસ્થા હતી. સોવિયેટ ક્રાંતિ પછી મંગોલિયામાં આંતરયુદ્ધ થયું. ત્રણ વરસ કરતાંયે વધારે સમયના યુદ્ધ પછી તેમાં સ્થાનિક સોવિયેટોનો વિજય થયો.

મહાયુદ્ધ પછી સુલેહપરિષદ થઈ તે વિષે હજી મેં તને નથી કહ્યું. બીજા પત્રમાં મારે એનું નિરૂપણ કરવું પડશે. અહીંયાં હું માત્ર એટલું જ કહી દઉં કે, એ પરિષદની મોટી સત્તાઓએ — ખાસ કરીને ઇંગ્લંડ, ફ્રાંસ અને યુનાઇટેડ સ્ટેટ્સે — ચીનનો શાંટુંગ પ્રાંત જાપાનને ભેટ આપવાનો નિર્ણય કર્યો. આ રીતે, યુદ્ધના બદલામાં, પોતાના એક મિત્રરાજ્ય ચીન પાસે તેમણે તેનો મુલક આપી દેવડાવ્યો. એમ કરવાનું કારણ યુદ્ધકાળ દરમ્યાન ઇંગ્લંડ, ફ્રાંસ તથા જાપાન વચ્ચે થયેલી ગુપ્ત સંધિ હતી. એનું કારણ ગમે તે હો, ચીન સાથેની આ ધોકાબાજીથી ચીના લોકો ભારે રોષે ભરાયા અને પેકિંગ સરકારને તેમણે ધમકી આપી કે, જો તે એ બાબતમાં ઘરછોડ કરશે તો ક્રાંતિ થશે. જાપાની માલનો કડક બહિષ્કાર પોકારવામાં આવ્યો અને ઠેકઠેકાણે જાપાન-વિરોધી બંડ થયાં. ચીની સરકારે (મારી કહેવાની મતલબ ઉત્તરની પેકિંગ સરકાર છે, કેમ કે તે જ ચીનની મુખ્ય સરકાર હતી.) સુલેહના કરારો પર સહી કરવાની ના પાડી.

બે વરસ પછી યુનાઇટેડ સ્ટેટ્સમાં વૉશિંગ્ટનમાં એક પરિષદ થઈ. એ પરિષદમાં શાંટુંગનો પ્રશ્ન ફરી પાછો ઉપસ્થિત થયો. દૂર પૂર્વના દેશોના પ્રશ્નોમાં રસ ધરાવતી બધી સત્તાઓની એ પરિષદ હતી અને પોતપોતાના નૌકાબળની

ચર્ચા કરવાને તે એકઠી મળી હતી. જાપાન અને ચીનની બાબતમાં, ૧૯૨૨ની વૉશિંગ્ટનની પરિષદમાંથી અનેક મહત્ત્વનાં પરિણામો આવ્યાં. જાપાન શાંટુંગ પ્રાંત પાછો આપી દેવાને કબૂલ થયું અને એ રીતે ચીની પ્રજાને અસ્વસ્થ કરી મૂકતા એક મોટા પ્રશ્નનો નિવેડો આવ્યો. એ સત્તાઓ વચ્ચે મહત્ત્વના બીજા બે કરારો પણ થયા.

એમાંનો એક, 'ચાર સત્તાઓનો કરાર' હતો. અમેરિકા, ઇંગ્લંડ, જાપાન અને ફ્રાંસ વચ્ચે એ કરાર થયો હતો. આ ચાર સત્તાઓએ પ્રશાન્ત મહાસાગરમાંના પ્રત્યેક સત્તાના તાબાના મુલકોની પ્રાદેશિક અખંડિતતા માન્ય રાખવાની પરસ્પર પ્રતિજ્ઞા કરી. બીજો કરાર 'નવ સત્તાઓના કરાર' તરીકે ઓળખાય છે. એ કરાર વૉશિંગ્ટન પરિષદમાં હાજરી આપનાર નવ સત્તાઓ — યુનાઇટેડ સ્ટેટ્સ, બેલ્જિયમ, ઇંગ્લંડ, ફ્રાંસ, ઇટાલી, જાપાન, હૉલેંડ, પોર્ટુગાલ અને ચીન — વચ્ચે થયો હતો. એ કરારની પહેલી કલમ આ રીતે શરૂ થતી હતી:

"ચીનનું ઐશ્વર્ય (સોવરેનટી), સ્વતંત્રતા તેમ જ તેની વહીવટી અને પ્રાદેશિક અખંડિતતા માન્ય રાખવા માટે . . ."

દેખીતી રીતે જ, ચીનને હવે વધુ આક્રમણમાંથી બચાવવાનો એ બંને કરારોનો આશય હતો. છૂટછાટો પડાવવાની તથા મુલક ખાલસા કરવાની જે રમત બીજી સત્તાઓ આજ સુધી રમી રહી હતી તે અટકાવવાને એ કરારો કરવામાં આવ્યા હતા. પશ્ચિમની સત્તાઓ મહાયુદ્ધ પછીના પ્રશ્નોનો ઉકેલ કરવાના કાર્યમાં ગૂંથાયેલી હતી. એટલે એ ઘડીએ ચીનની બાબતમાં તેમને રસ નહોતો. એથી કરીને આત્મત્યાગના આ ઠરાવમાં એ બધી સત્તાઓએ ગંભીરતાપૂર્વક પોતાની સંમતિ આપી. એ ઠરાવ ઘણાં વરસોથી ચાલતી આવેલી જાપાનની ઇરાદાપૂર્વકની નીતિનો ઘાતક હતો છતાંયે જાપાને પોતે પણ એ ઠરાવમાં પોતાની સંમતિ આપી. જાપાનની પુરાણી નીતિની વિરુદ્ધની પ્રતિજ્ઞાઓ તથા કરારો કરવામાં આવ્યા હોવા છતાંયે તેણે પોતાની અસલ નીતિ ચાલુ જ રાખી હતી એ વસ્તુ થોડાં જ વરસોમાં સ્પષ્ટ થઈ ગઈ અને જાપાને ચીન ઉપર ચડાઈ કરી. આંતરરાષ્ટ્રીય જૂઠાણાં અને પાખંડનું એ એક અજોડ અને નગ્ન દૃષ્ટાંત છે. પાછળથી જે બનવા પામ્યું તેની ભૂમિકા સમજાવવાને ખાતર મારે તને વૉશિંગ્ટનની પરિષદની વાત કહેવી પડી.

વૉશિંગ્ટન પરિષદના અરસામાં સાઇબેરિયામાંથી વિદેશી લશ્કરો પણ છેવટનાં ખેંચી લેવામાં આવ્યાં. જાપાને પોતાનું લશ્કર ત્યાંથી સાથી છેલ્લું ખસેડયું. તરત જ ત્યાં સોવિયેટ સ્થપાઈ ગયાં અને તે રશિયાના સોવિયેટ પ્રજાસત્તાકમાં જોડાયાં.

પોતાની કારકિર્દીના આરંભમાં જ રશિયાની સોવિયેટ સરકારે ચીનને જણાવ્યું કે, બીજી સામ્રાજ્યવાદી સત્તાઓની સાથે ઝારશાહી રશિયા ચીનમાં

જે ખાસ અધિકારો ભોગવતું હતું તે છોડી દેવા પોતે તૈયાર છે. સામ્રાજ્ય-વાદ તથા સામ્યવાદના માર્ગો ભાગ્યે જ સમાન હોય છે, પરંતુ એ વાત જવા દઈએ તો પણ, પશ્ચિમની સત્તાઓથી લાંબા વખતથી શોષાઈ રહેલા અને ડરાવાતા પૂર્વના દેશો તરફ સોવિયેટે ઇરાદાપૂર્વક ઉદાર નીતિ અખત્યાર કરી. એ કેવળ પ્રામાણિકતા જ નહોતી પણ સોવિયેટ રશિયાને માટે ધરખમ નીતિ પણ હતી; કેમ કે એ નીતિએ પૂર્વમાં તેના મિત્રો ઊભા કર્યા. ખાસ અધિકારો છોડી દેવાની સોવિયેટની દરખાસ્ત શરતી નહોતી; એના બદલામાં તેણે કશી અપેક્ષા ન રાખી. એમ છતાંયે, ચીની સરકાર સોવિયેટ સાથે વ્યવહાર બાંધતાં ડરતી હતી; તેને ભીતિ હતી કે એથી રખેને પશ્ચિમ યુરોપની સત્તાઓ તેના ઉપર ક્રોધે ભરાય. પરંતુ, આખરે રશિયન અને ચીની પ્રતિનિધિઓ મળ્યા અને ૧૯૨૯ની સાલમાં અમુક મુદ્દાઓની બાબતમાં તેઓ સંમત થયા. આ કરારની જાણ થતાં ફ્રેંચ, અમેરિકન તથા જાપાનની સરકારે એની સામે પેકિંગ સરકાર સમક્ષ પોતાનો વિરોધ દર્શાવ્યો. આથી પેકિંગ સરકાર એટલી તો ડરી ગઈ કે એ કરાર ઉપર પોતાના પ્રતિનિધિએ કરેલી સહીનો તેણે ઇન્કાર કર્યો. પેકિંગ સરકારની આટલી હદ સુધી દુર્દશા થઈ હતી! એ પછી રશિયન પ્રતિનિધિએ એ કરારનો આખો મુસદ્દો બહાર પાડ્યો. એણે ભારે ખળભળાટ મચાવી મૂક્યો. બીજી સત્તાઓ સાથેના સંબંધમાં ચીન સાથે પહેલી જ વાર માનભર્યો અને યોગ્ય વર્તાવ દર્શાવવામાં આવ્યો તથા તેના હક્કોને માન્ય રાખવામાં આવ્યા. એક મહાન સત્તા સાથેની સમાનતાના ધોરણે થયેલી આ તેની પહેલી જ સંધિ હતી. ચીની પ્રજા એથી રાજી થઈ અને સરકારને તેના ઉપર સહી કરવાની ફરજ પડી. સામ્રાજ્યવાદી સત્તાઓને એ સંધિ ન ગમે એ સ્વાભાવિક હતું કેમ કે એથી તેઓ દુનિયાની નજરે બહુ ખોટી દેખાય એમ હતું. સોવિયેટ રશિયાએ ઉદારતાપૂર્વક પોતાના બધા અધિકારો જતા કર્યા પરંતુ એ સત્તાઓ તો પોતપોતાના ખાસ હક્કોને ચીવટપૂર્વક વળગી રહી.

સોવિયેટ સરકારે ડૉ. સુનયાતસેનની દક્ષિણ ચીનની સરકાર સાથે પણ સંપર્ક સાધ્યો અને એ બંને સરકારો પરસ્પર સમજૂતી પર આવી. દક્ષિણ ચીનની સરકારનું વડું મથક કેન્ટોનમાં હતું. આ બધા સમય દરમ્યાન ઉત્તર અને દક્ષિણ ચીન વચ્ચે તથા ઉત્તર ચીનના જુદા જુદા સેનાપતિઓ વચ્ચે આંતરયુદ્ધ ચાલી રહ્યું હતું. આ ઉત્તરના તૂશનો અથવા મહાતૂશનો — એમાંના કેટલાક મહાતૂશન કહેવાતા હતા — કોઈ સિદ્ધાંત કે કાર્યક્રમને ખાતર લડતા નહોતા; તેઓ વ્યક્તિગત સત્તા મેળવવાને લડતા હતા. તેઓ એકબીજા સાથે મળીને એકસંપી કરતા પણ પછી સામા પક્ષ સાથે મળી જઈને નવો જ સમૂહ રચતા. તેમના આ નિરંતર બદલાતા સમૂહો બહારનાઓને માટે તો કોયડા સમાન જ હતા. આ તૂશનો અથવા લશ્કરી સાહસખોરો, ખાનગી

લશ્કરો રાખતા, ખાનગી કરો નાખતા અને પોતાનાં ખાનગી યુદ્ધો ચલાવ્યે રાખતા. આ બધાનો બોજો લાંબા કાળથી યાતનાઓ સહેતી આવેલી ચીની પ્રજાને ઉઠાવવો પડતો. આવા કેટલાક મહાતૂશનોની પાછળ વિદેશી સત્તાઓની, ખાસ કરીને જાપાનની ઓથ હતી એમ કહેવાય છે. શાંઘાઈની મોટી મોટી પરદેશી વેપારી પેઢીઓ તરફથી પણ તેમને નાણાંની મદદ મળતી હતી.

દક્ષિણમાં, ડૉ. સુન-યાત્-સેનની સરકાર કાર્ય કરતી હતી ત્યાં માત્ર એક ઊજળું સ્થાન હતું. એ સરકારને પોતાના આદર્શો હતા, પોતાની ચોક્કસ નીતિ હતી; ઉત્તરના કેટલાક તૂશનોની સરકારની પેઠે એનું કેવળ લૂંટવાનું કાર્ય નહોતું. ૧૯૨૪ની સાલમાં કુ-મીન-ટાંગની અથવા પ્રજાપક્ષની રાષ્ટ્રીય મહાસભાની પહેલી બેઠક મળી અને ડૉ. સુન-યાત્-સેને તેની આગળ એક જાહેરનામું રજૂ કર્યું. એ જાહેરનામામાં તેણે રાષ્ટ્રને દોરવણી આપનારા સિદ્ધાંતો રજૂ કર્યા. એ જાહેરનામું તથા એના સિદ્ધાંતો ત્યારથી કુ-મીન-ટાંગના આધારરૂપ બની ગયા. અને કહેવાતી રાષ્ટ્રીય સરકારની સામાન્ય નીતિ આજે પણ એ મુજબ ચાલે છે એમ મનાય છે.

૧૯૨૫ના માર્ચ માસમાં ડૉ. સુન-યાત્-સેન મરણ પામ્યો. ચીનની સેવામાં તેણે પોતાનું જીવન ઘસી નાખ્યું હતું. ચીની પ્રજાનો એના ઉપર અપાર પ્રેમ હતો.

## ૧૫૪. યુદ્ધકાળનું હિંદ

૧૯ એપ્રિલ, ૧૯૩૩

બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગ તરીકે, બેશક હિંદ પણ સીધી રીતે મહાયુદ્ધમાં સંડોવાયું હતું. પરંતુ હિંદની અંદર કે તેની પાસે ખરેખર લડાઈ થઈ નહોતી. આમ છતાંયે, હિંદ ઉપર મહાયુદ્ધની અનેક પ્રકારે પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ અસર થઈ અને એ રીતે અહીં ભારે ફેરફારો થવા પામ્યા. મિત્રરાજ્યોને મદદ કરવાને અર્થે હિંદની સાધનસામગ્રીનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

એ હિંદુસ્તાનનું યુદ્ધ નહોતું. જર્મની સામે કે તેના પક્ષનાં ઇતર રાજ્યો સામે હિંદને કશી ફરિયાદ નહોતી અને તુર્કી માટે તો તેની ભારે સહાનુભૂતિ હતી. પરંતુ એ બાબતમાં હિંદને માટે પસંદગીનો સવાલ નહોતો. તે તો કેવળ બ્રિટનના તાબા નીચેનો દેશ હતો અને પોતાના સામ્રાજ્યવાદી માલિકની સાથે એક કતારમાં ઊભા રહેવાની તેને ફરજ પાડવામાં આવી હતી. અને તેથી, દેશમાં ભારે વિરોધ હોવા છતાંયે હિંદી સૈનિકો તુર્કો, મિસરવાસીઓ તથા બીજાઓ સામે લડ્યા અને પશ્ચિમ એશિયામાં હિંદના નામને અકારું કરી મૂક્યું.

આગળના એક પત્રમાં મેં તને કહ્યું હતું તેમ, મહાયુદ્ધ શરૂ થયું તે ટાંકણે હિંદમાં રાજકારણ બહુ જ મંદ પડી ગયું હતું. યુદ્ધના આગમનથી લોકોનું ધ્યાન વળી વધારે પ્રમાણમાં બીજી દિશાઓમાં વળ્યું અને બ્રિટિશ સરકારે યુદ્ધને અંગે લીધેલાં અનેક પગલાંઓને કારણે સાચી રાજકીય પ્રવૃત્તિ મુશ્કેલ થઈ પડી. બીજા બધાઓને દાબી દેવા માટે તથા પોતાનું મનમાન્યું કરવાને માટે સરકારો યુદ્ધકાળને હમેશાં એક સરસ બહાના તરીકે લેખે છે. એ દરમ્યાન જો કોઈને કશી છૂટ હોય તો માત્ર સરકારને મનમાન્યું કરવાની છૂટ હોય છે. ખબરો ઉપર નિયંત્રણ મૂકવામાં આવે છે, સત્ય હકીકત છુપાવવામાં આવે છે, ઘણી વાર જૂઠાણાં ફેલાવવામાં આવે છે તથા ટીકા થતી અટકાવવામાં આવે છે. કોઈ પણ પ્રકારની રાષ્ટ્રીય પ્રવૃત્તિનું નિયમન કરવાને ખાસ કાયદાઓ તથા નિયમો કરવામાં આવે છે. યુદ્ધમાં પડેલા બધાયે દેશોમાં આ કરવામાં આવ્યું હતું અને હિંદમાં પણ એમ કરવામાં આવે એ સ્વાભાવિક છે. એટલે અહીં પણ 'હિંદસંરક્ષણધારો' પસાર કરવામાં આવ્યો હતો. યુદ્ધ વિષે તેમ જ એની સાથે સંબંધ ધરાવતી બીજી કોઈ પણ બાબત વિષેની જાહેર ટીકા ઉપર આ રીતે સચોટ અંકુશ મૂકવામાં આવ્યો. પરંતુ અંદરખાને તુર્કી માટે સર્વત્ર ભારે સહાનુભૂતિ હતી તથા જર્મની ઇંગ્લંડને સખત ફટકો મારે એવી આશા સેવવામાં આવતી હતી. જેમના ઉપર સારી પેઠે ફટકા પડતા હતા તેઓ આવી નિર્વીર્ય આશા સેવે એ બિલકુલ સ્વાભાવિક છે. પરંતુ એવી ઇચ્છા ક્યાંયે જાહેર રીતે વ્યક્ત કરવામાં આવી નહોતી.

જાહેરમાં તો બ્રિટન પ્રત્યેની વફાદારીના બુલંદ પોકારો વાતાવરણને ગજાવી મૂકતા હતા. મોટે ભાગે રાજામહારાજાઓ આવો શોરબકોર કરતા હતા તેમ જ સરકારના સંબંધમાં આવેલા ઉપલા મધ્યમ વર્ગના લોકો પણ કંઇક અંશે એમાં પોતાનો ફાળો આપતા હતા. લોકશાહી, આઝાદી તથા પ્રજાઓની સ્વતંત્રતા વિષેની મિત્રરાજ્યોની બડી બડી જાહેરાતોથી 'બૂર્ઝ્વા' એટલે કે મધ્યમ વર્ગના લોકો પણ સહેજસાજ એમાં ફસાયા હતા. એ જાહેરાતો ઘણું કરીને હિંદને પણ લાગુ પડશે એમ ધારવામાં આવતું હતું અને તેની આફતની ઘડીએ બ્રિટનને મદદ કરવામાં આવે તો પાછળથી એનો ઘટતો બદલો મળી રહેશે એવી આશા સેવવામાં આવતી હતી. એ ગમે તેમ હો, એ બાબતમાં હિંદને માટે પસંદગી કરવાનો અવકાશ જ નહોતો; વળી તેને માટે બીજો કોઈ સલામતીભર્યો માર્ગ પણ નહોતો. આથી તેણે આ અણગમતી ફરજમાંથી બની શકે એટલો લાભ ઉઠાવ્યો.

હિંદમાં થયેલા આ વફાદારીના ઉપરઉપરના પ્રદર્શનની તે દિવસોમાં ઇંગ્લંડમાં ભારે કદર કરવામાં આવી હતી અને તેને માટે અનેક વાર આભારની લાગણી પણ વ્યક્ત કરવામાં આવી હતી. તે વખતે સત્તાનાં સૂત્રો જેમના

હાથમાં હતાં તેમણે જણાવ્યું હતું કે, આ પછી ઇંગ્લંડ હિંદ તરફ "નવી દૃષ્ટિથી જોશે."

પરંતુ હિંદ તેમ જ પરદેશોમાં થોડા હિંદીઓ એવા હતા જેઓ આવું 'વફાદારી'નું વલણ ધરાવતા નહોતા. હિંદના મોટા ભાગના લોકોની પેઠે તેઓ શાન્ત કે નિષ્ક્રિય પણ નહોતા. આયર્લેન્ડની જૂની કહેવત મુજબ તેઓ માનતા હતા કે, ઇંગ્લંડની મુશ્કેલી એ પોતાના દેશને માટે સુઅવસર છે. ખાસ કરીને જર્મની અને યુરોપના બીજા દેશોમાં રહેતા કેટલાક હિંદીઓ ઇંગ્લંડના દુશ્મનોને મદદ કરવાને બર્લિનમાં એકઠા મળ્યા અને એ કાર્ય માટે તેમણે એક સમિતિ સ્થાપી. જર્મન સરકાર, સ્વાભાવિક રીતે જ કોઈ પણ પ્રકારની મદદ સ્વીકારવા ઉત્સુક હતી. અને તેણે આ હિંદી ક્રાંતિકારીઓને વધાવી લીધા. તેમની વચ્ચે એક કરાર થયો અને તેના ઉપર ઉભય પક્ષે — જર્મન સરકારે તથા હિંદીઓની સમિતિએ — સહીઓ કરી. એ કરારમાં બીજી વસ્તુઓ ઉપરાંત એક વસ્તુ આ હતી. યુદ્ધમાં જર્મનીનો વિજય થાય તો તે હિંદની સ્વતંત્રતાની બાબતમાં આગ્રહ રાખશે. એ સમજૂતી ઉપર હિંદીઓએ લડાઈ દરમ્યાન જર્મન સરકારને મદદ કરવાનું વચન આપ્યું. આ ઉપરથી હિંદી સમિતિએ યુદ્ધ દરમ્યાન જર્મનીવતી કામ કર્યું. પરદેશ મોકલવામાં આવેલાં હિંદી સૈન્યોમાં તેમણે પ્રચારકાર્ય કર્યું અને તેમની પ્રવૃત્તિ છેક અફઘાનિસ્તાન અને હિંદના સરહદ પ્રાંત સુધી પ્રસરી. પરંતુ અંગ્રેજોને ભારે ચિંતાતુર કરી મૂકવા સિવાય તેઓ ઝાઝું કરી શક્યા નહિ. દરિયામાર્ગે હિંદુસ્તાન હથિયારો મોકલવાના પ્રયાસને અંગ્રેજોએ નિષ્ફળ બનાવ્યો. યુદ્ધમાં થયેલી જર્મનીની હારથી આ સમિતિનો તેમ જ તેની આશાઓનો આપમેળે જ અંત આવ્યો.

હિંદમાં પણ ક્રાંતિકારી પ્રવૃત્તિ થોડા પ્રમાણમાં ચાલી હતી તથા કાવતરાંને અંગેના મુકદ્દમાઓ ચલાવવાને માટે ખાસ અદાલતો સ્થાપવામાં આવી હતી તેમ જ ઘણા માણસોને મોતની તથા ઘણાઓને જન્મટીપની સજાઓ કરવામાં આવી હતી. તે વખતે સજા પામેલા લોકો, આજે અઢાર વરસ પછી હજીયે જેલમાં છે!

યુદ્ધ ચાલતું ગયું તેમ તેમ બીજી જગ્યાઓની પેઠે અહીં પણ મૂઠીભર લોકોએ અઢળક નફો કર્યો પરંતુ મોટા ભાગના લોકોને તો યુદ્ધની ભારે તાણ પહોંચી અને અસંતોષ વધવા પામ્યો. યુદ્ધના મોખરા ઉપર માણસોની માગણી દિનપ્રતિદિન વધતી જ ગઈ અને સૈનિકોની ભરતી કરવાનું કામ પૂરા વેગથી ચાલવા માંડ્યું. રંગરૂટો લઈ આવનારાઓને અનેક પ્રકારનાં પ્રલોભનો તથા બદલાની આશા આપવામાં આવી અને જમીનદારોને પોતાના ગણોતિયાઓમાંથી મુકરર સંખ્યામાં માણસો પૂરાં પાડવાની ફરજ પાડવામાં

આવી. ખાસ કરીને પંજાબમાં, સૈનિકો તથા મજૂરોની બળજબરીથી ભરતી કરવામાં આવી. લડાઈના જુદા જુદા મોખરાઓ ઉપર સૈનિકો અને મજૂરો તરીકે ગયેલા માણસોની કુલ સંખ્યા દશ લાખ કરતાંયે વધારે હતી. લાગતાવળગતા લોકોમાં ભરતીની આ રીતોને કારણે ભારે રોષની લાગણી ફેલાઈ અને મહાયુદ્ધ પછી પંજાબમાં જે મુશ્કેલીઓ ઊભી થવા પામી તેનું એ પણ એક કારણ મનાય છે.

પંજાબ ઉપર બીજી એક રીતે પણ અસર થવા પામી હતી. ઘણા પંજાબીઓ, ખાસ કરીને શીખો, યુનાઈટેડ સ્ટેટ્સમાં કૅલિફોર્નિયામાં તથા પશ્ચિમ કૅનેડામાં આવેલા બ્રિટિશ કોલંબિયામાં જઈને વસ્યા હતા. ત્યાં જઈ વસનારા વસાહતીઓનો પ્રવાહ ચાલુ જ રહ્યો. આખરે અમેરિકા તથા કૅનેડાના સત્તાવાળાઓએ તે અટકાવ્યો. આવા વસાહતીઓના માર્ગમાં વિઘ્નો ઊભાં કરવાને ખાતર કૅનેડાની સરકારે એવો નિયમ કર્યો કે માર્ગમાં વહાણ બદલ્યા વિના અને હિંદના બંદરેથી સીધા કૅનેડાના બંદરે આવનાર વસાહતીઓને જ ત્યાં દાખલ થવા દેવામાં આવશે. હિંદના વસાહતીઓને ત્યાં આવતા અટકાવવાને એ નિયમ કરવામાં આવ્યો હતો કેમકે તેમને ચીન કે જાપાનમાં વહાણ-બદલી કર્યા વિના ચાલે એમ નહોતું. આ ઉપરથી બાબા ગુરુદત્તસિંહ નામના એક શીખે ‘કામાગાટા મારુ’ નામનું એક આખું વહાણ ભાડે લીધું અને કલકત્તાથી વસાહતીઓનું એક ટોળું પોતાની સાથે તેમાં લઈને તે સીધો કૅનેડાના બંદર વાનકુઅર પહોંચ્યો. આ રીતે ચતુરાઈથી તેણે કૅનેડાના કાયદાની નડતરમાંથી માર્ગ કાઢ્યો પરંતુ એથી કરીને કૅનેડા કંઈ તેને ત્યાં આવવા દે એમ નહોતું. એટલે એક પણ વસાહતીને ત્યાં ઊતરવા દેવામાં આવ્યો નહિ. તે જ વહાણમાં તે બધાને હિંદ પાછા કાઢવામાં આવ્યા અને તેઓ ભિખારીની દશામાં તથા ભારે કોપાયમાન થઈને હિંદ આવી પહોંચ્યા. કલકત્તા નજીક બજબજ આગળ તેમની અને પોલીસોની વચ્ચે નાનું સરખું યુદ્ધ થયું તેમાં ઘણાયે શીખો મરાયા. પછીથી, એમાંના કેટલાક શીખોનો છૂપી પોલીસે પીછો પકડ્યો અને આખા પંજાબમાં તે તેમને હેરાન કરવા લાગી. પંજાબમાં એ લોકોએ પણ ક્રોધ તથા અસંતોષની લાગણી પેદા કરી. અને હિંદભરમાં ‘કામાગાટા મારુ’ના બનાવ પ્રત્યે ભારે રોષ વ્યક્ત કરવામાં આવ્યો.

તે યુદ્ધના દિવસોમાં જે જે બનવા પામ્યું તે બધું જાણવું મુશ્કેલ છે કેમ કે ખબરોના નિયમનને કારણે બધા પ્રકારની ખબરો પ્રકટ કરવા દેવામાં આવતી નહિ અને એને પરિણામે જાત જાતની ભડકાવનારી અફવાઓ ફેલાવા પામતી. આમ છતાંયે સિંગાપોરની હિંદી પલટણમાં મોટો બળવો થયાની વાત જાણવામાં આવી હતી અને નાના પ્રમાણમાં બીજી જગ્યાઓએ પણ કંઈ ને કંઈ મુશ્કેલી ઊભી થઈ હતી.

યુદ્ધમાં માણસો પૂરા પાડવાની તેમ જ બીજી અનેક પ્રકારની મદદ કરવા ઉપરાંત હિંદ પાસે રોકડ નાણાં પણ લેવામાં આવ્યાં. એને હિંદ તરફની 'ભેટ' કહેવામાં આવતી હતી. હિંદ જેવા ગરીબ દેશ પાસેથી પરાણે પડાવવામાં આવેલી રકમને 'ભેટ' કહેવી એ બ્રિટિશ સરકારની વિનોદવૃત્તિને છાજતું નથી.

પરંતુ હિંદને લાગેવળગે છે ત્યાં સુધી ઉપર હું જે કહી ગયો તે યુદ્ધનાં ગૌણ અથવા ઓછા મહત્ત્વનાં પરિણામો હતાં. પરંતુ યુદ્ધની પરિસ્થિતિને કારણે હિંદમાં વધારે મૌલિક ફેરફાર થવા લાગ્યો હતો. યુદ્ધ દરમ્યાન, બીજા દેશોની પેઠે પરદેશો સાથેનો હિંદનો વેપાર પણ બિલકુલ ખોરવાઈ ગયો હતો. બહોળા પ્રમાણમાં જે બ્રિટિશ માલ હિંદ આવતો હતો તે મોટે ભાગે બંધ થઈ ગયો હતો. જર્મન સબમરીનો આટ્લાંટિક મહાસાગરમાં તથા ભૂમધ્ય સમુદ્રમાં વહાણો ડુબાવતી હતી અને એ સ્થિતિમાં વેપાર ચાલી શકે એમ નહોતું. આમ હિંદને પોતાની જરૂરિયાતો પોતે પૂરી પાડવાની ફરજ પડી. તેને આ ઉપરાંત યુદ્ધ માટે જરૂરી બીજી અનેક પ્રકારની ચીજો પણ સરકારને પૂરી પાડવી પડતી હતી. આથી, હિંદમાં સૂતર અને શણના જેવા જૂના ઉદ્યોગો અને યુદ્ધકાળના નવા ઉદ્યોગો એમ ઉભય પ્રકારના ઉદ્યોગો ઝડપથી વધ્યા. સરકારે આજ સુધી જેની ઉપેક્ષા કરી હતી તે તાતાનું લોઢા તથા પોલાદનું કારખાનું ભારે મહત્ત્વનું બની ગયું, કેમ કે તે યુદ્ધનો સરંજામ પેદા કરી શકે એમ હતું. વત્તેઓછે અંશે એ કારખાનું હવે સરકારના અંકુશ નીચે ચાલવા લાગ્યું.

આથી બ્રિટિશ તેમ જ હિંદી મૂડીદારોને યુદ્ધનાં વરસો દરમ્યાન હિંદમાં મોકળું ક્ષેત્ર મળી ગયું અને એ વખતે પરદેશોની હરીફાઈ નહિ જેવી જ હતી. આ તકનો તેમણે પૂરેપૂરો ઉપયોગ કર્યો અને હિંદી જનતાને ભોગે એનો ભારે લાભ ઉઠાવ્યો. માલની કિંમત વધારી દેવામાં આવી અને માની પણ ન શકાય એટલો ભારે નફો વહેંચવામાં આવ્યો. પરંતુ મહેનતમજૂરીથી આ નફાઓ પેદા કરનાર મજૂરોની કંગાલિયતમાં ઝાઝો ફેર ન પડ્યો. તેમની મજૂરીના દરોમાં થોડો વધારો થયો પરંતુ જીવનને જરૂરી વસ્તુઓની કિંમત એનાથી ઘણી વધી ગઈ હતી એટલે વાસ્તવમાં તો તેમની સ્થિતિ ઊલટી બગડવા પામી.

પરંતુ મૂડીદારો અતિશય માતબર બન્યા અને તેમણે અઢળક નફો એકઠો કર્યો. એ નફો તેઓ વળી બીજા ઉદ્યોગોમાં રોકવા માગતા હતા. પહેલી જ વાર હિંદી મૂડીદારો સરકાર ઉપર દબાણ લાવવાને શક્તિમાન થયા. તેમના આ દબાણ સિવાય ઘટનાઓના બળે પણ યુદ્ધ દરમ્યાન હિંદના ઉદ્યોગોને મદદ કરવાની બ્રિટિશ સરકારને ફરજ પાડી હતી. દેશનું વધારે પ્રમાણમાં ઉદ્યોગીકરણ કરવાની માગણીને લીધે પરદેશમાંથી હવે સંચાઓ તથા યંત્રોની વધારે આયાત થવા લાગી કેમ કે એવા સંચાઓ તે વખતે હિંદમાં બની શકતા નહોતા. આથી,

પહેલાં ઇંગ્લંડથી આવતા તૈયાર માલને બદલે હિંદમાં હવે યંત્રોની આયાત વધારે પ્રમાણમાં થવા લાગી.

આ બધાને કારણે હિંદ પરત્વેની બ્રિટનની નીતિમાં ભારે પરિવર્તન થયું. સદીજૂની નીતિનો ત્યાગ કરવામાં આવ્યો અને તેને બદલે નવી નીતિ અખત્યાર કરવામાં આવી. બ્રિટિશ સામ્રાજ્યવાદે બદલાતી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ બેસાડીને સંપૂર્ણપણે પોતાનું સ્વરૂપ બદલી નાખ્યું. હિંદના બ્રિટિશ અમલના આરંભકાળની અવસ્થાઓ વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. એની ૧૮મી સદીની પહેલી અવસ્થા લૂંટ અને રોકડ રકમ ઉપાડી જવાની હતી. ત્યાર પછીની બીજી અવસ્થામાં હિંદમાં બ્રિટિશ હકૂમત પાકે પાયે સ્થિર થઈ ગઈ. એ અવસ્થા છેક મહાયુદ્ધ સુધી એટલે કે લગભગ ૧૦૦ વરસ ચાલી. એ દરમ્યાન હિંદને બ્રિટનને જોઈતા કાચા માલ માટેનું ક્ષેત્ર અને તેના તૈયાર માલ વેચવા માટેનું બજાર બનાવવામાં આવ્યું. અહીંના મોટા ઉદ્યોગોના માર્ગમાં અનેક પ્રકારની બાધાઓ નાખવામાં આવી અને હિંદના આર્થિક વિકાસને રોકવામાં આવ્યો. હવે યુદ્ધ દરમ્યાન ત્રીજી અવસ્થા શરૂ થઈ. એ દરમ્યાન હિંદના મોટા ઉદ્યોગોને બ્રિટિશ સરકારે ઉત્તેજન આપવા માંડયું. ઇંગ્લંડના ઉદ્યોગપતિઓના હિતને કંઈક અંશે એ હાનિકારક હોવા છતાં એ નીતિ અખત્યાર કરવામાં આવી. આમ, હિંદના સુતરાઉ ઉદ્યોગને ઉત્તેજન આપવામાં આવે તો તેટલા પ્રમાણમાં લૅંકેશાયરને નુકસાન થાય એ ઉઘાડું છે; કેમ કે હિંદ લૅંકેશાયરનું સૌથી સારું ઘરાક હતું. ત્યારે, લૅંકેશાયર તથા બ્રિટનના ઉદ્યોગોને નુકસાનકારક નીવડે એવો પોતાની નીતિમાં ફેરફાર બ્રિટિશ સરકાર કેમ કરે? યુદ્ધની પરિસ્થિતિમાં તેને એ ફેરફાર પરાણે કરવો પડ્યો હતો એ હું આગળ જણાવી ગયો છું. આ કારણો આપણે ફરીથી વિગતે તપાસીએ.

૧. યુદ્ધકાળની જરૂરિયાતોએ હિંદનું ઉદ્યોગીકરણ આગળ ધપાવવાની આપમેળે ફરજ પાડી.

૨. એથી હિંદનો મૂડીદાર વર્ગ વધવા પામ્યો અને તે બળવાન બન્યો. પોતાની વધારાની પૂંજી રોકવાની તક મળે એટલા ખાતર તેઓ ઉદ્યોગોના વિકાસ માટે વધુ ને વધુ અનુકૂળતાઓની માગણી કરવા લાગ્યા. બ્રિટન તેમની પૂરેપૂરી ઉપેક્ષા કરી શકે એવી સ્થિતિમાં નહોતું. કેમ કે એથી તો તેઓ નારાજ થાય અને એને પરિણામે દેશમાં બળવાન થતાં જતાં વધારે ઉદ્દામ અને ક્રાંતિકારી તત્ત્વોને મદદ મળે એમ હતું. આથી વિકાસ માટેની થોડી તકો તેમને આપીને મૂડીદાર વર્ગને બની શકે તો બ્રિટનના પક્ષમાં જાળવી રાખવો એ ઇચ્છવાજોગ હતું.

૩. ઇંગ્લંડના મૂડીવાદી વર્ગનાં વધારાનાં નાણાં પણ અણખીલ્યા દેશોમાં રોકાણની તકો ખોળતાં હતાં કેમ કે ત્યાં આગળ નફો વધુ પ્રમાણમાં મળતો

હતો. ખુદ ઇંગ્લંડનું ઉદ્યોગીકરણ તો લગભગ પૂરેપૂરું થઈ ચૂક્યું હતું એટલે ત્યાં આગળ રોકાણ કરવાની અનુકૂળ તકો રહી નહોતી. વળી ત્યાં આગળ એટલો બધો નફો પણ મળતો નહોતો તથા સંગઠિત મજૂર ચળવળ બળવાન હોવાથી મજૂરોની મુશ્કેલી વારંવાર ઊભી થતી હતી. અણખીલ્યા પ્રદેશોમાં મજૂરો નબળા હોય છે એટલે ત્યાં આગળ મજૂરીના દર ઓછા અને નફો વધારે હોય છે. બ્રિટિશ મૂડીદારો સ્વાભાવિક રીતે જ ઇંગ્લંડના તાબાના હિંદ જેવા અણખીલ્યા પ્રદેશોમાં પોતાની મૂડી રોકવાનું પસંદ કરતા હતા. આ રીતે બ્રિટિશ મૂડી હિંદમાં આવે છે અને તેને લીધે ઉદ્યોગીકરણ વળી વધુ આગળ વધે છે.

૪. મહાયુદ્ધના અનુભવે બતાવી આપ્યું કે, માત્ર ભારે ઔદ્યોગિક દેશો જ અસરકારક રીતે લડાઈ ચલાવી શકે છે. ઝારશાહી રશિયાનું પૂરતા પ્રમાણમાં ઉદ્યોગીકરણ થયું નહોતું અને તેને બીજા દેશો ઉપર આધાર રાખવો પડતો હતો તેથી જ યુદ્ધમાં છેવટે તે ભાગી પડ્યું. ઇંગ્લંડને ભીતિ હતી કે હવે પછીનું યુદ્ધ સોવિયેટ રશિયા સાથે હિંદની સરહદ ઉપર થશે. હિંદમાં પોતાના મોટા ઉદ્યોગો ન હોય તો બ્રિટિશ સરકાર સરહદ ઉપરનું યુદ્ધ સારી રીતે ચલાવી શકે નહિ. આ ભારે જોખમ હતું. એટલા માટે પણ હિંદનું ઉદ્યોગીકરણ થવું જોઈએ.

આ કારણોને લીધે અનિવાર્યપણે બ્રિટિશ નીતિમાં ફેરફાર થયો અને હિંદનું ઉદ્યોગીકરણ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. સામ્રાજ્યની વ્યાપક દૃષ્ટિથી જોતાં, લૅંકેશાયર તથા બ્રિટનના બીજા કેટલાક ઉદ્યોગોને ભોગે પણ એમ કરવું જરૂરી હતું. બેશક, બ્રિટને તો એવો દેખાવ કર્યો કે, હિંદ તથા તેની આબાદી માટે તેના અપાર પ્રેમને કારણે જ બ્રિટિશ સરકારે પોતાની નીતિમાં આ ફેરફાર કર્યો હતો. આ નીતિ અખત્યાર કરવાનો નિર્ણય કર્યા પછી આ નવા ઉદ્યોગોનો સાચો કાબૂ બ્રિટિશ મૂડીદારોના હાથમાં સુરક્ષિત રહે એ માટેનાં પગલાં ઇંગ્લંડે લીધાં. દેખીતી રીતે જ, હિંદી મૂડીદારને એ બાબતમાં નાનો ભાગીદાર ગણવામાં આવ્યો.

યુદ્ધ દરમિયાન, ૧૯૧૬ની સાલમાં 'ઇન્ડિયન ઇન્ડસ્ટ્રિયલ કમિશન' (હિંદી ઔદ્યોગિક કમિશન) નીમવામાં આવ્યું. બે વરસ પછી તેણે પોતાનો હેવાલ બહાર પાડ્યો. તેમાં તેણે ભલામણ કરી કે, સરકારે ઉદ્યોગોને ઉત્તેજન આપવું જોઈએ તથા ખેતીમાં પણ નવી ઔદ્યોગિક પદ્ધતિઓ દાખલ કરવી જોઈએ. સાર્વત્રિક પ્રાથમિક કેળવણી આપવાનો પ્રયત્ન કરવાની પણ તેણે સૂચના કરી હતી. ઇંગ્લંડમાં કારખાનાંઓના વિકાસના આરંભકાળની પેઠે કુશળ કારીગરો પેદા કરવા માટે પ્રજાવ્યાપી પ્રાથમિક કેળવણીને આવશ્યક લેખવામાં આવતી હતી.

આ કમિશન પછી યુદ્ધ બાદ કમિશનો અને કમિટીઓનો રાફડો ફાટ્યો. એમ પણ સૂચવવામાં આવ્યું કે બહારથી આવતા માલ ઉપર જકાત નાખીને પણ હિંદના ઉદ્યોગોનું રક્ષણ કરવું જોઈએ. આ બધી વસ્તુઓને હિંદના ઉદ્યોગોના ભારે વિજય તરીકે લેખવામાં આવી. અમુક અંશે તેનો વિજય થયો હતો પણ ખરો. પરંતુ જરા ઊંડાણથી તપાસતાં કેટલીક મજેદાર વસ્તુઓ માલૂમ પડે છે. પરદેશી મૂડીને ઉત્તેજન આપવાની દરખાસ્ત કરવામાં આવી; અને પરદેશી મૂડી એટલે કે બ્રિટિશ મૂડી. આ બ્રિટિશ મૂડીનો ધોધ હિંદમાં વહેવા લાગ્યો. હિંદમાં તે પ્રધાનપદે હતી એટલું જ નહિ પણ તે અહીં જાણે સર્વવ્યાપી હોય એમ લાગતું હતું. મોટા મોટા ઘણાખરા ઉદ્યોગોમાં બ્રિટિશ મૂડીદારોનાં નાણાં રોકવામાં આવ્યાં હતાં. આથી, હિંદમાં આવતા માલ ઉપરની સંરક્ષક જકાત હિંદની બ્રિટિશ મૂડીના સંરક્ષણમાં પરિણમી! હિંદ પરત્વેની બ્રિટિશ નીતિમાં થયેલો ભારે ફેરફાર આખરે બ્રિટિશ મૂડીદારોને ઝાઝો નુકસાનકારક ન નીવડ્યો. મજૂરોના હલકા દરોની મદદથી ભારે નફો કમાવાને માટે તથા પોતાના પગ પસારવાને માટે તેમને બહોળું અને સુરક્ષિત બજાર મળી ગયું હતું. એ વસ્તુ બીજી રીતે પણ તેને ફાયદાકારક નીવડી. મજૂરીના ઓછા દરવાળા હિંદ, ચીન, મિસર તથા બીજા એવા દેશોમાં પોતાની મૂડી રોકીને તેમણે ઇંગ્લંડમાં બ્રિટિશ મજૂરોને મજૂરીના દરો ઘટાડવાની ધમકી આપી. તેમણે મજૂરોને જણાવ્યું કે, હિંદુસ્તાન, ચીન વગેરે દેશોમાં ઓછી મજૂરીથી પેદા થતી વસ્તુઓની સાથે તેઓ એ સિવાય બીજી રીતે હરીફાઈ કરી શકે એમ નથી. અને બ્રિટિશ મજૂરો તેમની મજૂરીના દરો ઘટાડવાની સામે વિરોધ ઉઠાવે તો એ મૂડીદારો તેમને જણાવતા કે તો પછી ઇંગ્લંડનાં અમારાં કારખાનાંઓ બંધ કરીને અમારી મૂડી બીજે ક્યાંક રોકવાની અમને નિરુપાયે ફરજ પડશે.

હિંદના ઉદ્યોગો ઉપર કાબૂ રાખવાને હિંદમાંની બ્રિટિશ સરકારે બીજા પણ અનેક ઉપાયો લીધા. એ અટપટો વિષય છે અને હું એની ચર્ચામાં ઊતરવા માગતો નથી. પરંતુ એક વસ્તુનો મારે ઉલ્લેખ કરવો જોઈએ. આધુનિક ઉદ્યોગોમાં બેંકો અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે કેમ કે મોટા રોજગારોને શાખ ઉપર નાણાં ઉપાડવાની વારંવાર જરૂર પડે છે. આવી રીતે શાખ ઉપર નાણાં આપવાની તેમને ના પાડવામાં આવે તો સારામાં સારી વેપારી પેઢીઓ પણ ભાંગી પડે છે. શાખ ઉપર એ નાણાં બેંકો ધીરે છે એટલે તેમના હાથમાં કેટલી બધી સત્તા રહેલી હોય છે એ તું સમજી શકશે. તેઓ વેપારી પેઢી ઊભી કરી શકે અથવા તો જમીનદોસ્ત પણ કરી શકે છે. લડાઈ પછી તરત જ બ્રિટિશ સરકારે દેશમાંની બેંકની સમગ્ર વ્યવસ્થાને પોતાના કાબૂ નીચે લઈ લીધી. એ રીતે તથા ચલણની અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિઓ દ્વારા સરકાર ઉદ્યોગો તેમ જ વેપારી પેઢીઓ ઉપર ભારે સત્તા ભોગવે છે. આ ઉપરાંત,

હિંદમાં બ્રિટિશ વેપારને ઉત્તેજન આપવાને અર્થે તેણે 'ઇમ્પીરિયલ પ્રેફરન્સ'ની (સામ્રાજ્યના માલની પસંદગીની) નીતિ દાખલ કરી. આ 'ઇમ્પીરિયલ પ્રેફરન્સ'ની નીતિનું તાત્પર્ય એ છે કે, જકાતને અર્થે પરદેશથી આવતા માલ ઉપર કર નાખવો; બ્રિટિશ માલને બીજા દેશોના માલની હરીફાઈમાં લાભ થાય એટલા ખાતર તેના ઉપર ઓછો કર નાખવો યા બિલકુલ ન નાખવો.

હિંદના મૂડીદાર વર્ગના તથા ઉપલા થરના મધ્યમ વર્ગના મહાયુદ્ધ દરમ્યાન વધવા પામેલા બળની અસર હિંદની રાજકીય હિલચાલ ઉપર પણ જણાવા લાગી. યુદ્ધ પહેલાંની તેમ જ યુદ્ધના આરંભકાળની મંદીમાંથી રાજકારણ બહાર નીકળ્યું અને સ્વરાજ્ય માટેની જાત જાતની માગણીઓ તથા એવી બીજી માગણીઓ પણ થવા લાગી. પોતાની સજાની લાંબી મુદત પૂરી કરીને લોકમાન્ય ટિળક જેલમાંથી બહાર આવ્યા. હું તને આગળ જણાવી ગયો છું તેમ રાષ્ટ્રીય મહાસભા તે વખતે વિનીતોના હાથમાં હતી. પ્રભાવ વિનાની તે એક નાનકડી સંસ્થા હતી અને જનતા સાથે તેનો ઝાઝો સંપર્ક નહોતો. વધારે પ્રગતિશીલ રાજદ્વારી પુરુષો મહાસભામાં નહોતા એટલે તેમણે 'હોમ રૂલ લીગ'ની સ્થાપના કરી. આવી બે હોમ રૂલ લીગો સ્થાપવામાં આવી હતી; એક લોકમાન્ય ટિળકે અને બીજી ઍની બિસેન્ટે સ્થાપી હતી. થોડાં વરસ શ્રીમતી બિસેન્ટે હિંદના રાજકારણમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. અને પોતાની ભારે વક્તૃત્વશક્તિ તથા પોતાનો દાવો રજૂ કરવાના સામર્થ્યથી રાજકારણમાં પ્રજાનો રસ ફરીથી જાગ્રત કરવામાં તેમણે મોટો ફાળો આપ્યો. સરકારને તેમનું પ્રચારકાર્ય એટલું બધું જોખમકારક લાગ્યું કે તેમના બે સાથીઓ સહિત તેમને કેટલાક મહિના સુધી તેણે નજરકેદ રાખ્યાં. રાષ્ટ્રીય મહાસભાના કલકત્તાના અધિવેશનનાં તે પ્રમુખ થયાં. તે મહાસભાનાં પ્રથમ સ્ત્રી-પ્રમુખ હતાં. કેટલાંક વરસો પછી શ્રીમતી સરોજિની નાયડુ મહાસભાનાં બીજાં સ્ત્રી-પ્રમુખ થયાં.

૧૯૧૬ની સાલમાં મહાસભાના વિનીત અને ઉદ્દામ એ બે પક્ષો વચ્ચે સમાધાન થયું અને ૧૯૧૬ના ડિસેમ્બર માસમાં લખનૌમાં ભરાયેલા તેના અધિવેશનમાં તે બંને પક્ષોએ હાજરી આપી. પરંતુ એ સમાધાન થોડો જ વખત ટક્યું કેમ કે બે વરસ કરતાંયે ઓછા સમયમાં ફરી પાછા ભાગલા પડ્યા અને વિનીતો (મૉડરેટ) — હવે તેઓ પોતાને 'લિબરલ' કહેવડાવતા હતા — મહાસભામાંથી નીકળી ગયા. અને ત્યારથી તેઓ મહાસભાથી અળગા જ રહ્યા છે.

૧૯૧૬ના લખનૌના અધિવેશનથી રાષ્ટ્રીય મહાસભાનો જાગ્રતિકાળ ફરીથી શરૂ થાય છે. એ પછી, આગળ ઉપર એનું બળ તથા એનું મહત્ત્વ ઉત્તરોત્તર વધતાં જ ગયાં અને એની કારકિર્દીમાં પહેલી જ વાર તે 'બૂર્ઝ્વા'ઓની અથવા તો મધ્યમ વર્ગના લોકોની સાચી રાષ્ટ્રીય સંસ્થા બનવા લાગી. આમજનતા સાથે એને ઝાઝી લેવાદેવા નહોતી અને ગાંધીજી આવ્યા ત્યાં સુધી જનતાને

પણ તેમાં રસ નહોતો. આમ, કહેવાતા વિનીતો તથા ઉદ્દામો એ બંને વત્તેઓછે અંશે, એક જ વર્ગના, 'બૂર્ઝ્વા'ઓના વર્ગના પ્રતિનિધિઓ હતા. વિનીતો મૂઠીભર તવંગર લોકોના તથા સરકારી નોકરીની સીમા ઉપર રહેનારા લોકોના પ્રતિનિધિ હતા અથવા કહોને કે તેઓ કેવળ પોતાના જ પ્રતિનિધિઓ હતા. ઉદ્દામો પ્રત્યે મોટા ભાગના મધ્યમ વર્ગના લોકોની સહાનુભૂતિ હતી અને તેમના દળમાં અનેક બુદ્ધિજીવી બેકારોનો સમાવેશ થતો હતો. આ બુદ્ધિજીવીઓએ (અહીં મારી કહેવાની મતલબ વત્તેઓછે અંશે શિક્ષિત લોકો છે.) પોતાના પક્ષનું વલણ કડક બનાવ્યું તેમ જ ક્રાંતિકારીઓના દળમાં પણ તેમણે રંગરૂટોનો ફાળો આપ્યો. વિનીતો તથા ઉદ્દામોનાં ધ્યેયો તેમ જ આદર્શો વચ્ચે ભારે તફાવત નહોતો. બંને બ્રિટિશ સામ્રાજ્યમાં રહીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની વાતો કરતા હતા અને બંને તાત્પૂરતો એનો થોડો અંશ પણ સ્વીકારવા તૈયાર હતા. હા, એટલું ખરું કે વિનીતોને મુકાબલે ઉદ્દામો કંઈક વધારે માગતા હતા અને માગણી માટે વધારે કડક ભાષા વાપરતા હતા. મૂઠીભર ક્રાંતિકારીઓ તો અલબત સંપૂર્ણ સ્વતંત્રતા માગતા હતા પરંતુ મહાસભાના આગેવાનો ઉપર તેમનો ઝાઝો પ્રભાવ નહોતો. વિનીતો તથા ઉદ્દામો વચ્ચેનો મહત્ત્વનો ભેદ આ હતો: પહેલો માલમિલકત ધરાવનારાઓ તથા તેમના ઉપર આધાર રાખનારા ઉપજીવીઓનો પક્ષ હતો જ્યારે ઉદ્દામોના દળમાં માલમિલકત વિનાના લોકો પણ હતા. વળી તે વધારે ઉદ્દામ વલણનો પક્ષ હોવાથી સ્વાભાવિક રીતે જ દેશના યુવકવર્ગને તેણે પોતાના તરફ આકર્ષ્યો. એમાંના ઘણાખરા યુવાનો તો એમ જ સમજતા હતા કે આકરી ભાષાનો પ્રયોગ એ સક્રિય કાર્યની પૂરતી ગરજ સારે છે. પરંતુ આ બધાં વ્યાપક વિધાનો ઉભય પક્ષની બધી જ વ્યક્તિઓને નથી લાગુ પડતાં. દાખલા તરીકે, ગોપાળકૃષ્ણ ગોખલે એ વિનીતોના ભારે શક્તિશાળી અને આત્મભોગ આપનાર આગેવાન હતા. વળી એ માલમિલકતવાળા ખચીત નહોતા. એમણે જ ભારતસેવક સંઘ નામની સંસ્થા સ્થાપી હતી. પરંતુ વિનીતો કે ઉદ્દામો એ બંનેનો સાચા અકિંચન લોકો સાથે એટલે કે ખેડૂતો તથા મજૂરો સાથે કશો સંબંધ નહોતો. પરંતુ લોકમાન્ય ટિળક પોતે આમજનતામાં લોકપ્રિય હતા.

૧૯૧૬ની મહાસભાની લખનૌની બેઠક બીજી એક એકતા માટે — હિંદુ-મુસલમાનોની એકતા માટે પણ યાદગાર છે. મહાસભા હમેશાં રાષ્ટ્રીયતાના પાયાને ચુસ્તપણે વળગી રહી હતી પરંતુ વાસ્તવમાં પ્રધાનપણે એ હિંદુ સંસ્થા હતી, કેમ કે તેમાં ઘણી મોટી બહુમતી હિંદુઓની હતી. મહાયુદ્ધ પહેલાં થોડાં વરસ ઉપર, કંઈક અંશે સરકારની દોરવણીથી પ્રેરાઈને મુસલમાનોના બુદ્ધિજીવી વર્ગે મુસ્લિમ લીગ નામની પોતાની એક અલગ સંસ્થા સ્થાપી હતી. મુસલમાનોને મહાસભાથી અળગા રાખવાનો એ સંસ્થાનો આશય હતો

પરંતુ ધીમે ધીમે એ મહાસભા તરફ ખેંચાઈ અને લખનૌમાં હિંદના ભાવિ બંધારણની બાબતમાં એ બે સંસ્થાઓ વચ્ચે સમજૂતી થવા પામી. એ સમજૂતી ‘કોંગ્રેસ-લીગ યોજના’ તરીકે ઓળખાય છે અને એમાં બીજી બધી વસ્તુઓ ઉપરાંત મુસ્લિમ લઘુમતી માટે અનામત રાખવાની બેઠકોનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું. કોંગ્રેસ-લીગ યોજના એ પછીથી ઉભય સંસ્થાઓનો સંયુક્ત કાર્યક્રમ બની ગયો અને દેશની માગણી તરીકે તેને સ્વીકારવામાં આવ્યો. એમાં બૂર્ઝ્વાઓનું એટલે કે મધ્યમ વર્ગના લોકોનું દૃષ્ટિબિંદુ રજૂ થતું હતું. તે કાળે માત્ર એ લોકોમાં જ રાષ્ટ્રીય જાગ્રતિ આવી હતી. એ યોજનાના પાયા ઉપર દેશમાં આંદોલન વધતું ગયું.

મુસલમાનોમાં રાજકીય જાગ્રતિ વધુ પ્રમાણમાં આવી અને મોટે ભાગે, અંગ્રેજો તુર્કી સામે લડતા હતા તેથી અકળાઈને મહાસભા સાથે તેમણે મૈત્રી કરી. તુર્કી પ્રત્યેની તેમની સહાનુભૂતિ માટે તથા તે તેમણે ધગશપૂર્વક પ્રગટ કરી તે કારણે મૌલાના મહમદઅલી તથા મૌલાના શૌકતઅલી નામના બે મુસલમાન આગેવાનોને યુદ્ધના આરંભકાળમાં નજરકેદ કરવામાં આવ્યા હતા. આરબ દેશો સાથેના તેમના સંબંધોને કારણે મૌલાના અબુલ કલામ આઝાદને પણ નજરકેદ કરવામાં આવ્યા હતા. પોતાનાં લખાણોને કારણે મૌલાના આઝાદ એ દેશોમાં ખૂબ લોકપ્રિય હતા. આ બધાને કારણે મુસલમાનો છંછેડાયા અને ક્રોધે ભરાયા અને તેઓ સરકારથી વધુ ને વધુ દૂર ખસતા ગયા.

હિંદમાં સ્વરાજ માટેની માગણી વધતી ગઈ એટલે બ્રિટિશ સરકારે અનેક પ્રકારનાં વચનો આપ્યાં અને હિંદમાં તપાસકાર્ય શરૂ કર્યું. આથી લોકોનું લક્ષ તેમાં પરોવાયું. ૧૯૧૮ના ઉનાળામાં તે સમયના વાઇસરૉય અને હિંદી વજીર એ બંનેએ પોતાનો સંયુક્ત હેવાલ રજૂ કર્યો. એ હેવાલમાં હિંદમાં સુધારાઓ તથા ફેરફારો કરવા માટેની કેટલીક દરખાસ્તોનો સમાવેશ થતો હતો. એ હેવાલને તે વખતના હિંદી વજીર તથા વાઇસરૉયના નામ ઉપરથી મોન્ટ-ફર્ડ હેવાલ કહેવામાં આવે છે. તરત જ, આ કામચલાઉ દરખાસ્તો ઉપર દેશભરમાં ભારે વાદવિવાદ જાગ્યો. મહાસભાએ જોરથી એનો વિરોધ કર્યો અને તેણે એને અધૂરી ગણી કાઢી. લિબરલોએ એ દરખાસ્તોને આવકારી અને એ કારણે તેમણે મહાસભાનો ત્યાગ કર્યો.

મહાયુદ્ધ પૂરું થયું ત્યારે હિંદમાં આ સ્થિતિ હતી. સર્વત્ર પરિવર્તનની પ્રબળ અપેક્ષા દૃષ્ટિગોચર થતી હતી. રાજકીય બૅરોમીટરનો પારો ચડવા લાગ્યો હતો અને વિનીતોની પોચી પોચી, મીઠી મધુરી તથા કંઈક અંશે સાવચેતીભરી અને બિનઅસરકારક વાતોને બદલે ઉદ્દામોના આત્મવિશ્વાસભર્યા, ઉગ્ર, સીધા અને લડકણા પોકારો ઊઠવા લાગ્યા. પરંતુ વિનીતો તેમ જ ઉદ્દામો

એ બંને રાજકારણની દૃષ્ટિથી અને સરકારના બહારના તંત્રને લક્ષમાં રાખીને વિચારતા હતા તથા વાતો કરતા હતા. પરંતુ તેમની પીઠ પાછળ બ્રિટિશ સામ્રાજ્યવાદ દેશના આર્થિક જીવન ઉપર પોતાનો પંજો ચૂપકીદીથી મજબૂત કરી રહ્યો હતો.

## ૧૫૫. યુરોપનો નવો નકશો

૨૧ એપ્રિલ, ૧૯૩૩

મહાયુદ્ધની પ્રગતિ વિષે ટૂંકમાં વિચાર કર્યા પછી આપણે રશિયન ક્રાંતિ જોવાને ગયાં અને ત્યાર પછી યુદ્ધકાળ દરમ્યાન હિંદની સ્થિતિ આપણે નિહાળી. હવે આપણે પાછાં યુદ્ધનો અંત લાવનાર તહકૂબી પાસે પહોંચીએ અને વિજેતાઓ કેવી રીતે વર્ત્યા તે જોઈએ. જર્મની સંપૂર્ણપણે જમીનદોસ્ત થઈ ગયું હતું. કૈઝર ત્યાંથી ભાગી ગયો હતો અને ત્યાં આગળ પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું હતું. આમ છતાંયે, જર્મન સૈન્યને બિલકુલ કમજોર બનાવી દેવાને માટે તહકૂબીમાં અનેક કડક શરતો કરવામાં આવી હતી. એ શરતો મુજબ જે પ્રદેશો ઉપર તેણે ચડાઈ કરી હતી તેમાંથી જર્મન સૈન્યને નીકળી જવાનું હતું એટલું જ નહિ પણ આલ્સાસ-લોરેનમાંથી તેમ જ રાઈન નદી સુધીના જર્મન પ્રદેશમાંથી પણ નીકળી જવાનું હતું. રાઈનના પ્રદેશનો — કોલોનની આસપાસના પ્રદેશનો — કબજો મિત્રસૈન્ય લેવાનું હતું. તેનાં અનેક યુદ્ધ જહાજો, તેની બધીયે સબમરીનો તેમ જ હજારો ભારે તોપો, એરોપ્લેનો, આગગાડીનાં એંજિનો, મોટર લૉરીઓ અને બીજી ઘણી વસ્તુઓ જર્મનીએ આપી દેવાની હતી.

ઉત્તર ફ્રાંસના કેમ્પેઈન નામના જંગલમાં જે સ્થળે એ તહકૂબી ઉપર સહીઓ થઈ ત્યાં આગળ એક સ્મારક ઊભું કરવામાં આવ્યું છે. એ સ્મારક ઉપર આ વાક્ય લખવામાં આવ્યું છે:

"જેમને તે ગુલામ બનાવવા ચહાતું હતું તે સ્વતંત્ર પ્રજાઓથી પરાજિત થઈને જર્મનીનું ગુનાહિત અભિમાન ૧૯૧૮ની સાલના નવેમ્બર માસની ૧૧મી તારીખે આ સ્થળે ગળી ગયું."

કંઈ નહિ તો ઉપલક દૃષ્ટિએ જોતાં જર્મન સામ્રાજ્યનો ખરેખર અંત આવી ગયો હતો અને પ્રશિયાનું લશ્કરી ઘમંડ શરમિંદું પડ્યું હતું. એની પહેલાં રશિયન સામ્રાજ્ય પણ નામશેષ થયું હતું અને જેના ઉપર તેણે લાંબા વખત સુધી ગેરવર્તાવ ચલાવ્યો હતો તે રંગમંચ ઉપરથી રોમેનોફનો વંશ જતો રહ્યો. મહાયુદ્ધે વળી એક ત્રીજા સામ્રાજ્યને — ઑસ્ટ્રિયા-હંગરીના

સામ્રાજ્યને — દફનાવ્યું તથા એક પુરાણા રાજવંશ — હેપ્સબર્ગ વંશ — નો અંત આણ્યો. પરંતુ બીજાં સામ્રાજ્યો — વિજેતા પ્રજાઓનાં સામ્રાજ્યો — હજી કાયમ રહ્યાં. વિજયે તેમનો ગર્વ ઘટાડ્યો નહિ તથા જે બીજી પ્રજાઓને તેમણે ગુલામ બનાવી હતી તેમના હકો માન્ય રાખવાની વૃત્તિ પણ તેમનામાં પેદા ન કરી.

વિજયી મિત્રરાજ્યોએ પોતાની સુલેહ પરિષદ ૧૯૧૯ની સાલમાં પૅરિસમાં ભરી. પૅરિસમાં દુનિયાનું ભાવિ તેમને હાથે ઘડાવાનું હતું અને મહિનાઓ સુધી એ મશહૂર શહેર સમગ્ર દુનિયાના લક્ષનું કેન્દ્ર બની રહ્યું. નજીકથી તેમ જ દૂરથી તરેહ તરેહના લોકો ત્યાં આગળ જઈ પહોંચ્યા. પોતાનું ભારે મહત્ત્વ અનુભવતા રાજપુરુષો તથા રાજનીતિજ્ઞો ત્યાં હતા તથા મુત્સદ્દીઓ, નિષ્ણાતો, લશ્કરી પુરુષો, શરાફો અને નફાખોરો પણ ત્યાં હતા. એ બધા પોતપોતાના મદદનીશો, ટાઈપિસ્ટો તથા કારકુનોના સમુદાય સાથે ત્યાં આવ્યા હતા. બેશક પત્રકારોનું મોટું ટોળું પણ ત્યાં હતું જ. આયરિશ, મિસરી તથા આરબ જેવી સ્વાતંત્ર્ય માટે ઝૂઝતી પ્રજાઓના તથા એવી બીજી પ્રજાઓ કે, જેમનાં નામો પણ આગળ સાંભળવામાં આવ્યાં નહોતાં, તેમના પ્રતિનિધિઓ ત્યાં આવ્યા હતા તેમ જ ઑસ્ટ્રિયન અને તુર્કી સામ્રાજ્યના અવશેષોમાંથી પોતપોતાનું અલગ રાજ્ય ઊભું કરવાની ઇચ્છા રાખતી પૂર્વ યુરોપની કેટલીક પ્રજાઓના પ્રતિનિધિઓ પણ ત્યાં આવ્યા હતા. અને, બેશક સંખ્યાબંધ ખેલાડીઓ પણ ત્યાં આવ્યા હતા. દુનિયાની નવી વહેંચણી કરવાની હતી અને ગીધો એ તક ચૂકે એમ નહોતું.

સુલેહપરિષદ પાસેથી ભારે અપેક્ષા રાખવામાં આવી હતી. યુદ્ધના ભયાનક અનુભવ પછી ન્યાયી અને કાયમી સુલેહની યોજના કરવામાં આવશે એવી આશા લોકો સેવી રહ્યા હતા. જનતા હજી પણ યુદ્ધની ભારે તાણ વેઠી રહી હતી તથા મજૂર વર્ગમાં ભારે અસંતોષ વ્યાપ્યો હતો. જીવનને જરૂરી વસ્તુઓની કિંમત ખૂબ વધી ગઈ હતી અને એને લીધે લોકોની યાતનાઓમાં ઉમેરો થવા પામ્યો હતો. ૧૯૧૯ની સાલમાં યુરોપ ઉપર ઝઝૂમી રહેલી સામાજિક ક્રાંતિની કેટલીયે નિશાનીઓ નજરે પડતી હતી.

વર્સાઈમાં મળેલી સુલેહપરિષદની આ પૂર્વપીઠિકા હતી. અડતાલીસ વરસ પૂર્વે જે ખંડમાં જર્મન સામ્રાજ્યની જાહેરાત કરવામાં આવી હતી તે જ ખંડમાં આ સુલેહપરિષદની બેઠક મળી હતી. રોજેરોજનું કાર્ય કરવું એ આવડી મોટી પરિષદને માટે મુશ્કેલ હતું એટલે તેને અનેક કમિટીઓમાં વહેંચી નાખવામાં આવી. આ કમિટીઓની બેઠકો ખાનગીમાં મળતી અને વિવેકના પડદાની પાછળ તેઓ પોતાના કાવાદાવા તથા તકરારો ચલાવતી. પરિષદ, મિત્રરાજ્યોની 'દશની સમિતિ' ( કાઉન્સિલ ઑફ ટેન )ના કાબૂ નીચે હતી. પાછળથી એની સંખ્યા

ઘટાડીને પાંચની કરવામાં આવી અને એ રીતે એ યુનાઇટેડ સ્ટેટ્સ, બ્રિટન, ફ્રાંસ, ઇટાલી અને જાપાન એ પાંચ મહારાષ્ટ્રોની સમિતિ બની. પછીથી જાપાન તેમાંથી નીકળી ગયું એટલે એ 'ચાર રાષ્ટ્રોની સમિતિ' રહી. છેવટે ઇટાલી પણ તેમાંથી નીકળી ગયું એટલે એ ત્રણ મહારાષ્ટ્રો — અમેરિકા, ઇગ્લંડ, ફ્રાંસ — ની સમિતિ બની ગઈ. પ્રેસિડન્ટ વિલ્સન, લૉઈડ જ્યૉર્જ તથા કલેમેનશો અનુક્રમે આ ત્રણ દેશોના પ્રતિનિધિઓ હતા. દુનિયાને નવેસરથી ઘડવાની તથા તેના ભીષણ ઘા રૂઝવવાના ભગીરથ કાર્યની જવાબદારી આ ત્રણ પુરુષો ઉપર આવી પડી હતી. અતિમાનવોને, દેવોને લાયકનું એ કાર્ય હતું અને આ ત્રણે એ બેમાંથી એકે નહોતા. રાજાઓ, રાજપુરુષો, સેનાપતિઓ અને એવા બીજા સત્તાધારી માણસોની એટલી બધી જાહેરાત કરવામાં આવે છે તથા છાપાંઓ દ્વારા અને બીજી રીતે તેમને એટલા બધા ઊંચા ચડાવી મારવામાં આવે છે કે સામાન્ય માણસોની નજરે તેઓ ભારે વિચારકો અને કર્મવીરો જેવા દેખાય છે. તેમની આસપાસ અમુક પ્રકારની પ્રભા વ્યાપેલી હોય છે અને આપણી અજ્ઞાનતાને કારણે તેમનામાં જેનું નામનિશાન પણ નથી હોતું એવા ગુણોનું તેમનામાં આપણે આરોપણ કરીએ છીએ. પરંતુ નિકટનો પરિચય થતાં તેઓ બિલકુલ સામાન્ય પુરુષો બની જાય છે. ઑસ્ટ્રિયાના એક મશહૂર રાજદ્વારી પુરુષે એક વાર કહ્યું હતું કે, કેટલી ઓછી બુદ્ધિથી તેમનું શાસન કરવામાં આવે છે એની જો દુનિયાના લોકોને ખબર પડે તો તેઓ સ્તબ્ધ થઈ જાય. આ રીતે મોટા દેખાતા આ ત્રણે પુરુષોની દૃષ્ટિ અતિશય મર્યાદિત હતી. આંતરરાષ્ટ્રીય બાબતોમાં તેઓ અજ્ઞાન હતા એટલું જ નહિ પણ તેમને ભૂગોળનું જ્ઞાન પણ નહોતું.

પ્રેસિડન્ટ વિલ્સન ભારે નામના અને લોકપ્રિયતા સાથે લઈને આવ્યો હતો. તેણે પોતાનાં વ્યાખ્યાનો તથા નોંધોમાં એવા રૂપાળા અને ઉચ્ચ આદર્શોની ભાવના વ્યક્ત કરતા શબ્દો વાપર્યા હતા કે લોકો તેને નવી આવનારી સ્વતંત્રતાના પેગમ્બર સમાન લેખવા લાગ્યા હતા. ઇંગ્લંડના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે પણ સારા સારા શબ્દો વાપર્યા હતા પરંતુ લોકો તેને તકસાધુ તરીકે ઓળખતા હતા. 'શેર'ના બિરદથી ઓળખાતા કલેમેનશોને ઉચ્ચ આદર્શો તથા રૂડારૂપાળા શબ્દોની ગરજ નહોતી. તેને તો ફ્રાંસના પુરાણા દુશ્મન જર્મનીને ગમે તે ભોગે કચરી નાખવું હતું. જર્મની ફરીથી પોતાનું માથું ઊંચું કરી ન શકે એટલા માટે તેને અનેક રીતે કચરી નાખવાની તથા તેનો તેજોવધ કરવાની તેની મુરાદ હતી.

આથી આ ત્રણે જણ પરસ્પર એક બીજાજોડે ઝઘડતા હતા અને દરેક જણ પોતપોતાનું ખેંચતો હતો. વળી, આ પરિષદમાંના તથા તેની બહારના અનેક લોકો એ દરેકને પણ ખેંચી અને ધકેલી રહ્યા હતા. અને એ સૌની પાછળ

સોવિયેટ રશિયાની છાયા ફેલાઈ રહી હતી. એ પરિષદમાં રશિયાનું પ્રતિનિધિત્વ નહોતું તેમ જ જર્મનીનું પ્રતિનિધિત્વ પણ નહોતું. પરંતુ સોવિયેટ રશિયાની હસ્તી પૅરિસમાં એકઠી થયેલી બધીયે મૂડીવાદી સત્તાઓને નિરંતર પડકાર કરી રહી હતી.

લૉઇડ જ્યૉર્જની મદદથી આખરે ક્લેમેનશોની જીત થઈ. જેને માટે વિલ્સન ખૂબ ઝંખતો હતો તેમાંની એક વસ્તુ — લીગ ઑફ નેશન્સ અથવા પ્રજાસંઘ — તેને મળી. એ બાબતમાં બીજા બધાઓની સંમતિ મેળવ્યા પછી બીજા ઘણાખરા મુદ્દાઓની બાબતમાં તેણે નમતું આપ્યું. મહિનાઓના વાદવિવાદો તથા ચર્ચાઓ પછી પરિષદમાંનાં બધાં મિત્રરાજ્યોએ સંધિનો સર્વમાન્ય ખરડો તૈયાર કર્યો. આ રીતે આપસમાં સંમત થયા પછી તેમની આજ્ઞાઓ સાંભળવાને માટે તેમણે જર્મનીના પ્રતિનિધિઓને પોતાની સમક્ષ બોલાવ્યા. ૪૪૦ કલમનો આ સુલેહની સંધિનો જબરદસ્ત ખરડો આ જર્મનો સમક્ષ ફેંકવામાં આવ્યો અને તેમને તેના ઉપર સહી કરવા જણાવવામાં આવ્યું. તેમની સાથે ન કશી ચર્ચા કરવામાં આવી કે ન તેમને કંઈ સૂચનાઓ કે ફેરફારો સૂચવવાની તક આપવામાં આવી. એ તો પરાણે ઠોકી બેસાડવાની સુલેહ હતી; તેમણે એ જેમની તેમ સ્વીકારવાની હતી યા તો ન સ્વીકારવાનાં પરિણામો વેઠવાને તૈયાર રહેવાનું હતું. નવા જર્મન પ્રજાસત્તાકના પ્રતિનિધિઓએ એની સામે વિરોધ ઉઠાવ્યો અને તેમને આપવામાં આવેલી મુદતને છેક છેલ્લે દિવસે વર્સાઈની સંધિ ઉપર તેમણે સહી કરી.

ઑસ્ટ્રિયા, હંગરી, બલ્ગેરિયા તથા તુર્કી સાથે મિત્ર રાજ્યોએ અલગ અલગ સંધિઓ કરી. તુર્કી સાથેની સંધિ સુલતાને કબૂલ રાખી હતી પરંતુ કમાલ પાશા તથા તેના બહાદુર સાથીઓના સુંદર સામનાથી તે નિષ્ફળ નીવડી. પરંતુ એની વાત હું તને અલગ પત્રમાં કહીશ.

આ સંધિઓએ શા શા ફેરફારો કર્યા? ઘણાખરા પ્રાદેશિક ફેરફારો, પૂર્વ યુરોપ, પશ્ચિમ એશિયા તથા આફ્રિકામાં થયા. આફ્રિકામાંનાં જર્મન સંસ્થાનો યુદ્ધની લૂંટ તરીકે પડાવી લેવામાં આવ્યાં. એમાંથી ઇંગ્લંડને સારામાં સારો ભાગ મળ્યો. પૂર્વ આફ્રિકામાં ટાંગાનિકા તથા બીજા પ્રદેશોનો ઉમેરો કરીને ઉત્તરમાં છેક મિસરથી માંડીને દક્ષિણમાં કેપ ઑફ ગુડ હોપ સુધી, એમ આફ્રિકાના એક છેડાથી બીજા છેડા સુધી વિસ્તારેલું સામ્રાજ્ય ઊભું કરવાનું તેમણે લાંબા વખતથી સેવેલું સ્વપ્નુ સાચું પાડવામાં અંગ્રેજો સફળ થયા.

યુરોપમાં ભારે ફેરફારો થયા અને તેના નકશા ઉપર ઘણાં નવાં રાજ્યો રજૂ થયાં. યુરોપના જૂના તથા નવા નકશાને સરખાવી જો એટલે પલકમાં એ બધા મહાન ફેરફારો તારી નજરે પડશે. એમાંના કેટલાક ફેરફારો રશિયન ક્રાંતિને કારણે થવા પામ્યા હતા કેમ કે રશિયાની સીમા ઉપર વસતી બિન–

રશિયન પ્રજાઓ સોવિયેટથી છૂટી પડી ગઈ અને તેમણે પોતાની સ્વતંત્રતા જાહેર કરી. સોવિયેટ સરકારે તેમનો આત્મનિર્ણયનો હક માન્ય રાખ્યો અને કશી દખલ ન કરી. યુરોપના નવા નકશા તરફ નજર કર. ઑસ્ટ્રિયા-હંગરીનું એક મોટું રાજ્ય એમાંથી અદૃશ્ય થયું છે અને તેને બદલે નાનાં નાનાં અનેક રાજ્યો ઊભાં થયાં છે. એ રાજ્યોને ઘણી વાર 'ઑસ્ટ્રિયાનાં વારસ રાજ્યો' પણ કહેવામાં આવે છે. તે આ છે: ઑસ્ટ્રિયા તેના પહેલાંના વિસ્તારના એક નાનકડા ટુકડા જેટલું બની ગયું અને એમાં તેના મહાન પાટનગર વિયેનાનો પણ સમાવેશ થાય છે. હંગરીનો વિસ્તાર પણ ઘણો નાનો થઈ ગયો. ત્રીજું ચેકોસ્લોવાકિયા છે. એમાં પ્રાચીન બોહેમિયાનો પણ સમાવેશ થાય છે. યુગોસ્લાવિયાનો થોડો ભાગ જેનો આપણે આગળ પરિચય કરી ગયાં છીએ તે અળખામણું થઈ પડેલું સર્બિયા છે અને હવે તો આપણે તેને ઓળખી પણ શકીએ એમ નથી. ઑસ્ટ્રિયન સામ્રાજ્યના બીજા ભાગો રુમાનિયા, પોલેંડ અને ઇટાલી સાથે જોડાઈ ગયા છે. આમ ઑસ્ટ્રિયન સામ્રાજ્યનું સારી પેઠે દેહછેદન કરવામાં આવ્યું.

એની જરા ઉત્તરે પોલેંડનું નવું રાજ્ય આવેલું છે અથવા કહો કે, એ જૂનું રાજ્ય ફરી પાછું પ્રગટ થયું છે. પ્રશિયા, રશિયા અને ઑસ્ટ્રિયાના પ્રદેશમાંથી આ રાજ્ય ઊભું કરવામાં આવ્યું હતું. પોલેંડને સમુદ્ર સુધી પહોંચવાનો માર્ગ આપવાને માટે એક અસાધારણ યોજના કરવામાં આવી. જર્મનીના અથવા સાચું કહેતાં પ્રશિયાના બે ભાગ પાડવામાં આવ્યા અને સમુદ્ર સુધી પહોંચતો એક જમીનનો પટો પોલેંડને તેમાંથી કાપી આપવામાં આવ્યો. આથી પશ્ચિમ પ્રશિયામાંથી પૂર્વ પ્રશિયામાં જવા માટે આ પોલેંડના તાબાનો જમીનનો પટો ઓળંગવો પડે છે. આ જમીનના પટા નજીક ડાન્ઝિગનું મશહૂર શહેર આવેલું છે. એને સ્વતંત્ર શહેરમાં ફેરવી નાખવામાં આવ્યું એટલે કે એ જર્મની કે પોલેંડની હકૂમત નીચે નથી; એ શહેર એક અલગ રાજ્ય જ છે અને પ્રજાસંઘ (લીગ ઑફ નેશન્સ)નો તેના ઉપર સીધો કાબૂ છે.

પોલેંડની ઉત્તરે લિથુઆનિયા, લેટ્વિયા, એસ્ટોનિયા અને ફિન્લેંડનાં બાલ્ટિક સમુદ્ર ઉપર આવેલાં રાજ્યો છે. એ બધાં ઝારના સામ્રાજ્યનાં વારસો છે. એ બધાં નાનકડાં રાજ્યો છે પરંતુ તે દરેક નિરાળો સાંસ્કૃતિક ઘટક છે અને દરેક પોતાની જુદી ભાષા બોલે છે. તને એ જાણીને રમૂજ પડશે કે, યુરોપની બીજી ઘણી પ્રજાઓની પેઠે લિથ્યુનિયન લોકો આર્ય જાતિના છે અને તેમની ભાષા સંસ્કૃત ભાષા સાથે ઘણી મળતી આવે છે. આ એક નોંધપાત્ર બીના છે અને હિંદના ઘણાખરા લોકોને એની ખબર નથી. વળી એ હકીકત દૂર દૂરની પ્રજાઓ સાથેના આપણા સંબંધની પણ આપણને પ્રતીતિ કરાવે છે.

આલ્સાસ તથા લૉરેનના પ્રાંતો ફ્રાંસને આપી દેવામાં આવ્યા તે યુરોપમાં થયેલો બીજો એક મહત્ત્વનો પ્રાદેશિક ફેરફાર છે. બીજા પણ કેટલાક પ્રાદેશિક ફેરફારો ત્યાં થયા હતા પણ એમાં ઊતરવાની તકલીફ હું તને નહિ આપું. તેં જોયું કે, અનેક નવાં રાજ્યો ઊભાં કરવાને કારણે આ બધા ફેરફારો થયા હતા; એમાંનાં કેટલાંક રાજ્યો તો બહુ જ નાનાં છે. પૂર્વ યુરોપ હવે બાલ્કન દ્વીપકલ્પના જેવો નાના નાના દેશોનો પ્રદેશ (બાલ્કનમાં અનેક નાના નાના દેશો આવેલા છે.) થઈ ગયો છે. આથી, સુલેહના કરારે યુરોપનું 'બાલ્કનીકરણ' કર્યું છે એટલે કે તેને નાના નાના દેશોમાં વહેંચી નાખ્યો છે એમ ઘણી વાર કહેવામાં આવે છે. ત્યાં આગળ હવે ઘણી સરહદો થઈ ગઈ છે અને આ નાનાં નાનાં રાજ્યો વચ્ચે વારંવાર ઝઘડાઓ થયા કરે છે. એ રાજ્યોનો એકબીજા પ્રત્યેનો હડહડતો દ્વેષ જોઈને આપણને નવાઈ લાગે છે, ખાસ કરીને ડાન્યુબ નદીની ખીણમાં આ દશા વિશેષે કરીને છે. એને માટે મોટે ભાગે મિત્રરાજ્યો જવાબદાર છે. તેમણે ખોટી રીતે યુરોપના ભાગલા પાડ્યા અને એ રીતે તેમણે આ નવા કોયડાઓ ઊભા કર્યા. ઘણી રાષ્ટ્રીય લઘુમતીઓ એટલે કે પરરાષ્ટ્રની પ્રજાઓ વિદેશી સરકારની હકૂમત નીચે આવી પડી અને એ સરકારો તેમનું દમન કરી રહી છે. પોલેંડને મળેલો ઘણોખરો પ્રદેશ ખરી રીતે યુક્રેનનો ભાગ છે. અને પોલ લોકોની સંસ્કૃતિ તેમના ઉપર ઠોકી બેસાડીને તેમને પરાણે પોલ લોકોના જેવા બનાવવાનો પ્રયત્ન કરતાં તેમના ઉપર જાતજાતના અત્યાચારો ગુજારવામાં આવે છે. આ રીતે, યુગોસ્લાવિયા, રુમાનિયા તથા ઇટાલીમાં આવી વિદેશી લઘુમતી કોમો છે અને તેઓ તેમના પ્રત્યે ગેરવર્તાવ ચલાવે છે. એથી ઊલટું ઑસ્ટ્રિયા હંગરીનો નિર્દયતાપૂર્વક અંગવિચ્છેદ કરવામાં આવ્યો છે અને તેમની મોટા ભાગની પ્રજાઓને તેમની પાસેથી છીનવી લેવામાં આવી છે. પરદેશી હકૂમત નીચેના આ બધા પ્રદેશો સ્વાભાવિક રીતે જ રાષ્ટ્રીય ચળવળો તથા નિરંતર ઘર્ષણ પેદા કરે છે.

ફરીથી નકશા તરફ નજર કર. ફિન્લૅન્ડ, એસ્ટોનિયા, લેટ્વિયા, લિથુઆનિયા, પોલેંડ અને રુમાનિયા વગેરે રાજ્યોની એક સળંગ હારદ્વારા રશિયાને પશ્ચિમ યુરોપથી બિલકુલ અળગું પાડી દેવામાં આવ્યું છે. આગળ હું તને કહી ગયો છું તેમ, એમાંનાં ઘણાંખરાં રાજ્યો વર્સાઈની સંધિઓને કારણે નહિ પણ સોવિયેટ ક્રાંતિને પરિણામે ઊભાં થયાં હતાં. આમ છતાંયે, મિત્રરાજ્યોએ તેમને વધાવી લીધાં કેમ કે રશિયાને અ-બોલ્શેવિક યુરોપથી અળગું પાડનારી એક દીવાલ ઊભી કરતાં હતાં. બોલ્શેવિઝમના ચેપને આવતો રોકી રાખનારી એ રોગરક્ષક દીવાલ હતી! બાલ્ટિક સમુદ્ર ઉપરનાં બધાંયે રાજ્યો અ-બોલ્શેવિક છે. આમ ન હોત તો બેશક તેઓ સોવિયેટ સમવાયતંત્રમાં જોડાઈ ગયાં હોત.

પશ્ચિમ એશિયામાં જૂના તુર્ક સામ્રાજ્યના કેટલાક ભાગોએ પશ્ચિમ યુરોપની સત્તાઓને લલચાવી હતી. મહાયુદ્ધ દરમ્યાન, અરબસ્તાન, પૅલેસ્ટાઈન તથા સીરિયા ઉપર વિસ્તરતું એક સંયુક્ત આરબ રાજ્ય ઊભું કરવાનું વચન આપીને અંગ્રેજોએ આરબોને તુર્કી સામે બળવો કરવાને ઉશ્કેર્યા હતા. પરંતુ આ વચન આરબોને જે વખતે અપાઈ રહ્યું હતું ત્યારે અંગ્રેજો આ જ પ્રદેશો આપસમાં વહેંચી લેવાના ગુપ્ત કરારો ફ્રાંસ સાથે કરી રહ્યા હતા. એ વસ્તુ ભારે અઘટિત હતી અને બ્રિટનના એક વડા પ્રધાન રમ્સે મૅકડોનાલ્ડે એને 'અણઘડ છેતરપિંડી' તરીકે વર્ણવી છે. પરંતુ તેણે આ દશ વરસ પૂર્વે જ્યારે તે વડો પ્રધાન નહોતો ત્યારે કહ્યું હતું. એથી કરીને જ કોઈક વાર તેને સાચું બોલવાનું પાલવી શકે એમ હતું.

પરંતુ બ્રિટિશ સરકારના મનમાં જ્યારે, માત્ર આરબોને આપેલા વચનનો જ નહિ પણ ફ્રાંસ સાથેનો ગુપ્ત કરાર તોડવાનો વિચાર રમી રહ્યો હતો ત્યારે તો એનું એથીયે વધારે વિચિત્ર પરિણામ આવ્યું. હિંદુસ્તાનથી મિસર સુધી વિસ્તરતું મધ્ય-પૂર્વનું મહાન સામ્રાજ્ય સ્થાપવાનું સ્વપ્નું તેમની નજર સામે ખડું થયું. તેમના તાબા નીચેના આફ્રિકાના વિશાળ પ્રદેશ તથા તેમના હિંદના સામ્રાજ્યને જોડતો એ એક જબરદસ્ત ટુકડો હતો. એ એક લલચાવનારું અને ભારે સ્વપ્ન હતું. અને છતાંયે તેને સાચું પાડવું એ તે વખતે મુશ્કેલ જણાતું નહોતું. તે કાળે ઈરાન, ઇરાક, પૅલેસ્ટાઈન, અરબસ્તાનનો અમુક ભાગ તથા મિસર વગેરે વિશાળ પ્રદેશ બ્રિટિશ લશ્કરના કબજામાં હતો. સીરિયામાંથી ફ્રેંચોને દૂર રાખવા માટે તેઓ મથી રહ્યા હતા. ખુદ કૉન્સ્ટાન્ટિનોપલ પણ બ્રિટિશોના કબજામાં હતું. પરંતુ ૧૯૨૦, ૧૯૨૧ અને ૧૯૨૨ની સાલમાં બનેલા બનાવોએ તેમનું આ સ્વપ્ન નષ્ટ કર્યું. પાછળથી સોવિયેટે અને આગળથી મુસ્તફા કમાલ પાશાએ બ્રિટિશ પ્રધાનોની મોટી મોટી યોજનાઓનો અંત આણ્યો.

આમ છતાંયે, બ્રિટિશોએ પશ્ચિમ એશિયાના કેટલાક ભાગો — ઇરાક અને પૅલેસ્ટાઈન — ઉપર પોતાનો કબજો ટકાવી રાખ્યો તથા લાંચરુશવત આપીને અને બીજી અનેક રીતે અરબસ્તાનના મામલા ઉપર પોતાનો પ્રભાવ પાડવાનો પ્રયત્ન કર્યો. સીરિયા ફ્રેંચોના કબજામાં આવ્યું. આરબ દેશોના નવા રાષ્ટ્રવાદ વિષે તથા સ્વતંત્રતા માટેની તેમની લડત વિષે હું તને બીજે કોઈ પ્રસંગે કહીશ.

હવે આપણે વર્સાઈની સંધિ તરફ પાછાં જવું જોઈએ. મહાયુદ્ધ પેદા કરવામાં જર્મની દોષિત છે એમ એ સંધિએ ઠરાવ્યું અને તેમની પાસે એના ઉપર સહી કરાવીને યુદ્ધ માટેનો પોતાનો ગુનો જર્મનો પાસે પરાણે કબૂલ કરાવવામાં આવ્યો. આવી બળજબરીથી કરાવવામાં આવેલી કબૂલાતની ઝાઝી

કિંમત નથી હોતી; આ દાખલામાં બનવા પામ્યું તેમ એવી કબૂલાતો કડવાશની લાગણી પેદા કરે છે.

જર્મનીને નિઃશસ્ત્ર થવાનો હુકમ પણ કરવામાં આવ્યો. દેશમાં આંતરિક વ્યવસ્થા જાળવવા પૂરતું માત્ર થોડું સૈન્ય રાખવાની તેને છૂટ આપવામાં આવી તથા તેનો નૌકા-કાફલો મિત્ર રાજ્યોને આપી દેવાની તેને ફરજ પાડવામાં આવી. સુપરત કરવાને માટે આ જર્મન કાફલો લઈ જવામાં આવતો હતો તે વખતે તેના અમલદારો તથા બીજા માણસોએ બ્રિટિશોને સોંપી દેવા કરતાં તેને ડુબાવી દેવાનો પોતાની જવાબદારી ઉપર નિર્ણય કર્યો. અને આ રીતે ૧૯૧૯ની સાલના જૂન માસમાં સ્કૅપા ફ્લો આગળ તેનો હવાલો લેવાની તૈયારી કરતા બ્રિટિશોની નજર સમક્ષ આખા જર્મન કાફલાને તેના નાવિકોએ આગ લગાડીને ડુબાવી દીધો.

આ ઉપરાંત જર્મનીને યુદ્ધ-દંડ આપવાનો હતો તથા મિત્રરાજ્યોને થયેલી ખુવારી અને નુકસાની ભરપાઈ કરવાની હતી. એને ‘ રીપેરેશન્સ ’ એટલે કે નુકસાનીની ભરપાઈ કહેવામાં આવે છે અને વરસો સુધી એ શબ્દ યુરોપ ઉપર ઓછાયાની પેઠે લટકી રહ્યો હતો. સંધિમાં એની ચોક્કસ રકમ નક્કી કરવામાં આવી નહોતી પરંતુ એ રકમ ઠરાવવાની જોગવાઈ તેમાં કરવામાં આવી હતી. મિત્રરાજ્યોને થયેલી નુકસાની ભરપાઈ કરવાની જવાબદારી સ્વીકારવી એ એક જબરદસ્ત વસ્તુ હતી. એ વખતે જર્મની એક પરાજિત અને ખુવાર થઈ ગયેલો દેશ હતો અને પોતાનો આંતરિક વ્યવહાર કેમ ચલાવવો એ એક ભારે કોયડો તેની સામે ખડો થયો હતો. આ ઉપરાંત મિત્રરાજ્યોનો બોજો ઊંચકવો એ તેને માટે ગજા ઉપરવટની વાત હતી — એ જવાબદારી અદા કરવી એ તેને માટે અશક્ય હતું. પરંતુ મિત્રરાજ્યો જર્મની પ્રત્યેના દ્વેષ તથા વેરની ભાવનાથી ઊભરાતાં હતાં. તેમને કેવળ તેનું ‘ શેર માંસ ’ જ નહોતું જોઈતું પણ જમીનદોસ્ત થઈ ગયેલા જર્મનીના લોહીનું ટીપેટીપું જોઈતું હતું. ઇંગ્લંડમાં ‘ કૈઝરને ફાંસીએ લટકાવો ’ના પોકારથી લૉઇડ જ્યૉર્જે ચૂંટણીમાં વિજય મેળવ્યો હતો અને ફ્રાંસમાં તો એથીયે વધારે કડવી લાગણી પ્રવર્તતી હતી.

આ સંધિની બધીયે કલમોનો એક માત્ર આશય જર્મનીને હરેક રીતે બાંધી લેવાનો, તેને અપંગ બનાવી દેવાનો તથા તેને ફરીથી બળવાન બનતું અટકાવવાનો હતો. અનેક પેઢીઓ સુધી તેને ખંડણીની જબરદસ્ત રકમ ભરનાર મિત્રરાજ્યોના એક આર્થિક ગુલામ બનીને રહેવાનું હતું. વર્સાઈની વેરભરી સંધિના પાયાનું ચણતર કરનાર આ ડહાપણ અને મોટાઈનો ડોળ રાખનારા રાજદ્વારી પુરુષોને, કોઈ પણ મહાન પ્રજાને લાંબા વખત સુધી બંધનમાં રાખવી એ અશક્ય છે, એ ઇતિહાસના સ્પષ્ટ બોધનો ખ્યાલ સરખો પણ ન આવ્યો.

છેવટે, વર્સાઈની સંધિએ દુનિયાને બક્ષેલા પ્રેસિડંટ વિલ્સનના ફરજંદ પ્રજાસંઘ (લીગ ઑફ નેશન્સ)ની વાત મારે તને કહેવી જોઈએ. સ્વતંત્ર અને સ્વરાજ ભોગવતાં રાજ્યોનો એ સંઘ બનવાનો હતો અને તેનું ધ્યેય આ હતું: "ન્યાય અને પ્રતિષ્ઠાના પાયા ઉપર સંબંધો બાંધીને ભવિષ્યનાં યુદ્ધો અટકાવવાં તથા દુનિયાની પ્રજાઓ વચ્ચે ભૌતિક તેમ જ બૌદ્ધિક સહકાર વધારવો." એ ઉદ્દેશ તો બેશક પ્રશંસાપાત્ર હતો. પ્રજાસંઘના સભ્ય બનેલા પ્રત્યેક રાજ્યે શાંતિમય સમજૂતીની હરેક શક્યતા અજમાવી જોતાં સુધી પ્રજાસંઘમાં દાખલ થયેલા બીજા રાજ્ય સામે લડાઈમાં ન ઊતરવાની અને એમ કર્યા બાદ પણ નવ માસ વીત્યા પછી જ તેની સામે યુદ્ધમાં ઊતરવાની શરત માન્ય રાખી હતી. જો કોઈ રાજ્ય એ શરત તોડે તો બીજાં રાજ્યો તેની સાથેના નાણાંકીય અને આર્થિક સંબંધો તોડી નાખવાને પ્રતિજ્ઞાથી બંધાયેલાં હતાં. કાગળ ઉપર તો આ વસ્તુ બહુ રૂપાળી દેખાય છે પણ વ્યવહારમાં તો તે એથી બિલકુલ ઊલટી જ નીવડી. વળી એ પણ નોંધવા જેવું છે કે, પ્રજાસંઘે યુદ્ધ બંધ કરવાનો સિદ્ધાંતની દૃષ્ટિએ પણ પ્રયાસ કર્યો નહોતો. એણે તો માત્ર યુદ્ધના માર્ગમાં મુશ્કેલીઓ ઊભી કરવાનો જ પ્રયત્ન કર્યો. વખત જતાં સમાધાનીના પ્રયાસો યુદ્ધના આવેગને નરમ પાડે એટલા ખાતર યુદ્ધના માર્ગમાં નડતરો ઊભી કરવાનો જ એણે તો પ્રયત્ન કર્યો. યુદ્ધનાં કારણો દૂર કરવાનો પણ તેણે પ્રયાસ ન કર્યો.

એ સંઘ એક ઍસેમ્બ્લી એટલે કે, સામાન્ય સભા તથા એક કાઉન્સિલ એટલે કે, સમિતિનો બનેલો હતો. સામાન્ય સભામાં બધાયે સભ્ય રાજ્યોના પ્રતિનિધિઓ હતા અને સમિતિમાં મહાન સત્તાઓના કાયમી પ્રતિનિધિઓ હતા. એ ઉપરાંત તેમાં સામાન્ય સભાએ ચૂંટેલા પણ કેટલાક સભ્યો હતા. તું જાણે છે કે જીનીવામાં તેનું વડું મથક અને કાર્યાલય પણ છે. તેની પ્રવૃત્તિનાં બીજાં ખાતાંઓ પણ છે. તેનું એક મજૂરોનું આંતરરાષ્ટ્રીય કાર્યાલય છે. તે મજૂરોના પ્રશ્નો સંબંધી વિચાર કરે છે. વળી આંતરરાષ્ટ્રીય ન્યાય તોળવા માટે હેગમાં તેની એક કાયમી અદાલત છે. આ ઉપરાંત બૌદ્ધિક સહકાર સાધવા માટેની તેની એક સમિતિ છે. પ્રજાસંઘે આ બધી પ્રવૃત્તિઓ એક સાથે નહોતી શરૂ કરી. એમાંની કેટલીકનો પાછળથી ઉમેરો કરવામાં આવ્યો હતો.

પ્રજાસંઘનું મૂળ બંધારણ વર્સાઈની સંધિમાં છે. એને 'પ્રજાસંઘનો કરાર' કહેવામાં આવે છે. એ કરારમાં બધાંયે* રાજ્યોએ પોતપોતાના શસ્ત્રસરંજામમાં બની શકે એટલો ઘટાડો કરવો અને રાષ્ટ્રની સલામતી માટે જરૂરી હોય એટલો જ શસ્ત્રસરંજામ રાખવો એમ ઠરાવવામાં આવ્યું. જર્મનીને નિઃશસ્ત્ર કરવામાં આવ્યું. (અલબત તેને પરાણે નિઃશસ્ત્ર કરવામાં આવ્યું હતું.) તેને એ દિશામાં પ્રથમ પગલા તરીકે ગણવામાં આવ્યું. બીજા દેશોએ પણ

એ પછી એમ કરવાનું હતું. એ કરારમાં એ પણ જણાવવામાં આવ્યું હતું કે કોઈ એક રાજ્ય બીજા ઉપર આક્રમણ કરે તો તેની સામે પગલાં ભરવાં. પરંતુ આક્રમણ કોને કહેવું એ તેમાં જણાવવામાં આવ્યું નહોતું. બે પ્રજાઓ કે બે રાષ્ટ્રો લડે છે ત્યારે દરેક બીજાને માથે દોષારોપણ કરે છે અને તેને આક્રમણ કરનાર કહે છે.

મહત્ત્વની બાબતોમાં સંઘ સર્વાનુમતિથી જ નિર્ણય કરી શકે એમ હતું. આમ, પ્રજાસંઘમાં દાખલ થયેલું એક પણ રાજ્ય કોઈ પણ ઠરાવની વિરુદ્ધ મત આપે તો તે ઠરાવ ઊડી જતો. એનો અર્થ એ થયો કે બહુમતી કોઈના ઉપર કશુંયે દબાણ કરી શકે નહિ. વળી એનો અર્થ એ પણ હતો કે દરેક રાજ્યનું ઐશ્વર્ય (સૉવરેનટી) પહેલાંના જેટલું જ નિરંકુશ અને બેજવાબદાર રહેવાનું હતું. પ્રજાસંઘ તે સૌના ઉપર અધિકાર ભોગવનાર એક પ્રકારનું મહા-રાજ્ય બન્યું નહિ. ઉપરની જોગવાઈથી પ્રજાસંઘ બહુ જ નબળો પડ્યો અને તેણે એને કેવળ એક સલાહ આપનાર સંસ્થા બનાવી દીધી.

કોઈ પણ સ્વતંત્ર રાજ્ય પ્રજાસંઘમાં જોડાઈ શકે એમ હતું પરંતુ એમાંથી ચાર સત્તાઓને ચોક્કસપણે બાદ રાખવામાં આવી. એમાંની ત્રણ — જર્મની, ઑસ્ટ્રિયા અને તુર્કી — મહાયુદ્ધમાં હારેલી સત્તાઓ હતી અને બોલ્શેવિક રશિયા એ ચોથી સત્તા હતી. પરંતુ એ કરારમાં નક્કી કરવામાં આવ્યું હતું કે થોડા સમય પછી અમુક શરતોએ એ સત્તાઓ પણ પ્રજાસંઘમાં દાખલ થઈ શકે. તાજુબીની વાત તો એ છે કે હિંદુસ્તાન પ્રજાસંઘના મૂળ સભ્યોમાંનું એક હતું. માત્ર સ્વરાજ્ય ભોગવતાં રાજ્યો જ એનાં સભ્યો થઈ શકે એ નિયમનો એમાં ચોખ્ખો ભંગ થતો હતો. અલબત્ત, 'હિંદુસ્તાન' એટલે કે હિંદમાંની બ્રિટિશ સરકાર. આ ચતુરાઈભરી હિકમતથી બ્રિટિશ સરકારે પ્રજાસંઘમાં પોતાનો એક વધારાનો સભ્ય પ્રાપ્ત કર્યો. એથી ઊલટું, અમેરિકા જે એક રીતે પ્રજાસંઘનું જનક હતું તેણે એમાં જોડાવાની ના પાડી. અમેરિકન લોકોએ પ્રેસિડન્ટ વિલ્સનની પ્રવૃત્તિઓ તથા યુરોપના કાવાદાવા, પ્રપંચો તથા ગૂંચવણોને નાપસંદ કરી અને તેનાથી અળગા રહેવાનો નિર્ણય કર્યો.

ઘણા લોકો પ્રજાસંઘ તરફ ઉત્સાહપૂર્વક અને ભારે આશાથી જોતા હતા કે તે આજની આપણી દુનિયાની અવ્યવસ્થાનો અંત લાવશે અથવા કંઈ નહિ તો મોટા પ્રમાણમાં એ ઘટાડી દેશે અને શાંતિ તથા સમૃદ્ધિનો યુગ પ્રવર્તાવશે. દુનિયાના ઘણા દેશોમાં પ્રજાસંઘનાં મંડળો સ્થાપવામાં આવ્યાં હતાં. એ મંડળો સંઘનો પ્રચાર કરવાને તથા લોકોને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ વિચારતા કરવાને સ્થાપવામાં આવ્યાં હતાં એમ કહેવામાં આવતું હતું. એથી ઊલટું, બીજા લોકો પ્રજાસંઘને મહાન સત્તાઓની યોજનાઓ આગળ ધપાવવા માટેની ઉપરથી રળિયામણી દેખાતી ધોકાબાજી તરીકે વર્ણવતા હતા. હવે

આપણને વ્યવહારમાં એનો થોડો અનુભવ થયો છે એટલે એની ઉપયોગિતાનું માપ કાઢવાનું આજે વધારે સુગમ છે એમ કહી શકાય. ૧૯૨૦ની સાલના નવા વરસને દિવસે સંઘે પોતાનું કાર્ય શરૂ કર્યું. એનું જીવન હજી ટૂંકું જ ગણાય પરંતુ એ જેટલું જીવ્યો છે તે તેની સંપૂર્ણ બદનામી કરવા માટે પૂરતું છે. કેટલીક ગૌણ બાબતોમાં એણે સારું કામ કર્યું છે એમાં શક નથી તથા તેણે જુદાં જુદાં રાષ્ટ્રોને અથવા સાચું કહેતાં તેમની સરકારોને આંતરરાષ્ટ્રીય પ્રશ્નો ઉપર વિચાર કરવાને એકઠાં કર્યાં છે એટલી એક હકીકત પણ પહેલાંના કરતાં પ્રગતિ થઈ છે એ બતાવે છે. પરંતુ સુલેહશાંતિ જાળવવાના અથવા કંઈ નહિ તો યુદ્ધની સંભવિતતા ઓછી કરવાના એના સાચા ધ્યેયમાં એ સંપૂર્ણપણે નિષ્ફળ નીવડ્યો છે.

પ્રેસિડંટ વિલ્સનનો મૂળ ઇરાદો ગમે તે હોય પણ પ્રજાસંઘ એ મહાન સત્તાઓના અને ખાસ કરીને ઇંગ્લંડ તથા ફ્રાંસના હાથમાં હથિયારરૂપ બની ગયો છે એ નિર્વિવાદ છે. એનું મૂળભૂત કાર્ય ચાલુ વ્યવસ્થા ટકાવી રાખવી એ છે. રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ન્યાય અને પ્રતિષ્ઠાની વાતો એ કરે છે ખરો પરંતુ આજના સંબંધો ન્યાય અને પ્રતિષ્ઠાના પાયા ઉપર રચાયેલા છે કે કેમ તેની એ તપાસ નથી કરતો. તે જાહેર કરે છે કે, રાષ્ટ્રોની અંતર્ગત અથવા 'ઘરગતુ' બાબતોમાં તે માથું મારતો નથી. સામ્રાજ્યવાદી સત્તાના તાબાના મુલકો એ તેની નજરે 'ઘરગતુ' બાબત છે. આથી, પ્રજાસંઘને લાગેવળગે છે ત્યાં સુધી, તેને વિષે એમ કહી શકાય કે, પોતપોતાના સામ્રાજ્યો ઉપર આ સત્તાઓનું આધિપત્ય અવિચળ ટકી રહે એમ માનીને તે ચાલે છે. આ ઉપરાંત, જર્મની તથા તુર્કી પાસે પડાવી લેવામાં આવેલા નવા પ્રદેશોને 'મૅન્ડેટ્સ' (પ્રજાસંઘ તરફથી સુવ્યવસ્થા માટે સોંપવામાં આવેલા પ્રદેશો)ના નામથી મિત્રરાજ્યોને સોંપી દેવામાં આવ્યા. આ 'મૅન્ડેટો' તે તે પ્રદેશોની પ્રજાઓની ઇચ્છા પ્રમાણે આપવામાં આવ્યા છે એમ માનવામાં આવતું હતું. આ પ્રદેશોની ઘણીખરી હતભાગી પ્રજાઓએ તેમની ઉપર હકૂમત ચલાવતી સત્તાઓ સામે બંડો પણ કર્યાં છે તેમ જ તેમણે તેમની સામે ખૂનખાર લડાઈઓ પણ કરી છે પરંતુ તેમના ઉપર બૉંબમારો તથા તોપમારો ચલાવીને તેમને વશ કરવામાં આવી છે! લાગતીવળગતી પ્રજાઓની ઇચ્છા જાણવા માટે આવા ઉપાયો અજમાવવામાં આવ્યા હતા!

સારા સારા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો. સામ્રાજ્યવાદી સત્તાઓ 'મૅન્ડેટ' તરીકે તેમને સોંપવામાં આવેલા પ્રદેશોમાં વસતી પ્રજાઓની 'ટ્રસ્ટી' લેખાતી હતી. અને ટ્રસ્ટની શરતો પાળવામાં આવે છે કે કેમ એ જોવાની પ્રજાસંઘની ફરજ હતી. વાસ્તવમાં એને લીધે તો સ્થિતિ ઊલટી વધારે બગડવા પામી. એ સત્તાઓ પોતાનું મનમાન્યું કરતી પરંતુ તેના ઉપર તેઓ પવિત્રતાના

વાઘા ઓઢાડતી અને એ રીતે અસાવધ લોકોનાં અંતઃકરણનું સમાધાન કરતી. કોઈ નાનું રાજ્ય અપરાધ કરતું તો પ્રજાસંઘ તેને ગંભીર સ્વરૂપ આપી દેતો અને તેના ઉપર તેની કરડી નજર થતી. પરંતુ કોઈ મોટી સત્તા અપરાધ કરે તો પ્રજાસંઘ તેની સામે બની શકે તેટલા આંખ આડા કાન કરતો અને એ અપરાધને બની શકે એટલો નાનો બતાવવા પ્રયત્ન કરતો.

આ રીતે પ્રજાસંઘ ઉપર મહાન સત્તાઓનું પ્રભુત્વ હતું. પોતાનો સ્વાર્થ સાધવાનો હોય ત્યારે તેઓ તેનો ઉપયોગ કરતી અને જ્યારે એમ કરવું સગવડ ભર્યું હોય ત્યારે તેઓ તેની ઉપેક્ષા કરતી. પરંતુ એમાં દોષ પ્રજાસંઘનો હતો એમ ન કહી શકાય; દોષ ખુદ પ્રચલિત વ્યવસ્થાનો હતો અને પોતાની પ્રકૃતિને કારણે પ્રજાસંઘને તે ચલાવી લેવી પડતી હતી. ભિન્ન ભિન્ન સત્તાઓ વચ્ચે તીવ્ર સ્પર્ધા અને હરીફાઈ એ સામ્રાજ્યવાદનો અર્ક છે. અને એ દરેક સત્તા દુનિયાનું બની શકે એટલું શોષણ કરવા માગતી હતી. જો કોઈ મંડળના સભ્યો એકબીજાનાં ગજવાં કાતરવાનો નિરંતર પ્રયાસ કર્યા કરતા હોય અથવા તો એકબીજાનાં ગળાં કાપવા માટે પોતાની છરીઓ તીક્ષ્ણ કર્યા કરતા હોય તો તેમની વચ્ચે ઝાઝી સહકારની ભાવના ખીલવાનો કે એ મંડળ ઝાઝી પ્રગતિ કરી શકે એવો સંભવ નથી રહેતો. એથી કરીને જ, મહાનુભાવો અને ભારે પ્રતિષ્ઠિત પુરુષો એના નિર્માતા અને પુરસ્કર્તા હોવા છતાં પ્રજાસંઘ કમજોર બની ગયો.

વર્સાઈની સંધિ ઉપરની ચર્ચા દરમ્યાન જાપાનની સરકાર વતી ભિન્ન ભિન્ન જાતિઓની સમાનતા માન્ય રાખવા માટેની એક કલમ સંધિમાં દાખલ કરવાની દરખાસ્ત રજૂ કરવામાં આવી હતી. એ દરખાસ્ત સ્વીકારવામાં આવી નહોતી. પરંતુ ચીનમાં આવેલા ક્યાઉ ચાઉની ભેટ આપીને જાપાનના મનનું સમાધાન કરવામાં આવ્યું. પેલાં ‘ત્રણ મહારાષ્ટ્રો’એ ચીન જેવા પોતાના નબળા અને નરમ મિત્રરાજ્યને ભોગે ઉદારતા દર્શાવી. આને કારણે ચીને એ સંધિ ઉપર સહી ન કરી.

‘યુદ્ધનો અંત લાવવા માટેના યુદ્ધ’નો અંત લાવનાર વર્સાઈની સંધિ આવી હતી. પાછળથી ઉમરાવ અને ઇંગ્લંડના પ્રધાન મંડળના એક પ્રધાન બનનાર ફિલિપ સ્નોડને સંધિ વિષે નીચે મુજબની ટીકા કરી હતી :

"એ સંધિ ધાડપાડુઓ, સામ્રાજ્યવાદીઓ તથા બળ ઉપર મુસ્તાક રહેનારા લોકોને સંતોષી શકે એમ છે. લડાઈને અંતે સુલેહશાંતિ સ્થપાશે એવી અપેક્ષા રાખનારાઓની આશાઓ ઉપર એ જીવલેણ ફટકા સમાન છે. એ સુલેહ માટેનો કરાર નથી પણ બીજા યુદ્ધ માટેની જાહેરાત છે. એમાં લોકશાહીને તથા યુદ્ધમાં હારેલાઓને દગો દેવામાં આવ્યો છે. એ સંધિ મિત્રરાજ્યોની નેમોને તેમના નગ્ન સ્વરૂપમાં ઉઘાડી પાડે છે."

ખરેખર, પોતાના દ્વેષ, અભિમાન અને લોભને વશ થઈને મિત્રરાજ્યોએ પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું. પાછળનાં વરસોમાં, તેમની પોતાની ભૂલોનાં પરિણામો તેમને ઉથલાવી નાખશે એવો ભય પેદા થયો ત્યારે તેઓ એ ભૂલોને માટે પ્રશ્ચાત્તાપ કરવા લાગ્યાં. પરંતુ હવે બહુ મોડું થઈ ગયું હતું અને વેળા વીતી ગઈ હતી.

# ૧૫૬. મહાયુદ્ધ પછીની દુનિયા

૨૬ એપ્રિલ, ૧૯૩૩

આખરે આપણે આપણા લાંબા પ્રવાસની છેલ્લી મજલે આવી પહોંચ્યાં છીએ; હવે આપણે વર્તમાન સમયના ઊમરા ઉપર આવીને ઊભાં છીએ. આપણે હવે મહાયુદ્ધ પછીની દુનિયા નિહાળવાની છે. હવે આપણે આપણા જીવનકાળમાં, ખરેખર તારા પોતાના જીવનકાળમાં આવી પહોંચ્યાં છીએ! એ આપણી છેલ્લી મજલ છે અને સમયનો વિચાર કરતાં એ અતિશય ટૂંકી મજલ છે પરંતુ એમ છતાંયે એ ભારે કપરી મજલ છે. મહાયુદ્ધ પૂરું થયાને હજી તો માત્ર સાડા ચૌદ વરસ થયાં છે અને જેનો આપણે વિચાર કરી ગયાં તે ઇતિહાસના લાંબા યુગોને મુકાબલે આટલો અલ્પ સમય શી વિસાતમાં છે? પરંતુ આપણે તેની વચ્ચોવચ્ચ ઊભાં છીએ તથા બનાવોને આટલા બધા નજીકથી નિહાળીને તેમને વિષે સાચો અભિપ્રાય બાંધવાનું મુશ્કેલ બની જાય છે. વસ્તુને બરાબર જોવા માટેનો સાચો દૃષ્ટિકોણ આપણને પ્રાપ્ત થતો નથી તેમ જ ઇતિહાસને માટે જરૂરી શાંત તટસ્થ વૃત્તિ પણ આપણી પાસે હોતી નથી. ઘણા બનાવોને વિષે આપણે વધારે પડતાં ઉશ્કેરાયેલાં હોઈએ છીએ તથા નાની વસ્તુઓ આપણને મોટી પણ લાગે અને કેટલીક ખરેખર મોટી વસ્તુઓનું પૂરેપૂરું મહત્ત્વ આપણે નયે સમજી શકીએ. સંખ્યાબંધ ઝાડોની મધ્યમાં આપણે ભૂલાં પડી જઈએ અને વનને સમગ્ર રીતે જોવામાં નિષ્ફળ નીવડીએ.

એ ઉપરાંત, બનાવોનું મહત્ત્વ કેવી રીતે માપવું એ જાણવાની પણ મુશ્કેલી છે. એને માટે આપણે કયું માપ વાપરવું જોઈએ? એ તો દેખીતું છે કે, વસ્તુને આપણે કઈ રીતે નિહાળીએ છીએ તેના ઉપર મોટો આધાર છે. એક દૃષ્ટિથી જોતાં કોઈ બનાવ આપણને મહત્ત્વનો લાગે પરંતુ બીજી દૃષ્ટિથી જોતાં તેનું બધું મહત્ત્વ ચાલ્યું જાય અને તે આપણને બિલકુલ ક્ષુલ્લક લાગે. મને લાગે છે કે, તને લખેલા મારા પત્રોમાં એ પ્રશ્નને કંઈક અંશે મેં ટાળ્યો છે; મેં એનો પૂરેપૂરી રીતે અને ઘટતો જવાબ નથી આપ્યો. આમ છતાંયે, મેં જે લખ્યું છે તે બધું મારી પોતાની સામાન્ય દૃષ્ટિના રંગથી

રંગાયેલું છે. તેના તે જ યુગો તથા તેના તે જ બનાવો વિષે લખનાર બીજો માણસ, સંભવ છે કે, એથી સાવ જુદું જ લખે.

ઇતિહાસને વિષે આપણી કેવી દૃષ્ટિ હોવી જોઈએ એ પ્રશ્નની ચર્ચામાં હું અહીં ઊતરવા નથી ચહાતો. એ વિષેની મારી પોતાની દૃષ્ટિમાં પણ છેલ્લાં થોડાં વરસો દરમ્યાન ભારે ફેરફાર થવા પામ્યો છે. અને આ બાબતમાં તથા બીજી અનેક બાબતોમાં મેં જેમ મારા મતો બદલ્યા છે તેમ બીજા ઘણાઓએ પણ એમ કર્યું હશે. કેમ કે મહાયુદ્ધે દરેક વસ્તુને તથા દરેક વ્યક્તિને પાયામાંથી હચમચાવી મૂકી હતી. મહાયુદ્ધે જૂની દુનિયાને બિલકુલ ઊંધી વાળી દીધી અને ત્યારથી બિચારી આપણી જૂની દુનિયા ફરીથી બેઠી થવાને પરિશ્રમપૂર્વક મથી રહી છે પણ એમાં એને ઝાઝી સફળતા મળી નથી. જેમાં આપણે ઊછર્યાં છીએ તે આખી વિચારસૃષ્ટિ તેણે હચમચાવી મૂકી અને આધુનિક સમાજ તથા સભ્યતાના ખુદ પાયાની બાબતમાં આપણને શંકા કરતાં કરી મૂક્યાં છે. આપણે તરુણોનો ભીષણ સંહાર જોયો, આપણે અસત્ય, હિંસા, હેવાનિયત અને વિનાશ પણ નિહાળ્યાં અને આશ્ચર્યચકિત થઈને વિચારવા લાગ્યાં કે સભ્યતાનું ધ્યેય આ જ છે કે શું? રશિયામાં સોવિયેટનો ઉદય થયો. એ એક નવી જ વસ્તુ હતી, નવી જ સમાજવ્યવસ્થા હતી. જૂની દુનિયાની સામેનો એ પડકાર હતો. બીજા વિચારો પણ વાતાવરણમાં ફેલાઈ રહ્યા હતા. એ વિગઠનનો કાળ હતો, પુરાણી માન્યતાઓ તથા રૂઢિઓ તૂટી પડવાનો કાળ હતો; સંશય તથા શંકાકુશંકાઓનો અને પ્રશ્નો ઉઠાવવાનો યુગ હતો. સંક્રાંતિ તથા ઝડપી પરિવર્તનોના કાળમાં હમેશાં શંકાઓ અને પ્રશ્નો પેદા થાય છે જ.

આ બધાને કારણે મહાયુદ્ધ પછીના કાળને ઇતિહાસની દૃષ્ટિથી તપાસવાનું જરા મુશ્કેલ બની જાય છે. પરંતુ ભિન્ન ભિન્ન માન્યતાઓ અને વિચારો વિષે ચર્ચા કરતી વખતે તથા તેમની સચ્ચાઈ વિષે શંકા ઉઠાવતી વખતે તેમ જ તે પુરાણા ગણાય છે એટલા જ ખાતર તેમનો અસ્વીકાર કરતી વખતે વિચારો સાથે રમત કરવા માટેના તથા આપણે શું કરવું જોઈએ એ માટે ગંભીરતાપૂર્વક ચિંતન કરવાની જવાબદારીમાંથી છટકી જવા માટેના બહાના તરીકે આપણે એ બધાનો ઉપયોગ ન કરી શકીએ. ખાસ કરીને, જગતના ઇતિહાસના સંક્રાંતિના આવા યુગો શરીર તેમ જ મનની ભારે પ્રવૃત્તિની અપેક્ષા રાખે છે. એવા યુગોમાં જીવનનો રોજિંદો જડ કાર્યક્રમ સતેજ બની જાય છે, સાહસ કરવાને આપણે હોંશથી પ્રવૃત્ત થઈએ છીએ અને નવી વ્યવસ્થાની રચનામાં આપણે સૌ ભાગ લઈ શકીએ છીએ. એવા યુગોમાં નૌજવાનોએ હમેશાં આગળ પડતો ભાગ ભજવ્યો છે, કેમ કે રીઢા થઈ ગયેલા તથા પોતાની પુરાણી માન્યતાઓમાં ચુસ્ત બની ગયેલા ઉંમરે પહોંચેલા લોકો કરતાં તેઓ બદલાતા વિચારો તથા બદલાતી જતી પરિસ્થિતિ સાથે બહુ સહેલાઈથી પોતાનો મેળ બેસાડી શકે છે.

મને લાગે છે કે, મહાયુદ્ધ પછીના આ સમયનું કંઈક વિગતે અવલોકન કરવું ઠીક થઈ પડશે. પરંતુ આ પત્રમાં તો તું એનું સામાન્ય અવલોકન કરે એમ હું ઇચ્છું છું. નેપોલિયનના પતન પછીની ૧૯મી સદીનું આપણે અવલોકન કર્યું હતું તે તને યાદ હશે. અનિવાર્ય રીતે, ૧૮૧૫ની સાલની વિયેનાની સંધિનો તથા તેનાં પરિણામોનો આપણને વિચાર આવે છે તથા ૧૯૧૯ની વર્સાઈની સંધિ તથા તેનાં પરિણામો સાથે એની તુલના કરવાને આપણે પ્રેરાઈએ છીએ. વિયેનાની સંધિ એ કંઈ સારી સંધિ નહોતી; એણે યુરોપમાં ભાવિ યુદ્ધનાં બી વાવ્યાં. અનુભવ ઉપરથી બોધ ન લેતાં આગલા પત્રમાં આપણે જોઈ ગયાં તેમ આપણા રાજદ્વારી પુરુષોએ વર્સાઈની સંધિ એથીયે ખરાબ કરી. યુદ્ધ પછીનાં વરસો ઉપર આ કહેવાતી સુલેહનાં કાળાં અને ઘેરાં વાદળો ઝઝૂમી રહ્યાં છે.

તો પછી આ છેલ્લાં ચૌદ વરસના મહત્ત્વના બનાવો કયા છે? મને લાગે છે, સોવિયેટના સંયુક્ત રાજ્યનો અથવા જેને સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાકોનું સંયુક્ત રાજ્ય (‘યુનિયન ઑફ સોશ્યાલિસ્ટ ઍન્ડ સોવિયેટ રિપબ્લિક્સ’ અથવા ટૂંકમાં કહેતાં, યુ. એસ. એસ. આર.) કહેવામાં આવે છે તેનો ઉદય તથા સંગઠન એ તે બધામાં સૌથી વિશેષ મહત્ત્વનો અને સૌથી વધારે ધ્યાન ખેંચે એવો બનાવ છે. પોતાની હસ્તી ટકાવી રાખવા માટે સોવિયેટ રશિયાને જે ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો તે વિષે હું તને આગળ થોડું કહી ગયો છું. એ બધી જબરદસ્ત મુશ્કેલીઓની સામે પણ એ ટકી રહ્યું તે આ સદીનો એક ચમત્કાર છે. એશિયા ખંડમાં પહેલાં ઝારશાહી સામ્રાજ્ય જ્યાં જ્યાં ફેલાયું હતું તે બધા ભાગોમાં છેક પ્રશાન્ત મહાસાગરના કાંઠા સુધી સાઇબેરિયામાં તથા હિંદુસ્તાનની સરહદ સુધી પહોંચતા મધ્ય એશિયામાં સોવિયેટ વ્યવસ્થા પ્રસરી. એ બધા પ્રદેશમાં અલગ અલગ સોવિયેટ પ્રજાસત્તાકો સ્થાપવામાં આવ્યાં. પરંતુ એ બધાંએ એકઠાં મળીને સમવાયતંત્ર અથવા સંયુક્ત રાજ્ય સ્થાપ્યું અને તે જ આજનું સોવિયેટ પ્રજાસત્તાકોનું સંયુક્ત રાજ્ય છે. અંગ્રેજીમાં એને ‘યુનિયન ઑફ સોશ્યાલિસ્ટ ઍન્ડ સોવિયેટ રિપબ્લિક્સ’ અથવા ટૂંકમાં યુ. એસ. એસ. આર. કહેવામાં આવે છે. આ સંયુક્ત રાજ્યમાં યુરોપ તથા એશિયાના વિશાળ પ્રદેશનો સમાવેશ થાય છે અને તે આ પૃથ્વીની સપાટીના લગભગ છઠ્ઠા ભાગ જેટલો છે. એ પ્રદેશ તો બહુ વિશાળ છે પણ કેવળ વિશાળતાનું ઝાઝું મહત્ત્વ નથી. વળી રશિયા અને વિશેષે કરીને સાઇબેરિયા તથા મધ્ય એશિયા બહુ જ પછાત પ્રદેશો હતા. સોવિયેટ રશિયાનો બીજો ચમત્કાર એ હતો કે, પુનર્ઘટનાની પ્રચંડ યોજનાઓ દ્વારા તેણે એ પ્રદેશના મોટા ભાગની સૂરત બદલી નાખી છે. બીજી કોઈ પ્રજાએ આટલી ઝડપી પ્રગતિ કરી હોય એવો દાખલો નોંધાયેલા ઇતિહાસમાં મળતો નથી.

મધ્ય એશિયાના સૌથી પછાત પ્રદેશો પણ એટલી બધી ઝડપથી આગળ વધ્યા છે કે હિંદમાં આપણને પણ તેમની ઈર્ષા આવે. કેળવણી અને ઉદ્યોગોનાં ક્ષેત્રોમાં ખાસ નોંધપાત્ર પ્રગતિ થઈ છે. વિરાટ 'પંચવર્ષી યોજના'ઓ દ્વારા રશિયાનું ઉદ્યોગીકરણ વાયુવેગે આગળ ધપાવવામાં આવ્યું અને ત્યાં આગળ સંખ્યાબંધ જબરદસ્ત કારખાનાંઓ ઊભાં કરવામાં આવ્યાં છે. આ બધાની પ્રજા ઉપર સારી પેઠે તાણ પહોંચી છે. પોતાની ઘણીખરી કમાણી દુનિયાના પ્રથમ સમાજવાદી દેશના ચણતરમાં વાપરી શકાય એટલા માટે તેમને આરામ તથા સુખસગવડો જતી કરવી પડી એટલું જ નહિ પણ જીવનની જરૂરિયાતની વસ્તુઓ વિના પણ ચલાવી લેવું પડયું છે. ખાસ કરીને ખેડૂતવર્ગને સૌથી વધારે બોજો સહેવો પડ્યો છે.

આ પ્રગતિશીલ અને આગળ વધતા સોવિયેટ દેશ તથા દિનપ્રતિદિન વધતી જતી મુસીબતોવાળા પશ્ચિમ યુરોપ વચ્ચેનો તફાવત સહેજે આંખ આગળ તરી આવે એવો છે. અનેક મુસીબતોમાં સપડાયેલો હોવા છતાં પશ્ચિમ યુરોપ હજીયે રશિયા કરતાં ઘણો જ માલદાર છે. તેની આબાદીના લાંબા યુગ દરમ્યાન તેણે ઘણા મોટા પ્રમાણમાં ચરબી એકઠી કરી હતી અને કેટલોક વખત તે તેના ઉપર જીવી શકે એમ છે. પરંતુ પ્રત્યેક દેશ ઉપરનો દેવાનો બોજો, વર્સાઈની સંધિ અનુસાર જર્મનીને દંડ યા યુદ્ધની નુકસાની પેટે ભરપાઈ કરવાની રકમનો પ્રશ્ન તથા નાની મોટી સત્તાઓ વચ્ચે નિરંતર ચાલ્યા કરતી હરીફાઈ તથા ઝઘડાઓ વગેરે વસ્તુઓએ બિચારા યુરોપની ભારે બૂરી દશા કરી મૂકી છે. એ મુશ્કેલીમાંથી કંઈક માર્ગ કાઢવાને માટે ઉપરાઉપરી પરિષદો થયા કરે છે પરંતુ કશો ઉકેલ જડતો નથી અને દિનપ્રતિદિન પરિસ્થિતિ વધુ ને વધુ બગડતી જાય છે. સોવિયેટ રશિયાની પશ્ચિમ યુરોપ સાથે તુલના કરવી એ એક જુવાનની ઘરડા ડોસા સાથે સરખામણી કરવા બરાબર છે. એક ભારે બોજો ઉઠાવે છે પરંતુ તેનામાં જીવનનું જોમ ભરેલું છે જ્યારે બીજો હતાશ અને ક્ષીણવીર્ય છે; તે આગળ જાય છે ખરો પરંતુ અનિવાર્યપણે તે પોતાની વર્તમાન અવસ્થાના અંતને ભેટવાને જઈ રહ્યો છે.

યુનાઇટેડ સ્ટેટ્સ, મહાયુદ્ધ પછી યુરોપના આ ચેપમાંથી ઊગરી ગયું હોય એમ લાગતું હતું. દશ વરસ સુધી તેની સમૃદ્ધિમાં ભારે વધારો થવા પામ્યો. મહાયુદ્ધ દરમ્યાન તેણે નાણાં ધીરનાર શરાફના પદેથી ઇંગ્લંડને ધકેલી કાઢયું. હવે અમેરિકા દુનિયાને નાણાં ધીરનાર શાહુકાર બન્યું અને આખી દુનિયા તેની દેવાદાર બની. આર્થિક દૃષ્ટિએ તેણે આખી દુનિયા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું અને આગળના વખતમાં કંઈક અંશે જેમ ઇંગ્લંડે કર્યું હતું તેમ તે દુનિયા તરફથી આવતી ખંડણી ઉપર સુખચેનથી જીવી શકત. પરંતુ એમાં બે મુશ્કેલીઓ નડતી હતી. દેવાદાર દેશો બહુ બૂરી હાલતમાં આવી

પડ્યા હતા અને તેઓ પોતાનું દેવું રોકડ રકમ આપીને ભરપાઈ કરી શકે એમ નહોતું; સાચે જ, તેમની હાલત સારી હોત તોયે તેઓ રોકડ નાણાં આપીને આવડી મોટી રકમો ભરપાઈ કરી શકે એમ નહોતું. એક જ રીતે તેઓ પોતાનું દેવું પતાવવાનો પ્રયત્ન કરી શકે એમ હતું અને તે પાકો માલ ઉત્પન્ન કરી તે અમેરિકા મોકલીને. પરંતુ વિદેશનો પાકો માલ પોતાને ત્યાં આવે એ અમેરિકાને પસંદ નહોતું. આથી તેણે જકાતની ભારે દીવાલો ઊભી કરી અને એ રીતે તેણે બહારના માલને પોતાના દેશમાં આવતો અટકાવ્યો. તો પછી એ બિચારા દેવાદાર દેશોએ પોતાનું દેવું કેવી રીતે પતાવવું? એક અવનવો ઉપાય શોધી કાઢવામાં આવ્યો. પોતાનું વ્યાજ વસૂલ કરવાને અમેરિકા દેવાદાર દેશોને વળી વધારે રકમ ધીરે એમ ઠર્યું. દેવું વસૂલ કરવાનો એ અસાધારણ ઉપાય હતો કેમ કે એનો અર્થ તો એ થયો કે લેણદાર દેશે વધારે ને વધારે રકમ ધીર્યા કરવી અને એ રીતે દેવાની રકમ વધતી જ રહે. ઘણાખરા દેવાદાર દેશો કદી પણ પોતાનું દેવું પતાવી શકવાના નથી એ સ્પષ્ટ હતું અને અમેરિકાએ એકાએક ધીરધાર બંધ કરી દીધી. તરત જ કાગળની ઇમારત કડડભૂસ તૂટી પડી. અને બીજી એક અતિ વિચિત્ર વસ્તુ બનવા પામી. સમૃદ્ધ અમેરિકા, ગળા સુધી સોનાથી ભરેલું અમેરિકા, અસંખ્ય બેકાર મજૂરોનો મુલક બની ગયું. ઉદ્યોગનાં ચક્રો થંભી ગયાં અને સર્વત્ર દારિદ્રય ફેલાઈ ગયું.

તવંગર અમેરિકા ઉપર આટલો ભારે ફટકો પડ્યો એના ઉપરથી યુરોપની શી દશા થઈ હશે તેની કલ્પના કરી શકાય. જકાતની ઊંચી દીવાલો ઊભી કરીને, સ્વદેશી માલ ખરીદવાનો પ્રચાર કરીને તથા બીજી અનેક યુક્તિઓથી પોતાને ત્યાં બહારથી આવતો માલ અટકાવવા દરેક દેશે પ્રયત્ન કર્યો. દરેક દેશ પોતાનો માલ વેચવા માગતો હતો, ખરીદવા માગતો નહોતો અથવા કહો કે ઓછામાં ઓછું ખરીદવા માગતો હતો. આંતરરાષ્ટ્રીય વેપારને મારી નાખ્યા વિના આ વસ્તુ લાંબો કાળ નહિ ચાલી શકે કેમ કે વેપારરોજગારનો આધાર વિનિમય ઉપર છે. આ નીતિને આર્થિક રાષ્ટ્રવાદ કહેવામાં આવે છે. બધા દેશોમાં એનો ફેલાવો થયો અને એ જ રીતે ઉગ્ર અથવા આક્રમણકારી રાષ્ટ્રવાદનાં બીજાં અનેક સ્વરૂપોનો પણ ફેલાવો થયો. વેપારરોજગાર તથા ઉદ્યોગોમાં મંદી આવવાને લીધે દરેક દેશની મુશ્કેલીઓ વધી ગઈ. સામ્રાજ્યવાદી દેશોએ પરદેશમાં સામ્રાજ્યવાદી શોષણ વધારીને તથા દેશમાં મજૂરોની મજૂરીના દરો ઘટાડીને બંને પાસાં સરખાં કરવાનો પ્રયત્ન કર્યો. દુનિયાના જુદા જુદા ભાગોનું શોષણ કરવાની પોતાની ઇચ્છા તથા પોતાના પ્રયત્નને કારણે હરીફ સામ્રાજ્યવાદો વધારે ને વધારે અથડામણમાં આવતા ગયા. પ્રજાસંઘ શસ્ત્રસંન્યાસની રૂડીરૂપાળી વાતો કરવા ઉપરાંત કશુંયે કરતો નહોતો તે વખતે

યુદ્ધનું પ્રેત વધુ ને વધુ નજીક આવતું જતું હતું. અનિવાર્ય જણાતી સાઠમારીને માટે સત્તાઓએ ફરી પાછું પોતાના સમૂહો બાંધવાનું શરૂ કર્યું.

આમ જે દરમ્યાન મૂડીવાદી સભ્યતાએ પશ્ચિમ યુરોપ તથા અમેરિકામાં પોતાની આણ વર્તાવી હતી તથા બાકીની બધી દુનિયા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું હતું તે યુગના અંતની સમીપ આપણે આવી પહોંચ્યાં હોઈએ એમ લાગે છે. મહાયુદ્ધ પછીનાં પહેલાં દશ વરસો દરમ્યાન તો લાગતું હતું કે મૂડીવાદ ફરી પાછો બેઠો થશે, તથા સ્થિર થઈ જઈને લાંબા વખત સુધી ટકી રહેશે. પરંતુ છેલ્લાં ત્રણ કે ચાર વરસે એ વસ્તુને અતિશય શંકાસ્પદ કરી મૂકી છે. મૂડીવાદી સત્તાઓ વચ્ચેની હરીફાઈએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું છે એટલું જ નહિ પણ દરેક રાજ્યમાં વર્ગો વર્ગો વચ્ચેનું, માલદાર તથા જેમના હાથમાં સત્તાનાં સૂત્રો છે તે મૂડીદાર વર્ગ અને મજૂર વર્ગ વચ્ચેનું ઘર્ષણ પણ અતિશય તીવ્ર થતું જાય છે. આ સ્થિતિ વધુ પ્રમાણમાં બગડવા પામે ત્યારે સંપત્તિ ધરાવનારા વર્ગો આગળ વધતા જતા મજૂરોને કચરી નાખવાનો આખરી અને મરણિયો પ્રયત્ન કરે છે. આ પ્રયત્ન ફાસીવાદનું સ્વરૂપ ધારણ કરે છે. વર્ગો વર્ગો વચ્ચેનું ઘર્ષણ જ્યાં જ્યાં ઉગ્ર બને છે તથા સંપત્તિ ધરાવનારા વર્ગો પોતાનું વિશિષ્ટ સ્થાન ગુમાવી બેસવાના જોખમમાં આવી પડે છે ત્યાં ત્યાં ફાસીવાદ દેખા દે છે.

ફાસીવાદ ઇટાલીમાં મહાયુદ્ધ પછી તરત જ શરૂ થયો. મજૂરો હાથ પરથી જતા રહેતા હતા તેવામાં મુસોલીનીની આગેવાની નીચે ફાસીવાદીઓએ સત્તા કબજે કરી. અને ત્યારથી માંડીને હજીયે તેઓ સત્તા ઉપર છે. ફાસીવાદ એટલે સરમુખત્યારશાહીનું નગ્ન સ્વરૂપ. લોકશાહીની રીતોનો તે છડેચોક તિરસ્કાર કરે છે. ફાસીવાદી રીતોનો વત્તેઓછે અંશે યુરોપના ઘણા દેશોમાં ફેલાવો થયો છે અને સરમુખત્યારશાહીની ઘટના ત્યાં આગળ સામાન્ય થઈ પડી છે. ૧૯૩૩ની સાલના આરંભમાં જર્મનીમાં ફાસીવાદનો વિજય થયો અને ૧૯૧૮ની સાલમાં સ્થાપવામાં આવેલા પ્રજાસત્તાકનો અંત આવ્યો તથા મજૂરોની ચળવળને મારી નાખવા માટે હેવાનિયતભર્યા ઉપાયો લેવામાં આવ્યા હતા.

આમ યુરોપમાં ફાસીવાદ લોકશાહી તથા સમાજવાદી બળોનો સામનો કરી રહ્યો છે અને તેની સાથે સાથે જ મૂડીવાદી સત્તાઓ એકબીજા સામે ઘુરકિયાં કરી રહી છે તથા એકબીજાની સામે લડવાને માટે તૈયારીઓ કરી રહી છે. આ ઉપરાંત મૂડીવાદ એક અજબનું દૃશ્ય રજૂ કરી રહ્યો છે: એક બાજુ અખૂટ સમૃદ્ધિ અને તેને જ પડખે કારમું દારિદ્ર્ય દૃષ્ટિગોચર થાય છે; એક તરફ ખોરાક સડી જાય છે અથવા તેને ઇરાદાપૂર્વક ફેંકી દેવામાં આવે છે કે તેનો નાશ કરવામાં આવે છે જ્યારે બીજી બાજુ પ્રજા ભૂખમરો વેઠી રહી હોય છે.

યુરોપનો એક પુરાણો દેશ સ્પેન હૅપ્સબર્ગ–બુર્બોનવંશી રાજાને હાંકી કાઢીને પ્રજાસત્તાક રાજ્યમાં ફેરવાઈ ગયો છે. આમ યુરોપમાંથી તેમ જ આખી દુનિયામાંથી એક રાજા ઓછો થયો છે.

મહાયુદ્ધ પછીનાં ચૌદ વરસ દરમ્યાન બનેલી ત્રણ પ્રધાન ઘટનાઓ વિષે મેં તને વાત કરી, તે આ છે: સોવિયેટ સંયુક્ત રાજ્યનો ઉદય, દુનિયા ઉપરનું અમેરિકાનું આર્થિક પ્રભુત્વ તથા તેની આજની કટોકટીભરી સ્થિતિ અને યુરોપનું ગૂંચવાયેલું કોકડું. પૂર્વના દેશોમાં આવેલી સંપૂર્ણ જાગ્રતિ તથા સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા માટેના તેમના ઉગ્ર પ્રયાસો એ આ કાળની ચોથી મહત્ત્વની ઘટના છે. પૂર્વના દેશો હવે ચોક્કસપણે જગતના રાજકારણમાં દાખલ થાય છે. આ પૂર્વના દેશોના બે વર્ગો પાડી શકાય: સ્વતંત્ર ગણાતા દેશો અને સામ્રાજ્યવાદી સત્તાઓના અમલ નીચેના પરાધીન દેશો. એશિયા તથા ઉત્તર આફ્રિકાના આ બધાયે દેશોમાં રાષ્ટ્રવાદ પ્રબળ બન્યો છે અને સ્વાતંત્ર્ય માટેની કામના દૃઢ અને ઉગ્ર બની છે. એ બધામાં બળવાન હિલચાલો ચાલે છે અને કેટલાક દેશોમાં તો પશ્ચિમના સામ્રાજ્યવાદ સામે બળવા પણ થયા છે. એમાંના ઘણા દેશોને, તેમની લડતની કટોકટીની ઘડીએ સોવિયેટ રાજ્ય તરફથી સીધી મદદ તેમ જ એથીયે વિશેષ મહત્ત્વનું ગણી શકાય તે નૈતિક પીઠબળ મળ્યાં છે.

તુર્કીના પડેલા અને દુર્બળ બની ગયેલા લાગતા રાષ્ટ્રનો થયેલો અભ્યુદય સૌથી વિશેષ નોંધપાત્ર છે. એનો યશ મોટે ભાગે, ભારે કટોકટીની પળે પણ નમતું આપવાનો ઇન્કાર કરનાર બહાદુર નેતા મુસ્તફા કમાલ પાશાને જાય છે. તેણે પોતાના દેશની સ્વતંત્રતા પ્રાપ્ત કરી એટલું જ નહિ પણ તુર્કીને આધુનિક ઢબનું બનાવીને તેણે તેની સૂરત બદલી નાખી. સુલતાનત તથા ખિલાફતનો તેણે અંત આણ્યો અને સ્ત્રીઓનો પડદાનો રિવાજ તથા બીજી અનેક પુરાણી રૂઢિઓ પણ તેણે બંધ કરી. સોવિયેટનો નૈતિક તેમ જ સક્રિય ટેકો તેને ભારે મદદરૂપ થઈ પડ્યો. બ્રિટનના પ્રભુત્વમાંથી મુક્ત થવાના તેના પ્રયાસમાં ઇરાનને પણ સોવિયેટે મદદ કરી. ત્યાં આગળ પણ રીઝાખાન નામનો એક શક્તિશાળી પુરુષ પેદા થયો અને તે આજે ઇરાનનો રાજકર્તા બન્યો છે. અફઘાનિસ્તાન પણ આ સમય દરમ્યાન પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા સ્થાપિત કરવામાં સફળ થયું.

એક અરબસ્તાનના અપવાદ સિવાય બધા આરબ દેશો હજીયે વિદેશીઓના નિયમન નીચે છે. આરબોની ઐક્ય માટેની માગણી પૂરી પાડવામાં આવી નથી. અરબસ્તાનનો મોટો ભાગ સુલતાન ઇબ્ન સાઉદની હકૂમત નીચે સ્વતંત્ર થઈ ગયો છે. કાગળ ઉપર તો ઇરાક સ્વતંત્ર છે પરંતુ વાસ્તવમાં બ્રિટિશ લાગવગ તથા નિયમનના વર્તુળમાં તે આવી જાય છે. પૅલેસ્ટાઇન તથા

ટ્રાન્સજોર્ડનનાં નાનાં રાજ્યો બ્રિટિશ 'મૅન્ડેટ' નીચે છે અને સીરિયા ફ્રેંચ 'મૅન્ડેટ' નીચે છે. સીરિયામાં ફ્રેંચો સામે અસાધારણ વીરતાભર્યો બળવો થયો હતો અને અમુક અંશે તે સફળ પણ થયો હતો. મિસરમાં પણ બ્રિટિશો સામે નાનાં નાનાં અનેક બંડો થયાં તથા લાંબી લડત ચાલી હતી. ત્યાં આગળ હજી પણ એ લડત ચાલુ જ છે, જો કે, મિસરને સ્વતંત્ર કહેવામાં આવે છે અને બ્રિટિશોના ટેકાથી એક રાજા ત્યાં રાજ કરે છે. ઉત્તર આફ્રિકાના છેક પશ્ચિમના ભાગમાં આવેલા મોરોક્કોમાં પણ અબ્દુલ કરીમની આગેવાની નીચે સ્વાતંત્ર્ય માટે વીરતાભરી લડત થઈ હતી. તે સ્પેનના લોકોને ત્યાંથી હાંકી કાઢવામાં સફળ થયો હતો પણ પછીથી ફ્રેંચોએ પોતાની સમગ્ર શક્તિ વાપરીને તેને કચરી નાંખ્યો.

એશિયા અને આફ્રિકામાંની સ્વાતંત્ર્ય માટેની આ બધી લડતો બતાવે છે કે નવી ભાવના વ્યાપક બની હતી અને પૂર્વના દૂર દૂરના દેશોનાં સ્ત્રી-પુરુષોના માનસ ઉપર એકી વખતે અસર કરી રહી હતી. એમાં બે દેશો આગળ તરી આવે છે કેમ કે તેમનું જગતવ્યાપી મહત્ત્વ છે. આ બે દેશો તે હિંદુસ્તાન અને ચીન. એ બેમાંથી ગમે તે એકમાં થયેલો મૂળભૂત ફેરફાર દુનિયાની મહાન સત્તાઓની વ્યવસ્થા ઉપર અસર કરે છે; એ અચૂકપણે જગતના રાજકારણમાં ભારે પરિણામો લાવનારો નીવડે છે. આ રીતે હિંદુસ્તાન તથા ચીનમાં ચાલતી લડતો કેવળ તે તે દેશની આંતરિક અથવા ઘરગતુ ઘટના નથી. એમનું મહત્ત્વ એથી ઘણું વધારે છે. ચીન સફળ થાય એટલે કે ત્યાં આગળ એક બળવાન રાજ્ય ઊભું થાય, એને લીધે આજની 'સત્તાની સમતા' (બૅલન્સ ઑફ્ પાવર)માં ફેરફાર થવા પામે છે. વળી એથી કરીને સામ્રાજ્યવાદી સત્તાઓનું ચીનનું શોષણ આપમેળે બંધ થઈ જાય છે. હિંદુસ્તાનની સફળતા એટલે કે એક મહાન રાજ્યનો ઉદય અને અનિવાર્ય રીતે બ્રિટિશ સામ્રાજ્યનો અંત.

છેલ્લાં દશ વરસોમાં ચીનને અનેક તડકીછાંયડીમાંથી પસાર થવું પડ્યું છે. કુ-મીન-ટાંગ તથા ચીનના સામ્યવાદીઓ વચ્ચેનું ઐક્ય તૂટી ગયું અને ચીન તૂશનો તથા એવા બીજા ધાડપાડુ આગેવાનોનો શિકાર બન્યું. ચીનમાં અવ્યવસ્થા અને અંધેર નિરંતર ચાલુ રહે એવું ઇચ્છતાં વિદેશી હિતો તેમને ઘણી વાર સહાય કરતાં. છેલ્લાં બે વરસમાં તો જાપાનીઓએ ખરેખાત ચીન ઉપર ચઢાઈ કરી છે અને તેના કેટલાક પ્રાંતો કબજે કર્યા છે. આ અવિધિસરની લડાઈ હજી ચાલુ જ છે. દરમ્યાન ચીનના ઊંડાણમાં આવેલો મોટો પ્રદેશ સામ્યવાદી થઈ ગયો છે અને ત્યાં આગળ એક પ્રકારની સોવિયેટ સરકાર સ્થપાઈ છે.

છેલ્લાં ચૌદ વરસોમાં હિંદમાં અનેક બનાવો બની ગયા, અને ત્યાં આગળ ઉગ્ર અને છતાંયે શાંતિમય રાષ્ટ્રીયતાનો ઉદય થવા પામ્યો છે. મહાયુદ્ધ પછી

તરત જ જ્યારે મહાન સુધારાઓને માટે ભારે આશાઓ સેવાઈ રહી હતી ત્યારે પંજાબમાં આપણા ઉપર લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો અને જલિયાંવાલા બાગમાં ભીષણ કતલ કરવામાં આવી. એનાથી કોપાયમાન થઈને તથા તુર્કી અને ખિલાફતની કરવામાં આવેલી અવદશા પ્રત્યેના મુસલમાનોના રોષને કારણે ગાંધીજીની આગેવાની નીચે ૧૯૨૦–૨૨માં અસહકારની લડત ઉપાડવામાં આવી. સાચે જ ૧૯૨૦ની સાલ પછી ગાંધીજી હિંદી રાષ્ટ્રવાદના સર્વમાન્ય નેતા રહ્યા છે. એ હિંદનો ગાંધીયુગ બની ગયો છે અને ગાંધીજીની બળવા માટેની શાંતિમય રીતોએ, તેમની નવીનતા અને સચોટતાને કારણે આખી દુનિયાનું લક્ષ પોતાના તરફ ખેંચ્યું છે.

વધારે શાંત પ્રવૃત્તિઓ અને તૈયારીના ટૂંકા ગાળા પછી ૧૯૩૦ની સાલમાં આઝાદી માટેની લડત ફરી પાછી ઉપાડવામાં આવી. એ વખતે મહાસભાએ ચોક્કસપણે સ્વાતંત્ર્યના ધ્યેયનો સ્વીકાર કર્યો. ત્યાર પછી આપણે અનેક વાર સવિનયભંગ કર્યો, અનેક વાર તુરંગો ભરી, અને બીજી અનેક વસ્તુઓ કરી. એ બધું તો તું જાણે જ છે. દરમ્યાન બ્રિટિશોની નીતિ, બની શકે તો નજીવા સુધારા આપીને કેટલાક લોકોને મનાવી લેવાની તથા રાષ્ટ્રીય ચળવળને કચરી નાખવાનો પ્રયાસ કરવાની રહી છે.

બ્રહ્મદેશમાં ૧૯૩૧ની સાલમાં ભૂખે મરતા ખેડૂતોએ મોટો બળવો કર્યો. ભારે ક્રૂરતાથી એ બળવો દાબી દેવામાં આવ્યો. જાવા તથા ડચ ઇન્ડીઝમાં પણ બળવો થયો. સિયામમાં પણ ભારે ખળભળાટ થવા પામ્યો હતો. એને પરિણામે રાજાની સત્તા મર્યાદિત કરનારા થોડા ફેરફારો ત્યાં થયા. ફ્રેંચ હિંદી ચીનમાં પણ રાષ્ટ્રવાદનો ઉદય થયો છે.

આમ પૂર્વના બધાયે દેશોમાં રાષ્ટ્રવાદ પોતાનું સ્વરૂપ પ્રકટ કરવાને મથી રહ્યો છે અને કેટલીક જગ્યાએ તેમાં સામ્યવાદનું થોડું મિશ્રણ પણ થવા પામ્યું છે. બંને સામ્રાજ્યવાદને એક સરખો ધિક્કારે છે એ સિવાય રાષ્ટ્રવાદ અને સામ્યવાદ વચ્ચે બીજું કોઈ પણ સામાન્ય તત્ત્વ નથી. પોતાના સંયુક્ત રાજ્યમાં દાખલ થયેલા તેમ જ તેની બહારના બધાયે પૂર્વના દેશો પ્રત્યેની તેની ડહાપણ અને ઉદારતાભરી નીતિને કારણે સામ્યવાદી નથી એવા ઘણા દેશો પણ સોવિયેટ રશિયા તરફ મૈત્રીની ભાવના રાખે છે.

છેલ્લાં થોડાં વરસોની બીજી એક પ્રધાન વસ્તુ તે સ્ત્રીઓને જકડી રાખનારાં સમાજનાં, કાયદાનાં તથા રૂઢિનાં અનેક બંધનોમાંથી થયેલી તેમની મુક્તિ છે. મહાયુદ્ધે પશ્ચિમના દેશોમાં એ વસ્તુને ભારે વેગ આપ્યો. તુર્કીથી માંડીને હિંદુસ્તાન તથા ચીન સુધીના પૂર્વના દેશોમાં પણ સ્ત્રીઓ જાગ્રત થઈને કટિબદ્ધ બની છે અને રાષ્ટ્રીય તથા સામાજિક પ્રવૃત્તિઓમાં તેઓ વીરતાભર્યો ભાગ લઈ રહી છે.

જેમાં આપણે જીવીએ છીએ તે યુગ આવો છે. રોજ રોજ પરિવર્તન અને મહત્ત્વપૂર્ણ બનાવોના, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઘર્ષણના, મૂડીવાદ અને સમાજવાદ તથા ફાસીવાદ અને લોકશાહી વચ્ચેની અથડામણના, દિનપ્રતિદિન વધતાં જતાં ગરીબાઈ અને કંગાલિયતના ખબરો આવતા રહે છે અને એ બધા ઉપર નિરંતર વિસ્તરતું જતું યુદ્ધનું ઘેરું વાદળ ઝઝૂમી રહ્યું છે.

ઇતિહાસનો એ ભારે ખળભળાટનો યુગ છે. એ યુગમાં જીવવું તથા એમાં પોતાનો ફાળો આપવો એ સદ્ભાગ્યની વાત છે — પછી ભલેને એ ફાળો દહેરાદૂન જેલમાં એકાંતવાસ સેવવાનો કેમ ન હોય!

## ૧૫૭. પ્રજાસત્તાક માટે આયર્લૅન્ડની લડત

૨૮ એપ્રિલ, ૧૯૩૩

હવે આપણે આ છેલ્લાં વરસોના મહત્ત્વના બનાવોની વિગતે ચર્ચા કરીશું. આયર્લૅન્ડથી હું એનો આરંભ કરીશ. જગતના ઇતિહાસ અને જગદ્વ્યાપી બળોની દૃષ્ટિએ યુરોપની છેક પશ્ચિમે આવેલા આ નાનકડા દેશનું આજે ભારે મહત્ત્વ નથી. પરંતુ એ બહાદુર અને અદમ્ય દેશ છે. આખા બ્રિટિશ સામ્રાજ્યની સમગ્ર શક્તિ પણ તેનો જુસ્સો દાબી દેવાને કે તેને ગરીબ ગાય જેવો બનાવીને વશ કરી શકી નથી.

આયર્લૅન્ડ વિષેના મારા છેલ્લા પત્રમાં બ્રિટિશ પાર્લમેન્ટે પસાર કરેલા હોમ રૂલ બિલ વિષે મેં તને વાત કરી હતી. એ બિલ મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાં જ પસાર કરવામાં આવ્યું હતું. અલ્સ્ટરના પ્રૉટેસ્ટંટ આગેવાનોએ તથા ઇંગ્લંડના કૉન્ઝરવેટિવ પક્ષે એની સામે વિરોધ ઉઠાવ્યો અને તેની સામે વ્યવસ્થિત બળવો ઉઠાવવાની યોજના કરવામાં આવી. એ ઉપરથી દક્ષિણ આયર્લૅન્ડના લોકોએ જરૂર પડે તો અલ્સ્ટર સામે લડવાને પોતાનું ‘રાષ્ટ્રીય સ્વયંસેવક દળ’ સંગઠિત કર્યું. આયર્લૅન્ડમાં આંતરયુદ્ધ અનિવાર્ય લાગતું હતું. પરંતુ એ જ અરસામાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું અને સૌનું બધું લક્ષ બેલ્જિયમ તથા ઉત્તર ફ્રાંસના રણક્ષેત્ર ઉપર કેન્દ્રિત થયું. પાર્લમેન્ટમાંના આયરિશ નેતાઓએ યુદ્ધમાં પોતાની મદદ આપવા જણાવ્યું પરંતુ દેશ બેપરવા હતો અને યુદ્ધને વિષે જરાયે ઉત્સુક નહોતો. દરમ્યાન અલ્સ્ટરના ‘બળવાખોરો’ને બ્રિટિશ સરકારમાં મોટા મોટા હોદ્દાઓ આપવામાં આવ્યા. એને લીધે તો આયરિશ લોકો વળી વધારે અસંતુષ્ટ બન્યા.

આયર્લૅન્ડમાં અસંતોષ વધી ગયો અને ઇંગ્લંડના યુદ્ધમાં તેમણે પોતાનો ભોગ ન આપવો જોઈએ એવી વૃત્તિ લોકોમાં પેદા થઈ. ઇંગ્લંડની પેઠે

આયર્લેન્ડમાં પણ સશક્ત યુવાનોની લશ્કરમાં ફરજિયાત ભરતી કરવાની દરખાસ્ત રજૂ કરવામાં આવી ત્યારે દેશભરમાં વિરોધનો દાવાનળ ભભૂકી ઊઠ્યો. જરૂર પડે તો એનો બળથી પણ સામનો કરવાની આયર્લેન્ડે તૈયારી કરી.

૧૯૧૬ના ઇસ્ટરના અઠવાડિયા દરમ્યાન ડબ્લિનમાં બંડ થયું અને આયરિશ પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. થોડા દિવસોના યુદ્ધ પછી બ્રિટિશોએ એ બળવાને કચરી નાખ્યો અને એ ટૂંકા બળવામાં ભાગ લેવા માટે લશ્કરી અદાલતમાં કેસ ચલાવીને આયર્લેન્ડના બહાદુર તથા સારામાં સારા યુવાનોને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા. આ બળવાને — એને 'ઇસ્ટરનો બળવો' કહેવામાં આવે છે — ભાગ્યે જ બ્રિટિશોને ગંભીર પડકારરૂપ કહી શકાય. એ તો, આયર્લેન્ડ હજી પણ પ્રજાસત્તાક માટેનું સ્વપ્ન સેવે છે તથા બ્રિટિશોના આધિપત્યને તે સ્વેચ્છાથી વશ થવાને તૈયાર નથી એ વસ્તુ દુનિયા સમક્ષ જાહેર કરવા માટેનું એક વીરતાભર્યું પગલું હતું. એ વસ્તુ દુનિયા સમક્ષ જાહેર કરવાને માટે એ બળવા પાછળના બહાદુર યુવાનોએ ઇરાદાપૂર્વક પોતાની જાતનું બલિદાન આપ્યું. એમાં પોતે નિષ્ફળ નીવડવાના છે એ તેઓ સારી પેઠે જાણતા હતા પરંતુ તેમને વિશ્વાસ હતો કે પાછળથી પોતાનું બલિદાન ફળદાયી નીવડશે અને સ્વતંત્રતાને તે વધુ નજીક લાવશે.

આ બળવાના અરસામાં એક આયર્લેન્ડવાસીને જર્મનીથી આયર્લેન્ડ હથિયારો લાવતો બ્રિટિશોએ પકડ્યો હતો. આ પુરુષનું નામ સર રોજર કેસમેન્ટ હતું અને તે લાંબા વખતથી બ્રિટિશ એલચીખાતામાં નોકરી કરતો હતો. કેસમેન્ટ ઉપર લંડનમાં કામ ચલાવવામાં આવ્યું અને તેને મોતની શિક્ષા ફરમાવવામાં આવી. કેદીના પાંજરામાં ઊભા રહીને તેણે અદાલત સમક્ષ પોતાનું નિવેદન વાંચ્યું. એ નિવેદન અતિશય હૃદયસ્પર્શી અને ભાવનાપૂર્ણ હતું અને તેમાં આયરિશ આત્માની જ્વલંત દેશભક્તિનું આપણને દર્શન થાય છે.

એ બળવો તો નિષ્ફળ નીવડ્યો પણ એની નિષ્ફળતામાં જ તેનો વિજય છુપાયેલો હતો. એ પછી બ્રિટિશોએ ચલાવેલા દમને અને ખાસ કરીને તેમના કેટલાયે જુવાન નેતાઓને ગોળીથી વીંધી નાખવામાં આવ્યા એ વસ્તુએ આયરિશ લોકોના માનસ ઉપર ભારે અસર કરી. ઉપર ઉપરથી તો આયર્લેન્ડ શાંત દેખાતું હતું પરંતુ એ ઉપરની શાંતિ નીચે ક્રોધનો અગ્નિ ભભૂકી રહ્યો હતો અને સીન-ફીન ચળવળના રૂપમાં તે પ્રગટ થયો. સીન-ફીન વિચારો અતિશય ઝડપથી ફેલાયા. આયર્લેન્ડ ઉપરના મારા છેલ્લા પત્રમાં સીન-ફીન વિષે મેં તને કહ્યું હતું. શરૂઆતમાં તેને બહુ ઓછી સફળતા મળી હતી પરંતુ હવે તે દાવાનળની પેઠે સર્વત્ર પ્રસરી ગઈ.

મહાયુદ્ધ પૂરું થયા પછી બ્રિટિશ ટાપુઓમાં સર્વત્ર લંડનની પાર્લમેન્ટ માટેની ચૂંટણી થઈ. આયર્લેન્ડમાં એ ચૂંટણીમાં સીન-ફીન આગેવાનોએ

મોટા ભાગની બેઠકો કબજે કરી. બ્રિટિશો સાથે અમુક પ્રમાણમાં સહકાર કરવાના મતના રાષ્ટ્રવાદી સભ્યોને બદલે એ ચૂંટણીમાં મોટે ભાગે સીન-ફીન આગેવાનો ચૂંટાયા. પરંતુ સીન-ફીન આગેવાનો બ્રિટિશ પાર્લમેન્ટમાં હાજરી આપવાને ખાતર નહોતા ચૂંટાયા. તેમની નીતિ બિલકુલ ભિન્ન હતી. તેઓ તો અસહકાર અને બૉયકૉટ યા બહિષ્કારની નીતિમાં માનતા હતા. આમ આ ચૂંટાયેલા સીન-ફીનવાદીઓ લંડનની પાર્લમેન્ટથી દૂર રહ્યા અને ૧૯૧૯ની સાલમાં ડબ્લિનમાં તેમણે તેમની પોતાની પ્રજાસત્તાક ધારાસભા સ્થાપી. તેમણે આયર્લૅન્ડનું પ્રજાસત્તાક જાહેર કર્યું અને પોતાની ધારાસભાને 'ડેઇલ આયરીન' નામ આપ્યું. એને અલ્સ્ટર સહિત સમગ્ર આયર્લૅન્ડની ધારાસભા ગણવામાં આવી હતી પરંતુ અલ્સ્ટરવાસીઓ સ્વાભાવિક રીતે જ તેનાથી અળગા રહ્યા. કૅથલિક આયર્લૅન્ડ માટે તેમને જરા સરખો પણ પ્રેમ નહોતો. ડેઇલ આયરીને ડી વૅલેરાને પોતાનો પ્રમુખ અને ગ્રિફિથને ઉપ-પ્રમુખ ચૂંટી કાઢ્યા. એ વખતે નવા પ્રજાસત્તાકના એ બંને વડાઓ બ્રિટનની તુરંગમાં હતા.

ત્યાર પછી એક અપૂર્વ લડત શરૂ થઈ. એ અજોડ લડત હતી અને આયર્લૅન્ડ તથા ઇંગ્લંડ વચ્ચેની પહેલાંની અનેક લડતો કરતાં એ સાવ જુદા જ પ્રકારની હતી. જેમની પાછળ તેમની પ્રજાની સહાનુભૂતિ હતી એવાં મૂઠીભર સ્ત્રીપુરુષો અપરંપાર મુશ્કેલીઓની પરવા કર્યા વિના લડ્યાં; એક મહાન અને સંગઠિત સામ્રાજ્ય તેમની સામે હતું. સીન-ફીન લડત એ એક પ્રકારનો હિંસક અસહકાર હતો. તેમણે બ્રિટિશ સંસ્થાઓનો બહિષ્કાર પોકાર્યો અને શકય હોય ત્યાં પોતાની સંસ્થાઓ સ્થાપી. જેમ કે કાયદાની સામાન્ય અદાલતોને ઠેકાણે તેમણે પોતાની લવાદી અદાલતો સ્થાપી. ગ્રામવિસ્તારોમાં પોલીસ થાણાંઓ સામે તેમણે ગેરીલાયુદ્ધ ચલાવ્યું, તુરંગોમાં ભૂખમરા ઉપર જઈને સીન-ફીન કેદીઓએ બ્રિટિશ સરકારને ભારે તકલીફમાં ઉતારી. કૉર્કના મેયર ટેરેન્સ મૅકસ્વિનીની ભૂખમરાની હડતાલ સૌથી વધારે મશહૂર હતી. એણે આયર્લૅન્ડમાં ખળભળાટ મચાવી મૂક્યો. એને જેલમાં પૂરવામાં આવ્યો ત્યારે તેણે જાહેર કર્યું કે, પોતે જીવતો કે મરેલો બહાર આવશે, અને તેણે ખોરાક તજી દીધો. પંચોતેર દિવસના ઉપવાસ પછી તેના મૃત દેહને જેલની બહાર કાઢવામાં આવ્યો.

માઇકલ કૉલીન્સ એ આ સીન-ફીન બળવાનો એક વધારે આગળ પડતો નેતા હતો. સીન-ફીનની યુદ્ધનીતિથી આયર્લૅન્ડમાંની બ્રિટિશ સરકાર ઘણે અંશે સ્થગિત થઈ ગઈ અને ગ્રામવિભાગોમાં તો એનું નામનિશાન પણ મળવું મુશ્કેલ હતું. ધીમે ધીમે ઉભય પક્ષે હિંસા વધી ગઈ અને વેર લેવાના બનાવો વારંવાર બનવા લાગ્યા. આયર્લૅન્ડમાં નોકરી કરવા માટે ખાસ સૈનિકદળની

ભરતી કરવામાં આવી. એ દળના સૈનિકોને ભારે પગાર આપવામાં આવતો હતો. એ દળમાં તાજેતરમાં યુદ્ધના સૈન્યમાંથી છૂટા કરવામાં આવેલા બેકામ અને ખૂની લોકો દાખલ થયા હતા. તેના ગણવેશના રંગ ઉપરથી એ દળ 'બ્લૅક ઍન્ડ ટૅન'ના નામથી ઓળખાયું. આપણે એને કાળી ડગલીવાળા કહી શકીએ. આ કાળી ડગલીવાળાઓએ સીન-ફીનવાદીઓનાં નિષ્ઠુરપણે ખૂન કરીને તેમને વશ કરવાની આશાથી તેમણે ખુનામરકીની પ્રવૃત્તિ આદરી. ઘણી વાર તો તેમણે લોકોને બિછાનામાં સૂતેલા જ મારી નાખ્યા. પરંતુ સીન-ફીનવાદીઓએ વશ થવાનો ઇન્કાર કર્યો અને પોતાનું ગેરીલા યુદ્ધ ચાલુ રાખ્યું. એથી તો કાળી ડગલીવાળાઓ વળી વધારે ભીષણ રંજાડ કરવા લાગ્યા; આખાં ગામનાં ગામ અને શહેરના મોટા ભાગો તેમણે બાળી મૂક્યા. આયર્લૅન્ડ એક વિશાળ રણક્ષેત્ર બની ગયું અને હિંસા તથા સંહાર કરવામાં બંને પક્ષો એક બીજાને ટપી જવાનો પ્રયાસ કરવા લાગ્યા. એક પક્ષની પાછળ એક સામ્રાજ્યનું સંગઠિત બળ હતું, બીજા પક્ષની પાછળ મૂઠીભર માણસોનો ભીષ્મ સંકલ્પ હતો. ૧૯૧૯ની સાલથી ૧૯૨૧ના ઑક્ટોબર સુધી એટલે કે બે વરસ સુધી ઇંગ્લંડ અને આયર્લૅન્ડ વચ્ચેનું આ યુદ્ધ ચાલ્યું.

દરમ્યાન ૧૯૨૦ની સાલમાં બ્રિટિશ પાર્લમેન્ટે ઉતાવળથી નવું હોમ રૂલ બિલ પસાર કર્યું. જેણે અલ્સ્ટરમાં બળવો ફાટી નીકળવાની સ્થિતિ પેદા કરી હતી તે મહાયુદ્ધ પહેલાં પસાર કરવામાં આવેલો કાયદો ચૂપચાપ છોડી દેવામાં આવ્યો. નવા કાયદામાં આયર્લૅન્ડને બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું: અલ્સ્ટર અથવા ઉત્તર આયર્લૅન્ડ અને દેશનો બાકીનો ભાગ. વળી એ કાયદામાં બે પાર્લમેન્ટો અથવા ધારાસભાઓ માટેની જોગવાઈ કરવામાં આવી હતી. આયર્લૅન્ડ એક નાનકડો દેશ છે અને તેના ભાગલા પાડવાથી એક નાનો ટાપુ બે બહુ જ નાના હિસ્સાઓમાં વહેંચાઈ ગયો. ઉત્તર આયર્લૅન્ડ માટે અલ્સ્ટરમાં નવી પાર્લમેન્ટ સ્થાપવામાં આવી પરંતુ દક્ષિણમાં એટલે કે બાકીના આયર્લૅન્ડમાં એ હોમ રૂલના કાયદા તરફ કોઈએ નજર સરખી પણ ન કરી. ત્યાં તો સૌ સીન-ફીન બળવામાં ગૂંથાયેલા હતા.

૧૯૨૧ના ઑક્ટોબર માસમાં બ્રિટનના વડા પ્રધાન લૉઈડ જ્યૉર્જે સમાધાનની વાતો કરવા માટે સીન-ફીન આગેવાનોને યુદ્ધવિરામ માટે અપીલ કરી. એમાં તેઓ સંમત થયા. પોતાની અખૂટ સાધનસામગ્રીથી આખા દેશને વેરાન રણમાં ફેરવી નાખીને ઇંગ્લંડ આયર્લૅન્ડના સીન-ફીનવાદીઓને આખરે કચરી નાખી શક્યું હોત એમાં લવલેશ શંકા નથી. પરંતુ આયર્લૅન્ડ પ્રત્યેની તેની નીતિએ અમેરિકા તથા બીજા દેશોમાં તેને અકારું બનાવી મૂક્યું હતું. અમેરિકામાં વસતા આયરિશ લોકો તરફથી તેમ જ બ્રિટિશ સંસ્થાનો તરફથી પણ લડત

ચાલુ રાખવાને માટે આયર્લૅન્ડમાં નાણાંનો ધોધ વહેવા લાગ્યો. વળી સીન-ફીનવાદીઓ પણ હવે થાક્યા હતા; તેમના ઉપરનો બોજો બહુ ભારે હતો.

બ્રિટિશ અને આયરિશ પ્રતિનિધિઓ લંડનમાં મળ્યા. અને બે મહિનાના વાદવિવાદ અને ચર્ચા પછી સમાધાનીના કામચલાઉ ખરડા ઉપર ૧૯૨૧ના ડિસેમ્બર માસમાં સહીઓ થઈ. એણે આયરિશ પ્રજાસત્તાકને તો માન્ય ન રાખ્યું પરંતુ એક યા બે બાબતો સિવાય બ્રિટનનાં બીજાં સંસ્થાનોને તે વખતે હતી તેના કરતાં આયર્લૅન્ડને વધારે સ્વતંત્રતા આપી. આમ છતાં પણ, આયરિશ પ્રતિનિધિઓ એ સમાધાન સ્વીકારવા રાજી નહોતા. ઇંગ્લંડે તેમને તાત્કાલિક અને ભીષણ યુદ્ધની ધમકી આપી ત્યારે જ તેમણે એ સમાધાન માન્ય રાખ્યું.

આ સંધિના પ્રશ્ન ઉપર આયર્લૅન્ડમાં ભારે ગજગ્રાહ પેદા થયો. કેટલાક સંધિની તરફેણમાં હતા અને બીજા કેટલાક તેના કટ્ટર વિરોધી હતા. આ પ્રશ્ન ઉપર સીન-ફીન પક્ષમાં બે ભાગલા પડ્યા. ડેઇલિ આયરિને આખરે એ સંધિનો સ્વીકાર કર્યો અને આયરિશ ફ્રી સ્ટેટ (આયર્લૅન્ડના સ્વતંત્ર રાજ્ય)ની સ્થાપના કરવામાં આવી. આયર્લૅન્ડમાં એનું સત્તાવાર નામ 'સોરસ્ટેટ આયરિન' એટલે કે 'આયર્લૅન્ડનું રાજ્ય' છે. પરંતુ એને પરિણામે સીન-ફીન પક્ષના જૂના સાથીઓ વચ્ચે આપસમાં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. ડેઇલિ આયરિનનો પ્રમુખ ડી વેલેરા તથા બીજા કેટલાક ઇંગ્લંડ સાથેની સંધિની વિરુદ્ધ હતા; ગ્રિફિથ અને માઇકલ કોલીન્સ તેમ જ બીજા કેટલાક તેની તરફેણમાં હતા. મહિનાઓ સુધી દેશમાં આંતરયુદ્ધ ચાલ્યું અને જેઓ સંધિ તેમ જ ફ્રી સ્ટેટની તરફેણમાં હતા તેમને બ્રિટિશ લશ્કરે બીજાઓને દબાવી દેવાના કાર્યમાં મદદ કરી. પ્રજાસત્તાકવાદીઓએ માઇકલ કોલીન્સને ગોળીથી ઠાર કર્યો. એ જ રીતે ફ્રી સ્ટેટના પક્ષકારોએ ઘણાયે પ્રજાસત્તાકવાદી આગેવાનોને ઠાર કર્યા. જેલો પ્રજાસત્તાકવાદીઓથી ઊભરાઈ ગઈ. આ આંતરયુદ્ધ તથા આપસમાં એક-બીજા પ્રત્યે સામસામો દ્વેષ એ સ્વતંત્રતા માટેની આયર્લૅન્ડની લડતનો એક કરુણ ફણગો હતો. જ્યાં તેમનાં શસ્ત્રો વિફળ નીવડ્યાં હતાં ત્યાં અંગ્રેજોની કુટિલ નીતિ વિજયી નીવડી અને આયર્લૅન્ડવાસી બીજા આયર્લૅન્ડવાસીની સામે લડવા લાગ્યો. ઇંગ્લંડ તો ચૂપચાપ એક પક્ષને અમુક અંશે મદદ કર્યે જતું હતું અને આ નવા ફૂટેલા ફણગાથી સંતુષ્ટ થઈને નિશ્ચિંતપણે એ ખેલ દૂરથી જોયા કરતું હતું.

ધીમે ધીમે આંતરયુદ્ધ તો મરી પરવાર્યું પરંતુ પ્રજાસત્તાકવાદીઓ ફ્રી સ્ટેટનો સ્વીકાર કરતા નહોતા. જે પ્રજાસત્તાકવાદીઓ ડેઇલના (આયર્લૅન્ડની ધારાસભા) સભ્યો ચૂંટાયા હતા તેમણે તેની બેઠકમાં હાજરી આપવાનો ઇન્કાર કર્યો કેમ કે જેમાં રાજાના નામનો ઉલ્લેખ હોય એવા વફાદારીના સોગંદ લેવા સામે તેમણે વાંધો ઉઠાવ્યો. ડી વેલેરા તથા તેનો પક્ષ ડેઇલથી અળગા રહ્યા

અને ફ્રી સ્ટેટ પક્ષે કૉસગ્રેવની આગેવાની નીચે પ્રજાસત્તાકવાદીઓને અનેક રીતે કચરી નાખવાનો પ્રયત્ન કર્યો. કૉસગ્રેવ ફ્રી સ્ટેટનો પ્રમુખ થયો હતો.

આયરિશ ફ્રી સ્ટેટની સ્થાપનાને કારણે બ્રિટનની સામ્રાજ્યનીતિમાં દૂરગામી પરિણામો આવ્યાં. બ્રિટનનાં બીજાં સંસ્થાનો કાયદાની દૃષ્ટિએ જેટલાં સ્વતંત્ર હતાં તેના કરતાં ઉપરોક્ત સંધિથી આયર્લૅન્ડને વધુ પ્રમાણમાં સ્વતંત્રતા મળી હતી. આયર્લૅન્ડને એ સ્વતંત્રતા મળી કે તરત જ બીજાં સંસ્થાનોએ પણ તે આપોઆપ લઈ લીધી અને ડુમીનિયન સ્ટેટસ અથવા સાંસ્થાનિક દરજ્જાના ખ્યાલમાં ફેરફાર થવા પામ્યો. ઇંગ્લંડ અને સંસ્થાનો વચ્ચે થયેલી કેટલીક સામ્રાજ્ય પરિષદો પછી સંસ્થાનોની વધુ સ્વતંત્રતાની દિશામાં વધુ ફેરફારો થવા પામ્યા. આયર્લૅન્ડ તો પ્રજાસત્તાક માટેની પોતાની પ્રબળ ચળવળ દ્વારા પૂર્ણ સ્વતંત્રતા તરફ જ હમેશાં ખેંચતું હતું. બોઅર લોકોની વધુમતીવાળા દક્ષિણ આફ્રિકાનું વલણ પણ એવું જ હતું. આ રીતે સંસ્થાનોના દરજ્જામાં ઉત્તરોત્તર ફેરફાર થતો ગયો અને દિનપ્રતિદિન તે સુધરતો ગયો. આખરે બ્રિટિશ કૉમનવેલ્થ ઑફ નેશન્સ એટલે કે બ્રિટિશ રાષ્ટ્રસંઘમાં ઇંગ્લંડનાં કૌટુંબિક રાષ્ટ્રો તરીકે તેમની ગણના થવા લાગી. સાંભળવામાં તો એ બહુ મજાનું લાગે છે અને સમાન રાજકીય દરજ્જાની દિશામાં ઉત્તરોત્તર થતી પ્રગતિ એ દર્શાવે છે એમાં શંકા નથી. પરંતુ એ સમાનતા વાસ્તવિક કરતાં સૈદ્ધાંતિક વધારે છે. આર્થિક દૃષ્ટિએ સંસ્થાનો બ્રિટન તથા બ્રિટિશ મૂડી સાથે સંકળાયેલાં છે અને તેમના ઉપર આર્થિક દબાણ લાવવાની અનેક રીતો છે. વળી સાથે સાથે સંસ્થાનોનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ તેમનાં આર્થિક હિતો ઇંગ્લંડનાં હિતો સાથે વધુ ને વધુ અથડામણમાં આવતાં ગયાં. આ રીતે સામ્રાજ્ય ધીમે ધીમે નબળું પડતું ગયું. સામ્રાજ્ય ભાગી પડવાનો ભય ઝઝૂમી રહ્યો હતો એટલે ઇંગ્લંડે પોતાનાં બંધનો ઢીલાં કરવાનું તથા સંસ્થાનોની રાજકીય સમાનતા સ્વીકારવાનું કબૂલ કર્યું, પરંતુ ડહાપણપૂર્વક વખતસર આટલું છોડી દઈને ઇંગ્લંડે ઘણું સાચવી લીધું. પરંતુ એ લાંબો વખત ટકે એમ નહોતું. સંસ્થાનોને ઇંગ્લંડથી જુદાં પાડનારાં બળો હજી કાર્ય કરી રહ્યાં હતાં; મુખ્યત્વે કરીને એ આર્થિક બળો હતાં અને આ બળો નિરંતર સામ્રાજ્યને નબળું પાડી રહ્યાં છે. આને લીધે તથા ઇંગ્લંડની થયેલી નિઃશંક પડતીને કારણે બ્રિટિશ સામ્રાજ્ય કરમાવા અથવા ક્ષીણ થવા વિષે મેં તને લખ્યું હતું. તેમની વચ્ચે પરંપરાઓની, સંસ્કૃતિની અને જાતિની એકતા હોવા છતાં પણ જો લાંબા વખત માટે ઇંગ્લંડ સાથે બંધાઈ રહેવાનું સંસ્થાનો માટે મુશ્કેલ હોય તો પછી હિંદને માટે તો તેની સાથે બંધાઈ રહેવું એ કેટલું બધું મુશ્કેલ હશે, કેમ કે હિંદ તેમ જ ઇંગ્લંડનાં હિતો પરસ્પર વિરોધી છે અને બેમાંથી એકને બીજાને નમતું આપ્યે જ છૂટકો. આમ સ્વતંત્ર હિંદ

એ જાતનો સંબંધ રાખે એવો બિલકુલ સંભવ નથી કેમ કે એને પરિણામે તો હિંદને પોતાની આર્થિક નીતિ બ્રિટનને આધીન રાખવાનું થાય.

આમ, બ્રિટિશ રાષ્ટ્રસંઘ એટલે કે સ્વાધીન સંસ્થાનો એ સ્વતંત્ર રાજકીય ઘટકો છે. એમાં ગરીબ બિચારા હિંદનો સમાવેશ થતો નથી. પરંતુ આ બધાયે ઘટકો હજી પણ બ્રિટનના આર્થિક સામ્રાજ્ય નીચે છે. આયરિશ સંધિથી અમુક અંશે બ્રિટિશ મૂડીનું આ પ્રકારનું શોષણ ચાલુ રહેતું હતું અને પ્રજાસત્તાક માટેની ચળવળ પાછળનું સાચું કારણ એ હતું. ડી વેલેરા તથા બીજા પ્રજાસત્તાકવાદીઓ ગરીબ ખેડૂતો, નીચલા થરનો મધ્યમવર્ગ તથા ગરીબ બુદ્ધિજીવીઓના પ્રતિનિધિ હતા. કૉસગ્રેવ તથા ફ્રી સ્ટેટ પક્ષના લોકો શ્રીમંત મધ્યમવર્ગ તથા વધારે સારી સ્થિતિના ખેડૂતોના પ્રતિનિધિ હતા. ઇંગ્લંડ સાથેના વેપારમાં આ બંને વર્ગનું હિત રહેલું હતું અને બ્રિટિશ મૂડીનું હિત એ વર્ગોમાં રહેલું હતું.

થોડા વખત પછી ડી વેલેરાએ પોતાનો વ્યૂહ બદલવાનું નક્કી કર્યું. તે તેના પક્ષના સભ્યો સાથે ડેઇલ આયરિનમાં દાખલ થયો અને તેણે વફાદારીના સોગંદ લીધા. પરંતુ તે જ વખતે તેણે જાહેર કર્યું કે માત્ર વિધિને ખાતર જ તેણે તથા તેના પક્ષના સભ્યોએ એ સોગંદ લીધા છે અને ડેઇલમાં તેમની વધુમતી થાય કે તરત જ તેઓ એ સોગંદવિધિ રદ કરશે. ૧૯૩૨ની સાલના આરંભમાં થયેલી બીજી ચૂંટણી વખતે ફ્રી સ્ટેટની પાર્લમેન્ટમાં એટલે કે ડેઇલમાં ડી વેલેરાની વધુમતી થઈ અને તરત જ તેણે પોતાના કાર્યક્રમનો અમલ કરવાનો આરંભ કરી દીધો. પ્રજાસત્તાક માટેની લડત તો હજી ચાલુ જ રહેવાની હતી; પરંતુ એ લડવાની રીત હવે જુદી હતી. ડી વેલેરાએ વફાદારીના સોગંદ રદ કરવાની દરખાસ્ત રજૂ કરી તથા બ્રિટિશ સરકારને પણ તેણે જણાવી દીધું કે હવે પછી તે જમીનને અંગે અપાતી વાર્ષિક રકમ યા વર્ષાસન (લૅન્ડ ઍન્યુઇટી) તેને આપનાર નથી. મને લાગે છે કે આયર્લૅંડે ઇંગ્લંડને ભરવાની આ વાર્ષિક રકમ અથવા વર્ષાસન શું છે તે વિષે હું તને આગળ લખી ચૂક્યો છું. આયર્લૅન્ડમાં મોટા મોટા જમીનદારો પાસેથી જમીન લઈ લેવામાં આવી ત્યારે એને માટે તેમને સારી પેઠે વળતર આપવામાં આવ્યું હતું. પછી જે ખેડૂતોએ એ જમીન લીધી હતી તેમની પાસેથી એને માટે દર વરસે નાણાં વસૂલ કરવામાં આવતાં. આ પ્રક્રિયા એક પેઢી કરતાંયે વધારે સમય સુધી ચાલ્યાં કરી હતી અને છતાં હજીયે તેનો અંત આવ્યો નહોતો. ડી વેલેરાએ હવે પછી વર્ષાસનની એ રકમ આપવાની સાફ ના પાડી.

ઇંગ્લંડમાં તરત જ એની સામે ભારે પોકાર ઊઠ્યો અને બ્રિટિશ સરકાર સાથે ઝઘડો ઊભો થયો. તેણે પહેલો વાંધો એ ઉઠાવ્યો કે ડી વેલેરાએ વફાદારીના સોગંદ રદ કર્યા તેથી ૧૯૨૧ની આયરિશ સંધિનો ભંગ થયો છે.

ડી વેલેરાએ જણાવ્યું કે સંસ્થાનોને ગણવામાં આવે છે તેમ જો આયર્લૅન્ડ અને ઇંગ્લંડ કૌટુંબિક રાષ્ટ્રો હોય અને દરેકને પોતાનું રાજ્યબંધારણ બદલવાનો અધિકાર હોય તો આયર્લૅન્ડ સોગંદ બદલી શકે અથવા તો પોતાના રાજ્યબંધારણમાંથી તે રદ પણ કરી શકે એ દેખીતું છે. ૧૯૨૧ની સંધિનો પ્રશ્ન આ વખતે ઊઠતો નથી, કેમ કે આયર્લૅન્ડને એમ કરવાનો હક્ક ન હોય તો તે એટલા પ્રમાણમાં ઇંગ્લંડને આધીન છે એમ ગણાય.

બ્રિટિશ સરકારે વર્ષાસનની રકમ બંધ કરવા સામે એથીયે વધારે જોરથી વિરોધ ઉઠાવ્યો. તેણે જણાવ્યું કે, આ તો કરાર પ્રમાણેનું ઋણ અદા કરવાની જવાબદારીનો હડહડતો ભંગ છે. ડી વેલેરાએ એનો પણ ઇન્કાર કર્યો. એ વિષે કાયદાની દૃષ્ટિએ અનેક દલીલો કરવામાં આવી પરંતુ એની માથાફોડમાં આપણે ઊતરવા નથી માગતાં. વર્ષાસન ભરવાનો સમય આવ્યો અને તે ન ભરવામાં આવ્યું એટલે ઇંગ્લંડે આયર્લૅન્ડ સામે નવા પ્રકારની લડાઈ શરૂ કરી. આ આર્થિક લડાઈ હતી. ઇંગ્લંડમાં આવતા આયર્લૅન્ડના માલ ઉપર ભારે જકાત નાખવામાં આવી. ત્યાં આયરિશ ખેડૂતનો માલ આવતો હતો એટલે તેના માલ ઉપર ભારે જકાત નાખી તેને ખુવાર કરીને એ રીતે આયરિશ સરકારને સમાધાની ઉપર આવવાની ફરજ પાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો. તેની હમેશની રીત પ્રમાણે સામા પક્ષને ફરજ પાડવા માટે તેણે પોતાની ભારે લાઠીનો ઉપયોગ કરવા માંડ્યો. પરંતુ એવી રીતો હવે પહેલાંના જેટલી ઉપયોગી નથી રહી. આયર્લૅન્ડમાં આવતા બ્રિટિશ માલ ઉપર જકાત નાખીને આયરિશ સરકારે એનો બદલો વાળ્યો. આ આર્થિક યુદ્ધે બંને પક્ષના ખેડૂતો તથા ઉદ્યોગોને ભારે નુકસાન પહોંચાડ્યું. પરંતુ ઘવાયેલી રાષ્ટ્રીય ભાવના તથા પ્રતિષ્ઠા નમતું આપવાના માર્ગમાં બંને પક્ષને અંતરાયરૂપ નીવડી.

૧૯૩૩ની સાલના આરંભમાં આયર્લૅન્ડમાં ફરીથી ચૂંટણી થઈ. અને તેમાં ડી વેલેરાને પહેલાં કરતાંયે વધારે સફળતા મળી. આગળની ચૂંટણી કરતાં પણ આ વખતે તેને વધારે બહુમતી મળી. બ્રિટિશ સરકારને માટે એ અતિશય કડવા ઘૂંટડા સમાન થઈ પડ્યું. આ ઉપરથી એ સ્પષ્ટ થયું કે આર્થિક દમનની બ્રિટનની નીતિને સફળતા મળી નહિ. અને તાજુબીની વાત તો એ છે કે, પોતાનું દેવું ન પતાવવા માટે આયરિશ લોકોની દુષ્ટતાની બ્રિટિશ સરકાર દુનિયા આગળ દાંડી પીટી રહી હતી તે જ વખતે તે પોતે પણ અમેરિકાનું તેનું દેવું આપવા માગતી નહોતી.

આમ ડી વેલેરા આજે તો આયરિશ સરકારનો વડો છે અને એક એક કદમ આગળ વધીને તે પોતાના દેશને પ્રજાસત્તાકના ધ્યેય તરફ દોરી રહ્યો છે. વફાદારીનો સોગંદ તો ક્યારનોયે રદ થઈ ગયો છે અને વર્ષાસનની રકમ

ભરવાનું પણ છેવટનું બંધ કરી દેવામાં આવ્યું છે. પહેલાંનો ગવર્નર જનરલ પણ ગયો છે અને તેની જગ્યાએ ડી વેલેરાએ પોતાના પક્ષના એક માણસને એ હોદ્દા ઉપર નીમ્યો છે. એ હોદ્દાનું આજે કશુંયે મહત્ત્વ રહ્યું નથી. પ્રજાસત્તાકની લડત તો હજી ચાલુ જ છે પરંતુ હવે તેની રીતો બદલાઈ ગઈ છે. તેણે આજે આર્થિક યુદ્ધનું સ્વરૂપ ધારણ કર્યું છે.

થોડા જ વખતમાં આયર્લૅન્ડ પ્રજાસત્તાક બની જશે એવો સંભવ છે. પરંતુ તેના એ માર્ગમાં એક મોટું વિઘ્ન પડેલું છે. ડી વેલેરા તથા તેનો પક્ષ અલ્સ્ટર સહિત સમગ્ર આયર્લૅન્ડનું એક પ્રજાસત્તાક, એટલે કે આખાયે ટાપુ માટેની એક જ મધ્યસ્થ સરકાર માગે છે. આયર્લૅન્ડ એટલું નાનું છે કે તેને બે ભાગમાં વહેંચી નાખવું પાલવે એમ નથી. અલ્સ્ટરને બાકીના આયર્લૅન્ડ સાથે કેવી રીતે જોડી દેવું એ ડી વેલેરા સામેનો મહાપ્રશ્ન છે. બળ વાપરીને તો એ કાર્ય પાર પાડી શકાય એમ નથી. ૧૯૧૪ની સાલમાં બ્રિટિશ સરકારે કરેલો એવો પ્રયાસ લગભગ બળવો થવાની પરિસ્થિતિમાં પરિણમ્યો હતો. એટલે ફ્રી સ્ટેટ અલ્સ્ટર ઉપર બળજબરી વાપરીને આયર્લૅન્ડની એકતા નહિ સાધી શકે, એમ કરવાનો તેનો ઇરાદો પણ નથી. અલ્સ્ટરની મૈત્રી પ્રાપ્ત કરીને આયર્લૅન્ડનું આ ઐક્ય સાધી શકવાની આશા ડી વેલેરા સેવે છે. તેનો આ આશાવાદ વધારે પડતો છે કેમ કે કૅથલિક આયર્લૅન્ડ પ્રત્યેનો પ્રૉટેસ્ટંટ અલ્સ્ટરનો તીવ્ર અવિશ્વાસ હજી જેવો ને તેવો કાયમ છે.

નોંધ (૧૯૩૮): આ બે દેશો વચ્ચેનું આર્થિક યુદ્ધ થોડાં વરસો સુધી ચાલ્યા પછી બે સરકારો વચ્ચે સમાધાન થવાને પરિણામે એ યુદ્ધનો અંત આવ્યો. એ સમાધાન ફ્રી સ્ટેટને માટે ઘણું જ ફાયદાકારક હતું. એમાં વર્ષાસન તેમ જ બીજી આર્થિક જવાબદારીના પ્રશ્નનો નિકાલ કરવામાં આવ્યો. ડી વેલેરાએ પ્રજાસત્તાકની દિશામાં આગળ પગલાં ભર્યાં છે અને બ્રિટિશ સરકાર તથા તાજ સાથેની ઘણી કડીઓ તેણે તોડી નાખી છે. હવે આયર્લૅન્ડનું નામ આયર રાખવામાં આવ્યું. આયર સમક્ષ સૌથી વધારે મહત્ત્વનો પ્રશ્ન અલ્સ્ટર સહિત સમગ્ર આયર્લૅન્ડની એકતા સાધવાનો છે. પરંતુ અલ્સ્ટર હજીયે એમ કરવાને નારાજ છે.

## ૧૫૮. ભસ્મમાંથી નવા તુર્કીનો ઉદય

૭ મે, ૧૯૩૩

મારા છેલ્લા પત્રમાં પ્રજાસત્તાક માટેની આયર્લૅન્ડની વીરતાભરી લડત વિષે મેં તને વાત કરી હતી. આયર્લૅન્ડ અને તુર્કી વચ્ચે કશો ખાસ સંબંધ નથી પરંતુ આજે નવું તુર્કી મારા મનમાં રમી રહ્યું છે એટલે આજે હું તેને વિષે લખવા ધારું છું. આયર્લૅન્ડની પેઠે તુર્કીએ પણ ભારે મુશ્કેલીઓની પરવા કર્યા વિના આપણને આશ્ચર્યચકિત કરી મૂકે એવો સામનો કર્યો. મહાયુદ્ધને પરિણામે ત્રણ સામ્રાજ્યો — રશિયા, જર્મની, ઑસ્ટ્રિયા — લુપ્ત થતાં આપણે જોઈ ગયાં. એને પરિણામે તુર્કીમાં ચોથા મહાન સામ્રાજ્યને — ઉસ્માની સામ્રાજ્યને અસ્ત પામતું આપણે જોઈએ છીએ. ઉસ્માન અને તેના વારસોએ ૬૦૦ વરસ પૂર્વે એ સામ્રાજ્ય સ્થાપીને તેની ખિલવણી કરી હતી. એ રીતે તુર્કીનો ઉસ્માની રાજવંશ રશિયાના રોમેનોફના અને પ્રશિયા તથા જર્મનીના હોહેનઝોલર્ન વંશ કરતાં ઘણો પુરાણો હતો. ઉસ્માનના વંશજો ૧૩મી સદીના આરંભના હૅપ્સબર્ગવંશીઓના સમકાલીન હતા અને એ બંને પુરાણા રાજવંશોનો અંત પણ એક સાથે જ આવ્યો.

મહાયુદ્ધમાં તુર્કી જર્મની કરતાં થોડા દિવસ આગળ જમીનદોસ્ત થઈ ગયું અને તેણે મિત્રરાજ્યો સાથે અલગ તહકૂબી કરી. દેશ ખેદાનમેદાન થઈ ગયો હતો, સામ્રાજ્ય હતું નહોતું થઈ ગયું હતું અને સરકારી તંત્ર પડી ભાગ્યું હતું. ઇરાક તથા બીજા આરબ દેશો તેનાથી છૂટા પડી ગયા હતા અને તેઓ મોટે ભાગે મિત્રરાજ્યોની હકૂમત નીચે હતા. ખુદ કૉન્સ્ટાન્ટિનોપલ પણ મિત્રરાજ્યોના કબજા નીચે હતું અને તેની સામે જ બૉસ્ફરસની સામુદ્રધૂનીમાં બ્રિટનનાં યુદ્ધજહાજો વિજયી સત્તાના ગર્વનાં ચિહ્નોની પેઠે લંગર નાખીને પડ્યાં હતાં. બ્રિટિશ, ફ્રેંચ તથા ઇટાલિયન સૈન્યો સર્વત્ર નજરે પડતાં હતાં અને બ્રિટિશ છૂપી પોલીસના જાસૂસોએ ચોતરફ પોતાની જાળ પાથરી દીધી હતી. તુર્કીના કિલ્લાઓને તોડી પાડવાનું શરૂ કરવામાં આવ્યું તથા તુર્કી સૈન્યોના બાકી રહેલા અવશેષો પાસેથી શસ્ત્રો લઈ લેવામાં આવ્યાં. અનવર પાશા તથા તલાઅત બેગ વગેરે તરુણ તુર્ક પક્ષના આગેવાનો તથા બીજા કેટલાક પરદેશોમાં ભાગી ગયા. સુલતાનની ગાદી ઉપર પૂતળા સમાન ખલીફ વહીદુદ્દીન હતો. પોતાના દેશની ગમે તે દશા થાય પણ એ વિનાશમાંથી તે પોતાની જાતને ઉગારી લેવા ચહાતો હતો. બ્રિટિશ સરકારને અનુકૂળ આવે એવા બીજા એક પૂતળા સમાન માણસને વજીરઆજમ અથવા વડો પ્રધાન બનાવવામાં આવ્યો. તુર્ક પાર્લમેન્ટને બરખાસ્ત કરવામાં આવી.

'૧૯૧૮ની સાલના અંત અને ૧૯૧૯ની સાલના આરંભમાં તુર્કીની આવી દશા હતી. તુર્કો થાકીને લોથપોથ થઈ ગયા હતા અને તેમનો જુસ્સો સાવ નરમ પડી ગયો હતો. તેમને કેવાં ભયંકર કષ્ટો સહેવાં પડ્યાં તે યાદ કર. મહાયુદ્ધનાં ચાર વરસો પહેલાં બાલ્કન વિગ્રહ થયો હતો અને તેની પહેલાં ઇટાલી સાથે યુદ્ધ થયું હતું. આ બધી ઘટનાઓ સુલતાન અબ્દુલ હમીદને દૂર કરનાર અને પાર્લમેન્ટની સ્થાપના કરનાર તરુણ તુર્કોની ક્રાંતિ પછી એક પછી એક ઉપરાછાપરી બનવા પામી. તુર્કોએ હમેશાં ગજબ સહનશક્તિ બતાવી છે પરંતુ લગભગ આઠ વરસના સતત યુદ્ધે તેમને હંફાવી દીધા. આટલા લાંબા યુદ્ધે બીજી કોઈ પણ પ્રજાને હંફાવી દીધી હોત. આથી સાવ હતાશ થઈને તેમણે પોતાની જાતને દુર્દૈવને આશરે છોડી દીધી અને તેઓ મિત્રરાજ્યોના નિર્ણયની રાહ જોવા લાગ્યા.

લગભગ બે વરસ પૂર્વે, મહાયુદ્ધ દરમ્યાન, એક ગુપ્ત કરાર કરીને મિત્રરાજ્યોએ સ્મર્ના તથા એશિયામાઇનરનો પશ્ચિમ ભાગ ઇટાલીને આપવાનું વચન આપ્યું હતું. એ પહેલાં, કૉન્સ્ટાન્ટિનોપલ, કાગળ ઉપર, રશિયાને ભેટ આપવામાં આવ્યું હતું અને આરબ દેશોને મિત્રરાજ્યો વચ્ચે વહેંચી નાખવામાં આવ્યા હતા. એશિયામાઇનર ઇટાલીને આપી દેવા અંગેના ગુપ્ત કરારમાં રશિયાની સંમતિની જરૂર હતી. પરંતુ ઇટાલીના દુર્ભાગ્યે, એ કરવામાં આવે તે પહેલાં જ બોલ્શેવિકોએ સત્તા હાથ કરી. એટલે એ કરાર મંજૂર ન થઈ શક્યો. આથી ઇટાલી મિત્રરાજ્યો ઉપર અતિશય રોષે ભરાયું.

તુર્કીની આ સ્થિતિ હતી. સુલતાનથી માંડીને છેલ્લામાં છેલ્લા તુર્ક સુધી સૌ પરાસ્ત થઈ ગયેલા જણાતા હતા. આખરે, 'યુરોપનો બીમાર પુરુષ' મરણ પામ્યો હતો અથવા કહો તે મરણ પામ્યો છે એમ લાગતું હતું. પરંતુ ત્યાં આગળ મૂઠીભર તુર્કો એવા હતા જેઓ સામનો કરવો ગમે તેટલો વ્યર્થ જણાતો હોય તોયે દૈવ કે સંજોગો આગળ નમવાનો ઇન્કાર કરતા હતા. થોડો વખત તો તેમણે ગુપ્તતા અને ચૂપકીદીથી કાર્ય કર્યું અને મિત્રરાજ્યોના સીધા કાબૂ નીચેના ભંડારોમાંથી હથિયારો તથા બીજી સામગ્રી એકઠી કરીને કાળા સમુદ્ર મારફતે તે એનેટોલિયાના (એશિયામાઇનર) અંદરના ભાગમાં મોકલી દીધી. મુસ્તફા કમાલ પાશા આ ગુપ્ત કાર્યકરોમાં મુખ્ય હતો. મારા આગળના પત્રોમાં એના નામનો ઉલ્લેખ હું કરી ચૂક્યો છું.

અંગ્રેજોને મુસ્તફા કમાલ પાશા દીઠો ગમતો નહોતો. એના તરફ તેઓ શકની નજરે જોતા હતા તથા એની ધરપકડ કરવા માગતા હતા. અંગ્રેજોની એડી નીચે આવેલા સુલતાનને પણ તે અપ્રિય હતો. પરંતુ તેણે ધાર્યું કે તેને દેશના છેક અંદરના ભાગમાં ધકેલી દેવો એ સલામતીભર્યું છે. આથી તેને પૂર્વ એનેટોલિયાના સૈન્યનો વડો નિરક્ષક (ઇન્સ્પેક્ટર જનરલ) બનાવવામાં

આવ્યો. નિરીક્ષણ કરવા જેવું સૈન્ય ત્યાં હતું જ નહિ; તેનું ખરું કામ તો તુર્ક સૈનિકો પાસેથી હથિયારો લઈ લેવામાં મિત્રરાજ્યોને મદદ કરવાનું માનવામાં આવતું હતું. કમાલને માટે આ આદર્શ તક હતી. તેણે એ ઝડપી લીધી અને તરત જ પોતાના નવા કામે વળગવાને તે ઊપડી ગયો. અને એ તરત જ ઊપડી ગયો, એ પણ સારું જ થયું; કેમ કે તેના ગયા પછી થોડા જ કલાકમાં સુલતાને પોતાનો વિચાર બદલ્યો. કમાલ ઉપર વિશ્વાસ મૂકવામાં રહેલું જોખમ તે એકાએક પામી ગયો અને મધરાતે તેણે તેને અટકાવવા માટે અંગ્રેજોને કહેવડાવ્યું. પરંતુ એટલામાં તો પક્ષી ઊડી ગયું હતું.

કમાલ પાશા તથા બીજા મૂઠીભર તુર્કોએ એનેટોલિયામાં રાષ્ટ્રીય સામનો સંગઠિત કરવાની શરૂઆત કરી. આરંભમાં તો તેમણે ચૂપકીદી અને સાવચેતીથી કાર્ય કરવા માંડયું અને ત્યાં મૂકવામાં આવેલા લશ્કરી અમલદારોને તેમણે પોતાના પક્ષમાં લેવાનો પ્રયાસ કરવા માંડ્યો. ઉપર ઉપરથી તો તેઓ સુલતાનના માણસો હોય એવી રીતે કાર્ય કરતા હતા પરંતુ કૉન્સ્ટાન્ટિનોપલથી આવતા હુકમો તરફ તેઓ બિલકુલ લક્ષ આપતા નહિ. તે વખતે બનતા બનાવોએ તેમને મદદ કરી. કૉકેસસના પ્રદેશમાં અંગ્રેજોએ આર્મીનિયાનું પ્રજાસત્તાક ઊભું કર્યું અને તુર્કીના પૂર્વ તરફના પ્રાંતો તેમાં જોડી દેવાનું તેમણે વચન આપ્યું. (આર્મીનિયાનું પ્રજાસત્તાક આજે તો સોવિયેટના સંયુક્ત રાજ્યનો એક ભાગ છે.) આર્મીનિયાના લોકો તથા તુર્ક લોકો વચ્ચે કટ્ટર વેર હતું અને ભૂતકાળમાં અનેક વાર તેમણે એકબીજાની કતલ કરી હતી. તુર્કો સત્તાધારી હતા ત્યાં સુધી, ખાસ કરીને અબ્દુલ હમીદના અમલ દરમ્યાન આ ખૂનરેજીની રમતમાં હમેશાં તુર્કો જ જીતતા હતા. હવે તુર્કોને આર્મીનિયન લોકોના અમલ નીચે મુકાવું એ પોતાનું નિકંદન વહોરી લેવા જેવું હતું. એટલે એના કરતાં તો તેમણે લડી લેવાનું પસંદ કર્યું. આથી એનેટોલિયાના પૂર્વના પ્રાંતોના તુર્કો કમાલ પાશાની હાકલ સાંભળવાને તૈયાર જ હતા.

દરમ્યાન બીજો એક વધારે મહત્ત્વનો બનાવ બન્યો અને તેણે તુર્કોને ઉશ્કેરી મૂક્યા. ૧૯૧૯ની સાલના આરંભમાં ફ્રાંસ તથા ઇંગ્લંડ સાથે થયેલા તેમના ગુપ્ત કરારનો એશિયામાઇનરમાં પોતાનું સૈન્ય ઉતારીને અમલ કરવાનો ઇટાલિયનોએ પ્રયાસ કર્યો, કેમ કે એ કરારનો અમલ હજી સુધી થઈ શક્યો નહોતો. આ વસ્તુ ઇંગ્લંડ તથા ફ્રાંસને બિલકુલ ન રુચી; એ વખતે તેઓ ઇટાલિયનોને ઉત્તેજન આપવા માગતા નહોતા. એ બાબતમાં શું કરવું એ ન સૂઝવાથી ઇટાલિયનોને થાપ આપવાના આશયથી તેમણે ગ્રીક લશ્કરને સ્મર્નાનો કબજો લેવા દીધો.

આ રીતે ગ્રીકોને શાથી પસંદ કરવામાં આવ્યા? ફ્રેંચ અને બ્રિટિશ સૈન્યો યુદ્ધથી થાકી ગયાં હતાં અને તેમનું માનસ બળવાખોર થઈ ગયું હતું. એ સૈનિકો લશ્કરમાંથી વિખેરાઈ જઈને જેમ બને તેમ જલદી પોતપોતાને ઘેર પહોંચી જવા માગતા હતા. ગ્રીક લોકો નજીકમાં જ હતા અને એશિયા-માઇનર તથા કૉન્સ્ટાન્ટિનોપલ ખાલસા કરીને એ રીતે તેઓ પુરાણું બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય ફરીથી સ્થાપવાનાં સ્વપ્નાં સેવી રહ્યા હતા. વાત એમ હતી કે, બે મહા શક્તિશાળી ગ્રીકો મિત્રરાજ્યોની મસલતોમાં ભારે લાગવગ ધરાવનાર તથા તે વખતના બ્રિટનના વડા પ્રધાન લૉઇડ જ્યૉર્જના મિત્રો હતા. તેમાંનો એક ગ્રીસનો વડો પ્રધાન વેનિઝેલસ હતો. બીજો સર બેસીલ ઝેહેરૉફ નામથી ઓળખાતો એક ભેદી પુરુષ હતો. તેનું મૂળ નામ બેસીલિયસ ઝકરિયા હતું. છેક ૧૮૭૭ની સાલમાં, તેની યુવાવસ્થામાં તે બાલ્કનમાંની શસ્ત્રસરંજામ ઉત્પન્ન કરનારી બ્રિટિશ પેઢીનો એજન્ટ હતો. મહાયુદ્ધ પૂરું થયું ત્યારે તે યુરોપનો અથવા કદાચ આખી દુનિયાનો સૌથી તવંગર પુરુષ હતો અને મોટા મોટા રાજદ્વારી પુરુષો તથા સરકારો તેનું સન્માન કરવામાં ગૌરવ લેતાં હતાં. તેને મોટા મોટા ઇંગ્લિશ અને ફ્રેંચ ઇલકાબો આપવામાં આવ્યા હતા; ઘણાં છાપાંઓનો તે માલિક હતો અને પડદા પાછળથી ઘણી સરકારો ઉપર તે પોતાનો ભારે પ્રભાવ પાડતો હતો. જાહેર પ્રજા એને વિષે કશું જાણતી નહોતી અને તે પ્રસિદ્ધિથી હમેશાં દૂર જ રહેતો. ઘણા દેશોમાં પોતાના વતનની જેમ જ સુખચેનથી રહેનારા તથા ભિન્ન ભિન્ન લોકશાહી દેશોની સરકારો ઉપર પોતાનો પ્રભાવ પાડનારા તથા અમુક અંશે તેમનું નિયંત્રણ કરનારા આધુનિક આંતર-રાષ્ટ્રીય શરાફોમાંનો ખરેખર તે એક નમૂનેદાર આંતરરાષ્ટ્રીય શરાફ હતો. એવા લોકશાહી દેશોમાં પ્રજાને તો લાગે છે કે તે પોતે જ પોતાનું શાસન કરે છે પરંતુ તેની પાછળ આંતરરાષ્ટ્રીય નાણાંનું અણછતું બળ કાર્ય કરી રહેલું હોય છે.

ઝેહેરૉફ આટલો બધો ધનાઢ્ય કેવી રીતે બન્યો? તેણે આટલું બધું મહત્ત્વ કેવી રીતે પ્રાપ્ત કર્યું? જાતજાતનો શસ્ત્રસરંજામ વેચવાનો તેનો ધંધો હતો અને એ ધંધો નફાકારક હતો, પણ ખાસ કરીને બાલ્કનમાં તો એ વિશેષે કરીને નફાકારક હતો. પરંતુ ઘણા લોકો એમ માને છે કે ઘણી નાની વયથી તે બ્રિટિશ જાસૂસી ખાતાનો સભ્ય હતો. એ વસ્તુ એને વેપાર તથા રાજકારણમાં ભારે મદદગાર થઈ પડી અને ઉપરાઉપરી થયેલાં યુદ્ધોને કારણે તેને કરોડોનો નફો થયો. આને કારણે તે એ સમયનો એક મહાન ભેદી પુરુષ થઈ પડ્યો. તે હજી જીવે છે અને હાલ (૧૯૩૩માં) તેની ઉંમર ૮૪ વરસની હશે.

આ અઢળક સંપત્તિશાળી અને ભેદી પુરુષ તથા વેનિઝેલસ એ બંનેએ મળીને એશિયામાઇનરમાં ગ્રીક સૈન્ય મોકલવાની બાબતમાં લૉઇડ જ્યૉર્જની

સંમતિ મેળવી લીધી. ઝેહેરોફે એ કાર્ય માટે નાણાં પૂરાં પાડવાનું માથે લીધું. એનું એ રોકાણ ફાયદાકારક ન નીવડયું, કેમ કે તુર્કો સાથેના તેમના યુદ્ધમાં ગ્રીકોને ધીરેલા દશ કરોડ ડૉલર તેણે ગુમાવ્યા હતા એમ કહેવાય છે.

૧૯૧૯ની સાલના મે માસમાં ગ્રીક સૈન્યો બ્રિટિશ વહાણોમાં બેસીને બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન યુદ્ધજહાજોના રક્ષણ નીચે એશિયામાઇનરને કિનારે ઊતર્યાં. તરત જ એ સૈન્યોએ — મિત્રરાજ્યોએ તુર્કીને આપેલી એ ભેટે — જબરદસ્ત પાયા ઉપર કતલ અને અત્યાચારો કરવા માંડ્યા. ત્યાં આગળ ત્રાસનું એવું કારમું સામ્રાજ્ય વર્તી રહ્યું કે યુદ્ધથી થાકેલી દુનિયાનું જડ થઈ ગયેલું અંતઃકરણ પણ તેથી કમકમી ઊઠયું. ખુદ તુર્કી ઉપર એની ભારે અસર થવા પામી અને મિત્રરાજ્યોની ધૂંસરી નીચે તેમના ઉપર શું શું વીતવાનું હતું એ બધું તુર્ક લોકો પામી ગયા. અને પોતાના જૂના દુશ્મન અને તાબેદાર ગ્રીક લોકોને હાથે કતલ થઈ જવું તથા તેમના તરફનો આવો ગેરવર્તાવ સહન કરવો! તુર્કોના અંતરમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી અને રાષ્ટ્રીય ચળવળને વેગ મળ્યો. એમ કહેવાય છે કે, કમાલ પાશા આ ચળવળનો નેતા હતો એ ખરું પણ વાસ્તવમાં ગ્રીકોએ લીધેલા સ્મર્નાના કબજાને પરિણામે એ લડત પેદા થઈ હતી. ત્યાં સુધી ઢચુપચુ સ્થિતિમાં રહેલા ઘણા તુર્ક અમલદારો હવે એ ચળવળમાં જોડાયા. એમ કરવામાં સુલતાનની સત્તાને પડકાર કરવાપણું હતું પરંતુ તેની તેમણે પરવા ન કરી. કેમ કે સુલતાને હવે કમાલ પાશાની ધરપકડ કરવાનો હુકમ કર્યો હતો.

૧૯૧૯ના સપ્ટેમ્બર માસમાં ચૂંટાયેલા પ્રતિનિધિઓની એક પરિષદ એનેટોલિયામાં આવેલા સિવાસ આગળ મળી. તેણે આ નવી લડત ઉપર મહોર મારી અને કમાલ પાશાને પ્રમુખપદે એક કાર્યવાહક સમિતિ નીમવામાં આવી. એ પરિષદે એક 'રાષ્ટ્રીય કરાર' પણ પસાર કર્યો. તેમાં મિત્રરાજ્યો સાથે કરવાની સુલેહ માટેની ઓછામાં ઓછી શરતો રજૂ કરવામાં આવી હતી. એ શરતો મુજબની સુલેહ એટલે કે પૂર્ણ સ્વતંત્રતાના ધોરણે સુલેહ એવો અર્થ થતો હતો. કૉન્સ્ટાન્ટિનોપલમાંના સુલતાન ઉપર એની અસર થવા પામી અને તે કંઈક ભડક્યો. તેણે પાર્લમેન્ટની નવી બેઠક બોલાવવાનું વચન આપ્યું અને ચૂંટણી માટેના હુકમો કાઢ્યા. એ ચૂંટણીમાં સિવાસ પરિષદના લોકોને ભારે બહુમતી મળી. કમાલ પાશાને કૉન્સ્ટાન્ટિનોપલના લોકો ઉપર વિશ્વાસ ન હતો એટલે નવા ચૂંટાયેલા ધારાસભ્યોને તેણે ત્યાં ન જવાની સલાહ આપી. પરંતુ તેમણે એ સલાહ ન માની અને રઉફ બેગના નેતૃત્વ નીચે તેઓ ઇસ્તંબૂલ (હવે પછી હું કૉન્સ્ટાન્ટિનોપલને ઇસ્તંબૂલ જ કહીશ.) ગયા. તેમનું ત્યાં જવાનું એક કારણ એ હતું કે, જો નવી પાર્લમેન્ટની બેઠક સુલતાનને પ્રમુખપદે

ઇસ્તંબૂલમાં મળે તો તેઓ તેને માન્ય રાખશે એવી મિત્રરાજ્યોએ જાહેરાત કરી હતી. પોતે પાર્લમેન્ટનો સભ્ય ચૂંટાયો હતો છતાંયે કમાલ પાશા ત્યાં ન ગયો.

૧૯૨૦ના જાન્યુઆરી માસમાં ઇસ્તંબૂલમાં નવી પાર્લમેન્ટની બેઠક મળી અને તેણે સિવાસ પરિષદે ઘડી કાઢેલો 'રાષ્ટ્રીય કરાર' માન્ય રાખ્યો. ઇસ્તંબૂલમાંના મિત્રરાજ્યોના પ્રતિનિધિઓને આ વસ્તુ બિલકુલ ન ગમી. પાર્લમેન્ટે કરેલી બીજી કેટલીક વસ્તુઓ પણ તેમને ન રુચી. ૭ અઠવાડિયાં પછી તેમણે મિસર તેમ જ બીજા ભાગોમાં અજમાવી હતી તેવી તેમની હમેશ મુજબની કઠોર રીત અજમાવવાનો નિર્ણય કર્યો. બ્રિટિશ સેનાપતિ પોતાના સૈન્ય સાથે ઇસ્તંબૂલ પહોંચ્યો, એ શહેરનો તેણે કબજો લીધો, ત્યાં આગળ લશ્કરી કાયદો જાહેર કર્યો તથા રઉફ બેગ સહિત ચાળીશ રાષ્ટ્રવાદી ધારાસભ્યોની ધરપકડ કરી. અને તેમને માલ્ટામાં હદપાર કર્યા ! 'રાષ્ટ્રીય કરાર' મિત્રરાજ્યોને મંજૂર નથી, બસ, કેવળ એટલું દર્શાવવા ખાતર જ અંગ્રેજોએ આ સાવ હળવી રીત અજમાવી હતી.

વળી તુર્કી પાછું અતિશય ખળભળી ઊઠ્યું. સુલતાન અંગ્રેજોના હાથમાં પૂતળા સમાન બની ગયો છે એ વસ્તુ હવે સ્પષ્ટ થઈ ગઈ. ઘણા તુર્ક ધારાસભ્યો અંગોરા છટકી ગયા અને પાર્લમેન્ટની બેઠક ત્યાં આગળ મળી. પાર્લમેન્ટે પોતાનું નામ 'તુર્કીની રાષ્ટ્રીય ધારાસભા' (ગ્રાન્ડ નૅશનલ એસેમ્બ્લી ઑફ તુર્કી) રાખ્યું. એ ધારાસભાએ પોતાને દેશની સરકાર તરીકે જાહેર કરી અને જણાવ્યું કે, બ્રિટિશોએ શહેરનો કબજો લીધો તે દિવસથી સુલતાન તથા ઇસ્તંબૂલની સરકાર કાર્ય કરતી બંધ પડી ગઈ છે.

સુલતાને એના બદલામાં કમાલ પાશા તથા બીજાઓને બંડખોર જાહેર કરીને તેમને ધર્મબહાર મૂક્યા તથા તેમને મોતની સજા ફરમાવી. વળી તેણે એવું પણ જાહેર કર્યું કે કમાલ પાશાનું તેમ જ બીજાઓનું ખૂન કરનારાઓએ પવિત્ર કાર્ય કર્યું ગણાશે અને તેમને અહીં આ દુનિયામાં તેમ જ પરલોકમાં બદલો મળશે. યાદ રાખજે કે એ સુલતાન ખલીફ એટલે કે ધર્મનો વડો પણ હતો અને ખૂન કરવા માટેની તેની ખુલ્લેખુલ્લી આજ્ઞા એ અતિ ભયંકર વસ્તુ હતી. કમાલ પાશા સરકારે જેનો પીછો પકડ્યો હતો એવો બંડખોર જ નહોતો પણ તે ધર્મચ્યુત થયેલો પુરુષ પણ હતો અને કોઈ પણ ધર્માંધ કે ઝનૂની માણસ તેનું ખૂન કરી શકતો હતો. સુલતાને રાષ્ટ્રવાદીઓને કચરી નાખવા માટે તેનાથી બનતું બધુંયે કર્યું. તેણે તેમની સામે ધર્મયુદ્ધ અથવા જેહાદ પોકારી અને તેમની સામે લડવા માટે તેણે સ્વયંસેવકોનું બનેલું એક 'ખલીફનું સૈન્ય' ઊભું કર્યું. ધાર્મિક પદવી ધરાવનારાઓને ઠેરઠેર બંડો ઉઠાવવા માટે મોકલવામાં આવ્યા. ઠેકઠેકાણે બંડો થયાં અને થોડા સમય માટે તો આખા તુર્કીમાં આંતરયુદ્ધ ભભૂકી ઊઠ્યું. એ અતિ ક્રૂર યુદ્ધ હતું.

એમાં એક શહેર બીજા શહેર સામે અને ભાઈ ભાઈ સામે લડતો હતો અને ઉભય પક્ષે નિર્દય ક્રૂરતા દાખવી.

દરમ્યાન સ્મર્નાના ગ્રીકો જાણે આખા દેશના સ્વામી બની ગયા હોય તેમ વર્તતા હતા અને તેઓ અતિશય જંગલી સ્વામીઓ હતા. ફળદ્રુપ પ્રદેશોને તેમણે ઉજ્જડ કરી મૂક્યા અને ઘરબાર વિનાના થયેલા હજારો તુર્કોને તેમણે ત્યાંથી હાંકી કાઢ્યા. આ રીતે તેઓ આગળ વધતા ગયા કેમ કે તુર્કો તેમનો જરાયે અસરકારક સામનો કરી શક્યા નહિ.

રાષ્ટ્રવાદીઓને જેવીતેવી પરિસ્થિતિનો સામનો કરવાનો નહોતો. દેશમાં ધર્મની મંજૂરીથી તેમની સામે આંતરયુદ્ધ ચાલી રહ્યું હતું તથા વિદેશી હુમલાખોર તેમની સામે કૂચ કરી રહ્યો હતો અને સુલતાન તથા હુમલાખોર ગ્રીકો એ બંનેની પાછળ જર્મની ઉપર વિજય મેળવ્યા પછી આખી દુનિયા ઉપર પ્રભુત્વ ધરાવતાં મિત્રરાજ્યો હતાં. પરંતુ કમાલ પાશાએ પોતાની પ્રજાને આ હાકલ કરી : "જીતો યા પૃથ્વીના પડ ઉપરથી ભૂંસાઈ જાઓ." રાષ્ટ્રવાદીઓ નિષ્ફળ નીવડે તો તમે શું કરો એવા એક અમેરિકનના પ્રશ્નના જવાબમાં તેણે જણાવ્યું હતું કે, "પોતાની હસ્તી તથા આઝાદી માટે આખરી બલિદાન આપનારી પ્રજા કદીયે નિષ્ફળ નીવડી નથી. પ્રજા નિષ્ફળ નીવડે એટલે સમજવું કે તે મરી ગઈ છે."

દુઃખમાં ડૂબેલા તુર્કી માટે મિત્રરાજ્યોએ ઘડી કાઢેલી સંધિ ૧૯૨૦ના ઑગષ્ટ માસમાં પ્રસિદ્ધ કરવામાં આવી; એને સેવરેની સંધિ કહેવામાં આવે છે. એમાં તુર્કીની સ્વતંત્રતાનો અંત હતો. તુર્કીના સ્વતંત્ર રાષ્ટ્રને એમાં મોતની સજા ફરમાવવામાં આવી હતી. દેશને નાના નાના ટુકડાઓમાં વહેંચી નાખવામાં આવ્યો એટલું જ નહિ પણ ત્યાં રહીને નિયંત્રણ કરવા માટે ખુદ ઇસ્તંબૂલમાં મિત્રરાજ્યોનું કમિશન નીમવામાં આવ્યું. દેશભરમાં ભારે શોક વ્યાપી ગયો અને રાષ્ટ્રીય શોકનો દિન પાળવામાં આવ્યો. એ દિવસે પ્રાર્થના કરવામાં આવી અને હડતાલ પાડવામાં આવી. શોક દર્શાવવા માટે કાળી કિનારવાળાં છાપાંઓ પ્રસિદ્ધ થયાં. આમ છતાંયે સુલતાનના પ્રતિનિધિઓએ એ સંધિ ઉપર સહી કરી. રાષ્ટ્રવાદીઓએ તો બેશક એને તિરસ્કારપૂર્વક ફેંકી દીધી. પરંતુ એ સંધિની પ્રસિદ્ધિને પરિણામે રાષ્ટ્રવાદીઓનું બળ વધવા પામ્યું અને ભારે અવનતિમાંથી પોતાના દેશને ઉગારવા માટે વધુ ને વધુ તુર્કો તેમના પક્ષમાં ભળ્યા.

પરંતુ બળવો ઉઠાવનાર તુર્કી ઉપર આ સંધિનો અમલ કોણ કરનાર હતું? મિત્રરાજ્યો પોતે એ કરવા તૈયાર નહોતાં. તેમણે પોતાનાં સૈન્યો વિખેરી નાખ્યાં હતાં અને પોતપોતાના દેશમાં તેમને લશ્કરમાંથી છૂટા કરવામાં આવેલા સૈનિકો તથા મજૂરોના ધૂંધવાટનો સામનો કરવાનો હતો. પશ્ચિમ યુરોપના દેશોમાં હજી વાતાવરણમાં બળવાની ભાવના વ્યાપી રહી હતી. આ ઉપરાંત

મિત્રરાજ્યોમાં અંદર અંદર કલહ પેદા થયો હતો અને યુદ્ધની લૂંટ વહેંચવાની બાબતમાં તેઓ એકબીજા સામે લડતાં હતાં. પૂર્વના દેશોમાં ઇંગ્લંડને અને કંઈક અંશે ફ્રાંસને જોખમકારક પરિસ્થિતિનો સામનો કરવાનું આવી પડ્યું હતું. ફ્રેંચોના 'મેન્ડેટ' નીચેના સીરિયામાં ભારે અસંતોષની લાગણી પેદા થઈ હતી અને મુશ્કેલી ઊભી થવાનાં ચિહ્નો ત્યાં નજરે પડતાં હતાં. મિસરમાં ખૂનખાર બળવો ફાટી નીકળ્યો હતો પરંતુ અંગ્રેજોએ તે મજબૂત હાથે દાબી દીધો હતો. હિંદુસ્તાનમાં ૧૮૫૭ના બળવા પછી પહેલવહેલી મહાન ક્રાંતિકારી પણ શાંતિમય ચળવળ શરૂ થઈ ગઈ હતી. આ ગાંધીજીની આગેવાની નીચેની અસહકારની ચળવળ હતી અને ખિલાફત તથા તુર્કી પ્રત્યે દાખવવામાં આવેલો ગેરવર્તાવ એ એ ચળવળનો એક પ્રધાન મુદ્દો હતો.

આ ઉપરથી આપણને જણાય છે કે મિત્રરાજ્યો તેમની પોતાની સંધિ તુર્કી ઉપર બળજબરીથી ઠોકી બેસાડી શકવાની સ્થિતિમાં નહોતાં તેમ જ તુર્ક રાષ્ટ્રવાદીઓ છડેચોક તેને ઠોકરે મારે એ ચલાવી લેવાને પણ તેઓ તૈયાર નહોતાં. આથી તેમણે તેમના મિત્ર વેનિઝેલસ તથા ગ્રીસ તરફ નજર કરી. અને એ બંને ગ્રીસ વતી એ કાર્ય પાર પાડવાનું બીડું ઝડપવા સંપૂર્ણ પણે તૈયાર હતા. લડાયક જુસ્સો ગુમાવી બેઠેલા તુર્કો ઝાઝી તકલીફ આપશે એમ કોઈ પણ ધારતું નહોતું અને એશિયામાઇનરનું ઇનામ લલચાવનારું હતું. એશિયામાઇનરમાં બીજું વધારે ગ્રીક સૈન્ય ઊતર્યું અને ગ્રીસ–તુર્કી વચ્ચેનો વિગ્રહ મોટા પાયા ઉપર શરૂ થયો. ૧૯૨૦ના આખાયે ઉનાળા તથા પાનખર ઋતુ દરમ્યાન વિજય ગ્રીકોને વરતો જણાતો હતો અને એ દરમ્યાન તેમણે પોતાની સામે લડવા આવેલા તુર્કોને ભગાડી મૂક્યા. કમાલ પાશા તથા તેના સાથીઓએ ભાગી પડેલા સૈન્યના તેમને હાથ આવેલા અવશેષોમાંથી એક મજબૂત અને અસરકારક લશ્કર ઊભું કરવા માટે દિનરાત અવિરત પ્રયાસ કર્યો. આ ઘડીએ તેમને ખરી મદદ મળી ગઈ— જે વખતે તેમને એ અતિશય જરૂરી હતી તે જ ટાંકણે તેમને એ મળી ગઈ. સોવિયેટ રશિયાએ તેમને શસ્ત્રો અને નાણાં પૂરાં પાડ્યાં. ઇંગ્લંડ બંનેનું સામાન્ય દુશ્મન હતું.

કમાલ પાશાનું બળ વધતું જોઈને મિત્રરાજ્યો એ યુદ્ધના પરિણામની બાબતમાં સાશંક બન્યાં અને તેમણે સુલેહની વધુ સારી શરતો રજૂ કરી. પરંતુ કમાલ પાશાના પક્ષકારોને સંતોષે એવી તે નહોતી એટલે તેમણે તેનો અસ્વીકાર કર્યો. આથી મિત્રરાજ્યોએ ગ્રીસ અને તુર્કી વચ્ચેના વિગ્રહની બાબતમાં પોતાના હાથ ધોઈ નાખ્યા અને તેમણે એમાં પોતાની તટસ્થતા જાહેર કરી. ગ્રીકોને એ વિગ્રહમાં સંડોવ્યા પછી તેમને વિષમ દશામાં મૂકીને મિત્રરાજ્યોએ ચાલતી પકડી. એટલું જ નહિ, ફ્રાંસે તેમ જ કંઈક અંશે ઇટાલીએ તો ગુપ્ત

રીતે તુર્કો સાથે મૈત્રી કરવાનો સુધ્ધાં પ્રયાસ કર્યો. અંગ્રેજો થોડેઘણે અંશે ગ્રીકોના પક્ષમાં રહ્યા ખરા પરંતુ બિનસત્તાવાર રીતે.

૧૯૨૧ના ઉનાળામાં ગ્રીકોએ તુર્કોના પાટનગર અંગોરાનો કબજો લેવાનો ભગીરથ પ્રયાસ કર્યો. એક પછી એક શહેરનો કબજો લેતા લેતા તેઓ એની નજીક આવી પહોંચ્યા. પરંતુ આખરે સકરિયા નદી આગળ તેમને અટકાવવામાં આવ્યા. એ નદી પાસે બંને સૈન્યોએ ત્રણ અઠવાડિયાં સુધી એકબીજાનો ભીષણ અને લગાતાર મુકાબલો કર્યો. સહેજ પણ નમતું આપ્યા કે દયા રાખ્યા વિના તેમનાં સદીઓ જૂનાં વેરની તીવ્ર લાગણીથી તેઓ સામસામાં લડ્યાં. એ યુદ્ધ સહનશીલતાની ભયંકર કસોટીરૂપ થઈ પડ્યું; તુર્કો જેમ તેમ કરીને એમાં ટકી રહ્યા પરંતુ ગ્રીકો પાછા પડ્યા અને તેમણે રણક્ષેત્ર છોડી દીધું. પોતાની હમેશની રીત મુજબ, માર્ગમાં જે કંઈ આવે તે બાળતું અને તેનો સંહાર કરતું ગ્રીક સૈન્ય પાછું ગયું. આ રીતે તેણે ૨૦૦ માઇલના ફળદ્રુપ પ્રદેશને વેરાન રણમાં ફેરવી નાખ્યો.

સકરિયા નદીના યુદ્ધમાં તુર્કોને જેમ તેમ કરીને જીત મળી હતી. એને આખરી જીત તો ન જ કહી શકાય પરંતુ એમ છતાંયે એ યુદ્ધને આધુનિક કાળના એક નિર્ણયાત્મક યુદ્ધ તરીકે ગણવામાં આવે છે. એણે પ્રવાહની દિશા બદલી નાખી. છેલ્લાં બે હજાર કે તેથીયે વધારે વરસો દરમ્યાન એશિયા-માઇનરની ઇંચે ઇંચ ભૂમિને માનવી લોહીથી છાંટનાર પૂર્વ અને પશ્ચિમ વચ્ચેની મહાન લડાઈઓમાંની એક તે હતી.

બંને સૈન્યો થાકી ગયાં હતાં એટલે તેઓ આરામ લઈને તાજાં થવાને તથા ફરીથી સંગઠિત થવાને બેસી ગયાં. પરંતુ કમાલ પાશાનો સિતારો બેશક ઊંચે ચડતો જતો હતો. ફ્રેંચ સરકારે અંગોરા સાથે સંધિ કરી. અંગોરા અને સોવિયેટ વચ્ચે તો ક્યારનીયે સંધિ થઈ ચૂકી હતી. ફ્રાંસની માન્યતા પ્રાપ્ત થવાથી મુસ્તફા કમાલ પાશાને નૈતિક તેમ જ ભૌતિક ફાયદો થયો. એને લીધે સીરિયાની સરહદ ઉપરનું તુર્ક લશ્કર ગ્રીકો સામે લડવા માટે છૂટું થયું. બ્રિટિશ સરકાર પૂતળા સમાન નામના સુલતાન તથા ઇસ્તંબૂલની નમાલી સરકારને હજીયે ટેકો આપ્યા કરતી હતી એટલે આ ફ્રાંસની સંધિથી તેના ઉપર ભારે ફટકો પડ્યો.

૧૯૨૨ની સાલમાં, એકાએક પણ અતિશય કાળજીભરી તૈયારી પછી તુર્ક લશ્કરે ગ્રીકો ઉપર હલ્લો કર્યો અને એકે સપાટે તેમને સમુદ્ર સુધી ધકેલી કાઢ્યા. આઠ દિવસમાં ગ્રીકો ૧૬૦ માઇલ પાછા હઠ્યા પરંતુ પાછા હઠતાં હઠતાં પણ તુર્ક સ્ત્રી, પુરુષ કે બાળકમાંથી જે કોઈ હાથ આવ્યું તે સૌની કતલ કરીને તેમણે વેર વાળ્યું. તુર્કોએ પણ એટલી જ નિર્દયતા દાખવી અને તેમણે બહુ જ ઓછા ગ્રીકોને કેદ પકડ્યા. પરંતુ જે થોડાઓને કેદ પકડવામાં

આવ્યા તેમાં ગ્રીક સેનાપતિ તથા તેના હાથ નીચેના અમલદારો હતા. મોટા ભાગનું ગ્રીક લશ્કર સમુદ્રવાટે સ્મર્નામાંથી છટકી ગયું પરંતુ એ શહેરનો ઘણો-ખરો ભાગ બાળી મૂકવામાં આવ્યો.

આ વિજય પછી કમાલ પાશાએ પોતાના લશ્કર સાથે ઇસ્તંબૂલ તરફ કૂચ કરી. એ શહેરની પાસે જ ચનક આગળ બ્રિટિશ લશ્કરે તેને અટકાવ્યો અને ૧૯૨૨ના સપ્ટેમ્બર માસમાં તુર્કી અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ ફાટી નીકળવાની વાતો ચાલવા લાગી. પરંતુ બ્રિટિશોએ તુર્કોની લગભગ બધી જ માગણીઓ કબૂલ રાખી અને તહકૂબીના કરાર ઉપર સહીઓ થઈ. એ કરારમાં, થ્રેસમાં હજી પણ જે ગ્રીક લશ્કર બાકી રહ્યું હતું તેમની પાસેથી તે દેશ ખાલી કરાવવાનું મિત્રરાજ્યોએ વચન આપ્યું. નવા તુર્કીની પાછળ હમેશાં સોવિયેટ રશિયાનું પ્રેત રહેલું હતું અને જેમાં તુર્કીને રશિયાની મદદ મળવાનો સંભવ હતો એવું યુદ્ધ સળગાવવાનું મિત્રરાજ્યોને રુચતું નહોતું.

મુસ્તફા કમાલ પાશાનો વિજય થયો હતો અને ૧૯૧૯ની સાલના મૂઠીભર બળવાખોરો હવે મહાન સત્તાઓના પ્રતિનિધિઓ સાથે સમાન દરજ્જાની વાતો કરવા લાગ્યા. મહાયુદ્ધ પછી આવેલી મંદતા, મિત્રરાજ્યોમાં પડેલી ફાટફૂટ, અંગ્રેજોનું હિંદ તથા મિસરના મામલામાં પરોવાયેલું લક્ષ, સોવિયેટ રશિયાની મદદ તથા અંગ્રેજોએ કરેલાં અપમાનો ઇત્યાદિ અનેક સંજોગો એ બહાદુર ટોળીને મદદરૂપ નીવડ્યા હતા, પરંતુ એ બધા ઉપરાંત તેમનો અડગ નિશ્ચય, પોતાની સ્વતંત્રતા ટકાવી રાખવાનો તેમનો દૃઢ સંકલ્પ તથા તુર્ક ખેડૂત અને સૈનિકના આશ્ચર્યકારક લડાયક ગુણોને કારણે તેમનો વિજય થયો હતો.

લોસાંમાં એક સુલેહપરિષદ મળી અને તે ઘણા મહિનાઓ સુધી ચાલુ રહી. મિજાજથી ભરેલા અને જોહુકમી કરનાર ઇંગ્લંડના પ્રતિનિધિ લૉર્ડ કર્ઝન તથા કંઇક બહેરા ઇસ્મત પાશા વચ્ચે વિચિત્ર પ્રકારના દાવપેચ ચાલ્યા. ઇસ્મત પાશા તો જરા પણ મિજાજ ગુમાવ્યા વિના આખો વખત હસતો રહેતો અને તેને જે ન સાંભળવું હોય તે સાંભળતો નહોતો. તેની આવી વર્તણૂકથી કર્ઝનનો પિત્તો ખસી જતો. હિંદના વાઇસરોયની રીતે કામ લેવાને ટેવાયેલા અને તે વિના પણ ભારે દમામદાર કર્ઝને દમદાટી અને જોહુકમીની રીતો અજમાવી જોઈ પરંતુ બહેરા અને મંદહાસ્ય કરતા ઇસ્મત ઉપર તેની જરાયે અસર થવા પામી નહિ. આથી ચિડાઈને કર્ઝન ચાલ્યો ગયો અને પરિષદ તૂટી પડી. થોડા વખત પછી એ પરિષદ ફરીથી મળી પરંતુ તેમાં કર્ઝનને બદલે બીજો બ્રિટિશ પ્રતિનિધિ આવ્યો. 'રાષ્ટ્રીય કરાર'માં રજૂ કરવામાં આવેલી એક સિવાયની બધી માગણીઓ માન્ય રાખવામાં આવી અને ૧૯૨૩ના જુલાઈ માસમાં લોસાંની સંધિ ઉપર સહીઓ થઈ. સોવિયેટ રશિયાનો ટેકો તથા મિત્રરાજ્યોની અંદર અંદરની ઈર્ષા ફરીથી તુર્કીને મદદરૂપ નીવડ્યાં.

ગાઝી એટલે કે વિજયી કમાલ પાશાને તે જે પ્રાપ્ત કરવાને બહાર પડ્યો હતો તેમાંનું ઘણુંખરું મળી ગયું. પરંતુ પહેલેથી જ પોતાની ઓછામાં ઓછી માગણી રજૂ કરવાનું તેણે ડહાપણ દર્શાવ્યું હતું અને વિજયની પળે પણ તે તેને વળગી રહ્યો. તુર્ક નહિ એવા અરબસ્તાન, ઇરાક, પૅલેસ્ટાઇન તથા સીરિયા વગેરે પ્રદેશો ઉપર તુર્કોનું આધિપત્ય કાયમ રાખવાનો ખ્યાલ તેણે બિલકુલ છોડી દીધો હતો. તે તો તુર્કોનો મુલક — જ્યાં આગળ તુર્ક પ્રજા વસતી હતી તે મુલક સ્વતંત્ર રહે એમ ઇચ્છતો હતો. બીજી પ્રજાઓના વ્યવહારમાં તુર્કો દખલ કરે એવું તે ચહાતો નહોતો તેમ જ તુર્કીમાં બીજી કોઈ વિદેશી પ્રજા માથું મારે એ નભાવી લેવા પણ તે તૈયાર નહોતો. આ રીતે તુર્કી એ સંઘટિત અને એકરૂપ દેશ બન્યો. થોડાં વરસ બાદ ગ્રીકોની સૂચનાથી વસતીની અસાધારણ પ્રકારની અદલાબદલી કરવામાં આવી. એનેટોલિયામાં બાકી રહેલા ગ્રીકોને પાછા ગ્રીસ મોકલવામાં આવ્યા અને એના બદલામાં ગ્રીસમાંના તુર્કોને તુર્કીમાં લાવવામાં આવ્યા. આ રીતે લગભગ પંદર લાખ ગ્રીકોની અદલાબદલી કરવામાં આવી. એમાંના મોટા ભાગનાં ગ્રીક તથા તુર્ક કુટુંબો અનેક પેઢીઓ અને સદીઓથી અનુક્રમે એનેટોલિયા તથા ગ્રીસમાં રહેતાં આવ્યાં હતાં. પ્રજાઓને સ્થાનભ્રષ્ટ કરવાનો આ એક અસાધારણ બનાવ હતો અને એને પરિણામે તુર્કીનો આર્થિક વ્યવહાર બિલકુલ અસ્તવ્યસ્ત થઈ ગયો. એમ થવાનું કારણ એ હતું કે તુર્કી પહેલાં કરતાં પણ વધારે પ્રમાણમાં સમાન પ્રજાવાળો દેશ બન્યો. અને એ રીતે આજે તે યુરોપ તથા એશિયાના બધા દેશોમાં કદાચ સૌથી વધારે સમાનતાવાળો દેશ હશે.

ઉપર હું તને કહી ગયો કે, લોસાંની સંધિમાં તુર્કોની એક અપવાદ સિવાયની બધી માગણીઓ માન્ય રાખવામાં આવી. આ અપવાદ ‘વિલાયત’ અથવા ઇરાકની સરહદ પાસે આવેલો મોસલ પ્રાંત હતો. બંને પક્ષો એ બાબતમાં સંમત ન થઈ શક્યા એટલે એ બાબત પ્રજાસંઘ આગળ રજૂ કરવામાં આવી. કંઈક અંશે તેના તેલના કૂવાઓને લીધે, પણ ખાસ કરીને તેના લશ્કરી મહત્ત્વને કારણે તેનું ભારે મહત્ત્વ હતું. મોસલના પહાડોનો કબજો હાથમાં રાખવો એટલે કે કંઈક અંશે તુર્કી, ઇરાક અને ઈરાન તેમ જ રશિયાના કૉકેસસ પ્રદેશ ઉપર પણ પ્રભુત્વ જમાવવું. તુર્કી માટે તો એનું મહત્ત્વ દેખીતું હતું. હિંદ જવાના હવાઈ તથા જમીન માર્ગોના રક્ષણ અર્થે તેમ જ સોવિયેટ રશિયા ઉપર આક્રમણ કરવા અથવા તેના હુમલા સામે રક્ષણ કરવાને બ્રિટન માટે પણ એ પ્રદેશ એટલો જ મહત્ત્વનો હતો. તું નકશો જોશે તો મોસલનું સ્થાન કેટલું બધું મહત્ત્વનું છે એનો તને ખ્યાલ આવશે. પ્રજાસંઘે આ પ્રશ્નનો બ્રિટનની તરફેણમાં નિર્ણય આપ્યો. તુર્કોએ એ માન્ય રાખવાની સાફ ના પાડી અને ફરી પાછી યુદ્ધની વાતો થવા લાગી.

એ જ અરસામાં ૧૯૨૫ના ડિસેમ્બર માસમાં રશિયા અને તુર્કી વચ્ચે નવી સંધિ થઈ. પરંતુ અંગોરા સરકારે આખરે એ બાબતમાં નમતું આપ્યું અને મોસલ પ્રાંત ઇરાકના નવા રાજ્યને મળ્યો.

લગભગ અગિયાર વરસ પૂર્વે ગ્રીકો ઉપર કમાલ પાશાએ મેળવેલી મહાન જીતના ખબર સાંભળીને અમને કેટલો બધો આનંદ થયો હતો તે મને બરાબર યાદ છે. એ ૧૯૨૨ની સાલના ઑગસ્ટ માસમાં અફિયમ કુરાહીસારનું યુદ્ધ થયું હતું. એ યુદ્ધમાં તુર્કોએ ગ્રીકોના મોરચાને ભેદીને ગ્રીકસૈન્યને સ્મર્ના અને સમુદ્ર સુધી ભગાડી મૂક્યું હતું. અમારામાંના ઘણા તે વખતે લખનૌની જિલ્લા જેલમાં હતા અને ત્યાં આગળ અમને જે કંઈ વસ્તુઓ મળી શકી તેનાથી અમારી જેલની બેરેકો શણગારીને અમે તુર્કીનો એ વિજય ઊજવ્યો હતો. સાંજે થોડી દીપમાળા પ્રગટાવવાનો પણ અમે પ્રયત્ન કર્યો હતો.

## ૧૫૯. કમાલ પાશા ભૂતકાળનાં બંધનો ફગાવી દે છે

૮ મે, ૧૯૩૩

આપણે તુર્કોના પરાજયના અંધકારમય કાળથી માંડીને તેમના વિજયના દિવસ સુધીની તેમની કથા જોઈ ગયાં. આપણે એ પણ જોયું કે તુર્કોને દાબી દેવાને તેમ જ તેમને દુર્બળ બનાવવાને મિત્રરાજ્યોએ અને ખાસ કરીને બ્રિટિશોએ જે જે પગલાંઓ લીધાં તેની તેમના ઉપર ઊલટી જ અસર થઈ. તેમનાં એ પગલાંઓએ ખરેખર રાષ્ટ્રવાદીઓને સબળ બનાવ્યા અને તેમની સામે છેવટ સુધી લડત ચલાવવાના તેમના નિશ્ચયને વજ્ર જેવો દૃઢ બનાવ્યો. તુર્કીના ટુકડે-ટુકડા કરી નાખવાના મિત્રરાજ્યોના પ્રયત્નો, સ્મર્નામાં મોકલવામાં આવેલું ગ્રીક સૈન્ય, ૧૯૨૦ની સાલના માર્ચ માસમાં બ્રિટિશોએ લીધેલો કૉન્સ્ટાન્ટિનોપલના રાજ્યતંત્રનો કબજો તથા રાષ્ટ્રવાદી નેતાઓની તેમણે કરેલી ધરપકડ અને તેમની હદપારી, રાષ્ટ્રવાદીઓ વિરુદ્ધ બ્રિટિશોએ તેમના પૂતળા સમાન સુલતાનને આપેલો ટેકો — આ બધાને કારણે તુર્કોના અંતરમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી અને સામનો કરવા માટેનો ઉત્સાહ તેમનામાં ઊભરાવા લાગ્યો. વીર પ્રજાનો તેજોવધ કરવાના તથા તેને કચરી નાખવાના પ્રયત્નનું અનિવાર્ય રીતે આવું જ પરિણામ આવે છે.

મુસ્તફા કમાલ પાશા તથા તેના સાથીઓએ તેમને મળેલા વિજયનો કેવો ઉપયોગ કર્યો? કમાલ પાશા જૂની ઘરેડને વળગી રહેવામાં માનતો નહોતો; તે તુર્કીને સંપૂર્ણપણે પલટી નાખવા માગતો હતો. તેના વિજય પછી તે પ્રજામાં ભારે લોકપ્રિય થઈ પડ્યો હતો પરંતુ બહુ સાવધાનીથી તેને આગળ વધવું પડ્યું;

કેમ કે ધર્મ અને પરંપરાના પાયા ઉપર રચાયેલી પુરાણી જીવનપદ્ધતિથી અળગી કરીને પ્રજાને નવે રસ્તે વાળવી એ કંઈ નાનીસૂની વાત નથી. કમાલ પાશાને તો સુલતાનિયત તેમ જ ખિલાફત એ બંનેને રદ કરવાં હતાં પરંતુ તેના ઘણા સાથીઓ એની વિરુદ્ધ હતા અને ઘણુંકરીને તુર્ક પ્રજાની સામાન્ય લાગણી પણ એવા ફેરફારની સામે હતી. પૂતળા સમાન વહીદુદ્દીન સુલતાન તરીકે ચાલુ રહે એમ તો કોઈયે નહોતું ઇચ્છતું. પ્રજા તેને દેશદ્રોહી તરીકે ધિક્કારતી હતી; કેમ કે તેણે પોતાના દેશને પરદેશીઓને વેચી દેવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ સાચી સત્તા રાષ્ટ્રની ધારાસભાના હાથમાં રહે એવી એક પ્રકારની બંધારણીય સુલતાનિયત તથા ખિલાફત ઘણા લોકોને જોઈતી હતી. કમાલ પાશાને આવો વચલો માર્ગ જોઈતો ન હતો અને તે યોગ્ય તકની રાહ જોવા લાગ્યો.

હમેશની જેમ બ્રિટિશોએ આ તક પૂરી પાડી. લોસાંની સુલેહ પરિષદ માટેની તૈયારી ચાલી રહી હતી ત્યારે બ્રિટિશ સરકારે સુલેહની શરતોની વાટાઘાટ ચલાવવા માટે ઇસ્તંબૂલમાંના સુલતાનને પ્રતિનિધિઓ મોકલવા જણાવ્યું અને વધુમાં એ જ આમંત્રણ અંગોરા પણ મોકલી આપવા તેને વિનંતી કરી. યુદ્ધ જીતનાર અંગોરાની રાષ્ટ્રીય સરકાર પ્રત્યે દર્શાવવામાં આવેલા આ અઘટિત વર્તાવથી તેમ જ પૂતળા સમાન સુલતાનને ફરીથી આગળ કરવાના ઇરાદાપૂર્વકના પ્રયત્નને કારણે તુર્કીમાં ભારે ખળભળાટ પેદા થયો અને તુર્કો એથી ભારે ક્રોધે ભરાયા. અંગ્રેજો તથા દગાખોર સુલતાન વચ્ચેના એક વધુ કાવતરાની તેમને શંકા પડી. કમાલ પાશાએ આ લોકલાગણીનો લાભ ઉઠાવ્યો અને ૧૯૨૨ની સાલના નવેમ્બર માસમાં રાષ્ટ્રીય ધારાસભા પાસે તેણે સુલતાનિયત રદ કરાવી. પરંતુ કેવળ ખિલાફત હજી બાકી રહી. અને એવું જાહેર કરવામાં આવ્યું કે ખિલાફત ઉસ્માનના વંશમાં જ ચાલુ રહેશે. આ પછી તરત જ માજી સુલતાન વહીદુદ્દીન ઉપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો. પોતાના ઉપર મુકદ્દમો ચાલે એના કરતાં નાસી જવાનું તેણે વધારે પસંદ કર્યું. આથી તે અંગ્રેજોની માંદાંઓ તથા ઘાયલોને લઈ જનારી ઇસ્પિતાલ ગાડીમાં (એમ્બ્યુલન્સકાર) બેસીને ગુપ્ત રીતે છટકી ગયો. એ ગાડીએ તેને એક બ્રિટિશ યુદ્ધ જહાજમાં પહોંચાડ્યો. રાષ્ટ્રીય ધારાસભાએ તેના પિત્રાઈ અબ્દુલ મજીદને નવો ખલીફ ચૂંટી કાઢ્યો. તે કેવળ શોભા માટેનો ધર્મનો વડો હતો અને તેને કશીયે રાજકીય સત્તા નહોતી.

બીજે વરસે ૧૯૨૩ની સાલમાં વિધિપૂર્વક તુર્ક પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી અને અંગોરાને તેનું પાટનગર બનાવવામાં આવ્યું. કમાલ પાશાને તેનો પ્રમુખ ચૂંટી કાઢવામાં આવ્યો. તેણે બધી સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી અને એ રીતે તે સરમુખત્યાર બન્યો. ધારાસભા એના હુકમોનો અમલ કરતી. હવે તેણે જૂની રૂઢિઓ ઉપર પ્રહારો શરૂ કર્યા. ધર્મની બાબતમાં પણ

તેણે અદબપૂર્વકનો વર્તાવ ન રાખ્યો. એની કાર્યપદ્ધતિ તથા તેની સરમુખત્યારીથી લોકો — ખાસ કરીને ધાર્મિક લોકો, હવે અસંતુષ્ટ બન્યા અને તેઓ નવા ખલીફની આસપાસ ભેગા થયા. એ ખલીફ પોતે શાંત પ્રકૃતિનો અને નિરુપદ્રવી માણસ હતો. કમાલ પાશાને આ બિલકુલ પસંદ નહોતું. ખલીફ તરફ તેણે અણછાજતું વર્તન દાખવ્યું અને બીજું મોટું પગલું ભરવા માટે યોગ્ય તકની તેણે રાહ જોવા માંડી.

થોડા જ વખતમાં ફરીથી એને એવી તક મળી ગઈ. બહુ વિચિત્ર રીતે એને તે તક સાંપડી. આગાખાન તથા હિંદના એક માજી ન્યાયાધીશ અમીરઅલી એ બંનેએ મળીને લંડનથી કમાલ પાશાને એક પત્ર લખ્યો. હિંદના કરોડો મુસલમાનો વતી બોલવાનો તેમણે એ પત્રમાં દાવો કર્યો અને ખલીફ પ્રત્યે દાખવવામાં આવેલા વર્તાવ સામે પોતાનો વિરોધ વ્યક્ત કર્યો તથા તેનો મોભો જાળવવાની અને તેના પ્રત્યે સારો વર્તાવ રાખવાની વિનંતી કરી. એ પત્રની નકલ તેમણે ઇસ્તંબૂલનાં કેટલાંક છાપાંઓને પણ મોકલી અને બન્યું એવું કે મૂળ પત્ર અંગોરા પહોંચે તે પહેલાં જ તે ઉપર્યુક્ત છાપાંઓમાં પ્રસિદ્ધ થયો. એ પત્રમાં કશુંયે અઘટિત નહોતું પરંતુ કમાલ પાશાએ એ તક ઝડપી લીધી અને તેની સામે ભારે પોકાર ઉઠાવ્યો. આખરે તેને જોઈતી તક તેને સાંપડી અને એનો તે પૂરેપૂરો ઉપયોગ કરી લેવા માગતો હતો. આથી એવું જાહેર કરવામાં આવ્યું કે, તુર્કોમાં અંદર અંદર ફાટફૂટ પાડવા માટેની અંગ્રેજોની આ એક બીજી ચાલબાજી છે. આગાખાન તો અંગ્રેજોનો ખાસ દૂત છે, તે ઇંગ્લંડમાં જ રહે છે, ઇંગ્લંડની ઘોડદોડની શરતોમાં જ તેનો પ્રધાન રસ છે અને બ્રિટિશ રાજદ્વારી પુરુષો સાથે તે હળતોમળતો રહે છે એમ કહેવામાં આવ્યું. અરે, એ તો ચુસ્ત મુસલમાન પણ નથી કેમ કે એક ભિન્ન સંપ્રદાયનો એ વડો છે. વળી એ પણ દર્શાવવામાં આવ્યું કે, મહાયુદ્ધ દરમ્યાન અંગ્રેજોએ પૂર્વનાં દેશોમાં એક હરીફ સુલતાન-ખલીફ તરીકે તેનો ઉપયોગ કર્યો હતો તથા પ્રચાર દ્વારા તેમ જ બીજી રીતે તેમણે તેની પ્રતિષ્ઠા વધારી હતી તથા હિંદી મુસ્લિમોને પોતાના કબજામાં રાખી શકાય એટલા માટે તેઓ તેને તેમનો નેતા બનાવવા પ્રયત્ન કરતા હતા. ખલીફને માટે તેને એટલું બધું લાગતું હતું તો મહાયુદ્ધ દરમ્યાન જ્યારે અંગ્રેજોની સામે જેહાદ પોકારવામાં આવી ત્યારે તેણે ખલીફને મદદ કેમ નહોતી કરી? તે વખતે તો એણે ખલીફની વિરુદ્ધ અંગ્રેજોનો પક્ષ કર્યો હતો.

આ રીતે કમાલ પાશાએ એ પત્ર ઉપર નાનું સરખું તોફાન મચાવી મૂક્યું. એનાં શાં પરિણામો આવશે તેની લંડનથી એ પત્રના બંને લખનારાઓને સહેજ પણ ખબર નહિ હોય. આગાખાનને તો કમાલ પાશાએ બહુ જ કઢંગા સ્વરૂપમાં રજૂ કર્યો. ઇસ્તંબૂલના પત્રોના બિચારા તંત્રીઓને

દેશદ્રોહીઓ તથા ઇંગ્લંડના :એજન્ટો તરીકે ઓળખાવવામાં આવ્યા તથા તેમને સખત શિક્ષા કરવામાં આવી. આવી રીતે તીવ્ર લાગણી પેદા કર્યા પછી ખિલાફત રદ કરવા માટેનું બિલ ૧૯૨૪ના માર્ચ માસમાં રાષ્ટ્રીય ધારાસભામાં રજૂ કરવામાં આવ્યું અને તેને તે જ દિવસે પસાર કરવામાં આવ્યું. આ રીતે, ઇતિહાસમાં મહાન ભાગ ભજવનાર એક પ્રાચીન સંસ્થા આધુનિક રંગમંચ ઉપરથી લુપ્ત થઈ ગઈ. કંઈ નહિ તો તુર્કીને લાગેવળગે છે ત્યાં સુધી હવે પછી ત્યાં 'અમીરૂલ મોમનીન'નું અથવા ઇમાનદારોના સરદારનું સ્થાન રહ્યું નહિ, કેમ કે તુર્કી હવે ઐહિક અથવા દુન્યવી રાજ્ય બની ગયું એટલે કે હવે એ રાજ્યને ધર્મ સાથે સીધો સંબંધ નહિ રહ્યો.

મહાયુદ્ધ પછી તરત જ બ્રિટિશોએ જ્યારે ખિલાફતને જોખમમાં મૂકી ત્યારે તેની બાબતમાં હિંદમાં ભારે ખળભળાટ મચ્યો હતો. દેશભરમાં ઠેકઠેકાણે ખિલાફત સમિતિઓ સ્થાપવામાં આવી અને બ્રિટિશ સરકાર ઇસ્લામને હાનિ પહોંચાડી રહી છે એવી લાગણીથી સંખ્યાબંધ હિંદુઓ એ ચળવળમાં જોડાયા. પણ હવે તો તુર્કોએ પોતે જ ખિલાફતનો જાણીબૂજીને અંત આણ્યો અને ઇસ્લામ ખલીફ વિનાનો રહ્યો. કમાલ પાશાનો એવો દૃઢ અભિપ્રાય હતો કે તુર્કીએ આરબ દેશો કે હિંદુસ્તાન સાથે ધાર્મિક જંજાળમાં ગૂંચવાવું ન જોઈએ. પોતાના દેશ માટે કે પોતાને માટે તેને ઇસ્લામની નેતાગીરી જોઈતી નહોતી. હિંદ તથા મિસરના લોકોએ તેને ખલીફ થવા કહ્યું ત્યારે તેણે પોતે ખલીફ બનવાની સાફ ના પાડી. તેની નજર યુરોપ તરફ હતી અને તે તુર્કીને જેમ બને તેમ જલદી પશ્ચિમના દેશોના રૂપમાં ફેરવી નાખવા માગતો હતો. ઇસ્લામનું એકીકરણ કરવાના વિચારની તે વિરુદ્ધ હતો. તુરાનિયનોનું એટલે કે સમગ્ર તુર્ક જાતિનું એકીકરણ કરવાનો તેનો નવો આદર્શ હતો. ઇસ્લામના એકીકરણના વધારે વ્યાપક અને શિથિલ આંતરરાષ્ટ્રીય આદર્શ કરતાં એણે શુદ્ધ રાષ્ટ્રવાદનો મર્યાદિત, ચોક્કસ અને વધારે દૃઢ આદર્શ પસંદ કર્યો.

હું તને કહી ગયો છું કે તુર્કી હવે એક સમાન પ્રજાવાળો દેશ હતો અને તેમાં વિદેશી તત્ત્વ બહુ ઓછું રહ્યું હતું. પરંતુ તુર્કીના પૂર્વ ભાગમાં ઇરાક અને ઇરાનની સરહદ નજીક હજી એક અ-તુર્ક જાતિના લોકો બાકી રહ્યા હતા. એ પ્રાચીન ખુર્દ જાતિના લોકો હતા અને તેઓ ફારસી ભાષા બોલતા હતા. એ લોકો જે પ્રદેશમાં વસતા હતા તે ખુર્દીસ્તાનને નામે ઓળખાતો હતો. ખુર્દીસ્તાનને તુર્કી, ઇરાન, ઇરાક તથા મોસલ પ્રદેશમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. કુલ ૩,૦૦૦,૦૦૦ ખુર્દોમાંથી લગભગ અર્ધા જેટલા ખુર્દો હજી તુર્કીમાં વસતા હતા. ૧૯૦૮ની તરુણ તુર્કોની ચળવળ પછી તરત જ ત્યાં આગળ આધુનિક ઢબની રાષ્ટ્રીય ચળવળ શરૂ થઈ હતી. વર્સાઈની સુલેહ પરિષદમાં પણ ખુર્દ પ્રતિનિધિઓએ રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે માગણી કરી હતી.

૧૯૨૫ની સાલમાં તુર્કીના ખુર્દ પ્રદેશમાં ભારે બળવો ફાટી નીકળ્યો. મોસલનો પ્રશ્ન તુર્કી તથા ઇંગ્લંડ વચ્ચે ઘર્ષણ પેદા કરી રહ્યો હતો તે જ વખતે એ બળવો ફાટી નીકળ્યો હતો. વળી ખુદ મોસલ પણ ખુર્દ પ્રદેશ હતો અને તે તુર્કીના એ બળવાવાળા ભાગની લગોલગ આવેલો હતો. તુર્કો સ્વાભાવિક રીતે જ એવા અનુમાન ઉપર આવ્યા કે, એ બળવા પાછળ ઇંગ્લંડનો હાથ હતો અને વધારે ધાર્મિક ઝનૂનવાળા ખુર્દોને અંગ્રેજ એજંટોએ કમાલ પાશાના સુધારાઓ સામે ઉશ્કેર્યા હતા. તુર્કીમાં એ વખતે ખુર્દ લોકોને અંગે મુશ્કેલી પેદા થાય એ બ્રિટિશ સરકારને મન ભાવતી વાત હતી એ દેખીતું છે. પરંતુ એ બળવામાં અંગ્રેજોનો હાથ હતો કે કેમ તે કહી શકાય એમ નથી. પરંતુ એ વસ્તુ સ્પષ્ટ છે કે એ બળવામાં ધાર્મિક રૂઢિચુસ્તતાએ ઠીક ઠીક ભાગ ભજવ્યો હતો. વળી ખુર્દ લોકોની રાષ્ટ્રીય ભાવનાએ પણ એમાં સારી પેઠે ફાળો આપ્યો હતો એ પણ એટલું જ સ્પષ્ટ છે. ઘણુંકરીને રાષ્ટ્રીયતાનો ફાળો એમાં સૌથી વિશેષ હતો.

કમાલ પાશાએ તરત જ એવો પોકાર ઉઠાવ્યો કે તુર્ક રાષ્ટ્ર જોખમમાં આવી પડ્યું છે અને ખુર્દોની પાછળ ઇંગ્લંડનું પીઠબળ છે. રાષ્ટ્રીય ધારાસભા પાસે તેણે એવો કાયદો કરાવ્યો કે વાણી યા લેખન દ્વારા ધર્મનો જનતાની લાગણી ઉશ્કેરવામાં ઉપયોગ કરવો એ ગંભીર પ્રકારનો રાજદ્રોહ ગણાશે અને એવો ગુનો કરનારાઓને આકરામાં આકરી શિક્ષા કરવામાં આવશે. મસ્જિદોમાં, પ્રજાસત્તાક પ્રત્યેની વફાદારી ડગાવે એવા પ્રકારનો ધાર્મિક ઉપદેશ આપવાની પણ મનાઈ કરવામાં આવી. પછીથી તેણે ખુર્દ લોકોને નિર્દય રીતે કચરી નાખ્યા અને ખુર્દ આગેવાનો ઉપર એક સાથે હજારોની સંખ્યામાં કામ ચલાવવા માટે ખાસ અદાલતો નીમી. એ અદાલતોને ‘સ્વતંત્રતાની અદાલતો’ કહેવામાં આવતી હતી. શેખ સૈયદ તથા ડૉક્ટર ફુઆદ અને બીજા અનેક ખુર્દ આગેવાનોને મોતની શિક્ષા ફરમાવવામાં આવી. ખુર્દીસ્તાનની આઝાદીનું રટણ કરતા કરતા તેઓ મોતને ભેટ્યા.

આમ જે તુર્કો થોડા જ વખત ઉપર પોતાની સ્વતંત્રતા માટે લડતા હતા તેમણે જ પોતાની સ્વતંત્રતા માગનાર ખુર્દ લોકોને કચરી નાખ્યા. રક્ષણાત્મક રાષ્ટ્રવાદ ઉગ્ર અથવા આક્રમણકારી રાષ્ટ્રવાદમાં ફેરવાઈ જાય છે તથા સ્વાતંત્ર્ય માટેની લડત બીજાઓ ઉપર આધિપત્ય જમાવવાની લડત બની જાય છે એ ખરેખર એક વિચિત્ર ઘટના છે. ૧૯૨૯ની સાલમાં ખુર્દ લોકોનો બીજો બળવો થવા પામ્યો અને ફરીથી તેને કચરી નાખવામાં આવ્યો અથવા સાચું કહેતાં તે વખત પૂરતો કચરી નાખવામાં આવ્યો. પરંતુ સ્વતંત્રતાનો આગ્રહ રાખનાર અને તે માટેનું મૂલ્ય ચૂકવવાને આતુર પ્રજાને કોઈ પણ માણસ હમેશને માટે કેવી રીતે કચરી શકવાનો હતો?

કમાલ પાશાએ પછીથી પોતાનું લક્ષ રાષ્ટ્રીય ધારાસભામાં તથા તેની બહાર તેની નીતિનો વિરોધ કરનારાઓ તરફ વાળ્યું. સત્તા માટેની સરમુખત્યારની તરસ ઉત્તરોત્તર વધતી જ રહે છે; તેની એ તરસ કદીયે સંતોષાતી જ નથી, તે કદીયે વિરોધ સહન કરી શકતી જ નથી. આમ કમાલ પાશાને કોઈ પણ પ્રકારના વિરોધ સામે ભારે અણગમો હતો અને કોઈક ઝનૂની માણસે એનું ખૂન કરવાના કરેલા પ્રયાસથી તો પરિસ્થિતિ સાવ બગડી. હવે તો સ્વતંત્ર અદાલતો દેશમાં ઠેર ઠેર ફરીને ગાઝી (વિજયી) પાશાનો વિરોધ કરનારા સૌને ભારે શિક્ષા કરવા લાગી. જો કમાલ પાશાની નીતિથી વિરુદ્ધ માલૂમ પડે તો કમાલ પાશાના જૂના રાષ્ટ્રવાદી સાથીઓ તથા રાષ્ટ્રીય ધારાસભાના મોટા મોટા માણસોને પણ જતા કરવામાં ન આવ્યા. જેને અંગ્રેજોએ માલ્ટામાં હદપાર કર્યો હતો તથા પાછળથી જે તુર્કીનો વડો પ્રધાન થયો હતો તે રઉફ બેગને તેની ગેરહાજરીમાં જ શિક્ષા ફરમાવવામાં આવી. સ્વાતંત્ર્યની લડતમાં ઝૂઝનારા બીજા અનેક મહત્ત્વના આગેવાનો તથા સેનાપતિઓને પદચ્યુત કરવામાં આવ્યા, તેમને શિક્ષા કરવામાં આવી અને કેટલાકને તો ફાંસીએ પણ લટકાવવામાં આવ્યા. ખુર્દ લોકો સાથે અથવા તુર્કીના જૂના દુશ્મન ઇંગ્લંડ સાથે કાવતરું કરીને રાજ્યની સલામતી જોખમમાં મૂકવાનો આરોપ તેમના ઉપર મૂકવામાં આવ્યો હતો.

બધા વિરોધને નિર્મૂળ કર્યા પછી મુસ્તફા કમાલ પાશા નિર્વિવાદ સરમુખત્યાર બન્યો અને ઇસ્મત પાશા તેના જમણા હાથ સમાન હતો. હવે તેણે પોતાના મગજમાં ઊઠતા બધા વિચારોનો અમલ કરવાનું શરૂ કર્યું. તેણે એક બહુ જ નાની વસ્તુથી શરૂઆત કરી. આમ એ વસ્તુ તો નાની હતી પરંતુ તે અત્યંત સૂચક હતી. તુર્કોના અને કંઈક અંશે મુસલમાનોના પ્રતીક સમાન ફેઝ ટોપી ઉપર તેણે હુમલો શરૂ કર્યો. લશ્કર સાથે તેણે સાવચેતીથી કામ લીધું. પછીથી તો તે પોતે જ હૅટ પહેરીને જાહેરમાં દેખા દેવા લાગ્યો; એ જોઈને લોકો તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા. અને છેવટે ફેઝ ટોપી પહેરવી એને ફોજદારી ગુનો ઠરાવીને તેણે એ વાત પૂરી કરી! ટોપીને આટલું બધું મહત્ત્વ આપવામાં આવે એ તો મૂર્ખાઈભર્યું લાગે છે. ટોપીનું તો ઝાઝું મહત્ત્વ નથી પણ જેના ઉપર એ મૂકવામાં આવે છે તે માથાની અંદર રહેલી વસ્તુ ઘણી વધારે મહત્ત્વની છે. પરંતુ ક્ષુલ્લક વસ્તુઓ ઘણી વાર મહત્ત્વની વસ્તુનું પ્રતીક બની જાય છે અને કમાલ પાશાએ નિરુપદ્રવી ફેઝને નિમિત્તે, દેખીતી રીતે, જૂની રૂઢિ તથા રૂઢિચુસ્તતા ઉપર હુમલો કર્યો. આ પ્રશ્ન ઉપર તુર્કીમાં હુલ્લડો થયાં. એ બધાં દાબી દેવામાં આવ્યાં અને ગુનેગારોને ભારે શિક્ષા કરવામાં આવી.

આ પહેલા હુમલામાં ફતેહ મેળવ્યા પછી કમાલ પાશા એક ડગલું આગળ વધ્યો. મકબરાઓ તેમ જ એવી બીજી બધી ધાર્મિક સંસ્થાઓ વિખેરી નાખીને તેણે બંધ કરી દીધી અને તેમની બધી માલમિલકત રાજ્યને માટે જપ્ત કરી. ફકીર દરવેશોને પણ તેણે પોતાના ગુજારા માટે કામ કરવાને જણાવ્યું. તેમનો વિશિષ્ટ પ્રકારનો પોશાક પહેરવાની પણ તેણે મનાઈ કરી.

આ પહેલાં ધાર્મિક શિક્ષણ આપતી મુસ્લિમ શાળાઓ બંધ કરી દેવામાં આવી હતી અને તેમને ઠેકાણે રાજ્ય તરફથી ચાલતી સામાન્ય પ્રકારની શાળાઓ કાઢવામાં આવી. તુર્કીમાં ઘણી વિદેશી શાળાઓ તથા કૉલેજો પણ હતી. તેમને પણ ધાર્મિક શિક્ષણ આપવાની મનાઈ કરવામાં આવી અને તેઓ એમ કરવાની ના પાડે તો તે બંધ કરી દેવાની તેમને ફરજ પાડવામાં આવી.

દેશના કાયદામાં મૂળભૂત ફેરફારો કરવામાં આવ્યા. આજ સુધીનો કાયદો કુરાનના શિક્ષણ ઉપર — જેને શરિયત કહેવામાં આવે છે — રચાયેલો હતો. હવે સ્વિટ્ઝરલૅંડનો દીવાની કાયદો, ઇટાલીનો ફોજદારી કાયદો, જર્મનીનો વેપારી કાયદો વગેરે કાયદા આખા ને આખા ગ્રહણ કરવામાં આવ્યા. આ રીતે લગ્ન, વારસાહક્ક વગેરેને લગતા વ્યક્તિ સાથે સંબંધ ધરાવતા કાયદાને પૂરેપૂરો બદલી નાખવામાં આવ્યો. એ બાબતોને લગતા જૂના ઇસ્લામી કાયદામાં ફેરફાર કરવામાં આવ્યો. એકી વખતે અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પ્રથા પણ રદ કરવામાં આવી.

જૂની ધાર્મિક રૂઢિથી વિરુદ્ધ એવો બીજો પણ એક ફેરફાર કરવામાં આવ્યો. ડ્રૉઇંગ, ચિત્રકળા તથા મૂર્તિવિધાન વગેરે કળાઓને ઉત્તેજન આપવામાં આવ્યું. ઇસ્લામમાં આ વસ્તુઓને માન્ય રાખવામાં આવી નહોતી. એને ખાતર મુસ્તફા કમાલ પાશાએ છોકરા તથા છોકરીઓ માટે કળાની શાળાઓ કાઢી. તરુણ તુર્કોની ચળવળના સમયથી તુર્ક સ્ત્રીઓએ સ્વાતંત્ર્ય માટેની લડતમાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો. તેમને જકડી રહેલાં તેમનાં અનેક પ્રકારનાં બંધનોમાંથી સ્ત્રીઓને મુક્ત કરવાને કમાલ પાશા અતિશય આતુર હતો. 'નારી હક્ક રક્ષા મંડળ' નામનું એક મંડળ સ્થાપવામાં આવ્યું અને બધા ધંધાઓનાં દ્વાર તેમને માટે ખુલ્લાં મૂકવામાં આવ્યાં. પડદાના રિવાજ ઉપર પહેલવહેલો જોરદાર હુમલો કરવામાં આવ્યો અને ભારે ત્વરાથી પડદો અદૃશ્ય થઈ ગયો. સ્ત્રીઓને પડદો ફેંકી દેવાની માત્ર તક આપવાની જ જરૂર છે. કમાલ પાશાએ તેમને એ તક આપી અને સ્ત્રીઓ પડદો ફગાવી દઈને બહાર આવી. યુરોપિયન નૃત્યને પણ તેણે ખૂબ ઉત્તેજન આપ્યું. તે પોતે એ નૃત્યનો રસિયો હતો એટલું જ નહિ પણ તે એને સ્ત્રીઓની મુક્તિ તથા પાશ્ચાત્ય સભ્યતાના પ્રતિનિધિ તરીકે લેખતો હતો. હૅટ અને નૃત્ય એ બે પ્રગતિ તથા સભ્યતાના પોકારો બની ગયા! પશ્ચિમના દેશોનાં એ કંગાળ ચિહ્નો હતાં પરંતુ કંઈ નહિ તો

ઉપર ઉપરથી એમણે ઠીક કામ આપ્યું અને તુર્કોએ પોતાનો માથાનો પોશાક, પોતાનો પહેરવેશ તથા પોતાનો જીવનવ્યવહાર બદલી નાખ્યો. એકાંતવાસમાં ઊછરેલી સ્ત્રીઓની એક પેઢીને થોડાં જ વરસોમાં વકીલો, શિક્ષકો, દાક્તરો અને ન્યાયાધીશોમાં એકાએક ફેરવી નાખવામાં આવી. ઇસ્તંબૂલના મહોલ્લાઓમાં સ્ત્રી પોલીસો પણ છે! એક વસ્તુની બીજી વસ્તુ ઉપર કેવી અસર થાય છે એ ખરેખર જોવા જેવું હોય છે. લૅટિન લિપિનો સ્વીકાર કરવાથી તુર્કીમાં ટાઇપરાઇટરનો ઉપયોગ વધવા પામ્યો. એને લીધે વધુ લઘુલિપિ જાણનારા ટાઇપિસ્ટોની જરૂર ઊભી થઈ અને એ જરૂરિયાતને પરિણામે વધારે સ્ત્રીઓને કામ મળ્યું.

પહેલાંની ધાર્મિક શાળાઓમાં બાળકોને ગોખણપટ્ટી કરાવવામાં આવતી તેને બદલે હવે તેઓ ભવિષ્યમાં સ્વાશ્રયી અને કુશળ નાગરિકો બની શકે તે માટે અનેક રીતે પોતાનો વિકાસ સાધવાને તેમને ઉત્તેજન આપવામાં આવ્યું. ‘શિશુ સપ્તાહ’ એ તેમની એક અપૂર્વ સંસ્થા છે. એમ કહેવાય છે કે, દર વરસે એક અઠવાડિયા માટે દરેક સરકારી અમલદારને સ્થાને એક એક બાળક મૂકવામાં આવે છે અને એ અઠવાડિયા પૂરતો આખા રાજ્યનો વહીવટ બાળકો ચલાવે છે. એનો અમલ કેવી રીતે થાય છે એની તો મને ખબર નથી પરંતુ એ એક આકર્ષક કલ્પના છે અને કેટલાંક બાળકો ગમે તેટલાં બિનઅનુભવી અને મૂર્ખ હોય તોપણ આપણા પુખ્તવયના, ડાહ્યાડમરા અને ગંભીર દેખાતા ઘણાખરા શાસકો કે અમલદારો કરતાં વધારે મૂર્ખાઇભરી રીતે તેઓ ન જ વર્તે એની મને ખાતરી છે.

બીજો પણ એક નાનકડો ફેરફાર કરવામાં આવ્યો. પરંતુ એ વસ્તુ તુર્કીના શાસકોએ અખત્યાર કરેલા નવા દૃષ્ટિબિંદુની નિદર્શક છે. સલામ કરવાના રિવાજ તરફ પણ તેમણે ઉપેક્ષા બતાવી. તેમણે એ સ્પષ્ટ કર્યું કે, ‘શેક હૅન્ડ’ અથવા હાથ મિલાવવા એ સ્વાગત કરવા માટેની વધારે સભ્ય રીત છે અને ભવિષ્યમાં એનો જ ઉપયોગ કરવો.

પછીથી કમાલ પાશાએ તુર્કી ભાષા ઉપર અથવા સાચું કહેતાં તેના મત મુજબ એ ભાષામાં રહેલા વિદેશી તત્ત્વ ઉપર ભારે હુમલો કર્યો. તુર્ક ભાષા અરબી લિપિમાં લખાતી હતી. કમાલ પાશા એ લિપિને પરદેશી તથા લખવામાં મુશ્કેલ ગણતો હતો. મધ્ય એશિયામાં સોવિયેટોને પણ એ જ પ્રકારના પ્રશ્નનો સામનો કરવાનો આવ્યો હતો, કેમ કે ઘણીખરી તાર્તર જાતિઓની લિપિઓ મૂળ અરબી કે ફારસી લિપિમાંથી ઉદ્ભવેલી હતી. ૧૯૨૪ની સાલમાં આ પ્રશ્ન ઉપર વિચાર ચલાવવા સોવિયેટોએ બાકુમાં એક પરિષદ ભરી. એ પરિષદમાં મધ્ય એશિયાની જુદી જુદી તાર્તર ભાષાઓ માટે લૅટિન લિપિ સ્વીકારવાનું નક્કી કરવામાં આવ્યું. એટલે કે ભાષાઓ તો તેની તે જ રહી પણ તેમને

લૅટિન અથવા રોમન લિપિના અક્ષરોમાં લખવાનું નક્કી કરવામાં આવ્યું. એ ભાષાઓના વિશિષ્ટ પ્રકારના ધ્વનિઓ વ્યક્ત કરવા માટે ખાસ ધ્વનિસંજ્ઞાઓ અથવા સ્વરસંજ્ઞાઓ નક્કી કરવામાં આવી. એ પદ્ધતિ તરફ કમાલ પાશાનું ધ્યાન ખેંચાયું અને તેણે એ શીખી લીધી. તેણે એ તુર્ક ભાષાને લાગુ પાડી અને એની તરફેણમાં તેણે પોતે એક ભારે ચળવળ ચલાવી. એક બે વરસના પ્રચાર અને શિક્ષણ પછી કાયદાથી એક દિવસ નક્કી કરવામાં આવ્યો અને તે દિવસથી અરબી લિપિ વાપરવાની મનાઈ કરવામાં આવી અને લૅટિન લિપિને ફરજિયાત કરવામાં આવી. છાપાંઓ તથા પુસ્તકો વગેરે લૅટિન લિપિમાં પ્રસિદ્ધ કરવાનું તેમ જ બીજું બધું લખાણ પણ એ જ લિપિમાં કરવાનું ફરમાવવામાં આવ્યું. ૧૬થી ૪૦ વરસ વચ્ચેના દરેક જણને લૅટિન મૂળાક્ષરો શીખવા માટે શાળાઓમાં હાજરી આપવાની ફરજ પાડવામાં આવી. એ લિપિ ન જાણનાર અમલદારો બરતરફ કરવાને પાત્ર ગણવામાં આવ્યા. તેમની સજાની મુદત પૂરી થઈ હોય તો પણ એ નવી લિપિ તેઓ વાંચી લખી ન જાણે ત્યાં સુધી કેદીઓને જેલમાંથી છોડવામાં ન આવ્યા ! સરમુખત્યાર, તે ખાસ કરીને જો લોકપ્રિય હોય તો, દરેક વસ્તુનો પૂરેપૂરો અમલ કરી શકે છે. ભાગ્યે જ બીજી કોઈ સરકાર પ્રજાના જીવનવ્યવહારમાં આટલી હદ સુધી માથું મારી શકે.

આ રીતે તુર્કીમાં લૅટિન લિપિ કાયમ થઈ ગઈ પરંતુ થોડા જ વખતમાં એક બીજો ફેરફાર શરૂ થયો. અરબી અને ફારસી શબ્દો એ લિપિમાં સહેલાઈથી લખી શકાતા નથી એવું માલૂમ પડ્યું. એ શબ્દોના વિશિષ્ટ પ્રકારના ધ્વનિઓ અને ભાવો એ લિપિમાં વ્યક્ત કરી શકાતા નહોતા. શુદ્ધ તુર્ક શબ્દો એટલા નાજુક નહોતા; તે વધારે ખરબચડા, સરળ અને જુસ્સાદાર હતા. આથી અરબી તથા ફારસી શબ્દો છોડી દઈને તેમને ઠેકાણે શુદ્ધ તુર્ક શબ્દો દાખલ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ નિર્ણયની પાછળ, બેશક રાષ્ટ્રીય કારણ પણ હતું. હું તને આગળ કહી ગયો છું તેમ કમાલ પાશા તુર્કીને અરબી તથા પૂર્વની અસરમાંથી જેમ બને તેમ દૂર રાખવા માગતો હતો. અરબી તથા ફારસી શબ્દો તેમ જ શબ્દપ્રયોગોવાળી જૂની તુર્ક ભાષા ઉસ્માની સામ્રાજ્યના ભપકાદાર દબદબાભર્યા દરબારને માટે ભલે યોગ્ય ગણાય પરંતુ જોમદાર નવા પ્રજાસત્તાક તુર્કીને માટે તેને અયોગ્ય લેખવામાં આવી. આથી એવા ભપકાદાર શબ્દોને રુખસદ આપવામાં આવી અને તુર્ક શાખાના જૂના શબ્દોની ખોળ કરવા તથા ખેડૂતોની ભાષા શીખવાને વિદ્વાન અધ્યાપકો ગામડાંઓમાં પહોંચી ગયા. આ ફેરફાર હજી ચાલુ જ છે. ઉત્તર હિંદુસ્તાનમાં આપણે એવો ફેરફાર કરવો હોય તો જૂના દરબારી જીવનના અવશેષરૂપ લખનૌ તથા દિલ્હીની હિંદુસ્તાની ભાષાના આલંકારિક પણ કૃત્રિમ શબ્દો છોડીને તેની જગ્યાએ ગામઠી શબ્દો દાખલ કરવા જોઈએ.

ભાષામાં કરવામાં આવેલા આ ફેરફારોને પરિણામે વ્યક્તિઓ તથા શહેરોનાં નામો પણ ફરી ગયાં. તને ખબર છે કે કૉન્સ્ટાન્ટિનોપલ આજે ઇસ્તંબૂલ બની ગયું છે, અંગોરા અંકારા તથા સ્મર્ના ઇસ્મીર બની ગયું છે. તુર્કીમાં લોકોનાં નામો સામાન્ય રીતે અરબી ઉપરથી પાડવામાં આવતાં — દાખલા તરીકે ખુદ મુસ્તફા કમાલ પણ અરબી નામ છે. નવું વલણ હવે શુદ્ધ તુર્ક નામો આપવા તરફનું છે.

નમાઝ તથા અઝાન પણ તુર્ક ભાષામાં જ થવી જોઈએ એવો કાયદો પણ કરવામાં આવ્યો. આ ફેરફારે ભારે મુશ્કેલી પેદા કરી. મુસલમાનો નમાઝ હમેશાં મૂળ અરબી ભાષામાં જ પઢતા આવ્યા છે; હિંદમાં આજે પણ એ અરબીમાં જ પઢાય છે. ઘણા મૌલવીઓ તેમ જ મસ્જિદના ઇમામોને આ ફેરફાર અનુચિત લાગ્યો અને તેમણે અરબીમાં જ નમાઝ પઢવી ચાલુ રાખી. આ પ્રશ્ન ઉપર ત્યાં આગળ અનેક રમખાણ થવા પામ્યાં. હજી આજે પણ એ બાબતમાં કદી કદી રમખાણ થાય છે. પરંતુ મુસ્તફા કમાલ પાશાની આગેવાની નીચેની સરકારે બીજા બધા વિરોધોની પેઠે આ વિરોધને પણ દાબી દીધો.

છેલ્લાં દશ વરસની આ બધી સામાજિક ઊથલપાથલે પ્રજાનું જીવન સંપૂર્ણપણે બદલી નાખ્યું છે અને પુરાણી રૂઢિઓ તથા ધાર્મિક અસરમાંથી મુક્ત થયેલી નવી પેઢી ઊછરી રહી છે. આ ફેરફારો મહત્ત્વના છે એ ખરું પરંતુ તેમણે દેશના આર્થિક જીવન ઉપર ઝાઝી અસર નથી કરી. એ બાબતમાં ટોચ ઉપર થોડા ગૌણ ફેરફારો કરવામાં આવ્યા તે બાદ કરતાં તેનો પાયો જેમનો તેમ જ રહ્યો છે. કમાલ પાશા અર્થશાસ્ત્રી નથી તેમ જ રશિયામાં જે મૂળભૂત ફેરફારો કરવામાં આવ્યા છે તેની તરફેણમાં પણ તે નથી. આથી રાજકીય ક્ષેત્રમાં તે સોવિયેટ સાથે મૈત્રીના સંબંધથી સંકળાયેલો છે પરંતુ આર્થિક ક્ષેત્રમાં સામ્યવાદથી તે દૂર રહે છે. ફ્રાંસની મહાન ક્રાંતિના અભ્યાસ ઉપરથી તેણે પોતાના સામાજિક તથા રાજકીય વિચારો જ તારવ્યા હોય એમ લાગે છે.

ધંધાદારી વર્ગને બાદ કરતાં તુર્કીમાં હજી પણ બળવાન મધ્યમ વર્ગ નથી. ગ્રીક તથા બીજાં વિદેશી તત્ત્વોને દૂર કર્યાથી દેશનો આર્થિક વ્યવહાર નબળો પડ્યો છે. પરંતુ તુર્ક સરકાર પોતાની આર્થિક સ્વતંત્રતાનો ભોગ આપવા કરતાં દેશની ગરીબાઈ અને ધીમા ઔદ્યોગિક વિકાસને વધુ પસંદ કરે છે. અને તે માને છે કે જો પરદેશી મૂડી મોટા પ્રમાણમાં તુર્કીમાં આવે તો ઉપર જણાવેલી આર્થિક સ્વતંત્રતાનો ભોગ આપવો પડે તથા એને પરિણામે પરદેશીઓ દેશનું શોષણ કરે. એથી કરીને તેણે પરદેશી મૂડીને દેશમાં ઉત્તેજન નથી આપ્યું. પરદેશી માલ ઉપર ભારે જકાત નાખવામાં આવી છે. ઘણાખરા ઉદ્યોગોને 'રાષ્ટ્રીય' બનાવી દેવામાં આવ્યા છે એટલે પ્રજાની વતી

સરકાર તેમની માલકી ધરાવે છે તથા તેમના ઉપર કાબૂ રાખે છે. રેલવેઓ પણ ઠીક ઠીક ત્વરાથી બાંધવામાં આવે છે.

કમાલ પાશાને ખેતીવાડીમાં વધારે રસ છે. કેમ કે તુર્ક ખેડૂત હમેશાં તુર્ક રાષ્ટ્ર તથા તુર્ક લશ્કરના આધારરૂપ રહ્યો છે, સરકાર તરફથી ખેતીનાં નમૂનેદાર ફાર્મ બનાવવામાં આવ્યાં, જમીન ખેડવા માટે ટ્રૅક્ટરો દાખલ કરવામાં આવ્યાં તથા ખેડૂતોની સહકારી મંડળીઓને ઉત્તેજન આપવામાં આવ્યું.

બાકીની દુનિયાની પેઠે તુર્કી પણ જગદ્વ્યાપી મહાન મંદીના વમળમાં સપડાયું અને પોતાના ખરચનાં બંને પાસાં સરખાં કરવાનું તેને માટે પણ મુશ્કેલ બની ગયું. પરંતુ મુસ્તફા કમાલ પાશાની દોરવણી નીચે તે ધીમે ધીમે પણ સ્થિરતાથી આગળ વધી રહ્યું છે. હજી પણ તે દેશના સર્વોપરી નેતા તથા સરમુખત્યાર તરીકે કાયમ રહ્યો છે. તેને આતાતુર્કનો ઇલકાબ આપવામાં આવ્યો છે અને હવે તે એ જ નામથી ઓળખાય છે. આતાતુર્કનો અર્થ રાષ્ટ્રપિતા એવો થાય છે.

## ૧૬૦. હિંદ ગાંધીજીને અનુસરે છે

૧૧ મે, ૧૯૩૩

હવે મારે હિંદના તાજેતરના બનાવો વિષે તને કંઈક કહેવું જોઈએ. સ્વાભાવિક રીતે જ બહારના બનાવો કરતાં આપણો રસ તેમાં વધારે છે અને એની વધારે પડતી વિગતોમાં હું નહિ ઊતરી જાઉં એની મારે સાવચેતી રાખવી જોઈએ. એ વિષેના આપણા અંગત રસ ઉપરાંત, હું તને આગળ કહી ગયો છું તેમ હિંદ આજે દુનિયા સમક્ષનો એક મોટામાં મોટો પ્રશ્ન છે. સામ્રાજ્યવાદી આધિપત્યનો એ એક સૂચક અને દૃષ્ટાંતરૂપ દેશ છે. બ્રિટિશ સામ્રાજ્યની આખી ઇમારત એના ઉપર ટકી રહી છે અને બ્રિટિશોના એ સફળ દૃષ્ટાંતથી લલચાઈને બીજા દેશો પણ સામ્રાજ્યવાદી સાહસ ખેડવાને નીકળી પડ્યા છે.

હિંદ વિષેના મારા છેલ્લા પત્રમાં મહાયુદ્ધ દરમ્યાન અહીં થયેલા ફેરફારો વિષે, હિંદના ઉદ્યોગો તથા મૂડીદારોની પ્રગતિ વિષે તથા હિંદ પરત્વેની બ્રિટિશ નીતિમાં થયેલા ફેરફારો વિષે મેં તને કહ્યું હતું. ઇંગ્લંડ ઉપરનું હિંદનું ઔદ્યોગિક તેમ જ વેપારી દબાણ વધતું જતું હતું. એ જ રીતે રાજકીય દબાણ પણ વધતું જતું હતું. પૂર્વના બધાયે દેશોમાં રાજકીય જાગ્રતિ આવી રહી હતી અને મહાયુદ્ધ પછી દુનિયાભરમાં ખળભળાટ મચી રહ્યો હતો અને સર્વત્ર બેચેનીની લાગણી વ્યાપી ગઈ હતી. હિંદમાં કોઈ કોઈ વાર હિંસાત્મક ક્રાંતિકારી પ્રવૃત્તિ નજરે

પડતી હતી. પ્રજા ભારે આશા સેવી રહી હતી. ખુદ બ્રિટિશ સરકારને પણ લાગ્યું કે કંઈક કરવું જોઈએ. પ્રથમ પરિસ્થિતિની તપાસ કરવાથી આરંભ કરીને તેણે રાજકીય ક્ષેત્રમાં પગલાં ભરવા માંડ્યાં. તપાસ પછી મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ હેવાલમાં રજૂ થયેલી ફેરફારો માટેની કેટલીક દરખાસ્તો બહાર પાડવામાં આવી. આર્થિક ક્ષેત્રમાં પણ સત્તા તથા શોષણના ગઢોને પોતાના હાથમાં રાખવાની સાવચેતી રાખીને તેણે આગળ વધતા જતા મધ્યમ વર્ગના લોકોને કેટલાક ટુકડા ફેંક્યા.

મહાયુદ્ધ પછી થોડા વખત સુધી વેપાર ખૂબ આબાદ રહ્યો અને ભારે તેજીનો જમાનો આવ્યો. એ દરમ્યાન વેપારીઓને અઢળક નફો થયો. ખાસ કરીને બંગાળના શણના ઉદ્યોગને ભારે નફો થયો. તેનો નફો કેટલીક વખત તો ૧૦૦ ટકા કરતાંયે વધી ગયો. વસ્તુના ભાવો બહુ વધી ગયા અને કંઈક અંશે મજૂરીના દરો પણ વધ્યા. પરંતુ મોંઘવારીના પ્રમાણમાં એ વધારો બહુ જ ઓછો હતો. વસ્તુઓના ભાવો વધતાં ગણોતિયાઓએ જમીનદારને આપવાની ગણોતના દરો પણ વધી ગયા. પછીથી મંદીનો કાળ આવ્યો અને વેપાર ઘટવા માંડ્યો. ઔદ્યોગિક મજૂરો તથા ખેડૂતોની સ્થિતિ બહુ જ બગડવા પામી અને ઝપાટાબંધ અસંતોષ વધવા લાગ્યો. દિનપ્રતિદિન વધતી જતી હાડમારીને કારણે કારખાનાંઓમાં ઘણી હડતાલો પડી. અયોધ્યા પ્રાંતમાં તાલુકદારી વ્યવસ્થા નીચે ગણોતિયાઓની સ્થિતિ ખાસ કરીને ખરાબ હતી અને ત્યાં આગળ લગભગ આપમેળે પ્રચંડ કિસાન ચળવળ ઊપડી. કેળવાયેલા નીચલા થરના મધ્યમ વર્ગમાં બેકારી વધી ગઈ અને તે ભારે હાડમારીમાં આવી પડ્યો.

મહાયુદ્ધ પછીના આરંભના દિવસોની આ આર્થિક પૂર્વપીઠિકા હતી. આ વસ્તુ જો તું લક્ષમાં રાખશે તો તે તને રાજકીય ચળવળની પ્રગતિ સમજવામાં મદદરૂપ નીવડશે. દેશભરમાં લડાયક જુસ્સો પેદા થયો હતો અને તે અનેક રીતે વ્યક્ત થતો હતો. ઔદ્યોગિક મજૂરો પણ સંગઠિત થઈ રહ્યા હતા અને મજૂર મહાજનો સ્થપાવા લાગ્યાં હતાં. એ પછી અખિલ હિંદ ટ્રેડ યુનિયન કૉંગ્રેસ એટલે કે અખિલ હિંદની મજૂરોની મહાસભા સ્થપાઈ. નાના નાના જમીનદારો તથા જમીનના માલિક ખેડૂતો સરકારથી અસંતુષ્ટ બન્યા હતા અને તેઓ રાજકીય પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિથી જોઈ રહ્યા હતા. ગણોતિયાઓ સુધ્ધાં પેલા કહેવતરૂપ સુસ્ત કીડાની માફક હવે સળવળવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અને મધ્યમવર્ગ, ખાસ કરીને તેના બેકાર લોકો, ચોક્કસપણે રાજકારણ તરફ અને તેમાંના મૂઠીભર લોકો ક્રાંતિકારી પ્રવૃત્તિ તરફ વળતા જતા હતા. હિંદુ, મુસલમાન, શીખ એ સૌને આ પરિસ્થિતિની અસર થઈ રહી હતી કેમ કે આર્થિક પરિસ્થિતિ કંઈ ધાર્મિક ભેદોને ગણકારતી નથી. પરંતુ મુસલમાનો આ ઉપરાંત તુર્કી સામેના યુદ્ધથી અતિશય ખળભળી ઊઠ્યા હતા. તેમને એવી ભીતિ હતી કે

એ યુદ્ધને કારણે બ્રિટિશ સરકાર ‘ જજીરત–ઉલ–અરબ ’ અથવા મક્કા, મદીના અને જેરૂસલેમ વગેરે તેમનાં પવિત્ર શહેરોનો કબજો લેશે. ( જેરૂસલેમ યહૂદી, મુસલમાન તથા ખ્રિસ્તી એ ત્રણેનું પવિત્ર શહેર છે.)

આમ મહાયુદ્ધ પછી હિંદુસ્તાન રાહ જોતું બેઠું હતું. તે ધૂંધવાયેલું હતું અથવા કહો ઉગ્ર બન્યું હતું. તેને ઝાઝી આશા નહોતી અને છતાંયે તે કંઈક અપેક્ષા રાખીને બેઠું હતું. થોડા જ મહિનાઓમાં, જેની ઉત્સુકતાથી અપેક્ષા રાખવામાં આવતી હતી તે બ્રિટનની નવી નીતિનું પ્રથમ ફળ ક્રાંતિકારી ચળવળનું નિયમન કરવા માટે ખાસ કાયદાઓ પસાર કરવા માટેની દરખાસ્તના રૂપમાં બહાર પડ્યું. વધારે સ્વતંત્રતાને બદલે હિંદને વધારે દમનની ભેટ મળવાની હતી. એ દરખાસ્તો અથવા બિલો એક કમિટીના હેવાલ ઉપરથી ઘડવામાં આવ્યાં હતાં અને ‘ રૉલેટ બિલ ’ના નામથી ઓળખાતાં હતાં. પરંતુ થોડા જ વખતમાં દેશભરમાં તે ‘ કાળા કાયદા ’ના નામથી ઓળખાવા લાગ્યાં. આ રૉલેટ બિલો અથવા કાળા કાયદાઓને દેશભરમાં નરમમાં નરમ માણસો સહિત બધા હિંદીઓએ એક અવાજે વખોડી કાઢ્યા. એ બિલો સરકારને તથા જે વ્યક્તિ તેમને નાપસંદ હોય તથા જેના ઉપર તેમને શક હોય તેની ધરપકડ કરવાની, તેના ઉપર કામ ચલાવ્યા વિના તેને કેદમાં રાખી મૂકવાની અથવા તો તેના ઉપર ગુપ્ત રીતે કામ ચલાવવાની પોલીસોને ભારે સત્તા આપતાં હતાં. એ વખતે એ બિલોનું આ વર્ણન મશહૂર થઈ ગયું હતું : “ ના વકીલ, ના અપીલ, ના દલીલ.” એ બિલોની સામેનો પોકાર વધતો જતો હતો તેવામાં એક નવા તત્ત્વે દેખા દીધી — રાજકીય ક્ષિતિજ ઉપર એક નાનકડું વાદળું દેખાવા લાગ્યું. એ વાદળું વધવા લાગ્યું અને થોડા જ વખતમાં સમગ્ર હિંદના આકાશને તેણે આવરી લીધું.

આ નવું તત્ત્વ તે મોહનદાસ કરમચંદ ગાંધી. મહાયુદ્ધ દરમ્યાન તે દક્ષિણ આફ્રિકામાંથી હિંદ આવ્યા અને પોતાના સાથીઓ સાથે તે સાબરમતી આશ્રમમાં વસ્યા હતા. રાજકારણથી તે અળગા રહ્યા હતા. યુદ્ધ માટે રંગરૂટોની ભરતી કરવામાં તેમણે સરકારને મદદ પણ કરી હતી. બેશક, દક્ષિણ આફ્રિકાની તેમની સત્યાગ્રહની લડત પછી હિંદમાં તે સારી પેઠે મશહૂર થયા હતા. ૧૯૧૭ની સાલમાં તે બિહારના ચંપારણ જિલ્લાના યુરોપિયન બગીચાવાળાઓના ગરીબ, દુ:ખી અને દલિત કિસાનોની વહારે ધાયા હતા અને બગીચાવાળાઓના ત્રાસમાંથી તેમને મુક્ત કરવામાં સફળ થયા હતા. ત્યાર પછી તે ગુજરાતના ખેડા જિલ્લાના ખેડૂતોની વહારે ધાયા. ૧૯૧૯ની સાલમાં તે ખૂબ બીમાર પડી ગયા. તે એમાંથી સાજા થઈને માંડ ઊઠ્યા ત્યાં તો દેશભરમાં રૉલેટ બિલ સામેનું આંદોલન ફાટી નીકળ્યું. આ દેશવ્યાપી પોકારમાં તેમણે પોતાનો અવાજ પણ ભેળવ્યો.

પરંતુ એ અવાજ, ગમે તે કારણે, બીજા અવાજોથી જુદો હતો. એ અવાજ શાન્ત અને ધીમો હતો અને છતાં સમુદાયના પોકારોને ભેદીને તે સંભળાતો હતો; એ મૃદુ અને નમ્ર હતો અને છતાં તેમાં ક્યાંક પોલાદી નક્કરતા છુપાયેલી જણાતી હતી; તે વિનય અને વિનવણીથી ભરેલો હતો અને છતાં એમાં કંઈક કટ્ટર અને ડરામણું તત્ત્વ હતું; એનો એકેએક શબ્દ અર્થઘન હતો અને તેમાં ખરાખરીનો ઉગ્ર રણકો માલૂમ પડતો હતો. શાંતિ અને મૈત્રીની ભાષાની પાછળ સામર્થ્ય અને અમલી કાર્યનો તરવરતો પડછાયો તથા અન્યાયને વશ ન થવાનો અડગ નિશ્ચય હતો. આજે તો આપણે એ અવાજથી પરિચિત થઈ ગયાં છીએ; છેલ્લાં ચૌદ વરસો દરમ્યાન તે આપણે અનેક વાર સાંભળ્યો છે. પરંતુ ૧૯૧૯ની સાલના ફેબ્રુઆરી તથા માર્ચ માસમાં તો આપણે માટે તે નવો જ હતો. આપણે એ બરાબર સમજતાં નહોતાં પરંતુ એ અવાજ સાંભળીને આપણાં રોમેરોમ પુલકિત થઈ ગયાં. જેમાં લાંબાં લાંબાં ભાષણો કરવામાં આવતાં અને તેને અંતે જેને કોઈ પણ કશુંયે મહત્ત્વ આપતું નહોતું એવા વિરોધ દર્શાવનારા તેના તે જ વ્યર્થ અને બિનઅસરકારક ઠરાવો કરવામાં આવતા એવા વખોડણીના ધાંધલિયા રાજકારણથી એ સાવ જુદી જ વસ્તુ હતી. આ તો અમલી કાર્યનું રાજકારણ હતું, કેવળ વાતોનું નહિ.

પસંદ કરેલા કાયદાઓ તોડીને જેલને નોતરવા તૈયાર હોય એવા લોકોની મહાત્મા ગાંધીએ સત્યાગ્રહ સભા સ્થાપી. એ વખત માટે તો એ સાવ નવી જ વસ્તુ હતી. અને એથી કરીને કેટલાક લોકો ઉત્સાહમાં આવી ગયા અને કેટલાક લોકો પાછળ હઠી ગયા. જેલ જવું એ આજે તો રોજનો સામાન્ય બનાવ બની ગયો છે અને અમારામાંના ઘણાના જીવનનો એ એક નિશ્ચિત અને નિયમિત ભાગ બની ગયો છે!

તેમની હમેશની રીત મુજબ ગાંધીજીએ વાઇસરૉયને નમ્ર અપીલ કરી અને ચેતવણી આપી. જ્યારે તેમને લાગ્યું કે સમગ્ર હિંદે એક અવાજે કરેલા વિરોધને ઠોકરે મારીને બ્રિટિશ સરકારે એ કાયદો પસાર કરવાનો નિશ્ચય કર્યો છે ત્યારે એ બિલ પસાર કરીને તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવે ત્યાર પછીના પહેલા રવિવારે હડતાલ પાડીને, બધું કામકાજ બંધ કરીને તથા સભાઓ ભરીને દેશભરમાં શોકદિન પાળવાની તેમણે પ્રજાને હાકલ કરી. એ દિવસે સત્યાગ્રહની ચળવળનો આરંભ થવાનો હતો અને ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખના રવિવારને દેશભરમાં શહેરો તેમ જ ગામડાંઓમાં સત્યાગ્રહ-દિન તરીકે પાળવામાં આવ્યો. આવા પ્રકારનું એ પહેલવહેલું હિંદવ્યાપી નિદર્શન હતું. એ ભારે પ્રભાવશાળી નિદર્શન હતું અને એમાં સર્વ પ્રકારના તથા બધીયે કોમોના લોકોએ ભાગ લીધો. અમારામાંના જેમણે એ હડતાલમાં કાર્ય કર્યું હતું તેઓ એની સફળતા જોઈને ચકિત થઈ ગયા

હતા. અમે તો શહેરના માત્ર ગણ્યાગાંઠ્યા માણસોને પહોંચી શકીએ એમ હતું. પરંતુ વાતાવરણમાં નવો જુસ્સો વ્યાપી ગયો હતો અને ગમે તેમ કરીને એ સંદેશો આપણા વિશાળ દેશના દૂરમાં દૂર આવેલા ગામડા સુધી પહોંચી ગયો હતો. ગામડાંના લોકો તેમ જ શહેરના મજૂરોએ પહેલી જ વાર વિશાળ પાયા ઉપરના રાજકીય નિદર્શનમાં ભાગ લીધો.

તારીખની બાબતમાં સમજફેર થવાથી દિલ્હીએ ૬ઠ્ઠી એપ્રિલને આગલે રવિવારે એટલે કે ૩૧મી માર્ચે હડતાલ પાડી હતી. એ દિવસોમાં દિલ્લીના મુસલમાન તથા હિંદુઓમાં એક બીજા માટે ભારે સદ્ભાવ અને ભાઈચારાની લાગણી પ્રવર્તતી હતી અને દિલ્હીની પ્રખ્યાત જામે મસ્જિદમાં પ્રચંડ સભાને ઉદ્દેશીને વ્યાખ્યાન આપતા આર્યસમાજના મહાન નેતા સ્વામી શ્રદ્ધાનંદનું અપૂર્વ દૃશ્ય જોવામાં આવ્યું હતું. ૩૧મી માર્ચે દિલ્હીના મહોલ્લાઓમાં એકઠાં થતાં પ્રચંડ ટોળાંઓને વિખેરી નાખવાનો પોલીસ તથા લશ્કરી સિપાઈઓએ પ્રયત્ન કર્યો. તેમણે એ ટોળાંઓ ઉપર ગોળી ચલાવી અને કેટલાકના જાન પણ લીધા. કદાવર અને સંન્યાસીના પોશાકમાં ભવ્ય લાગતા સ્વામી શ્રદ્ધાનંદે ચંદની ચોકમાં ખુલ્લી છાતી અને અડગ દૃષ્ટિથી ગુરખા સિપાઈઓની સંગીનનો સામનો કર્યો. તેમના હાથ થંભી ગયા અને એ કસોટીમાંથી તે ક્ષેમકુશળ પાર ઊતર્યા અને એ બનાવે આખા હિંદને પુલકિત કરી મૂક્યું. પરંતુ દુઃખની વાત એ છે કે એ પછી આઠ વરસની અંદર એક ધર્માંધ મુસલમાને તેમને દગો કરીને મારી નાખ્યા. એ વખતે તે માંદા હતા અને પોતાના બિછાનામાં સૂતા હતા ત્યાં આવીને એ મુસલમાને તેમના પેટમાં છરી ભોંકી દીધી.

૬ઠ્ઠી એપ્રિલના સત્યાગ્રહદિન પછી બનાવો બહુ ઝપાટાભેર બનવા લાગ્યા. ૧૦મી એપ્રિલે અમૃતસરમાં એક વિષમ ઘટના બની ગઈ. એ દિવસે પોતાના નેતા ડૉ. કીચલુ તથા ડૉ. સત્યપાલની ધરપકડ માટે શોક દર્શાવવાને માટે ત્યાં આગળ એક નિઃશસ્ત્ર ટોળું ઉઘાડે માથે જમા થયું હતું. એ ટોળા ઉપર લશ્કરી સિપાઈઓએ ગોળી ચલાવી અને એથી ઘણા માણસોના જાન ગયા. આથી એ ટોળું પાગલ બન્યું અને કચેરીઓમાં બેઠેલા પાંચ કે છ નિર્દોષ અંગ્રેજોને મારી નાખીને તથા તેમની બેંકોનાં મકાનો બાળી નાખીને એનું વેર લીધું. અને પછી તો જાણે બાકીના દેશ અને પંજાબ વચ્ચે એક પડદો ઊભો થયો હોય એમ લાગ્યું. સખત ખબર-નિયમનથી (સેન્શૉરશિપ) પંજાબને બાકીના હિંદથી સાવ અળગું પાડી દેવામાં આવ્યું. ત્યાંના ભાગ્યે જ કશા ખબર બહાર આવતા અને લોકોને એ પ્રાંતમાં દાખલ થવાનું કે ત્યાંથી બહાર આવવાનું અતિશય મુશ્કેલ બની ગયું. ત્યાં આગળ લશ્કરી કાયદાનો અમલ કરવામાં આવ્યો અને એની વેદના મહિનાઓ સુધી ચાલુ રહી. અઠવાડિયાંઓ

અને મહિનાઓની વેદનાભરી વિમાસણ પછી ધીમે ધીમે પડદો ઊંચકાયો અને ભયંકર સત્ય બીનાઓ બહાર આવી.

પંજાબમાં લશ્કરી કાયદાના અમલના સમયની ભીષણતાઓની વાત હું તને અહીં નહિ કહું. ૧૩મી એપ્રિલે અમૃતસરમાં જલિયાનવાલા બાગમાં થયેલી કતલની વાત આખી દુનિયા જાણે છે. જેમાંથી છટકવાનો આરો ન હતો એવા એ મોતના પાંજરામાં એ દિવસે હજારો લોકો મરાયા અથવા તો ઘાયલ થઈને પડ્યા. ખુદ 'અમૃતસર' શબ્દ કતલનો પર્યાય બની ગયો છે. આ હત્યાકાંડ તો બૂરો હતો જ પણ એ સિવાય બીજા અને વધારે નિર્લજ્જ બનાવો પણ પંજાબમાં ઠેરઠેર બનવા પામ્યા.

આ હેવાનિયત તથા કારમી ભીષણતાઓ દરગુજર કરવી એ આટલાં બધાં વરસો વીત્યા પછી પણ મુશ્કેલ છે. અને છતાંયે એ સમજવી મુશ્કેલ નથી. ખુદ તેમનું આધિપત્ય જ એવા પ્રકારનું છે કે તેને લીધે હિંદમાંના અંગ્રેજોને જાણે તેઓ જ્વાળામુખીની કડણ ઉપર બેઠા હોય એમ લાગે છે. હિંદનું માનસ યા તેનું હૃદય તેઓ ભાગ્યે જ સમજ્યા છે — તે સમજવાનો તેમણે ભાગ્યે જ પ્રયત્ન પણ કર્યો છે. પોતાના વિશાળ અને આંટીઘૂંટીવાળા સંગઠન તથા તેની પાછળ રહેલા બળ ઉપર મુસ્તાક બનીને તેઓ હિંદીઓથી હમેશાં અળગા જ રહેતા આવ્યા છે. પોતાના સામર્થ્ય ઉપર તેમને ભારે વિશ્વાસ છે પરંતુ એ વિશ્વાસની પાછળ હમેશાં અજ્ઞાતનો ડર રહેલો હોય છે અને દોઢ સદીની તેમની હકૂમત પછી પણ હિંદ તેમને માટે એક અજ્ઞાત મુલક જ રહ્યો છે. ૧૮૫૭ના બળવાની યાદ હજી તેમના મનમાં તાજી જ છે અને તેઓ જાણે અપરિચિત અને દુશ્મનોના દેશમાં વસતા હોય એવું તેમને લાગ્યા કરે છે તથા કોઈ દિવસ એ તેમની સામે વિફરે અને તેમના ટુકડેટુકડા કરી નાખે એવી ધાસ્તી તેમને હમેશાં રહે છે. તેમની મનોદશાની આ સામાન્ય ભૂમિકા છે. દેશમાં તેમની સામે વિરોધી હિલચાલ પ્રસરતી જોઈને તેમનો ભય વધી ગયો. ૧૦મી એપ્રિલે અમૃતસરમાં બનેલા ખૂનખાર બનાવોની વાત જાણીને લાહોરમાંના પંજાબના ઉપલા દરજ્જાના અમલદારો પોતાનું માનસિક સમતોલપણું સંપૂર્ણપણે ગુમાવી બેઠા — તેઓ ભડકી ઊઠ્યા. તેમને લાગ્યું કે ૧૮૫૭ના બળવા જેવો આ મોટા પાયા ઉપરનો બીજો ખૂનખાર બળવો છે અને અંગ્રેજોની જિંદગી જોખમમાં આવી પડી છે. તેમને ખુનામરકીની ભ્રાંતિ પડી અને તેમણે ત્રાસ વર્તાવવાનો નિશ્ચય કર્યો. જલિયાનવાલા બાગ, લશ્કરી કાયદો તથા એ પછી જે જે બનાવો બન્યા તે આવી મનોદશાનાં પરિણામો હતાં.

ભયને માટે કશુંયે કારણ ન હોવા છતાં કોઈ માણસ બેબાકળો બનીને ગેરવર્તન ચલાવે એ સમજી શકાય એવું છે, પરંતુ એથી કંઈ તે દરગુજર

ન કરી શકાય. પરંતુ અમૃતસરના ગોળીબાર માટે જવાબદાર જનરલ ડાયરે મહિનાઓ પછી તિરસ્કારપૂર્વક એ કૃત્યનો બચાવ કર્યો તથા ગોળીબારના ભોગ બનીને ઘાયલ થઈને પડેલા હજારો લોકો તરફ તેણે હેવાનિયતભરી બેપરવાઈ દર્શાવી એ વસ્તુએ ખાસ કરીને હિંદને આખું બનાવી મૂક્યું અને તે અતિશય કોપાયમાન થયું. ઘાયલ થયેલાઓ પ્રત્યેની તેની બેપરવાઈની બાબતમાં તેણે જણાવ્યું કે, "એ કંઈ મારું કામ નહોતું." ઇંગ્લંડમાં કેટલાક લોકોએ તથા સરકારે ડાયરની હળવી ટીકા કરી પરંતુ ઉમરાવની સભામાં થયેલી ચર્ચા વખતે ઇંગ્લંડના શાસક વર્ગના સામાન્ય વલણનું પ્રદર્શન થયું. એ ચર્ચા દરમ્યાન જનરલ ડાયરનાં પેટ ભરીને વખાણ કરવામાં આવ્યાં. એ વસ્તુએ હિંદના ક્રોધાગ્નિમાં ઘી હોમ્યું અને પંજાબના અન્યાયોની બાબતમાં દેશભરમાં ભારે કડવાશની લાગણી વ્યાપી ગઈ. પંજાબમાં ખરેખર શું બન્યું હતું તેની તપાસ કરવા સરકાર તેમ જ મહાસભા એ બંનેએ તપાસ સમિતિ નીમી હતી. દેશ તેમના હેવાલની રાહ જોતો બેઠો હતો.

એ વરસથી ૧૩મી એપ્રિલ એ રાષ્ટ્રીય દિન બની ગયો છે અને છઠ્ઠી એપ્રિલથી ૧૩મી એપ્રિલ સુધીના આઠ દિવસોનું રાષ્ટ્રીય સપ્તાહ બન્યું છે. જલિયાનવાલા બાગ એ આજે રાજકીય યાત્રાનું ધામ બની ગયું છે. આજે તો એ એક આકર્ષક બગીચો બની ગયો છે અને તેની ઘણીખરી જૂની ભીષણતા નષ્ટ થઈ ગઈ છે. પરંતુ તેની સ્મૃતિ તો હજી કાયમ રહી છે.

દૈવયોગે એ વરસે એટલે કે ૧૯૧૯ની સાલના ડિસેમ્બર માસમાં મહાસભાની બેઠક પણ અમૃતસરમાં જ થઈ. એ વખતે તપાસસમિતિઓના હેવાલની રાહ જોવાતી હતી એટલે એ બેઠકમાં, કોઈ પણ મહત્ત્વનો નિર્ણય કરવામાં આવ્યો નહિ. પરંતુ મહાસભા હવે બદલાઈ ગઈ છે એ વસ્તુ હવે સ્પષ્ટપણે દેખાવા લાગી હતી. તે હવે જનતાની સંસ્થા બનવા લાગી હતી અને કેટલાક જૂના મહાસભાવાદીઓને અસ્વસ્થ કરી મૂકે એવી નવી શક્તિનો તેમાં સંચાર થઈ રહ્યો હતો. હજી તેવા ને તેવા જ અડગ તથા કદી પણ નમતું ન આપનાર લોકમાન્ય ટિળક પણ ત્યાં આવ્યા હતા. મહાસભાની બેઠકમાં તેઓ છેલ્લી જ વાર હાજરી આપતા હતા કેમ કે તેની બીજી બેઠક ભરાય તે પહેલાં તે વિદેહ થવાના હતા. આમ-સમુદાયમાં લોકપ્રિય થયેલા ગાંધીજી પણ ત્યાં હતા અને હિંદના રાજકારણ તથા મહાસભા ઉપરના તેમના પ્રભુત્વની લાંબી કારકિર્દીનો આરંભ હજી હમણાં જ કરી રહ્યા હતા. લશ્કરી કાયદાના અમલના દિવસો દરમ્યાન શયતાનિયતભર્યાં કાવતરાંઓમાં સંડોવીને જેમને લાંબી મુદતની સજા કરવામાં આવી હતી એવા કેટલાક નેતાઓ પણ તુરંગમાંથી છૂટીને સીધા એ બેઠકમાં હાજરી આપવા આવ્યા હતા. કારણ કે

તેમની સજા હવે રદ કરવામાં આવી હતી. વળી ઘણાં વરસોની અટકાયતમાંથી છૂટીને મશહૂર અલીભાઈઓ પણ ત્યાં આવ્યા હતા.

બીજે વરસે મહાસભાએ ઝંપલાવ્યું અને ગાંધીજીના અસહકારના કાર્યક્રમનો તેણે સ્વીકાર કર્યો. મહાસભાની કલકત્તાની ખાસ બેઠકે એ કાર્યક્રમને અપનાવ્યો અને એ પછીથી નાગપુરની તેની વાર્ષિક બેઠકે તેને બહાલી આપી. લડતની પદ્ધતિ બિલકુલ શાંતિમય હતી અને તેને અહિંસક પદ્ધતિ તરીકે ઓળખવામાં આવતી હતી. એના પાયામાં સરકારને તેના રાજવહીવટ ચલાવવાના કાર્યમાં તથા હિંદના શોષણમાં મદદ કરવાનો ઇન્કાર રહેલો હતો. કેટલીક વસ્તુઓના બહિષ્કારથી એ લડતનો આરંભ કરવાનો હતો. દાખલા તરીકે પરદેશી સરકારે આપેલા ઇલકાબોનો, સરકારી મેળાવડાઓ તથા એવા બીજા પ્રસંગોનો, વકીલ તથા કેસ લડનારા પક્ષો એ બંનેએ સરકારી અદાલતોનો, સરકારી શાળા તથા કૉલેજોનો તેમ જ મોન્ટ–ફર્ડ સુધારા નીચેની નવી ધારાસભાઓનો બહિષ્કાર કરવાનો હતો. પાછળથી મુલકી તેમ જ લશ્કરી નોકરીઓ તથા કર ભરવાની બાબતોમાં પણ એ બહિષ્કાર લાગુ પાડવાનો હતો. એની રચનાત્મક બાજુમાં હાથકાંતણ તથા ખાદી તેમ જ સરકારી અદાલતોને બદલે લવાદપંચ ઉપર ભાર મૂકવામાં આવ્યો. હિંદુ–મુસ્લિમ ઐક્ય તથા અસ્પૃશ્યતાનિવારણ એ વસ્તુઓ એ કાર્યક્રમનાં બે મહત્ત્વનાં અંગો હતાં.

મહાસભાનું બંધારણ પણ બદલવામાં આવ્યું અને તે કાર્ય કરનારી સંસ્થા બની અને જનતાને માટે તેણે પોતાનાં દ્વાર ખુલ્લાં કર્યાં.

મહાસભા આજ સુધી જે કરતી આવી હતી તેનાથી આ કાર્યક્રમ સાવ નિરાળો હતો. ખરેખર, દુનિયાને માટે એ એક અવનવી વસ્તુ હતી કેમ કે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનું ક્ષેત્ર તો બહુ જ મર્યાદિત હતું. એમાં કેટલાક લોકોને તો તરત જ ભારે ભોગ આપવાનો હતો. દાખલા તરીકે, એમાં વકીલોને વકીલાત છોડવાની તથા વિદ્યાર્થીઓને સરકારી કૉલેજોનો બહિષ્કાર કરવાની હાકલ કરવામાં આવી હતી. એના ગુણદોષો આંકવાનું મુશ્કેલ હતું કેમ કે એ આંકવા માટેનું કશું ધોરણ મોજૂદ નહોતું. મહાસભાના જૂના અને અનુભવી આગેવાનો એનો સ્વીકાર કરતાં અચકાયા તથા એની બાબતમાં સાશંક બન્યા એમાં કશું આશ્ચર્ય નથી. એમાંના સૌથી મોટા નેતા લોકમાન્ય ટિળક એ પહેલાં જ વિદેહ થયા હતા. મહાસભાના બીજા આગળ પડતા નેતાઓમાં માત્ર પંડિત મોતીલાલ નેહરુએ જ આરંભથી ગાંધીજીને ટેકો આપ્યો હતો. પરંતુ સામાન્ય મહાસભાવાદીઓ તથા સાધારણ માણસો અથવા આમજનતાના ઉત્સાહની બાબતમાં કશો સંદેહ નહોતો. ગાંધીજીએ તેમને જમીનથી અધ્ધર કરી દીધા, પોતાની જાદુઈ અસરથી તેમણે તેમનાં દિલ જીતી લીધાં અને "મહાત્મા ગાંધી કી જય"ના પોકારોથી તેમણે અહિંસક

અસહકારના નવા કાર્યક્રમને વધાવી લીધો. એ કાર્યક્રમને વિષે મુસલમાનોનો ઉત્સાહ પણ બીજાઓના જેટલો જ હતો. ખરી વાત તો એ છે કે અલી ભાઈઓની આગેવાની નીચે ખિલાફત કમિટીએ તો મહાસભાની પહેલાં એ કાર્યક્રમને અપનાવ્યો હતો. જનતાના ઉત્સાહને કારણે તથા એ ચળવળને આરંભમાં મળેલી સફળતા જોઈને જૂના ઘણાખરા મહાસભાવાદીઓ એમાં જોડાયા.

આ અવનવી લડત તથા તેની પાછળ રહેલી ફિલસૂફીના ગુણદોષોની પરીક્ષા હું આ પત્રોમાં કરી શકું એમ નથી. એ ભારે અટપટો પ્રશ્ન છે અને સંભવ છે કે એ ચળવળના પ્રણેતા ગાંધીજી સિવાય બીજો કોઈ પણ માણસ એ વસ્તુ સંતોષકારક રીતે ન કરી શકે. એમ છતાંયે આપણે એને એક પ્રેક્ષકની દૃષ્ટિથી તપાસીશું અને એ આટલી બધી ત્વરાથી સફળતાપૂર્વક કેમ ફેલાવા પામી એ સમજવા પ્રયત્ન કરીશું.

જનતાની આર્થિક હાડમારી તથા વિદેશી શોષણ નીચે ઉત્તરોત્તર તેમની બગડતી જતી સ્થિતિ વિષે તેમ જ મધ્યમ વર્ગમાં વધતી જતી બેકારી વિષે હું તને કહી ગયો છું. એ બધાંના નિવારણનો ઉપાય શો ? રાષ્ટ્રીય ભાવનાના વિકાસે લોકોનાં મન રાજકીય સ્વતંત્રતાની આવશ્યકતા તરફ વાળ્યાં. પરતંત્ર અને ગુલામીમાં રહેવું એ અધોગતિ કરનારું છે એટલા માટે જ નહિ તેમ જ લોકમાન્યના કહેવા પ્રમાણે સ્વતંત્રતા એ આપણો જન્મસિદ્ધ હક્ક છે અને આપણે તે પ્રાપ્ત કરવી જ જોઈએ માત્ર એટલા માટે પણ નહિ, પરંતુ આપણી પ્રજા ઉપરનો ગરીબાઈનો બોજો હળવો કરવાને માટે પણ સ્વતંત્રતા આવશ્યક છે એમ મનાવા લાગ્યું હતું. પણ સ્વતંત્રતા મેળવવી કેવી રીતે ? હાથપગ જોડીને શાંત બેસી રહેવાથી કે તેની રાહ જોયા કરવાથી તે નથી મળવાની એ તો સ્પષ્ટ જ હતું. વત્તાઓછા ઝનૂનથી મહાસભા આજ સુધી કેવળ વિરોધ અને યાચનાની રીતોને અનુસરતી આવી હતી. એ રીતો પ્રજાને માટે હિણપતભરી હતી એટલું જ નહિ પણ વ્યર્થ અને અસર વિનાની હતી એ પણ એટલું જ સ્પષ્ટ હતું. ઇતિહાસકાળમાં એ રીતો કદીયે સફળ થઈ નથી તેમ જ શાસક કે અધિકારો ભોગવતા વર્ગો પાસેથી સત્તા છોડાવી શકી નથી. ખરેખર, ઇતિહાસે તો આપણને એ બતાવ્યું છે કે ગુલામ પ્રજાઓ કે વર્ગોએ હિંસક બળવો કે રમખાણ કરીને પોતાની સ્વતંત્રતા મેળવી હતી.

હિંદના લોકો માટે સશસ્ત્ર બળવાનો તો પ્રશ્ન જ નહોતો. આપણે નિઃશસ્ત્ર પ્રજા છીએ અને આપણામાંના ઘણા તો હથિયારો વાપરી પણ જાણતા નથી. વળી હિંસક અથવા સશસ્ત્ર લડાઈમાં બ્રિટિશ સરકારનું યા તો કોઈ પણ રાજ્યનું સંગઠિત બળ તેની સામે જે કંઈ બળ ઊભું કરવામાં આવે તેના કરતાં ઘણું વધારે હોય છે. સશસ્ત્ર સૈન્યો બળવો કરી શકે ખરાં પરંતુ નિઃશસ્ત્ર

લોકો બંડ કરીને સશસ્ત્ર સૈન્યનો સામનો કરી શકે નહિ. બીજી બાજુએ વ્યક્તિગત ત્રાસ ફેલાવવાનો એટલે કે પિસ્તોલ કે બૉંબથી છૂટાછવાયા સરકારી અમલદારોને મારી નાખવા એ તો હતાશ થયેલાઓનો માર્ગ હતો. એ માર્ગ લોકોના જુસ્સાને હાનિ પહોંચાડનારો નીવડે છે અને વ્યક્તિઓને એ ભલેને ગમે એટલી ભડકાવી મૂકે પણ બળવાન અને સંગઠિત સરકારને એ હચમચાવી શકે એમ માનવું હાસ્યાસ્પદ છે. હું તને આગળ જણાવી ગયો છું તેમ આવી રીતે વ્યક્તિગત હિંસાનો માર્ગ રશિયન ક્રાંતિવાદીઓએ પણ છોડી દીધો હતો.

તો પછી શો ઉપાય બાકી રહે છે? રશિયાએ સફળતાપૂર્વક ક્રાંતિ કરી હતી અને તેણે મજૂરોનું પ્રજાસત્તાક સ્થાપ્યું હતું. લશ્કરના પીઠબળ સહિત જનતાને સક્રિય કાર્યમાં પ્રેરવાની એ રીત હતી. પરંતુ મહાયુદ્ધને પરિણામે દેશ તથા તેની જૂની સરકાર સાવ છિન્નભિન્ન થઈ ગયાં હતાં તથા તેમનો વિરોધ કરનાર કોઈ રહ્યું નહોતું એ સમયે રશિયામાં પણ સોવિયેટનો વિજય થયો હતો. વળી, એ વખતે હિંદમાં જૂજ લોકો રશિયા કે માર્ક્સવાદ વિષે કંઈ કે જાણતા હતા યા તો મજૂરો અને ખેડૂતોને લક્ષમાં રાખીને વિચાર કરતા હતા.

આમ આ બધા માર્ગો નિરુપયોગી હતા અને અધોગતિકારક ગુલામગીરીની અસહ્ય સ્થિતિમાંથી બહાર નીકળવાનો કોઈ પણ ઉપાય નજરે પડતો નહોતો. જેમને આ ગુલામીની દશા કઠતી હતી તે લોકો ભારે હતાશ અને અસહાય બની ગયા હતા. આ ઘડીએ ગાંધીજીએ પોતાનો અસહકારનો કાર્યક્રમ દેશ આગળ રજૂ કર્યો. આયર્લૅન્ડની સીન-ફીન ચળવળની પેઠે તે પોતાની જાત ઉપર આધાર રાખવાનું એટલે કે સ્વાશ્રયી બનવાનું તેમ જ પોતાની શક્તિ વધારવાનું આપણને શીખવતો હતો. વળી, દેખીતી રીતે જ, સરકાર ઉપર દબાણ લાવવા માટેની એ ભારે અસરકારક રીત હતી. સરકાર મોટે ભાગે હિંદીઓના પોતાના મરજિયાત કે ફરજિયાત સહકાર ઉપર ટકતી હતી. એ સહકાર જો ખેંચી લેવામાં આવે અને બહિષ્કારનો અમલ કરવામાં આવે તો સરકારનું આખું તંત્ર સ્થગિત કરી દેવાનું સિદ્ધાંતની દૃષ્ટિએ તો બિલકુલ સંભવિત લાગતું હતું. અસહકાર એટલી હદે સફળ ન થાય તોયે તે સરકાર ઉપર ભારે દબાણ લાવવામાં તેમ જ સાથે સાથે લોકોનું બળ વધારવામાં સફળ નીવડે એમાં લેશ પણ શંકા નહોતી. એ સંપૂર્ણપણે શાંતિમય હતો પરંતુ તે કેવળ અપ્રતિકાર જ નહોતો. સત્યાગ્રહ એ અન્યાય કે અનિષ્ટ સામેના અહિંસક પણ નિશ્ચિત પ્રકારના પ્રતિકારનું સ્વરૂપ હતું. વાસ્તવમાં એ શાંતિમય, અહિંસક યા તો બેઠો બળવો હતો, યુદ્ધનું એ અતિશય સભ્ય સ્વરૂપ હતું અને છતાંયે રાજ્યની સ્થિરતાને માટે એ ભારે જોખમકારક હતું. જનતાને કાર્ય કરતી કરવા માટેનો એ એક અસરકારક ઉપાય હતો અને હિંદની પ્રજાની વિશિષ્ટ પ્રકારની પ્રતિભાને એ બંધબેસતો આવતો હતો. એણે આપણું વર્તન

સુધારી દીધું અને આપણા પ્રતિસ્પર્ધીઓને દોષિત સ્થિતિમાં મૂકી દીધા. આપણને કચરી રહેલા ભયમાંથી તેણે આપણને મુક્ત કર્યા. આપણે બેધડક બનીને સૌની સામે માથું ઊંચું રાખીને ફરવા લાગ્યા તથા આપણા મનમાં ઘોળાતા વિચારો સંપૂર્ણપણે અને નિખાલસતાથી આપણે દર્શાવવા લાગ્યા. આપણા મન ઉપરથી જાણે ભારે બોજો ઊપડી ગયો હોય એમ આપણને લાગવા માંડ્યું અને વાણી તથા કાર્યની લાધેલી નવી સ્વતંત્રતાએ આપણને આત્મવિશ્વાસ તથા શક્તિથી ભરી દીધા. અને આવી લડતોમાં અનિવાર્યપણે જાતિ જાતિ તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અતિશય તીવ્ર દ્વેષો પેદા થવા પામે છે તેને આ શાંતિમય રીતોએ ઘણે અંશે ટાળ્યા. અને એ રીતે તેણે છેવટનું સમાધાન વધારે સુગમ બનાવી મૂક્યું.

આથી, જેની પાછળ ગાંધીજીનું અપૂર્વ વ્યક્તિત્વ રહેલું હતું એવા આ અસહકારના કાર્યક્રમે દેશને પોતાના તરફ આકર્ષ્યો તથા તેમાં આશાનો સંચાર કર્યો એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. તે ફેલાતો ગયો અને તેના સ્પર્શથી પુરાણી નબળાઈઓ અદૃશ્ય થઈ ગઈ. નવી મહાસભાએ દેશનાં ઘણાંખરાં પ્રાણવાન તત્ત્વોને પોતાના તરફ આકર્ષ્યાં અને તેનું બળ તથા પ્રતિષ્ઠા વધી ગયાં.

દરમ્યાન મોન્ટ–ફર્ડ સુધારાઓ પ્રમાણેની ધારાસભાઓ શરૂ થઈ ચૂકી હતી. વિનીતોએ — હવે તેઓ પોતાને લિબરલ તરીકે ઓળખાવતા હતા — એ સુધારાઓને વધાવી લીધા અને એની નીચે તેઓ પ્રધાનો તથા બીજા અમલદારો બન્યા. તેઓ સરકાર સાથે લગભગ એકરૂપ થઈ ગયા હતા અને તેમને પ્રજાનું બિલકુલ પીઠબળ નહોતું. મહાસભાએ એ ધારાસભાઓનો બહિષ્કાર કર્યો હતો અને દેશમાં તેમના તરફ કોઈએ લક્ષ આપ્યું નહિ. ધારાસભાઓની બહાર ગામડાંઓ તથા શહેરોમાં ચાલી રહેલી લડત તરફ સૌનું લક્ષ કેન્દ્રિત થયું હતું. મહાસભાના સંખ્યાબંધ કાર્યકર્તાઓ ગામડાંઓમાં પહોંચી ગયા હતા. ત્યાં તેમણે મહાસભા સમિતિઓ સ્થાપી હતી અને એ રીતે તેમણે ગામડાંઓને જાગ્રત કરવામાં ફાળો આપ્યો હતો.

મામલો કટોકટીએ પહોંચતો જતો હતો અને અનિવાર્યપણે ૧૯૨૧ના ડિસેમ્બરમાં અથડામણ થવા પામી. પ્રસંગ પ્રિન્સ ઑફ વેલ્સની હિંદની મુલાકાતનો હતો. મહાસભાએ એ મુલાકાતનો બહિષ્કાર કર્યો હતો. દેશભરમાં સંખ્યાબંધ લોકોની ધરપકડ કરવામાં આવી અને તુરંગો 'રાજદ્વારી' કેદીઓથી ઊભરાવા લાગી. એ વખતે અમારામાંના ઘણાઓને જેલની દીવાલો પાછળની દુનિયાનો પહેલવહેલો અનુભવ થયો. મહાસભાના વરાયેલા પ્રમુખની સુધ્ધાં ધરપકડ કરવામાં આવી હતી અને તેમને બદલે અમદાવાદની બેઠકમાં હકીમ અજમલ ખાને પ્રમુખસ્થાન લીધું. પરંતુ એ વખતે ગાંધીજીની ધરપકડ નહોતી કરવામાં આવી. ચળવળ વધુ ને વધુ બળવાન બનતી ગઈ અને ધરપકડ કરવામાં આવે

તેના કરતાં ધરપકડ નોતરનારાઓની સંખ્યા હમેશાં વધારે રહેતી. નામીચા આગેવાનો તથા કાર્યકર્તાઓને પકડીને જેલમાં ધકેલી દેવામાં આવ્યા તેમ તેમ નવા અને બિનઅનુભવી અને કેટલીક વાર તો અનિષ્ટ માણસો તેમની જગ્યાએ આવતા ગયા. આથી ચળવળમાં અવ્યવસ્થા તથા કંઈક હિંસા દાખલ થવા પામી. ૧૯૨૨ની સાલના આરંભમાં યુક્ત પ્રાંતોમાં ગોરખપુર પાસે ચૌરીચૌરા આગળ .ખેડૂતોના એક ટોળા તથા પોલીસો વચ્ચે અથડામણ થવા પામી. પરિણામ એ આવ્યું કે ખેડૂતોએ તેની અંદરના થોડા પોલીસો સહિત ત્યાંનું પોલીસ થાણું બાળી મૂકયું. આ અને બીજા કેટલાક બનાવોથી ગાંધીજીને ભારે આઘાત લાગ્યો. એ બનાવો એ દર્શાવતા હતા કે લડત અવ્યવસ્થિત બનતી જતી હતી અને તેમાં હિંસાનું તત્ત્વ દાખલ થયું હતું. આથી ગાંધીજીની સૂચનાથી કારોબારી સમિતિએ અસહકારનો કાનૂનભંગનો ભાગ મોકૂફ રાખ્યો. આ પછી તરત જ ખુદ ગાંધીજીને પણ પકડવામાં આવ્યા. તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેમને ૭ વરસની સજા કરવામાં આવી. ૧૯૨૨ની સાલમાં આ બન્યું અને અસહકારની પહેલી અવસ્થા આ રીતે પૂરી થઈ.

## ૧૬૧. ૧૯૨૦–૩૦નું હિંદ

મે ૧૪, ૧૯૩૩

૧૯૨૨ની સાલમાં સવિનય કાનૂનભંગ મોકૂફ રાખવામાં આવ્યો ત્યારે અસહકારની ચળવળની પહેલી અવસ્થા પૂરી થઈ. પરંતુ આ મોકૂફીથી ઘણા મહાસભાવાદીઓ નારાજ થયા. દેશમાં ભારે જાગ્રતિ આવી હતી અને લગભગ ૩૦ હજાર સત્યાગ્રહીઓ કાયદો તોડીને જેલમાં ગયા હતા. શું આ બધું વ્યર્થ હતું અને ઉશ્કેરાઈ જાય એવા થોડાક ગરીબ ખેડૂતોએ ગેરવર્તાવ કર્યો એટલા જ ખાતર ચળવળનો હેતુ પાર પડે તે પહેલાં જ અધવચમાં એકાએક તેને મોકૂફ રાખવી? સ્વતંત્રતા તો હજી બહુ દૂર હતી અને બ્રિટિશ સરકાર તો પહેલાંની જેમ જ પોતાનું કાર્ય કર્યે જતી હતી. દિલ્લીમાં તેમ જ પ્રાંતોમાં કશીયે સાચી સત્તા વિનાની ધારાસભાઓ હતી; મહાસભાએ તેમનો બહિષ્કાર કર્યો હતો. ગાંધીજી જેલમાં હતા.

હવે બીજું પગલું ભરવાની બાબતમાં મહાસભાના દળમાં ભારે વાદવિવાદ ઊભો થયો અને મહાસભાની નીતિમાં ફેરફાર કરવાની હિમાયત કરનારો સ્વરાજ્યપક્ષ નામનો એક પક્ષ સ્થપાયો. એ પક્ષે એવું સૂચવ્યું કે અસહકારના મૂળભૂત કાર્યક્રમને તો વળગી રહેવું પણ તેની એક બાબતમાં ફેરફાર કરવો. ધારાસભાઓનો બહિષ્કાર છોડી દેવો જોઈએ. આને લીધે મહાસભામાં ભાગલા પડ્યા પરંતુ છેવટે સ્વરાજ્યપક્ષે પોતાનું ધાર્યું કર્યું.

મહાસભાવાદીઓ ધારાસભાઓમાં દાખલ થયા અને ત્યાં આગળ તેમણે કડક અને જુસ્સાદાર ભાષણો કર્યાં તથા ખરચ માટે નાણાં મંજૂર કરવાની ના પાડી. પરંતુ તેમના ઠરાવો તથા મતોની સરકાર ઉપેક્ષા કરતી હતી. અને ધારાસભાએ ઉડાવી દીધેલા અંદાજપત્રને વાઇસરૉય સર્ટિફાઈ કરતો એટલે કે તેને મળેલી સત્તાની રૂએ તે એ અંદાજપત્રને વાજબી ઠરાવતો. મહાસભાવાદીઓની ધારાસભાઓમાંની આ પ્રવૃત્તિઓ પ્રચારની દૃષ્ટિએ થોડા વખત માટે ઠીક હતી પરંતુ એને લીધે ચળવળનું ધોરણ નીચું પડ્યું. એને પરિણામે જનતા સાથેનો સંપર્ક તૂટી ગયો અને પ્રત્યાઘાતીઓ સાથે અઘટિત બાંધછોડ કરવી પડી.

આ ૧૯૨૦–૩૦ના ગાળામાં હિંદને હચમચાવી મૂકનારાં ભિન્ન ભિન્ન બળો તથા ચળવળો સમજવાનો આપણે પ્રયત્ન કરીશું. સૌથી પ્રધાન સવાલ હિંદુ-મુસ્લિમ ઐક્યનો હતો. એ બંને કોમો વચ્ચે ઘર્ષણ વધતું જતું હતું અને મસ્જિદો આગળ વાજાં વગાડવા જેવી નજીવી બાબતો ઉપર ઉત્તર હિંદમાં અનેક ઠેકાણે હુલ્લડો થવા પામ્યાં હતાં. અસહકારના દિવસોના અપૂર્વ ઐક્ય પછી થયેલો આ અણધાર્યો અને વિચિત્ર પ્રકારનો ફેરફાર હતો. આ ફેરફાર શાથી થવા પામ્યો અને પેલી એકતાના મૂળમાં શી વસ્તુ રહેલી હતી?

રાષ્ટ્રીય ચળવળના મૂળમાં પ્રધાનપણે આર્થિક હાડમારી અને બેકારી રહેલાં હતાં. એને પરિણામે બ્રિટિશ સરકાર સામેના વિરોધની સર્વસાધારણ લાગણી બધાયે સમૂહોમાં પેદા થઈ તથા સ્વરાજ અથવા સ્વતંત્રતા માટેની કંઈક અસ્પષ્ટ કામના પણ જાગ્રત થઈ. આ વિરોધની લાગણી બધાને એકત્ર કરનારી સામાન્ય કડી હતી પરંતુ ભિન્ન ભિન્ન સમૂહોના આશયો જુદા જુદા હતા. એવો દરેક સમૂહ સ્વરાજ્યનો જુદો જુદો અર્થ કરતો હતો. બેકાર મધ્યમ વર્ગ સ્વરાજ્યમાં નોકરી તથા ધંધોરોજગાર મેળવવાની આશા સેવતો હતો, ખેડૂતો જમીનદારે તેના ઉપર લાદેલા બોજામાંથી રાહત મેળવવા ચહાતો હતો અને એ રીતે સૌ પોતપોતાના હિતનો વિચાર કરતા હતા. ધાર્મિક સમૂહોની દૃષ્ટિથી એ પ્રશ્ન તરફ નજર કરીએ તો એક સમૂહ તરીકે મુસલમાનો એમાં ખિલાફતને કારણે જોડાયા હતા. આ શુદ્ધ ધાર્મિક સવાલ હતો અને તે કેવળ મુસલમાનોને જ સ્પર્શતો હતો. બિન-મુસલમાનોને તેની સાથે કશી લેવાદેવા નહોતી. પરંતુ ગાંધીજીએ એ પ્રશ્નને અપનાવી લીધો અને તેમણે બીજાઓને પણ તેમ કરવા જણાવ્યું. ગાંધીજીને લાગ્યું કે દુઃખમાં આવી પડેલા ભાઈને મદદ કરવાની આપણી ફરજ છે. એ દ્વારા હિંદુ તથા મુસલમાનોને એકબીજાની વધુ સમીપ લાવવાની આશા પણ તે સેવતા હતા. આમ મુસલમાનોની સામાન્ય દૃષ્ટિ મુસ્લિમ રાષ્ટ્રવાદની અથવા કહો કે મુસ્લિમ આંતરરાષ્ટ્રીયવાદની હતી, નહિ કે સાચા રાષ્ટ્રવાદની. હા, એટલું ખરું કે સાચા રાષ્ટ્રવાદ અને મુસ્લિમ રાષ્ટ્રવાદ વચ્ચેનો વિરોધ તે વખતે સ્પષ્ટ નહોતો થયો.

બીજી બાજુએ રાષ્ટ્રવાદનો હિંદુ ખ્યાલ ચોક્કસપણે હિંદુ રાષ્ટ્રવાદનો હતો. મુસલમાનોની બાબતમાં જેમ એ સુગમ હતું તેમ આ દાખલામાં હિંદુ રાષ્ટ્રવાદ અને સાચો રાષ્ટ્રવાદ એ બે વચ્ચે ચોખ્ખો ભેદ પાડવાનું સુગમ નહોતું. તેમની બાબતમાં એ બંને રાષ્ટ્રવાદો એકબીજામાં સેળભેળ થઈ જતા હતા કેમ કે હિંદુઓ માત્ર હિંદમાં જ વસે છે અને તેઓ અહીં બહુમતીમાં છે. આથી, જોકે બંને પોતપોતાના વિશિષ્ટ પ્રકારના રાષ્ટ્રવાદના ઉપાસક હતા છતાંયે આ કારણે પક્કા રાષ્ટ્રવાદી હોવાનો દેખાવ કરવાનું મુસલમાનોના કરતાં હિંદુઓ માટે સુગમ હતું.

આ ઉપરાંત જેને સાચો અથવા હિંદી રાષ્ટ્રવાદ કહી શકાય તે પણ હતો. તે ઉપર ગણાવેલા ધાર્મિક અથવા કોમી પ્રકારોથી બિલકુલ ભિન્ન હતો. રાષ્ટ્રવાદ શબ્દના આધુનિક અર્થમાં તેનું એ જ સાચું સ્વરૂપ હતું. આ ત્રીજા સમૂહમાં હિંદુ મુસલમાન બંને તથા બીજાઓ પણ હતા. ૧૯૨૦–૨૨ની અસહકારની ચળવળ દરમ્યાન આ ત્રણ પ્રકારના રાષ્ટ્રવાદો એકત્ર થઈ ગયા. એ ત્રણે માર્ગો અલગ હતા પરંતુ એ વખત પૂરતી તેમની ગતિ એક જ દિશામાં હતી.

૧૯૨૧ની સામુદાયિક ચળવળથી બ્રિટિશ સરકાર આભી બની ગઈ હતી. તેને એની ચેતવણી તો ઘણા વખતથી મળી ચૂકી હતી પરંતુ એની સાથે કેવી રીતે કામ લેવું એની તેને સમજ પડતી નહોતી. ધરપકડો અને સજા કરવાનો હમેશનો સીધો ઉપાય બિનઅસરકારક નીવડ્યો હતો કેમ કે મહાસભાને તો એ જ વસ્તુ જોઈતી હતી. આથી તેના જાસૂસી ખાતાએ મહાસભાને અંદરથી નબળી પાડવાને એક નવી જ રીત શોધી કાઢી. પોલીસના એજંટો તથા જાસૂસી ખાતાના માણસો મહાસભા સમિતિઓમાં દાખલ થયા અને હિંસાને ઉત્તેજન આપીને તેમણે મુશ્કેલી ઊભી કરી. કોમી કલહ પેદા કરવાને માટે સાધુ તથા ફકીરોના વેશમાં પોતાના એજંટો મોકલવાની બીજી રીતનો પણ તેણે ઉપયોગ કર્યો.

પ્રજાની ઇચ્છા વિરુદ્ધ હકૂમત ચલાવનારી સરકારો હમેશાં એવા પ્રકારના ઉપાયો અજમાવતી આવી છે. સામ્રાજ્યવાદી સત્તાઓનો ધંધો એને આધારે જ ચાલે છે. આ રીતો સફળ થાય છે એ વસ્તુ પ્રજાની દુર્બળતા અને પછાતપણું બતાવે છે; લાગતીવળગતી સરકારનું દુરાચારીપણું એ એટલા પ્રમાણમાં બતાવતી નથી. બીજા દેશની પ્રજામાં ભેદ પડાવીને તેને પરસ્પર એકબીજા સામે લડાવી મારવી અને એ રીતે તેને દુર્બળ બનાવીને તેનું શોષણ કરવું એ પણ વધારે સારા સંગઠનની એક નિશાની છે. સામા પક્ષમાં એટલે કે પ્રજામાં તડો અને ફાટફૂટ હોય તો જ આ નીતિ સફળ થઈ શકે છે. હિંદમાં હિંદુ-મુસ્લિમનો પ્રશ્ન બ્રિટિશ સરકારે ઊભો કર્યો છે

એમ કહેવું એ અંશતઃ ખોટું છે. પરંતુ એ પ્રશ્નને સળગતો રાખવાના તથા એ બે કોમો વચ્ચે મેળ થવા પામે એ બાબતમાં ટાઢું પાણી છાંટવાના તેના હંમેશના પ્રયત્નોની ઉપેક્ષા કરવી એ પણ એટલું જ ભૂલભરેલું છે.

૧૯૨૨ની સાલની અસહકારની ચળવળની મોકૂફી પછી આવા પ્રપંચો માટે અનુકૂળ વાતાવરણ મળી ગયું. એક પ્રબળ ચળવળ તેનાં કશાયે દેખીતાં પરિણામો વિના એકાએક બંધ પડી હતી અને એને લીધે દેશમાં ઓટ આવી ગઈ હતી. પેલા ત્રણ માર્ગો જે એક જ દિશામાં આગળ ચાલતા હતા તે હવે છૂટા પડ્યા અને ભિન્ન ભિન્ન દિશામાં જવા લાગ્યા. ખિલાફતનો સવાલ હવે રહ્યો નહોતો. હિંદુ તથા મુસલમાન એ બંને કોમના આગેવાનો અસહકારના દિવસોના સામુદાયિક ઉત્સાહ નીચે દબાઈ ગયા હતા તેમણે હવે પાછું માથું ઊંચક્યું અને તેઓ જાહેર જીવનમાં ભાગ લેવા લાગ્યા. મુસલમાન મધ્યમ વર્ગના બેકારોને લાગ્યું કે નોકરીઓનો ઇજારો હિંદુઓ લઈ બેઠા છે અને તેઓ જ પોતાના માર્ગમાં આડખીલીરૂપ છે. આથી તેમણે પોતાના તરફ અલગ વર્તાવ રાખવાની તથા દરેક વસ્તુમાં તેમને અલગ ભાગ આપવાની માગણી કરી. રાજકીય દૃષ્ટિએ હિંદુ-મુસ્લિમ સવાલ એ તત્ત્વતઃ મધ્યમ વર્ગને સ્પર્શતી બાબત હતી અને એ નોકરીઓ માટેની તકરાર હતી. પરંતુ એની અસર આમજનતામાં પણ ફેલાવા પામી.

એકંદરે જોતાં હિંદુઓની સ્થિતિ સારી હતી. અંગ્રેજી કેળવણી લેવામાં તેમણે પહેલ કરી હતી એટલે મોટા ભાગની સરકારી નોકરી તેમને મળી હતી. હિંદુઓ વધારે તવંગર પણ હતા. ગામડાંનો શાહુકાર વાણિયો હતો. તે નાના નાના જમીનદાર ખેડૂતો તથા ગણોતિયાઓનું શોષણ કરતો અને ધીમે ધીમે તેણે તેમને ભિખારી બનાવી મૂક્યા તથા પોતે તેમની જમીનનો માલિક બની બેઠો. વાણિયો હિંદુ તેમ જ મુસલમાન જમીનદાર ખેડૂતો તથા ગણોતિયાઓનું એક સરખી રીતે શોષણ કરતો પરંતુ મુસલમાનોના તેના શોષણે, ખાસ કરીને જે પ્રાંતોમાં મોટે ભાગે મુસલમાન ખેડૂતો હતા ત્યાં આગળ, કોમી સ્વરૂપ ધારણ કર્યું. કારખાનાં-ઓમાં યંત્રથી બનેલા માલનો ફેલાવો થવાને કારણે ઘણું કરીને હિંદુઓ કરતાં મુસલમાનો ઉપર વધારે ફટકો પડ્યો કેમ કે મુસલમાનોમાં કારીગરોનું પ્રમાણ વધારે હતું. આ બધી વસ્તુઓએ હિંદની બે મોટી કોમો વચ્ચે કડવાશની લાગણી વધારી મૂકી તથા દેશ તરફ નહિ પણ કોમ તરફ દૃષ્ટિ રાખનારા મુસ્લિમ રાષ્ટ્રવાદને પ્રબળ બનાવ્યો.

મુસ્લિમ કોમી નેતાઓની માગણીઓ હિંદની રાષ્ટ્રીય એકતાની આશાના મૂળ ઉપર ઘા કરનારી હતી. કોમી ધોરણે તેમનો સામનો કરનારી હિંદુ કોમી સંસ્થાઓનું મહત્ત્વ વધ્યું. તેઓ સાચી રાષ્ટ્રીય સંસ્થાઓ હોવાનો દાવો કરતી હતી પરંતુ બીજી સંસ્થાઓના જેટલી જ તે સાંપ્રદાયિક અને સંકુચિત હતી.

મહાસભા એક સંસ્થા તરીકે કોમી સંસ્થાઓથી અળગી રહી પરંતુ ઘણા વ્યક્તિગત મહાસભાવાદીઓ કોમી માનસથી દૂષિત થયા હતા. સાચા રાષ્ટ્રવાદીઓએ આ કોમી પાગલતાને અટકાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેમને એમાં ઝાઝી સફળતા ન મળી અને મોટાં હુલ્લડો થવા પામ્યાં.

આ ગોટાળામાં વધારો કરવાને એક ત્રીજો કોમી રાષ્ટ્રવાદ — શીખ રાષ્ટ્રવાદ — ઊભો થયો. ભૂતકાળમાં હિંદુઓ તથા શીખો વચ્ચેનો ભેદ બહુ જ અસ્પષ્ટ હતો. રાષ્ટ્રીય જાગ્રતિએ બહાદુર શીખોને પણ હચમચાવી મૂક્યા અને તેઓ પોતાની વધુ નિરાળી અને અલગ હસ્તી માટે કાર્ય કરવા લાગ્યા. એમાં લશ્કરમાંથી નિવૃત્ત થયેલા સંખ્યાબંધ સૈનિકો હતા. તેમણે આ નાની પણ ભારે સંગઠિત તથા હિંદની બીજી કોમને મુકાબલે વાતો કરવા કરતાં અમલ કરવાને વધારે ટેવાયેલી કોમને વધુ કડક બનાવી. મોટા ભાગના શીખો પંજાબમાં જમીનની માલકી ધરાવનારા ખેડૂતો હતા અને શહેરના શરાફો તથા શહેરનાં બીજાં હિતો તેમને માટે જોખમકારક છે એમ તેમને લાગતું હતું. પોતે એક અલગ સમૂહ છે એવા પ્રકારની સ્વીકૃતિ મેળવવાની તેમની ઇચ્છા પાછળનો સાચો આશય આ હતો. આરંભમાં અકાલી ચળવળે ધાર્મિક બાબતોમાં અથવા ગુરુદ્વારાઓની મિલકતનો કબજો મેળવવામાં રસ લીધો. એ ચળવળને 'અકાલી' એટલા માટે કહેવામાં આવે છે કે, શીખોમાં અકાલીઓ સૌથી વધારે સક્રિય અને જુસ્સાદાર છે. આ બાબતમાં તેઓ સરકારની સાથે અથડામણમાં આવ્યા અને અમૃતસરમાં ગુરુકાબાગ આગળ તેમણે શૌર્ય અને સહનશીલતાનું અદ્ભુત દૃશ્ય રજૂ કર્યું. અકાલી જથાઓને પોલીસોએ હેવાન બનીને માર માર્યો પરંતુ તેઓ એક ડગલું પણ પાછા હટ્યા નહિ કે ન તેમણે પોલીસો સામે આંગળી સરખી પણ ઊંચી કરી. આખરે અકાલીઓનો વિજય થયો અને તેમના ગુરુદ્વારાઓનો તેમને કબજો મળ્યો. પછી તેઓ રાજકીય ક્ષેત્ર તરફ વળ્યા અને પોતાને માટે વધારેમાં વધારે માગણીઓ કરવામાં તેઓ બીજી કોમની હરીફાઈ કરવા લાગ્યા.

જુદી જુદી કોમોની આ કોમી લાગણીઓ અથવા હું આગળ કહી ગયો છું તેમ તેમનો કોમી કે સમૂહનો રાષ્ટ્રવાદ એ અતિશય દુઃખદ વસ્તુ હતી. અને છતાંયે તે બહુ જ સ્વાભાવિક હતી. અસહકારે હિંદને ખળભળાવી મૂક્યું હતું અને સમૂહોની જાગ્રતિ તથા હિંદુ, મુસલમાન અને શીખ રાષ્ટ્રવાદો એ ખળભળાટનું પ્રથમ પરિણામ હતું. બીજા અનેક નાના નાના સમૂહો, — ખાસ કરીને જેમને 'દલિત વર્ગો' કહેવામાં આવે છે તે પણ જાગ્રત થયા. એ લોકોને ઉપલા વર્ગના હિંદુઓએ લાંબા કાળથી દબાવી રાખ્યા હતા અને મુખ્યત્વે કરીને તેઓ જમીન વિનાના ખેતરમાં મજૂરી કરનારા મજૂરો હતા. તેઓ જાગ્રત બન્યા ત્યારે તેમની પ્રગતિના માર્ગમાં પડેલી અનેક બાધાઓ

તથા તેમનાં અનેક બંધનો દૂર કરવા તેઓ ચાહે તથા સદીઓથી તેમને કચરી રહેલા હિંદુઓ સામે ક્રોધે ભરાય એ બિલકુલ સ્વાભાવિક હતું.

હરેક જાગ્રત થયેલો વર્ગ રાષ્ટ્રવાદ તથા દેશભક્તિ તરફ પોતાના સ્વાર્થ અથવા હિતની દૃષ્ટિથી જોતો હતો. જેમ એક રાષ્ટ્ર સ્વાર્થી હોય છે તેમ એક સમૂહ યા એક કોમ પણ હમેશાં સ્વાર્થી હોય છે. જોકે રાષ્ટ્ર કે કોમમાં કેટલીક વ્યક્તિઓ નિઃસ્વાર્થ દૃષ્ટિવાળી હોય છે ખરી. આથી દરેક સમૂહ પોતાના વાજબી હિસ્સા કરતાં હંમેશાં વધારેની માગણી કરે છે અને એને લીધે અનિવાર્યપણે ઘર્ષણ ઊભું થવા પામે છે. કોમ કોમ વચ્ચેની કડવાશ વધતી ગઈ તેમ તેમ તે તે કોમના વધારે ઉદ્દામ કોમી આગેવાનો આગળ આવવા લાગ્યા, કેમ કે ક્રોધના આવેશ વખતે દરેક કોમ સૌથી ઉદ્દામ કોમી માગણી કરનારા તથા પ્રતિસ્પર્ધીઓને સૌથી વધારે ગાળો દેનારા આગેવાનોને પોતાના પ્રતિનિધિઓ તરીકે પસંદ કરે છે. સરકારે એ ઘર્ષણને અનેક રીતે, ખાસ કરીને વધારે ઉદ્દામ કોમી આગેવાનોને ઉત્તેજન આપીને, વધારે તીવ્ર બનાવ્યું. આ રીતે એ વિષ ઉત્તરોત્તર વધુ ને વધુ ફેલાતું ગયું અને આપણે એક અનિષ્ટ ચકરાવામાં ભરાઈ પડ્યા અને તેમાંથી બહાર નીકળવાનો આરો દેખાતો નહોતો.

આ બળો તથા વિચ્છેદકવૃત્તિઓ પેદા થઈ રહી હતી તે વખતે ગાંધીજી યરવડા જેલમાં અતિશય બીમાર પડ્યા અને તેમને શસ્ત્રક્રિયા કરાવવી પડી. ૧૯૨૪ની સાલના આરંભમાં તેમને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા. કોમી કલહને કારણે તેમને ભારે દુઃખ થયું અને ઘણા માસ પછી એક હુલ્લડ થયું. તેથી તેમને ભારે આઘાત લાગ્યો. એથી તેમને એટલું બધું દુઃખ થયું કે તેમણે ૨૧ દિવસના ઉપવાસ કર્યા. સુલેહશાંતિ સ્થાપવા માટે અનેક 'ઐક્ય' પરિષદો થઈ પણ એનું કશુંયે પરિણામ આવ્યું નહિ.

આ કોમી હુંસાતુંશી અને સમૂહના સંકુચિત રાષ્ટ્રવાદોને કારણે મહાસભા નબળી પડી તેમ જ ધારાસભાઓમાં સ્વરાજપક્ષને પણ તેમણે નબળો પાડ્યો. મોટા ભાગના લોકો પોતપોતાના સમૂહના હિતની દૃષ્ટિએ વિચાર કરવા લાગ્યા એટલે સ્વરાજનો ખ્યાલ પાછળ રહી ગયો. એમાંના કોઈ પણ સમૂહનો પક્ષ કરવાનું ટાળવાનો પ્રયત્ન કરનાર મહાસભા ઉપર કોમવાદીઓએ ચોતરફથી પ્રહારો કર્યા. આ વખત દરમ્યાન મહાસભાએ ચુપચાપ સંગઠન કરવાનું તેમ જ ગૃહઉદ્યોગો અને ખાદીઉત્પત્તિ વગેરેનું રચનાત્મક કાર્ય કર્યું. એ કાર્યો મહાસભાનો ખેડૂતો તથા આમજનતા સાથેનો સંપર્ક ટકાવી રાખવામાં મદદરૂપ નીવડ્યાં.

આપણા કોમી કલહો વિષે મેં તો તને કંઈક લંબાણથી લખ્યું છે કેમ કે એમણે ૧૯૨૦–૩૦ના ગાળામાં આપણા રાજકીય જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આમ છતાં એને આપણે વધારે પડતું મહત્ત્વ ન આપવું જોઈએ. આપણે ત્યાં એને વધારે પડતું મહત્ત્વ આપવાનું વલણ જોવામાં આવે છે

અને એક હિંદુ તથા મુસલમાન છોકરા વચ્ચેની તકરારને કોમી તકરાર લેખવામાં આવે છે અને પ્રત્યેક નાના સરખા હુલ્લડને ભારે જાહેરાત અપાય છે. આપણે એ યાદ રાખવું જોઈએ કે હિંદુસ્તાન એક અતિ વિશાળ દેશ છે અને તેનાં હજારો શહેરો તથા ગામડાંઓમાં હિંદુ તથા મુસલમાનો એકબીજા સાથે હળીમળીને રહે છે અને તેમની વચ્ચે કોમી કલહ બિલકુલ જોવામાં આવતો નથી. સામાન્ય રીતે આવા પ્રકારનો કલહ ગણ્યાંગાંઠ્યાં શહેરોમાં જ મર્યાદિત છે જો કે કદી કદી તે ગામડાંઓમાં પણ ફેલાવા પામે છે. આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે હિંદનો કોમી પ્રશ્ન તત્ત્વતઃ મધ્યમ વર્ગનો પ્રશ્ન છે. અને આપણા રાજકારણમાં — મહાસભામાં, ધારાસભાઓમાં, છાપાંઓમાં, અને રાજકીય પ્રવૃત્તિના લગભગ દરેક ક્ષેત્રમાં — મધ્યમ વર્ગનું પ્રભુત્વ હોવાથી એ વધારે પડતું મહત્ત્વ ધારણ કરે છે. ખેડૂત વર્ગ હજી બોલતો થયો નહોતો; હજી થોડાં જ વરસોથી તે ગ્રામ સમિતિઓ, કિસાન સભાઓ અને એવી બીજી સંસ્થાઓ દ્વારા રાજકીય ક્ષેત્રમાં કાર્ય કરતો થયો હતો. શહેરના મજૂરો, ખાસ કરીને કારખાનામાં કામ કરતા મજૂરો કંઈક વધારે જાગ્રત થયા હતા અને મજૂર મહાજનો સ્થાપીને તેમણે પોતાનું સંગઠન કર્યું હતું. પરંતુ આ ઔદ્યોગિક મજૂરો, અને વિશેષ કરીને ખેડૂતો, આગેવાની માટે મધ્યમ વર્ગની વ્યક્તિઓ તરફ નજર કરતા હતા. હવે આપણે આ કાળમાં આમજનતાની, ખેડૂતોની તથા ઔદ્યોગિક મજૂરોની સ્થિતિ તપાસીએ.

મહાયુદ્ધને કારણે થયેલો હિંદના ઉદ્યોગોનો વિકાસ સુલેહ થયા પછી પણ થોડાં વરસ સુધી ચાલુ રહ્યો. હિંદમાં બ્રિટિશ મૂડીનો ધોધ વહેવા લાગ્યો અને નવાં કારખાનાંઓ તથા ઉદ્યોગો ચલાવવા માટે સંખ્યાબંધ નવી કંપનીઓ ઊભી થઈ. ખાસ કરીને મોટી મોટી ઔદ્યોગિક પેઢીઓમાં તથા કારખાનાંઓમાં પરદેશી મૂડી રોકાયેલી હતી. અને આ રીતે મોટા ઉદ્યોગો લગભગ બ્રિટિશ મૂડીદારોના કબજા નીચે હતા. થોડાં વરસ ઉપર અડસટ્ટો કાઢવામાં આવ્યો હતો કે હિંદમાં કામ કરતી કંપનીઓની ૮૭ ટકા મૂડી બ્રિટિશ છે અને આ અંદાજ પણ ઓછો હોવાનો સંભવ છે. આ રીતે હિંદ ઉપરનો અંગ્રેજોનો સાચો આર્થિક કાબૂ વધવા પામ્યો. નાનાં ગામોને ભોગે નહિ પણ નાના નાના કસબાઓને ભોગે મોટાં મોટાં શહેરો ઊભાં થયાં. ખાસ કરીને સુતરાઉ કાપડનો ઉદ્યોગ ખીલ્યો તેમ જ ખાણનો ઉદ્યોગ પણ વિકસ્યો.

વધતા જતા ઉદ્યોગીકરણને કારણે ઊભા થયેલા અનેક નવા પ્રશ્નોની તપાસ કરવાને સરકારે અનેક કમિટીઓ તથા કમિશનો નીમ્યાં. એ કમિટી તથા કમિશનોએ પરદેશી મૂડીને ઉત્તેજન આપવાની ભલામણ કરી તથા એકંદરે હિંદમાંનાં બ્રિટિશ ઔદ્યોગિક હિતોની તરફેણ કરી. હિંદી ઉદ્યોગોના સંરક્ષણ માટે ટેરીફ બોર્ડ નીમવામાં આવ્યું. હું આગળ કહી ગયો છું તેમ

એ સંરક્ષણનો અર્થ, ઘણાખરા દાખલાઓમાં, હિંદમાંની બ્રિટિશ મૂડીનું સંરક્ષણ એવો થતો હતો. સ્વાભાવિક રીતે જ આ સંરક્ષિત માલના ભાવો બજારમાં વધી ગયા અને એને લીધે એટલા પ્રમાણમાં ગુજરાનનો ખર્ચ પણ વધી ગયો. આ રીતે એ સંરક્ષણનો બોજો આમજનતા ઉપર અથવા એ માલ ખરીદનારાઓ ઉપર પડ્યો અને જેમાંથી હરીફાઈ દૂર કરવામાં આવી હતી અથવા ઘટાડી દેવામાં આવી હતી એવું સુરક્ષિત બજાર કારખાનાંના માલિકોને મળ્યું.

કારખાનાંઓ વધવાથી સ્વાભાવિક રીતે જ રોજી માટે મજૂરી કરનારા ઔદ્યોગિક મજૂરોની સંખ્યા પણ વધવા પામી. છેક ૧૯૨૨ની સાલના સરકારી અંદાજ પ્રમાણે હિંદુસ્તાનમાં એવા મજૂરોની સંખ્યા ૨૦ લાખ જેટલી હતી. ગ્રામ પ્રદેશના જમીન વિનાના બેકાર લોકો શહેરોમાં જઈને આ વર્ગમાં ભળ્યા હતા અને તેમને સામાન્ય રીતે શોષણની અતિશય નિર્લજ્જ પરિસ્થિતિ ચલાવી લેવી પડતી હતી. ૧૦૦ વરસ પહેલાં કારખાના પદ્ધતિના આરંભકાળ દરમ્યાન ઇંગ્લંડમાં જે પરિસ્થિતિ વર્તતી હતી તે જ પરિસ્થિતિ એ વખતે હિંદમાં જોવામાં આવતી હતી. કામના કલાકો ખૂબ લાંબા હતા, મજૂરી અતિશય ઓછી હતી તથા જ્યાં આગળ કામ કરવાનું હતું તથા રહેવાનું હતું ત્યાં આગળની પરિસ્થિતિ અધોગતિ કરનારી અને અસ્વચ્છ હતી. તેજીના સમયનો બને એટલો વધારે લાભ ઉઠાવીને અઢળક નફો કરવો એ કારખાનાંના માલિકોનું એક માત્ર ધ્યેય હતું. અને થોડાં વરસ સુધી તો તેમને એમાં ભારે સફળતા મળી અને શેર ધરાવનારાઓને તેમણે ભારે ડિવિડંડો આપ્યાં. પરંતુ મજૂરોની સ્થિતિ તો અતિશય દયાજનક રહી. પોતે રળેલા આ જબરદસ્ત નફામાંથી મજૂરોને કશો લાભ ન મળ્યો પરંતુ જ્યારે મંદીનો સમય આવ્યો અને વેપારની પડતી થઈ ત્યારે ઓછી મજૂરીનો સ્વીકાર કરીને તેમને આ સામાન્ય આપત્તિમાં ભાગ ભરવાનું જણાવવામાં આવ્યું.

મજૂરોની સંસ્થાઓ એટલે કે મજૂર મહાજનો વિકસતાં ગયાં તેમ તેમ મજૂરોને કામ કરવા માટેની વધારે સારી પરિસ્થિતિ, કામના ઓછા કલાકો તથા વધારે રોજી માટેની ચળવળ પણ વધતી ગઈ. કંઈક અંશે એ ચળવળની અસરને લીધે અને કંઈક અંશે, મજૂરો પ્રત્યેનો વર્તાવ સુધારવો જોઈએ એવી દુનિયાભરમાં થતી માગણીને કારણે સરકારે કારખાનાંઓમાં કામ કરનારા મજૂરોની સ્થિતિ સુધારનારા કેટલાક કાયદાઓ પસાર કર્યા. મારા આગળના એક પત્રમાં મેં તને પસાર કરવામાં આવેલા ફૅક્ટરી ઍક્ટ અથવા કારખાનાના કાયદા વિષે વાત કરી હતી. એમાં એવું ઠરાવવામાં આવ્યું હતું કે બારથી પંદર વરસની ઉંમરનાં બાળકો પાસે દિવસમાં છથી વધુ કલાક કામ ન લેવાવું જોઈએ. બાળકો તથા સ્ત્રીઓને રાત્રે કામ કરવાનું નહોતું. પુખ્ત વયનાં

પુરુષ તથા સ્ત્રીઓ માટે કામનો વધુમાં વધુ અગિયાર કલાકનો દિવસ તથા ૬૦ કલાકનું અઠવાડિયું (કામના ૭ દિવસોનું અઠવાડિયું) નક્કી કરવામાં આવ્યું. પાછળથી તેમાં થયેલા કેટલાક સુધારાઓ બાદ કરતાં કારખાનાનો એ જ કાયદો હજી પણ ચાલુ છે.

ખાણોમાં કામ કરનારા, મુખ્યત્વે કોલસાની ખાણોમાં જમીનના પેટાળમાં કામ કરનારા, દીન અને દુ:ખી મજૂરો માટે ૧૯૨૩ની સાલમાં હિંદની ખાણોનો કાયદો પસાર કરવામાં આવ્યો. તેર વરસની નીચેનાં બાળકોને જમીનના પેટાળમાં કામ કરવાની મનાઈ કરવામાં આવી પરંતુ સ્ત્રીઓ માટે તો ત્યાં કામ કરવાનું ચાલુ જ રાખવામાં આવ્યું. ખરેખર, ખાણમાં કામ કરનારા કુલ મજૂરોની અર્ધી સંખ્યા સ્ત્રી મજૂરોની હતી. પુખ્ત વયનાં સ્ત્રી પુરુષો માટે ૭ દિવસના અઠવાડિયામાં વધુમાં વધુ ૬૦ કલાકનું કામ નક્કી કરવામાં આવ્યું. જમીન ઉપર કામ કરનારાઓ માટે કામના ૬૦ કલાક અને જમીનની અંદર કામ કરનારાઓ માટે ૫૪ કલાક. મને લાગે છે કે, એક દિવસમાં કામના વધુમાં વધુ ૧૨ કલાક નક્કી કરવામાં આવ્યા હતા. મજૂરોની સ્થિતિનો તને કંઈક ખ્યાલ આપવાને ખાતર હું આ કામના કલાકોના આંકડા આપી રહ્યો છું. પરંતુ એના ઉપરથી પણ તેમની સ્થિતિનો તને અંશમાત્ર ખ્યાલ જ આવશે. કેમ કે તેમની સ્થિતિનો સાચો ખ્યાલ મેળવવા માટે આ ઉપરાંત મજૂરીના દરો, કામ કરવાની તથા રહેવાકરવાની તેમની પરિસ્થિતિ વગેરે બીજી અનેક બાબતો તારે જાણવી જોઈએ. એ બધી બાબતોમાં આપણે અહીં ન ઊતરી શકીએ. પરંતુ તેમનાં ખોળિયાંમાં માંડ પ્રાણ ટકાવી રાખે એટલી નજીવી મજૂરી મેળવવા માટે સ્ત્રીપુરુષ તથા છોકરાછોકરીઓને કારખાનાંઓમાં અગિયાર અગિયાર કલાક કામ કરવું પડે છે એ સમજવા જેવી વાત છે. કારખાનાંઓમાં તેમને જે એક ને એક પ્રકારનું કામ કરવાનું હોય છે તે અતિશય થકવનારું અને નિરુત્સાહી કરનારું હોય છે; તેમાં કશોયે આનંદ હોતો નથી. અને થાકીને લોથ થઈને ઘેર જાય ત્યાં ઘણુંખરું સ્વચ્છતાની કોઈ પણ સગવડ વિનાના માટીના નાનકડા ઘોલકામાં તેમના આખા કુટુંબને ખીચોખીચ સીંચાઈને રહેવું પડે છે.

મજૂરોને સહાયરૂપ થઈ પડે એવા બીજા કેટલાક કાયદાઓ પણ કરવામાં આવ્યા. ૧૯૨૩ની સાલમાં મજૂરોને વળતર આપવા માટેનો કાયદો કરવામાં આવ્યો. એમાં મજૂરોને અકસ્માત નડે તો જેને ઈજા થઈ હોય તે મજૂરને અમુક વળતર આપવાનું ઠરાવવામાં આવ્યું. અને ૧૯૨૬ની સાલમાં મજૂર મહાજનોની સ્થાપના તથા તેમને માન્ય કરવાને અંગેનો 'ટ્રેડ યુનિયન ઍક્ટ' અથવા મજૂર મહાજનનો કાયદો કરવામાં આવ્યો. આ વરસો દરમ્યાન હિંદમાં, ખાસ કરીને મુંબઈમાં મજૂરમહાજનની ચળવળનો વિકાસ થવા પામ્યો. અખિલ હિંદ

ટ્રેડ યુનિયન કૉંગ્રેસની સ્થાપના થઈ પરંતુ થોડાં વરસો બાદ તેમાં બે ભાગ પડી ગયા. મહાયુદ્ધ તેમ જ રશિયન ક્રાંતિ પછી દુનિયાભરમાં મજૂરો ભિન્ન ભિન્ન બે દિશાઓમાં ખેંચાતા રહ્યા છે. તેમનાં બીજા આંતરરાષ્ટ્રીય સંઘ (એને વિષે હું તને આગળ કહી ગયો છું.) સાથે જોડાયેલાં જુનવાણી અને વિનીત મજૂર મહાજનો છે તેમ જ સોવિયેટ રશિયા અને ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘનું નવું તથા પ્રબળ આકર્ષણ પણ તેમના ઉપર અસર કરી રહ્યું છે. આમ, દુનિયાભરમાં નરમ વલણના અને કંઈક સારી સ્થિતિના ઔદ્યોગિક મજૂરો સલામતી તથા બીજા આંતરરાષ્ટ્રીય સંઘ તરફ ઢળે છે અને વધારે ક્રાંતિકારી મજૂરો ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘ તરફ ઢળે છે. આ ખેંચતાણ હિંદમાં પણ થવા પામી અને ૧૯૨૯ની સાલના અંતમાં ટ્રેડ યુનિયન કૉંગ્રેસમાં ભાગલા પડ્યા. ત્યારથી હિંદમાં મજૂર ચળવળ નબળી પડી છે.

ખેડૂતોની બાબતમાં તો આગળના પત્રોમાં હું લખી ગયો છું તે ઉપરાંત અહીં હું ખાસ ઉમેરો કરી શકું એમ નથી. તેમની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે અને તેઓ શાહુકારોના દેવામાં વધુ ને વધુ ગૂંચવાતા જાય છે અને એમાંથી તેમને ઉગારો દેખાતો નથી. નાના નાના જમીનદારો, જમીનના માલિક ખેડૂતો તથા ગણોતિયાઓ એ બધા શાહુકારના પંજામાં સપડાય છે. અને દેવું પતાવાતું નથી એટલે તેમની જમીન ધીમે ધીમે શાહુકારને હાથ જતી જાય છે. આમ શાહુકાર જમીનદાર પણ બને છે, ને ખેડૂત ગણોતિયા તરીકે અને આસામી તરીકે એમ તેમનો બેવડો ગુલામ બને છે. સામાન્ય રીતે આ વાણિયો અથવા શાહુકાર જમીનદાર શહેરમાં રહે છે અને તેની તથા તેના ગણોતિયાઓ વચ્ચે નિકટનો સંપર્ક હોતો નથી. ભૂખમરો વેઠતા ગણોતિયાઓ પાસેથી બની શકે એટલા પૈસા કઢાવવાનો પ્રયાસ હમેશાં કરતા રહેવાનો તેઓનો એકમાત્ર ઉદ્દેશ હોય છે, ગણોતિયાઓની વચ્ચે રહેતો જૂનો જમીનદાર તો પ્રસંગોપાત્ત થોડી દયા પણ બતાવે પરંતુ શહેરમાં વસતો અને પોતાનું લેણું ઉઘરાવવાને પોતાના આડતિયા મોકલનારો શાહુકાર-જમીનદાર ભાગ્યે જ આવી નબળાઈ બતાવે છે.

ખેડૂતોના દેવાના સરકારની કમિટીઓએ જુદા જુદા અંદાજો કાઢ્યા છે. ૧૯૩૦માં એવો અંદાજ કાઢવામાં આવ્યો હતો કે બ્રહ્મદેશ બાદ કરતાં આખા હિંદના ખેડૂતોના દેવાનો આંકડો ૮૦૩ કરોડ રૂપિયા જેટલો જબરદસ્ત થાય છે. એમાં ખેડૂતો તથા જમીનદારો એ બંનેના દેવાનો સમાવેશ થાય છે. આર્થિક મંદીના કાળમાં અને તે પછીથી એ આંકડામાં ભારે વધારો થવા પામ્યો છે.

આમ, નાના જમીનદારો અને ગણોતિયાઓ વગેરે ખેતી ઉપર ગુજારો કરનારા વર્ગો દેવામાં દિનપ્રતિદિન ઊંડા ને ઊંડા ઊતરતા જાય છે અને જમીનની આજની વ્યવસ્થાના મૂળ ઉપર ઘા કરનારો ક્રાંતિકારી ફેરફાર કરવા સિવાય

એમાંથી નીકળવાનો બીજો કોઈ ઉપાય નથી. કરોની વ્યવસ્થા એવી કરવામાં આવી છે કે તે ન વેઠી શકે એવા સૌથી ગરીબ વર્ગો ઉપર તેનો બોજો વધારેમાં વધારે પડે છે અને સરકારી આવકનો મોટો ભાગ લશ્કર નભાવવામાં, સિવિલ સર્વિસમાં અને 'હોમ ચાર્જીઝ' તરીકે ઇંગ્લંડ મોકલવાની રકમમાં વપરાઈ જાય છે. આ બધાંનો જનતાને જરા પણ લાભ મળતો નથી. કેળવણીના ક્ષેત્રમાં ઇંગ્લંડમાં માથાદીઠ ૨ પાઉન્ડ ૧૫ શિલિંગ ખરચાય છે. એને મુકાબલે હિંદમાં એ ક્ષેત્રમાં માથાદીઠ નવ પેન્સ ખરચાય છે. આમ કેળવણીને અંગેનો બ્રિટનનો ખરચ હિંદના ખરચ કરતાં ૭૩ગણો વધારે છે.

હિંદની વસ્તીની માથાદીઠ આવક ગણવાના પણ અનેક પ્રયાસો થયા છે. એ બહુ મુશ્કેલ કામ છે અને જુદા જુદા અંદાજોમાં ઘણો તફાવત પડે છે. ૧૮૭૦ની સાલમાં દાદાભાઈ નવરોજીએ પ્રત્યેક હિંદીની માથાદીઠ સરેરાશ વાર્ષિક આવક ૨૦ રૂપિયા છે એવી ગણતરી કાઢી હતી. માથાદીઠ આવકના હાલના અંદાજોનો આંકડો ૬૭ રૂપિયા સુધી પહોંચ્યો છે. અને કેટલાક અંગ્રેજોએ કાઢેલો સૌથી અનુકૂળ અંદાજ પણ ૧૧૬ રૂપિયાથી આગળ ગયો નથી. બીજા દેશની માથાદીઠ આવક સાથે આની તુલના કરવા જેવી છે. યુનાઇટેડ સ્ટેટ્સની માથાદીઠ આવક ૧,૯૨૫ રૂપિયા છે અને એમાં ત્યાર પછી ઘણો વધારો થયો છે. ઇંગ્લંડની માથાદીઠ આવક ૧૦૦૦* રૂપિયા છે.

## ૧૬૨. હિંદમાં બેઠો બળવો

૧૭ મે, ૧૯૩૩

બીજા કોઈ પણ દેશને મુકાબલે હિંદુસ્તાન તથા તેના ભૂતકાળ વિષે મેં તને ઘણા વધારે પત્રો લખ્યા છે. પરંતુ ભૂતકાળ હવે વર્તમાનમાં ભળી જાય છે અને તને હમણાં હું જે પત્ર લખી રહ્યો છું તે એ વાત આજના હિંદ સુધી લાવી મૂકશે એમ હું ધારું છું. આપણા મનમાં હજી તાજા જ છે એવા તાજેતરમાં બનેલા બનાવોનો હું ઉલ્લેખ કરીશ. એમને વિષે લખવાનો હજી યોગ્ય અવસર નથી આવ્યો કેમ કે, વાત હજી અધૂરી છે, પરંતુ ઇતિહાસ વર્તમાન કાળ સુધી આવીને એકદમ અટકી જાય છે અને કથાનાં બાકીનાં પ્રકરણો ભવિષ્યના ગર્ભમાં છુપાયેલાં રહે છે. સાચે જ એ કથાનો અંત જ નથી; તે આગળ ને આગળ ચાલ્યા જ કરે છે.

૧૯૨૭ના અંતમાં બ્રિટિશ સરકારે જાહેર કર્યું કે, ભવિષ્યના સુધારાઓ તથા રાજ્યતંત્રમાં કરવાના ફેરફારો વિષે તપાસ કરવાને તે હિંદમાં એક કમિશન

* હૂંડિયામણના આજના દર પ્રમાણે એક રૂપિયાની કિંમત એક શિલિંગ ૬ પેન્સ જેટલી થાય છે.

મોકલશે. રાજકીય દૃષ્ટિએ જાગ્રત સમગ્ર હિંદ એથી ક્રોધે ભરાયું અને તેણે એ જાહેરાતને એકે અવાજે વખોડી કાઢી. સ્વશાસન માટેની તેની લાયકાતની વખતોવખત તપાસ કરવામાં આવે એની સામે મહાસભાને વાંધો હતો. કેમ કે એવા પ્રકારની તપાસ સામે તેને ભારે અણગમો હતો. આ દેશને બની શકે એટલા લાંબા વખત સુધી પોતાના કબજામાં રાખી મૂકવાની પોતાની ઇચ્છા ઉપર ઢાંકપિછોડો કરવાને માટે જ અંગ્રેજો 'સ્વશાસન' અથવા 'સ્વરાજ' શબ્દનો ઉપયોગ કરતા હતા. મહાયુદ્ધ દરમ્યાન મિત્રરાજ્યોએ જેનાં ભારે બણગાં ફૂંક્યાં હતાં તે આત્મનિર્ણયનો અધિકાર મહાસભા લાંબા વખતથી માગતી આવી હતી. હિંદ પાસે પોતાનું ધાર્યું કરાવવાનો કે તેના ભાવિના છેવટના લવાદ બનવાના બ્રિટિશ પાર્લમેન્ટના હકનો મહાસભા સાફ સાફ ઇન્કાર કરતી હતી. આ મુદ્દાઓ ઉપર મહાસભાએ પાર્લમેન્ટના નવા કમિશનનો વિરોધ કર્યો. વિનીતોએ બીજા કારણોથી, ખાસ કરીને એ કમિશનમાં કોઈ હિંદી સભ્ય નહોતો તે માટે, તેનો વિરોધ કર્યો. એ કેવળ અંગ્રેજ સભ્યોનું બનેલું કમિશન હતું. જોકે એની સામેના વિરોધનાં કારણો જુદાં જુદાં હતાં પરંતુ નરમમાં નરમ વલણના વિનીતો સહિત લગભગ હિંદના બધા પક્ષોએ એકે અવાજે એને વખોડી કાઢ્યું તથા તેનો બહિષ્કાર કરવામાં સૌ એકત્ર થયા.

એ અરસામાં, ૧૯૨૭ની સાલના ડિસેમ્બરમાં મદ્રાસમાં મહાસભાનું અધિવેશન મળ્યું અને તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે હિંદની રાષ્ટ્રીય સ્વતંત્રતા એ તેનું અંતિમ ધ્યેય છે. પોતાનું અંતિમ ધ્યેય સ્વતંત્રતા છે એવું મહાસભાએ મદ્રાસની બેઠકમાં પહેલી જ વાર જાહેર કર્યું. એ વરસ પછી લાહોરની બેઠકમાં સ્વતંત્રતા એ નિશ્ચિતપણે રાષ્ટ્રીય મહાસભાની મૂળભૂત નીતિ બની ગઈ. મદ્રાસની બેઠકે સર્વપક્ષ પરિષદને પણ જન્મ આપ્યો. તેની કારકિર્દી ટૂંકી પણ સક્રિય હતી.

૧૯૨૮ની સાલમાં બ્રિટિશ કમિશન હિંદમાં આવ્યું. હું આગળ કહી ગયો છું તેમ સામાન્ય રીતે એનો દેશભરમાં બહિષ્કાર કરવામાં આવ્યો અને તે જ્યાં જ્યાં ગયું ત્યાં ત્યાં તેની સામે પ્રચંડ દેખાવો કરવામાં આવ્યા. એના પ્રમુખના નામ ઉપરથી એ સાઇમન કમિશન તરીકે ઓળખાતું હતું અને "સાઇમન પાછો જા"નો પોકાર આખા હિંદુસ્તાનમાં સુપરિચિત થઈ ગયો. તેની સામે દેખાવ કરનારાઓ ઉપર અનેક પ્રસંગોએ પોલીસોએ લાઠી ચલાવી; લાહોરમાં લાલા લાજપતરાય જેવા પુરુષને પણ પોલીસોએ માર માર્યો હતો. એ પછી થોડા માસ બાદ લાલાજી મરણ પામ્યા. દાક્તરોનું એવું માનવું હતું કે ઘણું કરીને પોલીસના મારે તેમના જીવનનો જલદી અંત આણ્યો. આ બધાને કારણે સ્વાભાવિક રીતે જ દેશમાં ભારે ઉશ્કેરણી અને ક્રોધની લાગણી ફેલાવા પામી.

દરમ્યાન સર્વપક્ષ પરિષદ દેશનું રાજબંધારણ ઘડવાનો અને કોમી કોકડાનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરી રહી હતી. દેશના રાજબંધારણ તથા કોમી પ્રશ્નના ઉકેલની દરખાસ્તો રજૂ કરતો હેવાલ એ પરિષદે બહાર પાડ્યો. એ હેવાલ ઘડનારી કમિટીના પ્રમુખ પંડિત મોતીલાલ નહેરુ હતા તેથી એ 'નેહરુ હેવાલ' તરીકે ઓળખાય છે.

એ વરસનો બીજો નોંધપાત્ર બનાવ ગુજરાતમાં બારડોલીના ખેડૂતોએ સરકારે કરેલા જમીન મહેસૂલના વધારા સામે ચલાવેલી મહાન લડત હતી. યુક્ત પ્રાંતોની પેઠે ગુજરાતમાં મોટા મોટા જમીનદારોવાળી જમીનદારી મહેસૂલ પદ્ધતિ નથી. ત્યાં તો જમીનના માલિક ખેડૂતો છે. સરદાર વલ્લભભાઈ પટેલની આગેવાની નીચે એ ખેડૂતો અપૂર્વ બહાદુરીભરી લડત લડ્યા અને તેમાં તેમણે મહાન ફતેહ મેળવી. ૧૯૨૮ની સાલની મહાસભાની કલકત્તાની બેઠકે નેહરુ હેવાલનો સ્વીકાર કર્યો. એ હેવાલમાં બ્રિટિશ સંસ્થાનોના બંધારણ જેવા રાજબંધારણની ભલામણ કરવામાં આવી હતી. પરંતુ મહાસભાએ એનો અમુક સમય પૂરતો જ સ્વીકાર કર્યો હતો અને એને માટે એક વરસની મુદત નક્કી કરી હતી. જો એ હેવાલના ધોરણ ઉપર બ્રિટિશ સરકાર સાથે વરસ દરમ્યાન સમજૂતી ન થવા પામે તો મહાસભાને પોતાના સ્વાતંત્ર્યના ધ્યેય તરફ પાછા ફરવાનું હતું. આ રીતે મહાસભા તથા દેશ કટોકટી તરફ ધસી રહ્યાં હતાં.

મજૂરો પણ અતિશય અકળાયા હતા અને કેટલાંક ઔદ્યોગિક શહેરોમાં તેમની મજૂરીના દર ઘટાડવાની કોશિશ થતી હતી એટલે તેઓ ઉગ્ર બનતા જતા હતા. ખાસ કરીને મુંબઈના મજૂરો વધારે સંગઠિત હતા. ત્યાં આગળ ભારે હડતાલો પડી અને તેમાં એક લાખ કે તેથી વધુ મજૂરોએ ભાગ લીધો. સમાજવાદી અને કંઈક અંશે સામ્યવાદી વિચારો મજૂરોમાં ફેલાવા લાગ્યા હતા. પેદા થયેલી આ ક્રાંતિકારી સ્થિતિથી તથા મજૂરોના વધતા જતા બળથી ભડકીને સરકારે ૧૯૨૯ની સાલમાં ૩૨ મજૂર આગેવાનને એકાએક પકડી લીધા અને તેમની સામે એક મોટો કાવતરા કેસ શરૂ કર્યો. આ કેસ દુનિયા–ભરમાં 'મીરત કેસ' તે નામે પ્રસિદ્ધ થયો. આશરે ચાર વરસ સુધી મુકદ્દમો ચલાવ્યા પછી લગભગ બધા જ આરોપીઓને લાંબી લાંબી સજાઓ કરવામાં આવી. અને અજાયબીની વાત તો એ છે કે, કોઈના ઉપર પણ ખરેખર બંડ કરવાનો કે સુલેહનો ભંગ કરવાનો પણ આરોપ મૂકવામાં આવ્યો નહોતો. અમુક વિચારો ધરાવવા તથા તેનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરવો; બસ આ જ તેમનો ગુનો હોય એમ જણાય છે. અપીલમાં આ સજા ઘણી ઓછી કરવામાં આવી હતી.

આ અરસામાં બીજી એક પ્રવૃત્તિ પણ અંદરથી ધખી રહી હતી અને કેટલીક વખત તેના ભડકા સપાટી ઉપર પણ દેખાઈ આવતા હતા. આ

હિંસાત્મક માર્ગોએ ક્રાંતિ કરવામાં માનનારા લોકોની પ્રવૃત્તિ હતી. પ્રધાનપણે આ પ્રવૃત્તિ બંગાળમાં ચાલુ હતી; કંઈક અંશે પંજાબમાં અને બહુ જ થોડા પ્રમાણમાં યુક્ત પ્રાંતોમાં પણ તે ચાલુ હતી. બ્રિટિશ સરકારે એને દાબી દેવાને અનેક ઉપાયો અજમાવ્યા અને ઘણાયે કાવતરા કેસો ચલાવવામાં આવ્યા. જેના ઉપર તેને સહેજ પણ શંકા પડે તેમની ધરપકડ કરીને તેમના ઉપર કામ ચલાવ્યા વિના તેમને જેલમાં પૂરી રાખી શકાય એટલા માટે સરકારે 'બેંગાલ ઑર્ડિનન્સ' નામનો ખાસ કાયદો કર્યો. આ ઑર્ડિનન્સ નીચે સેંકડો બંગાળી યુવાનોને પકડીને અદાલતમાં તેમના ઉપર કામ ચલાવ્યા વિના જેલમાં પૂરી દેવામાં આવ્યા. એ લોકોને 'ડીટેન્યુ' એટલે કે, અટકાયતી કેદીઓ કહેવામાં આવે છે અને તેમને અચોક્કસ મુદત માટે જેલમાં રાખવામાં આવે છે. એ પણ એક જાણવા જેવી બીના છે કે, આ અસાધારણ ઑર્ડિનન્સ કાઢવામાં આવ્યો ત્યારે ઇંગ્લંડમાં મજૂર સરકાર સત્તા ઉપર હતી અને તે ઑર્ડિનન્સ માટે જવાબદાર હતી.

આ ક્રાંતિકારીઓએ, ખાસ કરીને બંગાળમાં, હિંસાનાં ઘણાં કૃત્યો કર્યાં. પરંતુ એવા ત્રણ બનાવોએ લોકોનું ખાસ લક્ષ ખેંચ્યું. એમાંનો એક લાહોરમાં અંગ્રેજ પોલીસ અમલદાર ઉપરનો ગોળીબાર હતો. સાઇમન કમિશન સામે કરવામાં આવેલા દેખાવો વખતે તેણે લાલાજીને માર માર્યો હતો, એમ માનવામાં આવતું હતું. બીજો દિલ્હીમાં ધારાસભાગૃહમાં ભગતસિંહ તથા બટુકેશ્વર દત્તે ફેંકેલા બૉંબનો બનાવ હતો. પરંતુ એ બૉંબે નહિ જેવું જ નુકસાન કર્યું હતું અને માત્ર ભારે ખળભળાટ મચાવી મૂકવાને તથા દેશનું ધ્યાન ખેંચવાને અર્થે તે ફેંકવામાં આવ્યો હોય એમ લાગે છે. ત્રીજો બનાવ, ૧૯૩૦ની સાલમાં સવિનયભંગની હિલચાલ શરૂ થઈ તે વખતે ચિતાગોંગમાં બન્યો. ત્યાંના શસ્ત્ર-ભંડાર ઉપરની એ મોટા પાયા ઉપરની અને હિંમતભરી ધાડ હતી અને તેમાં થોડી સફળતા પણ મળી હતી. આ ચળવળને કચરી નાખવાને સરકારે એકેએક યુક્તિ અજમાવી. જાસૂસો તથા બાતમીદારો રાખવામાં આવ્યા, સંખ્યાબંધ લોકોની ધરપકડ કરવામાં આવી તેમ જ અનેક કાવતરા કેસો ઊભા કરવામાં આવ્યા. શક ઉપરથી કેટલાયે લોકોને 'ડીટેન્યુ' તરીકે પકડવામાં આવ્યા (કેટલીક વાર, અદાલતે નિર્દોષ જાહેર કરીને છોડી મૂકેલા લોકોને તરત જ ફરીથી પકડી લેવામાં આવતા અને ઑર્ડિનન્સ નીચે તેમને 'ડીટેન્યુ' તરીકે રાખવામાં આવતા.) તથા પૂર્વ બંગાળના કેટલાક ભાગોને લશ્કરી કબજા નીચે મૂકવામાં આવ્યા. ત્યાં આગળ લોકો પરવાના વિના ગમે ત્યાં ફરી શકતા નહોતા તથા તેઓ બાઇસિકલ ઉપર બેસી શકતા નહોતા, તેમ જ પોતાની ઇચ્છામાં આવે તે પોશાક પણ પહેરી શકતા નહોતા. પોલીસોને ખબર ન આપવાના ગુના માટે આખાં ને આખાં ગામો તથા કસબાઓ ઉપર ભારે સામુદાયિક દંડ નાંખવામાં આવતો.

લાહોરના એક કાવતરા કેસમાં જતીન્દ્રનાથ દાસ નામના એક કેદીએ જેલની વર્તણુકના વિરોધ તરીકે ૧૯૨૯ની સાલમાં ઉપવાસ કર્યા. એ છોકરો છેવટ સુધી પોતાના નિશ્ચય ઉપર અડગ રહ્યો અને તેના ઉપવાસને એકસઠમે દિવસે તે મરણ પામ્યો. જતીનદાસના આત્મ-બલિદાને હિંદ ઉપર ભારે અસર કરી. ૧૯૩૧ના આરંભમાં ભગતસિંહને ફાંસીએ ચડાવવામાં આવ્યો તે બનાવથી પણ દેશને ભારે આઘાત લાગ્યો.

હવે મારે મહાસભાના રાજકારણ તરફ પાછા વળવું જોઈએ. કલકત્તાની મહાસભાની બેઠકે આપેલી એક વરસની મુદત પૂરી થવા આવતી હતી. ૧૯૨૯ની સાલના અંતમાં વાતાવરણ ઉપરથી જે ગંભીર પરિસ્થિતિ ઊભી થતી જતી લાગતી હતી તે અટકાવવાનો બ્રિટિશ સરકારે પ્રયત્ન કર્યો. ભાવિ પ્રગતિની બાબતમાં તેણે એક અસ્પષ્ટ નિવેદન કર્યું. અમુક શરતોએ, મહાસભાએ પણ પોતાનો સહકાર આપવા જણાવ્યું. એ શરતો પૂરી ન પડી એટલે ૧૯૨૯ના ડિસેમ્બરની મહાસભાની લાહોરની બેઠકે અનિવાર્યપણે સ્વાતંત્ર્યનો અને તે પ્રાપ્ત કરવા માટે લડત કરવાનો ઠરાવ કર્યો.

આમ, ૧૯૩૦ની સાલના આરંભમાં સમીપ આવતી ઘટનાઓના કાળા પડછાયાઓ દેખાવા લાગ્યા. દેશમાં સવિનય કાનૂનભંગની લડત માટેની તૈયારી થવા લાગી. ધારાસભાઓનો ફરીથી બહિષ્કાર કરવામાં આવ્યો અને મહાસભાવાદી સભ્યોએ તેમાંથી રાજીનામાં આપ્યાં. જાન્યુઆરીની ૨૬મી તારીખે, દેશભરમાં શહેરોમાં તથા ગામડાંઓમાં અસંખ્ય સભાઓમાં સ્વતંત્રતાની ખાસ પ્રતિજ્ઞા લેવામાં આવી અને દર વરસે એ દિવસ ‘સ્વાતંત્ર્ય દિન’ તરીકે ઊજવવામાં આવે છે. માર્ચ માસમાં, ત્યાં આગળ પહોંચીને મીઠાના કાયદાનો ભંગ કરવા માટેની ગાંધીજીની મશહૂર દાંડી કૂચ શરૂ થઈ. દાંડી એ દરિયાકિનારા ઉપરનું એક ગામ છે. સવિનય ભંગની લડતનો આરંભ કરવા માટે ગાંધીજીએ મીઠાનો કર પસંદ કર્યો, કેમ કે એ ગરીબોને માટે ભારે બોજારૂપ હતો અને એ રીતે એ ખાસ કરીને અનિષ્ટ પ્રકારનો કર હતો.

૧૯૩૦ના એપ્રિલ માસની અધવચ સુધીમાં સવિનય ભંગની લડતે પૂરેપૂરો વેગ પકડ્યો અને દેશભરમાં ઠેકઠેકાણે માત્ર મીઠાનો કાયદો જ નહિ પણ બીજા કાયદાઓ પણ તોડવામાં આવ્યા. દેશભરમાં શાંત અથવા બેઠો બળવો શરૂ થયો હતો અને એને કચરી નાખવાને માટે નવા કાયદાઓ અને ઑર્ડિનન્સો એક પછી એક ઝપાટાબંધ નીકળવા લાગ્યા. પણ ખુદ ઑર્ડિનન્સો જ સવિનય-ભંગનો વિષય થઈ પડ્યા. સામુદાયિક ધરપકડો કરવામાં આવી, નિર્દય લાઠીમાર રોજની ઘરની ઘટના બની ગઈ, શાંત ટોળાંઓ ઉપર ગોળીબાર કરવામાં આવ્યો, મહાસભાની સમિતિઓને ગેરકાયદે જાહેર કરવામાં આવી, છાપાંઓ ઉપર અનેક બંધનો મૂકવામાં આવ્યાં, ખબરોનું નિયમન કરવામાં આવ્યું, લોકોને માર મારવામાં

આવ્યો તથા જેલોમાં ભારે કડકાઈભર્યું વર્તન દાખવવામાં આવ્યું. દેશમાં એક બાજુ ઑર્ડિનન્સોનો કોરડો વીંઝાતો હતો અને બીજી બાજુએ દૃઢતાથી અને વ્યવસ્થિત રીતે એ ઑર્ડિનન્સોનો ભંગ કરવામાં આવતો હતો. વળી વિદેશી કાપડ અને બ્રિટિશ માલનો બહિષ્કાર કરવામાં આવ્યો. લગભગ એક લાખ જેટલા માણસો જેલમાં ગયા અને થોડા વખત માટે તો આ શાંત અને અડગ લડતે આખી દુનિયાનું લક્ષ પોતાના તરફ ખેંચી રાખ્યું.

આ લડતની ત્રણ હકીકતો તરફ હું તારું લક્ષ ખેંચવા માગું છું. સરહદ પ્રાંતમાં આવેલી ભારે રાજકીય જાગ્રતિ એ એમાંની પ્રથમ હકીકત છે. લડતના છેક આરંભના સમયમાં, ૧૯૩૦ની સાલના એપ્રિલ માસમાં પેશાવરમાં શાંત ટોળા ઉપર ભીષણ ગોળીબાર કરવામાં આવ્યો અને આખા વરસ દરમ્યાન આપણા સરહદના દેશબંધુઓએ તેમના પ્રત્યે દાખવવામાં આવેલો અજબ હેવાનિયતભર્યો વર્તાવ ભારે વીરતાપૂર્વક સહન કર્યો. આ વસ્તુ બે રીતે આશ્ચર્યકારક હતી કેમ કે સરહદના લોકો બિલકુલ શાંત વૃત્તિના નથી અને સહેજ પણ કારણ મળતાં તેઓ ઉશ્કેરાઈ જાય છે. અને આમ છતાં પણ તેમણે શાંતિ જાળવી રાખી. લડતમાં એકદમ મોખરે આવી જવું અને આવો વીરતાભર્યો ભાગ ભજવવો એ વસ્તુ પઠાણો જેવા રાજકીય ક્ષેત્રમાં નવા આવનારાઓની બાબતમાં અતિશય પ્રશંસનીય અને હેરત પમાડનારી છે

હિંદી સ્ત્રીઓમાં આવેલી અપૂર્વ જાગ્રતિ એ બીજી એક નોંધપાત્ર હકીકત છે. ખરેખર, એ મહાન વરસનો એ સૌથી મહત્ત્વનો બનાવ છે. લાખોની સંખ્યામાં જે રીતે તેમણે પોતાનો પડદો ફગાવી દીધો તથા પોતાના ઘરની સુરક્ષિતતા છોડી પોતાના ભાઈઓની પડખે રહીને લડતમાં ભાગ લેવાને મેદાને પડી અને વીરતામાં ઘણી વાર પુરુષોને ઝાંખા પાડી દીધા એ બધું જેમણે સગી આંખે ન જોયું હોય તેમને માટે માનવું મુશ્કેલ હતું.

ત્રીજી નોંધપાત્ર હકીકત એ છે કે, ચળવળ વિકસતી ગઈ તેમ તેમ, ખેડૂતોના સંબંધમાં આર્થિક બળો પોતાનો ભાગ ભજવવા લાગ્યાં. ૧૯૩૦ની સાલ એ જગદ્વ્યાપી મહાન કટોકટીનું પહેલું વરસ હતું અને ખેતીની પેદાશના ભાવો એકદમ ગગડી ગયા. આથી ખેડૂતો ભારે નુકસાનમાં આવી પડ્યા, કેમ કે ખેતીની પેદાશના વેચાણ ઉપર જ તેમની આવકનો આધાર હોય છે. તેમની આ મુસીબત સાથે નાકરની લડત બંધ બેસતી આવી અને સ્વરાજ એ કેવળ તેમનું દૂરનું રાજકીય ધ્યેય નહિ પણ તેમનો તાત્કાલિક આર્થિક પ્રશ્ન બની ગયો. અને આ વસ્તુ વધારે મહત્ત્વની હતી. આ રીતે, ચળવળ તેમને માટે વધારે અર્થવાળી બની. એમાં જમીનદાર તથા ગણોતિયાઓ વચ્ચેના વર્ગવિગ્રહનું તત્ત્વ દાખલ થવા પામ્યું. ખાસ કરીને યુક્તપ્રાંતો તથા પશ્ચિમ હિંદમાં આમ બનવા પામ્યું.

જ્યારે હિંદમાં સવિનય ભંગની લડત પૂર જોશમાં ચાલી રહી હતી ત્યારે દરિયાપાર લંડનમાં ભારે ઠાઠમાઠ અને દબદબાથી ગોળમેજી પરિષદ ભરવામાં આવી. મહાસભાને તો એની સાથે કશીયે લેવાદેવા નહોતી. એ પરિષદમાં જનારા બધાય હિંદીઓ સરકારના નીમેલા હતા. યાંત્રિક તદબીરથી હલનચલન કરતાં પૂતળાં અથવા તો વસ્તુશૂન્ય છાયાની આકૃતિઓની પેઠે તેઓ લંડનના રંગમંચ ઉપર આમતેમ ફરતા હતા. તેઓ સારી પેઠે જાણતા હતા કે સાચી લડત તો હિંદમાં લડાઈ રહી છે. હિંદીઓની નબળાઈનું પ્રદર્શન કરવાને બ્રિટિશ સરકારે ચર્ચામાં કોમી પ્રશ્નને હમેશાં મોખરે રાખ્યો. તેણે કટ્ટરમાં કટ્ટર કોમવાદીઓને તથા પ્રગતિવિરોધીઓને પરિષદમાં નીમવાની ખાસ કાળજી રાખી હતી એટલે સમાધાન થવાનો લેશ પણ સંભવ નહોતો.

વાટાઘાટો આગળ ચલાવવા માટે, ૧૯૩૧ના માર્ચ માસમાં મહાસભા તથા સરકાર વચ્ચે તહકૂબી અથવા કામચલાઉ સમાધાન થયું. એ સમાધાન ગાંધી–ઇર્વિન કરાર તરીકે ઓળખાય છે. સવિનયભંગ બંધ રાખવામાં આવ્યો, સવિનયભંગ કરનારા હજારો કેદીઓને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા તથા ઑર્ડિનન્સો પાછા ખેંચી લેવામાં આવ્યા.

૧૯૩૧ની સાલમાં ગાંધીજીએ મહાસભાની વતી બીજી ગોળમેજી પરિષદમાં હાજરી આપી. હિંદુસ્તાનમાં પણ ત્રણ પ્રશ્નો મહત્ત્વના બન્યા અને તેમના ઉપર મહાસભા તેમ જ સરકાર એ બંનેનું લક્ષ કેન્દ્રિત થયું. પહેલો પ્રશ્ન બંગાળને લગતો હતો. ત્યાં આગળ ત્રાસવાદને દાબી દેવાને બહાને સરકારે રાજકીય કાર્યકર્તાઓ સામે અતિશય કડક દમન ચલાવ્યું. એક નવો અને વધારે સખત ઑર્ડિનન્સ બહાર પાડવામાં આવ્યો અને દિલ્હીનું સમાધાન થવા છતાં બંગાળે બિલકુલ શાંતિ અનુભવી નહિ.

બીજો પ્રશ્ન સરહદ પ્રાંતનો હતો. ત્યાં આગળ રાજકીય જાગ્રતિ હજી પણ લોકોને સક્રિય કાર્ય કરવા પ્રેરી રહી હતી. ખાન અબ્દુલ ગફારખાનની આગેવાની નીચે એક પ્રચંડ પણ શિસ્તબદ્ધ અને શાંત સંસ્થાનો ત્યાં ફેલાવો થઈ રહ્યો હતો. એ સંસ્થાના સભ્યો 'ખુદાઈ ખિદમતગાર' કહેવાતા હતા. તેમના લાલ રંગના ગણવેશને કારણે કેટલીક વાર તેમને 'લાલ ખમીશવાળા' પણ કહેવામાં આવતા હતા. (તેમના ગણવેશના રંગને કારણે અને નહિ કે સમાજવાદ કે સામ્યવાદ સાથે તેમનો કશો સંબંધ હતો તેથી તેમનું એ નામ પડ્યું હતું. વાસ્તવમાં સમાજવાદ કે સામ્યવાદ સાથે તેમને કશી લેવાદેવા નહોતી.) સરકારને આ ચળવળ બિલકુલ પસંદ નહોતી. તે એનાથી ડરતી હતી; કેમ કે એક સારા પઠાણ લડવૈયાની કિંમત તે બરાબર પિછાનતી હતી.

ત્રીજો પ્રશ્ન યુક્ત પ્રાંતોમાં ઊભો થયો. જગદ્વ્યાપી મંદીને લીધે તેમ જ વસ્તુઓના ભાવો ઘટી જવાથી ગરીબ બિચારા ગણોતિયાઓ ઉપર ભારે ફટકો

પડ્યો. તેઓ પોતાની સાંથ અથવા ગણોત ભરી શક્યા નહિ. ગણોતમાં તેમને થોડી રાહત આપવામાં આવી પરંતુ તે પૂરતી ગણવામાં ન આવી. મહાસભા તેનો પક્ષ લઈને વચ્ચે પડી પરંતુ તેનું કશુંયે પરિણામ ન આવ્યું. ૧૯૩૧ના નવેમ્બરમાં ગણોત ઉઘરાવવાનો સમય આવ્યો ત્યારે પરિસ્થિતિ ગંભીર બની. મહાસભાએ ગણોતિયાઓ તથા જમીનદારોને રાહતના પ્રશ્નનો ઉકેલ ન આવે ત્યાં સુધી ગણોત તેમ જ મહેસૂલ ન ભરવાની સલાહ આપી. અલાહાબાદ જિલ્લાથી તેણે આ લડતનો આરંભ કર્યો. બસ, સરકારે યુક્ત પ્રાંત માટે એક ઑર્ડિનન્સ કાઢીને આનો જવાબ વાળ્યો. એ અતિશય કડક અને સર્વસ્પર્શી ઑર્ડિનન્સ હતો. એમાં જિલ્લાના અધિકારીઓને હરેક પ્રકારની પ્રવૃત્તિ કચરી નાખવાની તેમ જ વ્યક્તિઓની હિલચાલ બંધ કરવાની સુધ્ધાં સત્તા આપવામાં આવી.

આ પછી તરત જ સરહદ પ્રાંત માટે આપણી કલ્પનામાં પણ ન આવે એવા બે ઑર્ડિનન્સો કાઢવામાં આવ્યા. અને ત્યાં તથા યુક્ત પ્રાંતોમાં આગેવાન મહાસભાવાદીઓને પકડી લેવામાં આવ્યા.

૧૯૩૧ની સાલના છેલ્લા અઠવાડિયામાં ગાંધીજી લંડનથી પાછા ફર્યા ત્યારે તેમની સામે આ પરિસ્થિતિ ખડી થઈ હતી. ત્રણ પ્રાંતોમાં ઑર્ડિનન્સોનો દોર ચાલતો હતો અને તેમના કેટલાયે સાથીઓ જેલમાં પહોંચી ગયા હતા. એક અઠવાડિયાની અંદર મહાસભાએ સવિનય ભંગની લડત શરૂ કરી અને સરકારે તેને પક્ષે હજારો મહાસભા સમિતિઓ તથા તેમની સાથે સંબંધ ધરાવતી સંખ્યાબંધ સંસ્થાઓને ગેરકાયદે જાહેર કરી.

આ લડત ૧૯૩૦ની લડત કરતાં ઘણી વધારે સખત હતી. આગળના અનુભવનો લાભ ઉઠાવીને સરકાર એને માટે કાળજીપૂર્વક તૈયાર થઈ ને બેઠી હતી. કાયદેસરપણું તથા કાયદાની વિધિઓનો બુરખો ઊંચે મૂકવામાં આવ્યો અને સર્વસ્પર્શી ઑર્ડિનન્સો મુજબ મુલકી અમલદારોના અમલ નીચેના એક પ્રકારના લશ્કરી કાયદાનો અમલ આખા દેશમાં પ્રવર્તી રહ્યો. રાજ્યના સાચા પશુબળનું દર્શન જ્યાં ત્યાં થવા લાગ્યું. પરંતુ એ બહુ જ સ્વાભાવિક પરિણામ હતું, કેમ કે રાષ્ટ્રીય ચળવળ જેમ જેમ પ્રબળ બનતી જાય તથા જેમ જેમ તે પરદેશી સરકારની હસ્તીને જોખમરૂપ બનતી જાય તેમ તેમ એ સરકારનો સામનો વધુ ને વધુ ઝનૂની થતો જાય છે. એવે પ્રસંગે ટ્રસ્ટીપણું તથા શુભેચ્છાની મીઠી મધુરી વાતો બાજુએ મૂકવામાં આવે છે અને વિદેશી શાસનના સાચા ટેકારૂપ લાઠીઓ તથા સંગીનો બહાર પડે છે. ટોચ ઉપર બેઠેલા કેવળ વાઇસરૉયની ઇચ્છા જ નહિ પણ પ્રત્યેક નાના અમલદારની ઇચ્છા એ કાયદો બની જાય છે. તે મનમાન્યું કરી શકે છે કેમ કે તેના ઉપરીઅધિકારીઓ તેના પ્રત્યેક કાર્યનું સમર્થન કરવાના છે એની તેને પૂરેપૂરી ખાતરી હોય છે. ઝારના સમયમાં રશિયામાં બન્યું હતું તેમ જાસૂસી માણસો

અને ખાસ કરીને છૂપી પોલીસ સર્વત્ર પોતાની જાળ પાથરી દે છે અને તેમની સત્તા ખૂબ વધી જાય છે. કોઈના ઉપર કશો અંકુશ હોતો નથી અને અનિયંત્રિત સત્તાની ભૂખ તેના મહાવરાથી ઉત્તરોત્તર વધતી જ રહે છે. મુખ્યત્વે કરીને જાસૂસી ખાતા દ્વારા પોતાનો વહીવટ ચલાવનાર સરકાર તથા એવા વહીવટની બરદાસ કરનાર દેશનો થોડા જ વખતમાં નૈતિક અધઃપાત થાય છે. કારણ કે પ્રત્યેક જાસૂસી ખાતું, કાવાદાવા, પ્રપંચો, જૂઠાણાં, ગુપ્તચરો, ત્રાસવાદ, છંછેડણી, ઉશ્કેરાટ પાડવાની ધાકધમકી બતાવવી, તરકટો ઊભાં કરવાં અને બીજી એવી જ વસ્તુઓના વાતાવરણમાં ફાલેફૂલે છે. હિંદમાં છેલ્લા ત્રણ વરસ દરમ્યાન નાના નાના અમલદારો, પોલીસો તથા જાસૂસી પોલીસોને આપવામાં આવેલી વધારે પડતી સત્તા તથા એ સત્તાના કરવામાં આવેલા ઉપયોગને પરિણામે એ ખાતાના માણસો ઉત્તરોત્તર વધારે ને વધારે પાશવ અને ભ્રષ્ટ બનતા ગયા છે. પ્રજામાં ત્રાસ ફેલાવી દેવો એ આ બધાનો એકમાત્ર હેતુ હતો.

મારે બહુ વિગતોમાં ન ઊતરવું જોઈએ. સંસ્થાઓ તેમ જ વ્યક્તિઓની માલમિલકત, ઘરો, મોટરો, બેંકમાંનાં નાણાં વગેરે વિશાળ પાયા ઉપર જપ્ત કરવાં એ સરકારની આ પ્રસંગને લગતી નીતિનું એક ખાસ લક્ષણ હતું. મહાસભાને ટેકો આપનાર મધ્યમવર્ગના મૂળ ઉપર ઘા કરવાનો એનો આશય હતો. એક ઑર્ડિનન્સની ક્ષુલ્લક પણ વિચિત્ર પ્રકારની ખાસિયત એ હતી કે, તેમનાં સંતાનો તથા સગીરોના ગુના માટે માબાપો તથા વાલીઓને શિક્ષા કરવાનું તેમાં જણાવવામાં આવ્યું હતું!

આ બધું ચાલી રહ્યું હતું ત્યારે બ્રિટિશ પ્રચાર ખાતું હિંદુસ્તાનનું મનોરમ ચિત્ર ચીતરવાના કામમાં મશગૂલ થઈ ગયું હતું. ખુદ હિંદમાં પણ માઠાં પરિણામોના ભયથી કોઈ પણ છાપું સત્ય હકીકત છાપવાની હિંમત કરી શકતું નહોતું. જેમની ધરપકડ કરવામાં આવી હોય તેમનાં નામો છાપવાં એ પણ ગુનો હતો.

પરંતુ હિંદનાં સૌથી વિશેષ પ્રત્યાઘાતી બળો સાથે ઐક્ય કરવાનો તેનો પ્રયત્ન એ હિંદમાંની બ્રિટિશ નીતિને તેના પૂરેપૂરા નગ્ન સ્વરૂપમાં પ્રગટ કરે છે. હિંદનાં પ્રગતિશીલ બળો સાથે લડવામાં બ્રિટિશ સામ્રાજ્ય દેશનાં મધ્યકાલીન અને અતિશય પ્રત્યાઘાતી બળોનો આશરો લઈને ટકી રહ્યું છે. હિંદમાંથી બ્રિટિશ સત્તા દૂર થશે તો સામાજિક ક્રાંતિ થવા પામશે એવો ડર બતાવીને તેણે દેશનાં સ્થાપિત હિતોને પોતાના ટેકામાં સંગઠિત કરવાનો પ્રયત્ન કર્યો છે. રાજારજવાડાંઓ બચાવની પહેલી હરોળ છે, ત્યાર પછી જમીનદાર વર્ગ આવે છે. ચતુરાઈભરી ચાલબાજીથી તેમ જ ઉગ્ર કોમવાદીઓને આગળ કરીને લઘુમતીના પ્રશ્નને હિંદની સ્વતંત્રતાના માર્ગમાં તેણે અંતરાયરૂપ કરી મૂક્યો છે. મંદિરપ્રવેશના પ્રશ્નની બાબતમાં હિંદુઓના ઉગ્ર ધાર્મિક પ્રત્યાઘાતીઓ

પ્રત્યે હમદર્દી અને પ્રેમની લાગણી બતાવતી બ્રિટિશ સરકારનું અદ્વિતીય દૃશ્ય તાજેતરમાં જોવામાં આવ્યું હતું. બ્રિટિશ સરકાર આજે જ્યાં ત્યાં પ્રત્યાઘાતી બળોનો, સંકુચિત ધર્માંધતાનો તથા અવળે રસ્તે ચડેલા સ્વાર્થનો ટેકો શોધી રહી છે.

સામુદાયિક ચળવળનો એક મોટામાં મોટો લાભ છે. આમજનતાને રાજકીય શિક્ષણ આપવાનો એ ઝડપીમાં ઝડપી અને સર્વોત્તમ માર્ગ છે. હા, એ માર્ગ જરા કષ્ટદાયી છે ખરો. કેમ કે આમજનતાને 'મહાન બનાવોના શિક્ષણની જરૂર હોય છે.' લોકશાહી દેશોમાં થતી ચૂંટણી જેવી શાંતિકાળની સામાન્ય પ્રવૃત્તિ સાધારણ માણસના મગજમાં ગોટાળો ઊભો કરે છે. એવે પ્રસંગે વક્તૃત્વથી ભરપૂર વ્યાખ્યાનોના ધોધ વહે છે અને દરેક ઉમેદવાર તરેહ તરેહનાં મીઠાં મધુરાં વચનો આપે છે. આથી ગરીબ બિચારો મત આપનાર અથવા કહો કે ખેતરો, કારખાનાંઓ કે દુકાનોમાં કામ કરનારો મજૂર ગોટાળામાં પડી જાય છે. તેને સ્પષ્ટપણે સમજાઈ જાય એવો ભેદ બે પક્ષો વચ્ચે હોતો નથી. પરંતુ સામુદાયિક ચળવળમાં અથવા ક્રાંતિને વખતે જાણે વીજળીએ બધું પ્રકાશિત કરી દીધું ન હોય તેમ સાચી પરિસ્થિતિ બિલકુલ સ્પષ્ટ થઈ જાય છે. આવી કટોકટીની ઘડીએ, સમૂહો, વર્ગો કે વ્યક્તિઓ પોતાની ખરી લાગણી કે સાચું સ્વરૂપ છુપાવી શકતાં નથી. એ વખતે સત્ય બહાર પડી જાય છે. ક્રાંતિકાળમાં ચારિત્ર્ય, ધૈર્ય, સહનશીલતા અને નિઃસ્વાર્થતાની કસોટી તો થાય છે જ પરંતુ એ ઉપરાંત મીઠા મીઠા તથા અસ્પષ્ટ શબ્દોના છળથી ઢાંકી રાખવામાં આવતું ભિન્ન ભિન્ન વર્ગો અને સમૂહો વચ્ચેનું ઘર્ષણ પણ એ કાળમાં ઉઘાડું પડે છે.

હિંદની સવિનય ભંગની લડત એ રાષ્ટ્રીય લડત હતી; એ કોઈ એક વર્ગની લડત ખસૂસ નહોતી. એ મધ્યમ વર્ગની લડત હતી અને તેને ખેડૂતોનું પીઠબળ હતું. એથી કરીને વર્ગીય ચળવળમાં બને છે તેમ ભિન્ન ભિન્ન વર્ગોને એણે જુદા અથવા અળગા ન પાડ્યા. અને આમ છતાંયે, આ રાષ્ટ્રીય ચળવળમાં પણ કંઈક અંશે ભિન્ન ભિન્ન વર્ગોની જુદી જુદી કતારો બની ગઈ. રાષ્ટ્રની સ્વતંત્રતા કરતાં પોતપોતાના વર્ગનું હિત વધારે વહાલું કરીને જુનવાણી રાજ-રજવાડાં, તાલુકદારો અને મોટા જમીનદારો વગેરે કેટલાક લોકો સંપૂર્ણપણે સરકારના પક્ષમાં ભળી ગયા.

મહાસભાની આગેવાની નીચે થયેલા રાષ્ટ્રીય ચળવળના વિકાસને પરિણામે ખેડૂતસમુદાય મહાસભામાં જોડાયો તથા પોતાની અનેક હાડમારીઓના નિવારણ અર્થે તે તેના તરફ નજર કરવા લાગ્યો. આ વસ્તુએ મહાસભાના બળમાં ઘણો વધારો કર્યો તેમ જ સાથે સાથે તેણે એને સામુદાયિક દૃષ્ટિ પણ આપી. મહાસભાની આગેવાની મધ્યમ વર્ગના હાથમાં રહી એ ખરું, પરંતુ નીચેના

દબાણુથી તે હળવી બની અને ખેડૂતોને લગતા તથા સામાજિક પ્રશ્નોમાં મહાસભા દિનપ્રતિદિન વધુ ને વધુ પોતાનું લક્ષ પરોવતી ગઈ. ધીમે ધીમે તેનું વલણ સમાજવાદ તરફ ઢળતું પણ થતું ગયું. ૧૯૩૧ની સાલની મહાસભાની કરાંચીની બેઠકે પસાર કરેલો મૂળભૂત હક્કો તથા આર્થિક કાર્યક્રમને લગતો મહત્ત્વનો ઠરાવ એ એનો પુરાવો છે. એ ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે, રાજ્યબંધારણમાં કેટલાક બહુમાન્ય લોકશાહી હક્કો તથા સ્વતંત્રતાઓની તેમ જ લઘુમતીઓના હક્કોની બાંયધરી આપવી જોઈએ. વધુમાં એમાં એ પણ જણાવવામાં આવ્યું છે કે, ચાવીરૂપ અને પાયાના ઉદ્યોગો તથા લોકોપયોગી સાધનો રાજ્યના અંકુશ નીચે હોવાં જોઈએ. સ્વતંત્રતા માટેની લડતનો હવે રાજકીય સ્વતંત્રતા કરતાં કંઈક વિશેષ અર્થ થવા લાગ્યો અને તેમાં સામાજિક તત્ત્વ દાખલ થયું. ખરો પ્રશ્ન જનતાનાં દારિદ્ય તથા શોષણનો અંત આણવાનો હતો અને સ્વતંત્રતા એ એ ધ્યેય પ્રાપ્ત કરવા માટેનું સાધન હતું.

જ્યારે હિંદમાં સવિનય ભંગની લડત ચાલી રહી હતી અને સંખ્યાબંધ રાજકીય કાર્યકર્તાઓ કારાવાસમાં પડ્યા હતા તે વખતે બ્રિટિશ સરકારે હિંદના રાજ્યબંધારણના સુધારાઓ માટેની દરખાસ્તો રજૂ કરી. એમાં મર્યાદિત પ્રકારનું પ્રાંતિક સ્વરાજ તથા જેમાં જુનવાણી રાજારજવાડાંઓનું વધારે ચલણ હોય એવું સમવાયતંત્ર સૂચવવામાં આવ્યું. કેવળ પોતાનાં હિતો સાચવી રાખવાને જ નહિ પણ પોતાનો હિંદ ઉપરનો ત્રિવિધ — લશ્કરી, મુલકી તેમ જ વેપારી — કબજો ટકાવી રાખવાને માણસની બુદ્ધિથી યોજી શકાય એવી બધી સલામતીઓ એમાં સરકારે રજૂ કરી હતી. હરેક સ્થાપિત હિતની પૂરેપૂરી રક્ષા કરવામાં આવી હતી અને સૌથી મહત્ત્વનાં સ્થાપિત હિતનું એટલે કે બ્રિટિશ હિતનું તો બહુ જ અસરકારક રીતે રક્ષણ કરવામાં આવ્યું હતું. એમાં માત્ર હિંદની પાંત્રીસ કરોડ જનતાનાં હિતોની જ અવગણના કરવામાં આવી હોય એમ જણાતું હતું. એ દરખાસ્તોની સામે હિંદમાં વિરોધનો વંટોળ ફાટી નીકળ્યો.

બ્રહ્મદેશ તરફ મેં દુર્લક્ષ બતાવ્યું છે, એટલે, મારે તને એને વિષે કંઈક કહેવું જોઈએ. બ્રહ્મી લોકોએ ૧૯૩૦ કે ૧૯૩૨ની સવિનય ભંગની ચળવળમાં ભાગ નહોતો લીધો. પરંતુ આર્થિક મુસીબતોને કારણે ઉત્તર બ્રહ્મદેશમાં ૧૯૩૧ અને ૧૯૩૨ની સાલમાં ખેડૂતોનો એક મોટો બળવો ફાટી નીકળ્યો હતો. બ્રિટિશ સરકારે અતિશય જંગલી રીતે એ બળવો દાબી દીધો. હિંદ સ્વતંત્ર થાય ત્યારે પણ બ્રિટિશ સામ્રાજ્યવાદ તેનું શોષણ ચાલુ રાખી શકે એ આશયથી હાલ બ્રહ્મદેશને રાજકીય રીતે હિંદથી જુદો પાડવાના પ્રયત્નો ચાલે છે. તેના તેલના કૂવાઓ, તેનું ઇમારતી લાકડું તથા તેની ખનિજ સમૃદ્ધિ એ બધાંને કારણે બ્રહ્મદેશનું ભારે મહત્ત્વ છે.

નોંધ: ( ઑક્ટોબર ૧૯૩૮ ):

સાડાપાંચ વરસ પૂર્વે જેલમાં આ પત્ર લખાયો ત્યાર પછી હિંદમાં ઘણા ફેરફારો થવા પામ્યા છે. એ વખતે સવિનયભંગની ચળવળ હજી ચાલુ હતી અને સંખ્યાબંધ મહાસભાવાદીઓ જેલમાં પડ્યા હતા. હા, એટલું ખરું કે એ વખતે ચળવળ મંદ થઈ ગઈ હતી. તેની હજારો સમિતિઓ તથા તેની સાથે સંબંધ ધરાવતી બીજી અનેક સંસ્થાઓ સહિત મહાસભાને ગેરકાયદે જાહેર કરવામાં આવી હતી. ૧૯૩૪ની સાલમાં મહાસભાએ સવિનયભંગ બંધ કર્યો અને સરકારે તેના ઉપરનો પ્રતિબંધ પાછો ખેંચી લીધો. ધારાસભાઓનો બહિષ્કાર કરવાની પોતાની નીતિમાં મહાસભાએ ફેરફાર કર્યો અને મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં તેણે પોતાના ઉમેદવારો ઊભા રાખ્યા. એ ચૂંટણીમાં તેને સારી સફળતા મળી.

લંબાણુ ચર્ચા પછી, ૧૯૩૫ની સાલમાં બ્રિટિશ પાર્લમેન્ટે હિંદી સરકારને લગતો કાયદો (ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા ઍક્ટ) પસાર કર્યો. એ કાયદામાં હિંદના નવા રાજ્યબંધારણની રૂપરેખા દોરવામાં આવી છે. એ મુજબ અનેક સલામતીઓવાળું પ્રાંતિક સ્વરાજ તેમ જ પ્રાંતો અને દેશી રાજ્યોનું બનેલું સમવાયતંત્ર અમલમાં આવવાનું હતું. એ કાયદા સામે હિંદભરમાં વિરોધનો ભારે પોકાર ઊઠ્યો અને મહાસભાએ તો એને ફેંકી જ દીધો. સલામતીઓ તથા ગવર્નરો અને વાઇસરૉયને આપવામાં આવેલી ‘ ખાસ સત્તાઓ ’ નો ખાસ કરીને વિરોધ કરવામાં આવ્યો કેમ કે, એથી કરીને પ્રાંતિક સ્વરાજ્ય સત્ત્વહીન બની જતું હતું; સમવાયતંત્ર સામે એથીયે વિશેષ પ્રબળ વિરોધ જાગ્યો, કારણ કે એ દેશી રાજ્યોમાં આપખુદ અમલ ચાલુ રાખતું હતું તેમ જ એમાં આપખુદ દેશી રાજ્યો તથા અર્ધ-લોકશાહી પ્રાંતોનું કૃત્રિમ અને કામ બરાબર ન ચાલી શકે એવું જોડાણ થતું હતું. હિંદની રાજકીય તેમ જ સામાજિક પ્રગતિને રૂંધી નાખવાના તથા સીધી રીતે અને દેશી રાજાઓ દ્વારા બ્રિટિશ સામ્રાજ્યને મજબૂત બનાવવાના ઇરાદાપૂર્વકના પ્રયત્ન તરીકે એને લેખવામાં આવ્યું. કોમી વ્યવસ્થાને પણ નવા બંધારણનો એક ભાગ બનાવી દેવામાં આવ્યો. એ વ્યવસ્થા મુજબ અનેક અલગ મતાધિકારો પેદા કરવામાં આવ્યા. કેટલીક લઘુમતી કોમોએ આ કોમી વ્યવસ્થાને વધાવી લીધી કેમ કે, તેમને એનાથી થોડો લાભ થતો હતો. પરંતુ લોકશાહી-વિરોધી તથા પ્રગતિના માર્ગમાં અંતરાયરૂપ હોવાને કારણે એને વખોડી કાઢવામાં આવી.

હિંદી સરકારને લગતા કાયદાના પ્રાંતિક સ્વરાજને લગતા ભાગનો ૧૯૩૭ની સાલના આરંભમાં અમલ કરવામાં આવ્યો અને તે મુજબ હિંદભરમાં સામાન્ય ચૂંટણી કરવામાં આવી. મહાસભાએ એ કાયદાને ફેંકી દીધો હોવા છતાં તેણે એ ચૂંટણીમાં ભાગ લેવાનું નક્કી કર્યું અને આખા દેશમાં વિશાળ

પાયા ઉપર ચૂંટણીની પ્રબળ ઝુંબેશ ચલાવવામાં આવી. મોટા ભાગના પ્રાંતોમાં મહાસભાને ભારે સફળતા મળી અને ઘણીખરી નવી ધારાસભાઓમાં મહાસભાવાદીઓનો પક્ષ બહુમતીમાં આવ્યો. તેમણે પ્રાંતિક સરકારમાં પ્રધાનપદાં સ્વીકારવાં કે કેમ એ મુદ્દા ઉપર તીવ્ર ચર્ચા થવા પામી. આખરે મહાસભાએ પ્રધાનપદાં સ્વીકારવાનો નિર્ણય કર્યો, પરંતુ સાથે સાથે તેણે એ સ્પષ્ટ કર્યું કે સ્વતંત્રતાનું તેનું પહેલેનું ધ્યેય તથા પોતાની જૂની નીતિ હજી કાયમ જ રહે છે અને એ નીતિ આગળ ધપાવવાને તથા દેશને સ્વતંત્રતાની લડત માટે સબળ બનાવવાને માટે જ પ્રધાનપદાં સ્વીકારવામાં આવ્યાં છે. આ ઉપરાંત તેણે એ પણ શરત કરી કે ગવર્નરે સલામતીઓનો ઉપયોગ ન કરવો.

આ નિર્ણયને પરિણામે, મુંબઈ, મદ્રાસ, યુક્તપ્રાંતો, બિહાર, મધ્યપ્રાંતો, ઓરિસ્સા તથા સરહદપ્રાંત એમ સાત પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાનમંડળો રચવામાં આવ્યાં. થોડા સમય પછી મહાસભાએ આસામમાં મિશ્ર પ્રધાનમંડળ રચ્યું. બંગાળ તથા પંજાબ એ બે મુખ્ય પ્રાંતોમાં બિન-મહાસભાવાદી પ્રધાનમંડળો છે.

મહાસભાનાં પ્રધાનમંડળો થવાને પરિણામે તે તે પ્રદેશના રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા તથા નાગરિક સ્વાતંત્ર્ય ઉપરનાં બંધનો દૂર કરવામાં આવ્યાં. આમજનતાએ આ ફેરફારને આવકારી લીધો અને હવે પોતાની સ્થિતિ ઝડપથી સુધરવા પામશે એવી આશા તે સેવવા લાગી. પ્રજામાં રાજકીય જાગ્રતિ બહુ જ ત્વરાથી વધી ગઈ અને કિસાનોની તથા મજૂરોની ચળવળને વેગ મળ્યો. અનેક હડતાલો પડી. ખેડૂતો ઉપરનો બોજો હળવો કરવાને પ્રધાનમંડળોએ તરત જ ખેડૂતો તથા દેવાને લગતા કાયદાઓ કર્યા તથા ઔદ્યોગિક મજૂરોની સ્થિતિ સુધારવાના પ્રયાસો આદર્યા. આમ થોડું કાર્ય થયું ખરું પરંતુ સંજોગો જ એવા હતા તથા ૧૯૩૫ના હિંદી સરકારને લગતા કાયદાની મર્યાદામાં રહીને તેમને કામ કરવાનું હતું એટલે પ્રધાનમંડળો દૂરગામી સામાજિક ફેરફારો કરવાનો પ્રયાસ ન કરી શક્યાં.

મહાસભાનાં પ્રધાનમંડળો અને ગવર્નરો વચ્ચે ઘણી વાર અથડામણો થવા પામી અને બે પ્રસંગોએ તો પ્રધાનોએ પોતાનાં રાજીનામાં પણ આપી દીધાં હતાં. આ રાજીનામાંઓના સ્વીકારથી મહાસભા અને બ્રિટિશ સરકાર વચ્ચે મોટી અને ગંભીર અથડામણ થવા પામત. બ્રિટિશ સરકારને એવું કરવાની ઇચ્છા નહોતી અને પ્રધાનોનો અભિપ્રાય માન્ય રાખવામાં આવ્યો. પરંતુ પરિસ્થિતિ તત્ત્વતઃ અસ્થિર જ છે અને એવી અથડામણ અનિવાર્ય છે. મહાસભાને માટે તો એ વચગાળાની અવસ્થા છે, એનું ધ્યેય તો સ્વતંત્રતા જ રહે છે.

બ્રિટિશ સરકાર જો સમવાયતંત્ર ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરે તો અકાળે ગંભીર અથડામણ ઊભી થશે એવો સંભવ રહે છે. સમવાયતંત્ર સામેના પ્રબળ

વિરોધને કારણે હજી સુધી તો એમ કરવામાં આવ્યું નથી. મહાસભા તેની કારકિર્દી દરમ્યાન કોઈ પણ કાળે હતી તેના કરતાં આજે વધારે બળવાન છે અને તેની અવગણના કરી શકાય એમ નથી. સૂચવવામાં આવેલા સમવાયતંત્રને વશ ન જ થવાનો મહાસભાએ નિશ્ચય કરેલો છે. મહાસભાની માગણી તો સ્વતંત્ર હિંદનું રાજ્યબંધારણ ઘડવા માટે પુખ્ત વયના મતાધિકારથી ચૂંટાયેલી લોકપ્રતિનિધિ સભા માટેની છે.

હિંદમાં કોમી પ્રશ્ન ફરી પાછો મહત્ત્વનો બન્યો અને તેણે ઘર્ષણ પેદા કર્યું છે. પરંતુ આર્થિક તેમ જ સામાજિક પ્રશ્નો મોખરે આવતા જણાય છે અને એ વસ્તુ પ્રજાનું લક્ષ કોમી તથા ધાર્મિક ભેદો તરફથી બીજી બાજુએ વાળી રહી છે.

આ સામુદાયિક જાગ્રતિ હિંદનાં દેશી રાજ્યોમાં પણ ફેલાઈ છે અને જવાબદાર સરકારની માગણી કરતી પ્રબળ ચળવળો ઘણાં રાજ્યોમાં વિકસી રહી છે. મોટાં રાજ્યો પૈકી ખાસ કરીને મૈસૂર, કાશ્મીર તથા ત્રાવણકોરમાં આવું થવા પામ્યું છે. આ માગણીનો જવાબ, ખાસ કરીને ત્રાવણકોર રાજ્યના સત્તાવાળાઓએ તાજેતરમાં પાશવી દમન તથા હિંસાથી વાળ્યો છે. ભૂતકાળના અવશેષરૂપ આમાંનાં ઘણાંખરાં રાજ્યોમાં (દાખલા તરીકે કાશ્મીરમાં) રાજ્યવહીવટ બ્રિટિશ અમલદારો ચલાવે છે.

છેલ્લાં થોડાં વરસો દરમ્યાન હિંદુસ્તાન આંતરરાષ્ટ્રીય બાબતોમાં ઉત્તરોત્તર વધુ ને વધુ રસ લેવા લાગ્યું છે અને જગતના પ્રશ્નોને નજરમાં રાખીને પોતાનો પ્રશ્ન નિહાળતું થયું છે. એબિસીનિયા, સ્પેન, ચીન, ચેકોસ્લોવાકિયા અને પૅલેસ્ટાઇનના બનાવોએ હિંદના લોકો ઉપર ભારે અસર કરી છે અને મહાસભા પોતાની પરદેશનીતિ ખીલવવા લાગી છે. તેની એ નીતિ શાંતિ તથા લોકશાહીને ટેકો આપવાની છે. ફાસીવાદ સામેનો તેનો વિરોધ સામ્રાજ્યવાદના વિરોધ જેટલો જ છે.

૧૯૩૭ની સાલમાં બ્રહ્મદેશને હિંદથી છૂટો પાડવામાં આવ્યો. તેને ધારાસભા આપવામાં આવી છે અને તે હિંદની પ્રાંતિક ધારાસભાઓને મળતી છે.

# ૧૬૩. મિસરની સ્વતંત્રતા માટેની લડત

૨૦ મે, ૧૯૩૩

હવે આપણે મિસર જઈએ અને વધતા જતા રાષ્ટ્રવાદ તથા સામ્રાજ્યવાદી સત્તા વચ્ચેનો બીજો સંગ્રામ જોઈએ. હિંદની પેઠે ત્યાં પણ બ્રિટિશ સત્તા છે. મિસર, અનેક બાબતોમાં હિંદથી બિલકુલ ભિન્ન છે, અને હિંદ કરતાં પ્રમાણમાં ઘણા ઓછા વખતથી બ્રિટનની હકૂમત ત્યાં કાયમ થઈ છે. આમ છતાંયે બે દેશ વચ્ચે ઘણી સમાનતાઓ તથા સામાન્ય લક્ષણો છે. હિંદ તેમ જ મિસરની રાષ્ટ્રીય લડતોએ જુદી જુદી પદ્ધતિઓ અખત્યાર કરી છે. પરંતુ સ્વતંત્રતા માટેની એ બંનેની ઝંખના મૂળમાં એક જ છે તેમ જ બંનેનું ધ્યેય પણ સમાન છે. વળી, આ રાષ્ટ્રીય ચળવળો દાબી દેવાના તેના પ્રયત્નમાં સામ્રાજ્યવાદ જે રીતે કાર્ય કરે છે તે પણ લગભગ સમાન જ છે. આથી, એ બંને એકબીજાના અનુભવ ઉપરથી ઘણું શીખી શકે એમ છે. મિસરના દાખલા ઉપરથી હિંદમાં આપણે એક ખાસ પાઠ શીખવા જેવો છે. બ્રિટનની 'સ્વતંત્રતા'ની નવાજેશોનો શો અર્થ છે તથા તેનાં શાં પરિણામો આવે છે તે આપણે એ દાખલા ઉપરથી બરાબર સમજી શકીએ છીએ.

અરબસ્તાન, સીરિયા, ઇરાક, પૅલેસ્ટાઇન વગેરે આરબ દેશોમાં મિસર સૌથી આગળ વધેલો દેશ છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો એ રાજમાર્ગ રહ્યો છે અને સુએઝની નહેર થયા પછી તે આગબોટોની અવરજવર માટેનો મહાન વેપારી દરિયાઈ માર્ગ બન્યો છે. ૧૯મી સદીના નવા યુરોપ સાથે પશ્ચિમ એશિયાના બીજા કોઈ પણ દેશ કરતાં એને વધારે સંપર્ક હતો. બીજા આરબ દેશોથી એ બિલકુલ ભિન્ન છે, જોકે તેમની ભાષા, પરંપરા તથા ધર્મ સમાન હોવાને કારણે તેમની સાથે એનો ગાઢ સાંસ્કૃતિક સંબંધ છે. કેરોનાં દૈનિક છાપાંઓ બધાયે આરબ દેશોમાં જાય છે અને ત્યાં આગળ તેમનો ભારે પ્રભાવ છે. એ બધા દેશોમાં રાષ્ટ્રીય ચળવળ સૌથી પ્રથમ ત્યાં આગળ ઊપડી અને એથી કરીને સ્વાભાવિક રીતે જ મિસરનો રાષ્ટ્રવાદ બીજા આરબ દેશોને માટે દૃષ્ટાંતરૂપ બન્યો.

મિસર વિષેના મારા છેલ્લા પત્રમાં અરબી પાશાની આગેવાની નીચેની ૧૮૮૧–૮૨ની રાષ્ટ્રીય ચળવળ વિષે તથા બ્રિટને તેને કેવી રીતે ચગદી નાખી તે વિષે મેં તને કહ્યું હતું. મેં તને આરંભના સુધારકો, જમાલુદ્દીન અફઘાની તથા યુરોપના નવા વિચારોએ જુનવાણી ઇસ્લામ પર કરેલી અસર વિષે પણ કહ્યું હતું. આ સુધારકોએ, પુરાણા મૂળ સિદ્ધાંતો ઉપર પહોંચીને તથા ધર્મ ઉપર ચડેલા સદીઓજૂના થરો દૂર કરીને ઇસ્લામને આધુનિક જમાનાની પ્રગતિ સાથે સુસંગત કરવાનો પ્રયત્ન કર્યો. પ્રગતિશીલ લોકોએ, ધર્મને સામાજિક

સંસ્થાઓથી જુદો પાડવાનું બીજું પગલું ભર્યું. પુરાણા ધર્મો આપણા રોજિંદા જીવનને આવરી લે છે અને તેના પ્રત્યેક અંગનું તે નિયમન કરે છે. આ રીતે હિંદુ ધર્મ તથા ઇસ્લામ તેમના શુદ્ધ ધાર્મિક સિદ્ધાંતો ઉપરાંત સામાજિક ધારાધોરણો તેમ જ લગ્ન, વારસો, દીવાની અને ફોજદારી કાયદો, રાજકીય સંગઠન અને એવી બીજી અનેક બાબતોના નિયમો નક્કી કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો, એ ધર્મો સમાજની આખી વ્યવસ્થા રચી આપે છે અને પોતાની મંજૂરી તથા અધિકાર અર્પીને તેઓ તેને કાયમ કરે છે. પોતાની કડક જ્ઞાતિવ્યવસ્થા ઊભી કરીને હિંદુ ધર્મ તો એ બાબતમાં સૌથી આગળ ગયો છે. સામાજિક વ્યવસ્થાને આ ધાર્મિક નિશ્ચિતિ મળવાથી તેમાં ફેરફાર કરવો મુશ્કેલ બની જાય છે. આમ બીજી જગ્યાઓની પેઠે મિસરમાં પણ પ્રગતિશીલ લોકોએ ધર્મને સમાજની વ્યવસ્થા તથા સામાજિક સંસ્થાઓથી જુદો પાડવા પ્રયત્ન કર્યો. એનું કારણ તેમણે એ આપ્યું કે, ભૂતકાળમાં ધર્મ તથા રૂઢિએ પ્રજા માટે ઊભી કરેલી આ પુરાણી સંસ્થાઓ, બેશક તે કાળમાં જે સ્થિતિ પ્રવર્તતી હતી તેને માટે યોગ્ય અને અનુકૂળ હતી. પરંતુ આજે તો એ પરિસ્થિતિમાં ઘણો ફેરફાર થઈ ગયો છે અને તેથી કરીને પુરાણી સંસ્થાઓનો તેમની સાથે મેળ બેસતો નથી. બળદગાડા માટે કરવામાં આવેલો નિયમ મોટર કે રેલવેગાડી માટે બંધ બેસતો ન આવે એ આપણે આપણી સાદી સમજથી પણ સમજી શકીએ.

આ પ્રગતિશીલ લોકો અને સુધારકોની દલીલ આવા પ્રકારની હતી. આને પરિણામે, રાજ્ય તેમ જ બીજી અનેક સંસ્થાઓને ઐહિક સ્વરૂપ આપવામાં આવ્યું, એટલે કે ધર્મથી તેમને છૂટાં પાડવામાં આવ્યાં. આપણે જોઈ ગયાં છીએ કે આ પ્રક્રિયા તુર્કીમાં સૌથી આગળ વધી છે. તુર્ક પ્રજાસત્તાકનો પ્રમુખ પોતાના હોદ્દાના સોગંદ પણ ઈશ્વરના નામથી નથી લેતો; તે એ સોગંદ પોતાની ઇજ્જત ઉપર લે છે. મિસરમાં હજી એ બાબતમાં એટલી બધી પ્રગતિ નથી થવા પામી, પરંતુ ત્યાં તેમ જ બીજા ઇસ્લામી દેશોમાં એ જ વલણ કાર્ય કરી રહ્યું છે. તુર્કો, મિસરવાસીઓ, સીરિયનો, ઈરાનીઓ વગેરે પુરાણી ધર્મની ભાષા કરતાં આજે રાષ્ટ્રવાદની નવી ભાષા વધુ પ્રમાણમાં બોલે છે. દુનિયાના બીજા કોઈ પણ મોટા મુસ્લિમ સમૂહ કરતાં હિંદના મુસલમાનો રાષ્ટ્રીયકરણની આ પ્રક્રિયાનો કદાચ વધારે વિરોધ કરી રહ્યા છે. આ એક અજબ અને નોંધપાત્ર બીના છે. આ નવા રાષ્ટ્રવાદનો વિકાસ સામાન્ય રીતે મૂડીવાદી આર્થિક વ્યવસ્થા નીચે બૂર્ઝ્વાઓના અથવા તો મધ્યમવર્ગના ઉદયની સાથે સાથે જ થવા પામ્યો છે. આ બૂર્ઝ્વા વર્ગ પેદા કરવામાં હિંદના મુસલમાનો પછાત રહ્યા છે અને તેમની આ નિષ્ફળતા રાષ્ટ્રવાદની દિશામાં તેમની આગેકૂચના માર્ગમાં વિઘ્નરૂપ નીવડી હોય એ બનવા જોગ છે. એવો પણ સંભવ છે કે, હિંદમાં તેઓ

લઘુમતીમાં છે એ વસ્તુએ પણ તેમની ભીતિમાં વધારો કર્યો હોય તથા તેમને વધારે સ્થિતિચુસ્ત અને જૂની પરંપરાને વળગી રહેનારા તથા નવા વિચારો તેમ જ ખ્યાલોની બાબતમાં સાશંક બનાવ્યા હોય. કંઈક એવા જ માનસથી પ્રેરાઈને લગભગ હજાર વરસ પૂર્વે ઇસ્લામી ચડાઈ વખતે હિંદુઓએ પોતાની આસપાસ કવચ રચીને કડક જ્ઞાતિવ્યવસ્થા ઊભી કરી હશે.

૧૯મી સદીની છેલ્લી પચીશી દરમ્યાન અને તે પછી વિદેશો સાથેનો વેપાર વધતાં મિસરમાં નવો મધ્યમ વર્ગ ઊભો થયો. સૈદ ઝઘલુલ નામનો એક પુરુષ 'ફેલ્લાહ' અથવા ખેડૂત કુટુંબમાં જન્મ્યો હતો અને પોતાની ઉન્નતિ સાધીને તે મધ્યમ વર્ગમાં દાખલ થયો હતો. ૧૮૮૧–૮૨માં અરબી પાશાએ બ્રિટિશ સરકારને પડકાર કર્યો ત્યારે ઝઘલુલ જુવાનીમાં હતો અને તેણે અરબીના હાથ નીચે કામ કર્યું હતું. ત્યારથી માંડીને ૧૯૨૭ની સાલમાં તે મરણ પામ્યો ત્યાં સુધી, એટલે કે સુડતાળીસ વરસ સુધી તેણે મિસરની સ્વતંત્રતા માટે કાર્ય કર્યું અને તે મિસરની સ્વતંત્રતાની ચળવળનો નેતા બન્યો. તે મિસરનો સર્વમાન્ય નેતા હતો. જેમાં તે પેદા થયો હતો તે ખેડૂત-વર્ગની એના ઉપર અપાર પ્રીતિ હતી અને જે વર્ગમાં તેણે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું તે મધ્યમવર્ગ તેને આદર્શ પુરુષ તરીકે લેખતો હતો. પરંતુ કહેવાતા અમીરવર્ગ અથવા પુરાણા ફ્યૂડલ જમીનદારવર્ગની તેના ઉપર કરડી નજર હતી. દેશમાંના તેમના સત્તાના સ્થાન ઉપરથી ધીમે ધીમે તેમને ખસેડી રહેલો ઉદય પામતો મધ્યમવર્ગ તેમને પસંદ નહોતો. ઝઘલુલને તેઓ લેભાગુ ગણતા હતા અને પોતાના વર્ગના નેતા અને પ્રતિનિધિ તરીકે તેને તેમની સામે લડવું પડ્યું. હિંદની પેઠે, ત્યાં પણ બ્રિટિશોએ આ ફ્યૂડલ જમીનદાર વર્ગમાંથી પોતાનો ટેકો મેળવવાનો પ્રયત્ન કર્યો. એ વર્ગ મિસરી કરતાં તુર્ક વધારે પ્રમાણમાં હતો અને તે જૂના શાસક અમીરવર્ગનો પ્રતિનિધિ હતો.

સામ્રાજ્યવાદની માન્ય થયેલી અને સારી રીતે અજમાવી જોવાયેલી રીત પ્રમાણે બ્રિટિશોએ મિસરમાં સમાજના કોઈ એક સમૂહ અથવા રાજકીય પક્ષને પોતાની સાથે રાખવાનો પ્રયાસ કર્યો અને એક વર્ગ અથવા સમૂહને બીજાની સામે ઊભો કરીને એક રાષ્ટ્રીય ઘટકના વિકાસમાં અંતરાય નાખ્યો. મિસરમાં ખ્રિસ્તી કૉપ્ટ લોકો લઘુમતીમાં હતા એટલે હિંદની જેમ ત્યાં પણ તેમણે લઘુમતીનો પ્રશ્ન ઊભો કરવાનો પ્રયાસ કર્યો પણ એમાં તેમને નિષ્ફળતા મળી. અને આ બધું તેમણે સામ્રાજ્યવાદની માન્ય થયેલી રીત પ્રમાણે જ કર્યું. તેમની જીભે તો મધુરી મધુરી વાતો જ હતી. તેઓ કહેતા હતા કે પોતે તો ત્યાં આગળ મિસરવાસીઓના લાભને માટે જ છે. 'મૂક જનતાના' 'ટ્રસ્ટી' હોવાનો તેમનો દાવો હતો. અને 'દેશમાં જેમને કશું ખોવાનું નથી' એવા 'ચળવળિયાઓ' અને એવા બીજા લોકો મુસીબત ઊભી ન કરે તો બધું

બરાબર ચાલે. પરંતુ બનતું એમ કે, તેમની આ લાભ આપવાની ક્રિયા ઘણી વાર જેમને તેઓ પોતાનો લાભ આપી રહ્યા હતા તેમને મોટી સંખ્યામાં ગોળીબારથી ઠાર કરવામાં પરિણમતી. કદાચ એમ હશે કે, આ રીતે તેમને આ દુનિયાની વિપતોમાંથી ઉગારી લેવામાં આવતા અને તેમના સ્વર્ગગમનને ત્વરિત કરવામાં આવતું હતું.

મહાયુદ્ધના આખા કાળ દરમ્યાન અને ત્યાર પછી પણ ઘણા વખત સુધી મિસર લશ્કરી કાયદા નીચે હતું. મહાયુદ્ધ દરમ્યાન ત્યાં નિઃશસ્ત્રીકરણનો કાયદો તથા લશ્કરભરતીનો કાયદો એમ બે કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા. દેશમાં મોટા પ્રમાણમાં બ્રિટિશ લશ્કર રાખવામાં આવ્યું હતું. મહાયુદ્ધના આરંભમાં જ મિસરને રક્ષિત દેશ તરીકે જાહેર કરવામાં આવ્યો હતો.

૧૯૧૮ની સાલમાં યુદ્ધ પૂરું થતાંવેત મિસરના રાષ્ટ્રવાદીઓ ફરી પાછા સક્રિય બન્યા. અને બ્રિટિશ સરકાર તથા પૅરિસની સુલેહ પરિષદ સમક્ષ મૂકવા માટે તેમણે મિસરની સ્વતંત્રતા માટેનો દાવો ઘડી કાઢ્યો. તે વખતે મિસરમાં સાચા અર્થમાં કોઈ રાજકીય પક્ષો નહોતા. ત્યાં આગળ માત્ર એક 'વતન' પક્ષ અથવા રાષ્ટ્રીય પક્ષ હતો. પરંતુ તેના સભ્યોની સંખ્યા પણ બહુ જ ઓછી હતી. મિસરની સ્વતંત્રતાની હિમાયત કરવા માટે ઝગલુલ પાશાની આગેવાની નીચે એક પ્રતિનિધિમંડળ લંડન તથા પૅરિસ મોકલવાનું ઠરાવવામાં આવ્યું અને આ પ્રતિનિધિમંડળને પ્રજાના પીઠબળવાળું તથા સમગ્ર રાષ્ટ્રનું પ્રતિનિધિ બનાવવા માટે એક વિશાળ સંસ્થા ઊભી કરવામાં આવી. મિસરના મહાન વફદ પક્ષની શરૂઆત આ રીતે થઈ હતી, કેમકે વફદનો અર્થ પ્રતિનિધિમંડળ થાય છે. બ્રિટિશ સરકારે આ પ્રતિનિધિમંડળને લંડન જવાની પરવાનગી ન આપી અને ૧૯૧૯ના માર્ચ માસમાં ઝગલુલ પાશા તથા બીજા નેતાઓની ધરપકડ કરી.

આને પરિણામે ખૂનખાર ક્રાંતિ ફાટી નીકળી. કેટલાક અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા અને કેરો શહેર તથા બીજાં મથકો ક્રાંતિકારી સમિતિને હાથ ગયાં. ઘણે સ્થળે જાહેર સલામતી માટે રાષ્ટ્રીય સમિતિઓ સ્થાપવામાં આવી. આ ક્રાંતિમાં વિદ્યાપીઠના વિદ્યાર્થીઓએ આગળ પડતો ભાગ લીધો. પરંતુ આ આરંભની સફળતા પછી, ઘણે અંશે ક્રાંતિને દાબી દેવામાં આવી. આમ છતાં પણ છૂટાછવાયા અંગ્રેજ અમલદારોને મારી નાખવામાં આવતા હતા. આમ સક્રિય ક્રાંતિને તો દાબી દેવામાં આવી પણ ક્રાંતિકારી ચળવળ તો ચાલુ જ રહી. તેણે પોતાની વ્યૂહરચના બદલી અને શાંત પ્રતિકારની બીજી અવસ્થામાં તે દાખલ થઈ. આ શાન્ત પ્રતિકાર એટલો બધો સફળ થયો કે મિસરની માગણીનું સમાધાન કરવાની બ્રિટિશ સરકારને ફરજ પડી. લૉર્ડ મિલ્નરની આગેવાની નીચે ઇંગ્લંડથી એક કમિશન મોકલવામાં આવ્યું. મિસરના રાષ્ટ્ર-

વાદીઓએ એ કમિશનનો બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો અને તેમાં તેમને અપૂર્વ સફળતા મળી. એનો બહિષ્કાર કરવામાં પણ વિદ્યાર્થીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો. દેશના વિરોધની એ કમિશન ઉપર એવી ભારે છાપ પડી કે તેણે કેટલીક દૂરગામી ભલામણો કરી. બ્રિટિશ સરકારે તેની અવગણના કરી અને મિસરની લડત ત્રણ વરસ એટલે કે ૧૯૧૯થી ૧૯૨૨ સુધી ચાલુ રહી. 'ઇસ્તકલાલ અલ–તઆમ'થી એટલે કે પૂર્ણ સ્વાતંત્ર્યથી સહેજ પણ ઓછું તેઓ સ્વીકારવા તૈયાર નહોતા.

૧૯૧૯માં ધરપકડ કરવામાં આવી ત્યાર બાદ થોડા વખત પછી ઝઘલુલ પાશાને છોડી મૂકવામાં આવ્યો હતો. ૧૯૨૧ના ડિસેમ્બરમાં તેને ફરીથી પકડીને દેશપાર કરવામાં આવ્યો. પરંતુ બ્રિટિશ લોકોની દૃષ્ટિએ એથી કરીને પરિસ્થિતિમાં કશોયે સુધારો થવા પામ્યો નહિ અને મિસરવાસીઓના મનનું સમાધાન કરવાને કંઈક પગલું ભરવાની તેમને ફરજ પડી. ઝઘલુલ ધરછોડ ન કરે એવો ઉદ્દામ નહોતો છતાંયે સમાધાન ન થઈ શક્યું. સાચે જ, બ્રિટિશો સાથે નમાલું સમાધાન કરવાનો પ્રયાસ કરીને પોતાના દેશને દગો દેવાનો કેટલાક લોકોએ તેના ઉપર આરોપ મૂક્યો અને તેમણે તેનો જાન લેવાનો પણ એક વખતે પ્રયત્ન કર્યો હતો. પરંતુ બ્રિટિશ સરકાર અને મિસરના રાષ્ટ્રવાદીઓ વચ્ચે તે વખતે સમાધાન ન થઈ શક્યું, અને હજી પણ થઈ શકતું નથી. એનાં સાચાં કારણો મૂલગામી છે. એ કારણો પણ હિંદમાં સમાધાન થતું અટકાવનારાં કારણો જેવાં જ છે. મિસરના રાષ્ટ્રવાદીઓ મિસરમાંનાં અંગ્રેજોનાં બધાં જ હિતોની અવગણના કરવા નહોતા માગતા. એ બધા વિષે ચર્ચા કરવા તેઓ પૂરેપૂરા તૈયાર હતા અને સામ્રાજ્યવ્યાપી વેપારના ઇંગ્લંડનાં ખાસ હિત તથા તેના લશ્કરી મહત્ત્વના માર્ગો તેમ જ એવી બીજી બાબતોમાં ધરછોડ કરવાને પણ તૈયાર હતા. પરંતુ પહેલાં તેમની પૂર્ણ સ્વતંત્રતા સ્વીકારવામાં આવે તે પછી જ અને એ સ્વતંત્રતાને વિઘ્નરૂપ ન નીવડે તે રીતે જ તેઓ એ પ્રશ્નોની ચર્ચા કરવા તૈયાર હતા. જ્યારે ઇંગ્લંડ એમ માનતું હતું કે મિસરને બરાબર કેટલા પ્રમાણમાં સ્વતંત્રતા આપવી એ નક્કી કરવાનો તેનો અધિકાર છે તથા પોતાનાં હિતો એ સ્વતંત્રતાથી અબાધિત રહેવાં જોઈએ, કેમ કે એ હિતોનું તો પ્રથમ રક્ષણ કરવું ઘટે.

આમ, સમાધાન માટે બે વચ્ચે કાંઈ પણ સામાન્ય ભૂમિકા નહોતી. પરંતુ બ્રિટિશ સરકારને લાગ્યું કે કંઈક તો કરવું જ જોઈએ એટલે સમાધાન ઉપર આવ્યા વિના જ ૧૯૨૨ના ફેબ્રુઆરી માસમાં તેણે એક જાહેરાત કરી. તેણે જણાવ્યું કે, ભવિષ્યમાં તે મિસરને 'પૂર્ણ સ્વતંત્ર રાજ્ય' તરીકે માન્ય રાખશે પણ ચાર બાબતો — અને આ 'પણ'જ ખોટી વસ્તુ હતી — ભવિષ્યની વિચારણા માટે તે બાકી રાખે છે. એ ચાર બાબતો નીચે મુજબ છે :

૧. મિસરમાંના બ્રિટિશ સામ્રાજ્યના વ્યવહાર માર્ગોની સલામતી.

૨. બધા પરદેશી હુમલાઓ તથા પ્રત્યક્ષ કે પરોક્ષ દખલગીરી સામે મિસરનું રક્ષણ.

૩. મિસરમાંનાં પરદેશી હિતો તથા લઘુમતીઓની રક્ષા.

૪. સુદાનના ભાવીનો પ્રશ્ન.

આ બધી અનામતીઓ (રેઝરવેશન્સ) તેના હિંદના પિત્રાઈઓને મળતી જ છે. આપણે એને 'સલામતીઓ' કહીએ છીએ. પરંતુ અહીં આગળ તેમનો વંશવિસ્તાર ઘણો મોટો છે. આ અનામતીઓનો સ્વીકાર કરવામાં આવ્યો નહિ કેમ કે ઉપર ઉપરથી તે બહુ સાદી અને નિર્દોષ લાગે છે ખરી પરંતુ એને કારણે મિસરને આંતરિક બાબતમાં કે પરદેશોની બાબતમાં સાચી સ્વતંત્રતા મળતી નહોતી. આમ, ૧૯૨૨ના ફેબ્રુઆરી માસની સ્વતંત્રતાની જાહેરાત એ બ્રિટિશ સરકારનું એકપક્ષી કૃત્ય હતું અને મિસરે તેનો સ્વીકાર કર્યો નહિ. બ્રિટનની તરફેણ કરનારી અનામતીઓ અથવા સલામતીઓવાળી સ્વતંત્રતાનો પણ વાસ્તવમાં શો અર્થ થાય છે એ એ પછીનાં વરસો દરમ્યાન મિસરે સારી પેઠે બતાવી આપ્યું છે.

આ 'સ્વતંત્રતા' આપવામાં આવી તે છતાંયે મિસરમાં એ પછી દોઢ વરસ વધુ લશ્કરી કાયદાનો અમલ ચાલુ રહ્યો. મિસરની સરકારે માફીનો કાયદો (ઍક્ટ ઑફ ઇન્ડેમ્નિટી) એટલે કે લશ્કરી કાયદાના અમલ દરમ્યાન જે અમલદારોએ ગેરકાયદે કાર્યો કરેલાં તેની જવાબદારીમાંથી એ બધાને મુક્ત કરતો કાયદો પસાર કર્યો ત્યારે જ તે બંધ કરવામાં આવ્યો.

આ નવા 'સ્વતંત્ર' મિસરને અતિશય પ્રત્યાઘાતી બંધારણની નવાજેશ કરવામાં આવી. એમાં રાજાના હાથમાં ભારે સત્તા આપવામાં આવી અને મિસરની ગરીબડી પ્રજા ઉપર રાજા ફ્રાઉદને ઠોકી બેસાડવામાં આવ્યો. ફ્રાઉદ રાજા તથા બ્રિટિશ અમલદારોને એકબીજા સાથે બહુ જ ફાવી ગયું. એ બંનેને રાષ્ટ્રવાદીઓ અળખામણા લાગતા હતા તેમ જ પ્રજાની સ્વતંત્રતાના ખ્યાલની સામે તથા ધારાસભા દ્વારા ચાલતી સાચી સરકાર સામે પણ તેમનો વિરોધ હતો. ફ્રાઉદ રાજા પોતાને જ સરકાર લેખતો હતો અને ઘણુંખરું પોતાનું ધાર્યું જ કરતો હતો. ધારાસભાને બરતરફ કરીને બ્રિટિશ સંગીનો ઉપર મુસ્તાક બનીને સરમુખત્યારની પેઠે તે શાસન કરતો અને અંગ્રેજો તેને મદદ આપવા કદી ચૂકતા નહિ.

મિસરને સ્વતંત્ર જાહેર કર્યા પછી બ્રિટિશ સરકારે પહેલવહેલું પરોપકારી કૃત્ય નવા અમલ નીચે નિવૃત્ત થતા અમલદારોને વળતર આપવા માટે જબરદસ્ત રકમની માગણી કરવાનું કર્યું. મિસરની સરકાર તરીકે ફ્રાઉદ રાજા એ આપવા તરત જ સંમત થયો અને તેણે ૬૫ લાખ પાઉન્ડ જેટલી મોટી રકમ

બ્રિટિશ સરકારને આપી. આ રીતે પ્રત્યેક મોટા અમલદારને સાડાઆઠ હજાર પાઉંડ મળ્યા. અને તાજુબીની વાત તો એ છે કે, આટલું ભારે વળતર આપીને નિવૃત્ત કરવામાં આવેલા અમલદારોમાંથી કેટલાકને ખાસ કરાર કરીને તરત જ ફરીથી નોકરીમાં રાખવામાં આવ્યા. ધ્યાનમાં રાખજે કે, મિસર એ કંઈ બહુ મોટો દેશ નથી અને એની વસતી યુક્ત પ્રાંતોની વસતીના ત્રીજા ભાગ કરતાંયે ઓછી છે.

મિસરના રાજ્યબંધારણમાં જણાવવામાં આવ્યું છે કે "બધી સત્તા પ્રજામાંથી ઉદ્ભવે છે." પરંતુ સાચી વસ્તુસ્થિતિ તો એમ છે કે, નવા રાજ્યબંધારણનો અમલ થયો ત્યારથી ધારાસભાની તો અતિ બૂરી દશા થઈ છે. મારી જાણ પ્રમાણે તો, એક પણ ધારાસભા તેની પૂરી મુદત સુધી ચાલુ રહી નથી. ફાઉદ રાજાને હાથે વારંવાર તેનો અંત આવ્યો. તેણે અનેક વાર બંધારણને મોકૂફ રાખ્યું અને આપખુદ રાજા તરીકે શાસન કર્યું.

નવી ધારાસભાની ૧૯૨૯ની સાલમાં કરવામાં આવેલી ચૂંટણીમાં ઝઘલુલ પાશા તથા તેના વફદ પક્ષનો આખા દેશમાં ડંકો વાગ્યો. ૯૦ ટકા મતો તેમને મળ્યા અને ૨૧૪ બેઠકોમાંથી ૧૭૭ બેઠકો વફદ પક્ષને મળી. ઇંગ્લંડ સાથે સમજૂતી પર આવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો અને એને માટે ઝઘલુલ લંડન ગયો. પરંતુ બંને દૃષ્ટિબિંદુઓનો મેળ ન જ સાધી શકાયો અને ઘણા પ્રશ્નો ઉપર વાટાઘાટો પડી ભાગી. સુદાનનો પ્રશ્ન એમાંનો એક હતો. સુદાન મિસરની દક્ષિણે આવેલો દેશ છે. તે મિસરથી બિલકુલ ભિન્ન દેશ છે; તેની પ્રજા ભિન્ન છે તેમ જ તેની ભાષા પણ જુદી છે. સુદાનમાં થઈને નાઈલ નદી ઉત્તરના પ્રદેશમાં વહે છે. છેક નોંધાયેલા ઇતિહાસના સમયથી માંડીને એટલે કે સાતથી આઠ હજાર વરસોથી નાઈલ નદી મિસરની જીવનસ્રોત બની રહી છે. આખાયે મિસરની ખેતીનો આધાર કેવળ નાઈલની વાર્ષિક રેલો આવવા ઉપર છે. એબિસીનિયાના ઉચ્ચ પ્રદેશમાંથી અસંખ્ય વરસોથી રસાળ માટી લાવીને એ રેલોએ મિસરના રણને ફળદ્રુપ ભૂમિમાં ફેરવી નાખ્યું છે. લૉર્ડ મિલ્નરે (જેનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો તે જ કમિશનનો નેતા) નાઈલ વિષે લખ્યું છે:

"જ્યાં સુધી એ મહાનદનો ઉપલાણનો પ્રદેશ મિસરના કબજા નીચે ન હોય ત્યાં સુધી એનું પાણી — જે મિસરને માટે કેવળ સુખસગવડ કે આબાદીનો જ નહિ પણ જીવનમરણનો સવાલ છે — નિયમિત રીતે પૂરું પડે એ વસ્તુ હમેશાં જોખમમાં જ રહેવાની. એ વિચાર અસ્વસ્થ કરી મૂકનારો છે."

નાઈલ નદીનો ઉપલાણનો પ્રદેશ સુદાનમાં આવેલો છે અને તેથી જ મિસર માટે સુદાનનું ભારે મહત્ત્વ છે.

ભૂતકાળમાં, સુદાન મિસર તેમ જ ઇંગ્લંડ એ બંનેના કબજા નીચે છે એમ માનવામાં આવતું હતું અને એને ઍંગ્લો-ઇજિપ્શિયન સુદાન તરીકે

ઓળખવામાં આવતું હતું. વાસ્તવમાં ઇંગ્લંડ મિસર ઉપર રાજ્ય કરતું હતું એટલે તેમની વચ્ચે હિતવિરોધ ઊભો થવા પામ્યો નહોતો અને મિસરનાં નાણાં ઘણા મોટા પ્રમાણમાં સુદાનમાં ખરચાયાં હતાં. ખરેખર, ૧૯૨૪ની સાલમાં લૉર્ડ કર્ઝને પણ બ્રિટિશ પાર્લમેન્ટમાં જણાવ્યું હતું કે મિસરે જો નાણાં ખરચવાની જવાબદારી ન ઉપાડી હોત તો સુદાન નાદાર થઈ ગયું હોત. જ્યારે મિસર છોડી જવાનો સવાલ તેમની સમક્ષ ખડો થયો ત્યારે અંગ્રેજો સુદાનને પોતાના કબજામાં રાખી લેવા માગતા હતા. બીજી બાજુએ, મિસરવાસીઓને પણ લાગ્યું કે સુદાનમાંના નાઇલ નદીના ઉપલાણનાં પાણીના કબજા સાથે પોતાની હસ્તીનો આધાર છે. આથી કરીને બંનેનો હિતવિરોધ ઊભો થયો.

૧૯૨૪ની સાલમાં ઝઘલુલ પાશા તથા બ્રિટિશ સરકાર વચ્ચે સુદાનનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો હતો તે વખતે સુદાનના લોકોએ અનેક રીતે મિસર પ્રત્યેનો તેમનો પ્રેમ વ્યક્ત કર્યો. એને માટે અંગ્રેજોએ તેમને સખત શિક્ષા કરી. અને વિચિત્ર વાત તો એ હતી કે, ત્યાં આગળ અંગ્રેજો તથા મિસરવાસીઓનો સંયુક્ત વહીવટ હતો તથા એને અંગે મિસરને સારી પેઠે ખરચ કરવો પડતો હતો છતાંયે મિસરની સરકારની કશીયે સલાહ લીધા વિના સુદાનમાં તેમણે પોતાની મરજી મુજબ પગલાં લીધાં.

મિસરની સ્વતંત્રતાની કહેવાતી જાહેરાતમાં બ્રિટિશોએ બીજી અનામતી મિસરમાંનાં પરદેશી હિતોની રક્ષાને અંગેની રાખી હતી. આ વિદેશી હિતો શું હતાં? આગળના એક પત્રમાં એ વિષે મેં તને થોડું કહ્યું હતું. તુર્ક સામ્રાજ્ય નબળું પડતું જતું હતું ત્યારે મહાન સત્તાઓએ તેના ઉપર કેટલાક નિયમો ઠોકી બેસાડ્યા અને તે મુજબ તેમના પ્રજાજનો પ્રત્યે તુર્કીમાં વિશિષ્ટ પ્રકારનો વર્તાવ રાખવામાં આવતો હતો. તેઓ ગમે તે ગુનો કરે તોયે આ યુરોપિયનો તુર્કીના કાયદા કે તેની અદાલતોને આધીન નહોતા. તેમના ઉપર તેમના દેશનું એલચીખાતું અથવા તો યુરોપિયનોની બનેલી ખાસ અદાલતો કામ ચલાવતી. તેઓ બીજા પણ ખાસ હક્કો ભોગવતા હતા; જેમકે, ઘણાખરા કરોમાંથી તેઓ મુક્ત હતા. પરદેશીઓના આ વિશિષ્ટ પ્રકારના અને કીમતી હક્કો 'કેપિચ્યુલેશન'ના નામથી ઓળખાતા. કેપિચ્યુલેશન એટલે હારીને શરણે જવું. અને ખરેખર એ હક્કો માન્ય રાખવામાં આવ્યા એટલા પ્રમાણમાં તુર્કીની રાજ્યસત્તા વિદેશીઓને શરણે ગઈ હતી પણ ખરી. આમ તુર્કીને એ હક્કો માન્ય રાખવા પડ્યા એટલે તુર્ક સામ્રાજ્યની હકૂમત નીચેના બીજા ભાગોને પણ તે કબૂલ રાખવા પડ્યા. જે સંપૂર્ણપણે ઇંગ્લંડની હકૂમત નીચે હતું અને જ્યાં આગળ તુર્કીની નામની સત્તા પણ રહી નહોતી તે મિસરને પણ તુર્ક સામ્રાજ્યના એક ભાગ તરીકે આ બાબતમાં સહન કરવું પડ્યું અને ત્યાં પણ 'કેપિચ્યુલેશન'ના હક્કો ઠોકી બેસાડવામાં આવ્યા. તેમને માટે પરિસ્થિતિ આવી અનુકૂળ હોવાથી શહેરોમાં

પરદેશી વેપારીઓ તેમ જ મૂડીદારોની મોટી મોટી વસાહતો ઊભી થઈ. તેમની દરેક રીતે રક્ષા કરી રહેલી તેમ જ કશોયે કર ભર્યા વિના તવંગર અને સમૃદ્ધ થવાની અનુકૂળતા કરી આપતી વ્યવસ્થા રદ કરવામાં આવે એની સામે તેઓ વિરોધ ઉઠાવે એ સ્વાભાવિક હતું. આ પરદેશી સ્થાપિત હિતોની રક્ષા કરવાની જવાબદારી બ્રિટને પોતાને માથે રાખી હતી. જે વ્યવસ્થા પોતાની સ્વતંત્રતા સાથે બિલકુલ બંધબેસતી નહોતી તથા જેને લીધે તેને મહેસૂલની દૃષ્ટિએ ભારે ખોટમાં ઊતરવું પડતું હતું તે વ્યવસ્થા માન્ય રાખવામાં મિસર કબૂલ ન થાય એ સ્વાભાવિક હતું. સૌથી તવંગર હોય એવા લોકો જો કર ભરવામાંથી છટકી જાય તો સામાજિક પરિસ્થિતિની સુધારણાના ક્ષેત્રમાં વિશાળ પાયા ઉપર કંઈ પણ કરવું એ લગભગ અશક્ય હતું. ઇંગ્લંડની સીધી હકૂમતના લાંબા કાળ દરમ્યાન તેણે પ્રાથમિક કેળવણી, જનસુખાકારી જળવાઈ રહે એવા પ્રકારનું સફાઈકાર્ય કે ગામડાંઓની સ્થિતિની સુધારણા વગેરે બાબતોમાં કશુંયે કર્યું નહિ.

પરંતુ બન્યું એમ કે, 'કેપિચ્યુલેશન'ના હક્કોની ઉત્પત્તિના મૂળ કારણરૂપ તુર્કી કમાલ પાશાના વિજય પછી તેમાંથી મુક્ત થઈ ગયું. ૧૯મી સદીમાં જાપાનને પણ આ 'કેપિચ્યુલેશન' વેઠવાં પડ્યાં હતાં. પણ તે બળવાન બન્યું કે તરત જ તેણે તે ફગાવી દીધાં.

આમ પરદેશી સ્થાપિત હિતોનો પ્રશ્ન એ મિસર અને ઇંગ્લંડ વચ્ચેના સમાધાનના માર્ગમાં બીજો અંતરાય હતો. સ્થાપિત હિતો હમેશાં સ્વતંત્રતાના માર્ગમાં અંતરાયરૂપ બનતાં આવ્યાં છે.

તેમની હમેશની ઉદારતા પ્રમાણે બ્રિટિશ સરકારે લઘુમતીઓનાં હિતોની રક્ષા કરવાનો પણ નિર્ણય કર્યો હતો અને ૧૯૨૨ની સાલની સ્વતંત્રતાની જાહેરાતમાં એ વસ્તુનો પણ એક અનામતી તરીકે સમાવેશ કરવામાં આવ્યો હતો. મુખ્ય લઘુમતી ત્યાં આગળ કૉપ્ટ લોકોની હતી. એ લોકો પ્રાચીન મિસરવાસીઓના વંશજો છે એવું માનવામાં આવે છે અને એ રીતે તેઓ મિસરની સૌથી પુરાણી જાતિના છે. તેઓ ખ્રિસ્તી ધર્મ પાળે છે અને યુરોપ ખ્રિસ્તી થયું તે પહેલાં ખ્રિસ્તી ધર્મના આરંભકાળથી તેમણે એ ધર્મ અંગીકાર કરેલો છે. બ્રિટિશ સરકારે લઘુમતીઓ માટે દર્શાવેલી આ ભારે રહેમ નજર માટે તેનો આભાર માનવાને બદલે આ બેકદર લોકોએ તેમને વિષે કશી પણ ચિંતા ન કરવાનું તેને જણાવ્યું. ૧૯૨૨ની સ્વતંત્રતાની જાહેરાત થઈ તે પછી તરત જ કૉપ્ટ લોકો એક મોટી સભામાં એકઠા થયા અને એમાં તેમણે ઠરાવ કર્યો કે, "રાષ્ટ્રીય ધ્યેયની પ્રાપ્તિ તથા રાષ્ટ્રીય ઐક્યને અર્થે અમે લઘુમતીના પ્રતિનિધિત્વના તથા સંરક્ષણના બધાયે હક્કોનો ત્યાગ કરીએ છીએ." કૉપ્ટોના આ નિર્ણયને અંગ્રેજોએ મૂર્ખાઈભરેલો ગણીને વખોડી કાઢ્યો! તેમનો એ નિર્ણય મૂર્ખાઈભરેલો હોય કે ડહાપણભરેલો હોય

પરંતુ તેમનું રક્ષણ કરવાના અંગ્રેજોના દાવાને તેણે નિર્મૂળ કર્યો અને લઘુમતીનો પ્રશ્ન એ વાટાઘાટનો વિષય મટી ગયો. ખરી વાત તો એમ છે કે, રાષ્ટ્રની સ્વતંત્રતા માટેની લડતમાં કૉપ્ટ લોકોએ ભારે ફાળો આપ્યો હતો તથા વફદ પક્ષમાં ઝઘલુલ પાશાના કેટલાક સૌથી વિશ્વાસુ સાથીઓ કૉપ્ટ હતા.

આ પરસ્પર વિરોધી દૃષ્ટિને કારણે તથા મિસર અને ઇંગ્લંડનાં હિતોના વિરોધને કારણે મિસરના પ્રતિનિધિ તરીકે ઝઘલુલ પાશા તથા તેના સાથીઓ અને બ્રિટિશ સરકાર વચ્ચેની ૧૯૨૪ની સાલની વાટાઘાટો પડી ભાગી. આથી બ્રિટિશ સરકાર અતિશય કોપાયમાન થઈ. તે તો યુરોપમાં પોતાનું ધાર્યું કરવાને ટેવાયેલી હતી એટલે કેરોની નવી ધારાસભાની અને ખાસ કરીને વફદ પક્ષના નેતાઓની અડગતાથી તે અતિશય ચિડાઈ ગઈ. વફદ પક્ષને તથા મિસરની ધારાસભાને તેણે પોતાની સામ્રાજ્યવાદી રીત પ્રમાણે પાઠ ભણાવવાનું નક્કી કર્યું. બહુ જ અણધારી રીતે તેને એમ કરવા માટેની તક થોડા જ વખતમાં મળી ગઈ. એ તક તેણે ઝડપી લીધી અને એનો સારી પેઠે લાભ ઉઠાવ્યો. એ વિષે હું તને મારા આવતા પત્રમાં કહીશ. એ અસાધારણ ઘટના આધુનિક સામ્રાજ્યવાદની કાર્યવાહીને તેના નગ્ન સ્વરૂપમાં રજૂ કરે છે અને એને તો એક અલગ પત્ર જ આપવો ઘટે છે.

## ૧૬૪. અંગ્રેજોના છત્ર નીચેની સ્વતંત્રતા કેવી હોય

૨૨ મે, ૧૯૩૩

મિસરની સરકારના રાષ્ટ્રવાદી પ્રતિનિધિઓ તથા બ્રિટિશ સરકાર વચ્ચેની વાટાઘાટો પડી ભાગી એ વિષે હું તને મારા આગલા પત્રમાં કહી ગયો છું. એ પછી જે અસાધારણ બનાવો બન્યા તે વિષે પહેલાં મારે તને એ વસ્તુ યાદ આપવી જોઈએ કે, મિસરને કહેવાતી સ્વતંત્રતા આપવામાં આવી હતી તે છતાંયે તે બ્રિટિશ લશ્કરના કબજા નીચે જ રહ્યું. ત્યાં આગળ બ્રિટિશ લશ્કર રાખવામાં આવ્યું હતું એટલું જ નહિ પણ મિસરનું લશ્કર પણ અંગ્રેજોના કાબૂ નીચે હતું અને 'સરદાર'નો ખિતાબ ધરાવનાર એક અંગ્રેજ તેના વડા તરીકે રહેતો. મુખ્ય મુખ્ય પોલીસ અમલદારો પણ અંગ્રેજો હતા અને મિસરમાંના વિદેશીઓનું રક્ષણ કરવાના બહાના નીચે નાણાં, ન્યાય તથા આંતરિક વહીવટના ખાતા ઉપર પણ બ્રિટિશ સરકાર પોતાનો કાબૂ રાખતી હતી. એનો અર્થ એ થયો કે મિસરની સરકારનાં બધાંયે મહત્ત્વનાં ખાતાં બ્રિટિશ સરકારના કાબૂ નીચે હતાં. અંગ્રેજોનો આ કાબૂ દૂર થવો જોઈએ એવો આગ્રહ મિસરવાસીઓ રાખે એ સ્વાભાવિક હતું.

૧૯૨૪ના નવેમ્બરની ૧૯મી તારીખે સર લી સ્ટૅક નામના એક અંગ્રેજને કેટલાક મિસરવાસીઓએ મારી નાખ્યો. સર લી સ્ટૅક મિસરના લશ્કરના 'સરદાર'-ના હોદ્દા ઉપર હતો તેમ જ તે સુદાનનો ગવર્નર જનરલ પણ હતો. સ્વાભાવિક રીતે જ એથી મિસરમાંના તેમ જ ઇંગ્લંડના અંગ્રેજોને ભારે આઘાત લાગ્યો. પરંતુ મિસરના રાષ્ટ્રીય પક્ષના એટલે કે વફદ પક્ષના આગેવાનોને તો કદાચ એથીયે વિશેષ આઘાત લાગ્યો હશે; કેમ કે એને લીધે તેમના ઉપર જ હુમલો કરવામાં આવશે એ વાત તે બરાબર જાણતા હતા. આ હુમલો ધારવા કરતાંયે વહેલો આવ્યો. ત્રણ જ દિવસની અંદર ૨૨મી નવેમ્બરે મિસરમાંના બ્રિટિશ હાઈ કમિશનર લૉર્ડ એલનબીએ મિસરની સરકારને આખરીનામું સુપરત કર્યું. તેમાં નીચેની તાત્કાલિક માગણીઓ કરવામાં આવી હતી :

૧. માફી માગવી.
૨. ગુનેગારોને સજા કરવી.
૩. હરેક પ્રકારના રાજકીય દેખાવો બંધ કરી દેવા.
૪. નુકસાની તરીકે પાંચ લાખ પાઉન્ડ આપવા.
૫. ૨૪ કલાકની અંદર સુદાનમાંનું બધું મિસરી લશ્કર તાબડતોબ ખસેડી લેવું.
૬. મિસરના હિતને અર્થે, સુદાનમાં પાણી આપવા માટેના પ્રદેશ ઉપર જે મર્યાદાઓ મૂકવામાં આવી હતી તે દૂર કરવી.
૭. મિસરમાંના બધા વિદેશીઓના રક્ષણને અર્થે બ્રિટિશ સરકારે જે અધિકારો પોતાની પાસે રાખ્યા છે એનો હવે પછી વિરોધ કરવો નહિ. આ શરતમાં ખાસ કરીને નાણાંખાતું, ન્યાયખાતું તથા આંતરિક વહીવટનું ખાતું એ ત્રણ ખાતાંઓ ઉપર બ્રિટિશ સરકારની સત્તા કાયમ રાખવાનું સૂચન કરવામાં આવ્યું છે.

આ સખ્ત માગણીઓ ઊંડા ઊતરીને સમજી લેવા જેવી છે. થોડા માણસોએ સર લી સ્ટૅકને મારી નાખ્યો એટલા માટે, એ વિષે કશાયે તપાસ કર્યા વિના બ્રિટિશ સરકારે મિસરની આખી સરકાર એટલે કે મિસરની સમગ્ર પ્રજા પ્રત્યે જાણે તે એ ખૂન માટે ગુનેગાર હોય એ રીતે વર્તાવ કર્યો. આ ઉપરાંત તેણે આ બનાવ નિમિત્તે સારી સરખી રકમ પણ પડાવી અને સૌથી મહત્ત્વની વાત તો એ છે કે, મિસરની સરકાર અને તેની વચ્ચે જે તકરારી મુદ્દાઓ હતા અને જેના ઉપર થોડા જ માસ ઉપર લંડનમાં વાટાઘાટો પડી ભાગી હતી તે બધા તેણે આ પ્રસંગનો લાભ લઈને બળજબરીથી ઠોકી બેસાડ્યા. આટલું પણ જાણે પૂરતું ન હોય તેમ બધા પ્રકારના રાજકીય દેખાવો બંધ કરવાનું પણ વધારામાં જણાવવામાં આવ્યું. આ રીતે દેશનું સામાન્ય રાજકીય જીવન પણ ચાલુ રહેતું અટકાવી દેવામાં આવ્યું.

એક ખૂનના બનાવને આવું અસાધારણ સ્વરૂપ આપી માગણીઓ ઠોકી બેસાડવામાં આવી એ તો ખરેખર કાગનો વાઘ બનાવવા જેવું છે. આ એક ખૂનમાંથી બ્રિટિશ લોકો માટે આટલો બધો નફો ઉપજાવવા માટે અતિશય તેજ અને ભારે કલ્પનાશીલ મગજની જરૂર હતી. વળી, એથીયે વિશેષ તાજુબીની વાત તો એ છે કે, ગુના તથા અત્યાચારો અટકાવવાને માટે જે બે અમલદારોને ખાસ કરીને જવાબદાર ગણી શકાય તે બંને અંગ્રેજો હતા. એક કૈરોની પોલીસનો વડો હતો અને બીજો જાહેર સલામતીના યુરોપિયન વિભાગનો ડાયરેક્ટર જનરલ હતો. એ બંને નામના જ મિસરની સરકારના કાબૂ નીચે હતા. પ્રસ્તુત ખૂન માટે કોઈએ પણ એમને જવાબદાર ગણ્યા નહિ. પરંતુ ખૂનની જાણ થતાંવેંત પોતાની ખેદની ઊંડી લાગણી અને પસ્તાવો વ્યકત કરનાર રાંક મિસરની સરકારને બ્રિટિશ સરકારનો ભારે પણ ગણતરીપૂર્વકનો અને ફાયદાકારક કોપ વેઠવો પડ્યો.

મિસરની સરકારે પોતાની જાતને ધૂળની રજ સમાન હીણી બનાવી દીધી. ઝઘલૂલ પાશાએ આખરીનામાની લગભગ બધીયે શરતો કબૂલ રાખી અને ૨૪ કલાકની અંદર પાંચ લાખની નુકસાનીની રકમ તો ભરી પણ દીધી. માત્ર સુદાનની બાબતમાં પોતાના હક્કો તે જતા કરી શકે એમ નથી એમ મિસરની સરકારે જણાવ્યું. આટલી નમ્રતા અને આ માફી લૉર્ડ એલનબીને માટે પૂરતી ન હતી. અને સુદાનને લગતી શરત કબૂલ રાખવામાં આવી નહોતી એટલા માટે તેણે અંગ્રેજોની વતી એલેકઝાંડ્રિયાની જકાત ઑફિસનો બળજબરીથી કબજો લીધો અને એ રીતે જકાતની બધીયે આવકનો કાબૂ પોતાના હાથમાં લીધો. આ ઉપરાંત, મિસરના વિરોધની લેશ પણ પરવા કર્યા વિના સુદાનમાં પણ તેણે આ શરતો લાગુ પાડી અને તેને બ્રિટિશ વસાહત (કૉલોની) બનાવી દીધું. સુદાનમાંના મિસરી લશ્કરે બંડો કર્યાં પરંતુ તેમને અતિશય ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યાં.

અંગ્રેજોના આ પગલાના વિરોધમાં ઝઘલૂલ પાશા તથા તેની સરકારે તરત જ રાજીનામું આપ્યું અને ૧૯૨૪ની સાલના એ જ નવેમ્બર માસમાં ફાઉદ રાજાએ ધારાસભા પણ બરખાસ્ત કરી દીધી. આ રીતે, બ્રિટિશ લોકો ઝઘલૂલ પાશા તથા તેના વફદ પક્ષને હોદ્દા ઉપરથી કાઢી મુકાવવામાં તેમ જ કંઈ નહિ તો થોડા વખત માટે પણ ધારાસભાને બંધ કરાવી દેવામાં સફળ થયા. તેમણે સુદાનને પણ ખાલસા કર્યું અને સુદાનમાંનાં નાઈલનાં પાણીનો કબજો કરીને એ રીતે સહેલાઈથી મિસરનું ગળું દબાવીને તેને ગૂંગળાવી મારવાની સ્થિતિ પ્રાપ્ત કરી.

"સામ્રાજ્યવાદી હેતુઓ સાધવાને ખાતર એક કરુણ બનાવનો દુરુપયોગ કરવા" સામે મિસરની રાંક સરકારે પ્રજાસંઘને અપીલ કરી. પરંતુ મહાન

સત્તાઓ વિરુદ્ધની ફરિયાદો સામે પ્રજાસંઘ પોતાની આંખો તથા કાન બંધ કરી દે છે.

આ સમય પછી, એક બાજુ, લગભગ આખી પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતા વફદ પક્ષ અને બીજી બાજુ, પરદેશી હિતો તથા રાજદરબારના હજૂરિયાઓના ટેકાવાળું રાજા ફ્રાઉદ તથા બ્રિટિશ હાઈ કમિશનરનું ઐક્ય, એ બે વચ્ચે મિસરમાં નિરંતર તકરાર ચાલ્યાં જ કરી. ઘણોખરો વખત, રાજ્યબંધારણને ઠોકરે મારીને દેશમાં સરમુખત્યારી શાસન ચલાવવામાં આવ્યું અને ફ્રાઉદ રાજાએ આપખુદ રાજાની પેઠે કાર્ય કર્યું. જ્યારે જ્યારે ધારાસભાની બેઠક ભરવા દેવામાં આવી ત્યારે ત્યારે તેણે દર્શાવી આપ્યું કે આખોયે દેશ વફદ પક્ષની પાછળ છે અને તેથી તેને બરખાસ્ત કરવામાં આવી. અંગ્રેજોનું તેમ જ તેમના કાબૂ નીચેનાં લશ્કર તથા પોલીસનું તેને પીઠબળ ન હોત તો રાજા ફ્રાઉદ આ રીતે વર્તી શકયો ન હોત. 'સ્વતંત્ર' મિસર તરફ જેના હાથમાં સાચી સત્તા હોય છે તથા જે હમેશાં દોરીસંચાર કરતો રહે છે એવા બ્રિટિશ રેસિડંટવાળા હિંદના દેશી રાજ્યના જેવો વત્તેઓછે અંશે વર્તાવ રાખવામાં આવે છે.

૧૯૨૪ની સાલના નવેમ્બર માસમાં ધારાસભા બરખાસ્ત કરવામાં આવી હતી. ૧૯૨૫ના માર્ચ માસમાં નવી ધારાસભાની બેઠક મળી. એમાં વફદ પક્ષની ઘણી મોટી બહુમતી હતી અને તેણે તરત જ ઝઘલુલ પાશાની ધારાસભાના પ્રમુખ તરીકે ચૂંટણી કરી. અંગ્રેજો કે રાજા ફ્રાઉદ એમાંથી એકેને એ ગમ્યું નહિ. આથી આ નવીસવી અને એક જ દિવસની કારકિર્દીવાળી ધારાસભાને તે ને તે જ દિવસે બરખાસ્ત કરવામાં આવી ! રાજબંધારણ અમલમાં હતું છતાંયે, એ પછી આખા વરસ સુધી ત્યાં આગળ ધારાસભા નહોતી અને ફ્રાઉદ રાજાએ સરમુખત્યારની પેઠે રાજવહીવટ ચલાવ્યો. તેની પાછળ સાચી સત્તા તો બ્રિટિશ કમિશનરની હતી. આની સામે આખા દેશમાં ભારે રોષની લાગણી વ્યાપી હતી અને રાજા ફ્રાઉદ તથા અંગ્રેજોના જોડાણનો વિરોધ કરવા માટે ઝઘલુલ પાશા દેશના બધાય પક્ષોને એકત્ર કરવામાં સફળ થયો. ૧૯૨૫ના નવેમ્બર માસમાં સરકારી મનાઈહુકમનો અનાદર કરીને ધારાસભાના સભ્યોની સભા પણ ભરવામાં આવી. ખુદ ધારાસભાગૃહનો લશ્કરે કબજો લીધો હતો. આથી એ બધા ધારાસભ્યો બીજે સ્થાને મળ્યા.

એ પછી, રાજમહેલમાંથી માત્ર એક આજ્ઞા બહાર પાડીને ફ્રાઉદે આખુંયે રાજ્યબંધારણ બદલી નાખવાનો પ્રયાસ કર્યો. ભવિષ્યની ધારાસભાઓને અંકુશમાં રાખવાનું સુગમ થઈ જાય અને ઝઘલુલ પાશાના ઘણાખરા અનુયાયીઓને તેમાં આવતા રોકી શકાય એટલા માટે રાજ્યબંધારણ હજી વધારે સ્થિતિચુસ્ત બનાવવાનો તેનો ઉદ્દેશ હતો. પરંતુ દેશભરમાં આની સામે

જબરદસ્ત પોકાર ઊઠ્યો અને નવી વ્યવસ્થા મુજબની ચૂંટણીઓનો સંપૂર્ણપણે બહિષ્કાર કરવામાં આવશે એ સ્પષ્ટપણે જણાઈ ગયું. આથી ફ્રાઉદ રાજાને નમતું આપવું પડ્યું અને ચૂંટણી જૂની વ્યવસ્થા પ્રમાણે કરવામાં આવી. એ ચૂંટણીનું પરિણામ આ રહ્યું : ઝઘલુલ પાશાના પક્ષને ભારે બહુમતી મળી; ધારાસભાની કુલ ૨૧૪ બેઠકોમાંથી એ પક્ષને ૨૦૦ બેઠકો મળી! ઝઘલુલ પાશાની દેશ ઉપરની લાગવગનો તેમ જ મિસરને શું જોઈતું હતું તેનો આથી વિશેષ સચોટ પુરાવો શો હોઈ શકે? આમ છતાંયે બ્રિટિશ કમિશનરે (તે હિંદનો માજી ગવર્નર લૉર્ડ લૉઇડ હતો.) જણાવ્યું કે, ઝઘલુલ પાશા વડો પ્રધાન બને એમાં તેને વાંધો છે અને તેથી એ સ્થાને બીજાની નિમણૂક કરવામાં આવી. આ બાબતમાં ઇંગ્લંડે માથું મારવાની શી જરૂર હતી એ સમજવું જરા મુશ્કેલ છે. પરંતુ નવી સરકાર ઘણે અંશે ઝઘલુલના પક્ષના કાબૂ નીચે હતી અને તેણે નરમ વલણ રાખવાનો પૂરેપૂરો પ્રયત્ન કર્યાં છતાંયે તેની અને જ્યૉર્જ લૉઇડની વચ્ચે વારંવાર ચકમક ઝરી. જ્યૉર્જ લૉઇડ ભારે તુંડમિજાજી અને અક્કડ માણસ હતો અને તે વારંવાર બ્રિટિશ યુદ્ધ જહાજોની ધમકી આપતો હતો.

૧૯૨૭ની સાલમાં બ્રિટન સાથે સમજૂતી ઉપર આવવાનો બીજો પ્રયાસ કરવામાં આવ્યો. પરંતુ ફ્રાઉદ રાજાનો અતિશય વિનીત વડો પ્રધાન પણ બ્રિટનની શરતો જોઈને આભો બની ગયો. કાગળ ઉપરની સ્વતંત્રતાના ઢાંકપિછોડા નીચે તેને તો મિસરને બ્રિટનનું રક્ષિત રાજ્ય બનાવવું હતું. આથી વાટાઘાટો ફરી પાછી નિષ્ફળ નીવડી.

આ વાટાઘાટો ચાલી રહી હતી તે અરસામાં, મિસરનો મહાન નેતા ઝઘલુલ પાશા ૧૯૨૭ની સાલના ઑગસ્ટની ૨૩મી તારીખે ૭૦ વરસની વયે મરણ પામ્યો. તે મરણ પામ્યો છે પરંતુ તેની સ્મૃતિ ઉજ્જવળ અને અમૂલ્ય વારસાના રૂપમાં હજી કાયમ છે અને તે ત્યાંની પ્રજાને પ્રેરણા આપી રહી છે. તેની પત્ની બેગમ સફિયા ઝઘલુલ હજી જીવે છે. સમગ્ર પ્રજા તેના તરફ પ્રેમ અને આદરની નજરથી જુએ છે અને તેણે તેને 'રાષ્ટ્રમાતા'નો ઇલકાબ આપ્યો છે. અને કેરોમાંનું ઝઘલુલનું ઘર 'રાષ્ટ્રભવનના'ના નામથી ઓળખાય છે અને તે ઘણા વખતથી મિસરના રાષ્ટ્રવાદીઓનું વડું મથક બની રહ્યું છે.

મુસ્તફા નાહશ પાશાએ વફદ પક્ષના નેતા તરીકે ઝઘલુલ પાશાનું સ્થાન લીધું. થોડા વખત પછી ૧૯૨૮ના માર્ચ માસમાં તે વડો પ્રધાન બન્યો. નાગરિક સ્વાતંત્ર્ય અને પ્રજાનો શસ્ત્ર ધારણ કરવાનો અધિકાર વગેરે બાબતોમાં તેણે કેટલાક સાદા આંતરિક સુધારા કરવાનો પ્રયત્ન કર્યો. લશ્કરી કાયદાના અમલ દરમ્યાન અંગ્રેજોએ આ હક્કો કમી કરી નાખ્યા હતા. મિસરની

ધારાસભાએ એ પ્રશ્ન વિચારણા માટે હાથ ધર્યો કે તરત જ ઇંગ્લંડથી ધમકીઓ આવવા લાગી કે એ ન થવું જોઈએ. ઇંગ્લંડ એક સંપૂર્ણપણે આંતરિક અથવા ઘરગતુ બાબતમાં વચ્ચે પડે એ વસ્તુ ખરેખર અસાધારણ છે. પરંતુ માન્ય થયેલી હમેશની રીત મુજબ લૉર્ડ લૉઇડે આખરીનામું આપ્યું અને યુદ્ધ જહાજો માલ્ટાથી એલેકઝાંડ્રિયાના બારામાં તત્કાળ આવી પહોંચ્યાં. નાહશ પાશાએ કંઈક અંશે નમતું આપ્યું અને થોડા માસ પછી, ધારાસભાની બીજી બેઠકમાં એ બાબતો ઉપર વિચારણા ચલાવવાનું મુલતવી રાખવા તે કબૂલ થયો.

પરંતુ ધારાસભાની બીજી બેઠક થવાની જ નહોતી. રાજા ફ્રાઉદ અને બ્રિટિશ કમિશનર એટલે કે પ્રત્યાઘાત અને સામ્રાજ્યવાદે નક્કી કર્યું કે ધારાસભાને બેઅદબ રીતે વર્તવાની તક જ ન આપવી. આ કાવતરું અવનવી રીતે યોજવામાં આવ્યું. નાહશ પાશા પોતાના ઉચ્ચ ચારિત્ર્ય તેમ જ પ્રામાણિકપણા માટે જાણીતો હતો. એકાએક, એક પત્રના આધાર ઉપર (પાછળથી, એ પત્ર બનાવટી છે એમ જાણવામાં આવ્યું હતું.) નાહશ પાશા તથા વફદ પક્ષના એક કૉપ્ટ આગેવાન ઉપર અપ્રામાણિકતાનો આરોપ મૂકવામાં આવ્યો. આ બાબતમાં રાજમહેલના લોકો તથા અંગ્રેજો તરફથી ભારે પ્રચાર ચલાવવામાં આવ્યો. માત્ર મિસરમાં જ નહિ પણ બ્રિટિશ એજન્સીઓ તથા છાપાંઓના ખબરપત્રીઓએ પરદેશોમાં પણ આ ખોટા આરોપોનો ફેલાવો કર્યો. આ આરોપને બહાને રાજા ફ્રાઉદે નાહશ પાશાને વડા પ્રધાન તરીકેનું રાજીનામું આપવા જણાવ્યું. તેણે રાજીનામું આપવાની ના પાડી એટલે ફ્રાઉદે તેને એ હોદ્દા ઉપરથી બરતરફ કર્યો. હવે લૉઇડ–ફ્રાઉદ કાવતરાનું બીજું પગલું ભરવામાં આવ્યું. રાજાના હુકમથી ધારાસભાને મોકૂફ રાખવામાં આવી અને રાજ્યબંધારણમાં ફેરફાર કરવામાં આવ્યો. બંધારણની છાપાંની સ્વતંત્રતા અને બીજી સ્વતંત્રતાઓને લગતી કલમો રદ કરવામાં આવી અને સરમુખત્યારીની જાહેરાત કરવામાં આવી. આથી બ્રિટિશ છાપાંઓ તથા મિસરમાં વસતા યુરોપિયનો હરખાવા લાગ્યા.

સરમુખત્યારી જાહેર કરવામાં આવી હતી છતાંયે ધારાસભાના સભ્યો એકઠા મળ્યા અને તેમણે નવી સરકારને ગેરકાનૂની જાહેર કરી. પરંતુ લૉર્ડ લૉઇડ કે ફ્રાઉદને આવી વસ્તુઓની સહેજ પણ પરવા નહોતી. 'કાયદો અને વ્યવસ્થા'નું કાર્ય પ્રત્યાઘાત તથા સામ્રાજ્યવાદને ટેકો આપવાનું છે, એને તેમની સામેના હથિયાર તરીકે વાપરવું ન જોઈએ.

સરકારના ભારે દબાણ છતાંયે નાહશ પાશા અને તેના સાથી સામે તેણે ચલાવેલો મુકદ્દમો નિષ્ફળ ગયો. તેમની સામેના આરોપો જૂઠા પુરવાર થયા. અને સરકારે (તેની કેવી ભારે ઉદારતા અને ન્યાયપરાયણતા) એ ચુકાદો છાપામાં

પ્રસિદ્ધ કરવા સામે મનાઈહુકમ બહાર પાડ્યો. પરંતુ, અલબત, એ ખબર તો તરત જ ચોતરફ ફેલાઈ ગયા અને સર્વત્ર ભારે હર્ષ વ્યાપી ગયો.

લૉર્ડ લૉઇડ અને બ્રિટિશ લશ્કરના પીઠબળવાળી સરમુખત્યારશાહીએ વફદ પક્ષને કચરી નાખીને તેને તોડી પાડવાનો ભારે પ્રયત્ન કર્યો. એટલે કે તેણે મિસરના રાષ્ટ્રવાદનું નિકંદન કાઢવાનો પ્રયાસ કર્યો, કેમ કે વફદ પક્ષ એ મિસરના રાષ્ટ્રવાદનું મૂર્ત સ્વરૂપ હતું. ત્યાં આગળ વ્યવસ્થિત રીતે ત્રાસ વર્તાવવામાં આવ્યો અને ખબરોનું સંપૂર્ણ નિયમન કરવામાં આવ્યું. આમ છતાંયે ત્યાં આગળ પ્રચંડ રાષ્ટ્રીય દેખાવો થયા અને તેમાં સ્ત્રીઓએ ખાસ ભાગ લીધો. એક અઠવાડિયાની હડતાલ પાડવામાં આવી અને તેમાં વકીલો તથા બીજાઓએ ભાગ લીધો. પરંતુ ખબરનિયમનને કારણે છાપાંઓ આ બધાના હેવાલો સરખા પણ છાપી ન શક્યાં.

આ રીતે ૧૯૨૮નું વરસ ભારે તોફાન અને મુસીબતમાં પસાર થયું. એ વરસને અંતે ઇંગ્લંડના રાજકારણમાં ફેરફાર થવાથી તત્કાળ તેની અસર મિસર ઉપર થવા પામી. ઇંગ્લંડમાં મજૂર સરકાર સત્તા ઉપર આવી. તેણે તરત જ લૉર્ડ લૉઇડને પાછો બોલાવી લીધો. બ્રિટિશ સરકારને માટે પણ તે અસહ્ય બની ગયો હતો. લૉઇડ દૂર થવાથી થોડા વખત માટે ફાઉદ–બ્રિટિશ જોડાણમાં ભંગાણ પડયું. અંગ્રેજોના ટેકા વિના ફાઉદ રાજવહીવટ ચલાવી ન શક્યો એટલે ૧૯૨૮ના ડિસેમ્બરમાં તેણે ધારાસભાની નવી ચૂંટણી કરવાની પરવાનગી આપી. ફરીથી, વફદ પક્ષે લગભગ બધીયે બેઠકો કબજે કરી.

ઇંગ્લંડની મજૂર સરકારે મિસર સાથે ફરી પાછી વાટાઘાટો શરૂ કરી અને એ માટે નાહશ પાશા ૧૯૨૯ની સાલમાં લંડન ગયો. મજૂર સરકાર તેની પુરોગામી સરકારો કરતાં આ વખતે કંઇક આગળ વધી અને ત્રણ અનામતીઓની બાબતમાં તેણે નાહશ પાશાનું દૃષ્ટિબિંદુ સ્વીકાર્યું. પરંતુ ચોથી અનામતીની બાબતમાં એટલે કે સુદાનના પ્રશ્ન ઉપર તેમની વચ્ચે સમજૂતી ન થઈ શકી એટલે વાટાઘાટો પડી ભાગી. પરંતુ આ પ્રસંગે પહેલાંના કરતાં ઘણા મોટા પ્રમાણમાં સમજૂતી થવા પામી અને બંને પક્ષો વચ્ચે એકબીજા વિષે મૈત્રીની લાગણી જળવાઈ રહી તથા બંનેએ ફરી પાછી વાટાઘાટો ચલાવવાનું એકબીજાને વચન આપ્યું. આમ થવા પામ્યું એ એકંદરે જોતાં નાહશ પાશા તથા વફદ પક્ષનો વિજય હતો અને મિસરમાંના બ્રિટિશ તથા બીજા પરદેશી વેપારીઓ તથા શરાફોને એની કલ્પના સરખી પણ નહોતી. રાજા ફાઉદે પણ એવું નહોતું ધાર્યું. થોડા માસ પછી, ૧૯૩૦ના જૂન માસમાં રાજા અને નાહશ પાશા વચ્ચે ઝઘડો પડયો અને નાહશ પાશાએ વડા પ્રધાન તરીકેનું રાજીનામું આપ્યું.

આ ઝઘડાને પરિણામે ફ્રાઉદ ફરી પાછો સરમુખત્યાર બન્યો. તેના રાજ્યકાળની આ ત્રીજી સરમુખત્યારી હતી. ધારાસભાને બરખાસ્ત કરવામાં આવી, વફદ પક્ષનાં છાપાંઓ બંધ કરી દેવામાં આવ્યાં અને સામાન્ય રીતે સરમુખત્યારીએ કડક હાથે કામ લેવા માંડ્યું. ધારાસભાનાં બંને ગૃહોના એટલે કે ‘ચેમ્બર’ અને ‘સેનેટ’ના બધાયે સભ્યોએ રાજમહેલની સરકારનો સામનો કર્યો અને ધારાસભાના ગૃહમાં બળજબરીથી પેસી જઈને ત્યાં આગળ પોતાની બેઠક ભરી. ૧૯૩૦ના જૂન માસની ૨૩મી તારીખે તેમણે રાજ્યબંધારણને વફાદાર રહેવાના ગંભીરતાપૂર્વક સોગંદ લીધા અને છેવટ સુધી તેનું રક્ષણ કરવાની તેમણે પ્રતિજ્ઞા કરી. દેશભરમાં ઠેર ઠેર ભારે દેખાવો થયા. લશ્કરે એ બધાને બળપૂર્વક વિખેરી નાખ્યા અને એમ કરતાં સારા પ્રમાણમાં લોહી પણ વહેવડાવવામાં આવ્યું. ખુદ નાહશ પાશાને પણ ઈજા થઈ. આ રીતે, સમગ્ર પ્રજાને અકારી થઈ પડેલી સરમુખત્યારશાહીને બ્રિટિશ અમલદારોના હાથ નીચેનાં લશ્કર તથા પોલીસોએ ટકાવી રાખી. માત્ર મૂઠીભર અમીર ઉમરાવો તથા શ્રીમંત લોકો રાજાને વળગી રહ્યા હતા. વફદ પક્ષ સિવાયના બીજાઓ, હિંદની પેઠે પ્રજા તરફથી કોઈ પણ આકરું પગલું ભરવામાં આવે તેનો વિરોધ કરનારા ‘મોડરેટો’ અને ‘લિબરલો’એ પણ એ સરમુખત્યારી સામે પોતાનો વિરોધ દર્શાવ્યો.

એ જ વરસમાં, એટલે કે ૧૯૩૦ની સાલમાં થોડા વખત પછી રાજાએ નવા રાજ્યબંધારણની જાહેરાત કરતો એક હુકમ બહાર પાડ્યો. એમાં ધારાસભાની સત્તા ઓછી કરી નાખવામાં આવી અને પોતાની વધારી દેવામાં આવી! આમ કરવું એ રમત વાત હતી. બસ, એક જાહેરાત બહાર પાડી એટલે પત્યું, કેમ કે રાજાની પાછળ એક સામ્રાજ્ય સત્તાની ઉગ્ર છાયા રહેલી હતી.

૧૯૨૨થી ૧૯૩૦ સુધીનાં આ નવ વરસની મિસરની હકીકત મેં તને કંઈક વિગતે કહી; કેમ કે મને એ વાત અતિશય આશ્ચર્યકારક લાગી છે. ૧૯૨૨ની સાલના ફેબ્રુઆરીની ઇંગ્લંડની જાહેરાત મુજબ એ મિસરની ‘સ્વતંત્રતા’નાં વરસો હતાં. મિસરની પ્રજાને શું જોઈતું હતું એ વિષે કશીયે શંકાને સ્થાન નથી. જ્યારે જ્યારે એમ કરવાની તક મળી ત્યારે ત્યારે મિસરની પ્રજાના બહુ જ મોટા ભાગે — મુસલમાનો તેમ જ કૉપ્ટ લોકોએ — વફદ પક્ષના માણસોને ચૂંટી મોકલ્યા છે. અને મિસરવાસીઓ પરદેશીઓની અને ખાસ કરીને અંગ્રેજોની પોતાના દેશનું શોષણ કરવાની સત્તા ઘટાડવા માગતા હતા એટલા ખાતર બધાંયે પરદેશી સ્થાપિત હિતોએ અનેક રીતે — બળ અને હિંસાથી પ્રપંચ અને કાવતરાંથી — તેમનો સામનો કર્યો તથા પોતાનું ધાર્યું જેની પાસે કરાવી શકાય એવો પૂતળાસમાન રાજા તેમના ઉપર ઠોકી બેસાડ્યો.

વફદ ચળવળ એ સંપૂર્ણપણે રાષ્ટ્રવાદી બૂર્ઝવાઓની અથવા મધ્યમ વર્ગના લોકોની ચળવળ છે. તેણે રાષ્ટ્રની સ્વતંત્રતા માટે લડત ચલાવી છે અને સામાજિક પ્રશ્નોની બાબતમાં તેણે માથું માર્યું નથી. જ્યારે જ્યારે ધારાસભા સત્તા ઉપર આવી ત્યારે ત્યારે કેળવણી અને બીજાં ખાતાંઓમાં તેણે સારું કાર્ય કર્યું છે. ખરેખર, રાષ્ટ્રીય ચળવળ ચાલુ હોવા છતાંયે, બ્રિટિશ વહીવટે આગલાં ચાલીસ વરસમાં જેટલું કર્યું હતું તેના કરતાં ધારાસભાએ બહુ જ ટૂંકા સમયમાં ઘણું કર્યું. વફદ પક્ષ ખેડૂત વર્ગમાં પણ લોકપ્રિય હતો એ વસ્તુ ચૂંટણીઓ તથા પ્રચંડ દેખાવોએ પુરવાર કરી બતાવી છે. આમ છતાંયે, તત્ત્વતઃ એ મધ્યમ વર્ગની હિલચાલ હોવાથી સામાજિક પરિવર્તનના ઉદ્દેશવાળી ચળવળ આમજનતાને જેટલા પ્રમાણમાં જાગ્રત કરી શકે તેટલા પ્રમાણમાં તે તેને જાગ્રત ન કરી શકી.

હું આ પત્ર પૂરો કરું તે પહેલાં મારે તને સ્ત્રીઓની ચળવળ વિષે કંઈક કહેવું જોઈએ. ઘણું કરીને અરબસ્તાન સિવાય બધાયે આરબ દેશોમાં સ્ત્રીઓમાં ભારે જાગ્રતિ આવી છે. બીજી ઘણી બાબતોની પેઠે મિસર આ બાબતમાં પણ ઇરાક, સીરિયા કે પૅલેસ્ટાઇન કરતાં ઘણું આગળ છે. પરંતુ એ બધાયે દેશોમાં પણ સ્ત્રીઓની સંગઠિત ચળવળ મોજૂદ છે અને ૧૯૩૦ની સાલના જુલાઈ માસમાં દમાસ્કસમાં આરબ સ્ત્રીઓની પ્રથમ પરિષદ મળી હતી. રાજકીય બાબતો કરતાં સાંસ્કૃતિક અને સામાજિક પ્રગતિ ઉપર તેમણે વધુ ભાર મૂક્યો. મિસરમાં સ્ત્રીઓ વધુ પ્રમાણમાં રાજકીય વલણ ધરાવે છે. તેઓ રાજકીય દેખાવોમાં ભાગ લે છે અને તેમનું બળવાન સ્ત્રીમતાધિકાર મંડળ છે. તેઓ લગ્નને લગતા કાયદામાં પોતાની તરફેણમાં સુધારો કરાવવા ચાહે છે તેમ જ ધંધાઓ વગેરેમાં પુરુષોને મુકાબલે સમાન તકો માગે છે. મુસ્લિમ તેમ જ ખ્રિસ્તી સ્ત્રીઓ પરસ્પર પૂરેપૂરા સહકારથી કામ કરે છે. પડદો સર્વત્ર ઓછો થતો જાય છે. ખાસ કરીને મિસરમાં તે વધુ પ્રમાણમાં ઓછો થયો છે. તુર્કીની પેઠે પડદો આ આરબ દેશોમાંથી સદંતર અદૃશ્ય થયો નથી. પરંતુ ત્યાં આગળ પણ તે તૂટતો જાય છે.

નોંધ: (ઑક્ટોબર ૧૯૩૮)

૧૯૩૦ની સાલ પછી મિસરમાં સરમુખત્યારશાહી સરકારનો અમલ ચાલુ હતો અને તેના ઉપર રાજમહેલનો કાબૂ હતો. સિદ્ધાંતની દૃષ્ટિએ તો મિસર એ 'પૂર્ણ સ્વતંત્ર રાજ્ય' હતું પણ વાસ્તવમાં તે બ્રિટનની વસાહત (કૉલોની) હતું. કૈરો તથા ઍલેક્ઝાંડ્રિયામાં પરદેશનાં લશ્કરો રહેતાં હતાં અને સુએઝની નહેર તથા સુદાન ઉપર અંગ્રેજોનો કાબૂ હતો. એ જગદ્વ્યાપી મંદીનો કાળ હતો અને રૂના ભાવમાં ભારે ઘટાડો થવાને કારણે મિસરને ભારે સોસવું પડ્યું.

૧૯૩૫ની સાલમાં ફાસિસ્ટ ઇટાલીએ એબિસીનિયા ઉપર ચડાઈ કરી અને મિસર તેમ જ નાઈલની ઉપલાણની ખીણમાંનાં બ્રિટિશ હિતો સામે ઊભા થયેલા નવા જોખમને કારણે મિસર અને ઇંગ્લંડના સંબંધોમાં ફેરફાર થવા પામ્યો. મિસરને હવે બંડખોર અને પોતાનું વિરોધી રહેવા દેવું ઇંગ્લંડને પાલવે એમ નહોતું અને મિસરના આગેવાનો પણ ઇંગ્લંડ તરફ ભવિષ્યના મિત્ર તરીકે જોવા લાગ્યા. ધારાસભાની ચૂંટણીમાં વફદ પક્ષને વિજય મળ્યો અને નાહશ પાશા વડો પ્રધાન બન્યો. ઇટાલીના એબિસીનિયા ઉપરના આક્રમણને કારણે પેદા થયેલા નવા વાતાવરણને પરિણામે મિસર અને ઇંગ્લંડ પરસ્પર સમજૂતી ઉપર આવ્યાં અને ૧૯૩૬ના ઑગસ્ટ માસમાં તેમની વચ્ચે સંધિ થઈ. સુલેહ-શાંતિને ખાતર મિસરે ઘણી બાબતો વિષેનો તેનો પહેલાંનો આગ્રહ છોડી દઈને નમતું આપ્યું, સુદાનની બાબતમાં ચાલુ સ્થિતિનો સ્વીકાર કર્યો તથા સુએઝની નહેરનું રક્ષણ કરવાનો ઇંગ્લંડનો હક્ક માન્ય રાખ્યો. આ ઉપરાંત, મિસરની પરદેશનીતિ ઇંગ્લંડની પરદેશનીતિને અનુરૂપ કરવામાં આવી. બદલામાં ઇંગ્લંડે કેરો તથા એલેકઝાંડ્રિયામાંથી લશ્કર ખેંચી લીધું તેમ જ મિશ્ર અદાલતો તથા પરદેશીઓના વિશિષ્ટ હક્કો રદ કરવામાં મદદ કરવાનું અને પ્રજાસંઘમાં દાખલ થવાની મિસરની માગણીને ટેકો આપવાનું વચન આપ્યું.

આ સમાધાનથી મિસરમાં ભારે આનંદોત્સવ થઈ રહ્યો પરંતુ એ કંઈક અંશે કવખતનો હતો. રાજા બદલાયો હતો છતાંયે રાજમહેલે વફદ પક્ષના લોકોને ધિક્કારવાનું તથા તેની સામે કાવતરાં રચવાનું ચાલુ જ રાખ્યું. પડદા પાછળ હજીયે બ્રિટિશ સામ્રાજ્યનું કાર્ય ચાલુ જ રહ્યું. મિસરની જમીનનો ઘણો મોટો ભાગ મૂઠીભર માણસોની માલકીનો છે અને એમાં રાજકુટુંબનો જબરદસ્ત હિસ્સો છે. આ મોટા મોટા જમીનદારોનો પ્રગતિકારક કાયદાઓ સામે તેમ જ આમપ્રજાની સત્તા વધવા પામે એની સામે ભારે વિરોધ હતો. આ રીતે ત્યાં નિરંતર ઘર્ષણ ચાલ્યાં જ કરતું હતું. છેવટે રાજાએ નાહશ પાશાને બરતરફ કર્યો અને ધારાસભાને વિખેરી નાખી.

રાજમહેલની સરકારના થોડા વખત માટેના વહીવટ પછી નવી ચૂંટણી કરવામાં આવી અને એમાં વફદ પક્ષની ભારે હાર થઈ. આથી સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. પાછળથી જણાયું કે એ ચૂંટણી તો ધોકાબાજી જ હતી અને યોજનાપૂર્વક ખોટા માણસોને ચૂંટાયેલા જાહેર કરવામાં આવ્યા હતા. નાહશ પાશાની આગેવાની નીચેના વફદ પક્ષની લોકપ્રિયતા હજી કાયમ છે પરંતુ આજે દેશનો વહીવટ બ્રિટિશ સામ્રાજ્યવાદના ટેકાથી રાજમહેલની ટોળકીની સરકાર ચલાવે છે.

## ૧૬૫. પશ્ચિમ એશિયાનો જગતના રાજકારણમાં પુનઃ પ્રવેશ

૨૫ મે, ૧૯૩૩

એક નાની સરખી પાણીની પટી મિસરને પશ્ચિમ એશિયાથી જુદું પાડે છે. સુએઝની નહેર ઓળંગીને આપણે અરબસ્તાન, પૅલેસ્ટાઈન, સીરિયા અને ઇરાક વગેરે આરબ દેશોની તથા એથી જરા આગળ જઈને ઈરાનની મુલાકાત લઈએ. આપણે જોઈ ગયાં છીએ કે પશ્ચિમ એશિયાએ ઇતિહાસમાં અતિશય મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તેમ જ અનેક વાર તે દુનિયાના બનાવોનું કેન્દ્ર બન્યો છે. એ પછીથી સદીઓ સુધી રાજકારણની દૃષ્ટિએ તે બહુ જ પછાત રહ્યો. તે એક બંધિયાર ખાડી જેવો બની ગયો અને તેના સ્થિર જળમાં સહેજ પણ લહરી પેદા કર્યા વિના જીવનનો સ્રોત તેની બાજુએ થઈને વહેવા લાગ્યો. અને આજે, મધ્ય પૂર્વના દેશોને જગતના વ્યવહારમાં ફરી પાછા લાવનાર એક બીજો ફેરફાર આપણે નિહાળી રહ્યાં છીએ. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના રાજમાર્ગો વળી પાછા એ દેશોમાં થઈને આજે પસાર થાય છે. એ હકીકત ઉપર આપણે લક્ષ આપવું ઘટે છે.

જ્યારે પણ હું પશ્ચિમ એશિયાનો વિચાર કરવા બેસું છું ત્યારે હું તેના ભૂતકાળના વિચારમાં લીન થઈ જાઉં છું; પ્રાચીન કાળની અનેક પ્રતિમાઓ મારા મનમાં ઊભી થાય છે અને તેમના આકર્ષણને હું ટાળી શકતો નથી. પરંતુ એ પ્રલોભનને વશ ન થવાનો હું પ્રયત્ન કરીશ. પરંતુ ઇતિહાસના છેક પ્રારંભકાળથી હજારો વરસ સુધી પૃથ્વીના આ ભાગે જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે તું ભૂલી ન જાય એટલા માટે મારે તને એની ફરીથી યાદ આપવી જોઈએ. સાત હજાર વરસ પૂર્વેના પ્રાચીન ખાલ્ડિયાનું આપણને ઇતિહાસમાં બહુ ઝાંખું દર્શન થાય છે (પ્રાચીન ખાલ્ડિયા તે આજનું ઇરાક છે.). ત્યાર પછી બેબિલોન આવે છે અને બેબિલોનિયન લોકો પછી ક્રૂર એસીરિયન લોકો આવે છે. નિનેવા તેમનું મહાન પાટનગર બને છે. એસીરિયન લોકોને પણ ત્યાંથી હડસેલી મૂકવામાં આવે છે અને ઈરાનમાંથી આવનાર નવી પ્રજા અને નવો રાજ્યવંશ છેક હિંદની સરહદથી માંડીને મિસર સુધીના મધ્ય પૂર્વના પ્રદેશ ઉપર પોતાની હકૂમત જમાવે છે. આ ઈરાનના આકીમીનીદ લોકો હતા અને તેમનું પાટનગર પરસેપોલીસ હતું. તેમણે સાયરસ, દરાયસ અને ઝર્સીસ વગેરે 'મહાન સમ્રાટો' પેદા કર્યા. તેમણે ગ્રીસને જમીનદોસ્ત કરવાની કોશિશ કરી પરંતુ તેઓ તેને જીતી શક્યા નહિ. થોડા વખત પછી એક ગ્રીસના અથવા સાચું કહેતાં મેસેડોનના પુત્ર સિકંદરને હાથે તેમની

કારકિર્દીનો અંત આવ્યો. આ પૂર્વ અને પશ્ચિમના સંગમસ્થાનમાં જેને બે ખંડોનું 'લગ્ન' કહેવામાં આવે છે તેની તેણે યોજના કરી ત્યારે સિકંદરની કારકિર્દીમાં એક અદ્વિતીય ઘટના બની. તે પોતે ઈરાનના રાજાની કુંવરી વેરે પરણ્યો. (જો કે એ પહેલાં પણ તે થોડી સ્ત્રીઓને પરણ્યો હતો.) અને તેના હજારો અમલદારો તથા સૈનિકોએ ઈરાનની કન્યાઓ જોડે લગ્ન કર્યાં.

સિકંદર પછી, હિંદની સરહદથી માંડીને મિસર સુધીના મધ્ય પૂર્વના પ્રદેશમાં સદીઓ સુધી ગ્રીસની સંસ્કૃતિ ચાલુ રહી. એ અરસામાં રોમની સત્તાનો ઉદય થયો અને તે એશિયા તરફ ફેલાઈ. સાસાનીઓના નવા ઊભા થયેલા ઈરાની સામ્રાજ્યે રોમને આગળ વધતું રોકયું. ખુદ રોમના સામ્રાજ્યના પણ પશ્ચિમનું સામ્રાજ્ય અને પૂર્વનું સામ્રાજ્ય એવા બે ભાગ પડી ગયા. કૉન્સ્ટાન્ટિનોપલ પૂર્વના સામ્રાજ્યનું પાટનગર બન્યું. પશ્ચિમ એશિયાના આ મેદાનો ઉપર પશ્ચિમ અને પૂર્વ વચ્ચેની પરાપૂર્વથી ચાલતી આવેલી લડાઈ ચાલુ રહી અને આ વખતે કૉન્સ્ટાન્ટિનોપલનું બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય તથા ઈરાની સાસાની સામ્રાજ્ય એ લડાઈ લડનારા પક્ષો હતા. અને આ બધાયે સમય દરમ્યાન ઊંટની પીઠ ઉપર માલ લઈ જનારા લોકોની મોટી મોટી વણજારો આ મેદાનોમાં થઈને પૂર્વથી પશ્ચિમ અને પશ્ચિમથી પૂર્વ નિરંતર આવજા કર્યા કરતી હતી, કેમ કે મધ્ય પૂર્વનો પ્રદેશ તે કાળમાં દુનિયાનો એક સૌથી મોટો રાજમાર્ગ હતો. દુનિયાના ત્રણ મોટા ધર્મો — યહૂદીઓનો ધર્મ, પારસીઓનો જરથોસ્તી ધર્મ અને ખ્રિસ્તી ધર્મ — પણ આ પશ્ચિમ એશિયાના પ્રદેશમાં જ ઉદ્ભવ્યા હતા. ચોથો ધર્મ અરબસ્તાનના રણમાં આ વખતે ઉદ્ભવ્યો અને આ પ્રદેશમાં તેણે પહેલા ત્રણે ઉપર પ્રભુત્વ પ્રાપ્ત કર્યું. ત્યાર પછી પશ્ચિમ એશિયામાં બગદાદનું આરબ સામ્રાજ્ય ઊભું થયું અને જૂની લડાઈ — આરબો અને બાઇઝેન્ટાઇન સામ્રાજ્ય વચ્ચે — નવા સ્વરૂપમાં ઉદ્ભવી. લાંબી અને જાજ્વલ્યમાન કારકિર્દી પછી સેલ્જુક તુર્કોના આક્રમણ સામે અરબી સંસ્કૃતિનાં વળતાં પાણી થાય છે અને છેવટે મંગોલ જાતિના ચંગીઝખાનના વંશજો તેને કચરી નાખે છે.

પરંતુ મંગોલ લોકો પશ્ચિમ તરફ આવ્યા તે પહેલાં એશિયાના પશ્ચિમ કિનારા ઉપર પશ્ચિમના ખ્રિસ્તીઓ અને પૂર્વના મુસલમાનો વચ્ચે ઝનૂની લડાઈ શરૂ થઈ ચૂકી હતી. આ 'ક્રૂઝેડો' હતી અને તે કટકે કટકે લગભગ ૨૫૦ વરસ એટલે કે ૧૩મી સદીના વચગાળાના સમય સુધી ચાલી હતી. આ ક્રૂઝેડોને ધર્મની લડાઈઓ ગણવામાં આવે છે અને વાસ્તવમાં તે એવી હતી પણ ખરી. પરંતુ ધર્મ એ એના કારણ કરતાં બહાનું વધારે પ્રમાણમાં હતું. પૂર્વના દેશને મુકાબલે તે સમયના યુરોપના લોકો ઘણા પછાત હતા. યુરોપમાં તે વખતે અંધકાર યુગનો સમય હતો. પરંતુ યુરોપના લોકો જાગ્રત

થતા જતા હતા અને વધારે આગળ વધેલા તથા સંસ્કારી પૂર્વના દેશોએ લોહચુંબકની પેઠે તેમને પોતા તરફ આકર્ષ્યા. પૂર્વ તરફના આ ખેંચાણે ઘણાં સ્વરૂપો ધારણ કર્યાં અને આ ક્રૂઝેડનાં યુદ્ધો તેમાં સૌથી મહત્ત્વનાં હતાં. એ યુદ્ધોને પરિણામે યુરોપ એશિયાના પશ્ચિમ તરફના દેશો પાસેથી ઘણું ઘણું શીખ્યું. તેમની પાસેથી તે અનેક લલિત કળાઓ, હાથકારીગરી અને હુન્નરો, વૈભવવિલાસની ટેવો શીખ્યું; અને સૌથી મહત્ત્વની વસ્તુ એ છે કે તેમની પાસેથી તે કાર્ય અને વિચારની વૈજ્ઞાનિક પદ્ધતિ શીખ્યું.

ક્રૂઝેડનાં યુદ્ધો પૂરાં થયાં ન થયાં ત્યાં તો મંગોલ લોકો પશ્ચિમ એશિયા ઉપર વંટોળની પેઠે તૂટી પડ્યા અને એ પ્રદેશને તેમણે તારાજ કરી નાખ્યો. પરંતુ આમ છતાંયે આપણે મંગોલ લોકોને કેવળ સંહારક જ ન ગણી કાઢવા જોઈએ. ચીનથી માંડીને રશિયા સુધીની પોતાની હિલચાલ દ્વારા તેમણે દૂર દૂરની પ્રજાઓને એકબીજીના સંસર્ગમાં આણી, વેપારને ઉત્તેજ્યો તથા પ્રજા પ્રજા વચ્ચેના વહેવારને વેગ આપ્યો. તેમના વિશાળ સામ્રાજ્યમાં વેપારના માર્ગો મુસાફરી માટે સલામત બન્યા અને માત્ર વેપારીઓ જ નહિ પણ મુત્સદ્દીઓ તથા ધાર્મિક પ્રચારકો પણ એમના ઉપર એક છેડાથી બીજા છેડા સુધી જબરદસ્ત પ્રવાસો ખેડવા લાગ્યા. મધ્ય પૂર્વનો પ્રદેશ એ દુનિયાના પ્રાચીન રાજમાર્ગોની સીધી લીટીમાં આવતો હતો; તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેની કડીરૂપ હતો.

તને કદાચ યાદ હશે કે, મંગોલોના કાળમાં માર્કો પોલો પોતાના વતન વેનીસમાંથી નીકળીને આખોયે એશિયા ખંડ ઓળંગી ચીન પહોંચ્યો હતો. સદ્‌ભાગ્યે, તેણે લખેલું, અથવા કહો કે લખાવેલું તેના પ્રવાસોના વર્ણનનું એક પુસ્તક આપણને ઉપલબ્ધ છે. એ પુસ્તકને લીધે જ આપણે તેને યાદ કરીએ છીએ. પરંતુ પોતાના પ્રવાસોનું બ્યાન લખવાની માથાફોડમાં ઊતર્યા વિના કેટલાયે લોકોએ આ લાંબા લાંબા પ્રવાસો ખેડ્યા હશે, અથવા તેમણે પોતાના પ્રવાસ વિષે પુસ્તકો લખ્યાં હોય અને તે નાશ પામ્યાં હોય એ પણ બનવા જોગ છે કેમ કે તે વખતે હસ્તલિખિત પુસ્તકોનો જમાનો હતો. વણજારો દેશદેશાંતરોમાં નિરંતર આવજા કર્યા કરતી હતી અને એનું પ્રધાન કાર્ય વેપારનું હતું એ ખરું પણ નસીબ અજમાવવાની તેમ જ સાહસ ખેડવાની ઇચ્છા રાખનારા અનેક માણસો પણ તેની સાથે જતા હતા. પ્રાચીન કાળનો બીજો એક પ્રવાસી માર્કો પોલોની જેમ આગળ તરી આવે છે. એ ઇબ્ન બતુતા નામનો આરબ હતો અને તે ૧૪મી સદીના આરંભમાં મોરોક્કોમાં આવેલા તાંજીરમાં જન્મ્યો હતો. આ રીતે તે માર્કો પોલો પછી એક પેઢી બાદ આવ્યો હતો. ૨૧ વરસની તરુણ વયે વિશાળ દુનિયાના તેના જબરદસ્ત પ્રવાસે તે નીકળી પડ્યો. અને પોતાની બુદ્ધિમત્તા તથા મુસલમાન કાજી તરીકેની તેની તાલીમ સિવાય તેની પાસે બીજી કોઈ પણ

વસ્તુ નહોતી. મોરોક્કોથી નીકળી આખો ઉત્તર આફ્રિકા વટાવી તે મિસર પહોંચ્યો. પછી તે અરબસ્તાન, સીરિયા અને ઈરાન ગયો. ત્યાર પછી તે એનેટોલિયા (તુર્કી) ગયો અને ત્યાંથી દક્ષિણ રશિયા (એ વખતે ત્યાં સુવર્ણ ટોળીના મંગોલ ખાનોની હકૂમત હતી), કૉન્સ્ટાન્ટિનોપલ (હજી પણ તે બાઈઝેન્ટાઈન સામ્રાજ્યનું પાટનગર હતું), મધ્ય એશિયા તથા હિંદુસ્તાન ગયો. હિંદમાં તેણે ઉત્તરથી છેક દક્ષિણ સુધી પ્રવાસ કર્યો. તેણે મલબાર તથા સિલોનની પણ મુલાકાત લીધી અને પછી તે ચીન ગયો. પાછા ફરતાં આફ્રિકામાં પણ તે રખડ્યો તથા સહરાનું રણ પણ તેણે ઓળંગ્યું! પ્રવાસનું આ એક વિરલ દૃષ્ટાંત છે અને આટલી બધી સુખસગવડના જમાનામાં આજે પણ એવા પ્રવાસો દુર્લભ છે. ૧૪મી સદીના પૂર્વાર્ધના સમય વિષે એ આશ્ચર્યકારક રીતે આપણી આંખો ઉઘાડે છે, તેમ જ તે સમયે પ્રવાસો ખેડવા એ કેટલી બધી સામાન્ય વસ્તુ હતી એનો પણ આપણને ખ્યાલ આવે છે. એ ગમે તેમ હો પણ ઇબ્ન બતુતાની ગણના દુનિયાના સૌથી મોટા પ્રવાસીઓમાં થવી જોઈએ.

ઇબ્ન બતુતા જે જે દેશોમાં ગયો તે તે દેશો તથા પ્રજાઓનાં બહુ જ સુંદર વર્ણનો તેના પુસ્તકમાં મળી આવે છે. મિસર તે વખતે સમૃદ્ધ હતું કેમ કે પશ્ચિમના દેશો સાથેનો હિંદનો બધો વેપાર તેની મારફતે ચાલતો હતો અને એ બહુ જ ફાયદાકારક ધંધો હતો. આ રોજગારમાંથી થતા નફાને કારણે કેરો મનોહર સ્મારકોવાળું એક મહાન શહેર બન્યું. ઇબ્ન બતુતા હિંદુસ્તાનની જ્ઞાતિઓ, સતી થવાનો રિવાજ તથા પાનસોપારી આપવાની પ્રથા વિષે આપણને માહિતી આપે છે! હિંદના વેપારીઓ પરદેશનાં બંદરોમાં ધમધોકાર વેપાર ખેડતા હતા તથા હિંદનાં વહાણો સમુદ્ર ખેડતાં હતાં તે પણ આપણે તેની પાસેથી જાણીએ છીએ. ખાસ કરીને સ્ત્રીઓ ખૂબસૂરત ક્યાં ક્યાં હતી એ નિહાળવાનું અને તેની નોંધ કરવાનું તે ચૂકતો નથી. તેમના પહેરવેશ, તેમનાં અત્તરો તથા આભૂષણોનું ધ્યાન પણ તે આપે છે. દિલ્હીની બાબતમાં તે લખે છે કે એ, "હિંદુસ્તાનનું પાટનગર છે, એ એક વિશાળ અને ભવ્ય શહેર છે અને તેમાં રમણીયતા અને સામર્થ્યનો સુમેળ સાધવામાં આવ્યો છે." એ ગાંડા સુલતાન મહમદ તઘલખનો શાસનકાળ હતો. ક્રોધના આવેશમાં આવી જઈને પોતાની રાજધાની દિલ્હીથી બદલીને તે દક્ષિણમાં દોલતાબાદમાં લઈ ગયો હતો. અને એ રીતે આ "વિશાળ અને ભવ્ય શહેરને" તેણે રણ જેવું "નિર્જન અને ઉજ્જડ" બનાવી મૂક્યું હતું. "માત્ર ગણ્યાગાંઠ્યા લોકો ત્યાં રહેતા હતા" અને તે પણ ઘણા વખત બાદ તેઓ છાનામાના ત્યાં જઈને વસ્યા હતા.

ઇબ્ન બતુતાને બહાને મેં થોડું વિષયાન્તર કરી લીધું. પ્રાચીન કાળની આવી પ્રવાસકથાઓ મને મુગ્ધ કરી મૂકે છે.

આમ આપણે જોઈએ છીએ કે, ૧૪મી સદી સુધી મધ્યપૂર્વ અથવા પશ્ચિમ એશિયાએ જગતના વ્યવહારમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તથા તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેની એક કડીસમાન હતો. એ પછીનાં સો વરસમાં પરિસ્થિતિ બદલાઈ ગઈ. ઉસ્માની તુર્કોએ કૉન્સ્ટાન્ટિનોપલનો કબજો લીધો અને તેઓ મિસર સહિત મધ્યપૂર્વના આ બધાયે દેશોમાં ફેલાઈ ગયા. તેમણે યુરોપ સાથેના વેપારને ઉત્તેજન ન આપ્યું. કંઈક અંશે એનું કારણ એ હોય એમ જણાય છે કે, એ વેપાર ભૂમધ્ય સમુદ્રના તેમના પ્રતિસ્પર્ધી વેનીસ તથા જિનોવાના લોકોના હાથમાં હતો. વળી પછીથી વેપારના માર્ગો પણ બદલાઈ ગયા કેમ કે હવે તો દરિયાઈ માર્ગોની શોધ થઈ હતી અને એ સમુદ્રમાર્ગોએ વણજારોના જમીનમાર્ગનું સ્થાન લીધું હતું. આમ હજારો વરસો સુધી કામ આપનારા આ માર્ગોનો વપરાશ પશ્ચિમ એશિયામાં બંધ થઈ ગયો અને જે પ્રદેશોમાંથી તે પસાર થતા હતા તેમનું મહત્ત્વ પણ ઘટી ગયું.

૧૬મી સદીના આરંભથી તે ૧૯મી સદીના અંત સુધી એટલે કે લગભગ ૪૦૦ વરસ સુધી દરિયાઈ માર્ગો જ સંપૂર્ણ મહત્ત્વના બની ગયા અને ખાસ કરીને જ્યાં આગળ રેલવે નહોતી ત્યાંના જમીન માર્ગોને તેમણે નિરુપયોગી બનાવી દીધા. અને પશ્ચિમ એશિયામાં રેલવેઓ નહોતી. મહાયુદ્ધ પહેલાં થોડા જ વખત ઉપર કૉન્સ્ટાન્ટિનોપલ અને બગદાદને જોડતી એક રેલવે બાંધવાની યોજના રજૂ કરવામાં આવી હતી. જર્મન સરકારે એ યોજનાનું સમર્થન કર્યું હતું. પરંતુ જર્મની આમ કરે એ વસ્તુ તરફ બીજી સત્તાઓ ભારે ઈર્ષાની નજરે જોતી હતી, કેમ કે એથી તો પૂર્વમાં જર્મનીની લાગવગ ખૂબ વધી જવા પામે. પણ એટલામાં તો મહાયુદ્ધ ફાટી નીકળ્યું.

૧૯૧૮ની સાલમાં યુદ્ધનો અંત આવ્યો ત્યારે પશ્ચિમ એશિયામાં બ્રિટનની સત્તા સર્વોપરી હતી. અને હું તને આગળ કહી ગયો છું તેમ એ વખતે બ્રિટિશ રાજપુરુષોની આશ્ચર્યચકિત દૃષ્ટિ સમક્ષ હિંદુસ્તાનથી તે તુર્કી સુધી વિસ્તરેલા મધ્યપૂર્વના મહાન સામ્રાજ્યનું ચિત્ર તરવરતું હતું. પરંતુ તેમની એ મુરાદ પાર પડે એમ નહોતું. બોલ્શેવિક રશિયા અને તુર્કી તેમ જ બીજાં કેટલાંક તત્ત્વોએ એ વસ્તુ સિદ્ધ થતી અટકાવી. આમ છતાંયે બ્રિટને એ મુલકનો સારો સરખો પ્રદેશ પચાવી પાડ્યો. ઇરાક અને પૅલેસ્ટાઈન બ્રિટિશ અસર અથવા અંકુશ નીચે રહ્યાં. આમ જો કે અંગ્રેજો પોતાની ભારે મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન કરી શક્યા પરંતુ હિંદ જવાના માર્ગોનો કાબૂ પોતાના હાથમાં રાખવાની તેમની પુરાણી નીતિને વળગી રહેવામાં તો તેઓ ફતેહમંદ નીવડ્યા. મહાયુદ્ધ દરમ્યાન બ્રિટિશ સૈન્યો આ જ હેતુથી મેસોપોટેમિયા અને પૅલેસ્ટાઈનમાં લડ્યાં તેમ જ તેમણે તુર્કી સામે બંડ કરવાને આરબોને ઉત્તેજ્યા

તથા તેમને એમાં મદદ પણ આપી. એને જ કારણે, મહાયુદ્ધ પછી ઇંગ્લંડ અને તુર્કી વચ્ચે મોસલના પ્રશ્ન ઉપર ભારે ઘર્ષણ પેદા થવા પામ્યું. ઇંગ્લંડ અને સોવિયેટ રશિયા વચ્ચે ઊંચાં મન થવાનું પ્રધાન કારણ પણ એ જ છે, કેમ કે રશિયા જેવી મોટી સત્તા હિંદુસ્તાન જવાના માર્ગની સમીપમાં જ હોય એ ખ્યાલ ઇંગ્લંડને બહુ જ અળખામણો લાગે છે.

મહાયુદ્ધ પહેલાં જે બે રેલવેઓની બાબતમાં — બગદાદ રેલવે અને હેજાઝ રેલવે — ભારે ઝઘડો પેદા થયો હતો તે હવે બંધાઈ ગઈ છે. બગદાદ રેલવે બગદાદને ભૂમધ્ય સમુદ્ર તથા યુરોપ સાથે જોડે છે. હેજાઝ રેલવે અરબસ્તાનમાં આવેલા મદીના શહેરને બગદાદ રેલવે ઉપર આવેલા અલપ્પો સાથે જોડે છે. (હેજાઝ એ અરબસ્તાનનો સૌથી મહત્ત્વનો ભાગ છે અને તેમાં ઇસ્લામનાં પવિત્ર શહેરો મક્કા અને મદીના આવેલાં છે.) આમ પશ્ચિમ એશિયાનાં મહત્ત્વનાં શહેરો આજે યુરોપ તથા મિસર સાથે રેલવેથી જોડાયેલાં છે અને ત્યાં આગળ સહેલાઈથી જઈ શકાય છે. અલપ્પો શહેર મોટું રેલવે જંકશન બની રહ્યું છે કેમ કે ત્રણ ખંડોની રેલવેઓ ત્યાં આગળ મળશે: યુરોપમાંથી આવતી રેલવે, બગદાદ થઈને આવતી એશિયાની રેલવે અને કેરો થઈને આવતી આફ્રિકાની રેલવે ત્યાં આગળ મળશે. એશિયાના રેલવે માર્ગને બગદાદથી લંબાવવામાં આવે તો તે હિંદ પણ પહોંચે એવો સંભવ છે. આફ્રિકાનો રેલવે રસ્તો આફ્રિકા ખંડની આરપાર ઉત્તરમાં કેરોથી દક્ષિણમાં ઠેઠ કેપટાઉન સુધી જાય એવી યોજના છે. કેપટાઉનથી કેરો સુધી પહોંચતી સમગ્ર 'લાલ' રેલવે લાઇન કરવાનું બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ લાંબા વખતથી સ્વપ્ન સેવી રહ્યા છે. અને હવે એ સ્વપ્ન સિદ્ધ થવાની તૈયારીમાં છે. 'સમગ્ર લાલ' એટલે કે આખો રેલવે રસ્તો બ્રિટિશ પ્રદેશની અંદર થઈને પસાર થવો જોઈએ કેમ કે નકશા ઉપર લાલ રંગનો બ્રિટિશ સામ્રાજ્યે ઇજારો રાખ્યો છે.

પરંતુ ભવિષ્યમાં આ બધી યોજનાઓ પાર પડે કે નયે પડે; મોટરો અને એરોપ્લેનોના રૂપમાં રેલવેના ગંભીર હરીફો પેદા થયા છે. દરમ્યાન એ યાદ રાખવા જેવું છે કે, પશ્ચિમ એશિયાની બગદાદ તથા હેજાઝ એ બંને રેલવેઓ ઘણે અંશે અંગ્રેજોના અંકુશ નીચે છે અને હિંદ જવાનો નવો અને ટૂંકો માર્ગ ખોલવાની બ્રિટિશ નીતિનો ઉદ્દેશ તે પાર પાડે છે. બગદાદ રેલવેનો થોડો ભાગ ફ્રાંસના તાબા નીચેના સીરિયામાંથી પસાર થાય છે. આ રીતે ફ્રાંસને આધીન રહેવાનું તેમને પસંદ ન હોવાથી તેને બદલે પૅલેસ્ટાઇનમાં થઈને પસાર થાય એવી બીજી નવી રેલવે બાંધવાનો તેઓ ઇરાદો રાખે છે. અરબસ્તાનમાં બીજી એક નાનકડી રેલવે લાઇન રાતા સમુદ્ર ઉપરના બંદર જદાહ અને મક્કા વચ્ચે બંધાઈ રહી છે. પ્રતિવર્ષ હજારોની સંખ્યામાં હજ કરવાને મક્કા જનારા યાત્રીઓ માટે એ બહુ જ સગવડરૂપ થઈ પડશે.

દુનિયાને માટે પશ્ચિમ એશિયાનાં દ્વાર ખુલ્લાં કરનાર રેલવે માર્ગો વિષે આટલું બસ છે. પરંતુ તે પોતાનો ઉદ્દેશ પાર પાડે તે પહેલાં જ એ રેલવેઓનું મહત્ત્વ ઘટવા લાગ્યું છે અને મોટરગાડીઓ તથા ઍરોપ્લેનો તેને બાજુએ ખસેડી રહ્યાં છે. મોટરગાડીઓને રણમાં બહુ ફાવી ગયું છે અને હજારો વરસો સુધી વણજારોના જે માર્ગો ઉપર ઊંટો ધીમી ગતિથી માલની લાવલઈજા કરતાં હતાં તે જ માર્ગો ઉપર તે આજે સપાટાબંધ દોડી રહી છે. રેલવેઓ બહુ ખરચાળ હોય છે અને તેને બાંધતાં પણ ઘણો વખત લાગે છે. મોટરો સોંઘી છે અને જ્યારે જરૂર પડે ત્યારે તરત જ તેને કામે લગાડી શકાય છે. પરંતુ મોટરગાડીઓ અને લૉરીઓ સામાન્ય રીતે લાંબી મજલને માટે ઉપયોગી નીવડતી નથી. તે પ્રમાણમાં નાના ક્ષેત્રમાં, બહુ બહુ તો સો માઇલ જેટલા અંતરના ગાળામાં આમથી તેમ આવજા કરે છે.

લાંબા અંતરને માટે, અલબત, ઍરોપ્લેનો છે. તે રેલવે કરતાં વધારે સોંઘાં તેમ જ વધારે ઝડપી પણ છે. અવરજવર માટે તથા માલ લાવલઈજા કરવા માટે ઍરોપ્લેનોનો ઉપયોગ બહુ ઝડપથી થવા માંડશે એમાં લેશ પણ શંકા નથી. એ દિશામાં, અત્યાર સુધીમાં સારી પ્રગતિ થઈ છે અને મોટાં મોટાં ઍરોપ્લેનો નિયમિત રીતે ખંડ ખંડ વચ્ચે આવજા કરે છે. પશ્ચિમ એશિયા આ મોટા મોટા હવાઈ માર્ગોનું વળી પાછું મિલનસ્થાન બન્યું છે અને ખાસ કરીને બગદાદ તો તેમનું કેન્દ્ર બની ગયું છે. બ્રિટિશ ઇમ્પીરિયલ ઍરવેઝ કંપનીનો લંડનથી હિંદુસ્તાન અને ત્યાંથી આસ્ટ્રેલિયાનો હવાઈ માર્ગ બગદાદથી પસાર થાય છે તેમ જ આમસ્ટરડામથી બટેવિયા જતો ડચ હવાઈ માર્ગ તથા ફ્રાંસથી હિંદી ચીન જતો ફ્રેંચ હવાઈ માર્ગ પણ બગદાદ થઈને પસાર થાય છે. મોસ્કો અને ઇરાન પણ બગદાદ દ્વારા હવાઈ માર્ગથી સંકળાયેલાં છે. ચીન અને દૂર પૂર્વના દેશોમાં જનાર હવાઈ માર્ગના પ્રવાસીને પણ બગદાદ થઈને જવું પડે છે. બગદાદથી ઍરોપ્લેનો કેરો પણ જાય છે અને એ રીતે તે કેરોથી કેપટાઉન જતા આફ્રિકાના હવાઈ માર્ગને બગદાદ સાથે જોડે છે.

આમાંના ઘણાખરા હવાઈ માર્ગોમાંથી કશી કમાણી થતી નથી અને લાગતીવળગતી સરકારો તેને ભારે આર્થિક મદદ આપે છે. કેમ કે સામ્રાજ્યોને માટે આજે હવાઈ સત્તા સૌથી મહત્ત્વની થઈ પડી છે. હવાઈ સત્તાનો વિકાસ થયા પછી દરિયાઈ સત્તાનું મહત્ત્વ ઘણું ઘટી ગયું છે. પોતાના નૌકાબળ ઉપર જે મુસ્તાક હતું તેમ જ જે આક્રમણથી પોતાને સલામત માનતું હતું તે ઇંગ્લંડ સંરક્ષણની દૃષ્ટિથી આજે ટાપુ નથી રહ્યું. ફ્રાંસ કે બીજા કોઈ પણ દેશ ઉપર થઈ શકે એટલી જ સુગમતાથી ઇંગ્લંડ ઉપર પણ હવાઈ હુમલો થઈ શકે એમ છે. આથી બધી જ મહાન સત્તાઓ આજે પોતાનું હવાઈ સામર્થ્ય વધારવાને ઇંતેજાર બની છે. અને તેમની વચ્ચેની પહેલાંની દરિયાઈ હરીફાઈનું

સ્થાન હવે હવાઈ હરીફાઈએ લીધું છે. શાંતિકાળમાં દરેક દેશ આર્થિક મદદ આપીને હવાઈ મુસાફરીને ઉત્તેજન આપે છે કેમ કે એથી કરીને લડાઈના વખતમાં કામ લાગે એવા તાલીમ પામેલા પાઈલેટો (એરોપ્લેન હાંકનારાઓ) તૈયાર થાય છે. નાગરિક ઉડ્ડયન લશ્કરી ઉડ્ડયનની ખિલવણીમાં મદદરૂપ થાય છે. એથી કરીને નાગરિક ઉડ્ડયનના ક્ષેત્રમાં ભારે વિકાસ થઈ રહ્યો છે અને યુરોપ તથા અમેરિકામાં આજે સેંકડો હવાઈ વહેવારો ચાલુ થઈ ગયા છે. ઘણું કરીને યુનાઇટેડ સ્ટેટ્સમાં એ ક્ષેત્રમાં સૌથી વધારે પ્રગતિ થઈ છે. સોવિયેટ યુનિયનમાં પણ એ દિશામાં ભારે પ્રગતિ થઈ રહી છે અને એના વિસ્તૃત પ્રદેશમાં અનેક હવાઈ વહેવારો ચાલુ થઈ ગયા છે.

આ હવાઈ બળના જમાનામાં, ઘણા લાંબા હવાઈ માર્ગો ત્યાં થઈને પસાર થતા હોવાથી આજે પશ્ચિમ એશિયાને નવીન મહત્ત્વ પ્રાપ્ત થયું છે. દુનિયાના રાજકારણમાં તે ફરી પાછો દાખલ થાય છે અને ખંડ ખંડ વચ્ચેના મામલાઓનું એ કેન્દ્ર બન્યો છે. એનો અર્થ એ પણ છે કે મહાન સત્તાઓ વચ્ચેના ઘર્ષણ અને ઝઘડાનું સ્થાન એ બની ગયો છે. કેમ કે, તેમની મહત્ત્વાકાંક્ષાઓ ત્યાં આગળ એકબીજા સાથે અથડાવા પામે છે અને દરેક સત્તા બીજીને આંટી જવાનો પ્રયત્ન કરે છે. આ વસ્તુ જો આપણે લક્ષમાં રાખીએ તો બ્રિટિશ લોકોની અને બીજાઓની મધ્યપૂર્વને તેમ જ બીજા દેશોને લગતી પ્રવૃત્તિઓ જે નીતિથી યોજાઈ તે આપણે સમજી શકીએ.

મોસલ હિંદ જવાના આ રાજમાર્ગ ઉપર આવેલું છે તે ઉપરાંત તેની ભૂમિમાં તેલ મળી આવ્યું છે; અને આ હવાઈ બળના યુગમાં તેલનું મહત્ત્વ પહેલાં કરતાં પણ ઘણું વધી ગયું છે. ઇરાકમાં પણ મહત્ત્વના તેલના કૂવાઓ છે અને આપણે જોઈ ગયાં છીએ કે, તે ખંડ ખંડ વચ્ચેના હવાઈ માર્ગોનું કેન્દ્ર છે. એથી કરીને ઇરાકનો કબજો અંગ્રેજો માટે ભારે મહત્ત્વની વસ્તુ છે. ઈરાનમાં પણ તેલના મોટા મોટા કૂવાઓ છે અને ઍંગ્લો-પરશિયન ઑઇલ કંપની ઘણા લાંબા વખતથી તેમાંથી તેલ કાઢતી આવી છે. એ કંપનીમાં બ્રિટિશ સરકાર પણ અમુક અંશે ભાગીદાર છે. ઘાસતેલ અને પેટ્રોલનું મહત્ત્વ વધી ગયું છે અને સામ્રાજ્યની નીતિના ઘડતરમાં પણ તેનો ફાળો હોય છે. સાચે જ, આધુનિક સામ્રાજ્યવાદને કેટલીક વાર 'તેલી સામ્રાજ્યવાદ' પણ કહેવામાં આવે છે.

આ પત્રમાં આપણે, મધ્ય પૂર્વના દેશોને નવું મહત્ત્વ આપનાર તથા તેમને દુનિયાના રાજકારણના વમળમાં ફરી પાછા દાખલ કરનાર કેટલાંક તત્ત્વોની સમીક્ષા કરી ગયાં. પરંતુ એ સૌની પાછળ રહેલી વસ્તુ એ છે કે, મધ્ય પૂર્વના બધાયે દેશો આજે જાગ્રત થઈ રહ્યા છે.

# ૧૬૬. આરબ દેશો—સીરિયા

૨૮ મે, ૧૯૩૩

સામાન્ય રીતે સમાન ભાષા તેમ જ સમાન પરંપરાવાળા દેશોમાં વસનારી પ્રજાઓના સમૂહોને એકત્ર કરવા માટે તથા તેમને બળવાન બનાવવા માટે રાષ્ટ્રવાદ એ કેટલું બધું પ્રચંડ બળ છે એ આપણે જોઈ ગયાં છીએ. આ રાષ્ટ્રવાદ એવા એક સમૂહને એકત્ર કરે છે એ ખરું, પરંતુ એ વસ્તુ બીજા સમૂહોથી તેને જુદો પાડે છે તેમ જ તેને તેમનાથી વધારે અળગો કરે છે. આમ, રાષ્ટ્રવાદ ફ્રાંસને એક સબળ અને નક્કર રાષ્ટ્રીય ઘટક બનાવે છે. એ એક અતિશય સંઘટિત રાષ્ટ્ર છે અને બાકીની દુનિયા પોતાનાથી કંઈક ભિન્ન વસ્તુ હોય એમ તે ગણે છે. એ જ રીતે રાષ્ટ્રવાદે જુદી જુદી જર્મન પ્રજાઓને એકત્ર કરીને એક બળવાન જર્મન રાષ્ટ્ર નિર્માણ કર્યું છે. પરંતુ ફ્રાંસ અને જર્મની આમ અલગ અલગ રીતે સંગઠિત થયાં એથી કરીને તે બંને એકબીજાથી વળી વધારે દૂર થયાં છે.

જે દેશમાં ભિન્ન ભિન્ન અનેક પ્રજાઓ વસતી હોય ત્યાં આગળ ઘણી વાર રાષ્ટ્રવાદ એ ફાટફૂટ પાડનારું બળ બની જાય છે અને તે દેશને બળવાન અને સંગઠિત કરવાને બદલે ખરેખાત તેને દુર્બળ કરે છે તથા તેના ભાગલા પડી જાય એવી પરિસ્થિતિ ઊભી કરે છે. મહાયુદ્ધ પૂર્વે ઑસ્ટ્રિયા–હંગરી એ એવો જ દેશ હતો. તેમાં જુદી જુદી અનેક પ્રજાઓ વસતી હતી. જર્મન–ઑસ્ટ્રિયન અને હંગેરિયન એ બે પ્રજાઓનું ત્યાં આગળ પ્રભુત્વ હતું અને બાકીની પ્રજાઓ તેમને આધીન હતી. એથી કરીને રાષ્ટ્રવાદના વિકાસે ઑસ્ટ્રિયા-હંગરીને નબળું પાડ્યું કેમ કે તેણે આ જુદી જુદી પ્રજાઓમાં અલગ અલગ રીતે પ્રાણ પૂર્યા અને એને પરિણામે તેમનામાં સ્વાતંત્ર્ય માટેની કામના પેદા થઈ. મહાયુદ્ધે તો પરિસ્થિતિ બિલકુલ બગાડી મૂકી અને યુદ્ધમાં તેનો પરાજય થયા પછી દેશ નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયો અને પ્રત્યેક રાષ્ટ્રીય ઘટકનું એક જુદું રાજ્ય બન્યું. (ઑસ્ટ્રિયા–હંગરીના જે રીતે ભાગલા પાડવામાં આવ્યા એ બહુ ઉચિત કે તર્કશુદ્ધ તો નહોતા પરંતુ એ બાબતમાં આપણે અહીં ઊંડા ઊતરવાની જરૂર નથી.) પરંતુ, જર્મનીનો ભારે પરાજય થવા છતાં તેના ભાગલા પડ્યા નહિ. ભારે આપત્તિમાં પણ રાષ્ટ્રીયતાની પ્રબળ અસરને કારણે તે પોતાની એકતા ટકાવી રાખી શક્યું.

મહાયુદ્ધ પહેલાં, તુર્ક સામ્રાજ્ય પણ ઑસ્ટ્રિયા–હંગરીની પેઠે ભિન્નભિન્ન પ્રજાઓનો એક શંભુમેળો હતો. બાલ્કનની ભિન્ન ભિન્ન પ્રજાઓ ઉપરાંત તેમાં આરબ, આર્મીનિયન અને બીજી પ્રજાઓ પણ વસતી હતી. આ સામ્રાજ્યમાં રાષ્ટ્રવાદ એ ભાગલા પાડનારું બળ નીવડ્યું. રાષ્ટ્રવાદની પહેલવહેલી અસર

બાલ્કન દ્વીપકલ્પમાં થવા પામી અને આખીયે ૧૯મી સદી દરમ્યાન બાલ્કનની એક પછી એક જુદી જુદી પ્રજાઓ સામે તુર્કીને લડવું પડ્યું. એની શરૂઆત ગ્રીસથી થઈ હતી. મહાન સત્તાઓએ, ખાસ કરીને રશિયાએ, આ રાષ્ટ્રીય જાગ્રતિનો લાભ ઉઠાવવાનો પ્રયાસ કર્યો અને તેની સાથે તે કાવતરામાં ઊતરી. ઉસ્માની સામ્રાજ્યને નબળું પાડવાને તેમ જ તેના ઉપર પ્રહારો કરવાને તેમણે આર્માનિયનોને પણ હથિયાર બનાવ્યા. આથી કરીને તુર્ક સરકાર અને આર્માનિયનો વચ્ચે વારંવાર અથડામણો થવા પામી અને એને પરિણામે ખૂનખાર કતલો થઈ. આ આર્માનિયનોનો મહાન સત્તાઓએ ભારે દુરુપયોગ કર્યો; તુર્કી સામે પ્રચાર કરવામાં તેમણે તેમને વટાવ્યા પરંતુ મહાયુદ્ધ પૂરું થયા પછી જ્યારે તેમનો ઉપયોગ રહ્યો નહિ ત્યારે તેમણે તેમને વિસારી મૂકીને તરછોડ્યા. પાછળથી આર્માનિયા સોવિયેટ પ્રજાસત્તાક બન્યું અને રશિયાનાં સોવિયેટ સંયુક્ત રાજ્યોમાં તે જોડાઈ ગયું. આર્માનિયા તુર્કીની પૂર્વે કાળા સમુદ્રના કિનારા ઉપર આવેલું છે.

તુર્કીના અમલ નીચેના આરબ પ્રદેશોને જાગ્રત થતાં વાર લાગી, જો કે આરબો અને તુર્કો વચ્ચે પરસ્પર લેશ પણ એકદિલી નહોતી. એ પ્રદેશોમાં પ્રથમ સાંસ્કૃતિક જાગ્રતિ આવી અને અરબી ભાષા તેમ જ સાહિત્યનો પુનરુદ્ધાર થયો. છેક ૧૯મી સદીના સાતમા દશકામાં સીરિયામાં આની શરૂઆત થઈ અને પછી એ મિસર તેમ જ અરબી ભાષા બોલનારા પ્રદેશોમાં પ્રસરી. એ પ્રદેશોમાં રાજકીય ચળવળોની શરૂઆત ૧૯૦૮ની તરુણ તુર્કોની ક્રાંતિ તથા સુલતાન અબ્દુલ હમીદના પતન પછી થઈ. મુસ્લિમ તેમ જ ખ્રિસ્તી એ બંને ધર્મો પાળનારા આરબોમાં રાષ્ટ્રીય વિચારોનો ફેલાવો થયો અને આરબ દેશોને તુર્કીની ધૂંસરીમાંથી મુક્ત કરીને તેમને એક રાજ્યના છત્ર નીચે એકત્ર કરવાની કલ્પનાએ મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું. મિસર જો કે અરબી ભાષા બોલનાર દેશ છે પરંતુ રાજકીય દૃષ્ટિએ તે બીજા આરબ દેશોથી ભિન્ન છે અને અરબસ્તાન, સીરિયા, પૅલેસ્ટાઈન તથા ઇરાકના બનનારા આ આરબ રાજ્યમાં તે દાખલ થશે એમ ધારવામાં આવતું નહોતું. ખિલાફત ઉસ્માની સુલતાન પાસેથી બદલીને તથા આરબ રાજવંશને તે સુપરત કરીને આરબ લોકો ઇસ્લામની ધાર્મિક નેતાગીરી પણ ફરી પાછી પ્રાપ્ત કરવા માગતા હતા. આ વસ્તુને પણ ધાર્મિક કરતાં વિશેષે કરીને રાજકીય મહત્ત્વ આપવામાં આવતું હતું, કેમ કે એથી આરબોની મહત્તા અને ગૌરવ વધે છે એમ માનવામાં આવતું હતું અને સીરિયાના ખ્રિસ્તી આરબો પણ એની તરફેણ કરતા હતા.

મહાયુદ્ધ પહેલાં જ બ્રિટને આરબ રાષ્ટ્રીય ચળવળ સામે કાવાદાવા કરવાનું શરૂ કરી દીધું હતું. મહાયુદ્ધ દરમ્યાન મહાન આરબ રાજ્ય સ્થાપવા વિષે તરેહ તરેહનાં વચનો આપવામાં આવ્યાં અને મક્કાનો શરીફ હુસેન પોતે એક મોટો બાદશાહ બનશે અને ખલીફ પણ તેની ખુશામત કરતો થઈ જશે

એવી ઉમેદથી અંગ્રેજો સાથે મળી ગયો અને તુર્કો સામે તેણે આરબો પાસે બળવો કરાવ્યો. સીરિયાના મુસલમાન તેમ જ ખ્રિસ્તી આરબોએ હુસેનને તેના એ બળવામાં ટેકો આપ્યો અને તેમના કેટલાયે આગેવાનોએ એમાં પોતાના જાન પણ આપ્યા કેમ કે તુર્કોએ તે બધાને ફાંસીએ લટકાવી દીધા. છઠ્ઠી મેને દિવસે તેમને દમાસ્કસ તથા બીરૂટમાં ફાંસી દેવામાં આવી અને સીરિયામાં આજે પણ એ દિવસને શહીદ દિન તરીકે ઊજવવામાં આવે છે.

બ્રિટિશ લોકોની આર્થિક મદદ તથા કર્નલ લૉરેન્સ નામના ઇંગ્લંડના જાસૂસી ખાતાના ભેદી પુરુષ તથા પ્રતિભાશાળી વ્યક્તિની સહાયથી આરબ બળવો સફળ થયો. મહાયુદ્ધ પૂરું થયું ત્યાં સુધીમાં તો તુર્કીના તાબાનો ઘણોખરો આરબ મુલક ઇંગ્લંડના અંકુશ નીચે આવી ગયો. તુર્ક સામ્રાજ્ય હવે છિન્નભિન્ન થઈ ગયું હતું. હું તને આગળ કહી ગયો છું કે તુર્કીના સ્વાતંત્ર્ય માટેની તેની લડતમાં ખુર્દિસ્તાનના અમુક ભાગ સિવાયના અ-તુર્ક પ્રદેશો પાછા જીતી લેવાનો મુસ્તફા કમાલ પાશાનો કદીયે ઉદ્દેશ હતો નહિ. ભારે ડહાપણપૂર્વક તે ખુદ તુર્કીના સ્વાતંત્ર્યના ધ્યેયને જ વળગી રહ્યો.

આમ, મહાયુદ્ધ પૂરું થયા પછી આ આરબ દેશોનું ભાવી નક્કી કરવાનું હતું. વિજયી મિત્રરાજ્યો અથવા સાચું કહેતાં બ્રિટિશ અને ફ્રેંચ સરકારોએ ઇમાનદારીનો ડોળ કરીને જાહેર કર્યું કે, "તુર્કોની ધૂંસરી નીચે લાંબા વખતથી પીડાતી આવેલી પ્રજાઓને સંપૂર્ણપણે અને ચોક્કસ રીતે મુક્ત કરવી અને તેમની સ્વતંત્ર પસંદગી અને નિર્ણય દ્વારા સ્થાનિક વસ્તી પાસેથી પોતપોતાની સત્તા પ્રાપ્ત કરનાર સરકારો અને વહીવટી તંત્રો સ્થાપવાં" એ અમારું એકમાત્ર ધ્યેય છે. આરબ મુલકનો ઘણોખરો ભાગ આપસમાં વહેંચી લઈને આ બે સરકારોએ પોતાનો ઉપર્યુક્ત ઉદાત્ત હેતુ પાર પાડ્યો. પ્રજાસંઘના આશીર્વાદ સાથે ઇંગ્લંડ તથા ફ્રાંસને એ પ્રદેશો માટે 'મેન્ડેટો' આપવામાં આવ્યા. 'મેન્ડેટો' એ નવા પ્રદેશો મેળવવા માટેની સામ્રાજ્યવાદી સત્તાઓની નવી રીત છે. આ રીતે ફ્રાંસને સીરિયા મળ્યું; ઇંગ્લંડને પૅલેસ્ટાઇન તથા ઇરાક મળ્યાં. અરબસ્તાનના સૌથી મહત્ત્વના ભાગ હેજાઝને બ્રિટનના આશ્રિત મક્કાના શરીફ હુસેનના અમલ નીચે મૂકવામાં આવ્યું. આમ, આરબોને એક જ આરબ રાજ્ય સ્થાપવાનું વચન આપ્યું હોવા છતાં આરબ પ્રદેશના ટુકડા પાડી નાખવામાં આવ્યા અને તેમને જુદા જુદા 'મેન્ડેટ' નીચે મૂકવામાં આવ્યા. હેજાઝ ઉપલક દૃષ્ટિથી જોતાં સ્વતંત્ર લાગતું હતું પરંતુ વાસ્તવમાં તે બ્રિટનના પ્રભુત્વ નીચે હતું. તેમના મુલકના આ રીતે ભાગલા પાડી નાખવામાં આવ્યા તેથી આરબો અતિશય નાસીપાસ થયા અને એને છેવટની વ્યવસ્થા તરીકે સ્વીકારી લેવાનો તેમણે ઇન્કાર કર્યો. પરંતુ હજી તો એથીયે વિશેષ નાસીપાસી અને અણધારી આફતો તેમના નસીબમાં

લખાયેલી હતી કેમ કે, વધારે સુગમતાથી રાજવહીવટ ચલાવવાને માટે, ભાગલા પાડવાની સામ્રાજ્યવાદી જૂની નીતિ એ દરેક 'મેન્ડેટ'ની હદમાં પણ અજમાવવામાં આવી. હવે એ દરેક દેશનો અલગ અલગ વિચાર કરવાનું સુગમ થઈ પડશે. આથી હવે હું ફ્રેંચ 'મેન્ડેટ' સીરિયાની વાત પ્રથમ કહીશ.

૧૯૨૦ની સાલના આરંભમાં હેજાઝના બાદશાહ હુસેનના પુત્ર અમીર ફૈઝલના હાથ નીચે સીરિયામાં અંગ્રેજોની મદદથી આરબ સરકારની સ્થાપના કરવામાં આવી. સીરિયાની રાષ્ટ્રીય પરિષદ મળી અને તેણે સંયુક્ત સીરિયા માટે લોકશાહી રાજ્યબંધારણ ઘડી કાઢ્યું. પરંતુ આ તો થોડા માસનો જ તમાશો હતો. ૧૯૨૦ના ઉનાળામાં ફ્રેંચો પ્રજાસંઘે સીરિયા માટે આપેલો મેન્ટેડ લઈને ત્યાં આવ્યા. તેમણે ફૈઝલને ત્યાંથી હાંકી કાઢ્યો અને બળજબરીથી દેશનો કબજો લીધો. સીરિયા એક નાનકડો દેશ છે અને તેની વસ્તી ત્રીસ લાખ કરતાંયે ઓછી છે. પરંતુ તે ફ્રેંચોને માટે સિંહની બોડ કરતાંયે વસમો થઈ પડ્યો. કેમ કે, સીરિયાના મુસલમાન તેમ જ ખ્રિસ્તી આરબોએ હવે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાનો નિર્ધાર કરેલો હોવાથી બીજી સત્તાના આધિપત્યને સહેલાઈથી વશ થવાનો તેમણે ઇન્કાર કર્યો. ત્યાં આગળ નિરંતર તકલીફ ઊભી થયાં જ કરી; ઠેકઠેકાણે સ્થાનિક બંડો થયાં અને સીરિયામાં પોતાનો અમલ ચાલુ રાખવા માટે મોટું ફ્રેંચ લશ્કર ત્યાં આગળ બોલાવવાની જરૂર પડી. પછીથી ફ્રેંચ સરકારે સામ્રાજ્યવાદની હમેશની યુક્તિ અજમાવી. દેશને હજી પણ વધારે નાનાં નાનાં રાજ્યોમાં વહેંચી નાખીને તેમ જ ધાર્મિક તેમ જ લઘુમતીઓના મનભેદોને મોટું સ્વરૂપ આપીને સીરિયાના રાષ્ટ્રવાદને દુર્બળ બનાવવાનો પ્રયત્ન તેમણે આદર્યો. 'ભાગલા પાડીને રાજ્ય કરો' એ તેમની ઇરાદાપૂર્વકની નીતિ હતી અને તેમણે તેની લગભગ સત્તાવાર જાહેરાત કરી હતી.

સીરિયા નાનકડો દેશ હોવા છતાંયે હવે તેને પાંચ અલગ અલગ રાજ્યમાં વહેંચી નાખવામાં આવ્યો. પશ્ચિમ તરફના સમુદ્ર કિનારા ઉપર અને લેબેનન પર્વતની નજીક લેબેનનનું રાજ્ય ઊભું કરવામાં આવ્યું. ત્યાં આગળના મોટા ભાગના લોકો મેનોરાઈટ નામના ખ્રિસ્તી સંપ્રદાયના છે. સીરિયાના મુસલમાન આરબોની વિરુદ્ધ તેમને પોતાના પક્ષના કરી લેવા માટે ફ્રેંચોએ તેમને ખાસ દરજ્જો બક્ષ્યો.

લેબેનનની ઉત્તરે, દરિયા કાંઠા ઉપર જ, પહાડોમાં બીજું એક નાનકડું રાજ્ય ઊભું કરવામાં આવ્યું. ત્યાં આગળ અલાવી નામના મુસલમાનો વસતા હતા. એની પણ ઉત્તરે ઍલેક્ઝાંડ્રેટા નામનું ત્રીજું એક રાજ્ય ઊભું કરવામાં આવ્યું. એ તુર્કીની સરહદ સાથે જોડાયેલું છે અને ત્યાં મોટે ભાગે તુર્ક ભાષા બોલનારા લોકો વસે છે.

આ રીતે, હવે બાકી રહેલા સીરિયાને તેના કેટલાક સૌથી ફળદ્રુપ જિલ્લાઓથી વંચિત કરવામાં આવ્યું અને એથીયે વિશેષ ખરાબ તો એ હતું કે તેને સમુદ્રથી બિલકુલ અળગું કરી દેવામાં આવ્યું. હજારો વરસથી સીરિયા ભૂમધ્ય સમુદ્ર ઉપરનો એક મહાન દેશ રહ્યો હતો. પરંતુ આ પ્રાચીન સંબંધ તોડી નાખવામાં આવ્યો અને હવે વેરાન રણ સાથે તેને પાનું પાડવું પડ્યું. આ બાકી રહેલા સીરિયામાંથી પણ એક ડુંગરાળ ટુકડો અલગ પાડીને જબલ–અદ–દ્રુજ નામનું એક જુદું રાજ્ય બનાવવામાં આવ્યું. ત્યાં આગળ દ્રુજ જાતિના લોકો વસતા હતા.

સીરિયાના લોકો આરંભથી જ 'મેન્ડેટ'ની વિરુદ્ધ હતા. ત્યાં આગળ અનેક ઝઘડાઓ થયા અને 'મેન્ડેટ'ની વિરુદ્ધ ભારે દેખાવો કરવામાં આવ્યા. આ દેખાવોમાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો. ફ્રેંચ લોકોએ આ બધું મજબૂત હાથે દાબી દીધું. દેશના ભાગલા પાડી નાખવામાં આવ્યા તેથી તેમ જ જાણીબૂજીને ધાર્મિક તથા લઘુમતીના પ્રશ્નો ઊભા કરવામાં આવ્યા તેથી, તો પરિસ્થિતિ વધુ બગડવા પામી અને અસંતોષ વધી ગયો. એ દાબી દેવાને માટે હિંદુસ્તાનના અંગ્રેજોની પેઠે ફ્રેંચોએ વ્યક્તિગત તેમ જ રાજકીય સ્વાતંત્ર્ય છીનવી લીધું અને આખા દેશમાં સર્વત્ર છૂપી પોલીસ અને જાસૂસોની જાળ પાથરી દીધી. સામાન્ય રીતે, જેમને તેમના દેશવાસીઓ પ્રજાદ્રોહી ગણતા હતા તથા પ્રજામાં જેમની કશીયે લાગવગ નહોતી એવા 'વફાદાર' સીરિયનોને તેમણે પોતાના અમલદારો બનાવ્યા. અલબત, અતિશય ઉદાત્ત હેતુઓનો ડોળ રાખીને આ બધું કરવામાં આવતું હતું. અને ફ્રેંચોએ જાહેર કર્યું કે, "સીરિયાના લોકોને રાજદ્વારી બાબતો વિષે પૂરેપૂરી સમજ આપવી તથા તેમને સ્વતંત્રતાની તાલીમ આપવી એ અમારી ફરજ છે, એમ અમે માનીએ છીએ." હિંદમાં અંગ્રેજો પણ આને મળતી ભાષામાં જ વાત કરે છે!

પરિસ્થિતિ, ખાસ કરીને જબલ–અદ–દ્રુજના લડાયક અને કંઈક અંશે આરણ્યક લોકોમાં વિષમ થતી ગઈ. (એ લોકો હિંદના વાયવ્ય સરહદના તાયફાવાળાઓને મળતા છે.) ફ્રેંચ ગવર્નર દ્રુજ લોકોના આગેવાનો સાથે અતિશય હીન પ્રકારની રમત રમ્યો. તેણે તેમને આમંત્રણ આપ્યું અને પછી તેમને બાંયધરી તરીકે કેદ કરી લીધા. આ બનાવ ૧૯૨૫ના ઉનાળામાં બન્યો. અને એ પછી તરત જ જબલ–અદ–દ્રુજમાં બળવો ફાટી નીકળ્યો. આ સ્થાનિક બળવો આખા દેશમાં ફરી વળ્યો અને તેણે સીરિયાની સ્વતંત્રતા તથા એકતાના બળવાનું સ્વરૂપ ધારણ કર્યું.

સીરિયાનું આ સ્વાતંત્ર્ય યુદ્ધ એ એક અદ્વિતીય ઘટના હતી. હિંદુસ્તાનના બે ત્રણ જિલ્લાઓના કદના આ નાનકડા દેશે તે વખતની દુનિયાની સૌથી બળવાન લશ્કરી સત્તા ફ્રાંસ સામે લડવાને હામ ભીડી. બેશક, સીરિયન

લોકો પ્રચંડ અને સુસજ્જ ફ્રેંચ સૈન્યની સામે ઊભા રહીને હાથોહાથ લડી શકે એમ નહોતું પરંતુ તેમણે આમ વિભાગો ઉપર પોતાનો કબજો રાખવાનું ફ્રેંચો માટે મુશ્કેલ બનાવી દીધું. માત્ર મોટાં મોટાં શહેરો જ ફ્રેંચોના કબજામાં હતાં અને તેમના ઉપર પણ સીરિયન લોકો કદી કદી હુમલો કરતા. સંખ્યાબંધ લોકોને ગોળીથી વીંધી નાખીને તથા ગામોનાં ગામો બાળી મૂકીને ફ્રેંચોએ લોકોમાં ત્રાસ વર્તાવવાનો પ્રયત્ન કર્યો. ૧૯૨૫ની સાલના ઑકટોબરમાં ખુદ દમાસ્કસના મશહૂર શહેર પર પણ બૉંબમારો કરીને તેના મોટા ભાગનો નાશ કરવામાં આવ્યો. આખોયે સીરિયા લશ્કરી છાવણી સમાન બની ગયો. આટઆટલા જુલમો છતાં એ બળવો બે વરસ સુધી દાબી દઈ શકાયો નહિ. આખરે ફ્રાંસના પ્રચંડ લશ્કરી બળથી એ બળવો કચરી નાખવામાં આવ્યો પરંતુ સીરિયન લોકોનાં અપૂર્વ બલિદાનો વ્યર્થ ગયાં નહિ. સ્વાતંત્ર્ય માટેનો પોતાનો હક તેમણે પુરવાર કર્યો અને દુનિયાને તેમની અડગ તાકાતની પ્રતીતિ થઈ.

એ એક લક્ષમાં રાખવા જેવી બીના છે કે, ફ્રેંચોએ એ બળવાને ધાર્મિક સ્વરૂપ આપીને દ્રુજ લોકોની સામે ખ્રિસ્તીઓને લડાવી મારવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સીરિયન લોકોએ તો સ્પષ્ટપણે જાહેર કર્યું કે તેઓ રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય માટે લડી રહ્યા છે, કોઈ ધાર્મિક હેતુ સાધવા માટે નહિ. બળવાના આરંભમાં જ દ્રુજ પ્રદેશમાં કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવી હતી. એ સરકારે સ્વાતંત્ર્યની લડાઈમાં જોડાવાને પ્રજાને હાકલ કરતી એક જાહેરાત બહાર પાડી. એમાં "એક અને અવિભાજ્ય સીરિયાની સ્વતંત્રતાની પ્રાપ્તિ માટે, રાજ્યબંધારણ ઘડવા માટે બહારની કશીયે દખલ વિના ચૂંટાયેલી લોક-પ્રતિનિધિ સભા મેળવવા માટે, દેશનો કબજો કરી બેઠેલા પરદેશી લશ્કરને દૂર કરવા માટે, દેશની સલામતી માટે રાષ્ટ્રીય સૈન્ય ઊભું કરવા માટે તથા ફ્રેંચ ક્રાંતિના સિદ્ધાંતો તથા 'મનુષ્યના હક્કો'નો અમલ કરવાને માટે" પ્રજાને એ સંગ્રામમાં જોડાવાની અપીલ કરવામાં આવી હતી. આમ, ફ્રેંચ ક્રાંતિના સિદ્ધાંતો તથા તેણે જે હક્કોની ઘોષણા કરી હતી તેનું સમર્થન કરનારી પ્રજાને ફ્રેંચ સરકાર તથા ફ્રેંચ લશ્કરે કચરી નાખવાનો પ્રયત્ન કર્યો!

૧૯૨૮ની સાલના આરંભમાં સીરિયામાંથી લશ્કરી કાયદાના અમલનો અંત આવ્યો અને તેની સાથે છાપાંઓનું ખબરનિયમન પણ દૂર થયું. ઘણા રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. રાષ્ટ્રવાદીઓની માગણી અનુસાર રાજ્યબંધારણ ઘડવા માટે લોકપ્રતિનિધિ સભા બોલાવવામાં આવી. પરંતુ આજે હિંદમાં કરવામાં આવ્યું છે તેમ ધર્મ પ્રમાણે અલગ અલગ મતાધિકારની યોજના કરીને ફ્રેંચોએ મુસીબતોનાં બીજ વાવ્યાં. મુસલમાનો, કૅથલિક સંપ્રદાયના ગ્રીકો, ગ્રીક ઑર્થોડૉક્સ ચર્ચને માનનારાઓ તેમ જ

યહૂદીઓ એ બધાના જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા અને દરેક મતદારને તેના ધાર્મિક સમૂહને જ મત આપવાની ફરજ પાડવામાં આવી. દમાસ્કસમાં એક અજબ પ્રકારની અને આ યોજનાને તેના નગ્ન સ્વરૂપમાં રજૂ કરનારી પરિસ્થિતિ ઊભી થઈ. ત્યાંના રાષ્ટ્રવાદીઓનો એક નેતા પ્રૉટેસ્ટંટ સંપ્રદાયનો ખ્રિસ્તી હતો. તે પ્રૉટેસ્ટંટ હોવાથી નક્કી કરવામાં આવેલા ખાસ મતવિભાગોમાંથી એકેમાં તેનો સમાવેશ થઈ શકે એમ નહોતું. આથી, દમાસ્કસમાં સૌથી વધારે લોકપ્રિય હોવા છતાં તે ચૂંટાઈ શકે એમ નહોતું. મુસલમાનોને દશ બેઠક મળતી હતી અને પ્રૉટેસ્ટંટને એક બેઠક આપી શકાય એટલા માટે તેમણે પોતાની એક બેઠક તેને આપવાની તૈયારી બતાવી. પરંતુ ફ્રેંચ સરકાર એમાં સંમત થઈ નહિ.

ફ્રેંચોએ આ બધા પ્રયાસો કર્યા તે છતાંયે લોકપ્રતિનિધિ સભામાં રાષ્ટ્રવાદીઓનું પ્રભુત્વ હતું અને તેમણે સંપૂર્ણપણે સ્વતંત્ર રાજ્ય માટેનું બંધારણ ઘડી કાઢ્યું. સીરિયા પ્રજા પાસેથી પોતાની સર્વ સત્તા પ્રાપ્ત કરનાર પ્રજાસત્તાક બનવાનું હતું. આ બંધારણના ખરડામાં ફ્રેંચો કે તેમના 'મેન્ડેટ'નો બિલકુલ ઉલ્લેખ કરવામાં આવ્યો નહોતો. ફ્રેંચોએ એની સામે વાંધો ઉઠાવ્યો, પરંતુ લોકપ્રતિનિધિ સભાએ એ બાબતમાં સહેજ પણ મચક આપી નહિ અને મહિનાઓ સુધી તેમની વચ્ચે ખેંચતાણ ચાલ્યા કરી. આખરે ફ્રેંચ હાઈ કમિશનરે એવી સૂચના કરી કે રાજ્ય-બંધારણનો આખો ખરડો ભલે મંજૂર કરવામાં આવે પરંતુ 'મેન્ડેટ' કાળ દરમ્યાન રાજ્યબંધારણની કોઈ પણ કલમનો અમલ 'મેન્ડેટ' અનુસાર ઊભી થતી ફ્રાંસની જવાબદારી વિરુદ્ધ ન કરવામાં આવે એવી એક કલમ તેમાં દાખલ કરવી. આ બહુ જ અસ્પષ્ટ અને ગોળ ગોળ વાત હતી પરંતુ ફ્રાંસને એમાં ઘણું નમતું આપવું પડ્યું હતું એ નિર્વિવાદ હતું. લોકપ્રતિનિધિ સભા તો એ સ્વીકારવા પણ તૈયાર નહોતી. આથી ૧૯૩૦ના મે માસમાં ફ્રેંચોએ એ લોકપ્રતિનિધિ સભા વિખેરી નાખી અને સાથે સાથે તેણે ઘડી કાઢેલું રાજ્ય-બંધારણ પોતે સૂચવેલા સુધારા સાથે જાહેર કર્યું.

આમ, સીરિયા તેને જોઈતું હતું તેમાંનું ઘણુંખરું મેળવવામાં કૃતેહમંદ થયું. આમ છતાં તેણે પોતાની એક પણ માગણી છોડી ન દીધી કે ન તેની બાબતમાં સહેજ પણ બાંધછોડ કરી. તેને માત્ર બે વસ્તુ પ્રાપ્ત કરવાની હવે બાકી રહી હતી; 'મેન્ડેટ'નો અંત (જેની સાથે ફ્રેંચોએ દાખલ કરેલી પેલી વધારાની કલમનો પણ અંત આવે) તથા એથીયે વિશેષ મહત્ત્વની વસ્તુ સમગ્ર સીરિયાની એકતા. એ સિવાય આખું રાજ્યબંધારણ પ્રગતિશીલ છે અને સંપૂર્ણપણે સ્વતંત્ર દેશને માટે તે ઘડવામાં આવેલું છે. તેમના મહાન બળવા દરમ્યાન પોતે બહાદુર અને ટેકીલા લડવૈયા છે એમ તેમ જ એ પછી, સ્વતંત્રતાની પોતાની માગણીમાં સહેજ પણ ફેરફાર કે સુધારો સ્વીકારવાનો

ઇન્કાર કરનાર તેઓ એટલા જ અણનમ અને આગ્રહી વાટાઘાટ કરનારાઓ પણ છે એમ સીરિયન લોકોએ બતાવી આપ્યું.

૧૯૩૩ના નવેમ્બર માસમાં ફ્રેંચોએ સીરિયાની ધારાસભા સમક્ષ સંધિ માટે દરખાસ્ત કરી. એમાં ફ્રેંચ સરકારની તરફેણ કરનારા સભ્યોની બહુમતી હતી. આમ છતાંયે ધારાસભાએ એ સંધિને ફેંકી દીધી. એમ કરવાનું કારણ એ હતું કે ફ્રેંચોએ સીરિયાના પાંચ રાજ્યોમાં પાડી નાખવામાં આવેલા મોજૂદ ભાગલાઓ કાયમ રાખવાની તેમ જ ત્યાં આગળ છાવણીઓ, બરાકો, ઍરોડ્રોમો તથા લશ્કર ટકાવી રાખવાનો આગ્રહ રાખ્યો.

નોંધ: (ઑક્ટોબર) ૧૯૩૮:

ચેકોસ્લોવાકિયા ઉપર જર્મનીએ મેળવેલો વિજય તથા યુરોપ ઉપર ઉત્તરોત્તર વધતા જતા જર્મનીના પ્રભુત્વ તથા સંસ્થાનો માટેની તેની માગણીએ આખી દુનિયામાં નવી જ પરિસ્થિતિ ઉત્પન્ન કરી છે. ફ્રાંસ ફરી પાછું બીજા દરજ્જાનું રાજ્ય બની ગયું છે અને તે પોતાનું દરિયાપારનું વિશાળ સામ્રાજ્ય લાંબા વખત સુધી ભાગ્યે જ ટકાવી રાખી શકે એમ છે. પૅલેસ્ટાઇનમાં ઊભી થયેલી મુશ્કેલ પરિસ્થિતિને લીધે સીરિયા, પૅલેસ્ટાઇન અને ટ્રાન્સ્-જૉર્ડનનું બનેલું એક આરબ સમવાયતંત્ર ઊભું કરી શકાય એવી સૂચનાઓ થવા લાગી છે.

## ૧૬૭. પૅલેસ્ટાઇન અને ટ્રાન્સ-જૉર્ડન

૨૯ મે, ૧૯૩૩

સીરિયાની અડોઅડ પૅલેસ્ટાઇન આવેલું છે અને તેને માટે પ્રજાસંઘ તરફથી બ્રિટિશ સરકારને 'મેન્ડેટ' મળેલો છે. એ તો વળી સીરિયાથીયે વધારે નાનો દેશ છે અને તેની વસતી દશ લાખ કરતાંયે ઓછી છે. પરંતુ એના પ્રાચીન ઇતિહાસ તથા સંબંધોને કારણે લોકોનું ધ્યાન એના તરફ સારી પેઠે ખેંચાય છે. કેમ કે પૅલેસ્ટાઇન એ યહૂદીઓ, ખ્રિસ્તીઓ તથા કંઈક અંશે મુસલમાનોની પણ પવિત્ર તીર્થભૂમિ છે. ત્યાં આગળ મુખ્ય વસતી મુસલમાન આરબોની છે અને તેઓ સ્વતંત્રતાની તેમ જ સીરિયાના પોતાના આરબ બંધુઓ સાથે ઐક્યની માગણી કરે છે. પરંતુ બ્રિટિશ રાજનીતિએ ત્યાં આગળ યહૂદી લોકોની લઘુમતીનો ખાસ પ્રશ્ન ઊભો કર્યો છે. યહૂદી લોકો અંગ્રેજોની તરફેણ કરે છે અને પૅલેસ્ટાઇનની સ્વતંત્રતાનો તેઓ વિરોધ કરે છે કેમ કે એથી તો ત્યાં આગળ આરબ લોકોનો અમલ થશે એવો તેમને ડર રહે છે. આરબો તેમ જ યહૂદીઓ પરસ્પર વિરુદ્ધ દિશામાં ખેંચાખેંચ કરે છે અને એને કારણે અચૂકપણે ઝઘડા થયા કરે છે. આરબોને પક્ષે સંખ્યાબળ છે અને

તેમની સામે ભારે આર્થિક સાધનસંપત્તિ અને યહૂદીઓનું જગદ્વ્યાપી સંગઠન છે. આમ, આરબોના રાષ્ટ્રવાદની સામે ઇંગ્લંડ યહૂદીઓના ધાર્મિક રાષ્ટ્રવાદને ઊભો કરે છે અને એ બંને વચ્ચે સુલેહશાંતિ ટકાવી રાખવા માટે મધ્યસ્થ તરીકે ત્યાં પોતાને રહેવાની જરૂર છે એવો તે જગત આગળ દેખાવ કરે છે. સામ્રાજ્યવાદી આધિપત્ય નીચેના બીજા દેશમાં આપણે જે જોઈ ગયાં તેની તે જ આ પુરાણી રમત છે; આશ્ચર્યની વાત તો એ છે કે, એ એકની એક રમતનો અનેક વાર ઉપયોગ કરવામાં આવે છે.

યહૂદીઓ એક અદ્ભુત પ્રજા છે. મૂળ તે પૅલેસ્ટાઇનની એક પ્રજા હતી અને બાઇબલના જૂના કરારમાં તેમના આરંભકાળની કથા કહેવામાં આવી છે. તેઓ કંઈક અંશે ઘમંડી હતા અને પોતાને ઈશ્વરની માનીતી પ્રજા તરીકે લેખતા હતા. પરંતુ લગભગ બધી જ પ્રજાઓ એવા પ્રકારના વ્યર્થ ઘમંડમાં રાચતી આવી છે. તેમને અનેક વાર જીતી લેવામાં આવ્યા, દાબી દેવામાં આવ્યા તથા ગુલામ પણ બનાવવામાં આવ્યા. અંગ્રેજી ભાષાની કેટલીક સૌથી સુંદર અને હૃદયદ્રાવક કવિતાઓ યહૂદીઓનાં ગીતો અને રુદનકાવ્યો છે. એ બધાં ગીતો અને રુદનકાવ્યો બાઇબલના પ્રમાણિત અનુવાદમાં આપવામાં આવેલાં છે. હું ધારું છું કે મૂળ હિબ્રૂ ભાષામાં પણ એ કાવ્યો એટલાં જ અથવા કહો કે અધિક સુંદર હશે. બાઇબલના જૂના કરારમાંથી એક ભજનની માત્ર થોડી લીટીઓ હું અહીં ઉતારીશ :

"હે ઝિયોન, અમને તારું સ્મરણ થયું ત્યારે બૅબિલોન નદીના તટ ઉપર બેસીને અમે આંસુ સાર્યાં.

અમારી સારંગીઓ તો અમે ત્યાં જ ઝાડો ઉપર લટકાવી દીધી.

કેમ કે, અમને બંદીવાન કરીને લઈ જનારાઓએ, અમે શોકમાં ડૂબ્યા હતા ત્યારે અમને કહ્યું, કોઈ મધુર ગીત ગાઓ; ઝિયોનનું કોઈ ગીત અમને ગાઈ સંભળાવો.

અમારા પ્રભુનું ગીત, કોઈ પરાયા મુલકમાં અમે કેવી રીતે ગાઈએ ?

જેરુસલેમ ! તને હું ભૂલું તો મારા જમણા હાથનું કૌશલ સમૂળ નષ્ટ થાઓ.

તને જો હું ભૂલી જાઉં તો, મારી જિહ્વા મારા તાળવાને ચોંટી જાઓ : મારા આનંદમાં, જેરુસલેમ તને પ્રથમ સ્થાન ન આપું તો ખસૂસ એમ જ થાઓ."

આખરે યહૂદીઓ આખી દુનિયામાં ઠેકઠેકાણે વીખરાઈ ગયા. તેમને પોતાનું વતન કે રાષ્ટ્ર નહોતું અને તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં અણનોતર્યા અને અનિષ્ટ પરદેશીઓ તરીકે તેમના પ્રત્યે વર્તાવ દાખવવામાં આવ્યો. બીજાઓને તેઓ દૂષિત ન કરે એટલા માટે શહેરોમાં તેમને બીજા બધાઓથી જુદા અને તેમને માટે ખાસ મુકરર કરવામાં આવેલા અલગ સ્થાનમાં રહેવાની તેમને ફરજ પાડવામાં આવતી. તેમને વસવાનાં આ સ્થાનોને 'ઘેટો 'ના નામથી ઓળખવામાં આવતાં. કેટલીક વાર તો બીજાઓથી જુદો પડી આવે એવો ખાસ પ્રકારનો પહેરવેશ પહેરવાની પણ તેમને ફરજ પાડવામાં આવતી હતી. તેમનું

અપમાન કરવામાં આવતું, તેમને ગાળો દેવામાં આવતી, તેમને પીડવામાં આવતા તેમ જ તેમની કતલ પણ કરવામાં આવતી. ખુદ યહૂદી શબ્દ કંજૂસ અને લોહી ચૂસનાર શાહૂકારનો વાચક તેમ જ ગાળવાચક બની ગયો. અને આ બધાની સામે એ અદ્ભુત લોકો ટકી રહ્યા એટલું જ નહિ પણ તેમણે પોતાની જાતિની તેમ જ સંસ્કૃતિની વિશિષ્ટતાઓ જાળવી રાખી, સમૃદ્ધિ મેળવી તેમ જ અનેક મહાપુરુષો પેદા કર્યા. વિજ્ઞાન, રાજકારણ, સાહિત્ય, શરાફી તેમ જ વેપાર-રોજગાર વગેરે ક્ષેત્રોમાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે. અને મોટામાં મોટા સમાજવાદી તથા સામ્યવાદીઓ પણ યહૂદીઓ જ હતા. પરંતુ મોટા ભાગના યહૂદીઓ તો ગરીબ છે. પૂર્વ યુરોપનાં શહેરોમાં તેમની મોટી વસ્તી છે અને ત્યાં આગળ તેમની વખતોવખત કતલ કરવામાં આવે છે. વતન કે રાષ્ટ્ર વિનાના આ લોકો — ખાસ કરીને તેમનામાંના ગરીબ લોકો — કદી પણ પ્રાચીન જેરુસલેમનાં સ્વપ્નાં સેવતા અટક્યા નથી; તેમની કલ્પનામાં એ શહેર વાસ્તવમાં કદીયે હતું તેના કરતાં અતિશય ભવ્ય અને મહાન દેખાય છે. જેરુસલેમને તેઓ ઝિયોન એટલે કે એક પ્રકારનું સ્વર્ગ કહે છે અને ઝિયોનિઝમ એ તેમને જેરુસલેમ તેમ જ પૅલેસ્ટાઈન તરફ નિરંતર આકર્ષતો એ ભૂતકાળનો સાદ છે.

૧૯મી સદીના અંતમાં, આ ઝિયોનિસ્ટ ચળવળે ધીમે ધીમે વસાહતી ચળવળનું સ્વરૂપ ધારણ કર્યું અને સંખ્યાબંધ યહૂદીઓ પૅલેસ્ટાઈનમાં જઈને વસ્યા. હિબ્રૂ ભાષાનો પુનરુદ્ધાર પણ શરૂ થયો. મહાયુદ્ધ દરમ્યાન બ્રિટિશ લશ્કરે પૅલેસ્ટાઈન ઉપર ચડાઈ કરી અને એ સૈન્ય જેરુસલેમ તરફ કૂચ કરી રહ્યું હતું તે વખતે એટલે કે ૧૯૧૭ની સાલના નવેમ્બર માસમાં બ્રિટિશ સરકારે એક જાહેરાત કરી. એ જાહેરાત બાલ્ફર જાહેરાત તરીકે ઓળખાય છે. બ્રિટિશ સરકારે એવું જાહેર કર્યું કે પૅલેસ્ટાઈનમાં 'યહૂદીઓનું રાષ્ટ્ર' સ્થાપવાનો તેનો ઇરાદો છે. દુનિયાભરના યહૂદીઓની શુભેચ્છા સંપાદન કરવા માટે આ જાહેરાત કરવામાં આવી હતી અને નાણાં મેળવવાની દૃષ્ટિએ એ બહુ મહત્ત્વની હતી. યહૂદીઓએ એ જાહેરાત સહર્ષ વધાવી લીધી પરંતુ એમાં એક ઊણપ હતી; એક મહત્ત્વની બીના તરફ એમાં દુર્લક્ષ કરવામાં આવ્યું હતું. પૅલેસ્ટાઈન એ નિર્જન અરણ્ય કે વેરાન રણ નહોતું. એ ક્યારનુંયે બીજા લોકોનું રાષ્ટ્ર બની ગયું હતું. એટલે કે, ખરી રીતે બ્રિટિશ સરકારે પૅલેસ્ટાઈનમાં વસતા લોકોને ભોગે આ ઉદાર વલણ દર્શાવ્યું હતું. આથી, આરબ, બિન-આરબ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે ત્યાં વસતા સૌ લોકોએ, સાચું કહેતાં યહૂદીઓ સિવાયના બધા લોકોએ ધર્મ કે કોમના ભેદભાવ વિના આ જાહેરાત સામે પ્રબળ વિરોધ ઉઠાવ્યો. વાસ્તવમાં એ આર્થિક પ્રશ્ન હતો. એ લોકોને લાગ્યું કે, તેમની પાછળ રહેલી અખૂટ ધનદોલત સહિત યહૂદીઓ તેમની દરેક પ્રવૃત્તિમાં તેમની સાથે હરીફાઈમાં

ઊતરશે અને દેશના આર્થિક સ્વામી બની જશે; યહૂદીઓ તેમના મોંમાંથી રોટલો તેમ જ ખેડૂતો પાસેથી જમીન પડાવી લેશે એવો તેમને ડર લાગ્યો.

ત્યાર પછીનો પૅલેસ્ટાઈનનો ઇતિહાસ એ આરબો અને યહૂદીઓ વચ્ચેના ઝઘડાઓનો ઇતિહાસ છે. એમાં બ્રિટિશ સરકાર પ્રસંગ અનુસાર કોઈ વાર યહૂદીઓનો તો કોઈ વાર આરબોનો પક્ષ કરતી, પરંતુ એકંદરે જોતાં તે યહૂદીઓને ટેકો આપતી. પરાધીન બ્રિટિશ વસાહતની પેઠે એ દેશ પ્રત્યે વર્તાવ રાખવામાં આવ્યો છે. ખ્રિસ્તીઓ તેમ જ યહૂદી સિવાયના બીજા લોકોના ટેકાથી આરબો આત્મનિર્ણય અને પૂર્ણ સ્વતંત્રતાની માગણી કરે છે. 'મેન્ડેટ'ની સામે તેમ જ નવા આવતા વસાહતીઓ સામે તેમણે સખત વાંધો ઉઠાવ્યો છે. તેમનું કહેવું એવું છે કે, હવે વસવાટ માટે ત્યાં અવકાશ રહ્યો નથી. જેમ જેમ નવા યહૂદી વસાહતીઓ ત્યાં આવતા ગયા તેમ તેમ તેમનો ભય અને ક્રોધ વધતાં ગયાં. તેમણે (આરબોએ) જણાવ્યું કે, "ઝિયોનિઝમ એ તો બ્રિટિશ સામ્રાજ્યવાદનો મળતિયો છે. જવાબદાર ઝિયોનિસ્ટ આગેવાનો હમેશાં એ વસ્તુ ઉપર ભાર મૂકતા આવ્યા છે કે, બળવાન 'યહૂદી રાષ્ટ્ર' એ હિંદ જતા માર્ગનું રક્ષણ કરવામાં અંગ્રેજોને ભારે મદદરૂપ નીવડશે; કેમ કે એ આરબોની રાષ્ટ્રીય આકાંક્ષાઓનો સામનો કરનારું બળ થઈ પડશે." કેવી અણધારી જગ્યાઓએ હિંદુસ્તાન ફૂટી નીકળે છે!

આરબોની પરિષદે બ્રિટિશ સરકાર સાથે અસહકાર કરવાનો તથા અંગ્રેજો યોજી રહ્યા હતા તે ધારાસભાની ચૂંટણીનો બહિષ્કાર કરવાનો નિર્ણય કર્યો. એ બહિષ્કાર બહુ જ સફળ નીવડ્યો અને ધારાસભા ઊભી કરી શકાઈ નહિ. અમુક પ્રકારનો અસહકાર ઘણાં વરસો સુધી ચાલુ રહ્યો, પછીથી તે અમુક અંશે શિથિલ થયો અને કેટલાક લોકોએ અંગ્રેજોને થોડા પ્રમાણમાં સહકાર આપ્યો. આમ છતાંયે, અંગ્રેજો ચૂંટાયેલી ધારાસભા તો ન જ ઊભી કરી શક્યા અને હાઈ કમિશનર સર્વસત્તાધીશ સુલતાનની પેઠે ત્યાં શાસન કરવા લાગ્યો.

૧૯૨૮ની સાલમાં આરબોના જુદા જુદા પક્ષો આરબ પરિષદમાં ફરી પાછા એકત્ર થયા અને તેમણે "પોતાના જન્મસિદ્ધ હક્ક તરીકે" લોકશાહી તથા ધારાસભા દ્વારા ચાલતી બંધારણીય સરકારની માગણી કરી. આ ઉપરાંત તેમણે દૃઢતાપૂર્વક જણાવ્યું કે, "પૅલેસ્ટાઈનના લોકો આજની આપખુદ સાંસ્થાનિક સરકાર ચલાવી લઈ શકે એમ નથી તેમ જ તેઓ તેને ચલાવી લેનાર પણ નથી." રાષ્ટ્રવાદના આ નવા મોજાનું એક જાણવા જેવું લક્ષણ એ હતું કે એમાં આર્થિક પ્રશ્નો ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો. સાચી પરિસ્થિતિની સમજ ઉત્તરોત્તર વધતી જાય છે એ વસ્તુ એ હમેશાં સૂચવે છે.

૧૯૨૯ના ઑગસ્ટ માસમાં યહૂદીઓ અને આરબો વચ્ચે મોટું રમખાણ ફાટી નીકળ્યું. યહૂદીઓની દિનપ્રતિદિન વધતી જતી સંપત્તિ તથા

સંખ્યાને કારણે આરબોમાં વધતી જતી કડવાશની અને ભયની લાગણી તથા આરબો તરફથી કરવામાં આવતી સ્વતંત્રતાની માગણીનો યહૂદીઓ તરફથી થતો વિરોધ એ બળવાનું સાચું કારણ હતું. પરંતુ એનું તાત્કાલિક કારણ તો એક દીવાલ હતી. એ 'રુદનની દીવાલ' તરીકે ઓળખાતી હતી. એ હીરોડના મંદિરની આસપાસની પ્રાચીન દીવાલનો એક ભાગ છે અને યહૂદીઓ તેને પોતાના જાહોજલાલીના કાળનું સ્મારક ગણે છે. પાછળથી ત્યાં આગળ એક મસ્જિદ બાંધવામાં આવી હતી અને એ દીવાલ તે ઇમારતનો એક ભાગ બની ગઈ. યહૂદીઓ આ દીવાલ પાસે પ્રાર્થના કરે છે તથા ત્યાં આગળ બેસીને મોટે અવાજે તેમનાં રુદનગીતો ગાય છે, એથી કરીને એને 'રુદનની દીવાલ' કહેવામાં આવે છે. પોતાની એક સૌથી મશહૂર મસ્જિદ આગળ આમ કરવામાં આવે તેની સામે મુસલમાનોનો ભારે વિરોધ છે.

રમખાણો દબાવી દીધા પછી પણ બીજી રીતે તેમની વચ્ચેની લડાઈ ચાલુ જ રહી. અને આશ્ચર્યની વાત તો એ છે કે, એમાં પૅલેસ્ટાઇનનાં ખ્રિસ્તી ચર્ચોનો આરબોને સંપૂર્ણ ટેકો હતો. આ રીતે મોટી મોટી હડતાલો તથા દેખાવોમાં મુસલમાનો તથા ખ્રિસ્તીઓ એ બંનેએ ભાગ લીધો. સ્ત્રીઓએ પણ એમાં આગળ પડતો ભાગ લીધો. આ હકીકત બતાવી આપે છે કે ખરી રીતે એ ધાર્મિક નહિ પણ ત્યાંના જૂના રહેવાસીઓ અને નવા આવનારાઓ વચ્ચેનો આર્થિક ઝઘડો હતો. 'મેન્ડેટ'ની જવાબદારી અદા કરવામાં અને ખાસ કરીને ૧૯૨૯નાં રમખાણો અટકાવવામાં નિષ્ફળ નીવડવા માટે પ્રજાસંઘે પૅલેસ્ટાઇનના બ્રિટિશ વહીવટની આકરી ટીકા કરી.

આમ, પૅલેસ્ટાઇન વાસ્તવમાં એક બ્રિટિશ વસાહત જ બની ગયું છે. પરંતુ કેટલીક બાબતમાં તો તે પૂરેપૂરી રીતે વસાહત છે એમ પણ ન કહી શકાય. અને અંગ્રેજો યહૂદીઓને આરબોની સામે લડાવીને આ સ્થિતિ કાયમ રાખી રહ્યા છે. ત્યાં આગળ સંખ્યાબંધ બ્રિટિશ અમલદારો છે અને બધી મોટી મોટી જગ્યાઓ તેમણે રોકી લીધી છે. આરબોની કેળવણીને માટે તીવ્ર ઉત્કંઠા હોવા છતાં બ્રિટનના તાબાના બીજા મુલકોની પેઠે એ બાબતમાં ત્યાં કશુંયે કરવામાં આવ્યું નથી. યહૂદીઓ તો સાધનસંપન્ન હોવાને કારણે તેમણે પોતાને માટે સારી સારી શાળાઓ તથા કૉલેજો સ્થાપી છે. યહૂદીઓની વસતી આરબોની વસતી કરતાં ચોથા ભાગની તો ક્યારનીયે થઈ ચૂકી છે અને તેમની આર્થિક તાકાત તો ઘણી વધારે છે. પૅલેસ્ટાઇનમાં પ્રભુત્વ ધરાવતી કોમ તે થઈ પડે એ દિવસની તેઓ રાહ જોઈ રહ્યા છે. પૅલેસ્ટાઇનની સ્વતંત્રતા તથા તેને માટે લોકશાહી સરકાર પ્રાપ્ત કરવા માટેની લડતમાં તેમનો સહકાર મેળવવાની કોશિશ આરબોએ કરી હતી પરંતુ યહૂદીઓએ તેમના એ આમંત્રણને ધુત્કારી

કાઢયું હતું. શાસન કરતી વિદેશી સત્તાનો પક્ષ લેવાનું તેમણે પસંદ કર્યું અને એ રીતે વધુમતીને સ્વતંત્રતાથી વંચિત રાખવાના કાર્યમાં તેમણે તેને મદદ કરી. વસ્તુસ્થિતિ આમ હોવાથી, પ્રધાનપણે આરબોની પણ જેમાં ખ્રિસ્તીઓનો પણ સમાવેશ થાય છે એવી આ વધુમતી યહૂદીઓના એ વલણને તીવ્રપણે ધિક્કારે એમાં કશું આશ્ચર્ય નથી.

## ટ્રાન્સ-જોર્ડન

પૅલેસ્ટાઇનને અડીને જોર્ડન નદીની પેલી પાર આવેલું એક બીજું રાજ્ય છે. એ રાજ્ય મહાયુદ્ધ પછી ઊભું કરવામાં આવ્યું હતું. તેને ટ્રાન્સ-જોર્ડન કહેવામાં આવે છે. રણની અડોઅડ આવેલો સીરિયા અને અરબસ્તાન વચ્ચેનો એ એક નાનકડો પ્રદેશ છે. એ રાજ્યની કુલ વસ્તી લગભગ ત્રણ લાખની છે અને એ આજના મધ્યમ કદના શહેરની વસ્તી જેટલી પણ ભાગ્યે જ ગણાય! બ્રિટિશ સરકાર એને પૅલેસ્ટાઇન સાથે જોડી દઈ શકત પરંતુ સામ્રાજ્યવાદી નીતિ એકત્ર કરવા કરતાં ભાગલા પાડવાનું વધુ પસંદ કરે છે. હિંદ જવાના જમીન તેમ જ હવાઈ માર્ગોના પગથિયા તરીકે એ રાજ્ય મહત્ત્વનું છે. રણ અને ફળદ્રુપ પ્રદેશો વચ્ચે આવેલું એ એક મહત્ત્વનું સરહદી રાજ્ય છે અને પશ્ચિમ તરફ સમુદ્ર સુધી એ પહોંચેલું છે.

એ રાજ્ય બહુ નાનું છે ખરું પરંતુ એની પડોશના મોટા દેશોમાં બનાવોની પરંપરા બનવા પામી હતી તે જ ક્રમથી તેમાં પણ બનાવો બન્યા હતા. ત્યાં આગળ પણ પ્રજાકીય ધારાસભાની માગણી કરવામાં આવે છે પરંતુ તેને મચક આપવામાં આવતી નથી, બ્રિટિશ વિરોધી દેખાવો થાય છે અને તે દાબી દેવામાં આવે છે, ખબરનિયમન ચાલુ છે, આગેવાનોને દેશપાર કરવામાં આવે છે, સરકારનાં પગલાંઓનો બહિષ્કાર કરવામાં આવે છે વગેરે વગેરે. અંગ્રેજોએ ચતુરાઈપૂર્વક હેજાઝના બાદશાહ હુસેનના બીજા પુત્ર તથા ફૈઝલના ભાઈ અમીર અબ્દુલ્લાને ટ્રાન્સ-જોર્ડનનો રાજા બનાવ્યો. તે કશીયે સત્તા વિનાનો પૂતળા સમાન શાસક છે અને સંપૂર્ણપણે અંગ્રેજોના અંકુશ નીચે છે. પરંતુ પ્રજાથી અંગ્રેજોને અળગા રાખવા માટે એક પડદા તરીકે તે ઉપયોગી છે. ત્યાં જે કંઈ બને છે તેનો ઘણોખરો દોષ તેને માથે ઢોળવામાં આવે છે અને પ્રજામાં તે અતિશય અકારો થઈ પડ્યો છે. અબ્દુલ્લાના અમલ નીચેનું ટ્રાન્સ-જોર્ડન વાસ્તવમાં આપણાં નાનાં નાનાં દેશી રાજ્યોને ઘણે અંશે મળતું આવે છે.

સિદ્ધાંતની દૃષ્ટિએ તે એક સ્વતંત્ર રાજ્ય છે. પરંતુ ૧૯૨૮ની સાલમાં અબ્દુલ્લા અને અંગ્રેજોની વચ્ચે થયેલી સંધિ મુજબ લશ્કરી તેમ જ બીજા અનેક પ્રકારના અધિકારો ઇંગ્લંડને આપવામાં આવેલા છે. વાસ્તવમાં એ રીતે ટ્રાન્સ-જોર્ડન બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ બની જાય છે. બ્રિટિશ લોકોની

છત્રછાયા નીચે ફાલતાફૂલતા નવા પ્રકારના સ્વાતંત્ર્યનું નાના પાયા ઉપર એ એક બીજું દૃષ્ટાંત છે. આ સંધિ તેમ જ ત્યાં પ્રવર્તતી પરિસ્થિતિ પ્રત્યે ત્યાંના મુસલમાનો તથા ખ્રિસ્તીઓ અતિશય કડવાશથી પોતાનો રોષ દર્શાવે છે. સંધિ વિરોધી ચળવળને દાબી દેવામાં આવી એટલું જ નહિ પણ તેને ટેકો આપનારાં છાપાંઓ સામે પણ મનાઈ હુકમો કાઢવામાં આવ્યા તથા હું ઉપર કહી ગયો છું તે પ્રમાણે તેના આગેવાનોને દેશપાર કરવામાં આવ્યા. એથી કરીને ત્યાં આગળ વિરોધની લાગણી વધી ગઈ અને એક રાષ્ટ્રીય પરિષદની બેઠક મળી. એ પરિષદે એક 'રાષ્ટ્રીય કરાર' પસાર કર્યો અને અંગ્રેજો સાથે થયેલી સંધિને વખોડી કાઢી. નવી ચૂંટણી માટે મતદારોનું પત્રક બનાવવામાં આવ્યું ત્યારે પ્રજાના ઘણા મોટા ભાગે તેનો બહિષ્કાર કર્યો. પરંતુ અબ્દુલ્લા અને અંગ્રેજોએ મળીને સંધિ મંજૂર રાખવાનો દેખાવ કરવાને માટે ગમે તેમ કરીને પોતાના થોડાક ટેકાદારો શોધી કાઢ્યા.

૧૯૨૯ની સાલમાં પૅલેસ્ટાઈનમાં મુસીબત ઊભી થવા પામી ત્યારે ટ્રાન્સ-જોર્ડનમાં અંગ્રેજો અને બાલ્ફર જાહેરાત સામે પ્રચંડ દેખાવો થયા.

જુદા જુદા દેશોમાં બનેલા બનાવો વિષે હું તને લંબાણથી લખતો જાઉં છું પરંતુ એમાં એકની એક જ વસ્તુનું પુનરાવર્તન થતું લાગે છે. આપણે સૌ પોતપોતાના દેશમાં એમ માનવાને પ્રેરાઈએ છીએ કે પ્રત્યેક રાષ્ટ્રના વિશિષ્ટ પ્રશ્નોનો અલગ અલગ વિચાર કરવો જોઈએ. પરંતુ જગદ્વ્યાપી બળો, પૂર્વના બધાયે દેશોમાં જાગ્રત થતી જતી રાષ્ટ્રીયતાની ભાવના તથા તેનો સામનો કરવા માટે સામ્રાજ્યો તરફથી અજમાવવામાં આવતી તેની તે રીતો વગેરે પ્રશ્નોનો વિચાર કરવો એ એના કરતાં વિશેષ જરૂરી છે. એ વસ્તુ તું બરાબર સમજે એટલા માટે હું પુનરાવર્તન કરું છું. રાષ્ટ્રવાદનો વિકાસ થાય છે તથા તે આગળ વધે છે ત્યારે સામ્રાજ્યવાદી રીતમાં સહેજ ફેરફાર થવા પામે છે. ઉપર ઉપરથી લોકોને રીઝવવાનો પ્રયાસ કરવામાં આવે છે તેમ જ બહારના દેખાવ પૂરતું નમતું આપવાનો ડોળ પણ કરવામાં આવે છે. દરમ્યાન, ભિન્ન ભિન્ન દેશોમાં આ રાષ્ટ્રીય લડતની પ્રગતિ થતી જાય છે તેમ તેમ તે દરેક દેશમાં સામાજિક લડત અથવા જુદા જુદા વર્ગો વચ્ચેનો કલહ વધારે સ્પષ્ટ થતો જાય છે અને ફ્યૂડલ તથા કેટલેક અંશે સંપત્તિ ધરાવનારા વર્ગો સામ્રાજ્યવાદી સત્તાના પક્ષમાં વધુ ને વધુ ભળતા જાય છે.

નોંધ (ઑક્ટોબર ૧૯૩૮):

પૅલેસ્ટાઈનમાં આરબ રાષ્ટ્રવાદીઓ, યહૂદી ઝિયોનિઝમ અને બ્રિટિશ સામ્રાજ્યવાદ એ ત્રણ વચ્ચેનો ઝઘડો ચાલુ રહ્યો છે અને તે દિનપ્રતિદિન વધુ ને વધુ ઉગ્ર થતો ગયો છે. જર્મનીમાં નાઝીઓનો વિજય થવાથી મધ્ય યુરોપમાંથી સંખ્યાબંધ યહૂદીઓને હાંકી કાઢવામાં આવ્યા અને એને પરિણામે

પૅલેસ્ટાઈનમાં યહૂદીઓનું દબાણ વધવા પામ્યું. એથી આરબોનો ડર વળી વધારે મજબૂત બન્યો. તેમને લાગ્યું કે, આમ તો વસાહતી યહૂદીઓના પૂરમાં તેઓ ડૂબી જવાના અને પૅલેસ્ટાઈનમાં યહૂદીઓનું પ્રભુત્વ થઈ જવાનું. આરબો એની સામે લડ્યા અને કેટલાકોએ તો ત્રાસવાદી પ્રવૃત્તિઓનો આશરો લીધો. પાછળથી કેટલાક ઉદ્દામ ઝિયોનિસ્ટોએ પણ એ જ રીત અખત્યાર કરીને એનો બદલો વાળ્યો.

૧૯૩૬ના એપ્રિલ માસમાં પૅલેસ્ટાઈનના આરબોએ સાર્વત્રિક હડતાળ પાડી. એને દાબી દેવાને માટે બ્રિટિશ સત્તાવાળાઓએ લશ્કરી બળ વાપર્યું અને ભારે દમન કર્યું છતાંયે તે હડતાલ લગભગ છ માસ સુધી ચાલુ રહી. નાઝીઓની અટકાયતની છાવણીઓ જેવી અનેક છાવણીઓ ત્યાં થઈ ગઈ. એ પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં બ્રિટિશ સરકારે પૅલેસ્ટાઈનના મામલામાં તપાસ કરવા માટે શાહી કમિશન નીમ્યું. કમિશને જણાવ્યું કે, મૅન્ડેટ નિષ્ફળ નીવડ્યો છે અને એ છોડી દેવો જોઈએ. તથા પૅલેસ્ટાઈનને ત્રણ ભાગમાં વહેંચી નાખવું જોઈએ. મોટો ભાગ આરબોના નિયમન નીચે રહે, દરિયાકાંઠાને લગતો નાનો ભાગ યહૂદીઓના નિયમન નીચે રહે તથા જેરુસલેમ સહિતનો ત્રીજો ભાગ બ્રિટિશોના સીધા નિયમન નીચે રહે. આ ભાગલાની યોજનાનો સૌએ વિરોધ કર્યો. આરબો તેમ જ યહૂદીઓ એ બંનેને એ યોજના માન્ય નહોતી પરંતુ મોટા ભાગના યહૂદીઓ તેનો અમલ કરવાને તૈયાર હતા. પરંતુ આરબો તો એના તરફ નજર કરવા પણ માગતા નહોતા અને તેમનો રાષ્ટ્રીય સામનો પ્રબળ બન્યો. છેલ્લા થોડા માસ દરમ્યાન તો એણે બ્રિટિશ હકૂમતનો તીવ્ર વિરોધ કરનારી રાષ્ટ્રવ્યાપી લડતનું સ્વરૂપ ધારણ કર્યું છે. ધીમે ધીમે પૅલેસ્ટાઈનનો મોટો પ્રદેશ રાષ્ટ્રવાદી આરબોના હાથમાં આવતો ગયો છે અને ત્યાં આગળ બ્રિટિશ હકૂમતને સ્થાને તેમની હકૂમત થઈ છે. દેશને ફરીથી જીતી લેવાને માટે બ્રિટિશ સરકારે નવું સૈન્ય મોકલ્યું છે અને ત્યાં આગળ ત્રાસ અને ભયભીતતાનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું છે.

દુર્ભાગ્યે આરબોએ સારી પેઠે ત્રાસવાદનો આશરો લીધો. કેટલેક અંશે આરબો સામે યહૂદીઓએ પણ એમ જ કર્યું. બ્રિટિશ સરકારે ત્યાં આગળ સંહાર અને ખુનામરકીની નિષ્ઠુર નીતિ અજમાવી અને હજી પણ તે એ જ નીતિ અજમાવી રહી છે. એ રીતે તેણે સ્વાતંત્ર્ય માટેની લડત કચરી નાખવાનો પ્રયત્ન કર્યો. આયર્લૅન્ડમાં 'બ્લૅક ઍન્ડ ટૅન'ના અમલ દરમ્યાન જે રીતો અજમાવવામાં આવી હતી તેના કરતાં પણ બૂરી રીતો પૅલેસ્ટાઈનમાં અજમાવવામાં આવે છે અને કડક ખબરનિયમન એ બધું બાકીની દુનિયાથી છુપાવી રાખે છે. આમ છતાંયે જે કંઈ ખબરો આવવા પામે છે તે અતિશય માઠી છે. હમણાં જ મારા વાંચવામાં

આવ્યું છે કે, 'શક પડતા' આરબોને બ્રિટિશ લશ્કર કાંટાળા તારની વાડની અંદર ખીચોખીચ પૂરી દેતું. લશ્કરી માણસો એને લોઢાનાં પાંજરાં કહેતા અને એવા દરેક 'પાંજરા'માં ૫૦થી ૪૦૦ કેદીઓને પૂરી દેવામાં આવતા. એ કેદીઓનાં સગાંસંબંધીઓ તેમને ખરેખર પાંજરામાં પૂરેલાં પ્રાણીઓની પેઠે જ બહારથી ખાવાનું આપતાં.

દરમ્યાન, સમગ્ર આરબ દુનિયામાં એની સામે ભારે ક્રોધની લાગણી ભભૂકી ઊઠી છે તથા પોતાના સ્વાતંત્ર્ય માટે લડતી પ્રજાને આમ પાશવી રીતે કચરી નાખવાની કોશિશ કરવામાં આવે છે તેની પૂર્વના દેશોના મુસલમાનો તથા બિન-મુસલમાનો ઉપર ભારે અસર થવા પામી છે. આરબોએ બૂરાં અને અત્યાચારી કૃત્યો કર્યાં છે એ ખરું, પરંતુ તત્ત્વતઃ તેઓ સ્વાતંત્ર્ય માટે ઝૂઝી રહ્યા છે અને બ્રિટિશ સામ્રાજ્યની સત્તા તેમને ક્રૂરપણે દબાવી રહી છે.

આરબ અને યહૂદી એ બે પીડિત પ્રજાઓ એકબીજીની સામે અથડામણમાં આવે એ એક કરુણ ઘટના છે. યુરોપમાં તેઓ ભીષણ યાતનાઓ વેઠી રહ્યા છે તેને માટે યહૂદીઓ પ્રત્યે આપણે સૌએ સહાનુભૂતિ રાખવી જોઈએ. સંખ્યાબંધ યહૂદીઓ ત્યાં આગળ ઘરબાર વિનાના અને રખડતા થઈ ગયા છે અને કોઈ પણ દેશ તેમને સંઘરવા માગતો નથી. પૅલેસ્ટાઈન તરફ તેઓ આકર્ષાય એ આપણે સમજી શકીએ છીએ. એ વસ્તુ પણ સાચી છે કે, યહૂદી વસાહતીઓએ દેશને સુધાર્યો છે, ત્યાં આગળ હુન્નરઉદ્યોગો દાખલ કર્યા છે તેમ જ જીવનનું ધોરણ પણ ઊંચું કર્યું છે. પરંતુ સાથે સાથે આપણે એ પણ લક્ષમાં રાખવું જોઈએ કે, પૅલેસ્ટાઈન એ મુખ્યત્વે કરીને આરબ દેશ છે અને તે આરબ દેશ જ રહેવો જોઈએ તેમ જ તેમના પોતાના જ વતનમાં આરબોને કચરી નાખવા કે દબાવવા ન જોઈએ. સ્વતંત્ર પૅલેસ્ટાઈનમાં, એકબીજાનાં વાજબી હિતો ઉપર આક્રમણ કર્યા વિના એ બંને પ્રજાઓ પરસ્પર સહકાર કરી શકે એમ છે તેમ જ દેશની ઉન્નતિ સાધવામાં પણ તે બંને ફાળો આપી શકે એમ છે.

પૅલેસ્ટાઈન, દુર્ભાગ્યે હિંદુસ્તાન તેમ જ પૂર્વના દેશોમાં જવાના દરિયાઈ તથા હવાઈ માર્ગો ઉપર આવેલું હોવાથી અંગ્રેજોની સામ્રાજ્યવાદી યોજનાઓમાં એનું ભારે મહત્ત્વ છે અને એ યોજનાને આગળ ધપાવવા માટે આરબ તેમ જ યહૂદીઓ એ બંનેને હથિયાર બનાવવામાં આવે છે. એનું ભાવી અનિશ્ચિત છે. ભાગલાની જૂની યોજનાને પડતી મૂકવામાં આવે એવો સંભવ છે અને યહૂદીઓના સ્વતંત્ર પ્રદેશનો સમાવેશ થાય એવું આરબોનું વિશાળ સમવાયતંત્ર સ્થાપવાની વાતો થવા લાગી છે. પૅલેસ્ટાઈનના આરબોનો રાષ્ટ્રવાદ કચરી શકાય એમ નથી તેમ જ સામ્રાજ્યવાદને દૂર કરીને આરબ–યહૂદીઓના સહકારના સ્થિર પાયા ઉપર જ દેશનું ભાવિ ઘડી શકાય એમ છે એ નિર્વિવાદ છે.

# ૧૬૮. આધુનિક અરબસ્તાન

૩ જૂન, ૧૯૩૩

આરબ દેશો વિષે હમણાં હું તને લખી રહ્યો છું. પણ અરબી ભાષા તેમ જ સંસ્કૃતિના ઉગમસ્થાન તથા ઇસ્લામની માતૃભૂમિ અરબસ્તાન વિષે હજી સુધી મેં કશુંયે કહ્યું નથી. આરબ સભ્યતાનું એ ઉદ્‌ભવસ્થાન છે એ ખરું પરંતુ તે પછાત અને મધ્યકાલીન જ રહ્યું છે તથા આધુનિક સભ્યતાની કસોટી અનુસાર મિસર, સીરિયા, પૅલેસ્ટાઈન તથા ઇરાક વગેરે તેના પડોશી આરબ દેશો તેનાથી ઘણા આગળ વધી ગયા છે. અરબસ્તાન એ બહુ વિશાળ દેશ છે અને એનું ક્ષેત્રફળ હિંદુસ્તાનના ક્ષેત્રફળ કરતાં બે તૃતીયાંશ જેટલું છે. અને આમ છતાં એની વસ્તી ચાળીશ કે પચાસ લાખની એટલે કે હિંદની વસતીના સિત્તેરમા કે એંશીમા ભાગ જેટલી છે. આ ઉપરથી એ સ્પષ્ટ રીતે જણાય છે કે ત્યાં આગળ વસતી બહુ જ ઓછી છે. અરબસ્તાનનો મોટો ભાગ રણ છે અને એથી જ ભૂતકાળમાં તે લોભી સાહસખોરોની નજરમાંથી બચી ગયું તથા આ બદલાતા જતા જગતમાં રેલવે, તાર, ટેલિફોન તેમ જ એવી જ બીજી આધુનિક વસ્તુઓ વિનાનું મધ્યયુગના અવશેષ સમું રહેવા પામ્યું છે. મોટે ભાગે રખડુ ગોપ ટોળીઓ ત્યાં વસતી હતી. તેમને બદાઉની કહેવામાં આવતા હતા. રણની રેતીમાં તેઓ પોતાનાં ઝડપી ઊંટો — 'રણનાં વહાણો' — તથા પોતાના જગમશહૂર અરબી ઘોડાઓ ઉપર બેસીને પ્રવાસ કરતા હતા. તેઓ મોટાં મોટાં કુટુંબોમાં રહીને જીવન ગુજારતા હતા અને કુટુંબના વડીલની આજ્ઞાને આધીન રહેતા હતા. છેલ્લાં હજાર વરસ દરમ્યાન તેમના એવા પ્રકારના જીવનમાં નહિ જેવો જ ફેરફાર થવા પામ્યો હતો. મહાયુદ્ધે બીજી અનેક બાબતોમાં ફેરફારો કરી નાખ્યા તે જ પ્રમાણે તેણે તેમની એ અવસ્થામાં પણ ફેરફાર કરી નાખ્યો.

નકશામાં જોશે તો તને માલૂમ પડશે કે, અરબસ્તાનનો વિશાળ દ્વીપકલ્પ રાતા સમુદ્ર અને ઈરાનના અખાતની વચ્ચે આવેલો છે. એની દક્ષિણે અરબી સમુદ્ર આવેલો છે અને ઉત્તરે પૅલેસ્ટાઈન, ટ્રાન્સ–જોર્ડન અને સીરિયાનું રણ આવેલું છે તથા ઉત્તર–પૂર્વમાં ઇરાકની હરિયાળી અને ફળદ્રુપ ખીણો આવેલી છે. પશ્ચિમે રાતા સમુદ્રને અડીને હેજાઝનો પ્રદેશ આવેલો છે. એ પ્રદેશ ઇસ્લામનું ઉગમસ્થાન છે અને મક્કા તથા મદીનાનાં પવિત્ર શહેરો તેમાં આવેલાં છે. જેદ્દાહનું બંદર પણ ત્યાં જ આવેલું છે. દર વરસે હજ કરવા જનારા હજારો યાત્રાળુઓ એ બંદરે ઊતરે છે અને ત્યાંથી મક્કા જાય છે. અરબસ્તાનના મધ્ય ભાગમાં આવેલો અને પૂર્વમાં ઈરાનના અખાત સુધી ફેલાયેલો નજદ પ્રદેશ છે. હેજાઝ અને નજદ એ અરબસ્તાનના બે મુખ્ય ભાગો છે. દક્ષિણ

પશ્ચિમમાં યમન આવેલું છે, એને રોમનોના સમયથી 'અરેબિયા ફેલિક્સ' એટલે કે ભાગ્યશાળી અરબસ્તાન તરીકે ઓળખવામાં આવતું હતું, કેમ કે બાકીના અરબસ્તાનને — જે વેરાન રણ છે — મુકાબલે તે અતિશય ફળદ્રુપ હતું. એથી એ પ્રદેશમાં ગીચ વસતી હોય એ આપણે સમજી શકીએ છીએ. અરબસ્તાનની છેક દક્ષિણ–પશ્ચિમ અણી ઉપર એડન આવેલું છે. એ બ્રિટનના તાબામાં છે. પૂર્વથી પશ્ચિમ તરફ આવતાંજતાં વહાણોને વિસામો લેવા માટેનું એ બંદર છે.

મહાયુદ્ધ પહેલાં લગભગ આખો દેશ તુર્કીના અંકુશ નીચે હતો અથવા કહો કે તુર્કીનું આધિપત્ય તે માન્ય રાખતો હતો. પરંતુ નજદમાં અમીર ઇબ્ન સાઉદ ધીમે ધીમે સ્વતંત્ર શાસક બનતો જતો હતો તેમ જ નવા નવા પ્રદેશો જીતતો જીતતો તે ઈરાનના અખાત સુધી પ્રસરતો જતો હતો. મહાયુદ્ધ પહેલાંનાં વરસોમાં આ બન્યું હતું. ઇબ્ન સાઉદ વહાબી નામના એક ઇસ્લામી સંપ્રદાયનો વડો હતો. ૧૮મી સદીમાં અબ્દુલ વહાબ નામના એક પુરુષે એ પંથ સ્થાપ્યો હતો. વાસ્તવમાં એ ખ્રિસ્તીઓની પ્યૂરીટન ચળવળને મળતી ઇસ્લામની સુધારણાની ચળવળ હતી. કબરો તેમ જ પવિત્ર પુરુષોના અવશેષોની પૂજાના રૂપમાં મુસ્લિમ જનતામાં સંત–પૂજા તેમ જ બીજી અનેક વિધિઓ પ્રચલિત થઈ હતી તેનો વહાબીઓ વિરોધ કરતા હતા. સંતોની પ્રતિમાઓ તથા અવશેષોની પૂજા કરનારા રોમન કૅથલિક સંપ્રદાયના લોકોને યુરોપના પ્યૂરીટનો મૂર્તિપૂજકો કહેતા હતા તે જ રીતે વહાબીઓ એ બધાંને બુતપરસ્તી કહેતા હતા. આમ, રાજકીય હરીફાઈ ઉપરાંત, વહાબીઓ અને અરબસ્તાનના બીજા સંપ્રદાયો વચ્ચે ધાર્મિક ઝઘડો પણ હતો.

મહાયુદ્ધ દરમ્યાન અરબસ્તાન બ્રિટિશ કાવાદાવા તથા પ્રપંચોનું કેન્દ્ર બની ગયું અને જુદા જુદા આરબ સરદારોને આર્થિક મદદના રૂપમાં તથા લાંચ આપવામાં ઇંગ્લંડ તથા હિંદનાં નાણાં મોકળે હાથે વપરાયાં. તેમને તરેહ તરેહનાં વચનો આપવામાં આવ્યાં તથા તુર્કી સામે બળવો કરવાને તેમને ઉશ્કેરવામાં આવ્યા. કેટલીક વાર તો એકબીજા સામે લડતા બંને હરીફ સરદારોને નાણાંની મદદ આપવામાં આવતી હતી ! અંગ્રેજો મક્કાના શરીફ હુસેન મારફતે આરબોનો બળવો કરાવવામાં સફળ થયા. હુસેનનું મહત્ત્વ એ હતું કે તે પેગંબર સાહેબનો વંશ જ હતો અને એ રીતે લોકોમાં એને માટે ભારે માન હતું. અંગ્રેજોએ હુસેનને સંયુક્ત અરબસ્તાનનું રાજ્ય આપવાનું વચન આપ્યું હતું.

ઇબ્ન સાઉદ વધારે ચતુર હતો. અંગ્રેજો પાસે તેણે પોતાને સ્વતંત્ર રાજા તરીકે માન્ય કરાવ્યો તથા તેમની પાસેથી માસિક લગભગ સિત્તર હજાર રૂપિયાની રકમનો સ્વીકાર કર્યો અને બદલામાં તટસ્થ રહેવાનું તેમને વચન આપ્યું. આમ, જ્યારે બીજાઓ લડતા હતા ત્યારે તેણે પોતાની સ્થિતિ

મજબૂત અને સબળ બનાવી. એ કરવામાં તેણે કંઈક અંશે બ્રિટિશોના સોનાની મદદ પણ લીધી. તે વખતના ખલીફ તુર્કીના સુલતાન સામે બળવો પોકારવા માટે શરીફ હુસેન ઇસ્લામી દેશો તેમ જ હિંદુસ્તાનમાં અકારો થતો જતો હતો. ઇબ્ન સાઉદે તટસ્થ રહીને બદલાતી જતી પરિસ્થિતિનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો અને ધીમે ધીમે ઇસ્લામના શક્તિશાળી પુરુષ તરીકેની પોતાની નામના જમાવી.

દક્ષિણમાં યમન હતું. યમનનો ઇમામ અથવા રાજ્યકર્તા આખાયે મહાયુદ્ધ દરમ્યાન તુર્કીને વફાદાર રહ્યો હતો. પરંતુ લડાઈનાં ક્ષેત્રોથી તે બહુ દૂર હતો એટલે તે ઝાઝું કરી શકે એમ નહોતું. તુર્કીના પરાજય પછી તે સ્વતંત્ર થઈ ગયો. યમન હજી પણ સ્વતંત્ર રાજ્ય છે.

મહાયુદ્ધ પૂરું થતાં સુધીમાં ઇંગ્લંડનું પ્રભુત્વ અરબસ્તાનમાં જામી ગયું અને તે હુસેન તથા ઇબ્ન સાઉદને પોતાનાં હથિયાર તરીકે વાપરવા લાગ્યું. પરંતુ ઇબ્ન સાઉદ વધારે ચતુર નીવડ્યો અને તે પોતાનો દુરુપયોગ થવા દે એમ નહોતું. શરીફ હુસેનના કુટુંબની એકાએક ભારે ઉન્નતિ થઈ કેમ કે તેની પાછળ અંગ્રેજોના સૈન્યનું પીઠબળ હતું. હુસેન પોતે હેજાઝનો બાદશાહ બન્યો; તેનો એક પુત્ર ફૈઝલ સીરિયાનો રાજકર્તા થયો તથા તેના બીજા પુત્ર અબ્દુલ્લાને અંગ્રેજોએ નવા ઊભા કરેલા નાનકડા રાજ્ય ટ્રાન્સ-જોર્ડનનો શાસક બનાવ્યો. પરંતુ તેની એ ઉન્નતિ ચાર દિવસની ચાંદની હતી, કેમ કે આપણે જોઈ ગયાં તેમ ફૈઝલને ફ્રેંચોએ સીરિયામાંથી હાંકી કાઢ્યો અને ઇબ્ન સાઉદના આગળ વધતા જતા વહાબીઓ આગળ હુસેનની બાદશાહી નષ્ટ થઈ. ફરીથી બેકાર બનેલા ફૈઝલને અંગ્રેજોએ ઇરાકનો રાજા બનાવ્યો અને તે પોતાના આશ્રયદાતાઓની મહેરબાનીથી ત્યાં આગળ રાજ કરી રહ્યો છે.

હુસેનની હેજાઝની ટૂંક સમયની બાદશાહી દરમ્યાન અંગોરાની તુર્ક ધારાસભાએ ૧૯૨૪ની સાલમાં ખિલાફત રદ કરી. હવે ખલીફ રહ્યો નહોતો એટલે ભારે હિંમત વાપરીને હુસેન ખલીફની ખાલી પડેલી ગાદી ઉપર ચડી બેઠો અને તેણે ઇસ્લામના ખલીફ તરીકે પોતાની જાહેરાત કરી. ઇબ્ન સાઉદે, પોતાનો લાગ આવેલો જોઈને, આરબોના રાષ્ટ્રવાદ તેમ જ મુસલમાનોના આંતર-રાષ્ટ્રીયવાદને ઉદ્દેશીને હુસેનની સામે હાકલ કરી. ખિલાફત પચાવી પાડનારા મહત્ત્વાકાંક્ષી હુસેનની સામે ઇસ્લામના હિતૈષી તરીકે તે ખડો થયો અને સાવચેતીભર્યા પ્રચારની સહાયથી બીજા દેશોના મુસલમાનોની શુભેચ્છા તેણે પ્રાપ્ત કરી. હિંદુસ્તાનની ખિલાફત સમિતિએ પણ તેને પોતાની શુભેચ્છાનો સંદેશો મોકલ્યો. પવન કઈ દિશામાં વાય છે એ જોઈને તથા જે ઘોડાની તેઓ તરફેણ કરતા હતા તે હરીફાઈમાં જીતે એમ નથી એની પ્રતીતિ થવાથી અંગ્રેજોએ હુસેન તરફનો પોતાનો ટેકો ખેંચી લીધો. તેને આપવામાં આવતી

આર્થિક મદદ પણ બંધ કરી દેવામાં આવી અને જેને મોટાં મોટાં વચનો આપવામાં આવ્યાં હતાં તે બીચારા હુસેનને આગળ વધતા જતા બળવાન શત્રુની સામે અસહાય અને લાચાર સ્થિતિમાં છોડી દેવામાં આવ્યો.

થોડા જ મહિનાઓમાં, ૧૯૨૪ના ઑક્ટોબર માસમાં, વહાબીઓ મક્કામાં દાખલ થયા અને પોતાની શુદ્ધ ધાર્મિક માન્યતા અનુસાર ત્યાંની કેટલીક કબરોનો તેમણે નાશ કર્યો. એ કબરોનો નાશ કરવામાં આવ્યો તેથી મુસ્લિમ દેશોમાં ભારે ખળભળાટ મચ્યો અને હિંદુસ્તાનમાં પણ એની સામે વિરોધની લાગણી પેદા થઈ. બીજે વરસે મદીના તેમ જ જેદ્દાહ ઇબ્ન સાઉદને હાથ ગયાં અને હુસેનના કુટુંબને હેજાઝમાંથી હાંકી કાઢવામાં આવ્યું. ૧૯૨૬ની સાલના આરંભમાં ઇબ્ન સાઉદે હેજાઝના બાદશાહ તરીકે પોતાની જાહેરાત કરી. પોતાની નવી સ્થિતિ મજબૂત બનાવવા તથા ઇતર દેશોના મુસલમાનોની શુભેચ્છા જાળવી રાખવા ૧૯૨૬ની સાલના જૂન માસમાં તેણે મક્કામાં દુનિયાભરના મુસલમાનોની એક પરિષદ બોલાવી. એમાં તેણે બીજા દેશોના મુસલમાન પ્રતિનિધિઓને આમંત્રણ આપ્યું. તેને ખલીફ બનવાની ઇચ્છા નહોતી એ સ્પષ્ટ હતું. વળી તે વહાબી સંપ્રદાયનો હોવાને કારણે, મોટા ભાગના મુસલમાનો, કોઈ પણ સંજોગોમાં એને ખલીફ તરીકે માન્ય રાખે એમ નહોતું. જેની રાષ્ટ્રવિરોધી તેમ જ આપખુદ કારકિર્દીનું આપણે અવલોકન કરી ગયાં છીએ તે મિસરનો રાજા ફાઉદ ખલીફ બનવાને અતિ ઉત્સુક હતો, પરંતુ કોઈ પણ — ખુદ મિસરના લોકો પણ — તેને ખલીફ તરીકે કબૂલ રાખે એમ નહોતું. પોતાના પરાજય પછી હુસેને પોતે ધારણ કરેલી ખિલાફતનો ત્યાગ કર્યો.

મક્કામાં ભરાયેલી ઇસ્લામી પરિષદે કોઈ પણ મહત્ત્વનો નિર્ણય ન કર્યો. સંભવ છે કે એવી અપેક્ષા પણ એની પાસેથી રાખવામાં આવી ન હોય. એ તો ઇબ્ન સાઉદની પોતાની સ્થિતિ, ખાસ કરીને, પરદેશી સત્તાઓ આગળ મજબૂત બનાવવાની એક તરકીબ હતી. ખિલાફત સમિતિના હિંદના પ્રતિનિધિઓ — મને લાગે છે કે મૌલાના મહમદઅલી પણ એમાંના એક હતા — પરિષદથી નિરાશ થઈને અને ઇબ્ન સાઉદ ઉપર ક્રોધે ભરાઈને પાછા ફર્યા. પરંતુ એની તેના ઉપર કશીયે અસર થઈ નહિ. જ્યારે તેને તેની જરૂર હતી ત્યારે તેણે હિંદની ખિલાફત સમિતિનો ઉપયોગ કરી લીધો હતો અને હવે તેને તેની સહાનુભૂતિની ગરજ રહી નહોતી.

ઇબ્ન સાઉદ હવે યમન સિવાયના લગભગ આખા દેશનો સ્વામી બન્યો. યમન હજી સ્વતંત્ર રાજ્ય છે અને તેના ઉપર જૂના ઇમામની હકૂમત ચાલે છે. પરંતુ દક્ષિણ–પશ્ચિમનો એ ખૂણો બાદ કરતાં ઇબ્ન સાઉદ આખાયે અરબસ્તાનનો અધિપતિ હતો અને તેણે નજદના રાજાનો ઇલકાબ ધારણ કર્યો. આ રીતે તે બેવડો રાજા બન્યો; હેજાઝનો રાજા અને નજદનો રાજા. વિદેશી

સત્તાઓએ તેને સ્વતંત્ર રાજા તરીકે માન્ય કર્યો અને તેના મુલકમાં મિસરમાં હજી પણ કાયમ છે તેવા કોઈ પણ પ્રકારના ખાસ હક્કો પરદેશીઓને આપવામાં આવ્યા નથી. સાચે જ, તેઓ ત્યાં આગળ દારૂ કે એવાં બીજાં કેફી પીણાં સુધ્ધાં લઈ શકતા નથી.

ઇબ્ન સાઉદ એક સિપાઈ અને લડવૈયા તરીકે સફળ થયો હતો. હવે તેણે પોતાના દેશને આધુનિક સ્થિતિમાં લાવવાનું વધારે મુશ્કેલ કાર્ય ઉપાડયું. કુળ-વ્યવસ્થા ઉપર અથવા વડીલની આજ્ઞા અનુસાર ચાલતા સંયુક્ત કુટુંબના પાયા ઉપર રચાયેલા સમાજની અવસ્થામાંથી તેને એકદમ આધુનિક દુનિયામાં છલંગ મારવાની હતી. તેના આ કાર્યમાં પણ ઇબ્ન સાઉદને સારી પેઠે સફળતા મળી હોય એમ જણાય છે અને એ રીતે તે દીર્ઘદર્શી રાજપુરુષ પણ છે એમ તેણે દુનિયા સમક્ષ પુરવાર કરી બતાવ્યું છે.

આંતરિક અરાજકતા દાબી દેવામાં એને પ્રથમ સફળતા મળી. થોડા જ વખતમાં તેણે વણજારના તેમ જ યાત્રાના માર્ગો સલામત બનાવી દીધા. એ એક ભારે વિજય હતો અને તે વખત સુધી માર્ગમાં જેમને લૂંટારાઓનો સામનો કરવો પડતો હતો એવા સંખ્યાબંધ યાત્રીઓએ સ્વાભાવિક રીતે જ એની સારી પેઠે કદર બૂજી.

એથી વિશેષ નોંધપાત્ર સફળતા તો એને ભટકતા ગોપ બદાઉનીઓને દરીહામ થઈને એક ઠેકાણે વસતા કરવામાં મળી. હેજાઝ જીતવા પહેલાં જ બદાઉનીઓને દરીહામ થઈને વસતા કરવાનું કાર્ય તેણે આરંભ્યું હતું અને એ રીતે તેણે આધુનિક રાજ્યનો પાયો નાખ્યો. ચંચળ, રખડુ અને સ્વતંત્રતાને ચાહનારા એ બદાઉનીઓને સ્થિર થઈને વસતા કરવાનું કામ સહેલું નહોતું. પરંતુ ઇબ્ન સાઉદને એમાં ઘણે અંશે સફળતા મળી છે. રાજ્યવહીવટમાં પણ અનેક સુધારા કરવામાં આવ્યા છે અને ઍરોપ્લેન, મોટર, ટેલિફોન તેમ જ આધુનિક સભ્યતાનાં બીજાં અનેક ચિહ્નો ત્યાં આગળ દેખાવા લાગ્યાં છે. ધીમે ધીમે પણ અચૂકપણે હેજાઝ આધુનિક દેશ બનતો જાય છે. પરંતુ મધ્ય યુગમાંથી એકદમ વર્તમાન સમયમાં કૂદકો મારવાનું કામ સહેલું નથી અને લોકોની માન્યતાઓ બદલવાનું કાર્ય સૌથી વધારે વસમું છે. આ નવી પ્રગતિ તથા નવા ફેરફારો ઘણા આરબોને પસંદ નહોતા. પશ્ચિમનાં નવાં યંત્રો, તેમનાં એંજિનો, મોટરો અને ઍરોપ્લેનોને તેઓ શેતાનની શોધો તરીકે લેખે છે. આ બધા ફેરફારોની સામે એ આરબોએ વિરોધ ઉઠાવ્યો અને ૧૯૨૯ની સાલમાં તેમણે ઇબ્ન સાઉદ સામે બળવો પણ કર્યો. ઇબ્ન સાઉદે તેમને કુનેહ અને દાખલાદલીલોથી મનાવી લેવાનો પ્રયત્ન કર્યો અને એ રીતે ઘણાખરાને પોતાના પક્ષના કરી લેવામાં તે સફળ થયો. પરંતુ કેટલાક આરબોએ પોતાનો બળવો ચાલુ રાખ્યો અને તેમને ઇબ્ન સાઉદે હરાવ્યા.

પછીથી ઇબ્ન સાઉદને બીજી એક મુશ્કેલીનો સામનો કરવો પડ્યો, પરંતુ એ મુશ્કેલીનો તો આખી દુનિયાને મુકાબલો કરવો પડ્યો હતો. ૧૯૩૦ની સાલ પછી સર્વત્ર વેપારમાં ભારે મંદી આવી ગઈ છે. પશ્ચિમના મહાન ઔદ્યોગિક દેશોને એથી કરીને સૌથી વધારે સોસવું પડ્યું અને તેની વધારે સજ્જડ થતી જતી પકડમાં હજી તેઓ તરફડિયાં મારી રહ્યા છે. અરબસ્તાનને દુનિયાના વેપાર સાથે ઝાઝો સંબંધ નથી. પરંતુ એ મંદીની તેના ઉપર બીજી જ રીતે અસર થઈ. ઇબ્ન સાઉદની મહેસૂલનું મુખ્ય સાધન પ્રતિવર્ષ આવનારા યાત્રાળુઓ તરફથી થતી આવક હતું. દર વરસે લગભગ એક લાખ યાત્રાળુઓ પરદેશથી હજ કરવાને મક્કા આવતા હતા. ૧૯૩૦ની સાલમાં તેમની સંખ્યા ઘટીને એકદમ ચાળીસ હજારની થઈ ગઈ અને પછીનાં વરસોમાં એ સંખ્યા ઉત્તરોત્તર ઘટતી જ ગઈ છે. એને પરિણામે રાજ્યનું આખુંયે આર્થિક તંત્ર ઊંધું વળી ગયું અને અરબસ્તાનના ઘણા ભાગોમાં લોકો ભારે મુસીબતમાં આવી પડ્યા. નાણાંની તંગીએ ઇબ્ન સાઉદના માર્ગમાં અનેક રીતે મુશ્કેલીઓ ઊભી કરી છે અને સુધારાની તેની કેટલીયે યોજનાઓ અટકી પડી છે. પરદેશીઓને તેણે કશીયે છૂટછાટો આપી નહિ કેમ કે દેશની સાધનસામગ્રીનો ઉપયોગ પરદેશીઓ કરે તેને લીધે દેશમાં પરદેશીઓની લાગવગ વધવા પામે એવો તેને ડર હતો અને તેનો એ ડર સાચો હતો. કેમ કે એને લીધે પરદેશોની દખલગીરી શરૂ થાય અને પરિણામે દેશનું સ્વાતંત્ર્ય ઓછું થવા પામે. તેનો ડર બિલકુલ વાજબી હતો, કેમ કે પરાધીન વસાહતી (કૉલોનિયલ) દેશોને વેઠવાં પડતાં બધાંયે અનિષ્ટો આ પ્રકારના પરદેશીઓના શોષણમાંથી પેદા થયાં છે. સ્વતંત્રતા વિનાની અમુક અંશે પ્રગતિ તેમ જ સંપત્તિના કરતાં સ્વતંત્રતા અને ગરીબાઈ ઇબ્ન સાઉદે વધુ પસંદ કર્યાં.

પરંતુ વેપારમાં આવેલી મંદીના દબાણને કારણે ઇબ્ન સાઉદને પોતાની નીતિમાં થોડોક ફેરફાર કરવો પડ્યો અને પરદેશીઓને તેણે થોડી છૂટછાટો આપવા માંડી. પરંતુ આમ છતાંયે, તેણે પોતાની સ્વતંત્રતા સલામત રાખવાની પૂરેપૂરી સાવચેતી રાખી, અને એને માટે તેણે શરતો નક્કી કરી. અત્યારે માત્ર પરદેશના મુસલમાનોનાં મંડળોને છૂટછાટો આપવામાં આવે છે. આ રીતે, જેદ્દાહથી મક્કા સુધીની રેલવે બાંધવા માટે હિંદના મૂડીદાર મુસલમાનોને પહેલવહેલી છૂટ આપવામાં આવી છે. અરબસ્તાનને માટે આ રેલવે એક મહા મોટી વસ્તુ છે, કેમ કે વાર્ષિક યાત્રામાં એણે ક્રાંતિ કરી નાખી છે. એથી યાત્રાળુઓને લાભ થાય છે એટલું જ નહિ પણ આરબોના દૃષ્ટિબિંદુને આધુનિક બનાવવામાં પણ એ મોટો ફાળો આપે છે.

અરબસ્તાનમાં અત્યારે મોજૂદ છે એવી એક રેલવે વિષે મેં તને આગલા પત્રમાં કહ્યું હતું. એ હેજાઝ રેલવે છે અને તે મદીનાને સીરિયામાં અલપ્પો આગળ બગદાદ રેલવે સાથે જોડે છે.

'અરેબિયા ફેલીકસ' એટલે કે ભાગ્યશાળી અરબસ્તાન તરીકે ઓળખાતા અરબસ્તાનની દક્ષિણ-પશ્ચિમમાં આવેલા યમનનો આ પત્રની શરૂઆતમાં ઉલ્લેખ કર્યો હતો. વાસ્તવમાં, લગભગ ઇરાનના અખાત સુધી ફેલાયેલા દક્ષિણ અરબસ્તાનના મોટા ભાગને એ નામ લાગુ પાડવામાં આવતું હતું. પરંતુ એ આખા ભાગને એ નામ આપવું એ બિલકુલ અનુચિત છે, કેમ કે તે તો વેરાન રણ છે. ભૂતકાળમાં એની બરાબર જાણ ન હોય અને એને લીધે એ ભૂલ થવા પામી હોય એ સંભવિત છે. છેક હમણાં સુધી એ અજ્ઞાત પ્રદેશ હતો. શોધખોળ કરીને જેમનો નકશો નહોતો બનાવવામાં આવ્યો એવાં પૃથ્વીની સપાટી ઉપરનાં, જે ગણ્યાંગાંઠ્યાં સ્થાનો હતાં તેમાંનું એ એક હતું.

## ૧૬૯. ઇરાક અને હવાઈ બોંબમારાની નીતિમત્તા

૭ જૂન, ૧૯૩૩

હવે આપણને એક આરબ દેશનું અવલોકન કરવાનું બાકી રહે છે. એ ઇરાક અથવા મેસોપોટેમિયા — તૈગ્રીસ અને યુફ્રેટીસ નદી વચ્ચે આવેલો સમૃદ્ધ અને ફળદ્રુપ દેશ, પ્રાચીન કથાઓ, અરેબિયન નાઇટ્સ, બગદાદ તથા હારુન અલ રશીદની ભૂમિ, એ ઇરાન તથા અરબસ્તાનના રણની વચ્ચે આવેલો છે. દક્ષિણમાં તેનું મુખ્ય બંદર બસરા છે. તે ઇરાનના અખાતથી સહેજ દૂર નદી ઉપર આવેલું છે. ઉત્તરે એ તુર્કીની સરહદને સ્પર્શે છે. ઇરાક અને તુર્કી ખુર્દોના મુલક ખુર્દીસ્તાનમાં ભેગાં થાય છે. મોટા ભાગના ખુર્દ લોકોનો હાલ તુર્કીમાં સમાવેશ થાય છે. તુર્કો સામે સ્વતંત્રતા માટેની તેમની લડત વિષે હું તને કહી ગયો છું. પરંતુ ઇરાકમાં પણ ખુર્દોની ઠીક ઠીક વસતી છે અને તે ત્યાંની એક મહત્ત્વની લઘુમતી કોમ છે. તુર્કી અને ઇંગ્લંડ વચ્ચે લાંબા વખત સુધી ઝઘડાના મૂળ સમાન બની રહેલું મોસલ આ ઇરાકના ઉત્તર ખુર્દ પ્રદેશમાં આવેલું છે; એનો અર્થ એ કે તે અંગ્રેજોના કાબૂ નીચે છે. મોસલની પાસે જ સીરિયન લોકોનાં પ્રાચીન નગર નિનેવાનાં ખંડિયેરો છે.

બીજા કેટલાક દેશોની જેમ ઇરાક માટે પણ ઇંગ્લંડને પ્રજાસંઘ તરફથી 'મેન્ડેટ' મળેલો છે. પ્રજાસંઘની પરગજુ ભાષામાં 'મેન્ડેટ' એટલે પ્રજાસંઘ તરફથી સોંપવામાં આવેલું 'પવિત્ર ટ્રસ્ટ'. એની પાછળનો આશય એ હતો કે, જેને માટે "મેન્ડેટ" આપવામાં આવ્યો હતો તે પ્રદેશના

લોકો પૂરતા પ્રમાણમાં આગળ વધેલા તેમ જ પોતાનાં હિતો સાચવી શકવાની સ્થિતિમાં નહોતાં એટલા માટે મહાન સત્તાઓએ તેમને એ કાર્યમાં મદદ કરવી. આ તો કેટલીક ગાયો અને હરણોનું રક્ષણ કરવાને અર્થે વાઘની નિમણૂક કરવા જેવું થયું. એ 'મેન્ડેટો' લાગતીવળગતી પ્રજાઓની ઇચ્છા અનુસાર આપવામાં આવતા હતા, એમ માનવામાં આવતું હતું. તુર્કોની ધૂંસરીમાંથી મુક્ત થયેલા પશ્ચિમ એશિયાના દેશોના 'મેન્ડેટો' ઇંગ્લંડ તથા ફ્રાંસને મળ્યા. હું તને આગળ કહી ગયો છું તેમ એ બે દેશોની સરકારોએ જાહેર કર્યું કે, "એ પ્રજાઓને સંપૂર્ણપણે અને ચોક્કસ રીતે મુક્ત કરવી. . . . . અને તેમની સ્વતંત્ર પસંદગી અને નિર્ણય દ્વારા સ્થાનિક વસતી પાસેથી પોતપોતાની સત્તા પ્રાપ્ત કરનાર સરકારો અને વહીવટી તંત્રો સ્થાપવાં" એ અમારું એકમાત્ર ધ્યેય છે. એ ઉદાત્ત ધ્યેય પાર પાડવાને સીરિયા, પૅલેસ્ટાઇન અને ટ્રાન્સ-જૉર્ડનમાં છેલ્લાં બાર તેર વરસો દરમ્યાન શું શું કરવામાં આવ્યું તે આપણે ટૂંકમાં જોઈ ગયાં છીએ. એ દેશોમાં બંડો, અસહકાર તથા બહિષ્કાર વગેરે વારંવાર થવા પામ્યાં. એ પ્રસંગોએ, ગોળીબારથી તેમને ઠાર કરીને, તેમના આગેવાનોને દેશપાર કરીને, તેમનાં છાપાંઓનું દમન કરીને, તેમનાં નગરો તથા ગામોનો નાશ કરીને તેમ જ વારંવાર લશ્કરી કાયદો જાહેર કરીને એ પ્રજાઓની "સ્વતંત્ર પસંદગી તથા નિર્ણય"ને ઉત્તેજન આપવામાં આવ્યું. એ બનાવોમાં અસામાન્ય કે નવું કશું જ નથી. ઇતિહાસ કાળના આરંભથી જ સામ્રાજ્યવાદી સત્તાઓ હિંસાખોરી, સંહાર અને અત્યાચારોનો આશરો લેતી આવી છે. સામ્રાજ્યના આધુનિક પ્રકારનું નવું લક્ષણ એ છે કે તે 'ટ્રસ્ટીપણું', 'જનતાનું હિત', 'પછાત પ્રજાઓને સ્વ-શાસનની તાલીમ આપવી,' વગેરે અને એવા બીજા રૂપાળા અને આકર્ષક શબ્દો દ્વારા પોતાનાં અત્યાચારો તથા શોષણ છુપાવવાનો પ્રયત્ન કરે છે. તેઓ લોકો ઉપર ગોળી ચલાવે છે, તેમની કતલ કરે છે તથા તેમનું સત્યાનાશ વાળે છે — આ બધું કેવળ જાન ગુમાવનાર લોકોના ભલાને ખાતર જ કરવામાં આવે છે! આ દંભ કદાચ પ્રગતિનું ચિહ્ન લેખાતું હશે, કેમ કે એ દંભની પાછળ સદ્ગુણની કદર રહેલી છે અને તે એ બતાવે છે કે સત્ય રુચતું નથી તેથી તેને ઉપર્યુક્ત મીઠામધુરા અને ભ્રામક શબ્દોમાં સજાવીને એ રીતે તેને છુપાવવામાં આવે છે. પરંતુ કોણ જાણે શાથી, આ સાધુતાપ્રદર્શક દંભ તો નગ્ન સત્ય કરતાં અતિશય બૂરો લાગે છે.

હવે આપણે, ત્યાંના લોકોની ઇચ્છાનો ઇરાકમાં કેવી રીતે અમલ કરવામાં આવ્યો તથા બ્રિટિશ 'મેન્ડેટ' નીચે એ દેશને સ્વતંત્રતાની દિશામાં કેવી રીતે આગળ ધપાવવામાં આવ્યો તે જોઈએ. મહાયુદ્ધ દરમ્યાન ઇરાક અથવા મેસેપોટેમિયાને — ત્યારે એ દેશ મેસેપોટેમિયા તરીકે ઓળખાતો હતો — અંગ્રેજોએ તુર્કી સામે યુદ્ધ લડવાનું ક્ષેત્ર બનાવ્યું હતું. એ દેશને બ્રિટિશ તથા

હિંદી લશ્કરથી ખીચોખીચ ભરી દેવામાં આવ્યો. ૧૯૧૬ની સાલના એપ્રિલ માસમાં અંગ્રેજોની ત્યાં આગળ ભારે હાર થઈ. એ વખતે કુતલ-અમારા આગળ જનરલ ટાઉનશેન્ડની સરદારી નીચેના બ્રિટિશ સૈન્યને તુર્કોને શરણે જવું પડ્યું. મેસેપોટેમિયાના સંગ્રામમાં સર્વત્ર ભારે અવ્યવસ્થા હતી અને તેમાં ભારે ખુવારી થવા પામી તથા હિંદી સરકાર એને માટે ઘણે અંશે જવાબદાર હતી તેથી તેની બિનઆવડત અને મૂર્ખાઈ પરત્વે આકરી ટીકાઓ થઈ. આમ છતાંયે આખરે તો અંગ્રેજોની અખૂટ સાધનસામગ્રીની ફતેહ થઈ અને તેમણે તુર્કોને ઉત્તર તરફ હાંકી કાઢ્યા તથા બગદાદ સર કર્યું અને પછીથી લગભગ મોસલ સુધી પહોંચી ગયા. મહાયુદ્ધના અંતમાં આખુંયે ઇરાક અંગ્રેજોના લશ્કરી કબજા નીચે આવી ગયું.

ઇરાકને માટે ઇંગ્લંડને 'મેન્ડેટ' આપવામાં આવ્યો તેની પહેલવહેલી અસર ૧૯૨૦ની સાલના આરંભમાં જણાઈ. મેન્ડેટની સામે ત્યાં આગળ ભારે વિરોધ ઉઠાવવામાં આવ્યો, વિરોધમાંથી હુલ્લડો થયાં અને હુલ્લડોમાંથી બળવો ફાટી નીકળ્યો અને તે દેશભરમાં ફેલાઈ ગયો. એ એક આશ્ચર્યકારક અને વિચિત્ર બીના છે કે ૧૯૨૦ની સાલના પૂર્વાર્ધમાં તુર્કી, મિસર, સીરિયા, પૅલેસ્ટાઈન તેમ જ ઇરાક અને ઈરાન વગેરે દેશોમાં લગભગ એકી વખતે ખળભળાટ અને રમખાણો થવા પામ્યાં. એ અરસામાં હિંદુસ્તાનમાં પણ અસહકારનું વાતાવરણ પેદા થઈ રહ્યું હતું. આખરે, ઇરાકનો બળવો મોટે ભાગે હિંદના સૈન્યની મદદથી દાબી દેવામાં આવ્યો. હિંદી લશ્કર ઘણા લાંબા સમયથી આ હીન કાર્ય કરતું આવ્યું છે અને એને કારણે મધ્ય પૂર્વના દેશો તથા અન્યત્ર આપણો દેશ સારી પેઠે અકારો થઈ પડ્યો છે.

ઇરાકનો બળવો અંગ્રેજોએ કંઈક અંશે બળથી અને કંઈક અંશે ભવિષ્યમાં સ્વતંત્રતા આપવાની ખાતરી આપીને શમાવ્યો. તેમણે આરબ પ્રધાનોવાળી એક કામચલાઉ સરકાર સ્થાપી. પરંતુ એ દરેક પ્રધાનની પાછળ એક બ્રિટિશ સલાહકાર મૂકવામાં આવ્યો અને ખરી સત્તા તેના હાથમાં જ હતી. પરંતુ આ નરમ વલણના અને નામના પ્રધાનો પણ અંગ્રેજોને આકરા લાગ્યા અને તેઓ તેમને પસંદ ન પડ્યા. ઇરાક સંપૂર્ણપણે તેમના કહેવા પ્રમાણે ચાલે એવું અંગ્રેજોને જોઈતું હતું અને કેટલાક પ્રધાનો એમ કરવાને તૈયાર નહોતા. આથી ૧૯૨૧ના એપ્રિલ માસમાં સૈયદ તલીબ શાહ નામના સૌથી કાર્યદક્ષ અને આગળ પડતા પ્રધાનને પકડીને અંગ્રેજોએ દેશપાર કર્યો. આ રીતે, દેશને સ્વતંત્રતાને માટે તૈયાર કરવાની દિશામાં બીજું પગલું ભરવામાં આવ્યું. ૧૯૨૧ના ઉનાળામાં અંગ્રેજો હેજાઝના હુસેનના પુત્ર ફૈઝલને લઈ આવ્યા અને ઇરાકવાસીઓને તેમણે તેમના ભાવી રાજા તરીકે તેને ભેટ આપ્યો. તને યાદ હશે કે, ફ્રેંચોના હુમલા પહેલાં ફૈઝલનું સીરિયાનું

સાહસ નિષ્ફળ નીવડયું હતું એટલે એ વખતે તે બેકાર બન્યો હતો. તે અંગ્રેજોનો વફાદાર મિત્ર હતો અને મહાયુદ્ધ દરમ્યાન તુર્કી સામે આરબ બળવો જગાવવામાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. આથી અંગ્રેજોની યોજના પાર પાડવામાં સ્થાનિક પ્રધાનો અત્યાર સુધી નીવડ્યા હતા તેના કરતાં તે વધારે અનુકૂળ નીવડે એવો સંભવ હતો. પ્રજાકીય ધારાસભાવાળી બંધારણીય સરકાર સ્થાપવામાં આવે એ શરતે ધનિક મધ્યમ વર્ગના લોકો તથા બીજા આગેવાન પુરુષો ફૈઝલને રાજા તરીકે માન્ય રાખવા સંમત થયા. પરંતુ એ બાબતમાં પસંદગી માટે તેમને ઝાઝો અવકાશ નહોતો. તેમને તો સાચી ધારાસભા જોઈતી હતી અને ફૈઝલ ગમે તે ભોગે રાજા થવા માગતો હતો એટલે તેમણે એ માટે ધારાસભાની શરત મૂકી. એમાં આમજનતાની સંમતિ નહોતી લેવામાં આવી. આ રીતે, ૧૯૨૧ના ઑગસ્ટ માસમાં ફૈઝલ ઇરાકનો રાજા બન્યો.

પરંતુ એ રીતે ઇરાકના કોયડાનો ઉકેલ નહોતો આવતો. કેમ કે, ઇરાકવાસીઓ તો બ્રિટિશ મેન્ડેટની બિલકુલ વિરુદ્ધ હતા અને તેમને તો પૂર્ણ સ્વતંત્રતા અને ત્યાર પછી ઇતર આરબ દેશો સાથે ઐક્ય જોઈતું હતું. એને માટેની હિલચાલ અને દેખાવો કરવાનું ચાલુ જ રહ્યું અને ૧૯૨૨ના ઑગસ્ટ માસમાં પરિસ્થિતિ કટોકટીએ પહોંચી. પછીથી બ્રિટિશ સત્તાવાળાઓએ ઇરાકવાસીઓને સ્વતંત્રતાનો એક વધુ પાઠ ભણાવ્યો. ત્યાંના બ્રિટિશ હાઈ કમિશનર સર પર્સી કૉક્સે રાજાની (તે એ વખતે બીમાર હતો.) સત્તા તેમ જ પ્રધાનમંડળ તથા ઇરાકને આપવામાં આવેલી ધારાસભાની સત્તા રદ કરી અને સરકારની સઘળી સત્તા પોતાના હાથમાં લીધી. વાસ્તવમાં તે સર્વસત્તાધીશ સરમુખત્યાર બની બેઠો અને પોતાની મરજી મુજબ હકૂમત ચલાવવા લાગ્યો. બ્રિટિશ લશ્કરની અને ખાસ કરીને બ્રિટિશ હવાઈ દળની મદદથી તેણે રમખાણો દાબી દીધાં. જે વસ્તુ હિંદુસ્તાન, મિસર, સીરિયા વગેરે દેશોમાં આપણા જોવામાં આવી છે તે જ વસ્તુનું થોડાઘણા ફેરફારો સાથે ઇરાકમાં પુનરાવર્તન કરવામાં આવ્યું. રાષ્ટ્રવાદી છાપાંઓને બંધ કરી દેવામાં આવ્યાં, રાજકીય પક્ષોને વિખેરી નાખવામાં આવ્યા, આગેવાનોને દેશપાર કરવામાં આવ્યા અને બ્રિટિશ ઍરોપ્લેનોએ બૉંબ દ્વારા બ્રિટિશ સામ્રાજ્યની સત્તા કાયમ કરી.

પરંતુ આ રીતે પણ ઇરાકના કોયડાનો નિવેડો ન આવ્યો. થોડા માસ પછી સર પર્સી કૉક્સે રાજા તથા પ્રધાનોને કાર્ય કરવાની ઉપર ઉપરથી છૂટ આપી અને બ્રિટન સાથેની સંધિમાં તેમની સંમતિ લઈ લીધી. ઇરાકને તે સ્વતંત્ર કરશે તથા તેને પ્રજાસંઘનું સભ્ય બનાવશે એવી ઇંગ્લંડે તેને ફરીથી ખાતરી આપી. આ બધાં મીઠાં મધુરાં અને આશ્વાસન આપનારાં વચનોની પાછળ રહેલી નક્કર હકીકત આ હતી: બ્રિટિશ અમલદારો અથવા તો ઇંગ્લંડે

પસંદ કરેલા માણસો મારફતે ઇરાકનો રાજ્યવહીવટ ચલાવવાનું ઇરાકની સરકાર પાસે કબૂલ કરાવવામાં આવ્યું. ૧૯૨૨ની સાલની આ સંધિ પ્રજાની જાણ બહાર અને તેને ઉવેખીને કરવામાં આવી હતી અને પ્રજાએ તેને વખોડી કાઢી. પ્રજાએ જણાવી દીધું કે આરબોની સરકાર એ તો ધોકાબાજી છે અને સાચી સત્તા તો હજી બ્રિટિશ લોકોના હાથમાં જ રહી છે. દેશનું ભાવી રાજબંધારણ ઘડવાને માટે લોકપ્રતિનિધિ સભા બોલાવવામાં આવી હતી તેની ચૂંટણીનો બહિષ્કાર કરવાનું ત્યાંના આગેવાનોએ નક્કી કર્યું. આ બહિષ્કાર સફળ થયો અને લોકપ્રતિનિધિ સભા મળી શકી નહિ. કરવેરા ઉઘરાવવામાં મુશ્કેલીઓ ઊભી થવા પામી અને હુલ્લડો થયાં.

લગભગ એક વરસ એટલે કે ૧૯૨૩ની આખી સાલ દરમ્યાન આ મુસીબતો ચાલુ જ રહી. આખરે, સંધિમાં ઇરાકના તરફેણના કેટલાક ફેરફારો કરવામાં આવ્યા અને કેટલાક આગળ પડતા ચળવળિયાઓને દેશપાર કરવામાં આવ્યા. હવે ચળવળ નરમ પડી અને ૧૯૨૪ની સાલના આરંભમાં લોકપ્રતિનિધિ સભા માટેની ચૂંટણી થઈ શકી. એ લોકપ્રતિનિધિ સભાએ પણ સંધિનો વિરોધ કર્યો. અંગ્રેજોએ તેના ઉપર ભારે દબાણ કર્યું અને આખરે ત્રીજા ભાગના કરતાં થોડા સભ્યોએ તેને મંજૂર કરી; મોટા ભાગના સભ્યો તો એ બેઠકમાં હાજર પણ નહોતા રહ્યા.

લોકપ્રતિનિધિ સભાએ ઇરાકનું રાજ્યબંધારણ ઘડી કાઢ્યું અને કાગળ ઉપર તો તે રૂપાળું દેખાતું હતું. એમાં એમ જણાવવામાં આવ્યું કે ઇરાક એ બંધારણીય અને વંશપરંપરાગત રાજાશાહીવાળું અને પાર્લમેન્ટ અથવા ધારાસભા દ્વારા ચાલતું સ્વતંત્ર અને સ્વાયત્ત રાજ્ય છે. પરંતુ ધારાસભાના બે ગૃહોમાંથી એકની — સેનેટની — નિમણૂક કરવાની સત્તા રાજાને આપવામાં આવી હતી. આમ રાજાના હાથમાં ભારે સત્તા હતી અને તેની પાછળ મહત્ત્વનાં સ્થાનો રોકીને બેઠેલા બ્રિટિશ અમલદારો હતા. ૧૯૨૫ના માર્ચ માસમાં આ રાજ્યબંધારણ અમલમાં મુકાયું અને થોડાં વરસ સુધી નવી ધારાસભાએ પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. પરંતુ મેન્ડેટ સામેનો વિરોધ તો ચાલુ જ રહ્યો. મોસલની બાબતમાં ઇંગ્લંડ અને તુર્કીની વચ્ચે ઊભા થયેલા ઝઘડા તરફ લોકોનું ધ્યાન સારી પેઠે કેન્દ્રિત થયું કેમ કે એ પ્રદેશ માટે દાવો કરનારાઓમાં ઇરાક પણ એક હતું. ઇંગ્લંડ, ઇરાક અને તુર્કી વચ્ચેની સંયુક્ત સંધિ દ્વારા ૧૯૨૬ની સાલના જૂન માસમાં એ ઝઘડાનો છેવટે નિવેડો લાવવામાં આવ્યો. મોસલ ઇરાકને મળ્યું, અને ખુદ ઇરાક જ બ્રિટિશ સામ્રાજ્યવાદની છાયા નીચે હતું એટલે અંગ્રેજોનાં હિતો પણ સુરક્ષિત બન્યાં.

૧૯૩૦ના જૂનમાં બ્રિટન અને ઇરાક વચ્ચે મૈત્રીની નવી સંધિ થઈ. ફરી પાછી, ઇરાકની આંતરિક તેમ જ પરદેશોને લગતી બાબતમાં સંપૂર્ણ સ્વતંત્રતા

માન્ય રાખવામાં આવી. પરંતુ તેમાં રાખવામાં આવેલી સલામતીઓ તેમ જ અપવાદો તેની એ સ્વતંત્રતાને બુરખા નીચે ઢંકાયેલી પરાધીનતામાં ફેરવી નાખે એવાં હતાં. હિંદ જતા માર્ગોને, અથવા સંધિના શબ્દોમાં કહીએ તો બ્રિટનનાં "અવરજવરનાં મહત્ત્વનાં સાધનોને" સુરક્ષિત રાખવા માટે ઇરાકે ઇંગ્લંડને હવાઈ મથકો બાંધવા માટે જગ્યા આપવી. બ્રિટન મોસલમાં તેમ જ અન્યત્ર લશ્કર પણ રાખે. લશ્કરને તાલીમ આપવા માટે ઇરાકે માત્ર બ્રિટિશ શિક્ષકો જ રાખવા તેમ જ ઇરાકના લશ્કરમાં બ્રિટિશ અમલદારોએ સલાહકારો તરીકે ફરજ બજાવવી. હથિયારો, દારૂગોળો અને ઍરોપ્લેનો વગેરે ઇંગ્લંડ પાસેથી જ ખરીદવામાં આવે. યુદ્ધ ફાટી નીકળે તે પ્રસંગે દુશ્મન સામે લડાયક તૈયારી કરવા માટે ઇરાકે ઇંગ્લંડને હરેક પ્રકારની સગવડો આપવી. આમ, મોસલની આસપાસના લશ્કરી મહત્ત્વના પ્રદેશમાંથી ઇંગ્લંડ તુર્કી અને ઈરાન ઉપર અથવા આઝરબાઇજાનમાંનાં રશિયન સોવિયેટો ઉપર સહેલાઇથી તૂટી પડી શકે.

આ સંધિ પછી ૧૯૩૧ની સાલમાં ઇરાક અને ઇંગ્લંડ વચ્ચે ન્યાયને લગતી સમજૂતી થઈ. એ મુજબ ઇરાકે ન્યાયને અંગે એક અંગ્રેજ સલાહકાર, એટલે કે અપીલની કોર્ટનો અંગ્રેજ પ્રમુખ તથા બગદાદ, બસરા, મોસલ અને બીજાં સ્થાનોએ ન્યાયને માટે અંગ્રેજ પ્રમુખો નીમવાનું કબૂલ કર્યું.

આ બધી જોગવાઈઓ ઉપરાંત પણ મોટા મોટા હોદ્દાઓ ઉપર અંગ્રેજ અમલદારો છે એમ જણાય છે. આથી વાસ્તવમાં આ 'સ્વતંત્ર' દેશ ઇંગ્લંડની હકૂમત નીચેનો લગભગ પરાધીન દેશ છે અને ૧૯૩૦ની મૈત્રીની સંધિ ઉપર મુજબની સ્થિતિ પચીસ વરસ સુધી કાયમ રાખે છે.

૧૯૨૫ના નવા રાજ્યબંધારણને માન્ય રાખ્યા પછી નવી ધારાસભા પોતાનું કાર્ય કરવા લાગી છે એ ખરું, પરંતુ પ્રજાને એથી જરાયે સંતોષ થયો નથી અને દેશના સરહદ ઉપરના ભાગોમાં વખતોવખત રમખાણો થયા કરતાં હતાં. ખાસ કરીને ખુર્દ પ્રદેશમાં તો વારંવાર રમખાણો થયા કરતાં હતાં અને બ્રિટિશ હવાઈ દળે બૉંબમારો કરીને આખાં ગામોનાં ગામોનો નાશ કરવાની હળવી રીતથી તે દબાવી દીધાં હતાં. ૧૯૩૦ની સંધિ પછી, ઇંગ્લંડના આશ્રય નીચે ઇરાકને પ્રજાસંઘનું સભ્ય બનાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો. પરંતુ દેશમાં શાંતિ નહોતી અને રમખાણો ચાલુ રહ્યાં હતાં. મેન્ડેટ ધરાવનાર સત્તા ઇંગ્લંડ કે રાજા ફૈઝલની મોજૂદ સરકારને માટે એ પરિસ્થિતિ શોભાસ્પદ નહોતી, કેમ કે એ બંડો ઇંગ્લંડે તેના ઉપર ઠોકી બેસાડેલી સરકારથી પ્રજા સંતુષ્ટ નહોતી એ વસ્તુની સાબિતીરૂપ હતાં. આ બધી વસ્તુઓ પ્રજાસંઘ સમક્ષ રજૂ થાય એ ઇચ્છવાજોગ ગણવામાં આવ્યું નહિ અને તેથી એ રમખાણોને બળજબરી અને ત્રાસથી દાબી દેવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો. એ હેતુ પાર પાડવાને માટે બ્રિટિશ હવાઈ દળનો ઉપયોગ કરવામાં આવ્યો અને સુલેહ

શાંતિ તથા વ્યવસ્થા સ્થાપવાના તેના એ પ્રયત્નનું કેવું પરિણામ આવ્યું તેનો કંઈક ખ્યાલ એક પ્રતિષ્ઠિત અંગ્રેજ અમલદારના વર્ણન ઉપરથી આવશે. રૉયલ એશિયન સોસાયટીના વાર્ષિક સમારંભને અંગેનું વ્યાખ્યાન આપતાં લે. કર્નલ સર આર્નોલ્ડ વિલ્સને એનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે:

"છેલ્લાં દસ વરસથી અને ખાસ કરીને છેલ્લા છ માસથી (જીનેવામાં તેમણે કરેલી જાહેરાતોની કશીયે પરવા કર્યા વિના) તો બ્રિટિશ હવાઈ દળ ખુર્દ વસતી ઉપર મક્કમતાપૂર્વક અને લગાતાર બૉંબમારો ચલાવી રહ્યું છે. તારાજ થઈ ગયેલાં ગામડાંઓ, મરાયેલાં પશુઓ, અપંગ થયેલાં સ્ત્રી અને બાળકો, ઇત્યાદિ 'ટાઇમ્સ' પત્રના ખાસ ખબરપત્રીના શબ્દોમાં કહીએ તો, એકસરખી સભ્યતાના ફેલાવાની સાક્ષી પૂરે છે"

ગામના લોકો ઘણી વાર નાસી છૂટતા અને એરોપ્લેનો આવતાં ભાગીને છુપાઈ જતા તથા બૉંબ પડીને તેમના પ્રાણ લે ત્યાં સુધી રાહ જોવા જેટલી રમતિયાળ વૃત્તિના તેઓ નહોતા એ જોઈને નવીન પ્રકારના — પડ્યા પછી અમુક સમય વીત્યા બાદ ફૂટે એવા — બૉંબનો ઉપયોગ કરવામાં આવ્યો. આ શયતાનિયતભરી યુક્તિ લોકોને છેતરીને થાપ આપવાને માટે યોજવામાં આવી હતી. એથી કરીને, એરોપ્લેનો ચાલ્યાં ગયેલાં જોઈને ગામના લોકો પોતપોતાનાં ઝૂંપડાંઓમાં પાછા ફરતા અને ફેંકવામાં આવેલા બૉંબ ફૂટવાથી તેનો ભોગ બનતા. એનો ભોગ બનીને મરણશરણ થનારાઓ તો પ્રમાણમાં ભાગ્યશાળી હતા. પરંતુ એથી કરીને અપંગ થનારાઓ, જેમના હાથપગ તૂટી જતા તથા જેમને ગંભીર પ્રકારની ઈજા થતી એવા લોકો તેમના કરતાં અતિશય હતભાગી હતા કેમ કે આ દૂર દૂરનાં ગામોમાં કોઈ પણ પ્રકારની દાક્તરી મદદ મળતી નહોતી.

આ રીતે ત્યાં આગળ સુલેહશાંતિ અને વ્યવસ્થા સ્થાપવામાં આવી અને ઇંગ્લંડના આશ્રય નીચે ઇરાકની સરકાર પ્રજાસંઘ સમક્ષ રજૂ થઈ. ઇરાકને પ્રજાસંઘમાં સભ્ય તરીકે દાખલ કરવામાં આવ્યું. એમ કહેવામાં આવે છે કે, બૉંબમારો ચલાવી ચલાવીને ઇરાકને પ્રજાસંઘમાં દાખલ કરવામાં આવ્યું છે અને એ વાત સાવ સાચી છે.

ઇરાક પ્રજાસંઘનું સભ્ય બનવાથી તેના ઉપરના બ્રિટિશ મેન્ડેટનો અંત આવ્યો. એનું સ્થાન તેની સાથે ૧૯૩૦ની સાલમાં કરવામાં આવેલી સંધિએ લીધું છે અને તેમાં એ દેશ ઉપર અંગ્રેજોનો અસરકારક અંકુશ રહે એવી જોગવાઈ કરવામાં આવી છે. આ પરિસ્થિતિ પ્રત્યે અસંતોષ ચાલુ જ છે કેમ કે ઇરાકના લોકો પૂર્ણ સ્વતંત્રતા અને ઇતર આરબ પ્રજાઓ સાથે ઐક્ય માગે છે. પ્રજાસંઘના સભ્ય બનવામાં તેમને ઝાઝો રસ નથી, કેમ કે પૂર્વના બીજા ઘણાખરા પીડિત દેશોની પેઠે તે માને છે કે પ્રજાસંઘ એ તો યુરોપની સત્તાઓના

હાથમાં આવેલું પોતપોતાનાં વસાહતી તેમ જ બીજાં હિતો સાધવા માટેનું એક હથિયારમાત્ર છે.*

આરબ દેશોનું અવલોકન આપણે પૂરું કર્યું. તેં જોયું હશે કે મહાયુદ્ધ પછી હિંદુસ્તાન તેમ જ પૂર્વના બીજા દેશોની પેઠે એ બધા દેશોમાં પણ રાષ્ટ્રીયતાનું પ્રબળ મોજું ફરી વળ્યું હતું. જાણે વીજળીનો પ્રવાહ એકી વખતે એ બધા દેશોમાં ફરી વળ્યો ન હોય એમ લાગતું હતું. અખત્યાર કરવામાં આવેલી સમાન પદ્ધતિ એ તેમનું બીજું એક નોંધપાત્ર લક્ષણ હતું. ઘણાખરા દેશોમાં પ્રબળ રમખાણો અને બંડો થવા પામ્યાં પરંતુ ધીમે ધીમે તેમણે અસહકાર અને બહિષ્કારની નીતિનો વધુ ને વધુ આશરો લેવા માંડ્યો. રાષ્ટ્રીય મહાસભાએ મહાત્મા ગાંધીની આગેવાની સ્વીકારી ત્યારે એટલે કે ૧૯૨૦ની સાલમાં સામનો કરવાની આ નવી રીતની પહેલ હિંદુસ્તાને કરી એ નિર્વિવાદ છે. અસહકાર તેમ જ ધારાસભાઓનો બહિષ્કાર કરવાનો ખ્યાલ હિંદમાંથી પૂર્વના બીજા દેશમાં પ્રસર્યો છે. રાષ્ટ્રની સ્વતંત્રતા મેળવવાની લડતની એ એક સ્વીકૃત રીત બની ગઈ છે અને તેનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે.

સામ્રાજ્યવાદી અંકુશ જમાવવા માટેની ઇંગ્લંડ અને ફ્રાંસની પદ્ધતિ વચ્ચેના એક જાણવા જેવા ભેદ તરફ મારે તારું લક્ષ ખેંચવું જોઈએ. ઇંગ્લંડે પોતાના તાબા નીચેના બધાયે દેશોમાં ફ્યૂડલ, જમીનદાર, અતિશય સ્થિતિચુસ્ત અને પચ્છાત વર્ગો સાથે ઐક્ય કરવા પ્રયત્ન કર્યો છે. હિંદુસ્તાન, મિસર તેમ જ અન્ય દેશોમાં આપણે એ વસ્તુ જોઈ ગયાં છીએ. પોતાના વસાહતી અથવા તેના અંકુશ નીચેના દેશોમાં તેણે ડગમગતી ગાદીઓ ઊભી કરી અને તેના ઉપર પ્રત્યાઘાતી રાજાઓને બેસાડી દીધા. ઉપર જણાવેલા વર્ગો તેમને ટેકો આપશે એની તેને પૂરેપૂરી ખાતરી હતી. આ રીતે તેણે મિસરમાં ફ્રાઉદ, ઇરાકમાં ફૈઝલ, ટ્રાન્સ–જૉર્ડનમાં અબ્દુલ્લાને રાજા તરીકે મૂક્યા તથા હેજાઝમાં શરીફ અબદુલ્લાને મૂકવાનો પ્રયાસ કર્યો. પરંતુ ફ્રાંસ એક નમૂનેદાર 'બૂર્ઝ્વા' દેશ હોવાથી તેના તાબા નીચેના દેશોમાં તે 'બૂર્ઝ્વા'ઓનો એટલે કે ઉદય પામતા મધ્યમ વર્ગના અમુક ભાગનો ટેકો મેળવવાનો પ્રયત્ન કરે છે. દાખલા તરીકે, સીરિયામાં તેણે મધ્યમવર્ગના ખ્રિસ્તીઓનો ટેકો મેળવવા પ્રયાસ કર્યો. પરંતુ ઇંગ્લંડ તથા ફ્રાંસ એ બંને ભાગલા પાડીને તથા કોમી અને ધાર્મિક લઘુમતીઓના પ્રશ્નો ઊભા કરીને પોતાના તાબા નીચેના દેશોમાં તેમનો સામનો કરતા રાષ્ટ્રવાદને દુર્બળ બનાવવાની નીતિ ઉપર મુખ્યત્વે કરીને આધાર રાખે છે. પરંતુ બધાયે પૂર્વના દેશોમાં રાષ્ટ્રવાદની ભાવના ધીમે ધીમે એ બધા ભેદભાવોને

* ૧૯૩૩ની સાલના સપ્ટેમ્બર માસમાં રાજા ફૈઝલ મરણ પામ્યો અને તેની જગ્યાએ તેનો પુત્ર ગાઝી ૧લો ગાદી ઉપર આવ્યો. તે પણ ૧૯૩૯ની સાલમાં અકસ્માતથી મરણ પામ્યો અને તેની જગ્યાએ તેનો બાળક પુત્ર ગાદીએ આવ્યો છે.

ઓળંગી રહી છે. ખાસ કરીને મધ્યપૂર્વના આરબ દેશોમાં તો રાષ્ટ્રવાદ એ બાબતમાં ઘણો જ સફળ થયો છે અને ત્યાં સૌની સહિયારી રાષ્ટ્રીયતાના આદર્શ આગળ ધાર્મિક અને સાંપ્રદાયિક સમૂહો નબળા પડતા જાય છે.

બ્રિટિશ હવાઈ દળની ઇરાકની પ્રવૃત્તિઓ વિષે હું તને ઉપર કહી ગયો. છેલ્લાં બારેક વરસોથી તેના અર્ધ-વસાહતી દેશોમાં જેને 'વ્યવસ્થા સાચવવાનું કાર્ય' કહેવામાં આવે છે તે કરવા માટે એરોપ્લેનોનો ઉપયોગ કરવાની બ્રિટિશ સરકારની ચોક્કસ નીતિ થઈ ગઈ છે. જ્યાં આગળ અમુક પ્રમાણમાં સ્વ–શાસન આપવામાં આવેલું છે તથા જ્યાં આગળ રાજ્યવહીવટ મોટે ભાગે સ્થાનિક લોકો દ્વારા ચલાવવામાં આવે છે એવા દેશોમાં ખાસ કરીને એ નીતિ અખત્યાર કરવામાં આવે છે. એવા દેશોમાં હવે કબજો રાખનારું સૈન્ય નથી રાખવામાં આવતું અથવા કહો કે તે બહુ ઓછું કરી નાખવામાં આવ્યું છે. એના ઘણા ફાયદા છે. એથી નાણાંનો ખૂબ બચાવ થાય છે અને દેશ લશ્કરી કબજા નીચે છે એ હકીકત પ્રમાણમાં બહુ ઓછી બહાર પડે છે. આમ છતાંયે એરોપ્લેનો તથા બોમ્બગોળાઓ દ્વારા તેઓ પરિસ્થિતિ ઉપર પોતાનો સંપૂર્ણ કાબૂ રાખી શકે છે. આ રીતે સ્વતંત્ર પ્રદેશોમાં એરોપ્લેનોમાંથી કરવામાં આવતા બોંબમારાનો ઉપયોગ ઘણો વધી ગયો છે અને ઘણુંકરીને અંગ્રેજો બીજી કોઈ પણ સત્તા કરતાં એ રીતનો ઘણો વધારે ઉપયોગ કરે છે. ઇરાક વિષે તો હું તને કહી ગયો. હિંદના સરહદ પ્રાંત વિષે પણ એની એ જ વાતનું પુનરાવર્તન કરી શકાય. ત્યાં આગળ એ પ્રકારનો બોંબમારો નિયમિત રીતે અને વારંવાર કરવામાં આવે છે.

લશ્કર મોકલવાની પહેલાંની જૂની રીત કરતાં એ રીત ભલે વધારે સોંઘી તથા ઝડપી અને અસરકારક હોય પરંતુ એ અતિશય ક્રૂર અને ભીષણ રીત છે. સાચે જ, આખાં ગામોનાં ગામો ઉપર બોંબ ફેંકવા અને તે પણ અમુક સમય વીત્યા પછી ફૂટનારા બોંબ ફેંકવા અને એ રીતે ગુનેગાર તેમ જ નિર્દોષ લોકોનો એક સરખી રીતે નાશ કરવો એના કરતાં વધારે હિચકારા અને હેવાનિયતભર્યા કૃત્યની કલ્પના કરવી મુશ્કેલ છે. એ રીતથી બીજા દેશ ઉપર ચડાઈ કરવાનું કાર્ય પણ અતિશય સુગમ બની જાય છે. આથી એની સામે ભારે પોકાર ઊઠ્યો છે અને નિઃશસ્ત્ર નાગરિક વસતી ઉપર હવામાંથી હુમલો કરવાની હેવાનિયત વિરુદ્ધ પ્રજાસંઘની જીનીવાની બેઠકમાં છટાદાર વ્યાખ્યાનો કરવામાં આવે છે. યુનાઇટેડ સ્ટેટ્સ સહિત બધાં રાષ્ટ્રો આવા પ્રકારનો હવાઈ બોંબમારો સદંતર બંધ કરવાની તરફેણમાં હતાં. પરંતુ વસાહતી દેશોમાં 'વ્યવસ્થા સાચવવાને અર્થે' એરોપ્લેનોનો ઉપયોગ કરવાનો હક અનામત રાખવાનો અંગ્રેજોએ આગ્રહ પકડ્યો. એને લીધે પ્રજાસંઘમાં તેમ જ ૧૯૩૩ની સાલમાં ભરાયેલી શસ્ત્રસંન્યાસ પરિષદમાં પણ એ બાબત ઉપર સમજૂતી ન થઈ શકી.

## ૧૭૦. અફઘાનિસ્તાન અને એશિયાના અન્ય દેશો

૮ જૂન, ૧૯૩૩

ઇરાકની પૂર્વે ઇરાન અને ઇરાનની પૂર્વે અફઘાનિસ્તાન આવેલું છે. ઇરાન અને અફઘાનિસ્તાન એ બંને હિંદુસ્તાનના પાડોશી દેશો છે; કેમ કે ઇરાનની સરહદ સેંકડો માઇલ સુધી હિંદને (બલુચિસ્તાનમાં) અડેલી છે અને અફઘાનિસ્તાન તથા હિંદુસ્તાન બલુચિસ્તાનની છેક પશ્ચિમની અણીથી માંડીને જ્યાં આગળ હિંદુસ્તાન પોતાનું હિમાચ્છાદિત મસ્તક મધ્ય એશિયાના ઉચ્ચપ્રદેશ ઉપર ટેકવીને સોવિયેટ મુલક તરફ નજર કરી રહ્યું છે તે ઉત્તરના હિંદુકુશ પહાડો સુધી એટલે કે લગભગ એક હજાર માઇલ સુધી એકબીજાની અડોઅડ પડેલા છે. આ ત્રણે દેશો એકબીજાના પાડોશીઓ છે એટલું જ નહિ પણ તેમની વચ્ચે જાતિ અંગેનું સામ્ય પણ છે, કેમકે એ બધામાં પ્રાચીન આર્ય જાતિનું પ્રાધાન્ય છે. ભૂતકાળમાં તેમની વચ્ચે સાંસ્કૃતિક સમાનતા પણ ઘણી હતી. છેક હમણાં સુધી ઉત્તર હિંદમાં ફારસી એ વિદ્વાનોની ભાષા હતી અને આજે પણ તે ખાસ કરીને મુસલમાનોમાં પ્રચલિત છે. અફઘાનિસ્તાનમાં રાજ્ય દરબારની ભાષા હજી પણ ફારસી છે. અફઘાનોની વ્યવહારની ભાષા પુશ્તુ છે.

ઇરાન વિષે આગળના પત્રોમાં હું તને કહી ગયો છું તેમાં ઉમેરો કરવાની મારી ઇચ્છા નથી. પરંતુ અફઘાનિસ્તાનમાં તાજેતરમાં બનેલા બનાવો વિષે મારે ટૂંકમાં ઉલ્લેખ કરવો ઘટે. અફઘાનોનો ઇતિહાસ એ ઘણે અંશે હિંદુસ્તાનના ઇતિહાસનો એક ભાગ જ છે. સાચે જ, ઘણા લાંબા સમય સુધી અફઘાનિસ્તાન એ હિંદુસ્તાનનો એક ભાગ જ હતું. હિંદથી તે જુદું પડ્યું ત્યારથી અને ખાસ કરીને છેલ્લાં સો કે એથી કંઇક વધારે વરસોથી અફઘાનિસ્તાન રશિયા તથા ઇંગ્લંડનાં બે વિશાળ સામ્રાજ્યોની વચ્ચે આવેલું એક મધ્યવર્તી રાજ્ય બની ગયું છે. રશિયન સામ્રાજ્યનો અંત આવ્યો છે અને તેનું સ્થાન સોવિયેટના સંયુક્ત રાજ્યે લીધું છે પરંતુ અફઘાનિસ્તાન હજીયે મધ્યવર્તી રાજ્ય તરીકેનો પોતાનો પહેલાંનો ભાગ ભજવે છે. ત્યાં આગળ અંગ્રેજો તેમ જ રશિયનો કાવાદાવા તથા પ્રપંચો ખેલી રહ્યા છે અને ત્યાં પોતપોતાનું પ્રભુત્વ જમાવવા મથી રહ્યા છે. ૧૯મી સદી દરમ્યાન આ કાવાદાવાઓને પરિણામે ઇંગ્લંડ અને અફઘાનિસ્તાન વચ્ચે વિગ્રહો થવા પામ્યા. એમાં અંગ્રેજોને ભારે ખુવારી વેઠવી પડી પરંતુ આખરે ઇંગ્લંડે ત્યાં પોતાની સરસાઈ જમાવી. ઉત્તર હિંદમાં ઠેકઠેકાણે હજી પણ અટકાયતમાં રાખવામાં આવેલા અફઘાન રાજકુળના અનેક માણસો અફઘાનિસ્તાનમાં ઇંગ્લંડે કરેલી દખલગીરીનું આપણને સ્મરણ કરાવે છે. ઇંગ્લંડ તરફ મિત્રતાભર્યું વલણ રાખનારા અમીરો રાજ્યગાદી ઉપર આવ્યા અને અફઘાનિસ્તાનની પરદેશનીતિ ચોક્કસપણે બ્રિટનના અંકુશ નીચે આવી.

પરંતુ આ અમીરો ચાહે એટલી મૈત્રીની ભાવના દાખવતા હોય તોયે તેમના ઉપર સંપૂર્ણપણે વિશ્વાસ રાખી શકાય એમ નહોતું એટલે તેમને સંતુષ્ટ તથા આધીન રાખવાને માટે અંગ્રેજો તરફથી તેમને દર વરસે સારી સરખી રકમ ભેટ આપવામાં આવતી. અમીર અબ્દુલ રહેમાન આ પ્રકારનો શાસક હતો અને તેનો લાંબો રાજ્ય અમલ ૧૯૦૧ની સાલમાં પૂરો થયો. તેના પછી અમીર હબીબુલ્લા ગાદી ઉપર આવ્યો. તેનું વલણ પણ અંગ્રેજો પ્રત્યે મિત્રતાભર્યું હતું.

અફઘાનિસ્તાન હિંદમાંના અંગ્રેજોને આધીન રહે છે તેનું એક કારણ તે દેશની ભૌગોલિક પરિસ્થિતિ છે. નકશામાં જોશે તો તને જણાશે કે બલુચિસ્તાન એને સમુદ્રથી અળગો પાડે છે. આમ, બીજા કોઈની જમીનમાં થઈને ગયા વિના ધોરી રસ્તા ઉપર ન પહોંચી શકાય એવા પ્રકારના ઘરના જેવી એની આ સ્થિતિ હતી. એ વિકટ સ્થિતિ છે. તેને માટે બહારની દુનિયા સાથે સંબંધ રાખવાનો સૌથી સુગમ માર્ગ હિંદ મારફતે છે. તે સમયે અફઘાનિસ્તાનની ઉત્તરે આવેલા રશિયન પ્રદેશમાં અવરજવરનાં જોઈએ તેવાં સાધનો નહોતાં. મને લાગે છે કે, રેલવેઓ બાંધીને તથા વિમાની અને મોટરનો વ્યવહાર શરૂ કરીને સોવિયેટ સરકારે તાજેતરમાં એ અવરજવરનાં સાધનો ખીલવ્યાં છે. આ રીતે હિંદુસ્તાન એ અફઘાનિસ્તાન માટે બહારની દુનિયા સાથે વ્યવહાર રાખવાની બારી છે. બ્રિટિશ સરકારે અફઘાનિસ્તાન ઉપર અનેક પ્રકારે દબાણ લાવીને આ હકીકતનો લાભ ઉઠાવ્યો છે. સમુદ્ર સુધી પહોંચવાની અફઘાનિસ્તાનની મુશ્કેલી એ હજી પણ દેશ આગળનો એક મહત્ત્વનો પ્રશ્ન રહ્યો છે.

૧૯૧૯ની સાલના આરંભમાં અફઘાન રાજદરબારના કાવાદાવા અને હરીફાઈઓ બહાર ફૂટી નીકળ્યાં અને ત્યાં આગળ ટૂંક સમયમાં એક પછી એક એમ બે રાજમહેલની ક્રાંતિઓ થઈ. પડદા પાછળ શું બન્યું હતું તથા એ ફેરફારોને માટે કોણ જવાબદાર હતું તેની મને ચોક્કસ ખબર નથી. અમીર હબીબુલ્લાનું ખૂન કરવામાં આવ્યું અને તેનો ભાઈ નસરુલ્લા અમીર બન્યો. પરંતુ થોડા જ વખતમાં નસરુલ્લાને ખસેડીને હબીબુલ્લાના એક નાના પુત્ર અમાનુલ્લાને અમીર બનાવવામાં આવ્યો. ગાદીએ આવ્યા પછી તરત જ તેણે ૧૯૧૯ની સાલના મે માસમાં હિંદ ઉપર નાનકડી ચડાઈ કરી. એમ કરવા માટેની તાત્કાલિક છંછેડણી શી હતી અથવા એમાં પહેલ કોણે કરી હતી તેની મને ચોક્કસ ખબર નથી. ઘણુંકરીને અમાનુલ્લાને અંગ્રેજોના સંબંધમાં કોઈ પણ પ્રકારની આધીનતા પ્રત્યે અણગમો હતો અને તે પોતાના દેશને સંપૂર્ણપણે સ્વતંત્ર કરવા ચહાતો હતો. હાલ પરિસ્થિતિ એને માટે અનુકૂળ છે એમ તેણે માન્યું હોય એ પણ બનવા જોગ છે. તને યાદ હશે કે, એ પંજાબમાં લશ્કરી કાયદાના અમલના દિવસો હતા. એ વખતે હિંદભરમાં ભારે અસંતોષ ફાટી નીકળ્યો હતો તથા ખિલાફતના પ્રશ્નને અંગે મુસલમાનોમાં ભારે રોષની લાગણી વ્યાપી રહી હતી.

એનાં કારણો તથા પ્રલોભનો ગમે તે હો પરંતુ અંગ્રેજો સાથેનો અફઘાન વિગ્રહ ફાટી નીકળ્યો. પરંતુ આ યુદ્ધનો આપણે કલ્પી પણ ન શકીએ એટલા ટૂંકા સમયમાં અંત આવ્યો અને તેમાં નહિ જેવી જ લડાઈ થવા પામી. લશ્કરી દૃષ્ટિએ તો હિંદમાંના અંગ્રેજો અમાનુલ્લા કરતાં બેશક ઘણા બળવાન હતા પરંતુ તેમને લડવાનું જરા પણ મન નહોતું. આથી નજીવા બનાવોથી જ યુદ્ધ પતી ગયું અને તેમણે અફઘાનો સાથે સમજૂતી કરી. એને પરિણામે અફઘાનિસ્તાનને સંપૂર્ણપણે સ્વતંત્ર દેશ તરીકે માન્ય રાખવામાં આવ્યો તથા પરદેશો સાથેના સંબંધોની બાબતમાં પણ તેને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી. આ રીતે અમાનુલ્લાએ પોતાનો ઉદ્દેશ પાર પાડ્યો અને યુરોપ તથા એશિયામાં સર્વત્ર તેની પ્રતિષ્ઠા વધી ગઈ. અંગ્રેજોનો એને માટે સારો અભિપ્રાય ન હોય એ બિલકુલ સ્વાભાવિક છે.

પોતાના દેશમાં તેણે નવી નીતિનો અમલ શરૂ કર્યો તેથી તો દુનિયાનું લક્ષ અમાનુલ્લા તરફ વળી વધારે ખેંચાવા લાગ્યું. તેની એ નીતિ પશ્ચિમની પદ્ધતિએ ઝડપી સુધારા કરવાની એટલે કે અફઘાનિસ્તાનનું 'પશ્ચિમીકરણ' કરવાની હતી. તેના એ કાર્યમાં તેની પત્ની બેગમ સુરૈયાએ તેને ભારે મદદ કરી. તેણે અમુક અંશે યુરોપમાં કેળવણી લીધી હતી અને સ્ત્રીઓ પડદા પાછળ ભરાઈ રહે એ વસ્તુ તેને સાલતી હતી. આ રીતે એક અતિશય પછાત દેશને અલ્પ સમયમાં બદલી નાખવાની, અફઘાનોને તેમની જૂની ઘરેડમાંથી બહાર કાઢીને તેમને નવે માર્ગે ચડાવી આગળ ધપાવવાની આશ્ચર્યકારક પ્રક્રિયા શરૂ થઈ. દેખીતી રીતે જ, મુસ્તફા કમાલ પાશા એ અમાનુલ્લાનો આદર્શ હતો અને તેણે ઘણી બાબતોમાં તેની નકલ કરવા માંડી. તે એટલે સુધી કે, તેણે અફઘાનોને કોટ પાટલૂન અને યુરોપિયન હૅટ પહેરતા કર્યા તથા તેમની દાઢી સુધ્ધાં મૂંડાવી નંખાવી. પરંતુ અમાનુલ્લામાં કમાલ પાશાની દૃઢતા કે કાર્યદક્ષતા નહોતી. પોતાના ક્રાંતિકારી સુધારાઓ કરવાનું કાર્ય શરૂ કરવા પહેલાં તેણે દેશમાં તેમ જ આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં પોતાની સ્થિતિ સંપૂર્ણપણે સલામત કરી લીધી હતી. તેને શિસ્તબદ્ધ અને કસાયેલા લશ્કરનું પીઠબળ હતું તેમ જ સમગ્ર પ્રજામાં તેની ભારે પ્રતિષ્ઠા હતી. આ બધી સાવચેતી રાખ્યા વિના અમાનુલ્લા આગળ વધ્યો. વળી તેનું કાર્ય વિશેષે કરીને કપરું હતું કેમ કે અફઘાનો છેલ્લામાં છેલ્લા તુર્ક કરતાં પણ ઘણા પછાત હતા.

પરંતુ બીના બની ગયા પછી તેનો ન્યાય તોળવાનું બહુ સહેલું હોય છે. તેના રાજ્યકાળનાં આરંભનાં વરસોમાં તેના સુધારાનાં બધાં કાર્યમાં તે સફળ થતો દેખાતો હતો. તેણે સંખ્યાબંધ અફઘાન છોકરા છોકરીઓને કેળવણી માટે યુરોપ મોકલ્યાં. રાજ્યવહીવટમાં પણ તેણે ઘણા સુધારા દાખલ કર્યા. પોતાના પાડોશીઓ તથા તુર્કી સાથે સંધિઓ કરીને તેણે તેની આંતરરાષ્ટ્રીય

પરિસ્થિતિ મજબૂત બનાવી. સોવિયેટ રશિયાએ ચીનથી માંડીને તુર્કી સુધીના પૂર્વના બધાયે દેશો તરફ ઇરાદાપૂર્વક ઉદારતાભરી નીતિ અખત્યાર કરી હતી અને સોવિયેટનું આ મિત્રાચારીભર્યું વલણ તથા તેની મદદ તુર્કી તથા ઇરાનને વિદેશીઓના અંકુશમાંથી મુક્ત થવામાં ભારે સહાયરૂપ નીવડ્યાં હતાં. ૧૯૧૯ની સાલના ઇંગ્લંડ સાથેના ટૂંકા વિગ્રહમાં જે સુગમતાથી અમાનુલ્લા પોતાનો હેતુ પાર પાડી શક્યો તેમાં પણ એ વસ્તુએ મહત્ત્વનો ફાળો આપ્યો હોવો જોઈએ. એ પછીનાં વરસો દરમ્યાન સોવિયેટ રશિયા, તુર્કી, ઇરાન અને અફઘાનિસ્તાન એ ચાર સત્તાઓ વચ્ચે અનેક સંધિઓ અને મિત્રાચારીના કરારો થવા પામ્યા. એ બધી સત્તાઓ વચ્ચે અથવા તો એમાંની કોઈ પણ ત્રણ સત્તાઓ વચ્ચે એક સાથે સંધિ નહોતી થઈ. પણ દરેક સત્તાએ બાકીની ત્રણ સત્તાઓ જોડે લગભગ એક જ પ્રકારની પણ અલગ અલગ સંધિ કરી. આ રીતે મધ્ય-પૂર્વના આ બધા દેશોને મજબૂત બનાવનારી સંધિઓની એક સાંકળ બની ગઈ. એ સંધિઓની તેમની તારીખો સાથે માત્ર એક યાદી હું અહીં આપીશ:

| | |
|---|---|
| તુર્ક–અફઘાન સંધિ | ફેબ્રુઆરી ૧૯, ૧૯૨૧ |
| સોવિયેટ–તુર્ક સંધિ | ડિસેમ્બર ૧૭, ૧૯૨૫ |
| તુર્કી–ઇરાન સંધિ | એપ્રિલ ૨૨, ૧૯૨૬ |
| સોવિયેટ–અફઘાન સંધિ | ઑગસ્ટ ૩૧, ૧૯૨૬ |
| સોવિયેટ–ઇરાન સંધિ | ઑક્ટોબર ૧, ૧૯૨૭ |
| ઇરાન–અફઘાન સંધિ | નવેમ્બર ૨૮, ૧૯૨૭ |

આ સંધિઓ સોવિયેટ મુત્સદ્દીગીરીની સફળતા સૂચવતી હતી અને મધ્ય પૂર્વના દેશોમાંની ઇંગ્લંડની લાગવગ ઉપર એ ભારે ફટકા સમાન હતી. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે બ્રિટિશ સરકારનો એ સંધિઓની સામે ભારે વિરોધ હતો અને ખાસ કરીને, સોવિયેટ રશિયા સાથે અમાનુલ્લાની મૈત્રી તથા તેના તરફ તેનું મમતાભર્યું વલણ તો તેને બિલકુલ નાપસંદ હતું.

૧૯૨૮ની સાલના આરંભમાં અમાનુલ્લા તથા તેની બેગમ સુરૈયા યુરોપના એક મોટા પ્રવાસ માટે અફઘાનિસ્તાનથી રવાના થયાં. રોમ, પૅરિસ, લંડન, બર્લિન અને મોસ્કો ઇત્યાદિ યુરોપનાં ઘણાં પાટનગરોની તેમણે મુલાકાત લીધી અને સર્વત્ર તેમનું ભારે સન્માન કરવામાં આવ્યું. વેપાર તેમ જ રાજકીય હેતુઓને અર્થે એ બધા દેશો અમાનુલ્લાની સહાનુભૂતિ મેળવવા આતુર હતા. તેને કીમતી ભેટો પણ આપવામાં આવી. પરંતુ તેણે તો એક કુશળ મુત્સદ્દીને શોભે એવી ચતુરાઈ બતાવી અને કોઈ પણ બાબતમાં તે બંધાઈ ગયો નહિ. પાછા ફરતાં તેણે તુર્કી તેમ જ ઇરાનની મુલાકાત પણ લીધી.

એના લાંબા પ્રવાસ તરફ ઘણા લોકોનું લક્ષ ખેંચાયું. તેણે અમાનુલ્લાની પ્રતિષ્ઠા વધારી તેમ જ એથી કરીને અફઘાનિસ્તાનનું મહત્ત્વ દુનિયામાં ઘણું

વધી ગયું. પરંતુ ખુદ અફઘાનિસ્તાનમાં પરિસ્થિતિ સંતોષકારક નહોતી. જીવનના જૂના વ્યવહારને ધરમૂળથી બદલી નાખનારા ભારે ફેરફારોની અધવચ પોતાના દેશને છોડી જવામાં અમાનુલ્લાએ ભારે જોખમ ખેડ્યું હતું. કમાલ પાશાએ એવું જોખમ કદી પણ ખેડ્યું નહોતું. દેશમાંથી અમાનુલ્લાની લાંબી ગેરહાજરી દરમ્યાન તેની સામે ખડા થયેલા પ્રત્યાઘાતી લોકો તથા બળો ધીમે ધીમે આગળ આવ્યાં. ત્યાં આગળ અનેક પ્રકારના કાવાદાવા થયા તથા પ્રપંચો રચાયા અને તેને બદનામ કરવા માટે તરેહતરેહની અફવાઓ ફેલાવવામાં આવી. આ અમાનુલ્લા વિરોધી પ્રચારકાર્ય માટે નાણાંનો ધોધ વહેવા લાગ્યો. એ નાણાં ક્યાંથી આવતાં હતાં તેની કોઈને પણ ખબર નહોતી. સંખ્યાબંધ મુલ્લાંઓને એ કાર્ય માટે પૈસા આપવામાં આવ્યા હોય એમ જણાય છે અને તેઓ અમાનુલ્લાને કાફર તરીકે એટલે કે દીનના શત્રુ તરીકે વખોડતા આખા દેશમાં ફરી વળ્યા. બેગમ સુરૈયા કેવો અનુચિત પોશાક પહેરતી હતી એ બતાવવાને તેના યુરોપિયન ઢબના રાત્રે પહેરવાના પોશાકના અથવા તો કંઈક બેપરવાઈથી પહેરેલા પોશાકના ચિત્રવિચિત્ર ફોટાઓ હજારોની સંખ્યામાં ગામડાંઓમાં વહેંચવામાં આવ્યા. આ વ્યાપક અને ખરચાળ પ્રચારકાર્ય માટે કોણ જવાબદાર હતું? એને માટે અફઘાનો પાસે નહોતાં નાણાં કે નહોતી આવડત. હા, એટલું ખરું કે એવા પ્રચારના જાણેઅજાણ્યે પણ શિકાર બની જાય એવા તે લોકો હતા. મધ્ય પૂર્વમાં તેમ જ યુરોપમાં એવી માન્યતા વ્યાપક રીતે પ્રવર્તતી હતી કે આ બધા પ્રચારની પાછળ બ્રિટિશ જાસૂસી ખાતાનો હાથ હતો. આવી વસ્તુ ભાગ્યે જ પુરવાર થઈ શકે. અને એ પ્રચારકાર્ય સાથે અંગ્રેજોનો સંબંધ હતો એ બતાવનાર કોઈ પણ ચોક્કસ પુરાવો મળતો નહોતો. એમ છતાંયે, અફઘાન બળવાખોરો બ્રિટિશ બનાવટની રાઈફલોથી સજ્જ હતા એમ કહેવામાં આવતું હતું. પરંતુ અમાનુલ્લાને અફઘાનિસ્તાનમાં નબળો પાડવો એમાં ઇંગ્લંડનો સ્વાર્થ રહેલો હતો, એ તો દીવા જેવી સ્પષ્ટ વાત છે.

જ્યારે અફઘાનિસ્તાનમાં અમાનુલ્લાની જડ ઉખેડાઈ રહી હતી, તે સમયે તે યુરોપનાં પાટનગરોમાં દબદબાભર્યાં સ્વાગતો માણી રહ્યો હતો. પોતાના સુધારાઓ માટે નવો ઉત્સાહ તથા નવા નવા વિચારો લઈને તે યુરોપના પ્રવાસેથી અફઘાનિસ્તાન પાછો ફર્યો. અંગોરામાં તે કમાલ પાશાને પણ મળ્યો હતો અને એ મુલાકાતથી તેના ઉપર પહેલાં કરતાં પણ તેની ભારે છાપ પડી. પ્રવાસેથી પાછા ફરીને તરત જ તે એ સુધારાઓ આગળ ધપાવવાના કાર્યમાં વળગ્યો. તેણે ઉમરાવોના ઇલકાબો રદ કર્યા અને ધાર્મિક વડાઓની સત્તા ઘટાડી નાખી. દેશના વહીવટ માટે જવાબદાર એવું પ્રધાન મંડળ પણ તેણે રચ્યું અને એ રીતે પોતાની આપખુદ સત્તા પણ ઘટાડી. સ્ત્રીઓની મુક્તિની પ્રવૃત્તિ પણ ધીમે ધીમે આગળ ધપાવવામાં આવી.

એવામાં ધૂંધવાતા અગ્નિમાં એકાએક ભડકો થઈ આવ્યો અને ૧૯૨૮ની સાલની આખરમાં અફઘાનિસ્તાનમાં બળવો ફાટી નીકળ્યો. બચા-ઈ-સાકુ નામના એક સામાન્ય ભિસ્તીની સરદારી નીચે એ બળવો દેશભરમાં ફેલાઈ ગયો અને ૧૯૨૯ની સાલમાં તે સફળ નીવડ્યો. અમાનુલ્લા અને તેની બેગમ નાસી છૂટયાં અને ભિસ્તી અમીર બન્યો. બચા-ઈ-સાકુએ પાંચ માસ સુધી કાબૂલમાં રાજ્ય કર્યું. પરંતુ પછીથી નાદીરખાન નામના અમાનુલ્લાના એક સેનાપતિ તથા પ્રધાને તેને ગાદી ઉપરથી ખસેડી મૂકયો. પરંતુ નાદીરખાન પોતાની જુદી જ બાજી રમતો હતો અને તેમાં ફાવ્યો એટલે નાદીરશાહના નામથી તે પોતે જ રાજા અથવા અમીર બની બેઠો. દેશમાં વારંવાર મુસીબતો ઊભી થઈ અને રમખાણો થવા પામ્યાં પરંતુ ઇંગ્લંડ તરફ તેનું મિત્રાચારીભર્યું વલણ હતું અને તેના તરફથી તેને મદદ મળી એટલે નાદીરશાહ રાજા તરીકે ચાલુ રહ્યો. બ્રિટિશ સરકારે તેને વગર વ્યાજે નાણાંની મોટી રકમ ધીરી તથા તેણે તેને શસ્ત્રસરંજામ તથા દારૂગોળો પણ પૂરાં પાડ્યાં. બે બળવાન પ્રતિસ્પર્ધીઓની વચ્ચે આવેલું એ મધ્યવર્તી રાજ્ય હોવાને કારણે અફઘાનિસ્તાનમાં અસ્થિર પરિસ્થિતિ વર્તે છે.*

અફઘાનિસ્તાન તેમ જ પશ્ચિમ અને દક્ષિણ એશિયાનું બ્યાન મેં પૂરું કર્યું. હવે હું એશિયાના દક્ષિણ-પૂર્વ ખૂણામાં તાજેતરમાં બનેલા બનાવો વિષે ટૂંકમાં કહીશ અને આ પત્ર પૂરો કરીશ.

બ્રહ્મદેશની પૂર્વમાં સિયામ આવેલું છે. દુનિયાના આ ભાગમાં માત્ર એ જ એક દેશ પોતાની સ્વતંત્રતા જાળવી રાખવામાં સફળ થયો છે. એ દેશ ઇંગ્લંડની હકૂમત નીચેના બ્રહ્મદેશ તથા ફ્રેંચોના અમલ નીચેના હિંદી ચીનની વચ્ચે જકડાયેલો છે. એ દેશ પ્રાચીન હિંદી અવશેષોથી ભરપૂર છે અને તેની પરંપરા, સંસ્કૃતિ તથા આચારવિચારો ઉપર હજીયે હિંદની પ્રાચીન છાપ દૃષ્ટિગોચર થાય છે. છેક હમણાં સુધી ત્યાં આગળ આપખુદ રાજાશાહીનો અમલ પ્રવર્તતો હતો તથા ત્યાંની સામાજિક પરિસ્થિતિ પણ ફયૂડલ હતી. જો કે ઉદય પામતો નાનો સરખો મધ્યમ વર્ગ પણ ત્યાં મોજૂદ હતો. મને લાગે છે કે, ઘણુંખરું ત્યાંના રાજાઓ પણ 'રામ'ના ખિતાબધારી હતા અને સિયામમાં હિંદનું સ્મરણ કરાવનાર એ એક બીજો શબ્દ છે. આ રીતે ત્યાંના રાજાઓનાં નામ રામ ૧લો, રામ ૨જો ઇત્યાદિ હતાં. મહાયુદ્ધ દરમ્યાન જ્યારે તેમનો વિજય નિશ્ચિત જણાવા લાગ્યો ત્યારે સિયામ મિત્રરાજ્યોને પક્ષે જોડાયું અને પછીથી તે પ્રજાસંઘનું સભ્ય બન્યું.

---

*૧૯૩૩ના નવેમ્બર માસમાં નાદીરશાહનું ખૂન થયું અને તેનો જુવાન પુત્ર ઝહીરશાહ તેના પછી ગાદીએ આવ્યો.

૧૯૩૨ના જૂન માસમાં સિયામના પાટનગર બેંકોકમાં એકાએક રાજ્યક્રાંતિ થઈ અને આપખુદ સરકારનો અંત આવ્યો તથા એને બદલે ત્યાં સિયામના 'પ્રજા પક્ષ'ના નિયમન નીચે લોકશાહી અમલનો આરંભ થયો. લુઆંગ પ્રદિત નામના એક ધારાશાસ્ત્રીની આગેવાની નીચે સિયામના યુવાન લશ્કરી અમલદારો તથા બીજાઓએ મળીને રાજકુટુંબનાં માણસોની તેમ જ મુખ્ય મુખ્ય પ્રધાનોની ધરપકડ કરી અને તેમણે રાજા પ્રજાદીપક પાસે રાજ્યબંધારણનો સ્વીકાર કરાવ્યો. રાજાની સત્તા મર્યાદિત કરવામાં આવી અને પ્રજાકીય ધારાસભા શરૂ થઈ. આ ફેરફારને પ્રજાનો ટેકો હતો ખરો, પરંતુ જનતાવ્યાપી આંદોલનને કારણે તે થવા પામ્યો નહોતો. લશ્કરી ક્રાંતિ દ્વારા 'તરુણ તુર્કો'એ સુલતાન અબ્દુલ હમીદ પાસેથી સત્તા લઈ લીધી હતી તેને મળતો એ ફેરફાર હતો. રાજાએ તરત જ નમતું આપ્યું તેથી એ કટોકટીનો સત્વર અંત આવ્યો. પરંતુ એ ફેરફારને વશ થવાની તેની ખરા દિલની તૈયારી નહોતી. આથી ૧૯૩૩ની સાલના એપ્રિલ માસમાં તેણે એકાએક ધારાસભા બરખાસ્ત કરી અને લુઆંગ પ્રદિતને કાઢી મૂક્યો. બે માસ પછી ત્યાં આગળ ફરી પાછી રાજ્યક્રાંતિ થવા પામી અને ધારાસભાને સજીવન કરવામાં આવી. સિયામની નવી સરકારે ઇંગ્લંડ સાથે ગાઢ સંબંધ ખીલવ્યો નથી પરંતુ તેનું વલણ જાપાન તરફ વિશેષ છે.*

સિયામની પૂર્વે આવેલા ફ્રેંચ હિંદી ચીનમાં પણ રાષ્ટ્રવાદનો ફેલાવો થવા પામ્યો છે અને તે પ્રબળ બનતો જાય છે. રાષ્ટ્રીય ચળવળને દાબી દેવા માટે ફ્રેંચ સરકારે કેટલાયે કાવતરા કેસો ચલાવ્યા અને સંખ્યાબંધ લોકોને તેણે લાંબી મુદતની સજાઓ કરી. ૧૯૩૩ની સાલમાં જિનીવામાં મળેલી શસ્ત્રસંન્યાસ પરિષદની બેઠકમાં ફ્રાંસના પ્રતિનિધિએ એક સૂચક નિવેદન કર્યું હતું. એ પ્રતિનિધિ, મોં. સેરૂટ પોતે ફ્રેંચ હિંદી ચીનનો ગવર્નર હતો. તેણે તેમાં "તાબા નીચેના દેશોમાં થતા જતા રાષ્ટ્રવાદના વિકાસનો તથા તેને પરિણામે તેમનો વહીવટ ચલાવવાનું અતિશય મુશ્કેલ બનતું જતું હતું" એ હકીકતનો ઉલ્લેખ કર્યો હતો. તેણે ફ્રેંચ હિંદી ચીનનો દાખલો આપીને જણાવ્યું કે, પોતે ગવર્નર હતો ત્યારે વ્યવસ્થા જાળવવા માટે ત્યાં ૧૫૦૦ માણસોની જરૂર રહેતી, જ્યારે હાલ એને માટે ત્યાં આગળ ૧૦,૦૦૦ માણસની જરૂર પડે છે.

છેલ્લે, પોતાની ખાંડ અને રબર માટે તેમ જ ત્યાંના ખેતીના બગીચાઓમાં ત્યાંના લોકોનું ભયંકર શોષણ કરવામાં આવતું હતું તેને માટે દુનિયાભરમાં

* ૧૯૩૩ના ઑક્ટોબર માસમાં સ્થિતિચુસ્ત લોકોનું રમખાણ થવા પામ્યું હતું પરંતુ એને દબાવી દેવામાં આવ્યું અને લુઆંગ પ્રદિતની આગેવાની નીચેની સરકાર ચાલુ રહી.

મશહૂર થયેલું ઈસ્ટ ઇન્ડિઝમાં આવેલું જાવા આવે છે. હિંદની પેઠે ત્યાં પણુ થોડા પ્રમાણુમાં સુધારા અને ઘણા વધુ પ્રમાણુમાં દમન એ બંનેની સાથે સાથે જ રાષ્ટ્રવાદનો વિકાસ થયો છે. જાવાવાસીઓ ઘણા મોટા પ્રમાણુમાં મુસલમાનો છે અને મહાયુદ્ધ દરમ્યાન અને તે પછી મધ્ય પૂર્વના દેશોમાં બનેલા બનાવોની તેમના ઉપર ભારે અસર થઈ હતી. કૅન્ટોનની ચીની ક્રાંતિકારી ચળવળની પણ તેમના ઉપર ભારે અસર થવા પામી હતી તેમ જ હિંદની અસહકારની ચળવળ વિષે પણ તેઓ રસ લેતા થયા હતા. ૧૯૧૬ની સાલમાં ડચ સરકારે જાવાવાસીઓને બંધારણીય સુધારા આપવાનું વચન આપ્યું અને બાતાવિયામાં પ્રજાકીય ધારાસભાની સ્થાપના કરવામાં આવી. પરંતુ મોટે ભાગે એ સરકારે નીમેલા સભ્યોની બનેલી હતી અને તેને નહિ જેવી જ સત્તા આપવામાં આવી હતી. આથી તેની વિરુદ્ધ ચળવળ ચાલુ જ રહી. ૧૯૨૫ની સાલમાં નવું રાજબંધારણ આપવામાં આવ્યું પરંતુ એનાથી મૂળ સ્થિતિમાં ઝાઝો ફેર પડતો ન હતો અને પ્રજાને સંતોષ આપવામાં તે નિષ્ફળ નીવડ્યું. જાવા તથા સુમાત્રામાં હડતાલો પડી અને રમખાણો થયાં અને ૧૯૨૭ની સાલમાં ડચ સરકાર સામે બળવો ફાટી નીકળ્યો. એ બળવાને અતિશય ક્રૂરતાથી દાબી દેવામાં આવ્યો. આમ છતાંયે રાષ્ટ્રીય ચળવળ તો આગળ ધપતી જ રહી. એ ચળવળની રચનાત્મક બાજુ પણ હતી. ત્યાં આગળ સંખ્યાબંધ રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવામાં આવી તેમ જ હિંદની પેઠે ગૃહ ઉદ્યોગો અને હાથ કારીગરીને ઉત્તેજન આપવામાં આવ્યું. સ્વતંત્રતા માટેની લડત હજી ચાલુ જ છે. દુનિયાભરમાં આવેલી વેપારની મંદીને કારણે તથા પરદેશોમાં ભારે સંરક્ષક જકાત નાખવામાં આવી તેથી બજારો મર્યાદિત થઈ જવાને લીધે જાવાના ખાંડના ઉદ્યોગને ભારે નુકસાન વેઠવું પડ્યું.

જાવા નજીકના પૂર્વના સમુદ્રમાં ૧૯૩૩ની સાલના આરંભમાં એક અજબ બનાવ બન્યો. પગારકાપ સામે વિરોધ દર્શાવીને, એક ડચ યુદ્ધ જહાજના ખલાસીઓએ તે જહાજનો કબજો લીધો અને તેને તેઓ હંકારી ગયા. તેમણે કોઈ પણ પ્રકારનું નુકસાન ન કર્યું તેમ જ તેમણે એ પણ સ્પષ્ટ કર્યું કે તેમનો વિરોધ માત્ર પગાર કાપ સામે જ છે. એ એક પ્રકારની ઉગ્ર હડતાલ હતી. આથી ડચ ઍરોપ્લેનોએ એ જહાજ ઉપર બૉંબમારો કર્યો અને ઘણા ખલાસીઓના જાન લીધા અને એ રીતે તે જહાજનો કબજો લેવામાં આવ્યો.

જ્યાં આગળ રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદ વચ્ચે નિરંતર અથડામણ થયાં જ કરે છે તે એશિયાની રજા લઈને હવે આપણે યુરોપ પહોંચીશું. કેમ કે યુરોપ આપણું લક્ષ ખેંચી રહ્યું છે. મહાયુદ્ધ પછીના યુરોપનું આપણે અવલોકન નથી કર્યું અને તારે યાદ રાખવું જોઈએ કે યુરોપની પરિસ્થિતિમાં

જ દુનિયાની પરિસ્થિતિની ચાવી રહેલી છે. આથી હવે પછીના આપણા કેટલાક પત્રો યુરોપ વિષેના હશે.

એશિયાના બીજા બે ભાગોનું, તેના બે વિશાળ પ્રદેશોનું અવલોકન કરવાનું હજી બાકી રહે છે. ચીન અને ઉત્તરમાં આવેલો સોવિયેટ મુલક એ બે પ્રદેશો છે. થોડા સમય બાદ આપણે ત્યાં આગળ પહોંચીશું.

## ૧૭૧. થતી થતી રહી ગયેલી ક્રાંતિ

૧૩ જૂન, ૧૯૩૩

જી. કે. ચેસ્ટરટન નામના એક મશહૂર લેખકે કયાંક કહ્યું છે કે, ક્રાંતિ થતી થતી રહી ગઈ એ ૧૯મી સદીનો ઇંગ્લંડનો સૌથી મોટો બનાવ છે. તને યાદ હશે કે એ સદી દરમ્યાન ઇંગ્લંડ અનેક પ્રસંગોએ ક્રાંતિની અણી ઉપર આવીને ઊભું હતું એટલે કે નીચલા થરના બૂર્ઝ્વાઓ તેમ જ મજૂર વર્ગ એ બંને મળીને ક્રાંતિ કરે એવી પરિસ્થિતિ ત્યાં આગળ અનેક વખત ઊભી થવા પામી હતી. પરંતુ એવે દરેક પ્રસંગે છેવટની ઘડીએ શાસક વર્ગોએ સહેજસાજ નમતું આપ્યું, મતાધિકાર વિસ્તૃત કરીને પાર્લમેન્ટ દ્વારા ચાલતા રાજ્ય વહીવટમાં આમવર્ગને ઉપર ઉપરથી થોડો હિસ્સો આપ્યો તેમ જ પરદેશોમાંના સામ્રાજ્યવાદી શોષણમાંથી થતા નફામાં થોડો ભાગ આપ્યો અને એ રીતે ઝઝૂમી રહેલી ક્રાંતિને દાબી દીધી. તેમના વિસ્તરતા જતા સામ્રાજ્ય તથા તેમાંથી આવતાં નાણાંને કારણે તેમને એમ કરવું પાલવતું હતું. આથી ઇંગ્લંડમાં ક્રાંતિ ન થવા પામી પરંતુ તેની છાયા અનેક વાર દેશ ઉપર ફરી વળી હતી અને તેના ડરે ભાવિ બનાવો ઉપર,અસર કરી. એથી કરીને, જે બનાવ ખરેખાત બનવા નહોતો પામ્યો તેને ગઈ સદીનો સૌથી મોટો બનાવ કહેવામાં આવે છે.

એ જ રીતે, કદાચ કહી શકાય કે, ક્રાંતિ થતી થતી રહી ગઈ એ મહાયુદ્ધ પછીના સમયનો પશ્ચિમ યુરોપનો મોટામાં મોટો બનાવ હતો જેને લીધે રશિયામાં બોલ્શેવિક ક્રાંતિ થવા પામી તેવા જ પ્રકારની પરિસ્થિતિ — જો કે કંઈક ઓછા પ્રમાણમાં — મધ્ય તેમ જ પશ્ચિમ યુરોપના દેશોમાં પણ મોજૂદ હતી. ઇંગ્લંડ, ફ્રાંસ અને જર્મની વગેરે પશ્ચિમ યુરોપના ઉદ્યોગપ્રધાન 'દેશો અને રશિયા વચ્ચે મહત્ત્વનો તફાવત એ હતો કે પ્રસ્તુત દેશોના જેવા બળવાન 'બૂર્ઝ્વા' વર્ગનો રશિયામાં અભાવ હતો. સાચું કહેતાં, માર્ક્સના સિદ્ધાંત પ્રમાણે તો, આ ઉદ્યોગોમાં આગળ વધેલા દેશોમાં મજૂર વર્ગની ક્રાંતિ થવાનો સંભવ હતો, ઔદ્યોગિક દૃષ્ટિએ પછાત રશિયામાં તો નહિ જ. પરંતુ મહાયુદ્ધે

રશિયાના ઝારશાહી તંત્રને ભાગીને ભૂકો કરી નાખ્યું અને પશ્ચિમ યુરોપની પદ્ધતિની પાર્લમેન્ટ દ્વારા ચાલતી સરકારનો આગળ આવીને કબજો લેનાર બળવાન મધ્યમ વર્ગ ત્યાં નહોતો એટલે મજૂરોનાં સોવિયેટોએ સત્તા ઝડપી લીધી. આમ, એ એક આશ્ચર્યકારક વસ્તુ છે કે, રશિયાનું ખુદ પછાતપણું જ એટલે કે તેની નબળાઈનું ખુદ કારણ જ, વધારે આગળ વધેલા દેશોને મુકાબલે એક ઘણું મોટું પગલું આગળ ભરવામાં તેને માટે નિમિત્તરૂપ બની ગયું. લેનિનની સરદારી નીચે બોલ્શેવિકોએ એ પગલું ભર્યું પરંતુ તેઓ એ બાબતમાં કશી ભ્રમણામાં નહોતા. તેઓ બરાબર જાણતા હતા કે રશિયા પછાત દેશ છે અને બીજા આગળ વધેલા દેશોની હરોળમાં આવતાં તેને વખત લાગશે. તેઓ એવી આશા સેવતા હતા કે, મજૂરોના પ્રજાસત્તાક સ્થાપવાના તેમના દૃષ્ટાંતથી પ્રોત્સાહિત થઈને યુરોપના બીજા દેશોના મજૂરો ચાલુ વ્યવસ્થા સામે બળવો કરશે. તેમને લાગતું હતું કે એવી સમગ્ર યુરોપવ્યાપી સામાજિક ક્રાંતિ થાય તેમાં જ તેમની હસ્તીની આશા રહેલી છે, કેમ કે, નહિ તો, બાકીની મૂડીવાદી દુનિયા રશિયાની તરુણ સોવિયેટ સરકારને દાબી દેશે.

તેમની એવી આશા અને માન્યતા હોવાને લીધે જ, તેમની ક્રાંતિના આરંભના સમયમાં તેમણે દુનિયાભરના મજૂરોને ઉદ્દેશીને ક્રાંતિ માટે કટિબદ્ધ થવાની હાકલ કરી હતી. પ્રદેશો ખાલસા કરવાની સામ્રાજ્યવાદી બધી યોજનાઓ તેમણે વખોડી કાઢી; ઝારશાહી રશિયા અને ઇંગ્લંડ તથા ફ્રાંસ વચ્ચે થયેલી ગુપ્ત સંધિને આધારે તેઓ કોઈ પણ દાવો કરવાના નથી એમ તેમણે જણાવ્યું તેમ જ કૉન્સ્ટાન્ટિનોપલ તુર્કોની પાસે જ રહેવું જોઈએ એ વસ્તુ પણ તેમણે સ્પષ્ટ કરી. પૂર્વના દેશો તેમ જ ઝારશાહી સામ્રાજ્યની અનેક પીડિત પ્રજાઓ સમક્ષ તેમણે અતિશય ઉદાર શરતો રજૂ કરી. અને સૌથી મોટી વાત તો એ હતી કે, દુનિયાભરના મજૂરવર્ગના મોખરામાં તરીકે આગળ પડીને, પોતાના દૃષ્ટાંતનું અનુકરણ કરીને સમાજવાદી પ્રજાસત્તાકો સ્થાપવાની તેમણે દેશદેશના મજૂરોને હાકલ કરી. પૃથ્વીના એ ભાગમાં, ઇતિહાસમાં પહેલી જ વાર, મજૂરોની સરકારની સ્થાપના થઈ એ સિવાય બોલ્શેવિકોના મનમાં રાષ્ટ્રવાદનો કે એક રાષ્ટ્ર તરીકે રશિયાનો બીજો અર્થ નહોતો.

જર્મનોએ તથા મિત્રરાજ્યની સરકારોએ બોલ્શેવિકોની હાકલોને દાબી દીધી પરંતુ કોઈ ને કોઈ રીતે તે લડાઈના જુદા જુદા મોખરાઓ તથા કારખાનાંઓના પ્રદેશો સુધી પહોંચવા પામી. સર્વત્ર તેની ભારે અસર થઈ. એને લીધે ફ્રેંચ લશ્કરમાં પડેલું ભંગાણ તો નરી આંખે દેખી શકાય એવું હતું. જર્મન લશ્કર તથા મજૂરો ઉપર તો એની એથીયે વિશેષ અસર થઈ. જર્મની, ઑસ્ટ્રિયા અને હંગરી વગેરે પરાજિત દેશોમાં તો રમખાણો અને બંડો પણ થવા પામ્યાં. અને મહિનાઓ સુધી, અરે, એક બે વરસ સુધી યુરોપ પ્રચંડ સામાજિક

ક્રાંતિની લગોલગ આવી પહોંચેલું લાગતું હતું. પરાજિત દેશો કરતાં વિજયી મિત્ર દેશોની સ્થિતિ કંઈક ઠીક હતી કેમ કે વિજયને કારણે તેમનામાં થોડો ઉત્સાહ આવ્યો હતો અને લડાઈમાં થયેલી તેમની નુકસાની પરાજિત દેશોને ભોગે થોડેઘણે અંશે પૂરી કરી લેવાની આશા પેદા થઈ હતી. (પરંતુ પછીથી બનેલા બનાવોએ પુરવાર કર્યું કે એ આશા બિલકુલ વ્યર્થ હતી.) પરંતુ મિત્ર દેશોમાં પણ ક્રાંતિની હવા ફેલાઈ ગઈ હતી. સાચે જ, સમગ્ર યુરોપ તથા એશિયામાં ભારે અસંતોષ વ્યાપી ગયો હતો અને સપાટી નીચે ક્રાંતિનો અગ્નિ ધૂંધવાઈ રહ્યો હતો તથા તેમાંથી ભડકો ફાટી નીકળશે એવી ધાસ્તી અનેક વાર પેદા થઈ હતી. પરંતુ યુરોપ તથા એશિયામાંના અસંતોષના પ્રકાર તેમ જ ક્રાંતિની ધાસ્તી પેદા કરનારા વર્ગો વચ્ચે તફાવત હતો. એશિયામાં પશ્ચિમના સામ્રાજ્યવાદ સામે રાષ્ટ્રીય બળવો ઉઠાવવામાં મધ્યમ વર્ગોએ આગળ પડતો ભાગ લીધો હતો; યુરોપમાં મજૂરવર્ગો. પ્રચલિત 'બૂર્ઝ્વા' મૂડીવાદી સમાજ-વ્યવસ્થાને ઉથલાવી પાડીને મધ્યમવર્ગોના હાથમાંથી સત્તા પચાવી પાડવાની ધમકી આપી રહ્યા હતા.

આ બધાં ગડગડાટો અને સૂચનો નિષ્ફળ નીવડ્યાં અને મધ્ય કે પશ્ચિમ યુરોપમાં રશિયન ક્રાંતિ જેવી ક્રાંતિ થવા પામી નહિ. જૂની સમાજવ્યવસ્થા તેના ઉપર થતા પ્રહારો સહેવા જેટલી મજબૂત હતી, પરંતુ એ પ્રહારોથી તે દુર્બળ બની ગઈ અને એટલી તો ડરી ગઈ કે સોવિયેટ રશિયા તેના હુમલામાંથી બચી ગયું. મોખરાની પાછળથી આ પ્રબળ મદદ ન મળી હોત તો ૧૯૧૯ કે ૧૯૨૦ની સાલમાં સામ્રાજ્યવાદી સત્તાઓની સામે સોવિયેટો જમીનદોસ્ત થઈ જાત એવો પૂરેપૂરો સંભવ હતો.

મહાયુદ્ધ બાદ વરસ પછી વરસ વીતતાં ગયાં તેમ તેમ ધીમે ધીમે પરિસ્થિતિ કંઈક અંશે થાળે પડતી જણાવા લાગી. એક બાજુ પ્રત્યાઘાતી સ્થિતિચુસ્તો, રાજાશાહીના પક્ષકારો તથા ફ્યૂડલ જમીનદારો અને બીજી બાજુ નરમ વલણના સમાજવાદીઓ અથવા તો સામાજિક લોકશાહીવાદીઓ એ બંનેના વિચિત્ર પ્રકારના ઐક્યે ક્રાંતિકારી તત્ત્વોને દાબી દીધાં. એ ખરેખર વિચિત્ર પ્રકારનું ઐક્ય અથવા જોડાણ હતું કેમ કે સામાજિક લોકશાહીવાદીઓ માકર્સવાદ તેમ જ મજૂરોની સરકારમાં પોતાની શ્રદ્ધા વ્યક્ત કરતા હતા. આમ, ઉપર ઉપરથી તો સોવિયેટો તેમ જ સામ્યવાદીઓના જેવો જ તેમનો આદર્શ પણ દેખાતો હતો. અને આમ છતાંયે સામાજિક લોકશાસનવાદીઓને મૂડીવાદીઓ કરતાંયે સામ્યવાદીઓનો વધારે ડર હતો. આથી કરીને સામ્યવાદીઓને કચરી નાખવા માટે તેમણે મૂડીવાદીઓ સાથે ઐક્ય કર્યું. અથવા એમ પણ હોય કે, મૂડીવાદીઓથી તેઓ એટલા બધા ડરતા હતા કે, તેમનો વિરોધ કરવાની તેમની હિંમત નહોતી; શાંતિમય અને પાર્લમેન્ટની પદ્ધતિથી કામ કરીને તેઓ

પોતાની સ્થિતિ મજબૂત બનાવવાની અને એ રીતે ખબર પણ ન પડે તેમ સમાજવાદ લાવવાની આશા સેવતા હતા. તેમનો આશય ગમે તે હો, પરંતુ એટલું ખરું કે, ક્રાંતિના જુસ્સાને કચરી નાખવામાં તેમણે પ્રત્યાઘાતી તત્ત્વોને મદદ કરી અને એ રીતે યુરોપના ઘણા દેશોમાં ખરેખાત તેમણે પ્રતિ-ક્રાંતિ પ્રવર્તાવી. આ પ્રતિ-ક્રાંતિએ પછીથી ખુદ આ સામાજિક લોકશાહીવાદી પક્ષોને પણ કચરી નાખ્યા અને નવાં તથા સમાજવાદ-વિરોધી બળોના હાથમાં સત્તા આવી. મહાયુદ્ધ પછીનાં વરસોમાં સામાન્યપણે આ રીતે બનાવો બનવા પામ્યા.

પરંતુ એ સંઘર્ષનો હજી અંત આવ્યો નથી અને મૂડીવાદ તથા સમાજવાદ એ બે પરસ્પર વિરોધી બળો વચ્ચેની લડાઈ હજી ચાલુ જ છે. તેમની વચ્ચે કામચલાઉ સમજૂતી અને સંધિઓ ભૂતકાળમાં થઈ છે અને ભવિષ્યમાં પણ કદાચ થવા પામે એ ખરું પરંતુ એ બે વચ્ચે કાયમી સમાધાન થઈ શકે એમ નથી. એક છેડે રશિયા અને સામ્યવાદ છે અને બીજે છેડે પશ્ચિમ યુરોપના મહાન મૂડીવાદી દેશો અને અમેરિકા છે. એ બેની વચ્ચે, લિબરલો અથવા વિનીતો, મૉડરેટો અથવા નરમ વલણના લોકો તથા મધ્યસ્થ પક્ષો સર્વત્ર લુપ્ત થતા જાય છે. ખરી રીતે સંપૂર્ણ આર્થિક ઊથલપાથલો તથા દુનિયાભરમાં વધતી જતી મુસીબતો, હાડમારીઓ અને દુઃખોને કારણે જ સંઘર્ષ થવા પામે છે અને અસંતોષ વ્યાપે છે અને કોઈક પ્રકારની સમતા સ્થપાવા પામે ત્યાં સુધી આ ગજગ્રાહ ચાલુ રહેવાનો જ.

મહાયુદ્ધ પછી થયેલી અસફળ ક્રાંતિઓમાં જર્મન ક્રાંતિ સૌથી વધારે રસપ્રદ અને આંખ ઉઘાડનારી છે અને તેથી એને વિષે હું તને કંઈક કહું છું. આગળ હું તને કહી ગયો છું કે, મહાયુદ્ધ ફાટી નીકળ્યું તે વખતે યુરોપના બધાયે દેશોના સમાજવાદીઓ પોતાનાં આદર્શો અને વચનોને અડગપણે વળગી રહીને તેને અમલમાં મૂકવામાં નિષ્ફળ નીવડ્યા હતા. દરેક દેશમાં ફાટી નીકળેલા રાષ્ટ્રવાદના પ્રબળ ઝંઝાવાતમાં તેઓ ખેંચાઈ ગયા અને યુદ્ધના લોહીતરસ્યા ગાંડપણમાં ભાન ભૂલીને સમાજવાદના આંતરરાષ્ટ્રીય આદર્શને વીસરી ગયા. મહાયુદ્ધ ફાટી નીકળવાની અણી ઉપર હતું તે વખતે, ૧૯૧૪ની સાલના જુલાઈ માસની ૩૦મી તારીખે પણ જર્મનીના સામાજિક લોકશાહીવાદી પક્ષના નેતાઓએ જાહેર કર્યું હતું કે, હેપ્સબર્ગોની (ઑસ્ટ્રિયાનો રાજવંશ) સામ્રાજ્યવાદી યોજના પાર પાડવાને માટે "જર્મન સૈનિકના લોહીના એક પણ ટીપાનો" ભોગ આપવાની તેઓ વિરુદ્ધ છે. (તે વખતે, ઑસ્ટ્રિયાના આર્ચ-ડ્યૂક ફ્રેન્ઝ-ફ્રર્ડિનાન્ડના ખૂન માટે ઑસ્ટ્રિયા અને સર્બિયા વચ્ચે તકરાર જાગી હતી.) ચાર જ દિવસ પછી એ જ પક્ષે યુદ્ધને ટેકો આપ્યો અને બીજા દેશોના એવા પક્ષોએ પણ તેમ જ કર્યું. ખરેખર, ઑસ્ટ્રિયાના સમાજવાદીઓએ તો ખરેખાત પોલૅન્ડ તેમ જ સર્બિયાને ઑસ્ટ્રિયાના સામ્રાજ્યમાં જોડી દેવાની વાત

સુધ્ધાં કરી અને તેમણે કહ્યું કે એમ કરવું એ કોઈ પણ દેશને ખાલસા કર્યો નહિ ગણાય !

૧૯૧૯ની સાલના આરંભમાં બોલ્શેવિકોએ યુરોપના મજૂરોને ઉદ્દેશીને કરેલી હાકલની જર્મન મજૂરો ઉપર ભારે અસર થઈ અને દારૂગોળાનાં કારખાનાંઓમાં મોટી મોટી હડતાલો પડી. જર્મન સામ્રાજ્યની સરકાર માટે આ રીતે અતિશય ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ હતી અને એમાંથી વિનાશકારી પરિણામો આવવાનો સંભવ હતો. આથી, હડતાલ સમિતિઓમાં જોડાઈ જઈ અંદરથી હડતાલ તોડીને સામ્રાજ્યવાદીઓએ બાજી હાથ પરથી જતી બચાવી લીધી.

૧૯૧૮ના નવેમ્બર માસની ૪થી તારીખે ઉત્તર જર્મનીમાં કીલ આગળ નૌકાદળના સૈનિકોએ બળવો કર્યો. જર્મન નૌકાદળનાં જંગી યુદ્ધજહાજોને સમુદ્રમાં હંકારી જવાનો હુકમ કરવામાં આવ્યો, પરંતુ ખલાસીઓ તથા એંજિનમાં કોલસા પૂરનારાઓએ તેમ કરવાનો ઇન્કાર કર્યો. તેમને દાબી દેવાને મોકલવામાં આવેલું સૈન્ય પણ તેમના પક્ષમાં ભળી ગયું અને તેમને પડખે ઊભું રહ્યું. અમલદારોને પદભ્યુત કરીને તેમની ધરપકડ કરવામાં આવી અને મજૂરો તથા સૈનિકોની સમિતિઓ રચવામાં આવી. રશિયાની સોવિયેટ ક્રાંતિના આરંભકાળના જેવી જ એ સ્થિતિ હતી અને આખા જર્મનીમાં એ ફેલાઈ જશે એમ લાગતું હતું. તત્કાળ સામાજિક લોકશાહીવાદી નેતાઓ કીલ પહોંચી ગયા અને ખલાસીઓ તથા મજૂરોનું ધ્યાન બીજી બાજુએ વાળવામાં તેઓ સફળ થયા. પરંતુ એ ખલાસીઓ પોતપોતાનાં હથિયારો લઈને કીલ છોડી ગયા અને આખા દેશમાં ફરી વળીને તેમણે સર્વત્ર ક્રાંતિનાં બીજ વાવ્યાં.

ક્રાંતિકારી ચળવળ દેશમાં ફેલાતી જતી હતી. બાવેરિયા (દક્ષિણ જર્મની)માં પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. આમ છતાંયે કૈઝર તો પોતાને સ્થાને ચોંટી જ રહ્યો. નવેમ્બરની ૯મી તારીખે બર્લિનમાં સાર્વત્રિક હડતાલ શરૂ થઈ. બધું કામકાજ બંધ થઈ ગયું અને સહેજ પણ હિંસા થવા પામી નહિ કેમ કે શહેરમાંની લશ્કરની આખીયે પલટણ ક્રાંતિના પક્ષમાં ભળી ગઈ. જૂની વ્યવસ્થા પડી ભાગી હોય એમ દેખાતું હતું અને હવે સવાલ માત્ર એ જ હતો કે એને સ્થાને શું આવશે. કેટલાક સામ્યવાદી નેતાઓ જર્મનીનું સોવિયેટ અથવા પ્રજાસત્તાક જાહેર કરવાની તૈયારીમાં હતા ત્યાં તો સામાજિક લોકશાહીવાદી પક્ષના એક આગેવાને પાર્લમેન્ટની પદ્ધતિથી ચાલતા પ્રજાસત્તાકની જાહેરાત કરીને તેમને થાપ આપી.

આ રીતે, જર્મનીનું પ્રજાસત્તાક ઊભું થયું. પરંતુ એ તો કેવળ છાયા સમાન પ્રજાસત્તાક હતું કેમ કે વાસ્તવમાં એથી કશોયે ફેરફાર થવા પામ્યો નહોતો. પરિસ્થિતિનો કાબૂ જેમના હાથમાં હતો તે સામાજિક લોકશાહીવાદીઓએ લગભગ બધું જ જેમનું તેમ રહેવા દીધું. તેમણે થોડી મોટી મોટી જગ્યાઓ

લીધી તથા પ્રધાનો બન્યા અને લશ્કર, મુલકીખાતું, ન્યાયખાતું અને આખુંયે વહીવટી તંત્ર કૈઝરના કાળમાં હતું તેવું ને તેવું જ ચાલુ રહ્યું. આમ એક પુસ્તકના નામ પ્રમાણે, 'કૈઝર જાય છે પણ સેનાપતિઓ કાયમ રહે છે.' ક્રાંતિઓ આ રીતે થતી નથી તેમ જ સબળ બનતી નથી. સાચી ક્રાંતિએ તો રાજકીય, સામાજિક અને આર્થિક તંત્ર બદલી નાખવું જોઈએ. સત્તા તેના દુશ્મનોના હાથમાં રહેવા દઈને ક્રાંતિ સફળ થશે એવી અપેક્ષા રાખવી એ અર્થ વગરની વાત છે. પરંતુ જર્મનીના સામાજિક લોકશાહીવાદીઓએ એ જ વસ્તુ કરી અને ક્રાંતિના વિરોધીઓને તેનો નાશ કરવા માટે સંગઠિત અને કટિબદ્ધ થવાની પૂરેપૂરી તક આપી. જર્મનીમાં જૂના લશ્કરવાદના હિમાયતીઓ તથા લશ્કરી અમલદારો હજી પણ સત્તાધારી રહ્યા હતા.

કીલના ખલાસીઓ દેશભરમાં ફરતા રહીને ક્રાંતિકારી વિચારોનો ફેલાવો કરે એ સામાજિક લોકશાહીવાદી સરકારને પસંદ નહોતું. આ ખલાસીઓને તેણે બર્લિનમાં દાબી દેવાનો પ્રયત્ન કર્યો અને ૧૯૧૯ના જાન્યુઆરી માસના આરંભમાં ઉગ્ર અથડામણો થવા પામી. આ ઉપરથી સામ્યવાદીઓએ સોવિયેટ સરકાર સ્થાપવાનો પ્રયત્ન કર્યો અને શહેરના આમવર્ગને એ કાર્યમાં મદદ આપવા માટે તેમણે હાકલ કરી. જનતા તરફથી તેમને થોડી મદદ મળી અને તેમણે સરકારી મકાનોનો કબજો લીધો. અને એક અઠવાડિયા સુધી તો શહેરમાં તેમની સત્તા સ્થાપિત થઈ હોય એમ જણાયું. એ અઠવાડિયું બર્લિનના 'લાલ અઠવાડિયા' તરીકે ઓળખાય છે. પરંતુ આમજનતા તરફથી તેને પૂરતો સાથ ન મળ્યો કેમ કે લોકો ગૂંચવણમાં પડી ગયા હતા અને શું કરવું એની તેમને સમજ પડતી નહોતી. બર્લિનમાંના નોકરી ઉપરના સૈનિકો પણ ગૂંચવણમાં પડી ગયા હતા અને તેઓ તટસ્થ રહ્યા. આ સૈનિકો ઉપર આધાર રાખી શકાય એમ નહોતું એટલે સામાજિક લોકશાહીવાદીઓએ સ્વયંસેવકોના ખાસ લશ્કરી દળની ભરતી કરી અને તેમની મદદથી તેમણે સામ્યવાદીઓનું બંડ દાબી દીધું. તેમની વચ્ચેની લડાઈ અતિશય ક્રૂર હતી અને કોઈના પ્રત્યે સહેજ પણ નરમાશ કે દયા બતાવવામાં આવી નહિ. એ લડાઈ પૂરી થયા પછી થોડા દિવસ બાદ કાર્લ લિબ્નેટ અને રોઝા લુક્ષમબર્ગ નામનાં બે સામ્યવાદીઓને શોધી કાઢીને તેમના ગુપ્તવાસના સ્થાનમાં કરપીણ રીતે તેમનાં ખૂન કરવામાં આવ્યાં. આ ખૂનોને કારણે તથા એને માટે જવાબદાર લોકોને પછીથી નિર્દોષ ઠરાવવામાં આવ્યા તેથી કરીને સામ્યવાદીઓ તથા સામાજિક લોકશાસનવાદીઓ વચ્ચે ભારે કડવાશ પેદા થવા પામી. કાર્લ લિબ્નેટ ૧૯મી સદીના મશહૂર સમાજવાદી નેતા વિલ્હેમ લિબ્નેટનો પુત્ર હતો. એ જૂના સામ્યવાદી યોદ્ધાનો હું આગળના એક પત્રમાં ઉલ્લેખ કરી ગયો છું. રોઝા લુક્ષમબર્ગ પણ જૂની કાર્યકર હતી અને લેનિનની તે ગાઢ મિત્ર હતી. પરંતુ વાત એમ હતી કે, લિબ્નેટ તથા

લુક્ષમબર્ગ એ બંને જેને કારણે તેમનાં મરણ નીપજ્યાં તે સામ્યવાદી બંડ ઉઠાવવાની વિરુદ્ધ હતાં.

સામાજિક લોકશાહીવાદી પ્રજાસત્તાકે સામ્યવાદીઓને દાબી દીધા અને તરત જ વાઇમાર આગળ પ્રજાસત્તાક માટેનું રાજ્યબંધારણ ઘડી કાઢવામાં આવ્યું. એટલા માટે એને વાઇમારના રાજ્યબંધારણ તરીકે ઓળખવામાં આવે છે. ત્રણ જ મહિનાની અંદર પ્રજાસત્તાક સામે નવા જ ફેરફારનો ભય ખડો થયો. આ વખતે એ ભય બીજી જ બાજુથી ઊભો થવા પામ્યો હતો. પ્રત્યાઘાતીઓએ પ્રજાસત્તાક સામે પ્રતિક્રાંતિ કરવાનો પ્રયાસ કર્યો અને જૂના સેનાપતિઓએ એમાં આગળ પડતો ભાગ લીધો. આ બંડ 'કાપ પુશ' તરીકે ઓળખાય છે. કાપ એનો નેતા હતો અને 'પુશ' શબ્દ જર્મન ભાષામાં એવા પ્રકારના બંડને માટે વપરાય છે. સામાજિક લોકશાહીવાદી સરકાર બર્લિનથી ભાગી ગઈ પરંતુ બર્લિનના મજૂરોએ એકાએક સાર્વત્રિક હડતાલ પાડીને એ બંડનો અંત આણ્યો. બધું કામકાજ સંપૂર્ણપણે બંધ થઈ ગયું અને એને કારણે એ મહાન શહેરનો બધોયે જીવનવ્યવહાર સ્થગિત થઈ ગયો. આથી, બર્લિનના સંગઠિત મજૂરોની સામે કાપ તથા તેના મિત્રોને હવે એ શહેર છોડી ચાલ્યા જવું પડ્યું અને સામાજિક લોકશાહીવાદી નેતાઓ સરકારનો કબજો લેવાને ત્યાં આગળ પાછા ફર્યા. સામ્યવાદીઓ સામે દાખવેલા વર્તાવને મુકાબલે આ કાપના પક્ષકાર બંડખોરો પ્રત્યે તેમણે દાખવેલું વલણ અતિશય નરમ હતું. એમાંના કેટલાક તો સરકારનું પેન્શન ખાનારા અમલદારો હતા અને તેમણે બંડ કર્યું હોવા છતાંયે તેમનાં પેન્શનો ચાલુ રહ્યાં.

એ જ પ્રકારનો પ્રત્યાઘાતી 'પુશ' અથવા બળવો કરવાનો બાવેરિયામાં પણ પ્રયત્ન કરવામાં આવ્યો. એ બળવો નિષ્ફળ નીવડ્યો, પરંતુ તેનો યોજક હિટલર નામનો એક નાનકડો ઑસ્ટ્રિયન અમલદાર હતો એ હકીકત ખાસ કરીને રસપ્રદ છે. એ હિટલર આજે જર્મનીનો સરમુખત્યાર છે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે જર્મન પ્રજાસત્તાક નામનું તો ચાલુ રહ્યું પરંતુ તે ઉત્તરોત્તર વધુ ને વધુ દુર્બળ બનતું ગયું. સમાજવાદીઓના બે પક્ષો, સામાજિક લોકશાહીવાદીઓ તથા સામ્યવાદીઓ વચ્ચે પડેલા ભંગાણે બંનેને દુર્બળ બનાવ્યા અને પ્રજાસત્તાકને છડેચોક વખોડી કાઢનારા પ્રત્યાઘાતીઓ દિનપ્રતિદિન વધુ ને વધુ સંગઠિત અને ઝનૂની બન્યા. મોટા મોટા જમીનદારો — જર્મનીમાં તેમને 'જંકર' કહેવામાં આવે છે — તથા ઉદ્યોગપતિઓએ ધીમે ધીમે બાકી રહેલા ગણ્યાગાંઠ્યા સમાજવાદીઓને સરકારમાંથી કાઢી મૂક્યા. વર્સાઈની સુલેહની સંધિથી જર્મન પ્રજાને ભારે આઘાત લાગ્યો અને પ્રત્યાઘાતીઓએ એનો પોતાના ફાયદાને અર્થે ઉપયોગ કર્યો. એ સંધિ મુજબ જર્મનીએ પોતાના પ્રચંડ લશ્કરને નિઃશસ્ત્ર કરીને વિખેરી નાખવાનું હતું.

માત્ર એક લાખનું નાનકડું લશ્કર રાખવાની તેને છૂટ આપવામાં આવી હતી. એનું પરિણામ એ આવ્યું કે, ઉપર ઉપરથી જોતાં નિઃશસ્ત્રીકરણ કરવામાં આવ્યું. પરંતુ વાસ્તવમાં શસ્ત્રોનો મોટો જથ્થો સંતાડી દેવામાં આવ્યો. મોટાં મોટાં 'ખાનગી લશ્કરો' એટલે કે દરેક પક્ષનાં જુદાં જુદાં સ્વયંસેવક દળો ઊભાં થયાં. સ્થિતિચુસ્ત રાષ્ટ્રવાદીઓના સ્વયંસેવક સૈન્યને 'સ્ટીલ હેલ્મેટ' કહેવામાં આવતું હતું તથા સામ્યવાદીઓનું સ્વયંસેવક સૈન્ય 'રેડ ફ્રંટ'ને નામે ઓળખાતું હતું. અને પાછળથી હિટલરના અનુયાયીઓએ "નાઝી" સેના ઊભી કરી.

મહાયુદ્ધ પછીનાં આરંભનાં વરસો દરમ્યાન જર્મનીમાં બનેલા બનાવો વિષે હું તને ઘણું કહી ગયો છું અને ક્રાંતિ ત્યાં આગળ વાતાવરણમાં કેવી રીતે વ્યાપી રહી હતી તથા તેણે પ્રતિક્રાંતિનો કેવી રીતે સામનો કર્યો તે વિષે હું તને હજી એથી ઘણું વધારે કહી શકું એમ છું. જર્મનીના જુદા જુદા ભાગોમાં, બાવેરિયા તથા સેકસનીમાં પણ બંડો થવા પામ્યાં. સુલેહની સંધિએ તેના પહેલાંના પ્રદેશના એક નાનકડા હિસ્સા જેવડા બનાવી દીધેલા ઑસ્ટ્રિયામાં પણ લગભગ એવી જ પરિસ્થિતિ વર્તતી હતી. આ નાનકડો દેશ તથા તેનું જબરદસ્ત પાટનગર વિયેના ભાષા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સંપૂર્ણપણે જર્મન હતાં. તહકૂબી થઈ તેને બીજે દિવસે એટલે કે ૧૯૧૮ની સાલના નવેમ્બર માસની ૧૮મી તારીખે તે પ્રજાસત્તાક બન્યું. જર્મની સાથે ભળી જઈને તેને તેનો એક ભાગ બની જવું હતું અને એમ કરવું બિલકુલ સ્વાભાવિક હોવા છતાં મિત્રરાજ્યોએ એમ કરવાની સાફ ના પાડી. જર્મની તથા ઑસ્ટ્રિયાના સૂચવવામાં આવેલા આ જોડાણને જર્મન ભાષામાં 'એન્શલસ'* કહેવામાં આવે છે.

જર્મનીની પેઠે ઑસ્ટ્રિયામાં પણ સામાજિક લોકશાહીવાદીઓ સત્તા ઉપર આવ્યા હતા. પરંતુ તેઓ ભયભીત અને આત્મવિશ્વાસ વિનાના હતા એટલે 'બૂર્ઝ્વા' પક્ષો સાથે સમજૂતી કરીને ચાલવાની નીતિ તેમણે અખત્યાર કરી. એનું પરિણામ એ આવ્યું કે, સામાજિક લોકશાહીવાદીઓ અતિશય દુર્બળ બની ગયા અને સરકાર બીજાઓના હાથમાં જતી રહી. જર્મનીની પેઠે જ ત્યાં પણ ખાનગી લશ્કરો ઊભાં થયાં અને છેવટે પ્રત્યાઘાતી સરમુખત્યારી સ્થપાઈ. લાંબા વખત સુધી સમાજવાદી વિયેના શહેર તથા ગ્રામપ્રદેશના સ્થિતિચુસ્ત ખેડૂતો વચ્ચે ઝઘડો ચાલ્યા કર્યો. મજૂર વર્ગો માટે સુંદર ઘરો બાંધવાની તેમ જ તેની એવી બીજી યોજનાઓ માટે વિયેનાની સમાજવાદી મ્યુનિસિપાલિટી જગમશહૂર થઈ.

---

*૧૯૩૮ની સાલના માર્ચ માસમાં જર્મની અને ઑસ્ટ્રિયાનું એ પ્રકારનું જોડાણ થઈ ગયું છે.

હંગરીમાં તો છેક ૧૯૧૮ની સાલના ઑક્ટોબર માસની ૩ જી તારીખે એટલે કે મહાયુદ્ધ પૂરું થવા પહેલાં પાંચ અઠવાડિયાં અગાઉ ક્રાંતિ ફાટી નીકળી હતી. નવેમ્બર માસમાં ત્યાં પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. ચાર માસ પછી, ૧૯૧૯ના માર્ચ માસમાં ત્યાં આગળ બીજી ક્રાંતિ થઈ. બેલા કૂન નામના સામ્યવાદી નેતાની આગેવાની નીચે થયેલી એ સોવિયેટ ક્રાંતિ હતી. તે પહેલાં લેનિનનો સાથી હતો. સોવિયેટ સરકારની ત્યાં આગળ સ્થાપના કરવામાં આવી અને થોડા માસ સુધી તે સત્તા ઉપર રહી. આથી દેશનાં સ્થિતિચુસ્ત અને પ્રત્યાઘાતી તત્ત્વોએ રુમાનિયાના લશ્કરને પોતાની મદદે બોલાવ્યું. રુમાનિયાનું સૈન્ય બહુ જ ખુશીથી ત્યાં આવ્યું, બેલા કૂનની સરકારને દાબી દેવામાં તેણે મદદ કરી અને પછીથી હરીહામ થઈને દેશમાં નિરાંતે લૂંટ ચલાવવા માંડી. મિત્રરાજ્યોએ તેની સામે પગલાં ભરવાની ધમકી આપી ત્યારે જ તે હંગરી છોડીને પોતાના દેશમાં પાછું ફર્યું. રુમાનિયાનું લશ્કર ચાલ્યા ગયા પછી હંગરીના સ્થિતિચુસ્ત લોકોએ ફરીથી તેઓ ક્રાંતિ કરવાનો પ્રયત્ન ન કરે એટલા માટે દેશમાંનાં ઉદાર અથવા પ્રગતિશીલ વિચારો ધરાવનારાં બધાંયે તત્ત્વો ઉપર ત્રાસ વર્તાવવાને અર્થે ખાનગી લશ્કરો અથવા સ્વયંસેવક દળો ઊભાં કર્યાં. આ રીતે ૧૯૧૯ની સાલમાં જેને 'શ્વેત ત્રાસ' તરીકે ઓળખવામાં આવે છે તેનો આરંભ થયો. એ "મહાયુદ્ધ પછીના ઇતિહાસનું એક સૌથી ખૂનખાર અને કારમું પ્રકરણ" લેખાય છે. હંગરીમાં હજીયે અમુક અંશે ફ્યૂડલ સમાજ-વ્યવસ્થા ચાલુ છે અને એ ફ્યૂડલ જમીનદારોએ મહાયુદ્ધ દરમ્યાન અઢળક કમાણી કરીને માતબર બનેલા ઉદ્યોગપતિઓ સાથે ઐક્ય કરીને કેવળ સામ્ય-વાદીઓ જ નહિ પણ સામાન્ય રીતે મજૂરો, સામાજિક લોકશાહીવાદીઓ, લિબરલો (વિનીતો), શાંતિવાદીઓ તેમ જ યહૂદીઓની પણ કતલ કરી અને તેમના ઉપર ત્રાસ ગુજાર્યો. ત્યારથી માંડીને આજ સુધી હંગરીમાં પ્રત્યાઘાતી સરમુખત્યારશાહીનો અમલ ચાલુ છે. દેખાવ કરવાને માટે પાર્લમેન્ટનો તમાશો ચાલુ રાખવામાં આવ્યો છે પરંતુ ચૂંટણી ખુલ્લી રીતે થાય છે એટલે કે પાર્લમેન્ટના સભ્યો ચૂંટવા માટે મતો ખુલ્લી મતપેટીમાં જાહેર રીતે આપવાના હોય છે અને સરમુખત્યારશાહીને પસંદ હોય તેવા જ લોકો ચૂંટાવા પામે એની લશ્કર તથા પોલીસો તકેદારી રાખે છે. રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવા માટે જાહેર સભા ભરવા દેવામાં આવતી નથી.

આ પત્રમાં મેં મહાયુદ્ધ પછી મધ્ય યુરોપમાં બનેલા કેટલાક બનાવોનું તથા જેઓ મધ્ય યુરોપની સત્તાઓ તરીકે ઓળખાતી હતી તેમના ઉપર યુદ્ધ, પરાજય અને રશિયન ક્રાંતિની થવા પામેલી અસરોનું અવલોકન કર્યું છે. મહાયુદ્ધની થવા પામેલી અસાધારણ આર્થિક અસરો તથા તેમણે મૂડીવાદને તેની આજની દુર્દશામાં લાવી મૂક્યો તે વિષે હું અલગ પત્રમાં વાત કરીશ.

આ પત્રમાં હું ઉપર જણાવી ગયો તેનો સાર એ છે કે, મહાયુદ્ધ પછીનાં આ વરસો દરમ્યાન યુરોપમાં સામાજિક ક્રાંતિ થવાની તૈયારીમાં છે એમ લાગતું હતું. આ વસ્તુસ્થિતિ સોવિયેટ રશિયાને મદદરૂપ નીવડી કારણ કે પોતાને ત્યાંના મજૂરવર્ગ ઉપર એની બૂરી અસર થશે એ ડરથી કોઈ પણ મોટી સામ્રાજ્યવાદી સત્તા તેના ઉપર મન મૂકીને હુમલો કરી શકી નહિ. પરંતુ નાનાં નાનાં બંડો થયાં અને તેમને દાબી દેવામાં આવ્યાં તે બાદ કરતાં યુરોપમાં બીજે ક્યાંયે ક્રાંતિ થવા ન પામી. એવા પ્રકારની સામાજિક ક્રાંતિના સિદ્ધાંત ઉપર તેમના પક્ષનું આખું મંડાણ હતું તે છતાં પણ એ ક્રાંતિને ચગદી નાખવામાં તથા તેને આવતી ટાળવામાં સામાજિક લોકશાહીવાદીઓએ આગળ પડતો ભાગ ભજવ્યો. એમ જણાય છે કે, મૂડીવાદ એને મોતે જ મરશે એવી સામાજિક લોકશાહીવાદીઓની આશા અથવા માન્યતા હતી. આથી તેના ઉપર સખત પ્રહાર કરવાને બદલે થોડા વખત માટે તેને ટકાવી રાખવામાં તેમણે સહાય કરી. અથવા એમ પણ હોય કે, તેમના પક્ષનું પ્રચંડ અને અતિશય સમૃદ્ધ તંત્ર સારી પેઠે સુખવાસી બની ગયું હતું તથા વર્તમાન સમાજવ્યવસ્થામાં તે એટલું બધું ફસાઈ ગયું હતું કે સામાજિક ઊથલપાથલનું જોખમ તે ખેડી શકે એમ નહોતું. તેમણે મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો પ્રયાસ કર્યો. પરંતુ એમ કરવા જતાં તેમણે બાજી સાવ બગાડી મૂકી અને જે કંઈક પ્રાપ્ત કર્યું હતું તે પણ ખોયું. જર્મનીમાં બનેલા તાજેતરના બનાવોએ સ્પષ્ટપણે એ વસ્તુ પુરવાર કરી બતાવી છે.

મહાયુદ્ધ પછીનાં આ વરસો દરમ્યાન પ્રબળ બનતી ગયેલી બીજી એક વસ્તુ બળજબરી અથવા હિંસક ભાવનાનો ઉત્તરોત્તર થયેલો વિકાસ છે. એ એક અજબ જેવી વાત છે કે હિંદમાં જ્યારે અહિંસાના સિદ્ધાંતનો પ્રચાર થઈ રહ્યો હતો ત્યારે બાકીની લગભગ આખી દુનિયામાં નગ્ન અને હડહડતી હિંસા અમલમાં મુકાઈ રહી હતી તેમ જ તેનાં ગુણગાન પણ કરવામાં આવતાં હતાં. મુખ્યત્વે કરીને એ વસ્તુ મહાયુદ્ધને આભારી હતી અને એ પછી જુદા જુદા વર્ગોનાં ભિન્ન ભિન્ન હિતોની થવા પામેલી અથડામણો એને માટે જવાબદાર હતી. વર્ગીય હિતોની આ અથડામણો વધુ ને વધુ સ્પષ્ટ તથા ઉગ્ર બનતી ગઈ તેમ તેમ હિંસા વધતી ગઈ. ઉદારમતવાદ (લિબરેલિઝમ) લગભગ નષ્ટ થઈ ગયો અને ૧૯મી સદીના લોકશાસનના સિદ્ધાંતના ભાવ ઘટી ગયા. રંગભૂમિ ઉપર સરમુખત્યારોએ દેખા દીધી.

આ પત્રોમાં મેં પરાજિત રાજ્યો વિષે વાત કરી છે. વિજેતા રાજ્યોને પણ એવા જ પ્રકારની મુસીબતોનો સામનો કરવો પડ્યો હતો, જો કે મધ્ય યુરોપનાં જેવાં રમખાણો તથા બંડોમાંથી ઇંગ્લંડ તથા ફ્રાંસ બચી ગયાં. ઇટાલીમાં ભારે ઊથલપાથલ થઈ અને તેનાં અણુકલ્પ્યાં પરિણામો આવ્યાં પરંતુ એ વિષે અલગ બયાન કરવું ઘટે.

## ૧૭૨. જૂનાં દેવાં પતાવવાની નવી રીત

૧૫ જૂન, ૧૯૩૩

આમ, આપણને માલૂમ પડે છે કે, મહાયુદ્ધ પછી યુરોપ, અથવા કહો કે થોડેઘણે અંશે આખી દુનિયા ઊકળતી કઢાઈ જેવી બની ગઈ હતી. વર્સાઈની સંધિ તેમ જ બીજી સંધિઓથી પરિસ્થિતિમાં કશોયે સુધારો થવા પામ્યો નહિ. પોલેંડવાસીઓ, ચેક લોકો તથા બાલ્ટિક સમુદ્ર ઉપર વસતી પ્રજાઓને સ્વતંત્ર કરીને એ પ્રમાણે યુરોપનો નવો નકશો રચીને કેટલાક પુરાણા રાષ્ટ્રીય પ્રશ્નોનો ઉકેલ કરવામાં આવ્યો. પરંતુ ઑસ્ટ્રિયાનું ટીરોલ ઇટાલીને અને યુક્રેનનો થોડો ભાગ પોલૅન્ડને આપીને તથા પશ્ચિમ યુરોપમાં બીજી કેટલીક દુ:ખદ પ્રાદેશિક વહેંચણી કરીને એની સાથે સાથે જ નવા રાષ્ટ્રીય પ્રશ્નો પેદા કરવામાં આવ્યા. અતિશય બેહૂદી અને કઢે એવી વ્યવસ્થા પોલેંડની પટી ( પોલિશ કૉરિડોર ) અને ડાન્ઝિગની હતી. નાનાં નાનાં નવાં રાજ્યો ઊભાં કરીને મધ્ય તથા પૂર્વ યુરોપનું 'બાલ્કનીકરણ' કરવામાં આવ્યું. એને પરિણામે, સરહદો વધી, જકાતની દીવાલો વધી તથા પાશવી દ્વેષો વધ્યા.

૧૯૧૯ની સાલની આ સંધિઓ ઉપરાંત રુમાનિયાએ બેસારેબિયા પ્રદેશ પચાવી પાડ્યો. એ પ્રદેશ દક્ષિણ-પશ્ચિમ રશિયાનો એક ભાગ હતો. ત્યારથી માંડીને એ સોવિયેટ રશિયા અને રુમાનિયા વચ્ચે ઝઘડા અને વાદવિવાદનો વિષય થઈ પડ્યો છે. બેસારેબિયા 'નીપરનો આલ્સાસ-લોરેઇન' કહેવાવા લાગ્યો છે.

પ્રાદેશિક ફેરફારો કરતાંયે ઘણો મોટો પ્રશ્ન 'રિપેરેશન્સ' એટલે કે પરાજિત જર્મનીએ વિજયી રાષ્ટ્રોને યુદ્ધના ખરચ તથા નુકસાની પેટે આપવાની રકમનો હતો. વર્સાઈની સંધિમાં એની કોઈ ચોક્કસ રકમ નક્કી કરવામાં આવી નહોતી પરંતુ એ પછી થયેલી પરિષદોમાં યુદ્ધની નુકસાની પેટે જર્મનીએ ભરવાની ૬, ૬૦૦,૦૦૦, ૦૦૦ પાઉંડની જબરદસ્ત રકમ નક્કી કરવામાં આવી અને તે વાર્ષિક હપતાથી ભરવાની હતી. આવડી મોટી રકમ ભરપાઈ કરવાનું કોઈ પણ દેશ માટે અશકય હતું તો પછી હારેલા અને નાદાર થઈ ગયેલા જર્મનીની તો વાત જ શી કરવી? જર્મનીએ એની સામે વિરોધ ઉઠાવ્યો પરંતુ તે વ્યર્થ ગયો અને હવે કોઈ પણ ઉપાય બાકી રહ્યો નહોતો, એટલે યુનાઇટેડ સ્ટેટ્સ પાસે નાણાં ઉછીનાં લઈને જર્મનીએ બે ત્રણ હપતા ભર્યા. થોડો વખત વિતાવવા માટે તથા એ પ્રશ્નની ફરીથી વિચારણા કરાવવાની આશાથી તેણે એમ કર્યું. જર્મની, તેમ જ બીજા ઘણાખરા દેશો પણ સારી રીતે જાણતા હતા કે, પેઢીઓ સુધી એ જબરદસ્ત રકમ તે ભરી શકે એમ નથી.

થોડા જ વખતમાં જર્મનીનું આર્થિક તંત્ર છિન્નભિન્ન થઈ ગયું અને ત્યાંની સરકાર પાસે યુદ્ધની નુકસાની અંગે પરદેશોનું દેવું ભરપાઈ કરવા માટે કે તેની આંતરિક જવાબદારી અદા કરવા માટે પૂરતાં નાણાં રહ્યાં નહિ. બીજા દેશોને દેવા પેટે આપવાની રકમ સોનાથી ભરપાઈ કરવાની હતી. મુકરર કરેલી તારીખોએ આ રકમોની ભરપાઈ કરવામાં ન આવી એટલે વાયદો ખોટો પડ્યો. જર્મનીની અંદર તો સરકાર ચલણી નોટો દ્વારા પોતાનો વ્યવહાર ચલાવી શકતી હતી અને તેથી વધુ ને વધુ કાગળની નોટો છાપવાની યુક્તિ તેણે અખત્યાર કરી. પરંતુ કાગળની નોટો છાપ્યે જવાથી કંઈ નાણાં પેદા થતાં નથી; એથી તો શાખ પેદા થાય છે ખરી. લોકો જાણે છે કે, જ્યારે તેઓ ઇચ્છે ત્યારે તેને સોના કે રૂપામાં ફેરવાવી શકે છે એટલા માટે કાગળની નોટો તેઓ વાપરે છે. એ નોટોનું મૂલ્ય ટકાવી રાખવાને બેંકોમાં અમુક પ્રમાણમાં સોનું હમેશાં રાખી મૂકવામાં આવે છે. કાગળનું નાણું એ રીતે એક અતિશય ઉપયોગી કાર્ય કરે છે, કેમ કે તે સોના તથા રૂપાના મોટા જથાને રોજેરોજના વપરાશમાંથી બચાવે છે અને શાખ વધારે છે. પણ જો કોઈ સરકાર કાગળ નાણું છાપીને કોઈ પણ મર્યાદા વિના કે બેંકમાં કેટલું સોનું પડ્યું છે તેની પરવા રાખ્યા વિના એ નોટોને આંખ મીંચીને બહાર પાડ્યે જ જાય તો એ નાણાંનું મૂલ્ય અચૂક ઘટવાનું જ. એ નોટો જેટલી વધારે છપાય અને ચલણમાં આવે તેટલું તેનું મૂલ્ય ઘટવા પામે અને તે પોતાનું શાખનું કાર્ય એટલા પ્રમાણમાં ઓછું બજાવી શકે. આ વસ્તુસ્થિતિને 'ઇન્ફ્લેશન' એટલે કે ચલણી નાણાંની કૃત્રિમ વૃદ્ધિ અથવા ફુલાવો કહેવામાં આવે છે. ૧૯૨૨ અને ૧૯૨૩ની સાલમાં જર્મનીમાં એ જ વસ્તુ બનવા પામી હતી. ખરચ કરવા માટે જેમ જેમ તેને વધુ નાણાંની જરૂર પડતી ગઈ તેમ તેમ જર્મન સરકાર વધુ ને વધુ નોટો છાપતી ગઈ. એથી કરીને બીજી બધી વસ્તુઓની કિંમત વધી ગઈ પરંતુ પાઉન્ડ, ડૉલર કે ફ્રેંકની સરખામણીમાં જર્મન માર્કની કિંમત ઘટી ગઈ. આથી સરકારને માર્કની નોટ વળી વધારે છાપવી પડી અને પરિણામે માર્કની કિંમત વળી વધારે ઘટી. એ વસ્તુસ્થિતિ એટલી બધી મર્યાદાની બહાર ગઈ કે, એક ડૉલર અથવા પાઉંડની કિંમત કાગળના અબજો માર્ક થઈ ગઈ. કાગળ ઉપર ચોડવાની પોસ્ટની ટિકિટની કિંમત કાગળના દશ લાખ માર્ક જેટલી થઈ ગઈ! બીજી બધી વસ્તુઓની કિંમત પણ એ જ પ્રમાણમાં વધી ગઈ અને તે નિરંતર બદલાતી રહી.

આ માર્કની નોટોનો ફુલાવો અથવા ચલણી નાણાંની કૃત્રિમ વૃદ્ધિ તથા માર્કના મૂલ્યનો અસાધારણ ઘટાડો જર્મનીમાં આપમેળે થવા પામ્યો નહોતો. પોતાની આર્થિક સંકડામણમાંથી નીકળી જવામાં મદદરૂપ નીવડે એટલા ખાતર જર્મન સરકારે એ સ્થિતિ ઇરાદાપૂર્વક પેદા કરી હતી અને ઘણે

અંશે તેણે તેની એ મુરાદ પાર પાડી પણ ખરી. કેમ કે, સરકાર, મ્યુનિસિપાલિટીઓ તથા બીજા દેવાદારોએ જર્મનીમાંનું પોતાનું સઘળું આંતરિક દેવું કશીયે કિંમત વિનાના કાગળના માર્ક વડે સહેલાઈથી ભરપાઈ કરી દીધું. બેશક, પરદેશોમાંનું તેમનું દેવું તેઓ એ રીતે ભરપાઈ ન કરી શક્યા કેમ કે ત્યાં આગળ કોઈ પણ તેમનું કાગળનું નાણું સ્વીકારે એમ નહોતું. જર્મનીમાં તો કાયદા દ્વારા તેમણે તેનો સ્વીકાર કરાવ્યો. આ રીતે સરકાર તથા પ્રત્યેક દેવાદાર દેવાના દુઃખદાયી બોજામાંથી છૂટ્યો. પરંતુ ભારે વિટંબણા વેઠીને તેમણે એ કર્યું. ચલણી નાણાના ફુલાવાના આ કાળ દરમ્યાન સૌ કોઈને ભારે વિટંબણા વેઠવી પડી. પરંતુ તેમાં મધ્યમવર્ગને સૌથી વધારે સોસવું પડ્યું કેમ કે એ વર્ગના ઘણાખરા લોકોને નિશ્ચિત પગાર મળતો હતો અથવા તો એવી બીજી નિશ્ચિત આવક થતી હતી. અલબત, માર્કની કિંમત ઘટતાં તેમના પગારમાં વધારો થયો એ ખરું પરંતુ માર્કની કિંમત ઓસરતી ગઈ તેટલા પ્રમાણમાં એમાં વધારો ન થયો. ચલણી નાણાંની આ કૃત્રિમ વૃદ્ધિથી અથવા તેના ફુલાવાથી નીચલા થરના મધ્યમ વર્ગનું તો લગભગ સત્યાનાશ વળી ગયું અને એ પછીનાં વરસોમાં જર્મનીમાં જે અસાધારણ બનાવો બન્યા તેનું અવલોકન કરતી વખતે આપણે એ હકીકત યાદ રાખવી જોઈએ. કેમ કે વર્ગચ્યુત થયેલા આ અસંતુષ્ટ મધ્યમ વર્ગના લોકોનું ક્રાંતિની સંભાવનાથી ભરેલું એક બળવાન સૈન્ય બની ગયું. મુખ્ય મુખ્ય પક્ષોની આસપાસ ઊભાં થતાં જતાં ખાનગી સૈન્યોમાં એ લોકો ધીમે ધીમે ભળવા લાગ્યા અને તેમનામાંના મોટા ભાગના લોકો નવા ઊભા થયેલા હિટલરના રાષ્ટ્રીય સમાજવાદી અથવા તો નાઝી પક્ષમાં ભળ્યા.

જૂનો માર્ક કોઈ પણ હેતુ પાર પાડવા માટે નકામો બની ગયો ત્યારે તેને રદ કરવામાં આવ્યો અને 'રેન્ટેન માર્ક' નામની નવી નોટોનું ચલણ શરૂ કરવામાં આવ્યું. ચલણની કૃત્રિમ વૃદ્ધિ એમાં નહોતી અને તેનું મૂલ્ય તેટલી કિંમતના સોના જેટલું હતું. આમ, નીચલા થરના મધ્યમ વર્ગનું કાસળ કાઢ્યા પછી જર્મનીએ ફરી પાછું પોતાનું ચલણી નાણું સ્થિર કર્યું.

જર્મનીની આર્થિક મુશ્કેલીઓને કારણે મહત્ત્વનાં આંતરરાષ્ટ્રીય પરિણામો આવ્યાં. મિત્રરાજ્યોને નુકસાની પેટે ભરવાની રકમનો વાયદો જર્મની ચૂકી ગયું હતું. નુકસાની પેટે વસૂલ લેવાની એ લેણી રકમ મિત્રરાજ્યોએ વહેંચી લીધી હતી અને તેમાં સૌથી મોટો હિસ્સો ફ્રાન્સને ભાગ જતો હતો. રશિયા તેમાંથી કશો ભાગ લેતું ન હતું; વાસ્તવમાં તેણે પોતાના બધા દાવાઓ જતા કર્યા હતા. જર્મની પોતાનો વાયદો અદા ન કરી શક્યું એટલે ફ્રાંસ તથા બેલ્જિયમે લશ્કર મોકલીને જર્મનીના રૂર પ્રદેશનો કબજો લીધો. વર્સાઈની સંધિ પ્રમાણે રાઈનનો પ્રદેશ તો મિત્રરાજ્યોના કબજા નીચે હતો જ.

૧૯૨૩ના જાન્યુઆરી માસમાં ફ્રાંસ તથા બેલ્જિયમે તે ઉપરાંત એ પ્રદેશનો કબજો લીધો. (એ કાર્યમાં ઇંગ્લંડે સામેલ થવાની ના પાડી હતી.) આ રૂર પ્રદેશ રાઇનના પ્રદેશની અડોઅડ આવેલો છે અને ત્યાં આગળ કોલસાની સમૃદ્ધ ખાણો તથા મોટાં મોટાં કારખાનાંઓ છે. ત્યાં આગળ પેદા થતો કોલસો તથા બીજો માલ હાથ કરીને ફ્રેંચ લોકો પોતાનું લેણું વસૂલ કરવા માગતા હતા. પરંતુ ત્યાં આગળ એક મુશ્કેલી ઊભી થઈ. જર્મન સરકારે શાંત અથવા બેઠા પ્રતિકાર દ્વારા ફ્રેંચ કબજાનો સામનો કરવાનો નિર્ણય કર્યો અને તેણે રૂરની ખાણોના માલિકો તથા મજૂરોને બધું કામકાજ બંધ કરી દેવાની તેમ જ બીજી કોઈ પણ રીતે ફ્રેંચોને મદદ ન કરવાની હાકલ કરી. વળી આ ઉપરાંત તેમને ખોટ જાય તેના બદલામાં તેણે આ ખાણોના માલિકો તથા બીજા ઉદ્યોગપતિઓને લાખો માર્ક મદદરૂપે આપ્યા. નવ કે દશ માસ પછી — ફ્રેંચો તેમ જ જર્મનોને એ દરમ્યાન ભારે ખરચમાં ઊતરવું પડ્યું હતું — જર્મન સરકારે શાંત અથવા બેઠો પ્રતિકાર છોડી દીધો અને તે પ્રદેશની ખાણો તથા કારખાનાંઓ ચલાવવામાં તેણે ફ્રેંચોને મદદ કરવા માંડી. ૧૯૨૫ની સાલમાં ફ્રેંચો તથા બેલ્જિયનો રૂરનો પ્રદેશ છોડી ગયા.

રૂરમાંનો જર્મનોનો શાંત અથવા બેઠો પ્રતિકાર તો તૂટી પડ્યો, પરંતુ તેણે એટલું તો દર્શાવી આપ્યું કે નુકસાનીની રકમના પ્રશ્નનો ફરીથી વિચાર થવો જોઈએ તેમ જ લેણું વસૂલ કરવાની વાજબી રકમો નક્કી કરવી જોઈએ. આથી ઉપરાછાપરી એક પછી એક પરિષદો અને કમિશનો મળવા લાગ્યાં અને એક પછી એક નવી નવી યોજનાઓ તૈયાર કરવામાં આવી. ૧૯૨૪ની સાલમાં ડૉસ યોજના થઈ, પાંચ વરસ પછી ૧૯૨૯ની સાલમાં યંગ યોજના થઈ અને ૧૯૩૨ની સાલમાં તો લાગતાવળગતા બધા જ લેણદારોએ, માની લીધું કે હવે વધુ યુદ્ધ-નુકસાની વસૂલ થઈ શકે એમ નથી અને એનો ખ્યાલ સદંતર છોડી દેવામાં આવ્યો.

૧૯૨૪ની સાલ પછીનાં થોડાં વરસો સુધી જર્મનીએ નુકસાની પેટેની રકમ નિયમિત રીતે ભરી. પરંતુ તેની પાસે નાણાં નહોતાં તેમ જ તે સધ્ધર નહોતું તે સ્થિતિમાં જર્મનીએ એ રકમ કેવી રીતે ભરી? યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી નાણાં ઉછીનાં લઈને જ તેણે એમ કર્યું. ઇંગ્લંડ, ફ્રાંસ, ઇટાલી વગેરે મિત્રરાજ્યો અમેરિકાનાં દેવાદાર હતાં; યુદ્ધ દરમ્યાન તેમણે એ નાણાં યુનાઇટેડ સ્ટેટ્સ પાસેથી ઉછીનાં લીધાં હતાં. જર્મની મિત્રરાજ્યોનું દેણદાર હતું કેમ કે તેને તેમને નુકસાની પેટે નાણાં ભરપાઈ કરવાનાં હતાં. આથી અમેરિકાએ જર્મનીને નાણાં ધીર્યાં. એ નાણાં તેણે મિત્રરાજ્યોને નુકસાની પેટે ભર્યાં અને પછી મિત્રરાજ્યોએ એ જ નાણાં યુનાઇટેડ સ્ટેટ્સને પોતાના દેવા પેટે આપ્યાં. એ બહુ મજાની વ્યવસ્થા હતી અને સૌ એનાથી સંતોષ પામ્યા હોય એમ

જણાતું હતું ! લેણું વસૂલ કરવાનો એ સિવાય બીજો ઉપાય જ નહોતો. પરંતુ લેણુ–દેણુના એ આખા વહેવારનો આધાર એક જ વસ્તુ ઉપર હતો અને તે એ કે અમેરિકા જર્મનીને નાણાં ધીરવાનું હમેશાં ચાલુ રાખે. તે જો એમ કરતું બંધ થાય તો આખી વ્યવસ્થા તૂટી પડે.

પરંતુ આ લેણદેણમાં રોકડ નાણાંની આપલે કરવામાં નહોતી આવતી; એ તો કાગળ ઉપર જમા-ઉધાર કરવાની જ રમત હતી. અમેરિકાએ અમુક રકમ જર્મનીને ધીરી, જર્મનીએ તેનો હવાલો મિત્રરાજ્યોને આપ્યો અને મિત્રરાજ્યોએ તેનો હવાલો પાછો અમેરિકાને આપ્યો. વસ્તુત: નાણાંની લેવડદેવડ તો થઈ જ નહિ, માત્ર હિસાબના ચોપડાઓમાં એના હવાલા જ નંખાયા. જેઓ આગલા દેવાનું વ્યાજ સરખું પણ ન ભરી શકે એટલા બધા ગરીબ થઈ ગયા હતા તેવા દેશોને અમેરિકા નાણાં ધીરતું કેમ ગયું ? જેમ તેમ કરીને પણ તેમનો વ્યવહાર ચાલુ રાખવામાં મદદ કરવાને અર્થે તથા તેમને નાદાર બની જતા અટકાવવાને અમેરિકાએ એમ કર્યું; કેમ કે યુરોપની આર્થિક વ્યવસ્થા પડી ભાગશે એવો અમેરિકાને ડર લાગતો હતો, અને એમ થાય તો એનાં બીજાં માઠાં પરિણામોની વાત તો બાજુએ રહી પણ અમેરિકાનું યુરોપ પાસેનું બધું લેણું ડૂબે એમ હતું. એથી કરીને, એક સમજુ શાહુકારની પેઠે અમેરિકાએ પોતાના દેણદારોનો જીવનવ્યવહાર ટકાવી રાખ્યો. પરંતુ થોડાં વરસો પછી અમેરિકા નિરંતર ધીરતા જવાની આ નીતિથી થાક્યું અને તેણે તે બંધ કરી દીધી. તરત જ નુકસાની પેટે આપવાની રકમોની તથા દેવાની આખી ઇમારત કડાકાની સાથે તૂટી પડી, વાયદા પતાવાતા બંધ થયા અને યુરોપ તથા અમેરિકાનાં બધાં રાષ્ટ્રો ઊંડી ખાઈમાં જઈ પડ્યાં.

યુદ્ધ-નુકસાનીની રકમોનો પ્રશ્ન યુદ્ધ પછીનાં બાર ચૌદ વરસ સુધી યુરોપ ઉપર એક કારમી છાયાની પેઠે ઝઝૂમી રહ્યો હતો. એની સાથે સાથે જ યુદ્ધને અંગેના દેવાનો, એટલે કે, જર્મની સિવાયના દેશોના દેવાનો પ્રશ્ન પણ હજી ઊભો હતો. મહાયુદ્ધ અંગેના પત્રમાં મેં તને કહ્યું હતું તેમ શરૂઆતમાં ઇંગ્લંડ તથા ફ્રાંસ યુદ્ધનો ખરચ પૂરો પાડતાં હતાં તથા તેમનાં નાનાં મિત્રરાજ્યોને તેઓ નાણાં ધીરતાં હતાં. પછીથી ફ્રાંસનાં સાધનો ખલાસ થઈ ગયાં અને તેની નાણાં ધીરવાની શક્તિ રહી નહિ. પરંતુ ઇંગ્લંડે હજી થોડા વખત સુધી નાણાં ધીરવાનું ચાલુ રાખ્યું. પછીથી ઇંગ્લંડની આર્થિક વ્યવસ્થા પણ તૂટી પડી અને તે નાણાં ધીરી શક્યું નહિ. હવે માત્ર યુનાઇટેડ સ્ટેટ્સ નાણાં ધીરી શકે એમ હતું અને તેણે ઇંગ્લંડ, ફ્રાંસ તથા બીજાં મિત્રરાજ્યોને ઉદાર હાથે નાણાં ધીર્યાં અને એ રીતે તેણે પોતે પણ લાભ ઉઠાવ્યો. આમ યુદ્ધ પૂરું થયા પછી થોડાક દેશો ફ્રાંસના દેવાદાર હતા, એથી વધારે દેશો ઇંગ્લંડના દેવાદાર હતા તેમ જ બધાંયે મિત્રરાજ્યોને અમેરિકાનું મોટી રકમનું દેવું હતું. માત્ર

અમેરિકા જ એક એવો દેશ હતો કે જેને બીજા કોઈ પણ દેશનું દેવું નહોતું. તે વખતે તે મોટું લેણદાર રાષ્ટ્ર હતું. તેણે ઇંગ્લંડનું પુરાણું સ્થાન પ્રાપ્ત કર્યું અને તે આખી દુનિયાનું શરાફ બન્યું. થોડા આંકડાઓ કદાચ આ વસ્તુ વધારે સ્પષ્ટતાથી બતાવશે. મહાયુદ્ધ પહેલાં અમેરિકા દેવાદાર દેશ હતો અને તેને બીજા દેશોનું ત્રણસો કરોડ પાઉંડનું દેવું હતું. પરંતુ યુદ્ધ પૂરું થતા સુધીમાં આ દેવું ભરી દેવામાં આવ્યું અને ઉપરાંત અમેરિકાએ જબરદસ્ત રકમો બીજા દેશોને ધીરી. ૧૯૨૬ની સાલમાં અમેરિકા લેણદાર રાષ્ટ્ર હતું અને બીજાં રાષ્ટ્રો પાસે પચીસસો કરોડ ડૉલરનું તેનું લેણું હતું.

ઇંગ્લંડ, ફ્રાંસ અને ઇટાલી વગેરે દેવાદાર દેશો ઉપર યુદ્ધના આ દેવાનો જબરદસ્ત બોજો હતો કેમ કે એ બધાં સરકારી દેવાં હતાં અને તેને માટે તે તે દેશની સરકાર જવાબદાર હતી. તેમણે અમેરિકા પાસે ખાસ પ્રકારની અનુકૂળ શરતો મેળવવા પ્રયત્ન કર્યો અને એ રીતે તેમને થોડી છૂટછાટો મળી પણ ખરી. પરંતુ એમ છતાંયે એ દેવાંઓનો બોજો તો ચાલુ જ રહ્યો. જ્યાં સુધી જર્મનીએ યુદ્ધની નુકસાની પેટેની રકમ (ખરી રીતે તો એ અમેરિકાએ ધીરેલી રકમ જ હતી.) ભરવાનું ચાલુ રાખ્યું ત્યાં સુધી દેવાદાર દેશોએ એ જ રકમ અમેરિકાને દેવા પેટે પાછી વાળી. પરંતુ નુકસાની પેટેની રકમ અનિયમિત રીતે આવવા લાગી અથવા આવતી બંધ થઈ ગઈ ત્યારે મિત્રરાજ્યોને અમેરિકાનું દેવું ચૂકવવાનું મુશ્કેલ બની ગયું. યુરોપના દેવાદાર દેશોએ યુદ્ધની નુકસાનીની રકમ તેમ જ યુદ્ધ અંગેના દેવાને જોડી દેવાનો પ્રયાસ કર્યો. તેમણે કહ્યું કે એ બંનેનો એક સાથે વિચાર થવો જોઈએ અને જો એક બંધ થાય તો બીજું આપોઆપ બંધ થઈ જવું જોઈએ. પરંતુ અમેરિકાએ એ બંનેને જોડી દેવાની સાફ ના પાડી. અમેરિકાએ જણાવ્યું કે તેણે નાણાં ધીર્યાં છે અને તે તેને પાછાં મળવાં જોઈએ છે. જર્મની પાસેથી યુદ્ધની નુકસાનીની રકમ મળે કે ન મળે તેની સાથે એને સંબંધ નથી; એ પ્રશ્નની ભૂમિકા સાવ જુદી જ છે. અમેરિકાના આવા વલણ સામે યુરોપમાં ભારે રોષ ફાટી નીકળ્યો અને તેને અનેક કડવી વાતો સુણાવવામાં આવી. તેને વિષે કહેવાવા લાગ્યું કે, તે શાયલૉક છે અને દેણદાર મરે કે જીવે તેની પરવા કર્યા વિના તેને તો કરેલી શરત મુજબ શેર માંસ જોઈએ છે. ખાસ કરીને ફ્રાંસમાં એમ કહેવાવા લાગ્યું કે, અમેરિકા પાસે ઉછીનાં લેવામાં આવેલાં નાણાં એક સહિયારા કાર્યમાં એટલે કે યુદ્ધ લડવામાં વપરાયાં હતાં અને તેથી સામાન્ય પ્રકારના દેવાની પેઠે એનો વિચાર થવો ન ઘટે. આ બાજુ, અમેરિકા મહાયુદ્ધ પછીની યુરોપની હરીફાઈઓ અને કાવાદાવાઓથી કંટાળી ગયું. તેણે જોયું કે, ઇંગ્લંડ, ફ્રાંસ તથા ઇટાલી તેમનાં લશ્કરો તથા નૌકાસૈન્યને અંગે હજીયે મોટી મોટી રકમો ખરચી રહ્યાં છે. એટલું જ નહિ પણ શસ્ત્રસજ્જ થવા માટે બીજા કેટલાક નાના દેશોને તેઓ

નાણું ધીરે પણ છે. યુરોપના એ દેશો પાસે શસ્ત્રસરંજામ માટે ખરચવાનાં આટલાં બધાં નાણાં હતાં તો પછી અમેરિકાવાસીઓ તેમને દેવામાંથી શાને મુક્ત કરે? જો તેઓ એમ કરે તો એ નાણાં પણ તેઓ શસ્ત્રસરંજામ માટે ખરચવાના. અમેરિકાએ આવી દલીલ કરી અને તે પોતાના લેણાના દાવાને વળગી રહ્યું.

યુદ્ધની નુકસાનીની રકમની પેઠે જ યુદ્ધને અંગેનું દેવું કોઈ પણ રીતે પતાવવાનું કાર્ય પણ એટલું જ મુશ્કેલ હતું. આંતરરાષ્ટ્રીય દેવું સોનું કે માલ આપીને, અથવા તો માલની લાવલઈજા કરીને, અથવા વહાણવટું કે એવી બીજી કામગીરી દ્વારા પતાવી શકાય. એ જબરદસ્ત રકમો સોનાથી પતાવવી મુશ્કેલ હતી; એટલું સોનું મળી શકે એમ હતું જ નહિ. અને માલ આપીને કે કામગીરી દ્વારા યુદ્ધની નુકસાની ભરપાઈ કરવાનું કે દેવું પતાવવાનું પણ લગભગ અશક્ય હતું. કેમકે અમેરિકા તથા યુરોપના દેશોએ જકાતની જબરી દીવાલો ઊભી કરી હતી અને તેને લીધે પરદેશી માલ દેશમાં આવતો બંધ થઈ ગયો હતો. એથી કરીને ઉકેલ નીકળી ન શકે એવી અશક્ય પરિસ્થિતિ પેદા થઈ અને ખરી મુશ્કેલી એ જ હતી. અને આમ છતાંયે, કોઈ પણ દેશ જકાતની દીવાલ નીચી કરવા કે તેની લેણી રકમ પેટે માલનો સ્વીકાર કરવા તૈયાર નહોતો કારણ કે એથી કરીને પોતાના હુન્નરઉદ્યોગોને નુકસાન થતું હતું. એ એક અજબ પ્રકારની અને જેનો ઉકેલ કરી ન શકાય એવી વિષમ પરિસ્થિતિ હતી.

અમેરિકાનું માત્ર યુરોપ પાસે જ લેણું નહોતું. અમેરિકાના શરાફો તેમ જ વેપારીઓએ કેનેડા તથા લૅટિન અમેરિકા (એટલે કે દક્ષિણ અને મધ્ય અમેરિકા તથા મેક્સિકો)માં મોટી મોટી રકમો રોકી હતી. મહાયુદ્ધ દરમ્યાન આ લૅટિન અમેરિકાના દેશો ઉપર આધુનિક ઉદ્યોગો અને યંત્રોના સામર્થ્યની ભારે છાપ પડી. આથી પોતપોતાના દેશનો ઔદ્યોગિક વિકાસ કરવામાં તેમણે પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું અને યુનાઇટેડ સ્ટેટ્સમાં અઢળક નાણું પડેલું જ હતું. એટલે ઉત્તરમાંથી ત્યાં આગળ નાણાંનો ધોધ વહેવા લાગ્યો. એ દેશોએ એટલા મોટા પ્રમાણમાં દેવું કર્યું કે તેનું વ્યાજ પણ તેઓ ભાગ્યે જ પતાવી શકે એમ હતું. સર્વત્ર સરમુખત્યારો ઊભા થયા અને જેમ અમેરિકા જર્મનીને નાણાં ધીરતું રહ્યું ત્યાં સુધી યુરોપમાં ઠીક ચાલ્યું, તે જ પ્રમાણે અમેરિકા લૅટિન અમેરિકાને પણ નાણાં ધીરતું રહ્યું ત્યાં સુધી તેનો વ્યવહાર પણ ઠીક રીતે ચાલ્યો. પરંતુ લૅટિન અમેરિકાને નાણાંનું ધીરાણ બંધ થયું એટલે યુરોપની પેઠે ત્યાંની આર્થિક વ્યવસ્થા પણ કડાકાની સાથે તૂટી પડી.

લૅટિન અમેરિકામાં અમેરિકાએ કરેલા રોકાણનો તથા તે કેટલી બધી ત્વરાથી વધ્યું હતું તેનો ખ્યાલ આપવા માટે હું તને બે આંકડા જણાવીશ.

૧૯૨૬ની સાલમાં એ રોકાણ સવા ચારસો કરોડ ડૉલરનું હતું. ત્રણ વરસ પછી ૧૯૨૯ની સાલમાં તે વધીને સાડા પાંચસો કરોડ ડૉલર કરતાં પણ વિશેષ થઈ ગયું.

આમ અમેરિકા યુદ્ધ પછીનાં આ વરસોમાં સમગ્ર દુનિયાનું શરાફ બન્યું હતું એમાં લેશ પણ શંકા નથી. તે ધનવાન હતું, સંપન્ન હતું અને ધન દોલતની ત્યાં છોળ ઊડતી હતી. આખી દુનિયા ઉપર તેનું પ્રભુત્વ હતું. અને અમેરિકાવાસીઓ યુરોપ અને વિશેષે કરીને એશિયા તરફ તિરસ્કારની દૃષ્ટિથી નિહાળતા હતા અને તેમને ઘડપણને કારણે સમજ ગુમાવી બેઠેલા તકરારી ખડૂસ તરીકે લેખતા હતા. ૧૯૨૦થી ૩૦નાં વરસોમાં એટલે કે અમેરિકાની સમૃદ્ધિની પરાકાષ્ઠાના સમયમાં તેની સંપત્તિનો ખ્યાલ કરવા પ્રયત્ન કરીએ. ૧૯૧૨થી ૧૯૨૭ની સાલ સુધીનાં પંદર વરસોમાં અમેરિકાની કુલ રાષ્ટ્રીય દોલત ૧૮૭,૨૩૯,૦૦૦ ડૉલરથી વધીને ૪૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ ડૉલર થઈ હતી. ૧૯૨૭ની સાલમાં તેની વસતી લગભગ ૧૧ કરોડ સિત્તેર લાખની હતી અને તેની માથાદીઠ દોલત ૩૪૨૮ ડૉલરની હતી. તેની આવક એટલી બધી ઝડપથી વધતી ગઈ કે દર વરસે આ આંકડાઓ બદલાતા જતા હતા. આગળના એક પત્રમાં હિંદ તથા અન્ય દેશોની માથાદીઠ આવકની સરખામણી કરતી વખતે અમેરિકાનો આંકડો મેં ઘણો ઓછો આપ્યો છે. પરંતુ ત્યાં આગળ વાર્ષિક આવકની સરખામણી કરી હતી, વ્યક્તિગત દોલતની નહિ. વળી ઘણું કરીને એ આંકડો પહેલાંના વરસનો હતો. ઉપર ટાંકવામાં આવેલો ૧૯૨૭ની સાલનો આંકડો અમેરિકાના પ્રમુખ કુલીજે ૧૯૨૬ના નવેમ્બર માસમાં કરેલા નિવેદનને આધારે આપવામાં આવ્યો છે.

કેટલાક બીજા આંકડાઓ જાણીને પણ તને રમૂજ પડશે. એ બધા ૧૯૨૭ની સાલના આંકડાઓ છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં કુટુંબોની સંખ્યા ૨૭,૦૦૦,૦૦૦ હતી. તેમની પાસે વીજળીની બત્તીવાળાં ૧૫,૯૨૩,૦૦૦ માલકીનાં ઘરો હતાં, અને ૧૭,૭૮૦,૦૦૦ ટેલિફોનો વપરાતા હતા. ત્યાં આગળ ૧૯,૨૩૭,૧૭૧ મોટરો વપરાતી હતી અને એ સંખ્યા દુનિયાભરની કુલ મોટરોના ૮૧ ટકા જેટલી છે. અમેરિકા દુનિયાની મોટર ગાડીની ૮૭ ટકા જેટલી મોટરો ઉત્પન્ન કરતું હતું તેમ જ તે દુનિયાની કુલ ઉત્પત્તિના ૭૧ ટકા જેટલું પેટ્રોલ તથા દુનિયાની કુલ ઉત્પત્તિના ૪૩ ટકા જેટલો કોલસો ઉત્પન્ન કરતું હતું. અને આમ છતાં અમેરિકાની વસતી દુનિયાની કુલ વસતીના ૬ ટકા જેટલી હતી. આમ, પ્રજાનું સામાન્ય જીવનનું ધોરણ એકંદરે ઘણું જ ઊંચું થયું હતું પણ થવું જોઈતું હતું તેટલું તે ઊંચું ન થઈ શક્યું. કેમ કે સંપત્તિ થોડાક હજાર કરોડાધિપો અને અબજપતિઓના હાથમાં કેન્દ્રિત થઈ ગઈ હતી. આ 'મોટી મોટી વેપારી પેઢીઓ' દેશ ઉપર રાજ્ય કરતી હતી. તે પ્રમુખ પસંદ કરતી, કાયદા બનાવતી

તેમ જ ઘણી વાર તે કાયદાનો ભંગ પણ કરતી. આ ' મોટી મોટી વેપારી પેઢીઓ 'માં ભારે સડો વ્યાપેલો હતો. પરંતુ જ્યાં સુધી સાર્વત્રિક આબાદી પ્રવર્તતી હતી ત્યાં સુધી અમેરિકન પ્રજાને તેની પરવા નહોતી.

હિંદુસ્તાન તથા ચીન જેવા બિનઔદ્યોગિક અને પછાત દેશોને મુકાબલે આધુનિક ઔદ્યોગિક સુધારો એક દેશને કેટલી હદ સુધી ઊંચે લઈ જઈ શકે છે તે બતાવવાને તેમ જ એ પછીનાં વરસોમાં આવેલી આર્થિક કટોકટી અને અનાવસ્થા — જેને વિષે હું હવે પછી તને કહેવાનો છું તેની — સાથે એની તુલના કરવાને માટે ૧૯૨૦થી ૩૦નાં વરસો દરમ્યાનની અમેરિકાની આ સમૃદ્ધિના આંકડા તને કહ્યા છે.

આ આર્થિક કટોકટી થોડાં વરસો પછી આવવાની હતી. એશિયા અને યુરોપ જે મુસીબતો અને વિટંબણાઓ ભોગવી રહ્યા હતા તેમાંથી અમેરિકા છેક ૧૯૨૯ની સાલ સુધી બચી ગયેલું લાગતું હતું. પરાજિત દેશોની સ્થિતિ તો અતિશય ખરાબ થઈ ગઈ હતી. જર્મનીની વિટંબણાઓ વિષે હું તને થોડું કહી ગયો છું. મધ્ય યુરોપના ઘણાખરા દેશો, અને ખાસ કરીને ઑસ્ટ્રિયાના અતિશય બૂરા હાલ થયા હતા. ઑસ્ટ્રિયા તેમ જ પોલૅંડને પણ ચલણી નાણાંના ફુલાવાની આપત્તિ વેઠવી પડી હતી અને એ બંને દેશોને પોતાની ચલણપદ્ધતિમાં ફેરફાર કરવો પડ્યો હતો.

પરંતુ કેવળ પરાજિત દેશો જ આ આપત્તિના ભોગ બન્યા હતા એવું નથી. વિજેતા દેશો પણ ધીમે ધીમે એમાં સપડાયા. દેવાદાર હોવું એ ખરાબ છે એ તો જાણીતી વાત છે. પરંતુ હવે એક નવી જ અને અજબ જેવી પ્રતીતિ થઈ અને તે એ કે લેણદાર હોવું એ પણ એટલું સારું નથી! કેમ કે, જેમને જર્મની પાસે નુકસાની લેવાની હતી તે વિજેતા દેશો, એ નુકસાનીની રકમો લેવાની હોવાને કારણે ભારે મુશ્કેલીમાં આવી પડ્યા અને એ વસૂલ કરવા જતાં તેઓ વળી વધારે મુસીબતમાં આવી પડ્યા. એ વિષે હું તને હવે પછીના પત્રમાં કહીશ.

# ૧૭૩. નાણાંનો વિચિત્ર વ્યવહાર

૧૯ જૂન, ૧૯૩૩

નાણાંનો વિચિત્ર વ્યવહાર એ મહાયુદ્ધ પછીના જમાનાની એક અસાધારણ વિશિષ્ટતા છે. મહાયુદ્ધ પહેલાં દરેક દેશમાં નાણાંનું વત્તેઓછે અંશે નિશ્ચિત મૂલ્ય હતું. દરેક દેશમાં પોતાનું ચલણ હતું. દાખલા તરીકે હિંદમાં રૂપિયો, અમેરિકામાં ડૉલર, ફ્રાંસમાં ફ્રાંક, જર્મનીમાં માર્ક, રશિયામાં રુબલ, ઇટાલીમાં લીરા વગેરે. અને આ જુદાં જુદાં ચલણો વચ્ચે પરસ્પર લેવડદેવડ અંગેનો દર સ્થિર હતો. જેને આંતરરાષ્ટ્રીય સોનાનું ચલણ કહેવામાં આવે છે તેને ધોરણે એ બધાં ચલણો એકબીજા સાથે સંકળાયેલાં હતાં. એટલે કે દરેક ચલણનું સોનાને ધોરણે ચોક્કસ મૂલ્ય હતું. દરેક દેશના આંતરિક વ્યવહાર માટે તે દેશનું ચલણ પૂરતું ગણાતું હતું પણ પરદેશો સાથેના વ્યવહાર માટે તે પૂરતું ગણાતું નહોતું. સોનું એ બે ભિન્ન ચલણોને જોડનાર કડીરૂપે હતું અને આંતરરાષ્ટ્રીય લેવડદેવડ અથવા હિસાબોની પતાવટ આમ સોનાથી કરવામાં આવતી. એ બધાં ચલણોનું સોનાને ધોરણે નિશ્ચિત મૂલ્ય હતું ત્યાં સુધી એ લેવડદેવડમાં ઝાઝો ફેર પડતો નહોતો; કેમ કે, મૂલ્યની દૃષ્ટિએ સોનું સારી પેઠે સ્થિર ધાતુ છે એટલે કે સોનાના મૂલ્યમાં ઝાઝો ફેર પડતો નથી.

પરંતુ યુદ્ધકાળની જરૂરિયાતોને લીધે યુદ્ધમાં સંડોવાયેલી પ્રજાઓને સોનાનું ધોરણ છોડી દેવું પડ્યું અને એ રીતે તેમના ચલણી નાણાંના ભાવ ગગડી ગયા. અમુક પ્રમાણમાં ચલણી નાણાંનો ફુલાવો પણ થવા પામ્યો. દેશનો આંતરિક વ્યવહાર તથા વેપારરોજગાર ચલાવવામાં એ વસ્તુ મદદરૂપ થઈ પડી. પણ એણે જુદાં જુદાં ચલણોના આંતરરાષ્ટ્રીય સંબંધો ઉથલાવી નાખ્યા. મહાયુદ્ધ દરમ્યાન આખી દુનિયા બે ભાગ અથવા દળોમાં વહેંચાઈ ગઈ હતી. એક મિત્રરાજ્યોનું દળ અને બીજું જર્મનીનું. અને એ દરેક દળમાં સહકારથી અને યોજનાપૂર્વક વ્યવહાર ચાલતો હતો. બધી વસ્તુ લડાઈને મોખરે રાખીને જ કરવામાં આવતી હતી. મુશ્કેલી યુદ્ધ પૂરું થયા પછી ઊભી થઈ. અને બદલાતી જતી આર્થિક સ્થિતિ તથા બધાંયે રાષ્ટ્રોના પરસ્પર અવિશ્વાસને કારણે જુદાં જુદાં ચલણોનો અસામાન્ય વ્યવહાર પેદા થયો. આજની સમગ્ર નાણાંવ્યવસ્થા મુખ્યત્વે કરીને શાખના પાયા ઉપર રચાયેલી છે. બેંકની નોટ અને ચેક એ એક પ્રકારની હૂંડી છે અને તેમનો ચલણી નાણાંની પેઠે સ્વીકાર કરવામાં આવે છે. શાખનો આધાર વિશ્વાસ ઉપર હોય છે અને વિશ્વાસ તૂટતાં શાખ પણ તૂટે છે. આમ હોવાને કારણે મહાયુદ્ધ પછીનાં વરસોમાં નાણાંની વ્યવસ્થામાં ભારે ગોટાળો ઊભો થવા પામ્યો, કેમ કે યુરોપની

મુશ્કેલી ભરેલી સ્થિતિને લીધે બધે વિશ્વાસ ડગી ગયો હતો. આજની દુનિયા પરસ્પરાવલંબી છે, તેનો દરેક ભાગ બીજા સાથે નિકટપણે સંકળાયેલો છે અને તેમાં હમેશાં અનેક આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓ ચાલતી હોય છે. એનો અર્થ એ થયો કે એક દેશની મુશ્કેલીઓની અસર તત્કાળ બીજા દેશો ઉપર થવા પામે છે. જર્મન માર્કના ભાવો ગગડી જાય અથવા કોઈ જર્મન બૅંક તૂટે તો પૅરિસ અને લંડનના લોકો અનેક રીતે મુશ્કેલીમાં આવી પડે.

આ અને જેની માથાકૂટમાં તને નથી ઉતારવા માગતો એવાં બીજાં કારણોને લીધે લગભગ બધા જ દેશોમાં ચલણ અથવા નાણાંને અંગેની મુશ્કેલીઓ ઊભી થવા પામી. અને દેશ ઉદ્યોગોની બાબતમાં જેટલો વધારે આગળ વધેલો હતો તેટલા પ્રમાણમાં ઘણે ભાગે તે વધારે મુશ્કેલીમાં આવી પડ્યો. કેમ કે ઔદ્યોગિક પ્રગતિ એટલે કે, અતિશય અટપટા અને ગૂંચવણભર્યા તથા નાજુક આંતરરાષ્ટ્રીય વ્યવહારો. એ દેખીતું છે કે, માર્ક કે પાઉંડની કિંમતમાં ફેરફાર થાય તેની તિબેટ જેવા પછાત અને દુનિયાના વહેવારોથી અળગા રહેલા દેશ ઉપર અસર ન થાય. પરંતુ ડૉલરના ભાવ ગગડી જતાં વેંત કદાચ જાપાનમાં ભારે ઊથલપાથલ થઈ જાય.

આ ઉપરાંત, દરેક ઔદ્યોગિક દેશમાં જુદા જુદા વર્ગોનાં હિતો ભિન્ન ભિન્ન હોય છે. આ રીતે કેટલાક લોકો હલકું અથવા સસ્તું નાણું અને ચલણનો ફુલાવો માગતા હતા. (બેશક, જર્મનીમાં થવા પામ્યો હતો તેવો ફુલાવો તેઓ નહોતા માગતા.) જ્યારે બીજા કેટલાક એથી ઊલટી જ વસ્તુ માગતા હતા. તેમને ચલણની તંગી એટલે કે સોનાને ધોરણે મોઘાં અથવા ભારે મૂલ્યવાળાં નાણાં જોઈતાં હતાં. દાખલા તરીકે, લેણદારો અને શરાફો એવાં સોનાને ધોરણે મોઘાં અથવા ભારે મૂલ્યવાળાં નાણાંની તરફેણ કરતા હતા કેમ કે તેઓ લેણદાર હતા અને બીજાઓ પાસે નાણાં માગતા હતા અને દેવાદારો પોતાનું દેવું ભરપાઈ કરવાને માટે સ્વાભાવિક રીતે જ સસ્તું અથવા હલકું નાણું ઇચ્છતા હતા. ઉદ્યોગપતિઓ અને પાકો માલ ઉત્પન્ન કરનારાઓ સસ્તા નાણાંની તરફેણમાં હતા કેમ કે સામાન્ય રીતે તેઓ શરાફોના દેણદાર હતા. પરંતુ સસ્તાં નાણાં માટેની તેમની માગણી માટેનું એથીયે વિશેષ મહત્ત્વનું કારણ તો એ હતું કે એને લીધે પરદેશોમાં તેમના માલના વેચાણને ઉત્તેજન મળતું હતું. બ્રિટિશ નાણું સસ્તું હોય એનો અર્થ એ થયો કે, જર્મન અને અમેરિકન અથવા બીજા કોઈ દેશના માલને મુકાબલે પરદેશોનાં બજારોમાં બ્રિટિશ માલ સસ્તો પડે અને એને પરિણામે બ્રિટિશ ઉદ્યોગપતિઓને ફાયદો થાય તથા તેમનો માલ વધુ પ્રમાણમાં વેચાય. આ ઉપરથી તું જોઈ શકશે કે જુદા જુદા વર્ગો ભિન્ન ભિન્ન દિશામાં ખેંચતાણ કરતા હતા. તેમાં મુખ્ય ગજગ્રાહ ઉદ્યોગપતિઓ અને શરાફો વચ્ચે ચાલતો હતો. આ વસ્તુ હું બની શકે એટલી સાદી અને સરળ

રીતે મૂકવા પ્રયત્ન કરી રહ્યો છું. બાકી વસ્તુતાએ એમાં ગૂંચવણભર્યાં અનેક બળો કાર્ય કરી રહેલાં હોય છે.

ફ્રાંસ તેમ જ ઇટાલી એ બંને દેશોમાં નાણાંનો ફુલાવો થવા પામ્યો હતો અને ફ્રાંક તથા લીરાના ભાવો ગગડી ગયા હતા. પહેલાં પાઉંડ સ્ટર્લિંગને (બ્રિટિશ પાઉન્ડને સ્ટર્લિંગ કહેવામાં આવે છે) મુકાબલે ફ્રાંકના મૂલ્યનું પ્રમાણ ૧ અને ૨૫નું હતું. એટલે કે એક પાઉંડની કિંમત ૨૫ ફ્રાંક જેટલી હતી. એ કિંમત ઘટીને તેનું પ્રમાણ ૧ અને ૨૭૫નું થઈ ગયું. એટલે કે એક પાઉંડની કિંમત ૨૭૫ ફ્રાંક જેટલી થઈ ગઈ. પાછળથી એ પ્રમાણ ૧ અને ૧૨૦નું નક્કી કરવામાં આવ્યું હતું એટલે કે એક પાઉંડ બરાબર ૧૨૦ ફ્રાંક એમ ઠરાવવામાં આવ્યું.

મહાયુદ્ધ પછી અમેરિકાએ ઇંગ્લંડને મદદ કરવાનું બંધ કર્યું એટલે પાઉન્ડના મૂલ્યમાં થોડો ઘટાડો થયો. એટલે કે તેના ભાવ થોડા ઘટયા. આથી ઇંગ્લંડ મુશ્કેલીમાં આવી પડયું. પાઉન્ડના મૂલ્યમાં થયેલા આ સ્વાભાવિક ઘટાડાને કબૂલ રાખીને પાઉન્ડનું એ નવું મૂલ્ય નિશ્ચિત કરી દેવું? એથી માલ સોંઘો થાત અને તે ઉદ્યોગોને મદદરૂપ થઈ પડત. પરંતુ એથી કરીને શરાફો તથા લેણદારોને ખોટ જાત. એથીયે વિશેષ મહત્ત્વની વાત તો એ છે કે, એને લીધે દુનિયાભરના નાણાંના કેન્દ્ર તરીકેના લંડનના પદનો અંત આવત. પછીથી લંડનનું એ પદ ન્યૂ યૉર્ક પ્રાપ્ત કરત અને નાણાં ઉછીનાં લેનારાઓ લંડન આવવાને બદલે ન્યૂ યૉર્ક જાત. બીજો રસ્તો ગમે તેમ કરીને પાઉંડને તેના મૂળ મૂલ્ય ઉપર લઈ જવાનો હતો. એથી પાઉંડની આંટ વધત અને લંડનની નાણાંકીય આગેવાની ચાલુ રહેત. પરંતુ એથી ઉદ્યોગોને નુકસાન થાત અને, પાછળથી પુરવાર થયું તે પ્રમાણે, બીજી અનેક અનિષ્ટ વસ્તુઓ બનવા પામત.

બ્રિટિશ સરકારે ૧૯૨૫ની સાલમાં બીજો રસ્તો પસંદ કર્યો અને પાઉન્ડનું મૂલ્ય વધારીને પહેલાંના જેટલું કરી દીધું. આમ તેણે પોતાના શરાફોના લાભ ખાતર થોડેઘણે અંશે પોતાના ઉદ્યોગોનો ભોગ આપ્યો. પરંતુ તેમની સામે ખડો થયેલો ખરો મુદ્દો તો એથીયે વિશેષ મહત્ત્વનો હતો, કેમ કે તેમના સામ્રાજ્યની હસ્તી ઉપર એની ભારે અસર પહોંચે એમ હતું. દુનિયાની નાણાંકીય આગેવાનીનું પોતાનું પદ લંડન ગુમાવે તો સામ્રાજ્યના જુદા જુદા ભાગો તેની દોરવણી અને મદદ માગતા બંધ થઈ જાય અને એ રીતે ધીમે ધીમે સામ્રાજ્ય નષ્ટ થઈ જાય. આ રીતે એ પ્રશ્ન સામ્રાજ્યની નીતિનો પ્રશ્ન થઈ પડયો અને બ્રિટનના ઉદ્યોગો તથા દેશની અંદરનાં તાત્કાલિક હિતોને ભોગે સામ્રાજ્યના વ્યાપક હિતનો વિજય થયો. તને યાદ હશે કે, સામ્રાજ્યનાં હિતોનો વિચાર કરીને, આ જ રીતે, કંઈક અંશે લૅંકેશાયર તથા બ્રિટનના ઉદ્યોગોના હિતને ભોગે પણ ઇંગ્લંડ હિંદના ઉદ્યોગીકરણને ઉત્તેજન આપવાને પ્રેરાયું હતું.

આ રીતે, પોતાનું નેતૃત્વ તથા સામ્રાજ્ય ટકાવી રાખવાને માટે ઇંગ્લંડે ભગીરથ પ્રયત્ન કર્યો. પરંતુ એ પ્રયત્ન બહુ જ મોંઘો પડ્યો અને તેની નિષ્ફળતા અનિવાર્ય હતી. બ્રિટિશ સરકાર, યા તો કોઈ પણ બીજી સરકાર, આર્થિક પ્રગતિના અનિવાર્ય ભાવી ઉપર પોતાનો કાબૂ ન રાખી શકે. પાઉંડે થોડા વખત માટે તો પોતાની આગળની આંટ પ્રાપ્ત કરી પરંતુ એથી કરીને ઉદ્યોગો દિનપ્રતિદિન સ્થગિત થતા ગયા. દેશમાં બેકારી વધી ગઈ અને ખાસ કરીને કોલસાના ઉદ્યોગ ઉપર ભારે ફટકો પડ્યો. પાઉન્ડનું આ 'ડિફ્લેશન' એટલે કે સોનાને ધોરણે પાઉન્ડના મૂલ્યમાં કરવામાં આવેલો વધારો ઘણે અંશે એને માટે જવાબદાર હતો. એમ થવાનાં બીજાં કારણો પણ હતાં. યુદ્ધ નુકસાનીની રકમ પેટે જર્મની પાસેથી તેનો થોડો કોલસો પણ લેવામાં આવ્યો હતો. આથી બ્રિટિશ કોલસાની ખપત ઘટી અને પરિણામે કોલસાની ખાણોમાં વળી વધારે બેકારી પેદા થઈ. આ રીતે, લેણદાર અને વિજેતા દેશોને પ્રતીતિ થઈ કે હારેલા દેશ પાસેથી આ પ્રકારની ખંડણી લેવી એ લાભકારક જ હોય છે એમ નથી. આ ઉપરાંત ઇંગ્લંડનો કોલસાનો ઉદ્યોગ બહુ જ સુવ્યવસ્થિત નહોતો. તે નાની નાની સેંકડો કંપનીઓમાં વહેંચાઈ ગયેલો હતો અને યુરોપ ખંડની તથા અમેરિકાની વધારે મોટી અને સુવ્યવસ્થિત કંપનીઓ સાથે હરીફાઈમાં સહેલાઈથી ટકી શકે એમ નહોતું.

કોલસાના ઉદ્યોગની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી ગઈ એટલે ખાણોના માલિકોએ પોતાના મજૂરોની મજૂરીના દરો ઘટાડવાનો નિર્ણય કર્યો. ખાણના મજૂરોએ એની સામે સખત વિરોધ ઉઠાવ્યો અને તેમને એમાં બીજા ઉદ્યોગોના મજૂરોનો ટેકો મળ્યો. બ્રિટનની સમગ્ર મજૂર ચળવળ ખાણિયાઓના વતી લડી લેવાને કટિબદ્ધ થઈ અને એને માટે 'સંગ્રામ–સમિતિ' નીમવામાં આવી. એ પહેલાં, જેમાં તાલીમ પામેલા અને સુસંગઠિત લાખો મજૂરોનો સમાવેશ થતો હતો એવાં ત્રણ મોટાં મજૂર મહાજનોનું — ખાણિયાઓનું મહાજન, રેલવે મજૂરોનું મહાજન તથા વાહનવ્યવહારના મજૂરોનું મહાજન—બળવાન 'ત્રિવિધ ઐક્ય' સાધવામાં આવ્યું હતું. મજૂર વર્ગના આ ઉગ્ર વલણથી સરકાર ભડકી ગઈ અને ખાણના માલિકો બીજા એક વરસ સુધી મજૂરીના આગળના દરો ચાલુ રાખી શકે એટલા માટે તેમને આર્થિક મદદ આપીને તેણે કટોકટી તે વખત પૂરતી તો ટાળી. એક તપાસ સમિતિ પણ નીમવામાં આવી. પરંતુ એ બધાનું કશુંયે પરિણામ ન આવ્યું અને ખાણના માલિકોએ ફરીથી મજૂરીના દરો ઘટાડવાની કોશિશ કરી ત્યારે એક વરસ પછી ૧૯૨૬ની સાલમાં કટોકટી ફરી પાછી ઊભી થઈ. આ વખતે સરકાર મજૂરો સાથે લડવાને તૈયાર થઈને બેઠી હતી. પાછળના મહિનાઓમાં તેણે એને માટેની બધી તૈયારી કરી રાખી હતી.

મજૂરો પગાર કાપ માટે સંમત ન થયા એટલે ખાણોના માલિકોએ ખાણોનું કામકાજ બંધ કરી દેવાનો નિર્ણય કર્યો. આથી ઇંગ્લંડમાં ટ્રેડ યુનિયન કૉંગ્રેસે તત્કાળ હડતાળ પાડી. તેની હડતાલ માટેની આ હાકલનો અદ્ભુત જવાબ મળ્યો અને દેશભરમાં તમામ સંગઠિત મજૂરોએ કામ બંધ કરી દીધું. દેશનો બધો વ્યવહાર લગભગ બંધ થઈ ગયો. રેલવે ગાડીઓ બંધ પડી ગઈ, છાપાંઓ છાપી શકાયાં નહિ અને બીજી બધી પ્રવૃત્તિઓ પણ બંધ પડી ગઈ. સ્વયંસેવકોની મદદથી સરકારે કેટલાક મહત્ત્વના વ્યવહારો ચાલુ રાખ્યા. ૧૯૨૬ની સાલના મે માસની ૩–૪ તારીખની મધ્યરાતથી સાર્વત્રિક હડતાલનો આરંભ થયો. દસ દિવસ પછી, આવા પ્રકારની ક્રાંતિકારી હડતાલ ગમતી નહોતી તેવા ટ્રેડ યુનિયન કૉંગ્રેસના વિનીત નેતાઓએ તેમને આપવામાં આવેલાં અચોક્કસ વચનોને બહાને એકાએક હડતાલ પાછી ખેંચી લીધી. ખાણના મજૂરો આથી કફોડી સ્થિતિમાં આવી પડ્યા પરંતુ અનેક મુસીબતો અને વિટંબણાઓ વેઠીને મહિનાઓ સુધી તેમણે હડતાલ ચાલુ રાખી. પરંતુ ભૂખે મારીને તેમને આખરે વશ થવાની પરાણે ફરજ પાડવામાં આવી. આમ, કેવળ ખાણિયાઓની જ નહિ પણ એકંદરે ઇંગ્લંડના સમગ્ર મજૂર સમુદાયની ભારે હાર થઈ. ઘણા દાખલાઓમાં મજૂરીના દરો ઘટાડવામાં આવ્યા, કેટલાક ઉદ્યોગોમાં કામના કલાકોમાં વધારો કરવામાં આવ્યો અને મજૂરવર્ગનું જીવનનું ધોરણ નીચું થઈ ગયું. પોતાની થયેલી જીતનો લાભ લઈને સરકારે મજૂરોને નબળા બનાવનારા અને ખાસ કરીને, ભવિષ્યમાં સાર્વત્રિક હડતાલ પડતી અટકાવવાને કાયદાઓ કર્યા. મજૂર નેતાઓની અનિશ્ચિત મનોવૃત્તિ, તેમની નબળાઈ તથા એને માટેની તૈયારીના અભાવને લીધે ૧૯૨૬ની સાલની સાર્વત્રિક હડતાલ નિષ્ફળ નીવડી. ખરેખર, તેમનો ઉદ્દેશ તો હડતાલ ટાળવાનો હતો પણ તેઓ એમ કરી ન શક્યા એટલે પહેલી જ તકે તેમણે તે બંધ કરી દીધી, જ્યારે સરકાર એને માટે સંપૂર્ણપણે સજ્જ થઈને બેઠી હતી અને મધ્યમ વર્ગોનો તેને ટેકો હતો.

ઇંગ્લંડની સાર્વત્રિક હડતાલ તથા કોલસાના ઉદ્યોગની લાંબા વખત સુધી ચાલુ રહેલી કામબંધીએ સોવિયેટ રશિયાની પ્રજામાં ભારે રસ પેદા કર્યો હતો અને ત્યાંનાં મજૂર મહાજનોએ, ખાસ કરીને ઇંગ્લંડના ખાણના મજૂરોને મદદ કરવાને મોટી મોટી રકમો મોકલી હતી. એમાં રશિયાના મજૂરોએ મોટો ફાળો આપ્યો હતો.

થોડા સમય માટે તો ઇંગ્લંડમાં મજૂરોને દાબી દેવામાં આવ્યા પરંતુ નબળા પડતા જતા ઉદ્યોગ અને વધતી જતી બેકારીનો પ્રશ્ન કંઈ એ રીતે ઉકેલાતો નહોતો. બેકારીને કારણે મોટા ભાગના મજૂરોને ભારે હાડમારી વેઠવી પડી. વળી બેકારી રાજ્યને માટે પણ બોજારૂપ હતી કેમ કે ઘણા દેશોમાં બેકારીના

વીમાની પદ્ધતિનો અમલ શરૂ થઈ ગયો હતો. પોતાની કશીયે કસૂર ન હોવા છતાં બેકાર બનેલા મજૂરનું ભરણપોષણ કરવાની રાજ્યની ફરજ છે, એ વસ્તુ માન્ય રાખવામાં આવી હતી. આથી બેકાર તરીકે નોંધાયેલા મજૂરને થોડી રાહત આપવામાં આવતી હતી. એથી કરીને સરકારને તથા સરકારની સ્થાનિક સંસ્થાઓને મોટી મોટી રકમો ખરચવી પડતી હતી. બેકાર થયેલા મજૂરને મદદ તરીકે આપવામાં આવતી રકમ 'ડોલ' તરીકે ઓળખાતી હતી.

આ બધું શાથી બનતું હતું? ઉદ્યોગધંધાઓ શાથી નબળા પડતા જતા હતા? વેપારની પડતી શાથી થતી જતી હતી? અને બેકારી શાથી વધ્યે જતી હતી? વળી કેવળ ઇંગ્લંડમાં જ નહિ પણ લગભગ બધા જ દેશોમાં સ્થિતિ દિનપ્રતિદિન શાથી બગડતી જતી હતી? ઉપરાછાપરી પરિષદો ભરવામાં આવી, અને રાજદ્વારી પુરુષો તથા શાસકો, દેખીતી રીતે જ, પરિસ્થિતિ સુધારવાને ઇંતેજાર હતા, પરંતુ તેમને સફળતા મળી નહિ. ધરતીકંપ થાય, રેલ સંકટ આવી પડે કે અનાવૃષ્ટિથી દુકાળ પડે અને પ્રજા દુ:ખમાં આવી પડે તેવી કુદરતી કોપના જેવી એ સ્થિતિ નહોતી. દુનિયા ઘણે અંશે પહેલાંની જેમ જ ચાલી રહી હતી. વાસ્તવમાં દુનિયામાં વધુ ખોરાક હતો, વધુ કારખાનાંઓ હતાં અને દરેક જરૂરી વસ્તુ વધારે પ્રમાણમાં હતી અને તે છતાંયે માણસજાતનાં દુ:ખો અને વિટંબણાઓ વધી ગઈ હતી. આ વિપરીત પરિણામ લાવનાર કોઈ ભારે અનિષ્ટ કારણભૂત હોવું જોઈએ એ સ્પષ્ટ હતું. ક્યાંક ભારે અવ્યવસ્થા અને અંધેર વર્તતું હોવાનો સંભવ હતો. સમાજવાદીઓ તેમ જ સામ્યવાદીઓ કહેતા હતા કે વિનાશની છેલ્લી અવસ્થાએ આવી પહોંચેલી મૂડીવાદી વ્યવસ્થા એ બધાને માટે દોષિત હતી. રશિયાનો દાખલો આપીને તેમણે જણાવ્યું કે, ત્યાં આગળ ભારે મુસીબતો અને મુશ્કેલીઓ હોવા છતાંયે, બેકારી તો નથી જ.

આ બધા અટપટા પ્રશ્નો છે અને માનવી પીડાઓના નિવારણના ઉપાયોની બાબતમાં વિદ્વાનો અને પંડિતો વચ્ચે ભારે મતભેદ છે. આમ છતાંયે આપણે તેમના તરફ નજર કરીશું અને તેમનાં કેટલાંક પ્રધાન લક્ષણોનું અવલોકન કરીશું.

દુનિયા આજે એક ઘટક બનતી જાય છે અને અત્યાર સુધીમાં ઘણે અંશે એવી બની પણ ગઈ છે. એટલે કે, જીવનવ્યવહાર, પ્રવૃત્તિઓ, ઉત્પાદન, વહેંચણી અને વપરાશ અથવા ઉપભોગ વગેરે આંતરરાષ્ટ્રીય અને જગતવ્યાપી બનતાં જાય છે અને એ વલણ દિનપ્રતિદિન વધતું જાય છે. વેપાર, ઉદ્યોગો, નાણાંપદ્ધતિ ઇત્યાદિ પણ ઘણે અંશે આંતરરાષ્ટ્રીય છે. ભિન્ન ભિન્ન દેશો વચ્ચે નિકટનો સંબંધ અને પરસ્પરાવલંબન હોય છે અને કોઈ પણ એક

દેશમાં બનેલા બનાવની અસર બાકીના બધા ઉપર થાય છે. દુનિયાના બધાયે દેશો વચ્ચે આવો આંતરરાષ્ટ્રીય સંબંધ હોવા છતાંયે તેમની સરકારો તથા એ સરકારોની નીતિઓ હજી અતિશય સંકુચિત અર્થમાં રાષ્ટ્રીય રહી છે. ખરેખર, મહાયુદ્ધ પછીનાં વરસોમાં આ સંકુચિત રાષ્ટ્રીયતાની ભાવનાએ વધારે ખરાબ અને ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે અને દુનિયામાં આજે તેણે પોતાની આણ વર્તાવી છે. એનું પરિણામ એ આવ્યું છે કે, દુનિયાની આંતરરાષ્ટ્રીય ઘટનાઓ અને સરકારોની આ રાષ્ટ્રીયતા–પ્રધાન નીતિ વચ્ચે નિરંતર ઘર્ષણ ચાલ્યાં જ કરે છે. એમ ધાર કે આંતરરાષ્ટ્રીય પ્રવૃત્તિઓ સમુદ્ર તરફ વહેતી નદી છે અને રાષ્ટ્રીય નીતિઓ એ તેને રોકી રાખવાના, બંધ બાંધીને તેનું પાણી સંઘરી રાખવાના, તેનો પ્રવાહ બીજી બાજુએ વાળવાના અને કેટલીક વખત તો તેને ઊલટી દિશામાં વહેવડાવવાના પ્રયાસો છે. એ તો દેખીતું છે કે નદીનો પ્રવાહ ઊલટી દિશામાં વહેવાનો નથી તેમ જ તે અટકવાનો પણ નથી. હા, એમ બને ખરું કે પ્રસંગોપાત્ત તેને બીજી બાજુએ વાળવામાં આવે અથવા તો બંધ બાંધવાથી તેમાં પૂર પણ આવે. આમ આ રાષ્ટ્રીયતાની ભાવનાઓ નદીના એકધારા વહેણમાં અંતરાયો નાખી રહી છે અને એ રીતે તેમાં ક્યાંક પૂર, ક્યાંક ખાડી અને ક્યાંક બંધિયાર ખાબોચિયાંઓ પેદા કરી રહી છે પરંતુ એના વહેણની છેવટની ગતિ તેમનાથી રોકી શકાવાની નથી.

વેપારરોજગાર તથા આર્થિક ક્ષેત્રમાં જેને 'આર્થિક રાષ્ટ્રવાદ' કહેવામાં આવે છે તે પ્રવર્તે છે. દેશે ખરીદવા કરતાં વેચવું વધારે અને વાપરવા કરતાં ઉત્પન્ન વધારે કરવું એવો એનો અર્થ થાય છે. દરેક રાષ્ટ્ર પોતાનો માલ વેચવા ચાહે છે; તો પછી ખરીદવું કોણે? કારણ કે દરેક વેચાણ માટે વેચનાર તેમ જ ખરીદનાર એ બંને હોવા જોઈએ. દુનિયા વેચનારાઓની જ હોય એમ ધારવું એ દેખીતી રીતે જ બેહૂદું છે. અને આમ છતાંયે આર્થિક રાષ્ટ્રવાદ એ માન્યતાના આધાર ઉપર નિર્ભર છે. દરેક દેશ જકાતની દીવાલો એટલે કે, પરદેશી માલ દેશમાં આવતો રોકવા આર્થિક અંતરાયો ઊભા કરે છે અને એની સાથે સાથે જ તે પોતાનો પરદેશો સાથેનો વેપાર ખીલવવાની અપેક્ષા રાખે છે. જેના ઉપર આધુનિક દુનિયા રચાયેલી છે તે આંતરરાષ્ટ્રીય વેપારના માર્ગમાં આ જકાતની દીવાલો બાધા નાખે છે અને તેને હણે છે. વેપાર ક્ષીણ થવાથી, ઉદ્યોગોને હાનિ પહોંચે છે અને બેકારી વધે છે. આને પરિણામે, પરદેશી માલ દેશમાં આવતો અટકાવવાના વળી વધારે ઝનૂની પ્રયત્નો કરવામાં આવે છે કેમ કે, એ દેશના ઉદ્યોગોના માર્ગમાં આડો આવે છે એમ માનવામાં આવે છે અને તેથી જકાતની દીવાલો વળી વધારે ઊંચી કરવામાં આવે છે. આમ આંતરરાષ્ટ્રીય વેપારને હજી વધારે ને વધારે નુકસાન થાય છે અને એ અનિષ્ટની પરંપરા ચાલ્યાં જ કરે છે.

આજની ઔદ્યોગિક દુનિયા, વાસ્તવમાં રાષ્ટ્રીયતાની અવસ્થાથી ઘણી આગળ વધી ગઈ છે. માલના ઉત્પાદન અને વહેંચણીનું આખું યે તંત્ર સરકારો અને દેશોના રાષ્ટ્રીયતાના સિદ્ધાંત ઉપર રચાયેલા તંત્ર સાથે બંધબેસતું આવતું નથી. અંદર રહેલા વૃદ્ધિ પામતા જતા દેહ માટે રાષ્ટ્રીયતાનું કવચ ઘણું નાનું પડે છે અને પરિણામે તે તૂટવા પામે છે.

આ જકાતો અને વેપારના માર્ગમાં ઊભા કરવામાં આવેલા અંતરાયોથી દરેક દેશમાં માત્ર થોડાક વર્ગોને જ લાભ થાય છે, પરંતુ પોતપોતાના દેશમાં એ વર્ગોનું પ્રભુત્વ હોય છે અને તે તે દેશની નીતિ તેઓ ઘડે છે. આથી દરેક દેશ બીજાની આગળ ચાલ્યા જવાનો પ્રયત્ન કરે છે અને પરિણામે બધાયે એક સાથે હાડમારી ભોગવે છે અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની સ્પર્ધા અને દ્વેષો વધવા પામે છે. પરિષદો દ્વારા પરસ્પરના મતભેદોનું નિવારણ કરવાના વારંવાર પ્રયાસો કરવામાં આવે છે અને જુદા જુદા દેશોના રાજદ્વારી પુરુષો ઉદાત્ત આશયો પ્રગટ કરે છે, પરંતુ સફળતા તેમને થાપ આપીને તેમનાથી દૂર ભાગે છે. આના ઉપરથી, હિંદમાં કોમી પ્રશ્નનો — હિંદુ-મુસલમાન-શીખોના પ્રશ્નોનો — ઉકેલ લાવવા માટે વારંવાર કરવામાં આવતા પ્રયત્નોનું સ્મરણ તને નથી થતું? બંને દાખલાઓમાં, નિષ્ફળતાનું કારણ ખોટી માન્યતાઓ, ખોટી ધારણાઓ તેમ જ ખોટા ઉદ્દેશો છે.

જકાતો અને રાજ્ય તરફથી આર્થિક મદદ તથા રેલવેના ખાસ દરોના જેવી આર્થિક રાષ્ટ્રવાદને ઉત્તેજન આપનારી બીજી અનેક રીતોથી, માલમિલકત ધરાવનારાઓ તથા પાકો માલ ઉત્પન્ન કરનારા વર્ગોને લાભ થાય છે. આ રીતે સુરક્ષિત બનાવવામાં આવેલાં દેશનાં બજારોને લીધે તેમને ફાયદો થાય છે. આમ, સંરક્ષણ અને જકાતો દ્વારા સ્થાપિત હિતો નિર્માણ થાય છે અને બીજાં બધાં સ્થાપિત હિતોની પેઠે તેમને નુકસાન થાય એવા કોઈ પણ ફેરફારની સામે તેઓ જબરદસ્ત વિરોધ ઉઠાવે છે. જકાત એક વખત દાખલ થયા પછી કાયમ શાથી રહે છે, તથા દરેકને માટે તે નુકસાનકારક છે એની ઘણાખરા લોકોને ખાતરી હોવા છતાં પણ આર્થિક રાષ્ટ્રવાદ ચાલુ શાથી રહે છે તેનું આ એક કારણ છે. સ્થાપિત હિતો એક વખત ઊભાં કર્યા પછી તેમને મિટાવી દેવાનું બહુ મુશ્કેલ હોય છે અને એવી બાબતોમાં કોઈ પણ દેશે એકાકી આગળ પડવું એ તો એથીયે વિશેષ મુશ્કેલ છે. હા, બધાયે દેશો એને માટે એક સાથે પગલાં ભરવાને સંમત થાય અને જકાતો બંધ કરે અથવા તે ઘણા મોટા પ્રમાણમાં ઘટાડી નાખે તો કદાચ એમ બને ખરું. પરંતુ એમ થાય તોયે મુશ્કેલીઓ તો આવવાની જ; કેમ કે, એને લીધે, ઉદ્યોગોમાં આગળ વધેલા દેશો સાથે સમાન ધોરણ ઉપર હરીફાઈ કરી શકે એમ ન હોવાથી, ઉદ્યોગોમાં પછાત દેશોને નુકસાન થવાનું. સંરક્ષક જકાતના રક્ષણ નીચે જ, સામાન્ય રીતે, નવા ઉદ્યોગો ઊભા કરવામાં આવે છે.

આર્થિક રાષ્ટ્રવાદ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના વેપારને શિથિલ કરે છે તથા તેને અટકાવે છે. આ રીતે દુનિયાવ્યાપી બજારની ખિલવણીને હાનિ પહોંચે છે. દરેક રાષ્ટ્ર ઇજારાનો પ્રદેશ બની જાય છે અને તેના બજારને જકાત દ્વારા સુરક્ષિત બનાવવામાં આવે છે. આમ અબાધિત બજારને માટે સ્થાન રહેતું નથી. દરેક રાષ્ટ્રની અંદર પણ ઇજારાઓ વધવા પામે છે અને અબાધિત તથા ખુલ્લાં બજારો ધીમે ધીમે નાશ પામે છે. મોટાં મોટાં ટ્રસ્ટો, (ઘણા વેપારીઓએ એક થઈને ઊભી કરેલી વેપારી પેઢી), ગંજાવર કારખાનાંઓ તથા મોટી મોટી દુકાનો, નાના ઉત્પાદકો, તથા નાના દુકાનદારોને ગળી જાય છે અને એ રીતે હરીફાઈનો અંત આણે છે. અમેરિકા, ઇંગ્લંડ, જર્મની, જાપાન અને બીજા ઔદ્યોગિક દેશોમાં આવા રાષ્ટ્રવ્યાપી ઇજારાઓ પવનવેગે ઊભા થયા અને એ રીતે ગણ્યાગાંઠ્યા માણસોના હાથમાં સત્તા કેન્દ્રિત થવા પામી. પેટ્રોલ, સાબુ, રાસાયણિક પદાર્થો, યુદ્ધસરંજામ, બેંકો અને બીજી અનેક વસ્તુઓના એવા પ્રકારના ઇજારાઓ ઊભા થયા છે. આ બધાનાં વિચિત્ર પરિણામો આવે છે. વિજ્ઞાનના વિકાસ તથા મૂડીવાદની પ્રગતિનું એ અનિવાર્ય પરિણામ છે અને આમ છતાંયે તે મૂડીવાદના ખુદ મૂળ ઉપર ઘા કરે છે. કેમ કે મૂડીવાદનો આરંભ દુનિયાવ્યાપી અને મુક્ત અથવા બાધારહિત બજારથી થયો છે. હરીફાઈ એ મૂડીવાદના જીવનનો શ્વાસોચ્છ્વાસ હતો. દુનિયાવ્યાપી બજારનો અંત આવે અને તે જ પ્રમાણે દેશની અંદરના બાધારહિત બજાર તથા હરીફાઈનો પણ અંત આવે તો આ જરીપુરાણી મૂડીવાદી સમાજ-વ્યવસ્થાનો પાયો જ તૂટી પડે. એને સ્થાને કેવી વ્યવસ્થા આવશે તે વળી જુદી વસ્તુ છે, પરંતુ આ પરસ્પર વિરોધી વલણોવાળી જૂની વ્યવસ્થા લાંબા વખત સુધી ટકી શકે એમ નથી એમ જણાય છે.

વિજ્ઞાન તેમ જ ઔદ્યોગિક પ્રગતિ મોજૂદ સમાજવ્યવસ્થાથી ઘણાં આગળ વધી ગયાં છે. ખોરાક તેમ જ જીવનને ઉપયોગી બીજી ચીજો તેઓ જબરદસ્ત પ્રમાણમાં ઉત્પન્ન કરે છે, પરંતુ એની શી વ્યવસ્થા કરવી એની મૂડીવાદને કશી ગતાગમ નથી. સાચે જ, ઘણી વાર તો તે એ વસ્તુઓનો નાશ કરે છે અથવા તો ઉત્પાદનને મર્યાદિત કરે છે. અને એથી કરીને જ, અઢળક સમૃદ્ધિ અને કારમું દારિદ્ર્ય એકબીજાને પડખે મોજૂદ હોવાનું દૃશ્ય આપણી નજરે પડે છે. આધુનિક વિજ્ઞાન અને ઉત્પાદનની કળાને ઉપયોગમાં લેવા જેટલી પ્રગતિ મૂડીવાદે સાધી ન હોય તો વિજ્ઞાન સાથે જેનો વધારે મેળ હોય એવી બીજી કોઈ વ્યવસ્થા ઊભી કરવી જોઈએ. વિજ્ઞાનને રૂંધી નાખીને તેને આગળ વધતું અટકાવી દેવું એ બીજો એક રસ્તો છે. પરંતુ એમ કરવું એ તો મૂર્ખાઈભર્યું ગણાય, અને ગમે તેમ હો પણ એની કલ્પના કરવી પણ મુશ્કેલ છે.

આ આર્થિક રાષ્ટ્રવાદની આણ વર્તતી હોય, ઇજારાઓ અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે હરીફાઈઓ વધતી જતી હોય, તથા જર્જરિત થતા જતા મૂડીવાદમાંથી પેદા થતી બીજી અનેક વસ્તુઓ મોજૂદ હોય, તે સ્થિતિમાં દુનિયાભરમાં ભારે મુસીબતો અને હાડમારીઓ પેદા થાય એમાં કશું આશ્ચર્ય નથી. ખુદ આધુનિક સામ્રાજ્યવાદ એ પણ મૂડીવાદનું એક સ્વરૂપ જ છે, કેમ કે દરેક સામ્રાજ્યવાદી સત્તા બીજી પ્રજાઓનું શોષણ કરીને જ પોતાના રાષ્ટ્રના પ્રશ્નોનો ઉકેલ કરે છે. આજની ઊર્ધ્વમૂલ અધઃશાખ દુનિયામાં બધી વસ્તુઓ જાણે અથડામણ તરફ જ દોરી જતી લાગે છે!

મહાયુદ્ધ પછીનાં વરસોમાં નાણાંનો વ્યવહાર બહુ વિચિત્ર પ્રકારનો હતો એ વસ્તુ આ પત્રના આરંભમાં મેં તને કહી હતી. જ્યારે બીજી બધી જ વસ્તુઓનો વ્યવહાર અસાધારણ પ્રકારનો બની ગયો હોય ત્યારે આપણે નાણાંને દોષ દઈ શકીએ ખરાં?

## ૧૭૪. સામસામા દાવપેચ

૧૮ જૂન, ૧૯૩૩

મારા છેલ્લા બે પત્રો આર્થિક અને ચલણના પ્રશ્નોને અંગેના હતા. એ વિષયો બહુ જ ગૂઢ અને સમજવામાં મુશ્કેલ મનાય છે. એ બહુ સહેલા નથી અને એ સમજવા માટે ભારે માનસિક પરિશ્રમ કરવાની જરૂર પડે છે એ ખરું, પરંતુ ધારવામાં આવે છે એટલા ભયંકર કે ડરામણા તે નથી. અને એ વિષયોની આસપાસ ગૂઢતાનું વાતાવરણ ઊભું કરવામાં અર્થશાસ્ત્રીઓ અને નિષ્ણાતો કંઈક અંશે જવાબદાર છે. પ્રાચીન કાળમાં ગહન વસ્તુઓનો ઇજારો પુરોહિતો પાસે હતો અને સામાન્ય રીતે, વપરાતી મટી ગયેલી તથા લોકોને ન સમજાય એવી ભાષામાં અનેક પ્રકારની ક્રિયાઓ અને વિધિઓ કરીને તેમ જ અદૃશ્ય શક્તિઓ સાથે પોતાનો સંપર્ક છે એવો ડોળ કરીને અજ્ઞાન લોકો ઉપર તેઓ પોતાનો દોર ચલાવતા. પુરોહિતોની સત્તા આજે ઘણી ઓછી થઈ ગઈ છે અને ઔદ્યોગિક દેશોમાં તો તે લગભગ નષ્ટપ્રાય થઈ ગઈ છે. પુરોહિતોની જગ્યાએ હવે નિષ્ણાત અર્થશાસ્ત્રીઓ, શરાફો અને એવા બીજાઓ ઊભા થયા છે. પ્રધાનપણે પારિભાષિક પદોની બનેલી ગૂઢ ભાષામાં તેઓ વાત કરે છે અને તે સમજવાનું સામાન્ય લોકો માટે મુશ્કેલ બની જાય છે. આથી સામાન્ય માણસને આ પ્રશ્નોનો નિર્ણય નિષ્ણાતો ઉપર છોડવો પડે છે. પરંતુ જાણ્યે-અજાણ્યે એ નિષ્ણાતો ઘણુંખરું શાસકવર્ગો સાથે સંકળાયેલા હોય છે અને તેઓ એ વર્ગોનાં હિતોને સાચવે છે. વળી નિષ્ણાતોમાં પણ અંદર અંદર મતભેદો હોય છે.

એથી કરીને, આજે રાજકારણ તેમ જ બીજા બધા ઉપર પ્રભુત્વ ભોગવી રહેલા જણાતા આર્થિક પ્રશ્નો સમજવાનો આપણે સૌએ પ્રયત્ન કરવો જોઈએ. માણસજાતને અનેક રીતે સમૂહો અને વર્ગોમાં વહેંચી શકાય છે. એક રીતે, માણસોને બે વર્ગોમાં વહેંચી શકાય: એક પ્રવાહપતિત લોકો, જેમને પોતાની નિર્ણયશક્તિ હોતી નથી અને પ્રવાહમાં પડેલા તણખલાની પેઠે તેઓ પોતાની જાતને અહીંતહીં ખેંચાવા દે છે અને બીજા જીવનમાં અસરકારક ભાગ ભજવવાનો તેમ જ પોતાની આસપાસની પરિસ્થિતિ ઉપર પોતાનો પ્રભાવ પાડવાનો પ્રયત્ન કરે છે. આ બીજા વર્ગના લોકો માટે જ્ઞાન અને સમજ આવશ્યક હોય છે કેમ કે અસરકારક કાર્ય તેમને આધારે જ થઈ શકે. કેવળ સદ્ભાવ અને સદિચ્છાઓ પૂરતાં નથી. કોઈ કુદરતી આફત આવી પડે કે મહામારી ફાટી નીકળે અથવા અનાવૃષ્ટિ થાય કે બીજી કોઈ પણ પ્રકારની આપત્તિ આવી પડે તે પ્રસંગે આપણે જોઈએ છીએ કે માત્ર હિંદમાં જ નહિ પણ યુરોપમાં સુધ્ધાં રાહત માટે લોકો ઈશ્વરની પ્રાર્થના કરે છે. પ્રાર્થનાથી જો તેમને શાતા વળે અને તેમનામાં આત્મવિશ્વાસ અને હિંમત આવે તો તે સારી વસ્તુ છે અને કોઈએ પણ તેની સામે વાંધો ઉઠાવવો જોઈએ નહિ. પરંતુ પ્રાર્થના મહામારી કે રોગચાળાને અટકાવશે એ ખ્યાલનું સ્થાન હવે સ્વચ્છતા અને બીજાં સાધનો દ્વારા રોગચાળાનાં મૂળ કારણો દૂર કરવાં જોઈએ એવો વૈજ્ઞાનિક ખ્યાલ લઈ રહ્યો છે. કોઈ કારખાનાના સંચાઓમાં ભાગતૂટ થાય કે મોટરના ટાયરમાં કાણું પડે તે પ્રસંગે લોકોને સદિચ્છા રાખીને હાથપગ જોડી બેસી રહેતા કે ભાગતૂટ આપમેળે સુધરી જાય અથવા કાણાં આપમેળે સંધાઈ જાય એવી પ્રાર્થના કરતા નિષ્ક્રિય થઈને બેસી રહેતા સાંભળ્યા છે ખરા? ના, ના, એવે વખતે તેઓ કામ કરવા મંડી પડે છે અને યંત્ર તથા ટાયરને સુધારી લે છે અને તરત જ યંત્ર ફરીથી ચાલતું થઈ જાય છે અથવા મોટર તેને રસ્તે સરળતાથી આગળ દોડી જાય છે.

એ જ રીતે માનવી અને સામાજિક યંત્રને વિષે પણ સદિચ્છા ઉપરાંત, તેના ચલન અને શકયતાઓનું જ્ઞાન આપણને હોવું જોઈએ. એ જ્ઞાન ભાગ્યે જ નિશ્ચિત કે ચોક્કસ હોય છે કેમ કે માનવી ઇચ્છાઓ, કામનાઓ, જરૂરિયાતો, પૂર્વગ્રહો જેવી અનિશ્ચિત વસ્તુઓને લગતું તે હોય છે; અને જ્યારે આપણે માણસોનો એક સમૂહ તરીકે વિચાર કરીએ કે સમગ્ર સમાજ અથવા ભિન્ન ભિન્ન વર્ગો વિષે વિચાર કરીએ ત્યારે તો એ વસ્તુઓ વળી વિશેષે કરીને અનિશ્ચિત બની જાય છે. પરંતુ અભ્યાસ, અનુભવ અને અવલોકનથી એ અનિશ્ચિત હકીકતોના શંભુમેળામાં ધીરે ધીરે વ્યવસ્થા લાવી શકાય છે અને એ રીતે જ્ઞાન વધે છે અને તેની સાથે આપણી આસપાસની પરિસ્થિતિ સાથે કામ લેવાની આપણી શક્તિ પણ વધવા પામે છે.

હવે હું મહાયુદ્ધ પછીનાં આ વરસો દરમ્યાનની યુરોપની રાજકીય બાજુ વિષે કંઈક કહેવા માગું છું. પહેલી જ નજરે આપણને યુરોપ ત્રણ ભાગમાં વહેંચાયેલો માલૂમ પડે છે : વિજેતા દેશો, પરાજિત દેશો અને સોવિયેટ રશિયા. નૉર્વે, સ્વીડન, હૉલૅંડ, સ્વિટ્ઝરલૅન્ડ જેવા કેટલાક નાના દેશોનો આ ત્રણ વિભાગમાં સમાવેશ થતો નહોતો. વ્યાપક રાજકીય દૃષ્ટિથી જોતાં તેમનું ઝાઝું મહત્ત્વ નહોતું. સોવિયેટ રશિયા, કામદારોની સરકાર રચીને, બેશક સૌથી અલગ અને એકલું ઊભું હતું. અને વિજયી રાષ્ટ્રોને તે નિરંતર આંખમાંની કણીની પેઠે ખૂચ્યાં કરતું હતું. તેની શાસનપ્રણાલી બીજા દેશોના કામદારોને ક્રાંતિ કરવાની હાકલ કરતી હતી એટલા માટે જ નહિ પણ વિજેતા રાષ્ટ્રોની પૂર્વ યુરોપને અંગેની અનેક યોજનાઓના માર્ગમાં તે આડું આવતું હતું, તેથી પણ તે તેમને ખૂંચતું હતું. ૧૯૧૯ અને ૧૯૨૦ દરમ્યાન રશિયાના મામલામાં વચ્ચે પડીને તથા તેની સામે યુદ્ધો કરીને વિજયી રાષ્ટ્રોએ સોવિયેટ રશિયાને કચરી નાખવાનો પ્રયત્ન કર્યો હતો તે વિષે હું તને આગળ કહી ગયો છું. પરંતુ સોવિયેટ રશિયા એ બધી કસોટીઓમાંથી પાર ઊતરીને ટકી રહ્યું અને યુરોપની સામ્રાજ્યવાદી સત્તાઓને મનેકમને પણ તેની હસ્તી સાંખી લેવી પડી. પરંતુ એમ કરવામાં તેમણે સહેજ પણ ભલાઈ કે ઉદારતા ન બતાવી. ખાસ કરીને, ઇંગ્લંડ અને રશિયા વચ્ચે તો ઝારના સમયથી ચાલતી આવેલી પુરાણી હરીફાઈ ચાલુ જ રહી અને એને કારણે ઘણી વાર યુદ્ધમાં પરિણમે એવા ધાસ્તીભર્યા પ્રસંગો અને બનાવો બનવા પામતા. ઇંગ્લંડ તેની સામે નિરંતર કાવાદાવા કર્યા કરે છે તથા યુરોપમાં તે સોવિયેટવિરોધી સત્તાઓનો સંઘ ઊભો કરવાને પ્રયત્ન કરતું રહે છે એની સોવિયેટ રશિયાને બરાબર ખબર હતી અને લડાઈ ફાટી નીકળવાની સનસનાટીભરી અફવાઓ અનેક વાર ફેલાવા પામતી.

પશ્ચિમ તેમ જ મધ્ય યુરોપમાં વિજયી અને પરાજિત સત્તાઓ વચ્ચેનો ભેદ બહુ જ સ્પષ્ટપણે દેખાઈ આવતો હતો અને ખાસ કરીને ફ્રાંસ વિજયની ભાવના વ્યક્ત કરતું હતું. હારેલી સત્તાઓ સ્વાભાવિક રીતે જ, સુલેહની સંધિઓની ઘણી જોગવાઈઓ પરત્વે અસંતોષ દર્શાવતી હતી અને જો કે એની સામે કશુંયે કરવાની તેમની તાકાત નહોતી છતાંયે તેઓ ભાવિ પરિવર્તનનાં સ્વપ્નાં સેવી રહી હતી. ઑસ્ટ્રિયા અને હંગરી ભારે દુર્દશામાં આવી પડ્યાં હતાં અને તેમની સ્થિતિ વધુ ને વધુ બગડતી જતી લાગતી હતી. બીજી બાજુએ, યુગોસ્લાવિયા એ સર્બિયાનું જ વૃદ્ધિંગત સ્વરૂપ હતું અને તે વિષમ તત્ત્વો તથા પ્રજાઓનો શંભુમેળો બની ગયું હતું. થોડાં જ વરસોમાં તેના જુદા જુદા ભાગો એકબીજાથી થાક્યા અને જુદા પડી જવાની વૃત્તિ તેમનામાં પેદા થઈ. ક્રોટિયામાં( હાલ તે યુગોસ્લાવિયાનો એક પ્રાન્ત છે. )

સ્વતંત્રતા માટે પ્રબળ ચળવળ ચાલે છે અને સર્બિયાની સરકાર તેને દાબી દેવાને મજબૂત હાથે પ્રયત્ન કરી રહી છે. નકશા ઉપર જોતાં જણાશે કે પોલેંડ એ ઠીક ઠીક મોટો દેશ છે પરંતુ તેના સામ્રાજ્યવાદીઓ કાળા સમુદ્ર સુધી વધવાનાં, અને એ રીતે પોલેંડની તેની પ્રાચીન સરહદ એટલે કે ૧૭૭૨ની સાલમાં તેની જે સરહદ હતી તે પ્રાપ્ત કરવાનાં સ્વપ્નાંમાં રાચે છે. વળી, પોલેંડમાં રશિયન યુક્રેનના થોડા ભાગનો પણ સમાવેશ થાય છે. અને અતિશય દમન, અત્યાચારો, મોતની શિક્ષાઓ તથા હેવાનિયતભરી બીજી અનેક સજાઓ દ્વારા ત્રાસ વર્તાવીને તેને 'શાંત કરવાના' તથા એ પ્રદેશમાં પણ પોલેંડની સંસ્કૃતિ પરાણે ફેલાવવાના પ્રયાસો કરવામાં આવ્યા હતા અને હજી તે ચાલુ જ છે. પૂર્વ યુરોપમાં ધૂંધવાઈ રહેલાં આ કેટલાંક નાનાં નાનાં તાપણાંઓ છે. પરંતુ એમાંથી પ્રચંડ દાવાનળ ભભૂકી ઊઠે એવા જોખમમાં એમનું મહત્ત્વ રહેલું હતું.

રાજકીય તેમ જ લશ્કરી દૃષ્ટિએ પણ મહાયુદ્ધ પછીનાં વરસોમાં ફ્રાંસનું યુરોપ ઉપર પ્રભુત્વ હતું. પ્રદેશોના રૂપમાં તેને જે જોઈતું હતું તેમાંનું ઘણુંખરું તેને મળી ગયું હતું અને કંઈ નહિ તો, યુદ્ધની નુકસાની પેટે મોટી રકમ મળવાનું વચન પણ મળ્યું હતું. પરંતુ એ બધાથી તે સુખી નહોતું. એક મહાભય — જર્મની ફરી પાછું તેની સામે હથિયાર ઉગામવા જેટલું બળવાન બની જાય અને કદાચ તેને હરાવે, એવો ભય તેને નિરંતર રહ્યા કરતો હતો. એ ભયનું મુખ્ય કારણ જર્મનીની તેના કરતાં ઘણી વધારે વસતી હતું. જર્મની કરતાં ફ્રાંસનું ક્ષેત્રફળ વધારે છે અને કદાચ તે તેના કરતાં વધારે ફળદ્રુપ પણ હશે. આમ છતાં પણ ફ્રાંસની વસ્તી ૪૧,૦૦૦,૦૦૦ છે અને તે લગભગ સ્થાયી છે. જ્યારે જર્મનીની વસ્તી ૬૨,૦૦૦,૦૦૦ કરતાંયે વધારે છે અને તે ઉત્તરોત્તર વધતી જાય છે. વળી જર્મનો હુમલાખોર અને લડાયક પ્રજા તરીકે નામીચા હતા અને એક જ પેઢી દરમ્યાન તેમણે બે વખત ફ્રાંસ ઉપર ચડાઈ કરી હતી.

જર્મની વેર લેશે એવો ભય ફ્રાંસને નિરંતર અકળાવતો રહેતો હતો અને 'સલામતી', એટલે કે તેને જે મળ્યું હતું તે ટકાવી રાખવા માટે ફ્રાંસની સલામતી એ જ તેની નીતિનો પાયો અને પ્રધાન સિદ્ધાંત હતો. વર્સાઈની સંધિથી નિરાશ થયેલા બધા દેશોને ફ્રાંસની લશ્કરી સરસાઈએ અંકુશમાં રાખ્યા, કેમ કે એ સુલેહ ટકાવી રાખવી એ ફ્રાંસની સલામતી માટે જરૂરી ગણવામાં આવતું હતું. પોતાની સ્થિતિ વિશેષ મજબૂત કરવાને માટે, એ ઉપરાંત, ફ્રાંસે વર્સાઈની સંધિ ટકાવી રાખવામાં જેમનું હિત સમાયેલું હતું તેવાં રાષ્ટ્રોનો એક સમૂહ ઊભો કર્યો. બેલ્જિયમ, પોલેંડ, ચેકોસ્લોવાકિયા, રુમાનિયા અને યુગોસ્લાવિયા એ એવા દેશો હતા.

આ રીતે ફ્રાંસે યુરોપમાં પોતાનું સર્વોપરીપણું અથવા નેતૃત્વ જમાવ્યું. ઇંગ્લંડને એ વસ્તુ પસંદ નહોતી, કેમ કે પોતાના સિવાય બીજી કોઈ પણ સત્તાનું યુરોપ ઉપર પ્રભુત્વ જામે એ તેને બિલકુલ રુચતું નથી. ઇંગ્લંડને પોતાના મિત્ર ફ્રાંસ માટે પ્રેમ અને મિત્રભાવ હતો તે બિલકુલ ઠંડા પડી ગયા; બ્રિટિશ છાપાંઓ ફ્રાંસને સ્વાર્થી અને નિષ્ઠુર કહીને વખોડવા લાગ્યાં અને જૂના દુશ્મન જર્મની માટે તેઓ મિત્રાચારી ભર્યા ઉલ્લેખો કરવા લાગ્યાં. અંગ્રેજો કહેવા લાગ્યા કે, આપણે ગઈ ગુજરી ભૂલી જઈને દરગુજર કરવું જોઈએ તથા સુલેહકાળમાં યુદ્ધ સમયનાં કડવાં સ્મરણો તાજાં કરીને ન વર્તવું જોઈએ. આ બહુ જ પ્રશંસાપાત્ર ભાવનાઓ હતી, અને અંગ્રેજોના દૃષ્ટિબિંદુથી તો એ બેવડી પ્રશંસાપાત્ર હતી કેમ કે ઇંગ્લંડની નીતિ સાથે તે બંધ બેસતી આવતી હતી! કાઉન્ટ સ્ફોરઝા નામના એક ઇટાલીના રાજપુરુષે કહ્યું છે કે, ઇંગ્લંડને થતા કોઈ પણ લાભનું તથા બ્રિટિશ સરકારની મુત્સદ્દીગીરીના કોઈ પણ પગલાનું ઉચ્ચમાં ઉચ્ચ નૈતિક દૃષ્ટિથી બધા જ વર્ગો સમર્થન કરે એ "પરમ કૃપાળુ ઈશ્વર તરફથી બ્રિટિશ પ્રજાને મળેલી અમૂલ્ય ભેટ છે."

૧૯૨૨ની સાલના આરંભથી, ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચેનું ઘર્ષણ એ યુરોપી રાજકારણની રોજિંદી વસ્તુ બની ગઈ. ઉપર ઉપરથી તો સ્મિત અને વિનયી શબ્દોનો ડોળ કરવામાં આવતો હતો અને બંને દેશોના રાજદ્વારી પુરુષો તથા વડા પ્રધાનો વારંવાર મળતા તેમ જ સાથે ઊભા રહીને ફોટા પડાવતા હતા; પરંતુ અંદરખાનેથી બંને દેશની સરકારો વારંવાર સામસામી દિશાઓમાં ખેંચતી હતી. ૧૯૨૨ની સાલમાં જર્મની યુદ્ધની નુકસાનીની રકમ ભરપાઈ કરવાનો વાયદો ચૂક્યું ત્યારે ઇંગ્લંડ, મિત્રરાજ્યો રૂરની ખીણનો કબજો લે એની તરફેણમાં નહોતું. પરંતુ ઇંગ્લંડના વિરોધ છતાં ફ્રાંસે પોતાનું ધાર્યું કર્યું. ઇંગ્લંડે એ કબજો લેવામાં ભાગ ન લીધો.

ફ્રાંસનું બીજું એક પુરાણું મિત્ર ઇટાલી પણ તેનાથી જુદું પડી ગયું અને એ બંને દેશો વચ્ચે નિરંતર ઘર્ષણ ચાલુ રહ્યું. ૧૯૨૨ની સાલમાં મુસોલિનીએ સત્તા પચાવી પાડી તે તથા તેની સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષા એમ થવા માટે કારણભૂત હતાં. ઇટાલીની સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષાઓમાં ફ્રાંસ અંતરાયો નાંખતું હતું. મુસોલિની અને ફાસીવાદ વિષે હું હવે પછીના પત્રમાં કહીશ.

મહાયુદ્ધ પછીનાં વરસો દરમ્યાન બ્રિટિશ સામ્રાજ્યમાં કેટલાંક વિશ્લેષક બળ પણ દેખાવા લાગ્યાં હતાં. આ પ્રશ્નની કેટલીક બાજુઓની ચર્ચા, આગળના એક પત્રમાં હું કરી ગયો છું. અહીં હું તેની એક બાજુનો માત્ર ઉલ્લેખ જ કરીશ. ઑસ્ટ્રેલિયા તથા કૅનેડા એ બંને અમેરિકાની સાંસ્કૃતિક તેમ જ આર્થિક અસર નીચે વધુ ને વધુ આવવાં લાગ્યાં. જાપાનીઓ સામે

અને ખાસ કરીને તેઓ તે દેશોમાં આવીને વસતા હતા તે સામે એ ત્રણેનો એક સરખો અણગમો હતો. ઑસ્ટ્રેલિયાને એ વિષે ખાસ ભય રહે છે કેમ કે, તેની પાસે અણવસાયેલો વિશાળ પ્રદેશ હજી પડેલો છે, અને જાપાન તેનાથી બહુ દૂર નથી. વળી ત્યાં આગળ કીડીદર વસતી છે. એ બે સંસ્થાનો તથા અમેરિકાને ઇંગ્લંડની જાપાન સાથેની મૈત્રી પસંદ પડી નહોતી. ઇંગ્લંડ અમેરિકાને ખુશ કરવા ચહાતું હતું કેમ કે શરાફ તરીકે અને બીજી રીતે પણ અમેરિકાનું દુનિયા ઉપર પ્રભુત્વ હતું. વળી, બની શકે તેટલા લાંબા વખત સુધી તેને પોતાનું સામ્રાજ્ય પણ ટકાવી રાખવું હતું. આથી ૧૯૨૨ની વૉશિંગ્ટન પરિષદમાં ઇંગ્લંડે જાપાન સાથેના પોતાના ઐક્યનો ભોગ આપ્યો. ચીન વિષેના મારા છેલ્લા પત્રમાં મેં તને એ પરિષદ વિષે લખ્યું છે. એ પરિષદમાં જ 'ચાર સત્તાઓનો કરાર' તથા 'નવ સત્તાઓનો કરાર' એ બે સંધિઓ થવા પામી. આ સંધિઓ ચીન અને પ્રશાન્ત મહાસાગરના કાંઠાના સંબંધમાં હતી અને રશિયાનું હિત નિકટપણે તેની સાથે સંકળાયેલું હોવા છતાંયે તેને એ પરિષદમાં આમંત્રણ આપવામાં આવ્યું નહોતું. જોકે એ સામે તેણે પોતાનો વિરોધ પણ વ્યક્ત કર્યો હતો.

આ વૉશિંગ્ટન પરિષદથી ઇંગ્લંડની પૂર્વની નીતિમાં ફેરફાર થવા પામ્યો. મધ્ય પૂર્વના દેશોની બાબતમાં તેમ જ જરૂર પડે તો હિંદની બાબતમાં પણ મદદ માટે ઇંગ્લંડ આજ સુધી જાપાન ઉપર આધાર રાખતું આવ્યું હતું. પરંતુ દૂર પૂર્વના દેશો હવે જગતના વ્યવહારમાં અતિ મહત્ત્વનાં અંગો બનતા જતા હતા. અને ત્યાં આગળ જુદી જુદી સત્તાઓ વચ્ચે હિતોની અથડામણ થવા લાગી હતી. ચીનની ચડતી થવા લાગી હતી અથવા કહો કે એવું જણાતું હતું તથા અમેરિકા અને જાપાન વચ્ચે સામસામી દુશ્મનાવટ વધતી જતી હતી. ઘણા લોકો ધારતા હતા કે પ્રશાન્ત મહાસાગર એ બીજા મહાયુદ્ધનું પ્રધાન કેન્દ્ર બની જશે. જાપાન અને અમેરિકાની વચ્ચે ઇંગ્લંડ જાપાનનો પક્ષ છોડીને અમેરિકાને પક્ષે ગયું અથવા તેણે જાપાનનો પક્ષ તજી દીધો એમ કહેવું વધારે સાચું ગણાશે. કોઈ પણ રીતે બંધાઈ ગયા વિના બળવાન અને તવંગર અમેરિકા સાથે મિત્રાચારીભર્યો સંબંધ રાખવાની નીતિ ઇંગ્લંડે ચોકકસપણે અખત્યાર કરી. જાપાન સાથેનું ઐક્ય તોડ્યા પછી પૂર્વ તરફની ભાવિ લડાઈ માટે ઇંગ્લંડે તૈયારી કરવા માંડી. અઢળક નાણાં ખરચીને તેણે સિંગાપોરમાં જબરદસ્ત પુસ્તાઓ બાંધ્યા અને તેને એક મોટું નૌકા મથક બનાવ્યું. એ સ્થાનેથી ઇંગ્લંડ હિંદી મહાસાગર તેમ જ પ્રશાન્ત મહાસાગર વચ્ચેની અવરજવર ઉપર અંકુશ રાખી શકે છે. ત્યાંથી એક બાજુએ તે હિંદુસ્તાન અને બ્રહ્મદેશ ઉપર અને બીજી બાજુએ ફ્રેંચ અને ડચ વસાહતો ઉપર પોતાનું પ્રભુત્વ જાળવી શકે છે અને સૌથી મહત્ત્વની વસ્તુ તો એ છે કે, જાપાન સામે કે બીજી

કોઈ પણ સત્તાની સામે પ્રશાન્ત મહાસાગરના વિગ્રહમાં તે ત્યાંથી અસરકારક રીતે ભાગ લઈ શકે છે.

૧૯૨૨ની સાલમાં વૉશિંગ્ટનમાં ઇંગ્લંડ અને જાપાન વચ્ચેનું ઐક્ય તૂટવાથી જાપાન એકલું પડી ગયું. જાપાનને હવે રશિયા તરફ નજર કરવાની ફરજ પડી અને તેણે સોવિયેટ સાથે સારા સંબંધો કેળવવાની શરૂઆત કરી. ત્રણ વરસ પછી, ૧૯૨૫ના જાન્યુઆરી માસમાં જાપાન અને સોવિયેટ રાજ્ય વચ્ચે સંધિ થઈ.

મહાયુદ્ધ પછીનાં આરંભનાં વરસો દરમ્યાન વિજયી રાષ્ટ્રોએ જર્મની તરફ બહિષ્કૃત રાષ્ટ્ર જેવો વર્તાવ દાખવ્યો. એ રાષ્ટ્રો તરફથી સહાનુભૂતિ ન મળવાથી, અને કંઈક અંશે તેમને સહેજસાજ ડરાવવાના આશયથી પણ તે સોવિયેટ રશિયા તરફ વળ્યું અને ૧૯૨૨ના એપ્રિલ માસમાં તેની સાથે રેપેલોની સંધિ કરી. એની વાટાઘાટો ગુપ્ત રાખવામાં આવી હતી અને સંધિની જાહેરાત કરવામાં આવી ત્યારે મિત્ર રાજ્યોની સરકારો ચમકી ઊઠી. બ્રિટિશ સરકાર, ખાસ કરીને એથી વધારે અસ્વસ્થ થઈ; કારણ કે, સોવિયેટ સરકાર પ્રત્યે બ્રિટનના શાસકવર્ગને ભારે અણગમો હતો. જર્મની પ્રત્યે સારો વર્તાવ રાખવામાં ન આવે તેમ જ તેને મનાવી લેવામાં ન આવે તો તે રશિયા સાથે મળી જશે એવી પ્રતીતિ થવાથી જ જર્મની તરફની બ્રિટિશ નીતિમાં ફેરફાર થવા પામ્યો. જર્મનીની હાડમારીઓ પ્રત્યે અંગ્રેજ લોકો હમદર્દી બતાવવા લાગ્યા અને બિનસત્તાવાર રીતે અનેક પ્રકારે તેઓ તેના તરફ મિત્રાચારીભર્યું વલણ દાખવવા લાગ્યા. રૂરનો કબજો લેવાના સાહસથી તેઓ અળગા રહ્યા હતા. જર્મની માટે તેમના હૃદયમાં એકાએક પ્રેમ ઊભરાઈ આવ્યો તેથી નહિ પણ જર્મનીને રશિયાથી અળગું રાખવા તેમ જ તેને સોવિયેટ-વિરોધી રાષ્ટ્રોના સમૂહમાં રાખવાને માટે તેમણે આ બધું કર્યું હતું. કેટલાંક વરસો સુધી બ્રિટિશ નીતિની એ વસ્તુ કસોટી બની રહી અને ૧૯૨૫ની સાલમાં લોકાર્નોમાં તેમને એમાં સફળતા મળી. લોકાર્નોમાં યુરોપી સત્તાઓની એક પરિષદ મળી અને મહાયુદ્ધ પછી પહેલી જ વાર વિજયી સત્તાઓ અને જર્મની વચ્ચે કેટલાક મુદ્દાઓની બાબતમાં સાચી સમજૂતી થવા પામી. એ મુદ્દાઓનો સંધિમાં સમાવેશ કરવામાં આવ્યો. પરંતુ તેમની વચ્ચે સંપૂર્ણ સમજૂતી તો ન જ થવા પામી; યુદ્ધની નુકસાનીની રકમનો મહામોટો પ્રશ્ન તેમ જ બીજા પણ કેટલાક પ્રશ્નો હજી એમના એમ જ બાકી રહ્યા હતા. પરંતુ લોકાર્નોમાં શુભ શરૂઆત થઈ અને પરસ્પર ખાતરીઓ અને બાંયધરીઓ આપવામાં આવી. જર્મનીએ વર્સાઈની સંધિએ ઠરાવ્યા મુજબની ફ્રાંસ સાથેની પશ્ચિમ તરફની પોતાની સરહદ કબૂલ રાખી; સમુદ્ર સુધી પહોંચતી પોલૅંડની પટી (પોલિશ કૉરિડોર) સહિતની પોતાની પૂર્વની સરહદને છેવટની તરીકે સ્વીકારવાની તેણે ના પાડી,

પરંતુ તે બદલાવવા માટે માત્ર શાંતિમય પ્રયાસોનો જ આશરો લેવાનું તેણે વચન આપ્યું. જો કોઈ પણ પક્ષ એ સમજૂતીનો ભંગ કરે તો બાકીના બધા એકત્ર થઈને તેની સામે લડવાને વચનથી બંધાયા હતા.

લોકાર્નોમાં બ્રિટિશ નીતિનો વિજય થયો. એથી કરીને ઇંગ્લંડ, ફ્રાંસ અને જર્મની વચ્ચેના મતભેદો કે ઝઘડાઓની બાબતમાં કંઈક અંશે લવાદ બન્યું તેમ જ એને લીધે જર્મની રશિયાથી દૂર ખસી ગયું. લોકાર્નોની સંધિનું પ્રધાન મહત્ત્વ એ હતું કે, એથી કરીને પશ્ચિમ યુરોપની સત્તાઓ એકત્ર થઈ અને તેમનો સોવિયેટ-વિરોધી સંઘ બન્યો. રશિયા આથી ભડકયું અને થોડા જ માસમાં તુર્કી સાથે ઐક્ય કરીને તેણે એનો જવાબ વાળ્યો. રશિયા તુર્કી વચ્ચેની આ સંધિ ૧૯૨૫ના ડિસેમ્બર માસમાં મોસલની બાબતમાં પ્રજાસંઘે પોતાનો નિર્ણય — તને યાદ હશે કે એ નિર્ણય તુર્કીની વિરુદ્ધ હતો — આપ્યા પછી બે જ દિવસ બાદ થવા પામી હતી. ૧૯૨૬ના સપ્ટેમ્બર માસમાં જર્મની પ્રજાસંઘમાં દાખલ થયું અને એ પ્રસંગે સૌએ પરસ્પર એકબીજા સાથે ખૂબ ભેટાભેટ કરી અને હસ્તધૂનન કર્યું તેમ જ પ્રજાસંઘના બધાયે સભ્યોના મુખ ઉપર સ્મિત ફરકી રહ્યું અને બધા એકબીજાને પરસ્પર અભિનંદન આપવા લાગ્યા.

અને આમ, યુરોપી રાષ્ટ્રો વચ્ચે સામસામા આ દાવપેચો ચાલવા લાગ્યા. ઘણુંખરું, એ બધા દાવપેચો દેશની આંતરિક નીતિને આધારે ખેલાતા હતા. ૧૯૨૩ના ડિસેમ્બરમાં ઇંગ્લંડમાં થયેલી સામાન્ય ચૂંટણીમાં કૉન્ઝરવેટીવ પક્ષની હાર થઈ અને પાર્લમેન્ટના મજૂરપક્ષે, જો કે તેની ચોખ્ખી બહુમતી નહોતી છતાંયે, પહેલવહેલી વખત પોતાની સરકાર રચી. રમ્સે મૅકડૉનાલ્ડ વડો પ્રધાન બન્યો. એ સરકારનો અમલ સાડાનવ માસ જેટલા ટૂંકા સમય સુધી જ ચાલ્યો. પરંતુ, એ સમય દરમ્યાન, સોવિયેટ રશિયા સાથે તેણે સમજૂતી કરી અને બે દેશો વચ્ચે રાજદ્વારી અને વેપારી સંબંધો બંધાયા. કૉન્ઝરવેટીવો સોવિયેટને કોઈ પણ રીતે માન્ય રાખવાની વિરુદ્ધ હતા અને આગલી ચૂંટણી પછી એક જ વરસની અંદર થયેલી બીજી સામાન્ય ચૂંટણીમાં રશિયાએ મોટો ભાગ ભજવ્યો. એમ થવાનું કારણ એ હતું કે, 'ઝીનોવેવ પત્ર' તરીકે ઓળખાતા એક પત્રને એ ચૂંટણીમાં કૉન્ઝરવેટીવોએ પ્રધાન શસ્ત્ર તરીકે વાપર્યો હતો. એ પત્રમાં ઇંગ્લંડના સામ્યવાદીઓને ગુપ્ત રીતે ત્યાં આગળ ક્રાંતિ કરવાની પ્રવૃત્તિ કરવાને જણાવવામાં આવ્યું હતું. ઝીનોવેવ સોવિયેટ સરકારમાં એક આગળ પડતો બોલ્શેવિક હતો. તેણે એ પત્ર લખ્યાનો સાફ ઇન્કાર કર્યો અને જણાવ્યું કે તે પત્ર બનાવટી હોવો જોઈએ. પરંતુ આમ છતાંયે કૉન્ઝરવેટીવોએ તો એ પત્રનો સારી પેઠે દુરુપયોગ કર્યો અને અમુક અંશે તેની મદદથી તેઓ એ ચૂંટણીમાં જીત્યા. હવે કૉન્ઝરવેટીવોની સરકાર રચાઈ

અને સ્ટેન્લી બોલ્ડવીન તેનો વડો પ્રધાન બન્યો. એ સરકારને 'ઝીનોવેવ પત્ર'ના ખરાખોટાપણા વિષે તપાસ કરવાનું વારંવાર જણાવવામાં આવ્યું પરંતુ તેણે તેમ કરવાની સાફ ના પાડી. પાછળથી બર્લિનમાં બહાર પડેલી કેટલીક માહિતી ઉપરથી માલૂમ પડ્યું કે એક 'શ્વેત' રશિયને એટલે કે બોલ્શેવિક વિરોધી અને પોતાના વતનમાંથી નાસી છૂટેલા રશિયને લખેલો એ બનાવટી પત્ર હતો. પરંતુ એ બનાવટી પત્રે ઇંગ્લંડમાં તેનું કામ પાર પાડ્યું અને એક સરકારને ઉથલાવી પાડીને તેને સ્થાને બીજીની સ્થાપના કરી. આંતરરાષ્ટ્રીય વ્યવહારો ઉપર આવા નજીવા બનાવો અસર કરે છે!

૧૯૨૬ની સાલમાં દૂર પૂર્વમાં એક બનાવ બન્યો તે પણ બ્રિટિશ સરકારને માટે ભારે છંછેડણીના કારણરૂપ થઈ પડ્યો. ચીનમાં બળવાન અને સંયુક્ત સરકાર એકાએક ઊભી થઈ અને તે સોવિયેટ રશિયા સાથે નિકટનો સંબંધ રાખતી હોય એમ જણાતું હતું. ઘણા મહિનાઓ સુધી ચીનમાં અંગ્રેજો ભારે મુશ્કેલીમાં રહ્યા અને પોતાની પ્રતિષ્ઠાનો ફાંકો ગળી જઈને ઘણી અણગમતી વસ્તુઓ તેમને કરવી પડી. થોડા સમયની સફળતા પછી ચળવળમાં ફાટફૂટ પડી અને તે છિન્નભિન્ન થઈ ગઈ. સેનાપતિઓએ ચળવળમાંના ઉદ્દામ વિચાર ધરાવનારાઓની કતલ કરી અથવા તેમને તેમાંથી કાઢી મૂક્યા અને શાંઘાઈના પરદેશી શરાફો ઉપર આધાર રાખવાનું તેમણે પસંદ કર્યું. આંતરરાષ્ટ્રીય રમતમાં રશિયાની એ મોટી હાર હતી અને ચીનમાં તથા અન્યત્ર તેની પ્રતિષ્ઠા ઘટી ગઈ. ઇંગ્લંડ માટે એ ફતેહ હતી અને સોવિયેટને એ હારની વિશેષ પ્રતીતિ કરાવીને તેણે એ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવવાનો પ્રયત્ન કર્યો. સોવિયેટવિરોધી સંઘ ઊભો કરવાના તેમ જ રશિયાને ચારે તરફથી ઘેરી લેવાના પ્રયાસો ફરી પાછા કરવામાં આવ્યા.

૧૯૨૭ની સાલના વચગાળામાં દુનિયાના જુદા જુદા ભાગોમાં સોવિયેટ સામે પગલાં ભરવામાં આવ્યાં. ૧૯૨૭ના એપ્રિલ માસમાં, પેકિંગમાંના સોવિયેટના એલચીની કચેરી ઉપર તેમ જ શાંઘાઈમાંના સોવિયેટના પ્રતિનિધિની કચેરી ઉપર એક જ દિવસે હુમલો કરવામાં આવ્યો. એ બંને પ્રદેશો બે જુદી જુદી ચીની સરકારના કાબૂ નીચે હતા અને છતાંયે આ બાબતમાં તેમણે એકીસાથે પગલાં ભર્યાં. એલચીની કચેરી ઉપર હુમલો કરવો અને એલચીનું અપમાન કરવું એ બહુ જ અસામાન્ય ઘટના છે અને ઘણુંખરું એને પરિણામે અનિવાર્યપણે યુદ્ધ સળગી ઊઠે છે. રશિયન લોકો એમ માનતા હતા કે, રશિયા ઉપર પરાણે યુદ્ધ લાદવાને માટે ઇંગ્લંડે તેમ જ બીજી સોવિયેટ વિરોધી સત્તાઓએ ચીની સરકારો પાસે એમ કરાવ્યું છે. પરંતુ રશિયાએ એને કારણે લડાઈ સળગાવી નહિ. એક માસ પછી, ૧૯૨૭ના મે માસમાં બીજો એક અસાધારણ હુમલો કરવામાં આવ્યો. આ વખતે લંડનમાં રશિયન વેપારી પેઢીઓની

કચેરીઓ ઉપર હુમલો કરવામાં આવ્યો, એને 'આરકોઝ–હુમલો' કહેવામાં આવે છે કેમ કે ઇંગ્લંડમાંની રશિયાની સરકારી વેપારી કંપનીનું નામ 'આરકોઝ' હતું. એ પણ બીજા એક રાષ્ટ્રનું ઘોર અને સંપૂર્ણપણે અનુચિત અપમાન હતું. એ બનાવ પછી તરત જ બે દેશ વચ્ચેના રાજદ્વારી તેમ જ વેપારી સંબંધો તૂટ્યા. એક માસ પછી, જૂનમાં પોલેંડમાંના સોવિયેટ એલચીનું વૉરસોમાં ખૂન કરવામાં આવ્યું. (ચાર વરસ પૂર્વે રોમમાંના સોવિયેટ એલચીનું લોસાંમાં ખૂન કરવામાં આવ્યું હતું.) એક પછી એક બનેલા બનાવોની આ પરંપરાએ રશિયાના લોકોને અસ્વસ્થ કરી મૂકયા અને તેમને લાગ્યું કે, બધી સામ્રાજ્યવાદી સત્તાઓ એકત્ર થઈને તેમના ઉપર હુમલો કરશે. રશિયામાં યુદ્ધનો ભારે ગભરાટ ફેલાઈ ગયો અને પશ્ચિમ યુરોપના ઘણાખરા દેશોમાં મજૂરોએ રશિયાની તરફેણમાં અને આવતા જણાતા યુદ્ધના વિરોધમાં દેખાવો કર્યા. યુદ્ધનો ગભરાટ શમી ગયો અને યુદ્ધ થવા પામ્યું નહિ.

એ જ વરસમાં, એટલે કે ૧૯૨૭ની સાલમાં સોવિયેટ રશિયાએ વિશાળ પાયા ઉપર બોલ્શેવિક ક્રાંતિની દશમી સંવત્સરી ઊજવી. ઇંગ્લંડ તથા ફ્રાંસ તે વખતે રશિયા સામે ભારે વેર રાખતાં હતાં પરંતુ ઈરાન, તુર્કી, અફઘાનિસ્તાન અને મંગોલિયાનાં સરકારી પ્રતિનિધિ મંડળોએ એ ઉજવણીમાં ભાગ લીધો તે ઉપરથી સોવિયેટ રશિયાની પૂર્વના દેશો સાથેની મૈત્રીની પ્રતીતિ થતી હતી.

યુરોપમાં તેમ જ અન્યત્ર આવી સનસનાટીભરી અફવાઓ અને યુદ્ધની તૈયારીઓ ચાલતી હતી તે જ વખતે શસ્ત્રસંન્યાસની વાતો પણ સારી પેઠે ચાલી રહી હતી. પ્રજાસંઘના કરારમાં જણાવવામાં આવ્યું હતું કે, "આ પ્રજાસંઘના સભ્યો એ વાતનો સ્વીકાર કરે છે કે, સુલેહશાંતિ જાળવવા માટે, રાષ્ટ્રની સલામતીને લક્ષમાં રાખીને દરેક દેશે પોતાની શસ્ત્રસામગ્રી જેટલી બની શકે એટલી ઘટાડી નાખવાની તેમ જ આંતરરાષ્ટ્રીય ફરજોનો અમલ બધાએ એક સાથે મળીને કરાવવાની જરૂર છે." આ ઉદાત્ત સિદ્ધાંત નક્કી કરવા ઉપરાંત પ્રજાસંઘે તે વખતે કશુંયે ન કર્યું, પરંતુ એ બાબતમાં જરૂરી પગલાં ભરવાનું તેણે પોતાની કાઉન્સિલને જણાવ્યું. જર્મની તેમ જ હારેલી બીજી સત્તાઓને તો બેશક, સુલેહની સંધિઓ દ્વારા નિઃશસ્ત્ર કરવામાં આવી હતી. વિજયી સત્તાઓએ પણ પછીથી એ જ પ્રમાણે કરવાનું કબૂલ કર્યું હતું. એને માટે ઉપરાછાપરી પરિષદો ભરવામાં આવી પણ તેમાંથી કશુંયે મહત્ત્વનું પરિણામ ન આવ્યું. પરંતુ એમાં આશ્ચર્ય પામવા જેવું કશું નહોતું, કેમ કે દરેક સત્તા એવા પ્રકારનું નિઃશસ્ત્રીકરણ કરવાની મુરાદ રાખતી હતી કે જેને પરિણામે તે બીજી સત્તાઓ કરતાં પ્રમાણમાં વધારે બળવાન રહે. એ વસ્તુસ્થિતિ બીજી સત્તાઓ માન્ય ન કરે એ સ્વાભાવિક હતું. ફ્રાંસે તો આખો

વખત એક જ માગણી કર્યા કરી કે પહેલી સલામતી પછી નિઃશસ્ત્રીકરણની વાત.

મહાસત્તાઓમાંથી સોવિયેટ રશિયા અને અમેરિકા પ્રજાસંઘનાં સભ્યો નહોતાં. ખરેખર, સોવિયેટ રશિયા તો પ્રજાસંઘને એક પ્રતિસ્પર્ધી અને વિરોધી તમાશા તરીકે — પોતાની સામે કટિબદ્ધ થઈને ઊભેલા મૂડીવાદી સત્તાઓના એક સમૂહ તરીકે લેખતું હતું. ખુદ સોવિયેટના સંયુક્ત રાજ્યને જ પ્રજાસંઘ ગણવામાં આવતો હતો (જે રીતે બ્રિટિશ સામ્રાજ્યનો કેટલીક વાર રાષ્ટ્રસંઘ તરીકે ઉલ્લેખ કરવામાં આવે છે તેમ.). ઘણાં પ્રજાસત્તાક એકત્ર થઈને એ સંયુક્ત રાજ્ય બન્યું હતું. પૂર્વની પ્રજાઓ પણ પ્રજાસંઘ તરફ શંકાથી જોતી હતી અને તેને સામ્રાજ્યવાદી સત્તાઓના એક હથિયાર તરીકે લેખતી હતી. આમ છતાંયે, નિઃશસ્ત્રીકરણની વિચારણા કરવા માટેની પ્રજાસંઘની બધીયે પરિષદોમાં અમેરિકા અને રશિયા તેમ જ બીજા લગભગ બધા દેશોએ ભાગ લીધો હતો. ૧૯૨૫ની સાલમાં નિઃશસ્ત્રીકરણના પ્રશ્નનો વિચાર કરવાને એક મહાન વિશ્વ-પરિષદ ભરવા માટેની ભૂમિકા તૈયાર કરવાને પ્રજાસંઘે એક કમિશન નીમ્યું. એ કમિશને સાત સાત વરસો સુધી એક પછી એક નિઃશસ્ત્રીકરણની જુદી જુદી યોજનાઓનું નિરીક્ષણ કર્યા કર્યું પરંતુ તેમાંથી કશું પરિણામ નીપજ્યું નહિ. ૧૯૩૨ની સાલમાં ખુદ વિશ્વ-પરિષદની બેઠક મળી અને અનેક મહિનાઓ સુધી વ્યર્થ વાટાઘાટો ચલાવ્યા પછી તે બરખાસ્ત થઈ ગઈ.

અમેરિકાએ નિઃશસ્ત્રીકરણને અંગેની આ બધી ચર્ચાઓમાં ભાગ લીધો એટલું જ નહિ પણ દુનિયાભરમાં તેનું આર્થિક પ્રભુત્વ જામ્યું હોવાથી યુરોપ તેમ જ યુરોપના મામલામાં તેનો રસ વધવા પામ્યો હતો. આખુંયે યુરોપ તેનું દેવાદાર હતું અને યુરોપના દેશોને પરસ્પર એકબીજાનાં ગળાં રેંસતા રોકવામાં તેનું હિત રહેલું હતું, કેમ કે ઉચ્ચ આશયોની વાત જવા દઈએ તોયે એમ બનવા પામે તો તેના લેણાની તેમ જ તેના વેપારની શી વલે થાય? નિઃશસ્ત્રીકરણની ચર્ચાઓનું કશું પરિણામ ન આવ્યું. એટલે ફ્રેંચ અને અમેરિકન સરકારો વચ્ચેની વાતચીતોને પરિણામે, શાંતિ જાળવી રાખવામાં મદદરૂપ નીવડે એવી એક નવી યોજના ૧૯૨૮ની સાલમાં બહાર પડી. એ યોજનામાં યુદ્ધને છટાદાર ભાષામાં 'બેકાયદા' ઠરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. એમાં મૂળ તો અમેરિકા અને ફ્રાંસ એ બે દેશો વચ્ચે જ કરાર કરવાનો ખ્યાલ રાખવામાં આવ્યો હતો પરંતુ એનો વિકાસ થયો અને છેવટે દુનિયાનાં લગભગ બધાંયે રાષ્ટ્રો તેમાં દાખલ થયાં. ૧૯૨૮ના ઑગસ્ટ માસમાં પૅરિસમાં એ કરાર ઉપર સહીઓ થઈ અને તેથી એ ૧૯૨૮ની સાલના પૅરિસના કરાર તરીકે ઓળખાય છે. એને 'કેલોગ–બ્રિયાં કરાર' અથવા માત્ર 'કેલોગ કરાર' તરીકે પણ ઓળખવામાં આવે છે. કેલોગ અમેરિકાની સરકારનો એક પ્રધાન હતો

અને તેણે એ બાબતમાં આગળ પડતો ભાગ લીધો હતો. બ્રિયાં ફ્રાંસનો વિદેશ-મંત્રી હતો. પ્રસ્તુત કરાર એક ટૂંકો દસ્તાવેજ છે. આંતરરાષ્ટ્રીય તકરારી મુદ્દાઓના ઉકેલ માટે યુદ્ધનો આશરો લેવામાં આવે તે વસ્તુને તેમાં વખોડી કાઢવામાં આવી છે તેમ જ પ્રસ્તુત કરાર ઉપર સહી કરનારાં રાષ્ટ્રો વચ્ચેના પરસ્પર સંબંધોને અંગે રાષ્ટ્રીય નીતિ તરીકે યુદ્ધનો ત્યાગ કરવાનું તેમાં, જણાવવામાં આવ્યું છે. આ ભાષા — કરારની એ લગભગ શબ્દશઃ ભાષા છે — સાંભળવામાં તો બહુ જ મધુરી લાગે છે અને તેની પાછળનો આશય પ્રામાણિક હોત તો એથી યુદ્ધનો અંત પણ આવત. પરંતુ એ કરાર ઉપર સહી કરનારી સત્તાઓ કેટલી બધી અપ્રમાણિક હતી તે થોડા જ વખતમાં બહાર પડી ગયું. અંગ્રેજો અને ફ્રેંચોએ, ખાસ કરીને અંગ્રેજોએ, એના ઉપર સહી કરવા પહેલાં કરારને નકામો કરી મૂકે એવી અનેક છટકબારીઓ રાખી. સામ્રાજ્યના સંબંધમાં તેને જે કંઈ યુદ્ધની પ્રવૃત્તિઓ કરવી પડે તેને બ્રિટિશ સરકારે એ કરારમાંથી બાદ રાખી. વાસ્તવમાં એનો અર્થ એ થયો કે જ્યારે ધારે ત્યારે તે યુદ્ધ કરી શકે. પોતાના આધિપત્ય અને લાગવગ નીચેના પ્રદેશોની બાબતમાં તેણે એક પ્રકારના બ્રિટિશ 'મનરો સિદ્ધાંત'ની જાહેરાત કરી.

આમ, જાહેર રીતે યુદ્ધ 'ગેરકાયદા' ઠરાવાઈ રહ્યું હતું તે જ વખતે ૧૯૨૮ની સાલમાં ઇંગ્લંડ અને ફ્રાંસ વચ્ચે એક ગુપ્ત નૌકા કરાર થયો. એની બાતમી કોઈક રીતે બહાર પડી ગઈ અને તેથી યુરોપ તથા અમેરિકા ચોંકી ઊઠયું. પડદા પાછળ રહેલી સાચી વસ્તુસ્થિતિ શી હતી તેનો આ ઉપરથી બરાબર ખ્યાલ આવતો હતો.

સોવિયેટ રાજ્યે કેલોગ કરારને માન્ય રાખ્યો અને તેણે તેના ઉપર સહી કરી. એમ કરવાનું ખરું કારણ, એ કરારને બહાને સોવિયેટ સામે આક્રમણ કરે એવો સોવિયેટ-વિરોધી સંઘ રચાતો કંઈક અંશે અટકાવવાનું હતું. પ્રસ્તુત કરાર ઉપર સહી કરતી વખતે અંગ્રેજોએ રાખેલી છટકબારી, ખાસ કરીને સોવિયેટને ઉદ્દેશીને હતી એમ લાગતું હતું. એ કરાર ઉપર સહી કરતી વખતે, અંગ્રેજો અને ફ્રેંચોએ રાખેલી છટકબારીઓ સામે રશિયાએ સખત વાંધો ઉઠાવ્યો.

રશિયા યુદ્ધ ટાળવાને માટે એટલું બધું ઇંતેજાર હતું કે, તેણે એ ઉપરાંત પોલૅંડ, રુમાનિયા, એસ્ટોનિયા, લૅટવિયા, તુર્કી અને ઈરાન વગેરે પોતાના પાડોશીઓ સાથે સુલેહશાંતિ જાળવવાના ખાસ કરારો કરવાની સાવચેતી રાખી. એ લિટવિનોવ કરાર તરીકે ઓળખાય છે. ૧૯૨૯ની સાલના ફેબ્રુઆરી માસમાં, એટલે કે કેલોગ કરાર આંતરરાષ્ટ્રીય કાયદો બન્યો તે પહેલાં એના ઉપર સહીઓ થઈ.

જાણે કે આવા કરારો અને ઉપર ઉપરથી થાગડથીગડ કરવાથી જડ ઘાલી ગયેલા વ્યાધિનું નિવારણ થઈ જતું ન હોય એમ લડકણી અને ભાગી

પડતી દુનિયાને સ્થિર કરવાના આખરી પ્રયત્નો તરીકે આવા કરારો, ઐક્યો તેમ જ સંધિઓ કરવાનું ચાલુ રાખવામાં આવ્યું. આ બધું ૧૯૨૦-૩૦ના ગાળામાં બનવા પામ્યું અને એ અરસામાં યુરોપના દેશોમાં સમાજવાદીઓ અને સામાજિક લોકશાહીવાદીઓ ઘણુંખરું સત્તા ઉપર હતા. હોદ્દા અને સત્તાનો રસ તેઓ ચાખતા ગયા તેમ તેમ તેઓ મૂડીવાદી વ્યવસ્થામાં વધુ ને વધુ મળી જવા લાગ્યા. સાચે જ તેઓ મૂડીવાદના સર્વોત્તમ રક્ષકો બની ગયા તેમ જ ઘણુંખરું તેઓ કોઈ પણ સ્થિતિચુસ્ત કે બીજા કોઈ પણ પ્રત્યાઘાતીના જેટલા જ ઉગ્ર સામ્રાજ્યવાદીઓ બની ગયા. મહાયુદ્ધ પછીનાં આરંભનાં વરસોમાં આવેલો ક્રાંતિનો ઊભરો શમ્યા પછી યુરોપની દુનિયા કંઈક શાન્ત પડી. નવી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિ સાથે મૂડીવાદે વળી થોડા વધુ વખત માટે પોતાનો મેળ બેસાડી લીધો હોય એમ જણાતું હતું. અને ક્યાંયે ક્રાંતિકારી ફેરફારો થવાનો તાત્કાલિક સંભવ જણાતો નહોતો.

૧૯૨૯ની સાલમાં યુરોપની આ પરિસ્થિતિ હતી.

## ૧૭૫. મુસોલિની અને ઇટાલીમાં ફાસીવાદ

૨૧ જૂન, ૧૯૩૩

યુરોપ વિષેની આપણી વાતની રૂપરેખા મેં ૧૯૨૯ની સાલ સુધી લાવી દીધી છે. પરંતુ એ વાતનું એક મહત્ત્વનું પ્રકરણ મેં બાકી રાખ્યું છે અને તેનું નિરૂપણ કરવા માટે મારે થોડું પાછળ જવું પડશે. એ પ્રકરણ મહાયુદ્ધ પછી ઇટાલીમાં બનેલા બનાવોને લગતું છે. ઇટાલીમાં શું બન્યું તે જાણવા માટે એ બનાવોનું એટલું બધું મહત્ત્વ નથી. એમનું મહત્ત્વ તો એટલા માટે છે કે, તે નવીન પ્રકારના બનાવો છે અને દુનિયાભરમાં પેદા થનારી નવીન પ્રકારની પ્રવૃત્તિઓ અને અથડામણોની તે આપણને ચેતવણી આપે છે. આ રીતે તેમનું મહત્ત્વ કેવળ રાષ્ટ્ર પૂરતું મર્યાદિત નથી પણ એથી ઘણું વધારે છે અને તેથી એક અલગ પત્રમાં તેમનું નિરૂપણ કરવા માટે મેં તેમને બાકી રાખ્યા હતા. એથી કરીને આ પત્રમાં હું આજની એક પ્રભાવશાળી વ્યક્તિ મુસોલિની તેમ જ ઇટાલીમાં થયેલા ફાસીવાદના ઉદય વિષે વાત કરીશ.

મહાયુદ્ધ શરૂ થયું તે પહેલાં પણ ઇટાલી ભારે આર્થિક સંકડામણમાં આવી પડ્યું હતું. ૧૯૧૧–૧૨ના તુર્કી સાથેના યુદ્ધમાં તેનો વિજય થયો હતો અને ઉત્તર આફ્રિકામાં આવેલું ટ્રિપોલી ખાલસા કરીને તેના સામ્રાજ્યવાદીઓ ભારે આનંદમાં આવી ગયા હતા. પરંતુ આ નાનકડી લડાઈથી દેશને ઝાઝો આંતરિક લાભ ન થયો અને એથી કરીને તેની આર્થિક સ્થિતિ સુધરવા પામી

નહિ. મહાયુદ્ધ ફાટી નીકળવાની તૈયારીમાં હતું ત્યારે ૧૯૧૪ની સાલમાં ઇટાલી ક્રાંતિની અણી ઉપર આવી પહોંચેલું લાગતું હતું. ત્યાં આગળ મોટી મોટી અનેક હડતાલો પડી અને નરમ વલણના સમાજવાદી મજૂર આગેવાનોએ કામદારોને જેમ તેમ અંકુશમાં રાખ્યા તથા હડતાલો બંધ કરવામાં તેમને સફળતા મળી. પછીથી મહાયુદ્ધ ફાટી નીકળ્યું. ઇટાલીએ પોતાના મિત્ર જર્મનીને પક્ષે યુદ્ધમાં જોડાવાની ના પાડી અને બંને પક્ષો પાસેથી છૂટછાટો મેળવવામાં તેણે પોતાની તટસ્થતાનો લાભ ઉઠાવવાને પ્રયત્ન કર્યો. સૌથી વધારે દામ આપનારને પોતાની સેવા આપવાનું આ વલણ નીતિની દૃષ્ટિએ ઉચિત તો નહોતું, પરંતુ રાષ્ટ્રો નઠોર હોય છે અને જેથી કોઈ પણ ખાનગી વ્યક્તિ શરમમાં ડૂબી જાય એવી રીતે તેઓ વર્તે છે. મિત્રરાજ્યો, ઇંગ્લંડ અને ફ્રાંસ, તાત્કાલિક રોકડ રકમ અને ભવિષ્યમાં આપવાના પ્રદેશોના વચનોના રૂપમાં વધારે મોટી લાંચ આપી શક્યા એટલે ૧૯૧૫ના મે માસમાં ઇટાલી મિત્ર રાજ્યોને પક્ષે યુદ્ધમાં જોડાયું. સ્મર્ના અને એશિયામાઇનરનો થોડો ભાગ ઇટાલીને આપવાની એ પછી કરવામાં આવેલી ગુપ્ત સંધિ વિષે હું ધારું છું કે મેં તને કહ્યું છે. આ સંધિને મંજૂરી મળે તે પહેલાં રશિયામાં સોવિયેટ ક્રાંતિ ફાટી નીકળી અને એથી કરીને એ આખી રમત ઊંધી વળી ગઈ. ઇટાલીની એ પણ એક ફરિયાદ હતી અને પૅરિસની સુલેહની સંધિઓ વખતે પણ તેણે પોતાનો અસંતોષ વ્યક્ત કર્યો હતો. ઇટાલીને એમ લાગતું હતું કે પોતાના 'હક્કો'ની અવગણના કરવામાં આવી છે. ત્યાંના સામ્રાજ્યવાદીઓ અને મૂડીદાર વર્ગો નવા વસાહતી પ્રદેશો ખાલસા કરીને તેમનું શોષણ કરવાને ટાંપી રહ્યા હતા અને એ રીતે તેઓ પોતપોતાના દેશની આર્થિક સંકડામણ હળવી કરવાની આશા રાખતા હતા.

કેમ કે, ઇટાલીની સ્થિતિ મહાયુદ્ધ પછી અતિશય ખરાબ થઈ ગઈ હતી અને બીજા કોઈ પણ મિત્રરાષ્ટ્ર કરતાં એ દેશ વધારે થાકી ગયો હતો તથા આર્થિક દૃષ્ટિએ વધારે નાદાર બની ગયો હતો. ત્યાંની આર્થિક વ્યવસ્થા પડી ભાગવા લાગી હોય એમ જણાતું હતું અને સમાજવાદ તથા સામ્યવાદના હિમાયતીઓ વધવા લાગ્યા હતા. અલબત્ત, રશિયાના બોલ્શેવિકોનું દૃષ્ટાંત તેમની સમક્ષ હતું જ. ત્યાં આગળ એક તરફ આર્થિક પરિસ્થિતિને કારણે હાડમારી વેઠતા કારખાનાંના મજૂરો હતા અને બીજી બાજુએ યુદ્ધમાંથી પાછા ફરેલા અને લશ્કર વિખેરી નાખવામાં આવેલું હોવાથી ઘણુંખરું કામધંધા વિનાના થઈ ગયેલા સંખ્યાબંધ સૈનિકો હતા. અવ્યવસ્થા અને અંધેર વધી ગયાં, અને મજૂરોના વધતા જતા બળનો સામનો કરવાને મધ્યમ વર્ગના આગેવાનોએ આ સૈનિકોને સંગઠિત કરવાનો પ્રયાસ કર્યો. ૧૯૨૦ની સાલના ઉનાળામાં કટોકટી પેદા થઈ. ધાતુનાં કારખાનાંઓના મજૂરોના એક મોટા મહાજને — જેના પાંચ લાખ મજૂરો સભ્ય હતા — પગારના વધારાની માગણી કરી.

તેમની એ માગણી તરછોડવામાં આવી એટલે એ મજૂરોએ નવી જ રીતે હડતાલ પાડવાનો નિર્ણય કર્યો. તેઓ કારખાનાંઓમાં ગયા ખરા પરંતુ ત્યાં આગળ તેમણે પોતે તો કામ ન જ કર્યું પણ બીજાઓને પણ કામ કરતા રોક્યા. સંઘવાદીઓ, જેમને અંગ્રેજીમાં 'સિન્ડીકેલિસ્ટ' કહેવામાં આવે છે તેમનો એ કાર્યક્રમ હતો અને ફ્રાંસના મજૂરોએ એની ઘણા વખત ઉપર હિમાયત કરી હતી. આ દખલગીરીની હડતાલનો જવાબ કારખાનાંના માલિકોએ કામબંધી જાહેર કરીને એટલે કે પોતાનાં કારખાનાં બંધ કરીને વાળ્યો. આથી મજૂરોએ એ કારખાનાંઓનો કબજો લીધો અને સમાજવાદની પદ્ધતિ પ્રમાણે તે ચલાવવાનો પ્રયત્ન કર્યો.

મજૂરોનું આ પગલું ચોક્કસપણે ક્રાંતિકારી હતું અને મક્કમતાથી એને વળગી રહેવામાં આવ્યું હોત તો એને પરિણામે અવશ્ય સામાજિક ક્રાંતિ થાત અથવા તો તે નિષ્ફળ જાત. વચલી સ્થિતિ લાંબો સમય સુધી ચાલુ રહે એ શક્ય નહોતું. તે સમયે ઇટાલીમાં સમાજવાદી પક્ષ બહુ જ બળવાન હતો. મજૂર મહાજનોનો કાબૂ તેમના હાથમાં હતો તે ઉપરાંત દેશની ૩૦૦૦ મ્યુનિસિપાલિટીઓ ઉપર પણ તેમનો કાબૂ હતો અને ત્યાંની પાર્લમેન્ટ યા ધારાસભામાં તેમના ૧૫૦ એટલે કે કુલ સભ્યોના લગભગ ત્રીજા ભાગના સભ્યો હતા. મોટી માલમિલકત અને રાજ્યમાં મોટા મોટા અનેક હોદ્દા ધરાવનાર સુસ્થિત અને બળવાન પક્ષ ભાગ્યે જ ક્રાંતિકારી હોય છે. આમ છતાંયે, પ્રસ્તુત પક્ષે, તેના નરમ વલણના સભ્યો સહિત, કારખાનાંઓનો કબજો લેવાનું મજૂરોનું પગલું માન્ય રાખ્યું. પરંતુ આટલું કર્યા પછી તેણે બીજું કશું જ કર્યું નહિ. એ પક્ષ પાછળ હઠવા માગતો નહોતો પરંતુ આગળ વધવાની તેની હામ નહોતી. ઓછામાં ઓછા વિરોધનો વચલો માર્ગ તેણે પસંદ કર્યો. બધાયે સંશયાત્માઓ તેમ જ ખરે વખતે સંકલ્પવિકલ્પમાં પડી જનારા અને કોઈ પણ પ્રકારના નિર્ણય ઉપર ન આવી શકનારા લોકોની પેઠે એ પક્ષના લોકોએ કશુંયે કર્યા વિના સમય વીતવા દીધો. અનુકૂળ તક વીતી ગઈ, તેઓ પાછળ રહી ગયા અને સમય તેમની આગળ વધી ગયો અને એ પ્રક્રિયામાં તેઓ ચગદાઈ ગયા. મજૂર નેતાઓના તેમ જ ઉદ્દામ પક્ષોના આગેવાનોના સંકલ્પવિકલ્પોને કારણે છેવટે મજૂરોના હાથમાંથી કારખાનાંઓનો કબજો જતો રહ્યો.

મિલકતદાર વર્ગો આથી ભારે ઉત્સાહમાં આવી ગયા; તેઓ મજૂરો તથા તેમના આગેવાનોનું બળ માપી ગયા અને તેમના ધારવા કરતાં તે તેમને ઓછું જણાયું. આથી હવે તેમણે મજૂર ચળવળ તથા સમાજવાદી પક્ષને કચરી નાખીને વેર લેવાની યોજના કરી. એને માટે ખાસ કરીને તેમણે, વિખેરી નાખવામાં આવેલા સૈનિકોમાંથી ૧૯૧૯ની સાલમાં બેનિટો મુસોલિનીએ સ્થાપેલા સ્વયંસેવકદળ તરફ નજર કરી. એ 'લડાયકદળ' તરીકે ઓળખાતું હતું અને જ્યારે જ્યારે

તક મળે ત્યારે સમાજવાદીઓ તેમ જ ઉદ્દામ પક્ષના લોકો તથા તેમની સંસ્થાઓ ઉપર હુમલો કરવાનું તેમનું પ્રધાન કાર્ય હતું. આ રીતે, સમાજવાદી વર્તમાનપત્રના છાપખાનાનો તેઓ નાશ કરતા અથવા સમાજવાદી કે ઉદ્દામ પક્ષના સભ્યના અંકુશ નીચેની મ્યુનિસિપાલિટી કે સહકારી સંસ્થા ઉપર હલ્લો કરતા. મોટા મોટા ઉદ્યોગપતિઓ તેમ જ સામાન્ય રીતે ઉપલા થરના મધ્યમ વર્ગના લોકો, મજૂરો તથા સમાજવાદીઓ સામેની તેમની જેહાદમાં આ 'લડાયકદળ 'ને આશરો તેમ જ આર્થિક મદદ આપવા લાગ્યા. સમાજવાદી પક્ષનું બળ તે તોડી નાખવા માગતા હતા એટલે સરકારની પણ તેમના ઉપર રહેમ નજર હતી.

આ 'લડાયકદળ' અથવા અંગ્રેજીમાં જેમને 'ફાસિસ્ટ' કહેવામાં આવે છે તેમને સંગઠિત કરનાર આ બેનિટો મુસોલિની કોણ હતો? એ તે વખતે યુવાન હતો (૧૮૮૩ની સાલમાં તે જન્મ્યો હતો અને હાલ તેની ઉંમર ૫૦ વરસની છે.) અને તેની કારકિર્દી બહુવિધ અને રોમાંચક હતી. તેનો બાપ લુહાર હતો અને તે સમાજવાદી હતો. આથી બેનિટો સમાજવાદી વાતાવરણમાં ઊછર્યો હતો. યુવાનીમાં તે ઝનૂની ચળવળિયો બન્યો હતો અને તેના ક્રાંતિકારી પ્રચાર માટે સ્વિટ્ઝરલૅન્ડનાં ઘણાં પરગણાંઓમાંથી તેને હાંકી કાઢવામાં આવ્યો હતો. નરમ દળના સમાજવાદી આગેવાનો સામે તેમના નરમ વલણ માટે તેણે ઝનૂની પ્રહારો કર્યા. રાજ્યની સામે બૉંબનો ઉપયોગ કરવાની તેમ જ તેની સામે ત્રાસવાદી ઉપાયો લેવાની તેણે છડેચોક હિમાયત કરી. તુર્કી સામેના ઇટાલીના યુદ્ધ વખતે ઘણાખરા સમાજવાદી આગેવાનોએ એ યુદ્ધને ટેકો આપ્યો હતો. પણ મુસોલિનીએ તેમ ન કર્યું. તેણે તેનો વિરોધ કર્યો અને કેટલાંક હિંસક કૃત્યો માટે તેને થોડા માસ કેદમાં પણ પૂરવામાં આવ્યો હતો. તુર્કી સાથેના યુદ્ધને ટેકો આપવા માટે નરમ વલણના સમાજવાદી નેતાઓ ઉપર તેણે સખત પ્રહારો કર્યા અને સમાજવાદી પક્ષમાંથી તેણે તેમને કાઢી મુકાવ્યા. મિલાનના સમાજવાદી દૈનિક પત્ર 'અવન્તી'નો તે તંત્રી બન્યો અને રોજેરોજ મજૂરોને હિંસા સામે હિંસાથી જવાબ વાળવાની સલાહ આપવા લાગ્યો. હિંસક કૃત્યોને આપવામાં આવતા આ ઉત્તેજન સામે નરમ વલણના માર્ક્સવાદી નેતાઓએ સખત વાંધો ઉઠાવ્યો.

એ પછી મહાયુદ્ધ ફાટી નીકળ્યું. થોડા માસ સુધી મુસોલિની યુદ્ધની વિરુદ્ધ હતો અને ઇટાલીએ તટસ્થ રહેવું એવી તે હિમાયત કરતો હતો. પછીથી, એકાએક, તેણે પોતાના વિચારો બદલ્યા અથવા કહો કે તેમની રજૂઆત તેણે બદલી અને ઇટાલીએ મિત્રરાજ્યોને પક્ષે યુદ્ધમાં જોડાવું એવો મત જાહેર કર્યો. સમાજવાદી છાપું તેણે છોડી દીધું અને પોતાની નીતિનો પ્રચાર કરનાર બીજા છાપાનું તે સંપાદન કરવા લાગ્યો. સમાજવાદી પક્ષમાંથી તેને કાઢી મૂકવામાં

આવ્યો. પછીથી તે સ્વેચ્છાએ એક સામાન્ય સિપાઈ તરીકે લશ્કરમાં જોડાયો, ઇટાલીને મોખરે તે લડ્યો અને ઘાયલ થયો.

મહાયુદ્ધ પૂરું થયા પછી મુસોલિનીએ પોતાને સમાજવાદી કહેવડાવવાનું બંધ કર્યું. તેનો જૂનો પક્ષ તેને ધિક્કારતો હતો અને મજૂરવર્ગ ઉપર તેની કશી લાગવગ રહી નહોતી. આમ તેની સ્થિતિ ધોબીના કૂતરા જેવી થઈ ગઈ. તેણે શાંતિવાદ તથા સમાજવાદ ઉપર પ્રહારો કરવા માંડ્યા. 'બૂર્ઝવા' એટલે કે મધ્યમવર્ગી રાજ્ય ઉપર પણ તેણે પ્રહાર કરવા માંડ્યા. કોઈ પણ પ્રકારના રાજ્યને તે વખોડવા લાગ્યો અને 'વ્યક્તિવાદી' તરીકે પોતાને ઓળખાવીને અરાજકની તે પ્રશંસા કરવા લાગ્યો. આવું આવું તેણે લખ્યું હતું. પણ તેણે કર્યું હતું આ: ૧૯૧૯ના માર્ચ માસમાં તેણે ફાસીવાદની સ્થાપના કરી અને બેકાર થઈ પડેલા સૈનિકોની પોતાના 'લડાયક દળ'માં ભરતી કરવા માંડી. હિંસક પ્રવૃત્તિ એ દળની મૂળભૂત નીતિ હતી અને સરકાર તેમની પ્રવૃત્તિમાં ભાગ્યે જ વચ્ચે પડતી હતી એટલે તેઓ વધારે ધૃષ્ટ અને આક્રમણકારી બન્યા. શહેરોમાં તો કદી કદી મજૂરોને તેમની સાથે વ્યવસ્થિત લડાઈ થતી અને તેઓ તેમને હાંકી કાઢતા. પરંતુ સમાજવાદી નેતાઓએ મજૂરોના આ લડાયક જુસ્સાનો વિરોધ કર્યો અને એ ફાસિસ્ટ ત્રાસનો શાંતિમય રીતે સામનો કરવાની અને ખામોશી રાખવાની સલાહ આપી. આ રીતે ફાસીવાદ થાકીને આપમેળે જ નાશ પામશે એવી તેઓ આશા રાખતા હતા. એમ થવાને બદલે, શ્રીમંતો તરફથી આર્થિક મદદ મળવાથી તેમ જ સરકારે વચ્ચે પડવાની ના પાડવાથી, ફાસીવાદી દળોનું બળ વધતું ગયું, જ્યારે જનતામાં સામનો કરવાનો જે કંઈ જુસ્સો હતો તે તેણે ગુમાવ્યો. ફાસિસ્ટોની હિંસાનો મજૂરોના હથિયાર હડતાલથી પણ સામનો કરવાનો પ્રયત્ન કરવામાં ન આવ્યો.

મુસોલિનીના નેતૃત્વ નીચે ફાસિસ્ટોએ બે પરસ્પર વિરોધી વિચારસરણીઓનો મેળ બેસાડવાનો પ્રયત્ન કર્યો. પહેલી અને સૌથી મહત્ત્વની વાત એ હતી કે સમાજવાદ તથા સામ્યવાદના તેઓ દુશ્મન હતા અને એ રીતે સાધનસંપન્ન તથા મિલકત ધરાવનારા વર્ગોનો તેમને ટેકો મળ્યો. પરંતુ મુસોલિની પહેલાં સમાજવાદી ચળવળિયો અને ક્રાંતિકારી હતો અને તેનાં ભાષણો મૂડીવાદવિરોધી સૂત્રોથી ભરપૂર હતાં. એ સૂત્રો ગરીબ વર્ગોને બહુ જ ગમતાં હતાં. વળી, તે ચળવળ ચલાવવાની કળાના નિષ્ણાત સામ્યવાદીઓ પાસેથી એ કળા પણ શીખ્યો હતો. ફાસીવાદ આ રીતે વિચિત્ર પ્રકારના મિશ્રણ સમાન બની ગયો અને અનેક રીતે તેના અર્થો કરવામાં આવ્યા. તત્ત્વતઃ એ મૂડીવાદી ચળવળ હતી પરંતુ મૂડીવાદને જોખમરૂપ નીવડે એવાં અનેક સૂત્રો તેમાં પોકારવામાં આવતાં હતાં. આ રીતે એ ચળવળમાં તરેહતરેહના લોકો આવી ભળ્યા. મધ્યમવર્ગો, ખાસ કરીને નીચલા થરના મધ્યમવર્ગના બેકાર લોકો, એ ચળવળના

આધારસ્તંભરૂપ હતા. એ ચળવળ બળવાન થતી ગઈ તેમ તેમ મજૂર મહાજનોમાં સંગઠિત ન થયેલા બેકાર અને અણઘડ મજૂરો પણ તેમાં ભળતા ગયા, કેમ કે સફળતા જેટલી કાર્યસાધક બીજી કોઈ પણ વસ્તુ નથી. ફાસિસ્ટોએ બળજબરીથી દુકાનદારોને માલની કિંમત ઓછી રાખવાની ફરજ પાડી અને એ રીતે તેમણે ગરીબોની સહાનુભૂતિ પણ મેળવી. ઘણા નસીબ અજમાવનારા સાહસિક લોકો પણ ફાસિસ્ટ વાવટા નીચે આવી ગયા. આ બધું છતાંયે, ફાસીવાદ એ લઘુમતી ચળવળ જ રહી.

અને તેથી, જ્યારે સમાજવાદી નેતાઓ વિસામણમાં પડીને સંકલ્પ-વિકલ્પો કરી રહ્યા હતા, આપસમાં લડવાડ કરી રહ્યા હતા તથા તેમના પક્ષમાં ભાગલા અને ફાટફૂટ પડવા લાગી હતી ત્યારે ફાસિસ્ટોનું બળ વધ્યે જતું હતું. વ્યવસ્થિત સૈન્ય પણ ફાસીવાદ તરફ મમતા રાખતું હતું અને મુસોલિનીએ લશ્કરના સેનાપતિઓને પોતાના પક્ષમાં મેળવી લીધા હતા. આવાં ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરોધી તત્ત્વોને પોતાના પક્ષમાં મેળવી લઈ ને તે બધાંને એકત્ર રાખવાં તેમ જ ફાસીવાદ ખાસ કરીને તેમના હિતના અર્થે જ છે એવી એ દળના પ્રત્યેક સમૂહને પ્રતીતિ કરાવવી એ મુસોલિનીએ પાર પાડેલું અસાધારણ કાર્ય હતું. તવંગર ફાસિસ્ટો તેને પોતાની માલમિલકતના રક્ષક તરીકે લેખતા હતા અને તેનાં મૂડીવાદ વિરોધી વ્યાખ્યાનો તથા સૂત્રોને આમજનતાને છેતરવા માટેની પોકળ વાતો તરીકે ગણતા હતા. ગરીબ ફાસિસ્ટો એમ માનતા હતા કે, મૂડીવાદનો આ વિરોધ એ જ ફાસીઝમની સાચી વસ્તુ છે અને બાકીનું બધું તો શ્રીમંત લોકોને ખુશ રાખવા પૂરતું હતું. આ રીતે મુસોલિની યુક્તિ-પ્રયુક્તિથી એ બંને પ્રકારના લોકો પાસેથી કામ લેવા લાગ્યો. એક દિવસ તે ધનવાનોની તરફેણમાં બોલતો અને બીજે જ દિવસે ગરીબોની તરફેણમાં બોલતો. પરંતુ તત્ત્વતઃ તે મિલકતદાર વર્ગોનો પુરસ્કર્તા હતો. તેઓ તેને નાણાં પૂરાં પાડતા હતા અને લાંબા વખતથી તેમને ડરાવી રહેલા મજૂરોના તેમ જ સમાજવાદના બળનો નાશ કરવાનો તેમણે નિશ્ચય કર્યો હતો.

છેવટે, ૧૯૨૨ની સાલના ઑકટોબર માસમાં વ્યવસ્થિત લશ્કરના સેના-પતિઓની દોરવણી નીચે ફાસિસ્ટ દળોએ રોમ તરફ કૂચ કરી. ફાસિસ્ટ પ્રવૃત્તિઓ તરફ આજ સુધી આંખ આડા કાન કરનાર વડા પ્રધાને હવે લશ્કરી કાયદો જાહેર કર્યો, પરંતુ એને માટે યોગ્ય તક વીતી ગઈ હતી અને હવે તો ખુદ રાજા પણ મુસોલિનીના પક્ષનો થઈ ગયો હતો. રાજાએ લશ્કરી કાયદાના હુકમને પોતાની ખાસ સત્તા વાપરીને રદ કર્યો, પોતાના વડા પ્રધાનનું રાજીનામું સ્વીકારી લીધું અને મુસોલિનીને વડો પ્રધાન બની પોતાનું પ્રધાનમંડળ રચવા માટે આમંત્રણ આપ્યું. ૧૯૨૨ના ઑકટોબરની ૩૦મી

તારીખે ફાસિસ્ટ સૈન્ય કૂચ કરતું કરતું રોમ પહોંચ્યું અને તે જ દિવસે મુસોલિની વડો પ્રધાન બનવા માટે મિલાનથી રેલવે ગાડીમાં ત્યાં આવી પહોંચ્યો.

ફાસીવાદનો વિજય થયો અને મુસોલિનીના હાથમાં સત્તા આવી. પરંતુ એનું ધ્યેય શું હતું? તેનો કાર્યક્રમ તેમ જ તેની નીતિ શી હતી? મહાન ચળવળો અમુક નિશ્ચિત સિદ્ધાંતોની આસપાસ વિકસેલી ચોક્કસ પ્રકારની વિચારપ્રણાલીના પાયા ઉપર ઘણુંખરું અનિવાર્યપણે રચાયેલી હોય છે અને તેના ચોક્કસ ઉદ્દેશો અને કાર્યક્રમો હોય છે. ફાસીવાદની ખાસ વિશિષ્ટતા એ હતી કે, તેની પાછળ કોઈ પણ નિશ્ચિત સિદ્ધાંતો, વિચાર-પ્રણાલી કે ફિલસૂફી નહોતાં. હા, સમાજવાદ, સામ્યવાદ તેમ જ ઉદાર-મતવાદના (લિબરૅલિઝમ) કેવળ વિરોધને ફિલસૂફી ગણવામાં આવે તો જુદી વાત. ફાસિસ્ટ દળોની સ્થાપના કર્યા પછી એક વરસ બાદ, ૧૯૨૦ની સાલમાં મુસોલિનીએ જાહેર કર્યું હતું કે:

"કોઈ પણ નિશ્ચિત સિદ્ધાંતોની સાથે તે બંધાયેલાં નથી. ઇટાલીવાસીઓનું ભાવિ હિત એ એક માત્ર તેનું ધ્યેય છે અને તે તરફ એ અવિરત ગતિથી આગળ જઈ રહ્યાં છે."

આને કોઈ પણ પ્રકારની વિશિષ્ટ નીતિ ન જ કહી શકાય, કેમ કે, પોતાની પ્રજાનું હિત કરવાનો દાવો તો કોઈ પણ માણસ કરી શકે એમ છે. રોમની કૂચ થઈ તે પહેલાં એક મહિના ઉપર જ મુસોલિનીએ જણાવ્યું હતું કે, "અમારો કાર્યક્રમ બહુ જ સીધો સાદો છે; અમારે ઇટાલી પર રાજ કરવું છે."

ફાસીવાદની ઉત્પત્તિને વિષે ઇટાલીના એનસાઇક્લોપીડિયામાં તેણે લખેલા લેખમાં મુસોલિનીએ આ નીતિ એથી પણ વધારે સ્પષ્ટતાથી રજૂ કરી છે. એ લેખમાં તે જણાવે છે કે, રોમ ઉપરની પોતાની કૂચ તેણે શરૂ કરી ત્યારે તેની પાસે ભવિષ્ય માટેની કોઈ ચોક્કસ યોજના નહોતી. રાજકીય કટોકટીની પળે સક્રિય કાર્ય કરવાની પ્રબળ ઇચ્છાથી પ્રેરાઈને તેણે પોતાનું એ સાહસ ઉપાડયું હતું. અને એ વસ્તુ ભૂતકાળની તેની સમાજવાદી તાલીમને આભારી હતી.

ફાસીવાદ અને સામ્યવાદ એકબીજાના કટ્ટર વિરોધી છે એ ખરું, પણ કેટલીક પ્રવૃત્તિઓ તે બંનેમાં સમાન છે. પરંતુ સિદ્ધાંતો અને વિચાર–પ્રણાલીની દૃષ્ટિથી તપાસીએ તો એ બે વચ્ચે આસમાન જમીનનું અંતર છે. કેમ કે, આપણે જોયું તે પ્રમાણે, ફાસીવાદ પાછળ કોઈ પણ મૂળભૂત સિદ્ધાંતો રહેલા નથી; એ તો શૂન્યતામાંથી ઉદ્ભવે છે. પરંતુ સામ્યવાદ અથવા માર્ક્સવાદ તો અટપટો આર્થિક સિદ્ધાંત અને ઇતિહાસનું ભાષ્ય અથવા નિરૂપણ છે. અને એને માટે કઠણમાં કઠણ માનસિક તાલીમની જરૂર પડે છે.

ફાસીવાદની પાછળ કોઈ પણ સિદ્ધાંત કે આદર્શ રહેલા નથી એ ખરું છતાંયે હિંસા અને અત્યાચારની એક નિશ્ચિત પદ્ધતિ તેની પાસે છે. વળી,

ભૂતકાળ પરત્વેની એક વિશિષ્ટ પ્રકારની દૃષ્ટિ પણ તેની પાસે છે અને એ વસ્તુ તેને સમજવામાં આપણને કંઈક અંશે મદદરૂપ થાય છે. પ્રાચીન કાળમાં રોમના સમ્રાટો તથા મૅજિસ્ટ્રેટો (રાજ્યના સૌથી ઊંચા હોદ્દેદારો) આગળ રાખવામાં આવતું સામ્રાજ્યવાદી રોમનું પ્રતીક જ ફાસીવાદનું પ્રતીક છે. એક લાકડીઓની ભારી અને તેની વચ્ચે એક કુહાડી રાખવામાં આવતી હતી. રોમન ભાષામાં લાકડીઓને 'ફાસીસ' કહેવામાં આવે છે અને તે ઉપરથી જ ફાસીવાદ શબ્દ બન્યો છે. ફાસિસ્ટ સંસ્થાની રચના પણ પુરાણા રોમન નમૂના પ્રમાણે કરવામાં આવી છે અને તેમાં પુરાણાં નામોનો સુધ્ધાં ઉપયોગ કરવામાં આવ્યો છે. જેને 'ફાસિસ્ટા' કહેવામાં આવે છે તે ફાસિસ્ટ સલામ પણ રોમની પ્રાચીન સલામની પેઠે હાથ લાંબો કરીને પછી તે ઊંચો કરીને કરવામાં આવે છે. આ રીતે, ફાસિસ્ટો પ્રેરણા માટે ભૂતકાળમાં સામ્રાજ્યવાદી રોમ તરફ નજર કરતા હતા. તેમની દૃષ્ટિ પણ સામ્રાજ્યવાદી હતી. 'ચર્ચા નહિ — કેવળ આજ્ઞાપાલન' એ તેમનો ધ્યાનમંત્ર છે. એવો ધ્યાનમંત્ર સૈન્યને માટે ભલે યોગ્ય હોય, લોકશાહી માટે તો ખસૂસ નહિ જ. તેમનો નેતા મુસોલિની તેમનો સરમુખત્યાર છે. પોતાના ગણવેશ તરીકે તેમણે કાળું ખમીસ રાખ્યું છે. એ રીતે તેઓ 'કાળાં ખમીસવાળા'ઓ તરીકે ઓળખાય છે.

ફાસિસ્ટોનો જો કોઈ પણ કાર્યક્રમ હોય તો તે સત્તા પ્રાપ્ત કરવી એ હતો. અને મુસોલિની વડો પ્રધાન બન્યો ત્યારે તેમની એ મુરાદ પાર પડી. પછીથી, પોતાના પ્રતિસ્પર્ધીઓને કચરી નાખી પોતાની સ્થિતિ મજબૂત બનાવવાના કાર્યમાં તે મંડી પડ્યો. હિંસા અને અત્યાચારોનો અસામાન્ય કોરડો વીંઝાયો. હિંસા એ ઇતિહાસની બહુ જ સામાન્ય ઘટના છે પરંતુ ઘણુંખરું એને એક દુઃખદ જરૂરિયાત તરીકે લેખવામાં આવે છે અને તેનો અનેક બહાનાં નીચે બચાવ કરવામાં આવે છે તથા તેના વાજબીપણાનું સમર્થન કરવામાં આવે છે. પરંતુ ફાસિસ્ટો હિંસા પરત્વે એવું લાચારીભર્યું વલણ રાખવામાં માનતા નહોતા. તેમણે તો હિંસાને અપનાવી લીધી, તેઓ છડેચોક તેની પ્રશંસા કરવા લાગ્યા તેમ જ કોઈએ તેમનો સામનો ન કર્યો હોવા છતાં તેમણે સારી પેઠે તેનો અમલ પણ કર્યો. માર મારીને પાર્લમેન્ટના વિરોધ પક્ષના સભ્યોને ડરાવી મારવામાં આવ્યા અને રાજ્યબંધારણને બિલકુલ બદલી નાખે એવો ચૂંટણીનો નવો કાયદો બળજબરીથી પસાર કરાવવામાં આવ્યો. આ રીતે મુસોલિનીની તરફેણમાં ઘણી મોટી બહુમતી મેળવવામાં આવી.

જ્યારે તેઓ ખરેખર સત્તા ઉપર આવ્યા તેમ જ પોલીસો અને રાજ્યતંત્ર ઉપર તેમણે કાબૂ મેળવ્યો ત્યારે પણ તેમણે હિંસાની બેકાયદા પ્રવૃત્તિ ચાલુ રાખી એ ખરેખર આશ્ચર્યકારક છે. આમ છતાંયે તેમણે તેમની એ પ્રવૃત્તિ ચાલુ જ રાખી અને અલબત, હવે તો રાજની પોલીસ બિલકુલ વચ્ચે

પડતી નહોતી એટલે તેમને સ્વૈરાચાર માટે ખુલ્લું મેદાન મળી ગયું. લોકોનાં ખૂન કરવામાં આવ્યાં, તેમના ઉપર અત્યાચારો ગુજારવામાં આવ્યા, તેમ જ તેમને માર મારવામાં આવ્યો તથા તેમની મિલકતનો નાશ કરવામાં આવ્યો. એ ઉપરાંત આ ફાસિસ્ટોએ અત્યાચારની એક નવી જ રીત બહોળા પ્રમાણમાં અજમાવી. તે આ હતી, તેમનો વિરોધ કરવાની હિંમત કરનારાઓને તેઓ ખૂબ પ્રમાણમાં દિવેલ પાઈ દેતા.

૧૯૨૪ની સાલમાં ગિયાકોમો મેટીઑટી નામના એક આગેવાન સમાજ-વાદી અને પાર્લમેન્ટના સભ્યના ખૂનની વાત સાંભળીને આખું યુરોપ ચોંકી ઊઠયું હતું. થોડા જ સમય ઉપર થયેલી ચૂંટણી વખતે ફાસિસ્ટોએ અખત્યાર કરેલી રીતો વિષે તેણે પાર્લમેન્ટમાં પોતાના ભાષણમાં ટીકા કરી હતી. એ પછી થોડા જ દિવસોમાં તેને મારી નાખવામાં આવ્યો હતો. કેવળ દેખાવ કરવાને ખાતર જ તેના ખૂનીઓ ઉપર કામ ચલાવવામાં આવ્યું, પરંતુ લગભગ કશી જ સજા થયા વિના તેઓ છૂટી ગયા. એમેન્ડોલા નામનો વિનીત (લિબરલ) પક્ષનો એક નરમ વલણનો આગેવાન તેને પડેલા મારને પરિણામે મરણ પામ્યો. નિતી નામનો વિનીત પક્ષનો માજી વડો પ્રધાન ઇટાલીમાંથી માંડ છટકી ગયો પરંતુ તેના ઘરનો નાશ કરવામાં આવ્યો. આ તો જેના તરફ આખી દુનિયાનું લક્ષ ખેંચાયું હતું એવા ગણ્યાગાંઠ્યા બનાવો છે. પરંતુ ફાસિસ્ટોની હિંસા તો અવિરતપણે અને વ્યાપક રૂપમાં ચાલુ રહી. એ હિંસા તો તેમની કાયદેસરની દમનની રીતો ઉપરાંત કરવામાં આવતી હતી. વળી એ ઝનૂનમાં આવી ગયેલા અવિચારી ટોળાની હિંસા નહોતી. એ વ્યવસ્થિત પ્રકારની હિંસા હતી અને પોતાના બધાયે વિરોધીઓની સામે — માત્ર સમાજવાદીઓ કે સામ્યવાદીઓ સામે જ નહિ પણ શાંત અને અતિશય નરમ વલણના વિનીતો સામે પણ — ઇરાદા-પૂર્વક તે અખત્યાર કરવામાં આવી હતી. પોતાના વિરોધીઓનું જીવન વસમું અથવા 'અશક્ય' બનાવી મૂકવું એવો મુસોલિનીનો હુકમ હતો. અને એ હુકમનો વફાદારીપૂર્વક અમલ કરવામાં આવ્યો. કોઈ પણ બીજો પક્ષ, કોઈ પણ બીજી સંસ્થા જીવતી રહેવાની નહોતી. દરેક વસ્તુ ફાસિસ્ટ જ હોવી જોઈએ. બધી જ નોકરીઓ ફાસિસ્ટોને જ મળવી જોઈએ.

મુસોલિની ઇટાલીનો સર્વસત્તાધીશ સરમુખત્યાર બની ગયો. તે માત્ર વડો પ્રધાન જ નહિ પણ એકી સાથે વિદેશ પ્રધાન, સ્વદેશ ખાતાનો પ્રધાન, સંસ્થાનોનો પ્રધાન, યુદ્ધપ્રધાન, નૌકાપ્રધાન, હવાઈ દળનો પ્રધાન અને મજૂર ખાતાનો પ્રધાન હતો! તે લગભગ આખું પ્રધાનમંડળ જ હતો. બિચારો રાજા પાછળ રહી ગયો અને તેનું નામ પણ સંભળાતું બંધ થઈ ગયું. પાર્લમેન્ટને પણ ધીમે રહીને બાજુએ ખસેડી મૂકવામાં આવી અને તેના પહેલાંના સ્વરૂપની તે છાયામાત્ર બની ગઈ. દેશ ઉપર 'ફાસિસ્ટ ગ્રાન્ડ કાઉન્સિલ (ફાસિસ્ટ

પક્ષની પ્રધાન કાર્યવાહક સમિતિ )ની આણ વર્તતી હતી અને ફાસિસ્ટ ગ્રાંડ કાઉન્સિલ ઉપર મુસોલિનીનો દોર ચાલતો હતો.

પરદેશો સાથેના સંબંધોને અંગેનાં મુસોલિનીનાં આરંભનાં ભાષણોએ યુરોપમાં ભારે આશ્ચર્ય ફેલાવ્યું અને ખળભળાટ મચાવી મૂક્યો. એ અસાધારણ ભાષણો હતાં. તે ભારે બડાઈખોર અને ધમકીથી ભરેલાં હતાં. રાજદ્વારી પુરુષોનાં મુત્સદ્દીગીરીથી ભરેલાં ભાષણો કરતાં તે બિલકુલ જુદી જ જાતનાં હતાં. જાણે લડવાને માટે હમેશાં તે કૂદી રહ્યો હોય એમ લાગતું હતું. ઇટાલીના સામ્રાજ્યવાદી ભાવીની તેમ જ ઇટાલીનાં અસંખ્ય એરોપ્લેનોથી આકાશને છાઈ દેવાની વાતો તે કરવા લાગ્યો તથા પોતાના પાડોશી ફ્રાંસને તેણે અનેક વખતે છડેચોક ધમકીઓ આપી હતી. બેશક, ફ્રાંસ ઇટાલી કરતાં ઘણું વધારે બળવાન હતું પરંતુ લડવાની કોઈની દાનત નહોતી એટલે તે જે કંઈ બોલતો તે સાંખી લેવામાં આવતું. ઇટાલી જો કે તેનું સભ્ય હતું છતાંયે પ્રજાસંઘ તેના કટાક્ષો અને તિરસ્કારનો ખાસ શિકાર બની ગયો અને એક પ્રસંગે તો તેણે બહુ જ બૂરી રીતે તેનું અપમાન કર્યું હતું; અને આમ છતાંયે પ્રજાસંઘે તથા બીજી સત્તાએ આ બધું સાંખી લીધું.

ઇટાલીમાં ઉપર ઉપરથી ઘણા ફેરફારો થયા અને સર્વત્ર નજરે પડતી વ્યવસ્થા અને નિયમિતતાના દેખાવથી પ્રવાસીના મન ઉપર સારી છાપ પડે છે. સામ્રાજ્યનું પાટનગર સુશોભિત બનાવાઈ રહ્યું છે અને સુધારાની મોટી મોટી યોજનાઓનો અમલ શરૂ થઈ ચૂક્યો છે. મુસોલિનીના મનમાં નવા રોમન સામ્રાજ્યના અનેક તરંગો ઊઠી રહ્યા છે.

૧૯૨૯ની સાલમાં, પોપના પ્રતિનિધિ તથા મુસોલિની વચ્ચે થયેલી સમજૂતીને પરિણામે ઇટાલીની સરકાર અને પોપ વચ્ચેની પુરાણી તકરારનો અંત આવ્યો. ૧૮૭૧ની સાલમાં ઇટાલીના રાજ્યે રોમને પાટનગર બનાવ્યું ત્યારથી પોપે તેને માન્ય રાખવાની કે રોમ ઉપરની પોતાની સર્વોપરી સત્તાનો દાવો જતો કરવાની સાફ ના પાડી હતી. આથી દરેક પોપ, તેની ચૂંટણી થાય કે તરત જ રોમમાં આવેલા તેના વેટીકનના જબરદસ્ત મહેલમાં — જેમાં સેન્ટ પીટર્સના દેવળનો પણ સમાવેશ થાય છે — ચાલ્યો જતો અને પછી તે તેની બહાર ઇટાલીના પ્રદેશમાં પગ સરખો પણ મૂકતો નહિ. એ રીતે એ વખતથી બધાયે પોપો સ્વેચ્છાપૂર્વક કેદી બની જતા હતા. ૧૯૨૯ની આ સમજૂતીથી રોમમાંના વેટીકનના આ નાનકડા પ્રદેશને સ્વતંત્ર અને સ્વાયત્ત રાજ્ય તરીકે સ્વીકારવામાં આવ્યો. પોપ એ રાજ્યનો સર્વ-સત્તાધારી રાજકર્તા છે અને એ રાજ્યના નાગરિકોની કુલ સંખ્યા ૫૦૦ છે! એ રાજ્યને પોતાની અદાલતો છે, પોતાના સિક્કાઓ છે, પોતાની પોસ્ટની ટિકિટો છે, રાજ્યવહીવટને અંગેના નોકરવર્ગ છે તેમ જ દુનિયામાં સૌથી

વધારે ખરચાળ પોતાની એક નાનકડી રેલવે પણ છે. પોપ હવે સ્વેચ્છાપૂર્વકનો કેદી નથી રહ્યો; કદી કદી તે વેટીકનની બહાર નીકળે છે. મુસોલિનીએ પોપ સાથે આ સંધિ કરી તેથી કેથલિક જગતમાં તે લોકપ્રિય થયો છે. ફાસિસ્ટોની હિંસા આ ઉગ્ર સ્વરૂપે લગભગ એક વરસ સુધી ચાલુ રહી અને અમુક અંશે તો તે ૧૯૨૬ની સાલ સુધી ચાલુ રહી. ૧૯૨૬ની સાલમાં રાજકીય વિરોધીઓ સામે પગલાં ભરવાને માટે 'ખાસ કાયદાઓ' પસાર કરવામાં આવ્યા. એ કાયદાઓથી સરકારને ભારે સત્તા મળી. એટલે એ કાયદા પ્રવૃત્તિ બિનજરૂરી બની ગઈ. ઑર્ડિનન્સો તથા ઑર્ડિનન્સોને આધારે ઘડાયેલા કાયદાઓનો હિંદમાં રાફડો ફાટ્યો છે તેને કંઈક મળતા એ કાયદાઓ છે. આ 'ખાસ કાયદાઓ'ને આધારે લોકોને હજી પણ શિક્ષા કરવામાં આવે છે, કેદમાં ધકેલવામાં આવે છે તથા સંખ્યાબંધ લોકોને દેશપાર કરવામાં આવે છે. સરકારી આંકડાઓ પ્રમાણે ૧૯૨૬ના નવેમ્બરથી ૧૯૩૨ના ઑકટોબર સુધીમાં ૧૦,૦૪૪ માણસોને ખાસ અદાલતો આગળ ખડા કરવામાં આવ્યા હતા. પોન્ઝા, વેન્ટોલેન તથા ટ્રેમીટી એ ત્રણ ટાપુઓને દેશપાર કરવામાં આવેલાઓને રાખવા માટે નકકી કરવામાં આવ્યા છે અને ત્યાંની પરિસ્થિતિ અતિશય ખરાબ છે.

મોટા પાયા ઉપર દમન અને ધરપકડો હજી ચાલુ જ છે અને એ ઉપરથી સ્પષ્ટપણે માલૂમ પડે છે કે, તેને કચરી નાખવા માટે અનેક પ્રયત્નો કરવામાં આવતા હોવા છતાં ત્યાં આગળ ગુપ્ત અને ક્રાંતિકારી વિરોધ હજી મોજૂદ છે. દેશ ઉપર આર્થિક બોજો વધી રહ્યો છે અને દેશની આર્થિક પરિસ્થિતિ દિનપ્રતિદિન વધુ ને વધુ બગડતી જાય છે.

## ૧૭૬. લોકશાહી અને સરમુખત્યારશાહી

૨૨ જૂન, ૧૯૩૩

પોતે ઇટાલીના સરમુખત્યાર બની બેસવાનું બેનિટો મુસોલિનીનું દૃષ્ટાંત યુરોપમાં આકર્ષક નીવડ્યું હોય એમ જણાતું હતું. એક પ્રસંગે તેણે કહ્યું હતું કે, "યુરોપના દરેક દેશમાં સિંહાસનો ખાલી પડેલાં છે. કોઈ શક્તિશાળી પુરુષ તેનો કબજો કરે એટલી જ વાર છે." ઘણા દેશોમાં સરમુખત્યારશાહી ઊભી થઈ અને પાર્લમેન્ટોને કાં તો વિખેરી નાખવામાં આવી અથવા તો તેને સરમુખત્યારની ઇચ્છા અનુસાર વર્તવાની બળજબરીથી ફરજ પાડવામાં આવી. સ્પેન એ એવું એક નોંધપાત્ર દૃષ્ટાંત હતું.

સ્પેન મહાયુદ્ધમાં સંડોવાયું નહોતું. લડતાં રાષ્ટ્રોને માલ વેચીને સારી પેઠે કમાણી કરી અને એ રીતે એણે મહાયુદ્ધનો લાભ ઉઠાવ્યો. પરંતુ તેને

તેની પોતાની અનેક મુશ્કેલીઓ હતી અને ઔદ્યોગિક દૃષ્ટિએ તે બહુ જ પછાત દેશ હતો. જ્યારે અમેરિકાના તેમ જ પૂર્વના દેશોમાંથી ધનદોલતનો ત્યાં આગળ ધોધ વહેતો હતો તે યુરોપમાં તેની મહત્તાના દહાડા કયારનાયે વીતી ગયા હતા અને હવે તો એક સત્તા તરીકે યુરોપમાં તેનું ઝાઝું મહત્ત્વ રહ્યું નહોતું. ત્યાં આગળ નામની પાર્લમેન્ટ અથવા ધારાસભા હતી અને તે 'કોર્ટેઝ' નામથી ઓળખાતી હતી તથા રોમન ચર્ચ ત્યાં આગળ અતિશય બળવાન હતું. ઔદ્યોગિક દૃષ્ટિએ પછાત યુરોપના બીજા દેશોમાં બન્યું હતું તેમ ત્યાં આગળ સિન્ડીકેલિઝમ એટલે કે સંઘવાદ અને ઍનાર્કિઝમ એટલે કે અરાજકતાવાદનો ભારે ફેલાવો થવા પામ્યો હતો. ઇગ્લંડ અને જર્મનીની પેઠે નક્કર સામ્યવાદ કે નરમ વલણના સમાજવાદનો પ્રચાર ત્યાં થયો નહિ. ૧૯૧૭ની સાલમાં બોલ્શેવિકો સત્તા હાથ કરવાને માટે રશિયામાં ઝૂઝી રહ્યા હતા ત્યારે સ્પેનના મજૂરો તથા ઉદ્દામ સુધારકોએ સાર્વત્રિક હડતાલ પાડીને લોકશાહી પ્રજાસત્તાક સ્થાપવાનો પ્રયત્ન કર્યો. એ હડતાલ તેમ જ લોકશાહી પ્રજાસત્તાક માટેની આખીયે ચળવળને રાજાની સરકાર તથા તેના લશ્કરે કચરી નાખી અને એને પરિણામે લશ્કર દેશમાં સર્વસત્તાધારી બની ગયું. લશ્કર ઉપર આધાર રાખીને, રાજા પણ પહેલાં કરતાં વધારે સ્વતંત્ર અને આપખુદ બની ગયો.

મોરોક્કોના બે ભાગ પાડી નાખવામાં આવ્યા હતા. તેમાંના એક ભાગ ઉપર ફ્રાંસનું અને બીજા ઉપર સ્પેનનું પ્રભુત્વ હતું. ૧૯૨૧ની સાલમાં મોરોક્કોના રીફ લોકોમાં પેદા થયેલા અબ્દુલ કરીમ નામના એક શક્તિશાળી નેતાએ સ્પેનની હકૂમત સામે હથિયાર ઉપાડ્યાં. તેણે ભારે કુશળતા અને પરાક્રમ બતાવ્યાં તથા સ્પેનના લશ્કરને તેણે અનેક વાર હરાવ્યું. આને લીધે સ્પેનમાં આંતરિક કટોકટી પેદા થઈ. રાજા તેમ જ લશ્કર એ બંને રાજ્યબંધારણ તથા પાર્લમેન્ટ બંધ કરી દઈને સરમુખત્યારશાહી સ્થાપવા માગતાં હતાં. સરમુખત્યારશાહી સ્થાપવામાં તો એ બંને સંમત થયાં પરંતુ સરમુખત્યાર કોણ બને એ બાબતમાં તેમની વચ્ચે મતભેદ પડ્યો. રાજા પોતે સરમુખત્યાર અથવા નિરંકુશ શાસક થવા માગતો હતો અને લશ્કરના નેતાઓ લશ્કરી સરમુખત્યારશાહી સ્થાપવા ચહાતા હતા.

૧૯૨૩ની સાલમાં ત્યાં લશ્કરી બળવો થયો અને એને પરિણામે મતભેદના મુદ્દાનો નિર્ણય લશ્કરની તરફેણમાં આવ્યો અને જનરલ પ્રીમો દ રીવેરા સરમુખત્યાર થયો. કોર્ટેઝ (પાર્લમેન્ટ)ને તેણે બંધ કરી દીધી અને છડેચોક પશુબળની એટલે કે સૈન્યની મદદથી તે હકૂમત ચલાવવા લાગ્યો. પરંતુ રીફ લોકોની સામેની મોરોક્કોની લડાઈમાં કશી સફળતા ન મળી અને અબ્દુલ કરીમે સ્પેનવાસીઓનો સામનો ઉગ્રપણે ચાલુ રાખ્યો. સ્પેનની સરકારે તેની

સમક્ષ અનુકૂળ શરતો રજૂ કરી પરંતુ તે તેણે ફેંકી દીધી. તે તો સંપૂર્ણ સ્વતંત્રતાની પોતાની માગણીને જ વળગી રહ્યો. સ્પેનની સરકાર એકલે હાથે તેને ન હરાવી શકત એ સંભવિત છે. ૧૯૨૫ની સાલમાં ફ્રેંચોએ એમાં વચ્ચે પડવાનું નક્કી કર્યું. મોરોક્કોમાં તેમનાં ઘણાં ભારે હિતો રહેલાં હતાં. આથી તેમણે અબ્દુલ કરીમ સામે પોતાની અખૂટ સાધનસામગ્રી ખડી કરી. ૧૯૨૬ની સાલના અધવચ સુધીમાં અબ્દુલ કરીમને હરાવવામાં આવ્યો અને તે ફ્રેંચોને શરણે આવ્યો. આ રીતે અબ્દુલ કરીમની લાંબી અને વીરતાભરી લડતનો અંત આવ્યો.

પશુબળ, ખબરનિયમન, દમન અને કેટલીક વાર લશ્કરી કાયદાનો અમલ ઇત્યાદિ સરમુખત્યારશાહીનાં હમેશનાં સહગામીઓ સહિત સ્પેનમાં આ બધાં વરસો દરમ્યાન પ્રીમો દ રીવેરાની સરમુખત્યારશાહી ચાલુ રહી. આ સરમુખત્યારશાહી મુસોલિનીની સરમુખત્યારશાહીથી ભિન્ન હતી કેમ કે તે ઇટાલીની પેઠે પ્રજાના અમુક વર્ગો ઉપર નહિ પણ કેવળ લશ્કરી બળ ઉપર જ નિર્ભર હતી. પ્રીમો દ રીવેરાથી લશ્કર થાકે પછી તેને બીજો કોઈ ટેકો રહેતો નહોતો. ૧૯૩૦ની સાલના આરંભમાં રાજાએ પ્રીમોને બરતરફ કર્યો. એ જ વરસે ત્યાં ક્રાંતિ થવા પામી અને તેને દાબી દેવામાં આવી. પરંતુ પ્રજાસત્તાક તેમ જ ક્રાંતિની ભાવના એટલી બધી વ્યાપક બની ગઈ હતી કે તેને દાબી રાખી શકાય એમ નહોતું. ૧૯૩૧ની સાલમાં પ્રજાસત્તાકવાદીઓએ મ્યુનિસિપાલિટીઓની ચૂંટણીઓમાં ભારે સામર્થ્ય દાખવ્યું અને પ્રજામતને વશ થવામાં જ ડહાપણ રહેલું છે એમ સમજી એ પછી થોડા જ દિવસોમાં રાજા આલ્ફોન્ઝોએ ગાદીત્યાગ કર્યો અને સ્પેનમાંથી તે ભાગી ગયો. ત્યાં આગળ કામચલાઉ સરકાર સ્થાપવામાં આવી અને યુરોપમાં આપખુદ રાજાશાહી તથા ચર્ચના શાસનના પ્રતીકસમું સ્પેન હવે યુરોપનું સૌથી તરુણ પ્રજાસત્તાક બન્યું. માજી રાજા આલ્ફોન્ઝોને તેણે કાયદા બહાર મૂક્યો અને દેશમાં ચર્ચના પ્રભુત્વની સામે લડવાની તેણે કમર કસી.

પરંતુ હું તો તને સરમુખત્યારોની વાત કહેતો હતો. ઇટાલી અને સ્પેન ઉપરાંત પોલૅંડ, યુગોસ્લાવિયા, ગ્રીસ, બલ્ગેરિયા, પોર્તુગાલ હંગેરી અને ઑસ્ટ્રિયા વગેરે દેશોએ પણ લોકશાહી સરકાર છોડીને સરમુખત્યારશાહી સ્થાપી હતી. પોલૅંડમાં ઝારશાહીના સમયનો સમાજવાદી પીલ્સુદ્સ્કી લશ્કર ઉપરના પોતાના કાબૂને લીધે સરમુખત્યાર બન્યો હતો. પોલૅંડની પાર્લમેન્ટના સભ્યો પ્રત્યે તે અતિશય અપમાનજનક ભાષા વાપરતો હતો. અને કેટલીક વાર તો તેમને ગિરફતાર કરીને ધકેલી કાઢવામાં આવતા હતા. યુગોસ્લાવિયામાં રાજા ઍલેકઝાંડર પોતે સરમુખત્યાર છે. દેશના કેટલાક ભાગોની સ્થિતિ અતિશય ખરાબ બની ગઈ અને એમ કહેવાય છે કે, તુર્કોના અમલ દરમ્યાન હતું તેના કરતાં પણ વિશેષ દમન ત્યાં પ્રવર્તતું હતું.

ઉપર મેં ઉલ્લેખ કર્યો તે બધાયે દેશોમાં ખુલ્લેખુલ્લા સ્વરૂપમાં સરમુખત્યારશાહી નિરંતર ચાલુ રહી નહોતી. કદી કદી તેમની પાર્લમેન્ટો ઊંઘમાંથી થોડા વખત માટે જાગી ઊઠે છે અને તેને કાર્ય કરવા દેવામાં આવે છે અથવા તાજેતરમાં બલ્ગેરિયામાં બનવા પામ્યું છે તે પ્રમાણે કદી કદી સત્તા ઉપરની સરકાર પોતાને અણગમતા હોય એવા — દાખલા તરીકે સામ્યવાદીઓ — પાર્લમેન્ટના સભ્યોના આખા સમૂહની ધરપકડ કરીને તેમને બળજબરીથી પાર્લમેન્ટમાંથી કાઢી મૂકે છે અને બાકીના સભ્યોને તેમનાથી બની શકે એવું કાર્ય કરવા દે છે. એ બધા દેશો સરમુખત્યારશાહી યા તો તેને અનુરૂપ રાજ્યવ્યવસ્થા નીચે રહે છે અને પશુબળને આધારે ટકતી વ્યક્તિની કે નાનકડા સમૂહની બનેલી આવી સરકારોને અનિવાર્ય રીતે નિરંતર ચાલતા દમન, વિરોધીઓનાં ખૂન તથા ધરપકડો, કડક ખબરનિયમન તેમ જ જાસૂસોની વિસ્તૃત જાળ ઇત્યાદિનો આશરો લેવો જ પડે છે.

યુરોપની બહારના દેશોમાં પણ સરમુખત્યારશાહી ઊભી થઈ હતી. તુર્કી તથા કમાલ પાશાની વાત તો હું આગળ કહી ગયો છું. દક્ષિણ અમેરિકામાં ઘણા સરમુખત્યારો છે. પરંતુ ત્યાં આગળ તો એ પુરાણી સંસ્થા છે કેમ કે દક્ષિણ અમેરિકાનાં પ્રજાતંત્રોએ લોકશાહી કાર્યવાહી પ્રત્યે કદીયે મમતા બતાવી નથી.

સરમુખત્યારશાહીની આ યાદીમાં મેં સોવિયેટ રાજ્યનો સમાવેશ નથી કર્યો. કેમ કે ત્યાંની સરમુખત્યારશાહી બીજી કોઈ પણ સરમુખત્યારશાહી જેટલી જ નિષ્ઠુર છે એ ખરું પણ તેનો પ્રકાર ભિન્ન છે. એ કોઈ એક વ્યક્તિની કે વ્યક્તિઓના નાનકડા સમૂહના નહિ પણ ખાસ કરીને જેનો આધાર મજૂરો ઉપર છે એવા એક સુસંગઠિત રાજકીય પક્ષની સરમુખત્યારશાહી છે. તેઓ એને 'મજૂરોની સરમુખત્યારશાહી' કહે છે. આમ ત્રણ પ્રકારની સરમુખત્યારશાહી આપણા જોવામાં આવે છે: સામ્યવાદી, ફાસીવાદી અને લશ્કરી. સરમુખત્યારશાહીની બાબતમાં કશી નવીનતા કે વિશિષ્ટતા નથી; છેક પ્રાચીનકાળથી એ ચાલતી આવી છે. સરમુખત્યારશાહીના સામ્યવાદી અને ફાસીવાદી પ્રકારો ઇતિહાસમાં નવીન છે અને આપણા જમાનાની તે ખાસ પેદાશ છે.

આ બધી સરમુખત્યારશાહીઓ તથા તેના જુદા જુદા પ્રકારોની બાબતમાં આપણું લક્ષ ખેંચે એવી પ્રથમ બાબત એ છે કે, લોકશાહી તેમ જ પાર્લમેન્ટ દ્વારા ચાલતી સરકારથી તે સાવ ઊલટી છે. મેં તને આગળ કહ્યું હતું તે તને યાદ હશે કે, ૧૯મી સદી એ લોકશાહીની સદી હતી તેમ જ ફ્રાંસની ક્રાંતિએ જેની ઘોષણા કરી હતી તે મનુષ્યના અધિકારોના પાયા ઉપર એ સદીના પ્રગતિશીલ વિચારો રચાયેલા હતા તથા વ્યક્તિસ્વાતંત્ર્ય એ તે વખતનું ધ્યેય હતું. એમાંથી, યુરોપના મોટા ભાગના દેશોમાં વત્તાઓછા પ્રમાણમાં પાર્લમેન્ટ દ્વારા ચાલતી સરકારનો વિકાસ થયો. આર્થિક ક્ષેત્રમાં એ ઉપરથી 'લેઝે ફૅર' એટલે

સ્વૈર પ્રવૃત્તિનો સિદ્ધાંત ઉદ્ભવ્યો. ૨૦મી સદીમાં, અથવા કહો કે મહાયુદ્ધ પછીનાં વરસોમાં ૧૯મી સદીની .આ મહાન પરંપરાનો અંત આવ્યો અને શાસ્ત્રશુદ્ધ અથવા સૈદ્ધાંતિક લોકશાહી પ્રત્યે આદર રાખનારાઓની સંખ્યા હવે દિનપ્રતિદિન ઘટતી જાય છે. અને લોકશાહીના આ પતનની સાથે જેમને ઉદાર વિચાર ધરાવનારા લોકો (લિબરલ) કહેવામાં આવે છે તેમની પણ સર્વત્ર એવી જ દશા થઈ છે અને સમાજના એક અસરકારક બળ તરીકે હવે તેમની ગણના થતી નથી.

સામ્યવાદ તેમ જ ફાસીવાદ એ બંનેએ લોકશાહીનો વિરોધ તેમ જ ટીકા કરી છે પરંતુ બિલકુલ ભિન્ન દૃષ્ટિથી તેમણે તેમ કર્યું છે. જે દેશો સામ્યવાદી કે ફાસીવાદી નથી ત્યાં પણ લોકશાહીનું માન પહેલાં જેટલું રહ્યું નથી. પાર્લમેન્ટનું પહેલાંના જેટલું ગૌરવ રહ્યું નથી અને પ્રજામાં તેની પહેલાંના જેટલી પ્રતિષ્ઠા રહી નથી. તેમને જે જરૂરી જણાય તે પાર્લમેન્ટને પૂછ્યા વિના કરવાની વહીવટી ખાતાંઓના વડાઓને ભારે સત્તા આપી દેવામાં આવી છે. એનું કારણ કંઈક અંશે એ પણ છે કે આજનો સમય અતિશય નાજુક છે. એ પરિસ્થિતિમાં તાત્કાલિત પગલાં ભરવાની જરૂર પડે છે અને પાર્લમેન્ટો અથવા ધારાસભાઓ હમેશાં ઝડપથી કાર્ય કરી શકતી નથી. જર્મનીએ તાજેતરમાં પોતાની પાર્લમેન્ટને સંપૂર્ણપણે ઠોકરે મારી છે અને ત્યાં આગળ ફાસિસ્ટ ઢબના શાસને બૂરામાં બૂરું સ્વરૂપ ધારણ કર્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સે તો પોતાના પ્રમુખોને હમેશાં ભારે સત્તા આપી જ રાખી છે, પરંતુ તાજેતરમાં એમાં વળી વિશેષ વધારો કરવામાં આવ્યો છે. ઇંગ્લંડ તથા ફ્રાંસ, માત્ર એ બે જ દેશોમાં ઉપર ઉપરથી જોતાં પાર્લમેન્ટો હજી પણ પહેલાંની જેમ જ કાર્ય કરતી જણાય છે. તેમના તાબા નીચેના મુલકો તથા તેમની વસાહતોમાં તેમની ફાસિસ્ટ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. હિંદુસ્તાનમાં બ્રિટિશ ફાસીવાદ કાર્ય કરી રહેલો આપણા જોવામાં આવે છે; હિંદી ચીનમાં ફ્રેંચ ફાસીવાદ 'સુલેહ શાંતિ' પ્રવર્તાવી રહ્યો છે, પરંતુ લંડન અને પૅરિસમાં પણ પાર્લમેન્ટો નિષ્પ્રાણ બનતી જાય છે. ગયા માસમાં જ એક અંગ્રેજ વિનીતે કહ્યું હતું કે:

"પ્રતિનિધિત્વ ધરાવનારી આપણી પાર્લમેન્ટ, અપૂર્ણ અને ખરાબ રીતે કાર્ય કરતી ચૂંટણીની વ્યવસ્થાથી ચૂંટાયેલી એક વહીવટી ટોળકીની સ્વાર્થી આજ્ઞાઓની નોંધ કરનારું એક તંત્ર માત્ર ઝડપથી બનતી જાય છે."

૧૯મી સદીની લોકશાહી અને પાર્લમેન્ટોનો પ્રભાવ આ રીતે સર્વત્ર ઘટી રહ્યો છે. કેટલાક દેશોમાં છડેચોક અને બળજબરીથી તેમને રદ કરવામાં આવી છે જ્યારે બીજા કેટલાક દેશોમાં તેમણે તેમનું સાચું મહત્ત્વ ગુમાવ્યું છે અને તેઓ 'ગંભીર અને પોકળ તમાશારૂપ' બનતી જાય છે. એક ઇતિહાસકારે

પાર્લમેન્ટોના આ પતનની તુલના ૧૯મી સદીમાં થયેલા રાજાશાહીના પતન સાથે કરી છે. જે રીતે ઇંગ્લંડમાં તેમ જ અન્યત્ર રાજા પોતાની સાચી સત્તા ગુમાવીને વત્તેઓછે અંશે દેખાવ કરવા માટેનો બંધારણીય શાસક બન્યો છે તે જ રીતે પ્રસ્તુત ઇતિહાસકારના મત પ્રમાણે પાર્લમેન્ટો સત્તા વિનાની અને પ્રતિષ્ઠિત પ્રતીકો સમાન બની જવાનો સંભવ રહે છે અને એ પ્રક્રિયા ચાલુ પણ થઈ ગઈ છે. હા, એટલું ખરું કે એ પ્રતીકો દેખાવમાં બહુ ભવ્ય અને મહત્ત્વપૂર્ણ લાગે છે પરંતુ વાસ્તવમાં તે નિરર્થક હોય છે.

પરંતુ આમ શાથી બનવા પામ્યું? એક સદી કે તેથીયે વધારે સમય સુધી અસંખ્ય લોકોને માટે આદર્શરૂપ અને પ્રેરણાદાયી બની રહેનાર, તથા જેને માટે પોતાના દેહનાં બલિદાન આપીને હજારો લોકો શહીદ થયા છે તે લોકશાહી આજે આવી અકારી શાથી થઈ પડી છે? પૂરતાં કારણો વિના આવા ફેરફારો થવા પામતા નથી. ચંચળવૃત્તિની પ્રજાના તરંગો કે કલ્પના માત્રથી એમ થઈ શકતું નથી. આજના જીવનવ્યવહારની પરિસ્થિતિમાં એવું કંઈક હોવું જ જોઈએ કે જે ૧૯મી સદીની શાસ્ત્રશુદ્ધ અથવા સૈદ્ધાંતિક લોકશાહી સાથે બંધબેસતું ન હોય. એ વિષય રસપ્રદ અને અટપટો છે. અહીંયાં હું એ પ્રશ્નની ચર્ચામાં ઊતરી શકું એમ નથી પરંતુ એ સંબંધમાં એક બે વસ્તુઓ તને જણાવીશ.

ઉપરના પૅરેગ્રાફમાં લોકશાહીનો મેં 'શાસ્ત્રશુદ્ધ અથવા સૈદ્ધાંતિક' તરીકે ઉલ્લેખ કર્યો છે. સામ્યવાદીઓ કહે છે કે એ સાચી લોકશાહી નહોતી; એ તો એક વર્ગ બીજા બધા વર્ગો ઉપર શાસન કરી રહ્યો છે એ હકીકત છુપાવવા માટેનું લોકશાહીનું કોચલું હતું. તેમના મત પ્રમાણે, લોકશાહી મૂડીદાર-વર્ગની સરમુખત્યારશાહીને ઢાંકી રહી હતી. ખરી રીતે તો એ શ્રીમંતશાહી એટલે કે ધનવાન લોકો દ્વારા ચાલતી સરકાર હતી. જેનાં ભારે ગુણગાન કરવામાં આવતાં હતાં તે જનતાને આપવામાં આવેલો મતાધિકાર તેના ઉપર क शासन કરશે તથા તેનું શોષણ કરશે કે પછી ख तेम કરશે એ કહેવાની ચાર કે પાંચ વરસમાં તેને એક વખત પસંદગી આપતો હતો. હરકોઈ પરિસ્થિતિમાં શાસકવર્ગ આમવર્ગના લોકોનું શોષણ કરતો હતો. આ પ્રકારના વર્ગીય શાસનનો તથા શોષણનો અંત આવે અને સમાજમાં માત્ર એક જ વર્ગ મોજૂદ હોય ત્યારે જ સાચી લોકશાહી આવી શકે. પરંતુ એવા પ્રકારનું સમાજવાદી રાજ્ય નિર્માણ કરવા માટે, પ્રજામાં રહેલાં મૂડીવાદી તથા 'બૂર્ઝ્વા' તત્ત્વોને દાબી દેવા તથા મજૂરોના રાજ્ય સામે કાવતરાં કરતા તેમને રોકવા માટે અમુક કાળ સુધી આમવર્ગની સરમુખત્યારીની જરૂર રહે છે. રશિયામાં સોવિયેટો એવા પ્રકારની સરમુખત્યારીનો અમલ કરે છે. એ સોવિયેટોમાં બધાયે મજૂરો, ખેડૂતો તેમ જ બીજાં 'સક્રિય' તત્ત્વોનું પ્રતિનિધિત્વ હોય

છે. આ રીતે એ ૯૦ કે ૯૫ ટકા લોકોની બાકીના ૧૦ કે ૫ ટકા લોકો ઉપરની સરમુખત્યારી છે. આ તો સિદ્ધાંતની વાત થઈ. વ્યવહારમાં સોવિયેટો ઉપર સામ્યવાદી પક્ષનો કાબૂ છે અને સામ્યવાદી પક્ષ ઉપર સામ્યવાદીઓની શાસક ટોળકીનો કાબૂ છે, અને ખબરનિયમન, વાણીસ્વાતંત્ર્ય તેમ જ કાર્ય-સ્વાતંત્ર્યની બાબતમાં એ સરમુખત્યારશાહી બીજી કોઈ પણ સરમુખત્યારશાહી જેટલી જ કડક છે. પરંતુ મજૂરોના સદ્‌ભાવ અથવા સહાનુભૂતિ ઉપર તે રચાયેલી હોવાથી તેને મજૂરોને પોતાની સાથે રાખવા જ પડે છે. અને, ખાસ કરીને, એમાં બીજા કોઈ વર્ગના લાભ માટે મજૂરો કે ઇતર વર્ગોનું શોષણ કરવામાં આવતું નથી. જો ત્યાં કોઈ પણ પ્રકારનું શોષણ હોય તો તે સૌના લાભ માટે રાજ્યનું શોષણ છે. વળી, એ પણ યાદ રાખવા જેવી હકીકત છે કે, રશિયામાં કદીયે લોકશાહી સરકાર હતી જ નહિ. ૧૯૧૭ની સાલમાં એકી છલંગે આપખુદ રાજ્યતંત્રમાંથી નીકળીને રશિયા સામ્યવાદમાં જઈ પડ્યું.

ફાસિસ્ટોનું વલણ એથી બિલકુલ ભિન્ન છે. આગલા પત્રમાં મેં તને કહ્યું હતું તેમ, ફાસિસ્ટ સિદ્ધાંતો શા છે તે શોધી કાઢવું એ સહેલ વાત નથી. કેમ કે તેમના કોઈ નિશ્ચિત સિદ્ધાંતો હોય એમ જણાતું નથી. પરંતુ ફાસિસ્ટો લોકશાહીના વિરોધીઓ છે એ નિર્વિવાદ છે. પણ લોકશાહીનો તેમનો વિરોધ સામ્યવાદીઓના તેના વિરોધથી સાવ જુદી જ ભૂમિકા ઉપર રચાયેલો છે. સામ્યવાદીઓના મત પ્રમાણે લોકશાહી એ સાચી વસ્તુ નથી; એ ધોકાબાજી છે, નકલી ચીજ છે. પરંતુ ફાસિસ્ટોનો તો લોકશાહીની કલ્પનાની પાછળ રહેલા સમગ્ર સિદ્ધાંતની સામે વાંધો છે અને લોકશાહીને તેઓ પોતાની સમગ્ર શક્તિથી વખોડી કાઢે છે. મુસોલિનીએ તેને 'સડતી જતી લાશ' કહી છે! વ્યક્તિસ્વાતંત્ર્યની કલ્પના સામે પણ ફાસિસ્ટોને એટલો જ અણગમો છે. તેમના મત પ્રમાણે રાજ્ય સર્વસ્વ છે, વ્યક્તિની કશી ગણતરી નથી. (સામ્ય-વાદીઓ પણ વ્યક્તિસ્વાતંત્ર્યને ઝાઝું મહત્ત્વ આપતા નથી.) ૧૯મી સદીના લોકશાહીના ઉપાસક ઉદારમતવાદનો પ્રવર્તક બિચારો મૅઝિની આજે જીવતો હોત તો પોતાના દેશબંધુ મુસોલિનીને તે શું કહેત!

માત્ર સામ્યવાદીઓ અને ફાસિસ્ટો જ નહિ પણ પ્રચલિત યુગની મુશ્કેલીઓ તેમ જ હાડમારીઓ વિષે વિચાર કરનારા બીજાઓ પણ મતાધિકાર આપીને એ વસ્તુને લોકશાહી કહેવાના જૂના વિચારથી અસંતુષ્ટ થયા છે. લોકશાહીનો અર્થ સમાનતા છે અને જે સમાજમાં સમાનતા પ્રવર્તતી હોય ત્યાં જ લોકશાહી ફાલીફૂલી શકે. એ તો દીવા જેવું સ્પષ્ટ છે કે, પ્રત્યેક વ્યક્તિને મતાધિકાર આપવા માત્રથી સમાનતાવાળો સમાજ નિર્માણ થતો નથી. પુખ્ત વયનો મતાધિકાર તેમ જ બીજી એવી વસ્તુઓ દાખલ કરવા છતાંયે આજે સમાજમાં

ભયંકર અસમાનતા નજરે પડે છે. એથી કરીને લોકશાહીને તક આપવા માટે, સમાનતાવાળો સમાજ પેદા કરવો જોઈએ; અને તેમની આ વિચાર-પરંપરામાંથી જુદા જુદા આદર્શો અને પદ્ધતિઓ ઉદ્ભવે છે. પરંતુ એ બધા એક બાબતમાં સંમત થાય છે કે આજની પાર્લમેન્ટો બિલકુલ અસંતોષકારક છે.

હવે આપણે ફાસીવાદને જરા ઊંડાં ઊતરીને નિહાળીએ અને વાસ્તવમાં તે શું છે તે જાણવાનો પ્રયત્ન કરીએ. તે હિંસાનાં ગુણગાન કરે છે અને શાંતિવાદને ધિક્કારે છે. મુસોલિની ઇટાલીની એનસાઇક્લોપીડિયામાં કહે છે:

"ફાસીવાદ કાયમી શાંતિની જરૂરિયાત કે ઉપયોગિતામાં માનતો નથી. શાંતિવાદમાં બલિદાન આપવાના ડરથી જોખમની સામે ન લડવાની વૃત્તિ છુપાયેલી છે. તત્ત્વતઃ એ કાયરતા છે અને તેથી એ શાંતિવાદનો ઇન્કાર કરે છે. યુદ્ધ, કેવળ યુદ્ધ જ માનવી શક્તિઓને તેની પરાકાષ્ઠાએ પહોંચાડે છે અને તેને વધાવી લેવાનું ધૈર્ય બતાવનાર પ્રજાઓને તે પોતાના ઉમદા ગુણોથી નવાજે છે. બીજી બધી કસોટીઓ ગૌણ છે. તે મનુષ્યની સામે જીવન-મરણ વચ્ચેની પસંદગી કરવાનો પ્રશ્ન ખડો કરતી નથી."

ફાસીવાદની દૃષ્ટિ તીવ્રપણે રાષ્ટ્રીય છે જ્યારે સામ્યવાદની દૃષ્ટિ આંતર-રાષ્ટ્રીય છે. ફાસીવાદ તો ખરેખાત આંતરરાષ્ટ્રીયતાનો વિરોધ કરે છે. રાજ્યને તે એક દેવ અથવા ઈશ્વર સમાન બનાવી દે છે અને વ્યક્તિની સ્વતંત્રતા તથા હકોનું તેની વેદી ઉપર બલિદાન આપવું જોઈએ એમ માને છે. તેની નજરે બીજા બધાયે દેશો પરાયા અને લગભગ દુશ્મન જેવા છે. યહૂદીઓને પરાયા તત્ત્વ તરીકે લેખવામાં આવે છે અને તેમના પ્રત્યે ખરાબ વર્તાવ દાખવવામાં આવે છે. તે કેટલાંક મૂડીવાદ-વિરોધી સૂત્રો ઉચ્ચારે છે તથા કેટલીક ક્રાંતિકારી નીતિરીતિઓ અખત્યાર કરે છે એ ખરું પરંતુ મિલકતદાર તેમ જ પ્રત્યાઘાતી તત્ત્વો સાથે તેને મૈત્રીનો સંબંધ છે.

ફાસીવાદની આ કેટલીક ચિત્રવિચિત્ર બાજુઓ છે. એની પાછળ રહેલી ફિલસૂફી, જો એની કંઈ પણ ફિલસૂફી હોય તો — તે સમજવી અતિ મુશ્કેલ છે. આપણે જોયું તેમ, ફાસીવાદનો આરંભ સત્તા હાથ કરવા માટેની સીધી સાદી ઇચ્છામાંથી થયો હતો. એમાં સફળતા મળ્યા પછી એની આસપાસ ફિલસૂફી રચવાનો પ્રયાસ કરવામાં આવ્યો. એ કેટલી બધી ગોટાળાભરેલી છે એનો ખ્યાલ આપવા માટે તથા તને કંઈક ગૂંચવણમાં નાખવા માટે એક આગળ પડતા ફાસિસ્ટ ફિલસૂફના લખાણમાંથી હું અહીં એક ઉતારો ટાંકીશ. એનું નામ જીયોવાની જેન્ટાઇલ છે અને તે ફાસીવાદનો પ્રમાણભૂત ફિલસૂફ ગણાય છે. સરકારમાં તે એક ફાસિસ્ટ પ્રધાન પણ છે. જેન્ટાઇલ કહે છે કે, લોકશાહીમાં બને છે તેમ, લોકોએ પોતાનો આત્મસાક્ષાત્કાર વ્યક્તિગત રીતે પ્રાપ્ત કરવાને મથવું ન જોઈએ. પરંતુ ફાસીવાદ અનુસાર, વિશ્વ-ચેતનરૂપ

ઇન્દ્રિયાતીત અહંનાં કાર્યો દ્વારા આત્મસાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. (આનો જે કંઈ અર્થ થતો હોય તે મારી સમજશક્તિની બહાર છે.) આમ, આ વિચારદૃષ્ટિમાં વ્યક્તિસ્વાતંત્ર્ય કે વ્યક્તિત્વને કશો અવકાશ રહેતો નથી. પોતાની જાત સિવાયની બીજી કોઈક વસ્તુમાં — રાજ્યમાં — આત્મવિલોપન કરીને જ વ્યક્તિ પોતાના સાચા સ્વરૂપનો તેમ જ સ્વતંત્રતાનો અનુભવ કરી શકે છે.

"કુટુંબ, રાજ્ય કે પરમાત્મામાં એકરૂપ કરી દેવાથી મારું વ્યક્તિત્વ દબાઈ જતું નથી, પણ તે ઉન્નત, સબળ અને વિશાળ થાય છે."

જેન્ટાઇલ વળી કહે છે :

"કોઈ પણ બળ માણસની સંકલ્પશક્તિ ઉપર અસર પાડી શકે તેટલા પ્રમાણમાં તે નૈતિક બળ છે. પછી એમાં ઉપદેશ કે લાઠીની દલીલનો ભલેને ઉપયોગ કરવામાં આવ્યો હોય."

હવે આપણે સમજ્યાં કે, હિંદમાં બ્રિટિશ સરકાર જ્યારે જ્યારે લાઠી-પ્રહારોનો આશરો લે છે ત્યારે ત્યારે તે કેટલા બધા નૈતિક બળનો ઉપયોગ કરી રહી હોય છે!

આ બધા, એક વસ્તુ બની ગયા પછી તેનું સમર્થન કરવાના અને તેનું વાજબીપણું પુરવાર કરવાના પ્રયાસો છે. એમ પણ કહેવામાં આવે છે કે, ફાસીવાદનો ઉદ્દેશ 'સામૂહિક રાજ્ય' (કૉર્પોરેટિવ સ્ટેટ) સ્થાપવાનો છે. મારા ધારવા પ્રમાણે, એવા રાજ્યમાં સૌ સામુદાયિક અથવા આખા સમૂહના હિતને અર્થે હળીમળીને કાર્ય કરે છે. પરંતુ એવું કોઈ રાજ્ય ઇટાલી કે બીજે ક્યાંય ઊભું થયેલું જોવામાં આવતું નથી. તેના ઉપર કેટલાક અંકુશો મૂકવામાં આવ્યા છે એ ખરું, પરંતુ ઇટાલીમાં મૂડીવાદ લગભગ બીજા દેશોની જેમ જ પોતાનું કાર્ય કરી રહ્યો છે.

ફાસીવાદ બીજા દેશોમાં પણ પ્રસર્યો છે એટલે એ વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ છે કે એ માત્ર ઇટાલીની જ વિશિષ્ટ ઘટના નથી પરંતુ કોઈ પણ દેશમાં જ્યારે અમુક પ્રકારની આર્થિક પરિસ્થિતિ પ્રવર્તે છે ત્યારે તે દેખા દે છે. મજૂરો જ્યારે બળવાન બનીને મૂડીવાદી રાજ્યને ધમકીરૂપ બની જાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ મૂડીદાર વર્ગ પોતાને ઉગારી લેવાનો પ્રયાસ કરે છે. સામાન્ય રીતે, ઉગ્ર પ્રકારની આર્થિક કટોકટીની ઘડીએ મજૂરો તરફથી એવું જોખમ પેદા થાય છે. મિલકતદાર તથા શાસક વર્ગ સામાન્ય પ્રકારના લોકશાહી ઉપાયો દ્વારા પોલીસો અને લશ્કરની મદદથી મજૂરોને દાબી શકતા નથી ત્યારે તે ફાસિસ્ટ પદ્ધતિનો આશરો લે છે. એટલે કે એક લોકપ્રિય સામુદાયિક ચળવળ ઉપાડવામાં આવે છે. એમાં જનસમૂહને પસંદ પડે એવાં પરંતુ મિલકતદાર અને મૂડીદાર વર્ગોનું રક્ષણ કરવાના આશયથી યોજવામાં આવેલાં કેટલાંક સૂત્રો

માન્ય રાખવામાં આવે છે. એ ચળવળનો આધારસ્તંભ નીચલા થરના મધ્યમ વર્ગમાંથી મળી રહે છે કેમ કે એ વર્ગના મોટા ભાગના લોકો બેકારીથી પીડાતા હોય છે. વળી, રાજકીય દૃષ્ટિએ પછાત અને અસંગઠિત મજૂરો અને ખેડૂતો પણ ઉપર જણાવેલાં સૂત્રો તેમ જ પોતાની સ્થિતિ સુધારવાની આશાથી આકર્ષાઈને એ ચળવળમાં ભળે છે. એનો લાભ ઉઠાવવાની આશા રાખનારા ધનવાન વર્ગના લોકો તરફથી એ ચળવળને આર્થિક મદદ મળે છે અને હિંસાને તે પોતાનો મૂળભૂત સિદ્ધાંત તેમ જ રોજનો વ્યવહાર બનાવી દે છે. છતાંયે ઉભયના સામાન્ય દુશ્મન સમાજવાદી મજૂરો સામે તે લડતી હોવાથી દેશની મૂડીવાદી સરકાર પણ એને નભાવી લે છે. એક પક્ષ તરીકે, અને જો દેશની સરકાર બની જાય તો વિશેષે કરીને, તે મજૂરોની સંસ્થાઓનો નાશ કરે છે અને પોતાના બધાયે વિરોધીઓમાં ત્રાસ વર્તાવી મૂકે છે.

આગળ વધતા જતા સમાજવાદ અને મોરચો બાંધીને બેઠેલા મૂડીવાદ વચ્ચે વર્ગીય અથડામણ અતિશય ઉગ્ર અને કટોકટીભરી બને છે ત્યારે ફાસીવાદ આ રીતે દેખા દે છે. આ સામાજિક વિગ્રહ કોઈ પણ પ્રકારની ગેરસમજથી નથી પેદા થતો પરંતુ આજના સમાજના પાયામાં રહેલા હિતવિરોધોની વધારે ઊંડી સમજને કારણે પેદા થાય છે. એમની ઉપેક્ષા કરવાથી એ સંઘર્ષો અથવા વિરોધોનો ઉકેલ નથી આવતો. અને આજની સમાજવ્યવસ્થામાં હાડમારી વેઠી રહેલા લોકો જેમ જેમ એ હિતવિરોધો વધારે સમજતા જાય છે તેમ તેમ જેને તેઓ પોતાનો વાજબી હિસ્સો લેખે છે તેનાથી તેમને વંચિત રાખવા પ્રત્યે તેઓ વધારે ને વધારે રોષે ભરાય છે. મિલકતદાર વર્ગ તેની પાસે જે હોય તે છોડી દેવા માગતો નથી એટલે એ સંઘર્ષ અથવા ઝઘડો અતિશય તીવ્ર બને છે. મૂડીવાદ જ્યાં સુધી લોકશાહી તંત્ર દ્વારા પોતાની સત્તા જાળવી રાખી શકે તથા મજૂરોને દાબી રાખી શકે ત્યાં સુધી લોકશાહીને ચાલુ રાખવામાં આવે છે. પરંતુ જ્યારે એ રીતે એ વસ્તુ સિદ્ધ કરવાનું અશક્ય બની જાય છે ત્યારે મૂડીવાદ લોકશાહીને ફગાવી દે છે. અને ખુલ્લેખુલ્લી હિંસા અને ત્રાસની ફાસિસ્ટ પદ્ધતિ અખત્યાર કરે છે.

મારા ધારવા પ્રમાણે, રશિયા સિવાય યુરોપના બધાયે દેશોમાં ફાસીવાદ વત્તાઓછા પ્રમાણમાં મોજૂદ છે. સૌથી છેલ્લો વિજય એણે જર્મનીમાં મેળવ્યો છે. ઇંગ્લંડમાં સુધ્ધાં, શાસકવર્ગમાં ફાસિસ્ટ વિચારોનો ફેલાવો થઈ રહ્યો છે, અને હિંદમાં વારંવાર તેનો અમલ થતો આપણા જોવામાં આવે છે. સમગ્ર દુનિયાની રંગભૂમિ ઉપર આજે ફાસીવાદ મૂડીવાદનું અંતિમ અસ્ત્ર બનીને સામ્યવાદની સામે ઝૂઝી રહ્યો છે.

પરંતુ ફાસીવાદની બીજી વાત જવા દઈએ તોયે જગતને પીડી રહેલી આર્થિક હાડમારીઓનો ઉકેલ લાવવાનો ઉપાય પણ તે બતાવતો નથી. પોતાના

તીવ્ર અને આક્રમણકારી રાષ્ટ્રવાદથી પરસ્પરાવલંબનના જગદ્‌વ્યાપી વલણનો તે વિરોધ કરે છે, મૂડીવાદના પતનમાંથી ઉત્પન્ન થતા પ્રશ્નોને તે વધારે ઉત્કટ બનાવે છે તથા ઘણી વાર જેમાંથી યુદ્ધ ફાટી નીકળે છે તે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઘર્ષણમાં વધારો કરે છે.

## ૧૭૭. ચીનમાં ક્રાંતિ અને પ્રતિ-ક્રાંતિ

૨૬ જૂન, ૧૯૩૩

યુરોપ તથા તેના અસંતોષોની રજા લઈને હવે આપણે એથીયે વિશેષ મુસીબતમાં આવી પડેલા પ્રદેશમાં — દૂર પૂર્વના દેશો ચીન અને જાપાનમાં જઈએ. દુનિયાના સૌથી પ્રાચીન અને પ્રાણદાયી સંસ્કૃતિની ભૂમિ ઉપર સ્થાપવામાં આવેલા તરુણ પ્રજાસત્તાકની અનેક મુસ્કેલીઓ વિષે ચીન વિષેના મારા છેલ્લા પત્રમાં હું તને કહી ગયો છું. દેશ છિન્નભિન્ન થઈ જતો લાગતો હતો અને લડાયક સરદારો — તૂશનો અને મહાતૂશનો — વધુ ને વધુ બળવાન થતા જતા હતા. ચીનને દુર્બળ અને એકતા વિનાનો રાખવામાં જેમનું હિત સમાયેલું હતું તે સામ્રાજ્યવાદી સત્તાઓ ઘણુંખરું તેમને ઉત્તેજન આપતી અને મદદ કરતી. તૂશનોને કોઈ પણ સિદ્ધાંતનું બંધન નહોતું; દરેક તૂશન પોતાનું અંગત હિત અને વૃદ્ધિ સાધવા ચહાતો હતો અને ચીનમાં નિરંતર ચાલતા રહેતા નાના નાના આંતરવિગ્રહોમાં તેઓ વારંવાર પક્ષ બદલતા હતા. હાડમારી ભોગવતા અને દુઃખી ખેડૂતો ઉપર તેઓ તથા તેમનાં સૈન્યો નભતાં હતાં. ચીનની સ્વતંત્રતા પ્રાપ્ત કરવાના કાર્યમાં પોતાનું સમગ્ર જીવન સમર્પણ કરનાર ચીનના મહાન નેતા ડૉ. સુનયાત્‌સેને દક્ષિણ ચીનમાં કેન્ટોનમાં સ્થાપેલી રાષ્ટ્રીય સરકાર વિષે પણ હું તને કહી ગયો છું.

સમગ્ર દેશ ઉપર વિદેશી સામ્રાજ્યવાદી સત્તાઓનાં આર્થિક હિતોનું પ્રભુત્વ હતું. શાંઘાઈ અને હોંગકોંગ જેવાં મોટાં મોટાં બંદરી શહેરોમાં પોતાનો અડ્ડો જમાવીને એ સત્તાઓએ ચીનનો પરદેશો સાથેનો આખોયે વેપાર પોતાને હાથ કરી લીધો હતો. ડૉ. સુને સાચું જ કહ્યું હતું કે, આર્થિક દૃષ્ટિએ ચીન એ પ્રસ્તુત સત્તાઓની એક વસાહત (કૉલોની) હતી. એક સ્વામી હોવો એ પણ ઠીક ઠીક બૂરી વસ્તુ છે. પરંતુ અનેક સ્વામી હોવા એ તો અતિશય ખરાબ વસ્તુ છે. દેશનો ઔદ્યોગિક વિકાસ કરવાને તથા તેને સુવ્યવસ્થિત કરવા માટે ડૉ. સુને પરદેશોની મદદ મેળવવાનો પ્રયાસ કર્યો. ખાસ કરીને, એ માટે તેણે અમેરિકા તથા ઇંગ્લંડ તરફ નજર કરી, પરંતુ એ બેમાંથી એકે, કે એ સિવાયની પણ બીજી કોઈ સામ્રાજ્યવાદી સત્તા તેની મદદે આવી નહિ. એ બધીયે સત્તાઓને ચીનનું શોષણ કરવામાં રસ હતો; તે આબાદ થાય કે

બળવાન બને તેમાં નહિ. પછીથી, ૧૯૨૪ની સાલમાં ડૉ. સુને મદદ માટે સોવિયેટ રશિયા તરફ નજર કરી.

ચીનના વિદ્યાર્થીઓ તથા બુદ્ધિજીવી વર્ગોમાં ગુપ્તપણે અને બહુ ઝડપથી સામ્યવાદનો વિકાસ થઈ રહ્યો હતો. ૧૯૨૦ની સાલમાં ત્યાં સામ્યવાદી પક્ષની સ્થાપના કરવામાં આવી હતી અને જુદી જુદી સરકારો તેને ખુલ્લી રીતે કાર્ય કરવા દેતી નહોતી એટલે તે એક ગુપ્ત મંડળ તરીકે કામ કરતો હતો. ડૉ. સુન કંઈ સામ્યવાદી નહોતો. તેના મશહૂર 'જનતાના ત્રણ સિદ્ધાંતો' ઉપરથી માલૂમ પડે છે કે તે નરમ વલણનો સમાજવાદી હતો. આમ છતાંયે, ચીન તેમ જ પૂર્વના બીજા દેશો પ્રત્યેના સોવિયેટના ઉદાર અને નિખાલસ વર્તનથી તેના ઉપર ભારે છાપ પડી હતી અને તેણે તેની સાથે મૈત્રીભર્યો સંબંધ બાંધ્યો. તેણે કેટલાક રશિયન સલાહકારો રાખ્યા હતા. એમાં બોરોડીન નામનો એક અતિશય શક્તિશાળી બોલ્શેવિક સૌથી વિશેષ જાણીતો છે. બોરોડીન કૅન્ટોનના કુ-મીન-ટાંગ પક્ષનો આધારસ્તંભ બની ગયો અને જનતાના પીઠબળવાળો એક બળવાન રાષ્ટ્રીય પક્ષ રચવા માટે તેણે ભારે જહેમત ઉઠાવી. કેવળ સામ્યવાદી રીતે કાર્ય કરવાનો તેણે આગ્રહ ન રાખ્યો. પક્ષની રાષ્ટ્રીય ભૂમિકા તેણે કાયમ રાખી પરંતુ હવે સામ્યવાદીઓને કુ–મીન–ટાંગમાં સભ્યો તરીકે જોડાવાની છૂટ આપવામાં આવી. આ રીતે ત્યાં આગળ રાષ્ટ્રવાદી કુ-મીન-ટાંગ અને સામ્યવાદી પક્ષ વચ્ચે એક પ્રકારનું અવિધિસરનું ઐક્ય થયું. કુ-મીન-ટાંગના સારી સ્થિતિના અને સ્થિતિચુસ્ત સભ્યોને, ખાસ કરીને જમીનદારોને સામ્યવાદીઓ સાથેનો આ સંબંધ ગમ્યો નહિ. બીજી બાજુએ, મોટા ભાગના સામ્યવાદીઓને પણ એ વસ્તુ પસંદ પડી નહિ, કેમ કે, એને લીધે તેમને તેમનો કાર્યક્રમ હળવો બનાવવો પડતો હતો તેમ જ એમ ન થયું હોત તે સ્થિતિમાં તેઓ જે કરી શકતા હતા તેમાંની ઘણી વસ્તુઓ હવે તેઓ કરી શકે એમ નહોતું. એ ઐક્ય બહુ સ્થાયી નહોતું. અને આપણે આગળ જોઈશું કે કટોકટીની પળે તેમાં ભંગાણ પડ્યું અને એને લીધે ચીન ભારે આફતમાં આવી પડ્યું. જેમનાં હિતો પરસ્પર વિરોધી હોય એવા બે કે તેથી વધારે વર્ગોને એક જ સમૂહમાં લાંબા વખત સુધી એકત્ર રાખવાનું હમેશાં મુશ્કેલ હોય છે. પરંતુ એ ઐક્ય જેટલો વખત ચાલુ રહ્યું તેટલો વખત તે ભારે ફળદાયી નીવડ્યું. અને કુ-મીન-ટાંગ તથા કૅન્ટોન સરકારનું બળ વધવા પામ્યું. ગણોતિયાઓ અથવા સાંથિયાઓની સંસ્થાઓને ઉત્તેજન આપવામાં આવ્યું અને તેમનો ઝડપથી ફેલાવો થયો તથા મજૂરોનાં મહાજનોનો પણ એ જ રીતે ભારે વિકાસ થયો. આમજનતાના આ ટેકાને કારણે કૅન્ટોનની કુ–મીન–ટાંગને સાચી સત્તા પ્રાપ્ત થઈ અને એ વસ્તુએ જ જમીનદાર આગેવાનોને ભડકાવ્યા તથા થોડા વખત પછી પક્ષમાં ભાગલા પાડવાને પ્રેર્યા.

ચીનની સ્થિતિ હિંદની સ્થિતિને ઘણે અંશે મળતી આવે છે, જો કે એ બે વચ્ચે મહત્ત્વના અનેક ભેદો પણ છે. ચીન અસંખ્ય ખેડૂતોવાળો તત્ત્વતઃ ખેતીપ્રધાન દેશ છે. મૂડીવાદી ઉદ્યોગો મુખ્યત્વે કરીને અર્ધોક ડઝન શહેરોમાં જ મર્યાદિત છે અને તે પરદેશીઓના અંકુશ નીચે છે. કરોડો ખેડૂતો અને ગણોતિયાઓ દેવાના ભયંકર બોજા નીચે કચરાયેલા છે. સાંથના દરો બહુ જ ભારે છે, અને હિંદની પેઠે ત્યાં પણ મહિનાઓ સુધી ખેડૂતોને પરાણે બેકાર બેસી રહેવું પડે છે. એ સમય દરમ્યાન તેમને ખેતરોમાં ઝાઝું કામ કરવાનું હોતું નથી. આ કામ વિનાના સમયનો ઉપયોગ કરવાને તથા તેમની આવકમાં કંઈક ઉમેરો કરવા માટે, આ રીતે, ગૃહઉદ્યોગો દાખલ કરવાની જરૂર છે. ખરેખર, આજે પણ ત્યાં એવા ઘણા ગૃહઉદ્યોગો મોજૂદ છે. ત્યાં આગળ ખેતરોના મોટા મોટા પટો પણ ઝાઝા નથી. એવાં મોટાં ખેતરો ઊભાં થાય તોયે થોડા જ વખતમાં તે વારસોમાં વહેંચાઈ જાય છે. લગભગ અર્ધા ખેડૂતો પોતાના ખેતરોના માલિકો છે. અને બાકીના અર્ધા જમીનદારોની જમીન સાંથે રાખીને ખેતી કરે છે. આ રીતે ચીન નાનાં નાનાં અસંખ્ય ખેતરોવાળો દેશ છે. જમીનમાંથી બની શકે તેટલો વધારે પાક પકવવાની આવડત માટે ચીનનો ખેડૂત સેંકડો વરસ સુધી જાણીતો હતો. તેમની પાસે જમીનના બહુ જ નાના ટુકડા હતા એટલે તેમને એમ કરવાની ફરજ પડતી. આથી ખેતી કરવામાં તેઓ અસાધારણ ચતુરાઈ વાપરતા અને અથાક પરિશ્રમ કરતા. મહેનત બચાવવાનાં ખેતીનાં આધુનિક સાધનો તેમની પાસે નહોતાં અને તેથી તેમને એટલો પાક પકવવા માટે જરૂરી હોય તેના કરતાં વધારે મહેનત કરવી પડતી.

ખેતી કરવામાં તેઓ આટલી બધી ચતુરાઈ ધરાવતા હતા તથા તેઓ આટલા બધા મહેનતુ હોવા છતાં લગભગ અરધા ભાગના ખેડૂતોને માંડ પોતાનો ગુજારો કરવા જેટલી કમાણી પણ થતી નહિ. હિંદમાં મોટા ભાગના ખેડૂતોની બાબતમાં બને છે તેમ તેમના ટૂંકા અને કુંઠિત જીવન દરમ્યાન તેમને અરધો ભૂખમરો વેઠવો પડતો હતો. દારિદ્ર્યમાં તેઓ પોતાનું જીવન ગુજારતા અને દુકાળ કે રેલસંકટ જેવી આપત્તિઓ લાખોની સંખ્યામાં તેમનો સંહાર કરતી. બોરોડીનની સૂચનાથી ડૉ. સુનની સરકારે ખેડૂતો તથા મજૂરોને રાહત આપવાના હુકમો કાઢ્યા. જમીનની ગણોતમાં ૨૫ ટકાનો ઘટાડો કરવામાં આવ્યો, મજૂરોને માટે આઠ કલાકનો કામનો દિવસ ઠરાવવામાં આવ્યો તથા જેથી ઓછો ન જ થાય એવો તેમની મજૂરીનો ઓછામાં ઓછો દર નક્કી કરવામાં આવ્યો. અને ખેડૂતોનાં મહાજનો સ્થાપવામાં આવ્યાં. આ સુધારાઓ આમજનતામાં આવકારપાત્ર થઈ પડે તથા લોકોને ઉત્સાહથી ભરી દે એ સ્વાભાવિક હતું.

કૅન્ટોને આ રીતે પોતાની સ્થિતિ મજબૂત બનાવી અને પછી ઉત્તરના તૂશનો સાથે ઝૂઝવાની તૈયારી કરી. ત્યાં લશ્કરી શાળા ખોલવામાં આવી.

અને સૈન્ય ઊભું કરવામાં આવ્યું. માત્ર કૅન્ટોનમાં જ નહિ પણ આખા ચીનમાં અને કંઈક અંશે પૂર્વના દેશોમાં જાણવા જેવો ફેરફાર એ થઈ રહ્યો છે કે બધે ધાર્મિક સત્તાનું સ્થાન પાર્થિવ સત્તા લઈ રહી છે. એ શબ્દના સંકુચિત અર્થમાં, અલબત, ચીન કદીયે ધાર્મિક દેશ નહોતો. પરંતુ હવે તે વધુ પ્રમાણમાં પાર્થિવ બન્યો. કેળવણી પહેલાં ધાર્મિક હતી તેને હવે પાર્થિવ બનાવવામાં આવી. કેટલાંયે પ્રાચીન મંદિરોનો હવે જે ઉપયોગ કરવામાં આવે છે તે ઉપરથી પાર્થિવીકરણની આ પ્રક્રિયાનો આપણને પ્રત્યક્ષ પુરાવો મળી રહે છે. કૅન્ટોનના એક સુપ્રસિદ્ધ મંદિરનો હાલ પોલીસોને તાલીમ આપવાની સંસ્થા તરીકે ઉપયોગ કરવામાં આવે છે! બીજી જગ્યાએ મંદિરોને શાકભાજીની મારકેટના સ્વરૂપમાં ફેરવી નાખવામાં આવ્યાં છે.

ડૉ. સુન–યાત–સેન ૧૯૨૫ના માર્ચ માસમાં મરણ પામ્યો પરંતુ કૅન્ટોન સરકાર દિનપ્રતિદિન વધુ ને વધુ બળવાન બનતી ગઈ. બોરોડીન તેનો સલાહકાર હતો. થોડાક માસ પછી કેટલાક બનાવો બન્યા તેથી કરીને ચીની પ્રજા વિદેશી સામ્રાજ્યવાદીઓની સામે, ખાસ કરીને બ્રિટિશ લોકોની સામે, ભારે રોષે ભરાઈ. શાંઘાઈની સુતરાઉ કાપડની મિલોમાં હડતાલ પડી અને ૧૯૨૫ના મે માસમાં કરવામાં આવેલા એક દેખાવમાં એક મજૂર મરણ પામ્યો. તેની ઉત્તરક્રિયા નિમિત્તે સામુદાયિક પ્રાર્થના કરવાની યોજના કરવામાં આવી અને તેમાં બહુ મોટી સંખ્યામાં લોકોએ ભાગ લીધો. વિદ્યાર્થીઓ તથા મજૂરોએ સામ્રાજ્યવાદ વિરોધી દેખાવો કરવામાં એ પ્રસંગનો ઉપયોગ કર્યો. એક બ્રિટિશ પોલીસ અમલદારે પોતાના હાથ નીચેની શીખ પોલીસ ટુકડીને એ ટોળા ઉપર ગોળીબાર કરવાનો હુકમ આપ્યો. હુકમ જીવલેણ ગોળીબાર કરવા માટેનો હતો અને એને પરિણામે ઘણા વિદ્યાર્થીઓના જાન ગયા. આખાયે ચીનમાં અંગ્રેજો સામે ભારે કોપની લાગણી ભભૂકી ઊઠી. અને એ પછી બનેલા એક બનાવે તો સ્થિતિ સાવ બગાડી મૂકી. એ બનાવ ૧૯૨૫ના જૂન માસમાં કૅન્ટોનના શમીન નામાથી ઓળખાતા વિદેશીઓના વસવાટના ભાગમાં બન્યો. ત્યાં આગળ મોટે ભાગે વિદ્યાર્થીઓના બનેલા ટોળા ઉપર મશીનગનથી ગોળી વરસાવવામાં આવી. એને પરિણામે પર જણ મરી ગયા અને એથીયે ઘણી મોટી સંખ્યામાં લોકો ઘાયલ થયા. 'શમીનના હત્યાકાંડ' નામથી ઓળખાતા આ બનાવ માટે મુખ્યત્વે કરીને અંગ્રેજોને જવાબદાર ગણવામાં આવ્યા. કૅન્ટોનમાં, બ્રિટિશ માલનો રાજકીય બહિષ્કાર જાહેર કરવામાં આવ્યો અને મહિનાઓ સુધી હૉંગકૉંગનો વેપાર બંધ કરી દેવામાં આવ્યો. એથી કરીને બ્રિટિશ પેઢીઓ તથા બ્રિટિશ સરકારને ભારે ખોટમાં ઊતરવું પડ્યું. કદાચ તને ખબર હશે કે હૉંગકૉંગ એ દક્ષિણ ચીનમાં આવેલો બ્રિટિશોના

તાબા નીચેનો પ્રદેશ હતો. કૅન્ટોનની એ બહુ જ નજીક છે અને એની મારફતે ઘણા મોટા પ્રમાણમાં વેપાર ચાલતો હતો.

ડૉ. સુનના મરણ બાદ, કૅન્ટોન સરકારના નરમ વલણના સ્થિતિચુસ્ત દળ તથા જહાલ વલણ ધરાવનારા ઉદ્દામ દળ વચ્ચે નિરંતર ગજગ્રાહ ચાલ્યા કર્યો. કોઈ વખતે નરમ દળના તો કોઈ વખતે ઉદ્દામ દળના લોકો સત્તા ઉપર આવતા. ૧૯૨૬ના વચગાળાના સમયમાં, ચ્યાંગ-કાઈ-શેક નામનો નરમ દળનો માણસ સેનાપતિ બન્યો અને તેણે સામ્યવાદીઓને કાઢી મૂકવાનું શરૂ કર્યું. આમ છતાંયે એ બંને સમૂહોએ હળીમળીને એક સાથે કામ કર્યું, જો કે તે બંનેનો એકબીજા ઉપર વિશ્વાસ નહોતો. એ પછી, તૂશનો સામે લડીને તેમને હાંકી કાઢી આખાયે દેશની એક રાષ્ટ્રીય સરકાર સ્થાપન કરવા માટે કૅન્ટોનના લશ્કરે ઉત્તર તરફની પોતાની કૂચ આરંભી. ઉત્તર તરફની આ કૂચ એ એક અસાધારણ ઘટના હતી અને થોડા જ વખતમાં તેણે આખી દુનિયાનું લક્ષ પોતા તરફ ખેંચ્યું. એમાં સામસામી લડાઈ નહિ જેવી જ થવા પામી અને દક્ષિણનું લશ્કર વિજયો ઉપર વિજય મેળવતું આગળ વધવા લાગ્યું. ઉત્તરમાં ફાટફૂટ હતી, પરંતુ દક્ષિણનું સાચું બળ ખેડૂતો તથા મજૂરોમાં તેની લોકપ્રિયતાને કારણે હતું. પ્રચારકો અને ચળવળ કરનારાઓનું એક લશ્કર પહેલાં ઉત્તરમાં પહોંચ્યું હતું. એ લોકોએ ખેડૂતો તથા મજૂરોને સંગઠિત કર્યાં અને તેમનાં મહાજનો સ્થાપ્યાં તથા તેમણે તેમને કૅન્ટોન સરકાર નીચે મળનારા લાભોથી વાકેફ કર્યા. એથી કરીને ઉત્તરનાં શહેરો તથા ગામડાંઓએ દક્ષિણના આગળ વધતા જતા લશ્કરને વધાવી લીધું. તેને તેમણે હરેક રીતે મદદ કરી. કૅન્ટોનના લશ્કરનો સામનો કરવા મોકલેલાં સૈન્યો તેની સામે ભાગ્યે જ લડ્યાં; ઘણી વાર તો તે પોતાની સાધનસામગ્રી સહિત તેની સાથે મળી ગયાં. ૧૯૨૬ની સાલ પૂરી થવા પહેલાં તો રાષ્ટ્રવાદીઓએ અર્ધું ચીન વટાવ્યું અને યાંગત્સે નદી ઉપર આવેલા મહાન હૅંકો શહેરનો કબજો લીધો. કૅન્ટોનને બદલે હૅંકોને તેમણે પાટનગર બનાવ્યું અને તેનું નામ બદલીને વુહન નામ રાખ્યું. ઉત્તરના લડાયક સરદારોને હવે હરાવીને હાંકી કાઢવામાં આવ્યા હતા. સામ્રાજ્યવાદી સત્તાઓની આંખ એકાએક ઊઘડી ગઈ. તેમને એ વસમું તો લાગ્યું પરંતુ નવું અને ઉગ્રપણે રાષ્ટ્રવાદી ચીન તેમની સામે ખડું થયું. તે હવે સમાનતાનો દાવો કરતું હતું અને તેમની ધમકીથી ડરી જવાનો ઇન્કાર કરતું હતું.

૧૯૨૭ની સાલમાં હૅંકોની બ્રિટિશ વસાહતનો કબજો લેવાનો રાષ્ટ્રવાદીઓએ પ્રયાસ કર્યો ત્યારે ચીન અને અંગ્રેજો વચ્ચે ઝઘડો ઊભો થયો. સામાન્ય સંજોગોમાં તો, ચીનાઓના આવા ઉગ્ર વલણથી યુદ્ધ ફાટી નીકળ્યું હોત અને તેમને કચરી નાખીને તથા ડરાવી મારીને બ્રિટિશ સરકારે તેમની પાસેથી

નુકસાનીની રકમ અને વધુ છૂટછાટો પરાણે પડાવી હોત. આપણે આગળ જોઈ ગયાં છીએ તે પ્રમાણે, ૧૮૪૦ની સાલમાં થયેલા અફીણના વિગ્રહથી માંડીને લગભગ એક સદી સુધી અચૂકપણે તેમણે એ જ રીત અખત્યાર કરી છે. પણ હવે સમય બદલાયો હતો અને જુદી જ જાતનું ચીન હવે તેમની સમક્ષ ખડું થયું હતું. આથી, તત્કાળ, અને પહેલી જ વાર બ્રિટિશ સરકારની ચીન સંબંધી નીતિમાં પણ ફેરફાર થયો અને તે નવા ચીન પ્રત્યે સમાધાનકારી બની. હેંકોની વસાહતની બાબત એક ગૌણ વસ્તુ હતી અને સહેલાઈથી તેનો ઉકેલ લાવી શકાય તેમ હતું. પરંતુ નજીકમાં જ અને રાષ્ટ્રવાદી લશ્કરની આગેકૂચના માર્ગમાં જ શાંઘાઈનું મહાન બંદરી શહેર આવેલું હતું. એ ચીનમાં વિદેશીઓના અધિકાર નીચેની એક સૌથી મોટી અને સૌથી સમૃદ્ધ વસાહત હતી. જબરદસ્ત પરદેશી સ્થાપિત હિતો શાંઘાઈના ભાવિ સાથે સંકળાયેલાં હતાં. ખુદ એ શહેર, અથવા કહો કે, તેનો વસાહતી પ્રદેશ પરદેશીઓના નિયંત્રણ નીચે અને ચીની સરકારથી લગભગ સ્વતંત્ર હતો. શાંઘાઈમાં વસતા આ પરદેશીઓ તથા તેમની સરકારો, રાષ્ટ્રવાદી લશ્કર તેમની નજીક આવી પહોંચતાં ભારે ચિંતાતુર બન્યાં અને ભારે ત્વરાથી તેમણે પોતાનાં યુદ્ધજહાજો તથા લશ્કરો શાંઘાઈના બારામાં મોકલી આપ્યાં. ખાસ કરીને, બ્રિટિશ સરકારે તો, ૧૯૨૭ની સાલના જાન્યુઆરી માસની શરૂઆતમાં પોતાનું લશ્કર શાંઘાઈ મોકલી આપ્યું. એમાં હિંદી સૈનિકો પણ હતા.

હવે હેંકો અથવા વુહન આગળ સ્થાપિત થયેલી રાષ્ટ્રીય સરકારની સામે એક મુશ્કેલ પ્રશ્ન આવી પડ્યો — હવે આગળ વધવું કે ન વધવું; શાંઘાઈ લેવું કે ન લેવું. તેમને સહેલાઈથી મળેલી સફળતાને કારણે તેઓ ભારે ઉત્સાહમાં આવી ગયા હતા અને હિંમતવાન બન્યા હતા. વળી, શાંઘાઈ ભારે લલચાવનારી વસ્તુ હતી. પરંતુ ૫૦૦ માઈલ કરતાંયે વધારે વિસ્તૃત પ્રદેશમાં માત્ર તેઓ આગળ વધ્યે જ ગયા હતા, અને એ બધે તેમણે પોતાની સ્થિતિ મજબૂત બનાવી નહોતી. શાંઘાઈ ઉપર હલ્લો કરવા જતાં વિદેશી સત્તાઓ સાથે તેઓ અથડામણમાં આવી જાય એવો સંભવ હતો અને એમ થાય તો અત્યાર સુધી મેળવેલું બધું જોખમમાં આવી પડે એમ હતું. બોરોડીને સાવધાની રાખવાની અને તેમની સ્થિતિ મજબૂત બનાવવાની સલાહ આપી હતી. તેનો અભિપ્રાય એવો હતો કે રાષ્ટ્રવાદીઓએ શાંઘાઈથી અળગા રહેવું, તેમના કબજા નીચે આવેલા ચીનના દક્ષિણના અર્ધા ભાગમાં પોતાની સ્થિતિ મજબૂત બનાવવી અને પ્રચારકાર્ય દ્વારા ઉત્તરમાં અનુકૂળ વાતાવરણ પેદા કરવું. તેની એવી ગણતરી હતી કે થોડા જ વખતમાં, એકાદ વરસમાં, આખું ચીન રાષ્ટ્રવાદીઓની કૂચને વધાવી લેવા માટે તૈયાર થઈ જશે. શાંઘાઈનો કબજો લેવા, પેકિંગ ઉપર કૂચ કરવા અને સામ્રાજ્યવાદી વિદેશી સત્તાઓ સાથે હિસાબ

ચૂકવવા માટે એ વખતે ખરી તક મળત. ક્રાંતિકારી બૉરોડીને આથી સાવચેતી-ભરી સલાહ આપી હતી, કેમ કે પરિસ્થિતિનાં ભિન્ન ભિન્ન તત્ત્વો સમજવાનો તેને અનુભવ હતો. પરંતુ કુ-મીન-ટાંગના નરમ દળના આગેવાનો અને ખાસ કરીને સેનાપતિ ચ્યાંગ-કાઈ-શેકે શાંઘાઈ ઉપર કૂચ કરવાનો આગ્રહ રાખ્યો. કુ-મીન-ટાંગમાં બે ભાગલા પડ્યા ત્યારે શાંઘાઈનો કબજો લેવાની ઇચ્છા માટેનું સાચું કારણ માલૂમ પડ્યું. ગણોતિયાઓ તથા મજૂરોનાં મહાજનોનું વધતું જતું બળ આ નરમ દળના આગેવાનોને પસંદ નહોતું. ઘણાખરા સેનાપતિઓ પોતે જ જમીનદારો હતા. એથી કરીને, પોતાના પક્ષમાં ભાગલા પડી જાય તથા રાષ્ટ્રીય ધ્યેય નબળું પડે તે જોખમ વહોરીને પણ તેમણે આ મહાજનોને કચરી નાખવાનું નક્કી કર્યું. શાંઘાઈ એ ચીનના મોટા મોટા શ્રીમંતોનું મહત્ત્વનું કેન્દ્ર હતું. અને નરમ દળના સેનાપતિઓએ પોતાના જ પક્ષનાં વધુ ઉદ્દામ તત્ત્વો સામે અને ખાસ કરીને સામ્યવાદીઓ સામે લડવામાં તેમના તરફથી આર્થિક તેમ જ બીજી બધી મદદ મળશે એવી ગણતરી રાખી હતી. એ પ્રકારની લડતમાં શાંઘાઈના વિદેશી શરાફો અને ઉદ્યોગપતિઓની મદદ પણ તેમને મળી રહેશે એમ તેઓ જાણતા હતા.

આથી તેમણે શાંઘાઈ ઉપર કૂચ કરી અને ૧૯૨૭ની સાલના માર્ચની ૨૨મી તારીખે શહેરનો ચીની ભાગ તેમના કબજા નીચે આવ્યો. વિદેશી વસાહતના પ્રદેશ ઉપર હુમલો કરવામાં આવ્યો નહોતો. શાંઘાઈના આ ભાગનો કબજો લેવામાં પણ ઝાઝું લડવું પડ્યું નહોતું. સામનો કરવાને મોકલવામાં આવેલું સૈન્ય રાષ્ટ્રવાદીઓને મળી ગયું અને રાષ્ટ્રવાદીઓની તરફેણમાં શહેરના મજૂરોએ સાર્વત્રિક હડતાલ પાડી તેથી શાંઘાઈની તે વખતની સરકારનું સંપૂર્ણ-પણે પતન થયું. બે દિવસ પછી રાષ્ટ્રવાદી સૈન્યે નાન્કિનના મહાન શહેરનો પણ કબજો લીધો. અને પછી કુ-મીન-ટાંગ પક્ષમાં નરમ અને ઉદ્દામ દળ વચ્ચે ભંગાણ પડ્યું. એને લીધે રાષ્ટ્રવાદીઓના વિજયનો અંત આવ્યો અને ચીન ભારે આફતમાં આવી પડ્યું. ક્રાંતિનો અંત આવ્યો અને હવે પ્રતિક્રાંતિ શરૂ થઈ.

હૅંકોની સરકારના ઘણા સભ્યોની ઇચ્છાની વિરુદ્ધ જઈને ચ્યાંગ–કાઈ–શેકે શાંઘાઈ ઉપર કૂચ કરી હતી. બંને પક્ષો એકબીજાની સામે કાવતરાં કરી રહ્યા હતા. હૅંકોવાળાઓ, લશ્કરમાંથી ચ્યાંગની લાગવગ નિર્મૂળ કરીને એ રીતે તેને દૂર કરવાની કોશિશ કરી રહ્યા હતા. ચ્યાંગે નાન્કિનમાં હરીફ સરકાર ઊભી કરી. શાંઘાઈનો કબજો લીધા પછી થોડા જ દિવસોમાં આ બધું બનવા પામ્યું. હૅંકોની પોતાની જ સરકાર સામે બંડ કરીને ચ્યાંગે હવે સામ્યવાદીઓ, ઉદ્દામ દળના લોકો તથા મજૂર મહાજનોના કાર્યકર્તાઓ સામે જેહાદ શરૂ કરી. જે મજૂરોએ શાંઘાઈનો કબજો લેવાનું કાર્ય તેને માટે સુગમ કરી આપ્યું હતું તથા ત્યાં આગળ તેને સહર્ષ વધાવી લીધો હતો તે જ મજૂરોને

શોધી શોધીને કચરી નાખવામાં આવ્યા. સંખ્યાબંધ લોકોને ગોળીથી ઠાર કરવામાં આવ્યા યા તો તેમનો શિરચ્છેદ કરવામાં આવ્યો તથા હજારોને પકડીને કેદમાં પૂરવામાં આવ્યા. રાષ્ટ્રવાદીઓ શાંઘાઈમાં સ્વતંત્રતા લાવશે એમ ધારવામાં આવતું હતું તેને બદલે થોડા જ વખતમાં ત્યાં ખૂનખાર ત્રાસનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું.

૧૯૨૭ની સાલના એપ્રિલ માસના આ જ દિવસોમાં પેકિંગમાંના સોવિયેટના એલચીની કચેરીમાં તેમ જ શાંઘાઈમાંના સોવિયેટના પ્રતિનિધિની કચેરી ઉપર એકી વખતે હુમલા થયા હતા. એ તો સ્પષ્ટપણે જણાતું હતું કે, જેની સાથે તે લડતો હતો એમ માનવામાં આવતું હતું તે ઉત્તરના લડાયક સરદાર ચાંગ–સો–લીન સાથે મળીને ચ્યાંગ–કાઈ–શેક એ બાબતમાં કાર્ય કરી રહ્યો હતો. પેકિંગ તેમ જ શાંઘાઈમાંથી સામ્યવાદીઓ તથા પ્રગતિશીલ મજૂરોને 'સાફ' કરી નાખવામાં આવ્યા. અલબત્ત, સામ્રાજ્યવાદી સત્તાઓએ આ ફેરફારને વધાવી લીધો કેમ કે એથી કરીને ચીનના રાષ્ટ્રવાદી દળમાં ભંગાણ પડ્યું તથા રાષ્ટ્રવાદીઓ દુર્બળ બન્યા. ચ્યાંગ-કાઈ-શેકે શાંઘાઈમાંના વિદેશી સત્તાઓના પ્રતિનિધિઓ સાથે સહકાર કરવાનો પ્રયાસ કર્યો. તને યાદ હશે કે આ જ અરસામાં, એટલે કે ૧૯૨૭ની સાલના મે માસમાં બ્રિટિશ સરકારે લંડનમાંની સોવિયેટની આરકોઝ પેઢીની કચેરી ઉપર હુમલો કર્યો હતો અને પછી સોવિયેટ સાથેના સંબંધો તોડી નાખ્યા હતા.

અને એ રીતે, એક કે બે માસમાં, ચીનમાં બાજી બિલકુલ ફરી ગઈ. કુ-મીન-ટાંગ ચીનનું પ્રતિનિધિત્વ ધરાવનાર વિજયી રાષ્ટ્રીય પક્ષ હતો; સફળતા મળવાને કારણે તેની કારકિર્દી ઉજ્જ્વળ બની હતી તથા વિદેશી સત્તાઓનો તે સામનો કરી રહ્યો હતો. પરંતુ હવે તેમાં ભંગાણ પડ્યું અને તે પરસ્પર એકબીજા સામે લડતાં જૂથોમાં વહેંચાઈ ગયો. અને તેને ચેતન અર્પનાર અને બળવાન બનાવનાર મજૂરો તથા ખેડૂતોને શોધી શોધીને મારવામાં આવ્યા તથા તેમના ઉપર ભારે સિતમ ગુજારવામાં આવ્યા. શાંઘાઈનાં વિદેશી હિતોને હવે હાશ વળી. તેઓ એક જૂથ સામે બીજાને લડાવવા લાગ્યાં અને ખાસ કરીને, મજૂરોને સતાવવા અને પજવવાના આનંદજનક અને લાભદાયી મનોરંજનમાં મોજ માણવા લાગ્યાં. શાંઘાઈનાં કારખાનાંઓના આ મજૂરોનું, ખરું કહેતાં સમગ્ર ચીનના મજૂરોનું, માલિકો ભયંકર શોષણ કરતા હતા. અને તેમનું જીવનનું ધોરણ તથા તેમની રહેવાકરવાની સ્થિતિ અતિશય કંગાળ હતાં. મજૂર મહાજનો તેમને માટે બળદાયી નીવડ્યાં હતાં અને તેમણે તેમની મજૂરીના દરો વધારવાની માલિકોને ફરજ પાડી હતી. એથી કરીને મજૂર મહાજનો માલિકોને પસંદ નહોતાં, પછી તે યુરોપિયન હોય, જાપાની હોય યા તો ચીની હોય.

ચીનમાં પરિસ્થિતિએ પલટો ખાધો એને માટે મોસ્કોમાં બોરોડીનની સામે આકરી ટીકા થઈ અને ૧૯૨૭ના જુલાઈ માસમાં તે રશિયા જવા ઊપડ્યો. એના જવાથી હેંકોમાંનું કુ-મીન-ટાંગનું ઉદ્દામ દળ છિન્નભિન્ન થઈ ગયું. હવે કુ-મીન-ટાંગનો સંપૂર્ણ કાબૂ નાન્કિન સરકારના હાથમાં આવ્યો તથા ઉદ્દામ દળ અને મજૂરનેતાઓ સામેની અને ખાસ કરીને સામ્યવાદીઓ સામેની જેહાદ ચાલુ જ રહી. આ વખતે ચીન છોડી જનારાઓમાં, અથવા જેમને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા તેમાં મહાન નેતા સુન-યાત્-સેનની આદરણીય વિધવા શ્રીમતી સુંગ પણ હતી. તેણે અતિશય ખેદપૂર્વક જાહેર કર્યું કે ચીનની સ્વતંત્રતા માટેના તેના ધણીના મહાન કાર્યને લશ્કરવાદીઓ તથા બીજાઓએ દગો દીધો છે. અને આમ છતાંયે આ લશ્કરવાદીઓ ડૉ. સુનના રાષ્ટ્રવાદ, લોકશાહી તથા સામાજિક ન્યાય આદિ ત્રણ સુપ્રસિદ્ધ સિદ્ધાંતોનું ઉચ્ચારણ કર્યા કરતા હતા.

ચીન વળી પાછું, એકબીજા સામે લડતા સેનાપતિઓ તથા લડાયક સરદારોની જાળમાં ફસાઈ ગયું. કૅન્ટોન નાન્કિન સરકારથી છૂટું પડી ગયું અને દક્ષિણમાં તેણે પોતાની અલગ સરકાર સ્થાપી. ૧૯૨૮ની સાલમાં પેકિંગ નાન્કિન સરકારના હાથમાં આવ્યું. એનું નામ બદલીને પીપીંગ રાખવામાં આવ્યું. તેનો અર્થ 'ઉત્તરની શાંતિ' થાય છે. પેકિંગનો અર્થ 'ઉત્તરનું પાટનગર' એવો થતો હતો પરંતુ હવે તે પાટનગર રહ્યું નહોતું.

પેકિંગ, અથવા પીપીંગનું — હવે આપણે તેને એ નામથી ઓળખવું જોઈએ — પતન થયા છતાંયે દેશના જુદા જુદા ભાગોમાં આંતરવિગ્રહ ચાલુ જ રહ્યો. કૅન્ટોને તો પોતાની અલગ સરકાર સ્થાપી હતી પરંતુ ઉત્તરમાંયે જુદા જુદા લડાયક સરદારો પોતાની મરજીમાં આવે તેમ વર્તતા હતા. તેમણે પોતાની અંગત લડાઈઓ ચાલુ રાખી હતી અને કોઈ કોઈ વખત થોડા વખત માટે તેઓ એકબીજા સાથે સમજૂતી કરતા. સિદ્ધાંતની દૃષ્ટિએ તો નાન્કિનની કહેવાતી 'રાષ્ટ્રીય' સરકારની કૅન્ટોન સિવાયના આખાયે ચીન ઉપર હકૂમત હતી. પરંતુ, દેશના કેટલાયે પ્રદેશો — ખાસ કરીને દેશની અંદરના ભાગમાં આવેલા વિશાળ પ્રદેશ જ્યાં આગળ સામ્યવાદી સરકાર સ્થાપવામાં આવી હતી — નાન્કિન સરકારના અંકુશની બહાર હતા. નાન્કિન સરકાર, આર્થિક મદદ માટે, મુખ્યત્વે કરીને શાંઘાઈના બૅંકરો અને શરાફો ઉપર આધાર રાખતી હતી. જુદા જુદા સેનાપતિઓનાં મોટાં મોટાં સૈન્યો ખેડૂત વર્ગ ઉપર ભયંકર બોજારૂપ થઈ પડ્યાં. લશ્કરમાંથી નિવૃત્ત થયેલા સંખ્યાબંધ સૈનિકો કામની શોધમાં દેશમાં ઠેર ઠેર રખડતા હતા અને તેમને કશુંયે કામ ન મળવાથી તેઓ ઘણી વાર ધાડપાડુઓ બની જતા.

૧૯૨૭ની સાલના ડિસેમ્બર માસમાં નાન્કિન સરકાર અને સોવિયેટ સરકાર વચ્ચેના સંબંધો તૂટ્યા અને સામ્રાજ્યવાદી સત્તાઓના આશ્રય નીચે

નાન્કિને ઉગ્ર સોવિયેટ વિરોધી નીતિ અખત્યાર કરી. એને લીધે ૧૯૨૭ની સાલમાં યુદ્ધ ફાટી નીકળ્યું હોત પરંતુ રશિયાએ કોઈ પણ ભોગે યુદ્ધ ન કરવાની ગાંઠ વાળી હતી તેથી જ તે અટકી ગયું. ૧૯૨૯ની સાલમાં ચીની સરકારે વળી પાછું આક્રમણકારી વલણ ધારણ કર્યું. આ વખતે તેણે મંચૂરિયામાં એમ કર્યું. ત્યાંના સોવિયેટના પ્રતિનિધિની કચેરી ઉપર હુમલો કરવામાં આવ્યો અને ચાઈનીઝ ઈસ્ટર્ન રેલવેના રશિયન અમલદારોને બરતરફ કરવામાં આવ્યા. આ રેલવે પ્રધાનપણે રશિયન મિલકત હતી અને સોવિયેટે તરત જ ચીન સામે પગલાં લીધાં, થોડા માસ સુધી તો અમુક પ્રકારની યુદ્ધની પરિસ્થિતિ ચાલુ રહી અને પછી જૂની વ્યવસ્થા ફરી પાછી સ્થાપિત કરવાની સોવિયેટની માગણી ચીની સરકારે કબૂલ રાખી.

મંચૂરિયા તથા તેમાં થઈને પસાર થતી રેલવેને કારણે અનેક આંતરરાષ્ટ્રીય ગૂંચવણો ઊભી થઈ છે કેમ કે ત્યાં આગળ અનેક હિતો વચ્ચે, ખાસ કરીને ચીની, જાપાની અને રશિયન હિતો વચ્ચે, અથડામણ થાય છે. તાજેતરમાં, જગતભરના વિરોધને ઠોકરે મારીને, જાપાને ચીનના આ ઉત્તરપૂર્વના પ્રાંતોનો અંકુશ પોતાના હાથમાં લીધો છે. એ વિષે મારા હવે પછીના પત્રમાં હું તને કહીશ.

ચીનના કેટલાક ભાગોમાં સ્થાપવામાં આવેલી સામ્યવાદી સરકાર વિષે હું ઉપર ઉલ્લેખ કરી ગયો છું. એમ જણાય છે કે, દક્ષિણના ક્વાન્ટુંગ પ્રાંતના હેફિંગ જિલ્લામાં ૧૯૨૭ની સાલના નવેમ્બર માસમાં પહેલવહેલી સામ્યવાદી સરકાર સ્થપાઈ હતી. આ જુદાં જુદાં મજૂર મહાજનોમાંથી ઉદ્ભવેલું 'હેફિંગ સોવિયેટ પ્રજાસત્તાક' હતું. સોવિયેટની હકૂમત નીચેનો પ્રદેશ ચીનના મધ્યભાગમાં વધતો જ ગયો. તે એટલે સુધી કે, ૧૯૩૨ની સાલના વચગાળાના સમય સુધીમાં ચીનના કુલ ક્ષેત્રફળના છઠ્ઠા ભાગ જેટલા પ્રદેશનો એટલે કે ૫૦, ૦૦૦, ૦૦૦ જેટલી વસ્તીવાળો ૨૫૦, ૦૦૦ ચો. માઈલ જેટલા પ્રદેશનો એમાં સમાવેશ થતો હતો. એ સરકારે ચાર લાખનું લાલ સૈન્ય ઊભું કર્યું હતું તથા એની મદદમાં છોકરાઓ તથા છોકરીઓની બનેલી પલટણોનું સહાયક સૈન્ય પણ ઊભું કરવામાં આવ્યું હતું. નાન્કિન તથા કૅન્ટોન એ બંને સરકારોએ આ ચીની સોવિયેટોને કચરી નાખવાના પોતાનાથી બનતા બધા પ્રયાસો કર્યા અને ચ્યાંગ-કાઈ-શેકે તેમના ઉપર ઉપરાછાપરી ચડાઈઓ કરી પરંતુ તેમાં તેને ઝાઝી સફળતા મળી નહિ. સોવિયેટો કદી કદી પાછાં હઠી જતાં અને દેશના મધ્ય ભાગમાં અન્યત્ર તેમની સ્થિતિ મજબૂત બનાવતાં.*

* ચ્યાંગ-કાઇ-શેક તથા ચીની સોવિયેટો વચ્ચેની તકરાર, જાપાનના આક્રમણ સામે તેમનું એક થઈ જવું તથા જાપાને ચીન ઉપર કરેલી ચઢાઈ અને તેને પરિણામે ફાટી નીકળેલો વિગ્રહ વગેરે બાબતો વિષે આ પુસ્તકને અંતે જોડવામાં આવેલી પૂર્તિમાં વિવરણ કરવામાં આવ્યું છે.

# ૧૭૮. જાપાન દુનિયાને ગણકારતું નથી

૨૯ જૂન, ૧૯૩૩

ચીનની ફાટફૂટની દુઃખદ કથા આપણે જોઈ ગયાં. વિજયી નીવડેલી જણાતી ક્રાંતિ એકાએક કેવી રીતે નિષ્ફળ નીવડી તેમ જ ઝનૂની પ્રતિ-ક્રાંતિ તેને કેવી રીતે ગળી ગઈ તે પણ આપણે જોઈ ગયાં. પરંતુ એ દુઃખદ કથા હજી પૂરી નથી થઈ; હજી ઘણું કહેવાનું બાકી છે. ક્રાંતિ નિષ્ફળ નીવડી એનું કારણ એ હતું કે એકીકરણ કરનારા રાષ્ટ્રીયતાના બળ કરતાં જાગ્રત થયેલાં વર્ગીય હિતોના ઘર્ષણોનું બળ વધારે હતું. મજૂરો અને ખેડૂતોના સમુદાય ઉપરના પોતાના પ્રભુત્વને જોખમમાં નાખવા કરતાં તવંગર જમીનદારી હિતો તેમ જ બીજાં હિતોએ રાષ્ટ્રીય ચળવળને તોડી પાડવાનું વધુ પસંદ કર્યું.

પોતાની અંતર્ગત મુશ્કેલીઓ ઉપરાંત ચીનને પરદેશી શત્રુના નિશ્ચયપૂર્વકના હુમલાનો સામનો કરવો પડ્યો. આ દુશ્મન જાપાન હતું. અને ચીનની નબળાઈ તથા વિદેશી સત્તાઓ સાથેના તેના રોકાણનો લાભ લેવાને તે હમેશાં તલપી રહ્યું હતું.

જાપાન એ આધુનિક ઉદ્યોગવાદ તથા મધ્યકાલીન ફ્યૂડલ સમાજવ્યવસ્થા, પાર્લમેન્ટ દ્વારા ચાલતી રાજવ્યવસ્થા તથા આપખુદી અને લશ્કરી નિયંત્રણ વગેરેના ખીચડાનું અસાધારણ દૃષ્ટાંત છે. જમીનદાર તથા લશ્કરી શાસક વર્ગોએ કુળને ધોરણે ઇરાદાપૂર્વક એવા પ્રકારનું રાજ્ય નિર્માણ કરવાનો પ્રયત્ન કર્યો કે સમ્રાટ જેનો સર્વોપરી વડો હોય અને તેઓ પોતે તેના મુખ્ય અધિકારીઓ હોય. ધર્મ, કેળવણી અને બીજી બધીયે વસ્તુઓને એ પ્રક્રિયાને મદદરૂપ થઈ પડે એવી બનાવી દેવામાં આવે છે. ધર્મ ઉપર રાજ્યનો અંકુશ છે અને મંદિરો તથા દેવસ્થાનો રાજયના અમલદારોના સીધા કાબૂ નીચે છે. તથા પુરોહિતો રાજ્યના હોદ્દદારો છે. આમ, મંદિરો તથા શાળાઓ દ્વારા કાર્ય કરતું પ્રચંડ પ્રચારતંત્ર પ્રજાને માત્ર દેશભક્તિનું જ નહિ પણ સમ્રાટની આજ્ઞાને વશ વર્તવાનું તેમ જ તેને દેવતુલ્ય ગણવાનું શિક્ષણ નિરંતરપણે આપી રહ્યું છે. વીરતાભરેલી વફાદારીની પુરાણી ભાવનાને કંઈક મળતો આવતો જાપાની શબ્દ ‘બુશીડો’ છે. એ એક પ્રકારની કુળ પ્રત્યેની વફાદારી અથવા નિષ્ઠા છે. એ ભાવનાને વ્યાપક બનાવીને રાજ્યનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે અને તેની ટોચ ઉપર ઊભેલા સમ્રાટ સાથે તેને સાંકળી લેવામાં આવી છે. સમ્રાટ વાસ્તવમાં એક પ્રતીક સમાન છે અને તેના નામથી મોટા મોટા જમીનદારો તથા લશ્કરી વર્ગના લોકો દેશ ઉપર પોતાની હકૂમત ચલાવે છે. ઉદ્યોગીકરણને કારણે જાપાનમાં મધ્યમ વર્ગ પણ ઊભો થયો છે. પરંતુ મોટા મોટા ઉદ્યોગપતિઓ પુરાણા જમીનદાર વર્ગમાંથી ઊતરી આવ્યા હોવાથી

ત્યાં આગળ હજી સુધી નિરાળા મધ્યમ વર્ગના હાથમાં રાજ્યસત્તા આવી નથી. વાસ્તવમાં જાપાનમાં ઇજારાનું પ્રમાણ એટલું બધું છે કે, દેશના ઉદ્યોગો તેમ જ રાજકારણનો બધો કાબૂ ગણ્યાંગાંઠ્યાં બળવાન કુટુંબોના હાથમાં છે.

જાપાનમાં બૌદ્ધધર્મ ઘણા લાંબા સમયથી લોકપ્રિય ધર્મ રહ્યો છે, પરંતુ પૂર્વજપૂજાની ઉપર વિશેષ ભાર મૂકનારો શિન્ટો ધર્મ રાષ્ટ્રીય ધર્મ જેવો બની ગયો છે. એ પૂજામાં ભૂતપૂર્વ સમ્રાટો, રાષ્ટ્રના વીરપુરુષો અને ખાસ કરીને યુદ્ધમાં પોતાનું બલિદાન આપનારાઓનો સમાવેશ થાય છે. એ રીતે, એ દેશપ્રેમ તથા શાસન કરતા સમ્રાટ પ્રત્યે આજ્ઞાંકિતપણાની ભાવના ફેલાવવાના એક પ્રબળ અને અસરકારક સાધનરૂપ બની ગયો છે. જાપાની લોકો પોતાની અપૂર્વ દેશભક્તિ તેમ જ દેશ માટે પોતાનું બલિદાન આપવાની શક્તિ માટે જગમશહૂર છે. પરંતુ એ વાતની બધાને ખબર નથી કે એ અતિશય ઉગ્ર પ્રકારનો રાષ્ટ્રવાદ છે અને જગદ્વ્યાપી સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં તે સેવે છે. ૧૯૧૫ની સાલના અરસામાં જાપાનમાં એક નવો સંપ્રદાય શરૂ થયો હતો. એ સંપ્રદાયનું નામ 'ઓમોતોક્યો' છે. અને બહુ જ ઝડપથી તે આખા દેશમાં ફેલાવા પામ્યો છે. એ સંપ્રદાયનો પ્રધાન સિદ્ધાંત એ છે કે, જાપાન સારી દુનિયાનું શાસક બને અને સમ્રાટ તેનો સર્વોપરી વડો બને. એ સંપ્રદાયના વતી જણાવવામાં આવ્યું હતું કે :

"આપણો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે, જાપાનના સમ્રાટને સમગ્ર દુનિયાનો સમ્રાટ બનાવવો; કેમ કે, સ્વર્ગીય દુનિયાના પ્રાચીનમાં પ્રાચીન પૂર્વજ પાસેથી આધ્યાત્મિક મિશનનો વારસો ધરાવનાર દુનિયામાં એ જ એક માત્ર શાસક છે."

આપણે આગળ જોઈ ગયાં તેમ, મહાયુદ્ધ દરમ્યાન, પોતાની ૨૧ માગણીઓ રજૂ કરીને જાપાને ચીનને દાટી આપવા પ્રયત્ન કર્યો હતો. એ માગણીઓની સામે અમેરિકા તથા યુરોપમાં વિરોધનો ભારે પોકાર ઊઠ્યો તેથી તેને જોઈતું હતું તે બધું તો ન મળ્યું, પરંતુ એમ છતાંયે તેને ઠીકઠીક મળ્યું એમ કહી શકાય. ઝારશાહી રશિયાનું પતન થતાં, મહાયુદ્ધ પછી એશિયામાં પોતાના પગ પસારવાની જાપાનને આદર્શ તક મળી ગઈ. તેનું સૈન્ય સાઇબેરિયામાં દાખલ થયું અને તેના એજંટો મધ્ય એશિયામાં છેક સમરકંદ અને બુખારા સુધી પહોંચી ગયા. સોવિયેટ વ્યવસ્થા નીચે રશિયા ફરી પાછું બેઠું થયું તેથી અને કંઈક અંશે અમેરિકાના વિરોધ અને અવિશ્વાસને કારણે તેનું એ સાહસ નિષ્ફળ નીવડ્યું. એ હમેશાં યાદ રાખવું જોઈએ કે અમેરિકા અને જાપાન વચ્ચે જરા સરખોયે પ્રેમ નથી. તેમને એકબીજા વિષે ભારે અણગમો છે. પ્રશાન્ત મહાસાગરના કાંઠા ઉપરથી તેઓ સામસામા ઘુરકિયાં કરે છે. ૧૯૨૨ની સાલની વૉશિંગ્ટન પરિષદ જાપાનની મહત્ત્વાકાંક્ષા ઉપર ભારે ફટકા સમાન હતી. એમાં અમેરિકાની મુત્સદ્દીગીરીનો વિજય થયો. એમાં જાપાન સહિત નવ

સત્તાઓએ ચીનની અખંડિતતા કાયમ રાખવાની પ્રતિજ્ઞા કરી. એનો અર્થ એ થયો કે જાપાને ચીનમાં પોતાના પગ પસારવાની આશા છોડી દેવી રહી. એ પરિષદમાં ઇંગ્લંડ અને જાપાન વચ્ચેના ઐક્યનો પણ અંત આવ્યો અને દૂર પૂર્વમાં જાપાન એકલું અને અટૂલું બની ગયું. બ્રિટિશ સરકારે સિંગાપોરમાં એક જબરદસ્ત નૌકામથક બાંધવાનો આરંભ કર્યો અને દેખીતી રીતે જ એ જાપાનને માટે ધમકીરૂપ હતું. ૧૯૨૪ની સાલમાં યુનાઇટેડ સ્ટેટ્સે જાપાન-વિરોધી પરદેશીઓના આગમનને લગતો કાયદો પસાર કર્યો; કેમ કે, તેને જાપાની મજૂરોને ત્યાં આવતા બંધ કરવા હતા. આ પ્રકારના જાતિને કારણે ઉદ્ભવતા ભેદભાવ પરત્વે જાપાનમાં ભારે રોષની લાગણી પ્રકટ થઈ. પૂર્વના બીજા દેશોમાં પણ કંઈક અંશે એની સામે વિરોધની લાગણી દર્શાવવામાં આવી. પરંતુ જાપાન અમેરિકા સામે કશુંયે કરી શકે એમ નહોતું. એકલા પડી ગયેલા અને ચારે બાજુએથી વિરોધીઓથી ઘેરાયેલા જાપાને રશિયા તરફ પોતાની નજર કરી અને ૧૯૨૫ના જાન્યુઆરી માસમાં તેણે તેની સાથે સંધિ કરી.

એ અરસામાં જાપાન ઉપર જે ભીષણ આફત આવી પડી અને જેને પરિણામે તે અતિશય દુર્બળ બની ગયું તે વિષે મારે તને કંઈક કહેવું જ જોઈએ. આ આફત તે ૧૯૨૫ના સપ્ટેમ્બરની પહેલી તારીખે થયેલો ભયંકર ધરતીકંપ. એની સાથે સાથે જ સમુદ્રની ભરતીનું ભારે મોજું ફરી વળ્યું અને ટોકિયોના મહાન પાટનગરમાં આગ લાગી. આ વિશાળ નગરનો તેમ જ યોકોહામા બંદરનો નાશ થયો. એક લાખ કરતાંયે વધારે માણસો મરણ પામ્યા અને બીજી જબરદસ્ત ખુવારી થઈ. જાપાની લોકોએ ધૈર્ય અને દૃઢતાપૂર્વક આ આફતનો સામનો કર્યો અને જૂના શહેરનાં ખંડિયેરો ઉપર તેમણે નવું ટોકિયો શહેર બાંધ્યું.

પોતાની મુશ્કેલીઓને કારણે જાપાને રશિયા સાથે સંધિ કરી હતી. પરંતુ એનો અર્થ એ નથી કે તેને સામ્યવાદ માન્ય હતો. સામ્યવાદ એટલે કે, સમ્રાટ–પૂજા, ફ્યૂડલ વ્યવસ્થા અને શાસક વર્ગના આમજનતાના શોષણનો અથવા કહો કે વર્તમાન સમાજવ્યવસ્થાને માન્ય બધી જ વસ્તુઓનો અંત. પ્રજામાં દિનપ્રતિદિન વધતી જતી હાડમારીઓ તથા વિટંબણાઓને કારણે જાપાનમાં આ સામ્યવાદનો વિકાસ થઈ રહ્યો હતો. ઔદ્યોગિક હિતો આમ-પ્રજાનું વધુ ને વધુ શોષણ કરી રહ્યાં હતાં. દેશની વસ્તી બહુ જ ઝડપથી વધ્યે જતી હતી. તે અમેરિકા કે કૅનેડામાં કે ઑસ્ટ્રેલિયાના રસકસ વિનાના વેરાન પ્રદેશમાં પણ જઈને વસી શકતી નહોતી. એ બધે તેમની સામે દ્વાર બંધ કરી દેવામાં આવ્યાં હતાં. ચીન નજીક હતું પણ તે તો વસતીથી ઊભરાતું હતું. કોરિયા તેમજ મંચૂરિયામાં થોડા પ્રમાણમાં જાપાનીઓ જઈને વસ્યા હતા. આવી પોતાની ખાસ પ્રકારની મુશ્કેલીઓ ઉપરાંત સમગ્ર દુનિયા

જેનો અનુભવ કરી રહી હતી તે ઉદ્યોગવાદની તેમ જ વેપારની મંદીને કારણે ઉદ્‌ભવેલી સર્વસામાન્ય મુશ્કેલીઓનો પણ જાપાનને સામનો કરવાનો હતો. દેશની આંતરિક સ્થિતિ જેમ જેમ વધુ ગંભીર બનતી ગઈ તેમ તેમ સામ્યવાદીઓ તથા બીજા ઉદ્દામ વિચાર ધરાવનારાઓનું દમન વધુ ને વધુ કડક બનતું ગયું. ૧૯૨૫ની સાલમાં 'સુલેહ શાંતિ જાળવવા માટેનો કાયદો' પસાર કરવામાં આવ્યો. એની ભાષા અતિશય રમૂજી છે. એ કાયદાની પહેલી કલમ હું અહીંયાં ટાંકીશ. તે આ છે:

"રાષ્ટ્રના રાજ્યબંધારણને બદલવાના અથવા તો મિલકતની ખાનગી માલકીની પદ્ધતિનો નિષેધ કરવાના ઉદ્દેશથી જેમણે કોઈ પણ મંડળ કે સંઘ સ્થાપ્યો હશે અથવા તો એનો ઉદ્દેશ પૂરેપૂરી રીતે સમજીને જેઓ એમાં જોડાયા હશે તેમને પાંચ વરસની કેદની સજાથી માંડીને દેહાંતદંડ સુધીની શિક્ષા કરવામાં આવશે."

આ કાયદો અતિશય કડક છે અને તેમાં કેવળ સામ્યવાદ સામે જ નહિ પણ સમાજવાદી, બંધારણીય કે કોઈ પણ પ્રકારના મૂળભૂત સુધારાઓ કરવા સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. સામ્યવાદના વિકાસથી જાપાનની સરકાર કેટલી બધી ભડકી ગઈ હતી તે આપણને પ્રસ્તુત કાયદાની આ અતિશય કડકાઈ ઉપરથી માલૂમ પડે છે.

પરંતુ સામાજિક પરિસ્થિતિને કારણે પેદા થતી વ્યાપક હાડમારી અને વિટંબણાઓને લીધે સામ્યવાદ ઉદ્‌ભવે છે અને એ પરિસ્થિતિમાં સુધારો કરવામાં ન આવે ત્યાં સુધી કેવળ દમનથી કશુંયે વળી શકે એમ નથી. આજે જાપાનમાં આમ જનતા ભયંકર દુઃખ અને યાતનાઓ વેઠી રહી છે. હિંદુસ્તાન તથા ચીનની પેઠે ત્યાંનો ખેડૂતવર્ગ દેવાના જબરદસ્ત બોજા નીચે દબાયેલો છે. કરવેરા — ખાસ કરીને ભારે લશ્કરી ખરચ અને યુદ્ધને અંગેની જરૂરિયાતોને પહોંચી વળવા માટેના — બહુ જ ભારે છે. ભૂખમરો વેઠતા અને ઘાસ તથા કંદમૂળ ખાઈને જીવવાનો પ્રયત્ન કરતા તથા પોતાનાં બાળકોને પણ વેચી દેતા ખેડૂતોની વાતો સાંભળવામાં આવે છે. બેકારીને કારણે મધ્યમ વર્ગ પણ દુર્દશામાં આવી પડ્યો છે અને આપઘાતનું પ્રમાણ વધી ગયું છે.

૧૯૨૮ની સાલના આરંભમાં મોટા પાયા ઉપર સામ્યવાદ સામેની જેહાદ શરૂ થઈ. એ વખતે એક જ રાતમાં એક હજાર માણસોની ધરપકડ કરવામાં આવી અને આમ છતાંયે છાપાંઓને એક મહિના કરતાંયે વધુ સમય સુધી એ હકીકત છાપવાની પરવાનગી આપવામાં આવી નહોતી. પોલીસોની ધાડ તથા સામુદાયિક ધરપકડો વરસોવરસ વારંવાર થવા લાગી. આવા પ્રકારની પોલીસોની એક સૌથી મોટી ધાડ ૧૯૩૨ની સાલમાં પાડવામાં આવી. એ વખતે ૨૨૫૦ માણસોની ધરપકડ કરવામાં આવી. એમાંના મોટા ભાગના લોકો મજૂરો નહિ પણ વિદ્યાર્થીઓ અને શિક્ષકો હતા. એમાં સેંકડો ગ્રેજ્યુએટો

તથા સ્ત્રીઓનો પણ સમાવેશ થતો હતો. એ એક કંઈક આશ્ચર્યકારક ઘટના છે કે જાપાનમાં કેટલાયે શ્રીમંત યુવકો સામ્યવાદ તરફ આકર્ષાયા છે. હિંદમાં તેમ જ બીજાં સ્થળોની પેઠે જાપાનમાં પણ પ્રગતિશીલ વિચારકોને ગુનેગારો કરતાંયે વિશેષ જોખમકારક લેખવામાં આવે છે. હિંદના મિરતના મુકદ્દમાની પેઠે જાપાની સામ્યવાદીઓના મુકદ્દમાઓ વરસો સુધી ચાલ્યા છે.

જાપાનની પરિસ્થિતિ વિષે મેં આ બધું તને એટલા માટે કહ્યું છે કે, જેને વિષે હમણાં હું તને કંઈક કહેવા ધારું છું તે જાપાનના મંચૂરિયાના સાહસ વિષે તને કંઈક ખ્યાલ આવે.

આગળના પત્રોમાં, એશિયાની ભૂમિ ઉપર, પહેલાં કોરિયામાં અને પછી મંચૂરિયામાં પગદંડો જમાવવાના જાપાનના પ્રયાસો વિષે તેં વાંચ્યું છે. ૧૮૯૪ની સાલનું ચીન સાથેનું અને દશ વરસ પછી રશિયા સાથેનું યુદ્ધ એ જ હેતુ નજર આગળ રાખીને લડાયું હતું. એ બંનેમાં જાપાનને વિજય મળ્યો અને તે એ યોજનાની દિશામાં એક પછી એક ડગલું આગળ વધવા લાગ્યું. કોરિયાને ઓહિયાં કરી જવામાં આવ્યું અને તે જાપાની સામ્રાજ્યનો માત્ર એક ભાગ બની ગયું. મંચૂરિયામાં — ચીનના પૂર્વ તરફના ત્રણ પ્રાંતોનું એ સહિયારું નામ છે — પોર્ટ આર્થરની આસપાસ રશિયાને મળેલી છૂટછાટો હવે જાપાનને હસ્તક ગઈ. મંચૂરિયાની આરપાર રશિયાએ બાંધેલી રેલવે — ચાઈનીઝ ઈસ્ટર્ન રેલવે — નો અમુક ભાગ પણ જાપાનના અંકુશ નીચે આવ્યો અને તેને સાઉથ મંચૂરિયા રેલવે એવું નામ આપવામાં આવ્યું. આ બધા ફેરફારો થવા છતાંયે એકંદરે આખુંયે મંચૂરિયા હજી ચીની સરકારની હકૂમત નીચે જ ચાલુ રહ્યું હતું. અને એ રેલવે થવાને કારણે અસંખ્ય ચીની વસાહતીઓ ત્યાં આગળ જઈને વસ્યા. સાચે જ, ચીનના આ ત્રણ ઉત્તર-પૂર્વના પ્રાંતોમાં જેટલા વસાહતીઓ આવીને વસ્યા એટલા વસાહતીઓ બીજે કોઈ સમયે એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જઈ વસ્યાના દાખલા ઇતિહાસમાં બહુ જૂજ મળે છે. ૧૯૨૩થી ૧૯૨૯ સુધીનાં સાત વરસોમાં પચીસ લાખ ચીનાઓ ત્યાં જઈને વસ્યા. મંચૂરિયાની વસતી આજે ત્રણ કરોડની છે અને એમાં ૯૫ ટકા ચીનાઓ છે. આ રીતે એ ત્રણે પ્રાંતો સંપૂર્ણપણે ચીની છે. બાકીના પાંચ ટકામાં રશિયનો, મંગોલોના ગોપ કબીલાઓ, કોરિયાવાસીઓ અને જાપાનીઓનો સમાવેશ થાય છે. ત્યાંના મૂળ વતની મંચૂઓ ચીનાઓ સાથે એકરૂપ થઈ ગયા છે અને તેઓ પોતાની ભાષા સુધ્ધાં ભૂલી ગયા છે.

૧૯૨૨ની સાલમાં નવ સત્તાઓ વચ્ચે વૉશિંગટન પરિષદમાં થયેલી સંધિ વિષે મેં તને વાત કરી હતી તે તને યાદ હશે. ચીન પરત્વેની જાપાનની યોજનાઓને મર્યાદામાં રાખવાને માટે ખાસ કરીને પશ્ચિમની સત્તાઓની સૂચનાથી એ સંધિ થઈ હતી. એ નવે સત્તાઓ (જાપાન પણ તેમાંની એક

સત્તા હતી) 'ચીનની સ્વાયત્તતા, સ્વતંત્રતા તથા તેની પ્રાદેશિક અને વહીવટી અખંડિતતાને માન્ય રાખવા માટે' સ્પષ્ટપણે અને અસંદિગ્ધ રીતે સંમત થઈ હતી.

થોડાં વરસ સુધી જાપાને ખામોશી રાખી. પરંતુ પડદા પાછળ રહીને, આંતરવિગ્રહ ચાલુ રાખવા માટે અને એ રીતે ચીનને દુર્બળ બનાવવાને ખાતર ચીનના કેટલાક લડાયક સરદારો અથવા તૂશનોને આર્થિક તેમ જ બીજી અનેક પ્રકારની મદદ તે આપતું રહ્યું. ખાસ કરીને, મંચૂરિયા ઉપર તેમ જ દક્ષિણના રાષ્ટ્રવાદીઓના વિજય પહેલાં પેકિંગ ઉપર પણ પ્રભુત્વ ધરાવનાર ચાંગ–સો–લીનને તે મદદ કરતું હતું. ૧૯૨૧ની સાલમાં જાપાની સરકારે મંચૂરિયામાં છડેચોક આક્રમણકારી વલણ અખત્યાર કર્યું. એનું કારણ જાપાનમાં પેદા થયેલી અતિશય તીવ્ર પ્રકારની આર્થિક કટોકટી પણ હોય. દેશમાં પેદા થયેલી તંગ પરિસ્થિતિને કંઈક હળવી કરવાને તેમ જ લોકોનું લક્ષ બીજી તરફ વાળવાને માટે પરદેશમાં કંઈક કરવાની તેમને ફરજ પડી હોય. અથવા સરકારમાં લશ્કરી પક્ષનું પ્રભુત્વ હતું એ યા તો બીજી બધી સત્તાઓ પોતપોતાની મુશ્કેલીઓનો તેમ જ વેપારની મંદીના પ્રશ્નનો ઉકેલ કરવામાં ગૂંથાયેલી છે એટલે તેઓ પોતાના માર્ગમાં આડે આવવાની નથી એવા પ્રકારની લાગણી પણ એનું કારણ હોય. ઘણું કરીને, આ બધી વસ્તુઓએ, જાપાની સરકારને તેણે લીધેલું અતિશય ગંભીર પગલું લેવાને પ્રેરી હતી. કેમ કે, એ પગલું ભરવામાં ૧૯૨૨ની સાલની નવ સત્તાઓની સંધિનો ચોખ્ખો ભંગ થતો હતો. એમાં પ્રજાસંઘના કરારનો પણ ભંગ થતો હતો; કેમ કે, ચીન તેમ જ જાપાન એ બંને પ્રજાસંઘનાં સભ્ય હતાં અને એ રીતે તેઓ પ્રજાસંઘ સાથે પૂછપરછ કર્યા વિના એકબીજા ઉપર હુમલો કરી શકે એમ નહોતું. આ ઉપરાંત એમાં યુદ્ધને બેકાયદા ઠરાવનાર ૧૯૨૮ના પૅરિસ કરાર અથવા કૅલોગ કરારનો પણ ભંગ થતો હતો. ચીન સામે લડાયક પગલાં ભરીને જાપાની સરકારે આ સંધિઓ તેમ જ પ્રતિજ્ઞાઓનો ઇરાદાપૂર્વક ભંગ કર્યો અને છડેચોક આખી દુનિયાની અવગણના કરી.

બેશક, સાફ સાફ શબ્દોમાં તેણે એમ કહ્યું નહોતું. જાપાની સરકારે ક્ષુલ્લક અને દેખીતી રીતે જ જૂઠાં બહાનાં બતાવ્યાં. તેણે જણાવ્યું કે મંચૂરિયાના ધાડપાડુઓને કારણે તથા ત્યાં આગળ બનેલા કેટલાક નજીવા બનાવોને લીધે વ્યવસ્થા જાળવવાને તેમ જ પોતાનાં હિતોનું રક્ષણ કરવાને માટે ત્યાં આગળ પોતાનું લશ્કર મોકલવાની તેને ફરજ પડી હતી. યુદ્ધની ખુલ્લેખુલ્લી જાહેરાત કરવામાં નહોતી આવી એ ખરું પરંતુ જાપાનીઓએ મંચૂરિયા ઉપર ચડાઈ કરી હતી એ હકીકત નિર્વિવાદ હતી. ચીની લોકો એથી અતિશય ક્રોધે ભરાયા. ચીની સરકારે એની સામે વિરોધ ઉઠાવ્યો તથા

પ્રજાસંઘ અને બીજી સત્તાઓને તેણે અપીલ કરી પણ તેના તરફ કોઈએ લક્ષ આપ્યું નહિ. દરેક દેશ પોતપોતાની મુશ્કેલીઓમાં ગૂંચવાયેલો હતો અને જાપાનનો વિરોધ કરીને એમાં વધારો કરવાની કોઈ પણ દેશની ઇચ્છા નહોતી. કેટલીક સત્તાઓને — ખાસ કરીને ઇંગ્લંડને જાપાન સાથે ગુપ્ત સમજૂતી થઈ હોય એ પણ સંભવિત છે. વ્યવસ્થિત રીતે લશ્કરમાં ભરતી ન થયેલા એવા ચીની સૈનિકોએ મંચૂરિયામાંના જાપાનીઓની ભારે પજવણી કરી. અને આમ છતાંયે, એ બંને દેશો વચ્ચે યુદ્ધ નહોતું ચાલતું એમ માનવામાં આવતું હતું! જાપાનની એથીયે વધારે પજવણી કરનાર તો, ચીનમાં શરૂ થયેલી જાપાની માલના બહિષ્કારની મહાન ચળવળ હતી.

૧૯૩૨ની સાલના જાન્યુઆરી માસમાં શાંઘાઈ પાસેની ચીનની ભૂમિ ઉપર જાપાની સૈન્ય એકાએક ઊતરી આવ્યું અને આધુનિક કાળની એક ભીષણમાં ભીષણ કતલ તેણે ચલાવી. પશ્ચિમની સત્તાઓની છંછેડણી ન કરવાના આશયથી તેણે તેના વસાહતી પ્રદેશોને અલગ રાખ્યા અને ચીની લોકોના વસવાટના ગીચ લત્તાઓ ઉપર હુમલો કર્યો. શાંઘાઈ નજીકના મોટા પ્રદેશ ઉપર (મારા ધારવા પ્રમાણે એનું નામ ચેપી હતું.) બૉંબમારો કરીને તેનો સંપૂર્ણપણે નાશ કરવામાં આવ્યો. એથી હજારોના જાન ગયા અને અસંખ્ય લોકો ઘરબાર વિનાના થઈ ગયા. એ વસ્તુ લક્ષમાં રાખજે કે, આ કંઈ લશ્કર સામેનું યુદ્ધ નહોતું. એ તો નિર્દોષ નાગરિકો ઉપરનો બૉંબમારો હતો. જેને આ વીરતાભર્યું કાર્ય સોંપવામાં આવ્યું હતું તે જાપાની ઍડમિરલને એ વિષે પૂછવામાં આવતાં તેણે જણાવ્યું હતું કે, "નાગરિકો ઉપર આવો આંધળો બૉંબમારો વધુ બે જ દિવસ ચાલુ રાખવો" એવું જાપાને રહેમ દૃષ્ટિથી નક્કી કર્યું છે! શાંઘાઈમાંનો લંડનના 'ટાઇમ્સ' પત્રનો જાપાનની તરફેણ કરનાર ખબરપત્રી પણ આ હત્યાકાંડ જોઈને ચોંકી ઊઠ્યો હતો. તેણે એને જાપાનીઓએ કરેલી ચીનાઓની 'સામુદાયિક કતલ' તરીકે વર્ણવી છે. ચીના લોકો ઉપર એની કેટલી ભારે અસર થઈ હશે એની તો કલ્પના જ કરવી રહી. હાહાકાર અને ક્રોધનું મોજું આખાયે ચીન ઉપર ફરી વળ્યું અને આ હેવાનિયતભરી પરદેશીઓની ચડાઈ સામે દેશમાંની જુદી જુદી સરકારો તથા જુદા જુદા લડાયક સરદારો પરસ્પરનાં ઝેરવેર તથા સ્પર્ધા ભૂલી ગયા અથવા કહો કે ભૂલી ગયા હોય એમ જણાયું. જાપાન સામે એકત્રિત સામનાની વાતો થવા લાગી અને દેશના અંદરના ભાગમાંની સામ્યવાદી સરકારે પણ પોતાની સેવા નાન્કિન સરકારને આપવા જણાવ્યું. તાજુબીની વાત તો એ છે કે, આમ છતાંયે, નાન્કિન કે તેના નેતા ચ્યાંગ-કાઈ-શેકે આગળ વધતા જતા જાપાની લશ્કર સામે શાંઘાઈનો બચાવ કરવા માટે કશાંયે પગલાં ભર્યાં નહિ. નાન્કિને આ સંબંધમાં એટલું કર્યું કે એની સામે તેણે પ્રજાસંઘમાં પોતાનો વિરોધ નોંધાવ્યો. જાપાનીઓની સામે એકત્રિત સામનો

સંગઠિત કરવાનો સુધ્ધાં તેણે પ્રયત્ન ન કર્યો. નાન્કિન સરકાર મોટી મોટી વાતો કરતી હતી અને દેશમાં ક્રોધનો દાવાનળ સળગી રહ્યો હતો તે છતાંયે જાપાનીઓનો સામનો કરવાની તેની ઇચ્છા હોય એમ જણાતું નહોતું.

અને એ પછી, શાંઘાઈના દ્વાર આગળ દક્ષિણમાંથી એક અજબ પ્રકારનું સૈન્ય આવીને ઊભું. એને '૧૯મું પાયદળ સૈન્ય' કહેવામાં આવતું હતું. એ કૅન્ટોનના લોકોનું બનેલું હતું પરંતુ કૅન્ટોન કે નાન્કિન એ બેમાંથી એકે સરકારના હુકમ નીચે તે નહોતું. એ ચીંથરેહાલ સૈન્ય હતું. તેની પાસે નહિ જેવી જ સાધનસામગ્રી હતી. તેની પાસે મોટી તોપો નહોતી, તેમનો ગણવેશ કંગાળ હતો તથા ચીનના શિયાળાની સખત ઠંડીથી પોતાનું રક્ષણ કરવા પૂરતાં કપડાં પણ તેમની પાસે નહોતાં. એ સૈન્યમાં કેટલાક ૧૪ અને ૧૬ વરસના છોકરાઓ હતા; અને કેટલાક તો માત્ર ૧૨ વરસના જ હતા. ચ્યાંગ-કાઈ-શેકના હુકમનો વિરોધ કરીને આ ચીંથરેહાલ સૈન્યે જાપાનીઓ સામે લડવાનો તથા તેમને ખાળી રાખવાનો નિર્ણય કર્યો. ૧૯૩૨ની સાલના જાન્યુઆરી તથા ફેબ્રુઆરી માસનાં બે અઠવાડિયાં સુધી નાન્કિન તરફની કશીયે મદદ વિના તેઓ લડ્યા. અને લડવામાં તેમણે એવી અપૂર્વ વીરતા દાખવી કે ઘણા વધારે બળવાન તેમ જ વધારે સારી રીતે સજ્જ થયેલા જાપાનીઓને તેમણે રોકી રાખ્યા. આથી જાપાનીઓને ભારે આશ્ચર્ય થયું. તેમની એ વીરતાથી માત્ર જાપાનીઓ જ નહિ પણ પરદેશી સત્તાઓ તથા ખુદ ચીનની પ્રજા પણ આશ્ચર્યચકિત થઈ ગઈ. બે અઠવાડિયાં સુધી એકલે હાથે લડ્યા પછી અને જ્યારે સૌ કોઈ તેમની પ્રશંસા કરી રહ્યા હતા ત્યારે ચ્યાંગ-કાઇ-શેકે બચાવમાં મદદ કરવા માટે પોતાનું થોડું લશ્કર મોકલ્યું.

૧૯મા પાયદળ સૈન્યે ઇતિહાસ સરજ્યો અને તે જગમશહૂર બન્યું. તેણે કરેલા બચાવથી જાપાનીઓની યોજનાઓ ઊંધી વળી ગઈ અને શાંઘાઈમાંનાં પોતાનાં હિતોને વિષે પશ્ચિમની સત્તાઓ પણ ચિંતાતુર હતી એટલે જાપાની સૈન્યને શાંઘાઈની આસપાસના પ્રદેશમાંથી ધીમે ધીમે ખસેડી લેવામાં આવ્યું અને વહાણમાં ભરીને તેને ત્યાંથી રવાના કરી દેવામાં આવ્યું. એ લક્ષમાં રાખવા જેવું છે કે જેમાં હજારો માણસોએ જાન ગુમાવ્યા હતા તે ચેપીના હત્યાકાંડના બનાવ અથવા તો પવિત્ર સંધિઓ તથા આંતરરાષ્ટ્રીય કરારોના ભંગ કરતાં આ પશ્ચિમની સત્તાઓને પોતાનાં આર્થિક તેમ જ બીજાં હિતો સાચવવાની વધારે પડી હતી. પ્રજાસંઘ આગળ આ બાબતમાં અનેક વાર ફરિયાદ કરવામાં આવી પરંતુ કોઈ ને કોઈ બહાને સક્રિય પગલું ભરવાનું તેણે હમેશાં મોકૂફ રાખ્યું. ખરેખાત યુદ્ધ ચાલી રહ્યું હતું તથા હજારો માણસો મરાયા હતા અને હજી પણ મરાઈ રહ્યા હતા એ વસ્તુ પ્રજાસંઘની દૃષ્ટિએ તાકીદની નહોતી. એમ કહેવામાં આવ્યું કે, એ સાચું યુદ્ધ નહોતું; કેમ કે

તેની સત્તાવાર રીતે યુદ્ધ તરીકે જાહેરાત કરવામાં આવી નહોતી! તેણે બતાવેલી આ નબળાઈને લીધે તથા અન્યાય પરત્વે લગભગ ઇરાદાપૂર્વક તેણે આંખ આડા કાન કર્યા હોવાથી જગતભરમાં પ્રજાસંઘની પ્રતિષ્ઠા તથા શાખ અતિશય ઘટી ગયાં. અલબત, એને માટે કેટલીક મહાન સત્તાઓ જવાબદાર હતી અને ખાસ કરીને ઇંગ્લંડે પ્રજાસંઘમાં જાપાનની તરફેણ કરનારું વલણ અખત્યાર કર્યું. આખરે, મંચૂરિયાના બનાવની બાબતમાં તપાસ કરવા માટે પ્રજાસંઘે લૉર્ડ લીટનના પ્રમુખપણા નીચે એક આંતરરાષ્ટ્રીય કમિશન નીમ્યું. એ બાબતમાં બધી સત્તાઓ સહસા સંમત થઈ ગઈ કેમકે એથી કરીને કોઈ પણ પ્રકારનો નિર્ણય મહિનાઓ સુધી મોકૂફ રહેતો હતો. મંચૂરિયા બહુ દૂરનો દેશ હતો અને ત્યાં જઈને પોતાનો હેવાલ તૈયાર કરતાં કમિશનને ઘણો લાંબો વખત લાગે અને એટલા વખતમાં કદાચ મામલો ખતમ પણ થઈ જાય.

જાપાનીઓ શાંઘાઈથી તો ખસી ગયા પરંતુ હવે તેમણે મંચૂરિયા ઉપર વિશેષ લક્ષ આપ્યું. મંચૂરિયામાં તેમણે એક પૂતળા સરકાર ઊભી કરી અને જાહેર કર્યું કે મંચૂરિયાએ એ રીતે પોતાના આત્મનિર્ણયના હકનો અમલ કર્યો છે. એ નવા ઊભા કરેલા રાજ્યને મંચૂકુઓ નામ આપવામાં આવ્યું અને ચીનના એક પુરાણા મંચૂ રાજવંશમાંથી ઊતરી આવેલા એક માંદલા સરખા યુવકને એ નવા રાજ્યનો રાજા બનાવવામાં આવ્યો. બેશક, એ બધું તો કેવળ દેખાવ પૂરતું જ કરવામાં આવ્યું હતું અને ત્યાં આગળ સાચી હકૂમત તો જાપાનની જ હતી. સૌ કોઈ જાણતું હતું કે જાપાની લશ્કર જો ત્યાંથી ખસેડી લેવામાં આવે તો મંચૂકુઓનું રાજ્ય એક જ દિવસમાં ઊંધું વળી જાય.

મંચૂરિયામાં જાપાનીઓને ભારે મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો, કેમ કે ચીની સ્વયંસેવક સૈનિકોની ટોળીઓ તેમની સામે અવિરતપણે લડ્યા કરતી હતી. આ ટોળીઓને જાપાનીઓ 'ધાડપાડુઓ' કહે છે. સ્થાનિક ચીનાઓના બનેલા મંચૂકુઓના સૈન્યને તાલીમ આપીને જાપાનીઓએ શસ્ત્રસજ્જ કર્યું હતું. આ 'ધાડપાડુઓ'ની સામે મોકલવામાં આવતાં તે સૈન્ય પોતાની આધુનિક ઢબની શસ્ત્રસામગ્રી સાથે એ 'ધાડપાડુઓ'ના પક્ષમાં ભળી જતું! આ નિરંતરપણે ચાલતા યુદ્ધને કારણે મંચૂરિયાને ભારે નુકસાન થયું અને સોયાબીનનો તેનો વેપાર મરવા લાગ્યો.

મહિનાઓ સુધી તપાસ ચલાવ્યા પછી લીટન કમિશને પોતાનો હેવાલ પ્રજાસંઘ સમક્ષ રજૂ કર્યો. એ કાળજીપૂર્વક અને સંયમી તથા ન્યાયાધીશની ભાષામાં લખાયેલો દસ્તાવેજ હતો. પરંતુ જાપાન સામે તેમાં ભારે પ્રહારો કરવામાં આવ્યા હતા. આથી બ્રિટિશ સરકાર અતિશય અસ્વસ્થ બની ગઈ, કેમ કે તે જાપાનનો બચાવ કરવા માગતી હતી. એના ઉપરની વિચારણા વળી

વધુ મહિનાઓ સુધી પાછી ઠેલવામાં આવી. પરંતુ આખરે તો પ્રજાસંઘને એ પ્રશ્ન હાથ ધરવો જ પડ્યો. એ બાબતમાં અમેરિકાનું વલણ ઇંગ્લંડથી સાવ જુદું હતું; તેનું વલણ જાપાનની અતિશય વિરુદ્ધ હતું. અમેરિકાએ જાહેર કર્યું કે જાપાને મંચૂરિયામાં કે બીજે કોઈ પણ ઠેકાણે બળજબરીથી કરેલા ફેરફાર તે માન્ય રાખનાર નથી. અમેરિકાનું આવું કડક વલણ હોવા છતાંયે ઇંગ્લંડે અને અમુક અંશે ફ્રાંસ, ઇટાલી તથા જર્મનીએ જાપાનને ટેકો આપ્યો.

પ્રજાસંઘ જ્યારે કોઈ પણ પ્રકારના નિર્ણય ઉપર આવવાનું ટાળી રહ્યો હતો ત્યારે જાપાને એક નવું પગલું ભર્યું. ૧૯૩૩ની સાલના નવા વરસના દિવસે જાપાની લશ્કરે ખુદ ચીનની ભૂમિ ઉપર એકાએક દેખા દીધી અને મહાન દીવાલની ચીન તરફની બાજુએ આવેલા શાનહેકવાન શહેર ઉપર હલ્લો કર્યો. મોટી મોટી તોપો તથા ડિસ્ટ્રૉયરોમાંથી તેના ઉપર તોપમારો અને એરોપ્લેનોમાંથી બૉંબમારો કરવામાં આવ્યો. એ બિલકુલ આધુનિક લડાયક સાધનોથી કરવામાં આવેલો હુમલો હતો અને શાનહેકવાન શહેર 'ભડકે બળતા ખંડિયેરે'માં ફેરવાઈ ગયું. તેના સંખ્યાબંધ રહેવાશીઓ મરણ પામ્યા તથા ઘાયલ થઈને પડ્યા અને પછી જાપાની લશ્કર ચીનના જેહોલ પ્રાંતમાં કૂચ કરી ગયું અને પીપિંગની નજીક પહોંચી ગયું. એને માટે એવું બહાનું બતાવવામાં આવ્યું કે, 'ધાડપાડુઓ' મંચૂકુઓ ઉપર હુમલો કરવાને માટે જેહોલને પોતાના મુખ્ય મથક તરીકે વાપરી રહ્યા છે અને કહો ન કહો પણ જેહોલ એ મંચૂકુઓનો એક ભાગ જ છે!

આ નવા આક્રમણ તથા નવા વરસના દિવસની કતલથી પ્રજાસંઘની ઊંઘ ઊડી, અને મુખ્યત્વે કરીને નાની સત્તાઓના આગ્રહને વશ થઈને પ્રજાસંઘે લીટન અહેવાલને મંજૂર રાખતો તથા જાપાનને વખોડી કાઢતો ઠરાવ પસાર કર્યો. જાપાની સરકારે એની લેશમાત્ર પણ પરવા ન કરી (ઇંગ્લંડ તેમ જ બીજી કેટલીક મહાન સત્તાઓ તેને ગુપ્ત રીતે ટેકો આપી રહી હતી એની તેને ક્યાં ખબર નહોતી?) અને તે પ્રજાસંઘમાંથી ચાલી નીકળ્યું. પ્રજાસંઘમાંથી રાજીનામું આપ્યા પછી જાપાને ચૂપચાપ પીપિંગ તરફ આગળ વધવાનું ચાલુ રાખ્યું. તેનો નહિ જેવો જ સામનો કરવામાં આવ્યો અને જાપાની લશ્કર લગભગ પીપિંગના દરવાજા સુધી આવી પહોંચ્યું ત્યારે ૧૯૩૩ની સાલના મે માસમાં ચીન અને જાપાન વચ્ચે તહકૂબીની જાહેરાત કરવામાં આવી. જાપાન વિજયી નીવડ્યું હતું. જાપાની આક્રમણની સામે તેમણે જે લાચારીભર્યું વલણ દાખવ્યું તેથી કરીને નાન્કિન સરકાર તથા તે વખતનો કુ-મીન-ટાંગ પક્ષ ચીનમાં અતિશય અપ્રિય થઈ ગયાં એમાં નવાઈ પામવા જેવું કશું નથી.

મંચૂરિયાને વિષે મેં ઘણું કહી નાખ્યું. એનું મહત્ત્વ એટલા માટે છે કે ચીનના ભાવિ ઉપર એની અસર પડે છે. પરંતુ એનું એથીયે વિશેષ મહત્ત્વ

તો એમાં રહેલું છે કે તે પ્રજાસંઘને તેના સાચા સ્વરૂપમાં રજૂ કરે છે તથા પુરવાર થઈ ચૂકેલા આંતરરાષ્ટ્રીય અન્યાયની બાબતમાં પણ તે કોઈ પણ પ્રકારનું અસરકારક પગલું ભરવાને અસમર્થ છે અને એ રીતે તે નિરર્થક વસ્તુ છે એ હકીકત તે સ્પષ્ટ કરે છે. યુરોપની મોટી સત્તાઓની ખેવડી રમત તથા તેમનાં કાવતરાંઓ અને પ્રપંચોને પણ તે ઉઘાડાં પાડે છે. ખાસ કરીને આ બાબતમાં અમેરિકાએ (તે પ્રજાસંઘનું સભ્ય નહોતું) જાપાન સામે કડક વલણ અખત્યાર કરવાનો પ્રયત્ન કર્યો અને તે લગભગ તેની સાથે યુદ્ધ કરવાની હદ સુધી પહોંચી ગયું. પરંતુ ઇંગ્લંડ તથા બીજી સત્તાઓએ જાપાનને ગુપ્ત રીતે આપેલા ટેકાથી અમેરિકાનું વલણ નિષ્ફળ નીવડ્યું અને જાપાન સામે એકલા પડી જવાના ડરથી તે વધારે સાવધ બન્યું. પ્રજાસંઘે સાધુતાપૂર્વક જાપાનને વખોડી તો કાઢ્યું પરંતુ એને માટે તેણે જાપાન સામે કશાંયે પગલાં લીધાં નહિ. પ્રજાસંઘના સભ્યોએ મંચૂકુઓના પૂતળા રાજ્યને માન્ય ન રાખવું એમ નક્કી કરવામાં આવ્યું પણ તેની આ અમાન્યતા એક ફારસરૂપ બની ગઈ.

પ્રજાસંઘે જાપાનને વખોડી કાઢવા છતાંયે બ્રિટિશ પ્રધાનો તથા એલચીઓ પોતાની મર્યાદાની બહાર જઈને પણ જાપાનના એ પગલાનું સમર્થન કરે છે. રશિયા પ્રત્યેના ઇંગ્લંડના વર્તાવને મુકાબલે તેનું આ વલણ બહુ જ વિચિત્ર ગણાય. ૧૯૩૩ના એપ્રિલ માસમાં જાસૂસી કરવાના આરોપ માટે રશિયામાં કેટલાક બ્રિટિશ ઇજનેરો ઉપર કામ ચલાવવામાં આવ્યું. એમાંથી કેટલાકને નિર્દોષ ઠરાવીને છોડી દેવામાં આવ્યા અને બેને હળવી સજા કરવામાં આવી. એની સામે બ્રિટનમાં ભારે પોકાર ઊઠ્યો અને બ્રિટિશ સરકારે ઇંગ્લંડમાં આવતા રશિયન માલ સામે તરત જ પ્રતિબંધ મૂક્યો. રશિયાએ પોતાને ત્યાં આવતો બ્રિટિશ માલ બંધ કરીને એનો જવાબ વાળ્યો.*

આમ ચીને મંચૂરિયા તથા બીજું ઘણું ગુમાવ્યું અને બાકીના દેશને પણ જાપાન હજી ધમકી આપી રહ્યું હતું. તિબેટ સ્વતંત્ર દેશ હતો. મંગોલિયા સોવિયેટ દેશ હતો અને તે રશિયાના સોવિયેટ રાજ્યમાં જોડાઈ ગયો હતો. તિબેટ અને સાઇબેરિયા વચ્ચે આવેલા સીંકિયાંગ અથવા ચિનાઈ તુર્કસ્તાનના બીજા એક મોટા પ્રાંતની બાબતમાં પણ ચીન મુશ્કેલીમાં મુકાયું હતું. એ પ્રાંતના યારકન્દ અને કાશગર વગેરે શહેરોમાં કાશ્મીરના શ્રીનગરથી લદ્દાકના લેહ શહેરમાં થઈને નિયમિત રીતે વણજારો જતી રહે છે. એ પ્રાંતની વસ્તી મુખ્યત્વે કરીને તુર્ક જાતિના મુસલમાનોની છે; સંસ્કૃતિ અને જીવન પ્રત્યેની તેમની દૃષ્ટિને ધોરણે જોતાં તેઓ ચીની છે. તેમનાં

* પાછળથી એ બે દેશો વચ્ચે સમજૂતી થવાને પરિણામે ઇંગ્લંડ અને રશિયા વચ્ચેના આ વેપારી યુદ્ધનો અંત આવ્યો હતો.

નામો સુધ્ધાં ચીની છે. પરંતુ ચીનના કેન્દ્રથી તેઓ બહુ દૂર પડેલા છે અને ગોબીના રણને લીધે તેઓ ચીનથી બિલકુલ અળગા પડી ગયા છે. ત્યાંનાં અવરજવરનાં સાધનો બહુ જ પુરાણી પદ્ધતિનાં છે. ચીન સાથે તેમને સાંકળનારાં બંધનો બહુ મજબૂત નથી. ત્યાં આગળ વારંવાર તુર્ક રાષ્ટ્રવાદની ભાવના ફાટી નીકળે છે. મહાયુદ્ધ પછીથી આ વિશાળ પ્રદેશ આંતરરાષ્ટ્રીય કાવાદાવા તથા પ્રપંચોનું સ્થાન બની ગયો છે. ઇંગ્લંડ, રશિયા તથા જાપાન એક બીજા સામે તેમ જ ચીની સરકાર સામે કાવતરાં રચે છે તેમ જ ત્યાંના હરીફ સરદારોને મદદ આપે છે.

૧૯૩૩ની સાલના આરંભમાં સીંકિયાંગમાં તુર્ક બળવો ફાટી નીકળ્યો અને યારકંદ તથા કાશગરમાં પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી. અંગ્રેજોએ આ બળવાને ઉત્તેજન આપવાનો આરોપ સોવિયેટ ઉપર મૂક્યો. પરંતુ રશિયાએ અંગ્રેજો ઉપર ખુલ્લેખુલ્લી રીતે આરોપ મૂક્યો કે, ચીન અને રશિયા વચ્ચે મંચૂકુઓ જેવું એક મધ્યવર્તી રાજ્ય ઊભું કરવા માટે એ બળવો તેમણે કરાવ્યો છે. સીંકિયાંગમાં બળવો કરાવનાર બ્રિટિશ લશ્કરી અમલદારના નામનો સુધ્ધાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

નોંધ: સીંકિયાંગમાંનો આ બળવો ચીની સરકારના પક્ષકારોએ દાબી દીધો હતો. દેખીતી રીતે જ, સોવિયેટ સત્તાધારીઓ તરફની તેમને એ કાર્યમાં બિનસત્તાવાર રીતે થોડી મદદ મળી હતી. એને પરિણામે મધ્ય એશિયામાં સોવિયેટની પ્રતિષ્ઠા વધી ગઈ અને બ્રિટિશોની પ્રતિષ્ઠા ઘટવા પામી.

## ૧૭૯. સમાજવાદી સોવિયેટોનું સંયુક્ત રાજ્ય

૭ જુલાઈ, ૧૯૩૩

હવે આપણે સોવિયેટોના મુલક રશિયા જઈએ અને તેની વાત આપણે જ્યાંથી અધૂરી મૂકી હતી ત્યાંથી આગળ ચલાવીએ. આપણે રશિયાની ક્રાંતિના નેતા તથા તેના પ્રેરક લેનિનના મરણ સુધી એટલે કે ૧૯૨૪ના જાન્યુઆરી માસ સુધી આવી પહોંચ્યાં હતાં. એ પછી બીજા દેશોને વિષે મેં તને લખેલા પત્રોમાં રશિયાનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. યુરોપના પ્રશ્નો વિષે વિચાર કરતાં કે હિંદુસ્તાનની સરહદ અથવા તુર્કી અને ઈરાન વગેરે મધ્ય પૂર્વના દેશો યા તો ચીન કે જાપાન વગેરે દૂર પૂર્વના દેશોની વાતો કરતાં વખતોવખત રશિયા વચ્ચે આવી પડ્યું છે. એક દેશનું રાજકારણ અથવા અર્થકારણ બીજા દેશના રાજકારણ કે અર્થકારણથી અળગું પાડવું એ અતિશય મુશ્કેલ — ના, અશક્ય છે, એ વસ્તુની પ્રતીતિ હવે તને થવા

લાગી હશે. છેલ્લાં થોડાં વરસો દરમ્યાન રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના પરસ્પર સંબંધો તથા તેમની વચ્ચેના પરસ્પરાવલંબનમાં ખૂબ વધારો થવા પામ્યો છે અને આખી દુનિયા અનેક રીતે એક જ ઘટક બનતી જાય છે. ઇતિહાસ આંતર-રાષ્ટ્રીય અથવા જગદ્વ્યાપી બની ગયો છે અને સમગ્ર દુનિયા ઉપર નજર રાખીએ તો જ એક દેશનો ઇતિહાસ પણ સમજી શકાય છે.

યુરોપ તથા એશિયામાં સોવિયેટના સંયુક્ત રાજ્યે આવરેલો જબરદસ્ત પ્રદેશ મૂડીવાદી જગતથી અળગો ઊભેલો છે, તે છતાંયે સર્વત્ર તે બાકીની દુનિયા સાથે સંબંધમાં આવે છે તેમ જ ઘણી વાર તેને તેની સાથે અથડામણ થાય છે. આગલા પત્રોમાં પૂર્વના દેશો પરત્વે સોવિયેટે અખત્યાર કરેલી ઉદાર નીતિ વિષે, તુર્કી, ઇરાન તથા અફઘાનિસ્તાનને તેણે કરેલી મદદ વિષે તેમ જ ચીન સાથેના તેના નિકટના સંબંધ વિષે તથા તેમાં એકાએક પડેલા ભંગાણ વિષે મેં તને કહ્યું હતું. ઇંગ્લંડમાંની રશિયાની આરકોઝ પેઢી ઉપર કરવામાં આવેલા હુમલા વિષે તથા પાછળથી બનાવટી સિદ્ધ થયેલા પરંતુ એમ છતાંયે બ્રિટનની સામાન્ય ચૂંટણી ઉપર ભારે અસર કરનાર ‘ઝીનોવેવ પત્ર’ વિષે પણ હું તને કહી ગયો છું. હવે હું સોવિયેટના મુલકની વચ્ચોવચ લઈ જઈને ત્યાં આગળ થઈ રહેલા અવનવા અને અદ્ભુત સામાજિક પ્રયોગની પ્રગતિનું તને નિરીક્ષણ કરાવવા માગું છું.

૧૯૧૭થી ૧૯૨૧ સુધીનાં ચાર વરસો તો તેના સંખ્યાબંધ દુશ્મનોથી ક્રાંતિને બચાવવા માટે તેમની સામે લડવામાં જ ગયાં. એ યુદ્ધ, બંડ, આંતરયુદ્ધ ભૂખમરો તથા મરકીનો રોમાંચક અને ચિત્તાકર્ષક કાળ હતો. ક્રાંતિને બચાવવા માટે જનતાએ બતાવેલા અસાધારણ ઉત્સાહથી તેમ જ આદર્શની રક્ષાને અર્થે દાખવવામાં આવેલી વીરતાથી એ અંધકારમાં પ્રકાશની પ્રભા ફેલાતી હતી. એનો તાત્કાલિક બદલો તો તેમને કશોયે મળવાનો નહોતો. પરંતુ ભાવીની મહાન આશાઓથી પ્રજાનાં હૃદય ઊભરાતાં હતાં. એ વસ્તુએ તેમને પોતાની ભયંકર યાતનાઓ સહેવાનું બળ આપ્યું એટલું જ નહિ પણ થોડા વખત માટે તો પોતાનું ખાલી પેટ પણ તેઓ ભૂલી ગયા. આ જેને ‘લશ્કરી સામ્યવાદ’ કહેવામાં આવે છે તેનો કાળ હતો.

૧૯૨૧ની સાલમાં લેનિને નવી આર્થિક નીતિનો અમલ કર્યો ત્યારે પરિસ્થિતિ સહેજ હળવી થઈ. એ મુજબ સામ્યવાદમાં થોડી પીછેહઠ કરવામાં આવી અને દેશનાં બૂર્ઝવા એટલે કે મધ્યમવર્ગી તત્ત્વો સાથે બાંધછોડ કરવામાં આવી. બોલ્શેવિકોએ પોતાનું ધ્યેય બદલ્યું હતું એવો એનો અર્થ નહોતો. એનો અર્થ એટલો જ હતો કે આગળ ઉપર ઘણાં ડગલાં આગળ વધવાને અર્થે આરામ લેવાને તેમ જ શક્તિ મેળવવાને માટે તેઓ એક ડગલું પાછળ હઠયા હતા. આ રીતે ઠરીઠામ થઈને, ઘણે અંશે નાશ પામેલા તથા

છિન્નભિન્ન થઈ ગયેલા રાષ્ટ્રનું ઘડતર કરવાનો મહાન પ્રશ્ન તેમણે હાથમાં લીધો. એના ઘડતરને માટે તથા રચનાત્મક કાર્ય કરવાને અર્થે તેમને રેલવેનાં એંજિનો, ડબ્બાઓ, મોટરના ખટારાઓ, ટ્રૅક્ટરો, કારખાનાંઓની સાધનસામગ્રી ઇત્યાદિ યંત્રો અને સરસામાનની જરૂર હતી. એ બધી વસ્તુઓ તેમને પરદેશોમાંથી ખરીદવાની હતી પરંતુ એને માટે તેમની પાસે જૂજ નાણાં હતાં. આથી તેમણે ખરીદેલા માલનાં નાણાં અનુકૂળ હપતાથી ચૂકવી શકાય એટલા માટે તેમણે પરદેશોમાં શાખ મેળવવાના પ્રયાસો કર્યા. પરંતુ જુદા જુદા દેશોને એકબીજા સાથે બોલચાલનો વહેવાર હોય તો જ શાખ મળી શકે; તેઓ એકબીજાને સત્તાવાર રીતે માન્ય રાખતા જ ન હોય તો નહિ. આથી સોવિયેટ રશિયા મોટી સત્તાઓ તરફથી માન્યતા પ્રાપ્ત કરવાને તેમ જ તેમની સાથે રાજદ્વારી અને વેપારી સંબંધો બાંધવાને અતિશય ઉત્સુક હતું. પરંતુ આ મોટી સામ્રાજ્યવાદી સત્તાઓ સોવિયેટને તેમ જ તેનાં બધાંયે કાર્યને ધિક્કારતી હતી; સામ્યવાદ એ તેમને મન ઘૃણાપાત્ર વસ્તુ હતી અને તેનો નાશ કરવો જોઈએ એવી તેમની માન્યતા હતી. ખરેખર, ક્રાંતિના કાળમાં રશિયાના મામલામાં વચ્ચે પડીને તથા તેની સામે લશ્કર મોકલીને તેમણે સામ્યવાદનો નાશ કરવાની કોશિશ કરી હતી પણ એમાં તેમને નિષ્ફળતા મળી. સોવિયેટ રશિયા સાથે કશોયે સંબંધ ન રાખવાનું તેમણે પસંદ કર્યું હોત પરંતુ આખી પૃથ્વીના છઠ્ઠા ભાગ જેટલા વિશાળ પ્રદેશ ઉપર કાબૂ ધરાવનાર સરકારની ઉપેક્ષા કરવાનું પણ મુશ્કેલ હોય છે. વળી, મોટા જથામાં કીમતી યંત્રો ખરીદનાર એક સારા ઘરાકની ઉપેક્ષા કરવી એ તો એથીયે વિશેષ મુશ્કેલ છે. રશિયા જેવા ખેતીપ્રધાન અને જર્મની, ઇંગ્લંડ તથા અમેરિકા જેવા ઉદ્યોગપ્રધાન દેશો વચ્ચેનો વેપાર ઉભય પક્ષને ફાયદાકારક હોય છે; કેમકે, રશિયાને યંત્રોની જરૂર હતી અને તે સસ્તું અનાજ તેમ જ કાચો માલ પૂરો પાડી શકે એમ હતું.

પરંતુ સામ્યવાદના દ્વેષ કરતાં કોથળીનું ખેંચાણ વધુ પ્રબળ નીવડયું અને લગભગ બધા જ દેશોએ સોવિયેટ સરકારને માન્ય કરી તેમ જ તેમાંના ઘણાખરા દેશોએ તેની સાથે વેપારના કરારો કર્યા. એક માત્ર અમેરિકાએ જ સુસંગત રહીને સોવિયેટને માન્ય રાખવાનો ઇન્કાર કર્યો. પરંતુ, આમ છતાંયે યુનાઇટેડ સ્ટેટ્સ તથા રશિયા વચ્ચે વેપાર ચાલે છે.*

આ રીતે સોવિયેટે ઘણીખરી મૂડીવાદી તેમ જ સામ્રાજ્યવાદી સત્તાઓ સાથે સંબંધો બાંધ્યા અને ૧૯૨૨ની સાલમાં પરાજિત જર્મનીએ તેની સાથે કરેલી સંધિનો તેને જે રીતે લાભ મળ્યો હતો તે જ રીતે પ્રસ્તુત સત્તાઓની પરસ્પરની સ્પર્ધાનો તેને આ વખતે પણ કંઈક અંશે લાભ મળ્યો. પરંતુ એ

* ૧૯૩૩ની સાલમાં યુનાઇટેડ સ્ટેટ્સે સોવિયેટ રાજ્યને માન્ય કર્યું અને તે બે દેશો વચ્ચે રાજદ્વારી સંબંધો શરૂ થયા.

સમજૂતી બિલકુલ અસ્થિર પ્રકારની હતી અને સામ્યવાદ તથા મૂડીવાદ વચ્ચે મૂળભૂત અસંગતતા હતી. બોલ્શેવિકો પીડિત તેમ જ શોષિત પ્રજાઓને — વસાહતી (કોલોનિયલ) દેશોની પરાધીન પ્રજાઓને તેમ જ કારખાનાના મજૂરોને તેમના શોષકોની સામે થવાનું હમેશાં ઉત્તેજન આપતા હતા. તેઓ સત્તાવાર રીતે નહિ પણ કોમિન્ટર્ન એટલે કે સામ્યવાદી અથવા ત્રીજા આંતરરાષ્ટ્રીય સંઘ દ્વારા એ કાર્ય કરતા હતા. જ્યારે સામ્રાજ્યવાદી સત્તાઓ અને ખાસ કરીને ઇંગ્લંડ સોવિયેટ રાજ્યની હસ્તી સુધ્ધાં નાબૂદ કરવાનો નિરંતર પ્રયાસ કર્યા કરતું હતું. આ રીતે તેમની વચ્ચે ખટરાગ ઉત્પન્ન થાય એ અનિવાર્ય હતું. વાસ્તવમાં તેમની વચ્ચે વારંવાર અથડામણો પેદા થતી અને તેને પરિણામે રાજદ્વારી સંબંધો તૂટતા તેમ જ યુદ્ધ ફાટી નીકળવાની ધાસ્તી પેદા થતી. આગળ હું તને કહી ગયો છું કે, ૧૯૨૭ની સાલમાં રશિયાની આરકોઝ પેઢી ઉપર હુમલો કરવામાં આવ્યા પછી ઇંગ્લંડ અને સોવિયેટ રાજ્ય વચ્ચેના સંબંધો તૂટી ગયા હતા એ તને યાદ હશે. એ બે વચ્ચેનું ઘર્ષણ સહેલાઈથી સમજી શકાય એવું છે, કેમકે, ઇંગ્લંડ એ આગળ પડતી સામ્રાજ્યવાદી સત્તા છે અને સોવિયેટ રાજ્ય હરેક પ્રકારના સામ્રાજ્યવાદના મૂળમાં ઘા કરે એવી એક કલ્પના રજૂ કરે છે. પરંતુ આ બે વિરોધી દેશોની વચ્ચેના વૈમનસ્યનું કારણ એથીયે વિશેષ હોય એમ જણાય છે. ઝારશાહી રશિયા તથા ઇંગ્લંડ વચ્ચે પેઢીઓથી ચાલતી આવેલી પરંપરાગત દુશ્મનાવટ એ પણ તેમની વચ્ચેના એ અણબનાવનું કારણ હતું.

ઇંગ્લંડ તેમ જ બીજા મૂડીવાળા દેશોને કંઈક સૂક્ષ્મ પરંતુ વિશેષ પ્રબળ અને જોખમકારક એવા સોવિયેટ વિચારો તથા સામ્યવાદી પ્રચારનો જેટલો ડર છે તેટલો સોવિયેટ સૈન્યનો ડર નથી. એનો પ્રતિકાર કરવા માટે, ઘણે અંશે ખોટો એવો પ્રચાર સોવિયેટ સામે અવિરતપણે કરવામાં આવે છે. અને માન્યામાં પણ ન આવે એવી સોવિયેટની દુષ્ટતાની વાતો ફેલાવવામાં આવે છે. બ્રિટિશ રાજદ્વારી પુરુષો સોવિયેટ આગેવાનો સામે જેવી ભાષા વાપરે છે તેવી યુદ્ધકાળમાં તેમના દુશ્મનો સિવાય તેઓ કોઈની સામે પણ વાપરતા નથી. ઇંગ્લંડ તથા રશિયા વચ્ચે સુલેહ છે એમ ધારવામાં આવતું હતું એટલું જ નહિ પણ તેમની વચ્ચે રાજદ્વારી સંબંધો પણ બંધાયા હતા. એવે સમયે લૉર્ડ બર્કનહેડે સોવિયેટ રાજદ્વારી પુરુષોનો ઉલ્લેખ 'હત્યારાઓની ટોળી' તથા 'ફૂલી ગયેલા દેડકાઓની ટોળી' વગેરે વચનોથી કર્યો હતો. આવી પરિસ્થિતિમાં સોવિયેટ રાજ્ય તથા સામ્રાજ્યવાદી સત્તા વચ્ચે સાચી મિત્રાચારીભર્યા સંબંધો ન સંભવી શકે એ દેખીતું છે. તેમની વચ્ચેના ભેદો મૂલગત છે. મહાયુદ્ધના વિજેતાઓ અને પરાજિતો એક થાય એ બને, પરંતુ સામ્યવાદીઓ અને મૂડીવાદીઓ કદી એક થઈ શકે એમ નથી. એ બે વચ્ચેની સુલેહ માત્ર થોડા વખત પૂરતી જ હોઈ શકે; એ તો કેવળ યુદ્ધવિરામ જ ગણાય.

સોવિયેટ રશિયા તથા મૂડીવાદી સત્તાઓ વચ્ચેના ઝઘડાનું એક હમેશનું કારણ સોવિયેટ રાજ્યે પરદેશી દેવું આપવાનો ઇન્કાર કર્યો તે છે. આજે તો એ પ્રશ્ન જીવતોજાગતો નથી રહ્યો કેમકે આ વિષમ કાળમાં લગભગ દરેક દેશ પોતાનું દેવું પતાવવામાં નિષ્ફળ નીવડ્યો છે. પરંતુ આમ હોવા છતાંયે એ વિષય વખતોવખત ફૂટી નીકળે છે. બોલ્શેવિકો સત્તા ઉપર આવ્યા કે તરત જ તેમણે ઝારના સમયમાં રશિયાએ કરેલા બીજા દેશોના દેવાનો ઇન્કાર કર્યો હતો. ૧૯૦૫ની નિષ્ફળ નીવડેલી ક્રાંતિના સમયથી એ નીતિ જાહેર કરવામાં આવી હતી. પોતાની એ નીતિ સાથે સુસંગત રહીને સોવિયેટ રાજ્યે ચીન જેવા પૂર્વના દેશો અંગેના પોતાના એવા પ્રકારના બધા દાવા પણ જતા કર્યા. વળી, યુદ્ધને અંગેની નુકસાનીની રકમમાં પણ તેણે પોતાનો ભાગ ન માગ્યો. ૧૯૨૨ની સાલમાં મિત્રરાજ્યોની સરકારોએ આ દેવાની બાબતમાં સોવિયેટ રાજ્ય ઉપર એક યાદી મોકલી આપી. ભૂતકાળમાં કેટલાં બધાં મૂડીવાદી રાજ્યોએ પોતાનાં દેવાંઓનો તથા જવાબદારીઓનો ઇન્કાર કર્યો હતો તેમ જ વિદેશીઓની મિલકતો જપ્ત કરી હતી તેની એ સરકારોને યાદ આપીને સોવિયેટ સરકારે એ યાદીનો જવાબ વાળ્યો. “ક્રાંતિને પરિણામે ઉદ્‌ભવેલી સરકારો તથા સમાજ-વ્યવસ્થાઓ ગત સરકારોની જવાબદારીઓ અદા કરવાને બંધાયેલી નથી હોતી.” તેમનામાંના એક દેશ ફ્રાંસે તેની મહાન ક્રાંતિને પ્રસંગે શું કર્યું હતું તેની સોવિયેટ સરકારે ખાસ કરીને મિત્રરાજ્યોને યાદ આપી.

“ફ્રાંસ પોતાને જેના કાયદેસરના વારસ તરીકે જાહેર કરે છે તે ફ્રેંચ કન્વેન્શને ૧૭૯૨ના ડિસેમ્બરની ૨૨મી તારીખે જાહેર કર્યું હતું કે, ‘પ્રજાની સર્વોપરી સત્તાને જુલમગારોએ કરેલી સંધિઓનું બંધન નથી હોતું.’ એ જાહેરાત અનુસાર ક્રાંતિકારી ફ્રાંસે આગળના તેના શાસકોએ વિદેશો સાથે કરેલી સંધિઓ ફગાવી દીધી એટલું જ નહિ પણ તેણે તેના રાષ્ટ્રીય દેવાનો પણ ઇન્કાર કર્યો.”

પોતે કરેલા દેવાના ઇન્કારનું આ પ્રમાણે સમર્થન કર્યા છતાંયે, સોવિયેટ સરકાર બીજી સત્તાઓ સાથે સમજૂતી પર આવવાને એટલી બધી આતુર હતી કે તે તેમની સાથે દેવાનો એ પ્રશ્ન ચર્ચવાને સંપૂર્ણપણે તૈયાર હતી. પરંતુ તેણે એવું વલણ અખત્યાર કર્યું કે, પરદેશની સરકારો, સોવિયેટ રાજ્યને બિન-શરતી માન્યતા આપે તે પછી જ એ પ્રશ્નની ચર્ચા થઈ શકે. વાત તો એમ છે કે, સોવિયેટ સરકારે પોતાનું દેવું ભરપાઈ કરવાની ઇંગ્લંડ, ફ્રાંસ તથા અમેરિકાને અનેક વાર ખાતરીઓ આપી હતી પરંતુ એ મૂડીવાદી સત્તાઓને રશિયા સાથે સમજૂતી પર આવવાની પડી નહોતી.

બ્રિટિશ દાવાની સામે સોવિયેટ રાજ્યે એક રમૂજી સામો દાવો કર્યો. યુદ્ધને અંગેનું દેવું, રેલવેનાં બૉંડ તથા બીજાં વેપારી રોકાણો વગેરે મળીને રશિયા સામે બ્રિટનનો એકંદરે કુલ ૮૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો દાવો હતો.

રશિયન આંતરવિગ્રહ દરમ્યાન ઇંગ્લંડે રશિયાને કરેલા નુકસાન પેટે રશિયાએ ઇંગ્લંડ સામે પ્રતિદાવો રજૂ કર્યો, કેમકે બ્રિટિશ લશ્કરે સોવિયેટ રાજ્યના દુશ્મનોને મદદ કરી હતી. એકંદરે એ નુકસાન ૪,૦૬૧૭,૨૨૬,૦૪૦ પાઉન્ડનું થયું હતું એવો અંદાજ કાઢવામાં આવ્યો હતો અને એમાં ઇંગ્લંડનો હિસ્સો આશરે ૨,૦૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો હતો એમ ગણવામાં આવ્યું હતું. આ રીતે રશિયાનો ઇંગ્લંડ સામેનો પ્રતિદાવો ઇંગ્લંડના રશિયા સામેના દાવા કરતાં આશરે અઢીગણો હતો.

આ પ્રતિદાવો કરવા માટે બોલ્શેવિકો પાસે પૂરતાં કારણો હતાં એમ કહી શકાય. તેમણે 'અલાબામા' ક્રૂઝરનો (લડાયક જહાજ) સુપ્રસિદ્ધ દાખલો ટાંકયો. અમેરિકાના આંતરવિગ્રહ દરમ્યાન એ ક્રૂઝર દક્ષિણનાં રાજ્યો માટે ઇંગ્લંડમાં બાંધવામાં આવી હતી. આંતરવિગ્રહ શરૂ થયા પછી એ ક્રૂઝરે લિવરપૂલનું બંદર છોડયું. અને એણે ઉત્તરનાં રાજ્યોના વહાણવટાના વેપારને ભારે નુકસાન પહોંચાડયું હતું. એને લીધે ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે યુદ્ધ ફાટી નીકળવાની પરિસ્થિતિ પેદા થઈ હતી. યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે એવું જણાવ્યું કે આંતરયુદ્ધ દરમ્યાન ઇંગ્લંડે દક્ષિણનાં રાજ્યોને એ ક્રૂઝર આપવી જોઈતી નહોતી અને એને લીધે તેને થયેલા નુકસાનના બદલાની માગણી કરી એ પ્રશ્ન લવાદ આગળ રજૂ કરવામાં આવ્યો અને આખરે ઇંગ્લંડે નુકસાની તરીકે યુનાઇટેડ સ્ટેટ્સને ૩,૨૨૯,૧૬૬ પાઉન્ડ આપવા પડયા.

જેને કારણે તેને આટલી ભારે રકમ નુકસાની પેટે આપવી પડી હતી તે ક્રૂઝર કરતાં રશિયાના આંતર યુદ્ધમાં ઇંગ્લંડે ઘણો મહત્ત્વનો અને અસરકારક ભાગ લીધો હતો. સોવિયેટ રાજ્યે સત્તાવાર રીતે જાહેર કર્યું હતું કે રશિયામાં પરદેશીઓની દખલગીરીને કારણે થયેલા યુદ્ધમાં ૧,૩૫૦,૦૦૦ માણસોના જાન ગયા હતા.

રશિયાના આ જૂના દેવાના પ્રશ્નનો હજી બહુ થોડે અંશે નિવેડો આવ્યો છે પરંતુ માત્ર વખત વીતવાને કારણે પણ એ પ્રશ્નનું મહત્ત્વ ઘટતું જાય છે. દરમ્યાન આપણે જોઈએ છીએ કે, રશિયાની બાબતમાં જે વસ્તુને કારણે તેમને ભારે આઘાત લાગ્યો હતો લગભગ તે જ વસ્તુ ઇંગ્લંડ, જર્મની, ફ્રાંસ, અને ઇટાલી જેવા મૂડીવાદી અને સામ્રાજ્યવાદી દેશો પણ આચરી રહ્યા છે. હા, તેઓ પોતાના દેવાનો ઇન્કાર કરતા નથી તેમ જ સમાજવાદી વ્યવસ્થાના પાયાને પડકારતા નથી. તેઓ માત્ર પોતાનું દેવું પતાવતા નથી એટલું જ.

સોવિયેટની નીતિ ગમે તે ભોગે બીજા રાષ્ટ્રો સાથે સુલેહશાંતિ જાળવવાની હતી. કેમકે, થાક ઉતારીને શક્તિ મેળવવા માટે તેને વખત જોઈતો હતો તેમ જ એક વિશાળ દેશનું સમાજવાદની પદ્ધતિ અનુસાર ઘડતર કરવાના

કાર્યમાં તેનું સઘળું લક્ષ કેન્દ્રિત થયેલું હતું. બીજા દેશોમાં પણ સામાજિક ક્રાંતિ થાય એવો સંભવ જણાતો નહોતો અને 'જગદ્વ્યાપી ક્રાંતિ'ની કલ્પના તે વખત પૂરતી તો નષ્ટ થઈ ગઈ હતી. જો કે તેમનું શાસન મૂડીવાદી પદ્ધતિ અનુસાર ચાલતું હતું તે છતાંયે પૂર્વના દેશો તરફ રશિયાએ મિત્રતા અને સહકારની નીતિ ખીલવી હતી. રશિયા, તુર્કી, ઈરાન તથા અફઘાનિસ્તાન વચ્ચે પરસ્પર થયેલી સંધિ વિષે હું તને આગળ કહી ગયો છું. સામ્રાજ્યવાદી મહાન સત્તાઓનો તેમનો સર્વસાધારણ ડર તથા અણગમો એ એ બધા દેશોને સાંકળનાર કડી હતી.

૧૯૨૧ની સાલમાં લેનિને શરૂ કરેલી નવી આર્થિક નીતિનો આશય જમીન સમાજની સહિયારી માલિકીની બનાવવાની બાબતમાં મધ્યમ સ્થિતિના ખેડૂતોને મનાવી લેવાનો હતો. રશિયાના ધનિક ખેડૂતોને 'કુલક' કહેવામાં આવે છે અને 'કુલક' શબ્દનો અર્થ 'મુક્કો' એવો થાય છે. એ કુલકોને ઉત્તેજન આપવામાં ન આવ્યું કેમ કે તેઓ નાના નાના મૂડીદારો જ હતા તથા જમીનને સહિયારી માલિકીની કરવાની પ્રક્રિયાનો તેઓ વિરોધ કરતા હતા. ગ્રામપ્રદેશોમાં વીજળીની ગોઠવણ કરવા માટેની પ્રચંડ યોજના પણ લેનિને શરૂ કરી અને વીજળી ઉત્પન્ન કરનારાં મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કરવામાં આવ્યાં. ખેડૂતોને અનેક રીતે સહાય કરવાને અર્થે તથા દેશના ઉદ્યોગીકરણ માટેનો માર્ગ તૈયાર કરવાને ખાતર વીજળીની આ વ્યાપક યોજના કરવામાં આવી હતી. પરંતુ એનો પ્રધાન હેતુ તો ખેડૂત વર્ગમાં ઔદ્યોગિક માનસ પેદા કરીને તેમને પ્રોલિટેરિયટ એટલે કે, શહેરના મજૂરોની વધુ સમીપ લાવવાનો હતો. જેમનાં ગામો વીજળીના દીવાથી ઝળહળવા લાગ્યાં હતાં તથા જેમનું ખેતીનું ઘણુંખરું કામ વીજળીના બળથી થવા લાગ્યું હતું તે ખેડૂતો જૂની ઘરેડો તથા વહેમોમાંથી બહાર નીકળવા લાગ્યા તેમ જ નવી દિશામાં વિચાર કરવા લાગ્યા. શહેરો તથા ગામડાંઓનાં હિતો વચ્ચે એટલે કે નગરવાસીઓ અને ખેડૂતોનાં હિતોની વચ્ચે હમેશાં ઘર્ષણ અથવા વિરોધ હોય છે. શહેરોનો કામદાર ગામડાંઓ તરફથી સોંઘું અનાજ તથા કાચો માલ માગે છે અને કારખાનાંઓમાં પોતે પેદા કરેલા પાકા માલની ભારે કિંમત મેળવવાની અપેક્ષા રાખે છે; જ્યારે ખેડૂત ઓજારો તેમ જ શહેરનાં કારખાનાંઓમાં પેદા થયેલો માલ સોંઘો માગે છે અને પોતે પેદા કરેલાં અનાજ તથા બીજા કાચા માલની ભારે કિંમત મેળવવાની અપેક્ષા રાખે છે. ચાર વરસ સુધી પ્રવર્તેલા લશ્કરી સામ્યવાદને પરિણામે રશિયામાં એ પ્રકારનું ઘર્ષણ અતિશય તીવ્ર બની ગયું હતું. મુખ્યત્વે કરીને એને કારણે તથા પરિસ્થિતિ કંઈક અંશે હળવી કરવાને અર્થે નવી આર્થિક નીતિનો અમલ કરવામાં આવ્યો હતો અને ખેડૂતોને ખાનગી વેપાર કરવાની અનુકૂળતા આપવામાં આવી હતી.

વીજળીને સાર્વત્રિક કરવાની યોજનાની બાબતમાં લેનિન અતિશય ઉત્સુક હતો. એને માટે તે હમેશાં એક સૂત્રનો ઉપયોગ કરતો અને તે મશહૂર થવા પામ્યું હતું. તે કહેતો કે, "વીજળી વત્તા સોવિયેટ બરાબર સમાજવાદ." લેનિનના મરણ પછી પણ વીજળીનો ફેલાવો કરવાનું આ કાર્ય અતિશય વેગથી ચાલુ રાખવામાં આવ્યું. ખેડૂતો ઉપર અસર કરવાની તથા ખેતીની પદ્ધતિ સુધારવાની બીજી રીત જમીન ખેડવાને તેમજ બીજાં કામો માટે સંખ્યાબંધ ટ્રૅક્ટરો દાખલ કરવાની હતી. એ બધાં ટ્રૅક્ટરો અમેરિકાની ફોર્ડ કંપનીએ રશિયાને પૂરાં પાડ્યાં હતાં. દર વરસે લગભગ એક લાખ જેટલી મોટર ગાડીઓ ઉત્પન્ન થઈ શકે એવું પ્રચંડ કારખાનું ઊભું કરવા માટે સોવિયેટ રાજ્યે ફોર્ડ કંપની સાથે કૉન્ટ્રાક્ટ પણ કર્યો. ખાસ કરીને ટ્રૅક્ટરો ઉત્પન્ન કરવાને માટે એ કારખાનું ઊભું કરવામાં આવ્યું હતું.

કેરોસીન તથા પેટ્રોલનું ઉત્પાદન તથા તેમનું પરદેશોમાં વેચાણ એ વિદેશી હિતો સાથે તેને અથડામણમાં લાવનાર સોવિયેટ રાજ્યની બીજી પ્રવૃત્તિ હતી. કૉકેસસના આઝરબૈજન તથા જ્યૉર્જિયાના પ્રદેશોમાં તેલ અથવા કેરોસીન મોટા પ્રમાણમાં મળી આવે છે. ઘણુંકરીને એ પ્રદેશ ઈરાન, ઇરાક તથા મોસલ સુધી વિસ્તરેલા તેલના વિશાળ પ્રદેશનો જ એક ભાગ છે. કાસ્પિયન સમુદ્ર ઉપર આવેલું બાકુ શહેર એ દક્ષિણ રશિયાનું તેલનું મોટું મથક છે. તેલની બીજી મોટી મોટી કંપનીઓ કરતાં સોવિયેટે પોતાનું ઘાસતેલ તથા પેટ્રોલ પરદેશોમાં સોંઘે ભાવે વેચવા માંડ્યું. અમેરિકાની સ્ટૅન્ડર્ડ ઑઇલ કંપની, ઍંગ્લો-પર્શિયન કંપની, રૉયલ ડચ શેલ કંપની અને બીજી કંપનીઓ અતિશય બળવાન છે અને લગભગ આખી દુનિયાનો પેટ્રોલનો જથો તેમના કાબૂ નીચે છે. સોવિયેટે ઓછા ભાવથી પેટ્રોલ વેચવાનું શરૂ કર્યાથી તેમને ભારે ખોટ ગઈ અને તેથી એ કંપનીઓ અતિશય ક્રોધે ભરાઈ. સોવિયેટના તેલ સામે તેમણે જેહાદ શરૂ કરી અને તેના તેલને તેમણે 'ચોરીનું તેલ' કહેવા માંડ્યું કેમકે કૉકેસસમાંના બધાયે તેલના કૂવા તેમના આગળના મૂડીવાદી માલિકો પાસેથી તેણે જપ્ત કરી લીધા હતા. પરંતુ, થોડા વખત પછી તેમને આ 'ચોરીના તેલ' સાથે સમજૂતી પર આવવું પડ્યું.

આ પત્રમાં તેમ જ બીજા પત્રોમાં મેં 'સોવિયેટ'નો વારંવાર ઉલ્લેખ કર્યો છે. કેટલીક વાર 'રશિયા'એ આમ કર્યું અને તેમ કર્યું એવી વાતો મેં કરી છે. કંઈક શિથિલતાથી એ બંને શબ્દો મેં સમાન અથવા એક જ અર્થમાં વાપર્યા છે. ને એ વસ્તુ શી છે તે હવે મારે તને કહેવું જોઈએ. અલબત, એ તો તું જાણે જ છે કે, બોલ્શેવિક ક્રાંતિ પછી ૧૯૧૭ની સાલના નવેમ્બર માસમાં પેટ્રોગ્રાડમાં સોવિયેટ પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી હતી. ઝારનું સામ્રાજ્ય એ સંઘટિત અને રાષ્ટ્રીય રાજ્ય નહોતું એટલે કે તે કોઈ

સમાન પ્રજા કે જાતિનું બનેલું રાજ્ય નહોતું. જેને ખાસ કરીને રશિયા કહેવામાં આવે છે તેનું એશિયા તથા યુરોપની તાબેદાર જાતિઓ અથવા પ્રજાઓ ઉપર આધિપત્ય હતું. રશિયન સામ્રાજ્યમાં લગભગ ૨૦૦ જેટલી આવી પ્રજાઓ હતી અને એકબીજી વચ્ચે તેમનામાં ભારે તફાવત હતો. ઝારના અમલ દરમ્યાન એમના પ્રત્યે તાબેદાર અથવા પરાધીન પ્રજાઓ તરીકે વ્યવહાર રાખવામાં આવતો અને તેમની ભાષાઓ તથા સંસ્કૃતિઓને વત્તેઓછે અંશે દાબી દેવામાં આવતી હતી. મધ્ય એશિયાની પછાત પ્રજાઓની સુધારણાને માટે તો કશુંયે કરવામાં આવતું નહોતું. યહૂદીઓનો પોતાનો કહી શકાય એવો કોઈ પણ પ્રદેશ નહોતો અને બધી લઘુમતી જાતિઓમાં તેમના પ્રત્યે સૌથી બૂરો વર્તાવ દાખવવામાં આવતો હતો, અને તેમની વારંવાર કરવામાં આવતી કતલની વાતો દુનિયાભરમાં જાણીતી હતી. આ બધાને કારણે એ દલિત પ્રજાઓમાંના ઘણા લોકો રશિયાની ક્રાંતિકારી ચળવળમાં ભળ્યા. જો કે તેમનો પ્રધાન રસ રાષ્ટ્રીય ક્રાંતિમાં હતો; સામાજિક ક્રાંતિમાં નહિ. ૧૯૧૭ની સાલના ફેબ્રુઆરી માસની ક્રાંતિ પછી સ્થપાયેલી કામચલાઉ સરકારે આ પ્રજાઓને અનેક પ્રકારનાં વચનો આપ્યાં પરંતુ તેમણે એ ઉપરાંત કશું સક્રિય પગલું ભર્યું નહિ. પરંતુ લેનિને તો, ક્રાંતિ પહેલાં ઘણા સમયથી, છેક બોલ્શેવિક પક્ષની સ્થાપના થઈ ત્યારથી, દરેક પ્રજાને સંપૂર્ણપણે અલગ તથા સ્વતંત્ર થઈ જવાની હદ સુધીનો આત્મનિર્ણયનો હક્ક આપવાનો આગ્રહ રાખ્યો હતો. બોલ્શેવિક પક્ષના જૂના કાર્યક્રમનો એ એક ભાગ જ હતો. ક્રાંતિ થયા પછી બોલ્શેવિકોએ — હવે તેઓ દેશની સરકાર બન્યા હતા — આત્મનિર્ણયના આ સિદ્ધાંત ઉપરનો પોતાનો વિશ્વાસ ફરીથી જાહેર કર્યો.

આંતરવિગ્રહ દરમ્યાન થોડા વખત માટે તો ઝારશાહી સામ્રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું; સોવિયેટ પ્રજાસત્તાકની હકૂમત નીચે તો મોસ્કો તથા લેનિનગ્રાડની આસપાસનો થોડો પ્રદેશ જ હતો. પશ્ચિમની સત્તાઓ તરફથી મળેલા ઉત્તેજનને કારણે બાલ્ટિક સમુદ્ર ઉપરની કેટલીક પ્રજાઓ — ફિન્લૅન્ડ, એસ્ટોનિયા, લેટવિયા અને લીથુઆનિયા — સ્વતંત્ર થઈ ગઈ. અલબત, પોલૅંડે પણ એમ જ કર્યું. આંતરવિગ્રહમાં રશિયાના સોવિયેટનો વિજય થયો અને પરદેશી લશ્કરો ખસી ગયાં એટલે સાઇબેરિયા તથા મધ્ય એશિયામાં અલગ અને સ્વતંત્ર સોવિયેટ સરકારો સ્થપાઈ. આ બધી સરકારોનું ધ્યેય એક જ હોવાથી સ્વાભાવિક રીતે જ તે બધી વચ્ચે નિકટનો સંબંધ હતો. ૧૯૨૩ની સાલમાં એ બધી સરકારો એકત્ર થઈ ગઈ અને તેમણે સોવિયેટના સંયુક્ત રાજ્યની સ્થાપના કરી. એનું સરકારી નામ યુનિયન ઑફ સોશ્યાલિસ્ટ સોવિયેટ રીપબ્લિક્સ એટલે કે સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાકોનો સંઘ છે. અંગ્રેજીમાં ટૂંકમાં એને યુ. એસ. એસ. આર. કહેવામાં આવે છે.

૧૯૨૩ની સાલ પછી આ સંયુક્ત પ્રજાસત્તાકોની સંખ્યામાં થોડો ફેરફાર થયો છે કેમકે, કેટલાક દાખલાઓમાં એક પ્રજાસત્તાકના ભાગલા પડીને તેમાંથી બે થયાં છે.

આજે એવાં સાત સંયુક્ત પ્રજાસત્તાકો છે :

૧. રશિયાના સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાકોનું સમવાયતંત્ર.

૨. શ્વેત રશિયાનું સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાક.

૩. યુક્રેનનું સમાજવાદી સોવિયેટનું પ્રજાસત્તાક.

૪. કૉકેસસની પારનું સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાકોનું સમવાયતંત્ર.

૫. તુર્કમીનિસ્તાન અથવા તુર્કમીનનું સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાક.

૬. ઉઝબેક સમાજવાદી સોવિયેટનું પ્રજાસત્તાક.

૭. તાજીકિસ્તાન અથવા તાજીક સમાજવાદી સોવિયેટનું પ્રજાસત્તાક.

મંગોલિયા પણ સોવિયેટ રાજ્ય સાથે અમુક પ્રકારના સંબંધથી જોડાયેલું છે.

સોવિયેટ રાજ્ય આ રીતે અનેક પ્રજાસત્તાકોનું બનેલું સમવાયતંત્ર છે. એ સમવાયતંત્રમાં જોડાયેલાં કેટલાંક પ્રજાસત્તાકો પોતે પણ સમવાયતંત્રો છે. આમ રશિયાનું સમાજવાદી પ્રજાસત્તાક એ બાર સ્વયંશાસિત પ્રજાસત્તાકોનું સમવાયતંત્ર છે, અને કૉકેસસની પારનું સમાજવાદી પ્રજાસત્તાક આઝરબૈજન, જ્યૉર્જિયા તથા આર્મિનિયાના એ ત્રણ પ્રજાસત્તાકોનું સમવાયતંત્ર છે. આ પરસ્પર સંબંધ ધરાવતાં અને પરસ્પરાવલંબી પ્રજાસત્તાકો ઉપરાંત એ પ્રજાસત્તાકોમાં બીજા કેટલાક 'રાષ્ટ્રીય' અને 'સ્વયંશાસિત' પ્રદેશો પણ છે. દરેક પ્રજાને પોતાની ભાષા તથા સંસ્કૃતિ જાળવી રાખવાનું ઉત્તેજન આપવાના તેમ જ તેમને બની શકે એટલી વધારે સ્વતંત્રતા આપવાના ઉદ્દેશથી હરેક ઠેકાણે આટલા બધા પ્રમાણમાં સ્વયંશાસન દાખલ કરવામાં આવ્યું હતું. એક રાષ્ટ્રીય અથવા જાતિના સમૂહને બીજા રાષ્ટ્રીય કે જાતિના સમૂહ ઉપર આધિપત્ય ભોગવતો ટાળવાનો બની શકે એટલો પ્રયાસ કરવામાં આવ્યો છે. લઘુમતીના પ્રશ્નનો સોવિયેટે કરેલો આ ઉકેલ આપણે માટે રસપ્રદ છે કેમ કે, આપણે પણ લઘુમતીના એક મુશ્કેલ કોયડાનો ઉકેલ કરવાનો છે. સોવિયેટની એ બાબતની મુશ્કેલી આપણા કરતાં ઘણી વધારે હતી કેમ કે તેને તો જુદી જુદી ૧૮૨ પ્રજાઓ સાથે કામ લેવાનું હતું. એ પ્રશ્નનું તેણે કરેલું નિરાકરણ બહુ જ સફળ નીવડ્યું છે. નિરાળી પ્રત્યેક પ્રજાને માન્ય રાખવાની તેમ જ પોતાનું કામકાજ તથા કેળવણી પોતાની સ્વભાષા દ્વારા ચલાવવાનું ઉત્તેજન આપવાની બાબતમાં સોવિયેટ છેવટની હદ સુધી ગયું હતું. ભિન્ન ભિન્ન લઘુમતીઓની કેવળ જુદા પડવાની વૃત્તિને સંતોષવાને ખાતર જ નહિ પણ જનતાની સાંસ્કૃતિક તથા કેળવણી વિષયક સાચી પ્રગતિ સ્વભાષા દ્વારા જ થઈ શકે એવી માન્યતાથી

પ્રેરાઈને આમ કરવામાં આવ્યું હતું. અને એ નીતિને આજ સુધીમાં અસાધારણ સફળતા મળી છે.

સંયુક્ત રાજ્યમાં આવા પ્રકારની વિવિધતા દાખલ કરવાનું વલણ હોવા છતાંયે તેના જુદા જુદા ભાગો એકબીજાની વધુ ને વધુ નજીક આવી રહ્યા છે. ઝારશાહી એકકેન્દ્રી સરકારના અમલ નીચે તેઓ કદી પણ એટલા નિકટ આવ્યા નહોતા. આમ થવાનું કારણ એ છે કે, તેમના આદર્શો સમાન છે તથા તે બધા એક જ કાર્યની સિદ્ધિને અર્થે સાથે મળીને કામ કરી રહ્યા છે. સિદ્ધાંતની દૃષ્ટિએ, પ્રત્યેક પ્રજાસત્તાકને જ્યારે પણ છૂટા થવું હોય ત્યારે સંયુક્ત રાજ્યમાંથી છૂટા પડી જવાનો હક છે, પરંતુ એમ થવાનો સંભવ બહુ જ ઓછો છે, કારણ કે મૂડીવાદી દુનિયાના વિરોધની સામે ટકી રહેવા માટે સમાજવાદી પ્રજાસત્તાકોનું સમવાયતંત્ર એ અતિશય ફાયદાકારક છે.

એ સંયુક્ત રાજ્યનું પ્રધાન પ્રજાસત્તાક તો અલબત, રશિયાનું સમાજવાદી પ્રજાસત્તાક છે. તે લેનિનગ્રાડથી માંડીને આખા સાઇબેરિયાની આરપાર વિસ્તરેલું છે. શ્વેત રશિયાનું પ્રજાસત્તાક પોલૅંડની પડોશમાં આવેલું છે. યુક્રેન દક્ષિણમાં કાળા સમુદ્રના કાંઠા ઉપર વિસ્તરેલું છે. એ રશિયાનો કોઠાર છે. કૉકેસસની પારનું પ્રજાસત્તાક તેના નામ પ્રમાણે કૉકેસસ પહાડની પેલી બાજુએ કાસ્પિયન સમુદ્ર અને કાળા સમુદ્ર વચ્ચે આવેલું છે. કૉકેસસની પારના સમાજવાદી પ્રજાસત્તાકોના સમવાયતંત્રમાંનું એક પ્રજાસત્તાક આર્મિનિયાનું છે. તે લાંબા વખત સુધી તુર્કો અને આર્મિનિયનો વચ્ચેની યાદવાસ્થળીનું ક્ષેત્ર બની રહ્યું હતું. હવે સોવિયેટ પ્રજાસત્તાક તરીકે તે ઠરીઠામ થઈને શાંતિમય પ્રવૃત્તિઓમાં વળગ્યું હોય એમ જણાય છે. કાસ્પિયન સમુદ્રની પેલી બાજુએ મધ્ય એશિયાનાં તુર્કમીનિસ્તાન, ઉઝબેકિસ્તાન, તાજીકિસ્તાન એ ત્રણ પ્રજાસત્તાકો આવેલાં છે. એમાંનાં પહેલાં બેમાં બુખારા અને સમરકંદનાં જગમશહૂર શહેરો આવેલાં છે. તાજીકિસ્તાન અફઘાનિસ્તાનની અડોઅડ ઉત્તરે આવેલું છે અને તે હિંદની નજીકમાં નજીકનો સોવિયેટ પ્રદેશ છે.

મધ્ય એશિયાનાં આ પ્રજાસત્તાકો પરત્વે આપણો ખાસ રસ રહેલો છે કેમ કે મધ્ય એશિયા સાથે આપણો જુગ જુગ જૂનો સંબંધ છે. છેલ્લાં થોડાં વરસોમાં તેમણે કરેલી અપૂર્વ પ્રગતિને કારણે તો તેઓ આપણે માટે એથીયે વિશેષ આકર્ષક છે. ઝારના અમલ દરમ્યાન તેઓ અતિશય પછાત અને વહેમમાં ફસાયેલા દેશો હતા. કેળવણીનું તો ત્યાં નામનિશાન નહોતું અને ત્યાંની સ્ત્રીઓ મોટે ભાગે પડદાની પાછળ ગોંધાયેલી હતી. આજે એ દેશો અનેક બાબતમાં હિંદની આગળ નીકળી ગયા છે.

# ૧૮૦. રશિયાની પંચવર્ષી યોજના

૯ જુલાઈ, ૧૯૩૩

લેનિન જીવ્યો ત્યાં સુધી સોવિયેટ રશિયાનો સર્વમાન્ય નેતા હતો. એના છેવટના નિર્ણયને સૌ કોઈ માન્ય રાખતું. ઝઘડાને પ્રસંગે તેનો શબ્દ કાયદા જેટલો અસરકારક હતો અને સામ્યવાદી પક્ષનાં આપસમાં લડતાં દળોમાં તે એકતા સ્થાપતો. તેના મરણ બાદ અનિવાર્ય રીતે મુશ્કેલી ઊભી થઈ. હવે પ્રતિસ્પર્ધી દળો અને હરીફ બળો પ્રભુત્વ મેળવવા માટે સામસામાં લડવા લાગ્યાં. બહારની દુનિયાની તેમ જ કંઈક અંશે રશિયાની નજરે પણ બોલ્શેવિકોમાં, લેનિન પછી ટ્રૉટ્સ્કી સૌથી પ્રભાવશાળી પુરુષ હતો. ઑકટોબરની ક્રાંતિમાં ટ્રૉટ્સ્કીએ જ આગળ પડતો ભાગ લીધો હતો. ભારે મુશ્કેલીઓનો સામનો કરીને આંતરયુદ્ધમાં તેમ જ પરદેશીઓના આક્રમણ સામે વિજય મેળવનાર લાલ સૈન્ય પણ ટ્રૉટ્સ્કીએ જ ઊભું કર્યું હતું. અને આમ છતાંયે, બોલ્શેવિક પક્ષમાં તો તે હજી નવો આવનાર જ હતો તથા લેનિન સિવાયના બીજા જૂના બોલ્શેવિકોનો તેના ઉપર ઝાઝો પ્રેમ કે વિશ્વાસ નહોતો. આ જૂના બોલ્શેવિકોમાંનો એક સ્ટૅલિન સામ્યવાદી પક્ષનો જનરલ સેક્રેટરી એટલે કે મહામંત્રી બન્યો હતો અને એ રીતે રશિયાની પ્રભુત્વ ધરાવનારી તથા સૌથી બળવાન સંસ્થાનો કાબૂ તેના હાથમાં હતો. ટ્રૉટ્સ્કી અને સ્ટૅલિન એ બે વચ્ચે પરસ્પર બિલકુલ પ્રેમ નહોતો. તેઓ એકબીજાને ધિક્કારતા હતા તેમ જ તે બંને એકબીજાથી સાવ ભિન્ન પ્રકૃતિના માણસો હતા. ટ્રૉટ્સ્કી પ્રતિભાશાળી લેખક અને વક્તા હતો તેમ જ સંગઠનકાર અને કર્મવીર તરીકેની પોતાની શક્તિ પણ તેણે પુરવાર કરી બતાવી હતી. પોતાની તીક્ષ્ણ અને જ્વલંત બુદ્ધિથી તે ક્રાંતિના સિદ્ધાંતો તારવતો હતો તેમ જ ચાબુક કે વીંછીના ચટકાની પેઠે ડંખે એવા શબ્દોથી પોતાના વિરોધીઓને પરાસ્ત કરતો હતો. એની તુલનામાં સ્ટૅલિન તો એક મામૂલી માણસ લાગતો હતો. સ્ટૅલિન શાંત અને કશાયે પ્રભાવ કે પ્રતિભા વિનાનો હતો, આમ છતાંયે તે એક ભારે સંગઠનકાર અને મહાન તથા વીર યોદ્ધો હતો. તેનું સંકલ્પબળ પોલાદી હતું. સાચે જ, તેને એક 'પોલાદી માણસ' તરીકે ઓળખવામાં આવે છે. ટ્રૉટ્સ્કીની લોકો પ્રશંસા કરતા એ ખરું પરંતુ તેમનામાં વિશ્વાસની લાગણી તો સ્ટૅલિન જ પેદા કરતો હતો. સામ્યવાદી પક્ષમાં આ બે અસાધારણ વ્યક્તિઓને માટે અવકાશ નહોતો.

ટ્રૉટ્સ્કી અને સ્ટૅલિન વચ્ચેનો ઝઘડો અંગત હતો પરંતુ વાસ્તવમાં તે એથી વિશેષ હતો. તે બંને જુદી જુદી નીતિના, ક્રાંતિને વિકસાવવાની ભિન્ન

ભિન્ન પદ્ધતિના પુરસ્કર્તા હતા. ક્રાંતિ પહેલાં ઘણાં વરસ ઉપર ટ્રૉટ્સ્કીએ 'કાયમી ક્રાંતિ'નો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો હતો. એ સિદ્ધાંત પ્રમાણે, તેને ગમે એટલી અનુકૂળતા હોય તોયે, એક જ દેશને માટે સંપૂર્ણ સમાજવાદની સ્થાપના કરવી એ શક્ય નથી. જગદ્વ્યાપી ક્રાંતિ થયા પછી જ સાચો સમાજવાદ આવી શકે કેમકે એમ થાય તો જ ખેડૂતવર્ગને અસરકારક રીતે સમાજવાદી બનાવી શકાય. સમાજવાદ એ આર્થિક વિકાસ સાધવા માટેની મૂડીવાદ પછીની ઉચ્ચતર અવસ્થા છે. મૂડીવાદ આંતરરાષ્ટ્રીય થતાં તે તૂટવા માંડે છે. દુનિયાના મોટા ભાગમાં આ વસ્તુ બનતી આજે આપણી નજરે પડે છે. માત્ર સમાજવાદ જ આ આંતરરાષ્ટ્રીય તંત્ર સફળતાપૂર્વક ચલાવી શકે. અને તેથી જ સમાજવાદ અનિવાર્ય છે. આ માકર્સનો સિદ્ધાંત હતો. પરંતુ સમાજવાદનો અમલ એક જ દેશમાં એટલે કે આંતરરાષ્ટ્રીય નહિ પણ રાષ્ટ્રીય ક્ષેત્રમાં કરવામાં આવે તો તે ઊતરતી આર્થિક અવસ્થામાં ફરી પાછા પહોંચવા જેવું થાય. આંતરરાષ્ટ્રીયતા એ કોઈ પણ પ્રકારની પ્રગતિનો આવશ્યક પાયો છે. અને સમાજવાદની પ્રગતિનો આધાર પણ એ જ છે. એનાથી પાછા પડવું એ શક્ય કે ઇચ્છવાજોગ નથી. એથી કરીને, ટ્રૉટ્સ્કીના અભિપ્રાય પ્રમાણે કોઈ એક જ દેશમાં — રશિયા જેવા વિશાળ દેશમાં પણ — સમાજવાદની રચના કરવાનું આર્થિક દૃષ્ટિએ શક્ય નથી. એવી ઘણી વસ્તુઓ હતી કે જેને માટે સોવિયેટ રાજ્યને પશ્ચિમના ઔદ્યોગિક દેશો ઉપર આધાર રાખવો પડતો હતો. એ તો શહેર અને ગામડાં અથવા ગ્રામપ્રદેશો વચ્ચેના સહકાર જેવું છે; પશ્ચિમના ઔદ્યોગિક દેશોની સ્થિતિ શહેર જેવી હતી અને રશિયા પ્રધાનપણે ગ્રામપ્રદેશ હતો, રાજકીય દૃષ્ટિએ પણ, ટ્રૉટ્સ્કીનો એવો અભિપ્રાય હતો કે મૂડીવાદી વાતાવરણમાં એક અલગ સમાજવાદી દેશ લાંબો વખત ટકી શકે નહિ. આપણે આગળ જોઈ ગયાં છીએ તેમ મૂડીવાદ તથા સમાજવાદ એ બંને અસંગત છે એટલે કે તે બંનેનો મેળ ખાઈ શકે એમ નથી. આ સ્થિતિમાં કાં તો મૂડીવાદી દેશો સમાજવાદી દેશને કચરી નાખે અથવા તો મૂડીવાદી દેશોમાં સામાજિક ક્રાંતિ થવા પામે અને સર્વત્ર સમાજવાદની સ્થાપના થાય. અલબત, થોડા સમય માટે અથવા કેટલાંક વરસો સુધી એ બંને એકીસાથે અસ્થિર હાલતમાં ટકી રહે એ બનવાજોગ છે ખરું.

ક્રાંતિ પહેલાં તેમ જ પછી બધાયે બોલ્શેવિક આગેવાનોનો ઘણે અંશે આવો અભિપ્રાય હોય એમ જણાય છે. જગદ્વ્યાપી ક્રાંતિ થાય અથવા કંઈ નહિ તો યુરોપના કેટલાક દેશોમાં પણ ક્રાંતિ થાય એની તેઓ આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. થોડા મહિનાઓ સુધી યુરોપના વાતાવરણમાં ભારે કડાકા થતા રહ્યા પરંતુ ફાટી નીકળ્યા વિના જ તોફાન પસાર થઈ ગયું. ઠરીઠામ થઈને રશિયાએ નવી આર્થિક નીતિ અખત્યાર કરી અને તે રોજના સામાન્ય જીવન-

વ્યવહારમાં પડી ગયું. આથી ટ્રૉટ્સ્કીએ ભયસૂચક પોકાર ઉઠાવ્યો, અને જણાવ્યું કે, જગદ્‌વ્યાપી ક્રાંતિ કરવાના ઉદ્દેશની વધારે ઉદ્દામ નીતિ અખત્યાર કરવામાં ન આવે તો ક્રાંતિ જોખમમાં છે. આ પડકારને પરિણામે ટ્રૉટ્સ્કી તથા સ્ટૅલિન વચ્ચે ભારે દ્વંદ્વ થયું; તેમની વચ્ચેના એ ઝઘડાએ કેટલાંક વરસો સુધી સામ્યવાદી પક્ષને હચમચાવી મૂક્યો. એ ઝઘડાને પરિણામે સ્ટૅલિનનો સંપૂર્ણ વિજય થયો. એનું મુખ્ય કારણ એ હતું કે, સ્ટૅલિનના હાથમાં પક્ષના તંત્રનો સંપૂર્ણ કાબૂ હતો. ટ્રૉટ્સ્કી તથા તેના પક્ષકારોને ક્રાંતિના દુશ્મનો તરીકે ગણવામાં આવ્યા અને તેમને પક્ષમાંથી કાઢી મૂકવામાં આવ્યા. ટ્રૉટ્સ્કીને પ્રથમ સાઇબેરિયા મોકલવામાં આવ્યો અને પછીથી તેને સોવિયેટ રાજ્યમાંથી હદપાર કરવામાં આવ્યો.

સ્ટૅલિન અને ટ્રૉટ્સ્કી વચ્ચેનો તાત્કાલિક ઝઘડો, ખેડૂત વર્ગને સમાજવાદના પક્ષમાં લેવાને અર્થે ખેતીને અંગે ઉદ્દામ નીતિ અખત્યાર કરવાની સ્ટૅલિનની દરખાસ્તને કારણે થવા પામ્યો હતો. બીજા દેશોમાં ગમે તે થાય તેની પરવા કર્યા વિના રશિયામાં સમાજવાદ નિર્માણ કરવાનો એ પ્રયત્ન હતો. ટ્રૉટ્સ્કીએ એ નીતિ ફેંકી દીધી અને 'કાયમી ક્રાંતિ'ના પોતાના સિદ્ધાંતને તે વળગી રહ્યો. તેણે જણાવ્યું, કે એના વિના ખેડૂતોને સંપૂર્ણપણે સમાજવાદી બનાવી શકાય એમ નથી. ખરી વાત એમ છે કે ટ્રૉટ્સ્કીની ઘણી સૂચનાઓનો સ્ટૅલિને અમલ કર્યો પણ તે પોતાની રીતે ટ્રૉટ્સ્કીની રીતે નહિ. એ બાબતમાં ટ્રૉટ્સ્કીએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે, 'પરંતુ રાજકારણમાં તો કેવળ વસ્તુ શું છે એ નહિ પણ તેની રીત શી છે તથા તે કોણ કરે છે એ હકીકત નિર્ણાયક હોય છે."

આ રીતે એ બે સમર્થ પુરુષો વચ્ચેના ઝઘડાનો અંત આવ્યો અને જેના ઉપર તેણે વીરતાભર્યો અને તેજસ્વી ભાગ ભજવ્યો હતો તે રંગમંચ ઉપરથી ટ્રૉટ્સ્કીને હડસેલી મૂકવામાં આવ્યો. જે સોવિયેટ રાજ્યનો તે એક પ્રધાન શિલ્પી હતો તેમાંથી તેને દેશવટો લેવો પડ્યો. લગભગ બધા જ મૂડીવાદી દેશો એ ક્રિયાશીલ પુરુષથી ડરતા હતા અને એમાંના કોઈએ તેને પોતાને ત્યાં પેસવા દીધો નહિ. ઇંગ્લંડે તેને પોતાને ત્યાં આવવાની પરવાનગી ન આપી અને યુરોપના બીજા ઘણાખરા દેશોએ પણ એમ જ કર્યું. આખરે તુર્કીનાં ઇસ્તંબુલથી થોડે દૂર આવેલાં પ્રિંકીપો ટાપુમાં તેને થોડા વખત માટે આશરો મળ્યો. હવે તેણે પોતાનો વખત લેખનકાર્યમાં આપવા માંડ્યો અને 'રશિયન ક્રાંતિનો ઇતિહાસ' એ નામનું અદ્વિતીય પુસ્તક તેણે લખ્યું. સ્ટૅલિન વિષેનો એનો દ્વેષ હજી ઓછો થયો નથી અને તીખા ભાષામાં તેની ટીકા કરવાનું તથા તેના ઉપર પ્રહારો કરવાનું તેણે ચાલુ જ રાખ્યું છે. દુનિયાના કેટલાક ભાગોમાં વ્યવસ્થિત ટ્રૉટ્સ્કી પક્ષ ઊભો થયો છે અને તે

સોવિયેટ સરકાર તથા ત્રીજા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘના સત્તાવાર સામ્યવાદનો વિરોધ કરી રહ્યો છે.

ટ્રૉટ્સ્કીનો નિકાલ કર્યા પછી, સ્ટૅલિન પોતાની ખેતીવિષયક અથવા તો ખેડૂતોને અંગેની નીતિને આગળ ધપાવવામાં અસાધારણ હિંમતથી કામે લાગ્યો. તેને મહામુશ્કેલ પરિસ્થિતિનો સામનો કરવાનો હતો. બુદ્ધિજીવી લોકો દુઃખમાં આવી પડ્યા હતા અને બેકાર બની ગયા હતા તેમ જ મજૂર વર્ગમાં પણ હડતાલો પડતી હતી. તેણે કુલક અથવા ધનિક ખેડૂતો ઉપર ભારે કરો નાખ્યા અને એ નાણાં તેણે ગ્રામવિભાગમાં સમૂહખેતી નિર્માણ કરવામાં ખરચ્યાં. સમૂહખેતી એટલે કે સહકારી ધોરણે વિશાળ ખેતરોમાં કરવામાં આવતી ખેતી. એ ખેતરોમાં ઘણા ખેડૂતો એક સાથે કામ કરે છે અને તેમાંથી થતો નફો આપસમાં વહેંચી લે છે. કુલકો તથા માલદાર ખેડૂતોએ એ નીતિ સામે અણગમો દર્શાવ્યો અને સોવિયેટ સરકાર ઉપર તેઓ અતિશય ક્રોધે ભરાયા. તેમને એવો ડર લાગ્યો કે તેમનાં ઢોરઢાંખર તથા ખેતીની સાધનસામગ્રી તેમના પડોશી ગરીબ ખેડૂતોનાં ઢોરઢાંખર તથા સાધનસામગ્રી સાથે ભેળવી દેવામાં આવશે અને એ ડરના માર્યા તેમણે પોતાનાં બધાંયે ઢોરોની એકસામટી કતલ કરી નાખી. આ રીતે ઢોરોનો એટલા મોટા પ્રમાણમાં સંહાર કરવામાં આવ્યો કે બીજે વરસે ખોરાકીની વસ્તુઓ, માંસ તથા દૂધ માખણ વગેરે ડેરીની પેદાશની ભારે તંગી ઊભી થઈ.

સ્ટૅલિનને માટે આ અણચિંતવ્યો ફટકો હતો પરંતુ તે દૃઢતાપૂર્વક પોતાના કાર્યક્રમને વળગી રહ્યો. એટલું જ નહિ પણ, તેને વિકસાવ્યો અને તેમાંથી આખા સોવિયેટ રાજ્યને આવરી લેતી ખેતી તેમ જ ઉદ્યોગો માટેની એક મહાન યોજના તૈયાર કરી. એ યોજના પ્રમાણે રાજ્ય તરફથી ઊભા કરવામાં આવેલા મોટા મોટા નમૂનારૂપ ખેતીના બગીચાઓ તથા સમૂહખેતીના બગીચાઓ દ્વારા ખેડૂત વર્ગને ઉદ્યોગોની વધુ નજીક લાવવાનો હતો તથા મોટાં મોટાં કારખાનાંઓ અને પાણીથી ઉત્પન્ન કરવામાં આવતી વીજળીનાં કારખાનાંઓ ઊભાં કરીને તેમ જ ખાણોનું ખોદકામ તથા એવી બીજી વસ્તુઓ શરૂ કરીને દેશનું ઉદ્યોગીકરણ કરવાનું હતું. અને આ બધાની સાથે સાથે જ કેળવણી, વિજ્ઞાન, સહકારી ધોરણે વેચાણ તથા ખરીદી, લાખો મજૂરોને માટે બાંધવાનાં ઘરો તથા એકંદરે મજૂરોના જીવનનું ધોરણ ઊંચું કરવા વગેરે બાબતોને અંગેની બીજી અનેક પ્રવૃત્તિઓ હાથ ધરવાની હતી. સારી દુનિયામાં મશહૂર થયેલી આ પંચવર્ષી યોજના હતી. એ એક જબરદસ્ત અને ભગીરથ કાર્યક્રમ હતો અને આગળ વધેલા તથા શ્રીમંત દેશ માટે એક પેઢી જેટલા સમયમાં પણ તે પાર પાડવાનું મુશ્કેલ હતું. રશિયા જેવા પછાત અને ગરીબ દેશે તે પાર પાડવાનું બીડું ઝડપવું એ મૂર્ખાઈની અવધિ સમાન લાગતું હતું.

અતિશય કાળજીભરી વિચારણા તથા તપાસ પછી જ આ પંચવર્ષી યોજના તૈયાર કરવામાં આવી હતી. વૈજ્ઞાનિકો તથા ઇજનેરોએ આખાયે દેશનું નિરીક્ષણ કર્યું હતું તથા સંખ્યાબંધ નિષ્ણાતોએ પ્રસ્તુત કાર્યક્રમના એક ભાગનો બીજા ભાગ સાથે મેળ બેસાડવાના પ્રશ્ન ઉપર સારી પેઠે ચર્ચા કરી હતી કેમકે, બધીયે વસ્તુઓનો પરસ્પર મેળ બેસાડવામાં જ ખરી મુશ્કેલી આવતી હતી. દાખલા તરીકે, પૂરતા પ્રમાણમાં કાચો માલ મળતો ન હોય તો મોટું કારખાનું ઊભું કરવાનો શો અર્થ? વળી, કાચો માલ પૂરતા પ્રમાણમાં મળી રહેતો હોય તોયે તેને કારખાના સુધી પહોંચાડવાનો પ્રશ્ન ઊભો થાય છે. આ રીતે માલની લાવલઇજાના પ્રશ્નનો પણ ઉકેલ કરવાનો હતો. આથી રેલવેઓ બાંધવામાં આવી. પણ રેલવેને માટે કોલસાની જરૂર હોય છે; એટલે કોલસાની ખાણો ખોદવામાં આવી. વળી, ખુદ કારખાનું ચલાવવાને માટે પણ વીજળીના બળની જરૂર પડે છે. કારખાનાંઓને વિદ્યુત બળ પૂરું પાડવા માટે મોટી મોટી નદીઓમાં બંધ બાંધીને પાણીના બળથી વીજળી ઉત્પન્ન કરવામાં આવી. પછીથી, કારખાનાંઓ ચલાવવા, મોટા મોટા ખેતીના બગીચાઓનું કામ ચલાવવા તેમ જ શહેરો અને ગામડાંઓમાં દીવાબત્તી કરવાને તાર મારફતે એ વિદ્યુતશક્તિ પહોંચાડવામાં આવી. અને છેવટે, આ બધું કરવાને માટે ઇજનેરો, યંત્રવિશારદો, તાલીમ પામેલા મજૂરો જોઈએ અને ટૂંક સમયમાં હજારોની સંખ્યામાં તાલીમ પામેલાં સ્ત્રીપુરુષો તૈયાર કરવાં એ કંઈ સહેલ વાત નથી. સમજો કે ખેતરો ઉપર મોટરથી ચાલતાં હજારો ટ્રૅક્ટરો મોકલી આપ્યાં પણ તેમને ચલાવે કોણ?

પંચવર્ષી યોજનામાંથી ઊભી થતી અસાધારણ ગૂંચવણો અને અટપટા પ્રશ્નોનો તને કંઈક ખ્યાલ આવે એટલા માટે મેં આ થોડા દાખલા આપ્યા છે. એમાં એક પણ ભૂલ થવા પામે તો તેનાં દૂરગામી પરિણામો આવે એમ હતું; પ્રવૃત્તિઓની સાંકળની એક પણ કડી નબળી હોય તો તે આખીયે કાર્ય પરંપરાને થોભાવી અથવા અટકાવી દે. પરંતુ મૂડીવાદી દેશો કરતાં રશિયાને એક ભારે અનુકૂળતા હતી. મૂડીવાદી વ્યવસ્થામાં આ બધી પ્રવૃત્તિઓ વ્યક્તિગત ફરજ અને આકસ્મિકતા ઉપર છોડવામાં આવે છે અને હરીફાઈને કારણે તેમાં ઘણો પરિશ્રમ એળે જાય છે. એક જ બજારમાં આવનારા, વેચનારાઓ તથા ખરીદનારાઓ વચ્ચે જે આકસ્મિક સહયોગ થવા પામે છે તે સિવાય ભિન્ન ભિન્ન પ્રકારના ઉત્પાદકો તથા જુદું જુદું કામ કરનારા કામદારો વચ્ચે સહયોગ નથી હોતો. ટૂંકમાં કહીએ તો મૂડીવાદી વ્યવસ્થામાં મોટા પાયા ઉપર સંયોજન હોતું નથી. જુદી જુદી વેપારી પેઢીઓ વ્યક્તિગત રીતે પોતાની ભવિષ્યની પ્રવૃત્તિઓ અંગે યોજના કરતી હશે અને કરે છે પણ ખરી, પરંતુ મોટા ભાગની આવી વ્યક્તિગત યોજનાઓમાં બીજી વ્યક્તિગત પેઢીઓને થાપ

આપીને તેમની આગળ નીકળી જવાનો અને તેમને ભોગે લાભ મેળવી લેવાના પ્રયાસોનો જ સમાવેશ થાય છે. એકંદરે સમગ્ર રાષ્ટ્રની દૃષ્ટિથી જોતાં, એ વસ્તુ સંયોજનથી સાવ ઊલટી પરિસ્થિતિમાં જ પરિણમે છે, એટલે કે દેશમાં બેહદ સમૃદ્ધિ અને અપાર દારિદ્ર એકબીજાના પડખામાં ઊભાં થાય છે. સોવિયેટ સરકારને ખાસ લાભ એ હતો કે, સમગ્ર રાજ્યના બધાયે ઉદ્યોગો તથા પ્રવૃત્તિઓ ઉપર તેનો કાબૂ હતો. એથી કરીને જેમાં દરેક પ્રવૃત્તિને યોગ્ય સ્થાન મળે એવી એક સુમેળવાળી યોજના તે તૈયાર કરી શકી. ગણતરીની કે સંચાલનની ભૂલ થવાને પરિણામે થતા બગાડ સિવાય એ રીતે બીજા કોઈ પણ પ્રકારનો બગાડ થતો નથી અને એવી ભૂલો પણ એથી ઊલટી સ્થિતિમાં સુધારી શકાય તેના કરતાં ઘણા ઓછા સમયમાં એકીકૃત નિયંત્રણથી સુધારી શકાય છે.

સોવિયેટ રાજ્યમાં ઉદ્યોગોનો મજબૂત પાયો નાખવો એ પ્રસ્તુત યોજનાનો હેતુ હતો. દરેક જણને જરૂરી હોય એવી કાપડ વગેરે વસ્તુઓ ઉત્પન્ન કરવાને માટે કારખાનાંઓ ઊભાં કરવાનો આશય એની પાછળ નહોતો. હિંદની પેઠે પરદેશથી યંત્રો ખરીદીને કારખાનાંઓ ઊભાં કરી દેવાં એ તો સહેલ વાત હતી. આવા રોજના વપરાશની ચીજો પેદા કરનારા ઉદ્યોગોને 'હળવા ઉદ્યોગો' કહેવામાં આવે છે. આ હળવા ઉદ્યોગો જેમને 'ભારે ઉદ્યોગો' કહેવામાં આવે છે તેમના ઉપર અનિવાર્યપણે આધાર રાખે છે; એમાં લોઢું, પોલાદ તથા યંત્ર બનાવનારા ઉદ્યોગોનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગો, 'હળવા ઉદ્યોગોને' માટે યંત્રો તથા બીજી સાધનસામગ્રી તેમ જ એંજિનો વગેરે વસ્તુઓ પૂરી પાડે છે. ભારે દીર્ઘદર્શિતા વાપરીને સોવિયેટ સરકારે પોતાની પંચવર્ષી યોજનામાં આ પાયાના અથવા 'ભારે ઉદ્યોગો' ઉપર પોતાનું લક્ષ કેન્દ્રિત કરવાનું નક્કી કર્યું. –ઉદ્યોગીકરણનો પાયો આ રીતે મજબૂત બને અને પછીથી હળવા ઉદ્યોગો ઊભા કરવાનું કામ બહુ જ સુગમ થઈ જાય. આ ભારે ઉદ્યોગો યંત્રો તથા લડાઈના સરંજામ માટેની રશિયાની વિદેશો ઉપરની પરવશતા પણ ઘણી ઓછી કરી નાખતા હતા.

રશિયાના વર્તમાન સંજોગોમાં ભારે ઉદ્યોગોની આ પસંદગી એ બહુ જ ઉઘાડી વસ્તુ હતી પરંતુ એ માટે અથાક પરિશ્રમ કરવાની જરૂર હતી તેમ જ એમાં પ્રજાને માટે ભારે હાડમારીઓ અને વિટંબણાઓ વેઠવાપણું હતું. હળવા કરતાં ભારે ઉદ્યોગો ઘણા જ વધારે ખરચાળ હોય છે અને એ બે વચ્ચે મહત્ત્વનો તફાવત તો એ છે કે, ભારે ઉદ્યોગો હળવા ઉદ્યોગો કરતાં ઘણા લાંબા વખત પછી કમાણી કરતા થાય છે. કાપડની મિલ તરત જ કાપડ બનાવવાનું શરૂ કરે છે અને પ્રજામાં તે તાત્કાળ વેચી શકાય છે; રોજના વપરાશની વસ્તુઓ બનાવનાર બીજા હળવા ઉદ્યોગોની બાબતમાં પણ એમ જ હોય છે.

પરંતુ લોઢું અને પોલાદનાં કારખાનાંઓ રેલવેના પાટા તથા એંજિનો ભલે બનાવે પણ રેલવે લાઇન બાંધવામાં આવે ત્યાં સુધી તેમનો ઉપયોગ કરી શકાતો નથી. એમ થતાં વખત લાગે છે અને ત્યાં સુધી એ રોજગારમાં ઘણા મોટા પ્રમાણમાં નાણાં રોકાઈ રહે છે અને એ રીતે દેશ તેટલા પ્રમાણમાં ગરીબ બને છે.

એથી કરીને, બહુ જ ઝડપી ગતિથી ભારે ઉદ્યોગો ઊભા કરવા માટે રશિયાને ભારે ભોગો આપવા પડ્યા. આ બધી રચના કરવા માટે, પરદેશથી લાવવામાં આવેલી એને માટેની યંત્રસામગ્રીની કિંમત સોનાથી અને રોકડ નાણામાં પતાવવી પડતી હતી. આ કેવી રીતે થઈ શકે? પરદેશમાં એ વસ્તુઓનાં નાણાં ચૂકવવા માટે સોવિયેટ રાજ્યના પ્રજાજનોએ પેટે પાટા બાંધ્યા, ભૂખમરો વેઠ્યો અને જીવનને જરૂરની કેટલીયે વસ્તુઓ વિના પણ ચલાવી લીધું. તેમણે પોતાની ખોરાકીની વસ્તુઓ પરદેશ મોકલી આપી તેમાંથી મળતાં નાણાંથી યંત્રોની કિંમત ચૂકવી. ઘઉં, જવ, અનાજ, શાકભાજી, ફળફળાદિ, ઈંડાં, માખણ, માંસ, મરઘાં, બતકાં, મધ, માછલી, ખાંડ, જાતજાતનાં તેલો અને મીઠાઈઓ વગેરે ખપી શકે એવી દરેક વસ્તુઓ તેમણે પરદેશ મોકલી આપી. આ બધી વસ્તુઓ તેમણે બહાર મોકલી એનો અર્થ એ કે તેમણે એમના વિના ચલાવી લીધું. રશિયાના લોકોને માખણ નહોતું મળતું અથવા બહુ જ ઓછા પ્રમાણમાં મળતું હતું કેમ કે તે તેમને યંત્રોનાં નાણાં ચૂકવવા માટે પરદેશ મોકલવું પડતું. એ જ રીતે બીજી બધી વસ્તુઓની બાબતમાં પણ.

પંચવર્ષી યોજના પ્રમાણેનો આ ભગીરથ પ્રયાસ ૧૯૨૯ની સાલમાં શરૂ થયો. ક્રાંતિનો જુસ્સો ફરી પાછો પ્રગટ થયો, આદર્શની પ્રેરણાએ જનતાને ઉત્તેજિત કરી અને તેણે પોતાની સમગ્ર શક્તિ આ નવી ઝુંબેશમાં કામે લગાડી. એ કોઈ પરદેશી કે દેશની અંદરના દુશ્મનની સામેની ઝુંબેશ નહોતી. એ રશિયાની પછાત પરિસ્થિતિ સામેની, મૂડીવાદના અવશેષો સામેની અને જીવનના નીચા ધોરણ સામેની ઝુંબેશ હતી. ઉત્સાહપૂર્વક તેમણે વળી વધુ ભોગો આપ્યા અને કડક તથા નિગ્રહી જીવન ગાળ્યું. જેના તેઓ ગૌરવશાળી અને અધિકારી વિધાયકો હતા તે આશાસ્પદ મહાન ભવિષ્યને ખાતર તેમણે વર્તમાનનું બલિદાન આપ્યું.

ભૂતકાળમાં રાષ્ટ્રોએ એક મહાન કાર્યની સિદ્ધિ પાછળ પોતાનો સઘળો પુરુષાર્થ કેન્દ્રિત કર્યો છે, પરંતુ માત્ર યુદ્ધકાળમાં જ એમ બનવા પામ્યું છે. મહાયુદ્ધ દરમ્યાન જર્મની, ઇંગ્લંડ તથા ફ્રાંસ યુદ્ધ જીતવાના માત્ર એક જ હેતુને ખાતર જીવતાં હતાં. એ હેતુને ખાતર બીજી બધી વસ્તુઓને ગૌણ બનાવી દેવામાં આવી હતી. સોવિયેટ રશિયાએ ઇતિહાસમાં પહેલી જ વાર

સંહારને માટે નહિ પણ શાંતિમય રચનાત્મક કાર્યમાં — પછાત દેશનું સમાજવાદના સિદ્ધાંતો અનુસાર ઉદ્યોગીકરણ કરવાના કાર્યમાં રાષ્ટ્રનું સમગ્ર બળ કેન્દ્રિત કર્યું. પરંતુ ઉપલા વર્ગના તેમ જ મધ્યમવર્ગના ખેડૂતોને ભારે હાડમારી વેઠવી પડી અને ઘણી વાર તો એમ લાગતું હતું કે એ પ્રચંડ યોજના પડી ભાગશે અને સોવિયેટ સરકારને પણ તે કદાચ પોતાની સાથે ઘસડી જશે. આ સ્થિતિમાં અડગપણે એને વળગી રહેવા માટે અખૂટ ધૈર્યની જરૂર હતી. ઘણા આગેવાન બોલ્શેવિકો માનતા હતા કે, ખેતીને અંગેના કાર્યક્રમનો બોજો તથા તેમાંથી નીપજતી હાડમારીઓ અતિશય કપરી છે અને તેથી કરીને તે થોડો હળવો કરવો જોઈએ. પરંતુ સ્ટૅલિનની માન્યતા એવી નહોતી. શાંતિથી અને દૃઢતાપૂર્વક તે એને વળગી રહ્યો. તે વાતોડિયો નહોતો; તે ભાગ્યે જ જાહેરમાં બોલતો. પૂર્વનિર્મિત ધ્યેય તરફ આગળ વધતી અટલ વિધિની લોહ પ્રતિમા સમો તે લાગતો હતો. આ ધૈર્ય અને આ અટલ નિશ્ચયનો ચેપ કંઈક અંશે સામ્યવાદી પક્ષના સભ્યોને તેમ જ રશિયાના મજૂરોને પણ લાગ્યો.

પંચવર્ષી યોજનાની તરફેણ કરતા અવિરતપણે ચાલુ રહેલા પ્રચારે પ્રજાનો ઉત્સાહ ટકાવી રાખ્યો અને નવો પુરુષાર્થ કરવાને તેને ઉત્તેજિત કરી. પાણીની મદદથી વીજળી ઉત્પન્ન કરવા માટેનાં પ્રચંડ કારખાનાંઓ તથા નદીના બંધો, પુલો, અને કારખાનાંઓ બાંધવામાં તેમ જ ખેતી માટેના મોટા મોટા સામૂહિક બગીચાઓ રચવામાં જનતાએ ભારે રસ દર્શાવ્યો. ઇજનેરીનો ધંધો સૌથી વધારે લોકપ્રિય બન્યો અને ઇજનેરીની ભારે સિદ્ધિઓની યાંત્રિક વિગતોથી છાપાંઓ ઊભરાવા લાગ્યાં. મરુભૂમિ તથા ભેજવાળાં સપાટ જંગલોમાં વસતી થઈ ગઈ અને પ્રત્યેક ઔદ્યોગિક કેન્દ્રની આસપાસ મોટાં મોટાં નવાં શહેરો વસ્યાં. નવી સડકો, નવી રેલવેઓ — મોટે ભાગે વીજળીથી ચાલતી — તથા નવી નહેરો બાંધવામાં આવી અને હવાઈ વ્યવહાર ઠેકઠેકાણે શરૂ કરવામાં આવ્યો. રાસાયણિક પદાર્થોના, યુદ્ધસરંજામ પેદા કરવાના તેમ જ ઓજારો તૈયાર કરવાના વગેરે ઉદ્યોગો ખીલવવામાં આવ્યા અને સોવિયેટ રાજ્ય પ્રચંડ એંજિનો, ટ્રૅક્ટરો, મોટરો, ટરબાઇન એંજિનો, મોટર એંજિનો અને એરોપ્લેનો વગેરે ઉત્પન્ન કરવા લાગ્યું. વિશાળ પ્રદેશમાં વીજળીની વ્યવસ્થા થઈ ગઈ અને રેડિયોનો ઉપયોગ સર્વસામાન્ય થઈ ગયો. બેકારીનું નામનિશાન રહ્યું નહિ કેમકે રચનાકાર્ય તેમ જ બીજું કામ એટલું બધું હતું કે તેમાં મળી શકે એટલા બધાયે મજૂરો રોકાઈ ગયા. યોગ્ય તાલીમ પામેલા ઇજનેરો પરદેશોમાંથી પણ આવ્યા અને તેમને સહર્ષ વધાવી લેવામાં આવ્યા. આની સાથે સાથે એ યાદ રાખવા જેવું છે કે, યુરોપ તેમ જ અમેરિકામાં સર્વત્ર મંદીનું મોજું ફરી વળ્યું હતું તેમ જ ત્યાં આગળ જબરદસ્ત પ્રમાણમાં બેકારી વધી ગઈ હતી તે વખતે રશિયામાં આ સ્થિતિ હતી.

પંચવર્ષી યોજનાનું કામ સરળતાથી આગળ ધપ્યું નહોતું. એમાં અનેક વાર ભારે મુશ્કેલીઓ આવી પડતી. કેટલીક વાર સહકારનો અભાવ જણાતો, બાજી ઊંધી વળી જતી અને નુકસાન પણ થતું. પરંતુ આવી બધી મુશ્કેલી આડે આવ્યા છતાંયે કામનો ઉત્સાહ ઉત્તરોત્તર વધતો જ ગયો અને વધુ ને વધુ કામની માગણી થવા લાગી અને આ વિરાટ કાર્યક્રમને માટે પાંચ વરસની મુદત જાણે પૂરતી ટૂંકી ન હોય તેમ પછીથી પોકાર ઊઠ્યો 'પંચવર્ષી યોજના ચાર વરસમાં'. ૧૯૩૨ની સાલના ડિસેમ્બરની ૩૧મી તારીખે એટલે કે ચાર વરસને અંતે એ યોજનાની વિધિપૂર્વક પૂર્ણાહુતિ થઈ અને તરત જ, ૧૯૩૩ની સાલના જાન્યુઆરીની પહેલી તારીખથી નવી પંચવર્ષી યોજના શરૂ કરવામાં આવી.

પંચવર્ષી યોજનાની બાબતમાં લોકો ઘણી વાર વાદવિવાદ કરે છે અને કેટલાક કહે છે કે તેને અપૂર્વ સફળતા મળી છે અને બીજા કેટલાક કહે છે કે તે નિષ્ફળ નીવડી છે. કઈ કઈ બાબતોમાં તે નિષ્ફળ નીવડી એ બતાવવું બહુ સહેલું છે. કેમ કે કેટલીક બાબતોમાં તેને ધારી સફળતા નથી મળી. રશિયામાં આજે ઘણી બાબતોમાં ભારે વિષમતા જણાય છે. ખાસ કરીને ત્યાં આગળ તાલીમ પામેલા અને નિષ્ણાત કારીગરોની તાણ છે. કારખાનાં ચલાવનાર યોગ્ય તાલીમ ધરાવનારા ઇજનેરો કરતાં ત્યાં આગળ કારખાનાંઓ વધારે છે તેમ જ આવડતવાળા રસોઇયાઓ કરતાં વીશીઓ અને હોટેલો વધારે છે! આ બધી વિષમતાઓ બેશક થોડા જ વખતમાં દૂર થશે અથવા કંઈ નહિ તો તે ઓછી તો થશે જ. એક વસ્તુ તો દીવા જેવી સ્પષ્ટ છે કે પંચવર્ષી યોજનાએ રશિયાની સૂરત સંપૂર્ણપણે બદલી નાખી છે. ફ્યૂડલ અવસ્થામાંથી બદલાઈ ને તે એકાએક આગળ વધેલો ઔદ્યોગિક દેશ બની ગયો છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ તેની ભારે પ્રગતિ થઈ છે. સમાજની સેવાનાં સાધનો, પ્રજાની તંદુરસ્તી તથા સુખાકારીની સગવડો તેમ જ અકસ્માતના વીમા વગેરેની તેની વ્યવસ્થા દુનિયાભરમાં સૌથી વ્યાપક અને ઉચ્ચ પ્રકારની છે. ત્યાં આગળ હાડમારીઓ અને તંગાશ છે એ ખરું પણ બીજા દેશોમાં મજૂરો ઉપર હમેશાં ઝઝૂમી રહેતો બેકારી અને ભૂખમરાનો ભીષણ ડર ત્યાંથી નષ્ટ થયો છે. ત્યાં આગળ પ્રજા આર્થિક સલામતીની એક નવી જ ભાવનાનો અનુભવ કરી રહી છે.

પંચવર્ષી યોજનાની સફળતા કે નિષ્ફળતાની ચર્ચા નિરર્થક છે. સોવિયેટ રાજની આજની સ્થિતિ એ જ એનો સાચો જવાબ છે. અને એનો વધુ જવાબ એ છે કે, એ યોજનાએ દુનિયાભરના લોકોના માનસ ઉપર અસર કરી છે. આજે સૌ 'યોજના'ની — દશ વર્ષની, પાંચ વર્ષની કે ત્રણ વર્ષની યોજનાની વાતો કરે છે. સોવિયેટ રાજ્યોએ એ શબ્દને જાદુઈ અસરવાળો બનાવી દીધો છે.

## ૧૮૧. સોવિયેટ રાજ્યની મુશ્કેલીઓ, તેની સફળતા અને નિષ્ફળતા

૧૧ જુલાઈ, ૧૯૩૩

સોવિયેટ રશિયાની પંચવર્ષી યોજના એ એક ભગીરથ કાર્ય હતું. વાસ્તવમાં એ એકીસાથે કરવામાં આવેલી અનેક ક્રાંતિઓ હતી. ખાસ કરીને જૂની રીતે કરવામાં આવતી નાના પાયા ઉપરની ખેતીને બદલે મોટા પાયા ઉપરની સામૂહિક અને યાંત્રિક પદ્ધતિની ખેતી દાખલ કરનાર કૃષિવિષયક તેમ જ રશિયાનું પવનવેગે ઉદ્યોગીકરણ કરનાર એ ઔદ્યોગિક ક્રાંતિ હતી. પરંતુ એની પાછળ રહેલી ભાવના એ પ્રસ્તુત યોજનાનું સૌથી રસિક લક્ષણ હતું. કેમકે રાજકારણ તેમ જ ઉદ્યોગોના ક્ષેત્રમાં દાખલ થયેલી એ નવી જ ભાવના હતી. એ વિજ્ઞાનની ભાવના હતી — સમાજરચના કરવામાં કાળજીપૂર્વક વિચારી કાઢેલી વૈજ્ઞાનિક પદ્ધતિ અખત્યાર કરવાનો એ પ્રયાસ હતો. કોઈ પણ દેશમાં, સૌથી આગળ વધેલા દેશોમાં પણ, આવું કદીયે કરવામાં આવ્યું નહોતું. અને મનુષ્યને અંગેની તેમ જ સામાજિક બાબતોમાં આ વૈજ્ઞાનિક પદ્ધતિ લાગુ પાડવી એ સોવિયેટ યોજના અથવા સંયોજનનું પ્રધાન લક્ષણ છે. સોવિયેટના એ ઉદાહરણ ઉપરથી જ આખું જગત આજે સંયોજનની વાતો કરી રહ્યું છે. પરંતુ મૂડીવાદી વ્યવસ્થામાં જ્યાં સમાજવ્યવસ્થાનો પાયો જ હરીફાઈ અને ખાનગી મિલકતનાં સ્થાપિત હિતોનાં રક્ષણ ઉપર નિર્ભર હોય એવી સ્થિતિમાં અસરકારક સંયોજન કરવાનું મુશ્કેલ હોય છે.

પરંતુ હું આગળ કહી ગયો છું તેમ, પંચવર્ષી યોજનાને કારણે પ્રજાને ભારે હાડમારી અને મુશ્કેલીઓ વેઠવી પડી તેમ જ દેશમાં ભારે ઊથલપાથલ થવા પામી. એને માટે પ્રજાને ભારે કિંમત ચૂકવવી પડી. મોટા ભાગના લોકોએ સ્વેચ્છાપૂર્વક એ કિંમત ચૂકવી અને ભવિષ્યમાં આવનારા સારા સમયની આશાથી બલિદાનો આપ્યાં અને યાતનાઓ ધીરજપૂર્વક સહી લીધી; પરંતુ કેટલાક લોકોએ એ કિંમત અનિચ્છાએ અને માત્ર સરકારના દબાણને વશ થઈ ને જ ચૂકવી. એમાં કુલકો અથવા ધનિક ખેડૂતોને સૌથી વિશેષ સહન કરવું પડ્યું. તેમની ખાસ લાગવગ અને ધનદોલતને કારણે તેઓ નવી વ્યવસ્થા સાથે પોતાનો મેળ સાધી શક્યા નહિ, તેઓ મૂડીદાર હતા સમાજવાદી પદ્ધતિથી સામૂહિક ખેતીની ખિલવણીના કાર્યમાં તેઓ બાધા નાખતા હતા. ઘણી વાર તો તેઓ ખેતીને સામૂહિક ધોરણ ઉપર મૂકવાનો જ વિરોધ કરતા, અથવા તો તેને અંદરથી દુર્બળ બનાવવાને યા તેમાંથી વધારે પડતો અંગત નફો કરવાને તેઓ કદી

ફદી એ સામૂહિક ખેતીમાં દાખલ થતા. સોવિયેટ સરકારે તેમની સાથે અતિશય કડક રીતે કામ લીધું. મધ્યમ વર્ગના ઘણા લોકો સાથે પણ સરકારે કડકપણે કામ લીધું કારણ કે તેના દુશ્મનોની વતી તેઓ જાસૂસી અને ભાંગફોડનું કાર્ય કરી રહ્યા છે એવો તેને શક હતો. આ કારણે, સંખ્યાબંધ ઇજનેરોને સજા કરીને કેદમાં મોકલવામાં આવ્યા. હાથમાં લીધેલી મોટી મોટી અનેક યોજનાઓ પાર પાડવાને અર્થે ઇજનેરોની તો ખાસ જરૂર હતી એટલે આમ કરવાથી ખુદ પંચવર્ષી યોજનાને પણ હાનિ પહોંચી.

વિષમતાઓ તો ત્યાં આગળ લગભગ સર્વત્ર હતી. માલની લાવલઈજા કરવાની વ્યવસ્થા બહુ જ પછાત હતી એટલે કારખાનાંઓ તેમ જ ખેતરોમાં ઉત્પન્ન થયેલો માલ બીજે ઠેકાણે લઈ જવાની અનુકૂળતાને અભાવે ઘણી વાર લાંબા વખત સુધી જ્યાંનો ત્યાં જ પડી રહેતો અને આથી બીજી જગ્યાઓનું કામ કથળી જતું. પણ ઇજનેરો અને નિષ્ણાતોની તંગી એ સૌથી મોટી મુશ્કેલી હતી.

આ પંચવર્ષી યોજનાનાં વરસો દરમ્યાન દુનિયા અથવા સાચું કહેતાં મૂડીવાદી દુનિયા પહેલાં તેણે કદી ન અનુભવેલી એવી મંદીનો અનુભવ કરી રહી હતી. વેપાર મંદ પડતો જતો હતો. કારખાનાંઓ બંધ પડતાં હતાં અને બેકારી વધ્યે જતી હતી. ખાધાખોરાકીની વસ્તુઓ તથા કાચા માલના ભાવો અતિશય ઘટી જવાથી દુનિયાભરમાં ખેડૂતો ઉપર ભારે ફટકો પડ્યો. જ્યારે બીજે બધે પ્રવૃત્તિનો અભાવ અને બેકારી વર્તી રહ્યાં હતાં તે જ વખતે સોવિયેટ રાજ્યમાં અસાધારણ પ્રવૃત્તિ અને કામગીરી ચાલી રહ્યાં હતાં એ એક નોંધપાત્ર બીના છે. સોવિયેટ રાજ્ય જગદ્‌વ્યાપી મંદીથી જાણે સાવ અસ્પૃશ્ય રહ્યું હોય એમ લાગે છે; તેની અર્થવ્યવસ્થાનો પાયો બિલકુલ ભિન્ન હતો. પરંતુ સોવિયેટ રાજ્ય એ મંદીના પરિણામોમાંથી મુક્ત ન રહી શક્યું; પરોક્ષ રીતે એની તેના ઉપર અસર થઈ અને તેથી તેની મુશ્કેલીઓ ખૂબ વધી ગઈ. આગળ હું તને કહી ગયો છું કે, સોવિયેટ રાજ્ય પરદેશોમાંથી યંત્રો ખરીદતું હતું અને પોતાની ખેતીની પેદાશ ત્યાં આગળ વેચીને તેની ઊપજમાંથી તેનાં નાણાં ચૂકવતું હતું. ખોરાકીની વસ્તુઓના ભાવ બેસી ગયા એટલે પોતાની અનાજની નિકાસમાંથી સોવિયેટને ઓછાં નાણાં મળતાં પરંતુ તેણે ખરીદેલાં યંત્રોની કિંમત ચૂકવવા માટે તેને પૂરતા પ્રમાણમાં સોનું ઊભું કરવું પડતું એટલે તેને ખાધાખોરાકીની વસ્તુઓની વધુ ને વધુ નિકાસ કરવી પડતી. આ રીતે વેપારની જગદ્‌વ્યાપી મંદી તથા વસ્તુઓના ભાવ બેસી જવાને કારણે સોવિયેટને ભારે ખોટ ગઈ અને તેની કેટલીયે ગણતરીઓ ઊંધી વળી ગઈ. આને લીધે જીવનને જરૂરી એવી બીજી ઘણી વસ્તુઓની દેશમાં વળી વધારે તંગી ઊભી થઈ અને એને પરિણામે પ્રજાની હાડમારી વધી જવા પામી.

આમ એક બાજુએ ખાધાખોરાકીની વસ્તુઓની તંગી ઉત્તરોત્તર વધતી જતી હતી અને બીજી બાજુએ આખાયે સોવિયેટ રાજ્યમાં વસ્તી કૂદકે ને ભૂસકે વધ્યે જતી હતી. ખેતીની પેદાશની પ્રમાણમાં બહુ ધીમી પ્રગતિને મુકાબલે વસતીનો આ ઝડપી વધારો એ સોવિયેટની સામે ઊભો થયેલો મુખ્ય પ્રશ્ન હતો. ક્રાંતિ પહેલાં, સોવિયેટ રાજ્યની હકૂમત નીચેના આજના પ્રદેશની વસ્તી તેર કરોડની હતી. આંતરવિગ્રહમાં જાનમાલની ભારે ખુવારી થવા છતાંયે એ પછીનાં વરસોમાં થયેલો વસતીનો વધારો જોઈએ :

| સાલ | જન સંખ્યા |
|---|---|
| ૧૯૧૭ | ૧૩૦,૦૦૦,૦૦૦ |
| ૧૯૨૬ | ૧૪૯,૦૦૦,૦૦૦ |
| ૧૯૨૯ | ૧૫૪,૦૦૦,૦૦૦ |
| ૧૯૩૦ | ૧૫૮,૦૦૦,૦૦૦ |
| ૧૯૩૩ (વસંત ઋતુનો અંદાજ) | ૧૬૫,૦૦૦,૦૦૦ |

આ રીતે પંદર વરસ કરતાં કંઈક વધારે સમયમાં સોવિયેટની વસ્તીમાં સાડા ત્રણ કરોડનો વધારો થયો. એટલે કે એ સમય દરમ્યાન તેમની વસ્તીમાં ૨૬ ટકાનો વધારો થયો અને એ વસ્તુ અસાધારણ છે.

એકંદરે જોતાં આખાયે સોવિયેટ રાજ્યમાં વસતી વધી એટલું જ નહિ પણ ખાસ કરીને શહેરોમાં તે વધવા પામી. જૂનાં શહેરો ઉત્તરોત્તર મોટાં થતાં ગયાં અને રણપ્રદેશમાં તેમ જ 'સ્ટેપેઝ' એટલે કે ભેજવાળાં મેદાનોમાં પણ નવાં ઔદ્યોગિક શહેરો ઊભાં થયાં. પંચવર્ષી યોજના પ્રમાણે ઉપાડવામાં આવેલાં મોટાં મોટાં અનેક કાર્યોમાં કામ કરવાના આશયથી પ્રેરાઈને સંખ્યાબંધ લોકો પોતાનાં ગામ છોડીને શહેરોમાં જઈ વસ્યા. ૧૯૧૭ની સાલમાં સોવિયેટ રાજ્યમાં એક લાખથી વધુ વસતીવાળાં ચોવીસ શહેરો હતાં. ૧૯૨૬ની સાલમાં ત્યાં આગળ એવાં એકત્રીશ અને ૧૯૩૩ની સાલમાં પચાશ કરતાંયે વધારે શહેરો હતાં. પંદર વરસની અંદર સોવિયેટે સો કરતાંયે વધારે ઔદ્યોગિક શહેરો ઊભાં કર્યાં હતાં. ૧૯૧૩ની સાલથી ૧૯૩૨ની સાલ સુધીમાં મોસ્કોની વસતી બેવડી થઈ ગઈ એટલે કે તે ૧૬ લાખથી વધીને ૩૨ લાખની થઈ ગઈ. લેનિનગ્રાડની વસ્તીમાં દશ લાખનો વધારો થયો અને તે લગભગ ત્રીશ લાખ સુધી પહોંચી ગઈ. કૉકેસસની પેલી પાર આવેલા બાકુ શહેરની વસ્તી પણ ૨૩૪,૦૦૦થી વધીને ૬૬૦,૦૦૦ એટલે કે બેવડી થઈ ગઈ. એકંદરે જોતાં શહેરોની વસ્તી ૧૯૧૩ની સાલમાં બે કરોડની હતી તે વધીને ૧૯૩૨ની સાલમાં સાડા ત્રણ કરોડની થઈ.

શહેરમાં જઈને ત્યાંનો મજૂર બનનાર ગામડાંનો ખેડૂત અનાજનો ઉત્પાદક મટી જાય છે. કારખાનાના મજૂર કે કામદાર તરીકે તે યંત્રો કે ઓજારો

ભલે બનાવે પણ અનાજના સંબંધમાં તો તે હવે ઉપભોગ કરનાર અથવા ખરીદનાર જ બની જાય છે. ખેડૂતો ગામડાંઓમાંથી શહેરોમાં જઈ વસ્યા એટલે કે અનાજના ઉત્પાદક મટીને હવે તેઓ માત્ર તે ખરીદનારા અથવા વાપરનારા બન્યા. ખોરાકને અંગેની પરિસ્થિતિ મુશ્કેલ બનાવવામાં આ હકીકત પણ કારણભૂત હતી.

ખોરાકની પરિસ્થિતિ મુશ્કેલ બનાવનાર બીજું પણ એક કારણ હતું. દેશના વધતા જતા ઉદ્યોગોને કારખાનાંઓ માટે વધુ ને વધુ કાચા માલની જરૂર હતી. આ રીતે કાપડનાં કારખાનાંઓને રૂની જરૂર હતી. આથી ખોરાકીની વસ્તુઓને બદલે ઘણા મોટા પ્રદેશમાં કપાસ તેમ જ કારખાનાંઓ માટે જોઈતા બીજા કાચા માલનું વાવેતર કરવામાં આવ્યું. આથી ખોરાકીની વસ્તુઓનું પ્રમાણ વળી વધારે ઘટવા પામ્યું.

સોવિયેટની વસ્તીમાં થયેલી ભારે વૃદ્ધિ એ જ તેની આબાદીનો અસાધારણ પુરાવો હતો. અમેરિકાની પેઠે એ વધારો બહારના લોકો ત્યાં આગળ આવીને વસવાને કારણે નહોતો થયો. આ વસ્તુ બતાવે છે કે, પ્રજાને ભારે હાડમારી અને વિટંબણાઓ વેઠવી પડતી હતી એ ખરું પરંતુ એકંદરે જોતાં ત્યાં ખરેખરો ભૂખમરો નહોતો. વહેંચણીની કડક પદ્ધતિ દ્વારા ખોરાકની અતિશય આવશ્યક વસ્તુઓ પ્રજાને પહોંચાડવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. અધિકારી નિરીક્ષકો જણાવે છે કે, વસ્તીમાં થયેલો ઝડપી વધારો એ ઘણે અંશે પ્રજામાં પેદા થયેલી આર્થિક સલામતીની ભાવનાને આભારી હતો. ત્યાં આગળ બાળકો માબાપોને ભારરૂપ નથી હોતાં કેમ કે તેમની સંભાળ રાખવાને — તેમને ખવડાવવા પિવડાવવાને તેમ જ કેળવણી આપવાને રાજ્ય તૈયાર હતું. વસ્તીના વધારાનું કારણ સ્વચ્છતાની થયેલી પ્રગતિ તેમ જ દવાદારૂ તથા વૈદ્યકીય મદદની સગવડ હતી. એને કારણે બાળકોનું મરણપ્રમાણ ૨૭ ટકાથી ઘટીને ૧૨ ટકા થઈ ગયું. ૧૯૧૩ની સાલમાં મોસ્કોનું મરણપ્રમાણ હજારે તેવીશનું હતું; ૧૯૩૧ની સાલમાં તે હજારે તેર કરતાંયે ઓછું થઈ ગયું.

અધૂરામાં પૂરું ૧૯૩૧ની સાલમાં સોવિયેટ રાજ્યના કેટલાક ભાગોમાં દુકાળ પડ્યો અને એને લીધે ખોરાકને અંગેની મુશ્કેલી વધી. ૧૯૩૧ અને ૧૯૩૨ની સાલ દરમ્યાન દૂર પૂર્વમાં અનેક વાર લડાઈની બૂમ ઊઠી હતી અને બીજી સામ્રાજ્યવાદી સત્તાઓ સાથે મળીને જાપાન હુમલો કરે એવા ડરથી જરૂર ઊભી થાય ત્યારે કામ લાગે એવા આશયથી સોવિયેટ સરકારે લશ્કરને માટે અનાજ તેમ જ ખોરાકીની બીજી વસ્તુઓનો સંગ્રહ કરવા માંડ્યો હતો. રશિયાની એક જૂની કહેવત છે કે, 'ભયની આંખો બહુ મોટી હોય છે.' એ કહેવત બાળકો કે પ્રજાઓ યા તો રાષ્ટ્રો એ સૌની બાબતમાં કેટલી બધી સાચી છે! સામ્યવાદ તેમ જ મૂડીવાદ વચ્ચે સાચી સુલેહ કદી પણ શક્ય નથી તથા

સામ્રાજ્યવાદી રાષ્ટ્રો સામ્યવાદને દાબી દેવાને હમેશાં ઇંતેજાર હોય છે. અને એને માટે તેઓ નિરંતર કાવાદાવા અને પ્રપંચ કર્યા કરે છે. એથી કરીને બોલ્શેવિકોનો જીવ સદાયે ઊંચો રહે છે અને સહેજ પણ છંછેડણી થતાં તેમની આંખો મોટી થઈ જાય છે. ઘણી વાર તેમની એ ચિંતા સકારણ હોય છે અને દેશની અંદર પણ મોટા પાયા ઉપરના ભાંગફોડના અથવા તો તેમનાં કારખાનાંઓ તથા બીજા મોટા મોટા ઉદ્યોગોનો નાશ કરવાના પ્રયાસોનો તેમને સામનો કરવાનો હોય છે.

૧૯૩૨ની સાલ સોવિયેટ રાજ્ય માટે ભારે કટોકટીનું વરસ હતું. ભાંગફોડ તથા સામુદાયિક માલિકીની મિલકતની ચોરી સામે સરકારે અતિશય કડક પગલાં ભર્યાં. સામુદાયિક ખેતીના બગીચાઓમાં ચોરીના આવા અનેક બનાવો બનવા પામ્યા હતા. સામાન્ય રીતે સોવિયેટમાં મોતની સજા નથી પરંતુ પ્રતિક્રાંતિના દાખલાઓમાં તે દાખલ કરવામાં આવી. સોવિયેટ સરકારે એવો હુકમ બહાર પાડ્યો કે સામુદાયિક માલિકીની મિલકતની ચોરી કરવી એ પ્રતિક્રાંતિ કરવા બરાબર છે અને તેથી એ ગુનાને માટે મોતની સજા કરી શકાય. કેમકે, સ્ટૅલિનના કહેવા પ્રમાણે, 'જો મૂડીવાદીઓએ ખાનગી મિલકત પવિત્ર તથા તેનો દ્રોહ ન કરાય એવી છે એમ જણાવીને તેમના સમયમાં મૂડીવાદી વ્યવસ્થાને મજબૂત બનાવી તો પછી આપણે સામ્યવાદીઓએ એ રીતે સમાજવાદી અર્થવ્યવસ્થા મજબૂત બનાવવાને માટે જાહેર મિલકતને એથીયે વિશેષે કરીને પવિત્ર અને તેનો દ્રોહ ન કરી શકાય એવી છે એમ જણાવવું જોઈએ.'

લોકોની હાડમારી હળવી કરવા માટે સોવિયેટ સરકારે બીજા ઉપાયો પણ લીધા. સામૂહિક ખેતરો તેમ જ વ્યક્તિગત ખેતરોને પોતાની વધારાની પેદાશ સીધેસીધી શહેરના બજારમાં વેચવાની છૂટ આપવામાં આવી એ એને માટેનો સૌથી મહત્ત્વનો ઉપાય હતો. આ વસ્તુ આપણને, લશ્કરી અથવા ઉદ્દામ પ્રકારના સામ્યવાદના કાળ પછી નવી આર્થિક નીતિનો અમલ કરવામાં આવ્યો હતો તેની કંઈક અંશે યાદ આપે છે. પરંતુ તે વખતના કરતાં સોવિયેટ રાજ્ય હવે સાવ બદલાઈ ગયું હતું. સમાજવાદની દિશામાં એ ઘણું આગળ વધ્યું છે; હવે તે ઔદ્યોગિક બન્યું છે તેમ જ તેની ખેતી ઘણે મોટે ભાગે સામૂહિક અથવા સામુદાયિક બની ગઈ છે.

૧૯૨૯થી ૧૯૩૩ના ગાળામાં ખેતીના બે લાખ સામૂહિક બગીચાઓ તૈયાર કરવામાં આવ્યા છે તેમ જ ત્યાં આગળ રાજ્ય તરફથી ચલાવવામાં આવતા લગભગ પાંચ હજાર ખેતીના બગીચાઓ પણ છે. રાજ્ય તરફથી ચલાવવામાં આવતા ખેતીના બગીચાઓ ઇતર બગીચાઓ માટે આદર્શરૂપ હોવાનું માનવામાં આવે છે અને એવા કેટલાક બગીચાઓ તો બહુ જ મોટા છે. એ ગાળામાં બીજાં એક લાખ વીસ હજાર ટ્રૅક્ટરો દાખલ કરવામાં આવ્યાં અને

લગભગ કુલ ખેડૂતોના બે તૃતીયાંશ જેટલા ખેડૂતો આ સામૂહિક ખેતીના બગીચાઓમાં જોડાઈ ગયા છે.

આશ્ચર્યકારક પ્રગતિ કરનાર બીજી એક પ્રવૃત્તિ સહકારી સંસ્થાની છે. ૧૯૨૮ની સાલમાં ઘરાકોના અથવા વપરાશની વસ્તુઓ ખરીદનારાઓનાં સહકારી મંડળના સભ્યો ૨૬,૫૦૦,૦૦૦ હતા, ૧૯૩૩ની સાલમાં એ મંડળના સભ્યો ૭૫,૮૮૦,૦૦૦ હતા. એ મંડળની માલનું જથાબંધ વેચાણ કરનારી તથા છૂટક વેચાણ કરનારી દુકાનો આખાયે સોવિયેટ રાજ્યમાં — તેના દૂરમાં દૂર આવેલા ભાગમાં પણ — ઠેકઠેકાણે છે.

૧૯૩૩ની સાલના જાન્યુઆરી માસની ૧લી તારીખે બીજી પંચવર્ષી યોજનાનો આરંભ થયો. એનો ઉદ્દેશ, જીવનનું ધોરણ ઝપાટાભેર ઊંચું કરે એવા હળવા ઉદ્યોગો ઊભા કરવાનો હતો. પહેલી પંચવર્ષી યોજનાની હાડમારીઓ તથા તંગી વેઠ્યા પછી આ બીજી પંચવર્ષી યોજના દ્વારા વધુ સુખસગવડો તેમ જ જીવવાની વધુ સારી સ્થિતિ પૂરી પાડવાની આશા સેવવામાં આવતી હતી. જરૂરી યંત્રો માટે હવે પરદેશો ઉપર આધાર રાખવાપણું રહ્યું નહોતું કેમ કે સોવિયેટના ભારે ઉદ્યોગો એ યંત્રો પૂરાં પાડી શકે એમ હતું. એથી કરીને, પરદેશમાં ખરીદેલા માલની કિંમત ચૂકવવા માટે ખાધાખોરાકીની વસ્તુઓની નિકાસ કરવાનો સોવિયેટ ઉપરનો બોજો પણ ઓછો થયો.

સામૂહિક ખેતીના બગીચાઓના ખેડૂતોની પરિષદ સમક્ષ ભાષણ કરતાં સ્ટૅલિને ૧૯૩૩ની સાલમાં જણાવ્યું હતું કે,

"અમારી પહેલી ફરજ સામૂહિક ખેતી કરનારા ખેડૂતોને સંપન્ન બનાવવા એ છે. હા, બિરાદરો, તમને સંપન્ન બનાવવા છે. . . . કેટલીક વાર લોકો કહે છે કે, સમાજવાદી વ્યવસ્થામાં પણ વળી કામ કરવાનું કેવું? અમે પહેલાંયે કામ કરતા હતા અને આજે પણ કામ કરીએ છીએ. હજી કામને રામ રામ કહેવાનો વખત નથી આવ્યો? . . . ના, સમાજવાદી વ્યવસ્થા તો મજૂરીના પાયા ઉપર રચાયેલી છે. સમાજવાદ તો માગે છે કે પ્રત્યેક માણસ પ્રામાણિકપણે કામ કરે — બીજાઓ માટે નહિ, ધનિકો માટે નહિ, શોષકો માટે નહિ પણ પોતાને માટે, સમાજને માટે કામ કરે."

કામ તો રહે જ છે અને રહેવું જોઈએ પણ; જો કે, આરંભમાં સંયોજનનાં કસોટીનાં વરસો પછી તે આનંદજનક અને હળવું બનવાનો સંભવ રહે છે. ખરેખર સોવિયેટ રાજ્યનું તો એ સૂત્ર છે કે, 'જે કામ ન કરે તે ખાય પણ નહિ.' પરંતુ બોલ્શેવિકોએ કામ કરવાને માટે એક નવી પ્રેરણા ઊભી કરી છે. એ છે સામાજિક ઉન્નતિને અર્થે કામ કરવાની પ્રેરણા. ભૂતકાળમાં આદર્શવાદીઓ તથા છૂટીછવાઈ વ્યક્તિઓ એ પ્રકારના પ્રોત્સાહનથી દોરવાઈને પ્રવૃત્તિ કરવાને પ્રેરાઈ હતી. પરંતુ આ પહેલાં કોઈ આખા સમાજે એ આશય માન્ય રાખ્યો હોય અને તેનાથી દોરવાઈને કાર્ય કરવાને પ્રેરાયો

હોય એવો એકે દાખલો મળતો નથી. હરીફાઈ તેમ જ બીજાઓને ભોગે હમેશાં વ્યક્તિગત નફો મેળવવો એ વસ્તુ મૂડીવાદના ખુદ પાયામાં જ રહેલી છે. સોવિયેટ રાજ્યમાં સામાજિક ઉન્નતિનો આ આશય નફાના આશયનું સ્થાન લઈ રહ્યો છે. અને એક અમેરિકન લેખકના કહેવા મુજબ 'પરસ્પરાવલંબનનો સ્વીકાર કરવાથી દારિદ્ર્ય અને ભયમાંથી મુક્તિ મળે છે.' એ વસ્તુ સોવિયેટના કામદારો શીખી રહ્યા છે. સર્વત્ર જનતાની પીઠ ઉપર સવારી કરી રહેલા દારિદ્ર તથા અસલામતીના ભયને સોવિયેટે રુખસદ આપી એ તેની એક મહા મોટી સિદ્ધિ છે. એમ કહેવાય છે કે એ રાહતને કારણે સોવિયેટ રાજ્યમાંથી માનસિક રોગોનો અંત આવ્યો છે.

આમ, આ ભારે પરિશ્રમનાં વરસો દરમ્યાન સોવિયેટ રાજ્યમાં સર્વત્ર અને સર્વાંગી પ્રગતિ થઈ છે. હા, એ પ્રગતિ ભારે હાડમારી વેઠવાને પરિણામે થઈ અને તેમાં સપ્રમાણતા જળવાઈ નહોતી એ ખરું પરંતુ એમ છતાંયે એ વરસો દરમ્યાન શહેરો વધ્યાં, ઉદ્યોગો વધ્યા, મોટા મોટા સામૂહિક ખેતીના બગીચાઓ ઊભા થયા તેમ જ જબરદસ્ત સહકારી સંસ્થાઓ ઊભી થઈ તથા વેપાર રોજગાર, વસતી, સંસ્કૃતિ, વિજ્ઞાન અને વિદ્યા એ બધાંની પણ વૃદ્ધિ થવા પામી. આ ઉપરાંત, એ વરસો દરમ્યાન, બાલ્ટિક સમુદ્રથી માંડીને પ્રશાન્ત મહાસાગર સુધી અને મધ્ય એશિયામાં પામીર અને હિંદુકુશ પર્વત સુધી વિસ્તરેલા સોવિયેટ રાજ્યની ભિન્ન ભિન્ન અસંખ્ય જાતિઓ અથવા પ્રજાઓમાં એકતા અને આત્મીયતાની ભાવના પ્રગટી.

સોવિયેટ રાજ્યમાં કેળવણી, વિજ્ઞાન અને સામાન્ય રીતે સંસ્કૃતિની થયેલી પ્રગતિ વિષે તને લખવાનો મને લોભ થઈ આવે છે પરંતુ મારે મારા એ લોભ ઉપર કાબૂ રાખવો જોઈએ. પરંતુ તને મજા પડે એવી થોડી આડી-તેડી હકીકતો તો મારે તને કહેવી જ જોઈએ. અધિકારી નિરીક્ષકોની માન્યતા પ્રમાણે સોવિયેટની શિક્ષણપદ્ધતિ આજે જગતભરમાં સર્વોત્તમ અને સૌથી વધારે આધુનિક ઢબની છે. નિરક્ષરતા તો ત્યાંથી લગભગ અદૃશ્ય થઈ ગઈ છે. મધ્ય એશિયામાં આવેલા ઉઝબેકિસ્તાન અને તુર્કમીનિસ્તાન જેવા પછાત પ્રદેશોમાં પણ એ દિશામાં થયેલી પ્રગતિ આશ્ચર્યકારક છે. મધ્ય એશિયાના આ પ્રદેશોમાં ૧૯૧૩ની સાલમાં ૧૨૬ શાળાઓ હતી અને ૬૨૦૦ વિદ્યાર્થીઓ હતા. ૧૯૩૨ની સાલમાં ત્યાં આગળ ૬૯૭૫ શાળાઓ હતી અને ૭૦૦,૦૦૦ વિદ્યાર્થીઓ હતા, જેમાં ત્રીજા ભાગ કરતાંયે વધારે કન્યાઓ હતી. ત્યાં સામુદાયિક ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવ્યું છે. આ અસાધારણ પ્રગતિ બરાબર સમજવા માટે તારે એ હકીકત લક્ષમાં રાખવી જોઈએ કે દુનિયાના આ ભાગમાં છેક હમણાં સુધી કન્યાઓને પડદા પાછળ ગોંધી રાખવામાં આવતી હતી અને તેમને બહાર જાહેરમાં આવવા દેવામાં આવતી નહોતી. આ પ્રગતિ

ત્યાં લૅટિન લિપિ દાખલ કરવામાં આવી તેને આભારી હતી કેમકે, જુદી જુદી સ્થાનિક લિપિઓના કરતાં એ લિપિએ પ્રાથમિક કેળવણીનું કામ ઘણું સુગમ કરી મૂક્યું એમ કહેવામાં આવે છે. હું તને આગળ કહી ગયો છું કે કમાલ પાશાએ અરબી લિપિને બદલે લૅટિન લિપિ દાખલ કરી હતી એ હકીકત તને યાદ હશે. સોવિયેટના પ્રયોગ ઉપરથી તેને એ કલ્પના આવી હતી તથા બીજી ભાષાને બંધ બેસે એવા ફેરફારવાળી વર્ણમાળા પણ તેને સોવિયેટ પાસેથી જ મળી. ૧૯૨૪ની સાલમાં કૉકેસસનાં પ્રજાસત્તાકોએ અરબી લિપિ છોડી દઈને લૅટિન લિપિનો સ્વીકાર કર્યો. નિરક્ષરતા દૂર કરવામાં એને ભારે સફળતા મળી અને સોવિયેટ રાજ્યની ચીની, મંગોલ, તુર્ક, તાતાર, બુરિયત, બશ્કીર, તાજીક તેમ જ બીજી અનેક જાતિઓએ આ લૅટિન લિપિનો સ્વીકાર કર્યો. પ્રાથમિક કેળવણીને માટે ભાષા તો સ્થાનિક રાખવામાં આવી હતી માત્ર લિપિ જ બદલવામાં આવી હતી. તને એ જાણીને આનંદ થશે કે, સોવિયેટ રાજ્યમાં શાળામાં ભણતાં એતૃતીયાંશ કરતાંયે વધારે બાળકોને શાળાઓમાં ગરમ ગરમ નાસ્તો આપવામાં આવે છે. બેશક એ નાસ્તો મફત જ આપવામાં આવે છે અને ખુદ કેળવણી પણ મફત આપવામાં આવે છે. મજૂરોના રાજ્યમાં એમ હોવું જ જોઈએ.

અક્ષરજ્ઞાનનો વિકાસ અને કેળવણીની પ્રગતિ થવાને કારણે વાંચનારાઓનો એક મોટો વર્ગ ઊભો થયો છે અને ઘણુંકરીને બીજા દેશો કરતાં સોવિયેટ રાજ્યમાં વધારે પુસ્તકો છપાય છે અને છાપાંઓ બહાર પડે છે. મોટે ભાગે એ પુસ્તકો ગંભીર પ્રકારનાં અને 'ભારે' હોય છે. બીજા દેશોમાં બહાર પડતી હળવી નવલકથાઓ જેવાં તે નથી હોતાં. ઇજનેરી તેમ જ વીજળીની બાબતમાં રશિયાના કામદારને એટલો બધો રસ છે કે વાર્તાની ચોપડીઓ વાંચવા કરતાં તે એ વિષયનાં પુસ્તકો વાંચવાનું પસંદ કરે છે. પરંતુ બાળકોને માટે તો ત્યાં બહુ જ મજાની ચોપડીઓ હોય છે અને તેમાં પરીકથાઓનો પણ સમાવેશ થાય છે. જોકે, ચુસ્ત બોલ્શેવિકો પરીકથાઓને પસંદ કરતા નથી.

વિજ્ઞાનના ક્ષેત્રમાં — શુદ્ધ વિજ્ઞાન તેમ જ અસંખ્ય રીતે તેને વ્યવહારમાં લાગુ પાડવાની બાબતમાં — તો સોવિયેટ રશિયાએ ક્યારનુંયે પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું છે. ત્યાં આગળ વિજ્ઞાનની જુદી જુદી શાળાઓની સંસ્થાઓ તથા તેના પ્રયોગ માટેનાં મથકો ઊભાં થયાં છે. લેનિનગ્રાડમાં છોડવાઓના ઉદ્યોગની એક જબરદસ્ત સંસ્થા છે અને તેમાં જુદી જુદી ૨૮,૦૦૦ જાતના ઘઉં છે. એ સંસ્થા એરોપ્લેન દ્વારા ડાંગરનું વાવેતર કરવાના પ્રયોગો કરી રહી છે.

ઝાર તથા અમીરઉમરાવોના પુરાણા મહેલો હવે લોકોને માટેનાં સંગ્રહસ્થાનો, આરામગૃહો તથા સ્વાસ્થ્યગૃહોના રૂપમાં ફેરવાઈ ગયા છે. લેનિનગ્રાડની પાસે જ એક નાનકડો કસબો છે. પહેલાં લોકો એને 'ઝારકો સેલો' એટલે કે 'ઝારનું ગામ' કહેતા હતા. ત્યાં આગળ ઝારના બે મહેલો હતા અને ઉનાળામાં

ઝાર ત્યાં રહેતો હતો. એનું નામ બદલીને હવે 'દેસ્કો સેલો' એટલે કે 'બાળકોનું ગામ' રાખવામાં આવ્યું છે અને મારા ધારવા પ્રમાણે એ પુરાણા મહેલોનો ઉપયોગ બાળકો તેમ જ તરુણો માટે કરવામાં આવે છે. સોવિયેટમાં આજે બાળકો તથા તરુણોનાં બહુ માન છે અને બીજાઓને ભલે તંગી વેઠવી પડે પણ તેમને તો દરેક વસ્તુ ઉત્તમોત્તમ મળે છે. આજની પેઢી તેમને અર્થે જ પરિશ્રમ કરી રહી છે, કેમકે, પોતાના જીવનકાળ દરમ્યાન એ પેઢી તેને છેવટનું સ્વરૂપ આપવામાં સફળ નીવડે તો એ સમાજવાદી અને વૈજ્ઞાનિક પદ્ધતિના રાજ્યના તેઓ જ વારસ બનવાના છે. મોસ્કોમાં 'માતા અને બાળકના સંરક્ષણ માટેની મધ્યસ્થ સંસ્થા' છે.

મારા ધારવા પ્રમાણે બીજા કોઈ પણ દેશ કરતાં ત્યાં આગળ સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા છે. એ ઉપરાંત, રાજ્ય તરફથી તેમને ખાસ સંરક્ષણ મળે છે. ત્યાં આગળ સ્ત્રીઓ કોઈ પણ ધંધામાં દાખલ થઈ શકે છે અને ઘણી મોટી સંખ્યામાં સ્ત્રી ઇજનેરો પણ છે. પણ સરકાર તરફથી એલચીના હોદ્દા ઉપર નિમાનાર પહેલવહેલી સ્ત્રી જૂની બોલ્શેવિક, મૅડમ કોલન્તાઈ હતી. લેનિનની વિધવા ક્રૂપ્સકાયા સોવિયેટના કેળવણીખાતાની એક શાખાની અધ્યક્ષ છે.

રોજે રોજ અને કલાકે કલાકે આ બધા ફેરફારો ત્યાં થતા હોવાને કારણે સોવિયેટ રાજ્ય એ રોમાંચકારી મુલક બની ગયો છે. પરંતુ સાઇબેરિયાનાં વેરાન સ્ટેપેઝ એટલે કે ભેજવાળાં મેદાનો અને મધ્ય એશિયાની પ્રાચીન ખીણો સૌથી વિશેષ રોમાંચકારી અને આકર્ષક છે. એ બંને પ્રદેશો અનેક પેઢીઓથી માનવી પરિવર્તન અને પ્રગતિથી અળગા પડી ગયા હતા પરંતુ આજે તો એ બંને કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યા છે; સોવિયેટ રાજ્યમાં થયેલા એ ઝડપી ફેરફારોનો તને કંઈક ખ્યાલ આપવા માટે તાજીકિસ્તાન વિષે હું તને કંઈક કહીશ. ઘણું કરીને સોવિયેટ રાજ્યનો એ સૌથી પછાત મુલક છે.

તાજીકિસ્તાન અક્ષુ નદીની ઉત્તરે પામીર પર્વતમાળાની ખીણમાં આવેલો છે. તેની એક બાજુ અફઘાનિસ્તાન અને બીજી બાજુએ ચિનાઈ તુર્કસ્તાન આવેલું છે અને હિંદની સરહદથી તે બહુ દૂર નથી. એ બુખારાના અમીરોની હકૂમત નીચે હતો. એ અમીરો રશિયાના ઝારના ખંડિયા રાજાઓ હતા. ૧૯૨૦ની સાલમાં બુખારામાં સ્થાનિક ક્રાંતિ થઈ અને અમીરને હાંકી મૂકવામાં આવ્યો તથા બુખારાના લોકોએ ત્યાં સોવિયેટ પ્રજાસત્તાકની સ્થાપના કરી. એ પછી ત્યાં આંતરવિગ્રહ થયો અને આ અંધાધૂંધી દરમ્યાન જ તુર્કીના એક વખતના નેતા અનવર પાશાનું મૃત્યુ થયું હતું. બુખારાના પ્રજાસત્તાકનું નામ 'ઉઝબેકનું સમાજવાદી સોવિયેટ પ્રજાસત્તાક' રાખવામાં આવ્યું અને તે સોવિયેટ રાજ્યનું એક અંગભૂત સ્વાયત્ત અથવા

સર્વસત્તાધીશ પ્રજાસત્તાક બન્યું. ૧૯૨૫ની સાલમાં ઉઝબેક પ્રદેશની અંદર જ તાજીકનું સ્વ-શાસિત પ્રજાસત્તાક ઊભું થયું. ૧૯૨૯ની સાલમાં તાજીકિસ્તાનનું સ્વાયત્ત અથવા સર્વસત્તાધીશ પ્રજાસત્તાક બન્યું. અને તે સોવિયેટ સમવાયતંત્રના સાત રાજ્યોમાંનું એક છે.

તાજીકિસ્તાનને સ્વાયત્ત રાજ્યનો દરજ્જો તો પ્રાપ્ત થયો, પરંતુ એ એક નાનકડો અને પછાત દેશ છે તથા તેની વસ્તી દશ લાખ કરતાંયે ઓછી છે. ત્યાં આગળ અવરજવર માટેનાં કશાં સાધનો નથી અને જે કંઈ રસ્તા છે તે ઊંટની અવરજવર માટેના છે. નવા અમલમાં રસ્તાઓ, ખેતી, ખેતીને પાણી આપવાનાં સાધનો, ઉદ્યોગો, કેળવણી તેમ જ સ્વાસ્થ્ય અંગેનાં સાધનો વગેરે સુધારવાનાં તાત્કાલિક પગલાં ભરવામાં આવ્યાં. મોટરના રસ્તાઓ બાંધવામાં આવ્યા, કપાસનું વાવેતર શરૂ કરવામાં આવ્યું અને પાણીની સગવડ થવાને કારણે તેનો પાક બહુ જ સફળ થયો. ૧૯૩૧ની સાલની અધવચ સુધીમાં ૬૦ ટકા કરતાંયે વધારે કપાસની ખેતીના બગીચાઓને સામૂહિક કરી દેવામાં આવ્યા તેમ જ મોટા ભાગનાં અનાજનાં ખેતરોને પણ સામૂહિક બનાવી દેવામાં આવ્યાં. વીજળીનું કારખાનું બાંધવામાં આવ્યું અને આઠ સુતરાઉ કાપડની મિલો તથા ત્રણ તેલની મિલો ત્યાં આગળ ઊભી થઈ. ઉઝબેકિસ્તાનમાં થઈને સોવિયેટ રાજ્યની રેલવે લાઈનો સાથે જોડતી એક રેલવે લાઈન પણ ત્યાં બાંધવામાં આવી તેમ જ મુખ્ય હવાઈ માર્ગ સાથે એ દેશનું જોડાણ કરતો વિમાની વહેવાર પણ ત્યાં શરૂ કરી દેવામાં આવ્યો.

૧૯૨૯ની સાલમાં આખા દેશમાં માત્ર એક જ દવાખાનું હતું. ૧૯૩૨ની સાલમાં ત્યાં આગળ ૬૧ ઇસ્પિતાલો અને ૩૭ દાંતનાં દવાખાનાં થઈ ગયાં. ઇસ્પિતાલોમાં દર્દીઓ માટેનાં એકંદરે ૨૧૨૫ બિછાનાં હતાં અને ૨૦ દાક્તરો હતા. નીચેના આંકડાઓ ઉપરથી કેળવણીના ક્ષેત્રમાં થયેલી પ્રગતિનો ખ્યાલ કરી શકાય.

૧૯૨૫ની સાલમાં : માત્ર ૬ આધુનિક શાળાઓ.

૧૯૨૬ના અંતમાં : ૧૧૩ શાળાઓ અને ૨૩૦૦ વિદ્યાર્થીઓ.

૧૯૨૯ની સાલમાં : ૫૦૦ શાળાઓ.

૧૯૩૧ની સાલમાં : ૨૦૦૦ કરતાંયે વધારે કેળવણીની સંસ્થાઓ અને ૧૨૦,૦૦૦ કરતાંયે વધારે વિદ્યાર્થીઓ.

અલબત્ત, કેળવણીની પાછળ કરવામાં આવેલા ખરચનો આંકડો કૂદકે ને ભૂસકે વધી ગયો. ૧૯૨૯–૩૦નું શાળાઓનું ખરચ ૮૦ લાખ રૂબલનું (એક રૂબલ સામાન્ય રીતે બે શિલિંગની બરાબર હોય છે પણ તેના મૂલ્યમાં ફેરફાર થતો રહે છે.) હતું. અને ૧૯૩૦–૩૧નું ખરચ બે કરોડ એંશી લાખ રૂબલનું હતું. સામાન્ય શાળાઓ ઉપરાંત ત્યાં આગળ કિંડરગાર્ટન એટલે કે શિશુ-શાળાઓ,

ટ્રેઇનિંગ સ્કૂલો, પુસ્તકાલયો અને વાચનાલયો વગેરે પણ ઉઘાડવામાં આવ્યાં હતાં. ત્યાંની પ્રજામાં જ્ઞાનની અસાધારણ ભૂખ જાગી હતી.

આ સ્થિતિમાં પડદા પાછળ સ્ત્રીઓનો એકાંતવાસ ભાગ્યે જ ચાલુ રહી શકે અને એ રિવાજ ઝપાટાભેર નષ્ટ થતો જાય છે.

આ બધું આપણને લગભગ માન્યામાં ન આવે એવું લાગે છે. આ બધી ખબરો અને આંકડાઓ મેં એક અધિકારી અમેરિકન નિરીક્ષકના હેવાલમાંથી લીધા છે, તેણે ૧૯૩૨ની સાલના આરંભમાં તાજીકિસ્તાનની મુલાકાત લીધી હતી. ઘણું કરીને ત્યાર પછી બીજા ઘણા ફેરફારો ત્યાં થવા પામ્યા છે.

એમ જણાય છે કે, સોવિયેટ રાજ્યે કેળવણીને અર્થે તેમ જ બીજી વસ્તુઓને માટે પણ તાજીકના તરુણ પ્રજાસત્તાકને નાણાંની મદદ કરી હતી. કારણ કે, પછાત પ્રદેશોને આગળ લાવવા એ તેની નીતિ છે. પરંતુ એ દેશમાં ખનિજ સંપત્તિ સારી પેઠે હોય એમ જણાય છે. સોનું, તેલ અને કોલસો વગેરે ત્યાં શોધી કાઢવામાં આવ્યાં છે અને ત્યાંની ભૂમિમાં સોનાનો જથો સારા પ્રમાણમાં છે એમ માનવામાં આવે છે. પ્રાચીન કાળમાં, ચંગીઝખાનના સમય સુધી ખાણોમાંથી સોનું ખોદી કાઢવામાં આવતું હતું પરંતુ ત્યાર પછી એ ખાણોનું કામ બંધ પડી ગયું હોય એમ જણાય છે.

૧૯૩૧ની સાલમાં તાજીકિસ્તાનમાં ક્રાંતિ વિરોધી બંડ થયું હતું. અફઘાનિસ્તાનમાં નાસી છૂટેલા ધનિક જમીનદાર લોકોએ એ દેશ ઉપર ચડાઈ કરી હતી. પરંતુ ખેડૂતોએ એમાં મદદ ન આપી એટલે એ બંડ આપમેળે જ બંધ થઈ ગયું.

આ પત્ર ઘણો લાંબો અને અનેક વસ્તુઓના ખીચડા જેવો થઈ ગયો છે. પરંતુ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સોવિયેટની કામગીરી વિષે મારે તને થોડું કહેવું જોઈએ. સોવિયેટે કેલોગ કરાર ઉપર સહી કરી હતી એ તો તું જાણે જ છે. એ કરાર વિષે એમ ધારવામાં આવતું હતું કે તે યુદ્ધને 'બેકાયદા' ઠરાવે છે. ૧૯૨૯ની સાલમાં સોવિયેટ અને તેના પડોશીઓ વચ્ચે લિટવીનોવ કરાર પણ થયો. સુલેહશાંતિ જાળવી રાખવાની તેની ઇચ્છાને કારણે રશિયા જુદાજુદા દેશો સાથે 'બિનઆક્રમણના' કરારો કરતું જ ગયું. સોવિયેટના બધા પડોશીઓમાંથી માત્ર એક જાપાન જ એવો કરાર કરવાની બાબતમાં સંમત ન થયું. ૧૯૩૨ની સાલના નવેમ્બર માસમાં રશિયા અને ફ્રાંસ વચ્ચે બિનઆક્રમણનો કરાર થયો. જગતના રાજકારણમાં એ એક મહત્ત્વનો બનાવ હતો કેમકે, એને લીધે રશિયા પશ્ચિમ યુરોપના રાજકારણમાં દાખલ થયું.

ચુપકીદીભરી દુશ્મનાવટના અને રાજદ્વારી સંબંધો વિનાના લાંબા ગાળા પછી જાપાન તરફથી મંચૂરિયામાં તેના ઉપર ભારે દબાણ થયું ત્યારે ચીને ફરીથી સોવિયેટ સરકારને માન્ય કરી. જાપાનને રશિયા સાથે રાજદ્વારી સંબંધો

હતા પરંતુ તેમનો પરસ્પર સંબંધ એક સરખી રીતે ખરાબ રહ્યો હતો. એશિયા ખંડની ભૂમિ ઉપરની જાપાનની મહત્ત્વાકાંક્ષાઓના માર્ગમાં રશિયા એક અંતરાયરૂપ થઈને ઊભું છે. અને તેમની વચ્ચે સરહદને અંગે વારંવાર ઝઘડા થયા કરે છે. જાપાનની સરકાર સોવિયેટને હમેશાં ઘોંચપરાણો કરતી રહે છે. અને તેમની વચ્ચે યુદ્ધ ફાટી નીકળવાની અનેક વાર વાતો ઊડે છે. પરંતુ દર વખતે રશિયાએ યુદ્ધ કરવા કરતાં અપમાનો ગળી જવાનું જ ઉચિત ધાર્યું છે.

ઇંગ્લંડ અને રશિયા વચ્ચેનું ઘર્ષણ એ આંતરરાષ્ટ્રીય રાજકારણનું એક કાયમી લક્ષણ છે. ૧૯૩૩ની સાલમાં મોસ્કોમાં બ્રિટિશ ઇજનેરો ઉપર કામ ચલાવવામાં આવ્યું તેને પરિણામે બંને દેશોએ બદલો વાળવા માટે સામસામાં પગલાં ભર્યાં. પરંતુ એ તોફાન પસાર થઈ ગયું અને તેમની વચ્ચે ફરી પાછા હમેશ મુજબના સંબંધો બંધાયા. અમેરિકા અને રશિયાનાં હિતો વચ્ચે દુનિયાભરમાં ક્યાંયે ભાગ્યે જ ઘર્ષણ થવા પામે છે.

પરંતુ, જર્મનીમાં નાઝી સરકારનો ઉદય થવાથી રશિયાને માટે એક આક્રમણકારી અને ઉગ્ર એવો નવો દુશ્મન પેદા થયો છે. તે સીધી રીતે તો રશિયાને ઝાઝું નુકસાન કરી શકે એમ નથી પણ ભવિષ્યનું તે એક ભારે જોખમ છે. યુરોપમાં ફાસીવાદી વલણ વધતું જાય છે.

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં સોવિયેટ રશિયા ઘણુંખરું એક સંતુષ્ટ સત્તાની જેમ વર્તે છે. તે હરેક પ્રકારની મુશ્કેલીઓ ટાળવાનો અને કોઈ પણ ભોગે સુલેહશાંતિ ટકાવી રાખવાનો પ્રયત્ન કરી રહ્યું છે. બીજા દેશોમાં ક્રાંતિની પ્રવૃત્તિઓને ઉત્તેજન આપનારી ક્રાંતિકારી નીતિથી એ વસ્તુ સાવ ઊલટી છે. બહારની બધીયે ગૂંચવણોથી અળગા રહેવાની તેમ જ એક જ દેશમાં સમાજવાદી વ્યવસ્થા નિર્માણ કરવાની એ રાષ્ટ્રીય નીતિ છે. એને પરિણામે, અનિવાર્યપણે સામ્રાજ્યવાદી તેમ જ મૂડીવાદી સત્તાઓ સાથે બાંધછોડ અથવા સમજૂતી કરવી પડે છે. પરંતુ સોવિયેટ અર્થવ્યવસ્થાનો પાયો તત્ત્વતઃ તો સમાજવાદી જ રહે છે અને એને મળેલી સફળતા એ જ સમાજવાદની તરફેણની એક સબળ દલીલ છે.

૧૯૩૩ના જુલાઈમાં સોવિયેટ રશિયાની એ સ્થિતિ હતી. તે વખતે લંડનમાં જગતની આર્થિક પરિષદ ભરાઈ હતી. આ પ્રસંગનો લાભ લઈને પ્રસ્તુત પરિષદમાં હાજર રહેલા અફઘાનિસ્તાન, એસ્ટોનિયા, લેટવિયા, ઈરાન, પોલેંડ, રુમાનિયા, તુર્કી અને લિથુઆનિયા વગેરે પોતાના પાડોશીઓ સાથે રશિયાએ બિનઆક્રમણના કરારો કર્યા. જાપાન આ વખતે પણ પહેલાંની પેઠે એમાંથી અળગું રહ્યું.

# ૧૮૨. વિજ્ઞાનની પ્રગતિ

૧૩ જુલાઈ, ૧૯૩૩

મહાયુદ્ધ પછીનાં વરસો દરમ્યાન બનેલા રાજકીય બનાવોની બાબતમાં મેં તને વિસ્તારથી લખ્યું છે. એ સમય દરમ્યાન દુનિયાભરમાં થયેલા આર્થિક ફેરફારો વિષે પણ મેં તને થોડું લખ્યું છે. આ પત્રમાં હું તને બીજી બાબતો વિષે, ખાસ કરીને વિજ્ઞાન વિષે તથા તેની અસર વિષે લખવા માગું છું.

પરંતુ હું વિજ્ઞાનની વાત ઉપર આવું તે પહેલાં, મહાયુદ્ધ પછી સ્ત્રીઓની સ્થિતિમાં થયેલા ભારે ફેરફારની મારે તને ફરીથી યાદ આપવી જોઈએ. કાયદાનાં, સમાજનાં તેમ જ રૂઢિનાં બંધનોમાંથી સ્ત્રીઓની આ કહેવાતી 'મુક્તિ'ની શરૂઆત ૧૯મી સદીથી થઈ હતી. એ કાળમાં મોટા મોટા ઉદ્યોગો શરૂ થયા અને તેમાં સ્ત્રીમજૂરોને પણ સ્થાન મળ્યું. ૧૯મી સદીમાં સ્ત્રીઓની મુક્તિની દિશામાં ધીમી પ્રગતિ થઈ. પછીથી યુદ્ધકાળની સ્થિતિએ એ પ્રક્રિયા ઝડપી બનાવી અને મહાયુદ્ધ પછીનાં વરસોમાં તો તે લગભગ સંપૂર્ણતાએ પહોંચી. જેને વિષે હું મારા આગલા પત્રમાં તને લખી ગયો છું તે તાજીકિસ્તાનમાં પણ આજે પોતાના સ્ત્રી દાક્તરો, શિક્ષકો અને ઇજનેરો છે. થોડા જ વખત પહેલાં ત્યાંની સ્ત્રીઓ પડદામાં રહેતી હતી. તું તેમ જ તારી પેઢી તો ઘણુંકરીને એમ જ માનશે કે આ બધું પહેલેથી ચાલતું જ આવ્યું છે. અને આમ છતાંયે માત્ર એશિયામાં નહિ પણ યુરોપમાંયે એ વસ્તુ નવી જ છે. સો કરતાંયે ઓછાં વરસો ઉપર, ૧૮૪૦ની સાલમાં લંડનમાં 'ગુલામી વિરોધી પરિષદ' મળી હતી. એમાં અમેરિકાથી સ્ત્રીઓ પ્રતિનિધિઓ તરીકે આવી હતી. ત્યાં આગળ હબસી ગુલામોના પ્રશ્ને ઘણા લોકોના મનમાં ભારે ગડમથલ પેદા કરી હતી. પરંતુ, કોઈ પણ સ્ત્રીએ જાહેરસભામાં ભાગ લેવો એ અનુચિત અને આખીયે સ્ત્રીજાતિની અધોગતિ કરનારું છે એ કારણસર પરિષદે સ્ત્રીપ્રતિનિધિઓને દાખલ કરવાની ના પાડી હતી!

અને હવે આપણે વિજ્ઞાન ઉપર આવીએ. સોવિયેટ રશિયાની પંચવર્ષી યોજનાની વાત કરતાં મેં તને કહ્યું હતું કે, એમાં સામાજિક બાબતોને વિષે વિજ્ઞાનની ભાવના કામે લગાડવામાં આવી હતી. અમુક અંશે, છેલ્લાં દોઢસો વરસથી પશ્ચિમની સભ્યતાની પાછળ એ જ ભાવના કાર્ય કરી રહી હતી. એ ભાવનાની અસર વધતી ગઈ તેમ તેમ અજ્ઞાન, જાદુ અને વહેમ ઉપર રચાયેલા વિચારો બાજુએ ધકેલાતા જાય છે અને વિજ્ઞાનને સુસંગત ન હોય એવી પદ્ધતિઓ અને ક્રિયાઓનો વિરોધ કરવામાં આવે છે. એનો અર્થ એ નથી કે અજ્ઞાન, જાદુ અને વહેમો ઉપર વિજ્ઞાનની ભાવનાએ સંપૂર્ણ વિજય મેળવ્યો

છે. ના, હજી તો દિલ્હી બહુ દૂર છે. પરંતુ એ દિશામાં બેશક ભારે પ્રગતિ થઈ છે અને ૧૯મી સદીમાં કેટલીયે બાબતોમાં એ ભાવનાનો જ્વલંત વિજય થયો છે.

ઉદ્યોગો તેમ જ જીવનને વિજ્ઞાનની પદ્ધતિઓ લાગુ પાડવાથી ૧૯મી સદીમાં ભારે ફેરફારો થવા પામ્યા હતા એ વિષે હું તને આગળ લખી ચૂક્યો છું. એ ફેરફારોને કારણે દુનિયાની અને ખાસ કરીને પશ્ચિમ યુરોપ અને ઉત્તર અમેરિકાની તો સૂરત બદલાઈ ગઈ; આગળનાં હજારો વરસો દરમ્યાન જેટલા ફેરફારો નહોતા થયા એટલા ફેરફારો એ એક સદી દરમ્યાન તેમનામાં થવા પામ્યા. ૧૯મી સદી દરમ્યાન, યુરોપની વસ્તીમાં થયેલો જબરદસ્ત વધારો એક આશ્ચર્યકારક ઘટના છે. ૧૮૦૦ની સાલમાં આખાયે યુરોપની વસતી ૧૮ કરોડની હતી. ધીમે ધીમે વધીને યુગોના યુગો પછી યુરોપની વસતી એટલી થઈ હતી. પછી તે કૂદકે ને ભૂસકે વધવા લાગી અને ૧૯૧૪ની સાલમાં તે ૪૬ કરોડની થઈ. વળી, એ સમય દરમ્યાન યુરોપના લોકો લાખોની સંખ્યામાં બીજા ખંડોમાં અને ખાસ કરીને અમેરિકા વસવાટ કરવાને યુરોપ છોડી ગયા હતા. એવા પરદેશોમાં જઈ વસનારા લોકોનો આંકડો આપણે ચાર કરોડનો મૂકીએ. આ રીતે. સો કરતાં કંઈક વધારે વરસોના સમય દરમ્યાન યુરોપની વસ્તી ૧૮ કરોડથી વધીને લગભગ ૫૦ કરોડ જેટલી થઈ. વસ્તીનો ખાસ ધ્યાન ખેંચે એવો વધારો યુરોપના ઔદ્યોગિક દેશોમાં થવા પામ્યો હતો. ૧૮મી સદીના આરંભમાં ઇંગ્લંડની વસતી માત્ર પાંચ લાખની હતી અને પશ્ચિમ યુરોપમાં તે સૌથી ગરીબ દેશ હતો. એ દુનિયાનો સૌથી વધારે તવંગર દેશ બન્યો અને તેની વસ્તી વધીને ૪ કરોડની થઈ ગઈ.

નિસર્ગની પ્રક્રિયાઓ ઉપર વધારે કાબૂ પ્રાપ્ત થવાથી અથવા સાચું કહેતાં એ વિષેની સમજ વધવાથી આ વસ્તી અને સંપત્તિનો વધારો થવા પામ્યો. વિજ્ઞાનના જ્ઞાનને કારણે એ વસ્તુ શક્ય બની. માણસના જ્ઞાનમાં તો ઘણો વધારો થયો પરંતુ એમ ન ધારી લઈશ કે એથી કરીને અનિવાર્યપણે તેની સમજ અથવા ડહાપણમાં પણ વધારો થયો. પોતાના જીવનનું ધ્યેય શું છે અથવા શું હોવું જોઈએ એ વિષેના કોઈ પણ પ્રકારના સ્પષ્ટ ખ્યાલ વિના જ માણસો નિસર્ગનાં બળોનું નિયંત્રણ કરે છે અને તેનો ઉપયોગ કરે છે. વેગીલી મોટર ઉપયોગી અને પ્રસ્છવાજોગ વસ્તુ છે, પરંતુ એમાં બેસીને ક્યાં જવું છે એની માણસને બરાબર ખબર હોવી જોઈએ. જો એને બરાબર ચલાવવામાં ન આવે તો કોઈ ટેકરાની ધાર ઉપરથી તે નીચે પડી જાય. બ્રિટિશ ઍસોસિયેશન ઑફ સાયન્સના પ્રમુખે તાજેતરમાં જણાવ્યું હતું કે, 'પોતાની જાત ઉપર કેવી રીતે કાબૂ રાખવો તે જાણ્યા પહેલાં જ નિસર્ગ ઉપરનો કાબૂ માણસના હાથમાં મૂકવામાં આવ્યો છે.'

રેલવે, એરોપ્લેનો, વીજળી, વાયરલેસ અને વિજ્ઞાનમાંથી નીપજેલી એવી બીજી અનેક વસ્તુઓ કેવી રીતે અસ્તિત્વમાં આવી તે વિષે વિચાર કર્યા વિના જ આપણામાંના ઘણા મોટા ભાગના લોકો તેમનો ઉપયોગ કરે છે. એ મેળવવા માટે જાણે આપણે અધિકારી હોઈએ એમ આપણે એ બધી વસ્તુઓને વિષે માની લઈએ છીએ. અને આપણે આગળ વધેલા યુગમાં જીવીએ છીએ તથા આપણે પોતે પણ 'આગળ વધેલા' છીએ એ હકીકત માટે આપણે સૌ મગરૂરી લઈએ છીએ. આગળના યુગો કરતાં આપણો યુગ બિલકુલ ભિન્ન છે એ વસ્તુ નિર્વિવાદ છે અને મને લાગે છે કે, એ આગળના યુગો કરતાં ઘણો આગળ વધેલો છે એમ કહેવું એ સંપૂર્ણપણે સાચું છે. પરંતુ એનો અર્થ એવો નથી કે વ્યક્તિઓ કે સમૂહો તરીકે આપણે પહેલાં કરતાં ઘણાં આગળ વધેલાં છીએ. એંજિન હાંકનારો એંજિન હાંકી શકે છે અને પ્લેટો તથા સૉક્રેટિસ એ હાંકી શકતા ન હતા એટલા ખાતર એંજિન હાંકનારો પ્લેટો અને સૉક્રેટિસ કરતાં વધારે આગળ વધેલો કે ચડિયાતો છે એમ કહેવું એ તો બેવકૂફીની પરાકાષ્ઠા કહેવાય. પરંતુ પ્લેટોના સમયના રથ કરતાં એંજિન એ વહનનું વધારે આગળ વધેલું સાધન છે એમ કહેવું એ બિલકુલ વાજબી છે.

આજકાલ આપણે સંખ્યાબંધ પુસ્તકો વાંચીએ છીએ અને મને લાગે છે કે એમાંનાં ઘણાંખરાં પુસ્તકો વાહિયાત હોય છે. પ્રાચીન સમયમાં લોકો ગણ્યાંગાંઠ્યાં પુસ્તકો વાંચતા પરંતુ એ સારાં પુસ્તકો હતાં અને લોકોને તેમનું સારું જ્ઞાન હતું. સ્પિનોઝા યુરોપનો એક મોટામાં મોટો ફિલસૂફ હતો. તે સમર્થ વિદ્વાન અને જ્ઞાની હતો. તે ૧૭મી સદીમાં આમસ્ટરડામમાં થઈ ગયો. એમ કહેવાય છે કે, તેના પુસ્તકાલયમાં સાઠ કરતાંયે ઓછાં પુસ્તકો હતાં.

એથી કરીને, દુનિયામાં જ્ઞાનનો વધારો થવાથી આપણે અનિવાર્યપણે વધારે સારા અને સમજુ થઈએ જ છીએ એમ નથી હોતું એ વસ્તુ આપણે બરાબર સમજી લઈએ એ ઠીક છે. આપણે એનો લાભ ઉઠાવીએ તે પહેલાં એ જ્ઞાનનો સદુપયોગ કેમ કરવો એ આપણે જાણી લેવું જોઈએ. આપણી વેગીલી મોટરમાં બેસીને આપણે આગળ ધસી જઈએ તે પહેલાં ક્યાં જવું છે તે આપણે જાણી લેવું જોઈએ. કહેવાની મતલબ એ છે કે, જીવનનો હેતુ તેમ જ તેનું ધ્યેય શું હોવું જોઈએ એનો આપણને કંઈક ખ્યાલ હોવો જોઈએ. અસંખ્ય લોકોને આજે એનો જરા સરખો પણ ખ્યાલ હોતો નથી અને તેઓ એ જાણવાની માથાકૂટમાં પણ કદી પડતા નથી. તેઓ વિજ્ઞાનના યુગમાં જીવે છે એ ખરું પરંતુ તેમનું તથા તેમનાં કાર્યોનું નિયંત્રણ તો જુગ જુગ જૂના વિચારો કરી રહ્યા હોય છે. આ સ્થિતિમાં મુશ્કેલીઓ આવી પડે અને ઘર્ષણ થવા પામે એ સ્વાભાવિક છે. કોઈ ચતુર વાંદરો મોટર ચલાવતાં શીખે એ બનવાજોગ છે પરંતુ તે સલામત મોટર હાંકનાર ભાગ્યે જ થઈ શકે.

આધુનિક જ્ઞાન અતિશય જટિલ અને વ્યાપક છે. હજારો નિરીક્ષકો અવિરતપણે પોતાનું કાર્ય કરી રહ્યા છે. દરેક જણ વિજ્ઞાનની પોતપોતાની વિશિષ્ટ શાખામાં પ્રયોગો કરી રહ્યો છે અને પોતાના માર્ગમાં આગળ વધી રહ્યો છે. અને એ રીતે જગતના જ્ઞાનરાશિમાં તે કાંકરે કાંકરે ઉમેરો કરી રહ્યો છે. જ્ઞાનનું ક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે દરેક કાર્યકર્તાને પોતપોતાની શાખાના નિષ્ણાત થવું પડે છે. ઘણી વાર તે જ્ઞાનની બીજી શાખાઓથી અજ્ઞાત હોય છે અને એ રીતે જ્ઞાનની કેટલીક શાખાઓનો અઠંગ પંડિત હોવા છતાંયે જ્ઞાનની બીજી અનેક શાખાઓની બાબતમાં તે સાવ અજાણ હોય છે. માનવી પ્રવૃત્તિઓના સમગ્ર ક્ષેત્ર વિષે સમજપૂર્વક વિચાર કરવાનું તેને માટે મુશ્કેલ બની જાય છે. પુરાણા અર્થમાં એને સંસ્કારી ન કહી શકાય.

બેશક, કેટલાક લોકો એવા છે ખરા કે જેઓ પોતે નિષ્ણાત હોવા છતાં નિષ્ણાતપણાની સંકુચિત દૃષ્ટિની પાર નીકળી ગયા છે અને તેઓ વ્યાપક દૃષ્ટિથી જોઈ શકે છે. યુદ્ધ કે માનવી મુશ્કેલીઓથી ચલિત થયા વિના તેઓ વૈજ્ઞાનિક શોધખોળ આગળ ચલાવ્યે જાય છે અને છેલ્લાં પંદરેક વરસોમાં તેમણે જ્ઞાનના ક્ષેત્રમાં અપૂર્વ ફાળો આપ્યો છે. આજનો સૌથી મહાન વૈજ્ઞાનિક આલ્બર્ટ આઇન્સ્ટાઇન ગણાય છે. તે જર્મન યહૂદી છે અને યહૂદીઓ પ્રત્યે અણગમો હોવાને કારણે હિટલરની સરકારે તેને જર્મનીમાંથી કાઢી મૂક્યો છે.

ગણિતની ગૂંચવણભરી ગણતરીઓ દ્વારા આઇન્સ્ટાઈને સમગ્ર વિશ્વને સ્પર્શતા પદાર્થવિજ્ઞાનના કેટલાક નવા મૂળભૂત નિયમો શોધી કાઢ્યા છે. એ રીતે તેણે ૨૦૦ વરસો સુધી નિઃશંકપણે માન્ય રાખવામાં આવેલા ન્યૂટનના કેટલાક નિયમોમાં ફેરફાર કર્યો. આઇન્સ્ટાઇનના સિદ્ધાંતની સચ્ચાઈનો પુરાવો અતિશય રમૂજી રીતે મળી ગયો. એના આ સિદ્ધાંત પ્રમાણે પ્રકાશ અમુક વિશિષ્ટ રીતે વર્તે છે અને ખગ્રાસ સૂર્યગ્રહણ વખતે તેની પરીક્ષા કરી શકાય. જ્યારે આવું સૂર્યગ્રહણ થયું ત્યારે માલૂમ પડયું કે પ્રકાશનાં કિરણો આઇન્સ્ટાઇનના કહેવા પ્રમાણે જ વર્તે છે અને એ રીતે ગણિતની ગણતરી ઉપરથી કરેલા અનુમાનનું સમર્થન ખરેખાત પ્રયોગથી મળી ગયું.

એ સિદ્ધાંત તને સમજાવવાનો હું પ્રયત્ન નહિ કરું કેમકે એ બહુ જ ગહન છે. એને સાપેક્ષતાનો સિદ્ધાંત કહેવામાં આવે છે. વિશ્વને અંગે વિચાર કરતાં આઇન્સ્ટાઇનને માલૂમ પડયું કે, સમય તેમ જ સ્થળના ખ્યાલને અલગ અલગ લાગુ પાડી શકાય એમ નથી. આથી તેણે એ બંને ખ્યાલો છોડી દીધા અને જેમાં એ બંનેનો સમન્વય થયો હોય એવો એક નવો ખ્યાલ રજૂ કર્યો. એ સ્થળ–કાળનો સમન્વિત ખ્યાલ હતો.

આઇન્સ્ટાઈને સમગ્ર વિશ્વને પોતાની વિચારણાનું ક્ષેત્ર બનાવ્યું અને બીજે છેડે વૈજ્ઞાનિકો અતિશય સૂક્ષ્મ વસ્તુનું નિરીક્ષણ કરવા લાગ્યા. એક

સોયની અણી લે. નરી આંખે જોઈ શકાય એવી એ નાનામાં નાની વસ્તુ છે. વૈજ્ઞાનિક પદ્ધતિથી પુરવાર કરવામાં આવ્યું છે કે, એક રીતે, એ સોયની અણી પોતે પણ એક વિશ્વતુલ્ય છે! એમાં એકબીજાની આસપાસ ચક્કર ચક્કર ફરતા અણુઓનો સમાવેશ થાય છે અને દરેક અણુ એકબીજાને સ્પર્શ કર્યા વિના એકબીજાની આસપાસ ભ્રમણ કરતા પરમાણુઓનો બનેલો છે અને પ્રત્યેક પરમાણુ અનેક વિદ્યુતકણો અથવા વિજકારાઓનો બનેલો છે. એને પ્રોટોન અને ઇલેક્ટ્રોન કહેવામાં આવે છે. એ પણ અતિશય તીવ્ર ગતિથી ફરતા રહે છે. એના કરતાંયે સૂક્ષ્મ પોઝિટ્રોન, ન્યૂટ્રોન અને ડેન્ટોન છે. એવો અંદાજ કાઢવામાં આવ્યો છે કે, પોઝિટ્રોનનું જીવન સરાસરી સેકંડના એક અબજાંશ જેટલા સમયનું હોય છે. અતિશય સૂક્ષ્મ પ્રમાણમાં, અવકાશમાં ગોળગોળ ભ્રમણ કરતા ગ્રહો અને તારાગણોના જેવું જ એ છે. યાદ રાખજે કે, અણુ એટલો બધો નાનો હોય છે કે સૌથી વધારે શક્તિશાળી સૂક્ષ્મદર્શક યંત્રથી પણ તે જોઈ શકાતો નથી અને પરમાણુઓ, પ્રોટોનો અને ઇલેક્ટ્રોનોની તો કલ્પના કરવી પણ મુશ્કેલ છે. અને આમ છતાંયે, વિજ્ઞાનની પ્રયોગપદ્ધતિ એટલી બધી આગળ વધી છે કે, આ પ્રોટોનો અને ઇલેક્ટ્રોનો વિષે સારી પેઠે માહિતી એકઠી કરવામાં આવી છે. અને તાજેતરમાં પરમાણુને તોડીને તેના ટુકડા કરવામાં આવ્યા છે.

વિજ્ઞાનના છેલ્લામાં છેલ્લા સિદ્ધાંતોનો વિચાર કરતાં તો આપણને ચક્કર આવી જાય છે. તેમને સમજવાનું બહુ મુશ્કેલ હોય છે. હવે હું તને એથીયે વિશેષ આશ્ચર્યકારક હકીકતો કહીશ. આપણને આટલી મોટી લાગતી આપણી આ પૃથ્વી સૂર્યનો એક નાનકડો ગ્રહ છે. અને સૂર્ય પોતે પણ એક નાનકડો અને અતિશય ક્ષુલ્લક તારો છે. આખીયે સૂર્યમાળા એ અવકાશના મહાસાગરમાં એક બિંદુ સમાન છે. વિશ્વનાં અંતરો એટલાં બધાં લાંબાં હોય છે કે તેના કેટલાક ભાગોમાંથી પ્રકાશને આવતાં હજારો અને લાખો વરસ લાગે છે. આમ આપણે રાત્રે કોઈ તારો જોઈએ છીએ ત્યારે આપણે જે જોઈએ છીએ તે આપણે જોતી વખતે જે જોઈએ છીએ તે નથી હોતું. પણ એ પ્રકાશકિરણ પોતાને લાંબે પ્રવાસે નીકળ્યું ત્યારે જે હતું તે જોઈએ છીએ. આપણા સુધી એ કિરણને પહોંચતાં હજારો વરસ વીત્યાં હોય એમ બનવા સંભવ છે. કાળ અને સ્થળ સંબંધી આપણા ખ્યાલોમાં આ બધી વસ્તુઓથી ભારે ગોટાળો પેદા થાય છે. એથી કરીને આવી બાબતો વિષે વિચાર કરવામાં આઇન્સ્ટાઇનના સ્થળ–કાળનો ખ્યાલ આપણને વધારે મદદરૂપ થાય છે. સ્થળને છોડી દઈને જો આપણે માત્ર કાળનો જ વિચાર કરીએ તો ભૂતકાળ અને વર્તમાનકાળ મિશ્રિત થઈ જાય છે. કેમ કે આપણે જે તારાને જોઈએ છીએ તે આપણે માટે વર્તમાન છે. આમ છતાંયે આપણે જે જોઈએ

છીએ તે ભૂતકાળની વસ્તુ છે. કારણ કે, આપણને એ વિષેનું જે કંઈ જ્ઞાન છે તે ઉપરથી કહી શકીએ કે તેના પ્રકાશનું કિરણ પોતાને પ્રવાસે નીકળ્યું ત્યાર પછી ઘણા લાંબા વખત ઉપર એ તારો કદાચ નાશ પામ્યો પણ હોય.

હું ઉપર જણાવી ગયો કે આપણો સૂર્ય એ એક નજીવો અને નાનકડો તારો છે. આકાશમાં લગભગ એક લાખ જેટલા બીજા તારાઓ છે અને એ બધાને એક સમૂહ તરીકે તારામંડળ કહેવામાં આવે છે. જે તારાઓ આપણે રાત્રે જોઈએ છીએ તેમાંના મોટા ભાગના તારાઓનું એ તારામંડળ ( ગેલેક્સી ) બનેલું છે. પરંતુ નરી આંખે તો આપણે બહુ ઓછા તારાઓ જોઈ શકીએ છીએ. શક્તિશાળી દૂરબીનની સહાયથી આપણે એથી ઘણા વધારે તારાઓ જોઈ શકીએ છીએ. એ શાસ્ત્રના નિષ્ણાતોએ એવી ગણતરી કાઢી છે કે વિશ્વમાં જુદાં જુદાં એવાં એક લાખ તારામંડળો છે !

આશ્ચર્યચકિત કરનારી બીજી એક હકીકત સાંભળ. આપણને કહેવામાં આવે છે કે આ વિશ્વ વધતું જ જાય છે. જેમ્સ જીન્સ નામનો એક ગણિતશાસ્ત્રી એને મોટા ને મોટા થતા જતા સાબુના પરપોટાની સાથે સરખાવે છે; પરપોટાની સપાટી તે વિશ્વ અને પરપોટા જેવું આ વિશ્વ એટલું તો મોટું છે કે, એના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચતાં પ્રકાશને કરોડો વરસ લાગે છે.

આશ્ચર્ય પામવાની તારી શક્તિ હજી ખૂટી ન ગઈ હોય તો સાચેસાચ આ અદ્ભુત વિશ્વ વિષે મારે હજી તને ઘણું કહેવાનું છે. કેમ્બ્રિજ વિદ્યાપીઠનો સર આર્થર ઍડિંગ્ટન નામનો એક ખગોળશાસ્ત્રી આપણને જણાવે છે કે, ચાવી પૂરી થતાં ઘડિયાળ બંધ પડી જાય છે તેમ આપણું વિશ્વ ભંગાર થતું જાય છે અને કોઈ પણ રીતે ઘડિયાળની પેઠે એને ફરીથી ચાવી આપવામાં ન આવે તો એ છિન્નભિન્ન થઈ જશે. બેશક આવું બધું કરોડો વરસને અંતે બનવા પામે છે એટલે આપણે એ વિષે ચિંતા કરવાની જરૂર નથી.

પદાર્થવિજ્ઞાન અને રસાયણ એ ૧૯મી સદીની વિજ્ઞાનની પ્રધાન શાખાઓ હતી. એમણે મનુષ્યને પ્રકૃતિ અથવા તો બહારની દુનિયા ઉપર પ્રભુત્વ મેળવવામાં મદદ કરી. પછીથી વિજ્ઞાનવેત્તાઓ પોતાની અંદર દૃષ્ટિ કરવા લાગ્યા અને ખુદ પોતાની જાતનો અભ્યાસ કરવા લાગ્યા. જીવશાસ્ત્રનું મહત્ત્વ પણ વધ્યું. એ શાસ્ત્રમાં મનુષ્ય, પ્રાણીઓ તેમ જ વનસ્પતિના જીવનનો અભ્યાસ કરવામાં આવે છે. આજ સુધીમાં એ શાસ્ત્રે અપૂર્વ પ્રગતિ કરી છે અને જીવશાસ્ત્રીઓ કહે છે કે રસી આપીને અથવા તો કોઈ બીજા ઉપાયોથી મનુષ્યનો સ્વભાવ તેમ જ ચારિત્ર્ય બદલવાનું થોડા જ વખતમાં શક્ય બનશે. આ રીતે, બાયલા માણસને હિંમતવાળો બનાવવાનું કદાચ શક્ય બને પણ ખરું

અથવા એ રીતે સરકાર તેના ટીકાકારો તથા વિરોધીઓની કામ કરવાની શક્તિ ઘટાડી દઈને તેમને પહોંચી વળે એવો સંભવ વધારે રહે છે.

જીવશાસ્ત્ર પછી માનસશાસ્ત્ર આવે છે. એ શાસ્ત્ર મનુષ્યના મનનું —તેના વિચારો તથા આશયો તેના ભયો તથા કામનાઓ ઇત્યાદિનું અવલોકન કરે છે. વિજ્ઞાન આ રીતે નવા નવા ક્ષેત્રોમાં પ્રવેશ કરી રહ્યું છે અને આપણને આપણા પોતાને વિષે ઘણી ઘણી માહિતી આપી રહ્યું છે. અને એ રીતે તે ઘણુંખરું આપણને આપણી જાત ઉપર કાબૂ મેળવવામાં સહાય કરી રહ્યું છે.

જીવશાસ્ત્ર પછી એક પગલું આગળ ચાલ્યાં એટલે પ્રજનનશાસ્ત્ર આવે છે. એ વંશ અથવા જાતિ સુધારણાનું શાસ્ત્ર છે.

કેટલાંક પ્રાણીઓનો અભ્યાસ વિજ્ઞાનના વિકાસમાં કેવી રીતે મદદરૂપ નીવડ્યો છે એ જાણવા જેવું છે. જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓ પોતપોતાનું કાર્ય કેવી રીતે કરે છે એ શોધી કાઢવાને ગરીબ બીચારા દેડકાને ચીરવામાં આવ્યો હતો. માખી એ એક નાનકડો અને ક્ષુલ્લક જીવ છે. એમાંની એક પ્રકારની માખી ઘણુંખરું વધારે પાકી ગયેલાં કેળાં ઉપર બેસે છે અને તેથી તેને કેળાં-માખી કહેવામાં આવે છે. એના અધ્યયનને પરિણામે આનુવંશિક સંસ્કારોનું જેટલું જ્ઞાન પ્રાપ્ત થયું છે તેટલું બીજા કશાથી નથી પ્રાપ્ત થયું. એક પેઢીની વિશિષ્ટતાઓ અથવા સંસ્કારો બીજી પેઢીને કેવી રીતે વારસામાં મળે છે, એ વસ્તુ પ્રસ્તુત માખીનું ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરવાથી માલૂમ પડી છે. મનુષ્યમાં આનુવંશિક સંસ્કારો કેવી રીતે કાર્ય કરી રહ્યા છે એ સમજવામાં કંઈક અંશે એ વસ્તુ મદદરૂપ થાય છે.

તીડ જેવા બીજા એથીયે વિશેષ ક્ષુલ્લક જંતુ મારફતે પણ આપણને ઘણું શીખવાનું મળે છે. અમેરિકન નિરીક્ષકોએ તીડોના લાંબા સમય સુધી અને ઝીણવટપૂર્વક કરેલા અવલોકન ઉપરથી પ્રાણીઓ તથા મનુષ્યોની જાતિ (sex) કેવી રીતે નક્કી થાય છે તે જાણવા મળ્યું છે. એક નાનકડા પિંડ-ગર્ભ પોતાના જીવનની આરંભદશામાં જ કેવી રીતે નર કે માદા પ્રાણી અથવા બાળક કે બાળકી બને છે એ વિષે આજે આપણે ઘણું ઘણું જાણીએ છીએ.

ચોથો દાખલો સામાન્ય ઘરગતુ કૂતરાનો છે. આપણા જ સમયના પેવ્લોવ નામના એક મશહૂર રશિયન વૈજ્ઞાનિકે કૂતરાનું ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરવાનું શરૂ કર્યું. ખોરાક નજરે પડતાં કૂતરાઓના મોમાં પાણી આવે છે એ હકીકત ઉપર તેણે ખાસ લક્ષ આપ્યું. ખોરાક નજરે પડતાંવેંત કૂતરાઓના મોંમાં પેદા થતી લાળ એણે ખરેખર માપી સુધ્ધાં જોઈ. ખોરાક નજરે પડતાં કૂતરાના મોંમાં પાણી આવવાની ક્રિયા આપોઆપ અથવા સહજ રીતે બને છે. એને 'સહજ પ્રતિક્રિયા' કહેવામાં આવે છે. એ પહેલાંના અનુભવ વિના બાળક છીંક ખાય છે, બગાસું ખાય છે તથા આળસ મરડે છે તેને મળતી ક્રિયા છે.

પછીથી પેવ્લોવે 'નૈમિત્તિક પ્રતિક્રિયા' (કંડિશન્ડ રિફ્લેક્સ) ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો એટલે કે, કૂતરાને તેણે અમુક સૂચન અથવા સંકેત મળતાં ખોરાકની અપેક્ષા રાખતાં શીખવ્યું. એનું પરિણામ એ આવ્યું કે, કૂતરાના મનમાં એ સંકેતનો ખોરાક સાથે સંબંધ જોડાઈ ગયો, અને ખોરાક મોજૂદ ન હોય તે સમયે પણ એ સંકેતથી કૂતરાના મોંમાં ખોરાક નજરે પડતાં થાય એવી જ અસર પેદા થતી. એટલે કે એ સંકેત થતાંવેંત જ તેના મોંમાં પાણી આવતું.

કૂતરાઓ તથા તેમના મોંમાં પેદા થતી લાળના પ્રયોગોના આધાર ઉપર માનવી માનસશાસ્ત્ર રચવામાં આવ્યું છે અને દર્શાવવામાં આવ્યું છે કે, મનુષ્યને બચપણમાં અનેક પ્રકારની 'સહજ પ્રતિક્રિયાઓ' હોય છે અને ઉંમર વધતાં તેનામાં 'નૈમિત્તિક પ્રતિક્રિયાઓ' પેદા થતી જાય છે. વાસ્તવમાં, આપણે જે કંઈ શીખીએ છીએ તે એને આધારે જ શીખીએ છીએ. એ જ રીતે આપણી ટેવો પડે છે તેમ જ આપણે ભાષા વગેરે પણ શીખીએ છીએ. આપણાં બધાંયે કાર્યો એ જ રીતે થાય છે. ભય એ એક સર્વસાધારણ પ્રતિક્રિયા (રિફ્લેક્સ) છે. માણસ પોતાની પાસે પડેલો સાપ જુએ અથવા તો સાપ જેવો દેખાતો દોરડાનો ટુકડો જુએ ત્યારે કશોયે વિચાર કર્યા વિના એકાએક કૂદીને ત્યાંથી ભાગી જવા માટે પેવ્લોવના આ પ્રયોગના જ્ઞાનની તેને જરૂર નથી હોતી.

પેવ્લોવના પ્રયોગોએ આખાયે માનસશાસ્ત્રમાં ક્રાંતિ કરી નાખી છે. તેના કેટલાક પ્રયોગો તો બહુ જ મજાના છે. પરંતુ અહીંયાં હું એ પ્રશ્નમાં ઊંડો ઊતરી શકું એમ નથી. પરંતુ મારે સાથે સાથે જણાવવું જોઈએ કે, માનસ નિરીક્ષણની આ ઉપરાંત બીજી પણ મહત્ત્વની કેટલીક રીતો છે.

વૈજ્ઞાનિક પદ્ધતિઓનાં કાર્યનો તને કંઈક ખ્યાલ આપવાને માટે જ મેં આ થોડા દાખલાઓ ટાંક્યા છે. સહેલાઈથી જેમનું પૃથક્કરણ ન કરી શકાય અથવા જેમનું પૃથક્કરણ કરવાનું શક્ય જ ન હોય કે જે પૂરેપૂરી રીતે સમજી શકાય એમ ન હોય એવી બાબતો વિષે અસ્પષ્ટપણે અથવા સંદિગ્ધ રીતે વાતો કરવી એ પુરાણી દાર્શનિક રીત હતી. એ વિષેની ચર્ચા કરતાં કરતાં લોકો ગરમ થઈ જતા પરંતુ એમની દલીલોની સત્યતા કે અસત્યતાની છેવટની કોઈ પણ કસોટી હતી જ નહિ એટલે એ બાબત હમેશાં હવામાં અધ્ધર જ રહેતી. પરલોકની વાતો કરવામાં જ તેઓ એટલા બધા મચ્યા રહેતા હતા કે આ દુનિયાની સામાન્ય વસ્તુનું અવલોકન કરવાની તેઓ પરવા કરતા જ નહોતા. વિજ્ઞાનની પદ્ધતિ એથી સાવ ઊલટી જ છે. એમાં ક્ષુલ્લક અને નજીવી લાગતી હકીકતોનું અવલોકન કરવામાં આવે છે અને એમાંથી મહત્ત્વનાં પરિણામો નીપજે છે. એ પરિણામોને આધારે સિદ્ધાંતો તારવવામાં આવે છે. અને વળી

વધારે અવલોકન અને પ્રયોગો દ્વારા તેની સત્યતાની ફરીથી કસોટી કરવામાં આવે છે.

આનો અર્થ એ નથી કે વિજ્ઞાન ભૂલ કરતું જ નથી. તે ઘણી વાર ભૂલ કરે છે અને પરિણામે તેને પાછા હઠવું પડે છે. પરંતુ કોઈ પણ પ્રશ્ન સમજવાની સાચી રીત એક માત્ર વૈજ્ઞાનિક પદ્ધતિની જ હોય એમ લાગે છે. ૧૯મી સદીનો વિજ્ઞાનનો બધોયે ગર્વ અને સ્વયંપૂર્ણતાની ભાવના આજે ગળી ગયાં છે. પોતે મેળવેલી સિદ્ધિઓ માટે તે ગૌરવ લે છે ખરું. પરંતુ હજીયે અણશોધ્યા રહેલા જ્ઞાનના વિશાળ અને નિરંતર વિસ્તરતા રહેતા મહાસાગર આગળ તે નમ્ર બન્યું છે. પોતાનું જ્ઞાન કેટલું અલ્પ છે તે ડાહ્યો માણસ બરાબર સમજે છે; બેવકૂફ જ માને છે કે પોતે સર્વજ્ઞ છે. વિજ્ઞાનની બાબતમાં પણ એમ જ છે. એ જેમ જેમ આગળ વધતું જાય છે તેમ તેમ તે ઓછું મતાગ્રહી થતું જાય છે અને તેની સમક્ષ રજૂ કરવામાં આવેલા પ્રશ્નોનો જવાબ આપવામાં તે વિશેષ ઢચુપચુ બનતું જાય છે. એડિંગ્ટન જણાવે છે કે, 'કેટલા પ્રશ્નોનો આપણે જવાબ આપી શકીએ એ ઉપરથી નહિ પણ આપણે કેટલા પ્રશ્નો પૂછી શકીએ તે ઉપરથી આપણે વિજ્ઞાનની પ્રગતિનું માપ કાઢવું જોઈએ.' કદાચ એમ હોય પણ ખરું પરંતુ એમ છતાંયે વિજ્ઞાન દિનપ્રતિદિન આપણા વધુ ને વધુ પ્રશ્નોના જવાબો આપતું જાય છે અને જીવનનો મર્મ સમજવામાં તે આપણને મદદ કરે છે. અને આપણે તેનો લાભ ઉઠાવીએ તો, એ રીતે, ઉદાત્ત ધ્યેયને અનુલક્ષીને વધુ સારું જીવન જીવવામાં પણ તે આપણને મદદરૂપ નીવડે છે. જીવનના અંધકારમય ખૂણાઓને તે અજવાળે છે અને અજ્ઞાનતાના ગોટાળામાંથી બહાર કાઢીને સત્યની ઝાંખી કરાવે છે.

## ૧૮૩. વિજ્ઞાનનો સદુપયોગ અને દુરુપયોગ

૧૪ જુલાઈ, ૧૯૩૩

મારા આગલા પત્રમાં વિજ્ઞાનના અદ્ભુત ક્ષેત્રની છેલ્લામાં છેલ્લી શોધો વિષે હું તને કંઈક ઝાંખી કરાવી ગયો છું. એમાં તને રસ પડશે કે કેમ તથા વિચારોનાં તેમ જ સિદ્ધિઓનાં એ ક્ષેત્રો તરફ તું આકર્ષાશે કે નહિ તે હું નથી જાણતો. એ વિષયો વિષે તને વધારે જાણવાની ઇચ્છા હશે તો એને માટે જરૂરી અનેક પુસ્તકો તને સહેલાઈથી મળી રહેશે. પરંતુ એ વસ્તુ હમેશાં યાદ રાખજે કે મનુષ્યના વિચારમાં નિરંતર પ્રગતિ થતી રહે છે અને તે પ્રકૃતિ તથા વિશ્વના કાયદાઓ સમજવાની અવિરતપણે ગડમથલ કર્યા કરે છે. અને હું આજે તને જે કહી રહ્યો છું તે આવતી કાલે કદાચ અધૂરું અને

જૂનું પુરાણું બની જાય એ સંભવિત છે. નિસર્ગ તથા વિશ્વના કોયડાનું રહસ્ય સમજવાને માનવી ચિત્તે બીડેલી હામ ઉપર હું મુગ્ધ છું. આ વિશ્વના દૂરમાં દૂરના ખૂણા સુધી તે ઊડીને પહોંચી જાય છે અને તેના રહસ્યનો ભેદ પામવાનો પ્રયત્ન કરે છે અને અપ્રમેય જણાતી મોટામાં મોટી તેમ જ સૂક્ષ્માતિ-સૂક્ષ્મ વસ્તુઓને માપવાની તથા તેમને પોતાની બાથમાં લેવાની તે હામ ભીડે છે.

આ બધું જેને 'શુદ્ધ' વિજ્ઞાન કહેવામાં આવે છે તેનું એટલે કે, જીવન ઉપર જેની સીધી કે તાત્કાલિક અસર નથી એવા વિજ્ઞાનનું ક્ષેત્ર છે. એ તો દેખીતું છે કે, સાપેક્ષતાના સિદ્ધાંત અથવા સ્થળ-કાળના ખ્યાલ કે આ વિશ્વના કદ ઇત્યાદિનો આપણા રોજેરોજના જીવન સાથે કશો સંબંધ નથી. એમાંના ઘણાખરા સિદ્ધાંતોનો આધાર ઉચ્ચ ગણિત ઉપર છે અને ગણિતનાં એ અટપટાં અને ઉચ્ચત્તર ક્ષેત્રો એ દૃષ્ટિથી જોતાં શુદ્ધ વિજ્ઞાન જ છે. મોટા ભાગના લોકોને એવા પ્રકારના વિજ્ઞાનમાં ઝાઝો રસ નથી. રોજેરોજના જીવનને લાગુ પડતા વિજ્ઞાન પ્રત્યે જ તેમનું વધારે આકર્ષણ હોય એ સ્વાભાવિક છે. છેલ્લાં દોઢસો વરસ દરમ્યાન આ વહેવારુ અથવા વિનિયુક્ત વિજ્ઞાને જ મનુષ્યના જીવનમાં ક્રાંતિ કરી નાખી છે. સાચે જ, વિજ્ઞાનની એ શાખાઓ આજે જીવનનું સંપૂર્ણપણે નિયમન કરે છે તેમ જ તેને ઘડે છે અને તેમના વિના આપણી હસ્તીની કલ્પના કરવી પણ મુશ્કેલ બની જાય છે. લોકો ઘણી વાર વીતી ગયેલા સુખદ પ્રાચીન કાળની, સત્ય યુગની વાતો કરે છે. ઇતિહાસના કેટલાક યુગો આપણને મુગ્ધ કરે એવા છે એમાં શક નથી તેમ જ કેટલીક બાબતોમાં તેઓ આપણા યુગ કરતાં ચડિયાતા હોય એ પણ સંભવિત છે. પરંતુ ઘણું કરીને એમના પ્રત્યેની આપણી આ મુગ્ધતા અથવા આપણું આ આકર્ષણ પણ બીજી કોઈ વસ્તુ કરતાં લાંબા અંતર અને અમુક પ્રકારની અસ્પષ્ટતાને વિશેષે કરીને આભારી છે. અને અમુક યુગોને કેટલાક મહાપુરુષોએ ઉજાળ્યો તથા તેમાં તેમણે પોતાની આણ વર્તાવી એટલા માટે પણ તે યુગને મહાન ગણવાને આપણે દોરવાઈ જઈએ છીએ. સમગ્ર ઇતિહાસકાળ દરમ્યાન આમજનતાની દશા તો સદાયે કંગાળ અને દુઃખદાયક જ રહી છે. વિજ્ઞાને તેમને તેમના જુગજુગ જૂના બોજામાંથી કંઈક રાહત આપી.

તારી આસપાસ તું નજર કરશે તો તને માલૂમ પડશે કે તારા જોવામાં આવતી ઘણીખરી વસ્તુઓ કોઈ ને કોઈ રીતે વિજ્ઞાન સાથે સંકળાયેલી છે. વિનિયુક્ત વિજ્ઞાનનાં સાધનો દ્વારા આપણે પ્રવાસ કરીએ છીએ, એ જ રીતે આપણે એકબીજા સાથે સંસર્ગ સાધીએ છીએ તેમ જ આપણો ખોરાક પણ ઘણુંખરું એ જ રીતે ઉત્પન્ન કરવામાં આવે છે અને એક સ્થળેથી બીજે સ્થળે લઈ જવામાં આવે છે. વિજ્ઞાનનાં સાધનો વિના આપણે વાંચીએ છીએ તે છાપાં બહાર ન પડી શકે, પુસ્તકો પ્રસિદ્ધ ન થઈ શકે તેમ જ જેના ઉપર હું આ

પત્ર લખી રહ્યો છું તે કાગળો અને જેના વડે હું લખું છું તે પેન પણ તેમના વિના સંભવી ન શકે. સ્વચ્છતા રાખવા માટે, સ્વાસ્થ્ય જાળવવા માટે તેમ જ કેટલાક રોગો નિર્મૂળ કરવા માટે પણ વિજ્ઞાનનો આશરો લેવો પડે છે. વ્યાવહારિક યા વિનિયુક્ત વિજ્ઞાન વિના આધુનિક દુનિયાનું કામ ચલાવવાનું બિલકુલ અશક્ય બની જાય છે. બીજાં બધાં કારણો જતાં કરીએ તોયે એક અંતિમ અને નિર્ણયાત્મક કારણ બાકી રહે છે: વિજ્ઞાનની સહાય વિના આ દુનિયાની વસ્તી માટે પૂરતો ખોરાક જ પેદા ન થઈ શકે અને અર્ધી કે તેથીયે વધારે વસ્તી ભૂખમરાને પરિણામે મરણ પામે. છેલ્લાં સો વરસ દરમ્યાન વસ્તી કેવી કૂદકે ને ભૂસકે વધવા પામી હતી તે હું તને કહી ગયો છું. ખોરાકની વસ્તુઓ પકવવાને તેમ જ તેમને એક સ્થાનેથી બીજે સ્થાને લઈ જવાને માટે વિજ્ઞાનની સહાય લેવામાં આવે તો જ આ વધી ગયેલી વસ્તી જીવી શકે.

માનવી જીવનમાં વિજ્ઞાને જ્યારથી પ્રચંડ યંત્રો દાખલ કર્યાં ત્યારથી તેમાં નિરંતર પ્રગતિ અને સુધારો થતાં જ રહ્યાં છે. દર વરસે, અરે દર મહિને એમાં નાના નાના અનેક ફેરફારો કરવામાં આવે છે અને તેને લીધે યંત્રો દિનપ્રતિદિન વધારે ને વધારે કાર્યકુશળ બનતાં જાય છે તેમ જ માનવીશ્રમ ઉપરનું તેમનું અવલંબન ઉત્તરોત્તર ઓછું થતું જાય છે. ખાસ કરીને, ૨૦મી સદીનાં છેલ્લાં ત્રીસ વરસોમાં યંત્રોની આ પ્રકારની સુધારણા અથવા જેને યંત્રશાસ્ત્ર કહેવામાં આવે છે તેની પ્રગતિ અતિશય ઝડપથી થવા પામી છે. છેલ્લાં થોડાં વરસો દરમ્યાન થયેલો આ ફેરફાર — હજી તે ચાલુ જ છે — એટલી બધી ત્વરાથી થવા પામ્યો છે કે, ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં ઔદ્યોગિક ક્રાંતિએ કર્યું હતું તેવું ભારે પરિવર્તન ઉદ્યોગો અને ઉત્પાદનની પદ્ધતિઓમાં તે આજે કરી રહ્યો છે. આ નવી ક્રાંતિ, પ્રધાનપણે, ઉત્પાદન કાર્યમાં દિનપ્રતિદિન વીજળીના વધતા જતા ઉપયોગને આભારી છે. આ રીતે ૨૦મી સદીમાં આપણને વીજળીની મહાન ક્રાંતિ લાધી. ખાસ કરીને અમેરિકામાં આ ક્રાંતિ થવા પામી છે. એ ક્રાંતિને પરિણામે જીવનની બિલકુલ ભિન્ન પરિસ્થિતિ પેદા થઈ રહી છે. જેમ ૧૮મી સદીની ઔદ્યોગિક ક્રાંતિએ 'યંત્રયુગ' પ્રવર્તાવ્યો તે જ રીતે આ વીજળીની ક્રાંતિ આજે 'શક્તિયુગ' (પાવર એઈજ) પ્રવર્તાવી રહી છે. ઉદ્યોગોમાં, રેલવેમાં અને બીજી અસંખ્ય બાબતોમાં આજે વિદ્યુતશક્તિનો ઉપયોગ કરવામાં આવે છે. વિદ્યુતશક્તિની આજે સર્વત્ર આણ વર્તે છે. એ કારણથી જ, દીર્ઘદૃષ્ટિ વાપરીને લેનિને સોવિયેટ રશિયામાં પાણીની મદદથી વીજળી પેદા કરવાનાં મોટાં મોટાં કારખાનાંઓ ઠેકઠેકાણે બાંધવાનું નક્કી કર્યું.

ઉદ્યોગોમાં વિદ્યુતશક્તિનો ઉપયોગ કરવામાં આવતો હોવાથી તેમ જ બીજી કેટલીક સુધારણાઓ થવાને કારણે થોડા જ ખરચથી, ઘણી વાર ભારે ફેરફાર થવા પામે છે. આમ, વીજળીથી ચાલતા યંત્રમાં સહેજ ફેરફાર કરવાથી તેનું

ઉત્પાદન ઓછું થઈ જવાનો પણ સંભવ રહે છે. એનું મુખ્ય કારણ એ છે કે એમાંથી મનુષ્યનો હિસ્સો ઉત્તરોત્તર ઘટાડવામાં આવે છે; માણસ ધીમેથી કામ કરે છે અને ઘણી વાર તે ભૂલ કરી બેસે છે. આ રીતે યંત્રો જેમ જેમ સુધરતાં જાય છે તેમ તેમ ઉત્તરોત્તર ઓછા ને ઓછા મજૂરો તેમના ઉપર કામે લગાડવામાં આવે છે. થોડી ચાંપો કે બટનો ઉપર નજર રાખીને એક જ માણસ આજે મોટાં મોટાં યંત્રો ચલાવે છે. એને પરિણામે પાકા માલના ઉત્પાદનમાં અઢળક વધારો થયો છે અને સાથે સાથે એને લીધે સંખ્યાબંધ મજૂરોને કારખાનામાંથી રુખસદ મળે છે કેમકે હવે તેમની જરૂર રહી નથી હોતી. વળી, યંત્રશાસ્ત્રમાં એટલી બધી ઝડપથી પ્રગતિ થઈ રહી છે કે, એક યંત્રને લાવીને કારખાનામાં ગોઠવવામાં આવે ત્યાં તો નવા સુધારા થવાને કારણે તે અમુક અંશે જૂનું થઈ જાય છે.

અલબત, યંત્રયુગના છેક આરંભકાળથી જ યંત્રો મજૂરોનું સ્થાન લેતાં આવ્યાં છે. તે વખતે ઘણાં હુલ્લડો થયાં હતાં અને કોપે ભરાયેલા મજૂરોએ નવાં યંત્રો ભાંગી નાખ્યાં હતાં એ હકીકત મને લાગે છે કે, આગળ હું તને કહી ગયો છું. પરંતુ આખરે માલૂમ પડ્યું કે યંત્રોને કારણે તો વધુ માણસોને કામ મળી રહે છે. યંત્રોની સહાયથી મજૂર ઘણા મોટા પ્રમાણમાં માલ પેદા કરી શકતો હોવાથી તેની મજૂરીના દરોમાં વધારો થયો અને માલની કિંમત ઘટવા પામી. મજૂરો અને સાધારણ સ્થિતિના માણસો એ રીતે એ માલ વધુ પ્રમાણમાં ખરીદી શક્યા. તેમનું જીવનનું ધોરણ ઊંચું થયું અને કારખાનામાં પેદા થતા પાકા માલની માગ વધવા પામી. આને પરિણામે વધારે કારખાનાંઓ ઊભાં થયાં અને તેમાં વધારે માણસોને કામ મળ્યું. આમ, એકંદરે જોતાં દરેક કારખાનામાં અમુક મજૂરોને ખસેડીને યંત્રોએ તેમનું સ્થાન લીધું એ ખરું પરંતુ સંખ્યાબંધ નવાં કારખાનાંઓ ઊભાં થવાને કારણે એથીયે ઘણી મોટી સંખ્યામાં મજૂરોને કામ મળી ગયું.

આ ક્રિયા લાંબા વખત સુધી ચાલુ રહી, કેમ કે ઔદ્યોગિક દેશોએ દૂર દૂરના પછાત દેશોનાં બજારોના કરેલા શોષણથી એને મદદ મળતી રહેતી હતી. છેલ્લાં થોડાં વરસો દરમ્યાન એ ક્રિયા બંધ પડી ગઈ હોય એમ જણાય છે. આજની મૂડીવાદી વ્યવસ્થામાં એની હવે વિશેષ વૃદ્ધિ થાય એમ લાગતું નથી અને એ વ્યવસ્થામાં કંઈક સુધારો કરાવવાની જરૂર છે. આધુનિક ઉદ્યોગો બહોળા પ્રમાણમાં ઉત્પાદન કરે છે પરંતુ એ રીતે ઉત્પન્ન થયેલો માલ સમગ્ર જનસમુદાય જો ખરીદતો હોય તો જ એ ઉત્પાદન ચાલુ રહી શકે. જનસમુદાય જો વધારે પડતો ગરીબ કે બેકાર હોય તો તેઓ એ માલ ખરીદી શકે નહિ.

આમ છતાંયે, યાંત્રિક સુધારણાની તો અવિરતપણે પ્રગતિ થયે જ જાય છે. એને પરિણામે યંત્રો માણસોનું સ્થાન લેતાં જાય છે અને તેને લીધે બેકારી

વધતી જાય છે. ૧૯૨૯ની સાલ પછી દુનિયાભરમાં વેપારમાં ભારે મંદી આવી ગઈ છે પરંતુ એને કારણે કંઈ યંત્રશાસ્ત્રની આગેકૂચ અટકી નથી. એમ કહેવાય છે કે, ૧૯૨૯ની સાલ પછી યુનાઇટેડ સ્ટેટ્સમાં એટલા બધા યાંત્રિક સુધારાઓ થયા છે કે, ૧૯૨૯ની સાલમાં થતું હતું તેટલા પ્રમાણમાં ઉત્પાદન કરવામાં આવે તોયે કામમાંથી ફારગ કરવામાં આવેલા મજૂરોને કદી પણ કામે લગાડી શકાય એમ નથી.

દુનિયાભરમાં અને ખાસ કરીને આગળ વધેલા ઔદ્યોગિક દેશોમાં બેકારીનો ગંભીર પ્રશ્ન પેદા કરનાર અનેક કારણોમાંનું આ એક કારણ છે. એ એક વિચિત્ર પ્રકારનો અને અવળો પ્રશ્ન છે, કેમ કે, છેલ્લામાં છેલ્લી ઢબનાં યંત્રોને કારણે તો રાષ્ટ્રની સંપત્તિમાં વધારો થવો જોઈએ અને પ્રત્યેક પ્રજાજનના જીવનનું ધોરણ ઊંચું થવું જોઈએ. એમ થવાને બદલે યંત્રોને કારણે તો દારિદ્ર્ય અને ભયંકર વિટંબણાઓ પેદા થઈ છે. એમ લાગે છે કે, વૈજ્ઞાનિક પદ્ધતિથી એ પ્રશ્નનો ઉકેલ કરવાનું મુશ્કેલ ન હોવું જોઈએ. સંભવ છે કે, એ રીતે એનો ઉકેલ મુશ્કેલ ન પણ હોય. પરંતુ વૈજ્ઞાનિક પદ્ધતિથી અને સમજપૂર્વક એનો ઉકેલ કરવાનો પ્રયત્ન કરતાં જ ખરી મુશ્કેલી ઊભી થાય છે. કારણ કે એમ કરવા જતાં અનેક સ્થાપિત હિતો ઉપર અસર પહોંચે છે અને તેઓ પોતપોતાની સરકાર ઉપર કાબૂ રાખવા જેટલાં સમર્થ હોય છે. વળી, એ પ્રશ્ન તત્ત્વતઃ આંતરરાષ્ટ્રીય છે અને આજની રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની સ્પર્ધા તેનો આંતરરાષ્ટ્રીય ઉકેલ લાવવામાં વિઘ્નરૂપ નીવડે છે. સોવિયેટ રશિયા, એવા પ્રકારના પ્રશ્નોનો ઉકેલ વૈજ્ઞાનિક ઢબથી લાવવાની કોશિશ કરી રહ્યું છે પરંતુ રાષ્ટ્રીય ધોરણ પર તેને એ બધું કરવું પડે છે. અને બાકીની દુનિયા મૂડીવાદી તથા સોવિયેટ-વિરોધી હોવાને લીધે તેની મુશ્કેલી વળી વિશેષે કરીને વધી જાય છે. એમ ન હોત તો તેને એવી મુશ્કેલી ન નડત. દુનિયાનો વહેવાર આજે તત્ત્વતઃ આંતરરાષ્ટ્રીય છે. જો કે એની રાજકીય રચના બહુ પછાત અને સંકુચિતપણે રાષ્ટ્રીય છે. સમાજવાદ દુનિયાવ્યાપી થાય તો જ તેને છેવટની સફળતા મળી શકે. ઘડિયાળના કાંટા પાછા નથી હઠાવી શકાતા, તથા આજની આંતરરાષ્ટ્રીય રચના અપૂર્ણ હોવા છતાંયે રાષ્ટ્રીય અલગપણાને સાચવી રાખવા ખાતર તેને કચરી નાખી શકાય નહિ. જુદા જુદા દેશોમાં ફાસિસ્ટો કરી રહ્યા છે તેવો રાષ્ટ્રવાદને અતિ ઉત્કટ કરવાનો પ્રયત્ન આખરે નિષ્ફળ નીવડવાનો છે એ વિષે લેશ પણ શંકા નથી; કારણ કે, આજની દુનિયાની અર્થવ્યવસ્થાના મૂળભૂત આંતરરાષ્ટ્રીય સ્વરૂપથી તે વિરુદ્ધ જાય છે. હા, એમ બને ખરું કે, એ રીતે એ પોતે ડૂબે અને સાથે આખી દુનિયાને પણ ડુબાડે અને જેને આધુનિક સભ્યતા તરીકે ઓળખવામાં આવે છે તેને એક સર્વસ્પર્શી આફતમાં ઉતારે.

આવી આપત્તિનું જોખમ બહુ દૂર છે અથવા તો તે અકલ્પ્ય છે એવું કશું જ નથી. આપણે જોઈ ગયાં છીએ કે, વિજ્ઞાને આપણને અનેક સારી સારી વસ્તુઓ આપી છે પરંતુ સાથે સાથે વિજ્ઞાને યુદ્ધની ભીષણતામાં પણ અસાધારણ વધારો કરી મૂક્યો છે. રાજ્યો તથા સરકારોએ શુદ્ધ તેમ જ વિનિયુક્ત વિજ્ઞાનની અનેક શાખાઓની ઘણી વાર ઉપેક્ષા કરી છે. પરંતુ તેમણે એની યુદ્ધને લગતી બાજુઓની ઉપેક્ષા નથી કરી. અને શસ્ત્રસજ્જ થવાને તથા પોતાનું સામર્થ્ય વધારવાને અર્થે તેમણે વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધખોળોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો છે. ઘણાંખરાં રાજ્યો આખરે તો પશુબળ ઉપર જ આધાર રાખે છે અને વિજ્ઞાનની શોધખોળો એ રાજ્યોની સરકારોને એટલી બધી બળવાન બનાવી રહી છે કે, પરિણામનો કશોયે ડર રાખ્યા વિના, સામાન્ય રીતે, તેઓ પ્રજા ઉપર જુલમ ગુજારે છે. જુલમગાર સરકાર સામે પ્રજાકીય બંડ ઉઠાવવાના અને ફ્રાંસની ક્રાંતિમાં બન્યું હતું તેમ બચાવના કામચલાઉ મોરચાઓ ઊભા કરીને ખુલ્લા મહોલ્લાઓમાં લડવાના પુરાણા દિવસો ક્યારનાયે વીતી ગયા છે. રાજ્યના સુસજ્જ અને સંગઠિત સૈન્ય સામે લડવું એ નિઃશસ્ત્ર કે સશસ્ત્ર ટોળા માટે પણ આજે અશક્ય બની ગયું છે. હા, રશિયાની ક્રાંતિમાં બન્યું હતું તેમ, રાજ્યનું લશ્કર પોતે જ સરકારની સામે થઈ જાય એ સંભવિત છે પરંતુ તે સિવાય એને બળ વાપરીને તો હરાવી ન જ શકાય. વસ્તુસ્થિતિ આવી હોવાથી, સ્વાતંત્ર્ય માટે ઝૂઝતી પ્રજાને સામુદાયિક પગલું ભરવા માટેની બીજી અને વિશેષ શાંતિમય રીતો અખત્યાર કરવાની જરૂર ઊભી થઈ છે.

આ રીતે, વિજ્ઞાનને કારણે અમુક સમૂહ કે ધનિકોની ટોળીઓના હાથમાં રાજ્યસત્તા કેન્દ્રિત થઈ છે અને વ્યક્તિસ્વાતંત્ર્યનો તથા ૧૯મી સદીના લોકશાહી વિચારોનો નાશ થયો છે. જુદાં જુદાં રાજ્યોમાં શાસન કરનારી આવી ટોળીઓ ઊભી થાય છે. એ ટોળીઓ કદી કદી ઉપર ઉપરથી લોકશાહીના સિદ્ધાંતો પ્રત્યે પોતાની વફાદારી વ્યક્ત કરે છે અને કોઈ કોઈ વખત તેઓ એ સિદ્ધાંતોને છડેચોક વખોડી કાઢે છે. રાજ્યનું શાસન કરનારી એ જુદી જુદી ટોળીઓ વચ્ચે પરસ્પર અથડામણ થવા પામે છે અને એને પરિણામે રાષ્ટ્રો એકબીજા સામે યુદ્ધે ચઢે છે. એવું મહાભારત યુદ્ધ આજે કે ભવિષ્યમાં કોઈ વખતે આ શાસક ટોળીઓનો જ નહિ પણ ખુદ સારીયે સભ્યતાનો પણ નાશ કરે એ સંભવિત છે. અથવા તો, માર્ક્સવાદી ફિલસૂફીની અપેક્ષા પ્રમાણે એની ભસ્મમાંથી આંતરરાષ્ટ્રીય સમાજવાદી વ્યવસ્થા ઉદ્ભવે એમ પણ બનવા સંભવ છે.

વાસ્તવમાં યુદ્ધ એ એવી ભીષણ વસ્તુ છે કે, એનો વિચાર રુચિકર નથી હોતો. એથી કરીને, રૂડારૂપાળા શબ્દો, વીરતાભર્યાં સંગીત તેમ જ ભભકાદાર ગણવેશોની પાછળ તેનું સાચું સ્વરૂપ છુપાવી રાખવામાં આવે છે.

પરંતુ આજનું યુદ્ધ એટલે શું એ વસ્તુ કંઇક અંશે જાણી લેવી જરૂરી છે. છેલ્લા મહાયુદ્ધે ઘણા લોકોને યુદ્ધની ભીષણતાની સારી પેઠે પ્રતીતિ કરાવી હતી. અને આમ છતાંયે, એમ કહેવામાં આવે છે કે હવે પછી થનારા યુદ્ધને મુકાબલે તો ગયું મહાયુદ્ધ કશીયે વિસાતમાં નથી, કારણ કે, છેલ્લાં થોડાં વરસોમાં ઔદ્યોગિક કળામાં દશગણી પ્રગતિ થઈ છે તો યુદ્ધના વિજ્ઞાનમાં સોગણી પ્રગતિ થવા પામી છે. યુદ્ધ આજે પાયદળના હુમલાની કે ઘોડેસવાર પલટણનો છાપો મારવાની વસ્તુ નથી રહી. પહેલાંના સમયનો પાયદળ સૈનિક કે ઘોડેસવાર આજે લગભગ તીરકામઠાં જેટલા જ નકામા બની ગયા છે. આજે તો યુદ્ધ એ યાંત્રિક ટૅંકો, એરોપ્લેનો અને બૉંબગોળાની વસ્તુ બની ગઈ છે. એમાં ખાસ કરીને પાછલી બે વસ્તુઓ વધારે મહત્ત્વની છે. દિનપ્રતિદિન એરોપ્લેનોની ગતિ તથા તેની કાર્યદક્ષતા વધતાં જાય છે.

જો યુદ્ધ ફાટી નીકળે તો, યુદ્ધે ચડેલાં રાષ્ટ્રો ઉપર દુશ્મન વિમાની દળનો તાત્કાલિક હુમલો થશે એમ ધારવામાં આવે છે. આ એરોપ્લેનો યુદ્ધની જાહેરાત થતાંવેંત આવી પહોંચશે અથવા તો દુશ્મનને થાપ આપીને લાભ લેવાને અર્થે યુદ્ધની જાહેરાત થવા પહેલાં પણ કદાચ આવશે અને મોટાં મોટાં શહેરો તથા કારખાનાંઓ ઉપર અતિશય સ્ફોટક બૉંબનો વરસાદ વરસાવશે. કેટલાંક દુશ્મન વિમાનોનો નાશ કરવામાં આવશે એ ખરું પરંતુ બચી ગયેલાં વિમાનો પણ શહેર ઉપર બૉંબમારો ચલાવવા માટે પૂરતાં થઈ પડશે. વિમાનોમાંથી ફેંકવામાં આવેલા બૉંબગોળાઓમાંથી ઝેરી ગૅસો બહાર આવશે અને ફેલાઈ જઈને તે આખાયે પ્રદેશને છાઈ દેશે તથા પોતાના ક્ષેત્રમાં આવનાર પ્રત્યેક સજીવ વસ્તુઓને ગૂંગળાવીને મારી નાખશે. બિનલડાયક નાગરિક વસતીનો મોટા પાયા ઉપર અતિશય નિષ્ઠુર અને કષ્ટદાયક રીતે સંહાર થશે અને એને કારણે આમપ્રજાને અસહ્ય માનસિક તેમ જ શારીરિક પીડા વેઠવી પડશે. અને એકબીજી સામે રણે ચડેલી પ્રતિસ્પર્ધી સત્તાઓનાં મોટાં મોટાં શહેરો ઉપર એકી વખતે પણ આવું થઈ શકે. યુરોપમાં લડાઈ ફાટી નીકળે તો થોડા જ દિવસો કે અઠવાડિયાંઓમાં લંડન, પૅરિસ તથા બર્લિન વગેરે શહેરો ખંડેરોના ઢગલાના રૂપમાં ફેરવાઈ જાય.

એથીયે બૂરી દશા થવાનો સંભવ રહે છે. એરોપ્લેનોમાંથી ફેંકવામાં આવતા બૉંબગોળાઓમાં જુદા જુદા ભયંકર રોગોનાં જંતુઓ પણ હોવાનો સંભવ છે. અને એથી કરીને આખાયે શહેરને એ રોગોનો ચેપ લાગે. આવી 'રોગનાં જંતુઓની લડાઈ' બીજી રીતે પણ ચલાવી શકાય છે. ખોરાકને તથા પીવાના પાણીને રોગનાં જંતુઓનો ચેપ લગાડીને દૂષિત કરી શકાય છે તેમ જ પ્લેગ ફેલાવનારા ઉંદરોની પેઠે જંતુવાહક પ્રાણીઓનો પણ ઉપયોગ કરી શકાય છે.

આ બધું શયતાનિયતભર્યું અને ન માની શકાય એવું લાગે છે, અને એમ છે પણ ખરું. કોઈ રાક્ષસને પણ એમ કરવાનું નહિ ગમે. પરંતુ લોકો ભયથી અભિભૂત થઈ ગયા હોય અને તેઓ જીવનમરણનો સંગ્રામ ખેલી રહ્યા હોય ત્યારે માન્યામાં ન આવે એવી વસ્તુઓ પણ બનવા પામે છે. દુશ્મન દેશ એવી હીન પ્રકારની અને શયતાનિયતભરી રીતો અખત્યાર કરશે એવો ડર દરેક દેશને એ બાબતમાં પહેલ કરવાને પ્રેરે છે. કેમકે, એ શસ્ત્રો એવાં તો ભયાનક હોય છે કે, એનો પ્રથમ ઉપયોગ કરનાર દેશને તે ભારે લાભકારક નીવડે છે. 'ભયને બહુ મોટી આંખો હોય છે'!

ખરેખર, ગયા મહાયુદ્ધ દરમ્યાન ઝેરી ગેસનો ઘણા બહોળા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. અને એ તો જગજાહેર છે કે બધીયે મહાન સત્તાઓ પાસે, યુદ્ધને અર્થે એવો ગેસ ઉત્પન્ન કરવાનાં મોટાં મોટાં કારખાનાંઓ છે. આનું એક વિચિત્ર પરિણામ એ આવશે કે, ખરી લડાઈ જ્યાં આગળ ખાઈઓ ખોદીને દુશ્મન લશ્કરો સામસામાં પડે છે અને એકબીજાનો સામનો કરે છે તે લડાઈના મોરચા ઉપર નહિ પણ એ મોરચાઓની પાછળ શહેરોમાં અને બિનલડાયક નાગરિક વસ્તીનાં ઘરો આગળ થશે. એમ પણ બને કે યુદ્ધકાળમાં લડાઈનો મોખરો જ સૌથી સલામત સ્થાન બની જાય કેમ કે ત્યાં આગળ સૈન્યોનું હવાઈ હુમલાઓ, ઝેરી ગેસો તથા રોગના ચેપથી સંપૂર્ણપણે રક્ષણ કરવામાં આવ્યું હશે! પાછળ રહેલાં સ્ત્રી પુરુષો તથા બાળકોના સંરક્ષણ માટે એવી વ્યવસ્થા કરવામાં આવી નહિ હોય.

આ બધાનું પરિણામ શું આવે? સાર્વત્રિક વિનાશ? સદીઓના પુરુષાર્થથી ચણવામાં આવેલી સંસ્કૃતિ અને સભ્યતાની ઇમારતનો અંત?

શું બનશે એની કોઈને પણ ખબર નથી. ભવિષ્યનો પડદો ભેદીને તેની પાર આપણે જોઈ શકતાં નથી. દુનિયામાં આજે બે પ્રક્રિયાઓ — હરીફ અને પરસ્પર વિરોધી બે પ્રક્રિયાઓ ચાલી રહેલી આપણી નજરે પડે છે. એક સહકાર અને સમજશક્તિની અને સભ્યતાની ઇમારતના ચણતરની પ્રક્રિયા છે; બીજી સંહારની — પ્રત્યેક વસ્તુનું નિકંદન કાઢવાની પ્રક્રિયા છે. એ રીતે માણસજાત આત્મઘાત કરવાનો પ્રયાસ કરી રહી છે. એ બંને પ્રક્રિયાઓની ગતિ ઉત્તરોત્તર વધતી જ જાય છે અને બંને વિજ્ઞાનનાં શસ્ત્રો તથા કળાથી સુસજ્જ છે. એ બેમાં કઈ વિજયી નીવડશે?

## ૧૮૪. ભારે મંદી અને જગદ્વ્યાપી કટોકટી

૧૯ જુલાઈ, ૧૯૩૩

વિજ્ઞાને માણસના હાથમાં જે શક્તિ અર્પી છે અને તેનો તે જે રીતે ઉપયોગ કરી રહ્યો છે તેના ઉપર આપણે જેટલો વધારે વિચાર કરીએ છીએ તેટલું વધારે આશ્ચર્ય આપણને થાય છે. કેમ કે, આજની મૂડીવાદી દુનિયાની અવદશા સાચે જ આશ્ચર્યચકિત કરે એવી છે. રેડિયો દ્વારા વિજ્ઞાન આપણો અવાજ દૂર દૂરના મુલકો સુધી પહોંચાડે છે, વાયરલેસ ટેલિફોન દ્વારા આપણે દુનિયાના બીજા છેડા ઉપરના લોકો સાથે વાતો કરીએ છીએ, અને થોડા જ વખતમાં 'ટેલિવિઝન' દ્વારા આપણે તેમને નજરોનજર જોઈ પણ શકીશું. હેરત પમાડે એવી પોતાની કરામતથી વિજ્ઞાન માણસજાતને જોઈતી બધી વસ્તુઓ અઢળક પ્રમાણમાં પેદા કરી શકે છે. અને એ રીતે તે જુગ જુગ જૂના દારિદ્રના શાપમાંથી દુનિયાને મુક્ત કરી શકે છે. છેક પ્રાચીનકાળથી, ઇતિહાસનો આરંભ થયો ત્યારથી માંડીને માણસો જ્યાં આગળ દૂધ અને મધની નદીઓ વહેતી હોય તેમ જ જ્યાં આગળ દરેક વસ્તુની રેલમછેલ હોય એવી સ્વર્ગીય ભૂમિનાં સ્વપ્નાં સેવીને તેમને દળી રહેલા અને નહિ જેવું જ વળતર આપનારા રોજિંદા પરિશ્રમની ઘટમાળમાંથી કંઈક સમાધાન અથવા રાહત મેળવવાનો પ્રયાસ કરતા આવ્યા છે. જે વખતે કોઈ પણ વાતની મણા નહોતી એવા વીતી ગયેલા સત્યયુગની તેઓ કલ્પના કરતા અને ભાવીમાં આવનારા સ્વર્ગની તેઓ નિરંતર ઝંખના કરતા રહેતા અને માનતા કે આખરે તો તેમને શાંતિ અને આનંદ પ્રાપ્ત થશે. પછી વિજ્ઞાનનો ઉદય થયો. અને તેણે દરેક વસ્તુ ઢગલાબંધ પેદા કરવાનાં સાધનો તેમના હાથમાં સુપરત કર્યાં. અને આમ છતાંયે, વસ્તુઓની એ મોજૂદ અને સંભવિત રેલમછેલની વચ્ચે પણ માણસજાત હજીયે દુઃખ અને દારિદ્રમાં જીવી રહી છે. આ એક અજબ પ્રકારની પરસ્પર વિરોધી પરિસ્થિતિ નથી કે?

આજનો આપણો સમાજ વિજ્ઞાન તેમ જ તેણે આપણને આપેલી અગણિત ભેટોને લીધે ગૂંચવણમાં પડી ગયો છે. તેમનો પરસ્પર એકબીજા સાથે મેળ બેસતો જ નથી. મૂડીવાદી સમાજવ્યવસ્થા અને વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી કરામત તથા ઉત્પાદનની તેની છેલ્લામાં છેલ્લી પદ્ધતિ વચ્ચે વિસંવાદ છે — એ બંનેની વચ્ચે કશો મેળ નથી. સમાજે ઉત્પાદન કેવી રીતે કરવું તે જાણ્યું છે પરંતુ ઉત્પન્ન કરેલી સંપત્તિની વહેંચણી કેવી રીતે કરવી તેની તેને જાણ નથી.

આ ટૂંક પ્રસ્તાવના પછી યુરોપ તથા અમેરિકા તરફ આપણે ફરીથી નજર કરીએ. મહાયુદ્ધ પછીનાં પહેલાં દશ વરસો દરમ્યાન તેમણે વેઠેલી હાડમારીઓ અને મુશ્કેલીઓ વિષે હું તને આગળ કંઈક કહી ગયો છું. મહાયુદ્ધમાં

હારેલા જર્મની અને મધ્ય યુરોપના બીજા નાના નાના દેશોની મહાયુદ્ધ પછી ઊભી થયેલી પરિસ્થિતિમાં ભારે દુર્દશા થઈ હતી. તેમની ચલણવ્યવસ્થા તૂટી પડી અને તેને લીધે એ દેશોના મધ્યમવર્ગના લોકો બરબાદ થઈ ગયા. યુરોપની વિજયી અને લેણદાર સત્તાઓની સ્થિતિ તેમના કરતાં થોડી જ ઠીક હતી એમ કહી શકાય. એ દરેક સત્તા અમેરિકાની દેવાદાર હતી તથા દેશની અંદર યુદ્ધ અંગેનું રાષ્ટ્રીય કરજ પણ તેમના ઉપર જબરદસ્ત હતું. એ બધી સત્તાઓ આ બહારના અને આંતરિક એ બંને પ્રકારના દેવાના બોજા નીચે લથડિયાં ખાતી હતી. યુદ્ધની નુકસાની પેટે જર્મની પાસે નાણાં મળવાની અને એ રીતે કંઈ નહિ તો પરદેશોનું દેવું પતાવવાની આશામાં તેઓ જીવતી હતી. તેમની એ આશા બહુ વાસ્તવિક નહોતી કેમ કે જર્મની પોતે જ દેવાદાર રાષ્ટ્ર હતું. પરંતુ અમેરિકાએ જર્મનીને નાણાં ધીર્યાં એટલે એ મુશ્કેલીનો તોડ આવી ગયો. એ નાણાં પછીથી જર્મનીએ ઇંગ્લંડ તથા ફ્રાંસ વગેરેને તેમને આપવાની નુકસાનીની રકમ પેટે ભર્યાં અને એ દેશોએ એ નાણાં પાછાં અમેરિકાને પોતપોતાના દેવા પેટે ભર્યાં.

એ દશકા દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્સ એ જ એક દેશ સધ્ધર અને આબાદ હતો. નાણાંની તો ત્યાં જાણે છોળ ઊડતી હોય એમ જણાતું હતું અને એ સમૃદ્ધિને કારણે લોકો ભારે આશા રાખવા લાગ્યા. સરકારી જામીનગીરીઓના તથા શૅરોના સટ્ટા થવા લાગ્યા.

મૂડીવાદી જગતમાં એકંદરે એવી છાપ પ્રવર્તતી હતી કે પહેલાંના વખતની મંદીઓમાં બન્યું હતું તેમ આ આર્થિક કટોકટી પણ પસાર થઈ જશે અને બધું ઠરીઠામ થઈ જઈને દુનિયામાં ફરી પાછો સમૃદ્ધિનો યુગ આવશે. સાચે જ, મૂડીવાદી વ્યવસ્થામાં ઘટમાળની પેઠે આબાદી અને મંદી અથવા કટોકટી વારાફરતી આવ્યા કરતી હોય એમ લાગે છે. ઘણા લાંબા વખત ઉપર કાર્લ માર્ક્સે એ દર્શાવી આપ્યું હતું કે, મૂડીવાદની યોજનારહિત અને અવૈજ્ઞાનિક પદ્ધતિમાં જ એ વસ્તુ ગર્ભિતપણે રહેલી છે. ઉદ્યોગોની આબાદીને પરિણામે તેજીનો કાળ આવે છે અને પછી એનો લાભ લેવાને માટે દરેક જણ બની શકે એટલું વધારે ઉત્પાદન કરવા માગે છે. એને લીધે ઉત્પાદન જોઈએ તે કરતાં વધી જાય છે એટલે કે વેચી શકાય તેના કરતાં વધારે પ્રમાણમાં માલ ઉત્પન્ન થાય છે. પરિણામે પાકા માલના ઢગલેઢગલા ખડકાય છે, વેપાર મંદ પડે છે અને ઉદ્યોગોની ગતિ ફરી પાછી ધીમી પડે છે. અમુક વખત સુધી આ સ્થિતિ રહેવા પામે છે અને તે દરમ્યાન એકઠો થયેલો માલ ધીમે ધીમે વેચાઈ જાય છે. હવે ઉદ્યોગો ફરી પાછા સતેજ થાય છે અને ફરી પાછો સમૃદ્ધિનો કાળ શરૂ થાય છે. હમેશાં તેજીમંદીની ઘટમાળ આ પ્રમાણે ચાલ્યા કરતી હતી એટલે મોટા ભાગના લોકો એવી આશા રાખતા હતા કે થોડા ઘણા વખત પછી સમૃદ્ધિનો કાળ ફરી પાછો આવશે.

પરંતુ ૧૯૨૯ની સાલમાં પરિસ્થિતિ એકાએક બગડી. અમેરિકાએ જર્મની તથા દક્ષિણ અમેરિકાનાં રાજ્યોને નાણાં ધીરવાનું બંધ કર્યું અને એ રીતે લેણદેણના કાગળ ઉપરના વ્યવહારનો અંત આણ્યો. એ તો દેખીતું જ હતું કે, અમેરિકાના મૂડીદારો કંઈ હમેશને માટે નાણાં ધીર્યા કરવાના નહોતા જ. કેમકે એથી તો તેમના દેણદારોની જવાબદારી વધ્યે જાય અને દેવું પતાવવાનું તેમને માટે અશક્ય બની જાય. અત્યાર સુધી તેમણે ધીર્યા કર્યું એનું કારણ તો એ હતું કે, તેમની પાસે પુષ્કળ પ્રમાણમાં રોકડ નાણાં પડેલાં હતાં અને તેનો તેમને કશો ઉપયોગ નહોતો. આ વધારાનાં ફાલતુ નાણાંને લીધે તેઓ શૅર બજારમાં ભારે સટ્ટાઓ ખેલવા લાગ્યા. સટ્ટાનો જુગાર ખેલવાનો ભારે જુવાળ ચઢ્યો અને દરેક જણ તત્કાળ શ્રીમંત થઈ જવા માગતો હતો.

જર્મનીને નાણાં ધીરવાની ના પાડવામાં આવી એને લીધે તત્કાળ કટોકટી ઊભી થઈ. એને પરિણામે કેટલીક જર્મન બેંકો તૂટી. ધીમે ધીમે યુદ્ધની નુકસાનીની રકમ તથા દેવાની રકમ ભરપાઈ કરવાની ઘટમાળ અટકી પડી. દક્ષિણ અમેરિકાની ઘણી સરકારો તથા બીજાં નાનાં નાનાં રાજ્યો વાયદો ચૂકવવામાં નિષ્ફળ નીવડવા લાગ્યાં. શાખની આખીયે ઇમારત પડી ભાગવા લાગી એ જોઈને યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રમુખ હૂવર ગભરાયો અને ૧૯૩૧ના જુલાઈ માસમાં તેણે કરજ ભરપાઈ કરવાની મુદત એક વરસ માટે મુલતવી રાખી. એટલે કે કરજદારોને રાહત આપવાને માટે સરકાર સરકાર વચ્ચેના દેવાની તથા યુદ્ધની નુકસાનીની રકમની ભરપાઈ એક વરસ માટે બંધ રાખવામાં આવી.

દરમ્યાન, ૧૯૨૯ના જુલાઈ માસમાં અમેરિકામાં એક નોંધપાત્ર બનાવ બનવા પામ્યો. શૅર બજારની સટ્ટાખોરીને કારણે શૅર વગેરેના ભાવોમાં અસાધારણ વધારો થયો અને પછીથી એ ભાવો એકાએક અતિશય બેસી ગયા. ન્યૂ યૉર્કનાં શરાફી મંડળોમાં ભારે કટોકટી પેદા થઈ અને તે દિવસથી અમેરિકાની સમૃદ્ધિના કાળનો અંત આવ્યો. અમેરિકા પણ હવે મંદી વેઠતાં બીજાં રાષ્ટ્રોની હારમાં આવી ગયું. વેપાર તથા ઉદ્યોગોમાં હવે ભારે મંદી શરૂ થઈ અને તે દુનિયાભરમાં વ્યાપી ગઈ. તું એમ ન માની લઈશ કે શૅર બજારની સટ્ટાખોરી કે ન્યૂ યૉર્કની આર્થિક કટોકટીને કારણે અમેરિકાની પડતી થઈ અથવા ત્યાં મંદી પેદા થઈ. એ બંને વસ્તુઓ તો નિમિત્તમાત્ર હતી. એનાં ખરાં કારણો તો ઘણાં ઊંડાં હતાં.

આખીયે દુનિયામાં વેપાર ક્ષીણ થતો ગયો અને ખાસ કરીને ખેતીની પેદાશના ભાવો એકદમ બેસી ગયા. દરેક વસ્તુનું ઉત્પાદન હદ ઉપરાંતનું થઈ ગયું છે એમ કહેવામાં આવતું હતું. પરંતુ ખરી વસ્તુસ્થિતિ એ હતી કે ઉત્પન્ન થયેલો માલ ખરીદવા માટે લોકો પાસે નાણાં જ નહોતાં — ખરીદી જોઈએ તે કરતાં ઓછી થઈ ગઈ હતી. પાકો માલ વેચાતો બંધ થયો એટલે

તે એકઠો થવા લાગ્યો અને સ્વાભાવિક રીતે જ એ માલ ઉત્પન્ન કરનારાં કારખાનાંઓ બંધ કરવાં પડ્યાં. વેચાય નહિ તે માલ પેદા કરવાનું તેઓ ચાલુ રાખી શકે નહિ. એને પરિણામે યુરોપ અમેરિકા તથા બીજે બધે સ્થળે કદીયે ન અનુભવેલી એવી ભારે બેકારી પેદા થઈ. બધાયે ઔદ્યોગિક દેશો ઉપર ભારે ફટકો પડ્યો. એ જ રીતે, દુનિયાનાં બજારોમાં ઉદ્યોગોને માટે જરૂરી કાચો માલ તથા ખોરાકીની વસ્તુઓ પૂરાં પાડનાર ખેતીપ્રધાન દેશોને પણ ભારે ફટકો પડ્યો. આમ થોડે અંશે હિંદના ઉદ્યોગોને પણ સોસવું પડ્યું પરંતુ ખેતીની પેદાશના ભાવો બેસી જવાથી હિંદનો ખેડૂતવર્ગ ભારે મુસીબતમાં આવી પડ્યો. સામાન્ય રીતે તો ખાધાખોરાકીની વસ્તુઓના ભાવો ઘટે એ લોકોને માટે આશીર્વાદ રૂપ ગણાય. કેમ કે તેમને તેમનો ખોરાક સોંઘે ભાવે મળે. પરંતુ મૂડીવાદી વ્યવસ્થા નીચેની આ ઊંધીચત્તી દુનિયામાં આ આશીર્વાદ શાપના રૂપમાં ફેરવાઈ ગયો. ખેડૂતોને તેમના જમીનદારોને રોકડમાં ગણોત અથવા સરકારને રોકડમાં મહેસૂલ ભરવાનું હતું. એ રોકડ રકમ મેળવવા માટે તેમને પોતાની ખેતીની પેદાશ વેચી દેવી પડતી હતી. પરંતુ વસ્તુના ભાવો એટલા બધા બેસી ગયા હતા કે કેટલીક વાર તો પોતાની બધીયે પેદાશ વેચી દેવા છતાંયે તેમને એને માટે પૂરતાં નાણાં મળી રહેતાં નહિ. અને આથી ઘણી વાર તો તેમને તેમની જમીન ઉપરથી તથા તેમનાં માટીનાં ઝૂપડાંઓમાંથી કાઢી મૂકવામાં આવતા અને ગણોત વસૂલ કરવા માટે તેમની જૂજ ઘરવખરીનું પણ લીલામ કરવામાં આવતું. અને આ રીતે, અનાજ અતિશય સોંઘું હતું તેવે વખતે પણ આ અનાજ પેદા કરનારાઓ જ ભૂખે મરતા હતા અને તેમને ઘરબાર વિનાના કરી દેવામાં આવતા હતા.

આ દુનિયાની પરસ્પરાવલંબિતાએ જ એ મંદીને જગદ્વ્યાપી બનાવી મૂકી. બહારની દુનિયાથી અળગો રહેલો તિબેટ જેવો મુલક જ મારી ધારણા પ્રમાણે એમાંથી મુક્ત હશે! મહિને મહિને મંદી વધુ ને વધુ ફેલાતી ગઈ અને વેપાર ક્ષીણ થતો ગયો. આખીયે સમાજવ્યવસ્થામાં ધીમે ધીમે પ્રસરતા જતા અને તેને અપંગ બનાવતા પક્ષાઘાત જેવી એ સ્થિતિ હતી. કદાચ, દુનિયાના વેપારના પ્રજાસંઘે બહાર પાડેલા આંકડાઓ ઉપરથી જ એ મંદીનો તને સૌથી સરસ ખ્યાલ આવશે. એ આંકડાઓ દરેક વરસના પહેલા ત્રણ માસના છે અને તે સોનાના ડૉલરની લાખની સંખ્યામાં આપવામાં આવ્યા છે:

| પહેલા ત્રણ માસ | આયાત મૂલ્ય | નિકાસ મૂલ્ય | આયાત-નિકાસ મૂલ્ય |
|---|---|---|---|
| ૧૯૨૯ | ૭૯૭૨૦ | ૭૩૧૭૦ | ૧૫૨૮૯૦ |
| ૧૯૩૦ | ૭૩૬૪૦ | ૬૫૨૦૦ | ૧૩૮૮૪૦ |
| ૧૯૩૧ | ૫૧૫૪૦ | ૪૫૩૧૦ | ૯૬૮૫૦ |
| ૧૯૩૨ | ૩૪૩૪૦ | ૩૦૨૭૦ | ૬૪૬૧૦ |
| ૧૯૩૩ | ૨૮૨૯૦ | ૨૫૫૨૦ | ૫૩૮૧૦ |

દુનિયાનો વેપાર ઉત્તરોત્તર કેવી રીતે ઘટતો ગયો તે આ આંકડાઓ આપણને દર્શાવી આપે છે. એ વેપાર ૧૯૩૩ની સાલના પહેલા ત્રણ માસ દરમ્યાન ચાર વર્ષ અગાઉ હતો તેના ૩૫ ટકા જેટલો એટલે કે લગભગ ત્રીજા ભાગનો થઈ ગયો હતો.

વેપારને અંગેના આ આંકડાઓ માનવી સંબંધી શી હકીકત આપણને કહે છે? તે આપણને કહે છે કે, જનસમુદાય એટલો બધો ગરીબ છે કે તેઓ જે પેદા કરે છે તે ખરીદી શકતા નથી. તે આપણને કહે છે કે, દુનિયામાં સંખ્યાબંધ મજૂરો બેકાર પડ્યા છે અને કામ કરવાની પૂરેપૂરી આતુરતા હોવા છતાં તેમને કામ મળતું નથી. માત્ર યુરોપ તેમ જ યુનાઇટેડ સ્ટેટ્સમાં જ ૩૦,૦૦૦,૦૦૦ મજૂરો બેકાર છે. એમાંથી ૩,૦૦૦,૦૦૦ મજૂરો બ્રિટનમાં અને ૧૩,૦૦૦,૦૦૦ યુનાઇટેડ સ્ટેટ્સમાં બેકાર છે. હિંદુસ્તાનમાં અને એશિયાના બીજા દેશોમાં કેટલા લોકો બેકાર છે તેની તો કોઈને પણ કશી ખબર જ નથી. ઘણું કરીને એકલા હિંદુસ્તાનમાં જ યુરોપ અને અમેરિકાના બેકારોની કુલ સંખ્યા કરતાં ઘણા વધારે લોકો બેકાર હશે. દુનિયાભરમાં બેકાર બનેલા અસંખ્ય લોકોનો તેમ જ તેમના ઉપર આધાર રાખનારાં તેમનાં કુટુંબીજનોનો વિચાર કરી જો એટલે વેપારની મંદીને કારણે પેદા થયેલી માનવી યાતનાઓનો તને કંઈક ખ્યાલ આવશે. યુરોપના ઘણા દેશોમાં રાજ્ય તરફથી શરૂ કરવામાં આવેલી વીમા પદ્ધતિ અનુસાર રાજ્યને ચોપડે નોંધાયેલા બધા બેકારોને જિવાઈ જોગો ખરચ રાજ્ય તરફથી આપવામાં આવે છે; યુનાઇટેડ સ્ટેટ્સમાં બેકારોને દાન તરીકે જિવાઈ આપવામાં આવતી હતી. પરંતુ રાજ્ય તરફથી મળતી તેમ જ દાન તરીકે મળતી આ રકમો ગુજારા માટે પૂરતી નહોતી અને ઘણાઓને તો એ રકમો પણ નહોતી મળતી અને તેમને ભૂખમરો વેઠવો પડતો. મધ્ય અને પૂર્વ યુરોપના કેટલાક ભાગોમાં તો પરિસ્થિતિ અતિશય કારમી બની ગઈ હતી.

બધાયે ઔદ્યોગિક દેશોમાં અમેરિકા ઉપર મંદીનો ફટકો સૌથી છેલ્લો પડ્યો, પરંતુ બીજા બધા દેશો કરતાં એની અસર ત્યાં આગળ વધારે પ્રમાણમાં થવા પામી. અમેરિકાના લોકો લાંબા સમય સુધી ચાલતી વેપારની મંદી તથા હાડમારીથી ટેવાયેલા નહોતા. ગર્વિષ્ઠ — ધનગર્વિષ્ઠ અમેરિકા, મંદીનો ફટકો પડતાં બેબાકળું બની ગયું અને લાખોના પ્રમાણમાં બેકારોની સંખ્યા વધતી ગઈ તેમ જ ભૂખમરાનું દૃશ્ય સર્વસામાન્ય બનતું ગયું તેમ તેમ રાષ્ટ્રનું ધૈર્ય ખૂટવા લાગ્યું. બેંકો અને રોકાણો ઉપરનો વિશ્વાસ ડગી ગયો અને લોકો બેંકોમાંથી પોતાનાં નાણાં ઉઠાવી લઈને પોતાની પાસે સંઘરવા લાગ્યા. બેંકો તો વિશ્વાસ અને શાખ ઉપર જ નભે છે એટલે એ વિશ્વાસ તૂટે તો બેંકોની પણ એવી જ દશા થાય. યુનાઇટેડ સ્ટેટ્સમાં હજારો બેંકો એ રીતે તૂટી ગઈ

અને પ્રત્યેક તૂટેલી બેંકે કટોકટીમાં વધારો કર્યો અને એકંદરે પરિસ્થિતિ વિશેષે કરીને બગડી.

બેકાર બનેલાં સંખ્યાબંધ સ્ત્રીપુરુષોએ રખડપટ્ટીનો ધંધો સ્વીકાર્યો અને તેઓ કામની શોધમાં એક શહેરથી બીજે શહેર એમ ભટકવા લાગ્યાં. મોટા મોટા રાજમાર્ગોનો રસ્તો તેઓ પકડતાં અને ત્યાં થઈને પસાર થતા મોટર-વાળાઓને તેઓ પોતાની મોટરોમાં તેમને બેસાડી લઈ જવાની વિનંતી કરતાં અથવા ઘણી વાર તો તેઓ ધીમી ગતિથી જતી માલગાડીનાં બાજુનાં પાટિયાંઓ ઉપર વળગી જતાં. એથીયે વિશેષ નોંધપાત્ર દૃશ્ય તો એ વિશાળ દેશના એક છેડાથી બીજા છેડા સુધી એકલાં અથવા નાના નાના સમૂહોમાં રખડતાં તરુણ વયનાં છોકરા છોકરીઓનું હતું. નાનાં નાનાં બાળકો સુધ્ધાં એ રીતે રખડતાં માલૂમ પડતાં હતાં, દરમ્યાન પુખ્ત વયના અને સશક્ત પુરુષો કામ વિના નવરા બેઠા રહ્યા હતા અને કામ મળે એવી આશા સેવતા હતા. અને નમૂનારૂપ કારખાનાંઓ પણ બંધ થઈ રહ્યાં હતાં. મૂડીવાદી વ્યવસ્થાનું સ્વરૂપ જ એવું છે કે, આમ હોવા છતાંયે, એ જ અરસામાં અંધારી, ગંદી અને લોહીનું પાણી કરનારી દુકાનો ઊભી થઈ અને તેમાં બાર ને સોળ વરસનાં બાળકો પાસે નજીવી મજૂરી આપીને દિવસના દશથી બાર જેટલા કલાક કામ લેવામાં આવતું. કેટલાક માલિકોએ એ તરુણ વયનાં છોકરા છોકરીઓ ઉપરના બેકારીના જબરદસ્ત દબાણનો લાભ ઉઠાવીને પોતાની મિલો તથા કારખાનાંઓમાં તેમની પાસેથી સખત અને લાંબા કલાકો સુધી કામ લીધું. મંદીએ આ રીતે અમેરિકામાં બાળકોની મજૂરી ફરી પાછી દાખલ કરી અને આનો તથા બીજી ગેરરીતિઓની મનાઈ કરનારા મજૂરોને લગતા કાયદાઓનો છડેચોક ભંગ થવા લાગ્યો.

એ વસ્તુ યાદ રાખજે કે અમેરિકામાં યા તો બાકીની દુનિયામાં અન્ન કે પાકા માલની તંગી નહોતી. ફરિયાદ ઊલટી એ હતી કે એ બધી વસ્તુઓ વધારે પડતી હતી; એ બધી વસ્તુઓનું ઉત્પાદન જોઈએ તે કરતાં વધારે હતું. સર હેન્રી સ્ટ્રેકોશ નામના એક મશહૂર અંગ્રેજ અર્થશાસ્ત્રીએ જણાવ્યું છે કે, ૧૯૩૧ની સાલમાં એટલે કે, મંદીના બીજા વરસમાં દુનિયાનાં બજારોમાં એટલો બધો માલ પડેલો હતો કે, ત્યાર પછી સવાબે વરસ સુધી દુનિયાભરના લોકો કશુંયે કામ ન કરે તોયે તેઓ જીવનના જે ધોરણને ટેવાયેલા હતા તે ધોરણ પ્રમાણે પોતાનું ગુજરાન ચલાવી શકે. અને આમ છતાંયે, એ જ સમયે, આધુનિક ઔદ્યોગિક દુનિયાએ પહેલાં કદીયે ન અનુભવેલી એવી તંગી અને ભૂખમરો તેને વેઠવો પડ્યો. અને એની સાથે સાથે જ, એ તંગીને પડખે જ ખાધાખોરાકીની વસ્તુઓનો ખરેખાત નાશ કરવામાં આવતો હતો. પાકને ન લણતાં તેને ખેતરોમાં જ સડવા દેવામાં આવતો, ફળોને ઝાડો ઉપર

જ રહેવા દેવામાં આવતાં અને ઘણી વસ્તુઓનો તો ખરેખર નાશ કરવામાં આવતો. આનું એક જ ઉદાહરણ આપું : ૧૯૩૧ના જૂનથી માંડીને ૧૯૩૩ના ફેબ્રુઆરી સુધીમાં બ્રાઝિલમાં ૧૪૦,૦૦,૦૦૦ કરતાંયે વધારે કૉફીના થેલાઓનો નાશ કરવામાં આવ્યો હતો. દરેક કોથળામાં ૧૩૨ રતલ કૉફી હોય છે એટલે એ રીતે ૧,૮૪,૮૦,૦૦,૦૦૦ કરતાંયે વધારે રતલ કૉફીનો નાશ કરવામાં આવ્યો ! એ જથ્થો આખીયે દુનિયાની વસ્તી માટે પૂરતો હતો. એને વહેંચવામાં આવે તો પ્રત્યેક વ્યક્તિને એક શેર કૉફી મળી રહે. અને આમ છતાંયે આપણને ખબર છે કે, કૉફીને સહર્ષ વધાવી લે એવા કરોડો લોકોની કૉફી ખરીદવાની ગુંજાશ નથી.

કૉફી ઉપરાંત ઘઉં અને કપાસ તેમ જ બીજી પણ અનેક વસ્તુઓનો નાશ કરવામાં આવ્યો. કપાસ, રબર, ચા વગેરેનું વાવેતર મર્યાદિત કરીને ભવિષ્યમાં ઉત્પાદન ઘટાડવાનાં પગલાં પણ ભરવામાં આવ્યાં. ખેતીની નીપજની કિંમત વધારવાને માટે ઉપર્યુક્ત વસ્તુઓનો નાશ કરવામાં આવ્યો હતો તેમ જ તેમનું વાવેતર મર્યાદિત કરવામાં આવ્યું હતું. કેમકે એથી એ બધી વસ્તુઓની તંગી પેદા થાય અને એને પરિણામે એની માગ પેદા થાય અને માગ પેદા થવાથી તેમના ભાવો ઊંચા થાય. બજારમાં પોતાનો માલ વેચનાર ખેડૂતને તો એ વસ્તુ ફાયદાકારક નીવડે પરંતુ વાપરવાને માટે એ વસ્તુઓ ખરીદનારાઓની શી સ્થિતિ ? સાચે જ, આપણી આ દુનિયા અજબ જેવી છે. જો ઉત્પાદન જોઈએ તે કરતાં ઓછું થાય તો વસ્તુઓના એ ભાવો એટલા બધા વધી જાય કે મોટા ભાગના લોકો તે ખરીદી શકે નહિ અને એ રીતે તેમને હાડમારી ભોગવવી પડે. જો ઉત્પાદન વધારે પડતું થાય તો વસ્તુઓના ભાવ એટલા બધા ઘટી જાય કે ઉદ્યોગો અને ખેતી ચાલી શકે નહિ અને તેને લીધે બેકારી પેદા થાય. અને તેની પાસે ખરીદવાના પૈસા તો હોતા નથી એટલે બેકાર થયેલો માણસ કોઈ પણ વસ્તુ કેવી રીતે ખરીદી શકવાનો હતો ! આમ માલની અછત હોય કે તેની રેલમછેલ હોય એ બંને પરિસ્થિતિમાં આમ જનતાના નસીબમાં તો કષ્ટો અને હાડમારી જ વેઠવાનાં હોય છે.

હું આગળ કહી ગયો તેમ, મંદીના કાળ દરમ્યાન અમેરિકામાં કે બીજે કોઈ પણ ઠેકાણે માલની તંગી તો હતી જ નહિ. ખેડૂતો પાસે ખેતીની પેદાશ પડેલી હતી પણ તે તેઓ વેચી શકતા નહોતા. અને શહેરના લોકો પાસે કારખાનાંઓમાં તૈયાર થયેલો પાકો માલ પડેલો હતો પરંતુ તેઓ તેને વેચી શકતા નહોતા. અને આમ છતાંયે એકને બીજાનો માલ જોઈતો હતો. ઉભય પક્ષે નાણાંનો અભાવ હોવાથી વિનિમયનો વ્યવહાર અટકી પડ્યો. અને પછીથી, સારી પેઠે ઔદ્યોગિક બનેલા, આધુનિક સભ્યતામાં આગળ વધેલા અને મૂડીવાદી અમેરિકામાં ઘણા લોકોએ સાટાની એટલે કે વસ્તુવિનિમયની પ્રાચીન પદ્ધતિ

અખત્યાર કરી. રોકડ નાણાંનો વપરાશ શરૂ થયો તે પહેલાં પ્રાચીન કાળમાં એ વસ્તુવિનિમયની પદ્ધતિ ચાલતી હતી. વસ્તુવિનિમય કરવા માટેની સેંકડો સંસ્થાઓ અમેરિકામાં શરૂ થઈ. નાણાંને અભાવે વિનિમયની મૂડીવાદી પદ્ધતિ તૂટી પડી એટલે લોકોએ નાણાં વિના ચલાવવાનું શરૂ કર્યું અને તેઓ વસ્તુઓ અને સેવાઓનો વિનિમય કરવા લાગ્યા. પ્રમાણપત્રો આપીને તે દ્વારા વસ્તુવિનિમયના વ્યવહારને મદદરૂપ થવા માટે વિનિમય સંસ્થાઓ ઊભી થઈ. વસ્તુવિનિમય અંગે એક ડેરીવાળાનો રમૂજી દાખલો છે. પોતાનાં બાળકોની કેળવણીના બદલામાં એક વિદ્યાપીઠને તે દૂધ, માખણ તથા ઈંડાં આપતો હતો.

બીજા કેટલાક દેશોમાં પણ વસ્તુવિનિમયની પદ્ધતિ થોડેઘણે અંશે વિકસી હતી. આંતરરાષ્ટ્રીય વિનિમયની અટપટી પદ્ધતિ તૂટી પડી એટલે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે પણ વસ્તુવિનિમયના ઘણા દાખલા બનવા પામ્યા. આ રીતે સ્વીડન નોર્વેનું ઇમારતી લાકડું ઇંગ્લંડે કોલસો આપીને લીધું; સોવિયેટ પાસેથી તેલ મેળવવાને માટે કૅનેડાએ તેને એલ્યુમિનિયમ આપ્યું; યુનાઇટેડ સ્ટેટ્સે બ્રાઝિલને ઘઉં આપીને તેના બદલામાં તેની પાસેથી કૉફી મેળવી.

એ મંદીને લીધે અમેરિકાના ખેડૂતો ઉપર ભારે ફટકો પડ્યો. અને પોતાના ખેતીના બગીચાઓ ગીરો મૂકીને બેંકો પાસેથી ઉપાડેલાં નાણાં તેઓ ભરપાઈ ન કરી શક્યા. આથી એ ખેતીના બગીચાઓ વેચી નાખીને બેંકોએ પોતાનું લેણું વસૂલ કરવાનો પ્રયાસ કર્યો. પરંતુ ખેડૂતો એમ કરવા દે એમ નહોતું અને આવા પ્રકારનાં વેચાણો અટકાવવાને માટે તેમણે અમલી પગલાં ભરવા માટેની સમિતિઓ નીમી. એનું પરિણામ એ આવ્યું કે, બેંકો તરફથી કરવામાં આવતી ખેતીના બગીચાઓની હરાજીઓમાં માગણી કરવાની કોઈની હિંમત ચાલતી નહિ અને બેંકવાળાઓને ખેડૂતોની શરતો કબૂલ રાખવાની ફરજ પડતી. ખેડૂતોનો આ બળવો અમેરિકાના મધ્ય પશ્ચિમના ખેતીપ્રધાન પ્રદેશમાં ફેલાયો. એ બળવાની ઘટના ભારે મહત્ત્વની હતી કેમકે, લાંબા સમય સુધી દેશના આધાર-સ્થંભરૂપ બની રહેલા અમેરિકાના આ સ્થિતિચુસ્ત ખેડૂતોને વધતી જતી એ આર્થિક કટોકટીએ કેવી રીતે ઉત્તરોત્તર ઉદ્દામ અને ક્રાંતિકારી દૃષ્ટિવાળા બનાવ્યા એ વસ્તુ એ દર્શાવી આપે છે. તેમની એ ચળવળ તળપદી હતી અને સમાજવાદ કે સામ્યવાદ સાથે તેને કશોયે સંબંધ નહોતો. આર્થિક સંકટને કારણે મિલકતનો માલિકી હક્ક ધરાવનારા મધ્યમ વર્ગના ખેડૂતો મટીને તેઓ કેવળ જમીન ખેડનારા અને જૂજ મિલકત ધરાવનારા ખેડૂતો અથવા ગણોતિયાઓ થઈ ગયા. 'માનવી હક્કો એ કાયદાના તથા મિલકતના હક્કોથી પર છે.' 'ગીરોનો પહેલો હક્ક પત્ની તથા બાળકોનો છે.' ઇત્યાદિ તેમના અનેક પોકારોમાંના થોડા પોકારો હતા.

યુનાઇટેડ સ્ટેટ્સની પરિસ્થિતિનું બ્યાન મેં કંઈક વિસ્તારથી કર્યું છે કેમકે અમેરિકા એ અનેક રીતે અદ્ભુત દેશ છે. એ સૌથી આગળ વધેલો મૂડીવાદી દેશ છે અને યુરોપ તથા એશિયાની પેઠે તેનાં મૂળ ભૂતકાળની ફ્યૂડલ વ્યવસ્થામાં રહેલાં નથી. આ રીતે ત્યાં આગળ ફેરફારો વધારે ત્વરાથી થાય છે. બીજા દેશો તો જનતાનાં કષ્ટો તથા હાડમારીઓથી વધારે ટેવાયેલા છે. અમેરિકામાં તો આટલા મોટા પાયા ઉપરની એ ઘટના તદ્દન નવી અને હેબતાવી મૂકે એવી હતી. અમેરિકા વિષે મેં જે કહ્યું છે તે ઉપરથી મંદીના કાળ દરમ્યાન બીજા દેશોની દુર્દશા વિષે તું કલ્પના કરી શકશે. કેટલાક દેશોની સ્થિતિ તો અતિશય ખરાબ થઈ ગઈ હતી અને કેટલાક દેશોની સ્થિતિ કંઈક ઠીક હતી. એકંદરે જોતાં ખેતીપ્રધાન અને પછાત દેશો ઉપર આગળ વધેલા ઔદ્યોગિક દેશો જેટલો સખત ફટકો પડ્યો નહોતો. તેમના ખુદ પછાતપણાએ જ કંઈક અંશે તેમને ઉગારી લીધા. ખેતીની પેદાશના ભાવો એકદમ અતિશય બેસી ગયા એ તેમની મુખ્ય મુશ્કેલી હતી. એને લીધે ખેડૂત વર્ગ ભારે હાડમારીમાં આવી પડ્યો. ખેતીપ્રધાન દેશ ઑસ્ટ્રેલિયા ઇંગ્લંડની બેંકોનું પોતાનું દેવું આપી ન શક્યો અને ખેતીની પેદાશના ભાવો બેસી જવાને કારણે નાદાર થઈ જવાની અણી પર આવી ગયો હતો. એમાંથી ઊગરવાને માટે ઇંગ્લંડના બેંકવાળાઓની કડક શરતો તેને કબૂલ રાખવી પડી. મંદીના કાળમાં બેંકરો અને શરાફો અથવા નાણાં ધીરનારાઓનો વર્ગ માતબર બને છે અને બીજા વર્ગો ઉપર તે પોતાનું પ્રભુત્વ જમાવે છે.

યુનાઇટેડ સ્ટેટ્સે ધીર બંધ કરી તેથી તેમ જ મંદીને લીધે દક્ષિણ અમેરિકામાં કટોકટી ઊભી થઈ અને તેને પરિણામે ઘણીખરી પ્રજાસત્તાક સરકારો અથવા સાચું કહેતાં ત્યાં આગળ શાસન કરતા સરમુખત્યારો ઊથલી પડ્યા. તેના આગળ પડતા દેશો આર્જેન્ટાઇન, ચિલી અને બ્રાઝિલ સહિત આખાયે દક્ષિણ અમેરિકામાં ક્રાંતિઓ થવા પામી. દક્ષિણ અમેરિકાની બધીયે ક્રાંતિઓની પેઠે એ ક્રાંતિઓ પણ રાજમહેલની ક્રાંતિઓ હતી અને એને પરિણામે માત્ર ટોચ ઉપર જ ફેરફારો થયા એટલે કે સરમુખત્યારો અને સરકારોમાં પરિવર્તન થવા પામ્યું. ત્યાં આગળ લશ્કર અને પોલીસ ઉપર કાબૂ ધરાવનાર વ્યક્તિ કે વ્યક્તિસમૂહ દેશ ઉપર શાસન કરે છે. દક્ષિણ અમેરિકાની બધી જ સરકારો દેવાના ભારે બોજા નીચે હતી અને તેમાંની ઘણીખરી સરકારો વાયદા પ્રમાણે પોતાનું દેવું ચૂકવવામાં નિષ્ફળ નીવડી હતી.

# ૧૮૫ કટોકટી શાથી પેદા થઈ?

૨૧ જુલાઈ, ૧૯૩૩

મહામંદીએ દુનિયાની ગળચી પકડી અને તેણે તેની બધીયે પ્રવૃત્તિઓને રૂંધી નાખી અથવા તો મંદ પાડી દીધી. ઘણે ઠેકાણે ઉદ્યોગોનાં ચક્રો ફરતાં બંધ થઈ ગયાં; અનાજ અને બીજા ખાદ્ય પદાર્થો પકવનારાં ખેતરો ખેડ્યા વિના પડતર પડી રહ્યાં; રબરનાં ઝાડો ઉપર રબર ઝરીને એકઠું થતું હતું પણ કોઈ તેને એકઠું કરનાર નહોતું; જેમાં ચાના છોડવાઓ કાળજીપૂર્વક ઉછેરવામાં આવતા હતા તે પહાડોની બાજુમાં આવેલા ચાના બગીચાઓ જંગલના રૂપમાં ફેરવાઈ ગયા અને તેમની સંભાળ રાખનાર કોઈ રહ્યું નહોતું. આ બધાં કામો કરનારાઓ તો બેકારોની પ્રચંડ સેનામાં જોડાઈ ગયા હતા. તેઓ કામધંધો મળે એની પ્રતીક્ષા કરતા બેઠા હતા પરંતુ કામ તેમને મળે એમ હતું નહિ એટલે લાચાર અને લગભગ હતાશ થઈને ભૂખમરો અને હાડમારી વેઠી રહ્યા હતા. ઘણા દેશોમાં આપઘાતની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં વધવા પામી.

મેં કહ્યું તેમ, બધાયે ઉદ્યોગો ઉપર મંદીની કારમી છાયા ફરી વળી. પરંતુ એક ઉદ્યોગ એવો હતો ખરો કે જે એમાંથી મુક્ત રહ્યો. જુદા જુદા દેશોનાં લશ્કરો, નૌકાસૈન્યો તથા હવાઈ દળને શસ્ત્રો તથા બીજો લડાયક સરંજામ પૂરો પાડનાર યુદ્ધસરંજામ પેદા કરનારો એ ઉદ્યોગ હતો. એ ધંધો અતિશય આબાદ થયો અને તેણે પોતાના શૅર ધરાવનારાઓને મોટા મોટા નફા વહેંચ્યા. મંદીની અસર એ ઉદ્યોગ ઉપર ન થઈ કેમકે એ ધંધો રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચેની હરીફાઈ અને સ્પર્ધા ઉપર ચાલે છે અને એ કટોકટીના કાળમાં તો એ હરીફાઈ અને સ્પર્ધા અતિશય ઉગ્ર બની ગઈ.

બીજો એક મોટો પ્રદેશ — સોવિયેટ રાજ્ય — પણ મંદીની સીધી અસરમાંથી મુક્ત રહ્યો. ત્યાં આગળ બેકારી નહોતી અને પંચવર્ષી યોજના અનુસાર ત્યાં પહેલાં કરતાંયે સખત કામ ચાલતું હતું. મૂડીવાદના નિયંત્રણ નીચેના પ્રદેશની એ બહાર હતું અને તેની અર્થવ્યવસ્થા ભિન્ન હતી. પરંતુ હું આગળ જણાવી ગયો તેમ મંદીને કારણે પરોક્ષ અથવા આડકતરી રીતે તેને સોસવું પડ્યું; કેમ કે, મંદીને લીધે તેણે પરદેશોમાં વેચેલી પોતાની ખેતીની પેદાશના ભાવો તેને ઓછા મળ્યા.

આ મહામંદી — આ જગદ્વ્યાપી કટોકટીનું કારણ શું હતું? એક રીતે તો એ કટોકટી લગભગ મહાયુદ્ધના જેટલી જ ભયંકર હતી. એને મૂડીવાદની કટોકટી કહેવામાં આવે છે, કેમ કે એના ફટકાથી મૂડીવાદના વ્યાપક અને અટપટા તંત્રને સારી પેઠે નુકસાન પહોંચ્યું છે. મૂડીવાદે આવો વર્તાવ કેમ રાખ્યો? અને એ કટોકટી થોડા વખત પૂરતી જ છે? અથવા મૂડીવાદ એમાંથી ક્ષેમ-

કુશળ પાર ઊતરશે કે પછી દુનિયા ઉપર આટલા બધા લાંબા સમય સુધી પ્રભુત્વ ભોગવનાર એ મહાન વ્યવસ્થાની મરણ પહેલાંની છેવટની વ્યથાની આ શરૂઆત છે? આવા આવા અનેક પ્રશ્નો ઊઠે છે અને આપણે તેમના તરફ આકર્ષાઈએ છીએ કેમકે એ પ્રશ્નોના જવાબ ઉપર જ માનવજાતના અને સાથે સાથે આપણા સૌના ભાવીનો પણ આધાર છે. ૧૯૩૨ની સાલના ડિસેમ્બર માસમાં બ્રિટિશ સરકારે અમેરિકાની સરકાર ઉપર એક યાદી મોકલી હતી અને તેમાં તેણે પોતાનું યુદ્ધઋણ જતું કરવાની યાચના કરી હતી. એ યાદીમાં બ્રિટિશ સરકારે એ પણ બતાવી આપ્યું હતું કે, રોગના ઉપચારો અજમાવવા જતાં તો ઊલટો તે વધારે ઉગ્ર બન્યો છે. તેણે જણાવ્યું કે, 'કરવેરામાં બેહદ વધારો કરી દેવામાં આવ્યો છે અને ખરચમાં ભારે કાપકૂપ કરવામાં આવી છે અને આમ છતાંયે જે પીડા મટાડવાને આ બધી મર્યાદાઓ તથા નિયંત્રણો અખત્યાર કરવામાં આવ્યાં છે તેણે તો એ પીડા ઊલટી વધારી મૂકી છે.' વળી વિશેષમાં તેમણે બતાવી આપ્યું કે, 'કુદરતની કંજૂસાઈને કારણે કંઈ આ હાનિ અને યાતનાઓ વેઠવી પડતી નથી. ભૌતિક વિજ્ઞાનની સફળતા દિનપ્રતિદિન વધતી જાય છે અને સાચી સંપત્તિ ઉત્પન્ન કરવાની અગાધ શક્યતાઓ અક્ષત એટલે કે જેમની તેમ રહી છે.' દોષ કુદરતમાં નહિ પણ માણસમાં અને તેણે ઊભી કરેલી વ્યવસ્થામાં રહેલો છે.

મૂડીવાદના આ વ્યાધિનું સાચું નિદાન કરવાનું તેમ જ તેનું નિવારણ કરવાના ઇલાજો બતાવવાનું કામ સહેલું નથી. જેમણે એ વિષે બધુંયે જાણવું જોઈએ તે સંપત્તિશાસ્ત્રીઓમાં એ વિષે મતભેદ છે અને તેઓ એનાં ભિન્ન ભિન્ન કારણો જણાવે છે અને એના નિવારણના જુદા જુદા ઉપાયો સૂચવે છે. માત્ર સામ્યવાદીઓ અને સમાજવાદીઓના મનમાં એ બાબતમાં ચોખવટ હોય એમ લાગે છે. તેમનાં દૃષ્ટિબિંદુ અને સિદ્ધાંતોને મૂડીવાદની પડતીથી સમર્થન મળે છે. મૂડીવાદી તજ્જ્ઞો તો એ વિષેની પોતાની મૂંઝવણ નિખાલસપણે કબૂલ કરે છે. મૉંટેગ્યુ નોર્મન એ ઇંગ્લંડનો એક મોટો અને સમર્થ શરાફ છે. અને તે 'ઇંગ્લંડની બેંક'નો ગવર્નર છે. એક જાહેર સમારંભને પ્રસંગે તેણે કહ્યું હતું કે, 'આર્થિક પ્રશ્ન એ મારા ગજા ઉપરવટનો પ્રશ્ન છે. એની મુશ્કેલીઓ અતિશય ભારે અને અવનવી છે તથા ભૂતકાળમાં એને મળતી આવતી ઘટનાઓ મળતી નથી. એટલે એ આખાયે વિષયને એક અજ્ઞાન માણસ તરીકે અને ખૂબ નમ્રતાપૂર્વક હું હાથ ધરું છું. એ મારે માટે ગજા બહારનું કામ છે. અત્યારે તો આપણે અંધકારમય બોગદામાં જ ફસાયેલા છીએ. ભવિષ્યમાં, એ બોગદાને છેડે આપણે પ્રકાશ જોઈ શકીશું એવી મને આશા છે. કેટલાક લોકો ક્યારનાયે એ પ્રકાશ આપણને બતાવવાને શક્તિમાન થયા છે.' પરંતુ એ પ્રકાશ તો ભ્રામક ઇંદ્રજાળ છે અને કેવળ આપણને નિરાશ કરવા માટે જ તે

આપણા હૃદયમાં આશાનો સંચાર કરે છે. સર ઑકલૅંડ ગીડીસ નામના એક નામીચા બ્રિટિશ રાજદ્વારી પુરુષે કહ્યું છે કે, 'વિચારવાન લોકો માને છે કે સમાજનો હ્રાસ શરૂ થઈ ચૂક્યો છે. આપણે જાણીએ છીએ કે યુરોપમાં તો એક યુગનો અંત નજીક આવી રહ્યો છે.'

જર્મન લોકો એમ માનતા કે, એ કટોકટીનું ખરું કારણ યુદ્ધની નુકસાની પેટે ભરવી પડતી રકમો છે; બીજા ઘણા લોકો એમ માનતા હતા કે, યુદ્ધ-ઋણને કારણે,— પછી તે દેશની અંદર કરેલું દેવું હોય કે પરદેશમાં કરેલું દેવું હોય — મંદી પેદા થઈ. તેમનું એવું માનવું હતું કે એ બોજો ગજા ઉપરવટનો થઈ પડ્યો અને તેણે બધાયે ઉદ્યોગોને કચરી નાખ્યા. આ રીતે, દુનિયાની મુશ્કેલીઓને માટે પ્રધાનપણે મહાયુદ્ધને જવાબદાર ગણવામાં આવે છે. કેટલાક સંપત્તિ-શાસ્ત્રીઓનો એવો મત હતો કે, ખરી મુસીબત નાણાંના વિચિત્ર પ્રકારના વ્યવહારને કારણે પેદા થઈ અને સોનાની અછત થઈ જવાને કારણે વસ્તુઓના ભાવો અતિશય બેસી ગયા. અને સોનાની અછત, અમુક અંશે દુનિયાને જોઈએ તેટલા પ્રમાણમાં ખાણોમાંથી તે પેદા નથી થતું તેને લીધે પણ મુખ્યત્વે કરીને તો જુદી જુદી સરકારો તેનો સંગ્રહ કરી રહી છે તેથી થવા પામી છે. વળી બીજા કેટલાક એમ કહેતા હતા કે, બધી મુશ્કેલીઓ આર્થિક રાષ્ટ્રવાદને કારણે — પરદેશથી આવતા માલ ઉપર ભારે જકાતો અને કરો નાંખવાની નીતિને કારણે પેદા થવા પામી છે. એ જકાતો આંતરરાષ્ટ્રીય વેપારને અટકાવી દે છે. વળી બીજા કેટલાંકોએ સૂચવ્યું કે, યંત્રશાસ્ત્ર અથવા વૈજ્ઞાનિક કરામતોમાં થયેલી પ્રગતિ એને માટે કારણભૂત હતી. એણે ઉત્પાદન કાર્યમાં જોઈતા મજૂરોની સંખ્યા ઘટાડી દીધી અને એ રીતે બેકારીમાં વધારો કર્યો.

મંદીને માટે સૂચવવામાં આવેલાં આ અને બીજાં કારણો વિષે ઘણું ઘણું કહી શકાય એમ છે. પરંતુ આ જગદ્વ્યાપી વિષમતા પેદા કરવામાં એ બધાંયે કારણોએ હિસ્સો આપ્યો હોય એ બનવાજોગ છે. પરંતુ એ કટોકટી માટે એમાંનાં કોઈ એક ઉપર અથવા તો સમગ્રપણે બધાંયે કારણો ઉપર દોષારોપણ કરવું વાજબી કે ન્યાયપુરઃસરનું નથી. ખરેખર, આ કહેવાતાં કારણોમાંથી ઘણાં તો એ કટોકટીનાં પરિણામો હતાં. હા, એ ખરું કે એ દરેકે કટોકટીને ઉગ્ર બનાવવામાં ફાળો આપ્યો હતો. પરંતુ એ રોગનાં મૂળ ઘણાં ઊંડાં છે. લડાઈમાં હાર થવાને કારણે એ કટોકટી ઊભી નહોતી થઈ કેમકે, વિજયી રાષ્ટ્રો પણ તેમાં સપડાયાં હતાં; રાષ્ટ્રની ગરીબાઈ પણ એને માટે કારણભૂત નહોતી કેમકે દુનિયાના સૌથી ધનવાન દેશ અમેરિકા જેમને એ કટોકટીને કારણે સૌથી વધારે સોસવું પડ્યું તેમાંનો એક દેશ હતો. કટોકટીને ત્વરિત કરવામાં મહાયુદ્ધે ભારે હિસ્સો આપ્યો છે એ વાત તો નિર્વિવાદ છે.

એનાં બે કારણો હતાં. એક તો દેવાનો અસહ્ય બોજો અને બીજું લેણદારોમાં કરવામાં આવેલી તેની વહેંચણીની રીત. વળી, મહાયુદ્ધ દરમ્યાન તેમ જ તે પછી થોડાં વરસો સુધી વસ્તુઓના ભાવો બહુ ઊંચા રહ્યા એ પણ એનું એક કારણ હતું. એ ભાવો કૃત્રિમ હતા અને તેમાં એકદમ ઓટ આવ્યા વિના ચાલે એમ નહોતું. પણ આપણે હજી વધારે ઊંડાં ઊતરીને તપાસીએ.

એમ કહેવામાં આવે છે કે, જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં કરવામાં આવતું ઉત્પાદન રોગનું મૂળ છે. પરંતુ એ વસ્તુ ભ્રામક છે, કેમ કે, કરોડો માણસને જીવનની પ્રાથમિક જરૂરિયાતની વસ્તુઓના પણ સાંસા પડતા હોય તે પરિસ્થિતિમાં ઉત્પાદન વધારે પડતું થાય છે એમ કહી શકાય જ નહિ. હિંદુસ્તાનમાં કરોડો લોકોને પહેરવા માટે પૂરતાં કપડાં મળતાં નથી અને છતાં મિલોમાં કાપડના તથા ખાદી ભંડારોમાં ખાદીના ઢગલેઢગલા ખડકાયા છે તથા કાપડનું 'વધારે પડતું ઉત્પાદન' થયું છે એવી વાતો સાંભળવામાં આવે છે. એનો સાચો ખુલાસો તો એ છે કે અતિશય ગરીબાઈને કારણે લોકો કાપડ ખરીદી શકતા નથી; નહિ કે તે તેમને જોઈતું નથી. જનતા પાસે નાણાંનો અભાવ છે. આ નાણાંના અભાવનો અર્થ એ નથી કે દુનિયામાંથી નાણાં અલોપ થઈ ગયાં છે. એનો અર્થ એ છે કે, દુનિયાના લોકોમાં નાણાંની વહેંચણી બદલાઈ છે અને તે નિરંતર બદલાતી રહે છે. એટલે કે, સંપત્તિની વહેંચણીમાં અસમાનતા રહેલી છે. એક બાજુ ધનદોલતના ઢગલા થયા છે અને તેનો શો ઉપયોગ કરવો તેની તેના માલિકોને ખબર પડતી નથી; તેઓ તો માત્ર તે વધારે ને વધારે ખડકતા જાય છે અને તેમનાં બેંકનાં ખાતાંઓ ઉત્તરોત્તર મોટાં ને મોટાં થતાં જાય છે. આ નાણાંનો બજારમાં વસ્તુઓ ખરીદવામાં ઉપયોગ થતો નથી. જ્યારે બીજી બાજુએ ધનદોલતના સાંસા છે અને નાણાંના અભાવને કારણે જરૂરની વસ્તુઓ પણ ખરીદી શકાતી નથી.

આ દુનિયામાં તવંગર તેમ જ ગરીબો છે એ હકીકત જણાવવાની આ દીર્ઘસૂત્રી રીત છે. બાકી એ હકીકત એટલી સ્પષ્ટ અને ઉઘાડી છે કે એ પુરવાર કરવા માટે દાખલાદલીલોની જરૂર નથી. છેક ઇતિહાસના આરંભકાળથી માંડીને આજ સુધી હમેશાં આ ગરીબો અને તવંગરો હતા જ. તો પછી વર્તમાન કટોકટી માટે તેમને શા માટે જવાબદાર ગણવા જોઈએ? મારા ધારવા પ્રમાણે આગળના એકાદ પત્રમાં હું કહી ગયો છું કે, સંપત્તિની વહેંચણી કરવામાં મૂડીવાદી વ્યવસ્થાનું સમગ્ર વલણ અસમાનતાઓને તીવ્ર અથવા ઉત્કટ બનાવવાનું હોય છે. સમાજની ફ્યૂડલ અવસ્થામાં સ્થિતિ લગભગ સ્થિર હતી, અથવા કહો કે તે અતિશય ધીમી ગતિથી પલટાતી હતી; પ્રચંડ યંત્રો અને જગદ્વ્યાપી બજારોને કારણે મૂડીવાદી વ્યવસ્થા ક્રિયાશીલ બની. અને વ્યક્તિઓ અને સમૂહોના હાથમાં સંપત્તિ એકઠી થઈ એટલે ફેરફારો બહુ ઝડપથી થવા

લાગ્યા. સંપત્તિની વહેંચણીમાં અસમાનતા વધવાથી તેમ જ તેમાં બીજાં કેટલાંક તત્ત્વો ઉમેરાતાં ઔદ્યોગિક દેશોમાં મૂડીદારો અને મજૂરો વચ્ચે નવી લડત ઊભી થઈ. મજૂરોને મજૂરીના ઊંચા દરો તથા જીવનની વધુ સારી સ્થિતિ ઇત્યાદિ થોડી છૂટછાટો આપીને એ દેશોના મૂડીદારોએ પરિસ્થિતિ જરા હળવી કરી. વસાહતી દેશો અને પછાત મુલકોના શોષણને ભોગે તેમણે મજૂરોને એ છૂટછાટો આપી. આ રીતે, એશિયા, આફ્રિકા, દક્ષિણ અમેરિકા તથા પૂર્વ યુરોપનું શોષણ કરીને પશ્ચિમ યુરોપના ઔદ્યોગિક દેશો તથા ઉત્તર અમેરિકા મોટા પ્રમાણમાં સંપત્તિ એકઠી કરી શક્યા અને તેનો થોડો ભાગ પોતપોતાના મજૂરોને આપી શક્યા. નવાં નવાં બજારો શોધાતાં ગયાં તેમ તેમ નવા નવા ઉદ્યોગો ઊભા થતા ગયા અથવા જૂના ઉદ્યોગો વિકસતા ગયા. સામ્રાજ્યવાદી દેશોએ આ બજારો અને કાચા માલ માટે આક્રમણકારી શોધ શરૂ કરી અને જુદીજુદી ઔદ્યોગિક સત્તાઓની હરીફાઈને કારણે તેમની વચ્ચે અથડામણ પેદા થઈ. જ્યારે આખી દુનિયા આ મૂડીવાદી શોષણના પંજા નીચે આવી ગઈ ત્યારે ઉત્તરોત્તર વધુ ને વધુ વિસ્તારમાં પગ પસારવાની આ ક્રિયાનો અંત આવ્યો અને ભિન્ન ભિન્ન સત્તાઓ વચ્ચેના ઘર્ષણને પરિણામે મહાયુદ્ધ ફાટી નીકળ્યું.

આ બધું તો હું તને આગળ કહી ગયો છું પરંતુ જગદ્વ્યાપી કટોકટી સમજવામાં તને મદદરૂપ થાય એટલા માટે હું એનું પુનરાવર્તન કરી રહ્યો છું. વિકસતા જતા મૂડીવાદ અને વિસ્તરતા જતા સામ્રાજ્યવાદના આ યુગ દરમ્યાન એક બાજુએ વધારે પડતી બચત અને બીજી બાજુએ ખરચવા માટેનાં નાણાંના વધારે પડતા સાંસા પડવાને કારણે પશ્ચિમના દેશોમાં અનેક વાર કટોકટી પેદા થઈ હતી. પરંતુ મૂડીદારોના હાથમાં બચેલાં ફાલતુ નાણાં પછાત મુલકોના શોષણ અને ખિલવણીમાં વપરાયાં અને એ રીતે ત્યાં આગળ નવાં બજારો ઊભાં થયાં અને એને પરિણામે માલનું વેચાણ વધવા પામ્યું એટલે એ બધી કટોકટીઓ પસાર થઈ ગઈ. સામ્રાજ્યવાદને મૂડીવાદની છેવટની અવસ્થા કહેવામાં આવી હતી. સામાન્ય રીતે તો આખીયે દુનિયાનું ઉદ્યોગીકરણ થાય ત્યાં સુધી શોષણની આ ક્રિયા ચાલુ રહેત. પરંતુ એમાં કેટલીક મુશ્કેલીઓ અને વિઘ્નો ઊભાં થયાં. સામ્રાજ્યવાદી સત્તાઓ વચ્ચે ચાલતી ઝનૂની સ્પર્ધા એ મુખ્ય મુશ્કેલી હતી. દરેક સત્તાને પોતાને માટે સૌથી મોટો ભાગ જોઈતો હતો. વસાહતી દેશોમાં રાષ્ટ્રીયતાની નવી ભાવના પેદા થવા પામી તેમ જ એ દેશોએ પણ પોતપોતાના ઉદ્યોગો ખીલવ્યા એ બીજી મુશ્કેલી હતી. વસાહતી દેશોમાં ઊભા થયેલા એ ઉદ્યોગો પોતપોતાના દેશની જરૂરિયાતો પૂરી પાડવા લાગ્યા. આપણે આગળ જોઈ ગયાં છીએ તે પ્રમાણે આ બધી પ્રક્રિયાઓને પરિણામે મહાયુદ્ધ ઉદ્ભવ્યું. પરંતુ મહાયુદ્ધે મૂડીવાદની મુશ્કેલીઓનો ઉકેલ ન કર્યો — અથવા કહો કે તે એનો ઉકેલ કરી શકે એમ નહોતું. સોવિયેટ રાજ્યનો

વિસ્તૃત પ્રદેશ સંપૂર્ણપણે મૂડીવાદી દુનિયાની બહાર નીકળી ગયો. આ રીતે, જેનું શોષણ કરી શકાય એમ હતું એવું એક મોટું બજાર નષ્ટ થયું. પૂર્વના દેશોમાં રાષ્ટ્રવાદે વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું તેમ જ એ દેશો ઔદ્યોગિક પણ બનતા ગયા. મહાયુદ્ધ દરમ્યાન તેમ જ તે પછીનાં વરસોમાં વૈજ્ઞાનિક કળામાં થયેલી અસાધારણ પ્રગતિએ પણ સંપત્તિની અસમાન વહેંચણીમાં તથા બેકારી પેદા કરવામાં ફાળો આપ્યો. યુદ્ધને અંગેનાં દેવાંઓ પણ એક પ્રબળ કારણ હતું.

યુદ્ધને અંગેનાં દેવાં જબરદસ્ત હતાં અને એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે કે એની પાછળ કોઈ પણ પ્રકારની નક્કર સંપત્તિ રહેલી નહોતી. જો કોઈ દેશ રેલવે બાંધવા માટે કે નહેર ખોદવા માટે યા તો દેશને ફાયદાકારક નીવડે એવું બીજું કોઈ પણ કામ કરવા માટે નાણાં ઉછીનાં લે તો એ ઉછીનાં લીધેલાં અને ખરચેલાં નાણાંના બદલામાં કંઈક નક્કર વસ્તુ તેને પ્રાપ્ત થાય છે. ખરેખર, આ કામો દ્વારા તેમના ઉપર ખરચવામાં આવી હોય એના કરતાં વધારે સંપત્તિ પેદા થાય એમ પણ બને. એથી કરીને એને 'ઉત્પાદક કામો' કહેવામાં આવે છે. યુદ્ધકાળમાં ઉછીનાં લેવામાં આવેલાં નાણાં એવાં કોઈ કાર્યમાં નહોતાં ખરચાયાં. એ કેવળ અનુત્પાદક કાર્યમાં જ નહિ પણ સંહારક કાર્યમાં વપરાયાં હતાં. યુદ્ધમાં ખરચાયેલી અઢળક રકમો પોતાની પાછળ સંહારના અવશેષો મૂકતી ગઈ. યુદ્ધને અંગેનાં દેવાં આ રીતે કશાયે વળતર વિનાનાં અને કેવળ બોજારૂપ હતાં. યુદ્ધને અંગેનાં દેવાં ત્રણ પ્રકારનાં હતાં : (૧) જે રકમો ભરવાનું હારેલા દેશો પાસે પરાણે કબૂલ કરાવવામાં આવ્યું હતું તે નુકસાનીની રકમો. (૨) મિત્રરાજ્યોની સરકારનું આપસઆપસનું દેવું તથા ખાસ કરીને તે બધીનું અમેરિકાનું દેવું. અને (૩) દરેક દેશે પોતાના નાગરિકો પાસે ઉછીનાં લીધેલાં નાણાંનું રાષ્ટ્રીય દેવું.

આ ત્રણે જુદા જુદા પ્રકારનાં દેવાંની રકમ જબરદસ્ત હતી પરંતુ એ બધામાં પણ દરેક દેશના રાષ્ટ્રીય દેવાની રકમ સૌથી મોટી હતી. આ રીતે ઇંગ્લંડના રાષ્ટ્રીય દેવાની રકમ ૬,૫૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડના જબરદસ્ત આંકડા સુધી પહોંચી હતી. આવા દેવાનું વ્યાજ ચૂકવવું એ પણ ભારે બોજો હતો, અને એને માટે ભારે કરવેરા નાખવાની જરૂરિયાત ઊભી થતી હતી. જર્મનીએ પોતાનું આંતરિક દેવું ચલણનો ફુલાવો કરીને સાફ કરી નાખ્યું. એને લીધે તેનો જૂનો ચલણી સિક્કો માર્ક નષ્ટ થયો. આ રીતે નાણાં ધીરનાર લોકોને ભોગે જર્મની આંતરિક દેવાના બોજામાંથી મુક્ત થઈ ગયું. ફ્રાંસે પણ પોતાનું આંતરિક દેવું પતાવવા માટે ચલણનો ફુલાવો કરવાની એ જ રીત અખત્યાર કરી પરંતુ એ બાબતમાં તે જર્મનીના જેટલી હદે ન ગયું. તેણે પોતાના ચલણી નાણા ફ્રાંકની કિંમત ઘટાડીને લગભગ પાંચમા ભાગ જેટલી કરી નાખી

અને એ રીતે એક સપાટે તેણે પોતાનું આંતરિક રાષ્ટ્રીય દેવું ઘટાડીને પાંચમા ભાગ જેટલું કરી નાખ્યું. બીજા દેશોનું દેવું પતાવવામાં (દાખલા તરીકે, યુદ્ધની નુકસાની પેટે ભરવાની રકમ અને બીજા દેશોનું દેવું.) એવી રમત રમવાનું શક્ય નહોતું. એ દેવાની પતાવટ તો નક્કર સોનું આપીને જ થઈ શકે એમ હતું.

આ સરકાર સરકાર વચ્ચેનાં અથવા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનાં દેવાં પતવવામાં તો દેવું પતવનાર દેશને એટલાં નાણાં ગુમાવવાં પડતાં અને એટલા પ્રમાણમાં તે ગરીબ બનતો. પરંતુ દેશનું આંતરિક દેવું પતવવામાં એવા પ્રકારનો કશોયે ફરક પડતો નહોતો. કેમકે આખરે એ બધાં નાણાં તો ગમે તેમ પણ દેશમાં ને દેશમાં જ રહેતાં હતાં. અને આમ છતાંયે એ આંતરિક દેવું પતાવવામાં પણ મોટો ફરક પડતો હતો. દેશના ધનિક કે ગરીબ બધાયે કર ભરનારાઓ પાસેથી કરવેરા દ્વારા નાણાં ઊભાં કરીને જ એવાં દેવાં ભરપાઈ કરવામાં આવતાં હતાં. સરકારી લોન લઈને રાજ્યને નાણાં ધીરનાર લોકો ધનિક હતા. આથી પરિણામ એ આવ્યું કે ધનિક લોકોનું દેવું પતવવા માટે ગરીબ તેમ જ ધનિક એ બંને ઉપર કર નાખવામાં આવતા હતા. ધનિકોને તો કરના રૂપમાં તેઓ સરકારને જે નાણાં આપતા તે નાણાં તેમને પાછાં વ્યાજરૂપે મળી રહેતાં એટલું જ નહિ પણ તે કરતાંયે ઘણાં વધારે નાણાં મળતાં. ગરીબો પણ કરના રૂપમાં રાજ્યને નાણાં ભરતા પરંતુ તેમને તો કશુંયે પાછું મળતું નહોતું. ધનિકો ઉત્તરોત્તર ધનિક બનતા ગયા અને ગરીબો દિનપ્રતિદિન વધુ ને વધુ ગરીબ બનતા ગયા.

જો યુરોપના દેવાદાર દેશો અમેરિકાનું પોતાનું થોડુંઘણું કરજ પતાવતા તો એ બધાંયે નાણાં ત્યાંના મોટા મોટા બેંકવાળાઓ તથા શરાફોના હાથમાં જતાં. આમ યુદ્ધ અંગેનાં દેવાંનું પરિણામ એ આવ્યું કે પરિસ્થિતિ બૂરી તો હતી જ તે વિશેષે કરીને બગડવા પામી તથા ગરીબોને ભોગે તવંગર લોકો આગળ નાણાંનો અઢળક જથો ખડકાયો. એ નાણાં ધનિક લોકો રોકવા માગતા હતા કારણ કોઈ પણ વેપારી માણસ પોતાનાં નાણાં એમનાં એમ પડ્યાં રહેવા દેવાનું પસંદ કરતો નથી. તેમણે નવાં નવાં કારખાનાંઓ ઊભાં કરવામાં તેમ જ યંત્રસામગ્રીમાં અને બીજી મોટી મોટી યોજનાઓમાં પોતાનાં નાણાંનું વધારે પડતું રોકાણ કર્યું. સામાન્ય રીતે લોકસમુદાય ગરીબ બની ગયો હતો તે સ્થિતિમાં આવા પ્રકારનાં રોકાણો કરવાં એ વાજબી ગણી શકાય નહિ. આ ઉપરાંત તેમણે શેર બજારમાં સટ્ટા પણ ખેલવા માંડ્યા. તેમણે ઉત્તરોત્તર ઘણા મોટા પાયા ઉપર વધુ ને વધુ ઉત્પાદન કરવા માંડ્યું. પરંતુ એ રીતે ઉત્પન્ન કરવામાં આવેલો માલ ખરીદવાનાં લોકો પાસે નાણાં ન હોય તો પછી એનો શો ઉપયોગ? આ રીતે ઉત્પાદન વધારે પડતું થયું, અને માલ વેચી શકાયો નહિ. ઉદ્યોગોમાં નુકસાન આવ્યું અને ઘણાઓએ તો પોતાનાં કારખાનાં બંધ કર્યાં. તેમને ગયેલી ખોટથી ભડકીને વેપારીઓએ પોતાનાં નાણાં ઉદ્યોગોમાં રોકવાનું

બંધ કર્યું. અને નાણાં પોતાની પાસે રાખી મૂક્યાં. એ નાણાં બેંકોમાં બેકાર થઈને પડી રહ્યાં. અને એ રીતે બેકારી વ્યાપક બની અને મંદી જગદ્વ્યાપી બની ગઈ.

આ રીતે, કટોકટી પેદા થવા માટે સૂચવવામાં આવેલાં ભિન્ન ભિન્ન કારણોની મેં અલગ અલગ ચર્ચા કરી છે પરંતુ, બેશક, એમાં એ બધાંયે કારણોએ ભેગો ફાળો આપ્યો હતો અને એ રીતે તેમણે વેપારની મંદી પહેલાંની કોઈ પણ મંદી કરતાં ઘણી વ્યાપક અને ઉત્કટ બનાવી મૂકી હતી. તત્વતઃ મૂડીવાદને કારણે પેદા થયેલી વધારાની આવકની અસમાન વહેંચણીને પરિણામે એ કટોકટી પેદા થઈ હતી. એ જ વસ્તુ બીજી રીતે કહું તો, આમજનતાને પોતાની મજૂરીથી તેમણે પેદા કરેલો માલ ખરીદવા માટે રોજી કે પગાર પેટે પૂરતાં નાણાં મળતાં નહોતાં. તેમની કુલ કમાણી કરતાં વસ્તુઓનું મૂલ્ય વધારે હતું. જે નાણાં આમસમુદાયના હાથમાં હોત તો એ બધો માલ ખરીદવામાં વપરાત તે નાણાં તેનું શું કરવું એની જેમને સમજ પડતી નહોતી એવા પ્રમાણમાં ગણ્યાગાંઠ્યા અતિશય ધનવાન લોકોના હાથમાં કેન્દ્રિત થયાં હતાં. આ વધારાનાં નાણાં ધિરાણ તરીકે જર્મની, મધ્ય યુરોપના દેશો તથા દક્ષિણ અમેરિકામાં પહોંચ્યાં. પરદેશોને કરવામાં આવેલી નાણાંની એ ધીરે થોડાં વરસ સુધી યુદ્ધથી ક્ષીણ બનેલા યુરોપનો વ્યવહાર તથા મૂડીવાદી તંત્રનું કાર્ય ચાલુ રાખ્યું. અને આમ છતાંયે પ્રસ્તુત કટોકટીનું એ એક કારણ હતું. અને પરદેશની એ ધીર બંધ થઈ એટલે કડાકાની સાથે બધી ગોઠવણ તૂટી પડી.

જો મૂડીવાદની કટોકટીનું આ નિદાન સાચું હોય તો પછી એના નિવારણનો ઉપાય પણ એક જ હોઈ શકે અને તે આવકને સમાન કરનારો અથવા કંઈ નહિ તો એ વસ્તુ લક્ષમાં રાખીને તે ધ્યેયની સિદ્ધિ તરફ આગળ પ્રગતિ કરનારો હોવો જોઈએ. એ વસ્તુ સંપૂર્ણપણે પાર પાડવા માટે સમાજવાદી વ્યવસ્થાનો અમલ કરવો જોઈએ, પણ સંજોગો તેમને એ પ્રમાણે કરવાની ફરજ પાડે તે સિવાય મૂડીવાદીઓ એમ કરે એવો સંભવ નથી. લોકો નિયોજિત મૂડીવાદ તથા પછાત પ્રદેશોનું શોષણ કરવાને માટે આંતરરાષ્ટ્રીય વેપારી મંડળો અથવા કંપનીઓ સ્થાપવાની વાતો કરે છે પરંતુ એ વાતોની પાછળ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની સ્પર્ધા તથા જગદ્વ્યાપી બજારો મેળવવા માટેની સામ્રાજ્યવાદી સત્તાઓની સાઠમારી વધુ ને વધુ ઉગ્ર સ્વરૂપ પકડતી જાય છે. અને એ નિયોજન પણ શાને માટે? બીજાઓના ભોગે અમુક લોકોના ફાયદા માટે જ ને? મૂડીવાદની પાછળ રહેલો આશય અંગત અથવા વ્યક્તિગત નફો છે અને હરીફાઈ એ હમેશાં તેનો ધ્યાનમંત્ર રહ્યો છે. અને હરીફાઈ તથા નિયોજન એ બંને વસ્તુઓને પરસ્પર મેળ હોતો નથી.

સમાજવાદી તથા સામ્યવાદી સિવાયના ઘણા વિચારવાન લોકો પણ આજની સ્થિતિમાં મૂડીવાદના અસરકારકપણા વિષે શંકા કરવા લાગ્યા છે.

કેટલાક લોકોએ માત્ર નફાપદ્ધતિ જ નહિ પણ જે મુજબ નાણાં આપીને માલ ખરીદવામાં આવે છે તે ખુદ કિંમત-પદ્ધતિને પણ રદ કરવાના ચોંકાવનારા ઉપાયો સૂચવ્યા છે. આ ઉપાયો એટલા બધા અટપટા છે કે તેનો ખ્યાલ અહીં આપી શકાય એમ નથી. અને એમાંના કેટલાક તો આપણને તાજુબ કરી મૂકે એવા ચિત્રવિચિત્ર છે. લોકોનાં મન કેટલાં બધાં હચમચી ઊઠ્યાં છે એનો તને ખ્યાલ આપવાને ખાતર હું એમનો ઉલ્લેખ કરી રહ્યો છું; અને જેમને આપણે ભાગ્યે જ ક્રાંતિકારી કહી શકીએ એવા લોકો આ કટોકટીના નિવારણને અર્થે ક્રાંતિકારી દરખાસ્તો રજૂ કરી રહ્યા છે.

જીનીવાની આંતરરાષ્ટ્રીય મજૂર કચેરીએ તાજેતરમાં બેકારીમાં તાત્કાલિક ઘટાડો કરવા માટે અઠવાડિયા દરમ્યાન મજૂરોના કામના કલાકો ૪૮ કરી નાખવાની સીધી સાદી દરખાસ્ત કરી હતી. આમ કરવાથી બીજા લાખો મજૂરોને કામ મળી રહેત અને એટલા પ્રમાણમાં બેકારી ઘટવા પામત. મજૂરોના બધા જ પ્રતિનિધિઓ એમાં સંમત થયા, પરંતુ બ્રિટિશ સરકારે એનો વિરોધ કર્યો અને જર્મની તથા જાપાનની સહાયથી એ દરખાસ્ત અભરાઈએ ચડાવી દેવડાવવામાં આવી. મહાયુદ્ધ પછીના આખાયે સમય દરમ્યાન આંતરરાષ્ટ્રીય મજૂર કચેરી અંગેનું ઇંગ્લંડનું વલણ હમેશાં પ્રત્યાઘાતી રહ્યું છે.

એ કટોકટી અને મંદી જગદ્વ્યાપી હતી અને એનો ઉપાય પણ આંતરરાષ્ટ્રીય અને જગતસ્પર્શી હોવો જોઈએ એમ સૌ કોઈ સમજી શકે એમ છે. જુદા જુદા દેશોએ સહકારની કોઈક રીત શોધી કાઢવાના પ્રયાસો કર્યા છે, પરંતુ આજ સુધીમાં તો એ બધાયે પ્રયાસો નિષ્ફળ નીવડ્યા છે. અને એના જગદ્વ્યાપી ઉકેલની બાબતમાં નિરાશા મળવાથી દરેક દેશે આર્થિક રાષ્ટ્રવાદનો રાષ્ટ્રીય ઉપાય અખત્યાર કર્યો છે. એવી દલીલ કરવામાં આવી કે, જગતનો વેપાર જો ક્ષીણ થતો જતો હોય તો પછી આપણે આપણા દેશનો વેપાર તો આપણે હસ્તક રાખો અને પરદેશી માલને દેશમાં આવતો અટકાવી દો. દેશ બહાર માલની નિકાસ કરવાનો વેપાર અનિશ્ચિત હોય છે અને તેમાં હમેશાં ફેરફાર થયા કરે છે એટલે દરેક દેશે પોતાનું સઘળું લક્ષ દેશની અંદરનાં બજારો ઉપર કેન્દ્રિત કરવાનો પ્રયાસ કર્યો. પરદેશી માલ દેશમાં આવતો અટકાવવા માટે તેના ઉપર જકાત નાખવામાં આવી અથવા તો તે વધારવામાં આવી અને એ રીતે પરદેશી માલ અંદર આવતો અટકાવવામાં એ જકાતની દીવાલો ફતેહમંદ થઈ. એ જકાતો આંતરરાષ્ટ્રીય વેપારને હાનિ પહોંચાડવામાં પણ સફળ થઈ કેમ કે, દરેક દેશની જકાતો આંતરરાષ્ટ્રીય વેપારના માર્ગમાં અંતરાયરૂપ હતી. યુરોપ, અમેરિકા અને થોડેઘણે અંશે એશિયામાં સર્વત્ર જકાતની ઊંચી ઊંચી દીવાલો ઊભી થઈ ગઈ છે. જકાતોનું

બીજું પરિણામ એ આવ્યું કે, એને લીધે ગુજરાનનું ખરચ વધી ગયું. કેમ કે, ખોરાકીની વસ્તુઓની તેમ જ જકાતથી જે વસ્તુઓને રક્ષિત કરવામાં આવી હતી તે બધીયે વસ્તુઓની કિંમત વધી ગઈ. જકાતો રાષ્ટ્રીય ઇજારો ઊભો કરે છે અને બહારની હરીફાઈને અટકાવે છે અથવા તો તેને અતિશય મુશ્કેલ કરી મૂકે છે. ઇજારો હોય ત્યાં વસ્તુના ભાવો વધ્યા વિના રહે જ નહિ. જકાતથી સુરક્ષિત કરવામાં આવેલા કોઈ એક ઉદ્યોગને ફાયદો થાય અથવા સાચું કહેતાં એવા સંરક્ષણથી એ ઉદ્યોગના માલિકોને ફાયદો થાય, પરંતુ ઘણે અંશે તો એ માલ ખરીદનારાઓને ભોગે તેમને ફાયદો થાય છે કેમ કે તેમને એ માલ માટે વધારે કિંમત આપવી પડે છે. જકાતો આ રીતે અમુક વર્ગોને રાહત આપે છે અને એ રીતે તે સ્થાપિત હિતો પેદા કરે છે; કેમ કે જકાતને કારણે ફાયદો મેળવનારા ઉદ્યોગો એ જકાત કાયમ રાખવા માગે છે. આ રીતે, હિંદના કાપડના ઉદ્યોગને જાપાન સામે ભારે રક્ષણ આપવામાં આવ્યું છે. હિંદી મિલમાલિકોને માટે એ અતિશય ફાયદાકારક છે, કેમ કે એ સિવાય તેઓ જાપાનની હરીફાઈ સામે ટકી શકે એમ ન હતું. વળી એ હરીફાઈમાંથી મુક્તિ મળવાને કારણે તેઓ કાપડની કિંમત વધારે લે છે. અહીંના ખાંડના ઉદ્યોગને પણ રક્ષણ આપવામાં આવેલું છે અને એને પરિણામે હિંદભરમાં અને ખાસ કરીને યુક્તપ્રાંતો તથા બિહારમાં ખાંડનાં સંખ્યાબંધ કારખાનાંઓ ઊભાં થયાં છે. આ રીતે બીજું એક સ્થાપિત હિત ઊભું થયું છે અને ખાંડ ઉપરની જકાત કાઢી નાખવામાં આવે તો એ હિતને નુકસાન થાય અને નવાં ઊભાં થયેલાં ઘણાં ખાંડનાં કારખાનાંઓ પડી ભાગે.

બે પ્રકારના ઇજારાઓ વધવા પામ્યા : બહારના ઇજારા અથવા તો જકાતની સહાયથી ઊભા થયેલા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઇજારા; અને દેશની અંદરના નાના નાના રોજગારોને હડપ કરી જનારા મોટા રોજગારોના આંતરિક ઇજારાઓ. અલબત, ઇજારાઓનો વિકાસ એ કંઈ નવી વસ્તુ નહોતી. ઘણાં વરસોથી, મહાયુદ્ધ પહેલાંના સમયથી પણ ઇજારાઓ શરૂ થઈ ગયા હતા. પણ હવે એ વધારે ઝડપી બન્યા. ઘણા દેશોમાં જકાતો પણ ચાલુ થઈ ગઈ હતી. હજી સુધી મોટા દેશોમાં ફક્ત એક ઇંગ્લંડ જ અબાધિત વેપારની નીતિને વળગી રહ્યું હતું અને તેણે જકાતો નાખી નહોતી. પરંતુ હવે તેને પોતાની જૂની પરંપરાનો ત્યાગ કરવાની ફરજ પડી અને જકાતો નાખીને તેને પણ બીજા દેશોની હરોળમાં જોડાઈ જવું પડયું. એનાથી તેના કેટલાક ઉદ્યોગોને થોડી તાત્કાલિક રાહત મળી.

આ બધી વસ્તુઓએ સ્થાનિક અને થોડા વખત પૂરતી રાહત આપી એ ખરું પરંતુ એકંદરે આખાયે દુનિયાની સ્થિતિ તો વાસ્તવમાં તેમણે બગાડી મૂકી. એમણે આંતરરાષ્ટ્રીય વેપારમાં વળી વિશેષ ઘટાડો કર્યો એટલું જ નહિ

પણ સંપત્તિની અસમાન વહેંચણી તેણે કાયમ રાખી અને તેમાં વધારો કર્યો. એણે હરીફ રાષ્ટ્રો વચ્ચે હમેશનું ઘર્ષણ પેદા કર્યું. દરેક રાષ્ટ્ર બીજાની સામે જકાતની દીવાલો ઉત્તરોત્તર વધુ ને વધુ ઊંચી કરતું ગયું. એને જકાતી યુદ્ધો કહેવામાં આવે છે. જગતનાં બજારો ઘટતાં ગયાં અને તેઓ વધુ ને વધુ સંરક્ષિત થતાં ગયાં તેમ તેમ તેમને માટેની ઝુંબેશ વધુ તીવ્ર બનતી ગઈ અને બીજા દેશો સાથે તેઓ હરીફાઈ કરી શકે એટલા માટે માલિકો પોતાના મજૂરોના પગારમાં ઘટાડો કરવાનું દબાણ કરવા લાગ્યા. અને એ રીતે મંદી વધતી ગઈ અને બેકારોની સંખ્યા પણ વધતી ગઈ. પ્રત્યેક પગારકાપને લીધે મજૂરોની ખરીદશક્તિ ઘટતી ગઈ.

## ૧૮૬. નેતૃત્વ માટે ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે ઝુંબેશ

૨૫ જુલાઈ, ૧૯૩૩

મંદીના કાળમાં આંતરરાષ્ટ્રીય વેપાર ઘટીને પહેલાંના કરતાં ત્રીજા ભાગનો થઈ ગયો એ હકીકત હું તને કહી ગયો છું. પ્રજાની ખરીદશક્તિ ઘટી જવાથી દેશની અંદરનો વેપાર ઘટી ગયો. બેકારી ઉત્તરોત્તર વધતી જ ગઈ અને એ લાખો બેકારોનો ગુજારો કરવાનો બોજો જુદી જુદી સરકારો માટે અસહ્ય થઈ પડ્યો. ભારે કરવેરા નાખવા છતાંયે, ઘણી સરકારો માટે પોતાના આવક-ખરચનાં પાસાં સરખાં કરવાનું લગભગ અશક્ય બની ગયું; તેમની આવક ઘટી ગઈ અને કરકસર તથા પગારકાપ કરવા છતાંયે તેમના ખરચનું પ્રમાણ ઘણું ઊંચું રહ્યું. કેમ કે, મોટા ભાગનો ખરચ તો લશ્કર, નૌકાસૈન્ય અને હવાઈદળ માટે તેમ જ આંતરિક અને બહારનાં દેવાંની પતાવટને અંગે કરવો પડતો હતો. રાષ્ટ્રના અંદાજપત્રમાં ઘટ પડતી એટલે કે આવક કરતાં ખરચનો આંકડો વધી જતો હતો. વધારે નાણાં ઉછીનાં લઈને અથવા તો અનામત ફંડોમાંથી રકમો ઉપાડીને જ એ ઘટ પૂરી કરી શકાય એમ હતું અને એને લીધે લાગતાવળગતા દેશોની આર્થિક સ્થિતિ નબળી બની હતી.

એની સાથે સાથે જ, માલનો મોટો જથો વેચાયા વિના પડ્યો રહ્યો કેમ કે લોકો પાસે એ ખરીદવા માટે પૂરતાં નાણાં નહોતાં અને કેટલાક દાખલાઓમાં તો 'વધારાની' ખાધાખોરાકીની વસ્તુઓ તથા બીજી ચીજોનો ખરેખર નાશ કરવામાં આવ્યો. જ્યારે બીજી બાજુએ લોકો એ વસ્તુઓ વિના ભારે વિટંબણા ભોગવતા હતા. આ મંદી અને આર્થિક સંકટ સોવિયેટ રાજ્ય બાદ કરતાં જગદ્વ્યાપી હતાં છતાંયે, તેનો અંત લાવવા માટે આંતરરાષ્ટ્રીય

ધોરણ ઉપર સહકાર કરવામાં જુદાં જુદાં રાષ્ટ્રો નિષ્ફળ નીવડ્યાં. દરેક દેશે પોતપોતાનું ફોડી લેવાનો અને બીજા બધા દેશોને ગમે તેમ કરીને થાપ આપીને તેમની આગળ નીકળી જવાનો પ્રયત્ન કર્યો. એટલું જ નહિ પણ બીજા દેશની આફતનો લાભ લેવાનો સુધ્ધાં પ્રયાસ કર્યો. આ વ્યક્તિગત અને સ્વાર્થી પગલાંઓએ તેમ જ અજમાવવામાં આવેલા અધૂરા ઉપાયોએ તો પરિસ્થિતિ ઊલટી વધારે ઉગ્ર બનાવી મૂકી. આ વેપારની મંદીથી સાવ નિરાળી પરંતુ તેના ઉપર ભારે અસર કરનારી બે મુખ્ય હકીકતો અથવા વલણો દુનિયાના વ્યવહારમાં જણાય છે. એમાંની એક મૂડીવાદી દુનિયાની સોવિયેટ રાજ્ય સાથેની હરીફાઈ અને બીજી ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચેની હરીફાઈ.

મૂડીવાદી કટોકટીએ બધાયે મૂડીવાદી દેશોને કમજોર અને ગરીબ બનાવી દીધા છે અને એક રીતે, યુદ્ધની સંભવિતતા ઓછી કરી છે. દરેક દેશ પોતપોતાનું સમાલવાની ભાંજગડમાં પરોવાઈ ગયો છે અને સાહસ ખેડવા માટે તેની પાસે નાણાં નથી. અને આમ છતાંયે, ખુદ આ કટોકટીએ જ યુદ્ધનું જોખમ વધારી દીધું છે, કેમ કે તેણે રાષ્ટ્રો તથા તેમની સરકારોને બેપરવા બનાવી દીધાં છે અને જીવ પર આવીને બેપરવા બનેલા લોકો, ઘણી વાર પરદેશો સાથેના યુદ્ધ દ્વારા પોતાની આંતરિક મુશ્કેલીઓનો ઉકેલ શોધે છે. સરમુખત્યાર કે એક નાની ટોળીના હાથમાં સત્તાનાં સૂત્રો હોય ત્યારે ખાસ કરીને આમ બને છે. વખતસર સત્તા છોડી દેવાને બદલે એ લોકો પોતાના દેશને યુદ્ધમાં સંડોવે છે અને એ રીતે, પ્રજાનું લક્ષ આંતરિક મુશ્કેલીઓ પરથી ખસેડીને બીજી બાજુ વાળે છે. આમ, સોવિયેટ રાજ્ય તથા સામ્યવાદ સામે યુદ્ધ ફાટી નીકળવાનો સંભવ હમેશાં રહે છે, કેમ કે એવા યુદ્ધથી ઘણા મૂડીવાદી દેશો એકત્ર થશે એવી આશા રાખી શકાય. હું આગળ કહી ગયો છું તેમ, મૂડીવાદની કટોકટીની સીધી અસર સોવિયેટ રાજ્ય ઉપર થવા પામી નહોતી. તે પંચવર્ષી યોજના પાર પાડવાના કાર્યમાં ગૂંથાયેલું હોવાથી કોઈ પણ ભોગે યુદ્ધ ટાળવા માગતું હતું.

મહાયુદ્ધ પછી ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચેની હરીફાઈ અનિવાર્ય હતી. એ બંને દુનિયાની સૌથી મોટી સત્તાઓ છે અને એ બંને દુનિયાના વ્યવહાર ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવા માગે છે. મહાયુદ્ધ પહેલાં ઇંગ્લંડનું પ્રભુત્વ સર્વમાન્ય હતું. મહાયુદ્ધને કારણે યુનાઇટેડ સ્ટેટ્સ સૌથી વધારે ધનવાન અને બળવાન રાષ્ટ્ર બની ગયું અને સ્વાભાવિક રીતે જ હવે પછી તે દુનિયામાં અગ્રસ્થાન લેવા માગતું હતું. તે માનતું હતું કે એ સ્થાન માટે તે હકદાર હતું. હવે ભવિષ્યમાં તે દરેક બાબતમાં ઇંગ્લંડને પોતાનું ધાર્યું કરવા દે એમ નહોતું. સમય બદલાયો છે એ વસ્તુ ઇંગ્લંડ બરાબર સમજી ગયું હતું અને અમેરિકાની મૈત્રી પ્રાપ્ત કરીને પેદા થયેલી નવી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ બેસાડવાનો તે

પ્રયત્ન કરી રહ્યું હતું. અમેરિકાને ખુશ કરવા માટે જાપાન સાથેની પોતાની મૈત્રીનો સંબંધ તોડવાની હદ સુધી તે ગયું અને તેને રીઝવવાના બીજા પણ અનેક પ્રયાસો તેણે કર્યા. પરંતુ ઇંગ્લંડ પોતાનાં વિશિષ્ટ હિતો અને મોભો તથા ખાસ કરીને પોતાનું આર્થિક નેતૃત્વ છોડવા તૈયાર નહોતું, કેમ કે, એ બધા ઉપર તેની મહત્તા તથા તેના સામ્રાજ્યનો આધાર હતો. પરંતુ અમેરિકાને પણ એ આર્થિક નેતૃત્વ જ જોઈતું હતું. આથી એ બંને દેશો વચ્ચેનું ઘર્ષણ અનિવાર્ય હતું. એ બંને દેશોના શરાફો અને બેંકવાળાઓ ઉપર ઉપરથી તો મીઠી મીઠી વાતો કરતા હતા, પરંતુ પોતપોતાની સરકારના ટેકાથી તેઓ જગતનું નાણાંકીય અને ઔદ્યોગિક નેતૃત્વ પ્રાપ્ત કરવાને ઝઘડી રહ્યા હતા. એ રમતમાં સરનાં પાનાં અમેરિકા પાસે હતાં પરંતુ રમતનો લાંબો અનુભવ અને આવડત ઇંગ્લંડને પક્ષે હતાં.

યુદ્ધના દેવાના પ્રશ્ને એ બન્ને દેશો વચ્ચેની કડવાશમાં ઉમેરો કર્યો. અને ઇંગ્લંડ અમેરિકાવાસીઓને માણસ જીવે કે મરે તેની પરવા રાખ્યા વિના પોતાના હક્કનું બરાબર શેર માંસ વસૂલ કરનાર શાયલોક કહીને ગાળો દેવા લાગ્યું. વાત તો એમ હતી કે, બ્રિટિશ સરકારે અમેરિકાના ખાનગી શરાફોનું કરજ કર્યું હતું. યુદ્ધ વખતે તેમણે બ્રિટિશ સરકારને રોકડ રકમ અથવા શાખના રૂપમાં નાણાં ધીર્યાં હતાં. યુનાઇટેડ સ્ટેટ્સની સરકાર તો માત્ર તેની જામીન રહી હતી. આ રીતે, એ દેવું માંડી વાળવું એ યુનાઇટેડ સ્ટેટ્સની સરકારના હાથની વાત નહોતી. જો ઇંગ્લંડનું દેવું માફ કરવામાં આવે તો જામીન તરીકે યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને ત્યાંના શરાફોને તે ભરી આપવું પડે. ખાસ કરીને એ કટોકટીના સમયમાં, એ વધારાની જવાબદારી ઉપાડવાનું અમેરિકાની કૉંગ્રેસ (ત્યાંની ધારાસભા)ને યોગ્ય લાગ્યું નહિ.

આમ ઇંગ્લંડ અને અમેરિકાનાં આર્થિક હિતો એકબીજાને સામસામી દિશામાં ખેંચતાં હતાં. અને બીજી કોઈ પણ વસ્તુની ખેંચ કરતાં આર્થિક હિતોની ખેંચ અતિશય પ્રબળ હોય છે. એ બંને પ્રજાઓ વચ્ચે ઘણું જ સામ્ય છે અને એમ છતાંયે તેમની વચ્ચે આ ઘર્ષણ ચાલી રહ્યું છે. એમાં યુનાઇટેડ સ્ટેટ્સનું બળ અને સાધનો ઇંગ્લંડ કરતાં ઘણાં વધારે છે. આ ઘર્ષણ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે અને તેમાંથી યુદ્ધ પણ ફાટી નીકળે અથવા તો એમ પણ બને કે, ઇંગ્લંડના વિશિષ્ટ અધિકારો તથા તેનું પ્રભુત્વનું સ્થાન ધીમે ધીમે યુનાઇટેડ સ્ટેટ્સને પ્રાપ્ત થાય. પોતે જેને કીમતી ગણતું હોય તેમાંનું ઘણુંખરું છોડી દેવાનું તથા પોતાની પુરાણી પ્રતિષ્ઠા તેમ જ સામ્રાજ્યવાદી શોષણને પરિણામે થતા ફાયદાઓ ગુમાવવાનું તથા અમેરિકાની ભલાઈ ઉપર આધાર રાખીને દુનિયામાં પાછળનું સ્થાન સ્વીકારવાનું અંગ્રેજોને રુચે એવું નથી અને એ સ્થિતિ સામે ઝૂઝયા વિના તેઓ એને વશ થાય એવો સંભવ જણાતો નથી.

આજે ઇંગ્લંડ એવી કરુણ હાલતમાં આવી પડયું છે. જેમાંથી તેને શક્તિ મળ્યા કરતી હતી તે પુરાણાં ઝરણાં હવે સુકાતાં જાય છે અને ભવિષ્યમાં તેની પડતી અનિવાર્ય છે એમ જણાય છે. પરંતુ અનેક પેઢીઓથી પ્રભુત્વ ભોગવવાને ટેવાયેલી હોવાથી અંગ્રેજ પ્રજા એ દશા સ્વીકારવાને તૈયાર નથી અને એની સામે તે વીરતાપૂર્વક લડી રહી છે અને ભવિષ્યમાં પણ લડશે.

દુનિયામાં આજે ચાલી રહેલી બે મુખ્ય હરીફાઈઓ વિષે મેં વાત કરી કેમ કે આજે બની રહેલા ઘણાખરા બનાવો ઉપર તે પ્રકાશ પાડે છે. એ ઉપરાંત, અલબત આ દુનિયામાં બીજી અનેક હરીફાઈઓ મોજૂદ છે; આખીયે મૂડીવાદી અને સામ્રાજ્યવાદી વ્યવસ્થા જ હરીફાઈ અને સ્પર્ધા ઉપર રચાયેલી છે.

હવે આપણે મંદીના કાળમાં બનવા પામેલા બનાવોના બ્યાન ઉપર પાછાં આવીએ. ૧૯૩૦ની સાલના જૂન માસમાં ફ્રેંચોએ રાઇન નદીનો પ્રદેશ ખાલી કર્યો અને તેથી જર્મનોને ભારે નિરાંત થઈ. પરંતુ એ પગલું એટલું બધું મોડું ભરવામાં આવ્યું હતું કે એની બધીયે શોભા મારી ગઈ અને સમભાવના ચિહ્ન તરીકે એનો સ્વીકાર થયો નહિ. વળી મંદીની કારમી છાયાએ બધીયે વસ્તુ ઉપર અંધકાર પાથરી દીધો હતો. વેપારની સ્થિતિ બગડતી ગઈ તેમ તેમ દેવાદારોના હાથમાં નાણાં ઉત્તરોત્તર ઓછાં થવા લાગ્યાં અને યુદ્ધનુકસાની તથા દેવું ભરપાઈ કરવાનું વધારે મુશ્કેલ અથવા લગભગ અશક્ય થઈ ગયું. દેવું ભરપાઈ કરવાની એ મુશ્કેલી ટાળવાને માટે પ્રમુખ હૂવરે એક વરસ માટે દેવાની ભરપાઈની મોકૂફી જાહેર કરી હતી. ત્યાર પછી, યુદ્ધને અંગેના દેવાના પ્રશ્નની ફરીથી તપાસ કરાવવાના પ્રયાસો કરવામાં આવ્યા પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સની કોંગ્રેસે તેમ કરવાની સાફ ના પાડી. જર્મની પાસેથી યુદ્ધની નુકસાનીની રકમ વસૂલ કરવાના પ્રશ્ન ઉપર ફ્રાંસે પણ એવું જ મક્કમ વલણ દર્શાવ્યું. બ્રિટિશ સરકાર લેણદાર તેમ જ દેવાદાર એ બંને હતી એટલે તે યુદ્ધની નુકસાનીની રકમ તેમ જ દેવું એ બંને વસ્તુ માંડી વાળીને બધું નવેસરથી શરૂ કરવાની તરફેણમાં હતી. દરેક દેશ પોતપોતાના હિતની દૃષ્ટિએ વાત કરતો હતો. એનું પરિણામ એ આવ્યું કે, બધા દેશો એક સાથે મળીને કોઈ પણ પગલું ભરી ન શક્યા. ૧૯૩૧ની સાલના વચગાળામાં જર્મનીની આર્થિક વ્યવસ્થા તૂટી પડી અને તેની સાથે ઘણી બૅન્કો પણ તૂટી ગઈ. એને પરિણામે ઇંગ્લંડમાં પણ કટોકટી પેદા થઈ. અને તે પોતાની જવાબદારી અદા કરી શક્યું નહિ. નાણાંકીય દૃષ્ટિએ પણ તે નાદાર થઈ જવાની તૈયારીમાં હતું. દેશ ઉપર એ જોખમ ઝઝૂમી રહ્યું હતું તે કારણે તેના નેતા મૅકડોનાલ્ડે જ મજૂર સરકારને રુખસદ આપી. પછી તેણે 'રાષ્ટ્રીય સરકાર' સ્થાપી અને પોતે તેનો વડો બન્યો. એ સરકારમાં કૉન્ઝરવેટિવોનું પ્રભુત્વ હતું. પરંતુ એ રાષ્ટ્રીય સરકાર પણ પાઉન્ડને બચાવી ન શકી. એ જ અરસામાં પગારકાપના મુદ્દા ઉપર આટ્લાંટિકના નૌકા કાફલાના ખલાસીઓએ બંડ કર્યું.

આ શાંતિમય બળવાની ઇંગ્લંડ તથા યુરોપ ઉપર ભારે અસર થવા પામી. બોલ્શેવિક ક્રાંતિની તેમ જ ત્યાંના ખલાસીઓએ કરેલા બંડની સ્મૃતિઓ લોકોના મનમાં તાજી થઈ અને તેમણે નજીક આવતા બોલ્શેવિઝમનો ભય તેમના મનમાં પેદા કર્યો. કોઈ પણ આપત્તિ આવી પડે તે પહેલાં પોતાની મૂડી બચાવી લેવાનું બ્રિટિશ મૂડીદારોએ નક્કી કર્યું અને તેમણે બહોળા પ્રમાણમાં પોતાની મૂડી પરદેશોમાં મોકલી દીધી. પોતાનાં નાણાં અથવા સ્થાપિત હિતો જોખમમાં આવી પડે તે વખતે ધનિક લોકોનો દેશપ્રેમ ટકી શકતો નથી.

બ્રિટિશ મૂડી પરદેશોમાં ગઈ એટલે પાઉંડનું મૂલ્ય વળી વધુ ઘટવા પામ્યું અને આખરે ૧૯૩૧ની સાલના સપ્ટેમ્બરની ૨૩મી તારીખે ઇંગ્લંડને સોનાનું ચલણ છોડી દેવાની ફરજ પડી. એટલે કે, પોતાનું સોનું બચાવવા માટે પાઉન્ડનો સોના સાથેનો સંબંધ તેને નાબૂદ કરવો પડ્યો. હવે પછી પાઉન્ડની નોટો ધરાવનાર કોઈ પણ વ્યક્તિ પહેલાંની પેઠે તેના બદલામાં એટલું સોનું માગવાનો દાવો કરી શકતી નહિ.

બ્રિટિશ સામ્રાજ્ય તથા દુનિયામાં ઇંગ્લંડના સ્થાનની દૃષ્ટિએ પાઉન્ડના મૂલ્યમાં થયેલો ઘટાડો એ એક જબરદસ્ત બનાવ હતો. એને લીધે, નાણાની બાબતમાં લંડનને દુનિયાનું કેન્દ્ર અને પાટનગર બનાવનાર નાણાંકીય નેતૃત્વ કંઈ નહિ તો થોડા સમય માટે પણ ઇંગ્લંડને છોડી દેવું પડયું. પોતાનું એ નેતૃત્વ ટકાવી રાખવાને માટે તેના ઉદ્યોગોને ભોગે પણ સોનાનું ચલણ ફરી પાછું તેણે અખત્યાર કર્યું હતું અને બેકારી તથા કોલસાની ખાણના મજૂરોની હડતાલ વગેરે જોખમો વહોર્યાં હતાં. પરંતુ એ બધાયે પ્રયાસો એળે ગયા અને બીજા દેશોનાં કાર્યોને પરિણામે તેને પાઉન્ડને સોનાથી અલગ પાડવાની ફરજ પડી. એ વખતથી બ્રિટિશ સામ્રાજ્યના અંતની શરૂઆત થઈ એમ લાગવા માંડયું અને દુનિયાભરમાં એનો એવો જ અર્થ કરવામાં આવ્યો. ૧૯૩૧ની સાલના સપ્ટેમ્બરની ૨૩મી તારીખે એ ઐતિહાસિક બનાવ બન્યો એટલા માટે એ તારીખ મહત્ત્વની બની ગઈ છે.

પણ ઇંગ્લંડ તો ખડતલ લડનાર હતું. અને હજીયે તે પરાધીન અને અસહાય સામ્રાજ્યની સાધનસામગ્રીનો ઉપયોગ કરી શકવાની સ્થિતિમાં હતું. મુખ્યત્વે કરીને, સંપૂર્ણપણે પોતાના કાબૂ નીચેના બે દેશો — હિંદુસ્તાન અને મિસર — માંથી સોનું ખેંચી લઈને આ કટોકટીમાંથી તે ફરી પાછું બેઠું થયું. પાઉન્ડની કિંમતમાં ઘટાડો થવાથી તેના ઉદ્યોગોને ફાયદો થયો કેમ કે પરદેશોમાં તે પોતાનો માલ સોંઘે ભાવે વેચી શકયું. એ કટોકટીમાંથી આ રીતે તે આશ્ચર્યકારક રીતે ફરી પાછું બેઠું થયું.

યુદ્ધની નુકસાનીની રકમો તથા દેવાંનો પ્રશ્ન તો હજી ઊભો જ હતો. જર્મની યુદ્ધની નુકસાનીની રકમ આપી શકે એમ નહોતું એ તો દેખીતું જ હતું અને

તેણે એ આપવાની વિધિપૂર્વક ના પણ પાડી. આખરે ૧૯૩૨ની સાલમાં લોસાંમાં ભરાયેલી પરિષદમાં યુદ્ધની નુકસાનીની રકમ ઘટાડવામાં આવી અને એને અંગે માત્ર નામની રકમ નક્કી કરવામાં આવી. એમ કરવામાં એવી આશા રાખવામાં આવી હતી કે એ જ રીતે યુનાઇટેડ સ્ટેટ્સ પણ તેના લેણાનો આંકડો ઘટાડશે. પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે તો યુદ્ધની નુકસાનીની રકમ સાથે દેવાની રકમ ભેળવી દેવાની તેમ જ પોતાનું લેણું માંડી વાળવાની સાફ ના પાડી. આથી આખીયે બાજી ઊંધી વળી ગઈ અને યુરોપના લોકો અમેરિકા ઉપર અતિશય ક્રોધે ભરાયા.

૧૯૩૨ની સાલના ડિસેમ્બરમાં અમેરિકાને દેવાંનો હપતો ભરવાનો સમય આવ્યો અને ઇંગ્લંડ તથા ફ્રાંસવતી છટાદાર ભાષામાં વિનવણી કરવામાં આવી. છતાંયે એ હપતો વસૂલ કરવાનો અમેરિકાએ આગ્રહ રાખ્યો. ભારે વાદવિવાદ કર્યા પછી ઇંગ્લંડે એ હપતો ભર્યો અને જણાવ્યું કે એ છેલ્લો હપતો છે. ફ્રાંસ તથા બીજા દેશોએ એ હપતો ભરવાની ના પાડી અને હપતો ભર્યો નહિ. એ પછી કશીયે સમાધાની થવા પામી નહિ અને ૧૯૩૩ની સાલના જૂન માસમાં દેવાંનો બીજો હપતો ભરવાની મુદત પાકી. ફ્રાંસે એ ભરવાની ફરી પાછી ના પાડી; પરંતુ ઇંગ્લંડ પ્રત્યે અમેરિકાએ ઉદારતા દર્શાવી અને એ હપતા પેટે નામની રકમ સ્વીકારી લીધી અને એ મોટા પ્રશ્નનો ફેંસલો આગળ ઉપર કરવાનું મુલતવી રાખ્યું.*

આ સંબંધમાં એક વસ્તુ રમૂજ ઉપજાવે એવી છે. ફ્રાંસ અને ઇંગ્લંડ જેવી મહાન અને તવંગર મૂડીવાદી સત્તાઓ પોતાની પદ્ધતિ અને ધોરણો પ્રમાણે કરેલું દેવું ચૂકવવાની ના પાડી રહી છે. પરંતુ એ જ સત્તાઓએ સોવિયેટ રાજ્યે પોતાના દેવાના કરેલા ઇન્કારને સખત ભાષામાં વખોડી કાઢ્યો હતો. હિંદુસ્તાનમાં પણ, તેના ઇંગ્લંડમાંના દેવાના પ્રશ્નની તપાસ નિષ્પક્ષ પંચ મારફત કરાવવાની સૂચના કરવામાં આવે છે ત્યારે — મહાસભા તરફથી એવી સૂચના કરવામાં આવી છે — સરકારી મંડળોમાં એની સામે પુણ્યપ્રકોપ ઊછળી આવે છે. રાષ્ટ્રની જવાબદારી અદા કરવાને અંગેના એવા જ પ્રશ્નને અંગે આયર્લેંડ તથા ઇંગ્લંડ વચ્ચે ભારે ઘર્ષણ પેદા થયું હતું. એને પરિણામે એ બંને દેશો વચ્ચે વેપારી યુદ્ધ શરૂ થયું અને હજી પણ તે ચાલુ જ છે.

ઇંગ્લંડનું આર્થિક નેતૃત્વ અને તે પ્રાપ્ત કરવા માટે અમેરિકાની લડત

---

* ૧૯૩૩થી ૧૯૩૮ની સાલ સુધીનાં પાંચ વરસ દરમ્યાન ઇંગ્લંડ કે ફ્રાંસે દેવા પેટે કશીયે રકમ અમેરિકાને આપી નહોતી. એ પેટે નામની રકમ પણ આપવામાં આવી નહોતી. એ દેવાની સુખેથી અવગણના થઈ શકે એમ માની લેવામાં આવ્યું હોય અને તે ભર્યું ન હોય એમ જણાય છે.

તેમ જ બેંકોના વ્યવહારમાં ઊભી થયેલી કટોકટી તથા ઘણા દેશોની આર્થિક વ્યવસ્થાનું પડી ભાગવું ઇત્યાદિ બાબતોનો હું વારંવાર ઉલ્લેખ કરી ગયો છું. આ બધા અટપટા અને ન સમજાય એવા શબ્દોનો શો અર્થ? તું મને એમ પૂછે એ હું સમજી શકું છું કેમ કે, તને એ બધી બાબતો સમજાઈ હશે કે કેમ એની મને શંકા છે. એ વિષયમાં તને રસ ન પડે એ પણ સંભવિત છે. પણ અત્યાર સુધીમાં એ વિષે મેં આટલું બધું કહી નાખ્યું છે તો હવે મારે એ વસ્તુ વધારે વિસ્તારથી સમજાવવી જોઈએ એમ મને લાગે છે. એમાં આપણને રસ પડે કે ન પડે પણ આ આર્થિક બનાવો રાષ્ટ્રીય તેમ જ વ્યક્તિગત એ બંને દૃષ્ટિથી આપણા ઉપર અસર કરે છે અને આપણા વર્તમાન તથા ભવિષ્યનું ઘડતર કરવામાં તે કારણભૂત બને છે. એ વિષે આપણે થોડું-ઘણું જાણી લઈએ એ ઠીક છે. મૂડીવાદી દુનિયાની ગૂઢ અથવા ભેદભરી કાર્યપ્રણાલીની ઘણા લોકો ઉપર એટલી તો ભારે છાપ પડેલી હોય છે કે, તેઓ તેના તરફ આશ્ચર્યચકિત થઈને અને માનની લાગણીથી જુએ છે. તે તેમને એટલી બધી અટપટી, નાજુક અને ગૂંચવણભરી લાગે છે કે, એને સમજવી એ તેમના ગજા ઉપરવટની વાત છે એમ તેઓ માને છે અને આથી તેઓ એ બધી તેના નિષ્ણાતો, બેંકવાળાઓ અને શરાફો તથા એવા બીજાઓ ઉપર છોડી દે છે. બેશક, એ અટપટી અને ગૂંચવણભરી છે, પરંતુ કોઈ પણ વસ્તુ ગૂંચવણભરી હોવી એ તેનો ગુણ જ છે એમ ન કહેવાય. પરંતુ એમ છતાંયે, આપણો આજની દુનિયાનો વહેવાર સમજવો હોય તો આપણને એનો કંઈક ખ્યાલ હોવો જોઈએ. એ આખીયે વ્યવસ્થા તને સમજાવવાનો હું પ્રયત્ન નથી કરવાનો. એ તો મારા ગજા ઉપરવટની વાત છે, કેમ કે, હું કંઈ એનો નિષ્ણાત નથી. હું તો એ સમજવા પ્રયત્ન કરનાર માત્ર એક વિદ્યાર્થી જ છું. હું તને માત્ર થોડી હકીકતો જ કહીશ. હું ધારું છું કે, દુનિયામાં બનતા કેટલાક બનાવો તથા છાપાંઓમાં આવતી ખબરો બુદ્ધિપૂર્વક સમજવામાં એ તને મદદરૂપ થશે. ઘણું કરીને, આગળ હું તને જે કહી ગયો છું તેની તે જ વાતો મોટે ભાગે મારે તને ફરીથી કહેવી પડશે, પરંતુ દુનિયાનો વ્યવહાર સમજવામાં જો એ તને મદદરૂપ નીવડે તો તું એની સામે વાંધો નહિ ઉઠાવે એમ હું ધારું છું. એ યાદ રાખજે કે, આ તો મૂડીવાદી વ્યવસ્થા છે અને એમાં શૅરો ધરાવનારાઓની બનેલી ખાનગી કંપનીઓ હોય છે, ખાનગી બેંકો હોય છે અને શૅરોની લેવડદેવડ કરનારાં શૅરબજારો હોય છે. સોવિયેટ રાજ્યની ઔદ્યોગિક તેમ જ આર્થિક અથવા નાણાંકીય વ્યવસ્થા એથી બિલકુલ ભિન્ન છે. ત્યાં આગળ એવી કંપનીઓ કે ખાનગી બેંકો અથવા તો શૅરબજારો નથી. ત્યાં તો લગભગ બધીયે વસ્તુઓ રાજ્યની માલિકીની તેમ જ રાજ્યના અંકુશ નીચે હોય છે અને આંતરરાષ્ટ્રીય વેપાર તો તત્ત્વતઃ વસ્તુવિનિમય જ હોય છે.

એ તો તું જાણે જ છે કે, દેશની અંદરનો ઘણોખરો વેપાર ચેક દ્વારા ચાલે છે; થોડે અંશે તે બેંકની નોટો દ્વારા પણ ચાલે છે. નાની નાની ખરીદી સિવાય સોનાચાંદીનો ભાગ્યે જ ઉપયોગ કરવામાં આવે છે. (ખરેખર, સોનું તો ભાગ્યે જ ઉપલબ્ધ હોય છે.) આ કાગળનાણું નોટ કાઢનારની શાખ પ્રદર્શિત કરે છે અને બેંકો તથા ચલણી નોટો બહાર પાડનાર દેશની સરકારમાં પ્રજાનો વિશ્વાસ હોય ત્યાં સુધી તે રોકડ નાણાંની ગરજ સારે છે. પરંતુ જુદા જુદા દેશો વચ્ચે પરસ્પર એકબીજાનું લેણદેણ ચૂકવવામાં એ કાગળનું નાણું કામ આવતું નથી કેમ કે દરેક દેશની પોતાની રાષ્ટ્રીય ચલણ પદ્ધતિ હોય છે. એથી કરીને આંતરરાષ્ટ્રીય લેણદેણની પતાવટ માટેનું ધોરણ સોનું હોય છે કારણ કે દુર્લભ ધાતુ તરીકે એનું પોતાનું સ્વતંત્ર મૂલ્ય હોય છે. એ લેણદેણની પતાવટ સોનાના સિક્કાથી અથવા તો સોનાની લગડીઓથી કરવામાં આવે છે. પરંતુ દેશદેશ વચ્ચેના લેવડદેવડના વહેવારમાં દરેક વખતે જો સોનાની આપલે કરવાની હોય તો એ તો ભારે અંતરાયરૂપ થઈ પડે અને આંતરરાષ્ટ્રીય વેપાર ભાગ્યે જ વિકસી શકે. વળી, એ રીતે તો દુનિયામાંથી જેટલા મૂલ્યનું સોનું પ્રાપ્ત કરી શકાય તેટલા જ મૂલ્યની વસ્તુઓનો આંતરરાષ્ટ્રીય વેપાર થઈ શકે, કેમ કે વધારાના માલની કિંમત ચૂકવવા માટે બીજું સોનું ન હોવાથી પરદેશ સાથેના વેપારના વધારે સોદા થઈ શકે નહિ. વપરાઈ ગયેલું સોનું છૂટું કરીને તે ફરી પાછું લાવવામાં આવે ત્યારે જ એ સોદા થઈ શકે. આ રીતે તો, સોનાના જથ્થા અથવા પ્રમાણથી જ આંતરરાષ્ટ્રીય વેપાર મર્યાદિત રહે.

પરંતુ એમ થતું નથી. ૧૯૨૯ની સાલમાં આખીયે દુનિયાનું સોનાનાણું અગિયાર અબજ ડૉલરનું હતું. એ જ વરસમાં એક દેશથી બીજા દેશમાં મોકલાયેલા માલનું કુલ મૂલ્ય બત્રીસ અબજ ડૉલર હતું. લગભગ ચાર અબજ ડૉલરની પરદેશોમાં લોન આપવામાં આવી હતી તેમ જ પ્રવાસીઓનાં ખરચ, પરદેશવાસીઓએ પોતાને દેશ મોકલેલાં નાણાં, માલની અવરજવર અંગેનું ભાડું એ બધા પેટે પણ પરદેશોમાં લગભગ ચાર અબજ ડૉલરનું લેણું ચૂકવવામાં આવ્યું હતું. આમ આંતરરાષ્ટ્રીય લેણું પતાવવાની કુલ રકમ ચાળીસ અબજ ડૉલરની એટલે કે કુલ સોના નાણા કરતાં લગભગ ચારગણી થઈ.

તો પછી પરદેશોનું લેણું કેવી રીતે ચૂકવવામાં આવ્યું? એ બધું લેણું સોનાથી તો ન જ ચૂકવી શકાય એ તો દેખીતું છે. સામાન્ય રીતે, એ લેણું એક પ્રકારનાં સહાયક નાણાં અથવા ચેક અને હૂંડી કે વિનિમયપત્ર (બિલ ઑફ એક્સ્ચેંજ) જેવાં શાખનાં કાગળિયાંઓથી ચૂકવવામાં આવે છે. એ કાગળિયાંઓ વેપારીઓ પોતાના ઋણની રસીદના રૂપમાં પરદેશમાં મોકલે છે એ કામકાજ વિદેશી હૂંડીઓની લેવડદેવડ અથવા વિનિમય કરનારી નાણાવટ

બેંકો (એક્સ્ચેંજ બેંકો) મારફતે થાય છે. આ નાણાવટી બેંકો જુદા જુદા દેશોના ખરીદ કરનારાઓ તથા વેચનારાઓના સંપર્કમાં રહે છે અને તેની પાસે જે હૂંડીઓ આવે છે તે પ્રમાણે તે પોતાની આવક-જાવક જમા-ઉધાર કર્યા કરે છે. જો કોઈ પ્રસંગે બેંક પાસે આવી હૂંડીઓ ખૂટી પડે તો તે સરકારી બોંડ અથવા લોન કે આંતરરાષ્ટ્રીય કંપનીઓના શૅરો જેવાં દેશ-દેશાન્તરમાં સારી પેઠે જાણીતાં સરકારી કાગળિયાં એટલે કે જામીનગીરીઓ દ્વારા લેણું ચૂકવી શકે છે. એ શૅરો તારથી વેચી અથવા બીજાના નામ ઉપર ફેરવી શકાય છે અને એ રીતે દુનિયાને બીજે છેડે લેણું તાત્કાલિક ચૂકવી શકાય છે.

આ રીતે, આંતરરાષ્ટ્રીય લેણદેણની ચુકવણી મધ્યસ્થ નાણાવટી બેંકો મારફતે બિલ્સ ઑફ એક્સ્ચેંજ એટલે કે હૂંડી જેવા વેપારી કાગળો અથવા જામીનગીરીઓ જેવા સરકારી કાગળો દ્વારા થાય છે. વેપારની રોજેરોજની જરૂરિયાતને પહોંચી વળવા માટે આ બંને પ્રકારના કાગળો એટલે કે, બિલ્સ ઑફ એક્સ્ચેંજ અથવા વિનિમયપત્રો, અને સિક્યૂરિટિઝ અથવા જામીનગીરીઓ એ બેંકોએ પૂરતા પ્રમાણમાં રાખવાં જોઈએ. પોતાની પાસે કેટલું સોનું તથા કેટલા આવા વિદેશી કાગળો છે તેની અઠવાડિક યાદી એ બેંકો બહાર પાડે છે. સામાન્ય રીતે દેશોનું દેવું ચૂકવવા માટે સોનું પરદેશોમાં મોકલવામાં આવતું નથી. પરંતુ કેટલીક વખત એવું બને છે કે બીજી રીતે દેવું ચૂકવવા કરતાં સોનાથી ચૂકવવાનું સોંઘું થઈ પડે છે. એવા સંજોગોમાં શરાફો સોનું જ પરદેશ મોકલી આપે છે.

સોનાના ચલણવાળા દેશોમાં રાષ્ટ્રીય ચલણી નાણાંનું મૂલ્ય સોનાના મૂલ્યને ધોરણે મુકરર કરવામાં આવેલું હોય છે. અને કોઈ પણ માણસ પોતાના લેણાની પતાવટમાં સોનાની માગણી કરી શકે છે. એથી કરીને એ બધાં ચલણોનું મૂલ્ય લગભગ નિશ્ચિત હોય છે અને તેમની અરસપરસ અદલાબદલી થઈ શકે છે, કેમ કે તેમના બદલામાં ગમે ત્યારે સોનું મેળવી શકાય છે. એની કિંમતમાં વધઘટ માત્ર એક દેશથી બીજા દેશમાં સોનાની ધાતુ મોકલવામાં જેટલો ખરચ થાય તેટલી જ થવાનો સંભવ રહે છે, કેમ કે, પોતાના દેશમાં જો કિંમત વધારે હોય તો વેપારી બીજા દેશમાંથી સોનું સહેલાઈથી મેળવી શકે છે. આને સોનાની ચલણપદ્ધતિ કહેવામાં આવતી હતી. એ ચલણપદ્ધતિમાં જુદા જુદા દેશનાં ચલણી નાણાંનું મૂલ્ય સ્થિર રહેતું હતું અને એ પદ્ધતિ નીચે ૧૯મી સદી દરમ્યાન અને છેક મહાયુદ્ધના સમય સુધી આંતરરાષ્ટ્રીય વેપારની વૃદ્ધિ થતી રહી હતી. એ ચલણપદ્ધતિ આજે પડી ભાગી છે અને એને પરિણામે નાણાંનો વ્યવહાર બહુ વિચિત્ર બની ગયો છે અને મોટા ભાગના દેશોનાં નાણાં ચલણો આજે અસ્થિર બની ગયાં છે.

સામાન્ય રીતે, અડસટ્ટાથી કહીએ તો દેશની આયાત-નિકાસનાં પાસાં લગભગ સમાન હોય છે. બીજી રીતે કહીએ તો, દરેક દેશ પોતાનો માલ પરદેશ મોકલીને તેના બદલામાં પોતાને જોઈતો માલ મેળવે છે. પણ આ હકીકત સંપૂર્ણપણે સાચી નથી. અને ઘણી વાર બંને રીતે થોડીઘણી વધઘટ રહે છે એટલે કે દેશની નિકાસ કરતાં આયાત વધી જાય અથવા એથી ઊલટું આયાત કરતાં નિકાસ વધી જવા પામે. જ્યારે આયાતનું મૂલ્ય નિકાસના મૂલ્ય કરતાં વધી જાય ત્યારે તેને 'પ્રતિકૂળ વેપાર તુલા' (ઍડવર્સ બૅલન્સ) કહેવામાં આવે છે અને દેશને પોતાના હિસાબની પતાવટ કરવા માટે વધારાની રકમ ભરવી પડે છે.

ભિન્ન ભિન્ન દેશોમાં આવતા જતા માલનો પ્રવાહ કદીયે એકસરખો કે એકધારો નથી હોતો. તેમાં વારંવાર ફેરફારો થાય છે અને ભરતીઓટ આવે છે. અને એમાં ફેરફાર થતાં હૂંડીઓની માગ અને છતમાં પણ ફેરફાર થવા પામે છે. એક દેશ પાસે એક પ્રકારની હૂંડીઓ મોટા પ્રમાણમાં હોય અને જે પ્રકારની હૂંડી તે વખતે જોઈતી હોય તે તેની પાસે પૂરતા પ્રમાણમાં ન હોય એમ ઘણી વાર બને છે. આમ, ફ્રાંસ પાસે જર્મની ઉપરની જર્મન માર્કની હૂંડીઓ જોઈએ તે કરતાં વધારે હોય પરંતુ અમેરિકાનો હિસાબ પતાવવા માટે ડૉલરની હૂંડીઓ તેની પાસે પૂરતા પ્રમાણમાં ન હોય એમ બને. એવા સંજોગોમાં ફ્રાંસ જર્મન માર્કની હૂંડીઓ વેચીને તેને બદલે યુનાઇટેડ સ્ટેટ્સ ઉપરની ડૉલરની હૂંડીઓ ખરીદવા ચાહે છે. જ્યાં આગળ આંતરરાષ્ટ્રીય લેવડદેવડ કરી શકાય એવું હૂંડીઓનું કેન્દ્રસ્થ બજાર હોય ત્યાં જ એમ કરી શકાય. જ્યાં આગળ નીચેની ત્રણ શરતો પૂરી પડતી હોય તે દેશમાં જ એવું બજાર સંભવી શકે:

૧. પરદેશો સાથેનો તેનો વેપાર બહુ બહોળો અને વિવિધ પ્રકારનો હોવો જોઈએ કે જેથી કરીને બધા પ્રકારની હૂંડીઓનો જથો મોટા પ્રમાણમાં તેની પાસે હોય.

૨. ત્યાં આગળ દરેક પ્રકારની જામીનગીરીઓ ઉપલબ્ધ હોવી જોઈએ, એટલે કે, મૂડી માટેનું એ સૌથી મોટું બજાર હોવું જોઈએ.

૩. વળી, તે સોનાનું પણ સૌથી મોટું બજાર હોવું જોઈએ કે જેથી કરીને હૂંડીઓ અને જામીનગીરીઓનો અભાવ હોય તે પ્રસંગે ત્યાંથી સોનું સહેલાઈથી મેળવી શકાય.

આખીયે ૧૯મી સદી દરમ્યાન આ ત્રણ શરતો પૂરી પાડી શકે એવો દેશ એક માત્ર ઇંગ્લંડ જ હતો. આધુનિક ઉદ્યોગોના ક્ષેત્રમાં તે પ્રથમ હોવાથી અને સામ્રાજ્યના રૂપમાં મોટા પ્રદેશનો ઇજારો તેની પાસે હોવાથી તેણે દુનિયામાં સૌથી મોટા પ્રમાણમાં પોતાનો પરદેશો સાથેનો વેપાર ખીલવ્યો હતો. પોતાના

વિકસતા જતા ઉદ્યોગોને ખાતર તેણે પોતાની ખેતીવાડીનો ભોગ આપ્યો હતો. તેનાં વહાણો દરેક બંદરેથી વેપારનો માલ તથા હૂંડીઓ લઈ આવતાં હતાં. ઔદ્યોગિક ક્ષેત્રમાં તેની આવી ભારે પ્રગતિ થયેલી હોવાથી સ્વાભાવિક રીતે જ તે મૂડીનું સૌથી મોટું બજાર બની ગયું અને દરેક પ્રકારની વિદેશી જામીનગીરીઓ ત્યાં એકઠી થવા પામી. તેને મદદરૂપ નીવડનાર બીજી એક વસ્તુ એ હતી કે આખી દુનિયાની સોનાની છતનો બે તૃતીયાંશ ભાગ બ્રિટિશ સામ્રાજ્યમાં એટલે કે દક્ષિણ આફ્રિકા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને હિંદુસ્તાનમાં હતો. લંડનમાં એ દેશોની સોનાની ખાણોને તૈયાર બજાર મળી ગયું. લંડનની બૅંક ઑફ ઇંગ્લંડ મુકરર કરેલા ભાવથી એ દેશોની ખાણોમાં ઉત્પન્ન થતું બધુંયે સોનું ખરીદી લેતી હતી.

આ રીતે, લંડન શહેર દેશદેશાન્તરની હૂંડીઓ, જામીનગીરીઓ અને સોનાનું કેન્દ્રસ્થ બજાર બની ગયું. તે દુનિયાનું આર્થિક પાટનગર બની ગયું અને પરદેશોમાં પોતાનો હિસાબ ચૂકવવા માગનાર દરેક સરકાર અથવા શરાફ પોતાના દેશમાં એને માટેનાં સાધનો ન મળે તે પ્રસંગે લંડન આવતો અને ત્યાં આગળ તેને દરેક પ્રકારના વેપારી તથા નાણાંકીય કાગળો તેમ જ સોનું મળી રહેતાં. પાઉન્ડનું ચલણી નાણું વેપારનું નક્કર ચિહ્ન બની ગયું. જો ડેન્માર્ક કે સ્વીડનને દક્ષિણ અમેરિકામાં કશી ખરીદી કરવી હોય તો તેનો કૉન્ટ્રાક્ટ પાઉન્ડના ચલણમાં થતો. જો કે એ રીતે ખરીદ કરવામાં આવેલો માલ કદીયે ઇંગ્લંડ આવતો નહોતો.

ઇંગ્લંડને માટે એ અતિશય ફાયદાકારક રોજગાર હતો કારણ કે તેની આ પ્રકારની કામગીરીના બદલામાં આખીયે દુનિયા તેને કંઈક વળતર આપતી હતી. આ રીતે તેને સીધેસીધો ફાયદો તો થતો જ હતો, પરંતુ તે ઉપરાંત પરદેશી વેપારી પેઢીઓ ભવિષ્યમાં પોતાનું દેણું પતાવવાના આશયથી ઇંગ્લંડની બેંકોમાં પોતાનું લેણું અનામત રાખતી હતી. આ બધી અનામત રકમો તે બેંકો ટૂંકી મુદત માટે પોતાના ઘરાકોને ફાયદાકારક રીતે ધીરતી હતી. વળી ઇંગ્લંડની બેંકોને પરદેશી ઉદ્યોગપતિઓના વેપારને લગતી બધી માહિતી મળતી હતી. તેમના હાથમાંથી પસાર થતી હૂંડીઓ ઉપરથી જર્મન અથવા બીજા પરદેશી વેપારીઓ માલની શી કિંમત લે છે તેની, તેમ જ પરદેશોમાંના તેમના આડતિયાઓનાં નામોની સુધ્ધાં તેમને ખબર પડતી. આ માહિતી ઇંગ્લંડના ઉદ્યોગોને બહુ જ ઉપયોગી થઈ પડતી, કેમ કે પોતાના પરદેશી હરીફોને તોડી પાડવામાં તે તેમને મદદરૂપ નીવડતી હતી.

આ આંતરરાષ્ટ્રીય રોજગારને મજબૂત બનાવવાને તેમ જ તેમાં વધારો કરવાને અર્થે ઇંગ્લંડની બેંકો દુનિયાભરમાં ઠેકઠેકાણે પોતાની શાખાઓ તથા એજન્સીઓ ઉઘાડતી હતી. પરદેશોને બ્રિટિશ ઉદ્યોગોના પ્રભુત્વ નીચે લાવવામાં

મદદ કરવા ઉપરાંત બ્રિટનની દૃષ્ટિથી એ બેંકો બીજું એક અતિ ઉપયોગી કાર્ય બજાવતી હતી. તેઓ જાણીતી બધીયે સ્થાનિક વેપારી પેઢીઓની તપાસ કરીને તેમને વિષે નોંધ રાખતી હતી. આથી આવી કોઈ પણ સ્થાનિક પેઢીએ લખેલી હૂંડીના મૂલ્યની ત્યાં આગળની બેંક અથવા એજંટને ખબર પડતી અને તેને એ સલામત લાગે તો તે એના ઉપર પોતાની શાખ કરતો. આને તેનો 'સ્વીકાર' કહેવામાં આવતો, કેમકે ત્યાંની બેંક અથવા એજંટ તેના ઉપર 'સ્વીકારવામાં આવે છે' એવું લખતો. બેંક તેને માટેની જવાબદારી ઓઢી લે એટલે તરત જ તે હૂંડી સહેલાઈથી વેચી શકાતી અથવા તો બીજાના નામ ઉપર ફેરવી શકાતી, કેમ કે તેની પાછળ બેંકની શાખ રહેલી હતી. આવા પ્રકારની બાંયધરી અથવા સ્વીકાર વિના અજાણી વેપારી પેઢીની હૂંડીના લંડન જેવાં અથવા બીજી જગ્યાનાં દૂરનાં બજારોમાં ખરીદનારા ન મળી શકે, કારણ કે એ પેઢી વિષે બીજા કોઈને માહિતી નહિ હોય. એ હૂંડીનો સ્વીકાર કરનાર બેંક એમ કરવામાં જોખમ ઉઠાવતી, પરંતુ પોતાની સ્થાનિક શાખા મારફત એની પૂરેપૂરી તપાસ કરાવ્યા પછી જ તે એમ કરતી. આ રીતે, આ 'સ્વીકાર'ની પ્રથા હૂંડીઓની લેવડદેવડ તથા એકંદરે વેપારની સગવડ કરી આપવામાં મદદરૂપ થતી અને સાથે સાથે દુનિયાના વેપાર ઉપરની લંડન શહેરની જકડ તે વધારે સખત બનાવતી. બીજો કોઈ પણ દેશ આ 'સ્વીકાર'નું કાર્ય મોટા પાયા ઉપર કરવાની સ્થિતિમાં નહોતો, કેમકે પરદેશોમાં તેની બેંકોની શાખાઓ ઇંગ્લંડની બેંકોની શાખાઓ જેટલી નહોતી.

આ રીતે સો કરતાંયે વધારે વરસો સુધી લંડન શહેર નાણાંકીય તેમ જ આર્થિક બાબતોમાં આખીયે દુનિયાનું પાટનગર રહ્યું હતું અને આંતરરાષ્ટ્રીય નાણાંવ્યવસ્થા તથા વેપારનાં સૂત્રો તેના હાથમાં રહ્યાં હતાં. ત્યાં આગળ નાણાં પુષ્કળ પ્રમાણમાં હતાં અને એને લીધે તે ત્યાં આગળ હળવી શરતોથી મળી શકતાં હતાં. આથી કરીને બધાયે શરાફો ત્યાં આગળ આકર્ષાતા હતા. દુનિયાના ચારે ખૂણામાંથી વેપાર અને નાણાં સંબંધી બધી ખબરો બેંક ઑફ ઇંગ્લંડના ગવર્નરની પાસે આવતી અને પોતાના ચોપડાઓ તથા કાગળિયાંઓ ઉપર માત્ર નજર ફેરવીને કોઈ એક દેશની આર્થિક સ્થિતિ શી છે એ વસ્તુ તે કહી શકતો હતો. ખરેખર, કેટલીક વાર તો તે દેશની સરકાર કરતાંયે તેને એ વિષે વધારે ખબર પડતી હતી. જે જામીનગીરીઓ અથવા સરકારી કાગળિયાંઓમાં કોઈ સરકારનું હિત સમાયેલું હોય તેને ખરીદવા કે વેચવાની યુક્તિપ્રયુક્તિઓ કરીને અથવા તો ટૂંક મુદત માટે અમુક રીતે નાણાં ધીરીને એ પરદેશી સરકારની રાજકીય નીતિ ઉપર દબાણ લાવી શકાતું હતું. એને 'ઉચ્ચ નાણાં પ્રબંધ' (હાઈ ફાઇનૅન્સ) કહેવામાં આવે છે. સામ્રાજ્યવાદી સત્તાઓની અતિશય અસરકારક રીતે દબાણ લાવવાની અનેક રીતોમાંની એ એક રીત છે. એ રીત ભૂતકાળમાં

અજમાવવામાં આવતી હતી અને હજી પણ એ અર્થે તેનો આશરો લેવામાં આવે છે.

મહાયુદ્ધ પહેલાં આવી સ્થિતિ હતી. લંડન શહેર એ બ્રિટિશ સામ્રાજ્યના સામર્થ્ય અને સમૃદ્ધિના મથક અને પ્રતિક સમાન હતું. મહાયુદ્ધે ઘણા ફેરફારો કરી નાખ્યા અને જૂની વ્યવસ્થાને ઉથલાવી દીધી. એમાં ઇંગ્લંડનો ભારે વિજય થયો એ ખરું પણ ઇંગ્લંડ તથા લંડનને એ વિજય બહુ મોંઘો પડ્યો.

મહાયુદ્ધ પછી શું બનવા પામ્યું તે હું મારા હવે પછીના પત્રમાં કહીશ.

## ૧૮૭. ડૉલર, પાઉન્ડ અને રૂપિયો

૨૭ જુલાઈ, ૧૯૩૩

મહાયુદ્ધે દુનિયાને ત્રણ પક્ષોમાં વહેંચી નાખી હતી: યુદ્ધે ચડેલાં રાષ્ટ્રોના બે પક્ષો અને ત્રીજો પક્ષ તટસ્થ દેશોનો. એકબીજા ઉપર જાસૂસી કરવાના ગુપ્ત વ્યવહાર સિવાય યુદ્ધે ચડેલા હરીફ પક્ષો વચ્ચે વેપાર કે બીજા કોઈ પણ પ્રકારનો વહેવાર રહ્યો નહોતો. આંતરરાષ્ટ્રીય વેપાર, બેશક છિન્નભિન્ન થઈ ગયો હતો. સમુદ્ર ઉપરના તેમના પ્રભુત્વને કારણે મિત્રરાજ્યો તટસ્થ દેશો તથા વસાહતી દેશો સાથે થોડોઘણો વેપાર ખેડી શકતા હતા, પરંતુ જર્મન સબમરીનોના હુમલાઓને કારણે એ વેપાર પણ અતિશય મર્યાદિત થઈ ગયો હતો.

યુદ્ધ લડનારા દેશોની બધીયે સાધનસામગ્રી યુદ્ધમાં વપરાવા લાગી અને અઢળક રકમ ખરચાવા લાગી. પોતાની પ્રજા પાસેથી તેમ જ અમેરિકા પાસેથી નાણાં ઉપાડીને ઇંગ્લંડ તથા ફ્રાન્સે લગભગ દોઢ વરસ સુધી પોતાનાં ગરીબ મિત્રરાજ્યોનો ખરચ પૂરો પાડ્યો. પછીથી ફ્રાંસનાં આર્થિક સાધનો ખૂટી પડ્યાં. અને તે હવે બીજાં મિત્ર રાષ્ટ્રોને આર્થિક મદદ આપી શક્યું નહિ. ઇંગ્લંડે બીજા સવા વરસ સુધી એ બોજો ઉઠાવ્યો. ૧૯૧૭ના માર્ચ માસમાં તેનાં આર્થિક સાધનો ખૂટી ગયાં, એ વખતે તે યુનાઇટેડ સ્ટેટ્સનું પાંચ કરોડ પાઉન્ડનું પાકેલું લેણું ચૂકવી ન શક્યું. જ્યારે તે સૌનાં આર્થિક સાધનો ખૂટી ગયાં હતાં તે કટોકટીની ઘડીએ ઇંગ્લંડ, ફ્રાંસ તથા બીજાં મિત્રરાજ્યોના સદ્‌ભાગ્યે અમેરિકા તેમને પક્ષે યુદ્ધમાં જોડાયું. એ વખતથી માંડીને યુદ્ધના અંત સુધી યુનાઇટેડ સ્ટેટ્સે પોતાનાં બધાંયે મિત્રરાજ્યોનો યુદ્ધનો ખરચ પૂરો પાડ્યો. 'સ્વતંત્રતા' તથા 'વિજય'ને નામે તેણે પોતાની પ્રજા પાસેથી જબરદસ્ત રકમોની લોન ઊભી કરી. એ રકમ તેણે પોતે મોકળે હાથે ખરચી તથા મિત્રરાજ્યોને ધીરી. હું આગળ તને કહી ગયો છું તેમ એનું પરિણામ એ આવ્યું કે, યુદ્ધ પૂરું થયું ત્યારે યુનાઇટેડ સ્ટેટ્સ આખી દુનિયાનું

શાહુકાર બન્યું અને બધાંયે રાષ્ટ્રો તેનાં દેવાદાર હતાં. યુદ્ધ શરૂ થયું ત્યારે યુનાઇટેડ સ્ટેટ્સને પાંચ અબજ ડૉલરનું યુરોપમાં દેવું હતું; યુદ્ધ પૂરું થયું ત્યારે યુરોપને અમેરિકામાં દશ અબજ ડૉલરનું દેવું હતું.

મહાયુદ્ધ દરમ્યાન અમેરિકાને માત્ર આટલો જ આર્થિક લાભ થયો નહોતો. ઇંગ્લંડ તેમ જ જર્મનીના વેપારને ભોગે અમેરિકાનો પરદેશો સાથેનો વેપાર વધવા પામ્યો હતો અને હવે તે બ્રિટનના વેપાર જેટલો થઈ ગયો હતો. દુનિયાનું બેતૃતીયાંશ જેટલું સોનું તથા પરદેશોની સરકારનાં જબરદસ્ત રકમનાં શૅર તથા લોનોનાં કાગળિયાં યુનાઇટેડ સ્ટેટ્સમાં એકઠાં થયાં હતાં.

આ રીતે યુનાઇટેડ સ્ટેટ્સની નાણાંકીય સ્થિતિ અતિશય સધ્ધર થઈ ગઈ હતી. પોતાના લેણાની ઉઘરાણી કરવામાત્રથી તે તેના કોઈ પણ દેણદાર દેશને નાદાર સ્થિતિમાં લાવી મૂકી શકે એમ હતું. આ સ્થિતિમાં, દુનિયાના નાણાંકીય પાટનગર તરીકેના લંડનના પુરાણા સ્થાન પરત્વે તેને ઈર્ષા પેદા થાય અને એ સ્થાન માટે તે પોતે ઝંખના રાખે એ સ્વાભાવિક હતું. દુનિયાનું સૌથી ધનવાન શહેર ન્યૂયૉર્ક લંડનનું સ્થાન લે એવી તેની ઇચ્છા હતી. આ રીતે ન્યૂયૉર્ક તથા લંડનના બૅંકવાળાઓ તથા શરાફો વચ્ચેની ઝુંબેશ શરૂ થઈ. તેમની એ ઝુંબેશમાં તેમને પોતપોતાની સરકારનો ટેકો હતો.

અમેરિકાના દબાણે પાઉન્ડને હચમચાવી મૂક્યો. પોતાના ચલણી નાણાં માટે બૅંક ઑફ ઇંગ્લંડ સોનું આપવાને અસમર્થ નીવડી અને પાઉંડની નોટો, જેનો હવે સોનાના વિનિમય સાથે સંબંધ નહોતો રહ્યો, તેના મૂલ્યમાં ફરક પડવા લાગ્યો અને તેના ભાવ ઘટવા લાગ્યા. ફ્રાંસના ફ્રાંકના ભાવ પણ બગડી ગયા. આવી અસ્થિર દુનિયામાં એક માત્ર અમેરિકાનો ડૉલર જ ખડકના જેવો અચળ જણાતો હતો.

કોઈ પણ માણસને લાગે કે આ સંજોગોમાં નાણાંનો વ્યવહાર તથા સોનું લંડન છોડીને ન્યૂયૉર્ક પહોંચ્યાં હશે. પરંતુ, અજાયબીની વાત તો એ છે કે, એમ બનવા પામ્યું નહિ અને પરદેશી હૂંડીઓ તથા ખાણોમાંથી સોનું હજી લંડન જ આવતાં રહ્યાં. લોકો ડૉલર કરતાં પાઉન્ડને વધારે પસંદ કરતા હતા તેથી નહિ પણ ડૉલરો સહેલાઈથી મળી શકતા નહોતા તેથી એમ બનતું હતું.

પોતાની શાખાઓ તથા એજન્સીઓ મારફતે ઇંગ્લંડની બૅંકોએ દુનિયાભરમાં ઊભી કરેલી 'સ્વીકાર'ની પદ્ધતિ વિષે મેં તને કહ્યું હતું તે તને યાદ હશે. અમેરિકાની બૅંકો પાસે એવી શાખાઓ કે પરદેશોમાં એજન્સીઓ નહોતી એટલે 'સ્વીકાર' કરીને પરદેશી હૂંડીઓ મેળવવાનાં સાધનો તેમની પાસે નહોતાં. આથી સ્વાભાવિક રીતે જ એવી હૂંડીઓ બ્રિટિશ બૅંકો મારફતે લંડન પહોંચતી. એ મુશ્કેલીનો તોડ કાઢવા માટે અમેરિકાની બૅંકોએ

તરત જ પરદેશોમાં પોતાની શાખાઓ તથા એજન્સીઓ સ્થાપવાનું શરૂ કરી દીધું. અને એને પરિણામે ઠેકઠેકાણે સુંદર સુંદર ઇમારતો ઊભી થઈ પણ તેમને હજી એક બીજી મુશ્કેલી પણ નડતી હતી. 'સ્વીકાર'નું કાર્ય તો સ્થાનિક ધંધારોજગાર તથા પરિસ્થિતિના સંપૂર્ણપણે માહિતગાર હોય એવા તાલીમ પામેલા માણસો જ કરી શકે. બ્રિટિશ બૅંકોએ તો ૧૦૦ વરસના વિકાસ અને અનુભવને પરિણામે પોતાના એ કામને માટે લાયક માણસો તૈયાર કર્યા હતા. અને આ બાબતમાં તેમને જલદી પકડી પાડવાનું કામ સહેલું નહોતું.

પછીથી અમેરિકનો લંડન સામે ફ્રેંચ, સ્વીસ અને ડચ બૅંકો સાથે જોડાઈ ગયા. પરંતુ એથી પણ તેમને ઝાઝી સફળતા મળી નહિ. ફ્રાંસ અતિશય ધનવાન દેશ હતો તથા તે મોટા પ્રમાણમાં પોતાની મૂડી પરદેશ મોકલતો હતો, પરંતુ પરદેશી હૂંડીઓનો રોજગાર વિકસાવવામાં તેણે કદીયે લક્ષ આપ્યું નહોતું. આમ લંડન અને ન્યૂયૉર્ક વચ્ચે ગજગ્રાહ ચાલ્યા કર્યો અને એકંદરે જોતાં લંડનની સ્થિતિમાં કશોયે ફરક પડ્યો નહિ. ૧૯૨૪ની સાલમાં ન્યૂયૉર્કની તરફેણમાં એક નવી વસ્તુ પેદા થઈ. ચલણનો ફુલાવો યા કૃત્રિમ વધારો બહુ મોટા પ્રમાણમાં કર્યા પછી જર્મન માર્કને સ્થિર કરવામાં આવ્યો. અને એને કારણે જર્મન મૂડી સ્વિટ્ઝરલૅંડ તથા હોલૅંડમાં ભાગી ગઈ હતી (જોખમ કે ભયના સમયમાં મૂડી હમેશાં બહાર ભાગી જાય છે!) તે માર્ક સ્થિર થવાથી હવે જર્મન બૅંકોમાં પાછી ફરી. અમેરિકાના નાણાંકીય સમૂહમાં જર્મનીનો ઉમેરો થવાથી લંડનની સ્થિતિમાં ભારે ફેરફાર થવા પામ્યો. કારણ કે, હવે લંડનની સહાય વિના અમેરિકાની હૂંડીઓના બદલામાં યુરોપની હૂંડી મળી શકતી હતી. અને લંડનનું ચલણી નાણું હજી અસ્થિર હતું એટલે કે પાઉન્ડની નોટનું સોનાને ધોરણે નિશ્ચિત મૂલ્ય નહોતું. સોનાની ચલણપદ્ધતિ તેણે છોડી દીધી હતી.

લંડન શહેરના શરાફો હવે ભડક્યા. તેમણે જોયું કે આંતરરાષ્ટ્રીય વિનિમયનો બધો ફાયદાકારક ભાગ તો ન્યૂયૉર્ક તથા યુરોપના તેના સાથીઓને હિસ્સે જાય છે અને લંડનને તો તેના રહ્યાસહ્યા ટુકડા જ મળે છે. આમ થતું અટકાવવા માટે પ્રથમ સોનાને ધોરણે પાઉન્ડનું મૂલ્ય નિશ્ચિત કરવું જોઈએ એટલે કે પાઉન્ડના ચલણી નાણાને સ્થિર કરવું જોઈએ. એને પરિણામે વિનિમયનું કામ ફરી પાછું આવવા લાગશે. આથી, ૧૯૨૫ની સાલમાં પાઉન્ડના ચલણનું મૂલ્ય અસલને ધોરણે સ્થિર કરવામાં આવ્યું. ઇંગ્લંડના બૅંકવાળાઓ તથા શરાફોનો આ રીતે ભારે વિજય થયો કારણ કે પાઉન્ડનું મૂલ્ય વધ્યું એટલે તેમની કમાણી પણ વધવા પામી. ઇંગ્લંડના ઉદ્યોગોની દૃષ્ટિએ એ વસ્તુ નુકસાનકારક હતી કેમ કે એને લીધે પરદેશોમાં બ્રિટિશ માલની કિંમત વધી ગઈ અને પરદેશોનાં બજારોમાં અમેરિકા, જર્મની તથા બીજા ઔદ્યોગિક દેશો

સાથે હરીફાઈ કરવાનું બ્રિટિશ ઉદ્યોગપતિઓને માટે મુશ્કેલ થઈ પડ્યું. પરંતુ પોતાની બૅંકિંગ વ્યવસ્થા અથવા કહો કે દુનિયાના વિનિમય બજારમાં પોતાનું નાણાંકીય પ્રભુત્વ સાચવી રાખવા માટે ઇંગ્લંડે ઇરાદાપૂર્વક થોડેઘણે અંશે પોતાના ઉદ્યોગોનો ભોગ આપ્યો. પાઉન્ડની પ્રતિષ્ઠા તો એથી વધવા પામી પરંતુ તને યાદ હશે કે એ પછી કંઈક અંશે ઉદ્યોગોને ફટકો પડવાને કારણે ઇંગ્લંડમાં આંતરિક મુશ્કેલીઓ પેદા થઈ. ત્યાં આગળ બેકારી વધી ગઈ અને કોલસાની ખાણોમાં લાંબા સમય સુધી હડતાળ ચાલી તેમ જ સાર્વત્રિક હડતાલ પણ પડી.

પાઉન્ડનું મૂલ્ય તો સ્થિર કરવામાં આવ્યું પણ એટલું પૂરતું નહોતું. બ્રિટિશ સરકારને અમેરિકાનું જબરદસ્ત રકમનું કરજ હતું. એ હાથઉધાર કરજ હતું અને અમેરિકા કોઈ પણ ઘડીએ તેની માગણી કરી શકે એમ હતું. એવી માગણી કરીને યુનાઇટેડ સ્ટેટ્સ ઇંગ્લંડની સ્થિતિ અતિશય મુશ્કેલ કરી મૂકી શકે એમ હતું તેમ જ એ રીતે તે પાઉન્ડના ભાવ ઘટાડી દઈ શકે એમ હતું. આથી યુદ્ધનું દેવું હપતાથી પતાવવાને અંગે અમેરિકા સાથે સમજૂતી પર આવવાને માટે અગ્રગણ્ય બ્રિટિશ રાજદ્વારી પુરુષો — સ્ટેન્લી બૉલ્ડવીન પણ તેમાંનો એક હતો — ન્યૂયૉર્ક દોડી ગયા. યુરોપના બધાયે દેશો અમેરિકાના દેણદાર હતા. એટલે તેમને માટે યોગ્ય રસ્તો તો એ હતો કે આપસમાં મસલત કરીને પછી જ શક્ય એટલી સારી શરતો મેળવવા માટે તેમણે અમેરિકા પાસે પહોંચવું જોઈતું હતું. પરંતુ પાઉંડને બચાવી લેવાને તથા લંડનનું આર્થિક નેતૃત્વ ટકાવી રાખવાને માટે બ્રિટિશ સરકાર એટલી બધી ઇંતેજાર હતી કે ફ્રાંસ અને ઇટાલી સાથે એ બાબતમાં મસલત કરવા જેટલી તેની પાસે ધીરજ નહોતી. તેને તો ગમે તે ભોગે અમેરિકા જોડે દેવાની ચુકવણીને અંગે તરતોતરત કંઈક ગોઠવણ કરવી હતી. બ્રિટિશ સરકાર એ બાબતમાં ગોઠવણ તો કરી શકી, પરંતુ એને માટે તેને ભારે કિંમત આપવી પડી અને યુનાઇટેડ સ્ટેટ્સે મૂકેલી કડક શરતોનું પાલન કરવાનું તેને કબૂલ રાખવું પડ્યું. પાછળથી ફ્રાંસ તથા ઇટાલી પોતાના દેવાની ચુકવણીને અંગે યુનાઇટેડ સ્ટેટ્સ તરફથી એના કરતાં ઘણી અનુકૂળ શરતો મેળવી શક્યાં.

આ ભારે પ્રયાસો અને ભોગોને કારણે પાઉંડના ભાવો ટકી રહ્યા તથા લંડન શહેરનું આર્થિક નેતૃત્વ પણ ચાલુ રહ્યું. દુનિયાનાં બજારોમાં ન્યૂયૉર્ક સાથેની તેની ઝુંબેશ તો ચાલુ જ રહી. પોતાની પાસે અઢળક નાણું હતું એટલે ન્યૂયૉર્કે, પહેલાં લંડન પાસે નાણાં વ્યાજે લેતા હતા તે દેશોને વ્યાજના બહુ જ ઓછા દરોથી લાંબી મુદતને માટે પૈસા ધીરવા માંડ્યા. આ રીતે કૅનેડા, દક્ષિણ આફ્રિકા તથા ઑસ્ટ્રેલિયા પણ લોભાઈને ન્યૂયૉર્ક તરફ ખેંચાયા. આ રીતે લાંબી મુદત માટે નાણાં ધીરવામાં લંડન ન્યૂયૉર્ક સાથે હરીફાઈ કરી શકે એમ નહોતું.

આથી તેણે મધ્ય યુરોપની બેંકોને ટૂંકી મુદત માટે નાણાં ધીરવાનું અજમાવવા માંડયું. ટૂંકી મુદત માટે નાણાં ધીરવામાં બેંકના ધંધાનો અનુભવ તથા પ્રતિષ્ઠા એ બે વસ્તુઓ મહત્ત્વની હોય છે. એ બંને વસ્તુઓ લંડનની તરફેણમાં હતી. આથી લંડનની બેંકોએ વિયેનાની બેંકો સાથે નિકટનો સંબંધ બાંધ્યો અને તેમની મારફતે મધ્ય તથા દક્ષિણ-પૂર્વ યુરોપની અથવા ડાન્યુબ અને બાલ્કન પ્રદેશની બેંકો સાથે સંબંધ બાંધ્યો. ન્યૂયૉર્કે પણ ત્યાં આગળ પોતાનું ધીરધારનું થોડું કામ ચાલુ રાખ્યું.

આ નાણાંકીય પાગલપણાનો કાળ હતો અને કંઈક અંશે લંડન તથા ન્યૂયૉર્ક વચ્ચેની સ્પર્ધાને કારણે યુરોપમાં નાણાંનો ધોધ વહેવા લાગ્યો અને ત્યાં આગળ કરોડપતિઓ તથા અબજપતિઓ અતિશય ત્વરાથી ઠેકઠેકાણે ફૂટી નીકળ્યા. શ્રીમંત થવાનો માર્ગ બહુ સીધોસાદો હતો. કોઈ સાહસિક માણસ એમાંના કોઈ એક દેશમાં રેલવે બાંધવાની કે બીજાં કોઈ જાહેર બાંધકામ કરવાની છૂટછાટ મેળવે અથવા તો ત્યાં આગળ દીવાસળી જેવી વસ્તુઓ ઉત્પન્ન કરવાનો અને વેચવાનો ઇજારો મેળવે. એ વસ્તુઓના બાંધકામ માટે અથવા ઇજારાનો માલ ઉત્પન્ન કરવા માટે એક કંપની ઊભી કરવામાં આવે અને તે પછી પોતાના શૅર કાઢે. આ શૅરોને આધારે ન્યૂયૉર્ક કે લંડનની મોટી મોટી બેંકો એ કંપનીને નાણાં ધીરે, શરાફો આ રીતે ન્યૂયૉર્ક પાસેથી બે ટકાના વ્યાજના દરથી ડૉલરના રૂપમાં નાણાં વ્યાજે લે અને પછી તેઓ તે નાણાં બર્લિનને ૬ ટકાના દરથી અને વિયેનાને ૮ ટકાના દરથી ધીરે. આ રીતે બીજા લોકોનાં નાણાંની ચતુરાઈપૂર્વક ફેરવણી કરીને એ શરાફો અતિશય ધનવાન બની ગયા. એમાંનો ઇવાન ક્રૂગર નામનો સ્વીડનવાસી સૌથી વધારે મશહૂર હતો. તેના દીવાસળીના ઇજારાને કારણે તે દીવાસળીના રાજા તરીકે ઓળખાતો હતો. એક વખતે તો ક્રૂગરની ભારે પ્રતિષ્ઠા હતી. પરંતુ પાછળથી પુરવાર થયું કે તે અઠંગ ધુતારો હતો અને પારકાં અઢળક નાણાં તે હજમ કરી ગયો હતો. તેની ઠગાઈ પકડાવાની તૈયારીમાં હતી તે વખતે તેણે આપઘાત કર્યો. પોતાના અપ્રામાણિક વહેવારોને કારણે બીજા સુપ્રસિદ્ધ શરાફો પણ મુશ્કેલીમાં આવી પડ્યા હતા.

મધ્ય અને પૂર્વ યુરોપમાંની ઇંગ્લંડ તથા અમેરિકાની હરીફાઈને પરિણામે એક ફાયદો થયો. ૧૯૨૯ની સાલની મંદી શરૂ થઈ તે પહેલાંનાં વરસોમાં યુરોપની સ્થિતિ સુધારવામાં ત્યાં આગળ વહેલા આ નાણાંના ધોધે ભારે ફાળો આપ્યો હતો.

દરમ્યાન ૧૯૨૬–૨૭ની સાલ દરમ્યાન ફ્રાંસમાં ચલણનો ફુલાવો કરવામાં આવ્યો અને ફ્રાંકનું મૂલ્ય અતિશય ઘટી ગયું. ફ્રાંકની કિંમત ઘટી જવાને કારણે પોતાનાં નાણાં ગુમાવી બેસવાના ડરથી ધનિક ફ્રાંસવાસીઓએ—અને

મધ્યમ વર્ગના નીચલા થરના દરેક ફ્રાંસવાસી પાસે પોતાની બચત હોય છે જ — તે પરદેશ મોકલી આપ્યાં. તેમણે મોટા પ્રમાણમાં પરદેશી જામીનગીરીઓ તથા પરદેશી હૂંડીઓ ખરીદી લીધી. ૧૯૨૭ની સાલમાં ફ્રાંકનું મૂલ્ય ફરી પાછું સ્થિર કરવામાં આવ્યું અને સોનાના ધોરણ પ્રમાણે તે નિશ્ચિત કરવામાં આવ્યું. પરંતુ એ મૂલ્ય તેના પહેલાંના મૂલ્યથી પાંચમા ભાગનું રાખવામાં આવ્યું. પરદેશી જામીનગીરીઓ ધરાવનારા ફ્રેંચો હવે તેને કોઈક રીતે ફ્રાંકના રૂપમાં બદલી લેવાને ઉત્સુક બન્યા. તેઓ એક ફાયદાકારક વેપાર ખેડી રહ્યા હતા કારણ કે, આ રીતે મૂળ તેમની પાસે હતા તેના કરતાં પાંચગણા ફ્રાંક તેમને મળતા હતા અને એ રીતે ફ્રાંકને જ હમેશાં વળગી રહેવાથી ચલણના ફુલાવાને કારણે તેમને જે નુકસાન વેઠવું પડત તેમાંથી તેઓ ઊગરી ગયા. ફ્રેંચ સરકારે આ તકનો લાભ લેવાનો નિર્ણય કર્યો અને ફ્રાંકના નાણામાં છાપેલી નવી નોટો આપીને તેણે બધીયે પરદેશી હૂંડીઓ અથવા જામીનગીરીઓ ખરીદી લીધી. આમ, એ પરદેશી હૂંડીઓ તથા જામીનગીરીઓ ખરીદીને ફ્રેંચ સરકાર એકાએક અતિશય ધનિક બની ગઈ. વાસ્તવમાં એ વખતે તેની પાસે સૌથી મોટી સંખ્યામાં એ બંને વસ્તુઓ હતી. અમેરિકા કે ઇંગ્લંડ સાથે આર્થિક નેતૃત્વની હરીફાઈમાં ઊતરવાની તેની ઇચ્છા નહોતી તેમ જ એને માટે તેની યોગ્યતા પણ નહોતી. પણ તે એ બંને ઉપર અસર પાડવાની સ્થિતિમાં હતી.

ફ્રાંસવાસીઓ સાવધ પ્રજા છે તેમ જ તેમની સરકાર પણ સાવધ હોય છે. પોતાની પાસે જે કંઈ હોય તે ગુમાવી બેસવાનું જોખમ ખેડીને ભારે લાભ મેળવવાનો પ્રયાસ કરવા કરતાં વિના જોખમે ઓછો લાભ મેળવવાનું તેઓ વધારે પસંદ કરે છે. આથી ફ્રેંચ સરકારે સાવધાનીપૂર્વક પોતાનું વધારાનું નાણું વ્યાજના ઓછા દરથી લંડનની સધ્ધર પેઢીઓને ધીર્યું. આ રીતે તે બ્રિટિશ બેંક પાસેથી માત્ર બે ટકા જ વ્યાજ લેતી. અંગ્રેજો એ નાણાં પાંચ કે છ ટકાના વ્યાજના દરથી જર્મન બેંકોને ધીરતા. જર્મન બેંકો વળી પાછી એ રકમ આઠ કે નવ ટકાના વ્યાજના દરથી વિયેનાને ધીરતી અને છેવટે એ નાણું હંગરી તેમ જ બાલ્કન દેશોમાં ૧૨ ટકાના દરથી પહોંચતું! જોખમના પ્રમાણમાં વ્યાજનો દર પણ વધતો હતો પરંતુ ફ્રાંસની બેંક લેશ પણ જોખમ ખેડવા કરતાં બ્રિટિશ બેંકો સાથે જ વ્યવહાર રાખવાનું પસંદ કરતી હતી. આ રીતે તેણે ખરીદેલી પાઉંડની પરદેશી હૂંડીઓના રૂપમાં ફ્રાંસ પોતાના નાણાની ઘણી મોટી રકમ લંડનમાં રાખતું હતું. ન્યૂયૉર્ક સામે ઝૂઝવામાં લંડનને એની ભારે મદદ મળતી હતી.

દરમ્યાન વેપારની કટોકટી તથા મંદી વધતી જતી હતી અને ખેતીની પેદાશના ભાવો બેસતા જતા હતા. ૧૯૩૦ની પાનખર ઋતુમાં ઘઉંના ભાવ

એટલા બધા બેસી ગયા કે પૂર્વ યુરોપની બૅંકો પોતાના દેણદારો પાસેથી પોતાનું લેણું વસૂલ ન કરી શકી અને એને લીધે વિયેના પાસેથી પાઉન્ડ અને ડૉલરના રૂપમાં તેમણે કરજે કાઢેલી રકમો તે પાછી ન આપી શકી. એને લીધે વિયેનાની બૅંકની દુનિયામાં ભારે કટોકટી ઊભી થઈ અને ક્રેડિટ એન્સ્ટાલ્ટ નામની વિયેનાની સૌથી મોટી બૅંક તૂટી. એને લીધે વળી જર્મનીની બૅંકો હચમચી ઊઠી અને માર્કના ભાવો ફરી પાછા ગગડી જવાની ભીતિ પેદા થઈ. એને પરિણામે જર્મનીમાંની બ્રિટિશ તથા અમેરિકન મૂડી જોખમમાં આવી પડત અને એ ટાળવાને ખાતર જ પ્રમુખ હૂવરે દેવું તથા યુદ્ધની નુકસાની પેટેની વસૂલાતની મોકૂફી જાહેર કરી. એ વખતે યુદ્ધની નુકસાનીની રકમની વસૂલાતનો આગ્રહ રાખવામાં આવત તો જર્મનીની સમગ્ર અર્થવ્યવસ્થા સંપૂર્ણપણે છિન્નભિન્ન થઈ જાત. પરંતુ આ પણ પૂરતું ન થયું અને જર્મની બીજા દેશોનું પોતાનું ખાનગી દેવું પણ ભરી ન શક્યું એટલે એ દેવાની વસૂલાત પણ મોકૂફ રાખવી પડી.

એને પરિણામે જર્મનીને ટૂંકી મુદત માટે ધીરવામાં આવેલું પુષ્કળ નાણું ત્યાં સ્થગિત થઈ ગયું. આથી લંડનના બૅંકવાળાઓની સ્થિતિ મુશ્કેલ બની ગઈ. કેમ કે તેમને પણ પોતાની જવાબદારીઓ અદા કરવાની હતી અને એને માટે જર્મની તરફથી આવવાનાં નાણાં ઉપર તેમણે ગણતરી રાખી હતી. ફ્રાંસ અને અમેરિકા તેમની વહારે ધાયાં અને તેમને ૧૩ કરોડ પાઉન્ડની મદદ કરી. પરંતુ તેમની એ મદદ મોડી પડી. લંડનનાં શરાફી મંડળોમાં ભારે ગભરાટ ફેલાઈ ગયો અને એવા ગભરાટના સમયમાં સૌ કોઈ પોતાનું નાણું ઉપાડી લેવા માગે છે. પેલા તેર કરોડ પાઉંડ તો જોતજોતામાં સાફ થઈ ગયા. તને યાદ હશે કે એ વખતે ત્યાં ચલણનું ધોરણ સોનાનું હતું અને પાઉંડની નોટો ધરાવનાર દરેક જણ તેને બદલે સોનાની માગણી કરી શકતો હતો.

બ્રિટિશ સરકાર — તે વખતે ત્યાં મજૂર સરકાર હતી — વધારે નાણાં ઉછીનાં લેવા માગતી હતી અને તેણે તેને માટે ઉત્સુકતાપૂર્વક ન્યૂયૉર્ક તથા પૅરિસ પાસે માગણી કરી. એમ જણાય છે કે, અમુક શરતોએ જ તેઓ એ મદદ આપવા સંમત થયાં. એમાંની એક શરત એ હતી કે, બ્રિટિશ સરકારે મજૂરોની બાબતોમાં તેમ જ સામાજિક કાર્યો વગેરેમાં કરકસર કરવી. તેમણે મજૂરોનો પગારકાપ પણ સૂચવ્યો હોય એમ લાગે છે. બ્રિટનના આંતરિક વ્યવહારમાં પરદેશી બૅંકવાળાઓની આ દખલગીરી હતી. આ પરિસ્થિતિનો મજૂર સરકારની સામે ઉપયોગ કરવામાં આવ્યો અને રેમ્સે મૅકડોનાલ્ડ જે વડો પ્રધાન તેમ જ મજૂર સરકારનો વડો હતો તેણે સરકારને તેમ જ પોતાના મજૂર પક્ષને દગો દીધો. મુખ્યત્વે કરીને કૉન્ઝરવેટીવોના ટેકાથી તેણે બીજી સરકાર સ્થાપી. એ આર્થિક કટોકટીને પહોંચી વળવા માટે એ સરકાર સ્થાપવામાં

આવી હતી અને તેને 'રાષ્ટ્રીય સરકાર' તરીકે ઓળખાવવામાં આવી. મૅકડોનાલ્ડનું એ કૃત્ય યુરોપની મજૂર ચળવળના ઇતિહાસમાં બેવફાઈનું નોંધપાત્ર દૃષ્ટાંત છે.

રાષ્ટ્રીય સરકાર પાઉન્ડને બચાવવા માટે સ્થપાઈ હતી. તેમણે આપેલા વચન પ્રમાણે ફ્રાંસ તથા અમેરિકા તરફથી તેને આર્થિક મદદ મળી પણ એ મદદથી પણ રાષ્ટ્રીય સરકાર પાઉન્ડને બચાવી શકી નહિ. ૧૯૩૧ની સાલના સપ્ટેમ્બર માસની ૨૩મી તારીખે સોનાની ચલણપદ્ધતિ તેને છોડી દેવી પડી અને પાઉંડનું ચલણ ફરી પાછું અસ્થિર થઈ ગયું. પાઉંડનું મૂલ્ય ઝપાટાબંધ ઘટી ગયું અને સોનામાં તેની કિંમત ૧૪ શિલિંગ જેટલી થઈ ગઈ. એટલે કે, તેનું મૂલ્ય પહેલાં કરતાં લગભગ ⅔ જેટલું થઈ ગયું.

આ બનાવે તથા એ તારીખે દુનિયા ઉપર ભારે છાપ પાડી. યુરોપમાં એ નજીક આવતા જતા બ્રિટિશ સામ્રાજ્યના વિનાશનું ચિહ્ન ગણાવા લાગ્યું. કેમ કે એ બનાવ દુનિયાના નાણાંકીય બજારમાં લંડનના પ્રભુત્વનો અંત સૂચવતો હતો. આ ધારણા તથા અપેક્ષાઓ (બ્રિટિશ સામ્રાજ્ય માટે યુરોપ કે અમેરિકામાં જરા સરખો સદ્ભાવ નહોતો, અને એશિયાનું તો પૂછવું જ શું?) જરા ઉતાવળી પુરવાર થઈ.

તેને સોનું જ સમજીને પાઉંડનું કાગળનાણું રાખનાર — કેમ કે, કોઈ પણ વખતે તેને સોનામાં ફેરવી શકાતું હતું — ઘણા દેશોનાં ચલણોને પાઉંડના મૂલ્યમાં થયેલા ઘટાડાએ હચમચાવી મૂક્યાં. હવે પાઉંડની નોટો સોનામાં ફેરવી શકાતી નહોતી તેમ જ તેના મૂલ્યમાં લગભગ ૩૦ ટકા જેટલો ઘટાડો થવા પામ્યો હતો એટલે એમાંના કેટલાક દેશોનાં ચલણના ભાવ પણ ગગડી ગયા. અને ઇંગ્લંડને કારણે તેમને પણ સોનાનું ચલણ છોડી દેવાની ફરજ પડી.

ફ્રાંસની સ્થિતિ હવે ઘણી જ સધ્ધર બની હતી. પોતાની સાવધાનીભરી નીતિ તેને ફાયદાકારક નીવડી હતી. અમેરિકાનાં અને એથીયે વિશેષ પ્રમાણમાં ઇંગ્લંડનાં જર્મનીને ધીરવામાં આવેલાં નાણાં ત્યાં સ્થગિત થઈને પડ્યાં હતાં તે વખતે ફ્રાંસ પાસે પરદેશી હૂંડીઓ અને સોનાના ફ્રાંકના રૂપમાં પુષ્કળ નાણાં પડ્યાં હતાં. ઇંગ્લંડ તથા અમેરિકા એ બંને દેશોની સરકારોએ ફ્રાંસને રીઝવવાને અને એકબીજાની સામે તેને પોતાના પક્ષમાં લેવાને ભારે પ્રયાસો કર્યા. પરંતુ અતિ સાવધાન ફ્રાંસે બેમાંથી એકેના પક્ષમાં ભળવાની સાફ ના પાડી અને એ રીતે સોદો કરી લેવાનો મોકો જતો કર્યો.

૧૯૩૧ની સાલના અંતમાં ઇંગ્લંડમાં સાર્વત્રિક ચૂંટણી થઈ અને તેમાં 'રાષ્ટ્રીય સરકાર'નો ભારે વિજય થયો. વાસ્તવમાં એ કૉન્ઝરવેટીવ પક્ષનો વિજય હતો. એમાં મજૂર પક્ષ તો લગભગ ભૂંસાઈ જ ગયો. મજૂર સરકાર તેમની મૂડી જપ્ત કરી લેશે એવા ગપગોળાઓથી ભડકીને તેમ જ પગાર-

કાપને કારણે આટ્લાંટિકના નૌકા કાફલામા બ્રિટિશ ખલાસીઓના અલ્પજીવી બંડથી કદાચ ગભરાઈ જઈને, ઇંગ્લંડનો મધ્યમ વર્ગ સમગ્રપણે કૉન્ઝરવેટીવ રાષ્ટ્રીય સરકારને પડખે ઊભો રહ્યો.

આવી કટોકટી અને જોખમને પ્રસંગે પણ અમેરિકા, ઇંગ્લંડ અને ફ્રાંસ એ ત્રણ આગળ પડતાં રાષ્ટ્રો અથવા કહો કે તેના શરાફો એક સાથે મળીને સહકારથી કાર્ય કરી શક્યા નહિ. દરેક દેશ એકલે હાથે પોતપોતાની રમત રમતો હતો અને બીજાને નુકસાન પહોંચાડીને પોતાની સ્થિતિ સુધારવાની આશા રાખતો હતો. આર્થિક નેતૃત્વ માટે આપસમાં ઝઘડવાને બદલે સહિયારું આંતરરાષ્ટ્રીય નાણાંબજાર રચવાને તેઓ સાથે મળીને કાર્ય કરી શકતા હતા. પણ દરેકે પોતપોતાનો અલગ માર્ગ લેવાનું પસંદ કર્યું. બૅંક ઑફ ઇંગ્લંડ લંડને ગુમાવેલી પોતાની પ્રતિષ્ઠા ફરી પાછી પ્રાપ્ત કરવાને નીકળી પડી અને હજીયે પાઉન્ડના ચલણનો સોનાના મૂલ્ય સાથે સંબંધ નહોતો તે છતાંયે ઘણે અંશે તે એ વસ્તુ સાધવામાં સફળ થઈ અને એ રીતે તેણે દુનિયાને ચકિત કરી મૂકી.

ઇંગ્લંડે સોનાની ચલણપદ્ધતિ છોડી દીધી ત્યારે બીજા દેશોની સરકારી બૅંકોએ (એવી બૅંકોને મધ્યસ્થ બૅંકો કહેવામાં આવે છે.) પોતાની પાસેની પાઉંડના ચલણની હૂંડીઓ તેને બદલે સોનું મેળવવાને માટે વેચી દીધી. અત્યારસુધી તેમણે એ પાઉંડના ચલણની હૂંડીઓ એટલા માટે રાખી મૂકી હતી કે, તેને બદલે ગમે તે વખતે સોનું મેળવી શકાય એમ હતું અને એ રીતે તેને સોના તરીકે જ ગણવામાં આવતી હતી. જ્યારે આવી સંખ્યાબંધ હૂંડીઓ એકાએક વેચી દેવામાં આવી ત્યારે પાઉન્ડના મૂલ્યમાં એકદમ ૩૦ ટકાનો ઘટાડો થવા પામ્યો. પાઉંડના મૂલ્યમાં આ ઘટાડો થવાથી જેમને પાઉંડના ચલણમાં દેવું હતું તે દેવાદારો (એમાં કેટલીક સરકારો તેમ જ મોટી મોટી વેપારી પેઢીઓનો પણ સમાવેશ થતો હતો.) પોતાનું દેવું સોનાથી ચૂકવવાને પ્રેરાયા કેમ કે એ રીતે હવે તેમને ૩૦ ટકા ઓછા ચૂકવવા પડતા હતા. આ રીતે ઇંગ્લંડમાં સોનું સારા પ્રમાણમાં આવ્યું.

પરંતુ ઇંગ્લંડમાં સોનાનો ખરો પ્રવાહ તો મિસર અને હિંદુસ્તાનમાંથી વહ્યો. આ ગરીબ અને પરાધીન દેશોને તવંગર ઇંગ્લંડની વહારે પરાણે ધાવું પડ્યું અને તેમની ગુપ્ત સંપત્તિનો ઇંગ્લંડની નાણાંકીય સ્થિતિ સુધારવાને અર્થે ઉપયોગ કરવામાં આવ્યો. એ બાબતમાં તેમનો ઝાઝો અવાજ નહોતો અને ઇંગ્લંડની જરૂરિયાતની તુલનામાં તેમની ઇચ્છા કે તેમનાં હિતો કશી વિસાતમાં નહોતાં.

હિંદના રૂપિયાની કથા હિંદની દૃષ્ટિએ અતિશય લાંબી અને દુઃખદાયક છે. બ્રિટિશ સરકાર તથા બ્રિટિશ શરાફોનાં હિત સાધવાને અર્થે એના મૂલ્યમાં

વારંવાર ફેરફાર કરવામાં આવ્યા છે. અહીંયાં હું હિંદના ચલણની બાબતમાં ઊંડો ઊતરવા નથી માગતો. એ વિષે હું તને માત્ર એટલું જ કહીશ કે, હિંદમાંની બ્રિટિશ સરકારની મહાયુદ્ધ પછીની ચલણને અંગેની પ્રવૃત્તિઓથી હિંદને પારાવાર આર્થિક નુકસાન થયું છે. ૧૯૨૭ની સાલમાં પાઉંડના ચલણ તથા સોનાના સંબંધમાં રૂપિયાનું મૂલ્ય મુકરર કરવાની બાબતમાં (તે વખતે સોનાની ચલણપદ્ધતિ હતી.) હિંદમાં ભારે ચર્ચા ઉપસ્થિત થઈ હતી. આને 'હૂંડિયામણના દરની ચર્ચા' કહેવામાં આવતી હતી. સરકાર રૂપિયાનો દર અથવા તેનું મૂલ્ય એક શિલિંગ ૬ પેન્સનું મુકરર કરવા માગતી હતી, જ્યારે હિંદનો પ્રજામત લગભગ એકે અવાજે એ દર એક શિલિંગ ચાર પેન્સ મુકરર થાય એમ માગતો હતો. નાણાંનો ભાવ અથવા તેનું મૂલ્ય વધારીને બેંકવાળાઓ, શરાફશાહુકારો તથા પૈસાવાળાઓને ફાયદો કરાવવાનો, તેમ જ પરદેશની આયાતને ઉત્તેજન આપવાનો, અથવા તો નાણાંનો ભાવ ઘટાડીને દેવાદારો ઉપરનો બોજો હળવો કરવાનો તથા વિલાયતના ઉદ્યોગોને અને નિકાસને ઉત્તેજન આપવાનો —આ એનો એ જ જૂનો સવાલ હતો. હિંદના પ્રજામતને ઠોકરે મારીને સરકારે અલબત્ત પોતાનું ધાર્યું જ કર્યું અને સોનાને મુકાબલે રૂપિયાનો દર એક શિલિંગ ૬ પેન્સનો ઠરાવવામાં આવ્યો. ઘણાઓના મત પ્રમાણે, આ રીતે ચલણમાં થોડી તંગી કરવામાં આવી એટલે કે રૂપિયાના ભાવમાં વધારે પડતો વધારો કરવામાં આવ્યો. એક માત્ર ઇંગ્લંડે જ ૧૯૨૫ની સાલમાં પાઉંડને સોનાના ચલણના ધોરણ પર મૂકવાને માટે ચલણની તંગી કરી હતી. આપણે આગળ જોઈ ગયાં છીએ કે દુનિયાનું આર્થિક નેતૃત્વ જાળવી રાખવાને માટે તેણે એમ કર્યું હતું. એ ટકાવી રાખવા માટે તે ઘણો ભોગ આપવા તૈયાર હતું. જર્મની, ફ્રાંસ તથા બીજા દેશોએ પોતાની આર્થિક સ્થિતિ હળવી બનાવવાને માટે ચલણનો ફુલાવો કરવાનું પસંદ કર્યું હતું.

રૂપિયાનું મૂલ્ય વધવાથી હિંદમાં રોકવામાં આવેલી બ્રિટિશ મૂડીનું મૂલ્ય વધવા પામ્યું. એને લીધે હિંદના ઉદ્યોગો ઉપર પણ બોજો વધ્યો કેમ કે એથી કરીને હિંદમાં બનેલા માલના ભાવોમાં સહેજ વધારો થવા પામ્યો. આ ઉપરાંત, શાહુકારોના દેવાદાર બનેલા ખેડૂતો તથા જમીનના માલિકો ઉપરના દેવાના બોજામાં એથી કરીને ઉમેરો થયો, કેમ કે નાણાંનું મૂલ્ય વધવાની સાથે તેમના દેવાનું મૂલ્ય પણ તેટલા પ્રમાણમાં વધી ગયું. રૂપિયાનું મૂલ્ય ૧૬ ને બદલે ૧૮ પેન્સ મુકરર કરવામાં આવ્યું એટલે કે તેના મૂલ્યમાં એકંદરે ૧૨½ ટકાનો વધારો થયો. ધારો કે ખેડૂતોનું કુલ દેવું દશ અબજનું છે. એમાં ૧૨½ ટકાનો ઉમેરો થાય એટલે કે ૧¼ અબજ જેટલી જબરદસ્ત રકમનો એમાં વધારો થવા પામે.

નાણાંને ધોરણે તો, અલબત્ત દેવું પહેલાંના જેટલું જ રહેતું હતું. પરંતુ ખેતીની પેદાશની કિંમત અથવા ભાવોને ધોરણે દેવું વધી જતું હતું. નાણાંથી

તે કેટલા ઘઉં, કેટલાં કપડાં યા તો બીજી કોઈ પણ વસ્તુ તે કેટલી ખરીદી શકે છે તે તેનું સાચું મૂલ્ય છે. એમાં કશી દખલ ન કરવામાં આવે તો એ મૂલ્ય આપોઆપ પોતાનું ધોરણ શોધી લે છે. નાણાંની ખરીદશક્તિ ઘટવાથી ચલણના મૂલ્યમાં ઘટાડો થવા પામે છે. નાણાના મૂલ્યમાં કૃત્રિમ રીતે વધારો કરવાથી તેની ખરીદશક્તિમાં કૃત્રિમ વધારો થશે પરંતુ વાસ્તવમાં તે તેની સાચી ખરીદશક્તિ નથી હોતી. આ રીતે ખેડૂતને માલૂમ પડયું કે, તેનું દેવું તથા વ્યાજ ચૂકવવામાં હવે પહેલાં કરતાં તેની વધારે આવક જાય છે અને તેના હાથમાં આવકનો બહુ ઓછો હિસ્સો બાકી રહે છે. આ રીતે ૧૮ પેન્સના હૂંડિયામણે હિંદુસ્તાનમાં મંદીમાં ઉમેરો કર્યો.

૧૯૩૧ના સપ્ટેમ્બર માસમાં પાઉન્ડના ચલણનો સોના સાથેનો સંબંધ તોડી નાખવામાં આવ્યો એટલે એની સાથે રૂપિયાનો સોના સાથેનો સંબંધ પણ તૂટી ગયો. પરંતુ તેને પાઉન્ડ સાથે બાંધી રાખવામાં આવ્યો. આમ હૂંડિયામણનો દર તો હજીયે ૧૮ પેન્સનો જ રહ્યો પરંતુ સોનાના રૂપમાં એની કિંમત થોડા પ્રમાણમાં ઘટી ગઈ. હિંદમાંની બ્રિટિશ મૂડીને આંચ ન આવે એટલા માટે રૂપિયાને પાઉન્ડના ચલણ સાથે બાંધી રાખવામાં આવ્યો, કેમ કે રૂપિયાને જો છૂટો મૂકી દેવામાં આવ્યો હોત તો કદાચ તેના મૂલ્યમાં ઘટાડો થાત અને એ રીતે હિંદમાંની પાઉન્ડના ચલણના રૂપમાં રોકાયેલી મૂડીને નુકસાન થાત. પણ આ રીતે રૂપિયાને પાઉન્ડ સાથે બાંધી રાખવામાં આવ્યો તેથી અમેરિકા, જાપાન વગેરે દેશોની માત્ર બ્રિટિશ મૂડીને જ નુકસાન થયું, કેમ કે સોનાના રૂપમાં રૂપિયાની કિંમત ઘટી ગઈ હતી. રૂપિયાને પાઉંડ સાથે બાંધી રાખવાથી ઇંગ્લંડને બીજો લાભ એ થયો કે, પોતાના ઉદ્યોગોને માટે તે જે કાચો માલ ખરીદતું હતું તેની કિંમત બ્રિટિશ ચલણમાં તે ચૂકવી શકયું. પાઉન્ડના ચલણનું ક્ષેત્ર જેટલું વિશાળ તેટલો તેને વધારે લાભ.

પાઉન્ડની સાથે રૂપિયાનું મૂલ્ય જેમ જેમ ઘટતું ગયું તેમ તેમ સ્વાભાવિક રીતે જ દેશમાંના સોનાની કિંમત વધી; એટલે કે સોનાના પહેલાં કરતાં વધારે રૂપિયા મળવા લાગ્યા. દેશમાં લોકોની હાડમારી તથા નાણાંભીડ વધી ગયાં અને પોતાનું દેવું પતવવાને અર્થે વધારે રૂપિયા મેળવવાને તેઓ ઘરેણાંગાંઠાં વગેરેના રૂપમાં પોતાની પાસેનું સોનું વેચવાને પ્રેરાયા. આથી દેશભરમાંથી નાના નાના અસંખ્ય પ્રવાહોના રૂપમાં સોનું આવીને બેંકોમાં એકઠું થયું. અને એ બેંકોએ નફો લઈને તે લંડનના બજારમાં વેચ્યું. આ રીતે હિંદમાંથી સોનાનો અવિરત પ્રવાહ ઇંગ્લંડ વહેવા લાગ્યો અને ત્યાં બહુ મોટા પ્રમાણમાં સોનું મોકલવામાં આવ્યું. આ તેમ જ મિસરથી આવેલા સોનાએ બેંક ઑફ ઇંગ્લંડ તથા બ્રિટનના નાણાં વ્યવહારને ઉગારી લીધાં અને એની મદદથી

૧૯૩૧ની સાલમાં ફ્રાંસ તથા અમેરિકા પાસેથી ઇંગ્લંડે ઉછીનાં લીધેલાં નાણાં તે પાછાં આપી શક્યું.

એ એક અજબ પ્રકારની બીના છે કે જ્યારે દુનિયાના બધાયે દેશો — એમાં સૌથી ધનિક દેશોનો પણ સમાવેશ થાય છે — પોતપોતાનું સોનું સાચવી રાખવાનો અને તેમાં વધારો કરવાનો ભારે પ્રયાસ કરી રહ્યા છે ત્યારે હિંદુસ્તાન એથી સાવ ઊલટું જ કરી રહ્યું છે. અમેરિકા તથા ફ્રાંસની સરકારોએ પોતપોતાની બેંકોના ભંડારોમાં બહુ મોટા જથ્થામાં સોનું એકઠું કર્યું છે. પૃથ્વીના પેટાળમાંનાં બેંકોનાં ભોંયરાંઓમાં માત્ર તેને ફરી પાછું દાટી રાખવાને અર્થે જ સોનાને ખાણોમાંથી ખોદી કાઢવું એ સાચે જ એક અજબ પ્રકારની ક્રિયા છે. ઘણા દેશોએ — એમાં બ્રિટનનાં સંસ્થાનોનો પણ સમાવેશ થાય છે — સોનાની નિકાસ ઉપર પ્રતિબંધ મૂક્યો. એટલે કે કોઈ પણ માણસને દેશમાંથી સોનું બહાર લઈ જવાની મનાઈ કરી. પોતાનું સોનું સાચવી રાખવાને માટે ઇંગ્લંડે સોનાની ચલણપદ્ધતિ છોડી દીધી. પરંતુ હિંદુસ્તાને આવું કશું કર્યું નહિ કેમ કે હિંદની નાણાંકીય નીતિ ઇંગ્લંડને ફાયદો થાય તે ધોરણે ઘડવામાં આવે છે.

હિંદમાં સોનાચાંદીનો સંઘરો કરી રાખવામાં આવે છે એવી વાત ઘણી વાર સંભળાય છે અને મૂઠીભર ધનિક લોકોની બાબતમાં એ હકીકત સાચી પણ છે. પરંતુ આમજનતા તો ગરીબાઈમાં એટલી બધી ડૂબેલી છે કે તે કશીયે વસ્તુનો સંગ્રહ કરી રાખવાની સ્થિતિમાં જ નથી. કંઈક સારી સ્થિતિના ખેડૂતો પાસે જૂજજાજ ઘરેણાં હોય છે ખરાં અને માત્ર એ જ તેમનો 'સંઘરો' હોય છે. પોતાની પૂંજી બેંકોમાં રાખવાની તેમને સગવડ નથી હોતી. મંદીને તથા સોનાના ભાવ ચડવાને કારણે આ જૂજજાજ ઘરેણાં તથા સોનું હિંદમાંથી ઘસડાઈ ગયાં. હિંદમાં રાષ્ટ્રીય સરકાર હોત તો તેણે આ સોનું અનામત થાપણ તરીકે દેશમાં સંઘરી રાખ્યું હોત કેમ કે આંતરરાષ્ટ્રીય લેવડદેવડમાં દામ ચૂકવવાના સાધન તરીકે એક માત્ર સોનાને જ માન્ય રાખવામાં આવ્યું છે.

હવે આપણે ડૉલર સાથેની પાઉન્ડની ઝુંબેશ વિષેની આપણી મૂળ વાત ઉપર આવીએ. આ બધી રીતોથી તેમ જ બીજી કેટલીક યુક્તિપ્રયુક્તિઓથી — જેનો અહીં ઉલ્લેખ કરવાની જરૂર નથી. — બેંક ઑફ ઇંગ્લંડે પોતાની સ્થિતિ સારી પેઠે મજબૂત બનાવી. ૧૯૩૨ની સાલમાં નસીબે તેને કંઈક હાથ દીધો. અમેરિકાનાં નાણાં જર્મનીમાં સ્થગિત થઈ રહેવાને કારણે એ વખતે યુનાઇટેડ સ્ટેટ્સના બેંકોના વ્યવહારમાં કટોકટીની સ્થિતિ પેદા થઈ. એ કટોકટી દરમ્યાન ઘણા અમેરિકનોએ પોતાના ડૉલરો વેચીને પાઉન્ડનું નાણું ખરીદ્યું. આ રીતે બ્રિટિશ સરકારને ડૉલરના ચલણમાં પુષ્કળ હૂંડીઓ મળી.

એ બધી હૂંડીઓ તેણે ન્યૂયૉર્કની સરકારી બૅંકમાં આપીને તેને બદલે સોનું લીધું. ડૉલરના ચલણનું ધોરણ સોનાનું હતું એટલે તેને બદલે કોઈ પણ સોનાની માગણી કરી શકે એમ હતું. આથી કશીયે આપત્તિ કે પાઉંડના ભાવમાં ઘટાડો થયા વિના બ્રિટનનો સોનાનો અનામત જથો વધી ગયો. પાઉંડનું મૂલ્ય તો હજી અસ્થિર જ રહ્યું અને તે સોનાથી અળગો જ રહ્યો. પરદેશી હૂંડીઓ તથા જામીનગીરીઓ લંડન શહેર પાસે પુષ્કળ પ્રમાણમાં આવવાથી આંતરરાષ્ટ્રીય વિનિમયનું ફરી પાછું તે મોટું મધ્યસ્થ બજાર બની ગયું. એ વખત પૂરતી તો ન્યૂયૉર્કની હાર થઈ. એનું મુખ્ય કારણ, હું આગળના એક પત્રમાં કહી ગયો છું તેમ, જેને લીધે નાની નાની અનેક બૅંકો તૂટી પડી હતી તે, તેના બૅંકોના વ્યવહારમાં ઊભી થયેલી ભારે કટોકટી હતી.

# ૧૮૮. મૂડીવાદી દુનિયાની સહકારથી કાર્ય કરવામાં નિષ્ફળતા

૨૮ જુલાઈ, ૧૯૩૩

નાણાંને અંગેની હરીફાઈ તથા સામસામી યુક્તિ પ્રતિયુક્તિઓની કેટલી બધી લાંબી વાત મેં તને કહી નાખી! એને માટે તું મારો આભાર માનશે કે કેમ એ વિષે મને શંકા છે. આંતરરાષ્ટ્રીય પ્રપંચો અને કાવાદાવાઓનું એ એવું તો ગૂંચવણભર્યું કોકડું છે કે, તેને ઉકેલવું એ રમત વાત નથી અને એક વાર એમાં પડ્યા કે પછી એમાંથી બહાર નીકળવું મુશ્કેલ હોય છે. જે વત્તેઓછે અંશે સપાટી ઉપર દેખાય છે તેની બહુ જ આછી રૂપરેખા તને આપવાનો મેં પ્રયત્ન કર્યો છે. એને અંગેની ઘણા મોટા ભાગની વાતો તો સપાટી સુધી આવવા પામતી જ નથી એટલે તે તો હમેશાં અંધારામાં રહે છે.

આજની દુનિયામાં બૅંકવાળાઓ તથા શરાફોનું મહત્ત્વ ઘણું વધારે છે. મોટા મોટા ઉદ્યોગપતિઓના દિવસો પણ હવે વીતી ગયા છે; આજે તો ઉદ્યોગો, ખેતીવાડી, રેલવે તથા માલની લાવલઈજા કરવાનાં સાધનો અથવા સાચું કહેતાં સરકાર સહિત બધી જ વસ્તુઓ ઉપર કંઈક અંશે શરાફોનું નિયંત્રણ હોય છે. કેમ કે ઉદ્યોગો અને વેપારરોજગાર વધતાં ગયાં તેમ તેમ તેમને ઉત્તરોત્તર નાણાંની વધુ ને વધુ જરૂર પડતી ગઈ અને બૅંકવાળાઓએ તે તેમને પૂરાં પાડ્યાં. આજે દુનિયાનો ઘણોખરો વહેવાર શાખ ઉપર ચાલે છે. અને મોટી બૅંકો એ શાખ વધારે છે અથવા તેને મર્યાદિત કરે છે તથા તેનું તે નિયમન કરે છે. ઉદ્યોગપતિને તેમ જ ખેડૂતને પોતાનું કામ આગળ ચલાવવા માટે બૅંક પાસે નાણાં ઉછીનાં લેવા જવું પડે છે. પૈસા ધીરવાનો એ રોજગાર

બેંકવાળાઓ માટે ફાયદાકારક હોય છે એટલું જ નહિ પણ તેને લીધે ઉદ્યોગો તથા ખેતી ઉપર ધીમે ધીમે તેનો કાબૂ વધે છે. નાણાં ધીરવાની ના પાડીને અથવા આગળ ધીરેલાં નાણાંની અણીને વખતે ઉઘરાણી કરીને નાણાં ઉછીનાં લેનારનો રોજગાર બેંકો ઉથલાવી પાડી શકે છે અથવા તો ગમે તેવી શરતો કબૂલ કરવાની તેને ફરજ પાડે છે. આ વસ્તુ દેશના આંતરિક તેમ જ આંતરરાષ્ટ્રીય એ બંને ક્ષેત્રોને લાગુ પડે છે, કેમ કે, મોટી મધ્યસ્થ બેંકો જુદા જુદા દેશોની સરકારોને નાણાં ધીરે છે અને એ રીતે તેઓ તેમના ઉપર અંકુશ રાખે છે. આ રીતે, મધ્ય તથા દક્ષિણ અમેરિકાની ઘણી સરકારો ન્યૂયૉર્કના બેંકવાળાઓના અંકુશ નીચે છે.

આ મોટી મોટી બેંકોનું એક અસાધારણ લક્ષણ એ છે કે તેઓ સારા તેમ જ ખરાબ એ બંને સમયે સમૃદ્ધ થાય છે. સારા સમયમાં ધંધારોજગારની સાર્વત્રિક સમૃદ્ધિનો તેમને હિસ્સો મળે છે; તેમની તિજોરી તરફ નાણાં વહ્યાં આવે છે અને એ નાણાં તેઓ વ્યાજના ફાયદાકારક દરથી ધીરે છે. મંદી અને કટોકટીના ખરાબ સમયમાં તેઓ પોતાનાં નાણાં ચીવટપૂર્વક પકડી રાખે છે અને તે ધીરવાના જોખમમાં ઊતરતી નથી (આ રીતે તેઓ મંદીમાં ઉમેરો કરે છે કારણ કે, શાખ વિના ધંધોરોજગાર ચલાવવાનું મુશ્કેલ બની જાય છે.) પરંતુ એ સમયે તેમને બીજી રીતે ફાયદો થાય છે. જમીન, કારખાનાંઓ વગેરે બધી જ વસ્તુઓના ભાવ બેસી જાય છે અને ઘણા ઉદ્યોગો દેવાળું કાઢે છે. એ વખતે બેંકો આવીને એ બધું સોંઘે ભાવે ખરીદી લે છે! આમ વારાફરતી તેજી અને મંદી આવ્યા કરે એમાં જ બેંકોનો લાભ રહેલો હોય છે.

આ ભારે મંદીના કાળમાં પણ મોટી મોટી બેંકો તો આબાદ થઈ છે અને પોતાના શેર ધરાવનારાઓને તેમણે મોટા મોટા નફા વહેંચ્યા છે. એ ખરું છે કે, એ દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્સમાં હજારો બેંકો તૂટી ગઈ તેમ જ જર્મની તથા ઑસ્ટ્રિયામાં પણ કેટલીક મોટી મોટી બેંકો તૂટી ગઈ. અમેરિકામાં જે બેંકો તૂટી ગઈ હતી તે બધી નાની નાની બેંકો હતી. અમેરિકાની બેંક પદ્ધતિમાં કંઈક ખામી હોય એમ જણાય છે. પરંતુ આમ છતાંયે ન્યૂયૉર્કની મોટી મોટી બેંકોએ તો સારો રોજગાર કર્યો હતો. ઇંગ્લંડમાં એકે બેંક તૂટી નહોતી.

એથી કરીને આજની મૂડીવાદી દુનિયામાં બેંકવાળાઓ અને શરાફો જ ખરા સત્તાધારીઓ છે અને લોકો આપણા સમયને શુદ્ધ ઔદ્યોગિક યુગ પછી આવતા 'નાણાંકીય યુગ' તરીકે ઓળખે છે. પશ્ચિમ યુરોપના દેશોમાં અને ખાસ કરીને અમેરિકામાં ઠેકઠેકાણે કરોડપતિઓ અને અબજપતિઓ ફૂટી નીકળે છે. અમેરિકાને તો કરોડપતિઓનો દેશ કહેવામાં આવે છે અને ત્યાં આગળ તેનો ભારે આદર કરવામાં આવે છે. પરંતુ મોટા મોટા ધનપતિઓની

નીતિરીતિઓ અતિશય શંકાસ્પદ હોય છે એ દિનપ્રતિદિન વધુ ને વધુ સ્પષ્ટ થતું જાય છે અને ધાડપાડુઓ તથા ઠગારાઓ અને તેમનામાં માત્ર એટલો જ તફાવત છે કે તેઓ પોતાનું કાર્ય ઘણા મોટા પાયા ઉપર કરે છે. મોટા મોટા ઇજારાઓ નાના નાના ધંધારોજગારોને કચરી નાખે છે અને જેની આંટીઘૂંટીઓ ગણ્યાગાંઠયા લોકો જ સમજી શકે છે તેવા નાણાંના મોટા મોટા વહેવારોના દાવપેચોથી તેમના વિશ્વાસે રહેનારા ગરીબ બિચારા નાણાં રોકનારાઓનાં નાણાં હજમ કરી જવામાં આવે છે. યુરોપ તથા અમેરિકાના કેટલાક મોટા મોટા શરાફોને તાજેતરમાં ઉઘાડા પાડવામાં આવ્યા હતા અને એ દૃશ્ય કંઈ મનોરંજક નહોતું.

આપણે જોઈ ગયાં કે દુનિયાનું આર્થિક નેતૃત્વ મેળવવા માટેની ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચેની ઝુંબેશમાં થોડા સમય પૂરતું તો ઇંગ્લંડ વિજયી થયું. અને એ વિજયથી કઈ મહામૂલી વસ્તુ હાથ આવી? લગભગ બારેક વરસો સુધી એને માટેની ઝુંબેશ ચાલી ત્યાં સુધીમાં તો એ મહામૂલી વસ્તુ પોતે જ ધીમે ધીમે નષ્ટ થવા લાગી હતી. આંતરરાષ્ટ્રીય વેપાર ઘટતાં આર્થિક નેતૃત્વને કારણે મળતો નફો પણ ઘટી ગયો. હૂંડીઓની ઉત્તરોત્તર અછત થતી ગઈ અને સાથે સાથે જ જામીનગીરીઓ ના ભાવો પણ બેસી ગયા. વળી એ મંદીના કાળમાં નવા શૅરો તથા નવી જામીનગીરીઓ ભાગ્યે જ બહાર પાડવામાં આવતી હતી. આમ છતાંયે મોટાં મોટાં જાહેર તેમ જ ખાનગી દેવાંઓનું વ્યાજ ચૂકવવાનું તો ચાલુ જ રહ્યું અને એ ચૂકવવાનું દેવાદાર દેશો માટે મુશ્કેલ બની ગયું. આંતરરાષ્ટ્રીય દેવું ચૂકવવાનાં બીજાં કોઈ સાધનો રહ્યાં નહોતાં એટલે સોનાની માગ વધી ગઈ. પરંતુ સોનું ગરીબ દેશોમાંથી વધારે સ્થાયી ચલણવાળા ધનિક દેશોમાં ખેંચાઈ ગયું.

પરંતુ મંદી વધી ગઈ ત્યારે સોના તેમ જ ધનદોલતનો તેનો એ બધો સંઘરો તથા તેની છેલ્લામાં છેલ્લી યાંત્રિક શોધખોળો અમેરિકાને બહુ કામમાં ન આવ્યાં. દૂર દૂરથી સ્ત્રી પુરુષોને પોતાના તરફ આકર્ષનાર તથા અનેક તકો પૂરી પાડનાર એ મહાન પ્રદેશ નિરાશાનો પ્રદેશ બની ગયો. દેશ ઉપર શાસન ચલાવનાર મોટા મોટા ધનપતિઓ સાવ અપ્રામાણિક માલૂમ પડ્યા અને નાણાં તથા ઉદ્યોગોના નેતાઓ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ડગી ગયો. મોટા મોટા ઉદ્યોગોનો પક્ષકાર પ્રમુખ હૂવર પ્રજામાં અતિશય અકારો થઈ પડ્યો અને ૧૯૩૨ની સાલમાં થયેલી પ્રમુખની ચૂંટણીમાં ફ્રૅંકલિન રૂઝવેલ્ટે તેને હાર આપી.

૧૯૩૩ની સાલના માર્ચ માસના આરંભમાં અમેરિકાના બૅંકોના વ્યવહારમાં બીજી વાર કટોકટી ઊભી થઈ. અમેરિકા પાસે બીજા દેશો કરતાં ઘણું વધારે સોનું હતું. તે છતાંયે તેને સોનાની ચલણપદ્ધતિ છોડી દેવી પડી અને ડૉલરનું મૂલ્ય ઘટી જવા દેવું પડયું. ઉદ્યોગો અને ખેતીવાડી ઉપરનો

બોજો ઘટાડવાનો તેમ જ બેંકવાળાઓ અને શાહુકારોને ભોગે દેવાદારોને રાહત આપવાનો એનો ઉદ્દેશ હતો. હિંદી પ્રજાએ એકે અવાજે કરેલા વિરોધની પરવા કર્યા વિના બ્રિટિશ સરકારે હિંદમાં જે કર્યું હતું તેનાથી આ સાવ ઊલટું હતું.

૧૯૩૩ની સાલમાં, તેને કચરી રહેલા અનેક પ્રશ્નોનો સહકારથી ઉકેલ લાવવાને માટે મૂડીવાદી દુનિયાને એકત્ર કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો. લંડનમાં સમગ્ર દુનિયાની આર્થિક પરિષદ ભરવામાં આવી અને તેમાં હાજરી આપવા પ્રતિનિધિઓ 'ગભરાટમાં પડી ગયેલી દુનિયા' વિષે વાતો કરવા લાગ્યા. અને તેમણે એવી ચેતવણી બહાર પાડી કે, 'જો પરિષદ નિષ્ફળ નીવડશે તો આખીયે મૂડીવાદી વ્યવસ્થા ભાગીને કચ્ચરઘાણ થઈ જશે.' પણ એ બધી ચેતવણીઓ તથા જોખમોની કશી અસર ન થઈ અને મહાન સત્તાઓ સાથે મળીને સહકાર ન કરી શકી અને દરેક સત્તાએ પોતપોતાને ફાવે તે તરફ ખેંચવાનો પ્રયાસ કર્યો. આખરે પરિષદ નિષ્ફળ નીવડી અને દરેક દેશે આર્થિક રાષ્ટ્રવાદની પોતપોતાની નીતિ અખત્યાર કરી.

સ્વયંપૂર્ણ થવું એ ઇંગ્લંડ માટે અશક્ય હતું, કેમ કે તે જોઈતા પ્રમાણમાં ખોરાક પકવતું નહોતું. તેમ જ તેના ઉદ્યોગો માટે જરૂરી કાચો માલ ત્યાં પરદેશોમાંથી આવતો હતો. એથી કરીને બ્રિટિશ સરકારે સામ્રાજ્યવ્યાપી પાયા ઉપર આર્થિક રાષ્ટ્રવાદની નીતિ વિકસાવવાનો અને બ્રિટિશ સામ્રાજ્યને પાઉન્ડના પરસ્પર વિનિમય માટે આર્થિક ઘટક બનાવવાનો પ્રયાસ કર્યો. આ કલ્પના નજર સમક્ષ રાખીને ૧૯૩૨ની સાલમાં ઓટાવામાં બ્રિટિશ સામ્રાજ્યની પરિષદ ભરવામાં આવી. પરંતુ એ પરિષદમાંયે મુશ્કેલીઓ ઊભી થઈ કેમ કે, ઇંગ્લંડના લાભને ખાતર કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકા કશુંયે જતું કરવા તૈયાર નહોતાં. ઊલટું ઇંગ્લંડને તેમની માગણીઓ કબૂલ રાખવી પડી. પરંતુ હિંદુસ્તાન પાસે તો, પ્રજામત તેની બિલકુલ વિરુદ્ધ હતો તે છતાંયે, બ્રિટિશ માલને પસંદગી આપવાનું સત્તાવાર રીતે કબૂલ કરાવવામાં આવ્યું. ઓટાવાનો કરાર પણ સફળ ન થયો એ પછીથી બનેલા બનાવોએ દર્શાવી આપ્યું અને એને કારણે સંસ્થાનો અને ઇંગ્લંડ વચ્ચે તેમ જ હિંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે ભારે ઘર્ષણ પેદા થયું.

દરમ્યાન સામ્રાજ્યના ઉદ્યોગો અને બજારો માટે એક નવો જ ભય પેદા થયો. જ્યાં ત્યાં સોંઘો જાપાની માલ ઊભરાવા લાગ્યો. એ માલ એટલો બધો સોંઘો હતો કે જકાતની દીવાલો પણ તેને દેશમાં આવતો રોકી શકી નહિ. યેનના મૂલ્યમાં ઘટાડો થવાને કારણે, તેમ જ જાપાનનાં કારખાનાંઓમાં કામ કરનાર કન્યાઓને બહુ ઓછી રોજી આપવામાં આવતી હતી તેથી કરીને, જાપાની માલ એટલો બધો સોંઘો પડતો હતો. જાપાનના ઉદ્યોગોને સરકાર

તરફથી આર્થિક મદદ પણ મળતી હતી તેમ જ જાપાનની વહાણવટાની કંપનીઓ માલ લઈ જવા માટે બહુ જ ઓછું ભાડું લેતી હતી. આ ઉપરાંત, જાપાની ઉદ્યોગો અતિશય કાર્યદક્ષ હતા એ હકીકત પણ સાચી છે. અને બ્રિટનના ઘણા જૂના ઉદ્યોગો એટલા કાર્યદક્ષ નહોતા.

જકાતો જાપાની માલને દેશમાં આવતો રોકવાને નિષ્ફળ નીવડી એટલે તેને માટે બજારો બિલકુલ બંધ કરી દેવામાં આવ્યાં અથવા તો તેની આયાતનું પ્રમાણ નક્કી કરવાની પ્રથા દાખલ કરવામાં આવી. અને તે અનુસાર અમુક મર્યાદિત પ્રમાણમાં જ જાપાની માલ દેશમાં આવવા દેવામાં આવ્યો. જાપાનના માલની સામે બીજા દેશોનાં દ્વાર આ રીતે બંધ કરી દેવામાં આવે તો પછી જાપાનના જબરદસ્ત ઉદ્યોગોની શી દશા થાય ? તેની સમગ્ર આર્થિક વ્યવસ્થા ઊંધી વળી જાય અને માલની નિકાસ કરવા માટેનાં દ્વારો શોધવાના પ્રયાસોને પરિણામે બદલો વાળવા માટેનાં સામાં આર્થિક પગલાં ભરવામાં આવે અથવા તો યુદ્ધ પણ ફાટી નીકળે. મૂડીવાદી વ્યવસ્થાની હાનિકારક હરીફાઈ નીચે બનાવોની આ અનિવાર્ય પરંપરા હોય છે.

એ જ રીતે, યુરોપના બીજા દેશોની સામે ઇંગ્લંડનાં દ્વાર બંધ કરવામાં આવે તો કેટલાક દેશોને ભારે નુકસાન થવા પામે. આ ઉપરથી આપણને જણાય છે કે, પોતાના તાત્કાલિક લાભને માટે પ્રત્યેક દેશ પગલાં ભરે છે તેનાથી બીજા દેશો તેમ જ આંતરરાષ્ટ્રીય વેપારને હાનિ થાય છે અને તેને પરિણામે ઘર્ષણ અને મુશ્કેલીઓ પેદા થાય છે.

## ૧૮૯. સ્પેનની ક્રાંતિ

૨૯ જુલાઈ, ૧૯૩૩

વેપારની મંદી તથા કટોકટીની લાંબી અને ઉદ્વેગકારી કથા પૂરી કરીને હવે હું તાજેતરમાં બનેલા બે મહત્ત્વના બનાવો વિષેની વાત તને કહીશ. આ બે બનાવો તે સ્પેનની ક્રાંતિ અને જર્મનીમાં નાઝીઓનો વિજય.

સ્પેન અને પોર્ટુગાલ યુરોપના પશ્ચિમ–દક્ષિણ ખૂણામાં આવેલાં છે અને આપણે આગળ જોઈ ગયાં તે પ્રમાણે તેમણે યુરોપના તેમ જ જગતના ઇતિહાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. સામ્રાજ્ય ઊભું કરવાના સાહસમાં તેમણે પોતાની સઘળી શક્તિ ખરચી નાખી અને ૧૯મી સદીમાં પશ્ચિમ યુરોપ જ્યારે ઔદ્યોગિક તેમ જ બીજાં ક્ષેત્રોમાં પોતાની પ્રગતિ સાધી રહ્યું હતું ત્યારે એ બંને દેશો પછાત અને પુરોહિતો અથવા પાદરીઓની એડી નીચે દબાયેલા રહ્યા. રાષ્ટ્રવાદી સ્પેન નેપોલિયન સામે વિજયી નીવડ્યું હતું પરંતુ ફ્રાંસની

ક્રાંતિએ પ્રવર્તાવેલા વિચારોનો તેણે લાભ ઉઠાવ્યો નહિ. ફ્રાંસ તો ફ્યૂડલ વ્યવસ્થામાંથી મુક્ત થઈ ગયું અને પોતાની જમીનની વ્યવસ્થા તેણે સંપૂર્ણપણે બદલી નાખી, પરંતુ સ્પેન તો અર્ધ-ફ્યૂડલ અવસ્થામાં જ રહ્યું. ત્યાં તો હજીયે પુષ્કળ જમીન ધરાવનારા તથા અનેક પ્રકારના વિશિષ્ટ અધિકારો ભોગવતા અમીરઉમરાવો કાયમ રહ્યા હતા. ત્યાં આગળ રોમન ચર્ચનું કેવળ ધર્મની બાબતમાં જ નહિ પણ જમીન, વેપારરોજગાર તેમ જ કેળવણીની બાબતોમાં પણ પ્રભુત્વ હતું. ચર્ચ સૌથી મોટો જમીનદાર હતું તેમ જ તે બહોળા પ્રમાણમાં વેપાર ચલાવતું હતું. કેળવણી તો સંપૂર્ણપણે તેના કાબૂ નીચે હતી.

લશ્કરી અમલદારોની તો વિશિષ્ટ અધિકારો ભોગવતી એક ન્યાત જ ત્યાં હતી. અમલદારોનું પ્રમાણ સામાન્ય સૈનિકોને મુકાબલે ત્યાં ઘણું જ મોટું હતું. એ પ્રમાણ એક અને સાતનું હતું. બુદ્ધિજીવી વર્ગોમાં ત્યાં આગળ કેટલાક પ્રગતિવાદીઓ અને ઉદારમતવાદીઓ (લિબરલ) હતા. મજૂર ચળવળ ત્યાં વિકસતી જતી હતી પણ સંઘવાદીઓ, સમાજવાદીઓ તથા અરાજકવાદીઓમાં તેના ભાગલા પડી ગયા હતા. પણ સાચી સત્તા તો ચર્ચ, લશ્કર અને ઉમરાવોના હાથમાં હતી. ઉત્તરના કૅટેલોનિયા અને બાસ્ક પ્રદેશોમાં સ્વયંશાસન માટેની ચળવળ પ્રબળ હતી.

સ્પેન અને પોર્ટુગાલની સરકારો કશી સત્તા વિનાની ધારાસભાઓવાળી વત્તેઓછે અંશે આપખુદ રાજાશાહી હતી. સ્પેનમાં એવી ધારાસભા 'કૉર્ટેઝ' નામથી ઓળખાતી હતી. ૧૯મી સદીના સાતમા દશકાના આરંભમાં સ્પેનમાં થોડા સમય માટે પ્રજાસત્તાક સ્થપાયું હતું. પરંતુ તે સફળ ન થયું અને પોતાની બધી આપખુદ સત્તા સહિત રાજા ત્યાં પાછો આવ્યો. ૧૮૯૮ના યુનાઇટેડ સ્ટેટ્સ સાથેના તેના યુદ્ધમાં સ્પેનને પોતાની છેલ્લી વસાહતો ગુમાવવી પડી. તેની નજીક આવેલા મોરોક્કોનો થોડો ભાગ જ હવે તેની પાસે વસાહતી પ્રદેશ તરીકે બાકી રહ્યો હતો.

ગોવા જેવા હિંદમાંના પોર્ટુગાલના તાબા નીચેના થોડા પ્રદેશ ઉપરાંત આફ્રિકામાં તેની પાસે હજીયે મોટી મોટી વસાહતો છે. ૧૯૧૦ની સાલમાં ત્યાંના રાજાને પદભ્રષ્ટ કરીને પોર્ટુગાલમાં પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી હતી. ત્યાં આગળ અનેક વાર ક્રાંતિઓ થઈ છે અને કેટલીક વાર રાજાના પક્ષકારોએ રાજાને ફરી પાછો લાવવાના પ્રયાસો કર્યા છે તથા ઉદ્દામ વલણ ધરાવનારાઓએ સરમુખત્યારો અને પ્રત્યાઘાતી સરકારોને દૂર કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ એક યા બીજે રૂપે ત્યાં આગળ પ્રજાસત્તાક કાયમ રહ્યું છે અને સામાન્ય રીતે તેમાં લશ્કરી ટોળકીનું પ્રભુત્વ રહ્યું છે. મહાયુદ્ધમાં તે મિત્ર-રાજ્યોને પક્ષે રહ્યું હતું. એને લીધે તેને એટલું બધું દેવું થઈ ગયું હતું કે તે લગભગ નાદાર થઈ જવાની સ્થિતિમાં આવી ગયું હતું. હાલની ત્યાંની સરકાર

અતિશય પ્રત્યાઘાતી છે અને ફાસીવાદ તરફ તેનો પક્ષપાત છે. ગોવામાં હરકોઈ પ્રકારની જાહેર પ્રવૃત્તિ દાબી દેવામાં આવે છે અને નાગરિક સ્વાતંત્ર્યનો ત્યાં સંપૂર્ણ અભાવ છે.

મહાયુદ્ધમાં સ્પેન તટસ્થ રહ્યું હતું અને એને લીધે તેને સારી પેઠે ફાયદો થયો હતો. લડાઈમાં પડેલા દેશોને તેણે માલ પૂરો પાડ્યો અને ત્યાં આગળ ઉદ્યોગોનો ફેલાવો થયો. મહાયુદ્ધ પછીનાં વરસોમાં ત્યાં આગળ પણ મંદીનું મોજું ફરી વળ્યું અને એને પરિણામે બેકારી વધી ગઈ અને સામાજિક અજંપો વધી ગયો. એ જ અરસામાં, ૧૯૨૧ની સાલમાં મોરોક્કોમાં રીફ વિગ્રહ ફાટી નીકળ્યો અને તેમાં અબ્દુલ કરીમે સ્પેનના લશ્કરને સંપૂર્ણપણે હરાવ્યું, પરંતુ પાછળથી ફ્રાંસ એમાં વચ્ચે પડ્યું. તેણે અબ્દુલ કરીમને મારી હઠાવ્યો અને સ્પેનિશ મોરોક્કો સ્પેનને માટે બચાવી આપ્યું. મોરોક્કોના વિગ્રહ દરમ્યાન પ્રીમો દ રીવેરા આગળ આવ્યો અને રાજબંધારણ મોકૂફ રાખીને ૧૯૨૩ની સાલમાં તે સરમુખત્યાર બન્યો. છ વરસ સુધી તેનો અમલ ચાલુ રહ્યો પરંતુ ધીમે ધીમે લશ્કરનો વિશ્વાસ તેના ઉપરથી ઊઠી ગયો અને આર્થિક કટોકટી પછી ૧૯૨૯ની સાલમાં તેને રાજીનામું આપવું પડ્યું. એ બધા સમય દરમ્યાન રાજા આલ્ફોન્ઝો તો ત્યાં આગળ કાયમ રહ્યો જ હતો અને પ્રત્યાઘાતી દળોને ટેકો આપી તે પોતાની સ્થિતિ મજબૂત બનાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

સ્પેનવાસીઓ ઉગ્ર વ્યક્તિવાદીઓ છે અને તેના પ્રગતિશીલ દળના લોકો વચ્ચે આપસમાં અનેક વાર લડાઈઝઘડા થયા હતા. બાકુનીનના સમયથી નવા ઊભા થયેલા ત્યાંના મજૂરવર્ગ ઉપર અરાજકતાવાદી ફિલસૂફીની ભારે અસર થવા પામી હતી. ઇંગ્લંડ તથા જર્મનીની ઢબનાં મજૂર મહાજનો ત્યાં લોકપ્રિય નહોતાં. ખાસ કરીને, કૅટેલોનિયામાં અરાજક–સંઘવાદીઓ (અનાર્કો–સિન્ડિકેલિસ્ટ)નું બળ વધારે હતું. વિનીત લોકશાહીવાદીઓ (લિબરલ ડેમોક્રેટ્સ), સમાજવાદીઓ અને નાનો પણ વધતો જતો સામ્યવાદી પક્ષ એ સ્પેનનાં બીજાં પ્રગતિવાદી દળો હતાં. એ બધાં દળો પ્રજાસત્તાકનાં પક્ષકાર હતાં. પ્રિમો દ રીવેરાના અનુભવે એ બધાં પ્રજાસત્તાકવાદી દળોને એકત્ર કર્યાં અને તે સૌ એકબીજા સાથે સહકારથી કાર્ય કરવા લાગ્યાં.

૧૯૩૧ની સાલની મ્યુનિસિપલ ચૂંટણીઓમાં તેમને વિજય મળ્યો. એ ચૂંટણીમાં પ્રજાસત્તાકવાદીઓને બહુ ભારે બહુમતી મળી. એટલા માત્રથી રાજા ભડકી ગયો (તે બુર્બોન તેમ જ હૅપ્સબર્ગવંશી હતો.) અને ઉતાવળથી તે દેશ છોડીને ચાલ્યો ગયો. એ પછી પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી અને ૧૯૩૧ની સાલના એપ્રિલ માસની ૧૪ મી તારીખે કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવી. એ ક્રાંતિ શાંતિમય હતી.

સ્પેનની ક્રાંતિ તેમ જ ૧૯૧૭ની સાલના માર્ચ માસની રશિયાની ક્રાંતિ વચ્ચે અજબ પ્રકારનું સામ્ય છે. સ્પેનનું રાજાશાહીતંત્ર પણ રશિયાની ઝારશાહી તંત્રની પેઠે સંપૂર્ણપણે સડી ગયેલું હતું અને પોતાના વિરોધીઓનો સામનો કર્યા વિના જ એ બંને તંત્રો જમીનદોસ્ત થઈ ગયાં. એ બંને દાખલાઓમાં ફ્યૂડલ વ્યવસ્થાનો અંત લાવવાનો તેમ જ જમીનપદ્ધતિ બદલી નાખવાનો મોડો મોડો પ્રયત્ન કરવામાં આવ્યો હતો તથા એમ કરવામાં મુખ્યત્વે કરીને ગરીબાઈમાં ડૂબેલા ખેડૂતવર્ગે આગળ પડતો ભાગ લીધો હતો. સ્પેનમાં તો રશિયા કરતાંયે વિશેષે કરીને ચર્ચનો ભીષણ બોજો પ્રજાને દમી રહ્યો હતો. બંને ક્રાંતિઓએ અસ્થિર પરિસ્થિતિ પેદા કરી અને તેમાં જુદા જુદા વર્ગો જુદી જુદી દિશાઓમાં ખેંચવા લાગ્યા. વિનીત તેમ જ અતિ ઉદ્દામ દળોનાં ત્યાં વારંવાર બંડો થયાં હતાં. રશિયામાં એ અસ્થિર પરિસ્થિતિને પરિણામે નવેમ્બરની ક્રાંતિ થવા પામી. સ્પેનમાં એ સ્થિતિ હજી ચાલુ જ છે.

સ્પેનના નવા રાજબંધારણમાં કેટલાંક રમૂજી લક્ષણો હતાં. ત્યાં આગળ 'કોર્ટેઝ' એ એક જ ધારાગૃહ છે તેમ જ તેમાં સાર્વત્રિક મતાધિકારની જોગવાઈ કરવામાં આવેલી છે. એનું એક અપૂર્વ લક્ષણ એ છે કે પ્રજાસંઘની મંજૂરી વિના પ્રમુખને યુદ્ધ જાહેર કરવાની તેમાં મનાઈ કરવામાં આવી છે. પ્રજાસંઘે કરેલા અને સ્પેને મંજૂર કરેલા એવાં બધાયે આંતરરાષ્ટ્રીય કરારો તરત જ સ્પેનના કાયદા બની જાય છે અને એની સાથે અસંગત એવા સ્પેનની ધારાસભાએ કરેલા બધાયે કાયદાઓ તેનાથી રદ થાય છે.

નવા પ્રજાસત્તાકની સરકારને સમાજવાદ તરફ ઢળતી ઉદારમતવાદી લોકશાહી સરકાર તરીકે વર્ણવવામાં આવી હતી. મૅન્યુઅલ અઝાના વડો પ્રધાન અને સરકારમાં શક્તિશાળી પુરુષ હતો. એ સરકારને જમીન, ચર્ચ અને લશ્કર વગેરે મુશ્કેલ સવાલોનો તરત જ સામનો કરવો પડ્યો. એ બધાની બાબતમાં કોર્ટેઝમાં દૂરગામી કાયદાઓ કરવામાં આવ્યા પરંતુ વ્યવહારમાં ઝાઝું કરવામાં આવ્યું નહિ. આ રીતે, કાયદામાં તો એવું ઠરાવવામાં આવ્યું હતું કે કોઈ પણ વ્યક્તિ કે કુટુંબ પીતની જમીન ૨૫ એકરથી વધારે ન રાખી શકે અને એ પણ તેમાં જો ખેતી કરવામાં આવતી હોય તો જ તે રાખી શકે. પરંતુ, વાસ્તવમાં મોટી મોટી જમીનદારી તો કાયમ જ રહી. માત્ર રાજાની તેમ જ બંડખોર અમીરઉમરાવોની જમીન જ જપ્ત કરવામાં આવી હતી.

કોર્ટેઝે કાયદો પસાર કરીને ચર્ચની મિલકત રાષ્ટ્રની માલિકીની કરી દીધી પરંતુ એ કાયદાનો પણ અમલ કરવામાં ન આવ્યો. કેળવણીની બાબતમાં ચર્ચ ઉપર કેટલીક મર્યાદાઓ મૂકવામાં આવી તે સિવાય તેની સ્વતંત્રતામાં દખલ કરવામાં આવી નહિ. લશ્કરી અમલદારોના કેટલાક

અધિકારો લઈ લેવામાં આવ્યા અને સારું સરખું પેન્શન આપીને સંખ્યાબંધ લશ્કરી અમલદારોને નિવૃત્ત કરવામાં આવ્યા.

૧૯૩૨ની સાલના જાન્યુઆરી માસમાં કૅટેલોનિયામાં અરાજક-સંઘવાદીઓનું મોટું બંડ થયું હતું પરંતુ સરકારે તેને દાબી દીધું હતું. એ વરસના પાછળના ભાગમાં નરમ દળના લોકોએ બંડ કર્યું હતું પણ તે નિષ્ફળ નીવડયું હતું.

નવા પ્રજાસત્તાકે પોતાના આરંભનાં વરસોમાં કરેલી પ્રગતિ—ખાસ કરીને કેળવણીના ક્ષેત્રમાં — પ્રશંસાપાત્ર છે. જમીનના પ્રશ્નના ઉકેલની દિશામાં તેમ જ મજૂરોની સ્થિતિ સુધારવાની બાબતમાં પણ થોડોઘણો પ્રયત્ન કરવામાં આવ્યો. પરંતુ જમીનને અંગેના સુધારાઓની ગતિ બહુ ધીમી હતી અને ખેડૂતવર્ગ તેનાથી અસંતુષ્ટ હતો. દરમ્યાન સ્થાપિત હિતો અને પ્રત્યાઘાતી દળો હજી પણ સુરક્ષિત સ્થિતિમાં છે અને પ્રજાસત્તાકને તેઓ જોખમરૂપ બની રહ્યાં છે. ઉદારમતવાદી સરકાર તેમની સાથે હળવે હાથે કામ લઈ રહી છે.

નોંધ :( નવેમ્બર ૧૯૩૮ ) :

૧૯૩૩ની સાલમાં સ્પેનમાં પ્રત્યાઘાતી દળો બળવાન બન્યાં અને તે વરસે થયેલી ચૂંટણીમાં તેમને બહુમતી મળી. એને પરિણામે ત્યાં પ્રત્યાઘાતી સરકાર સત્તા ઉપર આવી. એ સરકારે જમીનને અંગેના સુધારાઓ બંધ કરી દીધા, ચર્ચને મજબૂત બનાવ્યું અને આગળની સરકારે જે કંઈ કર્યું હતું તે બધું ધોઈ નાખ્યું. આ બધાને પરિણામે, એ પ્રત્યાઘાતી વલણનો સામનો કરવાને માટે ઉદ્દામદળોમાં એકતા થવા પામી. ૧૯૩૪ની સાલમાં સ્પેનમાં ઠેરઠેર બંડો થયાં પરંતુ એ બધાં બંડોને શમાવી દેવામાં તેમ જ ઉદ્દામ દળોને દાબી દેવામાં સરકાર સફળ થઈ. પરંતુ ઉદ્દામ દળો બળવાન બનતાં ગયાં અને તેમણે ઉદારમતવાદીઓ ( લિબરલ ), સમાજવાદીઓ, અરાજકવાદીઓ તથા સામ્યવાદીઓનો બનેલો પ્રજાપક્ષ સ્થાપ્યો. ૧૯૩૬ની સાલમાં કૉર્ટેઝની ચૂંટણીમાં એ પ્રજાપક્ષનો વિજય થયો અને નવી સરકાર સ્થાપવામાં આવી. એ સરકાર જમીનના પ્રશ્નનો ઉકેલ કરવાનાં તેમ જ ચર્ચના બળ ઉપર અંકુશ મૂકવાનાં સબળ પગલાં ભરશે અને આગળની સરકારની પેઠે સ્થાપિત હક્કો તરફ તે નરમાશ નહિ બતાવે એવી લાગણી સર્વત્ર પ્રવર્તતી હતી. આથી કરીને ઘર્ષણ વધવા પામ્યું અને પ્રત્યાઘાતી બળોએ હુમલો કરવાનું નક્કી કર્યું. તેમને મુસોલિની તથા નાઝીવાદી જર્મની તરફથી ટેકો મળ્યો.

૧૯૩૬ના જુલાઈ માસમાં મૂર લશ્કરની મદદથી જનરલ ફ્રાંકોએ મોરોક્કોમાં બળવો પોકાર્યો. એ મૂર લશ્કરને સ્પેનના તાબા નીચેના મોરોક્કોને સ્વતંત્ર કરવાનું તેણે વચન આપ્યું હતું. લશ્કરી અમલદારો તથા મોટા ભાગનું લશ્કર ફ્રાંકોના પક્ષમાં હતું. અને સરકાર તો અરક્ષિત અને અસહાય હોય

એમ લાગતું હતું. પછીથી સરકારે જનતાને, બીજાં કશાં સાધનો ન મળે તો આખરે પોતાના બાહુબળથી પણ લડવાની હાકલ કરી. સરકારની આ હાકલનો પ્રજા તરફથી ખાસ કરીને માડ્રિડ તથા બાર્સિલોનામાંથી બહુ સારો જવાબ મળ્યો. પ્રજાસત્તાક તથા સરકાર એ બંને બચી જવા પામ્યાં, પરંતુ ફ્રાંકોએ સ્પેનના મોટા ભાગના પ્રદેશનો કબજો લીધો.

ત્યારથી માંડીને સ્પેનમાં લડાઈ ચાલુ જ છે અને ઇટાલી તથા જર્મની ફ્રાંકોને સારી પેઠે મદદ કરી રહ્યાં છે. એ બંને દેશોએ સ્પેનમાં મોટાં લશ્કરો, વિમાનો, વિમાનીઓ તથા શસ્ત્રસરંજામ મોકલ્યો. પ્રજાસત્તાકને પણ પરદેશથી આવેલા સ્વયંસેવકોની મદદ મળી પરંતુ એની સાથે સાથે તેણે સરસ નવું સ્પેનિશ સૈન્ય ઊભું કર્યું. બ્રિટિશ તથા ફ્રેંચ સરકારે જણાવ્યું કે, સ્પેનની બાબતમાં તેમણે તટસ્થતાની નીતિ અખત્યાર કરી છે પરંતુ વાસ્તવમાં તો તેમની એ નીતિ ફ્રાંકોને મદદરૂપ નીવડી.

સ્પેનના આંતરવિગ્રહમાં અનેક ભીષણતાઓ બનવા પામી છે અને અરક્ષિત શહેરો તથા નાગરિક વસ્તી ઉપર ફ્રાંકોની મદદે આવેલાં ઇટાલિયન તથા જર્મન એરોપ્લેનોના હવાઈ બૉંબમારાથી અસંખ્ય માણસો મરણ પામ્યાં. માડ્રિડનો કરવામાં આવેલો બચાવ જગમશહૂર થઈ ગયો છે. આજે સ્પેનનો ત્રણચતુર્થાંશ પ્રદેશ ફ્રાંકોના કબજા હેઠળ છે પરંતુ પ્રજાસત્તાક સરકારે તેને અસરકારક રીતે ખાળી રાખ્યો છે. લશ્કરી દૃષ્ટિએ તે બળવાન છે પરંતુ ખોરાકનો અભાવ એ તેની પ્રધાન મુશ્કેલી છે.

સ્પેનના આંતરવિગ્રહને એક રાષ્ટ્રીય કલહ કરતાં કંઈક વિશેષ લેખવામાં આવે છે. લોકશાહી અને ફાસીવાદ વચ્ચેના ઝઘડાના પ્રતીકરૂપ તે બની ગયો છે. ને એ તરીકે તેણે પોતાના તરફ આખી દુનિયાનું લક્ષ અને સહાનુભૂતિ આકર્ષ્યાં છે.

## ૧૯૦. જર્મનીમાં નાઝીઓનો વિજય

૩૧ જુલાઈ, ૧૯૩૩

સ્પેનની ક્રાંતિથી ઘણા લોકો આશ્ચર્યચકિત થયા હતા પરંતુ વાસ્તવમાં એમાં કશુંયે આશ્ચર્ય પામવા જેવું નહોતું. એ ક્રાંતિ ઘટનાચક્રના સ્વાભાવિક ક્રમ અનુસાર જ થવા પામી હતી અને સૂક્ષ્મ અવલોકન કરનારાઓ તો જાણતા હતા કે તે અનિવાર્ય હતી. રાજા, ફ્યૂડલવ્યવસ્થા તથા ચર્ચનું બનેલું તેનું જૂનું તંત્ર ખવાઈ ગયું હતું અને તેની શક્તિ ક્ષીણ થઈ ગઈ હતી. આધુનિક કાળની પરિસ્થિતિ સાથે એનો કશોયે મેળ રહ્યો નહોતો અને પાકી ગયેલા ફળની પેઠે

સહેજ આંચકો લાગતાં તે પડી ગયું. હિંદમાં પણ વીતી ગયેલા યુગના ઘણા ફ્યૂડલ અવશેષો મોજૂદ છે અને વિદેશી સત્તાનો તેમને સધિયારો ન મળ્યો હોત તો ઘણું કરીને એ બધા ઝડપથી અદૃશ્ય થઈ જાત.

પરંતુ જર્મનીમાં તાજેતરમાં થયેલા ફેરફારો બિલકુલ જુદી જ જાતના છે અને તેણે સમગ્ર યુરોપને હચમચાવી મૂક્યું છે અને સંખ્યાબંધ લોકોને સ્તબ્ધ કરી દીધા છે. જર્મન જેવા સંસ્કારી અને અતિશય આગળ વધેલા લોકો પાશવી અને હેવાનિયત ભર્યા આચરણમાં રાચે એ દુનિયા માટે એક આશ્ચર્યકારક અનુભવ છે.

જર્મનીમાં હિટલર તથા નાઝી પક્ષનો વિજય થયો છે. નાઝીઓને ફાસિસ્ટ કહેવામાં આવે છે અને તેમના વિજયને પ્રત્યાઘાતનો વિજય લેખવામાં આવે છે, એટલે કે ૧૯૧૮ની જર્મનીની ક્રાંતિ તથા તે પછી પ્રગતિની દિશામાં ત્યાં જે કંઈ બનવા પામ્યું હતું તે બધાને ધોઈ નાખવામાં આવ્યું એમ માનવામાં આવે છે. એ બધું સંપૂર્ણપણે સાચું છે અને હિટલરવાદમાં તને ફાસીવાદનાં બધાંયે તત્ત્વો માલૂમ પડશે. એ એક ઝનૂની પ્રત્યાઘાતી ચળવળ છે અને ફાસીવાદની પેઠે તે પણ બધાંયે ઉદાર તત્ત્વો તથા ખાસ કરીને મજૂરો ઉપર પાશવી હુમલો કરે છે. આમ છતાંયે હિટલરવાદ અથવા નાઝીવાદ એ કેવળ પ્રત્યાઘાત કરતાં કંઈક વિશેષ છે. અને ઇટાલિયન ફાસીવાદ કરતાં એ ચળવળ કંઈક વધારે વ્યાપક છે અને વિશેષે કરીને સામુદાયિક લાગણી ઉપર રચાયેલી છે. એ સામુદાયિક લાગણી શ્રમજીવી મજૂરોની નહિ પણ અકિંચન થઈ ગયેલા અને ભૂખે મરતા તથા ક્રાંતિકારી બનેલા મધ્યમવર્ગની હતી.

ઇટાલી વિષેના મારા આગળના એક પત્રમાં મેં ફાસીવાદ વિષે ચર્ચા કરી હતી. એમાં મેં બતાવી આપ્યું હતું કે, આર્થિક કટોકટીને પ્રસંગે મૂડીવાદી રાજ્યની હસ્તી જોખમમાં આવી પડી હતી તે વખતે ફાસીવાદનો ત્યાં આરંભ થયો હતો. સંપત્તિ ધરાવનાર મૂડીદાર વર્ગે સામુદાયિક ચળવળ ઊભી કરીને પોતાની રક્ષા કરવાનો પ્રયાસ કર્યો. એ ચળવળ નીચલા થરના મધ્યમવર્ગની આસપાસ તેમણે ઊભી કરી અને ભલાભોળા ખેડૂતો તથા શ્રમજીવી મજૂરોને તેના તરફ આકર્ષવા માટે તેમણે ભ્રામક પોકારો તથા સૂત્રોનો ઉપયોગ કર્યો. સત્તા હાથ કર્યા પછી બધીયે લોકશાહી સંસ્થાઓને તેમણે નિર્મૂળ કરી, પોતાના દુશ્મનોને કચરી નાખ્યા તથા ખાસ કરીને મજૂરોની બધી સંસ્થાઓ તોડી નાખી. પ્રધાનપણે તેમનું શાસન હિંસા ઉપર નિર્ભર છે. નવા રાજ્યમાં મધ્યમવર્ગના તેના ટેકાદારોને નોકરીઓ આપવામાં આવી અને સામાન્ય રીતે ઉદ્યોગો ઉપર અમુક પ્રમાણમાં રાજ્યનો અંકુશ દાખલ કરવામાં આવ્યો છે.

જર્મનીમાં આ બધું બનતું આપણા જોવામાં આવે છે અને એ બધાની અપેક્ષા પણ રાખવામાં આવી હતી. પરંતુ આશ્ચર્યકારક વસ્તુ તો એની

પાછળ રહેલી અમાપ ધગશ અને હિટલરના પક્ષમાં જોડાયેલા લોકોની મોટી સંખ્યા છે.

નાઝી પ્રતિક્રાંતિ ૧૯૩૩ના માર્ચ માસમાં થઈ. પરંતુ એ ચળવળની આરંભદશાનો તને કંઈક ખ્યાલ આપવા માટે એની વાત હું કંઈક આગળના સમયથી શરૂ કરીશ.

૧૯૧૮ની જર્મનીની ક્રાંતિ એ સાચી ક્રાંતિ નહોતી, વાસ્તવમાં એ ક્રાંતિ જ નહોતી. કૈઝર ચાલ્યો ગયો અને નવા પ્રજાસત્તાકની જાહેરાત કરવામાં આવી પરંતુ જૂની રાજકીય, સામાજિક તથા આર્થિક વ્યવસ્થા તો તેની તે જ ચાલુ રહી હતી. થોડાં વરસ સુધી સામાજિક લોકશાહીવાદીઓના હાથમાં રાજસત્તા રહી. તેઓ જૂના પ્રત્યાઘાતીઓ તથા સ્થાપિત હિતોથી બહુ ડરતા હતા અને તેઓ હમેશાં તેમની સાથે સમાધાન કરવાનો પ્રયાસ કરતા હતા. તેમની પાછળ તેમના પક્ષનું તથા મજૂર મહાજનોનું ભારે પીઠબળ હતું અને એ ઉપરાંત બીજાઓની પણ તેમના પ્રત્યે સહાનુભૂતિ હતી. તેમના પક્ષના સભ્યોની સંખ્યા લાખોની હતી. પરંતુ પ્રત્યાઘાતી તત્ત્વો સામે તેમણે હમેશાં રક્ષણાત્મક નીતિ અખત્યાર કરી; માત્ર પોતાના જ પક્ષના ઉદ્દામ વલણના લોકો તેમ જ સામ્યવાદીઓ તરફ જ તેમણે આક્રમણકારી વલણ રાખ્યું. પોતાના કાર્યમાં તેમણે એવો ભારે ગોટાળો કર્યો કે તેમના ઘણાયે પક્ષકારો તેમને છોડી ગયા. મજૂરો તેમને છોડીને સામ્યવાદીઓના પક્ષમાં ભળ્યા અને મધ્યમ વર્ગના તેમના પક્ષકારો પ્રત્યાઘાતીઓનાં દળોમાં જઈ ભળ્યા. સામાજિક લોકશાહીવાદીઓ અને સામ્યવાદીઓ વચ્ચે નિરંતર ઝઘડો ચાલ્યા કરતો, એને લીધે એ બંને પક્ષો નબળા પડ્યા.

મહાયુદ્ધ પછીનાં વરસોમાં જર્મનીમાં મોટા પ્રમાણમાં ચલણનો ફુલાવો થયો ત્યારે જર્મન ઉદ્યોગપતિઓ અને મોટા મોટા જમીનદારો તેની તરફેણમાં હતા. જમીનદારો ભારે દેવામાં ડૂબી ગયા હતા અને તેમની જમીનદારી ગીરો મુકાઈ ગઈ હતી. તેમણે વાસ્તવમાં જેનું લગભગ કશુંયે મૂલ્ય નહોતું તેવાં આ કૃત્રિમ રીતે વધારવામાં આવેલાં નાણાંમાં પોતાનું દેવું ભરી દીધું અને પોતાની જમીનજાગીરનો કબજો ફરી પાછો મેળવ્યો. મોટા મોટા ઉદ્યોગપતિઓએ પોતાનાં કારખાનાંઓમાં સુધારાવધારા કર્યા અને મોટાં મોટાં ટ્રસ્ટો ઊભાં કર્યાં. જર્મન માલ અતિશય સોંઘો થઈ ગયો અને તેને સર્વત્ર અનુકૂળ બજારો મળી ગયાં. આથી જર્મનીમાં બેકારી નષ્ટ થઈ ગઈ. મજૂર વર્ગ મજૂર મહાજનોમાં મજબૂત રીતે સંગઠિત થયો હતો અને માર્કના ભાવ ગગડી ગયા તે છતાંયે તે પોતાના મજૂરીના દરો ટકાવી રાખવામાં સફળ થયો હતો. ચલણના ફુલાવાથી મધ્યમ વર્ગ ઉપર ભારે ફટકો પડ્યો અને તે સાવ કંગાળ બની ગયો. ૧૯૨૩–૨૪ની સાલમાં આ રીતે અકિંચન બની ગયેલો આ મધ્યમ

વર્ગ પ્રથમ હિટલરના પક્ષમાં ભળ્યો. બૅંકો તૂટવાને કારણે તેમ જ બેકારી વધવાને લીધે મંદીનું મોજું ફેલાતું ગયું તેમ તેમ બીજાઓ પણ મોટી સંખ્યામાં હિટલરના પક્ષમાં ભળવા લાગ્યા. તે અસંતુષ્ટ લોકોના વિસામારૂપ બની ગયો. જૂના સૈન્યના અમલદાર વર્ગમાંથી પણ હિટલરને ઘણા પક્ષકારો મળી ગયા. મહાયુદ્ધ પછી, વર્સાઈની સંધિની શરતો પ્રમાણે એ લશ્કરને વિખેરી નાખવામાં આવ્યું હતું. આથી હજારો લશ્કરી અમલદારો બેકાર બની ગયા હતા અને તેમને કશોયે ધંધોરોજગાર રહ્યો નહોતો. તેઓ ધીમે ધીમે જર્મનીમાં ઊભાં થયેલાં જુદાં જુદાં ખાનગી સૈન્યોમાં જોડાયા. નાઝીઓનું ખાનગી સૈન્ય 'સ્ટૉર્મ ટ્રૂપ્સ' અને રાષ્ટ્રવાદીઓનું સૈન્ય 'સ્ટીલ હેલ્મેટ્સ' તરીકે ઓળખાતું હતું. રાષ્ટ્રવાદીઓ સ્થિતિચુસ્ત હતા અને તેઓ કૈઝરને ફરી પાછો ગાદી ઉપર લાવવાના પક્ષના હતા.

ઍડોલ્ફ હિટલર કોણ હતો? આશ્ચર્યની વાત તો એ છે કે, તે સત્તા ઉપર આવ્યો તે પહેલાં એક કે બે વરસ ઉપર જ તે જર્મન નાગરિક બન્યો હતો. તે પહેલાં તો તે જર્મન નાગરિક સુધ્ધાં નહોતો. તે જર્મન જાતિનો હતો એ ખરું પરંતુ તેનું વતન ઑસ્ટ્રિયા હતું અને એક સામાન્ય સિપાઈ તરીકે તે મહાયુદ્ધમાં લડ્યો હતો. જર્મન પ્રજાસત્તાક સામેના નિષ્ફળ બંડમાં તેણે ભાગ લીધો હતો અને એને સજા કરવામાં આવી હતી. સત્તાવાળાઓએ એના પ્રત્યે બહુ ઉદારતાભર્યું વલણ દાખવ્યું હતું. પછીથી તેણે રાષ્ટ્રીય સમાજવાદી પક્ષની સ્થાપના કરી. એ પક્ષ 'નાઝી પક્ષ' તરીકે પણ ઓળખાય છે. એ પક્ષ પોતાને સમાજવાદી કહેવડાવતો હતો એ ખરું પરંતુ સમાજવાદ સાથે તેને કશીયે લેવાદેવા નહોતી. સામાન્યપણે જેને સમાજવાદ કહેવામાં આવે છે તેનો હિટલર કટ્ટો દુશ્મન હતો અને આજે પણ છે. નાઝી પક્ષે સ્વસ્તિકનો પોતાના ચિહ્ન તરીકે અંગીકાર કર્યો. સ્વસ્તિક એ સંસ્કૃત શબ્દ છે પરંતુ એ ચિહ્ન તો પ્રાચીન કાળથી દુનિયાભરમાં જાણીતું છે. તું જાણે છે કે, એ ચિહ્ન હિંદમાં અતિશય લોકપ્રિય છે અને તે મંગલસૂચક ગણાય છે. નાઝીઓએ પણ પોતાનું સૈન્ય ઊભું કર્યું. એને 'સ્ટૉર્મ ટ્રૂપ્સ' કહેવામાં આવે છે અને બદામી રંગનું ખમીસ એ તેનો ગણવેશ છે. આથી નાઝીઓને ઘણી વાર, 'બદામી રંગના ખમીસવાળાઓ' પણ કહેવામાં આવે છે, એ જ રીતે ઇટાલીના ફાસિસ્ટોને 'કાળાં ખમીસવાળા' કહેવામાં આવે છે, કેમ કે કાળું ખમીસ એ તેમનો ગણવેશ છે.

નાઝીઓનો કાર્યક્રમ સ્પષ્ટ કે વિધાયક નહોતો. તે તીવ્રપણે રાષ્ટ્રીય હતો અને જર્મની તથા જર્મનીના ગૌરવ ઉપર તે અતિશય ભાર મૂકતો હતો. એ સિવાય તો તે અનેક પ્રકારના દ્વેષોનો શંભુમેળો હતો. તે વર્સાઈની સંધિની વિરુદ્ધ હતો. એ સંધિ જર્મનીને માટે અપમાનજનક છે એમ મનાતું હતું

અને એને લીધે ઘણા લોકો નાઝીપક્ષ તરફ ખેંચાયા. એ માર્ક્સવાદીઓ, સામ્યવાદીઓ તેમ જ સમાજવાદીઓની વિરુદ્ધ હતો તેમ જ મજૂરોનાં મહાજનો તથા બીજી એવી વસ્તુઓની પણ વિરુદ્ધ હતો. તે યહૂદીઓની પણ વિરુદ્ધ હતો, કેમ કે યહૂદીઓ પરાઈ જાતિના છે અને તેઓ 'આર્ય' જર્મન જાતિના ઉચ્ચ ધોરણને ભ્રષ્ટ કરે છે તથા હલકું પાડે છે એમ માનવામાં આવતું હતું. એ અસ્પષ્ટપણે મૂડીવાદનો વિરોધી હતો પરંતુ નફાખોરો અને ધનિકોને ગાળો દેવામાં જ એ વિરોધની પરિસમાપ્તિ થતી હતી. સમાજવાદની તેની અસ્પષ્ટ વાતમાં માત્ર એટલું જ તથ્ય હતું કે રાષ્ટ્રની સંપત્તિ ઉપર રાજ્યનો અમુક અંકુશ હોવો જોઈએ.

આ બધાની પાછળ હિંસાની અસાધારણ ફિલસૂફી રહેલી હતી. હિંસાને ઉત્તેજન આપવામાં આવ્યું તથા તેનાં ભારે ગુણગાન કરવામાં આવ્યાં એટલું જ નહિ પણ તેને મનુષ્યના સર્વોચ્ચ કર્તવ્ય તરીકે ગણવામાં આવી. ઓસ્વાલ્ડ સ્પેંગલર નામનો એક મશહૂર જર્મન ફિલસૂફ એ તત્ત્વજ્ઞાનનો પુરસ્કર્તા હતો. તે જણાવે છે કે, માણસ એ 'શિકારી પશુ છે, તે બહાદુર છે, પ્રપંચી છે, નિર્દય છે.' . . . 'આદર્શો એ તો કાયરતા છે.' 'પ્રવૃત્તિશીલ પ્રાણીઓમાં શિકારી પ્રાણી એ સર્વોચ્ચ છે.' તેના મત પ્રમાણે, 'સહાનુભૂતિ, સમાધાનની વૃત્તિ તથા શાંતિપ્રિયતા એ કાયરતાની લાગણી છે.' અને 'શિકારી પશુઓની જાતિવિષયક લાગણીઓમાં દ્વેષની લાગણી સૌથી સાચી છે.' મનુષ્યે પોતાની બોડમાં બીજા કોઈ પણ બરાબરિયાને સાંખી ન લેનાર સિંહના જેવા બનવું જોઈએ; જે ટોળામાં રહે છે અને જેને અહીંતહીં હાંકવામાં આવે છે એવી ગાય થઈને તેણે ન રહેવું જોઈએ. એવા મનુષ્યને માટે, બેશક, યુદ્ધ એ સર્વોત્તમ અને આનંદદાયક કાર્ય છે.

ઓસ્વાલ્ડ સ્પેંગલર એ આધુનિક સમયનો એક અતિશય વિદ્વાન પુરુષ છે. તેના પુસ્તકોમાં રહેલા અસાધારણ પાંડિત્યને જોઈને આપણે હેરત પામીએ છીએ. અને તેની એ અગાધ વિદ્વત્તાને પરિણામે તે ઉપર જણાવ્યા મુજબનાં આશ્ચર્યકારક અને ઘૃણાપાત્ર અનુમાનો ઉપર આવ્યો હતો. હિટલરવાદ પાછળ રહેલું માનસ સમજવામાં તે આપણને મદદરૂપ નીવડે છે તેમ જ નાઝી અમલની પાશવતા તથા ઘાતકીપણાનો ખુલાસો પણ એમાંથી આપણને મળી રહે છે, એટલા માટે મેં તેના નિર્ણયો અહીં ટાંક્યા છે. બેશક, દરેક નાઝી એ પ્રમાણે વિચારે છે એમ આપણે માની લેવું ન જોઈએ. પરંતુ નાઝી આગેવાનો તથા એ પક્ષના ઉદ્દામ લોકો એમ જ વિચારે છે એમાં શક નથી અને પક્ષના બીજા સભ્યોના અનુકરણ અર્થે તેઓ જ ધોરણરૂપ હોય છે. અથવા, સામાન્ય નાઝી વિચાર કરતો જ નથી એમ કહેવું કદાચ વધારે સાચું

થઈ પડશે. પોતાને વેઠવી પડતી વિટંબણાઓ તથા પોતાના રાષ્ટ્રના અપમાનથી (ફ્રેંચોએ રૂર પ્રદેશનો કબજો લીધો તેથી જર્મનીમાં ભારે રોષની લાગણી ફેલાઈ હતી.) તે ઉશ્કેરાઈ ગયો હતો તેમ જ જર્મનીમાં પ્રવર્તતી પરિસ્થિતિ સામે તે અતિશય ક્રોધે ભરાયો હતો. હિટલર એ એક ભારે અસરકારક વક્તા છે. પોતાના અસંખ્ય શ્રોતાજનોની લાગણીઓ તેણે ઉશ્કેરી મૂકી અને જર્મનીમાં જે કંઈ બની રહ્યું હતું તેનો બધો દોષ તેણે માર્ક્સવાદીઓ અને યહૂદીઓ ઉપર ઢોળ્યો. જર્મની પ્રત્યે ફ્રાંસ કે બીજી કોઈ વિદેશી સત્તાએ બૂરો વર્તાવ કર્યો એ જ વસ્તુ લોકોને નાઝી પક્ષમાં જોડાવા માટે કારણરૂપ બની ગઈ, કેમ કે જર્મનીની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાનો નાઝીઓનો દાવો હતો. આર્થિક પરિસ્થિતિ બગડવાને કારણે પણ નાઝી દળમાં વધુ ભરતી થવા પામી.

સામાજિક લોકશાહીવાદી પક્ષ થોડા જ વખતમાં સરકાર ઉપરનો કાબૂ ખોઈ બેઠો અને બીજા પક્ષોની એકબીજા સામેની હરીફાઈને પરિણામે કૅથલિક પક્ષના હાથમાં રાજસત્તા આવી. રિસ્ટૅગ (જર્મનીની ધારાસભા)માંના બીજા પક્ષોની અવગણના કરી શકે એટલો સબળ કોઈ પણ એક પક્ષ નહોતો અને તેથી કરીને ત્યાં વારંવાર ચૂંટણીઓ થતી અને પક્ષ પક્ષ વચ્ચે અનેક પ્રકારના પ્રપંચો અને કાવાદાવા થયા કરતા. નાઝીઓની વૃદ્ધિથી સામાજિક લોકશાહીવાદીઓ એટલા બધા ભડકી ગયા કે તેમણે મૂડીવાદી મધ્યસ્થ પક્ષ (સેન્ટર પાર્ટી)ને તેમ જ પ્રમુખ તરીકેની ચૂંટણીમાં વૃદ્ધ સેનાપતિ વૉન હિન્ડનબર્ગને ટેકો આપ્યો. નાઝી પક્ષની વૃદ્ધિ થવા છતાંયે સામાજિક લોકશાહીવાદી પક્ષ તથા સામ્યવાદી પક્ષ એ બે મજૂરોના પક્ષો બળવાન હતા. અને છેવટ સુધી તે દરેક પક્ષને ટેકો આપનારાઓ લાખોની સંખ્યામાં રહ્યા હતા, પરંતુ ઉભયની સામે ઊભા થયેલા સામાન્ય ભયની સામે પણ તેઓ સહકારથી કામ ન કરી શક્યા. ૧૯૧૮ની સાલમાં અને ત્યાર પછી જ્યારે તેઓ સત્તા ઉપર હતા ત્યારે સામાજિક લોકશાહીવાદીઓએ તેમનું દમન કર્યું હતું તેમ જ કટોકટીને હરેક પ્રસંગે તેમણે પ્રત્યાઘાતી દળોને સાથ આપ્યો હતો તેની કડવી સ્મૃતિ સામ્યવાદીઓ તાજી રાખી રહ્યા હતા. વળી સામાજિક લોકશાહીવાદી પક્ષ બ્રિટિશ મજૂર પક્ષની પેઠે બીજા આંતરરાષ્ટ્રીય સંઘ સાથે જોડાયેલો હતો તેમ જ તે સાધનસંપન્ન હતો અને તેનું સંગઠન ઘણું જ વ્યાપક હતું. તે અનેક લોકોને આશ્રય આપવાની સ્થિતિમાં હતો અને પોતાની પ્રતિષ્ઠા તથા સલામતી જોખમાય એવું કશુંયે કરવાનું તેને પસંદ નહોતું. કાયદા વિરુદ્ધ કશુંયે કરવાનો તેમ જ જેને અમલી કાર્ય કહેવામાં આવે છે તેનો આશરો લેવાનો તેને ભારે ડર હતો. તેણે પોતાની ઘણીખરી શક્તિ સામ્યવાદીઓ જોડે લડવામાં જ ખરચી નાખી અને આમ છતાંયે એ બંને પક્ષો પોતપોતાની રીતે માર્ક્સવાદી હતા.

આ રીતે જર્મની લગભગ સમાન બળવાળાં દળોની એક છાવણી જેવું બની ગયું. અને ત્યાં આગળ વારંવાર રમખાણો તથા ખૂનો થતાં હતાં. ખાસ કરીને નાઝીઓ સામ્યવાદી મજૂરોનાં ખૂન કરતા હતા. કેટલીક વાર મજૂરો પણ એનું વેર વાળતા. પોતાના પક્ષમાં ભળેલા તરેહ તરેહના લોકોને એકત્ર રાખવામાં હિટલરને અપૂર્વ સફળતા મળી. તેમની વચ્ચે કોઈ પણ પ્રકારનું સામ્ય કે સમાન ભૂમિકા નહોતી. નીચલા થરના મધ્યમ વર્ગનું એક બાજુએ મોટા મોટા ઉદ્યોગપતિઓ અને બીજી બાજુએ ધનિક ખેડૂતવર્ગ સાથેનું અજબ પ્રકારનું જોડાણ હતું. ઉદ્યોગપતિઓ હિટલરને ટેકો આપતા હતા તથા તેને નાણાંની મદદ આપતા હતા કેમ કે, સમાજવાદને તે ગાળ દેતો હતો અને આગળ વધતા જતા માર્ક્સવાદ અથવા સામ્યવાદ સામે બચાવના એક માત્ર સાધન સમાન તે લાગતો હતો. તેનાં મૂડીવાદી-વિરોધી સૂત્રોથી મધ્યમવર્ગના ગરીબ લોકો, ખેડૂતો તેમ જ કેટલાક મજૂરો સુધ્ધાં તેના તરફ આકર્ષાયા હતા.

૧૯૩૩ની સાલના જાન્યુઆરી માસની ૩૦મી તારીખે વયોવૃદ્ધ પ્રમુખ હિન્ડનબર્ગે (તે વખતે તેની ઉંમર ૮૬ વરસની હતી.) હિટલરને ચૅન્સેલર બનાવ્યો. ઇંગ્લંડના વડા પ્રધાનના હોદ્દાને મળતો જર્મનીનો એ સર્વોચ્ચ કારોબારી હોદ્દો છે. એ વખતે નાઝીઓ અને રાષ્ટ્રવાદીઓનું જોડાણ થયું હતું પરંતુ થોડા જ વખતમાં માલૂમ પડી ગયું કે સર્વ સત્તા નાઝીઓના હાથમાં જ છે અને બીજા કોઈની કશીયે ગણતરી નથી. સાર્વત્રિક ચૂંટણીમાં નાઝીઓને તેમના મળતિયા રાષ્ટ્રવાદીઓ સહિત રિસ્ટેગમાં માંડમાંડ બહુમતી મળી રહી. પરંતુ તેમને આવી બહુમતી ન મળી હોત તોયે ઝાઝો ફરક પડે એમ નહોતું, કેમ કે નાઝીઓએ પાર્લમેન્ટમાંના પોતાના વિરોધીઓની ધરપકડ કરીને તેમને જેલમાં પૂરી દીધા. રિસ્ટેગના બધાયે સામ્યવાદી સભ્યો તથા ઘણાખરા સામાજિક લોકશાહીવાદી સભ્યોને આ રીતે દૂર કરવામાં આવ્યા. એ જ અરસામાં રિસ્ટેગના મકાનને આગ લાગી અને તે બળી ગયું. નાઝીઓએ જણાવ્યું કે, એ સામ્યવાદીઓનું કામ હતું અને રાજ્યને હચમચાવી નાખવા માટેનું એ કાવતરું હતું. સામ્યવાદીઓએ એ આરોપનો સબળ ઇન્કાર કર્યો એટલું જ નહિ પણ તેમના ઉપર હુમલો કરવાનું બહાનું શોધી કાઢવા માટે નાઝીઓએ જ એ આગ લગાડી હતી એવો તેમણે તેમના ઉપર આરોપ મૂક્યો.

ત્યાર પછી જર્મનીમાં નાઝી ત્રાસનો આરંભ થયો. પ્રથમ રિસ્ટેગને બંધ કરી દેવામાં આવી (જો કે તેમાં નાઝીઓની બહુમતી હતી.) અને બધીયે સત્તા હિટલર તથા તેના પ્રધાનમંડળના હાથમાં સોંપી દેવામાં આવી. તેઓ કાયદા બનાવી શકતા હતા તેમ જ બીજું તેઓ ધારે તે કરી શકતા હતા. પ્રજાસત્તાકના વાઇમાર રાજ્યબંધારણને આ રીતે ફગાવી દેવામાં આવ્યું અને લોકશાહીના હરેક સ્વરૂપનો છડેચોક તિરસ્કાર કરવામાં આવ્યો. જર્મની

એક પ્રકારનું સમવાયતંત્ર હતું તેનો પણ અંત આવ્યો અને સર્વ સત્તા બર્લિનમાં કેન્દ્રિત કરવામાં આવી. દરેક જગ્યાએ સરમુખત્યારો નીમવામાં આવ્યા હતા. તેઓ માત્ર પોતાની ઉપરના સરમુખત્યારોને જ જવાબદાર હતા. બેશક, હિટલર સર્વોપરી સરમુખત્યાર હતો.

આ બધા ફેરફારો થઈ રહ્યા હતા તે અરસામાં નાઝી સ્ટૉર્મ ટ્રૂપ્સને અથવા નાઝી સૈન્યને આખાયે જર્મનીમાં છૂટું મૂકી દેવામાં આવ્યું હતું. તેણે કલ્પી ન શકાય એવી હેવાનિયતભરી અને પાશવી હિંસા અને ત્રાસનું સામ્રાજ્ય દેશભરમાં પ્રવર્તાવી મૂક્યું. એ હિંસા અને ત્રાસનો જોટો બીજે ક્યાંયે શોધ્યો જડે એમ નથી. પહેલાં પણ અનેક વાર ત્રાસનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું; દાખલા તરીકે રશિયામાં બોલ્શેવિકોએ વર્તાવેલો 'રાતો ત્રાસ' તેમ જ તેમના વિરોધી પ્રત્યાઘાતીઓએ વર્તાવેલો 'શ્વેત ત્રાસ'. પરંતુ કોઈ દેશ અથવા તો દેશમાંનું પ્રધાન દળ જીવનમરણના આંતરવિગ્રહમાં સંડોવાયું હોય તે પરિસ્થિતિમાં જ હમેશાં એવું બનવા પામતું. ભયંકર જોખમ અને નિરંતર રહેતા ડરને કારણે જ એવો ત્રાસ પેદા થતો હતો. નાઝીઓને કોઈ એવા જોખમનો સામનો કરવાનો રહ્યો નહોતો તેમ જ તેમને કશાથી ડરવાનું પણ કારણ નહોતું. તેમના હાથમાં રાજસત્તા આવી હતી અને તેમની સામે કોઈ પણ પ્રકારનો સશસ્ત્ર વિરોધ કે સામનો થયો નહોતો. નાઝી સૈન્યે વર્તાવેલો ત્રાસ એ આ રીતે લાગણીના ઉશ્કેરાટ કે ડરના પરિણામરૂપ નહોતો. એ તો જેઓ નાઝી પક્ષના ન હોય તે સૌનું ઇરાદાપૂર્વક અને ઠંડે કલેજે કરવામાં આવેલું માની ન શકાય એટલું હેવાનિયતભર્યું દમન હતું.

નાઝીઓ સત્તા ઉપર આવ્યા પછી જર્મનીમાં જે અત્યાચારો થયા તથા પડદા પાછળ હજીયે થઈ રહ્યા છે તેની યાદી આપવાથી કશોયે અર્થ સરે એમ નથી. લોકોને નિર્દયપણે માર મારવામાં આવ્યો અને તેમના ઉપર કારમા સિતમો ગુજારવામાં આવ્યા; અથવા તેમને ગોળીથી ઠાર કરવામાં આવ્યા કે તેમનાં ખૂન કરવામાં આવ્યાં અને આ બધા અત્યાચારો છૂટાછવાયા નહિ પણ મોટા પાયા ઉપર થયા તથા પુરુષો તેમ જ સ્ત્રીઓ એ બંને તેનો ભોગ બન્યાં. સંખ્યાબંધ લોકોને જેલમાં પૂરી દેવામાં આવ્યા અથવા નજરકેદ કરવામાં આવ્યા અને તેમની સામે ત્યાં અતિશય ક્રૂરો વર્તાવ રાખવામાં આવ્યો એમ કહેવાય છે. સૌથી વધારે ઝનૂની હુમલો સામ્યવાદીઓ ઉપર કરવામાં આવ્યો પરંતુ તેમના કરતાં વધારે નરમ વલણના સામાજિક લોકશાહીવાદીઓની દશા પણ તેમના કરતાં વધારે સારી હતી એમ ન કહી શકાય. યહૂદીઓની તો ભારે દુર્દશા થઈ અને શાંતિવાદીઓ, ઉદારમતવાદીઓ, મજૂર મહાજનવાળાઓ અને આંતરરાષ્ટ્રીયતાવાદીઓ ઉપર પણ હુમલો કરવામાં આવ્યો. નાઝીઓ દાંડી પીટી પીટીને જાહેર કરે છે કે કેવળ માર્ક્સવાદ અને માર્ક્સવાદીઓનું જ

નહિ પણ બધાંયે ઉદ્દામ દળોનું નિકંદન કાઢવાની આ ઝુંબેશ છે. યહૂદીઓને હરેક હોદ્દા ઉપરથી તેમ જ ધંધામાંથી કાઢી મૂકવા જોઈએ. આ રીતે યહૂદી જાતિના હજારો અધ્યાપકો, વકીલો, દાક્તરો, શિક્ષકો, સંગીતકારો, ન્યાયાધીશો તથા બરદાસીઓ (નર્સ)ને કાઢી મૂકવામાં આવ્યા છે. યહૂદી જાતિના દુકાનદારોનો બહિષ્કાર કરવામાં આવ્યો છે અને યહૂદી મજૂરોને કારખાનાંઓમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે. નાઝીઓને માન્ય ન હોય એવાં પુસ્તકોનો એકસામટો નાશ કરવામાં આવ્યો છે; એવાં પુસ્તકોની જાહેર રીતે હોળી પણ કરવામાં આવે છે. જરા સરખો પણ ભિન્ન અભિપ્રાય પ્રદર્શિત કરનાર કે જરા સરખી પણ ટીકા કરનાર છાપાંઓને નિર્દયતાથી દાબી દેવામાં આવ્યાં છે. નાઝીઓના અત્યાચારોની જરા સરખી ખબરો પણ છાપવા દેવામાં આવતી નથી અને એનો આડકતરી રીતે પણ નિર્દેશ કરવામાં આવે તો તેને માટે ભારે શિક્ષા કરવામાં આવે છે.

નાઝી પક્ષ સિવાયના બીજા બધા પક્ષો તથા સંસ્થાઓને તો બેશક દાબી દેવામાં આવ્યાં છે. પહેલો વારો સામ્યવાદી પક્ષનો આવ્યો પછીથી સામાજિક લોકશાહીવાદી પક્ષનો. તે પછી કૅથલિક મધ્યસ્થ પક્ષનો અને છેવટે નાઝીઓના મળતિયા રાષ્ટ્રીય પક્ષને પણ દાબી દેવામાં આવ્યો. મજૂરોની અનેક પેઢીઓનાં બલિદાનો, પરિશ્રમ અને બચતનાં સાક્ષીરૂપ બળવાન મજૂર મહાજનોને તોડી નાખવામાં આવ્યાં અને તેમની બધી માલમિલકત તથા નાણાં જપ્ત કરવામાં આવ્યાં. ફક્ત એક જ સંસ્થા, એક જ પક્ષને રાખવામાં આવ્યો. એ પક્ષ તે નાઝી પક્ષ.

ચિત્રવિચિત્ર નાઝી ફિલસૂફી જબરદસ્તીથી દરેક પાસે માન્ય કરાવવામાં આવે છે અને નાઝીઓના ત્રાસનો ડર એવો ભારે છે કે કોઈ પણ પોતાનું માથું ઊંચું કરવાની હિંમત કરી શકતું નથી. કેળવણી, રંગભૂમિ, કળા, વિજ્ઞાન ઇત્યાદિ બધુંયે નાઝી છાપનું બનાવી દેવામાં આવ્યું છે. હિટલરનો એક મુખ્ય સાથી હરમન ગોરિંગ કહે છે કે, 'સાચો જર્મન પોતાના રુધિરથી વિચાર કરે છે.'! બીજો એક નાઝી આગેવાન કહે છે કે, 'કેવળ બુદ્ધિ તથા શુદ્ધ વિજ્ઞાનના દિવસો હવે વીતી ગયા છે.' બાળકોને શીખવવામાં આવે છે કે, હિટલર એ બીજો ઈશુ છે પણ પહેલા ઈશુ કરતાં તે મહાન છે. નાઝી સરકાર પ્રજામાં અને ખાસ કરીને સ્ત્રીઓમાં કેળવણીનો બહોળો ફેલાવો થાય તેની તરફેણમાં નથી. સાચે જ, હિટલરવાદીઓના મત પ્રમાણે તો સ્ત્રીઓનું સ્થાન ઘર તથા રસોડામાં છે અને તેમનું પ્રધાન કાર્ય રાજ્યને ખાતર લડનાર અને પોતાની જિંદગીની આહુતિ આપનાર બાળકો પૂરાં પાડવાનું છે. ડૉ. જોસેફ ગોબેલ્સ નામના બીજા એક નાઝી આગેવાન અને પ્રચારખાતાના પ્રધાને કહ્યું હતું કે, 'સ્ત્રીનું સ્થાન કુટુંબમાં છે; તેનું ખરું કાર્ય પોતાના દેશ તથા

પોતાની પ્રજાને બાળકો પૂરાં પાડવાનું છે . . . સ્ત્રીઓની મુક્તિ એ રાજ્યને માટે જોખમકારક છે. પુરુષના અધિકારની વસ્તુઓ તેણે પુરુષ ઉપર છોડી દેવી જોઈએ.' આ જ ડૉ. ગોબેલ્સ પ્રજામાં પ્રચાર કરવાની પોતાની રીત વિષે આપણને કહે છે. 'હું પિયાનો વગાડું તે જ રીતે છાપાંઓને મારી આંગળીઓથી નચાવવાનો મારો ઇરાદો છે.'

આ બધી હેવાનિયત, પાશવતા અને ગાજવીજની પાછળ અકિંચન બની ગયેલા મધ્યમ વર્ગની વિટંબણાઓ અને ભૂખમરો રહેલાં છે. ખરી રીતે એ નોકરીઓ અને રોટલો મેળવવાની લડાઈ હતી. યહૂદી દાક્તરો, વકીલો, શિક્ષકો તથા બરદાસીઓ વગેરેને કાઢી મૂકવાનું કારણ એ હતું કે 'આર્ય' જર્મનો તેમની સામે હરીફાઈમાં ટકી શકતા નહોતા. તેમની સફળતા તરફ તેઓ દ્વેષની નજરે જોતા હતા અને તેમની નોકરી તેમને પડાવી લેવી હતી. તેમની હરીફાઈમાં કોઈ ટકી શકતું નહોતું એટલા ખાતર યહૂદીઓની દુકાનો બંધ કરાવવામાં આવી. કેટલાક બિનયહૂદીઓની દુકાનો પણ બંધ કરાવી દેવામાં આવી તથા તેમના માલિકોને ગિરફતાર કરવામાં આવ્યા કેમ કે તેઓ ઘણા વધારે ભાવ લઈને ખૂબ નફો કરી રહ્યા છે એવો નાઝીઓને શક હતો. નાઝીઓના ખેડૂત પક્ષકારો પૂર્વ પ્રશિયાની મોટી મોટી જમીનદારીઓ ઉપર મીટ માંડીને બેઠા છે અને એ જમીનજાગીરોના ટુકડા કરીને તેમને વહેંચી આપવામાં આવે એવું તેઓ માગે છે.

નાઝીઓના મૂળ કાર્યક્રમની એક રમૂજી બાબત એ હતી કે કોઈને પણ વાર્ષિક ૧૨,૦૦૦ માર્કથી વધારે પગાર આપવામાં ન આવે. એ રકમ ૮૦૦૦ રૂપિયા બરાબર થાય છે એટલે એ પગાર માસિક ૬૬૬ રૂપિયાનો થયો. એનો કેટલા પ્રમાણમાં અમલ કરવામાં આવ્યો છે એની મને ખબર નથી. જર્મનીના ચૅન્સેલરને હાલ વાર્ષિક ૨૬,૦૦૦ માર્કનો એટલે કે માસિક ૧૪૪૦ રૂપિયાનો પગાર મળે છે. એવું સૂચવવામાં આવ્યું છે કે, જે ખાનગી કંપનીઓને સરકાર તરફથી આર્થિક મદદ મળતી હોય તેમના સંચાલકો (ડાયરેક્ટરો) તથા માલિકોને પણ વાર્ષિક ૧૮ હજાર માર્કથી વધારે પગાર ન આપવો જોઈએ. પહેલાં એ લોકોને ઘણી વાર મોટી મોટી રકમો આપવામાં આવતી હતી. ગરીબ હિંદમાં અમલદારોને જે મોટા મોટા પગારો આપવામાં આવે છે તેની સાથે આ આંકડાઓની તુલના કરી જો. કરાંચીમાં મળેલી રાષ્ટ્રીય મહાસભાની બેઠકે માસિક પગારની મર્યાદા ૫૦૦ રૂપિયાની રાખવાનો ઠરાવ કર્યો છે.

એમ નહિ માની લેવું જોઈએ કે નાઝી ચળવળમાં કેવળ પાશવતા અને દમન જ રહેલાં છે. તેમાં એ વસ્તુઓનું પ્રાધાન્ય છે એ ખરું પરંતુ અધિકાંશ મજૂરોને બાદ કરતાં મોટા ભાગની જર્મન પ્રજા હિટલર માટે સાચો ઉત્સાહ

ધરાવે છે એ નિર્વિવાદ છે. છેલ્લી ચૂંટણીના આંકડાઓને આપણે આપણા માર્ગદર્શક તરીકે ગણીએ તો જર્મનીની પર ટકા વસ્તી હિટલરની પાછળ છે અને આ પર ટકા વસ્તી બાકીની ૪૮ ટકા વસ્તી અથવા તેના અમુક ભાગ ઉપર દમન ગુજારે છે. આ પર ટકા વસ્તીમાં — આજે તો કદાચ એનું પ્રમાણ વધી ગયું હશે — હિટલર અતિશય લોકપ્રિય છે. જર્મની જઈ આવેલા લોકો ત્યાં આગળ પેદા થયેલા વિચિત્ર પ્રકારના માનસિક વાતાવરણની વાત કરે છે — જાણે ત્યાં ધાર્મિક જાગ્રતિ થઈ ન હોય. જર્મનોને લાગે છે કે, વર્સાઈની સંધિને કારણે પેદા થયેલો અપમાન, નામોશી અને દમનનો લાંબો કાળ હવે પૂરો થયો છે અને હવે તેમની છાતી ઉપરનો બોજો દૂર થયો છે.

પરંતુ જર્મનીની પ્રજાનો બાકીનો લગભગ અડધો ભાગ એથી બિલકુલ જુદી જ લાગણી અનુભવે છે. જર્મનીના મજૂર વર્ગમાં ભયંકર ધિક્કાર અને ક્રોધની આગ સળગી રહી છે. નાઝીઓના ભયંકર અત્યાચારોના ડરથી જ તેઓ પોતાની એ ઉગ્ર લાગણી ગુપ્ત અને અંકુશમાં રાખી રહ્યા છે. આખોયે મજૂરવર્ગ પશુબળ અને દમનને વશ થયો છે અને અમાપ પરિશ્રમ અને બલિદાનોને ભોગે તેમણે જે ઇમારત ઊભી કરી હતી તેનો વિનાશ ખેદ અને નિરાશાપૂર્વક તે નિહાળી રહ્યો છે. છેલ્લા થોડા માસ દરમ્યાન જર્મનીમાં જે બન્યું છે તેમાં મહાન સામાજિક લોકશાહીવાદી પક્ષ સહેજ પણ સામનો કરવાની કોશિશ કર્યા વિના સંપૂર્ણપણે જમીનદોસ્ત થઈ ગયો એ ઘટના સૌથી વિશેષ આશ્ચર્યકારક છે. યુરોપના મજૂરવર્ગનો એ જૂનામાં જૂનો, સૌથી મોટો અને વધારેમાં વધારે સુસંગઠિત પક્ષ હતો. બીજા આંતરરાષ્ટ્રીય મજૂરસંઘનો એ આધારસ્તંભ હતો. આમ છતાંયે, વિરોધ સરખોયે કર્યા વિના — જો કે કેવળ વિરોધ કરવાથી કશું વળે એમ નહોતું — તેણે અનેક પ્રકારનાં અપમાનો અને તિરસ્કાર મૂંગે મોઢે સહી લીધાં અને આખરે તે નામશેષ થઈ ગયો. સામાજિક લોકશાહીવાદી નેતાઓ પગલે પગલે નાઝીઓને વશ થઈ ગયા અને એમ કરતાં દરેક વખતે તેમણે એવી આશા સેવી હતી કે એ રીતે વશ થવાથી અને અપમાનો ગળી જવાથી કંઈક તો બચાવી શકાશે. પરંતુ તેમની વિના વિરોધે વશ થવાની એ વૃત્તિનો જ તેમની સામે ઉપયોગ કરવામાં આવ્યો. નાઝીઓએ મજૂરોને બતાવી આપ્યું કે જુઓ તો ખરા, જોખમ આવી પડયું ત્યારે તમારા આગેવાનો કેવા તમારો ત્યાગ કરી રહ્યા છે. યુરોપના મજૂરવર્ગની લડતના લાંબા ઇતિહાસમાં કેટલીક વાર તેને વિજય મળ્યો હતો અને ઘણી વાર તેની હાર થઈ હતી, પરંતુ સામનો કરવાનો સહેજ પણ પ્રયાસ કર્યા વિના આવી નામોશીભરી રીતે પહેલાં કદીયે શરણું સ્વીકારવામાં આવ્યું નહોતું કે ન તો મજૂરોના ધ્યેયને ધોકો દેવામાં આવ્યો હતો. સામ્યવાદી પક્ષે સામનો કર્યો અને સાર્વત્રિક હડતાલ પાડવાની તેણે મજૂરોને હાકલ કરી.

સામાજિક લોકશાહીવાદી પક્ષના નેતાઓએ તેને ટેકો ન આપ્યો અને એ હડતાલ નિષ્ફળ નીવડી. મજૂર ચળવળ જોકે તૂટી ગઈ છે પરંતુ ગુપ્ત સંસ્થા મારફતે તેનું કામ હજી ચાલુ રહ્યું છે. અને એ સંસ્થાનો ફેલાવો બહુ બહોળો હોય એમ લાગે છે. નાઝીઓએ પોતાના જાસૂસોની જાળ સર્વત્ર પાથરી દીધી હોવા છતાંયે ગુપ્તપણે પ્રસિદ્ધ કરવામાં આવતાં છાપાંઓનો ફેલાવો લાખોની સંખ્યામાં થાય છે એમ ધારવામાં આવે છે. જર્મનીમાંથી છટકીને પરદેશોમાં ભાગી ગયેલા કેટલાક સામાજિક લોકશાહીવાદી નેતાઓ પણ ગુપ્ત પદ્ધતિથી થોડું પ્રચારકાર્ય કરવાનો પ્રયાસ કરી રહ્યા છે.

નાઝીઓનો ત્રાસ મજૂર વર્ગને સૌથી વધારે સહેવો પડ્યો છે. પરંતુ જગતભરમાં લોકલાગણી તો યહૂદીઓ પ્રત્યે દાખવવામાં આવેલા વર્તાવને અંગે અતિશય ઉશ્કેરાવા પામી હતી. યુરોપને વર્ગવિગ્રહનો ઠીક ઠીક અનુભવ છે અને પોતપોતાના વર્ગ પ્રમાણે લોકોની સહાનુભૂતિ ઢળે છે. પરંતુ યહૂદીઓ ઉપરનો હુમલો એ તો એક જાતિ પરત્વેનો હુમલો હતો. માત્ર મધ્ય યુગના સમયમાં અને તાજેતરમાં ઝારશાહી રશિયા જેવા પછાત દેશોમાં બિનસત્તાવાર રીતે એને મળતું કંઈક બનતું હતું. એક આખી જાતિ ઉપર સત્તાવાર રીતે કરવામાં આવતા દમનથી યુરોપ અને અમેરિકા ચોંકી ઊઠ્યાં અને તેમને ભારે આઘાત લાગ્યો. જર્મનીના યહૂદીઓમાં જગમશહૂર પુરુષો હતા એથી તો વળી એ આઘાત વધુ તીવ્ર બન્યો. એ જગમશહૂર પુરુષોમાં પ્રતિભાશાળી વૈજ્ઞાનિકો, દાક્તરો, સંગીતકારો, વકીલો, લેખકોનો સમાવેશ થતો હતો અને એમાં આલ્બર્ટ આઇન્સ્ટાઇનનું નામ સૌથી મોખરે હતું. એ લોકો જર્મનીને પોતાનું વતન ગણતા હતા અને સર્વત્ર તેમને જર્મનો તરીકે લેખવામાં આવતા હતા. પોતાને ત્યાં એવા પુરુષો હોવા માટે કોઈ પણ દેશ ગૌરવ લેત પરંતુ અંધ જાતિદ્વેષને લીધે પાગલ બનીને નાઝીઓએ તેમનો પીછો પકડ્યો અને દેશમાંથી તેમને હાંકી કાઢ્યા. એની સામે દુનિયાભરમાં ભારે પોકાર ઊઠ્યો. પછીથી નાઝીઓએ યહૂદીઓની દુકાનો તથા યહૂદી ધંધાદારીઓનો બહિષ્કાર શરૂ કર્યો. આમ છતાંયે વિચિત્ર વાત તો એ હતી કે એ યહૂદીઓને એક સાથે જર્મની છોડી જવાની પરવાનગી આપવામાં આવતી નહોતી. આ નીતિનું માત્ર એક જ પરિણામ આવે એમ હતું અને તે એ કે તેમને ભૂખે મારવા. દુનિયાભરમાં તેની સામે ઊઠેલા પોકારને કારણે યહૂદીઓ સામેનાં જાહેર રીતે લેવામાં આવતાં પગલાં નાઝીઓને હળવાં કરવાં પડ્યાં પરંતુ તેમની યહૂદી-વિરોધી નીતિ તો હજી ચાલુ જ છે.

યહૂદીઓ જો કે દુનિયાભરમાં પથરાયેલા છે અને કોઈ પણ રાષ્ટ્રને તેઓ પોતીકું કહી શકે એવી સ્થિતિમાં નથી એમ છતાંયે તેઓ બદલો ન લઈ શકે એટલા બધા અસહાય નથી. વેપારરોજગાર તથા નાણાં ઉપર તેઓ મોટા

પ્રમાણમાં કાબૂ ધરાવે છે અને કશીયે ધમાલ વિના ચૂપચાપ તેમણે જર્મન માલનો બહિષ્કાર જાહેર કર્યો છે. એટલું જ નહિ પણ ૧૯૩૩ના મે માસમાં ન્યૂયૉર્કમાં મળેલી તેમની પરિષદે એક ઠરાવ કરીને એથીયે વ્યાપક બહિષ્કારની જાહેરાત કરી હતી. એ ઠરાવમાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે, 'જર્મનીના બધાયે માલનો, બધીયે સાધનસામગ્રીનો તથા જર્મનીમાં ઉત્પન્ન થયેલી, તૈયાર કરવામાં આવેલી અથવા સુધારવામાં આવેલી હરેક ચીજ અથવા તેના કોઈ પણ ભાગોનો બહિષ્કાર કરવો, તેમ જ જર્મન વહાણવટાનો, માલની લાવલઈજા કરવાનાં તથા અવરજવરનાં સાધનોનો, જર્મનીનાં હવા ખાવાનાં મથકો, આરામસ્થાનો તેમ જ એવાં બીજાં સ્થાનોનો પણ બહિષ્કાર કરવો તથા સામાન્ય રીતે, જર્મનીની આજની રાજ્યવ્યવસ્થાને કોઈ પણ રીતે આર્થિક મદદરૂપ થઈ પડે એવું કાર્ય કરતાં અટકી જવું.'

હિટલરવાદની પરદેશોમાં એક એ અસર થવા પામી હતી. એની બીજી વધારે દૂરગામી અસરો પણ થવા પામી હતી. નાઝીઓ વર્સાઈની સંધિને હમેશાં વખોડતા આવ્યા હતા અને એના ઉપર ફરીથી વિચાર કરવાની તેઓ માગણી કરતા હતા. ખાસ કરીને જર્મનીની પૂર્વની સરહદને અંગેના પ્રશ્નની તેઓ ફરીથી વિચારણા કરાવવા માગતા હતા. ત્યાં આગળ ડેન્ઝિગ સુધી જતી પોલૅંડના તાબાની એક પટીની બેહૂદી ગોઠવણ કરવામાં આવેલી છે. એ ગોઠવણને કારણે જર્મનીનો એક ભાગ આખા દેશથી અલગ પડી ગયો છે. નાઝીઓની બીજી જોરદાર માગણી એ હતી કે શસ્ત્રસજ્જ થવાની બાબતમાં દરેક રાષ્ટ્રને સંપૂર્ણ સમાનતા હોવી જોઈએ (તને યાદ હશે કે સુલેહની સંધિ અનુસાર જર્મનીને મોટે ભાગે નિઃશસ્ત્ર કરવામાં આવ્યું હતું). હિટલરનાં દમદાટીથી ભરપૂર ભાષણો તથા જર્મનીને શસ્ત્રસજ્જ કરવાની તેની ધમકીઓએ યુરોપને અને ખાસ કરીને ફ્રાંસને સંપૂર્ણપણે અસ્વસ્થ કરી મૂક્યું. બળવાન જર્મનીનો ફ્રાંસને સૌથી વિશેષ ડર હતો. આથી થોડા દિવસ સુધી તો એમ જ લાગતું હતું કે જાણે હમણાં યુદ્ધ ફાટી નીકળશે. નાઝીઓના ડરને કારણે એકાએક યુરોપની સત્તાઓનાં નવેસરથી જોડાણ થવા માંડ્યાં. સોવિયેટ રશિયા તરફ ફ્રાંસ મૈત્રીની લાગણી દર્શાવવા લાગ્યું. વર્સાઈની સંધિની ફરીથી વિચારણા કરવામાં આવે એના ભયથી પ્રેરાઈને એ સંધિને કારણે ઊભા થયેલા અથવા તો એને કારણે જેમને લાભ થયો હતો તેવા પોલૅંડ, ચેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા અને રુમાનિયા વગેરે દેશો એકબીજાની વધુ નજીક આવ્યા તેમ જ સાથે સાથે તેઓ સોવિયેટ રશિયાની પણ વધુ નજીક આવ્યા. ઑસ્ટ્રિયામાં આશ્ચર્યકારક પરિસ્થિતિ પેદા થઈ. ત્યાં આગળ ડોલ્ફસ નામનો ફાસિસ્ટ ચૅન્સેલર ક્યારનોયે સત્તા ઉપર આવ્યો હતો પણ તેનો ફાસીવાદ હિટલર છાપના ફાસીવાદથી ભિન્ન હતો. ઑસ્ટ્રિયામાં નાઝીઓ બળવાન છે પરંતુ ડોલ્ફસ તેમનો

વિરોધ કરતો આવ્યો છે. ઇટાલીએ હિટલરના વિજયને આવકાર્યો પરંતુ હિટલરની મહેચ્છાઓને તેણે ઉત્તેજન આપ્યું નહિ. ઇંગ્લંડ જે ઘણાં વરસોથી જર્મનીની તરફેણ કરતું આવ્યું હતું તે જર્મનીની વિરુદ્ધ થઈ ગયું અને તેના લોકો ફરીથી જર્મન 'હૂણો'ની વાતો કરવા લાગ્યા. હિટલરનું જર્મની યુરોપમાં તદ્દન એકલું પડી ગયું. યુદ્ધ સળગે તો ફ્રાંસનું બળવાન લશ્કર નિઃશસ્ત્ર જર્મનીને કચરી નાખે એ ઉઘાડું હતું. આથી હિટલરે પોતાની નીતિ બદલી અને હવે તે શાંતિની વાતો કરવા લાગ્યો. અને ફ્રાંસ, ઇંગ્લંડ, જર્મની અને ઇટાલી એ ચાર સત્તાઓના કરારની દરખાસ્ત રજૂ કરીને મુસોલિની તેની વહારે ધાયો.

આખરે ૧૯૩૩ના જૂન માસમાં એ કરાર ઉપર ઉપર્યુક્ત ચારે સત્તાઓએ સહી કરી, જો કે ભારે સંકલ્પવિકલ્પ પછી ફ્રાંસે એમ કર્યું. એ કરારની ભાષા જોઈએ તો તે બિલકુલ નિર્દોષ છે અને તેમાં માત્ર એટલું જ જણાવવામાં આવ્યું છે કે કેટલીક આંતરરાષ્ટ્રીય બાબતોમાં અને ખાસ કરીને વર્સાઈની સંધિ ઉપર ફરીથી વિચાર કરવાની દરખાસ્ત ઉપર એ ચારે સત્તાઓ પરસ્પર મસલત કરશે. એ કરારને સોવિયેટ વિરોધી સમૂહ અથવા સંઘ ઊભો કરવાના એક પ્રયાસ તરીકે લેખવામાં આવે છે. એ કરાર પર ફ્રાંસે તો બહુ કચવાતે મને સહી કરી હતી. ૧૯૩૩ની સાલના જુલાઈ માસની ૧લી તારીખે લંડનમાં સોવિયેટ તથા તેના પડોશીઓ વચ્ચે કરવામાં આવેલો બિનઆક્રમણનો કરાર ઉપર્યુક્ત કરારના પરિણામ રૂપે અને તેના જવાબ તરીકે કરવામાં આવ્યો હોય એ બનવાજોગ છે. એ જાણવા જેવી વાત છે કે એ સોવિયેટ કરાર પ્રત્યે ફ્રાંસે ભારે સહાનુભૂતિ દર્શાવી અને એ વિષે પોતાની સંમતિ પ્રગટ કરી.

હિટલરનો મૂળભૂત કાર્યક્રમ — જર્મનીના મૂડીવાદીઓનો પણ એ જ કાર્યક્રમ છે — સોવિયેટ રશિયા સામે યુરોપના તારણહાર તરીકે ડોળ કરવાનો છે. જર્મનીને વધુ પ્રદેશ મેળવવા હોય તો તે પૂર્વ યુરોપમાંથી જ મેળવી શકે અથવા તો સોવિયેટ રશિયાને ભોગે મેળવી શકે. પરંતુ એમ કરવા પહેલાં જર્મનીએ શસ્ત્રસજ્જ થવું જોઈએ અને એટલા માટે એ બાબતમાં વર્સાઈની સંધિમાં ફેરફાર કરાવવો જોઈએ અથવા કંઈ નહિ તો એવી ખાતરી મેળવવી જોઈએ કે એ બાબતમાં કોઈ દખલ નહિ કરે. હિટલરનો મદાર ઇટાલીના ટેકા ઉપર છે. એ બાબતમાં ઇંગ્લંડનો ટેકો પણ મેળવી શકાય તો ચાર સત્તાઓના કરારને અંગેની ચર્ચાઓમાં ફ્રાંસના વિરોધને બિનઅસરકારક બનાવી દેવાનું સુગમ થઈ પડે એવી આશા તે રાખતો હોય એ બનવાજોગ છે.

હિટલર આ રીતે ઇંગ્લંડનો ટેકો મેળવવા મથી રહ્યો છે. એટલા ખાતર તેણે જાહેર રીતે પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે કે, હિંદુસ્તાન ઉપરની

બ્રિટિશ હકૂમત નબળી પડે એ એક ભારે આપત્તિ સમાન છે. સોવિયેટ સામેનો તેનો વિરોધ એ પણ બ્રિટિશ સરકારને માટે એક આકર્ષણ છે. કારણ કે, આગળ હું તને કહી ગયો છું તે પ્રમાણે સોવિયેટ રશિયા એ બ્રિટિશ સામ્રાજ્યને મન દુનિયામાં સૌથી અકારામાં અકારી વસ્તુ છે. પરંતુ નાઝીઓની પ્રવૃત્તિઓ વિષે બ્રિટિશ પ્રજામાં એટલી ઘૃણા પેદા થઈ છે કે જેમાં હિટલરવાદને માન્ય રાખવાપણું રહેલું હોય એવી કોઈ પણ દરખાસ્તમાં તેમની સંમતિ પ્રાપ્ત કરતાં થોડો વખત લાગશે.

નાઝી જર્મની આ રીતે યુરોપનું તોફાનનું કેન્દ્ર બની ગયું છે અને આ 'ગભરાટમાં પડેલી દુનિયા'ના અનેક ભયોમાં તેણે એકનો વધારો કર્યો. ખુદ જર્મનીમાં જ શું બનશે? આ નાઝી અમલ ટકી રહેશે ખરો? જર્મનીમાં નાઝીઓ સામે ભારે દ્વેષ અને વિરોધની લાગણી પ્રવર્તે છે પરંતુ સંગઠિત વિરોધને કચરી નાખવામાં આવ્યો છે એ વસ્તુ દીવા જેવી સ્પષ્ટ છે. જર્મનીમાં હવે બીજો કોઈ પણ પક્ષ કે સંસ્થા રહી નથી અને નાઝીઓ ત્યાં સર્વોપરી છે. ખુદ નાઝીઓમાં પણ બે દળો હોય એમ જણાય છે. ઉદ્યોગપતિઓ અને વેપારી વર્ગનું બનેલું નરમ દળ અને પક્ષના મોટા ભાગના સામાન્ય સભ્યોનું બનેલું ઉદ્દામ દળ. તાજેતરમાં નાઝી પક્ષમાં જોડાયેલા મજૂરોએ ઉદ્દામ દળની સંખ્યામાં વધારો કર્યો છે. હિટલરની ચળવળમાં ક્રાંતિકારી ધગશ પેદા કરનારા લોકો ઉગ્રપણે મૂડીવાદનો વિરોધ કરનારાઓ હતા. અને તેમણે પાછળથી ઘણા સમાજવાદીઓ તથા માર્ક્સવાદીઓને પોતાના પક્ષમાં ભેળવી લીધા છે. નાઝી પક્ષના નરમ અને ઉદ્દામ દળ વચ્ચે કોઈ પણ પ્રકારની સમાન ભૂમિકા નથી. એ બંને દળોને એકત્ર રાખવામાં તથા એકબીજા સામે તેમનો ઉપયોગ કરીને પોતાનું કામ કાઢી લેવામાં હિટલરની ભારે સફળતા રહેલી છે. પરંતુ સામાન્ય શત્રુની હસ્તી હોય ત્યાં સુધી જ એમ થઈ શકે. પણ હવે એ દુશ્મનને ચગદી નાખવામાં આવ્યો છે અથવા પોતાના પક્ષમાં સમાવી દેવામાં આવ્યો છે. એ સ્થિતિમાં નરમ દળ અને ઉદ્દામ દળ વચ્ચે ઘર્ષણ અવશ્ય પેદા થવાનું જ.

એના ભણકારા વાગવા શરૂ થઈ ગયા છે. ઉદ્દામ દળના નાઝીઓની એવી માગણી છે કે, પહેલી ક્રાંતિ સફળતાપૂર્વક પૂરી થઈ છે. એટલે હવે મૂડીવાદીઓ અને જમીનદારો વગેરે સામેની 'બીજી ક્રાંતિ' શરૂ કરવી જોઈએ. પરંતુ હિટલરે તો એ 'બીજી ક્રાંતિ'ને નિર્દય રીતે દાબી દેવાની ધમકી આપી છે. આમ તે ચોક્કસપણે મૂડીવાદી નરમ દળ સાથે ભળી ગયો છે. તેના મુખ્ય મુખ્ય ઘણાખરા સાથીઓ હવે મોટા હોદ્દાઓ ઉપર આવી ગયા છે અને હવે તેમને આરામ છે એટલે કશાયે પરિવર્તન માટે તેઓ ઉત્સુક રહ્યા નથી.

હિટલરવાદનું આ બયાન જરા લાંબું થઈ ગયું. પરંતુ નાઝીઓનો વિજય તથા તેનાં પરિણામો યુરોપ તેમ જ દુનિયા માટે ભારે મહત્ત્વનાં છે અને એની

બહુ દૂરગામી અસર થવા પામશે એ તો તું કબૂલ કરશે. નાઝીવાદ એ નિઃશંક ફાસીવાદ છે અને હિટલર પોતે પણ એક નમૂનેદાર ફાસિસ્ટ છે. પરંતુ ઇટાલીના ફાસીવાદ કરતાં નાઝી ચળવળ વધારે વ્યાપક અને ઉદ્દામ છે. એનાં એ ઉદ્દામ તત્ત્વોથી એમાં કંઈ ફરક પડશે કે પછી તેમને કચરી નાખવામાં આવશે એ હજી જોવાનું છે.

નાઝી ચળવળની વૃદ્ધિ થવાથી ચુસ્ત માર્ક્સવાદીઓના સિદ્ધાંતમાં ગોટાળો ઊભો થવા પામ્યો છે. ચુસ્ત માર્ક્સવાદીઓ એમ માનતા હતા કે, મજૂરવર્ગ એ જ સાચો ક્રાંતિકારી વર્ગ છે અને આર્થિક પરિસ્થિતિ બગડતી જશે તેમ તેમ નીચલા થરના મધ્યમ વર્ગના નાદાર બની ગયેલા તથા અસંતુષ્ટ લોકો એ વર્ગ સાથે જોડાઈ જશે અને છેવટે એ બધા મળીને મજૂરોની ક્રાંતિ કરશે. પરંતુ વાસ્તવમાં જર્મનીમાં એથી કંઈક ઊલટું જ બનવા પામ્યું છે. કટોકટી આવી ત્યારે જર્મનીનો મજૂર વર્ગ બિલકુલ ક્રાંતિકારી નહોતો. અને પ્રધાનપણે નીચલા થરના નાદાર બની ગયેલા લોકો તથા બીજા અસંતુષ્ટ લોકોમાંથી ક્રાંતિકારી વર્ગ પેદા થયો. માર્ક્સવાદના શુદ્ધ સિદ્ધાંતો સાથે એ વસ્તુ બંધ બેસતી નથી. પરંતુ બીજા કેટલાક માર્ક્સવાદીઓ જણાવે છે કે માર્ક્સવાદને કોઈ ધર્મ કે સંપ્રદાયે અધિકારપૂર્વક પ્રતિપાદિત કરેલા અંતિમ સત્ય તરીકે ગણવો જોઈએ નહિ. એ ઇતિહાસની ફિલસૂફી છે — ઇતિહાસને નિહાળવાની એક દૃષ્ટિ છે, જે આપણને ઘણી વસ્તુની સમજ આપે છે તથા તેમને એક-બીજી સાથે સાંકળી આપે છે. વળી એ સમાજવાદ અથવા સામાજિક સમાનતા પ્રાપ્ત કરવાની એક કાર્યપદ્ધતિ છે. ભિન્ન ભિન્ન કાળ તેમ જ ભિન્ન ભિન્ન દેશોની બદલાતી જતી પરિસ્થિતિ સાથે બંધ બેસે એ રીતે એના મૂળભૂત સિદ્ધાંતોને અનેક રીતે લાગુ પાડવા જોઈએ.

નોંધ : (નવેમ્બર ૧૯૩૮) :

સવાપાંચ વરસ ઉપર ઉપરનો પત્ર લખાયો ત્યાર પછી હિટલરના અમલ નીચે નાઝી જર્મનીએ પોતાના સામર્થ્ય તથા પ્રતિષ્ઠામાં જે ઉન્નતિ સાધી છે તેનો જોટો દુનિયાના રાજકારણમાં મળે એમ નથી. આજે હિટલરે યુરોપ ઉપર પોતાનું પ્રભુત્વ જમાવ્યું છે અને યુરોપની મહાન સત્તાઓ અથવા સાચું કહેતાં ભૂતકાળમાં જે સત્તાઓ મહાન હતી તેઓ, તેની આગળ માથું ઝુકાવે છે અને તેની ધમકીથી ધ્રૂજી ઊઠે છે. ૨૦ વરસ પૂર્વે જર્મનીને હરાવવામાં આવ્યું હતું, તેનો તેજોવધ કરવામાં આવ્યો હતો, તેને કચરી નાખવામાં આવ્યું હતું. અને આજે યુદ્ધ કર્યા વિના કે લશ્કરી વિજય મેળવ્યા વિના હિટલરે જર્મનીને વિજયી રાષ્ટ્ર બનાવ્યું છે અને વર્સાઈની સંધિ મરી પરવારી છે તથા તેને દફનાવી દેવામાં આવી છે.

સત્તા ઉપર આવ્યા પછી હિટલરનું પ્રથમ કાર્ય જર્મનીમાંના પોતાના વિરોધીઓને કચરી નાખીને નાઝી પક્ષને બળવાન બનાવવાનું હતું. જર્મનીનું 'નાઝીકરણ' કર્યા પછી હિટલરે નાઝી પક્ષમાંનાં બીજાં અને મૂડીવાદ વિરોધી ક્રાંતિ કરવા માગતાં ઉદ્દામ તત્ત્વોને નિર્મૂળ કરવાનું નક્કી કર્યું. ૧૯૩૪ની સાલના જૂન માસની ૩૦મી તારીખે બદામી ખમીસવાળા નાઝી સૈન્યને (બ્રાઉન–ટ્રૂપ્સ) વિખેરી નાખવામાં આવ્યું અને તેના આગેવાનોને ગોળીથી ઠાર કરવામાં આવ્યા. એ ઉપરાંત બીજા ઘણાઓને પણ મારી નાખવામાં આવ્યા. એમાં એક વખતના જર્મનીના ચૅન્સેલર જનરલ ફૉન શ્લેશિયરનો પણ સમાવેશ થતો હતો.

૧૯૩૪ના ઑગસ્ટ માસમાં પ્રમુખ ફૉન હિંડનબર્ગ મરણ પામ્યો અને હિટલરે તેનું સ્થાન લીધું. આમ હિટલરે ચૅન્સેલર અને પ્રમુખ એ બંને હોદ્દાઓ ધારણ કર્યા. એ વખતે જર્મનીમાં કુલ સત્તા તેના હાથમાં હતી. જર્મન પ્રજાનો તે 'ફ્યૂરર' એટલે કે નેતા બન્યો હતો. ત્યાં આગળ પ્રજા ભારે સંકટમાં આવી પડી હતી અને એમાં રાહત આપવા માટે મોટા પાયા ઉપર ખાનગી રીતે લગભગ ફરજિયાત દાનની યોજના કરવામાં આવી હતી. ફરજિયાત મજૂરીની છાવણીઓ શરૂ કરવામાં આવી અને બેકારોને ત્યાં આગળ કામ કરવાને મોકલવામાં આવ્યા. પરાણે દૂર કરવામાં આવેલા યહૂદીઓએ જર્મનોને જગ્યા કરી આપી. આ બધાથી જર્મનીની આર્થિક સ્થિતિ તો નહિ સુધરી, ઊલટી તે વધુ બગડવા પામી, પરંતુ એથી કરીને બેકારી દૂર થઈ. દરમ્યાન ગુપ્ત રીતે જર્મનીએ શસ્ત્રસજ્જ થવા માંડયું અને તેને વિષેનો ભય વધવા લાગ્યો.

૧૯૩૫ની સાલના આરંભમાં સાર પ્રદેશના લોકોનો મત લેવામાં આવ્યો તેમાં તેમણે જર્મની સાથે જોડાઈ જવાનું બહુ મોટી બહુમતીથી નક્કી કર્યું. આથી એ પ્રદેશને જર્મની સાથે જોડી દેવામાં આવ્યો. એ જ વરસના મે માસમાં હિટલરે વર્સાઈની સંધિની નિઃશસ્ત્રીકરણને લગતી કલમ માન્ય રાખવાનો છડેચોક ઇન્કાર કર્યો અને ફરજિયાત લશ્કરી નોકરી માટેનો હુકમ બહાર પાડયો. શસ્ત્રસજ્જ થવા માટેનો પ્રચંડ કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો. પ્રજાસંઘમાંની કોઈ પણ સત્તાએ એની સામે કશુંયે કર્યું નહિ. એ બધી સત્તાઓ અને ખાસ કરીને ફ્રાંસ ભયભીત બની ગયું હતું. ફ્રાંસે રશિયા સાથે મૈત્રીના કરારો કર્યા. બ્રિટિશ સરકારે નાઝીઓનો પક્ષ કરવાનું ઉચિત ધાર્યું અને ૧૯૩૫ના જૂન માસમાં તેણે જર્મની સાથે નૌકાકરાર કર્યો.

આનાં બહુ વિચિત્ર પરિણામો આવ્યાં. ઇંગ્લંડે દગો દીધો છે એમ સમજીને ફ્રાંસે ઇટાલીને મનાવી લેવાના પ્રયત્નો કરવા માંડયા અને આખરે લાગ આવ્યો છે એમ સમજીને મુસોલિનીએ એબિસીનિયા ઉપર ચડાઈ કરી.

૧૯૩૮ના માર્ચ માસમાં હિટલરે ઑસ્ટ્રિયામાં કૂચ કરી અને તેને જર્મની સાથે જોડી દીધાની જાહેરાત કરી. પ્રજાસંઘની સત્તાઓએ વળી પાછું નમતું

આપ્યું. ઑસ્ટ્રિયામાં નાઝીઓએ ઉગ્ર પ્રકારની અને હેવાનિયતભરી યહૂદી-વિરોધી ઝુંબેશ શરૂ કરી.

હવે ચેકોસ્લોવાકિયા નાઝીઓના આક્રમણનું શિકાર બન્યું. અને મહિનાઓ સુધી સુડેટન જર્મનોના પ્રશ્ને યુરોપને અસ્વસ્થ કરી મૂક્યું. બ્રિટિશ નીતિએ નાઝીઓને ભારે મદદ કરી અને એ નીતિની વિરુદ્ધ જવાની ફ્રાંસની તો હિંમત જ નહોતી. આખરે, તરત જ યુદ્ધ ફાટી નીકળશે એવી જર્મનીની ધમકીથી ડરીને ફ્રાંસે પોતાના મિત્ર ચેકોસ્લોવાકિયાને દગો દીધો. એ દગલબાજીમાં ઇંગ્લંડ પણ પક્ષકાર હતું. જર્મની, ઇંગ્લંડ, ફ્રાંસ અને ઇટાલી વચ્ચે થયેલા મ્યૂનિચના કરાર અનુસાર ૧૯૩૮ની સાલના સપ્ટેમ્બર માસની ૨૯મી તારીખે ચેકોસ્લોવાકિયાના ભાવિ ઉપર મહોર મારવામાં આવી. સુડેટન પ્રદેશ તેમ જ બીજા પણ કેટલાક પ્રદેશનો જર્મનીએ કબજો લીધો અને એ તકનો લાભ લઈને પોલંડ તથા હંગરીએ પણ એ દેશનો કેટલોક ભાગ પચાવી પાડ્યો.

આ રીતે યુરોપની નવી વહેંચણી શરૂ થઈ. એ યુરોપમાં ફ્રાંસ તથા ઇંગ્લંડ બીજા વર્ગની સત્તા બનતાં જતાં હતાં અને હિટલરના અમલ નીચે નાઝી જર્મનીનું યુરોપ ઉપર પ્રભુત્વ જામ્યું હતું.

## ૧૯૧. શસ્ત્રસંન્યાસ

૨ ઑગસ્ટ, ૧૯૩૩

લંડનમાં મળેલી અખિલ જગત આર્થિક પરિષદની નિષ્ફળતા વિષે હું તને કહી ગયો છું. એ પરિષદને સમેટી લેવામાં આવી અને વધારે અનુકૂળ સંજોગોમાં આપણે ફરી પાછા મળીશું એવી સદિચ્છા વ્યક્ત કરીને તેના સભ્યો પોતપોતાને દેશ ચાલ્યા ગયા.

સહકાર માટેનો બીજો જગદ્વ્યાપી પ્રયાસ શસ્ત્રસંન્યાસ પરિષદના રૂપમાં કરવામાં આવ્યો અને તેને પણ ભારે નિષ્ફળતા મળી. પ્રજાસંઘના કરારને પરિણામે એ પરિષદ ભરવામાં આવી હતી. વર્સાઈની સંધિએ ઠરાવ્યું હતું કે જર્મની તેમ જ ઑસ્ટ્રિયા અને હંગરી વગેરે બીજાં હારેલાં રાષ્ટ્રોને નિઃશસ્ત્ર કરવાં જોઈએ. એ પ્રમાણે જર્મનીને નૌકા કાફલો, હવાઈ દળ કે મોટું સૈન્ય રાખવાનું નહોતું. એવી પણ દરખાસ્ત કરવામાં આવી હતી કે બીજા દેશોએ પણ ધીમે ધીમે નિઃશસ્ત્ર થતા જવું અને રાષ્ટ્રીય સલામતી માટે અનિવાર્ય હોય એટલું જ સૈન્ય તથા લશ્કરી સરંજામ રાખવો. એ કાર્યક્રમના પહેલા ભાગનો એટલે કે જર્મનીને નિઃશસ્ત્ર કરવાનો તો તરત જ અમલ કરવામાં આવ્યો પરંતુ તેનો બીજો ભાગ એટલે કે સામાન્યપણે બધાયે દેશોને નિઃશસ્ત્ર

કરવાની વાત તો હજી કેવળ એક સદિચ્છા રૂપે જ રહી છે. એ કાર્યક્રમના આ બીજા ભાગનો અમલ કરવાને માટે જ વર્સાઈની સંધિ થયા બાદ લગભગ તેર વરસ પછી આખરે શસ્ત્રસંન્યાસ પરિષદ બોલાવવામાં આવી. પરંતુ પરિષદની સંપૂર્ણ બેઠક મળી તે પહેલાં તપાસસમિતિઓએ એ વિષયને અંગે વરસો સુધી તપાસ ચલાવી હતી.

આખરે ૧૯૩૨ની સાલના આરંભમાં અખિલ જગત શસ્ત્રસંન્યાસ પરિષદની બેઠક મળી. મહિનાઓ અને વરસો સુધી તે ચાલુ રહી અને એ દરમ્યાન તેણે ઘણી દરખાસ્તો ઉપર વિચારણા ચલાવી અને તેમને ફેંકી દીધી તથા તેણે અસંખ્ય હેવાલો વાંચ્યા અને લગાતાર અનેક દાખલાદલીલો સાંભળ્યાં. શસ્ત્રસંન્યાસ પરિષદને બદલે તે શસ્ત્રીકરણ પરિષદ બની ગઈ. એ પરિષદ કોઈ પણ પ્રકારની સમજૂતી ઉપર ન આવી શકી કેમ કે કોઈ પણ દેશ એ પ્રશ્નનો વ્યાપક આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી વિચાર કરવા માગતો નહોતો; દરેક દેશને મન શસ્ત્રસંન્યાસનો અર્થ એવો હતો કે બીજા દેશોએ નિઃશસ્ત્ર થઈ જવું અથવા તો પોતાના સૈન્ય તથા શસ્ત્રસરંજામમાં ઘટાડો કરવો, પણ પોતાનું સૈન્ય તથા શસ્ત્રસરંજામ તો અકબંધ રાખવાં. એ પુરિષદમાં લગભગ બધા જ દેશોએ સ્વાર્થી વલણ અખત્યાર કર્યું પરંતુ ઇંગ્લંડ અને જાપાને તો એ બાબતમાં માઝા મૂકી અને એને અંગેની કોઈ પણ પ્રકારની સમજૂતીના માર્ગમાં તેમણે ભારે મુશ્કેલીઓ ઊભી કરી. એ પરિષદની કાર્યવાહી ચાલી રહી હતી તે વખતે જાપાન પ્રજાસંઘને ઠોકરે મારીને મંચૂરિયામાં ખૂનખાર અને આક્રમણકારી યુદ્ધ લડી રહ્યું હતું, દક્ષિણ અમેરિકાનાં બે રાજ્યો એક-બીજા સામે લડતાં હતાં અને હિંદુસ્તાનના સરહદ પ્રાંતના સીમાડા ઉપર વસતા લોકો ઉપર અંગ્રેજો બૉંબમારો કરી રહ્યા હતા. અંગ્રેજોના વલણને કારણે ચીનમાંના જાપાનના આક્રમણ સામેનો અમેરિકનોનો વિરોધ લગભગ બિનઅસરકારક બની ગયો. જાપાન પ્રત્યેનું અંગ્રેજોનું વલણ એકસરખું મિત્રતાભર્યું હતું.

એ પરિષદ સમક્ષ રજૂ કરવામાં આવેલી અનેક દરખાસ્તોમાં સોવિયેટ રશિયા, યુનાઇટેડ સ્ટેટ્સ તથા ફ્રાંસ તરફથી રજૂ કરવામાં આવેલી ત્રણ દરખાસ્તો સૌથી વધારે મહત્ત્વની હતી. રશિયાએ એવી દરખાસ્ત કરી કે બધા જ દેશોએ એકસાથે પોતાનાં સૈન્ય તથા શસ્ત્રસરંજામમાં ૫૦ ટકાનો ઘટાડો કરવો જોઈએ. અમેરિકાએ એ જ રીતે સૈન્ય તથા શસ્ત્રસરંજામમાં ત્રીજા ભાગનો ઘટાડો કરવાનું સૂચવ્યું. પરંતુ ઇંગ્લંડે એ બંને દરખાસ્તોનો વિરોધ કર્યો અને જણાવ્યું કે તે પોતાના સૈન્યમાં અને ખાસ કરીને નૌકાફાફલામાં ઘટાડો કરી શકે એમ નથી કેમ કે એ માત્ર વ્યવસ્થા જાળવવાને અર્થે જ રાખવામાં આવ્યાં છે.

ફ્રાંસ ઉપર જર્મનીએ ભૂતકાળમાં કરેલા હુમલાઓનું સ્મરણ તેને તાજું જ હતું એટલે તે તો હમેશાં 'સલામતી' ઉપર જ ખાસ ભાર મૂકતું. તેની કહેવાની મતલબ એ હતી કે આક્રમણ અથવા હુમલો કરવાનું સાવ અશક્ય નહિ તો મુશ્કેલ પણ બની જાય એવી કંઈક ગોઠવણ કરવી જોઈએ. તેણે એવું સૂચવ્યું કે, હુમલાખોરની સામે જેનો ઉપયોગ કરી શકાય એવું આંતરરાષ્ટ્રીય સૈન્ય પ્રજાસંઘના આશરા હેઠળ ઊભું કરવું અને દરેક રાષ્ટ્રે માત્ર હળવી શસ્ત્રસામગ્રીવાળું નાનું સરખું સૈન્ય રાખવું. બધાંયે હવાઈ દળો માત્ર પ્રજાસંઘના અંકુશ નીચે જ રાખવાં. પરંતુ એ રીતે તો પ્રજાસંઘ ઉપર કાબૂ ધરાવનારાં મહાન રાષ્ટ્રોના હાથમાં જ બધી સત્તા જતી રહે અને વાસ્તવમાં આખાયે યુરોપ ઉપર ફ્રાંસનું પ્રભુત્વ જામે એ મુદ્દા ઉપર એ દરખાસ્તનો વિરોધ કરવામાં આવ્યો.

હુમલાખોર કોને કહેવો? એ એક મુશ્કેલ પ્રશ્ન છે કારણ કે હુમલો કરનાર દરેક રાષ્ટ્ર એ રીતે પોતે સંરક્ષણાત્મક પગલાં લઈ રહ્યું છે એમ જ હમેશાં કહે છે. તેઓ હુમલાખોરો છે એમ જાપાને મંચૂરિયામાં કે ઇટાલીએ એબિસીનિયામાં કબૂલ નહોતું કર્યું. મહાયુદ્ધમાં દરેક રાષ્ટ્ર પોતાના દુશ્મનોને હુમલાખોર જ કહેતું હતું. આથી તેની સામે જો પગલાં લેવાં હોય તો હુમલાખોરની ચોક્કસ અને સ્પષ્ટ વ્યાખ્યા કરવાની જરૂર હતી. સોવિયેટ રશિયાએ રજૂ કરેલી વ્યાખ્યા પ્રમાણે જો કોઈ પણ રાષ્ટ્ર પોતાની સરહદ ઓળંગીને પોતાનું સશસ્ત્ર સૈન્ય બીજા દેશોમાં મોકલે અથવા તો બીજા દેશના દરિયાકાંઠાની નાકાબંધી કરે તો તે હુમલાખોર રાષ્ટ્ર બને છે. પ્રમુખ રૂઝવેલ્ટ અને પ્રજાસંઘની એક સમિતિએ પણ 'હુમલાખોર'ની એવી જ મતલબની વ્યાખ્યા કરી હતી. રશિયા અને તેના પાડોશીઓ વચ્ચે થયેલા બિનઆક્રમણના કરારોમાં 'હુમલાખોરની' સોવિયેટે કરેલી વ્યાખ્યાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. ફ્રાંસ સહિત નાની-મોટી ઘણીખરી સત્તાઓએ પણ એ વ્યાખ્યા માન્ય રાખી હતી. બેશક જાપાન એ વ્યાખ્યાથી ભારે મૂંઝવણમાં પડી ગયું અને ઇંગ્લંડે તે માન્ય રાખવાની ના પાડી. તે તો એ વસ્તુ અસ્પષ્ટ જ રાખવા માગતું હતું. એમાં ઇટાલીએ તેને ટેકો આપ્યો.

શસ્ત્રસંન્યાસ માટેની ઇંગ્લંડની દરખાસ્તનો મુદ્દો એ હતો કે બ્રિટનને તેની શસ્ત્રસામગ્રી તથા સૈન્ય ઘટાડવાની જરૂર નથી; બીજાં રાષ્ટ્રોએ જ નિઃશસ્ત્ર થવાનું હતું. હવાઈ બૉંબમારો સદંતર બંધ કરી દેવાની બાબતમાં સૌ કોઈ સંમત થયું પરંતુ 'બહારના પ્રદેશોમાં કાયદો અને વ્યવસ્થા જાળવવાના હેતુને અર્થે કરવામાં આવે તે બાદ કરતાં' એવો બ્રિટને તેમાં સુધારો મૂક્યો. એનો અર્થ એ હતો કે સામ્રાજ્યના ભાગોમાં બૉંબમારો કરવાની તેને છૂટ જોઈતી

હતી. બીજાઓને એ સુધારો માન્ય ન હતો એટલે એ આખીયે દરખાસ્ત ઊડી ગઈ.

સ્વાભાવિક રીતે જ જર્મનીએ પોતાને માટે બીજી સત્તાઓના જેટલી જ સમાનતાની માગણી કરી; તેણે જણાવ્યું કે, બીજી સત્તાએ જેટલા પ્રમાણમાં શસ્ત્રસજ્જ છે તેટલા પ્રમાણમાં તેને શસ્ત્રસજ્જ થવા દો અથવા તો બીજી સત્તાઓ તેમની શસ્ત્રસામગ્રી ઘટાડીને તેના જેટલી કરી નાખે. આ સૌનાં મોં બંધ કરી દે એવી દલીલ હતી. પ્રજાસંઘના કરારે એવું નહોતું જણાવ્યું કે, જર્મનીનું નિઃશસ્ત્રીકરણ એ તો એ દિશામાં પ્રથમ પગલું છે અને બીજાં રાષ્ટ્રો પણ એ પ્રમાણે જ કરશે? શસ્ત્રસંન્યાસને અંગેની આ ચર્ચાઓ ચાલી રહી હતી તે અરસામાં જર્મનીમાં નાઝીઓ સત્તા ઉપર આવ્યા અને તેમના ધમકી-રૂપ અને આક્રમણકારી વલણથી ફ્રાંસ ભડકી ગયું અને તે તથા બીજી સત્તાઓએ શસ્ત્રસંન્યાસની બાબતમાં અણનમ વલણ અખત્યાર કર્યું. જર્મની તરફથી સૂચવવામાં આવેલા એમાંથી એકે રસ્તાનો સ્વીકાર કરવામાં ન આવ્યો.

પડદા પાછળ ચાલી રહેલા કાવાદાવાઓ અને પ્રપંચોએ શસ્ત્રસંન્યાસના માર્ગની મુશ્કેલીઓમાં વધારો કર્યો. ખાસ કરીને, શસ્ત્રસરંજામ ઉત્પન્ન કરનાર પેઢીઓના આડતિયાઓ એ કાવાદાવા તથા પ્રપંચો કરી રહ્યા હતા. એ પેઢીઓ તરફથી તેમને સારી પેઠે નાણાં મળતાં હતાં. આજની મૂડીવાદી દુનિયામાં શસ્ત્રો અને વિનાશનાં સાધનો બનાવવાનો ઉદ્યોગ સૌથી વધારે સમૃદ્ધ છે. જુદા જુદા દેશોની સરકારો માટે એ શસ્ત્રો બનાવવામાં આવે છે કેમ કે, સામાન્ય રીતે સરકારો જ યુદ્ધ લડે છે. આમ છતાંયે આશ્ચર્યની વાત એ છે કે એને માટે જરૂરી શસ્ત્રો ખાનગી પેઢીઓ બનાવે છે. એ પેઢીઓના મુખ્ય મુખ્ય માલિકો અતિશય ધનિક બની જાય છે અને સામાન્ય રીતે તેઓ જુદા જુદા દેશોની સરકારોના સંપર્કમાં હોય છે. મારા આગળના એક પત્રમાં સર એસીલ ઝેહેરોફ નામના એવા એક પુરુષ વિષે મેં તને થોડું કહ્યું હતું. શસ્ત્રો ઉત્પન્ન કરનારાં કારખાનાંઓના શૅર ધરાવનારાઓને ભારે નફો મળે છે અને તેથી એ શૅરો મેળવવા માટે લોકો પડાપડી કરે છે. જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લેનારા ઘણા પુરુષો એવાં કારખાનાંઓના શૅર ધરાવનારાઓ હોય છે.

યુદ્ધ તથા યુદ્ધ માટેની તૈયારી શસ્ત્રો બનાવનારી આ પેઢીઓ માટે ફાયદાકારક હોય છે. સામુદાયિક મનુષ્યસંહારનો તેઓ વેપાર ખેડે છે અને તેને માટે નાણાં આપનાર સૌને તેઓ નિષ્પક્ષભાવે પોતે ઉત્પન્ન કરેલાં સંહારનાં સાધનો આપે છે. પ્રજાસંઘ જ્યારે ચીનમાંનું જાપાનનું આક્રમણ વખોડી રહ્યો હતો ત્યારે બ્રિટિશ, ફ્રેંચ તથા બીજા દેશોની શસ્ત્રો ઉત્પન્ન કરનાર પેઢીઓ જાપાન તથા ચીન બંનેને છૂટથી શસ્ત્રો પૂરાં પાડી રહી હતી. એ તો દેખીતું જ છે કે સાચો શસ્ત્રસંન્યાસ કરવામાં આવે તો એ બધી પેઢીઓ નાશ પામે

અને તેમનો રોજગાર બંધ પડી જાય. એથી કરીને, તેમની દૃષ્ટિએ જે મહાન આપત્તિ ગણાય તે ટાળવાનો તેઓ શક્ય એટલો બધો પ્રયત્ન કરે છે. અરે, તેઓ એથી પણ આગળ જાય છે. શસ્ત્રો ઉત્પન્ન કરનારી ખાનગી પેઢીઓની તપાસ કરવાના ખાસ આશયથી પ્રજાસંઘે નીમેલું એક કમિશન એવા અનુમાન ઉપર આવ્યું હતું કે, શસ્ત્રો ઉત્પન્ન કરનારી એ ખાનગી પેઢીઓ લડાઈની ધાસ્તી પેદા કરવામાં અને પોતપોતાના દેશોની સરકારોને લડાયક નીતિ અખત્યાર કરવાનું સમજાવવામાં સક્રિય રીતે કાર્ય કરી રહી છે. એ તપાસમાં એવું પણ માલૂમ પડયું હતું કે, બીજા દેશોને શસ્ત્રસરંજામને અંગે વધારે ખરચ કરવાને પ્રેરવાને માટે એ પેઢીઓ જુદા જુદા દેશોના લશ્કરી તથા નૌકાખાતાના ખરચની ખોટી વાતો સુધ્ધાં ફેલાવે છે. તેઓ એક દેશ સામે બીજા દેશના કાન ભંભેરતી અને એ રીતે તેમની વચ્ચે શસ્ત્રસરંજામ વધારવાની હરીફાઈ કરાવતી. તેઓ સરકારી અમલદારોને લાંચ આપતી તથા લોકમત ઉપર અસર પહોંચાડવાને ખાતર છાપાંઓ પણ ખરીદી લેતી. અને પછી શસ્ત્રો તથા બીજા યુદ્ધસરંજામની કિંમત વધારવાને માટે પોતાનાં આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટો તથા ઇજારાઓ ઊભા કરતી. પ્રજાસંઘે નીમેલા કમિશને સૂચવ્યું કે આમ ખાનગી પેઢીઓ દ્વારા કરવામાં આવતું શસ્ત્રોનું ઉત્પાદન બંધ કરાવવું જોઈએ. શસ્ત્રસંન્યાસ પરિષદમાં એ વસ્તુ પણ સૂચવવામાં આવી હતી પરંતુ એ બાબતમાં પણ બ્રિટિશ સરકારે જ પ્રબળ વિરોધ કર્યો.

જુદા જુદા દેશોની શસ્ત્રો ઉત્પન્ન કરનારી આ બધી પેઢીઓ એક બીજી સાથે નિકટપણે સંકળાયેલી છે. રાષ્ટ્રપ્રેમને તે વટાવી ખાય છે અને લોકોની જિંદગી સાથે રમત રમે છે. અને આમ છતાંયે તેમનું કાર્યક્ષેત્ર આંતરરાષ્ટ્રીય હોય છે— તેમને 'ગુપ્ત આંતરરાષ્ટ્રીય સંઘ' કહેવામાં આવે છે. આથી તેઓ શસ્ત્રસંન્યાસનો પ્રબળપણે વિરોધ કરે એ સ્વાભાવિક છે. અને એ બાબતમાં સમજૂતી થતી અટકાવવા માટે તેમણે આકાશપાતાળ એક કર્યાં. તેમના આડતિયાઓ ઉચ્ચ કક્ષાના મુત્સદ્દીઓનાં તથા રાજદ્વારી પુરુષોનાં મંડળોમાં ફરતા રહે છે. આ કાળાંધોળાં કરનારા લોકો જીનીવામાં પણ હાજર હતા અને પડદા પાછળ રહીને તેઓ દોરીસંચાર કરી રહ્યા હતા.

સામાન્ય રીતે, જુદી જુદી સરકારોનાં છૂપી પોલીસ ખાતાંઓ અથવા જાસૂસી ખાતાંઓ પણ આ 'ગુપ્ત આંતરરાષ્ટ્રીય સંઘ'ના નિકટના સંબંધમાં હોય છે. બીજા દેશની છૂપી બાતમી મેળવવા માટે દરેક સરકાર પોતાના જાસૂસી દૂતો રોકે છે. કેટલીક વાર એ જાસૂસો પકડાઈ જાય છે. એવે પ્રસંગે તેની સરકાર તત્કાળ જાહેર કરે છે કે તે તેમના માણસો નથી. એ જાસૂસી ખાતાના સંબંધમાં આર્થર પોન્સોનબીએ (થોડાં વરસ પહેલાં તે બ્રિટિશ સર-

કારમાં નાયબ વિદેશમંત્રી હતો અને હવે તે લૉર્ડ પોન્સોનબી થયો છે.) ૧૯૨૭ની સાલમાં આમની સભામાં જણાવ્યું હતું કે, 'આપણે નીતિની મોટી મોટી બડાશો હાંકતા હોઈએ ત્યારે દુનિયાના દરેક દેશની વિદેશકચેરી તથા મંત્રીમંડળોમાં બનાવટી દસ્તાવેજો કરવાનું તથા ચોરી, જૂઠ, લાંચરુશવત અને ભ્રષ્ટાચાર વગેરે મોજૂદ હોય છે એ હકીકત આપણે ખ્યાલમાં રાખવી જોઈએ. હું કહું છું કે, પરદેશોમાંના આપણા પ્રતિનિધિઓ તે તે દેશોનાં સરકારી દફ્તરોની ગુપ્ત બાતમીઓ ન મેળવે તો માન્ય કરવામાં આવેલા આપણા નૈતિક ધોરણ અનુસાર પોતાના કર્તવ્યનું પાલન કરવામાં તેઓ બેદરકાર રહ્યા છે એમ ગણાય છે.'

આ જાસૂસી ખાતાંઓ છૂપી રીતે કાર્ય કરે છે એટલે તેમના ઉપર નિયંત્રણ રાખવાનું મુશ્કેલ હોય છે. પોતપોતાના દેશની વિદેશનીતિ ઉપર તેમનો ભારે પ્રભાવ હોય છે. તેઓ બહુ વ્યાપક અને બળવાન સંસ્થાઓ હોય છે. ઘણું કરીને બ્રિટિશ છૂપી પોલીસ આજે સૌથી પ્રબળ છે અને તેણે પોતાની જાળ ઘણા જ વિશાળ ક્ષેત્રમાં બિછાવી છે. એક મશહૂર બ્રિટિશ જાસૂસ રશિયામાં એક મોટો સોવિયેટ અમલદાર થયાનો દાખલો મોજૂદ છે! બ્રિટિશ પ્રધાનમંડળનો એક પ્રધાન સર સેમ્યુઅલ હોર મહાયુદ્ધ દરમ્યાન રશિયાના બ્રિટિશ જાસૂસી ખાતાનો વડો હતો. તેણે તાજેતરમાં કંઈક મગરૂરીપૂર્વક જાહેર રીતે જણાવ્યું હતું કે, બાતમી મેળવવાની તેની પદ્ધતિ એટલી બધી સારી હતી કે રાસપુટિનનું ખૂન થયાની ખબર બીજાઓના કરતાં તેને ઘણી વહેલી મળી હતી.

દુનિયા સંતુષ્ટ દેશો અને અસંતુષ્ટ દેશો, આધિપત્ય ભોગવતા દેશો અને પરાધીન દેશો, ચાલુ સ્થિતિ કાયમ રાખવા માગતા દેશો અને તેમાં ફેરફાર ચાહનારા દેશો એવા બે ભાગોમાં વહેંચાયેલી હતી એ વસ્તુ શસ્ત્રસરંજામ પરિષદ સામે ખરી મુશ્કેલી હતી. આધિપત્ય ભોગવનારા અને દાબી રાખવામાં આવેલા વર્ગો વચ્ચે જેમ સ્થિરતા નથી સંભવી શકતી તે જ પ્રમાણે ઉપર જણાવ્યા પ્રમાણેના બે પ્રકારના દેશો વચ્ચે કદી પણ સમતાભરી સ્થિતિ સંભવી શકે નહિ. પ્રજાસંઘ આધિપત્ય ભોગવતા દેશોનું પ્રતિનિધિત્વ ધરાવે છે એટલે તે ચાલુ સ્થિતિ જેમની તેમ ટકાવી રાખવા માગે છે. સલામતીના કરારો કરવાનો તેમ જ 'હુમલાખોર' રાષ્ટ્રની વ્યાખ્યા કરવાના પ્રયત્નોનો ઉદ્દેશ એક જ હોય છે અને તે એ કે ચાલુ સ્થિતિ ટકાવી રાખવી. ગમે તે થાય તોયે જે રાષ્ટ્રોનો પ્રજાસંઘ ઉપર કાબૂ છે તેમાંના કોઈ પણ રાષ્ટ્રને તે 'હુમલાખોર' તરીકે વખોડી કાઢે એવો લેશ પણ સંભવ જણાતો નથી. અનેક યુક્તિપ્રયુક્તિ કરીને સામા પક્ષને 'હુમલાખોર' તરીકે જાહેર કરવાનો તે હમેશાં પ્રયાસ કરશે.

શાંતિવાદીઓ અને યુદ્ધ અટકાવવા ઇચ્છતા બીજાઓ આ સલામતીના કરારોને આવકારે છે અને એમ કરીને એક રીતે તેઓ આજની અન્યાયી ચાલુ સ્થિતિને ટકાવી રાખવામાં મદદ કરે છે. યુરોપની બાબતમાં એ વાત સાચી હોય તો એશિયા અને આફ્રિકાની બાબતમાં તો તે વિશેષે કરીને સાચી છે કેમ કે ત્યાં તો સામ્રાજ્યવાદી સત્તાઓએ મોટા મોટા પ્રદેશો કબજે કર્યા છે. આમ એશિયા અને આફ્રિકામાં ચાલુ સ્થિતિ ટકાવી રાખવાનો અર્થ એ થાય કે ત્યાં આગળનું સામ્રાજ્યવાદી શોષણ ચાલુ રાખવું.

ચાલુ સ્થિતિ ટકાવી રાખવાને અંગે યુરોપમાં જે સમજૂતીઓ અને કરારો થયા છે તેમાંથી યુનાઇટેડ સ્ટેટ્સ હજી સુધી અળગું રહ્યું છે.

શસ્ત્રસંન્યાસને અંગેના સર્વ પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા એ વસ્તુએ આંતરરાષ્ટ્રીય રાજકારણની અવાસ્તવિકતા અને પોકળતા જેટલી પુરવાર કરી છે તેટલી બીજી કોઈ પણ વસ્તુએ પુરવાર કરી નથી. દરેક જણ શાંતિની વાતો કરે છે અને સાથે સાથે યુદ્ધની તૈયારી કરે છે. કેલોગ–બ્રિયાં કરાર યુદ્ધને બેકાયદા ઠરાવે છે પણ આજે એ કરારને કોણ યાદ કરે છે અથવા તેની કોણ પરવા કરે છે?

નોંધ: શસ્ત્રસંન્યાસ પરિષદ આગળ જર્મનીએ રજૂ કરેલી દરખાસ્ત ફેંકી દેવામાં આવી અને ૧૯૩૩ના ઑક્ટોબર માસમાં તે શસ્ત્રસંન્યાસ પરિષદમાંથી નીકળી ગયું તથા પ્રજાસંઘમાંથી પણ તેણે રાજીનામું આપ્યું. ત્યારથી તે પ્રજાસંઘની બહાર જ રહ્યું છે. મંચૂરિયાના પ્રશ્નને અંગે જાપાન પણ પ્રજાસંઘમાંથી નીકળી ગયું. વળી એબિસીનિયા ઉપરની તેની ચડાઈ પરત્વે પ્રજાસંઘે તેના પ્રત્યે અખત્યાર કરેલા વલણને કારણે ઇટાલી પણ તેમાંથી નીકળી ગયું. આમ દુનિયાની ત્રણ મોટી સત્તાઓ પ્રજાસંઘમાંથી નીકળી ગઈ. આ સંજોગોમાં પ્રજાસંઘના આશરા હેઠળ કોઈ પણ પ્રકારના આંતરરાષ્ટ્રીય નિર્ણયો કરવાનું લગભગ અશક્ય બની ગયું છે. ખરેખર શસ્ત્રસંન્યાસ પરિષદ પછી તરત જ બધાયે દેશોએ બહુ મોટા પ્રમાણમાં શસ્ત્રસજ્જ થવા માંડ્યું છે. જર્મનીએ પ્રચંડ સૈન્ય તથા હવાઈદળ ઊભું કરવાની શરૂઆત કરી છે અને ઇંગ્લંડ, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ તથા બીજા દેશોએ વધારાની શસ્ત્રસામગ્રી માટે મોટી મોટી રકમો મંજૂર કરી છે.

# ૧૯૨. રાહત માટે રૂઝવેલ્ટના પ્રયાસો

૪ ઑગસ્ટ, ૧૯૩૩

જગતના ઇતિહાસની આ રૂપરેખા હું સમેટી લઉં તે પહેલાં તું અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સ તરફ ફરીથી એક વાર નજર કરી લે એમ હું ઇચ્છું છું. કેમ કે એ રૂપરેખા પૂરી થવાને હવે ઝાઝી વાર નથી. અત્યારે ત્યાં આગળ એક મહાન અને આકર્ષક પ્રયોગ ચાલી રહ્યો છે. દુનિયા એ પ્રયોગને ધ્યાનપૂર્વક નિહાળી રહી છે કેમ કે, ભવિષ્યમાં મૂડીવાદ કેવું વલણ ધારણ કરશે એનો આધાર તેનાં પરિણામો ઉપર રહેલો છે. હું એ વસ્તુ તને ફરીથી જણાવું છું કે અમેરિકા એ સૌથી આગળ વધેલો મૂડીવાદી દેશ છે. દુનિયામાં તે સૌથી ધનવાન દેશ છે અને ઔદ્યોગિક કૌશલ્યમાં તે સૌથી મોખરે છે. બીજા કોઈ પણ દેશના દેવામાં તે નથી અને તેનું એકમાત્ર દેવું તેના પોતાના નાગરિકોનું જ છે. તેની નિકાસનો વેપાર ઘણો મોટો છે અને હજી તે ઉત્તરોત્તર વધતો જ જાય છે. અને આમ છતાંયે એ વેપાર તેના જબરદસ્ત આંતરિક વેપારના લગભગ પંદર ટકા જેટલો જ છે. એ દેશનો વિસ્તાર લગભગ યુરોપ જેટલો છે પરંતુ એ બે વચ્ચે તફાવત એ છે કે યુરોપ નાનાં નાનાં અનેક રાષ્ટ્રોમાં વહેંચાયેલો છે અને એ દરેક રાષ્ટ્ર પોતાની સરહદ આગળ જકાતની ઊંચી દીવાલ ઊભી કરે છે જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સની હદની અંદર એવા વેપારને વિઘ્નરૂપ કશાયે અંતરાયો નથી. એથી કરીને યુરોપ કરતાં અમેરિકામાં મોટા પ્રમાણમાં આંતરિક વેપાર ઘણી જ સુગમતાથી ખીલી શકે એમ હતું. ગરીબ બની ગયેલા અને દેવામાં ડૂબેલા યુરોપના દેશો કરતાં અમેરિકાને આવી અનેક પ્રકારની અનુકૂળતાઓ હતી. તેની પાસે મોટા પ્રમાણમાં સોનું હતું, અઢળક નાણાં હતાં તેમ જ પુષ્કળ પ્રમાણમાં માલ હતો.

અને આ બધું તેની પાસે હોવા છતાંયે મૂડીવાદની કટોકટીએ તેને પણ ઝડપી લીધો અને તેનો સઘળો ગર્વ હણ્યો. અખૂટ સામર્થ્ય અને કાર્યશક્તિ ધરાવનાર પ્રજામાં નિરાશાનું વાતાવરણ ફેલાઈ ગયું. એકંદરે જોતાં તો દેશ હજી તવંગર જ રહ્યો હતો, તેની પાસેનાં નાણાં કંઈ અલોપ થઈ ગયાં નહોતાં. પરંતુ ગણ્યાગાંઠ્યા માણસોને ત્યાં એ નાણાંના ઢગલા થયા હતા. ન્યૂયૉર્કમાં હજીયે કરોડપતિઓ અને અબજપતિઓ જોવામાં આવતા હતા. જે. પિયરપોન્ટ મૉર્ગન નામનો મોટો શરાફ હજી પણ પોતાની વૈભવવિલાસપૂર્ણ નાવમાં મોજમજા ઉડાવતો હતો. કહેવાય છે કે એ નાવની કિંમત આઠલાખ પાઉંડની હતી. અને આમ છતાંયે ન્યૂયૉર્ક શહેરને 'ભૂખના વાસ' તરીકે તાજેતરમાં વર્ણવવામાં આવ્યું છે. ચિકાગો જેવા શહેરની મોટી મોટી મ્યુનિસિપાલિટીઓ

લગભગ નાદાર બની ગઈ અને પોતાના હજારો નોકરોના પગાર ચૂકવવામાં તે નિષ્ફળ નીવડી. એ જ ચિકાગો શહેરમાં હાલ 'પ્રગતિની શતાબ્દિ' (ધી સેંચ્યુરી ઑફ પ્રોગ્રેસ) નામનું એક ભવ્ય પ્રદર્શન અથવા 'વિશ્વમેળો' ચાલી રહ્યો છે.

આ જાતની ભારે વિષમતાઓ માત્ર અમેરિકામાં જ મોજૂદ છે એમ નથી. લંડનમાં જઈને તું જોશે તો ત્યાં પણ બ્રિટનના ઉપલા વર્ગના ભારે વૈભવવિલાસ અને અઢળક સંપત્તિ તારી નજરે પડશે. અલબત, ઘોલકાંઓમાં વસતા ગરીબ લોકોમાં તને એવું દર્શન નહિ થાય. તું લૅંકેશાયરમાં જા કે ઉત્તર અથવા મધ્ય આયર્લૅન્ડમાં જા અથવા તો વેલ્સ કે સ્કૉટલૅંડના કોઈ ભાગની મુલાકાત લે તો ત્યાં આગળ બેકાર બનેલા લોકોની લાંબી લાંબી હારો તારા જોવામાં આવશે. એ લોકોના ચહેરા ફિક્કા પડી ગયા હશે, ગાલ બેસી ગયા હશે અને મોં લેવાઈ ગયાં હશે અને તેઓ અતિશય કંગાળ સ્થિતિમાં જીવી રહ્યા હશે.

છેલ્લાં થોડાં વરસોમાં અમેરિકામાં ગુનાઓનું પ્રમાણ ઘણું જ વધી ગયું છે. ખાસ કરીને સંગઠિત ટોળી બાંધીને કરવામાં આવતા ગુનાનું પ્રમાણ ઘણું જ વધવા પામ્યું છે. એ ગુનેગાર ટોળીઓ સમૂહમાં કામ કરે છે અને પોતાના માર્ગમાં વિઘ્નરૂપ થનાર લોકોને ઘણી વાર તેઓ ગોળીથી ઠાર કરે છે. માદક પીણાંઓ વેચવાનો પ્રતિબંધ કરતો કાયદો પસાર કરવામાં આવ્યો ત્યાર પછી ગુનાઓ ઘણા વધી ગયા એમ કહેવામાં આવે છે. આ મદ્યનિષેધનો કાયદો મહાયુદ્ધ પછી તરત જ કરવામાં આવ્યો હતો. અમુક અંશે મોટાં મોટાં કારખાનાંના માલિકોની માગણીથી એ કાયદો કરવામાં આવ્યો હતો. મજૂરો વધારે સારી રીતે કામ કરી શકે એટલા માટે તેઓ મદ્યપાન કરતા બંધ થાય એવું એ માલિકો ઇચ્છતા હતા. પરંતુ ધનિક લોકોએ જ એ કાયદાની અવગણના કરી અને ગેરકાયદેસર રીતે તેઓ પરદેશમાંથી પોતાને માટે દારૂ અથવા માદક પીણાંઓ મંગાવવા લાગ્યા. ધીમે ધીમે માદક પીણાંઓનો ગેરકાયદેસરનો જબરદસ્ત વેપાર ઊભો થયો. એ વેપારમાં ચોરીછૂપીથી દારૂ પરદેશમાંથી મંગાવવાનો તેમ જ ગુપ્ત રીતે દેશમાં જ તે તૈયાર કરવાનો સમાવેશ થતો હતો. સામાન્ય રીતે આમ ગુપ્ત રીતે તૈયાર કરવામાં આવતો દારૂ અસલ દારૂ કરતાં હલકી જાતનો અને ઘણો જ નુકસાનકારક હતો. ગુપ્ત સ્થાનોમાં એ શરાબ બહુ જ ઊંચે ભાવે વેચવામાં આવતો હતો. અને બધાંયે મોટાં મોટાં શહેરોમાં મદ્યપાન કરવા માટેનાં ગુપ્ત શરાબખાનાંઓ ઊભાં થયાં. અલબત, આ બધુંયે ગેરકાયદેસર હતું અને એ ચાલુ રાખવા માટે પોલીસો અને રાજદ્વારી પુરુષોને લાંચ આપવામાં આવતી અથવા કેટલીક વાર તેમને દમદાટી આપીને ડરાવવામાં આવતા હતા. મોટા પ્રમાણમાં કાયદાની અવગણના કરવામાં

આવતી હતી તેને પરિણામે ગુનેગાર ટોળીઓ ઊભી થવા પામી. આમ મદ્યનિષેધથી એક બાજુએ મજૂર વર્ગને તેમ જ ગ્રામવિભાગોમાં વસતા લોકોને લાભ થયો, જ્યારે બીજી બાજુએ એને પરિણામે ભારે નુકસાન પણ થયું અને ગેરકાયદેસરના દારૂનો વેપાર કરનારાઓનો એક બળવાન સ્વાર્થ ઊભો થયો. આખો દેશ મદ્યનિષેધની તરફેણ કરનારા અને તેનો વિરોધ કરનારા એવા બે પક્ષોમાં વહેંચાઈ ગયો. મદ્યનિષેધની તરફેણ કરનારા લોકો 'સૂકા' અને તેના વિરોધીઓ 'ભીના' કહેવાતા હતા.

સંગઠિત ટોળીના ગુનાઓમાં નાણાં પડાવવા માટે ધનિકોનાં બાળકોને ઉઠાવી જવાના ગુનાઓ અતિશય ભયાનક અને કમકમાટીભર્યા હતા. થોડા વખત ઉપર લિંડબર્ગના બાળક પુત્રને ઉઠાવી જવામાં આવ્યો હતો અને તેને કરપીણ રીતે મારી નાખવામાં આવ્યો હતો. એ બનાવથી આખી દુનિયા ચોંકી ઊઠી હતી.

આ બધાને કારણે તેમ જ એ ઉપરાંત વેપારની મંદીને લીધે તથા ઘણાખરા મોટા મોટા અમલદારો અને મોટા મોટા વેપારીઓ અપ્રામાણિક અને આવડત વિનાના છે એવી લોકોને ખાતરી થવાથી અમેરિકાની પ્રજા પોતાની માનસિક સમતા ખોઈ બેઠી. ૧૯૩૨ના નવેમ્બર માસમાં થયેલી પ્રમુખની ચૂંટણીમાં તે તેમને કંઈક રાહત આપશે એવી આશાથી અમેરિકાના લોકો લાખોની સંખ્યામાં રૂઝવેલ્ટ તરફ વળ્યા. રૂઝવેલ્ટ 'ભીનો' એટલે મદ્યનિષેધની વિરુદ્ધ હતો અને તે 'ડેમોક્રેટિક' અથવા લોકશાહી પક્ષનો હતો. એ પક્ષનો સભ્ય ક્વચિત જ યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રમુખ થયો છે.

તેમનાં વિશિષ્ટ લક્ષણો ખ્યાલમાં રાખીને ભિન્ન ભિન્ન દેશની તુલના કરવી એ હમેશાં રસપ્રદ અને ફાયદાકારક હોય છે. એથી કરીને યુનાઇટેડ સ્ટેટ્સમાં તાજેતરમાં બનેલા બનાવોને જર્મની અને ઇંગ્લંડમાં બનેલા બનાવો સાથે સરખાવવાનો મને લોભ થઈ જાય છે. યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની વચ્ચે પ્રમાણમાં સમાનતા વધારે છે કેમ કે એ બંને દેશો અતિશય ઔદ્યોગિક હોવા છતાંયે તે બંનેમાં મોટી ખેડૂતોની વસતી પણ છે. જર્મનીમાં તેની કુલ વસ્તીના ૨૫ ટકા જેટલા ખેડૂતો છે; યુનાઇટેડ સ્ટેટ્સમાં ખેડૂતો તેની વસતીના ૪૦ ટકા જેટલા છે. એ બંને દેશોમાં રાષ્ટ્રની નીતિ નિર્માણ કરવામાં ખેડૂતોની અસર પડે છે. ઇંગ્લંડમાં એમ નથી. ત્યાં આગળ ખેડૂતોનું પ્રમાણ બહુ જૂજ છે અને તેમની ઉપેક્ષા કરવામાં આવે છે. જોકે હવે તેમની ઉન્નતિ કરવાનો થોડો પ્રયત્ન કરવામાં આવે છે.

નીચલા થરના મધ્યમ વર્ગના લોકો અકિંચન બની ગયા અને એવા લોકોની સંખ્યા ઘણી જ વધી એ જર્મનીમાં નાઝી ચળવળ પેદા થવાનું એક પ્રધાન કારણ હતું. જર્મનીમાં ચલણનો ફુલાવો થયા પછી એ સંખ્યામાં

બહુ જ ઝડપી વધારો થયો. જર્મનીમાં એ વર્ગ ક્રાંતિકારી બન્યો. અમેરિકામાં પણ આજે એ જ પ્રકારનો વર્ગ વધવા લાગ્યો છે. મજૂર પ્રોલિટેરિયટથી જુદો પાડવા માટે એ વર્ગને 'ધોળા કૉલરવાળો' પ્રોલિટેરિયટ કહેવામાં આવે છે, કેમ કે મજૂર વર્ગના લોકો ભાગ્યે જ ધોળો કૉલર પહેરવાની મોજ માણે છે.

એ દેશોની સરખામણી કરવા જેવી બીજી બાબતો ચલણને અંગેની કટોકટી, માર્ક, પાઉન્ડ તથા ડૉલરના મૂલ્યમાં સોનાને ધોરણે થયેલો ઘટાડો, ચલણનો ફુલાવો તથા બેંકો તૂટવા પામી એ છે. ઇંગ્લંડમાં બેંકો તૂટવા પામી નહોતી. કેમ કે ત્યાં આગળ નાની બેંકો ઝાઝી નથી અને મોટી મોટી ગણીગાંઠી બેંકોના હાથમાં બધીયે લેવડદેવડના વ્યવહારનો કાબૂ છે. બીજી બાબતોમાં એ ત્રણે દેશોમાં બનેલા બનાવો એકબીજાને મળતા આવે છે. આર્થિક કટોકટી પ્રથમ જર્મનીમાં, પછી ઇંગ્લંડમાં અને છેલ્લે યુનાઇટેડ સ્ટેટ્સમાં પેદા થઈ. પોતપોતાના દેશમાં લગભગ એક જ વર્ગના લોકો નાઝીઓની, ૧૯૩૧ની ચૂંટણીમાં ઇંગ્લંડની રાષ્ટ્રીય સરકારની તેમ જ ૧૯૩૨ની સાલના નવેમ્બર માસમાં થયેલી પ્રમુખની ચૂંટણીમાં રૂઝવેલ્ટની પાછળ હતા. આ ત્રણેને મદદ આપનાર નીચલા થરના મધ્યમ વર્ગના લોકો હતા અને પહેલાં તેઓ બીજા પક્ષમાં જોડાયેલા હતા. આ સરખામણી વધારે આગળ સુધી ખેંચવી ન જોઈએ, કેમ કે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે થોડો તફાવત હોય છે એટલું જ નહિ પણ સ્થિતિ જર્મનીમાં જેટલી હદે પહોંચી છે તેટલી હદે તે હજી ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં પહોંચી નથી. પરંતુ કહેવાનો મુદ્દો એ છે કે, ઉદ્યોગોની અતિશય ઉચ્ચ કક્ષાએ પહોંચેલા આ ત્રણે દેશોમાં એકસરખાં આર્થિક બળો કાર્ય કરી રહ્યાં છે અને તેનાં પરિણામો પણ સમાન આવે એ બિલકુલ સંભવિત છે. ફ્રાંસમાં (બીજા દેશોમાં પણ) એ સ્થિતિ એટલી હદે નથી પહોંચી કારણ કે ફ્રાંસ હજી વધુ પ્રમાણમાં ખેતીપ્રધાન દેશ છે અને ઉદ્યોગોની ત્યાં એટલા પ્રમાણમાં ઉન્નતિ થઈ નથી.

૧૯૩૩ના માર્ચ માસના આરંભમાં રૂઝવેલ્ટે પ્રમુખ તરીકેનો પોતાનો હોદ્દો સંભાળી લીધો કે તરત જ બેંકોના વ્યવહારમાં પેદા થયેલી ભયંકર કટોકટીનો તેને સામનો કરવો પડ્યો. વેપારની ભારે મંદી તો તે વખતે ચાલુ જ હતી. તેણે પ્રમુખનો હોદ્દો સંભાળ્યો તે વખતે દેશની જે સ્થિતિ હતી તેનું વર્ણન થોડાં અઠવાડિયાં પછી આપતાં તેણે જણાવ્યું હતું કે, દેશ આજે 'ધીમે ધીમે મરી રહ્યો છે.'

રૂઝવેલ્ટે તરત જ ઝડપી અને નિશ્ચિત પગલાં લીધાં. તેણે અમેરિકાની કૉંગ્રેસ પાસેથી બેંકો, ઉદ્યોગો અને ખેતીવાડીને અંગે પગલાં ભરવાની સત્તા માગી. અને ઊભી થયેલી કટોકટીથી ગભરાઈ જઈને તથા લોકલાગણી રૂઝવેલ્ટની તરફેણમાં છે એ જોઈને કૉંગ્રેસે પણ એ સત્તા રૂઝવેલ્ટને સુપરત

કરી. પોતે 'ડેમોક્રેટિક' અથવા લોકશાહી પક્ષનો હોવા છતાં રૂઝવેલ્ટ સરમુખત્યાર જેવો બની ગયો. સૌ કોઈ તેના ઉપર મીટ માંડીને બેઠું હતું અને તાત્કાલિક તથા અસરકારક પગલાં ભરીને તે આપણને મહાન આપત્તિમાંથી બચાવશે એવી આશા બધા લોકો સેવી રહ્યા હતા. અને તેણે વીજળીની ઝડપે કામ કરવા માંડ્યું પણ ખરું, તથા પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓથી થોડાં જ અઠવાડિયાંઓમાં તેણે આખાયે યુનાઇટેડ સ્ટેટ્સને હચમચાવી મૂક્યું અને એ રીતે પોતાની ઉપરનો પ્રજાનો વિશ્વાસ પણ તેણે અનેકગણો વધારી મૂક્યો.

પ્રમુખ રૂઝવેલ્ટે કરેલા નિર્ણયોમાંના કેટલાક નીચે મુજબ છે :

૧. સોનાની ચલણપદ્ધતિ તેણે રદ કરી અને ડૉલરના ભાવ ઘટી જવા દીધા. આ રીતે તેણે દેણદારોનો બોજો હળવો કર્યો.

૨. આર્થિક મદદ આપીને તેણે ખેડૂતોને મદદ કરી અને ખેતીવાડીને રાહત આપવા માટે તેણે બે અબજ ડૉલર જેટલી જબરદસ્ત રકમની લોન કઢાવી.

૩. જંગલખાતાના કામને અંગે તથા રેલને અંકુશમાં લાવવાના કામોમાં રોકવાને અઢી લાખ મજૂરોની ભરતી કરી. બેકારીમાં કંઈક અંશે ઘટાડો કરવાને માટે તેણે આ પગલું લીધું હતું.

૪. બેકારીને અંગે રાહત આપવાને માટે તેણે ૮૦ કરોડ ડૉલરની કૉંગ્રેસ પાસે માગણી કરી. અને કૉંગ્રેસે તે રકમ મંજૂર કરી.

૫. જાહેર બાંધકામોને માટે તથા બેકારોને કામ આપવાને અર્થે તેણે લગભગ ત્રણ અબજ ડૉલરની જબરદસ્ત રકમ અનામત રાખી. નાણાં ઉછીનાં કાઢીને એ રકમ ઊભી કરવાની હતી.

૬. મદ્યનિષેધનો કાયદો તેણે ઉતાવળથી રદ કરાવ્યો.

આ બધી જબરદસ્ત રકમો શ્રીમંતો પાસે નાણાં ઉછીનાં લઈને ઊભી કરવાની હતી. રૂઝવેલ્ટની સમગ્ર નીતિનું ધ્યેય પ્રજાની ખરીદશક્તિ વધારવાનું હતું અને હજી પણ છે. હાથમાં નાણાં આવે તો પ્રજા ખરીદી કરી શકે અને એ રીતે વેપારની મંદી આપમેળે ઓછી થઈ જાય, એ ઉદ્દેશ લક્ષમાં રાખીને જ જેમાં મજૂરોને કામે લગાડી શકાય અને તેઓ કમાણી કરી શકે એવી જાહેર બાંધકામની મોટી મોટી યોજનાઓનો અમલ તે કરી રહ્યો છે. એ જ હેતુ પાર પાડવાને ખાતર મજૂરોની રોજી વધારવાના અને તેમના કામના કલાકો ઘટાડવાના પ્રયાસો તે કરી રહ્યો છે. દિવસના કામનાં કલાકો ઘટે તો એથી કરીને વધારે મજૂરોને કામ મળી શકે.

કટોકટી અને મંદીના વખતમાં કારખાનાંના માલિકો સામાન્ય રીતે જે વલણ અખત્યાર કરે છે તેનાથી આ વલણ સાવ ઊલટું જ છે. ઉત્પાદનનો ખરચ ઘટાડવાને ખાતર એવે વખતે કારખાનાંના માલિકો અચૂક રીતે મજૂરોની મજૂરીના દરો ઘટાડે છે અને કામના કલાકો વધારે છે. પરંતુ રૂઝવેલ્ટનું કહેવું

એવું છે કે, જો આપણે મોટા જથામાં માલ ઉત્પન્ન કરવો હોય તો જન-સમુદાયને વધારે મજૂરી આપીને એ માલ ખરીદ કરવા માટેની તાકાત આપણે તેમનામાં પેદા કરવી જોઈએ.

રૂઝવેલ્ટની સરકારે અમેરિકાનું રૂ ખરીદવા માટે સોવિયેટ રશિયાને લોન પણ આપી છે. એ બે સરકારો વચ્ચે એ બંને દેશોના માલની પરસ્પર લેવડદેવડ કરવાની વાટાઘાટ પણ ચાલી રહી છે.

અમેરિકાનું રાજ્ય આજ સુધી શુદ્ધ મૂડીવાદી રાજ્ય રહ્યું છે અને ત્યાં આગળ હરીફાઈને પૂરેપૂરો અને અબાધિત અવકાશ હતો. જેને 'વ્યક્તિવાદી' રાજ્ય કહેવામાં આવે એવું રાજ્ય તે હતું. રૂઝવેલ્ટની નવી નીતિનો એની સાથે મેળ બેસતો નથી કેમ કે વેપારરોજગારના ક્ષેત્રમાં તે અનેક રીતે દખલ કરી રહ્યો છે. એથી કરીને, વાસ્તવમાં તે ઉદ્યોગોના ક્ષેત્રમાં રાજ્યનો અંકુશ સારી પેઠે દાખલ કરી રહ્યો છે. જોકે એ વસ્તુને તે બીજું નામ આપે છે. કામના કલાકો નક્કી કરવા, મજૂરીની શરતો મુકરર કરવી, ઉદ્યોગો ઉપર અંકુશ મૂકવો તથા 'ગળાંકાપ હરીફાઈ' અટકાવવી એ બધાં ખરી રીતે સરકારી સમાજવાદ (સ્ટેટ સોશિયાલિઝમ)નાં પગલાંઓ છે. રૂઝવેલ્ટ એને 'સહિયારું સંયોજન તેમ જ તેને પાર પાડવાના પ્રયત્ન' તરીકે ઓળખાવે છે.

એ કાર્યો અમેરિકનો પોતાની હમેશની રીત પ્રમાણે પૂરા જોરશોરથી આગળ ધપાવી રહ્યા છે. બાળકોની મજૂરી બંધ કરી દેવામાં આવી છે. (મજૂરી કરવાની બાબતમાં ૧૬ વરસ સુધીની ઉંમરનાં સૌને બાળક લેખવામાં આવે છે.) વધારે મજૂરી, વધારે પગાર અને કામના ઓછા કલાકો એ રોજના પોકારો બની ગયા છે. એ ચળવળને 'સમૃદ્ધિની ચળવળ' તરીકે વર્ણવવામાં આવે છે. અને એવું કહેવાય છે કે આખોયે દેશ ચળવળમાં ભરતી કરવા માટેના એક પ્રચંડ વિજ્ઞાપનપત્ર જેવો બની ગયો છે. ઍરોપ્લેનો ઠેકઠેકાણે ઘૂમી રહ્યાં છે અને કારખાનાંના માલિકો તથા બીજાઓને હાકલ કરી રહ્યાં છે. મોટા મોટા બધાયે ઉદ્યોગોને અલગ અલગ રીતે પગાર વધારવાના તેમ જ બીજી બાબતોના નિયમો કરવાનું તથા પ્રતિજ્ઞાપૂર્વક તે નિયમોનો અમલ કરવાનું સમજાવવામાં આવે છે. જો કોઈ ઉદ્યોગ એ પ્રકારના અનુકૂળ નિયમો બનાવવાનું ચૂકે તો તેને એવી હળવી ધમકી આપવામાં આવે છે કે, સરકાર તેને માટે એ નિયમો બનાવી દેશે. તેઓ પોતાના મજૂરોના પગારો વધારશે તથા કામના કલાકો ઘટાડશે એવી મતલબના પ્રતિજ્ઞાપત્રો ઉપર કારખાનાંના માલિકો પાસે વ્યક્તિગત રીતે સહી કરાવવામાં આવે છે. એ બાબતમાં આગળ પડતો ભાગ લેનારને સન્માનસૂચક બિલ્લો આપવાનું તેમ જ એ બાબતમાં શિથિલતા દાખવનારાઓને શરમાવવાને ખાતર દરેક શહેરમાં તેની પોસ્ટ ઑફિસ આગળ જેમણે સન્માન પ્રાપ્ત કર્યું હોય એવા માલિકોની નામાવલી રાખવાનું સરકારે ઠરાવ્યું છે.

આ બધાને પરિણામે ભાવોમાં અને વેપારમાં કંઈક સુધારો થવા પામ્યો છે. પરંતુ ખાસ લક્ષ ખેંચે એવો સુધારો તો વેપારની ભાવના તથા સાહસિકતામાં થવા પામ્યો છે. પરાજયનું માનસ તો ઘણે અંશે નષ્ટ થયું છે અને આમપ્રજાનો તથા ખાસ કરીને મધ્યમ વર્ગના લોકોનો પ્રમુખ રૂઝવેલ્ટ ઉપરનો વિશ્વાસ અતિશય વધી ગયો છે. આંતરવિગ્રહની ભારે કટોકટીને પ્રસંગે પ્રમુખનો હોદ્દો લેનાર અમેરિકાના મહાન પુરુષ પ્રમુખ લિંકનની સાથે રૂઝવેલ્ટની સરખામણી થવા લાગી છે.

યુરોપના ઘણા લોકો પણ તેના તરફ નજર કરવા લાગ્યા હતા અને મંદી દૂર કરવાને માટે તે દુનિયાને કંઈક માર્ગ બતાવશે એવી આશા સેવવા લાગ્યા હતા. પરંતુ આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદમાં આવેલા બીજા દેશોના પ્રતિનિધિઓમાં તે અકારો થઈ પડ્યો કેમ કે સોનાને ધોરણે ડૉલરના ભાવ નક્કી કરવાની ના પાડવાની તથા યુનાઇટેડ સ્ટેટ્સમાંની પોતાની મહાન યોજનાઓમાં દખલરૂપ થઈ પડે એવી બીજી કોઈ પણ બાબતમાં સંમત ન થવાની પ્રસ્તુત પરિષદમાંના પોતાના પ્રતિનિધિઓને તેણે સૂચના આપી હતી.

રૂઝવેલ્ટની નીતિ ચોક્કસપણે આર્થિક રાષ્ટ્રવાદની છે. અને અમેરિકાની સ્થિતિ સુધારવાનો તેનો દૃઢ સંકલ્પ છે. યુરોપની કેટલીક સરકારોને એ રુચતું નથી અને ખાસ કરીને શરાફો તથા બેંકવાળાઓ એથી નારાજ થયા છે. બ્રિટિશ સરકારને રૂઝવેલ્ટનું પ્રગતિકારી વલણ પસંદ નથી. તે 'બિગ બિઝનેસ' એટલે કે મોટા મોટા વ્યવસાયોની તરફેણ કરે છે.

અને આમ છતાંયે રૂઝવેલ્ટ તેના પુરોગામી કરતાં દુનિયાના વ્યવહારોમાં વધારે સક્રિય ભાગ લઈ રહ્યો છે. શસ્ત્રસંન્યાસની બાબતમાં તેમ જ બીજા આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં તેણે ઇંગ્લંડ કરતાં નિશ્ચિત અને વધારે પ્રગતિશીલ વલણ અખત્યાર કર્યું છે. હિટલરને તેણે આપેલી વિનયપૂર્વકની ચેતવણીથી તે જરા નરમ પડ્યો છે. સોવિયેટ રશિયા સાથે સંપર્ક સાધવાનો પણ તે પ્રયાસ કરી રહ્યો છે.

રૂઝવેલ્ટ પોતાની નીતિમાં સફળ થશે કે કેમ? એ મહાન પ્રશ્ન આજ અમેરિકામાં તેમ જ અન્યત્ર પુછાઈ રહ્યો છે. મૂડીવાદને કાયમ રાખવા માટે તે ભગીરથ પ્રયત્ન કરી રહ્યો છે. અને તેની સફળતા એટલે મોટા મોટા વ્યવસાયોનું પતન અને મોટા વ્યવસાયો સહેજે પોતાની હાર કબૂલી લેશે એવો સંભવ નથી જણાતો. અમેરિકાના મોટા વ્યવસાયો એ આજે દુનિયામાં સૌથી બળવાન સ્થાપિત હિત લેખાય છે અને તે પ્રમુખ રૂઝવેલ્ટના કહેવા માત્રથી પોતાની સત્તા તેમ જ વિશિષ્ટ અધિકારો જતા કરે એમ નથી. આજે તો તેઓ ચૂપ થઈને બેઠા છે કેમ કે પ્રજામત તેમની વિરુદ્ધ છે અને પ્રમુખ રૂઝવેલ્ટની લોકપ્રિયતાથી તે ડઘાઈ ગયા છે. પણ તેઓ અનુકૂળ તકની રાહ

જોઈને બેઠા છે. થોડા જ મહિનાઓમાં પરિસ્થિતિમાં ભારે સુધારો થવા ન પામે તો પ્રજામત રૂઝવેલ્ટની વિરુદ્ધ થઈ જશે એમ ધારવામાં આવે છે અને એ પ્રસંગે મોટા વ્યવસાયો મેદાને પડશે.

ઘણા અધિકારી નિરીક્ષકો ધારે છે કે પ્રમુખ રૂઝવેલ્ટ નેવનાં પાણી મોભે ચડાવવાને મથી રહ્યો છે અને એમાં એ સફળ થઈ શકે એમ નથી. તેને નિષ્ફળતા મળતાં મોટા વ્યવસાયો ફરી પાછા સર્વોપરી બનશે. પહેલાં કરતાંયે તે વધારે બળવાન બને એવો સંભવ રહે છે કેમ કે રૂઝવેલ્ટે ઊભા કરેલા સરકારી સમાજવાદના તંત્રનો ઉપયોગ પછીથી મોટા વ્યવસાયોના વ્યક્તિગત ફાયદાને અર્થે કરવામાં આવશે. અમેરિકામાં મજૂર ચળવળ બહુ બળવાન નથી અને તેને સહેલાઈથી કચરી શકાય એમ છે.

નોંધ: કટોકટીને પહોંચી વળવા માટેના તેમ જ મૂડીવાદનો નવી પરિસ્થિતિ સાથે મેળ બેસાડવાના પ્રમુખ રૂઝવેલ્ટના ભગીરથ પ્રયત્નને અમુક અંશે સફળતા મળી, જોકે એથી કશોયે મૂળભૂત ફેરફાર થવા પામ્યો નહિ. એથી કરીને પરિસ્થિતિમાં થોડોઘણો સુધારો થયો ખરો. રાહત માટેની મોટી મોટી યોજનાઓ તથા પગાર વધારવાનું તથા કામના કલાકો ઘટાડવાનું માલિકોને સમજાવીને ઉદ્યોગોનો થોડો નફો મજૂરોને આપવામાં આવ્યો એ બે વસ્તુઓ ઉપર વાસ્તવમાં એ પ્રયત્નનું મંડાણ હતું. માલિકોએ અને ખાસ કરીને ફોર્ડે, એને પોતાની સ્વતંત્રતા ઉપરના હુમલા તરીકે ગણીને એનો વિરોધ કર્યો. ઉદ્યોગો તથા ખેતીને અંગે કરાવવામાં આવેલા નિયમો નિષ્ફળ નીવડ્યા અને અનેક હડતાલો પડી. પરંતુ એને લીધે અમેરિકાના મજૂરો વધારે બળવાન બન્યા, તેઓ વધારે વર્ગ-જાગ્રત બન્યા અને તેમનામાં નવો જ જુસ્સો પેદા થયો. મજૂર મહાજનોના સભ્યોની સંખ્યામાં ભારે વધારો થવા પામ્યો.

આર્થિક સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ મોટા વ્યવસાયોએ વધુ ને વધુ ઉગ્ર વલણ ધારણ કર્યું અને તેઓ રૂઝવેલ્ટનો સામનો કરવા લાગ્યા. રૂઝવેલ્ટના બે પ્રધાન કાયદાઓની અસરકારક કલમો રાજ્યબંધારણની વિરુદ્ધ છે એમ ઠરાવીને વડી અદાલતે તેમને નિરુપયોગી બનાવી દીધી. આ રીતે રૂઝવેલ્ટનાં 'નવા કાર્યક્રમ' (ન્યૂ ડીલ)ને પાંગળો બનાવી દેવામાં આવ્યો.

૧૯૩૬ની સાલમાં રૂઝવેલ્ટને બહુ મોટી બહુમતીથી બીજી વાર પ્રમુખ ચૂંટી કાઢવામાં આવ્યો. મોટા વ્યવસાયો સામેની તેની ઝુંબેશ હજી ચાલુ જ છે. કોંગ્રેસ ઉપર હવે તેનું પહેલાં જેટલું પ્રભુત્વ રહ્યું નથી અને તેણે ઘણી બાબતોમાં તેનો વિરોધ કર્યો છે.

# ૧૯૩. પાર્લમેન્ટોની નિષ્ફળતા

૬ ઑગસ્ટ, ૧૯૩૩

તાજેતરમાં બનેલા બનાવોનું આપણે કંઈક વિગતે અવલોકન કરી ગયાં તેમ જ નિરંતર બદલાતી જતી આપણી દુનિયાને આજે ઘડી રહેલાં અનેક બળો અને વલણોની સમીક્ષા પણ આપણે કરી. બે વસ્તુઓ ખાસ કરીને આગળ તરી આવે છે અને આગળ હું તેમનો ઉલ્લેખ કરી ચૂક્યો છું. પરંતુ એમને વિષે જરા વધારે વિચાર કરવાની જરૂર છે. એ બે વસ્તુઓ આ છે: મજૂર ચળવળ તથા જૂની ઢબના સમાજવાદને મહાયુદ્ધ પછીનાં વરસો દરમ્યાન મળેલી નિષ્ફળતા અને પાર્લમેન્ટોની નિષ્ફળતા તથા તેમનું પતન.

૧૯૧૪ની સાલમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે સંગઠિત મજૂર ચળવળ કેવી રીતે નિષ્ફળ નીવડી તથા બીજો આંતરરાષ્ટ્રીય મજૂર સંઘ છિન્નભિન્ન થઈ ગયો તે વિષે હું તને કહી ગયો છું. એનું કારણ એ જણાવવામાં આવે છે કે, યુદ્ધ એકાએક ફાટી નીકળવાથી રાષ્ટ્રીય વેરઝેરની લાગણીઓ ઊછળી આવે છે અને લોકો ભાન ભૂલીને થોડા વખત માટે પાગલ બની જાય છે. પરંતુ છેલ્લાં ચાર વરસોમાં બનેલા બનાવો બિલકુલ જુદા જ પ્રકારના અને વધારે આંખ ઉઘાડનારા છે. એ ચાર વરસો દરમ્યાન મૂડીવાદી દુનિયાએ કદી નહિ અનુભવેલી એવી ભારે મંદી પેદા થઈ છે અને એને પરિણામે મજૂરોની વિટંબણાઓ અને હાડમારી ઉત્તરોત્તર વધતી જ ગઈ છે. આમ છતાંયે દુનિયામાં અને ખાસ કરીને ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં મજૂર વર્ગમાં એને પરિણામે ક્રાંતિકારી ભાવના પેદા થઈ નથી.

જૂની ઢબનો મૂડીવાદ દેખીતી રીતે જ તૂટતો જાય છે. બહારની પરિસ્થિતિ જોતાં તો લાગે છે કે વર્તમાન વ્યવસ્થા બદલીને સમાજવાદી અર્થવ્યવસ્થા સ્થાપવા માટેની ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. પરંતુ જે લોકો એવો ફેરફાર સૌથી વિશેષે કરીને ઇચ્છતા હોવા જોઈએ તેમાંના મોટા ભાગના લોકો એટલે કે મજૂરો ક્રાંતિ કરવા ચહાતા હોય એમ લાગતું નથી. અમેરિકાના સ્થિતિચુસ્ત ખેડુતોમાં, અને હું તને વારંવાર જણાવી ગયો છું તેમ ઘણાખરા દેશોના નીચલા થરના મધ્યમ વર્ગના લોકોમાં ક્રાંતિની ભાવના આજે વધારે પ્રમાણમાં નજરે પડે છે. મજૂરો કરતાં તેઓ ઘણા વધારે આક્રમણકારી બન્યા છે. જર્મનીમાં એ વસ્તુ સૌથી વધારે પ્રમાણમાં જણાય છે. ઇંગ્લંડ, યુનાઇટેડ સ્ટેટ્સ તથા બીજા દેશોમાં પણ એ જ વસ્તુ નજરે પડે છે પરંતુ, જર્મની કરતાં ઓછા પ્રમાણમાં. એમની વચ્ચે તફાવત માત્ર પ્રમાણનો છે અને તે રાષ્ટ્રીય ખાસિયત તેમ જ તે તે દેશની કટોકટીની વત્તીઓછી ઉગ્રતાને આભારી છે.

મહાયુદ્ધ પછીનાં આરંભનાં વરસોમાં જે મજૂર ચળવળ ઉદ્દામ અને ક્રાંતિકારી હતી તે પછીથી નરમ કેમ બની ગઈ તથા હતાશ બનીને ગમે તેવી પરિસ્થિતિને તેણે કેમ વધાવી લીધી? સહેજ પણ સામનો કર્યા વિના જર્મનીનો સામાજિક લોકશાહીવાદી પક્ષ કેમ ભાંગી પડ્યો અને નિષ્ક્રિય બનીને નાઝી હુમલાઓથી છિન્નભિન્ન થઈ ગયો? ઇંગ્લંડની મજૂર ચળવળ આટલી બધી નરમ અને પ્રત્યાઘાતી કેમ છે? અને અમેરિકાની મજૂર ચળવળ તો વળી એથીયે વિશેષ નરમ અને પ્રત્યાઘાતી કેમ છે? તેમની બિનઆવડત તથા મજૂરોના હિતને દગો દેવા માટે ઘણી વાર મજૂર આગેવાનોને દોષ દેવામાં આવે છે. ઘણા મજૂર આગેવાનો એ રીતે દોષપાત્ર છે એમાં શંકા નથી અને એમાંના કેટલાક લોકો દુશ્મન દળમાં ભળી જાય છે અને પોતાની અંગત મહત્ત્વાકાંક્ષા પાર પાડવા માટે તેઓ મજૂર ચળવળને વટાવે છે એ જોઈને ખરેખર દુ:ખ થાય છે. દુર્ભાગ્યે તકસાધુપણું જીવનની પ્રવૃત્તિના હરેક ક્ષેત્રમાં જોવામાં આવે છે. પરંતુ અંગત લાભ મેળવવાને ખાતર લાખ્ખો દલિત અને દુ:ખી લોકોની આકાંક્ષાઓ, આદર્શો તથા બલિદાનોને વટાવી ખાનાર તકસાધુપણું એ માનવી જીવનની એક સૌથી મોટી કરુણ ઘટના છે.

આગેવાનો દોષપાત્ર ભલે હોય પરંતુ આગેવાનો પણ આખરે તો વર્તમાન પરિસ્થિતિની જ પેદાશ છે. સામાન્ય રીતે દેશને તેને ઘટે તેવા જ શાસકો મળી રહે છે. તેમ જ કોઈ પણ ચળવળનેયે તેને યોગ્ય જ નેતાઓ મળી રહે છે. ઊંડા ઊતરીને જોતાં જણાશે કે આગેવાનો પણ તેમના અનુયાયીઓની સાચી આકાંક્ષાઓ તથા કામનાઓ જ રજૂ કરતા હોય છે. સામ્રાજ્યવાદી દેશોમાં ન તો મજૂર આગેવાનો કે ન તેમના અનુયાયીઓ સમાજવાદને એક જીવનસિદ્ધાંત તરીકે લેખતા હતા તેમ જ તેઓ તેને તત્કાળ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ માનતા નહોતા. તેમનો સમાજવાદ મૂડીવાદી વ્યવસ્થા સાથે વધારે પડતો ગૂંચવાઈ ગયેલો તેમ જ તેની સાથે વધારે પડતો બંધાઈ ગયેલો હતો. વસાહતી દેશોના શોષણને પરિણામે થતા નફામાંથી તેમને થોડો હિસ્સો મળતો હતો અને તેમના જીવનનું ઊંચું ધોરણ ટકી રહે એટલા માટે મૂડીવાદી વ્યવસ્થા ચાલુ રહે એમ તેઓ ઇચ્છતા હતા. સમાજવાદ એ દૂરનો આદર્શ બની ગયો. તે આજે સિદ્ધ કરવાની નહિ પણ ભવિષ્યના એક પ્રકારના સ્વર્ગીય સ્વપ્નાની વસ્તુ બની ગયો. પુરાણા સ્વર્ગના ખ્યાલની પેઠે સમાજવાદ એ મૂડીવાદનો દાસ બની ગયો.

અને દેશ દેશના મજૂર પક્ષો, મજૂર મહાજનો, સામાજિક સમાજવાદીઓ, બીજો આંતરરાષ્ટ્રીય મજૂરસંઘ અને એવી બીજી સંસ્થાઓ સુધારાના નાના પ્રયાસોમાં મશગૂલ થઈ ગયાં અને મૂડીવાદની આખીયે ઇમારત તેમણે જેમની તેમ રહેવા દીધી. તેમનામાંથી ધ્યેયનિષ્ઠા જતી રહી અને તે માત્ર

નોકરશાહીવાળી મોટી મોટી સંસ્થાઓ બની ગઈ. તે નિષ્પ્રાણ બની ગઈ અને તેમનામાં ઝાઝી શક્તિ રહી નહિ.

નવા સામ્યવાદી પક્ષની સ્થિતિ એથી ભિન્ન હતી. એની પાસે મજૂરોને માટે વધારે પ્રાણદાયી અને પ્રેરક સંદેશો હતો તથા તેની પાછળ સોવિયેટ રાજ્યની આકર્ષક ભૂમિકા રહેલી હતી. પરંતુ આમ છતાંયે તેને કશીયે સફળતા મળી નહિ. યુરોપ તથા અમેરિકાના મજૂર સમુદાય ઉપર તે પોતાની કશીયે અસર પાડી ન શક્યો. ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં સામ્યવાદી પક્ષ અતિશય નબળો હતો. જર્મની તથા ફ્રાંસમાં તે કંઈક અંશે બળવાન હતો. આમ છતાંયે, કંઈ નહિ તો જર્મનીની બાબતમાં તો આપણે જોઈ ગયાં કે તે પોતાની અનુકૂળ સ્થિતિનો કશોયે લાભ ઉઠાવી ન શક્યો. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં ૧૯૨૭ની સાલમાં ચીનમાં અને ૧૯૩૩ની સાલમાં જર્મનીમાં એમ એની બે ભારે હાર થઈ. વેપારની મંદી, વારંવાર પેદા થતી કટોકટી, પગારઘટાડો અને બેકારીના એ કાળમાં સામ્યવાદી પક્ષ નિષ્ફળ કેમ નીવડ્યો એ કહેવું મુશ્કેલ છે. કેટલાક કહે છે કે, તેની નીતિરીતિ અને ખોટી કાર્યપદ્ધતિ એને માટે જવાબદાર હતી. વળી બીજા કેટલાક કહે છે કે, સામ્યવાદી પક્ષ સોવિયેટ સરકાર સાથે વધારે પડતો બંધાઈ ગયો હતો અને સોવિયેટને કારણે એની નીતિ અધિકતર રાષ્ટ્રીય રહી. ખરી રીતે તે આંતરરાષ્ટ્રીય હોવી જોઈતી હતી. સંભવ છે કે એ બધું સાચું હોય પરંતુ એને સામ્યવાદી પક્ષને મળેલી નિષ્ફળતાનો સંતોષકારક ખુલાસો ભાગ્યે જ કહી શકાય.

સામ્યવાદી પક્ષનો ફેલાવો મજૂરવર્ગમાં ઝાઝો થવા પામ્યો નહોતો પરંતુ સામ્યવાદી વિચારોનો ફેલાવો ખાસ કરીને બુદ્ધિજીવી વર્ગોમાં સારી પેઠે થયો હતો. સર્વત્ર — મૂડીવાદને ટેકો આપનારા લોકોમાં પણ — એવી દહેશત પેદા થવા પામી હતી કે, એ કટોકટીને પરિણામે અનિવાર્ય રીતે કોઈક પ્રકારની સામ્યવાદી વ્યવસ્થા ઊભી થવા પામશે. જૂની ઢબના મૂડીવાદના દિવસો ભરાઈ ચૂક્યા છે એમ સામાન્ય રીતે સૌ કોઈ માનતું હતું. કોઈ પણ પ્રકારના સંયોજન વિનાની, અને બગાડ તથા અનેક પ્રકારના સંઘર્ષોવાળી તેમ જ જેમાં વારંવાર કટોકટી પેદા થયા કરે છે એવી આ જે કંઈ હાથમાં આવે એ પચાવી પાડનારી અર્થવ્યવસ્થા,— વ્યક્તિગત રીતે હાથ મારી લેવાની આ નીતિ જવી જ જોઈએ. એને બદલે સંયોજનવાળી કોઈક પ્રકારની સમાજવાદી અથવા સહકારી અર્થવ્યવસ્થા સ્થપાવી જોઈએ. એનો અર્થ એ નથી કે એમાં અનિવાર્યપણે મજૂરોનો વિજય થાય છે કેમ કે, માલિકવર્ગના લાભને ખાતર પણ અર્ધ-સમાજવાદી ધોરણ પર રાજ્યની પુનર્ઘટના થઈ શકે છે. સરકારી સમાજવાદ અને સરકારી મૂડીવાદ એ લગભગ સમાન વસ્તુ છે.

રાજ્ય ઉપર આધિપત્ય કોનું છે અને તેથી લાભ કોને થાય છે, સમગ્ર પ્રજાને કે પ્રજાના કોઈ એક મિલકતદાર વર્ગને એ ખરો પ્રશ્ન છે.

બુદ્ધિજીવી લોકો જ્યારે વાદવિવાદ કરી રહ્યા હતા ત્યારે પશ્ચિમ યુરોપના ઔદ્યોગિક દેશોના નીચલા થરના મધ્યમવર્ગના લોકોએ સક્રિય પગલું ભર્યું. એ વર્ગના લોકોને અસ્પષ્ટપણે એમ લાગ્યું કે, મૂડીવાદ તથા મૂડીવાદીઓ તેમનું શોષણ કરી રહ્યા છે અને તેથી તેમની સામે તેઓ રોષે ભરાયા હતા. પરંતુ મજૂરવર્ગથી તેમ જ સામ્યવાદીઓના હાથમાં સત્તા આવે એનાથી તેઓ વિશેષે કરીને ડરતા હતા. આ ફાસિસ્ટ વલણના લોકો સાથે સામાન્ય રીતે મૂડીવાદીઓએ સમજૂતી કરી લીધી કેમકે તેમને લાગ્યું કે સામ્યવાદને ખાળવાનો એ સિવાય બીજો રસ્તો નથી. ધીમે ધીમે સામ્યવાદથી ડરનારા સૌ કોઈ આ ફાસીવાદમાં ભળી ગયા. આ રીતે, જ્યાં આગળ મૂડીવાદ જોખમમાં આવી પડે છે અથવા તેને સામ્યવાદનો સામનો કરવાનો આવે છે યા તો એવો સંભવ પેદા થાય છે ત્યાં ફાસીવાદનો ફેલાવો થાય છે. એ બેની વચ્ચે પાર્લમેન્ટ દ્વારા ચાલતી શાસનપદ્ધતિ છિન્નભિન્ન થઈ જાય છે.

અને એને પરિણામે, આ પત્રના આરંભમાં આગળ તરી આવતી જે વસ્તુઓનો ઉલ્લેખ કર્યો હતો તેમાંની બીજી એટલે કે પાર્લમેન્ટની નિષ્ફળતા અથવા પતન પેદા થાય છે. સરમુખત્યારશાહી તથા જૂની ઢબની લોકશાહી વિષે મેં આગળના પત્રોમાં ઠીક ઠીક વિસ્તારથી કહ્યું છે. રશિયા, ઇટાલી, મધ્ય યુરોપ અને હાલ જર્મનીમાં એ વસ્તુ સ્પષ્ટપણે જોઈ શકાય છે. જર્મનીમાં તો નાઝીઓએ સત્તા હાથ કરી તે પહેલાં જ પાર્લમેન્ટ દ્વારા ચાલતી શાસનપદ્ધતિ પડી ભાગી હતી. યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ આપણે જોઈ ગયાં કે કૉંગ્રેસે પ્રમુખ રૂઝવેલ્ટના હાથમાં સંપૂર્ણ સત્તા સોંપી દીધી હતી. યુરોપમાં લોકશાહીની સૌથી લાંબી પરંપરાવાળા બે દેશો ઇંગ્લંડ અને ફ્રાંસમાં પણ એ પ્રક્રિયા શરૂ થયેલી નજરે પડે છે. પ્રથમ આપણે ઇંગ્લંડનો દાખલો તપાસીએ.

ઇંગ્લંડની કાર્ય કરવાની રીત યુરોપ ખંડના બીજા દેશોની રીત કરતાં બિલકુલ ભિન્ન છે. અંગ્રેજો જૂનો દેખાવ રાખી મૂકવાનો હમેશાં પ્રયત્ન કરે છે અને તેથી કરીને ત્યાં આગળ ફેરફારો સ્પષ્ટપણે દેખાતા નથી. ઉપર ઉપરથી જોનારને તો લાગે કે બ્રિટિશ પાર્લમેન્ટ પહેલાંના જેવી જ સ્થિતિમાં હજી ચાલુ છે પરંતુ વાસ્તવમાં તેમાં ઘણા ફેરફારો થઈ ગયા છે. પહેલાંના વખતમાં આમની સભા સીધી રીતે પોતાની સત્તા વાપરતી હતી અને તેના એક સામાન્ય સભ્યનો પણ તેમાં ઠીક ઠીક અવાજ પહોંચતો હતો. આજે તો મોટા મોટા પ્રશ્નોનો નિર્ણય પ્રધાનમંડળ અથવા સરકાર કરે છે અને આમની સભા તો તે બાબતમાં માત્ર 'હા' કે 'ના' જ કહી શકે છે. બેશક, 'ના' કહીને આમની સભા સરકારને કાઢી મૂકી શકે છે, પરંતુ એવું કડક પગલું ભાગ્યે જ લેવામાં આવે

છે કેમકે એને પરિણામે અનેક પંચાતો ઊભી થાય છે અને સામાન્ય ચૂંટણી પણ કરવી પડે છે. આથી, આમની સભામાં સરકારની બહુમતી હોય તો લગભગ પોતાની મરજીમાં આવે તે બધું તે કરી શકે છે અને આમની સભાની તેમાં સંમતિ લઈને તે એ મુજબનો કાયદો પણ કરી શકે છે. આ રીતે સત્તા પાર્લમેન્ટ અથવા ધારાસભામાંથી પ્રધાનમંડળના હાથમાં ગઈ છે અને હજી પણ જતી જાય છે.

વળી, આજકાલ પાર્લમેન્ટને ઘણું કામ કરવાનું હોય છે; તેની સમક્ષ અનેક ગૂંચવણભર્યા પ્રશ્નો ઊભા થાય છે. આથી હવે એવો રિવાજ પડી ગયો છે કે, પાર્લમેન્ટ તો કોઈ પગલું કે કાયદાના સામાન્ય સિદ્ધાંતો જ માત્ર નક્કી કરે છે અને એની વિગતો નક્કી કરવાનું કારોબારી સરકાર અથવા તેના કોઈ એક ખાતા ઉપર છોડવામાં આવે છે. આ રીતે કારોબારીના હાથમાં જબરદસ્ત સત્તા આવી ગઈ છે અને કટોકટીભરી પરિસ્થિતિ વખતે તે ચાહે તે કરી શકે છે. આમ રાજ્યની મહત્ત્વની પ્રવૃત્તિઓથી પાર્લમેન્ટનો સંપર્ક ઉત્તરોત્તર ઘટતો જાય છે. આજે તેનું મુખ્ય કાર્ય માત્ર સરકારનાં પગલાંઓની ટીકા કરવાનું, પ્રશ્નો પૂછવાનું તથા બીજી પૂછપરછ કરવાનું અને છેવટે સરકારની સામાન્ય નીતિને મંજૂર કરવાનું જ માત્ર રહ્યું છે. હેરોલ્ડ જે. લાસ્કી કહે છે કે, 'આપણી સરકાર કારોબારીની સરમુખત્યારશાહી બની ગઈ છે; માત્ર પાર્લમેન્ટના બળવાની તેને કંઈક દહેશત હોય છે.'

૧૯૩૧ના ઑગસ્ટ માસમાં મજૂર સરકારનું એકાએક પતન બહુ જ વિચિત્ર રીતે થયું હતું. એ વસ્તુ ઉપરથી જણાય છે કે એ બાબતમાં પાર્લમેન્ટનું કેટલું ઓછું ચલણ છે. સામાન્ય રીતે ઇંગ્લંડમાં આમની સભામાં તેને હાર મળવાથી સરકારનું પતન થાય છે. ૧૯૩૧ની સાલમાં કશીયે વસ્તુ આમની સભા આગળ નહોતી આવી. શું ચાલી રહ્યું છે એની કોઈને પણ ખબર નહોતી, પ્રધાન મંડળના ઘણાખરા સભ્યોને સુધ્ધાં કશીયે ખબર નહોતી. વડા પ્રધાન રમ્સે મૅકડોનાલ્ડે બીજા પક્ષોના આગેવાનો જોડે ગુપ્ત મંત્રણાઓ કરી, તેઓ રાજાને મળ્યા અને જૂનું પ્રધાનમંડળ એકાએક અદૃશ્ય થઈ ગયું અને તેને બદલે છાપાંઓમાં નવા પ્રધાનમંડળની જાહેરાત કરવામાં આવી! જૂના પ્રધાનમંડળના કેટલાક સભ્યોએ તો આ બધું આ છાપાંઓમાંથી જ પહેલ-વહેલીવાર જાણ્યું. આ અસાધારણ અને લોકશાહીવિરોધી કાર્યપ્રણાલી હતી અને છેવટે આમની સભાએ એ વસ્તુને મંજૂર રાખી એથી કંઈ એ હકીકતમાં કશો તફાવત પડતો નથી. એ સરમુખત્યારશાહીની પદ્ધતિ હતી.

આ રીતે મજૂર સરકારને સ્થાને એક રાતમાં 'રાષ્ટ્રીય સરકાર' આવી. એમાં કૉન્ઝરવેટીવ પક્ષનું પ્રભુત્વ હતું અને તેમાં ભળેલા ગણ્યાગાંઠ્યા લિબરલો

તથા મજૂર પક્ષના લોકોએ તેને રાષ્ટ્રીય સ્વાંગ આપવાનો પ્રયાસ કર્યો હતો. મજૂર પક્ષે તેને અમાન્ય કર્યો તથા તેને પોતાના પક્ષમાંથી કાઢી મૂક્યો તે છતાંયે રમ્સે મૅકડોનાલ્ડ વડા પ્રધાન તરીકે ચાલુ રહ્યો. દૂરગામી સમાજવાદી ફેરફારો મિલકતદાર વર્ગોની સ્થિતિ હચમચાવી મૂકશે અથવા તો તેમના ઉપર ભારે બોજો નાખશે એવી દહેશત પેદા થવા પામે છે એવે સમયે આવી 'રાષ્ટ્રીય' સરકારો ઉદ્ભવે છે. ૧૯૩૧ની સાલના ઑગસ્ટ માસમાં એવી સ્થિતિ પેદા થઈ હતી. એ વખતે આર્થિક કટોકટી શરૂ થઈ ચૂકી હતી અને એને કારણે પાછળથી પાઉન્ડના ચલણનો સોના સાથેનો સંબંધ છોડી દેવાની ફરજ પડી હતી. એને પરિણામે મૂડીવાદી બળો સંગઠિત થઈને સમાજવાદની સામે ખડાં થયાં. મજૂર પક્ષ જો જીતશે તો મધ્યમ વર્ગની બધીયે બચત જતી રહેશે એવો ભય બતાવીને રાષ્ટ્રીય સરકારે નીચલા થરના મધ્યમવર્ગના લોકોને ભડકાવી માર્યા અને એ રીતે સામાન્ય ચૂંટણીમાં તેણે પોતાની ભારે બહુમતી મેળવી. મૅકડોનાલ્ડ તથા તેને ટેકો આપનારાઓએ જણાવ્યું કે, પસંદગી રાષ્ટ્રીય સરકાર યા તો સામ્યવાદ એ બે વચ્ચે કરવાની છે.

આ રીતે ઇંગ્લંડમાં પણ જૂની ઢબની લોકશાહી નષ્ટ થઈ છે અને પાર્લમેન્ટની અવનતિ થતી જાય છે. પ્રજાની ભાવનાઓને હલમલાવી મૂકે એવા ગંભીર પ્રશ્નોનો સામનો કરવાનો આવે છે ત્યારે લોકશાહી નિષ્ફળ નીવડે છે. ધાર્મિક અથવા તો રાષ્ટ્રીય કે જાતિ જાતિ વચ્ચેના ઝઘડાઓ (દાખલા તરીકે જર્મનો અને યહૂદીઓ વચ્ચેના) અને વિશેષે કરીને મિલકત ધરાવનારાઓ અને મિલકત વિનાના લોકો વચ્ચેના આર્થિક સંઘર્ષો એ આવા પ્રકારના પ્રશ્નો છે. તને યાદ હશે કે, ૧૯૧૪ની સાલમાં આયર્લૅન્ડમાં અલ્સ્ટર અને બાકીના આયર્લૅન્ડ વચ્ચે આવો રાષ્ટ્રીય-ધાર્મિક પ્રશ્ન ઊભો થયો ત્યારે ઇંગ્લંડના કૉન્ઝરવેટીવ પક્ષે ખરેખાત પાર્લમેન્ટનો નિર્ણય સ્વીકારવાની ના પાડી અને એથીયે આગળ વધીને તેણે આંતર-વિગ્રહને પણ ઉત્તેજન આપ્યું હતું. આમ જ્યાં સુધી ઉપર ઉપરથી દેખાતી લોકશાહી કાર્ય-પ્રણાલી મિલકતદાર વર્ગના હિતમાં હોય ત્યાં સુધી પોતાનો સ્વાર્થ સાધવામાં તેઓ તેનો લાભ ઉઠાવે છે. પરંતુ જ્યારે તે એમને વિઘ્નરૂપ થઈ પડે અને તેમના વિશિષ્ટ અધિકારો તથા સ્વાર્થોને પડકારે ત્યારે લોકશાહીને તેઓ લાત મારે છે અને સરમુખત્યારશાહીની રીતોનો આશરો લે છે. બ્રિટિશ પાર્લમેન્ટને ભવિષ્યમાં તળિયાઝાટક સામાજિક ફેરફારો કરવાની બાબતમાં બહુમતી મળે એ બનવાજોગ છે. જો એમ બને અને એવી બહુમતી સ્થાપિત હિતો ઉપર હુમલો કરે તો પ્રસ્તુત હિતો ધરાવનારાઓ ખુદ પાર્લમેન્ટની સત્તાનો પણ કદાચ ઇન્કાર કરે અને ૧૯૧૪ની સાલમાં અલ્સ્ટરના મુદ્દા ઉપર તેમણે કર્યું હતું તેમ તેના નિર્ણયની સામે ખુલ્લા બળવાને પણ ઉત્તેજન આપે.

આ ઉપરથી આપણને જણાય છે કે, પાર્લમેન્ટ તથા લોકશાહી વર્તમાન પરિસ્થિતિ ટકાવી રાખે ત્યાં સુધી જ મિલકતદાર વર્ગો તેમને ઇચ્છવાયોગ્ય ગણે છે. એને, બેશક સાચી લોકશાહી ન જ કહી શકાય; એ તો ગેરલોકશાહી હેતુઓને માટે કરવામાં આવતો લોકશાહીના ખ્યાલનો દુરુપયોગ છે. સાચી લોકશાહીની હસ્તીને તો હજી સુધી તક મળી જ નથી કેમકે મૂડીવાદી વ્યવસ્થા અને લોકશાહી એ બે વચ્ચે તાત્ત્વિક વિરોધ છે. લોકશાહીનો જો કંઈ પણ અર્થ હોય તો તે સમાનતા છે અને તે પણ કેવળ મતાધિકારની સમાનતા નહિ પણ આર્થિક અને રાજકીય સમાનતા. મૂડીવાદનો અર્થ એથી સાવ ઊલટો જ છે; એટલે કે મૂડીવાદી વ્યવસ્થામાં મૂઠીભર લોકોના હાથમાં આર્થિક સત્તા હોય છે અને તેઓ તેનો ઉપયોગ પોતાના ફાયદાને માટે કરે છે. તેઓ પોતાની વિશિષ્ટ અધિકારયુક્ત સ્થિતિ સલામત રાખવાને માટે કાયદા કરે છે અને એ કાયદાનો ભંગ કરનારને કાયદો અને વ્યવસ્થામાં વિક્ષેપ કરનાર લેખવામાં આવે છે તથા તેને સમાજે શિક્ષા કરવી જોઈએ એવું જણાવવામાં આવે છે. આ રીતે એ વ્યવસ્થામાં સમાનતા હોતી નથી અને મૂડીવાદી કાયદાઓની મર્યાદાની અંદર જે કંઈ સ્વતંત્રતા હોય છે તે મૂડીવાદ ટકાવી રાખવાને અર્થે જ હોય છે.

મૂડીવાદ અને લોકશાહી વચ્ચેનો સંઘર્ષ મૂલગત અને કાયમી છે. ભ્રામક પ્રચાર, પાર્લમેન્ટો જેવાં લોકશાહીનાં બહારનાં સ્વરૂપો તથા મિલકતદાર વર્ગો તેમને થોડેઘણે અંશે સંતુષ્ટ રાખવાને માટે બીજા વર્ગો તરફ જે ટુકડાઓ ફેંકે છે એ બધાથી તેના ઉપર ઢાંકપિછોડો કરવામાં આવે છે. પછીથી એવો સમય આવે છે કે, જ્યારે કશાયે ટુકડા ફેંકવાના રહેતા નથી અને એ બંને વર્ગો વચ્ચેનો સંઘર્ષ ઉગ્ર બને છે. કેમકે હવે સાચી વસ્તુ માટેની એટલે કે, રાજ્યની આર્થિક સત્તા હાથ કરવા માટેની ઝુંબેશ શરૂ થાય છે. જ્યારે એ સ્થિતિ પેદા થાય છે ત્યારે આજ સુધી બીજા પક્ષો જોડે રમત રમતા મૂડીવાદને ટેકો આપનારા સૌ પોતાનાં સ્થાપિત હિતો જોખમમાં મુકાવાનો ભય પેદા થતાં તેનો સામનો કરવાને એકત્ર થઈ જાય છે. ઉદારમતવાદીઓ (લિબરલો) અને એવા વિચારનાં બીજાં દળો અલોપ થઈ જાય છે અને લોકશાહીનાં બળોને બાજુએ મૂકી દેવામાં આવે છે. યુરોપ તથા અમેરિકામાં આજે એ સ્થિતિ પેદા થઈ છે અને ફાસીવાદ જે ઘણાખરા દેશોમાં આજે પ્રભુત્વ ભોગવે છે તે એ સ્થિતિ અથવા અવસ્થા રજૂ કરે છે. મજૂર ચળવળે સર્વત્ર રક્ષણાત્મક વલણ અખત્યાર કર્યું છે કેમકે મૂડીવાદી બળોના આ નવા અને બળવાન સંગઠનનો સામનો કરવા જેટલું સામર્થ્ય તેનામાં નથી. અને આમ છતાંયે વિચિત્ર વાત તો એ છે કે ખુદ મૂડીવાદી વ્યવસ્થા પણ ડગમગી રહી છે અને નવી દુનિયા સાથે તે પોતાનો મેળ સાધી શકતી નથી. આ સ્થિતિમાં

એ ટકી જશે તોયે અતિશય બદલાયેલા અને વધારે ઉગ્ર સ્વરૂપે ટકશે એમાં લેશ પણ શંકા નથી. અને, અલબત એ પણ લાંબી લડતની એક બીજી અવસ્થા કે તબક્કો હશે. કેમકે મૂડીવાદના કોઈ પણ સ્વરૂપ નીચે આધુનિક ઉદ્યોગો અને ખુદ આધુનિક જીવન એ રણક્ષેત્રો છે અને તેના ઉપર સૈન્યોની અથડામણ નિરંતર થયાં જ કરે છે.

કેટલાક લોકો ધારે છે કે થોડાક સમજુ લોકોના હાથમાં સરકારનાં સૂત્રો સુપરત કરવામાં આવ્યાં હોત તો આ બધી મુશ્કેલીઓ, યાતનાઓ અને સંઘર્ષો ટાળી શકાત અને મુત્સદ્દીઓ તથા રાજદ્વારી પુરુષોની મૂર્ખાઈ તથા દુષ્ટતા જ એ બધાના મૂળમાં રહેલી છે. તેમનું એવું માનવું છે કે, સજ્જનો જો એકઠા થાય તો દુર્જનોને સદાચારનો ઉપદેશ આપીને તથા તેમની ભૂલ બતાવીને તેઓ તેમનો હૃદયપલટો કરી શકે. આ બહુ ખોટો અને ભ્રામક ખ્યાલ છે, કેમ કે દોષ વ્યક્તિઓનો નહિ પણ બૂરી પ્રથા અથવા ખોટા તંત્રનો છે. એ તંત્ર ચાલુ રહે ત્યાં સુધી એ વ્યક્તિઓ આજે વર્તે છે તે જ રીતે વર્તતી રહેવાની. સત્તાધારી અથવા અધિકારના સ્થાને વિરાજમાન સમૂહો,— પછી તે પરરાષ્ટ્ર ઉપર શાસન કરનારા વિદેશી સમૂહો હોય યા તો રાષ્ટ્રની અંદરના જ આર્થિક સમૂહો હોય,— ભારે આત્મવંચના અને દંભને વશ થઈને એમ જ માને છે કે, તેમના વિશિષ્ટ અધિકારો એ તેમની યોગ્યતાઓનો જ ન્યાયપૂરઃસરનો બદલો છે. તેમની એ સ્થિતિનો જે કોઈ પણ વિરોધ કરે છે તે તેમને દુષ્ટ, બદમાશ અને સુલેહશાંતિનો ભંગ કરનાર લાગે છે. વિશિષ્ટ અધિકારો ભોગવનાર કોઈ પણ સમૂહને તેમના વિશિષ્ટ અધિકારો અન્યાયી છે અને તે તેણે છોડી દેવા જોઈએ એવી ખાતરી કરાવી આપવી મુશ્કેલ હોય છે; વ્યક્તિઓને કદાચ એવી ખાતરી થાય એ બનવા જોગ છે, જોકે એવું પણ જવલ્લે જ બને છે, પરંતુ આખા સમૂહને તો કદી પણ એવી ખાતરી થતી નથી અને પરિણામે અનિવાર્યપણે અથડામણો, સંઘર્ષો અને ક્રાંતિઓ થવા પામે છે અને તેમાંથી અપરંપાર યાતનાઓ અને દુઃખો પેદા થાય છે.

# ૧૯૪. જગત ઉપર છેવટની દૃષ્ટિ

૭ ઑગસ્ટ, ૧૯૩૩

જ્યાં સુધી કાગળ, કલમ અને શાહી છે ત્યાં સુધી પત્રો લખવાનો અંત આવે એમ નથી. અને જગતના બનાવો વિષે લખવાનો પણ પાર આવે એમ નથી કેમ કે, દુનિયાની ઘટમાળ ચાલ્યાં જ કરે છે અને સ્ત્રી, પુરુષો અને બાળકોનું હસવું તથા રડવું, તેમનો પ્રેમ અને તેમનો દ્વેષ તથા એકબીજા સાથેના તેમના લડાઈટંટા એ બધું નિરંતરપણે ચાલ્યાં જ કરે છે અને એ કથા આગળ ને આગળ ચાલ્યાં જ કરે છે અને તેનો કદીયે અંત આવે એમ નથી. અને આપણે જીવીએ છીએ તે જમાનામાં તો જીવનનો પ્રવાહ વધારે વેગથી વહેતો જણાય છે અને એક પછી એક ફેરફારો વધારે ત્વરિત ગતિથી થાય છે. હું લખી રહ્યો છું તે દરમ્યાન પણ ફેરફારો થઈ રહ્યા છે અને આજે હું જે લખી રહ્યો છું તે કદાચ આવતી કાલે જૂનું પુરાણું અને અવાસ્તવિક બની જાય. જીવનસરિતા કદીયે સ્થિર રહેતી નથી. તે તો અવિરતપણે વહેતી જ રહે છે. આજની પેઠે તે કદી કદી નિર્દયપણે, આપણાં ક્ષુલ્લક સંકલ્પો અને કામનાઓની ઉપેક્ષા કરતી તથા આપણી પામર જાતનો નિષ્ઠુર ઉપહાસ કરતી તેમ જ તેના તોફાની તરંગો ઉપર તણખલાંઓની પેઠે આપણને અહીંતહીં ઉછાળતી રાક્ષસી શક્તિથી આગળ ને આગળ વધે છે. એ ક્યાં જશે એની કોઈને પણ ખબર નથી. તેને સહસ્ર ધારાઓમાં છિન્નભિન્ન કરનાર ઊંચા ખડક ઉપર તે પહોંચી જશે કે પછી અફાટ, ગહન, ભવ્ય અને શાન્ત તથા નિરંતર બદલાતા રહેતા અને છતાંયે અચળ એવા ઉદધિને જઈને મળશે? એ કોણ કહી શકે?

મેં જેટલું લખવા ધાર્યું હતું અથવા મારે જેટલું લખવું જોઈતું હતું તેના કરતાં ઘણું વધારે મેં અત્યાર સુધીમાં લખી નાખ્યું છે. મારી કલમ બસ ચાલ્યાં જ કરી. આપણે આપણું લાંબું ભ્રમણ પૂરું કર્યું છે અને એનો છેવટનો લાંબો હપતો પણ આપણે પૂરો કર્યો છે. આપણે આજ સુધી આવી પહોંચ્યાં છીએ અને આવતી કાલના ઉમરા ઉપર આવીને ઊભાં છીએ અને એ આવતી કાલનો આજ બનવાનો વારો આવશે ત્યારે તેની સૂરત કેવી હશે એના આશ્ચર્યમાં ગરકાવ થઈ જઈએ છીએ. જરા થોભી જઈને આપણે દુનિયા તરફ નજર કરીએ. ૧૯૩૩ની સાલના ઑગસ્ટ માસના સાતમા દિવસે એની શી સ્થિતિ છે?

હિંદમાં ગાંધીજીની ફરીથી ધરપકડ કરવામાં આવી છે અને સજા પામીને તે પાછા યરવડા જેલમાં પહોંચી ગયા છે. સવિનયભંગની લડત મર્યાદિત

સ્વરૂપમાં ફરી પાછી શરૂ કરવામાં આવી છે અને આપણા બિરાદરો ફરી પાછા કારાવાસમાં જઈ રહ્યા છે. એક વીર અને પ્રિય સાથી જતીન્દ્રમોહન સેન ગુપ્ત હમણાં જ આપણને છોડીને ચાલ્યા ગયા છે. બ્રિટિશ સરકારના કેદી તરીકે તેમનું અવસાન થયું છે. તે મારા મિત્ર હતા અને પચીસ વરસ ઉપર હું કેમ્બ્રિજમાં હતો ત્યારે તેમની મને પહેલવહેલી મુલાકાત થઈ હતી. જીવન મૃત્યુમાં સમાઈ જાય છે. પરંતુ ભારતવાસીઓનું જીવન જીવવા યોગ્ય બનાવવા માટેનું મહાન કાર્ય તો ચાલુ જ છે. ભારતનાં સૌથી વિશેષ જોશીલાં અને પ્રતિભાશાળી પુત્રપુત્રીઓ હજારોની સંખ્યામાં તુરંગો અને અટકાયતની છાવણીઓમાં પડ્યાં છે અને ભારતને ગુલામીમાં રાખતી મોજૂદ વ્યવસ્થા સામે ઝૂઝવામાં તેઓ પોતાનાં યૌવન તથા શક્તિ ખરચી રહ્યાં છે. તેમનાં જીવન તથા તેમની આ શક્તિ સર્જક કાર્યમાં, રચનાત્મક કાર્યમાં વપરાયાં હોત; એ રીતે આ દુનિયામાં કેટલું બધું કરવાનું બાકી છે! પરંતુ સર્જન અથવા રચના પહેલાં નાશ કરવાની જરૂર રહે છે જેથી કરીને નવી ઇમારતના ચણતર માટે જગ્યા સાફ થાય. ઘોલકાંઓની માટીની દીવાલો ઉપર આપણે સુંદર ઇમારત ચણી ન શકીએ. હિંદના કેટલાક ભાગોમાં, જેમકે બંગાળમાં, લોકોએ પોશાક કેવી રીતે પહેરવો એને અંગે પણ સરકારે નિયમો કર્યા છે. અને એથી બીજી રીતે કપડાં પહેરવાં એટલે કે જેલ વહોરવી. હિંદની દશા આજે કેવી છે એ ઉપર્યુક્ત હકીકત ઉપરથી બરાબર સમજી શકાશે. અને ચિતા-ગોંગમાં તો ૧૨ વરસની ઉંમરના છોકરાઓને (મારા ધારવા પ્રમાણે છોકરીઓને પણ) તેઓ જ્યાં જાય ત્યાં પોતાની સાથે ઓળખનું પત્તું રાખવું પડે છે. બીજે ક્યાંય, નાઝીઓના અમલ નીચેના જર્મનીમાં કે દુશ્મન ફોજે જેનો કબજો લીધો હોય એવા યુદ્ધ પ્રદેશમાં પણ, આવા અસાધારણ હુકમનો અમલ કરવામાં આવતો હશે કે કેમ એની મને ખબર નથી. બ્રિટિશ લોકોના અમલ નીચે આપણે એવી પ્રજા બની ગયાં છીએ કે આપણી હરકોઈ પ્રવૃત્તિ માટે આપણે સરકારની પરવાનગી લેવી પડે છે. અને આપણા સરહદ પ્રાંતની પેલી તરફ આપણા પાડોશીઓ ઉપર એરોપ્લેનોમાંથી બૉંબમારો કરવામાં આવે છે.

પરદેશોમાં આપણા દેશબંધુઓનું જરા પણ સન્માન કરવામાં આવતું નથી અને દુનિયામાં ક્યાંયે તેમનું ભાગ્યે જ સ્વાગત કરવામાં આવે છે. અને એમાં આશ્ચર્ય પામવા જેવું કશુંયે નથી કેમ કે પોતાના દેશમાં જ જેમનું સન્માન નથી થતું તેમનું પરદેશોમાં કેવી રીતે સન્માન કરવામાં આવે? જ્યાં તેઓ જન્મ્યા તથા ઊછર્યા હતા તથા જેના કેટલાક ભાગોને — ખાસ કરીને નાતાલને — ખીલવવામાં જેમણે મહેનત મજૂરી કરી હતી તે દક્ષિણ આફ્રિકામાંથી આપણા દેશભાઈઓને કાઢી મૂકવામાં આવે છે. રંગભેદ, જાતિદ્વેષ તથા આર્થિક સંઘર્ષ એ બધી વસ્તુઓએ એકત્ર થઈને દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓની

સ્થિતિ ઘરબાર કે આશ્રયસ્થાન વિનાના અસ્પૃશ્ય જેવી બનાવી મૂકી છે. દક્ષિણ આફ્રિકાની સરકાર કહે છે કે અહીંથી તો એ બલા સદાને માટે ટળવી જ જોઈએ, પછીથી તેઓ ગમે ત્યાં જાય, ચાહે તો બ્રિટિશ ગિયાનામાં જાય, કે હિંદમાં પાછા ફરીને ત્યાં ભૂખે મરે અથવા તો જહાનમમાં પડે.

પૂર્વ આફ્રિકામાં કેન્યા તથા તેની આસપાસના પ્રદેશની ખિલવણી કરવામાં હિંદીઓએ ભારે ફાળો આપ્યો હતો. પરંતુ ત્યાંયે તેમના વસવાટ તરફ પસંદગી બતાવવામાં આવતી નથી; આફ્રિકાવાસીઓનો તેમની સામે વાંધો છે એટલા માટે નહિ પણ મૂઠીભર યુરોપિયન બગીચાવાળાઓને તે રુચતું નથી એટલા માટે ત્યાંનો ઉત્તમોત્તમ પ્રદેશ એટલે કે ત્યાં આગળનો ઉચ્ચ પ્રદેશ આ બગીચાવાળાઓ માટે અનામત રાખવામાં આવ્યો છે અને કોઈ પણ આફ્રિકાવાસી કે હિંદી ત્યાં જમીન ખરીદી શકતો નથી. ગરીબ બિચારા આફ્રિકાવાસીઓની દશા તો સૌથી ભૂંડી છે. મૂળ તો એ બધીયે જમીન તેમની માલિકી નીચે હતી અને તે તેમનું એકમાત્ર આવકનું સાધન હતું. એ જમીનના મોટા મોટા ટુકડા સરકારે જપ્ત કર્યા અને ત્યાં આવીને વસનારા યુરોપિયનોને તે મફત આપી દેવામાં આવ્યા. આ વસાહતીઓ અથવા બગીચાવાળાઓ ત્યાં આગળ મોટા મોટા જમીનદારો બની બેઠા છે. તેમને આવકવેરો નથી આપવાનો હોતો તેમ જ બીજો પણ કોઈ કર તેમને ભાગ્યે જ આપવાનો હોય છે. કરનો બધોયે બોજો ગરીબ અને દલિત આફ્રિકાવાસીઓ ઉપર પડે છે. આફ્રિકાવાસીઓ ઉપર કર નાખવાનું સહેલું નહોતું કેમ કે તેમની પાસે લગભગ કશીયે મતા હોતી નથી. આથી લોટ અને કાપડ જેવી જીવનની જરૂરિયાતની વસ્તુઓ ઉપર કર નાખવામાં આવ્યો અને એ વસ્તુઓ તેઓ ખરીદે છે ત્યારે પરોક્ષ રીતે તેમને કર આપવો પડે છે. પરંતુ ઝૂંપડા દીઠ અને તેના આશ્રિતો સહિત — જેમાં સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે — ૧૬ વરસની ઉપરના પ્રત્યેક પુરુષ પાસે ઉઘરાવવામાં આવતો સીધો કર એ સૌથી અસાધારણ છે. કરનો સિદ્ધાંત તો એવો છે કે, લોકોની કમાણી ઉપર અથવા તો તેમની માલમિલકત ઉપર કર નાખવો જોઈએ. પણ આફ્રિકાવાસી પાસે બીજી માલમિલકત તો લગભગ કશીયે હતી જ નહિ એટલે તેમના શરીર ઉપર કર નાખવામાં આવ્યો ! પરંતુ તેમની પાસે પૈસા હોય જ નહિ તો પછી બાર શિલિંગનો આ વાર્ષિક કર તેમણે કેવી રીતે ભરવો ? એમાં જ એ કરની દુષ્ટતા રહેલી છે કેમ કે એ કર ભરવાને પૈસા કમાવા માટે તેમને યુરોપિયન વસાહતીઓના બગીચાઓમાં મજૂરી કરવાની ફરજ પડતી. માત્ર કરનાં નાણાં મેળવવાની જ નહિ પણ યુરોપિયનોના ખેતીના બગીચાઓ માટે સોંઘી મજૂરી મેળવવા માટેની પણ એ યુક્તિ હતી. આથી આ માથાવેરો ભરવા માટે પૈસા કમાવાને આ ગરીબ બિચારા આફ્રિકાવાસીઓને જબરદસ્ત અંતર કાપીને ૭૦૦થી ૮૦૦ માઈલ

દૂર દરિયા કિનારા ઉપર આવેલા યુરોપિયનોના ખેતીના બગીચાઓમાં મજૂરી કરવાને જવું પડતું. (ત્યાં આગળ દેશના અંદરના ભાગમાં રેલવે નથી અને દરિયાકાંઠા ઉપરના પ્રદેશમાં પણ બહુ ઓછી રેલવે છે.)

બહારની દુનિયાને પોતાનો અવાજ કેવી રીતે સંભળાવવો એની પણ જેમને ખબર નથી એવા આ ગરીબ અને શોષિત આફ્રિકાવાસીઓ વિષે હજી તો હું તને ઘણું ઘણું કહી શકું એમ છું. તેમનાં વીતકોની કહાણી ઘણી લાંબી છે અને તેઓ મૂંગે મોઢે બધી યાતનાઓ સહી રહ્યા છે. પોતાની ઉત્તમોત્તમ જમીન ઉપરથી તેમને હાંકી કાઢવામાં આવ્યા એટલે આ આફ્રિકાવાસીઓને ભોગે જેમને એ જમીન મફત મળી હતી તે યુરોપિયનોના ગણોતિયા થઈને તેમને એ જમીન ઉપર પાછા જવાની ફરજ પડી. આ યુરોપિયન જમીનદારો મધ્યયુગના જાગીરદારો જેવી સત્તા ભોગવે છે અને તેમને ન રુચતી હરેક પ્રકારની પ્રવૃત્તિ દાબી દેવામાં આવે છે. આફ્રિકાવાસીઓ સુધારા માટેની હિમાયત કરવા માટે પણ મંડળ ન સ્થાપી શકે કેમ કે નાણાં ઉઘરાવવાની તેમને મનાઈ કરવામાં આવી છે. નૃત્યનો પ્રતિબંધ કરનારો પણ એક ઑર્ડિનન્સ કાઢવામાં આવ્યો છે કારણ કે નાચતી તથા ગાતી વખતે આફ્રિકાવાસીઓ યુરોપિયનોની કેટલીક રીતભાતોની મજાક કરતા તથા ચાળા પાડતા! ખેડૂતવર્ગ બહુ જ ગરીબ છે અને યુરોપિયન બગીચાવાળાઓ સાથે હરીફાઈ થાય એટલા ખાતર ચા તથા કૉફી ઉગાડવાની તેમને પરવાનગી આપવામાં આવતી નથી.

ત્રણ વરસ પૂર્વે બ્રિટિશ સરકારે ગંભીરતાપૂર્વક જાહેર કર્યું હતું કે, આફ્રિકાવાસીઓની તે ટ્રસ્ટી છે અને હવે પછીથી તેમની પાસેથી તેમની જમીન લઈ લેવામાં આવશે નહિ. પરંતુ આફ્રિકાવાસીઓના દુર્ભાગ્યે ગયે વરસે કેન્યામાં સોનું મળી આવ્યું. પેલું ગંભીર વચન ભૂલી જવામાં આવ્યું; યુરોપિયન બગીચાવાળાઓ એ જમીન ઉપર તૂટી પડ્યા. તેમણે આફ્રિકન ખેડૂતોને ત્યાંથી હાંકી કાઢ્યા અને સોનું ખોદી કાઢવાનું કામ શરૂ કર્યું. બ્રિટિશ લોકોનાં વચન આવાં હોય છે. આપણને કહેવામાં આવે છે કે, આખરે આ બધાથી આફ્રિકાવાસીઓને લાભ જ થવાનો છે ને પોતાની જમીન ગુમાવીને તેઓ રાજી થયા છે!

સોનાવાળા પ્રદેશનો ફાયદો ઉઠાવવાની મૂડીવાદી પદ્ધતિ અજબ પ્રકારની હોય છે. અમુક સ્થાનેથી લોકોને તે મેળવવા માટે દોડાવવામાં આવે છે અને દરેક જણ તે પ્રદેશના અમુક ભાગનો કબજો લે છે. અને પછી તેમાંથી સોનું ખોદી કાઢવાનું કામ શરૂ કરે છે. પોતાના ભાગની જમીનમાં તેને વધારે કે ઓછું સોનું મળશે એનો આધાર તેના નસીબ ઉપર હોય છે. મૂડીવાદની એ નમૂનેદાર પદ્ધતિ છે. ખરી રીતે તો એમ હોવું જોઈએ કે તે દેશની સરકારે સોનાના તે ક્ષેત્રનો કબજો લઈને સમગ્ર રાજ્યને લાભ થાય એ રીતે તેમાંથી

સોનું ખોદી કાઢવાનું કાર્ય કરવું જોઈએ. તાજીકિસ્તાનમાંનાં તેમ જ બીજે સ્થળે આવેલાં સોનાનાં ક્ષેત્રોમાંથી સોવિયેટ સરકાર એ જ રીતે સોનું ખોદી કાઢે છે.

જગતના આપણા આ છેલ્લા અવલોકનમાં મેં કેન્યા વિષે થોડું કહ્યું કેમ કે આ પત્રોમાં આફ્રિકાની મેં ઉપેક્ષા કરી છે. તારે એ વસ્તુ લક્ષમાં રાખવી જોઈએ કે એ વિશાળ ખંડ અનેક આફ્રિકન જાતિઓથી ભરેલો છે અને પરદેશીઓ એ જાતિઓને સેંકડો વરસથી ચૂસતા આવ્યા છે અને હજી પણ ચૂસી રહ્યા છે. એ જાતિઓ અતિશય પછાત છે. પરંતુ તેમને દાબી રાખવામાં આવે છે અને તેમને આગળ વધવાની તક આપવામાં આવતી નથી. જ્યાં તેમને એવી તક આપવામાં આવી છે — જેમ કે તાજેતરમાં પશ્ચિમ કિનારાના પ્રદેશમાં સ્થાપવામાં આવેલી યુનિવર્સિટીમાં — ત્યાં તેમણે અપૂર્વ પ્રગતિ સાધી છે.

પશ્ચિમ એશિયાના દેશો વિષે તો મેં તને ઘણું કહ્યું છે. ત્યાં તેમ જ મિસરમાં જુદા જુદા સ્વરૂપે સ્વાતંત્ર્ય માટેની લડત ચાલી રહી છે અને તે જુદી જુદી અવસ્થાએ પહોંચી છે. એ જ રીતે દક્ષિણ પૂર્વ-એશિયામાં, બૃહદ્‌ભારતમાં તેમ જ ઇન્ડોનેશિયા અથવા સિયામ, હિંદી ચીન, જાવા, સુમાત્રા અને ફિલિપાઈન ટાપુઓ વગેરેમાં પણ સ્વતંત્રતા માટેની લડત ચાલી રહી છે. અને સિયામ કે જે સ્વતંત્ર દેશ છે તે સિવાય સર્વત્ર એ લડતનાં બે પાસાંઓ છે : વિદેશી આધિપત્ય સામે પેદા થયેલી રાષ્ટ્રીયતાની ભાવના અને તે તે દેશના દલિત વર્ગોના લોકોની સામાજિક સમાનતા પ્રાપ્ત કરવાની અથવા કંઈ નહિ તો પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટેની ધગશ.

એશિયાના દૂર પૂર્વના ભાગમાં ચીનનું પ્રચંડ રાષ્ટ્ર આક્રમણ કરનારાઓની સામે અસહાય થઈ પડ્યું છે અને આંતરિક ઝઘડાઓને કારણે અનેક ટુકડાઓમાં વહેંચાઈ ગયું છે. તેનું એક અંગ સામ્યવાદ તરફ ઢળ્યું છે જ્યારે બીજું તેથી સાવ ઊલટી જ દિશામાં ઢળેલું છે અને દરમ્યાન જાપાન ત્યાં મક્કમતાથી આગળ વધી રહ્યું છે અને ચીનના વિશાળ પ્રદેશ ઉપર તેણે પોતાનો કબજો કર્યો છે. પરંતુ તેના લાંબા ઇતિહાસકાળ દરમ્યાન ચીન પ્રચંડ ચડાઈઓ અને જોખમોમાંથી ટકતું આવ્યું છે અને જાપાનની ચઢાઈમાં પણ તે ટકી રહીને પાર ઊતરશે એમાં લેશ પણ શંકા નથી.

સામ્રાજ્યવાદી જાપાન વિશ્વસામ્રાજ્ય માટેનાં મહત્ત્વાકાંક્ષી સ્વપ્નાં સેવી રહ્યું છે. તે અર્ધ-ફ્યૂડલ અવસ્થામાં છે અને ત્યાં આગળ લશ્કરી તંત્રનો દોર વર્તે છે. આમ છતાંયે ઉદ્યોગોની બાબતમાં તેણે ભારે પ્રગતિ સાધી છે. આ રીતે તે ભૂતકાળ અને વર્તમાનનું અજબ પ્રકારનું મિશ્રણ છે. પરંતુ તેનાં વિશ્વસામ્રાજ્યનાં સ્વપ્નાંની પાછળ ઝઝૂમી રહેલા આર્થિક વિનાશ અને તેની ગરીબ વસ્તીની ભયંકર હાડમારી અને યાતનાઓની કારમી વાસ્તવિકતા છુપાયેલી

છે. એ વસ્તીની સામે અમેરિકાનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં છે તેમ જ ઑસ્ટ્રેલિયાના વિશાળ નિર્જન પ્રદેશમાં પણ તેમને વસવાટ કરવાની છૂટ આપવામાં આવતી નથી. વળી તેના એ સ્વપ્ના ઉપર આધુનિક કાળના એક સૌથી બળવાન રાષ્ટ્ર યુનાઇટેડ સ્ટેટ્સનો ભારે અંકુશ છે. દીર્ઘદર્શી નિરીક્ષકો મંચૂરિયા તેમ જ પ્રશાન્ત મહાસાગરના ઊંડા જળવિસ્તાર ઉપર ભવિષ્યના મહાયુદ્ધની છાયા નિહાળી રહ્યા છે.

આખોયે ઉત્તર એશિયા સોવિયેટ રાજ્યનો એક ભાગ છે અને તે નવી દુનિયા તથા નવી સમાજવ્યવસ્થાની યોજના તથા તેનું સર્જન કરવાના કાર્યમાં ગૂંથાઈ ગયેલો છે. જ્યાં આગળ એક પ્રકારની ફ્યૂડલ વ્યવસ્થા વર્તતી હતી તથા સુધારાએ પોતાની આગેકૂચમાં જેને પાછળ રાખ્યા હતા તે દેશો એકી છલંગે પશ્ચિમનાં આગળ વધેલાં રાષ્ટ્રો કરતાંયે આગળની અવસ્થાએ પહોંચી ગયા છે એ વસ્તુ ખરેખર આશ્ચર્યકારક છે. યુરોપ તેમ જ એશિયામાં વિસ્તરેલું સોવિયેટ રાજ્ય પશ્ચિમની દુનિયાના ડગમગી ઊઠેલા મૂડીવાદને કાયમી પડકારરૂપ થઈ પડ્યું છે. વેપારની મંદી, બેકારી અને વારંવાર આવતી કટોકટીઓ મૂડીવાદને અપંગ બનાવી રહ્યાં છે અને જૂની વ્યવસ્થા શ્વાસ લેવાને માટે પછાડા મારી રહી છે એ વખતે સોવિયેટ રાજ્યમાં આશા, શક્તિ અને ઉત્સાહ ઊભરાઈ રહ્યો છે તથા તે અતિશય ઝડપથી સમાજવાદી સમાજવ્યવસ્થા નિર્માણ કરી રહ્યું છે. તેના આ ઊભરાતા યૌવન અને જીવનની તથા સોવિયેટે આજ સુધીમાં પ્રાપ્ત કરેલી સફળતાની છાપ દુનિયાભરના વિચારશીલ લોકો ઉપર પડવા લાગી છે અને તેમનું લક્ષ તેના તરફ ખેંચાવા લાગ્યું છે.

બીજો એક વિશાળ પ્રદેશ, યુનાઇટેડ સ્ટેટ્સ, મૂડીવાદની નિષ્ફળતાનો એક નમૂનેદાર દાખલો છે. ભારે મુશ્કેલીઓ, કટોકટીઓ, મજૂરોની હડતાલો તથા અપૂર્વ બેકારીની પરિસ્થિતિમાં તે મૂડીવાદી વ્યવસ્થાને ટકાવી રાખવાનો ભગીરથ પ્રયત્ન કરી રહ્યું છે. એ મહાન પ્રયોગનું પરિણામ શું આવે છે તે હજી જોવાનું છે. એનું પરિણામ ચાહે તે આવે પરંતુ અમેરિકા પાસે જે ભારે અનુકૂળતાઓ છે તે તેની પાસેથી કોણ છીનવી લઈ શકે એમ છે? તેનો પ્રદેશ વિશાળ છે અને તે મનુષ્યને જરૂરની લગભગ બધીયે વસ્તુથી ભરેલો છે; બીજા કોઈ પણ દેશ કરતાં તેની યાંત્રિક સાધનસામગ્રી ઘણી વધારે છે તથા તેની પ્રજા અતિશય કુશળ અને તાલીમ પામેલી છે. યુનાઇટેડ સ્ટેટ્સ તેમ જ સોવિયેટ રાજ્ય એ બંને દુનિયાના ભવિષ્યના વ્યવહારમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવશે એમાં લેશ પણ શંકા નથી.

અને લૅટિન પ્રજાઓથી વસાયેલો દક્ષિણ અમેરિકાનો મહાન ખંડ તેનાથી કેટલો બધો ભિન્ન છે? ઉત્તરની પેઠે ત્યાં આગળ જાતિ જાતિ વચ્ચેનો દ્વેષ ઝાઝા પ્રમાણમાં નથી અને દક્ષિણ યુરોપના લોકો, સ્પેનવાસીઓ, ફિરંગીઓ,

ઝટાલિયનો, હબસીઓ તથા અમેરિકાના આદિવાસી કહેવાતા રેડ ઇન્ડિયનો વગેરે ભિન્ન ભિન્ન જાતિઓનું મોટા પ્રમાણમાં ત્યાં મિશ્રણ થઈ રહ્યું છે. કૅનેડા તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં તો રેડ ઇન્ડિયનો લગભગ નિ:શેષ થઈ ગયા છે પરંતુ અહીં દક્ષિણ અમેરિકામાં તો, ખાસ કરીને વેનેઝૂએલામાં, તેઓ મોટી સંખ્યામાં મોજૂદ છે. ઘણુંખરું તેઓ મોટાં મોટાં શહેરોથી દૂર વસે છે. તને એ જાણીને આશ્ચર્ય થશે કે, બુએનોસ ઍરેસ અને રિયુ દે ઝાનિરુ જેવાં દક્ષિણ અમેરિકાનાં કેટલાંક શહેરો બહુ જ મોટાં છે એટલું જ નહિ પણ તેઓ અતિશય રમણીય છે તેમ જ તેમાં ભવ્ય વીથિઓ એટલે કે જેની બંને બાજુએ તરુવરો આવેલાં હોય એવા રાજમાર્ગો પણ છે. આર્જેન્ટાઇનાનાં પાટનગર બુએનોસ ઍરેસની વસ્તી ૨૫ લાખની છે અને બ્રાઝિલના પાટનગર રિયુ દે ઝાનિરુની વસ્તી લગભગ ૨૦ લાખની છે.

ભિન્ન ભિન્ન જાતિઓનું ત્યાં આગળ મિશ્રણ થઈ રહ્યું છે એ ખરું, પરંતુ ત્યાંનો શાસકવર્ગ તો ગોરા અમીરઉમરાવોનો જ બનેલો છે. ત્યાં આગળ સામાન્ય રીતે લશ્કર તથા પોલીસો ઉપર કાબૂ ધરાવનાર ટોળકીઓનું શાસન ચાલે છે અને હું તને આગળ કહી ચૂક્યો છું તેમ ટોચ ઉપરના ભાગમાં ત્યાં વારંવાર ક્રાંતિ થાય છે. દક્ષિણ અમેરિકાના બધાયે દેશોની ભૂમિમાં ખનીજ દ્રવ્યો બહોળા પ્રમાણમાં પડેલાં છે અને એ રીતે ભવિષ્યમાં તેઓ અતિશય ધનિક બને એવો સંભવ છે. પરંતુ અત્યારે તો એ બધા દેવામાં ડૂબેલા છે અને ચાર વરસ પૂર્વે અમેરિકાએ તેમને નાણાં ધીરવાનું બંધ કર્યું એટલે તેમની ભારે દુર્દશા થવા પામી અને એને લીધે ઠેકઠેકાણે ક્રાંતિઓ થવા પામી. આર્થિક મુશ્કેલીને કારણે આર્જેન્ટાઇના, બ્રાઝિલ અને ચિલી વગેરે દક્ષિણ અમેરિકાના ત્રણ મુખ્ય દેશોમાં પણ ક્રાંતિ થવા પામી.

૧૯૩૨ની સાલના ઉનાળા પછી દક્ષિણ અમેરિકામાં નાનાં નાનાં બે યુદ્ધો થઈ ગયાં પરંતુ મંચૂરિયામાંના જાપાનના યુદ્ધની પેઠે સત્તાવાર રીતે તેમને યુદ્ધ કહેવામાં આવતાં નથી. પ્રજાસંઘના કરાર તથા કેલોગના સુલેહના કરાર પછી યુદ્ધો ભાગ્યે જ થવા પામે છે. જ્યારે કોઈ એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્ર ઉપર ચડાઈ કરે છે અને તેના નાગરિકોની કતલ કરે છે ત્યારે એ વસ્તુને યુદ્ધ નહિ પણ ‘અથડામણ’ કહેવામાં આવે છે. અને ઉપર જણાવેલા કરારો અથડામણની મનાઈ નથી કરતા એટલે સૌ કોઈ સંતોષ અનુભવે છે. એ બે નાનાં યુદ્ધોનું મંચૂરિયાના યુદ્ધ જેટલું જગદ્વ્યાપી મહત્ત્વ નથી એ ખરું, પરંતુ પ્રજાસંઘથી માંડીને સંખ્યાબંધ સુલેહના કરારો તથા સમજૂતીઓ વગેરેનું દુનિયામાં શાંતિ જાળવવા માટેનું જે તંત્ર ઊભું કરવામાં આવ્યું છે તથા જેનાં પાર વગરનાં ગુણગાન કરવામાં આવે છે તે કેટલું બધું દુર્બળ અને વ્યર્થ છે એ વસ્તુ તે પુરવાર કરી આપે છે. પ્રજાસંઘનું સભ્ય બનેલું રાષ્ટ્ર એવા જ બીજા રાષ્ટ્ર

ઉપર ચડાઈ કરે છે એ પ્રસંગે તે કાં તો હાથપગ જોડીને બેસી રહે છે અથવા તો તેમની વચ્ચેની એ લડાઈનું સમાધાન કરવાના પામર અને બિલકુલ વ્યર્થ પ્રયાસો કરે છે.

દક્ષિણ અમેરિકાનાં એ બે યુદ્ધો અથવા 'અથડામણો'માંની એક ચેકો નામથી ઓળખાતા જંગલના એક પ્રદેશના મુદ્દા ઉપર બોલીવિયા અને પેરાગુએ વચ્ચે પેદા થયેલી છે. એક વિનોદી ફ્રાંસવાસીએ કહ્યું છે કે, 'બોલીવિયા અને પેરાગુએ વચ્ચેની ચેકો જંગલ માટેની લડાઈ મને કાંસકીને માટે લડતા બે ટાલવાળા માણસોની યાદ આપે છે.' તેમની વચ્ચેની એ લડાઈ બેવકૂફીભરી છે એમાં શંકા નથી પણ તે ઉપર જણાવ્યું છે તેટલી બધી બેહૂદી છે એમ ન જ કહી શકાય. વિશાળ જંગલપ્રદેશમાં તેલનાં હિતો સંડોવાયેલાં છે અને તેમાં થઈને વહેતી પેરાગુએ નદી બોલીવિયાને આટ્લાંટિક મહાસાગર સાથે જોડે છે. એ બે દેશોએ સમજૂતી પર આવવાનો ઇન્કાર કર્યો છે અને તેઓ આજ સુધીમાં હજારો માણસની જિંદગીનો ભોગ આપી ચૂક્યા છે.

બીજી અથડામણ કોલંબિયા અને પેરુ વચ્ચે ચાલી રહી છે. એમની વચ્ચે ઝઘડો લેટીસિયા નામના એક નાનકડા ગામના મુદ્દા ઉપર થવા પામ્યો છે. પેરુએ એ ગામનો બહુ અયોગ્ય રીતે કબજો કર્યો છે. હું ધારું છું કે પ્રજાસંઘે એને માટે પેરુને સખત ઠપકો આપ્યો હતો.

લૅટિન અમેરિકાના લોકો (એમાં મેક્સિકોના લોકોનો પણ સમાવેશ થાય છે.) કૅથલિક સંપ્રદાયના છે. મેક્સિકોમાં રાજ્ય અને કૅથલિક પાદરીઓ વચ્ચે ઝનૂની તકરાર થઈ હતી. સ્પેનની પેઠે, મેક્સિકોની સરકાર પણ કેળવણી તેમ જ લગભગ બીજી બધી બાબતો ઉપરની રોમન ચર્ચની ભારે સત્તા ઉપર કાપ મૂકવા ચહાતી હતી.

બ્રાઝિલ સિવાય આખાયે દક્ષિણ અમેરિકાની ભાષા સ્પૅનિશ છે. બ્રાઝિલની રાજભાષા પોર્ટુગીઝ છે. આટલા મોટા વિસ્તારમાં એ બોલાતી હોવાથી સ્પૅનિશ ભાષા જગતની એક મોટામાં મોટી ભાષા છે. એ અતિશય મનોરમ અને સંગીતમય ભાષા છે. એનું આધુનિક સાહિત્ય સુંદર છે અને દક્ષિણ અમેરિકાને લીધે આજે તે ભારે મહત્ત્વની વેપારની ભાષા પણ બની ગઈ છે.

# ૧૯૫. યુદ્ધની છાયા

૮ ઑગસ્ટ, ૧૯૩૩

છેલ્લા પત્રમાં આપણે એશિયા, આફ્રિકા તથા અમેરિકા વગેરે ખંડોનું ઝડપથી અવલોકન કરી ગયાં. યુરોપ હજી બાકી છે. તે તકરારી અને વિખવાદથી ભરેલો છે અને એમ છતાંયે તેનામાં ઘણા ગુણો પણ છે.

ઇંગ્લંડ જે દુનિયાનું સૌથી આગળ પડતું રાજ્ય હતું તે પોતાની પુરાણી સરસાઈ ગુમાવી બેઠું છે અને જે કંઈ બાકી રહ્યું છે તેને સાચવી રાખવાને ભારે મથામણ કરી રહ્યું છે. તેને સલામત રાખનાર અને બીજાઓ ઉપર તેનું પ્રભુત્વ જમાવનાર તથા સામ્રાજ્ય ઊભું કરવામાં તેને મદદરૂપ થનાર તેની દરિયાઈ સત્તા હવે પહેલાં જેવી રહી નથી. એક વખત એવો હતો જ્યારે તેનો નૌકા-કાફલો બીજી કોઈ પણ બે મહાન સત્તાઓના નૌકા-કાફલાઓ કરતાં મોટો અને વધારે બળવાન હતો. આજે તો તે માત્ર એટલો જ દાવો કરી શકે છે કે તેનો નૌકાકાફલો યુનાઇટેડ સ્ટેટ્સના નૌકાકાફલા જેવડો છે. અને યુનાઇટેડ સ્ટેટ્સ પાસે એટલી બધી સાધનસામગ્રી છે કે તે ધારે તો ઝડપથી ઇંગ્લંડ કરતાં પોતાનો નૌકાકાફલો વધારી દઈ શકે છે.

આજે તો નૌકાકાફલા કરતાંયે હવાઈદળનું મહત્ત્વ વધારે છે અને એ બાબતમાં તો ઇંગ્લંડ એથીયે વિશેષ નબળું છે. બીજી ઘણી સત્તાઓ પાસે તેના કરતાં વધારે લડાયક એરોપ્લેનો છે. વેપારની બાબતમાં તેની સરસાઈ પણ નષ્ટ થઈ છે અને એમાં પોતાની અસલ સ્થિતિ પ્રાપ્ત કરવાની તેને આશા રહી નથી તથા તેનો મોટો નિકાસનો વેપાર ઉત્તરોત્તર ઘટતો જાય છે. જકાતોની ઊંચી દીવાલો ઊભી કરીને તથા પસંદગીની યોજનાઓ દ્વારા પોતાના માલ માટે સામ્રાજ્યનાં બજારો જાળવી રાખવાને તે મથી રહ્યું છે. ખુદ એ હકીકત પણ બતાવી આપે છે કે, સામ્રાજ્યની બહારનો આખી દુનિયાનો વેપાર હાથ કરવાના મોટા મોટા ખ્યાલો તેણે છોડી દીધા છે. આ મર્યાદિત ક્ષેત્રમાં પણ તેને સફળતા મળે તોયે વેપારને અંગેની તેની પહેલાંની સરસાઈ તેને ફરીથી પ્રાપ્ત થાય એમ નથી. તેની એ સરસાઈ તો તેની પાસેથી હમેશને માટે જતી રહી છે. સામ્રાજ્યના મર્યાદિત ક્ષેત્રમાં પણ તેને કેટલી સફળતા મળે છે અને તે કેટલો વખત ટકશે એનો ભરોસો નથી.

અમેરિકા સાથેના તેના ઝનૂની દ્વંદ્વયુદ્ધ પછી હજીયે ઇંગ્લંડ દુનિયાના વેપારનું નાણાંકીય અથવા શરાફી કેન્દ્ર રહ્યું છે અને લંડન શહેર હૂંડીઓના વિનિમયનું મુખ્ય મથક છે. પરંતુ દુનિયાનો વેપાર જેમ જેમ ઘટતો અને નાશ પામતો જાય છે તેમ તેમ એ મહામૂલી વસ્તુનું આકર્ષણ તથા તેનું મૂલ્ય

ઘટતું જાય છે. આર્થિક રાષ્ટ્રવાદ તથા જકાતો વગેરેની પોતાની નીતિથી ઇંગ્લંડ તેમ જ બીજા દેશો પોતે જ દુનિયાના વેપારના આ પ્રકારના ઘટાડાને મદદ કરી રહ્યા છે. દુનિયાનો વેપાર મોટા પ્રમાણમાં ચાલુ રહેવા પામે અને વર્તમાન મૂડીવાદી વ્યવસ્થા ટકી રહે તોયે તેનું નાણાંકીય અથવા આર્થિક નેતૃત્વ આખરે લંડનથી ખસીને ન્યૂયૉર્ક જશે એમાં લેશ પણ શંકા નથી. પરંતુ એ બનવા પામે તે પહેલાં મૂડીવાદી વ્યવસ્થામાં ભારે ફેરફારો થાય એવો ઘણો સંભવ રહે છે.

બદલાતી જતી પરિસ્થિતિ સાથે પોતાનો મેળ સાધવાની ઇંગ્લંડની શાખ છે. પરંતુ તેની સમાજરચનાને ભારે ધક્કો ન પહોંચે અને તેના મિલકતદાર વર્ગોની વિશિષ્ટ પ્રકારની સ્થિતિ કાયમ રહે ત્યાં સુધી જ તેની એ શાખ ટકે એમ છે. પ્રાપ્ત પરિસ્થિતિ સાથે પોતાનો મેળ સાધવાની તેની આ શક્તિ મૂળભૂત સામાજિક ફેરફારોમાંથી પણ તેને ક્ષેમકુશળ પાર ઉતારશે કે કેમ તે હજી જોવાનું છે. એવો ફેરફાર ચૂપચાપ અને શાંતપણે થવાનો સંભવ બહુ જ ઓછો જણાય છે. જેમની પાસે સત્તા તથા વિશિષ્ટ અધિકારો હોય તેઓ સ્વેચ્છાપૂર્વક તેનો ત્યાગ કરી શકતા નથી.

આજે તો ઇંગ્લંડ વિશાળ દુનિયામાંથી સંકોચાઈને પોતાના સામ્રાજ્યના મર્યાદિત ક્ષેત્રમાં પોતાનું લક્ષ કેન્દ્રિત કરી રહ્યું છે. અને સામ્રાજ્ય ટકાવી રાખવાને માટે તે તેની રચનામાં ભારે ફેરફારો કરવાને પણ સંમત થયું છે. ઇંગ્લંડનાં સંસ્થાનો તેની નાણાંકીય વ્યવસ્થા જોડે અનેક રીતે સંકળાયેલાં છે એ ખરું પરંતુ તેઓ સારી પેઠે સ્વતંત્રતા ભોગવે છે. પોતાનાં વિકસતાં જતાં સંસ્થાનોને સંતુષ્ટ રાખવા માટે ઇંગ્લંડે ઘણો ભોગ આપ્યો છે. પરંતુ આમ છતાંયે ઇંગ્લંડ અને તેમની વચ્ચે ઝઘડાઓ થાય છે. ઑસ્ટ્રેલિયા બૅંક ઑફ ઇંગ્લંડ સાથે સંપૂર્ણપણે બંધાયેલું છે અને જાપાનની ચડાઈના ભયનું માર્યું તે ઇંગ્લંડ સાથે નિકટપણે બંધાયેલું રહે છે. કૅનેડાના વિકસતા જતા ઉદ્યોગો ઇંગ્લંડના ઉદ્યોગો સાથે હરીફાઈ કરે છે અને તેમને સહેજ પણ નમતું આપવા માગતા નથી. વળી કૅનેડા પોતાના મહાન પડોશી યુનાઇટેડ સ્ટેટ્સ સાથે અનેક પ્રકારના સંબંધોથી સંકળાયેલું છે. દક્ષિણ આફ્રિકામાં સામ્રાજ્યને માટે ભારે ઉમળકો નથી જોકે તેની પહેલાંની કડવાશ હવે જતી રહી છે. આયર્લૅન્ડ તો અળગું પડીને પોતાના પગ ઉપર ઊભું છે અને ઇંગ્લંડ તથા આયર્લૅન્ડ વચ્ચેનું વેપારી યુદ્ધ હજી ચાલુ છે. આયર્લૅન્ડને ડરાવી મારવાને તથા તેને બળજબરીથી નમાવવાને અર્થે ઇંગ્લંડમાં આયર્લૅન્ડના માલ ઉપર નાખવામાં આવેલી જકાતની ઊલટી જ અસર થવા પામી. એ જકાતે આયર્લૅન્ડના ઉદ્યોગો તથા ખેતીવાડીને ભારે વેગ આપ્યો છે અને સ્વાશ્રયી તથા સ્વયંપૂર્ણ રાષ્ટ્ર બનવામાં આયર્લૅન્ડને ભારે સફળતા મળી છે. ત્યાં આગળ નવાં નવાં

કારખાનાંઓ ઊભાં થયાં છે અને ઘાસ માટેની તથા બીડની જમીન ફરી પાછી ખેડાવા લાગી છે અને તેમાં અનાજ પાકવા લાગ્યું છે. પહેલાં જે ખોરાક ઇંગ્લંડ મોકલવામાં આવતો તે હવે આયર્લૅન્ડના લોકો વાપરે છે અને તેમનું જીવનનું ધોરણ સુધરી રહ્યું છે. આ રીતે ડી વૅલેરાને પોતાની નીતિમાં સફળતા મળી છે અને આયર્લૅન્ડ આજે ઇંગ્લંડની સામ્રાજ્યવાદી નીતિમાં શૂળ સમાન થઈ પડયું છે. તેણે ઉગ્ર વલણ અખત્યાર કર્યું છે અને તે ઇંગ્લંડનો સામનો કરી રહ્યું છે તથા ઓટાવાના વેપારી કરારો સાથે તે કશીયે નિસ્બત રાખતું નથી.

સંસ્થાનો સાથેના તેના વેપારી સંબંધોથી આ રીતે ઇંગ્લંડને ઝાઝો લાભ નથી થયો. હિંદમાંથી તેને ઘણો લાભ મળે છે કેમકે હિંદનું બજાર હજીયે ઘણું મોટું છે. પરંતુ હિંદની રાજકીય પરિસ્થિતિ તેમ જ તેનું આર્થિક સંકટ બ્રિટિશ વેપારને માટે અનુકૂળ નથી. લોકોને જેલમાં મોકલીને કોઈ પણ બ્રિટિશ માલ ખરીદવાની ફરજ પાડી શકે એમ નથી. મિ. સ્ટૅન્લી બોલ્ડવીને તાજેતરમાં મેંચેસ્ટરમાં જણાવ્યું હતું કે,

"એક વખત એવો હતો કે જ્યારે હિંદે પોતાને જોઈતો માલ ક્યારે અને ક્યાંથી ખરીદવો એ બાબતમાં આપણે તેને હુકમ કરીને જણાવતા હતા. પરંતુ હવે એ સમય વીતી ગયો છે. હિંદની ભલી લાગણી એ જ વેપાર માટેની સલામતી છે. ભાલાની અણીથી આપણે હિંદને માલ વેચવાનો કદી પણ પ્રયત્ન ન કરવો જોઈએ."

હિંદની આંતરિક પરિસ્થિતિ ઉપરાંત ઇંગ્લંડને હિંદમાં તેમ જ પૂર્વના બીજા દેશોમાં તથા કેટલાંક સંસ્થાનોમાં પણ જાપાનીઓની હરીફાઈનો સામનો કરવો પડે છે.

ઇંગ્લંડ આજે તો તેની પાસે જે બાકી રહ્યું છે તે સાચવી રાખવાનો ભારે પ્રયાસ કરી રહ્યું છે. એથી કરીને તે પોતાના સામ્રાજ્યને એક આર્થિક ઘટક બનાવી રહ્યું છે. અને તેમાં ડેન્માર્ક, સ્વીડન, અને નૉર્વે જેવા તેની સાથે સમજૂતી પર આવનારા દેશોનો સમાવેશ કરે છે. ઘટનાઓના બળને કારણે તેને એ નીતિ અખત્યાર કરવાની ફરજ પડી છે. એ સિવાય તેને માટે બીજો કોઈ ઉપાય રહ્યો નથી. યુદ્ધને પ્રસંગે પોતાની રક્ષા કરવાને અર્થે પણ તેણે વધારે પ્રમાણમાં સ્વયંપૂર્ણ બનવું જ રહ્યું. એથી કરીને હવે તે પોતાની ખેતીવાડી પણ ખીલવી રહ્યું છે. આર્થિક રાષ્ટ્રવાદની આ સામ્રાજ્યવાદી નીતિ કેટલા પ્રમાણમાં સફળ થશે તે આજે કોઈ કહી શકે એમ નથી. એની સફળતાના માર્ગમાં ઊભા થનારી કેટલીક મુશ્કેલીઓનો ઉલ્લેખ હું આગળ કરી ગયો છું. પરંતુ એમાં જો તેને નિષ્ફળતા મળે તો આખાયે સામ્રાજ્યની ઇમારત અચૂક ભાંગી પડવાની અને અંગ્રેજ લોકોને પોતાના જીવનનું ધોરણ નીચું કરવું પડવાનું. માત્ર તેઓ સમાજવાદી અર્થવ્યવસ્થાનો સ્વીકાર કરે તો જ તેઓ એ આફતમાંથી ઊગરી શકે. પરંતુ એ નીતિ સફળ થાય એમાં પણ

ઘણાં જોખમો રહેલાં છે. કેમકે એ રીતે તેમના વેપારને પૂરતો અવકાશ ન મળવાથી યુરોપના ઘણા દેશોનો આર્થિક વિનાશ થશે. અને ઇંગ્લંડના દેવાદાર દેશો નાદાર બને એને પરિણામે ઇંગ્લંડને પણ નુકસાન પહોંચવાનું.

જાપાન અને અમેરિકા સામે એને પરિણામે આર્થિક સંઘર્ષો પણ થયા વિના રહે એમ નથી. યુનાઇટેડ સ્ટેટ્સ સાથે તો ઘણાં ક્ષેત્રોમાં હરીફાઈ ચાલી રહી જ છે અને દુનિયાની આજની સ્થિતિ જોતાં ઇંગ્લંડનું જેમ જેમ પતન થતું જશે તેમ તેમ બહોળી સાધનસામગ્રી ધરાવનાર યુનાઇટેડ સ્ટેટ્સ અવશ્ય આગળ જવાનું જ. ચાલી રહેલી આ પ્રક્રિયાનું એક જ પરિણામ આવી શકે કે, ઇંગ્લંડ ચૂપચાપ પોતાની હાર સ્વીકારી લે અથવા પોતાના હાથમાં જે કંઈ રહ્યું છે તે પણ તેની પાસેથી જતું રહે તથા પોતાના હરીફોને પડકાર આપવાને માટે તે અતિશય દુર્બળ બની જાય તે પહેલાં એ બધું સાચવી રાખવાને તે છેવટનો પ્રયાસ કરે અને એને ખાતર યુદ્ધનું જોખમ ખેડે.

સોવિયેટ રાજ્ય પણ ઇંગ્લંડનું એક મોટું હરીફ છે. તેમની નીતિ એકબીજાથી સાવ ઊલટી છે અને આખાયે યુરોપ તથા એશિયામાં તે એકબીજા સામે ઘુરકિયાં કરી રહ્યાં છે તથા એકબીજા સામે કાવતરાં કરી રહ્યાં છે. એ બંને સત્તાઓ થોડા વખત માટે પરસ્પર સુલેહશાંતિ જાળવી રાખે એ બનવાજોગ છે પરંતુ તે બંનેનો મેળ ખાવો અશક્ય છે કેમ કે ઉભયનાં ધ્યેયો એકબીજાથી સાવ ભિન્ન છે.

ઇંગ્લંડ આજે સંતુષ્ટ સત્તા છે કેમ કે તેને જે જોઈએ તે બધું તેની પાસે છે. એ બધું તે ગુમાવી બેસશે એવો તેને ડર લાગે છે અને તેનો એ ડર વાસ્તવિક છે. દુનિયાની આજની સ્થિતિ જેમની તેમ કાયમ રાખવાને તે મથી રહ્યું છે અને એ રીતે તે તેની આજની સ્થિતિ જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે. એ હેતુ પાર પાડવાને અર્થે તે પ્રજાસંઘનો ઉપયોગ કરી રહ્યું છે. પણ ઘટનાચક્ર અતિશય બળવાન છે અને તેને ખાળવાની તેની યા બીજી કોઈ પણ સત્તાની તાકાત નથી. આજે તે બળવાન છે એ નિર્વિવાદ છે, પરંતુ સામ્રાજ્યવાદી સત્તા તરીકે તે દુર્બળ બનતું જાય છે તથા તેની પડતી થવા લાગી છે એ પણ એટલું જ નિર્વિવાદ છે. અને આજે આપણે તેનો અસ્તકાળ નિહાળી રહ્યાં છીએ.

સમુદ્ર ઓળંગીને યુરોપ ખંડની ભૂમિ ઉપર પ્રથમ ફ્રાન્સ આવે છે. ફ્રાન્સ પણ સામ્રાજ્યવાદી સત્તા છે અને આફ્રિકા તથા એશિયામાં તેનું વિશાળ સામ્રાજ્ય છે. લશ્કરી દૃષ્ટિથી જોતાં યુરોપનું તે સૌથી બળવાન રાષ્ટ્ર છે.*

* જર્મનીએ શસ્ત્રસજ્જ થવા માંડ્યું ત્યારથી તેની આ સ્થિતિ રહી નથી. ૧૯૩૮ની સાલના મ્યૂનિચના કરાર પછી ફ્રાંસ લગભગ બીજા વર્ગનું રાજ્ય બની ગયું છે. મધ્ય યુરોપનાં રાજ્યો સાથે તેણે કરેલું જોડાણ પણ તૂટવા લાગ્યું છે.

તેની પાસે બળવાન સૈન્ય છે અને તે પોલેંડ, ચેકોસ્લોવાકિયા, બેલ્જિયમ, રુમાનિયા, યુગોસ્લાવિયા વગેરે રાષ્ટ્રોના સમૂહનું આગેવાન છે. અને આમ છતાંયે જર્મનીના લડાયક જુસ્સાનો, ખાસ કરીને હિટલરનો અમલ શરૂ થયો ત્યાર પછીથી, તેને ડર રહે છે. સાચે જ, મૂડીવાદી ફ્રાંસ અને સોવિયેટ રશિયા એ બંનેની એકબીજા વિષેની ભાવનામાં અસાધારણ પલટો લાવવામાં હિટલરને સફળતા મળી છે. તે બંનેના સામાન્ય શત્રુએ તેમને મિત્ર બનાવી દીધાં છે.

જર્મનીમાં નાઝીઓનો ત્રાસ હજી ચાલુ જ છે અને નવા નવા અત્યાચારો તથા ઘાતકીપણાની ખબરો રોજેરોજ આવતી રહે છે. આ પાશવતા ક્યાં સુધી ચાલુ રહેશે એ કહેવું મુશ્કેલ છે. કેટલાયે મહિનાઓથી એ ચાલી રહી છે અને તેમાં ઘટાડો થતો હોય એમ લાગતું નથી. આવું દમન સ્થાયી સરકારનું ચિહ્ન કદીયે ન હોઈ શકે. જર્મની જો લશ્કરી દૃષ્ટિએ પૂરતું બળવાન હોત તો કદાચ યુરોપમાં ક્યારનુંયે યુદ્ધ ફાટી નીકળ્યું હોત. એ યુદ્ધ ફાટી નીકળવાનો હજી પણ સંભવ રહે છે. પોતે સામ્યવાદથી બચવાનું છેવટનું આશ્રયસ્થાન છે એમ કહેવાનો હિટલરને ભારે શોખ છે. અને એક રીતે તેનું એ કથન સાચું હોવાનો પણ સંભવ છે કારણ કે જર્મનીમાં હવે હિટલરવાદને બદલે સામ્યવાદ સિવાય બીજો વિકલ્પ રહ્યો નથી.

મુસોલિનીના અમલ નીચે ઇટાલી આંતરરાષ્ટ્રીય રાજકારણ પરત્વે ભાવનાશૂન્ય, વ્યાવહારિક અને સ્વાર્થી દૃષ્ટિ રાખે છે. બીજાં રાષ્ટ્રોની પેઠે તે સુલેહશાંતિ અને સદ્‌ભાવની મોટી મોટી વાતો કરતું નથી. ભાવિ યુદ્ધ માટે તે આંખ મીંચીને તૈયારી કરવા મંડી પડ્યું છે કેમ કે થોડા જ વખતમાં યુદ્ધ ફાટવાનું જ છે એ વિષે તેને લવલેશ શંકા નથી. દરમ્યાન આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કરવાની પેરવીઓ તે કરી રહ્યું છે. પોતે ફાસિસ્ટ હોવાથી જર્મનીમાં તે ફાસીવાદને આવકારે છે અને હિટલર-વાદીઓ સાથે તે મિત્રાચારીભર્યો સંબંધ રાખે છે. અને આમ છતાંયે તે જર્મનીના ઑસ્ટ્રિયા સાથેના જોડાણનો વિરોધ કરે છે, જ્યારે ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડી દેવાની જર્મન નીતિની ભારે નેમ છે. એ પ્રકારના જોડાણથી જર્મનીની સરહદ છેક ઇટાલીની સરહદ સુધી આવી પહોંચે. અને મુસોલિની જર્મનીનો તેનો ફાસિસ્ટ બિરાદર આટલો બધો નજીક આવે એ પસંદ નથી કરતો.*

---

* તેના ઉપર ચડાઈ કરીને ૧૯૩૮ની સાલના માર્ચ માસમાં જર્મનીએ ઑસ્ટ્રિયાને પોતાની સાથે જોડી દીધું છે. સંજોગવશાત્ મુસોલિનીને એ વસ્તુ કબૂલ રાખવી પડી પરંતુ ઇટાલીએ એ ફેરફાર સામે ઉગ્ર વિરોધ દર્શાવ્યો હતો.

મધ્ય યુરોપનાં નાનાં નાનાં રાષ્ટ્રો મંદીના પંજામાં સપડાયાં છે અને મહાયુદ્ધની અસરને કારણે ભારે હાડમારીઓ વેઠી રહ્યાં છે. અને હવે તેઓ હિટલર તથા તેના નાઝીઓના ડરથી અસ્વસ્થ બની ગયાં છે અને ભડકી ઊઠ્યાં છે. આ બધાયે મધ્ય યુરોપના દેશોમાં અને ખાસ કરીને ઑસ્ટ્રિયાની પેઠે જ્યાં જર્મનોની વસ્તી છે ત્યાં નાઝી પક્ષો ઊભા થઈ રહ્યા છે. પરંતુ સર્વત્ર નાઝીવિરોધી લાગણી પણ પેદા થઈ રહી છે એને પરિણામે ઝઘડાઓ અને અથડામણો થવા લાગ્યાં છે. ઑસ્ટ્રિયા હાલ એવા પ્રકારના ઝઘડાઓનું પ્રધાન ક્ષેત્ર બની ગયું છે.

થોડા જ વખત ઉપર, મને લાગે છે કે, ૧૯૩૨ની સાલમાં મધ્ય યુરોપના ડાન્યુબ પ્રદેશનાં ચેકોસ્લોવાકિયા, રુમાનિયા અને યુગોસ્લાવિયા એ ત્રણ ફ્રાંસનાં પક્ષકાર રાજ્યોએ પોતાનો એક સંઘ ઊભો કર્યો હતો. મહાયુદ્ધ પછી થયેલા સમાધાનથી એ ત્રણે રાજ્યોને લાભ થયો હતો અને તેમને જે મળ્યું હતું તે તેઓ જાળવી રાખવા માગતાં હતાં. એ હેતુને અર્થે તેમણે પોતાનો સંઘ સ્થાપ્યો. વાસ્તવમાં તેમનો એ સંઘ યુદ્ધ માટેનો સંઘ અથવા જોડાણ હતું. એને 'લિટલ એન્ટેન્ટે' એટલે કે 'નાનો સંઘ' કહેવામાં આવે છે. ત્રણ રાજ્યોનો બનેલો આ 'લિટલ એન્ટેન્ટે' અથવા નાનો સંઘ વાસ્તવમાં યુરોપમાં ઊભી થયેલી એક નવી સત્તા છે. એ સત્તા ફ્રાંસની પક્ષકાર અને જર્મનીની વિરોધી છે. ઇટાલીની રાજનીતિની પણ તે વિરોધી છે.

જર્મનીમાં નાઝીઓનો થયેલો વિજય એ આ 'નાના સંઘ' માટે તેમ જ પોલૅંડ માટે પણ ભયસૂચક ચિહ્ન હતું, કેમકે નાઝીઓ વર્સાઈની સુલેહની સંધિમાં ફેરફાર કરાવવા ચહાતા હતા (એ ફેરફાર તો બધાયે જર્મનો માગે છે.) એટલું જ નહિ પણ તેઓ એવી ભાષામાં વાતો કરતા હતા કે જેને લીધે યુદ્ધ નજીક આવતું જણાતું હતું. નાઝીઓની ભાષા તથા તેમની કાર્યપદ્ધતિ એટલી બધી ઉગ્ર અને જલદ હતી કે સુલેહની સંધિમાં ફેરફાર કરાવવા માગતા ઑસ્ટ્રિયા અને હંગરી જેવાં રાજ્યો પણ એથી ભડકી ઊઠ્યાં. 'નાનો સંઘ' પોલૅંડ, ઑસ્ટ્રિયા, હંગરી વગેરે રાજ્યો તથા બાલ્કનનાં રાજ્યો જે આજ સુધી એકબીજાને તીવ્રપણે ધિક્કારતાં આવ્યાં હતાં તે બધાં હિટલરવાદ તથા તેના ડરનાં માર્યાં એકબીજાની વધારે નજીક આવ્યાં. તેમની વચ્ચે આર્થિક ઐક્ય કરવાની વાતો પણ થવા લાગી છે. જર્મનીમાં નાઝીઓનો ઉપદ્રવ ફાટી નીકળ્યો ત્યાર પછી આ બધા દેશો અને ખાસ કરીને પોલૅંડ તથા ચેકોસ્લોવાકિયા રશિયા તરફ પણ વધારે મિત્રતાભર્યું વલણ દાખવવા લાગ્યાં છે. એને પરિણામે થોડાં અઠવાડિયાં ઉપર એ બધા દેશો અને રશિયા વચ્ચે પરસ્પર બિન-આક્રમણનો કરાર પણ થયો છે.

હું તને આગળ કહી ગયો છું તેમ સ્પેનમાં હમણાં જ ક્રાંતિ થવા પામી છે. હજી તે સ્થિર થયું નથી અને બીજો ફેરફાર થવાની નોબત ત્યાં વાગી રહી હોય એમ જણાય છે.

યુરોપની સ્થિતિ આજે કેવી વિચિત્ર પ્રકારની છે એ તને આ બધા ઉપરથી સમજાશે. તે અનેક પ્રકારના સંઘર્ષો અને દ્વેષોથી ખદબદી રહ્યું છે અને તેના રાષ્ટ્રોના હરીફ સમૂહો એકબીજા સામે ઘૂરકિયાં કરી રહ્યા છે. ત્યાંની પ્રજાઓ નિઃશસ્ત્રીકરણ યા શસ્ત્રસંન્યાસની વાતો કરતાં થાકતી નથી અને એમ છતાં સર્વત્ર શસ્ત્રસજ્જ થવાની પ્રવૃત્તિ ચાલી રહી છે અને યુદ્ધ તથા સંહારનાં નવાં નવાં અને ભીષણ શસ્ત્રો શોધાતાં જાય છે. ત્યાં આગળ આંતરરાષ્ટ્રીય સરકાર માટે પણ પાર વગરની વાતો થાય છે અને અસંખ્ય પરિષદો ભરાય છે, પણ એ બધાનું પરિણામ શૂન્ય છે. ખુદ પ્રજાસંઘને પણ કરુણ નિષ્ફળતા મળી છે અને આંતરરાષ્ટ્રીય આર્થિક પરિષદમાં થયેલો બધાએ સાથે મળીને કાર્ય કરવાનો છેલ્લો પ્રયાસ પણ નિષ્ફળ નીવડ્યો છે. એવી પણ એક દરખાસ્ત રજૂ કરવામાં આવી છે કે યુરોપના જુદા જુદા દેશોએ અથવા સાચું કહેતાં રશિયા સિવાય બાકીના યુરોપે એકત્ર થઈને યુરોપનું એક પ્રકારનું સંયુક્ત રાજ્ય સ્થાપવું. એને 'યુરોપના એકીકરણ'ની ચળવળ કહેવામાં આવે છે પરંતુ વાસ્તવમાં એ સોવિયેટ વિરોધી સંઘ સ્થાપવાનો તેમ જ ત્યાં આગળ નાનાં નાનાં અનેક રાષ્ટ્રો હોવાને કારણે જે અનેક મુશ્કેલીઓ અને ગૂંચવણો પેદા થાય છે તે ટાળવાનો પ્રયાસ છે. પરંતુ એ બધાં રાષ્ટ્રોના એકબીજા સામેના દ્વેષો એટલા બધા પ્રબળ છે કે એવી દરખાસ્ત તરફ કોઈ પણ રાષ્ટ્ર નજર સરખી પણ કરે એમ નથી.

વાત તો એમ છે કે દરેક દેશ દિનપ્રતિદિન બીજાઓથી વધુ ને વધુ દૂર જતો જાય છે. વેપારની મંદી તથા જગદ્વ્યાપી આર્થિક કટોકટીએ દરેક દેશને આર્થિક રાષ્ટ્રવાદની નીતિ અખત્યાર કરવાની ફરજ પાડીને આ પ્રક્રિયાને વેગ આપ્યો છે. દરેક દેશ જકાતની ઊંચી દીવાલો ઊભી કરીને બેઠો છે અને પરદેશી માલ આવતો અટકાવવાના અનતા બધા પ્રયાસો કરી રહ્યો છે. બેશક પરદેશી માલની આયાત તે સંપૂર્ણપણે તો રોકી શકે એમ નથી, કેમ કે કોઈ પણ દેશ સ્વયંપૂર્ણ નથી એટલે કે પોતાને જોઈતી બધી જ વસ્તુઓ પેદા કરતો નથી. આબોહવાને કારણે પણ કેટલીક વસ્તુઓ તે પેદા ન કરી શકે. દાખલા તરીકે, ઇંગ્લંડ કપાસ, શણ, ચા, કૉફી તેમ જ જેને માટે ગરમ આબોહવા જરૂરી હોય એવી બીજી ઘણી વસ્તુઓ પેદા કરી શકે નહિ. એનો અર્થ એ થયો કે ભવિષ્યમાં વેપાર મુખ્યત્વે કરીને જુદી જુદી આબોહવાવાળા અને ભિન્નભિન્ન વસ્તુઓ પકવનારા દેશો વચ્ચે મર્યાદિત રહેશે. એક જ પ્રકારનો માલ ઉત્પન્ન કરનાર દેશોને એકબીજાની વસ્તુઓની ભાગ્યે જ કશી જરૂર રહેશે.

આમ વેપાર ઉત્તર અને દક્ષિણ વચ્ચે રહેશે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે નહિ કેમકે આબોહવાનો ફેરફાર ઉત્તર અને દક્ષિણ વચ્ચે હોય છે. ઉષ્ણ કટિબંધના દેશોનો સમશીતોષ્ણ તથા શીત કટિબંધના દેશો સાથે વેપાર ચાલશે પરંતુ બે ઉષ્ણ કટિબંધના કે બે સમશીતોષ્ણ કટિબંધના દેશો વચ્ચે વેપારનો સંબંધ રહેશે નહિ. બેશક, દેશની ખનીજ સામગ્રી ઇત્યાદિ બીજી કેટલીક ગણતરીઓને માટે અવકાશ રહે છે. પરંતુ આંતરરાષ્ટ્રીય વેપારમાં ઉત્તર અને દક્ષિણની ગણતરી મુખ્ય રહેશે. બાકીનો બધોયે વેપાર જકાતની દીવાલો દ્વારા અટકાવવામાં આવશે.

એ પ્રકારનું વલણ અનિવાર્ય હોય એમ આજે જણાય છે. ઔદ્યોગિક ક્રાંતિની એને છેવટની અવસ્થા કહેવામાં આવે છે. એમાં દરેક દેશ પૂરતા પ્રમાણમાં ઔદ્યોગિક થઈ ગયો હશે. એશિયા અને આફ્રિકા હજીયે ઔદ્યોગિક થયા નથી એ ખરું છે. પરંતુ આફ્રિકા ખંડ એટલો બધો પછાત અને ગરીબ છે કે, ત્યાં પાકો માલ બહુ જ ઓછા પ્રમાણમાં ખપી શકે એમ છે. હિંદુસ્તાન, ચીન તથા સાઇબેરિયા એ ત્રણ મોટા પ્રદેશોમાં એવો પરદેશી પાકો માલ હજીયે ખપતો રહેવાનો સંભવ છે; એ ત્રણ મોટાં સંભવિત બજારો તરફ ઔદ્યોગિક દેશો મીટ માંડીને બેઠા છે. તેમનાં હમેશનાં બજારોનાં દ્વાર હવે બંધ થઈ ગયાં હોવાથી પોતાના વધારાના માલનો નિકાલ કરવાને અને તેમના ડગમગતા મૂડીવાદને ટેકો આપીને ટકાવી રાખવાને અર્થે એ દેશો આ રીતે 'એશિયા તરફ ધસારો કરવાનો' વિચાર કરી રહ્યા છે. પરંતુ કંઈક અંશે એશિયામાં ઉદ્યોગોનો વિકાસ થયો છે તેથી અને કંઈક અંશે આંતરરાષ્ટ્રીય હરીફાઈને લીધે એશિયાનું શોષણ કરવાનું હવે સુગમ નથી રહ્યું. ઇંગ્લંડ હિંદુસ્તાનને પોતાના માલના બજાર તરીકે રાખી મૂકવા માગે છે પરંતુ જાપાન, યુનાઇટેડ સ્ટેટ્સ તથા જર્મની પણ એમાં ભાગ પડાવવા માગે છે. ચીનમાં પણ એમ જ છે; અને વધારામાં ત્યાંની આંતરિક અશાન્તિ અને અવરજવર તથા માલની લાવલઇજાનાં યોગ્ય સાધનોનો અભાવ વેપારરોજગારને મુશ્કેલ બનાવે છે. સોવિયેટ રશિયા પરદેશોનો પાકો માલ ઠીક ઠીક પ્રમાણમાં લેવા તૈયાર છે માત્ર તેને તે ઉધાર મળવો જોઈએ અને તેની કિંમત તેને તરત જ ચૂકવવાની ન હોવી જોઈએ. પરંતુ થોડા જ વખતમાં સોવિયેટ રાજ્ય પોતાને જોઈતી લગભગ બધીયે વસ્તુઓ ઉત્પન્ન કરતું થઈ જશે.

પહેલાંના સમયમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વધુ ને વધુ પરસ્પરાવલંબનનું, વધુ ને વધુ આંતરરાષ્ટ્રીયતાનું વલણ હતું. અલગ અલગ સ્વતંત્ર રાજ્યો કાયમ રહ્યાં હતાં એ ખરું પરંતુ તેમની વચ્ચે આંતરરાષ્ટ્રીય સંબંધો અને વેપારનું જબરદસ્ત અને જટિલ તંત્ર ઊભું થવા પામ્યું હતું. એ પ્રક્રિયા એટલે સુધી આગળ વધી કે પછીથી એક જ રાષ્ટ્રમાં મર્યાદિત એવાં રાજ્યો તથા

ખુદ રાષ્ટ્રવાદ સાથે પણ તેને અથડામણ થવા લાગી. સમાજવાદી આંતરરાષ્ટ્રીય તંત્ર એ એ પછીનું સ્વાભાવિક પગથિયું હતું. મૂડીવાદના દિવસો વીતી ગયા હોવાથી તે એવી અવસ્થાએ પહોંચ્યો હતો કે સમાજવાદની તરફેણમાં નિવૃત્ત થવાનો તેને માટે સમય આવ્યો હતો. પરંતુ દુર્ભાગ્યે એવી સ્વેચ્છાપૂર્વકની નિવૃત્તિ કદીયે થતી નથી. પરંતુ કટોકટી ઊભી થવાથી તથા પોતાનો વિનાશ નજીક આવતો જોઈને મૂડીવાદ પોતાના કવચમાં પેસી ગયો છે અને પરસ્પરાવલંબનના ભૂતકાળના તેના વલણને ઉલટાવી નાખવા તે મથી રહ્યો છે. આર્થિક રાષ્ટ્રવાદ અસ્તિત્વમાં આવ્યો તેનું એ જ કારણ છે. સવાલ એ છે કે એને સફળતા મળી શકશે ખરી, અને માનો કે સફળતા મળશે તોયે તે કેટલો વખત ટકશે?

આખીયે દુનિયામાં વિચિત્ર પ્રકારનો ગોટાળો પેદા થવા પામ્યો છે. સંઘર્ષો અને ઈર્ષાનું ભયંકર જાળું ઊભું થયું છે અને નવી પ્રવૃત્તિઓ તો આ સંઘર્ષોનું ક્ષેત્ર ઊલટું વધુ વિશાળ બનાવે છે. હરેક ખંડમાં, હરેક દેશમાં દુર્બળ અને પીડિત લોકો જે પેદા કરવામાં તેઓ પોતે ફાળો આપી રહ્યા છે તે જીવનની સારી સારી વસ્તુઓના ઉપભોગમાં ભાગ પડાવવા માગે છે. જેની મુદત ક્યારનીયે વીતી ગઈ છે એવું પોતાનું લાંબા વખતનું લેણું તેઓ વસૂલ કરવા માગે છે. કેટલીક જગ્યાએ વસૂલાતનો એ દાવો તેઓ બહુ જ મોટે અવાજે, કડકાઈથી અને ઉગ્રતાપૂર્વક કરી રહ્યા છે જ્યારે કેટલીક જગ્યાએ તેઓ એ શાંતિપૂર્વક કરી રહ્યા છે. આટલા બધા લાંબા વખત સુધી તેમના પ્રત્યે ગેરવર્તાવ દાખવવામાં આવ્યો તથા તેમનું શોષણ કરવામાં આવ્યું એથી તીવ્રપણે કોપાયમાન થઈને આપણને પસંદ ન પડે એ રીતે તેઓ વર્તે એ માટે આપણે તેમને દોષ દઈ શકીએ ખરાં? તેમની ઉપેક્ષા કરવામાં આવી હતી, તેમનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો; ભદ્ર સમાજની દીવાનખાનાની સભ્ય રીતભાતો તેમને શીખવવાની કોઈએ પરવા રાખી નહોતી.

દુર્બળ અને પીડિત લોકોના આ પ્રકોપથી મિલકતદાર વર્ગો સર્વત્ર ભડકી ઊઠ્યા છે અને એને દાબી દેવાને માટે એકત્ર થયા છે. આ રીતે ફાસીવાદનો વિકાસ થાય છે અને સામ્રાજ્યવાદ હરેક પ્રકારના વિરોધને કચરી નાખે છે: લોકશાહી, પ્રજાનું હિત અને ટ્રસ્ટીપણાની મીઠી મધુરી વાતો સંભળાતી બંધ થઈ જાય છે. મિલકતદાર વર્ગો તથા સ્થાપિત હિતોનું નગ્ન શાસન વધારે છતું થાય છે. અને ઘણી જગ્યાઓએ તે વિજયી નીવડતું જણાય છે. વધારે વસમો કાળ — પોલાદી અને આક્રમણકારી હિંસાનો કાળ શરૂ થાય છે કેમ કે સર્વત્ર જૂની અને નવી વ્યવસ્થા વચ્ચે જીવનમરણનો સંગ્રામ ખેલાતો હોય છે. યુરોપમાં શું કે અમેરિકા અને હિંદુસ્તાનમાં શું સર્વત્ર હોડ બહુ મોટી છે અને જૂની વ્યવસ્થા થોડા વખત માટે ભલેને મજબૂત મોરચો રચીને સુરક્ષિત થયેલી લાગતી

હોય પરંતુ તેનું ભાવિ તોળાઈ રહ્યું છે. જ્યારે સામ્રાજ્યવાદી અને મૂડીવાદી આખીયે વ્યવસ્થા તેના પાયામાંથી ડગમગી ઊઠી હોય તથા જ્યારે પોતાની જવાબદારી અદા કરવાને પણ તે અસમર્થ બની ગઈ હોય એ વખતે અરધા-પરધા સુધારાઓથી પ્રશ્નનો ઉકેલ લાવી શકાય નહિ.

રાજકીય, આર્થિક અને જાતિવિષયક આ બધા અસંખ્ય સંઘર્ષોએ દુનિયાને આજે અંધકારમય બનાવી દીધી છે તથા તેના ઉપર યુદ્ધની છાયા ફેલાવી મૂકી છે. એમ કહેવાય છે કે, એમાંનો સૌથી પ્રચંડ સંઘર્ષ એક બાજુએ સામ્રાજ્યવાદ અને ફાસીવાદ અને બીજી બાજુએ સામ્યવાદ વચ્ચેનો છે. દુનિયાભરમાં એ બંને પક્ષો એકબીજાની સામસામા ખડા થયા છે અને તેમની વચ્ચે સમજૂતીને જરાયે અવકાશ નથી.

ફ્યૂડલવાદ, મૂડીવાદ, સમાજવાદ, સંઘવાદ, અરાજકતાવાદ, સામ્યવાદ — દુનિયામાં આજે કેટલા બધા 'વાદો' છે! અને એ બધાની પાછળ તકસાધુપણું અથવા તકવાદ તરાપ મારવાને માટે તૈયાર થઈને બેઠો છે! પરંતુ એ ઉપરાંત દુનિયામાં એક બીજો 'વાદ' છે અને તે છે આદર્શવાદ. જે કોઈને એની પડી હોય તે એને અપનાવી શકે છે. પરંતુ એ આદર્શવાદ એટલે પોકળ કલ્પનાઓ કે તરંગો નહિ પણ ઉદાત્ત માનવીધ્યેય માટેનો — જે મહાન ધ્યેયને આપણે સિદ્ધ કરવા ચાહીએ છીએ તેને માટે કાર્ય કરવાનો આદર્શવાદ છે. જ્યૉર્જ બર્નાર્ડ શૉએ ક્યાંક કહ્યું છે કે:

"જેને તમે જીવનનું ઉદાત્ત ધ્યેય સમજતા હો તેને જીવન સમર્પી દેવું, ઉકરડા ઉપર તમને ફેંકી દેવામાં આવે તે પહેલાં તમારી જાતને પૂરેપૂરી ઘસી નાખવી, વિકાર અને સ્વાર્થનાં પૂતળાં બનીને પોતાના દુઃખનાં રોદણાં રડો તથા તમારા સુખને માટે દુનિયા કશુંયે કરતી નથી એવી ફરિયાદ કરો તેના કરતાં પ્રકૃતિનું એક બળ બનીને જીવવું એ જ જીવનનો સાચામાં સાચો આનંદ છે."

ઇતિહાસના આપણા અવલોકને આપણને બતાવી આપ્યું છે કે દુનિયા ઉત્તરોત્તર વધુ ને વધુ સંઘટિત બનતી ગઈ છે, તેના જુદા જુદા ભાગો દિન-પ્રતિદિન એકબીજાની વધુ ને વધુ નજીક આવતા ગયા છે તથા પરસ્પરાવલંબી થતા ગયા છે. સાચે જ દુનિયા એ એક અવિભાજ્ય ઘટક બની ગઈ છે અને તેનો એક ભાગ બીજા ભાગ ઉપર અસર કરી રહ્યો છે તથા બીજા ભાગોની અસર તેના ઉપર થઈ રહી છે. દરેક રાષ્ટ્રનો જુદો ઇતિહાસ હોય એ આજે અશક્ય બની ગયું છે. એ અવસ્થા આપણે વટાવી ગયાં છીએ અને બધાંયે રાષ્ટ્રોના જુદા જુદા તાંતણાઓને જોડે તથા તેમને પ્રેરી રહેલાં સાચાં બળોનું સંશોધન કરે એવો સમગ્ર દુનિયાનો એકીકૃત ઇતિહાસ જ હવે લખી શકાય એમ છે અને એવો ઇતિહાસ જ કંઈક ઉપયોગી થઈ શકે એમ છે.

ભૂતકાળમાં ભૌતિક તેમ જ બીજા અનેક પ્રકારના અંતરાયોને કારણે રાષ્ટ્રો એક બીજાથી અળગાં રહેતાં હતાં ત્યારે પણ સર્વસામાન્ય આંતર-

રાષ્ટ્રીય અને આંતરખંડીય બળો તેમના ઉપર કેવી અસર કરી રહ્યાં હતાં તે આપણે જોઈ ગયાં છીએ. મહાન વ્યક્તિઓનું ઇતિહાસમાં સદાયે મહત્ત્વ રહ્યું છે કેમ કે ભાવિની હરેક તડકીછાંયડીમાં માનવી તત્ત્વ મહત્ત્વનું હોય છે. પરંતુ જગતમાં કાર્ય કરી રહેલાં પ્રચંડ બળોની અસર મોટામાં મોટી કોઈ પણ વ્યક્તિ કરતાંયે વિશેષ હોય છે. એ બળો લગભગ આંધળાં બનીને અને કેટલીક વાર તો નિષ્ઠુર બનીને પણ આપણને અહીંથી તહીં પછાડે છે અને એ રીતે આપણને આગળ ધકેલે છે.

આજે આપણી એ જ સ્થિતિ છે. પ્રચંડ બળો કાર્ય કરી રહ્યાં છે અને તેઓ કરોડો માનવીઓને પ્રેરી રહ્યાં છે. ધરતીકંપ કે કુદરતના બીજા કોઈ ઉત્પાતની પેઠે તેઓ આગળ વધી રહ્યાં છે. આપણે આકાશપાતાળ એક કરીએ તોયે આપણે તેમને રોકી શકીએ એમ નથી. અને આમ છતાંયે, દુનિયાના આપણા પોતપોતાના ખૂણામાં રહ્યાં રહ્યાં આપણે તેમની ગતિ તેમ જ દિશામાં સહેજસાજ ફેરફાર કરી શકીએ છીએ. એ બળોનો સામનો સૌ કોઈ પોતપોતાની ભિન્ન ભિન્ન પ્રકૃતિ અનુસાર કરે છે. કેટલાક લોકો એનાથી ડરી જાય છે અને કંપી ઊઠે છે અને કેટલાક તેમને વધાવી લે છે. કેટલાક તેમની સામે ઝૂઝવાનો પ્રયત્ન કરે છે અને કેટલાક લાચાર બનીને અનિવાર્ય ભાવિને વશ થાય છે. જ્યારે બીજા કેટલાક તોફાનમાં ઝંપલાવીને થોડે અંશે તેને કાબૂમાં રાખવાનો તેમ જ તેને યોગ્ય દિશામાં વાળવાનો પ્રયાસ કરે છે. એ પ્રચંડ ક્રિયામાં સક્રિયપણે મદદરૂપ થવાનો આનંદ લૂંટવાને ખાતર એમાં આવતાં બધાંયે જોખમો તેઓ સ્વેચ્છાપૂર્વક વધાવી લે છે.

આ ખળભળાટવાળી અને તોફાની ૨૦મી સદીમાં આપણને શાંતિ મળે એમ નથી. એ સદીનો ત્રીજો ભાગ તો વીતી પણ ગયો છે અને એ દરમ્યાન યુદ્ધ તથા ક્રાંતિએ પણ પોતાનો હિસ્સો સારી પેઠે આપ્યો છે. મહાન ફાસિસ્ટ મુસોલિની કહે છે કે, “જગતભરમાં ક્રાંતિનું મોજું ફરી વળ્યું છે. ઘટનાઓનું બળ એટલું બધું જબરદસ્ત હોય છે કે તેઓ અટલ વિધિની પેઠે આપણને આગળ ધકેલી રહી છે.” વળી મહાન સામ્યવાદી ટ્રૉટ્સ્કી પણ વર્તમાન સદીમાં શાંતિ, આરામ કે સુખચેનની ઝાઝી અપેક્ષા ન રાખવા આપણને ચેતવે છે. તે કહે છે કે, “માનવજાતની સ્મૃતિમાં ૨૦મી સદી એ સૌથી વિશેષ અશાંત છે એ સ્પષ્ટ છે. આપણો કોઈ પણ સમકાલીન આ કાળમાં બીજી બધી વસ્તુઓ કરતાં વિશેષે કરીને શાંતિ, આરામ અને સુખચેન માગતો હોય તો તેણે આ દુનિયામાં જન્મવા માટે ખોટો સમય પસંદ કર્યો છે એમ કહેવું જોઈએ.”

આખુંયે જગત અથાક પરિશ્રમ કરી રહ્યું છે અને યુદ્ધ તથા ક્રાંતિનું જોખમ સર્વત્ર ઝઝૂમી રહ્યું છે. આ અટલ વિધિના સકંજામાંથી આપણે છટકી શકવાના નથી તો આપણે તેનો સામનો કેવી રીતે કરીશું? શાહમૃગની પેઠે,

લાચાર બનીને આપણે આપણાં મોં ઢાંકી દઈશું? અથવા તો ઘટનાઓના ઘડતરમાં વીરતાભર્યો ભાગ લઈશું અને જરૂર પડે તો જોખમોનો સામનો કરીશું તથા મહાન અને ઉદાત્ત સાહસ ખેડવાનો આનંદ માણીશું તેમ જ 'ઇતિહાસનાં કદમ સાથે કદમ મિલાવીને ચાલવાની' લાગણી અનુભવીશું?

આપણે સૌ અથવા કંઈ નહિ તો આપણામાંના વિચારશીલ લોકો, પોતાનું સ્વરૂપ પ્રકટ કરીને વર્તમાન કાળમાં ફેરવાઈ જતા ભવિષ્ય કાળ તરફ આશાભરી દૃષ્ટિથી નિહાળી રહ્યા છે. ભાવિની કેટલાક લોકો આશાથી અને બીજા કેટલાક ભયભીત થઈને પ્રતીક્ષા કરી રહ્યા છે. ભાવિ દુનિયા, જેમાં જીવનની સારી સારી વસ્તુઓ ગણ્યાગાંઠ્યા લોકોને માટે અનામત રાખવામાં આવી નહિ હોય પરંતુ સમગ્ર જનતા છૂટથી તેનો ઉપભોગ કરી શકે એવી સુંદર અને સુખમય થશે કે પછી ઝનૂની અને સંહારક યુદ્ધોને પરિણામે આધુનિક સુધારાની ઘણીખરી સુખસગવડો નષ્ટ થઈ હોય એવી આજના કરતાંયે વધારે કરાલ થશે? આ બે અંતિમ પરિસ્થિતિઓ છે. એ બેમાંથી ગમે તે એક સંભવી શકે છે. એમાંથી કોઈ વચલો માર્ગ નીકળે એવો સંભવ જણાતો નથી.

ભાવિનું નિરીક્ષણ તથા તેની પ્રતીક્ષા કરતાં કરતાં આપણે જેને માટે ઝંખીએ છીએ તેવા પ્રકારની દુનિયા નિર્માણ કરવાને માટે આપણે કાર્ય કરીએ છીએ. લાચાર બનીને પ્રકૃતિને વશ થઈને પશુ અવસ્થામાંથી માનવીએ પોતાની પ્રગતિ નથી કરી. પરંતુ તેનો સામનો કરીને તથા માનવી હિતને ખાતર તેના ઉપર પ્રભુત્વ મેળવવાની ઇચ્છાથી ઘણી વાર તેણે પ્રગતિ સાધી છે.

આજની સ્થિતિ આ છે. આવતી કાલ નિર્માણ કરવાનું કાર્ય તારું તથા તારી પેઢીનાં દુનિયાભરનાં કરોડો બાળક બાળાઓનું છે. તેઓ મોટાં થઈ રહ્યાં છે અને આ આવતી કાલનું ઘડતર કરવા માટેની તાલીમ લઈ રહ્યાં છે.

## ૧૯૬. છેલ્લો પત્ર

૯ ઑગસ્ટ, ૧૯૩૩

બેટી, આપણી આ લાંબી વાત પૂરી થઈ. હવે વધારે લખવાની જરૂર નથી. પરંતુ એક પ્રકારની છટા અને ઝમકની સાથે એ વાત પૂરી કરવાની ઇચ્છા, બીજો એક પત્ર — છેલ્લો પત્ર — લખવાને મને પ્રેરે છે!

આ વાત પૂરી કરવાનો વખત પણ થઈ ચૂક્યો છે, કેમ કે મારા કારાવાસની બે વરસની મુદત પણ હવે પૂરી થવા આવી છે. આજથી તેત્રીસમે દિવસે હું છૂટી જઈશ. કદાચ એથી વહેલોયે છૂટું કેમકે જેલર મને કદી કદી એવી ધમકી પણ આપે છે. હજી સજાનાં બે વરસ પૂરાં તો નથી થયાં પરંતુ

સારી ચાલચલગતવાળા કેદીને મળે છે તેમ મને સાડાત્રણ માસની માફી મળી છે. મને સારી ચાલચલગતવાળો કેદી ગણવામાં આવે છે પરંતુ એવી નામના સંપાદન કરવાને માટે ખચીત મેં કશુંયે નથી કર્યું. આમ, મારી છઠ્ઠી સજા પૂરી થાય છે. અને વિશાળ દુનિયામાં હું ફરીથી પ્રવેશ કરીશ. પણ શા અર્થે? એનો ફાયદો શો? જ્યારે મારા ઘણાખરા મિત્રો તથા સાથીઓ તુરંગમાં પડ્યા હોય અને આખોયે દેશ એક વિશાળ કારાગાર સમો બની ગયો હોય ત્યારે મારા બહાર આવવાનો શો અર્થ?

તને લખેલા પત્રોનો મોટો એક ડુંગર થઈ ગયો છે! અને સ્વદેશી કાગળો ઉપર કેટલી બધી સારી સ્વદેશી શાહી મેં પાથરી દીધી! એ કરવા જેવું હતું કે કેમ એવું મને આશ્ચર્ય થાય છે. આ બધા કાગળો અને શાહી તને રસ પડે એવો કંઈક સંદેશો આપશે ખરાં? તું કહેશે કે બેશક, કેમ કે તને લાગશે કે બીજા કોઈ જવાબથી મને દુઃખ થશે અને મારા પ્રત્યે તારો એટલો બધો પક્ષપાત છે કે તું એવું જોખમ ન જ ખેડે. એમાં તને રસ પડે કે ન પડે એ વાત બાજુએ રહી પરંતુ આ બે લાંબાં વરસો દરમ્યાન એ પત્રો લખતાં લખતાં મેં દરરોજ જે આનંદ અનુભવ્યો છે તેની સામે તો તું વાંધો ન જ લઈ શકે. હું અહીં આવ્યો ત્યારે શિયાળો હતો. પછીથી ટૂંકી વસંતઋતુ આવી. પરંતુ ઉનાળાની ગરમીએ થોડા જ વખતમાં એનો સંહાર કર્યો. અને પછીથી જ્યારે મનુષ્યો તથા પશુઓને માટે શ્વાસ લેવાનું મુશ્કેલ બની ગયું હતું તથા જમીન તાપથી ધગધગી રહી હતી અને સૂકી બની ગઈ હતી ત્યારે વર્ષાઋતુએ નિર્મળ અને શીતળ જળની રેલંછેલ કરી મૂકી. વર્ષા પછી પાનખર આવી અને આકાશ અતિશય સ્વચ્છ અને નીલું બની ગયું તથા બપોર પછીનો સમય આહ્લાદક બની ગયો. વરસનું ઋતુચક્ર પૂરું થયું અને વળી પાછું તે શરૂ થયું. વસંત, ગ્રીષ્મ અને વર્ષા. અહીં બેસીને તને પત્ર લખતાં લખતાં તથા તારું સ્મરણ કરતાં કરતાં આ ઋતુઓને પસાર થતી મેં નિહાળી છે તથા મારી બરાક ઉપર પડતા વરસાદનો અવાજ મેં સાંભળ્યો છે.

મૃદુ રવ ઓ! વર્ષાના!
અવનિપરે ને વળી છાપરે
ઝંખ્યાં કરતા હૃદય કાજ હે
ગીત મૃદુલ વર્ષાના!

૧૯મી સદીના બેન્જામિન ડિઝરાયલી નામના એક મહાન બ્રિટિશ રાજપુરુષે લખ્યું છે કે, 'દેશવટો કે કારાવાસ ભોગવતા બીજા લોકો જો એ સજા ભોગવ્યા પછી જીવતા રહે છે તો નિરાશ થઈ જાય છે પરંતુ સાહિત્યકારો

તો એ દિવસોને પોતાના જીવનના સૌથી મધુર સમય તરીકે લેખી શકે.' આ શબ્દો તેણે હ્યુગો ગ્રોશિયસ નામના સત્તરમી સદીના એક મશહુર ડચ ધારાશાસ્ત્રી તથા ફિલસૂફને ઉદ્દેશીને લખ્યા હતા. તેને જન્મકેદની સજા થઈ હતી પરંતુ બે વરસ સજા ભોગવ્યા પછી તે જેલમાંથી છટકી ગયો હતો. કારાવાસનાં એ બે વરસો તેણે તત્ત્વચિંતન અને સાહિત્યિક કાર્યમાં ગાળ્યાં હતાં. ઘણાયે સાહિત્યકારોએ જેલની હવા ખાધી છે. પરંતુ 'ડૉન કિવકઝોટ'નો લેખક સ્પેનવાસી સર્વાન્ટિસ અને 'પિલગ્રીમ્સ પ્રોગ્રેસ'નો અંગ્રેજ લેખક જૉન બનિયન એ બે ઘણું કરીને સૌથી વધારે જાણીતા છે.

હું કંઈ સાહિત્યકાર નથી; અને કારાવાસમાં મેં જે અનેક વરસો ગાળ્યાં છે તે મારા જીવનનાં સૌથી મધુર વરસો હતાં એમ કહેવાને હું તૈયાર નથી. પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે લેખન તથા વાચને એ વરસો ગાળવામાં મને ભારે મદદ કરી છે. હું સાહિત્યકાર નથી અને ઇતિહાસકાર પણ નથી; વાસ્તવમાં હું શું છું? એ પ્રશ્નનો જવાબ આપવાનું મારે માટે મુશ્કેલ છે. મેં ઘણાયે બાબતોમાં માથું માર્યું છે. કૉલેજમાં પ્રથમ મેં વિજ્ઞાનનો વિષય લીધો, પછી કાયદાનો વિષય અને તે પછી જીવનમાં અનેક રસો કેળવ્યા બાદ આખરે જેલ જવાનો ધંધો સ્વીકાર્યો! હિંદમાં આજે એ ધંધો બહુ જ લોકપ્રિય થઈ પડ્યો છે અને ઘણા લોકોએ તેને અપનાવ્યો છે.

આ પત્રમાં મેં જે કંઈ લખ્યું છે તેને કોઈ પણ વિષયની છેવટની કે પ્રમાણભૂત હકીકત તરીકે માની લઈશ નહિ. રાજદ્વારી પુરુષ દરેક વિષય ઉપર કંઈનું કંઈ કહેવા માગતો હોય છે અને વાસ્તવમાં તે જાણતો હોય છે તેના કરતાં ઘણું વધારે જાણવાનો તે ડોળ કરે છે. આથી એને બહુ જ સાવચેતીથી નિહાળવો જોઈએ! મારા આ પત્રો તો માત્ર ઉપરચોટિયાં રેખાચિત્રો છે અને એ બધાંને એક નાજુક તાંતણાથી સાંકળવામાં આવ્યાં છે. મનમાં આવ્યું તે હું તો લખતો ગયો છું. આખી સદીઓ ને સદીઓનો તેમ જ મહત્ત્વના બનાવોનો મેં માત્ર ઉલ્લેખ જ કર્યો છે. જ્યારે મને ગમતા કોઈક બનાવનું મેં વિસ્તારથી નિરૂપણ કર્યું છે. તું જોશે કે, મારા ગમા તથા અણગમા ઠીક ઠીક સ્પષ્ટ છે તેમ જ કેટલીક વાર જેલમાંના મારા મનોભાવો પણ સ્પષ્ટ છે. આ પત્રોમાંનું બધુંયે તું જેમનું તેમ સ્વીકારી લે એમ હું નથી ઇચ્છતો. ખરેખર, મારા આ બ્યાનમાં ઘણીયે ભૂલો હોવાનો સંભવ છે. જેલમાં કંઈ પુસ્તકાલયો નથી હોતાં એટલે ત્યાં આગળ જ્યારે જોઈએ ત્યારે સંદર્ભગ્રંથો નથી મળી શકતા. આથી ઐતિહાસિક વિષયોને વિષે લખવા માટે એ કંઈ ઉત્તમ સ્થાન નથી. બાર વરસ પહેલાં મેં જેલની મુલાકાત લેવાનું શરૂ કર્યું ત્યારથી મેં વાંચેલાં પુસ્તકોની નોંધપોથીઓનો ઢગલો મારી પાસે એકઠો થયો છે. આ પત્રો લખવામાં મોટે ભાગે મારે એ

નોંધપોથીઓનો આશરો લેવો પડ્યો છે. ઘણાં પુસ્તકો પણ અહીં મારી પાસે આવ્યાં છે; પરંતુ એ તો આવ્યાં અને પાછાં ગયાં, કેમ કે અહીં હું કંઈ પુસ્તકાલય ઊભું કરી શકું એમ નથી. એ પુસ્તકોમાંથી વિચારો તથા હકીકતો મેં નિર્લજ્જપણે જેમનાં તેમ ઉઠાવી લીધાં છે. મેં જે કંઈ લખ્યું છે તેમાં કશુંયે મૌલિક નથી. કદાચ, ક્યાંક ક્યાંક મારા પત્રો સમજવામાં તને મુશ્કેલી પડશે. પરંતુ એની પરવા કરીશ નહિ અને એ ભાગોને પડતા મૂકજે. કેટલીક વાર મારું મોટપણ આડું આવ્યું છે અને મારે જે રીતે ન લખવું જોઈતું હતું તે રીતે મેં લખ્યું છે; એક નાની બાળાને હું લખી રહ્યો હતો એ હું ભૂલી જ ગયો હતો.

મેં તો તને માત્ર આછી રૂપરેખા જ આપી છે આ કંઈ ઇતિહાસ નથી. એ તો આપણા લાંબા ભૂતકાળની માત્ર ઊડતી ઝાંખી જ છે. ઇતિહાસના વિષયમાં જો તને રસ પડે, ઇતિહાસને માટે તને કંઈક આકર્ષણ હોય તો વીતી ગયેલા યુગોના તાણાવાણા ઉકેલવામાં મદદરૂપ થાય એવાં ઘણાં પુસ્તકો તને મળી રહેશે. પરંતુ માત્ર પુસ્તકો વાંચવાથી જ કશોયે અર્થ નહિ સરે. ભૂતકાળ વિષે જાણવાની તને ઇચ્છા હોય તો તારે એના તરફ સહાનુભૂતિ અને સમજપૂર્વક નજર કરવી જોઈએ. પ્રાચીન કાળમાં થઈ ગયેલા પુરુષને સમજવા માટે તારે એની આસપાસનું વાતાવરણ, એ જે પરિસ્થિતિમાં રહેતો હોય તે તથા તેના મનમાં ઊભરાતા વિચારો ઇત્યાદિ સમજવું જોઈએ. જાણે તેઓ આજે જીવતા હોય અને આપણે વિચારીએ છીએ તેમ વિચારતા હોય એ રીતે પ્રાચીન કાળના લોકો વિષે નિર્ણય બાંધવો એ સાવ બેહૂદું છે. આજે કોઈ પણ માણસ ગુલામીની પ્રથાનો બચાવ નહિ કરે અને આમ છતાંયે મહાન ફિલસૂફ પ્લેટોએ તેને આવશ્યક લેખી હતી. હમણાં થોડાં જ વરસો ઉપર ગુલામીની પ્રથા ટકાવી રાખવાના મુદ્દા ઉપર યુનાઇટેડ સ્ટેટ્સમાં લાખો માણસની જિંદગીનો ભોગ આપવામાં આવ્યો હતો. આજના ધોરણોથી આપણે ભૂતકાળની કસોટી ન કરી શકીએ. એ વસ્તુ સૌ કોઈ કબૂલ કરશે. પરંતુ ભૂતકાળનાં ધોરણોથી વર્તમાનકાળની કસોટી કરવાની ટેવ પણ એટલી જ બેહૂદી છે એ વસ્તુ સૌ કોઈ કબૂલ નહિ કરે. ખાસ કરીને, જુદા જુદા ધર્મોએ પુરાણી માન્યતાઓ, શ્રદ્ધાઓ તથા રૂઢિઓને જડ બનાવી દીધી છે. તે તે કાળ અને દેશમાં તેમનો કંઈક ઉપયોગ હશે એ બનવાજોગ છે પરંતુ આજના વખત માટે તો તેઓ બિલકુલ અનુકૂળ નથી.

આમ જો તું ઇતિહાસને સહાનુભૂતિની નજરથી જોશે તો તેનું નિર્જીવ માળખું રુધિરમાંસથી ભરાઈ જશે અને તારી આંખ આગળ જુદાજુદા કાળ તેમ જ દેશનાં સ્ત્રી-પુરુષ તથા બાળકોનું એક વિરાટ સરઘસ ખડું થશે. એ

માનવીઓ આપણાથી ભિન્ન હશે અને છતાંયે તે ઘણી રીતે બિલકુલ આપણા જેવાં જ હશે અને લગભગ એના એ જ માનવી ગુણો તથા માનવી દોષોથી તેઓ પણ ભરેલાં હશે. ઇતિહાસ એ કંઈ જાદુઈ તમાશો નથી પરંતુ જે જોઈ શકે છે તેને માટે તો તેમાં અખૂટ જાદુ ભરેલો છે.

ઇતિહાસની છાજલી ઉપરનાં અસંખ્ય ચિત્રો આપણા મનમાં ખડાં થાય છે. મિસર – બેબિલોન – નિનેવા – હિંદની પ્રાચીન સંસ્કૃતિઓ – આર્યોનું હિંદમાં આગમન અને તેમનું યુરોપમાં તથા એશિયામાં પથરાઈ જવું — ચીની સંસ્કૃતિની અદ્ભુત કારકિર્દી — નોસાસ અને ગ્રીસ — સામ્રાજ્યવાદી રોમ અને બાઇઝેન્ટિયમ — બે ખંડોની આરપાર આરબોની વિજયકૂચ — હિંદી સંસ્કૃતિની પુનર્જાગૃતિ અને તેનું પતન — જેને વિષે બહુ ઓછા લોકો જાણે છે તે અમેરિકાની માયા અને આઝટેક સંસ્કૃતિઓ — મંગોલ લોકોની વિશાળ જીતો — યુરોપનો મધ્યયુગ અને તે સમયનાં ગૉથિક શિલ્પનાં અદ્ભુત દેવળો — હિંદમાં ઇસ્લામનું આગમન અને મોગલ સામ્રાજ્ય — પશ્ચિમ યુરોપમાં વિદ્યા તથા કળાની પુનર્જાગૃતિ — અમેરિકાની તથા પૂર્વ તરફના સમુદ્રમાર્ગોની શોધ — પૂર્વના દેશો ઉપર પશ્ચિમના દેશોના આક્રમણનો આરંભ — પ્રચંડ યંત્રોનું આગમન તથા મૂડીવાદનો વિકાસ — ઉદ્યોગવાદનો ફેલાવો તથા યુરોપનું પ્રભુત્વ અને તેનો સામ્રાજ્યવાદ — તથા આધુનિક દુનિયાની વિજ્ઞાનની અદ્ભુત સિદ્ધિઓ.

મોટાં મોટાં સામ્રાજ્યો ઉદય પામ્યાં અને તેમનો નાશ થયો. માનવી તેમને ભૂલી ગયો અને હજારો વરસો સુધી તેઓ એ વિસ્મૃત સ્થિતિમાં રહ્યાં. રેતીના થરો નીચે ઢંકાયેલા અવશેષોને ધૈર્યવાન સંશોધકોએ ખોદીને બહાર કાઢ્યા ત્યાં સુધી તેઓ એ જ સ્થિતિમાં રહ્યાં. અને આમ છતાંયે, અનેક વિચારો તથા કલ્પનાઓ યુગયુગાન્તરોને ભેદીને ટકી રહે છે અને તેઓ સામ્રાજ્ય કરતાં વધારે બળવાન અને ટકાઉ પુરવાર થઈ છે.

ઇજિપ્તસત્તા થઈ ધૂળધાણી,
વિચારગર્તે તળિયે ભરાણી.
પડયું મહાગ્રીસ, પડયું જ ટ્રૉય,
કિરીટહીણું વળી રોમ સ્હોય.
ને ઊતર્યું વેનિસનુંય પાણી.
પરંતુ જે કાંઈક સ્વપ્ન સેવ્યાં
એ સર્વનાં કૈં શિશુએ, ન જેવાં
અસાર ને વ્યર્થ, ઉડંત, છાંયશાં,
હવાસમાં જે નહિવત્ ઉરે લસ્યાં,
ટકી રહ્યાં એક જ એ જ કેવાં!

મેરી કોલરીજ એ પ્રમાણે ગાય છે.

ભૂતકાળે આપણને અનેક ભેટો આપી છે. વાસ્તવમાં, સંસ્કૃતિ, સભ્યતા, વિજ્ઞાન અથવા તો સત્યની કોઈક બાજુનું જ્ઞાન એ બધુંયે આપણને દૂરના તેમ જ નજીકના ભૂતકાળ તરફથી જ ભેટમાં મળ્યું છે. ભૂતકાળ પ્રત્યેનું આપણું ઋણ આપણે માન્ય રાખીએ એ ઉચિત છે. પરંતુ ભૂતકાળનું ઋણ માન્ય રાખવા માત્રથી આપણું કર્તવ્ય કે આપણી જવાબદારી પૂરી થતી નથી. ભવિષ્યકાળ પ્રત્યે પણ આપણું ઋણ છે. અને ભૂતકાળના આપણા ઋણ કરતાં કદાચ એ ઋણ વિશેષ હશે. કેમકે, ભૂતકાળમાં જે કંઈ થઈ ગયું તે તો થઈ ગયું અને પૂરું થયું, આપણે તેને બદલી શકીએ એમ નથી. પરંતુ ભવિષ્યકાળ તો હજી આવવાનો છે અને કદાચ આપણે એને આપણી ધારણા પ્રમાણે કંઈક અંશે ઘડી શકીએ. ભૂતકાળે આપણને સત્યની અમુક બાજુઓનું દર્શન કરાવ્યું. પરંતુ ભવિષ્યકાળ પણ પોતાના ગર્ભમાં સત્યની અનેક બાજુઓ છુપાવીને બેઠો છે અને તે આપણને તેની ખોજ કરવાને આમંત્રે છે. પરંતુ ઘણી વાર ભૂતકાળને ભવિષ્યની ઈર્ષા હોય છે અને તે પોતાના ભીષણ પાશમાં આપણને જકડી રાખે છે. અને ભવિષ્યનો સામનો કરવાને તથા તેના પ્રતિ આગળ વધવાને મુક્ત થવા માટે આપણે તેની સાથે ઝઘડવું પડે છે.

એમ કહેવામાં આવે છે કે, ઇતિહાસ આપણને અનેક પાઠો શીખવે છે. વળી એને વિષે એમ પણ કહેવાય છે કે ઇતિહાસનું પુનરાવર્તન કદી પણ થતું નથી. એ બંને વસ્તુ સાચી છે, કેમકે આંધળા બનીને તેની નકલ કરવાનો પ્રયત્ન કરવાથી તેમ જ તેનું પુનરાવર્તન થાય તથા તે સ્થગિત રહે એવી અપેક્ષા રાખવાથી પણ આપણે તેમાંથી કશું શીખી શકતાં નથી, પરંતુ તેની ભીતરમાં ઊતરીને ઝીણવટપૂર્વક તપાસ કરવાથી તથા તેને ગતિમાન કરી રહેલાં બળોની ખોજ કરવાનો પ્રયાસ કરવાથી આપણે કંઈક શીખી શકીએ. આમ છતાંયે એમાંથી આપણને સીધો અને સ્પષ્ટ જવાબ ભાગ્યે જ મળે છે. કાર્લ માર્ક્સ કહે છે કે, 'ઇતિહાસ પુરાણા પ્રશ્નોનો જવાબ એક જ રીતે આપે છે અને તે નવા પ્રશ્નો રજૂ કરીને.'

પુરાણો જમાનો શ્રદ્ધાનો — અંધશ્રદ્ધાનો જમાનો હતો. શિલ્પીઓ, કારીગરો અને સામાન્ય રીતે જનતાની અદમ્ય શ્રદ્ધા વિના ગત સદીઓનાં અદ્ભુત મંદિરો, મસ્જિદો તેમ જ દેવળો બાંધી શકાયાં ન હોત. ભક્તિભાવથી એક ઉપર એક ચણવામાં આવેલા પથ્થરો અથવા તેમના ઉપર કોતરવામાં આવેલી મનોરમ આકૃતિઓ એ શ્રદ્ધાની સાક્ષી પૂરે છે. પુરાણાં મંદિરોનાં શિખરો, નાજુક મિનારાઓવાળી મસ્જિદો તેમ જ ગૉથિક ઢબનાં દેવળો એ બધાં આકાશ તરફ ઊંચી દૃષ્ટિ રાખીને ઊંડા ભક્તિભાવથી પથ્થરો અને આરસ-પહાણો દ્વારા જાણે પ્રાર્થના કરી રહ્યાં હોય એમ લાગે છે. જો કે, જે પુરાણી

શ્રદ્ધાનાં તે મૂર્તસ્વરૂપો છે તે આજે આપણામાં નથી રહી છતાંયે તેમને ભાળીને આપણે આજે પણ રોમહર્ષ અનુભવીએ છીએ. પરંતુ એ શ્રદ્ધાના દિવસો હવે વીતી ગયા છે અને તેની સાથે પથ્થરોમાંનો એ જાદુઈ સ્પર્શ પણ જતો રહ્યો છે. મંદિરો, મસ્જિદો તથા દેવળો હજી આજે પણ હજારોની સંખ્યામાં બંધાતાં જાય છે પરંતુ મધ્યયુગમાં તેમને જીવંત બનાવતી ભાવના તેમનામાં રહી નથી. તેમની અને આપણા જમાનાના પ્રતિનિધિરૂપ વેપારી ઑફિસોની વચ્ચે ઝાઝો તફાવત નથી.

આપણો જમાનો જુદા પ્રકારનો છે. એ સંશય અને અનિશ્ચિતતાનો યુગ છે. એમાં ઘણી બાબતો વિષે આપણો ભરમ ભાગી ગયો છે અને અનેક વસ્તુઓને વિષે આપણે પ્રશ્ન ઉઠાવતાં થયાં છીએ. પ્રાચીન કાળની અનેક માન્યતાઓ તથા રૂઢિઓનો આપણે સ્વીકાર કરી શકતાં નથી. એશિયા, યુરોપ કે અમેરિકા જ્યાં જુઓ ત્યાં લોકોની એમના ઉપરની શ્રદ્ધા ઊઠી ગઈ છે. એથી કરીને આપણા નવા વાતાવરણ સાથે બંધ બેસે એવી નવી રીતો તથા સત્યની બાજુઓની ખોજ આપણે કરીએ છીએ. આપણે પરસ્પર પ્રશ્નો પૂછીએ છીએ, ચર્ચા કરીએ છીએ, લડીએઝઘડીએ છીએ અને અનેક 'વાદો' તથા ફિલસૂફીઓ ઊભી કરીએ છીએ. સૉક્રેટિસના સમયની પેઠે આપણે શંકા અને પ્રશ્નોના યુગમાં રહીએ છીએ. પરંતુ પ્રશ્નોનું ક્ષેત્ર આજે ઍથેન્સ જેવા કોઈ એક શહેરમાં મર્યાદિત થયેલું નથી પરંતુ તે જગદ્વ્યાપી બની ગયું છે.

કેટલીક વાર દુનિયાના અન્યાયો, દુ:ખો તથા પાશવતા આપણને દમે છે, આપણા મનમાં અંધકાર છાઈ દે છે અને આપણને કશો માર્ગ દેખાતો નથી. મૅથ્યુ આર્નોલ્ડની પેઠે આપણને પણ લાગે કે આ દુનિયામાં આશાને સ્થાન નથી અને આપણે પરસ્પર એકબીજા પ્રત્યે સચ્ચાઈ રાખીએ એટલું જ આપણે કરી શકીએ એમ છીએ.

સમક્ષ અહીં આપણી વિતત જેહ સંસારનો
પડ્યો પટ દીસે, ન હોય બસ દેશ શું સ્વપ્નનો?
કશો વિવિધ, શોય સુંદર, નવીન કેવો! અરે
ન એ મહીં ખરે પ્રકાશ જરી પ્રેમ આનંદ વા,
સુનિશ્ચિતપણું, સુશાંતિ, કંઈ દર્દની કે દવા.
અને સકળ આપણે? જયમ અઘોર મેદાનમાં
શકે અબુધ લશ્કરો રજનિમાં પડ્યાં બાખડી,
ધસંત બસ એકમેક પર, શબ્દ સંગ્રામના
સુણી, વરતી નાસભાગ, ઘસડાઈ જે આખડ્યાં.

આમ છતાંયે, આપણે આવું નિરાશાભર્યું વલણ રાખીએ તો આપણે જીવન અથવા ઇતિહાસમાંથી સાચો બોધ નથી લીધો એમ ગણાય. કેમ કે,

ઇતિહાસ તો આપણને શીખવે છે કે જગતમાં વિકાસ અને પ્રગતિ થતાં રહે છે અને માનવીની અપાર પ્રગતિ માટે સંભવ રહેલો છે. અને જીવન પણ સમૃદ્ધ અને વૈવિધ્યપૂર્ણ છે. એમાં ભેજવાળી જગ્યાઓ અને કીચડનાં ખાબોચિયાં પણ છે તેમ જ વિસ્તીર્ણ સાગરો, પર્વતો, બરફ, હિમપ્રવાહો, તારાથી ઝગમગતી અદ્ભુત રાત્રિઓ (ખાસ કરીને તુરંગમાં!) કુટુંબ તથા મિત્રો પ્રત્યેનો પ્રેમ, એક જ ધ્યેયને અર્થે કાર્ય કરનારાઓની બિરાદરી, સંગીત, પુસ્તકો અને વિચારોનું સામ્રાજ્ય પણ છે. આ બધી વસ્તુઓ જોઈને આપણે દરેક જણ પણ કહી શકીએ કે,

પ્રભો, જીવ્યો પૃથ્વી ઉપર શિશુ હું છો પૃથિવીનો,
પિતાસ્થાને મારે ઉડુ-સભર આકાશ તદપિ.

વિશ્વના સૌંદર્યનાં ગુણગાન ગાવાનું અને વિચાર તથા કલ્પનાની દુનિયામાં વસવાનું સુગમ છે. પરંતુ બીજાઓ ઉપર શું વીતી રહ્યું છે એની લેશ પણ પરવા કર્યા વિના આ રીતે તેમના દુઃખોથી દૂર ભાગવાનો પ્રયાસ કરવો એ ધૈર્ય કે બિરાદરીની ભાવનાનું ચિહ્ન નથી. વિચાર કાર્યમાં પરિણમવો જોઈએ. એમાં જ તેની યથાર્થતા રહેલી છે. આપણા મિત્ર રોમાં રોલાં કહે છે કે, 'કાર્ય એ વિચારની પરિસમાપ્તિ છે. જે વિચારો કાર્ય તરફ ઢળતા નથી તે બધાયે વિચારો વ્યર્થ છે, ધોકાબાજી છે. એટલે, આપણે જો વિચારના સેવકો હોઈએ તો આપણે કાર્યના સેવક બનવું જોઈએ.'

પરિણામોના ડરના માર્યા લોકો ઘણી વાર કાર્યને ટાળે છે. કેમ કે કાર્યમાં હમેશાં જોખમ અને ભય રહેલાં જ હોય છે. દૂરથી જોતાં જોખમ અતિશય ભીષણ અને ડરામણું લાગે છે પરંતુ પાસે જઈને એને બારીકાઈથી નિહાળો તો એ એટલું ભયાનક નથી લાગતું. અને ઘણી વાર તો તે આપણો મજાનો સાથી હોય છે અને આપણા જીવનના ઉલ્લાસ અને આનંદમાં તે વૃદ્ધિ કરે છે. કેટલીક વાર જીવનનો સામાન્ય ક્રમ બહુ જ નીરસ બની જાય છે. ઘણી વસ્તુઓને આપણે સહજપ્રાપ્ત ગણીને ચાલીએ છીએ અને તેમાં આપણે આનંદ લઈ શકતા નથી. પરંતુ તેમના વિના થોડો વખત ચલાવી લેવાનો પ્રસંગ આવે છે ત્યારે જીવનની એ બધી સહજપ્રાપ્ત અથવા સામાન્ય વસ્તુઓની આપણે કેટલી બધી કદર કરીએ છીએ! ઘણા લોકો ઊંચાઊંચા પર્વતો ઉપર ચડે છે અને ચડવાની મુશ્કેલી વટાવવામાંથી તેમ જ જોખમો પાર કરવામાંથી મળતો આનંદ માણવાને ખાતર તેઓ પોતાના જીવનનું તથા પોતાની જાતનું જોખમ ખેડે છે; અને તેમની આસપાસ ભમી રહેલા જોખમને કારણે તેમની ગ્રહણશક્તિ અતિશય સતેજ બને છે અને તેમની જિંદગી જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી હોય છે એટલે તેમના જીવનનો આનંદ પણ અતિશય ઉત્કટ બને છે.

આપણી સૌની આગળ બે માર્ગ પડેલા છે. એમાંથી ગમે તે એક આપણે પસંદ કરી શકીએ છીએ. એક માર્ગ છે નીચેની ખીણમાં રહેવાનો. ત્યાં આગળ આરોગ્યને રૂંધનારું ગૂંગળાવી નાખે એવું ધૂમસ હોય છે પરંતુ ત્યાં આગળ શારીરિક સુરક્ષિતતા પણ ઠીક પ્રમાણમાં હોય છે. બીજો માર્ગ ઊંચા પર્વતો ઉપર ચડવાનો છે. ભય અને જોખમ એ માર્ગે જનારાઓના સાથીઓ હોય છે. પરંતુ તેઓ ઉપરની શુદ્ધ હવાનો આસ્વાદ અનુભવે છે, દૂર દૂરનાં દૃશ્યો જોવાનો આનંદ માણે છે તેમ જ ઊગતા સૂર્યને અર્ઘ્ય આપી શકે છે.

આ પત્રમાં મેં તને કવિઓમાંથી તેમ જ અન્ય લેખકોના લખાણોમાંથી અનેક ઉતારાઓ આપ્યા છે. એક વધારે ઉતારો ટાંકીને હું આ પત્ર પૂરો કરીશ. એ 'ગીતાંજલિ'માંથી લીધો છે. એ રવીન્દ્રનાથ ટાગોરની કવિતા છે અથવા કહો, પ્રાર્થના છે.

ચિત્ત છે જ્યાં ભયશૂન્ય, ઉચ્ચ છે જ્યાં શિર,
જ્ઞાન જ્યાં છે મુક્ત, ને જ્યાં ગૃહની પ્રાચીર
પોતાના પ્રાંગણતલે દિવસશર્વરી,
વસુધાને રાખે નહિ ક્ષુદ્ર ખંડ કરી.
હૃદય – નિર્ઝર – મુખેથી જ્યાં વાક્ય પોતે
ઉચ્છ્વસી ઊઠે, અને જ્યાં નિર્વારિત સ્રોતે
દેશે દેશે દિશે દિશે કર્મધારા ધાય
અજસ્ર સહસ્રવિધ, ચરિતાર્થ થાય;
જ્યાં તુચ્છ આચારતણો મરુવાલુરાશિ
વિચારનો સ્રોતઃપથ જાય નહિ ગ્રસી,
પૌરુષને કરીને શતધા; નિત્યે અહો
તમે સર્વ કર્મ ચિંતા આનંદે જ્યાં વહો,—
નિજ હસ્તે નિર્દય આઘાત કરી, પિતઃ,
ભારતને એવા સ્વર્ગે કરો જાગરિત.

આપણી વાત પૂરી થઈ અને આ છેલ્લો પત્ર પણ પૂરો થાય છે. છેલ્લો પત્ર! ના, ના, ખચીત નહિ. હજી તો હું તને અનેક પત્રો લખીશ. પરંતુ આ પત્રમાળા પૂરી થાય છે. અને તેથી

**તમામ શુદ!**

# પૂર્તિ

અરબી સમુદ્ર
૧૪ નવેમ્બર, ૧૯૩૮

સવાપાંચ વરસ પૂર્વે દહેરાદૂનની ડિસ્ટ્રિક્ટ જેલની મારી ખોલીમાંથી આ માળાનો છેલ્લો પત્ર મેં લખ્યો હતો. એ વખતે મારી બે વરસની કારાવાસની સજા પૂરી થવા આવી હતી અને મારા એ એકાંત જીવનના લાંબા ગાળા દરમ્યાન (પરંતુ એ વખતેયે મારી મનોસૃષ્ટિની સાથી તો તું હતી જ.) મેં તને લખેલા પત્રોનો મોટો ઢગલો બાજુએ મૂક્યો અને જેલમાંથી છૂટીને પ્રવૃત્તિ અને કાર્યની બહારની દુનિયામાં જવાને માટે મેં મારા મનને તૈયાર કર્યું. એ વખત પછી થોડા જ વખતમાં હું છૂટી ગયો, પરંતુ પાંચ માસ પછી બે વરસની સજા લઈને હું ફરી પાછો જેલના એ પરિચિત વાતાવરણમાં પહોંચી ગયો. ફરી પાછી મેં કલમ લીધી અને મેં વાત લખવી શરૂ કરી. આ વખતે એ વાત વધારે અંગત હતી.

હું ફરી પાછો જેલની બહાર આવ્યો, આપણે બંનેએ સાથે ગમગીની અનુભવી. એ ગમગીનીએ ત્યારથી મારા જીવનને આવરી લીધું છે. પરંતુ આ દુઃખ અને ક્લેશથી ભરેલા જગતમાં અંગત આપત્તિઓ કશીયે વિસાતમાં નથી. દુઃખ અને ક્લેશથી ભરેલું એ જગત તો તેમાં ભારે ખળભળાટ મચાવી મૂકનાર લડતમાં આપણી સર્વ શક્તિનું બલિદાન માગે છે. એટલે આપણે વિખૂટાં પડ્યાં, તું વિદ્યાભ્યાસને સુરક્ષિત માર્ગે ગઈ અને હું લડતની ધમાલ અને ધાંધાટને રસ્તે વળ્યો.

વિગ્રહ, દુઃખ અને હાડમારીઓથી ભરેલાં એ સવાપાંચ વરસો વીતી ગયાં અને આપણે જેમાં જીવી રહ્યાં છીએ તે દુનિયા અને આપણાં સ્વપ્નાંની દુનિયા વચ્ચેનો તફાવત તો ઉત્તરોત્તર વધ્યે જ જાય છે. આપણી પાછળ પડેલાં અનિષ્ટો કેટલીક વાર તો આશાને પણ ગૂંગળાવી દે છે. અને છતાંયે હું આ લખી રહ્યો છું ત્યારે ભવ્ય અને રમણીય અરબી સમુદ્ર મારી આસપાસ વિસ્તરી રહ્યો છે. એ સ્વપ્ન સમાન શાંત છે અને રૂપેરી ચાંદનીમાં તરવરી રહ્યો છે.

આ પૂર્તિમાં મારે એ પાંચ વરસોની વાત કહેવી એવી અપેક્ષા રાખવામાં આવે છે, કેમકે આ પત્રો નવે વેશે બહાર પડે છે અને મારો પ્રકાશક કહે છે કે, તેમાં આજ સુધીની હકીકત આવી જવી જોઈએ. એ કામ મુશ્કેલ છે, કારણ કે એ પાંચ વરસના ગાળામાં એટલા બધા બનાવો બની ગયા છે કે, એ વિષે હું લખવા માંડું અને મને પૂરતો સમય મળે તો બધી ધારણાઓ ઊંધી વાળીને હું એક નવું પુસ્તક જ લખી નાખું. એ સમય દરમ્યાન બનેલા મુખ્ય મુખ્ય બનાવોની માત્ર નોંધ પણ લાંબી અને

કંટાળાજનક થઈ પડે. એટલે એ બનાવોની હું બહુ જ આછી રૂપરેખા જ આપીશ. આગળ લખાયેલા પત્રોને અંતે મેં કેટલીક નોંધો ઉમેરી છે અને તેમાં કેટલીક વધારાની હકીકત આપી છે. અને હવે આપણે આ પાંચ વરસોનું ટૂંક અવલોકન કરીશું.

મારા છેવટના પત્રમાં, આજની દુનિયાની વિષમતાઓ એટલે કે તેમાં રહેલાં પરસ્પર વિરોધી તત્ત્વો તથા હરીફાઈઓ તરફ તેમ જ ફાસીવાદ અને નાઝીવાદના ઉદય તરફ મેં તારું લક્ષ ખેંચ્યું હતું. આ પાંચ વરસો દરમ્યાન એ હરીફાઈઓ અને સંઘર્ષો વધારે તીવ્ર બન્યાં છે અને જોકે આજ સુધી જગદ્વ્યાપી યુદ્ધને ટાળવામાં આવ્યું છે પરંતુ આફ્રિકા, યુરોપ તથા એશિયાના છેક પૂર્વના ભાગમાં ભીષણ અને સંહારક યુદ્ધો થવા પામ્યાં છે. દર વરસે અને કેટલીક વાર તો દર મહિને નવા આક્રમણની અને અત્યાચારોની વાતો સાંભળવામાં આવે છે. દુનિયા દિવસે દિવસે વધુ ને વધુ અસ્તવ્યસ્ત થતી જાય છે, આંતરરાષ્ટ્રીય સંબંધોમાં અરાજક વ્યાપતું જાય છે અને પ્રજાસંઘ તથા આંતરરાષ્ટ્રીય સહકાર માટેના બીજા પ્રયાસો સંપૂર્ણપણે નિષ્ફળ નીવડ્યા છે. શસ્ત્રસંન્યાસ અથવા તો નિઃશસ્ત્રીકરણ એ ભૂતકાળની વસ્તુ બની ગઈ છે. અને દરેક રાષ્ટ્ર પોતાની સમગ્ર શક્તિ ખરચીને દિવસરાત શસ્ત્રસજ્જ થવામાં આંખ મીંચીને મંડી પડ્યું છે. ભયે દુનિયાનું ગળું પકડ્યું છે અને આક્રમણકારી તથા વિજયી નીવડેલા ફાસીવાદ તથા નાઝીવાદના ફટકાથી ઉત્તેજિત થયેલા યુરોપની ઝડપથી અવનતિ થતી જાય છે અને તે બર્બર અવસ્થા તરફ જવાનો માર્ગ અખત્યાર કરે છે.

૧૯૧૪–૧૮ના મહાયુદ્ધની પાછળ રહેલા મુદ્દાઓનું આગળના પત્રોમાં આપણે વિગતે નિરીક્ષણ કર્યું હતું. મહાયુદ્ધ પૂરું થયું અને તેમાંથી વર્સાઈની સંધિ તથા પ્રજાસંઘનો કરાર ઉદ્ભવ્યાં. પરંતુ જૂના પ્રશ્નો તો અણઉકલ્યા જ રહ્યા અને યુદ્ધની નુકસાનીની રકમ, યુદ્ધનાં દેવાં, શસ્ત્રસંન્યાસ, સામૂહિક સલામતી, આર્થિક કટોકટી અને મોટા પ્રમાણમાં બેકારી વગેરે અનેક નવા પ્રશ્નો ઊભા થયા. સુલેહના પ્રશ્નોની પાછળ દુનિયાની સમતાને ઊંધી વાળી દેનારા મહત્ત્વના સામાજિક પ્રશ્નો હજી પણ એમના એમ રહેલા હતા. સોવિયેટ રાજ્યમાં નવીન સામાજિક બળો વિજયી નીવડ્યાં હતાં અને ભારે મુશ્કેલીઓ તથા દુનિયાના વિરોધનો સામનો કરીને નવા જ પ્રકારની દુનિયા નિર્માણ કરવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં. બીજી જગ્યાઓએ પણ ઊંડાણમાં સામાજિક ફેરફારો થઈ રહ્યા હતા પરંતુ તેમને બહાર આવવાનો માર્ગ ન મળ્યો અને વર્તમાન રાજકીય તથા આર્થિક વ્યવસ્થાએ તેમને જ્યાંના ત્યાં રૂંધી રાખ્યા. દુનિયામાં સંપત્તિ તથા માલની રેલછેલ થઈ ગઈ, ઉત્પાદનમાં ભારે વધારો થવા પામ્યો; યુગોથી સેવાતું આવેલું સ્વપ્નું સિદ્ધ થયું. પરંતુ લાંબા કાળનાં બંધનોથી ટેવાયેલો ગુલામ

સ્વતંત્રતાથી ડરે છે, બેવકૂફ માનવજાત અછત અને તંગીથી એટલી બધી ટેવાઈ ગઈ છે કે તે બીજી રીતે સહેલાઇથી વિચાર નથી કરી શકતી. અને તેથી, નવી પેદા થયેલી સંપત્તિને ઇરાદાપૂર્વક ફેંકી દેવામાં આવે છે, તેને મર્યાદિત કરવામાં આવે છે તથા રૂંધી રાખવામાં આવે છે અને વાસ્તવમાં દુનિયામાં બેકારી અને દુઃખ વધી ગયાં છે.

એક પછી એક પરિષદો મળી અને આ જબરદસ્ત વિષમતાનો ઉકેલ લાવવાને તથા દુનિયામાં સુલેહશાંતિ જાળવી રાખવાને માટે જગતનાં રાષ્ટ્રો એકઠાં થયાં. તેમની વચ્ચે, કરારો, સમજૂતીઓ અને ઐક્યો — વૉશિંગ્ટન કરાર, લોકાર્નો કરાર, કેલોગ કરાર, અને જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચેના બિનઆક્રમણના કરારો — થયાં પરંતુ મૂળભૂત પ્રશ્નોને છેડવામાં ન આવ્યા અને નરી વાસ્તવિકતાનો સ્પર્શ થતાંવેંત એ બધી સમજૂતીઓ તથા કરારોની ઇમારત પડી ભાગી અને યુરોપનું ભાવિ નક્કી કરવાનું કાર્ય નાગી તરવારને હાથ આવ્યું. વર્સાઇની સુલેહની સંધિ મરી પરવારી છે, યુરોપનો નકશો ફરી પાછો ફેરવાઈ ગયો છે અને દુનિયાની વહેંચણી નવેસરથી શરૂ થઈ છે. યુદ્ધના દેવાનો પ્રશ્ન નષ્ટ થયો છે અને દુનિયાનાં સૌથી તવંગર રાષ્ટ્રોએ તે ન આપવાનું નક્કી કર્યું છે.

આમ આપણે મહાયુદ્ધ પૂર્વેના ૧૯૧૪ના યુગમાં પાછાં આવી પડચાં છીએ. તેના તે જ પ્રશ્નો, તેના તે જ સંઘર્ષો આજે પણ મોજૂદ છે, પરંતુ એ પછી જે કંઈ બનવા પામ્યું છે તેને લીધે આજે તે પહેલાં કરતાં સેંકડોગણા ઉગ્ર બન્યા છે. સડી ગયેલી મૂડીવાદી વ્યવસ્થામાંથી આર્થિક રાષ્ટ્રવાદ તેમ જ વધારે મોટા ઇજારાઓ પેદા થાય છે; એ વ્યવસ્થા ઉગ્ર અને હિંસક સ્વરૂપ ધારણ કરે છે અને પાર્લમેન્ટ દ્વારા ચાલતી લોકશાહી પણ તે સાંખી શકતી નથી. ફાસીવાદ તથા નાઝીવાદનો તેના પૂરેપૂરા નગ્ન અને પાશવ સ્વરૂપમાં ઉદય થાય છે અને તેઓ યુદ્ધને તેમની નીતિનું પરમ ધ્યેય અને ઉદ્દેશ બનાવે છે. સાથે સાથે જ સોવિયેટ પ્રદેશમાં એક નવી અને મહાન સત્તા ઉદય પામે છે. એ સત્તા જૂની વ્યવસ્થાને નિરંતર પડકાર આપી રહી છે અને સામ્રાજ્યવાદ તથા ફાસીવાદને માટે તે એકસરખા અને જબરદસ્ત અંકુશરૂપ છે.

આપણે ક્રાંતિના યુગમાં જીવીએ છીએ. ૧૯૧૪ની સાલમાં મહાયુદ્ધ સળગ્યું ત્યારથી એ ક્રાંતિ શરૂ થઈ છે અને સર્વત્ર વર્તતા સંઘર્ષોની વચ્ચે તે વરસો પછી પણ હજી દુનિયામાં ચાલુ રહી છે. ૧૫૦ વરસ પૂર્વે ફ્રાંસની ક્રાંતિએ ધીમે ધીમે રાજકીય સમાનતાનો યુગ પ્રવર્તાવ્યો હતો. પરંતુ હવે તો સમય બદલાયો છે અને એને માટે કેવળ રાજકીય સમાનતા પૂરતી નથી. તેમાં આર્થિક સમાનતાનો પણ સમાવેશ થાય એ રીતે લોકશાહીની સીમા વિસ્તૃત કરવી જોઈએ. જેમાં આજે આપણે જીવી રહ્યાં છીએ તે આ આર્થિક સમાનતા

સ્થાપવાની અને એ રીતે લોકશાહીને સંપૂર્ણપણે સાર્થક કરવાની તેમ જ વિજ્ઞાન તથા યંત્રવિદ્યાની પ્રગતિની હરોળમાં આપણને લાવી મૂકનારી ક્રાંતિ છે.

અસમાનતા તથા એક રાષ્ટ્રના અથવા એક વર્ગના શોષણ ઉપર રચાયેલા સામ્રાજ્યવાદ તથા મૂડીવાદ સાથે આ આર્થિક સમાનતાનો મેળ બેસતો નથી. એથી કરીને આ શોષણ ઉપર માતબર બનનારા લોકો એનો સામનો કરે છે અને આ અથડામણ વધતી જાય છે તેમ તેમ આ રાજકીય સમાનતાના ખ્યાલનો તેમ જ પાર્લમેન્ટ દ્વારા ચાલતી લોકશાહીનો પણ ઇન્કાર કરવામાં આવે છે. એ ફાસીવાદ છે અને તે આપણને મધ્યયુગના સમયમાં પાછા લઈ જાય છે. એક જાતિના આધિપત્યનું એ સમર્થન કરે છે અને આપખુદ રાજાના દૈવી અધિકારને સ્થાને સર્વસત્તાધારી નેતાને તે એ અધિકાર સુપરત કરે છે. છેલ્લાં પાંચ વરસોમાં થયેલા ફાસીવાદના વિકાસે તથા લોકશાહીના દરેક સિદ્ધાંત તથા સ્વતંત્રતા અને સભ્યતાના હરેક ખ્યાલ ઉપર તેણે કરેલા આક્રમણે લોકશાહીની રક્ષાને આજનો મહત્ત્વનો પ્રશ્ન બનાવી દીધો છે. આજની દુનિયાનો ગજગ્રાહ એક બાજુએ સામ્યવાદ અને સમાજવાદ તથા બીજી બાજુએ ફાસીવાદ અને બીજાઓ વચ્ચે નથી. એ ગજગ્રાહ લોકશાહી અને ફાસીવાદ વચ્ચે છે અને બધાંયે લોકશાહી બળો એકત્ર થઈને ફાસીવાદનો સામનો કરે છે. સ્પેન એનું સર્વોત્તમ ઉદાહરણ છે.

પરંતુ એ લોકશાહીની પાછળ અનિવાર્યપણે લોકશાહીનું ક્ષેત્ર વ્યાપક કરવાનો ખ્યાલ રહેલો છે અને એના ડરના માર્યા પ્રત્યાઘાતીઓ સર્વત્ર લોકશાહીની ઉપર ઉપરથી સ્તુતિ કરતા હોવા છતાં પોતાની સહાનુભૂતિ યા તો વફાદારી ફાસીવાદને જ અર્પે છે. ફાસીવાદી સત્તાઓનું કાર્ય તો ઉઘાડું જ છે; તેમના ઉદ્દેશ કે તેમની નીતિ વિષે લેશ પણ શંકાને સ્થાન નથી. પરંતુ એ પરિસ્થિતિ પેદા કરવામાં પ્રધાનપણે કારણભૂત તો કહેવાતી લોકશાહી સત્તાઓ અને ખાસ કરીને ઇંગ્લંડ છે. બ્રિટિશ સરકારે એશિયા, આફ્રિકા અને યુરોપમાં હમેશાં પ્રત્યાઘાતી ભાગ ભજવ્યો છે તેમ જ ફાસીવાદ અને નાઝીવાદને હરેક પ્રકારનું ઉત્તેજન આપ્યું છે. અને વિચિત્ર વાત તો એ છે કે, બ્રિટિશ સામ્રાજ્યની સલામતીનું જોખમ ખેડીને પણ તેણે એમ કર્યું છે; સાચી લોકશાહી વિકસે એનો તેને એટલો બધો ડર હતો તેમ જ ફાસીવાદી નેતાઓ પ્રત્યેની તેની વર્ગીય સહાનુભૂતિ એટલી ભારે હતી. ફાસીવાદનો વિકાસ થયો અને દુનિયા ઉપર તેણે પોતાનું આધિપત્ય જમાવવા માંડ્યું એનું ઘણુંખરું શ્રેય બ્રિટિશ સરકારને ભાગે જાય છે. લોકશાહી પ્રત્યેની કંઈક વધારે તીવ્ર નિષ્ઠા ધરાવનાર યુનાઇટેડ સ્ટેટ્સે ફાસીવાદીઓના આક્રમણને ખાળવા માટે બીજી સત્તાઓ સાથે સહકાર કરવાનું અનેક વાર જણાવ્યું હતું પરંતુ ઇંગ્લંડે તેની એ દરખાસ્તનો અસ્વીકાર કર્યો હતો. ફ્રાંસ, લંડન શહેર તથા બ્રિટિશ જાતિને

એટલું બધું આધીન બની ગયું છે કે, સ્વતંત્ર નીતિ અખત્યાર કરવાની તેની હિંમત રહી નથી.

મજૂરોના પ્રશ્નોની બાબતમાં પણ આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદોમાં ઇંગ્લંડે એક સરખી રીતે પ્રત્યાઘાતી વલણ અખત્યાર કર્યું છે. ૧૯૩૭ની સાલમાં આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થાએ મિલઉદ્યોગને માટે ચાળીસ કલાકનું અઠવાડિયું કરાવવાનું નક્કી કર્યું હતું. ઇંગ્લંડના વિરોધની ઉપરવટ જઈને તેણે એમ કર્યું હતું. એ બાબતમાં તો સંસ્થાનોએ પણ ઇંગ્લંડનો સાથ તજીને યુનાઇટેડ સ્ટેટ્સને ટેકો આપ્યો હતો. પરંતુ બ્રિટિશ સરકારે નીમેલા હિંદના પ્રતિનિધિએ તો બેશક ઇંગ્લંડનો જ પક્ષ લીધો હતો. માલિકો તથા સરકારના પ્રતિનિધિઓ સહિત યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનિધિમંડળે એ બાબતમાં એવી ટીકા કરી હતી કે, 'તેઓ જિનિવા આવ્યા ત્યાં સુધી બ્રિટિશ સરકાર કેટલી બધી પ્રત્યાઘાતી છે એનો તેમને કશો ખ્યાલ નહોતો.' એ મંડળના એક પ્રતિનિધિએ તો એમ પણ કહ્યું હતું કે, 'ઇંગ્લંડ તો પ્રત્યાઘાતનું માર્ગદર્શક બન્યું છે.'

તેનામાં અનેક નબળાઈઓ રહેલી હતી તે છતાંયે પ્રજાસંઘ એ આંતરરાષ્ટ્રીયતાના ખ્યાલના મૂર્ત સ્વરૂપે હજી રહ્યો હતો. અને તેના કરારમાં આક્રમણને માટે શિક્ષા ઠરાવવામાં આવી હતી. જાપાને મંચૂરિયા ઉપર ચઢાઈ કરી ત્યારે એ બાબતમાં તપાસ કરવા માટે કમિશન નીમવા અને પછીથી એ કૃત્યને વખોડી કાઢવા ઉપરાંત પ્રજાસંઘે કશુંયે પગલું ભર્યું નહિ. ખરેખર, એ સાહસ ખેડવામાં જાપાનને બ્રિટિશ સરકારે જ ઉત્તેજન આપ્યું હતું. અને ત્યારથી માંડીને જૂજ નજીવા અપવાદો બાદ કરતાં તે પ્રજાસંઘની અવગણના કરવાની તથા તેને દુર્બળ બનાવવાની નીતિ એકધારી રીતે અખત્યાર કરતું આવ્યું હતું. નાઝીવાદનો ઉદય તથા આક્રમણની તેની નીતિ એ પ્રજાસંઘની સામે સીધા પડકારરૂપ હતાં પરંતુ ઇંગ્લંડે તેમ જ કંઈક અંશે ફ્રાંસે પણ એ પડકાર આગળ નમતું આપ્યું અને પ્રજાસંઘને દુર્બળ બનાવી દીધો. ફાસિસ્ટ સત્તાઓ પ્રજાસંઘમાંથી નીકળી ગઈ. જર્મની ૧૯૩૩ના ઑક્ટોબર માસમાં તેમાંથી નીકળી ગયું અને જાપાન તથા ઇટાલી એ પછીથી ૧૯૩૪ની સાલમાં. સોવિયેટ રાજ્ય પ્રજાસંઘમાં જોડાયું અને તેણે તેમાં નવું લોહી ઉમેર્યું. નાઝીઓના ડરના માર્યા ફ્રાંસે સોવિયેટ જોડે મૈત્રીનું ઐક્ય કર્યું. પરંતુ પ્રજાસંઘના કરારના ધોરણ ઉપર સોવિયેટ રાજ્ય સાથે સહકાર કરવા કરતાં ઇંગ્લંડે જર્મનીનો સાથ કરવાનું પસંદ કર્યું. સફળ નીવડેલા પ્રત્યેક આક્રમણે ફાસિસ્ટ સત્તાઓને વધારે ધીટ અને બેપરવા બનાવી. તેમને ખાતરી થઈ ગઈ કે તેઓ મરજીમાં આવે તેમ પ્રજાસંઘને ઠોકર મારી શકે છે કેમકે તેમને ખબર હતી કે બ્રિટિશ સરકાર તેમનો વિરોધ કરવાની નથી.

આ રીતે બ્રિટિશ સરકાર ફાસિસ્ટ સત્તાને ઉત્તરોત્તર વધારે ને વધારે સાથ આપતી ગઈ એ હકીકત ઉપરથી ચીન, એબિસીનિયા, સ્પેન તેમ જ મધ્ય યુરોપમાં જે બનાવો બન્યા તેમાંના ઘણાખરા બનાવોનો ખુલાસો મળી રહે છે. માનવજાતની પ્રગતિ તથા સુલેહશાંતિની આટલી બધી આશા વ્યક્ત કરનાર પ્રજાસંઘની ભવ્ય ઇમારત ખંડિયેર બનીને આજે કેમ પડી છે તે આપણે એના ઉપરથી સમજી શકીએ છીએ.

જાપાને પ્રજાસંઘ તેમ જ આખી દુનિયાનીયે પરવા કર્યા વિના મંચૂરિયા ઉપર આક્રમણ કર્યું તથા ત્યાં મંચૂકુઓનું પૂતળા રાજ્ય સ્થાપ્યું તે આપણે આગળ જોઈ ગયાં છીએ. મંચૂરિયા ઉપર લશ્કરી ચડાઈ કરવામાં આવી હતી છતાંયે વિધિપુરઃસર યુદ્ધની જાહેરાત કરવામાં આવી નહોતી. ત્યાં આગળ આંતરિક બંડો કરાવવામાં આવ્યાં અને ચડાઈ કરવા માટે બહાના તરીકે તેમનો ઉપયોગ કરવામાં આવ્યો. પાછળથી ઇટાલી તથા નાઝી જર્મનીએ એ રીતને પૂર્ણ બનાવી દીધી અને એ ઉપરાંત પરદેશોમાં બહુ જ મોટા પાયા ઉપર પ્રચાર કાર્ય શરૂ કરી દેવામાં આવ્યું. હવે તો યુદ્ધની વિધિસર જાહેરાત કરવામાં આવતી જ નથી. એ તો ગત જમાનાની વસ્તુ બની ગઈ છે. ૧૯૩૭ની સાલમાં ન્યૂરેમ્બર્ગ આગળ બોલતાં હિટલરે જણાવ્યું હતું કે, "મારે જો કોઈ દુશ્મન ઉપર હુમલો કરવો હોય તો હું કંઈ વાટાઘાટો ચલાવું નહિ અથવા તો મહિનાઓ સુધી એની તૈયારી ન કરું. હું તો મારી હમેશની રીત મુજબ એકાએક અંધારામાંથી નીકળીને વીજળીની ઝડપે મારા દુશ્મન ઉપર તૂટી પડું."

ત્યાંની પ્રજાનો મત લીધા પછી ૧૯૩૫ની સાલમાં જાન્યુઆરી માસમાં જર્મનીએ સાર પ્રદેશનો કબજો લીધો. એ જ વરસના મે માસમાં હિટલરે વર્સાઈની સંધિની નિઃશસ્ત્રીકરણને લગતી કલમનો છેવટે ઇન્કાર કર્યો અને જર્મનો માટે ફરજિયાત લશ્કરી નોકરીનો હુકમ બહાર પાડ્યો. વર્સાઈની સંધિના આ એકપક્ષી ભંગથી ફ્રાંસ ભડકી ગયું. ઇંગ્લંડે ગુપચુપ એ ભંગ સ્વીકારી લીધો એટલું જ નહિ પણ આગળ વધીને એક માસ પછી તેણે જર્મની સાથે ગુપ્ત નૌકાકરાર પણ કર્યો. આ કરાર કરવામાં પણ વર્સાઈના કરારનો ભંગ રહેલો હતો અને એ રીતે ઇંગ્લંડે પણ સુલેહના કરારની અવગણના કરી. પરંતુ ભારે આશ્ચર્યની વાત તો એ હતી કે, પોતાના પુરાણા મિત્ર ફ્રાંસને પૂછ્યાગાછ્યા વિના જ તથા બહુ જ મોટા પાયા ઉપર ફરી પાછું શસ્ત્રસજ્જ થઈને જર્મની યુરોપને જોખમરૂપ બની ગયું હતું તે જ વખતે તેણે એમ કર્યું. ફ્રાંસે એ વસ્તુને ઇંગ્લંડના વચનભંગ સમાન ગણી અને એથી તે ભયભીત બની ગયું અને પોતાની ઇટાલી તરફની સરહદનો ભય બની શકે એટલો ઓછો કરવાને અર્થે તેની સાથે સમજૂતી પર આવવા માટે તે મુસોલિની પાસે દોડી ગયું.

એબિસીનિયા : આથી જેને માટે તે લાંબા વખતથી રાહ જોઈ રહ્યો હતો તે તક મુસોલિનીને મળી ગઈ. ઘણાં વરસોથી તેણે એબિસીનિયા ઉપર ચડાઈ કરવાની યોજના તૈયાર કરી રાખી હતી. પરંતુ એ બાબતમાં ઇંગ્લંડ તથા ફ્રાંસ શું વલણ લેશે એની તેને ખાતરી ન હોવાથી એ પગલું ભરતાં તે અચકાતો હતો. ફ્રાંસ અને ઇટાલી વચ્ચે ભારે તંગદિલી વર્તતી હતી અને ૧૯૩૪ની સાલના ઑકટોબરમાં માર્સેઈમાં યુગોસ્લાવિયાના રાજા એલેકઝાંડર તથા ફ્રાંસના વિદેશમંત્રી લૂઈ બાર્થોનાં થયેલાં ખૂનો ઇટાલીના એજંટે કર્યાં હતાં એ ઉઘાડું છે. પરંતુ હવે મુસોલિનીને વિશ્વાસ બેઠો કે ફ્રાંસ કે ઇંગ્લંડ બેમાંથી એકે તેની એબિસીનિયાની ચડાઈ સામે અસરકારક વિરોધ કરનાર નથી. જ્યારે પ્રજાસંઘની બેઠક ચાલી રહી હતી તે જ વખતે ૧૯૩૫ની સાલના ઑકટોબર માસમાં એબિસીનિયા ઉપર ચડાઈ કરવામાં આવી. એબિસીનિયાનું રાજ્ય પ્રજાસંઘનું સભ્ય હતું એટલે એ ચડાઈથી આખી દુનિયા આભી બની ગઈ. પ્રજાસંઘે ઇટાલીને આક્રમણ કરનાર તરીકે જાહેર કર્યું. અને ઘણા વિલંબ પછી તેની સામે કેટલાક આર્થિક પ્રતિબંધો જાહેર કર્યા એટલે કે, પ્રજાસંઘના સભ્ય–રાજ્યોને કેટલીક વસ્તુઓની ઇટાલી સાથે લેવડદેવડ કરવાની મનાઈ કરી. પરંતુ, તેલ, લોઢું, પોલાદ, કોલસો વગેરે યુદ્ધને માટે અતિ મહત્ત્વની વસ્તુઓનો એ પ્રતિબંધિત વસ્તુઓની યાદીમાં સમાવેશ કરવામાં ન આવ્યો. ઍંગ્લો-ઇરાનિયન ઑઇલ કંપનીએ ઇટાલીને તેલ પૂરું પાડવા માટે અથાક પરિશ્રમ કર્યો અને તેણે રાતદિવસ કામ કરવા માંડ્યું. આ આર્થિક પ્રતિબંધો દ્વારા ઇટાલીને માટે અગવડ ઊભી કરવામાં આવી એ ખરું, પરંતુ તેના માર્ગમાં એથી વિશેષ મુશ્કેલીઓ ઊભી કરવામાં આવી નહિ. યુનાઇટેડ સ્ટેટ્સે તેલનો પ્રતિબંધ જાહેર કરવાની હિમાયત કરી પરંતુ ઇંગ્લંડ તેમાં સંમત ન થયું.

બ્રિટિશ વિદેશમંત્રી સર સેમ્યુઅલ હોર અને ફ્રાંસનો પ્રધાન લાવલ એબિસીનિયાનો ઘણોખરો ભાગ ઇટાલીને સુપરત કરવાની સમજૂતી પર આવ્યા. પરંતુ એની સામે પ્રજામાં ભારે પોકાર ઊઠ્યો અને સર સેમ્યુઅલ હોરને રાજીનામું આપવું પડ્યું. દરમ્યાન એબિસીનિયાના લોકો દુશ્મનની સામે બહાદુરીપૂર્વક લડી રહ્યા હતા. પરંતુ બહુ જ નીચે ઊડતાં એરોપ્લેનોમાંથી મોટા પાયા ઉપર કરવામાં આવતા બૉંબમારાની સામે તેઓ લાચાર હતા. નાગરિક વસતી ઉપર તેમ જ સ્ત્રી, બાળકો, તથા ઇસ્પિતાલો ઉપર સ્ફોટક તેમ જ ગૅસના બૉંબનો વરસાદ વરસાવવામાં આવ્યો અને અતિશય પાશવ કતલ કરવામાં આવી. ૧૯૩૬ના મે માસમાં ઇટાલીનું સૈન્ય એબિસીનિયાના પાટનગર એડીસ અબાબામાં દાખલ થયું. અને પછીથી તેણે દેશના મોટા ભાગનો કબજો લીધો. એ પછી અઢી વરસ વીતી ગયાં પરંતુ સરહદના પ્રદેશોમાં એબિસીનિયાના લોકો હજી પણ દુશ્મનોનો સામનો કરી રહ્યા છે.

જોકે ફ્રાંસ તથા ઇંગ્લંડે તેની જીતને માન્ય રાખી છે છતાંયે એબિસીનિયા જિતાયું છે એમ ભાગ્યે જ કહી શકાય.

એબિસીનિયાની કરુણ ઘટના તથા પ્રજાસંઘની સત્તાઓએ તેના કરેલા વિશ્વાસઘાતથી દુનિયાને પ્રજાસંઘની દુર્બળતા તથા લાચારીની ખબર પડી ગઈ. હિટલર હવે નિર્ભયપણે પ્રજાસંઘને ઠોકર મારી શકે એમ હતું. અને ૧૯૩૬ની સાલના માર્ચ માસમાં રાઈન નદીના બિનલશ્કરી પ્રદેશમાં હિટલરે પોતાના સૈન્યને મોકલી આપ્યું. વર્સાઈની સંધિનો આ બીજો ભંગ હતો.

સ્પેન : ૧૯૩૬ની સાલમાં યુરોપમાં પોતાનું પ્રભુત્વ જમાવવાના ફાસિસ્ટોના પ્રયાસોનું બીજું પગલું ભરવામાં આવ્યું અને લોકશાહી તથા સ્વતંત્રતા માટેની એ ભારે મહત્ત્વની લડાઈ નીવડવાની હતી. પોતાનું પ્રભુત્વ જમાવવાને માટે હરીફ બળો સ્પેનમાં કેવી રીતે લડી રહ્યાં હતાં તથા પ્રત્યાઘાતી પાદરીઓ તથા અમીરઉમરાવો સામે તરુણ પ્રજાસત્તાક કેવી રીતે ઝૂઝી રહ્યું હતું તે આપણે આગળ જોઈ ગયાં છીએ. આખરે સ્પેનના બધાયે પ્રગતિવાદી પક્ષો એકત્ર થયા અને ૧૯૩૬ની સાલના ફેબ્રુઆરી માસમાં તેમણે પ્રજાકીય પક્ષ સ્થાપ્યો. વધતાં જતાં ફાસિસ્ટ બળોનો સામનો કરવા માટે એ પહેલાં જ ફ્રાંસમાં પ્રજાપક્ષની સ્થાપના કરવામાં આવી હતી. એ ફાસિસ્ટ બળો ફ્રાંસના પ્રજાસત્તાકને જોખમાવી રહ્યાં હતાં અને તેમણે એક બંડ પણ કર્યું હતું પરંતુ તે નિષ્ફળ નીવડ્યું હતું. ફ્રાંસના પ્રજાપક્ષને પ્રજા તરફથી ભારે ઉત્સાહભર્યો આવકાર મળ્યો અને ચૂંટણીમાં તેને સફળતા મળવાથી તેણે પોતાની સરકાર સ્થાપી. એ સરકારે મજૂરોને રાહત આપનારા અનેક કાયદા પસાર કર્યા.

સ્પેનના પ્રજાપક્ષને પણ કોર્ટેસની (સ્પેનની પાર્લમેન્ટ) ચૂંટણીમાં સફળતા મળી અને તેણે પણ પોતાની સરકાર સ્થાપી. તેણે અનેક સુધારાઓ કરવાનું તેમ જ ચર્ચની સત્તા ઉપર અંકુશ મૂકવાનું પ્રજાને વચન આપ્યું હતું પરંતુ ઘણા વખતથી તે પોતાના એ વચનનો અમલ કરી શક્યો ન હતો. એ સુધારાઓના ડરના માર્યા સ્પેનનાં પ્રત્યાઘાતી તત્ત્વો એકત્ર થયાં અને પ્રગતિવાદીઓ ઉપર હુમલો કરવાનું તેમણે નક્કી કર્યું. પોતાની એ નેમ પાર પાડવાને માટે તેમણે ઇટાલી તથા જર્મનીની મદદ માગી અને એ તેમને મળી પણ ખરી. ૧૯૩૬ની સાલના જુલાઈ માસની ૧૮મી તારીખે સ્પેનના મૂર લશ્કરની સહાયથી જનરલ ફ્રાંકોએ બળવો શરૂ કર્યો. એ મૂર લશ્કરને તેણે મોટાં મોટાં વચનો આપીને પોતાના પક્ષમાં લીધું હતું. ફ્રાંકોએ બહુ સહેલાઈથી અને ત્વરિત વિજય મેળવવાની અપેક્ષા રાખી હતી. લશ્કર તેના પક્ષમાં હતું અને બે બળવાન દેશોની તેને મદદ હતી. પ્રજાસત્તાક લાચાર અને અસહાય બની ગયેલું લાગતું હતું. પોતાના ઉપર આવી પડેલા જોખમની ઘડીએ તેણે સ્પેનની જનતાને

પોતાની સ્વતંત્રતાની રક્ષા કરવાની હાકલ કરી અને તેને હથિયાર પૂરાં પાડ્યાં. આમજનતાએ એ હાકલનો સારો જવાબ વાળ્યો અને ફ્રાંકોની તોપો અને હવાઈ બૉંબમારા સામે તે લગભગ ઉઘાડે માથે લડી. તેણે ફ્રાંકોને ખાળી રાખ્યો. લોકશાહીને ખાતર લડવાને માટે દેશેદેશથી સ્વયંસેવકો આવ્યા. તેમણે આંતરરાષ્ટ્રીય દળની સ્થાપના કરી અને એ દળે તેની કટોકટીની ઘડીએ પ્રજાસત્તાકને કીમતી મદદ કરી. પરંતુ પ્રજાસત્તાકની મદદે સ્વયંસેવકો આવી રહ્યા હતા ત્યારે ફ્રાંકોને સહાય કરવાને માટે તો મોટી સંખ્યામાં ઇટાલીનું વ્યવસ્થિત લશ્કર આવી પહોંચ્યું તેમ જ જર્મની તથા ઇટાલીમાંથી તેને ઍરોપ્લેનો, વિમાનીઓ, ઇજનેરો તથા શસ્ત્રસરંજામ પણ મળ્યો. ફ્રાંકોની પાછળ એ બે મહાન સત્તાઓના અનુભવી લશ્કરી નિષ્ણાતો હતા જ્યારે પ્રજાસત્તાકના પક્ષમાં ધૈર્ય, ઉત્સાહ અને બલિદાનની ધગશ હતી. ૧૯૩૬ના નવેમ્બર માસ સુધીમાં બળવાખોરો માડ્રિડના દ્વાર સુધી આવી પહોંચ્યા, પરંતુ પ્રજાસત્તાકની જનતાએ એક સર્વોપરી પ્રયાસ કરીને તેમને ત્યાં જ ખાળી રાખ્યા. પ્રજામાંથી 'રૂક જાઓ' એવો પોકાર ઊઠ્યો અને રોજેરોજ તેના ઉપર બૉંબમારો અને તોપમારો થવા છતાં તેમ જ તેની સુંદર ઇમારતો જમીનદોસ્ત થઈ ગઈ, દાહક બૉંબમારાને કારણે ત્યાં આગળ વારંવાર આગો લાગવા માંડી, તેનાં વીરમાં વીર બાળકો તેને ખાતર મરણશરણ થયાં તો પણ માડ્રિડ શહેર અણજીત્યું અને વિજયી રહ્યું. બળવાખોરોનું લશ્કર માડ્રિડને સીમાડે આવી પહોંચ્યાને બે વરસ થઈ ગયાં છે. આમ છતાંયે તે હજી ત્યાંનાં ત્યાં જ રહ્યાં છે અને 'રૂક જાઓ'નો પોકાર સાંભળે છે. અને માડ્રિડ — ગમગીન અને સૂનકાર બની ગયેલું માડ્રિડ — સ્વતંત્રતાને વરેલું પોતાનું શિર ઊંચું રાખી રહ્યું છે અને તે સ્પેનની પ્રજાના ગૌરવશાળી અને અજેય આત્માનું મૂર્તિમંત સ્વરૂપ બનીને ઊભું છે.

આ સ્પેનની લડત આપણે સમજી લેવી જોઈએ. એ કેવળ સ્થાનિક કે રાષ્ટ્રીય લડત નથી પણ એથી વિશેષ છે. લોકશાહી પદ્ધતિથી ચૂંટી કાઢવામાં આવેલી પાર્લમેન્ટ સામે ઉઠાવવામાં આવેલા બળવાથી એનો આરંભ થયો. સામ્યવાદ તેમ જ ધર્મ ભયમાં આવી પડ્યો છે એવો પોકાર ઉઠાવવામાં આવ્યો પરંતુ પ્રજાપક્ષના ધારાસભાના સભ્યોમાં સામ્યવાદીઓ તો ગણ્યાગાંઠ્યા હતા અને ઘણા મોટા ભાગના સભ્યો તો સમાજવાદી અને પ્રજાસત્તાકવાદીઓ હતા. અને ધર્મની બાબતમાં જોઈએ તો પ્રજાસત્તાક માટે સૌથી વધારે વીરતાપૂર્વક લડનારાઓ તો બાસ્ક પ્રદેશના કૅથલિકો હતા. પ્રજાસત્તાકે ધાર્મિક સ્વતંત્રતાની બાંયધરી આપી છે — જો કે હિટલર જર્મનીમાં એવી સ્વતંત્રતા આપતો નથી — પરંતુ જમીનનાં સ્થાપિત હિતો તેમ જ ચર્ચ તરફથી અપાતી કેળવણીની બાબતમાં તો બેશક વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. પરંતુ જમીન અને મોટી જમીનદારીની ફ્યૂડલ વ્યવસ્થા ઉપર તે પ્રહાર કરશે તેમ

જ તેનો અંત આણશે એવો જ્યારે ડર પેદા થયો ત્યારે બળવો તો સીધી-સાદી લોકશાહી સામે જ પોકારવામાં આવ્યો હતો. હું આગળ કહી ગયો છું તેમ જ્યારે આવી સ્થિતિ પેદા થાય છે ત્યારે પ્રત્યાઘાતીઓ લોકશાહીનાં ધોરણો જાળવવાની કે પ્રજામત ફેરવવાની તકલીફમાં નથી પડતા. એવે પ્રસંગે તેઓ હથિયારનો આશરો લે છે; ત્રાસ તથા હિંસા દ્વારા પ્રજા ઉપર પોતાની ઇચ્છા ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરે છે.

સ્પેનની લશ્કરી અને પાદરીઓની ટોળકીનો જર્મની તથા ઇટાલીની બે ફાસીવાદી સત્તાઓને સ્વેચ્છાપૂર્વકનો સાથ મળી ગયો. એ બંને ફાસીવાદી સત્તાઓ ભૂમધ્ય સમુદ્ર ઉપર કાબૂ મેળવવા તથા તેમાં નૌકામથકો સ્થાપવાને માટે સ્પેન ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવા માગતી હતી. સ્પેનની ખનીજ સંપત્તિએ પણ એ સત્તાઓને આકર્ષી હતી. આ રીતે સ્પેનનું યુદ્ધ એ આંતરયુદ્ધ નહિ પણ વાસ્તવમાં ફ્રાન્સને અપંગ તથા ઇંગ્લંડને દુર્બળ બનાવીને આખાયે યુરોપ ઉપર ફાસીવાદની આણ વર્તાવવા માટેના સત્તાના રાજકારણની રમતનું યુરોપી યુદ્ધ હતું. એમાં જર્મની અને ઇટાલીનાં હિતો કંઈક અંશે અથડાતાં હતાં પરંતુ થોડા વખત પૂરતું તો તેમણે બંનેએ સાથે મળીને કામ કર્યું.

ફાસીવાદી સ્પેન ફ્રાંસને માટે જીવલેણ નીવડે એમ હતું તેમ જ તે પૂર્વના દેશો તરફના તેમ જ કેપ ઑફ ગુડ હોપના દરિયાઈ માર્ગોને જોખમાવે એમ હતું. પછીથી જિબ્રાલ્ટર નકામું બની જાય અને સુએઝની નહેરની કશી કિંમત ન રહે. આમ, લોકશાહીના પ્રેમને ખાતર નહિ તો પોતાના હિતની દૃષ્ટિથી પણ ઇંગ્લંડ તથા ફ્રાંસ સ્પેનની સરકારને બળવો શમાવી દેવા માટે હરેક પ્રકારની વાજબી મદદ આપે એવી અપેક્ષા કોઈ પણ માણસ રાખે. પરંતુ પોતાના રાષ્ટ્રના હિતને ભોગે પણ વર્ગનાં હિતો સરકારોને કેવી રીતે પ્રેરે છે એ વસ્તુ અહીં પણ ફરીથી આપણા જોવામાં આવે છે. બ્રિટિશ સરકારે બિનદરમ્યાનગીરીની એક યોજના તૈયાર કરી. એ યોજના આપણા જમાનાના ફારસના એક ભારેમાં ભારે નમૂના સમાન થઈ પડી છે. જર્મની તથા ઇટાલી એ બંને બિનદરમ્યાનગીરી કમિટીમાં છે અને તે છતાંયે તેઓ બળવાખોરોને છડેચોક મદદ કરે છે અને તેમને કાયદેસરની સરકાર તરીકે માન્ય રાખે છે. તેઓ પોતાનાં સૈન્યો ફ્રાંકોની મદદે મોકલે છે તેમ જ તેમના વિમાનીઓ સ્પેનનાં શહેરો ઉપર બૉંબમારો કરે છે. આ રીતે બળવાખોરોને મદદ મળતી રહે એ જ બિનદરમ્યાનગીરીનો અર્થ થયો છે. અંગ્રેજોની ઉશ્કેરણીથી ફ્રેંચ સરકારે પોતાની પિરિનીઝની સરહદ બંધ કરી છે અને આ રીતે સ્પેનના પ્રજાસત્તાકને જેમ તેમ કરીને પહોંચતી થોડીઘણી મદદ પણ બંધ કરી છે.

પ્રજાસત્તાક માટે ખોરાક લઈ જતાં બ્રિટિશ વહાણોને ફ્રાંકોનાં એરોપ્લેનો કે નૌકા કાફલાએ ડુબાવી દીધાં છે અને બ્રિટિશ વડા પ્રધાન ચેમ્બરલેઈને ફ્રાંકોના એ કૃત્યનો ખરેખાત બચાવ કર્યો છે. લોકશાહીના ફેલાવાના તેના ડરને લીધે બ્રિટિશ સરકાર આટલી હદ સુધી પહોંચી છે. થોડા જ દિવસ ઉપર ઇટાલી જોડે તેણે સમજૂતી કરી છે એમાં ફ્રાંકોને માન્ય રાખવામાં તેમ જ સ્પેનના મામલામાં તેની મુનસફી પ્રમાણે વચ્ચે પડવાની ઇટાલીને છૂટ આપવામાં તે એક ડગલું આગળ વધી. સ્પેનના પ્રજાસત્તાકે ઇંગ્લંડ કે ફ્રાંસ ઉપર આધાર રાખ્યો હોત યા તો તેમની સલાહ પ્રમાણે તે ચાલ્યું હોત તો ક્યારનોયે તેનો અંત આવી ગયો હોત. પરંતુ ઇંગ્લંડ તેમ જ ફ્રાંસની નીતિની લેશ પણ પરવા કર્યા વિના સ્પેનની પ્રજાએ ફાસીવાદને નમતું આપવાની સાફ ના પાડી. તેમને માટે તો એ વિદેશી હુમલાખોરો સામેની સ્વતંત્રતા માટેની રાષ્ટ્રીય લડત છે. એણે મહાભારત સંગ્રામનું સ્વરૂપ ધારણ કર્યું છે અને તેમાં દાખવવામાં આવેલી હિંમત અને સહનશીલતાના ચમત્કારોથી તેણે દુનિયાને ચકિત કરી દીધી છે. એ લડતની સૌથી ભયાનક વસ્તુ તો ફ્રાંકોના પક્ષનાં ઇટાલિયન અને જર્મન એરોપ્લેનોમાંથી શહેરો, ગામડાંઓ તેમ જ નાગરિક વસતી ઉપર કરવામાં આવતો બોંબમારો છે.

છેલ્લાં બે વરસો દરમ્યાન પ્રજાસત્તાકે સુંદર લશ્કર ઊભું કર્યું છે અને તાજેતરમાં તેણે તેના બધાયે વિદેશી સ્વયંસેવકોને પાછા મોકલી દીધા છે. જો કે સ્પેનનો ત્રણચતુર્થાંશ ભાગ આજે ફ્રાંકોના કબજામાં છે અને તેણે માડ્રિડ તથા વેલેન્શિયાનો કેટેલોનિયા સાથેનો સંબંધ તોડી નાખ્યો છે. એમ છતાંયે નવું પ્રજાસત્તાક લશ્કર તેને ત્યાં જ ખાળી રાખી રહ્યું છે તથા એબ્રોના મહાન યુદ્ધમાં તેણે પોતાનું પાણી બતાવી આપ્યું છે. એ યુદ્ધ કેટલાયે મહિના સુધી અવિરતપણે ચાલુ રહ્યું હતું. પરદેશોની તેને જબરદસ્ત મદદ મળે તે સિવાય એ લશ્કરને ફ્રાંકો હરાવી શકે એમ નથી એ સ્પષ્ટ છે.

ખોરાકનો અભાવ એ આજે પ્રજાસત્તાકની ભારેમાં ભારે મુશ્કેલી છે. ખાસ કરીને શિયાળાના મહિનાઓ દરમ્યાન ખોરાકની તંગી તેને બહુ વેઠવી પડી છે. પોતાના લશ્કરને તેમ જ પોતાના વહીવટ નીચેના પ્રદેશની વસતીને જ નહિ પણ જેનો ફ્રાંકોએ કબજો લીધો છે તે પ્રદેશોમાંથી નાસી આવેલા લાખો આશ્રિતોને પણ તેને ખોરાક પૂરો પાડવો પડે છે.

**ચીન**: સ્પેનની કરુણ ઘટનાની વાત ઉપરથી હવે આપણે ચીનની કરુણ ઘટનાની વાત ઉપર આવીએ.

મંચૂરિયામાંનું જાપાનનું આક્રમણ એકધારું ચાલુ રહ્યું હતું અને આગળ હું તને કહી ગયો છું તેમ એમાં તેને બ્રિટિશ સરકારની સહાનુભૂતિ હતી. જાપાનના આક્રમણનો સામનો કરવા માટે અમેરિકાએ સહકાર આપવાની કરેલી

દરખાસ્તને ઇંગ્લંડે તરછોડી હતી. ઇંગ્લંડ જાપાનને શાથી ઉત્તેજન આપે છે અને એ રીતે એક બળવાન હરીફને વધારે બળવાન બનાવે છે? ૨૦મી સદીના આરંભનાં વરસોથી જાપાન લગભગ ઇંગ્લંડના રક્ષણ નીચે સામ્રાજ્યવાદી સત્તા તરીકે ઘણું આગળ વધ્યું છે. પહેલાં ઝારશાહી રશિયા સામે એક બળવાન હરીફ ઊભો કરવાને ખાતર તે જાપાનને મદદ કરતું હતું. મહાયુદ્ધ પછી યુનાઇટેડ સ્ટેટ્સ અને સોવિયેટ રાજ્ય એ બે ઇંગ્લંડના મોટા હરીફો રહ્યા છે. આથી જાપાનને ટેકો આપવાની તેની એ પુરાણી નીતિ તેણે આજ સુધી એટલે કે તેનાં કેટલાંક મહત્ત્વનાં હિતોને જાપાન જોખમમાં મૂકવાની હદ સુધી પહોંચ્યું ત્યાં સુધી તેણે ચાલુ રાખી છે. ૧૯૩૩ની સાલમાં અમેરિકાએ સોવિયેટ રાજ્યને માન્ય રાખ્યું તેનું એક કારણ અમેરિકાની જાપાનની હરીફાઈ પણ હતું.

૧૯૩૩ની સાલ પછીના સમય દરમ્યાન ચીનમાં ઘણી સરકારો હતી. ચ્યાંગ–કાઇ–શેકની રાષ્ટ્રીય સરકાર ત્યાં હતી. બીજી સત્તાઓએ એ સરકારને માન્ય રાખી હતી. દક્ષિણ ભાગમાં કેન્ટોન સરકાર હતી અને કુ–મીન–ટાંગને પગલે ચાલવાનો તે પણ દાવો કરતી હતી. દેશના અંદરના ભાગમાં મોટા વિસ્તારમાં સોવિયેટ ઢબનું તંત્ર પણ હતું. આ ઉપરાંત દેશના અંદરના ભાગમાં અર્ધસ્વતંત્ર અનેક લડાયક સરદારો હતા. પીપિંગની ઉત્તરે જાપાન અવિરતપણે ટુકડે ટુકડે ચીનનો પ્રદેશ પચાવી પાડ્યે જતું હતું. જાપાનના આ આક્રમણનો સામનો કરવાને બદલે ચ્યાંગ–કાઇ–શેક વરસોવરસ બળવાન લશ્કરી હુમલો કરીને ચીનના સોવિયેટ પ્રદેશને કચરી નાખવાના પ્રયાસમાં પોતાની બધીયે શક્તિ ખરચી રહ્યો હતો. આવા ઘણાખરા હુમલાઓ નિષ્ફળ નીવડ્યા હતા અને જ્યારે ચ્યાંગ–કાઇ–શેકના લશ્કરે એ પ્રદેશોનો કબજો લીધો ત્યારે પણ ચીનનું સોવિયેટ સૈન્ય તેના પંજામાંથી છટકી જતું અને દેશના વધારે ઊંડાણના ભાગમાં જઈને પોતાનો કબજો જમાવતું. ચુ-તેની સરદારી નીચે આઠમા પાયદળ સૈન્યે ચીનની આરપાર ૮૦૦૦ માઇલની જબરદસ્ત કૂચ કરી હતી તે લશ્કરી ઇતિહાસમાં એક અપૂર્વ દૃષ્ટાંતરૂપ થઈ પડી છે.

જાપાની આક્રમણનો સામનો કરવામાં ચ્યાંગ–કાઇ–શેક જોડે સહકાર કરવાની સોવિયેટ ચીને પોતાની તત્પરતા બતાવી હતી તે છતાંયે વરસો સુધી આ ઝઘડો ચાલુ રહ્યો. ૧૯૩૭ની સાલમાં જાપાને ચીન ઉપર જબરો હુમલો શરૂ કર્યો. એને પરિણામે આખરે આપસમાં લડતા બધા પક્ષો એકત્ર થયા અને બધાએ સાથે મળીને જાપાનનો સામનો કર્યો. ચીને સોવિયેટ રાજ્ય સાથે પણ વધારે નિકટનો સંબંધ બાંધ્યો તથા એ બે દેશો વચ્ચે બિનઆક્રમણનો કરાર થયો.

જાપાનનો સામનો અતિશય ઝનૂનથી કરવામાં આવ્યો. હવાઈ બૉંબમારો ચલાવીને તેમ જ [illegible]ાની પણ ન શકાય એવી બીજી અનેક હેવાનિયતભરી

રીતોથી જાનમાલનો ભારે સંહાર કરીને જાપાને ચીનનો એ સામનો તોડી નાખવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આ અગ્નિપરીક્ષાને પરિણામે ચીનમાં એક નવી જ પ્રજાનું ઘડતર થયું અને ચીના લોકોની પુરાણી સુસ્તી તેમનામાંથી ઊડી ગઈ. જાપાનના બૉંબમારાથી ચીનનાં મોટાં મોટાં શહેરો રાખના ઢગલા સમાન બની ગયાં અને અસંખ્ય પ્રજાજનોના જાન ગયા. જાપાન ઉપર આ યુદ્ધની ભારે તાણ પહોંચી અને તેની નાણાંકીય તેમ જ આર્થિક વ્યવસ્થા તૂટી પડવાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. સ્વાભાવિક રીતે જ હિંદના લોકોની સહાનુભૂતિ ચીનની પ્રજા તેમ જ સ્પેનના પ્રજાસત્તાક તરફ હતી. અને હિંદુસ્તાન, અમેરિકા તેમ જ બીજા દેશોમાં જાપાનના માલનો બહિષ્કાર કરવાની જબરદસ્ત ચળવળો ઊપડી.

આમ છતાંયે જાપાનનું પ્રચંડ લશ્કર ચીનમાં આગળ વધ્યું અને તેને પજવવા માટે ચીના લોકોએ ગેરીલા યુદ્ધ પદ્ધતિનો આશરો લીધો. તેમની એ પદ્ધતિ ભારે અસરકારક નીવડી. જાપાને શાંઘાઈ તથા નાન્કિનનો કબજો લીધો અને જ્યારે તેનું લશ્કર કૅન્ટોન અને હૅંકો નજીક આવી પહોંચ્યું ત્યારે ચીનાઓએ પોતે જ આગ લગાડીને તેમનાં એ મહાન શહેરોનો નાશ કર્યો. નેપોલિયને મૉસ્કોનો કબજો લીધો હતો તેમ જાપાની સૈન્યે એ શહેરોનાં બળીને ખાખ થઈ ગયેલા અવશેષોનો કબજો લીધો. પરંતુ જાપાન ચીનના સામનાને કચરી શક્યું નથી; નવી નવી આફતો આવી પડતાં તો ઊલટો તે વધુ ને વધુ સખત થતો જાય છે.

**ઑસ્ટ્રિયા :** હવે આપણે પાછાં યુરોપ જઈએ અને તેના કરુણ અંત સુધીની ઑસ્ટ્રિયાની વાત જોઈ જઈએ. એ નાનકડું પ્રજાસત્તાક નાદાર બની ગયું હતું અને તેમાં અંદરઅંદર ભારે ફાટફૂટ હતી. વળી એક બાજુથી નાઝી જર્મની તેના ઉપર દબાણ કરતું હતું અને બીજી બાજુથી ફાસિસ્ટ ઇટાલી. વિયેના શહેરમાં પ્રગતિશીલ અને સમાજવાદી મ્યુનિસિપાલિટી હતી પરંતુ દેશ ઉપર તો પાદરીઓના પ્રભુત્વવાળા ફાસીવાદનો દોર હતો. ડૉલ્ફસ ત્યાંનો ચૅન્સેલર હતો અને નાઝીઓના આક્રમણ સામે ઑસ્ટ્રિયાના રક્ષણ માટે તે મુસોલિની પર આધાર રાખતો હતો. વર્સાઈની સુલેહની સંધિનો ભંગ કરીને ઇટાલી ડૉલ્ફસને હથિયારો પૂરાં પાડતું હતું અને મુસોલિની તેને સમાજવાદીઓને દાબી દેવાની સલાહ આપતો હતો. વિયેનાના આ સમાજવાદી મજૂરોને નિઃશસ્ત્ર કરવાનો ડૉલ્ફસે નિર્ણય કર્યો અને એને પરિણામે ૧૯૩૪ની સાલની ફેબ્રુઆરીની પ્રતિ-ક્રાંતિ થઈ. ચાર દિવસ સુધી વિયેનામાં લડાઈ ચાલી અને તોપમારો ચલાવીને અમુક અંશે મજૂરોનાં જગમશહૂર ઘરોનો નાશ કરવામાં આવ્યો. ડૉલ્ફસને એમાં વિજય તો મળ્યો પરંતુ બહારના આક્રમણનો સામનો કરી શકે એવા એક માત્ર સમૂહને તોડી પાડવાને ભોગે તેણે એ વિજય મેળવ્યો.

દરમ્યાન નાઝી પ્રપંચો તો ચાલુ જ હતા અને ૧૯૩૪ના જૂન માસમાં નાઝીઓએ વિયેનામાં ડૉલ્ફસનું ખૂન કર્યું. એ પછી નાઝી જર્મની ઑસ્ટ્રિયા ઉપર ચડાઈ કરે એવી યોજના હતી. હિટલર જર્મનીની સરહદ ઓળંગીને પોતાના લશ્કરને ઑસ્ટ્રિયા ઉપર મોકલવાની તૈયારીમાં હતો પરંતુ જર્મનો સામે ઑસ્ટ્રિયાનું રક્ષણ કરવાને પોતે સૈન્ય મોકલશે એવી મુસોલિનીએ ધમકી આપી તેથી તે એમ કરતાં અટકી ગયો. ઑસ્ટ્રિયાને જર્મનીમાં ભેળવી દેવામાં આવે અને પરિણામે જર્મનીની સરહદ ઠેઠ ઇટાલી સુધી આવી પહોંચે એવું મુસોલિની ઇચ્છતો નહોતો. ૧૯૩૫ની સાલમાં હિટલરે વિધિપૂર્વક જાહેર કર્યું કે ઑસ્ટ્રિયાને ખાલસા કરવાનો કે તેને જર્મની સાથે જોડી દેવાનો તેનો ઇરાદો નથી.

ઇટાલીના એબિસીનિયાના સાહસને લીધે તે નબળું પડ્યું અને ઇંગ્લંડ તથા ફ્રાંસ સાથેનું તેનું ઘર્ષણ વધવા પામ્યું એટલે મુસોલિનીને હિટલર સાથે સમજૂતી પર આવવું પડ્યું. આથી હિટલરને ઑસ્ટ્રિયાની બાબતમાં ગમે તે કરવાની છૂટ મળી અને ત્યાં આગળ નાઝીઓની પ્રવૃત્તિ વધી ગઈ. ૧૯૩૮ની સાલના આરંભમાં ઇંગ્લંડના વડા પ્રધાન ચેમ્બરલેને જાહેર કર્યું કે, ઑસ્ટ્રિયાને બચાવવા માટે ઇંગ્લંડ વચ્ચે પડનાર નથી. પછી તો બનાવો બહુ ઝડપથી બનવા લાગ્યા અને ઑસ્ટ્રિયાના ચૅન્સેલર શુશ્નિગે પ્રજામત લેવાનું નક્કી કર્યું ત્યારે હિટલરે તેની સામે વાંધો ઉઠાવ્યો. ૧૯૩૮ના મે માસમાં તેણે ઑસ્ટ્રિયા ઉપર ચડાઈ કરી. તેનો સામનો કરવામાં ન આવ્યો અને ઑસ્ટ્રિયાનું જર્મની સાથેનું જોડાણ જાહેર કરવામાં આવ્યું. લાંબા સમય સુધી સામ્રાજ્યના મથક બનેલા આ પુરાણા દેશનો આ રીતે અંત આવ્યો અને ઑસ્ટ્રિયા યુરોપના નકશા ઉપરથી ભૂંસાઈ ગયું. તેના છેલ્લા ચૅન્સેલર શુશ્નિગને જર્મનોએ કેદ કર્યો અને નાઝીઓની ઇચ્છાને સંપૂર્ણપણે અનુકૂળ ન થવા માટે તેના ઉપર મુકદ્દમો ચલાવવાની ધમકી આપવામાં આવી. હજીયે તે નાઝીઓનો કેદી છે.

ઑસ્ટ્રિયામાં નાઝી જર્મનોના આગમનથી ત્યાંની પ્રજા ઉપર દમન અને ત્રાસનો કોરડો વીંઝાવા લાગ્યો. જર્મનીમાં નાઝીઓના અમલના આરંભમાં જે ત્રાસનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હતું તેના કરતાં પણ આ ત્રાસ અને દમન વધારે ભયંકર હતાં. યહૂદીઓને એથી ભારે સહન કરવું પડ્યું અને હજીયે તેઓ ભયંકર યાતનાઓ સહન કરી રહ્યા છે. અને એક વખતના રમણીય અને સંસ્કારી શહેર વિયેનામાં જંગલીપણાનું સામ્રાજ્ય વર્તી રહ્યું છે અને અત્યાચારોની પરંપરા ત્યાં આગળ ચાલી રહી છે.

**चेकोस्लोवाकिया :** ઑસ્ટ્રિયામાંના નાઝીઓના વિજયને કારણે યુરોપ સમસમી ગયું હતું પરંતુ ચેકોસ્લોવાકિયામાં એની અસર સૌથી વધારે થવા પામી. કેમ કે હવે તે ત્રણ બાજુએ નાઝી જર્મનીથી ઘેરાઈ ગયું. ઘણા લોકો

ધારતા હતા કે એ પછી ચેકોસ્લોવાકિયા ઉપર ચડાઈ કરવામાં આવશે અને એની શરૂઆત તરીકે નાઝીઓના કાવાદાવા તથા સરહદના જિલ્લાઓમાં મુશ્કેલીઓ ઊભી કરવાના પ્રયાસો ફાસિસ્ટોની હમેશની રીત મુજબ શરૂ થઈ ગયા.

ચેકોસ્લોવાકિયાના સુડેટન પ્રદેશમાં એટલે કે પ્રાચીન સમયના બોહેમિયામાં જર્મન ભાષા બોલનારા લોકો વસતા હતા. ઑસ્ટ્રિયા-હંગરીના સામ્રાજ્યમાં તેમનું પ્રભુત્વ હતું. ચેક રાજ્ય માટે તેમને સમભાવ નહોતો અને તેની સામે તેમની કેટલીક ફરિયાદો હતી અને તે વાજબી પણ હતી. તેમને અમુક પ્રમાણમાં સ્વયંશાસન જોઈતું હતું, જર્મની સાથે જોડાઈ જવાની તેમની જરા પણ ઇચ્છા નહોતી. વળી તેમનામાં એવા ઘણા જર્મનો હતા જેઓ નાઝીઓના અમલની સંપૂર્ણપણે વિરુદ્ધ હતા. બોહેમિયા પહેલાં કદીયે જર્મનીનો એક ભાગ નહોતું. ઑસ્ટ્રિયા લુપ્ત થયા પછી હિટલર ચેકોસ્લોવાકિયા ઉપર ચડાઈ કરશે એમ ધારવામાં આવતું હતું અને એ સંભવિતતાના ડરના માર્યા અને પોતાની જાતને સુરક્ષિત બનાવવાને ખાતર સંખ્યાબંધ લોકો સ્થાનિક નાઝી પક્ષમાં જોડાયા.

આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ ચેકોસ્લોવાકિયાની સ્થિતિ મજબૂત હતી. તે ઉદ્યોગોમાં ઘણો આગળ વધેલો દેશ હતો તેમ જ તે સુસંગઠિત હતો અને તેની પાસે બળવાન અને કુશળ સૈન્ય હતું. ફ્રાંસ તથા સોવિયેટ રાજ્ય સાથે તે મૈત્રીના કરારોથી જોડાયેલું હતું અને ઝઘડાને પ્રસંગે ઇંગ્લંડ પણ તેને પડખે રહેશે એવું ધારવામાં આવતું હતું. મધ્ય યુરોપમાં તે એક માત્ર લોકશાહી રાજ્ય બાકી રહ્યું હતું તેથી અમેરિકા સહિત આખી દુનિયાના લોકશાસનવાદીઓની તેના પ્રત્યે સહાનુભૂતિ હતી. લોકશાહી બળોએ એકસંપથી કામ કર્યું હોત તો યુદ્ધને પ્રસંગે ફાસિસ્ટ સત્તાઓનો પરાજય થાત એમાં લેશ પણ શંકા નથી.

સુડેટન લઘુમતીનો પ્રશ્ન ઊભો કરવામાં આવ્યો હતો અને તેમની ફરિયાદો દૂર કરવામાં આવે એ વાજબી હતું, પરંતુ મધ્ય યુરોપની કોઈ પણ લઘુમતી કરતાં ચેકોસ્લોવાકિયાની લઘુમતી પ્રત્યે ઘણો સારો વર્તાવ રાખવામાં આવતો હતો એ હકીકત નિર્વિવાદ હતી. ખરો પ્રશ્ન લઘુમતીનો નહોતો. સાચી વાત તો એ છે કે, આખાયે દક્ષિણ-પૂર્વ યુરોપ ઉપર હિટલરને પોતાનું પ્રભુત્વ જમાવવું હતું અને હિંસા તથા હિંસાની ધમકી દ્વારા તેને પોતાનું ધાર્યું કરાવવું હતું.

લઘુમતીના પ્રશ્નનો ઉકેલ લાવવા માટે ચેક સરકારે પોતાનાથી બનતું બધું કર્યું અને તેની લગભગ બધીયે માગણીઓનો સ્વીકાર કર્યો. પરંતુ એક માગણીનો સ્વીકાર થયો કે બીજી અને વધારે વ્યાપક તથા રાજ્યની હસ્તી સુધ્ધાં જોખમમાં આવી પડે એવી દૂરગામી માગણીઓ થતી ગઈ. તેના પડખામાં શૂળ સમાન થઈ પડેલા આ લોકશાહી રાજ્યનો અંત આણવાનો

હિટલરનો ઇરાદો હતો એ વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ હતી. એ પ્રશ્નનો સુલેહશાંતિ ભર્યો ઉકેલ લાવવાના ઓઠા નીચે બ્રિટિશ નીતિ હિટલરના આક્રમણને ઉત્તેજન આપી રહી હતી. બ્રિટિશ સરકારે એ ઝઘડામાં 'મધ્યસ્થ' તરીકે કામ કરવાને માટે લૉર્ડ રન્સિમૅનને પ્રાગ મોકલી આપ્યો. પરંતુ બ્રિટનની આ લવાદીએ તો નાઝીઓની માગણીઓને નમતું આપવાને ચેક સરકાર ઉપર નિરંતર દબાણ કર્યા કર્યું. છેવટે ચેક લોકોએ રન્સિમૅનની એ અતિશય દૂરગામી દરખાસ્તો સુધ્ધાં કબૂલ રાખી પરંતુ નાઝીઓને તો એથીયે વધારે જોઈતું હતું અને પોતાની માગણી પરાણે સ્વીકારાવવાને અર્થે તેમણે જર્મન સૈન્યને હુમલો કરવા માટે તૈયાર કરી દીધું. એ પ્રસંગે ચેમ્બરલેઇન જાતે એ મામલામાં વચ્ચે પડ્યો અને બર્ચેસગેડન આગળ તેણે હિટલરની મુલાકાત લીધી. ત્યાં આગળ તેણે હિટલરે આખરી કહેણ દ્વારા કરેલી માગણી કબૂલ રાખી. એમાં ચેકોસ્લોવાકિયાના મોટા પ્રદેશને જર્મની સાથે જોડી દેવાની માગણી કરવામાં આવી હતી. પછીથી ઇંગ્લંડ તથા ફ્રાંસે પોતાના મિત્રરાજ્ય ચેકોસ્લોવાકિયા ઉપર પોતાનું આખરી કહેણ મોકલ્યું અને હિટલરની શરતો માન્ય રાખવાનું તેને જણાવ્યું અને તે એમ ન કરે તો તેનો સંપૂર્ણપણે ત્યાગ કરવાની ધમકી આપી. તેમના મિત્રોએ તેમને દગો દીધો એ જોઈને ચેક લોકો તો આભા બની ગયા અને ચોંકી ઊઠ્યા, પરંતુ હતાશ અને ગમગીન બનીને તેમની સરકારે એ આખરી કહેણને નમતું આપ્યું. ચેમ્બરલેઇન ફરી પાછો હિટલરને મળવા ગયો. આ વખતે તે રાઇન નદી ઉપર આવેલા ગૉડસ્બર્ગ આગળ હિટલરને મળ્યો. આ મુલાકાતમાં તેને માલૂમ પડ્યું કે હિટલર તો હજી વળી વધારે માગતો હતો. એ માગણીઓ તો ચેમ્બરલેઇન પણ ન કબૂલ કરી શક્યો અને ૧૯૩૮ની સાલના સપ્ટેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં જગદ્વ્યાપી યુદ્ધની ઘેરી છાયા યુરોપ ઉપર પથરાઈ ગઈ. લોકો 'ગૅસ મારક' મેળવવા માટે દોડાદોડ કરવા લાગ્યા અને હવાઈ હુમલાઓથી રક્ષણ કરવાને માટે બાગબગીચાઓમાં ખાઈઓ ખોદાવા લાગી. ચેમ્બરલેઇન ફરી પાછો હિટલર પાસે પહોંચ્યો. આ વખતે તે તેને મ્યૂનિચમાં મળ્યો. ડેલાડિયર તથા મુસોલિની પણ ત્યાં પહોંચ્યા. ચેકોસ્લોવાકિયા તથા ફ્રાંસના મિત્ર રશિયાને ત્યાં બોલાવવામાં ન આવ્યું અને ચેકોસ્લોવાકિયા જે તેમનું એક મિત્રરાજ્ય હતું તથા જેનું ભાવિ નક્કી થવાનું હતું તેની એ બાબતમાં સલાહ સરખી લેવામાં ન આવી. તાત્કાલિક યુદ્ધ અને ચડાઈની ધમકી સાથે કરવામાં આવેલી હિટલરની નવી અને દૂરગામી માગણીઓ લગભગ સંપૂર્ણપણે સ્વીકારવામાં આવી, અને સપ્ટેમ્બરની ૨૯મી તારીખે જેમાં એ માગણીઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો તે મ્યૂનિચ કરાર ઉપર ચાર સત્તાઓએ સહી કરી.

તે વખત પૂરતી તો લડાઈ ટાળવામાં આવી અને બધાયે દેશોના લોકોમાં હાશની લાગણી ફેલાઈ ગઈ. પરંતુ એને માટે ભારે કિંમત ચૂકવવી પડી. ઇંગ્લંડ અને ફ્રાંસની ભારે બેઆબરૂ અને માનહાનિ થઈ, યુરોપમાં લોકશાહી ઉપર ભારે ફટકો પડ્યો, ચેકોસ્લોવાકિયાના રાજ્યનો દેહવિચ્છેદ થઈ ગયો, સુલેહશાંતિ સ્થાપવાના સાધન તરીકે પ્રજાસંઘનો અંત આવ્યો, અને મધ્ય તથા દક્ષિણ–પૂર્વ યુરોપમાં નાઝીવાદનો જ્વલંત વિજય થયો. અને આટલી બધી કિંમત આપીને ખરીદવામાં આવેલી સુલેહશાંતિ એ તો માત્ર તહકૂબી જ હતી અને એ દરમ્યાન દરેક દેશ ભાવિમાં આવનારા યુદ્ધને માટે બની શકે એટલી ત્વરાથી શસ્ત્રસજ્જ થવા લાગ્યો.

મ્યૂનિચનો કરાર એ યુરોપ તેમ જ દુનિયાના ઇતિહાસમાં દિશાપલટો કરનાર વસ્તુ છે. એથી યુરોપની નવેસરથી વહેંચણી કરવાની શરૂઆત થઈ અને બ્રિટિશ તથા ફ્રેંચ એ બંને સરકારો છડેચોક નાઝીવાદ અને ફાસીવાદને પડખે ઊભી રહી. ઇંગ્લંડે ઇટાલી અને ઇંગ્લંડ વચ્ચેના કરારને ઉતાવળથી મંજૂર કર્યો. એમાં ઇટાલીની એબિસીનિયાની જીતને માન્ય રાખવામાં આવી તથા ઇટાલીને સ્પેનમાં તે ચાહે તે કરવાની છૂટ આપવામાં આવી હતી. ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની અને ઇટાલી એ ચાર સત્તાઓ વચ્ચેના કરારે મૂર્ત સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. એનો આશય સોવિયેટ રશિયા તેમ જ સ્પેનમાંના તેમ જ બીજે ઠેકાણેનાં લોકશાહી બળોનો એકત્ર સામનો કરવાનો હતો.

રશિયા: કાવાદાવાઓ અને પ્રપંચોનાં તેમ જ મહાન સત્તાઓએ કરેલા પોતાના ગંભીર વચનોના ભંગનાં આ વરસો અને મહિનાઓ દરમ્યાન સોવિયેટ રશિયાએ એકધારી રીતે પોતાની આંતરરાષ્ટ્રીય ફરજો તથા જવાબદારીઓ અદા કરી, સુલેહશાંતિનો પક્ષ કર્યો, આક્રમણનો વિરોધ કર્યો તથા છેવટ સુધી પોતાના મિત્ર ચેકોસ્લોવાકિયાનો ત્યાગ ન કર્યો એ ખરેખર એક નોંધપાત્ર બીના છે. પરંતુ ઇંગ્લંડ તથા ફ્રાંસે તેની અવગણના કરી અને આક્રમણ કરનાર સાથે તેમણે મૈત્રી કરી. ઇંગ્લંડ તથા ફ્રાંસે જેને દગો દીધો હતો તે ચેકોસ્લોવાકિયા પણ નાઝી વર્તુળમાં જઈ પડ્યું અને રશિયા સાથેની પોતાની મૈત્રીનો તેણે અંત આણ્યો. ચેકોસ્લોવાકિયાના ટુકડા પાડી નાખવામાં આવ્યા છે અને ભૂખ્યાં ગીધોની પેઠે પોલેંડ તથા હંગરીએ એ પ્રસંગનો લાભ ઉઠાવ્યો છે. તેમાં ભારે આંતરિક ફેરફારો પણ થવા પામ્યા છે અને ચેકોસ્લોવાકિયા સ્વયંશાસન માટે દાવો કરે છે. ચેકોસ્લોવાકિયાના અવશેષો હવે લગભગ જર્મનીના એક સંસ્થાન એટલે કે તાબાના પ્રદેશ તરીકે કાર્ય કરે છે.

આ રીતે સોવિયેટ રાજ્યની પરદેશ નીતિને ભારે નિષ્ફળતા મળી છે. અને આમ છતાંયે, તે યુરોપ તેમ જ એશિયામાં ફાસીવાદ તથા લોકશાહી-વિરોધી બળોની સામે એક પ્રબળ અને એક માત્ર અસરકારક દીવાલ

બનીને ઊભું છે. કેમ કે, ઇંગ્લંડ તથા ફ્રાંસે છેલ્લા થોડા માસ દરમ્યાન ભલેને રશિયાની અવગણના કરી હોય પરંતુ તે આજે એક બળવાન સત્તા બન્યું છે. કેટલીક બાબતોમાં, ખાસ કરીને ઉત્પન્ન કરવામાં આવેલા માલના ગુણની દૃષ્ટિએ જોકે તેને નિષ્ફળતા મળી છે પરંતુ એકંદરે જોતાં પહેલી પંચવર્ષી યોજના સફળ થઈ છે. ત્યાંના કારીગરો તાલીમ વિનાના હતા તેમ જ માલની લાવલઈજા કરવાની વ્યવસ્થા પણ ઘણે અંશે નિષ્ફળ નીવડી હતી. ભારે ઉદ્યોગો ઉપર બધું લક્ષ કેન્દ્રિત કરવામાં આવ્યું હોવાને કારણે રોજના વપરાશના માલની તંગી પેદા થવા પામી હતી અને તેને લીધે પ્રજાનું જીવનનું ધોરણ જરા નીચું પડયું હતું. પરંતુ રશિયાને ઝડપથી ઔદ્યોગિક તેમ જ તેની ખેતીને સામૂહિક બનાવીને એ યોજનાએ તેની ભાવિ પ્રગતિનો પાયો નાખ્યો. બીજી પંચવર્ષી યોજનામાં (૧૯૩૩–૩૭) ભારે ઉદ્યોગોને બદલે હળવા ઉદ્યોગો ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો. એ યોજનાનો હેતુ પહેલી યોજનાની ઊણપો દૂર કરવાનો તેમ જ રોજના વપરાશની વસ્તુઓ પેદા કરવાનો હતો. એમાં ભારે પ્રગતિ થઈ, લોકોનું જીવનનું ધોરણ ઊંચું થયું અને હજી પણ તે સતતપણે ઊંચું થતું જાય છે. સંસ્કૃતિ અને કેળવણીના ક્ષેત્રમાં તેમ જ બીજી અનેક બાબતોમાં આખાયે સોવિયેટ રાજ્યમાં થયેલી પ્રગતિ અદ્ભુત છે. આ પ્રગતિ ચાલુ રાખવાને તેમ જ પોતાની સમાજવાદી અર્થવ્યવસ્થાને મજબૂત બનાવવાને તે ઇંતેજાર હતું તેથી આંતરરાષ્ટ્રીય બાબતોમાં રશિયાએ સુલેહશાંતિની નીતિ અખત્યાર કરી હતી. પ્રજાસંઘમાં તેણે મોટા પ્રમાણમાં નિઃશસ્ત્રીકરણ કરવાની, સામૂહિક સલામતીની તેમ જ આક્રમણ કરનાર સામે બધી સત્તાઓએ એકત્ર થઈને પગલાં ભરવાની નીતિનું સમર્થન કર્યું. મૂડીવાદી મહાન સત્તાઓને અનુકૂળ થવાનો તેણે પ્રયત્ન કર્યો તેમ જ સામ્યવાદી પક્ષોએ બીજા પ્રગતિશીલ પક્ષો સાથે મળીને 'પ્રજાકીય પક્ષો' સ્થાપવાના પ્રયાસો કર્યા.

તેણે એકંદરે આટલી બધી પ્રગતિ કરી હતી તેમ જ પોતાનો વિકાસ સાધ્યો હતો તે છતાંયે આ સમય દરમ્યાન સોવિયેટ રાજ્યને ભારે આંતરિક કટોકટીમાંથી પસાર થવું પડયું. સ્ટૅલિન અને ટ્રૉટ્સ્કી વચ્ચેના ઝઘડા વિષે તો હું તને કહી ગયો છું. પ્રચલિત વ્યવસ્થાથી અસંતુષ્ટ બનેલા ભિન્ન ભિન્ન પ્રકારના લોકો ધીમે ધીમે એકત્ર થયા અને એમ કહેવાય છે કે, એમાંના કેટલાક લોકો તો ફાસિસ્ટ સત્તાઓ સાથે મળી જઈને સોવિયેટ સામેના કાવતરામાં પણ ભળ્યા. સોવિયેટના જાસૂસી ખાતાનો વડો યોગોડા પણ એવા લોકો સાથે ભળેલો હતો એમ કહેવામાં આવે છે. ૧૯૩૪ના ડિસેમ્બર માસમાં સોવિયેટ સરકારના એક આગળ પડતા સભ્ય કિરોવનું ખૂન થયું. સરકારે પોતાના વિરોધીઓની સામે કડક હાથે કામ લીધું. અને ૧૯૩૭ની સાલમાં અનેક લોકો ઉપર કામ ચલાવવામાં આવ્યું. એ મુકદ્દમાઓએ દુનિયાભરમાં ભારે ઊહાપોહ મચાવી

મૂક્યો કારણ કે તેમાં અનેક જાણીતી અને આગેવાન વ્યક્તિઓ સંડોવાયેલી હતી. જેમને ટ્રૉટ્સ્કીવાદીઓ કહેવામાં આવતા હતા તથા જેઓ નરમ દળના આગેવાનો હતા (રીકોવ, ટ્રૉટ્સ્કી, બુખારિન) તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું અને તેમને શિક્ષા કરવામાં આવી. કેટલાક ઊંચા દરજ્જાના લશ્કરી અમલદારો ઉપર પણ કામ ચલાવવામાં આવ્યું હતું. એમાં માર્શલ ટુચેચેવસ્કી મુખ્ય હતો.

આ મુકદ્દમાઓ તેમ જ એને અંગેના બનાવોને વિષે ચોક્કસ અભિપ્રાય આપવાનું મારે માટે મુશ્કેલ છે કેમ કે એ સંબંધી હકીકતો ગૂંચવણભરી અને અસ્પષ્ટ છે. પરંતુ એ મુકદ્દમાઓએ સોવિયેટના અનેક મિત્રો સહિત સંખ્યાબંધ લોકોને અસ્વસ્થ કરી મૂકયા અને સોવિયેટ રાજ્ય વિષેના તેમના પૂર્વગ્રહમાં ઉમેરો કર્યો એ વિષે લેશ પણ શંકા નથી. કેટલાક લોકોનો એવો અભિપ્રાય છે કે, સ્ટૅલિનના અમલ સામે એક જબરું કાવતરું રચવામાં આવ્યું હતું અને એ મુકદ્દમાઓ વાજબી હતા. એ પણ હવે પુરવાર થઈ ચૂકયું જણાય છે કે એ કાવતરાંને આમજનતાનો ટેકો નહોતો અને પ્રજાની લાગણી ચોક્કસપણે સ્ટૅલિનના વિરોધીઓની સામે હતી. આમ છતાંયે, જેટલા પ્રમાણમાં દમન ચલાવવામાં આવ્યું હતું — અને ઘણા નિર્દોષ માણસો પણ એના ભોગ બન્યા હશે — એ અનારોગ્યની નિશાની હતી અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ એ વસ્તુએ સોવિયેટની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડી.

आर्थिक सुस्थिति : ૧૯૩૦ની સાલમાં શરૂ થયેલી અને મૂડીવાદી દુનિયાને વરસો સુધી અપંગ બનાવી મૂકનાર વેપારની ભારે મંદીમાં આખરે કંઈક સુધારો થવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. ઘણાખરા દેશોની આર્થિક સ્થિતિ અમુક અંશે સુધરવા પામી પરંતુ ઇંગ્લંડમાં બીજા દેશો કરતાં એ સુધારો વધુ સ્પષ્ટપણે જણાતો હતો. પાઉન્ડના મૂલ્યમાં કરવામાં આવેલો ઘટાડો, જકાતો તથા સામ્રાજ્યનાં બજારો તથા સાધનસંપત્તિ ઇંગ્લંડને મદદરૂપ નીવડ્યાં હતાં. જકાતો નાખીને, સરકાર તરફથી આર્થિક મદદ આપીને, ખેતીને અંગે સુધારા કરીને, તેમ જ હરીફાઈ ઘટાડવાને ઉત્પાદકોનું સંગઠન કરીને, દેશના અંદરના બજારની ખિલવણી કરવામાં આવી. યોજનાપૂર્વક ઉત્પાદન કરવાનો તેમ જ સમગ્રપણે વહેંચણી કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો. ડેન્માર્ક તેમ જ સ્વીડન તથા નૉર્વે ઉપર બ્રિટિશ માલ ખરીદવાનું દબાણ પણ કરવામાં આવ્યું.

આ રીતે આર્થિક સ્થિતિ સારા પ્રમાણમાં સુધરવા પામી પરંતુ તે આંતરરાષ્ટ્રીય વેપારને ભોગે. એ દૃષ્ટિએ જોતાં એ સુધારો આંશિક અને મર્યાદિત હતો. ખરો સુધારો આંતરરાષ્ટ્રીય વેપારની ખિલવણીથી જ થઈ શકે. વળી સાથે સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે ઇંગ્લંડે અમેરિકાનું પોતાનું દેવું ચૂકવ્યું નથી અને એ ચૂકવવાનો તેનો ઇરાદો પણ નથી. જુદા જુદા દેશોએ

આંખ મીંચીને શસ્ત્રસજ્જ થવા માંડયું છે તેને લીધે પણ અમુક અંશે આ આર્થિક સુધારો થવા પામ્યો છે. દેખીતી રીતે જ આવો સુધારો સલામત કે કાયમી નથી હોતો. મોટા પ્રમાણમાં બેકારી તો હજી કાયમ જ છે.

બ્રિટિશ સામ્રાજ્ય : આજે તો ઇંગ્લંડ આર્થિક કટોકટી પાર કરી ગયું છે પરંતુ બ્રિટિશ સામ્રાજ્યની હાલત ઘણી જ ખરાબ છે અને તેના વિખેર માટે કાર્ય કરી રહેલાં આર્થિક તેમ જ રાજકીય બળો બળવાન થતાં જાય છે. તેના શાસકો સુધ્ધાં તેને વિષેની પોતાની શ્રદ્ધા તથા તે ચાલુ રહે એવી આશા ગુમાવી બેઠા છે. તેઓ પોતાના આંતરિક પ્રશ્નોનો ઉકેલ કરી શકતા નથી. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને કૃતનિશ્ચય થયેલું હિંદુસ્તાન દિનપ્રતિદિન વધુ ને વધુ બળવાન થતું જાય છે અને નાનકડા પૅલેસ્ટાઈને એ શાસકોને અસ્વસ્થ કરી મૂક્યા છે. મૂડીવાદી દુનિયામાં ઇંગ્લંડનું મહાન હરીફ અમેરિકા બ્રિટિશ સરસાઈને પડકાર આપી રહ્યું છે અને બ્રિટિશ સરકારનું વલણ ફાસિસ્ટ સરકારની તરફેણનું હોવાથી તે ઇંગ્લંડથી ઉત્તરોત્તર દૂર જતું જાય છે. સોવિયેટ રશિયા સફળતાપૂર્વક સમાજવાદી વ્યવસ્થા નિર્માણ કરી રહ્યું છે અને એ હરેક પ્રકારના સામ્રાજ્યવાદોનું વિરોધી છે. બ્રિટિશ સામ્રાજ્યની મહામૂલી વસ્તુ તરફ ઇટાલી તથા જર્મની લોભી નજરે નિહાળી રહ્યાં છે. મ્યૂનિચ આગળ તેમની ધમકીઓથી ડરી જઈને તેણે નમતું આપ્યું તેથી એ ફાસિસ્ટ સત્તાઓ તેને બીજા વર્ગની સત્તા તરીકે ગણવા લાગી છે અને તેની સાથે ઉદ્ધત અને તોછડી ભાષામાં વ્યવહાર રાખે છે. લોકશાહીને વધારે વ્યાપક બનાવીને તેમ જ સામૂહિક સલામતીના સિદ્ધાંતને વળગી રહીને ઇંગ્લંડ પોતાની સ્થિતિ મજબૂત બનાવી શકયું હોત. પરંતુ એ છોડીને તેને બદલે હિટલરને ટેકો આપવાનું તેણે પસંદ કર્યું અને હવે બ્રિટિશ સામ્રાજ્ય વિષમ પરિસ્થિતિમાં આવી પડયું છે. તેની મ્યૂનિચની નીતિને પરિણામે ઉત્પન્ન થતાં અનેક વિરોધી તત્ત્વોના વમળમાં તે સપડાયું છે.

વસાહતો : હવે જર્મની વસાહતોની માગણી કરે છે અને આપણને કહેવામાં આવે છે કે તે 'ગરીબ' અને 'અસંતુષ્ટ' સત્તા છે. પરંતુ વસાહતો વિનાની નાની નાની સત્તાઓનું શું? અને પેલા સાચા 'ગરીબો'— વસાહતોના લોકોનું શું? આખીયે દલીલ સામ્રાજ્યવાદી વ્યવસ્થા ચાલુ રહેવા ઉપર રચાયેલી છે. કોઈ પણ દેશના સંતોષ યા તો અસંતોષનો આધાર તે દેશમાં અખત્યાર કરવામાં આવતી આર્થિક નીતિ ઉપર રહે છે. અને સામ્રાજ્યવાદી વ્યવસ્થા નીચે હમેશાં અસંતોષ જ રહેવાનો કેમ કે એમાં હમેશાં અસમાનતા રહેવાની. ક્રાંતિ પહેલાંના ઝારશાહી રશિયાને અસંતુષ્ટ અને વિસ્તરતી જતી સત્તા કહેવામાં આવતી હતી. સોવિયેટ રશિયાનો પ્રદેશ આજે ઓછો છે પરંતુ તે 'સંતુષ્ટ'

છે કેમ કે, હવે તેને સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષા રહી નથી અને તેણે ભિન્ન પ્રકારની આર્થિક નીતિ અખત્યાર કરી છે.

બીજી રીતે તેને કાચો માલ નથી મળી શકતો એટલા માટે જર્મનીને વસાહતો નથી જોઈતી, કેમ કે ખુલ્લા બજારમાંથી તે કાચો માલ ખરીદી શકે છે, પરંતુ પોતાના લાભને ખાતર એ વસાહતોની પ્રજાઓનું શોષણ કરવાને માટે તેને વસાહતો જોઈએ છે. પોતાનું હલકું નાણું આપીને તેમની પાસેથી જર્મનીને કાચો માલ ખરીદવો છે અને પછી તેમની પાસે પોતાનો પાકો માલ પરાણે ખરીદ કરાવવો છે.

છેલ્લાં પાંચ વરસોમાં બનેલા કેટલાક મુખ્ય મુખ્ય બનાવો વિષે તથા તેમનાં પરિણામો વિષે હું તને લખી ગયો છું. ક્યાં અટકવું એની મને સૂઝ પડતી નથી કેમ કે સર્વત્ર ખળભળાટ, ઊથલપાથલ, પરિવર્તન અને સંઘર્ષ ચાલી રહ્યાં છે. અને સ્થાનિક કે રાષ્ટ્રીય ધોરણે દુનિયાના પ્રશ્નોની વિચારણા કરવાનું અશક્ય બનતું જાય છે, પછી તેના ઉકેલની તો વાત જ શી કરવી? એમનો જગદ્વ્યાપી ઉકેલ કાઢવાની જરૂર છે. દરમ્યાન જગતની સ્થિતિ ઉત્તરોત્તર બગડતી જાય છે અને તેમાં યુદ્ધ અને હિંસાનો દોર વર્તી રહ્યો છે. આધુનિક દુનિયાનું મગરૂર અગ્રણી યુરોપ બર્બર અવસ્થા તરફ પાછું જઈ રહ્યું છે. તેના પુરાણા શાસકવર્ગો દુર્બળ બની ગયા છે અને તેમને ઘેરી રહેલી મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવા માટે તેઓ બિલકુલ અશક્ત બની ગયા છે.

મ્યૂનિચના કરારે દુનિયાની અસ્થિર સમતાને ઊંધી વાળી દીધી. દક્ષિણ-પૂર્વ યુરોપ નાઝી સત્તાને વશ થવા લાગ્યો છે અને બધાયે દેશોમાં નાઝીઓનાં કાવતરાં વધી ગયાં છે. ડેન્માર્ક, નૉર્વે, સ્વીડન, ફિન્લૅંડ, નેધરલૅન્ડઝ, બેલ્જિયમ તથા લુક્ષમબર્ગ વગેરે 'ઑસ્લો સમૂહ' તરીકે ઓળખાતા નાના નાના દેશોએ, ઇગ્લંડની મૈત્રીની કશી કિંમત નથી એવી પ્રતીતિ થવાથી, પોતાની તટસ્થતા જાહેર કરી છે અને કોઈ પણ પ્રકારની સામૂહિક જવાબદારી લેવાની ના પાડી દીધી છે. દૂર પૂર્વમાં જાપાને વધારે આક્રમણકારી વલણ અખત્યાર કર્યું છે. તેણે કૅન્ટોનનો કબજો લીધો છે. હૉંગકૉંગનાં બ્રિટિશ હિતો સાથે તે અથડામણમાં આવ્યું છે. પૅલેસ્ટાઈનની સ્થિતિ ઝડપથી બગડતી જાય છે. ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચેના સંબંધો પહેલાં કદી નહોતા એટલા ઠંડા પડી ગયા છે. ચેમ્બરલેઇન જ્યારે ફાસિસ્ટ સત્તાઓની હરોળમાં જઈ રહ્યો હતો ત્યારે પ્રમુખ રૂઝવેલ્ટ નાઝી હેતુઓ તથા પદ્ધતિઓને વખોડી રહ્યો હતો. યુરોપના ઝઘડાઓ તથા ફાસિસ્ટોના આક્રમણ પ્રત્યેના ઇંગ્લંડ તથા ફ્રાંસના વલણથી અમેરિકાને ઘૃણા ઊપજી. તે એ બધાથી અળગું રહ્યું અને સાથે સાથે મોટા પાયા ઉપર તેણે શસ્ત્રસજ્જ થવા માંડ્યું. સોવિયેટ રાજ્યનું પણ એમ જ છે. પશ્ચિમના દેશો જોડે મૈત્રી કરવાની તેમ જ તેમની જોડે બિનઆક્રમણના

કરારો કરવાની તેની નીતિ સફળ નથી થઈ અને તેને પણ પરાણે અળગા પડી જવું પડે એવો સંભવ છે. આમ છતાંયે અમેરિકા તથા રશિયા એ બંને દેશો જાણે છે કે, સમતા ગુમાવી બેઠેલી આજની આ દુનિયામાં અળગાપણું કે તટસ્થતા રહી શકે જ નહિ અને તેમાં ઝઘડો પેદા થાય ત્યારે તેમનો તેમાં ઘસડાયા વિના છૂટકો નથી. એને માટે એ બંને દેશો તૈયારી કરી રહ્યા છે.

अमेरिका : યુનાઇટેડ સ્ટેટ્સમાંની પ્રમુખ રૂઝવેલ્ટની આંતરિક નીતિને ઘણાં વિઘ્નો નડ્યાં છે અને વડી અદાલત તથા પ્રત્યાઘાતી તત્ત્વો તેના માર્ગમાં આડાં આવ્યાં છે. તાજેતરમાં થયેલી ચૂંટણીઓમાં કોંગ્રેસમાંના રિપબ્લિકન પક્ષના તેના વિરોધીઓનું બળ વધી ગયું છે. અને આમ છતાંયે, પ્રમુખ રૂઝવેલ્ટની વ્યક્તિગત લોકપ્રિયતા તેમ જ પ્રજા ઉપરનો તેનો કાબૂ હજી એવો ને એવો રહ્યો છે.

રૂઝવેલ્ટે દક્ષિણ અમેરિકાની સરકારો સાથે મિત્રાચારીભર્યા સંબંધો ખીલવવાની નીતિ પણ અખત્યાર કરી છે. મેક્સિકોમાં ત્યાંની સરકાર અને અમેરિકા તથા ઇંગ્લંડનાં તેલનાં હિતો વચ્ચે ઝઘડો પેદા થયો છે. મેક્સિકોમાં દૂરગામી ક્રાંતિ થઈ છે અને તેણે જમીન ઉપરનો પ્રજાનો હક્ક સ્થાપિત કર્યો છે. એને પરિણામે ચર્ચ તથા તેલ અને જમીનનાં હિતો ધરાવનારાઓએ તેમના ઘણાખરા વિશિષ્ટ હક્કો તથા અધિકારો ગુમાવ્યા છે. આથી એ બધાએ આ ફેરફારોનો વિરોધ કર્યો હતો.

तुर्की : ઝઘડાઓ અને અથડામણોથી ભરેલી આ દુનિયામાં એક માત્ર તુર્કી સંપૂર્ણપણે શાંતિમય દેશ હોય એમ જણાય છે. દેશ બહાર તેનો કોઈ શત્રુ હોય એમ લાગતું નથી. ગ્રીસ તથા બાલ્કનના દેશો વચ્ચેના તેના પુરાણા ઝઘડાનો ઉકેલ થઈ ગયો છે. સોવિયેટ રાજ્ય તથા ઇંગ્લંડ સાથેના તેના સંબંધો મિત્રાચારીભર્યા છે. એલેક્ઝાંડ્રેટાની બાબતમાં તેને ફ્રાંસ સાથે ઝઘડો હતો. તને યાદ હશે કે ફ્રેંચોએ પોતાના 'મેંડેટ' નીચેના સીરિયાના પ્રદેશને પાંચ રાજ્યોમાં વહેંચી નાખ્યો હતો. એલેક્ઝાંડ્રેટા એ આ પાંચ રાજ્યોમાંનું એક હતું. એમાં પ્રધાનપણે તુર્ક વસતી છે. ફ્રાંસે તુર્કીની માગણી કબૂલ રાખી છે અને ત્યાં આગળ તેણે સ્વયંશાસિત રાજ્ય ઊભું કર્યું છે.

આમ, કમાલ પાશાની ડહાપણભરી દોરવણી નીચે પોતાના જાતિ જાતિ વચ્ચેના તેમ જ બીજા પ્રશ્નોમાંથી મુક્ત થઈને તુર્કીએ પોતાનો આંતરિક વિકાસ સાધવા તરફ પોતાનું સઘળું લક્ષ વાળ્યું. કમાલ પાશાએ પોતાની પ્રજાની બહુ સારી સેવા બજાવી હતી. અને ૧૯૩૮ની સાલના નવેમ્બર માસની ૧૦મી તારીખે તેનું અવસાન થયું ત્યારે પોતાની નીતિને અદ્વિતીય સફળતા પ્રાપ્ત થયેલી જોવાને તે ભાગ્યશાળી થયો હતો. એના પછી તેનો જૂનો સાથી જનરલ ઇસ્મત ઇનુનુ તુર્કીનો પ્રમુખ થયો.

इस्लाम : મધ્ય પૂર્વના દેશોમાં ઇસ્લામના પ્રાણદાયી જોમને કમાલ પાશાએ નવો ઝોક આપ્યો. તેણે નવો પોશાક ધારણ કર્યો અને પોતાનું મધ્યયુગી માનસ તજી દઈને આધુનિક જગતની હરોળમાં આવીને ઊભો. મધ્ય પૂર્વના ઇસ્લામી દેશો ઉપર કમાલ પાશાના દૃષ્ટાંતની ભારે અસર થવા પામી અને ત્યાં આગળ ધર્મના નહિ પણ રાષ્ટ્રીયતાના પાયા ઉપર રચાયેલાં આધુનિક રાજ્યો ઊભાં થયાં. હિંદ જેવા દેશોમાં એ અસર હજી એટલા પ્રમાણમાં થઈ નથી. ત્યાંની બીજી વસ્તીઓની પેઠે હિંદની મુસ્લીમ વસ્તી સામ્રાજ્યવાદી આધિપત્ય નીચે પરાધીન છે.

संघर्षना वमळमां सपडायेलुं जगत : યુરોપ અને પ્રશાન્ત મહાસાગર એ આજના સંઘર્ષનાં બે મોટાં ક્ષેત્રો છે. એ બંને મોટા પ્રદેશોમાં ઉગ્ર પ્રકારનો ફાસીવાદ લોકશાહી તથા સ્વતંત્રતાને કચરીને દુનિયા ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવા માગે છે. એક પ્રકારનો ફાસીવાદી આંતરરાષ્ટ્રીય સંઘ ઊભો થયો છે. એ સંઘ વિધિપૂર્વક જાહેર કર્યા વિનાની પણ ખુલ્લે ખુલ્લી લડાઈઓ લડે છે. એટલું જ નહિ પણ વચ્ચે પડવાનો પોતાને મોકો મળે એટલા માટે જુદા જુદા દેશોમાં તે હમેશાં કાવતરાંઓ રચે છે અને અનેક પ્રકારની મુશ્કેલીઓ ઊભી કરે છે. યુદ્ધ અને હિંસાનાં છડેચોક ગુણગાન કરવામાં આવે છે અને ઘણા જ મોટા પાયા ઉપર જૂઠો પ્રચાર ચલાવવામાં આવે છે. જો કે આંતરરાષ્ટ્રીય સામ્યવાદે ક્યાંયે આક્રમણકારી વલણ દાખવ્યું નથી. તથા ઘણાં વરસોથી તે જગદ્વ્યાપી શાંતિ અને લોકશાહીનો પક્ષ કરતો આવ્યો છે, તે છતાંયે સામ્યવાદ–વિરોધી પોકારના ઓઠા નીચે એ ફાસીવાદી સંઘ પોતાની સામ્રાજ્યવાદી યોજનાઓ આગળ ધપાવ્યે જાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં નાઝીઓનાં કાવતરાં થયાં હતાં તથા તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું હતું. ૧૯૩૭ની સાલમાં પ્રજાસત્તાકની સામેનું કાવતરું ખોળી કાઢવામાં આવ્યું હતું. એ કાવતરું કેગોલાર્ડ અથવા બુરખાવાળા નામથી ઓળખાતા લોકોએ રચ્યું હતું અને તેમને જર્મની તથા ઇટાલી તરફથી શસ્ત્રોની મદદ મળી હતી. એ લોકોએ બૉંબના અત્યાચારો કર્યા હતા તેમ જ ખૂનો પણ કર્યાં હતાં. ઇંગ્લંડમાં લાગવગ ધરાવતા લોકો તેની વિદેશનીતિ ફાસિસ્ટ દિશામાં વાળી રહ્યા છે.

આ આંતરરાષ્ટ્રીય ફાસીવાદ ઉગ્રમાં ઉગ્ર સ્વરૂપનો સામ્રાજ્યવાદ છે એટલું જ નહિ પણ મધ્યયુગના સમયની પેઠે તેણે ધાર્મિક અને જાતિ જાતિ વચ્ચેના ઝઘડાઓ પેદા કર્યા છે. જર્મનીમાં કૅથલિક ચર્ચ તેમ જ પ્રૉટેસ્ટંટો એ બંનેને દાબી દેવામાં આવે છે. વળી જર્મનીમાં તેમ જ પાછળના વખતમાં ઇટાલીમાં પણ જાતિના ખ્યાલનાં ભારે ગુણગાન કરવામાં આવે છે અને ઇતિહાસમાં જેનો જોટો જડે નહિ એવા વૈજ્ઞાનિક ઝનૂનથી અને ઠંડે કલેજે યહૂદીઓ તેમ જ તેમની જાતિમાં ઊતરી આવેલા લોકોનું નિકંદન કાઢવામાં

આવે છે. ૧૯૩૮ની સાલના નવેમ્બર માસના આરંભમાં પોલૅંડના એક યુવાન યહૂદીએ, પોતાની જાતિના કરવામાં આવતા ક્રૂર દમનથી પાગલ બનીને પૅરિસમાં એક જર્મન મુત્સદ્દીનું ખૂન કર્યું. આ એક વ્યક્તિનું કૃત્ય હતું પરંતુ એ પછી તરત જ જર્મનીમાં સત્તાવાર રીતે આખીયે યહૂદી વસ્તી ઉપર ત્રાસનું સામ્રાજ્ય વર્તાવવામાં આવ્યું. દેશમાંના એકેએક સીનેગૉગ (યહૂદીઓનાં મંદિર)ને બાળી મૂકવામાં આવ્યું, યહૂદીઓની દુકાનોને મોટા પાયા ઉપર ભાંગી તોડી પાડવામાં તેમ જ લૂંટી લેવામાં આવી તેમ જ જાહેર રસ્તાઓ ઉપર તેમ જ ઘરમાં પેસી જઈને અસંખ્ય યહૂદીઓ ઉપર પાશવ હુમલા કરવામાં આવ્યા. નાઝી આગેવાનોએ આ બધાયે અત્યાચારોનું સમર્થન કર્યું અને વધારામાં જર્મનીના યહૂદીઓ ઉપર આઠ ક્રોડ પાઉંડનો દંડ નાખવામાં આવ્યો.

આપઘાતો થાય છે, નાસભાગ થાય છે, કોણ જાણે કેટલાયે યુગોના અપરંપાર શોકથી પીડાતા ગમગીન નિરાધાર અસહાય અને ઘરબાર વિનાના થયેલા દેશવટે નીકળતા લોકોનો પ્રવાહ અવિરતપણે વહ્યો જ જાય છે. એ માનવપ્રવાહ ક્યાં જઈને અટકશે? યહૂદીઓ, સુડેટનલૅંડમાંના જર્મન લોકશાસનવાદીઓ, ફ્રાંકોએ કબજે કરેલા પ્રદેશોમાંના સ્પેનિશ ખેડૂતો, ચીનાઓ, એબિસીનિયાવાસીઓ વગેરે આશ્રય ખોળતા લોકોથી આજે દુનિયા ઊભરાઈ ગઈ છે. નાઝીવાદ અને ફાસીવાદનાં એ કડવાં ફળો છે. એ અત્યાચારોથી દુનિયા કમકમી ઊઠી છે અને આશ્રય શોધતા એ નિરાધાર લોકોને મદદ કરવાને માટે સંખ્યાબંધ સંસ્થાઓ ઊભી કરવામાં આવી છે. અને આમ છતાંયે ઇંગ્લંડ તથા ફ્રાંસની કહેવાતી લોકશાહી સરકારો નાઝી જર્મની તેમ જ ફાસિસ્ટ ઇટાલી સાથે મૈત્રી અને સહકારની નીતિ અખત્યાર કરી રહી છે. આ રીતે એ સરકારો નાઝીઓ તથા ફાસિસ્ટોના અત્યાચારોને, સંસ્કારિતા અને સભ્યતાના નાશને તથા લાખો માનવીઓને ઘરબાર વિનાના અને વતન વિનાના બનાવીને તેમને નિરાધાર આશ્રિતો બનાવવાના કાર્યને ઉત્તેજન આપે છે. આજની નાઝી સત્તાઓનું ધ્યેય આ હોય તો, ગાંધીજી કહે છે તેમ, "સાચે જ, જર્મની સાથે મૈત્રી કરી શકાય નહિ. ન્યાય અને લોકશાહી એ પોતાનું ધ્યેય છે એવો દાવો કરનાર રાષ્ટ્ર અને એ બંને પ્રત્યેની જેની દુશ્મનાવટ જગજાહેર છે એવું રાષ્ટ્ર એ બે વચ્ચે મૈત્રી કેવી રીતે હોઈ શકે? અથવા ઇંગ્લંડ સશસ્ત્ર સરમુખત્યારશાહી તરફ ધસડાઈ રહ્યું છે શું?"

•

જો ઇંગ્લંડ અને ફ્રાંસ જેવા દેશો પણ ફાસિસ્ટ સત્તાઓનું સમર્થન કરનારા બની જાય તો પછી મધ્ય અને દક્ષિણ-પૂર્વ યુરોપનાં નાનાં નાનાં રાજ્યો ફાસિસ્ટ વર્તુલમાં સંપૂર્ણપણે દાખલ થઈ જાય એમાં કશું આશ્ચર્ય નથી. વાસ્તવમાં એ બધાં રાજ્યો નાઝી જર્મનીના આધિપત્ય નીચે ઝડપથી ફાસીવાદનાં ખંડિયાં રાજ્યો બનવા લાગ્યાં છે. કારણ કે જર્મનીએ ઇટાલીને

થાપ આપીને પાછળ પાડી દીધું છે અને ફાસિસ્ટ સમૂહમાં હવે તે માત્ર લઘુ ભાગીદાર બની ગયું છે. જર્મની તેમ જ ઇટાલી એ બંને વસાહતોની માગણી કરે છે પરંતુ જર્મનીનું ખરું સ્વપ્નું તો પૂર્વ તરફ એટલે કે યુક્રેઇન અને સોવિયેટ રાજ્ય તરફ આગળ વધવાનું છે. એ વસ્તુ પોતાના તાબાના પ્રદેશો જાળવી રાખવામાં મદદરૂપ નીવડશે એવી મિથ્યા માન્યતાથી પ્રેરાઈને ઇંગ્લંડ તથા ફ્રાંસ જર્મનીના આ સ્વપ્નને ઉત્તેજન આપે એવો સંભવ રહે છે.

બે મહાન દેશો આગળ તરી આવે છે. સોવિયેટ રાજ્ય અને યુનાઇટેડ સ્ટેટ્સ એ બે આધુનિક દુનિયાનાં સૌથી બળવાન રાષ્ટ્રો પોતાના વિશાળ પ્રદેશની અંદર લગભગ સ્વયંપૂર્ણ છે. અને તેમને માત કરવાનું કોઈનું ગજું હોય એમ જણાતું નથી. ભિન્ન ભિન્ન કારણોથી એ બંને રાષ્ટ્રો ફાસીવાદ અને નાઝીવાદનાં વિરોધી છે. યુરોપમાં તો સોવિયેટ રાજ્ય એ ફાસીવાદ સામેનો એક માત્ર અંતરાય છે. એનો જો નાશ થયો હોત તો ઇંગ્લંડ અને ફ્રાંસ સહિત યુરોપમાં સર્વત્ર લોકશાહી સંપૂર્ણપણે નાશ પામત. યુનાઇટેડ સ્ટેટ્સ યુરોપથી બહુ દૂર છે અને યુરોપના મામલામાં તે સહેલાઇથી વચ્ચે પડી શકે નહિ; એમ કરવાની તેની ઇચ્છા પણ નથી. પરંતુ યુરોપ કે પ્રશાન્ત મહાસાગરના પ્રદેશમાં એવી રીતે વચ્ચે પડવાનો પ્રસંગ આવશે ત્યારે અમેરિકાનું અપાર સામર્થ્ય અસરકારક નીવડશે.

હિંદની તેમ જ પૂર્વના દેશોની ઊગતી લોકશાહીઓ પણ સ્વતંત્રતાના પક્ષમાં છે. વળી બ્રિટનમાં કેટલાંક સંસ્થાનો બ્રિટિશ સરકાર કરતાં ઘણાં વધારે પ્રગતિશીલ છે. લોકશાહી અને સ્વતંત્રતા આજે ભારે જોખમમાં આવી પડ્યાં છે; અને તેમના કહેવાતા મિત્રો જ તેમની પીઠ પાછળ ઘા કરી રહ્યા હોય એ સ્થિતિમાં એ જોખમ ઘણું જ ગંભીર બની ગયું છે. પરંતુ ચીન અને સ્પેને લોકશાહીની સાચી ભાવનાનાં અદ્ભુત અને પ્રેરણાદાયી ઉદાહરણો આપણી આગળ રજૂ કર્યાં છે. અને એ બંને દેશોમાં યુદ્ધની અગ્નિ-પરીક્ષામાંથી એક નવી જ પ્રજાનું સર્જન થઈ રહ્યું છે. વળી એ બંને દેશોમાં રાષ્ટ્રજીવન અને પ્રવૃત્તિનાં ઘણાં ક્ષેત્રોમાં પુનર્જાગૃતિ થઈ રહી છે.

૧૯૩૫ની સાલમાં એબિસીનિયા ઉપર ચડાઈ થઈ; ૧૯૩૬ની સાલમાં સ્પેન ઉપર હુમલો થયો; ૧૯૩૭માં ચીન ઉપર ફરીથી આક્રમણ કરવામાં આવ્યું; ૧૯૩૮માં ઑસ્ટ્રિયા ઉપર ચડાઈ કરવામાં આવી અને નાઝી જર્મનીએ તેને યુરોપના નકશા ઉપરથી ભૂંસી નાખ્યું તથા ચેકોસ્લોવાકિયાના ટુકડા પાડીને તેને એક ખંડિયું રાજ્ય બનાવી દેવામાં આવ્યું. દરેક વરસે ઉપરાઉપરી આફતો આવી પડી. જેને ઊમરે આપણે આવીને ઊભાં છીએ તે ૧૯૩૯ના ભાવિમાં શું છુપાયેલું હશે ! આપણે તેમ જ જગતને માટે તે શી આફતો લાવશે ?

# સૂચિ

